नमो नमः श्रीप्रभुधर्मसूरये ।

न्यायतीर्थ–न्यायविशारद–प्रवर्तक–उपाध्याय–

श्रीमङ्गलविजयविरचितः

# जैन–तत्त्व–प्रदीपः ।

फलोदी निवासी

धर्मप्रेमी स्व० शेठ सौभाग्यमलजी ढढा के–

स्मरणार्थ

श्रीमान शेठ सुगनचंदजी लालचंदजी ढड्ढा

के तर्फसे १०० कॉपी

भेट

श्रीयशोविजयजैनग्रन्थमाला । वटोदरे लुहाणामित्रमुद्रणालयाधिपतिः ।

प्रथमसंस्करणे प्रतयः १००० ।

वैक्रमीयाब्दः १९८८ । वीरसंवत् २४५८ । धर्मसंवत् १० ।

पण्यं रूप्यकसप्तकम् ।

Printed at The Luhāṇā Mitra Steam Printing Press
by A. V. Thakkar
for the Publisher on 1-1-32.

Published by S'rī Yaśovijaya Jaina Granthamālā
Bhāvnagar ( Kathiāwār )

નમો નમઃ શ્રીપ્રભુધર્મસૂરયે ।

ન્યાયતીર્થ ન્યાયવિશારદ પ્રવર્તક ઉપાધ્યાય

શ્રીમંગલવિજયકૃત

# જૈન-તત્ત્વ-પ્રદીપ

નો

વિવેચનાત્મક અનુવાદ

યાને

# આર્હત દર્શન દીપિકા.

સંશોધન, ભાષાંતર તેમજ વિવેચન કરનાર—

**પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.,**

ન્યાયકુસુમાંજલિ, સ્તુતિ-ચતુર્વિંશતિકા વગેરેના અનુવાદક અને વિવેચક તેમજ
સભાષ્ય સટીક તત્ત્વાર્થાધિગમસૂત્ર વગેરેના સંપાદક.

પ્રકાશક—

**શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાલાના કાર્યવાહક.**

પ્રથમ આવૃત્તિ : : : નકલ ૧૦૦૦

વિક્રમ સંવત્ ૧૯૮૮

વીર સંવત્ ૨૪૫૭

ધર્મ સંવત્ ૧૦

મૂલ્ય રૂ. ૭-૦-૦

નવયુગપ્રવર્તક સ્વર્ગસ્થ ગુરુદેવ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય

## શ્રીવિજયધર્મસૂરિ મહારાજ.



दत्तां शास्त्रविशारदेन सहितां सर्वैर्बुधैः स्वेच्छया
जैनाचार्यपरामवाप्य पदवीं बुद्ध्या कुशाग्रीयया ।
दूरीकृत्यरजोऽन्यजन्ममखिलं सत्यं च शिष्टाश्रये
तन्वन्तं सुमनःसु धर्मविजयं ख्यातच वन्देऽनिशम् ॥ १ ॥

न्या. ती. उ.
श्रीमंगलविजयः

# મહાત્મા શ્રીવિજયધર્મસૂરિ-
# સ્મૃતિ.

જેમની કૃપાદૃષ્ટિથી અને જેમના વિચક્ષણ વિનેયવર્ગના આદરણીય પ્રયાસથી
મારો ધાર્મિક અભ્યાસ વિશેષતઃ પ્રગતિમાન્ બન્યો, અજૈન જનો સાથેની
જેમની આકાંક્ષ્ય અને અનુકરણીય વર્તણુકે મારા મન ઉપર ઊંડી
છાપ પાડી, જેમની સાહિત્યના પ્રચારની સતત ભાવનાથી
મારામાં નવીન ચૈતન્યનો સંચાર થયો, પાશ્ચાત્ય પ્રદેશમાં
પણ જૈન ધર્મનો વિજયવાવટો ફરકાવવાની
જેમની મહત્ત્વાકાંક્ષાએ મારા જેવાને યુરોપ
મોકલી ધાર્મિક વ્યાખ્યાનો અપાવ-
વાના સંકલ્પને જન્મ આપ્યો,
જેમની જ્ઞાનસમૃદ્ધિએ
વિવિધ વર્ણ, વેષ, વિદ્વત્તા અને આચાર-વિચારવાળી વ્યક્તિઓને આકર્ષિત
કરી, જેમની સમયજ્ઞતાએ પ્રતિસ્પર્દ્ધિઓના હૃદયમાં પણ સાદર સ્થાન
મેળવ્યું અને કેટલાકને તો પરમ મિત્રરૂપે પરિણમાવ્યા તે પ્રાતઃ-
સ્મરણીય, પૂજ્યપાદ, સ્વર્ગસ્થ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય
**શ્રીવિજયધર્મસૂરિ**વરના વાત્સલ્યપૂર્ણ મહાન્ ઉપ-
કારના સ્મરણ-લેશ તરીકે આ **આર્હત-દર્શન-
દીપિકા**ના પ્રણયન-પ્રસંગે એ મંગળ
મૂર્તિને સવિનય વંદન કરૂં છું અને
એમના સદ્ગુણોની પુનઃ પુનઃ
પ્રશંસા કરૂં છું.

પ્રાચ્યવિદ્યાસંશોધનમંદિર,
પુણ્યપત્તન.
આષાઢ કૃષ્ણ એકાદશી
વીર સંવત ૨૪૫૭

ચારિત્ર્યાનુરાગી
હીરાલાલ રસિકદાસ કાપડિયા.

# શ્રીરસિક-ચન્દ્રિકા-સ્મરણ

સામાન્ય સ્થિતિ હોવા છતાં એમ્. એ. ( M. A ) સુધીનો મને ઉચ્ચ અભ્યાસ કરાવવા જેમણે આર્થિક આપત્તિ સાનંદ નીભાવી લીધી, મારામા જ્ઞાનજ્યોતિ પ્રકટાવવા માટે પોતાના દેહની દીવેટ બનાવતાં જેમને જરા પણ ક્ષોભ ન થયો, મારા જીવનને નૈતિક અને ધાર્મિક સંસ્કારોથી સંસ્કારિત કરવું એ જ જેમનું જીવનસૂત્ર હતું, ટુંકમાં હું મનુષ્ય-ભવ સાર્થક કરી શકું એ જેમની સદા ઉત્કટ ભાવના હતી તે તીર્થસ્વરૂપી, પુણ્યશ્લોક, [1]સુગૃહીતનામધેય માતાપિતાના અપ્રતિમ ઉપકારના સ્મરણ-ચિહ્નરૂપે હું તેમના અમર આત્માને સવિનય પ્રણામ કરૂં છું અને આ ક્ષુદ્ર કૃતિની યોજના દ્વારા મેં જે પુણ્ય પ્રાપ્ત કર્યું હોય તે તેમણે મારે માટે સેવેલ સુયોગ્ય પરિશ્રમનું યત્કિંચિત્ ફળ છે એમ સૂચવતો વિરમું છું.

પ્રાચ્ય-વિદ્યા-સંશોધન-મંદિર
**પુણ્યપત્તન.**
આષાઢ કૃષ્ણ એકાદશી
**વીર સંવત્ ૨૪૫૭**

વાત્સલ્યભાજન શિશુ
**હીરાલાલ રસિકદાસ કાપડિયા.**

---

૧ પિતા-રસિકદાસ, માતા-ચંદા ( ચંદ્રિકા )ગૌરી.

# પ્રકાશકના બે બોલ.

જૈન ધર્મની સાહિત્ય-સેવાના તથા અમૂલ્ય ગ્રન્થપ્રકાશનના ઉદ્દેશથી સદ્દગત શાસ્ત્રવિશારદ મહાત્મા **શ્રીવિજયધર્મસૂરીશ્વરજી**ના વરદ હસ્તે સ્થપાએલ આ સંસ્થા સમયાનુકૂલ અને શક્તિ અનુસાર ગ્રન્થપ્રકાશનનું કાર્ય અત્યાર સુધી કરતી આવી છે તે જૈન સમાજને વિદિત છે. પરંતુ એટલું તો કહેવું પડશે કે પૂજ્યપાદ આચાર્યશ્રીના સ્વર્ગવાસથી આ સંસ્થાને બહુ હાનિ સહન કરવી પડી છે. સંસ્થા પગભર બની તે પહેલાં જ સમાજના કમનસીબથી તેઓશ્રી આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા, જેથી આર્થિક ચિંતાનાં વાદળો હજી સંસ્થાના કાર્યક્ષેત્રમાંથી ખસ્યાં નથી. આથી આવી આર્થિક પરિસ્થિતિની ગંભીરતામાં સંસ્થાને સંભાળી સંભાળીને અમારે સાહિત્ય-સેવાના ક્ષેત્રમાં પગલાં માંડવાં પડે છે. છતાં એ નિવેદન કરતાં આનંદ થાય છે કે પ્રાતઃસ્મરણીય **વિજયધર્મસૂરીશ્વરજી**ના વિદ્વાન્ શિષ્યવર્ગ તરફથી આ સંસ્થાને અનેક વાર બલ્કે સદા સહાયતા મળતી રહી છે. આ ઉપરાંત એમ કહેવામાં પણ અતિશયોક્તિ નહિ થાય કે આ સંસ્થાનું અસ્તિત્વ પણ તેઓશ્રીની જ કૃપાદૃષ્ટિને આભારી છે.

ન્યા. તી. ન્યા વિ. ઉપાધ્યાય **શ્રીમંગલવિજયજી** જેઓ સંસ્કૃતના પ્રકાંડ વિદ્વાનોની પંક્તિમાં અગ્ર સ્થાન ભોગવે છે અને જેમનાં **ધર્મદીપિકા, જૈનતત્ત્વપ્રદીપ, સપ્તભંગી, તત્ત્વાખ્યાન** ( પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ ) તથા અન્ય પુસ્તકોનું પ્રકાશન કરવાનું સદ્દભાગ્ય આ સંસ્થાને પ્રાપ્ત થયું છે, તેઓશ્રીની અન્યાન્ય કૃતિઓ પૈકી **જૈનતત્ત્વપ્રદીપ**નું વિવેચનાત્મક ભાષાંતર પ્રકાશન કરવાનું પણ અમને સદ્દભાગ્ય પ્રાપ્ત થાય છે એ ખરેખર સંસ્થા તેમજ સમાજને માટે એક આનંદની વાત છે. વિશેષમાં આ પ્રકાશન અર્થે તથા અન્ય પ્રકાશન અર્થે પણ ઉપદેશ દ્વારા આર્થિક સહાયતા કરાવવા તેઓશ્રીએ જે તકલીફ ઊઠાવી છે તે બદલ આ સંસ્થા તેમની ઋણી છે.

સાથે સાથે પૂજ્ય ઉપાધ્યાય મહારાજશ્રી પાસે **જૈનતત્ત્વપ્રદીપ**નું અધ્યયન કરી બહુ જ સુન્દર અને વિસ્તૃત વિવેચન પૂર્વક **આર્હત દર્શન દીપિકા** નામે ગુજરાતી અનુવાદ માટે પરિશ્રમ કરનાર વિદ્વાન્ બંધુ [1]પ્રોફેસર **હીરાલાલ રસિકદાસ કાપડીઆ** M. A. નો આ સ્થળે આભાર માનવો અમે નહિ ભૂલીએ.

તદુપરાંત ગ્રંથકાર ઉપાધ્યાયજીની સંક્ષિપ્ત જીવનરેખા આલેખવામાં **શ્રીવીરતત્ત્વ-પ્રકાશક મંડળ** ( **શિવપુરી** )ના વિદ્યાર્થી ન્યાયતીર્થ **બાલાભાઈ વીરચંદ દેસાઈ**એ જે શ્રમ લીધો છે તેની નોંધ લેતાં અમને અવશ્ય હર્ષ થાય છે.

આશા છે કે આવી જ રીતે અમારી સંસ્થાને આવાં પ્રકાશનો દ્વારા પગભર કરવાના પુણ્યકાર્યમાં હરકોઇ વિદ્વાન્ સહાયતા કરશે.

વિનીત—

**અભયચંદ ભગવાનદાસ ગાંધી.**
-શ્રીયશોવિજય જૈન ગ્રંથમાલા,
ભાવનગર.

ધર્મ સંવત્ ૧૦
ભાદ્રપદીય શુક્લ ચતુર્દશી
ભાવનગર.

૧ A post-graduate lecturer at the B. O. R. Institute ( Poona ).

## જગત્ પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ મહારાજ.
એ. એમ. એ. એસ. બી. એચ. એમ. એ. એસ. આઈ. એચ. એમ. જી. ઓ. એસ.




( જુદી જુદી અવસ્થામા )

| | | |
|---|---|---|
| જન્મ સં. ૧૯૨૪ | દીક્ષા સ. ૧૯૪૩ | નિર્વાણ સં ૧૯૭૮ |
| મહુવા | ભાવનગર | શિવપુરી |

આ. તી. આ. વિ. ઉપાધ્યાય શ્રીમંગલવિજયકૃત જૈનતત્ત્વપ્રદીપ સંબંધી

# ઉત્સર્ગ—ઉદ્ગારનો અનુવાદ

ગુજરાતથી પગે વિહાર કરીને મહાશ્રમ પૂર્વક જેમણે ' કાશી 'માં મોટું જૈન વિદ્યાલય સ્થાપ્યું, ત્યાંના પ્રૌઢ વિદ્વત્તાથી વિભૂષિત પંડિતોનો જૈનધર્મ વિષેનો સંદેહ જેમણે સ્ફુરાયમાણ તર્કો વડે દૂર કર્યો, ' બંગાળ ' દેશમાં વિચરીને ધર્મોપદેશ આપી ત્યાંના માંસ ભક્ષણ કરનારા મનુષ્યના હૃદયમાં કરુણાનો અંકુર જેમણે રોપ્યો, ' કાશી 'ના રાજાના પ્રમુખપણા હેઠળ સર્વ ભારતીય પંડિતોએ જેમને ઉચ્ચ પદવીના માનથી અલંકૃત કર્યા, હિંસારૂપ દોષને દૂર કરવા માટે અને દયાધર્મનો પ્રચાર કરવા માટે જે કૃપાળુએ ' કાશી 'માં પશુશાળા ( પાંજરા-પોળ ) સ્થાપી, ' જોધપુર ' નગરમાં જૈનસાહિત્યપરિષદ્ ભરી શિક્ષાના વ્યાપારના ડિંડિમની જેમણે ઉદ્ઘોષણા કરી, તેમજ ગામે ગામ અને શહેરે શહેર સર્વતઃ જૈન ધર્મ સંબંધી ભાષણો દ્વારા લોકોના ઉપર ઉપકાર કરવાનું જેમનું વ્રત નિશ્ચળ છે, તે શારદ ચંદ્રરૂપી અમૃતની જેમ સુંદર આચાર વડે મનોહર એવા શ્રીવિજયધર્મ નામના સૂરિ ખરેખર પ્રસિદ્ધ જ છે. મારા જેવા જડ બુદ્ધિએ પણ જે કંઇ ઉન્નતિ પ્રાપ્ત કરી તેમાં તારી કૃપાદૃષ્ટિ સિવાય બીજું કશું કારણ નથી. હે ગુરુ! તારી કૃપાથી જ હું આટલી ભૂમિકાએ આરૂઢ થયો છું એટલે તારા ઋણમાંથી મારી જાતને મુક્ત કરવા હું અસમર્થ જ છું, છતાં તારા કરકમળમાં આ કંઇક કૃતિ અર્પું છું અને એથી મારા જન્મને અંશતઃ કૃતાર્થ થયેલો માનું છું.

—મંગલવિજય.

ન્યા. તી. ન્યા. વિ. ઉપાધ્યાય શ્રીમંગલવિજયકૃત જૈનતત્ત્વપ્રદીપની

# પ્રસ્તાવનાનો અનુવાદ

**अर्हम्**

**नमो नमः श्रीप्रभुधर्मसूरये ।**

અન્ય શાસ્ત્રને વિષે જેમણે સમુચિત પ્રયત્નો કર્યા છે એવા વિચક્ષણ પંડિતંમન્યો પણ દુસ્તર, અપાર અને અગાધ એવા જૈન પ્રવચનરૂપ સાગરમાં પ્રવેશ કરવાને ખરેખર મોટે ભાગે અસમર્થ છે તો સાધારણ બુદ્ધિવાળા જનોની તો વાત જ શી કરવી ? આથી કરીને સુગભીર અર્થવાળા તે પ્રવચનોનો સુખેથી બોધ થાય તે માટે **ભદ્રબાહુસ્વામી**, વાચકમુખ્ય ( **શ્રીઉમાસ્વાતિ** ), **સિદ્ધસેન દિવાકર**, **જિનભદ્ર**ગણિ ક્ષમાશ્રમણ, **હરિભદ્ર**સૂરિ, **હેમચન્દ્ર**સૂરિ વગેરે દુઃષમ આરારૂપ રાત્રિ( ના અંધકાર )ને દૂર કરવામાં સૂર્ય સમાન પૂર્વાચાર્યોએ અનેક ગ્રંથો રચ્યા. તે દ્વારા પણ તથાવિધ ઉપકાર થવાનો અસંભવ જોઇ પરોપકારપરાયણ ચિત્તવાળા ભગવાન્ ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય **શ્રીયશોવિજયગણિ**એ તર્કસિદ્ધાન્તના રહસ્યથી પરિપૂર્ણ ગ્રંથો રચ્યા; પરંતુ કાળના બળે બુદ્ધિની વધારે ને વધારે મંદતાથી યુક્ત બનતા હાલના માનવો તે કષ્ટે સમજી શકે તેમ છે, એથી સંસ્કૃતના અલ્પ અભ્યાસી હોવા છતા સંક્ષેપમાં પરંતુ સ્પષ્ટ રૂપે આર્હત મતને વિષે પ્રતિપાદન કરાયેલા પદાર્થના તત્ત્વજ્ઞાનના અભિલાષી જનો અલ્પ પ્રયત્નથી એનો બોધ પામે તેટલા માટે **તત્ત્વાર્થાધિગમ** વગેરે ગ્રંથોનો આધાર લઇ, સુવિખ્યાત નામવાળા ગુરુવર્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય **શ્રીવિજયધર્મ**સૂરીશ્વરની તેમજ અનલ્પ શાસ્ત્રના અભ્યાસથી નિષ્ણાત બુદ્ધિવાળા બનેલા મારા (મોટા) ગુરુબંધુ ઉપાધ્યાય (અત્યારે આચાર્યપદે બિરાજતા) **શ્રીઇન્દ્રવિજય**ની કૃપાથી, અલ્પજ્ઞ હોવા છતાં મેં સાદી ભાષામાં નવીન પદ્ધતિ પૂર્વક લક્ષણના પ્રદર્શનરૂપે (જૈન દર્શનકારને સંમત) પદાર્થના રહસ્યનું પ્રતિપાદન કરનારો આ **જૈનતત્ત્વપ્રદીપ** નામનો ગ્રંથ રચ્યો છે.

આ ગ્રંથમાં સાત અધિકારોની યોજના કરાઇ છે. તેમાં પહેલા અધિકારમાં જીવ, ઉપયોગ, બંધ અને મુક્તિના ઉપાય વગેરે પદાર્થોનુ પ્રતિપાદન કરાયુ છે. બીજા અધિકારમાં અજીવરૂપ ધર્માસ્તિકાયાદિનું અને વિશેષે કરીને પુદ્ગલનું નિરૂપણ કરાયું છે. ત્રીજા અધિકારમાં આશ્રવ તત્ત્વનું કારણના ઉલ્લેખપૂર્વક તેના ભેદો અને અવાંતર પ્રકારોનું દિગ્દર્શન કરાવાયું છે ચોથા અધિકારમાં બન્ધકારણીભૂત કર્મના ભેદો અને પ્રભેદોનું પ્રતિપાદન કરવામા આવ્યું છે. પાચમા અધિકારમાં સંવર તત્ત્વનું વિવેચન કરાયું છે. છઠ્ઠા અધિકારમાં નિર્જરા તત્ત્વના સ્વરૂપનું કારણ વગેરે ઉલ્લેખપૂર્વક વિવેચન કરાયુ છે. સાતમા અધિકારમા મોક્ષ તત્ત્વના સ્વરૂપનું નિરૂપણ છે.

આ પ્રમાણે જૈન શાસ્ત્રને અભીષ્ટ એવાં સાતે તત્ત્વો પૈકી પ્રત્યેક પરત્વે એક એક અધિકાર યોજી તેનું નિરૂપણ કરાયું છે. વળી આ ગ્રંથગત લક્ષિત શબ્દોના અકારાદિ અનુક્રમની તેમજ સૂચીપત્રની ગ્રંથના અંતમાં યોજના કરવામાં આવી છે. આ પ્રમાણે યથાસાધ્ય પ્રયાસ કરવા છતાં જે કોઇ ત્રુટિ કે પ્રમાદજન્ય અશુદ્ધિ વગેરે દોષ કે સૂત્રવિરુદ્ધ પ્રરૂપણા આ ગ્રંથમાં ઉદ્ભવેલ હોય તેનું પરિશોધન કૃપાળુ હૃદયવાળા સજ્જનો કરશે એવી મુનિ **મંગલવિજય** આશા રાખે છે.

# અગ્ર-વચન ( Foreword )

ઇ. સ. ૧૯૧૮ માં હું એમ. એ. ( M. A. )ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયો અને એ વર્ષમાં વિલ્સન્ પાઠશાળા ( Wilson College )માં ગણિતના અધ્યાપક તરીકે જોડાયો, એથી મને જૈન સાહિત્યનો અભ્યાસ કરવા માટે યથેષ્ટ સમય મળવા લાગ્યો. એનો સદુપયોગ થાય તે માટે મારે વિશેષ રાહ જોવી ન પડી. ઇ. સ. ૧૯૨૦ માં શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ પોતાના વિનીત અને વિચક્ષણ શિષ્યમંડળ સાથે 'મોહમયી' નગરીમા પધાર્યા. તેમની મારા ઉપર કૃપાદષ્ટિ થતાં મને સવાર સાંઝ અભ્યાસ કરવાની અનુકૂળતા મળી. આનું એક પરિણામ એ આવ્યું કે ન્યાયવિશારદ ન્યાયતીર્થ ઉપાધ્યાય શ્રીમંગલવિજય પાસેથી હું જૈનતત્ત્વ-પ્રદીપનું અધ્યયન કરી શકયો. તેઓ આ નગરી છોડી ગયા તે પૂર્વે મેં જૈનતત્ત્વપ્રદીપનું ભાષાંતર તૈયાર કરી તેમને બતાવ્યું હતું. સમય જતાં મારૂં વાચન-ક્ષેત્ર વિશાળ થતાં મેં પ્રસંગોપાત્ત વિવેચન તૈયાર કરવા માંડયું. મુદ્રણાલયમાં છપાતી વેળા પણ પ્રાયઃ ઉમેરો કરવાની તક જવા દીધી નથી.[1] આથી એ વાત સ્પષ્ટ થાય છે કે મારી મુદ્રણાલય-પુસ્તિકાનુ ઉપાધ્યાયજીને હાથે સર્વાંગે નિરીક્ષણ થયાનો સુયોગ મળ્યા બાદ જ આ આર્હતદર્શનદીપિકા નામનો ગ્રંથ છાપવા અપાયો નથી. પરંતુ એ ઉમેરવું જોઇએ કે પ્રથમ વેળાનાં શોધન-પત્ર તેમજ પ્રાયઃ દ્વિતીય વેળાનાં શોધન-પત્ર પણ તેમની નજર હેઠળથી પસાર થતાં હતાં અને કેટલીક વાર તો તેઓ તેમાં અમૂલ્ય ફેરફારો સૂચવતા હતા. આનો બન્યો તેટલો લાભ લઇ ત્રીજી વારના શોધન-પત્રમાં યોગ્ય પરિવર્તન કરી તે છપાવવા મેં રજા આપી છે.

આ ગ્રંથ કેવળ જૈનતત્ત્વપ્રદીપનું ભાષાંતર નથી તેમજ એ એનું સામાન્ય સ્પષ્ટીકરણ પણ નથી, પરંતુ એ એનું વિસ્તૃત વિવેચન છે. કેટલાક જટિલ વિષયો વિષે પણ અત્ર યથામતિ ઊહાપોહ કરાયો છે. જૈન દર્શનના સારા અભ્યાસી તરીકે ગણાતી વ્યક્તિને પણ આમાંથી કંઇક નવું જાણવાનું મળી રહેશે એવો મારો નમ્ર અભિપ્રાય છે. અત્ર આલેખાયેલા વિષયો ઉપરાંત ઘણાના વિવરણ માટે અત્ર અવકાશ છે; દ્રવ્યાનુયોગ સંબંધી હજી અનેક દિશાઓ-માંથી પ્રકાશ પાડી શકાય તેમ છે. ખાસ કરીને પ્રજ્ઞાપના અને વિવાહપ્રજ્ઞપ્તિના પ્રકાણ્ડ અભ્યાસી આમાં ઘણી વસ્તુઓની ન્યૂનતા જોઇ શકશે, પરંતુ એ સમગ્ર હકીકતોનો સમાવેશ કરવા જતાં ગ્રંથનું કલેવર વધી જવાના ભયને તેમજ તેને લીધે વધનાર ખર્ચને પહોંચી વળવાની મુશ્કેલીને પણ બાજુ ઉપર રાખીએ તોપણ એ ગ્રંથ જે કક્ષાના વિદ્યાર્થીઓ માટે યોજાયો છે તેના ક્ષેત્રની બહારનો એ ગ્રંથ થઇ જાય એવી પ્રતીતિ થતી હોવાથી તેમજ ખાસ કરીને એવા અગમ્ય પ્રદેશમાં ઉડ્ડયન કરવા માટે આવશ્યક શક્તિ અને પરિસ્થિતિ નહિ હોવાથી આ વાત અત્ર પડતી મૂકવામાં આવી છે. છતાં આ ગ્રંથની દ્વિતીય આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો અપૂર્વ

---

૧ આથી એક સરખી શૈલી ન રહી હોય તો તે બનવાજોગ છે; પરંતુ પૂર્વાપર અનુસંધાન જળવાઇ રહે તે બદલ મેં બનતી કાળજી રાખી છે.

અવસર મને પ્રાપ્ત થશે તો તે વેળા જો એની ખાસ આવશ્યકતા જણાશે તો આ સેવક પોતાનાથી બનતું કરવા ચૂકશે નહિ એવી આશા રખાય છે.

દર્શનશાસ્ત્ર એ અદ્ભુત રત્નાકર છે. એના અનેકવિધ ગમ અને ભંગરૂપ તરંગોના આઘાતમાં એકાદ દર્શનનાં તત્ત્વો તણખલાંની માફક ક્યાંક ક્યાંક છૂટાછવાયાં તરતાં હોય તે તમામને એકત્રિત કરવાનું પણ મારામાં સામર્થ્ય નથી તો સમસ્ત દર્શનોના સર્વાંગીય તત્ત્વોને હસ્તગત કરવાની તો વાત જ શી કરવી? પ્રસ્તુત ગ્રંથમા સમગ્ર પૌર્વાત્ય દર્શનોનું સર્વાંગીય નિરૂપણ બની શક્યું નથી. વળી પાશ્ચાત્ય દાર્શનિક તત્ત્વોનો પણ ઊહાપોહ કરવો બાકી રહી ગયો છે. અર્થાત્ જૈન દર્શન સબંધી અને ષડ્દર્શન પરત્વેના એક એક મહત્વના મુદ્દાની જોડમાં એક બીજું મહત્ત્વનું પ્રકરણ પરિશિષ્ટરૂપે પણ છેવટે ઉમેરાવું જોઇતું હતું તેમાં પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની રૂપરેખા પૌર્વાત્ય દાર્શનિક તત્ત્વોના સમન્વય પૂર્વક આલેખાવી જોઇતી હતી. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો **ઍરિસ્ટોટલ્** ( Aristotle ), **પ્લેટો** ( Plato ), **સ્ટૉઇક** ( Stoic ) તત્ત્વજ્ઞાની ઝેનો (Zeno), આપણે ત્યાંના મધ્યયુગની પેઠે શાબ્દિક જાળ ગુંથનાર મધ્યયુગવર્તી **સ્કૂલમૅન** (Schoolmen), નવ યુગનો પ્રારંભ કરનાર **બેકન** ( Bacon ), આચાર્ય **શ્રીરામાનુજ**ની માફક વિશિષ્ટાદ્વૈતી **સ્પાયનોઝા** ( Spinoza ), તદનંતર કેવલાદ્વૈતી **મેલેબ્રાંચે** ( Malebranche ), આત્મવાદી **ડેકાર્ટ** ( Descartes ), પછી **પોઝિટિવિઝમ્** ( Positivizm ) ના સંસ્થાપક **કૉમ્ટ્** ( Comte ), ત્યાર બાદ જનહિતવાદિત્વના પુરસ્કર્તા **જૉન સ્ટુઅર્ટ મિલ** ( John Stuart Mill ), સુખવાદી **હેલ્વેશિયસ્** ( Helvetius ) અને તેની ઉપર પોતાના કાયદાનું તત્ત્વજ્ઞાન રજુ કરનાર **બેંથમ** ( Bentham ), નીતિ અને ધર્મનું લગ્ન કરાવી આપનાર ઉદાર અને ધર્મશીલ ડૉ. **માર્ટિનો** ( Martineau ), તદ્દન નજીકની એટલી ઓગણીસમી શતાબ્દીની લગભગ પૂર્ણાહુતિના સમયે ચમકનાર ભૌક્તિક શાસ્ત્રમાંના મેરુમણિ **સ્પેન્સર** ( Spencer ), ત્યાર બાદ જર્મન્ ( German ) જગતમાંના, આર્યાવર્તના **શ્રીશંકરાચાર્ય**ના અવતારરૂપ ગણાતા **કેંટ** ( Kant ), તદનંતર એમના જ તત્ત્વજ્ઞાનનું સ્પષ્ટીકરણ કરનાર તેમજ નવયુગના ફેરફાર પ્રમાણે ઇતિહાસનુ ઉત્કૃષ્ટ તત્ત્વજ્ઞાન કથનાર **ફિક્ટે** (Fichte), **શેલિંગ** ( Schelling ), વીસમી સદીમાંના મહાતત્ત્વજ્ઞાની **બ્રૅડ્લે** ( Bradley ) અને ફ્રાન્સ ( France ) નિવાસી **બર્ગસન્** ( Bergson )–આ બધાના મંતવ્યોના નિર્દેશ પૂર્વકનું થોડામાં અને માર્મિક રીતે સહેલી ભાષામાં પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન વિષયક પ્રકરણ રચાવું જોઇતું હતું.

આ તો મારા વિવેચનમાં મને જે દૃષ્ટિએ ન્યૂનતા જણાઇ છે તેનો ઉલ્લેખ થયો. હવે મૂળ ગ્રંથ **જૈનતત્ત્વપ્રદીપ**ને ઉદ્દેશીને થોડો વિચાર કરીશું. એ ગ્રંથ સંસ્કૃત ભાષામાં રચાયેલો છે. ઇ. સ. ૧૯૧૮માં એ છપાઇને પ્રથમ બહાર પડ્યો. મુખપૃષ્ઠ પછી (હાલ સ્વર્ગસ્થ પરંતુ તે સમયે વિદ્યમાન) **શ્રીવિજયધર્મ**સૂરિની પ્રતિકૃતિ, ગ્રન્થકારે ઉત્સર્ગોદ્‌ગાર દ્વારા તેમને કરેલ [1]સમર્પણ અને ત્યાર પછી બે પાનાંની [2]પ્રસ્તાવના બાદ મૂળ ગ્રંથનો પ્રારંભ થાય છે. આનું નામ **જૈનતત્ત્વપ્રદીપ**

---

૧–૨ આ બેના મેં તૈયાર કરેલા ગુજરાતી અનુવાદ માટે જુઓ પૃ. ૧૧-૧૨.

રખાયું છે; તે [1]સકારણ છે. આના સાત વિભાગો પાડી પ્રત્યેક વિભાગ માટે અધિકાર એવી સંજ્ઞા યોજવામાં આવી છે. એનું કદ ક્રાઉન ષોડશપત્રી છે અને એનું કલેવર ૧૬૬ પૃષ્ઠનું છે. અંતમાં પ્રશસ્તિનાં ૨, લક્ષિતશબ્દાનુક્રમણિકાનાં ૩૬ અને શુદ્ધિપત્રકનાં ૮ પૃષ્ઠો નજરે પડે છે. આ પ્રમાણેનું એનું બહિરંગ સ્વરૂપ છે. અંતરંગ સ્વરૂપનો વિચાર કરતાં ખાસ કરીને વિદ્યા-વારિધિ વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમસૂત્ર** અને તેની સુપ્રસિદ્ધ શ્વેતાંબરીય અને દિગંબરીય વૃત્તિઓને આધારે એ યોજાયેલો છે. એની શૈલી લાક્ષણિક છે. લગભગ પ્રત્યેક પારિભાષિક શબ્દનું સ્વરૂપ લક્ષણ દ્વારા અત્ર દર્શાવાયું છે. મુખ્યત્વે કરીને આ લક્ષણો જ ગ્રંથનો મોટો ભાગ રોકે છે અને પ્રાયઃ એનો જ આ સંસ્કરણમાં સમાવેશ કરાયો છે. આમાંથી કેટલાંક લક્ષણો અવતરણરૂપે **શ્રીયુત મોતીલાલ લાધાજી** દ્વારા પ્રસિદ્ધ થયેલ **તત્ત્વાર્થાધિગમસૂત્રનાં ટિપ્પણો**-માં નજરે પડે છે. એ લક્ષણો લક્ષણના લક્ષણને અનુસરે છે કે નહિ, એ શાસ્ત્રસંગત છે કે નહિ, એ વસ્તુના નિરૂપણ ઉપર પ્રકાશ પાડી શકે છે કે નહિ ઇત્યાદિ સંબંધી વિશેષ ઊહાપોહ કરવા માટે ખાસ જરૂર જણાતી નથી.[2]

કેટલીક વાર એક જ પદાર્થ આશ્રીને બે કે તેથી પણ વધારે લક્ષણો પણ અપાયાં છે. આમ કરવામાં ગ્રંથકારનો હેતુ કોઇ પણ રીતે અભ્યાસીને સહાયક થઇ પડવાનો હોય એમ જણાય છે. આ સંસ્કરણમાં આપેલા બધાં લક્ષણો મૂળ ગ્રંથને જ અનુસરતા નથી, કેમકે છપાતી વેળા પણ કોઇક કોઇક વાર ગ્રંથકારને હાથે તે પૈકી કેટલાંકની બાબતમાં પરિવર્તન થયું છે.

આ ગ્રંથકારનું જીવનચરિત્ર સંપૂર્ણ રીતે અત્ર ન આલેખતાં કેવળ એમની સાહિત્ય વિષયક પ્રવૃત્તિઓની નોંધ લેવી દુરસ્ત સમજાય છે; કેમકે તેમની જન્મભૂમિ, તેમનો જન્મસમય તેમનાં માતપિતા, તેમનો શૈશવ-કાળ ઇત્યાદિ હકીકતોની મને અંગત માહિતી નથી; તેના જિજ્ઞાસુએ તો આ ગ્રંથમાં હવે પછી આપવામા આવનાર ચરિત્ર તરફ દૃષ્ટિપાત કરવો.

| ગ્રંથનું નામ | ભાષા | રચના-[3]વર્ષ | મુદ્રણ-[4]વર્ષ |
|---|---|---|---|
| ૧ **સપ્તભંગીપ્રદીપ** | ગુજરાતી | ૧૯૩૩ | ૧૯૭૭ |
| ૨ **શક્તિવાદટિપ્પણ** | સંસ્કૃત | ૧૯૯૫ | અમુદ્રિત |

૧ ગ્રંથોના નામકરણ પ્રાયઃ આકસ્મિક હોતા નથી. મોટે ભાગે એમ કહી શકાય કે પૂર્વ-કાલીન અને સમકાલીન વિદ્વાનોની ભાવનામાંથી તેમજ સાહિત્યના નામકરણના પ્રવાહમાંથી પ્રેરણા મેળવીને ગ્રંથકારો પોતાની કૃતિના નામની યોજના કરે છે. પ્રસ્તુત ગ્રંથકારે ન્યાયતીર્થ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય વાચક શ્રી**યશોવિજય**ની વિવિધ કૃતિઓને અંતે "પ્રદીપ" પદ જોઇ આ નામ પસંદ કર્યું હોય એમ સમજાય છે.

૨ આ દિશામા કેટલોક પ્રયાસ મેં કર્યો છે અને તેમ કરતી વેળા જે સૂત્ર, પદ કે વાક્યની એ છાયા જણાઇ છે તેનો તે તે સ્થાનમા મે પ્રાયઃ નિર્દેશ કર્યો છે.

૩-૪ અત્ર આપવામાં આવતા તમામ વર્ષ વિક્રમસંવતરૂપ સમજવાં.

| ગ્રંથનું નામ | ભાષા | રચના-વર્ષ | મુદ્રણ-વર્ષ |
|---|---|---|---|
| ૩ **વ્યુત્પત્તિવાદટીકા** | સંસ્કૃત | ૧૯૬૬ | અમુદ્રિત |
| ૪ **ધર્મદીપિકા** ( વ્યાકરણ ) | ,, | ૧૯૬૯ | ૧૯૮૧ |
| ૫ **જૈનસાહિત્યમાં પદાર્થની વ્યવસ્થા** | હિંદી | ૧૯૭૦ | ૧૯૭૨ |
| ૬ **જૈનતત્ત્વપ્રદીપ** | સંસ્કૃત | ૧૯૭૧ | ૧૯૭૪ |
| ૭ **તત્ત્વાખ્યાન** ( પૂર્વાર્ધ ) | ગુજરાતી | ૧૯૭૪ | ૧૯૭૭ |
| ૮ **દ્રવ્યપ્રદીપ** | ,, | ૧૯૭૭ | ૧૯૭૮ |
| ૯ **ધર્મપ્રદીપ** | ,, | ૧૯૭૮ | ૧૭૭૯ |
| ૧૦ **અષ્ટપ્રકારી પૂજા** | ,, | ૧૯૮૦ | ૧૯૮૦ |
| ૧૧ **તત્ત્વાખ્યાન** ( ઉત્તરાર્ધ ) | ,, | ,, | ૧૯૮૧ |
| ૧૨ **સમ્યક્ત્વપ્રદીપ** | ,, | ,, | ૧૯૮૩ |
| ૧૩ **નયપ્રદીપ** | સંસ્કૃત | ૧૯૮૩ | અમુદ્રિત |
| ૧૪ **ધર્મજીવનપ્રદીપ** | ગુજરાતી | ,, | ૧૯૮૪ |
| ૧૫ **ગહૂંલીસંગ્રહ** | ,, | ,, | અમુદ્રિત |
| ૧૬ **તેનુગુ શિક્ષણપદ્ધતિ** | ,, | ૧૯૮૫ | ,, |

આ ઉપરથી જોઇ શકાય છે કે પ્રસ્તુત ગ્રંથકારે સંસ્કૃત, હિંદી અને ગુજરાતી એમ ત્રણે ભાષામાં ગ્રંથો રચ્યા છે. વળી આ સોળ ગ્રંથો પૈકી **દ્રવ્યપ્રદીપ**ની તેમજ **ધર્મપ્રદીપ**ની બીજી આવૃત્તિ પણ બહાર પડી છે કે જેના અંતમાં લગભગ પ્રત્યેક કૃતિ સબંધી થોડોક ઊહાપોહ કરાયેલો છે. **તત્ત્વાખ્યાન** સંબંધી થોડો ઘણો પરિચય એના ઉત્તરાર્ધમાં છપાયેલી મારી પ્રસ્તાવનામાંથી મળી રહેશે. આથી ગ્રંથકારના સમગ્ર કૃતિકલાપ વિષે વિશેષ પરિચય આપવા ન રોકાતાં હવે **આર્હતદર્શન-દીપિકા** એ નામ મેં કયા હેતુથી યોજ્યું છે તેને લગતો ઊહાપોહ કરીશ.

મૂળ ગ્રંથનું નામ તો **જૈનતત્ત્વપ્રદીપ** છે. એના વિસ્તૃત વિવેચનનું **આર્હતદર્શન-દીપિકા** એ નામ પસંદ કરાયું, કેમકે પ્રદીપ અને દીપિકા એ બંને એક ગોત્રના છે; વળી પ્રદીપ એ દીપિકાનો મોટો ભાઇ છે. એટલે મૂળ ગ્રથને અનુલક્ષીને રચાયેલા વિવરણ માટે આ અંતિમ પદની યોજના મને સમુચિત જણાઇ. વળી જેમ અનેક પૂર્વકાલીન મહાનુભાવોએ રચેલ ગ્રંથોના અંતમાં ' પ્રદીપ ' શબ્દ નજરે પડે છે તેમ ' દીપિકા ' પણ જોવાય છે. આથી અંતિમ પદ ' દીપિકા ' રાખવામાં મહાપુરુષોનું બુદ્ધિપૂર્વકનું અનુકરણ પણ કારણરૂપ છે. હવે 'દર્શન' શબ્દનો વિચાર કરીશું. મૂળ ગ્રંથના નામના મધ્યમાં ' તત્ત્વ ' શબ્દ છે. એ પ્રાયઃ વિચાર સાથે સંબંધ ધરાવે છે. ' દર્શન ' શબ્દમાંથી પણ કથંચિત્ એ જ ધ્વનિ નીકળે છે. આ પ્રમાણે મૂળ સાથે સંબંધ ધરાવનાર ' દર્શન ' શબ્દ સ્થાને જણાયો. વળી આ વિવરણમાં આચાર-ક્રિયાકાંડ-સોળ સંસ્કારો, પૂજનાદિ વિધિ-વિધાન ઇત્યાદિ સંબંધી બહુ જ ઓછો વિચાર કરવાનો

ઇરાદો હોવાથી—અંગ્રેજીમાં જેને philosophy કહે કે અને જે ગ્રીક ભાષામાંના philosophos (જ્ઞાનનો પ્રેમ) શબ્દ ઉપરથી બનેલો છે તદન્તર્ગત વિષયોનો પ્રાયઃ અત્ર સમાવેશ કરવાની ઉત્કંઠા હોવાથી પણ 'દર્શન' શબ્દનું નિર્માણ કરાયું છે. હવે બાકી રહેલ પદ 'આર્હત'ની યોજનાનું કારણ તપાસીશું. એ સંબંધમાં નિવેદન કરવાનું કે મૂળ ગ્રંથના નામગત જૈનનો એ એક દૃષ્ટિએ પર્યાય જ છે. વળી આ વિવરણમાં મારે કેવળ જૈન દર્શનની જ બાજુ રજુ કરવી ન હતી, કિન્તુ વૈદિક તેમજ બૌદ્ધ દર્શનની પણ આછી કે ઘેરી રૂપરેખા આલેખવી હતી. આ સમગ્ર ભાવનાના દ્યોતક શબ્દનો વિચાર કરતાં મને '[1]આર્હત' શબ્દ લક્ષ્યમાં આવ્યો અને એને મેં સહર્ષ અગ્ર સ્થાન આપ્યું આ પ્રમાણે સમગ્ર નામની સંકલના થઇ.

જેમ અંધકારમાં દીપક સહાયકારી બને છે તેમ અજ્ઞાનરૂપ અંધકારમાં અથડાતા જનોને માર્ગ દર્શાવવામાં જ્ઞાનરૂપ પ્રદીપ અતિશય ઉપયોગી થઇ પડે છે. આવા પ્રદીપની જે યોજના પ્રસ્તુત ગ્રંથકારે કરી છે તેનો પ્રકાશ અન્યત્ર ફેલાવવાનું કાર્ય આ દીપિકા કરશે એવી ઉમેદથી આ વિવરણ યોજાયું છે. તેમાં હું કેટલે અંશે સફળ થયો છું તે દર્શાવવાનું કાર્ય મારૂં નથી; એનો નિર્ણય તો કોઇ સુજ્ઞ મધ્યસ્થ વ્યક્તિ કરી લેશે.

અંતમાં આ વિવરણ તૈયાર કરવામાં મને જે મહાનુભાવોની સીધી કે આડકતરી રીતે સહાયતા મળી છે તેનો મારે સાનંદ ઉપકાર માનવો બાકી રહે છે. સૌથી પ્રથમ તો ધાર્મિક ક્ષેત્રમાં વિહાર કરવાનું વિશિષ્ટ સામર્થ્ય સંપાદન કરાવનાર ન્યા. તી. ન્યા. વિ. ઉપાધ્યાય શ્રીમંગલવિજયનો હું જેટલો આભાર માનું તેટલો ઓછો છે; કેમકે એમના કૃપાકટાક્ષથી તો આ વિવરણનો પ્રસંગ ઉપસ્થિત થયો વળી એની પ્રસિદ્ધિમાં પણ એમનો સક્રિય ફાળો છે. આના પહેલી વારનાં તેમજ બીજી વારના અને ક્વચિત્ તો ત્રીજી વારનાં પણ સંશોધનપત્રો તપાસી જવાની ઉદારતા તેમણે દર્શાવી છે. પ્રત્યેક વાર સંશોધનપત્રની એક નકલ બારોબાર તેમને વિહારમાં પણ મળતી રહે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી.

કોઇ કોઇ વેળા બીજી કે ત્રીજી વારનાં પ્રુફોમાં પણ પરિવર્તન કરવું પડયું છે અને તે મુદ્રણાલયના અધિપતિએ નીભાવી લીધું છે એટલે અંશે હું એમનો ઋણી છું. લગભગ ૬૦૦ પૃષ્ઠ છપાઇ રહેવા આવ્યાં હતાં તેવામાં આ સમસ્ત ગ્રંથનું શુદ્ધિપત્રક તૈયાર કરવાનું કામ શ્રીયુત કુંવરજી આણંદજીને સોંપવાનું નક્કી થયું. એથી ત્યાર પછીનાં દ્વિતીય વારનાં સંશોધન પત્રોની એક નકલ તેમના ઉપર પણ મોકલવાનો પ્રબંધ કરાયો. આ મહાશયે તે તપાસી જવામાં તેમજ આ સમગ્ર ગ્રંથગત વિચારો સંબંધી મારી સામે જે પ્રશ્નો રજુ કરવામાં જે મહેનત લીધી છે તે બદલ તેમને હાર્દિક અભિનંદન આપવામાં આવે છે. આના ઉત્તરો

---

૧ આની પ્રતીતિરૂપે એટલું જ નિવેદન કરવું બસ થશે કે આનો 'અર્હત્' સાથે ખાસ સંબંધ છે; એથી એના અર્થ માટે ઋગ્વેદમાં 'અર્હત્' શબ્દ ક્યાં ક્યાં નજરે પડે છે તેના નિર્દેશ માટે તેમજ બૌદ્ધ સાહિત્યમાંના એના પ્રયોગ માટે "The Indian Historical Quarterly" ના તૃતીય વિભાગ (volume)ના ૪૭૫ થી ૪૭૮ પર્યંતનાં પૃષ્ઠો જોવા ભલામણ કરવામાં આવે છે.

યથાસાધન પ્રથમ પરિશિષ્ટમાં મેં આપ્યા છે. શુદ્ધિપત્રક તૈયાર કરવાનું કામ તો તેમનાથી બની શક્યું નથી.

**આર્હતદર્શનદીપિકા**માં જે જે ગ્રંથોનો સાક્ષિરૂપે ઉલ્લેખ કરાયો છે તેના અકારાદિ ક્રમની સૂચિ દ્વિતીય પરિશિષ્ટ તરીકે અત્ર આપવામાં આવી છે. આ ઉપરાંત **જૈનતત્ત્વપ્રદીપ**ના લાક્ષણિક વિભાગગત તેમજ એના આ વિવરણગત લક્ષિત શબ્દોની પણ સૂચિની ત્રીજા પરિશિષ્ટ તરીકે અત્ર સંકલના કરવામાં આવી છે. આ પ્રમાણે આને યથામતિ સાંગોપાંગ બનાવવા મેં પ્રયાસ કર્યો છે.

**પુણ્યપત્તન**ના પ્રાચ્યવિદ્યાસંશોધનમંદિરનું નિમંત્રણ સ્વીકારી હું અહીંથી ત્યાં ( **પુણ્યપત્તન** ) જઇ રહ્યો તે વેળા યોગ્ય પુસ્તકાલયના અભાવે અને મારી પાસે પણ ત્યાં આવશ્યક જૈન પુસ્તકો નહિ હોવાથી કેટલાંક સ્થળોનાં અવલોકન માટે મારે, મને જ્ઞાનગોચરીનો આસ્વાદ લેવામાં અનુકૂળતા કરી આપનારા વિદ્યાવિલાસી મુનિ [1]**શ્રીચતુરવિજયને** પરિશ્રમ આપવો પડયા હતો. આ કાર્ય તેમણે જે ઉમંગ અને ઉલટથી ત્વરા પૂર્વક કરી મોકલ્યું હતું તે બદલ હું તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ વિવરણ તૈયાર કરવામાં ખાસ કરીને ગુજરાતી ગિરામાં ગુંથાયેલા ગ્રંથો પૈકી [2]**નવતત્ત્વવિસ્તરાર્થ** અને [3]**તત્ત્વાર્થસૂત્ર**નુ વિવેચન એ બે મને વિશેષતઃ ઉપયોગી થઇ પડયાં છે એટલે **એ**ના યોજક–પ્રકાશકનો પણ ઉપકાર માનવાની આ તક હું સહર્ષ વધાવી લઉં છું. અંતમાં બહુશ્રુત સજ્જનોને આ ગ્રંથમાં જે ન્યૂનતા જણાય તે તેમના સૌજન્ય અનુસાર પ્રેમભાવે સહન કરી લેવા તેમજ ભવિષ્યમાં મને માર્ગસૂચક થઇ પડે તેવી સૂચનાઓ કરવા પ્રણામાંજલિ પૂર્વક પ્રાર્થના કરતો વિરમું છું.

ભગતવાડી, ભૂલેશ્વર
**મુંબઇ.**
આશ્વિન શુક્લ પ્રતિપદ્
વીર સં. ૨૪૫૭

**હીરાલાલ રસિકદાસ કાપડિયા**

---

૧ દક્ષિણવિહારી મુનિરાજ શ્રી**અમરવિજય**ના શિષ્યરત્ન.

૨ ‘ જૈન ગ્રંથ પ્રકાશન સભા ’ તરફથી ઇ. સ. ૧૯૨૩માં આ ગ્રંથ પ્રસિદ્ધ થયેલ છે.

૩ ગૂજરાત વિદ્યાપીઠ ( અમદાવાદ ) તરફથી આ પ્રકાશિત થયેલ છે.

ન્યાયતીર્થ ન્યાયવિશારદ ઉપાધ્યાય

## શ્રીમંગલવિજયજી મહારાજ.



विद्वान् कलावपि महान् विशदक्रियावान्
वृद्धस्तथापि वयसा दृढशक्तिधारी ।
षट्दर्शनेद्धमतिरार्हतदृष्टिभक्ति-
र्भातीह **मंगलविजेतृवरो** मुनीन्द्रः ॥

हिमांशुविजयः

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

# ‘ श्रीमङ्गलविजयाष्टकम् ’

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

श्रीधर्मे स्मृतिशेषकं पदमिते जातश्च शोकं महत्
लोकानां प्रमदाय यः प्रति गुरोर्धर्मोत्पदं प्राप्तवान् ।
दृष्ट्वा यस्य गुणैककान्तिमसमां प्रीतो जनौघो गिरा
पूर्णेन्दुं समवाप्य किं सलिलधिः हर्षं न वा धारयेत् ॥ १ ॥

✠ ✠ ✠

दृष्ट्वा पण्डितमानिनोऽधिकधियं म्लानानना व्याकुलाः
सञ्जाताः सहसा यथा ह्युडुपतिं दृष्ट्वाऽरविन्दानि वै ।
केचिद्वाग्मिवरा निशम्य तमगुः ख्यातिश्च दिग्व्यापिनीं
स्याद्वादानुगुणश्च युक्तिरचनं संश्रुत्य चक्रुः स्तुतिम् ॥ २ ॥

✠ ✠ ✠

आत्मारामे विकसितमितानेकविद्योद्गमानां
सौगन्ध्यं षट्पदसमुदया यस्य जिघ्रन्ति सन्तः ।
श्रोतुं धर्मं भविकमनसश्चाश्रयन्ते यदङ्घ्रिं
सोऽयं जीयादुपकृतिमना मङ्गलश्रीविजेता ॥ ३ ॥

✠ ✠ ✠

ज्ञानप्रभाऽप्रतिहताऽथ चतुर्दिशासु
श्रीमङ्गलेतिविजयेन तमोऽवधूय ।
जैनागमाद्विमुखपण्डितमानसानां
व्यस्तारि वै हृदयपद्मविभाकरेण ॥ ४ ॥

✠ ✠ ✠

माध्यस्थ्यशान्तिगुणरत्नखनिः सुमूर्त्तिः
प्राज्ञैश्च बुद्धिनिकषेण परीक्षितोऽसौ ।
मन्ये तके गुणमणीनपहर्तुकामाः
सत्सङ्गतिव्यतिकरेण हि चोरयन्ति ॥ ५ ॥

✠ ✠ ✠

वैदुष्यमाकलितवान् किल तर्कशास्त्रे
शाब्देऽपि यस्य धिषणा क्रमते यथार्थम् ।
साहित्यशास्त्रमपि चागमवेदवेदी
जैनेतरीयनवदर्शनशास्त्रवेत्ता ॥ ६ ॥

✠ ✠ ✠

क्रोधाग्निदग्धमनसां जलदाम्बुधारा
लोभाहिदष्टवपुषां शममन्त्रकल्पा ।
यद्भारती सदसि भाति सुधासगोत्रा
श्रीमान् व्रती विजयते वरलब्धकीर्तिः ॥ ७ ॥

✠ ✠ ✠

विशुद्धचारित्रगुणैकवृत्तिः
संसारचित्रे य उदासमूर्त्तिः ।
मुमुक्षुभावैर्विहितात्मशुद्धिः
श्रीमङ्गलात्मा विजयश्चकास्ति ॥ ८ ॥

व्या० ती०
पंडित अम्बालालः
शिवपुर्याम्



॥ श्रीविजयधर्मसूरिगुरुभ्यो नमः ॥

# મંગલ જીવન કથા

યાને

## ન્યા. તી. ન્યા. વિ. ઉપાધ્યાય શ્રીમંગલવિજયજીની સંક્ષિપ્ત જીવનરેખા

" પિતા ! પેલા આઘે જગત વીંટતો સાગર રહે,
એને વેગે પાણી સકલ નદીનાં તે ગમ વહે;
વહો એવી નિત્યે અમ જીવનની સર્વ ઝરણી,
દયાના, પુણ્યોના તુજ પ્રભુ ! મહાસાગર ભણી. "

—ન્હાનાલાલ.

લેખક :—
ન્યાયતીર્થ, તર્કભૂષણ
પંડિત બાલાભાઇ વીરચંદ દેશાઇ
( ભિક્ષુ-સાયલાકર ).

" ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત,
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત;
મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલ,
રસ ફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલોલ. અમારી૦
સન્ત મહન્ત અનન્ત વીરોની વ્હાલી અમારી માત,
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરીએ જાત.
અમારી ગુણવંતી ગુજરાત. "

એ જ કવિ **ખબરદાર**ની રસભરી કવિતાની માનીતી રસવંતી ગુજરાત અને આજની પોતાના નવકુસુમ જેવા કોમળ બાળકોની સામે સુખેની કુરબાનીઓથી શૌર્યવંતી બનેલી 'ગુજરાત' જેનાં સંતાનો એક વખત નમાલાં, સુકોમળ અને ભીરુ ગણાતાં હતાં એ જ ગુજરાત. અને આજે સમયધર્મની હાકલ પડતાં અનેક મોંઘા પુત્રોની કુરબાની આપનાર પણ એ જ ગુજરાત કે જેના ખોળામાં જેનાં સંતાનોએ તલવારના ખેલો પણ ખેલ્યાં છે–હજારો વિલાસો પણ ભોગવ્યાં છે; અરે જેનાં કેટલાંક બાળકો નિરક્ષર ભટ્ટાચાર્યો પણ થયાં છે, જ્યારે કેટલાંકે તો વિદ્યાના ક્ષેત્રમાં અદ્વિતીય કાર્યો કર્યાં છે; કેટલાંકે જર, જમીન અને જોરૂને માટે માથાં પણ મેલ્યાં છે અને કેટલાંકે તેનો તૃણવત્ ત્યાગ પણ કીધો છે; કેટલાંક વિલાસોમાં લપટાયા પણ છે અને કેટલાંક સાધુતાની શ્રેષ્ઠતાએ પણ પહોંચ્યાં છે. આવી વિચિત્રસ્વરૂપી ગુજરાતના એક ત્યાગી અને વિદ્વાન્ મહાજનની આ રેખામાં જીવનકથા છે.

'વડોદરા' રાજ્યમાં 'મ્હેસાણા' ગામની પાસે એક ' લીંચ ' નામનું ગામડું છે. એની વસ્તી ત્રણ હજારથી વધારે નહિ હોય. એની સુંદરતામાં પ્રાકૃતિક સુંદરતા સિવાય માનવકૃત સુંદરતા કાંઇ જ નથી એમ કહેવાય. હિંદુસ્તાનનાં ગામડાં એટલે કાંઇ સુઘડ, સ્વચ્છ અને

સગવડતાબાળાં યુરોપનાં ગામડાં નહિં પણ શહેરોમાં વસતા ભૂખ્યા વરૂઓથી પાયમાલ થયેલા દુઃખી ઘરનો એક સમુદાય, જેમના આરોગ્ય માટે ત્યાં મ્યુનિસીપલીટી હોતી નથી, જેમની કેળવણી માટે સામાન્ય નિશાળ કરતાં કાંઇ વધારે હોતું નથી, જેમના જીવનમાં ઉત્સાહ ભરવા માટે કલબો કે પ્લે-ગ્રાઉન્ડો હોતાં નથી, જેમના જીવનની મોજો માટે બાગબગીચા કે કોઇ અન્ય વસ્તુઓ હોતી નથી. ફક્ત કુદરતની જ મહેરબાનીથી જીવતા આવા ગામડામાંથી પણ જેમ કાદવમાંથી કમળ થાય તેમ મહાત્માઓ પેદા થાય છે. એમનાં આરોગ્ય, કેળવણી અને શિક્ષણ ઉપર કુદરત જ ધ્યાન આપે છે. એમના જીવનની વૃદ્ધિ સાથે જ બધો સ્વાર્થ સ્વતઃ સધાતો જાય છે.

એ જ ' લીંચ ' ગામમાં એક ધર્મિષ્ઠ **મહેતા** કુટુમ્બ વસતું હતું અને પૈસે ટકે તે મધ્યમ સ્થિતિનું હતું. ગામડાના ઓછા ખર્ચવાળા જીવનમાં તે પોતાના દિવસો આનંદમાં પસાર કરતું હતું. તેમની મહત્વાકાંક્ષાઓ રાક્ષસી ન હતી કે તેમને જીવનમાં અશાન્તિ હેરાન કરી શકે, પણ તેમની આકાંક્ષાઓની પર્યાપ્તિ કુટુમ્બસેવામાં, ધર્મસેવામાં યા ગ્રામસેવામાં જ થતી હતી. આ કુટુમ્બમાં આગેવાન **ભગવાનદાસ મહેતા** હતા, જેઓ જન્મથી લઇને ધાર્મિક કાર્યોમાં રસ લેતા હતા. સાંસારિક કાર્યોમાં વધારે નીરાગતા રાખતા અને પેટપોષણ જેટલા ધંધા સિવાયનો સમય ધર્મની ઉપાસનામાં વ્યતીત કરતા. સુસાધુના સંગથી તેઓ બારવ્રતધારી પણ બન્યા હતા. જીવનના અન્તિમ કેટલાએક વર્ષોમાં તો તેમણે બ્રહ્મચર્ય વ્રત પણ લીધું હતું. સાથે તેમનાં સુશીલા પત્ની **અંબાદેવી** પણ તેમાં રસ લેનારાં હતાં, જેથી આ દંપતીનું જીવન વિષમય સંસારના ક્ષેત્રમાં સુખ અને સંતોષથી પસાર થતું હતું.

સંવત્ ૧૯૩૩ ની સાલ હતી. હેમંત ઋતુનો માગશર મહીનો પસાર થતો હતો. ખેતરોમાં જુવારના છોડો પાકી ચૂકયા હતા. કેટલેક ઠેકાણે તો લાવણી પણ શરૂ થઇ ચૂકી હતી. ખેડુતો ખેતરોમાં અનિલની મંદમંદ લહરીમાં ડોલતા દાણાથી ભરેલા ડુંડાઓ જોઇને આનંદ પામતા હતા. આવેલા ભાતા ઉપર ભવિષ્યની મહેલાતો ઘડતાં આનંદથી પૈસા ઉડાવતા દુકાનદારો પોતાના ધીરેલા પૈસા બેવડા વ્યાજે મળશે એમ વિચારીને મલકાતા હતા. બાળકો પણ શિયાળાની મીઠી ઠંડીમાં પોતાના પાઠો બહુ આનંદ પૂર્વક યાદ કરતા હતા. રાત્રે ઉગતી ચાંદનીમાં સગડીની આસપાસ બધાં ટોળે વળી પોતપોતાની કહાણીઓ કરતાં–કોઇ દુઃખ રડતું, કોઇ સુખ કથતું તો કોઇ પરી અને અપ્સરાની વાતો કરતું એમ જાણે સર્વદેશીય કૉન્ફરન્સ ભરાતી. આવા સુન્દર માસની એક ચંદ્રમાવાળી રાત્રિના અન્તિમ ભાગે આપણા જીવનકથાના નાયક મહાત્માનો જન્મ થયો. ત્રણ ભાઇ અને બે બ્હેનોની પછી અવતરેલા બાળક માટે ગૃહસ્થોને ઓછો આનંદ હોય; પરંતુ જન્મથી જ કોઇ અનુપમ શક્તિઓને લઇને જન્મેલા આત્મા તરફ સર્વને કુદરતી ખેંચાણ થાય છે. સર્વનાં મનો તે બાળકના જન્મથી જ આનંદ પામ્યાં અને જાણે એ દર્શાવવા માટે જ નામ ન પાડયું હોય તેમ એ બાળકનું નામ ' મનસુખ ' રાખવામાં આવ્યું.

### અભ્યાસ અને તેનો ત્યાગ—

**મનસુખ** ગામડાના વાતાવરણમાં મોટો થયો, જેથી એનું શરીર સારૂં કસાયું. એના

અંગોમાં નકામી સુકુમારતા અને કોમળતા ન ભરાણી. એ ગામડાની ખીણો અને ખેતરોમાં ફરતો નિર્ભય બન્યો. સાત વર્ષ વીત્યાં અને તે નિશાળે ભણવા ગયો. ગામડાની નિશાળમાં પણ **મનસુખને** ભણવાનો શોખ લાગ્યો. તેણે ઉત્સાહથી પોતાનો અભ્યાસ કરવા માંડયો. વર્ગમાં પણ તેનો ઉંચો નંબર રહેતો. પણ સ્થિતિની પરિવર્તનશીલતાનાં ચક્રોમાં કયો સંસારી નથી સપડાતો ? **ભગવાનદાસ મહેતાની** સ્થિતિ પલટાણી. પૈસાની તંગાશ વધી. કુટુમ્બનું એકલે હાથે ભરણપોષણ મુશ્કેલ બન્યું. તેમણે પુત્રોને ધંધામાં જોડયા. **મનસુખને** પણ પોતાના પાંચ વર્ષના અભ્યાસને તિલાંજલી આપવી પડી અને અણગમતી રીતે પિતાની આજ્ઞાને માન આપીને વેપારી લાઇન સ્વીકારવી પડી. પણ પાણીમાં રહેતાં કમળને જેમ પાણીનો પાસ લાગતો નથી તેમ આવા વ્યવસાયમય જીવનમાં પણ **મનસુખનુ** મન આ સર્વ વાતોથી નિરાળું રહ્યું.

× × ×

**માતાનો સ્વર્ગવાસ—**

" સુખે ચાલ્યો જાતો દિવસ સુખમાં ના ગત થશે,
મળ્યા અલ્પાનંદો મનુજ દિલને તે ખરી જશે,
રહેશે રોવું, તે રુદન મનુનુ બાન્ધવ ખરૂં,
બધું વ્હાલું બીજું મરણ સમયે જાય વહતું. "

—**કલાપી.**

**મનસુખે** સંસારની સોળ સોળ પાનખર ઋતુઓ જોઇ અને તેને કાળના અનન્ત ઉદરમાં લીન થતી પણ જોઇ. હવે તો યુવાની તેના દ્વાર પર આવી ડોકીયાં કરી રહી હતી. **મનસુખ** સંસારની પેટ ભરવા માટેની ધુરાને ઉદાસી મને ધીરે ધીરે ખેંચી રહ્યો હતો. ત્યાં તેના હૃદય ઉપર એક સખ્ત ફટકો લાગ્યો. એ દુ:ખીયારી સાલ ૧૯૪૯ની હતી. **મનસુખની** પ્રેમાળ માતા થોડી બીમારી ભોગવી સંસારથી હંમેશને માટે ચાલી ગઇ. **મનસુખ** અકલિત મુંઝવણ સાથે માતાના દેહને રાખમાં મળી જતો જોઇ રહ્યો. સાથે એનું પુત્રહૃદય પ્રેમથી રુદન કરી રહ્યું.

એ વિચારતો હતો કે—" અરે આ શું ? જેના પર આટલો પ્રેમ તેને પણ મને છોડીને જવું પડયું તો પછી કયાં છે સંસારમાં અવિચળ પ્રેમ અને અવિચળ જીવન ? "

**મનસુખે** જોયું કે જયારે પોતે છાતીફાટ રડતો હતો ત્યારે બીજાં હલકા મને જાણે કાંઇ ખાસ દુ:ખદાયક બનાવ ન બન્યો હોય તેવી રીતે વાતો કરી રહ્યાં હતાં. તેણે વિચાર્યું કે સંસારમા મોહ જ રડાવે છે, રુદનની માતા મોહ છે; એને છોડું તો આ બધી ગભરામણ છૂટી જાય.

**દૃઢ વૈરાગ્ય અને બ્રહ્મચર્ય વ્રત—**

" The glories of our blood and state
Are shadows, not substantial things;
There is no armour against fate,
Death lays his icy hand on kings.
Sceptre and crown
Must tumble down
And in the dust be equal made
With the poor crooked scythe and spade. "

—*James Shirley.*

ધીરે ધીરે સમય પસાર થતો ગયો. માતાના વિયોગના દર્દની દવા સમય કરી રહ્યો હતો. એક દિવસ તો **મનસુખના** ઘરમાં વાજાં વાગવાં માંડ્યાં. ઘરનાં બધાં માણસો સુંદર અલંકારો અને સુંદર વસ્ત્રો પહેરી ફરવા માંડયાં. ઘરો રંગવા અને શણગારવા માંડ્યા. મિઠાઇઓ તૈયાર થવા માંડી. ચારે કોર આનંદ આનંદ પ્રસરી રહ્યો. **મનસુખે** જાણ્યું કે મોટા ભાઇનું આજે લગ્ન હતું. પ્રત્યેક મનુષ્ય સમજતો હતો કે આજે ખરો આનંદનો દિવસ છે. જીવનના લ્હાવા લુંટવાનો સમય જ આ છે. પણ **મનસુખ** વિચારતો હતો કે-" શું ? આજ જીવનનું સાચું સુખ છે ? આથી જીંદગીમાં સુખ મળે ? " પણ પ્રશ્નોના ઉત્તરો ન જ મળતા. એનું અનભ્યાસી હૃદય જવાબ નો'તું આપતું. અને ન સમજાય તેવી મુંઝવણ પેદા કરતું હતું. અસ્તુ.

**મનસુખે** રાતે ખૂબ ધમાલ જોઇ. મોટા ભાઇ લગ્ન કરીને આવ્યા. એક નવોઢા ઘરમાં આવી. બધે ઉત્સાહ ઉત્સાહ અને આનંદ આનંદ ફેલાઇ રહ્યો. ત્રણ ચાર દિવસો વીત્યા કે બધું સમાપ્ત થયું અને ધીરે ધીરે માનવમંડળ વિખરાયુ. બહારથી આણેલી નવોઢા હવે ઘરના કામકાજમાં ભાગ લેતી થઇ. અને ઘરમાં આનંદની લહરીઓ વાતી લાગી. છતાં **મનસુખ** હજી મૂઢની જેમ વિચારતો કે-" શું આમાં સાચું સુખ છે ? " પણ તે પ્રશ્ન અનુત્તર જ રહેતો.

થોડોએક સમય આનંદમાં પસાર થયો. એક દિવસ ઘરમાં ડૉક્ટર આવ્યા. બધા ધમાધમ કરીને દોડતા જણાયા. ઘરમાં કોઇ દવા તૈયાર કરતું તો કોઇ કંઇ ખોરાક બનાવવાની ભાંજગડમાં પડયુ હતું. પ્રત્યેકના મુખ પર થોડી વધતી ચિન્તાની રેખાઓ પથરાઇ ગઇ હતી. બિચારી પેલી થોડા સમય પહેલાં આવેલી નવોઢાના-સંસારના લ્હાવા લેવાને તલસતી યુવતિના મુખ પર જોતાં તો માલુમ પડતું હતું કે ક્યાંય પણ તેજનું અસ્તિત્વ નો'તું. એ વ્યાકુળ અને ગભરાયેલી હતી. તેની આંખોમાં વિષાદની ઘેરી છાયા પથરાયેલી દૃષ્ટિગોચર થતી હતી.

**મનસુખે** આ બધું જોયું અને જાણ્યું કે મોટા ભાઇ સખ્ત બિમાર છે. ભાઇ તરફના પ્રેમે એના હૃદયમાં દુઃખ પેદા કર્યું પણ એ અફસોસ કરે કે ન કરે તેટલામાં સ્નેહીઓના કારમા રુદનની એક વજ્ર જેવા સખ્ત હૃદયને મુંઝાવી નાખે તેવી ચીસ સંભળાણી અને ઘરમાં કકળાટ મચી ગયો. મનસુખે વિલાપ કરતા જનોથી જાણ્યું કે ‘ ભાઇ, માતા જે રસ્તે ગઇ, તે રસ્તે સીધાવી ગયો.” રુદન કરતાં સ્નેહીઓ શબને બાંધી શ્મશાને લઇ ગયા. પેલાં ત્રણ વર્ષ પહેલાનાં હસતાં સ્નેહીઓ આજે રડતાં હતાં, છાતી કુટતાં હતાં. પેલી નવોઢા તો જાણે રુદનથી આકાશના ટુકડા કરવા ચાહતી ન હોય તેમ વિલાપ કરી રહી હતી. એનો વિલાપ દેખી કોઇ પિશાચહૃદયનું માનવી પણ પીગળી જાય. અરે ! પત્થરને પણ જો હૃદય હોય તો પાણી થઇ જાય. પણ ક્રૂર મૃત્યુએ તો પોતાના કાન જ કાપી નાખ્યા હતા. એણે તો પોતાનું ધાર્યું કર્યું. શ્મશાનમાં **મનસુખે** ભાઇનું સુંદર શરીર સર્વભક્ષી અગ્નિજ્વાળામાં સ્વાહા થતું જોયું અને સાથે જ પ્રથમનો વિચાર ઉઠયો કે–“ શું સાચું સુખ આ છે ? ” અત્યારે એના હૃદયે જવાબ વાળ્યો કે–“ જે સાચું સુખ બધા માનતા હતા તે નો’તું; તે તો બીજે જ છે, અને બીજું જ છે.” **મનસુખને પ્રશ્ન** ઉઠયો કે “ કયાં છે ? અને કેવું છે ? ” ત્યાં ફરી એનું હૃદય અટવાઇ ગયું. જવાબ ન મળ્યો, એથી ફરી એ મુંઝવણમાં પડયો.

થોડા સમય પહેલાના આનંદને બદલે અત્યારે ઘરમાં શોકની ઘેરી છાયા પથરાયેલી હતી. બધાનાં મુખો ઉદાસી હતાં. પેલી નવોઢા જેના હાથો પર અને શરીર પર સુંદર ભૂષણો શોભતાં હતાં તેના શરીર પર આજે એક પણ આભૂષણ અસ્તિત્વમાં નો’તું. એ એક શ્યામલ વસ્ત્રથી પોતાના શરીરને વીંટાળી ખુણામાં બેઠી હતી. એનું મુખ જાણે અનન્ત વર્ષોની ચિન્તાઓથી કરમાઇ ન ગયું હોય તેવું થઇ ગયું હતું. અરેરે ! જે સુખનો અન્ત દુઃખમાં છે તે સુખ શાનું ? All's well that ends well અર્થાત્ જેનો અન્ત સારો તે વસ્તુ સારી. આ બધાં દૃશ્યો અને વિચારો **મનસુખને** મુંઝવી રહ્યાં હતાં.

જેમ આકાશમાં ઘેરાયેલા ઘનઘોર વાદળાં વેરાઇ જાય અને સૂર્યદેવનો સોનેરી પ્રકાશ જગત્ પર ફેલાય એમ તે જ અરસામા આચાર્ય **શ્રીવિજયધર્મ**સૂરિજી ત્યાં પધાર્યા. પ્રાતઃકાલનાં વ્યાખ્યાન બધાં સાંભળવાં જતાં. **મનસુખ** પણ ચાલ્યો. ત્યાં એણે એ સાધુશિરોમણિના મુખથી સાંભળ્યું કે—

“ यत्र प्रातस्तत्र मध्याह्ने, यन्मध्याह्ने न तन्निशि ।
निरीक्ष्यते भवेऽस्मिन् हि, पदार्थानामनित्यता ॥ ”

અનિત્ય ભાવનાનો પૂર્ણ પરિચય કરાવનારા આ શ્લોકની વ્યાખ્યા ચાલી. રાજા, રાણા કે શેઠીઆઓને–કોઇને પણ સુખ નથી; સાચું સુખ તો સંસારથી વિરક્ત થયેલ–જેણે મોહ અને માયા ત્યાગી છે એવા પુણ્યશ્લોક સાધુને છે.

**મનસુખે** આ સાંભળ્યુ એના હૃદય પરથી વજન ઓછું થતું લાગ્યું. હૃદયમાંથી ઘણાં વર્ષોની મુંઝવણ જાણે નાશ ન પામતી હોય તેમ લાગ્યું. એના હૃદયમાંથી ઘોર અજ્ઞાનનો

પડદો ખસી જઇ જાણે તેજ ન પ્રસરતું હોય તેમ લાગ્યું. એને સત્ય સુખ શામાં છે તેની ઝાંખી થવા માંડી. ઘણો વખત વિચારના વમળમાં ફસેલો આત્મા મહાત્માના થોડા ઉપદેશથી કંઇક સ્વતંત્રતા અને સુખ અનુભવવા લાગ્યો. જાણે બધા પાશો તૂટતા ન હોય તેમ એને લાગ્યું. અઘોર અને અંધકારમય વનમાં એક સ્વચ્છ અને પ્રકાશવંત માર્ગ દેખાયો.

વ્યાખ્યાન પૂર્ણ થયું. માનવમેદની વિખરાણી. **મનસુખ** સૂરિજી પાસે ગયો. તેણે પોતાની શંકાઓ જાહેર કરી. તેનું નિરસન થયું. પછી **મનસુખ** ઠાવકો થઇ બોલ્યો—“ ગુરુદેવ ! હું આ દુઃખમય સંસારમાં ન ફસું માટે મને આજીવન બ્રહ્મચર્ય વ્રત આપો. હું હજી મારા જીવનને પવિત્રતાના ઉંચા પગથિયે લઇ જવા ચાહું છું વાસ્તે મને બ્રહ્મચર્ય વ્રત આપી, વર્તમાનમાં સંસારની વાસનાના મોજાં મારા ઉપર ન ધસી આવે માટે પાળ બાંધી આપો. ”

જનહૃદયના પરીક્ષક મહાત્મા **શ્રીવિજયધર્મ**સૂરિજીએ એ કાંચનને તપાસ્યું. કથીર તો નહિ નીકળે ? પણ કાંચન કેમ કથીર નીકળે ? અન્તે મહાત્માએ તેને બ્રહ્મચર્ય વ્રત આપ્યું. **મનસુખ** કંઇક શુભ આનંદ અનુભવતો ગૃહ પ્રતિ પાછો ફર્યો.

થોડો સમય વીત્યા બાદ એણે ઉપાશ્રયમાં ‘ સમરાદિત્ય કેવલીનો રાસ ’ વંચાતો સાંભળ્યો. વૈરાગ્યના ઉત્તમ કોટિના એ ગ્રંથે **મનસુખ**ના હૃદય પર ખૂબ ઉંડી અસર કરી. આ તો બળતામાં ઘી હોમાવા જેવું થયું. વૈરાગ્યનો અગ્નિ તો પ્રજ્વલિત થઇ ચૂક્યો હતો; આ રાસની ઉચ્ચ ભાવનાએ તેમાં ઘીની ગરજ સારી. તે બિલકુલ આ સંસારના ઝઘડાઓથી ઉદાસી બન્યો અને સાધુતા ગ્રહણ કરવાની ભાવના તેના હૃદયમાં દૃઢ થવા લાગી.

× × ×

## દીક્ષા માટે પ્રયાણ-નિરાશા-પુનરાગમન—

“ શીતળ નહિં છાયા રે આ સંસારની
કુડી છે માયા રે આ સંસારની
કાચની કાયા રે છેવટ છારની
સાચી એક માયા રે જિન અણગારની ”

—બાર વ્રતની પૂજા.

**મનસુખ**ને હવે સંસારમાં રહેવું બહુ કઠિન ભાસતું હતું. તેનું મન વૈરાગ્યમય બન્યું હતું. આથી તેના મનમાં એમ થતું હતું કે આ બધી શી ઉપાધિઓ ? મારે તો બધું છોડી દઇ સંસારી મટી સાધુ થવું છે કે જેમાં સંસારનાં દુઃખોનુ અસ્તિત્વ નથી. આ ભાવના ધીરે ધીરે પકવ થતી જતી હતી. અને એનું મન વધારે ને વધારે સંસારી કાર્યોથી ઉદાસીન બનતું જતું હતું. તેમા જાણે કુદરતે સહયોગ ન આપ્યો હોય તેમ તેના પિતાશ્રી **ભગવાનદાસ** થોડી માંદગી બાદ આ ક્ષણિક સંસારને છોડી ચાલતા થયા. યદ્યપિ **મનસુખ**ને પિતા તરફના પ્રેમને લીધે દુઃખ તો અવશ્ય થયું, પણ જ્ઞાનદૃષ્ટિથી જોતાં તેને લાગ્યું કે “ મારો માર્ગ હવે મોકલો થયો. હવે મને ઇષ્ટ પથમાં પ્રગતિ કરતાં કોઇ રોકવા નહિ આવે.”

" ભલું થયું ભાંગી જ જાળ, સુખે ભજીશું શ્રીગોપાળ "

એમ **નરસિંહ** મહેતા જેવી ભાવના જાગી. અને ભાવનાને સાકાર કરવા તેઓ સમય શોધવા લાગ્યા. થોડીક તપાસ કરતાં તેમણે જાણ્યું કે જેમનાથી પોતાની મુંઝવણ દૂર થઇ હતી એવા શાસ્ત્રવિશારદ **વિજયધર્મ**સૂરિજી 'સમીગામ'માં વિરાજતા હતા. **મનસુખને** મન થયું–" ચાલ ભાઇ ! એમના ચરણમાં જઇને ઝુકાવી દઉં. "

એક રળિયામણી પ્રભાતે હજી સૂર્યના લાલ ગોળામાંથી કિરણોએ નો'તાં છુટયાં તેવામાં **મનસુખ**–આજનો નવજુવાન **મનસુખ** જાણે સ્નેહના પાશોને અંતરના બળથી કાપી ન નાખતો હોય અને છુટો થવા માંગતો ન હોય તેમ ભરેલા ઘરમાંથી એકાકી નીકળ્યો–નીકળી પડયો. એણે ગામનો સુંદર સીમાડો વટાવ્યો. તે સ્ટેશનના રસ્તે પડયો. દૃષ્ટિમાંથી ઝાંખા થતા પોતાના ગામને જાણે અન્તિમ વખત ન જોતો હોય તેમ એક ઉડતી નજર નાખી રવાના થયો. સ્ટેશન આવ્યું–ગાડી આવી–ગાડીમાં બેઠો–ઉતર્યો–ચાલ્યો અને 'શંખેશ્વર' તીર્થમાં જઇ તીર્થયાત્રા કરી ત્યાંથી 'સમીગામ'માં ગુરુશ્રીની સેવામાં ઉપસ્થિત થઇ ગયો. તેણે પોતાની મહતી ઇચ્છા જાહેર કરી.

પણ

એ સૂરિવર્ય આજના કેટલાક સ્વચ્છંદી સાધુઓના જેવા ન હતા. આજના અમુક સાધુઓના જેવી એમની વૃત્તિ ફક્ત શિષ્ય જ એકઠા કરવાની નો'તી કિન્તુ એમની વૃત્તિ ચોતરફી સંયોગો નિહાળી કામ કરવાની હતી. ખરેખર ! પીળાં યા શ્વેત કપડાં પહેરી લેવાથી–માથું મુંડાવી નાંખવાથી યા ગૃહત્યાગ કરવા માત્રથી સાધુત્વની પર્યાપ્તિ નથી થતી; પરંતુ મોહ, માયા અને કષાયોની સામે ઝુઝતા અંતરના માપથી સાધુત્વની સીમા મપાય છે.

**વિજયધર્મ**સૂરિજીએ ફરમાવ્યું–" ભાઇ ! એક વખત ફરી પાછા ઘેર જાઓ. સગાં સ્નેહીઓને મળો ને તેમની આજ્ઞા મેળવો; એ વિના દીક્ષા ન અપાય.

**મનસુખ** હતોત્સાહ થયો. પણ જરા હીંમત એકઠી કરી તેણે એક પાસો ફેંકયો–"જી, આપની વાત યથાર્થ છે, પણ સ્નેહીઓ મને કેમ રજા આપે ? એમની પાસે હુ વધારે શું કહી શકું ? "

મહાત્માજીએ હસતે મુખડે જવાબ વાળ્યો–" તો **મનસુખ** ! જો આટલી પણ શક્તિ સાધુ થનારમાં ન હોય તો પછી સાધુ થઇને પણ શું કરશો ? તમારે હૃદય મજબૂત રાખી સ્નેહીઓને સમજાવી તેમની રજા મેળવી આવવુ જોઇએ, નહિં તો દીક્ષા નહિં મળે. "

સૂરિજીએ તો રોકડું પરખાવ્યું. **મનસુખ** સમજ્યો કે અહિં દાળ નહિં ગળે. ચાલો ફરી ઘેર અને વળી નવો પ્રયત્ન શરૂ કરીએ. **મનસુખે** ઘર તરફનો રસ્તો લીધો. એના મનમાં હજી એ જવાબનો પડઘો ગાજતો હતો કે–" નહિં તો દીક્ષા નહીં મળે. "

આ વાત ઉપર ચાર છ મહિનાનાં પડો વીંટાઇ ગયાં, છતાં **મનસુખના** મનની વાત પર હજી એક પણ પડ નો'તું ચડયું. એણે મોટા ભાઇને તો કહી જ દીધું હતું કે–" મારે દીક્ષા લેવી જ છે, રજા આપશો. "

સ્નેહવશ સગાંઓ એકદમ કેમ હા પાડે ? પણ જ્યારે તેમને સ્પષ્ટ જણાયું કે **મનસુખ**નું હૃદય હવે વધારે દુઃખી થાય છે અને એને હવે આ સંસારના રગડામાં પડવાનું જરા પણ મન નથી ત્યારે તેઓએ રજા આપી અને કહ્યું કે "ભાઈ ! જજો, શક્તિ વિચારીને કામ કરજો, પણ હમણાં થોડો વખત રોકાઈ જાઓ." થોડા સમય પછી પોતે દીક્ષા લેવા જશે એમ નક્કી થયુ. એથી **મનસુખ**નું હૃદય આનંદથી ઉભરાયું. સ્નેહીઓએ અને સગાંઓએ હવે **મનસુખ** દીક્ષા લેવા જાય છે એમ સમજી તેને અનેક પ્રકારનાં આનંદો તથા ભોજનો આપવાં માંડયાં. પણ આ બધાની વચ્ચે સ્થિર ચિત્તે **મનસુખ** નિર્લેપ ઉભો રહ્યો અને શાન્તિની નજરે બધું નિહાળી રહ્યો.

× × ×

**દીક્ષા—**

" दुर्लभं त्रयमेवैतद्, दैवानुग्रहहेतुकम् ।
मनुष्यत्वं मुमुक्षुत्वं, महापुरुषसंश्रयः ॥ "

એ ૧૯૫૬ ના વૈશાખ માસની પંચમીની રમણીય સવાર હતી. 'મહુવા' ગામ આજે શણગારાયું હતું. શ્રાવકો બહુ ઉત્સાહ પૂર્વક ચોતરફ તૈયારીઓ કરતા દેખાતા હતા. રસ્તાઓ ઉપર પતાકા અને ઝંડાઓ બાંધવામાં આવતા હતા. જૈન પૈસાદારો પોતાનાં મકાનોની આગળનો ભાગ સાફ કરાવી પાણી છંટાવી સુંદર બનાવતા હતા વૈશાખના તાપથી બચવા, ઉપર મનોહર ચાંદનીઓ બંધાવતા હતા. ચોતરફ જૈનોના ઘરેઘરમાં આનંદ ઉભરાતો દેખાતો હતો. જૈન ઉપાશ્રય તેમ જૈન મંદિર પણ શણગારવામાં આવ્યાં હતા વાજીંત્રોના નાદો કર્ણગોચર થતા હતા. આ બધું જોતાં એમ ભાસતું હતું કે જાણે કોઈ તાલેવંતની પુત્રીના લગ્નનો ઉત્સવ હશે અને આજ કાલમાં જાન આવવાની હશે, જેથી આ બધી તૈયારીઓ થતી હશે.

પણ

વ્હાલા વાચક ! તપાસ કરતાં વાસ્તવિકતા તો બીજી જ જણાઈ. લગ્ન તો હતું જ પણ સંસારની વિલાસવાસના અને વૈભવનું નહિ. ત્યારે ? સંસારથી પર મુક્તિની સાધનાનાં, સમ્યક્ત્વ–પ્રાપ્તિનાં ને સમાધિનાં એ લગ્ન હતા. લગ્ન કરનાર વિશ્વની ચળ લક્ષ્મીનો માલીક કહેવાતો તાલેવંત નહોતો પણ મોક્ષની અખૂટ અને અવિચળ લક્ષ્મીનો માલીક બનવા માંગનાર હૃદયની વાસનાનો માલીક–સાચો તાલેવંત, એક નવજુવાન હતો. એની જાનમાં આવેલાનાં હૃદયો સંસારના ક્ષણિક સુખો ભોગવવા યા એશઆરામ કરવા આવેલાં નો'તાં પણ તપ અને ત્યાગની પાછળ અનુમોદન કરનારાં ભક્તિભીનાં હૃદયો હતાં.

સંક્ષેપમાં વ્હાલા વાચક ! આ લગ્ન નો'તા, પરંતુ દીક્ષા હતી. આવતી કાલે **શ્રીવિજયધર્મસૂરિજી**ની પાસે એક નવજુવાન દીક્ષા લેનાર હતો. એના ઉત્સવની જૈન સંઘે કરેલી આ તૈયારીઓ હતી. અને વાચક ! તે નવયુવાન કોઈ બીજો નહોતો પણ આપણો ઓળખીતો પેલો **મનસુખ** જ હતો. એ ઘરથી રજા લઈ ગુરુશ્રીના ચરણોમાં હાજર થયો હતો અને આવતી કાલે એ સામાન્ય વાસના ભૂખ્યો માનવ મટી શાન્ત અને વિરાગી સાધુ થવાનો હતો.

એ અનેક જનો વડે રાહ જોવાઇ રહેલી અને **મનસુખ**ની પ્રિય "આવતી કાલ" 'આજ' માં પલટાઇ ગઇ. સવારથી ખૂબ ધામધુમ મચી. પ્રત્યેક પોતે તેમાં કંઇને કંઇને ભાગ લઇને ભાગ્યશાલી થવા મથતો હોય તેમ દેખાતું હતું. થોડી વાર પછી વરઘોડો ચઢયો. **મનસુખ**ને બધાએ એક સુંદર શણગારેલ ગાડીમાં બેસાડયો. અને પોતાને પ્રિય લાગતાં બધાં ઘરેણાં એને પહેરાવ્યાં. **મનસુખે** બધાને પ્રિય લાગતું બધું થવા દીધું. એ સમજતો હતો કે આ બિચારા સમજતા નથી કે જે સર્વસ્વ ત્યાગની અણી પર આવી પહોચ્યો છે એને આ ઘરેણાં શાં ? અને આ ભપકા શા ! છતાં તેણે કોઇને રોકયા નહિ–થવા દીધું. બધું શાન્ત અને નીરાગ નજરે નીહાળ્યા કર્યું. વરઘોડો ચાલ્યો–વાજાં વાગ્યાં–ગીતો ગવાયાં–સ્થલે સ્થલે વધામણા થયાં અને વરઘોડો સમાપ્ત થયો. દીક્ષાની ક્રિયા શરૂ થઇ અને થોડી વારમાં પૂરી પણ થઇ. થોડા વખત પહેલાંનો અપટુડેટ્ કપડામાં ઉભેલો **મનસુખ**, બે કપડામાં વીંટળાએલો સાધુ થયો. સુંદર વાળોના સ્થાને વાળ વિનાનું મસ્તક ચમકારા કરવા માંડયું. આજે **મનસુખ**ની ઇચ્છા પૂરી થઇ. એને લાગ્યું કે જીવનના ધ્યેયને પહોંચવાનો સીધો રસ્તો હાથમાં આવી ગયો છે. હવે તે માર્ગે પ્રયાણ કરવાની જ વાર છે. **મનસુખે** ભાઇભાંડુ અને કુટુંબ પરની મોહમાયા ઉતારી. નાના સમુદાય સાથેનું સગપણ છોડી વિશ્વ સાથે સગપણ બાંધ્યું. હવે અમારો પ્રિય **મનસુખ, મનસુખ** મટી, '**મુનિરાજ શ્રીમંગલવિજયજી**' બન્યો—વ્હાલા વાચક ! મારા, તારા અને જગતૂથી પૂજ્ય એવા તેઓ અકિંચન સાધુ થયા. વંદન હો એ ત્યાગને !

× × ×

## વિદ્યાભ્યાસની ઉત્કણ્ઠા ને નિશ્ચય—

"रम्यं हर्म्यतलं न किं वसतये ? श्राव्यं न गेयादिकम् ?
किं वा प्राणसमासमागमसुखं नैवाधिकं प्रीतये ? ।
किन्तु भ्रान्तपतत्पतङ्गपवनव्यालोलदीपाङ्कुर-
च्छायाचञ्चलमाकलय्य सकलं सन्तो वनान्तं गताः ॥"

—વૈરાગ્યશતક શ્લો૦ ૮૦

વિદ્યા વિનાનું જીવન, જીવન વિનાના શરીર બરોબર છે.

પ્યારા વાચકો ! આપણો પેલો ઓળખીતો **મનસુખ**–ના, ના, હવે તો મુનિરાજ **શ્રીમંગલ-વિજયજી** પોતાના સાધુ–જીવનની કઠોર નિયમાવલીઓને સાનંદ પાળતા પોતાનો સમય ગુરુસેવાની અંદર વ્યતીત કરવા લાગ્યા. સંસારીઓની જંજાળમાંથી હવે તેઓ સાધુજીવનની મીઠી શાન્તિ અનુભવતા હતા. તપશ્ચર્યા અને ભક્તિ તેમણે જેટલી બની શકે તેટલી શરૂ કરી દીધી હતી. પ્રથમ ચાતુર્માસ તો તેમણે 'મહુવા'માં જ કર્યું. પછી 'ગુજરાત'માં બધે ભ્રમણ કરવા માંડયું. પણ એ ભ્રમણ ગાડી કે ઘોડા ઉપર બેસીને નો'તું. આ તો જૈન ધર્મના સાધુ. એઓ તો કાંચન, કામિનીના સર્વથા ત્યાગી, બે યા ત્રણ કપડાના ટુકડા એમના શરીરને ઢાંકે. એક યા બે કપડાં એમની શય્યા માટે રહે. એમનો આહાર ઘેરઘેરથી માગીને લાવેલી ભિક્ષા અને તેમાં પણ અમુક પ્રકારની નિર્દોષ-

તાઓ. નીચે પગ ખુલ્લા, ઉપર માથું ખુલ્લું. સળગતો સૂરજ હોય કે કડકડતી ઠંડી હોય, વરસતો વરસાદ હોય કે ગાઢ ધૂમસ હોય, એ બધાનો એમને તો કોઇના પણ સહારા વગર કેવળ પોતાના શરીરથી મુકાબલો કરવાનો. સૈનિકની પેઠે પોતાને ઉપયોગી વસ્તુઓ પોતાના શરીર પર લટકાવી વિહાર કરવાનો. એમને ઘર નહિ કે બહાર નહિ; આશ્રમ નહિ કે ઉપાશ્રય નહિ. કોઇ સગું વ્હાલું એ નહિ. એમને ચોમાસા કે જ્યારે જીવોત્પતિ અમર્યાદિત થાય છે, એ સિવાય આઠે મહિના બધે ભ્રમણ કરતા રહેવાનું. પૈસાને એઓ સ્પર્શ પણ કરી ન શકે અને કોઇ પણ જાતના વાહનમાં એઓ બેસી ન શકે. હાથમાં એક દંડો અને શિર પર એક ધર્મની આજ્ઞા. બધાએ દેશ એમને મન સરખા. ઠેર ઠેર ઉપદેશ દેવાના અને સાથે સાધુધર્મની આવશ્યક ક્રિયાઓ નિત્ય કરવાની. આવી સાચી સાધુતામાં મુનિરાજ શ્રીમંગલવિજયજીએ પોતાનાં પગરણો માંડયાં હતા. તેઓ ' ગુજરાત 'માં આઠ માસ ભમ્યા અને ચાતુર્માસ આવતાં ' વીરમગામ 'માં જઇ ત્યાં ચાર માસ માટે રહ્યા. ત્યાં લોકોને સદુપદેશ આપીને ધર્મક્રિયાઓમાં રસ લેતા કરીને સમય સંપૂર્ણ થયે તેઓ ગુરુશ્રી સાથે વિહાર કરી ગયા. ભ્રમણ કરતાં કરતાં તેઓશ્રી ' ભોયણી ' નામના સુંદર તીર્થમાં આવ્યા.

મુનિરાજ શ્રીમંગલવિજયજીની ભણવાની ઇચ્છા જે ઘણા વખતથી સંયોગો પ્રતિકૂળ હોવાથી દબાએલી પડી હતી તે સાધુત્વની સ્વીકૃતિની સાથે પુનર્જન્મ પામી હતી. તેમનો વિચાર હતો કે–" આ બહોળુ સંસ્કૃત સાહિત્ય જેમા પ્રત્યેક વિષયના ઉચ્ચ કોટીના ગ્રંથો છે તે ભાષા હું ભણું અને એ ગ્રંથોને હું વાંચું. તેમ થતાં ધર્મગ્રંથો જેમાંનો ઘણો ભાગ સંસ્કૃતમા તથા પ્રાકૃતમાં છે તે પણ સાથે જોવાઇ જશે. અને વિશેષ શક્તિ હશે તો એને ગુજરાતીમાં ઉતારી ગુર્જર પ્રજા સમક્ષ મૂકીશ. "

આ વિચાર તેઓશ્રીએ ગુરુદેવ શ્રીવિજયધર્મસૂરિજીને જણાવ્યો. સૂરિજીએ તરત જ તેમની ઊંડી ઇચ્છા વિદ્યા પ્રત્યેના પ્રેમની જાણી લીધી. તેમને એક પંડિત, શ્રાવક દ્વારા બોલાવી દીધા. પણ હજી કંઇક મુનિરાજ શ્રીમંગલવિજયજીના નિમિત્તે વધારે પુણ્યકાર્ય થવાનુ હશે કે જેથી થોડા વખતમાં તેમને તે પંડિત મહાશયનો પ્રતિકૂલ અનુભવ થયો અને તેમનો ત્યાગ કરવો પડયો. યદ્યપિ આમ પંડિતના ત્યાગથી તેમની વિદ્યાવૃત્તિને સખ્ત દુઃખ થયું પણ તેઓ મજબૂર હતા. છતાં—

' જે થાય છે તે સારા માટે '

આ તાજા અનુભવથી શ્રીવિજયધર્મસૂરિજીનો વિચાર જૈન પંડિતો તૈયાર કરવા માટે થયો; તેવા અકાટય વિદ્વાનો ' કાશી '–' બનારસ ' જેવા વિદ્યાક્ષેત્રમાં જ થઇ શકે માટે ત્યાં જઇ શાલા યા સંસ્થા સ્થાપી સાધુઓને તથા જૈન સંતાનોને ભણાવવા. યદ્યપિ તે ક્ષેત્રોમાં જવુ, ત્યાં જઇ થોડો વખત પણ સ્થિરતા કરવી, જ્યાં—

" हस्तिना ताड्यमानोऽपि न गच्छेद् जैनमन्दिरम् । "

—આવી ભીષણ ભાવના બહુલતાથી ફેલાએલ હોય, ત્યાં વિદ્યાભ્યાસનુ સ્થાન કેમ સ્થાપી

શકાય ? છતાં અત્યારે કહેવું એ વિષયાન્તર થશે કે પુણ્યશ્લોક **વિજયધર્મ**સૂરિજી જેવા બાહોશ, ત્યાગી અને સાધુપુંગવ માટે શું કઠિન હતું ? એમણે એ કઠિનતાને કેમ નષ્ટ કરીને જૈન ધર્મનો ઝંડો ત્યાં ફરકાવ્યો એ તેમના જીવનના પાઠકોને સુવિદિત જ છે. અસ્તુ.

મુનિરાજ **શ્રીમંગલવિજયજી**ના નિમિત્તે એ વિચાર પેદા થયો–પક્વ થયો અને જવા માટે નિશ્ચય પણ થઇ ગયો. બધી તૈયારીઓ બાદ ચોમાસું પૂર્ણ થયે જવાનો ઇરાદો પાકો થયો. આ ચોમાસું આપણા મુનિરાજે પુનઃ 'વીરમગામ'માં કર્યું. ગુરુશ્રી 'માંડલ'માં ચાતુર્માસ રહ્યા. મુનિરાજ **શ્રીમંગલવિજયજી** ચોમાસું પૂર્ણ થવાની કાગના ડોળે રાહ જોઇ રહ્યા હતા. તેમને બધા ચોમાસાં કરતાં આ ચોમાસાના દિવસો વધારે લાંબા લાગ્યા. પણ આખરે તે પણ પૂરા થયા જ. પછી બધાએ ભેગા થઇને ' કાશી ' પ્રતિ પ્રયાણ કર્યું. લાંબી મુસાફરી અને મહાકીર્તિનો આ રીતે પ્રારંભ થયો.

× × × ×

" जिनकी नोवतकी सदासे गुंजते थे आसमां
दमबखुद है मकबरों में हुं न हां कुछ भी नहीं ।
जिनके महलों में हजारों रंगके फानुस थे
झाड उनकी कब्र पर है और निशां कुछ भी नहीं ॥ "

એ જ 'લીંચ' ગામ–મુનિરાજ **શ્રીમંગલવિજયજી**ની જન્મભૂમિ અને ત્યાંના થોડા ફેરફાર સિવાયના એ જ શ્રાવકો. તેઓએ સાંભળ્યું કે મુનિરાજશ્રી 'કાશી' તરફ ભણવા જાય છે. તેઓ વિચારવા લાગ્યાઃ—

" અરે રે ! બાપ કાશી ! ત્યાં તો કેમ જવાય ? રસ્તામાં જંગલો આવે, વાઘ, સિંહો ફરતા હોય, નદીઓ આવે ત્યાં જવાય ? " બધા આમ વિચારવા લાગ્યા, કારણ કે કોઇ ' કાશી ' ભણવા જાય છે એમ ફક્ત જ્યારે ગામમાં કોઇ બ્રાહ્મણના પુત્રને જનોઇ આપવાની હોય છે ત્યારે જ્યારે તે પોતે કચ્છ ભીડી અને દંડો લઇ કાશી ભણવા જાય છે એમ કહી દોડે છે અને તેનો મામો તેની પાછળ દોડી તેને પકડે છે અને ઘેર લાવી બેસાડી દે છે, બસ આ અભિનય તેઓએ જોયો હતો અને 'કાશી'એ ભણવા જાય છે એ શબ્દ ત્યારે સાંભળેલો. અને આ તો સાક્ષાત્ 'કાશી' તરફ જાય છે એટલે એમ સાંભળતાં આશ્ચર્ય તો જરૂર થાય જ. છતાં તેઓ તેમને સમજાવવા યા એક વખત તે પ્રદેશ તરફ જતાં પોતાના વતનને તો દર્શનનો લાભ આપતા જાય, એ બહાને મુનિરાજશ્રી પાસે ગયા અને વિનતિ કરી. ગુરુભક્ત મુનિરાજ **શ્રીમંગલવિજયજી**એ તો કહ્યું કે ' ભાઇ ! ગુરુશ્રી પાસે જાઓ તેમની જે આજ્ઞા થશે તે મારે માન્ય છે. ' સમયજ્ઞ ગુરુશ્રીએ હા પાડી. શ્રાવકોનો આનંદસાગર ઉલ્લસ્યો. કેટલાએક તેમની સાથે રહ્યા અને કેટલાક ઘેર ખુશ ખબર આપવા પહોંચી ગયા.

શ્રાવકોના આનંદનો દિવસ આવ્યો. મુનિરાજ **શ્રીમંગલવિજયજી**એ પોતાના વતનમાં ગુરુદેવ સાથે પ્રવેશ કર્યો. આખું ગામ પેલા **મનસુખને** જોવા ઉલટયું. પણ તેઓ નિહાળે છે તો

પેલો **મનસુખ** નો'તો પણ આ તો કોઇ સાધુના લેબાશમાં ઉપયોગથી પગલાં ભરતા મુનિરાજશ્રી હતા. કેટલાકની આંખોમાં હર્ષનાં આસું આવ્યાં. કેટલાક તેમને વિસ્મિત વદને નીહાળી જ રહ્યા. કેટલીક વૃદ્ધાઓ પોતાના ખોળામાં રમેલ **મનસુખ**ની આ દશા જોઇ ઉભી ઉભી આંસુ સારવા લાગી. કોઇ સ્ત્રીઓ તેને કુતૂહલતાથી અનિમેષ નયને નિરખી રહી હતી. આવી લોકદશાને નીહાળતા, ગુરુશ્રીની પાછળ નતવદને પગલાં ભરતા મુનિરાજ **શ્રીમંગલવિજયજી** ધીમે પગલે ચાલતા હતા. ધીરે ધીરે બધા ઉપાશ્રયમાં આવી પહોંચ્યા—ગુરુશ્રીએ થોડો ઉપદેશ આપ્યો. એ સાંભળીને શ્રાવકો સહર્ષ વિખરાયા. મુનિરાજ **શ્રીમંગલવિજયજી** ભિક્ષાની ઝોળી લઇ ગોચરી માટે એક અન્ય સાધુ સાથે નીકળી પડ્યા. પ્રત્યેક ગૃહસ્થ પોતાનું ઘરઆંગણું પવિત્ર કરવાને વિનવી રહ્યો હતો. મુનિરાજશ્રી દરેકને ત્યાંથી થોડું થોડું લેતા આગળ વધ્યા. એમ કરતાં કરતાં પોતાનુ પૂર્વનુ ઘર-આંગણું આવ્યું. તેમની આંખોની સામે સીનેમાના પટ પર ફરતાં દશ્યોની માફક પોતાની પૂર્વાવસ્થા યાદ આવવા લાગી. આ એ જ ઘર જેમાં **મનસુખ** રહેતો હતો, રમતો હતો. આ તે જ ઘર જેમાં હમેશાં કલકલ ધ્વનિ થઇ રહેતો હતો, જેમાં આજે એક બે માણસો સિવાય કોઇ નો'તું. ઘોર શાન્તિનું સામ્રાજ્ય છવાએલું હતું. આ તે જ પાડોશ જ્યાં બે ચાર ડાહ્યા અને આનંદી વૃદ્ધો રહેતા હતા. અરેરે ! તેઓ પણ કાલના ચક્રમાં છૂપાઇ ગયા હતા. આ જ પાડોશનાં ઘર જ્યાંની ગૃહદેવીઓ અમૂલ્ય શણગારો સજી ફરતી હતી, આજે તેમાની કેટલીકના શરીર પર એક લાલ વસ્ત્ર સિવાય કાંઇ નો'તું. સુંદર વૃક્ષો જ્યા **મનસુખ** રમતો તેમાનાં કેટલાંક આજે કરમાઇ ગયાં હતાં. કેટલાંક મકાનો જે માનવોથી પૂર્ણ રહેતાં ત્યાં સંભાળ રાખવા માટે નિર્જીવ તાળાં સિવાય કોઇ નો'તું. રે ક્રૂર સંસાર !

ખરેખર સંસારમાં કોણ અચલિત અને અદુઃખી રહ્યું છે ? જે આજે કુદે છે તે કાલે માટીમાં મળે છે. આજે રાજા થઇને મોજ કરે છે, કાલે તે રસ્તા પર ટુકડા માગનાર ભીખારી બને છે. ખરેખર સંસારમાં ધર્મ સિવાય કોઇ અચલિત રહ્યું જ નથી. મુનિરાજશ્રી આ બધા વિચારોમાં ડૂબ્યા હતા. તેમની દશા એક કવિ એ કહ્યું છે તેવી જ હતી કે—

વધ્યો શોક, થંભ્યુ મુજ ગાન, જ્ઞાન આ એક જ રે.
વિના ધર્મ, નવલ, આ સ્થાન ચલિત સૌ છેક જ રે.

મુનિરાજ વૈરાગ્યની ભાવનાને પ્રદીપ્ત કરતા આગળ વધ્યા એમને એમનાં બાલ્યાવસ્થાનાં સુખ ન સાંભર્યાં પણ એમને તો બધે સંસારની નશ્વરતા જ ભાસી ગામમાં ત્રણ વર્ષ જેવા થોડા સમયમાં થયેલું પરિવર્તન નીહાળતા પાછા ફર્યા. ખરેખર ! સંસારનાં ચક્રો હમેશાં ગતિશીળ જ રહે છે; એના સુખદુખના પાટા પ્રત્યેક ઉપર ફરી જાય છે.

આમ મુનિરાજશ્રી ચાર દિવસ ત્યાં રહ્યા. શ્રાવકોને તથા અન્ય પ્રજાને સારો ઉપદેશ આપ્યો. બધા આનંદિત થયા. ચોથા દિવસની ઉષા પ્રગટી અને વતન તેમજ વતનવાસીઓને છોડી એ વિદ્યારસિક મુનિરાજ ગુરુશ્રીની સાથે ' કાશી ' જવાના પંથમાં આગળ વધ્યા.

× × ×

**પ્રયાણ—**

" को वीरस्य मनस्विनः स्वविषयः ? को वा विदेशस्तथा ?
यं देशं श्रयते तमेव कुरुते बाहुमतापार्जितम् ।
यद्दंष्ट्रानखलाङ्गुलप्रहरणः सिंहो वनं गाहते
तस्मिन्नेव हतद्विपेन्द्ररुधिरैस्तृष्णां छिनत्त्यात्मनः ॥ "

'દેહગામ'થી વિહાર શરૂ થયો. હમેશાં દશથી વીશ માઇલની મજલ અને તે પણ પગપાળાની જ! પોતાનો સામાન પોતે જ ઉઠાવીને ચાલવાનું. આમ તેમની મજલ આગળ વધી. આટલી મોટી મજલની અને આટલા મોટા ઉદ્દેશની ખબર 'ગુજરાત'માં પડતા છાપાઓમાં ખળભળાટ મચી રહ્યો. પ્રત્યેક તેઓના કાર્ય તરફ આકર્ષાયા. કોઇ રાગથી, તો કોઇ દ્વેષથી, તો કોઇ જીજ્ઞાસાથી. તેઓએ સુંદર 'ગુજરાત' વટાવ્યું. સાથે એનો સુંદર ખોરાક, સુંદર વાસસ્થાનો, સુંદર શ્રોતાઓ અને રસીલું વાતાવરણ પણ છોડયું. હવે 'ઉજ્જેન' તરફના પંથે પડયા. નવો પ્રદેશ, નવા મનુષ્યો અને નૂતન ભાવનાઓમાં થઇને પોતાનો માર્ગ કાપવા મંડયા. પ્રત્યેક ગ્રામમાં ગુરુશ્રી લોકોને ઉપદેશ આપતા અને લોકોને કલ્યાણના માર્ગ તરફ પ્રેરતા. **વિક્રમ**રાજાની પ્રસિદ્ધ **'ઉજ્જયિની'** આવી. એનો પેલો પ્રસિદ્ધ સિદ્ધવડ, **ભર્તૃહરિની** ગુફાઓ, 'ક્ષિપ્રા' નદીના હરીઆળા તટો, **અવંતી પાર્શ્વનાથનુ** સુંદર મંદિર, કાલીયાદેનો મહેલ વિગેરે સુદર સ્થાનો આવ્યાં અને છોડયાં. એ સાધુસમુદાય કમર કસીને આગળ વધ્યો. 'શાઝાપુર', 'શિવપુરી' અને 'ઝાંસી'નાં બીહામણાં જંગલોમાં ચાલ્યા. દિવસે પણ માનવી હથીઆર વગર ચાલતા ધ્રુજે એવી ઘોર વનરાજીઓ ખાલી આત્મવિશ્વાસ ઉપર પસાર કરી. કોઇ વખત જંગલોમા રહેવું પડે, વાઘોની ચીસો સંભળાય, અજ્ઞાનીઓનો ઉપદ્રવ સાથે હોય, કોઇ વખત ભૂખ્યા ઝાડ નીચે સુઇ રહેવુ પડે, તો કોઇ વખત માર્ગ ભુલેલા સાથીની શોધમાં હેરાન થવું પડે. એમ કરતાં 'ઝાંસી' અને તેનો પ્રસિદ્ધ કિલ્લો પણ વટાવ્યો, અને 'કાનપુર' 'પ્રયાગ'ના રસ્તે પડયા. એવા પ્રદેશોમા ફરવુ અને સાધુતાના નિયમો પાળવા એ કેટલી કઠિન વાત છે તે વ્હાલા વાચક! તું હું કે બીજા ન કહી શકીએ; જેને અનુભવ્યું હોય તે જ વર્ણવી શકે. 'કાનપુર' આવ્યું-ગયું. 'પ્રયાગ' આવ્યું. 'ગંગા'-'જમના'નો મહાસંગમ આવ્યો અને આગળ વધ્યા. ધીરે ધીરે જે લક્ષ્ય પૂર્વક નીકળ્યા હતા તે વિદ્યાપુરી-'કાશી' પણ આવી પહોંચી. ઉનાળાને એઠાને બે અઢી મહીના વીતી ચૂકયા હતા. વૈશાખ સુદ ત્રીજની સુંદર સવારે જૈન નામથી ભડકનારાં, જૈનોને ધૃણાની નજરે જેનારા, વિચિત્ર માનવસમુદાયવાળા 'કાશી'નગરમાં સાધુમંડળે પ્રવેશ કર્યો. સ્થાને પહોંચવાનો મહીનાઓનો પરિશ્રમ આજે સફળ થયો. ગુરુશ્રી આજે આટલા પ્રવાસ બાદ પણ આનંદમાં હતા. તેમના મુખ પર આનંદની લહરીઓ ઉઠતી જેવાતી હતી. મુનિરાજ શ્રી**મંગલવિજયજી** આજે ઉંડા આત્મસંતોષ અનુભવતા હતા.

વ્હાલા વાચક! જેમ સ્વપ્ન આવે અને કલાકોના કલાકો પસાર થઇ જાય તેમ ચાર કે છ મહિનાનો સમય તું એકદમ કાઢી નાખ; કારણ કે એટલો સમય **વિજયધર્મ**સૂરિજી માટે સ્થાનની શોધ કરવાનો, અને વિદ્યા માટે યથાયોગ્ય બંદોબસ્ત કરવાનો હતો. એ બંદોબસ્ત કેમ

કર્યો અને બધું કેમ વ્યવસ્થિત થયું એ જાણવાની જો તને જીજ્ઞાસા થતી હોય તો પ્યારા પાઠક ! સૂરિજીના જીવનવૃત્તાન્તને તું જોઇ લેજે; તને યથાર્થ ભાન થશે. આટલો સમય આપણા મુનિરાજશ્રીએ તો મંદ ગતિથી અભ્યાસ કરવામાં વીતાવ્યો.

થોડા મહીના વીત્યા–સ્થાન નક્કી થયું. 'કાશી' જેવામાં સાધુતાથી ખેંચાઇને શુભેચ્છકો પણ વધ્યા. ભણાવનાર પંડિતો પણ નક્કી થયા. અને એક પાઠશાળાનું પણ સ્થાપનકાર્ય થયું, જે પાછળથી ' શ્રીયશોવિજય જૈન પાઠશાળા 'ને નામે પ્રસિદ્ધ થઇ. અભ્યાસ તડામાર ચાલ્યો. જૈનના પુત્રો પણ ' ગુજરાત 'નું કોમળ વાતાવરણ છોડી ત્યાં આવવા લાગ્યા અને વિદ્યાના વ્યાસંગમાં લીન થવા માંડયા. આપણા કથાનાયક પણ તેમાં મસ્ત બન્યા. તેઓ સંપૂર્ણ શક્તિથી વિદ્યાભ્યાસમાં તલ્લીન બની ગયા. તેમણે દિવસ રાતનું ભાન પણ થોડા સમય માટે છોડયું.

× × ×

એક વર્ષ પસાર–બે વર્ષ પસાર–ત્રણ, ચાર એમ આઠ આઠ વર્ષનાં વ્હાણાં વીત્યાં. આવી આવી ઘોર તપશ્ચર્યા બાદ વિદ્યાદેવી પ્રસન્ન કેમ ન થાય ? મુનિરાજ **શ્રીમંગલવિજયજી**નું જ્ઞાન હવે અપ્રતિમ વધ્યું હતું. તેઓ **વ્યાકરણ**, **ન્યાય** તેમાં પણ **નવ્ય ન્યાય** અને **પ્રાચીન ન્યાય**, **સાહિત્ય** વિગેરેના તથા પ્રત્યેક **દર્શન**ના સારા જ્ઞાતા બન્યા હતા. આટલા ટુંકા સમયમાં તેઓશ્રીએ પ્રત્યેક વિષયનાં ઉચ્ચ પુસ્તકોનો અભ્યાસ કરી લીધો હતો. વ્યાકરણમાં તો **સિદ્ધાન્તકૌમુદી**, **પાતંજલ મહાભાષ્ય**, **લઘુશબ્દેન્દુશેખર**, **પરિભાષેન્દુશેખર**, **મનોરમા**, **વિભક્તિ–અર્થ-નિર્ણય** વિગેરે વિગેરે સારાં પુસ્તકોનું તેમણે અધ્યયન કર્યું. ન્યાયમાં–નવ્ય ન્યાયમાં **મુક્તાવલી**, **દિનકરી**, **પંચલક્ષણી**, **માથુરી**, **સિદ્ધાન્તલક્ષણી–પક્ષતા**, **સામાન્ય નિરુક્તિ**, **હેત્વાભાસ** વિગેરેનું અધ્યયન કર્યું. પ્રાચીન ન્યાયમાં **ગૌતમસૂત્ર**, **વાત્સ્યાયનભાષ્ય**, **ન્યાયવાર્તિક**, **વૈશેષિક દર્શન**, **ન્યાયમંજરી**, **સાંખ્યતત્ત્વકૌમુદી**, **સાંખ્યપ્રવચન**, **વેદાન્તપરિભાષા**, **શારીરિકભાષ્ય**, **બ્રહ્મસૂત્ર** જેવાં અકાટય પુસ્તકોનાં અધ્યયન કર્યાં. સાહિત્યમાં પણ **કાવ્યપ્રકાશ**, **સાહિત્યદર્પણ**, **પંચકાવ્ય** વિગેરેનું અધ્યયન કર્યું. જૈન ન્યાયનાં પ્રાસ ઘણાં પુસ્તકો તેમણે વાંચ્યાં. ઘણા વખતના ભૂખ્યાને સુસ્વાદુ ભોજન મળતાં એ પેટ ભરાતાં સુધી કેમ છોડે ? એમ આજે જ્ઞાનના ભૂખ્યાને સ્વાદિષ્ટ જ્ઞાનનું ભોજન મળતાં એ અમુક હદે કેમ રોકાય ? મુનિરાજશ્રીએ તો ખૂબ જ્ઞાન પ્રાપ્ત કર્યું.

પરીક્ષાઓ આપવાનો વિચાર ખાસ નો'તો, છતાં એક વખત વિચાર થતાં 'કાશી'માં મધ્યમાની પરીક્ષા આપી. તેમાં ઉત્તીર્ણ થતાં સાથીઓની સલાહ અને આગ્રહથી તેઓશ્રી 'કલકત્તે' વિહાર કરી ગયા. ત્યાં હિન્દુ ન્યાયતીર્થની પરીક્ષા આપી ઉત્તીર્ણતા પ્રાપ્ત કરી ' ન્યાયતીર્થ 'નું પદ પ્રાપ્ત કર્યું.

એક વખત બંગીય વિદ્વાનોની સભામાં ચર્ચાવાદ થતા અને તેમાં પોતાની કુશળતા સિદ્ધ થતાં તેઓશ્રીને ' ન્યાયવિશારદ 'ની પદવી પણ પ્રાપ્ત થઇ.

પોતાના અભ્યાસ સાથે તેઓશ્રી પોતાના જ્ઞાનનો લાભ અન્યને પણ આપવા ચૂકયા નો'તા.

'કાશી'માં પચાસેક વિદ્યાર્થીઓને તથા કેટલાક સંન્યાસીઓને પણ તેઓએ અભ્યાસ કરાવ્યો. કેટલાક જૈન સાધુઓએ પણ તેમના જ્ઞાનનો લાભ ઉઠાવ્યો. તેઓશ્રી હમેશાં પોતાના જ્ઞાનનો લાભ આપવાને તત્પર રહેતા.

આ સમયે તેમના જ્ઞાનથી આકર્ષાઇ 'કલકત્તા સંસ્કૃત એસોશીએશને' પોતાની ન્યાય, વ્યાકરણની ટાઈટ્લ પરીક્ષાઓના તેમને પરીક્ષક નીમ્યા અને ત્યારબાદ વારંવાર અન્ય પરીક્ષાઓના પણ તેઓ પરીક્ષક બનતા રહ્યા. આમ તેઓ દશ વર્ષ સુધી તો બરાબર કામ કરતા રહ્યા પણ અન્તમાં અન્ય વ્યવસાય વધતાં તે પ્રવૃત્તિનો તેમણે ત્યાગ કર્યો.

આટલા અભ્યાસ બાદ પોતાના ગુરુદેવ સાથે પાછા તેઓ 'ગુજરાત' તરફ વિહાર કરીને આવ્યા. માર્ગમાં 'ઉદેપુર', 'મેવાડ','મારવાડ' વિગેરે પ્રદેશોમાં ખૂબ ફર્યા અને ધર્મનો પ્રચાર કર્યો. ધીરે ધીરે 'ગુજરાત'મા આવ્યા. પુનઃ એક વખત પોતાના વતનમાં શ્રાવકોના આગ્રહથી ચાર દિવસ માટે જઇ આવ્યા. ત્યારબાદ તીર્થાધિરાજ ' શત્રુંજય 'ને ભેટયા–ત્યાંથી પાછા ફરી 'મુંબઇ'ને માર્ગે પડયા–અને ' મુંબઇ 'માં જ ચાતુર્માસ કર્યું.

## તેમની પ્રવૃત્તિ—

" ઇશ્વરના સંબંધમાં લોકો કહી ગયા છે કે તેને એક દીકરો હતો. પેગમ્બરને માટે પણ કેટલાકો તરફથી એમ કહેવામાં આવ્યું છે કે તે ઐન્દ્રજાલિક હતો. જ્યારે ઈશ્વર કે પેગમ્બર પણ માણસોની નિંદામાંથી નથી બચ્યા ત્યારે માણસ તો કેવી જ રીતે બચી શકે ? "

—સૂરીશ્વર અને સમ્રાટ્

તેઓશ્રીએ પોતાની પ્રવૃત્તિ હમેશાં જ્ઞાનમય જ રાખી છે. તેઓએ આ છાપાંના નકામા–ધાંધલીઆ વાતાવરણમાં જરા પણ ભાગ નથી લીધો અને હમેશાંને માટે ઉદાસીન રહ્યા છે. પોતાનાથી બનતી સાહિત્યસેવામાં અને ધર્મોપદેશમા તથા અન્ય ધર્મક્રિયાઓમાં પોતાનું જીવન વ્યતીત કર્યું છે. તેઓશ્રી સદા સમજતા આવ્યા છે કે–નકામા બીજાને હલકા પાડવાથી–યા પોતાની ખોટી બડાઇઓ હાંકવાથી મોટા નથી થવાતું. જે ચાહે છે કે અમે મોટા થઇએ તેઓ હમેશાં ખોટા જ ઠરે છે જે શાન્ત અને ચૂપચાપ પોતાની સાહિત્યક પ્રવૃત્તિ વધારતો જાય છે તે જ પાર ઉતરી જાય છે; નહિ તો ક્લેશના કીચડમાં ફસાઇ પોતાનું ધ્યેય તે ચૂકી જાય છે. આ જ એમના વિચાર અને એ જ એમની ધારણા, જે આજની મનોરમ ઘડી સુધી એક જ સરખી છે: અરે ! પોતાના પર દ્વેષીઓ તરફથી જુઠા અને અપમાનકારક હુમલા થયા છતાં તેઓ છાપાંઓની કહેવાતી સભ્ય ગાળાગાળીમાં નથી પડયા. તેઓ સર્વદા સ્વામી **રામતીર્થ**ના જેવો જ સિદ્ધાન્ત રાખે છે કે–

" મિત્રો અથવા શત્રુઓએ કરેલી ટીકાને આપણે આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા માટે જાગૃત કરવા આવેલા ખરાબ સ્વપ્ન તરીકે જ ગણી કાઢવી. તમે જાગો છો ત્યારે સ્વપ્ન કયાં છે ? "

અને વ્હાલા વાચક ! પરિણામમાં જે હીરો હતો તે આજે હીરો જ રહ્યો અને નકલી

હીરા બિચારા પોતાનું નૂર ગુમાવી બેઠા. જે પોતે સમજે છે કે હું ખરાબ નથી તેને ભલે એક વખત દુનિયા ખરાબ કહે પણ તેથી તેને કાંઇ નુકશાન થતું નથી. અરે! આ ચક્કરમાં તીર્થંકર જેવા સમર્થ જ્ઞાનીઓ પણ આવી ગયા છે તો મનુષ્ય કોણ માત્ર ? અગર કેવળ સારાની જ દુનિયા હોત તો તેનો ઉદ્ધાર ક્યારનો થઇ ગયો હોત. એ તો ખરાબ વગર સારાની પરીક્ષા ન હોય. અમાવાસ્યાનાં ઘોર અંધારા સિવાય ચંદ્રનું મૂલ્ય કેમ અંકાય ?

આપણા મુનિરાજશ્રી આ વાતોના સમજદાર હોવાથી આ જ સુધી શાન્ત રહેવા પામ્યા છે અને તેઓશ્રી સમાજને સારાં સારાં પુસ્તકો અર્પી શક્યા છે. તેઓશ્રીએ ન્યાય, વ્યાકરણાદિના ઘણા ગ્રંથો ગુજરાતીમાં યા અન્ય ભાષામાં ગુર્જરાદિ પ્રજાના હિતાર્થે લખ્યા છે. ન્યાય વ્યાકરણ જેવા વિષયો ભાષામાં ઉતારવા એ ખરેખર બહુ કઠિન બાબત છે. તે સાથે તેઓશ્રીએ દર્શન પર પણ પુસ્તકો રચ્યાં છે. પોતે ગુજરાતી તેમજ સંસ્કૃત ભાષાના કવિ પણ છે. તેઓશ્રીએ રાસ તથા અન્ય પુસ્તકો પદ્યમાં પણ લખ્યાં છે. તેની વિસ્તૃત સૂચી અત્ર આપવામાં આવેલ છે. આવી રીતે આજ દિન પર્યન્ત તેઓશ્રી પોતાની સાહિત્ય વિષયક પ્રવૃત્તિ એકધારી વધારી રહ્યા છે.

તેઓશ્રીને 'ગુજરાત'માં આવતાં 'બ્યાવર'માં સૂરિજી સમક્ષ શ્રીસંઘે પ્રવર્તકનું પદ આપ્યું, જે સમયે આજે આચાર્યપદથી વિભૂષિત **શ્રીવિજયેન્દ્રસૂરિજી**ને ઉપાધ્યાય પદવી અપાણી હતી તથા જે વખતે સંસ્કૃત ભાષાના અખંડ અભ્યાસી ન્યાયતીર્થ ન્યાયવિશારદ મુનિરાજ **શ્રીન્યાયવિજયજી** ' કિસનગઢ 'થી ખાસ પધાર્યા હતા, તથા જે મંગલ સમયે ગુરુભક્ત મુનિરાજ **શ્રીવિશાલવિજયજી**ને ભાગવતી દીક્ષા અપાણી હતી.

**પુનઃ કાશી તરફ પ્રયાણ—**

'મુંબઇ'ના ચાતુર્માસ બાદ **શ્રીવિજયધર્મસૂરિજી**ની ઇચ્છા પુનઃ ' કાશી ' તરફ જવાની થઇ; કારણ કે તેમને અનુભવે બતાવ્યું કે પોતે સ્થાપેલ " શ્રીવીરતત્ત્વ પ્રકાશક મંડળ " જો ત્યાં લઇ જવામાં આવે તો ઉન્નતિ થાય. પુનઃ મહાત્માજીએ પોતાની મજલ શરૂ કરી દીધી. સાથે આપણા પ્રવર્તક મુનિરાજ **શ્રીમંગલવિજયજી** પણ હતા.

મનુષ્ય ધારે છે શું અને થાય છે શું ? અધવચ પરિશ્રમથી સૂરિજી બિમાર થયા. અને ' ઇંદોર ' પહોચતાં પહોંચતા તેમની તબીઅત બહુ લથડી ગઇ. હવે તેમને લાગ્યું કે મારે વધારે આરામ શરીરને આપવો જોઇએ. પણ બીજી બાજુ પાઠશાળા માટે જવાની જરૂરીઆત હતી. હવે શું કરે ? અન્તે તેમણે વિચાર્યું કે એ કામ પ્રવર્તક **શ્રીમંગલવિજયજી** સારી રીતે કરી શકશે, માટે તેમને બોલાવી કહ્યું--" ભાઇ તમે જાઓ. "

ગુરુભક્ત પ્રવર્તકજીને તે ન ગમ્યું. રોગગ્રસ્ત ગુરુશ્રીને છોડી અન્યત્ર કેમ જવું ? પણ અન્તમાં ગુરુદેવના અત્યાગ્રહને વશ થઇને એમણે પોતે અન્ય ત્રણ મુનિવરો સાથે ' કાશી ' તરફ પ્રયાણ કર્યું. અને ગુરુદેવને પુનઃ જલદી મળવાનો અંતર પ્રાર્થના કરી. આ સમયે તેઓશ્રીની સાથે શાન્તમૂર્તિ મુનિરાજ **શ્રીજયન્તવિજયજી** પણ હતા.

પણ અરે રે ! માનવી કયે દિવસે પોતાની ઇચ્છાને પાર પાડી શક્યો છે ? તે જે ચાહે છે તેની પ્રતિકૂળતા તેની સામે હાજર થાય છે. એક કવિ પોકારે છે કે—

" અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો;
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે ! "

થયુ પણ એમ જ. હજી ' કાશી ' પહોંચ્યાને અઢી માસ માંડમાંડ થયા હતા તેટલામાં તો જૈન ધર્મનો મહાદીપ બુઝાયો. જૈન નભોમંડળનો ચંદ્ર આથમી ગયો. શ્રીવિજયધર્મસૂરિજીનો સ્વર્ગવાસ થયો. આવા સમાચાર સાંભળતાં. ગુરુભક્ત શિષ્યને ગુરુના વિરહનું દુઃખ કેટલું થાય તે પ્યારા પાઠક ! વર્ણવું મારી લેખન–શક્તિની બહારની વાત છે. પણ હવે અફસોસ કરે કાંઇ વળે તેમ નથી તેમ વિચારી પોતાના મનને શ્રીમંગલવિજયજીએ સમજાવ્યું. અને તેજ વખતે જાણે સ્વર્ગસ્થ ગુરુદેવને અંજલિ ન ધરતા હોય તેમ બે પ્રતિજ્ઞાઓ કરી લીધીઃ એક તો વિદેશી કાપડનો સર્વથા ત્યાગ અને ખાદીનું અંગે ધારણ; અને બીજી હમેશાં છ વિગયમાંથી ચાર વિગયનો ત્યાગ. પ્યારા પાઠક ! આ પ્રતિજ્ઞાનું મહત્ત્વ ઝીણી ઝીણી મલમલો પહેરતા મુનિરાજોને પૂછજે કે ચા વિના વ્યાકુળ થતા શ્રીમંતોને પૂછજે ?

અસ્તુ, તેઓશ્રી ' કાશી 'માં રહ્યા. ત્યાં પાછળથી " શ્રીવીરતત્ત્વ પ્રકાશક મંડળ " પણ આવ્યું. તેઓશ્રીએ તેનું ત્યાં એકાદ વર્ષ સુધી સુચારૂ રૂપે સંચાલન કર્યું. વિદ્યાર્થીઓને પ્રેમથી ભણાવ્યાં તથા વ્યવસ્થા સુંદર બનાવી. પરંતુ એટલામાં ઉક્ત સંસ્થાને ગુરુદેવના સમાધિમંદિર પાસે " શિવપુરી "માં લઇ જવાનું નક્કી થયું. પ્રવર્તક શ્રીમંગલવિજયજી પોતાના મ્હોટા ગુરુભાઇ ઇતિહાસતત્ત્વમહોદધિ શ્રીવિજયેન્દ્રસૂરિજી તથા શાસનદીપક મુનિરાજ શ્રીવિદ્યાવિજયજી જેવા સમર્થ વિદ્વાન મુનિવરો સાથે ' શિવપુરી ' તરફ ચાલ્યા. વચમાં ' આગ્રા 'માં શેઠ શ્રીલક્ષ્મીચંદ્રજી બૈદના આગ્રહથી ચાતુર્માસ રહી પોતાના ગુરુબંધુઓ સાથે એક પ્રતિષ્ઠા કરી તથા ગુરુદેવના સ્મારક તરીકે એક મોટું પુસ્તકાલય સ્થાપ્યું. વાચક ! તે પુસ્તકાલય તે " વિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિર " જે આપણા જીવનનાયકે એકત્રિત કરેલ સુંદર પુસ્તકોના સંગ્રહથી દીપી રહ્યો છે.

અહિંના ઉત્સવમાં ' આગ્રા 'ના શ્રીસંઘ તરફથી પૂજ્યપાદ ઉપાધ્યાય શ્રીઇન્દ્રવિજયજીને ' આચાર્ય 'પદ તથા આપણા પ્રવર્તકજીને ' ઉપાધ્યાય ' પદ મળ્યું.

ત્યારબાદ ઉપાધ્યાયજી 'શિવપુરી' પધાર્યા. પાઠશાળાને ફરી રીતે સંચાલિત કરીને પોતે આચાર્યશ્રી સાથે મારવાડમા વિચરી ફરી 'શિવપુરી'માં આવી ત્યાંથી 'મુંબઇ' ચાતુર્માસ કરી પૂજ્ય આચાર્યશ્રી સાથે 'મદ્રાસ', 'મ્હેસુર' તરફ ચાલ્યા. હજારો માઇલોના વિહાર એ ત્યાગી મુનિઓએ પગે કર્યા. આજે વેગથી દોડતી ટ્રેનમા પણ પ્રવાસીને ત્યાં પહોંચતા ચાર પાંચ દિવસ પૂરા જોઇએ ત્યા પગે ચાલીને જવું એ શું નાની સૂની વાત છે ? ઘોર અટવીઓ, પાણીના પૂરથી ગાંડી બનેલી નદીઓ, પચીસ ત્રીસ કદમ પર ગરજતા સિંહો, અને જંગલી લોકોની વચ્ચે વૃક્ષોના આશરા નીચે વિશ્રામ લેવાનો, આવું આવું પ્રતિદિન મળવાનું છતાં નાનો સાડાત્રણ

હાથનો માનવી પણ શું નથી કરી શકતો ? સંસારની સારામાં સારી કરામતો એની જ બનાવેલી છે. અસ્તુ.

આજે તે ઉપાધ્યાય શ્રીમંગલવિજયજી 'ગુજરાત' 'કાઠીઆવાડ'થી હજારો માઇલના છેટે જૈન ધર્મથી વધુ અપરિચિત પ્રદેશોમાં ફરી પોતાની વિદ્વતાનો ત્યાંના ભવ્ય જીવોને લાભ આપી રહ્યા છે. આજે ચોપન ચોપન વર્ષની અવસ્થાએ પણ એ ત્યાગી મહાત્મામાં હજારો માઇલના વિહાર કરવાનું સામર્થ્ય ભર્યું છે. ક્યાં આજનો નવજુવાન જે ચાર માઇલ ચાલતાં પણ હાંફી જાય અને ક્યાં આ વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, ત્યાગી સાધુ ?

હવે વ્હાલા વાંચક ! આપણે અત્યારે અહિંથી વિખુટા પડીશું. ઉપાધ્યાયશ્રીના જીવન માટે વધારે શું લખવું ? જગદ્વિખ્યાત જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિજીની કીર્તિ અને મહત્તામાં શું તેમનો ભાગ નો'તો ? વિશ્વવિજયી યોદ્ધાઓના વિજયમાં શું સૈનિકોના આત્મભોગથી સ્થપાયેલ હિસ્સો નથી હોતો ? શેઠની શેઠાઇમાં જેટલી તેની મહત્તા પ્રશંસનીય છે તેટલો તેના હાથ નીચેના કુશળ નોકરનો આત્મભોગ પણ છે. ઉપાધ્યાયશ્રીએ છાપામાં પોતાનાં નામો ન છપાવ્યાં—નકામા ક્લેશો કરી પ્રસિદ્ધ પુરુષ નથી બન્યા; એમણે તો ગુરૂશ્રીની ભક્તિમાં અને સાહિત્યની મુંગી સેવામાં જ પોતાના કર્તવ્યની વર્તમાનને માટે ઇતિશ્રી માની છે.

પ્રાન્તે–શાસનદેવ તેમને આરોગ્ય અર્પે જેથી માનવજીવનના ટુંકા સમયમાં પણ તેઓ લોકકલ્યાણને માટે બીજા અનેક લાભદાયી ગ્રંથો રચે અને બાલજીવોને સન્માર્ગે દોરે. પોતાની શુદ્ધ સાધુતાથી નાસ્તિકતાભર્યા વાતાવરણમાં પણ સત્યધર્મતા સ્થાપે એમની કીર્તિ તથા સાધુતાના પરિમલો દિગદિગન્તમાં પ્રસરે. આટલી જ શુભેચ્છા કરીને વ્હાલા વાચક ! આપણે વિખુટા થઇશું.

" शिवमस्तु सर्वजगतः परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं सर्वत्र सुखीभवन्तु लोकाः ॥ "

એ જ ओम् शान्तिः, ओम् शान्तिः, ओम् शान्तिः ।



# વિષય-પ્રદર્શન.

## પ્રથમ ઉલ્લાસ—જીવ-અધિકાર



૧ કૌંસમા દર્શાવેલો વિષય ટિપ્પણગત સમજવો.

* આ કોષ્ઠકસૂચક ચિહ્ન છે.

## દ્વિતીય ઉલ્લાસ-અજીવ અધિકાર

## તૃતીય ઉલ્લાસ-આસ્રવ અધિકાર

## ચતુર્થ ઉલ્લાસ-બન્ધ આધિકાર

## પંચમ ઉલ્લાસ-સંવર અધિકાર

## ષષ્ઠ ઉલ્લાસ-નિર્જરા અધિકાર

## સપ્તમ ઉલ્લાસ-મોક્ષ અધિકાર

# વિષયાનુક્રમ

अर्हम् ।

# આર્હત દર્શન દીપિકા

યાને

# જૈનતત્ત્વપ્રદીપનું વિસ્તૃત વિવેચન

## પ્રથમ ઉલ્લાસ— ' જીવ ' અધિકાર

**ગ્રન્થકારકૃત મંગલાચરણ—**

**नत्वा श्रीमन्महावीरं, धर्मसूरिं गुरुं तथा ।**
**'जैनतत्त्वप्रदीपा'ख्यं, ग्रन्थं कुर्वे यथामति ॥ १ ॥**—अनुष्टुप्

અર્થાત્ અન્તરંગ શત્રુઓને પરાસ્ત કરીને જેમણે પોતાનું નામ સાર્થક કર્યું છે, તેવા ચોવીસમા તીર્થંકર [1]**શ્રીમહાવીર**(પ્રભુ)ને તેમજ ધર્મનો ઉદ્દ્યોત કરવામાં સૂર્ય સમાન એવા ગુરૂ ( શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય ) [2]**શ્રીવિજયધર્મ**સૂરિને નમસ્કાર કરીને હું ( ન્યાયવિશારદ ન્યાયતીર્થ પ્રવર્તક **શ્રીમંગલવિજય** ઉપાધ્યાય ) મારી બુદ્ધિ અનુસાર જૈન તત્ત્વ ઉપર પ્રકાશ પાડવામાં પ્રદીપ સમાન એવો **જૈનતત્ત્વપ્રદીપ** નામનો ગ્રન્થ રચું છું.

**મંગલાચરણનો હેતુ તથા અનુબન્ધ-ચતુષ્ટય—**

શિષ્ટાચારનું પરિપાલન કરવાને અર્થે, નિર્વિઘ્ને ગ્રન્થની પરિસમાપ્તિ થાય કે ઇષ્ટ અર્થની સિદ્ધિ થાય[3] તેટલા માટે કે અન્ય કોઇ એવા હેતુપૂર્વક પ્રાયઃ દરેક ગ્રન્થકાર શાસ્ત્રની આદિમાં

---

૧ આ અવસર્પિણીની અપેક્ષાએ અન્તિમ એવા **શ્રીમહાવીર** પ્રભુના જીવન ઉપર પ્રકાશ પાડનારાં અનેક સાધનો છે. આના સ્થૂલ નિર્દેશ માટે જુઓ શ્રીમેરૂવિજયગણિકૃત **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**નું મારૂં સ્પષ્ટીકરણ ( પૃ૦ ૧૬૪–૧૬૫ ).

૨ આ વિવેચન મેં તૈયાર કર્યું ત્યારે તો આ સાક્ષર-રત્ન પોતાની વિદ્વત્તાનો વિશ્વને લાભ આપી રહ્યા હતા, પરંતુ આજે આ ગ્રન્થ છપાતી વેળાએ તો તેમના સ્વર્ગ-વાસ થયાને સવાપાંચ વર્ષો વીતી ગયાં છે. કાળની અકળ કળા છે.

૩ સરખાવો **જીવાજીવાભિગમ** ઉપાંગની શ્રીમલયગિરિસૂરિકૃત ટીકા ( પત્રાંક ૧ )માં આપેલો નિમ્નલિખિત સાક્ષીભૂત શ્લોકઃ—

"प्रेक्षावतां प्रवृत्त्यर्थं, फलादित्रितयं स्फुटम् ।
मङ्गलं चैव शास्त्रादौ, वाच्यमिष्टार्थसिद्धये ॥ १ ॥ "—अनुष्टुप्

પોતાના ઇષ્ટ દેવની તથા પૂજ્ય ગુરૂની સ્તુતિ કરે છે તે પ્રમાણે આ **જૈનતત્ત્વપ્રદીપ**ના કર્તાએ પણ આ શ્લોકના પૂર્વાર્દ્ધ વડે પોતાના ઇષ્ટ દેવ અને ગુરૂની સ્તુતી કરી છે અને ઉત્તરાર્દ્ધ વડે વિષય વિષે ઉલ્લેખ કર્યો છે.

સાધારણ રીતે આ [1]મંગળરૂપ સ્તુતિ દ્વારા વિષય, પ્રયોજન, સમ્બન્ધ અને અધિકારી એ ચાર વસ્તુઓનું દિગ્દર્શન કરાવવાનો નિયમ છે. કહ્યું છે કે—

**" सम्बन्धश्चाधिकारी च, विषयश्च प्रयोजनम् ।**
**विनाऽनुबन्धं ग्रन्थादौ, मङ्गलं नैव शस्यते ॥ १ ॥ "—अनु०**

અર્થાત્ સમ્બન્ધ, અધિકારી, વિષય અને પ્રયોજન એ ચાર અનુબન્ધોથી રહિત, શાસ્ત્રની આદિમાં કરેલું મંગલાચરણ પ્રશંસાપાત્ર નથી. અત્ર તો ચાર અનુબન્ધોમાંના વિષયરૂપ એક જ

---

અર્થાત્ વિદ્વાનોની પ્રવૃત્તિને માટે શાસ્ત્રની શરૂઆતમાં પ્રયોજનાદિ ત્રણ વસ્તુઓ (એટલે કે પ્રયોજન અથવા ફળ, સમ્બન્ધ અને વિષય )નું સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરવું જોઇએ, ( કેમકે વિચારશીલ પુરૂષો કોઇ પણ કાર્યને વિષે પ્રયોજન વિના પ્રવૃત્તિ કરતા નથી ) તેમજ ઇષ્ટ અર્થની સિદ્ધિને માટે મંગલાચરણ પણ અવશ્ય કરવું જોઇએ.

૧ મંગળ શબ્દનો અર્થ વિચારતા શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ **વિશેષાવશ્યકભાષ્ય**માં નિવેદન કરે છે કે—

" मंगिज्जपऽधिगम्मइ, जेण हिअं तेण मंगलं होइ ।
अहवा मंगो धम्मो, तं लाइ तयं समादत्ते ॥ २२ ॥—आर्या
अहवा निवायणाओ, मंगलमिट्ठत्थपगइपच्चयओ ।
सत्थे सिद्धं जं जह, तयं जहाजोगमाओज्जं ॥ २३ ॥— „
मं गालयइ भवाओ, मंगलमिहेवमाइ नेरुत्ता ।
भासंति सत्थवसओ, नामाइ चउव्विहं तं च ॥ "— „
[ मङ्ग्यतेऽधिगम्यते येन हितं तेन मङ्गलं भवति ।
अथवा मङ्गो धर्मस्तं लाति तकं समादत्ते ॥ २२ ॥
अथवा निपातनाद् मङ्गलमिष्टार्थप्रकृतिप्रत्ययतः ।
शास्त्रे सिद्धं यद् यथा तद् यथायोगमायोज्यम् ॥ २३ ॥
मां गालयति भवाद् मङ्गलमिहैवमादि नैरुक्ताः ।
भाषन्ते शास्त्रवशतो नामादि चतुर्विधं तच्च ॥ २४ ॥ ]

અર્થાત્ જે વડે હિત પ્રાપ્ત થાય-મધાય તે મંગળ છે; અથવા મંગ એટલે ધર્મ, તેને સ્વાધીન કરે તે મંગળ ( ધર્મનુ ઉપાદાન કારણ ) છે (૨૨) અથવા ઇષ્ટ અર્થવાળી ધાતુરૂપ પ્રકૃતિ તેમજ પ્રત્યયવાળા નિપાતથી મંગળ શબ્દ સિદ્ધ કરવો અથવા ( વ્યાકરણ ) શાસ્ત્રમા જેમ ઘટે તેમ યથાયોગપૂર્વક તે સિદ્ધ કરવો. (૨૩) અથવા મને જે સસારથી દૂર કરે તે મગળ ઇત્યાદિ મગળ શબ્દના અર્થો શાસ્ત્રાનુસાર શબ્દ-વેત્તાઓ કહે છે; આ મંગળ નામાદિક ચાર પ્રકારે છે. (૨૪)

'મંગળ' શબ્દ સંબંધી વિશેષ માહિતીને માટે તો તેના જિજ્ઞાસુઓને હું વિશેષાવશ્યકની મલધારી શ્રીહેમચન્દ્રસૂરિકૃત બૃહદ્વૃત્તિ ( પત્રાંક ૧૭-૪૦ ) જોવા ભલામણ કરૂં છું.

અનુબન્ધનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જોકે બાકીના અનુબન્ધો ઉપલક્ષણથી યાને સામર્થ્યથી ઘટાવી શકાય તેમ છે. ' જૈન તત્ત્વ ' એ આ ગ્રન્થનો ' વિષય ' અથવા ' અભિધેય ' છે. ' તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ ' એ વાચક વર્ગનું ' અનન્તર પ્રયોજન ' છે, જ્યારે ' પરોપકાર ' એ ગ્રન્થકર્તાનું 'અનન્તર પ્રયોજન' છે; તેમજ ' મોક્ષ-પ્રાપ્તિ ' એ બંનેનું 'પારમ્પારિક પ્રયોજન' છે. પ્રતિપાદ્ય-પ્રતિપાદક ભાવ એ ' સમ્બન્ધ ' છે, કેમકે જૈન તત્ત્વ એ પ્રતિપાદ્ય છે અને આ ગ્રન્થ તેનો પ્રતિપાદક છે, અને ધર્મતત્ત્વના જિજ્ઞાસુઓ આ ગ્રન્થના ' અધિકારી ' છે.

**શ્રીમહાવીર પ્રભુને નમસ્કાર કરવાનું કારણ—**

મંગલાચરણમાં **શ્રીઋષભદેવ** પ્રમુખ અન્ય તીર્થંકરોને નમસ્કાર ન કરતાં ગ્રન્થકારે **શ્રીમહાવીર**પ્રભુને નમસ્કાર કર્યો છે. તેનું કારણ શું હશે ? આનો વિચાર કરતાં એમ ભાસે છે કે તેઓ આસન્ન ઉપકારી હોવાથી તેમજ અત્યારે શાસન પણ તેમનુંજ પ્રવર્તતું હોવાથી તેમને ગ્રન્થકારે નમસ્કાર કર્યો છે.

## પદાર્થ-નિરૂપણ

**પદાર્થની સંખ્યા**

આપણે ઉપર જોઇ ગયા તેમ આ ગ્રન્થમાં જૈન તત્ત્વનું પ્રતિપાદન કરવામાં આવનાર છે, તો તેમાં પ્રથમ તો જૈન મત પ્રમાણે પદાર્થો-તત્ત્વો કેટલા છે, તે પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આના સમાધાનાર્થે ગ્રન્થકાર કથે છે કે—

[1]**जीवा-ऽजीवा-ऽऽश्रव-बन्ध-संवर-निर्जरा-मोक्षलक्षणाः सप्त पदार्थाः ॥**

અર્થાત્ જૈન દર્શનમાં ( ૧ ) જીવ, ( ૨ ) અજીવ, ( ૩ ) [2]આશ્રવ ( આસ્રવ ), ( ૪ ) બન્ધ, ( ૫ ) સંવર, ( ૬ ) નિર્જરા અને ( ૭ ) મોક્ષ એમ [3]સાત પદાર્થો છે.

**સાત પદાર્થોના ક્રમ-નિર્દેશની સકારણતા—**

આ સાત પદાર્થોમાં-તત્ત્વોમાં પ્રથમ જીવનો નિર્દેશ કર્યો છે તેનું કારણ એ છે કે સમગ્ર તત્ત્વોમાં વિચાર કરનાર, પૌદ્ગલિક દ્રવ્યોના ગ્રહણાદિક ક્રિયાનો સંચાલક, સાંસારિક કે મુક્તિ-યોગ્ય પ્રવૃત્તિઓનો વિધાતા જીવ સિવાય અન્ય કોઇ નથી. વળી એના વિના અજીવ તત્ત્વનો ભાવ પણ કોણ પૂછે ? આથી એને પ્રથમ સ્થાન આપ્યું છે તે યોગ્ય છે. જીવની ગતિ, સ્થિતિ, અવગાહના,

---

૧ સરખાવો—

" जीवा-ऽजीवा-ऽऽस्रव-बन्ध-संवर-निर्जरा-मोक्षास्तत्त्वम् । "

—વાચકવર્ય શ્રીઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમસૂત્ર ( અ૦ ૧, સૂ૦ ૪ )

૨ આશ્રવ કહો કે આસ્રવ એ બંને એક જ વાત છે, કેમકે એ બેનો વ્યુત્પત્તિ-અર્થ એક જ છે, જોકે વ્યુત્પત્તિઓ નીચે મુજબ જૂદી છેઃ—

' आश्रूयते कर्म अनेन इति आश्रवः ' । ' आस्रवति कर्म अनेन इति आस्रवः । '

૩ આ સાત પદાર્થો પૈકી પ્રત્યેકના સ્વરૂપનો એક એક ઉલ્લાસ દ્વારા ગ્રન્થકાર સ્વયં નિર્દેશ કરનાર હોવાથી તે વિષે અત્ર વિશેષ ઉલ્લેખ કરવામા આવતો નથી.

વર્તના વગેરેમાં ઉપકારક અજીવ પદાર્થ હોવાથી તેને બીજી પંક્તિમાં મૂકવામાં આવે તે વાસ્તવિક છે. વિકારી જીવ અને અજીવરૂપ [1]કર્મનો સંશ્લેષ તે સંસાર છે. આના આસ્રવ અને બન્ધ એ બે મુખ્ય હેતુઓ છે. તેમાં વળી આસ્રવ વિના બન્ધની હૈયાતી નથી, કેમકે બન્ધ આસ્રવપૂર્વક છે, વાસ્તે આસ્રવને ત્રીજું સ્થાન આપી બન્ધનો આના પછી નિર્દેશ કરવો તે વ્યાજબી છે. આના પછી આના પ્રતિપક્ષીરૂપ સંવર અને નિર્જરાનો ઉલ્લેખ કરવો તે સ્થાને છે. કર્મની સંપૂર્ણ નિર્જરા થતાં મોક્ષ મળે છે, માટે તેનો અંતમાં નિર્દેશ કરાય તે સમુચિત છે. એટલે કે આ સમગ્ર ઊહાપોહ-પ્રવૃત્તિ જેને માટે છે, જે ઉત્કૃષ્ટ તત્ત્વરૂપ છે, જે સમગ્ર બ્રહ્માણ્ડના સારરૂપ છે, તે મોક્ષનો અંતમાં નિર્દેશ કર્યો છે તે સહેતુક છે, કેમકે ભવ્ય જીવની એ અંતિમ-અનન્ય દશા સૂચવે છે.

આ ક્રમ પરત્વે અન્ય રીતે પણ વિચાર થઇ શકે છે. જેમકે બન્ધનમાંથી આત્માનું મુક્ત થવું તે 'મોક્ષ' છે; મુક્તિને પ્રાપ્ત કરવી એ દરેકનો અન્તિમ ઉદ્દેશ છે; તેથી 'મોક્ષ'ને અન્તિમ-સપ્તમ પદાર્થ તરીકે ગણાવ્યો છે તે યુક્ત છે. આ મુક્તિ મેળવવામાં 'સંવર' અને 'નિર્જરા' એ અન્તર કારણો હોવાથી તે બેને મોક્ષની પૂર્વે સ્થાન આપવામાં આવ્યું છે તે વ્યાજબી છે. વળી આસ્રવ અને બન્ધના અસ્તિત્વને લીધે તો નવીન કર્મના રોકાણરૂપ સંવર અને જૂનાં કર્મના પરિશાટનરૂપ નિર્જરાનો મુક્તિ મેળવવામાં ખપ પડે છે. આ કારણને લીધે આસ્રવ અને બન્ધ વિષે સંવર અને નિર્જરા કરતાં પ્રથમ ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ઉચિત છે. વિશ્વના સમસ્ત પદાર્થોનો ચેતન અને જડ અર્થાત્ 'જીવ' અને 'અજીવ' એ બે પદાર્થોમાં અન્તર્ભાવ થતો હોવાથી તે બેનું પ્રથમ નિરૂપણ કર્યું તે સ્વાભાવિક-વાસ્તવિક છે. આ ઉપરથી જોઇ શકાય છે કે સાત પદાર્થોનો અમુક ક્રમ રાખવામાં સબળ કારણ રહેલું છે.

**પદાર્થની પર્યાપ્તતા—**

આ સાત પદાર્થો પર્યાપ્ત છે, કારણ કે જીવ અને અજીવ એ બે મળીને વિશ્વ થયેલું છે. જો સમગ્ર જીવો અને સમસ્ત અજીવ પદાર્થો એક એકથી હમેશાં પૃથક્ જ રહેતાં હોય-કોઇ પણ કાળે એ બેનો સંયોગ થતો ન જ હોય, તો તો પછી અન્ય કોઇ વસ્તુની અપેક્ષા રહેતી નથી; પણ જો તે પૈકી કેટલાક પદાર્થો સંયુકત હોય અને જ્યારે આ સંસારમાં તો તેમજ છે ( કેમકે સંસારી જીવ અનાદિ કાળથી કર્મથી બદ્ધ છે ), ત્યારે તો તે બેના સમ્બન્ધ થવાનું કારણ ( આસ્રવ ), તેનો સમ્બન્ધ ( બન્ધ ), તે સમ્બન્ધનુ રોકાણ ( સંવર ) અને તે સમ્બન્ધનો ક્રમિક અને આત્યન્તિક નાશ ( નિર્જરા અને મોક્ષ ) એટલાનો જ વિચાર કરવો બસ છે. અર્થાત્ આ સાત પદાર્થો ઉપરાત અન્ય કોઇ પદાર્થની અપેક્ષા રહેતી નથી.

આ ઉપરથી એવો સહજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શું ત્યારે આ સંસારના સમગ્ર પદાર્થોને સાત વર્ગમાં જ વહેંચી શકાય તેમ છે કે તેથી પણ ન્યૂનાધિક ( ઓછા વત્તા ) વર્ગોમાં તેનો અન્તર્ભાવ થઇ શકે તેમ છે ?

**જીવ અને અજીવમાં અન્ય પદાર્થોનો અન્તર્ભાવ—**

વસ્તુતઃ જીવ અને અજીવ એમ બે જ પદાર્થો છેઃ પરંતુ અવસ્થા-ભેદને લઇને અથવા

---

૧ આ એક પ્રકારનો પુદ્ગલ છે. એ આત્મિક શક્તિને આવૃત કરે છે. આ સંબંધમાં વિશેષ વિવેચન આગળ ઉપર ( ત્રીજા ઉલ્લાસમાં ) કરવામાં આવનાર છે

સ્પષ્ટ બોધ થાય તેટલા માટે જૈન શાસ્ત્રકારો સાત પદાર્થોનું પ્રરૂપણ કરે છે. જો વસ્તુસ્થિતિ આવી છે, તો પછી આસ્રવ, બન્ધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ પદાર્થોનો કેવી રીતે જીવ અને અજીવમાં સમાવેશ થાય છે એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે. આના સમાધાનાર્થે સમજવું કે 'આસ્રવ ' એ શુભાશુભ કર્મોને આવવાના કારણરૂપ આત્માનો પરિણામ-વિશેષ છે. આ પ્રમાણે આસ્રવ જ્યારે આત્માનો એ જાતનો પરિણામ છે, તો પછી પરિણામ અને પરિણામીને કથંચિત્ અભિન્ન માનતાં તેનો ચેતન પદાર્થમાં સુતરાં અન્તર્ભાવ થઈ જાય છે; અને જો કાર્યનો કારણમાં [1]ઉપચાર

---

૧ "उपचारोऽत्यन्तं विशकलितयोः शब्दयोः सादृश्यातिशयमहिम्ना भेदप्रतीतिस्थगनमात्रम्" અર્થાત્ અત્યંત ભિન્ન શબ્દોને વિષે અમુક પ્રકારની સમાનતા જોવાથી તેમાં રહેલી ભિન્નતાનો ખ્યાલ છોડી દઇ તેમને એક ગણવા તે ' ઉપચાર ' છે. જેમકે કોઇક મનુષ્યને ઉદ્દેશીને એમ કહેવું કે આ ગધેડો છે, આ મનુષ્યમાં અને ગધેડામાં અનેક પ્રકારની ભિન્નતા રહેવા છતાં પણ બન્નેમાં રહેલી મૂર્ખતાને ધ્યાનમાં લઇને આમ પણ કહી શકાય છે. આ ઉપચારનું એક ઉદાહરણ છે. આ ઉપરથી સમજી શકાય છે કે એક વસ્તુમાં અન્ય વસ્તુના તમામ ધર્મો ન હોય તો પણ તે બન્નેમાં રહેલ કોઇક સમાન ધર્મને ઉદ્દેશીને એક વસ્તુનો અન્ય વસ્તુમાં આરોપ કરવો તે ' ઉપચાર ' છે.

આ ઉપચારના અનેક ભેદ છે. જેમકે ( અ ) કારણમાં કાર્યનો ઉપચાર, ( આ ) કાર્યમાં કારણનો ઉપચાર, ( ઇ ) ધર્મમાં ધર્મીનો ઉપચાર, ( ઈ ) ધર્મીમાં ધર્મનો ઉપચાર, ( ઉ ) ગુણમાં ગુણીનો ઉપચાર, ( ઊ ) ગુણીમાં ગુણનો ઉપચાર, ( એ ) આધારમા આધેયનો ઉપચાર, વિગેરે.

( અ ) કારણમાં કાર્યનો ઉપચાર—

આને માટે આપણે મૃત્તિકા ( માટી ) અને ઘટ ( ઘડા )નું ઉદાહરણ વિચારીશું. જે વખતે મૃત્તિકા મૃત્તિકાની જ અવસ્થામાં હોય-મૃત્તિકારૂપે જ હોય-ઘટરૂપે પરિણત ન થઇ હોય ત્યારે પણ સત્કાર્યવાદની અપેક્ષાએ અથવા તિરોભાવની વિવક્ષાપૂર્વક મૃત્તિકાને ઘટરૂપ માનવી તે આ ઉપચારનું દૃષ્ટાન્ત છે. વિશેષમાં આવી સ્થિતિમા પણ આ મૃત્તિકા ઘટ છે એમ કહેવું તે ખોટું નથી; કેમકે જોકે આમાં ઘટના જલધારણાદિક ધર્મો નથી, અર્થાત્ આ મૃત્તિકાથી કંઇ ઘટનું કાર્ય થઇ શકે તેમ નથી, તોપણ રૂપ, રસ, ગન્ધ વિગેરે કેટલાક સમાન ધર્મો બન્નેમા રહેતા હોવાથી તેમજ ભવિષ્યમા તે ઘટ બની શકનાર હોવાથી તેમ કહેવું ન્યાય્ય છે. પારિભાષિક શબ્દમાં કહીએ તો અત્ર દ્રવ્ય-ઘટમા ભાવ-ઘટનો આરોપ કરવામાં આવ્યો છે.

વળી આ સમ્બન્ધમાં એક બીજું ઉદાહરણ વિચારીએ. ધારો કે કોઇક પાઠકને આ વાંચનથી-આ શબ્દ-પ્રયોગથી ઉપર્યુક્ત હકીકતનું જ્ઞાન થયું. તો તે જ્ઞાનરૂપ કાર્યનું કારણ આ શબ્દ-પ્રયોગ હોવાથી, કારણમાં કાર્યનો ઉપચાર કરીને આ શબ્દ-પ્રયોગ પણ જ્ઞાન કહેવાય. આવા કારણને લઇને તો હેતુ-પ્રયોગને પણ ' અનુમાન ' કહેવામાં આવે છે.

( આ ) કાર્યમાં કારણનો ઉપચાર—

ઉપર જોઇ ગયા તેમ જેમ માટી ઘટ છે એમ કહી શકાય, તેમ ઘટ માટી છે એમ પણ કહી શકાય. આ કાર્યમાં કારણના ઉપચાર ( આરોપ )નું દૃષ્ટાન્ત છે.

( ઇ ) ધર્મમાં ધર્મીનો ઉપચાર—

જ્ઞાન-દર્શનરૂપ ઉપયોગ એ આત્માનો ધર્મ છે. આ ઉપયોગરૂપ ધર્મને આત્મારૂપ ધર્મી તરીકે ઓળખાવવો તે ધર્મમાં ધર્મીનો ઉપચાર સમજવો.

( ઈ ) ધર્મીમાં ધર્મનો ઉપચાર—

આત્મારૂપ ધર્મીને ઉપયોગરૂપ ધર્મ તરીકે માનવો તે ધર્મીમાં ધર્મનો ઉપચાર છે.

માનીએ તો તેનો પુદ્ગલ-અજીવ પદાર્થમાં સમાવેશ કરી શકાય છે.[1]

આ પ્રમાણે બન્ધના સમ્બન્ધમાં પણ ઘટાવી શકાય તેમ છે. જેમકે કર્મ-વર્ગણાનું, આત્માના પ્રદેશોની સાથે ક્ષીર અને નીરની માફક યાને લોખંડ અને અગ્નિની જેમ ઓતપ્રોત-એકમેક થઇ જવામાં જે આત્માનો પરિણામ કારણરૂપ છે, તે 'બન્ધ' તત્ત્વ છે. આ પરિણામને પરિણામીથી પૃથક્ માનવામાં ન આવે તો સુતરાં બન્ધ તત્ત્વ ચેતનરૂપ ઠરે છે અને જો કાર્યનો કારણમાં ઉપચાર કરીને વિચાર કરવામાં આવે તો તે કર્મ-વર્ગણાનો અચેતન યાને અજીવ તત્ત્વમાં અન્તર્ભાવ થઇ શકે છે, એ દેખીતી વાત છે.

આ પ્રમાણે નિર્જરા સમ્બન્ધી પણ વિચાર કરી શકાય તેમ છે. જેમકે આત્માની સાથે એકમેક થઇ ગયેલી કર્મ-વર્ગણાઓના પરિશાટનમાં કારણરૂપ આત્માનો જે પરિણામ છે તે નિર્જરા છે. એટલે કે પરિણામને પરિણામીથી અભિન્ન સ્વીકારતાં તેનો જીવ પદાર્થમાં અન્તર્ભાવ થાય છે, જ્યારે ઉપર્યુક્ત ઉપચારને અવલંબીને વિચારીએ તો તેને અજીવમાં સમાવેશ થાય છે.

નિર્જરા એ કર્મનું અંશતઃ-એકદેશીય પરિશાટન છે, જ્યારે મોક્ષ એ તેનું સમસ્તતઃ -સર્વદેશીય પરિશાટન છે. એટલે મોક્ષનો પણ જીવ-અજીવમાં અન્તર્ભાવ થાય છે એ નિવેદન કરવું બાકી રહેતું નથી.

## સાત પદાર્થોની આવશ્યકતા—

જોકે આ પ્રમાણે વસ્તુતઃ બે પદાર્થો સિદ્ધ થાય છે ખરા, પરંતુ તેમ થતાં એ પ્રશ્ન જરૂર ઉપસ્થિત થાય છે કે જ્યારે આ પ્રમાણેની પરિસ્થિતિ છે, તો ગ્રન્થકારે સાત પદાર્થોનો શા માટે નિર્દેશ કર્યો ? આનું સમાધાન જો કે ચોથા પૃષ્ઠમાં સૂચવ્યું છે છતાં તેને સ્ફુટ કરવાના ઇરાદાથી અત્રે ઉમેરવામાં આવે છે કે અતિશય સંક્ષેપ પૂર્વકનું કથન કુશાગ્ર બુદ્ધિઓને માટે સંભવે છે, બાળ જીવોને માટે તો જેટલે અંશે મધ્યમ કથન હિતકારી છે તેટલે અંશે અત્યંત સંક્ષિપ્ત કે અત્યંત વિસ્તૃત કથન હિતકારી નથી. વળી જીવ અને અજીવ એ બે પદાર્થનો જ નિર્દેશ કરવામાં

---

² આ પ્રમાણે ( ઉ ) ગુણમા અને ગુણીનો અને (ઊ) ગુણીમા ગુણના ઉપચાર સમ્બન્ધે પણ સમજી લેવું.

ગામ ચાલ્યું, જગતને મોઢે કંઇ ઢાંકણું છે ઇત્યાદિ આધારમાં આધેયના ઉપચારના ઉદાહરણો છે, કેમકે 'ગામ'થી 'ગામમાં વસતા લોકો' અને 'જગત્'થી 'જગતમાંના પ્રાણીઓ' સમજવાના છે. વિશેષમા વ્યવહાર' નયના દ્દષ્ટાન્તભૂત પર્વત બળે છે, ઘટ ઝરે છે, ઇત્યાદિ ઉદાહરણોનો પણ ઉપચાર તરીકે ઉલ્લેખ કરી શકાય છે; કેમકે પર્વત બળે છે એનો ખરો અર્થ એ છે કે પર્વત ઉપર રહેલ ઘાસ વગેરે પદાર્થો બળે છે, ઇત્યાદિ.

ઉપચારના સંબંધમાં એ પણ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે એકનો બીજામાં આરોપરૂપ આ ઉપચારના અસદ્ભૂત અને સદ્ભૂત એવા બે પ્રકારો છે. શંખમાં પંચાચારનો આરોપ કરી તેને 'આચાર્ય' માનવા તે અસદ્ભૂત ઉપચાર છે. મૂર્તિમાં પરમાત્માનો અથવા કોઇની પણ પ્રતિકૃતિમાં તે વ્યક્તિનો આરોપ કરવો તે સદ્ભૂત ઉપચાર છે.

૧ ત્રીજા ઉલ્લાસ તરફ દૃષ્ટિપાત કરતાં માલૂમ પડશે કે એકને 'ભાવાસ્રવ' અને અન્યને 'દ્રવ્યાસ્રવ' તરીકે ઓળખાવવામાં આવે છે

આપે તો બાળ પરંતુ મુમુક્ષુ જીવોને [1]હેય અને [2]ઉપાદેય તત્ત્વોની શી રીતે સમજ પડે ? આનું તેમને યથાર્થ જ્ઞાન થાય તેટલા માટે આસ્રવ અને બન્ધ એ બે સંસારનાં મુખ્ય કારણોનો–હેય તત્ત્વોનો અને સંવર અને નિર્જરા એ બે મુક્તિના પ્રધાન હેતુઓનો–ઉપાદેય તત્ત્વોનો નિર્દેશ આવશ્યક છે. આ ઉપરથી આસ્રવાદિ ચતુષ્ટયનો ઉલ્લેખ તો સકારણ છે એમ સમજી શકાય છે. પરંતુ મોક્ષનો ઉલ્લેખ કરવાનું શું કારણ છે એમ જો કોઇ પ્રશ્ન કરે તો તેનો ઉત્તર એ છે કે જે મુખ્ય સાધ્ય છે, જે પ્રધાન લક્ષ્ય–બિન્દુ છે, જેના નિર્દેશાર્થે તો આ ગ્રન્થ છે, તેનો કેમ બહિષ્કાર થઇ શકે ? આથી સાત પદાર્થોનો નિર્દેશ સકારણ છે એમ જોઇ શકાય છે.

**પુણ્ય અને પાપનો વિચાર—**

**પુણ્ય અને પાપની વ્યાખ્યા**

[3]**ઉત્તરાધ્યયનસૂત્ર** જેવા આગમમાં તેમજ [4]**નવતત્ત્વપ્રકરણ** પ્રમુખ ગ્રન્થોનાં પણ આ સાત તત્વો ઉપરાંત પુણ્ય અને પાપનો પણ નિર્દેશ કરેલો જણાય છે તો આ બેનું શું સ્વરૂપ છે તેમજ તેનો અત્રે ગણાવેલા સાત તત્ત્વો પૈકી શેમાં અન્તર્ભાવ થાય છે તે હવે વિચારી લઇએ. જીવોને સુખ ભોગવવામાં હેતુરૂપ અધ્યવસાય દ્વારા આવેલ શુભ કર્મ ( પુદ્ગલ ) તે ‘ દ્રવ્ય–પુણ્ય ’ છે. જ્યારે તે કર્મને ઉત્પન્ન કરનારો અધ્યવસાય ( પરિણામ–ભાવ ) તે ‘ ભાવ–પુણ્ય ’ છે. એવી રીતે જીવોને દુઃખદાયી અશુભ કર્મ તે ‘ દ્રવ્ય–પાપ ’ છે, જ્યારે આ અશુભ કર્મને ઉત્પન્ન કરવામાં મૂળ કારણરૂપ અશુભ અધ્યવસાય તે ‘ ભાવ–પાપ ’ છે.

**પુણ્ય અને પાપનો આસ્રવ કે બંધમાં સમાવેશ**

આ ઉપરથી એ પણ સમજી શકાય છે કે પાપ અને પુણ્યનો આસ્રવ અથવા બન્ધ તત્ત્વમાં અન્તર્ભાવ થઇ શકે છે, કેમકે કર્મનુ આગમન તે આસ્રવ છે અને તેનું સંસારી જીવ સાથે મળી જવું તે બન્ધ છે. કહેવાની મતલબ એ છે કે જો શુભ કર્મના આગમનને–ઉપાર્જનને, પુણ્ય કહેવામાં આવે તો તેનો આસ્રવમાં સમાવેશ કરી શકાય અને જો શુભ કર્મના જીવ સાથેના સંબંધને–બન્ધને પુણ્ય કહેવામાં આવે તો તેનો બન્ધમાં સમાવેશ કરી શકાય. આવી હકીકત પાપના સંબંધમાં પણ ઘટાવી શકાય.

**તત્ત્વાર્થાધિગમસૂત્ર**ની શ્રીસિદ્ધસેનગણિકૃત ટીકા ( પૃ૦ ૪૨ )માં ‘**पुण्यपापयोश्च बन्धेऽन्तर्भावात्** ’ અર્થાત પુણ્ય અને પાપનો બન્ધમા અન્તર્ભાવ થાય છે એવો ઉલ્લેખ છે, પરંતુ કાર્યનો કારણમા ઉપચાર કરતાં તેનો આસ્રવમાં પણ અન્તર્ભાવ થઇ શકે છે.

વળી આનો આસ્રવમા અન્તર્ભાવ થાય છે એ વાત આ ગ્રન્થકારકૃત **સપ્તભંગીપ્રદીપ** ( પૃ૦ ૨ ) ઉપરથી તેમજ શ્રીવિજયોદયસૂરિ દ્વારા સંશોધિત **નવતત્ત્વવિસ્તરાર્થ** ( પૃ૦ ૫ ) ઉપરથી પણ જોઇ શકાય છે. શ્રીઅકલંકદેવકૃત **તત્ત્વાર્થરાજવાર્તિક** ( પૃ૦ ૨ )માં તો કહ્યું પણ છે કે—

“ **पुण्यपापपदार्थोपसङ्ख्यानमिति चेत् न, आस्रवे बन्धे वाऽन्तर्भावात् ।** ”

આ વાતનું શ્રી વિદ્યાનન્દસ્વામિકૃત **તત્ત્વાર્થશ્લોકવાર્તિક** (પૃ૦ ૯૧)નો નિમ્ન–લિખિત શ્લોક સમર્થન કરે છે:

એટલુંજ નહિ પરંતુ ભવિષ્યમાં પણ સુખ મળે. આથી આનો અર્થ ' સુખ છે અને છે ' એમ થઇ શકે છે. જે પુણ્ય ભોગવતાં નવું પુણ્ય ન ઉપાર્જન થતાં પાપ ઉપાર્જન થાય-બંધાય તે ' પાપાનુબન્ધિ પુણ્ય ' છે. આનો ઉદય થતાં સુખ મળે છે, પરંતુ ભવિષ્યમાં તો દુઃખ આવી પડે છે. આથી આનો અર્થ ' સુખ છે અને નથી ' એમ થઇ શકે છે. પ્રથમ પ્રકારનું પુણ્ય ઉપાદેય છે, જ્યારે દ્વિતીય પ્રકારનું પુણ્ય હેય છે.

પાપ ભોગવતાં નવીન પાપ ઉપાર્જન કરવું-બાંધવું તે ' પાપાનુબન્ધિ પાપ ' છે. આનો અર્થ ' સુખ નથી અને નથી ' એવો થાય છે. પાપ ભોગવતી વેળાએ શુભ અધ્યવસાયને લઇને નવીન પુણ્ય ઉપાર્જન કરવું-બાંધવું તે ' પુણ્યાનુબન્ધિ પાપ ' છે. આનો અર્થ ' સુખ નથી અને છે ' એમ થાય છે. પ્રથમ પ્રકારનું પાપ હેય છે, જ્યારે દ્વિતીય પ્રકારનું ઉપાદેય છે.

આ પ્રકારના પુણ્ય અને પાપના પ્રકારો ધ્યાનમાં લેવાથી ધર્મીને ઘેર ધાડ કેમ આવે છે તેનું કારણ સમજાય છે. કેમકે આ તો પુણ્યાનુબંધી પાપનું તે ફળ ભોગવે છે; ભવિષ્યમાં તેને ધર્મના ફળ તરીકે સુખ મળશે જ. એવી રીતે ખોટે માર્ગે જનારા ફાવી જતા દેખાય છે તેથી કેટલાક ધર્મ-અધર્મનો વિવેક ભૂલી જવા દોરાય છે તે પણ યુક્ત નથી એમ જોઇ શકાય છે. કારણ કે પૂર્વ જન્મમાં આવા જનોએ જે પુણ્ય ઉપાર્જન કર્યું હતું તેનું મધુરૂં ફળ તેઓ અત્યારે ચાખી રહ્યા છે, પરંતુ ભવિષ્યમાં તો તેમનાં કુકર્મની શિક્ષારૂપ દુઃખ તો તેમને ભોગવવું જ પડશે.

**પુણ્ય અને પાપના પ્રકારો**

આ પ્રમાણે પુણ્ય અને પાપના અવાંતર ભેદો પડે છે તેમ તેના અન્ય અપેક્ષાપૂર્વક પણ બે બે ભેદો પડે છે. જેમકે ( ૧ ) પુણ્યાનુબંધિ પુણ્ય અને ( ૨ ) પાપાનુબન્ધિ પુણ્ય; તેમજ ( ૧ ) પાપાનુબન્ધિ પાપ અને ( ૨ ) પુણ્યાનુબન્ધિ પાપ. જે પુણ્ય ભોગવતા નવું પુણ્ય ઉપાર્જન થાય-બંધાય તે ' પુણ્યાનુબન્ધિ પુણ્ય ' છે. આ ભોગવતાં સુખ મળે

---

૧ ત્યાગ કરવા લાયક. ૨ ગ્રહણ કરવા લાયક, આદરવા યોગ્ય.

૩ સરખાવો આ આગમ ( મૂળ સૂત્ર )ના ૨૮ મા (મોક્ષમાર્ગગતિ) અધ્યયનની નિમ્ન-લિખિત ૧૪ મી ગાથા—

" जीवाजीवा य बंधो य पुण्णं पावासवो तहा
संवरो निज्जरा मुक्खो संतेए तहिया नव । "
[ जीवाजीवौ च बन्धश्च पुण्यं पापास्रवौ तथा ।
संवरो निर्जरा मोक्षः सन्त्येते तथ्या नव ॥ ]

૪ આના કર્તા શ્રીદેવગુપ્તસૂરિ છે. તેમણે ચોથી ગાથામાં કહ્યું છે કે—

" जीवाजीवा पुण्णं, पावासवसंवरो य निज्जरणं ।
बंधो मोक्खो य तहा, नव तत्ता होंति नायव्वा ॥"
[ जीवाजीवौ पुण्यं पापास्रवौ संवरश्च निर्जरणम् ।
बन्धो मोक्षश्च तथा नव तत्वानि भवन्ति ज्ञातव्यानि ॥ ]

આ ગાથા થોડાક ફેરફાર સાથે નવતત્ત્વ તરીકે સુપ્રસિદ્ધ ગ્રન્થની આદિમાં નજરે પડે છે.

" पुण्यपापपदार्थौ तु, बन्धास्रवविकल्पगौ ।
श्रद्धातव्यौ न भेदेन, ससमोऽतिप्रसक्तः ॥ ८ ॥ "

આ વિવેચનનો સાર એ છે કે વિવિધ વિવક્ષા પ્રમાણે પદાર્થોની સંખ્યા જૂદી જૂદી દર્શાવી શકાય છે. જેમકે બેની, સાતની અથવા નવની. આથી ન્યૂનાધિક સંખ્યા પણ દર્શાવી શકાય તેમ છે. દાખલા તરીકે જીવાદિક સાતે તત્ત્વોના ઉત્પાદ ( ઉત્પત્તિ ), વ્યય ( નાશ ) અને ધ્રૌવ્ય (સ્થિતિ) રૂપ 'સત્' પણાની અપેક્ષાએ એક તત્ત્વ છે એમ કહી શકાય. જીવ અને અજીવ એ બે તત્ત્વો પૈકી જો અજીવના ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, પુદ્ગલ અને કાળ એ [1]પાંચ પેટા-વિભાગોને ધ્યાનમાં લઇ 'જીવ' તત્ત્વનો વિચાર કરીએ તો છ તત્ત્વો થાય છે. આવી રીતે જૂદી જૂદી અપેક્ષાએ વિચારતાં પદાર્થોની જૂદી જૂદી સંખ્યા સિદ્ધ થાય છે અને એમાં જ સ્યાદ્વાદીની બલિહારી છે.

**વિવક્ષાનુસાર પદાર્થોની સંખ્યા.**

**અન્ય દર્શનકારોની પદાર્થ સંબંધી માન્યતા—**

પ્રસંગોપાત્ત અન્ય દર્શનકારો કેટલા પદાર્થો માને છે તેનું પણ દિગ્દર્શન કરી લઇએ. પ્રથમ સાંખ્ય દર્શન તરફ નજર કરીશું તો જણાશે કે આ દર્શનકાર પચ્ચીસ (૨૫) તત્ત્વો માને છે. તેમાં ' પુરૂષ ' અને ' પ્રકૃતિ ' એ બે મુખ્ય તત્ત્વો છે. ' સત્ત્વ ', ' રજસ્ ' અને ' તમસ્ ' એ ત્રણ ગુણોની સામ્યાવસ્થાને ' પ્રકૃતિ ' યાને ' પ્રધાન ' કહેવામા આવે છે. આ પ્રકૃતિ જડ છે. એમાંથી બાકીનાં ત્રેવીશ (૨૩) તત્ત્વોનો પ્રાદુર્ભાવ થાય છે. જેમકે પ્રકૃતિમાંથી ' મહાત ' તત્ત્વ અથવા ' બુદ્ધિ ' ઉત્પન્ન થાય છે. આ બુદ્ધિમાંથી ' અહંકાર 'નો આવિર્ભાવ થાય છે. એમાંથી પાંચ સૂક્ષ્મ તન્માત્રા, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને મન એ સોળ ( ૧૬ ) તત્ત્વોની ઉત્પત્તિ થાય છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ એ પાંચને ' સૂક્ષ્મ તન્માત્રા ' તરીકે ઓળખાવવામાં આવે છે. તેમાંથી અગ્નિ, જળ, પૃથ્વી, વાયુ અને આકાશ એ ' મહાભૂતોની ' ઉત્પત્તિ માનવામાં આવી છે. [2] આ પ્રમાણે પ્રકૃતિ એ ત્રેવીસ તત્ત્વોનું કારણ છે.

**સાંખ્ય દર્શન.**

સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય નેત્રેન્દ્રિય અને કર્ણેન્દ્રિય આ પાંચ ઇન્દ્રિયોને ' જ્ઞાનેન્દ્રિયો કહેવામાં આવે છે જ્યારે વાણી, હસ્ત, પાદ, ઉપસ્થ ( પુરૂષ-ચિહ્ન ) અને [3]ગુદા એ પાંચને ' કર્મેન્દ્રિય ' સંબોધવામાં આવે છે.

જેનું કારણ જડ હોય તેનું કાર્ય ચેતન ન હોઇ શકે એ તો દેખીતી વાત છે. વળી

---

૧ આ પાંચેના વિશિષ્ટ સ્વરૂપ માટે જુઓ દ્વિતીય ઉલ્લાસ.

૨ સરખાવો શ્રીકપિલ મહર્ષિપ્રણીત સાંખ્ય દર્શનના પ્રથમ અધ્યાયનું નિમ્ન-લિખિત ૬૧ મું સૂત્ર—

" सत्त्व-रजस्-तमसां साम्यावस्था प्रकृतिः, प्रकृतेर्महान्, महतोऽहङ्कारः, अहङ्कारात् पञ्च तन्मात्राणि उभयमिन्द्रियं, तन्मात्रेभ्यः स्थूलभूतानि, पुरुष इति पञ्चविंशतिर्गणः"

૩ મલ-વિષ્ટા ત્યાગ કરવાનું તેમજ અપાન-વાયુ બહાર કાઢવાનું દ્વાર.

' પુરૂષ ' તત્ત્વ તો ચેતનરૂપ જ છે, તો પછી આ ઉપરથી જોઇ શકાય છે કે સાંખ્ય મતમાં પણ ' ચેતન ' અને ' જડ ' એમ બે જ મુખ્ય તત્ત્વો માનેલાં છે.

**બૌદ્ધ દર્શન— .**

બૌદ્ધ દર્શનમાં વૈભાષિક, સૌત્રાંતિક, યોગાચાર ( અથવા વિજ્ઞાનવાદી ) અને માધ્યમિક ( અથવા શૂન્યવાદી ) એમ ચાર મુખ્ય ફિરકાઓ યાને શાખાઓ છે. તેમાં વૈભાષિક મતમાં આત્માને ' પુદ્ગલ ' શબ્દથી ઓળખવામાં આવે છે તેમજ તેમાં વળી પદાર્થ ચાર ક્ષણ સુધી જ અવસ્થિત રહે છે એવી માન્યતાને સ્થાન આપવામાં આવ્યું છે. વિશેષમાં જાતિ ( ઉત્પત્તિ ), સ્થિતિ, જરા અને વિનાશ એ કોઇ પણ પદાર્થની ઉત્પત્તિ, સ્થિરતા, જીર્ણતા અને નાશના અનુક્રમે કારણ છે, આ સિવાય અન્ય કોઇ કારણ નથી, એમ આ મત પ્રતિપાદન કરે છે.

સૌત્રાંતિક મત પ્રમાણે આત્મા જેવી કોઇ ચીજ નથી. તે મતમાં દુઃખના કારણભૂત વિજ્ઞાન, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને રૂપ એ પાંચ સ્કંધોનું પ્રાધાન્ય છે.

યોગાચાર મત પ્રમાણે વિજ્ઞાન સિવાય આ સમસ્ત વિશ્વમાં બીજો કોઇ પદાર્થ જ નથી. આ મન્તવ્યને લઇને તો આ મત ' જ્ઞાનાદ્વૈતવાદ ' તરીકે ઓળખાય છે.

માધ્યમિક મત તો અખિલ બ્રહ્માણ્ડ શૂન્ય જ છે એમ સ્વીકારે છે. આથી આ મતના અનુયાયીઓ ' શૂન્યવાદી ' કહેવાય છે.

આ ચારે મતોનાં મન્તવ્યોનો સંપૂર્ણ ચિતાર આપવાનું કાર્ય ગ્રન્થ-ગૌરવના ભયથી અત્ર બની શકે તેમ નહિ હોવાથી તેમજ તેને પ્રસ્તુત વિષય સાથે બહુ અગત્યનો સંબંધ પણ નહિ હોવાને લીધે તેનું નિરૂપણ કરવામાં આવતું નથી. પરંતુ ઉપલક દૃષ્ટિએ પણ વિચારતાં એટલું તો જોઇ શકાય છે કે બૌદ્ધ દર્શન પ્રમાણે (૧) કોઇ પણ પદાર્થ જ નથી, (૨) સર્વ પદાર્થ જ્ઞાનમય જ —ચેતનરૂપ જ છે અથવા તો (૩) સમસ્ત પદાર્થોનો ચેતન અને અચેતન યાને જીવ અને અજીવ એમ બેજ તત્ત્વોમાં અંતર્ભાવ થાય છે.

સમસ્ત જગત્ શૂન્ય જ છે, આત્મા જેવો કોઇ પદાર્થ જ નથી તેમજ વિજ્ઞાન સિવાય કોઇ અન્ય પદાર્થજ નથી, એ વાતોનો વિચાર હવે પછી ( પૃ૦ ૧૪-૨૨ ) કરીશું. અત્યારે તો અન્ય દર્શન તરફ દૃષ્ટિ કરીએ.

**વૈશેષિક દર્શન—**

આ દર્શન પ્રમાણે [૧]દ્રવ્ય, [૨]ગુણ, [૩]કર્મ, [૪]સામાન્ય, [૫]વિશેષ અને [૬]સમવાયએમ એકંદર

૧ ગુણ અને ક્રિયાના આધારને ' દ્રવ્ય ' સબોધવામા આવે છે. આ ઉપરાત કાર્યની સમવાયિ-કારણતા જેમાં રહેલી હોય તે 'દ્રવ્ય' છે, એમ પણ તેનું લક્ષણ બાંધવામાં આવે છે. વળી દ્રવ્યત્વરૂપ અપર સામાન્યથી જે સંબદ્ધ હોય તે ' દ્રવ્ય ' છે, એવું લક્ષણ પણ આ સંબંધમાં આપવામાં આવે છે. આ દ્રવ્ય-તત્વના નવ ભેદ છેઃ—(૧) પૃથ્વી, (૨) જળ, (૩) તેજ, (૪) વાયુ, (૫) આકાશ, (૬) કાળ (૭) દિશા, (૮) આત્મા અને ( ૯ ) મન.

૨ રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ,

છ પદાર્થો છે.[1] નવીન મત પ્રમાણે અભાવને પૃથક્ પદાર્થ માનતાં પદાર્થોની સંખ્યા સાતની બને છે.

## દ્રવ્યાદિનો જીવ-અજીવમાં સમાવેશ—

દ્રવ્ય તત્ત્વમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા અને મન એમ જે નવ તત્ત્વનો સમાવેશ કરવામા આવ્યો છે તેમાંથી આત્મા તો ચેતન છે જ, એટલે એ વિષે કંઇ પણ ઉલ્લેખ કરવાનો બાકી રહેતો નથી વળી પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન એની જે પ્રકારે વિવક્ષા કરીએ તે પ્રમાણે તેને જડ કે ચેતનની કોટિમાં મૂકી શકીએ. આકાશ, કાળ અને દિશા તો જડ છે. ગુણ એ દ્રવ્યનો પર્યાય છે, તો પછી દ્રવ્યનો જેમાં સમાવેશ થાય તેમાં ગુણનો પણ સમાવેશ થઇ જ જાય એ સ્વાભાવિક છે. એ પ્રમાણે કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય વિષે પણ સમજી લેવું. અભાવ તો જ્યારે પદાર્થ જ નથી તો એ વિષે વિચાર કરવાનો રહે જ કયાંથી ? આ ઉપરથી સમજી શકાય છે કે વૈશેષિક દર્શનકાર પણ મુખ્યત્વે કરીને ચેતન અને જડ એમ બે જ તત્ત્વો માને છે.

---

સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન તેમજ ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, ધર્મ, અધર્મ અને શબ્દ એમ એકંદર ચોવીસ ગુણો છે, એવી વૈશેષિક મતની માન્યતા છે.

૩ મૂર્ત દ્રવ્યમાં જ રહેનારૂં અને નિર્ગુણ એવું જે તત્ત્વ તે ' કર્મ ' કહેવાય છે. આ કર્મના ઉત્ક્ષેપણ (પત્થર વિગેરેને ઊંચે ફેંકવાની ક્રિયા), અવક્ષેપણ (દડા વિગેરેને નીચે ફેંકવાની ક્રિયા), આકુંચન ( હસ્તાદિને સંકોચવાની ક્રિયા ), પ્રસારણ ( પાદાદિ અવયવોને પ્રસારવાની ક્રિયા ) અને ગમન (જવા-આવવાની ક્રિયા ) એમ પાંચ ભેદો છે

૪ અનેક પદાર્થોમાં 'સમવાય' સંબંધથી નિત્ય રહેવાવાળા તત્ત્વને 'સામાન્ય' કહેવામાં આવે છે અને તેને દ્રવ્ય, ગુણ અને કર્મથી પૃથક્ પદાર્થ તરીકે સ્વીકારવામાં આવે છે. આ સામાન્યના 'પર સામાન્ય' ( યાને મહાસામાન્ય ) અને 'અપર સામાન્ય' એમ બે ભેદો છે. દ્રવ્ય, ગુણ અને કર્મ એ ત્રણેમાં સત્તારૂપે રહેલા સામાન્યને 'પર સામાન્ય' કહેવામા આવે છે, જયારે દ્રવ્યત્વ, ગુણત્વ, ઇત્યાદિ અલ્પ વિષયક સામાન્યને ' અપર સામાન્ય ' કહેવામાં આવે છે.

૫ એક પરમાણુથી બીજો પરમાણુ પૃથક્ છે એવું ભેદ-જ્ઞાન કરાવવામાં કારણરૂપ તત્ત્વ તે 'વિશેષ' છે. એના અનેક ભેદો છે. આ સામાન્યથી તદ્દન સ્વતંત્ર છે, એમ આ વૈશેષિક મતનું માનવું છે. જૈન મત પ્રમાણે તો સામાન્ય અને વિશેષ એ બંને તત્ત્વો સાપેક્ષ છે.

૬ સમવાય એ સંબંધ-વિશેષ છે. અર્થાત્ ગુણ અને ગુણીનો, અવયવ અને અવયવીનો જાતિ અને વ્યક્તિનો, ક્રિયા અને ક્રિયાવાન્નો, આધાર અને આધેયનો તથા નિત્ય દ્રવ્ય અને વિશેષનો જે સંબંધ તે 'સમવાય' છે. અન્ય શબ્દોમાં કહીએ તો આ તન્તુમા પટ છે, આ તૃણમા કટ ( સાદડી ) છે, ઇત્યાદિ જ્ઞાન થવામા જે કારણભૂત હોય તે 'સમવાય' કહેવાય છે. આ સમવાયના અવાતર ભેદો નથી. તે એક, નિત્ય અને વ્યાપક છે–તે સદા સર્વત્ર વર્તમાન છે

૧ સરખાવો **પ્રશસ્તપાદભાષ્ય** ( પૃ૦ ૬ )ની નિમ્ન-લિખિત પંક્તિ—

" **द्रव्य-गुण-कर्म-सामान्य-विशेष-समवायानां** षण्णां पदार्थानां साधर्म्य-वैधर्म्याभ्यां तत्त्वज्ञानं निःश्रेयसहेतुः "

## નૈયાયિક દર્શન—

હવે નૈયાયિક દર્શન તરફ દૃષ્ટિપાત કરીએ. આ દર્શનમાં સોળ તત્ત્વો માનવામાં આવ્યા છે.[1] જેમકે [2]પ્રમાણ, [3]પ્રમેય, [4]સંશય, [5]પ્રયોજન, [6]દૃષ્ટાંત, [7]સિદ્ધાન્ત, [8]અવયવ, [9]તર્ક, [10]નિર્ણય, [11]વાદ,

---

૧ સરખાવો શ્રીગૌતમ મહર્ષિરચિત ન્યાય-દર્શનનું નીચે મુજબનું આદ્ય સૂત્ર—

" प्रमाण-प्रमेय-संशय-प्रयोजन-दृष्टान्त-सिद्धान्ता-ऽवयव-तर्क-निर्णय-वाद-जल्प-वितण्डा-हेत्वाभास-च्छल-जाति-निग्रहस्थानानां तत्त्वज्ञानात् निःश्रेयसाधिगमः "

૨ પદાર્થોની ઉપલબ્ધિના કારણને ' પ્રમાણ ' કહેવામા આવે છે. પછી ભલે તે કારણ જ્ઞાન-સ્વરૂપ હો યા ન હો. નૈયાયિક દર્શન પ્રમાણે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અને આગમ એમ એકંદર ચાર પ્રમાણો છે.

૩ પ્રમાણ વડે નિશ્ચિત થયેલ પદાર્થને ' પ્રમેય ' કહેવામાં આવે છે.

૪ એક જ વસ્તુમાં ભિન્ન ભિન્ન પ્રકારના ધર્મો દૃષ્ટિગોચર થતાં જે વિકલ્પ ઉત્પન્ન થાય છે તેને 'સંશય' કહેવામાં આવે છે. જ્યારે વસ્તુના ફક્ત સામાન્ય ધર્મ જ દૃષ્ટિગોચર થતા હોય અને તેના વિશેષ ધર્મો સ્પષ્ટ દેખાતા ન હોય ( જોકે તેનો ખ્યાલ તો હોય ), ત્યારે સંશયને સ્થાન મળે છે. જેમકે દૂરથી એક વસ્તુ જોઇ; તેમાં મનુષ્ય તેમજ વૃક્ષ એ બંનેમાં રહેલા ઊંચાઇ, પહોળાઇ, ઇત્યાદિ સામાન્ય ધર્મો માલૂમ પડે છે, પરંતુ મનુષ્યના ચેતનત્વાદિ વિશેષ ધર્મો તેમજ વૃક્ષના શાખા-પ્રશાખાત્વ ઇત્યાદિ વિશેષ ધર્મનો સાક્ષાત્કાર થતો નથી. તો આવે સ્થળે આ વૃક્ષ છે કે મનુષ્ય એવો સંદેહ-સંશય ઉદ્‌ભવે છે.

૫ અભીષ્ટ-સાધ્ય વસ્તુ તે ' પ્રયોજન ' છે.

૬ દૃષ્ટાન્ત એટલે ઉદાહરણ. સાધ્ય-ધર્મ અને સાધન-ધર્મની વ્યાપ્તિનો જેમાં નિર્ણય થઈ ગયો હોય અને એથી કરીને તો વાદી અને પ્રતિવાદી ઉભયને જે સંમત હોય તે ' દૃષ્ટાન્ત ' કહેવાય છે.

૭ સિદ્ધાન્તના ચાર પ્રકારો છે—સર્વતંત્ર, પ્રતિતંત્ર, અધિકરણ અને અભ્યુપગમ. જે વાત સર્વ શાસ્ત્રોને-તંત્રોને સંમત હોય તે ' સર્વતંત્ર ' સિદ્ધાંત કહેવાય છે, જ્યારે જે હકીકતના સંબંધમા મતાન્તર હોય તે ' પ્રતિતન્ત્ર ' સિદ્ધાંત કહેવાય છે. એક વાતને સિદ્ધ કરવા જતા સાથે સાથે જે અન્ય વાત પણ સિદ્ધ થઇ જાય તે ' અધિકરણ ' સિદ્ધાન્તને નામે ઓળખાય છે. જે વાત પોતાને માન્ય ન હોય છતાં ' तुष्यतु दुर्जनः ' ભલે તમે તુષ્ટ-થાઓ એવા ઇરાદાપૂર્વક સ્વીકારવામાં આવે તે ' અભ્યુપગમ ' સિદ્ધાન્ત છે.

૮ અનુમાનનાં અંગોને ' અવયવ ' કહેવામાં આવે છે અને તે પાંચ છેઃ-પ્રતિજ્ઞા, હેતુ ઉદાહરણ, ઉપનય અને નિગમન.

૯ તર્ક એ એક પ્રકારનો ઊહાપોહ છે. આ દ્વારા સંશયરૂપ અજ્ઞાન દૂર થાય છે અને વસ્તુનું અસલ સ્વરૂપ ઝળકી ઉઠે છે.

૧૦ નિર્ણય એટલે નિશ્ચય. એ તર્કનું પરિણામ છે.

૧૧ નિર્ણય કરવાને સારૂ વાદી અને પ્રતિવાદીઓ દ્વારા થતી ચર્ચા તે ' વાદ ' છે. જૈન સાહિત્યમાં પણ વાદ સંબંધી વિચાર કરવામા આવ્યો છે. ઉદાહરણ તરીકે જુઓ તાર્કિક ચક્રચૂડામણિ આચાર્યવર્ય શ્રીસિદ્ધસેન દિવાકરકૃત વાદ-દ્વાત્રિંશિકા અને ૧૪૪૪ ગ્રન્થોના પ્રણેતા શ્રીહરિભદ્રસૂરિ-રાજકૃત વાદાષ્ટક.

[1]જલ્પ, [2]વિતણ્ડા, [3]હેત્વાભાસ, [4]છળ, [5]જાતિ, અને [6]નિગ્રહસ્થાન. આ સોળ પદાર્થોનો વૈશેષિક દર્શનકારે માનેલા સાત પદાર્થોમાં સમાવેશ થઇ જાય છે. આ વાતની નિર્ણયસાગર મુદ્રણાલયમાંથી ઇ. સ. ૧૯૨૭ માં બહાર પડેલી અને **મુક્તાવલી, દિનકરી** અને **રામરૂદ્રીથી** વિભૂષિત એવી **કારિકાવલીનો** ૪૨ મા પૃષ્ઠગત નિમ્ન-લિખિત ઉલ્લેખ સાક્ષી પૂરે છેઃ—

**" नन्वन्ये पदार्थाः कथं न सन्ति न्यायसूत्रे षोडशपदार्थनिरूपणादित्याशङ्क्य नैयायिकानामपि मते सप्त पदार्था इत्यविरुद्धं षोडशपदार्थानां सप्तपदार्थेषु अन्तर्भूतत्वात् "**

સોળ પદાર્થોનો સાતમાં કેવી રીતે અંતર્ભાવ થાય છે તેનો પણ આ પૃષ્ઠમાં તેમજ ત્યાર પછીના પૃષ્ઠોમાં વિચાર કરવામાં આવ્યો છે, પરંતુ તેની અહિંઆ ખાસ આવશ્યક્તા નહિ હોવાથી તે સંબંધમાં ઊહાપોહ ન કરતાં ઉપર્યુક્ત ગ્રન્થ જોઇ જવા ભલામણ કરવામાં આવે છે. જ્યારે હકીકત આમ છે, તો પછી આ સોળ તત્ત્વોનો પણ જીવ અને અજીવ એ બે તત્ત્વોમાં અંતર્ભાવ થઇ જાય છે એમ કહેવામા ખાસ પ્રમાણ આપવાની જરૂર રહે છે ?

**અદ્વૈત વેદાન્ત દર્શન—**

અદ્વૈત વેદાન્ત દર્શનકાર એક જ તત્ત્વ-બ્રહ્મતત્ત્વ સ્વીકારે છે. પરંતુ બુદ્ધિપૂર્વક વિચાર કરવામા આવે, તો આ ચેતનરૂપ બ્રહ્મતત્ત્વની સાથોસાથ જડ પદાર્થ તેમણે પણ માનવો પડશે.

---

૧ પોતાના પ્રતિપક્ષીને પરાસ્ત કરવાના ઉદ્દેશથી જે શબ્દ-રચનાનો પ્રયોગ કરવામા આવે તે ' જલ્પ ' છે.

૨ પોતાના પક્ષનું-મન્તવ્યનું સમર્થન કર્યા વિના ગમે તેમ બોલવું તે ' વિતણ્ડા ' છે. આના બળ ઉપર પ્રતિપક્ષીના પક્ષમાં અનેક દૂષણો બતાવવામા આવે છે, પરંતુ પોતાનો પક્ષ સિદ્ધ કરવામા તેનો ઉપયોગ થતો નથી.

૩ અસત્ય હેતુને ' હેત્વાભાસ ' કહેવામાં આવે છે. અન્ય શબ્દમાં કહીએ તો વાસ્તવિક રીતે હેતુ ન હોવા છતાં તેના જેવો જેમાં આભાસ થાય તે ' હેત્વાભાસ ' છે. નૈયાયિકોના મત પ્રમાણે આવા હેત્વાભાસના અસિદ્ધ, વિરૂદ્ધ, વ્યભિચારી, બાધિત ( કાલાતીત ) અને સત્પ્રતિપક્ષ એમ પાંચ પ્રકારો છે. શ્વેતામ્બર જૈનો તો આ પૈકી પ્રથમના ત્રણ સ્વીકારે છે. એ સંબંધમા વિશેષ માહિતી માટે જુઓ ન્યાયવિશારદ ન્યાયતીર્થ મુનિરાજ શ્રીન્યાયવિજયકૃત **ન્યાયકુસુમાંજલિનું** મારું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૧૪૨-૧૪૩ ).

૪ પ્રતિપક્ષીને પરાસ્ત કરવા માટે વિકલ્પો ઉત્પન્ન કરવા તે 'છળ' છે; આ છળના વાક્-છળ, સામાન્ય-છળ અને ઉપચાર-છળ એમ ત્રણ અવાંતર ભેદો છે.

૫ અસત્ય દૂષણોનો આરોપ કરવો તે ' જાતિ ' છે અને તેના એકંદર ચોવીસ પ્રકારો છે. જુઓ આ ગ્રન્થકારકૃત **તત્ત્વાખ્યાનનો** પૂર્વાર્ધ ( પૃ૦ ૧૨૭ ).

૬ પ્રતિજ્ઞા-હાનિ વગેરેનો આશ્રય લઇને વાદીને બોલતો બંધ કરવો, તે ' નિગ્રહ સ્થાન ' છે. બધા મળીને તેના બાવીસ ભેદો છે. જુઓ **તત્ત્વાખ્યાનનો** પૂર્વાર્ધ ( પૃ૦ ૧૩૩ ).

આ વાત ઉપર વિચાર કરીએ તે પૂર્વે જગતમાં કોઈ પદાર્થ જ નથી: સર્વ જગત્ શૂન્ય છે, [1]પ્રમાતા [2]પ્રમેય, [3]પ્રમાણ કે [4]પ્રમિતિ એવું કંઈ છેજ નહિ એ પ્રમાણેની ઉદ્ઘોષણા કરનારા [5]શૂન્યવાદીઓના કથન તરફ લક્ષ્ય આપવું આવશ્યક સમજાય છે.

પ્રથમથી જ એ નિવેદન કરવાની જરૂર જણાય છે કે જો કે શૂન્યવાદીનો પૂર્વ પક્ષ અને તેનું નિરાકરણ સમજાવવા બનતો પ્રયાસ કરવામાં આવે છે, છતાં જો એ વાત કોઇ પાઠકને ગળે ન ઉતરે તો તેથી તેને નિરાશ થવાનું કંઇ કારણ નથી. એ વાત પડતી મૂકીને અન્ય વિષય તરફ દ્રષ્ટિપાત કર્યા બાદ ફરીથી એ વિષય ઉપર વિચાર કરવાથી વધુ પ્રકાશ પડશે એવી આશા રહે છે. આ હકીકત વિચારવામાં આવનારી ' માયાવાદ–મીમાંસા ' ને પણ લાગુ પડે છે.

## શૂન્યવાદ–સમીક્ષા

પૂર્વ પક્ષ—

હે જૈન મતાવલંબી ! જ્ઞાન એ શું છે ? જો જ્ઞાન એ બાહ્ય અર્થ–પદાર્થનું આંતરિક ગ્રાહક છે અને બાહ્ય અર્થ ગ્રાહ્ય છે એમ કહેતા હો, તો આ અર્થ અણુરૂપ, સ્થૂલરૂપ, ઉભયરૂપ કે અનુભયરૂપ છે એમ પ્રશ્ન ઊઠે છે, આમાંથી જો પ્રથમ પક્ષ ગ્રહણ કરતા હો અર્થાત્ અર્થ અણુરૂપ છે એમ કહેતા હો, તો આ અણુ સંબંધી જ્ઞાન–નિશ્ચય પ્રત્યક્ષ દ્વારા થાય છે કે અનુમાન દ્વારા થાય છે એ જાણવું બાકી રહે છે, કેમકે આ બે પ્રમાણો ઉપરાંત ત્રીજું કોઈ પ્રમાણ નથી.[6] જો પ્રત્યક્ષ દ્વારા થાય છે એમ માનો તો અમે તમને પૂછીએ છીએ કે આ પ્રત્યક્ષ યોગિ–પ્રત્યક્ષ છે કે અસ્મદાદિ–પ્રત્યક્ષ છે અર્થાત્ આ પ્રત્યક્ષ યોગિ–ગમ્ય છે કે આપણા જેવાને જેમ અન્ય વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તેવું આ પ્રત્યક્ષ છે ? પ્રથમ વાત અંગીકાર કરશો તો તો તે આગમ પ્રમાણનો વિષય ઠરશે, અને તેમ થતાં તે શ્રધ્ધા માત્રથી આદરણીવ મનાશે, એટલે તે હકીકત ઇષ્ટ નથી. જો દ્વિતીય વાત તમને માન્ય હોય, તો તે અનુભવ-વિરૂદ્ધ વાત છે, કેમકે સ્વપ્નમાં પણ આ પરમાણુ છે, આ પરમાણુ છે એવું જ્ઞાન થતું નથી પણ ઉલટું આ સ્તમ્ભ છે, આ ઘટ છે, ઇત્યાદિ સ્થૂલ વિષયનું જ્ઞાન થાય છે. આથી જોઇ શકાય છે કે અણુનો નિશ્ચય પ્રત્યક્ષ દ્વારા થાય છે આ હકીકત યુક્તિ–વિકલ છે.

હવે જો અણુનો નિશ્ચય અનુમાન–ગમ્ય છે એમ માનતા હો, તો અમારે તમારી પાસેથી એ જાણવું બાકી રહે છે કે તમે અનુમાનનો અર્થ નિશ્ચિત–સાધ્ય–સાધન–સંબંધરૂપ અનુમાન કરો છો કે એથી વિપરીત ? અર્થાત જે સાધ્ય–સાધનનો [7]અવિનાભાવરૂપ સંબંધનો નિશ્ચય થયો છે

---

૧ કોઈ પણ વસ્તુનો યુક્તિપુરઃસ્સર બોધ કરનાર તે ' પ્રમાતા ' કહેવાય છે.

૨ જે વસ્તુ બોધ કરવા યોગ્ય–જાણવા લાયક હોય તે ' પ્રમેય ' છે.

૩ જેના વડે વસ્તુનો યથાર્થ બોધ થાય તે ' પ્રમાણ ' છે

૪ વસ્તુનો યથાર્થ બોધ તે ' પ્રમિતિ ' છે.

૫ આ શૂન્યવાદીઓ તે બીજા કોઇ નહિ, પરંતુ આપણે જોઈ ગયા તેમ તેઓ બૌદ્ધ દર્શનના ચાર સંપ્રદાયોમાંના ' માધ્યમિક ' સંપ્રદાયના અનુયાયીઓ છે

૬ બૌદ્ધ દર્શન તેમજ વૈશેષિક દર્શન પ્રમાણે પ્રત્યક્ષ અને અનુમાન એમ બે જ પ્રમાણો છે.

૭ એક વિના બીજાનું નહિ હોવું એવો આનો સામાન્ય અર્થ છે.

એવા અવિનાભાવ સંબંધના બળ ઉપર તમે અનુમાન કરો છો કે કેમ ? આનો ઉત્તર તમે એમ આપતા હો કે ઉત્તર પક્ષ સ્વીકારવો એ કંઇ ચતુર મનુષ્યનું કામ નથી, કેમકે તેમ કરવાથી તો અતિ પ્રસંગ પ્રાપ્ત થાય, વ્યભિચારી હેતુ દ્વારા પણ સાધ્યની સિધ્ધિ થઇ શકે ઇત્યાદિ અઘટિત વાત પણ અંગીકાર કરવી પડે, વાસ્તે અમે પ્રથમ પક્ષ સ્વીકારીએ છીએ, તો હવે એવી પરિસ્થિતિ ઉદ્ભવે છે કે આ અનુમાનમાંનું વ્યાપ્તિરૂપ–અવિનાભાવ સંબંધરૂપ જ્ઞાન પ્રત્યક્ષથી થાય છે એમ તો તમારાથી પ્રસ્તુતમાં માની શકાય તેમ નથી, કેમકે અણુ–પરમાણુ અતીન્દ્રિય છે, તેથી એવા પદાર્થની સાથે અવિનાભાવ સંબંધ રાખનાર હેતુ–લિંગ પ્રત્યક્ષ–સિધ્ધ મળે તેમ નથી. આથી આવા સંબંધનો નિશ્ચય અનુમાનથી થાય છે એમ જો કહેતા હો તો તે અનુમાન આ અનુમાનથી સિદ્ધ માનો છો કે અન્યથી એટલે કે અનુમાનાન્તરથી ? ' આ જ અનુમાનથી ' એમ તો કહી શકાય તેમ નથી, કેમકે એ કથન તો પરસ્પરાશ્રય નામના દોષથી દૂષિત ઠરે છે, કારણ કે સંબંધનો નિશ્ચય થવાથી તો અનુમાન થાય છે અને અનુમાન થવાથી સંબંધનો નિશ્ચય થાય છે. એવો તમારા કથનનો સાર નીકળે છે; એટલે કે અણુનું જ્ઞાન અનુમાન ઉપર આધાર રાખે છે અને આ અનુમાનનું જ્ઞાન અણુના ઉપર આધાર રાખે છે.

હવે જો અનુમાનાન્તરથી અણુનું જ્ઞાન થાય છે એમ કહેતા હો તો પાછા પૂર્વની માફક અનુમાનના બે પ્રકારમાંના કયા પ્રકારથી માનો છો ઇત્યાદિ વિવેચન કરતાં અનુમાનાન્તરરૂપ અનુમાનથી જ્ઞાન થાય છે એમ માનવું પડશે અને તેમ કરવા જતાં ' અનવસ્થા ' દોષ લાગુ પડે છે. આથી આનો સાર એ નીકળ્યો કે સાધન અને સાધ્યની વ્યાપ્તિ પ્રથમ કોઇ પણ ઠેકાણે નિર્ણીત કરી હોય તો જ ત્યાર પછી અન્યત્ર સાધન–હેતુને જોઇને સાધ્યનું અનુમાન કરી શકાય. પરમાણુરૂપ બાહ્ય વસ્તુ-અર્થની સિદ્ધિમાં તેવી વ્યાપ્તિ નહિ મળતી હોવાથી અનુમાન પ્રમાણ પણ અનુપયોગી ઠરે છે. અર્થાત્ અણુનુ જ્ઞાન અનુમાન દ્વારા પણ થઇ શકતું નથી.

ચાલો, આ સંબંધમાં હવે તમને બીજો જ પ્રશ્ન પૂછીએ છીએ અને તે દ્વારા પણ અર્થને અણુરૂપ માનવામા જે દોષો આવે છે તે બતાવીએ છીએ. શું આ અણુ નિત્ય છે કે અનિત્ય છે ? જો અણુને નિત્ય કહેતા હો, તો તે કોઇ પણ ક્રિયા કરી શકે તેમ છે કે નહિ અર્થાત તે અણુ નિત્ય હોઈ કરીને પણ ક્રિયા કરવામાં પ્રવૃત્તિમાન્ થાય છે કે તે અંકિચિત્કર છે ? અન્ત્ય પક્ષ તો માની શકાય તેમ નથી, કેમકે અર્થ–ક્રિયા ન કરી શકે તેવા અર્થાત્ અકિંચિત્કર પદાર્થો તો ખ–પુષ્પ ( આકાશ–કુસુમની ) માફક સત્તા ધરાવતા નથી. આથી જો અણુને નિત્ય તેમજ તે અર્થ–ક્રિયા કરે છે એમ માનતા હો, તો એ કહેશો કે તે નિત્ય પદાર્થ અર્થ–ક્રિયા અનુક્રમે કરે છે કે યુગપત્-એકી સાથે સર્વ અર્થ ક્રિયાઓ કરે છે ?

જો તે નિત્ય પદાર્થ અર્થ–ક્રિયા અનુક્રમે કરે છે, એમ કહેતા હો, તો તે શું જ્યારે જ્યારે ક્રિયાઓ કરે છે ત્યારે ત્યારે તેનો સ્વભાવ તેવો ને તેવો જ કાયમ રહે છે કે તેમાં ફેરફાર થાય છે અર્થ–ક્રિયા સ્વભાવ–અભેદ–પૂર્વક છે કે સ્વભાવ–ભેદ–પૂર્વક છે ? જો પ્રથમ પક્ષ સ્વીકારતા હો, તો શું જે સ્વભાવ વડે પરમાણુ પ્રથમ કાર્ય કરે છે, તે જ સ્વભાવ વડે તે ઉત્તર કાર્ય કરે છે કે જે સ્વભાવ વડે ઉત્તર કાર્ય કરે છે તે જ સ્વભાવ દ્વારા તે પૂર્વ કાર્ય કરે છે તે જણાવશો. આમાંથી ગમે તે વાત અંગીકાર કરવાથી તો તે અર્થક્રિયા અનુક્રમે ન કરતાં યુગપત્ કરે છે એમ માનવું પડશે.

હવે જો બીજો પક્ષ અંગીકાર કરતા હો અર્થાત એમ કહેતા હો કે સ્વભાવ–ભેદપૂર્વક તે

નિત્ય પદાર્થ અર્થ-ક્રિયા કરે છે, તો તે વારંવાર તેના સ્વભાવમાં ફેરફાર થાય છે એમ સિદ્ધ થતું હોવાથી આપોઆપ નિત્યવાદને જલાંજલિ મળી જાય છે, કેમકે સ્વરૂપમાં ફેરફાર થવો એનું નામ જ અનિત્યતા છે.[1]

હવે જો આમ હારી જવાથી ચીડાઇને એમ કહેતા હો કે નિત્ય પદાર્થ એકી સાથે-યુગપત અર્થ-ક્રિય ઓ કરે છે, તો ભાઇ સાહેબ ! એ કેમ ભૂલી જાઓ છો કે એક ક્ષણમાં પરમાણુની સર્વ ક્રિયાઓ થઇ જવાથી, દ્વિતીયાદિ ક્ષણમાં પરમાણુની સત્તા જતી રહેશે, કેમકે તે અકિંચિત્કર બને છે, તેમજ વળી પ્રથમ ક્ષણમાં અર્થ-ક્રિયા કરવાનો સ્વભાવ અને બીજા ક્ષણમાં શૂન્ય-સ્વભાવ, આમ તે સ્વભાવમાં પરાવર્તન-સ્વભાવ-ભેદ થતો હોવાથી તે પદાર્થ નિત્ય ન સિધ્ધ થતાં ઉલટો અનિત્ય સિધ્ધ થાય છે અર્થાત્ અણુ નિત્ય છે, એ તમારી વાત હવામાં ઊડી જાય છે.

હવે અણુ અનિત્ય છે એમ પણ કહેતા હો તો તે યુક્તિયુક્ત નથી, તે તરફ શૂન્યવાદી ધ્યાન ખેંચે છે. પ્રથમ તે પૂછે છે કે અણુ અનિત્ય છે એ વાક્યમા અનિત્ય શબ્દના ક્ષણિક અને-કાલાન્તરસ્થાયી ( થોડો વખત ટકી રહેનારઃ ) એ બે અર્થોમાંથી કયો અર્થ કરો છો ? જો અનિ-ત્યથી ક્ષણિક અર્થ ગ્રહણ કરતા હો, તો આ અણુ ક્ષણિક છે એમ હોવામાં કંઇ કારણ છે કે નહિ અર્થાત તેની ઉત્પત્તિ શું અકસ્માત્ છે કે કેમ ? જો આમાંથી બીજો પક્ષ સ્વીકારતા હો, તો 'અકસ્માત' શબ્દથી શું હેતુંનો નિષેધ ( કારણ-પ્રતિષેધ )-કારણનો અભાવ સમજવો કે તેની ઉત્પત્તિનો અભાવ માનવો કે તેની ઉત્પત્તિમાં તે પોતેજ કારણ છે અર્થાત્ સ્વાત્મહેતુકત્વ એમ જાણવું કે તે હેતુનું વર્ણન થઇ શકે તેમ નથી એટલે કે તે હેતુ નિરૂપાખ્ય-અનિર્વચનીય છે એમ ગુણવું ?

હવે જો 'અકસ્માત્' શબ્દનો અર્થ કારણનો અભાવ કરતા હો, તો તો અણુની ઉત્પત્તિ કારણની અપેક્ષા રાખતી નથી, એમ તમે અંગીકાર કરો છો અને એથી કરીને તો અણુ હમેશાં વિદ્યમાન રહેશે કે હમેશાં અવિદ્યમાન રહેશે[2] એટલે કે કયાં તો અનિત્ય વાદ ઊડી જાય છે કે

---

૧ આ વાતનું નિરાકરણ અન્ય રીતે પણ થઇ શકે છે તે અત્ર દર્શાવવામા આવે છે. જો તમે એમ કહેતા હો કે નિત્ય પદાર્થ અનુક્રમે અર્થ ક્રિયા કરે છે, તો જે સમયે તે પ્રથમ અર્થ-ક્રિયા કરવા પ્રવૃત્ત થાય તે સમયે તેનામાં અન્ય ક્રિયા કરવાનો સ્વભાવ છે કે નહિ ? જો તેનામાં બીજી પણ અર્થ-ક્રિયા કરવાનો સ્વભાવ છે એમ માનશો, તો પછી અનુક્રમે અર્થ-ક્રિયા કરવામાં શો હેતુ સમાયલો છે ? આનો બચાવ તમે એમ કરતા હો કે સહકારિ બીજાં કારણોનો તે સમયમાં સદ્ભાવ નહિ હોવાથી તે ભવિષ્યમાં થનારી બીજી ક્રિયાઓ કરી શકતો નથી, તો એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે સહકારિ કારણો નિત્ય પદાર્થમા કંઇકં એવી વિશેષતા ઉત્પન્ન કરે છે કે જો સહકારિ કારણો હાજર હોય તો જ તે કાર્ય કરી શકે અને તેના અભાવમા-ગેરહાજરીમાં તે ન જ કરી શકે ? આનો પ્રત્યુત્તર તમે એમ આપતા હો કે સહકારિ કારણો જરૂર તે નિત્ય પદાર્થમાં વિશેષતા-વિશેષ અતિશય ઉત્પન્ન કરે છે, તો અમે તમને એ પૂછવા માગીએ છીએ કે આ અતિશય-વિશેષ નિત્ય પદાર્થના પૂર્વ સ્વભાવમા ફેરફાર કરે છે કે કેમ, અર્થાત્ સહકારિ કારણોને અંગે ઉત્પન્ન થતી વિશેષતાને લઇને શું નિત્ય પદાર્થના સ્વભાવમાં પરાવર્તન થાય છે કે નહિ ? પરાવર્તન થાય છે તો આપણે ઉપર જોઈ ગયા તેમ નિત્યવાદ ઉડી જાય છે અને પરાવર્તન નથી થતું એમ માનો તો અનુક્રમે ક્રિયા થાય છે એ વાત નષ્ટ થઇ જાય છે

૨ સરખાવો બૌદ્ધાચાર્ય શ્રીધર્મકીર્તિનું કથનઃ—

" नित्यं सत्त्वमसत्त्वं वा-ऽहेतोरन्यानपेक्षणात् ।
अपेक्षातो हि भावानां, कादाचित्कत्वसम्भवः ॥ "

કર્યાં તો શૂન્યવાદનો સ્વીકાર થાય છે.

વળી જો ' અકસ્માત્ ' શબ્દથી ઉત્પત્તિનો અભાવ માનતા હો, તો પછી જેમ પ્રથમ ક્ષણમાં તેની ઉત્પત્તિ ન થઇ શકી તેમ અન્ય ક્ષણોમા પણ થઇ શકશે નહિ અર્થાત્ તે શૂન્ય ઠરે છે.

' અકસ્માત '’નો ત્રીજો અર્થ કરવાથી પણ તમારૂં કંઇ વળે તેમ નથી, કેમકે જે પદાર્થ સ્વયં અવિદ્યમાન હોય તે પોતાની ઉત્પત્તિમાં પ્રવૃત્તિ કેવી રીતે કરી શકે ? વળી તે અણુમાં તે ઉત્પન્ન થયો તે પહેલાં પણ કારણરૂપ સત્તા રહેલી હોવાથી તેમાં સર્વદા સત્ત્વ રહેવાનો પ્રસંગ ઉત્પન્ન થાય છે અર્થાત નિત્ય-વાદનો સ્વીકાર કરવો પડે છે.

આ ઉપરાંત ચોથો અર્થ કરવાથી પણ તમે તમારી વાત સિદ્ધ કરી શકો તેમ નથી (જુઓ પૃ૦ ૨૩). આથી અનિત્યનો અર્થ ક્ષણિક માનીને પરમાણુ અનિત્ય સિદ્ધ ઠરતો નથી, એ જોઇ શકાય છે.

હવે પરમાણુ ક્ષણિક છે એમ હોવામાં કંઇ કારણ રહેલું છે એમ કહેતા હો, તો આ કારણ કોઇ સ્થૂલ વસ્તુરૂપ છે કે પરમાણુરૂપ છે ? પ્રથમ પક્ષ તો તમારાથી સ્વીકારાય તેમ નથી, કેમકે તમે તો અર્થને અણુરૂપ માનો છો. પરમાણુ ક્ષણિક છે એમ હોવામા જે કારણ રહેલું છે તેને તમે જો 'પરમાણુ' તરીકે ઓળખાવતા હો, તો જ્યારે આ પરમાણુ પોતાનું કાર્ય કરે છે, તે સમયે તે સદ્રૂપ, અસદ્રૂપ, ઉભયરૂપ કે અનુભયરૂપ છે એમ સવાલ ઉપસ્થિત થાય છે.

આમાંથી જો પ્રથમ પક્ષ સ્વીકારતા હો, તો એ જાણવું બાકી રહે છે કે જ્યારે પરમાણુ પોતાનું કાર્ય કરે છે ત્યારે જ તે સદ્રૂપ છે કે ત્યાર પછી પણ છે અર્થાત તે કાલાન્તરસ્થાયી છે ? આમાંથી છેલ્લો માર્ગ સ્વીકારતાં ક્ષણિકવાર નષ્ટ થઇ જાય છે અને પ્રથમ માર્ગ સ્વીકારતાં એ દૂષણ ઉદ્ભવે છે કે ઉત્પત્તિ-ક્ષણમાં તો ઉત્પત્તિ-માત્રમાં વ્યગ્ર હોવાથી તે પોતાનું કાર્ય કરી શકે નહિ. આનો બચાવ જો એમ કરતા હો કે અણુની સત્ત્વરૂપ ક્રિયા તે જ કારણ છે તો પછી રૂપ-અણુ રસ-અણુનુ કારણ અને રસ-અણુ રૂપ-અણુનું કારણ ઇત્યાદિ અતિપ્રસંગ પ્રાપ્ત થાય છે, કેમકે અણુની સત્ત્વરૂપ ક્રિયા તો આવા અણુઓમાં પણ રહેલી છે.

હવે જો બીજો પક્ષ સ્વીકારો તો અર્થાત જે પરમાણુ કારણ છે તે અસદ્રૂપ છે એમ કહેતા હો તો ઉત્પત્તિ-ક્ષણ સિવાય સર્વદા જ્યારે પરમાણુ અસદ્રૂપ છે તો પછી તે પોતાનું કાર્ય હમેશાં જ કર્યા કરશે, કેમકે તેનું અસત્વપણુ તો સદા મોજુદ છે અર્થાત્ ક્ષણિકવાદ ઊડી જાય છે.

ત્રીજો પક્ષ પણ દોષયુક્ત છે, કેમકે જે કારણને તમે પરમાણુરૂપે ઓળખાવો છો તે પરમાણુ ઉભયરૂપ કેમ સભવી શકે ? કારણ કે જો તે સદ્રૂપ હોય તો તે અસદ્રૂપ કેમ કહી શકાય અને જો અસદ્રૂપ હોય તો સદ્રૂપ કેમ કહી શકાય ? અર્થાત્ આમાં મળવાથી દુર્ધર વિરોધ આવે છે.

ચોથો પક્ષ પણ યુક્તિવિકલ છે, કેમકે વિધિ અને પ્રતિષેધરૂપ બે વિકલ્પોમાંથી એકનો નિષેધ કરવાથી અન્યની અવશ્ય સિદ્ધિ થાય છે, એ વાત તો આબાલગોપાલ પ્રસિદ્ધ છે. આથી અણું ક્ષણિક સિદ્ધ થયો નહિ એમ તમારે માનવું પડશે.

હવે જો અણુ કાલાન્તરસ્થાયી છે એમ પ્રતિજ્ઞા કરતા હો તો તેનો પણ નિર્વાહ તમારાથી થઇ શકે તેમ નથી. કેમકે ઉપર્યુક્ત યુક્તિઓમાંની કેટલીક યુક્તિઓ અહિંઆ પણ કામ લાગે તેમ છે. જો અણુને કાલાન્તરસ્થાયી કહેતા હો, તો તે અર્થ-ક્રિયા કરી શકે તેમ છે કે નહિ ?

અન્ત્ય વાત તો તમારાથી મનાય તેમ નથી કેમકે તેમ કરવાથી તે અકિંચિત્કર બનતાં ગગનકુસુમની માફક તે અવિમાન ઠરે છે. પ્રથમની વાત પણ તમે અંગીકાર કરી શકો તેમ નથી. કારણ કે એમ સવાલ ઊભો થાય છે કે જે કાર્ય પરમાણુ કરે છે તે અસદ્રૂપ સદ્રૂપ, ઉભયરૂપ કે અનુભયરૂપ છે ? અસદ્રૂપ કાર્યને ઉત્પન્ન કરે છે એમ માનવું એ તો દેખીતી મૂર્ખાઇ છે. જો સદ્રૂપ કાર્યને ઉત્પન્ન કરે છે એમ માનીએ તો એ વાંધો આવે છે કે ' સત્ ' નું કારણ કેમ હોઇ શકે અને કદી એમ માની પણ લઇએ તો સત્વ તો દરેક સ્થળે હોવાથી ક્રિયાની વિરતિ કદી પણ થશે નહિ. બાકીના બે પક્ષોમાં તો ઉપર્યુક્ત દોષો આવે છે એટલે તે સ્વીકારાય તેમ નથી. આથી પદાર્થ અણુરૂપ છે એ વાત તમે મૂકી દો.

## સ્થૂલરૂપ પદાર્થનો અસંભવ—

શૂન્યવાદી હવે એ સિદ્ધ કરવા તૈયાર થાય છે કે પદાર્થ-અર્થ સ્થૂલરૂપ પણ સંભવી શકે તેમ નથી. તે કહે છે કે જો પદાર્થને સ્થૂલરૂપ માનતા હો, તો તે નિત્ય છે કે અનિત્ય ? નિત્ય છે એમ કહેવાથી તો જે દૂષણો અણુરૂપ અર્થ નિત્ય છે એ સિદ્ધાંતનું ખંડન કરતાં દર્શાવ્યાં હતાં તે અત્ર પણ લાગુ પડે છે. હવે જો અનિત્ય કહેતા હો, તો સ્થૂલરૂપ પદાર્થ કોઇ પણ સમયે ઉત્પન્ન થયો છે એમ તમારો કહેવાનો અર્થ થાય છે અને તેથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે આવા સ્થૂલરૂપ પદાર્થની ઉત્પત્તિમાં શું કારણ છે અને જે પદાર્થ કારણરૂપ હોય તે પદાર્થ સ્થૂલરૂપ છે કે પરમાણુરૂપ ?

પ્રથમ પક્ષ તો દોષ-યુક્ત છે, કેમકે સૂક્ષ્મની અપેક્ષાએ જ કોઇ પણ વસ્તુ સ્થૂલ કહી શકાય એવો નિયમ શું નથી ?

જો બીજો પક્ષ તમને માન્ય હોય, તો અર્થ અણુરૂપ તેમ જ સ્થૂલરૂપ છે એ વાત અર્થાત્ પ્રથમ ગણાવેલા ચાર પક્ષોમાંના ત્રીજા પક્ષનો તમારે સ્વીકાર કરવો પડશે. તે છતાં પણ તમે તે વાત પણ અંગીકાર કરવા તૈયાર હો, તો અમને એ જણાવશો કે જે પરમાણુને તમે સ્થૂલરૂપ પદાર્થથી ઉત્પત્તિના કારણ તરીકે ઓળખાવો છો તે પરમાણુ નિરતિશય છે કે સાતિશય અર્થાત તે કોઇ શકિત-વિશેષથી રહિત છે કે કેમ ?

આમાંથી પ્રથમ માર્ગ સ્વીકારવાથી તો એ આપત્તિ આવી પડે છે કે ત્રણે લોકમાં રહેલા પરમાણુઓમાંનો દરેક પરમાણુ સ્થૂલ કાર્યનો ઉત્પાદક માનવો પડશે અને તે કાર્ય પણ અહોનિશ ચાલુ રહેશે, કેમકે તમે તો ગમે તેવા પરમાણુને પણ કારણરૂપ માનો છો.

જો બીજો માર્ગ તમને ઇષ્ટ હોય, તો ' અતિશય ' થી એકદેશાવસ્થિતિ ( એક જ દેશમાં રહેવું ), સંયોગ કે ક્રિયા સમજવી એ નિવેદન કરશો. જો અતિશયનો અર્થ એકદેશાવસ્થિતિ કરશો, તો પૃથ્વીરૂપ એક દેશમાં રહેલા સર્વ પરમાણુઓને સ્થૂલ કાર્યના ઉત્પાદક માનવા પડશે, કેમકે પૃથ્વી પણ એક દેશ જ છે ને ? જો આના બચાવમાં તમે એમ કહેતા કે દેશ-શબ્દનો આ કંઇ વાસ્તવિક અર્થ નથી અને ખરો અર્થ તો એ છે કે જેટલા પરમાણુઓ વડે એક કાર્ય થઇ શકે તેટલા પરમાણુઓ જે પ્રદેશોમાં રહેતા હોય તેને ' દેશ ' કહીએ છીએ, તો આથી તો પરસ્પરાશ્રય નામનો દોષ આવે છે, કેમકે તમારૂં કહેવું એમ છે કે જ્યાં સ્થૂલ પદાર્થ ઉત્પન્ન થઇ શકે તે દેશ છે અને જે દેશમાં પરમાણુઓ કાર્ય કરી શકે ત્યા સ્થૂલ પદાર્થની ઉત્પત્તિ છે,

અર્થાત્ દેશની સિદ્ધિ કાર્યના પર આધાર રાખે છે અને કાર્યની સિદ્ધિ દેશના પર આધાર રાખે છે. આથી એકદેશાવસ્થિતિ રૂપ અતિશયથી વિશિષ્ટ પરમાણુ કાર્ય કરી શકે નહિ એ વાત સિદ્ધ થઇ જાય છે.

જો અતિશયનો અર્થ ‘ સંયોગ ’ કરતા હો, તો આ સંયોગને નિત્ય માનો છો કે અનિત્ય ? જો સયોગને નિત્ય કહેશો, તો ઉત્પાદ્ય કાર્યની ઉત્પત્તિ સર્વદા ચાલુ છે એમ માનવું પડશે. જો તેને અનિત્ય કહેશો, તો આ સંયોગ કેવી રીતે ઉત્પન્ન થયો ? શું આ પરમાણુઓ-માંથી ઉત્પન્ન થાય છે કે બીજી કોઇ રીતે ? અન્ત્ય માર્ગ ઇષ્ટ નથી, કેમકે તેમ કરવાથી તો તદાધાર ધર્મની અન્ય દ્વારા ઉત્પત્તિ માનવારૂપ આપત્તિ-વિરોધ આવે છે, એટલે કે જેમ ઘટમાં રહેલા રૂપાદિ ધર્મનું અગ્નિસંયોગ માત્ર કારણ નથી પરંતુ ઘટ પણ કારણ છે, તેમ અણુમાં રહેલ ( અનુવૃત્તિ ) સંયોગનુ અણુ પણ એક કારણ છે તેથી અણુ સિવાયનો અન્ય જ કોઇ પદાર્થ કારણ છે એમ માનવું એ વિરોધી હકીકત છે-એ એક જાતનું સાહસ છે.

આથી જો સંયોગરૂપ ઉત્પત્તિમાં તે પરમાણુઓ જાતે જ કારણરૂપ છે એમ કહેતા હો, તો શું આ પરમાણુઓ નિરતિશય છે કે સાતિશય છે ? નિરતિશય માનવાથી તો પ્રથમની માફક દોષ આવે છે. આથી જો આ સંયોગના ઉત્પાદક પરમાણુઓ સાતિશય છે એમ માનશો, તો અન-વસ્થા દોષ આવે છે, કેમકે જેમ એક સંયોગરૂપ અતિશયની ઉત્પત્તિમાં અતિશયાન્તર માનવો પડયો, તેમ અતિશયાન્તરની ઉત્પત્તિમાં વળી અન્ય અતિશયાન્તર માનવો પડશે અને એમ માનવા જતા અનવસ્થા દોષ સ્પષ્ટ રીતે દેખાય છે.

વળી સંયોગરૂપ અતિશય માનવામાં જે બીજાં દૂષણો લાગુ પડે છે તે બતાવવામાં આવે છે. જેમકે આ કાર્યોત્પત્તિમાં પરમાણુવૃત્તિસંયોગસ્વરૂપ જે અતિશય તમે માનો છો, તે પરમા-ણુઓના સ્વભાવરૂપ છે કે તેનાથી અલગ-પૃથક્ છે ? પ્રથમ પક્ષ માનવાથી તો સયોગ એ પરમાણુ જ બની ગયો. એટલે કે તે પદાર્થાન્તર ઠર્યો નહિ. બીજો પક્ષ જો તમને આદરણીય હોય તો એ કહો કે આ અતિશય સર્વથા પરમાણુઓથી અલગ-પૃથક્ છે કે કંથચિત્ છે ? કંથચિત તો તમે કહી શકશો નહિ, કેમકે એ તો વિરોધી વાત છે. હવે જો સંયોગને પરમાણુઓથી સર્વથા પૃથક્ માનતા હો તો એવો સવાલ ઊભો થાય છે કે આ સંયોગ સંબદ્ધ છે કે અસંબદ્ધ ? જો તે અસંબદ્ધ છે એમ કહેશો, તો પરમાણુઓનો આ સંબંધ છે એમ તમારાથી કેમ કહેવાશે વારૂ ? જો તે સંબદ્ધ છે એમ કહેશો, તો શું તે સંયોગ, સમવાય, તાદાત્મય, તદુત્પત્તિ અથવા અવિષ્વગ્ ભાવથી સંબદ્ધ છે ?

એમાંનો પ્રથમ પક્ષ ગ્રહણ કરવો તે યુક્તિવિકલ છે, કેમકે ગુણરૂપ સયોગમાં સંયોગનો અસમ્ભવ છે, કારણ કે એ તો સર્વમાન્ય સિદ્ધાન્ત છે કે ગુણ તો નિર્ગુણ જ હોય છે.

સમવાયરૂપ દ્વિતીય પક્ષ વડે પણ તમારૂં ગાડું ચાલે તેમ નથી, કેમકે સમાવય તો સર્વ-વ્યાપી હોવાથી જ્યારે તે એક સંયોગને એક સ્થળે સંબદ્ધ કરે છે, ત્યારે તેને અન્યત્ર પણ કેમ સંબદ્ધ ન કરે ?

તાદાત્મ્યરૂપ પક્ષ માનવાથી પણ તમારો શુક્રવાર વળે તેમ નથી, કેમકે એમ બોલવાથી ‘ વદતો વ્યાઘાત ’ આવે છે. કારણ કે તમે તો ભેદ પક્ષનો સ્વીકાર કર્યો છે-સંયોગ પરમાણુઓથી સર્વથા અલગ છે એમ કહ્યું છે.

તદુત્પત્તિરૂપ માર્ગથી પણ તમારો દહાડો વળે તેમ નથી, કેમકે પરમાણુઓથી સંયોગની ઉત્પત્તિ થાય છે એ વાતનું તો હમણાં જ અમે ખણ્ડન કરી ગયા છઇએ.

અવિષ્વગ્ભાવરૂપ પક્ષ માનવાથી પણ તમારો બેડો પાર પડે તેમ નથી, કેમકે એ તો કંથચિત તાદાત્મ્યરૂપ છે અને ' કથંચિત કહેવું ' એ વિરોધજનક હકીકત છે.

વળી આ સંયોગ અણુઓના સર્વ દેશો આશ્રીને છે કે એક દેશ આશ્રીને રહેલો છે ? પ્રથમ વાત અંગીકાર કરવાથી તો એમ ભાવ નીકળ્યો કે આખો પરમાણુ બીજા આખા પરમાણુ સાથે મળી જાય છે-એકમેક થઇ જાય છે અને તેથી કરીને તમારો માનેલો સ્થૂલ પદાર્થ એક મોટા પરમાણુરૂપ બની ગયો. બીજી વાત અંગીકાર કરશો, તો છ પરમાણુઓનો યોગ થતો હોવાથી પરમાણુમા ષડંશતારૂપ આપત્તિ આવી પડશે આથી જોઇ શકાય છે કે સંયોગરૂપ અતિશય માનવાથી તમારૂં કાર્ય સરે તેમ નથી, એવી જ રીતે ક્રિયારૂપ અતિશયના સંબંધમાં પણ સમજી લેવું.

વળી, આ સ્થૂળ અવયવી-અર્થ સાધાર છે, કે નિરાધાર ( આશ્રય-શૂન્ય ) છે ? આ અવયવી આશ્રય-શૂન્ય છે એમ કહેવું એ પ્રતીતિ-વિરૂદ્ધ છે. જો તે સાધાર છે, તો શું એક અવયવમાં રહે છે કે અનેકમા રહે છે ? પ્રથમ પક્ષ તો અસત્ય છે. એ વાત તો અવયવોમાં અવયવી રહે છે, નહિ કે અવયવમાં અવયવી રહે છે એ ઉપરથી સમજી શકાય તેમ છે.

હવે આ અવયવીને સાધાર માની તેને અનેક અવયવોમાં રહેતો માનશો, તો એ પ્રશ્ન ઊઠે છે કે આ અવયવો અવિરોધી છે કે વિરોધી છે ? આમાંનો પ્રથમ પક્ષ માનશો તો તે પ્રમાણ-સંગત થશે નહિ, કેમકે આ અવયવ ચલ છે, આ અવયવ અચલ છે, આ નીલ છે, આ સ્થૂલ છે, આ અસ્થૂલ છે એવી પ્રતીતિ થાય છે. એટલે કે એક જ સ્થૂલ અવયવીમાં પ્રત્યક્ષ જણાતા ચલત્વ, અચલત્વ, નીલત્વ, ઇત્યાદિ વિરોધી અવયવોનો અપલાપ થશે. હવે જો વિરોધીરૂપ પક્ષ સ્વીકારશો, તો વિરૂદ્ધ ધર્મોનો સંબંધ-વિશેષ થવાથી એક સ્થૂલ અવયવી સિદ્ધ થઇ શકશે નહિ, અર્થાત્ પરસ્પર વિરોધી અવયવો વડે એક સ્થૂલ અવયવી કેમ બની શકે ?

વળી આ સ્થૂલ અવયવી અવયવમા સામસ્તેયન-સંપૂર્ણતાથી રહે છે કે એક દેશથી ( અંશથી ) રહે છે ? પ્રથમ પક્ષ સ્વીકારવાથી તો બીજા બધા અવયવો નિરર્થક બની જશે. અર્થાત્ અનેક અવયવ-આધારરૂપ પક્ષ પાતાલમાં ગરક થઇ જશે. અથવા તો દરેક અવયવમા અવયવી રહે છે એમ કહેવાથી અવયવોની બહુલતા પ્રમાણે અવયવીની પણ બહુલતા માનવારૂપ પ્રસંગ પ્રાપ્ત થશે. જો એક દેશથી અવયવી અવયવમા રહે છે એમ કહેશો, તો પણ તમારૂં કાર્ય સરે તેમ નથી, કેમકે તેમ કરવાથી અવયવીને નિરંશ માનવારૂપ પક્ષ તમારે છોડી દેવો પડશે. વળી જો એ પક્ષને છોડી દઇને તેને સાંશ માનવા તૈયાર થશો તો પણ તમારો પત્તો ખાય તેમ નથી. કારણ કે આ અંશને અવયવીથી ભિન્ન માનો છો કે અભિન્ન તે કહો જો ભિન્ન છે; એમ કહેશો તો પૂર્વોક્ત પ્રમાણે દેશથી કે સમસ્તપણે એમ પ્રશ્ન ઉઠતાં, અનવસ્થારૂપ દોષ લાગુ પડશે; અને જો અભિન્ન માનશો, તો અંશ જેવી કોઇ ચીજ રહેશે નહિ. આ પ્રમાણે વિચારતાં અર્થ સદ્રૂપ તેમજ અસદ્રૂપ એમ ઉભયરૂપ છે એ પક્ષ નિર્બદ્ધ સિદ્ધ થાય છે.

હવે અનુભયરૂપ પદાર્થ છે એ પક્ષ તો વિદ્વાનોને ઉપેક્ષણીય હોય એમાં નવાઇ જ શી ? કેમકે બે વાતમાંથી એકનો નિષેધ કરવાથી અન્યની સિદ્ધિ થાય એ નિયમ ક્યાં જગજાહેર નથી ? એ પ્રમાણે બાહ્ય અર્થ છે એ વાત સિદ્ધ થતી નથી એમ અમે શૂન્યવાદી છાતી ઠોકીને કહીએ છીએ.

હવે તમે માનેલ બાહ્ય અર્થના ગ્રાહક જ્ઞાનરૂપ અર્થ જેવી કોઇ વસ્તુ નથી એ પણ બતાવી દઇએ છીએ, કેમકે જ્યારે બાહ્ય અર્થ જ નથી તો પછી તેનો ગ્રાહક હોય એ બને જ ક્યાંથી ?

વળી બીજી પણ આ બાબતમાં અમે યુક્તિઓ રજુ કરીએ છીએ. પ્રથમ તો અમે તમને એ જ પૂછીએ છીએ કે આ જ્ઞાનરૂપ અર્થ–ગ્રાહક અર્થનો સમકાલીન છે કે નહિ ? પ્રથમ પક્ષ માનતા તો વિશ્વના સમસ્ત પદાર્થોનુ એકી સાથે જ્ઞાન થવું જોઇએ. કેમકે આ જ્ઞાન થવામાં જ્ઞાન અને અર્થનો સમકાલિત્વરૂપ હેતુ બરાબર વિદ્યમાન છે. જો તમે બીજો પક્ષ સ્વીકારતા હો, તો એ પ્રશ્ન ઊઠે છે કે આ જ્ઞાન નિરાકાર છે કે સાકાર ? જો આ જ્ઞાન નિરાકાર છે એમ માનવા જશો તો પ્રતિનિયત પદાર્થનો પરિચ્છેદ થઇ શકશે નહિ આથી જો આ જ્ઞાનનો સાકાર માનવા તૈયાર થતા હો, તો એ જ્ઞાનનો આકાર જ્ઞાનથી ભિન્ન છે કે અભિન્ન ? જો આ જ્ઞાનનો આકાર તેનાથી અભિન્ન માનશો, તો વાસ્તવિક રીતે આકાર જેવો કોઇ પૃથક્–પદાર્થ ન રહેતા, તે જ્ઞાન નિરાકાર ઠરે છે અને આથી તો પૂર્વોક્ત દૂષણો અહિં પણ લાગુ પડે છે. વાસ્તે જો હવે જ્ઞાનના આકારને તેનાથી ભિન્ન માનશો, તો પણ સંકટનું નિવારણ થાય તેમ નથી. કેમકે તમારી આ માન્યતા પરત્વે અમે એ જાણવા માંગીએ છીએ કે આ જ્ઞાનથી ભિન્ન એવો જે આકાર તે ચિદ્રૂપ છે કે અચિદ્રૂપ ? આના પ્રત્યુત્તરમાં તમે એમ કહેશો કે તે આકાર ચિદ્રૂપ છે, તો પાછો પૂર્વનો જ પ્રશ્ન આવી ખડો થાય છે અને તેથી તમે આપત્તિમા બચી શકતા નથી. આથી હવે જો તે જ્ઞાનનો આકાર અચિદ્રૂપ માનશો, તો આ આકાર અર્થનો જ્ઞાતા છે કે નહિ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જો તે અર્થનો જ્ઞાતા નથી એમ કહેશો, તો પછી તે દ્વારા જે જ્ઞાન મળશે તે વાસ્તવિક કહી શકાશે નહિ; અને તે જ્ઞાતા છે એમ કહેશો, તો પાછી પૂર્વોક્ત આપત્તિ આવી પડવાની. આથી જ્ઞાન જેવો કોઇ પદાર્થ જ નથી, એમ સિદ્ધ થાય છે અર્થાત્ શૂન્યવાદનો વિજયડંકો વાગી રહે છે.

## શૂન્યવાદનો નિરાસ

**ઉત્તર પક્ષ—**

હવે જૈન તરફથી શૂન્યવાદીને પ્રશ્ન પૂછવામાં આવે છે કે આ તમારી શૂન્ય–વાદની પ્રરૂપણા પ્રમાણ–પુરસ્સર છે કે નહિ ? જો આ પ્રરૂપણા પ્રમાણ–સિદ્ધ છે એમ કહેશો, તો તે પ્રમાણ અર્થ કે જ્ઞાન એ બેમાંથી એકરૂપ જ સિદ્ધ થતાં, શૂન્ય–વાદ હવામાં ઊડી જાય છે; અને જો આ પ્રમાણને શૂન્ય કહેવાનું સાહસ કરશો, તો તો શૂન્ય પ્રમાણ વડે શૂન્યવાદની સિદ્ધિ તો સોમવતી અમાસ ને શુક્રવારે થઇ શકે તેમ છે.

વળી, જો એમ કહેવા વિચાર રાખતા હો કે આ પ્રરૂપણા કોઇ પણ પ્રમાણના આધારે કરવામાં આવી નથી, તો પછી તમારા કથન પર વિદ્વાનોને વિશ્વાસ હોય જ ક્યાથી ? આ પ્રમાણે શૂન્ય–વાદ શૂન્યતામાં જ લીન થઇ જાય છે.

વળી આ પ્રરૂપણા કરતી વેળાએ જે કેટલાક દોષો તમે આપ્યા છે, તે અમો જૈનોને લાગુ

પડી શકતા નથી, કેમકે અમે તો અનેકાન્તવાદી છીએ; અર્થાત્ અમે જૂદી જૂદી અપેક્ષાએ એક જ વસ્તુમાં વિરોધી ધર્મોને પણ માનવા તૈયાર છીએ અને આ પ્રમાણેની માન્યતા ન્યાય-પુરસ્સર છે, એ પણ સાથે સાથે નિવેદન કરીએ છીએ. વિશેષમાં એ પણ ખુલાસો અમે રજુ કરીએ છીએ કે પરમાણુઓથી જ હમેશાં સ્થૂલ પદાર્થની ઉત્પત્તિ છે એવું કથન અમને માન્ય નથી, કેમકે સ્થૂલ સૂતર વડે પણ સ્થૂલ પટ બને છે એ તો જાણીતી વાત છે તેમજ વળી આત્મા, આકાશ, ઇત્યાદિ પદાર્થો કંઇ પુદ્ગલ-જન્ય નથી. પરમાણુ દ્વારા પણ જ્યાં ઉત્પત્તિ માનવામાં આવે છે, ત્યાં તેમજ તમે પૂછેલા સાધાર-નિરાધાર, અવયવી અનેકરૂપ છે કે એકરૂપ ઇત્યાદિ પ્રસંગોમાં અનેકાન્ત મતનો આશ્રય લેવાથી કોઇ પણ જાતનો ભય રહેતો નથી એટલું જ નહિ, પરંતુ સમસ્ત વાત ન્યાયસંગત ઠરે છે અને તેમ થતાં તમારો શૂન્યવાદ તમને બોલતાં બંધ કરી દે છે.

વિશેષમાં શૂન્યવાદનું સર્વથા સેવન કરનાર શૂન્યવાદીઓને એમ પણ પૂછવામાં આવે છે કે તમે જે શૂન્યવાદની પ્રરૂપણા કરો છો તે તમારા આગમ-અનુસાર છે કે કેમ ? જો તે આગમ-અનુસાર છે, એમ કહેવાનું સાહસ કરશો, તો આગમરૂપી પદાર્થ સદ્રૂપ સિદ્ધ થતા તમારો શૂન્યવાદ શશશૃંગની વિદ્યમાનતાની સાથે ખરેખર હરીફાઇ કરવામાં જરાએ ઉતરે એમ નથી એમ જોઇ શકાય છે. આથી વિપરીત પક્ષ સ્વીકારશો, તો તમારૂં કથન તમારા સિવાય અન્યને માન્ય કેમ થઇ શકશે વારૂ ?

વળી પ્રમેય જેવો કોઇ પદાર્થ જ નથી, એમ કહેશો નહિ; કેમકે તમે જે શૂન્યવાદની પ્રરૂપણા કરો છો તે પ્રમેય નથી, તો બીજું શું છે ? વળી કોઇ પણ વાત સિદ્ધ કરવી હોય, તો તેમાં શું પ્રમાણ રહેલું છે, તે બતાવવું આવશ્યક છે. આથી જો પ્રમાણરૂપ પદાર્થ માનવા તૈયાર થશો, તો શૂન્યવાદનું 'સત્યાનાશ' નીકળી જશે અને જો પ્રમાણ જેવું કંઇ છે જ નહિ એમ કહેશો તો તો વાહ શી સુન્દર વાત !

આ પ્રમાણે શૂન્યવાદની જે સમીક્ષા જૈન ગ્રન્થોમાં નજરે પડે છે તેની સ્થૂલ રૂપરેખા મેં યથામતિ અત્ર આલેખી છે. હવે અદ્વૈતવાદીઓના મન્તવ્યનું અવલોકન કરીશું.

## માયાવાદની મીમાંસા

[1]અદ્વૈતવાદીઓ 'सत्यं ब्रह्म मिथ्या जगत्' એ સૂત્રની બહુધા ઉદ્ઘોષણા કરે છે અને એ દ્વારા તેઓ એમ કહે છે કે બ્રહ્મ જ સત્ય છે અને જગત્ તો મિથ્યા છે-પ્રપંચરૂપ છે અને આ પ્રપંચનું કારણ માયા (અવિદ્યા) છે. પ્રપંચ મિથ્યારૂપ છે, પ્રતીયમાન હોવાથી, શુક્તિ (છીપ)માં ચાંદીની માફક. આવા અનુમાનથી તેઓ બ્રહ્મ જ પદાર્થ છે એમ સિદ્ધ કરવા મથે છે. આ વાતમાં કેટલું સત્ય રહેલું છે, તે હવે વિચારવામાં આવે છે.

માયાવાદીઓને પ્રથમ તો એ પૂછવામાં આવે છે કે (૧) 'મિથ્યા' શબ્દ 'અત્યન્ત અસદ્રૂપ' વાચક છે અર્થાત્ જે 'સર્વથા અસત્' છે તે 'મિથ્યા' છે એવો 'મિથ્યા' શબ્દનો અર્થ

૧ અદ્વૈતવાદના કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત ઇત્યાદિ પ્રકારો તરફ વિશેષ લક્ષ્ય ન આપતાં અત્ર સામાન્ય રીતે તેનો વિચાર કરવામાં આવે છે.

કરો છો કે ( ૨ ) 'અન્ય પદાર્થની અન્યરૂપે પ્રતીતિ' એનું નામ ' મિથ્યા ' છે કે ( ૩ ) 'મિથ્યા' શબ્દ ' અનિર્વાચ્ય'ના અર્થમાં સમજવાનો છે ? જો આ ત્રણ પક્ષોમાંથી તેઓ પ્રથમ પક્ષ અંગીકાર કરે, તો ' અસત્ ' પદાર્થની પ્રરૂપણા કરવારૂપ દોષ તેમને લાગુ પડે છે. બીજો પક્ષ સ્વીકારવાથી અર્થાત્ રજ્જુ ( દોરડી ) ને જોઇને તેને સર્પ માનવા જેવી ભૂલ થાય છે, આ ભૂલને-અજ્ઞાનને મિથ્યા કહેવાથી, તો વિપરીત-ખ્યાતિ સ્વીકારવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, અને જો આ બેમાંથી એક પણ પક્ષ ન સ્વીકારતાં, જો તેઓ તૃતીય પક્ષનો આશ્રય લેતા હોય ( વસ્તુતઃ માયાવાદીઓ તૃતીય પક્ષનું જ અવલમ્બન કરે છે ) તો અનિર્વાચ્યથી શું સમજવું એ જાણવું બાકી રહે છે. જો અનિર્વાચ્યનો અર્થ ' નિઃસ્વભાવતા ' કરવામાં આવે, તો અસત્-ખ્યાતિ કે સત્-ખ્યાતિ એ બેમાંથી એક સ્વીકારવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ( અને આ તો તેમને ઇષ્ટ નથી ), કેમકે સ્વભાવ કયાં તો ભાવરૂપ છે કે કયાં તો અભાવરૂપ છે અર્થાત્ સ્વભાવના આ બે પ્રકારો છે. હવે ' નિસ્ ' અવ્યયનો પ્રતિષેધકરૂપ અર્થ કરવાથી નિઃસ્વભાવતા શબ્દ વડે ભાવનું નિરાકરણ યાને કયાં તો અભાવનુ નિરાકરણ થાય છે. ભાવનું નિરાકરણ થવાથી અસત્-ખ્યાતિ અને અભાવનું નિરાકરણ કરવાથી સત-ખ્યાતિ સ્વીકારવાનો અનિષ્ટ પ્રસંગ તેમને પ્રાપ્ત થાય છે.

આ આપત્તિમાંથી બચવાની ખાતર જો તેઓ ' નિ સ્વભાવતા 'નો અર્થ ' પ્રતીતિ-અગોચરત્વ ' અર્થાત્ જે પ્રગતિગોચર ન હોય તે નિઃસ્વભાવ છે એમ કરે તો ' પ્રપંચ મિથ્યારૂપ છે, પ્રતીયમાન હોવાથી....' એવું જે અનુમાન કર્યું હતું તેની સાથે વિરોધ આવે છે. કેમકે જો પ્રપંચ જેવી વસ્તુ છે જ નહિ તેમજ તેની પ્રગતિ પણ કદાપિ થતી નથી, તો પછી ' પ્રપંચ મિથ્યારૂપ છે, પ્રતીયમન હોવાથી....' એવો અનુમાનનો પ્રયોગ કરીને ' પ્રપંચ 'ને ' ધર્મી'રૂપે કેમ સ્વીકાર્યો છે તેમજ ' પ્રતીયમાનત્વ ' રૂપ હેતુ પણ કેમ અંગીકાર કર્યો છે ? આથી તો ઉલટું એમ સિદ્ધ થાય છે કે પ્રપંચ પ્રતીયમાન છે. આના બચાવમાં જો માયાવાદી એમ યુક્તિ રજુ કરે કે પ્રપંચ પ્રતીતિથી અગોચર છે, એમ કહેવાનું કારણ એ છે કે જે રૂપે પ્રપંચ પ્રતીત થાય છે, તે તેનું વાસ્તવિક રૂપ નથી અને એનું જ નામ પ્રતીતિ-અગોચરત્વ છે, તો તેને વિપરીત-ખ્યાતિ સ્વીકારવી પડશે.

વળી ' પ્રપંચ અનિર્વાચ્ય છે ' એ પક્ષ પ્રત્યક્ષ-બાધિત છે, કેમકે પ્રત્યેક ભિન્ન ભિન્ન પદાર્થને પ્રપંચરૂપે માયાવાદીના મતમાં ઓળખાવવામાં આવ્યો છે, તેમજ પ્રત્યક્ષ પણ ઘટાદિ પદાર્થનુ તેનાથી ઇતર પદાર્થની ભિન્નતાપૂર્વક જ્ઞાન કરાવે છે. અહિંઆ જો માયાવાદી એવો પ્રશ્ન ઉઠાવે કે પ્રત્યક્ષ તો વિધાયક જ છે અર્થાત્ તે તો પદાર્થના સ્વરૂપનું ગ્રહણ કરનાર જ છે પરંતુ તે પદાર્થના સ્વરૂપનું નિરાકરણ કરી શકે તેમ નથી, અને તેમ હોવાને લીધે કેવળ એક બ્રહ્મને માનવાવાળા વેદાન્તીએ નો જ સિદ્ધાંત અબાધ્ય રહે છે, કેમકે તેનું કંઇ ખંડન થઇ શકતું નથી, તો આ તેમનું કથન યુક્તિ-યુક્ત નથી. કેમકે પટાદિક અન્ય પદાર્થોના નિષેધપૂર્વક જ ઘટાદિ પદાર્થના સ્વરૂપનું જ્ઞાન છે. વિશેષમાં પીતાદિ વર્ણોથી ભિન્ન એવો જે નીલ વર્ણ છે તેવા નીલ વર્ણનું આ નીલ વર્ણ છે એવું જ્ઞાન થાય છે, પરંતુ અન્યથા તેમ થતું નથી; કારણ કે જેમ કેવળ ભૂતળનું ગ્રહણ થતાં ભૂતળ ઉપર ઘટનો અભાવ એવું ગ્રહણ થઇ જાય છે, તેવી જ રીતે કેવળ પદાર્થના સ્વરૂપનું જે ગ્રહણ છે, તે અન્ય પદાર્થોના નિષેધના ગ્રહણરૂપ છે. આથી પ્રત્યક્ષ વિધાયક તેમજ નિષેધક એમ સ્વીકારવું ન્યાય-સંગત છે.

આ પ્રમાણેનું પ્રત્યક્ષનું ઉભય સ્વરૂપ હોવા છતાં એમ માની લઇએ કે પ્રત્યક્ષ વિધાયક જ છે, તો પ્રત્યક્ષ દ્વારા જેમ વિદ્યાનું વિધાન થાય છે, તેમ અવિદ્યાનું પણ વિધાન કેમ ન થવું જોઇએ? અવિદ્યાનું આવું વિધાન થાય છે એમ અંગીકાર કર્યાથી સુતરાં દ્વૈતવાદ સિદ્ધ થઈ જાય છે અને અદ્વૈતવાદ આકાશમાં અધ્ધર લટકતો રહી જાય છે; કેમકે વિદ્યા અને અવિદ્યા એમ બે પદાર્થો સિદ્ધ થાય છે અને આમ થતાં પ્રપંચ મિથ્યારૂપ રહેતો નથી વિશેષમાં આ માયાવાદીઓ અવિદ્યાના નિષેધપૂર્વક સન્માત્રનું જ્ઞાન કરાવનાર તરીકે પ્રત્યક્ષને કહે તો શું તેમ કરવાથી તેઓ પોતાની બુદ્ધિમત્તાનું પ્રદર્શન કરતા નથી ?

વળી પ્રપંચ મિથ્યારૂપ છે એવો અદ્વૈતવાદીઓનો પક્ષ અનુમાન–બાધિત પણ છે. કેમકે જેમ આત્મા 'અસત્'થી વિલક્ષણ હોવાને લીધે મિથ્યા નથી તેમ પ્રપંચને સારૂ પણ સમજી લેવું. વિશેષમાં આ પક્ષ સિદ્ધ કરવાને સારૂ પ્રતીયમાનત્વરૂપ જે હેતુ આપવામાં આવ્યો છે, તે વ્યભિચારી છે; કારણ કે બ્રહ્માત્મા પ્રતીત હોવા છતાં પણ મિથ્યારૂપ નથી.

કદાચિત્ માયાવાદી પ્રપંચને અપ્રતીયમાન કહેવાનું સાહસ કરે, તો અપ્રતીયમાન (જાણી ન શકાય તેવા ) પ્રપંચના વિષયમાં વચનનો પ્રયોગ કરવો તે નિરર્થક છે; કેમકે જે પદાર્થ જાણવામાં આવતો હોય તે જ સંબંધી કઇ ઊહાપોહ કરી શકાય.

વળી 'શુક્તિમાં ચાંદીની માફક' એવું જે ઉદાહરણ આપવામાં આવ્યું છે, તે '[1]સાધ્યવિકલ' નામના દોષથી દૂષિત છે; કેમકે શુક્તિ તેમજ ચાંદી એ બન્ને પ્રપંચના ક્ષેત્રની બહાર નહિ હોવાને લીધે એ બન્નેમાં અવાચ્યનીયતા સાધ્યમાન છે.

વળી માયાવાદી જે અનુમાન દ્વારા પ્રપંચ મિથ્યા છે, એમ સિદ્ધ કરવા તૈયાર થાય છે, તે અનુમાન પ્રપંચથી ભિન્ન છે કે અભિન્ન ? જો તે ભિન્ન હોય, તો તે સત્ય છે કે અસત્ય ? આ વિકલ્પોમાંથી 'અનુમાન પ્રપંચથી ભિન્ન તેમજ સત્ય છે' એમ સ્વીકારવાથી તો એમ સહજ જોઇ શકાય છે કે અનુમાનની માફક પ્રપંચ પણ સત્ય ઠરે છે અને આથી અદ્વૈતવાદીરૂપી વૃક્ષના મૂળમાં કુઠારનો પ્રહાર થાય છે. વળી જો અનુમાન અસત્ય છે એમ કહેવામાં આવે તો તો અસત્ય અનુમાનથી કોઇ વસ્તુનું યથાર્થ સ્વરૂપ નિર્ણીત થઇ શકે ખરૂં કે ?

હવે જો અનુમાનથી પ્રપંચ અભિન્ન છે એમ માનવામાં આવે તો અનુમાન પણ પ્રપંચસ્વભાવી ઠર્યું; અને તેમ થતાં જેમ પ્રપંચ મિથ્યારૂપ છે, તેમ અનુમાન પણ મિથ્યારૂપ સિદ્ધ થયુ. અને એમ થયું તો પછી આવા અનુમાનથી શું કાર્ય થઇ શકે તેમ છે ? અને જ્યારે આ પ્રમાણે અનુમાન દ્વારા પ્રપંચ મિથ્યા છે એમ સિદ્ધ ન થઇ શકયું તો પછી પરબ્રહ્મ જ સદ્રૂપ છે અને તે સિવાયના તમામ પદાર્થો અસદ્રૂપ છે એમ કયા આધારે કહી શકાય વારૂ ?

વિશેષમાં જો અદ્વૈતવાદી અદ્વૈતવાદને સિદ્ધ કરવાને પ્રમાણો આપવા તૈયાર થાય, તોપણ એ લોકો પાસે પ્રમાણ જેવી વસ્તુ જ નહિ હોવાને લીધે, તેમના મનોરથ મનમાં જ રહી જશે અર્થાત્ મનમાં પરણ્યા અને મનમા રાંડયા એ જ એનો નિચોડ કહી શકાય કે બીજો કોઇ ? કેમકે પ્રમાણનો

૧ સાધર્મ્ય દૃષ્ટાન્તાભાસના આઠ પ્રકારો પૈકી આ એક છે એની માહિતી માટે જુઓ ન્યાય૦ ( સ્ત૦ ૩, શ્લો૦ ૮ )નું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૧૪૪-૧૪૫ ).

સદ્ભાવ માનવાથી તો અદ્વૈતવાદ ઊડી જાય છે. આનો બચાવ એમ થઇ શકે તેમ નથી કે અમે અદ્વૈતવાદીઓ લોકોને પ્રતીતિ કરાવવાની ખાતર જ અનુમાનાદિ પ્રમાણોનો વ્યવહાર કરીએ છીએ, કેમકે અદ્વૈતવાદીઓના મતમાં પરબ્રહ્મ સિવાયના કોઇ પણ પદાર્થને સારૂ સ્થાનજ નથી, તો પછી ' લોક ' જેવી વાત કરવી તે ટાઢા પહોરના ગપ્પા કે બીજું કંઇ ?

આપણે જોઇ ગયા તેમ અનિર્વચનીયતાનો અર્થ નિઃસ્વભાવતા કરવાથી અદ્વૈતવાદીઓનું કાર્ય સરતું નથી. આથી જો અનિર્વચનીયતાનો અર્થ 'નિરૂક્તિનો વિરહ' અથવા તો ' નિરૂક્તિના નિમિત્તનો વિરહ' એમ કરવામાં આવે ( એટલે કે શબ્દનો ભંડોળ ખૂટી ગયો છે અથવા તો શબ્દ-પ્રયોગ કરવાનું કોઇ પણ કારણ નથી ) તો પણ તેમનો બેડો પાર પડે તેમ નથી. કેમકે નિરૂક્તિનો વિરહ છે એમ કહેવું એ અજ્ઞાન છે, કારણ કે દરેક વસ્તુને સારૂ ભાષામાં શબ્દ છે. હવે જો નિરૂક્તિના નિમિત્તનો વિરહ છે એમ કથન કરવામાં આવે તો તે પણ યુક્તિ-વિકલ છે, કારણ કે નિરૂક્તિનું નિમિત્ત કયાં તો ' જ્ઞાન ' છે યાને કયાં તો ' વિષય ' છે. ઘટપટાદિ પદાર્થનું જ્ઞાન તો આબાલગોપાલ પ્રસિદ્ધ હોવાને લીધે જ્ઞાન નથી, તેનો અભાવ છે, એમ કહેવું એ મૂર્ખતા છે. વળી વિષય નથી એમ પણ કહી શકાય તેમ નથી, કારણ કે તે ભાવરૂપ કે અભાવરૂપ એ બેમાંથી એક તો હોવો જ જોઇએ; અને તેમ માનવાથી અદ્વૈતવાદીઓને સત્-ખ્યાતિ કે અસત્-ખ્યાતિ સ્વીકારવાનો અનિષ્ટ પ્રસંગ પ્રાપ્ત થાય છે.

આ અદ્વૈતવાદના સંબંધમાં બીજું ઘણું કહી શકાય તેમ છે, પરંતુ ગ્રન્થ-ગૌરવના ભયથી વિરમવામાં આવે છે. વિશેષ જિજ્ઞાસુઓએ કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રાચાર્યે** રચેલી **શ્રીમહાવીર** પ્રભુની સ્તુતિરૂપ **અન્યયોગવ્યવચ્છેદિકા દ્વાત્રિંશિકાની શ્રીમલ્લિષેણસૂરિકૃત સ્યાદ્વાદમંજરી** નામની વૃત્તિ ( ૧૩ મા શ્લોકની ટીકા )નું અવલોકન કરવું યોગ્ય ગણાશે.[1]

આ પ્રકરણને સમાપ્ત કરવા પૂર્વે " **सत्यं ब्रह्म मिथ्या जगत्** " એ સૂત્રનો વાસ્તવિક અર્થ શું ભાસે છે તે નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય. જગત્ મિથ્યા છે એનો અર્થ કંઇ એમ કરવાનો કે સમજવાનો નથી કે શશશૃંગની માફક જગતના સમસ્ત પદાર્થો ' અસત્ ' છે; પરંતુ એ પદાર્થો-સંસાર અસાર છે, એમ સમજવાનું છે અને આરાધન કરવા યોગ્ય તો-સજ્જનોને હિતકારી ( "**सद्भ्यो हितं सत्यम्**") એવો પદાર્થ તો ચૈતન્યસ્વરૂપી આત્મા છે, એ તરફ ખાસ લક્ષ્ય રાખવાનું છે. અનાદિ કાળની મોહ-વાસનાથી મુક્ત થવાનો આ એક અત્યુત્તમ ઉપાય છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે. આ ઉપરથી આ સૂત્રની મહત્તા પણ સાથે સાથે જોઇ શકાશે અને શશશૃંગ કે વન્ધ્યાસુતની માફક જગતને ' અસત્ ' માનવાથી જે દૂષણો, અડચણો કે નડતરો આવી પડે છે, તેનાથી ભયભીત રહેવાનું કંઇ કારણ રહેશે નહિ. સંસારની અસારતા, અનિત્યતા, ઇત્યાદિ બાબતો ઉપર જૈન મહર્ષિઓએ પણ પ્રકાશ પાડવામાં કંઇ પાછી પાની કરી નથી. આથી આવો અર્થ ' મિથ્યા ' શબ્દનો વાસ્તવિક અર્થ હોવો જોઇએ એમ કહેવું એ વધારા પડતું નહિ ગણાય.

---

૧ ગૂર્જર ગિરામાં આ વાતની માહિતી મેળવવા ઇચ્છનારે **તત્ત્વાખ્યાનનો** ૧૩ મો પ્રસ્તાવ જોવો.

## આત્મ-નિરૂપણ

હવે ઉપર્યુક્ત જીવાદિક સાત પદાર્થોનું લક્ષણ દ્વારા પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં પ્રથમ જીવ ( આત્મા )નું લક્ષણ વિચારવામાં આવે છે. આ સંબંધમાં ગ્રન્થકાર કહે છે કે—

## उपयोगवत्त्वं जीवस्य लक्षणम् ( १ )

અર્થાત્ ઉપયોગવાળા પદાર્થને ' જીવ ' કહેવામાં આવે છે. અથવા જો ગુણ અને ગુણીની અભેદ વિવક્ષા કરીએ તો ઉપયોગ એ જીવનું લક્ષણ છે[1] એમ કહી શકાય. આ લક્ષણ પરત્વે વિશેષ વિચાર કરીએ તે પૂર્વે લક્ષણ એટલે શું તે જોઇ લેવું અનાવશ્યક નહિ ગણાય, કેમકે ગ્રન્થકારે આ ગ્રન્થમાં અનેક વસ્તુઓનાં લક્ષણો આપ્યાં છે.

**લક્ષણનું લક્ષણ—**

જે વસ્તુનો જે અસાધારણ ધર્મ હોય તે તે વસ્તુનું ' લક્ષણ ' સમજવું.[2] જેનાથી વસ્તુ જણાય તે ' લક્ષણ ' છે.[3] જે લક્ષણમાં અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષોમાંનો એક પણ દોષ ન હોય, તેને શુદ્ધ ' લક્ષણ ' જાણવું.

---

૧ સરખાવો તત્ત્વાર્થાધિ૦ના દ્વિતીય અધ્યાયનું નિમ્ન-લિખિત આઠમું સૂત્ર—

" उपयोगो लक्षणम्. "

આ વાતનું ઉત્તરાધ્યયનસૂત્ર (અ૦ ૨૮)ની નિમ્ન-લિખિત દશમી તેમજ અગ્યારમી ગાથાઓ સમર્થન કરે છે:—

" वत्तणालक्खणो कालो, जीवो उवओगलक्खणो ।
नाणेणं दंसणेणं च सुहेण य दुहेण य ॥ १० ॥
नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
वीरियं उवयोगो य, एयं जीवस्स लक्खणं ॥ ११ ॥ "
[ वर्तनालक्षणः कालो जीव उपयोगलक्षणः ।
ज्ञानेन दर्शनेन च सुखेन च दुःखेन च ॥ १० ॥
ज्ञानं च दर्शनं चैव चारित्रं च तपस्तथा ।
वीर्यमुपयोगश्चैतज्जीवस्य लक्षणम ॥ ११ ॥ ]

અર્થાત્ વર્તના એ કાળનું લક્ષણ છે અને ઉપયોગ એ જીવનું લક્ષણ છે. આ જીવ જ્ઞાન, દર્શન, સુખ અને દુઃખથી જણાય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ જીવનાં લક્ષણ છે.

૨ સરખાવો—

" असाधारणधर्मो लक्षणम "

૩ " लक्ष्यतेऽनेनेति लक्षणम् " આ વ્યુત્પત્તિ-અર્થ છે.

**અતિવ્યાપ્તિ—**

જે લક્ષણ લક્ષ્ય અને અલક્ષ્ય બંનેને લાગુ પડે અર્થાત્ જે વસ્તુનું લક્ષણ બનાવ્યું હોય તેમાં ( લક્ષ્યમાં ) તેમજ અન્ય વસ્તુઓમાં (અલક્ષ્યમાં) પણ રહે તો તે લક્ષણમાં ' અતિવ્યાપ્તિ ' નામનો દોષ સમજવો. જેમકે પ્રસ્તુતમાં જીવનું લક્ષણ ' જે પરિણામી હોય તે જીવ છે ' એમ બાંધીએ તો તેમાં ' અતિવ્યાપ્તિ ' નામનો દોષ આવે છે; કેમકે જીવથી ઈતર એવો અલક્ષ્ય જે પુદ્ગલ તે પણ પરિણામી છે. વળી બીજું ઉદાહરણ લઇએ. ' જેને શીંગડાં હોય તે ગાય જાણવી ' એમ જો ગાયનું લક્ષણ બાંધવામાં આવે, તો ગાય સિવાયના બકરી વિગેરે જનાવરોમાં પણ તે લક્ષણ પ્રાપ્ત થાય છે. આથી અહિંઆ ' અતિવ્યાપ્તિ ' દોષ છે.

**અવ્યાપ્તિ—**

જે લક્ષણ સંપૂર્ણ રીતે લક્ષ્યમાં ન રહેતાં તેના એક અંશમાં જ પ્રાપ્ત થાય તો તે લક્ષણને ' અવ્યાપ્તિ ' દોષથી ગ્રસ્ત જાણવું. જેમકે ' મોક્ષે ગયેલો હોય તે જીવ કહેવાય ' એવું જો જીવનું લક્ષણ બાંધવામાં આવે, તો સમગ્ર સંસારી અને મુક્ત જીવોને એ લક્ષણ લાગુ ન પડતા ફક્ત મુક્ત જીવોમાં જ તે ઘટી શકે, અને તેમ થતાં સંસારી જીવો જીવો કહેવાય નહિ. આ પ્રમાણે જો ગાયનું લક્ષણ રાતા રંગવાળી ગોત્વયુક્ત હોય તે ગાય જાણવી એમ કરીએ, તો બાકીના વર્ણવાળી ગાયોમાં તે લક્ષણ રહેતું નથી. આથી આ લક્ષણમાં ' અવ્યાપ્તિ ' નામનો દોષ છે, અર્થાત્ એમાં કથંચિત અસંભવતા છે–અસંભવનો અંશ છે.

**અસંભવ—**

જે વસ્તુનું લક્ષણ બનાવ્યું હોય તે વસ્તુના એક પણ ભાગમાં જો તે લક્ષણ પ્રાપ્ત ન હોય, સર્વથા અપ્રાપ્ત જ હોય, તો તે લક્ષણમાં ' અસંભવ ' નામનો દોષ જાણવો. આને સર્વથા અવ્યાપ્તિ તરીકે ઓળખાવી શકાય. ' જે જ્ઞાન–રહિત હોય તે જીવ કહેવાય ' એવું જો જીવનું લક્ષણ બાંધવામાં આવે, તો તે લક્ષણ કોઈ પણ જીવમાં ઘટી શકે નહિ. આ સંબંધમાં એક અન્ય દૃષ્ટાંત વિચારીએ. જો ગાયનું લક્ષણ એમ કરીએ કે ' જેને પાંચ પગ હોય તે ગાય જાણવી ' તો આવું લક્ષણ કોઈ પણ ગાયમા પ્રાપ્ત થતું નહિ હોવાથી, આ લક્ષણ ' અસંભવ ' નામના દોષથી દૂષિત ઠરે છે.

**જીવના લક્ષણની યથાર્થતા—**

જીવ શબ્દનો વ્યુત્પત્તિ–જન્ય અર્થ તો " **जीवति–प्राणान् धारयतीति जीवः** "

---

૧ જૈન શાસ્ત્રમા દશ પ્રાણો માન્યા છે:—પાંચ ઇન્દ્રિયો, કાયિક, વાચિક અને માનસિક એ ત્રણ પ્રકારનાં બળ ઉચ્છ્વાસ-નિઃશ્વાસ અને આયુષ્ય. આ વાત જીવાજીવાભિગમની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિ (પત્રાંક ૧૦૩)મા સાક્ષીરૂપે નિર્દેશાયેલ નિમ્ન–લિખિત પદ્યમાં સ્ફુટ રીતે જોઇ શકાય છે:—

" पञ्चेन्द्रियाणि त्रिविधंबलं च, उच्छ्वासनिःश्वासमथान्यदायुः ।
प्राणा दशैते भगवद्भिरुक्ता-स्तेषां वियोजीकरणं तु हिंसा ॥ १ ॥ "

અર્થાત્ 'જીવે છે-પ્રાણ ધારણ કરે છે તે જીવ છે' એમ થાય છે, તો પછી 'ઉપયોગ એ જીવનું લક્ષણ છે' એમ કેમ કહ્યું? આનું સમાધાન એ છે એ આત્માના સ્વરૂપમાં જૈન મત શું કહે છે,તે સહજ માલૂમ પડે તેટલા માટે ગ્રન્થકારે ઉપર્યુક્ત લક્ષણ બાંધ્યું છે. અર્થાત્ "ज्ञानाधिकरणं आत्मा" ઇત્યાદિ દર્શનાન્તરીય લક્ષણથી વિશિષ્ટતા સૂચવવા આ પ્રમાણે લક્ષણ બાંધવામાં આવ્યું છે. સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવું કે શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ-યૌગિક અર્થ સર્વત્ર કામ આવતો નથી; પરંતુ તેનું પ્રવૃત્તિ-નિમિત્ત જાણવાની આવશ્યકતા રહે છે. દાખલા તરીકે "गच्छतीति गौः" અર્થાત્ 'ગમન ( ગતિ ) કરે તે ગાય' એ 'ગો' શબ્દનો યૌગિક અર્થ છે; પરંતુ એથી જે કોઇ ગતિ કરતા હોય તેનો 'ગો' શબ્દથી વ્યવહાર કરી શકાય? અને શું ગાય કદી બેઠેલી કે સૂતેલી હોય તો તેને શું ગાય ન કહેવી? આ ઉપરથી જોઇ શકાય છે કે 'ગો' શબ્દનો યૌગિક અર્થ પ્રસ્તુતમાં નિરર્થક છે. શબ્દની વ્યુત્પત્તિ કરીએ તો યૌગિક અર્થ માલૂમ પડે ખરો; પરંતુ તે અર્થ સર્વત્ર ઉપયોગી નથી. એથી કરીને 'ગો' શબ્દનું પ્રવૃત્તિ-નિમિત્ત ગોત્વ જાતિ ( ગલ-કંબલાદિક આકારયુક્ત સંસ્થાનવિશેષ ) જેમાં હોય તેનેજ 'ગો' શબ્દથી સંબોધી શકાય. તેવી રીતે પ્રસ્તુતમાં પણ ઉપયોગવાન્ પદાર્થને જ જીવ કહી શકાય.

**યૌગિક અર્થ અને પ્રવૃત્તિ-નિમિત્ત**

વિશેષમાં એ ભૂલવું ન જોઇએ કે શબ્દનો અર્થ કરતી વેળા રૂઢિ તરફ પણ ખ્યાલ રાખવાની આવશ્યકતા છે. જેમકે 'પંકજ' શબ્દનો વ્યુત્પત્તિ અર્થ તો એ છે કે "पङ्के जायते इति पङ्कजम्" અર્થાત્ કાદવમાં ઉત્પન્ન થાય તે 'પંકજ' કહેવાય છે. પરંતુ જેટલી વસ્તુઓ કાદવમાં ઉત્પન્ન થાય, તેટલી બધી 'પંકજ' કહેવાતી નથી. 'પંકજ' શબ્દ તો 'કમળ' માટે જ વપરાય છે, એ રૂઢિની પ્રબળતા સૂચવે છે. એવી જ રીતે 'વેદનીય' કર્મમાંના 'વેદનીય' શબ્દનો અર્થ પણ રૂઢિ-વિશેષથી ઘટાવવામાં આવે છે. એ તો દેખીતી વાત છે કે દરેક કર્મ વેદવામાં-અનુભવવામાં આવે છે; વાસ્તે દરેક કર્મને વેદનીય કહેવું જોઇએ; પરંતુ આ કથન યુક્ત નથી; કેમકે વેદનીય શબ્દથી સાતાવેદનીય કે અસાતાવેદનીય જ સમજવાની રૂઢિ-પ્રથા છે. આ વાત તૃતીય ઉલ્લાસ તરફ દૃષ્ટિપાત કરવાથી સહેલાઇથી સમજી શકાશે.

**તુલનાત્મક દૃષ્ટિએ જીવનું સ્વરૂપ—**

**જૈન દૃષ્ટિએ જીવ**

"यः कर्ता कर्मभेदानां, भोक्ता कर्मफलस्य च ।
संसर्ता परिनिर्वाता, स ह्यात्मा नान्यलक्षणः ॥१॥"

અર્થાત્ જે કર્મોનો ભેદનાર છે, કર્મના ફળનો ભોગવનાર છે, એક ગતિમાંથી અન્ય ગતિમાં પરિભ્રમણ કરનાર છે તેમજ કર્મથી નિવૃત્ત થનાર છે તે જીવ છે. આ સિવાય અન્ય લક્ષણ વાળો જીવ નથી. આ ઉપરથી જોકે જીવ સંબંધી જૈન માન્યતા થોડે ઘણે અંશે સમજી શકાય

---

અત્ર કોઇ એમ શંકા ઉપસ્થિત કરે કે જીવનું આ લક્ષણ અવ્યાપ્તિ દોષથી ગ્રસ્ત છે, કારણ કે સિદ્ધના જીવોને આ દશ પ્રાણ નહિ હોવાથી તેઓને 'જીવ' કહી શકાશે નહિ, તો આનું સમાધાન એ છે કે તેમના સંબંધમાં 'પ્રાણ' શબ્દથી ઉપર્યુક્ત દશ ( દ્રવ્ય- ) પ્રાણ ન સમજતાં જ્ઞાનાદિ ભાવ-પ્રાણ સમજવા.

તો પણ શ્રીવાદિદેવસૂરિએ પ્રમાણનયતત્ત્વાલોકાલંકારના સાતમા પરિચ્છેદના ૫૬ મા સૂત્રમાં જે જીવનું સ્વરૂપ બતાવ્યું છે તે તરફ નજર કરવાથી જૈન દર્શનકારો અન્ય દર્શનકારોથી કેટલે અંશે આત્માના સ્વરૂપના સંબન્ધમાં જૂદા પડે છે તે સ્પષ્ટ જોઇ શકાય તેમ હોવાથી તે નીચે મુજબ આપવામાં આવે છે:—

**" चैतन्यस्वरूपः परिणामी कर्ता साक्षाद् भोक्ता देहपरिमाणः प्रतिक्षेत्रं भिन्नः पौद्‌गलिकादृष्टवांश्चायम् "**

આ સૂત્રમાં આત્માને ચૈતન્ય-સ્વરૂપી, પરિણામી, કર્તા, સાક્ષાત્ ભોક્તા, દેહ-વ્યાપી, પ્રત્યેક શરીરમાં જૂદો જૂદો અને પૌદ્‌ગલિક દ્રવ્યરૂપ અદૃષ્ટવાળો દર્શાવવામાં આવ્યો છે. આમાં આત્માને પહેલું વિશેષણ 'ચૈતન્યસ્વરૂપી' આપવામાં આવ્યું છે અર્થાત ચૈતન્ય એ આત્માનો મુખ્ય ગુણ છે—એ જીવનું અસલ સ્વરૂપ છે—એ આત્માનો વાસ્તવિક ધર્મ છે–આત્મા જ્ઞાનમય છે એમ કહ્યું છે. આથી ચૈતન્યને ઉપાધિજનિત અર્થાત દેહ, ઇન્દ્રિય અને મનના સંબન્ધથી ઉત્પન્ન થનારા—આગન્તુક ધર્મ માનનારા તેમજ તેને આત્માથી પૃથક્ માનનારા વૈશેષિકો વગેરે જૂદા પડે છે. પ્રતિસમય અન્યાન્ય પર્યાયોમાં ગમન કરવું તે 'પરિણામ' છે. આત્મા આવા પરિણામથી યુક્ત હોવાથી અર્થાત્ તે નવી નવી ગતિઓમાં ભ્રમણ કરતો હોવાથી તેને 'પરિણામી' કહેવામાં આવ્યો છે. નૈયાયિકો, સાંખ્યો વગેરે કે જેઓ આત્માને અપરિણામી–કૂટસ્થ માને છે, તેઓ 'પરિણામી' વિશેષણથી જૂદા પડે છે. આત્માને 'પરિણામી', 'કર્તા' તેમજ 'સાક્ષાત્ ભોક્તા' એ ત્રણ વિશેષણો લગાડવાથી સાંખ્યો જૂદા પડે છે, કેમકે તેઓ 'પ્રકૃતિ' ને કર્તા માને છે અને 'પુરૂષ' ને ( આત્માને ) તો સર્વથા નિર્લેપ, પરિણામરહિત, ક્રિયા–શૂન્ય માને છે. 'દેહપરિમાણ' વિશેષણથી આત્માને સ્વદેહપરિમાણી–માત્ર શરીરમાં જ વ્યાપ્ત માનનારા જૈનોથી તેને સર્વવ્યાપક માનનારા વૈશેષિકો, નૈયાયિકો, બ્રહ્મવાદીઓ તથા સાંખ્યો જૂદા પડે છે. દરેકનો આત્મા જૂદો છે, શરીરે શરીરે તે પૃથક્ છે એમ દર્શાવનારા 'પ્રતિક્ષેત્રભિન્ન' વિશેષણથી સર્વ શરીરોમાં એક જ આત્મા છે એમ માનનારા અદ્વૈતબ્રહ્મવાદીઓ જૂદા પડે છે. છેલ્લા વિશેષણ દ્વારા આત્માને પૌદ્‌ગલિક અદૃષ્ટવાળો બતાવતાં એક તો અદૃષ્ટને નહિ સ્વીકારનારા ચાર્વાકો જૂદા પડે છે; અને તે ઉપરાંત અદૃષ્ટને અર્થાત્ ધર્મ–અધર્મને આત્માના વિશેષ ગુણ માનનારા નૈયાયિક–વૈશેષિકો અને તેને માયારૂપ ગણી તેની સત્તા નહિ સ્વીકારનારા વેદાન્તીઓ પણ જૂદા પડે છે

### આત્માનો વાસ્તવિક ધર્મ—

જેઓ ચૈતન્યને આત્માનું અસલ સ્વરૂપ માનતા નથી, તેઓ તેને શરીર, ઇન્દ્રિય અને મનના સંબન્ધથી ઉત્પન્ન થનારા આત્માના અવાસ્તવિક ધર્મ તરીકે ઓળખાવે છે. વળી તેને સમવાય સંબન્ધથી આત્મા સાથે સમવેત માને છે.[1] આથી તેઓ ( નૈયાયિકાદિ ) મુક્તાવસ્થામાં

---

૧ સરખાવો નૈયાયિકોનું કથન—

" जडस्वरूपो जीवो ज्ञानसमवायाद् ज्ञानी "

પણ આત્માને જ્ઞાનમય માની શકતા નથી. આ તેમની માન્યતા કેટલે અંશે સત્ય છે એ વાત વિચારી લઇએ.

પ્રથમ તો એ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે નૈયાયિક દર્શન પ્રમાણે આત્મા સ્વયં જડરૂપ ( જ્ઞાન-શૂન્ય ) છે, તેમજ આત્મા અને જ્ઞાન એ બંને સર્વથા ભિન્ન છે; પરંતુ સમવાય સંબંધરૂપ ઉપાધિ દ્વારા જ્ઞાન અને આત્માનો સંબંધ થાય છે. વિશેષમાં એ દર્શનનું એમ માનવું છે કે જો જ્ઞાન અને આત્માને અભિન્ન માનવામાં આવે તો આત્માનો નાશ થવા સંભવ છે; કેમકે રાગ, દ્વેષ અને મોહરૂપ દોષ, પ્રવૃત્તિ, જન્મ અને દુઃખ એ ચારનો અનુક્રમે નાશ થતા બુદ્ધિ પ્રમુખ આત્માના નવ વિશેષ ગુણોનો પણ ધ્વંસ થવાનો અને એથી કરીને સો આત્માનો રામ રમી જવાનો. આ ઉપરાંત આત્મા કર્તા છે અને જ્ઞાન કરણ છે એ પ્રકારના વ્યવહારનો લોપ થઈ જવાનો ભય રહેવાથી, તેઓ આત્મા અને જ્ઞાનને અભિન્ન માનતાં અચકાય છે.

જ્ઞાનને આત્માથી સર્વથા ભિન્ન માનવું એ ઠીક નથી. કેમકે એમ માનવાથી તો દાખલા તરીકે જેમ વિપિનચન્દ્રથી તેની બેન મનોરમાનું જ્ઞાન પૃથક્ હોવાને લીધે મનોરમાના જ્ઞાનથી કંઇ વિપિનચન્દ્રને પદાર્થનું ભાન થઈ શકે નહિ, તેમ વિપિનચન્દ્રનું જ્ઞાન વિપિનચન્દ્રના આત્માથી ભિન્ન હોવાને લીધે, વિપિનચન્દ્રના જ્ઞાનથી કંઇ વિપિનચન્દ્રના આત્માને જ્ઞાન થાય નહિ અન્ય શબ્દોમાં કહીએ તો જેમ બીજાના જ્ઞાનથી આપણને વસ્તુનો બોધ થાય નહિ, તેમ આપણા જ્ઞાનથી આપણા આત્માને પણ બોધ થઇ શકે નહિ આના બચાવમાં એમ કહેવું કે જે આત્મામાં જ્ઞાન સમવાય-સંબંધથી રહેલું હોય, તે જ આત્મામાં તે જ જ્ઞાન વસ્તુનો પરિચય કરાવવા સમર્થ છે. અર્થાત્ જોકે વિપિનચન્દ્રનું જ્ઞાન વિપિનચન્દ્રના આત્માથી ભિન્ન છે, છતાં પણ તે બે વચ્ચે સમવાય-સંબંધ હોવાને લીધે ઉપર્યુક્ત દોષને સ્થાન મળતું નથી, તો આ વાત ન્યાયવિરૂદ્ધ છે. કેમકે નૈયાયિક મત પ્રમાણે જ્યારે આત્મા સર્વવ્યાપક [ તેમજ કૂટસ્થ ( સર્વથા અપરિણામી ) ] છે અને સમવાય પણ ( એક નિત્ય અને ) સર્વવ્યાપક છે, ત્યારે તો એકના જ્ઞાનથી બીજાને-અરે બાકીના સર્વ જીવોને જ્ઞાન થવું જોઇએ, એમ સિદ્ધ થાય છે; પરંતુ તેમ થતું તો નથી, એ જાણીતી વાત છે. વળી, જેમ ઘટ અને ઘટનું રૂપ એ સમવાય-સંબદ્ધ છે અને ઘટના રૂપનો નાશ થતાં તેના આધારભૂત ઘટનો નાશ થાય છે, તે પ્રમાણે આત્મા સાથે સમવાય-સંબંધથી બંધાયેલ જ્ઞાનનો નાશ થતાં ( કારણ કે જ્ઞાન ક્ષણિક છે ), આત્માનું અસ્તિત્વ જતુ રહેવાનું તેમજ આત્માની નિત્યતા તો સર્વદાને માટે ગયેલી જ સમજવાની ! ! !

આ ઉપરાંત આત્મામાં જ્ઞાન સમવાય-સંબંધથી રહેલું છે એ વાત ઘડીભર કે અંગીકાર કરી લઇએ તો પણ એ પ્રશ્ન તો જરૂર ઉપસ્થિત થાય છે કે આ સમવાય આત્મા અને જ્ઞાનને કયા સંબંધથી સંબદ્ધ કરે છે, તેમજ જેમ આત્મામાં જ્ઞાન સમવાય-સંબંધથી રહેલું છે, તેમ આ સમવાય એ બેમાં કયા સંબંધથી રહેલો છે ? આ સમવાય જ્ઞાન અને આત્મા વચ્ચે બીજા સમવાયરૂપ સંબંધ દ્વારા સંબંધ કરાવે છે, એમ માનવા જતાં તો અનવસ્થારૂપ દૂષણ સમીપ આવે છે. આ દોષથી મુક્ત થવા માટે એમ તો કહી શકાય તેમ નથી કે જ્ઞાન અને આત્માનો સંબંધ પ્રથમનો જ સમવાય સ્વસ્વરૂપથી જ કરી આપે છે, કારણ કે એમ માનવા કરતા જ્ઞાન પોતે જ

આત્માની સાથે સ્વરૂપરૂપ-સંબંધથી સંબદ્ધ છે એમ સ્વીકારવામાં શું વાંધો છે ? અને વળી તેમ કરવાથી આવો સમવાય જેવો પદાર્થ માનવાની કલ્પના પણ વ્યર્થ કરવી નહિ પડે, એ ઉલટો લાભ થશે.

આ પ્રમાણેની યુક્તિઓને જોવા છતાં પણ કદાગ્રહને વશ થઇને [1]સ્વપરપ્રકાશક દીપકનું દૃષ્ટાંત રજુ કરીને, સમવાય પોતાના સ્વભાવને લઇને જ્ઞાન અને આત્માનો પોતાની સાથે સંબંધ કરાવે છે એમ કહેવાનું સાહસ કરશો નહિ કેમકે નૈયાયિક મત પ્રમાણે ગુણ અને ગુણી—ધર્મ અને ધર્મી સર્વથા ભિન્ન છે; આથી 'તેજ છે દ્રવ્ય જેનું' અને 'પ્રકાશ છે ધર્મ જેનો' એવા દીપકના દૃષ્ટાન્તથી તમારો બેડો પાર પડશે નહિ. કારણ કે એકાંત ભેદભાવને સ્વીકારનારાથી દીપકને પ્રકાશરૂપ કેવી રીતે માની શકાશે ? આ પ્રમાણે જ્યારે દીપક નૈયાયિક મત પ્રમાણે સ્વપરપ્રકાશક સિદ્ધ થતો નથી, તો એ દૃષ્ટાંતનો આધાર લઇને સમવાયને સિદ્ધ કરવાનો મનોરથ મનમાં જ નહિ રહી જવાનો તો બીજું શું ? અને જ્યાંસુધી આ પ્રમાણે સમવાય પદાર્થજ સિદ્ધ થતો નથી, તો પછી આ બધો ઉહાપોહ હવામાં જ ઊડી જવાનો કે બીજું કંઇ ? વળી, એમ પણ કાં ન કહી શકાય કે દીપક અને પ્રકાશ અત્યન્ત ભિન્ન હોવા છતાં પણ જો તે દીપક સ્વપરપ્રકાશક કહી શકાય તેમ છે, તો ઘટ, પટ ઇત્યાદિ વસ્તુ પણ સ્વપરપ્રકાશક છે એમ કેમ ન માનવું ?

વિશેષમાં એ પણ જાણવું બાકી રહે છે કે સમવાયનો સ્વપરપ્રકાશકરૂપ સ્વભાવ સમવાયથી ભિન્ન છે કે અભિન્ન ? જો તે ભિન્ન છે એમ કહેશો તો પછી એ બંને સમવાયનો સ્વભાવ છે એમ કયા આધારે કહેશો ? આના આધાર તરીકે અન્ય સમવાયનો નિર્દેશ કરી શકાય તેમ નથી; કેમકે અનવસ્થારૂપ નાગણ ડંસવાને એકી ટસે લાગ જોઇ રહી છે, આથી એ આધારભૂત પોતે જ છે અને અન્ય નથી એમ કહેવાય તેમ નથી. કેમકે એમાં શી યુક્તિ રહેલી છે ? આથી સ્વભાવને ભિન્ન નહિ માનતાં અભિન્ન સ્વીકારશો, તો સ્વભાવને જલાંજલિ મળી જવાની અને સમવાય માત્ર બાકી રહી જશે.

વળી, ( નૈયાયિકની એ પણ માન્યતા છે કે આ તન્તુમાં પટ છે એવું જ્ઞાન સમવાયને લીધે થાય છે અને ) સમવાયી ( સમવાયથી સંબદ્ધ )માં સમવાયનું જ્ઞાન તો સમવાયાન્તર વિના—સ્વતઃ ઉત્પન્ન થાય છે તો પછી આત્મામાં જ્ઞાન છે એવું જ્ઞાન થવામાં સમવાયનું શું કામ છે ? આ ઉપરથી સાર એ નીકળે છે કે જ્ઞાન આત્માથી સર્વથા ભિન્ન નથી.

હવે જેમ 'સુથાર વાંસલા વડે લાકડું ઘડે છે,' તેમાં સુથારરૂપ કર્તા વાંસલારૂપ

---

૧ દીપકનો એવો સ્વભાવ છે કે તે પોતાના ઉપર પ્રકાશ નાંખે છે ( અર્થાત્ તેને જોવાને કે જાણવાને અન્ય દીપકની જરૂર રહેતી નથી ) તેમજ ઘટ, પટ, કટ ઇત્યાદિ પર વસ્તુઓ ઉપર પણ પ્રકાશ નાંખે છે આથી દીપક 'સ્વપરપ્રકાશક' કહેવાય છે. આ પ્રમાણે સમવાય પરત્વે પણ સમજી લેવું. અર્થાત્ સમવાય પોતાને તેમજ જ્ઞાન અને આત્માને સંબંધિત કરે છે, એટલે કે સમવાય પોતાનાથી પર એવા જ્ઞાન અને આત્મા એ બન્નેને પરસ્પર સંબધિત કરે છે, તેમજ તે પોતે પોતાની જાતને તે બંને સાથે સંબંધિત કરે છે.

કરણથી ભિન્ન છે, તેવી જ રીતે ' આત્મા જ્ઞાન વડે વસ્તુ જાણે છે' તેમાં આત્મારૂપી કર્તા, જ્ઞાન-રૂપી કરણથી ભિન્ન છે, એવી જે પ્રતીતિ થાય છે, તે જ્ઞાન અને આત્માને અભિન્ન માનતાં કેવી રીતે થાય, એ નૈયાયિક તરફથી રજુ થતા પ્રશ્નનો વિચાર કરવામાં આવે છે.

પ્રથમતઃ આનું નિરાકરણ એમ થઇ શકે કે આ દૃષ્ટાન્ત વિષમ છે, અર્થાત્ તે અત્ર લાગુ પડતું નથી, કેમકે ' વાંસલો ' તો બાહ્ય કરણ છે, જ્યારે ' જ્ઞાન ' તો આભ્યન્તર કરણ છે. અને કરણો આમ બે પ્રકારના છે એ વાત તો **સ્યાદ્વાદમંજરી** ( પૃ૦ ૫૧ )માં સાક્ષીરૂપે આપેલા નીચેના શ્લોકથી પણ જોઈ શકાય છે.

**" करणं द्विविधं ज्ञेयं, बाह्यमाभ्यन्तरं बुधैः ।**
**यथा लुनाति दात्रेण, मेरुं गच्छति चेतसा ॥ १ ॥ "**

અર્થાત્ પણ્ડિતો કરણના આભ્યન્તર અને બાહ્ય એમ બે પ્રકારો જાણે છે. તેમાં ( **દેવદત્ત** ) દાતરડાથી કાપે છે અને મનથી મેરૂ જાય છે એમાં દાતરડું એ બાહ્ય કરણ છે, જ્યારે મન એ આભ્યન્તર યાને અંતરંગ કરણ છે.

આથી જો આભ્યન્તર કરણ તેના કર્તાથી ભિન્ન છે, એવું દૃષ્ટાન્ત આપો, તો તો આ વાત માન્ય થઇ શકે. વળી બાહ્ય કરણના સર્વ ધર્મો અંતરંગ કરણમાં રહેલા છે, એમ કહેવું ન્યાય-વિરૂદ્ધ છે, કેમકે તેમ કરવાથી તો ' **દેવદત્ત** દીપકની મદદથી નેત્ર વડે પદાર્થ જુએ છે. ' એ સ્થળે જેમ દીપક **દેવદત્ત**થી સર્વથા ભિન્ન છે તેમજ નેત્ર પણ **દેવદત્ત**થી સર્વથા ભિન્ન છે, એમ માનવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.

વળી, વાંસલા અને સુથારનું દૃષ્ટાન્ત સાધ્ય વિકલ છે અર્થાત્ તે સાધ્યને સિદ્ધ કરી શકતું નથી. કેમકે વાંસલા અને સુથાર વચ્ચે પણ સર્વથા ભિન્નતા રહેલી નથી, પરંતુ કથંચિત્ અભિન્નતા પણ રહેલી છે. એકલો સુથાર કે વાંસલારૂપ એકલું સાધન લાકડું ઘડવારૂપ કાર્ય કરી શકે તેમ નથી. અર્થાત્ એ કાર્ય કરવામાં ઉભયના સહયોગની જરૂર છે. આથી લાકડું ઘડવાની ક્રિયા કરનાર કોણ છે એ દૃષ્ટિએ વિચાર કરતાં-એ અપેક્ષાથી પ્રશ્ન તપાસતાં વાંસલા અને સુથાર વચ્ચે અભિન્નતા જોઇ શકાય છે.

વળી, સર્પ જેમ પોતા વડે પોતાને વીંટે છે, તેમ અભેદભાવમાં પણ અર્થાત્ આત્મા અને જ્ઞાનને ( કથંચિત્ ) અભિન્ન માનવા છતાં, કર્તૃકરણભાવ બરાબર ઘટી શકે છે. આ ઉપરાંત ' ચેતન ' નો ભાવ ચૈતન્ય છે અર્થાત્ ચૈતન્ય ચેતનનું સ્વરૂપ છે એ પણ શું આ અભેદભાવને પુષ્ટ કરતું નથી ? કેમકે દાખલા તરીકે શું વૃક્ષથી વૃક્ષનું સ્વરૂપ સર્વથા ભિન્ન મનાય ખરૂં કે ?

આ વિવેચનમાંથી એ તાત્પર્ય નીકળે છે કે ચૈતન્ય ( જ્ઞાન ) આત્માથી ભિન્નાભિન્ન છે. અર્થાત્ તે સર્વથા ભિન્ન કે સર્વથા અભિન્ન નથી. ચૈતન્યને આત્માથી સર્વથા ભિન્ન માનવા જતાં હું સુખી છું, હું દુઃખી છું, હું જાણું છું, ઇત્યાદિ જે અભેદ-પ્રતિભાસ થાય છે તે પછી

ક્યાથી થશે ? તેમજ વળી જો તેને સર્વથા અભિન્ન માનીએ, તો આત્મા સ્વરૂપી છે અને ચૈતન્ય તેનું સ્વરૂપ છે એ ભેદ-પ્રતિભાસ ક્યાથી થશે ?

વિશેષમાં એ પણ ધ્યાનમાં રાખવું કે આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં જ્ઞાન એ આત્માનો સ્થાયી ગુણ છે-ચૈતન્ય આત્માનું અસલ સ્વરૂપ છે, એ વાત તો પ્રમાણ તરીકે ગણવામા આવે છે અને તેથી જો આ પ્રમાણ જતું રહે, તો કયા પ્રમાણથી આત્મા સિદ્ધ થશે વારૂ એ વાત પણ નૈયાયિકે ધ્યાનમાં રાખવા જેવી છે.

### આત્માનું પરિણામિત્વ—

"**कूटस्थनित्य आत्मा**" અર્થાત્ 'આત્મા કૂટસ્થ નિત્ય છે' એમ નૈયાયિકો માને છે. તેમના મત પ્રમાણે કૂટસ્થતા (કૌટસ્થ્ય)નું લક્ષણ એ છે કે "**प्रतिनियतस्वरूपाप्रच्युतिरूपत्वं कौटस्थ्यम्**" અર્થાત્ પ્રતિનિયત (મુકરર કરેલા) સ્વરૂપનુ કાયમ રહેવું તે કૌટસ્થ્ય (કૂટસ્થતા) છે, જ્યારે નિત્યતાનું લક્ષણ એ દર્શનમાં એમ બાધવામાં આવ્યું છે કે "**अप्रच्युतानुपपन्नस्थिरैकस्वभावं नित्यम्**" અર્થાત્ વિનાશરહિત, ઉત્પત્તિ વિનાનું, સ્થિર અને એક સ્વભાવવાળું દ્રવ્ય 'નિત્ય' સમજવુ. આ પ્રમાણેનાં કૂટસ્થ અને નિત્યના લક્ષણોનો વિચાર કર્યા પછી પણ આત્મા કૂટસ્થ-નિત્ય છે એવી ઉદ્‌ઘોષણા કરવી એ શું એક પ્રકારનું સાહસ નથી ? કેમકે જીવ દાખલા તરીકે મનુષ્ય-ગતિમાંથી મરીને [1]તિર્યંચાદિ અન્ય ગતિમાં ઉત્પન્ન થાય છે તેમજ જન્મથી માંડીને મરણ પર્યંત તેની અવસ્થામા ફેરફાર થતો રહે છે (જેમકે કુમારાવસ્થા વીત્યા બાદ તરૂણાવસ્થા અને ત્યાર પછી વૃદ્ધાવસ્થા). આ ઉપરાંત સમય સમય પર તેના જ્ઞાનમાં પણ વધ-ઘટ થાય છે, એ આબાલગોપાલ પ્રસિદ્ધ વાતથી કોણ અજ્ઞાત છે ? વળી આત્માને 'કૂટસ્થ-નિત્ય માનવાથી તો આત્મામાં કર્તૃત્વ, ભોક્તૃત્વ, ઇત્યાદિ ધર્મો પણ ઘટી શકશે નહિ. આથી શું જગતના વ્યવહારનો પણ લોપ નહિ થાય વારૂ ?

નૈયાયિકો તરફથી આ સંબંધમાં એવો ખુલાસો કરવામાં આવે છે કે આત્માને કૂટસ્થ-નિત્ય માનવા છતાં પણ તેનામા કર્તૃત્વ, ભોક્તૃત્વ, જન્મ, જરા, મરણ વિગેરે ઘટી શકે છે. કેમકે જ્ઞાન, ઇચ્છા, ઇત્યાદિનો સંબધ થવો તે 'કર્તૃત્વ' છે; સુખ-દુઃખનો સંબંધ થવો તે 'ભોક્તૃત્વ' છે; અપૂર્વ શરીર, ઇન્દ્રિય પ્રમુખની સાથે સંબંધ થવો તે 'જન્મ' છે, વિગેરે, વિગેરે.

પરંતુ પૂર્વાવસ્થાના ત્યાગપૂર્વકની ઉત્તરાવસ્થાની પ્રાપ્તિ તે 'સંબંધ' કહેવાય છે, તો પછી આ ઉપર્યુક્ત કથન તે શું યુક્તિ-વિકલ દેખાતું નથી ? કેમકે સંબંધ જેવી ચીજ કૂટસ્થ-નિત્ય વાદીના મતમાં કેવી રીતે સંભવે ? અને એથી જ કરીને સંબંધ વિના સંબંધીમાં કર્તૃત્વ, ભોક્તૃત્વ ઇત્યાદિનો પ્રલાપ શા કામનો ? પૂર્વાવસ્થાનો પરિત્યાગ કર્યા વિના જ જ્ઞાનાદિના સમવાયની ઉત્પત્તિ માનવી, એ તો વન્ધ્યાને ત્યાં પુત્ર-જન્મનો મહોત્સવ કર્યા બરાબર જ ગણાય.

વળી જો જ્ઞાનની ઉત્પત્તિના સમયે પણ આત્મા જેવો ને તેવો જ રહે છે, તેની અવસ્થામાં જરા પણ પરિવર્તન થતું નથી, તો પછી પૂર્વ અવસ્થામાં અપ્રમાતારૂપે હોવાથી ઉત્તર અવસ્થામાં

[1] જે જીવનો દેવ, નારકી કે મનુષ્યની કોટિમા સમાવેશ ન થઇ શકે તે 'તિર્યંચ' કહેવાય છે.

એટલે કે જ્ઞાનોત્પત્તિના સમયે પણ તે તેવો જ રહેવાનો; કેમકે આત્મા કૂટસ્થ છે, એવી નૈયાયિકની માન્યતા છે. આથી આત્મા વસ્તુ-પરિચ્છેદક બનશે નહિ અને તે મૂર્ખશિરોમણિ રહી જવાનો. જો આ વાત ઇષ્ટ ન હોય અને તેથી એમ કહેવા તૈયાર થતા હો કે પૂર્વ અવસ્થામાં અપ્રમાતારૂપે રહેલ આત્મા જ્ઞાનોત્પત્તિના સમયે અર્થાત્ ઉત્તરાવસ્થામાં પ્રમાતારૂપ બને છે, તો તો પોતાને હાથે જ પોતાના પગમાં કુહાડો મારનારની યાદીમાં આપનું પણ નામ નોંધાવાનું; કેમકે આમ કરવાથી તો આપ જ આપના કૂટસ્થ મન્તવ્યનો નિષેધ કરો છો અને આત્મા પરિણામી છે એ વાત સુતરાં અંગીકાર કરો છો.

## આત્માની નિત્યતા-અનિત્યતા—

હવે આત્માને સર્વથા નિત્ય માનવાથી હિંસાની ઉત્પત્તિ, અહિંસાની પાલના કે અન્યાન્ય ગતિ સંભવશે નહિ, ઇત્યાદિ દોષો આવે છે; તેથી તેને સર્વથા અનિત્ય માનવો જોઇએ, એવો વિચાર સ્વપ્ને પણ ન કરવો જોઇએ. કેમકે આ કાર્ય તો ઓલામાંથી નીકળીને ચૂલામાં પેસવા જેવું છે અથવા અન્ય શબ્દમાં કહીએ તો ચોરથી ભયભીત થઇને ચોરની પલ્લીનો આશ્રય લીધા બરાબર છે. કેમકે આત્માને અનિત્ય માનવાથી કંઈ ઉપર્યુક્ત દોષોમાંથી મુક્તિ મળે તેમ નથી અને ઉલટું વિશેષમાં જગત્ શૂન્યાકાર બની જવાનું, કેમકે આત્મા સર્વથા અનિત્ય છે, એટલે તેનો નાશ થવાનો.

આ ઉપરથી સાર એ નીકળે છે કે આત્માને નિત્ય-અનિત્ય માનવો જોઇએ અને ' નિત્ય ' શબ્દનો અર્થ એ કરવો કે " **तद्भावाव्ययं नित्यम्** " ( તત્ત્વાર્થાધિ૦ અ૦ ૫, સૂ૦ ૩૦ ) અર્થાત્ પોતાના મૂળ સ્વભાવનું કાયમ રહેવું તે ' નિત્યતા ' છે. આથી આત્માના પર્યાયો ભલે બદલાય એટલે કે તે એક ગતિમાંથી અન્ય ગતિમાં ભ્રમણ કરે કે એકની એક ગતિમાં એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં પસાર થાય તોપણ તેનો મૂળ સ્વભાવ ( ચૈતન્ય ) તો સર્વદા વિદ્યમાન જ રહેવાનો અર્થાત્ ચેતનરૂપ આત્મા કદી પણ અચેતન નહિ જ બને, ' એ આત્મા નિત્ય છે ' એ વાક્યનો અર્થ સમજવો. કહેવાનું તાત્પર્ય એ છે કે આત્મા ' પર્યાય 'ની દૃષ્ટિએ ' અનિત્ય ' છે, જ્યારે મૂળ ' દ્રવ્ય 'ની અપેક્ષાએ તે ' નિત્ય ' છે, કેમકે નૂતન પર્યાયોને પ્રાપ્ત કરવા છતાં પણ મૂળ દ્રવ્ય આબાદ રહે-અન્વયી દ્રવ્યનો નાશ ન થાય એ જ 'નિત્ય' શબ્દનો વાસ્તવિક અર્થ છે.

## આત્માનું કર્તૃત્વાદિ—

સાંખ્ય દર્શન પ્રમાણે આત્મામાં અકર્તૃત્વ, નિર્ગુણત્વ અને ભોક્તૃત્વ રહેલું છે. કહ્યું પણ છે કે—

" **अमूर्तश्चेतनो भोगी, नित्यः सर्वगतोऽक्रियः ।**
**अकर्ता निर्गुणः सूक्ष्म, आत्मा 'कपिल'दर्शने ॥ १ ॥** "

આ પ્રમાણે જ્યારે સાંખ્ય આત્માને ભોક્તા માને છે, તો તેના મત પ્રમાણે આત્મા પોતે

ભોગ ભોગવે છે કે બીજો કોઇ એ પ્રશ્ન ઊઠે છે. આમાંથી પ્રથમ પક્ષ સ્વીકારવામાં આવે તો એ જાણવું બાકી રહે છે કે જ્યારે આત્મા ભોગ ભોગવવાની ક્રિયા કરે છે, તો તે પ્રમાણે તે બીજી ક્રિયાઓ કેમ કરતો નથી? જો આથી બીજા પક્ષનો આશ્રય લેવામાં આવે, તો સ્વવચનના વિરોધનો અવકાશ રહે છે, કેમકે આત્મા ભોક્તા છે એમ કહેવું અને ભોક્તૃત્વરૂપ કાર્ય તે પોતે નથી કરતો એમ પણ કહેવું એને બીજું શું કહી શકાય?

વળી આત્માને અકર્તા માનવાથી તો ગગન-કુસુમના જેવું તેનું અસ્તિત્વ રહેશે. આ ઉપરાંત આત્માને અકર્તા તેમજ ભોક્તા કહેવાથી તો કૃતનાશ અને અકૃતાગમ એ બે દોષો ઉદ્ભવે છે. જેમકે 'પ્રકૃતિ' કર્મ કરે છે, પરંતુ ફળ તો 'પુરૂષ' ભોગવે છે. કર્મ કરનારી પ્રકૃતિને તેના ફળ સાથે કંઇ લેવા દેવા નથી, આ 'કૃતનાશ' છે; અને 'પુરૂષ' કર્મ કરતો નથી, છતાં તે ફળ ભોગવે છે, એ 'અકૃતાગમ' છે. આથી આત્મા કર્તા તેમજ સાક્ષાદ્ ભોક્તા છે એમ માનવું સમુચિત જણાય છે.

**આત્માની દેહ-પરિમાણતા—**

નૈયાયિક, વૈશેષિક અને સાંખ્ય દર્શનકારો આત્માને સર્વવ્યાપક માને છે (તેમજ અદ્વૈતવાદીઓ કે જેઓ એક જ આત્મા માને છે) તેઓ પણ તેને સર્વવ્યાપક ગણે છે. પ્રથમ તો આ માન્યતાના સંબંધમાં એ જાણવું બાકી રહે છે કે જ્યારે આત્મા સર્વવ્યાપી છે, તો પછી અન્ય સેંકડો વસ્તુઓને સારૂ સ્થાન જ ક્યાં રહ્યું? વિશેષમાં એક આત્માને 'હું સુખી છું', 'હું દુઃખી છું', 'હું જ્ઞાની છું' ઇત્યાદિ પ્રતીતિ થતાં સર્વ આત્માઓને તેમ જ થવું જોઇએ. આ ઉપરાંત એક જીવ જો ભોજન કરે, તો બાકી બધા જીવોને ક્ષુધાની શાન્તિ થઇ જવી જોઇએ. વળી સુખ-દુઃખ ઇત્યાદિ વિરોધી લાગણીનો અનુભવ પણ એકી સાથે થવો જોઇએ, કેમકે આત્મા સર્વવ્યાપી માનવામાં આવ્યો છે. એક જીવનો બંધ કે મોક્ષ થતાં સર્વ જીવો કે જેની સાથે આ એક જીવ ઓતપ્રોત થઇ ગયો છે, તે સર્વ પરત્વે તેમ થવું જોઇએ; અર્થાત્ જ્યારે જીવો સર્વવ્યાપક હોવાને લીધે એકમેક થઇ ગયેલા હોવાથી એ કેવી રીતે બને કે એક જીવ એક અવસ્થામાં રહે, ત્યારે બીજો જીવ વળી બીજી જ અવસ્થામાં રહે? વળી જ્યારે આત્મા સર્વવ્યાપી છે, ત્યારે તો દેવ, નરક, તિર્યંચ અને મનુષ્ય એમ ચારે ગતિનો તેને એકી સાથે અનુભવ થવાનો. વિશેષમાં આત્માને સર્વવ્યાપી માનવાથી અંધારી જગ્યામાં તેમજ અપવિત્ર સ્થળમાં પણ તેનો નિવાસ જરૂર થવાનો. આ ઉપરાંત શરીરની બહાર પણ આત્મા છે એમ માનવાથી શો લાભ છે તે પણ સમજી શકાતું નથી. વળી શરીરમાં રહેલા આત્મામાં અને આકાશમાં શું ફેર છે, એવો પણ પ્રશ્ન ઊઠે છે. વિશેષમાં આત્માને સર્વવ્યાપી માનવાની સાથે ઇશ્વરને પણ સર્વવ્યાપી માનનારાના મતમાં ઇશ્વર જ જગત્નો કર્તા છે એમ કેમ કહી શકાશે? દૂધ અને જળના મિશ્રણનું પાન કરનાર એમ કહી શકે કે મેં એકલા દૂધનું જ કે જળનું જ પાન કર્યું છે? તેમજ એમ પણ કાં ન કહી શકાય કે જ્યારે આત્મા જગત્નો કર્તા નથી, તો પછી તેની સાથે ઓતપ્રોત થઇ ગયેલા ઇશ્વરમાં પણ જગત્-કર્તૃત્વ ક્યાંથી સંભવશે? આ ઉપરાંત આકાશની માફક સર્વવ્યાપક આત્મામાં ક્રિયા પણ કેવી રીતે ઘટી શકશે? આ પ્રમાણે આત્મા નિષ્ક્રિય સિદ્ધ થતાં તો સંસાર પર પાણી ફરી વળ્યું. નહિ રહ્યો બંધ કે નહિ રહી મુક્તિ.

આ ઉપરાંત આકાશ, કાળ, દિશા વિગેરેથી આત્મા જોકે ભિન્ન છે, છતાં તેમાં ઘટની માફક દ્રવ્યપણું હોવાને લીધે તે સર્વવ્યાપક સિદ્ધ થઇ શકતો નથી. વિશેષમાં એમ અનુમાન થઇ શકે છે કે જે પરમહત્ત્વનું અધિકરણ હોય તે ચેતન હોઇ શકે નહિ, જેમકે આકાશ; પરંતુ આત્મા તો ચેતનરૂપ છે, આથી એમાં સર્વવ્યાપકતા સંભવતી નથી.

વિશેષમાં "**यत्रैव यो दृष्टगुणः स तत्र कुम्भादिवन्निष्प्रतिपक्षमेतत्**" ( **અન્યયોગ**૦ શ્લો૦ ૯ ) અર્થાત્ જ્યાં ઘટનો ગુણ 'રૂપ' રહે છે, ત્યાં તે 'ઘટ' રહે છે જ એટલે કે ગુણીના સ્થાનની બહાર ગુણ રહેતો નથી અર્થાત્ જ્યાં ગુણ હોય તે સ્થાનમાં તેનો ગુણી હોવો જ જોઇએ એ કલિકાલસર્વજ્ઞ શ્રી**હેમચન્દ્રાચાર્ય**નું કથન પણ શું સૂચવે છે ? આથી શું આત્મા શરીરાવચ્છિન્ન સિદ્ધ થતો નથી વારૂ ? કેમકે આત્માનો જ્ઞાનરૂપી ગુણ તો શરીરમાં રહેલા જ આત્મામાં છે એ વાતની કોણ ના પાડી શકે તેમ છે ? પુષ્પાદિકનો ગંધરૂપી ગુણ પુષ્પના સ્થાનની બહાર પણ અન્યત્ર જોવામાં આવે છે એમ કહીને આ નિયમને દૂષિત ઠરાવી શકાશે નહિ. કેમકે ગંધયુક્ત પુદ્ગલો સ્વભાવથી ઉત્પન્ન થયેલી ( વૈસ્રસિકી ) કે વાયુ આદિના પ્રયોગ ( પ્રયત્ન )થી ઉત્પન્ન થયેલી ( પ્રાયોગિકી ) ગતિ દ્વારા એક સ્થળેથી અન્ય સ્થળે જાય છે એ વાત ભૂલી જવા જેવી નથી. આથી કરીને ઉપર્યુક્ત નિયમ અકાટ્ય ઠરે છે અર્થાત્ આત્માનો જ્ઞાનરૂપી ગુણ તો શરીરાવચ્છિન્ન આત્મામાં જ દેખાય છે ( અને આ વાતને વૈશેષિક દર્શનકાર તેમજ જૈન દર્શનકાર બન્ને સ્વીકારે છે ), વાસ્તે આત્મા શરીરાવચ્છિન્ન, નહિ કે સર્વવ્યાપી સાબીત થાય છે. આ નિયમ વ્યભિચારી છે એમ બતાવવાને મંત્રનું દૃષ્ટાન્ત આપવામાં આવે કે મંત્ર સેંકડો ગાઉ દૂર રહીને પણ આકર્ષણ-ઉચ્ચાટનાદિ કાર્ય કરી શકે છે, અર્થાત્ આકર્ષણાદિ મંત્રના ગુણો જ્યાં દૃષ્ટિગોચર થાય છે, તે સ્થળે તેનો ગુણી માલૂમ પડતો નથી, તો તે અસમંજસતા છે. કારણ કે આકર્ષણાદિ ગુણો કંઇ મંત્રના નથી, પરંતુ એ મંત્રના અધિષ્ઠાતા દેવના છે, અર્થાત્ તે તો તેનો મહિમા છે. એટલે કે આકર્ષણ કે ઉચ્ચાટન કરવાના સ્થળ પર આ દેવ કે તેનો સેવક સ્વયં હાજર રહે છે. આથી એ સિદ્ધ થાય છે કે ગુણ ગુણીનો ત્યાગ કરીને અન્યત્ર રહી શકતો નથી.

આ ઉપરથી એ જોઇ શકાય છે કે જેમ ઘટના ગુણ સર્વત્ર નહિ હોવાને લીધે તે અસર્વગત છે, તેવી રીતે આત્માનો જ્ઞાનરૂપ ગુણ સર્વત્ર નહિ ઉપલબ્ધ થતો હોવાને લીધે તે પણ અસર્વગત ઠરે છે; વળી આકાશાદિના ગુણ સર્વત્ર માલૂમ પડે છે તો તેની સાથે આકાશ પણ સર્વ-વ્યાપી છે જ. આ પ્રમાણે [1]અન્વય દૃષ્ટાન્ત તેમજ [1]વ્યતિરેક દૃષ્ટાન્ત પણ જીવને શરીરાવચ્છિન્ન સિદ્ધ કરે છે.

'જ્યાં ગુણ હોય ત્યાં ગુણી હોવો જ જોઇએ' એ નિયમને સાંગોપાંગ અને દૂષણ-રહિત જોઇને વૈશેષિક પણ તેના બળ ઉપર 'અદૃષ્ટ' ના દૃષ્ટાન્તથી આત્માને સર્વવ્યાપક સિદ્ધ કરવાનો મનોરથ રાખે, તો તે મનમાં મોતીના ચોક પૂરે છે, એમ માનવું અનુચિત નથી.

---

૧ એક વસ્તુની હૈયાતીમાં અન્ય વસ્તુની હૈયાતી તે 'અન્વય' છે, ત્યારે એક વસ્તુના અભાવમાં અન્ય વસ્તુનો અભાવ તે 'વ્યતિરેક' છે.

વૈશેષિક દર્શન પ્રમાણે આત્માના નવ વિશેષ ગુણોમાં ધર્મ અને અધર્મનો પણ સમાવેશ થાય છે અને આ બન્ને ગુણોને ' અદૃષ્ટ ' ના નામથી એ દર્શનમાં ઓળખાવવામાં આવે છે. વળી. આ અદૃષ્ટ નામનો પદાર્થ તે મત પ્રમાણે સર્વ કાર્યનું નિમિત્ત–કારણ છે તેમજ તે સર્વવ્યાપક છે. આ અદૃષ્ટ ગુણ સર્વવ્યાપક હોવાથી, તેનો ગુણી આત્મા સર્વવ્યાપક છે એમ સિદ્ધ થાય છે, એવું કથન જો વૈશેષિક કરે, તો તે ' પોથીમાંનાં રીંગણાં ' છે. કેમકે પ્રથમ તો અદૃષ્ટ સર્વવ્યાપક છે એ વાત સિદ્ધ કરવી જોઇએ.[1] તેમજ વળી અદૃષ્ટને દરેક પદાર્થની ઉત્પત્તિમાં કારણ માનીને ( અગ્નિનું ઊર્ધ્વ ગમન, વાયુનું તિર્યગ્-ગમન, ઇત્યાદિ પણ આ અદૃષ્ટને આભારી છે એમ કહીને ) ' ઈશ્વર જગત્–કર્તા છે એવા પોતાના મતનુ મંડન પણ વૈશેષિકો કરી શકશે નહિ, કેમકે અદૃષ્ટ તો ત્રણે જગત્‌ને રચવાને સમર્થ છે.

વિશેષમાં અનેક પ્રદીપોની પ્રભાઓ પરસ્પર મળીને રહે છે, તેવી રીતે આત્માઓ રહેલા હોવાથી ભિન્ન ભિન્ન આત્માઓનાં શુભાશુભ કર્મ પણ એકત્રિત થઇ ગયેલાં હોવાથી એકનાં શુભ કર્મથી અન્ય સુખી તેમજ એકના અશુભ કર્મથી અન્ય દુઃખી એવી ગડબડો ઊભી થશે. આનો બચાવ એમ થઇ શકે તેમ નથી કે આત્મા શરીરમાં રહીને જ શુભાશુભ કર્મના ફળરૂપ સુખ–દુઃખનો અનુભવ કરે છે અને દરેક આત્માનું શરીર પૃથક્ પૃથક્ હોવાથી આવી ગડબડને સારૂ અવકાશ રહેશે નહિ, કેમકે એમ હોય તો પછી આત્માએ પોતે ઉપાર્જન કરેલ અદૃષ્ટ, શરીરથી બહાર નીકળીને અગ્નિનું ઊર્ધ્વ ગમન કરાવે છે, ઇત્યાદિ માન્યતામાં શું પૂર્વાપર વિરોધ આવતો નથી કે ?

આ આત્માના સર્વવ્યાપકતા વાદના નિરાકરણમાં બીજી અનેક યુક્તિઓ જૈન શાસ્ત્રોમાં નજરે પડે છે, પરંતુ ગ્રન્થ–ગૌરવના ભયથી અત્ર આપવામાં આવતી નથી. વિશેષ જિજ્ઞાસુઓએ **સ્યાદ્વાદ–મંજરી** ( **અન્યયોગ**૦ના નવમા શ્લોકની ટીકા )નું અવલોકન કરવું. વળી આત્માને શરીરાવચ્છિન્ન માનવાથી અન્ય મતાવલંબીઓ તરફથી જે દૂષણો આપવામાં આવે છે તે તેમજ તેનું નિરાકરણ પણ એ જ ગ્રન્થમાંથી તેમજ **ન્યાયકુસુમાંજલિ**ના મારા સ્પષ્ટીકરણ ( પૃ૦ ૮૨–૯૧ ) ઉપરથી પણ જોઇ શકાશે.

### આત્માની દેહથી ભિન્નતા–અભિન્નતા—

આત્મા દેહથી ભિન્ન છે કે અભિન્ન છે એ પ્રશ્નનો પ્રાસંગિક વિચાર કરવામાં આવે છે. આત્માને દેહથી સર્વથા ભિન્ન માનવો તે યુક્તિ–વિકલ માર્ગ છે. એમ ન હોય તો પછી દેહને પ્રહાર કરવાથી આત્માને દુઃખ થાય ? ( અને દુઃખ તો થાય છે, એ અનુભવસિદ્ધ હકીકત છે. ) એકને

---

૧ અદૃષ્ટ સર્વવ્યાપક છે એ સિદ્ધ કરવાને એવી યુક્તિ આપવામા આવે કે સર્વ પદાર્થોની ઉત્પત્તિમા નિમિત્તરૂપ એવો અદૃષ્ટ જો સર્વવ્યાપક ન હોય નો અન્ય દ્વીપમા રહેલી રૌપ્ય, સુવર્ણ, રત્ન, ચદન ઇત્યાદિ વસ્તુઓ અમુક નિયમિત પ્રદેશમા રહેલા પુરુષને ઉપભોગ્ય કેમ બની શકે ? આ યુક્તિ ટાટા પહોરની ગપ છે કે તેમા કઇ પ્રમાણતા રહેલી છે એ વિદ્વાન્ વાચક તરત જોઇ શકે તેમ છે. એટલે એ સંબધમા વિશેષ ઊહાપોહ કરવાથી શુ ફળ ?

પ્રહાર કરવાથી અન્યને દુઃખ થાય એ તો નવાઇ જેવું છે, કારણ કે ઊંટને લાકડી મારવામાં આવે અને તેનું દુઃખ ગધેડાને ભોગવવું પડે એ તો કોઇ પણ દિવસે બને ? આથી જોઇ શકાય છે કે આત્માને દેહથી સર્વથા ભિન્ન માનવો એ ક્યાં સુધી યુક્તિ-યુક્ત છે. વળી, જો આત્માને દેહથી સર્વથા અભિન્ન માનવામાં આવે, તો પણ વિપત્તિનાં વાદળાં જરૂર ચડી આવવાનાં, કેમકે એમ માનવાથી તો દેહનો નાશ થતાં આત્માનો પણ નાશ સ્વીકારવો પડશે અને આ હકીકત કોને ઇષ્ટ હોઇ શકે ? કઇ વ્યક્તિ પોતાને નાશવંત માનવા તૈયાર થાય વારૂ ?

## આત્મા એકજ નથી—

આ પ્રમાણે આત્માની શરીરાવચ્છિન્નતાનો વિચાર કર્યો. હવે શરીરે શરીરે આત્મા પૃથક્ છે અર્થાત્ આત્મા એક જ નથી,' એકથી વધારે આત્મા સંસારમા છે એ વાતનું પ્રતિપાદન કરવામાં આવે છે. આત્મા એક જ છે, એમ માનવામા તો બન્ધ, મોક્ષ, સુખ, દુઃખ, ક્રિયા ઇત્યાદિ ઘટી શકશે નહિ, એ દેખીતી વાત છે. વળી આત્મા વ્યક્તિતઃ એક જ છે, પરંતુ જલચન્દ્રની માફક તે અનેક ભાસે છે, એમ કહેવું પણ યોગ્ય નથી. કારણ કે આ તો અદ્વૈતવાદીનો મત છે અને તેના મતમાં આગમ જ પ્રમાણ તરીકે રહી શકે છે. કેમકે પ્રત્યક્ષ પ્રમાણ માનવાથી તો વ્યવહાર–સિદ્ધ વસ્તુઓ અનેક છે એમ સ્વીકારવુ પડે છે અર્થાત્ અદ્વૈતવાદ ઊડી જાય છે. આ ઉપરાત અનુમાન પ્રમાણ માટે પણ આ દર્શનમાં સ્થાન નથી, કેમકે હેતુ ( સાધન ) અને સાધ્ય એ બેને પૃથક્ સ્વીકાર્યા વિના ઇષ્ટની સિદ્ધિ પણ તે કેમ કરી શકે ? અને જો આને પૃથક્ સ્વીકારે તો તો અદ્વૈતવાદ શી રીતે ટકે ? આથી તે આગમ પ્રમાણનો જ આશ્રય લઇ શકે તેમ છે. આવી રીતે જ્યારે એ આગમનો જ આશ્રય લે, તો પોતાનું જ આગમ સત્ય અને અન્યનું આગમ અસત્ય એ વાત સિદ્ધ થયા વિના તેની વાત વિદ્વાનો માને પણ કેમ ?

વળી, સર્વ પદાર્થો પ્રતિભાસે છે એ કથનમાનું પ્રતિભાસમાનત્વ 'સ્વ'થી છે કે 'પર'થી છે એમ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. પ્રથમ પક્ષ તો સ્વીકારાય તેમ નથી, કેમકે ઘટ, પટ, આદિના દૃષ્ટાન્તથી એ વાત યુક્તિ–વિકલ સિદ્ધ થાય છે અને જો દ્વિતીય પક્ષનો આશ્રય લેવામાં આવે તો પોતાના અદ્વૈતવાદને હાનિ પહોંચે છે, કેમકે એથી તો 'પર'ની સિદ્ધિ થાય છે

## જીવોની સંખ્યા—

વિશ્વમાં જીવો કેટલા છે, તે સંબંધી હવે વિચાર કરવામાં આવે છે. તેમાં એ તો આપણે જોઇ ગયા કે સમસ્ત સંસારમાં એક જ જીવ છે, એમ માનવું હાનિકારક છે એટલે કે આથી જીવની સંખ્યા ફક્ત એકની જ છે એ માન્યતા પાયા વિનાની લાગે છે. ત્યારે શું સંસારમાં સંખ્યેય જીવ છે કે કેમ એ પ્રશ્ન ઉદ્‌ભવે છે. સંસારમા જીવની સંખ્યા બહુ મોટી નથી એમ માનવું એ એક પ્રકારનું સાહસ છે, કેમકે એમ માનવાથી તો ભવિષ્યમાં સંસાર જીવ વિનાનો બની જશે, કારણ કે પ્રતિ-સમય આ સંસારમાંથી કોઇ નહિ ને કોઇ જીવ મુક્તિ–પુરી જઇ જ રહ્યો છે ( અલબત, આ જૈન માન્યતા છે ). વિશેષમાં આ આપત્તિમાથી બચવાને માટે મુક્ત જીવો સંસારમાં ફરી અવતરે છે એમ માનવું એ પણ ન્યાયસગત નથી ( આ વાત મુક્તિના અધિકારમા વિચારીશું ). આથી

સંસારમાં એટલા બધા જીવો માનવા કે જેનો કોઇ પણ દિવસે છેડો આવે નહિ એટલે કે જીવ અનન્ત છે એ માન્યતા ન્યાય-સંગત ઠરે છે અને જૈન દર્શન એમ જ માને છે.

કાળના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગને જૈન દર્શનકાર 'સમય' તરીકે ઓળખાવે છે. ભૂતકાલ અને ભવિષ્યત્કાલના એવા અનન્ત અનન્ત સમયો છે, જ્યારે વર્તમાનકાલનો એક જ સમય છે. આ ત્રણે કાલના સમયો એકઠા કરતાં જે સરવાળો થાય તેના કરતાં પણ અનન્તગણા જીવો છે, એવી જૈન માન્યતા છે. ભવિષ્યત્કાલનો દિન-પ્રતિદિન પ્રતિસમય ઘટાડો થવા છતાં પણ ભવિષ્યત્-કાલનો અંત આવશે એમ કોઇ સ્વપ્ને પણ માની શકે ખરો કે ? તો પછી જ્યારે જીવની સંખ્યા અનન્ત છે, તો તેનો અંત કદી આવે ખરો કે ?

હા, એ વાત વ્યાજબી છે કે સંસારમાંથી જીવો મુક્તિ-પુરીએ જતા હોવાથી, સંસારી જીવોની સંખ્યા પ્રતિસમય ઘટતી જાય છે, પણ તેથી આ સંખ્યા શૂન્યાકાર થઇ જશે, એવી ભીતિ રાખવી નકામી છે, કેમકે 'અનન્ત' શબ્દ શું સૂચવે છે ?

વિશેષમા, જ્યારે બધા જ જીવો મોક્ષે જતા રહેશે, ત્યારે સંસારમાં જીવ નહિ રહે તેનુ કેમ એ પ્રશ્નનો જવાબ, [1]ભવ્ય, [2]અભવ્ય અને [3]જાતિભવ્ય એમ જે જીવોના વિભાગો જૈન દર્શનમાં પાડવામાં આવ્યા છે અને જેને વિષે આગળ ઉપર આ પુસ્તકમાં વિવેચન કરવા વિચાર છે તે તરફ દૃષ્ટિપાત કરવાથી સહજ મળી આવશે.

## સંસારી જીવને કર્મનું બંધન—

હવે આત્મા પૌદ્ગલિક અદૃષ્ટવાન્ છે અર્થાત્ સંસારી આત્મા પૌદ્ગલિક કર્મથી બંધાયેલો છે, એનો વિચાર કરીએ.

પ્રથમ તો ચાર્વાક મત તરફ નજર કરીએ. ચાર્વાકો (નાસ્તિકો) અદૃષ્ટને માનતા નથી. પરંતુ તેનું શું કારણ છે, તે જાણવુ જોઇએ. (૧) શુ આશ્રયરૂપ પરલોકીનો અભાવ છે તેથી ? (૨) શું અદૃષ્ટ અપ્રત્યક્ષ (પરોક્ષ) છે તેથી ? (૩) શું આ વાત યુક્તિ-યુક્ત સિદ્ધ થઇ શકે તેમ નથી તેથી ? (૪) શું સાધકનો અભાવ હોવાથી ? કે (૫) અદૃષ્ટનો અભાવ છે તેથી એમ પાંચ વિકલ્પો ઉદ્ભવે છે. પ્રથમ વિકલ્પ અસ્થાને છે કેમકે પરલોકીની સિદ્ધિ થઇ શકે છે.

દ્વિતીય વિકલ્પના સંબંધમાં એ કહેવાનું છે કે શું અદૃષ્ટ ચાર્વાકને જ અપ્રત્યક્ષ છે કે બીજા તમામ દર્શનકારોને પણ તેમ છે ? ચાર્વાકને જે અપ્રત્યક્ષ હોય તેવી વસ્તુ કોઇ આ પૃથ્વી ઉપર છે જ નહિ એમ કહેવાથી તો ચાર્વાકને અપ્રત્યક્ષ એવા તેના પિતામહાદિનો પણ અભાવ સિદ્ધ થવાનો અને તેમ થતાં વિશેષતઃ તેનો પોતાનો પણ અભાવ માનવાનો પ્રસંગ પ્રાપ્ત થવાનો; કેમકે

---

૧ વહેલો કે મોડો પણ જરૂર મોક્ષે જનાર જીવ ''ભવ્ય' કહેવાય છે

૨ જેનામા મોક્ષે જવાની યોગ્યતા પણ નથી તે જીવ 'અભવ્ય' કહેવાય છે.

૩ મોક્ષે જવાની લાયકાત હોવા છતા જે અનુકૂળ સામગ્રીના અભાવે કદી પણ સંસારને છેલ્લી સલામ ભરી નહિ શકે-મુક્ત નહિ થઇ શકે તે જીવ 'જાતિભવ્ય' કહેવાય છે.

પિતા વિના પુત્રની ઉત્પત્તિ હોઇ શકે કે ? વળી અદૃષ્ટ પોતાના સિવાય બીજા સમસ્ત જીવોને અપ્રત્યક્ષ છે એમ તો ચાર્વાક જ્યારે પોતે સર્વજ્ઞ હોય તો જ કહી શકે. આ ઉપરથી આ વિકલ્પ પણ યુક્તિ–વિકલ છે એમ સમજાય છે.

અદૃષ્ટ જેવી વસ્તુ છે, એ વાત યુક્તિઓ દ્વારા સિદ્ધ થઇ શકે છે કે નહિ એવા તૃતીય વિકલ્પ પરત્વે હવે વિચાર કરવામાં આવે છે. જેઓ એમ કહે છે કે તર્કો વડે આ વાત સિદ્ધ થઇ શકે છે, તેનું ખણ્ડન કરવા ચાર્વાક તૈયાર થાય છે અને પોતાની સમજ પ્રમાણે તે દૂષણો રજુ કરે છે. પ્રથમ ચાર્વાક એમ પૂછે છે કે આ અદૃષ્ટ સનિમિત્તક છે કે અનિમિત્તક ? જો તે અનિમિત્તક માનશો, તો અદૃષ્ટ સર્વદા વિદ્યમાન જ રહેશે કે સર્વદા અવિદ્યમાન જ રહેશે ( જુઓ ૧૬ મા પૃષ્ઠનું ટિપ્પણ ). હવે જો અદૃષ્ટને સનિમિત્તક માનવામાં આવે તો ચાર્વાક એમ કહે છે કે આ અદૃષ્ટનું નિમિત્ત અદૃષ્ટાન્તર ( અન્ય અદૃષ્ટ ), રાગ-દ્વેષાદિ [1]કષાયની મલિનતા કે હિંસાદિ ક્રિયા એ ત્રણમાંથી એક હોઇ શકે.

જો આ અદૃષ્ટનું નિમિત્ત અદૃષ્ટાન્તર માનવામાં આવે, તો અનવસ્થારૂપ દૂષણ આવી પડે છે ; અને જો રાગ-દ્વેષાદિ કષાયની મલિનતાને નિમિત્ત તરીકે સ્વીકારવામાં આવે, તો સમસ્ત સંસારી જીવો રાગ-દ્વેષાદિ કષાયથી કલુષિત હોવાને લીધે કોઇ પણ કાળે કોઇ પણ જીવ કર્મ (અદૃષ્ટ) રહિત બને જ નહિ અર્થાત્ મુક્તિનો અભાવ માનવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. આથી કરીને અદૃષ્ટનું નિમિત્ત હિંસાદિ ક્રિયા છે, એમ માનવામાં આવે તો તે અશક્ય છે, કેમકે પાપના હેતુરૂપે મનાતી હિંસાદિ ક્રિયા અને પુણ્યના કારણરૂપે ગણાતી અર્હત્–પૂજાદિ ક્રિયામાં વ્યભિચાર ઉદ્‌ભવે છે. જેમકે અનેક પશુપંખીનો કારણ વિના વધ કરનાર તેમજ પિતા, માતા, પુત્ર, મિત્રાદિનો દ્રોહ કરનાર એવો ભયંકર પાપી પણ રાજલક્ષ્મી ભોગવતો જોવામાં આવે છે અને સર્વ જીવો ઉપર કરૂણાની દૃષ્ટિએ જોનારો, સત્કાર્ય કરનારો, અર્હત્–પૂજાદિ ક્રિયામાં ભાગ લેનારો એવો પુણ્યાત્મા પણ અનેક ઉપદ્રવ ભોગવતો જોવાય છે એટલું જ નહિ, પણ તેને દારિદ્ર્યાદિ અનેક સંકટોમાંથી પસાર થવું પડે છે. આ પ્રમાણે જે જે દૂષણો અત્ર ઉપસ્થિત કરવામાં આવ્યા છે, તેનું હવે નિરાકરણ વિચારવામાં આવે છે.

અદૃષ્ટનું નિમિત્ત અદૃષ્ટાન્તર છે એમ સ્વીકારવાથી અનવસ્થા દૂષણ–આવી પડે છે, એમ જે કહેવામાં આવ્યું છે, તેના સંબંધમાં સમજવું કે અનવસ્થા સર્વત્ર દૂષણરૂપ નથી અર્થાત્ આ સ્થાને તો એ અનવસ્થા ઇષ્ટ છે, ભૂષણરૂપ છે; કેમકે બીજ અને વૃક્ષ એમાંથી વૃક્ષની પૂર્વે બીજ, તેની પૂર્વે વૃક્ષ, તેની પૂર્વે બીજ, એ પ્રમાણેની અનન્ત કલ્પનાઓ ઇષ્ટ છે. વળી જે એમ કહેવામાં આવ્યું કે કોઇને પણ કર્મનો અભાવ થઇ શકશે નહિ એ વાત આગળ ઉપર વિચારીશું. વિશેષમાં પાપી મોજ–મઝામાં પોતાના દિવસો પસાર કરે છે, જ્યારે ધર્મીને ઘેર ધાડ પડે છે, એમ કહી જે હિંસાદિ ક્રિયામાં વ્યભિચાર દર્શાવવામાં આવ્યો છે, તે અસ્થાને છે. કારણ કે પાપી મોજ શોખ ઉડાવે છે, તેમાં તેનું પૂર્વ ભવનું પુણ્ય કારણરૂપ છે અને આ ભવમાં જે પાપ કરે છે તેનું દુઃખદાયી ફળ તો તે અવશ્ય ભવિષ્યમાં ભોગવનાર છે. એ જ પ્રમાણે ધર્મી દુઃખી જીવન ગાળે છે, તેનું કારણ તેને પૂર્વે કરેલ કુકર્મનો વિપાક છે, જ્યારે આ

૧ આ સંબંધમા વિશેષ વિચાર ચતુર્થ ઉલ્લાસમા કરવામા આવનાર છે.

ભવમાં તે જે સત્કાર્ય કરે છે તેનું સુખદ ફળ તો તે ભવિષ્યમાં ભોગવશે, એમાં જરા પણ સંદેહ નથી. અર્થાત્ સાતમા–આઠમા પૃષ્ઠોમાં બતાવેલા પુણ્ય–પાપના (૧) [1]પુણ્યાનુબન્ધિ પુણ્ય (૨) [2]પુણ્યાનુબન્ધિ પાપ, (૩) [3]પાપાનુબન્ધિ પુણ્ય અને (૪) [4]પાપાનુબન્ધિ પાપ એ ચાર પ્રકારોમાંથી પાપાનુબન્ધિ પુણ્ય અને પુણ્યાનુબન્ધિ પાપનાં આ પરિણામો છે.

હવે અદૃષ્ટના સાધકનો અભાવ છે એવો જે ચતુર્થ વિકલ્પ પ્રદર્શિત કરવામાં આવ્યો હતો તેના સંબંધમાં કહેવાનુ કે આગમ તેમજ અનુમાન એમ બન્ને સાધનો મોજુદ છે. "**शुभः पुण्यस्य**", "**अशुभः पापस्य**" (**तत्त्वार्थाधि०** અ૦ ૬, સૂ૦ ૩–૪), "**अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः**" (**તૈત્તિરીયસંહિતા**) ઇત્યાદિ જૈન–અજૈન વાક્યો પણ આગમની સાધકતા સિદ્ધ કરે છે. વિશેષમાં 'તુલ્ય સામગ્રી–સાધન હોવા છતાં પણ કાર્યોમાં જે વિશેષતા ઉદ્ભવે છે તે સકારણ છે', એ અનુમાનથી પણ 'અદૃષ્ટ' સિદ્ધ કરી શકાય છે.[5]

આ સંબંધમા એમ કહેવામાં આવે કે જેમ એક જ પ્રદેશમાં ઉત્પન્ન થનારાં બોર અને કાંટામાં મૃદુતા અને કુટિલતા રૂપ વિશેષતા–ભિન્નતા સ્વભાવને લઇને જ સંભવે છે અને વળી જેમ એક જ સરોવરમાં ઉગેલાં કમળોમાં કોઇ લાલ તો, કોઇ સફેદ ઇત્યાદિ તેમજ કોઇ શતપત્રી તો કોઇ સહસ્રપત્રી ઇત્યાદિ ભેદ હોવામાં સ્વભાવ જ કારણ છે, તેમ શરીરધારી જીવોના સંબંધમાં સમજી લેવું; તો એ કથન યુક્તિ–યુક્ત નથી; કેમકે આ દૃષ્ટાન્તમાં રજુ કરેલ બોર, કાંટો તેમજ કમળ એ વનસ્પતિ છે ને તેમ હોવાથી તે પણ શરીરધારી જીવ છે. આથી જે વાત હજી સિદ્ધ નથી તે સિદ્ધ કરવા પૂર્વે તે વાતના સ્વીકાર ઉપર આધાર રાખનારૂં દૃષ્ટાન્ત આપવું તે નિરર્થક છે.

વળી અદૃષ્ટને નહિ સ્વીકારતાં, જગત્‌ની વિચિત્રતાનું કારણ તેનો તેવો સ્વભાવ છે એમ પ્રતિપાદન કરનારા પ્રતિ એ પ્રશ્ન પૂછવામાં આવે છે કે આ સ્વભાવથી શું (૧) નિર્હેતુતા (અકારણતા), (૨) સ્વાત્મહેતુતા, (૩) વસ્તુ–ધર્મ કે (૪) વસ્તુ–વિશેષ એ ચારમાંથી શું સમજવું? આમાંથી સ્વભાવનો અર્થ 'અકારણતા' કરવાથી એમ સિદ્ધ થાય છે કે ક્યાં તો જગત્‌ની વિચિત્રતા સદા એક જ સરખી રહેવી જોઇએ કે ક્યાં તો વિચિત્રતા હોવી જ ન જોઇએ (જુઓ પૃ૦ ૧૯). આ બેમાંથી એક પણ વાત અંગીકાર કરી શકાય તેમ નહિ હોવાને લીધે સ્વભાવનો અર્થ 'નિર્હેતુતા' ઘટી શકતો નથી.

---

૧ જન્માન્તરને માટે પુણ્ય સંપાદન કરી આપનારૂ પુણ્ય 'પુણ્યાનુબન્ધિ પુણ્ય' કહેવાય છે.

૨ જન્માન્તરને સારૂ પુણ્ય ઉપાર્જન કરવામા વચ્ચે નહિ આવનારા પાપને 'પુણ્યાનુબન્ધિ પાપ' સમજવું.

૩ જન્માન્તરને માટે પાપ સંપાદન કરવામા કારણભૂત પુણ્યને 'પાપાનુબન્ધિ પુણ્ય' જાણવું.

૪ જન્માન્તરને સારૂ પાપના પોટલા બંધાવનારા પાપને 'પાપાનુબન્ધિ પાપ' કહેવામા આવે છે.

૫ સરખાવો શ્રી**વિશેષા**૦ની નિમ્ન–લિખિત ગાથા—

"**जो तुल्लसाहणाणं, फले विसेसो ण सो विणा हेउं ।**
**कज्जत्तणओ 'गोयम !', घडो व्व हेऊ य से कम्मं ॥ १६१३ ॥**"
[ **यस्तुल्यसाधनानां फले विशेषो न स विना हेतुम् ।**
**कार्यत्वत: गौतम! घट इव हेतुश्च तत् कर्म ॥** ]

આથી જો 'સ્વભાવ'નો અર્થ 'સ્વાત્મહેતુતા' (સ્વાત્મકારણતા, પોતે જ પોતાનું કારણ છે) એમ કહેવામાં આવે, તો '[1]આત્માશ્રય' નામનો દોષ ઉદ્ભવે છે.

જો સ્વભાવનો અર્થ 'વસ્તુ–ધર્મ' કરવામાં આવે તો આ વસ્તુ–ધર્મ દૃશ્ય છે કે અદૃશ્ય ? આ વસ્તુધર્મને 'દૃશ્ય' તો કહી શકાય તેમ નથી, કેમકે તે આપણને દૃષ્ટિગોચર થતો નથી, અને જો આ વસ્તુધર્મ અદૃશ્ય છે તો અદૃશ્ય હોઇ કરીને પણ તે વિદ્યમાન છે એમ માનવા જતાં અદૃષ્ટ અદૃષ્ટ હોઇ કરીને વિદ્યમાન છે એમ કેમ ન માનવું ?

જો 'સ્વભાવ'નો અર્થ 'વસ્તુ–વિશેષ' સમજવામાં આવે, તો આ વસ્તુ–વિશેષરૂપી સ્વભાવ મહાભૂતોથી અતિરિક્ત છે કે મહાભૂતસ્વરૂપ છે એટલે કે તે મહાભૂતોથી ભિન્ન છે કે અભિન્ન છે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જો આ વસ્તુ–વિશેષ મહાભૂતોથી અતિરિક્ત છે એમ અંગીકાર કરીએ તો એ સવાલ ઊભો થાય છે કે આ વસ્તુ–વિશેષ મૂર્ત્ત છે કે અમૂર્ત્ત ? અને જો મૂર્ત્ત હોય તો તે 'દૃશ્ય' છે કે 'અદૃશ્ય' છે ? દૃશ્ય કે અદૃશ્ય એ બેમાંથી એક પણ પક્ષ સ્વીકારતાં તેનું નિરાકરણ ઉપર મુજબ થઇ શકે છે. આથી આ મહાભૂતોથી ભિન્ન વસ્તુ–વિશેષ અમૂર્ત્ત છે એમ કહેવું પણ યુક્તિ–સંગત નથી.

જો આ 'વસ્તુ–વિશેષ' મહાભુત–સ્વરૂપ છે, તેનાથી અભિન્ન છે એમ સ્વીકારવામાં આવે તો એક જ સ્ત્રીનાં સાથે ઉત્પન્ન થયેલાં બે સંતાનોમાં એક મૂર્ખ અને બીજો ચતુર જોવામાં આવે તો આવી વિશેષતા શેને આભારી છે ? કેમકે વસ્તુ–વિશેષરૂપી સ્વભાવ તો બન્ને સ્થળે સમાન જ છે. એ ઉપરથી સાર એ નીકળે છે કે અદૃષ્ટ કહો કે સ્વભાવ કહો તે એક જ છે અને આ મહાભૂતોથી અભિન્ન અદૃષ્ટ પૌદ્ગલિક સિદ્ધ થાય છે.

વળી આ ઉપરાંત કર્મનું અસ્તિત્વ તેમજ પૌદ્ગલિકત્વ સિદ્ધ કરનારી ઘણી યુક્તિઓ છે,[2] તેમાંથી કેટલીક યુક્તિઓનો અત્ર વિચાર કરવામાં આવે છે.

જેમ વૃદ્ધ શરીર તરૂણ શરીર પૂર્વક હોય છે અને તરૂણ શરીર બાલ શરીર પૂર્વક હોય છે તેમ આ બાલ શરીર અન્ય શરીર પૂર્વક હોવું જોઇએ. આ અનુમાનથી એમ સિદ્ધ થાય છે કે આ અન્ય શરીર તે કાર્મણ શરીર–કર્મમય શરીર યાને કર્મ હોવું જોઇએ. કેમકે [3]પૂર્વભવીય ભૌતિક શરીર તો તે (ગત) ભવમાં ભસ્મીભૂત થઇ ગયું છે અને અશરીરી નિયામકના અભાવને લઇને નિયમિત પ્રદેશમાં યાને અન્ય ગતિમાં જવા સમર્થ નથી અર્થાત્ નિયમિત પ્રદેશમાં જવાને માટે કાર્મણ શરીરની આવશ્યકતા છે. આ ઉપરથી કર્મનું અસ્તિત્વ સિદ્ધ થાય છે.

હવે આ કર્મ (અદૃષ્ટ) પૌદ્ગલિક છે, તે પણ યુકિત–પુરસ્સર દર્શાવવામાં આવે છે. એ

---

૧ "स्वस्य स्वापेक्षित्वनिबन्धनोऽनिष्टप्रसङ्ग आत्माश्रयः" અર્થાત્ પોતાની ઉત્પત્તિમાં પોતાની જે અપેક્ષા રાખવી તે 'આત્માશ્રય' કહેવાય છે.

૨ આ માટે જુઓ શ્રીવિશેષા૦ નો દ્વિતીય ગણધરવાદ (ગા૦ ૧૬૧૨–૧૬૪૩).

૩ જેઓ પુનર્જન્મ માને છે.

તો દેખીતી વાત છે કે બેડી, સાંકળ ઇત્યાદિ વસ્તુઓ પૌદ્ગલિક હોવાને લીધે જ બન્ધનરૂપ બને છે, તેમ કર્મ પણ પૌદ્ગલિક હોય તો જ તે આત્માના બન્ધનરૂપ થઇ શકે. અત્ર કામ, ક્રોધ વિગેરે અપૌદ્ગલિક હોવા છતાં પણ આત્માને બાંધી શકે છે, તો પછી કર્મ પણ પૌદ્ગલિક નહિ હોઇ કરીને આત્માના બન્ધનકર્તા તરીકેનું કાર્ય કેમ ન કરી શકે, એવો પ્રશ્ન ઊઠાવવો અસ્થાને છે. કારણ કે આનું સમાધાન એ છે કે કામ-ક્રોધાદિ કંઇ ખુદ બન્ધનરૂપ નથી; કિન્તુ તે તો આત્માની બદ્ધાવસ્થા-પરતન્ત્રતા છે. અને આવી બન્ધનજનિત બદ્ધ-અવસ્થા (પરતન્ત્રતા) પૌદ્ગલિક ન હોય તો તેમાં કંઇ વાંધા જેવું નથી; કેમકે શું દારૂ પીવાથી ચિત્તની વિકલતા ઉત્પન્ન થતી નથી? કહેવાની મતલબ એ છે કે જેમ દારૂ પીવાથી ઉત્પન્ન થતી ચિત્તની વિકલતા આત્માનો એક પ્રકારનો પરિણામ હોવાથી પુદ્ગલરૂપ નથી, તેમ કામ-ક્રોધાદિના સંબંધમાં પણ સમજી લેવું. પરંતુ જેમ આ ચિત્તની વિકલતાની ઉત્પત્તિનું કારણ જે દારૂ તે પૌદ્ગલિક છે, તેમ કામાદિની ઉત્પત્તિનુ કારણ જે કર્મ તે પણ પૌદ્ગલિક હોવું જ જોઇએ. આમાંથી સાર એ નીકળે છે કે બન્ધનજનિત-બદ્ધ અવસ્થા ભલે પૌદ્ગલિક ન હોય, પરંતુ તેનું કારણ તો પૌદ્ગલિક હોવું જ જોઇએ.

વિશેષમાં આત્માથી અતિરિક્ત કર્મ પરિણામી હોવાથી, ક્ષીરની માફક તે મૂર્ત્ત ઠરે છે. વળી, અગ્નિનો દાહ થવાથી જેમ વેદના ઉદ્ભવે છે, તેમ કર્મ દ્વારા પણ આત્મા સુખ-દુઃખાદિનો અનુભવ કરતો હોવાથી, તે કર્મ પણ મૂર્ત્ત સિદ્ધ થાય છે.

આ ઉપરથી એ ફલિતાર્થ થાય છે કે યોગ દર્શનમાં અદૃષ્ટને આત્માના વિશેષ ગુણરૂપ, સાંખ્ય દર્શનમાં પ્રકૃતિના વિકારરૂપ, બૌદ્ધ દર્શનમાં વાસનાસ્વરૂપી અને બ્રહ્મવાદીઓના મતમાં અવિદ્યારૂપ માનવામાં આવ્યુ છે તે વાત જૈન દર્શનકારને સંમત નથી. જૈન શાસ્ત્રમાં તો અદૃષ્ટને પૌદ્ગલિક-મૂર્ત્ત માનવામાં આવ્યું છે.

## મૂર્ત કર્મથી અમૂર્ત આત્માનું બન્ધન—

મૂર્ત્ત કર્મથી અમૂર્ત્ત આત્મા કેવી રીતે બંધાઇ શકે તે વિચારીશું. મૂર્ત્ત કર્મ અમૂર્ત્ત આત્મા ઉપર અનુગ્રહ કે ઉપઘાત કેવી રીતે કરી શકે? કેમકે શું અમૂર્ત્ત આકાશને મૂર્ત્ત ચન્દનાદિકના વિલેપનથી અનુગ્રહ કે ખડ્ગાદિકના ખંડનથી ઉપઘાત થતો સાંભળ્યો, જોયો કે જાણ્યો છે? કહેવું પડશે કે આવો પ્રશ્ન ઊઠાવવો નિરર્થક છે; કેમકે મૂર્ત્ત બ્રાહ્મી વિગેરે ઔષધિઓથી અમૂર્ત્ત જ્ઞાનનો અનુગ્રહ થાય છે; તેમજ વળી મૂર્ત્ત મદ્યાદિકથી અમૂર્ત્ત જ્ઞાનનો ઉપઘાત પણ થાય છે. આવાં અનેક ઉદાહરણો મળી શકે તેમ છે.

વિશેષમાં એ વાત પણ ભૂલવા જેવી નથી કે આ સંસારી આત્મા એકાન્તે સર્વથા અમૂર્ત નથી, કેમકે અનાદિ કર્મ-સન્તતિથી તે પરિણામાન્તરને પામેલો છે. જેમ અગ્નિ અને લોહ-પિણ્ડ એક બીજા સાથે મળેલ છે, તેમ સંસારી જીવ અને કર્મ મળેલાં છે. આથી કર્મ મૂર્ત્ત હોવાથી તેનાથી કથંચિત અનન્ય-અભિન્ન આત્મા પણ કથંચિત્ મૂર્ત્ત છે. આથી કરીને મૂર્ત

કર્મ વડે આ અમૂર્ત-મૂર્ત આત્માને અનુગ્રહ-ઉપઘાત થાય છે, જ્યારે આકાશ સર્વથા અમૂર્ત હોવાથી તેને એનાથી અનુગ્રહ કે ઉપઘાત થતો નથી.

વળી એમ પણ કહેવું યોગ્ય નથી કે જો મૂર્ત કર્મથી અમૂર્ત આત્માનું બંધન થઇ શકે છે, તો શરીરાદિક મૂર્ત વસ્તુ વડે પણ તેમ સ્વીકારવાનો અતિપ્રસંગ પ્રાપ્ત થશે. કારણ કે જ્યારે હકીકત આમ છે, તો એમ કેમ ન કહી શકાય કે અમૂર્ત એવી અવિદ્યા વડે જેમ આત્માનું બંધન થાય છે, ( આ પ્રમાણે માનવા તમે માયાવાદી તૈયાર થાઓ છો ) તેમ અમૂર્ત ગગનથી પણ આત્માનું બંધન-આવરણ થવું જોઇએ ? આના ઉત્તરમાં બચાવ તરીકે એમ કહેવું કે વિરૂદ્ધ વસ્તુઓ જ એક એકના આવરણરૂપ બની શકે છે ( જેમ અંધકાર આલોકનો ) તો તે અમારે પણ ઇષ્ટ છે. અને આથી કરીને ઉપર્યુક્ત અતિપ્રસંગરૂપી દોષ અમને લાગુ પડતો નથી; કેમકે દેહાદિ કંઇ આત્માથી સર્વથા વિરૂદ્ધ નથી.

**વેદાદિ ધર્મશાસ્ત્રોના પાઠો—**

સાંખ્ય દર્શનમાં જેને પુરૂષ તરીકે અને બૌદ્ધદર્શનમાં જેને વિજ્ઞાન-સ્કન્ધ યાને પુદ્ગલ તરીકે ઓળખાવ્યો છે તે આત્માના [1]અસ્તિત્વાદિને સૂચવનાર કેટલાક વાક્યો **વેદાદિક**માંથી અત્ર આપવામાં આવે છે:—

**( ૧ ) " इमं जीवेभ्यः परिधिं दधामि मैषां नु गादपरो अर्थमेतत् ."**
—( ઋગ્વેદ ૧૦-૧૮-૪ )

**( ૨ ) " न वाऽउ एतन्म्रियसे न रिष्यसि "** ( યજુર્વેદ ૨૫-૪૪ ).

**( ૩ ) " आत्मानं पितरं पुत्रं पौत्रं पितामहम् ।
जायां जनित्रीं मातरं ये प्रियास्तानुपह्वये ॥"** (અથર્વવેદ ૯-૫-૩૦)

**( ૪ ) " यो म आत्मा या मे प्रजा ये मे पशवस्तैरहं मनोवाचं प्रसीदामि "** ( તાણ્ડ્ય મહાબ્રાહ્મણ ૧-૩-૪ ).

**( ૫ ) " यथा व्रीहिर्वा यवो वा श्यामको वा श्यामाकतण्डुलो वैवमयमन्तरात्मन् पुरुषो हिरण्मयः "** ( શતપથ બ્રાહ્મણ ૧૦-૬-૩-૨ ).

**( ૬ ) " एष हि द्रष्टा, स्प्रष्टा, श्रोता, घ्राता, रसयिता, मन्ता, बोद्धा, कर्ता विज्ञानात्मा पुरुषः ॥ स परेऽक्षरे आत्मनि सम्प्रतिष्ठते ॥"** (પ્રશ્નોપનિષદ્ ૪-૯)

૧ આત્માના અસ્તિત્વ સંબંધી-'જીવ છે કે નહિ' એ પ્રશ્ન પરત્વે વિશિષ્ટ માહિતી માટે જુઓ શ્રીવિશેષાવ૦નો પ્રથમ ગણધરવાદ ( ગા૦ ૧૫૪૯-૧૬૦૩ ).

( ૭ ) " इन्द्रियेभ्यः परा ह्यर्था, अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धि–बुद्धेरात्मा महान् परः ॥ "

–( કઠોપનિષદ્ ૧–૩–૧૦ )

( ૮ ) " सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयतेऽथास्यायमितर आत्मा कृतकृत्यो वयोगतः प्रैति स इतः प्रयन्नेव पुनर्जायते" (ઐતરેયોપનિષદ્ ૨–૪)

( ૯ ) " तस्मिन् स्वपति तु सुस्थे, कर्मात्मानः शरीरिणः ।
स्वकर्मभ्यो निवर्तन्ते, मनश्च ग्लानिमृच्छति ॥ "

–( મનુસ્મૃતિ ૧–૫૩ )

(૧૦) " अन्तवन्त इमे देहा, नित्यस्योक्ता शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य, तस्माद् युध्यस्व ' भारत !' ॥ १८ ॥
य एनं वेत्ति हन्तारं, यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीते, नायं हन्ति न हन्यते ॥ १९ ॥
न जायते म्रियते वा कदाचि–न्नायं भूत्वा भविता वा न भूयः
अजो नित्यः शाश्वतोऽयं पुराणो, न हन्यते हन्यमाने शरीरे॥२०॥

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णा–न्यन्यानि संयाति नवानि देही॥२२॥

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

अच्छेद्योऽयमदाह्योऽय–मक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणु–रचलोऽयं सनातनः ॥ २४ ॥ "

–( ભગવદ્ગીતા અ૦ ૨ )

આ ઉપરથી જૂદા જૂદા દર્શનકારોની–ધર્મવેત્તાઓની આત્માના સ્વરૂપ સંબંધી કેવી માન્યતા છે તેનો થોડો ઘણો ખ્યાલ આવ્યો હશે. કર્મની સિદ્ધિ દ્વારા આત્માની સિદ્ધિ થઇ જતી હોવાથી આત્માનું અસ્તિત્વ નહિ સ્વીકારનારા ચાર્વાકોને ઉદ્દેશીને વિશેષ કથન કરવાની જરૂર જણાતી નથી. પરંતુ એટલું તો કહેવું પડશે કે ચૈતન્યને શરીરનો ધર્મ માનવો એ યુક્તિયુક્ત વાત નથી ( જુઓ **ન્યાયકુસુમાંજલિ**નું મારૂં સ્પષ્ટી૦ પૃ૦ ૭૧–૭૪ ).

અત્ર એ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે ખરી રીતે જોતાં આત્મા, કર્મ, ઈશ્વર એ અતીન્દ્રિય પદાર્થો છે. એની પ્રતીતિ પ્રત્યેક જીવને [1]પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા થઇ શકે તેમ નથી.

૧ આત્મા છે કે નહિ એ સંશય આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરે છે. આ સ્વસંવેદનસિદ્ધ સંશયાદિ વિજ્ઞાન જેના હૃદયમાં સ્ફુરે છે, તેને માટે તો તે સંવેદન આત્મા પ્રત્યક્ષ છે.

તર્કના બળથી એનો નિર્ણય દુઃસાધ્ય બલ્કે અસાધ્ય છે. કેમકે જેમ મુષ્ટામુષ્ટિ, દણ્ડાદણ્ડિ, કેશાકેશિ શરીર–યુદ્ધ છે તેમ તર્કાતર્કિ પણ એક જાતનુ વાગ્યુદ્ધ છે.[1] તર્કોની તરતમતાને ધ્યાનમાં લઇને જ મુમુક્ષુ જનોને એની દાઢમાં ન ફસાવવા માટે શાસ્ત્રકારો ઉદ્દઘોષણા કરે છે. આના સમર્થનાર્થે [2]સમર્થવાદી શ્રીહરિભદ્રસૂરિના નિમ્ન–લિખિત ઉદ્દગારોનું સૂચન કરવું આવશ્યક સમજાય છેઃ—

" यत्नेनानुमितोऽप्यर्थः, कुशलैरनुमातृभिः ।
अभियुक्ततरैरन्यै–रन्यथैवोपपाद्यते ॥ १४३ ॥
ज्ञायेरन् हेतुवादेन, पदार्था यद्यतीन्द्रियाः ।
कालेनैतावता प्राज्ञैः, कृतः स्यात् तेषु निश्चयः ॥ १४४ ॥
न चैतदेवं यत् तस्मात्, शुष्कतर्कग्रहो महान् ।
मिथ्याभिमानहेतुत्वात्, त्याज्य एव मुमुक्षुभिः ॥ १४५ ॥
ग्रहः सर्वत्र तत्त्वेन, मुमुक्षूणामसङ्गतः ।
मुक्तौ धर्मा अपि प्राय–स्त्यक्तव्याः किमनेन तत् ? ॥ १४६ ॥ "

–યોગદૃષ્ટિસમુચ્ચય

અર્થાત્ પ્રયત્નપૂર્વક કુશળ તાર્કિકોએ અનુમાન દ્વારા સિદ્ધ કરેલા પદાર્થને તેમનાથી વધારે તર્ક–બળવાળા તદ્દન વિપરીત રીતે જ સ્થાપિત કરે છે.[3] વળી જો અતીન્દ્રિય પદાર્થોનો ( માત્ર ) હેતુવાદથી બોધ થતો હોત, તો પ્રાજ્ઞ જનોએ આટલા કાળ દરમ્યાનમા કયારનો એ એ

---

૧ આથી તર્ક–શાસ્ત્ર કે ન્યાયશાસ્ત્રની હુ અવગણના કરવાનુ સૂચવતો નથી, કેમકે એ દ્વારા બુદ્ધિ ખીલે છે, કલ્પના–શક્તિનો વિકાસ થાય છે અને તટસ્થ જનને તો "वादे वादे जायते तत्त्वबोधः" દ્વારા સૂચવ્યા મુજબ ખરી ખોટી બાજુનું ભાન થાય છે. એ હકીકત મારા લક્ષ્ય બહાર નથી.

૨ આ વિશેષણમા જરા પણ અતિશયોક્તિ રહેલી નથી તેમ છતા એની પ્રતીતિ કરવાની ઉત્કણ્ઠા રાખનારને આ યોગીશ્વરે રચેલી **અનેકાન્તજયપતાકા** જોઇ જવા વિનવું છું.

૩ અત્ર એક જ ઉદાહરણ આપવુ બસ થશે. **કુસુમાંજલિ**ના કર્તા પ્રખર તાર્કિક **શ્રીઉદયન** પોતાની આ કૃતિમાં ઇશ્વરને ' સર્વકર્તા ' સિદ્ધ કરવા માટે તનતોડ પ્રયત્ન કરે છે. તર્કો અને અનુમાનોનો છૂટથી ઉપયોગ કરવા ઉપરાત તે વેદની શ્રુતિઓનો પણ આશ્રય લે છે એટલુ જ નહિ, કિન્તુ એ રીતે સમજાવ્યા છતાં કોઇ એ વાતનો અસ્વીકાર કરે તો તેને ' पाषाणसाराः ' નો ઇલ્કાબ આપે છે.

ઇશ્વર–ભક્તિથી પ્રેરાઇને–ઇશ્વરના વાસ્તવિક ગુણોનું સમર્થન કરવાના હેતુથી જેમ આ તાર્કિક–રત્ન કમર કસે છે, તેમ આ તરફ જૈન મુનિવર્યો પણ ઇશ્વરને **अकर्ता** સિદ્ધ કરવા તર્કો–યુક્તિઓનો વરસાદ વરસાવે છે. **શ્રીહેમચન્દ્રસૂરિ** તો ઇશ્વરને જગત્–કર્તા માનનારાને ઉદ્દેશીને **અન્ય૦**ના નિમ્ન–લિખિત–

" कर्ताऽस्ति कश्चिज्जगतः स चैकः, स सर्वगः स स्ववशः स नित्यः ।
इमाः कुहेवाकविडम्बनाः स्यु–स्तेषां न येषामनुशासकस्त्वम् ॥ ६ ॥ "

–પદ્ય દ્વારા ' કુહેવાકી ' કહી પોતાનું વક્તવ્ય પૂર્ણ કરે છે.

વિષે નિશ્ચય કર્યો હોત. પરંતુ વસ્તુ-સ્થિતિ આવી નથી. એથી શુષ્ક તર્કના મહાન્ આગ્રહને મોક્ષાભિલાષી જનોએ તો ત્યજી દેવો જોઇએ, કેમકે એ મિથ્યાભિમાનનું કારણ છે. વળી ક્યાંય પણ તત્ત્વ સંબંધી કદાગ્રહ રાખવો તે મુમુક્ષુ જનોને ઘટે નહિં. મુક્તિમાં બીજા પણ ધર્મો-મતો-વાદ-વિવાદો છોડી દેવાના છે, તો આનો ત્યાગ કરવો પડે તેમાં શું ?

**આસ્તિક કોણ ?**

આત્મ-નિરૂપણના પ્રકરણનું સૂક્ષ્મ અવલોકન કરવાથી એ વાત તો સુજ્ઞ પાઠકના ધ્યાનમાં આવી હશે કે જૈનો આત્મા, પુણ્ય, પાપ, પુનર્જન્મ, પરલોક ઇત્યાદિનો સ્વીકાર કરે છે. આવી પરિસ્થિતિમાં પણ તેમને 'નાસ્તિક'નો ઇલ્કાબ આપવો તે સમુચિત લાગતું નથી. કેમકે મહર્ષિ **પાણિનિકૃત અષ્ટાધ્યાયી** ( ૪-૪-૬૦ ) ના નિમ્ન-લિખિત—

**" अस्ति नास्ति दिष्टं मतिः "**

—સૂત્રની **શ્રીભટ્ટોજી દીક્ષિતે** રચેલી **સિદ્ધાન્ત-કૌમુદી** ( પૃ૦ ૨૭૩ )માં નીચે મુજબ ઉલ્લેખ છે:—

**" [1]अस्ति परलोक इत्येवं मतिर्यस्य स आस्तिकः । नास्तीति मतिर्यस्य स नास्तिकः "**

અર્થાત્ પરલોક છે એવી જેની બુદ્ધિ છે તે 'આસ્તિક' છે અને જેની એવી મતિ નથી તે 'નાસ્તિક' છે.

આ ઉલ્લેખનું જરા પણ મહત્ત્વ ન હોય તેમ કેટલાક **મનુસ્મૃતિ** (અ૦ ૨ )ના નિમ્ન-લિખિત—

**" योऽवमन्येत ते मूले, हेतुशास्त्राश्रयाद् द्विजः ।**
**स साधुभिर्बहिष्कार्यो, नास्तिको वेदनिन्दकः ॥ ११ ॥ "**

—પદ્ય ઉપર પોતાના મન્તવ્યની ઇમારત ચણે છે. પરંતુ તેમણે એ ધ્યાનમાં રાખવું જોઇએ કે પ્રથમ તો **મનુસ્મૃતિ**નાં સમસ્ત કથનોનો સ્વીકાર કરવા તેઓ તૈયાર છે ? વળી એ પણ સાક્ષરોથી ક્યાં અજાણ્યું છે કે સ્મૃતિઓમાં પરસ્પર વિરોધાત્મક કથન છે. કહ્યું પણ છે કે—

**" तर्कोऽप्रतिष्ठः स्मृतयश्च भिन्ना**
**नैको मुनिर्यस्य वचः प्रमाणम् ।**

---

૧ શ્રીહેમચન્દ્રસૂરિ પણ તેની અપૂર્વ પ્રતિભાની પ્રતીતિ કરાવનારા **સિદ્ધહેમ** વ્યાકરણના '**नास्तिकास्तिकदैष्टिकम्**' ( ૬-૪-૬૬ ) સૂત્રની સ્વોપજ્ઞ વૃત્તિમાં 'આસ્તિક'ની વ્યુત્પત્તિ નીચે મુજબ સૂચવે છે:—

" अस्ति परलोकः पुण्यं पापमिति वा मतिरस्य आस्तिकः "

धर्मस्य तत्त्वं निहितं गुहायां
महाजनो येन गतः स पन्थाः ॥ १ ॥ ”

વિશેષમાં એ પણ વાત વિચારવા જેવી છે કે જૈનો પણ ‘ વેદ ’ ને માને છે. સ્પષ્ટ શબ્દમાં કહું તો જૈનોનું એમ માનવું છે કે આ અવસર્પિણીમાં થઇ ગયેલા પ્રથમ તીર્થંકર **શ્રીઋષભદેવ**ના સુપુત્ર **શ્રીભરત** ચક્રવર્તીએ પોતાના પિતાશ્રીના ઉપદેશ અનુસાર [1]ચાર વેદો રચ્યા હતા. આ વેદોનુ પઠન–પાઠન આઠમા તીર્થંકર **શ્રીચન્દ્રપ્રભ**ના શાસન સુધી ચાલ્યું. ત્યાર પછી તેમાં પરિવર્તન થયુ અને અત્યારે જે વેદો ઉપલબ્ધ છે તે પરસ્પર વિરોધાત્મક હોવાથી વિશ્વસનીય નથી.

આ ઉપરાંત એ પણ ખાસ સ્મરણમા રાખવા જેવી હકીકત છે કે જૈનોના ચોવીસમા તીર્થંકર **શ્રીમહાવીરસ્વામી**એ તેમના સમયમાં પ્રચલિત વેદોને અશુદ્ધ કહી વેદના પક્ષપાતીઓની લાગણી દુભવી નથી, તેનો અર્થ સમજવામાં ભૂલ થાય છે એમ કહ્યું છે.[2]

આ હકીકતને જો વાસ્તવિક ગણવામાં આવે તો ‘વેદની નિન્દા કરે તે નાસ્તિક’ એ વાક્યના આધરે પણ જૈનોને નાસ્તિક કહી શકાશે નહિ, કેમકે વેદના અવર્ણવાદમાં તેમનો હાથ નથી.

આ સંબંધમાં એમ પણ કહી શકાય કે ‘ વેદ ’ નો અર્થ ‘ જ્ઞાન ’ થાય છે. એથી સાચા જ્ઞાનના નિન્દકને નાસ્તિક કહેવો એવો ભગવાન્ **મનુ**નો આશય તો નહિ હોય ? જો આ આશય હોય તો જૈનો તો શું પણ દરેક સમજુ બન્ધુ એ વાત ઝટ અંગીકાર કરે એમાં કહેવું જ શું ?

---

૧ **સંસારદર્શન, સંસ્થાપનપરામર્શન, તત્ત્વાવબોધ** અને **વિદ્યાપ્રબોધ** એવા ચાર વેદોના નામ છે.

૨ આ જૈનોની ઉદારતા સૂચવે છે, એથી કરીને તો જૈન દાર્શનિક સાહિત્યમા અન્યાન્ય દર્શનોનો સમન્વય જોવામા આવે છે. વળી જૈન દર્શન એટલે જ સમ્યગ્દર્શન એમ નહિ, પરતુ એ તો એના ગ્રાહક ઉપર આધાર રાખે છે એવો મુદ્રાલેખ નીચે મુજબની પંક્તિમા ઝળકી ઉઠે છે, એ ખુશી થવા જેવું છે.

**“ सम्यग्दृष्टेः अर्हत्प्रणीतं मिथ्यादृष्टिप्रणीतं वा यथास्वरूपमवगमात् सम्यक्श्रुतम्, मिथ्यादृष्टेः पुनः अर्हत्प्रणीतम् इतरद् वा मिथ्याश्रुतम्, यथास्वरूपमनवगमात् ” ( कर्म० टी० पृ० १२, भा० )**

આચાર્યવર્ય **શ્રીસિદ્ધસેન દિવાકર** તો પોતાની પ્રતિભાની પ્રતિમારૂપ સ્વકૃત **સમ્મતિતર્ક**મા ત્યા સુધી કહે છે કે—

**“ भद्दं मिच्छादंसणसमूहमइअस्स अमयसारस्स ।
जिणवयणस्स भगवओ संविग्गसुहाहिगम्मस्स ॥ ७० ॥ ”**

**[ भद्रं मिथ्यादर्शनसमूहमतिकस्य अमृतस्वादस्य ।
जिनवचनस्य भगवतः संविग्नसुखाधिगमस्य ॥ ]**

અર્થાત્ જે મિથ્યાદર્શનોના સમૂહરૂપ છે તથા જે અમૃત જેવું સ્વાદિષ્ટ છે તેમજ જેનો મર્મ સમજવા માટે સવેગ–સુખની પ્રાપ્તિ આવશ્યક છે તે જિન–વચનરૂપ ભગવાન્ ભદ્રવંત–જયવંત રહો.

આ પ્રમાણેની યુક્તિઓની સર્વથા અવગણના કરી અમે જે વેદો માનીએ છીએ, જે વેદો અત્યારે પ્રચલિત છે અને એનો જે અર્થ અમે કરીએ છીએ તે જ સાચા વેદ છે અને તેને નહિ માનનાર નાસ્તિક છે એમ જો પણ્ડિતંમન્યનું કહેવું હોય, તો તે એક જાતનું સાહસ છે. આવી સ્થિતિમાં તો જેમ મુસલમાનો કુરાનને નહિ માનનારા સમસ્ત જનોને 'કાફર' કહે છે તેમ એક મતાવલંબી અન્ય મતાવલંબીને નાસ્તિક ગણશે; એટલે જગત્માં એક બીજાની અપેક્ષાએ કોઈ આસ્તિક રહેશે નહિ. આ ભાવ નિમ્ન-લિખિત પદ્યમાં સારી રીતે પ્રતિબિમ્બિત થાય છે:—

" नास्तिक्यं वेदधर्मे जिनवरसुमते सर्वमिथ्यात्वभावः
कौसङ्ग्यं चौद्धवीये भुवनसुविदिते वैष्णवेऽनाश्रयत्वम् ।
सामाज्येऽनार्यता यत् प्रचलति परमंम्लेच्छके काफरत्वं
सर्वाधःपातकारी प्रसरति भयदो भारते भेदभावः ॥ १ ॥ "

આ પ્રમાણે આત્માદિ પરત્વે સરસ કે નીરસ ઊહાપોહ કરી હવે પ્રસ્તુત વિષય વિચારીશું. તેમાં સૌથી પ્રથમ જીવના લક્ષણ તરીકે જે 'ઉપયોગ'નો ગ્રન્થકારે નિર્દેશ કર્યો છે, તેનું લક્ષણ તેમના શબ્દોમાં જોઇ લઇએ.

**[1]ज्ञान-दर्शनयोः सम्यक्त्वविषयकसीमानुल्लङ्घनेन धारणरूपत्वम्, [2]बाह्याभ्यन्तरनिमित्तकत्वे सति आत्मनो यथायोगं चैतन्यानुकारिपरिणामविशेषरूपत्वं वोपयोगस्य लक्षणम् । ( २ )**

અર્થાત્ જ્ઞાન-દર્શનના વિષયની યથાર્થ સીમાનું ઉલ્લંઘન કર્યા વિના જે દ્વારા જ્ઞાન-દર્શનને ધારી શકાય તેને અથવા તો જે પ્રકારના જ્ઞાન યાને દર્શનની બાહ્ય અને આભ્યન્તર સામગ્રી વિદ્યમાન હોય તે સામગ્રીને અનુકૂળ જે આત્મામાં ચૈતન્ય નામનો પરિણામ થાય તેને 'ઉપયોગ' કહેવામાં આવે છે.

ઉપયોગનું આ લક્ષણ સમજવામાં 'જ્ઞાન' અને 'દર્શન'નું સ્વરૂપ જાણવું આવશ્યક હોવાથી પ્રથમ તત્સંબંધી વિચાર કરવામાં આવે છે, જોકે ગ્રન્થકાર પોતે પણ આગળ ઉપર આ પરત્વે પ્રકાશ પાડે છે.

**જ્ઞાન અને દર્શનમાં રહેલો તફાવત—**

દરેક પદાર્થ [3]સામાન્ય અને [4]વિશેષ એમ ઉભયાત્મક છે. કોઇ પણ પદાર્થના વિશેષ

---

૧ સરખાવો તત્ત્વાર્થાધિ૦ની શ્રીસિદ્ધસેનગણિકૃત ટીકા (પૃ૦ ૧૪૯)ની નિમ્નલિખિત પંક્તિઓ—
" उपयोगः उपलम्भः, ज्ञानदर्शनसमाधिः ज्ञान-दर्शनयोः सम्यक्त्वविषयसीमानुल्लङ्घनेन धारणं समाधिरुच्यते । "

૨ સરખાવો તત્ત્વાર્થરાજ૦ (પૃ૦ ૮૨)ની નિમ્ન-લિખિત પંક્તિ—
" बाह्याभ्यन्तरहेतुद्वयसन्निधाने यथासम्भवमुपलब्धश्चैतन्यानुविधायी परिणाम उपयोगः । "

૩ એકાકાર અને એક શબ્દથી વાચ્ય એવી પ્રતીતિને 'સામાન્ય' કહેવામાં આવે છે.

૪ વિજાતીય પદાર્થથી સર્વથા ભિન્નપણાનું ભાન કરાવનારને 'વિશેષ' કહેવામાં આવે છે.

ધર્મને ગૌણ રાખીને જો તેના સામાન્ય ધર્મનો વિચાર કરીએ તો તે બોધને ' દર્શન ' કહેવામાં આવે છે; પરંતુ એથી ઉલટું તેના સામાન્ય ધર્મને ગૌણ રાખી તેના વિશેષ ધર્મને ઉદ્દેશી તે પદાર્થનું ગ્રહણ કરવામાં આવે તો તેને ' જ્ઞાન ' કહેવામાં આવે છે. જ્ઞાન તે સાકાર બોધ-ઉપયોગ છે, જ્યારે દર્શન તે નિરાકાર બોધ-ઉપયોગ છે.

શ્રીશ્યામાચાર્યકૃત પ્રજ્ઞાપનાસૂત્રની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિ ( ૪૫૩ પત્રાંક )માં ટાંચણરૂપે આપેલ નિમ્ન-લિખિત ગાથામાં કહ્યું પણ છે કે—

" जं सामन्नग्गहणं, भावाणं नेय कट्टु आगारं।
अविसेसिऊण अत्थे, दंसणमिइ वुच्चए समए ॥१॥ "
[ यत् सामान्यग्रहणं भावानां नैव कृत्वाऽऽकारम्।
अविशेष्य अर्थान् दर्शनमित्युच्यते समये ॥ ]

જ્ઞાન અને દર્શન એ બંને એકના એક જ-તેના તે જ પદાર્થ ઉપર પ્રકાશ પાડે છે, અર્થાત્ બંનેનો વિષય એક જ છે. ફેર એટલો જ છે કે જ્ઞાન વસ્તુના ઉપર વિશેષ રૂપે પ્રકાશ પાડે છે, જ્યારે દર્શન તેને સામાન્ય રૂપે ઓળખાવે છે.

જ્ઞાન અને દર્શન એ બેમાં જ્ઞાન પ્રધાન પદ ભોગવે છે, કેમકે જ્ઞાન દ્વારા જ સકળ શાસ્ત્રાદિના વિષયો પરત્વે વિચાર થઇ શકે છે. વળી જ્ઞાનરૂપ ઉપયોગમાં જ વર્તતો જીવ સર્વ લબ્ધિઓ મેળવી શકે છે. આ વાત દર્શનરૂપ ઉપયોગમાં વર્તનારા જીવના સંબંધમાં ઘટી શકતી નથી. કહ્યું પણ છે કે—

" सव्वाओ लद्धीओ सागरोवओगोवउत्तस्स, नो अणागारोवओगोवउत्तस्स "
[ सर्वा लब्धयः साकारोपयोगोपयुक्तस्य, न अनाकारोपयोगोपयुक्तस्य ]

વળી, જે સમયે આત્મા સમસ્ત કર્મથી મુકત થાય છે, તે સમયે તેને જ્ઞાનરૂપ જ ઉપયોગ હોય છે; દર્શનરૂપ ઉપયોગ તો બીજા સમયે થાય છે. વિશેષમાં કેવલજ્ઞાનીઓને અર્થાત્ સર્વજ્ઞોને પ્રથમ જ્ઞાન અને પછી દર્શન થાય છે, જ્યારે અન્ય [૧]છદ્મસ્થ પ્રાણીઓના સંબંધમાં એથી ઉલટી હકીકત છે, અર્થાત્ તેમને તો પ્રથમ દર્શન અને પછી જ્ઞાન થાય છે.

## કારણના બે પ્રકારો—

ઉપયોગનું લક્ષણ યથાર્થ રીતે સમજાય તેટલા માટે બાહ્ય અને આભ્યન્તર કારણ એટલે

---

૧ " छद्मनि तिष्ठतीति छद्मस्थः " એ વ્યુત્પત્તિવાળો ' છદ્મસ્થ ' શબ્દ પારિભાષિક છે. એનો અર્થ ઘાતિ-કર્મથી યુકત-રાગી-અસર્વજ્ઞ કરવામાં આવે છે અભિધાન૰ ( કા૰ ૩, શ્લો૰ ૪૨ )ના નિમ્નલિખિત—

" कपटं कैतवं दम्भः कूटं छद्मोपधिश्छलम् "

—પૂર્વાર્ધ ઉપરથી છદ્મનો અર્થ 'કપટ' છે એમ સમજાય છે જ્યાં સુધી માનવમાં કપટ-માયા હોય ત્યાં સુધી તે માનવ સર્વજ્ઞ બની શકતો નથી.

શું તે પણ જાણવું જરૂરી છે. કારણના બે પ્રકારો છે–બાહ્ય અને આભ્યન્તર અથવા આપેક્ષિક અને ઉપાદાન. દરેક વસ્તુની ઉત્પત્તિનો આધાર આ બે કારણો ઉપર રહેલો છે. જેમકે ઘટ ઉત્પન્ન કરવો હોય તો તેમાં તેનાં ચક્ર, દંડ, કુલાલ (કુંભાર) વિગેરે બાહ્ય કારણોની જરૂર પડે છે, તેમજ માટી, તેની સ્નિગ્ધતા ઇત્યાદિ તેનાં આભ્યન્તર કારણોની પણ અપેક્ષા રહે છે. આ પ્રમાણે પ્રસ્તુતમાં પણ જે પ્રકારના જ્ઞાનરૂપ યાને દર્શનરૂપ ઉપયોગ ઉત્પન્ન કરવો હોય, તદનુકૂળ નિમિત્તોનો સદ્ભાવ હોવો જોઇએ.

## [1]મતિજ્ઞાનાદિક પાંચ જ્ઞાનોનાં બાહ્ય અને આભ્યન્તર કારણો—

મતિજ્ઞાનરૂપ ઉપયોગના આલોક ( પ્રકાશ ), યોગ્ય દેશમાં રહેલી વસ્તુનો ઇન્દ્રિય સાથે સંયોગ ( સન્નિકર્ષ ) ઇત્યાદિ બાહ્ય કારણો અને [2]મતિજ્ઞાનાવરણીય કર્મનો [3]ક્ષયોપશમ વગેરે તેનાં આભ્યન્તર કારણો પ્રાપ્ત થતાં મતિજ્ઞાનરૂપ ઉપયોગ થાય છે. એ પ્રમાણે શબ્દ–શ્રવણ, ઉપદેશક, પુસ્તક વિગેરે શ્રુતજ્ઞાનનાં બાહ્ય કારણો છે અને શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમાદિક તેનાં આભ્યન્તર કારણો છે. અવધિજ્ઞાનની બાબતમાં રૂપી પદાર્થો અને તે જ્ઞાનને આવૃત કરનારાં કર્મોનો ક્ષયોપશમ અનુક્રમે બાહ્ય અને આભ્યન્તર કારણો છે. મનરૂપે પરિણત થયેલ મનની પૌદ્ગલિક વર્ગણાઓ એ મનઃપર્યવજ્ઞાનના બાહ્ય કારણો છે, જ્યારે આ જ્ઞાનના આવરણરૂપ કર્મોના ક્ષયોપશમાદિ તેનું આભ્યન્તર કારણ છે. કેવલજ્ઞાનના સંબંધમાં તો પદાર્થ માત્ર તેના બાહ્ય કારણરૂપ છે અને આ જ્ઞાનને તિરોહિત કરનારાં કર્મનો ક્ષય તે તેનું આભ્યન્તર કારણ છે. અત્ર ક્ષયોપશમ નહિ કહેવાનું કારણ એ છે કે કેવલજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ છે જ નહિ–હોઇ શકે નહિ. આ પ્રમાણે આ પાંચ પ્રકારનાં બાહ્ય અને આભ્યન્તર નિમિત્તો પરત્વે વિચાર કર્યો. એવી જ રીતે ચક્ષુર્દર્શનાદિ ચાર પ્રકારના દર્શન–ઉપયોગના સંબંધમાં પણ યથાવિધ નિમિત્તો ઘટાવી શકાય તેમ છે.

આ વિવેચન ઉપરથી ઉપયોગ શી વસ્તુ છે તે પાઠક–વર્ગને ધ્યાનમાં આવ્યું હશે, છતાં પણ એ વિષે કેટલોક વિચાર ફરીથી કરી લઇએ.

## ઉપયોગનો શબ્દાર્થ—

ઉપયોગ એ **उप** અને **योग** એ બે શબ્દોનો બનેલો છે. તેમાં **उप** નો અર્થ ' સમીપ ', ' પાસે ' છે, જ્યારે ' **योग** ' નો અર્થ ' જ્ઞાન–દર્શનનું પ્રવર્તન ' યાને ' વિષયની સાવધાનતા માટેની તૈયારી ' છે. આ કંઇ સ્વકપોલકલ્પિત વાત નથી. કેમકે તત્ત્વાર્થાધિ૦ની બૃહદ્ વૃત્તિ ( પૃ૦ ૧૪૯ )માં કહ્યું છે કે—

**" योगः ज्ञानदर्शनयोः प्रवर्तनं विषयावधानाभिमुखता, सामीप्यवर्ती योग उपयोगः नित्यसम्बन्ध इत्यर्थः "**

---

૧ આનું સ્વરૂપ હવે પછી વિચારવામાં આવશે.

૨ જ્ઞાનાવરણીય કર્મના પ્રકારો પૈકી એક.

૩ આ આગળ ઉપર સમજાવવામાં આવશે.

' ઉપયોગ ' શબ્દનો વ્યુત્પત્તિ–અર્થ **પ્રજ્ઞાપનાની શ્રીમલયગિરીય** ટીકા (૩૧૨ પત્રાંક) માં જે નીચે મુજબ આપ્યો છે, તે પણ આ વાતની સાક્ષી પૂરે છે.

" उपयुज्यते–वस्तुपरिच्छेदं प्रति व्यापार्यते जीवोऽनेनेत्युपयोगः "

અર્થાત્ જેના વડે જીવ વસ્તુના પરિચ્છેદ પ્રતિ વ્યાપાર કરે છે–પ્રવૃત્ત થાય છે તે 'ઉપયોગ' છે.

કહેવાની મતલબ એ છે કે ઉપયોગ આત્માનો એક પ્રકારનો પરિણામ છે. એનું બીજું નામ ' ચૈતન્ય ' છે. ' ચૈતન્ય ' એટલે ' જ્ઞાન અને દર્શન '; અર્થાત જ્ઞાન અને દર્શન એ ચૈતન્યના પર્યાયો છે. જે જાતનું જ્ઞાન યાને દર્શન સંપાદન કરવું હોય તેને અનુકુળ બાહ્ય અને આભ્યન્તર નિમિત્તો મળતાં ' જ્ઞાન–ઉપયોગ ' કે ' દર્શન–ઉપયોગ ' થાય છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ઉપયોગના જ્ઞાન–ઉપયોગ યાને ' સાકાર ' ઉપયોગ અને દર્શન–ઉપયોગ યાને 'નિરાકાર' ઉપયોગ એમ બે મુખ્ય ભેદો પડે છે. છદ્મસ્થોને આ બંને ઉપયોગ એક જ વસ્તુ પરત્વે વધારેમાં વધારે [1]અન્તર્મુહૂર્ત સુધી જ હોઈ શકે છે અને તેમના સંબન્ધમાં જ્ઞાન–ઉપયોગનો સમય દર્શન–ઉપયોગના કરતાં સંખ્યેય ગણો છે; જ્યારે કેવલીઓને ( સર્વજ્ઞોને ) તો તે બંને ઉપયોગો એકેક સમયના જ હોય છે.

## ઉપયોગ–વાદ

**જીવને એક સમયમાં કેટલા ઉપયોગ હોઇ શકે ?—**

એક જ સમયમાં જીવને એકથી વધારે ઉપયોગ હોઇ શકે નહિ (પરંતુ ક્રિયા તો હોઈ શકે) આ વાતની **વિશેષા૦**ની નિમ્ન–લિખિત ગાથા સાક્ષી પૂરે છે:—

" [2]गहण–विसग्गपयत्ता, परोप्परविरोहिणो कहं समये ? ।
समए दो उवओगा, न होज्ज किरियाण को दोसो ? ॥ ३७३ ॥
[ ग्रहण–विसर्गप्रयत्नौ परस्परविरोधिनौ कथं समये ? ।
समये द्वावुपयोगौ न भवेतां क्रियाणां तु को दोषः ? ॥ ]

---

૧ " समयेभ्यो नवभ्य स्यात्, प्रभृत्यन्तर्मुहूर्तकम् ।
समयोनमुहूर्तान्त–मसङ्ख्यातविधं यत. ॥३४॥"—લોકપ્રકાશ, દ્રવ્યલોક, સર્ગ ૩

અર્થાત્ નવ સમયોથી માંડીને અંતર્મુહૂર્તની શરૂઆત થાય છે અને તે મુહૂર્તમાં જ્યાં સુધી એક સમય ઓછો હોય ત્યાં સુધી છે. આ અંતર્મુહૂર્તના અસંખ્ય પ્રકારો પડે છે. કહેવાની મતલબ એ છે કે નવ સમયથી માંડીને બે ઘડી ( ૪૮ મિનિટ )માં એક સમય ઓછો એટલા બધા કાળને ' અંતર્મુહૂર્ત ' કહેવામાં આવે છે. ' સમય ' એ જૈન શાસ્ત્રનો પરિભાષિક શબ્દ છે અને એનો અર્થ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કાળ–વખત થાય છે એક સેકંડમાં અરે આંખ મીચીને ઉઘાડીએ તેટલામાં તો અસંખ્ય સમયો પસાર થઇ જાય છે. સમય કરતાં કોઇ સૂક્ષ્મ કાળ નથી, એ છેલ્લો સૂક્ષ્મ વખત છે, એ સૂક્ષ્મતમ છે એ અવિભાજ્ય છે.

૨ આ ગાથા **પ્રજ્ઞાપના**ની વૃત્તિ ( ૨૬૪ પત્રાંક )માં દૃષ્ટિગોચર થાય છે.

ક્રિયા એક સમયમાં એકથી વધારે હોઇ શકે. આ વાત તો નાટકીઆ-ખેલ કરનારા નાટક કરતાં જતાં એક જ સમયમાં હસ્ત-પાદાદિ વડે વિવિધ ચેષ્ટા કરે છે તે પરથી પણ સમજી શકાય છે. વળી આના સમર્થનાર્થે એ નિવેદન કરવું અનાવશ્યક નહિ ગણાય કે દરેક વસ્તુમાં એક જ સમયમાં ઉત્પાદ અને વ્યય ઉદ્ભવે છે તથા એક જ સમયમાં સંઘાત અને પરિશાટન થાય છે.[1]

**ક્રિયાઓનું યૌગપદ્ય**

અત્ર કોઇ એમ માનવાને તૈયાર થાય કે છદ્મસ્થ જીવોને જ્ઞાનની અપૂર્ણતાને લઇને ભલે એક સમયમાં બંને ઉપયોગો ન હોય, પરંતુ કેવલજ્ઞાનીઓને તો બંને ઉપયોગો હોઇ શકે તો આ વાત સૈદ્ધાન્તિકો સ્વીકારતા નથી. આના સમર્થનાર્થે તેઓ **વિશેષા૦**ની નિમ્ન-લિખિત ગાથાનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે—

" नाणम्मि दंसणम्मि य, एत्तो एगयरम्मि उवउत्ता ।
सव्वस्स केवलिस्स वि, जुगवं दो नत्थि उवओगा ॥ ३०९६ ॥ "
[ ज्ञाने दर्शने च एक अनयोरेकतरस्मिन् उपयुक्ताः ।
सर्वस्य केवलिनोऽपि युगपद् द्वौ न स्त उपयोगौ ॥ ]

અર્થાત્ સર્વજ્ઞને પણ એકી સાથે બે ઉપયોગો હોતા નથી. પરંતુ તાર્કિક-શિરોમણિ **શ્રીસિદ્ધસેન દિવાકર** આ વાત સ્વીકારતા નથી.

કહેવાનું તાત્પર્ય એ છે કે એક જ સમયમાં કેવલજ્ઞાન અને કેવલદર્શન એમ બે ઉપયોગો હોઇ શકે કે નહિ એ સંબંધમાં સૈદ્ધાન્તિકો અને તાર્કિકો વચ્ચે તીવ્ર મત-ભેદ છે. આ વાગ્યુદ્ધ કંઇ તીર્થાન્તરીયો સાથેનું નથી. એ તો શ્વેતામ્બર સમ્પ્રદાયના બે પક્ષોની ચર્ચાનો રંગમંડપ છે. સૈદ્ધાન્તિક પક્ષના આગેવાન પૂર્વધર **શ્રીજિનભદ્રગણિ** ક્ષમાશ્રમણ છે, જ્યારે તાર્કિક પક્ષના અગ્રણી આચાર્યવર્ય **શ્રીસિદ્ધસેન** છે. આ બે પક્ષમાંથી કોનું મન્તવ્ય સાચું છે એનો નિર્ણય મારા જેવો મન્દમતિ કરી ન શકે એટલું જ નહિ પરંતુ, આ વિરોધાત્મક મન્તવ્યો છે એમ પણ કહેવું તે મારે માટે તો ઉચિત નથી. આ સંબંધમાં ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય **શ્રીયશોવિજયગણિ**ના ઉદ્ગારો ખાસ મનનીય હોવાથી તે અનુવાદ સહિત નીચે મુજબ ઉપસ્થિત કરૂં છું:—

" [2]प्राचां वाचां विमुखविषयोन्मेषसूक्ष्मेक्षिकायां
येऽरण्यानीभयमधिगता नव्यमार्गानभिज्ञाः ।
तेषामेषा समयवणिजां 'सम्मति'ग्रन्थगाथा
विश्वासाय स्वनयविपणिप्राज्यवाणिज्यवीथी ॥ १ ॥

---

૧ આ સંબંધમાં વિશેષ માહિતીને સારૂ જુઓ **વિશેષા૦**ની ટીકા (પૃ૦ ૨૧૬-૨૧૭).

૨ પ્રથમનાં ત્રણ પદ્યો 'મન્દાક્રાન્તા' છંદમાં, ત્યાર પછીનાં બીજાં ત્રણ પદ્યો 'પૃથ્વી' છંદમાં અને અંતિમ ( સાતમું ) પદ્ય 'શિખરિણી' છંદમાં રચાયેલ છે.

भेदग्राही व्यवहृतिनयं संश्रितो मल्लवादी
पूज्याः प्रायः करणफलयोः सीम्नि शुद्धर्जुसूत्रम् ।
भेदोच्छेदोन्मुखमधिगतः सङ्ग्रहं सिद्धसेन–
स्तस्मादेते न खलु विषमाः सूरिपक्षास्त्रयोऽपि ॥ २ ॥

[1]चित् सामान्यं पुरुषपदभाक्केवलाख्ये विशेषे
तद्रूपेण स्फुटमभिहितं साद्यनन्तं यदेव ।
सूक्ष्मैरंशैः क्रमवदिदमप्युच्यमानं न दुष्टं
तत् सूरीणामियमभिमता मुख्यगौणव्यवस्था ॥ ३ ॥

तमोऽपगमचिज्जनुःक्षणभिदा निदानोद्भवाः
श्रुता बहुतराः श्रुते नयविवादपक्षा यथा ।
तथा क इव विस्मयो भवतु सूरिपक्षत्रये
प्रधानपदवी धियां क नु दवीयसी दृश्यते ? ॥ ४ ॥

प्रसह्य सदसत्त्वयोर्न हि विरोधनिर्णायकं
विशेषणविशेष्ययोरपि नियामकं यत्र न ।
गुणागुणविभेदतो(ने) मतिरपेक्षया स्यात्–
पदा किमत्र भजनोर्जिते स्वसमये न सङ्गच्छते ॥ ५ ॥

प्रमाणनयसङ्गता स्वसमयेऽप्यनेकान्तधी–
र्नयस्मयतटस्थतोल्लसदुपाधिकिर्मीरिता ।
कदाचन न बाधते सुगुरुसम्प्रदायक्रमं
समञ्जसपदं वदन्त्युरुधियो हि सद्दर्शनम् ॥ ६ ।

रहस्यं जानन्ते किमपि न नयानां हतधियो
विरोधं भाषन्ते विविधबुधपक्षे बत खलाः ।
अमी चन्द्रादित्यप्रभृतिविकृतिव्यत्ययगिरा
निरातङ्काः कुत्राप्यहह न गुणान्वेषणपराः ॥ ७ ॥ ”

–જ્ઞાનબિન્દુ ( પ્રાન્ત ભાગ )

નવીન માર્ગથી અપરિચિત એવા જે ( મહાનુભાવો ), પૂર્વ ( મુનિવરોની પ્રાચીન ) વાણીઓમાં ( જૂદી જૂદી અપેક્ષાએ ગૂંથાયેલા અને એથી કરીને ટુંકી નજરવાળાઓને ) વિમુખ (વિરોધાત્મક જણાતા) વિષયોના પ્રાદુર્ભાવના સૂક્ષ્મ અવલોકનને વિષે (અર્થાત્ તેનુ નિરીક્ષણ કરતી

૧ આ પદ હું બરાબર સમજી શકયો નથી.

વેળા ) મોટા જંગલના ભયને પામ્યા છે, તે સિદ્ધાન્તના વ્યાપારીઓને, નિજ[1] નયરૂપ બજારમાં મોટા વ્યાપારના માર્ગરૂપ આ **સંમતિગ્રન્થ**ની ગાથા વિશ્વાસ માટે થશે.–૧

ભેદ ( વિશેષ )ને ગ્રહણ કરનારા (શ્રી)**મલ્લવાદી**એ [2]વ્યવહાર નયનો આશ્રય લીધો છે. પૂજ્ય ( શ્રી**જિનભદ્ર**ગણિ ક્ષમાશ્રમણે ક્રિયાની સિદ્ધિમાં અત્યંત ઉપકારક ) કરણ અને ફળ (કાર્ય)ની સીમાને વિષે મોટે ભાગે શુદ્ધ [3]ઋજુસૂત્ર નયનું અવલમ્બન કર્યું છે અને (શ્રી)**સિદ્ધસેન** ( **દિવાકરે** ) ભેદનો ઉચ્છેદ કરવામાં તત્પર ( અર્થાત્ વિશેષથી સદા વિમુખ રહેનાર ) એવા [4]સંગ્રહ નયનું સેવન કર્યું છે. તેથી કરીને આ ત્રણે સૂરિઓના પક્ષો ( ભિન્ન ભિન્ન નયને અનુલક્ષી પદાર્થોનું પ્રતિપાદન કરનારા હોવાથી ) વિષમ ( વિરોધાત્મક ) નથી ( કિન્તુ બાળ જીવોને એકાન્તવાદથી બચાવવામાં વિશેષ સહાયક છે ).–૨

( સમસ્ત ઉપયોગોમાં ) પ્રધાન પદને ભોગવનારા કેવળ નામના વિશેષમાં ચૈતન્ય જે સામાન્ય એ રૂપે એને સાદિ–અનન્ત સ્પષ્ટપણે કહેવામાં આવ્યું છે. સૂક્ષ્મ અંશોથી ( વિશેષગ્રાહીઓ વડે ) આ ચૈતન્યને ક્રમિક જે કહેવામાં આવ્યું છે તે દુષ્ટ નથી ( કિન્તુ યુક્તિ–યુક્ત ) છે, કેમકે ( આ ત્રણે ) સૂરિઓને મુખ્ય ( વિશેષાત્મક ) અને ગૌણ ( સામાન્યાત્મક ) વ્યવસ્થા (અર્થાત્ વ્યવહાર નયના અભિપ્રાયે વિશેષનું મુખ્યરૂપે પ્રતિપાદન કરવું અને સામાન્યમાં ઉદાસીન રહેવું અને સંગ્રહ નયના અભિપ્રાય પૂર્વક સામાન્યનું મુખ્યરૂપે પ્રતિપાદન કરવું અને વિશેષમાં ઉદાસીન રહેવું એ વ્યવસ્થા ) સંમત છે.–૩

અજ્ઞાન ( રૂપ અંધકાર )ને દૂર કરનારા ચૈતન્યના ઉત્પત્તિ–ક્ષણના ભેદરૂપ કારણથી ઉદ્ભવેલા અનેક ( જૂદા જૂદા અભિપ્રાયને દર્શાવનારા ) નયના વિવાદના પક્ષો જેવી રીતે શાસ્ત્રમાં ( જૂદી જૂદી રીતે ) સંભળાય છે ( તેવી જ રીતે તેનો વિચાર કરતાં તેમાં આશ્ચર્ય જેવું કંઇ નથી ) તેમ ( પૂર્વોક્ત ત્રણ ધુરંધર ) સૂરિઓના ત્રણ પક્ષ વિષે વિચાર કરતાં શો વિસ્મય છે ? કેમકે બુદ્ધિ(શાળીઓ)ને મુખ્ય પદવી ક્યાં વિશેષ દૂર દેખાય છે ?–૪

જ્યાં સત્ત્વ અને અસત્ત્વના વિરોધનો બળાત્કાર પૂર્વક કોઇ નિર્ણય નથી તેમજ જ્યાં વિશેષણ અને વિશેષ્યનો પણ કોઈ બળાત્કારથી નિયામક નથી, તેવા ભજના વડે પરાક્રમી નિજ દર્શનમાં ગૌણ અને મુખ્યના ભેદને વિષે 'સ્યાદ્' પદવાળી અપેક્ષાથી યુક્ત બુદ્ધિ શું સંગત નથી ?–૫

પોતાના સિદ્ધાન્તમાં પણ પ્રમાણ અને નયથી સંગત તથા નયના વિસ્મયરૂપ તટસ્થતામાંથી ઉલ્લાસ પામતી ઉપાધિ વડે ચિત્રિત એવી અનેકાન્ત મતિ સુગુરૂના સમ્પ્રદાયના ક્રમને કદાપિ બાધા કરતી નથી, કારણ કે આવા સંગત પદને ( એટલે કે આવા પ્રકારનો સમન્વય કરનારાને ) તો મહામતિ ' સદ્દર્શન ' કહે છે.–૬

જેમની બુદ્ધિ નષ્ટ થઇ છે–બહેર મારી ગઇ છે તે દુષ્ટ ( જનો ) નયોના રહસ્યને જાણતા નથી અને એથી કરીને તો વિવિધ વિચક્ષણ ( સૂરિઓ )નાં પક્ષમાં વિરોધ ( છે એમ ) વદે છે.

---

૧–૪ આની માહિતી માટે જુઓ નય–મીમાંસાનું આ ઉલ્લાસમાં આપનારૂં પ્રકરણ.

આ ચન્દ્ર, સૂર્ય વગેરેમાં વિકાર અને વ્યતિક્રમની વાણી વડે નિર્ભય ( બનેલા જનો ) કોઇ પણ સ્થાને અરેરે ગુણોની શોધ કરતા નથી.—૭

હવે પાછા પ્રસ્તુતનો વિચાર કરીશું તો જણાશે કે **વિશેષા૦** ( ગા૦ ૩૦૯૫-૩૧૩૫ ) તેમજ તેની મલધારીય શ્રીહેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ સર્વજ્ઞને બે ઉપયોગ એક સાથે હોઇ શકે કે ક્રમસર હોઇ શકે એ હકીકત ઉપર વિશેષ પ્રકાશ પાડે છે. પરંતુ તે સમૂળ ન આપતાં તેનો નીચે મુજબ સારાંશ આપવામાં આવે છે:—

પૂર્વ પક્ષ—કેવલજ્ઞાન અને કેવલદર્શન અવિનાશી છે એટલે કે તે સદા અવસ્થિત છે. આથી તેનો ઉપયોગ યુગપદ્-એકી સાથે છે; કેમકે જે બોધસ્વરૂપી તથા સદા અવસ્થિત હોય તેનો ઉપયોગ સર્વદા હોય છે; જો એમ નહિ સ્વીકારવામાં આવે તો તેનો-સ્વભાવ ઘટી શકશે નહિ. આ પ્રમાણે બંનેના સદા ઉપયોગ હોવાથી બે ઉપયોગ એકી વખતે હોવાનું સિદ્ધ થાય છે.

ઉત્તર પક્ષ—પ્રજ્ઞાપનાના કાય-સ્થિતિ-પદમાના **मइनाणी णं भंते ! मइनाणि त्ति कालओ केचिरं होइ ?** ઇત્યાદિ ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છે કે વિદ્યમાન જ્ઞાનદર્શનનો ઉપયોગ નિરન્તર હોવો જોઇએ એ કથન અનૈકાન્તિક-વ્યભિચારી છે.

પૂ૦-પક્ષ—એક સમયે કેવલજ્ઞાનનો ઉપયોગ અને બીજા સમયે કેવલદર્શનનો ઉપયોગ માનવાથી પ્રતિસમય આ જ્ઞાન-દર્શનનો અંત આવશે અને તેમ થતાં સિદ્ધાન્તમાં કહેલા તેના અનન્તપણાનો અભાવ થશે.

વળી કેવલજ્ઞાનાદિની પ્રાપ્તિ માટે કરેલો પ્રયાસ નિરર્થક થશે, કેમકે દરેક સમય પછી કેવલજ્ઞાન અને કેવલદર્શનનો વારંવાર અભાવ માનવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

આ ઉપરાંત આવરણ રહિત એવા બે દીપક સમકાલે, નહિ કે અનુક્રમે, વસ્તુ ઉપર પ્રકાશ પાડે છે, એ તરફ ધ્યાન આપતાં જ્ઞાનાવરણના અને દર્શનાવરણના ક્ષયથી ઉદ્ભવેલ કેવલજ્ઞાન અને કેવલદર્શન પણ સર્વ વસ્તુ ઉપર યુગપત્ પ્રકાશ પાડે એમજ માનવું યુક્તિ-સંગત સમજાય છે.

વિશેષમાં ક્રમસર ઉપયોગ માનવાથી કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે એક બીજાના આવરણરૂપ બનશે, કેમકે એકની સત્તા દરમ્યાન બીજાનો અભાવ છે. જો આ બેને એક બીજાના આવરણરૂપ નહિ માનવામાં આવે તો એકના ઉપયોગના સમયે બીજાને નિષ્કારણ આવરણ માનવું પડશે અને તેમ થતાં નિત્ય સત્તા કે અસત્તા પ્રાપ્ત થશે.

વળી જ્ઞાન અથવા દર્શનમાં અનુપયુક્ત કેવલીને માનવાથી તેમના સંબંધમાં પણ અસર્વજ્ઞતા કે અસર્વદર્શિતા માનવી પડશે અર્થાત્ કેવલજ્ઞાનમાં અનુપયોગના સમયે અસર્વજ્ઞતા અને કેવલદર્શનના અનુપયોગના સમયે અસર્વદર્શિતા જિનેશ્વર પરત્વે માનવાનો પ્રસંગ પ્રાપ્ત થશે અને તેમ થતાં તેઓ સર્વદા સર્વજ્ઞ તેમજ સર્વદર્શી છે એમ કહી શકાશે નહિ.

ઉ૦ પક્ષ—જ્ઞાન દર્શનનો એકાંતર ઉપયોગ માનવાથી જે દૂષણો વીતરાગને લાગુ પડે છે,

તે છદ્મસ્થને પણ લાગુ પડશે એટલે કે જ્ઞાનના અનુપયોગના સમયે અજ્ઞાનીપણું, દર્શનના અનુપયોગના વખતે અદર્શિપણું; આવરણના ક્ષયની નિષ્પ્રયોજનતા અને નિષ્કારણ આવરણતા એ દોષો છદ્મસ્થને પણ લાગુ પડશે.

વળી કેવલી સર્વથા જ્ઞાનાવરણાદિથી મુક્ત છે, જ્યારે છદ્મસ્થ તેમ નથી; તેથી જ્ઞાન દર્શનના યુગપદ્ ઉપયોગમાં કેવલીને વિઘ્ન નથી, પરંતુ છદ્મસ્થને જ છે એમ કહેવું ઠીક નથી. એનું કારણ એ છે કે છદ્મસ્થ જોકે સર્વથા આવરણ રહિત નથી તોપણ તેને દેશથી તો-અંશતઃ તો આવરણનો ક્ષય છે જ. એથી કરીને સર્વ વસ્તુ વિષયક જ્ઞાન-દર્શનનો ઉપયોગ ભલે છદ્મસ્થને ન હોય, કિન્તુ અસર્વ વસ્તુવિષયક—દેશવિષયી જ્ઞાનદર્શનનો યુગપદ્ ઉપયોગ તેને હોવો જોઇએ. છતાં આ વાત કેમ સ્વીકારવામાં આવતી નથી ? કેમ છદ્મસ્થને યુગપદ્ ઉપયોગ હોવાનો નિષેધ કરાય છે ? આથી એ ફલિતાર્થ થાય છે કે જો છદ્મસ્થને યુગપદ્ ઉપયોગ ન હોય તો તે કેવલીને પણ ન જ હોય.

વિશેષમાં અનુપયોગના સમયે જ્ઞાન-દર્શનનો અભાવ માનવો તે ઠીક નથી. અર્થાત્ ક્રમવર ઉપયોગયુક્ત કેવલીને જે વખતે જે જ્ઞાન કે દર્શનનો ઉપયોગ હોય તે વખતે તે જ જ્ઞાન કે દર્શન હોય છે અને જે વખતે જેમાં તે અનુપયુક્ત હોય તે વખતે તે જ્ઞાન કે દર્શન અવિદ્યમાન જ છે એમ માનવાથી અનિષ્ટ પ્રસંગ પ્રાપ્ત થાય છે. તે એ છે કે છદ્મસ્થને યુગપદ્ ઉપયોગનો અભાવ માનેલો હોવાથી છદ્મસ્થ સાધુ દર્શન, જ્ઞાન કે ચારિત્ર એ ત્રણમાંથી એકમા ઉપયુક્ત હોઇ અન્યમાં અનુપયુક્ત સિદ્ધ થતાં તેનો અભાવ સ્વીકારવો પડશે. એટલે કે દર્શનથીરહિતને સાધુ નહિ કહેવાશે., પરંતુ લોકમાં તેમજ આગમમાં તેવાને સાધુ કહેવામાં આવે છે તેનુ કેમ ?

આ ઉપરાંત જે અનુપયુક્ત હોય તે અવિદ્યમાન છે એમ સ્વીકારવાથી જ્ઞાન-દર્શનનો ઉપયોગ અન્તર્મુહૂર્ત હોવાનો સૈદ્ધાન્તિક ઉલ્લેખ પણ અવિદ્યમાન ઠરશે. વળી જ્ઞાન-દર્શનનો ઉપયોગ છાસઠ (૬૬) [1]સાગરોપમથી કંઇક અધિક કાળનો જે માનવામાં આવ્યો છે તે પણ નકામો ગણાશે. વિશેષમાં **શ્રીગૌતમાદિ** ગણધરો પણ અવિદ્યમાન ઠરશે, કેમકે તેમને પણ સમકાળે તો એકનો ઉપયોગ છે. એટલે કે જે સમયમાં તેમને ઉપયોગ નહિ હોય તે સમયમાં તેઓ અવિદ્યમાન મનાશે. અંતમાં એ પણ નિવેદન કરવામાં આવે છે કે [2]પારિણામિક ભાવથી જીવનું જીવત્વ એ જેમ સ્વભાવ છે, તેમ જીવોને એકાન્તર ઉપયોગ પણ પારિણામિક હોવાથી સ્વભાવ જ છે એટલે કે કેવલીને એકાન્તર ઉપયોગમાં સ્વભાવ જ આવરણ છે.

આ બંને પક્ષોના કથન તરફ વિશેષ ધ્યાન આપતાં એ સ્ફુરે છે કે (૧) બંને પક્ષો—સૈદ્ધાન્તિકો તેમજ તાર્કિકો છદ્મસ્થને એક સમયે બે ઉપયોગ માનતા નથી. (૨) કેવલીને લબ્ધિથી જ્ઞાન-દર્શન અનન્તકાલિક છે, પરંતુ ઉપયોગથી તો એક એક સમયી જ છે એમ સૈદ્ધાન્તિકો માને છે, જ્યારે તાર્કિકો ઉપયોગથી પણ બંનેને સમકાળે માને છે. (૩) સૈદ્ધાન્તિકો તર્ક-બળથી આગમ-

---

૧ અગણિત વર્ષો પસાર થઇ જાય એટલો મોટો આ કાળ છે. એનુ સ્વરૂપ આ ઉલ્લાસમા વિચારવામા આવનાર છે.

૨ આ સંબંધી આ ઉલ્લાસમાં વિચાર કરવામાં આવશે.

વચનની અવગણના કરવા ના પાડે છે. (૪) તર્કિકો પ્રબળ તર્ક વડે ઉપયોગનું યૌગપદ્ય સિદ્ધ કરવા મથે છે, પરંતુ આ વાતના સમર્થનાર્થે કોઇ સ્પષ્ટ આગમ-વાક્યનો ઉલ્લેખ કરી શકતા નથી.

આ પ્રમાણે ઉપયોગવાદના પ્રકરણને સમાપ્ત કરીએ તે પૂર્વે આ સંબંધમાં દિગમ્બરોની શી માન્યતા છે તે જોઇ લઇએ. **તત્ત્વાર્થરાજ૦** ( પૃ૦ ૮૬ )ના નિમ્ન-લિખિત—

**" छद्मस्थेषु तयोः क्रमेण वृत्तिर्निरावरणेषु युगपत् "**

—ઉલ્લેખ ઉપરથી સમજાય છે કે તેમના મતમાં છદ્મસ્થોને ક્રમસર ઉપયોગ માનવામાં આવ્યો છે, જ્યારે વીતરાગને-કેવલીને તો યુગપત્ ઉપયોગ સ્વીકારવામાં આવ્યો છે.

### ઉપયોગના અવાંતર ભેદો—

મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એ પાંચ પ્રકારનાં જ્ઞાન; મતિ-અજ્ઞાન, શ્રુત-અજ્ઞાન અને [1]વિભંગજ્ઞાન એ ત્રણ અજ્ઞાન; અને ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન, અવધિદર્શન, અને કેવલદર્શન એ [2]ચાર પ્રકારનાં દર્શન એમ ઉપયોગના બાર ભેદો પડે છે. તેમાં પ્રથમના આઠને 'જ્ઞાન-ઉપયોગ' તરીકે અને છેલ્લા ચારને 'દર્શન-ઉપયોગ' તરીકે ઓળખાવવામાં આવે છે. આ ઉપરથી જોઇ શકાય છે તેમ ઉપયોગના મુખ્ય બે ભેદો છે, જ્યારે તેના અવાંતર ભેદો તો બાર છે.[3]

### પશ્યત્તાની વ્યાખ્યા અને તેના પ્રકારો—

આ પ્રમાણે ઉપયોગના મુખ્ય ભેદોના તેમજ તેના અવાન્તર ભેદોનો વિચાર કર્યો. હવે આ સાકાર અને અનાકાર ભેદોમાં અન્તર્ગત અવાન્તર ભેદરૂપ 'પશ્યત્તા'નો વિચાર કરવામાં

૧ વિભગ જ્ઞાનને અત્ર અજ્ઞાન તરીકે ઓળખાવ્યુ છે એથી કોઇને શકા થશે કે આ શું વિરોધાત્મક કથન નથી? કેમકે જ્ઞાન અને અજ્ઞાન તો સર્વથા જુદા છે. આનું સમાધાન એ છે કે જ્ઞાન અને અજ્ઞાન એ બંને એક પ્રકારના 'બોધ' યાને એક જાતની 'સમજણ' છે. આ બેમાં ફેર માત્ર એ જ છે કે 'જ્ઞાન' એ 'યથાર્થ બોધ' યાને 'સાચી સમજણ' છે, જ્યારે 'અજ્ઞાન' એ 'અયથાર્થ બોધ' યાને 'ખોટી સમજણ' છે વસ્તુને વસ્તુરૂપે જાણવી તે 'જ્ઞાન' છે, જ્યારે વસ્તુને અવસ્તુરૂપે-વિપરીત રૂપે-જાણવી તે 'અજ્ઞાન' છે વિભગજ્ઞાની વસ્તુને વિપરીત રૂપે સમજે છે, વાસ્તે તેનુ આ વિભગજ્ઞાન અજ્ઞાન કહેવાય છે જૈન શાસ્ત્રમા 'અવધિ-અજ્ઞાન' એવી પારિભાષિક સજ્ઞા નથી, પરતુ તેને બદલે 'વિભંગજ્ઞાન' એવી સજ્ઞા છે. આનો વ્યુત્પત્તિ-અર્થ **પ્રજ્ઞાપના**ની **શ્રીમલયગિરીયવૃત્તિ** (૫૨૭ પત્રાક)મા નીચે મુજબ આપવામા આવ્યો છે—

**"विपरीतो भङ्गः-परिच्छित्तिप्रकारो यस्य तत् विभङ्गं, तच्च तत् ज्ञानं च विभङ्गज्ञानम्"**

૨ જૈન શાસ્ત્રમા દર્શનના ચાર જ પ્રકાર પાડવામા આવ્યા છે; કેમકે મનઃપર્યયદર્શન જેવી સંજ્ઞા નથી. આથી કરીને જ્ઞાનના પાચ અથવા આઠ પ્રકાર પડે છે, જ્યારે દર્શનના તો ચાર જ પડે છે. આ ચારે પ્રકારોના જે લક્ષણો ગ્રન્થકારે આપ્યા છે તે પ્રસંગાનુસાર વિચારીશુ.

૩ સરખાવો **તત્ત્વાર્થાધિ૦** (અ૦ ૨)નું નિમ્ન-લિખિત નવમુ સૂત્ર—

**"स द्विविधोऽष्टचतुर्भेदः"**

આવે છે. આ પશ્યત્તાના સાકાર અને અનાકાર એમ બે ભેદો છે. તેમાં ' સાકાર પશ્યત્તા 'થી દીર્ઘ કાળ પર્યંતનુ ત્રિકાલિક જ્ઞાન સમજવું અને ' અનાકાર પશ્યત્તા 'થી પરિસ્ફુટરૂપ દર્શન-પ્રેક્ષણ સમજવું. આથી સમજી શકાય છે કે [1]મતિજ્ઞાન અને મતિ-અજ્ઞાન ફક્ત [2]વર્તમાનકાલિક જ હોવાથી તેનો સાકાર પશ્યત્તામાં સમાવેશ થઇ શકતો નથી. એટલે કે બાકી રહેલા સાકાર ઉપયોગ-માંના છ પ્રકારોને ' સાકાર પશ્યત્તા ' નામની સંજ્ઞા ઘટી શકે છે, કેમકે બાકીનાં [3]શ્રુતાદિ જ્ઞાનો ત્રિકાલિક છે.

અનાકાર પશ્યત્તામાં અચક્ષુર્દર્શનનો સમાવેશ થઇ શકતો નથી, કેમકે તે દર્શન સ્ફુટ નથી, કારણ કે નેત્ર-ઇન્દ્રિયથી જેવું આત્માને સ્પુટ દર્શન થાય છે, તેવું અન્ય ઇન્દ્રિયો અને મન દ્વારા થતું નથી. આથી બાકીના ત્રણ અનાકાર ઉપયોગ ' અનાકાર પશ્યત્તા ' કહી શકાય છે. આ પ્રમાણે પશ્યત્તાના બધા મળીને નવ ભેદ (છ સાકાર અને ત્રણ અનાકાર ) પડે છે. આવી રીતે ઉપયોગ અને પશ્યત્તાના જે પ્રકારો પડે છે, તેની નીચે મુજબ સંકલના થઇ શકે છે.—




૧ આનું બીજુ નામ આભિનિબોધિક પણ છે.

૨ સરખાવો—

" जमवग्गहादिरूवं, पच्चुप्पन्नवत्थुगाहगं लोए।
इंदियमणोनिमित्तं, तं आभिनिबोधिगं वेंति ॥१॥ "
[ यद् अवग्रहादिरूपं प्रत्युत्पन्नवस्तुग्राहकं लोके।
इन्द्रियमनोनिमित्तं च तद् आभिनिबोधिकं ब्रुवते ॥ ]

અર્થાત્ જે જ્ઞાન અવગ્રહાદિરૂપ છે, પ્રત્યુત્પન્ન વસ્તુનું ગ્રાહક છે, ઇન્દ્રિય અને મન જેનાં નિમિત્ત-કારણો છે, તે જ્ઞાન 'આભિનિબોધિક' કહેવાય છે.

૩ સરખાવો—

" जं पुण तिकालविसयं, आगमगंथाणुसारि विन्नाणं।
इंदियमणोनिमित्तं, सुयनाणं तं जिणा वेंति ॥१॥ "

કયા જીવને કેટલા ઉપયોગો હોય છે, એ વાત વિચારવી જોઇએ. પરંતુ જીવોના ભેદ-પ્રભેદ જાણ્યા સિવાય એ વાતનો અત્ર ઉલ્લેખ કરવો તે ઠીક નહિ; તેથી પ્રસંગ મળતાં તે તરફ દૃષ્ટિપાત કરીશું. અત્યારે તો એક બીજા પ્રશ્નનો વિચાર કરી આ ઉપયોગના પ્રકરણને સમાપ્ત કરીએ.

**આત્મામાં અજ્ઞાન હોવાનું કારણ—**

આ ચરાચર જગત્માં ઉપયોગ વિનાનો કોઇ પણ જીવ નથી. [1]નિગોદના જીવોને પણ અક્ષરના અનન્તમા ભાગ જેટલો તો ઉપયોગ છે જ. જ્યારે વસ્તુ-સ્થિતિ આમ છે, તો અત્ર કોઇને શંકા થાય કે આત્માને સદા ઉપયોગ છે અને તેમ છતાં એ તો કેટલીક વાર ઉપયોગહીન જણાય છે તેનું શું કારણ ? વળી જ્ઞાનમય આત્માને સંશય, વિપર્યય (વિપરીત જ્ઞાન), અજ્ઞાન ઇત્યાદિ કેમ સંભવે ? આનું સમાધાન એ છે કે જોકે આત્મા જ્ઞાનમય છે, તોપણ તેનું જ્ઞાન જ્ઞાનાવરણીય કર્મોને લીધે આચ્છાદિત રહે છે.

આત્માનો દરેક [2]પ્રદેશ આ પ્રમાણે આચ્છાદિત રહે છે એમ માનવાની કોઇએ ભૂલ કરવી નહિ, કેમકે આત્માના મધ્ય ભાગમાં રહેલા આઠ પ્રદેશો તો સર્વથા શુદ્ધ છે, સર્વાંશે કર્મથી રહિત છે પરંતુ તે સિવાયના પ્રદેશોમાં ઉકળતા જળની માફક ઉથલપાથલ થયા કરે છે અને તેથી આત્મા લાંબા સમય સુધી એક વસ્તુમાં ઉપયોગવાળો રહી શકતો નથી, પરંતુ તે અન્યાન્ય પદાર્થમાં ઉપયોગવાન્ બને છે.

ઉપર્યુક્ત વાત સ્પષ્ટ રીતે સમજાય તેટલા માટે આપણે સૂર્યનું દૃષ્ટાન્ત વિચારીએ. સૂર્ય સર્વદા પ્રકાશમય છે, છતાં પણ જ્યારે તે વાદળાંથી આચ્છાદિત થાય છે, ત્યારે તે પ્રમાણમાં તેનો પ્રકાશ ઓછોવત્તો પડે છે; પરંતુ એ વાત તો અસંભવિત છે કે સૂર્યના પ્રકાશનો સર્વથા અભાવ થાય. ગમે તેટલાં વાદળાંઓથી તે આવૃત થાય તો પણ તેનો કંઇ પણ પ્રકાશ તો રહેવાનો જ; નહિ તો દિન અને રાત્રિ જેવો ભેદ રહેશે જ નહિ. આ વાતનો ઉપનય કરતાં માલૂમ પડશે કે સૂર્ય તે આત્મા છે, વાદળાં તે જ્ઞાનાવરણીય કર્મ છે અને પ્રકાશ તે જ્ઞાન છે. આ હકીકતને અન્ય શબ્દોમાં કહીએ: આત્મા જ્ઞાનસ્વરૂપી હોવા છતાં પણ આવરણરૂપ કર્મને લીધે

---

[ यत् पुनः त्रिकालविषयम् आगमग्रन्थानुसारि विज्ञानम् ।
इन्द्रियमनोनिमित्तं श्रुतज्ञानं तत् जिना ब्रुवते ॥ ]

અર્થાત્ જે જ્ઞાન ત્રિકાલવિષયક છે, આગમ ગ્રન્થોને અનુસરનારું છે તેમજ ઇન્દ્રિય અને મન જેનાં બાહ્ય કારણરૂપ છે, તે જ્ઞાનને જિનેશ્વરો 'શ્રુતજ્ઞાન' કહે છે.

૧ જૈન શાસ્ત્રમા (દ્રવ્ય) ઇન્દ્રિયની સખ્યા અનુસાર જીવોના એકેન્દ્રિય, દ્વીન્દ્રિય ઇત્યાદિ પાચ વિભાગો પાડવામા આવ્યા છે. તેમા વળી એકેન્દ્રિયના પૃથ્વીકાય, જલકાય (અપ્કાય), તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય એમ પાચ પ્રકારો પાડવામા આવ્યા છે. આમાના વળી છેલ્લા પ્રકારના પ્રત્યેક અને સાધારણ એમ બે ભેદો બતાવવામા આવ્યા છે. સાધારણ વનસ્પતિકાયને 'નિગોદ' કહેવામા આવે છે. આનું વિશિષ્ટ સ્વરૂપ-એના સૂક્ષ્મ અને બાદર એવા બે ભેદો તો આગળ ઉપર વિચારવામા આવશે.

૨ પ્રદેશની માહિતી સારુ જુઓ બીજો ઉલ્લાસ.

તેમાં ન્યૂનાધિક જ્ઞાન, સંશય, અજ્ઞાન ઇત્યાદિ દૃષ્ટિગોચર થાય છે. પરંતુ અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ જેવો આત્મા પણ કદાપિ સર્વથા કર્મથી–જ્ઞાનાવરણીય કર્મથી આવૃત થતો નથી; કેમકે જો એમ માનવામાં આવે, તો જીવ અને અજીવ એવો ભેદ ઘટી શકશે નહિ[1] અને આ હકીકત તો કોઇને પણ ઇષ્ટ હોઇ શકે નહિ.

આ પ્રમાણે આપણે જીવના લક્ષણરૂપ ઉપયોગ પરત્વે લક્ષણ અને વિધાનની દૃષ્ટિએ વિચાર કર્યો. હવે જીવના પ્રકારો તરફ નજર કરીશું. આ સંબંધી ગ્રન્થકાર કહે છે કે—

## [2]स च जीवो द्वेधा–संसारि-सिद्धभेदात् ।

**જીવના બે મુખ્ય પ્રકારો**

**'સંસાર' શબ્દનો અર્થ**

અર્થાત્ જીવના [3]સામાન્ય રીતે મુખ્ય બે પ્રકારો પડે છેઃ–(૧) 'સંસારી' અથવા 'બદ્ધ' અને (૨) 'સિદ્ધ' અથવા 'મુક્ત'. જે જીવો સંસારમા પરિભ્રમણ કરે છે, તે 'સંસારી' જાણવા. 'સંસાર' શબ્દ '**सम्**' ઉપસર્ગપૂર્વક '**सृ**' ધાતુ ઉપરથી બનેલો છે. આ '**सृ**' ધાતુનો અર્થ 'ભ્રમણ કરવું' થાય છે અને '**सम्**' ઉપસર્ગ એ જ અર્થની પુષ્ટિ કરે છે. ૮૪ લાખ જીવ-[4]યોનિઓમા પરિભ્રમણ કરવું, રખડવું, જન્મ–મરણના ફેરા ફરવા તે 'સંસાર' છે અને આ કાર્ય કરનારો જીવ 'સંસારી' છે. વળી, 'સંસાર' શબ્દનો અર્થ '૮૪ લાખ જીવ–યોનિ' પણ થાય છે. આ ઉપરાંત જીવની કર્મ–બદ્ધ અવસ્થાનું નામ પણ 'સંસાર' છે. આવી અવસ્થાને પ્રાપ્ત થયેલા–સંસારમાં આસક્ત રહેલા જીવો તે 'સંસારી' છે. આ ઉપરથી સાર એ નીકળે છે કે સંસારીનું મુખ્ય લક્ષણ કર્મબદ્ધ અવસ્થા છે. એથી કરીને તો તેને 'બદ્ધ' એવું નામ આપી શકાય છે. એના વિરોધી 'સિદ્ધ' શબ્દની વ્યાખ્યા–વ્યુત્પત્તિ તો નીચે લખેલ શ્લોક દ્વારા વિચારીએઃ—

> **" ध्मातं सितं येन पुराणकर्म, यो वा गतो निर्वृतिसौधमूर्ध्नि ।**
> **ख्यातोऽनुशास्ता परिनिष्ठितार्थो, यः सोऽस्तु सिद्धः कृतमङ्गलो मे ॥१॥"**

---

૧ કહ્યું પણ છે કે—

" सव्वजीवाणं पि य णं अक्खरस्स अणंततमो भागो निच्चुग्घाडियो चिट्ठइ; सो वि अ जइ आवरिज्जा, तेण जीवो अजीवत्तण पाविज्जा. "

[ सर्वजीवानामपि च अक्षरस्य अनन्ततमो भागो नित्योद्घाटितः तिष्ठति; सोऽपि यदि आव्रियेत, तेन जीवोऽजीवत्वं प्राप्नुयात् ]

૨ સરખાવો तत्त्वार्थाधि० ( અ૦ ૨ )નું નિમ્ન–લિખિત દશમું સૂત્ર—

" संसारिणो मुक्ताश्च । "

૩ સામાન્ય રીતે એમ કહેવાનું કારણ એ છે કે અપેક્ષા અનુસાર તો જીવોના એકથી માંડીને અનેક સુધી ભેદો પડી શકે છે કે જેનુ દિગ્દર્શન આ ઉલ્લાસમા હવે પછી કરાવવામા આવનાર છે.

૪ યોનિ એટલે ઉત્પત્તિ–સ્થાન. એ વિષે વિશેષ માહિતી યોનિના પ્રકરણમાંથી મળશે.

અર્થાત્ જેણે ( ઘણા ભવોના પરિભ્રમણથી ) બાંધેલા પુરાણાં કર્મ બાળીને ભસ્મીભૂત કર્યાં છે, અથવા જે મુક્તિરૂપી મહેલના ઉચ્ચ ભાગ ઉપર સિધાવી ગયા છે, અથવા જે પ્રખ્યાત છે, નિયંતા છે કે કૃતકૃત્ય છે, તે ' સિદ્ધ ' મને મંગલકારી થાઓ

**'સિદ્ધ' શબ્દની નિષ્પત્તિ**

અત્ર ' **सिद्ध** ' એ પદની શબ્દ-સિદ્ધિ ( નિષ્પત્તિ ) ' પૃષોદરાદિ ' શબ્દોના સરખી છે. જેમ ' **ब्रुवन्तः** ' નો આદિ વર્ણ ' **ब्रु** ' અને ' **सीदन्ति** '-નો પ્રથમ વર્ણ '**सी**' એ મળીને ' **ब्रुसी** ' ( બોલતા છતાં બેસે છે તે....) શબ્દ થાય છે, તેમ પ્રસ્તુતમાં ' **सितं** ' નો આદિ વર્ણ '**सि**' અને '**ध्मातं**' ( ભસ્મીભૂત કરેલ )નો પ્રથમ વર્ણ '**ध्**' એ બે મળીને ' **सिध्** ' શબ્દ તૈયાર થાય છે. ભૂતકૃદંતનો **त** પ્રત્યય લગાડતાં **सिध्+त** અને ધાતુને અન્તે ચોથો વ્યંજન હોય તો **त** પ્રત્યયનો **ध** થાય છે અને પાછલા ચોથા વર્ણનો ત્રીજો વર્ણ થાય છે એ નિયમ અનુસાર **सिध्+ध= सिद्+ध= 'सिद्ध'** શબ્દ બને છે.

**' સિદ્ધ ' શબ્દનો અર્થ**

'**सित**' એટલે બદ્ધ, બાંધેલું. બાંધેલા આઠ પ્રકારના કર્મરૂપ ઇન્ધનને જેણે જાજ્વલ્યમાન [1]શુક્લ ધ્યાનરૂપ અગ્નિ વડે બાળીને ભસ્મીભૂત કર્યાં છે, તે 'સિદ્ધ' કહેવાય છે; અથવા ' **षिध्र गत्यां** ' ( **પા૦ ધા૦ ૪૭** ) એ ઉપરથી શિવપુરી-નિર્વૃતિ નગરીમા જે હમેશને માટે સિધાવી ગયા છે, જે નગરીથી કદી પણ સંસારમાં પાછા ફરવાનું છે નહિ તેવી નગરીના રહેવાસી બન્યાં છે, તે ' સિદ્ધ ' કહેવાય છે.

વળી, બીજી રીતે ' **षिधु संराद्धौ** ' (**પા૦ ધા૦ ૧૧૯૨**) ઉપરથી જે કૃતકૃત્ય થયા છે, જેને હવે કોઇ પણ પ્રકારનો અર્થ બાકી રહ્યો નથી, તે ' સિદ્ધ ' કહેવાય છે.

આ ઉપરાંત અન્ય રીતે પણ ' સિદ્ધ ' શબ્દનો અર્થ વિચારી શકાય તેમ છે. જેમકે '**षिधू शास्त्रे माङ्गल्ये च** ' ( **પા૦ ધા૦ ૪૮** ) અર્થાત્ જે જગતના શાસિતા-નિયંતા બન્યા છે અથવા જે મંગલ રૂપ અનુભવે છે, તે ' સિદ્ધ ' જાણવા.

વળી ' સિદ્ધ 'નો અર્થ ' નિત્ય ' પણ થાય છે અર્થાત્ જેણે અપર્યવસાન સ્થિતિને પ્રાપ્ત કરી છે, તે 'સિદ્ધ' છે. ઉપલબ્ધ ગુણ-સંદોહ વડે જે ભવ્યો દ્વારા પ્રખ્યાત છે, તે પણ 'સિદ્ધ' છે.

આ પ્રમાણે ' [2]સિદ્ધ ' શબ્દના વિવિધ અર્થો થાય છે. પરંતુ તેમાં કર્મરહિતપણું એ જ સિદ્ધનું મુખ્ય લક્ષણ છે.

---

૧ આના સ્વરૂપ માટે જુઓ છઠ્ઠો ઉલ્લાસ.

૨ અકાયિક, નોસંયત, નોભવ્ય, નોબાદર, નોપર્યાપ્ત, નોપરીત, નોસંજ્ઞી, પરિનિવૃત્ત ઇત્યાદિ ' સિદ્ધ 'ના પર્યાયો છે.

અત્ર એ ધ્યાનમાં રાખવુ જરૂરનું છે કે આ ‘ સિદ્ધ ’ શબ્દને સંસારમાંના વિદ્યા–સિદ્ધ, મંત્ર–સિદ્ધ, રસ–સિદ્ધ ઇત્યાદિ નામધારી ‘ સિદ્ધ ’ સાથે કંઇ લાગતુ વળગતું નથી.[1]

સંસારીના તેમજ સિદ્ધના અવાતર ભેદો વિચારવાનો વિચાર હાલ તુરત તો માંડી વાળી, કર્મરૂપ ભયંકર અને મજબૂત સાંકળથી બંધાયેલો જીવ તેનાથી કેવી રીતે મુક્ત થઇ શકે અર્થાત્ મુક્તિ પ્રાપ્ત કરવામાં કયાં સાધનો ઉપયોગી છે, તે તરફ નજર કરીએ. આ સંબંધમાં ગ્રન્થકારનું કહેવું એ છે કે—

## [2]संसारिणो मोचनोपायः सम्यग्दर्शनज्ञानचारित्रसमुदायरूपः ।

**મુક્તિનો માર્ગ**

અર્થાત્ સંસારરૂપ બંદીખાનામાંથી મુક્ત થવાનો ઉપાય–સંસાર-સમુદ્ર તરી જવાનું ઉત્તમ નાવ, સમ્યગ્-[3]દર્શન (પ્રશસ્ત દર્શન), સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર એ ત્રણનો સમુદાય યાને સહયોગ છે. સમ્યગ્-દર્શન, સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર એ ત્રણના સમૂહને જૈન શાસ્ત્રમા [4]‘રત્ન-ત્રય’ તરીકે ઓળખાવવામાં આવે છે.

આ દરેક રત્નનો અધિકારી, વિષય અને સાધન એમ ત્રણ રીતે વિચાર કરી શકાય તેમ છે. જેમકે, સમ્યગ્–દર્શનના સંબંધમાં તે દર્શનમા શ્રદ્ધા રાખનાર, શ્રદ્ધેય અને શ્રદ્ધાનાં સાધનો એમ ત્રિપ્રકારે વિચાર કરી શકાય. અર્થાત્ સમ્યગ્–દર્શન કોને હોઇ શકે, સમ્યગ્–દર્શનનો વિષય શું છે તેમજ સમ્યગ્–દર્શનની પ્રાપ્તિનાં કયા સાધનો છે એમ ત્રણ પ્રશ્નો ઉપસ્થિત થાય છે. આ પ્રમાણે સમ્યગ્–જ્ઞાનના સંબંધમાં જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનનાં સાધનો અને સમ્યક્–ચારિત્રની બાબતમાં સમ્યક્–ચારિત્રનો આરાધક, ચારિત્રનો વિષય અને તેવું ચારિત્ર પ્રાપ્ત કરવાનાં સાધનો એમ ત્રિવિધ વિચાર થઇ શકે.

---

૧ સિદ્ધના ૧૧ પ્રકારો શ્રીભદ્રબાહુસ્વામિકૃત **આવશ્યક-નિર્યુક્તિ**ની નિમ્ન–લિખિત—

“ **कम्मे १ सिप्पे २ विज्जा य ३, मंते ४ जोगे अ ५ आगमे ६ ।**
**अत्थ ७ जत्ता ८ अभिप्पाए ९, तवे १० कम्मक्खए ११ इय ॥ ९२७ ॥** ”

—ગાથામા દર્શાવ્યા પ્રમાણે નીચે મુજબ છે —

(૧) કર્મ–સિદ્ધ, (૨) શિલ્પ–સિદ્ધ, (૩) વિદ્યા–સિદ્ધ, (૪) મંત્ર–સિદ્ધ, (૫) યોગ–સિદ્ધ, (૬) આગમ–સિદ્ધ, (૭) અર્થ–સિદ્ધ, (૮) યાત્રા–સિદ્ધ, (૯) અભિપ્રાય–સિદ્ધ, (૧૦) તપ–સિદ્ધ અને (૧૧) કર્મક્ષય–સિદ્ધ.

કર્મ–સિદ્ધાદિનુ ઉદાહરણપૂર્વક નિરૂપણ ૯૨૯ મી ગાથાથી શરૂ થાય છે, પરંતુ ગ્રન્થ–ગૌરવના ભયથી તે અત્ર આપવામા આવતું નથી.

૨ સરખાવો **તત્ત્વાર્થાધિ૦** ( અ૦ ૧ )નુ નિમ્ન–લિખિત આદ્ય સૂત્ર—

“ **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ।** ”

૩ અત્ર ‘ દર્શન ’નો અર્થ ‘ શ્રદ્ધાન ’ કરવાનો છે, અર્થાત્ પ્રસ્તુતમા નિરાકાર બોધ, મત કે એવો કોઇ અર્થ કરવાનો નથી.

૪ શ્રીયશોવિજયગણિકૃત શ્રીજ્ઞાનસારસૂત્રગત તેરમા **મૌનાષ્ટક**મા કહ્યુ પણ છે કે—

“ **आत्माऽऽत्मन्येव यच्छुद्धं, जानात्यात्मानमात्मना ।**
**सेयं रत्नत्रये ज्ञप्ति-रुच्याचारैकता मुनेः ॥ २ ॥** ”

**સમ્યગ્-દર્શનાદિકના ક્રમમાં રહેલું રહસ્ય—**

આ દરેક રત્નનું નિરીક્ષણ કરવાની ત્રિવિધ અપેક્ષા વિષે વિશેષ વિચાર ન કરતાં સમ્યગ્-દર્શન, સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર એ પ્રકારનો ક્રમ આપવામાં કોઇ ઉદ્દેશ રહેલો છે કે નહિ તેનું પ્રથમ અવલોકન કરીએ. શાસ્ત્રકાર કહે છે તેમ સમ્યગ્-દર્શન એ સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્-ચારિત્રનો પાયો છે. એ હોય તો જ સમ્યગ્-જ્ઞાન અને ત્યાર પછી સમ્યક્-ચારિત્રની પ્રાપ્તિ થઇ શકે છે. સમ્યગ્-દર્શન સમ્યગ્-જ્ઞાનનું કારણ છે, જ્યારે સમ્યગ-જ્ઞાન એનું કાર્ય છે; અર્થાત્ આ બે વચ્ચે કાર્ય-કારણ રૂપ સંબંધ છે. કારણ પહેલું અને કાર્ય પછી એ તો લોક-પ્રસિદ્ધ વાત છે. તો પછી જોઇ શકાય છે કે સમ્યગ્-દર્શનને સમ્યગ્-જ્ઞાનની પૂર્વે પદ આપ્યું, તે વાસ્તવિક જ છે. સમ્યગ્-દર્શન જેને પ્રાપ્ત થયું હોય તેને સમ્યગ્-જ્ઞાન હોવું જ જોઇએ એવો કંઇ અકાટ્ય નિયમ નથી, પરંતુ સમ્યગ-જ્ઞાન જેને થયું હોય તેને સમ્યગ્-દર્શન હોવું જ જોઇએ એ નિર્વિવાદ હકીકત છે. આ પ્રમાણે સમ્યક્-ચારિત્ર સમ્યક્-જ્ઞાનપૂર્વક જ છે અને તેનો હેતુ પણ સમ્યગ્-જ્ઞાન છે. જેણે સમ્યક્-ચારિત્ર સંપાદન કર્યું હોય તેનામાં સમ્યગ્-દર્શન અને સમ્યગ્-જ્ઞાનનો સદ્ભાવ હોવો જ જોઇએ; કિન્તુ સમ્યગ-જ્ઞાન પ્રાપ્ત થયુ હોય તેને સમ્યક્-ચારિત્રની પ્રાપ્તિ હોવી જ જોઇએ એવો નિયમ નથી. અર્થાત્ કહેવાની મતલબ એ છે કે ઉત્તરોત્તર ભજના છે.

આ હકીકત સ્પષ્ટ રીતે સમજાય તેટલા માટે આપણે એક ઉદાહરણ વિચારીશું. જેટલા મનુષ્યને ' એક ' એ સંખ્યાનો બોધ હોય, તે સર્વને તેથી અધિક બે, ત્રણ જેવી સંખ્યાનો બોધ હોય જ એમ કહેવાય નહિ; કેમકે આ મનુષ્યો પૈકી કોઇ બાળક તો હજી એકડો જ ઘૂંટી રહ્યુ હોય; બગડાનું તો તેને ભાન પણ નહિ હોય એમ બનવા જોગ છે. હવે જેટલા મનુષ્યો ' બે ' એ સંખ્યાથી પરિચિત હોય તે સર્વ ' એક ' થી તો પરિચિત છે જ, પરંતુ ' ત્રણ ' થી તેઓ વાકેફગાર હોય કે ન પણ હોય. એવી રીતે જેટલા મનુષ્યોને ' ત્રણ ' નું જ્ઞાન છે, તે સર્વ ' એક ' અને ' બે ' થી પણ પરિચિત છે જ.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે જોકે જેને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું હોય, તેને તે જ સમયમાં સમ્યગ્જ્ઞાન હોવું જ જોઇએ એવો કંઇ નિયમ નથી તેમજ જેવું સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થયું કે સાથે સાથ સમ્યક્ચારિત્રની પ્રાપ્તિ પણ થઇ જ ગઇ એવો પણ કંઇ નિયમ નથી, તોપણ એ વાત તો ચોક્કસ છે કે જેને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું હોય, તે જીવ વહેલો કે મોડો સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થવાનો જ; કેમકે સમ્યગ્દર્શન પ્રાપ્ત થતાં તે જીવ મોક્ષે જવાને સર્વથા લાયક બને છે અને જે મોક્ષે જાય, તેને આ ત્રણે સાધનોનો સહયોગ હોવો જોઇએ, એ તો નિર્વિવાદ છે. એવી જ રીતે જેને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થયું હોય, તે સમયે તે સમ્યગ્દર્શનથી વિભૂષિત છે જ અને વળી ભવિષ્યમાં તે સમ્યક્-ચારિત્ર પ્રાપ્ત કરવામાં પણ ફત્તેહમંદ થનાર છે, એ નિઃસંદેહ હકીકત છે.

**' સમુદાય ' શબ્દનું પ્રયોજન**

સમ્યગ્દર્શનાદિ ત્રણ રત્નોમાંથી એક પણ રત્ન ઓછું હોય ત્યા સુધી મુક્તિ મળે નહિ એ દર્શાવવા અત્ર ' સમુદાય ' શબ્દ વાપર્યો છે. મોક્ષનો માર્ગ એ એક જાતની બે બાજુએ બે વાંસ અને વચ્ચે ( જેનો પગથિયાં તરીકે ઉપયોગ થઇ શકે એવા ) દાંડવાવાળી નિ.શ્રેણિ-નીસરણી-સીડી છે. બે બાજુના બે વાંસ તે બીજા કોઇ નહિ પણ સમ્યગ-દર્શન અને

સમ્યગ્-જ્ઞાન છે અને વચ્ચેના દાંડવા તે સમ્યક્-ચારિત્રના દરજ્જા છે. બે વાંસ તેમજ વચ્ચેના દાંડવા મજબૂત હોય તો સીડી ઉપર ચઢી શકાય. આમાંથી એક પણ વસ્તુની ન્યુનતા હોય, તો ઉપર ચઢવાનું બની શકે નહિ. તેમ પ્રસ્તુતમાં સમ્યગ્-દર્શન, સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર એ પરમ પુનિત ત્રિપુટી મળે તો જ મુક્તિ પ્રાપ્ત થઇ શકે. આ ત્રણ સાધનોના સહયોગમાં જ મુક્તિ છે. આલંકારિક શબ્દોમાં કહીએ તો સમ્યગ્દર્શનરૂપી **સરસ્વતી**, સમ્યગ્જ્ઞાનરૂપી **યમુના** અને સમ્યક્ચારિત્રરૂપી **ગંગા**ના સંગમમાં-ત્રિવેણીમાં સ્નાન કર્યા બાદ 'મુક્તિ' મળે છે.

**મોક્ષનાં જ્ઞાન અને ક્રિયારૂપ સાધનો.**

કેટલીક વખત એમ પણ કહેવામાં આવે છે કે "**नाणकिरियाहिं मोक्खो**" યાને "**ज्ञानक्रियाभ्यां मोक्षः**" અર્થાત્ જ્ઞાન અને ક્રિયા દ્વારા મોક્ષ મળી શકે છે. પરંતુ આ વાત કંઇ ખોટી નથી, કેમકે આવે પ્રસંગે 'જ્ઞાન' શબ્દમાં 'દર્શન' શબ્દનો અંતર્ભાવ સમજી લેવાનો હોય છે.[1]

**જ્ઞાન અને ક્રિયાના સહયોગની આવશ્યકતા—**

અત્ર એ વાત ધ્યાનમાં લેવા જેવી છે કે એકલા જ્ઞાન દ્વારા કે એકલી ક્રિયા દ્વારા મુક્તિ મળી શકે નહિ. પરંતુ એ બન્ને પ્રાપ્ત થાય, તો જ કાર્ય સરી શકે. શ્રુત-કેવલી **શ્રીભદ્રબાહુ-સ્વામીએ આવશ્યક નિર્યુક્તિ** ( પત્રાંક ૭૦-૭૧ )માં કહ્યું પણ છે કે—

" [2]**हयं नाणं कियाहीणं, हया अन्नाणओ किया ।**
**पासंतो पंगलो दड्ढो, धावमाणो अ अंधओ ॥ १०१ ॥**—અનુષ્ટુપ્
**संजोगसिद्धीइ फलं वयंति, न हु एगचक्केण रहो पयाइ ।**
**अंधो य पंगू य वणे समिच्चा, ते संपउत्ता नगरं पविट्ठा ॥ १०२ ॥**"
—ઉપજાતિ

જેમ જ્ઞાનને ક્રિયાની જરૂર છે તેમ ક્રિયાને જ્ઞાનની જરૂર છે, કેમકે મોક્ષ નગરે લઇ જનારા મહારથના એ બે પૈડાં છે[3] યાને [4]શુકલપક્ષીને મુક્તિ પ્રતિ ઉડવામાં સહાય કરનારી બે પાંખો છે. જે

---

૧ જુઓ પૃ૦ ૬૭.

૨ છાયા—

हतं ज्ञानं क्रियाहीनं हता अज्ञानतः क्रिया ।
पश्यन् पङ्गुलो दग्धो धावमानश्च अन्धकः ॥
संयोगसिद्धया फलं वदन्ति न खलु एकचक्रेण रथः प्रयाति ।
अन्धश्च पङ्गुश्च वने समेत्य तौ सम्प्रयुक्तौ नगरं प्रविष्टौ ॥

૩ સરખાવો ન્યાયવિશારદ ન્યાયાચાર્ય શ્રીયશોવિજયગણિકૃત અધ્યાત્મસાર ( અ૦ ૧ )નો નિમ્નલિખિત શ્લોકઃ—

" ज्ञानं शुद्धं क्रिया शुद्धे-त्यंशौ द्वाविह सङ्गतौ ।
चक्रे महारथस्येव, पक्षाविव पतत्रिणः ॥ ३६ ॥ "

૪ જે જીવને મુક્તિ મેળવવા માટે વધારેમાં વધારે કિંચિન્ન્યૂન અર્ધ પુદ્ગલપરાવર્ત જેટલો

ફક્ત જ્ઞાનનો જ પક્ષપાત કરે છે તે શુષ્કજ્ઞાની છે અને જે ફક્ત ક્રિયાને જ મહત્ત્વની સમજે છે તે ક્રિયામૂઢ છે. આ બન્ને ભૂલે છે, કેમકે જ્ઞાન વિના ક્રિયા કરનારો મનુષ્ય અંધ ( આંધળો ) છે અને પોતાના જ્ઞાનને અમલમાં નહિ મૂકનાર અર્થાત્ ક્રિયા વગરના જ્ઞાનવાળો માનવ પંગુ (પાંગળો) છે. જેમ કોઇ પાંગળો મનુષ્ય વનમાં આગ લાગેલી જુએ, પરંતુ પગના અભાવે તેની બહાર નીકળી શકતો નથી, તેમ આંધળો મનુષ્ય પણ જોકે ચાલી નીકળવાને સમર્થ છે છતાં નેત્રના અભાવે દેખી શકતો ન હોવાથી બહાર જઇ શકતો નથી. આ બન્ને જો એક બીજાની મદદ લઇ કામ કરે, તો જરૂર તેઓ આગથી બચી શકે; અર્થાત્ આંધળાના ખભા પર પાંગળો બેસે અને પાંગળાના કહ્યા મુજબ આંધળો ચાલે તો તેઓ આગ લાગેલા વનમાંથી નીકળી નગરમાં જઈ શકે.

આ હકીકત તત્ત્વાર્થરાજ૦ (પૃ૦ ૧૦)માં પણ નિમ્ન-લિખિત પદ્યો દ્વારા જોઇ શકાય છેઃ-

" हतं ज्ञानं क्रियाहीनं, हता चाज्ञानिनां क्रिया ।
धावन् किलान्धको दग्धः, पश्यन्नपि च पङ्गुलः ॥ १ ॥-અનુ૦
संयोगमेवेह वदन्ति तज्ज्ञा, न ह्येकचक्रेण रथः प्रयाति ।
अन्धश्च पङ्गुश्च वने प्रविष्टौ, तौ सम्प्रयुक्तौ नगरं प्रविष्टौ ॥२॥"-ઇન્દ્રવજ્રા

આ પ્રમાણે પ્રસ્તુતમાં સમજવું કે જ્ઞાન એ પાંગળું છે અને ક્રિયા એ આંધળી છે; તેથી બન્નેને પરસ્પરની અપેક્ષા રહે છે. વળી જ્ઞાનની સાર્થકતા પણ ત્યારે જ ગણી શકાય કે જ્યારે તે જ્ઞાન [1]સુગતિનું સાધક બને-[2]વિરતિને ઉત્પન્ન કરે-[3]મુક્તિ મેળવવામાં સહાયક બને.

**મોક્ષ-માર્ગના અન્ય પ્રકારો—**

જેમ જ્ઞાન અને ક્રિયાના સહયોગરૂપ પ્રકારાન્તરથી આપણે મોક્ષ-માર્ગનો વિચાર કર્યો, તેમ જ્ઞાન, તપ અને સંયમરૂપ ત્રણ સાધનોના સમુદાયરૂપ પણ મોક્ષ-માર્ગ કહેવામાં આવે છે, એ વાતને સૂચવનારી **આવશ્યકનિર્યુક્તિ**ની નિમ્ન-લિખિત ગાથા પ્રતિ દૃષ્ટિપાત કરીશું.

---

કાળ ( કે જેનું સ્વરૂપ હવે પછી વિચારાશે ) સુધી જ સંસારમાં રખડવું પડે તે ' શુક્લપક્ષી ' કહેવાય છે, જ્યારે એથી વધારે વખત સુધી જેને સંસારમાં રખડવાનું બાકી હોય તે ' કૃષ્ણપક્ષી ' કહેવાય છે.

૧ આવશ્યક-નિર્યુક્તિમાં કહ્યું પણ છે કે—

" जहा खरो चंदणभारवाही, भारस्स भागी न हु चंदणस्स ।
एवं खु नाणी चरणेण हीणो, नाणस्स भागी न हु सोग्गईए ॥ १०० ॥ "

[ यथा खरः चन्दनभारवाही भारस्य भागी न खलु चन्दनस्य ।
एवमेव ज्ञानी चरणेन हीनो ज्ञानस्य भागी न खलु सुगतेः ॥ ]

૨ પ્રશમરતિ ( શ્લો૦ ૭૨ )માં તેના કર્તા શ્રીઉમાસ્વાતિએ કહ્યું છે કે—

" ज्ञानस्य फलं विरतिः । "

૩ સરખાવો " सा विद्या या विमुक्तये. "

" [1]णाणं पयासगं सोहओ तवो संजमो य गुत्तिकरो ।
तिण्हं पि समाजोगे मोक्खो जिणसासणे भणिओ ॥ १०३ ॥ "

અર્થાત્ પ્રકાશ પાડનારૂં જ્ઞાન, શોધક તપશ્ચર્યા તેમજ ગુપ્તિકારી સંયમ એ ત્રણના સમાયોગને જિન-શાસનમાં ' મોક્ષ ' કહેવામાં આવ્યો છે.

આ ઉપરથી કોઇને એમ ભાસે કે તત્ત્વાર્થાધિ૦ના આદ્ય સૂત્ર **सम्यग्दर्शन०** થી તેમજ એના આધારે ગ્રન્થકારે કરેલા મોક્ષ-માર્ગના નિરૂપણથી આ વિરૂદ્ધ હકીકત છે, પરંતુ આ ભાસ તે આભાસ જ છે; એમાં વિરોધને માટે અવકાશ નથી; કેમકે ઉપર્યુક્ત નિર્યુક્તિના ગાથાની ટીકા ( પત્રાંક ૭૨ )માં શ્રીહરિભદ્રસૂરિએ કરેલ નિમ્ન-લિખિત ઉલ્લેખ ધ્યાનમાં રાખવા યોગ્ય છે:—

" सम्यग्दर्शनस्य ज्ञानविशेषत्वाद् रुचिरूपत्वात् ज्ञानान्तर्भावाद् अदोषः "

કહેવાની મતલબ એ છે કે જોકે ઉપર્યુક્ત માર્ગની પ્રરૂપણામાં સમ્યગ્દર્શનનો ઉલ્લેખ નથી, છતાં પણ સમ્યગ્દર્શન એ જ્ઞાન-વિશેષ હોવાથી, રૂચિરૂપ હોવાથી, જ્ઞાનમાં તેનો અંતર્ભાવ થતો હોવાથી વાચકવર્ય શ્રીઉમાસ્વાતિના કે આ ગ્રન્થકારના કથન સાથે કોઇ પણ જાતનો વિરોધ ઉપસ્થિત થતો નથી. વિશેષમાં **આવશ્યકસૂત્ર**ની શ્રીહારિભદ્રીય ટીકા (પત્રાંક ૭૧)માંના નિમ્ન-લિખિત—

" क्रिया तु तपःसंयमरूपत्वात् "

—ઉલ્લેખ તરફ નજર કરતાં એ પણ સમજી શકાય છે કે તપ અને સંયમ એ ક્રિયાના પ્રકારો હોવાથી નિર્યુક્તિ-સૂચિત મોક્ષનું નિરૂપણ પણ " **ज्ञानक्रियाभ्यां मोक्षः** " એ સૂત્રની સાથે સર્વથા સંગત છે.

આ પ્રમાણે જૈન દર્શનમાં મુક્તિનાં બે અથવા ત્રણ સાધનના સહયોગની હકીકત વિચારી સાથે સાથે આ દર્શનમા અપેક્ષાનુસાર ચાર પણ સાધનો માનવામાં આવ્યાં છે, તે તરફ નજર કરી લઈએ.

**ઉત્તરાધ્યયન સૂત્ર** ( અ૦ ૨૮ )ની નિમ્ન-લિખિત ગાથામાં કહ્યું છે કે—

" [2]नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
एस मग्गु त्ति पन्नत्तो, जिणेहिं वरदंसिहिं ॥ २ ॥ "

---

૧ છાયા—

ज्ञानं प्रकाशकं शोधकं तपः संयमश्च गुप्तिकरः ।
त्रयाणामपि समायोगे मोक्षो जिनशासने भणितः ॥

૨ છાયા—

ज्ञानं च दर्शनं चैव चरित्रं च तपस्तथा ।
एष मार्ग इति प्रज्ञप्तो जिनैर्वरदर्शिभिः ॥

અર્થાત્ જ્ઞાન, દર્શન, ચારિત્ર તેમજ તપ એ ( નો સહયોગ મોક્ષનો ) માર્ગ છે એમ ઉત્તમ દર્શનવાળા જિનેશ્વરોએ કહ્યું છે.

અત્ર જે તપનો નિર્દેશ કર્યો છે તેનો ચારિત્રમાં અંતર્ભાવ થઇ શકે છે. આના સમર્થનાર્થે તત્ત્વાર્થશ્લોક૦ ( પૃ૦ ૬૪ )નો નિમ્ન-લિખિત શ્લોક રજુ કરવામાં આવે છે:—

"पूर्वावधारणेऽप्यत्र, तपो मोक्षस्य कारणम् ।
न स्यादिति न मन्तव्यं, तस्य चर्यात्मकत्वतः ॥ ८० ॥"

આ પરિસ્થિતિમાં પૂર્વોક્ત હકીકત ફલિત થાય છે અર્થાત રત્નત્રયાત્મક મોક્ષ-માર્ગ સિદ્ધ થાય છે.

**દર્શનાન્તરીયોની મુક્તિ-માર્ગની માર્ગણા—**

અન્ય દર્શનકારોની મુક્તિના માર્ગ પરત્વે શી માન્યતા છે તે તરફ દૃષ્ટિપાત કરીશું તો જણાશે કે કેટલાકોની એવી માન્યતા છે કે "[1]**गुरुवचने निश्चयो मोक्षमार्गः**" અર્થાત્ 'ગુરૂના વચનમાં નિશ્ચય રાખવાથી મુક્તિ મળે છે' આ વાત [2]અનેકાન્ત દૃષ્ટિએ વિચારતાં-[3]સ્યાદ્વાદ સિદ્ધાન્તપૂર્વક ઘટાવતાં યથાર્થ લાગે છે. કેમકે એ તો અનુભવસિદ્ધ હકીકત છે કે 'ગુરૂ વિના વાસ્તવિક ધર્મનું જ્ઞાન નહિ[4] અને જ્ઞાન અને દર્શન તો અવ્યભિચારી છે. વળી સમ્યગ્દર્શન વિના સમ્યક્-ચારિત્રનો સંભવ સ્વપ્ને પણ હોઇ શકે નહિ. આ ઉપરથી જોઇ શકાય છે કે આ માન્યતા જૈન દર્શનના સિદ્ધાન્ત સાથે સંગત ઠરે છે.

વળી કેટલાકોનું એમ માનવું છે કે "**गुणातीतवस्तुज्ञानं मोक्षमार्गः**" અર્થાત 'ગુણાતીત વસ્તુનું જ્ઞાન એ મોક્ષ-માર્ગનો ઉપાય છે.' આ વાત પણ યથાર્થ છે, એમ સ્યાદ્વાદી બેધડક કહી શકે તેમ છે. એ તો જાણીતી વાત છે કે 'સત્ત્વ' 'રજસ્' અને 'તમસ્' એ ત્રણ ગુણો છે. જૈન દર્શન પ્રમાણે આ ત્રણને પૌદ્ગલિક સુખ, દુઃખ અને મોહ તરીકે ઓળખાવી શકાય તેમ છે. આવા ગુણોથી અતીત તો પરમાત્મા છે. આ પરમાત્માનું વાસ્તવિક જ્ઞાન થતા મોક્ષ મેળવતાં વાર લાગે ખરી ? આથી જોઇ શકાય છે કે "**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः**" એ સૂત્ર નિર્વિવાદ સિદ્ધ થાય છે.

---

૧ જુઓ શાસ્ત્રવિશારદ સ્વર્ગસ્થ શ્રીવિજયધર્મસૂરિકૃત પુરૂષાર્થ-દિગ્દર્શન (પૃ૦ ૩૦-૩૬)

૨-૩ આ માટે જુઓ નય-મીમાંસાનું પ્રકરણ.

૪ કહ્યું પણ છે કે—

"विना गुरुभ्यो गुणनीरधिभ्यो, जानाति धर्मं न विचक्षणोऽपि ।
यथाऽर्थसार्थं गुरुलोचनोऽपि दीपं विना पश्यति नान्धकारे ॥ १ ॥"

અર્થાત્ જેમ વિશાળ નેત્રવાળો ( માનવ ) પણ અંધારામાં પદાર્થોના સમૂહને દીવા વિના જોઇ શકતો નથી, તેમ પણ્ડિત ( પુરૂષ ) પણ ગુણના સાગરરૂપ ગુરૂઓ વિના (વાસ્તવિક) ધર્મને જાણી શકતો નથી.

કેટલીક વાર એમ પણ કહેવામા આવે છે કે " ॐ साकारस्य विनाशोऽस्ति निराकारस्य शून्यतोभयपक्षविहीनवस्तुज्ञानं मोक्षमार्गः " અર્થાત 'સાકાર વસ્તુનો નાશ અને નિરાકારની શૂન્યતા એ ઉભયથી પૃથક્ વસ્તુનું જ્ઞાન થવાથી મોક્ષે જવાય છે.' આ કથન પણ યુક્તિયુક્ત છે; કેમકે જડ સાકાર વસ્તુ તે ઘટ–પટાદિક પુદ્ગલ છે, જ્યારે જડ નિરાકાર વસ્તુ તો ધર્માસ્તિકાયાદિક છે. આ ઉભયથી ભિન્ન વસ્તુ તો સર્વજ્ઞ વીતરાગ ભગવાન્ છે. એનું જ્ઞાન થતાં મોક્ષ મેળવવામા વિલંબ થાય ખરો કે ?

ગ્રન્થ–ગૌરવના ભયથી હવે બીજાં કેટલાંક મન્તવ્યનો ફક્ત નિર્દેશ કરી આ વિષય સમાપ્ત કરવામાં આવે છે. વિદ્વાન્ પાઠક ક્યાં તો તે વાક્યોમાં રહેલ રહસ્યને સ્વયં વિચારી લેશે અથવા તો તે માટે પુરૂષાર્થ૦ ( પૃ૦ ૩૨–૩૫ ) જોઇ લેશે.

(१) " एकदेशस्य सिद्धान्तकथितमुक्तिविधानं मोक्षमार्गः । "
(२) " व्यापकसकलागमशास्त्रार्थनिष्ठाचारकारणं मोक्षमार्गः । "
(३) " मनःपवनमध्ये ध्यानधारणं मोक्षमार्गः । "
(४) " महावाक्यविवरणं मोक्षमार्गः । "
(५) " अस्तिनास्तीत्युभयविलयो मोक्षमार्गः । "
(६) " सोऽहं मोऽहं सहजानन्दात् समरसत्वं मोक्षमार्गः । "
(७) " मौनाङ्गीकाराद्धि मोक्षमार्गः । "
(८) " स्वात्मानन्दबोधमयो मोक्षमार्गः । "
(९) " नानातीर्थयात्राजपतपोदानैमोक्षमार्गः । "

—શ્રીશંકરસ્વામિકૃત **વજ્રસૂચી**

આ પ્રમાણે દરેક દર્શનકારે સીધી કે આડકતરી રીતે મોક્ષનાં સાધનો તરીકે સમ્યગ્–દર્શન, સમ્યગ્–જ્ઞાન અને સમ્યક્–ચારિત્રને સ્વીકાર્યાં છે એ વાત આપણે જોઈ ગયા. પરંતુ આ ત્રણ વસ્તુઓ શું છે તેનો હવે ક્રમશઃ વિચાર કરીશું. તેમાં પ્રથમ તો ગ્રન્થકારે આપેલા નિમ્ન–લિખિત સમ્યગ્–દર્શનના લક્ષણનું દર્શન કરીએ.

સમ્યગ્દર્શનનું લક્ષણ

**परिणामविशेषाच्चनिसर्गाधिगमजनितो यस्तत्त्वार्थश्रद्धानरूपो व्यापारस्तज्जनकपरिणामविशेषरूपत्वम्, शमसंवेगादिलिङ्गाभिव्यङ्ग्यत्वे सति निसर्गाधिगमजन्यतत्त्वार्थश्रद्धानजनकात्मपरिणामरूपत्वं वा सम्यग्दर्शनस्य लक्षणम् । (३)**

અર્થાત પરિણામ–વિશેષથી [1]નિસર્ગ અને [2]અધિગમનુ ગ્રહણ થાય છે અને એ બેમાંથી

૧ નિસર્ગ એટલે સ્વભાવ, પરિણામ અથવા અપરોપદેશ
૨ અધિગમ એટલે અભિગમ, આગમ, નિમિત્ત, શ્રવણ કે ઉપદેશ.

ગમે તે એક તત્ત્વાર્થમાં શ્રદ્ધાનરૂપ વ્યાપાર ઉત્પન્ન કરે છે. આ બન્ને તો શ્રદ્ધાનના આપેક્ષિક કારણો છે, જ્યારે ઉપાદાન-મુખ્ય કારણ તો આત્માનો પરિણામવિશેષ છે. તેથી ઉપર્યુક્ત વ્યાપારને ઉત્પન્ન કરનારા આત્માના પરિણામને 'સમ્યગ્-દર્શન્' સંબોધવામાં આવે છે, જોકે શ્રદ્ધાનને પણ ઉપચારથી 'સમ્યગ-દર્શન્' કહેવામાં હરકત જેવું નથી. અન્ય શબ્દોમાં કહીએ તો શમ, સંવેગ [1]ઇત્યાદિ [2]ચિહ્નોથી માલૂમ પડતો અને નિસર્ગ કે અધિગમથી ઉત્પન્ન થયેલ તત્ત્વાર્થ-શ્રદ્ધાનને ઉત્પન્ન કરનારો એવો આત્માનો પરિણામ 'સમ્યગ્-દર્શન' કહેવાય છે.

સમ્યગ્-દર્શનમાં 'સમ્યક્' અને 'દર્શન' એ બે શબ્દો રહેલા છે. 'સમ્યક્' એટલે 'યથાર્થ' અથવા [3]પ્રશસ્ત; અને 'દર્શન' એટલે 'શ્રદ્ધાન'; આથી જે વસ્તુ જેવી હોય તેવી જ રીતે તેમાં શ્રદ્ધા રાખવી-તેને માનવી તેનું નામ 'સમ્યગ્-દર્શન' કહ્યું.

**દર્શન શબ્દના અર્થો—**

આપણે જોઇ ગયા તેમ 'દર્શન' શબ્દનો જોકે પ્રસ્તુતમાં 'શ્રદ્ધાન' અર્થ થાય છે, છતા તેના નિરાકાર (નિર્વિકલ્પક) બોધ, નેત્રજન્ય જ્ઞાન, મત ઇત્યાદિ જે અર્થો થાય છે, તે પણ વિચારી લઇએ.

'**दृशूं प्रेक्षणे**' એ **સિદ્ધહેમ**ના ધાતુ-પાઠ ઉપરથી દર્શનનો અર્થ 'જોવું તે' થાય છે. **શ્રીઅમરસિંહકૃત નામલિંગાનુશાસન** યાને **અમરકોશ**ના તૃતીય કાણ્ડના ૩૧મા શ્લોકમાં પણ કહ્યું છે કે—

" दर्शनाऽऽलोकनेक्षणम् "

'દર્શન'નો અર્થ નેત્ર (આંખ) પણ થાય છે, એ વાત **અભિધાન**૦ના તૃતીય (મર્ત્ય) કાણ્ડના નિમ્ન-લિખિત પદ્ય ઉપરથી જોઇ શકાય છે:—

" चक्षुरक्षीक्षणं नेत्रे, नयनं दृष्टिरम्बकम् ।
लोचनं दर्शनं दृक् च, तत्तारा तु कनीनिका ॥ २३९ ॥ "

દર્શનના આ ઉપરાંતના વિવિધ અર્થો કલિ૦ શ્રીહેમચન્દ્રસૂરિકૃત **અનેકાર્થસંગ્રહ**ના ત્રિસ્વર કાણ્ડના નિમ્ન-લિખિત પદ્ય ઉપરથી જોઇ શકાય છે:—

" दर्शनं दर्पणे धर्मो-पलब्ध्योर्बुद्धि-शास्त्रयोः ।
स्वप्न-लोचनयोश्चापि, दर्शनं वर्म-दंशयोः ॥ ९८१ ॥ "

---

૧ ઇત્યાદિથી નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિક્ય સમજવાં.

૨ આ ચિહ્નો-લિંગોની અનુક્રમે પ્રધાનતા છે અને પશ્ચાનુપૂર્વી એ ઉત્પત્તિનો અનુક્રમ છે.

૩ જુઓ તત્ત્વાર્થ-બૃહદ્વૃત્તિ (પૃ૦ ૩૦).

'દર્શન' શબ્દના ઉપલબ્ધિ તેમજ શાસ્ત્ર એવા અર્થ થાય છે, એ વાતને ષડ્દર્શન૦ના નિમ્ન-લિખિત—

"सद्दर्शनं जिनं नत्वा, 'वीरं' स्याद्वाददेशकम् ।
सर्वदर्शनवाच्योऽर्थः, सङ्क्षेपेण निगद्यते ॥ १ ॥"

—આદ્ય પદ્યની વૃત્તિ ( તર્કરહસ્ય૦ )ગત નીચે મુજબનો ઉલ્લેખ સમર્થન કરે છે:—

**"सत्-शश्वद् विद्यमानं छाद्मस्थिकज्ञानापेक्षया प्रशस्तं वा दर्शनम्-उपलब्धिर्ज्ञानं केवलाख्यं स सद्दर्शनः ; अथवा सदर्चितं-सकलनरासुरमरेन्द्रादिभिरभ्यर्चितं दर्शनं (-मतं) जैनदर्शनं यस्य स सद्दर्शनस्तम्."**

દર્શનનો અર્થ સામાન્ય ગ્રહણ (નિરાકાર બોધ) થાય છે, એ વાતને **સમ્મતિતર્ક**ના બીજા કાણ્ડની [1]આદ્ય ગાથા તથા કવિરાજ શ્રી**ધનપાલ**કૃત **ઋષભ-પંચાશિકા**ની શ્રી**પ્રભાનન્દસૂરિ**કૃત 'લલિતોક્તિ' નામની વૃત્તિ ( પૃ૦ ૬ )ગત "**सामान्यवस्तुगोचरं दर्शनम्**" ઉલ્લેખ સમર્થન કરે છે. વળી આ વાતની તત્ત્વાર્થરાજ૦ ( પૃ૦ ૮૬ )ની "**साकारं ज्ञानम्, अनाकारं दर्शनम्**" એ પંક્તિ પણ સાક્ષી પૂરે છે.

**સમ્યગ્દર્શનનાં અન્ય લક્ષણો—**

હવે પાછા પ્રસ્તુત વિષયનો વિચાર કરીએ અને તેમાં પ્રથમ નિમ્ન-લિખિત મુદ્રાલેખ તરફ દૃષ્ટિપાત કરીએ.

**"से अ संमत्ते पसत्थसंमत्तमोहणीअकम्माणुवेअणोवसमखयसमुत्थे पसमसंवेगाइलिंगे सुहे आयपरिणामे पण्णत्ते"**

**[ तत् च सम्यक्त्वं प्रशस्तसम्यक्त्वमोहनीयकर्मानुवेदनोपशमक्षयसमुत्थः प्रशमसंवेगादिलिङ्गः शुभ आत्मपरिणामः प्रज्ञप्तः ]**

આ લક્ષણ સર્વથા વ્યાપક છે, કેમકે અત્ર વર્ણવેલ સમ્યક્ત્વ સિદ્ધ પરમાત્માઓમાં તેમજ [2]મનઃપર્યાપ્તિ નહિ થવાને લીધે માનસિક અધ્યવસાયરૂપ શ્રદ્ધાન ન હોય એવા [3]અપર્યાપ્ત જીવોમાં પણ તે ઘટી શકે છે. વિશેષમાં જ્યાં આવું સમ્યક્ત્વ હોય ત્યાં જ યથાર્થ શ્રદ્ધાન પ્રકટે છે અને જ્યાં આવું શ્રદ્ધાન હોય ત્યાં જરૂર આવું સમ્યક્ત્વ હોય જ એ પ્રકારની વ્યાપ્તિ હોવાથી

---

૧ આ રહી તે ગાથા—

"जं सामन्नग्गहणं, दसणमेअं विसेसिअं नाणं ।
दोण्ह वि णयाण एसो, पाडेक्कं अत्थपज्जाओ ॥ १ ॥"
[ यत् सामान्यग्रहणं दर्शनमेतद् विशेषितं ज्ञानम् :
द्वयोरपि नययोः एष प्रत्येकं अर्थपर्यायः ॥ ]

૨–૩ આ વાત આગળ ઉપર સમજાવવામાં આવનાર છે.

સમ્યક્ત્વના કાર્યરૂપ શ્રદ્ધાનમાં તેના કારણરૂપ સમ્યક્ત્વનો ઉપચાર કરીને તેને (શ્રદ્ધાનને) ' સમ્યક્ત્વ ' કહેવામાં આવે છે.

વાચકવર્ય શ્રીઉમાસ્વાતિ સમ્યક્ત્વનું શું લક્ષણ કથે છે, તે માટે તત્ત્વાર્થાધિ૦ના આદ્ય અધ્યાયનું નિમ્ન-લિખિત—

" तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् "

—દ્વિતીય સૂત્ર વિચારીએ આમાંથી એ ભાવાર્થ નીકળે છે કે તત્ત્વાર્થમાં શ્રદ્ધાન અથવા તત્ત્વ વડે (નિશ્ચયથી) અર્થનું શ્રદ્ધાન તે ' સમ્યગ્-દર્શન ' છે. જે પદાર્થો જે અવસ્થામાં જે રૂપે રહેલા છે તે રૂપે તેને જાણવા તે ' તત્ત્વ ' કહેવાય છે અને તેનો તે રૂપે નિશ્ચય કરવો તે ' અર્થ ' જાણવો. આ બન્નેના સમુચ્ચય સ્વરૂપનો ' તત્ત્વાર્થ ' શબ્દથી વ્યવહાર કરવામાં આવે છે. તાત્પર્ય એ નીકળ્યો કે જે પદાર્થ જે રૂપે અવસ્થિત છે, પદાર્થનો તે રીતે નિશ્ચય કરવામાં તત્ત્વાર્થ સંજ્ઞા ફળીભૂત થાય છે.

સાથે સાથે શ્રીહેમચન્દ્રાચાર્યે જે સમ્યક્ત્વનું લક્ષણ બાંધ્યું છે તે તરફ ઉડતી નજર ફેંકીશું.

" या देवे देवताबुद्धि-र्गुरौ च गुरुतामतिः।
धर्मे च धर्मधीः शुद्धा, सम्यक्त्वमिदमुच्यते ॥ २ ॥ "

—યોગશાસ્ત્ર, દ્વિતીય પ્રકાશ

અર્થાત્ (યથાર્થ) દેવને વિષે દેવબુદ્ધિ, ગુરૂમાં ગુરૂબુદ્ધિ અને ધર્મમાં ધર્મ-બુદ્ધિ તે ' સમ્યક્ત્વ ' કહેવાય છે. એટલે કે જે દેવ, ગુરૂ, ધર્મ એવાં નામોને લાયક હોય, તેમાં જ તે પ્રકારની બુદ્ધિ રાખવી તે 'સમ્યક્ત્વ' છે. આ [1]લક્ષણ દ્વારા ટૂંકમાં પણ યથાર્થ રીતે સમ્યગ્દર્શનનું દિગ્દર્શન થઇ શકે છે, વાસ્તે આ લક્ષણ અત્ર વિચાર્યું છે.

**મિથ્યાદર્શનનો અર્થ**

સમ્યગ્દર્શનનું સ્વરૂપ વિશેષ સ્ફુટ રીતે સમજાય તેટલા માટે એના પ્રતિપક્ષી મિથ્યા-દર્શનનો વિચાર કરવો આવશ્યક જણાય છે. જેવું જે વસ્તુનું સ્વરૂપ ન હોય, તે રૂપે તે વસ્તુનું શ્રદ્ધાન અથવા તે પરત્વે વિપરિત અભિનિવેશ તે ' મિથ્યાદર્શન ' કહેવાય છે.

જેમ સમ્યગ્-દર્શન યાને યથાર્થ શ્રદ્ધાન સર્વ પ્રકારનાં દુઃખનાં બીજને ભસ્મીભૂત કરી આત્માને ઉન્નતિના શિખર ઉપર ચઢાવવામાં અગ્ર ભાગ ભજવે છે, તેમ મિથ્યાદર્શન યાને અયથાર્થ શ્રદ્ધાન સર્વ સુખના બીજને દગ્ધ કરી આત્માને અવનતિના ખાડામાં ઢકેલી મૂકવામાં પોતાનું જોર અજમાવે છે.

**શ્રદ્ધાન—**

જૈન દર્શનમા શ્રદ્ધાનને આખા દર્શનના અધિકરણરૂપે ચિતરવામાં આવ્યું છે. જગતના

---

૧ આ લક્ષણ સાધનરૂપ છે, જ્યારે તત્ત્વાર્થાધિ૦નું આ પૃષ્ઠમાં આપેલું લક્ષણ સાધ્યરૂપ છે.

પ્રાયઃ સર્વ ધર્મમાં શ્રદ્ધાન ઉપર અત્યંત ભાર મૂકવામાં આવ્યો છે.[1] પરંતુ ખેદની વાત તો એ છે કે આજકાલ તેના વાસ્તવિક અર્થનો બોધ જતો રહ્યો છે; અરે તેમાં રહેલું રહસ્ય લુપ્તપ્રાય થઇ ગયું છે. સંગીત જેવી ઉત્તમ વિદ્યા વારાંગનાના હાથમાં જતાં, પ્રેમ પ્યારમાં મસ્ત રહેનારા વ્યભિચારીના હાથમાં જતાં, ભક્તિ ચકડોળે ચડેલાં ચિત્તવાળા મનુષ્યોના હાથમાં જતાં અને વિદ્યા કુપાત્રના હાથમાં જતાં જેમ તે શબ્દોમાં રહેલું રહસ્ય છિન્ન-ભિન્ન થઇ ગયુ છે, તેમ શ્રદ્ધાન પણ અવિવેકીઓના હાથમાં જતાં તેની પણ તેવી જ દશા થઈ છે; તેમાં રહેલો અત્યુત્તમ અર્થ અધમ સ્થિતિએ પહોંચી ગયો છે. ઘણી વાર શ્રદ્ધાનનો અર્થ 'ઉપરટપકેની માન્યતા' સમજવામાં આવે છે તે ભૂલ ભરેલું છે. જોકે શ્રદ્ધાન અને માન્યતા એ બે એક જ વસ્તુની કળા છે, તો પણ શ્રદ્ધાન પ્રથમ પંક્તિ ઉપર અને માન્યતા દ્વિતીય પંક્તિ ઉપર રહેલ છે. શ્રદ્ધાન એ માન્યતાનો પરિપાક છે. એ તો મનુષ્યના આત્મા ઉપર પ્રકાશ પાડનારો દિવ્ય આલોક છે, જ્યારે માન્યતા તો મનના અમુક ભાવનો જ ઉલ્લેખ કરે છે. શ્રદ્ધાનનો આવિર્ભાવ થતાં, જીવ અને દેહનું આત્મસ્પર્શી વિવેક-જ્ઞાન સ્ફુરે છે. **ભગવતીસૂત્ર**માં કહ્યું છે તેમ **"तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं"**[2] અર્થાત્ વીતરાગ પ્રભુએ વસ્તુનું જેવું સ્વરૂપ પ્રકાશ્યું છે તેવું જ તે વસ્તુનું સ્વરૂપ છે એવી અચળ શ્રદ્ધા રાખવી તે શ્રદ્ધાન છે. ઉપર ઉપરની માન્યતાની સાથે આ શ્રદ્ધાનને કંઇ લાગતું વળગતું નથી.

**સમ્યગ્દર્શનના પર્યાયો.**

આ પ્રમાણે સમ્યગ્દર્શનના અંગભૂત શબ્દો તેમજ તેના અર્થસૂચક શ્રદ્ધાન સંબંધીના ઊહાપોહથી એ વિષે થોડો ઘણો પણ ખ્યાલ પાઠક-વર્ગને આવ્યો હશે. તે ખ્યાલ મજબુત-ચિરસ્થાયી બને તેટલા માટે સમ્યગ્દર્શનના પર્યાયો તરફ દૃષ્ટિપાત કરીશું. સમ્યગ્-દર્શન, [3]દર્શન, સમ્યક્ત્વ, સમ્યગ્દૃષ્ટિ, સમકિત, [4]બોધિ એ બધા સમાનાર્થક શબ્દો છે. જેને એ પ્રાપ્ત

---

૧ સરખાવો **તૈત્તિરીયો૦**ના બ્રહ્માનન્દવલ્લીના ચતુર્થ અનુવાકગત નિમ્ન-લિખિત ઉલ્લેખ—

" तस्य श्रद्धैव शिरः । "

**મનુસ્મૃતિ**ના છઠ્ઠા અધ્યાયના નિમ્ન-લિખિત શ્લોકમા પણ કહ્યું છે કે—

" सम्यग्दर्शनसम्पन्नः, कर्मभिर्न निबध्यते ।
दर्शनेन विहीनस्तु, संसारं प्रतिपद्यते ॥ ७४ ॥ "

અર્થાત્ જેની પાસે સમ્યગ્-દર્શનરૂપ સંપત્તિ છે, તે કર્મથી બંધાતો નથી; પરંતુ જે આ દર્શનથી રહિત છે, તેને તો સંસાર સાંપડે છે-તે તો સંસારમાં રખડે છે.

૨ છાયા—

तदेव सत्यं निःशङ्कं यत् जिनैः प्रवेदितम् ।

૩ અત્ર દર્શનનો અર્થ સમ્યક્ત્વ છે. કહ્યું પણ છે કે—

" दंसणमिह सम्मत्तं, तं पुण तत्तत्थसद्दहणरूवं । "

૪ શ્રીહેમચન્દ્રસૂરિકૃત **યોગશાસ્ત્ર**ના ચોથા પ્રકાશમા 'બોધિ'નું લક્ષણ નીચે મુજબ આપવામાં આવ્યું છેઃ—

" प्राप्तेषु पुण्यतः श्रद्धा, कथकश्रवणेष्वपि ।
तत्त्वनिश्चयरूपं तद्, बोधिरत्नं सुदुर्लभम् ॥ १०९ ॥"

થયેલ હોય, તેને સમ્યગ્દર્શની, દર્શની, સમ્યક્ત્વી, [1]સમ્યગ્દષ્ટિ, સમકિતવંત, બોધિમાન્ એવી સંજ્ઞાઓ આપવામાં આવે છે.

## સમ્યગ્-દર્શન અને સમ્યગ્-દૃષ્ટિમાં ભિન્નતા—

સમ્યગ્દર્શન અને સમ્યગ્-દૃષ્ટિ એ બે શબ્દો વચ્ચે કથંચિત્ ભિન્નતા છે એ વાત પણ સાથે સાથે જોઈ લઇએ. જેમકે, સમ્યગ્-દર્શન સાદિસાંત જ છે, જ્યારે સમ્યગ્-દૃષ્ટિ તો સાદિ-સાંત તેમજ સાદિ-અનંત એમ બે પ્રકારની છે. કેમકે સમ્યગ્-દર્શન જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી છાસઠ (૬૬) સાગરોપમ ( કાલ-વિશેષ )થી કંઇક અધિક કાલ રહે છે. [2]ક્ષાયિક સમ્યક્ત્વવાળા છદ્મસ્થ ( અસર્વજ્ઞ )ની સમ્યગ્-દૃષ્ટિ સાદિસાંત છે, જ્યારે [3]સયોગી-અયોગી કેવલી અને મુક્તાત્માઓની સમ્યગ્-દૃષ્ટિ સાદિ અનંત છે. વળી સમ્યગ્-દર્શની [4]અસંખ્યેય છે, જ્યારે સમ્યગ્-દૃષ્ટિ તો [5]અનંત છે, કેમકે સર્વજ્ઞો-કેવલીઓ સમ્યગ્-દર્શની નથી. પરંતુ તેઓ સમ્યગ્-દૃષ્ટિ તો છે. આનું કારણ એ છે કે જેને [6]સમ્યક્ત્વ-મોહનીય ( કર્મ )નાં દળિયાં હોય, જેને અપાયરૂપ મતિજ્ઞાન હોય તેને ' સમ્યગ્-દર્શન ' સંભવે છે અને કૈવલ્ય અવસ્થામાં મોહનીય કર્મનો સર્વથા નાશ થયેલો હોવાથી તેમજ મતિજ્ઞાનાદિનો અભાવ હોવાથી આ વાત ઘટી શકતી નથી. વળી સમ્યગ્-દર્શનનું ક્ષેત્ર [7]લોકનો અસંખ્યાતમો ભાગ છે, જ્યારે સમ્યગ્-દૃષ્ટિનું ક્ષેત્ર તો સમસ્ત લોક જેટલું છે.

સમ્યગ્દર્શન વિનાનું જ્ઞાન પણ અજ્ઞાન ગણાતું હોવાથી[8] તેમજ એ મોક્ષનું [9]બીજ

---

૧ સમ્યગ્ ( યથાર્થ ) દૃષ્ટિ છે જેની તે સમ્યગ્-દૃષ્ટિ જાણવો. અર્થાત અત્ર બહુવ્રીહિ સમાસ છે, નહિ કે **કર્મધારય.**

૨ સમ્યક્ત્વના હવે પછી પાડવામાં આવનાર પ્રકારો પૈકી એક છે.

૩ જૈન ધર્મ પ્રમાણે મુક્તિ-મહેલ ઉપર પહોચાડનારી નિસરણીના ચૌદ પગથિયા છે. આને પારિભાષિક શબ્દોમાં ' ચૌદ ગુણસ્થાન ' કહેવામાં આવે છે. તેમાંના ઉત્તમ-સર્વોત્તમ તેરમા અને ચૌદમા ગુણસ્થાનના જીવોને ઉદ્દેશીને આવી સંજ્ઞા અપાય છે. આ વાત આગળ ઉપર વિચારીશું.

૪-૫ ' અસંખ્યેય ' શબ્દનો સામાન્ય અર્થ જેની સંખ્યા ન થઇ શકે એવો થાય છે, પરંતુ આ જૈનોનો પારિભાષિક શબ્દ છે. તેવી જ રીતે ' અનંત ' શબ્દથી જેનો અનંત ન આવી શકે એમ જ ન સમજતાં તેનો વિશેષ અર્થ જાણવો આવશ્યક છે. આ બન્ને વાતો શ્રીવિનયવિજયગણિકૃત **લોકપ્રકાશ**-માંના દ્રવ્ય-લોકના પ્રથમ સર્ગમાં ઘણી સારી રીતે સમજાવવામાં આવી છે.

૬-૭ આ સંબંધમાં આગળ ઉપર માહિતી આપવામાં આવશી.

૮ સરખાવો વાચકવર્ય શ્રીઉમાસ્વાતિકૃત **પ્રશમરતિ** (પ્રકરણ)નું નિમ્ન-લિખિત પદ્યઃ—

" सम्यग्दृष्टेर्ज्ञानं, सम्यग्ज्ञानमिति नियमतः सिद्धम् ।
आद्यत्रयमज्ञानम-पि भवति मिथ्यात्वसंयुक्तम् ॥ २२७ ॥ "

આ પદ્યનો ઉત્તરાર્ધ **પ્રજ્ઞાપનાની** શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિ ( ૫૨૬ મા પત્રાંક )માં ટાંચણરૂપે નજરે પડે છે.

૯ સરખાવો શ્રીદેવગુપ્તસૂરિકૃત **નવતત્ત્વપ્રકરણ**ની આદ્ય ગાથાઃ—

હોવાથી એના પ્રકારો, એનાં ભૂષણો, દૂષણો ઇત્યાદિ અનેક દૃષ્ટિએ એના સંબંધમાં વિચાર કરવો આવશ્યક છે, પરંતુ આ બધાનું વિશિષ્ટ સ્વરૂપ આલેખવામાં આવે તે પૂર્વે એના પ્રથમ લક્ષણગત નિસર્ગ અને અધિગમના ગ્રન્થકારે નિર્દેશ કરેલાં લક્ષણો જોઇ લઈએ. નિસર્ગનું લક્ષણ એ છે કે—

**अनिवृत्तिकरणरूपत्वम्, परोपदेशानपेक्षत्वं वा निसर्गस्य लक्षणम् । (४)**

**નિસર્ગનું લક્ષણ**

અર્થાત અનિવૃત્તિકરણ કહો કે ગુરૂ પ્રમુખ પર જનના ઉપદેશની અનપેક્ષા કહો તે 'નિસર્ગ' છે. આપણે ૬૯ મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ એનો અર્થ સ્વભાવ છે. એમાં કોઇના ઉપદેશની અપેક્ષા રહેલી નથી.

અધિગમનું લક્ષણ એ છે કે—

**અધિગમનું લક્ષણ** **परोपदेशसापेक्षत्वमधिगमस्य लक्षणम् । (५)**

અર્થાત્ પરના ઉપદેશની અપેક્ષા તે 'અધિગમ' છે.

આ ઉપરથી નિસર્ગ-સમ્યક્ત્વ અને અધિગમ-સમ્યક્ત્વનો ભેદ થોડે ઘણે અંશે સમજી શકાય છે, પરંતુ નિસર્ગના લક્ષણગત અનિવૃત્તિકરણ એટલે શું તેનો તેમજ સમ્યગ્દર્શનના બીજા લક્ષણગત શમાદિ લિંગોનો બોધ થવો બાકી રહે છે એટલે એ દિશામાં પ્રયાણ કરીએ.

## સમ્યગ્દર્શનની રૂપરેખા

યથાર્થ શ્રદ્ધાનને અનુકૂળ પ્રવૃત્તિ કરાવવામાં કુશળ એવા આત્માના પરિણામને-અધ્યવસાયને 'કરણ' કહેવામાં આવે છે, એ વાત લક્ષ્યમાં રાખી જૈન દાર્શનિક સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરતાં જોઇ શકાય છે કે અનિવૃત્તિકરણ સમજવા માટે તેની પૂર્વેના યથાપ્રવૃત્તિકરણ અને અપૂર્વકરણોનુ સ્વરૂપ જાણવું જોઇએ અને તેમા પણ યથાપ્રવૃત્તિકરણ એટલે શું તે બરાબર ધ્યાનમાં આવે તેટલા માટે કર્મના આઠ પ્રકારો, સાગરોપમ તથા પુદ્ગલપરાવર્તનો પરિચય કરવો આવશ્યક છે. આથી પ્રથમ કર્મના પ્રકારો વિચારીશું, જોકે એ પ્રત્યેકના અવાંતર ભેદાદિનું સ્વરૂપ તો તૃતીય ઉલ્લાસમાં આલેખીશું.

**કર્મના પ્રકારો—**

આપણે છઠ્ઠા પૃષ્ઠમાં બંધ-તત્ત્વનું સ્થૂળ સ્વરૂપ જોઈ ગયા છીએ. આ બંધના કાર્યના

---

" सम्मं च मोक्खबीयं, तं पुण भूयत्थसद्दहणरूवं ।
पसमाइलिंगगम्मं, सुहायपरिणामरूवं तु ॥ १ ॥ "

[ सम्यक्त्वं च मोक्षबीजं, तत् पुनः भूतार्थश्रद्धानरूपम् ।
प्रशमादिलिङ्गगम्यं शुभात्मपरिणामरूपं तु ॥ ]

ભેદને લઇને [1]પ્રકૃતિ, [2]સ્થિતિ, [3]રસ અને [4]પ્રદેશ એમ ચાર પ્રકારો પડે છે.[5] તેમાં વળી પ્રકૃતિ-બંધના ( ૧ ) જ્ઞાનાવરણીય, ( ૨ ) દર્શનાવરણીય, ( ૩ ) વેદનીય, ( ૪ ) મોહનીય, ( ૫ ) આયુષ્ય, ( ૬ ) નામ, ( ૭ ) ગોત્ર અને ( ૮ ) અન્તરાય એમ આઠ ભેદો પડે છે. પ્રસ્તુતમાં આ સર્વે પ્રકૃતિના અવાંતર પ્રકારોનો વિચાર ન કરતાં મદિરા સમાન મોહનીય કર્મના (૧) દર્શન-મોહનીય અને (૨) ચારિત્ર-મોહનીય એ બે ભેદોનો તેમજ એ પ્રત્યેકના પ્રભેદોનો ઉલ્લેખ કરીશું.

દર્શન-મોહનીયનો સામાન્ય અર્થ એ છે કે જીવાદિ તત્ત્વના સંબંધમાં યથાર્થ શ્રદ્ધાન ઉત્પન્ન થવા દેવામાં આડે આવવું-વિઘ્નરૂપ થવું અર્થાત્ તેનું કાર્ય યથાર્થ દર્શનનું આચ્છાદન કરવાનું છે. દર્શન-મોહનીય શબ્દ પણ સૂચવે છે તેમ ‘ દર્શન ’ સાથે એને સંબંધ છે. તે એ છે કે દર્શન-મોહનીય કર્મનો અસ્ત થતાં સમ્યગ્-દૃષ્ટિનો ઉદય થાય છે.

ચારિત્ર-મોહનીયથી એ સમજવાનું છે કે નિજ સ્વરૂપમાં રમણ કરવા રૂપ આત્માના ચારિત્રને અટકાવનારૂં આ કર્મ છે. આત્મોપયોગી સાધનોથી દૂર રાખનાર અને ખોટી જંજાળો-બાહ્ય આડંબરોનો આદર સત્કાર કરાવનારૂં આ કર્મ છે.

દર્શન-મોહનીયના સમ્યક્ત્વ-મોહનીય, મિશ્ર-મોહનીય અને મિથ્યાત્વ-મોહનીય એ ત્રણ ભેદો છે, જ્યારે ચારિત્ર-મોહનીયના ( ૧ ) કપાય અને ( ૨ ) નોકષાય એવા બે ભેદો છે. તેમાં વળી ‘ કષાય ’ના ( ૧ ) ક્રોધ, ( ૨ ) માન, ( ૩ ) માયા અને ( ૪ ) લોભ એવા ચાર પ્રકારો છે. આ પ્રત્યેકના એક એકથી ઉતરતા બળવાળા ( ૧ ) અનન્તાનુબન્ધી, ( ૨ ) અપ્રત્યાખ્યાન, ( ૩ ) પ્રત્યાખ્યાન અને ( ૪ ) સંજ્વલન એવા ચાર અવાંતર ભેદો છે. ‘નોકષાય’ના ( ૧ ) હાસ્ય, ( ૨ ) રતિ, ( ૩ ) અરતિ, ( ૪ ) શોક, ( ૫ ) ભય, ( ૬ ) જુગુપ્સા, ( ૭ ) પુરૂષ-વેદ, ( ૮ )

---

૧-૪ આ ચારેના અર્થ માટે વિચારો નિમ્ન-લિખિત પદ્ય:—

" प्रकृतिस्तु स्वभावः स्यात्, स्थितिः कालावधारणम् ।
अनुभागो रसो ज्ञेयः, प्रदेशो दलसञ्चयः ॥ १ ॥ "

૫ કર્મના (૧) પ્રકૃતિ-કર્મ, (૨) સ્થિતિ-કર્મ, (૩) રસ-કર્મ અને (૪) પ્રદેશ-કર્મ એમ ચાર પ્રકારો પડે છે, એ વાતને શ્રીદેવેન્દ્રસૂરિકૃત કર્મવિપાક ( પ્રથમ કર્મગ્રન્થ )ની દ્વિતીય ગાથાનું પ્રથમ પદ પુષ્ટ કરે છે.

" पयइ-ठिइ-रस-पएसा तं चउहा "

અત્ર એ ઉમેરવું આવશ્યક સમજાય છે કે જોકે પ્રકૃતિ-કર્મ સ્થિતિ, રસ અને પ્રદેશથી યુક્ત છે, છતાં વિવક્ષિત પ્રકૃતિ-બંધનું વર્ણન કરતી વેળાએ સ્થિતિ વગેરેની ઉપેક્ષા કરવામાં આવે છે; એટલે કે વિવક્ષિતને મુખ્ય ગણી ઇતરને ગૌણ ગણવામા આવે છે. એવી રીતે સ્થિતિ-બંધના વર્ણન સમયે પ્રકૃતિ, રસ અને પ્રદેશ એ ત્રણ અંગોની અવિવક્ષા સમજવી અને રસ-બંધના વર્ણન વખતે શેષ પ્રકૃત્યાદિની ઉપેક્ષા અને પ્રદેશ-બંધના નિરૂપણ સમયે પ્રકૃતિ, સ્થિતિ અને રસની ગૌણતા સમજવી. કહેવાની મતલબ એ છે કે બન્ધનાં ચાર અંગો પૈકી એકનું કથન ચાલતુ હોય ત્યારે બીજાં ત્રણ અંગોની અવિવક્ષા છે.

સ્ત્રી-વેદ અને ( ૯ ) નપુંસક-વેદ એમ નવ પ્રકાર છે.[1]

કર્મના ભેદ-પ્રભેદોની આ પ્રમાણે સ્થૂલ રૂપરેખાનું દર્શન કરી હવે એના સ્થિતિ-કાળ તરફ ઉડતી નજર ફેંકીએ. કર્મ-પુદ્ગલ જેટલા વખત સુધી સંસારી આત્મા સાથે ઓતપ્રોત થયેલું રહે-જોડાયેલું રહે, તેટલો વખત તે કર્મનો સ્થિતિ-કાલ ' યાને ' સ્થિતિ ' કહેવાય છે.

**કર્મોની સ્થિતિ.**

કર્મ-દ્રવ્ય વધારેમાં વધારે જેટલો વખત રહે તે તેનો ' ઉત્કૃષ્ટ સ્થિતિ-કાલ ' અને ઓછામાં ઓછો જેટલો કાળ રહે તે તેનો ' જઘન્ય સ્થિતિ-કાલ ' જાણવો. આ બેની વચ્ચેના કાળનું નામ ' મધ્યમ સ્થિતિ-કાલ ' છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અન્તરાય એ ચાર કર્મોનો ઉત્કૃષ્ટ સ્થિતિ-કાલ ત્રીસ [2]કોડાકોડી સાગરોપમનો, નામ અને ગોત્ર એ પ્રત્યેકનો વીસ કોડાકોડી સાગરોપમનો, અને મોહનીયનો સિત્તેર ( સૌથી વધારે ) કોડાકોડી સાગરોપમનો અને આયુષ્યનો તેત્રીસ ( સૌથી ઓછા ) સાગરોપમનો છે. વેદનીય, નામ અને ગોત્ર એ સિવાયનાં કર્મોનો જઘન્ય સ્થિતિ કાલ અંતર્મુહૂર્તનો છે. વેદનીયના જઘન્ય સ્થિતિ-કાલ પરત્વે મત-ભેદ છે. **તત્ત્વાર્થાધિ૦** ( અ૦ ૮, [3] સૂ૦ ૧૯ ) પ્રમાણે તે બાર મહૂર્તનો છે, જ્યારે **ઉત્તરા૦** (અ૦ ૩૩) પ્રમાણે તે પણ અંતર્મુહૂર્તનો છે;[4] નામ અને ગોત્રનો તો આઠ આઠ મુહૂર્તનો છે.

આ હકીકત પૂરેપૂરી સમજાય તે માટે ' સાગરોપમ ' એટલે શું તે જાણવું જોઈએ. પરંતુ આ સાગરોપમનું સ્વરૂપ ' પલ્યોપમ ' ઉપર આધાર રાખે છે એટલે કે પલ્યોપમથી પરિચિત થતાં સાગરોપમ સહેલાઇથી સમજી શકાય તેમ છે. આ સંબંધમાં આગળ વધીએ તે પૂર્વે એ નિવેદન

---

૧ આ પ્રમાણે દર્શન-મોહનીયના ત્રણ, કષાયના સોળ અને નોકષાયના નવ ભેદો મળીને મોહનીયના ૨૮ પ્રકારો પડે છે આ સર્વેનું વિશિષ્ટ સ્વરૂપ ચતુર્થ ઉલ્લાસમાં વિચારીશું.

૨ એક કરોડ (કોટિ)ને એક કરોડે ગુણવાથી જે સંખ્યા આવે છે, તેને (૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ અર્થાત્ એકડા ઉપર ૧૪ મીંડાં ચડાવીએ ત્યારે એટલે કે એક શંકુને ) ' કોડાકોડી ' કહેવામાં આવે છે.

૩ આ રહ્યું તે સૂત્ર—

" अपरा द्वादशमुहूर्ता वेदनीयस्य. "

૪ આ રહ્યો તે ઉલ્લેખ—

" उदहीसरिनामाणं, तीसई कोडिकोडीओ ।
उक्कोसिया होइ ठिई, अंतमुहुत्तं जहन्निया ॥ १९ ॥
आवरणिज्जाण दुण्हं पि, वेयणज्जे तहेव य ।
अंतराए य कम्मम्मि, ठिई एसा वियाहिया ॥ २० ॥ "

[ उदधिसदृगनाम्नां त्रिंशत् कोटिकोटयः ।
उत्कृष्टा भवति स्थितिः अन्तर्मुहुर्तं जघन्या ॥ १९ ॥
आवरणीययोः द्वयोरपि वेदनीये तथैव च ।
अन्तराये च कर्मणि स्थितिरेषा व्याख्याता ॥ २० ॥ ]

કરવું આવશ્યક જણાય છે કે પલ્યોપમના સ્વરૂપ પરત્વે મતભેદો છે કે જેનો યથાપ્રસંગ નિર્દેશ કરીશું.

ગોળાકાર ધાન્યના પાત્રને 'પલ્ય' કહેવામાં આવે છે. આની ઉપમા અપાયેલા કાળને 'પલ્યોપમ' કહેવામાં આવે છે. પલ્યોપમના અને એથી કરીને સાગરોપમના પણ ત્રણ ત્રણ ભેદો પડે છે: જેમકે, (૧) ઉદ્ધાર-પલ્યોપમ, (૨) અદ્ધા-પલ્યોપમ અને (૩) ક્ષેત્ર-પલ્યોપમ; અને (૧) ઉદ્ધાર-સાગરોપમ, (૨) અદ્ધા-સાગરોપમ અને (૩) ક્ષેત્ર-સાગરોપમ. વળી આ પ્રત્યેકના બાદર અને સૂક્ષ્મ એમ બે અવાતર ભેદો પડે છે. આથી સૌથી પ્રથમ આપણે બાદર-ઉદ્ધાર-પલ્યોપમનું સ્વરૂપ વિચારીશું.

**પલ્યોપમના અને સાગરોપમના ભેદો**

ધારો કે [1]ઉત્સેધાંગુલથી મપાયેલા એક યોજન (૨૪ આંગળ=૧ હાથ; ૪ હાથ=૧ ધનુષ્ય,

---

૧ જૈન શાસ્ત્રમાં પરમાણુના (૧) નૈશ્ચયિક ( સૂક્ષ્મ ) અને (૨) વ્યાવહારિક એમ બે પ્રકારો પાડવામાં આવ્યા છે. વ્યાવહારિક પરમાણુ અનંત નૈશ્ચયિક પરમાણુઓનો બનેલો હોવાથી નિશ્ચય-નય પ્રમાણે 'પરમાણુ' કહેવાય નહિ, એ નય પ્રમાણે તો તેને 'સ્કન્ધ' કહેવો જોઇએ. પરંતુ ગણત્રી કરવામાં આ વ્યાવહારિક પરમાણુ કામ લાગે છે તેથી તેમજ આ પરમાણુના પણ શસ્ત્ર વડે બે ભાગ નહિ થઇ શકતા હોવાથી, અગ્નિ વડે તે બાળી શકાતો નહિ હોવાને લીધે તેમજ તેમા છિદ્ર પણ પાડી શકાય તેમ નહિ હોવાને કારણે એને વ્યવહાર-નય પ્રમાણે પરમાણુ ગણવામાં આવ્યો છે. આવા અનંત વ્યાવહારિક પરમાણુઓ એકઠા મળતાં એક 'ઉત્-શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા' થાય. આવી આઠ ઉત્-શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા મળતા એક 'શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા' થાય (**જીવસમાસ**ના ૯૬મા પત્રાંકમાંની ૯૬ી ગાથામાં તો અનંત ઉત-શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા મળવાથી એક 'શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા' થાય એમ કહ્યું છે, પરંતુ તે હકીકત **ભગવતી** વગેરે આગમ-ગ્રન્થોથી વિરોધાત્મક હોવાથી વિચારણીય છે ). આઠ શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકાનો એક 'ઊર્ધ્વ-રેણુ' આઠ ઊર્ધ્વ-રેણુનો એક 'ત્રસ-રેણુ', આઠ ત્રસ-રેણુનો એક 'રથ-રેણુ' [ આથી વિપરીત હકીકત શ્રી**જિનભદ્ર**ગણિકૃત **બૃહત્-સંગ્રહણી**ની શ્રી**મલયગિરિ**સૂરિકૃત ટીકા (પત્રાક ૧૩૬)માં છે, પરંતુ તે અસંગત છે એવો ઉલ્લેખ શ્રી**નેમિચન્દ્ર**સૂરિકૃત **પ્રવચનસારોદ્ધાર**ની મુનિરાજ શ્રી**દેવભદ્ર**ના શિષ્ય શ્રી**સિદ્ધસેન** સૂરિએ રચેલી વૃત્તિ ( પત્રાક ૪૦૬ )માં છે ], આઠ રથ-રેણુનો એક દેવકુરૂ અને ઉત્તરકુરૂ ક્ષેત્રોના નિવાસી મનુષ્યનો 'કેશાગ્ર', આઠ કેશાગ્રોનો હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રના વાસી માનવનો 'કેશાગ્ર', આવા આઠ કેશાગ્રોનો હૈમવંત અને હૈરણ્યવત ક્ષેત્રના રહેવાસી મનુષ્યનો 'કેશાગ્ર', આવા આઠ કેશાગ્રોનો પૂર્વ અને પશ્ચિમ મહાવિદેહના વતની માનવનો 'કેશાગ્ર', આવા આઠ કેશાગ્રોનો ભરત અને ઐરાવત ક્ષેત્રના નિવાસી મનુષ્યનો 'કેશાગ્ર', આવા આઠ કેશાગ્રોથી એક 'લીખ' [ આવો ઉલ્લેખ **સંગ્રહણી**ની બૃહદ્ વૃત્તિમાં તેમજ **પ્રવચન**૦ની ટીકા ( પત્રાંક ૪૬૦ )માં છે, જ્યારે ગણધર શ્રી**સુધર્મસ્વામી**એ રચેલી **જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ**ની ઉપાધ્યાય શ્રી**શાન્તિચન્દ્ર**ગણિકૃત **રત્નમંજૂષા** નામની વૃત્તિ ( પત્રાક ૯૪)માં તો પૂર્વ અને પશ્ચિમના મહાવિદેહના નિવાસી મનુષ્યના આઠ કેશાગ્રોથી એક 'લીખ' થાય છે એવો ઉલ્લેખ છે ], આઠ લીખોની એક 'યૂકા' ( જૂ ); આઠ યૂકાનો એક 'યવનો મધ્યભાગ' અને આઠ યવના મધ્યભાગનો એક 'ઉત્સેધાંગુલ' થાય છે. આ હકીકત નીચે મુજબના કોષ્ઠક ઉપરથી જોઇ શકાય છે.

| | | |
|---|---|---|
| અનંત નૈશ્ચયિક પરમાણુ | = | ૧ વ્યાવહારિક પરમાણુ |
| ,, વ્યાવહારિક ,, | = | ,, ઉત્-શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા. |

૨૦૦૦ ધનુષ્ય=૧ કોશ; ૪ કોશ=૧ યોજન) જેટલી ઊંડાઇ, પહોળાઇ અને લંબાઇવાળા પ્યાલાના

| | | | | |
|---|---|---|---|---|
| ૮ | ઉત્ શ્લક્ષ્ણ–શ્લક્ષ્ણિકા= | | ૧ શ્લક્ષ્ણ–શ્લક્ષ્ણિકા. | |
| ,, | શ્લક્ષ્ણ–શ્લક્ષ્ણિકા | = | ,, ઊર્ધ્વ–રેણુ. | |
| ,, | ઊર્ધ્વ–રેણુ | = | ,, ત્રસ–રેણુ. | |
| ,, | ત્રસ-રેણુ | = | ,, રથ–રેણુ. | |
| ,, | રથ–રેણુ | = | , કેશાગ્ર | ( દેવકુરૂ–ઉત્તર કુરૂક્ષેત્રના માનવ સંબંધી ). |
| ,, | કેશાગ્ર ( દે–ઉ ) | = | ,, ,, | ( હરિવર્ષ રમ્યક ,, ,, ,, ). |
| ,, | ,, ( હ–ર ) | = | ,, ,, | ( હૈમવંત–હૈરણ્યવત ,, ,, ,, ). |
| ,, | ,, ( હૈ–હૈ ) | = | ,, ,, | ( પૂર્વ–પશ્ચિમ મહાવિદેહ ,, ,, ,, ). |
| ,, | ,, ( પૂ–પ મહા) | = | ,, ,, | ( ભરત–ઐરાવત ,, ,, ,, ). |
| ,, | કેશાગ્રો | = | ,, લીખ. | |
| ,, | લીખ | = | ,, યૂકા. | |
| ,, | યૂકા | = | ,, યવનો મધ્ય–ભાગ. | |
| ,, | યવનો મધ્ય–ભાગ | = | ,, ઉત્સેધાંગુલ | |

ઉત્સેધાંગુલથી અઢીગણા વિસ્તારવાળું અને ચારસે ગણા આયામવાળું એટલે કે ઉત્સેધાંગુલથી અઢીગણું પહોળું અને ચારસે ગણું લાંબું એવું 'પ્રમાણાંગુલ' છે. **ભરત** ચક્રવર્તી કે **શ્રીઋષભદેવનું** અંગુલ તે 'પ્રમાણાંગુલ' છે. વળી જે કાળમાં જે મનુષ્યની ઊંચાઇ પોતાના અંગુલથી ૧૦૮ ગણી હોય, તે કાળમાં તે મનુષ્યનું અંગુલ 'આત્માંગુલ' કહેવાય છે. આથી આત્માંગુલ અનિયમિત છે એમ સમજી શકાય છે. આ **પ્રવચન**૦ના વૃત્તિકારનો મત છે ( જુઓ પત્રાંક ૪૦૭), જ્યારે **પ્રજ્ઞાપનાવૃત્તિમાં** તો

" जे णं जया मणूसा, तेसिं जं होइ माणरूवं तु ।
तं भणिअमिहायंगुल–मणिअयमाणं पुण इमं तु ॥ १ ॥ "

એવો ઉલ્લેખ છે. ઉત્સેધાંગુલાદિ શું કામમાં આવે છે એ સંબંધમાં પણ મત-ભેદો છે; પરંતુ એનો અત્ર નિર્દેશ ન કરતાં તેના જિજ્ઞાસુઓને શ્રીમુનિચન્દ્રસૂરિકૃત **અંગુલ–સપ્તતિકા** જોવા ભલામણ કરવામાં આવે છે.

જોકે આ પ્રમાણે ઉત્સેધાંગુલાદિ સંબંધી ઊહાપોહ પૂર્ણ થાય છે, છતાં યોજન સાથે તેનો શો સંબંધ છે તે વ્યક્ત કરનાર નીચે મુજબની **પ્રવચન**૦ની ટીકા ( પત્રાંક ૪૦૬ )માં સાક્ષીરૂપે આપેલી **જીવસમાસની** નિમ્નલિખિત ગાથાઓ આપવી દુરસ્ત ગણાશે.

" अट्ठेव य जवमज्झाणि अंगुलं छच्च अंगुला पाओ ।
पाया य दो विहत्थी दो य विहत्थी भवे हत्थो ॥ ९९ ॥

चउहत्थं पुण धणुह दुन्नि सहस्साइं गाउयं तेसिं ।
चत्तारि गाउया पुण जोयणमेगं मुणेयव्वं ॥ १०० ॥ "

[ अष्टैव यवमध्यानि अङ्गुलं षट् च अङ्गुलानि पादः ।
पादौ च द्वौ वितस्तिः द्वे च वितस्ती भवतः हस्तः ॥ ९९ ॥

चतुर्हस्तं पुनः धनुः द्विसहस्राणि गव्यूतं तेषाम् ।
चत्वारि गव्यूतानि पुनः योजनमेकं ज्ञातव्यम् ॥ १०० ॥ ]

આ ઉપરથી નીચે મુજબનું કોષ્ટક રજુ કરી શકાય છે:—

આકારનો કુવો છે. આ કુવાના વૃત્તની પરિધિના સંબંધમાં [1]લોકપ્રકાશના પ્રથમ સર્ગમાં કહ્યું છે કે—

" परिधिस्तस्य वृत्तस्य, योजनत्रितयं भवेत् ।
एकस्य योजनस्योन-षष्ठभागेन संयुतम् ॥ ७२ ॥ "

અર્થાત્ એનો પરિધિ ( ઘેરાવો ) ૩⅙ યોજનથી કંઇક ન્યૂન છે.[2] આ કુવાને [3]ઉત્તરકુરૂના મનુષ્યના મસ્તક ઉપર એકથી સાત દીવસ સુધીમાં ઉગેલા કેશાગ્રોથી ખૂબ ઠાંસી ઠાંસીને ભરવો. આ કુવાને આકણ્ઠ એવો ભરવો કે અગ્નિ કેશાગ્રને બાળી શકે નહિ, પવન તેને હરી શકે નહિ, જળ તેને ભીંજવી શકે નહિ અને ચક્રવર્તીનું સૈન્ય એના ઉપર થઇને ચાલ્યું જાય તો કેશાગ્રો જરા પણ નીચા નમે નહિ આવી રીતે કેશાગ્રથી ભરેલા આ કુવામાંથી સમયે સમયે એકેક વાળ કાઢવો. એમ કરતાં કરતાં જેટલા કાળ પછી આ કુવો ખાલી થાય તે કાળને ' બાદર-ઉદ્ધાર-પલ્યોપમ ' કહેવામાં આવે છે. આનું પ્રમાણ સંખ્યાત સમયો જેટલું છે, કેમકે કેશાગ્રો પણ સંખ્યાત છે. આવા પલ્યોમનું સ્વરૂપ વિચારવાનું કંઇ અન્ય પ્રયોજન નથી, પરંતુ એજ છે કે સૂક્ષ્મ-ઉદ્ધાર-પલ્યોપમાદિનું સ્વરૂપ ધ્યાનમાં આવે. આના સ્વરૂપ માટે પણ પૂર્વોક્ત કુવો કામમાં લેવાનો છે. ફેર એટલો જ છે કે બાદર-અદ્ધા-પલ્યોપમના પ્રત્યેક સ્વાભાવિક કેશાગ્રના અસત્ કલ્પનાથી અસંખ્યેય ખણ્ડો કલ્પવા. અત્યન્ત નિર્મળ નેત્રવાળો છદ્મસ્થ પુરૂષ જે અત્યંત સૂક્ષ્મ પુદ્ગલને જોઇ શકે તેના અસંખ્યાતમા ભાગે આ ખણ્ડ છે, પરંતુ સૂક્ષ્મ પનકના જીવની

| | | |
|---|---|---|
| ૬ અંગુલ | = | ૧ પાદ ( પાદનો મધ્ય તલ-પ્રદેશ ). |
| ૨ પાદ | = | ,, વિતસ્તિ. |
| ,, વિતસ્તિ | = | ,, હાથ |
| ( ૨ હાથ | = | ,, કુક્ષિ ) |
| ૪ હાથ | = | ,, ધનુષ્ય. |
| ૨૦૦૦ ધનુષ્ય | = | ,, ગાઉ. |
| ૪ ગાઉ | = | ,, યોજન. |

૧ જૈન દાર્શનિક સાહિત્યનો આ એક ઉત્તમ ખજાનો છે. સાહિત્યના વિશ્વ-કોશ ( Encyclopedia ) તરીકે આને ઓળખાવી શકાય તેમ છે

૨ જેની ત્રિજ્યા યાને જીવા-અડધા યોજનની હોય એટલે કે જેનો વ્યાસ કે વિષ્કંભ એક યોજનનો હોય, તેની પરિધિ સામાન્ય રીતે ૩⅙ યોજનની ગણાય છે, જ્યારે સમર્થ ગણિતજ્ઞો એને ગ્રીક અક્ષર π ( પાય )થી સૂચવે છે. આને Incommensurable ગણવામાં આવે છે. અર્થાત્ આ એક એવો અપૂર્ણાંક છે કે જેના અંશ અને છેદ પૂર્ણાંકથી દર્શાવી શકાય તેમ નથી.

૩ **ક્ષેત્રસમાસ**ની બૃહદ્ વૃત્તિ તેમજ **જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ**ની વૃત્તિમાં આ પ્રમાણે અભિપ્રાય છે. જ્યારે **પ્રવચન**૦ની વૃત્તિ તેમજ **સંગ્રહણી**ની બૃહદ્ વૃત્તિમા સામાન્ય રૂપથી કેશાગ્રનો નિર્દેશ છે; ' વીરંજયસેહર 'થી શરૂ થતા **ક્ષેત્રવિચાર**ની સ્વોપજ્ઞ વૃત્તિમા તો કહ્યું છે કે દેવકુરૂ અને ઉત્તરકુરૂમાં જન્મેલ સાત દિવસના ઘેટાના ઉત્સેધાંગુલ પ્રમાણક રોમના પ્રથમ આઠ ખણ્ડ ( ટુકડા ) કરવા. આ પ્રત્યેક ખણ્ડના આઠ આઠ ખણ્ડ સાત વાર કરવા. એટલે એક રોમના $૮^{૭}$ = ૨૦૯૭૧૫૨ ખણ્ડો થશે, આવા રોમ-ખણ્ડથી તે કુવાને-પલ્યને ભરવો.

અવગાહના-ક્ષેત્રથી અસંખ્યેય ગુણો છે.[1] [2]વૃદ્ધ-વાદ પ્રમાણે આ ખણ્ડ બાદર પર્યાપ્ત પૃથ્વીકાયના શરીર જેટલો છે. આ પ્રમાણેના સરખા ખણ્ડોથી પૂર્વોક્ત કુવો ભરવો. આમાંથી પ્રતિસમય એકેક ખણ્ડ બહાર કઢતાં જેટલા કાળે તે કુવો ખાલી થાય, તે કાળને 'સૂક્ષ્મ-ઉદ્ધાર-પલ્યોપમ' કહેવામાં આવે છે. આ કાળમાં સંખ્યેય વર્ષ-કોટિનો સમાવેશ થાય છે.

બાદર-ઉદ્ધાર-પલ્યોપમ માટેના કેશાગ્રોથી ભરેલા કુવામાંથી એકેક કેશાગ્ર પ્રતિસમય નહિ બહાર કાઢતાં દર સો વર્ષે બહાર કાઢવામાં જેટલો વખત વીતી જાય, તેને 'બાદર-અદ્ધા પલ્યોપમ' કહેવામાં આવે છે ( આમાં સંખ્યેય વર્ષ-કોટિનો અન્તર્ભાવ છે ). એવી રીતે સૂક્ષ્મ-ઉદ્ધાર-પલ્યોપમ માટેના ( કેશાગ્રના ) ખણ્ડોથી ભરેલા કુવામાંથી એકેક ખણ્ડ સો સો વર્ષે બહાર કાઢી કુવાને તદ્દન ખાલી કરતાં જેટલો કાળ વ્યતીત થાય, તેને 'સૂક્ષ્મ-અદ્ધા-પલ્યોપમ' કહેવામાં આવે છે.

બાદર-ઉદ્ધાર પલ્યોપમના કેશાગ્રોથી જેટલા આકાશ-પ્રદેશ સ્પર્શાયેલા છે, તે પ્રદેશો પૈકી પ્રત્યેકનું એકેક સમયે અપહરણ કરતાં જેટલો કાળ લાગે, તે 'બાદર-ક્ષેત્ર-પલ્યોપમ' જાણવો. આ કાળ દરમ્યાન અસંખ્યેય [3]ઉત્સર્પિણી-અવસર્પિણીઓ પસાર થઇ જાય છે.

સૂક્ષ્મ-ઉદ્ધાર-પલ્યોપમના ખણ્ડોથી જે આકાશ-પ્રદેશોનો સ્પર્શ થયો હોય તેમજ જેનો [4]ન થયો હોય તે પૈકી [5]પણ પ્રત્યેક પ્રદેશનું સમયે સમયે અપહરણ કરતાં સર્વ પ્રદેશોનું

---

૧ અનુયોગદ્વાર ( સૂ૦ ૧૦૮, પત્રાંક ૧૮૦ )માં કહ્યું પણ છે કે—

" तत्थ णं एगमेगे वालग्गे असंखेज्जाइं खंडाइं किज्जइ ते णं वालग्गा दिट्ठीओगाहणाओ असंखेज्जइभागमेत्ता सुहुमस्स पणगजीवस्स सरीरोगाहणाउ असंखेज्जगुणा "

[ तत्र एकैकस्य वालाग्रस्य असङ्ख्येयानि खण्डानि क्रियन्ते, तानि वालाग्राणि दृष्ट्यवगाहनतः असङ्ख्येयभागमात्राणि सूक्ष्मस्य पनकजीवस्य शरीरावगाहनाया असङ्ख्येयगुणानि ]

૨ જુઓ અનુયોગ૦ની શ્રીહરિભદ્રસૂરિકૃત ટીકા. આના ઉલ્લેખ માટે જુઓ પ્રવચન૦ની વૃત્તિ ( પત્રાંક ૩૦૨ ).

૩ દશ કોડાકોડી સૂક્ષ્મ-અદ્ધા-સાગરોપમ મળીને એક 'ઉત્સર્પિણી' કે એક 'અવસર્પિણી' થાય છે.

૪ ખૂબ ઠાંસી ઠાંસીને ભરેલા કેશાગ્રોથી કોઈ નભઃ-પ્રદેશ સ્પર્શવો બાકી રહી જાય, એ વાત યુક્તિ-સંગત છે; કેમકે આ કેશાગ્રોના ખણ્ડો કરતાં પણ નભઃપ્રદેશ અત્યંત સૂક્ષ્મ છે. આ વાત ધ્યાનમાં આવે તેથી એક દૃષ્ટાન્ત વિચારીશું. કોહળાં ( કૂષ્માણ્ડ )થી ભરેલા વાસણમાં બીજોરાં ( માતુલિંગ ) માઈ શકે છે. વળી તેમાં બિલું ( બિલ્વ)નો સમાવેશ થઇ શકે છે. આમાં પણ વળી આમળાં ( આમલક ), તેમાં બોર, વળી તેમાં ચણા એમ એકેકથી નાની નાની વસ્તુઓ મનડાવી શકાય છે.

૫ ' આથી ઉત્સેધાંગુલથી પ્રમિત યોજન જેટલા આયામ, વિષ્કમ્ભ અને ઊંડાઈવાળા પલ્યમાં જેટલા આકાશ-પ્રદેશો છે તે પૈકી ' એમ અર્થ કરી શકાય છે, છતાં જે ઉપર પ્રમાણે નિરૂપણ કરવામાં આવ્યું છે તે દૃષ્ટિવાદને અનુસાર છે એમ શાસ્ત્રકાર કથે છે.

અપહરણ કરવામાં જેટલી વાર લાગે, તેને ‘ સૂક્ષ્મ-ક્ષેત્ર-પલ્યોપમ ’ સમજવો. આ પૂર્વોક્ત કાળ કરતાં અસંખ્યેય ગુણો છે.

આ પ્રમાણે આપણે વિવિધ જાતના પલ્યોપમનો વિચાર કર્યો. આ પ્રત્યેક પ્રકારના પલ્યોપમને દશ કોડાકોડીએ ગુણતાં જે જવાબ આવે, તે તે જાતના સાગરોપમનું માપ છે. અર્થાત્ દશ કોડાકોડી બાદર-ઉદ્ધાર પલ્યોપમનો બાદર-ઉદ્ધાર-સાગરોપમ થાય ઇત્યાદિ.

## સૂક્ષ્મ ત્રણ પ્રકારના સાગરોપમોનાં પ્રયોજનો—

ત્રિવિધ બાદર સાગરોપમની વ્યાખ્યા તો સૂક્ષ્મ સાગરોપમના સ્વરૂપની સમજુતી માટે છે, જ્યારે સૂક્ષ્મ-ઉદ્ધાર-સાગરોપમાદિનું ખાસ પ્રયોજન છે. જેમકે અઢી સૂક્ષ્મ-ઉદ્ધાર-સાગરોપમ યાને ૨૫ કોડાકોડી સૂક્ષ્મ-પલ્યોપમના જેટલા સમયો છે. તેટલી સંખ્યા [1]તિર્યગ-લોકના દ્વીપ-સમુદ્રની છે. સૂક્ષ્મ-અદ્ધા-સાગરોપમ નારક, તિર્યંચ વગેરે જીવોની કર્મ-સ્થિતિ, [2]કાય-સ્થિતિ અને [3]ભવ-સ્થિતિનું માપ દર્શાવવામાં કામ લાગે છે. પૃથ્વીકાયાદિ જીવોની સંખ્યાનું નિરૂપણ કરવામાં સૂક્ષ્મ-ક્ષેત્ર સાગરોપમનો ખપ પડે છે. પ્રસ્તુતમાં આપણે જેનું કામ છે તે તો ‘ સૂક્ષ્મ-અદ્ધા-સાગરોપમ ’ છે, કેમકે ૭૭મા પૃષ્ઠમાં કર્મની જે સ્થિતિની હકીકત દર્શાવી છે, તેમાં આનું જ કામ છે. આથી કદાચ પાઠક-મહાશયને એમ ભાસે કે હવે અનિવૃત્તિકરણના સ્વરૂપના દર્શન માટે વિલંબ નહિ થાય, પરંતુ વસ્તુ-સ્થિતિ તેમ નથી. હજી પુદ્ગલ-પરાવર્તની પ્રરૂપણારૂપી તરંગિણી તરી જવાની બાકી રહે છે. એટલે એનું સ્વરૂપ યથામતિ આલેખીશું

## પુદ્ગલ-પરાવર્ત—

અનન્ત ઉત્સર્પિણી-અવસર્પિણી મળે ત્યારે એક ‘ પુદ્ગલ-પરાવર્ત ’ થાય. ભૂત કાળમાં એવા અનન્ત પસાર થઇ ગયા અને અને ભવિષ્યમાં પણ એથી અનન્ત ગુણા પસાર થશે.[4]

---

૧ આનું સ્વરૂપ આગળ ઉપર વિચારવામાં આવનાર છે. સામાન્ય રીતે આને મર્ત્ય-લોક તરીકે ઓળખાવી શકાય. જુઓ ઋષભ૦નું મારું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૫ ).

૨ બીજા કાયમાં ન ઉત્પન્ન થતાં એકના એક કાયમાં ફરી ફરીને ઉત્પન્ન થવામાં જેટલો વખત વીતી જાય તેને ‘ કાય-સ્થિતિ ’ કહેવામાં આવે છે.

૩ આનું બીજું નામ આયુષ્ય છે.

૪ **ભગવતી**, વિવાહપ્રજ્ઞપ્તિ **વ્યાખ્યા-પ્રજ્ઞપ્તિ** ઇત્યાદિ નામોથી ઓળખાતા પાંચમા અંગમાં તો “ **अणागयद्धा णं तीयद्धाओ समाहिय०** ” એ સૂત્રમાં અનાગત કાળ અતીત કાળથી એક સમય અધિક કહ્યો છે, જ્યારે અત્ર તો અનન્ત ગુણો કહેવામાં આવ્યો છે તે કેવી રીતે સગત છે એમ સહજ પ્રશ્ન ઉદ્ભવે આનું સમાધાન એ છે કે અનાગત કાળનો અન્ત નથી તેમજ અતીત કાળની આદિ નથી. આ પ્રમાણે એ બને અનન્ત હોવાથી સમાન છે. પરંતુ એ બેની વચ્ચે પ્રભુનો પ્રશ્ન-સમય છે. તે સમયનો વિનાશ નહિ થઇ ગયેલો હોવાથી તેની અતીત કાળમાં ગણના થઇ શકે નહિ. ભવિષ્યત્ કાળના અવિનાશરૂપ ધર્મ સાથે એની સમાનતા હોવાથી એનો અનાગત કાળમા અન્તર્ભાવ કરી શકાય છે. આ રીતે વિચારતાં **ભગવતી**નો ઉલ્લેખ યુક્તિ-યુક્ત જણાય છે. હવે જે ઉલ્લેખ સાથે એનો વિરોધ આવે છે

આ પુદ્ગલ પરાવર્તના ( ૧ ) દ્રવ્ય, ( ૨ ) ક્ષેત્ર, ( ૩ ) કાળ અને ( ૪ ) ભાવ એ ભેદથી ચાર પ્રકારો પડે છે. વળી આ પ્રત્યેકના સૂક્ષ્મ અને બાદર એમ બે બે અવાંતર ભેદો છે. આ પૈકી સૌથી પ્રથમ બાદર-દ્રવ્ય-પુદ્ગલ પરાવર્તનું સ્વરૂપ વિચારીએ.

પરમાણુઓના સમુદાયથી બનેલા એક પ્રકારના સ્કન્ધને ' વર્ગણા ' કહેવામાં આવે છે.

**વર્ગણાનું લક્ષણ અને તેના પ્રકારો**

આના ( ૧ ) [1]ઔદારિકશરીરવર્ગણા, ( ૨ ) વૈક્રિયશરીરવર્ગણા, ( ૩ ) તૈજસશરીરવર્ગણા, ( ૪ ) કાર્મણશરીરવર્ગણા, ( ૫ ) ભાષા-વર્ગણા ( ૬ ) શ્વાસોચ્છ્વાસ-વર્ગણા અને (૭) મનો-વર્ગણા એમ સાત ભેદો છે.

## બાદર-દ્રવ્ય-પુદ્ગલ-પરાવર્તનું સ્વરૂપ—

આ ચૌદ [2]રજ્જુ પ્રમાણ જેટલી ઊંચાઇવાળા લોકમાં રહેલા તમામ પુદ્ગલોને ઔદારિક શરીરની વર્ગણારૂપે ગ્રહણ કરી છોડી દેવા, એવી રીતે આ પુદ્ગલોને વૈક્રિય શરીરને યોગ્ય વર્ગણારૂપે પરિણમાવી-ભોગવી ત્યજી દેવા, એવી રીતે બીજી બધી વર્ગણારૂપે તે સર્વેને ભોગવી તેનો ત્યાગ કરવો, આ પ્રમાણે કરતાં એક જીવને જેટલો વખત લાગે, તેને બાદર-દ્રવ્ય-પુદ્ગલ-પરાવર્ત ' કહેવામાં આવે છે. સૂક્ષ્મ-દ્રવ્ય-પુદ્ગલ-પરાવર્ત કાળ ધ્યાનમાં આવે એટલા માટે જ આનું સ્વરૂપ વિચારવું પડે છે.

---

તેનો વિચાર કરીએ. આ વિચાર કરતી વેળાએ જો અતીત અને અનાગત કાળને સમાન માનીએ, તો એક સમય પૂર્વેના અતીત કાળથી અનાગત એક સમય વધારે ગણાય. એવી રીતે બે સમય પૂર્વેના અતીતમાં અને તે સમયના અનાગતમાં બે સમયનું અંતર પડે. એવી રીતે આ બે વચ્ચે જોઇએ તેટલું અંતર કલ્પી શકાય છે. વળી અનાગતમાંથી ગમે તેટલો સમય ઓછો થાય છતાં તેનો કોઇ દિવસ અંત આવનાર નથી, એ તરફ લક્ષ્ય આપતાં અતીત કાળ કરતા અનાગત કાળ અનન્ત ગુણો છે એમ કહેવું ન્યાય્ય સમજાય છે. આ હકીકતને ધ્યાનમાં લઇને તો પ્રવચન૦ના ૧૬૧ મા દ્વારમાં કહ્યું પણ છે કે—

" ओसप्पिणी अणंता, पोग्गलपरियट्टओ मुणेयव्वो ।
तेऽणंता तीयद्धा, अणागयद्धा अणंतगुणा ॥ ६९ ॥ "
[ उत्सर्पिण्योऽनन्ताः पुद्गलपरिवर्तको ज्ञातव्यः ।
तेऽनन्ता अतीताद्धा अनागताद्धा अनन्तगुणा ॥ ]

[1] જૈન શાસ્ત્રમાં (અ) ઔદારિક, (આ) વૈક્રિય, (ઇ) આહારક, (ઈ) તૈજસ અને (ઉ) કાર્મણ એમ પાંચ પ્રકારનાં શરીર ગણાવેલાં છે. આ બધાનાં લક્ષણાદિનો અત્ર વિચાર કરીશુ નહિ, કેમકે આ ઉલ્લાસમાં આગળ ઉપર તે વિચારવામાં આવનાર છે, પરંતુ પાંચ શરીરો પૈકી આહારક શરીરનું અત્ર કેમ ગ્રહણ કરવામા આવ્યું નથી એનો ઉત્તર આપીશું તે એ છે કે આહારક શરીર કોઇ પણ જીવને સમસ્ત સંસારમા વધારેમાં વધારે ચાર વાર જ પ્રાપ્ત થાય છે એથી કરીને પુદ્ગલ-પરાવર્તમાં તે ઉપયોગી નહિ હોવાથી તે વિષે અત્ર નિર્દેશ કરવામાં આવ્યો નથી.

[2] જુઓ રજ્જુ-નું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૫ ).

**મતાંતર—**

આ કાળ પરત્વે મત-ભેદ છે એમ **પ્રવચન**૦ના ૧૬૧ મા દ્વારમાંના નિમ્ન-લિખિત ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય:—

" अहव इमो दव्वाई ओराल-विउव्व-तेय-कम्मेहिं ।
नीसेसदव्वगहणम्मि बायरो होइ परियट्टो ॥ ४२ ॥ "

અર્થાત્ અથવા અન્ય આચાર્યોના મત પ્રમાણે ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ એ ચાર પ્રકારની, નહિ કે સાત પ્રકારની, વર્ગણારૂપે સમસ્ત પુદ્ગલોને ભોગવી ત્યજી દેવા તે 'બાદર-દ્રવ્ય-પુદ્ગલ-પરાવર્ત' છે.

**સૂક્ષ્મ-દ્રવ્ય-પુદ્ગલ-પરાવર્તનું સ્વરૂપ—**

અનેક ભવોમાં ભ્રમણ કરતાં કરતાં કોઇ જીવ સમગ્ર લોકના પુદ્ગલોને ઔદારિક શરીરની વર્ગણારૂપે ભોગવી ત્યજી દેવાનું કાર્ય કરતો હોય, તેવામાં તે અન્ય પ્રકારની વર્ગણારૂપે કોઇ પુદ્ગલને પરિણમાવે-ભોગવે અને તેને છોડી દે, તો તે પુદ્ગલને જે વિજાતીય વર્ગણારૂપે પરિણમાવી હોય તેની આમાં ગણત્રી થઇ શકે નહિ, કેમકે બાદર-દ્રવ્ય-પુદ્ગલ-પરાવર્તમાં ગમે તેમ-વ્યતિક્રમ પૂર્વક પણ સમગ્ર પુદ્ગલોને સમસ્ત વર્ગણારૂપે ભોગવી છોડી દેવા એ હેતુ છે, જ્યારે સૂક્ષ્મ-દ્રવ્ય પુદ્ગલ-પરાવર્તમાં તો ક્રમ પૂર્વક જ વિવક્ષિત સજાતીય વર્ગણારૂપે તમામ પુદ્ગલોને ભોગવી ત્યજી દેવા ઉપર ભાર મૂકવામાં આવે છે.

**ક્ષેત્ર-પુદ્ગલ-પરાવર્તના બે પ્રકારો—**

સમગ્ર લોકવ્યાપી આકાશના કોઇ [1]પ્રદેશમાં મરણ થયું હોય, ત્યાર પછી તેની નજદીકના કે દૂરના આડા અવળા પ્રદેશમાં મરણ થાય, એવી રીતે જેટલા કાળે કોઇ એક જીવનું સમગ્ર આકાશ-પ્રદેશમાં મરણ થઇ રહે, તેટલા કાળને 'બાદર-ક્ષેત્ર-પુદ્ગલ-પરાવર્ત' કહેવામાં આવે છે. પરંતુ આ મરણો અનુક્રમે થતાં એટલે કે જે એક પ્રદેશમાં મરણ થયું હોય તેની નજદીકના-પ્રદેશમા મરણ થવા પૂર્વે અન્ય કોઇ પ્રદેશમાં મરણ થયું હોય તો તે પ્રદેશની ગણના ન કરવી, પરંતુ જ્યારે ફરીથી અનન્તરવર્તી પ્રદેશમાં જ મરણ થાય તો તેની ગણના કરવી, એવી રીતે ક્રમસર પ્રદેશોમાં મરણ થતાં જેટલો કાળ વ્યતીત થઇ જાય, તેને 'સુક્ષ્મ-ક્ષેત્ર-પુદ્ગલ-પરાવર્ત' કહેવામાં આવે છે.

**કાલ-પુદ્ગલ-પરાવર્તનું પ્રરૂપણ—**

અવસર્પિણી કે ઉત્સર્પિણીના જેટલા સમયો છે, તે પૈકી પ્રત્યેક સમયમાં મરણ થવામાં

---

૧ જોકે જીવની ઓછામાં ઓછી અવગાહના પણ અસંખ્યેય પ્રદેશ જેટલી છે, છતાં કોઇ વિવક્ષિત દેશમાં મરનાર જીવનો કોઇ એક વિવક્ષિત પ્રદેશને પ્રથમ પ્રદેશ તરીકે ગણી લેવો.

(ભલે તે પછી વ્યતિક્રમ પૂર્વક હોય) જેટલો કાળ વીતી જાય, તે ' બાદર–કાલ-પુદ્ગલ–પરાવર્ત ' કહેવાય છે. પરંતુ પ્રથમ સમયે મર્યા પછી તે જીવ પાછો જ્યારે તદનન્તર દ્વિતીય સમયમાં મરે ત્યારે જ તે દ્વિતીય સમય ગણાય અને વચ્ચેના જે સમયોમાં તેનું મરણ થયું હોય તે સમયો ગણત્રીમાં ન લેવાય, એવી રીતે ક્રમસર મરણવિષયક સમયો જ ગણતાં સમગ્ર સમયોનો વારો આવી જતાં જેટલો કાળ વહી જાય, તેને ' સુક્ષ્મ–કાલ–પુદ્ગલ–પરાવર્ત ' કહેવામાં આવે છે

આ વાત વિસ્તારથી વિચારીશું. ધારો કે કોઇ જીવ આ અવસર્પિણીના પ્રથમ સમયમાં મરણ પામ્યો. ત્યાર પછી અવસર્પિણીના બીજા સમયમાં તેનું મરણ ન થયું તો આ અવસર્પિણીનો બાકીનો સમગ્ર કાળ તેમજ સંપૂર્ણ ઉત્સર્પિણીનો કાળ એટલે કે વીસ કોડાકોડી સાગરોપમમાં એક સમય ન્યૂન એટલા કાળ પછી જ્યારે અવસર્પિણી આવે ત્યારે ગણનામાં કામ લાગે એવો દ્વિતીય સમય આવે છે. આ દ્વિતીય સમયમાં તેનું મરણ થાય તો તે લેખે ગણાય; નહિ તો ફરીથી અન્ય અવસર્પિણી માટે રાહ જોવાની બાકી રહે છે. એમ કરતાં દ્વિતીય સમયમાં મરણ થાય, ત્યાર પછી અવસર્પિણીના તૃતીય સમયમાં તેનું મરણ થવું જોઇએ. આમ જો દ્વિતીય સમય પછી તરત જ તેનું તૃતીય સમયમાં મૃત્યુ ન થાય તો વળી અન્ય અવસર્પિણી આવે ત્યાં સુધીમાં જે કોઇ પણ સમયમાં તેનું મરણ થયેલું હોય તે ગણાય તેમ નથી, પરંતુ જ્યારે અવસર્પિણીના તૃતીય સમયમાંજ તેનો દેહ પડે ત્યારે જ તે સમય કામમાં લઇ શકાય. આવી રીતે અવસર્પિણીના અગણિત સમયોમાં ક્રમશઃ મરણ થતાં કેટલો બધો કાળ વ્યતીત થઇ જાય એ તો વિચક્ષણ જન એની મેળે વિચારી લેશે.

## ભાવ–પુદ્ગલ–પરાવર્તનું સ્વરૂપ—

અસંખ્યેય લોકાકાશના પ્રદેશ જેટલા અનુભાગ–બન્ધનાં સ્થાનો છે. આ સ્થાનોના નિષ્પાદક કષાયના ઉદયરૂપ અધ્યવસાયો છે એટલે તેની સંખ્યા પણ એટલી જ છે. આ અધ્યવસાયોમાં મન્દતા-તીવ્રતાની અપેક્ષાએ તરતમતા રહેલી છે. આ પૈકી અત્યંત મન્દ એવા અધ્યવસાય પૂર્વક કોઇ જીવ મરે, ત્યાર પછી એનાથી જરા ઓછા મન્દ અધ્યવસાયે મરે. આ પ્રમાણે મરણ થાય તે પૂર્વે બીજા કોઇ અધ્યવસાય પૂર્વક તેનું મરણ થયું હોય તે તે અધ્યવસાયોને પણ ગણત્રીમાં લેવામાં આવે અને એવી રીતે સમસ્ત અધ્યવસાયો પૂર્વક મરણ થઇ રહેવામાં જેટલો વખત વીતી જાય, તેને ' બાદર–ભાવ–પુદ્ગલ–પરાવર્ત ' કહેવામા આવે છે. પરતું જ્યાં અધ્યવસાયની તરતમતા લક્ષ્યમાં રાખીને અર્થાત્ એક અધ્યવસાય પૂર્વકના મરણ પછી તદનન્તર અધ્યવસાય પૂર્વક જ જો મરણ થાય (ભલે તેમ થાય તે પૂર્વે બીજા કોઇ અધ્યવસાય પૂર્વક મરણ થયું હોય તો તેની નોંધ ન લેવાય) તો જ તે અધ્યવસાય ગણત્રીમાં લેવાય; એવી રીતે વિચારતાં જેટલો કાળ વ્યતીત થાય, તેને ' સૂક્ષ્મ–ભાવ–પુદ્ગલ–પરાવર્ત ' કહેવામાં આવે છે.

આ ગ્રન્થકારકૃત **સમ્યક્ત્વપ્રદીપ** ( પૃ૦ ૧૩)માં કહ્યું છે [1]તેમ અત્ર એ ઉમેરવું અના-

---

૧ કોઇ અન્ય ગ્રન્થમાં આવો ઉલ્લેખ મારા જોવામાં આવ્યો નથી.

વશ્યક નહિ ગણાય કે સૂક્ષ્મ-દ્રવ્ય-પુદ્ગલ-પરાવર્ત કરતાં સૂક્ષ્મ-ક્ષેત્ર-પુદ્ગલ-પરાવર્તનો કાળ અધિક છે. એનાથી પણ સૂક્ષ્મ-કાલ-પુદ્ગલ-પરાવર્ત ચડી જાય છે.

આ પ્રમાણે ક્ષેત્ર-પુદ્ગલ-પરાવર્તાદિના સ્વરૂપ તરફ લક્ષ્ય આપતાં સમજી શકાય છે કે

**પુદ્ગલ-પરાવર્તનો અર્થ**

પુદ્ગલ-પરાવર્તનો વ્યુત્પત્તિ-અર્થ દ્રવ્ય-પુદ્ગલ-પરાવર્ત સિવાય અન્યત્ર સુઘટિત થતો નથી. કહેવાની મતલબ એ છે કે પુદ્ગલોનું પરિવર્તન થવું-અન્ય રૂપે પરિણમવું એ આનો વ્યુત્પત્તિ-જન્ય અર્થ તો અન્યત્ર કામ લાગતો નથી. આથી એના પ્રવૃત્તિ-નિમિત્તરૂપ અર્થનો વિચાર કરવો જોઇએ. ઉત્સર્પિણી-અવસર્પિણીનું માપ એ અત્ર નિમિત્ત છે. આ નિમિત્ત તો ક્ષેત્ર-પુદ્ગલ-પરાવર્તમાં બરાબર ઘટી શકે છે, એટલે એ સંબંધમાં કંઇ નિવેદન કરવું બાકી રહેતું નથી. પરંતુ આ સિવાયનાં વિશિષ્ટ પ્રયોજનો જાણવાં બાકી રહે છે, પરંતુ તેને રોશન કરનાર કોઇ ઉલ્લેખ મારા જોવામાં નથી.

## મોક્ષ-ગમન પૂર્વેની કેટલીક સ્થિતિઓ—

જન્મ, જરા ( ઘડપણ ) અને મરણરૂપ જલતરંગોથી વ્યાપ્ત ભીષણ ભવ-સમુદ્રમાં

**શ્રવણસંમુખી કાળ**

મિથ્યાત્વ મોહનીયાદિ કર્મોની પ્રેરણાથી અનન્ત પુદ્ગલ પરાવર્ત કાળ પર્યંત [1]અવ્યવહારરાશિ-સૂક્ષ્મ નિગોદના ભવોમાં અનેક પ્રકારનાં અસહ્ય દુઃખોનો અનુભવ કરતાં કરતાં [2]અકામનિર્જરાદિ હેતુના બળથી વ્યવહારરાશિમાં આવેલા જીવને મોક્ષ ગમન માટે જ્યારે બે પુદ્ગલ પરાવર્ત જેટલો કાળ બાકી રહે છે, ત્યારે તેને નિર્વિવેકપણે ધર્મનું શ્રવણ કરવાની અભિલાષા થાય છે. આ કાળને ' શ્રવણસંમુખી કાળ ' કહેવામાં આવે છે. આવી રીતે આ જીવને સંસારમાં રખડપટ્ટી કરતા

**માર્ગસંમુખી કાળ**

કરતાં જ્યારે મુક્તિ મેળવવા માટે અર્થાત્ આત્માની સર્વોત્કૃષ્ટ શક્તિનો આવિર્ભાવ કરવા માટે દોઢ પુદ્ગલ-પરાવર્ત જેટલો કાળ બાકી રહે છે, ત્યારે પૂર્વની અપેક્ષાએ પરિણામની વિશુદ્ધતા હોવાથી તે જીવને ધાર્મિક માર્ગમાં પ્રવૃત્તિ કરવા માટે અનુકૂળ માર્ગાનુસારી ગુણોને મેળવવા માટે ઇચ્છા ઉદ્ભવે છે. આ કાળને ' માર્ગસંમુખી કાળ ' કહેવામાં આવે છે આ કાળે આત્માનો જે પરિણામ હોય છે તેથી પણ તેનો પરિણામ વિશેષ શુદ્ધ થતા કર્મોની સ્થિતિને અકામનિર્જરા દ્વારા ઓછી

---

૧ આનું સ્વરૂપ આ ઉલ્લાસમાં વિચારવામાં આવનાર છે, જોકે એની આછી રૂપરેખા ઋષભનાં સ્પષ્ટીકરણ ( પૃ૦ ૧૦૧ )માં આલેખવામાં આવી છે.

૨ આ સંબંધમાં જોકે ગ્રન્થકાર પંચમ ઉલ્લાસમાં સ્વયં પ્રકાશ પાડે છે, છતાં એનું સ્થૂળ સ્વરૂપ અત્ર વિચારવું અસ્થાને નહિ લેખાય. નિર્જરા કે જેનું લક્ષણ આપણે છઠ્ઠા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ, તેના સકામ-નિર્જરા અને અકામ-નિર્જરા એવા બે પ્રકારો છે મારાં કર્મોનો ક્ષય થાઓ એવી બુદ્ધિપૂર્વક તપશ્ચર્યાદિ અનુષ્ઠાનો દ્વારા તેનો ક્ષય કરવો-તેને આત્માથી વિખૂટાં કરવા-ખેરવી નાખવાં, તે ' સકામ-નિર્જરા ' છે, જ્યારે કર્મનો સ્થિતિ-કાલ પૂર્ણ થતાં કર્મ પોતાની મેળે ખરી પડે, તે 'અકામ-નિર્જરા' છે.

કરતાં જીવને જે સમયે સંસારરૂપી કેદખાનામાંથી છૂટવાને માટે એક પુદ્ગલ પરાવર્ત જેટલો કાળ બાકી રહે છે, ત્યારે બાહ્ય આડંબરવાળા વિવિધ ધર્મોને હેય ગણી વીતરાગે દર્શાવેલા માર્ગનો આશ્રય લેવાની તેને ઉત્કંઠા થાય છે. આ કાળને 'ધર્મ–યૌવન–કાળ' કહેવામાં આવે છે. આ ધર્મ-યૌવન કાળમાં જ મોક્ષે જનારા જીવને દ્રવ્યાદિ કારણને અનુસાર તથા ભવ્યત્વ–દશાનો પરિપાક થવાથી એવો પરિણામ ઉદ્ભવે છે કે જેના બળથી–જે કરણથી તે [1]આયુષ્ય કર્મ સિવાયનાં બાકીનાં જ્ઞાનાવરણીયાદિ સાતે કર્મોની અતિશય દીર્ઘ સ્થિતિ અન્તઃકોટાકોટિ સાગરોપમ એટલે પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોડાકોડી સાગરોપમ જેટલી શેષ રહે છે. આ કરણને 'યથાપ્રવૃત્તિકરણ' કહેવામાં આવે છે.

**ધર્મયૌવન કાળ**

## સ્થિતિ–ઘાત અને કૃતનાશ તથા અકૃતાગમના દોષોનું નિવારણ—

અત્ર કોઇ શંકા કરે કે જે જીવે જે કર્મની જેટલી સ્થિતિ બાંધેલી હોય, તેટલા કાળ સુધી તે જીવે તેને ભોગવવી જ જોઇએ. આમ હોવા છતાં અન્તર્મુહૂર્તપ્રમાણ અધ્યવસાયોના સમૂહ-રૂપ યથાપ્રવૃત્તિકરણ દ્વારા જ્યારે એ દીર્ઘ સ્થિતિના નાશની વાત નિવેદન કરવામાં આવે છે, તો એ વાત કેમ સંભવી શકે ? વળી જો તે સંભવે છે, તો બાંધેલ સ્થિતિ સુધી કર્મ નહિ ભોગવવું પડતું હોવાથી 'કૃતનાશ' અને ઓછી સ્થિતિનું કર્મ ન બાંધવા છતાં તે અલ્પ સમ-યમાં ભોગવાઈ જાય છે એથી 'અકૃતાગમ' એમ બે દોષો શું ઉપસ્થિત થતા નથી ?

આના સમાધાનાર્થે નિવેદન કરવાનું કે પ્રથમ તો આ પ્રશ્ન જ અસ્થાને છે. કેમકે યથા-પ્રવૃત્તિકરણ દ્વારા દીર્ઘ સ્થિતિનો કંઈ કૃત્રિમ નાશ થતો નથી. જેટલી સ્થિતિ બાંધવામાં આવી હોય તેનો અમુક ભાગ સ્વાભાવિક રીતે વ્યતીત થતાં જેટલી સ્થિતિ રહે, તે સ્થિતિ બાંધેલી સ્થિતિ કરતાં ઓછી થઇ છે એમ જરૂર કહેવાય; પરંતુ તેથી આ સ્થિતિનો પ્રયત્નજન્ય નાશ થયો છે એમ ન જ કહેવાય. જ્યાં સુધી આવો નાશ ન થાય ત્યાં સુધી કૃતનાશાદિ દોષોને માટે અવકાશ ક્યાંથી સંભવી શકે ? ખરી રીતે આવા દોષોનું ઉત્થાન સ્થિતિ–ઘાત પરત્વે સંભવે છે,[2] કેમકે સ્થિતિ–ઘાતનો અર્થ એ છે કે જેટલી સ્થિતિ બાંધેલી હોય, તેમાં સ્વાભા-વિક રીતે વખત જતાં તે જેટલી ઓછી થાય એટલો જ તેમાં ઘટાડો થાય છે એમ નથી, કિન્તુ તે ઉપરાંત [3]અપવર્તના કરણ

**સ્થિતિઘાતનો અર્થ**

---

૧ આયુષ્ય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૩ સાગરોપમની છે એટલે એની સ્થિતિ તો સદા અન્તઃ–કોટાકોટિ સાગરોપમની હોવાથી અત્ર તેનું વર્જન કરવામાં આવ્યું છે.

૨ આ હકીકત અપવર્તનીય આયુષ્યને પણ લાગુ પડે છે. આ આયુષ્યનું સ્વરૂપ આ ઉલ્લાસમાં વિચારવામાં આવશે.

૩ 'કરણ' એ જીવના વીર્ય–વિશેષનું નામ છે. આવાં કરણો આઠ છેઃ— ( ૧ ) બંધન–કરણ, ( ૨ ) સંક્રમણ–કરણ, ( ૩ ) ઉદ્વર્તના–કરણ, ( ૪ ) અપવર્તના–કરણ, ( ૫ ) ઉદીરણા–કરણ, ( ૬ ) ઉપશમ–કરણ, ( ૭ ) નિધત્તિકરણ, અને ( ૮ ) નિકાચના–કરણ. આ આઠેનું સ્વરૂપ કમ્મપયડીમાં બહુ વિસ્તારપૂર્વક સમજાવવામાં આવ્યું છે. પ્રસ્તુતમાં આપણે અપવર્તના

દ્વારા તેમાં સવિશેષ ઘટાડો કરવામાં આવે છે. એટલે કે સ્વાભાવિક સ્થિતિનો પ્રયત્નપૂર્વક હ્રાસ-નાશ થાય છે. આનું નામ ' સ્થિતિ-ઘાત ' છે.

આથી સમજી શકાય છે કે આ પ્રશ્નનને અત્યારે તો ચાલુ વિષય સાથે સંબંધ નથી, છતાં આ સમ્યક્ત્વના પ્રકરણમાં આગળ ઉપર વિચારમાં આવનાર સ્થિતિ-ઘાત તથા રસ-ઘાત સાથે તેનો ઘનિષ્ઠ સંબંધ છે એટલે અત્ર એનો ઉત્તર આપવો સર્વથા અપ્રાસંગિક નહિ લેખાય.

**અધ્યવસાયનું પ્રાબલ્ય—**

સૌથી પ્રથમ તો એ ધ્યાનમાં રાખવું જોઈએ કે અધ્યવસાયનો પ્રતાપ કંઇ ઓરજ છે. આત્મા અત્યંત મલિન અધ્યવસાયની મદદથી અંતર્મુહૂર્ત જેટલા અલ્પ સમયમાં પણ સાતમી નરકે સિધાવવા લાયક કર્મ-દલિકો ( દળિયાં ) એકઠાં કરી શકે છે. તેવી રીતે અતિશય શુભ અધ્યવસાયના અવલંબનથી ટૂંક સમયમાં આવા દલિકોને વિખેરી નાંખી મુક્તિ-ગમન પણ કરી શકે છે. શંકા રહેતી હોય તો વિચારો [1]શ્રીપ્રસન્નચન્દ્ર રાજર્ષિનું દષ્ટાન્ત.

---

કરણનો વિચાર કરીશું. જે વીર્ય વિશેષ વડે કર્મની સ્થિતિ કે તેના રસમાં ઘટાડો કરાય, તે 'અપવર્તના કરણ ' કહેવાય છે.

૧ આ રાજર્ષિના ચરિત્રથી ભાગ્યે જ કોઇ જૈન અપરિચિત હશે, પરંતુ અજૈન વર્ગને ઉદ્દેશીને તો તેનું નીચે મુજબ સ્થૂળ સ્વરૂપ આપ્યા વિના નહિ ચાલેઃ—

'ક્ષિતિપ્રતિષ્ઠિત' નગરમાં વેરીઓને વશ કરવામાં નિપુણ અને ન્યાયના નમુનારૂપ પ્રસન્નચન્દ્ર નામના રાજા રાજ્ય કરતા હતા. આ નગરમાં એક વેળા શ્રીમહાવીર પ્રભુનું સમવસરણ થયું. આ વાતથી વાકેફગાર થતાં રાજા તેમની પતિતપાવની દેશના સાંભળવા ગયા શ્રવણનું મનન કરતાં તેમને વૈરાગ્ય ઉત્પન્ન થયો. એથી પોતાના બાળક પુત્રને રાજગાદી સોંપી તેમણે પોતે દીક્ષા લીધી. આ રાજર્ષિ ધર્મ-ધ્યાનમાં તલ્લીન બની એક દિવસ 'રાજગૃહ' નગરની બહાર કાયોત્સર્ગ ધ્યાને રહ્યા. એવામાં તેમના શહેરના (' ક્ષિતિપ્રતિષ્ઠિત ' નગરના ) બે વણિકો ત્યાં થઇને પ્રભુને વન્દન કરવા જતા હતા. તેમણે પોતાના રાજાને ત્યાં ધ્યાનસ્થ જોયા. એમાંથી એક વણિક બોલ્યો કે આ રાજા ધન્ય છે કે જેમણે સામ્રાજ્ય લક્ષ્મીનો ત્યાગ કરી તપશ્ચર્યા-લક્ષ્મીનો સ્વીકાર કર્યો છે. બીજો વણિક બોલી ઉઠયો કે આ મુનિ ધન્ય-વાદને નહિ પરંતુ ઉપાલંભ ( ઠપકા )ને પાત્ર છે, કેમકે એમણે બાળવયના બળ વગરના પુત્રને રાજ્યાસન ઉપર બેસાડયો તે ખોટું કર્યું છે; કેમકે એથી તો એમના શત્રુઓ આ બાળકને અને સમસ્ત નગરને પણ હેરાન કરવામાં કમ્યાસ રાખતા નથી. આ પ્રમાણે પરસ્પર વાર્તા-વિનોદ કરતાં તે વણિકો તો ત્યાંથી ચાલી ગયા, પરંતુ આ વાત તો રાજર્ષિના કર્ણમાં પ્રવેશ કરી ગઇ. આથી તેમનું મન ડામાડોળ બન્યું. તેઓ કલ્યાણકારી ધ્યાનથી વિમુખ બની આત્મઘાતી ધ્યાનમાં તલ્લીન બન્યા. તેમને ખુબ ગુસ્સો ચડયો કે શું હું જીવતો બેઠો છું છતાં મારા પુત્રની આવી દુર્દશા થાય ? મનમાં ને મનમાં તેઓ વિરોધી શત્રુઓ સાથે યુદ્ધ કરવા મંડી ગયા.

આ પ્રમાણે તેઓ યુદ્ધના વિચારમાં મશગુલ બન્યા હતા, તે સમયે શ્રીવીરના અનન્ય ભક્ત શ્રીશ્રેણિક નરેશ્વર પ્રભુને પ્રણામ કરવા ત્યાં થઇને જતા હતા તેમણે આ મહર્ષિને વન્દન કર્યું, પરંતુ એમણે તો એમના સામું આંખ પણ ઊંચી ન કરી. રાજાએ ધાર્યું કે તેઓ આત્મ-રમણતામાં આરૂઢ થયા હશે. શ્રેણિક નૃપતિએ પ્રભુ પાસે જઇ વંદન કરવા પૂર્વક તેમની દેશના સાંભળી. ત્યાર પછી તેમણે પ્રભુને પ્રશ્ન કર્યો કે જે સમયે મેં પ્રસન્નચન્દ્ર રાજર્ષિને પ્રણામ કર્યા, તે સમયે તેઓ કાળ-ધર્મને-નિર્વાણને પામે, તો તેઓ કઇ ગતિમાં જાય ? પ્રભુએ ઉત્તર આપ્યો કે સાતમી નરકે. શ્રેણિક રાજા તો આ સાંભળી આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા.

**નિકાચિત કર્મોનો ઉપક્રમ**

[1]અનિકાચિત બંધવાળાં કર્મોની સ્થિતિની અપવર્તના (ઘટાડો) થઇ શકે, તેમાં કશી નવાઇ નથી, કેમકે નિકાચિત બંધવાળાં કર્મોની સ્થિતિમાં પણ જ્ઞાનપૂર્વક તીવ્ર તપશ્ચર્યા દ્વારા ઘટાડો થઇ શકે છે. આ વાત નિમ્ન-લિખિત ગાથા દ્વારા સમર્થિત થાય છે:—

> " [2]सव्वपगईणमेवं, परिणामवसादुवक्कमो होज्जा ।
> पायमनिकाइयाणं, तवसाओ निकाइयाणं पि ॥ १ ॥ "

આ વાતની પુષ્ટિ અર્થે એક બે ઉદાહરણો વિચારીશું. ઘણા દિવસ સુધી ચાલે તેટલું ધાન્ય ઘરમાં ભરેલું હોય, પરંતુ એકાએક ભસ્મક વ્યાધિ થતાં અલ્પ દિનમા તે સમગ્ર ધાન્ય ખવાઇ જાય તેમ દીર્ઘ કાળ પર્યંત ભોગવવા લાયક કર્મો પણ શુભ અધ્યવસાયની પ્રબળતાને લઇને લઘુ કાળમાં ભોગવાઇ જાય.

બીજા ઉદાહરણ તરીકે આપણે કેરીનો વિચાર કરીશું. કાચી કેરીને કંડીઆમાં ભરી તેના

---

આ ત ક રાજર્ષિના મનમા મહાભયકર યુદ્ધ ચાલી રહેલું હતું. તેમણે રણભૂમિમા સર્વ શત્રુઓને પરાસ્ત કર્યા, પરતુ એક પ્રધાન શત્રુને હરાવવો બાકી રહી ગયો. આ વખતે શસ્ત્રો ખૂટી ગયેલાં હોવાથી, હાથમા તરવાર સરખી પણ નહિ રહેલી હોવાથી, આવેશમા ને આવેશમા શિરસ્ત્રાણ (માથાના ટોપ)થી તેને મારવા તેઓ તૈયાર થયા. આ વિચારને વર્તનમા મૂકવા જેવો તેમણે પોતાને માથે હાથ મૂક્યો, તો તેમને શુ ભાન થયુ ? ક્યા મુનિવેષ અને ક્યા આ મનોદશા ? ઝટ વિવેક-દૃષ્ટિ તેમનામા જાગૃત થઇ અને જોતજોતામા તેમણે સાતમી નરકે સિધાવવા યોગ્ય કર્મ-દલિકોને ખપાવી નાખ્યા એટલુંજ નહિ, પરતુ તેઓ પશ્ચાત્તાપની-શુદ્ધ અધ્યવસાયની દિશામા પૂર જોસથી પ્રયાણ કરવા લાગ્યા.

આવે સમયે શ્રેણિકે પ્રભુને ફરીથી પ્રશ્ન પૂછ્યો કે અત્યારે રાજર્ષિનો દેહ પડે તો તેઓ ક્યા જાય ? પ્રભુએ જવાબ આપ્યો કે અનુત્તર વિમાને શ્રેણિકે આ માટે પ્રભુને ખુલાસો કરવા વિનવ્યા. પ્રભુએ તેમને મનોબળની મહત્તા સમજાવી એવામા દેવ-દુન્દુભિનો નાદ સાભળી શ્રેણિકે પ્રભુને પૂછ્યુ કે આ શુ ? પ્રભુએ ઉત્તર આપ્યો કે રાજર્ષિને નિર્મળ કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ છે અને દેવો તેનો ઉત્સવ કરી રહ્યા છે.

આ દૃષ્ટાન્તથી મનોવાહનની વેગવતી ગતિ અને તેનુ પરાક્રમ સમજી શકાય છે. આ વાતને ધ્યાનમા લઇને તો-મનના સામર્થ્યને લક્ષ્યમા રાખીને તો મૈત્રાયણ્યુપનિષદ્મા ચોથા પ્રપાઠકમા કહ્યુ પણ છે કે—

> " मन एव मनुष्याणां, कारणं बन्ध-मोक्षयोः ।
> बन्धाय विषयासक्ति, मोक्षे निर्विषय स्मृतम् ॥ ११ ॥ "

૧ કર્મનો બંધ એક જાતનો નથી. કોઇ કર્મ અતિશય ગાઢ બધાય છે, તો કોઇ કર્મ ગાઢ, તો કોઇ શિથિલ, તો કોઇક અતિશિથિલ જે કર્મનો અતિશય ગાઢ બંધ થાય છે, તેને 'નિકાચિત' કહેવામા આવે છે. આથી વિપરીત તે 'અનિકાચિત' છે

૨ છાયા—

> सर्वप्रकृतीनामेव परिणामवशादुपक्रमो भवेत् ।
> प्रायमनिकाचितानां तपसा निकाचितानामपि ॥

ઉપર ઘાસ નાંખી તેને કપડા વડે ઢાંકી રાખીએ, તો શું તે જલદી પાકી ન જાય ? આવી રીતે અનિકાચિત અને કેટલીક વાર નિકાચિત કર્મો પણ અધ્યવસાયના પ્રતાપે અલ્પ કાળમાં ભોગવાઇ જાય એવાં બનાવી શકાય છે. એમાં કોઇ જાતના વિરોધને માટે સ્થાન નથી. આથી કરીને તો [1]અબાધાકાળના જઘન્ય–ઉત્કૃષ્ટ ભેદો તથા ઉદયાવલિમાં આવતાં કર્મો પરત્વે [2]નિષેક અને [3]ગુણ–રચના ઘટી શકે છે.

આ હકીકતને સ્ફુટ કરવી અનવશ્યક નહિ ગણાય એમ માની આ સંબંધમાં કેટલુંક વિવેચન ઉમેરવામાં આવે છે. **પ્રજ્ઞાપનાવૃત્તિમા** ( ૧ ) પ્રદેશ--કર્મ–અનુભવ અને ( ૨ ) વિપાક--કર્મ--અનુભવ એમ બે પ્રકારનો ' કર્માનુભાવ ' દર્શાવેલો છે. તેમાં પ્રદેશ–કર્મની અપેક્ષાએ દરેક કર્મ અવશ્ય ભોગવવું પડે છે,[4] જ્યારે રસથી કર્મનો અનુભવ થાયે ખરો અને ન પણ થાય. એટલે કોઇ કર્મનો રસ અનુભવાય અને કોઇનો ન અનુભવાય. જેમ શેરડીમાં રહેલો રસ સૂર્યના તાપથી સૂકાઇ જાય છતા ત્યાં કૃતનાશ અને અકૃતાગમ માટે સ્થાન નથી, તેમ સ્થિતિ પણ રસાધીન હોવાથી રસમા અપવર્તના થતાં સ્થિતિમા પણ અપવર્તના થાય એ સ્વાભાવિક છે.

વિશેષમાં અનેક જીવોએ તુલ્ય સ્થિતિવાળું કર્મ બાંધ્યું હોય છતાં તેના અનુભવ–કાલમાં ફરક પડે તો તેમાં કંઇ નવાઇ નથી. કેમકે, દાખલા તરીકે ભૂલેશ્વરથી ચોપાટી જવા નીકળેલા સર્વે મનુષ્યો સમકાલે જ ત્યા જઇ પહોંચે એવો કંઇ નિયમ છે ? શું એ વાત પ્રત્યેક મનુષ્યની ગતિના વેગને અધીન નથી ? એવી જ રીતે એક જ વર્ગમાં દાખલ થયેલા સર્વે વિદ્યાર્થીઓ સમકાલે જ અમુક પાઠ તૈયાર કરી શકે કે અમુક પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ શકે એવી કોઇ રાજાજ્ઞા છે ? શું આ હકીકત બુદ્ધિની તરતમતાને અધીન નથી ?

---

૧ જે કર્મોની જેટલા કોડાકોડી સાગરોપમની સ્થિતિ હોય છે તેટલા સો વર્ષોનો તેનો ' અબાધા કાળ ' યાને ' અનુદય કાળ ' જાણવો. આ કાળ દરમ્યાન તે તે કર્મ જીવને સ્વ ઉદય વડે બાધા–હાનિ કરી શકતું નથી. એથી એને ' અબાધા કાળ ' કહેવામા આવે છે. બાકીનો કાળ કે જે દરમ્યાન પ્રદેશોદય કે વિપાકોદય હોય છે, તે ' અનુભવ–કાલ ' યાને ' નિષેક–કાલ ' કહેવાય છે.

અત્ર પ્રદેશોદય અને વિપાકોદય એટલે શું તે નિવેદન કરવુ આવશ્યક સમજાય છે. કેટલાક એમ માનવાની ભૂલ કરે છે કે જે પ્રકૃતિમાથી રસ સર્વથા જતો રહ્યો હોય તે પ્રકૃતિના પ્રદેશ માત્રનો ઉદય તે ' પ્રદેશોદય ' છે અને જે રસવાળી પ્રકૃતિનો રસ ઉદયમા આવે તો તે પ્રકૃતિનો ' વિપાકોદય ' છે. આ માન્યતા ભ્રાન્ત હોવાનું કારણ એ છે કે સ્તિબુક–સંક્રમરૂપે એટલે પ્રદેશોદયરૂપે ઉદયમા આવેલી પ્રકૃતિમા રસ જરૂર હોય છે, પરતુ તેનો તીવ્ર રસ પરપ્રકૃતિરૂપે પરિણમેલો હોવાથી સ્વપ્રકૃતિરૂપે–સ્વવિપાકરૂપે ઉદયમા આવી શકતો નથી. આ પ્રમાણે વિવક્ષિત પ્રકૃતિના પ્રદેશો સ્વવિપાકરૂપે ઉદયમા નહિ આવેલા હોવાથી પરંતુ પરવિપાકરૂપે ઉદયમા આવેલા હોવાથી તે ' પ્રદેશોદય ' જ કહેવાય. જેમ દૂધ દહીં વગેરે રૂપે પરિણમે, તો તે પરિણામમા દુગ્ધનો પ્રદેશાનુભવ છે અને દહીં વગેરેમા તેનો રસાનુભવ છે.

૨ કર્મના ઉદય વખતે તેના દલિકની જે રચના હોય તે ' નિષેક ' કહેવાય છે.

૩ ગુણરચના એટલે ગુણાકારે રચના. જુઓ ગુણ–શ્રેણિનું સ્વરૂપ.

૪ આ વાતને લક્ષ્યમા રાખીને " **अवश्यमेव भोक्तव्यम्०** " ઇત્યાદિ ઉલ્લેખો અસ્તિત્વમાં આવ્યા જણાય છે.

વળી એવો કંઇ અકાટય નિયમ નથી કે જે કર્મ જેવી રીતે બાંધ્યું હોય તેવી જ રીતે તે ભોગવવું જોઇએ. જો એમ જ હોય તો અશુભ કર્મોનો નાશ કરવા માટે યોજાયેલા તપ, જપ, જિન-પૂજા વગેરે શુભ અનુષ્ઠાનો વ્યર્થ જશે. વિશેષમાં તદ્ભવમોક્ષગામી જીવને પણ પૂર્વ કર્મો વિપાકોદયરૂપે ભોગવતાં નવીન કર્મનો બંધ થશે અને તેમ થતાં તે મુક્ત થઇ શકશે નહિ. આથી કોડાકોડી સાગરોપમો જેટલી દીર્ઘ સ્થિતિવાળું કર્મ પણ નીરસપણે પ્રદેશથી ભોગવાય છે એમ માનવું ઉચિત સમજાય છે. આ વાતને ધ્યાનમાં લેતાં એમ કહી શકાય તેમ છે કે અંતિમ ભવમાં સર્વ કર્મોનો ક્ષય થઇ શકે છે.

આશા રહે છે કે આ ટુંક વિવેચનનું મનન કરનારાને તો સ્થિતિ-- અપવર્તનામાં કે રસ-- અપવર્તનામાં એટલે કે સ્થિતિ અને રસના ઉપક્રમમાં કૃતનાશ કે અકૃતાગમ દોષ માટે અલ્પાંશે પણ સ્થાન નથી એમ સ્પષ્ટ સમજાયું હશે.

## યથાપ્રવૃત્તિકરણનું પ્રયોજન—

કોઇ વસ્ત્રની ઉપર ઘી કે તેલનો ડાઘ પડયો હોય અને તેના ઉપર ધૂળ ચોંટી ગઇ હોય, તો તે ડાઘ બરાબર દેખાતો નથી; પરંતુ જો ધૂળને દૂર કરવામાં આવે તો તે ડાઘ નજરે પડે. તેવી રીતે આત્મારૂપ વસ્ત્રમાં રાગ-દ્વેષની નિબિડ ગાંઠ ( ગ્રન્થિ )રૂપ ડાઘ પડેલો છે; એ ડાઘ સ્પષ્ટ રીતે જોઇ શકાય તે માટે તેને આચ્છાદિત કરનારી કર્મોની દીર્ઘ સ્થિતિરૂપ ધૂળ દૂર કરવી જોઇએ. આ કાર્ય કરવાનું બળ યથાપ્રવૃત્તિકરણમાં છે. એ અધ્યવસાયની મદદથી કર્મ-સ્થિતિનો લાઘવ કરી આત્મા અન્તઃસ્થાન-ગ્રન્થિ-સ્થાન નિહાળી શકે છે.

## યથાપ્રવૃત્તિકરણનું સ્વરૂપ—

યથાપ્રવૃત્તિનો સામાન્ય અર્થ એ છે કે આત્માની અનાદિ કાળથી કર્મ ખપાવવાની જેવી પ્રવૃત્તિ ચાલી આવે છે તેવી ને તેવી પ્રવૃત્તિ. જોકે આ પ્રમાણે આત્માની અનાદિની ચાલ કાયમ છે, છતાં કારણ-પરિપાકને લઇને-[1]ધાન્યના પ્યાલાના દૃષ્ટાન્ત અનુસાર-[2]નદી-પાષાણ ન્યાય પ્રમાણે

---

૧ ધારો કે આપણી પાસે ધાન્યનો એક પલ્ય ( પ્યાલો ) છે. આમાથી પ્રતિદિન જેટલું ધાન્ય કુટુંબ-કબીલાના નિર્વાહ માટે કાઢવામા આવે તેના પ્રમાણમા ઓછું ધાન્ય જો તેમા નખાય, તો સમય જતાં-અમુક કાળ વીત્યા બાદ તે પલ્ય ધાન્ય વિનાનો નહિ થઇ જાય વારૂ ? તેવી રીતે પ્રસ્તુતમાં કર્મ એ ધાન્ય છે અને આત્મ-પ્રદેશ એ પલ્ય છે. અનાભોગ-અકામ નિર્જરા દ્વારા આમાથી ઘણાં કર્મને ખપાવતો અને તેના પ્રમાણમા ન્યૂન નવીન કર્મોને બાંધતો જતો જીવ કાલાંતરે ગ્રન્થિ-પ્રદેશ સમીપ ન આવી પહોંચે ? શું એ કર્મોની સ્થિતિ ઘટાડી ન શકે ?

૨ ધારો કે એક પર્વત છે અને તેમાથી એક નદી વહી રહી છે. આ પર્વતની નીચે એક પત્થર રહેલો છે, તે આના પ્રવાહમા તણાય છે. તો એ બનવા જોગ છે કે આમ તેમ અથડાઇ ઘસાતા ઘસાતા તે પત્થર ગોળ અને સુંવાળો બની જાય. તેમ પ્રસ્તુતમા જીવ ને પત્થર છે, ચતુર્ગતિરૂપ સંસાર તે જલ-પ્રવાહ છે. તેમા તણાતો જીવરૂપી પાષાણ અનાભોગરૂપ ઘર્ષણ વડે ધર્મ-પ્રવૃત્તિરૂપ યોગ્ય ઘાટમા આવે-યથાયોગ્ય સંયોગો મળતા કષાયની મંદતાના યોગે કર્મ-સ્થિતિનો લાઘવ કરે તે શુ અસંભવિત ઘટના છે ?

આત્મા કર્મોનું સ્થિતિ-બલ ઘટાડે છે—મિથ્યાત્વને મન્દ બનાવે છે. આમાં જે આત્માનો અનાભોગ—બુદ્ધિ પૂર્વકનો નહિ એવો જે પરિણામ કારણરૂપ છે, તેને 'યથાપ્રવૃત્તિકરણ' એવું નામ આપવામાં આવ્યું છે. યથાપ્રવૃત્તિકરણના આપણે સ્પષ્ટતાની ખાતર સામાન્ય અને વિશિષ્ટ એવા બે ભેદો પાડીશું. તેમાં જે યથાપ્રવૃત્તિકરણ બાદ અપૂર્વકરણ તેમજ અનિવૃત્તિકરણની પ્રાપ્તિ થાય જ તેને આપણે વિશિષ્ટ તરીકે ઓળખાવીશું. શાસ્ત્રમાં આને '[1]પૂર્વપ્રવૃત્ત' એવું અપર નામ આપવામાં આવ્યું છે અને તે વાસ્તવિક છે, કેમકે બીજાં કરણો કરતાં એ પૂર્વે પ્રવર્તે છે. બીજા યથાપ્રવૃત્તિકરણને આપણે સામાન્ય કહીશું. આ સામાન્ય યથાપ્રવૃત્તિકરણના અધિકારી તો અભવ્યો પણ છે. અર્થાત્ જેમનામાં મોક્ષે જવાની લાયકાત પણ નથી તેવા જીવો પણ આના અધિકારી છે, એટલે એ દૃષ્ટિએ એ મહત્ત્વનું નથી. છતાં એ ભૂલવું ન જોઇએ કે આત્મોન્નતિના માર્ગે પ્રયાણ કરનારાઓને માટે તો આ પહેલું સ્ટેશન છે. જેને પોતાના આત્માનું હિત સિદ્ધ કરવું હોય, શિવ—સુન્દરીનો સુયોગ પ્રાપ્ત કરવાની જેને ઉત્કણ્ઠા હોય, તેને તો આ રખડપટ્ટીરૂપ સંસારના અનેક સ્ટેશનોથી મુસાફરી કરી આ સ્ટેશન સુધી આવવા માટે ટિકિટ કઢાવવી જ જોઇએ. પરંતુ એ ધ્યાનમાં રાખવું કે આ સ્ટેશન સુધી આવી પહોંચ્યા કે બેડો પાર જ થઇ ગયો એમ નથી અર્થાત્ અહીં આવ્યા પછી જ આત્મોન્નતિના માર્ગમાં આગળ વધી શકાય એ સાચી વાત છે, કિન્તુ આગળ વધી જ શકાય એમ નથી. અર્થાત્ અહીં સુધી આવી પહોંચવું એ ભવ્ય કે અભવ્ય જીવને માટે અશક્ય નથી, પરંતુ અહીંઆ આવ્યા વિના તો આગળ વધવું એ અશક્ય છે જ. અહીં આવ્યા પછી જે અપૂર્વકરણરૂપ પરવાનો મેળવી શકે, તે જ શિવ—પુરી જવાનો અધિકારી બની શકે.

અભવ્યો જે યથાપ્રવૃત્તિકરણના અધિકારી છે, એના કરતાં અપૂર્વકરણની પૂર્વે પ્રવર્તતા યથાપ્રવૃત્તિકરણમાં જે કેટલીક વિશેષતાઓ રહેલી છે તે હવે પછી વિચારીશું, પરંતુ અત્ર એટલું તો જરૂર નિવેદન કરીશું કે પૂર્વપ્રવૃત્તની પ્રારંભની પૂર્વેના અન્તર્મુહૂર્ત કાળ દરમ્યાન પણ પ્રતિસમય અનન્ત ગુણી વિશુદ્ધિથી વૃદ્ધિ પામતો, ગ્રન્થિ સમીપ આવેલ અભવ્યની વિશુદ્ધિથી અધિક—અનંત ગુણી વિશુદ્ધિમાં વર્તતો, મતિ—અજ્ઞાન, શ્રુત—અજ્ઞાન કે વિભંગજ્ઞાનમા વર્તતો, માનસિક, વાચિક અને કાયિક યોગ ( વ્યાપાર ) પૈકી ગમે તે એક યોગવાળો અને તેજો-લેશ્યા, પદ્મ-લેશ્યા અને શુક્લ-લેશ્યા એ ત્રણ વિશુદ્ધ લેશ્યા પૈકી એક લેશ્યાવાળો જીવ આયુષ્ય સિવાયનાં સાત કર્મોની અંતઃકોટાકોટિ પ્રમાણની સ્થિતિ કરે છે.

સામાન્ય યથાપ્રવૃત્તિકરણનો ઉત્કૃષ્ટ કાળ અસંખ્યાત સમયનો છે, જ્યારે વિશિષ્ટ યથાપ્રવૃત્તિકરણનો—પૂર્વપ્રવૃત્તનો અન્તર્મુહૂર્ત જેટલો છે. તેમાં પણ આગળ વિચારવામાં આવનારા અપૂર્વ-

---

૧ આ કરણ તો જે જીવ યોગની ( ૧ ) મિત્રા, ( ૨ ) તારા, ( ૩ ) બલા, ( ૪ ) દીપ્રા, ( ૫ ) સ્થિરા, ( ૬ ) કાન્તા, ( ૭ ) પ્રભા અને ( ૮ ) પરા એ આઠ દૃષ્ટિઓ ( દૃષ્ટિ એટલે સદ્‌ભાવનાથી ગર્ભિત આત્માનો પરિણામ—વિશેષ ) પૈકી પ્રથમ દૃષ્ટિમા પ્રવર્તતો હોય, તેને હોય છે "જોકે આ કરણ દરમ્યાન અપૂર્વકરણનો ઉદય નથી, છતા આના બળથી આ દૃષ્ટિવાળાને તેની પ્રાપ્તિ અતિદૂર નહિ હોવાથી કાર્યમા કારણનો ઉપચાર કરી આને 'અપૂર્વકરણ' પણ કહેવામા આવે છે.

કરણ અને અનિવૃત્તિકરણ એ બે કરણો પૈકી પ્રત્યેકનો ઉત્કૃષ્ટ કાળ અન્તર્મુહૂર્ત છે. વળી આ ત્રણેનો સરવાળો કરતાં જે કાળ આવે તેનું માપ પણ અન્તર્મુહૂર્ત જ છે એ ભૂલવા જેવું નથી.

## ગ્રન્થિ–દેશની સમીપ વર્તન—

ગ્રન્થિ–દેશની સમીપ આવેલા જીવોનું વર્તન વિવિધ જાતનું છે. જેમકે અભવ્ય જીવો પણ કર્મ–સ્થિતિનો લાઘવ કરી અનંત વાર આ રાગ–દ્વેષની ગાંઠરૂપ અને એથી કરીને ' ગ્રન્થિ ' તરીકે ઓળખાવેલ દેશ સુધી આવી પહોંચે છે, પરંતુ તેઓ તેને ભેદી શકતા નથી. આનું કારણ એ છે કે તેમની પાસે સામગ્રીની વિકલતા છે–રાગાદિને મારી હઠાવવા માટે કારણભૂત વિશિષ્ટ અધ્યવસાયની ન્યૂનતા છે. આથી કરીને મિથ્યાત્વ–મોહનીયની [1]સર્વોપશમના નહિ કરી શકવાથી ઔપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિથી વિમુખ રહી તેઓ આ ગ્રન્થિ–દેશમાં સંખ્યેય કે અસંખ્યેય કાળ સુધી પડી રહે છે. ત્યાર પછી તેમનો અધ્યવસાય મલિન બને છે જ, કેમકે અભવ્યોને વિશુદ્ધતર અધ્યવસાય સંભવતો નથી, એટલે એમને માટે તત્કાલ તો અધઃપતન જ સરજાયેલુ છે.

**અભવ્યનું દ્રવ્ય–ચારિત્ર**

ગ્રન્થિ–દેશમાં રહેલો કોઇ અભવ્ય જીવ ઉત્તમ મુનિરાજનાં ચક્રવર્તી જેવા રાજાધિરાજ વડે થતાં પૂજા–સત્કાર–સન્માનાદિ જોઇને કે પરમ પૂજ્ય તીર્થંકરની અનુપમ સમૃદ્ધિને જોઇને અથવા સ્વર્ગ–સુખની વાંછાથી પ્રેરાઇને દીક્ષા ગ્રહણ કરે છે. આ પ્રમાણે દ્રવ્યથી સાધુતાને ઉદ્દેશીને તે પોતાના ગૌરવાદિની અભિલાષાથી પ્રતિલેખનાદિ ક્રિયાઓ કરે

---

૧ સર્વોપશમના તો મોહનીય કર્મની જ હોય છે, બીજા જ્ઞાનાવરણાદિ કર્મોની હોતી નથી, તેની તો દેશોપશમના હોય છે. પ્રસ્તુતમા જે મિથ્યાત્વ–મોહનીય કર્મનો પ્રથમ બધ થઇ ચૂક્યો હોય તેનો નવીન ઉદય અથવા તો જેનો ઉદય શરૂ થઇ ચૂક્યો હોય તેનો ચાલુ ઉદય જેનાથી અટકાવી શકાય અને તે સાથે ઉદીરણા ( આત્માના યોગ નામના વીર્ય વડે જે કર્મ–દલિકને ઉદયાવલિકામા પ્રક્ષેપાય તે ' ઉદીરણા ' ), નિધત્તિ ( કર્મ–દલિકમા ઉદ્વર્તના–વૃદ્ધિ કે અપવર્તના–હાનિ સિવાય બીજુ કઇ ન બની શકે એવો સસ્કાર ) અને નિકાચના ( કર્મ–દલિકમા કોઇ પણ કરણ ન પ્રવર્તી શકે એવો સસ્કાર ) પણ જેનાથી રોકી શકાય એવો સંસ્કાર આ કર્મ–દલિકમા ઉપજાવવો તે ' સર્વોપશમના ' છે. આ સર્વોપશમના તો કરણકૃત જ હોય છે તે દેશોપશમનાની જેમ કરણકૃત તેમજ અકરણકૃત એમ બે પ્રકારની નથી. **પચસગ્રહ**ની મૂળ ટીકામા કહ્યુ પણ છે કે—

" **देशोपशमना करणकृता करणरहिता वा, सर्वोपशमना तु करणकृतैव** "

સસારી જીવોને, પર્વત ઉપરથી પડતી નદીના પ્રવાહથી વૃત્તાદિ આકારને પામેલા પત્થરના જેવા યથાપ્રવૃત્તિકરણ વગેરેથી સાધ્ય ક્રિયાવિશેષ વિના પણ વેદનાનુભવાદિ કારણોથી જે ઉપશમના થાય તે ' અકરણકૃત ઉપશમના ' છે, જ્યારે યથાપ્રવૃત્તિકરણાદિથી સાધ્ય ક્રિયાવિશેષથી ઉદ્ભવતી ઉપશમના તે ' કરણકૃત ઉપશમના ' છે. તેમા પણ વળી આ અકરણકૃત ઉપશમનાનાં ' અકરણોપશમના ' અને ' અનુદીર્ણોપશમના ' એવા બે નામો છે, પરતુ હાલમા તેનુ જ્ઞાન કોઇને નથી–તેનો વિચ્છેદ ગયો છે એમ શ્રીમલયગિરિસૂરિ શ્રીશિવશર્મસૂરિકૃત **કમ્મપયડી ( કર્મપ્રકૃતિ )**ની ઉપશમના–કરણની આદ્ય ગાથાની ટીકા ( પત્રાક ૧૬૦ )મા સૂચવે છે.

સર્વોપશમનાના ગુણોપશમના અને પ્રશસ્તોપશમના એવા બે નામો છે, જ્યારે દેશોપશમનાના અગુણોપશમના અને અપ્રશસ્તોપશમના એવા બે નામો છે.

છે. છતાં આવી ક્રિયાના બળથી તે છેક [1]નવમા ગ્રૈવેયકમાં પણ ઉત્પન્ન થઇ શકે છે. ખરેખર આ દ્રવ્યચારિત્રનો પ્રભાવ છે. [2]આ સંબંધમાં શ્રીહરિભદ્રસૂરિપ્રણીત **પંચાશકની શ્રીઅભયદેવ-**સૂરિએ રચેલી ટીકા ( પત્રાંક ૬ )માં કહ્યું પણ છે કે—

" [3]**सव्वजियाणं जम्हा, सुत्ते गेविज्जगेसु उववाओ ।**
**भणिओ जिणेहिं सो न य, लिंगं मोत्तुं जओ भणियं ॥ १ ॥**
**जे दंसणवावण्णा, लिंगग्गहणं करिंति सामन्ने ।**
**तेसिं पि य उववाओ, उक्कोसो जाव गेविज्जा ॥ २ ॥** "

અર્થાત્ સૂત્રમાં જે કારણથી જિનેશ્વરોએ સર્વ જીવોનો ગ્રૈવેયકોમાં ઉપપાત કહ્યો છે, તે લિંગ મૂકીને નહિ, કેમકે કહ્યું છે કે જેઓ સાધુપણામાં દર્શન ( સમ્યક્ત્વ )થી ભ્રષ્ટ હોઈ લિંગનું ગ્રહણ કરે છે—દીક્ષા લે છે, તેમનો પણ ઉત્કૃષ્ટ ઉપપાત ગ્રૈવેયક સુધી છે.

**અભવ્યનો શાસ્ત્રાભ્યાસ**

કોઇક અભવ્ય જીવ ગ્રન્થિ-દેશમાં રહીને વધારેમાં વધારે નવમા [4]પૂર્વ સુધી સૂત્ર-પાઠ જાણી શકે છે, પરંતુ પૂર્વધર-લબ્ધિના અભાવે તે અર્થ જાણે નહિ. તેનુ શ્રુત તે દ્રવ્ય-શ્રુત છે. અન્ય શબ્દોમાં કહીએ તો આવો અભવ્ય જીવ (૧) સમ્યક્ત્વ-સામાયિક ( યાને સમ્યક્ત્વ-દર્શન ), (૨) શ્રુત-સામાયિક, (૩) [5]દેશવિરતિ-સામાયિક અને (૪) [6]સર્વ-વિરતિ-સામાયિક એ ચાર પૈકી શ્રુત-સામાયિકનો જ લાભ મેળવી શકે છે. આ વાતનું **આવશ્યક-સૂત્રની** ટીકાનું નીચે મુજબનું વાક્ય સમર્થન કરે છેઃ—

---

૧ આ સ્વર્ગની હકીકત આ ઉલ્લાસમા આગળ ઉપર વિચારવામા આવનાર છે.

૨ આ ઉપરથી વિદ્વાન્ પાઠક સ્વય ભાવ-ચારિત્રનુ મહત્ત્વ વિચારી લેશે. અપૂર્વ પ્રભાવશાળી ભાવ-ચારિત્ર તો કોઇ ભાગ્યવતને માટે જ નિર્માણ થયેલુ સમજવુ.

૩ છાયા—

**सर्वजीवानां यस्मात् सूत्रे ग्रैवेयकेषु उपपातः ।**
**भणितो जिनैः स न च लिङ्गं मोक्तुं यतो भणितम् ॥१॥**
**ये दर्शनव्यापन्ना लिङ्गग्रहणं कुर्वन्ति श्रामण्ये ।**
**तेषामपि च उपपात उत्कृष्टो यावत् ग्रैवेयके ॥२॥**

૪ જૈન શાસ્ત્રમા આગમ (સિદ્ધાન્ત)ના જે **આચારાદિ** બાર અગો ગણાવવામા આવ્યા છે, તે પૈકી **દૃષ્ટિવાદ** નામના બારમા અંગનો ૧૪ પૂર્વો એ એક વિભાગ છે. આની માહિતી માટે જુઓ **શ્રી-ભક્તામર સ્તોત્રની** પાદપૂર્તિરૂપ કાવ્યસગ્રહનો પ્રથમ વિભાગ ( પૃ૦ ૫૯-૬૧ ).

૫ દેશ-વિરતિ-સામાયિક એટલે ભાવ-શ્રાવકપણું.

૬ સર્વ-વિરતિ-સામાયિક એટલે ભાવ-સાધુપણુ યાને ભાવ-ચારિત્ર.

"[1]अभव्यस्यापि कस्यचिद् यथाप्रवृत्तिकरणतो ग्रन्थिमासाद्य अर्हदादिविभूतिदर्शनतः प्रयोजनान्तरतो वा प्रवर्तमानस्य श्रुतसामायिकलाभो भवति, न शेषलाभः।"

**મિથ્યાત્વી ભવ્યનો શાસ્ત્રાભ્યાસ**

કોઇ મિથ્યાત્વી ભવ્ય જીવ ગ્રન્થિ-દેશમા રહી દશ પૂર્વમાં કંઇક ન્યૂન એટલું દ્રવ્ય-ત સંપાદન કરે છે. ન્યૂન કહેવાનો હેતુ એ છે કે જેણે પૂરેપૂરા દશ પૂર્વનું અધ્યયન કર્યું હોય, તે તો મુક્તિનું આકર્ષણ કરવામાં આકર્ષિણી વિદ્યારૂપ સમ્યક્ત્વથી વિભૂષિત જ હોય. કલ્પભાષ્યનો નિમ્ન-લિખિત ઉલ્લેખ આ વાતની પુષ્ટિ કરે છે:—

"चउदस दस य अभिन्ने, नियमा सम्मं तु सेसए भयणा।"

[ चतुर्दशसु दशसु वा अभिन्नेषु ( सम्पूर्णेषु ) नियमात् सम्यक्त्वं तु शेषे ( ततोऽर्वाक्तने श्रुते ) भजना ]

અર્થાત્ જ્યારે પૂર્ણ ચૌદ કે દશ પૂર્વનું જ્ઞાન હોય ત્યારે જરૂર સમ્યક્ત્વ હોય છે; એથી ઓછું જ્ઞાન હોય, ત્યારે સમ્યક્ત્વ હોય પણ ખરૂં અને ન પણ હોય.

**ગ્રન્થિ-દેશમાં રહેલા ભવ્યોનું વર્તન—**

ગ્રન્થિ-સ્થાનની સમીપ આવેલા કેટલાએક ભવ્ય જીવો પણ દીર્ઘસંસારી હોવાથી અભવ્યની જેમ રાગાદિ રિપુથી પરાસ્ત થઇ તેને વશ બની ત્યાંથી પાછા વળે છે એટલે કે પૂર્વની જેમ પાછાં દીર્ઘ સ્થિતિવાળાં કર્મો બાંધે છે.

કેટલાક ભવ્ય જીવો અવસ્થિત પરિણામી હોવાથી કેટલાક કાળ સુધી ગ્રન્થિ-દેશમાં પડયા રહે છે, એટલે કે તેઓ કર્મની સ્થિતિ નથી ઓછી કરતા કે નથી વધારતા; અર્થાત્ આયુષ્ય-કર્મ સિવાયનાં નૂતન કર્મોની સ્થિતિ અન્તઃકોટાકોટી સાગરોપમ જેટલી જ બાંધે છે.

જે ભવ્ય જીવો લઘુસંસારી છે—જેઓ અર્ધપુદ્ગલ-પરાવર્ત કાળમા તો જરૂર મોક્ષે જનારા છે, તેવા નરકાદિક ચારે ગતિના [2]સંજ્ઞી [3]પર્યાપ્ત પંચેન્દ્રિય જીવો અપૂર્વકરણરૂપ અધ્યવસાયની સહાયતાથી ગ્રન્થિનો ભેદ કરે છે.

---

૧ આ હકીકત વિશેષા૦ની નીચેની ગાથામા ઝળકી ઊઠે છે —

'तित्थकराइपूअं, दट्ठूणण्णेण वा वि कज्जेण।
सुयसामाइयलाहो, होज्ज अभवस्स गंठिम्मि ॥ १२१९ ॥"

[ तीर्थङ्करादिपूजां दृष्ट्वाऽन्येन वाऽपि कार्येण।
श्रुतसामायिकलाभो भवेत् अभव्यस्य ग्रन्थौ (ग्रन्थिदेशे) ॥ ]

૨ મનન-ચિંતન કરવાની શક્તિવાળો જીવ 'સંજ્ઞી' કહેવાય છે, એ વાત આ ઉલ્લાસમા આગળ ઉપર વિચારવામા આવશે.

૩ પર્યાપ્તિના શક્તિ-વિશેષ, શક્તિજનક પુદ્ગલ અને ક્રિયા-સમાપ્તિ એવા ત્રણ અર્થો નજરે

**ઉપર્યુક્ત વર્તન ઉપર પ્રકાશ પાડનારૂં દૃષ્ટાન્ત—**

ધારો કે કોઇ ત્રણ મનુષ્યો અમુક નગર તરફ જવા નીકળ્યા છે. ચાલતાં ચાલતાં તેઓ ચોરોના ઉપદ્રવથી ભયંકર એવી અટવીમાં આવી ચડે છે. તેમના આગમનની જાણે રાહ જોઇને જ ન બેસી રહ્યા હોય એમ બે ચોરો તેમને પકડવા દોડી આવે છે. આ બેને આવતા જોઇને ભયભીત થયેલો એક મનુષ્ય તો સત્વર પોબારા ગણી જાય છે, બીજો માણસ તે ચોરોના પંજામાં સપડાય જાય છે, જ્યારે ત્રીજો માનવ તો પુરૂષાર્થ ફોરવી--બળ વાપરી તે બે ચોરોને હંફાવી- હરાવી અટવી ઓળંગી ઇષ્ટ નગરે જઇ પહોંચે છે.

**દૃષ્ટાન્તનો ઉપનય—**

આનો ઉપનય એ છે કે ત્રણ મનુષ્યો તે સંસારી જીવો, ભયંકર અટવી તે સંસાર, બે ચોર તે રાગ અને દ્વેષ, ચોરોનું નિવાસ-સ્થાન તે ગ્રન્થિ-દેશ, ચોરોથી બીને અગ્યારા ગણી ગયેલો મનુષ્ય તે મલિન અધ્યવસાયના યોગે પાછો દીર્ઘ સ્થિતિવાળાં કર્મો બાંધનારો જીવ, ચોરોના પંજામાં સપડાયેલો માણુસ તે ગ્રન્થિ-દેશમાં રહેલો જીવ કે જે વિશેષ શુદ્ધ પરિણામના અભાવે ગ્રન્થિ ભેદતો નથી તેમજ અવસ્થિત પરિણામી હોવાથી પાછો પણ વળતો નથી, તથા પોતાનુ શૂરાતન વાપરીને ઇષ્ટ નગરે જઇ પહોંચનાર માનવ તે કુહાડાની તીક્ષ્ણ ધાર જેવા અપૂર્વ-કરણે કરીને રાગ--દ્વેષની ગ્રન્થિને ચીરીને સમ્યક્ત્વને સંપાદન કરનારો ભવ્ય જીવ.

**ગ્રન્થિનું સ્વરૂપ—**

'ગ્રન્થિ'નો સામાન્ય અર્થ ગાઠ છે. પ્રસ્તુતમાં ગ્રન્થિથી રાગ--દ્વેષરૂપ આત્માનો કર્મ-જનિત અતિશય મલિન પરિણામ સમજવાનો છે. આ ગ્રન્થિ તે અન્ય કોઇ નહિ પણ ચાર અનન્તાનુબન્ધી કષાયોની ચોકડી છે. અપૂર્વકરણ સિવાય આને પરાસ્ત કરી શકાય તેમ નથી, કેમકે આ ગાંઠ અત્યંત કઠોર અને મજબૂત તેમજ ઘણા સમયથી ઊગેલી ગુપ્ત વાંસના જેવી દુર્ભેદ્ય છે. **વિશેષા०**માં કહ્યું પણ છે કે—

**"गंठि त्ति सुदुब्भेओ, कक्खडघणरूढगूढगंठि व्व ।**
**जीवस्स कम्मजणिओ, घणरागद्दोसपरिणामो ॥११९५॥"**[२]

---

પડે છે. આ સબધમા વિશેષ હકીકત ચતુર્થ ઉલ્લાસમા વિચારવામા આવનાર છે. જે જીવમા જેટલી પર્યાપ્તિ હોવાનુ ત્યા દર્શાવવામા આવનાર છે તેટલી પર્યાપ્તિ તે જીવ જ્યા સુધી પૂરી ન કરે ત્યા સુધી તે 'અપર્યાપ્ત' કહેવાય છે અને જ્યારે તે પૂરી કરે ત્યારે તે 'પર્યાપ્ત' કહેવાય છે.

૧ છાયા—

ग्रन्थिरिति सुदुर्भेद कर्कशघनरूढगूढग्रन्थिरिव ।
जीवस्य कर्मजनितो घनरागद्वेषपरिणामः ॥

આ ગાથા **કલ્પ-ભાષ્ય**મા પણ દૃષ્ટિગોચર થાય છે.

**અપૂર્વકરણ—**

અપૂર્વકરણ એ વિશિષ્ટ યથાપ્રવૃત્તિકરણ (પૂર્વપ્રવૃત્ત) પછી અને અનિવૃત્તિકરણ પૂર્વે ઉદ્‌ભવતું કરણ છે.સામાન્ય રીતે વિચારતાં જેમ અપૂર્વકરણ એ પૂર્વપ્રવૃત્તનું કાર્ય છે,તેમ આ અનિવૃત્તિકરણનું કારણ છે. આ અપૂર્વકરણ પૂર્વપ્રવૃત્ત કરતાં વધારે શુદ્ધ છે–ચઢિયાતું છે, પરંતુ અનિવૃત્તિકરણથી તે ઉતરતું છે. આપણે ઉપર જોઇ ગયા તેમ એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના જીવો આ અપૂર્વકરણના અધિકારી નથી. એના ઉપર તો પંચેન્દ્રિયનો અને તેમાં પણ વળી પર્યાપ્ત સંજ્ઞીની અને તેમાં પણ વળી અર્ધપુદ્‌ગલ–પરાવર્તથી કંઇક ન્યૂન જેટલા કાળ સુધીમાં તો જે જીવો જરૂર જ મોક્ષે જનારા હોય તેમની હકુમત ચાલી શકે તેમ છે. તેઓ જ ગ્રન્થિને ભેદવામાં આનો હથિયાર તરીકે ઉપયોગ કરી શકે છે. આવા જીવો ઉપર ઈર્ષ્યા, દ્વેષ, નિન્દા વગેરે દોષો બહુ જ થોડો પ્રભાવ પાડી શકે છે, કેમકે આ જીવોને આત્મ–કલ્યાણ કરવાની તીવ્ર અભિલાષા હોય છે. એથી કરીને તો તેઓ સંસારની ખટપટ–પ્રપંચથી દૂર રહેવા મથે છે. આમ હોઈ તેઓ નીતિને માર્ગે ચાલે, સત્પુરૂષોનો પક્ષપાત કરે તથા [1]સુદેવ અને [2]સુગુરૂનું બહુમાન જાળવવા અથાગ પરિશ્રમ આદરે તો તેમા શી નવાઇ ? આ જીવોના સંબંધમાં એમ કહી શકાય છે કે તેઓ અધ્યાત્મની પ્રથમ ભૂમિકા ઉપર છે–તેઓ ' અપુનર્બન્ધક ' છે એટલે કે જે અવસ્થા દરમ્યાન મિથ્યાત્વનો ઉત્કૃષ્ટ સ્થિતિ બન્ધ અટકી જાય એવી અવસ્થાએ તેઓ પહોંચ્યા છે.

જેમ યથાપ્રવૃત્તિકરણની પ્રાપ્તિ અનેક વાર થઇ શકે તેમ છે, તેમ અપૂર્વકરણ કે જે ભવ્ય જીવોને જ પ્રાપ્ય છે તેના સંબંધમાં સમજવું કે કેમ એવો પ્રશ્ન સહજ ઉદ્‌ભવે છે. અર્થાત્ આ અપૂર્વકરણ જીવને એક જ વાર ઉદ્‌ભવે છે કે એથી વધારે વાર પણ ? અને જો તે વધારે વાર ઉદ્‌ભવતું હોય, તો તેનો વ્યુત્પત્તિ–જન્ય અર્થ કેવી રીતે સુઘટિત રહે છે ?

આનો ઉત્તર એ છે કે કેટલાક ભવ્ય જીવોને એક કરતાં વધારે વાર પણ અપૂર્વકરણની પ્રાપ્તિ સંભવે છે, કેમકે અપૂર્વકરણ પ્રાપ્ત કર્યા બાદ અનિવૃત્તિકરણની મદદથી જે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે તે અમરપટો લખાવીને આવેલું હોતું નથી–તે ન જ ગુમાવી બેસાય તેવું નથી. જ્યારે વસ્તુ–સ્થિતિ આ પ્રમાણેની છે, તો બીજી, ત્રીજી, ઇત્યાદિ વારનું અપૂર્વકરણ અપૂર્વવત્ હોવાથી તે અપૂર્વકરણ કહેવાય એમ સમજી શકાય છે. અલબત અપૂર્વકરણનો વ્યુત્પત્તિ–અર્થ તો એ છે કે પૂર્વે જીવે નહિ અનુભવેલો એવો અધ્યવસાય–વિશેષ.

**અપૂર્વકરણની વિશિષ્ટતા—**

આપણે જોઇ ગયા તેમ સામાન્ય યથાપ્રવૃત્તિકરણ તો અંક વિનાના મીંડા જેવું છે. એનું કંઇ ખાસ ફળ નથી. પરંતુ વિશિષ્ટ યથાપ્રવૃત્તિકરણ ( પૂર્વપ્રવૃત્ત ) તેમજ અપૂર્વકરણ

---

૧ આની માહિતી માટે જુઓ **શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહનો** દ્વિતીય વિભાગ ( પૃ૦ ૧૩૩–૧૩૫ ).

૨ આના સ્થૂળ સ્વરૂપ માટે જુઓ **ઋષભપંચાશિકા**નું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૪૨ ).

( પ્રથમ હો કે અંતિમ હો ) એ બંને તો આત્માની ઉન્નતિનાં સાધક છે. તેમાં પણ **અપૂર્વકરણ** યથાપ્રવૃત્તિકરણથી ચઢિયાતું છે. એનું કારણ એની વિશિષ્ટતા વિચારતાં સમજાશે.

યથાપ્રવૃત્તિકરણમાં [1]સ્થિતિ-ઘાત, [2]રસ-ઘાત કે [3]ગુણ-શ્રેણિના પ્રવર્તન માટે સ્થાન નથી, પરંતુ એમાં કેટલીક [4]વિશુદ્ધિઓ માટે સ્થાન છે. આ પૂર્વપ્રવૃત્તને પ્રાપ્ત થયેલો જીવ [5]દ્વિસ્થાનક ( બે ઠાણીઆ ) રસવાળાં અશુભ કર્મોને અને ચતુઃસ્થાનક ( ચાર ઠાણીઆ ) શુભ

---

૧ યથાપ્રવૃત્તિકરણ દ્વારા દીર્ઘ સ્થિતિવાળાં કર્મોની અંતઃકોટાકોટિ સાગરોપમની સ્થિતિ કરાય છે એટલે અલબત પૂર્વોક્ત-સ્થિતિનો હ્રાસ થાય છે-તે ઓછી થાય છે, પરંતુ તેને વાસ્તવિક રીતે સ્થિતિ-ઘાત એવું નામ અપાય નહિ, એ વાતને પૃ૦ ૮૭-૮૮ તથા સ્થિતિ-ઘાતનું સ્વરૂપ (જુઓ પૃ૦ ૫૦૧) સમર્થ કરે છે.

૨-૩ આ માટે જુઓ પૃ૦ ૧૦૧-૧૦૨.

૪ પૂર્વ પૂર્વ સમયની વિશુદ્ધિથી ઉત્તરોત્તર સમયની અનંત ગુણી વિશુદ્ધિ દર્શાવનાર બે પુરુષોની વિવક્ષા માટે જુઓ કર્મ૦ની ટીકા ( પત્રાંક ૧૬૨-૧૬૩ ).

૫ આ હકીકત રસની તરતમતાને અધીન છે. શુભ કર્મોનો રસ ક્ષીર, ખાંડ, શેરડી, દરાખ વગેરેની જેમ મીઠો હોય છે, જ્યારે અશુભ કર્મોનો રસ ઘોષાતકી, લીંબડો ઇત્યાદિની જેમ કડવો હોય છે. કર્મપ્રકૃતિની ટીકા ( પત્રાંક ૬૩ )માં ટાચણરૂપે આપેલી નિમ્ન-લિખિત ગાથામાં કહ્યું પણ છે કે—

" घोसाडईनिंबुवमो असुभाण; सुभाण खीरखंडुवमो "

[ घोषातकी-निम्बोपमोऽशुभानाम्, शुभानां क्षीर-खण्डोपमः ]

ધારો કે આપણી પાસે એક શેર લીંબડાનો રસ છે. એમાં જે કડવાશ રહેલી હોય, તેને સ્વાભાવિક યાને એકસ્થાનક ( એક ઠાણીઓ ) રસ કહેવામાં આવે છે. આ રસને ઉકાળી તેનો અડધો ભાગ ( એક દ્વિતીયાંશ ) બળી જાય એટલો એટલે અડધો શેર બાકી રાખીએ તો તે રસ પહેલાં કરતાં વધારે કડવો ( કટુતર ) બનેલો કહેવાય એ નિઃસન્દેહ છે. આ અડધા શેર રસમાં શેર રસ જેટલી કડવાશ હોવાથી એટલે આની કડવાશ પ્રથમ કરતાં બમણી હોવાથી તે દ્વિસ્થાનક યાને બે ઠાણીઓ રસ કહેવાય. જો શેર રસને ઉકાળીને તેના બે ભાગ જેટલો તેને ઓછો બનાવીએ અર્થાત્ ત્રીજે ભાગે (એક તૃતીયાંશ) તે બાકી રહે તેમ કરીએ તો તે રસ દ્વિસ્થાનક રસ કરતા પણ વધારે કડવો છે યાને પ્રથમની અપેક્ષાએ કટુતમ છે. આ એક તૃતીયાંશ રસમાં સ્વાભાવિક રસ કરતાં ત્રણ ગુણી કડવાશ રહેલી હોવાથી તેને ત્રિસ્થાનક યાને ત્રણ ઠાણીઓ રસ કહેવાય. એવી રીતે જો શેર રસને ઉકાળીને તેના ત્રણ ભાગ જેટલો રસ બાળી નાંખી ચોથે ભાગે ( એક ચતુર્થાંશ ) યાને (૦।)પાશેર બાકી રહે તેમ કરીએ તો તે રસ ત્રિસ્થાનક કરતાં પણ વધારે કડવો છે. પ્રથમની અપેક્ષાએ એ અતિકટુતમ છે; આ પાશેર રસમાં શેર રસ જેટલી કડવાશ હોવાથી એટલે કે પ્રથમની અપેક્ષાએ તેમા ચાર ગુણી કડવાશ હોવાથી તે ચતુઃસ્થાનક યાને ચાર ઠાણીઓ રસ કહેવાય છે

આ પ્રમાણે જેમ લીંબડાની કડવાશ વધારી શકાય છે તેમ તેને ઓછી-મન્દ પણ કરી શકાય છે. જેમકે એક શેર લીંબડાના રસમાં એક શેર પાણી રેડીએ તો આ બશેરના મિશ્રણમાં પહેલા જેટલી કડવાશ રહેલી હોવાથી એકંદર રીતે તેની કડવાશ અડધી થયેલી ગણાય એવી રીતે જો બશેર પાણી રેડીએ તો તેની કડવાશ ત્રીજે ભાગે રહેશે. એવી રીતે ત્રણ શેર પાણી રેડીએ તો કડવાશ ચોથે ભાગે રહેશે, આમ તે રસ મન્દ, મન્દતર, મન્દતમ બને છે.

કર્મોને બાંધે છે; અર્થાત્ પૂર્વની જેમ અશુભ કર્મ બાંધતી વેળા તે તેના ચતુઃસ્થાનક રસ (અનુભાગ)ને ન બાંધતા દ્વિસ્થાનક અનુભાગને અને તે પણ પ્રતિસમય અનન્ત ગુણા હીન અનુભાગને બાંધે છે; જ્યારે શુભ કર્મોના સંબંધમાં તેના દ્વિસ્થાનક અનુભાગને ન બાંધતા ચતુઃસ્થાનક અનુભાગને અને તે પણ સમયે સમયે અનન્ત ગુણા અધિક અનુભાગને બાંધે છે. વળી આ જીવ સ્થિતિ-બંધ પણ પૂર્વ પૂર્વ સમયની અપેક્ષાએ પલ્યોપમના અસંખ્યેય ભાગે હીન ઉત્તરોત્તર સમયમાં કરે છે.

વળી એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે આ જીવ [1]૪૭ ધ્રુવ-બન્ધિ પ્રકૃતિઓને બાંધતો છતો પોતપોતાના [2]ભવ-પ્રાયોગ્ય [3]શુભ પરાવર્તમાન પ્રકૃતિઓનો, નહિ કે અશુભનો, બંધ કરે છે; તેમાં પણ વળી આયુષ્યનું વર્જન સમજવાનું છે, ( કેમકે અતિશય વિશુદ્ધ પરિણામવાળો જીવ આયુષ્ય-બંધનો પ્રારંભ ન કરે ). આ વાત કમ્મ૦ના ઉપશમના કરણની નિમ્ન-લિખિત ગાથાઓમાંથી સ્પષ્ટ તરી આવે છે:—

---

૧ પાંચ પ્રકારની જ્ઞાનાવરણીય પ્રકૃતિ, નવ પ્રકારની દર્શનાવરણીય, મિથ્યાત્વમોહનીય, સોળ કષાય, ભય, જુગુપ્સા, તૈજસ, કાર્મણ. વર્ણ, ગન્ધ, રસ, સ્પર્શ, અગુરુલઘુ, ઉપઘાત, નિર્માણ અને પાંચ પ્રકારના અન્તરાય ( ૫+૯+૧+૧૬+૧+૧+૧+૧+૧+૧+૧+૧+૧+૧+૧+૫ ) એમ ૪૭ ધ્રુવ-બન્ધિ પ્રકૃતિઓ છે ( સરખાવો શતક નામના પાંચમા કર્મગ્રન્થની બીજી ગાથા ). જે ગુણસ્થાનક લગી જેનો બંધ કહ્યો છે, ત્યાં લગી તે અવશ્ય બંધાય જ તે માટે તે ' ધ્રુવ-બન્ધિ ' કહેવાય છે.

૨ ભવ-પ્રાયોગ્ય કહેવાનું તાત્પર્ય એ છે કે જો તિર્યંચ કે મનુષ્ય પ્રથમ સમ્યક્ત્વને ઉત્પન્ન કરતો હોય તો દેવગતિને પ્રાયોગ્ય એવી એટલે કે દેવગતિ, દેવાનુપૂર્વી, પંચેન્દ્રિય જાતિ, વૈક્રિય શરીર, વૈક્રિય અંગોપાંગ, સમચતુરસ્ર (ઉત્તમ)સંસ્થાન, પરાઘાત, ઉચ્છ્વાસ, પ્રશસ્ત વિહાયોગતિ, ત્રસ-દશક (અર્થાત્ ત્રસ-નામ, બાદર-નામ, પર્યાપ્ત-નામ, પ્રત્યેક-નામ, સ્થિર-નામ, શુભ-નામ, સુભગ-નામ, સુસ્વર-નામ, આદેય-નામ અને યશઃકીર્તિ-નામ), સાતાવેદનીય અને ઉચ્ચ ગોત્ર એ ૨૧ બાંધે.

દેવ કે નારક પ્રથમ સમ્યક્ત્વને ઉત્પન્ન કરતો હોય તો મનુષ્યગતિને યોગ્ય એવી એટલે કે મનુષ્યગતિ, મનુષ્યાનુપૂર્વી, પંચે૦, સમ૦, વજ્ર-ઋષભ-નારાચ ( ઉત્તમ ) સંહનન, ઔદારિક શરીર, ઔદારિક અંગોપાંગ, પરા૦, ઉચ્છ્૦, પ્રશસ્ત૦, ત્રસ૦ અને ઉચ્ચ ગોત્ર એ ૨૨ શુભ પ્રકૃતિઓ બાંધે.

આ પૈકી જો સાતમી નરકનો જીવ પ્રથમ સમ્યક્ત્વને પામતો હોય તો ગતિદ્વિકને સ્થાને તિર્યગ્-ગતિ, તિર્યગ્-આનુપૂર્વી અને ઉચ્ચ ગોત્રને સ્થાને નીચ ગોત્ર એટલો પૂર્વોક્ત કથનમાં ફેરફાર સમજવો.

૩ દેવદ્વિક (એટલેદેવ-ગતિ અને દેવ-આનુપૂર્વી), મનુષ્યદ્વિક, પંચે૦, દેહત્રિક, અંગોપાંગત્રિક, સમ૦, વજ્ર૦, પરા૦, ઉચ્છ્૦, આતપ, ઉદ્દ્યોત, પ્રશસ્ત૦, ત્રસ૦, જિનનામ, શુભ આયુષ્યત્રિક, સાતા૦ અને ઉચ્ચ ગોત્ર ( ૨+૨+૧+૩+૩+૧+૧+૧+૧+૧+૧+૧+૧૦+૧+૩+૧+૧ ) એ ૩૪ શુભ પરાવર્તમાન પ્રકૃતિ છે.

" [1]ठिइ सत्तकम्मअंतो-कोडीकोडी करेत्तु सत्तण्हं ।
दुट्ठाणं चउट्ठाणे, असुभसुभाणं च अणुभागं ॥ ५ ॥

बंधंतो धुवपगडी, भवपाउग्गा सुभा अणाऊ य ।
जोगवसा य पएसं, उक्कोसं मज्झिम जहन्नं ॥ ६ ॥

ठिइबंधद्धापूरे, नवबंधं पल्लसंखभागूणं ।
असुभसुभाणणुभागं अणंतगुणहाणिवुड्ढीहिं ॥ ७ ॥

करणं अहापवत्तं, अपुव्वकरणमनियट्टिकरणं च ।
अंतोमुहुत्तियाइं, उवसंतद्धं च लहइ कमा ॥ ८ ॥ "

આ પ્રમાણે જોકે યથાપ્રવૃત્તિકરણમાં આત્માની નિર્મળતાના વિકાસનો પાયો નંખાય છે, તો પણ તેની વિશેષ વિમળતા તો અપૂર્વકરણ દરમ્યાન જ થાય છે. કારણ કે આ કરણમાં પ્રવેશ કરવાની સાથે પ્રથમ સમયથી (૧) સ્થિતિ-ઘાત, (૨) રસ-ઘાત, (૩) ગુણ-શ્રેણિ, અને (૪) અભિનવ સ્થિતિ-બન્ધ એમ ચાર ચાર ક્રિયાઓ શરૂ થઇ જાય છે. **કમ્મપયડી** ( પત્રાંક ૧૯૩ )માં કહ્યું પણ છે કે—

" [2]निव्वयणमवि ततो से, ठिइरसघायठिइबंधगद्धा उ ।
गुणसेढी वि य समगं, पढमे समये पवत्तंति ॥ १२ ॥ "

---

૧ છાયા—

स्थितिं सप्तकर्मणामन्तःकोटाकोटिं कृत्वा सप्तानाम् ।
द्विस्थानकं चतुःस्थानकं अशुभशुभानां च अनुभागम् ॥ ५ ॥

बध्नन् ध्रुवप्रकृतीः भवप्रायोग्याः शुभाः अनायुष्काश्च ।
योगवशाच्च प्रदेशं उत्कृष्टं मध्यमं जघन्यम् ॥ ६ ॥

स्थितिबन्धापूर्णे नवबन्धं पल्यसङ्ख्यभागोनम् ।
अशुभशुभानामनुभागं अनन्तगुणहानिवृद्धिभिः ॥ ७ ॥

करणं यथाप्रवृत्तं अपूर्वकरणमनिवृत्तिकरणं च ।
आन्तर्मौहूर्तिकानि उपशान्ताद्धां च लभते क्रमात् ॥ ८ ॥

૨ છાયા—

निर्वचनमपि ततः तस्य स्थितिरसघातस्थितिबन्धकाद्धास्तु ।
गुणश्रेणिरपि च समकं प्रथमे समये प्रवर्तन्ते ॥

[1]સ્થિતિ-ઘાત—

જ્ઞાનાવરણીયાદિ જે કર્મો ઘણા કાળ સુધી ભોગવવા લાયક સ્થિતિવાળાં બાંધ્યાં હોય, તે કર્મોની સ્થિતિને અપવર્તના કરણ દ્વારા ઓછી કરવી-થોડા કાળમાં કર્મો ભોગવાઇ જાય તેમ કરવું તે 'સ્થિતિ-ઘાત' છે. (જુઓ પૃ૦ ૮૭-૮૮) આ કાર્ય અપૂર્વકરણવર્તી જીવ અપૂર્વ રીતે કરે છે એટલે તદંશે આ કરણનું નામ સાર્થક છે.

આ સ્થિતિ-ઘાતના સ્વરૂપ ઉપર કમ્મ૦ના ઉપશમના કરણની નિમ્ન-લિખિત ગાથા દિવ્ય પ્રકાશ પાડે છેઃ—

"[2]उयहिपुहुत्तुक्कस्सं, इयरं पल्लस्स संखतमभागो ।
ठिइकंडगमणुभागं, णणंतभागा मुहुत्तंतो ॥ १३ ॥"

અર્થાત્ સીધી લીટીરૂપ સત્તામાં રહેલી અંતઃકોટાકોટિ સાગરોપમ પ્રમાણની સ્થિતિના ઉપરના ભાગમાંથી વધારેમાં વધારે સેંકડો સાગરોપમ પ્રમાણ અને ઓછામાં ઓછા પલ્યોપમના [3]અસંખ્યેય ભાગ જેટલા સ્થિતિ-ખંડને ઉકેરે છે એટલે કે તે ભાગમા રહેલા ઉપર્યુક્ત પ્રમાણની સ્થિતિવાળાં કર્મ-દલિકોને ત્યાંથી ઉઠાવે છે અને તેમ કરીને જે સ્થિતિ નીચે ખંડિત થવાની નથી તેમાં એટલે કે જેમા રહેલ દલિકો અનુભવાતા નથી તે સ્થિતિમાં તેને પ્રક્ષેપે છે-ગોઠવે છે. આ પ્રમાણેની સ્થિતિ-ખંડને ઉકેરવાની ક્રિયા અંતર્મુહૂર્તમાં પૂરી થાય છે. ત્યાર બાદ ફરીથી પ્રથમ સ્થિતિ-ખંડની અનન્તર રહેલા જઘન્ય વા ઉત્કૃષ્ટ સ્થિતિ-ખંડને અંતર્મુહૂર્તમાં ઉકેરે છે અને પૂર્વની જેમ દલિકોનો પ્રક્ષેપ કરે છે. એ પ્રમાણે અપૂર્વકરણ દરમ્યાન હજારો સ્થિતિ-ખંડનાં દલિકો ઉઠાવી લઇ નીચેની સ્થિતિમાં દાખલ કરાય છે. આથી કરીને અપૂર્વકરણના પ્રથમ સમયે જેટલી સ્થિતિ-સત્તા હોય છે, તેથી તેના અન્ત્ય સમયે સંખ્યેય ગુણી હીન સ્થિતિ-સત્તા થાય છે, અર્થાત તેટલા પ્રમાણ સ્થિતિવાળા દલિકો તે ભાગમાંથી ખાલી થાય છે.

રસ-ઘાત—

આ સંબંધમાં કમ્મ૦ના ઉપશમના કરણની નિમ્ન-લિખિત ગાથામાં કહ્યું છે કે—

---

૧ આનું (તેમજ અન્ય કોઇ હકીકતનું) ફરીથી પ્રરૂપણ કરતી વેળા સિંહાવલોકન ન્યાયનું અવલંબન લઇ તેની કંઇ વિશેષતા સમજાવવા પ્રયાસ કરાય છે એમ સમજવું.

૨ આ પ્રમાણે પંચસંગ્રહમાં પણ છે, પરન્તુ કમ્મ૦ની શ્રીયશોવિજયગણિકૃત ટીકા (પત્રાંક ૧૯૨)માં 'સંખ્યેય 'નો ઉલ્લેખ છે.

૩ છાયા—

उदधिपृथक्त्वोत्कर्षमितरं पल्यस्य असङ्ख्येयभागम् ।
स्थितिकण्डकमनुभागानन्तभागान् मुहूर्तान्तः ॥ १३ ॥

" [1]अणुभागकंडगाणं, बहुहिं सहस्सेहिं पूरए इक्कं ।
ठिइकंडसहस्सेहिं, तेसिं बीयं समाणेइ ॥ १४ ॥[2] "

અર્થાત્ અશુભ પ્રકૃતિઓના સત્તામાં રહેલ રસાણુઓના અનંત ભાગ કરી તેનો એક ભાગ છોડી દઈને બાકીના રસાણુઓનો અંતર્મુહૂર્ત કાળમાં વિનાશ કરે છે. ત્યાર પછી પહેલા છોડી દીધેલા અનંતમાં ભાગના અનંત ભાગો કલ્પી એક ભાગ સિવાયના બાકી બધા ભાગોના રસાણુઓનો અંતર્મુહૂર્તમાં નાશ કરે છે.

એ પ્રમાણે એક સ્થિતિ–ખંડનો ઘાત થતાં હજારો અનુભાગ–ખંડોનો ઘાત થઈ જાય છે અને આવા હજારો સ્થિતિ–ખંડોના ઘાત વડે અપૂર્વકરણ સમાપ્ત થાય છે.

**ગુણ–શ્રેણિ—**

પૂર્વ પૂર્વ સમય કરતાં ઉત્તરોત્તર સમયમાં અસંખ્યેય ગુણી વૃદ્ધિએ એટલે કે પ્રથમ સમયમાં અલ્પ, દ્વિતીય સમયમાં એથી અસંખ્યાત ગુણાં, વળી તૃતીય સમયમાં એથી અસંખ્યાત ગુણાં એમ અન્તર્મુહૂર્તના અન્ત્ય સમય સુધી ઉપરની સ્થિતિમાંથી ઉઠાવેલ દલિકોને દાખલ કરવાં તે ગુણ–શ્રેણિ છે. શ્રીદેવેન્દ્રસૂરિકૃતપાંચમા કર્મગ્રન્થની ૮૩મી ગાથ માં કહ્યું પણ છે કે—

" [3]गुणसेढी दलरयणा–णु समयमुदयादसंखगुणणाए ।
एअगुणा पुण कमसो, असंखगुणनिज्जरा जीवा ॥ "

આ દલિકોના પ્રક્ષેપનો કાળ અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણના કાળથી કંઇક અધિક છે.

**અભિનવ-સ્થિતિ–બન્ધ—**

અપૂર્વકરણના પ્રથમ સમયે અર્થાત્ આ કરણની શરૂઆતથી જ પ્રત્યેક સમયે પહેલાં નહિ કરેલો એવો એટલે અભિનવ એવો પલ્યોપમના અસંખ્યેય ભાગે હીન એવો અન્ય સ્થિતિ-બંધ થાય છે. અન્ય સ્થિતિ–બંધ અને સ્થિતિ–ઘાત એ બેનો પ્રારંભ તેમજ પૂર્ણતા સમકાલે જ થાય છે.

**યથાપ્રવૃત્તિકરણાદિનાં અધ્યવસાય-સ્થાનો—**

યથાપ્રવૃત્તિકરણ તેમજ અપૂર્વકરણ એ બંનેનાં અધ્યવસાય–સ્થાનો પ્રતિસમય અસંખ્યેય

---

૧ છાયા—

अनुभागकण्डकानां बहुभिः सहस्रैः पूरयत्येकम् ।
स्थितिकण्डसहस्रैः तेषां द्वितीयं समानयति ॥

૨ આ પ્રમાણે મહોપાધ્યાય શ્રીયશોવિજયકૃત ટીકા સહિત છપાયેલી કર્મપ્રકૃતિમાં ગાથા છે.

૩ છાયા—

गुणश्रेणिः दलरचनाऽनुसमयमुदयादसङ्ख्यगुणनया ।
एतद्गुणाः पुनः क्रमशोऽसङ्ख्यगुणनिर्जरा जीवाः ॥

લોકપ્રદેશ જેટલા છે. યથાપ્રવૃત્તિકરણનાં અધ્યવસાય-સ્થાનો પ્રથમ સમયમાં અનેક જીવોની અપેક્ષાએ અસંખ્યેય લોકાકાશના પ્રદેશ-રાશિ જેટલાં છે, દ્વિતીય સમયમાં એથી અધિક છે, તૃતીય સમયમાં એથી પણ અધિક એ પ્રમાણે ઉત્તરોત્તર સમયમાં સમજી લેવું. અપૂર્વકરણ માટે પણ આ પ્રમાણે ઘટાવી લેવું. આ અધ્યવસાય-સ્થાનોની સ્થાપના કરવામાં આવે તો તે વિષમ ચતુરસ્ર ( quadrilateral ) ક્ષેત્ર થાય છે. એની ઉપર અનિવૃત્તિકરણનાં અધ્યવસાય-સ્થાનો મોતીના હારના આકારે સ્થાપી શકાય છે.

વિષમ ચતુરસ્ર ક્ષેત્રની સ્થાપના




મુક્તાવલી સ્થાપના



## અનિવૃત્તિકરણના નામની સાર્થકતા—

અનિવૃત્તિકરણ એ જ એક એવું કરણ છે કે જેમાં વર્તેલા, વર્તતા અને વર્તનારા—ત્રિકાલવર્તી જીવોની પરિણામ-વિશુદ્ધિ સમાન સમયમાં તુલ્ય હોય છે. આથી આનું નામ સાન્વર્થ છે [1]એમ સમજી શકાય છે. કહેવાની મતલબ એ છે કે અનિવૃત્તિકરણના અધિકારી જીવોને પ્રથમ સમયમાં એક જ સરખી વિશુદ્ધિ હોય છે; દ્વિતીય સમયમાં પણ એક જ સરખી, એમ આ કરણના અન્તિમ સમય સુધી સમજવું. આનો અર્થ એમ કરવાનો નથી કે પ્રથમ સમય અને દ્વિતીય સમયની વિશુદ્ધિ ફેરફાર વિનાની—એક સરખી છે. યાદ રાખવું જોઇએ કે ઉત્તરોત્તર સમયમાં અનન્ત ગુણી વિશુદ્ધિ રહેલી છે, પરંતુ વિવક્ષિત કોઇ પણ સમયમાં ત્રણે કાળના જીવોની પરિણામ-વિશુદ્ધિ એક સરખી હોય છે.

આ કરણની સાર્થકતા અન્ય રીતે પણ સિદ્ધ થાય છે. તે એ છે કે આ કરણ પોતાનું કાર્ય કર્યા વિના—સમ્યક્ત્વ સંપાદિત કરાવ્યા વિના નિવૃત્ત થતું નથી, નિરાંતે બેસતું નથી, પાછું હઠતું નથી.

આ કરણના જેટલા સમયો છે તેટલા જ તેના અધ્યવસાયો છે. વળી અપૂર્વકરણના આરંભ-કાલથી જેમ તે કરણમાં સ્થિતિ-ઘાતાદિ ચાર કાર્યો પ્રવર્તે છે, તેમ આ કરણ માટે પણ સમજી લેવું. આ અનિવૃત્તિકરણના બળથી અન્તરકરણ બને છે. આ અન્તરકરણ એટલે શું તે વિચારીએ.

---

૧ કમ્મ૦ના ઉપશમનાકરણની નિમ્ન-લિખિત ૧૬મી ગાથાના પૂર્વાર્ધમાં કહ્યું પણ છે કે—

" अणियट्टिम्मि वि एवं तुल्ले काले समा तओ नाम "

[ अनिवृत्ति( करणे ) अपि एवं तुल्ये काले समा ततो नाम ]

**અન્તરકરણનો અર્થ—**

સામાન્ય રીતે અન્તરકરણનો એ અર્થ કરવામાં આવે છે કે અનિવૃત્તિકરણરૂપ વિશુદ્ધ પરિણામની મદદથી મિથ્યાત્વ-મોહનીય કર્મનાં દલિકો કે જે અંતઃકોટાકોટી સાગરોપમ જેટલી દીર્ઘ સ્થિતિવાળાં છે તેનાં બે વિભાગો પાડવા. એટલે કે આ કર્મ-પુંજમાંનો કેટલોક ભાગ અન્તર્મુહૂર્ત કાળમાં ભોગવાઈ જાય-વેદાઈ જાય-ખપી જાય એવો બનાવવો, જ્યારે બીજા ભાગને તેની અસલ સ્થિતિમાં કાયમ રહેવા દેવો; આ પ્રમાણે બે પ્રકારની સ્થિતિવાળાં પુંજો બનાવી તે બેની સ્થિતિમાં અન્તર પાડવું તે 'અન્તરકરણ' છે એટલે કે આ બે સ્થિતિઓ વચ્ચે અંતર્મુહૂર્તની મિથ્યાત્વના દલિકથી રહિત જે સ્થિતિ બને છે, તે 'અન્તરકરણ' છે.

આનું વિશિષ્ટ સ્વરૂપ એ છે કે અન્તર્મુહૂર્તપ્રમાણની સ્થિતિવાળા અનિવૃત્તિકરણના સંખ્યાત ભાગોમાંથી ઘણાખરા વ્યતીત થયા બાદ એક સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે સીધી લીટીરૂપ મિથ્યાત્વની સ્થિતિ સંબંધી નીચેનો અન્તર્મુહૂર્તપ્રમાણવાળો ઉદયાવલિકાનો ભાગ છોડી દઈને બાકીના ભાગમાં અન્તરકરણ કરવું. કહેવાનું તાત્પર્ય એ છે કે અન્તર્મુહૂર્ત કાળ સુધીમાં ભોગવવા યોગ્ય એવા મધ્ય ભાગમાં રહેલા દલિકોને પ્રથમ સ્થિતિ અને દ્વિતીય સ્થિતિમાં પ્રવેશ કરાવવામાં કારણરૂપ ક્રિયાવિશેષ કે અધ્યવસાય તે 'અન્તરકરણ' છે. આ અન્તરકરણની નીચેની સ્થિતિનું નામ પ્રથમ સ્થિતિ છે, જ્યારે તેની ઉપરની સ્થિતિનું નામ દ્વિતીય સ્થિતિ છે.

અત્ર એ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે અન્તરકરણરૂપ ક્રિયાના પ્રથમ સમયથી જ મિથ્યાત્વના અન્ય સ્થિતિ-બન્ધનો પ્રારંભ થાય છે અને તે અન્ય સ્થિતિ-બન્ધ તેમજ આ અન્તરકરણની ક્રિયા સમકાલે સંપૂર્ણ થાય છે. વળી અન્તરકરણની ક્રિયાની સાથે સાથે ગુણ-શ્રેણિના સંખ્યાતમા ભાગને અન્તરકરણસત્ક દલિક સહિત ઉકેરવાનું કામ ચાલે છે. ઉકેરાતાં (ઉત્કીર્યમાણ) દલિકોનો પ્રથમ અને દ્વિતીય સ્થિતિમાં પ્રક્ષેપ થાય છે.

અંતર્મુહૂર્ત પ્રમાણવાળી પ્રથમ સ્થિતિમાં વર્તતો જીવ (ઉદીરણા-પ્રયોગથી) આ (પ્રથમ) સ્થિતિના દલિકોને ખેંચીને ઉદયાવલિકામાં દાખલ કરે છે-ઉદય-સમયોમા પ્રક્ષેપે છે. આનું નામ 'ઉદીરણા' છે.

**ઉદીરણાનો અને આગાલનો અર્થ.**

ઉદીરણા પ્રયોગ વડે દ્વિતીય સ્થિતિમા રહેલાં દલિકોને આકર્ષીને ઉદયાવલિકામા દાખલ કરવાં તે 'આગાલ' કહેવાય છે. આગાલ એ ઉદીરણાનો એક ભેદ છે; એનું વિશેષાર્થસૂચક નામ છે. એનો વિશેષાર્થ જણાવવાને માટે તો આ દ્વિતીય સ્થિતિ સંબંધી ઉદીરણાને 'આગાલ' એવું પૂર્વાચાર્યોએ નામ આપ્યું છે. ઉદય અને ઉદીરણા વડે પ્રથમ સ્થિતિનો અનુભવ કરતાં કરતાં જ્યારે તે અંતર્મુહૂર્તની સ્થિતિ બે આવલિકા જેટલી બાકી રહે, ત્યારે આગાલરૂપ ઉદીરણા પ્રવર્તતી નથી; પરંતુ મિથ્યાત્વનો રસ-ઘાત અને ઉદીરણાનું કાર્ય ચાલૂ રહે છે. પ્રથમ સ્થિતિ એક આવલિકા જેટલી બાકી રહે ત્યારે તો ઉદીરણાનું પ્રવર્તન પણ બંધ થાય છે. એટલે કે તે આવલિકામાં રહેલાં દલિકોનો ઉદય વડે જ અનુભવ થાય છે. આ અન્ત્ય આવલિકા વ્યતીત થઇ જતા ઉદય પણ બંધ પડી જાય છે, તે પણ નિવર્તે છે, કેમકે આગળ વેદ્યમાન દલિકોનો અભાવ છે. આ પ્રમાણે જીવ પ્રથમ સ્થિતિના

દલિકોને જ્યારે સંપૂર્ણ અનુભવી રહે છે અને સાથે સાથે દ્વિતીય સ્થિતિનાં દલિકોને જેમ રાખ અગ્નિને ઢાંકી રાખે તેમ એટલે કે ભારેલા અગ્નિની જેમ ઉદયમાં ન જ આવે–અંતર્મુહૂર્ત સુધી તો ભોગવવાં ન જ પડે એવી રીતે દબાવી રાખે છે, ત્યારે અંતરકરણના પ્રથમ સમયે અતિશય આનંદજનક ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે[1] અને તેનો અપૂર્વ આનન્દ અન્તરકરણના ચરમ સમય સુધી તો એટલે કે અન્તર્મુહૂર્ત કાળ પર્યંત જીવ લઈ શકે છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે આ ઔપશમિક સમ્યક્ત્વ દરમ્યાન ચાર અનન્તાનુબન્ધી કષાયો અને સમ્યક્ત્વ–મોહનીય, મિશ્ર–મોહનીય અને મિથ્યાત્વ–મોહનીય એ દર્શન–ત્રિકનો એટલે કે આ સાત પ્રકૃતિઓ પૈકી એકેનો પ્રદેશોદય કે [2]રસોદય પણ હોતો નથી. આ કારણને લીધે તો આને ' અપૌદ્ગલિક સમ્યક્ત્વ ' કહેલું છે. વળી એ જ હેતુથી ઔપશમિક સમ્યક્ત્વને ક્ષાયિક સમ્યક્ત્વની જેમ ' આત્મિક–સમ્યક્ત્વ ' કહેવામાં આવે છે.

**સમ્યક્ત્વની પ્રાપ્તિથી આનન્દ—**

આપણે ઉપર જોઇ ગયા તેમ અન્તરકરણના પ્રથમ સમયમાં મિથ્યાત્વ–મોહનીયનો અલ્પાંશે પણ ઉદય નહિં હોવાને લીધે અને અતિદીર્ઘ સ્થિતિવાળાં તાદૃશ કર્મને અધ્યવસાયના બળથી દબાવી રાખેલાં હોવાથી–રાગ દ્વેષને ઉપશમાવેલાં હોવાથી અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ પોતાની સંસારની રખડપટ્ટી દરમ્યાન [3]સૌથી પ્રથમ ઔપશમિક સમ્યક્ત્વ પામે છે. આ સમ્યક્ત્વનો પ્રાદુર્ભાવ થતાં આત્માને જે આહ્લાદ થાય છે તે અવર્ણનીય છે, છતાં તેનું સ્થૂળ સ્વરૂપ પણ સમજાય તેટલા માટે શાસ્ત્રકારો કેટલાંક ઉદાહરણો આપે છે. જેમકે, ભર ઉનાળાની મોસમમાં ખરે બપોરે

**આનન્દસૂચક ઉદાહરણો.**

સૂર્યના પ્રખર તાપથી પીડિત થયેલા અને નિર્જળ વનમાં અથડાતા વટેમાર્ગુને ઝાડની છાયારૂપ શીતળ સ્થાન નજરે દેખાતાં કેટલો આનંદ થાય ? તેમાં પણ વળી જો આ વટેમાર્ગુને આવા શીતળ સ્થળમાં આરામ લેવાનો સુયોગ મળે એટલું જ નહિ, પરંતુ ત્યાં આવીને કોઇ એને ઠંડું પાણી પીવા આપે અને તેના આખા શરીરે ચન્દનનો લેપ કરે તો તેના આનન્દમાં કંઇ ન્યૂનતા રહે ખરી ? એવી રીતે અનાદિકાલિક સંસારરૂપ ગ્રીષ્મ ઋતુમાં જન્મ–મરણાદિરૂપ નિર્જળ વનમાં કષાયરૂપ તાપથી તપ્ત થયેલા અને તૃષ્ણારૂપ તૃષાથી પીડિત એવા ભવ્ય જીવરૂપ વટેમાર્ગુને અન્તરકરણરૂપ શીતળ છાયા દૃષ્ટિગોચર થાય, ત્યારે તે તે તરફ હર્ષપૂર્વક દોડે એમાં શી નવાઇ ? અને ત્યાં જતાં જ–અન્તરકરણરૂપ સ્થાનમાં પ્રવેશ કરતાં જ ચંદનથી પણ અનેક ગુણી

---

૧ કહેવાની મતલબ એ છે કે જેમ વનમાં દાવાનલ લાગ્યો હોય અને તે દાવાનલ પ્રસરતો પ્રસરતો જ્યારે ઉષર–ભૂમિમાં આવે ત્યારે તે આપોઆપ ઓલવાઇ જાય–શાંત પડી જાય, તેમ પ્રસ્તુતમાં મિથ્યાત્વ–વેદનરૂપ દાવાનલ પણ અન્તરકરણરૂપ ઉષર–ભૂમિને પ્રાપ્ત થતાં શમી જાય છે અર્થાત્ ઔપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે.

૨ રસ સહિત પ્રદેશોનો ઉદય તે ' રસોદય ' કહેવાય છે. આને ' વિપાકોદય ' પણ કહેવામાં આવે છે.

૩ આ કર્મ–ગ્રન્થકારોનો અભિપ્રાય છે. આ સંબંધમાં સૈદ્ધાન્તિકોનો જૂદો મત છે. જુઓ પૃ૦ ૧૦૯.

શીતલતાવાળા સમ્યક્ત્વરૂપ ઘનસાર ( ચંદન )થી તેનો આત્મા લેપાય, ત્યારે તો તેના આનંદ વિષે પૂછવું જ શું ?

જન્મથી જે અંધ હોય તે એકાએક દેખતો થઇ જાય-આ સમગ્ર વિશ્વ વિલોકવાની તેને સુંદર તક મળી જાય તો તેને કેટલો આનંદ થાય ? એવી રીતે અનાદિકાલિક મિથ્યાત્વરૂપ અંધતાથી દુઃખી થતા જીવને સમ્યગ્-દર્શનરૂપ વિવેક-નેત્ર મળે, ત્યારે તેના આનંદમાં કંઇ મણા રહે ખરી કે ?

કોઇ દુઃસાધ્ય વ્યાધિથી પીડાતા રોગીને રામબાણ ઔષધ પ્રાપ્ત થાય તો તેને કેવો આનંદ થાય ? તેમ મિથ્યાત્વાદિ દુઃસાધ્ય રોગથી ગ્રસ્ત ભવ્ય જીવને તેના પ્રતીકારરૂપ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ત્યારે તેના આનંદમાં કંઇ કચ્ચાસ રહે ? [1]

ભયંકર રણસંગ્રામમાં હારી જવાની અણી ઉપર આવેલા સેનાપતિને વિજય-માળા વરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો તેને જે આનંદ થાય, એનાથી પણ કરોડ ગુણો આનંદ સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં પ્રાણીને થાય એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી જ.

**ત્રણ પુંજ બનાવવાનું કાર્ય—**

આપણે પૂર્વે (પૃ૦ ૧૦૪-૧૦૫) ઉપર જોઇ ગયા તેમ જ્યાં સુધી જીવ પ્રથમ સ્થિતિમાં હોય-જ્યાં સુધી તે અંતર્મુહૂર્તવેદ્ય મિથ્યાત્વ-દલિકનો અનુભવ કરી રહ્યો હોય, ત્યાં સુધી તો તે મિથ્યાદૃષ્ટિ જ છે. આ સ્થિતિના ચરમ સમયે એટલે અનિવૃત્તિકરણના પણ છેલ્લા સમયે, પરંતુ અંતરકરણના અને એથી કરીને ઔપશમિક સમ્યક્ત્વના પ્રારંભની પૂર્વેના સમયમાં,ભવ્ય જીવ અત્યાર સુધી દબાવી રાખેલાં દીર્ઘકાલિક બીજી સ્થિતિમાં રહેલાં દલિકોના[2] મદન કોદ્રવાદિના દૃષ્ટાન્ત અનુસાર

---

૧ કર્મ૦ની શ્રીમલયગિરિસૂરિકૃત ટીકા (પત્રાંક ૧૬૫)માં સાક્ષીભૂત નિમ્ન-લિખિત પદ્યો દ્વારા કહ્યું પણ છે કે—

" जात्यन्धस्य यथा पुंस-श्चक्षुर्लाभे शुभोदये ।
सद्दर्शनं तथैवास्य, सम्यक्त्वे सति जायते ॥ १ ॥
आनन्दो जायतेऽत्यन्तं, तात्त्विकोऽस्य महात्मनः ।
सद्व्याध्यपगमे यद्वद्, व्याधितस्य सदौषधात् ॥ २ ॥"—युग्मम्

૨ મદન-કોદ્રવાને ધોવાથી તેમાંના કેટલાક પૂરેપૂરા મદન (મયણા)થી રહિત બને, કેટલાક થોડે ઘણે અંશે-અડધોઅડધ મયણા રહિત થાય તો કેટલાક સર્વથા મયણાથી યુક્ત જ રહે એ એક પ્રાસંગિક દૃષ્ટાન્ત છે બીજાં બે દૃષ્ટાન્તો વસ્ત્ર અને જળ સંબંધી છે અને તે વાત આદિ શબ્દથી દર્શાવવામાં આવી છે. જેમ કોઇ અત્યંત મલિન વસ્ત્ર હોય તે ધોવાથી તદ્દન નિર્મળ-સ્વચ્છ બની જાય; જ્યારે કોઇક વસ્ત્ર ઉપર એવો ડાઘો પડયો હોય-એવો મેલ બાઝયો હોય કે તે ધોવાતા અર્ધ-શુદ્ધજ બને; અને કોઇક વસ્ત્રને ગમે તેટલા ધો પડે-તોપણ તે મલિન જ રહી જાય-મગશળીઆ પત્થરના ઉપર જેમ મૂસળધાર વૃષ્ટિની પણ કંઇ અસર ન થાય તેમ તેના મેલને જળની કંઇ જ અસર ન થાય. એવી રીતે કેટલુંક મેલુ-ગદુ પાણી સ્વચ્છ બની શકે, કેટલુંક થોડે અંશે મલિન અને થોડે અંશે નિર્મળ એટલે કે મિશ્ર બને અને કેટલુંક મલિન જ રહે તેમ અત્ર ઘટાવી લેવું.

અનુભાગની તરતમતાવાળા ત્રણ પુંજો કરે છે. આ વાતને કમ્મ૦ના ઉપશમનાકરણની નિમ્ન-લિખિત ગાથા પુષ્ટિ આપે છેઃ—

"[1]तं कालं बीयठिइं, तिहाऽणुभागेण देसघाइत्थ ।
सम्मत्तं सम्मिस्सं, मिच्छत्तं सव्वघाईओ ॥ १९ ॥"

અર્થાત તે કાળે એટલે જે સમયથી અનન્તર સમયે ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત થનાર છે તે સમયે એટલે કે પ્રથમ સ્થિતિના અન્તિમ સમયે મિથ્યાત્વભાવમાં–મિથ્યાદૃષ્ટિપણે રહ્યો થકો જીવ દ્વિતીય સ્થિતિમાં રહેલાં દલિકોને અનુભાગ વડે શુદ્ધ, શુદ્ધ–અશુદ્ધ ( અર્ધ–શુદ્ધ યાને મિશ્ર ) અને અશુદ્ધ એમ ત્રણ પ્રકારના કરે છે તેમાં શુદ્ધ દલિકો તે સમ્યક્ત્વ મોહનીયનો પુંજ છે અને તે દેશઘાતી રસથી યુક્ત હોવાથી દેશઘાતી છે, એટલે કે આ પુંજનો રસ વિશિષ્ટ શ્રદ્ધાનરૂપ દેશને રોકે છે, પરંતુ સામાન્ય શ્રદ્ધાનને તે રોકતો નથી. અર્ધશુદ્ધ દલિકો તે મિશ્ર–મોહનીયનો પુંજ છે, જ્યારે અશુદ્ધ દલિક તે મિથ્યાત્વ–મોહનીયનો પુંજ છે. આ બંને પુંજો સર્વઘાતી છે, કેમકે તે સર્વઘાતી રસથી યુક્ત છે એટલે કે તેમાં સર્વાંશ શ્રદ્ધાનનો ઘાત કરનારો રસ રહેલો છે.

**મતાન્તર—**

ઉપર્યુક્ત ત્રિપુંજ બનાવવાનું કાર્ય ઔપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિના પૂર્વ સમયમાં થાય છે કે તેની પ્રાપ્તિના સમયમાં થાય છે એ સંબંધમાં મત–ભેદ છે. **કમ્મપયડી**ના કર્તાનો જે અભિપ્રાય છે તે ઉપર દર્શાવ્યો છે. ચૂર્ણિકારનો પણ એ જ અભિપ્રાય છે એમ તેની નિમ્ન–લિખિત પંક્તિ ઉપરથી જોઇ શકાય છેઃ—

"[2]चरमसमयं मिच्छदिट्ठि से काले उवसमसम्मद्दिट्ठि होहीइ ताहे बिइयठिइं तिहाऽणुभागं करेइ, तं जहा–सम्मत्तं, सम्ममिच्छत्तं, मिच्छत्त चेति"

**શતકચૂર્ણિ**કારનો મત આથી જૂદો છે. તેમના મત પ્રમાણે આ કાર્ય અન્તરકરણના પ્રવેશ–સમયથી એટલે કે ઔપશમિક સમ્યક્ત્વ પામ્યા પછી થાય છે. કહ્યું પણ છે કે—

"[3]पढमं सम्मत्तं उप्पाडिंतो तिन्नि करणाणि करेउं । उवसमसम्मत्तं पडिवन्नो मिच्छत्तदलियं तिपुंजी करेइ–सुद्धं, मीसं, असुद्धं चेति"

---

૧ છાયા—

तस्मिन् काले द्वितीयस्थितिकं त्रिधाऽनुभागेन देशघातिस्यम् ।
सम्यक्त्वं, समिश्रं मिथ्यात्वं सर्वघाति ॥

૨ છાયા—

चरमसमये मिथ्यादृष्टिः तत्काले उपशमसम्यग्दृष्टिर्भविष्यति तदा द्वितीयस्थितिकं त्रिधाऽनुभागं करोति, तद् यथा-सम्यक्त्व, सम्यक्मिथ्यात्वं मिथ्यात्वं चेति ।

૩ છાયા—

प्रथमं सम्यक्त्व उत्पादयन् त्रीणि करणानि करोति । उपशमसम्यक्त्वं प्रतिपन्नो मिथ्यात्वदलिकं त्रिपुञ्जीकरोति–शुद्धं, मिश्रं अशुद्धं चेति ।

અન્યત્ર પણ કહ્યું છે કે—

" [1]कम्मग्गंथेसु धुवं, पढमोवसमी करेइ पुंजतिअं ।
तव्वडिओ पुण गच्छइ, सम्मे मीसम्मि मिच्छे वा ॥ "

અર્થાત્ કર્મ-ગ્રંથોમાં ( સૂચવ્યા મુજબ ) નક્કી પ્રથમ ઔપશમિક સમ્યક્ત્વી ત્રણ પુંજો કરે છે અને ત્યાર બાદ સમ્યક્ત્વ, મિશ્ર કે મિથ્યાત્વને પ્રાપ્ત કરે છે.

**અન્તરકરણ દરમ્યાનનાં કાર્ય—**

આપણે ઉપર જોઈ ગયા તેમ સૌથી પ્રથમ તો અન્તરકરણમાં પ્રવેશ થતાં જ જીવ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે અને પુંજ-ત્રિક કરે છે. વિશેષમાં આ કરણવર્તી જીવ મિથ્યાત્વનાં દલિક [2]ગુણસંક્રમ વડે સમ્યક્ત્વમાં અને મિશ્રમાં સંક્રમાવે છે. એટલે કે પ્રથમ સમયમા અલ્પ દલિકો સમ્યક્ત્વમાં અને એથી અસંખ્ય ગુણાં મિશ્રમાં પ્રક્ષેપે છે, દ્વિતીય સમયે સમ્યક્ત્વમાં અસંખ્ય ગુણાં દલિકો અને એથી પણ અસંખ્ય ગુણાં દલિકો મિશ્રમાં પ્રક્ષેપે છે. એ પ્રમાણે સમયે સમયે-છેક અન્તર્મુહૂર્તના અન્ત્ય સમય સુધી આ પ્રમાણે ગુણ-સંક્રમ પ્રવર્તે છે. ત્યાર બાદ [3]વિધ્યાત-સંક્રમ પ્રવર્તે છે. જ્યા સુધી મિથ્યાત્વનો ગુણસંક્રમ પ્રવર્તે છે, ત્યાં સુધી આયુષ્ય સિવાયનાં સાત કર્મો આશ્રીને સ્થિતિ-ઘાતનું, રસ-ઘાતનું અને ગુણ-શ્રેણિનું પ્રવર્તન ચાલુ રહે છે. મિથ્યાત્વની એક આવલિકા બાકી ન રહે ત્યાં સુધી તો મિથ્યાત્વનો સ્થિતિ-ઘાત પ્રવર્તે છે, પરંતુ આવલિકા બાકી રહે ત્યારે તે બંને નિવૃત્ત થાય છે. મિથ્યાત્વની પ્રથમ સ્થિતિની બે આવલિકા જ્યાં સુધી બાકી ન રહે ત્યા

---

૧ છાયા—

कर्मग्रन्थेषु ध्रुवं प्रथमोपशामी करोति पुञ्जत्रिकम् ।
तत्पतितः पुनर्गच्छति सम्यक्त्वे मिश्रे मिथ्यात्वे वा ।

૨ અમુક કર્મરૂપે રહેલ પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશનું અન્ય કર્મરૂપે પરિણમન-પરિવર્તન તે 'સંક્રમ' છે. આ સંક્રમના પ્રકૃતિ આદિને લઇને પ્રકૃતિ-સંક્રમ આદિ ચાર ભેદ પડે છે. તેમાં પ્રદેશ-સંક્રમના (૧) ઉદ્વલના-સંક્રમ, (૨) વિધ્યાત-સંક્રમ, (૩) યથાપ્રવૃત્ત-સંક્રમ, (૪) ગુણ-સંક્રમ અને (૫) સર્વ-સંક્રમ એવા પાંચ અવાતર ભેદો છે. એ સર્વેનો અત્ર વિચાર ન કરતા પ્રસ્તુતમા પ્રથમ ગુણ-સંક્રમ એટલે શું તે જોઇ લઇએ. અપૂર્વકરણાદિમાં વર્તતો જીવ અબધ્યમાન અશુભ પ્રકૃતિઓનાં કર્મ-દલિકોનું પ્રતિસમય અસંખ્ય ગુણપણે બધ્યમાન શુભ પ્રકૃતિઓમા સંક્રમ કરે, તે ' ગુણ-સંક્રમ ' છે, અર્થાત્ પહેલાં બાંધેલાં અશુભ કર્મ-દલિકોને વર્તમાન બંધવાળી, શુભ પ્રકૃતિરૂપે પરિણમાવવી તે 'ગુણ-સંક્રમ' છે. પ્રથમ સમયમાં જેટલાં અશુભ દલિકોનો સંક્રમ થાય, તેનાથી દ્વિતીય સમયમાં 'ગુણ'શબ્દ સૂચવે છે તેમ અસંખ્ય ગુણાં દલિકોનું સંક્રમણ કરવું; એવી રીતે ઉત્તરોત્તર સમય પરત્વે ઘટાવી લેવું.

૩ ગુણ-પ્રત્યયથી અને ભવ-પ્રત્યયથી જે પ્રકૃતિઓનો બંધ પ્રવર્તે નહિ, તે પ્રકૃતિનો ' વિધ્યાત-સંક્રમ ' થાય છે. આ સંક્રમ વડે પ્રથમ સમયે જેટલાં દળિયા અન્ય પ્રકૃતિમાં પ્રક્ષેપાય છે, તેટલા પ્રમાણના શેષ ( વિવક્ષિત પ્રકૃતિ સંબંધી બાકી રહેલા ) દળિયાનો અપહાર કરતાં અંગુલના અસંખ્યાતમે ભાગે જેટલા આકાશ-પ્રદેશ છે તેટલા પ્રદેશપ્રમાણ પ્રદેશ-ખણ્ડો વડે તે પ્રકૃતિગત દલિક ખાલી થાય છે-અપહરાય છે-તેનો નિર્લેપ થાય છે.

સુધી મિથ્યાત્વની ગુણ-શ્રેણિ પ્રવર્તે છે, પરંતુ બે આવલિકા અવશિષ્ટ રહેતા ગુણ-શ્રેણિ નિવર્તે છે. આ પ્રમાણે અન્તરકરણના પ્રવેશ-સમયથી માંડીને તે અન્તર્મુહૂર્ત સુધી તે જીવ ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ રહે છે.

ઔપશમિક સમ્યગ્દર્શનનાં અન્તર્મુહૂર્તને અન્તે કિંચિત્ અધિક એવી એક આવલિકા જેટલી સ્થિતિ બાકી રહેતાં શુકલપક્ષી જીવ દ્વિતીય સ્થિતિગત સમ્યક્ત્વાદિ ત્રણે પુંજના દલિકોને અધ્યવસાય-વિશેષની મદદથી આકર્ષીને તેને અન્તરકરણની અન્ત્ય આવલિકામાં પ્રક્ષેપે છે, એટલે કે પ્રથમ સમયમાં અધિક, દ્વિતીય સમયમાં એથી ન્યૂન, તૃતીય સમયમાં એથી પણ ન્યૂન એમ આવલિકાના અન્ત્ય સમય સુધી દલિકોનું હીન હીનતર પ્રક્ષેપનું કાર્ય ચાલે છે. આ પ્રમાણે પ્રક્ષેપાતા દલિકોની સ્થાપના ( આકૃતિ ) ગોપુચ્છ ( ગાયના પૂંછડા ) જેવી બને છે.

અન્તરકરણનો કાળ આવલિકાપ્રમાણ બાકી રહેતાં અધ્યવસાય અનુસાર ત્રણ પુંજોમાંથી કોઇ પણ એક પુંજનો ઉદય થાય છે. જો આ સમયે શુભ અધ્યવસાય હોય તો શુદ્ધ દલિકોનો ઉદય થાય છે એટલે કે આત્મા ' ક્ષાયોપશિક ' સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે; જો મધ્યમ અધ્યવસાય હોય, તો મિશ્ર દલિકોનો ઉદય થાય છે એટલે આત્મા ' મિશ્ર-દૃષ્ટિ ' બને છે; અને જો મલિન અધ્યવસાય હોય તો અશુદ્ધ દ્રવ્ય ઉદયમાં આવે છે એટલે આત્મા ફરીથી ' મિથ્યાદૃષ્ટિ ' બને છે.

અત્ર ખાસ ધ્યાનમાં રાખવા જેવી હકીકત એ છે કે ઉપશમ-સમ્યક્ત્વની સહાયતાથી આત્મા જે મિથ્યાત્વ-મોહનીયના શુદ્ધાદિ ત્રણ પુંજો-વિભાગો કરે છે, તે પૈકી ગમે તે એક તો અન્તર્મુહૂર્ત કાળ વીત્યા બાદ જરૂર જ ઉદયમા આવે છે અને તેમ થતાં તે ચોથા, ત્રીજા કે પહેલા ગુણસ્થાનને પ્રાપ્ત કરે છે.

## કર્મગ્રન્થકારો અને સિદ્ધાંતકારો વચ્ચે મત-ભેદ

### ( ૧ ) પ્રથમ કયું સમ્યક્ત્વ—

અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ પ્રથમતઃ યથાપ્રવૃત્તિકરણાદિ ત્રણ કરણો દ્વારા ઔપશમિક સમ્યક્ત્વ જ પામે છે તે વાત કર્મગ્રંથોને જ અનુસરે છે અર્થાત્ એ કર્મગ્રન્થકારોનો જ અભિપ્રાય છે. સિદ્ધાન્તકારોના અભિપ્રાય પ્રમાણે તો અનાદિ મિથ્યાદૃષ્ટિ પ્રાણી પ્રથમ તો ઔપશમિક સમ્યક્ત્વ જ પ્રાપ્ત કરે એવો કંઇ **અચળ નિયમ નથી.** અર્થાત કોઇ અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ ઔપશમિક સમ્યક્ત્વ પામે તો કોઈ ક્ષાયોપશિક સમ્યક્ત્વ પણ પામે.

### ( ૨ ) ઔપશમિક સમ્યક્ત્વ પછીની દશા—

ઔપશમિક સમ્યક્ત્વના સંપાદનનો માર્ગ જે આપણે ઉપર વિચારી ગયા, તે કર્મ-ગ્રન્થકારોના મત પ્રમાણે છે. મોટે ભાગે આ જ માર્ગને સૈદ્ધાન્તિકો સ્વીકારે છે એટલે કે યથા-પ્રવૃત્તિકરણાદિ ત્રણ કરણની પ્રાપ્તિ પૂર્વક અન્તરકરણના પ્રથમ સમયમાં સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે ત્યાં સુધી તેઓ મળતા થાય છે, પરંતુ વિશેષતા એ છે કે આ ઔપશમિક સમ્યક્ત્વના અનુ-ભવ-સમયમાં કે તે પૂર્વે પણ જીવ મિથ્યાત્વ-મોહનીયના શુદ્ધાદિ ત્રણ પુંજો કરતો નથી જ. આ

માટે સૈદ્ધાન્તિકોનું કહેવું એ છે કે તેમ કરવા માટે જોઇએ તેટલો સમય નથી, એની સ્થિતિ અલ્પ છે. આથી કરીને ઔપશમિક સમ્યક્ત્વનો ઉત્કૃષ્ટથી છ આવલિકા જેટલો કાળ અને જઘન્યથી એક સમય જેટલો કાળ બાકી રહે ત્યારે તે પ્રાણી મિથ્યાદષ્ટિ અવસ્થાને જ પામે છે. આ સંબંધમા તેઓ ઇલિકા ( ઇયળ )નું દૃષ્ટાન્ત રજુ કરે છે. કલ્પભાષ્યમાં કહ્યું પણ છે કે—

"[1]आलंबणमलहंती, जह सट्ठाणं न मुंचए इलिया।
एवं अकयतिपुंजी, मिच्छ चिअ उवसमी एइ ॥ १ ॥

( ૩ ) ક્ષાયોપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિનો માર્ગ—

પ્રાથમિક ક્ષાયોપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિનો માર્ગ સિદ્ધાન્તકારો એવો બતાવે છે કે અનાદિ મિથ્યાદૃષ્ટિ પ્રથમ તો યથાપ્રવૃત્તિકરણનો અધિકારી બને છે. ત્યાર પછી અપૂર્વ-કરણના સામર્થ્ય વડે તે ગ્રન્થિને ભેદે છે અને એ જ કરણને લઇને ( નહિ કે અનિવૃત્તિકરણ દ્વારા ) મિથ્યાત્વ-મોહનીયના તે ત્રણ પુંજો કરે છે. ત્યાર બાદ અનિવૃત્તિકરણને પ્રાપ્ત કરી એ કરણની મદદથી ( નહિ કે અન્તરકરણની સહાયતાથી ) આ શુદ્ધાદિ ત્રણ પુંજોમાંથી તે શુદ્ધ પુંજનો જ અનુભવ કરે છે અર્થાત્ તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પામે છે. આથી કરીને ઔપશમિક સમ્યક્ત્વનો સ્વામી થયા વિના જ તે એકદમ ક્ષાયોપશમિક સમ્યક્ત્વનો અધિકારી થાય છે.

આ મત-ભિન્નતા પરત્વે એ નિવેદન કરવું આવશ્યક સમજાય છે કે અનાદિ મિથ્યા-દૃષ્ટિ જીવ જ શ્રેણિ વિનાનું ઔપશમિક સમ્યક્ત્વ પામે છે એટલે અનાદિ મિથ્યાદષ્ટિ જીવ જે ઔપશમિક સમ્યક્ત્વ પામે તે શ્રેણિ વિનાનુ જ હોવું જોઇએ, એ પરત્વે તો સૈદ્ધાન્તિકો અને કર્મગ્રન્થકારો વચ્ચે મતભેદ નથી

( ૪ ) ક્ષાયોપશમિક સમ્યક્ત્વીની ગતિ—

વિચારભિન્નતાનું એ પણ એક સ્થળ છે કે જે મનુષ્ય ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સહિત મરણ પામે, તે ચાર ગતિમાંથી કઈ ગતિમા જાય. કર્મગ્રન્થકારો તો એમ જ કહે છે કે તે દેવ-ગતિમાં જ જાય અને તેમાં પણ વળી તે વૈમાનિક દેવ તરીકે જ ઉત્પન્ન થાય. સૈદ્ધાન્તિકોનું આ સંબંધમાં એમ કહેવું છે કે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પૂર્વે જો આયુષ્યનો બંધ થઇ ગયો હોય તો જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તે ગતિમાં તે સમ્યક્ત્વધારી જીવ જાય અને સમ્યક્ત્વ પણ તેની સાથે જાય; નરક ગતિમાં પણ સાત નરકો પૈકી છેક છઠ્ઠી નરક સુધી સમ્યક્ત્વને સાથે લઇને જવાય છે.

---

૧ છાયા—

आलम्बनमलभमाना यथा स्वस्थानं न मुञ्चति इलिका ।
एवं अकृतत्रिपुञ्जी मिथ्यात्वं एव उपशमी एति ॥

અર્થાત્ જેમ આશ્રય નહિ મળતાં ઇયળ પોતાનું સ્થાન છોડતી નથી, તેમ જેણે ત્રિપુંજ કર્યો નથી એવો ઉપશમી જીવ મિથ્યાત્વને જ પામે છે.

### (૫) પતિત સમ્યક્ત્વધારીને મિથ્યાભાવનો બંધ—

ગ્રન્થિ ભેદ્યા બાદ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી જે જીવ મિથ્યાત્વ–દશામાં જાય અર્થાત્ પ્રથમ ગુણસ્થાનકે જાય તે જીવ મિથ્યાભાવને લગતાં જે કર્મો બાંધે તે ઉત્કૃષ્ટ સ્થિતિ-વાળાં હોય કે નહિ એ સંબંધમાં મત–ભેદ છે. સૈદ્ધાન્તિકો તો ઉત્કૃષ્ટ સ્થિતિ–બંધ માટે ના જ પાડે છે. કર્મગ્રન્થકારોનું આ સંબંધમાં એ નિવેદન છે કે આવો જીવ ઉત્કૃષ્ટ સ્થિતિ–બંધ કરે, એટલે કે ઉત્કૃષ્ટ સ્થિતિવાળાં કર્મો બાંધે, પરંતુ ઉત્કૃષ્ટ રસવાળાં–અત્યન્ત ચિકાસવાળાં–તીવ્ર અનુ-ભાગવાળાં કર્મો બાંધે નહિ.

**સમ્યક્ત્વ–પ્રદીપ** ( પૃ૦ ૨૯ )માં સૂચવવામાં આવ્યું છે તેમ આ બાબતમાં તાત્ત્વિક દૃષ્ટિએ વિચારતાં અપેક્ષાન્તરને લઇને વિવાદનું સ્થાન રહેતું નથી. એક પક્ષે ઉત્કૃષ્ટ સ્થિતિનો સ્વીકાર કર્યો, પરંતુ તીવ્ર અનુભાગની અનુમતિ આપી નહિ, જ્યારે બીજા પક્ષે તો ઉત્કૃષ્ટ સ્થિતિનો જ અનાદર કર્યો. જો ઉત્કૃષ્ટ સ્થિતિવાળાં કર્મોમાં ઉત્કટ રસ ન હોય તો એવી નામધારી ઉત્કૃષ્ટ સ્થિતિથી શું? કેમકે રસને અધીન સ્થિતિ છે. જ્યાં સુધી રસ હોય ત્યાં સુધી જ સ્થિતિ છે. જેમ દીવામાં જ્યાં સુધી તેલ હોય ત્યાં સુધી જ તે બળી શકે છે–ત્યાં સુધીની જ તેની સ્થિતિ છે.

આ વિવેચન ઉપરથી ઔપશમિક અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વોનો પ્રાદુર્ભાવનો પ્રકાર તેમજ એ બે વિષેનું [1]અન્તર ધ્યાનમાં આવ્યાં હશે. આ બંને કરતાં ક્ષાયિક સમ્યક્ત્વ ઊંચા દરજ્જાનું છે. તેનું કારણ એ છે કે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ દર્શનમોહનીયના શુદ્ધ પુદ્ગલો યાને સમ્યક્ત્વ-મોહનીયના ઉદયરૂપ છે એટલે કે એ કંઇ ‘ આત્મિક ’ સમ્યક્ત્વ નથી, પરંતુ ‘ પૌદ્ગલિક ’ સમ્યક્ત્વ છે. આ ઉપરથી સમજી શકાય છે કે ઔપશમિક સમ્યક્ત્વ પૌદ્ગલિક નહિ હોવાથી તેમજ તેમાં ક્ષાયોપશમિક સમ્યક્ત્વની જેમ મિથ્યાત્વમોહનીય કર્મનો પ્રદેશ–ઉદય પણ નહિ હોવાને લીધે તે ‘ ક્ષાયોપશમિક ’થી ચઢિયાતું છે.[2] ક્ષાયિક

**ક્ષાયિક સમ્યક્ત્વની શ્રેષ્ઠતા**

---

૧ આપણે આગળ ઉપર દર્શાવી ગયેલા ભેદની વાતનો શ્રીઉમાસ્વાતિ(?)કૃત **શ્રાવક–પ્રજ્ઞપ્તિ**ની ટીકા પણ સમર્થન કરે છે, પરંતુ ત્યાં એ મતાંતર બતાવવામાં આવ્યો છે કે શ્રેણિગત ઉપશમ–સમ્યક્-ત્વમાં જ મિથ્યાત્વ–મોહનીયનો પ્રદેશ–ઉદય ન હોય, શ્રેણિ વિનાના ઉપશમ–સમ્યક્ત્વમાં તો તેનો પ્રદેશ–ઉદય હોય. તોપણ એ વાત તો નિશ્ચિત છે કે ઉપશમ–સમ્યક્ત્વમાં સમ્યક્ત્વ–મોહનીયનો ઉદય તો ન જ હોય, જ્યારે ક્ષયોપશમ–સમ્યક્ત્વમાં આ મોહનીયનો ઉદય છે જ આથી એ બેની ભિન્નતા છે. આ વાત ટીકાકારના શબ્દોમાં કહું તો તે નીચે મુજબ છે:—

**“ क्षायोपशमिकादस्य को विशेष इति उच्यते–तत्र उपशान्तस्यापि मिथ्यात्वस्य प्रदेशानुभवोऽस्ति, न तु औपशमिके । अन्ये तु व्याचक्षते–श्रेणिमध्यवर्तिनि औपशमिके प्रदेशानुभवो नास्ति, न तु द्वितीये, तथापि तत्र सम्यक्त्वाण्वनुभवाभाव एव विशेषः ॥”**

૨ ઔપશમિક સમ્યક્ત્વ અંતર્મુહૂર્તની સ્થિતિવાળું હોવાથી તેમજ ફરીથી મિથ્યાત્વભાવ તરફ લઈ જનાર હોવાથી અને ક્ષાયોપશમિક તો ઉત્કૃષ્ટતઃ લગભગ ૬૬ સાગરોપમ જેટલી સ્થિતિવાળું હોવાથી તેમજ એનાથી વિશુદ્ધ હોવાથી ક્ષાયોપશમિક ઔપશમિકથી ચડિયાતું છે એમ **તત્ત્વાર્થ–બૃહદ્વૃત્તિ**( પૃ૦ ૬૨)ના નિમ્ન–લિખિત ઉલ્લેખ ઉપરથી જણાય છે:—

સમ્યક્ત્વ આગળ તો આ ઔપશમિક-અરે ઉપશમ શ્રેણિનું [1]ઔપશમિક પણ કંઇ હિસાબમાં નથી, કેમકે આ તો અનંતાનુબંધી ચાર કષાયો અને દર્શનત્રિક એ સાતે પ્રકૃતિના સમૂળ ક્ષય થતાં ઉદ્ભવે છે. એમાં આ કોઇ પણ પ્રકૃતિનો પ્રદેશ-ઉદય પણ નથી એટલુંજ નહિ, પરંતુ તે પૈકી કોઇ સત્તામાં પણ નથી. વિશેષમાં ક્ષાયિક સમ્યક્ત્વ તો જાણે આત્માનો પરમ મિત્ર હોય -તેની છાયા હોય તેમ તે તેની સાથે મુક્તિમાં પણ અનુગમન કરે છે, જ્યારે બાકીનાં બે સમ્યક્ત્વ તો દેહધારી પ્રાણીનું મૃત્યુ થતાં તેના દેહની જેમ અહીં પાછળ રહી જાય છે.

કહેવાની મતલબ એ છે કે ક્ષાયોપશમિક કે ઔપશમિક સમ્યક્ત્વો આત્માની સાથે સ્થાયી રહેતાં નથી. અર્થાત્ તેની પ્રાપ્તિ થયા બાદ આત્મા કુસંગતિ વગેરે કારણોને લીધે ફરી મિથ્યાત્વી બની જાય છે. ક્ષાયિક સમ્યક્ત્વના સંબંધમાં આવું નથી જ બનતું. પરંતુ કોઇ પ્રશ્ન કરે કે

**ક્ષાયિક-સમ્યક્ત્વના બે પ્રકારો**

શાસ્ત્રોમાં તેના પાડવામા આવેલા અશુદ્ધ ક્ષાયિક અને શુદ્ધ ક્ષાયિક એ બે પ્રકારો શું સૂચવે છે ? તો આનો ઉત્તર એ છે કે છદ્મસ્થોને અને સર્વજ્ઞોને ઉદ્દેશીને આ કથન છે એટલે કે જોકે અનન્તાનુબન્ધી કષાયાદિ સાતે પ્રકૃતિઓનો ક્ષય કરી છદ્મસ્થે આ સમ્યક્ત્વ સંપાદન કર્યું છે, છતાં સામગ્રી-વિશેષ મળતાં તેના અપ્રત્યાખ્યાનાદિ કષાયો અનંતાનુબન્ધી જેવું ઉગ્ર સ્વરૂપ ધારણ કરે અને તેમ થતાં તે નરકનો પણ અતિથિ બને તે બનવા જોગ છે. વળી તાડીના ઝાડની નીચે બેસી કોઇ માણસ દૂધ પીતો હોય તો પણ તે તાડી પીતો હશે એવી જેમ સામાન્ય ઉક્તિ છે તેમ અથવા તો જેમ કોઇ શાહુકાર ઘણા કાળથી ચોરોની પલ્લીમાં રહેતો હોય તો તેને પણ લોકો ચોર ગણે એ સંભવિત છે, તેમ ક્ષાયિક સમ્યક્ત્વ મલિન દેખાય એવા સંયોગોમાં છદ્મસ્થો મૂકાય તેમ હોવાથી તેમનું સમ્યક્ત્વ 'અશુદ્ધ' ગણાય છે. સર્વજ્ઞોને-કેવલજ્ઞાનીઓને આવો પ્રસંગ જ ઉપસ્થિત થાય તેમ નહિ હોવાથી તેમનું ક્ષાયિક સમ્યક્ત્વ તો અહોનિશ નિર્મળ જ રહેતું હોવાથી તેમજ વસ્તુનું સ્પષ્ટ પરિચ્છેદક હોવાથી તેને 'શુદ્ધ' કહેવામાં આવે છે તે યથાર્થ જ છે.

**ક્ષયોપશમાદિની સમજણ—**

'ક્ષયોપશમ' શબ્દમાં 'ક્ષય' અને 'ઉપશમ' એ બે શબ્દો રહેલા છે. એટલે એ ઉપરથી સૂચન થાય છે તેમ ક્ષાયોપશમિક અવસ્થા દરમ્યાન ઉદયમાં આવેલાં કર્મોનો-ઉદયાવલિકામાં

---

" औपशमिकं हि सम्यग्दर्शनं सर्वमलीमसम, अल्पकालत्वात्, भूयश्च मिथ्यात्वगमनात्, यतोऽन्तर्मुहूर्तमात्रं भवेत्, यदि च कालं तत्रस्थो न करोति, एवं सति मिथ्यादर्शनमेव प्रतिपद्यत इत्यागमः । तस्माच्चोपशमिकतः क्षायोपशमिकसम्यग्दर्शनं विशुद्धतरम्, बहुकालावस्थायित्वात् यत उत्कृष्टेन षट्षष्टिः सागरोपमाणि साधिकानि तदुक्तम्, अत एव च तस्य वस्तुपरिच्छेदे स्पष्टं ग्रहणसामर्थ्यमनुमातव्यमागमाच्चास्मात् ."

આ કંઇ વિરોધજનક હકીકત નથી, કેમકે અપેક્ષા અપેક્ષા પ્રમાણે ક્ષાયોપશમિક અને ઔપશમિક સમ્યક્ત્વની શ્રેષ્ઠતાનો વિચાર થઇ શકે છે.

[1] આ દરમ્યાન અનંતાનુબન્ધી ચાર કષાયો તેમજ મિથ્યાત્વ-મોહનીય કર્મ ઉપરાંત બીજા બે મોહનીયનો એટલે કે પાંચને બદલે સાતનો ઉપશમ છે.

પ્રવેશેલાં કર્મોનો ક્ષય થાય છે અને નહિ ઉદયમાં આવેલાં કર્મોના વિપાક–ઉદયનો વિષ્કમ્ભ યાને ઉપશમ થાય છે, જોકે પ્રદેશ–ઉદય રોકી શકાતો નથી, તેનું કાર્ય તો ચાલુ રહે છે. ઉદયમાં આવેલાં કર્મના ઘાતપૂર્વક અનુદિત કર્મનો સર્વથા વિષ્કમ્ભ તે 'ઉપશમ' છે. ઉદય અને ક્ષય આઠે કર્મોના થાય છે, પરંતુ ક્ષયોપશમ તો ચાર ઘાતિ–કર્મોનો જ છે અને વળી ઉપશમ તો મોહનીય કર્મનો જ હોઇ શકે છે.

## ઉપશમ અને ક્ષયની ભિન્નતા—

અત્રે તેમજ આગળ ઉપર ઉપશમ અને ક્ષય વિષે વિચાર કરવામાં આવ્યો છે અને તે બે વચ્ચેનું અંતર પણ ૧૧૧ મા પૃષ્ઠમાં સમજાવવામાં આવ્યું છે, છતાં તે અંતર–ફરક–ભિન્નતા સ્પષ્ટ સમજાય તે માટે એક ઉદાહરણ વિચારીશું ધારો કે આપણી પાસે એક મલિન જળનું પાત્ર છે. થોડા સમય પછી તમામ મેલ જળને તળિયે બેસી જતાં તે જળ નિર્મળ જણાશે, પરંતુ આ નિર્મળતા ક્યાં સુધી રહેવાની ? જ્યાં સુધી જળની આ સ્થિતિ કાયમ રહે ત્યાં સુધી જ, કેમકે આ સ્થિતિમાં જરા પણ ફેરફાર થતાં જળને અલ્પાંશે હાથ અડકી જતાં મેલના રજકણો સર્વત્ર પ્રસરી જવાના અને જે જળ નિર્મળ–સ્વચ્છ જણાતું હતું તે અસ્વચ્છ–ડહોળું માલૂમ પડશે; પરંતુ જો આ જળમાંથી તેની અસ્વચ્છતાનો આત્યંતિક અન્ત આણવામાં આવ્યો હોય, તો પછી આઘાત, પ્રત્યાઘાત કે એવી કોઇ પણ ક્રિયાથી તે જળ અસ્વચ્છ બને ખરૂં કે ?

પ્રસ્તુતમાં આ વાત મોહનીય કર્મ સંબંધી વિચારીએ. આ કર્મના રજકણો જ્યારે આત્મા રૂપ પાત્રના પ્રદેશોમાં સ્થિર થઇ જાય છે, ત્યારે તે સ્વચ્છ લાગે છે. પરંતુ જેમ પેલા જળની નીચે બેસી ગયેલા રજકણો જોતજોતામાં કિંચિન્માત્ર ક્રિયાની અસર થતાં સર્વત્ર પ્રસરી જાય છે, તેમ ઉપશાન્ત થયેલ મોહના રજકણો મલિન અધ્યવસાયને અધીન બની સમસ્ત આત્મ-પ્રદેશોમાં પ્રસરી જાય છે અર્થાત્ તેનો ઉદય થાય છે; પરંતુ જો મોહનો સર્વથા વિનાશ કરવામાં આવ્યો હોય–એના રજકણોને યાવચ્ચન્દ્રદિવાકરૌ દેશવટો દઇ દીધો હોય–તેમને આત્મ-પ્રદેશમાંથી સદાને માટે હાંકી કાઢ્યા હોય તો તેનું કદી પણ આત્મ–પ્રદેશમાં ઉત્થાન થાય ખરૂં ?–તેઓ કદી પણ ઉદયમાં આવે કે ? આ ઉપરથી એ ફલિત થાય છે કે જેનો ઉપશમ થયો હોય તેના ઉદય માટે જરૂર અવકાશ છે–ભલે પછી તે કદાચ મોડો થાય, પરંતુ ક્ષયના સંબંધમાં તો ઉદયમાં આવવાની વાત શશશૃંગ જેવી છે, કેમકે જે સત્તામા પણ નથી અને કદી આવનાર પણ નથી, તે ક્યાંથી ઉદયમાં આવે ?

## ક્ષાયિક સમ્યક્ત્વીની ગતિ—

ક્ષાયિક સમ્યક્ત્વને પ્રાપ્ત કર્યા પછી માનવી કઇ ગતિમાં જાય એ પ્રશ્નનો ઉત્તર આપતાં પૂર્વે એ જાણવું જરૂરનું છે કે આગામી ભવનું આયુષ્ય તેણે બાંધ્યું છે કે નહિ ? જો ક્ષાયિકની ઉત્પત્તિ પૂર્વ આગામી ભવનું આયુષ્ય બધાઇ ગયું હોય તો જે ગતિના આયુષ્યનો બંધ થયો હોય ત્યાં તેને જવું જ પડે. પરંતુ એટલું તો ધ્યાનમાં રાખવું પડશે કે ચારે ગતિઓ પૈકી પ્રાથમિક ત્રણ નરક, વૈમાનિક દેવ કે અસંખ્યેય વર્ષના આયુષ્યવાળા તિર્યંચ અને મનુષ્ય એટલાનો જ તે

અધિકારી છે. જો દેવ કે નરક ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તો તે જીવ ત્રીજે ભવે મોક્ષે જાય. જો અસંખ્યેય વર્ષવાળા [1]યુગલિક મનુષ્ય-તિર્યંચનું આયુષ્ય બાંધ્યું હોય તો ચોથે ભવે મોક્ષે જાય, કેમકે યુગલિકો મરણ પામીને [2]પ્રાયઃ દેવગતિ જ પામે અને ત્યાંથી ચ્યવી મનુષ્ય થઇ મોક્ષે જાય.

આ ઉપરથી સમજી શકાય છે કે ક્ષાયિક સમ્યક્ત્વીને પરભવના આયુષ્યનો બંધ થયો હોય તો તે ત્રીજે કે ચોથે ભવે જરૂર જ મોક્ષે જાય. આ સંબંધમાં ક્વચિત્ અપવાદ મળી આવે છે, કેમકે ન્યાય૦ **શ્રીયશોવિજયગણિએ કમ્મ૦**ના ઉપશમના-કરણ ( ગા૦ ૩૨ )ની ટીકા ( પત્રાંક ૧૯૧ )માં કરેલ ઉલ્લેખ અનુસાર તથા વળી કલિ૦ **શ્રીહેમચન્દ્રાચાર્યે ત્રિષષ્ટિશલાકા-પુરુષચરિત્ર**ના આઠમા પર્વના અગ્યારમા સર્ગ ( શ્લો૦ ૫૧-૫૨ )માં કરેલ નિરૂપણ પ્રમાણે તથા **વસુદેવહિણ્ડી** તરફ દૃષ્ટિપાત કરતાં [3]**શ્રીદુષ્પ્રહસૂરિ** તેમજ [4]**શ્રીકૃષ્ણ** વાસુદેવ ક્ષાયિક

---

૧ આના સ્વરૂપ માટે જુઓ **જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ** ( સૂ૦ ૨૧ ).

૨ 'પ્રાય' કહેવાનું કારણ એ છે કે એક પુરૂષ-સ્ત્રીનું યુગલ નરકે ગયાનો શાસ્ત્રમા ઉલ્લેખ છે, પરંતુ તે **શ્રીસ્થાનાંગ**ના નિમ્ન-લિખિત ૭૭૭ મા સૂત્રમા દર્શાવેલા દશ આશ્ચર્યો પૈકી એક ( સાતમુ ) છે—

" **उवसग्ग १ गब्भहरणं २ इत्थीतित्थं ३ अभाविया परिसा ४ ।**
**कण्हस्स अवरकंका ५ अवयरणं चंदसूराणं ६ ॥ १ ॥**
**हरिवंसकुलुप्पत्ती ७ चमरुप्पाओ य ८ अट्ठसयसिद्धा ९ ।**
**अस्संजयाण पूआ १० दस वि अणंतेण कालेणं ॥ २ ॥** "

આની વિશેષ માહિતી માટે જુઓ **પ્રવચન૦** ( પત્રાક ૨૫૭-૨૫૮ ) અથવા શ્રીકલ્પસૂત્રની **શ્રીવિનયવિજયગણિકૃત સુબોધિકા** નામ્ની ટીકા ( દ્વિતીય આવૃત્તિ, પત્રાક ૨૫ ).

૩ આ આચાર્ય પૂર્વભવીય ક્ષાયિક સમ્યક્ત્વ સહિત આ વર્તમાન પાચમા આરાના અતમા દેવલોકમાથી ચ્યવી અત્ર મનુષ્ય તરીકે ઉત્પન્ન થઇ કાળધર્મ પામી-આયુષ્ય પૂર્ણ કરી 'સૌધર્મ' દેવલોકમા અને ત્યાથી ચ્યવી પાછા મનુષ્ય થઇ મોક્ષે જશે ક્ષાયિક સમ્યક્ત્વની પ્રાપ્તિ મનુષ્ય ભવમા જ થતી હોવાથી દેવલોકમાથી ચ્યવી અત્ર ઉત્પન્ન થનારા **શ્રીદુષ્પ્રહસૂરિ**એ દેવલોકમા ક્ષાયિક સમ્યક્ત્વની ઉત્પત્તિ નહિ હોવાને લીધે તે ભવની પૂર્વેના ભવમા અને તે પણ મનુષ્ય તરીકેના ભવમા ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરેલું હોવું જોઇએ. અર્થાત્ ( અ ) મનુષ્ય તરીકેનો ભવ, ત્યાર પછી ( આ ) 'સૌધર્મ' દેવ તરીકેનો, ત્યાર બાદ ( ઇ ) મનુષ્યનો, પછીથી ( ઈ ) દેવનો અને અંતમા ( ઉ ) મનુષ્યનો એમ તેમના પાચ ભવો છે.

૪ ( અ ) વાસુદેવ તરીકેનું આયુષ્ય પૂર્ણ કરી તેઓ ( આ ) નીચે ત્રીજી પૃથ્વીએ-નરકે સિધાવ્યા છે ( આ જૈન માન્યતા છે, કેમકે દરેક વાસુદેવ અધોગામી-નરકગામી છે એવો તેનો સિદ્ધાન્ત છે, ખુદ **મહાવીરસ્વામી** પણ **ત્રિપૃષ્ઠ** વાસુદેવ તરીકેના તેમના ભવ પછી નરકે ગયા હતા ). ત્યાથી તેઓ ( ઇ ) મનુષ્ય તરીકે અવતરી, મરણ પામી ( ઈ ) વૈમાનિક દેવગતિમા પાચમા કલ્પમા અને ત્યાથી આ **ભારતવર્ષ**મા ગંગાદ્વારપુરના **જિતશત્રુ** રાજાના ( ઉ ) **અમમ** નામના પુત્ર-બારમા તીર્થંકર તરીકે ઉત્પન્ન થશે અને તે ભવમા તીર્થંકરનામકર્મના વિપાક-ઉદયનો અનુભવ કરી મોક્ષે જશે. આ હકીકતને **કમ્મ૦**ની **શ્રીયશોવિજયગણિ**કૃત ટીકા ( પત્રાક ૧૯૧ )ગત નિમ્ન-લિખિત ગાથા પુષ્ટિ આપે છે:—

" **नरयाउ नरभवम्मि देवो होऊण पचमे कप्पे ।**
**तत्तो चुओसमाणो बारसमो 'अमम'तित्थयरो ॥** "

સમ્યક્ત્વી હોઇ પાંચમે ભવે મોક્ષે જનારા છે એવું તાત્પર્ય નીકળે છે.

જો ક્ષાયિક સમ્યક્ત્વીએ પરભવનું આયુષ્ય બાંધ્યું ન હોય તો ચારે ગતિઓને સદાને માટે જલાંજલિ આપી–આયુષ્યબંધને પણ છેલ્લી સલામ ( good-bye ) કરી તે આયુષ્ય પૂર્ણ થતાં સર્વોત્કૃષ્ટ પંચમ ગતિને અર્થાત્ મુક્તિને પામે.

## ક્ષાયોપશમિક અને ક્ષાયિક સમ્યક્ત્વ વચ્ચે વિરોધ—

આપણે ૧૧૨ મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ જ્યારે ક્ષાયિક સમ્યક્ત્વ નિરંતર સ્થાયી છે અને ક્ષાયોપશમિક બહુ બહુ તો ચિરસ્થાયી છે અને મુક્તિમાં તો તેને માટે સ્થાન પણ નથી, ત્યારે શું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ક્ષાયિકને અટકાવનારૂં છે એવો સહજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આનો ઉત્તર હાકારમાં છે, કેમકે ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં મિથ્યાત્વ–મોહનીય જાતિના શુદ્ધ પુદ્ગલોનો અનુભવ થાય છે, જ્યારે ક્ષાયિકમાં તેનો કોઇ પણ રીતે સદ્ભાવ નથી, અરે એના અભાવમાં જ એની ઉત્પત્તિ છે. એટલે કે એક રીતે વિચારતાં અન્ધકાર અને પ્રકાશ જેટલું આ બેમાં અંતર છે. જેમ અન્ધકાર એ પ્રકાશનું આવરણ ગણાય છે તેમ ક્ષાયોપશમિકમાં ઉદયરૂપે મિથ્યાત્વ–મોહનીયના શુદ્ધ પુદ્ગલો યાને દર્શન–મોહનીયનો ઉદય હાજર હોવાથી તે વિશુદ્ધ દર્શનનું–ક્ષાયિક સમ્યક્ત્વનું આવરણ છે. આ ઉપરથી એ ફલિત થાય છે કે ક્ષાયોપશમિક મિથ્યાત્વ–જાતિનું હોવાથી તે વિઘ્નરૂપ છે. પરંતુ આ પરિસ્થિતિમાં એવી શંકા જરૂર ઉદ્ભવે કે મિથ્યાત્વ–જાતિથી આત્મ–શ્રદ્ધાનો સંભવ મનાય જ કેમ ? આનો ઉત્તર નિમ્ન–લિખિત બે ઉદાહરણો પૂરાં પાડે છે.

સૂક્ષ્મ [1]અભ્રકરૂપ આવરણથી આચ્છાદિત દીપક પણ થોડોક પ્રકાશ તો પાડી શકે છે એ નિર્વિવાદ વાત છે. એનું આ આવરણ દૂર થતાં વિશેષ પ્રકાશની આશા રાખવી સ્થાને છે. એવી રીતે થોડે અંશે મલિન એવા વસ્ત્રમાં મણિ ઢંકાયેલું હોય તોપણ તેનું તેજ સર્વથા ઢાંકયું ન જ રહે, તેની થોડીક પ્રભા પણ જણાય. આ મણિ સ્વચ્છ વસ્ત્રમાં આચ્છાદિત હોય તો એનું તેજ વિશેષ ઝળકી ઊઠે. વળી જો વસ્ત્ર જ કાઢી નાંખવામાં આવે, તો તેનો સંપૂર્ણ પ્રકાશ પડે, એ દેખીતી વાત છે. એવી રીતે પ્રસ્તુતમાં મિથ્યાત્વના પુદ્ગલોને શુદ્ધ બનાવતા–તેના અશુભ રસાદિ દૂર કરતા ક્ષાયોપશમિક ભાવ પ્રાપ્ત થતાં–શુદ્ધ પુદ્ગલોનો ઉદય થતાં આત્મધર્મરૂપ શ્રદ્ધાનનો અસ્ફુટ પ્રાદુર્ભાવ તો જરૂર થાય જ. અને તેમાં વળી જ્યારે આવા પુદ્ગલોનો સર્વથા ક્ષય થાય ત્યારે એટલે ક્ષાયિક ભાવમાં વર્તતા જીવને સર્વ પ્રકારે શ્રદ્ધાન ઉદ્ભવે એમાં કહેવું જ શું ?

---

પ્રવચન૦ ( પત્રાંક ૧૧૧ )મા તો નિમ્ન–લિખિત ગાથા દ્વારા શ્રીકૃષ્ણ વિજય નામના વીસમા તીર્થંકર થશે એવો ઉલ્લેખ છે:—

" दीवायणस्स जीवं, जसोहरं वंदिमो इगुणवीसं ।
कण्हजियं गयतण्हं, वीसइमं विजयमभिवंदे ॥ ४६७ ॥ "

૧ આને બદલે કેટલીક વાર અસ્વચ્છ જળને નિર્મળ બનાવનાર કતક ( નિર્મળીનાં બીઆ )નું દૃષ્ટાન્ત આપવામા આવે છે.

આથી સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય થતાં સમ્યક્ત્વ કેમ ઉદ્ભવે એ શંકાનું પણ નિરાકરણ થઇ જાય છે.

**સાસ્વાદન સમ્યક્ત્વ—**

સમ્યક્ત્વના (૧) ક્ષાયોપશમિક, (૨) ઔપશમિક અને (૩) ક્ષાયિક એમ ત્રણ પ્રકારો પડે છે એ વાત આપણે જોઇ ગયા. અત્ર સાસ્વાદન નામના ચોથા પ્રકારનો વિચાર કરવામાં આવે છે. "**सह आस्वादनेन वर्तते इति सास्वादनम्** " એટલે કે આસ્વાદન –કંઇક સ્વાદ સહિત વર્તે તે 'સાસ્વાદન' છે. પ્રસ્તુતમાં ઔપશમિક સમ્યક્ત્વથી [1]પતિત થઇ મિથ્યાદષ્ટિરૂપ પ્રથમ ગુણસ્થાનકે જતાં આ સમ્યક્ત્વ ઉદ્ભવે છે. જેમ કોઇ મનુષ્યને ગોળ ખાધા પછી તરત જ વમન ( ઉલટી ) થાય તો પણ તેને કંઇ ગળચટો પરંતુ અનિષ્ટ સ્વાદ લાગે તેમ ઔપશમિકથી પડીને મિથ્યાત્વે જતાં આ સમ્યક્ત્વનો કંઇક સ્વાદ રહી જાય. આવા સમ્યક્ત્વને 'સાસ્વાદન' કહેવામાં આવે છે. પ્રાકૃત ભાષામાં આ સમ્યક્ત્વને 'સાસાયણ' કહેવામાં આવે છે. આનું 'સાશાતન' એવું પણ સંસ્કૃત રૂપાન્તર થાય છે. એનો સામાન્ય અર્થ એ થાય છે કે આ=સમન્તાત્=સમસ્તપણે શાતન કરે=પાતન કરે=પાડે= મુક્તિ-માર્ગથી ભ્રષ્ટ કરે તે 'આશાતન' છે. પ્રસ્તુતમાં અનંતાનુબન્ધી કષાયોની મદદથી સમ્યક્ત્વ-માર્ગથી ભ્રષ્ટ કરે તે 'આશાતન' છે. [2]આવા આશાતનથી જે યુક્ત હોય તે 'સાશાતન' કહેવાય એ ન્યાય્ય છે.

**નામાન્તરો**

આનું 'સાસાદન' એવું પણ રૂપાન્તર થાય છે. એનો વ્યુત્પત્તિ-અર્થ **જીવસમાસ**ની શ્રી**હેમચન્દ્ર**સૂરિકૃત વૃત્તિ ( પૃ૦ ૭ ) માં નીચે મુજબ છે:—

" **आयम्—औपशमिकसम्यक्त्वलाभलक्षणं सादयति—अपनयतीति आसादनं, अनन्तानुबन्धिकषायवेदनमिति, नैरुक्तो यशब्दलोपः ।** "

અર્થાત્ ઔપશમિક સમ્યક્ત્વના લાભને દૂર કરે તે 'સાસાદન' છે.

**વેદક સમ્યક્ત્વ—**

ઉપર્યુક્ત સમ્યક્ત્વના ચાર પ્રકારોમાં 'વેદક' સમ્યક્ત્વ ઉમેરતાં તેના પાંચ ભેદો પડે છે.

---

૧ આ પતન દરમ્યાન બહુ જ ઓછો કાળ વ્યતીત થાય છે, કેમકે સાસ્વાદનનો ઉત્કૃષ્ટ કાળ છ આવલિકાનો છે આ વાત બાલજીવોના લક્ષ્યમા આવે તે માટે 'પર્વતના શિખર' ઉપરથી પડનારાનું દૃષ્ટાન્ત રજુ કરાય છે ( જુઓ શ્રીરત્નશેખરસૂરિકૃત **ગુણસ્થાનકમારોહ**નું ૧૧મું પદ્ય ). એના ઉપરથી ભોય પડતા જેટલી વાર લાગે, તેનાથી અતિશય અલ્પ કાળમા ઔપશમિક સમ્યક્ત્વનું વમન કરતો જીવ સાસ્વાદની થઇ મિથ્યાત્વી બને છે.

૨ **आ–समन्तात् शातयति–स्फोटयति औपशमिकसम्यक्त्वमिति आशातनं–अनन्तानुबन्धिकषायवेदनमेव** " ( પૃ૦ ૭ )

૧૦૭ મા પૃષ્ઠમાં દર્શાવી ગયેલા અશુદ્ધ, મિશ્ર અને શુદ્ધ એ ત્રણ પુંજોમાંથી અશુદ્ધ અને મિશ્ર એ બે પુંજોનો ક્ષય કર્યા પછી શુદ્ધ પુંજનો ક્ષય કરતી વેળાએ–તે ક્ષીણ થવાની તૈયારીમાં હોય, તેનો છેલ્લો ગ્રાસ વેદાઇ રહ્યો હોય, તે સમયના સમ્યક્ત્વને 'વેદક' કહેવામાં આવે છે.[1] અન્ય શબ્દોમાં કહીએ તો અનન્તાનુબન્ધી ચાર કષાયો, મિથ્યાત્વ–મોહનીય, મિશ્ર–મોહનીય અને સમ્યક્ત્વ–મોહનીય એ સાત પ્રકૃતિઓ પૈકી છ પ્રકૃતિઓનો આત્યન્તિક અન્ત આણ્યા બાદ સાતમી પ્રકૃતિને ક્ષીણ કરતાં કરતાં–ખપાવતાં ખપાવતાં જ્યારે સમ્યક્ત્વ–મોહનીયરૂપ અવશિષ્ટ પ્રકૃતિના છેલ્લા પુદ્ગલનો ક્ષય કરવો બાકી રહે તે સમયનું સમ્યક્ત્વ 'વેદક' છે. આ પછી એક જ સમયમાં 'ક્ષાયિક' સમ્યક્ત્વનો લાભ થાય છે. આથી આ સમ્યક્ત્વ પણ ક્ષાયિકની જેમ સંસારની અનાદિ કાળની મુસાફરી દરમ્યાન એક જ વાર પ્રાપ્ત થાય છે એ નિવેદન કરવું બાકી રહેતું નથી.

### વેદકનો અન્તર્ભાવ—

વેદક સમ્યક્ત્વની આ રૂપરેખા ઉપરથી સમજી શકાય છે કે એનો ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં અન્તર્ભાવ થાય છે, કેમકે ઔપશમિક અને ક્ષાયિક સમ્યક્ત્વોમાં તો પુદ્ગલના વેદનનો સર્વથા અભાવ છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો [2]સમ્યક્ત્વ–પુંજના પુદ્ગલોના અનુભવની દૃષ્ટિએ વેદક અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વો સમાન છે, પરંતુ વેદકમાં ઉદયમાં આવેલા અશેષ પુદ્ગલોનો અનુભવ રહેલો છે, જ્યારે ક્ષાયોપશમિકમાં તો ઉદયમાં આવેલા તેમજ નહિ આવેલા એવા ઉભય પ્રકારના પુદ્ગલોનો અનુભવ રહેલો છે. આથી કરીને પરમાર્થથી તો વેદક પણ ક્ષાયોપશમિક જ છે, કેમકે તેમાં ચરમ ગ્રાસ સિવાયના પુદ્ગલોનો ક્ષય થયેલો છે અને ચરમ ગ્રાસવર્તી પુદ્ગલોના મિથ્યાસ્વભાવને દૂર કરવા રૂપ ઉપશમનો સદ્ભાવ છે.

### ભવ–ભ્રમણમાં સમ્યક્ત્વનું સંપાદન—

ભવ્ય પ્રાણીને ઉપર્યુક્ત પાંચ પ્રકારના સમ્યક્ત્વ પૈકી કયું સમ્યક્ત્વ વધારેમાં વધારે કેટલી વાર પ્રાપ્ત થઇ શકે એ પ્રશ્ન વિચારીશું. ઔપશમિક અને એથી કરીને સાસ્વાદન સમ્યક્ત્વ પણ સમગ્ર ભવ–ભ્રમણ આશ્રીને વધારેમાં વધારે પાંચ વાર અર્થાત્ એક તો પ્રથમ સમ્યક્ત્વ મળવાના સમયે અને ત્યાર બાદ ચાર વાર ઉપશમ–શ્રેણિ ઉપર આરૂઢ થાય ત્યારે ચાર વાર એમ એકંદર પાંચ વાર જ મળે છે, જ્યારે એક જ ભવ આશ્રીને બે વાર પ્રાપ્ત થાય છે.[3] ક્ષાયોપશમિક સમ્યક્ત્વ અસંખ્ય વાર પ્રાપ્ત થાય છે, જ્યારે વેદક અને ક્ષાયિક તો એક જ વાર મળે છે.

---

૧ " वेद्यते–अनुभूयते शुद्धसम्यक्त्वपुञ्जपुद्गला अस्मिन्निति वेदकम् "
—જીવસમાસની મલ૦ શ્રીહેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ (પૃ૦ ૭૪)

૨ સર્વજ્ઞે પ્રરૂપેલા ધર્મને વિષે સાચી શ્રદ્ધા થવામા અપ્રતિબન્ધક હોવાથી ઉપચારથી આ શુદ્ધ પુજ 'સમ્યક્ત્વ–પુંજ' કહેવાય છે. જુઓ શ્રીદેવાનન્દસૂરિકૃત **સમયસાર**ની સ્વોપજ્ઞ ટીકા ( પત્રાંક ૩૫ ).

૩ આ વાત 'સાસ્વાદન' સમ્યક્ત્વને પણ લાગુ પડે છે.

## સમ્યક્ત્વની સ્થિતિ અને ગુણસ્થાનક—

| સમ્યક્ત્વ | સ્થિતિ | | ગુણસ્થાનક[1] |
|---|---|---|---|
| | જઘન્ય | ઉત્કૃષ્ટ | |
| ઔપશમિક | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત | ચોથાથી અગ્યારમા સુધી — એકંદર ૮ |
| સાસ્વાદન | ૧ સમય | ૬ આવલિકા | એ જ નામના દ્વિતીય ,, — ,, ૧ |
| ક્ષાયોપશમિક | અંતર્મુહૂર્ત | ૬૬ સાગરોપમથી કંઇક [2]અધિક | ચોથાથી સાતમા ,, — ,, ૪ |
| વેદક | ૧ સમય | ૧ સમય | ,, ,, — ,, ,, |
| ક્ષાયિક | અંતર્મુહૂર્ત | ૩૩ સાગરોપમથી કંઇક [3]અધિક, અથવા [4]અનન્ત કાળ | ચોથાથી ચૌદમા અને મુક્તિમા પણ ,, — ,, ૧૧ |

કયું સમ્યક્ત્વ કેટલા વખત સુધી રહે છે અર્થાત્ કયા સમ્યક્ત્વની કેટલી સ્થિતિ છે તેનો વિચાર કરતાં માલૂમ પડશે કે પ્રત્યેક સ્થિતિના જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે ભેદો પડે છે. આ પ્રશ્નની સાથે સાથે કયુ સમ્યક્ત્વ કયા ગુણસ્થાનકે હોય છે તેનું પણ સમાધાન ઉપરના કોષ્ઠક દ્વારા જોવાય છે.

---

૧ બધા મળીને ગુણસ્થાનકો ચૌદ છે. (૧) મિથ્યાદષ્ટિ, (૨) સાસાદન, સાશાતન કે સાસ્વાદન, (૩) મિશ્ર, (૪) અવિરત સમ્યગ્દષ્ટિ, (૫) દેશવિરતિ, (૬) પ્રમત્ત, (૭) અપ્રમત્ત, (૮) અપૂર્વકરણ, (૯) અનિવૃત્તિકરણ, (૧૦) સૂક્ષ્મસપરાય, (૧૧) ઉપશાન્તમોહ, (૧૨) ક્ષીણમોહ, (૧૩) સયોગિકેવલી અને (૧૪) અયોગિકેવલી.

૨ આગળ ઉપર વિચારવામા આવનારા દેવોના ભેદો પૈકી વૈમાનિક દેવોના કલ્પોપપન્ન દેવોમાંના બારમા દેવલોકના નિવાસીનુ ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૨ સાગરોપમનુ છે. ત્યા જે જીવ ત્રણ વાર ઉત્પન્ન થાય અથવા વૈમાનિક દેવો પૈકી કલ્પાતીત દેવોના વિજયાદિ ચાર વિમાનોમા બે વાર ઉત્પન્ન થાય તો તે દેવનુ ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરોપમનુ હોવાથી ૬૬ સાગરોપમ વીતી જાય પરતુ આયુષ્ય પૂર્ણ થતા દેવ ચ્યવીને ( દેવોના મરણને ચ્યવન કહેવામા આવે છે ) તરત જ નારકી કે દેવ તરીકે ઉત્પન્ન ન થાય એ વાતને લક્ષ્યમા રાખી વિચાર કરતા ‘ કંઇક અધિક કાળ ’ કેમ કહેવામા આવે છે તે સમજાય છે. આની સ્પષ્ટ સમજણ માટે **તત્ત્વાર્થ**-બૃહદ્વૃત્તિ ( પૃ૦ ૬૦ ) તરફ દૃષ્ટિપાત કરતા જણાય છે કે આ ભારતવર્ષમાં આઠ વર્ષનો માનવી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પામીને દીક્ષા ગ્રહણ કરી આઠ વર્ષ ન્યૂન પૂર્વકોટિ (૮૪ લાખ-

**[1]કયું સમ્યક્ત્વ સ્વભવનું જ, પર ભવનું જ કે ઉભય ભવનું હોઇ શકે ?—**

સામાન્ય રીતે સમ્યક્ત્વના ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એવા જે [2]ત્રણ પ્રકારો પડે છે તે પૈકી કયું સમ્યક્ત્વ સ્વભવાદિનું હોઇ શકે એ અવલોકીશું.

આ પ્રશ્નનો ઉત્તર યથાર્થ રીતે સમજાય તે માટે સ્વભવનું સમ્યક્ત્વ એટલે શું તે તરફ ઉડતી નજર ફેંકીએ. ધારો કે કોઇ મનુષ્ય તેના તે મનુષ્ય-ભવમાં કોઇ પ્રકારનું સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે-ઉપાર્જન કરે છે તો તેનું આ સમ્યક્ત્વ 'સ્વભવનું' ગણાય છે, પરંતુ જો તે પૂર્વ ભવના સમ્યક્ત્વ સહિત મનુષ્ય તરીકે જન્મ્યો હોય તો તે સમ્યક્ત્વ 'પરભવનું' કહેવાય છે.

અત્રે એ પણ ધ્યાનમાં રાખવું કે એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય તેમજ અસંજ્ઞી પંચેન્દ્રિયોને ક્ષાયોપશમિકાદિ ત્રણ પ્રકારના સમ્યક્ત્વ પૈકી એક પણ જાતનું સમ્યક્ત્વ સંભવતું જ નથી, ( જુઓ **સમયસાર**ની ટીકાનું ૩૭મું પત્ર અથવા **જીવસમાસ**ની ટીકાનું ૭૭મું પત્ર ) એટલે એ જીવોને ઉદ્દેશીને સ્વભવનું કે પરભવનું સમ્યક્ત્વ એવો વિચાર કરવાનો રહેતો નથી જ.[3] આથી આ સમગ્ર પ્રશ્નનો ઉત્તર [4]નિમ્ન-લિખિત કોષ્ઠક દ્વારા મળી શકે છે.

---

ને ૮૪ વડે ગુણે એટલા અર્થાત્ ૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦ ) વર્ષો દીક્ષા પાળી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સહિત વિજયાદિમા ઉત્પન્ન થાય અને ત્યા ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમની સ્થિતિવાળુ આયુષ્ય પૂર્ણ કરી ફરીથી મનુષ્ય થઇ પૂર્વોક્ત કથન પ્રમાણે દીક્ષા ગ્રહણ કરે અને મરીને તે જ વિમાનમા ઉત્પન્ન થાય અને ત્યા ઉત્કૃષ્ટ આયુષ્ય ભોગવી મનુષ્ય થાય અને દીક્ષા લે તો તેજ ભવમા તે મોક્ષે જાય. આ પ્રમાણે ૬૬ સાગરોપમ કાળ ઉપરાત ત્રણ પૂર્વકોટિ વિશેષ જેટલો વખત ક્ષાયોપશમિકની સ્થિતિ થાય

૩ 'અધિક' કહેવામા આવે છે તે મનુષ્ય-ભવ ઉદ્દેશીને છે.

૪ ક્ષાયિક સમ્યક્ત્વની સ્થિતિ સાદિ-અનન્ત છે કાળના (૧) અનાદિ-અનન્ત, (૨) સાદિ-અનન્ત (૩) અનાદિ-સાન્ત અને (૪) સાદિ-સાન્ત એવા ચાર પ્રકારો પૈકી આ બીજો પ્રકાર છે

૧ આ વિષય **પ્રવચન**૦ના ૧૪૯ મા દ્વારની વૃત્તિમા તથા **જીવસમાસ**ની વૃત્તિ (પૃ૦ ૭૬-૭૭)માં તેમજ **પ્રશ્નોત્તરસાર્ધશતક**મા પણ નજરે પડે છે.

૨ આ ત્રણે સમ્યક્ત્વોનો આ વર્તમાન પાચમા આરામા પણ સંભવ છે, પરંતુ ઉત્પત્તિ તો પૂર્વના બેની જ છે, કેમકે ક્ષાયિક સમ્યક્ત્વની ઉત્પત્તિ તો ચરમ તીર્થંકર શ્રી**મહાવીર**ના સમકાલીન મનુષ્યોને માટે જ બનાવવામા આવી છે. આ આરામા ક્ષાયિકનો સભવ કેમ હોઇ શકે એ પ્રશ્ન પૂછનારે શ્રી**દુષ્પ્રહસૂરિ**નું ઉદાહરણ યાદ કરવુ.

૩ બાદર પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતિકાય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય તેમજ અસંજ્ઞી તથા સંજ્ઞી પચેન્દ્રિયોને અપર્યાપ્ત અવસ્થામા સાસ્વાદન સમ્યક્ત્વ પરભવનુ સભવે છે, જ્યારે પર્યાપ્ત સજ્ઞી પંચેન્દ્રિયોને તાદ્ભવિક-સ્વભવનું હોય છે. કાર્મગ્રન્થિકોના અભિપ્રાય પ્રમાણે સૂક્ષ્મ એકેન્દ્રિય અને બાદર તેજસ્કાય અને વાયુકાયને વિષે સમ્યક્ત્વના લેશ સહિત કોઇની ઉત્પત્તિ નહિ હોવાથી એ જીવોને સાસ્વાદન હોતુ નથી. "**पुढविकाइयाणं पुच्छा, गोयमा ! पुढविकाइया नो सम्मदिट्ठी मिच्छादिट्ठी नोसम्मामिच्छदिट्ठी, एवं जाव वणप्फइकाइया**" એ **પ્રજ્ઞાપના**ના સૂત્ર અનુસાર તો પૃથ્વ્યાદિ એકેન્દ્રિયોને સાસ્વાદન હોતુ જ નથી.

૪ કાર્મગ્રન્થિકોની માન્યતા મુજબનુ આ કોષ્ટક છે.

| સંજ્ઞી પંચેન્દ્રિયો | ઔપશમિક | સ્વભવનું | ક્ષાયોપશમિક | સ્વ૦ | પર ભવનું | ઉભય ભવનું | ક્ષાયિક | સ્વ૦ | પર૦ | ઉભય૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્રથમ ત્રણ નરકોના જીવો | ,, | ,, | ,, | ,, | × | × | ,, | × | ,, | × |
| બીજી ત્રણ નરકોના જીવો | ,, | ,, | ,, | ,, | × | × | × | × | × | × |
| સાતમી નરકના જીવો | ,, | ,, | ,, | ,, | × | × | × | × | × | × |
| સંખ્યેય વર્ષાયુષ્યવાળા તિર્યંચો | ,, | ,, | ,, | ,, | × | × | × | × | × | × |
| અસંખ્યેય વર્ષા૦ તિર્યંચો | ,, | ,, | ,, | ,, | × | × | ,, | × | ,, | × |
| સંખ્યેય વર્ષા૦ મનુષ્યો | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| અસંખ્યેય વર્ષા૦ ,, | ,, | ,, | ,, | ,, | × | × | ,, | × | ,, | × |
| ભવનપતિ આદિ ત્રણ નિકાયો | ,, | ,, | ,, | ,, | × | × | × | × | × | × |
| વૈમાનિક | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | × | ,, | × |

આ યથાર્થ સમજાય તે માટે થોડુંક વિવેચન ઉમેરીશું.

(૧) ઔપશમિક સમ્યક્ત્વ સ્વભવનું જ હોય છે, કેમકે કોઇ પણ જીવ એક ગતિમાં ઉત્પન્ન થયેલા આ સમ્યક્ત્વ સહિત બીજી ગતિમાં જઇ શકતો નથી.[૧]

(૨) ક્ષાયોપશમિક સમ્યક્ત્વના સંબંધમા કર્મગ્રન્થકારો અને સૈદ્ધાન્તિકો વચ્ચે મત-ભેદ છે. કર્મગ્રન્થકારોની એવી બે વિશિષ્ટ માન્યતા છે કે (અ) તિર્યંચ કે મનુષ્ય એ બેમાંથી કોઇ પણ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ **સહિત** તો વૈમાનિક ગતિ સિવાય અન્યત્ર જતા જ નથી. તેમજ (આ) ચાર ગતિઓ પૈકી કોઇ પણ ગતિમાંનો જીવ ક્ષાયોપશમિક સમ્યક્ત્વને સાથે લઇને તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થતો નથી.[૨]

---

૧ આ સંબંધમા ચોથા કર્મગ્રન્થ ( ગા૦ ૧૪ ) ની ટીકામા સૂચવ્યા મુજબ એવો મત-ભેદ છે કે ઉપશમ-શ્રેણિમાં મરણ પામી અનુત્તર વિમાનમા ઉત્પન્ન થયેલા દેવને અપર્યાપ્ત અવસ્થામા પરભવનું ઔપશમિક સમ્યક્ત્વ હોય છે.

૨ છઠ્ઠા કર્મગ્રન્થની નિમ્ન-લિખિત ગાથાઓ તરફ નજર કરતાં સમજાય છે કે અપર્યાપ્ત અવસ્થામા તિર્યંચને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ હોય છે.

" **तिन्नेव य बावीसे, इगवीसे अट्ठवीस सत्तरसे ।**
**छच्चेव तेरनवबंधएसु पंचेव ठाणाणि ॥ २३ ॥** "
" **नवपणगोदयसंता, तेवीसे पन्नवीस छव्वीसे ।**
**अट्ठ चउरट्ठवीसे नव सगि गुणतीस तीसम्मि ॥ ३१ ॥** "

આ પ્રસંગે આ ઉપરાંત બીજા બે નિયમો કે જે સર્વમાન્ય છે-સૈદ્ધાન્તિકોને તેમજ કર્મ-ગ્રન્થકારોને પણ સંમત છે, તેનો ઉલ્લેખ કરવો આવશ્યક હોવાથી તે નીચે મુજબ આપવામાં આવે છે—

(ઇ) અસંખ્યેય વર્ષના આયુષ્યવાળા મનુષ્યો સ્વર્ગ કે નરક ગતિમાંથી આવેલા હોતા નથી.

(ઈ) નારક મરીને તરત જ નરક કે દેવ-ગતિમાં ઉત્પન્ન થતા નથી; તેવી જ રીતે દેવ પણ ચ્યવીને દેવ કે નારક તરીકે તરત જ ઉત્પન્ન થતા નથી. આથી એ તાત્પર્ય નીકળે છે કે નારક અને દેવો મરણ બાદ તરત જ મનુષ્ય કે તિર્યંચ તરીકે જ જન્મે છે તેમજ નરકમાં અને સ્વર્ગમાં જનારા જીવો મનુષ્યો કે તિર્યંચો જ છે.

ક્ષાયોપશમિકની ઉત્કૃષ્ટ સ્થિતિ ૬૬ સાગરોપમથી કંઇક અધિક છે તેમજ કોઇ પણ જીવનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરોપમથી વધારે નથી એ વાત ધ્યાનમાં લેતાં ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પરભવનું હોઇ શકે એ નિર્વિવાદ વાત છે. કર્મગ્રન્થકારોના મત પ્રમાણે આ સમ્યક્ત્વના સ્વભવાદિનો પ્રથમ વિચાર કરીશું.

નરકના જીવોને સ્વભવનુંજ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ હોઇ શકે, પરભવનું હોઇ શકેજ નહિ એ વાત (ઈ) અને (અ) નિયમોથી સિદ્ધ થાય છે. કેમકે (ઈ) નિયમ અનુસાર નારક જીવો પૂર્વ ભવમાં મનુષ્ય કે તિર્યંચ જ હોવા જોઇએ અને એ બેમાંથી કોઇ પણ જીવ (અ) નિયમ પ્રમાણે નરકમાં ઉત્પન્ન થાય નહિ એથી કરીને નારકનું ક્ષાયોપશમિક પરભવનું સંભવી શકેજ નહિ.

એવી રીતે (અ) અને (ઇ) નિયમોને લઇને દેવોના ચાર નિકાયો પૈકી ભવનપતિ વ્યન્તર અને જ્યોતિષ્ક એ દેવોને તેમજ (ઈ) અને (આ) નિયમ અનુસાર અસંખ્યેય વર્ષના આયુષ્યવાળા મનુષ્યો અને તિર્યંચોને પણ પરભવનું ક્ષાયોપશમિક સંભવે નહિ.

કાર્મગ્રન્થિકના સિદ્ધાન્ત મુજબ વૈમાનિક દેવો અને સંખ્યેય વર્ષના આયુષ્યવાળા સંજ્ઞી માનવો એ બે જ વર્ગમાં પર-ભવનું ક્ષાયોપશમિક સંભવે છે.

સિદ્ધાન્તકારોની ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સંબંધી માન્યતા વિચારીએ. તેમના અભિપ્રાય અનુસાર સાત નરકો પૈકી પ્રથમની છ નરકો સુધીના જીવોનું સમ્યક્ત્વ સ્વભવનુ યા પરભવનું એટલે બંને પ્રકારનું પણ હોઇ શકે છે, જ્યારે સાતમી નરકના જીવોનું સમ્યક્ત્વ સ્વભવનું જ હોય છે. ચારે નિકાયના દેવોનું, સંજ્ઞી તિર્યંચોની તેમજ સંજ્ઞી મનુષ્યોનું સમ્યક્ત્વ બંને પ્રકારનું હોય છે.[1]

૧ આ ઉપરથી એટલું તો સહેલાઇથી જોઇ શકાય છે કે સ્વભવના ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સંબંધી સૈદ્ધાન્તિકો તેમજ કાર્મગ્રન્થિકો વચ્ચે મત-ભેદ નથી. ઔપશમિક સમ્યક્ત્વના જે જે અધિકારીઓ છે, તે તે અર્થાત્ સર્વ પ્રકારના સંજ્ઞી પંચેન્દ્રિયો આના પણ અધિકારી છે. કેમકે પ્રાથમિક ઔપશમિક બોધિની પ્રાપ્તિ પછી અંતર્મુહૂર્ત કાળમાં જ એના અધિકારીઓને આનો લાભ થાય છે અને વિશેષમાં ઔપશમિક ભાવમાં તો કોઇનું મરણ થતું જ નથી. એ વાત તૃતીય કર્મગ્રન્થની નિમ્ન-લિખિત—

" उवसमि वट्टंता, आउ न बंधंति तेण अजयगुणे ।
देवमणआउहीणो, देसाइसु पुण सुराउ विणा ॥ "

—૨૧ મી ગાથા ઉપરથી ફલિત થાય છે.

(૩) ક્ષાયિક સમ્યક્ત્વ મનુષ્યગતિ સિવાય અન્યત્ર સ્વભવનું હોતું જ નથી. વિશેષમાં સાત નરકોમાંની છેલ્લી ચાર નરકોના જીવોને, સંખ્યેય વર્ષના આયુષ્યવાળા તિર્યંચોને તેમજ ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષ્ક એ ત્રણ પ્રકારના દેવોને ક્ષાયિક સમ્યક્ત્વનો કોઇ પણ રીતે સંભવ નથી એવો નિયમ છે. આથી કરીને પ્રથમની ત્રણ નરકના જીવોનું, અસંખ્યેય વર્ષના આયુષ્યવાળા તિર્યંચોનું તથા મનુષ્યોનું તેમજ વૈમાનિક દેવોનું સમ્યક્ત્વ પરભવનું જ હોઇ શકે. સંખ્યેય વર્ષના આયુષ્યવાળા સંજ્ઞી મનુષ્યોને સ્વભવનું અને પરભવનું એમ ઉભય પ્રકારનું હોય છે.

**સમ્યક્ત્વના પ્રતિબન્ધક પરત્વે મત-ભેદ—**

કર્મગ્રન્થ વગેરેમાં ખાસ કરીને મિથ્યાત્વ–મોહનીયના ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષયથી ઉદ્ભવતા સમ્યક્ત્વને ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એવી સંજ્ઞા આપેલી છે. આ ઉપરથી તેમના મતમાં મિથ્યાત્વ–મોહનીયાદિને સમ્યક્ત્વના પ્રતિબન્ધક માનવામાં આવેલ હોય એમ જણાય છે. પરંતુ અપાયાંશને સમ્યક્ત્વ કહેવામાં આવે છે એ હકીકત તરફ ધ્યાન આપતાં દર્શન-મોહનીયને સમ્યક્ત્વનું આવારક ગણવું તે યોગ્ય લાગતું નથી. અલબત જેમ કેવલજ્ઞાનની ઉત્પત્તિ થવામાં મોહનીયનો ક્ષય આવશ્યક છે, આ ક્ષય થાય ત્યાર પછી જ કેવલજ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે તેમ પ્રસ્તુતમાં પણ મોહનીય કર્મના અવાંતર ભેદો પૈકી મિથ્યાત્વાદિનો ઉપશમાદિ થાય ત્યારે જ તથાવિધ સમ્યક્ત્વનો પ્રાદુર્ભાવ થાય છે. આ પ્રમાણે કેવલજ્ઞાનના તેમજ સમ્યક્ત્વના પ્રાદુર્ભાવમાં મોહનીયનો અસત નિમિત્ત–કારણ છે, એ વાત સાચી છે; પરંતુ જેમ કોઈ પણ બુદ્ધિશાળીએ કેવલજ્ઞાનના આવારક તરીકે મોહનીયને ગણ્યું નથી, કેવલજ્ઞાનાવરણીય કર્મને જ ગણ્યુ છે, તેમ સમ્યક્ત્વ પરત્વે પણ મતિજ્ઞાનાવરણીય કર્મને જ આવારક ગણવું જોઇએ.

અત્ર એ સ્ફુટ કરવું અનાવશ્યક નહિ લેખાય કે અનન્તાનુબન્ધી કષાયો વગેરેનો ઉપશમ થવાથી યથાયોગ્ય જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય છે અને તેમ થતાં જે સમ્યક્ત્વ ઉદ્ભવે છે, તેને પરની અપેક્ષાએ 'ઔપશમિક' કહેવામાં આવે છે; બાકી તેના પોતાના આવરણના ક્ષયોપશમને ધ્યાનમાં લેતાં તે 'ક્ષાયોપશમિક' કહેવાય છે. આ પ્રકારનું કથન સ્વકપોલકલ્પિત નથી પરંતુ તે **કલ્પભાષ્ય** તથા **તત્ત્વાર્થ**–બૃહદ્વૃત્તિ (પૃ૦ ૬૧–૬૨) વગેરેના આધારે સૂચવવામાં આવે છે.

**સમ્યક્ત્વના પ્રકારો—**

શાસ્ત્રમાં સમ્યક્ત્વના વિવિધ પ્રકારો બતાવ્યા છે. જેમકે સમ્યક્ત્વના એક, બે, ત્રણ, ચાર, પાંચ અને દશ એમ ભેદો પડી શકે છે. તત્ત્વાર્થમાં શ્રદ્ધાનરૂપ લક્ષણવાળું સમ્યક્ત્વ તે એક પ્રકારનું છે.

સમ્યક્ત્વના બે પ્રકારો ચાર રીતે પડે છેઃ (૧) નિસર્ગ–સમ્યક્ત્વ અને અધિગમ–સમ્યક્ત્વ, (૨) નિશ્ચય–સમ્યક્ત્વ અને વ્યવહાર–સમ્યક્ત્વ; (૩) દ્રવ્ય–સમ્યક્ત્વ અને ભાવ–સમ્યક્ત્વ; અને (૪) પૌદ્ગલિક સમ્યક્ત્વ અને અપૌદ્ગલિક ( આત્મિક ) સમ્યક્ત્વ.

સમ્યક્ત્વના ત્રણ પ્રકારો બે પ્રકારે પડે છેઃ—( ૧ ) ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક; અને ( ૨ ) કારક, રોચક અને દીપક.

સમ્યક્ત્વના ચાર પ્રકારો અને પાંચ પ્રકારો તો ત્રિવિધ સમ્યક્ત્વના પ્રથમ પ્રકારમાં સાસ્વાદન અને વેદકની ગણના કરતાં ઉદ્ભવે છે.

સમ્યક્ત્વના દશ ભેદો બે રીતે પડે છે: એક તો ક્ષાયોપશમિક, ઔપશમિક, સાસ્વાદન, વેદક અને ક્ષાયિક એ પાંચે પ્રકારનાં સમ્યક્ત્વો નિસર્ગ તેમજ અધિગમથી ઉત્પન્ન થઇ શકે છે એટલે એ દૃષ્ટિએ આ દરેકના બે બે ભેદો પડતાં સમ્યક્ત્વના દશ ભેદો થાય છે.[1] બીજી રીતે એના દશ ભેદો પડે છે. જેમકે (૧) નિસર્ગ–રૂચિ, (૨) ઉપદેશ–રૂચિ, (૩) આજ્ઞા–રૂચિ, (૪) સૂત્ર–રૂચિ, (૫) બીજ–રૂચિ, (૬) અધિગમ–રૂચિ, (૭) વિસ્તાર–રૂચિ, (૮) ક્રિયા–રૂચિ, (૯) સંક્ષેપ–રૂચિ અને (૧૦) ધર્મ–રૂચિ.

**પ્રકારોની સ્થૂળ વ્યાખ્યા—**

ઉપર્યુક્ત પ્રકારો પૈકી જેનું સ્વરૂપ પૂર્વે વિચારવામાં આવ્યું નથી તેની ક્રમશઃ સ્થૂળ વ્યાખ્યા આપવી અપ્રાસંગિક નહિ ગણાય. સૌથી પ્રથમ નિશ્ચય–સમ્યક્ત્વ એટલે શું તે જોઇ લઇએ, કેમકે નૈસર્ગિક અને આધિગમિક સમ્યક્ત્વોનું સ્વરૂપ આપણે વિચારી ગયા છીએ.

**નૈશ્ચયિક અને વ્યાવહારિક સમ્યક્ત્વ**

દેશ, કાલ અને સંહનનને અનુરૂપ યથાશક્તિ સંયમના અનુષ્ઠાનરૂપ સમગ્ર મુનિ–વૃત્ત (ચારિત્ર) તે 'નૈશ્ચયિક' સમ્યક્ત્વ છે; જ્યારે 'વ્યાવહારિક' સમ્યક્ત્વ ઉપશમાદિ લિંગથી લક્ષિત આત્માનો શુભ પરિણામ છે એટલુંજ નહિ; કિન્તુ આર્હત શાસન પ્રતિ પ્રીતિ ઇત્યાદિ સમ્યક્ત્વના હેતુ પણ છે. અત્ર કાર્યમાં કારણનો ઉપચાર કરવામાં આવે છે, કારણ કે આવા હેતુ પણ પરંપરાએ મોક્ષની પ્રાપ્તિમાં કારણભૂત બને છે. કહ્યું પણ છે કે—

**"[2]जं मोणं तं सम्मं, जं सम्मं तमिह होइ मोणं तु ।**
**निच्छयओ इयरस्स उ, सम्मं सम्मत्तहेऊ वि ॥ १ ॥"**

—**પ્રવચન**૦ની વૃત્તિ (પત્રાંક ૨૮૧)

આ દ્વિવિધ સમ્યક્ત્વ સંબંધી એમ પણ નિર્દેશ થઇ શકે છે કે જ્ઞાન, દર્શન, ચારિત્ર ઇત્યાદિ આત્માના શુદ્ધ પરિણામને 'નિશ્ચય–સમ્યક્ત્વ' સમજવું. આત્મા અને તેના ગુણ સર્વથા જુદા નથી, પરિણામે અનન્ય છે, એક છે, કેમકે અભેદ પરિણામે પરિણત આત્મા તે તદ્ગુણરૂપ કહેવાય જ. જેવું જાણ્યું તેવો જ ત્યાગ–ભાવ જેને હોય અને શ્રદ્ધા પણ તદનુરૂપ હોય તેવા સ્વરૂપોપયોગી જીવનો આત્મા તે જ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે. આત્મા રત્નત્રયાત્મક અભેદ ભાવે દેહમાં રહેલો છે, માટે રત્નત્રયના શુદ્ધ ઉપયોગે વર્તતા જીવને 'નિશ્ચય–સમ્યક્ત્વ' કહેવાય.

---

૧ જુઓ **પ્રવચન**૦ની વૃત્તિ (પત્રાંક ૨૮૩).

૨ છાયા—

यद् मौनं तत् सम्यक्त्वं यत् सम्यक्त्वं तदिह भवति मौनमेव ।
निश्चयस्य इतरस्य तु सम्यक्त्वहेतुरपि सम्यक्त्वम् ॥

[1]શ્રમણ(મુનિ)–દર્શન, જિન–મહોત્સવ, તીર્થ-યાત્રા ઇત્યાદિ શુભ હેતુથી ઉત્પન્ન થતા સમ્યક્ત્વને 'વ્યવહાર સમ્યક્ત્વ' કહેવાય.

**[2]દ્રવ્ય–સમ્યક્ત્વ અને ભાવ–સમ્યક્ત્વ—**

વીતરાગે–સર્વજ્ઞે–જિનેશ્વરે પ્રરૂપેલા તત્ત્વોનો પરમાર્થ જાણ્યા વિના તે સત્ય જ હોવાની શ્રદ્ધા રાખનારા જીવોનું સમ્યક્ત્વ 'દ્રવ્ય–સમ્યક્ત્વ' છે, જ્યારે જીવાદિ સાત પદાર્થોનો નય, [3]નિક્ષેપ, સ્યાદ્વાદ ઇત્યાદિ શૈલી પૂર્વક પરમાર્થ જાણનારાનું સમ્યક્ત્વ 'ભાવ–સમ્યક્ત્વ' છે.

**પૌદ્ગલિક અને અપૌદ્ગલિક સમ્યક્ત્વો—**

આપણે પૂર્વે જોઇ ગયા તેમ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ એ પૌદ્ગલિક સમ્યક્ત્વ છે, જ્યારે ઔપશમિક અને ક્ષાયિક એ બંને અપૌદ્ગલિક–આત્મિક સમ્યક્ત્વો છે.

**કારક સમ્યક્ત્વ—**

વીતરાગ પ્રભુએ જેવો અનુષ્ઠાન–માર્ગ પ્રકાશ્યો છે, તે માર્ગે ચાલનારાનું સમ્યક્ત્વ 'કારક' કહેવાય છે. અર્થાત્ યથાર્થ તત્ત્વ–શ્રદ્ધાન પૂર્વક આગમોક્ત શૈલી અનુસાર વ્રતાદિ કરનારા વિશુદ્ધ ચારિત્રવાન્ આ સમ્યક્ત્વના અધિકારી છે.

**રોચક સમ્યક્ત્વ—**

શ્રીજિનેશ્વરનાં વચનોને વિષે પૂરેપૂરી શ્રદ્ધા રાખે–તેને વિષે રૂચિ હોય એટલું જ નહિ, પરંતુ જિનોક્ત ધર્મ પ્રમાણે ક્રિયાઓ કરવાની અભિલાષા પણ હોય, પરંતુ ભારે કર્મી હોવાથી તેવી ક્રિયાઓ–તેવાં અનુષ્ઠાનો ન કરી શકે, તે જીવનું સમ્યક્ત્વ 'રોચક' કહેવાય છે. આ સમ્યક્ત્વ અવિરત સમ્યગ્દૃષ્ટિને હોય છે. દાખલા તરીકે શ્રેણિક નરેશ્વરને આવું સમ્યક્ત્વ હતું.

---

૧ આની વ્યાખ્યા કરતાં **દશવૈકાલિક–નિર્યુક્તિ**માં કહ્યું પણ છે કે—

"तो समणो जइ सुमणो, भावेण य जइ न होइ पावमणो ।
सयणे य जणे य समो, समो उ माणावमाणेसु ॥ १५६ ॥"
[ ततः श्रमणो यदि सुमनाः भावेन च यदि न भवति पापमनाः ।
स्वजने च जने च समः समस्तु मानापमानयोः ॥ ]

न्यायाo શ્રી**યશોવિજય**ગણિકૃત **જ્ઞાનસાર**ના ૧૩ મા **મૌનાષ્ટક**માં પણ કહ્યું છે કે—

"मन्यते यो जगत्तत्त्वं, स मुनिः परिकीर्तितः ।
सम्यक्त्वमेव तन्मौनं, मौनं सम्यक्त्वमेव च ॥ १ ॥"

૨ કેટલાકો દ્રવ્યનો અર્થ પુદ્ગલ અને ભાવનો અર્થ પરિણામ કરી ક્ષાયોપશમિક સમ્યક્ત્વને 'દ્રવ્ય–સમ્યક્ત્વ' તરીકે અને ઔપશમિક તથા ક્ષાયિકને 'ભાવ–સમ્યક્ત્વ' તરીકે ઓળખાવે છે, તો શું તે વાત સત્ય છે ?

૨ આનું સ્વરૂપ આ ઉલ્લાસમાં વિચારાશે.

**દીપક સમ્યક્ત્વ—**

પોતે મિથ્યાદૃષ્ટિ કે અભવ્ય હોવા છતાં અન્ય ભવ્ય જીવોને ઉપદેશાદિક દ્વારા યથાર્થ માર્ગ તરફ રૂચિવાળા બનાવે—અન્ય જીવો ઉપર જીવાદિ તત્ત્વોનો યથાર્થ પ્રકાશ પાડે, તે જીવનું સમ્યક્ત્વ ' દીપક ' કહેવાય છે.[1]

અત્ર એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જે જીવ પોતે મિથ્યાદૃષ્ટિ હોય તેને સમ્યક્ત્વધારી કહેવો તે શું વિરોધાત્મક કથન નથી ? આનો ઉત્તર એ છે કે આવો જીવ અન્ય જીવને સમ્યક્ત્વના સંપાદનમાં કારણભૂત હોવાથી કારણમાં કાર્યનો ઉપચાર કરી આવા જીવને ' સમ્યક્ત્વી 'નો ઇલકાબ અપાય છે. આ દીપક સમ્યક્ત્વધારીને ' મસાલચી ' ( મસાલ ધરનાર )ની ઉપમા આપી શકાય તેમ છે, કેમકે જેમ મસાલચી પોતાના હાથમાં બળતી—પ્રકાશ પાડતી ' મસાલ ' હોવા છતાં પોતે તો અંધારામાં જ રહે છે[2] અર્થાત્ તે મસાલ વડે તે અન્ય જીવો ઉપર જ, નહિ કે પોતાના ઉપર પ્રકાશ પાડે છે, તેવી રીતે આ દીપક સમ્યક્ત્વી જિનોક્ત તત્ત્વોને વિષે અંતરંગ શ્રદ્ધાનથી રહિત હોવા છતાં પણ અન્ય જીવોના ઘટમા શ્રદ્ધાન પ્રકટાવે છે—તેમને યથાર્થ રૂચિ—શ્રદ્ધાન ઉત્પન્ન કરાવે છે. આ પ્રમાણે તે શાસનની ઉન્નતિનું કાર્ય કરતો હોવાથી તેને ઉપચારથી સમ્યક્ત્વી કહેવો તે પણ શું વધારે પડતું છે ?

**સમ્યક્ત્વના દશ પ્રકારો:—**

(૧) નિસર્ગ—રૂચિ એટલે જિનેશ્વરે પ્રરૂપેલાં તત્ત્વો પ્રતિ સ્વાભાવિક અભિલાષ. પરના ઉપદેશ વિના જાતિસ્મરણ કે પોતાની પ્રતિભાશાળી મતિ અનુસાર જીવાદિ તત્ત્વોને વિષે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ભેદો પૂર્વક અથવા નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર ભેદો પૂર્વક શ્રદ્ધા રાખવી તે ' નિસર્ગ—રૂચિ ' છે.

( ૨ ) ઉપદેશ—રૂચિ એટલે પરના—છદ્મસ્થ કે સર્વજ્ઞ ગુરૂના ઉપદેશથી ઉદ્ભવેલી જીવાદિ તત્ત્વવિષયક રૂચિ.

( ૩ ) આજ્ઞા—રૂચિ એટલે વિવક્ષિત અર્થના બોધ વિના જિનેશ્વરની આજ્ઞા—પ્રવચનમાં જે ફરમાન કરવામાં આવ્યું છે તેને જ સત્ય માની—જરા પણ કદાગ્રહ કર્યા સિવાય તત્ત્વને વિષે **માષતુષ** મુનિશ્રીની જેમ અભિરૂચિ રાખવી તે.

( ૪ ) સૂત્ર—રૂચિ એટલે **આચારાદિ** અંગપ્રવિષ્ટ અને **આવશ્યક, દશવૈકાલિક** વગેરે અંગબાહ્ય સૂત્રો જાણવાથી **ગોવિન્દ** વાચકની પેઠે ઉદ્ભવતી રૂચિ.

( ૫ ) બીજ—રૂચિ એટલે એકનો બોધ થતાં અનેકનો બોધ થાય એવાં વચનોને વિષે

---

૧ આવું સમ્યક્ત્વ શ્રીઅંગારમર્દકાચાર્યને હતું.

૨ આના સમર્થનાર્થે નિમ્ન—લિખિત ઉલ્લેખ રજુ કરવો અપ્રાસંગિક નહિ ગણાય:—

" પંડિત ભયે મસાલચી, બાતાં કરે બનાય;
ઓરનકુ ઉજાલા કરે, આપ અંધેરે જાય. "

રૂચિ. અર્થાત્ જેમ જળના એક પ્રદેશમાં રહેલું તેલનું બિન્દુ સમગ્ર જળનું આક્રમણ કરે છે તેમ એક દેશમાં ઉત્પન્ન થયેલી રૂચિ શેષ અનેક તત્ત્વોમાં રૂચિરૂપ બને. જેમ એક બીજ અનેક બીજોને ઉત્પન્ન કરે છે, તેમ કોઇ એક પદને વિષે ઉદ્ભવેલી રૂચિ અન્ય પદોમાં પણ રૂચિરૂપ બને તે.

( ૬ ) અધિગમ–રૂચિ એટલે **આચારાદિ** અંગો, **ઔપપાતિકાદિ** ઉપાંગો, ઉત્તરાધ્યયનાદિ પ્રકીર્ણકો વગેરે આગમોનો અર્થ જાણ્યા બાદ તત્ત્વોને વિષે રૂચિ.

( ૭ ) વિસ્તાર–રૂચિ એટલે ધર્માસ્તિકાયાદિ સમગ્ર દ્રવ્યોનો અને તેના પર્યાયોનો યથાયોગ્ય પ્રત્યક્ષાદિ પ્રમાણો તેમજ નૈગમાદિ નયો વડે બોધ થવાથી ઉત્પન્ન થતી રૂચિ. આ અતિશય નિર્મળ રૂચિ છે.

( ૮ ) ક્રિયા–રૂચિ એટલે સમુચિત સંયમના અનુષ્ઠાનોને વિષે રૂચિ–જ્ઞાનાદિ આચારોના અનુષ્ઠાનો કરવાની રૂચિ.

( ૯ ) સંક્ષેપ–રૂચિ એટલે જેને પરદર્શન માત્રનું જ્ઞાન નથી તેમજ જે જિન–વચનથી પણ પરિચિત નથી અર્થાત્ જેણે કોઇ પણ પદાર્થનું વિસ્તૃત જ્ઞાન મેળવ્યું નથી એવાની રૂચિ. દાખલા તરીકે ઉપશમાદિ ત્રણ પદો વડે તત્ત્વ–રૂચિને પામનાર **ચિલાતીપુત્ર**.

(૧૦) [1]ધર્મ–રૂચિ એટલે ધર્માસ્તિકાયાદિના ધર્મો અથવા જિનેન્દ્રપ્રરૂપિત શ્રુતના ધર્મોને કે ચારિત્રના ધર્મોને વિષે રૂચિ. અર્થાત્ ધર્માસ્તિકાયાદિના ગતિ–સ્વભાવાદિને તથા અંગપ્રવિષ્ટ આગમોમાં વર્ણવેલા શ્રુત–ધર્મને તથા સામાયિકાદિ ચારિત્ર–ધર્મને તીર્થંકર પરમાત્માએ પ્રરૂપેલાં છે એમ જાણી તેને વિષે શ્રદ્ધા રાખવી તે

**સમ્યક્ત્વનાં શમાદિ પાંચ લિંગો ( લક્ષણો )—**

આપણે ૬૯ મા તથા ૭૧ મા પૃષ્ઠમાં જે સમ્યક્ત્વનાં લક્ષણો વિચારી ગયા તે પૈકી કેટલાકમાં શમાદિ લિંગો–લક્ષણો વિષે નિર્દેશ કરવામાં આવ્યો છે. આથી તેની થોડી પણ રૂપરેખા જાણવાની અભિલાષા થાય એ સ્વાભાવિક છે. આને તૃપ્ત કરવા માટે પ્રથમ તો **યોગશાસ્ત્ર**ના દ્વિતીય પ્રકાશમાંના નિમ્ન–લિખિત પદ્ય દ્વારા લિંગોનાં નામો જોઇ લઇએ.

" **शम-संवेग-निर्वेदा-ऽनुकम्पा-ऽऽस्तिक्यलक्षणैः ।**
**लक्षणैः पञ्चभिः सम्यक्, सम्यक्त्वमुपलक्ष्यते** ॥ १५ ॥ "

અર્થાત્ (૧) શમ, (૨) સંવેગ, (૩) નિર્વેદ, (૪) અનુકમ્પા અને (૫) આસ્તિકતાનાં લક્ષણો રૂપ પાંચ લક્ષણોથી રૂડી રીતે સમ્યક્ત્વ ઓળખાય છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે જે વ્યક્તિમાં આ પાંચ લક્ષણોનો–લિંગોનો સદ્ભાવ હોય, તે

---

૧ આ દશ ભેદો પૈકી કેટલાકનો નિસર્ગ–રૂચિ અને ઉપદેશ–રૂચિમાં અથવા અધિગમ–રૂચિમાં અન્તર્ભાવ થઇ શકે તેમ છે, પરંતુ બાળ જીવોને ઉદ્દેશીને આ પ્રમાણે ભેદો પાડવામાં આવ્યા છે. જુઓ પ્રવચનની વૃત્તિ ( પત્રાંક ૨૮૪ ).

વ્યક્તિ જરૂર જ સમ્યક્ત્વથી અલંકૃત હોય જ, પરંતુ આથી એમ સમજવાનું નથી કે જેણે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું હોય તેનામાં આ શમાદિ હોય જ.[1]

**શમ—**

શમ એટલે પ્રથમ યાને ઉપશમ. અનન્તાનુબન્ધી કષાયોના અનુદયને અર્થાત જે અવસ્થામાં [2]અનન્તાનુબન્ધી કષાયોનો ઉદય ન હોય, તેને 'શમ' કહેવામાં આવે છે. આ શમની ઉત્પત્તિ બે પ્રકારે સંભવે છેઃ એક તો સ્વભાવથી અને બીજી કષાયોના કટુ ફળ જોઇને તીવ્ર કષાયોનો ઉદય ન થાય તેવો પ્રયત્ન કરવાથી.

**શમની ઉત્પત્તિ**

**શમની અન્ય વ્યાખ્યાઓ—**

શ્રીદેવગુપ્તસૂરિપ્રણીત નવતત્ત્વપ્રકરણની **सम्मं च मोक्खबीयं०** એ ગાથાના ભાષ્યમાં નવાંગીવૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિ કથે છે કે—

" [3]पसमो संवेगो वि य, निव्वेय दया उ तह य अत्थिक्कं ।
इह पसमो पढमिल्लुय-कसायविसओ मुणेयव्वो ॥ २ ॥
तत्ताइसु दोसाई-विसयं पसमं भणंति किल एगे ।
अन्ने उ उवसमं तं, विसयतिसाकोहकंडूणं ॥ ३ ॥ "

અર્થાત પ્રશમ, સંવેગ, નિર્વેદ, દયા (અનુકમ્પા) અને આસ્તિક્ય (એ સમ્યક્ત્વનાં પાંચ લક્ષણો છે). એમાં પ્રશમ તે પ્રથમ ( અનન્તાનુબન્ધી ) કષાય સંબંધી જાણવો ( આ વાતનો આપણે ઉપર નિર્દેશ કરી ગયા છીએ). તત્ત્વાદિને વિષે દ્વેષાદિવિષયક ( અર્થાત્ તત્ત્વોને વિષે દ્વેષ ન રાખવો અને અતત્ત્વોને વિષે રાગ ન કરવો તે )ને કેટલાક આચાર્યો 'પ્રશમ' કહે છે. વળી બીજા કેટલાક આચાર્યો તો વિષયની તૃષ્ણા અને ક્રોધની ખર્જના ( ખુજળી )ના ઉપશમને 'પ્રશમ' કહે છે.

---

૧ આ સંબંધમાં આગ અને ધૂમાડાનું દષ્ટાન્ત વિચારીશું તો સમજાશે કે જ્યાં જ્યાં ધૂમાડો હોય-દેખાય ત્યાં ત્યાં જરૂર આગ હોવી જ જોઇએ, પરંતુ જ્યાં આગ હોય, ત્યાં ધૂમાડો હોવો જ જોઇએ એવો કોઈ નિયમ નથી.

૨ અનન્તાનુબન્ધી ક્રોધને વશ બનેલો પ્રાણી પોતાની સમજ પ્રમાણે અપરાધી જીવનું સમૂળ નિકન્દન કરવાની વૃત્તિવાળો હોય છે. જ્યારે શમને પ્રાપ્ત થયેલો જીવ તો અપરાધીનું ચિન્તન કરતો નથી.

૩ છાયા —

प्रशमः संवेगोऽपि च निर्वेदो दया तु तथा च आस्तिक्यम् ।
इह प्रशमो प्रथमकषायविषयो ज्ञातव्यः ॥ २ ॥
तत्त्वादिषु द्वेषादिविषयं प्रशमं भणन्ति किल एके ।
अन्ये तु उपशमं तं विषयतृषाक्रोधकण्डूयनम् ॥ ३ ॥

આ ઉપરથી આપણે શમની ત્રણ જુદી જુદી વ્યાખ્યાઓ જોઇ શકીએ છીએ; (૧) અનન્તાનુબન્ધી કષાયોની અનુદય-અવસ્થા, (૨) તત્ત્વોને વિષે અપ્રીતિનો અને અતત્ત્વોને વિષે રાગનો અભાવ અર્થાત્ મિથ્યાભિનિવેશનો ઉપશમ અને (૩) વિષયની તૃષ્ણાનો અને ક્રોધની ખર્જનાનો ઉપશમ.

આ તૃતીય વ્યાખ્યા સમજવા માટે વિષયની તૃષ્ણા અને ક્રોધની ખર્જના એટલે શું તે જાણવું જોઇએ. એ જિજ્ઞાસાને ઉપર્યુક્ત ભાષ્યકાર **શ્રીઅભયદેવસૂરિ** અનુક્રમે તૃપ્ત કરતાં કથે છે કે—

| | |
|---|---|
| **વિષયની તૃષ્ણા અને ક્રોધની ખર્જનાનાં લક્ષણો** | **"[1]गम्मागम्मविवेगं, चिच्चा सव्वत्थ वट्टए जीवो ।<br>विसएसु अतित्तप्पा, जीए वसा विसयतिण्हा सा ॥४॥<br>सच्चेयरदोसाणं, सवणा अंतो बहिं च जं फुरणं ।<br>अवियारिऊण कज्जं, तं लिंगं कोहकंडूए ॥ ५ ॥"** |

અર્થાત્ વિષયોમાં અતૃપ્ત સ્વભાવવાળો જીવ જેને વશ થઇ ગમ્ય-અગમ્યની વિવેકનો ત્યાગ કરી સર્વમાં ( દાખલા તરીકે સ્વપરપ્રમદામા ) પ્રવર્તે, તે 'વિષય-તૃષ્ણા' છે.

સત્ય અને એથી ઇતર ( એટલે અસત્ય ) દોષોનું શ્રવણ કરવાથી અવિચારીપણે અંદર ( ચિત્તમા ) અને બહાર ( વચન અને કાયામા ) જે સ્ફુરણરૂપ કાર્ય થાય, તે ક્રોધ-ખર્જનાનું લિંગ ( લક્ષણ ) છે.

અત્ર કોઈ શ્રીકૃષ્ણ વાસુદેવ કે **શ્રીમહાવીરસ્વામી**ના પરમ ભક્ત **શ્રેણિક** નૃપતિનાં દૃષ્ટાંતો આગળ કરી એમ પ્રશ્ન કરે કે આ બે મહાત્માઓ અપરાધી જનો ઉપર તો જરૂર ક્રોધ કરતા હતા તેમજ વિષયોમા આસક્ત પણ હતા, તો તે બેને શમ લક્ષણવાળા કેમ ગણાય અને જ્યારે તેઓ આ પ્રમાણે શમ રહિત હતા તો પછી તેને સમ્યગ્દૃષ્ટિ તરીકે શાસ્ત્રોમાં કેમ ઓળખાવ્યાં છે ? કહેવું પડશે કે આ પ્રશ્ન અસ્થાને છે, કેમકે આનો ઉત્તર ક્યારનોએ અપાઇ ગયો છે. આથી પ્રશ્ન-કર્તાની અજ્ઞાત દશા-વિસ્મરણ સિદ્ધ થાય છે, છતા એનો ઉત્તર ફરીથી સૂચવાય છે. પ્રથમ તો જ્યા સમ્યક્ત્વ હોય ત્યાં શમાદિ લિંગો હોવા જ જોઇએ એ ભૂલભરેલી માન્યતા છે. અર્થાત જ્યાં લિંગ હોય, ત્યાં લિંગી હોય પરંતુ જ્યા લિંગી હોય ત્યાં લિંગ હોવું જ જોઇએ, એવો કંઇ નિયમ નથી. આ વાતના સમર્થનાર્થે ૧૨૭ મા પૃષ્ઠમાં સૂચવેલ અગ્નિ અને ધૂમનું દૃષ્ટાન્ત યાદ કરવું જોઇએ. જ્યા અગ્નિ હોય ત્યાં ધૂમ હોવો જ જોઇએ એ કથન અસત્ય છે, કેમકે શું તપાવેલા લોઢાના દૃષ્ટાન્તથી આ કથન વ્યભિચારી ઠરતું નથી ?

---

૧ છાયા—

गम्यागम्यविवेकं त्यक्त्वा सर्वत्र वर्तते जीवः ।
विषयेषु अतृप्तात्मा यस्या वशाद् विषयतृष्णा सा ॥ ४ ॥
सत्येतरदोषाणां श्रवणात् अन्तर्बहिश्च यत् स्फुरणम् ।
अविचारयित्वा कार्यं तद् लिङ्गं क्रोधकण्डूयनस्य ॥ ५ ॥

વળી એ વાત પણ ભૂલી ન જવી જોઇએ કે શ્રીકૃષ્ણ પ્રમુખને જે ક્રોધ, લોભ હતા તે જો કે અનન્તાનુબન્ધી હતા નહિ અર્થાત્ તે અપ્રત્યાખ્યાન વગેરે કષાયરૂપ હતા, છતાં અધ્યવસાયની મલિનતાની તીવ્રતાને લઇને તે અનન્તાનુબન્ધીરૂપે તેમનામાં પરિણત થયા હતા અને તેથી તો આવા મહાનુભાવોને પણ નરકના અતિથિ બનવું પડયું હતું.

## સંવેગાદિની વ્યાખ્યા—

સંવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિક્ય એ ચારેના સ્વરૂપનું પૂર્વોક્ત ભાષ્યની નિમ્નલિખિત ગાથા દ્વારા દિગ્દર્શન થાય છેઃ—

"[1]संवेगो मोक्खमई, निव्वेओ भवविरत्तया होइ ।
दुत्थियविसया उदया, अत्थिक्कं तत्तविसयं ति ॥ ६ ॥"

અર્થાત્ સંવેગ એટલે મોક્ષની ઇચ્છા; નિર્વેદ એટલે સંસારથી વૈરાગ્ય; દયા તે દુઃખી સંબંધી (અનુકમ્પા); અને આસ્તિક્ય તે તત્ત્વ (સત્પદાર્થ) સંબંધી (શ્રદ્ધા) છે.[2] આ ચારેની વ્યાખ્યા નીચે મુજબ આપી શકાય છેઃ—

જે અભીષ્ટ સંયોગ પછી વિયોગ થવાનો જ હોય, તે સંયોગ એકાન્તે સુખકારી ગણાય ? જ્યાં દિન અને રાત્રિની માફક અથવા તડકા અને છાંયડાની જેમ સુખ–દુઃખ ફરતાં રહેતાં હોય–જ્યાં સ્થાયી સુખનો અભાવ હોય, તે સંસારનાં સુખો તે વાસ્તવિક રીતે સુખ કહેવાય ? જે સુખ પરના આધારે પ્રાપ્ત થતું હતું–પરની અપેક્ષા રાખતું હતું, તે સુખ ખરી રીતે સુખ મનાય ? આ પ્રશ્નોના ઉત્તરોથી સમજી શકાય છે કે આ સંસારમાં જે સુખનો સંભવ છે તે ક્ષણભંગુર, સાન્ત, પરાશ્રયિ, પુદ્ગલજન્ય સુખ છે એટલે કે તે વસ્તુતઃ દુઃખરૂપ જ છે. સાચા સુખનું તો આ દુનિયામાં સ્વપ્નું પણ નથી. આ તો દેહ ઉપર ગુમડાં કે ફોલ્લા થતાં તેની વેદનાથી વ્યાકુળ બનેલો પ્રાણી તે ફૂટી જતાં 'હાસ' એવો ઉદ્ગાર કાઢી જે સુખ માને, તેવું સુખ આ સંસારમાં છે. યથાર્થ સુખ તો મોક્ષમાં જ છે. એ સુખ અનંત, અવ્યાબાધ, અવિનાશી આત્મિક છે. આવા નિઃસીમ સુખની અભિલાષા તે 'સંવેગ' છે. આના અધિકારીઓને

---

૧ છાયા—

संवेगो मोक्षमतिः निर्वेदो भवविरक्तता भवति ।
दुःखितविषया तु दया आस्तिक्यं तत्त्वविषयमिति ॥

૨ આથી કોઇને શંકા થાય કે આસ્તિક્યનો અર્થ જો યથાર્થ શ્રદ્ધાન થાય છે, તો તે જ સમ્યક્ત્વ થયું. એટલે આસ્તિક્ય એ સમ્યક્ત્વનું લિંગ કેમ કહી શકાય ? અભેદ વસ્તુમાં લિંગી (સાધ્ય), અને લિંગ (સાધન)ની કલ્પના કેવી રીતે સમુચિત ગણાય ? આનું સમાધાન એ છે કે સમ્યક્ત્વનું લક્ષણ તપાસતાં જોઈ શકાય છે તેમ એ આત્માનો એક પ્રકારનો શુભ પરિણામ છે અને આસ્તિક્ય–શ્રદ્ધાન તો તેનું કાર્ય છે. શ્રદ્ધાનને જે સમ્યક્ત્વ કહેવામાં આવે છે તે ઔપચારિક છે–એ તો કાર્યમાં કારણના ઉપચારને ઉદ્દેશીને છે.

'મુમુક્ષુ' કહેવામાં આવે છે, કેમકે તેમની દૃષ્ટિએ સાંસારિક સુખો-ચક્રવર્તીની કે દેવેન્દ્રોની ઋદ્ધિથી મળતાં સુખો પણ નિઃસાર છે, તુચ્છ છે, અલ્પ છે. એક ત્રાજવાનાં બે પલ્લાં પૈકી એકમાં સમગ્ર સંસારી જીવોના કહેવાતાં સુખોનો સમૂહ મૂકવામાં આવે અને બીજા પલ્લામાં મોક્ષે ગયેલા અનન્ત જીવો પૈકી એક જ જીવનું સુખ મૂકવામાં આવે તો કયું પલ્લું નીચું નમે એ પાઠક-મહાશય સ્વયં વિચારી લેશે.

## નિર્વેદની રૂપરેખા—

નિર્વેદ એટલે ભવ-વૈરાગ્ય. સમ્યગ્દૃષ્ટિ જીવ દુઃખથી ભરપૂર આ ભવરૂપ કારાગારમાં કર્મરૂપ દંડથી પીડા પામતાં અને કોઇ પણ પ્રકારે તેનો પ્રતીકાર કરવાને અસમર્થ થતાં સંસાર ઉપરથી મમત્વ રહિત થાય છે અર્થાત્ સંસારથી ઉદાસીન થઇ જાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે આ ભવને નરક સમાન ગણીને તેમાંથી નાસી છૂટવાના ઉપાયનો વિચાર કરવો અને સંસારથી ઉદ્વિગ્ન રહેવા કમર કસવી તે 'નિર્વેદ છે.'

## અર્થ-વ્યત્યય—

કેટલાક સંવેગ અને નિર્વેદનો અર્થ ઉલટાસૂલટી કરે છે. એટલે કે તેઓ 'સંવેગ'નો અર્થ 'ભવ-વૈરાગ્ય' અને 'નિર્વેદ'નો અર્થ 'મોક્ષાભિલાષા કરે છે.[1]

## અનુકમ્પાનું સ્વરૂપ—

અનુકમ્પા એટલે દુઃખી પ્રાણીના દુઃખને નિષ્પક્ષપાતપણે દૂર કરવાની ઇચ્છા. નિષ્પક્ષપાતપણે એમ કહેવાનું પ્રયોજન એ છે કે પક્ષપાત લઇને તો વાઘ પણ પોતાના બચ્ચા ઉપર કરૂણા રાખે છે. આ અનુકમ્પાના દ્રવ્ય-અનુકમ્પા અને ભાવ અનુકમ્પા એમ બે ભેદો છે. કોઇ પણ જાતની સહાયતા કરીને સામાના દુઃખનો પ્રતીકાર કરવો, તે 'દ્રવ્ય-અનુકમ્પા' જાણવી. અન્યને દુઃખી જોઇને, હૃદયને આર્દ્ર બનાવવું, તે 'ભાવ-અનુકમ્પા' સમજવી. અન્ય રીતે વિચારતાં દીન, રોગી, શોકાતુર પ્રાણીનાં દુઃખ દૂર કરવાં તે 'દ્રવ્ય-અનુકંપા' છે, જ્યારે અધર્મ કરનાર જીવ દુર્ગતિનો ભાજન થશે અને ધર્મ-કરણી નહિ કરવાથી તે સુગતિ નહિ પામી શકે એ વિચારથી તેને ધર્મને વિષે સ્થિર કરવો તે 'ભાવ-દયા' છે

**અનુકમ્પાના બે ભેદો.**

આનો નિષ્કર્ષ એ છે કે સર્વ જીવો સુખના જ અર્થી છે અને દુઃખનો નાશ કરવાની ઇચ્છા રાખે છે તેથી મારે કોઇને પણ દુઃખ ન દેવું-જરા પણ પીડા ન કરવી એ પ્રકારના અધ્યવસાયને 'અનુકમ્પા' કહેવામાં આવે છે.

---

૧ તૃતીય ઉલ્લાસમાં આપણે જોઇશું તેમ ગ્રન્થકારે પણ એમ જ કર્યું છે. કેમકે સંવેગનું લક્ષણ બાંધતાં તેઓ કહે છે કે—

" जन्म-जरा-मरणादिक्लेशरूपसंसारात् प्रतिक्षणं भयपरिणामरूपत्वं संवेगस्य लक्षणम् "

**આસ્તિકયનો વિચાર—**

આસ્તિકય એટલે જિનોક્ત તત્ત્વને વિષે શ્રદ્ધા. જિનેન્દ્રે પ્રકાશેલા જીવ, પરલોકાદિક અતીન્દ્રિય પદાર્થો છે એ પ્રકારની જેની બુદ્ધિ હોય તે 'આસ્તિક' કહેવાય છે અને તેનો ભાવ તે 'આસ્તિકય' સમજવો.

આ પ્રમાણે અન્ય જીવગત પરોક્ષ સમ્યક્ત્વનું પણ ભાન કરાવનારા શમાદિ લક્ષણોનો વિચાર કર્યો. પરંતુ સમ્યક્ત્વનાં ૬૭ લક્ષણો પૈકી આ તો પાંચ જ થયાં. હજી ૬૨ લક્ષણોનું સ્થૂળ સ્વરૂપ આલેખવું રહ્યું એથી એ દિશામાં પ્રયાણ કરવામાં આવે છે.

**સમ્યક્ત્વનાં ૬૭ લક્ષણો—**

૪ શ્રદ્ધાન, ૩ લિંગ, ૧૦ વિનય, ૩ શુદ્ધિ, ૫ દૂષણ, ૮ પ્રભાવના, ૫ ભૂષણ, ૫ લક્ષણ, ૬ યતના, ૬ આગાર, ૬ ભાવના અને ૬ સ્થાનો એ સમ્યક્ત્વ વિષયક ૬૭ લક્ષણો-પ્રકારો છે.[1]

**શ્રદ્ધાનના ચાર પ્રકારો—**

જીવાદિક પદાર્થોનો પરિચય કરી તેનો પરમાર્થ જાણવો એટલે કે પ્રવચનમાં-સિદ્ધાન્તમાં જેવી પ્રરૂપણા કરી હોય તેવો અર્થ હૃદયમાં ધારવો, એ શ્રદ્ધાનનો પ્રથમ પ્રકાર છે.

જે મુનિરત્નોને પરમાર્થનો યથાર્થ બોધ થયો હોય, જેઓ સંવેગ-રંગના તરંગે ઝીલતા હોય, જેઓ જિનાજ્ઞાનુસાર ઉપદેશ આપતા હોય, જેઓ રત્નત્રયીના આરાધક હોય, જેઓ શુદ્ધ સંયમ પાળતા હોય, જેઓ કપટથી વિમુખ હોય, તેમની યથાશક્તિ સેવા કરવી, તે શ્રદ્ધાનનો દ્વિતીય પ્રકાર છે.

જિનમતના ઉત્થાપક અને સ્વકપોલકલ્પિત મતના સ્થાપકોનો અર્થાત્ નિહ્નવોનો અને સ્વેચ્છાચારીઓનો, પાસત્થ ( શિથિલાચારી )નો, કુશીલોનો, કદાગ્રહીઓનો, જિન-વેષને બટ્ટો લગાડનારાઓનો અને સમ્યક્ત્વથી ભ્રષ્ટ સાધુઓનો પરિચય ન કરવો-તેમને વંદનાદિ ન કરવા, તે શ્રદ્ધાનનો તૃતીય પ્રકાર છે.[2]

અનેકાન્તવાદથી વિમુખ એવા ઇતર દર્શનીઓનો સંગ ન કરવો, એ શ્રદ્ધાનનો ચતુર્થ પ્રકાર છે.

---

૧ સરખાવો પ્રવચન૦ના ૧૪૮મા દ્વારની નિમ્ન-લિખિત બે ગાથાઓ—

" चउसद्दहण४तिलिंगं ३ दसविणय१०तिसुद्धि३पंचगयदोसं ५ ।
अट्ठ पभावग ८ भूसण ५ लक्खण ५ पंचविहसंजुत्तं ॥ ९२६ ॥
छव्विह जयणा ६ ऽऽगारं ६ छब्भावणइभावियं च छट्ठाणं ६ ।
इय सत्तसट्ठिलक्खणभेयविसुद्धं च सम्मत्तं ॥ ९२७ ॥ "

૨ આ પ્રમાણે પતિત જનોનો સંગ કરવાનો નિષેધ કરવાનું કારણ એ છે કે ગંગાનું નિર્મળ જળ-પણ સમુદ્રના જળની સંગતથી પોતાની મીઠાશ હારી જઇ ખારાશ પામે છે, તેમ ભ્રષ્ટ જનોના સમાગમથી લાભને બદલે-સમ્યક્ત્વરૂપ રત્ન ગુમાવી બેસવાનો સંભવ છે.

ત્રણ લિંગો—

કોઇ ચતુર, ચિંતાથી રહિત, નીરોગી અને સુખી યુવક સુરૂપ અને સુલક્ષણ પત્ની સાથે પાંચે ઇન્દ્રિયોના વિષય-સુખ ભોગવતો થકો દિવ્ય ગીત જેટલા રાગથી-જેટલી આસક્તિથી-તાલાવેલીથી સાંભળે તેવી અભિલાષા જિનોક્ત શ્રુતનું શ્રવણ કરવા માટે રાખવી તે પ્રથમ લિંગ છે.

જેને કકડીને ભૂખ લાગી હોય-જે પૂરેપૂરો ક્ષુધાતુર બન્યો હોય એવો વિપ્ર વિકટ વન ઓળંગી રહેતાં મનોહર ઘેબરને જોતાં તેનું ભક્ષણ કરવા જેમ તલપાપડ થઇ રહે તેવી ધર્મ-શ્રવણ કરવા માટેની ઉત્કટ ઉત્કંઠા રાખવી તે દ્વિતીય લિંગ છે.

જેમ વિદ્યાસાધક વિદ્યા સાધવામાં એકચિત્ત રહે-જરાએ આળસ કે પ્રમાદને આશ્રય આપે નહિ, તેમ સુગુરૂનું વૈયાવૃત્ય કરવામાં-તેમની સેવા બજાવવામાં તત્પર રહેવું તે તૃતીય લિંગ છે.

દશ વિનય—

( ૧ ) બાર ગુણોથી અલંકૃત એવા તીર્થંકરનો, (૨) આઠ ગુણોથી વિભૂષિત સિદ્ધનો, (૩) જિનસદૃશ જિન-પ્રતિમાનો, (૪) આચારાદિ આગમ (શ્રુત)નો, (૫) સાધુના ક્ષાન્તિ આદિ દશવિધ ધર્મનો, (૬) શ્રમણ-વર્ગનો, (૭) છત્રીસ ગુણોથી મણ્ડિત આચાર્યનો, (૮) ૨૫ ગુણોથી યુક્ત એવા ઉપાધ્યાયનો, (૯) ચતુર્વિધ સંઘનો અને (૧૦) સમ્યક્ત્વીનો વિનય એ દશવિધ વિનય છે.

ત્રણ પ્રકારની શુદ્ધિ—

સમ્યક્ત્વને જે નિર્મળ બનાવે તે ' શુદ્ધિ ' કહેવાય. સર્વજ્ઞ પરમેશ્વરે જે પ્રવચનની પ્રરૂપણા કરી છે-જે તત્ત્વો પ્રકાશ્યાં છે તે જ તેમજ તે તત્ત્વોને જેમણે સ્વીકાર્યાં છે તે જીવો જ આ સંસારમાં સારરૂપ છે, બાકી બધું અસાર છે એવી મતિ તે ' માનસિક શુદ્ધિ ' છે.

સુર અને અસુરો વડે અર્ચિત એવા શ્રીઅરિહંત ( તીર્થંકર )ની ભક્તિ કરવાથી જે કાર્ય સિદ્ધ ન થયું, તે અન્ય કોઇ દેવ-દાનવથી કેમ થઇ શકે એવા જે ઉદ્ગાર કાઢવા તે ' વાચિક શુદ્ધિ ' છે.

દેહને અનેક પ્રકારે છેદે, ભેદે, વિદારે, વેદના ઉપજાવે તે બધું સહન કરવું, પરંતુ અન્ય સરાગી દેવોને વન્દન નહિ જ કરવું-વીતરાગ દેવને જ મસ્તક નમાવવું તે 'કાયિક શુદ્ધિ' છે.

પાંચ દૂષણો—

સમ્યક્ત્વને જે દૂષિત કરે તે ' દૂષણ ' કહેવાય ( આને અતિચાર પણ કહેવામાં આવે છે ). આવાં દૂષણો પાંચ છેઃ ( ૧ ) શંકા, ( ૨ ) કાંક્ષા, ( ૩ ) વિચિકિત્સા, ( ૪ ) મિથ્યાદૃષ્ટિની પ્રશંસા અને ( ૫ ) મિથ્યાદૃષ્ટિનો પરિચય. જિનેશ્વરપ્રણીત પદાર્થોને વિષે સંશય રાખવો તે ' [1]શંકા ' છે. આ શંકાના બે પ્રકારો છેઃ-( ૧ ) દેશ-શંકા અને ( ૨ ) સર્વ-શંકા. જીવ સર્વ-

૧ અત્ર શંકાને સમ્યક્ત્વ વિષયક સ્ખલના ગણવામાં આવે છે તે વ્યવહાર-નય અનુસાર

વ્યાપી છે કે નહિ અથવા જીવ સપ્રદેશી છે, કે અપ્રદેશી એ દેશ–શંકા છે. અર્થાત જીવાદિ તત્ત્વોના કોઇ અંશ સંબંધી શંકા તે ' દેશશંકા ' છે, જ્યારે ધર્મ છે કે નહિ એવી શંકા તે ' સર્વશંકા ' છે.

આ વાત સ્પષ્ટ રીતે ધ્યાનમાં આવે તે માટે એક બે ઉદાહરણો વિચારીએ. જેમકે જીવ-પણું સમાન હોવા છતાં એકને ભવ્ય અને બીજાને અભવ્ય કેમ કહી શકાય ? અથવા ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી સર્વ પદાર્થો યુક્ત હોવા છતાં તેમાના કેટલાકને જીવ કહેવા અને કેટલાકને અજીવ કહેવા તેનું શું કારણ ? આ પ્રશ્નો ' દેશશંકા ' વિષયક છે. એનો ઉત્તર એ છે કે મગપણું સમાન હોવા છતાં રાંધતી વેળા ઘણાખરા મગો ચડી જાય, જ્યારે કોઇક ( કાંગડા મગ )ને ગમે તેટલા કાળ સુધી ચૂલા ઉપર રહેવા દેવામાં આવે તો પણ ન જ ચડે તેનું જે કારણ છે તે અત્ર પણ છે અર્થાત પરિણામ–સ્વભાવ સિવાય અન્ય કોઇ કારણ નથી.

જૈન શાસ્ત્રો પ્રાકૃત ભાષામાં રચાયેલાં છે, વાસ્તે તે કલ્પિત હોવાં જોઇએ એ ' સર્વશંકા ' છે. એનું સમાધાન એ છે કે સામાન્ય જીવો પણ–સંસ્કૃત જેવી શિષ્ટ ભાષાના અનભ્યાસીઓ પણ શાસ્ત્રો સમજી શકે તે માટે આ પ્રમાણેની રચના કરવામાં આવી છે. કહ્યું પણ છે કે—

" बाल–स्त्री–मन्द–मूर्खाणां, नृणां चारित्रकाङ्क्षिणाम् ।
अनुग्रहार्थं तत्त्वज्ञैः, सिद्धान्तः प्राकृतः कृतः ॥ १ ॥ "

અર્થાત બાળ, બાળા, મન્દ અને મૂર્ખ માનવીઓ કે જે ચારિત્રની આકાંક્ષા રાખતા હોય તેમના ઉપર ઉપકાર કરવા માટે તત્ત્વજ્ઞોએ સિદ્ધાન્ત પ્રાકૃત ( ભાષામા ) કર્યો.

પ્રાકૃત ભાષા પહેલી કે સંસ્કૃત એનો નિર્ણય કરવાનું આ સ્થળ નથી ( એ માટે જુઓ સ્વર્ગસ્થ પ્રો. **મણીલાલ નભુભાઇ દ્વિવેદીકૃત સિદ્ધાન્તસાર** ), છતાં પણ એટલું તો નિવેદન કર્યા વિના નહિ ચાલે કે કોમળ, [1]મધુર, ગંભીર એવી આ [2]ગિરા સંસ્કૃતથી ઉતરતી નથી. એ

---

સમજવું. બાકી નિશ્ચય–નય પ્રમાણે તો શંકાના સદ્ભાવમા સમ્યક્ત્વનો અભાવ જ છે. **પ્રવચન૦**ની ટીકા ( પત્રાંક ૬૫ )માં નિમ્ન–લિખિત સાક્ષીભૂત પદ્ય દ્વારા કહ્યુ પણ છે કે—

" एकस्मिन्नप्यर्थे संदिग्धे प्रत्ययोऽर्हति हि नष्टः ।
मिथ्या च दर्शनं तत् न चादिहेतुर्भवगतीनाम् ॥ १ ॥ "

અર્થાત્ એક પણ અર્થમાં સંદેહ ઉત્પન્ન થતાં જિનેશ્વર વિષેના વિશ્વાસનો વિનાશ થાય છે. તેમ થતાં મિથ્યાદૃષ્ટિ થવાય છે અને આ સંસારની ગતિઓનું તે મુખ્ય કારણ બને છે.

૧ વિચારો શ્રીરાજશેખરસૂરિકૃત કર્પૂરમંજરીનો નિમ્ન–લિખિત ઉલ્લેખઃ—

" परुसा सक्कअबन्धा, पाउअबंधो वि होइ सुउमारो ।
पुरुसमहिलाणं जेत्ति, अ मिहंतरं तेत्तियमिमाणं ॥ १ ॥ "
[ परुषाः संस्कृतबन्धाः प्राकृतबन्धोऽपि भवति सुकुमारः ।
पुरुषमहिलयोर्यावत् च मिथः अन्तरं तावदनयोः ॥ ]

અર્થાત્ સંસ્કૃતની રચના કઠોર છે. જ્યારે પ્રાકૃતની રચના સુકુમાર છે. જેટલું પુરુષ અને પ્રમદા વચ્ચે અંતર છે, તેટલું આ બે ભાષાઓ વચ્ચે છે.

૨ આ ગિરાની એક એ પણ વિશિષ્ટતા છે કે એક શબ્દના જેટલા અર્થો પ્રાકૃતમાં થઇ શકે છે, તેટલા સંસ્કૃતમાં થઇ શકવા મુશ્કેલ છે. જુઓ **અર્થદીપિકા** નામની **શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિ**. (પત્રાંક ૧૨૮)

ગિરાનો જેટલો જૈનોને[1] હાથે સત્કાર થયો છે તેટલો અજૈનોને હાથે નહિ થયો હોય એમ માની લઇએ તોપણ **વેદાંગશિક્ષા**, **શંભુરહસ્ય** વગેરે અજૈન ગ્રન્થમાં તેની મુક્તકંઠે પ્રશંસા કરવામાં આવી છે એની નોંધ લીધા વિના નહિ ચાલે.[2]

---

૧ જૈનોની દ્વાદશાંગી પૈકી ૧૧ અંગો પ્રાકૃત ભાષામાં રચાયા છે. બારમા અંગગત ૧૪ પૂર્વો જ પ્રાયઃ સંસ્કૃતમાં રચાયેલ છે એટલે લગભગ સમગ્ર દાર્શનિક સાહિત્ય પ્રાકૃત ભાષામાં ગૂંથાયેલુ હોવાથી જૈન મહર્ષિઓ તેની ઊંચી કીંમત આંકે એ સ્વાભાવિક છે **ઉપમિતિભવપ્રપંચાકથા** જેવી લાક્ષણિક ( allegorical ) સાહિત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવતી કથાના પ્રથમ પ્રસ્તાવમાં તેના કર્તા શ્રીસિદ્ધર્ષિ નિવેદન કરે છે કે—

“ संस्कृता प्राकृता चेति, भाषे प्राधान्यमर्हतः ।
तत्रापि संस्कृता तावद्, दुर्विदग्धहृदि स्थिता ॥ ५१ ॥
बालानामपि सद्बोध–कारिणी कर्णपेशला ।
तथापि प्राकृता भाषा, न तेषामपि भासते ॥ ५२ ॥ ”

અર્થાત્ સંસ્કૃત અને પ્રાકૃત એ બંને ભાષાઓ પ્રધાનતાને માટે યોગ્ય છે. તેમાં પણ સંસ્કૃત તો દુર્વિદગ્ધ ( જનો )ના હૃદયમાં રહેલી છે. બાળકોને અથવા બાળાઓને સુન્દર બોધ કરાવનારી, કર્ણને મૃદુ અથવા પ્રિય એવી પ્રાકૃત ભાષા હોવા છતાં તે દુર્વિદગ્ધોને રૂચિકર થતી નથી.

૨ અજૈન ગ્રન્થો પૈકી **પાણિનીયશિક્ષામાં** એવો ઉલ્લેખ છે કે—

“ त्रिषष्टिश्चतुःषष्टिर्वा, वर्णाः शम्भुमते मताः ।
प्राकृते संस्कृते चापि, स्वयं प्रोक्ताः स्वयम्भुवा ॥ ३ ॥ ”

અર્થાત્ ૬૩ કે ૬૪ વર્ણો શંભુના મતમાં સ્વીકારાયા છે. પ્રાકૃતમાં તેમજ સંસ્કૃતમાં પણ બ્રહ્માએ પોતે કથન કર્યું છે.

**શંભુરહસ્ય** નામના અજૈન ગ્રન્થમાં તો ત્યા સુધી લખ્યું છે કે—

“ वचः प्रियं भगवतः, प्राकृतं संस्कृतादपि ।
प्रौढोक्तेरपि हृद्यं हि, शिशूनां कलभाषितम् ॥ १२ ॥
को विनिन्देदिमां भाषां, भारतीमुग्धभाषिताम् ।
यस्याः प्रचेतसः पुत्रो, व्याकर्ता भगवानृषिः ॥ १३ ॥
गार्ग्य–गालव–शाकल्य–पाणिन्याद्या यथर्षयः ।
शब्दराशेः संस्कृतस्य, व्याकर्तारो महत्तमाः ॥ १४ ॥
तथैव प्राकृतादीनां, षड्भाषाणां महामुनिः ।
आदिकाव्यकृदाचार्यो, व्याकर्ता लोकविश्रुतः ॥ १५ ॥—युग्मम्
यथैव रामचरितं, संस्कृतं तेन निर्मितम् ।
तथैव प्राकृतेनापि, निर्मितं हि सतां मुदे ॥ १६ ॥
यावत् संस्कृतभाषायाः, प्राशस्त्यं भुवि विद्यते ।
तावत् प्राकृतभाषाया, अपि प्राशस्त्यमिष्यते ॥ १७ ॥
पाणिन्याद्यैः शिक्षितत्वात्, संस्कृती स्याद् यथोत्तमा ।
प्राचेतसव्याकृतत्वात्, प्राकृत्यपि तथोत्तमा ॥ १८ ॥

**વીતરાગના માર્ગ વિષે શંકાગ્રસ્તને ભલામણ—**

જિનોક્ત તત્ત્વો પ્રતિ સંદેહની નજરે જોનારાને શાસ્ત્રકાર નીચે મુજબની ભલામણ કરે છે:—

[1] " [2]**कत्थइ मइदुब्बलेण तव्विहायरियविरहओ वा वि ।**
**नेयगहणत्तणेण य नाणावरणोदयेणं च ॥ १ ॥**
**हेऊदाहरणासंभवे य सइ सुट्ठु जं न बुज्झेज्जा ।**
**सव्वन्नुमयमवितहं तहावि तं चिंतए मइमं ॥ २ ॥–युग्मम्**
**अणुवकयपराणुग्गहपरायणा जं जिणा जुगप्पवरा ।**
**जिअरागदोसमोहा य नन्नहावाइणो तेणं ॥ ३ ॥ "**

અર્થાત કવચિત્ મતિની મંદતાને લીધે કે તથાવિધ આચાર્યના વિરહને લઈને, જ્ઞેય ( જાણવા લાયક પદાર્થો ) ની ગહનતાને લીધે અથવા જ્ઞાનાવરણીય કર્મના ઉદયને લઈને હેતુ

---

**तस्मात् संस्कृततुल्यैव, प्राकृती चापि भारती ।**
**मान्यते शास्त्रतत्त्वज्ञै., किमतत्त्वज्ञभाषितैः ? ॥ १९ ॥ "**

અર્થાત્ ભગવાનને સંસ્કૃત કરતાં પણ પ્રાકૃત વચન વધારે વલ્લભ છે, કેમકે પ્રૌઢ કથન કરતાં બાળકોની મધુર ભાષા વધારે મનોરંજક છે (૧૨). જેનું વ્યાકરણ ભગવાન્ **વાલ્મિકિ** ( **પ્રચેતસ્**ના પુત્ર ) ઋષિએ રચ્યું છે, તે સરસ્વતીના મુગ્ધ ભાષણરૂપ આ ( પ્રાકૃત ) ભાષાની કોણ નિન્દા કરે ? (૧૩). જેવી રીતે **ગાર્ગ્ય**, **ગાલવ**, **શાકલ્ય**, **પાણિનિ** પ્રમુખ ઋષિઓ સંસ્કૃત શબ્દ–સમૂહના સર્વોત્તમ વૈયાકરણીઓ છે, તેવી જ રીતે પ્રાકૃત વગેરે ૭ ભાષાના વ્યાકરણ–કર્તા આદ્ય કવિ, લોક–પ્રસિદ્ધ ( **વાલ્મિકિ** ) આચાર્ય છે ( ૧૪–૧૫ ). જેમ આ મહર્ષિએ **રામચરિત** ( **રામાયણ** ) સંસ્કૃતમાં રચ્યું છે, તેમ સજ્જનોના આનન્દને માટે તેમણે આ ચરિત્ર પ્રાકૃતમાં પણ રચ્યું છે ( દુર્ભાગ્ય છે સાહિત્ય–રસિકોના કે આજે આ ઉપલબ્ધ નથી ) (૧૬). પૃથ્વી ઉપર સંસ્કૃત ભાષાનું જેટલું પ્રશસ્તપણું છે, તેટલું પ્રાકૃત ભાષાનું પણ ઇષ્ટ છે (૧૭) **પાણિનિ** પ્રમુખ દ્વારા શિક્ષિત હોવાથી–સરકાર પામેલી હોવાથી જેમ સંસ્કૃત ઉત્તમ છે, તેમ **પ્રાચેતસ** ( **વાલ્મિકિ** ) દ્વારા વ્યાકરણ બનેલું હોવાથી પ્રાકૃત પણ તેટલી જ ઉત્તમ છે (૧૮). તેથી પ્રાકૃત વાણીને પણ સંસ્કૃતની બરાબર જ શાસ્ત્રના રહસ્યના જાણકારો માને છે, તો પછી અતત્ત્વજ્ઞ પુરૂષોના કથનથી શું ? (૧૯).

૧ આ ગાથાઓ **પ્રવચન**૦ની વૃત્તિ ( પત્રાંક ૬૯ )માં સાક્ષીરૂપે આપેલી છે.

૨ છાયા—

**कुत्रचित् मतिदौर्बल्येन तद्विधाचार्यविरहतो वाऽपि ।**
**ज्ञेयगहनत्वेन च ज्ञानावरणोदयेन च ॥ १ ॥**
**हेतूदाहरणासम्भवे च सति सुष्ठु यन्न बुध्येत ।**
**सर्वज्ञमतमवितथं तथापि तच्चिन्तयेत् मतिमान् ॥ २ ॥**
**अनुपकृतपरानुग्रहपरायणा यत् जिना युगप्रवराः ।**
**जितरागद्वेषमोहाश्च नान्यथावादिनस्तेन ॥ ३ ॥**

અને દૃષ્ટાન્તનો અસંભવ હોય ત્યારે જો ( પદાર્થ ) રૂડી રીતે ન સમજાય, તોપણ બુદ્ધિશાળી સર્વજ્ઞના સિદ્ધાન્તને સત્ય (જ) માને વીતરાગ ( પ્રભુઓ ) ઉપકાર રહિત ( અર્થાત્ કોઇના ઋણી નહિ બનેલા એવા ) તથા પરોપકાર કરવામાં તત્પર તેમજ સુગપ્રધાન છે અને વળી રાગ, દ્વેષ તથા મોહને તેમણે જીત્યો છે તેથી તેઓ અન્યથાવાદી ( અસત્યવાદી ) નથી ( જ ).

## કાંક્ષા—

'કાંક્ષા' એટલે 'ઇતર દર્શનોનો સ્વીકાર' આના પણ દેશ-કાંક્ષા અને સર્વ-કાંક્ષા એમ બે ભેદ છે. મહર્ષિ બુદ્ધે ભિક્ષુઓને સુખકારી ધર્મ દર્શાવ્યો છે, કેમકે તેઓ સ્નાન, અન્નપાન, શય્યા વગેરે દ્વારા સુખનો અનુભવ કરી શકે છે,[1] વાસ્તે એ ધર્મ સ્વીકારવા યોગ્ય છે, આવી જે કાંક્ષા તે 'દેશકાંક્ષા' છે. પરિવ્રાજકો, બ્રાહ્મણો તેમજ એવા અન્ય અજૈનો વિષય-સુખને ભોગવતા છતાં પર-સુખ ( મોક્ષ-સુખ ) મેળવી શકે છે, વાસ્તે તેમનો ધર્મ પણ આદરણીય છે. આ કથન 'સર્વકાંક્ષા' સૂચક છે.

## વિચિકિત્સા—

'વિચિકિત્સા' એટલે 'ફળનો સંદેહ'. જેમ ખેડુતોની પ્રવૃત્તિમાં સફલતા તેમજ વિફલતા ( ફલશૂન્યતા ) જોવાય છે, તેમ જોકે જિન-માર્ગ પ્રમાણ અને યુક્તિઓથી સુસંબદ્ધ હોઇ સાચો છે, છતાં આ ધર્મ અનુસાર દુષ્કર તપશ્ચર્યા કરવાથી મને ભવિષ્યમાં કંઇ લાભ થશે કે નહિ એવી શંકા રાખવી તે 'વિચિકિત્સા' છે. પરંતુ આવી વિચિકિત્સા વિચક્ષણોએ કરવી યોગ્ય નથી. તેમણે તો એ વિચાર કરવો જોઇએ કે જ્યાં યથેષ્ટ ફળની પ્રાપ્તિ ન દેખાય, ત્યાં સાધનની વિકળતા હોવી જોઇએ; કેમકે સમગ્ર સામગ્રી અવિકલપણે હોય અને તેમ છતાં ઇષ્ટ ફળ ન મળે એવું બને જ નહિ. આપણે જે ફળ મેળવી શકતા નથી, તેમાં આપણાં બળ, ધીરજ, ઉદ્યમાદિની ન્યૂનતા હોવી જોઇએ.[2]

## વિચિકિત્સા અને શંકા વચ્ચે અંતર—

આ ઉપરથી વિચિકિત્સાનું સ્વરૂપ તો ધ્યાનમાં આવે છે, પરંતુ તે 'શંકા' થી ભિન્ન કેમ છે એ સમજાતું નથી એમ સહજ વિચાર આવે તો એ સંબંધમાં નિવેદન કરવાનું કે શંકા એ

---

૧ સરખાવો—

" मृद्वी शय्या प्रातरुत्थाय पेया, भक्तं मध्ये पानकं चापराह्णे ।
द्राक्षा खण्डं शर्करा चार्धरात्रे, मोक्षश्चान्ते शाक्यसिंहेन दृष्टः ॥ १ ॥ "

આ પદ્ય પ્રવચનની ટીકા ( પત્રાંક ૬૯ )માં સાક્ષીરૂપે નજરે પડે છે આનું મૂળ સ્થાન ધ્યાનમાં નથી

૨ અત્ર એ યાદ રાખવું જોઇએ કે જ્યારે અવિકલ સામગ્રીપૂર્વક કરાયેલી સાંસારિક ક્રિયા સફળ થતી જોવાય છે, તો પારમાર્થિક ક્રિયા વિષે શંકા રાખવી તે શું ડહાપણ છે ? વળી પારમાર્થિક-ધાર્મિક ક્રિયાનું પ્રત્યક્ષ ફળ વિષયકષાયની શાંતતા, સમતા, આનન્દ ઇત્યાદિ જોવાય છે-અનુભવાય છે.

સમગ્ર કે અસમગ્ર પદાર્થો વિષયક હોવાથી તે દ્રવ્ય અને ગુણ આશ્રીને છે, જ્યારે વિચિકિત્સા ક્રિયા અને ફળ વિષયક છે. અથવા આ કથન જો ગળે ન ઉતરતું હોય તો વિચિકિત્સાનું સ્વરૂપ અન્ય રીતે આલેખીશું. જેમકે વિચિકિત્સા એટલે સદાચાર, સાધુતાની નિન્દા. દાખલા તરીકે આ મુનિવરો પ્રસ્વેદ ( પરસેવા )થી લિપ્ત દેહવાળા છે, તેથી તેમના શરીરમાંથી દુર્ગન્ધ મારે છે. વાસ્તે જો આ મહાનુભાવો પ્રાસુક જળથી સ્નાન કરતા હોય તો તેમાં શું દોષ છે ? આ વિચાર ' વિચિકિત્સા ' છે.

**વિચિકિત્સાનું અન્ય સ્વરૂપ**

## મિથ્યાદષ્ટિની પ્રશંસા—

જે લોકો વીતરાગ માર્ગથી વિપરીત પ્રરૂપણા કરતા હોય અર્થાત્ જેઓ મિથ્યાદૃષ્ટિ હોય તેમની પ્રશંસા કરવાથી સમ્યક્ત્વ કલંકિત થાય છે. કોઇ મિથ્યાદૃષ્ટિને રાજ્ય તરફથી માન મળ્યું હોય કે તેણે લોકપ્રિયતા સંપાદન કરી હોય અથવા તેને વિદ્વત્તા વરી હોય તોપણ તેની પ્રશંસા ન કરવી, કેમકે તેમ કરવાથી મિથ્યાત્વરૂપ વિષને પુષ્ટિ મળે છે.

## મિથ્યાદષ્ટિનો પરિચય—

મિથ્યાદૃષ્ટિઓ સાથે નિવાસ કરવાથી પરસ્પર વાર્તાલાપ દ્વારા જે પરિચય થાય તે સમ્યક્ત્વને લાંછન લગાડનાર છે, કેમકે તેમની પ્રક્રિયાના દર્શન અને શ્રવણથી સમ્યક્ત્વ દૂષિત થવા સંભવ છે. અલબત આ કથન જે જીવો નકલી અને સાચા માલનો ભેદ સમજી શકે તેમ નથી તેવાને ઉદ્દેશીને એટલે કે બાળ જીવો પરત્વે છે. [1]બાળ જીવો તત્ત્વાભાસને એક વાર તત્ત્વરૂપે સ્વીકારે અને વખત જતાં તેમનામાં આ કુસંસ્કાર દૃઢ થઇ જાય, તો ભવિષ્યમાં તેમને સમજાવી તેમાં પરિવર્તન કરાવવાનું કામ તેમના હિતેચ્છુઓને અતિદુષ્કર થઇ પડે. બાકી જેમની પાસે વિવેક–ચક્ષુ છે, જે કુસિદ્ધાન્ત અને સુસિદ્ધાન્તનો ભેદ પારખી શકે છે, તેને મિથ્યાત્વીનો પરિચય કે કુદર્શન યાને ઉન્માર્ગનું અવલોકન હાનિકારક નથી. બલ્કે આથી તો તે સુદર્શન–સન્માર્ગની ખરી કીંમત આંકી શકે છે. આ વાત **આચારાંગ સૂત્ર**ની ટીકામાં તેના કર્તા **શ્રીશીલાંકાચાર્યે** નિમ્ન-લિખિત પદ્ય દ્વારા નિર્દેશી છે:—

> " **शिवमस्तु कुशास्त्राणां, वैशेषिक–षष्ठीतन्त्र–बौद्धानाम् ।**
> **येषां दुर्विहितत्वाद्, भगवत्यनुरज्यते चेतः ॥ १ ॥** "

અર્થાત્ વૈશેષિક, ષષ્ઠીતન્ત્ર અને બૌદ્ધ એ કુશાસ્ત્રોનું કલ્યાણ થજો કે જેની કુરચનાથી ( મારૂં ) મન પ્રભુમાં આસક્ત બને છે.

---

૧ અત્ર વાડનું દૃષ્ટાન્ત ઉપયોગી થઇ પડશે એ તો સુવિદિત વાત છે કે નાનાં કુમળા ઝાડોને વાડની જરૂર હોય છે, પરતુ પ્રૌઢ વૃક્ષોને એવી વાડની કશી આવશ્યકતા નથી બાળજીવોને જે પ્રતિબંધ કરવામા આવે છે તેનુ કારણ એ છે કે સસારમા સદ્યુક્તિની જેમ બલ્કે એથી પણ વધારે અંશમા કુયુક્તિનો સુકાળ છે અને તેથી મતિમન્દતાને લઇને બાળજીવોને તેમા ફસાઇ જવાને માટે વિશેષ અવકાશ છે.

આઠ પ્રભાવના—

જૈન શાસનને જે દીપાવે-શોભાવે તે 'પ્રભાવક' કહેવાય છે અને તેમનું આચરણ તે 'પ્રભાવના' છે. (૧) જૈન શાસ્ત્રના પારગામી; (૨) [1]ક્ષીરાશ્રવાદિ લબ્ધિથી મંડિત કોઇ મેઘ-ગર્જનાના જેવા ગંભીર નાદે (અ) આક્ષેપિણી, (આ) વિક્ષેપિણી, (ઇ) સંવેજની અને (ઈ) નિર્વેદિની એવી ચાર પ્રકારની ધર્મ-કથાના ઉપદેશ આપી ચતુરોના ચિત્તનું રંજન કરે અને તેમના હૃદયગત સંદેહનું ભંજન કરે તે ધર્મકથી, જેમકે **નંદીષેણ** મુનિવર; (૩) (અ) વાદી, (આ) પ્રતિવાદી, (ઇ) સભા અને (ઈ) સભાપતિ એ ચતુરંગી પરિષદ્માં પ્રતિપક્ષનો પરિક્ષેપ કરવા પૂર્વક સ્વપક્ષનું મણ્ડન કરવા માટે જે વદવું તે વાદ અને આવો વાદ કરનાર તે વાદી, જેમ **મલ્લવાદી**; (૪) ત્રિકાલિક લાભ-અલાભ ઉપર પ્રકાશ પાડનારા નિમિત્ત-શાસ્ત્રને જે જાણે તે નૈમિત્તિક, જેમકે **ભદ્રબાહુસ્વામી**; (૫) ક્રોધને કાબુમાં રાખી દુષ્કર તપશ્ચર્યા કરી ચારિત્ર-ગુણને દીપાવે તે તપસ્વી; (૬) મંત્ર અને વિદ્યાના બળથી જે શાસનોન્નતિ કરે તે વિદ્યાવાન્ એટલે કે **પ્રજ્ઞપ્તિ** પ્રમુખ [2]વિદ્યાદેવીઓ અને શાસન-દેવી જેને સહાયક હોય તે વિદ્યાવાન્, જેમકે **વજ્રસ્વામી**; અંજન, પાદ-લેપ, તિલક-ગુટિકા વગેરે સિદ્ધિઓ જેણે પ્રાપ્ત કરી હોય તે સિદ્ધ, જેમકે **કાલિકાચાર્ય**; (૮) જે અર્થ-ગૌરવ તેમજ શબ્દ-લાલિત્યથી મનોહર-રાજાદિ પ્રતિબોધ પામે તેવી મધુર અર્થવાળી ગદ્ય-પદ્યમાં કૃતિઓ કદાગ્રહ કે મમત્વ ભાવ વિના રચે તે કવિ, જેમકે **સિદ્ધસેન દિવાકર**. આ પ્રાવચની આદિ [3]આઠ પ્રભાવકોનાં કાર્ય તે આઠ પ્રકારની પ્રભાવના છે.

---

૧ વિશેષા૦ની નિમ્ન-લિખિત ગાથામાં આ ઋદ્ધિ વિષે ઉલ્લેખ કરતાં કહ્યું છે કે—

" खीर-महु-सप्पिसाओवमाउवयणा तयासवा होंति ।
( कोट्ठयधन्नसुनिग्गलसुत्तत्था कोट्ठबुद्धीया ॥ ७९९ ॥ ) "
[ क्षीर-मधु-सर्पिःस्वादोपमवचनास्तदाश्रवा भवन्ति ।
( कोष्ठकधान्यसुनिर्गलसूत्रार्थाः कोष्ठबुद्धयः ॥ ) ]

અર્થાત્ ચક્રવર્તીની લાખ ગાયોનું દૂધ પચાસ હજાર ગાયોને પાય, આનું જે દૂધ નીકળે તે ૨૫૦૦૦ ગાયોને પાય, તેનું ૧૨૫૦૦ ગાયોને એમ અનુક્રમે અડધું અડધું કરતાં ( આ પ્રમાણે **મલધારીય** બૃહદ્વૃત્તિના ૩૮૪ મા પત્રમા ઉલ્લેખ છે, પરંતુ તે ચિન્ત્ય છે, કેમકે ૧૨૫૦૦ નું અડધું ૬૨૫૦ અને તેનું અડધું ૩૧૨૫, પછી આનાથી અડધી ગાયની સંખ્યા કરતા કેવી રીતે આ હકીકત ઘટી શકે એમ પ્રશ્ન ઉપસ્થિત થાય છે ) છેવટે જે એક ગાયનું દૂધ નીકળે તે દૂધના સ્વાદ જેવા જેના વચનો મધુર હોય તે 'ક્ષીરાશ્રવ' લબ્ધિવાળા જાણવા. સાકર ઇત્યાદિ મધુર દ્રવ્યને પણ મીઠાશમાં ટક્કર મારે તેવા મધુ (મધ)ના સ્વાદ જેવાં મધુર વચનવાળા 'મધ્વાશ્રવ' લબ્ધિવાળા જાણવા. અતિશય મીઠા ઘીના સ્વાદ જેવી મીઠાશવાળાં વચનોવાળા 'ઘૃતાશ્રવ' લબ્ધિવાળા જાણવા. ( કોઠારમા રહેલા ધાન્યની જેમ જેને વિસ્મરણનો અભાવ હોવાથી સૂત્ર અને અર્થ નિરંતર સ્મૃતિયુક્ત હોવાથી ચિરસ્થાયી હોય, તેમને ' કોષ્ઠબુદ્ધિ ' જાણવા ).

૨ આના સ્વરૂપ માટે જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા**નું મારૂં સ્પષ્ટીકરણ

૩ આ આઠેનો નિર્દેશ કરનારી ગાથા શ્રીહરિભદ્રસૂરિકૃત **સમ્યક્ત્વસપ્તતિ**માં નીચે મુજબ છે.—

" पावयणी १ धम्मकही २ वाई ३ नेमित्तिओ ४ तवस्सी ५ य ।
विज्जा ६ सिद्धो ७ य कवी ८ अट्ठेव पभावगा भणिया ॥ ३२ ॥"
[ प्रावचनी धर्मकथी वादी नैमित्तिकः तपस्वी च ।
विद्या( वान् ) सिद्धश्च कविः अष्टैव प्रभावका भणिताः ॥ ]

**પ્રભાવકોનું સ્વરૂપાંતર—**

આઠ પ્રભાવકોનો જુદી રીતે પણ નિર્દેશ કરવામાં આવે છે- એમ **સમ્યક્ત્વસપ્તતિકાની** નિમ્ન-લિખિત ગાથા ઉપરથી જોઇ શકાય છેઃ—

" [1]**अइसेसइड्ढि १ धम्मकहि २ वाई ३ आयरिय ४ खवग ५ नेमित्ती ६ ।**
**विज्जा ७ रायागणसंमओ ८ य तित्थं पभावंति ॥ ३८ ॥** "

અર્થાત્ (૧) અવધિજ્ઞાન, મનઃપર્યયજ્ઞાન, [2]આમર્ષઔષધિ આદિ અતિશયરૂપ ઋદ્ધિવાળા અથવા આવા અતિશયો વડે ઋદ્ધિવાળા, (૨) ધર્મોપદેશક, (૩) વાદી, (૪) આચાર્ય, (૫) ક્ષપક, (૬) (૬) નૈમિત્તિક, (૭) વિદ્યાસિદ્ધ અને (૮) રાજાને તેમજ મહાજનને વલ્લભ એ આઠ પ્રભાવકો તીર્થને દીપાવે છે.

**પાંચ ભૂષણો—**

' ભૂષણ ' એટલે ' શોભા ' યાને ' અલંકાર ' જેમ આભૂષણો વડે દેહની શોભા વધે છે, તેમ જેનાથી સમ્યક્ત્વ શોભી નીકળે તે ' ભૂષણ ' કહેવાય. આવા ભૂષણો પાંચ છેઃ-( ૧ ) જિન-શાસનમાં નિપુણતા અર્થાત્ જિનોક્ત તત્ત્વોના અભ્યાસ દ્વારા પ્રાપ્ત થતી પ્રવીણતા, ( ૨ ) જિન-શાસનની પ્રભાવના યાને જિન-શાસનની પ્રગતિ કે ઉન્નતિ સાધક કાર્યો, ( ૩ ) સ્થાવર

---

૧ છાયા—

**अतिशयर्द्धिः धर्मकथी वादी आचार्यः क्षपकः नैमित्तिकः ।**
**विद्या(सिद्धः) राजगणसम्मतः च तीर्थं प्रभावयन्ति ॥**

૨ વિશેષા૦ની નિમ્ન-લિખિત ગાથાઓમા આમર્ષ-ઔષધિ આદિ ઋદ્ધિઓ વિષે ઉલ્લેખ છેઃ—

" **आमोसहि विप्पोसहि खेलोसहि जल्लओसही चेव ।**
**संभिन्नसोय उज्जुमइ सव्वोसहि चेव बोद्धव्वो ॥ ७७९ ॥**
**चारण आसीविसा केवली य मणनाणिणो य पुव्वधरा ।**
**अरहंत-चक्कवट्टी बलदेवा वासुदेवा य ॥ ७८० ॥** "
[ **आमर्षौषधिः विप्रुडौषधिः श्लेष्मौषधिः मलौषधिः चैव ।**
**सम्भिन्नश्रोता ऋजुमतिः सर्वौषधिरेव बोद्धव्यः ॥**
**चारणा आशीविषाः केवलिनश्च मनोज्ञानिनश्च पूर्वधराः ।**
**अर्हच्चक्रवर्तिनो बलदेवा वासुदेवाश्च ॥** ]

અર્થાત્ આમર્ષ-ઔષધિ, વિપ્રુડૌષધિ, શ્લેષ્મૌષધિ, મલૌષધિ, સભિન્નશ્રોતા, ઋજુમતિ, સર્વૌષધિ, ચારણ ( વિદ્યા ), આશીવિષ, કેવલી, મનઃપર્યવજ્ઞાની, પૂર્વધર, અરિહંત, ચક્રવર્તી, બળદેવ, અને વાસુદેવને એ ઋદ્ધિઓ છે ઋદ્ધિમા ઋદ્ધિમાનનો અભેદ ઉપચાર કરી આવા ઋદ્ધિવાળા પુણ્યશાળી મહાનુભાવોને આમર્ષ-ઔષધિ આદિ સંજ્ઞા આપી છે આ પ્રત્યેકનો અર્થ ૭૮૧મી ગાથાથી ભાષ્યકારે જણાવ્યો છે. પ્રસ્તુતમા આપણે આમર્ષ-ઔષધિનો જ અર્થ વિચારીશુ. તે એ છે કે " **संफरिसणमामोसो** " અર્થાત્ સ્પર્શ કરવાથી રોગ દૂર થાય એવી લબ્ધિ એટલે કે હસ્તાદિના સ્પર્શ માત્રથી કોઇ પણ રોગીના રોગને દૂર કરવાને જે સમર્થ હોય તે ' આમર્ષ-ઔષધિ ' કહેવાય.

અને જંગમ તીર્થોની ઉપાસના, ( ૪ ) સ્થિરતા યાને ધર્મથી કોઇ પતિત થતો હોય તેને સ્થિર કરવો અથવા તો અજૈન દર્શનકારોના મંત્ર–તંત્રાદિ ચમત્કારો જોઇને તેને નમસ્કાર કરવા અને તેનો ધર્મ આદરવા ન તૈયાર થતાં સ્વધર્મમાં મક્કમ રહેવું તે, અને ( ૫ ) ભક્તિ એટલે કે ગુણી જનોનો અનુરાગ કરવો તે.

**છ યતના—**

શમાદિ પાંચ લક્ષણો–લિંગોનું ૧૨૯મા થી તે ૧૩૧મા સુધીનાં પૃષ્ઠમા સ્વરૂપ આલેખી ગયેલા હોવાથી એ સંબધમાં અત્ર કઇ ન નિવેદન કરતાં છ યતનાનો નિર્દેશ કરીશું. યતનાનું લક્ષણ તેમજ તેના પ્રકારો **સમ્યક્ત્વસપ્તતિ**ની નીચે મુજબની [1]ગાથાઓ દ્વારા જોઇ શકાય છેઃ—

" [2]परतित्थियाण तद्देवयाण तग्गहियचेइआणं च ।
जं छव्विहवावारं न कुणइ सा छव्विहा जयणा ॥ ४६ ॥
वंदण नमंसणं वा दाणाणुपयाणमेसि वज्जेइ ।
आलावं संलावं पुव्वमणालणुगो न करे ॥ ४७ ॥ "

અર્થાત્ પરતીર્થિકો, તેના રૂદ્ર, વિષ્ણુ, બુદ્ધ પ્રમુખ દેવો તથા તેમણે ગ્રહણ કરેલાં ચૈત્યો સાથે જે છ પ્રકારનો વ્યવહાર ન કરવો તે છ પ્રકારની ' યતના ' છે. જેમકે (૧) વન્દન ન કરવુ, (૨) નમસ્કાર ન કરવો, (૩) દાન અને (૪) અનુપ્રદાન ( વારવાર દાન )નો તેમને ઉદ્દેશીને ત્યાગ કરવો અને બોલાવ્યા વિના તેમની સાથે (૫) આલાપ અને (૬) સંલાપ પણ ન કરવા.

**વન્દનાદિનો અર્થ—**

' વન્દન ' એટલે મસ્તક વડે અભિવાદન અને ' નમસ્કાર ' એટલે પ્રણામ પૂર્વક ગુણોની પ્રશંસા એમ **પ્રવચન**૦ની વૃત્તિ ( પત્રાંક ૨૭૭ )માં સૂચવેલું છે,[3] જ્યારે શ્રી**યશોવિજય**ગણિકૃત **સમકિતના સડસઠ બોલની સઝાય**માં એમ કહ્યું છે કે—

" વંદન તે કરયોજન કહિયે, નમન તે શીશ નમાડે. "

થોડું બોલવું તે ' આલાપ ' છે અને વારંવાર બોલવું તે ' સંલાપ ' છે.

છ યતના પરત્વે જે દાનનો નિષેધ કરવામાં આવ્યો છે, તે પાત્ર–કુપાત્ર આશ્રીને છે અર્થાત્

---

૧ આ ગાથાઓ **સમ્યક્ત્વ–કૌમુદી** ( પત્રાંક ૩૫ )માં સાક્ષીભૂત પાઠ તરીકે આપેલી છે.

૨ છાયા—

परतीर्थिकानां तद्दैवतानां तद्गृहीतचैत्यानां च ।
यं षड्विधव्यापारं न करोति सा षड्विधा यतना ॥ १ ॥
वन्दनं नमस्करणं वा दानमनुप्रदानमेतैः सह वर्जयेत् ।
आलापं संलापं पूर्वमनालपितको न कुर्यात् ॥ २ ॥

૩ આ રહ્યો તે ઉલ્લેખ—

" वन्दनं शीर्षाभिवादनं, नमस्करणं–प्रणामपूर्वकं प्रशस्तध्वनिभिर्गुणोत्कीर्तनम् "

મિથ્યાદૃષ્ટિરૂપ કુપાત્રને વિષે સુપાત્રની બુદ્ધિથી દાન આપવું તે દોષ છે; બાકી અનુકમ્પા પૂર્વકના દાનનો કોઇ સ્થળે નિષેધ નથી. કહ્યું પણ છે કે—

" [1]सव्वेहिं पि जिणेहिं दुज्जयजियरागदोसमोहेहिं ।
सत्ताणुकंपणट्ठा दाणं न कहिं पि पडिसिद्धं ॥ १ ॥ "

**પ્રવચન**૦મા અનુપ્રદાનને બદલે અન્ય તીર્થિકોના દેવાદિને માટે ગન્ધ, પુષ્પ વગેરે ન મોકલવાનો–અપ્રેષણનો નિર્દેશ છે, કેમકે ત્યા કહ્યું છે કે—

" [2]नो अन्नतित्थिए अन्नतित्थिदेवे य तह सदेवेऽवि ।
गहिए कुतित्थिएहिं वंदामि न वा नमंसामि ॥ ९३७ ॥
नेव अणालत्तो आलवेमि नो संलवेमि तह तेसिं ।
देमि न असणाईयं पेसेमि न गंधपुप्फाइ ॥ ९३८ ॥ "

૬ અભિયોગ—

મરજી વિરૂદ્ધ જે કાર્ય કરવું પડે તે ' અભિયોગ ' કહેવાય છે. એ એક પ્રકારનો બળાત્કાર છે. **આણંદ, કામદેવ** જેવા શ્રાવકો તો ' મેરૂ ' પર્વતની જેમ અડગપણે સમ્યક્ત્વનો નિર્વાહ કરે છે, પરંતુ જે જીવોમાં એવી શક્તિ ન હોય તે જીવોને રાજ–હઠ વગેરે કારણોને લઇને કુદેવને વન્દનાદિ કરવું પડે, વાસ્તે તેમના સંબંધમાં આ અભિયોગના પ્રસંગને ' અપવાદ ' યાને ' આગાર ' ગણવામાં આવે છે. આવા અભિયોગના છ પ્રકારો છેઃ–( ૧ ) રાજાભિયોગ અર્થાત્ [3]રાજ–હઠ, ( ૨ ) ગણાભિયોગ યાને સ્વજન પ્રમુખની જબરાઇ, ( ૩ ) બલાભિયોગ એટલે ' બળીઆના બે ભાગ ' એ કહેવત અનુસાર પરાક્રમીના કુશાસનને તાબે થવુ, ( ૪ ) દેવાભિયોગ યાને કુલ–દેવી વગેરેનો જુલમ, ( ૫ ) કાન્તારવૃત્તિ એટલે ભયંકર વનમા જઇ ચડવાથી કે મરકી પ્રમુખ

---

૧ છાયા—

सर्वैरपि जिनैर्जितदुर्जयरागद्वेषमोहैः ।
सत्त्वानुकम्पनार्थं दानं न कुत्रापि प्रतिषिद्धम् ॥

૨ છાયા—

न अन्यतीर्थिकान् अन्यतीर्थिकदेवांश्च तथा स्वदेवानपि ।
गृहीतान् कुतीर्थिकैः वन्दामि न वा नमस्यामि ॥ ९३७ ॥
नैव अनालपितो आलपामि न संलपामि तथा तेषु ।
ददामि न अशनादिकं प्रेषयामि न गन्धपुष्पादि ॥ ९३८ ॥

૩ ' પૃથ્વીપુરભૂષણ ' નગરને વિષે **પ્રજાપાલ** રાજાની આજ્ઞાથી કાર્તિક શેઠને ગરિક તાપસને જમાડવો પડ્યો હતો.

દુઃસાધ્ય રોગચાલો થવાથી કે દુકાળ પડવાથી જીવન-નિર્વાહ માટે મિથ્યાત્વનું સેવન, અને ( ૬ ) [1]ગુરુ-નિગ્રહ એટલે માતાપિતાદિનો કદાગ્રહ.

૬ ભાવના—

**ધર્મનું મૂળ**

પાંચ [2]અણુવ્રત, ત્રણ [3]ગુણવ્રત અને ચાર [4]શિક્ષાવ્રત એ સ્વરૂપી શ્રાવક-ધર્મનું મૂળ સમ્યક્ત્વ છે. એ અર્થાત્ સમ્યક્ત્વને ધર્મનું મૂળ ગણવું એ પ્રથમ ભાવના છે. જેમ મૂળ વિનાનું ઝાડ પ્રચણ્ડ પવનનો સપાટો લાગતાં પડી જાય છે, તેમ ધર્મ-વૃક્ષ પણ સમ્યક્ત્વરૂપ મજબૂત મૂળ વિના કુતીર્થિક મતરૂપ પવન ફૂંકાતાં અસ્ત-વ્યસ્ત થઇ જાય છે, એ આ ભાવનાનો સાર છે.

**ધર્મનું દ્વાર—**

સમ્યક્ત્વ એ ધર્મનું દ્વાર છે એ બીજી ભાવના છે. જેમ કિલ્લા, કોટથી અલંકૃત નગરમાં મનુષ્યનું ગમનાગમન દ્વાર વિના શક્ય નથી, તેમ ધર્મરૂપ નગરમાં પ્રવેશ કરવા માટે સમ્યક્ત્વરૂપ દ્વાર આવશ્યક છે.

**ધર્મની પીઠ—**

સમ્યક્ત્વ એ ધર્મની પીઠ છે યાને એનો પાયો છે. જેમ કોઇ પણ ઘર, મકાન કે કોટનો પાયો ઊંડો દૃઢ ન હોય, તો તે ડગમગી જાય તેમ ધર્મરૂપ પ્રાસાદ પણ સમ્યક્ત્વરૂપ પીઠ વિના નિશ્ચળ ન રહી શકે.

**ધર્મનો આધાર—**

જેમ આ જગત્ પૃથ્વીરૂપ આધાર વિના રહી શકતું નથી, તેમ ધર્મરૂપ જગત્ પણ સમ્યક્ત્વરૂપ આધાર વિના ટકી શકતું નથી. એટલે કે સમ્યક્ત્વ એ ધર્મનો આધાર છે એમ ચોથી ભાવના ભાવવી જોઇએ.

**ધર્મનું ભાજન—**

જેમ ક્ષીરાદિ રસને ધારણ કરવા માટે પાત્રની જરૂર છે, તેમ શ્રુત તથા શીલરૂપ ધર્મનો રસ ઢળી ન જાય, તે માટે સમ્યક્ત્વરૂપ ભાજનની આવશ્યકતા છે. આ પ્રમાણે સમ્યક્ત્વની ભાજનરૂપે ભાવના તે પાંચમી ભાવના છે.

---

૧ ગુરુ એટલે કોણ તે નિમ્ન-લિખિત પદ્ય દ્વારા જાણી શકાય છેઃ—

" माता पिता कलाचार्या, एतेषां ज्ञातयस्तथा ।
वृद्धा धर्मोपदेष्टारो, गुरुवर्गः सतां मतः ॥ १ ॥."

૨-૪ આનું સ્વરૂપ તૃતીય ઉલ્લાસમાં વિચારાશે.

**ધર્મનું નિધાન—**

જેમ નિરવધિ નિધિ વિના યથેષ્ટ પ્રમાણુમાં મહામૂલ્યવાળાં મણિ, મોતી, સોનું વગેરે દ્રવ્યો મળી શકે નહિ, તેમ સમ્યક્ત્વરૂપ નિધાન વિના ચારિત્ર ધર્મરૂપ દ્રવ્ય મળે નહિ અથવા જેમ તીજોરી વિના રત્નોનું ચોરોથી રક્ષણ થવું કઠિણ છે તેમ સમ્યક્ત્વરૂપ તીજોરી વિના મૂળ અને ઉત્તર ગુણો રૂપ રત્નોનું અનંત ભવોથી તાકી રહેલા રાગ–દ્વેષરૂપ ચોરોથી રક્ષણ થવું મુશ્કેલ છે. આ પ્રમાણે સમ્યક્ત્વનું ધર્મના નિધાનરૂપે ધ્યાન ધરવું તે છઠ્ઠી ભાવના છે.

**છ સ્થાનકે—**

(૧) જીવ [1] છે, (૨) જીવ [2] નિત્ય છે, (૩) જીવ કર્મનો કર્તા છે[3], (૪) જીવ કર્મનો ભોક્તા છે, (૫) જીવને નિર્વાણ (મોક્ષ) છે[4] અને (૬) મોક્ષનો ઉપાય છે એ છ સ્થાનકો છે.

આ પ્રમાણે સમ્યક્ત્વનાં ૬૭ લક્ષણોનો યથામતિ વિચાર કર્યો, પરંતુ અત્ર એ પ્રશ્ન ઉદ્ભવે છે કે આ પૈકી આસ્તિક્યાદિ લક્ષણોની જે જીવમાં પ્રતીતિ થતી હોય, જે જીવને સર્વજ્ઞે કથેલાં તત્ત્વો ઉપર રાગ હોય તે જીવને વ્યવહારથી સમ્યક્ત્વ છે કે નિશ્ચયથી ?

---

૧ આથી નાસ્તિક–મતનો પરિહાર સમજવો.

૨ જો પૂર્વ અને અપર ક્ષણના ત્રુટિતના અનુસંધાનરૂપ જ્ઞાન–ક્ષણો જ માની આત્માને બૌદ્ધોની જેમ નિત્ય નહિ માનવામા આવે, તો એકનો બન્ધ થતા અન્યની મુક્તિ, અન્યને ભૂખ તો અપરને તૃપ્તિ, એકને અનુભવ તો અપરને સ્મૃતિ, એ પ્રમાણે અતિપ્રસંગ પ્રાપ્ત થાય છે

૩ આ કપિલ–મતનું નિરસન છે. અત્ર કોઇ એમ શંકા કરે કે જ્યારે જીવ સ્વયં કર્મ કરે છે, તો સુખાભિલાષી હોઇ જીવ કેમ દુઃખદાયી કર્મો કરે છે ? આનો ઉત્તર એ છે કે વ્યાધિથી નિવૃત્ત થવા ઇચ્છતો રોગી અપથ્ય ખાવાથી રોગ વધશે પણ ઘટશે નહિ એમ જાણતો હોવા છતા અપથ્યનું સેવન કરે છે, તેમ જીવ પણ મિથ્યાત્વાદિથી પરાસ્ત થતા ભાન ભૂલી દુઃખદ કર્મો કરે છે.

૪ રાગ, દ્વેષ, મદ, મોહ, જન્મ, જરા, રોગાદિ દુઃખના ક્ષયરૂપ અવસ્થા–વિશેષ તે 'નિર્વાણ' યાને 'મોક્ષ' છે. આને પ્રાપ્ત થયેલા જીવો લોકના અગ્ર ભાગે વસે છે. આથી કરીને નિમ્ન–લિખિત પદ્યો દ્વારા સૂચિત માન્યતાવાળા બૌદ્ધોના મતનું નિરાકરણ સૂચવાય છેઃ—

" **दीपो यथा निर्वृतिमभ्युपेतो, नैवावनिं गच्छति नान्तरिक्षम् ।**
**दिशं न काञ्चित् विदिशं न काञ्चित्, स्नेहक्षयात् केवलमेति शान्तिम् ॥१॥**
**जीवस्तथा निर्वृतिमभ्युपेतो, नैवावनिं गच्छति नान्तरिक्षम् ।**
**दिशं न काञ्चित् विदिशं न काञ्चित्, क्लेशक्षयात् केवलमेति शान्तिम् ॥२॥"**

એટલે કે દીવાનું બુઝાઇ જવા જેવું અભાવ–સ્વરૂપ નિર્વાણનું છે અર્થાત્ પ્રદીપની જેમ જીવનો ધ્વસ તે નિર્વાણ છે એમ જે બૌદ્ધો કહે છે તે અસંગત છે. કેમકે પ્રદીપનું દૃષ્ટાન્ત સિદ્ધ થતું નથી. કારણ કે પ્રદીપનો આત્યન્તિક વિનાશ થતો નથી, પરંતુ પાવક–પુદ્ગલો તેજસ્વી રૂપ ત્યજીને તામસ રૂપને પામે છે. દીવો ઓલાઇ જતા તરત જ તામસ પુદ્ગલોનો વિકાર અનુભવાય છે. એવી રીતે જીવ પણ કર્મ રહિત થતા કેવળ અમૂર્ત સ્વરૂપી બને છે—અન્ય પરિણામને પામે છે, આને જૈન દૃષ્ટિએ 'નિર્વાણ' કહેવામા આવે છે.

તેમજ તે જીવ પોતે પણ સમ્યક્ત્વી છે કે નહિ તેનો નિશ્ચય કરી શકે ? આનો ઉત્તર એ છે કે શુદ્ધ ધર્મ ઉપર રાગ થયો એટલે સમ્યક્ત્વ પ્રાપ્ત થઇ ગયું છે એમ નથી. સર્વજ્ઞે પ્રરૂપેલાં પદાર્થોના એક અંશને જ વિષે અવિશ્વાસ હોય, બાકી બધાએ અંશો વિષે સુદૃઢ વિશ્વાસ હોય તો પણ શાસ્ત્રકારો તેને મિથ્યાદૃષ્ટિ કહે છે. કહ્યું પણ છે કે—

" [1]सूत्रोक्तस्यैकस्याप्यरोचनादक्षरस्य भवति नरः ।
मिथ्यादृष्टिः सूत्रं हि नः प्रमाणं जिनाभिहितम् ॥१॥

વળી સર્વ વાત ઉપર વિશ્વાસ હોય, પરંતુ જ્યાં સુધી દર્શન-મોહનું આવરણ ખસ્યું ન હોય ત્યાં સુધી તો ખરી રીતે વિચારતાં સમ્યક્ત્વનો અભાવ છે. બાપદાદાથી-પેઢીધર પેઢીથી જૈન ધર્મ ઉતરી આવેલો હોય એવા કુળમાં જન્મ થયો એટલે સમ્યક્ત્વનું સંપાદન થઇ ગયું કે મુનિનો વેષ પહેરી લીધો તેથી સમ્યક્ત્વનો સદ્ભાવ થઈ ગયો એમ માનવા કોઇએ લલચાવું નહિં, કેમકે મેરૂ પર્વત જેટલો રજોહરણ અને મુખ-વસ્ત્રિક ( ઓઘા અને મુહપત્તી )નો ઢગલો થાય એટલા કાળ સુધી સાધુ-વેષ ગ્રહણ કર્યો હોય તોપણ તે અભવ્ય સંભવી શકે છે એમ શાસ્ત્રકારો કહે છે.

જેમ જે કોઇને તાવ આવ્યો હોય તે આ તાવ સુસાધ્ય, દુઃસાધ્ય કે અસાધ્ય છે તે જાણવા સમર્થ નથી, પરંતુ એ તો સુવૈદ્ય જ તેની ચિકિત્સા કરી કહી શકે, તેમ જિનેશ્વરનાં વચનો વિષેનો દૃઢ રાગ સમ્યક્ત્વની પ્રાપ્તિ જેટલી હદે પહોંચ્યો છે કે નહિ એનો નિર્ણય અનુભવી-સર્વજ્ઞ વિના કોણ કરી શકે ?[2]

જે સમ્યક્ત્વને ઉદ્દેશીને આટલું વિવેચન કરવામાં આવ્યું છે. તેનું શું કારણ હશે એ વિદ્વાન્ પાઠકથી અજાણ્યુ રહે તેમ નથી, પરંતુ બાળબુદ્ધિને તે સ્ફુટ ભાસે તે માટે આપણે એનું ગૌરવ વિચારી આ પ્રકરણ પૂર્ણ કરીશું.

**સમ્યક્ત્વનું માહાત્મ્ય—**

સમ્યક્ત્વ સમસ્ત ધર્મનું મૂળ છે, આત્માર્થિક જીવોનો તે અખૂટ ખજાનો છે, મિથ્યાત્વ-રૂપી રોગને નષ્ટ કરનારૂં રામબાણ ઔષધ છે, સંસારસાગરને તરી જવાનું અત્યુત્તમ નાવ છે,

૧ આ ભાવને વ્યક્ત કરનારી નિમ્ન-લિખિત ગાથા આવશ્યકસૂત્રની શ્રીહારિભદ્રીય ટીકા ( પત્રાક ૮૧૪ )મા ટાચણરૂપે જોવાય છે.—

" पयमक्खरं च एक्कं जो न रोएइ सुत्तनिद्दिट्ठं ।
सेसं रोयंतो वि हु मिच्छद्दिट्ठी मुणेयव्वो ॥ १ ॥"
[ पदमक्षरं चैकं यो न रोचयति सूत्रनिर्दिष्टम् ।
शेषं रोचयन्नपि खलु मिथ्यादृष्टिर्ज्ञातव्यः ॥ ]

૨ આ મારા ઘરના વિચારો નથી, આ વાત નવતત્ત્વપ્રકરણવિસ્તરાર્થ (પૃ૦ ૩૧૮-૩૧૯)ના આધારે લખવામા આવી છે,

મોક્ષનગરના દ્વારને ખોલનારી સુવર્ણની ચાવી છે, સર્વ પ્રકારના દુઃખરૂપ વૃક્ષને ઉખેડી નાંખનારૂં સર્વોત્કૃષ્ટ સાધન છે. ખરેખર એ મુક્તિનો પરવાનો છે, કેમકે એ બતાવ્યા વિના કોઇ પણ જીવને મોક્ષનગરમા દાખલ કરવામાં આવતો નથી. સમ્યક્ત્વ વિનાનાં જ્ઞાન અને ચારિત્ર પણ અંક વિનાનાં શૂન્ય જેવાં છે એટલે કે સમ્યગ્દર્શનથી રહિત એવાં જ્ઞાનાવરણીય કર્મોના ક્ષયોપશમ અને ચારિત્ર ભારરૂપ છે, કેમકે ગધેડાની પીઠ ઉપર રહેલો ચંદનનો બોજો તેને સર્વથા ભારરૂપ નહિ તો બહુ જ અલ્પ ફળને આપનારો છે એ નિર્વિવાદ વાત છે. વિશેષ શું કહેવું ? સમ્યગ્દર્શનથી રહિત એવાં જ્ઞાન અને ચારિત્ર અમાવાસ્યાની રાત્રિમાં ઉડતા ખદ્યોતના જેવાં શોભે છે. અજ્ઞાની આ પ્રકાશને સૂર્યના જેટલો પ્રભાવશાળી માને, પરંતુ શાસ્ત્રકારની દૃષ્ટિએ તો તે કઇ ગણત્રીમાં નથી. સમ્યગ્દર્શન એ મોક્ષરૂપ વૃક્ષનું બીજ છે. આ બીજને રોપ્યા વિના જ્ઞાન અને ચારિત્ર રૂપ જળનું ગમે તેટલું સિંચન કરવામાં આવે તો પણ ઇપ્સિત ઝાડ કદી પણ ઉગવાનું નહિ; તો પછી યથેષ્ટ ફળની તો આશા જ શી ? આ જ કારણોને ઉદ્દેશીને શાસ્ત્રકારો સમ્યગ્દર્શન ઉપર અતિશય ભાર મૂકે છે, કેમકે **ભત્તપરિણ્ણય** ( **ભક્તપરિજ્ઞા** )માં કહ્યું પણ છે કે—

[1] " [2]**दंसणभट्टो भट्टो, दंसणभट्टस्स नत्थि निव्वाणं।**
**सिज्झंति चरणरहिया, दंसणरहिया न सिज्झंति ॥ ६६ ॥**"[3]

**સમ્યક્ત્વ-કૌમુદી** ( પત્રાંક ૪ )માં સાક્ષીભૂત પાઠ તરીકે જે ગાથા આપવામાં આવી છે, તેનો ઉત્તરાર્ધ ઉપર મુજબ છે, જ્યારે પૂર્વાર્ધ તો નીચે મુજબ આપવામાં આવ્યો છેઃ—

" **भट्टेण चरित्ताओ, सुट्ठुकरं ( सुट्ठुयरं ? ) दंसणं गहेअव्वं** "

આ પ્રમાણે સમ્યગ્દર્શનનું પ્રકરણ પૂર્ણ થાય છે, પરંતુ એ ઉમેરવું બાકી રહી જાય છે કે આ સંબંધી નિક્ષેપાદિ અનેક રીતે વિચાર થઇ શકે છે. કિન્તુ એ જુદા જુદા દૃષ્ટિકોણનો બોધ

---

૧ છાયા—
दर्शनभ्रष्टो भ्रष्टो दर्शनभ्रष्टस्य नास्ति निर्वाणम् ।
सिध्यन्ति चरणरहिता दर्शनरहिता न सिध्यन्ति ॥ १ ॥

૨ અત્ર 'દર્શન' શબ્દથી સમ્યક્ત્વ સમજવુ સમુચિત છે, કેમકે **આવશ્યક૦** (પત્રાક ૩૬૩) મા કહ્યુ પણ છે કે—

" सम्मद्दिट्ठी १ अमोहो २ सोही ३ सब्भाव ४ दंसण ५ बोही ६ ।
अविवज्जओ ७ सुदिट्ठि ८ त्ति एवमाइं निरुत्ताइं ॥ ८६१ ॥ "

[ सम्यग्दृष्टिः अमोहः शुद्धि सद्भाव दर्शनं बोधिः ।
अविपर्ययः सुदृष्टिरिति एवमादीनि निरुक्तानि ॥ ]

૩ **તત્ત્વાર્થ**– બૃહદ્વૃત્તિ (પૃ૦ ૨)મા આ ભાવાર્થસૂચક આર્યા નીચે મુજબ દૃષ્ટિગોચર થાય છે.–

" भ्रष्टेनापि चरित्राद् दर्शनमिह दृढतर ग्रहीतव्यम् ।
सिध्यन्ति चरणरहिता दर्शनरहिता न सिध्यन्ति ॥ १ ॥"

મેળવ્યા વિના તે અત્ર કેવી રીતે ધ્યાનમાં આવે ? આથી એ હકીકત હાલ તુરત તો મોકુફ રાખવી પડે છે.

સંસારરૂપ કેદખાનામાંથી છૂટવાના ઉપાયરૂપ રત્ન-ત્રયી પૈકી સમ્યગ્દર્શનનું દિગ્દર્શન તો થયું, પરંતુ હજી સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનાં લક્ષણ જાણ્યા વિના એનું પૂરેપૂરૂં સ્વરૂપ ધ્યાનમાં આવવું મુશ્કેલ છે એટલે એ દિશામાં આપણે પ્રયાણ કરીશું. ગ્રન્થકારે સમ્યગ્જ્ઞાનનું લક્ષણ નીચે મુજબ દર્શાવ્યું છેઃ—

સમ્યગ્જ્ઞાનનાં લક્ષણો

**प्रमाणनयरूपविशेषहेतुकत्वे सति जीवादिपदार्थविषयकयथार्थावगमरूपत्वम्, विषयप्रतिभासित्वे सति आत्मपरिणतिमत् तत्त्वसंवेदनं वा [1]सम्यग्ज्ञानस्य लक्षणम्। ( ६ )**

અર્થાત્ અમુક પ્રમાણ યા અમુક નયરૂપ હેતુઓ દ્વારા જીવાદિક પદાર્થ સંબંધી જે યથાર્થ બોધ થાય, તે બોધને 'સમ્યગ્જ્ઞાન' કહેવામાં આવે છે. અથવા તો વિષયનો પ્રકાશ કરનારો અને આત્માના પરિણામરૂપ એવો જે તત્ત્વનો યથાર્થ અનુભવ તે પણ 'સમ્યગ્જ્ઞાન' કહેવાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સમ્યગ્જ્ઞાન એટલે સાચું જ્ઞાન, વાસ્તવિક સમજણ, યથાર્થ બોધ. અત્ર એ વાત ધ્યાનમાં રાખવી કે દરેક સમ્યગ્જ્ઞાની કંઇ સર્વજ્ઞ નથી, કેમકે વસ્તુને વસ્તુસ્વરૂપે ઓળખનારને 'સમ્યગ્જ્ઞાની' કહેવામાં આવે છે. આ ઉપરથી સાથે સાથે એ પણ જોઇ શકાય છે કે સમ્યગ્જ્ઞાન એટલે સર્વજ્ઞતા જ એવો અર્થ થતો નથી.

સમ્યક્ચારિત્રનું લક્ષણ ગ્રન્થકારના શબ્દોમાં એ છે કે—

સમ્યક્ ચારિત્રનાં લક્ષણો

**" भवनिमित्तनिवृत्तिशीलत्वे सति सम्यग्ज्ञानवतो योगव्यापारोपरमकत्वम्, भवनिमित्तनिवृत्तिनिमित्तकत्वे सति अव्यवधानेन मोक्षजनकत्वम्, सावद्ययोगविरतिरूपत्वं वा सम्यक्चारित्रस्य लक्षणम् "। (७)**

અર્થાત્ સમ્યગ્જ્ઞાની ( યથાર્થ જ્ઞાનવાળા )ને સંસારનાં નિમિત્તોથી[2] નિવૃત્તિ અપાવનારા

---

૧ સરખાવો શ્રીધર્મકીર્તિના ન્યાયબિન્દુનો ઉલ્લેખ—

" अविसंवादकं ज्ञानं सम्यग्ज्ञानम् । "

૨ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ એ પાંચ સંસારના નિમિત્તો છે, તે વાત આપણે ચતુર્થ ઉલ્લાસમાં જોઇશું.

અને યોગના ( મન, વચન અને કાયારૂપ ) વ્યાપારોને શાન્ત કરનારા એવા આત્માના પરિણામને ' સમ્યક્ચારિત્ર ' કહેવામાં આવે છે. સંસારમાં પરિભ્રમણ કરાવનારા સર્વ હેતુઓનો નાશ કરનારો અને અનન્તર મોક્ષને પ્રાપ્ત કરાવનારો આત્માનો પરિણામ પણ ' સમ્યક્ચારિત્ર ' કહેવાય છે. આની વળી એમ પણ વ્યાખ્યા થઇ શકે છે કે સર્વ સાવદ્ય ( પાપયુક્ત ) વ્યાપારોને દૂર કરનારો આત્માનો પરિણામ તે ' સમ્યક્ચારિત્ર ' છે. આમાંની પ્રથમ વ્યાખ્યા તેરમા ગુણસ્થાનની અંતિમ અવસ્થાને પ્રાપ્ત થયેલા જીવમાં, દ્વિતીય વ્યાખ્યા ચૌદમા ગુણસ્થાનની છેવટની અવસ્થાને સંપાદન કરેલામાં અને તૃતીય વ્યાખ્યા છઠ્ઠાથી તે ચૌદમા ગુણસ્થાનમાંના ગમે તે ગુણસ્થાનમાં રહેલા જીવમાં ઘટી શકે છે.

## નિક્ષેપનું લક્ષણ અને તેના પ્રકારો—

આપણે જોઇ ગયા તેમ જ્ઞાન પણ મુક્તિ પ્રાપ્ત કરાવનારાં સાધનોમાંનું એક છે, કેમકે જીવ, અજીવ ઇત્યાદિ તત્ત્વોનો યથાર્થ બોધ થવાથી મુક્તિ મળી શકે છે. પરંતુ જ્યાં સુધી કોઇ પણ પદાર્થનું અન્ય અન્ય અપેક્ષાપૂર્વક–જુદા જુદા દૃષ્ટિ-બિન્દુથી અવલોકન ન કરાય, ત્યાં સુધી તેનું યથાર્થ સ્વરૂપ ધ્યાનમાં આવે નહિ. આ વાસ્તે શાસ્ત્રકારોએ જીવાદિ તત્ત્વોનું સચોટ તેમજ વિશાળ જ્ઞાન પ્રાપ્ત કરવાનાં જે વિવિધ દ્વારો–અનુયોગદ્વારો સૂચવ્યાં છે, તે પૈકી નિક્ષેપનો આપણે પ્રથમ વિચાર કરીશું. નિક્ષેપ કહો કે ન્યાસ કહો એ એક છે. **જૈનતર્કપરિભાષા**ગત નિક્ષેપ–પરિચ્છેદમાં એનું લક્ષણ સ્મારિતશ્રુતકેવલી શ્રી**યશોવિજય**ગણિ નીચે મુજબ દર્શાવે છે:—

**" प्रकरणादिवशेनाप्रतिपत्त्यादिव्यवच्छेदकयथास्थानविनियोगाय शब्दार्थरचनाविशेषा निक्षेपाः "**

અર્થાત્ પ્રકરણ ઇત્યાદિ લઇને અપ્રતિપત્તિ વગેરે (એટલે કે અજ્ઞાન, સંશય વિપર્યય કે અનધ્યવસાય) દૂર કરવા પૂર્વક યથાસ્થાન સંસ્થાપન કરવા માટે શબ્દના અર્થની રચના કરવી તે ' નિક્ષેપ ' છે. અપ્રસ્તુત અર્થને દૂર કરવા રૂપ અને પ્રસ્તુત અર્થને સ્ફુટ કરવા રૂપ ફળવાળા આ નિક્ષેપના ( ૧ ) નામ, ( ૨ ) સ્થાપના, ( ૩ ) દ્રવ્ય અને ( ૪ ) ભાવ એમ ચાર પ્રકારો છે. નામનું લક્ષણ ગ્રન્થકારના શબ્દોમાં નીચે મુજબ છે:—

નામ એટલે શું ?

**अन्यार्थे स्थितमर्थनिरपेक्षं पर्यायानभिधेयं वस्तुनोऽभिधानम्, पर्यायानभिधेयत्वे सति अन्यार्थेऽन्वर्थे वा स्थितं सत् तदर्थनिरपेक्षसापेक्षान्यतररूपं वस्तुनोऽभिधानम्, स्वेच्छानुरूपं वस्तुनोऽभिधानं वा नाम्नो लक्षणम्। ( ८ )**

અર્થાત્ ( મૂળ શબ્દના અર્થથી ) અન્ય અર્થમાં રહેલું, ( મૂળ ) અર્થથી નિરપેક્ષ, ( અસલ વસ્તુના ) પર્યાયોથી જેનો વ્યવહાર ન થાય એવું વસ્તુનું નામ તે ' નામ 'નું લક્ષણ છે. અથવા

પર્યાય વડે જેનો નિર્દેશ ન થઇ શકે તેવું, અન્ય અર્થમાં રહેલું કે અન્વર્થ ( યાને મૂળ અર્થમાં સ્થિત ) તેમજ વિવક્ષિત અર્થથી નિરપેક્ષ કે સાપેક્ષ એવું વસ્તુનું નામ તે ' નામ 'નું લક્ષણ છે. અથવા ઇચ્છા અનુસાર વસ્તુનું નામ તે ' નામ 'નું લક્ષણ છે.

આ સમગ્ર હકીકત **વિશેષા૦**ની નિમ્ન–લિખિત ગાથામાં સુન્દર રીતે પ્રદર્શિત કરવામાં આવી છે:—

[1] " **पज्जायाऽणभिधेयं, ठिअमण्णत्थे तयत्थनिरवेक्खं ।**
**जाइच्छिअं च नामं, जाव दव्वं च पाएण ॥ २५ ॥** "

એટલે કે અસલ પદાર્થના અન્ય પર્યાયોથી જેનું કથન ન થઇ શકે એવું, અન્ય અર્થમાં રહેલું ( અથવા સાર્થક ), મૂળ અર્થથી નિરપેક્ષ, ઇચ્છાનુસાર પાડેલું એવું ( હોય તો તે પણ ) ઘણું કરીને જ્યાં સુધી પદાર્થ રહે ત્યાં સુધી રહેનારૂં ' [2]નામ ' છે.

ધારો કે કોઇ મનુષ્યનું ઇન્દ્ર એવું નામ પાડવામાં આવ્યુ હોય, તો તે પ્રાણીને ઇન્દ્રના પાકશાસન, પુરંદર, શચીપતિ, શતમખ, શક્ર, હરિ ઇત્યાદિ પર્યાયો વડે બોલાવાય નહિ. એટલે કે આ ' ઇન્દ્ર ' નામ એના પર્યાયોથી અવાચ્ય છે. પરંતુ આ પ્રાણીના દેહ સંબંધી ધર્મનો ઇન્દ્ર નામમાં ઉપચાર કરાયેલો હોવાથી તે વ્યક્તિને ' ઇન્દ્ર ' એવા સાંકેતિક શબ્દથી બોલાવાય. વળી આ ' ઇન્દ્ર ' નામ –' ઇન્દ્ર ' એવી સંજ્ઞા સ્વર્ગના અધિપતિ–સુરોના પતિ ઇન્દ્રમ જ રહેલી છે. એટલે કે આ નામ અન્ય અર્થમાં રહેલું છે ( જો તે વાસ્તવિક ઇન્દ્રને ઉદ્દેશીને કહેવામા આવે, તો તે સાર્થક ગણાય ).

યદૃચ્છાથી એટલે મરજી પ્રમાણે ગમે તેવું અર્થ વિનાનું નામ પણ 'નામ' કહેવાય છે. જેમકે ડિત્થ, ડવિત્થઃ આ પ્રમાણે ગમે તેમ પડાયેલું નામ પણ જ્યાં સુધી તે પદાર્થ હોય ત્યાં સુધી [3]પ્રાયઃ રહે છે. મેરૂ, સૂર્ય, ચન્દ્ર ઇત્યાદિ શાશ્વત પદાર્થોનાં નામો તો અનન્ત કાળ પર્યંત રહેશે–અવિનાશી છે. આ પ્રમાણે જે નામો પદાર્થના અસ્તિત્વ સુધી જ રહેવાવાળાં છે તેને

---

૧ છાયા—

**पर्यायानभिधेयं स्थितमन्यार्थे तदर्थनिरपेक्षम् ।**
**यादृच्छिकं च नाम यावद् द्रव्यं च प्रायेण ॥**

૨ " **नीयते गम्यतेऽनेनार्थः नमति वाऽर्थमभिमुखीकरोतीति नाम** " એ સંજ્ઞા એવા અપર પર્યાયવાળા નામનો વ્યુત્પત્તિ–અર્થ છે. જુઓ **તત્ત્વાર્થરાજ૦** (પૃ ૨૦)

૩ ' પ્રાયઃ ' કહેવાનો હેતુ એ છે કે કેટલાક નામો પદાર્થની વિદ્યમાન દશામા–હેયાતીમા પણ બદલાય છે.

સિદ્ધાન્તમાં [1] 'યાવત્કથિક' સંજ્ઞા આપવામાં આવી છે. જેમકે ભરતવર્ષમાં જન્મેલા તે ભારતવર્ષીય ઇત્યાદિ. આથી સમજી શકાય છે કે યાવત્કથિકના શાશ્વત અને અશાશ્વત એમ બે પ્રકારો છે.

ઉપર જે નામનાં લક્ષણોનો નિર્દેશ કરવામાં આવ્યો છે તે ઉપરાંત [2] શાસ્ત્રમાં પુસ્તક, પત્ર કે ચિત્રમાં લખેલા ઇન્દ્ર વગેરે વસ્તુના નામની અક્ષરની પંક્તિઓને પણ 'નામ' એવી સંજ્ઞા આપવામાં આવી છે. એટલે આ વાત ઉપલક્ષણથી અત્ર સમજી લેવી અનુચિત નથી.

**સ્થાપનાનું લક્ષણ—**

સ્થાપનાનું લક્ષણ આપતાં ગ્રન્થકારે કહ્યું છે કે—

**तदर्थवियुक्तत्वे सति तदभिप्रायेण तत्सदृशं यल्लेप्यादिकर्मरूपं तत् स्थापनाया लक्षणम्, यत् सद्भूतार्थशून्यं सत् तद्बुद्ध्या तादृशाकारेण निराकारेण वाऽन्यस्मिन्नारोपकरणं तद् वा। (९)**

અર્થાત્ તે શબ્દના અર્થથી રહિત પરંતુ તે (શબ્દ–વાચ્ય મૂળ વસ્તુ)ના અભિપ્રાયથી તેના જેવું જે [3] લેપ્યાદિ કર્મ તે '[4] સ્થાપના' છે. અથવા વાસ્તવિક અર્થથી શૂન્ય તેમજ તદ્બુદ્ધિથી તેના જેવા આકારરૂપે કે અનાકારરૂપે અન્ય પદાર્થમાં તેનો આરોપ કરવો તે 'સ્થાપના' છે. કહેવાની મતલબ એ છે કે કોઇ વસ્તુમા ઇન્દ્રની સ્થાપના કરાય તે 'સ્થાપના–ઇન્દ્ર' છે. આ સ્થાપના 'ઇન્દ્ર' શબ્દના અર્થથી રહિત છે. ઇન્દ્રનું ચિત્ર આલેખેલું હોય તો તે ચિત્રમાં ઇન્દ્રની સ્થાપના સદ્ભૂત ઇન્દ્રના અભિપ્રાયથી તેના જેવા આકારવાળી કહેવાય, પરંતુ જો અક્ષાદિમાં તેની સ્થાપના કરી હોય, તો તે વિવક્ષિત આકારથી રહિત કહેવાય. નામની જેમ સ્થાપના પણ અલ્પકાલિક તેમજ અનંતકાલિક એમ બે પ્રકારની છે.[5] જેમકે ચિત્ર, અક્ષ વગેરેમાં આરોપાયેલી ઇન્દ્રની સ્થાપના તે અલ્પકાલિક છે, જ્યારે [6] નન્દીશ્વર આદિ દ્વીપની પ્રતિમાઓ યાવત્કથિક છે.

---

૧ "नामं आवकहिअं"

૨ જુઓ વિશેષા૦ની વૃત્તિ (પત્રાંક ૨૩).

૩ 'આદિ' શબ્દથી ચિત્ર, કાષ્ઠ, પાષાણ વગેરે સમજવા.

૪ "स्थाप्यते–प्रतिनिधीयतेऽसौ इति स्थापना" આ એની વ્યુત્પત્તિ છે. જુઓ તત્ત્વાર્થરાજ૦ (પૃ૦ ૨૦).

૫ આ હકીકત તેમજ ઉપર્યુક્ત સ્થાપના સંબંધી લક્ષણ વિશેષા૦ની નિમ્ન–લિખિત ગાથામા ઝળકી ઊઠે છે:—

"जं पुण तयत्थसुन्नं तयभिप्पाएण तारिसागारं।
कीरइ व निरागारं इत्तरमियरं व सा ठवणा ॥ २६ ॥"

[ यत् पुनः तदर्थशून्यं तदभिप्रायेण तादृशाकारम्।
क्रियते वा निराकारं इत्वरमितरद् वा सा स्थापना ॥ ]

૬ જુઓ સ્તુતિ–ચતુર્વિંશતિકાનું સ્પષ્ટીકરણ (પૃ૦ ૩૩).

દ્રવ્યનું લક્ષણ—

દ્રવ્યનું લક્ષણ ગ્રન્થકાર નીચે મુજબ સૂચવે છેઃ—

**अतीतानागतपरिणामकारणत्वम् , इदानीमसत्त्वेऽपि भूतभविष्यत्-परिणामयोग्यत्वं वा द्रव्यस्य लक्षणम् । ( १० )**

અર્થાત્ અતીત (ભૂત) તેમજ અનાગત (ભવિષ્યત્) પરિણામના કારણને અથવા અત્યારે અવિદ્યમાન પરંતુ ભૂત કે ભવિષ્યત્ પરિણામની યોગ્યતાને 'દ્રવ્ય' કહેવામાં આવે છે આ ભાવ ઉપરાંત એનો વ્યુત્પત્તિ–અર્થ પણ **વિશેષા**૦ની નિમ્ન–લિખિત ગાથામાં દૃષ્ટિગોચર થાય છેઃ—

**" [1]दवए दुयए दोरवयवो विगारो गुणाण संदावो ।
दव्वं भव्वं भावस्स भूअभावं च जं जोग्गं ॥ २८ ॥ "**

આનો અક્ષરાર્થ તેમજ વ્યુત્પત્તિ–અર્થ તો ટિપ્પણગત છાયા ઉપરથી જાણી શકાય છે. એટલે એનો સવિસ્તર ભાવાર્થ વિચારીશું કે જેથી કરીને ગ્રન્થકારે સૂચવેલ લક્ષણ ધ્યાનમાં આવે. '**द्रु गतौ**' એ ધાતુ ઉપરથી જે દ્રવે–જુદા જુદા નવા પર્યાયોને પામે અથવા પુરાણાને મૂકે તે 'દ્રવ્ય' છે. અન્ય રીતે વિચારતા થનાર પર્યાયો વડે પમાય અને થયેલા પર્યાયોથી મૂકાય તે 'દ્રવ્ય' છે. વળી 'દ્રુ' એટલે સત્તા તેના જ અવયવ કે વિકારો તે પણ 'દ્રવ્ય' કહેવાય, કેમકે દ્રવ્યો જાતિ-રૂપ મહાસત્તાના અવાન્તર સત્તારૂપ અવયવો અથવા વિકારો જ છે. રૂપ, રસ ઇત્યાદિ ગુણોનો સંદ્રાવ—સમુદાય તે 'દ્રવ્ય' છે. ભવિષ્યત્ પર્યાય તેમજ ભૂત પર્યાયને જે યોગ્ય હોય તે 'દ્રવ્ય' છે. જેમકે ભવિષ્યમાં રાજા થનારાને–ભાવિ રાજ્ય-પર્યાય પામવાને યોગ્ય એવા રાજકુમારને 'ભાવિ-રાજા' એટલે કે 'દ્રવ્ય-રાજા' કહેવામાં આવે છે. એવી રીતે પૂર્વે ઘીથી ભરેલો ઘડો અત્યારે ખાલી હોય તો પણ તે ઘીનો ઘડો કહેવાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે જે ભૂત તથા ભાવિ ભાવોને યોગ્ય હોય તેને 'દ્રવ્ય' કહેવું ઉચિત છે. જો ભૂત અને ભાવિ ભાવોને જે યોગ્ય હોય તેને દ્રવ્ય ન કહેતાં ભૂત અને ભાવિ ભાવોને જ દ્રવ્ય કહેવામાં આવે, તો જગતમાં રહેલા સમસ્ત પર્યાયો અનુભવેલા અથવા અનુભવમાં આવનાર હોવાથી સર્વ પુદ્‌ગલાદિ દ્રવ્યો ગણાય,[2] પરંતુ એ કથન કયો સમીક્ષક સ્વીકારે ?

**દ્રવ્ય શબ્દની વ્યુત્પત્તિ**

**'યોગ્ય' કહેવાનું કારણ**

---

૧ છાયા—

**द्रवति द्रूयते द्रोरवयवो विकारो ( वा ) गुणानां सन्द्रावः ।
द्रव्यं भव्यं भावस्य भूतभावं च यद् योग्यम् ॥**

૨ કહેવાની મતલબ એ છે કે દ્રવ્યની વાસ્તવિક વ્યાખ્યા પ્રમાણે તો માટી એ દ્રવ્ય–ઘટ છે, કેમકે માટીમા ઘટ બનવાની અથવા બન્યાની લાયકાત રહેલી છે. દ્રવ્યના લક્ષણમાથી યોગ્યતાનો નિરાસ કરવામા આવે તો સોનુ, ચાદી, ચાક, ગમે તે પુદ્‌ગલ ઘટરૂપે કોઇ નહિ ને કોઇ વાર પરિણમેલુ હોવાથી અથવા પરિણમનશીલ હોવાથી તે સોનું વગેરેને દ્રવ્ય–ઘટ કહેવાનો અતિપ્રસગ પ્રાપ્ત થાય. આવા

## દ્રવ્ય-નિક્ષેપના અવાંતર ભેદો—

દ્રવ્ય-નિક્ષેપના આગમથી (એટલે કે આગમ આશ્રીને) અને નોઆગમથી એવા બે ભેદ પડે છે. તેમાં વળી નોઆગમથી દ્રવ્ય-નિક્ષેપના (૧) જ્ઞ-શરીર, (૨) ભવ્ય-શરીર અને એ બેથી અતિરિક્ત અર્થાત્ (૩) તદ્વ્યતિરિક્ત એમ ત્રણ પ્રકારો છે. આ હકીકત સમજવા માટે દ્રવ્ય-મંગલને ઉદ્દેશીને આ અવાંતર ભેદો વિચારીશું. 'મંગળ' શબ્દથી અનુવાસિત અને 'મંગળ' શબ્દના અર્થની પ્રરૂપણા કરતી વેળાએ તે જ્ઞાનની લબ્ધિવાળો હોવા છતાં શૂન્યપણે 'મંગળ' શબ્દાર્થની પ્રરૂપણા કરનાર વક્તા 'આગમથી દ્રવ્ય-મંગલ' છે, કેમકે તે મંગળના ઉપયોગથી રહિત છે. અર્થજ્ઞાનની લબ્ધિવાળા વક્તાને જે અત્ર 'દ્રવ્ય-મંગલ' કહેવામાં આવે છે, તે, ઉપયોગ રહિત તે દ્રવ્ય એ સિદ્ધાન્તના અર્થવાળા " **अनुपयोगो द्रव्यं** " એ કથનને અનુસરીને છે. અત્ર 'આગમ' શબ્દથી સાક્ષાત્ જ્ઞાનસ્વરૂપ આગમ ન સમજતાં તે આગમના કારણરૂપ આત્માદિ સમજવાં, કેમકે અનુપયોગી વક્તાનો આત્મા, દેહ કે શબ્દ તે કારણમા કાર્યનો ઉપચાર કરવાથી 'આગમ' ગણાય છે. આ પ્રમાણે વિચાર કરતાં 'આગમથી દ્રવ્ય-મંગલ' એ મારી માતા વન્ધ્યા છે એના જેવું વિરૂદ્ધ કથન છે એવી શંકા ઉદ્ભવશે નહિ.

## નોઆગમથી દ્રવ્ય-મંગલ—

જેણે અતીત કાળમાં 'મંગલ' શબ્દનો યથાર્થ અર્થ જાણ્યો હોય અને પ્રરૂપ્યો હોય તેનો નિર્જીવ દેહ અથવા જે ભવિષ્યમાં 'મંગલ' શબ્દનો વાસ્તવિક અર્થ જાણશે તેવા બાળકનો સજીવ દેહ 'નોઆગમથી દ્રવ્ય-મંગલ' કહેવાય છે; કેમકે આ બંને દેહમાં આગમ એટલે મંગલ-પદાર્થના જ્ઞાનનો સર્વથા અભાવ છે. અત્ર 'નો' શબ્દ સર્વનિષેધાર્થમાં છે. 'નો'શબ્દ દેશનિષેધાર્થવાચી પણ છે[1] એ વાતને લક્ષ્યમાં લેતાં અર્થાત્ આગમના એક દેશ આશ્રીને જ્ઞશરીરને તથા ભવ્ય-શરીરને નોઆગમથી દ્રવ્ય-મંગલ ગણી શકાય છે. જે અચેતન શરીર ભૂત આગમનું કારણ હોય તે 'જ્ઞશરીર' છે, અને જે સજીવ દેહ ભાવિ આગમનું કારણ છે, તે 'ભવ્ય શરીર' છે. આ બંને જાતનાં શરીરો

---

સોનાને લઇને કુંભાર ઘટ બનાવવા તૈયાર થાય તો તે તેના કાર્યમા સફળ ન થાય, કેમકે જે ક્રિયાથી માટીનો ઘડો બને છે, તે ક્રિયાથી સોનાનો ઘટ કેમ બને? આવો અતિપ્રસંગ જીવને વિષે પણ ઉદ્ભવે છે જેમકે નારક જીવને પણ દ્રવ્ય-દેવ કહેવાય, કારણ કે કોઇક વાર તો તે દેવ તરીકે ઉત્પન્ન થયો હશે અથવા ભવિષ્યમા થશે, પરંતુ દેવ કે નરક ચ્યવીને તદનતર દેવગતિ કે નરકગતિમા ઉત્પન્ન થતા નથી એ નિયમને લક્ષ્યમા રાખતા નારકી જીવને દ્રવ્ય-દેવ કહેવો એ અતિપ્રસંગ છે આથી એમ સમજાય છે કે યોગ્ય શબ્દ કહીને સાક્ષાત્ યોગ્યતાનો, નહિ કે પારપરિક યોગ્યતાનો સ્વીકાર કરવામા આવ્યો છે.

૧ 'નો'શબ્દના અર્થો પરત્વે **આચારાંગ**ની વૃત્તિના ૧૨મા પત્રમા નિમ્ન-લિખિત પદ્ય સાક્ષીરૂપે જોવાય છે:—

" प्रतिषेधयति समस्तं प्रसक्तमर्थं च जगति 'नो'शब्दः ।
स पुनस्तदवयवो वा तस्मादर्थान्तरं वा स्याद् ॥ १ ॥ "

મંગળ પદાર્થના જ્ઞાનરૂપ આગમનું કારણ છે અને કારણ તે કાર્યના એક દેશમાં રહેલું જ હોય છે એવો જૈન સિદ્ધાન્ત છે તેથી સચેતન કે અચેતન દેહ 'નોઆગમથી દ્રવ્ય–મંગલ' છે.

આગમથી દ્રવ્ય–મંગલની વ્યાખ્યા કરતાં પણ આગમનું કારણ આત્મા, દેહ, શબ્દ છે એમ કહી શરીરને 'દ્રવ્યમંગલ' કહ્યું હતું અને અહિંયા પણ એ શરીરને જ 'નોઆગમથી દ્રવ્ય–મંગલ' કહ્યું છે તો તે બેમાં શો તફાવત છે, એ જાણવું બાકી રહે છે. આનો ઉત્તર એ છે કે આગમથી દ્રવ્ય–મંગલ તરીકે દર્શાવેલ શરીરમાં ઉપયોગરૂપ આગમ નથી, પરંતુ લબ્ધિરૂપ આગમ છે અને અત્રે તો આ બેમાંથી એક પણ પ્રકારના આગમનો સદ્ભાવ નથી; કિન્તુ ફક્ત તે જ્ઞાનના કારણરૂપ શરીર માત્ર છે.

**તદ્વ્યતિરિક્ત—**

જિનપ્રણીત આગમ અને જિનપ્રણીત પ્રતિલેખનાદિ માંગલ્ય–ક્રિયા એમ મંગળના પરમાર્થથી બે ભેદો છે. પૂર્વે આગમથી અને નોઆગમથી જે દ્રવ્ય–મંગલ કહ્યું છે તે સર્વે આગમની અપેક્ષાએ સમજવું. એથી ઉપર્યુક્ત બે પ્રકારો પૈકી પ્રથમ આગમથી અને જ્ઞશરીર તથા ભવ્ય શરીર આશ્રીને એમ ત્રણ ભેદવાળો છે, જ્યારે દ્વિતીય પ્રકાર જ્ઞશરીર અને ભવ્ય શરીરથી વ્યતિરિક્ત દ્રવ્ય–મંગળ સંબંધી છે. એટલે કે જિનપ્રણીત પ્રતિલેખનાદિ માંગલ્ય–ક્રિયા ઉપયોગ વિના કરનાર તે તદ્વ્યતિરિક્ત દ્રવ્ય–મંગલ' છે. આ સંબંધમા બીજી રીતે પણ વિચાર થઇ શકે છે. જેમકે [1]ચરણસિત્તરી અને [2]કરણ-

૧ ચરણસિત્તરી કે જેને સસ્કૃતમા ચરણસપ્તતિ કહેવામા આવે છે એ ચરણ યાને ચારિત્રના ૭૦ પ્રકારોનો સમૂહ છે. આ ૭૦ પ્રકારો **પ્રવચન**૦ના ૬૬ મા દ્વારમાની નિમ્ન–લિખિત આદ્ય ગાથા દ્વારા જાણી શકાય છે.—

**" वय ५ समणधम्म १० संजम १७–वेयावच्चं १० च बंभगुत्तीओ ।**
**नाणाइतिय ३ तव १२ कोह–निग्गहा ४ इइ चरणमेअं ॥ ५५२ ॥ "**

અર્થાત્ અહિંસાદિ પાચ મહાવ્રત, ક્ષાન્ત્યાદિ દશ શ્રમણ–ધર્મ, સત્તર પ્રકારનો સંયમ, દશ પ્રકારના વૈયાવૃત્ય, નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિ, મતિ આદિ ત્રણ જ્ઞાન, બાર પ્રકારની તપશ્ચર્યા, ક્રોધાદિ ચાર કષાયોનો જય એ પ્રકારે ચારિત્રના ૫+૧૦+૧૭+૧૦+૯+૩+૧૨+૪ = ૭૦ ભેદો જાણવા. આ બધા ભેદોનુ સ્વરૂપ પ્રસગાનુસાર આલેખવા વિચાર છે, છતા તેના જિજ્ઞાસુને **પ્રવચન**૦ની વૃત્તિ (પત્રાંક ૧૩૩–૧૩૬) જોવા ભલામણ કરવી નિરર્થક નહિ લેખાય.

૨ કરણસિત્તરીનુ કરણસપ્તતિ એ પ્રતિસસ્કૃત છે. એ ૭૦ ક્રિયાના સમુદાયનું નામ છે. એના ૭૦ ભેદો **પ્રવચન**૦ના ૬૭ મા દ્વારમાની નીચે મુજબની પ્રથમ ગાથા ઉપરથી જોઇ શકાય છે —

**" पिंडविसोही ४ समिई ५ भावण १२ पडिमा १२ य इंदियनिरोहो ५ ।**
**पडिलेहण २५ गुत्तीओ ३ अभिग्गहा ४ चेव करणं तु ॥ ५६३ ॥ "**

અર્થાત્ ચાર પ્રકારની પિણ્ડ–વિશુદ્ધિ, અર્થાત્ આહાર, ઉપાશ્રય, વસ્ત્ર અને પાત્રની ગવેષણા ઇત્યાદિ, પાચ સમિતિઓ, અનિત્યત્વાદિ બાર ભાવનાઓ, માસિકી આદિ બાર પ્રતિમાઓ, સ્પર્શનાદિ પાચ ઇન્દ્રિયોનો નિગ્રહ, પચીસ પ્રકારની પ્રતિલેખના, ત્રણ પ્રકારની ગુપ્તિ અને ચાર જાતના અભિગ્રહ એ કરણના ૪+૫+૧૨+૧૨+૫+૨૫+૩+૪ = ૭૦ ભેદો છે. આ વાત અન્ય રીતે પણ ઘટાવવામા આવે છે. જેમકે ૪૨ પ્રકારની પિણ્ડવિશુદ્ધિ, ૫ સમિતિ, ૧૨ ભાવનાઓ, ૧ મુનિરાજની પ્રતિમા, ૫ ઇન્દ્રિયોનો નિરોધ, ૧ પ્રતિલેખન, ૩ ગુપ્તિ અને ૧ અભિગ્રહ. વિશેષ માહિતી માટે જુઓ પત્રાક ૧૩૭–૧૬૭.

સિત્તરીના ક્રિયા-કલાપને 'ભાવ-મંગલ' કહેવામાં આવે છે. આ ભાવ-મંગલના પરિણામ પૂર્વે થયા હોય અથવા ભવિષ્યમાં થનાર હોય, પરંતુ વર્તમાન સમયે તો તેનો અભાવ હોય એવું કોઇનું શરીર તે જ્ઞશરીર અને ભવ્ય-શરીરથી વ્યતિરિક્ત ' નોઆગમથી દ્રવ્ય-મગલ ' કહેવાય છે. વળી સ્વભાવથી સુન્દર તથા વર્ણાદિ ગુણથી વિશિષ્ટ સોનું, રત્ન, દહીં, ચોખા, ફૂલ, મંગળકળશ વિગેરે પણ 'નોઆગમથી દ્રવ્ય-મંગલ' કહેવાય. એનું કારણ એ છે કે શરીર, આત્મા અને શબ્દ તેમજ સુવર્ણાદિ તે કોઇને ભાવનાં કારણ થાય છે, એથી તે 'નોઆગમથી તદ્વ્યતિરિક્ત દ્રવ્ય-મંગલ' છે.

અત્ર ' નો 'શબ્દ સર્વનિષેધાત્મક છે, તેથી આગમનો અહીં સર્વથા અભાવ છે; પહેલાં જ્ઞશરીર અને ભવ્ય શરીરને જે ' દ્રવ્ય-મંગલ ' કહેવામાં આવ્યું છે તે કેવળ આગમના-જ્ઞાનના અભાવ આશ્રીને કહ્યું છે અને અહિંયા તો જે નોઆગમથી તદ્વ્યતિરિક્ત દ્રવ્યમંગલ કહ્યું છે તે ક્રિયારૂપ ભાવના અભાવની અપેક્ષાએ કહ્યું છે.

મંગળ પદાર્થ આશ્રીને નોઆગમથી તદ્વ્યતિરિક્ત દ્રવ્ય-મંગલના અને એવી રીતે પ્રત્યેક પદાર્થના ( ૧ ) લૌકિક, ( ૨ ) કુપ્રાવચનિક અને ( ૩ ) લોકોત્તર એવા ત્રણ ભેદો પડતા હશે, એમ **અનુયોગદ્વાર**માં નોઆગમથી તદ્વ્યતિરિક્ત દ્રવ્યઆવશ્યકના જે ભેદો પાડેલા છે તે ઉપરથી અનુમાન થાય છે. આ પ્રકારે પડી શકતા મંગળના ત્રણ ભેદોના ઉદાહરણો મારા જોવામાં નહિ હોવાથી એ વાત નોઆગમથી તદ્વ્યતિરિક્ત દ્રવ્યાવશ્યક પરત્વે વિચારવામાં આવે છે. રાજા, પ્રજા વગેરે સવારના પહોરમાં દંતધાવનાદિ આવશ્યક કાર્ય કરે છે તે ' લૌકિક ' છે. પરિવ્રાજકાદિની યક્ષાદિના મંદિરમાં ધૂપ, દીપ વગેરે ક્રિયા તે ' કુપ્રાવચનિક ' છે. સાધુગુણથી રહિત એવા (સાધ્વાભાસ)ની હિંસાદિ કરી પશ્ચાત્તાપ વિનાની જે આવશ્યક ક્રિયા તે 'લોકોત્તર' છે.

**ભાવનું લક્ષણ—**

**'विवक्षितक्रियानुभूतियुक्तत्वम्, विवक्षिततत्तत्क्रियाऽनुभूतियुक्तत्वं वा भावस्य लक्षणम् । ( ११ )**

અર્થાત્ વિવક્ષિત ક્રિયાના અનુભવથી જે યુક્ત હોય તે ' ભાવ ' છે, એટલે કે ( જેમ ઇન્દ્રનાદિ ઐશ્વર્યાદિ ક્રિયાના અનુભવથી જે યુક્ત હોય તે ભાવ-ઇન્દ્ર કહેવાય છે તેમ ) જે જે ક્રિયાથી વિવક્ષા કરવામાં આવે તે તે ક્રિયાના અનુભવ સહિત જે જે હોય તે તે અપેક્ષાએ ' ભાવ ' છે.

**ભાવ-મંગલની દ્વિવિધતા—**

આ સંબંધમાં **વિશેષા**૦ની નિમ્ન લિખિત—

**" मंगलसुअउवउत्तो आगमओ भावमंगलं होइ ।**
**नोआगमओ भावो सुविसुद्धो खाइयाईओ ॥ ४९ ॥ "**

---

૧ સરખાવો આવશ્યક૦ની વૃત્તિ ( પત્રાંક ૫ ) ગત નિમ્ન-લિખિત પદ્ય—

' भावो विवक्षितक्रियाऽनुभूतियुक्तो हि वै समाख्यातः ।
सर्वज्ञैरिन्द्रादिवदिहेन्दनादिक्रियाऽनुभवात् ॥ १ ॥ "

—ગાથા ઉપરથી જોઇ શકાય છે કે મંગળ કરનાર એવા શ્રુતના ઉપયોગવાળો વક્તા 'આગમથી ભાવ-મંગલ' છે, જ્યારે સુવિશુદ્ધ ક્ષાયિકાદિ ભાવ તે 'નોઆગમથી ભાવ-મંગલ' છે.

નોઆગમથી ભાવમંગલ બીજી રીતે પણ વિચારી શકાય છે. પ્રતિક્રમણ, પ્રતિલેખન ઇત્યાદિ ક્રિયાના કરનારાનો રત્ન-ત્રયીરૂપ ઉપયોગ-પરિણામ કેવળ આગમરૂપ નથી, કેમકે તેમાં ચારિત્રાદિ છે તેમજ તે સર્વથા આગમના અભાવરૂપ પણ નથી, કેમકે તેમાં જ્ઞાન પણ છે; તેથી પ્રતિક્રમણાદિ ક્રિયા કરનારાનો ઉપયોગરૂપ પરિણામ તે 'નોઆગમથી ભાવ-મંગલ' છે. અત્ર 'નો'શબ્દ મિશ્રવાચી જાણવો. નમસ્કાર, સ્તોત્ર ઇત્યાદિનું જ્ઞાન અને મસ્તકે અંજલિ જોડવી વગેરે ક્રિયા એ ઉભયથી મિશ્રિત પરિણામવાળો જીવ તે 'નોઆગમથી ભાવ-મંગલ' છે. અહીં પણ 'નો' શબ્દ પૂર્વની જેમ મિશ્રવાચક છે, કેમકે એવા પરિણામના એક દેશમાં જ્ઞાનરૂપ ઉપયોગ વિદ્યમાન છે.

**પેટાભેદો—**

નોઆગમથી તદ્વ્યતિરિક્ત દ્રવ્ય-મંગલના પેટાભેદોને ઉદ્દેશીને જે કહેવામાં આવ્યું છે, તે અત્ર પણ લાગૂ પડે છે. અર્થાત્ નોઆગમથી ભાવમંગલના પણ આવશ્યકની જેમ (૧) લૌકિક, (૨) કુપ્રાવચનિક અને (૩) લોકોત્તર એમ ત્રણ પેટા-ભેદો પડતા હોવા જોઇએ. સવારમાં ઉપયોગ પૂર્વક **મહાભારત, રામાયણ** વગેરે વાંચવું તે 'લૌકિક' છે; પરિવ્રાજકાદિની હોમાદિ ક્રિયા તે કુપ્રાવચનિક છે, અને ઉપયોગ પૂર્વક પ્રતિક્રમણ તે લોકોત્તર' છે.

આ પ્રમાણે આપણે નિક્ષેપોના જે ભેદ-પ્રભેદોનો ઉલ્લેખ કર્યો છે તેની સંકલના નીચે મુજબ છેઃ—




૧-૨ જ્ઞશરીર (જ્ઞાયક શરીર)ના અતીત, અનાગત અને વર્તમાન એમ ત્રણ ભેદો અને તદ્વ્યતિરિક્તના કર્મ અને નોકર્મ એવા ભેદો શું કેવળ દિગંબર-માન્યતા અનુસાર છે ?

## નામાદિમાં પરસ્પર ભેદ—

**નામ, સ્થાપના અને દ્રવ્યમાં સમાનતા**

નામ, સ્થાપના અને દ્રવ્ય એ ત્રણેમાં અભિધાન ( નામ ), દ્રવ્યત્વ અને તદર્થશૂન્યતા ( વિવક્ષિત અર્થની શૂન્યતા )ની સમાનતા છે; કેમકે દાખલા તરીકે નામ-મંગલ, સ્થાપના-મંગલ અને દ્રવ્ય-મંગલ એ ત્રણેમાં મંગળ એવા અભિધાનની સમાનતા છે; વળી તેમાં દ્રવ્યત્વની પણ સમાનતા છે, કારણ કે નામ અને સ્થાપનાને દ્રવ્ય જ સાથે સંબંધ છે અને દ્રવ્યમાં તો દ્રવ્યત્વ-દ્રવ્યપણું છે જ. આ ઉપરાંત ભાવ-મંગલની શૂન્યતા પણ એ ત્રણેમાં સમાન છે. આથી કરીને આ [1]ત્રણમા કંઇ ભેદ છે કે નહિ એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આના સમાધાનાર્થે આપણે નામ-ઇન્દ્રાદિનો વિચાર કરીએ. જેમ સ્થાપના-ઇન્દ્રમાં આકાર,

**સ્થાપનાની નામ અને દ્રવ્યથી ભિન્નતા**

અભિપ્રાય, બુદ્ધિ, ક્રિયા અને ફળ ઘણે ભાગે જણાય છે, તેમ તે નામ-ઇન્દ્ર અને દ્રવ્ય-ઇન્દ્રમાં જણાતાં નથી. સ્પષ્ટ શબ્દમાં કહીએ તો ઇન્દ્રનાં હજાર નેત્રો, કુંડળ, મુકુટ, બાજુમાં ઇન્દ્રાણી, હાથમાં વજ્ર, સિંહાસન ઉપરની તેની બેઠક અને તેના દેહની દ્યુતિ આ બધી હકીકતોથી યુક્ત હોય એવો આકાર સ્થાપના-ઇન્દ્રમાં જણાય છે. વળી સ્થાપના કરનારનો, સદ્ભૂત ઇન્દ્રને ઉદ્દેશીને જેવો અભિપ્રાય છે, તે પણ આમાં વ્યકત થયેલો માલૂમ પડે છે. વિશેષમાં સ્થાપના-ઇન્દ્રના જોનારને આકારના દર્શનથી ઇન્દ્ર-બુદ્ધિ ઉત્પન્ન થાય છે. વળી ઇન્દ્રનો ભકત જન તેને નમસ્કાર કરતો જોવાય છે. આવા સ્થાપના-ઇન્દ્રના ભકિત પૂર્વક દર્શન કરવાથી પ્રાયઃ પુત્રોત્પત્તિરૂપ ફળ થાય છે. આ હકીકત નામ-ઇન્દ્ર કે દ્રવ્ય-ઇન્દ્રમાં જણાતી નથી; એ કારણથી સ્થાપના નામ અને દ્રવ્ય કરતાં ભિન્ન સિદ્ધ થાય છે.

## નામ અને સ્થાપનાની દ્રવ્યથી ભિન્નતા—

જેમ દ્રવ્ય એ ભાવનું કારણ છે તેમ નામ કે સ્થાપનાના સંબંધમાં કહી શકાય તેમ નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે જેમ અનુપયોગી ( ઉપયોગ રહિત ) વકતારૂપ દ્રવ્ય કોઇ વખતે ઉપયોગ-કાલે એ ઉપયોગરૂપ ભાવનું કારણ થાય છે અને એ ઉપયોગરૂપ ભાવ તે અનુપયોગી વકતારૂપ દ્રવ્યનો પર્યાય થાય છે-તેનું કાર્ય થાય છે, તેમ નામ કે સ્થાપના એક બીજાના કારણ-કાર્ય રૂપે પરિણમવા સમર્થ નથી. અન્ય શબ્દોમાં કહીએ તો જેમ કોઇ સાધુ ભવિષ્યમાં ઇન્દ્ર તરીકે ઉત્પન્ન થનાર હોય તેથી દ્રવ્ય-ઇન્દ્રથી સંબોધાતો આ જીવ ભાવ-ઇન્દ્રનુ કારણ થાય છે અને એ ભાવ-ઇન્દ્રના પરિણામરૂપ ભાવ તે આ દ્રવ્ય-ઇન્દ્રનો-સાધુના જીવરૂપ દ્રવ્યનો પર્યાય થાય છે, તેવી હકીકત નામ અને સ્થાપના પરત્વે ઘટતી નથી.

આ ઉપરથી નામ આકારથી તેમજ કારણપણાથી રહિત હોવાને લીધે તે સ્થાપના અને દ્રવ્યથી ભિન્ન છે એમ સમજી શકાય છે.

---

૧ ત્રણમા જ કહ્યું અને ચારમા ન કહ્યું તેનું કારણ એ છે કે ભાવમા તદર્થશૂન્યતા નથી, જ્યારે નામાદિમા તેમ છે. આથી ભાવ નામાદિથી ભિન્ન છે એ સુતરા સમજાય છે.

જો કે દૂધ, દહીં અને છાશમાં ગોરસપણું, સફેતાશ વગેરે સમાન છે, પરંતુ તેના સ્વાદોમાં તફાવત છે અને એથી તેને પરસ્પર ભિન્ન ગણવામાં આવે છે, તેમ નામાદિમાં અભિધાનાદિ સમાનતા હોવા છતાં તેમાં ઉપર્યુક્ત ભિન્નતા રહેલી હોવાથી તેને પરસ્પર ભિન્ન ગણવા તે ન્યાય્ય છે.

**નામની સ્થાપના અને દ્રવ્યથી ભિન્નતા**

## નામાદિનું પ્રયોજન—

આ સમગ્ર નિરૂપણ ઉપરથી એવી શંકા ઉદ્ભવે છે કે નામાદિમા ભાવ જ તાત્ત્વિક–વાસ્તવિક–ખરી રીતે વસ્તુ છે, તો નામ, સ્થાપના અને દ્રવ્યનું શું પ્રયોજન છે ? કેમકે ભાવ–ઇન્દ્ર જ દાનવોને દમન કરવારૂપ કાર્ય કરી શકે છે, પરંતુ નામ–ઇન્દ્રાદિ તેમ કરવા સમર્થ નથી. આનો ઉત્તર એ છે કે સામાન્યથી ભાવને વસ્તુરૂપે માનવો તેમાં કંઇ દોષ નથી. [1]નામ, સ્થાપના અને દ્રવ્ય એ પણ વસ્તુના પર્યાયો–ધર્મો હોવાથી ભાવની અવસ્થાઓ જ છે, કેમકે પર્યાય, ધર્મ, ભેદ, ભાવ એ બધા સમાન અર્થવાળા શબ્દો છે. કોઇએ સામાન્યથી 'ઇન્દ્ર' એમ કહ્યું, તો શું તે સાંભળનારાને નામ–ઇન્દ્રાદિ ચારેની પ્રતીતિ થતી નથી કે ? તેને જરૂર એવી શંકા થાય છે કે આ શું નામ–ઇન્દ્રની, સ્થાપના–ઇન્દ્રની, દ્રવ્ય–ઇન્દ્રની કે ભાવ–ઇન્દ્રની વાત કરે છે ? અર્થાત્ નામાદિ ઇન્દ્રરૂપ વસ્તુના પર્યાયો–ભાવ-વિશેષો છે અને પર્યાયો અને દ્રવ્ય વચ્ચે કથંચિત્ અભિન્નતા છે જ.

## નામાદિ નિક્ષેપોની વ્યાપકતા—

વસ્તુનું જે નામ તે 'નામ', તેનો આકાર તે ' સ્થાપના ', પરિણામી કાર્યની કારણતા એ 'દ્રવ્ય' અને કાર્યરૂપ પરિણામ તે 'ભાવ' એવો નામાદિ-નિક્ષેપરૂપ ચતુષ્ટય સર્વ વસ્તુઓ પરત્વે ઘટે છે કે નહિ ? આનો ઉત્તર [2]શાસ્ત્રકાર એમ આપે છે કે ઘટ, પટ આદિ સમગ્ર વસ્તુઓ નામાદિ ચતુષ્પર્યાયાત્મક છે. જેમકે ઘટ એવું નામ યા એવી સંજ્ઞા તે ' નામ–ઘટ ', ઘટનો આકાર તે 'સ્થાપના–ઘટ', ઘટની મૃત્તિકા (માટી) તે ' દ્રવ્ય–ઘટ ' અને જળાદિ લાવવામાં ઉપયોગી ઘટ તે 'ભાવ–ઘટ' છે. અત્ર કોઇ શંકા કરે કે આવી હકીકત જીવને લાગુ પડતી નથી, કેમકે દ્રવ્ય–જીવ જેવું કંઇ છે જ નહિ. કહેવાની મતલબ એ છે કે કોઇ સચેતન કે અચેતન પદાર્થનું જીવ એવું નામ પાડવામાં આવે તો તે 'નામ-જીવ' છે. કાષ્ઠ, પુસ્ત, ચિત્ર, અક્ષ વગેરેમાં જીવની સ્થાપના કરવી તે 'સ્થાપના-જીવ' છે, જેમકે જિન, રૂદ્ર, સ્કન્દ, વિષ્ણુની પ્રતિમાઓ. ગુણ–પર્યાયથી રહિત, બુદ્ધિ દ્વારા કલ્પેલો અને અનાદિ પારિણામિક ભાવથી યુક્ત તે 'દ્રવ્ય–જીવ' છે. આ ભાગો

---

૧ નામ એ વસ્તુના પ્રત્યયનું કારણ છે એ ઇતર વસ્તુનો વ્યવચ્છેદ કરાવવામા હેતુભૂત છે.

૨ અનુયોગદ્વાર ( પત્રાંક ૧૦)મા કહ્યું છે કે—

" जत्थ य जं जाणेज्जा निक्खेवं निक्खिवे निरवसेसं ।
जत्थ वि अ न जाणेज्जा चउक्कगं निक्खिवे तत्थ ॥ १ ॥ "

[ यत्र च यं जानीयात् निक्षेपं (तं) निक्षिपेत् निरवशेषम् ।
यत्रापि च न जानीयात् चतुष्कं निक्षिपेत् तत्र ॥ ]

(પ્રકાર) શૂન્ય છે, કેમકે અજીવ જીવરૂપે અને જીવ અજીવરૂપે પરિણમે છે એ વાત સંભવતી નથી. ઔપશમિકાદિ ભાવ સહિત ઉપયોગ યુક્ત જીવ તે 'ભાવ–જીવ' છે.

આ ઉપરથી સમજી શકાય છે કે દ્રવ્ય-જીવ એવો ભાંગો ( ભંગ ) સંભવતો નથી. એથી નામાદિ ચારે નિક્ષેપ સર્વવ્યાપક છે એમ નહિ કહી શકાય એવી જે શંકા ઉપસ્થિત કરવામાં આવે છે તેનું સમાધાન એ છે કે કદાચ એકાદેક વસ્તુ પરત્વે એક નિક્ષેપ ન ઘટી શકે તેથી કરીને તેની વ્યાપકતા સાર્વત્રિક નથી એમ કહેવું ઉચિત નથી. વળી કેટલાક આનો એમ પણ બચાવ કરે છે કે હું મનુષ્ય–જીવ ભવિષ્યમાં દેવ–જીવ થનાર હોવાથી દ્રવ્ય–જીવ છુ. પરંતુ આ માન્યતાને સ્વીકારવાથી તો સિદ્ધ પરમાત્મા જ ભાવ–જીવ ગણી શકાશે, કેમકે પૂર્વ પૂર્વ જીવ તે ઉત્તર ઉત્તરની ઉત્પત્તિનું કારણ છે તેથી આ મત આદરણીય નથી. જીવના શબ્દાર્થને જાણનારો પરંતુ તે પરત્વે ઉપયોગ રહિત એવો જીવ તે દ્રવ્ય–જીવ છે એમ પણ કેટલાકો " **आगमतो जाणए अणुवउत्तो** " એ મુદ્રાલેખને આધારે કથે છે અને તેમ કરી નિક્ષેપોની પૂરેપૂરી વ્યાપકતા છે એમ સાબીત કરે છે.

આ પ્રમાણે નામાદિ નિક્ષેપોનો વિચાર કરી આ પ્રકરણ પૂર્ણ કરીએ તે પૂર્વે એ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે જુદા જુદા પદાર્થો આશ્રીને આ નિક્ષેપો જુદા જુદા ગ્રન્થોમાં ઘટાવવામાં આવ્યા છે. જેમકે **તત્ત્વાર્થ**૦ બૃહદ્વૃત્તિમાં ( પૃ૦ ૪૫–૪૯)મા જીવ, [1]અજીવ, [2]આસ્રવ આદિ સાત તત્ત્વોને, [3]રત્ન-ત્રયીને તેમજ [4]દ્રવ્યને લક્ષીને, **શ્રીમલયગિરિસૂરિ**કૃત વૃત્તિથી

---

૧ કોઇ પણ સચેતન કે અચેતન પદાર્થનુ ' અજીવ ' એવુ નામ પાડવું તે ' નામ–અજીવ ' છે; કાષ્ઠાદિમા તેનો આકાર કરવો તે ' સ્થાપના–અજીવ ' છે, ગુણાદિથી રહિત કલ્પનાજન્ય અજીવ તે ' દ્રવ્ય–અજીવ ' છે (આ ભાગો શૂન્ય છે), અને ગતિ વગેરેમા સહાયક એવા ધર્માસ્તિકાયાદિ અજીવ પદાર્થ તે ' ભાવ–અજીવ ' છે

૨ આસ્રવાદિના દ્રવ્ય અને ભાવનાની દૃષ્ટિએ ભેદો પાડી તેનું સ્થૂળ સ્વરૂપ આપણે પાચમા અને છટ્ઠા પૃષ્ઠમા જોઇ ગયા છીએ, જ્યારે નામ અને સ્થાપનાના દૃષ્ટિ–કોણથી તેનું સ્વરૂપ નામ–અજીવ અને સ્થાપના–અજીવની જેમ સમજી શકાય તેમ છે.

૩ રત્ન–ત્રયી પૈકી પ્રત્યેક રત્નનો મુખ્યત્વે કરીને દ્રવ્ય અને ભાવ એ બે ભેદોથી વિચાર કરીશું, કેમકે બીજા બે ભેદો સહેલાઇથી ધ્યાનમા આવે તેમ છે. જે મિથ્યાદર્શનના પુદ્ગલો ભવ્ય જીવને સમ્યગ્દર્શનરૂપે પરિણત થશે અથવા પૂર્વે થઇ ગયા તે ' દ્રવ્ય–સમ્યગ્દર્શન ' છે, જ્યારે એ જ વિશુદ્ધ આત્મ–પરિણામને પામે ત્યારે તે ' ભાવ–સમ્યગ્દર્શન ' છે ઉપયોગ રહિત અવસ્થા તે ' દ્રવ્ય–જ્ઞાન ' અને ઉપયોગમય દશા તે ' ભાવ–જ્ઞાન ' છે. ભવ્ય કે અભવ્યનું ઉપયોગ શૂન્ય ચારિત્ર તે 'દ્રવ્ય–ચારિત્ર' અને ઉપયોગ પૂર્વક આગમ અનુસાર ક્રિયાનુષ્ઠાન તે ' ભાવ–ચારિત્ર ' છે

૪ દ્રવ્ય પરત્વે નામાદિ ચારે નિક્ષેપો ઘટી શકતા નથી, કેમકે દ્રવ્ય–દ્રવ્ય એ શૂન્ય ભાગો છે, કેમકે દ્રવ્ય–દ્રવ્ય એ ગુણ અને પર્યાયથી રહિત જોઇએ અને એમ તો બની શકે તેમ નથી. કેટલાક દ્રવ્ય–દ્રવ્યથી પુદ્ગલ માને છે તેમનુ એમ કહેવું છે કે બહુ પરમાણુઓ એકઠા મળીને ત્રિપ્રદેશાદિ સ્કન્ધ બને છે એટલે આ સ્કન્ધના કારણરૂપ પરમાણુઓ દ્રવ્ય–દ્રવ્ય છે અથવા એક સ્કન્ધથી પરમાણુ જુદો પડે છે, એટલે એ સ્કન્ધ પણ દ્રવ્ય–દ્રવ્ય છે. આ પ્રમાણે દ્રવ્ય–દ્રવ્યનો પ્રકાર માનવો કે તેને શૂન્ય ગણવો એ વિવાદાસ્પદ લેખાય, પરંતુ એટલુ તો ચોક્કસ છે કે તેને વાસ્તવિક માનનાર પણ આ હકીકત પુદ્ગલ સંબંધે જ નહિ કે જીવાદિ પરત્વે માની શકે છે.

વિભૂષિત [1]**અનુયોગદ્વાર** ( પત્રાંક ૧૦–૩૦ )મા આવશ્યકને, ૩૧ માથી ૩૭ મામાં શ્રુતને અને ૩૮ માથી ૪૨ મામાં સ્કન્ધને ઉદ્દેશીને, **વિશેષા૦** ( ગા૦ ૨૪–૭૭ )માં મંગળ પરત્વે, **શ્રીદેવવાચક** ક્ષમાશ્રમણકૃત **નન્દીસૂત્ર**ની **શ્રીમલયગિરિ**સૂરિકૃત ટીકા (પત્રાંક ૨)માં નન્દીને ઉદ્દેશીને, **આવશ્યકસૂત્ર**ની શ્રીહરિભદ્રસૂરિકૃત વિવૃતિ ( પત્રાંક ૪–૭ )માં મંગળ અને નન્દી સંબંધી, **દશવૈકાલિકસૂત્ર**ની **શ્રીહારિભદ્રીય** ટીકા (પત્રાંક ૧૭)માં દ્રુમને ઉદ્દેશીને, ઇત્યાદિ.

## અનુયોગનાં દ્વારો—

એ તો સુવિદિત વાત છે કે કોઇ પણ વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન મેળવનારે તેના વિવિધ પાસાનું જુદી જુદી રીતે અવલોકન કરવું જોઇએ. તેની એક જ બાજુ જોવાથી સંપૂર્ણ જ્ઞાન મળતું નથી એટલું જ નહિ, પરંતુ જે અપૂર્ણ જ્ઞાન મળે છે તે જ્ઞાન ન ગણાતાં અજ્ઞાન ગણાવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. આ વાતને લક્ષ્યમાં રાખીને શાસ્ત્રકારોએ કોઇ પણ પદાર્થનો બોધ થવા માટે–કોઇ પણ તત્ત્વનું વાસ્તવિક સાંગોપાંગ જ્ઞાન થાય તેટલા માટે વિચાર કરવાના વિવિધ રસ્તાઓ–જુદાં જુદાં અનુયોગ–દ્વારો દર્શાવ્યાં છે. આવાં દ્વારો પૈકી આપણે નિક્ષેપનો વિચાર કરી ગયા. આ સિવાય પ્રમાણ અને નય પણ જબરજસ્ત બે માર્ગો છે એમ નિવેદન કરી ગ્રન્થકાર તેનાં લક્ષણાદિ પ્રરૂપે છે, પરંતુ એ ઉપરાંત **તત્ત્વાર્થાધિ૦** ના આદ્ય અધ્યાયના નિમ્ન–લિખિત—

" **निर्देश-स्वामित्व-साधना-ऽधिकरण-स्थिति-विधानतः ॥ ७ ॥**
**सत्-सङ्ख्या-क्षेत्र-स्पर्शन-काला-ऽन्तर-भावा-ऽल्पबहुत्वैश्च ॥ ८ ॥**"

—સૂત્ર–યુગલમાં સૂચવ્યા મુજબ અન્ય દ્વારો પણ છે. ગ્રન્થકારે આની ગ્રન્થ–ગૌરવના ભયને લઇને કે અન્ય કોઇ કારણથી ઉપેક્ષા કરી છે, કિન્તુ આપણે તો તેનું યત્કિંચિત્ સ્વરૂપ અવલોકીશું, અને તેમ કર્યા પછી પ્રમાણ અને નયરૂપ બે રાજ–માર્ગોનો પરિચય કરીશું.

**અનુયોગ–દ્વારોની સંખ્યા**

(૧) [2]નિર્દેશ ( વસ્તુ–સ્વરૂપનું કથન ), સ્વામિત્વ ( માલિકી ), (૩) સાધન, (૪) અધિકરણ ( આધાર ), (૫) સ્થિતિ ( કાળ ) અને (૬) વિધાન (ભેદ) એમ છ અનુયોગ–દ્વારો ( વ્યાખ્યા–અંગી ) છે અથવા અન્ય અપેક્ષાએ વિચાર કરતાં (૧) સત્ ( સદ્ભુત પદનું પ્રરૂપણ ), (૨)

---

૧ નિક્ષેપદ્વારમા ઓઘનિષ્પન્નનિક્ષેપ ઇત્યાદિ જે નિક્ષેપના પ્રકારો બતાવ્યા છે [ આવું વર્ણન **દશવૈકાલિક** નિર્યુક્તિ ( ૨૭–૩૪ )મા પણ છે ], તેનો પ્રસ્તુતમા ગ્રન્થનું કલેવર વધી જવાના ભયથી ઉલ્લેખ કરવામાં આવતો નથી.

૨ ' **निश्चयेन उपयुज्यते प्रस्तुते वस्तुनि स निर्देशः** " એ નિર્દેશનો વ્યુત્પત્તિ–અર્થ છે. જુઓ **તત્ત્વાર્થ**–બૃહદ્વૃત્તિ ( પૃ૦ ૫૪ ).

સંખ્યા, (૩) [1]ક્ષેત્ર, (૪) [2]સ્પર્શન, (૫) કાળ, (૬) અંતર, (૭) ભાવ અને (૮) અલ્પ--બહુત્વ એમ આઠ છે.

આ હકીકત યથાર્થ રીતે સમજાય તેટલા માટે એક બે ઉદાહરણો વિચારીએ. જેમકે

**નિર્દેશ** (૧) જીવ એટલે શું અર્થાત્ જીવ શું દ્રવ્ય છે, ગુણ છે કે ક્રિયા છે ? આનો ઉત્તર એ છે કે જીવ ઔપશમિકાદિક ભાવથી યુક્ત દ્રવ્ય છે.

(૨) જીવ કોનો સ્વામી છે અથવા જીવનો કોણ માલિક છે ? જીવ એ પુદ્ગલાદિનો સ્વામી

**સ્વામિત્વ** છે, કેમકે તે પુદ્ગલાદિમાં મોહિત થાય છે, તેને ગ્રહણ કરે છે, તેને ભોગવે છે, ઇત્યાદિ. વળી જીવના તેનાથી વધારે બળવાળા તેમજ તેને વિષે મૂર્ચ્છિત એવા જીવો સ્વામી છે. દાખલા તરીકે ગુલામનો તેનો માલિક, ઢોરનો તેનો ધણી.

**"साध्यते येन तत् साधनम्"** અર્થાત્ જેના વડે સધાય તે સાધન એ વ્યાખ્યા અનુસાર

**સાધન** જીવ કોનાથી સધાય છે—જીવનું સાધન શુ છે ? આનો ઉત્તર એ છે કે જીવનું કોઇ સાધન નથી.[3] દેવાદિ યોનિવિશિષ્ટ જીવનું તો બાહ્ય પુદ્ગલ–કર્મ સાધન છે.

જીવનુ અધિકરણ શું છે અર્થાત્ તે શેના આધારે રહેલો છે ? નિશ્ચય-નય પ્રમાણે તે

**અધિકરણ** આકાશની જેમ પોતાનામાં જ પ્રતિષ્ઠિત છે–તેના પોતાના પ્રદેશો તેનું અધિકરણ છે; વ્યવહાર-નય પ્રમાણે શરીર, આકાશ વગેરે તેનાં અધિકરણો છે.

જીવની સ્થિતિ કેટલી છે અર્થાત્ તે જીવરૂપે ક્યાં સુધી રહેશે ? અમુક ભવ આશ્રીને તે

**સ્થિતિ** ભવના આયુષ્ય સુધી તેની સ્થિતિ છે, જ્યારે ભવોની વાત બાજુએ રાખીએ તો સર્વકાલીન તેની સ્થિતિ છે–જીવરૂપે જીવ સદા રહેશે. દ્રવ્યની અપેક્ષાએ જીવની સ્થિતિ અનાદિ–અનન્ત છે, જ્યારે પર્યાયની અપેક્ષાએ તે સમયાદિકની છે.

---

૧–૨ જ્યા અવગાહ હોય તે 'ક્ષેત્ર' છે; સ્પર્શના તો અવગાહેલા ક્ષેત્રથી બહાર પણ છે. જેમકે પરમાણુનું ક્ષેત્ર એક પ્રદેશનું છે, જ્યારે તેની સ્પર્શના સાત પ્રદેશની છે.

૩ નિશ્ચય–નય અનુસાર પારિણામિક ભાવ જીવનું સાધન છે, જ્યારે વ્યવહાર–નય અનુસાર ઔપશમિકાદિ ભાવો તેના સાધન છે એમ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ૦ ૨૭–૨૮ )મા કહ્યુ છે.

જીવના કેટલા પ્રકારો છે ? [1]જ્ઞાનની જેમ અપેક્ષાનુસાર તેના એક, બે, ત્રણ એમ [2]અનેક
**વિધાન** –અગણિત ભેદો છે.[3]

## નિર્દેશાદિ દ્વારો અને સમ્યગ્દર્શન—

(૧) સમ્યગ્દર્શન શું છે ? તે દ્રવ્ય છે. (૨) સમ્યગ્દર્શનનો કોણ સ્વામી છે ? આ પ્રશ્નનો ત્રણ રીતે વિચાર થાય છે, કેમકે અત્ર સમવાય–સંબંધથી જેમાં સમ્યગ્દર્શન છે તેને સ્વામી ગણવો કે તેની ઉત્પત્તિમાં કારણભૂત એવા અન્યને પણ વ્યવહારથી સ્વામી ગણવો એને અવલંબીને આ વાત રહેલી છે. આથી આત્મ–સંયોગથી, પર–સંયોગથી અને ઉભય–સંયોગથી સમ્યગ્દર્શન છે એમ ફલીભૂત થાય છે. જ્યારે ઉત્પન્ન થતા સમ્યગ્દર્શનનું જિનેશ્વર કે તેની પ્રતિમાદિ નિમિત્ત ન હોય ત્યારે આ પરિણામ આત્મામાં સમવાય–સંબંધથી રહેલો હોવાથી તે આત્મા તે પરિણામથી જીવાદિ તત્ત્વો વિષે યથાર્થ રૂચિ રાખે છે. આ આત્મ–સંયોગથી જીવનું સમ્યગ્દર્શન છે. જો સાધુ, પ્રતિમા ઇત્યાદિ વસ્તુરૂપ નિમિત્તથી યથાર્થ શ્રદ્ધાન ઉદ્ભવે, તો તે પરિણામ અન્યકર્તૃક હોવાથી તેને પરસંયોગથી સમ્યગ્દર્શન કહેવામાં આવે છે. અત્ર પરસંયોગ આશ્રીને છ ભાંગાઓ ( ભંગો–પ્રકારો ) પડે છે. ( ૧ ) કોઇ જીવને એક ક્રિયાનુષ્ઠાનમાં ભાગ લેનારા મુનિને આશ્રીને આ સમ્યક્ત્વ ઉત્પન્ન થાય તો તે મુનિ તેનો સ્વામી કહેવાય, પ્રતિમાદિ કોઇ એક અજીવ પદાર્થના નિમિત્તથી યથાર્થ રૂચિ થાય તો તે અજીવ પદાર્થ સ્વામી ગણાય. ( ૩ ) બે મુનિઓ યથાયોગ્ય ક્ષયોપશમના કારણભૂત હોય તો તે બે મુનિઓ, ( ૪ ) બે અજીવ પદાર્થો નિમિત્ત હોય તો તે બે પદાર્થો, ( ૫ ) બે કરતાં વધારે મુનિ પ્રમુખ જીવો નિમિત્ત હોય તો તે જીવો અને (૬) બે કરતાં વધારે પ્રતિમાદિ અજીવ પદાર્થો કારણરૂપ હોય તો તે અજીવ પદાર્થો સમ્યગ્દર્શનના સ્વામી ગણાય.

અંતરંગ આત્મા તેમજ બહિરંગ મુનિરાજ કે અન્ય કોઇ અજીવ પદાર્થ પણ જે સમ્યક્ત્વની ઉત્પત્તિમાં કારણભૂત હોય તે ઉભયસંયોગથી સમ્યગ્દર્શન ગણાય છે. આથી અત્ર નીચે મુજબના ભાંગા (વિકલ્પો) ઘટી શકતા નથી.

(૧) આત્મા પોતે એકલો જ જે સમ્યગ્દર્શનનો હેતુ હોય તેનો અત્ર સમાવેશ થઇ શકતો નથી, કેમકે આમાં અન્યના નિમિત્તનો અભાવ છે. એવી રીતે તીર્થંકર કે પ્રભાવશાળી મુનિવર જે

---

૧ સામાન્ય રીતે એક એવા જ્ઞાનના પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે ભેદો, દ્રવ્ય, ગુણ અને પર્યાયની અપેક્ષાએ ત્રણ, નામાદિ વિકલ્પો આશ્રીને ચાર, મતિ, શ્રુત એ પ્રમાણે પાંચ અને જ્ઞેયાકારરૂપે પરિણત થતુ હોવાથી જ્ઞાનના સંખ્યેય, અસંખ્યેય અરે અનન્ત ભેદો છે.

૨ જીવોના જુદા જુદા દૃષ્ટિ–કોણથી જે ભેદો પડે છે તે આ ઉલ્લાસમા આગળ ઉપર વિચારવામા આવનાર છે.

૩ આ તો જીવાદિ સાત તત્ત્વો પૈકી એકનુ નિરૂપણ થયુ. આવી રીતે અજીવાદિ છ તત્ત્વોના તેમજ રત્ન–ત્રયીના નિરૂપણના અભિલાષીને **તત્ત્વાર્થરાજ૦** ( પૃ૦ ૨૮–૨૯ ) જોવા ભલામણ કરવામા આવે છે.

સમ્યગ્દર્શનના કારણરૂપ હોય તેનો પણ અત્ર સ્વીકાર થઇ શકે તેમ નથી, કેમકે અહીં જેનમાં સમ્યગ્દર્શન ઉદ્ભવ્યું છે તે આત્માનો બહિષ્કાર છે.

(૨) કોઇ એક પ્રતિમા-અજીવ પદાર્થ જોવાથી યથાર્થ શ્રદ્ધાન ઉદ્ભવ્યું હોય તો તે વિકલ્પ માટે પણ અત્ર સ્થાન નથી, કેમકે તેમાં ઉભયના સંયોગનો અભાવ છે.

(૩) બે જીવો સમ્યક્ત્વના સ્વામી છે એ ભંગ પણ ઘટી શકતો નથી, કેમકે આ બે તો સમ્યગ્દર્શન સાથે સમવાય-સંબંધથી યુક્ત બે જીવો છે અને તે ઉત્પન્ન થવામાં અન્ય કોઇ નિમિત્ત નથી એટલે ઉભય સંયોગનો અત્ર અવકાશ નથી.

(૪) એવી રીતે બે અજીવો સમ્યક્ત્વના સ્વામી છે એ પ્રકાર પણ અત્ર અસ્થાને છે, કારણ કે આ તો નિમિત્ત-કારણ છે, જ્યારે જેનામાં એથી સમ્યક્ત્વ ઉદ્ભવ્યુ છે તેનો અત્ર સમાવેશ કરવામા આવ્યો નથી. આવી રીતે ૧૬૦ મા પૃષ્ઠમા સૂચવેલા (૫) અને (૬) એ બે પ્રકારો કે જેમા બે કરતાં વધારેની વિવક્ષા છે તે પણ ઘટી શકતા નથી.

જેમ આ પ્રમાણે છ વિકલ્પો ઘટતા નથી તેનો વિચાર કર્યો તેમ જે છ વિકલ્પો ઉભય સંયોગરૂપ સ્વામિત્વ આશ્રીને ઘટે છે તેનો વિચાર કરીશું તો જણાશે કે જે જીવમાં સમ્યક્ત્વ ઉત્પન્ન થયું હોય તે જો પરનિમિત્તિક હોય તો તે વિકલ્પ સ્થાને છે. આમા જો પર નિમિત્ત જીવ હોય તો તે એક પ્રકાર અને અજીવ હોય તો બીજો પ્રકાર સમજવો **( जीवस्य जीवस्य, जीवस्य अजीवस्य ).**

ઉપર્યુક્ત વિકલ્પમાં પરનિમિત્તક તરીકે બે જીવો હોય અથવા બે અજીવ પ્રતિમાદિ પદાર્થો હોય તો વળી જે બે પ્રકારો પડે છે તેને માટે અત્ર સ્થાન છે **( जीवस्य जीवयोः, जीवस्य अजीवयोः ).** એવી રીતે ઉપલા વિકલ્પમા પર નિમિત્ત તરીકે ત્રણ જીવો હોય અથવા ત્રણ અજીવ પદાર્થો હોય તો તે રીતે વિચારતા જે બે પ્રકારો પડે છે તેને માટે પણ અત્ર અવકાશ છે **( जीवस्य जीवानां, जीवस्य अजीवानाम् ).**

( ૩ ) સમ્યગ્દર્શનનું સાધન શું છે અર્થાત્ તે કેવી રીતે ઉદ્ભવે છે ? આપણે ૬૯ મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ તે નિસર્ગ કે અધિગમથી ઉત્પન્ન થાય છે તેમજ વળી આ બને પ્રકારનું સમ્યક્ત્વ તે દર્શનમોહનીયરૂપ આવરણના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમથી થાય છે.

( ૪ ) સમ્યગ્દર્શનના અધિકરણનો તેના સ્વામિત્વની જેમ ત્રણ રીતે વિચાર કરી શકાય છે. આત્મસન્નિધાને યાને અભ્યન્તર સન્નિધાને જીવને વિષે સમ્યગ્દર્શન છે, જ્યારે પર સન્નિધાને યાને બાહ્ય સન્નિધાને તેમજ ઉભય સન્નિધાને તો સ્વામિત્વ આશ્રીને કહેલા વિકલ્પો ઘટાવી લેવા.

( ૫ ) સમ્યગ્દર્શનની કેટલી સ્થિતિ છે અર્થાત તે કેટલો કાળ રહે છે તેનો તેમજ ( ૬ ) તેના વિધાનનો ઉત્તર આપણે પૂર્વે વિચારી ગયા છીએ. જુઓ પૃ ૧૦૮

**સમ્યગ્દર્શન અને સદ્આદિ દ્વારો—**

( ૧ ) સમ્યગ્દર્શન છે કે નહિ ? છે; તે અજીવને વિષે નથી, પરંતુ કેટલાક જીવોને વિષે છે.

અર્થાત્ (૧) ગતિ, (૨) ઇન્દ્રિય, (૩) કાય, (૪) યોગ, (૫) કષાય, (૬) વેદ, (૭) લેશ્યા, (૮) સમ્યક્ત્વ, (૯) જ્ઞાન, (૧૦) દર્શન, (૧૧) ચારિત્ર, (૧૨) આહાર અને (૧૩) ઉપયોગ એ [1] તેર અનુયોગ-દ્વારોને વિષે સમ્યક્ત્વની યથાસંભવ પ્રરૂપણા કરવી.

**ગતિ-દ્વાર**

કહેવાની મતલબ એ છે કે ગતિ આદિ પરત્વે પૂર્વે સમ્યક્ત્વ પામેલા ( પ્રતિપન્ન ) જીવનો તેમજ તે ગતિ આદિમાં પામતા (પ્રતિપદ્યમાન) જીવોનો વિચાર થોડે ઘણે અંશે આ પ્રમાણે છે. નરકાદિ ચારે[2] ગતિમાં સમ્યક્ત્વ પામેલા અને પામતા એમ ઉભય પ્રકારના જીવો છે. નરક-ગતિમાં, તિર્યગ્-ગતિમા તેમજ દેવ-ગતિમા ક્ષાયિક અને ક્ષાયોપશમિકનો સદ્ભાવ છે, જ્યારે મનુષ્ય-ગતિમાં આ બે ઉપરાંત ઔપશમિક પણ છે.

**ઇન્દ્રિય-દ્વાર**

એકેન્દ્રિયોમા પૂર્વ પ્રતિપન્ન નથી તેમજ પ્રતિપદ્યમાન પણ નથી. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિયમાં પૂર્વ પ્રતિપન્ન હોય કે ન પણ હોય, પરંતુ આ જીવો પૈકી સાસ્વાદન સમ્યક્ત્વ પામનાર તો કોઇ નથી. સંજ્ઞી પંચેન્દ્રિયોમાં બને છે.

**કાય-દ્વાર**

પૃથ્વી-કાય, જલ-કાય, અગ્નિ-કાય, વાયુ-કાય અને વનસ્પતિ-કાયમાં બેમાંથી એકનો પણ સંભવ નથી. ત્રસ-કાય પૈકી દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, અસંજ્ઞી પચેન્દ્રિયમાં પૂર્વ પ્રતિપન્ન હોય પરંતુ પ્રતિપદ્યમાન હોય નહિ, સંજ્ઞી પચેન્દ્રિય પરત્વે તો બંનેનો સંભવ છે.

**યોગ-દ્વાર**

કેવળ કાયયોગવાળા એવા પૃથ્વી-કાયથી વનસ્પતિ-કાય સુધીના જીવોમાં બંને નથી; કાયિક અને વાચિક એમ ઉભય યોગવાળા દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને અસંજ્ઞી પચેન્દ્રિયોમા પૂર્વ પ્રતિપન્ન હોય, પરંતુ પ્રતિપદ્યમાન હોય નહિ. માનસિક, વાચિક અને કાયિક એ ત્રણે યોગવાળામાં બંનેનો સદ્ભાવ છે.

---

૧ આ પ્રમાણે તેર દ્વારો **તત્ત્વાર્થ**-ભાષ્ય ( પૃ૦ ૬૩ )મા સૂચવેલા છે **તત્ત્વાર્થ**-બૃહદ્વૃત્તિ (પૃ૦ ૬૪)મા ભાવક, પરિત્ત આદિનો પણ ઉલ્લેખ છે, પરતુ તેનો આ તેરમા કથંચિત્ સમાવેશ થતો હોવાથી ભાષ્યકારે તેનો પૃથક્ નિર્દેશ નહિ કર્યો હોય એમ ટીકાકારે કહ્યું છે. અત્ર આદિથી શું સમજવું તેમજ ટીકાકારના કથનની પ્રતીતિ થાય તે માટે **આવશ્યક**૦ની નિર્યુક્તિ (પત્રાક ૧૮) ગત નિમ્ન-લિખિત ગાથાઓ ઉપસ્થિત કરવામા આવે છેઃ—

" गइ[1] इंदिए[2] य काए[3] जोए[4] वेए[5] कसाय[6] लेसासु[7] ।
सम्मत्त[8] नाण[9] दसण[10] संजय[11] उवओग[12] आहारे[13] ॥ १४ ॥
भासग[14] परित्त[15] पज्जत्त[16] सुहुमे[17] सण्णी[18] य होइ भव[19] चरिमे[20] ।
आभिणिबोहिअनाणं मग्गिज्जइ एसु ठाणेसु ॥ १५ ॥ "

આ વીસ અનુયોગ-દ્વાર પૂર્વક મતિજ્ઞાનનુ સ્વરૂપ **શ્રીહારિભદ્રીય** ટીકા (પત્રાક ૧૯-૨૧)મા છે.

**કષાય-દ્વાર**

અનન્તાનુબન્ધી કષાયના ઉદય વખતે પૂર્વ પ્રતિપન્ન હોય, પરંતુ પ્રતિપદ્યમાન તો નહિ જ; બાકીના કષાયોના ઉદય સમયે બંને સંભવે છે.

**વેદ-દ્વાર**

પુરુષ-વેદ તેમજ સ્ત્રી-વેદમાં બંને હોય છે. નપુંસક-વેદવાળા પૈકી એકેન્દ્રિયોમાં બંનેનો અભાવ છે; વિકલેન્દ્રિયોમાં તેમજ અસંજ્ઞી પંચેન્દ્રિયોમાં કેટલાક પૂર્વ પ્રતિપન્ન હોય છે, પરંતુ પ્રતિપદ્યમાન હોતા નથી; સંજ્ઞી પંચેન્દ્રિયમાં તો બંનેનો સદ્ભાવ છે.

**લેશ્યા-દ્વાર**

નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવોમાં તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુક્લલેશ્યા દરમ્યાન બંને હોય, પરંતુ કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા અને કાપોતલેશ્યા દરમ્યાન પૂર્વ પ્રતિપન્ન હોય, પરંતુ પ્રતિપદ્યમાન ન હોય.

**સમ્યગ્દર્શન દ્વાર**

શુ સમ્યગ્દષ્ટિ સમ્યક્ત્વ પામે છે કે મિથ્યાદષ્ટિ તે પામે છે? નિશ્ચય-નયથી તો સમ્યગ્દષ્ટિ તે પામે છે, કેમકે શશશૃંગાદિની માફક જે ન હોય તે ઉત્પન્ન થતું નથી. વ્યવહાર-નયથી મિથ્યાદષ્ટિ સમ્યક્ત્વ પામે છે, કેમકે પ્રતિપત્તિનો અભૂતભાવ વિષય છે, અર્થાત્ જેનામાં જે ન હોય તે તે પામે, હોય તેને પામવાનું શુ?[1]

**જ્ઞાન-દ્વાર**

નિશ્ચય-નય પ્રમાણે જ્ઞાની અને વ્યવહાર-નય પ્રમાણે અજ્ઞાની સમ્યક્ત્વ પામે છે.

**દર્શન-દ્વાર**

ચક્ષુર્દર્શનવાળાઓમા બને હોય છેઃ ચતુરિન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિયોને વિષે પૂર્વ પ્રતિપન્ન હોય, પરંતુ પ્રતિપદ્યમાન ન હોય સંજ્ઞી પંચેન્દ્રિયોમાં બને હોય. અચક્ષુર્દર્શનીઓ પૈકી પૃથ્વીકાયથી વનસ્પતિકાય સુધીના અચક્ષુર્દર્શનીઓમા બને નથી. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિયોમાં પૂર્વ પ્રતિપન્ન હોય પરંતુ પ્રતિપદ્યમાન નહિ હોય, જ્યારે સંજ્ઞી અચક્ષુર્દર્શનીઓમા બને હોય.

**ચારિત્ર-દ્વાર**

ચારિત્રવાન્ પૂર્વ પ્રતિપન્ન જ હોય છે, જ્યારે અચારિત્રી પૂર્વપ્રતિપન્ન હોય કે પ્રતિપદ્યમાન હોય.

**આહારક-દ્વાર**

અનાહારક પૂર્વ પ્રતિપન્ન જ હોય છે, પરંતુ પ્રતિપદ્યમાન નહિ. કેમકે[2]અન્તરગતિમાં તેનો સંભવ નથી.

**ઉપયોગ-દ્વાર**

સાકાર ઉપયોગવાળાઓમાં બંને છે, જ્યારે અનાકાર ઉપયોગવાળામા પૂર્વ પ્રતિપન્ન હોય, કિન્તુ પ્રતિપદ્યમાન નહિ[3]

---

૧ આથી સમજાય છે કે નિશ્ચય-નય સત્કાર્યવાદી છે જ્યારે વ્યવહાર-નય અસત્કાર્યવાદી છે.

૨ આ હકીકત આગળ ઉપર આ ઉલ્લાસમા વિચારવામા આવનાર છે.

૩ આ ઉપરાન્ત ક્ષેત્ર, દિશા ઇત્યાદિ જુદા જુદા દ્વારોની અપેક્ષાએ ... વિચાર આવશ્યક-સૂત્રની શ્રીભદ્રબાહુસ્વામીએ રચેલી નિર્યુક્તિ (ગા૦ ૮૦૭-૮૩૬)મા કરવામા આવ્યો છે પરંતુ તે ગ્રન્થનું કલેવર વધી જવાના ભયથી અત્ર આપવામા આવતો નથી

( ૨ ) સમ્યગ્દર્શનની શી સંખ્યા છે અર્થાત્ તે કેટલા છે ? સમ્યગ્દર્શનો અસંખ્યાત છે, જ્યારે સમ્યગ્દૃષ્ટિઓ તો અનન્ત છે.

( ૩ ) સમ્યગ્દર્શનનું કેટલું ક્ષેત્ર છે ? લોકના અસંખ્યાતમા ભાગ જેટલું

( ૪ ) સમ્યગ્દર્શનથી કેટલું ક્ષેત્ર સ્પર્શાયેલું છે ? લોકનો અસંખ્યાતમો ભાગ આનાથી સ્પર્શાયલો છે, જ્યારે સમ્યગ્દૃષ્ટિથી તો સમગ્ર લોક સ્પર્શાયેલો છે.

( ૫ ) સમ્યગ્દર્શનનો કેટલો કાળ છે ? એક જીવ આશ્રીને જઘન્યથી તેનો કાળ અન્ત-મુહૂર્તનો છે અને ઉત્કૃષ્ટથી ૬૬ સાગરોપમથી કંઇક અધિક છે, જ્યારે ઘણા જીવોની અપેક્ષાએ તે સર્વદા છે.

( ૬ ) સમ્યગ્દર્શનનો વિરહ કાળ ( અંતર ) કેટલો છે ? એક જીવ આશ્રીને જઘન્યથી અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી અર્ધપુદ્ગલ–પરાવર્તમાં કંઇક ન્યૂન છે એટલે કે એટલા સમય સુધી જીવ સમ્યગ્દર્શન વિના રહે. સમ્યક્ત્વ ગુમાવ્યા પછી ફરીથી મેળવવામાં એટલી વાર લાગે. અનેક જીવો આશ્રીને તો વિરહ–કાળ યાને અંતર નથી.

( ૭ ) સમ્યગ્દર્શન એ ઔપશમિકાદિ પૈકી કયો ભાવ છે ? ગતિ, કષાયાદિરૂપ ઔદયિક તથા ભવ્યત્વાદિરૂપ પારિણામિક એ બંને અનાદિ ભાવો સિવાયના ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક [1]ભાવો પૈકી તે ગમે તે છે.

( ૮ ) આ ત્રણ ભાવોમાં વર્તતા સમ્યગ્દર્શનનું શું અલ્પબહુત્વ છે ? ઔપશમિક ભાવવાળા સૌથી થોડા, ક્ષાયિક ભાવવાળા તેથી અસંખ્યેય ગુણા અને ક્ષાયોપશમિક ભાવવાળા સમ્યક્ત્વી તો એથી પણ અસંખ્યેય ગુણા છે, સમ્યગ્દૃષ્ટિઓ તો અનંત છે, કેમકે તેમાં સિદ્ધોનો પણ સમાવેશ થાય છે.

## પ્રમાણ–પરિચય

આપણે સમ્યગ્જ્ઞાનની વ્યાખ્યા ( પૃ૦ ૧૪૬ )મા જોઇ ગયા તેમ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે–પદાર્થનો વાસ્તવિક બોધ થાય તે વાસ્તે પ્રમાણ અને નય અગત્યના છે. એટલા માટે તો એને તત્ત્વજ્ઞાનના ભંડારની ઉપમા આપી શકાય છે. આવા ઉપયોગી સાધનોના સ્વરૂપ જાણવાની ઉત્કણ્ઠા થાય એ સ્વાભાવિક છે આની તૃપ્તિ માટે પ્રથમ તો ગ્રન્થકારે આપેલું પ્રમાણનું લક્ષણ વિચારીએ.

**સર્વનયાવલમ્બિવિજ્ઞાનવિશેષરૂપત્વમ્, સ્વપરાવબોધકત્વે સતિ**

**પ્રમાણનું લક્ષણ** **જ્ઞાનસ્વરૂપત્વં વા પ્રમાણસ્ય લક્ષણમ્ । (૧૨)**

અર્થાત્ સર્વ નયોનો આશ્રય કરીને રહેલા જ્ઞાન–વિશેષને ‘ પ્રમાણ ’ કહેવામાં આવે છે. અથવા એનું લક્ષણ એમ પણ આપી શકાય કે [2]સ્વ તેમજ પરનું વિશેષ બોધક અને જ્ઞાનસ્વરૂપી

---

૧ એકંદર પાંચ ભાવો છે તે વાત આ ઉલ્લાસમાં હવે પછી વિચારાશે

૨ જૈન દૃષ્ટિ જ્ઞાનને સ્વપરપ્રકાશક માને છે અને તેમ કરવાનું કારણ નીચે મુજબ દર્શાવે છે:—

'પ્રમાણ' છે. પ્રથમ લક્ષણ તો 'નય એટલે શુ' તે જાણ્યા વિના સમજાય તેમ નથી એટલે પ્રસ્તુતમાં દ્વિતીય લક્ષણનું નિરીક્ષણ કરીશુ. આ માટે આ લક્ષણગત પદો વિચારીએ. 'સ્વ' એટલે આત્મા, જ્ઞાનનું સ્વરૂપ; 'પર' એટલે જ્ઞાનથી અન્ય અર્થ-પદાર્થ. અત્ર 'સ્વ' પદથી જ્ઞાનને અચેતન (પ્રકૃતિના ધર્મરૂપે) સ્વીકારનારા સાંખ્યોના મતનુ, જ્ઞાનને સર્વદા પરોક્ષ માનનારા મીમાંસકોના મતનું અને એકાત્મ સમવાયિ જ્ઞાનાન્તર પ્રત્યક્ષ જ્ઞાનને કથનારા યૌગોના મતનુ નિરાકરણ સૂચવ્યુ છે.

'પર' પદના પ્રયોગથી બાહ્ય પદાર્થોનો અપલાપ કરનાર જ્ઞાનાદ્વૈતવાદી વગેરેનો નિરાસ સૂચવ્યો છે. 'જ્ઞાન' પદથી અજ્ઞાનનો, અનાકાર બોધરૂપ દર્શનનો તેમજ જડ [1]સન્નિકર્ષનો બહિષ્કાર સૂચવ્યો છે. વ્યવસાયી અર્થવાળા 'અવબોધક' પદથી નિર્વિકલ્પક જ્ઞાનનુ તેમજ [2]વિપર્યય, [3]અનધ્યવસાય અને [4]સંશયનુ નિરાકરણ સૂચવવામા આવ્યું છે.

---

જેમ કોઇ દરિદ્રી હોય તે અન્યને ધનવાન્ બનાવવા અસમર્થ છે, તેમ જે પોતાનો નિશ્ચય કરવામા અન્યની અપેક્ષા રાખે તે પરનો નિશ્ચય કેવી રીતે કરાવી શકે ? આથી સમજાય છે કે જો જ્ઞાન પોતાના પર પ્રકાશ પાડવામા સમર્થ હોય-પોતે ઉત્પન્ન થતા સ્વત જણાઇ જતુ હોય તો જ તે અન્ય પર પ્રકાશ પાડી શકે-અન્ય વસ્તુનો બોધ કરાવી શકે. પરતુ જ્ઞાન સ્વપ્રકાશક ન હોય, તો તે જ્ઞાન પોતાના પર પ્રકાશ પાડવા માટે અર્થાત્ પોતાના સ્વરૂપનો બોધ કરવાને માટે અન્ય જ્ઞાનની અપેક્ષા રાખે, અને વળી તે જ્ઞાન અન્યની અપેક્ષા રાખે આ પ્રમાણે થતા અનવસ્થા દોષ આવે છે વળી આવુ એ જ્ઞાન પોતાના સ્વરૂપને જાણવાની ચિન્તામા ડૂબેલુ હોવાથી અને અન્ય પદાર્થ સ્વય જડ હોવાથી તેવા પદાર્થનો પ્રકાશ કેમ થશે ?

આ ઉપરથી જ્ઞાનને સ્વપર નિર્ણયાત્મક જ માનવુ યુક્તિ-યુક્ત છે આવા સ્વ અને પર ઉપર અનુગ્રહ કરનારા પદાર્થો છે. જેમકે સૂર્ય, પ્રદીપ, લવણ ઇત્યાદિ, અર્થાત્ સૂર્ય અને પ્રદીપ સ્વપરપ્રકાશક છે, જ્યારે લવણ પોતે સરસ હોઇ અન્યને તેમ કરે છે

૧ વિષયનો ઇન્દ્રિય સાથેનો સબધ તે 'સન્નિકર્ષ' કહેવાય છે. આના છ પ્રકારો માટે જુઓ પૃ૦ ૧૭૦.

૨ શ્રીવાદિદેવસૂરિપ્રણીત **પ્રમાણનયતત્ત્વાલોકાલકાર**ના પ્રથમ પરિચ્છેદ ( સૂ૦ ૯ )મા વિપર્યયનુ લક્ષણ નીચે મુજબ છે—

'**विपरीतैककोटिनिष्टङ्कनं विपर्यय इति**"

અર્થાત્ વિપરીત એટલે જેવી વસ્તુ-સ્થિતિ હોય તેથી ઉલટી રીતે એક કોટિ ( વસ્તુના અશ )નો નિશ્ચય તે 'વિપર્યય' છે. જેમકે છીપનો ચળકાટ જોઇ તેનો ચાદી તરીકે નિર્ણય કરવો ત 'વિપર્યય' છે

૩ અનધ્યવસાયનુ લક્ષણ ત્યા ( ૫૦ ૧, સૂ૦ ૧૩ ) એ છે કે—

"**किमित्यालोचनमात्रमनध्यवसाय इति**"

અર્થાત્ કઇક એવુ કેવળ આલોચનાત્મક જ્ઞાન તે 'અનધ્યવસાય' છે જેમકે કોઇ માર્ગે જનારાને તેનુ ચિત્ત અન્યત્ર પરોવાયુ હોવાથી તૃણનો સ્પર્શ થવા છતા મને કોઇક વસ્તુનો સ્પર્શ થયો પરતુ શેનો થયો તેનો ખ્યાલ ન હોય એવું જે જ્ઞાન તે 'અનધ્યવસાય' છે

૪ સશયનુ લક્ષણ ( ૫૦ ૧, સૂ૦ ૧૧ ) એ છે કે—

"**साधकबाधकप्रमाणाभावादनवस्थितानेककोटिसंस्पर्शि ज्ञानं संशय इति**"

આ ઉપરથી સમજી શકાય છે કે સ્વ, પર ઇત્યાદિ પદોનો પ્રયોગ કરીને જૈન દૃષ્ટિએ પ્રમાણનું શું લક્ષણ છે તે દર્શાવવામાં આવ્યું છે. ગ્રન્થકારે આ પ્રમાણે આપેલા લક્ષણ સાથે જૈન પ્રમાણગ્રન્થો સમત છે એ વાતની પુષ્ટિ અર્થે કેટલાંક લક્ષણો વિચારીશું.

**પ્રમાણનાં અન્ય લક્ષણો**

( ૧ ) **શ્રીસિદ્ધસેન દિવાકરે** [1]**ન્યાયાવતાર**ના આરંભમા પ્રમાણનું સ્વરૂપ આલેખતાં કહ્યું છે કે—

" [2]**प्रमाणं स्वपराभासि, ज्ञानं बाधविवर्जितम् ।
प्रत्यक्षं च परोक्षं च, द्विधा मेयविनिश्चयात् ॥ १ ॥** "

( ૨ ) " **स्वार्थव्यवसायात्मकं प्रमाणम्** " એ લક્ષણ કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રસૂરિથી** પૂર્વેના કોઇ આચાર્યનું છે એમ **પ્રમાણ–મીમાંસા**ની સ્વોપજ્ઞ ટીકા ( પૃ૦ ૬ ) ઉપરથી જણાય છે.

( ૩ ) **શ્રીવાદિદેવસૂરિએ પ્રમાણનય૦** (પ૦ ૧, સૂ૦ ૨)માં પ્રમાણનું " **स्वपरव्यवसायि ज्ञानं प्रमाणम्** " એવું લક્ષણ આપ્યું છે.

( ૪ ) સર્વતન્ત્રસ્વતન્ત્ર **શ્રીહેમચન્દ્રસૂરિએ** [3]**પ્રમાણ–મીમાંસા**મા પ્રથમ અધ્યાયના પ્રથમ આહ્નિકના નિમ્નલિખિત દ્વિતીય સૂત્ર દ્વારા પ્રમાણનુ લક્ષણ એ આપ્યું છે કે—

---

અર્થાત્ સાધક તેમજ બાધક પ્રમાણના અભાવને લઇને એક જ વસ્તુમા વિરુદ્ધ ધર્મોના યુગલનું જ્ઞાન તે 'સશય' છે. જેમકે આ ઝાડનુ ઠુંઠું (સ્થાણુ) છે કે પુરૂષ

કહેવાની મતલબ એ છે કે પદાર્થનો વાસ્તવિક નિશ્ચય કરવા માટે સાધક–બાધક પ્રમાણો આવશ્યક છે. દાખલા તરીકે દૂરથી પુરૂષના જેવા આકારવાળો કોઇ પદાર્થ નજરે પડયો આ ઉપરથી આ પુરૂષ છે કે સ્થાણુ એવો સદેહ ઉદ્ભવે તો તેનુ નિરસન કરવા માટે પુરૂષપણાને સિદ્ધ કરનાર સાધક પ્રમાણ કે તે તેમ નથી એમ પ્રતીતિ કરાવનાર બાધક પ્રમાણની જરૂર છે આની ગેરહાજરીમા કશો નિશ્ચય થઇ શકે નહિ આ પ્રમાણે નિશ્ચયનો અભાવ હોવાથી જેને પુરૂષનુ પ્રયોજન છે તે આ માટે પ્રવૃત્તિ કરે નહિ તેમજ જેને તેનુ પ્રયોજન નથી તે વ્યક્તિ તેમાથી નિવૃત્તિ મેળવે નહિ એટલે પ્રવૃત્તિ–નિવૃત્તિ માટે સ્થાન રહે નહિ આવી પરિસ્થિતિમાના જ્ઞાનને 'સશય' કહેવામા આવે છે આ વિપર્યય, અનધ્યવસાય અને સશય એ "**अतस्मिंस्तदध्यवसाय समारोप इति**" (પ૦ ૧, સૂ૦ ૭) એ લક્ષણવાળા સમારોપના ત્રણ પ્રકારો છે

૧ બૌદ્ધ વિદ્વાન્ **દિઙ્નાગ**ના **ન્યાયપ્રવેશ** સાથે અને સૌગત સિદ્ધાન્તવાદી **ધર્મકીર્તિ**ના **ન્યાયબિન્દુ** સાથે જુદી જુદી રીતે થોડે ઘણે અશે મળતો આવતો આ ૩૨ શ્લોકપ્રમાણક ગ્રન્થ જૈન ન્યાય સાહિત્યમા અગ્રિમ છે અર્થ–દૃષ્ટિએ અતિશય મનનીય આ ગ્રન્થની વિચાર–સરણિરૂપ પાયા ઉપર જૈન ન્યાય-સાહિત્યની આખી ઇમારત જૈનતત્ત્વચિંતક મહર્ષિઓને હાથે ચણાઇ છે.

૨ **પ્રમાલક્ષણ**મા પ્રમાણની વ્યાખ્યા કરતા આ જ પદ્ય આપવામા આવ્યુ છે એ ધ્યાનમા લેવા જેવી હકીકત છે. આ પદ્યનો અર્થ એ છે કે સ્વપરપ્રકાશક અને બાધક વિનાનુ જ્ઞાન તે 'પ્રમાણ' છે. એ પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે પ્રકારનુ છે, કેમકે મેય–પ્રમેયનો–તત્ત્વોનો નિશ્ચય બે રીતે થાય છે.

૩ આ ગ્રન્થ કર્તાની સ્વતત્ર અને સૂક્ષ્મ પ્રતિભાના પ્રદર્શનરૂપ છે.

" सम्यगर्थनिर्णयः प्रमाणम् "

આ ઉપરથી જૈન દૃષ્ટિએ પ્રમાણ એટલે શું તે સમજી શકાય છે, પરંતુ વૈશેષિકાદિ અન્ય દર્શનકારોએ તેના કેવાં લક્ષણો આપ્યાં છે તે નિવેદન કરવું બાકી રહે છે. પદાર્થોની ઉપલબ્ધિના કારણને તેઓ પ્રમાણ કહે છે એમ જણાય છે; કિન્તુ ઈતર દર્શનના મન્તવ્યના નિરાસ-પૂર્વકનું એવું લક્ષણ જોવામાં આવતું નથી. જેમકે **ગૌતમસૂત્ર**માં તો પ્રમાણનું લક્ષણ જ આપવામાં આવ્યું નથી. " **उपलब्धिहेतुश्च प्रमाणम्** " એવો ઉલ્લેખ આ **ગૌતમસૂત્ર**ના [1]**શ્રીવાત્સ્યાયને** રચેલા ભાષ્યમાં છે. **શ્રીભાસર્વજ્ઞ**પ્રણીત **ન્યાયસાર**માં પ્રત્યક્ષ પરિચ્છેદના પ્રથમ સૂત્રમાં " **सम्यगनुभवसाधनं प्रमाणम्** " એવું લક્ષણ છે.

**પ્રમાણ-સંખ્યામાં મત-ભેદ—**

પ્રમાણના લક્ષણની જેમ તેની સંખ્યા પરત્વે પણ [2]જૈન અને અજૈન દર્શનોમાં મત-ભેદ છે. કોઇ એક પ્રમાણ માને છે તો કોઇ બે, તો કોઇ એથી વધારે. કોણ કેટલા માને છે એ વાત **ન્યાયકુસુમાંજલિ**ના તૃતીય સ્તબકના નિમ્ન-લિખિત પદ્યમાં નિહાળી શકાય છે:—

"[3]**चार्वाको हि समक्षमेकमनुमायुग् बौद्ध-वैशेषिकौ**
**साङ्ख्यः शाब्दयुतं द्वयं तदुपमायुक् चाक्षपादस्त्रयम् ।**
**सार्थापत्तिचतुष्टयं वदति तद् मानं प्रभाकृत् पुन—**
**र्भाट्टः सर्वमभावयुक् जिनमतेऽध्यक्षं परोक्षं द्वयम् ॥ १ ॥**"

અર્થાત્ ચાર્વાક એકલા પ્રત્યક્ષને, બૌદ્ધ તથા વૈશેષિક પ્રત્યક્ષ અને અનુમાન એ બેને, સાંખ્ય આ બે ઉપરાંત શબ્દને એમ ત્રણને, [4]અક્ષપાદ પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ અને ઉપમાન

---

૧ ઘણે ભાગે ઈ સ. ના ચોથા સૈકામા થયેલા આ ભાષ્યકારનું બીજુ નામ **પક્ષિલસ્વામી** છે. એમની જેમ શ્રી**પ્રશસ્તપાદે** વૈશેષિક સૂત્ર ઉપર સમર્થ ભાષ્ય ઈ. સ ૫૦૦ મા લખ્યુ છે એટલુ જ નહિ, કિન્તુ કેટલાક પોતાના સ્વતન્ત્ર વિચારો પણ દર્શાવી તેમા નૂતનતા ઉપસ્થિત કરી છે

૨ શ્વેતામ્બર અને દિગમ્બર તાર્કિકોમા પણ મત-ભેદ છે કેમકે પૃ૦ ૧૬૬-૧૬૭ મા આપેલા લક્ષણો દિગંબર સમ્પ્રદાયને માન્ય નથી, જ્યારે " **स्वापूर्वार्थव्यवसायात्मकं ज्ञानं प्रमाणम्** " એવુ શ્રી**માણિક્યનંદી** નામના દિગમ્બર વિદ્વાને **પરીક્ષામુખ**મા આપેલુ લક્ષણ શ્વેતામ્બરોને માન્ય નથી, કેમકે અપૂર્વ શબ્દથી ગૃહીતગ્રાહિત્વનો-ધારાવાહી જ્ઞાનનો નિષેધ સૂચવી દિગમ્બર મહાશયે સ્મરણનુ પ્રમાણ્ય ઉડાવી દેવા પ્રયાસ કર્યો જણાય છે.

૩ સરખાવો **પ્રમાણનય૦** ( પ૦ ૬, સૂ૦ ૮૫ )ની શ્રી**રત્નપ્રભ**સૂરિકૃત **રત્નાકરાવતારિકા** નામની વ્યાખ્યા

૪ આ શબ્દનો અર્થ પગમા આખ એવો થાય છે. આ સંબંધમા એવી દંતકથા છે કે આ ઋષિ પદાર્થના ચિન્તનમા આખ મીચીને તલ્લીન રહેતા હતા રસ્તે જતા પણ આખ ઉઘાડી તેઓ જોતા નહિ. તેમને માર્ગમા ચાલતા કાટો ન વાગે એટલા માટે મહાદેવે પ્રસન્ન થઇ તેમને ચરણમા એક આખ બક્ષી.

એમ ચારને, [1]પ્રભાકર આ ચાર ઉપરાંત અર્થાપત્તિ એમ પાંચને અને [2]ભાટ્ટ એ અભાવ (અનુપલબ્ધિ) સહિત આ પાંચને એટલે એકંદર છને પ્રમાણ માને છે, જ્યારે જૈન તો પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે પ્રમાણો માને છે.

વિશેષમાં **ભટ્ટે** સ્વીકારેલ છ પ્રમાણો ઉપરાંત પૌરાણિકો ઐતિહ્યને પ્રમાણ તરીકે ગણે છે, પરંતુ જો ઐતિહ્ય ( લોક-પ્રવાદ ) સત્ય હો તો તેનો શાબ્દ પ્રમાણમાં સમાવેશ થાય છે અને જો તે અસત્ય હોય તો તેને પ્રમાણ–સમિતિના સભ્ય તરીકે સ્વીકારાય તેમ નથી. વળી કેટલાક પ્રાતિભજ્ઞાનને પણ પ્રમાણ તરીકે માને છે. આજે મારા ઉપર રાજાની કૃપા થશે એવા પ્રકારનું બાહ્ય ઇન્દ્રિયની અપેક્ષા વિનાનું અને શબ્દ–લિંગાદિ વગર જે જ્ઞાન હૃદયમાં સ્ફુરે છે તેને 'પ્રાતિભજ્ઞાન' કહેવામા આવે છે. આ જ્ઞાન અનિન્દ્રિય–નિબન્ધન હોવાથી–તેનું ઇન્દ્રિયાદિ નિમિત્ત ન હોવાથી એનો માનસ પ્રત્યક્ષાદિમાં અન્તર્ભાવ કરી શકાય એવી રીતે સમુદાય વડે સમુદાયીનું જ્ઞાન તે 'સંભવ' છે. આ પ્રમાણ અનુમાન પ્રમાણમાં અન્તર્ગત થાય છે એટલે એને જુદું સ્વીકારવાની જરૂર જણાતી નથી.

આ ઉપરથી એટલુ તો સ્પષ્ટ સમજી શકાય છે કે જૈનો પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે જ પ્રમાણો માને છે, પરંતુ એ બેના લક્ષણો શું છે તેમજ તેના કોઇ અન્ય પ્રકારો–ભેદો છે કે નહિ એ જાણ્યા વિના વિવિધ દર્શનકારોએ સ્વીકારેલાં પ્રમાણો વાસ્તવિક પ્રમાણ નહિ હોવાથી કે જૈનોએ સ્વીકારેલ પ્રમાણોમા તેનો અન્તર્ભાવ થતો હોવાથી જૈનોને તે માન્ય નથી તેનો નિર્ણય કરવો બાકી રહે છે. આથી પ્રથમ તો ગ્રન્થકારે નિમ્ન–લિખિત—

**तच्च प्रमाणं द्विधा–प्रत्यक्ष–परोक्षभेदात्**

—ઉલ્લેખ પૂર્વક પ્રમાણના બે પ્રકારોને માન્ય કરી પરોક્ષ પ્રમાણનું જે લક્ષણ તેમણે રજુ કર્યું છે તે જોઇ લઇએ.

---

૧–૨ જેમ ન્યાયાદિ પ્રમાણ–વિચારને સમૃદ્ધ બનાવે છે, તેમ અર્થ–વિચારને મીમાસા પુષ્ટ કરે છે. સ્વર્ગસ્થ લોકમાન્ય **બાળગંગાધર ટિળકે શ્રીમદ્ભગવદ્ગીતારહસ્ય** યાને **કર્મયોગશાસ્ત્ર** ( જુઓ ગુજરાતી ભાષાતર પૃ ૨૧ )મા મીમાસકોને પ્રકરણ ક્રિયા વાક્યનો અર્થ શોધી કાઢવાના કામમા અત્યત કુશળ કહ્યા છે એટલુંજ નહિ, કિન્તુ તેમનો નિમ્ન–લિખિત—

" उपक्रमोपसंहारो, अभ्यासोऽपूर्वता फलम् ।
अर्थवादोपपत्ती च, लिङ्ग तात्पर्यनिर्णये ॥ १ ॥"

—શ્લોક સર્વમાન્ય થયેલો સૂચવ્યો છે. આ શ્લોકનો ભાવાર્થ એ છે કે તાત્પર્યનો નિર્ણય કરવામા (૧) ઉપક્રમ (ગ્રન્થનો પ્રારભ), (૨) ઉપસહાર (ગ્રન્થનો અત), (૩) અભ્યાસ (વારવાર કરેલુ કથન), (૪) અપૂર્વતા (નવીનતા), (૫) ફળ, (૬) અર્થવાદ અને (૭) ઉપપત્તિ એ સાત લિગ (સાધન) છે

આ મીમાસા–દર્શનના **પ્રભાકર**, **કુમારિલભટ્ટ** અને **મુરારિમિશ્ર** એ નામના ત્રણ ધુરંધર આચાર્યો થઇ ગયા છે **પ્રભાકર**ના અનુયાયીઓ 'પ્રાભાકર' મીમાસક કહેવાય છે, જ્યારે બીજા બે 'ભાટ્ટ' અને 'મિશ્ર' મીમાસક ગણાય છે આ ત્રણે સામાન્ય રીતે મીમાસા–શાસ્ત્રના સિદ્ધાન્તોનો સ્વીકાર કરે છે, પરતુ કેટલીક સૂક્ષ્મ બાબતમા મત–ભેદ ધરાવે છે.

પરોક્ષ પ્રમાણનું લક્ષણ—

**इन्द्रियानिन्द्रियसापेक्षत्वे सति साकारावगमरूपत्वं परोक्षप्रमाणस्य लक्षणम् । (१३)**

અર્થાત્ ઇન્દ્રિય અને [1]અનિન્દ્રિયની અપેક્ષા રાખનાર સાકાર બોધ ( જ્ઞાન ) તે ' પરોક્ષ પ્રમાણ ' છે. પ્રત્યક્ષ પ્રમાણનુ લક્ષણ ગ્રન્થકારના શબ્દમાં કહીએ તો એ છે કે—

પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ

**इन्द्रियानिन्द्रियानपेक्षत्वे सति व्यपगतव्यभिचारपूर्वकसाकारावगमरूपत्वम्, इन्द्रियानिन्द्रियनिरपेक्षत्वे सति आत्मनः साक्षादर्थपरिच्छेदात्मकत्वं वा प्रत्यक्षस्य लक्षणम् । ( १४ )**

અર્થાત્ ઇન્દ્રિય અને અનિન્દ્રિયની અપેક્ષા નહિ રાખનારા અને [4]વ્યભિચારથી રહિત એવા સાકાર બોધને ' પ્રત્યક્ષ પ્રમાણ ' કહેવામા આવે છે. અન્ય શબ્દોમાં કહીએ તો ઇન્દ્રિય અને અનિન્દ્રિયની અપેક્ષા નહિ રાખનારો એવો જે આત્માને થતો અર્થનો સાક્ષાત્ બોધ તે 'પ્રત્યક્ષ પ્રમાણ ' સમજવું.

પ્રત્યક્ષ પ્રમાણના લક્ષણમાં ' ઇન્દ્રિય અને અનિન્દ્રિયથી નિરપેક્ષ ' કહી મતિ અને શ્રુત જ્ઞાનોનો નિરાસ સૂચવ્યો છે. ' ' વ્યભિચાર રહિત ' કહીને વિભંગજ્ઞાનનું નિરસન કરવામાં આવ્યું છે. 'સાકાર બોધ' એમ કહીને દર્શનોનો—ખાસ કરીને અવધિ–દર્શન અને કેવલ–દર્શનનો સમાવેશ થતો નથી એવું સૂચન કર્યું છે. એથી જોઇ શકાય છે કે પ્રત્યક્ષ પ્રમાણ તરીકે અવધિ-જ્ઞાન, મનઃપર્યયજ્ઞાન અને કેવલજ્ઞાન એ ત્રણનુ જ ગ્રહણ કરવામાં આવ્યું છે [5]

---

૧ સામાન્ય રીતે 'અનિન્દ્રિય' શબ્દથી ' મન ' સમજવામા આવે છે અત્ર ઓઘ–સંજ્ઞાનો પણ સમાવેશ કરવાનો છે કે જેનુ સ્વરૂપ આગળ ઉપર વિચારીશુ.

૨ સરખાવો તત્ત્વાર્થરાજ૦ ( પૃ૦ ૩૮ )ગત લક્ષણ—

" इन्द्रियानिन्द्रियानपेक्षमतीतव्यभिचारसाकारग्रहणं प्रत्यक्षम् । "

૩ વ્યભિચારથી રહિત એટલે યથાર્થ, સમ્યક્, અને સાકાર બોધ એટલે જ્ઞાન, અર્થાત્ વ્યભિચારથી રહિત સાકાર બોધ એટલે સમ્યગ્જ્ઞાન.

૪ " अतस्मिंस्तदिति ज्ञानं व्यभिचारः " અર્થાત્ જેમા જે ન હોય તેમા તે છે એવું જ્ઞાન તે ' વ્યભિચાર ' છે. જેમકે છીપમા રૂપાનુ જ્ઞાન, મૃગતૃષ્ણા ( ઝાંઝવા )મા જળનું જ્ઞાન, દોરડીમા સર્પનું જ્ઞાન, ધાતુની વિષમતાથી મધુર દ્રવ્યમા તિક્તાનું ભાન, કાચકામલિ રોગથી પીડિતને શ્વેત શંખનું વિવિધ વર્ણરૂપે જ્ઞાન, તિમિરાદિ દોષથી એક ચન્દ્રમા અનેક ચન્દ્રોનુ ભાન, આગગાડી ચાલતી હોય ત્યારે સ્થિર ઝાડોને ચાલતા માનવા, ઇત્યાદિ

૫ આ હકીકત ગ્રન્થકાર પોતે પ્રત્યક્ષના ત્રણ પ્રકાર સૂચવતા કહે છે.

### પ્રત્યક્ષના લક્ષણ પરત્વે મતાંતર—

પ્રત્યક્ષ પ્રમાણના અત્રે આપવામાં આવેલા લક્ષણનું નિરીક્ષણ કરતાં એમ જરૂર સમજાય છે કે નૈયાયિકાદિએ સૂચવેલ લક્ષણથી તે જુદા પ્રકારનું છે, કેમકે ગૌતમસૂત્રના પ્રથમ અધ્યાયના પ્રથમ આહ્નિકના ચોથા સૂત્રમાં અને ટાંચણરૂપે મુક્તાવલી ( પૃ૦ ૨૩૪ )માં નજરે પડતા પ્રત્યક્ષ પ્રમાણનું નીચે મુજબ લક્ષણ છેઃ—

"इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारि व्यवसायात्मकं प्रत्यक्षम्"

અર્થાત્ ઇન્દ્રિયોના ( રૂપાદિ ) વિષય સાથે ઇન્દ્રિયોના [2]સન્નિકર્ષથી ઉત્પન્ન થતા [3]અવ્ય-

---

૧ પ્રત્યક્ષ પ્રમાણની વ્યાખ્યા કરતા જેમ ન્યાય–વૈશેષિક દર્શનમા 'અવ્યભિચારી' પદ દષ્ટિગોચર થાય છે તેમ બૌદ્ધ દર્શનમા 'અભ્રાન્ત' શબ્દ નજરે પડે છે. અલબત આ વાત ન્યાયપ્રવેશને લાગુ પડતી નથી, કેમકે ત્યાં તો ' કલ્પનાપોઢ જ્ઞાન ' એવું પ્રત્યક્ષનું લક્ષણ છે. પરંતુ ધર્મકીર્તિએ તો ન્યાય-બિન્દુ ( પ૦ ૧, સૂ૦ ૪ )માં " प्रत्यक्षं कल्पनापोढमभ्रान्तम " એવુ લક્ષણ બાધ્યું છે અને આ લક્ષણ છેવટના લક્ષણ તરીકે ત્યાર પછીના બૌદ્ધ તાર્કિકોએ માન્ય રાખ્યું હોય એમ શ્રીશાન્તિ-રક્ષિતકૃત તત્ત્વસંગ્રહ વગેરે ગ્રન્થો જોતા જણાય છે.

૨ ' સન્નિકર્ષ ' એટલે ઇન્દ્રિય અને વિષય વચ્ચેનો એક જાતનો સંબંધ. આના નૈયાયિકોએ લૌકિક અને અલૌકિક એમ બે ભેદો પાડયા છે. તેમા વળી પ્રથમના છ ભેદો માન્યા છે. જેમકે (અ) સંયોગ, (આ) સંયુક્ત સમવાય, (ઇ) સંયુક્ત સમવેત સમવાય, ( ઈ ) સમવાય, (ઉ) સમવેત સમવાય અને (ઊ) વિશેષણ વિશેષ્ય ભાવ. આ છએ સંબંધોની ટૂંક રૂપરેખા સમજવા માટે ઘટનું ઉદાહરણ વિચારીશું.

ઇન્દ્રિયની સાથે દ્રવ્યનો સંબંધ તે ' સંયોગ સંબંધ ', જેમકે નેત્ર–ઇન્દ્રિયનો ઘટ સાથેનો સંબંધ ( આ જ્ઞાનને ' ચાક્ષુષ પ્રત્યક્ષ ' કહેવામા આવે છે, જૈન દર્શન પ્રમાણે તો નેત્રેન્દ્રિય અપ્રાપ્યકારી છે ).

ઘટમા તેનુ રૂપ સમવાય–સબંધથી રહેલું છે. આ ઘટના ગુણરૂપ રૂપનો નેત્ર સાથે સંબંધ તે ' સંયુક્ત સમવાય ' છે.

રૂપમા રૂપત્વ જાતિ સમવાય–સંબંધથી રહેલી છે. એથી રૂપત્વ સાથેનો નેત્રનો સંબંધ તે ' સંયુક્ત સમવેત સમવાય ' છે.

નૈયાયિક મત પ્રમાણે શબ્દ એ આકાશનો ગુણ છે. શ્રોત્રરૂપ આકાશમા શબ્દ–ગુણ સમવાય–સંબંધથી રહેલો છે. આથી શબ્દનું પ્રત્યક્ષ જ્ઞાન થવામા ' સમવાય ' સંબંધ સહાયકારી છે.

શબ્દમા શબ્દત્વ સમવાય–સબધથી છે, વાસ્તે શબ્દત્વનું પ્રત્યક્ષ જ્ઞાન થવામા ' સમવેત સમવાય ' નામનો સંબંધ મદદગાર છે.

અભાવનું પ્રત્યક્ષ જ્ઞાન થવામા ' વિશેષણ વિશેષ્ય ભાવ ' નામનો સબંધ કારણભૂત છે.

અલૌકિક સન્નિકર્ષના ( ૧ ) સામાન્ય લક્ષણ, ( ૨ ) જ્ઞાન–લક્ષણ અને ( ૩ ) યોગજ ધર્મ એમ ત્રણ પ્રકારો છે. ઘટત્વના જ્ઞાન વડે સમગ્ર ઘટનું સામાન્ય માનસ પ્રત્યક્ષ થાય તે ' સામાન્ય લક્ષણ' છે; (૨) આતરિક આલોચના વડે કવિજનોને ઉદ્‌ભવતું સર્વ વિષયોના સંસર્ગનું માનસ પ્રત્યક્ષ તે ' જ્ઞાન–લક્ષણ ' છે; અને ( ૩ ) યોગ–બલ વડે યોગીઓને પરમાણુ પર્યંતનું જે પ્રત્યક્ષ જ્ઞાન થાય તે ' યોગજ ધર્મ ' છે.

૩ જેમા નામાદિ કલ્પના માટે સ્થાન નથી તે અવ્યપદેસ્ય (શબ્દ)નો શ્રવણેન્દ્રિય સાથે સંબંધ

પદેશ્ય, [1]અવ્યભિચારી અને નિશ્ચયાત્મક જ્ઞાનને ‘ [2]પ્રત્યક્ષ પ્રમાણ ’ કહેવામાં આવે છે. અથવા ઇન્દ્રિયોના સન્નિકર્ષથી ઉત્પન્ન થતા અવ્યભિચારી ( ભ્રાન્તિ રહિત ) એવા નિર્વિકલ્પક અને સવિકલ્પક એમ બે જાતના જ્ઞાનને ‘પ્રત્યક્ષ’ કહેવામાં આવે છે. આ દર્શન પ્રમાણે પ્રથમ આત્મા મન સાથે જોડાય છે, ત્યાર પછી મન ઇન્દ્રિય સાથે અને ઇન્દ્રિય પદાર્થ સાથે જોડાય છે. આમ થતાં પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. આથી જોઈ શકાય છે કે પદાર્થનું આત્માને પ્રત્યક્ષ જ્ઞાન થવામાં ઇન્દ્રિય અને મન વ્યવધાનરૂપ છે. એટલે કે આત્માને સાક્ષાત્ જ્ઞાન થતું નથી, પરંતુ તેને તેવું જ્ઞાન આ બેની મારફતે થાય છે. એટલે વસ્તુતઃ આ પરોક્ષ જ્ઞાન જ છે.

સાંખ્યોની પ્રત્યક્ષ પ્રમાણ પરત્વે એવી માન્યતા છે કે અચેતન બુદ્ધિરૂપ તત્ત્વ પોતે જ ઇન્દ્રિયો દ્વારા ગમન કરી વિષયાકાર પરિણતિને ધારણ કરે છે. એટલે કે બુદ્ધિની શ્રોત્રાદિ ઇન્દ્રિયો

---

થવાથી ઉત્પન્ન થતું જ્ઞાન પ્રત્યક્ષ નહિ પણ શાબ્દિક છે, કેમકે જોકે આ જ્ઞાનમા ઇન્દ્રિય અને શબ્દ ઉભય કારણો છે, છતા શબ્દનું પ્રાધાન્ય છે.

૧ અવિપરીત, વિપર્યયથી રહિત.

૨ નૈયાયિક દર્શનમા પ્રત્યક્ષના અયોગિ–પ્રત્યક્ષ અને યોગિ–પ્રત્યક્ષ એવા બે ભેદો માનવામાં આવ્યા છે. આપણા જેવાનું પ્રત્યક્ષ જ્ઞાન તે ‘ અયોગિ પ્રત્યક્ષ ’ છે. આના વળી બે ભેદો છે. નિર્વિકલ્પક અને સવિકલ્પક. વસ્તુનો સામાન્ય પરિચય કરાવનારૂં આ કંઇક છે એવુ સામાન્ય જ્ઞાન તે ‘ નિર્વિકલ્પક ’ છે, જ્યારે તેનો વિશેષ પરિચય કરાવનારૂં આ પુરૂષ છે એવુ ચોક્કસ જ્ઞાન તે ‘ સવિકલ્પક ’ છે. કાળ-સ્વભાવથી દૂર રહેલા અર્થનું પ્રત્યક્ષ જ્ઞાન તે ‘ યોગિ–પ્રત્યક્ષ ’ છે. એના વળી યુક્ત–યોગિ–પ્રત્યક્ષ અને યુંજાન–યોગિ–પ્રત્યક્ષ એવા બે અવાતર ભેદો છે. યોગ–ધર્મ વગેરેની મદદથી પરંતુ બાહ્ય પદાર્થના સયોગની અપેક્ષા રાખ્યા વિના આત્મા અને અંતઃકરણના સંયોગથી સમાધિમા એકતાન બનેલા પુરૂષને જે જ્ઞાન થાય તે ‘ યુક્ત–યોગિ–પ્રત્યક્ષ ’ કહેવાય છે આ જ્ઞાન નિર્વિકલ્પક છે, કેમકે વિકલ્પક દશામા સમાધિની એકાગ્રતા માટે સ્થાન નથી. આ જ્ઞાનના અધિકારી ઉત્કૃષ્ટ યોગિ–જનો છે. સમાધિ અવસ્થામા આત્મા, મન વગેરેના સયોગથી ઉત્પન્ન થતુ રૂપ વગેરેનું જ્ઞાન ‘ યુજાન–યોગિ–પ્રત્યક્ષ ’ કહેવાય છે. યુક્ત યોગીઓને વિચાર કર્યા વિના સર્વદા સર્વ વસ્તુઓનુ જ્ઞાન થાય છે, જ્યારે યુંજાન યોગીઓને વિચાર કરવાથી તેનું જ્ઞાન ઉદ્ભવે છે; એથી આ બેની ભિન્નતા જણાય છે. યુંજાન–યોગિ-પ્રત્યક્ષ જ્ઞાન સવિકલ્પક તેમજ નિર્વિકલ્પક એમ બને જાતનુ છે ( જુઓ **ન્યાયસાર**ની ટીકા અથવા **તર્કરહસ્યદીપિકા**ના ૨૪ મા અને ૨૫ મા પત્ર ). આ સમગ્ર પ્રકારોની સકલના નીચે મુજબ છે:—



દ્વારા શબ્દાદિ વિષયના અધ્યવસાયરૂપ પરિણતિ થાય છે. આ પરિણતિને ' પ્રત્યક્ષ પ્રમાણ ' કહેવામાં આવે છે. આથી આ પણ વાસ્તવિક રીતે પરોક્ષ જ્ઞાન જ છે.

બૌદ્ધ દર્શન પ્રમાણે નામ, જાતિ, ગુણ, દ્રવ્ય, ક્રિયા, ઇત્યાદિ [1]કલ્પનાઓથી રહિત આવસંવાદિ જ્ઞાન તે ' [2]પ્રત્યક્ષ પ્રમાણ ' છે. આ વિપિનચન્દ્ર છે, આ વિબોધચન્દ્ર છે એ નામ–કલ્પના છે; આ બ્રાહ્મણ છે, આ ક્ષત્રિય છે તે જાતિ–કલ્પના છે; આ સફેદ છે, આ પીળું છે એ ગુણ–કલ્પના છે; આ દંડી છે, એ દ્રવ્ય–કલ્પના છે, આ પાચક છે એ ક્રિયા–કલ્પના છે. પ્રત્યક્ષના ચાર પ્રકારોમાં ઇન્દ્રિય–પ્રત્યક્ષ પણ એક છે એ વાત ધ્યાનમાં લેતાં આ પ્રત્યક્ષ તે વસ્તુતઃ પરોક્ષ જ છે. વિશેષમા આવા નિર્વિકલ્પક જ્ઞાનને પ્રમાણ તરીકે પણ સ્વીકારવું શું યોગ્ય છે ?

આ પ્રમાણે " **श्रोत्रादिवृत्तिरविकल्पका प्रत्यक्षम्** " એ વૃદ્ધ સાંખ્યે બાંધેલ લક્ષણ, " **प्रतिविषयाध्यवसायो दृष्टः** " એ ઇશ્વરકૃષ્ણકૃત **સાંખ્યકારિકાની** પાંચમી કારિકાગત લક્ષણ તેમજ **મીમાંસાદર્શન** ( ૧–૧–૪ )માં આપેલ " [3]**सत्सम्प्रयोगे पुरुषस्येन्द्रियाणां बुद्धिजन्म तत् प्रत्यक्षमनिमित्तं विद्यमानोपलम्भनत्वात्** " લક્ષણ સંબંધી ગ્રન્થ–ગૌરવના ભયથી અત્ર વિશેષ વિચાર ન કરતાં તે વાત વિદ્વાન્ પાઠકને નિર્ણય કરવા માટે સુપ્રત કરાય છે.

જૈનાચાર્યો તો કોઇ પણ વસ્તુની સહાયતા વિના ( ભલે પછી તે ઇન્દ્રિયો કે મન કેમ ન હોય) આત્માને જે સાક્ષાત્ બોધ થાય તેને ' પ્રત્યક્ષ ' કહે છે. એટલે આ તો અન્ય દર્શનકારોના મતથી વિપરીત વાત છે. આ [4]વિરોધનો પરિહાર જૈન દર્શનમાં પાડવામાં આવેલ પ્રત્યક્ષના (૧) સાંવ્યવહારિક પ્રત્યક્ષ અને (૨) પારમાર્થિક પ્રત્યક્ષ એમ બે ભેદો તરફ દૃષ્ટિપાત કરતા થાય છે. અજૈન વિદ્વાનો જેને પ્રત્યક્ષ કહે છે, પરંતુ વ્યવહારમા જે પ્રત્યક્ષ ગણાય છે, તે ' સાંવ્યવહારિક ' પ્રત્યક્ષ છે; જ્યારે ખરેખરૂં પ્રત્યક્ષ તે ' પારમાર્થિક ' પ્રત્યક્ષ છે ( ગ્રન્થકારે આ પારમાર્થિક પ્રત્યક્ષનું લક્ષણ નિર્દેશ્યું છે ).

---

૧ **ન્યાયબિન્દુ** (પ૦ ૧, સૂ૦ ૫ )મા કહ્યુ છે કે—

" **अभिलापसंसर्गयोग्यप्रतिभासा प्रतीतिः कल्पना, तया रहितम्** "

૨ આના ઇન્દ્રિય–પ્રત્યક્ષ, માનસ–પ્રત્યક્ષ, સ્વસંવેદ્ય–પ્રત્યક્ષ અને યોગિ–પ્રત્યક્ષ એ ચાર પ્રકારો છે. બાહ્ય વસ્તુના આલંબન દ્વારા તેમજ નેત્રાદિ ઇન્દ્રિયોનો આશ્રય લેવાથી ઉત્પન્ન થતુ જ્ઞાન તે 'ઇન્દ્રિય–પ્રત્યક્ષ' છે. આ પ્રત્યક્ષના ક્ષણમા ઘટ, પટ વગેરે પદાર્થો ભાસ્યા પછીના ક્ષણને સાથે મેળવી ઇન્દ્રિય જ્ઞાનરૂપ ઉપાદાન કારણ દ્વારા ઉત્પન્ન થતું મનોવિજ્ઞાન તે 'માનસ–પ્રત્યક્ષ' છે ( સંતાનવર્તિ ઉપાદાન કારણરૂપ જ્ઞાનને બૌદ્ધો 'સમનંતર'ના નામથી ઓળખાવે છે). ચિત્ત વસ્તુમાત્રને ગ્રહણ કરનાર જ્ઞાન, ચૈત્ત વસ્તુવિશેષને ગ્રહણ કરાવનાર તથા સુખ, દુઃખ, ઉપેક્ષાસ્વરૂપી ક્ષણિક પદાર્થોના સ્વરૂપનું પરિચાયક જ્ઞાન તે 'સ્વસંવેદ્ય પ્રત્યક્ષ' છે. પ્રમાણથી નિર્ણીત થયેલા પદાર્થોનુ વારંવાર મનન કરવાથી અર્થાત્ ભૂતાર્થની ભાવનાના પ્રકર્ષથી ઉદ્ભવતુ અતીન્દ્રિય જ્ઞાન 'યોગિ–પ્રત્યક્ષ' છે. જુઓ **તત્ત્વાખ્યાન** પૂર્વાર્ધ પૃ૦ ૬૩.

૩ આ અનુવાદસ્વરૂપી લક્ષણ છે.

૪ આ વિરોધના પરિહારાર્થે **અનુયોગદ્વાર**મા અને **નન્દીસૂત્ર**મા પ્રયત્નો થયેલા જોવાય છે.

નવ્ય ન્યાયના પ્રખર અભ્યાસી **શ્રીયશોવિજય**ગણિના શબ્દોમાં કહીએ તો—

**" समीचीनो-बाधारहितो व्यवहारः प्रवृत्तिनिवृत्तिलोकाभिलापलक्षणः संव्यवहारः, तत्प्रयोजनकं सांव्यवहारिकम्, अपारमार्थिकमित्यर्थः, यथाऽस्मदादिप्रत्यक्षम् । तद्धीन्द्रियानिन्द्रियव्यवहितात्मव्यापारसम्पाद्यत्वात् परमार्थतः परोक्षमेव, धूमादग्निज्ञानवद् व्यवधानाविशेषात् । किञ्च असिद्धानैकान्तिकविरुद्धानुमानाभासवत् संशयविपर्ययानध्यवसायसम्भवात्, सदनुमानवत् सङ्केतस्मरणादिपूर्वकनिश्चयसम्भवाच्च परमार्थतः परोक्षमेवमेतत् । "**

—**જૈનતર્કપરિભાષા** ( પત્રાંક ११४ )

અર્થાત્ પ્રવૃત્તિ–નિવૃત્તિ તેમજ લોકના કથનરૂપ સમીચીન—બાધારહિત-સમ્યગ્ વ્યવહાર તે ' સંવ્યવહાર ' છે. આ સંવ્યવહાર જે જ્ઞાનનું પ્રયોજન–નિમિત્ત છે, તે ' સાંવ્યવહારિક ' યાને ' અપારમાર્થિક ' પ્રત્યક્ષ છે. જેમકે આપણા જેવા છદ્મસ્થોનુ પ્રત્યક્ષ. આ સાંવ્યવહારિક પ્રત્યક્ષ તે પરમાર્થથી–વસ્તુત.–ખરી રીતે પરોક્ષ જ છે, કેમકે ઇન્દ્રિય અને અનિન્દ્રિયરૂપ વ્યવધાન પૂર્વક આત્માના વ્યાપારથી તે ઉત્પન્ન થાય છે. જેમ ધૂમથી અગ્નિનું જ્ઞાન થવામા અનુમાન વ્યવધાન છે તેમ અત્રે ઇન્દ્રિયો અને અનિન્દ્રિય એ વ્યવધાનરૂપ છે.[1] વળી ઇન્દ્રિય અને અનિન્દ્રિયના

---

બન્ને આગમોની સમાધાનની પદ્ધતિ જુદી જુદી છે **અનુયોગદ્વાર**મા **ગૌતમસૂત્ર** ( १-१-४ )ની જેમ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એમ ચાર પ્રમાણોના ઉલ્લેખની ભૂમિકા બાંધી, તેમાથી પ્રત્યક્ષના બે વિભાગ પાડી એક વિભાગમા મતિજ્ઞાનને પ્રત્યક્ષ તરીકે માન્ય રાખવામા આવ્યુ, જ્યારે બીજા ભાગમા અવધિ આદિ ત્રણ જ્ઞાનોનો સમાવેશ કરવામા આવ્યો. **નન્દીસૂત્ર**મા પ્રમાણના પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે ભેદો પાડી એક ભાગમા મતિજ્ઞાનને અને બીજા ભાગમા અવધિજ્ઞાનાદિને **અનુયોગદ્વાર**ની જેમ સ્થાન આપવામા આવ્યુ છે ખરુ, પરંતુ આગળ જતા પરોક્ષના ભેદોનો નિર્દેશ કરતી વેળા શ્રુતજ્ઞાનની સાથે મતિજ્ઞાનને પણ પરોક્ષ તરીકે ઓળખાવેલ છે કે જે હકીકત **અનુયોગદ્વાર**મા નથી આ પ્રમાણે મતિજ્ઞાનનું પ્રત્યક્ષ તેમજ પરોક્ષ એમ ઉભય પ્રકારનુ વર્ણન જોતા શંકા થાય કે શુ જૈનો લૌકિક મતને તેમજ આગમિક મતને માન આપવા માટે આવી પરસ્પર વિરોધાત્મક વાતનો નિર્દેશ કરે છે કે તેઓ શંકાશીલ હોવાથી ઘડીકમા મતિજ્ઞાનને પ્રત્યક્ષ કહે છે અને ઘડીકમા પરોક્ષ કહે છે ? ઉપર્યુક્ત આગમોમા કરેલ સમન્વય જેવો જોઇએ તેવો સ્પષ્ટ અને અસંદિગ્ધ નહિ હોવાથી આ શંકાનુ નિરાકરણ કરવાનું પ્રાથમિક માન શ્વેતામ્બર સમ્પ્રદાયમા શ્રી**જિનભદ્ર**ગણિ ક્ષમાશ્રમણને અને દિગંબર સમ્પ્રદાયમા ભટ્ટારક શ્રી**અકલંકદેવ**ને મળે છે. આ હકીકતને અનુક્રમે **વિશેષા०** અને **લઘીયસ્ત્રયી** સમર્થિત કરે છે.

અત્ર એ ઉમેરવુ અનાવશ્યક નહિ લેખાય કે શ્રી**અકલંકદેવે** પ્રત્યક્ષના મુખ્ય અને સાંવ્યવહારિક એ નામના બે ભેદો સ્વીકાર્યા છે અને મુખ્ય એ શીર્ષક હેઠળ અવધિ આદિ ત્રણ જ્ઞાનોનો સમાવેશ કર્યો છે. એટલે શ્વેતામ્બર આચાર્યો જેને 'પારમાર્થિક' એવી સંજ્ઞા આપે છે તેને દિગંબર તાર્કિકો 'મુખ્ય' એવા નામથી ઓળખાવતા હોય એમ જણાય છે જુઓ **જૈનસાહિત્યસંશોધક** (ખ० ३, અ० १)-ગત **ન્યાયાવતાર** સૂત્રનું પં. **સુખલાલજી**કૃત વિવેચન (પૃ० १२९)

१ જેમ અનુમાનથી થતુ જ્ઞાન પરોક્ષ છે તેમ મૂર્ત ઇન્દ્રિય અને અનિન્દ્રિયથી ઉત્પન્ન થતા જ્ઞાનો અમૂર્ત આત્માને સાક્ષાત્ નહિ થતા હોવાથી પરોક્ષ છે.

વ્યાપારથી ઉદ્ભવતું જ્ઞાન તે પરોક્ષ છે, કેમકે તેમાં આ નિમિત્તોથી થતા અસિદ્ધ, અનૈકાન્તિક અને વિરૂદ્ધ [1]અનુમાનાભાસની જેમ સંશય, વિપર્યય અને અનધ્યવસાય થવા સંભવ છે, વિશેષમાં ઇન્દ્રિયજન્ય અને અનિન્દ્રિયજન્ય જ્ઞાન પરોક્ષ છે, કેમકે તેમાં ( ધૂમથી અગ્નિના અનુમાન જેવા ) સાચા અનુમાનની પેઠે સંકેત, સ્મરણ ઇત્યાદિ પૂર્વક નિશ્ચય થવાનો સંભવ છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે જે જ્ઞાન પ્રત્યક્ષ છે, તેમાં સંશય, વિપર્યય, અનધ્યવસાય કે સંકેતાદિ પૂર્વક નિશ્ચયને માટે સ્થાન નથી. અત્રે નિશ્ચયને સંકેતાદિ પૂર્વક કહ્યો છે તેનું કારણ એ છે કે અવધિજ્ઞાનાદિ પ્રત્યક્ષ જ્ઞાનોમાં પાછળથી નિશ્ચય થવારૂપ હેતુ સંભવે છે; આ નિશ્ચય તે જ્ઞાનવિશેષરૂપ નિશ્ચય છે, કિન્તુ સંકેતાદિ પૂર્વકનો નથી. એટલે સાધ્યની સિદ્ધિમાં [2]અનૈકાન્તિક હેતુ છે એવી શંકા માટે અવકાશ ન રહે તેથી આવું વિશેષણ આપવામાં આવ્યું છે.

## પ્રત્યક્ષ અને પરોક્ષનો શબ્દાર્થ—

પ્રત્યક્ષમાં ' પ્રતિ ' અને ' અક્ષ ' એમ બે શબ્દો રહેલા છે. તેમા [3]અનેક અર્થવાચક ' અક્ષ ' શબ્દના પ્રસ્તુતમાં ' [4]ઇન્દ્રિય ' અને ' જીવ ' એ બે અર્થો વિવક્ષિત છે. તેમાં ' અક્ષ ' શબ્દનો અર્થ ' જીવ ' થાય છે, એ વાત **નન્દી**૦ની વૃત્તિ ( પત્રાંક ૭૧ )માં સૂચવ્યા પ્રમાણે નીચે મુજબ સિદ્ધ કરી શકાય છે:—

**" ' अशुङ् व्याप्तौ ' अश्नुते-ज्ञानात्मना सर्वानर्थान् व्याप्नोतीत्यक्षः, अथवा ' अश् भोजने ' अश्नाति-सर्वानर्थान् यथायोगं भुङ्क्ते पालयति वेत्यक्षो-जीवः , उभयत्राप्यौणादिकः सक्प्रत्ययः '**[5]

---

૧ આનું બીજુ નામ ' હેત્વાભાસ ' છે.

૨ આ માટે જુઓ **ન્યાયકુસુમાંજલિ**નુ સ્પષ્ટીકરણ ( પૃ૦ ૧૪૨ ).

૩ શ્રી**હેમચન્દ્ર**સૂરિકૃત **અનેકાર્થસંગ્રહ**ના દ્વિસ્વરકાણ્ડના નિમ્ન-લિખિત પદ્યો આ વાતની સાક્ષી પૂરે છે—

' **अक्षो रथस्यावयवे, व्यवहार-बिभीतके ।**
**पाशके शकटे कर्षे, ज्ञाने चात्मनि रावणौ ॥ ५६० ॥**
**अक्षं सौवर्चले तुत्थे, हृषीके स्यादुषा निशि । "**

૪ ઇન્દ્રિય અર્થ થાય છે એ વાતનુ **અમરકોશ**ગત " **अक्षमिन्द्रिये** " ( શ્લો૦ ૧૩૮૯ ) ઉલ્લેખ સમર્થન કરે છે.

૫ આ વાત **વિશેષા**૦ની નિમ્ન-લિખિત—

" **जीवो अक्खो अत्थव्वावण-भोयणगुणण्णिओ जेण ।**
**त पइ वट्टइ नाणं जं पच्चक्खं तय तिविहं ॥ ८९ ॥"**
[ **जीवोऽक्षोऽर्थव्यापनभोजनगुणान्वितो येन ।**
**तं प्रति वर्तते ज्ञानं यत् प्रत्यक्षं तकत् त्रिविधम् ॥** ]

—ગાથામા ઝળકી ઊઠે છે, કેમકે એનો ભાવાર્થ એ છે કે જ્ઞાનાદિ વડે સર્વ પદાર્થમા વ્યાપી રહેવારૂપ અર્થવ્યાપન તેમજ સમગ્ર બ્રહ્માણ્ડમા રહેલી દિવ્યાદિ સમૃદ્ધિને ભોગવવારૂપ ભોજનગુણથી જીવ સહિત હોવાથી તે 'અક્ષ' છે. આ અક્ષ પ્રતિ વર્તનારૂ જ્ઞાન તે 'પ્રત્યક્ષ' છે; અને તેના ત્રણ ભેદો છે.

અક્ષના વિવક્ષિત અર્થોને ધ્યાનમાં રાખી " **अक्षं प्रति गतं प्रत्यक्षम्** " એમ કહેવાથી સાંવ્યવહારિક તેમજ પારમાર્થિક એમ ઉભય પ્રત્યક્ષનું ભાન થાય છે, કેમકે અક્ષનો અર્થ ઇન્દ્રિય કરતાં ઇન્દ્રિય પ્રતિ ગયેલું-તેનો કાર્યરૂપે સ્વીકાર કરેલ જ્ઞાન તે ' પ્રત્યક્ષ ' છે, જ્યારે અક્ષનો અર્થ જીવ કરતાં તે પ્રતિ ગયેલું જ્ઞાન તે ' પ્રત્યક્ષ ' છે, એમ સમજી શકાય છે.

" **अक्षेभ्योऽक्षाद् वा परतो वर्तते इति परोक्षम्** " અર્થાત્ ઇન્દ્રિયોથી કે [1]જીવથી પર વર્તે તે ' પરોક્ષ ' છે. અથવા **परैः–इन्द्रियादिभिः उक्षः–सम्बन्धो यस्य तत् परोक्षम्** " એટલે આત્માથી પર એવી ઇન્દ્રિયો સાથે જેનો સંબંધ છે તે ' પરોક્ષ ' છે. આમ અર્થ કરવાથી આમાં સાંવ્યવહારિક પ્રત્યક્ષનો તેમજ વાસ્તવિક-[2]એકાંતિક પરોક્ષનો ( અનુમાનાદિ )-જેને અન્ય દર્શનકારો પણ પરોક્ષ માને છે, તેનો પણ સમાવેશ થાય છે.

આ ઉપરથી નિષ્કર્ષ એ નીકળે છે કે ખરી રીતે જોતાં જે જ્ઞાનની ઉત્પત્તિનું કારણ આત્મશક્તિ જ હોય તે જ જ્ઞાન વાસ્તવિક રીતે-પરમાર્થતઃ પ્રત્યક્ષ છે. બાકી ઇન્દ્રિયાદિ દ્વારા ઉત્પન્ન થતા ચાક્ષુષ પ્રત્યક્ષાદિ જ્ઞાન તો અનુમાનની માફક અન્ય નિમિત્તથી-આત્માથી અન્ય

---

૧ અમૂર્ત જીવથી પૌદ્ગલિક દ્રવ્ય-ઇન્દ્રિયો અને દ્રવ્ય-મન 'પર' ગણાય છે, એ વાતના સમર્થનાર્થે **વિશેષા૦**ની નિમ્ન-લિખિત ગાથા રજુ કરવામા આવે છે.—

" **अक्खस्स पोग्गलकया जं दव्विंदियमणा परा तेण ।**
**तेहिं तो जं नाणं परोक्खमिह तमणुमाणं व ॥ ९० ॥"**
[ **अक्षस्य पुद्गलकृतानि यद् द्रव्येन्द्रियमनांसि पराणि तेन ।**
**तैस्तस्माद् यत् ज्ञानं परोक्षमिह तद् अनुमानमिव ॥** ]

આ ઉપરથી વાસ્તવિક પરોક્ષ પ્રમાણનું લક્ષણ પણ જોઇ શકાય છે.

૨ એકાંતિક પરોક્ષ એવી સંજ્ઞા સ્વકપોલકલ્પિત નથી, કેમકે **વિશેષા૦**મા કહ્યું પણ છે કે—

" **एगंतेण परोक्खं लिंगियमोहाइयं च पच्चक्खं ।**
**इंदियमणोभवं जं तं संववहारपच्चक्खं ॥ ९५ ॥ "**
[ **एकान्तेन परोक्षं लैङ्गिकमवध्यादिकं च प्रत्यक्षम् ।**
**इन्द्रियमनोभवं यत् तत् संव्यवहारप्रत्यक्षम् ॥** ]

પૂર્વોક્ત પ્રત્યક્ષાદિ સંબંધી હકીકત આ ગાથાના વિવરણથી સુદૃઢ થવાનો સંભવ હોવાથી એનો ટુંકમા સાર જોઇ લઇશુ. ઇન્દ્રિય તથા મન એ ઉભયથી બાહ્ય એવા ધૂમ વગેરે લિંગ દ્વારા અગ્નિ આદિ પદાર્થનુ જે જ્ઞાન આત્માને થાય છે તે એકાન્તે પરોક્ષ છે, કેમકે ઇન્દ્રિય અને મનને બાહ્ય એવો અગ્નિ આદિ પદાર્થ આત્માને સર્વથા પરોક્ષ છે. અવધિજ્ઞાન, મનપર્યયજ્ઞાન અને કેવલજ્ઞાન એ આત્માને એકાન્તે પ્રત્યક્ષ છે, કારણ કે એ જ્ઞાનોથી, બાહ્ય લિંગ સિવાય, ઇન્દ્રિય અને અનિન્દ્રિયની અપેક્ષા રાખ્યા વિના, આત્માને વસ્તુનો સાક્ષાત્કાર થાય છે ધૂમાદિ લિંગ સિવાય ઇન્દ્રિય અને અનિન્દ્રિયને વસ્તુનો સાક્ષાત્કાર થવાથી ઉત્પન્ન થતુ જ્ઞાન ઇન્દ્રિય અને અનિન્દ્રિયને પ્રત્યક્ષ હોવાથી કેવળ લોક-વ્યવહારની અપેક્ષાએ પ્રત્યક્ષ કહેવાય છે. ખરી રીતે તો તે પરોક્ષ જ છે, કેમકે ઇન્દ્રિય અને મન તો અચેતન-જડ છે. એટલે તેમા જ્ઞાનનો સદ્ભાવ ક્યાથી સંભવે ?

એવી ઇન્દ્રિયાદિથી ઉત્પન્ન થતાં હોવાથી તે ખરેખરી રીતે પ્રત્યક્ષ નથી, કિન્તુ વસ્તુતઃ [1]પરોક્ષ છે. છતા વ્યવહારમાં યથાર્થ પ્રવૃત્તિ–નિવૃત્તિનાં તે કારણરૂપ હોવાથી તેને 'સાંવ્યવહારિક' પ્રત્યક્ષ તરીકે ઓળખાવવામાં અડચણ નથી.

## સાંવ્યવહારિક પ્રત્યક્ષના પ્રકારો—

વાસ્તવિક રીતે પરોક્ષ એવા [2]સાંવ્યવહારિક પ્રત્યક્ષના (૧) 'ઇન્દ્રિય–જન્ય' અને (૨) 'અનિન્દ્રિય–જન્ય' એવા બે ભેદો પડે છે. વળી (૧) સ્પર્શન, (૨) રસના, (૩) ઘ્રાણ, (૪) નેત્ર અને (૫) કર્ણ એમ ઇન્દ્રિયોના પાંચ પ્રકારોને લીધે ઇન્દ્રિયજન્યના પાંચ પ્રભેદો પડે છે. અનિન્દ્રિયજન્ય કહો કે માનસિક કહો તે એક જ છે અને તેના ભેદો નથી. જોકે ઇન્દ્રિય–જન્ય જ્ઞાન પણ મનના વ્યાપારને આધીન છે, છતાં ઇન્દ્રિયો તે જ્ઞાનની ઉત્પત્તિમાં અસાધારણ કારણ હોવાથી તેનો જ નિર્દેશ કરવો તે સ્થાને છે. આ ઇન્દ્રિયજન્ય તેમજ અનિન્દ્રિય-જન્ય એ ઉભય જ્ઞાનના મતિ અને શ્રુત એવા બે ભેદો પડે છે.

## ગ્રન્થકારની શૈલી—

આ બે ભેદો પરત્વે ગ્રન્થકારકૃત લક્ષણોનો ઉલ્લેખ કરીએ તે પૂર્વે એક વિચાર કર્યા વિના ચાલે તેમ નથી. તે એ છે કે ગ્રન્થકારે પ્રમાણના ભેદ પાડતાં પ્રથમ પ્રત્યક્ષ અને પછી પરોક્ષ એમ નિરૂપણ કર્યું. પરંતુ તેનાં તદનન્તર લક્ષણોનો નિર્દેશ કરતાં પ્રથમ પરોક્ષનું અને ત્યાર બાદ પ્રત્યક્ષનું લક્ષણ સૂચવ્યું, અને એના ભેદોનું પ્રતિપાદન કરતી વેળાએ પણ પ્રથમ પરોક્ષનો અધિકાર હસ્તગત કર્યો. આથી શું વ્યતિક્રમ જણાતો નથી એવો પ્રશ્ન ઉદ્ભવે છે. પ્રત્યક્ષ પ્રમાણની સ્પષ્ટતા–વૈશદ્ય તરફ લક્ષ્ય આપતા તેમજ પરોક્ષ પરત્વે ગ્રન્થકાર વિશેષ કથન કરે છે એ વાત ધ્યાનમા લેતાં વ્યતિક્રમ લાગે, પરતુ ગ્રન્થકારે પરોક્ષથી મતિ અને શ્રુત જ્ઞાનોનો નિર્દેશ કર્યો છે અને આ જ્ઞાનો તો સાંવ્યવહારિક પ્રત્યક્ષરૂપ છે એટલે એ રીતે વિચારતાં ગ્રન્થકારે પણ પ્રથમ પ્રત્યક્ષનુ જ નિરૂપણ કરેલું ગણી શકાય. **તત્ત્વાર્થાધિ૦** (અ૦ ૧, સૂ૦ ૧૧–૧૨) મા પ્રથમ પરોક્ષના અને ત્યાર પછી પ્રત્યક્ષના ભેદોનો વિચાર કર્યો છે, પરંતુ તેનું કારણ એ છે કે પાચે

---

૧ અત્ર એ નિવેદન કરવુ ખાસ આવશ્યક સમજાય છે કે દરેક જ્ઞાન સ્વપરપ્રકાશક હોવાથી પોતાના સ્વરૂપને પ્રકાશિત કરવામા અર્થાત્ સ્વસંવેદનમા તો પ્રત્યક્ષ જ છે પરોક્ષ એવો ભેદ તો બાહ્ય અર્થની અપેક્ષાએ છે. એટલે કે સ્વભિન્ન વસ્તુને જે સાક્ષાત્–સ્પષ્ટપણે જાણે તે પ્રત્યક્ષ અને અસાક્ષાત્-પણે–અસ્પષ્ટપણે જાણે તે પરોક્ષ છે. **ન્યાયાવતાર**મા કહ્યુ પણ છે કે—

" **अपरोक्षतयाऽर्थस्य ग्राहकं ज्ञानमीदृशम् ।**
**प्रत्यक्षमितरज्ज्ञेयं परोक्षं ग्रहणेक्षया ॥ ॥"**

આ પદ્ય અક્ષરશ **ષડ્દર્શન૦** (પત્રાક ૯૦)મા મૂળરૂપે સ્વીકારવામા આવ્યુ છે.

૨ **પ્રમાણમીમાંસા** (૧–૧–૨૧)મા આનુ લક્ષણ એ બાધવામા આવ્યુ છે કે—

" **इन्द्रियमनोनिमित्तोऽवग्रहेहावायधारणात्मा सांव्यवहारिकम्** "

અત્ર 'આત્મા' પદથી અવગ્રહાદિનો આત્યતિક ભેદ નથી એમ સૂચવ્યું છે, કિન્તુ પૂર્વ પૂર્વનુ ઉત્તર ઉત્તરરૂપે પરિણમન થતુ હોવાથી એકતા દર્શાવી છે જુઓ આ સૂત્રની ટીકા (પૃ૦ ૨૭)

જ્ઞાનોનો પ્રથમ નિર્દેશ કર્યા બાદ આ ઉલ્લેખ આવે છે. કહેવાની મતલબ એ છે કે મતિ, શ્રુત વગેરે પાંચ જ્ઞાનો છે એમ કહ્યા પછી પ્રમાણના પ્રકારો સૂચવતાં પ્રથમનાં બે જ્ઞાનો પરોક્ષ અને બાકીનાં ત્રણ પ્રત્યક્ષ એમ કહેલું છે,[1] પરંતુ એથી એમ જ કરવું ન્યાય્ય છે એવુ એકાન્તિક કથન થઇ શકે નહિ, કેમકે **નન્દીસૂત્ર**માં પ્રથમ સૂત્ર દ્વારા પાંચ જ્ઞાનોના નામનો નિર્દેશ કરી દ્વિતીય સૂત્રમાં પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે ભેદો પાડી તૃતીય સૂત્રમા પ્રત્યક્ષના અવાંતર ભેદો તરીકે ઇન્દ્રિય-પ્રત્યક્ષ અને નોઇન્દ્રિય-પ્રત્યક્ષનો ઉલ્લેખ કર્યો છે. ત્યાર બાદ આ પ્રત્યેકના પ્રભેદોનો વિચાર કરી રહ્યા પછી ૨૪મા સૂત્રમાં પરોક્ષના મતિ અને શ્રુત એ બે ભેદોનો પ્રસંગ ઉપસ્થિત કર્યો છે.[2]

**મતિજ્ઞાનનું લક્ષણ**

**[3]इन्द्रियानिन्द्रियनिमित्तकत्वे सति योग्यदेशावस्थितवस्तुपरिच्छेदरूपत्वम्, सम्यग्दर्शनिनः क्षीणाक्षीणदर्शनसप्तकस्यावग्रहादिभेदभिन्नस्य ज्ञानविशेषस्य योऽपायांशस्तद्रूपत्वं वा मतिज्ञानस्य लक्षणम्। (१५)**

અર્થાત્ ઇન્દ્રિયરૂપ અને અનિન્દ્રિયરૂપ નિમિત્તથી ઉત્પન્ન થનારા અને યોગ્ય દેશમાં રહેલી વસ્તુનો બોધ કરાવનારા જ્ઞાનને 'મતિજ્ઞાન' કહેવામાં આવે છે. આનું લક્ષણ એ પણ છે કે સમ્યક્ત્વધારીને અર્થાત્ જે જીવે [4]દર્શનસપ્તકનો ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય કર્યો છે, તેને અવગ્રહાદિક પ્રકારવાળા જ્ઞાનવિશેષનો અપાયના અંશરૂપ જે નિશ્ચયાત્મક બોધ થાય છે, તે 'મતિજ્ઞાન' કહેવાય છે.

---

૧ આટલે સુધીની હકીકત તો **વિશેષા૦** ( જુઓ ૮૮ મી ગાથા )ને પણ લાગુ પડે છે, પરંતુ ત્યાર પછી ત્યા પ્રત્યક્ષનું લક્ષણ પ્રથમ આપ્યું છે ( જુઓ ૮૯ મી ગાથા ).

૨ **નન્દીસૂત્ર**મા જ્ઞાનોની પ્રત્યક્ષતા તથા પરોક્ષતાદિનો જે વિચાર કર્યો છે તેની સ્થૂળ સંકલના નીચે મુજબ છે:—




૩ સરખાવો **નન્દી૦**ની ટીકા( પત્રાંક ૬૫ )ગત નિમ્ન-લિખિત પંક્તિ—

**" इन्द्रियमनोनिमित्तो योग्यप्रदेशावस्थितवस्तुविषयः स्फुटप्रतिभासो बोधविशेषः "**

૪ ચાર અનન્તાનુબન્ધી કષાયો અને ત્રણ પ્રકારના દર્શન-મોહનીય કર્મો 'દર્શન-સપ્તક' કહેવાય છે.

પ્રથમ લક્ષણ ઉપરથી સમજી શકાય છે કે ઇન્દ્રિય અને અનિન્દ્રિય મતિજ્ઞાન ઉત્પન્ન કરનારાં નિમિત્તો છે એટલે ઓઘજ્ઞાનનો પણ મતિજ્ઞાનમાં અન્તર્ભાવ થાય છે. વળી આ બોધ યોગ્ય જ દેશમાં રહેલ વસ્તુવિષયક છે. દ્વિતીય લક્ષણથી મતિજ્ઞાનના અવગ્રહ, ઇહા, અપાય અને ધારણા એમ ચાર ભેદોનું સૂચન થાય છે એટલું જ નહિ, કિન્તુ આ બધા ભેદોમાં અપાય નિશ્ચયાત્મક હોવાથી તેનો જ પ્રમાણની કોટિમાં સમાવેશ થાય છે, એ વાત તરી આવે છે. પ્રથમ લક્ષણ મતિજ્ઞાનના ગમે તે પ્રકારને લાગુ પડે છે અર્થાત્ એ મતિજ્ઞાનનું સામાન્ય લક્ષણ છે, જ્યારે બીજું લક્ષણ મતિજ્ઞાનના એક વિભાગ સંબંધી છે.

વસ્તુ યોગ્ય દેશમાં રહેલી હોવી જોઇએ એમ જે ઉપર કહ્યું છે તેની મતલબ એ છે કે મતિજ્ઞાન થવામાં નેત્રેન્દ્રિયાદિ ઇન્દ્રિયો પણ નિમિત્ત છે અને જોકે દરેક ઇન્દ્રિય પોતાના વિષયનો પ્રકાશ કરવા સમર્થ છે ખરી, પરંતુ તેમાં પણ તે વિષય યોગ્ય દેશમાં રહેલો હોવો જોઇએ, નહિ તો અન્ય સામગ્રી વિદ્યમાન હોવા છતાં બોધ થાય નહિ. દાખલા તરીકે કોઇ પણ વસ્તુને જોવામાં નેત્રનો ખપ પડે છે, પરંતુ ગમે તે સ્થળમાં રહેલી વસ્તુ નેત્ર દ્વારા જોઇ શકાતી નથી, એ સુસ્પષ્ટ હકીકત છે. કેમકે વસ્તુ અતિનિકટ હોય ( આંખની કીકીની માફક ), અતિશય દૂર હોય અથવા ભીંત વિગેરેથી ( ઢંકાયેલી ) હોય તો તે વસ્તુનો નેત્ર દ્વારા દર્શન–બોધ થતો નથી, એ લોકપ્રસિદ્ધ વાત છે.

### મતિજ્ઞાનના પર્યાયો—

સ્મરણ, સંજ્ઞા, ચિન્તા અને [1]અભિનિબોધ એ મતિજ્ઞાનના પર્યાયો છે એમ **તત્ત્વાર્થાધિ**૦( અ૦ ૧ )ના નિમ્ન–લિખિત તેરમા સૂત્ર ઉપરથી જાણી શકાય છે :—

**“ [2]मतिः स्मृतिः संज्ञा चिन्ताऽभिनिबोध इत्यनर्थान्तरम् ”**

અત્ર પર્યાયોનો વિચાર કરવાનું એક કારણ તો એ છે કે એથી મતિજ્ઞાનનું સ્વરૂપ વિશેષ સમજાય. બીજું કારણ એ છે કે આથી સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, તર્ક અને અનુમાન એ ચાર પરોક્ષ પ્રમાણોનો નિર્દેશ કરેલો જણાય છે. આ અનુમાન અસત્ય હોવા વિષે શંકા રહેતી હોય તોપણ અન્ય દર્શનકારોએ જે પ્રમાણો માન્યાં છે તેનો પ્રમાણાન્તર તરીકે ઉલ્લેખ કરવો નિરર્થક છે કે તે પ્રમાણ જ નથી એ ૧૬૮ મા પૃષ્ઠમાં સૂચવેલા પ્રશ્નને ઉદ્દેશીને થોડુંક વક્તવ્ય ઉપસ્થિત કરવામાં આવે છે.

---

૧ અર્થની અભિમુખ અને નિયત એવું જ્ઞાન તે ‘ અભિનિબોધ ’ છે.

૨ સરખાવો આવશ્યક૦( પત્રાંક ૧૨ )ગત નિમ્ન–લિખિત ઉલ્લેખઃ—

**“ ईहा अपोह वीमंसा, मग्गणा य गवेसणा ।<br>सण्णा सई मई पण्णा, सव्वं आभिणिबोहियं ॥ ”**

**[ ईहा अपोहः विमर्शः मार्गणा च गवेषणा ।<br>संज्ञा स्मृतिः मतिः प्रज्ञा सर्वमाभिनिबोधिकम् ॥ ]**

**સ્મરણ—**

પરોક્ષ પ્રમાણના સ્મરણાદિ જે પાંચ ભેદો જૈન ન્યાયના ગ્રન્થોમાં દૃષ્ટિગોચર થાય છે, તે પૈકી અત્ર સ્મરણનો વિચાર કરીએ. અમુક વસ્તુનો અનુભવ થવાથી તેના સંસ્કારો આપણા હૃદયમાં સ્થાપિત થાય છે. આ સંસ્કારો જ્યારે જાગૃત થાય છે ત્યારે તે વસ્તુ યાદ આવે છે. આનું નામ 'સ્મૃતિ' યાને 'સ્મરણ' છે. આનું લક્ષણ તો આગળ ઉપર ગ્રન્થકાર સ્વયં વિચારે છે ( જુઓ ૨૯ મું લક્ષણ ), તેમ છતાં આપણે આ વિષય સમજવામાં સહાયકારી **પ્રમાણનય**૦(પરિ૦ ૩, સૂ૦ ૩)ગત નિમ્ન-લિખિત લક્ષણ જોઇ લઇએ :—

**"तत्र संस्कारप्रबोधसम्भूतमनुभूतार्थविषयं तदित्याकारं वेदनं स्मरणम्"**

અર્થાત્ ( એક પ્રકારની આત્મ-શક્તિરૂપ ) સંસ્કારની જાગૃતિ થવાથી ઉત્પન્ન થતું, [1]અનુભવ કરેલા ( ચેતન કે અચેતન ) પદાર્થરૂપ વિષયવાળું અને 'તે' એવા આકારવાળું જ્ઞાન તે 'સ્મરણ' છે. અત્ર જે 'તે' એવા પ્રયોગનો ઉલ્લેખ કર્યો છે તે અધ્યાહાર પણ હોઇ શકે. જેમકે **હે ચૈત્ર** ! તને યાદ છે કે આપણે કાશ્મીરમાં રહીશું અને દ્રાક્ષ ખાઇશું ? આ કથન સ્મૃતિને આભારી છે; જોકે અત્ર કાશ્મીર અને દ્રાક્ષને ઉદ્દેશીને 'તે' શબ્દનો ઉલ્લેખ નથી. આથી 'સ્મરણ'માં 'તે'નો પ્રયોગ સાક્ષાત્ હોય અથવા અધ્યાહાર પણ હોય એમ સમજી શકાય છે.

**સ્મરણનું પ્રામાણ્ય—**

અજૈન દર્શનકારો સ્મરણને પ્રમાણરૂપ માનતા નથી. તેમની એવી દલીલ છે કે સ્મૃતિ અનુભવજન્ય હોવાથી—અનુભવને અધીન હોવાથી તેને પૃથક્ પ્રમાણ તરીકે ગણવી ન્યાય્ય નથી. આનો ઉત્તર એ છે કે આપણે આગળ ઉપર જોઇશું તેમ અનુમાન પ્રમાણ પણ પરતંત્ર છે, કેમકે તે વ્યાપ્તિજ્ઞાન અને પક્ષમાં હેતુનુ દર્શન એ બેને અધીન છે. આ પ્રમાણે સ્મૃતિ તેમજ અનુમાન એ બંને પરતન્ત્ર છે, તો પછી પરતન્ત્રતા હોવા છતાં અનુમાનને પ્રમાણ માનવુ અને સ્મૃતિને ન માનવી એ ક્યાંનો ન્યાય ? અનુમાન તો ઉત્પત્તિમાં વ્યાપ્તિ વગેરેની અપેક્ષા રાખે છે, તેનો વિષય સ્વતંત્ર છે, જ્યારે અનુભવજન્ય સ્મૃતિનો વિષય અનુભવગત હોવાથી પરતંત્ર છે, તેથી સ્મૃતિને પ્રમાણ તરીકે સ્વીકારવામાં આવતી નથી એમ કહેવું અસંગત છે; કેમકે વ્યાપ્તિ દ્વારા પ્રતિપાદિત વસ્તુના ઉપર જ અનુમાન પ્રકાશ પાડે છે. જો એમ કહેવામાં આવે કે વ્યાપ્તિ દ્વારા તો સામાન્ય સંબંધ જ દર્શાવાય છે (દાખલા તરીકે જ્યાં ધૂમાડો છે, ત્યાં આગ છે) જ્યારે અનુમાન તો અમુક વિશિષ્ટ પદાર્થનું ( દાખલા તરીકે અમુક પર્વતના ઉપર અગ્નિ છે ) એવું ભાન કરાવે છે, તો એ વાત સ્મૃતિને પણ લાગુ પડે છે, કેમકે અનુભવ તો અનેક વસ્તુઓ

**સ્મૃતિની પરતંત્રતા**

**વિષયની સ્વતંત્રતા**

---

૧ આ અનુભવ કોઇ વસ્તુના પૂર્વ કાલીન પ્રત્યક્ષ દર્શન, સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન કે આપ્ત વચનરૂપ છે.

ઉપર તેની વિવિધ વિશિષ્ટતાઓ પૂર્વક પ્રકાશ પાડે છે, જ્યારે સ્મરણ તો તે પૈકી થોડી જ વિશિષ્ટતાઓનું ભાન કરાવે છે એટલે અનુભવથી સ્મરણ પૃથક્ જ છે. જો એમ કહેવામાં આવે કે સ્મરણ દ્વારા ઉપસ્થિત થયેલી વિશિષ્ટતાઓ અનુભવ દ્વારા જણાયેલી છે, કેમકે એમ ન હોય તો સ્મરણનો સંભવ જ ક્યાંથી રહે તો વ્યાપ્તિ દ્વારા સૂચવેલ અગ્નિનું જ્ઞાન વિશિષ્ટ સ્થળને પણ સ્પર્શે છે એ ભૂલી જવુ ન જોઇએ.

**ગૃહીત–ગ્રાહિત્વ**

ગૃહીતગ્રાહિત્વને દોષ ગણી સ્મૃતિનો તિરસ્કાર કરવો તે યુક્તિ–યુક્ત નથી, કેમકે અનુમાનથી ગૃહીત પ્રત્યક્ષ જ્ઞાન તેમજ તર્કગૃહીત વિષયને ગ્રહણ કરનાર અનુમાન ગૃહીતગ્રાહિ નથી ? વળી સ્મરણ વિષયની સત્તા નહિ રહેતે છતે ઉત્પન્ન થાય છે, વાસ્તે તે અપ્રમાણ છે એમ પણ કહેવું યુક્તિ–સંગત નથી, કેમકે અમુક અમુક હેતુથી આ સ્થળે વૃષ્ટિ થઇ છે એવું ભૂતપૂર્વ વસ્તુનું જ્ઞાન અનુમાનરૂપ છે એમ શું નૈયાયિકોએ સ્વીકાર્યું નથી ? આ ઉપરાંત સ્મરણ–જ્ઞાન કોઇ કોઇ વાર અસત્ય હોય છે એમ કહી તેના પ્રામાણ્યનો અપલાપ કરવો તે વ્યાજબી નથી, કેમકે શું અસત્ય હેતુ પૂર્વકનું અનુમાન સાચુ છે ? જેમ અનુમાનની અસત્યતા તેના હેતુ વગેરે જનકોની અસત્યતાને આભારી છે, તેમ સ્મરણની અસત્યતા પણ અનુભવની અવાસ્તવિકતાને અધીન છે. એથી સમજી શકાય છે કે જેમ સાચું અનુમાન પ્રમાણ છે તેમજ સાચું સ્મરણ પણ પ્રમાણ છે જ; કેમકે પ્રમાણનું લક્ષણ અવિસંવાદીપણું છે, જ્યારે અપ્રમાણનું લક્ષણ વિસંવાદીપણું છે. આથી નિમ્ન–લિખિત શ્લોકમાં દર્શાવેલા દોષ માટે સ્થાન રહેતું નથી:—

"[1]न स्मृतेः प्रमाणत्वं गृहीतग्राहिताकृतम् ।
अपि त्वनर्थजन्यत्वं तदप्रामाण्यकारणम् ॥ "

**પ્રત્યભિજ્ઞાન—**

આનો ગ્રન્થકારે વિચાર કર્યો નથી એટલે એના લક્ષણ માટે તો **પ્રમાણનય૦** (પરિ ૩)-ના નિમ્નલિખિત પાચમા સૂત્રનું અવલોકન વિશેષ આવશ્યક છે.

"[2]**अनुभवस्मृतिहेतुकं तिर्यगूर्ध्वतासामान्यादिगोचरं सङ्कलनात्मकं ज्ञानं प्रत्यभिज्ञानम्** "

અર્થાત્ અનુભવ અને સ્મરણ એમ બે કારણો દ્વારા ઉત્પન્ન થયેલું, તિર્યક્–સામાન્ય, ઊર્ધ્વતા–સામાન્ય [3]ઇત્યાદિ વિષયવાળું અને ( ભુત અને વર્તમાન કાળની ) એકતાની સંકલના કરનારૂં જ્ઞાન તે ' પ્રત્યભિજ્ઞાન ' છે.

---

૧ આ શ્લોક **પ્રમાણ–મીમાંસા**ની ટીકા( પૃ૦ ૯ )મા સાક્ષીરૂપે આપેલો છે.

૨ આ જ લક્ષણ **જૈનતર્કપરિભાષા**( પત્રાક ૧૧૯ મા અક્ષરશ: સ્વીકારવામા આવ્યુ છે.

૩ ' ઇત્યાદિ 'થી વિસદૃશ પરિણામ વગેરે સમજવું.

**સ્મરણ અને પ્રત્યભિજ્ઞાનમાં તફાવત—**

પ્રત્યભિજ્ઞાનનો સ્મરણમાં અન્તર્ભાવ થાય છે એમ કહેવું યોગ્ય નથી, કેમકે સ્મરણ થવામાં પૂર્વે થયેલ અનુભવ જ કારણરૂપ છે, જ્યારે પ્રત્યભિજ્ઞાન થવામાં અનુભવ અને સ્મરણ એ બંને કારણ છે. દાખલા તરીકે સ્મરણમાં ' તે વિદ્યા-ગુરૂ ' એવો બોધ થાય છે, જ્યારે પ્રત્યભિજ્ઞાનમાં ' તે આ વિદ્યા-ગુરૂ ' એવું ભાન થાય છે. કહેવાની મતલબ એ છે કે પૂર્વે દેખેલ વ્યક્તિનું દર્શન થવાથી કે ખોવાયેલી વસ્તુ જોવાથી ' તે જ આ ' એવું જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તેમાં ' તે જ ' ભાગ સ્મરણરૂપ છે, જ્યારે ' આ ' એ ભાગ ઉપસ્થિત વ્યક્તિ કે પદાર્થને દેખવા રૂપ અનુભવ છે. આ પ્રમાણે અનુભવ અને સ્મરણથી ઉદ્‌ભવતું 'તે જ આ' એવું અખણ્ડ જ્ઞાન ' પ્રત્યભિજ્ઞાન ' છે.

**સામાન્યના પ્રકારો—**

જૈન દર્શનમાં સામાન્યના (૧) તિર્યક્-સામાન્ય અને (૨) ઊર્ધ્વતા-સામાન્ય એમ બે ભેદો પાડેલા છે. દરેક વ્યક્તિમા જે સમાન ભાવ—સદૃશ પરિણામ રહેલો છે, તેને ' તિર્યક્-સામાન્ય ' કહેવામાં આવે છે. જેમકે કાળી, ધોળી અને રાતી ગાયોમાં રહેલો ગોત્વ ધર્મ 'તિર્યક્-સામાન્ય' છે. અન્યાન્ય પર્યાયોમાં રહેલ જે મૂળ દ્રવ્ય-અનુગત પદાર્થ તે ' ઊર્ધ્વતા-સામાન્ય ' છે. દાખલા તરીકે સોનામાંથી બનાવેલ વીંટી, કંદોરો, કડું વગેરે પર્યાયોમાં અન્વયીરૂપ-મૂળ દ્રવ્ય સ્વરૂપી જે સુવર્ણ છે, તે ' ઊર્ધ્વતા-સામાન્ય ' છે ( જ્યારે સુવર્ણત્વ એ તિર્યક્-સામાન્ય છે ).

અન્ય શબ્દોમાં કહીએ તો કોઇ એક વસ્તુનો તેની સમગ્ર જાતિની અન્યાન્ય વસ્તુઓ સાથેનો સમાનતાનો જે સંબંધ તે ' તિર્યક્-સામાન્ય' છે, જ્યારે કોઇ પણ વસ્તુના અનેક પર્યાયોમાં પણ જે દ્રવ્ય આબાદ રહે છે, પર્યાયોની ઉત્પત્તિ કે વિનાશ થવા છતાં જેનું અસ્તિત્વ કાયમ રહે છે, તે દ્રવ્ય ' ઊર્ધ્વતા-સામાન્ય ' છે. જેમકે [1]સ્થાસક, [2]કોશ, [3]કુશૂલ, [4]શિવક, કપાલ ઇત્યાદિમાં રહેલી મૃત્તિકા. પર્યાયોને ' [5]વિશેષ ' કહેવામાં આવે છે, પરંતુ જૈન દર્શનમાં સામાન્ય અને વિશેષને પરસ્પર સાપેક્ષ તેમજ વસ્તુથી કથંચિત્ અભિન્ન માન્યાં છે અર્થાત્ પ્રત્યેક વસ્તુ સામાન્ય-વિશેષસ્વરૂપી-ઉભયાત્મક છે.

**પ્રત્યભિજ્ઞાનનાં ઉદાહરણો—**

આ ઉપરથી તિર્યક્-સામાન્યાદિનું સ્વરૂપ સમજાયું હશે એટલે પ્રત્યભિજ્ઞાનનાં નિમ્ન-લિખિત ઉદાહરણોનો બોધ સહેલાઇથી થશેઃ—

---

૧-૪ ઘટની ઉત્પત્તિ પૂર્વેની માટીની જુદી જુદી અવસ્થાઓના આ નામો છે. જેમકે ' સ્થાસક ' એ દર્પણના જેવા આકારનું પાત્ર છે. આવી આકૃતિવાળા, ચાક ઉપર ચડાવેલા માટીના પિણ્ડને ' સ્થાસક ' કહેવામા આવે છે. ' કોશ ' પણ એક જાતનું પાત્ર છે અને એના જેવા આકારવાળી માટીને ' કોશ ' કહેવામા આવે છે. અનાજ રાખવાને માટે બનાવવામા આવેલા પાત્રને ' કુશૂલ ' કહેવામા આવે છે. આવી આકૃતિવાળી માટી ' કુશૂલ ' કહેવાય છે. મહાદેવના લિંગને મળતો આવતો માટીનો પિણ્ડ ' શિવક ' કહેવાય છે. આ બધી માટીની ઉત્તરોત્તર અવસ્થાઓ હોય એમ સૂચવાય છે.

૫ જેમ અનેક ઘડાઓમા ઘટત્વરૂપ સામાન્ય ધર્મ-એકરૂપતા રહેલ છે, તેમ આ તમામ ઘડાઓમાથી પોતપોતાનો ઘડો દરેક જણ ઓળખી શકે છે. એ ઉપરથી તમામ ઘડાઓમા એક બીજાથી પૃથક્તા-ભિન્નતા-વિશેષતા સિદ્ધ થાય છે.

(૧) તે આ કાળી ગાયમાં ગોત્વ-ધર્મ છે કે જેનો આપણને રાતી ગાયમાં અનુભવ થયો હતો. (૨) તે આ કડાનું સોનું છે કે જેને આપણે કંદોરાના આકારમાં જોયું હતું. (૩) તે આ ઉપાધ્યાયજી છે કે જેમણે મને થોડાંક વર્ષ ઉપર તત્ત્વાર્થ-ભાષ્યાદિ વંચાવ્યાં હતાં. (૪) તે આ ગાયના જેવો રોઝ (ગવય) છે કે જેનું સ્વરૂપ મને ગાયની સાથે સમાનતારૂપ પૂર્વે સૂચવવામાં આવ્યું હતું.[1] (૫) તે આ ભેંસ છે કે જેનું ગાયથી વિલક્ષણતારૂપ સ્વરૂપ મેં પૂર્વે સાંભળ્યું હતું. (૬) રાઇ ચણા કરતાં નાની છે. (૭) કુંજર કીડી કરતાં મોટો છે. (૮) મુંબઇથી અમદાવાદ દૂર છે. (૯) મુંબઇથી સુરત પાસે છે.

આ ઉદાહરણોની સકારણતા એ છે કે એ દ્વારા બૌદ્ધોના મતનું નિરાકરણ થાય છે, કેમકે બૌદ્ધ મત પ્રમાણે દરેક પદાર્થ ક્ષણિક છે એટલે એમાં એકતારૂપ સંકલના માટે કે સદૃશતા વાસ્તે અવકાશ નથી. એમના ક્ષણિક વાદનો બારીક વિચાર કરીએ તો એમના મતમા પ્રત્યક્ષ માટે પણ સ્થાન નથી, કારણ કે પ્રત્યક્ષને પ્રમાણ તરીકે સ્વીકારતાં પ્રત્યક્ષવિષયક પદાર્થને થોડી ઘણી પણ નિત્યતા મળી જાય છે.

### પ્રત્યભિજ્ઞાનમાં ઉપમાનનો અન્તર્ભાવ—

આ ઉદાહરણો ઉપરથી એમ કોઇને સહજ ભાસે કે નૈયાયિકો જેને 'ઉપમાન' પ્રમાણ તરીકે ઓળખાવે છે, તેનો અત્ર પ્રત્યભિજ્ઞાનમાં સમાવેશ કરવામાં આવ્યો છે; એટલે કે જૈન દૃષ્ટિએ ઉપમાન એ પૃથક્ પ્રમાણ નથી. "**प्रसिद्धसाधर्म्यात् साध्यसाधनमुपमानम्.**" અર્થાત

---

૧ ધારો કે કોઇ એક ગૃહસ્થ રોઝ એટલે શુ તે વાતથી અજ્ઞાત હોય આને ગોવાળ એમ સમજાવે કે જે ગાયના જેવું હોય તે 'રોઝ' છે આ ગૃહસ્થને જગલમા જતા રોઝ સામે મળ્યુ. તેને જોતા 'ગાયના જેવું જે પ્રાણી હોય તે રોઝ' છે એ વાત તેને યાદ આવી. એ સ્મરણ અને આ એવું રોઝનું પ્રત્યક્ષ દર્શન એ બેથી 'તે જ આ રોઝ' એવું તેને જે જ્ઞાન થયુ તે 'પ્રત્યભિજ્ઞાન' છે. એવી રીતે

"रोमशो दन्तुरः श्यामो वामनः पृथुलोचनः ।
यस्तत्र चिपिटघ्राणस्तं चैत्रमवधारयेः ॥ १ ॥
पयोऽम्बुभेदी हंसः स्यात्, षट्पदैर्भ्रमरः स्मृतः ।
सप्तपर्णस्तु विद्वद्भि-र्विज्ञेयो विषमच्छदः ॥ २ ॥
पञ्चवर्णं भवेद् रत्नं मेचकाख्यं पृथुस्तनी ।
युवतिश्चैकशृङ्गोऽपि गेण्डकः परिकीर्तितः ॥ ३ ॥"

અર્થાત્ રૂવાટીવાળો, બહાર નીકળેલ દાંતવાળો, કાળો, ઠીંગણો, વિશાળ નેત્રવાળો, ચપટા નાકવાળો જે હોય તેને 'ચૈત્ર' જાણવો; દૂધ અને જળને જુદા પાડે તે હંસ હોય; છ પગવાળું જીવડું તે ભમરો; સપ્તપર્ણ તે વિષમ પત્રથી યુક્ત હોય એમ વિદ્વાનોએ જાણવુ; પાંચ રંગવાળું રત્ન તે મેચક; વિસ્તૃત પયોધરવાળો માનવ તે યુવતિ; એક શીંગડાવાળો હોય તે ગેંડો; આ પ્રમાણેના કથનો સાભળ્યા બાદ ચૈત્ર, હંસ આદિ નજરે પડતા તેની ચૈત્ર વગેરે તરીકે પ્રતીતિ કરવી તે 'પ્રત્યભિજ્ઞાન' છે.

પ્રસિદ્ધ સાધર્મ્ય દ્વારા સાધ્યનું સાધન કરવું તે [1]'ઉપમાન' છે. અર્થાત્ પ્રસિદ્ધ વસ્તુની અપ્રસિદ્ધ વસ્તુની સાથે સમાનતા દ્વારા અપ્રસિદ્ધ વસ્તુનું જ્ઞાન તે 'ઉપમાન' પ્રમાણ છે અન્ય શબ્દોમાં કહીએ તો સાદૃશ્ય જ્ઞાનથી સંજ્ઞા-સંજ્ઞી સંબંધી પ્રતિપત્તિ કરાવનારૂં જ્ઞાન તે 'ઉપમાન' છે.

**ઉપમાનનું લક્ષણ**

જૈન દર્શનનું આ સંબંધમાં એ કથન છે કે ઉપમાનનો સાધર્મ્ય અને સમાન ધર્મી સાથે જ સંબંધ છે, નહિ કે વૈધર્મ્ય અને વિસદૃશ ધર્મી સાથે. એટલે કે પ્રસિદ્ધ વસ્તુથી અપ્રસિદ્ધ વસ્તુની વિસદૃશતા દ્વારા અપ્રસિદ્ધ વસ્તુનું જે જ્ઞાન થાય છે તેનો ઉપમાનમાં અન્તર્ભાવ થતો નથી. જેમકે આ ભેંસ છે, કારણ કે તે ગાય કરતાં વિલક્ષણ છે. અર્થાત્ ઉપમાન પ્રમાણ જોઇએ તેટલું વ્યાપક નથી. એથી કરીને વિસદૃશતાબોધક કોઇ અન્ય પ્રમાણ માનવાની આવશ્યકતા સિદ્ધ થાય છે. આવી પરિસ્થિતિમાં આ બન્નેનો સમાવેશ કરનાર 'પ્રત્યભિજ્ઞાન'નો આદર કરવો અસ્થાને નથી.

કેટલાક એવી દલીલ કરે છે કે વિસદૃશતા એ સદૃશતાનો અભાવ છે, વિસદૃશતા જેવી વાસ્તવિક ચીજ નથી; એથી ઉપમાન પ્રમાણની વ્યાપકતામાં વાંધો આવતો નથી. આના પ્રત્યુત્તર તરીકે એમ પણ કહી શકાય કે સદૃશતા એ વિસદૃશતાનો અભાવ છે અને સદૃશતાની વાસ્તવિક હૈયાતી જ નથી એટલે ઉપમાન પ્રમાણને બદલે પ્રસિદ્ધ વૈધર્મ્ય દ્વારા સાધ્યનું સાધન કરનાર પ્રમાણ માનવું કે જેમાં ઉપમાનનો અન્તર્ભાવ થાય. ખરી રીતે સાધર્મ્ય કે વૈધર્મ્ય એ બેમાથી કોઇ એક બીજાથી વાસ્તવિકપણામાં ઉતરતું નથી, વાસ્તે એ બેમાંથી ગમે તે દ્વારા થતા બોધનો પ્રત્યભિજ્ઞાનમાં સમાવેશ કરવો સમુચિત છે.

આ ઉપરથી સમજાય છે કે ઉપમાનની પ્રમાણતા વિષે જૈન ગ્રન્થકારો વાંધો ઊઠાવતા નથી, પરંતુ તેને સ્વતંત્ર પ્રમાણ ગણવા માટે તેઓ તૈયાર નથી. **અનુયોગદ્વાર** ([2]સૂ. ૧૪૪) તેમજ **તત્ત્વાર્થ**૦ (પૃ. ૩૫, ૧૨૬) તરફ નજર કરીશું તો જણાશે કે કેટલાક જૈનાચાર્યોએ ઉપમાનને પણ પ્રત્યક્ષ, અનુમાન અને આગમની જેમ પૃથક્ પ્રમાણ તરીકે સ્વીકાર્યું છે.

**પ્રત્યભિજ્ઞાનનું સ્વાતન્ત્ર્ય—**

કેટલાકની એવી માન્યતા છે કે પ્રત્યભિજ્ઞાનનો પ્રત્યક્ષમાં અન્તર્ભાવ થાય છે, પરતુ તે વાત વાસ્તવિક નથી; કારણ કે 'આ તે જ છે' એ પ્રકારના ભૂત અને વર્તમાન એમ ઉભય કાળની એકતાવિષયક જ્ઞાન પ્રત્યક્ષ દ્વારા સંભવતું નથી, કેમકે પ્રત્યક્ષ તો વર્તમાનકાલિક પદાર્થ ઉપર જ પ્રકાશ પાડે છે,[3] અર્થાત્ ભૂતકાલિક વિષયનું તે ગ્રહણ કરવા અસમર્થ છે એટલે કે

---

૧ ઉપમાન અને ઉપમિતિ વચ્ચે કથચિત્ ભિન્નતા છે. જેમકે બે વસ્તુનુ સાદૃશ્ય તે 'ઉપમાન', જાણેલી વસ્તુના ધર્મનું નવી વસ્તુમા આરોપણ તે 'અતિદેશ', અને ઉપમાનનો અતિદેશ કરવાથી પ્રાપ્ત થતુ જ્ઞાન તે 'ઉપમિતિ' છે.

૨ અત્ર કહ્યું છે કે "**से किं तं णाणगुणप्पमाणे ? २ चउव्विहे पण्णत्ते, तंजहा-पच्चक्खे अणुमाणे ओवम्मे आगमे**".

૩ આ વાતને **મીમાંસાશ્લોકવાર્તિક** (સૂ. ૪, શ્લો. ૮૪) સમર્થિત કરે છે, કેમકે ત્યા કહ્યું છે કે-

"**सम्बद्धं वर्तमानं च गृह्यते चक्षुरादिना**".

પ્રત્યક્ષ પ્રત્યભિજ્ઞાનની ગરજ સારી શકે તેમ નથી. સ્મરણની સહાયતાથી પ્રત્યક્ષ આ જ્ઞાનને ઉત્પન્ન કરે છે એમ કહેવું એ એક જાતનું સાહસ છે, કેમકે પ્રત્યક્ષમાં એવું સામાર્થ્ય નથી કે તે પ્રત્યભિજ્ઞાનના કાર્ય-ક્ષેત્રમાં ઝંપલાવે. પ્રત્યેકની પોતાના વિષયમાં જ પ્રવૃત્તિ સંભવે છે. શું અંજનયુક્ત નેત્ર પણ દૂરવર્તી રૂપ ઉપરાંત તેના અવિષયરૂપ ગંધનું ગ્રહણ કરી શકે કે ?[1] જો આ પ્રમાણેના વિરોધ-જનક પ્રસંગ તરફ દુર્લક્ષ્ય રાખવાનો કદાગ્રહ કોઇ કરે તો અનુમાન પ્રમાણ પણ હવામાં ઉડી જશે; કેમકે એ પરત્વે પણ એમ શું ન કહી શકાય કે વ્યાપ્તિ-સ્મરણાદિની મદદથી પ્રત્યક્ષ જ પરોક્ષ અગ્નિનું જ્ઞાન કરાવે છે ?

**તર્ક—**

**પ્રમાણનય૦**( પરિ૦ ૩ )ના નિમ્ન-લિખિત સાતમા સૂત્રમાં તર્કનું લક્ષણ એમ આપવામાં આવ્યું છે કે—

**" उपलम्भानुपलम्भसम्भवं त्रिकालीकलितसाध्यसाधनसम्बन्धाद्यालम्बनं इदमस्मिन् सत्येव भवतीत्याद्याकारं संवेदनमूहापरनामा तर्कः "**

અર્થાત્ ઉપલંભ કે અનુપલંભ દ્વારા ઉત્પન્ન થતું અર્થાત્ અનુભવ કરાયેલી કે નહિ કરાયેલી એવી વસ્તુઓનું સમીક્ષણ કરવાથી ઉદ્ભવતુ, ત્રણે કાળના સાધ્ય અને સાધનના [2]સંબંધ [3]વગેરેનો આશ્રય લેનારૂં અને આ હોય ત્યારે જ હોય એવા સ્વરૂપવાળું જ્ઞાન તે [4]"તર્ક" છે. આનું બીજું નામ 'ઊહ' છે.

**તર્કનું લક્ષણ**

**વ્યાપ્તિ—**

આપણે અનુભવ ઉપરથી સમજી શકીએ છીએ કે જે જન્મે છે તે મરે છે. એવો કોઇ પણ દેશ નથી કે જ્યાં અમુક પ્રાણી જન્મ્યો હોય છતાં તે મર્યો ન હોય. આથી આપણે એમ બેધડક સ્વીકારીએ છીએ કે જે જે જન્મે તે તે મરે. આ પ્રમાણેનો જન્મ અને મરણનો પરસ્પર સંબંધ તે ' સહચાર ' કહેવાય છે. આના સમર્થનાર્થે ધૂમ અને અગ્નિનું સુપ્રસિદ્ધ દૃષ્ટાન્ત વિચારીએ. જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં ત્યાં અગ્નિ છે. એવો કોઇ પણ ધૂમવાન્ પ્રદેશ નથી કે જ્યાં અગ્નિ ન હોય. આવો તે ધૂમ અને અગ્નિનો પરસ્પર સંબંધ અથવા જન્મ અને મરણનો સંબંધ તે ' સહચાર ' કહેવાય છે.

---

૧ સરખાવો **મીમાંસાશ્લોક૦**( સૂ. ૨, શ્લો. ૧૧૪ )નો નિમ્ન-લિખિત મુદ્રાલેખઃ—

**" यत्राप्यतिशयो दृष्टः, स स्वार्थानतिलङ्घनात् ।**
**दूरसूक्ष्मादिदृष्टौ स्यात्, न रूपे श्रोत्रवृत्तिता ॥ "**

૨ સાધ્ય અને સાધનના સંબંધને-અવિનાભાવને ' વ્યાપ્તિ ' કહેવામા આવે છે.

૩ ' વગેરે 'થી વાચ્ય-વાચક ભાવ સમજવો.

૪ વ્યાપ્યના આરોપથી વ્યાપકનો આરોપ તે 'તર્ક' છે. એના ન્યાય-દર્શનમા (૧) વ્યાઘાત, (૨) આત્માશ્રય, (૩) ઇતરેતરાશ્રય, (૪) ચક્રકાશ્રય, (૫) અનવસ્થા, (૬) પ્રતિબન્ધી, (૭) કલ્પના, (૮) ગૌરવ, (૯) ઉત્સર્ગ, (૧૦; અપવાદ અને (૧૧) વૈજાત્ય એમ અગ્યાર ભેદો પાડેલા છે.

જન્મ્યા છતાં મરે નહિ એમ જો જાણવામાં આવે તો જન્મ-મરણનો કારણ-કાર્યરૂપ સંબંધ ઊડી જાય છે. આ ' વ્યભિચાર ' કહેવાય છે.

ઉપર્યુક્ત દૃષ્ટાન્તમા [1]સહચાર ઉપરાંત [2]વ્યભિચારનો અભાવ હોવાની પ્રતીતિ થતાં જે સિદ્ધાન્ત ફલિત થાય છે—જે નિયમ સ્ફુરે છે, તેને ' વ્યાપ્તિ ' કહેવામાં આવે છે. જેમકે [3]જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં ત્યા અગ્નિ છે જ એ સહચાર અને જ્યા અગ્નિ નથી ત્યા ધૂમ નથી જ એ વ્યભિચારનો અભાવ એ બે સિદ્ધ થવાથી જ્યા જ્યા ધૂમ છે ત્યાં ત્યાં અગ્નિ છે[4] એવો [5]વ્યાપ્તિ-નિયમ ઘડી શકાય છે.

કહેવાની મતલબ એ છે કે બે વસ્તુઓ અનેક સ્થળે સાથે રહેલી દેખાવાથી તેનો વ્યાપ્તિ-રૂપ નિયમ સિદ્ધ થતો નથી. એ માટે તો એ બેને જૂદી પાડવામા કંઇ વાંધો આવે છે કે નહિ તે વિચારવું જોઇએ. જો વાંધો આવતો હોય તો વ્યાપ્તિ બની શકશે નહિ. આ પ્રમાણે બે વસ્તુના

---

૧-૨ આ બેને અનુક્રમે ' અન્વય-વ્યાપ્તિ ' અને 'વ્યતિરેક-વ્યાપ્તિ' કહેવામા આવે છે.

૩ ' જ્યા જ્યા ' ને બદલે 'જે જે' અને એવી રીતે 'ત્યા ત્યા' ને બદલે 'તે તે' મૂકી શકાય. 'જ્યા જ્યાં' એ પ્રસંગ દર્શાવવા માટે યોજેલ સ્થલવાચક અવ્યય છે, જ્યારે 'જે જે' એ વ્યક્તિવાચક વિશેષણ છે.

૪ આમા ધૂમ કાર્ય છે અને અગ્નિ એનું કારણ છે. આવા કાર્ય-કારણરૂપ સંબંધમા જેનો પ્રદેશ મોટો હોય-જેનું ક્ષેત્ર વિશાળ હોય તે ' વ્યાપક ' કહેવાય છે, જ્યારે જેનો પ્રદેશ નાનો હોય-જેનું ક્ષેત્ર સંકુચિત હોય તે 'વ્યાપ્ય' કહેવાય છે. કાર્ય વ્યાપ્ય ગણાય છે, જ્યારે કારણ વ્યાપક ગણાય છે, જોકે કેટલીક વાર કાર્ય અને કારણના પ્રદેશ સમાન પણ હોય. પ્રસ્તુતમા ધૂમરૂપ કાર્યનુ ક્ષેત્ર અગ્નિરૂપ કારણ જેટલું વિશાળ નથી, કેમકે જ્યા જ્યા અગ્નિ હોય ત્યા ત્યા ધૂમ હોવો જોઇએ એવો નિયમ નથી, જેમકે લોખંડનો તપાવેલો ગોળો. આ ગોળામા અગ્નિ છે, પરંતુ ધૂમ નથી. અર્થાત્ તપાવેલા ગોળારૂપ પ્રદેશમા અગ્નિ છે, પરંતુ ત્યા ધૂમનુ અસ્તિત્વ નથી.

જ્યાં વ્યાપ્ય અને વ્યાપકના પ્રદેશ સરખા ન હોય ત્યા વ્યતિરેક-વ્યાપ્તિ ઉલટાવીને કરવી પડે છે. જેમકે જ્યા જ્યા ધૂમ નથી ત્યા ત્યા અગ્નિ નથી એવી વ્યાપ્તિ ન કરતા જ્યા જ્યા અગ્નિ નથી, ત્યા ત્યા ધૂમ નથી એવી વ્યાપ્તિ સગત ગણાય છે. પરતુ જ્યા વ્યાપ્ય અને વ્યાપકના ક્ષેત્રો સરખા હોય, ત્યાં આમ ઉલટાવવાની જરૂર નથી જેમકે જ્યા જ્યા જ્ઞાન થવાપણુ ( જ્ઞેયત્વ ) છે, ત્યા ત્યા નામ હોવા-પણું છે એ અન્વય-વ્યાપ્તિ ઉપરથી જ્યા જ્યા જ્ઞેયત્વ નથી, ત્યા ત્યા નામ હોવાપણું નથી એવી વ્યતિ-રેક વ્યાપ્તિ કરવામા કોઇ જાતનો બાધ નથી એવી રીતે જ્યા જ્યા પ્રાણ વગેરે છે ત્યા ત્યા ચેતનપણું છે એ અન્વય-વ્યાપ્તિનું ઉદાહરણ છે, જ્યારે જ્યા જ્યા પ્રાણ વગેરે નથી ત્યા ત્યા ચેતનપણું નથી એ વ્યતિરેક-વ્યાપ્તિનું ઉદાહરણ છે.

૫ આથી એમ સમજવાનુ નથી કે અગ્નિ સ્થૂળ રીતે ધૂમ ઉપર વ્યાપ્ત થયો છે અથવા તો ધૂમ માત્ર અગ્નિના વર્ગમા સમાઇ ગયો છે ખરી વાત તો એ છે કે ધૂમના વિચાર ઉપર અગ્નિનો વિચાર વ્યાપ્ત થયો છે. ધૂમ અને અગ્નિ એ શબ્દોમા શબ્દવાચ્ય વ્યક્તિત્વ પ્રધાન નથી પણ શબ્દવાચ્ય ધર્મ કે ઉપાધિ કે સામાન્ય પ્રધાન છે. તાત્પર્ય એ છે કે ધૂમ અને અગ્નિ એ બેના સામાન્ય ધર્મોનો સમન્વય વ્યાપ્ય-વ્યાપક ભાવની બુદ્ધિએ કર્યો છે. જુઓ **વસંતરજતમહોત્સવ સ્મારક ગ્રન્થ** (પૃ. ૧૧૫).

સાહચર્યની–સાથે રહેવાના સંબંધની પરીક્ષા કરવાનો અધ્યવસાય તે ' તર્ક ' છે. આ તર્કનું કાર્ય વ્યાપ્તિનો નિશ્ચય કરી આપવાનું છે. જ્યાં સુધી વ્યાપ્તિનો નિશ્ચય ન થાય ત્યાં સુધી અનુમાન ન થઇ શકે. જેમકે જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં ત્યાં અગ્નિ છે એવો નિર્ણય થયા વિના કોઇ સ્થળે ધૂમ જોવામાં આવે તો ત્યાં શું અગ્નિ હોવાનું અનુમાન કરી શકાય ? જેણે ધૂમમાં અગ્નિની વ્યાપ્તિનો નિશ્ચય કર્યો છે તે જ માનવ જે સ્થળે ધૂમ દેખે ત્યાં અગ્નિ હોવાનું ચોક્કસ અનુમાન કરી શકે. આ ઉપરથી સમજી શકાય છે કે તર્ક વિના વ્યાપ્તિ–નિશ્ચય નથી અને વ્યાપ્તિના નિશ્ચય વિના અનુમાન નથી. અર્થાત્ અનુમાનને માટે વ્યાપ્તિનો નિર્ણય થવાની આવશ્યકતા છે અને એ નિર્ણય માટે તર્કની જરૂરીઆત છે[1]

**તર્કની ઉપયોગિતા**

વળી જેમ વ્યાપ્તિ–જ્ઞાન કરાવવામા તર્ક સહાયકારી છે, તેમ વાચ્ય–વાચક ભાવનું જ્ઞાન કરાવવામા તર્ક ઉપયોગી છે. અમુક શબ્દ અમુક અર્થનો વાચક છે, જ્યારે અમુક અર્થ તેનો વાચ્ય છે એ જાતનું જ્ઞાન થવામાં તર્ક સાધનભૂત છે.

**તર્કનું પ્રામાણ્ય—**

આપણે જોઇ ગયા તેમ તર્કની મદદથી વ્યાપ્તિ–જ્ઞાન થાય છે. આ તર્કને જો પ્રમાણરૂપ ન ગણવામા આવે, તો તેની સહાયતાથી ઉત્પન્ન થતા વ્યાપ્તિ–જ્ઞાનને કયો વિદ્વાન્ પ્રમાણભૂત ગણે ? કેમકે જેના કારણમાં વિસંવાદ છે–અપ્રમાણિકતા છે, તેનું કાર્ય પ્રમાણરૂપ કોણ ગણે ? એટલે કે જ્યારે વ્યાપ્તિ-જ્ઞાન આ પ્રમાણે અપ્રમાણ ગણાય તો તેની મદદથી ઉત્પન્ન થતું અનુમાન–જ્ઞાન પણ અપ્રમાણ જ લેખાય કે બીજું કંઇ ? એટલે તર્કને અપ્રમાણ માનનારને હાથે અનુમાનના પ્રાણનો પ્રધ્વંસ થવાનો. વિશેષમાં તર્કને અપ્રમાણ ગણનાર પ્રત્યક્ષ પ્રમાણનો ઘાતક બનવાનો, કેમકે પદાર્થનું પ્રત્યક્ષ અવલોકન કર્યા પછી આ સ્થળે પદાર્થ અવિસંવાદી છે, જ્યારે આ અન્ય સ્થળે તે વિસંવાદી છે એટલે પ્રથમ સ્થળે તે પ્રમાણપુરસ્સર છે અને દ્વિતીય સ્થળે અપ્રમાણ છે એવી જે વ્યવસ્થા તર્કને લઇને પ્રમાતા કરી શકે છે, તે તર્કને અપ્રમાણ માનતાં કેવી રીતે સંભવી શકે ? કહેવાનું તાત્પર્ય એ છે કે પ્રત્યક્ષ જ્ઞાનથી જણાતા પદાર્થોની સત્યતા–અસત્યતાનો નિર્ણય અનુમાનથી થાય છે, પરંતુ જ્યાં અનુમાન–જ્ઞાન જ અપ્રમાણ બની હવામાં ઊડી જાય, ત્યાં પ્રત્યક્ષના રામ રમી ગયા વિના કેમ રહે ? અને જ્યારે આ પ્રમાણે પ્રમાણોનો લોપ થવાનો એટલે પ્રમેયની વ્યવસ્થા માટે ક્યાંથી અવકાશ રહેશે ? એટલે શૂન્યવાદનું સામ્રાજ્ય સ્થપાવાનું.

---

૧ તર્કની ઉપયોગિતા સંશયના ઉચ્છેદક તરીકે જાણીતી છે. એને માટે નિમ્ન-લિખિત પ્રસિદ્ધ ઉદાહરણ આપીશું:—

" अरण्यमेतत् सविताऽस्तमागतो, न चाधुना सम्भवतीह मानवः ।
ध्रुवं तदेतेन खगादिभाजा, भाव्यं स्मरारातिसमाननाम्ना ॥ १ ॥ "

અર્થાત્ આ જંગલ છે, સૂર્ય આથમી ગયો છે, હાલ અહીં આ માનવનો સંભવ નથી તેથી નક્કી પક્ષી વિગેરેથી યુક્ત એવું આ કામદેવના શત્રુ ( મહાદેવ )ના સમાન નામધારી હોવું જોઇએ એટલે કે આ ' સ્થાણુ ' છે.

બૌદ્ધો તર્કને પ્રમાણ તરીકે સ્વીકારતા નથી. તેમની માન્યતા એવી છે કે તર્કનું કાર્ય, નિર્વિકલ્પક પ્રત્યક્ષ પછી ઉત્પન્ન થતી વિકલ્પ-બુદ્ધિથી થાય છે. અત્ર પ્રશ્ન એ ઉદ્ભવે છે કે આ વિકલ્પ-બુદ્ધિ પ્રમાણરૂપ છે કે અપ્રમાણરૂપ ? જો પ્રમાણરૂપ કહેવામાં આવે તો બૌદ્ધ દર્શનમાં સ્વીકારેલા પ્રત્યક્ષ અને અનુમાન ઉપરાંત તૃતીય પ્રમાણ સ્વીકારવાનો અનિષ્ટ પ્રસંગ ખડો થાય છે. જો એને અપ્રમાણરૂપ કહેવાનું સાહસ કરવામાં આવે, તો કોઇ પ્રમદા પોતાના નપુંસક પતિથી પુત્રની ઇચ્છા રાખે તેના જેવું છે. અર્થાત્ એવી અપ્રમાણરૂપ વિકલ્પ-બુદ્ધિ તર્કનું કાર્ય કરવા અસમર્થ છે. માટે ગમે તે શબ્દથી તર્કને પ્રમાણ માનવાનુ સિદ્ધ થાય છે.

આ ઉપરથી સમજાય છે કે તર્ક એ સ્વતંત્ર પ્રમાણ છે. એનો પ્રત્યક્ષમાં અન્તર્ભાવ કરી શકાય તેમ નથી. આ તર્ક દ્વારા ઇન્દ્રિય-પ્રત્યક્ષાદિ વસ્તુનું પૃથક્કરણ થઇને કાર્ય-કારણ, વાચ્ય-વાચક ભાવ ઇત્યાદિ સિદ્ધાન્તોથી આપણી અનુભવ-સૃષ્ટિનું સમુચિત રીતે વર્ગીકરણ કરાય છે. આ પ્રમાણે પૃથક્કરણ કરવામાં ઉપયોગી એવુ તર્ક-પ્રમાણ વિકાસક્રમમાં સુન્દર સાધનની ગરજ સારે છે. એથી તો જૈન દર્શનમાં એનો ઇતર દર્શનની જેમ અસ્વીકાર ન કરતાં કેટલાક પદાર્થો તર્કગ્રાહ્ય પણ છે એમ સ્પષ્ટ નિવેદન કરવામાં આવ્યું છે, અર્થાત્ જૈન દર્શનમાં ( ૧ ) તર્ક-ગ્રાહ્ય અને ( ૨ ) આગમ-ગ્રાહ્ય એમ પદાર્થના બે પ્રકારો પાડવામાં આવેલા છે.

### હેતુ-ગમ્ય અને આગમ-ગમ્ય પદાર્થો—

જૈન દર્શનમાં હેતુગમ્ય તેમજ આગમ-ગમ્ય એમ ઉભય પ્રકારના પદાર્થો માટે સ્થાન છે. કેટલાક પદાર્થો હેતુ-ગમ્ય છે અર્થાત્ અનુમાનના અંગભૂત હેતુ-તર્કથી જાણવા લાયક છે, જ્યારે કેટલાક પદાર્થો આગમ-ગમ્ય છે અર્થાત્ તે આગમથી જાણી શકાય છે. વિશેષમાં જે પદાર્થ જેવી રીતે જાણવા લાયક હોય, તેનું તેવી જ રીતે પ્રતિપાદન કરવું જોઇએ. અર્થાત્ જે પદાર્થો કેવળ આગમ-ગમ્ય છે, તેમાં અનુમાનાદિનો પ્રયોગ કરનાર અને જે પદાર્થો અનુમાન વગેરે પ્રમાણોથી ગ્રાહ્ય છે તેમાં કેવળ આગમ-પ્રમાણનો ઉપયોગ કરનાર પરમાત્માની આજ્ઞાનો વિરાધક સમજવો. કહ્યું પણ છે કે—

" [1]जो हेउवायपक्खम्मि हेउओ आगमे य आगमिओ ।
सो ससमयपन्नवओ सिद्धंतविराहओऽन्नो ॥ १ ॥ "[2]

અર્થાત્ જે હેતુ-વાદના પક્ષમાં હેતુઓની અને આગમને વિષે આગમોની પ્રરૂપણા કરે, તેને સ્વ-સિદ્ધાન્તનો જાણકાર સમજવો; આથી ઉલટું કાર્ય કરનારને સિદ્ધાન્તનો વિરાધક જાણવો.

---

૧ છાયા—

यो हेतुवादपक्षे हेतुक आगमे च आगमिकः ।
स स्वसमयप्रज्ञापकः सिद्धान्तविराधकोऽन्यः ॥

૨ આ ગાથા શ્રીહેમચન્દ્રસૂરીશ્વરકૃત યોગશાસ્ત્રના તૃતીય પ્રકાશની સ્વોપજ્ઞ ટીકા ( પત્રાંક ૧૭૧ )મા સાક્ષીરૂપે આપવામા આવેલી છે.

દાખલા તરીકે કાચા દહીં, કાચા દૂધ અને કાચી છાસની સાથે કઠોળ મેળવવાથી જીવોત્પત્તિ થાય છે,[1] એ વાત કેવળ આગમ–ગમ્ય છે. અર્થાત્ કાચા ગોરસ સાથે કઠોળ મેળવતાં તેમાં તત્કાળ–અન્તર્મુહૂર્તમાં જે જીવો ઉત્પન્ન થાય છે, તે ચર્મચક્ષુથી જોઇ શકાય તેમ નથી. તે માટે તો આગમ–નેત્ર આવશ્યક છે.[2] હા, અલબત, કાલાન્તરે તે જીવો મોટા થતાં તેનો સાંવ્યાવહારિક પ્રત્યક્ષથી અનુભવ કરાય છે.

એવી રીતે સઘન વાદળાં જોઇ મેઘનું અનુમાન કરવું, ડહોળું પાણી જોઇ વૃષ્ટિનું અનુમાન કરવું, બગલા જોઇ જળાશયનો તર્ક કરવો, રૂપ જોઇ રસાદિનું અનુમાન કરવું ઇત્યાદિ હેતુગમ્યતા સૂચવે છે.

આ ઉપરથી એ ફલિત થાય છે કે તર્ક, અનુમાન જેવા પ્રમાણોને ઉડાવી દેવા, તે શાસ્ત્રકારોના ઉદ્દેશનું ઉલ્લંઘન કરવા બરાબર છે. અત્ર કોઇ પ્રશ્ન ઊઠાવે કે ૪૬ મા પૃષ્ઠમાં તો તર્કાતર્કિ પણ એક જાતનું વાગ્યુદ્ધ છે અને તેથી એની દાઢમાં ન ફસાવું એમ જે સૂચવવામાં આવ્યું છે તે શુ વિરોધ–જન્ય હકીકત નથી ? આનો ઉત્તર એ છે કે અત્ર વિરોધ માટે અવકાશ નથી જ; આ તો આશયની અજ્ઞાત અવસ્થાને આભારી છે, પરિસ્થિતિ ન સમજ્યાનું આ પરિણામ છે; કેમકે એ પૃષ્ઠમા **યોગદૃષ્ટિ–સમુચ્ચય**ના ૧૪૫ મા શ્લોક દ્વારા તર્કને જે મિથ્યાભિમાનનો હેતુ સંબોધવામાં આવ્યો છે, તે શુષ્ક તર્કને ઉદ્દેશીને છે. અર્થાત્ જ્યાં કેવળ કણ્ઠશોષ થાય, જેનું પરિણામ નીરસ આવે એવા શુષ્કવાદમાં યાને વિતંડાવાદમાં અને પરલોકાદિના બાધક

---

૧ આ વાતને શ્રીમેરુતુંગસૂરિ **પ્રબન્ધચિન્તામણિ**( પૃ૦ ૯૧ )મા સાક્ષીરૂપે નિમ્ન–લિખિત ગાથા દ્વારા પુષ્ટ કરે છેઃ—

" मुग्गमासाइपमुहं विदिलं कच्चम्मि गोरसे पडइ ।
ता तसजीवुप्पत्ती भणंति दहिए तिदिणुव्वरिए ॥ १ ॥ "

[ मुद्गमाषादिप्रमुखं द्विदलं अपक्के गोरसे पतति ।
तदा त्रसजीवोत्पात्त भणन्ति दध्नि त्रिदिनोद्धरिते ॥ ]

આ સંબંધમાં **પદ્મપુરાણ**મા એવો ઉલ્લેખ છે કે—

" गोरसं माषमध्ये तु मुद्गादिके तथैव च ।
भक्षयेत् तद् भवेन्नूनं मांसतुल्यं युधिष्ठिर ! ॥ "

એટલે કે અડદ અને મગ વગેરેની સાથે ( કાચું ) ગોરસ ખાવું તે ખરેખર હે **યુધિષ્ઠિર** ! માસ ખાવા બરાબર છે.

૨ **યોગશાસ્ત્ર**ની સ્વોપજ્ઞ વૃત્તિ ( પત્રાંક ૧૭૧ )મા કહ્યુ પણ છે કે—

" आमगोरससम्पृक्त–द्विदलादिषु जन्तवः ।
दृष्टाः केवलिभिः सूक्ष्मास्तस्मान् तानि विवर्जयेत् ॥ "

[1]વિવાદમાં એટલે કે જલ્પકથામાં જે તર્કોનો ઉપયોગ થાય છે, તે જ તર્કો [2]દ્વેષના પોષક અને મિથ્યાભિમાનનું કારણ હોવાથી હેય છે.[3] એ તો જે તર્કોથી જાતિ, [4]નિગ્રહસ્થાન, હેત્વાભાસને જોર મળતું હોય તે તર્કો ત્યાજ્ય છે; બાકી જે તર્કોનો પ્રયોગ ધર્મવાદમાં—વસ્તુ-સ્થિતિ જાણવાની જ ખાતર[5] ગુરૂ-શિષ્યો પરસ્પર કરે છે, તે તર્કો મિથ્યાભિમાનના હેતુ નથી જ; ઉલટા એ તો ધર્મનાં સાધનરૂપ છે.[6] આથી એ સ્પુટ થાય છે કે જ્યાં કેવળ જીતવાની અભિલાષાથી

---

૧ **સ્થાનાંગ**સૂત્રમા ૭ પ્રકારના વિવાદો બતાવ્યા છે. વિવાદને ટીકાકાર ' જલ્પ-કથા ' તરીકે ઓળખાવે છે.

૨-૫ આ સંબંધમા શ્રીસિદ્ધસેન દિવાકરકૃત **વાદદ્વાત્રિંશિકા** અક્ષરે અક્ષર મનન કરવા હું પાઠક-મહાશયને વિનવું છું, જોકે અહીં તો ફક્ત વાનગીરૂપે નિમ્ન-લિખિત શ્લોકો તેમજ તેનો ભાવાર્થ ઉપસ્થિત કરી સંતોષ માનું છું.

**" ग्रामान्तरोपगतयोरेकामिषसङ्गजातमत्सरयोः ।**
**स्यात् सौ( स ? )ख्यमपि शुनोर्भ्रात्रोरपि वादिनोर्न स्यात् ॥ १ ॥ "**

અર્થાત્ જુદા જુદા ગામથી આવી ચડેલા અને એક જ માસના ટુકડાની આસક્તિથી મત્સરી બનેલા એવા બે કૂતરાઓ વચ્ચે કદાચિત્ મિત્રતા સંભવે, પરંતુ વાદીઓ જો બે સગા ભાઇઓ પણ હોય, તોપણ તે બે વચ્ચે સખ્ય સંભવતું નથી.

**" अन्यत एव श्रेयांस्यन्यत एव विचरन्ति वादिवृषाः ।**
**वाक्संरम्भः क्वचिदपि न जगाद मुनिः शिवोपायम् ॥ ७ ॥ "**

અર્થાત્ કલ્યાણો અન્યત્ર છે અને વાદિ-વૃષભો બીજી તરફ જ વિચરે છે; મુનિએ તો વાણીના યુદ્ધને ક્યાએ કલ્યાણ ( મોક્ષ )નો ઉપાય કહ્યો નથી.

**" परनिग्रहाध्यवसितश्चित्तैकाग्र्यमुपयाति त( य ? )द्वद् वादी ।**
**यदि तत् स्याद् वैराग्ये न चिरेण शिवं पदमुपयातु ॥ २९ ॥ "**

અર્થાત્ બીજાઓનો નિગ્રહ કરવાના અધ્યવસાયવાળો વાદી જે ચિત્તની એકાગ્રતા મેળવે છે, તેવી જો તે વૈરાગ્યમા મેળવે, તો ટુંક સમયમા મોક્ષ-પદને પામે.

**" ज्ञेयः परसिद्धान्तः स्वपक्षबलनिश्चयोपलब्ध्यर्थम् ।**
**परपक्षक्षोभणमभ्युपेत्य तु सतामनाचारः ॥ १० ॥ "**

અર્થાત્ પોતાના પક્ષના પરાક્રમની પ્રતીતિ માટે બીજાનો સિદ્ધાન્ત જાણવો ( તે આવશ્યક અને ઇષ્ટ છે ), પરંતુ સામાના પક્ષને ક્ષોભ પમાડવા માટે તેનો સિદ્ધાન્ત જાણવો એ સજ્જનો માટે અનાચાર-દુરાચાર છે.

૬ શ્રીહરિભદ્રસૂરિ ૧૩ મા **ધર્મવાદાષ્ટક**માં કહે છે કે—

**" विषयो धर्मवादस्य तत्तत्तन्त्रव्यपेक्षया ।**
**प्रस्तुतार्थोपयोग्येव धर्मसाधनलक्षणः ॥ १ ॥ "**

અર્થાત્ તે તે શાસ્ત્રની અપેક્ષાએ ધર્મવાદનો વિષય પ્રસ્તુત અર્થને ઉપયોગી જ છે તેમજ ધર્મ-સાધનનું તે લક્ષણ છે.

વાદ-વિવાદ કરાતો હોય-જ્યાં એક બીજાને પરાસ્ત કરવાના ઇરાદાથી [1]છળપૂર્વક તર્કાતર્કિ જેવું વાગ્યુદ્ધ આરંભાતું હોય, ત્યાં તર્કો જરૂર રાગ-દ્વેષનો હેતુ હોવાથી ભવ-વૃદ્ધિના કારણરૂપ છે અને એથી કરીને તે આદરણીય નથી. અંતમા આ કથનની પુષ્ટિ માટે તેમજ જેમના વાક્યોથી કોઇક પાઠક તર્કોને ઉડાવી દેવા તૈયાર થયા હોય, તેમની ભ્રાન્તિ દૂર કરવા માટે તે જ મહાત્મા સમર્થવાદી શ્રીહરિભદ્રસૂરિવરનું નિમ્ન-લિખિત બારમુ વાદાષ્ટક ઉપસ્થિત કરવામાં આવે છે:—

" शुष्कवादो विवादश्च धर्मवादस्तथा[2]ऽपरः ।
इत्येष त्रिविधो वादः कीर्तितः परमर्षिभिः ॥ १ ॥
अत्यन्तमानिना सार्धं क्रूरचित्तेन च दृढम् ।
धर्मद्विष्टेन मूढेन ' शुष्कवाद 'स्त[3]पस्विनः ॥ २ ॥
विजयेऽस्यातिपातादि लाघवं तत्पराजयात् ।
धर्मस्येति द्विधाऽप्येष तत्त्वतोऽनर्थवर्धनः ॥ ३ ॥
लब्धिख्यात्यर्थिना तु स्याद् दुःस्थितेनामहात्मना ।
छलजातिप्रधानो यः स ' विवाद ' इति स्मृतः ॥ ४ ॥
विजयो ह्यत्र सन्नीत्या दुर्लभ्यस्तत्त्ववादिनः ।
तद्भावेऽप्यन्तरायादि-दोषोऽदृष्टविघातकृत् ॥ ५ ॥
परलोकप्रधानेन मध्यस्थेन तु धीमता ।
स्वशास्त्रज्ञाततत्त्वेन ' धर्मवाद ' उदाहृतः ॥ ६ ॥
विजयेऽस्य फलं धर्म-प्रतिपत्त्याद्यनिन्दितम्[4] ।
आत्मनो मोहनाशश्च नियमात् तत्पराजयात् ॥ ७ ॥
देशाद्यपेक्षया चेह विज्ञाय गुरुलाघवम् ।
तीर्थकृज्ज्ञातमालोच्य वादः कार्यो विपश्चिता ॥ ८ ॥ "[5]

---

૧ શ્રીસિદ્ધસેન દિવાકરે ન્યાય-દ્વાત્રિંશિકામા નીચે મુજબ ૭ પ્રકારના વાક્-છળ ગણાવ્યા છે:-

" प्राश्निकेश्वरसौमुख्यं धारणाऽऽक्षेपकौशलम ।
सहिष्णुता परं धार्ष्ट्यमिति वादच्छलानि षट् ॥ ३१ ॥ "

અર્થાત્ પ્રશ્ન કરનારાની ઈશ્વર વિષયક સંમુખતા (સભ્ય અને સભાપતિનો સદ્ભાવ), ધારણા-શક્તિ, આક્ષેપ કરવામાં કુશળતા, સહનશીલતા અને અત્યંત ધૃષ્ટતા એ ૭ વાદ-છળ છે.

૨ ' ०स्तथा परः ' इति वा । ३ सम्बोधनार्थे वा ।

४ फलविशेषणं क्रियाविशेषणं वा ।

૫ ભાષાંતર—મહર્ષિઓએ વાદના શુષ્કવાદ, વિવાદ અને અપર ( અથવા ઉત્તમ ) ધર્મ-વાદ એમ ત્રણ પ્રકારો કહ્યા છે. ૧

**અનુમાન—**

**પ્રમાણ-મીમાંસા**મા અનુમાનનું લક્ષણ "**साधनात् साध्यविज्ञानमनुमानम्**" એમ આપ્યું છે અર્થાત્ સાધન દ્વારા [1]સાધ્યનું જે જ્ઞાન થાય તે '[2]અનુમાન' છે. આના [3]પ્રત્યક્ષની

---

અતિશય અભિમાની, અત્યત ક્રૂર મનવળા ધર્મના દ્વેષી અને મૂર્ખ એવાની સાથે તપસ્વીનો વાદ તે 'શુષ્કવાદ' છે ૨

એના ઉપર વિજય મેળવવામા એનુ મરણ, ( વેરનો અનુબધ ) વગેરે અને તેનાથી પરાજય થતા પોતાના ધર્મની લઘુતા ( નિન્દા, શાસનનો ઉચ્છેદ ) એ પ્રમાણે બંને પ્રકારથી પણ એ વાસ્તવિક રીતે (ભવ-ભ્રમણનું કારણ હોવાથી) અનર્થની વૃદ્ધિ કરનાર છે ૩

( સુવર્ણ વગેરેના ) લાભના અને કીર્તિના અભિલાષી, દરિદ્ર (અથવા માનસિક નિર્બળતાવાળા) તેમજ અનુદારની સાથેનો વાદ કે જેમા છળ, જાતિ મુખ્ય છે તે ' વિવાદ ' કહેવાય છે. ૪

કેમકે અત્ર અર્થાત્ આ વિવાદમા સુંદર નીતિપૂર્વક વિજય મેળવવો તે તત્ત્વવાદી માટે મુશ્કેલ છે. તેના સદ્‌ભાવમા અર્થાત્ વિજય મળે તોપણ અદષ્ટ ( પરલોક )નો વિઘાત કરનાર અન્તરાય (આજી-વિકાનો ઉચ્છેદ ) વગેરે દોષ ઉદ્‌ભવે છે. ૫

પરલોકને મુખ્ય ગણનાર-તેને સ્વીકારનાર, મધ્યસ્થ-કદાગ્રહથી મુક્ત, બુદ્ધિશાળી અને પોતાના શાસ્ત્રનાં તત્ત્વનો જાણકાર એવાની સાથેનો વાદ ' ધર્મવાદ ' કહેવાય છે ૬

એના ઉપર જીત મળતા ધર્મનો સ્વીકાર વગેરે સ્તુત્ય ફળ પ્રાપ્ત થાય છે અને એનાથી હારી જતા નક્કી આત્માના મોહનો વિનાશ થાય છે, પોતાની ભ્રાન્તિ દૂર થાય છે. ૭

જગત્મા દેશ ( કાળ, ગજ્ઞ, પ્રતિવાદી ) વગેરેની અપેક્ષાએ ગુરૂતા-લઘુતાનો ખ્યાલ કરી તેમજ તીર્થંકરના દૃષ્ટાન્તની આલોચના કરી અર્થાત્ **મહાવીર** પ્રભુએ પ્રથમ સમવસરણગત પર્ષદાને છોડીને અન્યત્ર **ગૌતમસ્વામી** પ્રમુખ ગણધરો સાથે કેવી રીતે વાદ કર્યો હતો તે ધ્યાનમાં રાખીને વિચક્ષણે વાદ કરવો જોઇએ. ૮

૧ ' સાધ્ય ' શબ્દના બે અર્થો થાય છે· (અ) અનુમેય એવો પર્યાયવાચી ધર્મ, અને આ) સાધ્યરૂપ ધર્મથી યુક્ત ધર્મી. વ્યાપ્તિ-જ્ઞાન કરતી વેળા પ્રથમ અર્થ કરવો અને અનુમાન-જ્ઞાનની પ્રાપ્તિના સમયમા બીજો અર્થ કરવો. એટલે પર્વત અગ્નિમાન્ છે ધૂમવાળો હોવાથી એમા વ્યાપ્તિ-ગ્રહણના સમયે ' અગ્નિ ' સાધ્ય છે, જ્યારે અનુમાન-જ્ઞાન કરતી વેળાએ ' પર્વત અગ્નિમાન્ છે ' એ સાધ્ય છે.

૨ **ન્યાયપ્રવેશ**મા અનુમાનનુ લક્ષણ નીચે મુજબ છે·—

" **अनुमानं लिङ्गादर्थदर्शनम्.** "

૩ ' જો આ આર્હત દર્શન દીપિકા ' એમ કહી આ ગ્રન્થ કોઇને બતાવવો તે ' પરાર્થ પ્રત્યક્ષ ' છે, જ્યારે સ્વાર્થ પ્રત્યક્ષનુ સ્વરૂપ સ્પષ્ટ હોવાથી તે વિષે ઉલ્લેખ કરવો તે કરકંકણને આરસી બતાવવા જેવુ ગણાય અત્ર એ ઉમેરવુ અપ્રાસંગિક નહિ લેખાય કે પ્રત્યક્ષને કોઇ નૈયાયિક, વૈશેષિક, બૌદ્ધ કે દિગબર તાર્કિકે પરાર્થ કહ્યું હોય તેમ જણાતું નથી; કેમકે નૈયાયિક-વૈશેષિક દર્શનમા તેમજ બૌદ્ધ ગ્રન્થો પૈકી **ન્યાયપ્રવેશ**મા તથા **ન્યાયબિન્દુ**મા પણ અનુમાનને જ પરાર્થ કહેવામા આવ્યું છે: **તત્ત્વાર્થાધિ૦**ની ટીકા રચનારા દિગબર આચાર્યો પૈકી **શ્રીપૂજ્યપાદે** તથા **શ્રીઅકલંકદેવે** શ્રુતજ્ઞાનને પરાર્થ અને શ્રુત સિવાયના બીજા બધા જ્ઞાનો ( અવધિજ્ઞાનાદિ )ને સ્વાર્થ જ ગણ્યા છે. **શ્રીમાણિક્ય-નન્દી**એ પણ સ્વકૃત **પરીક્ષામુખ**મા અનુમાનને જ પરાર્થ ગણ્યુ છે. આથી પ્રત્યક્ષને પણ પરાર્થ ગણવાનું કાર્ય તો સ્વતત્ર પ્રતિભાશાળી શ્વેતામ્બરાચાર્ય માટે જ ન નિર્માયું હોય તેમ તે કાર્ય કરવાની **શ્રીસિદ્ધસેન દિવાકરે** પહેલ કરી છે અને એનુ અનુકરણ **પ્રમાણનય૦**મા થયેલું છે.

જેમ સ્વાર્થ અને પરાર્થ એમ બે પ્રકારો છે. બીજાના સમજાવ્યા વિના પોતાની જ મતિથી સાધન અને વ્યાપ્તિના સ્મરણ દ્વારા જે અનુમાન કરાય છે તે '[1]સ્વાર્થાનુમાન છે, જ્યારે બીજાને સમજાવવા માટે અનુમાન-[2]પ્રયોગ રજુ કરી તેને અનુમાન-જ્ઞાન પ્રાપ્ત કરાવવું તે '[3]પરાર્થાનુમાન' છે. વિચાર કરતાં જણાશે કે સ્વાર્થાનુમાનને કારણમા કાર્યનો ઉપચાર કરીને 'પરાર્થાનુમાન' કહેવામા આવે છે એટલે ખરી રીતે અનુમાન સ્વાર્થ જ છે[4]. આપણે ઉપર જોઇ ગયા તેમ આ અનુમાન સાધનનું દર્શન અને વ્યાપ્તિનુ સ્મરણ થતા સ્ફુરે છે. જેમકે કોઇક સ્થળે કોઇ મનુષ્યે ધૂમાડો જોયો. આ જોતાં તેને ધૂમ અને અગ્નિની વ્યાપ્તિ હોવાનું સ્મરણ થયું એટલે કે જ્યા જ્યાં ધૂમ હોય છે ત્યાં ત્યાં અગ્નિ હોય છે એ વ્યાપ્તિ તેને યાદ આવી. આથી આ સ્થળે અગ્નિ હોવો જોઇએ એમ તેણે અનુમાન કર્યું. આથી આ અનુમાન ધૂમરૂપ સાધનનું દર્શન અને ધૂમ અને અગ્નિની વ્યાપ્તિના સ્મરણપૂર્વક છે એમ સુતરાં સમજાય છે.

**સાધન—**

સાધન કહો કે લિંગ કહો કે [5]હેતુ કહો તે એક જ છે. એનું લક્ષણ **પ્રમાણનય૦** ( પ૦ ૩, સૂ૦ ૧૧ )માં નીચે મુજબ આપવામાં આવ્યુ છે:—

" **निश्चितान्यथानुपपत्त्येकलक्षणो हेतुः** "

અર્થાત્ અન્યથા જેની ઉપપત્તિ ( ઘટવાપણું ) નહિ હોવાના નિર્ણયરૂપ લક્ષણવાળો એટલે કે સાધ્ય વિના જેની ઉપપત્તિ થઇ શકે જ નહિ તે 'હેતુ' કહેવાય છે. બૌદ્ધોએ

---

૧ **પ્રમાણનય૦**( પ૦ ૩ )ના નિમ્ન-લિખિત દશમા સૂત્રમા કહ્યું પણ છે કે --

" **हेतुग्रहणसम्बन्धस्मरणकारकं साध्यविज्ञानं स्वार्थम्** "

૨ આ સંબંધમા આગળ ઉપર નિર્દેશ કરવામા આવનાર છે.

૩ કહેવાની મતલબ એ છે કે શબ્દ-પ્રયોગથી બીજાના હૃદયમા પ્રત્યક્ષ, અનુમાન કે સ્મરણ વગેરે જ્ઞાન ઉત્પન્ન કરવું તે 'પરાર્થ' છે. આ શબ્દ-પ્રયોગ પણ પ્રત્યક્ષાદિ જ્ઞાન તરીકે ગણાય, પરંતુ તેમ કરતી વેળા ત્યા કાર્યમા કારણનો ઉપચાર છે એ ધ્યાનમા રાખવું.

૪ **દિગ્નાગ** પણ **પ્રમાણસમુચ્ચય** નામની એમની કૃતિમા સ્વાર્થ અને પરાર્થ એમ અનુમાનના બે પ્રકારો પાડે છે, પરંતુ પરાર્થ સંબંધમા વિશેષ પરીક્ષણ કરી એમ સૂચવે છે કે પરાર્થાનુમાન એ પોતાની પ્રતીતિનું અન્યને ભાન કરાવવારૂપ છે એટલે વસ્તુતઃ સ્વાર્થાનુમાન એવું એક જ અનુમાન છે. બૌદ્ધ પ્રમાણશાસ્ત્રનો તામિલ ભાષામા લખાયેલ **મનિમેખલઇ** ( Manimekhalai ) ગ્રન્થમા પરાર્થાનુમાન માટે કશો ઉલ્લેખ નથી ત્યા સર્વ ઊહાપોહ સ્વાર્થાનુમાન પરત્વે છે. જુઓ **વસંત૨૦** ( પૃ૦ ૧૧ ).

૫ " **हिनोति-गमयति जिज्ञासितधर्मविशिष्टानर्थानिति हेतुः** " એમ **દશવૈકાલિક**ની શ્રીહરિભદ્રસૂરિકૃત ટીકા ( પત્રાક ૩૩ )મા ઉલ્લેખ છે.

હેતુનાં [1]પક્ષધર્મત્વ, [2]સપક્ષસત્ત્વ અને [3]વિપક્ષવ્યાવૃત્તિ એમ ત્રણ લક્ષણો માન્યાં છે, જ્યારે નૈયાયિકોએ આ ઉપરાંત [4]અબાધિતત્વ અને [5]અસત્પ્રતિપક્ષત્વ એ બે વધારે લક્ષણો માન્યાં છે; પરંતુ આ લક્ષણો નિરાવશ્યક તેમજ દૂષિત હોવાથી જૈનોએ [6]અવિનાભાવ ( અન્યથાનુપપત્તિ )-

---

૧ જેના વિષે અમુક વાત સાધવાની છે તે 'પક્ષ' કહેવાય છે. અન્ય શબ્દોમા કહીએ તો સાધ્ય-ધર્મથી યુક્ત ધર્મી તે 'પક્ષ' છે. આ ત્રણ પ્રકારે સિદ્ધ હોય છેઃ (અ) પ્રમાણથી, (આ) વિકલ્પથી અથવા (ઇ) ઉભયથી. જેમકે 'પર્વત' અગ્નિમાન્ છે, ધૂમવાન્ હોવાથી; એમાં 'પર્વત' 'પ્રમાણથી' પ્રસિદ્ધ છે. સર્વજ્ઞ છે, સર્વ દોષથી રહિત હોવાથી; એમા 'સર્વજ્ઞ' 'વિકલ્પથી' સિદ્ધ છે, કેમકે અત્ર વિકલ્પથી અર્થાત્ માનસિક અધ્યવસાયથી સર્વજ્ઞનુ અભિમાન કરીને તેની હૈયાતીનું અનુમાન કરાય છે. શબ્દ પરિણામી છે, કાર્યપણું હોવાથી; એમા જે શબ્દો સાભળવામા આવે છે તે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે, જ્યારે અતીત અને અનાગત કાળના શબ્દો શ્રવણગોચર થયા નથી એટલે તે વિકલ્પથી સિદ્ધ છે. આમ 'શબ્દ' પક્ષ અત્ર 'ઉભયથી' સિદ્ધ છે.

પક્ષમા હેતુની હૈયાતી તે 'પક્ષધર્મતા' કહેવાય છે.

પક્ષના સ્થાનમા બિરાજતો અને એથી પક્ષ જેવો જણાતો હોય છતા જે પક્ષનું કાર્ય કરવામા અસમર્થ હોય તે 'પક્ષાભાસ' કહેવાય છે. આના **ન્યાયબિન્દુ**ની જેમ **ન્યાયાવતાર**મા મુખ્યત્વે કરીને પાંચ પ્રકારો દર્શાવ્યા છે, જ્યારે **ન્યાયપ્રવેશ**મા તો એના પ્રકારોની સંખ્યા નવની ગણાવી છે. આ પાચ પ્રકારોને દૃષ્ટાન્તો દ્વારા વિચારીએ. અપ્રતીત. સંદિગ્ધ કે ભ્રાન્ત વિષયનો જ નિર્ણય કરવો સમુચિત ગણાય તેમ છે, તો તેને મૂકીને સિદ્ધ વસ્તુને સિદ્ધ કરવા પક્ષ રજુ કરવો તે પ્રથમ પ્રકારનો પક્ષાભાસ છે. જેમકે જેને વનસ્પતિમા ચૈતન્ય સિદ્ધ હોય-જેને એનો નિશ્ચય થઇ ચૂક્યો હોય તેની સામે 'વનસ્પતિ સચેતન છે' એવો પક્ષ ઉપસ્થિત કરવો તે પ્રથમ પ્રકારનો પક્ષાભાસ છે. બીજા પક્ષાભાસો અનુક્રમે પ્રત્યક્ષ પ્રમાણથી, અનુમાનથી, લોકથી અને સ્વવચનથી બાધિત છે. ' અગ્નિ અનુષ્ણ ( શીતળ ) છે '. આ પક્ષ પ્રત્યક્ષ પ્રમાણથી બાધિત છે. 'પુનર્જન્મ નથી' એ અનુમાન-બાધિત પક્ષાભાસ છે, કેમકે પુનર્જન્મનું અસ્તિત્વ સિદ્ધ કરનાર અનુમાનથી એ બાધિત છે. ' પરદારા ભોગ્ય છે ' એમ કહેવુ તે લોક-વ્યવહારથી બાધિત છે. 'મારી માતા વન્ધ્યા છે' અથવા 'મારૂ પ્રમાણ ભ્રાન્ત છે', એ સ્વવચનથી બાધિત પક્ષાભાસ છે. કારણ કે જો માતા વન્ધ્યા હોય તો પોતે જન્મે જ ક્યાથી અને પોતે જ્યારે જન્મ્યો છે, તો માતા વન્ધ્યા છે એમ કેમ બને ? એવી રીતે જે પ્રમાણ હોય તે ભ્રાન્ત કેવી રીતે હોઇ શકે અને જો ભ્રાન્ત હોય તો તે પ્રમાણ કેમ કહેવાય ? છતા એમ કહેવું એ તો 'વદતો વ્યાઘાત' છે.

૨ અમુક વાત સિદ્ધ કરવાની હોય તે વખતે જે જે વસ્તુઓમા તે હોવાનો નિશ્ચય થઇ ગયો હોય તે તે વસ્તુ 'સપક્ષ' કહેવાય છે. જેમકે પર્વત અગ્નિમાન્ છે, ધૂમવાન્ હોવાથી. એમા અગ્નિ સાધ્ય છે, પર્વત એ 'પક્ષ' છે અને રસોડા વગેરે સ્થળો કે જ્યા અગ્નિ હોવાનો નિશ્ચય થઇ ચૂક્યો છે તે રસોડા વગેરે 'સપક્ષ' છે. ઉદાહરણમા હેતુનો સદ્‌ભાવ તે 'સપક્ષસત્ત્વ' છે.

૩ અમુક વાત સિદ્ધ કરતી વેળા જે જે વસ્તુઓમા તે ન હોવાનો નિર્ણય થઇ ચૂક્યો હોય તે 'વિપક્ષ' ગણાય છે જેમકે ઉપર્યુક્ત અનુમાનમા સરોવર વગેરે, કેમકે આ સ્થળોમા અગ્નિ ન હોવાની પ્રતીતિ થઇ ગઇ છે. વિપક્ષમા અવિદ્યમાનતા તે ' વિપક્ષવ્યાવૃત્તિ ' છે.

૪-૫ આનો ૧૯૫મા પૃષ્ઠમા વિચાર કરવામા આવ્યો છે.

૬ આનુ લક્ષણ **પ્રમાણમીમાંસા** ( ૧-૨-૧૦ )મા એ આપવામા આવ્યું છે કે—

**" सहक्रमभाविनोः सहक्रमभावनियमोऽविनाभावः "**

રૂપ એક જ લક્ષણુ માન્યું છે, કેમકે અવિનાભાવરૂપ લક્ષણુથી હેતુ લક્ષિત ન હોવા છતાં તે સાચો હેતુ હોવાનો કોઇ દાખલો આપી શકે તેમ નથી તેમજ એવો કોઇ અસત્ય હેતુ ( હેત્વાભાસ ) નથી કે જેમાં અવિનાભાવ સંબંધ વિદ્યમાન હોય.

પક્ષધર્મત્વને હેતુનું લક્ષણુ માનવાથી અવ્યાપ્તિ દોષ ઉદ્‌ભવે છે. જેમકે 'આકાશ ચન્દ્રવાળું છે, જળમાં ચન્દ્ર દેખાય છે તેથી'. આ અનુમાનમાં જલગત ચન્દ્રનું આકાશ અધિકરણુ નથી એટલે હેતુ પક્ષનો ધર્મ હોવો જોઇએ એ વાત અર્થાત્ પક્ષધર્મત્વ અત્ર ઘટી શકતું નથી. છતાં અનુમાન તો સાચું છે એની કોણુ ના પાડી શકે તેમ છે?[1] એટલે કે પક્ષધર્મત્વનો અભાવ હોવા છતાં અનુમાન સત્ય છે એ જ લક્ષણુની અવ્યાપ્તિ જાહેર કરે છે. આથી પક્ષધર્મત્વને હેતુના લક્ષણુ તરીકે સ્વીકારવું ઉચિત નથી.[2] વિશેષમાં આ લક્ષણુનો અસ્વીકાર કરવાથી વ્યધિકરણુસિદ્ધ નામનો હેત્વાભાસ માનવાની જરૂર રહેતી નથી એટલો લાભ થાય છે.

વળી પક્ષધર્મત્વાદિ લક્ષણો અતિવ્યાપ્તિ નામના દોષથી પણુ ગ્રસ્ત છે, જેમકે 'કોઇ ગર્ભવતી પ્રમદાના પાંચ પુત્રો હબસી જેવા કાળા હોવાથી તેનું ગર્ભસ્થ સંતાન શ્યામ હોવુ જોઇએ' એ અનુમાનમાં પક્ષધર્મત્વાદિ પાંચે લક્ષણો ઘટી શકે છે, છતાં આને કોઇ સાચું અનુમાન કહેવા તૈયાર થશે ખરો ? આ વાત સ્પુટ રીતે સમજાવવા આ અનુમાનનો સંસ્કૃતમાં **स गर्भस्थः पुत्रः श्यामः, तस्याः पुत्रत्वात्** એમ ઉલ્લેખ કરીએ. અત્ર તત્પુત્રત્વરૂપ હેતુ

---

અર્થાત્ સહભાવીનો એટલે કે એક સામગ્રીને અધીન એવા રૂપ અને રસનો, વ્યાપ્ય અને વ્યાપકનો તથા શિંશપાત્વ ( શિશુ કે અશોક નામનું ઝાડ હોવાપણું ) અને વૃક્ષત્વનો જે સહભાવ-નિયમ તેમજ ક્રમભાવીનો એટલે કે કૃત્તિકાના અને શકટના ઉદયનો તથા કાર્ય અને કારણુનો ( ધૂમ અને અગ્નિનો ) જે ક્રમભાવ-નિયમ તે 'અવિનાભાવ' છે. પ્રકરણુવશાત્ અત્ર સાધ્ય અને સાધનનો નિયમ સમજવો. આ નિયમનો નિશ્ચય આપણે ૧૮૬મા પૃષ્ઠમા જોઇ ગયા તેમ 'તર્ક'થી થાય છે એ કાર્ય કરવાનું અનુમાનનું ગજું નથી, કેમકે અનુમાનને અવિનાભાવનો નિશ્ચય કરનાર તરીકે સ્વીકારતાં અનવસ્થા તેમજ ઇતરેતરાશ્રય નામના દોષો ઉદ્‌ભવે છે.

૧ આવા બીજાં પણુ ઉદાહરણો છે. જેમકે (અ) સૂર્ય પૃથ્વીથી ઊંચે છે, પૃથ્વી ઉપર તેનો પ્રકાશ હોવાથી; ( આ ) એક મુહૂર્ત પછી ગગનમા શકટ નક્ષત્રનો ઉદય થશે, અત્યારે કૃત્તિકાનો ઉદય હોવાથી; ( ઇ ) માતાપિતા બ્રાહ્મણ છે, તેથી તેનો પુત્ર પણુ બ્રાહ્મણુ હોવો જોઇએ. આ સંબંધમા **ભટ્ટે** પણુ કહ્યું છે કે—

" पित्रोश्च ब्राह्मणत्वेन, पुत्रब्राह्मणताऽनुमा ।
सर्वलोकप्रसिद्धा न, पक्षधर्ममपेक्षते ॥ १ ॥"

( જુઓ **પ્રમાણુમીમાંસા**ની વૃત્તિનું ૭૯ મુ પાનું ).

૨ અત્ર કોઇ એમ કહેવા તૈયાર થાય કે હેતુના લક્ષણુ તરીકે પક્ષધર્મત્વ નહિ સ્વીકારવાથી 'આ મહેલ ધોળો છે, કાગડાઓ કાળા હોવાથી' એવું અનુમાન પણુ સાચું માનવું પડશે, તો એ વાત યુક્તિ-સંગત નથી, કેમકે કાકની કૃષ્ણુતા પ્રાસાદની ધવલતા સાથે અવિનાભાવરૂપ સબંધથી રહિત છે તેથી આ હેતુ અસત્ય છે અને એથી કરીને આ અનુમાન પણુ અસત્ય છે—અનુમાનાભાસ છે, નહિ કે પક્ષધર્મત્વનો અભાવ હોવાથી.

પક્ષનો ધર્મ છે, એટલે પક્ષધર્મત્વથી આ હેતુ મણ્ડિત છે. વર્તમાન પાંચ પુત્રોરૂપ સપક્ષમાં પણ વિદ્યમાન છે એટલે સપક્ષસત્ત્વથી હેતુ અલંકૃત છે. વળી અશ્યામરૂપ વિપક્ષમાં હેતુ વર્તતો નથી એટલે એ વિપક્ષ–વ્યાવૃત્તિથી અલંકૃત છે[1] ( એવી રીતે તત્પુત્રત્વરૂપ હેતુમાં અબાધિતત્વ અને અસત્પ્રતિપક્ષત્વ પણ રહેલાં છે.) આ પ્રમાણે હેતુનાં પાંચે લક્ષણો હોવા છતાં આ હેતુને સાચો હેતુ કોણ કહે ? એથી એ નિષ્કર્ષ નીકળે છે કે જે હેતુ પાંચ લક્ષણોથી લક્ષિત હોય તે જ સત્ય છે એ કથન અસત્ય છે. ખરી રીતે સાધ્ય વિના જેની ઉપપત્તિ ન થઇ શકતી હોય તે જ સત્ય હેતુ છે–સાચું સાધન છે અને એ દ્વારા સત્ય અનુમાન સ્ફુરે છે.

અત્ર એ સ્ફુટ કરવું આવશ્યક સમજાય છે કે અવિનાભાવરૂપ લક્ષણથી લક્ષિત હેતુમાં અબાધિતત્વ હોય જ છે; એવો હેતુ કદાપિ બાધિત હોતો નથી. એટલા માટે જ અબાધિતત્વ લક્ષણ સ્વીકારવાની કશી જરૂરિયાત નથી. આ વાત 'અગ્નિ અનુષ્ણ છે, દ્રવ્ય હોવાથી' એ ઉદાહરણ દ્વારા વિચારીએ. અત્ર દ્રવ્યત્વરૂપ હેતુ અગ્નિમાં બરાબર વિદ્યમાન છે, માટે તેને બાધિત કેમ કહેવાય ? અલબત પક્ષમાં સાધ્ય ( પ્રત્યક્ષ )બાધિત છે, કેમકે અગ્નિમાં અનુષ્ણતાનો અભાવ પ્રત્યક્ષસિદ્ધ છે. ત્યારે શું પ્રકૃત હેતુ સાચો છે ? સાચો કોણ કહે છે ? સાધ્યના દોષથી તેને દૂષિત ગણવો વ્યાજબી નથી એ જ અમારૂં કથન છે, કેમકે પખાલીના દોષથી પાડાને દૂષિત ગણવો એ કયાંનો ન્યાય ? બાકી અવિનાભાવના અભાવથી તો આ હેતુ દૂષિત છે જ.

અસત્પ્રતિપક્ષત્વને હેતુના લક્ષણ તરીકે સ્વીકારવું એ વ્યર્થ કલ્પના છે, કેમકે જો હેતુ અવિનાભાવથી ભાવિત હશે, તો તેની સાથે પ્રતિપક્ષની સંભાવના સંભવી શકતી જ નથી. આ ઉપરથી એ સુતરાં સિદ્ધ થાય છે કે હેતુનાં ત્રણ કે પાંચ લક્ષણો માનવા ન પ્રેરાતાં અવિનાભાવરૂપ એક અસાધારણ લક્ષણ માનવું એ જ વિચક્ષણતા છે.

### હેતુના પ્રકારો—

**સ્થાનાંગ** ( સૂ૦ ૩૩૮ )માં હેતુના ચાર પ્રકાર ત્રણ રીતે દર્શાવ્યા છેઃ (અ) (૧) યાપક, (૨) સ્થાપક, (૩) વ્યંસક અને (૪) લૂષક; (આ) (૧) પ્રત્યક્ષ, (૨) અનુમાન, (૩) ઉપમાન અને (૪) શબ્દ; (ઇ) (૧) [૨]अस्ति तत अस्ति सः, (૨) [૩]अस्ति तत् नास्ति सः, (૩)

૧ અત્ર કોઇ શંકા ઊઠાવે કે ઉપર્યુક્ત ઉદાહરણમા વિપક્ષ-વ્યાવૃત્તિ નિશ્ચિત નથી. કેમકે શ્યામત્વ વિનાનો તેનો પુત્ર ન જ હોય એવો ચોક્કસ નિયમ નથી. તો આનો ઉત્તર એ છે કે 'આ તો ભાવતું હતુ ને વૈદ્યે કહ્યુ ' તેના જેવુ થયું, કેમકે આનુ નામ અવિનાભાવ નહિ તો બીજું શુ ? આ અવિનાભાવની ગેરહાજરીના પ્રભાવથી જ પ્રકૃત હેતુ અસત્ય ઠરે છે વિશેષમા આથી કરીને તો સપક્ષસત્ત્વને અગત્યનું લક્ષણ ગણવું નિરર્થક સિદ્ધ થાય છે. આથી જો વિપક્ષવ્યાવૃત્તિના નિશ્ચયને હેતુનું લક્ષણ માનતા હો તો અવિનાભાવમા જ તે અન્તર્ગત થઇ જાય છે

૨ અમુક એક પદાર્થ છે. વાસ્તે અમુક બીજો પદાર્થ પણ છે જેમકે ધુમાડો છે, માટે અગ્નિ છે જ.

૩ અમુક એક પદાર્થ છે, માટે તેનો વિરોધી બીજો પદાર્થ નથી જ જેમકે અગ્નિ છે, માટે ટંડી નથી જ.

[1]**नास्ति तत् अस्ति सः** અને (૪) [2]**नास्ति तत् नास्ति सः.**[3] આ પ્રકારો પૈકી મધ્યમ પ્રકાર સુપ્રસિદ્ધ હોવાથી બાકીના પ્રકાર સંબંધી આપણે થોડોક વિચાર કરીશું. ખૂબવિશેષણવાળા હેતુનો પ્રયોગ કરવો કે જેથી પ્રતિવાદી તે ઝટ સમજી ન જાય અને એથી તેને દૂષિત ઠેરવતાં તેને વાર લાગે. આવા હેતુની મદદથી વાદી કાલ-યાપન કરી શકે-વખત વીતાડી દે. આ પ્રમાણે જે હેતુ કાલ-યાપનમાં કામ લાગે તે 'યાપક' કહેવાય છે. પ્રસિદ્ધ વ્યાપ્તિ હોવાને લીધે જે હેતુ પોતાના સાધ્યને જલદી સ્થાપે તે 'સ્થાપક' કહેવાય છે. જે હેતુ પ્રતિવાદીને ભૂલાવામાં નાંખે-વ્યામોહ ઉપજાવે તે 'વ્યંસક' છે. વ્યંસક હેતુથી પ્રાપ્ત થયેલી આપત્તિને દૂર કરનારો હેતુ 'લૂષક' કહેવાય છે.[4]

---

૧ અમુક એક પદાર્થ નથી, માટે તેનો વિરોધી પદાર્થ છે જ. જેમકે અગ્નિ નથી, માટે શીત છે જ.

૨ અમુક એક પદાર્થ નથી, વાસ્તે બીજો અમુક પદાર્થ પણ નથી જેમકે અહીં ઝાડ નથી માટે સીસમ પણ નથી.

૩ આ ચારેનું વિસ્તૃત વિવેચન **પ્રમાણનય**૦( પ૦ ૩, સૂ૦ ૬૭ )થી શરૂ થાય છે.

૪ આ ચારેના ઉદાહરણો **સ્થાનાંગ**ની ટીકામા આપેલા છે વિશેષમા ટીકાકારે નિર્યુક્તિના આધારે નાની નાની કથાઓ આપી આ વાતને વિશદ બનાવી છે. આ કથાઓ અનુક્રમે નીચે મુજબ છે:—

( અ ) કોઇ અપતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિને વિદેશ મોકલવા માટે એમ કહ્યું કે તમે ઉજ્જૈન જાઓ. ત્યાં ઊંટની એક એક લીંડીનો એક એક રૂપિયો ઉપજે છે. આ સાભળી તે વેચવા માટે ત્યા ગયો. એટલે પેલી કુલટાએ પોતાના જાર સાથે કાલ-યાપન કર્યું.

( આ ) એક લુચ્ચો પરિવ્રાજક ગામે ગામ ફરતો હતો અને લોક-મધ્યમા આપેલું દાન ફળ-દાયક છે એમ કહી લોકોને છેતરી તેની પાસેથી દાન લેતો હતો. આ જોઇ એક શ્રાવકે તેને કહ્યું કે લોકોનો મધ્ય ભાગ તો એક જ છે; તે અનેક ગામમા કયાથી સભવે ? આથી પરિવ્રાજકની લુચ્ચાઇ પકડાઇ ગઇ.

( ઇ-ઈ ) આ બે કથામા દ્વિઅર્થી બે શબ્દો આવે છે: ( ૧ ) શકટતિત્તિરિ અને ૨ ) તર્પણુ-લોડિકા. વક્તા જે અર્થ સૂચવવા માગે છે, તેનાથી પ્રતિપક્ષી ઉલટો અર્થ કરે છે. શકટતિત્તિરિના (૧) ગાડામા આણેલ તેતર અને (૨) ગાડા સહિત તેતર એમ બે અર્થો છે. એવી રીતે તર્પણુલોડિકાના પણ (૧) સાથવામા પાણી મેળવવું તે ( જલમિશ્રિત સકથુ ) અને (૨) તેવુ મિશ્રણ કરનારી નારી એમ બે અર્થો છે.

તેતરવાળું ગાડું લઇને એક માણસ જતો હતો તેને એક ધૂર્તે પૂછ્યું કે આ શકટતિત્તિરિનો શો ભાવ છે ? પેલાએ ઉત્તર આપ્યો કે તર્પણુલોડિકા ધૂર્તે કેટલાક માણસોને ભેગા કરીને કહી સભળાવ્યું કે આ ગાડાવાળો મને શકટતિત્તિરિ ( ગાડા સહિત તેતર ) તર્પણુલોડિકાથી આપવાનું કહે છે. એ મૂલ્ય હુ આપવા તૈયાર છુ, વાસ્તે મને ગાડું અને તેતર બને મળવા જોઇએ આ સાભળી ગાડાવાળો ગભરાઇ ગયો, પરંતુ એક બીજા ધૂર્તે તેને શાત કર્યો. આના સમજાવ્યા મુજબ ગાડાવાળાએ પ્રથમ ધૂર્તને કહ્યું કે તું તર્પણુલોડિકા લાવ અને શકટતિત્તિરિ લે ધૂર્તે તરત જ પોતાની સ્ત્રીને તર્પણુલોડિકા તૈયાર કરી શકટતિત્તિરિ લેવા કહ્યુ આ સ્ત્રી સાથવામા પાણી મેળવવા બેઠી કે તરત જ પેલા ગાડાવાળાએ તેને ઉપાડી અને કહ્યુ કે હુ આ તર્પણુલોડિકા લઇને તને શકટતિત્તિરિ આપુ છુ આ સાભળી પ્રથમ ધૂર્તે શકટ-તિત્તિરિ માગવાની વાત કાઢી જ નહિ.

આ વાર્તાનો પ્રથમ ભાગ વ્યંસક હેતુના ઉદાહરણરૂપ છે, જ્યારે પાછલો ભાગ લૂષકના દૃષ્ટાંતરૂપ છે.

## તૃતીય પ્રકારની આલોચના—

તૃતીય પ્રકારની સ્થૂલ રૂપરેખા ટિપ્પણમા આલેખી છે, જ્યારે એનું થોડુંક વિવેચન નીચે મુજબ રજુ કરાય છે.

હેતુના ઉપલબ્ધિ–હેતુ અને અનુપલબ્ધિ–હેતુ એમ બે ભેદો પડે છે. વળી આ પ્રત્યેકના વિધિ અને [1]નિષેધની અપેક્ષાએ બબ્બે પ્રભેદો પડે છે. તેમા વળી આ પ્રત્યેકના અવાંતર ભેદો પણ છે. એ વાત નીચે મુજબ દર્શાવી શકાય છેઃ—




૧ જેમ વિધિ સત્તાવાચક છે તેમ નિષેધ અસત્તા( અભાવ)વાચક છે આ અભાવના જૈન શાસ્ત્રમા (અ) પ્રાગભાવ, (આ) પ્રધ્વસાભાવ, (ઇ) ઇતરેતરાભાવ અને (ઈ) અત્યન્તાભાવ એમ ચાર પ્રકારો પાડવામા આવ્યા છે જે પદાર્થની નિવૃત્તિ જ થતા જે કાર્યની ઉત્પત્તિ થાય, તે પદાર્થ તે કાર્યનો 'પ્રાગભાવ' સમજવો. અન્ય શબ્દોમા કહીએ તો કોઇ પણ પદાર્થની ઉત્પત્તિ પૂર્વે તે પદાર્થનો જે અભાવ હોય છે, તે તે પદાર્થનો 'પ્રાગભાવ' છે જેમકે માટીના પિણ્ડાકાર પરિણામની નિવૃત્તિ થતા અર્થાત્ તેની તિરોભાવ દશામા ઘટની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે ઘટની ઉત્પત્તિ પૂર્વેનો માટીનો પિણ્ડ તે ઘટનો 'પ્રાગભાવ' છે. આ પ્રાગભાવ અનાદિકાળનો છે, તેમ છતા જે સમયે ઘટ ઉત્પન્ન થાય છે તે સમયે તેનો

આ પ્રમાણે હેતુના જે [1]૨૫ પ્રકારો પડે છે, તે પ્રત્યેકનું ઉદાહરણ નીચે મુજબ છે.

**સાધ્યની સાથે સંબંધ ધરાવનાર અવિરૂદ્ધ એવા વિધિસાધક છ હેતુઓ અને તેનાં દષ્ટાન્તો—**

(૧) શબ્દ પરિણામી છે, કાર્ય હોવાથી ( પ્રયત્ન વિના ઉત્પન્ન નહિ થતો હોવાથી ). અત્ર પરિણામીનું ક્ષેત્ર કાર્યના ક્ષેત્રથી મોટું છે એટલે કાર્યત્વ વ્યાપ્ય છે

(૨) પર્વત અગ્નિમાન્ છે, ધૂમવાન્ હોવાથી. અત્ર ધૂમ અગ્નિનું કાર્ય હોવાથી આ કાર્ય-હેતુ છે.

(૩) વરસાદ પડશે, વિશિષ્ટ મેઘની અન્યથા અનુપપત્તિ હોવાથી. અત્ર વિશેષ પ્રકારનું વાદળું એ કારણ છે અને વૃષ્ટિ એ કાર્ય છે એટલે આ કારણ-હેતુ છે

(૪) શકટનો ઉદય થશે, અત્યારે કૃત્તિકાનો ઉદય થયેલો હોવાથી. કૃત્તિકાના ઉદય પછી એક મુહૂર્ત વીત્યા બાદ શકટનો ઉદય થાય છે એવો નિયમ છે એથી કૃત્તિકાનો ઉદય એ શકટના ઉદયની પૂર્વેનો છે એટલે અત્ર હેતુ ' પૂર્વચર ' છે.

(૫) ભરણિનો ઉદય થઇ ગયો છે, અત્યારે કૃત્તિકાનો ઉદય હોવાથી. ભરણિનો ઉદય થયા પછી એક મુહૂર્તે કૃત્તિકાનો ઉદય થાય છે. આથી કૃત્તિકાનો ઉદય એ ' ઉત્તરચર ' હેતુ છે.

(૬) બીજોરૂં રૂપવાળુ છે, રસવાળું હોવાથી. રૂપ અને રસ સહભાવી હોવાથી આ 'સહચર' હેતુ છે.

**નિષેધરૂપે સાધ્યને સિદ્ધ કરનારા વિધિરૂપ હેતુના છ પ્રકારો અને તેનાં ઉદાહરણો—**

(૭) સર્વથા એકાન્ત સ્વરૂપવાળી કોઇ વસ્તુ નથી, અનેકાન્તની ઉપલબ્ધિ હોવાથી.

---

( પ્રાગભાવનો ) નાશ થાય છે. આથી સમજાય છે કે દરેક અનાદિ પદાર્થ નાશરહિત છે એમ માનવું અસંગત છે

જે ઉત્પન્ન થતા જે કાર્યનો અવશ્ય વિનાશ થાય, તે તે કાર્યનો 'પ્રધ્વસાભાવ' કહેવાય છે. જેમકે ઘટને ફોડીને કપાલ બનાવતા તે કપાલરૂપ કાર્યમા ઘટનો પ્રધ્વસરૂપ અભાવ જોવાય છે; માટે કપાલ તે ઘટનો પ્રધ્વસાભાવ છે. અર્થાત્ કપાલની આવિર્ભાવ દશામા ઘટની જે તિરોભાવરૂપ અવસ્થા તેને-કપાલના આવિર્ભાવને ઘટનો પ્રધ્વંસાભાવ જાણવો. ઘટનો ધ્વસ અત વિનાનો છે, કેમકે ફુટેલા ઘટમાથી એનો એ જ ઘટ ઉત્પન્ન થઇ શકતો નથી. એટલે કે આદિમાન્ ધ્વસ નાશરહિત ઠર્યો. વાસ્તે દરેક આદિમાન્ પદાર્થ નાશવત જ છે એમ માનવુ યુકિત-વિકલ છે.

એક સ્વભાવથી બીજા સ્વભાવની વ્યાવૃત્તિ તે ' ઇતરેતરાભાવ ' છે. આને ' અન્યોન્યાભાવ ' તેમજ 'અન્યાપોહ' પણ કહેવામા આવે છે. જેમકે ઘટના સ્વભાવથી પટનો સ્વભાવ જુદો છે, વાસ્તે ઘટ અને પટ ભિન્ન છે એટલે ઘટનો પટમા અને પટનો ઘટમા 'ઇતરેતરાભાવ' છે.

અતીત, વર્તમાન અને અનાગત એ ત્રણે કાળની અપેક્ષાએ એકતારૂપ પરિણામની વ્યાવૃત્તિ તે 'અત્યન્તાભાવ' છે. જેમ ચેતનનો અચેતનમા, અચેતનનો ચેતનમા, ભવ્યત્વનો અભવ્યત્વમાં ઇત્યાદિ.

૧ આ સર્વ પ્રકારો સ્વતત્ર છે એમ **પ્રમાણનય૦**ના તૃતીય પરિચ્છેદ જોવાથી જણાય છે. વિશેષમા આ સબધમા **જૈનતર્કપરિભાષા** (પત્રાક ૧૨૩-૧૨૪) તરફ દૃષ્ટિપાત કરવો નિરર્થક નહિ થાય.

(૮) આ વ્યક્તિને તત્ત્વનો નિશ્ચય થયો નથી, તેમાં સંદેહ હોવાથી. અત્ર સંદેહ અનિશ્ચયથી વ્યાપ્ત છે.

(૯) આ વ્યક્તિનો ક્રોધ શમ્યો નથી, તેના વદનમાં વિકાર હોવાથી. અત્ર વદનનો વિકાર એ અનુપશમનુ કાર્ય છે.

(૧૦) આ વ્યક્તિનું વચન અસત્ય નથી, તેનું જ્ઞાન રાગ–દ્વેષાદિ કલંકથી રહિત હોવાને લીધે. અસત્યનુ કારણ રાગ–દ્વેષાદિ કલંક છે એટલે આ કારણ–હેતુ છે.

(૧૧) મુહૂર્ત પછી પુષ્પતારાનો ઉદય થશે નહિ, રોહિણીનો અત્યારે ઉદય થયેલો હોવાથી.

(૧૨) મુહૂર્ત પૂર્વે મૃગશિરનો ઉદય થયો હતો નહિ, અત્યારે પૂર્વફલ્ગુનીનો ઉદય હોવાથી.

(૧૩) આ મહાનુભાવનુ જ્ઞાન મિથ્યાજ્ઞાન નથી, સમ્યગ્દર્શનથી તે વાસિત હોવાથી. અત્ર સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનની સહચરતા છે.

**પ્રતિષેધદ્યોતક અવિરૂદ્ધ અનુપલબ્ધિરૂપ હેતુનાં દૃષ્ટાન્તો—**

(૧૪) આ સ્થળે ઘડો નથી, નેત્રાદિ સામગ્રી હોવા છતા તેનું દર્શન નહિ થતું હોવાથી.

(૧૫) આ પ્રદેશમા કેરીનું ઝાડ નથી, કોઇ પણ વૃક્ષની ઉપલબ્ધિ નહિ હોવાથી.

(૧૬) અહીં અપ્રતિહત સામર્થ્યવાળું બીજ નથી, અંકુરના દર્શન નહિ થતા હોવાથી.

(૧૭) આ વ્યક્તિમા પ્રશમ, સંવેગ, ઇત્યાદિ ભાવો નથી, સમ્યગ્દર્શનનો અભાવ હોવાથી.

(૧૮) મુહૂર્ત પછી સ્વાતિ નક્ષત્રનો ઉદય થશે નહિ, અત્યારે ચિત્રા નક્ષત્રનો ઉદય નહિ જોવાતો હોવાથી.

(૧૯) મુહૂર્ત પૂર્વે ભરણીનો ઉદય થયો હતો નહિ, અત્યારે કૃત્તિકાનો ઉદય નહિ થયેલો હોવાથી.

(૨૦) આ વ્યક્તિનુ જ્ઞાન સમ્યગ્જ્ઞાન નથી, તેનામા સમ્યગ્દર્શનની અનુપલબ્ધિ હોવાથી.

**વિધિસાધક વિરૂદ્ધ અનુપલબ્ધિરૂપ હેતુનાં દૃષ્ટાન્તો—**

(૨૧) આ વ્યક્તિમા રોગનો અતિશય છે, આરોગ્યના વ્યાપારના ચિહ્નોની અનુપલબ્ધિ હોવાથી.

(૨૨) આ પ્રાણીને કષ્ટ છે, ઇષ્ટ સંયોગનો અભાવ હોવાથી.

(૨૩) સમસ્ત વસ્તુઓ અનેકાન્ત–સ્વભાવવાળી છે, એકાન્ત-સ્વભાવની અનુપલબ્ધિ હોવાથી.

(૨૪) અહીં છાયા છે, ઉષ્ણતાની અનુપલબ્ધિ હોવાથી

(૨૫) આનુ જ્ઞાન મિથ્યાજ્ઞાન છે, સમ્યગ્દર્શનની અનુપલબ્ધિ હોવાથી.

**હેત્વાભાસ—**

હેતુના સ્થાનમાં યોજાયેલો હોવાથી હેતુ જેવો જણાય, પરંતુ ખરી રીતે સત્ય નિર્ણય કરવામાં જે કામ ન લાગે તે ‘ હેત્વાભાસ ’ કહેવાય છે. અન્ય શબ્દોમાં કહીએ તો હેતુનું અવિનાભાવરૂપ લક્ષણ જે હેતુમાં ન હોય તે ‘ હેત્વાભાસ ’ કહેવાય છે. એટલે કે અન્યથાનુપપત્તિરૂપ લક્ષણની પ્રતીતિ ન હોય કે તેમા સંશય રહેતો હોય કે તેનો ચોખ્ખો વિપર્યાસ જણાતો હોય

ત્યારે 'હેત્વાભાસ'નું ઉત્થાન થાય છે. આ હેત્વાભાસના (૧) અસિદ્ધ, (૨) વિરૂદ્ધ અને (૩) અનૈકાન્તિક (વ્યભિચારી) એમ ત્રણ પ્રકારો છે. આ વાત જૈન તાર્કિકોને જ સમ્મત છે એમ નથી, કિન્તુ **ન્યાયપ્રવેશ, ન્યાયબિન્દુ** અને **પ્રશસ્તપાદ ભાષ્ય**માં પણ આ જ ત્રણ પ્રકારો છે. આથી **ગૌતમે**–નૈયાયિકોએ સ્વીકારેલ કાલાતીત ( બાધિત ) અને સત્પ્રતિપક્ષ નામના બે અધિક હેત્વાભાસો વૈશેષિક, બૌદ્ધ કે જૈન ગ્રન્થમાં મૂળ ક્રમમાં નથી એમ ફલિત થાય છે.

## પરાર્થાનુમાન માટે આવશ્યક અવયવો—

વ્યુત્પન્નમતિવાળા, નિપુણ યા તજ્જ્ઞ શ્રોતાને માટે તો હેતુને પ્રતિપાદન કરનારૂં વચન યાને હેતુ-પ્રયોગ એમ એક જ અવયવ અનુમાનાર્થે પર્યાપ્ત છે. તેના માટે પક્ષપ્રયોગાદિની આવશ્યકતા નથી. હેતુનો પ્રયોગ તથોપપત્તિ વડે અને અન્યથોપપત્તિ વડે એમ બે પ્રકારે થાય છે, પરંતુ ધ્યાનમાં રાખવું કે એથી એ બે પ્રકારમા અર્થ–ભેદ છે એમ નહિ, કિન્તુ એક જ ભાવની વિધિ–નિષેધરૂપ બે બાજુનું સૂચન કરનારી શબ્દ–રચનામાં ભિન્નતા છે.[1] સાધ્યની હૈયાતી હોય તો જ હેતુની ઉપપત્તિ ( ઘટવાપણું ) તે 'તથોપપત્તિ' છે, જ્યારે અન્યથા એટલે સાધ્ય ન હોય ત્યારે–તેની અભાવદશામાં હેતુની ઉપપત્તિ તે 'અન્યથોપપત્તિ' છે. આ બંને હેતુ–પ્રયોગની આવશ્યકતા નથી; શ્રોતાને સાધ્યની પ્રતીતિ ગમે તે એક હેતુ–પ્રયોગ દ્વારા થઇ ગઈ હોય તો અન્ય પ્રયોગની જરૂર નથી. સાધન વડે સાધ્ય ક્યાં સિદ્ધ કરવું એથી અજ્ઞાત મન્દમતિ માટે અર્થાત્ પક્ષભાનથી વંચિત પ્રતિવાદીની અપેક્ષાએ પક્ષનો પ્રયોગ આવશ્યક છે, કેમકે વાદીએ સાચા હેતુનો પ્રયોગ કર્યો હોય, છતાં પક્ષથી અજ્ઞાત પ્રતિવાદી તેને વિપક્ષમાં વર્તમાન ગણી હેતુને વિરૂદ્ધ હોવાની શંકા કરે.

આવી રીતે વિચારતાં મન્દતર બુદ્ધિવાળા માટે [2]દૃષ્ટાન્તની પણ જરૂર છે, કારણ કે જે

---

૧ દાખલા તરીકે 'શરીરે સુખી તે સુખી સર્વ વાતે' એ કથન અને 'શરીરે દુઃખી તે દુઃખી સર્વ વાતે' એ કહેવતમા પ્રથમ પ્રયોગ વિધિસ્વરૂપી છે અને દ્વિતીય નિષેધાત્મક છે, કિન્તુ તે બેના અર્થમા કઇ ભેદ-ભાવ નથી પર્વત અગ્નિમાન્ હોવો જોઇએ, કેમકે અગ્નિનુ અસ્તિત્વ હોય તો જ ધૂમનું અસ્તિત્વ ઘટી શકે એ કથન અને પર્વત અગ્નિમાન્ હોવો જોઇએ, કેમકે અગ્નિ ન હોય તો ધૂમનું અસ્તિત્વ ન બધ બેસે એ કથનમા અર્થ-ભેદ નથી પરંતુ એક જ સ્વરૂપને દર્શાવનારી શબ્દ–રચના ભિન્ન છે

૨ દૃષ્ટાન્ત કહો કે ઉદાહરણ કહો કે જ્ઞાત કહો તે એક જ છે **સ્થાનાંગ** ( સૂ૦ ૩૩૮ )માં જ્ઞાતના (અ) આહરણ, (આ) આહરણતદ્દેશ, (ઇ) આહરણતદ્દોષ અને (ઈ) ઉપન્યાસોપનય એમ ચાર પ્રકારો દર્શાવ્યા છે. વિશેષમા ત્યા આ પ્રત્યેકના પણ ચાર ચાર અવાતર ભેદો બતાવવામા આવ્યા છે. જેમકે આહરણના (અ) અપાય, (આ) ઉપાય, (ઇ) સ્થાપનાકર્મ અને (ઈ) પ્રત્યુત્પન્નવિનાશી આ છેલ્લા બે ભેદો તો ન્યાય-વાક્યના અગભૂત દૃષ્ટાન્તો જ છે એમ તેના નીચે મુજબના સ્વરૂપથી સમજાય છે:—

કોઇ અનિષ્ટ પ્રસગ ખડો કરવામા આવ્યો હોય તેને જે દૃષ્ટાન્ત દ્વારા દૂર કરી ઇષ્ટ તત્ત્વનું સ્થાપન કરાય, તે દૃષ્ટાન્ત 'સ્થાપનાકર્મ' છે આનુ ઉદાહરણ એ છે કે ધારો કે શબ્દને કૃતકત્વ હેતુની મદદથી અનિત્ય સિદ્ધ કરનારા વાદીને કોઇ પ્રતિવાદી કહે કે વર્ણાત્મક શબ્દ નિત્ય છે, વર્ણને નિત્ય ગણેલા હોવાથી, ત્યા કૃતકત્વનો અભાવ હોવાથી. આ પ્રમાણે વાદીના હેતુમા વ્યભિચારરૂપ અનિષ્ટ પ્રસગ આવતા વાદી પોતાના હેતુના સમર્થનાર્થે એમ કહે કે વર્ણાત્મક શબ્દ અનિત્ય છે પોતાના કારણના ભેદથી ભિન્ન

પ્રતિવાદી વ્યાપ્તિના સંબંધને ભૂલી ગયો હોય તેને તેનું સ્મરણ કરાવવામાં આ પ્રયોગ ઉપયોગી છે.

દૃષ્ટાન્તને વિષે હેતુની યોજના કરવાથી જે અજ્ઞાત હોય એવા જડમતિ માટે ઉપનય પણ આવશ્યક અંગ છે. સાધ્યના આધારરૂપી ધર્મીમાં હેતુનો જે ઉપસંહાર કરવો તે 'ઉપનય' છે. એમ **પ્રમાણનય૦** ( પ. ૩ )ના નિમ્ન-લિખિત ૪૯ મા સૂત્ર ઉપરથી જોઇ શકાય છે:—

" हेतोः साध्यधर्मिण्युपसंहरणमुपनयः "

સાધ્ય-ધર્મને ફરીથી પક્ષમા ઘટાવવો તે [1]નિગમન છે એમ **પ્રમાણનય૦**ના નિમ્ન-લિખિત-

" साध्यधर्मस्य पुनर्निगमनम् "

—અનન્તર સૂત્ર ઉપરથી જાણી શકાય છે. આ પ્રમાણે આપણે [2]પક્ષપ્રયોગાદિ [3]પાંચ

---

હોવાથી, ઘડાની જેમ. આ પ્રમાણે ઘડાના દૃષ્ટાન્તથી અનિષ્ટ પ્રસંગને દૂર કરી હેતુનુ સમર્થન થાય છે, વાસ્તે આ ઉદાહરણ 'સ્થાપના-કર્મ' છે.

પ્રત્યુત્પન્નવિનાશી એટલે અનિષ્ટ પ્રસંગ પ્રાપ્ત થતા તેનો તત્કાલ નાશ કરવા આપવામા આવેલું ઉદાહરણ. જેમકે કોઇએ કહ્યું કે આત્મા અકર્તા છે, અમૂર્ત હોવાથી, આકાશની જેમ. આ જૈન વાદીને અનિષ્ટ પ્રસંગ છે એટલે તે તરત જ એના પ્રતીકાર તરીકે એમ કહે કે આત્મા કથંચિત્ મૂર્ત હોવાથી કર્તા છે, દેવદત્તની પેઠે. અત્ર દેવદત્તનું દૃષ્ટાન્ત ઉપર્યુક્ત અનિષ્ટ પ્રસંગનુ તરત જ નિવારણ કરે છે, વાસ્તે આ ઉદાહરણ 'પ્રત્યુત્પન્નવિનાશી' છે

બાકીના ભેદ-પ્રભેદો પ્રસ્તુતમા અનુપયોગી હોવાથી તેની રૂપરેખા અત્ર ન આલેખતા તેના જિજ્ઞાસુને **સ્થાનાંગ** તેમજ તેની શ્રી**અભયદેવસૂરિ**કૃત વૃત્તિ ( પત્રાંક ૨૫૩-૨૬૨ ) જોવા ભલામણ છે.

દૃષ્ટાન્ત પણ પક્ષ અને હેતુની જેમ અશુદ્ધ હોઇ શકે છે. એવા દૃષ્ટાન્તને 'દૃષ્ટાન્તાભાસ' કહેવામા આવે છે. આના સાધર્મ્ય અને વૈધર્મ્યની અપેક્ષાએ બે ભેદો પડે છે આ ભેદોની સખ્યા પરત્વે જૈન-અજૈન તાર્કિકોમા મત-ભેદ છે. **ન્યાયપ્રવેશ**મા પ્રત્યેકના પાચ પાચ પ્રકાર, **પ્રશસ્તપાદભાષ્ય**મા તેમજ **ન્યાયાવતાર**મા ૭ ૭ અને **ન્યાયબિન્દુ** તથા **પ્રમાણનય૦** ( ૫૦ ૬, સૂ૦ ૫૮, ૬૯ )મા નવ નવ પ્રકારો દૃષ્ટિગોચર થાય છે. ગ્રન્થનું કલેવર વધી જવાના ભયથી આ સબધમા વિશેષ ઉલ્લેખ ન કરતા તેના જિજ્ઞાસુને **ન્યાયકુસુમાંજલિ**નુ સ્પષ્ટીકરણ ( પૃ૦ ૧૩૭-૧૪૭ ) જોવા વિનતિ છે

૧ અત્ર એ ધ્યાનમા લેવા જેવી વાત છે કે **અક્ષપાદે** નિગમનનું "**हेत्वपदेशात् प्रतिज्ञायाः पुनर्वचनं निगमनं**" ( ૧-૧-૩૯ ) એવુ જે લક્ષણ આપ્યુ છે, તે જ દશ૦નિર્યુક્તિ ( ગા૦ ૧૪૪ )મા થોડા ફેરફાર સાથે "**दसमो पस अवयवो पइन्नहेऊ पुणो वयणं**" રૂપે દેખાય છે

૨ પક્ષપ્રયોગનુ બીજુ નામ 'પ્રતિજ્ઞા' છે, કેમકે એમા સાધ્યનો નિર્દેશ કરવામા આવે છે. **પ્રમાણમીમાંસા** ( ૨-૧-૧૧ )મા પ્રતિજ્ઞાનું "**साध्यनिर्देशः प्रतिज्ञा**" આ પ્રમાણે આપેલું લક્ષણ આ વાતને સ્ફુટ કરે છે.

૩ સાખ્યો પ્રતિજ્ઞા, હેતુ અને ઉદાહરણ એમ ત્રણ અવયવો માને છે ( જુઓ પાચમી **સાંખ્યકારિકાની માઠરવૃત્તિ** ), મીમાસકો આ ઉપરાત ઉપનયને એટલે એકદર ચાર માને છે; અને નૈયાયિકો નિગમન સહિત પાચેને માને છે ( જુઓ **ગૌતમસૂત્ર** ૧-૧-૩૨ ).

અવયવો જોયાં. આ ઉપરાંત પક્ષ-શુદ્ધિ ઇત્યાદિ બીજા પાંચ અવયવો પણ છે[1], જોકે આનો ઉપયોગ પક્ષાદિના યથાર્થ સ્વરૂપથી અનભિજ્ઞ જનને ઉદ્દેશીને છે.

**અનુમાનનું પ્રામાણ્ય—**

બૌદ્ધો અનુમાનને વ્યવહાર-સાધક માને છે, પરંતુ પ્રત્યક્ષ પ્રમાણ જેટલું ઉચ્ચ સ્થાન આપતા નથી. તેમની માન્યતા મુજબ અનુમાનનો વિષય જે સામાન્ય છે તે કલ્પિત છે. એથી તેઓ અનુમાનને પ્રત્યક્ષથી ગૌણ ગણે છે. ચાર્વાકો તો સર્વથા અનુમાનનો અસ્વીકાર કરે છે. પરંતુ પ્રત્યક્ષનો સ્વીકાર તેઓ કયા પ્રમાણના આધારે કરે છે એ વિચારતાં તેઓ પણ અનુમાનને પ્રમાણરૂપે મંજુર રાખે છે એમ ભાસ્યા વિના નહિ રહે. વળી પારકાના હૃદયની વૃત્તિનું જ્ઞાન પ્રત્યક્ષથી અશક્ય છે; એ તો તેની વિશિષ્ટ ચેષ્ટા ઉપરથી સમજાય છે એટલે કે આ પણ અનુમાનનું જ ફળ છે. આથી અનુમાનને પ્રમાણરૂપ માનવું એમાં પણ્ડિતોની શોભા છે.

**આગમ-પ્રમાણ—**

આગમનું લક્ષણ **પ્રમાણનય૦** ( પ૦ ૪ )માં એમ આપવામાં આવ્યું છે કે—

**“ आप्तवचनादाविर्भूतमर्थसंवेदनमागमः ॥१॥ उपचारादाप्तवचनं च ॥२॥”**

અર્થાત્ આપ્તના વચનથી ઉત્પન્ન થયેલો અર્થનો બોધ તે ‘ આગમ ’ છે. ( કાર્યમા કારણનો ) ઉપચાર કરવાથી આપ્તના વચનને પણ ‘ આગમ ’ કહેવામાં આવે છે. આ પ્રમાણે આગમનું લક્ષણ વિચારતાં ‘ આપ્ત ’ એટલે શું તે જાણ્યા વિના એનો પૂરેપૂરો ખ્યાલ આવતો નથી, તેથી **પ્રમાણનય૦** ( પ૦ ૪, સૂ૦ ૪ )માંનું નીચે મુજબનું આપ્તનું લક્ષણ જોઇ લઇએઃ—

**“ अभिधेयं वस्तु यथाऽवस्थितं यो जानीते यथाज्ञानं चाभिधत्ते स आप्तः ”**

અર્થાત્ કહેવા લાયક પદાર્થ જેવો છે તેવો તેને જે જાણે છે તેમજ જેવો જાણ્યો તે પ્રકારે ( નહિ કે અન્યરૂપે ) જે તેનું કથન કરે છે તે ‘ આપ્ત ’ છે.

**આગમ અને અનુમાનમાં અંતર—**

આગમ-પ્રમાણ કહો કે શબ્દ-પ્રમાણ કહો તે એક જ છે, કિન્તુ અનુમાન-પ્રમાણથી તો એ ભિન્ન છે. અર્થાત્ વૈશેષિકો શબ્દ-પ્રમાણને અનુમાનમાં દાખલ કરે છે તે વાત જૈનોને માન્ય નથી. વસ્તુ-સ્થિતિ એમ છે કે ખરૂં ખોટું સોનું પારખનારને સુવર્ણનું જ્ઞાન જેમ પ્રત્યક્ષ જ છે, અર્થાત્ એમાં સુવર્ણને લગતી અમુક વિશિષ્ટતાઓ છે કે નહિ ઇત્યાદિ ઊહાપોહ વિનાનુ હોવાથી તે

---

૧ આ વાતનો નિર્દેશ **દશવૈકાલિક** ( આદ્ય અધ્યયન )ની **શ્રીભદ્રબાહુસ્વામી**એ રચેલી નિર્યુક્તિમા છે, જ્યારે તેનું વિસ્તૃત વર્ણન એની **શ્રીહરિભદ્ર**સૂરિકૃત ટીકા ( પત્રાક ૬૩-૬૮ મા છે. એના જિજ્ઞાસુને આ ટીકા જોવા ખાસ વિનતિ કરવામા આવે છે, જોકે અત્ર એ સબધમા વિવેચન વધી જવાના ભયથી વિરમવામા આવે છે.

પ્રત્યક્ષ છે, તેમ શબ્દ–જ્ઞાનમાં વ્યુત્પન્ન બનેલાને શબ્દ સાંભળતાં જ અર્થનો જે બોધ થાય છે તે અનુમાન નહિ પણ શબ્દ–પ્રમાણ જ છે.

કહેવાની મતલબ એ છે કે જે અભ્યાસીને સુવર્ણનું દર્શન થતાં કે શબ્દનું શ્રવણ થતાં વ્યાપ્તિની આવશ્યકતા ન રહે તેને માટે તે સુવર્ણ–જ્ઞાન પ્રત્યક્ષ–પ્રમાણ અને શાબ્દ–બોધ શબ્દ–પ્રમાણ છે; પરંતુ જે અભ્યાસી સોનું જોતાં આ સોનું હોવું જોઇએ, સોનાને લગતી આટલી વિશિષ્ટતાઓ તેમાં હોવાથી એ પ્રકારની વ્યાપ્તિની અપેક્ષા વડે એ સોનું હોવાનો નિર્ણય કરે તેને માટે એ જ્ઞાન અનુમાનરૂપ છે, નહિ કે પ્રત્યક્ષરૂપ. એવી રીતે જે અભ્યાસીને શબ્દ સાંભળતા તરત શાબ્દ–બોધ ન થતાં વ્યાપ્તિ–ગ્રહણરૂપ વિચાર કર્યા બાદ શાબ્દ–બોધ થાય, તેનો તે બોધ બેશક અનુમાન છે.

આ પ્રમાણે પ્રમાણ–પરિચયના પ્રકરણમાં આગળ વધીએ તે પૂર્વે પ્રમાણોના પ્રકારો સંબંધી નિમ્ન–લિખિત કોષ્ઠક જોઇ લઇએ:




આપણે ૧૭૮ મા પૃષ્ઠમાં મતિજ્ઞાનના પર્યાયોનો વિચાર કરતાં સાથે સાથે આટલે સુધી સ્મરણાદિ પાંચ પરોક્ષ પ્રમાણોનું સ્થૂળ સ્વરૂપ વિચારી લીધું. આગળ ઉપર નય–મીમાંસામા યથાસાધન એ સંબંધમાં વિશેષ નિવેદન કરવાનો ઇરાદો રાખી હાલ તુરત તો મતિજ્ઞાનના પ્રકારોને લગતા પ્રશ્નો હાથ ધરીએ. તેમા સૌથી પ્રથમ તો મતિજ્ઞાનના ભેદ–પ્રભેદો છે કે નહિ અને હોય તો તે કેટલા અને કયા છે એ પ્રશ્નનો ઉત્તર ગ્રન્થકારના શબ્દોમાં વિલોકીએ

## सा च मतिर्द्वेधा–श्रुतनिश्रिता-ऽनिश्रितभेदात्

અર્થાત્ એ મતિજ્ઞાન બે પ્રકારનું છે–(૧) શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત. આ બેનાં લક્ષણો ગ્રન્થકાર અનુક્રમે નીચે મુજબ આપે છે :—

श्रुतपरिकर्मितमतेर्व्यवहारकाले पुनरश्रुतानुसारितया समुत्पद्यमानबुद्धिरूपत्वम्, शास्त्रपरिकर्मितमतेरुत्पादकाले शास्त्रार्थपर्यालोचनं विनैव जायमानबुद्धिरूपत्वं वा श्रुतनिश्रितमतेर्लक्षणम् । ( १६ )

श्रुताभ्यासं विना स्वाभाविकविशिष्टक्षयोपशमवशाज्जायमानबुद्धिरूपत्वम्, सर्वथा शास्त्रार्थस्पर्शरहितस्य केवलमतिज्ञानावरणक्षयोपशमानुभवेन यथाऽवस्थितवस्तुपरिच्छेदकबुद्धिरूपत्वं वाऽश्रुतनिश्रितमतेर्लक्षणम् । ( १७ )[2]

**શ્રુતનિશ્રિત મતિજ્ઞાનનું લક્ષણ**

અર્થાત્ [3]શ્રુત વડે પરિપક્વ થયેલી-સંસ્કાર પામેલી બુદ્ધિવાળા જીવને વ્યવહાર-કાલમાં-કાર્ય-સમયે શ્રુતને અનુસર્યા વિના ઉત્પન્ન થતી બુદ્ધિને 'શ્રુતનિશ્રિત મતિજ્ઞાન' કહેવામાં આવે છે. અથવા આનું લક્ષણ એ છે કે શાસ્ત્ર દ્વારા પરિપક્વ થયેલી બુદ્ધિવાળાને ઉત્પત્તિ-કાલમાં એટલે કે ઉપયોગ-અવસ્થામાં શાસ્ત્રના અર્થનો વિચાર કર્યા વિના ઉત્પન્ન થતી બુદ્ધિ તે 'શ્રુતનિશ્રિત મતિજ્ઞાન' છે.

---

૧ જૈનતર્કપરિભાષાના ૧૧૪ મા પત્રમા શ્રુતાનુસારિત્વનુ લક્ષણ એમ આપ્યું છે કે—

" श्रुतानुसारित्वं च संकेतविषयपरोपदेशं श्रुतग्रन्थं वाऽनुसृत्य वाच्यवाचकभावेन संयोज्य घटो घट इत्याद्यन्तर्जल्पाकारग्राहित्वम् "—

અર્થાત્ સંકેત સંબંધી પરોપદેશ કે આગમ-ગ્રન્થને અનુસરીને અને વાચ્યવાચક ભાવથી જોડીને ઘટ ઘટ એવું આન્તરિક ઉચ્ચારણ તે 'શ્રુતાનુસારિત્વ' છે.

૨ આ બંને લક્ષણોનો સુંદર રીતે **વિશેષાવશ્યક**ની નિમ્ન-લિખિત ૧૬૯ મી ગાથામા સમાવેશ થયેલો જોવાય છે:—

" पुव्वं सुयपरिकम्मियमइस्स जं संपयं सुयाईयं च ।
तं निस्सियमियरं पुण अणिस्सियं मइचउक्कं तं ॥ "

[ पूर्वं श्रुतपरिकर्मितमतेर्यत् साम्प्रतं श्रुतातीतम् ।
तद् निश्रितमितरत् पुनरनिश्रितं मतिचतुष्कं तत् ॥ ]

એનું અક્ષરશઃ સામ્ય કર્મવિપાક નામના પ્રથમ કર્મગ્રન્થ ( ગા૦ ૪ )ની શ્રીદેવેન્દ્રસૂરિકૃત સ્વોપજ્ઞ વૃત્તિના આઠમા પત્રગત નિમ્ન-લિખિત પંક્તિઓમા દૃષ્ટિગોચર થાય છે —

" यत् प्रायः श्रुताभ्यासमन्तरेणापि सहजविशिष्टक्षयोपशमवशादुत्पद्यते तदश्रुतनिश्रितमौत्पत्तिक्यादिबुद्धिचतुष्टयम्,...यत् तु पूर्वं श्रुतपरिकर्मितमतेर्व्यवहारकाले पुनरश्रुतानुसारितया समुत्पद्यते तत् श्रुतनिश्रितम् "

૩ 'શ્રુત' શબ્દના બે અર્થો થાય છે —( અ ) પરોપદેશ અને ( આ ) આગમ-ગ્રન્થ.

**અશ્રુતનિશ્રિત મતિજ્ઞાનનું લક્ષણ**

શ્રુતના અભ્યાસ વિના—એના સંસ્કાર વગર સ્વાભાવિક વિશિષ્ટ ( અર્થાત્ મતિજ્ઞાનાવરણીય કર્મના ) ક્ષયોપશમથી ઉત્પન્ન થતી બુદ્ધિ તે ' અશ્રુતનિશ્રિત મતિજ્ઞાન ' છે. અન્ય શબ્દોમાં કહીએ તો સર્વથા શાસ્ત્રના અર્થનો જરા પણ સ્પર્શ કર્યા વિના ફક્ત મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમની મદદથી વસ્તુનો યથાર્થ બોધ કરાવનારી મતિ તે ' અશ્રુતનિશ્રિત મતિજ્ઞાન ' છે.

આ ઉપરથી સમજાય છે કે પ્રથમ પ્રકારના મતિજ્ઞાનમાં સંકેત–કાલમાં શ્રુતાનુસારિત્વ રહેલું છે અર્થાત્ આ જ્ઞાન ઉત્પન્ન થયુ તે પૂર્વે તે શ્રુતજ્ઞાનથી સંસ્કારિત થયેલું છે, કિન્તુ ઉત્પત્તિ–સમયે શ્રુત તેના ઉપર કશો પ્રભાવ પાડતું નથી; જ્યારે દ્વિતીય પ્રકારમાં તો સંકેત–કાલમાં પણ શ્રુતને અનુસરવાપણું રહેલું નથી. એટલે સંકેત–કાલને આશ્રીને નહિ, કિન્તુ ઉત્પત્તિ–સમયને લક્ષ્યમાં રાખીને એમ કહી શકાય કે—

**" इन्द्रियमनोनिमित्तं श्रुताननुसारि ज्ञानं मतिज्ञानं, श्रुतानुसारि च श्रुतज्ञानम् "**

અર્થાત્ ઇન્દ્રિય અને મનરૂપ નિમિત્તવાળું તેમજ શ્રુતને નહિ અનુસરનારૂં જ્ઞાન તે ' મતિ-જ્ઞાન ' છે, જ્યારે ઇન્દ્રિય અને મનરૂપ નિમિત્તવાળું અને શ્રુતને અનુસરનારૂ જ્ઞાન તે 'શ્રુતજ્ઞાન' છે.

આ પ્રત્યેક પ્રકારના મતિજ્ઞાનના ચાર ચાર ભેદો છે. તેમા શ્રુતનિશ્રિત મતિજ્ઞાનના અવગ્રહ, ઈહા, અપાય અને ધારણા એ ચાર ભેદો છે એમ ગ્રન્થકાર નિમ્ન-લિખિત શબ્દો દ્વારા સૂચવે છેઃ—

**श्रुतनिश्रितं चतुर्धा–अवग्रहेहाऽपायधारणाभेदात्**

આ પૈકી [૨]અવગ્રહનું લક્ષણ બાંધતા ગ્રન્થકાર કહે છે કે—

**अनिर्दिश्यमानसामान्यमात्रार्थग्रहणरूपत्वमवग्रहस्य लक्षणम् । (१८)**

**અવગ્રહનું લક્ષણ**

અર્થાત્ (અન્ય વ્યક્તિને) ન દર્શાવી શકાય એવું અને ફક્ત (એટલે કે સત્તારૂપ નહિ પરંતુ એથી વિશિષ્ટ ) સામાન્યને ગ્રહણ કરનારૂં જ્ઞાન ' અવગ્રહ ' કહેવાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે રૂપ, રસ વગેરે વિશેષતાઓ વડે જેનો નિર્દેશ થયો નથી એવા અને એથી કરીને અવ્યક્ત સ્વરૂપવાળા અર્થનું દર્શન થયા બાદ તેનું સામાન્યપણે આદ્ય ગ્રહણ–તેનો સ્થૂલમા સ્થૂલમા બોધ તે 'અવગ્રહ' છે. આ સંબંધમાં **તત્ત્વાર્થરાજ૦** ( પૃ૦ ૪૨ )મા કહ્યુ પણ છે કે—

**" विषयविषयिसन्निपातसमन्तरमाद्यग्रहणमवग्रहः "**

---

૧ જુઓ જૈનતર્કપરિભાષાનું ૧૧૪ મુ પત્ર.

૨ अवकृष्टो ग्रहोऽवग्रहः ।

અવગ્રહના પણ વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહ એમ બે વિભાગો પડે છે. તેમાં

**शब्दादिरूपेण परिणतद्रव्याणामुपकरणेन्द्रियैः सह प्रथमतः सम्प्राप्त-**

વ્યંજનાવગ્રહનું લક્ષણ **सम्बन्धरूपत्वं व्यञ्जनावग्रहस्य लक्षणम् । (१९)**

અર્થાત્ [1]શબ્દાદિકરૂપે પરિણત થયેલા દ્રવ્યોના [2]ઉપકરણ-ઇન્દ્રિયની સાથેના પ્રથમ સંબંધથી ઉત્પન્ન થતા બોધને ' વ્યંજનાવગ્રહ ' કહેવામાં આવે છે.

અત્ર એ ધ્યાનમા રાખવું કે ' વ્યંજન ' શબ્દના ત્રણ અર્થો થાય છે:—

**' વ્યંજન 'ના ત્રણ અર્થો**

( ૧ ) શબ્દાદિક વિષયરૂપે પરિણત થયેલા પુદ્ગલોના સમૂહરૂપ દ્રવ્ય, ( ૨ ) કર્ણાદિક નિર્વૃત્તીન્દ્રિય અને (૩) દ્રવ્ય અને આ ઇન્દ્રિયનો સંયોગ. આ ત્રણ અર્થો થવામા કોઇ જાતનો વિરોધ નથી, કેમકે વિવક્ષિત અર્થ જેનાથી પ્રકટ થાય છે તે વ્યંજન [3]એવો વ્યંજન શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ ત્રણે સ્થળે ઘટે છે. આના સમર્થનાર્થે **વિશેષા**૦ની બૃહદ્વૃત્તિના ૧૧૭-૧૧૮ પત્રગત વાક્યોનો નીચે મુજબ ઉલ્લેખ કરવામાં આવે છે:—

**" उपकरणेन्द्रियं च शब्दादिपरिणतद्रव्याणि च, तेषां परस्परं सम्बन्ध उपकरणेन्द्रिय-शब्दादिपरिणतद्रव्यसम्बन्धः; एष तावद् व्यञ्जनमुच्यते । अपरं चेन्द्रियेणाऽप्यर्थस्य व्यज्यमानत्वात् तदपि व्यञ्जनमुच्यते । तथा शब्दादिपरिणतद्रव्यनिकुरम्बमपि व्यज्यमानत्वाद् व्यञ्जनमभिधीयत इति । एवमुपलक्षणव्याख्यानात् त्रितयमपि यथोक्तं व्यञ्जनमवगन्तव्यम् । ततश्चेन्द्रियलक्षणेन व्यञ्जनेन शब्दादिपरिणतद्रव्यसम्बन्धस्वरूपस्य व्यञ्जनस्याऽवग्रहो व्यञ्जनावग्रहः, अथवा तेनैव व्यञ्जनेन शब्दादिपरिणतद्रव्यात्मकानां व्यञ्जनानामवग्रहो व्यञ्जनावग्रहः, इत्युभयत्राऽप्येकस्य व्यञ्जनशब्दस्य लोपं कृत्वा समासः "**

---

૧ જૈન દર્શનકારો શબ્દને દ્રવ્ય-પુદ્ગલ તરીકે સ્વીકારે છે.

૨ ઇન્દ્રિયોના દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય એમ જે બે પ્રકારો આગળ ઉપર વિચારવામા આવનાર છે તે પૈકી દ્રવ્યેન્દ્રિયના બે પ્રભેદો પૈકી એકનું નામ ' ઉપકરણેન્દ્રિય ' છે, જ્યારે બીજાનુ નામ ' નિર્વૃત્તીન્દ્રિય ' છે.

૩ व्यज्यते-प्रकटीक्रियतेऽर्थोऽनेनेति व्यञ्जनम ।

૪ 'व्यञ्जनेन व्यञ्जनस्य व्यञ्जनानां वा अवग्रहः व्यञ्जनावग्रहः' એમ આ સમાસનો વિગ્રહ થાય છે.

અર્થાત્ ઉપકરણેન્દ્રિય અને, શબ્દાદિરૂપે પરિણમેલા દ્રવ્યો એ એનો સબધ તે 'વ્યંજન' કહેવાય છે. અથવા ઇન્દ્રિયથી અર્થ પ્રકટ થાય છે વાસ્તે તે પણ 'વ્યંજન' કહેવાય છે. અથવા શબ્દાદિરૂપે પરિણત દ્રવ્યના સમૂહને પ્રકટ કરાય છે વાસ્તે તે પણ 'વ્યંજન' કહેવાય છે. આ પ્રમાણે ઉપલક્ષણથી આ ત્રણે 'વ્યંજન' જાણવા. તેથી ઇન્દ્રિયરૂપ વ્યજન વડે, શબ્દાદિરૂપે પરિણમેલ દ્રવ્યના સંબધરૂપ વ્યંજનનો અવગ્રહ તે 'વ્યંજનાવગ્રહ' છે. અથવા તે ઉપકરણેન્દ્રિય-રૂપ જ વ્યંજન વડે શબ્દાદિરૂપે પરિણમેલાં દ્રવ્યોરૂપ વ્યજનોનો અવગ્રહ તે 'વ્યંજનાવગ્રહ' છે. આ પ્રમાણે ઉભય વ્યાખ્યામા એક વાર વ્યંજન શબ્દનો લોપ કરી સમાસ થયેલો છે. અર્થાત્ આ મધ્યમપદલોપી સમાસ છે.

વ્યંજનાવગ્રહ દર્શનપૂર્વક છે. અર્થાત્ પ્રથમ દર્શન અને પછી વ્યંજનાવગ્રહ થાય છે. વ્યંજનાવગ્રહ પછી અર્થાવગ્રહ થાય છે. એથી કરીને તો ગ્રન્થકારે એનું લક્ષણ નીચે મુજબ આપ્યું છે:—

**तस्माद् ( व्यञ्जनावग्रहात् ) मनाग् निश्चयरूपत्वमर्थावग्रहस्य लक्षणम् । ( २० )**

અર્થાત્ વ્યંજનાવગ્રહ થયા બાદ તરત જ ઉત્પન્ન થતો અને તેના કરતાં કંઇક વધારે સ્ફુટ એવો જે બોધવિશેષ તે 'અર્થાવગ્રહ' જાણવો.

**વ્યજનાવગ્રહના પ્રકારો**

વિષય અને ઇન્દ્રિયનો પરસ્પર પ્રાથમિક સંબંધ તે જ વ્યંજનાવગ્રહનો વિષય છે. એથી કરીને કર્ણ, રસના, નાસિકા અને સ્પર્શન એ ચાર [1]પ્રાપ્યકારી ઇન્દ્રિયોથી વ્યંજનાવગ્રહ થતો હોવાથી, તેના ચાર પ્રકાર પડે છે (કેમકે નેત્ર અને મનથી વ્યંજનાવગ્રહ થતો નથી, કારણ કે સ્પર્શ-નાદિ ઇન્દ્રયોની જેમ તેનો ઉપઘાત અને અનુગ્રહ નહિ થતો હોવાથી તે અપ્રાપ્યકારી છે[2] અર્થાત્ કર્ણ વગેરેની જેમ આ અર્થની સાથે સંયુક્ત થઇ તેનું ગ્રહણ કરતાં નથી ), જ્યારે અર્થાવગ્રહના તો છ ભેદો પડે છે. આ સંબંધમાં વિશેષ વિવેચન હાલ તુરત મુલતવી રાખી ઈહાનું લક્ષણ ગ્રન્થકારના શબ્દોમા જોઇ લઇએ.

---

૧ આ વાતનો આ અધિકારગત ઇન્દ્રિય–પ્રકરણમા વિચાર કરવામા આવશે

૨ ખડબચડી કામળીના સ્પર્શથી સ્પર્શનેન્દ્રિયને, તીખા કડવા પદાર્થોના આસ્વાદ લેતા રસનાને, દુર્ગન્ધમય દ્રવ્ય સુઘતા નાસિકાને અને બન્દૂક વગેરેનો શબ્દ સાભળતા કાનને ઉપઘાત થાય છે. એવી રીતે ચન્દન, ચતુરા વગેરેના સ્પર્શથી ચામડીને, દૂધ, સાકર વગેરેનો સ્વાદ લેવાથી જીભને, અત્તર વગેરે સુઘ-વાથી નાકને, મધુર અવાજ સાભળવાથી કાનને અનુગ્રહ થાય છે એવી રીતે તીક્ષ્ણ તરવાર વગેરે જાતા નેત્રને ચીરાવારૂપ ઉપઘાત કે ચન્દન વગેરે જોવાથી અનુગ્રહ થતો નથી આગ વગેરેનુ ચિન્તન કરતા મનને દાહાદિ ઉપઘાત કે જળ, આદિના ચિન્તનથી તૃષાની તૃપ્તિરૂપ અનુગ્રહ થતો નથી.

ઇહાનું લક્ષણ

**अवग्रहादुत्तरकालमपायात् पूर्वं सद्भूतार्थविशेषोपादानाभिमुखोऽसद्भूतार्थपरित्यागपरः 'प्रायोऽत्र मधुरत्वादयः शङ्खधर्मा उपलभ्यन्ते, न कर्कशनिष्ठुरादयः शार्ङ्गधर्माः' इत्येवंरूपो यो मतिविशेषस्तद्रूपत्वम्, अवग्रहेण गृहीतस्यार्थस्य व्यतिरेकधर्मनिराकरणपरत्वे सति अन्वयधर्मघटनप्रवृत्तत्वे च सति अपायाभिमुखबोधरूपत्वम्, अवग्रहेण गृहीतस्यार्थस्य धर्मान्तरान्वेषणरूपत्वं वा ईहाया लक्षणम् । ( २१ )**

અર્થાત્ અવગ્રહના ઉત્તરવર્તી કાળમા અને અપાયના પૂર્વ કાળમા સદ્‌ભૂત અર્થ-વિશેષના અન્વેષણમાં તત્પર અને અસદ્‌ભૂત અર્થના પરિત્યાગમાં તત્પર, જેમકે અત્ર પ્રાયઃ મધુરત્વાદિ શંખના ધર્મો ઉપલબ્ધ થાય છે, નહિ કે કર્કશતા, નિષ્ઠુરતા ઇત્યાદિ શૃંગના ધર્મો, એવો જે મતિ-વિશેષ તે 'ઈહા' છે. અથવા અવગ્રહથી ગ્રહણ કરાયેલા વિષયના વ્યતિરેક ( પ્રતિકૂળ ) ધર્મનો નિરાસ કરવામા અને અન્વય ( અનુકૂળ ) ધર્મને ઘટાવવામા તત્પર તેમજ અપાયની પૂર્વે થનારા એવા જ્ઞાનને ઇહા ' કહેવામા આવે છે. અન્ય શબ્દોમા કહીએ તો અવગ્રહ જે વિષયક હોય તેનો નિર્ણય કરવા માટે તેના અન્ય ધર્મનું જે અન્વેષણ કરવું-તેનો વિચાર કરવો તે 'ઇહા' કહેવાય છે.

**ઇહાના છ પ્રકારો—**

અર્થાવગ્રહમાં કેવળ સામાન્ય માત્ર વસ્તુનું ગ્રહણ થાય છે એટલે એમાં અન્ય વસ્તુની અપેક્ષા રહેતી નથી, કિન્તુ ઇહા ઉભયવસ્તુગ્રાહી છે.[2] વિશેષમાં ઇહાવિષયક વસ્તુઓમાં મોટે ભાગે સાદૃશ્ય રહેલું છે. અર્થાત એ બે વસ્તુઓમાં અત્યન્ત વિલક્ષણતા નથી. એથી કરીને તો ઇહાને સંશય માનવાનો ભ્રાન્ત પ્રસંગ પ્રાપ્ત થાય છે. આ વાત ઉદાહરણોથી સમજીએ. જેમકે કર્ણેન્દ્રિયજન્ય ઇહાના શાબ્દ વિષયોમાં ધર્મની સમાનતા છે. જેમકે આ દિલરૂબાનો ધ્વનિ છે કે સારંગીનો, આ નૂપુરનો અવાજ છે કે કટિમેખલાનો, આ તોપનો અવાજ છે કે મેઘની ગર્જનાનો. નેત્રેન્દ્રિયજન્ય ઇહાના રૂપવાળા વિષયોમાં

**કર્ણેન્દ્રિયાદિજન્ય વિષયો**

સમાન ધર્મો રહેલા છે. દાખલા તરીકે સ્થાણુ અને પુરૂષમાં; છીપ અને ચાંદીના ટુકડામાં; મૃગજળ અને સત્ય જળ-સમૂહમાં; સર્પ અને કમળની નાળમાં. આ કુષ્ઠની ખુશબો આવે છે કે પદ્મની, આ સપ્તચ્છદ

---

૧ સરખાવો જૈનતર્ક૦ ( પૃ૦ ૧૧૬ )ગત નિમ્ન-લિખિત ઉલ્લેખ:—
" अवग्र(गृ?)हीतविशेषाकाङ्क्षणमीहा । व्यतिरेकधर्मनिराकरणपरोऽन्वयधर्मघटनप्रवृत्तो बोध इति यावत् । "

૨ જુઓ વિશેષા૦ ની ૨૯૨ મી ગાથાની બૃહદ્‌વૃત્તિનું ૧૭૨ મું પત્ર

વૃક્ષની સુવાસ છે કે હસ્તિના મદની, આ કસ્તૂરી બહેકી રહી છે કે વનહસ્તિના મદની પીમળ આવે છે ઇત્યાદિ સમાન ગંધવાળી બબ્બે વસ્તુઓ નાસિકેન્દ્રિયજન્ય ઈહાના વિષય છે. રાત્રે અંધારામા જીભ ઉપર મૂકતાં આ ગોળ છે કે ખાંડ, આ દરાખ છે કે રાયણ, સંભૃત વાંસકારેલાં છે કે માંસ ઇત્યાદિ સમાન રસવાળા વિષયો રસનેન્દ્રિયજન્ય ઈહાના જાણવા. આ સર્પનો સ્પર્શ છે કે કમળની નાળનો, આ યુવતિનો સ્પર્શ છે કે યુવકનો એ પ્રમાણેના સમાન સ્પર્શરૂપ ધર્મવાળી વસ્તુઓ સ્પર્શનેન્દ્રિયજન્ય ઈહાના વિષયો છે. એવી રીતે સ્વપ્નમાં કે અંધારા ઓરડામાં જ્યાં ઇન્દ્રિયોના વ્યાપારનો અભાવ છે ત્યાં વિચારણા માત્રથી સંભળાતા ગીત વગેરેના શબ્દ, જેવાતાં દેવાદિનાં રૂપ ઇત્યાદિ અનિન્દ્રિયજન્ય ઈહાના વિષયો છે.

અપાયનું લક્ષણ ગ્રન્થકારના શબ્દમાં એ છે કે—

અપાયનું લક્ષણ

**ईहयेहितस्यार्थस्य 'इदमेव नान्यथा' इत्येवंप्रकारनिश्चयरूपत्वम्, ईहितस्यार्थस्य निर्णयरूपाध्यवसायविशेषरूपत्वं वा अपायस्य लक्षणम् । ( २२ )**

અર્થાત્ ઈહાવિષયક અર્થ આ જ છે, અન્ય નહિ એવો જે નિશ્ચય તેને કે ઈહા દ્વારા ગ્રહણ કરેલા વિષયનો નિશ્ચય કરાવનારા જ્ઞાનને ' અપાય ' કહેવામાં આવે છે.

ધારણાનું લક્ષણ—

**निर्णितस्यार्थस्य मनसा धारणरूपत्वम्, अपायरूपेण निर्णितस्यार्थस्य धारणरूपत्वं वा धारणाया लक्षणम् । ( २३ )**

અપાયરૂપે નિશ્ચિત કરેલ અર્થને મન દ્વારા ધારી રાખવો તે ' ધારણા ' સમજવી. આ ધારણાના ( ૧ ) અવિચ્યુતિ, ( ૨ ) વાસના અને ( ૩ ) સ્મૃતિ એમ ત્રણ પ્રકારો પડે છે. એનાં લક્ષણો અનુક્રમે નીચે મુજબ છેઃ—

અવિચ્યુતિનું લક્ષણ—

**[1]एकार्थविषयकोपयोगसातत्याऽनिवृत्तिरूपत्वं अविच्युतेर्लक्षणम् । २४**

અર્થાત્ એક અર્થ વિષયક ઉપયોગમાં તેના કાળની અવધિ સુધી મચ્યા રહેવું અર્થાત્ એક વસ્તુ પરત્વે યથાયોગ્ય કાળ પર્યંત ઉપયોગ રાખવો તે ' અવિચ્યુતિ ' છે.

---

૧ સરખાવો જૈનતર્ક૦ ( પૃ૦ ૧૧૬ )ગત નિમ્ન-લિખિત નિર્દેશઃ—

" तत्रैकार्थोपयोगसातत्याऽनिवृत्तिरविच्युतिः, तस्यैवार्थोपयोगस्य कालान्तरे तदेवेत्युल्लेखेन समुन्मीलनं स्मृतिः, अपायाहितः स्मृतिहेतुः संस्कारो वासना. "

**तयाऽऽहितत्वे सति स्मृतिहेतुभूतसंस्काररूपत्वं वासनाया लक्षणम् । ( २५ )**

વાસનાનું લક્ષણ

અર્થાત્ આ અવિચ્યુતિરૂપ ધારણા દ્વારા ગ્રહણ થયેલો અને સ્મૃતિ ઉત્પન્ન કરવામાં કારણભૂત એવો જે સંસ્કાર તે 'વાસના' કહેવાય છે.

**तस्यैवोपयोगविषयीभूतार्थस्य कालान्तरे 'तदेव' इत्युल्लेखेन समुन्मीलनरूपत्वं स्मृतेर्लक्षणम् । ( २६ )**

સ્મૃતિનું લક્ષણ

અર્થાત્ જે પદાર્થ સંબંધી પ્રથમ અનુભવ થયો હોય તે પદાર્થનું કાલાન્તરે 'તે જ' એવા ઉલ્લેખરૂપે યાદ આવવું તે 'સ્મૃતિ' કહેવાય છે.

આ પ્રકરણ આગળ લંબાવીએ તે પૂર્વે અવગ્રહાદિકના સમાનાર્થક શબ્દો તેમજ તેનું સ્વરૂપ દૃષ્ટાન્ત દ્વારા રજુ કરવું આવશ્યક જણાય છે.

**અવગ્રહાદિના પર્યાયો**

ગ્રહ, ગ્રહણ એ અવગ્રહના; ઊહા, તર્ક, પરીક્ષા, વિચારણા, જિજ્ઞાસા એ ઈહાના; અપગમ, અપનોદ, અપવ્યાધ એ અપાયના; અને પ્રતિપત્તિ, અવધારણ, નિશ્ચય, અવગમ, અવબોધ એ ધારણાનાં પર્યાયવાચક શબ્દો છે. જુઓ **તત્ત્વાર્થ**-ભાષ્ય (પૃ૦ ૮૦-૮૨). **નન્દીસૂત્ર**માં આ ઉપરાંત આ પ્રત્યેકના સમાનાર્થવાચક અન્ય શબ્દો છે. જુઓ સૂ૦ ૩૧-૩૪.

**વ્યંજનાવગ્રહાદિનાં દૃષ્ટાન્ત**

કર્ણ સાથે શબ્દોના સમૂહનો સંબંધ થાય છે તે કર્ણેન્દ્રિયજન્ય વ્યંજનાવગ્રહ, ત્યાર પછી મેં કંઇક સાભળ્યું એવો જે બોધ થાય છે તે 'અર્થાવગ્રહ', આ જે શબ્દો મેં સાંભળ્યા તે મધુર હોવાને લીધે એ પ્રકારનો અન્વય ધર્મ ઘટાવવાથી અને કર્કશ નહિ હોવાને લીધે એમ વ્યતિરેક ધર્મનો નિરાસ કરવાથી; સ્ત્રીના જેવા લાગે છે એવો જે બોધ થાય તે 'ઈહા', ત્યાર બાદ તે શબ્દો સ્ત્રીના જ છે એવું નિશ્ચયાત્મક જ્ઞાન તે 'અપાય', અને આ જ્ઞાનને ધારી રાખવું તે 'ધારણા' કહેવાય છે. આ પ્રમાણે આપણે શબ્દ સંબંધી વ્યંજનાવગ્રહથી તે ધારણા સુધીનો વિચાર કર્યો. એવી રીતે ગંધ, રસ અને સ્પર્શ વિષે પણ નાસિકા, રસના અને સ્પર્શનના વ્યજનાવગ્રહાદિક ઘટાવી લેવા. ચક્ષુ અને મનને વ્યંજનાવગ્રહનો અભાવ હોવાથી, તેમનો અર્થાવગ્રહથી માંડીને તે ધારણા સુધીના ભેદો હોય છે, તેનો વિચાર કરીએ. જેમ કોઇક વૃક્ષ જોવાથી આ કંઇક છે એવું જ્ઞાન થાય, તે 'અર્થાવગ્રહ', ત્યાર પછી વૃક્ષોના ધર્મનો વિચાર કરતા તે વૃક્ષ હોવું જોઇએ એવું જે જ્ઞાન થાય તે 'ઈહા', પછીથી આ વૃક્ષ જ છે એવો જે નિશ્ચય થાય તે 'અપાય' અને આ નિશ્ચયને ધારણ કરી રાખવો તે 'ધારણા' છે.

**નેત્ર અને મન સંબંધી અર્થાવગ્રહ**

---

૧-૨ જુઓ ૨૦૯ મા પાનાનું ટિપ્પણ.

મનને પણ અર્થાવગ્રહાદિક કેવી રીતે હોય છે તે જોઇ લઇએ. જેમકે કોઇ વિસ્મૃત થયેલી વસ્તુ પરત્વે તે કઇક હતુ એમ સ્મરણ કરાય છે, પછી તે આ હોવુ જોઇએ, તે આ જ છે ઇત્યાદિક મનોવિષયક ઇહા વગેરે ઘટાવી લેવા. આ મનોવિષયક મતિજ્ઞાન અનિન્દ્રિયનિમિત્તક છે. આ ઉપરથી જોઈ શકાય છે કે મતિજ્ઞાનના ત્રણ પ્રકારો છે. (૧) ઇન્દ્રિયનિમિત્તક, (૨) અનિન્દ્રિય-નિમિત્તક અને (૩) ઉભયનિમિત્તક. પ્રથમ પ્રકારનું મતિજ્ઞાન મન વિનાના એવા એકેન્દ્રિયાદિકને હોય છે, કેમકે તેમને મનનો અભાવ છે અને તેઓને મતિજ્ઞાન થવામાં ઇન્દ્રિયો જ નિમિત્ત છે. સ્મૃતિજ્ઞાન થવામાં ઇન્દ્રિયોની અપેક્ષા નથી, પરંતુ તે ફક્ત મનરૂપ અનિન્દ્રિય પર જ આધાર રાખે છે. વેલડી વગેરેને જે ઓઘજ્ઞાન થાય છે તે પણ ઇન્દ્રિયોના નિમિત્ત વિનાનું જ કહેવાય છે, કેમકે તેમાં ઇન્દ્રિયો કે મન એ બેમાંથી એક પણ નિમિત્ત નથી. ઓઘજ્ઞાન થવામાં તો મતિજ્ઞાના-વરણીય કર્મનો ક્ષયોપશમ જ હેતુ છે. વળી, જાગૃત અવસ્થામાં મનના ઉપયોગવાળાને જે સ્પર્શાદિનું જ્ઞાન થાય છે તે ઇન્દ્રિય અને અનિન્દ્રિય એ બંને નિમિત્તવાળું છે અર્થાત્ મિશ્ર છે. જુઓ **તત્ત્વાર્થ**-બૃહદ્‌વૃત્તિ ( પૃ૦ ૭૯ ).

**વ્યંજનાવગ્રહાદિકનું કાલ-માન—**

વ્યંજનાવગ્રહનું જઘન્ય કાલમાન આવલિના અસંખ્યાત ભાગ જેટલું છે, જ્યારે ઉત્કૃષ્ટ કાલમાન તો બેથી નવ પ્રાણ સુધીનું હોય છે. આ વાતની આદ્ય કર્મગ્રન્થની ટીકાના નવમા પત્રગત નિમ્ન-લિખિત ગાથા સાક્ષી પૂરે છેઃ—

> " वंजणवग्गहकालो आवलियअसंखभागतुल्लो उ ।
> थोवो उक्कोसो पुण आणपाणप्पहुत्तं ति ॥ "[1]

**વિશેષા૦** ની ૩૩૩ મી અને ૩૩૪ મી ગાથામાં સૂચવ્યા મુજબ નિશ્ચય-નય અનુસાર અર્થાવગ્રહનો કાળ એક સમયનો અને વ્યવહાર-નય પ્રમાણે અંતર્મુહૂર્તનો છે. ઇહા અને અપાયનો કાળ પણ [2]અંતર્મુહૂર્તનો છે. ઉપયોગના કાળ પર્યંત રહેનારા બોધરૂપ અવિચ્યુતિનું કાલમાન અંન્તર્મુહૂર્તનું છે. અવિચ્યુતિથી ઉત્પન્ન થનારા સંસ્કારરૂપ વાસનાનો કાળ સંખ્યેય અથવા અસંખ્યેય છે, કેમકે જે વ્યક્તિને વાસના ઉદ્‌ભવી હોય તે વ્યક્તિના આયુષ્ય ઉપર આનો

---

૧ છાયા—

> व्यञ्जनावग्रहकाल आवलिकासङ्ख्यभागतुल्यस्तु ।
> स्तोक उत्कृष्टः पुनरानप्राणपृथक्त्वमिति ॥

૨ આ સંબંધમા ગ્રન્થકારના શબ્દો એ છે કે—

"उपयोगावधिपरिस्पन्दरूपाऽविच्युतिः । सा चान्तर्मुहूर्तकालप्रमाणा । ततस्तयाऽऽहितो यः संस्कारः सा वासना । सा च सङ्ख्येयासङ्ख्येयकालमाना । ततः कालान्तरे कुतश्चित् तादृशार्थदर्शनादिकारणात् संस्कारं प्रबोधयत् यज्ज्ञानमुदयते ' तदेवेदं यन्मया प्रागुपलब्धम् ' इत्यादि सा स्मृतिः । एताश्चाविच्युति-वासना-स्मृतयो धारणालक्षण-सामान्यान्वर्थयोगाद् धारणाशब्दवाच्याः । "

આધાર રહેલો છે; એટલે કે પક્ષ, માસ, ઋતુ ઇત્યાદિ રૂપે જેની ગણના થઇ શકે એવા અર્થાત્ સંખ્યેય વર્ષના આયુષ્યવાળા જીવોને ઉદ્દેશીને સંખ્યેય કાળ અને પક્ષાદિ વડે જેની ગણના ન થઇ શકે પરંતુ જેનું માપ પલ્યોપમાદિ વડે દર્શાવી શકાય એવા અર્થાત્ અસંખ્યેય વર્ષના આયુષ્યવાળા જીવોને લક્ષ્યીને અસંખ્યેય કાળ છે. કાલાન્તરે કોઇક તેવા પ્રકારના પદાર્થને દેખવાથી સંસ્કારને જાગૃત કરનારા જ્ઞાનરૂપ ' સ્મૃતિ ' નો કાળ અંતર્મુહૂર્તનો છે.

[1]મતિજ્ઞાનના અવગ્રહ, ઇહિ, અપાય અને ધારણા એ ચાર મુખ્ય ભેદ છે. વ્યંજનાવગ્રહના ચાર પ્રકાર છે. અર્થાવગ્રહથી તે ધારણા સુધી દરેકના છ પ્રકાર છે. અર્થાત્ બધા મળીને આ પ્રમાણે મતિજ્ઞાનના અઠ્ઠાવીસ ભેદો થાય છે. તે નીચે મુજબ કોષ્ઠક દ્વારા ઉપસ્થિત કરી શકાય:—




ઉપર્યુક્ત મતિજ્ઞાનના અઠ્ઠાવીસ પ્રકારોમાંના વ્યંજન–[3]અવગ્રહાદિ દરેકના બાર બાર ભેદો પડે છે. એનાં નામો નીચે મુજબ છે:—

(૧) બહુ, (૨) અબહુ, (૩) બહુવિધ, (૪) અબહુવિધ, (૫) ક્ષિપ્ર, (૬) અક્ષિપ્ર, (૭) નિશ્રિત, (૮) અનિશ્રિત, (૯) સંદિગ્ધ, (૧૦) અસંદિગ્ધ, (૧૧) ધ્રુવ અને (૧૨) અધ્રુવ.

આ હકીકત તેમજ આ બારનાં લક્ષણોના સંબંધમાં ગ્રન્થકાર કહે છે કે—

---

૧ અત્ર શ્રુતનિશ્રિત એવું વિશેષણ આપ્યું નથી, જ્યારે કોષ્ઠકમા તો તે આપ્યું છે એથી શુ વિરોધાત્મક આ કથન નથી એવો પ્રશ્ન કરનારે ૨૧૪ મુ પૃષ્ઠ જોવુ.

૨ આવા છ ભેદો ઈહા, અપાય અને ધારણાના પણ સમજવા. આ સંબધી વિશેષ વિચાર ૨૧૫ મા પૃષ્ઠમા કરવામા આવ્યો છે.

૩ અવગ્રહના નૈશ્ચયિક અને વ્યાવહારિક એમ બે ભેદો છે. પ્રથમ પ્રકાર સામાન્ય માત્રનું ગ્રહણ કરે છે, જ્યારે બીજો પ્રકાર વિશેષનું ગ્રહણ કરે છે. ક્ષિપ્ર વગેરે જે ભેદો હવે પછી પાડવામા આવનાર છે તે તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરતા અપાયના છે, છતા તે અવગ્રહના પણ ગણવામા આવે છે તે વ્યાવહારિક અવગ્રહ આશ્રીને સમજવા અથવા કારણમા કાર્યના ઉપચાર પૂર્વકના આ છે એમ ઘટાવી લેવું.

अवग्रहादयस्तु प्रत्येकं द्वादशविधाः, बहु-बहुविध-क्षिप्रा-ऽनिश्रिता-ऽसन्दिग्ध-ध्रुवेतरभेदात् । तल्लक्षणानि च क्रमेणैतानि—

आस्फालिते तूर्यवृन्दे 'इयन्तोऽत्र भेरीशब्दाः, इयन्तो वा शङ्खस्वनाः' इत्येवं पृथक् पृथग् युगपद्ग्राहकबुद्धिरूपत्वं बहुग्राहित्वस्य लक्षणम् । ( २७ )

तत्रापि माधुर्यादिविविधधर्मयुक्तशब्दादिग्राहकबुद्धिरूपत्वं बहुविधस्य लक्षणम् । ( २८ )

शीघ्रग्राहकबुद्धिरूपत्वं क्षिप्रस्य लक्षणम् । ( २९ )

लिङ्गानपेक्षया वस्तुग्राहकबुद्धिरूपत्वमनिश्रितग्राहित्वस्य लक्षणम् । ( ३० )

सकलसंशयादिदोषरहितवस्तुग्राहकबुद्धिरूपत्वमसन्दिग्धग्राहित्वस्य लक्षणम् । ( ३१ )

सकृज्ज्ञाते सति भूय उपदेशानपेक्षग्राहकबुद्धिरूपत्वं ध्रुवत्वस्य लक्षणम् । ( ३२ )

विपरीतानां तूक्तविपर्ययेण लक्षणं स्वयमूह्यम् ।

અર્થાત્ ( નગારૂં, ઢક્કા, શંખ, ભેરી, ભાણુક વગેરે ) અનેક પ્રકારના વાદિત્રોના અવાજો સંભળાતા હોય તેમાંથી કોઇ મનુષ્ય એકી વેળાએ, આટલા ભેરીના શબ્દો છે, આટલા શંખના શબ્દો છે ( આટલા ભાણુકના શબ્દો છે ) એમ પૃથક્ પૃથક્ એકી સાથે ગ્રહણ કરે તો તે મનુષ્ય બહુગ્રાહી અને તેનું જ્ઞાન 'બહુ' કહેવાય છે. જે કોઇ મનુષ્ય તેને પૃથક્ પૃથક્ ન ગ્રહણ કરી શકે અને સમૂહ—ઓઘરૂપે એકી સાથે ગ્રહણ કરી શકે તે 'અબહુગ્રાહી' કહેવાય છે. આટલા બધા શબ્દોમા અમુક શબ્દો મધુર છે, ( અમુક કર્કશ છે ) ઇત્યાદિ ઘણા પ્રકારનો જેને બોધ થાય તે 'બહુવિધગ્રાહી' કહેવાય છે, પરંતુ જો એક બે જાતના ધર્મવાળા શબ્દને તે જાણે તો તેને 'અબહુવિધગ્રાહી' સમજવો. શબ્દોને એકદમ તુરત લાંબો વિચાર કર્યા વિના જે જાણી જાય તેને ક્ષિપ્રગ્રાહી' અને જે કાલાન્તરે જાણે તેને

**બહુ ઇત્યાદિ ભેદોનાં લક્ષણો**

'અક્ષિપ્રગ્રાહી' જાણવો. આ શબ્દ અમુક વાદિત્રનો હોવો જોઇએ, એમ જાણવામાં જેને [1]લિંગ વગેરે સાધનની જરૂર ન પડે તેને ' અનિશ્રિતગ્રાહી ' અને એથી વિપરીત લક્ષણવાળાને ' [2]નિશ્રતગ્રાહી ' સમજવો. વસ્તુને સંશયાદિક સર્વ દોષથી રહિત જે જાણે તેને ' અસંદિગ્ધગ્રાહી ' અને ( આમ હશે કે આમ હશે એવા ) સંદેહ યુક્ત જાણે તેને ' સદિગ્ધગ્રાહી ' સમજવો. વસ્તુને એક વખત જાણ્યા પછી, તે જ્ઞાન સંપાદન કરવામાં જેને ફરીથી ઉપદેશની આવશ્યકતા ન રહે, જેનું જ્ઞાન હમેશાં કાયમ રહે તે ' ધ્રુવ ગ્રાહી ' સમજવો અને તેથી ઉલટો તે ' અધ્રુવગ્રાહી ' જાણવો.

**મતિજ્ઞાનના અનન્ત ભેદો—**

ઉપર્યુક્ત [3]અઠ્ઠાવીસ ભેદોના દરેકના આ પ્રમાણે બાર બાર પ્રકાર પડતાં શ્રુતનિશ્રિતના

---

૧ જેમ કોઇક મકાન પર ધ્વજા જોવામા આવે તો એમ અનુમાન કરી શકાય કે તે સુરાલય હોવું જોઇએ અથવા તો જે સ્થળે ધૂમ જોવામા આવે તે સ્થળે અગ્નિ હોવો જોઇએ આ પ્રકારના અનુમાનમા, ધ્વજા અને ધૂમ ' લિંગ ' છે

૨ નિશ્રિતનો આ સિવાય અન્ય અર્થ પણ થાય છે. તે કયો એ વાત ઉપર **વિશેષા૦**ની નિમ્ન–લિખિત ગાથા પ્રકાશ પાડે છે:—

" **एत्तो च्चिय पडिवक्खं, साधेज्जा निस्सिए विसेसो वा ।**
**परधम्मेहिं विमिस्सं, निस्सियमविणिस्सियं इयरं ॥ ३१० ॥** "

[ **एतस्मादेव प्रतिपक्षं साधयेत् निश्रिते विशेषो वः।**
**परधर्मैर्विमिश्रं निश्रितमविनिश्रितमितरत् ॥** ]

અર્થાત્ એથી જ પ્રતિપક્ષ સાધી લેવો. વળી નિશ્રિતમા વિશેષતા છે. તે એ છે કે પર–ધર્મોથી મિશ્રિત તે ' નિશ્રિત ' અને એથી અમિશ્રિત તે ' અનિશ્રિત ' છે એટલે કે ગાયને ઘોડો સમજવો તે ' નિશ્રિત ' કહેવાય છે, પરંતુ ગાયને ગાય જ જાણવી એ ' અનિશ્રિત ' છે. કહેવાની મતલબ એ છે કે વિપરિત ઉપલબ્ધિ તે ' નિશ્રિત ' છે, જ્યારે યથાવસ્થિત–અવિપરીત ઉપલબ્ધિ તે ' અનિશ્રિત ' છે.

**તત્ત્વાર્થ**રાજ૦ ( પૃ૦ ૪૪ )મા તો અનિશ્રિત અને અસંદિગ્ધને બદલે અનિસ્સૃત અને અનુક્ત એવા બે નામો છે. આ સંબધમા ત્યા એમ સૂચવાયુ છે કે કેટલાક ( બધા નહિ ) પુદ્ગલોને ગ્રહણ કરવા માટે અનિઃસૃતનો નિર્દેશ કરવામા આવ્યો છે, જ્યારે અભિપ્રાયથી પ્રતિપત્તિ થઇ જાય છે એ દર્શાવવા અનુક્તનું ગ્રહણ કરવામા આવ્યુ છે.

૩ આ અઠ્ઠાવીસ ભેદોની ગણના સંબધે મતાતર છે જુઓ **વિશેષા૦**ની ૩૦૧ મી ગાથા કહેવાનુ તાત્પર્ય એ છે કે કેટલાક આચાર્યો વ્યજનાવગ્રહના ચાર ભેદોને ગણતા નથી અર્થાત્ તેઓ વ્યજનાવગ્રહ અને અર્થાવગ્રહ એમ બે ભેદો પૂર્વક અવગ્રહનો વિચાર ન કરતા તેનો સામાન્ય રીતે વિચાર કરે છે. આમ થતા શ્રુતનિશ્રિતના ૨૪ ભેદો થાય છે. તેમા અશ્રુતનિશ્રિતના ૪ ઉમેરી તેઓ ૨૮ ભેદો માને છે. પરતુ આ કથન **શ્રીજિનભદ્ર** ગણિને માન્ય નથી. તેઓ અશ્રુતનિશ્રિતના ચાર ભેદોમા એટલે કે બુદ્ધિચતુષ્કમા પણ અવગ્રહાદિ છે એમ સિદ્ધ કરી અશ્રુતનિશ્રિતનો શ્રુતનિશ્રિતમા સમાવેશ સૂચવી મતિજ્ઞાનના ૨૮ ભેદો છે એમ સામાન્ય રીતે કહી શકાય એવો ઉલ્લેખ કરે છે. આ અપેક્ષાએ મતિજ્ઞાનના અવગ્રહાદિ ચાર પ્રકારો છે એમ પણ કહી શકાય.

૩૩૬ ભેદો થાય છે. તેમાં અશ્રુતનિશ્રિત મતિજ્ઞાનના ઔત્પાતિકી વગેરે ચાર બુદ્ધિરૂપ ચાર ભેદો ઉમેરતાં મતિજ્ઞાનના ૩૪૦ ભેદો થાય છે. એથી પણ વિશેષ ભેદો મતિજ્ઞાનના સંભવે છે. કેમકે આપણે ૫૧મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ પ્રકાશ, વિષય વગેરે મતિજ્ઞાનનાં બાહ્ય નિમિત્તો છે, જયારે મતિજ્ઞાનાવરણનો ક્ષયોપશમ–ઉપયોગ અને ઉપકરણેન્દ્રિય એ એનાં અભ્યન્તર નિમિત્તો છે. આ નિમિત્તોના અનેક ભેદોને ધ્યાનમાં લેતાં અર્થાત્ વિષયાદિના સ્પષ્ટ, અવ્યક્ત, મધ્યમ, અલ્પ, બહુ, નજીક, દૂર વગેરે ભેદોને તેમજ ક્ષયોપશમાદિના શુદ્ધ, અશુદ્ધ, મધ્યમ વગેરે ભેદોની તરતમતાને લક્ષ્યમાં લેતા મતિજ્ઞાનના અનંત ભેદો સંભવે છે, કેમકે સામાન્યથી મતિજ્ઞાનવાળા જીવો અનંત છે અને તેમના ક્ષયોપશમની ભિન્નતાને લઇને મતિજ્ઞાનના પણ તેટલા ભેદો પડે છે. આ હકીકત **વિશેષા૦**ની નિમ્ન-લિખિત ગાથા ( અને તેની બૃહદ્વૃત્તિ )ને આભારી છે:—

> " **एवं बज्झ-ब्भंतरनिमित्तवइचित्तओ मइबहुत्तं ।**
> **किंचिम्मत्तविसेसेण भिज्जमाणं पुणोऽणंतं ॥ २११ ॥** "

આ પ્રમાણે શ્રુતનિશ્રિત મતિજ્ઞાનનું પ્રકરણ પૂર્ણ કરીએ તે પૂર્વે કેટલીક શંકાઓ અને તેના સમાધાનો તરફ ઉડતી નજર કરીએ.

### અવગ્રહમાં બાર ભેદોની ઘટના—

અવગ્રહ ( અર્થાવગ્રહ )નો કાલ જ્યારે નિશ્ચયનય પ્રમાણે એક સમયનો છે, તો પછી બહુ, બહુવિધ ઇત્યાદિ બાર પ્રકારનુ જ્ઞાન વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહ પરત્વે તેટલા ટુંક વખતમા કેવી રીતે થઇ શકે ? આનું સમાધાન એમ કરવામા આવે છે કે આપણે ૨૧૨ મા પૃષ્ઠમા જોઇ ગયા તેમ અર્થાવગ્રહના બે પ્રકારો છે. એક એક સમયનો અને બીજો અન્તર્મુહૂર્તનો છે. આમા નૈશ્ચયિક અથવા પ્રથમ પ્રકારના અર્થાવગ્રહમાં બાર ભેદો ઘટી શકતા નથી, એ વાત સત્ય છે. અત્ર જે બાર ભેદ આપ્યા છે તે વ્યાવહારિક અર્થાત્ બીજા પ્રકારના અર્થાવગ્રહને ઉદ્દેશીને સમજવાના છે. આ સંબંધમાં **તત્ત્વાર્થ**ની બૃહદ્વૃત્તિમાં (પૃ૦ ૮૪)મા કહ્યું છે કે નૈશ્ચિયિક અર્થાવગ્રહ થયા બાદ ઇહા અને અપાય થાય છે. આ અપાયનો અવગ્રહ તરીકે ઉપચાર કરાય છે, કેમકે આગામી ભેદોને સ્વીકારીને આની મદદથી વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે જેમકે ૨૧૦ મા પૃષ્ઠમાં અવગ્રહાદિક સમજાવતાં વૃક્ષનું ઉદાહરણ લીધું હતું તેમાં આ વૃક્ષ જ છે એ પ્રકારના બોધને અપાય તરીકે ઓળખાવ્યો છે, તે વાતને લક્ષ્યમા રાખીને, આ વૃક્ષ આમ્રનું હોવું જોઇએ એ પ્રકારની ઇહા અને તે આમ્રનું જ વૃક્ષ છે એ પ્રકારનો અપાય કરી શકાય છે વળી આ અપાયનો ફરીથી પણ અવગ્રહ તરીકે ઉપચાર થઇ શકે, કેમકે આ આમ્ર વૃક્ષ પર ફળ આવેલા છે કે નહિ એવો પ્રશ્ન વિચારી શકાય. આ પ્રમાણે અપાયનો અવગ્રહ તરીકે ઉપચાર થઇ શકે છે એ વાત આપણે જોઇ.

---

૧ છાયા—

एवं बाह्याऽभ्यन्तरनिमित्तवैचित्र्यतो मतिबहुत्वम् ।
किञ्चिन्मात्रविशेषेण भिद्यमानं पुनरनन्तम् ॥

આવા અવગ્રહનું નામ વ્યાવહારિક અર્થાવગ્રહ છે અને એનાં બાર ભેદો ઘટી શકે છે. અત્ર વળી એ શંકા ઉદ્ભવે કે આ પ્રમાણે તો અંતમાં અવગ્રહ જ થવાનો

**અવગ્રહનો અંત**

અને ઈહા, અપાયને તો સ્થાન પણ નહિ મળવાનું. પરંતુ આ શંકા અસ્થાને છે, કેમકે જ્યારે અમુક વસ્તુ સંબંધી કોઇ પણ વિશેષની આકાંક્ષા રહેશે નહિ ત્યારે તે જ્ઞાન અપાય જ કહેવાશે, નહિ કે અવગ્રહ, અર્થાત્ ત્યાં ઉપચારને સ્થાન મળતું નથી.

## અવગ્રહ અને ઇહાની જ્ઞાનરૂપતા—

જેમ નેત્ર હોવા છતાં આ પુરૂષ છે કે સ્થાણુ છે એવો જે સંશય ઉદ્ભવે છે તે અવગ્રહ અને ઇહાની વિદ્યમાન દશામાં ઉપસ્થિત થાય છે, વાસ્તે એ પ્રમાણભૂત કેમ ગણાય ? આનો ઉત્તર એમ આપવો કે અવગ્રહના વચનથી જ અવગ્રહ સંશયાત્મક ન હોવાનું સિદ્ધ થાય છે તો તે યુક્ત નથી, કેમકે નેત્રના સદ્ભાવમાં જેમ સંશયની નિવૃત્તિ થતી નથી તેમ અત્ર પણ છે. આ સબંધમાં એમ દલીલ થઇ શકે કે અવગ્રહ અને સંશયમાં ભેદ છે એ એના લક્ષણોથી સ્પષ્ટ માલૂમ પડે છે.દાખલા તરીકે અગ્નિ અને જળ એ બે ભિન્ન હોવાની પ્રતીતિ અગ્નિના દહન, પ્રકાશન વગેરે ધર્મો અને જળની શીતલતા, પ્રવાહિતા વગેરે ગુણો કરાવે છે. એવી રીતે સંશયનો વિષય એક કરતાં વધારે પદાર્થ છે, એમાં અનિશ્ચિતતા રહેલી છે તેમજ એ પ્રતિકુળ ધર્મોનું નિરાકરણ કરવા અસમર્થ છે, જ્યારે અવગ્રહ અને ઇહા એક પદાર્થવિષયક છે, તેમાં તેના સૂચન પૂરતો તો નિર્ણય છે જ તેમજ તે અન્ય પર્યાયોનો પર્યુદાસ કરી શકે છે. આથી આ બે ભિન્ન છે. આ સંબંધમાં એમ શંકા ઊઠાવવી કે અવગ્રહ અને ઇહા સંશયતુલ્ય છે, કેમકે તેમાં પ્રતિકૂળ ધર્મોનો પૂરેપૂરો પર્યુદાસ કરવાની શક્તિ નથી તો તે અસ્થાને છે. એનુ કારણ એ છે કે જેમ સંશય–કાલ નિર્ણયનો નિરોધક છે, તેમ અવગ્રહ કે ઇહા નથી. એ તો નિર્ણયની [1]સન્મુખ છે. આથી અવગ્રહને અપ્રમાણિક–સંશયાત્મક કહેવાનું પડતું મૂકી તેને [2]જ્ઞાનરૂપ સ્વીકારી ઇહાને સંશયસ્વરૂપી ગણવા તૈયાર થતા હો તો તે પણ યુક્તિ–યુક્ત નથી, કેમકે સંશય તો ઇહાની પૂર્વે ઉત્પન્ન થાય છે.[3]

## અવગ્રહાદિની આનુપૂર્વી—

અવગ્રહ પછી ઇહા, ત્યાર પછી અપાય અને ત્યાર બાદ ધારણા એવો જે ક્રમ રાખવામાં આવ્યો છે તેનું શુ કારણ છે ? એનો ઉત્તર એ છે કે આ ઉત્પત્તિ–ક્રિયાને લક્ષ્યીને છે. અર્થાત્ સૌથી પ્રથમ અવગ્રહ થાય છે. ત્યાર બાદ અવગ્રહે ગ્રહણ કરેલા વિષયની આકાંક્ષારૂપ ઇહા પ્રવર્તે છે, ઇત્યાદિ. વિશેષમાં ઉત્ક્રમ ( પશ્ચાનુપૂર્વી ) કે વ્યતિક્રમ ( અનાનુપૂર્વી ) પૂર્વક અવગ્રહાદિ ઉત્પન્ન

---

૧ સન્મુખ હોવાને લીધે તો એને ' અપાય ' કહેવામા આવતો નથી, કેમકે નિશ્ચય સમીપને નહિ પણ નિશ્ચયરૂપને ' અપાય ' કહેવામા આવે છે

૨ વ્યંજનાવગ્રહમા જોકે જ્ઞાન અનુભવાતુ નથી તો પણ જ્ઞાનનું કારણ હોવાથી તે જ્ઞાન છે અથવા એમા પણ જ્ઞાન છે કિન્તુ તેની માત્રા અલ્પ હોવાથી તે અવ્યક્ત છે એમ સૂચવાય છે.

૩ જુઓ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ૦ ૪૩ ).

થતા હોય તો વસ્તુનું સત્ય સ્વરૂપ જણાય નહિ તેમજ જો અવગ્રહાદિમાંથી એકનો પણ અભાવ હોય તોપણ વસ્તુ–સ્વરૂપનો યથાર્થ બોધ થાય નહિ. આથી કરીને ઉપર્યુક્ત ક્રમ પૂર્વક અવગ્રહાદિ છે એ સુતરાં સિદ્ધ થાય છે.

આ પ્રમાણે શ્રુતનિશ્રિત મતિજ્ઞાનનું સ્વરૂપ આપણે અવલોક્યું. હવે અશ્રુતનિશ્રિત મતિ-જ્ઞાન સંબંધી વિચાર કરવામાં આવે છે. આનું સામાન્ય લક્ષણ તો આપણે પૂર્વે જોઇ ગયા છીએ. આથી અત્ર એના ભેદ પાડીને વિશિષ્ટ લક્ષણ સમજાવવામાં આવે છે. આ સંબંધમાં ગ્રંથકાર કથે છે કે—

**अश्रुतनिश्रिता मतिश्चतुर्धा—(१) औत्पातिकी, (२) वैनयिकी, (३) कार्मिकी, (४) पारिणामिकी च ।**

અશ્રુતનિશ્રિત મતિના ચાર પ્રકારો

અર્થાત્ ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી એમ ચાર પ્રકારનું અશ્રુતનિશ્રિત મતિજ્ઞાન છે. તે પ્રત્યેકનું લક્ષણ ગ્રંથકારના શબ્દમાં અવલોકીએ.

**ઔત્પાતિકી મતિનું લક્ષણ—**

**लोकद्वयाविरुद्धत्वे सति फलेनाव्यभिचारिणी वा बुद्धिस्तद्रूपत्व-मौत्पातिक्या लक्षणम् । (३३)**

અર્થાત્ આ લોક અને પરલોક એમ ઉભયથી અવિરૂદ્ધ એવી તથા ફળને અવશ્ય આપવાવાળી મતિ તે ' ઔત્પાતિકી ' મતિ જાણવી.

**વૈનયિકી મતિનું લક્ષણ—**

**गुरुविनयजन्या उभयलोकफलदात्री धर्मार्थकामशास्त्रार्थनिपुणा या बुद्धिस्तद्रूपत्वं वैनयिक्या लक्षणम् । (३४)**

અર્થાત્ ગુરૂનો વિનય કરવાથી ઉત્પન્ન થનારી, આ લોક અને પરલોક બન્ને સ્થળે ફળને આપવા-વાળી તથા ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને કામશાસ્ત્રના અર્થ સમજવામાં નિપુણ એવી મતિ તે ' વૈનયિકી ' મતિ સમજવી.

**કાર્મિકી મતિનું લક્ષણ—**

**तत्तत्कर्मविशेषेषु निपुणा या बुद्धिस्तद्रूपत्वं कार्मिक्या लक्षणम् । ३५**

અર્થાત્ સુતાર, લુહાર, સોની, શિલ્પશાસ્ત્રી ઇત્યાદિકના જે જે કાર્યો–કળાઓ છે, તે કરવામાં નિપુણ એવી જે મતિ તે ' કાર્મિકી ' મતિ કહેવાય છે.

પારિણામિકી મતિનું લક્ષણ—

**प्रतिज्ञाहेतुमात्रेण साध्यसाधिका वयःपरिपाकेण पुष्टीभूताऽभ्युदयमोक्षदायिनी या बुद्धिस्तद्रूपत्वं पारिणामिकया लक्षणम् । (३६)**

અર્થાત્ પ્રતિજ્ઞા અને હેતુ એ બે અવયવો દ્વારા સાધ્યને સિદ્ધ કરનારી, વયની પરિપક્વતાથી પુષ્ટ થયેલી ( એટલે કે અનુભવ દ્વારા ખીલેલી ) અને સંપત્તિ તેમજ મુક્તિને આપનારી એવી મતિને ' પારિણામિકી ' મતિ કહેવામાં આવે છે.[1]

ઉપર્યુક્ત લક્ષણોનો સ્પષ્ટ બોધ થાય તેટલા માટે તે લક્ષણોને સ્ફુટ શબ્દમાં રજુ કરવામાં આવે છે. જે અર્થ પૂર્વે દૃષ્ટિગોચર થયો ન હોય, શ્રવણપથ પર પણ આવ્યો ન હોય તેમજ જેનું મન દ્વારા ચિન્તન પણ કર્યું ન હોય તેવા અને તત્ક્ષણ જ જે બુદ્ધિ દ્વારા ગ્રહણ કરી શકાય તેવા પદાર્થ વિષયક, બન્ને લોકમાં વિરોધ વિનાની અને અવશ્ય ફળને આપવાવાળી મતિને ' ઔત્પાતિકી ' મતિ કહેવામા આવે છે.[2] આને માટે ( ૧ ) [3]**રોહક,**

---

૧ સરખાવો નન્દીસૂત્રની નિમ્ન-લિખિત ગાથાઃ—

" अणुमाणहेउदिट्ठंतसाहिआ वयविवागपरिणामा ।
हिअनिस्सेअसफलवई बुद्धी 'परिणामिआ' नाम ॥ ६१ ॥ '

[ अनुमानहेतुदृष्टान्तसाधिका वयोविपाकपरिणामा ।
हितनिःश्रेयसफलवती बुद्धिः पारिणामिका नाम ॥

२ સરખાવો નન્દીસૂત્રની નિમ્ન-લિખિત ગાથા—

" पुव्वं अदिट्ठमस्सुअमवेइयतक्खणविसुद्धगहिअत्था ।
अव्वाहयफलजोगा बुद्धी ' उत्पत्तिआ ' नाम ॥ ६२ ॥ "

[ पूर्वमदृष्टमश्रुतमवेदितं तत्क्षणविशुद्धगृहीतार्था ।
अव्याहतफलयोगा बुद्धिः औत्पातिकी नाम ॥ ]

૩ ' ઉજ્જયિની ' નગરીની પાસેના ગામમા એક નટ રહેતો હતો. તેનું નામ **ભરત** હતુ. તેની સ્ત્રી પોતાના **રોહક** નામના પુત્રને બાલ્યાવસ્થામા મા વિનાનો કરી પરલોક ચાલતી થઇ. આથી તેની સાર સભાળ લેવા માટે **ભરતે** બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું. આ સ્ત્રી **રોહક**ની સાથે સારી રીતે વર્તતી હતી નહિ, તેથી એક દિવસે તેણે તેને કહ્યું કે હે મા ! હુ આ દુષ્ટ વર્તનનુ તને ફળ ચખાડીશ. અપર માતાએ કહ્યું કે અરે નાદાન ! તુ શુ કરી શકવાનો હતો ? **રોહકે** કહ્યું કે-મારે પગે તને લગાડું ત્યારે હું ખરો આ સ્ત્રીએ પોતાની વર્તણૂક તેવી ને તેવી ચાલુ રાખી એથી પ્રસગ મળતા **રોહકે** એકદમ રાત્રિએ અચાનક જાગી ઊઠવાનો ડોળ કરી પોતાના પિતાને કહ્યુ કે હે તાત ! જુઓ આ કોઇ પુરૂષ આપણા ઘરમાથી ચાલ્યો જાય છે આથી **ભરત**ને શક ગયો કે એની નવીન ભાર્યા દુરાચારિણી હોવી જોઇએ. આવા વહેમથી તેણે તેનો સત્કાર કરવો છોડી દીધો આથી તે સ્ત્રીએ **રોહક**ને વિનવી કહ્યું કે બેટા ! તારા પિતા મારી સાથે બરાબર બોલતા પણ નથી, તેમા શુ તારો હાથ છે ? જો એમ હોય તો હે પુત્ર ! મારો ગુન્હો માફ કર, હવેથી હુ તારી સાથે સારી રીતે વર્તીશ. **રોહકે** તે વાત કબુલ રાખી અને અપર માતા પણ તેને પ્રીતિ પૂર્વક પાળવા લાગી

અન્યદા **ભરત** ચાદરણીમા બેઠો હતો તેવામા **રોહકે** પોતાના શરીરના પડછાયાને આગળીથી બતાવતાં તેના પિતાને કહ્યુ કે હે પિતાજી ! જુઓ, આ કોઇ પુરૂષ જાય છે **ભરત** તરવાર લઇને ઊભો થઇ ગયો એટલે **રોહકે** કહ્યુ કે આ રહ્યો, મે એને પકડી ગખ્યો છે. આ બાલ-ચેષ્ટા જોઇને **ભરતે** વિચાર કર્યો કે હુ નકામો મારી પત્ની ઉપર વહેમાયો તે દિવસથી તે પોતાની પ્રિયા સાથે પૂર્વની પેઠે પ્રેમપૂર્વક વર્તવા લાગ્યો આ તરફ **રોહકે** વિચાર્યુ કે મે મારી ઓરમાન માને દુ ખ દીધુ છે તો તે કોઇ દહાડો મને ઝેર આપી મારો જાન લેશે, માટે મારે મારા પિતાની સાથે જ જમવું.

એક વેળા **ભરત** ' ઉજ્જયિની ' જવા નીકળ્યો એટલે **રોહક** પણ તેની સાથે જવા તૈયાર થયો તેને સાથે લઇને તે તે નગરમા આવ્યો ત્યા શહેરની શોભા જોઈ **રોહક** રાજી રાજી થઇ ગયો. કામ પૂરૂં થતા પિતા-પુત્ર પોતાને ગામ જવા નીકળ્યા એટલામા કોઇ ચીજ લેવાની **ભરત** ભૂલી ગયેલો હોવાથી **રોહકને** ' ક્ષિપ્રા ' નદીને કાઠે બેસાડી તે નગરમા ગયો. એકલા પડેલા **રોહકે** રેતીમા રમત તરીકે આખી નગરી આલેખી તેવામા ઘોડા ઉપર બેસીને તે નગરનો રાજા ત્યા ચડી આવ્યો. તેને આ માર્ગે થઇને જતા **રોહકે** અટકાવ્યો એથી રાજાએ તેનું કારણ પૂછ્યુ. શું આ રાજદરબાર આપ નથી જોતા એવો ઉત્તર મળ્યો. આ સાભળી રાજા ઘોડેથી ઉતર્યો અને તેની આ આલેખના જોઇ ખુશી થઇ બોલ્યો કે હે વત્સ ! તે કોઇ દિવસ પૂર્વે નગર જોયુ હતુ કે આજે જ ? **રોહકે** જવાબ આપ્યો કે આજે જ આ બાળકની આવી તીવ્ર બુદ્ધિથી ચકિત થયેલા રાજાએ તેને તેનુ નામ પૂછ્યુ. એટલે તે બોલ્યો કે મારૂં નામ **રોહક** છે આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એવામા **ભરત** આવી પહોચ્યો એટલે બાપદીકરા પોતાના ગામ ભણી વળ્યા અને રાજા પણ ચાલતો થયો

**રોહકના** ગયા પછી રાજાને વિચાર સ્ફુર્યો કે મારે ૪૯૯ પ્રધાનો છે, પરતુ આવો સતેજ બુદ્ધિશાળી પ્રધાન તો એકે નથી આ પ્રમાણે વિચાર કરી **રોહકની** પરીક્ષા કરવા માટે એના ગામના લોકોને બોલાવી તેણે કહ્યુ કે તમારા ગામની બહાર એક મોટી શિલા છે. તે શિલાને ઉપાડયા વિના રાજમડપ તૈયાર કરી એ શિલાનું તેના ઉપર ઢાકણ કરો આવો આદેશ સાભળી તે લોકો દિઙ્મૂઢ બની ગયા. વિચારમા ને વિચારમા તો બપોર થઇ. ક્ષુધાથી આકુળ વ્યાકુળ બનેલો **રોહક** આ મેદિનીમા હાજર રહેલા પોતાના પિતાને તેડવા આવ્યો તેને જોઇને **ભરતે** કહ્યું કે તુ તો નિશ્ચિન્ત છે, પરતુ અમારો તો જીવ ઠેકાણે નથી, એટલે ખાવાપીવાનુ કોને સૂઝે ? **રોહકે** આનુ કારણ પૂછ્યું. એથી તેના પિતાએ તેને સઘળી વાત કહી તે સાભળી તે બોલ્યો કે અહો એમા શું છે ? મડપ તૈયાર કરવા માટે શિલાની નીચે ખોદવાનું કામ શરૂ કરો. પછી જ્યા જ્યા જરૂર જણાય ત્યા ત્યા થાભલા મૂકો અને શિલાને ઉપાડયા વિના ભોયરાની જેમ ફરતી ભીંત વગેરે કરો આ પ્રમાણેની વાત સાભળી લોકો હર્ષિત થઇ જમવા ઊઠયા. પછી **રોહકના** કથન મુજબ તેમણે રાજમડપ તૈયાર કર્યો. તે જોઇને રાજા પ્રસન્ન થયો અને તપાસ કરતા તેને માલૂમ પડ્યુ કે આ **રોહકની** બુદ્ધિનુ પરિણામ હતુ.

બીજી વાર રાજાએ આ ગામમા ઘેટુ મોકલ્યુ અને કહાવ્યુ કે અત્યારે એ જેટલા વજનનું છે તેટલા જ વજનનુ મને પદર દિવસ પછી પાછુ મોકલાવવુ વજનમા જરા પણ વધઘટ ન થવી જોઇએ. આ સાભળી લોકો વિમાસણમા પડયા તેમણે **રોહકને** બોલાવી એનો ઉપાય પૂછ્યો તેણે કહ્યુ કે આ ઘેટાને રોજ પુષ્ટિકારક ખોરાક ખવડાવો, પરતુ જગલમાથી એક વરૂ પકડી લાવી એની પાસે બાધો. આમ કરવાથી તેનુ ખાધેલુ બધુ નિરર્થક થઇ જશે અને તેના તોલમા કશો ફેરફાર નહિ થાય. લોકોએ તેમ કર્યું અને પખવાડિયે ઘેટાને પાછો મોકલાવ્યો રાજાએ તેને તોલી જોયો, પરતુ વજન તો પહેલાનાં જેટલુ જ હતુ તે જોઇ તેમજ આ પણ **રોહકની** ઔત્પાતિકી મતિનુ પરિણામ જાણીને તેના આનદનો પાર રહ્યો નહિ

ફરી બીજી વખત રાજાએ તે ગામમા એક કૂકડો મોકલાવી આજ્ઞા કરી કે બીજો કૂકડો પાસે રાખ્યા વિના આમે યુદ્ધ કરાવો. આ વેળા ગામના લોકોએ રોહકની સલાહ લઇ એક દર્પણ (આરસો) મંગાવ્યો. તેમા પોતાનું પ્રતિબિંબ જોઇને તેને પ્રતિસ્પર્દ્ધિ અન્ય કૂકડો ધારી આ કૂકડો તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. ગુપ્તચરોએ આવી રાજાને આ વાત નિવેદન કરી, તેથી તે ખુશી થયો.

અન્યદા રાજાએ આ ગામના લોકોને કહેવડાવ્યુ કે નદીની રેતીના દોરડા વણી મોકલાવો. આવો અસંભવિત આદેશ સાભળી લોકો ગભરાઇ ગયા. તેઓ રોહકને શરણે ગયા એટલે તેણે તેમને ઉપાય સૂઝાડયો કે રાજાને કહેવડાવો કે મહારાજ! આપના ભંડારમા રેતીના જુના દોરડા પડયા હશે. તેમાથી એક નમુના માટે મોકલાવો. તે જોઇને અમે દોરડા તૈયાર કરી મોકલીએ આ સાભળી રાજા કંઇ ન બોલતા મૌન ધારણ કરી રહ્યો.

ફરી એક વેળા રાજાએ ઘરડો, રોગી અને મરી જવાની અણી ઉપર એવો હાથી આ ગામમા મોકલાવ્યો અને ફરમાન કર્યું કે આ હાથી મરી ગયો એમ કહ્યા વિના દરરોજ તેની ખબર કહાવવી. હાથી તો તે જ રાતે મરી ગયો. હવે સંદેશો કેમ પહોચાડવો તેનો તોડ રોહકે કાઢી આપતા કહ્યું કે જઇને રાજાને નિવેદન કરો કે હાથી બેસતો નથી, ઊઠતો નથી, આહાર–નીહાર કરતો નથી, શ્વાસ લેતો નથી કે મૂકતો નથી, કોઈ પણ જાતની સચેતન ચેષ્ટા કરતો નથી. આ સાભળના રાજા બોલ્યો કે શું ત્યારે તે મરી ગયો છે? ગામના મુખીએ જવાબ આપ્યો કે આપ એમ કહો છો, અમે એમ કહેતા નથી. આ વૃત્તાન્તથી રાજા ખુશી થયો.

કેટલોક સમય વીત્યા બાદ રાજાએ આ ગામના લોકોને ફરીથી આજ્ઞા કરી કે તમારા ગામના કૂવાનું પાણી બહુ મીઠું છે, વાસ્તે તે કૂવો અહીં મોકલાવો. રોહકની સલાહ અનુસાર લોકોએ ઉત્તર દીધો કે ગામડાના લોકોની પેઠે આ અમારો કૂવો સ્વાભાવિક રીતે બીકણ છે, વાસ્તે આપના નગરના માર્ગથી પરિચિત એક કૂવાને અહીં મોકલશો કે જેની સાથે અમે આ કૂવાને આપને ત્યા મોકલીએ. આથી રાજા નિરુત્તર થયો.

વળી થોડા દિવસ પસાર થયા એટલે રાજાએ હુકમ કર્યો કે ગામની પૂર્વ દિશામા વન છે તે પશ્ચિમમા થાય તેમ કરો. રોહકની સૂચનાથી ગામના લોકોએ વનની પૂર્વ દિશામા વસવાટ કર્યો એટલે વન પશ્ચિમમાં થઇ ગયું. આ વૃત્તાન્તથી રાજાને અતિશય આનંદ થયો.

ફરી બીજી વાર રાજાએ કહાવ્યુ કે અગ્નિના સંબંધ વિના ખીર રાંધીને મોકલો. આજ્ઞાનું પાલન કરવા માટે ગામના લોકોએ રોહકની બુદ્ધિનો ઉપયોગ કર્યો તેની સલાહ મુજબ તેમણે ચોખાને ઘણા પાણીમા પલાળ્યા અને પછી ચોખાની તપેલીમા દૂધ રેડી તેને સૂર્યના કિરણોથી તપેલા છાણા વગેરેના બાફમા મૂકી. આમ કરવાથી ખીર તૈયાર થઇ એટલે રાજાને તે મોકલાવી.

આ પ્રમાણે ઉત્તરોત્તર પરીક્ષામા રોહકને ઉત્તીર્ણ થતો જોઇ તેને પ્રધાન પદ આપવાની અભિલાષાથી રાજાએ તેને પોતાની પાસે બોલાવ્યો, પરંતુ સાથે સાથે કહેવડાવ્યું કે તારે શુક્લ પક્ષમા કે કૃષ્ણ પક્ષમા ન આવવું, રાતે કે દહાડે ન આવવુ, ખુલ્લામા, છાયડામા કે તડકામાં ન આવવું, પગે ચાલીને ન આવવું, માર્ગે કે ઉન્માર્ગે ન આવવું તેમજ સ્નાન કરીને કે કર્યા વિના પણ ન આવવું. આ પ્રમાણેની નૃપતિની આજ્ઞા સાભળી રોહકે કંઠ સુધી સ્નાન કર્યું અને ગાડાના ચીલાના મધ્ય ભાગને માર્ગે ઘેટા ઉપર બેસીને માથે ચાલણીનું છત્ર ધારણ કરીને સન્ધ્યા–સમયે અમાસના ઉપર પડવો થતો હતો તે દિવસે તે રાજા પાસે જવા નીકળ્યો. ખાલી હાથે રાજા, દેવ કે ગુરુનું દર્શન ન કરવું એ લોકોક્તિને ધ્યાનમા લઇ તે પૃથ્વીનો પિંડ લઇ પૃથ્વીપતિ પાસે આવ્યો.

નરેશ્વરને નમન કરી તેને એણે આ માટીનો પિંડ ભેટ કર્યો. રાજાએ પૂછ્યું કે રોહક ! આ શું લાવ્યો ? ઉત્તર મળ્યો કે આપ પૃથ્વીના પતિ છો, તેથી હું આ ભેટ લાવ્યો છું. આથી રાજા ખુશી થયો. તેણે ગામના લોકોને વિદાય કરી રોહકને પોતાની પાસે સુવાડયો. રાત્રિનો પ્રથમ પ્રહર પૂર્ણ થતા રાજાએ તેને પૂછ્યું કે તું જાગે કે ઊંઘે છે ? રોહકે પ્રત્યુત્તર આપ્યો કે હું જાગું છું. રાજાએ કહ્યુ કે ત્યારે તું શો વિચાર કરે છે ? રોહકે જવાબ આપ્યો કે અશ્વત્થ ( પીંપળાના ) પાદડાનું ડીંટુ મોટુ કે તેની શિખા મોટી એનો વિચાર કરી રહ્યો છુ. રાજાને પણ સંશય થયો એટલે તેણે તેને કહ્યું કે તેં ઠીક વિચાર કર્યો છે, પરંતુ શો નિર્ણય કર્યો ? રોહકે જવાબ આપ્યો કે જ્યા સુધી શિખાનો અગ્ર ભાગ સુકાઇ ન જાય ત્યા સુધી બને સરખા હોય છે રાજાએ આસપાસ તપાસ કરી તો આ હકીકત સત્ય જણાઇ. રોહકને સુઇ જવાની પરવાનગી મળી.

વળી બીજો પહોર વીતતા રાજાએ ફરીથી રોહકને પૂછ્યું કે તું જાગે છે કે ઊંઘે છે ? રોહકે ઉત્તર આપ્યો કે નરદેવ ! જાગું છું. આ સાભળી રાજાએ કહ્યું કે ત્યારે તુ શો વિચાર કરી રહ્યો છે ? ઉત્તર મળ્યો કે બકરીના પેટમાથી સરાણે ઉતારી હોય તેમ લીંડીઓ બરાબર ગોળ કેમ નીકળે છે તે વિચારી રહ્યો છું. આનો નિર્ણય જાણવા માટે રાજાએ એને જ પૂછ્યું એટલે તે બોલ્યો કે બકરીના પેટમા સંવર્તક નામનો વાયુ છે, તેને લીધે લીંડીઓ ગોળ થાય છે. પાછો રોહક સુઇ ગયો.

ફરીથી ત્રીજા પહોરે રાજાએ પૂછ્યું કે રોહક ! તું જાગે છે કે ઊંઘે છે ? રોહકે ઉત્તર આપ્યો કે હું જાગું છું અને ખીસકોલીના શરીરના જેવડું જ તેને પૂછડું હોય છે કે નહિ તે વિચારી રહ્યો છું. આનો નિર્ણય સાભળવા માટે આતુર રાજાએ રોહકને જ પૂછ્યું એટલે તેણે કહ્યું કે તે બે સરખા જ હોય છે. આમ કહી રોહક પાછો સુઇ ગયો.

ચોથે પહોરે પહો ફાટતા રાજા જાગ્યો. તે વખતે રોહકને બોલાવ્યો, પરંતુ આખી રાતનો ઉજાગરો હોવાથી તે નિદ્રાધીન હતો એટલે જવાબ ન મળવાથી રાજાએ ગમ્મતની ખાતર ધીમેથી લીલા કંબિકા (સોટી ?) લગાડી. રોહક જાગી ઊઠયો. રાજાએ કહ્યુ કે અરે રોહક ! તુ કેમ ઊંઘે છે ? રોહકે જવાબ વાળ્યો કે સાહેબ ! હુ તો જાગું છુ. રાજાએ કહ્યુ કે જો તુ જાગતો હતો તો જવાબ આપતા તને કેમ વાર લાગી ? તેણે ઉત્તર આપ્યો કે દેવ ! હૂ બહુ ઊંડા વિચારમા હતો. તેનો નિર્ણય કરવામા મારૂં ચિત્ત પરોવાયેલુ હતુ. રાજાએ કહ્યુ એવો તે શો પ્રશ્ન હતો ? રોહકે કહ્યું કે મહારાજ ! આપ કેટલા પુરૂષથી ઉત્પન્ન થયા છો એ વિચારમા હુ પડયો હતો. આ સાભળી રાજા શરમનો માર્યો જરા મૌન રહ્યો. થોડી વાર રહીને તે બોલ્યો કે આનો તે શો નિર્ણય કર્યો છે ? રોહકે કહ્યું કે આપ પાંચ પુરૂષોથી ઉત્પન્ન થયા છો રાજાએ પૂછ્યું કે તે કયા કયા ? ઉત્તર મળ્યો કે એક કુબેરથી, કેમકે તેના જેવી આપની દાન-શક્તિ છે; બીજા ચંડાળથી, કારણ કે તેની માફક આપ શત્રુઓ ઉપર કોપાયમાન થાઓ છો; ત્રીજા ધોબીથી, કેમકે જેમ ધોબી વસ્ત્ર નીચોવી નીચોવીને પાણી કાઢી નાખે છે, તેમ આપ પારકા માણસોને નીચોવીને તેમનું ધન લઇ લો છો; ચોથા વીંછીથી, કેમકે ભર નિદ્રામા એવા મારા જેવા બાળકને તમે નિર્દય વીંછીના ડંખની જેમ લીલા કંબિકા મારી પીડા કરો છો, પાચમા તમારા તાતથી, કારણ કે તમે તેમની માફક ન્યાયથી રાજ્ય પાળો છો. રાજા આ સાભળી ઘણો અચબો પામ્યો. પ્રાભાતિક કાર્ય કરી, જનનીને વંદન કરી તેને એકાન્તમા રાજાએ પૃછ્યુ કે હે માતા ! કહો, હું કેટલા પુરૂષોથી ઉત્પન્ન થયો છું ? માતા વિસ્મય પામી બોલી કે બેટા ! તું આ શું પૂછે છે ? તુ તારા પિતાથી ઉત્પન્ન થયો છે. રાજાએ રોહકે કહેલો વૃત્તાત કહી સભળાવ્યો. વિશેષમા તેણે નિવેદન કર્યું કે રોહકની મતિ પ્રાયઃ ખોટી નથી માટે સત્ય કહેવા આપને મારી ભૂરિ ભૂરિ વિનતિ છે રાજાનો આગ્રહ જોઇ તેણે ઉત્તર આપ્યો કે હે પુત્ર ! જ્યારે તું ગર્ભમા હતો ત્યારે એક દહાડો હું નગર બહાર બગીચામા કુબેર

( ૨ ) નગરના ધૂર્ત, ( ૩ ) આંબાનું ઝાડ, ( ૪ ) **શ્રેણિક** રાજાની મુદ્રિકા, ( ૫ ) સરટ ( સેરડો ), ( ૬ ) કાગડાની સંખ્યા, ( ૭ ) વિષ્ટા, ( ૮ ) હાથીનું વજન, ( ૯ ) ભાંડ, ( ૧૦ ) લાખની ગોળી, ( ૧૧ ) થાંભલો, ( ૧૨ ) ક્ષુદ્ર, ( ૧૩ ) માર્ગે મળેલી વ્યંતરી, ( ૧૪ ) પતિ, ( ૧૫ ) બે સ્ત્રીનો એક પુત્ર, ( ૧૬ ) મધુયુક્ત સિકથ, ( ૧૭ ) મુદ્રિકા, (૧૮) સૂતર અને ઊનનું પટ, (૧૯) મુદ્રિકા, ( ૨૦ ) સિક્કા, ( ૨૧ ) ભિક્ષુક, ( ૨૨ ) બાળકનું નિધાન, ( ૨૩ ) ધનુર્વિદ્યાની શિક્ષા, ( ૨૪ ) અર્થશાસ્ત્ર, ( ૨૫ ) સિદ્ધપુત્ર ઇત્યાદિ ઉદાહરણોનો **નન્દીસૂત્ર** (ગા૦ ૬૩-૬૫)માં ઉલ્લેખ છે. ગ્રન્થ-ગૌરવના ભયથી આ બધા ઉદાહરણોનું સ્વરૂપ ન આલેખતાં ફક્ત **રોહક**નું જ આપવામાં આવ્યું છે; બાકીનાંની માહિતી માટે આ આગમની **શ્રીમલયગિરિ**સૂરિકૃત ટીકા ( પત્રાંક ૧૪૯-૧૫૯ ) જોવી.

દુઃખે વહન કરી શકાય એવા મોટા કાર્યના ભારનો નિસ્તાર કરવામાં સમર્થ, ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું પ્રતિપાદન કરનારા સૂત્રાર્થના સારને ગ્રહણ કરનારી તથા ઉભય લોકમાં ફલદાયિની એવી મતિને 'વૈનયિકી' કહેવામા આવે છે.[1] આ સબંધમાં **નન્દીસૂત્ર**મા (૧) [2]નિમિત્ત-

---

દેવની પૂજા કરવા ગઇ હતી ત્યા તેની મનોમોહક મૂર્તિ જોઇને મેં તેનો હાથથી સ્પર્શ કર્યો, આથી હું કામાતુર થઇ ગઇ અને મને તેની સાથે ભોગ ભોગવવાની ઇચ્છા થઇ. ત્યાથી પાછા આવતા માર્ગમા મે એક સ્વરૂપવાન્ ચાડાળને જોયો એટલે ત્યા પણ તેવી ઇચ્છા થઇ. આગળ ચાલતા એક ફાકડો ધોબી મળ્યો તેને જોઇને પણ મને ભોગની વાછા થઇ. પછી મહેલમા આવી ત્યારે તે દિને ઉત્સવ હોવાથી ખાવાને માટે લોટનો સુન્દર વીંછી કર્યો હતો. તે હાથમા લેતા વળી આવી અભિલાષા થઈ આ પ્રમાણે ઇચ્છા માત્રથી તારે બીજા ચાર પિતા ગણાતા હોય તો તે તુ જાણે, બાકી પરમાર્થથી તો તારા પિતા એ જ તારા સત્ય પિતા છે. આ સાભળી રાજા **રોહક**ની બુદ્ધિથી અતિશય આશ્ચર્યાકિત થયો અને તેથી તેણે તેને સર્વ પ્રધાનોમા વડા પ્રધાનની પદવી આપી.

૧ સરખાવો **નન્દીસૂત્ર**ની નિમ્ન-લિખિત ૬૬ મી ગાથા—

" **भरनित्थरसमत्था तिवग्गसुत्तत्थगहिअपेआला ।**
**उभओ लोगफलवई 'विणयसमुत्था' हवइ बुद्धी ॥ ६६ ॥** "
[ **भरनिस्तरणसमर्था त्रिवर्गसूत्रार्थगृहीतप्रमाणा ।**
**उभतो लोकफलवती विनयसमुत्था भवति बुद्धिः ॥** ]

૨ કોઇક નગરમા એક સિદ્ધપુત્ર રહેતો હતો તે પોતાના બે શિષ્યોને નિમિત્તશાસ્ત્ર શીખવતો હતો; આમાનો એક વિનીત શિષ્ય ગુરુનુ બહુમાન કરવા પૂર્વક શાસ્ત્રનો અભ્યાસ કરતો હતો. ગુરુ જે જે ભણાવે તે બરાબર લક્ષ્યમા રાખી તેનુ તે મનન કરતો હતો. આમ કરતા કોઇ શકા ઉદ્ભવે તો ગુરુની પાસે આવી વિનયથી તેનો ખુલાસો મેળવતો હતો આ પ્રમાણે અભ્યાસ કરતા તેની બુદ્ધિ બહુ સતેજ થઇ. બીજો શિષ્ય આથી વિપરીત લક્ષણવાળો હતો. તેને ઊંડી આલોચના કરવાની ટેવ ન હતી.

એક દિવસ આ બને શિષ્યો ગુરુની આજ્ઞા અનુસાર કોઇ ગામ જવા નીકળ્યા માર્ગમા જતા મોટા પગલા જોઇને વિનીત શિષ્યે અન્યને પૂછ્યુ કે આ કોના પગલા છે ? બીજા શિષ્યે વિશેષ વિચાર કર્યા વિના જવાબ દીધો કે હાથીના વિનયશાળીએ કહ્યું કે ના, એ હાથીના નથી, હાથિણીના છે વળી તે

જ્ઞાન, (૨) અર્થશાસ્ત્ર, (૩) લેખ, (૪) ગણિત, (૫) કૂવો, (૬) ઘોડો, (૭) ગધેડો, (૮) લક્ષણ, (૯) ગ્રન્થી, (૧૦) વૈદ્ય, (૧૧) રથિક, (૧૨) ગણિકા વગેરે ઉદાહરણો આપવામાં આવ્યા છે. તે પૈકી અત્ર પ્રથમનો જ વિચાર કરવામાં આવ્યો છે. બાકીનાં માટે ઉપર મુજબ ભલામણ છે.

---

હાથિણી ડાબી આખે કાણી છે તેના ઉપર બેમીને કોઇ રાણી ગયેલી છે. વિશેષમા તે રાણી સૌભાગ્યવતી છે તેમજ ગર્ભવતી છે આજ કાલમા તેને પ્રસવ થશે અને તેને પુત્ર જન્મશે આ સાભળી બીજો બોલ્યો કે તે આ હકીકત શાથી જાણી ? વિનયશાળીએ કહ્યુ કે જ્ઞાનનો સાક્ષાત્ પ્રત્યય છે, વાસ્તે આગળ ચાલો, સર્વ વાત પ્રકટ થશે. પછી તેઓ જે નગરે જવા નીકળ્યા હતા તેની બહારના ભાગમા આવી પહોચ્યા. ત્યા સરોવરની તીરે તંબુમા હાથિણી તેમના જોવામા આવી. તે ડાબી આખે કાણી હતી એમ તેમણે જાણ્યુ. એટલામા કોઈ દાસીએ કોઇ વૃદ્ધ પુરૂષને કહ્યુ કે રાજાને વધામણી આપો કે રાણીને પુત્ર જન્મ્યો છે. આ સાભળી વિનયશાળી શિષ્યે અન્યને કહ્યું કે આ દાસીનુ વચન તે સાભળ્યુ ? મે કહી હતી તે વાત સાચી પડી કે નહિ ? તેણે ઉત્તર આપ્યો કે ભાઇ ! તારૂ જ્ઞાન સત્ય છે. ત્યાર પછી સરોવરના તીરે હાથ પગ ધોઇને ત્યા વડના ઝાડ નીચે વિસામો લેવા બેઉ જણ બેઠા. એવામા માથે જળથી ભરેલો ઘડો મૂકીને એક ડોશી જતી હતી. તેની નજર તેમના ઉપર પડી. આકાર ઉપરથી તેમને વિદ્વાન્ ધારી તેણે તેમને પૂછ્યું કે મારો પુત્ર પરદેશ ગયો છે તે ક્યારે આવશે ? આ પ્રશ્ન પૂછતા વેત જ તેનો ઘડો ભૂમિ ઉપર પડી ગયો અને ભાગીને તેના ટુકડા થઇ ગયા આથી ઊડો વિચાર કર્યા વિના બોલનારા શિષ્યે કહ્યુ કે હે ડોશી ! તારો પુત્ર મરણ પામ્યો છે. આ સાભળીને વિનયશાળીએ કહ્યું કે અરે ભાઇ ! એમ ન બોલ, ખરી વાત તો એ છે કે આ બાઇનો છોકરો હમણા જ ઘેર આવ્યો છે. આ સાભળીને તે વૃદ્ધા સેંકડો આશીર્વાદ આપતી સ્વસ્થાનકે આવી. પોતાના પુત્રને આવેલો જોઇ તે બહુ રાજી થઇ. પછી પુત્રને પૂછીને વસ્ત્રોની એક જોડી અને કેટલાક રોકડા રૂપિયા લઇને તે વિનયશાળી પાસે આવી અને તેને તે આપ્યા આથી બીજો શિષ્ય ખિન્ન હૃદયે વિચારવા લાગ્યો કે મને ગુરુએ બરાબર ન ભણાવ્યો, નહિ તો હું આની જેમ મારૂં નિમિત્તજ્ઞાન સાચુ કેમ ન પડે ?

ગુરુનુ કાર્ય કરી આ બને શિષ્યો પાછા પોતાને ગામ આવ્યા. ગુરુના દર્શન થતા વિનયશાળીએ આનન્દાશ્રુ પૂર્વક હાથ જોડીને ગુરુના ચરણમા પ્રણામ કર્યો, જ્યારે બીજો તો પત્થરના થાભલાની જેમ અક્કડ ઊભો રહ્યો એથી ગુરુએ તેને પૂછ્યુ કે તુ મને કેમ વન્દન કરતો નથી ? એણે જવાબ આપ્યો કે જેને સારી રીતે ભણાવ્યો હોય તે પ્રણામ કરે ગુરુએ કહ્યુ કે તુ એમ કેમ બોલે છે ? શુ મે તને પણ રૂડી રીતે ભણાવ્યો નથી ? ના, એમ કહી તેણે સર્વ વૃત્તાન્ત કહી સભળાવ્યો. આથી ગુરુએ પ્રથમ શિષ્યને પૂછ્યુ કે તારૂ જ્ઞાન સચોટ થવાનું શુ કારણ છે ? તેણે કહ્યુ કે મે વિચારવાની ટેવ પાડી છે તેથી આ આદતને લઇને મે મોટા પગલા જોતા વિચાર કરવા માડ્યો કે આ પગલા હાથીની જાતિના છે એ તો સુપ્રતીત છે, પરતુ તે હાથીના કે હાથિણીના ? ત્યા લઘુ શંકા કરવામા આવી હતી તે જોઇને હાથિણીના હોવાનો મે નિશ્ચય કર્યો વળી જમણી બાજુની વેલના પાદડા ખડિત હતા, જ્યારે ડાબી બાજુના પાદડા અખડિત હતા, એ જોઇ મને સમજાયુ કે હાથિણી ડાબી આખે કાણી હોવી જોઇએ. વિશેષમા હાથિણી ઉપર સ્વાર થઇને કોઇ સામાન્ય માણસ મુસાફરી કરે નહિ, વાસ્તે આ રાજપરિવાર હોવો જોઇએ. આ ઉપરાત થોડે આઘે હાથિણી ઉપરથી ઉતરીને લઘુશકા કરવામા આવેલી મારી નજરે પડી. તેથી આ મુસાફર રાજરાણી હશે એમ મે અનુમાન કર્યું. વળી ત્યા ઝાડ ઉપર રાતા વસ્ત્રના અશને જોઇ તે સૌભાગ્યવતી હોવી જોઇએ તેમજ ભૂમિ ઉપર હાથ ટેકવીને તે ઊભી થયેલી જણાયાથી તે ગર્ભવતી છે એમ

આચાર્યના ઉપદેશથી જે પ્રાપ્ત થાય તે ' શિલ્પ ' કહેવાય, અથવા તો જે નિત્ય વ્યાપારરૂપ હોય તે ' શિલ્પ ' જાણવું. સ્વતઃ જે પ્રાપ્ત કર્યું હોય તે ' કર્મ ' કહેવાય અથવા તો કોઇ કોઇ દિવસે જે કરવામાં આવે તે ' કર્મ ' સમજવું. કર્મોના અભિનિવેશથી પરમાર્થનો બોધ કરાવનારી તથા કર્મના અભ્યાસ અને વિચારથી પલ્લવિત થયેલી અને કીર્તિરૂપ ફળને આપનારી અને તે તે જાતનાં કર્મો કરવામાં નિપુણ એવી મતિને ' કાર્મિકી ' મતિ સમજવી.[1] આ સંબંધમાં **નન્દી૦** (ગા૦ ૬૮)માં (૧) સોની, (૨) [2]ખેડુત, (૩) વણકર, (૪) ઝવેરી, (૫) ઘી વેચનાર, (૬)

---

મને લાગ્યું. ઊભા થઇને ચાલતી વેળા પ્રથમ જમણો પગ ભારથી મૂકેલો જોઇ તે પ્રસૂતિની પીડા ભોગવી રહી છે અને આજ કાલમા તેને પુત્ર આવશે એમ મેં જાણ્યું.

એવી રીતે વૃદ્ધાએ પ્રશ્ન પૂછ્યો તે જ વખતે ઘડો પડીને ભાગી ગયો, તેથી મેં એમ વિચાર્યું કે જેમ ઘડો જ્યાથી ઉત્પન્ન થયો હતો ત્યા જ ફરી મળી ગયો તેવી રીતે આનો પુત્ર આને અત્યારે મળવો જ જોઇએ.

આ પ્રમાણે વિનીત શિષ્યના કથનથી પ્રસન્ન થઇ ગુરુએ તેની પ્રશંસા કરી અને બીજા શિષ્યને કહ્યુ કે ભાઇ ! આમા દોષ તારો જ છે, કેમકે તુ જે શીખ્યો તેનું તેં મનન ન કર્યું; એમા અમારો લેશ પણ દોષ નથી; કેમકે અમારૂ કામ તો શાસ્ત્રના અર્થનો ઉપદેશ જ આપવાનું છે, જ્યારે એનો પરામર્શ કરવો એ તમારૂં કામ છે. આ દૃષ્ટાન્તમા વિનયશાળી શિષ્યની બુદ્ધિ ' વૈનયિકી ' જાણવી.

૧ સરખાવો **નન્દીસૂત્ર**ની નીચે મુજબની ૬૭ મી ગાથા—

" **उवओगदिट्ठसारा कम्मपसंगपरिघोलणविसाला ।**
**साहुक्कारफलवई कम्मसमुत्था हवइ बुद्धी ॥ "**
**[ उपयोगदृष्टिसारा कर्मप्रसङ्गपरिघोलनविशाला ।**
**साधुकारफलवती कर्मसमुत्था भवति बुद्धिः ॥ ]**

૨ કોઇક ચોરે રાત્રે એક વણિકને ઘેર પદ્મના આકારવાળું ખાતર પાડી ચોરી કરી. સવારે કોઇ ન જાણે તેમ તે જ ઘર આગળ ગુપચુપ આવીને ખાતર સંબધી સમાચાર જાણવા માટે એકઠા મળેલા લોકોની વાત સાભળવા લાગ્યો. તેવામા એક ખેડુત ત્યા આવી ચડયો. તે આ ખાતરને જોઇને બોલ્યો કે એમા શી નવાઇ છે ? જેણે જેનો પૂરેપૂરો અભ્યાસ કર્યો હોય, તેના કાર્યમા કચ્ચાસ રહે શાની ? ખેડુતનું આ કથન સાભળીને ચોરને ઘણી રીસ ચડી. આથી બીજા લોકોને તેણે પૂછ્યું કે આ કોણ છે અને ક્યા રહે છે ? તેનો પત્તો મેળવી ચોર ચાલતો થયો.

એક દિવસે લાગ જોઇ તે છરી લઇને પેલો ખેડુત ખેતરમા કામ કરતો હતો ત્યા જઇ પહોચ્યો. ત્યા જઇને તેણે ખેડુતને કહી સંભળાવ્યું કે તે દિવસે તેં મારા ખાતરના વખાણ ન કર્યા તેથી આજે તારૂં હું ખુન કરવા આવ્યો છું ખેડુતે કહ્યું કે તે વેળા મે સાચું જ કહ્યું હતું કે જે કાર્ય કરવાનો જેને રોજનો મહાવરો હોય છે તેને હાથે તે સર્વોત્તમ થાય એમા શો અચંબો ? દાખલા તરીકે મારી જ કુશળતા જો. આ મારા હાથમા મગના દાણા છે. તે જો તુ કહે તો સઘળા અધો-મુખે (અવળા) પાડું, કહે તો ઊર્ધ્વ-મુખે (ચત્તા) પાડું અને કહે તો એક બાજુ પડતા પાડુ. આ સાભળીને ચોરને આશ્ચર્ય થયું અને તેણે કહ્યું કે અધોમુખે પાડ. ખેડુતે વસ્ત્ર પહોળુ કરી બધા દાણા કહ્યા પ્રમાણે પાડી બતાવ્યા. આથી વિસ્મય પામેલા ચોરે તેની પ્રશંસા કરી અને તેને મારી નાખવાનો વિચાર માડી વાળ્યો અત્ર ખેડુત અને ચોર એ બંનેની બુદ્ધિ 'કાર્મિકી' જાણવી.

પ્લવક (૭) દરજી, (૮) સુથાર, (૯) સુખડીઓ (આપૂપિક), (૧૦) કુંભાર અને (૧૧) ચિતારાના દૃષ્ટાન્તો નજરે પડે છે. અત્ર ખેડુતનું જ ઉદાહરણ આપવામા આવ્યું છે. બાકીનાને માટે પૂર્વ મુજબ સમજવું.

લાંબા કાળ પર્યંત પૂર્વાપર અર્થના આલોચનાદિકથી ઉત્પન્ન થયેલા આત્મસ્વભાવરૂપ પરિણામથી ઉદ્ભવેલ મતિને 'પારિણામિકી' મતિ સમજવી. આવી મતિવાળો પુરુષ સ્વાર્થાનુમાન અને હેતુ એ બેની જ મદદથી સાધ્યને સિદ્ધ કરી શકે છે. આવી મતિ (૧) **અભયકુમાર**, (૨) **કાષ્ઠ શેઠ**, (૩) મોદકપ્રિય કુમાર, (૪) **પુષ્પવતી** દેવી, (૫) **ઉદિતોદય** રાજા, (૬) **નંદિષેણ** મુનિ, (૭) **ધનદત્ત**, (૮) [1]શ્રાવક, (૯) અમાત્ય (**વરધનુ**ના પિતા), (૧૦) મુનિ, (૧૧) **વરધનુ**, (૧૨) **ચાણક્ય**, (૧૩) **સ્થૂલભદ્ર**, (૧૪) **નન્દ**નો બાંધવ, (૧૫) **વજ્રસ્વામી**, (૧૬) સ્થવિરો, (૧૭) બનાવટી આમળા, (૧૮) મણિ, (૧૯) **ચણ્ડકૌશિક**, (૨૦) [2]ખડ્ગ અને (૨૧) **ફૂલવાલક**ના દૃષ્ટાન્તોથી સમજી શકાય છે. અત્ર તો ગ્રંથનું કલેવર વધી જવાના ભયથી આ પૈકી શ્રાવકનું દૃષ્ટાન્ત આપી સંતોષ માનવામાં આવ્યો છે.

## વૈનયિકી મતિ અને શ્રુત-નિશ્રિતતા—

વૈનયિકી મતિ એ શ્રુતનિશ્રિત જણાય છે, છતાં એને અશ્રુતનિશ્રિત તરીકે કેમ ઓળખાવી છે, એ હકીકત આપણે વિચારીશું. ત્રિવર્ગના સારને ગ્રહણ કરનારી આ મતિમાં શ્રુતનિશ્રિતપણું એના લક્ષણથી જ સિદ્ધ થાય છે, છતાં એને અને બાકીની ત્રણ પ્રકારની મતિઓને આગમમાં અશ્રુતનિશ્રિત કહેલી છે તે એમા શ્રુતનિશ્રિતપણાની અલ્પતાને લક્ષ્યીને છે. આ વાત ઔત્પત્તિકી બુદ્ધિમાં અને એવી રીતે અન્ય મતિત્રયીમાં અવગ્રહાદિ માટે અવકાશ છે એનો વિચાર કરતાં સમજાશે **રોહક**ની બુદ્ધિની પરીક્ષા કરવા માટે મોકલેલ (અને ૨૨૦ મા પૃષ્ઠમાં આપેલ) કૂકડાનુ દૃષ્ટાન્ત આપણે વિચારીએ બીજા કૂકડા સિવાય યુદ્ધ કરાવવા માટે આ કૂકડાને એનું

---

૧ પર સ્ત્રીને બેન સમાન ગણવાનું વ્રત લીધેલો એક શ્રાવક એક વેળા પોતાની પત્નીની સુન્દર રૂપવાળી સખીને જોઇને અતિશય કામાતુર બની ગયો. તેની ચતુર ચતુરા આ વાતથી ચેતી ગઇ તેણે વિચાર કર્યો કે આવા મલિન અધ્યવસાયમા જો મારા પતિનુ મરણ થાય, તો તે નરક-ગતિમા કે તિર્યગ્-ગતિમા ઉત્પન્ન થાય, તેથી આનો મારે કોઇ ઉપાય કરવો જોઇએ. આમ વિચારી તેણે પોતાના પતિને કહ્યુ કે તમે આકુળ વ્યાકુળ ન થાઓ; હુ સધ્યા સમયે મારી સખીને આપ સમક્ષ તેડી લાવી આપની ઇચ્છા તૃપ્ત કરાવીશ. સાઝ પડતા થોડું ઘણુ અધારૂ થતા આ સ્ત્રીએ પોતે પોતાની સખીના વસ્ત્રો અને આભૂષણો પહેર્યા. પછી તે છાનીમાની પોતાના પતિ પાસે આવી આ શ્રાવકે આને પોતાની સુદરીની સખી ધારીને તેની સાથે ભોગ ભોગવ્યા ભોગથી નિવૃત્ત થતા તેની કામ-વાસના દૂર થઇ ગઇ અને તેને ભાન આવ્યુ કે આવુ દુષ્કૃત્ય કરી મે પૂર્વે લીધેલા પરદારા-સહોદરસ્વરૂપ વ્રતને ખણ્ડિત કર્યુ. આથી તેને ઘણો પસ્તાવો થયો. તે જોઇ તેની પત્નીએ તેને યથાર્થ વૃત્તાન્તથી વાકેફગાર કર્યો ત્યાર બાદ તે ગુરુ પાસે ગયો અને મનથી જે વ્રતનો ભંગ કર્યો હતો તેનુ પ્રાયશ્ચિત્ત લીધુ. આ ઉદાહરણગત શ્રાવિકાની મતિ તે 'પારિણામિકી' જાણવી.

૨ ખડ્ગ એ એક જાતનુ પ્રાણી છે એના સબધમા **નન્દી**૦ની ટીકાના ૧૬૭મા પત્રમા કહ્યુ છે કે—

" **यस्य गच्छतो द्वयोरपि पार्श्वयोश्चर्माणि लम्बन्ते स जीवविशेषः 'खड्गः', स चाटव्यां चतुष्पथे जनं मारयित्वा खादति ।** "

**મતિચતુષ્કમાં અવગ્રહાદિ માટે અવકાશ**

પ્રતિબિંબ દેખાડવું જોઇએ. આ પ્રમાણે સામાન્યથી તેણે જાણ્યું તે 'અવગ્રહ' નામનો મતિનો પ્રથમ ભેદ થયો. આ પછી તે એવો વિચાર કરે કે તળાવમાંના જળમાં પડેલું પ્રતિબિંબ ઠીક પડશે કે દર્પણમાં પડેલું? આ પ્રકારનું પ્રતિબિંબ સંબંધી વિશેષ અન્વેષણ તે 'ઈહા' છે. આવી ઈહા થયા પછી જળાદિમાં પડેલું પ્રતિબિંબ પ્રતિક્ષણે અસ્થિર અને અસ્પષ્ટ હોવાથી યુદ્ધ કરાવવા માટે ઠીક નહિ પડે, કિન્તુ આદર્શમાં પડેલું પ્રતિબિંબ સ્થિર અને સ્પષ્ટ હોવાથી તેનાથી બેડો પાર પડી શકશે એવો નિશ્ચય કરવો તે 'અપાય' છે. આ પ્રમાણે બુદ્ધિવિષયક બીજાં ઉદાહરણો માટે ઘટાવી લેવું.

**જાતિસ્મરણ જ્ઞાન—**

જાતિસ્મરણ જ્ઞાન એ કેવું જ્ઞાન છે? આનો ઉત્તર એ છે કે એ એક પ્રકારનું સ્મરણ છે, એથી એને આભિનિબોધિક જ્ઞાન તરીકે ઓળખાવવામાં આવે છે. આ હકીકતની **આચારાંગ** (અ૦ ૧, ઉ૦ ૧, સૂ૦ ૪)ની **શ્રીશીલાંકાચાર્ય**કૃત ટીકાનો ૨૦ મા પત્રગત નિમ્ન-લિખિત ઉલ્લેખ સાક્ષી પૂરે છે:—

**"जातिस्मरणं त्वाभिनिबोधिकविशेषः"**

જે વ્યક્તિને આ જ્ઞાન ઉદ્‌ભવે છે તે તેમ થતાં મૂર્ચ્છા પામે છે એમ [1]ચરિત્રો ઉપરથી જણાય છે, પરંતુ એમ થવું જ જોઇએ એવા નિયમસૂચક કોઇ ઉલ્લેખ મારા જોવામાં આવ્યો નથી. આ જ્ઞાનથી વિભૂષિત મનુષ્ય પૂર્વ ભવ વિષયક શરીરનો નાશ થયેલો હોવા છતાં તે ભવની વાત સંભારે છે. આમાં કંઇ આશ્ચર્ય જેવું નથી, કેમકે શું વૃદ્ધાવસ્થામાં વૃદ્ધ પોતાની બાલ્યાવસ્થાની વાતો યાદ કરી શકતો નથી? અથવા તો શું પરદેશ ગયેલી વ્યક્તિ સ્વદેશમાં બનેલા બનાવો સંભારી શકતી નથી? વિશેષમાં આ જ્ઞાનનું પ્રાબલ્ય તો એટલું બધું છે કે એક બે ભવોની વાત નહિ, કિન્તુ નવ ભવો સુધીની હકીકત તેને તાજી થઇ જાય છે. **શ્રીસમયસુન્દર** ઉપાધ્યાયે **વિચારશતક**માં કહ્યું પણ છે કે—

**"जातिस्मरणो मनुष्यो नव भवान् पश्यति, न त्वधिकान्, इदं च मतिज्ञानभेदः"**

આ વાતને **રત્નસાર**ની નિમ્ન-લિખિત ગાથા પુષ્ટિ આપે છે:—

**" [2]पुव्वभवा सो पीछइ, एक्कं दो तिन्नि जाव नवगं वा।**
**उवरिं तस्स अविसओ, सभावओ जाइसरणस्स ॥ "**

---

૧ **સમરાઇચ્ચકહા, તરંગવતી જ્ઞાનપંચમીકથા** ઇત્યાદિમા જાતિસ્મરણ થતા તે વ્યક્તિ મૂર્ચ્છા પામે છે એમ જોવાય છે.

૨ છાયા—

पूर्वभवान् स पश्यति एकं द्वौ त्रीन् यावत् नवकान् वा।
उपरि तस्य अविषयः स्वभावतो जातिस्मरणस्य ॥

અર્થાત્ જાતિસ્મરણજ્ઞાનવાન્ જીવ પાછલા એક, બે, ત્રણ એમ નવ ભવો સુધી દેખે. આથી વધારે દેખવાનો તેનો સ્વભાવ નથી. **આચારાંગ**ની ટીકા (પત્રાંક ૨૧)માં **શ્રીશીલાંકાચાર્ય** તો સંખ્યેય ભવો દેખે એમ કહે છે. આ રહ્યો તે ઉલ્લેખઃ—

"**जातिस्मरणं तु नियमतः सङ्ख्येयानिति**"

આ પ્રમાણે આપણે મતિજ્ઞાનનું દિગ્દર્શન કર્યું; હવે શ્રુતજ્ઞાન પરત્વે વિચાર કરીશું.

**શ્રુતજ્ઞાનનું લક્ષણ—**

**श्रुतज्ञानावरणक्षयोपशमप्रभवत्वे सति द्रव्यश्रुतानुसारिणी याऽऽत्मनस्तत्त्वार्थपरिच्छेदात्मिका परिणतिस्तद्रूपत्वं, श्रोत्र-मनोनिमित्तकत्वे सति श्रुतग्रन्थानुसारिबोधरूपत्वं वा, मतिज्ञानपूर्वकत्वे सत्याप्तोपदेशापेक्षया जायमानबोधरूपत्वं वा, वाच्यवाचकभावपुरस्कारेण शब्दसंसृष्टार्थग्रहणहेतुभूतोपलब्धिविशेषरूपत्वं वा श्रुतज्ञानस्य लक्षणम्। (३७)**

અર્થાત્ શ્રુતજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ દ્વારા ઉત્પન્ન થનારો તથા દ્રવ્યશ્રુત (એટલે કે શબ્દ, લિપિ, લિંગ, ચેષ્ટા ઇત્યાદિક)ને અનુસરનારો અને પદાર્થોનું જ્ઞાન કરાવનારો એવો આત્માનો પરિણામ તે 'શ્રુતજ્ઞાન' કહેવાય છે. શ્રોત્ર અને નેત્રરૂપ નિમિત્તો વડે ઉત્પન્ન થતો એવો તથા શ્રુતગ્રન્થોને અનુસરનારો જે બોધ તે 'શ્રુતજ્ઞાન' સમજવું. મતિજ્ઞાન થયા પછી ઉત્પન્ન થનારો તેમજ આપ્તના ઉપદેશની અપેક્ષા રાખનારો એવો બોધ તે 'શ્રુતજ્ઞાન' જાણવું. વાચ્ય–વાચક ભાવ દ્વારા, શબ્દ સાથે સબંધ ધરાવનારા પદાર્થને ગ્રહણ કરવામાં કારણભૂત એવી ઉપલબ્ધિને પણ 'શ્રુતજ્ઞાન' કહેવામાં આવે છે. આ ઉપરાંત શ્રુતજ્ઞાનની અન્ય વ્યાખ્યા થઇ શકે છે. જેમકે આત્મા જે શ્રવણ કરે છે, તે 'શ્રુત' છે એમ પણ શ્રુતજ્ઞાનનું લક્ષણ આપી શકાય. આથી પ્રથમ વ્યાખ્યા સાથે વિરોધ દેખાય છે, પરંતુ તે વિરોધાભાસ છે, વસ્તુતઃ વિરોધ નથી. કહેવાની મતલબ એ છે કે જીવ શબ્દ સાંભળે છે, તેથી ઉપર્યુક્ત વ્યાખ્યા પ્રમાણે તો શબ્દ એ શ્રુતરૂપ જ્ઞાન થયો અને એથી કરીને આત્માનો પરિણામ શ્રુતજ્ઞાનરૂપ ન ઠર્યો, કેમકે શબ્દ તો પૌદ્ગલિક હોવાથી મૂર્ત છે, જ્યારે આત્મા તો અમૂર્ત છે, તેમજ વળી મૂર્ત પદાર્થ અમૂર્તરૂપે પરિણત પણ થઇ શકતો નથી. આ પ્રકારે જે વિરોધ દૃષ્ટિગોચર થાય છે, તેનું નિરાકરણ એ છે કે શબ્દ એ વાસ્તવિક શ્રુતજ્ઞાનનું કારણ છે અને કારણમા કાર્યનો ઉપચાર કરવાથી તે શબ્દને પણ 'શ્રુતજ્ઞાન' કહેલું છે. અર્થાત્ શબ્દ એ 'દ્રવ્યશ્રુત' છે અને આત્માનો પરિણામ તે 'ભાવશ્રુત' છે. આથી પ્રથમ વ્યાખ્યા ભાવશ્રુતને ઉદ્દેશીને આપેલી છે એમ સમજાય છે.

કર્ણ અને મન તો મતિજ્ઞાનના પણ [1]નિમિત્તો હોવાથી, એ સાધનો દ્વારા ઉત્પન્ન થતા

---

[1] આ નિમિત્તોનો અવધિજ્ઞાન, મનઃપર્યાયજ્ઞાન અને કેવલજ્ઞાનમા અભાવ છે, કેમકે તે ઇન્દ્રિય અને મનની અપેક્ષા રાખતા નથી.

બોધને શ્રુતજ્ઞાન એવું નામ કેમ આપ્યું એવી શંકા ઉપસ્થિત થાય છે. આનું સમાધાન એ છે કે બન્ને જ્ઞાનમાં કર્ણ અને મન નિમિત્તો છે એ વાત સાચી છે, પરંતુ શ્રુતજ્ઞાનમાં એ વિશેષતા છે કે તે શ્રુતગ્રન્થાનુસારિ છે. આ પ્રમાણે બીજી વ્યાખ્યા મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન વચ્ચેનો તફાવત બતાવે છે. વળી એ ઉપરથી તાત્પર્ય એ નીકળ્યું કે શબ્દજનિત અર્થબોધથી અતિરિક્ત એવો જે ઇન્દ્રિયાર્થ–સંબંધ–જન્ય બોધ તે 'મતિજ્ઞાન' છે. વળી મતિજ્ઞાન [1]વર્તમાન પદાર્થ વિષયક છે, જ્યારે શ્રુતજ્ઞાનના તો ત્રણે કાળના પદાર્થો વિષય થઇ શકે તેમ છે. વળી, શ્રુતજ્ઞાન ભિન્ન ભિન્ન એવા અનેક સૂક્ષ્મ અર્થો ઉપર પ્રકાશ નાંખનારૂં હોવાથી વિશુદ્ધ છે. આ જ્ઞાનના સામર્થ્યને લઇને છદ્મસ્થને પણ 'શ્રુતકેવલી' કહેવામાં આવે છે. જ્ઞાન એ જીવનો સ્વભાવ હોવાથી, નિગોદના જીવને પણ સર્વ પર્યાય પ્રમાણ [2]અક્ષરનો–જ્ઞાનનો અનન્તમો ભાગ આવરણ રહિત છે અર્થાત્ અનાદિ સંસારમાં ગમે ત્યાં પરિભ્રમણ કરનારા જીવને પણ પારિણામિક મતિજ્ઞાન રહેલું છે. અર્થાત્ આ અપેક્ષાએ મતિજ્ઞાન શાશ્વત છે, પરંતુ શ્રુતજ્ઞાન કંઇ. શાશ્વત નથી. કેમકે તે તો મતિપૂર્વક આપ્તના ઉપદેશની અપેક્ષા રાખનારૂં છે.[3] શ્રુતજ્ઞાન તો લબ્ધિ દ્વારા પણ પ્રાપ્ત થઇ શકે છે કે જે લબ્ધિવિશેષનો મતિજ્ઞાનમા સંભવ નથી.

**મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં અંતર**

શ્રુતજ્ઞાનનું લક્ષણ શબ્દજનિત અર્થ બોધ કરવામાં આવે તો વાંધો નથી, કેમકે તે અતિ-વ્યાપ્તિ આદિ દોષોથી રહિત છે. કર્ણેન્દ્રિય સંબંધી શબ્દના અવગ્રહાદિ શબ્દવિષયક છે, પરંતુ તે શાબ્દ બોધ–શબ્દજનિત અર્થ–બોધરૂપ નથી. આથી કરીને કર્ણેન્દ્રિયને લગતા અવગ્રહાદિકનો શ્રુતજ્ઞાનમાં સમાવેશ ન કરતાં, તેને પણ મતિજ્ઞાન તરીકે ઓળખાવવામાં આવે છે. વિચારણા-સ્વરૂપી ઈહા આન્તરિક શબ્દોલ્લેખનુ સ્થાન છે, તો પણ તે શાબ્દ બોધરૂપ નહિ હોવાથી તેને શ્રુત-જ્ઞાન કહી શકાય નહિ. ઉધરસ, ખોખારો, હસ્તચેષ્ટા ઇત્યાદિ શબ્દ નથી, છતાં પણ તેનાથી થતા બોધને શાબ્દબોધ સમજવો, કારણ કે તેમાં સંકેતસ્મરણની પ્રધાનતા રહેલી છે. આ વાતની પુષ્ટિમાં જુઓ **પ્રમાણનય**૦ના ચોથા પરિચ્છેદનુ નીચે મુજબનું ૧૧ મું સૂત્રઃ—

**" स्वाभाविकसामर्थ्यसमयाभ्यामर्थबोधनिबन्धनं शब्दः "**

અર્થાત્ સ્વાભાવિક સામર્થ્ય અને સમય વડે થતા અર્થ–બોધનું કારણ તે 'શબ્દ' છે. અર્થને પ્રતિપાદન કરનારી યોગ્યતા નામની શક્તિને 'સામર્થ્ય' કહેવામા આવે છે. 'સમય' કહો કે 'સંકેત' કહો તે એક જ છે. આ ઉપરથી સમજી શકાય છે કે શબ્દથી જે અર્થનો બોધ થાય છે, તેમા સ્વાભાવિક શક્તિ અને સંકેત એ બે કારણો છે. અમુક શબ્દનો અમુક સંકેત-જનિત અર્થ છે એમ જાણ્યા પછી, તે શબ્દનો અર્થ ઝટ માલૂમ પડે છે. કહેવાની મતલબ એ છે કે સંકેત–સ્મરણથી થતો બોધ શાબ્દ બોધ જ છે. પુસ્તકના પઠનમાં કર્ણેન્દ્રિયનું કંઇ કામ

---

૧ જુઓ પૃ૦ ૫૯. ૨ જુઓ **વિશેષા૦**ની ગા૦ ૪૯૬–૫૦૦.

૩ વસ્તુ–સ્થિતિનો ઊંડો વિચાર કરતા શ્રુતજ્ઞાન પણ એક જાતનુ મતિજ્ઞાન છે એમ કહી શકાય **સમ્મતિતર્ક**ના સમગ્ર જ્ઞાન–કાણ્ડના બહુ સુન્દર અને પરિષ્કૃત સક્ષેપરૂપ **જ્ઞાનબિન્દુ**મા ઉપા-ધ્યાયજીએ આ વાત ચર્ચી છે. આગળ ઉપર એ સબધમા ઊહાપોહ કરવામા આવનાર છે.

નથી, કેમકે તે કાર્ય તો નેત્રેન્દ્રિય દ્વારા થાય છે. છતાં પણ પુસ્તક–પઠનથી થતું જ્ઞાન સંજ્ઞા–અક્ષરો રૂપ સંકેત દ્વારા થતું હોવાથી તેને શ્રુતજ્ઞાન સમજવું.

વળી શ્રુતનિશ્રિત મતિજ્ઞાન તે મતિજ્ઞાન જ છે, નહિ કે શ્રુતજ્ઞાન; કારણ કે તે કંઇ શબ્દ-જનિત અર્થ–બોધ નથી. કોઇક બાળકને તેના ગુરુ પાઠ શીખવતાં કહે કે આ ઘોડો કહેવાય, આ બળદ કહેવાય. એ પ્રમાણે શીખવ્યા પછી, જ્યારે બાળક ઘોડાને જોઇને તે ઘોડો છે એમ જ્ઞાન પ્રાપ્ત કરે તો તે જ્ઞાન પૂર્વકાળમાં પ્રાપ્ત થયેલા શાબ્દબોધના સસ્કારથી ઉત્પન્ન થયેલ હોવાથી અને તે જે સમયે જ્ઞાન થયું તે સમયે શાબ્દ બોધરૂપ નહિ હોવાથી, તે જ્ઞાન ' મતિજ્ઞાન કહેવાય છે.

## મતિજ્ઞાનપૂર્વક શ્રુતજ્ઞાન—

ઉપર્યુક્ત હકીકત નિવેદન કરવાનું કારણ એ જ હતું કે મતિજ્ઞાન પૂર્વક શ્રુતજ્ઞાન છે એ વાત ધ્યાનમા ઉતરે. આપણુ જોઇ ગયા તેમ શબ્દ–શ્રવણ, અક્ષરોનું દર્શન, હસ્તાદિક ચેષ્ટાનું અવલોકન ઇત્યાદિ થયા પછી જ સંકેત-જ્ઞાન દ્વારા જ શાબ્દ બોધ થાય છે અને અત એવ શબ્દબોધ થાય તે પહેલાં, શબ્દાદિવિષયક અને કર્ણેન્દ્રિયથી ઉત્પન્ન થતા અવગ્રહાદિક જ્ઞાનો હોય છે. આ ઉપરથી શ્રુતજ્ઞાનની પૂર્વે મતિજ્ઞાન થાય છે એમ સ્પષ્ટ સમજાય છે. વળી [1]આગમમા પણ " **मइपुव्वगं सुत्तं** " મતિપૂર્વક શ્રુત છે એમ કહ્યુ છે, કિન્તુ શ્રુતપૂર્વક મતિ છે એવું વચન નથી. વિશેષમાં પુનરાવર્તન કરતી વેળા વિચારીને મતિ વડે જ શ્રુતનું પૂરણુ કરાય છે તેમજ તેનાથી જ તે પુષ્ટ કરાય છે. વળી મતિ દ્વારા જ બીજા પાસેથી શ્રુત મેળવાય છે અને મતિ વડે જ તે બીજાને અપાય છે–ઉપદેશાય છે. વિશેષમાં ગ્રહણ કરેલું શ્રુત પુનરાવર્તન કે ચિંતન દ્વારા મતિજ્ઞાનને લઇને જ સ્થિર થાય છે. વિશિષ્ટ પ્રકારની વિચારણા, ધારણા ઇત્યાદિ વિના શ્રુતજ્ઞાનના પૂરણાદિ અર્થોની સિદ્ધિ થઇ શકતી નથી અને આ વિચારણા મતિજ્ઞાનરૂપ જ છે આથી સમજાય છે કે મતિજ્ઞાન શ્રુતજ્ઞાનનું કારણ છે અને શ્રુતજ્ઞાન એ એનું કાર્ય છે.

**મતિ અને શ્રુતમાં કારણકાર્યતા**

અત્ર એ ઉમેરવું આવશ્યક સમજાય છે કે બીજાના શબ્દ સાંભળીને જે મતિજ્ઞાન ઉત્પન્ન થાય છે તે અલબત શબ્દરૂપ દ્રવ્ય–શ્રુત માત્રથી જ થાય છે એની ના પાડી શકાય તેમ નથી. ઉપર્યુક્ત વિવેચનથી એ સિદ્ધ કરવામા આવ્યું છે કે ભાવશ્રુતપૂર્વક મતિ નથી. એટલે દ્રવ્યશ્રુતપૂર્વક મતિ થાય છે, એ કથન દૂષિત નથી. વિશેષમાં ભાવશ્રુત પછી મતિ ઉત્પન્ન ન જ થાય એમ પણ નહિ. કેમકે ભાવશ્રુતથી કાર્યપણે મતિજ્ઞાન થતું નથી, બાકી ક્રમશઃ તો તે થાય છે જો એમ ન થતું હોય તો મરણ પર્યન્ત કેવળ શ્રુતનો જ ઉપયોગ રહે અને વસ્તુસ્થિતિ તો તેમ નથી

---

૧ પ્રથમ કર્મગ્રન્થની સ્વોપજ્ઞ વૃત્તિના સાતમા પત્રમા શ્રીદેવેન્દ્રસૂરિ કથે છે તેમ નન્દી અધ્યયનની ચૂર્ણિમા કહ્યું છે કે—

" तेसु वि य मइपुव्वयं सुयं ति किच्चा पुव्वं मइनाणं कयं, तप्पिट्ठओ सुय ति । "
[ तयोरपि च मतिपूर्वकं श्रुतमिति कृत्वा पूर्वं मतिज्ञान कृत, तत्पृष्ठत. श्रुतज्ञानमिति ]

એમાં કહેવુ જ શું? સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો દાખલા તરીકે સામાન્ય સુવર્ણથી સ્વ(સુવર્ણ)વિશેષરૂપ કંકણ, મુદ્રિકા વગેરે ઉત્પન્ન થાય છે, એથી કંકણાદિ આના કાર્યરૂપ ગણાય છે, કિન્તુ સુવર્ણ કંકણાદિથી થતુ નથી. એથી સુવર્ણ એના કાર્યરૂપ કહેવાતું નથી, કેમકે તે તો અન્ય કારણોથી થાય છે, જ્યારે કંકણાદિરૂપ સુવર્ણ–વિશેષનો ઉપરમ થાય ત્યારે તે સુવર્ણરૂપે પરિણમે છે. એવી જ રીતે સામાન્ય મતિ વડે સ્વવિશેષરૂપ શ્રુતોપયોગ થાય છે, માટે શ્રુતોપયોગ મતિનું કાર્ય કહેવાય છે; કિન્તુ મતિજ્ઞાન શ્રુતોપયોગથી ઉત્પન્ન થયુ નથી એથી મતિને શ્રુતનું કાર્ય કહેવામા આવતું નથી, કેમકે મતિજ્ઞાનની ઉત્પત્તિ અન્ય કારણોને આભારી છે. વિશેષમાં જ્યારે મતિજ્ઞાનના વિશેષરૂપ શ્રુતોપયોગનો ઉપરમ થાય છે ત્યારે અનુક્રમે આવેલ મતિજ્ઞાનને નિવારી શકાય નહિ.

**શ્રુતજ્ઞાનના પ્રકારો—**

'શ્રુત' ની વ્યુત્પત્તિ કરતા ક્ષમાશ્રમણ **શ્રીજિનભદ્ર**ગણિ પોતાનો નીચે મુજબનો અભિપ્રાય જાહેર કરે છે:—

**तं तेण तओ तम्मि व सुणेइ सो वा सुयं तेणं"**

—વિશેષાવશ્યક ગા૦ ૮૧

અર્થાત્ આત્મા વડે શબ્દ સંભળાય છે, વાસ્તે આત્મા એ 'શ્રુત' છે. ક્ષયોપશમ શ્રુત–જ્ઞાનનો હેતુ છે અને તેથી અથવા તે હોવાથી સભળાય માટે આ ક્ષયોપશમ 'શ્રુત' છે. શબ્દ શ્રુતજ્ઞાનનું કારણ હોવાથી તે પણ ઉપચારથી 'શ્રુત' કહેવાય. આથી સમજી શકાય છે કે શ્રુત–જ્ઞાનના અનેક પ્રકારો પડે છે. જેમકે [1]પ્રત્યેક અક્ષર અને તેના સંયોગોની જેટલી સખ્યા છે તેટલા અર્થાત્ અનન્ત શ્રુતના પ્રકારો છે. જુઓ **વિશેષા૦**ની ૪૪૫ મી ગાથા.

**શ્રુતના ૧૪ પ્રકારો—**

સામાન્ય રીતે વિચારતા શ્રુતના [2]ચૌદ પ્રકારો પણ સંભવે છે. જેમકે (૧) અક્ષર–શ્રુત,

૧ દાખલા તરીકે અકારના ૧૮ પ્રકાર છે. અકારના સાનુનાસિક અને અનનુનાસિક એમ બે ભેદો છે વળી આ દરેકના હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત એમ ત્રણ ત્રણ ભેદો છે આ પ્રત્યેકના (દાખલા તરીકે સાનુનાસિક હ્રસ્વ અકારના) ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એમ ત્રણ ત્રણ ભેદો છે.

૨ શ્રીદેવેન્દ્રસૂરિકૃત પ્રથમ કર્મ–ગ્રન્થની જે સાતમી ગાથામા શ્રુત–જ્ઞાનના વીસ ભેદો પણ બતાવ્યા છે તે, નીચે મુજબ છે:—

**"पज्जय अक्खर पय संघाया पडिवत्ति तह य अणुओगो।**
**पाहुडपाहुड पाहुड वत्थू पुव्वा य ससमासा॥"**

અર્થાત્ (૧) પર્યાય–શ્રુત, (૨) અક્ષર–શ્રુત, (૩) પદ–શ્રુત, (૪) સઘાત–શ્રુત, (૫) પ્રતિપત્તિ–શ્રુત, (૬) અનુયોગ–શ્રુત, (૭) પ્રાભૃત પ્રાભૃત–શ્રુત, (૮) પ્રાભૃત–શ્રુત, (૯) વસ્તુ–શ્રુત અને (૧૦) પૂર્વ–શ્રુત તેમજ એ દરેકને સમાસ જોડવાથી ઉત્પન્ન થતા બીજા દશ શ્રુતો, જેમકે પર્યાય–સમાસ–શ્રુત, અક્ષર–સમાસ–શ્રુત ઇત્યાદિ આ બધાનું સ્થૂળ સ્વરૂપ ૨૩૫મા પૃષ્ઠમા વિચારમા આવનાર છે.

(૨) અનક્ષર–શ્રુત, (૩) સંજ્ઞિ–શ્રુત, (૪) અસંજ્ઞિ–શ્રુત, (૫) સમ્યક્–શ્રુત, (૬) મિથ્યા–શ્રુત, (૭) સાદિ–શ્રુત, (૮) અનાદિ–શ્રુત, (૯) સપર્યવસિત–શ્રુત, (૧૦) અપર્યવસિત–શ્રુત, (૧૧) ગમિક–શ્રુત, (૧૨) અગમિક–શ્રુત, (૧૩) અંગપ્રવિષ્ટ–શ્રુત અને (૧૪) અંગબાહ્ય–શ્રુત. આ ચૌદ પ્રકારોનું આપણે યત્કિંચિત્ સ્વરૂપ વિચારીશું. તેમાં અક્ષર–શ્રુતના સંજ્ઞાક્ષર, વ્યજનાક્ષર અને લબ્ધ્યક્ષર એમ ત્રણ ભેદો છે. [1]૧૮ પ્રકારના [2]લિપિ–અક્ષરના આકાર જાણવા તે ‘સંજ્ઞાક્ષર–શ્રુત’ છે. અકારથી હકાર સુધીના અક્ષરોનો મુખેથી ઉચ્ચાર કરવો તે ‘વ્યજનાક્ષર–શ્રુત’ છે. [3]મતલબ કે જે વર્ણ બોલવામા ઉપયોગી છે તે ‘વ્યજનાક્ષર’ કહેવાય છે. અક્ષરની પ્રાપ્તિ તે ‘લબ્ધિ’ છે અને એ ઇન્દ્રિય અને મનરૂપ નિમિત્તવાળું શ્રુતગ્રન્થાનુસારી વિજ્ઞાન (શ્રુતજ્ઞાનનો ઉપયોગ) પણ છે. આ તેમજ શ્રુતજ્ઞાનના આવરણનો ક્ષયોપશમ એ બંને ‘લબ્ધ્યક્ષર’ કહેવાય છે. આ પ્રમાણે **વિશેષા**૦ની ૪૬૬ મી ગાથામાં કહ્યું છે. પ્રથમ કર્મ-ગ્રન્થની સ્વોપજ્ઞ વૃત્તિના ૧૧ મા પત્રમાં કહ્યું છે તેમ શબ્દ સાંભળવો, રૂપ જોવું ઇત્યાદિથી અર્થની પ્રતીતિ થાય છે તેની સાથે સાથે જે અક્ષરોનું જ્ઞાન થાય છે તેને ‘લબ્ધ્યક્ષર’ કહેવામાં આવે છે.

લબ્ધ્યક્ષર કોઇને ઇન્દ્રિય અને મન વડે પ્રત્યક્ષ થાય છે તો કોઈને લિંગ વડે તેમ થાય છે. વિશેષમાં જેમ અસંજ્ઞીમાં આહારાદિ સંજ્ઞા દ્વારા ચૈતન્ય સ્વાભાવિક જણાય છે તેમ લબ્ધ્યક્ષરાત્મક ઓઘજ્ઞાન પણ તેમને છે, પરંતુ આ જ્ઞાન અલ્પ હોવાથી સ્થૂળ દૃષ્ટિવાળાઓ પૃથ્વીકાયાદિ એકેન્દ્રિયના ચૈતન્યની જેમ તેને જાણી શકતા નથી. વિશેષમાં સંજ્ઞાક્ષર અને વ્યંજનાક્ષરના લાભની જેમ લબ્ધ્યક્ષર પરોપદેશજન્ય નથી.

**અનક્ષર–શ્રુત—**

સંકેતસૂચક ઉચ્છ્વાસ–નિઃશ્વાસની ક્રિયા કરવી, થુંકવું, ઉધરસ ખાવી, છીંક ખાવી, બગાસું ખાવુ, ખોંખારો કરવો, સુંઘવું, ચપટી વગાડવી, સીત્કાર કરવો એ અનક્ષર–શ્રુત છે. અલબત આ દ્રવ્ય–શ્રુત છે. આદ્ય કર્મગ્રન્થ (ગા૦ ૬)ની સ્વોપજ્ઞ ટીકામાં અભિપ્રાયદ્યોતક માથું હલાવવું વગેરેને પણ અનક્ષર–શ્રુત તરીકે ઓળખાવેલ છે, પરંતુ, ‘સભળાય તે શ્રુત’ એ વ્યાખ્યા અત્ર નહિ ઘટી શકતી હોવાથી ભાષ્યકાર તેનો સ્વીકાર કરતા નથી.

**સંજ્ઞિ–શ્રુત અને અસંજ્ઞિ–શ્રુત—**

‘જેને સંજ્ઞા હોય તે સંજ્ઞી કહેવાય’ એવો સામાન્ય અર્થ ન કરતા જેને મનોવિજ્ઞાન-

---

૧ લખવાના કામમા આવતી આ જુદી જુદી લિપિઓનુ સ્થૂળ સ્વરૂપ **શ્રીભક્તામર–સ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્ય–સંગ્રહ**ના દ્વિતીય વિભાગગત **સરસ્વતીભક્તામર**ના પ્રાથમિક પદ્યોના સ્પષ્ટીકરણ (પૃ૦ ૫–૭)મા આપવામા આવ્યુ છે

૨–૩ આ બે શ્રુતજ્ઞાનના કારણરૂપ હોવાથી તે ‘શ્રુત’ કહેવાય છે. અર્થાત્ આ બે ‘દ્રવ્ય–શ્રુત’ છે, જ્યારે લબ્ધ્યક્ષર ‘ભાવ–શ્રુત’ છે.

રૂપ વિશિષ્ટ સંજ્ઞા હોય-જેને મન હોય એના શ્રુતને ' સંજ્ઞિ-શ્રુત ' કહેવામાં આવે છે,[1] જ્યારે જે જીવોને મન નથી તે અસંજ્ઞી છે અને તેનું જ્ઞાન અંસજ્ઞિ-શ્રુત ' છે. અત્ર નિર્દિષ્ટ સંજ્ઞાના ત્રણ પ્રકારો પડે છેઃ—(૧) દીર્ઘકાલિકી, (૨) હેતુવાદોપદેશિકી અને (૩) દૃષ્ટિવાદોપદેશિકી. શું થઇ ગયું, શુ થાય છે અને શુ થશે, અમુક કામ મેં કર્યું, અમુક હું કરૂં છું અને અમુક કામ કરીશ એ પ્રમાણે ભૂત, વર્તમાન અને ભવિષ્યત્નું જ્ઞાન-ચિન્તન જે દ્વારા થાય તેને ' દીર્ઘકાલિકી ' યાને ' કાલિકી ' સંજ્ઞા કહેવામાં આવે છે. આ સંજ્ઞાના અધિકારી ગર્ભજ તિર્યંચ અને મનુષ્ય તેમજ દેવ અને નારક છે.

પોતાના શરીરને પાળવાને અર્થે ઇષ્ટ વસ્તુમા પ્રવૃત્તિ અને અનિષ્ટ વસ્તુથી નિવૃત્તિ કરવામા ઉપયોગી અને પ્રાય. વર્તમાનકાલિક સંજ્ઞા તે ' હેતુવાદોપદેશિકી ' છે. આ સંજ્ઞા દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને સંમૂર્ચ્છિમ પંચેન્દ્રિયને હોય છે. પૂર્વોક્ત સંજ્ઞાની અપેક્ષાએ આ ઉતરતી છે.

દૃષ્ટિવાદોપદેશ-સંજ્ઞા વડે [2]ક્ષાયોપશમિક જ્ઞાનમાં વર્તનારા સમ્યગ્દૃષ્ટિની સંજ્ઞા તે અર્થાત ચૌદ પૂર્વધરની સંજ્ઞા તે ' દૃષ્ટિવાદોપદેશિકી ' છે. આ [3]સર્વોત્તમ સંજ્ઞા છે.

### સમ્યક્-શ્રુત તથા મિથ્યા-શ્રુત—

સમ્યગ્દૃષ્ટિ જીવોનું શ્રુત ' સમ્યક્-શ્રુત ' છે, જ્યારે મિથ્યા-દૃષ્ટિ જીવોનું શ્રુત ' મિથ્યા-શ્રુત ' છે. અંગપ્રવિષ્ટ તેમજ અંગબાહ્ય શ્રુત સ્વામીની અપેક્ષા વિના સ્વાભાવિક ' સમ્યક્-શ્રુત,' છે, જ્યારે **મહાભારત** વગેરે લૌકિક શ્રુત ' મિથ્યા-શ્રુત ' છે. સ્વામીનો વિચાર કરતા તો સમ્યગ્દૃષ્ટિએ ગ્રહણ કરેલ **મહાભારતા**દિ લૌકિક શ્રુત પણ સમ્યક્-શ્રુત જાણવું. એવી રીતે મિથ્યાદૃષ્ટિએ ગ્રહણ કરેલ **આચારા**દિ અંગગત શ્રુત પણ મિથ્યા-શ્રુત

---

૧ **પ્રજ્ઞાપનાદિ**સૂત્રમા કહ્યુ છે તેમ આહારાદિ દશ સંજ્ઞાઓ તો એકેન્દ્રિય જીવોને પણ છે, પરંતુ અત્ર તેનો અધિકાર નથી અહીં તો પંચેન્દ્રિય જીવો અને તેમા પણ જેને મન હોય તેને ઉદ્દેશીને આ કથન છે.

૨ જ્ઞાનાવરણીય કર્મનો આત્યન્તિક અન્ત આવતા ઉદ્ભવતુ જ્ઞાન 'ક્ષાયિક' કહેવાય છે આવુ જ્ઞાન કેવલીને હોય છે. આ કેવલજ્ઞાનીઓને-જિનેશ્વરોને સંજ્ઞી કહેવાય તેમ નથી, કેમકે અતીત અર્થનુ સ્મરણ અને અનાગત અર્થનુ ચિન્તન તે ' સંજ્ઞા ' કહેવાય છે આવી સંજ્ઞા સર્વદા સર્વ અર્થને જાણનારાને ન સંભવે એ દેખીતી વાત છે આથી તો ક્ષાયિક જ્ઞાનીને બદલે 'ક્ષાયોપશમિક'નો અત્ર નિર્દેશ કરાયો છે.

૩ આ શ્રેષ્ઠ હોવા છતા એને પ્રથમ પંક્તિમા મૂકવામા આવી નથી, અર્થાત્ વિશુદ્ધતા-અનુસારી ક્રમ પૂર્વક સંજ્ઞાઓ દર્શાવવામા આવી નથી, તેનુ કારણ એ છે કે સમગ્ર વ્યવહાર કાલિકી સંજ્ઞા વડે જ કરાય છે અને એથી કરીને તો એને આદ્ય સ્થાન આપવામા આવ્યું છે.

જાણવું.[1] આનું કારણ એ છે કે યથાસ્થિત વસ્તુતત્ત્વના બોધ અનુસાર શ્રુતની યોજના સમ્યગ્દષ્ટિ જ કરી શકે છે, જ્યારે મિથ્યાદૃષ્ટિ તો એથી વિપરીત યોજના કરે છે.

## સાદિ શ્રુત અને અનાદિ શ્રુત—

જે શ્રુતનો પ્રારંભ ( આદિ ) છે તે 'સાદિ શ્રુત' છે અને જેનો નથી તે 'અનાદિ શ્રુત' છે.

## સપર્યવસિત શ્રુત અને અપર્યવસિત શ્રુત—

જે શ્રુતનો અંત છે તે 'સપર્યવસિત શ્રુત' છે અને જેનો નથી તે 'અપર્યવસિત શ્રુત' છે. 'સપર્યવસિત' કહો કે 'સાન્ત' કહો તે એક જ છે. એવી રીતે 'અપર્યવસિત' અને 'અનન્ત' એકાર્થક છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે [2]દ્રવ્યાસ્તિક નયના અભિપ્રાય પ્રમાણે તો પંચાસ્તિકાયની પેઠે શ્રુત અનાદિ–અનન્ત છે, કિન્તુ પર્યાયાસ્તિક નય અનુસાર જીવના ગતિ વગેરે પર્યાયોની જેમ શ્રુત સાદિ–સાન્ત છે.

સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો જીવ–દ્રવ્યોએ શ્રુત ભણ્યું છે, ભણે છે અને ભણશે એટલે શ્રુતનો કદાપિ નાશ નથી, માટે તેથી અભિન્ન પર્યાયભૂત શ્રુત પણ અનાદિ–અનન્ત છે, કેમકે સર્વથા અ-વિદ્યમાન વસ્તુ કદાપિ ઉત્પન્ન થતી જ નથી ( નહિ તો રેતીમાંથી પણ તેલ ઉત્પન્ન થવું જોઇએ ) તેમજ વિદ્યમાન વસ્તુનો સર્વથા નાશ પણ થતો નથી જ (નહિ તો સર્વશૂન્યતાનો પ્રસંગ પ્રાપ્ત થાય).

પર્યાયાસ્તિક નય પ્રમાણે શ્રુતજ્ઞાનવાળાને નિરંતર જુદા જુદા દ્રવ્યાદિ સંબંધી ઉપયોગો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. વળી શ્રુત તેમનાથી કઇ ભિન્ન નથી, કેમકે તેના કાર્યભૂત જીવાદિ તત્ત્વોનો બોધ અન્ય સ્થળે જણાતો નથી.[3]

આ તો નયની અપેક્ષાએ વિચાર કર્યો. એવી રીતે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ પણ વિચાર કરી શકાય. જેમકે એક જીવ–દ્રવ્યની અપેક્ષાએ જ્યારે શ્રુતનો લાભ થાય ત્યારે

---

૧ વિશેષા૦મા કહ્યું પણ છે કે—

" अंगा-ऽणंगपविट्ठं सम्मसुयं लोइयं तु मिच्छसुयं ।
आसज्ज उ सामित्तं लोइय-लोउत्तरे भयणा ॥ ५२७ ॥ "

[ अङ्गानङ्गप्रविष्टं सम्यक्श्रुतं लौकिकं तु मिथ्याश्रुतम् ।
आसाद्य तु स्वामित्वं लौकिक-लोकोत्तरयोः भजना ॥ ]

૨ જુઓ નય–મીમાંસાનું પ્રકરણ.

૩ કોઇ ચૌદ પૂર્વધર મુનિ કાલ–ધર્મ પામી દેવલોકમા ઉત્પન્ન થાય તો ત્યા મનુષ્ય–ભવમા ભણેલું બધું શ્રુત તેને યાદ રહેતું નથી, પરંતુ કલ્પ–ચૂર્ણિકારના અભિપ્રાય પ્રમાણે ૧૧ અંગ જેટલુ અને કોટયાચાર્ય ( શ્રીશીલાંકાચાર્ય )ના મત મુજબ અર્ધસૂત્ર માત્ર તેને સાભરે છે.

આદિ અને જ્યારે તેનો [1]નાશ થાય ત્યારે અન્ત એટલે કે આ રીતે વિચારતાં શ્રુત સાદિ–સાન્ત છે. સાદિ–અનન્ત એ પ્રકાર ફક્ત કહેવા રૂપ છે, કેમકે એ ક્યાએ સંભવતો નથી. ભવ્ય જીવનું શ્રુત તેના ભવ્યત્વની પેઠે અનાદિ–સાન્ત છે, જ્યારે અભવ્યનું શ્રુત તેના જીવત્વ કે અભવ્યત્વની જેમ અનાદિ–અનન્ત છે. વિવિધ જીવરૂપ દ્રવ્યોની અપેક્ષાએ શ્રુત અનાદિ–અનન્ત છે.

ક્ષેત્રથી એક જીવ–દ્રવ્યની અપેક્ષાએ ભરત–ઐરાવત ક્ષેત્રમાં સમ્યક્–શ્રુત સાદિ–સાન્ત છે, કેમકે એ ક્ષેત્રમાં પ્રથમ તીર્થંકરના વખતમાં દ્વાદશાંગીરૂપ શ્રુતની ઉત્પત્તિ થાય છે અને છેલ્લા (ચોવીસમા) તીર્થંકરના તીર્થનો અંત આવતાં એનો નાશ થાય છે. મહાવિદેહ ક્ષેત્રની અપેક્ષાએ વિવિધ જીવો સંબંધી શ્રુતજ્ઞાન અનાદિ–અનન્ત છે, કેમકે ત્યાં સર્વદા તીર્થંકરનો સદ્ભાવ છે એટલે શ્રુતનો કદાપિ ઉચ્છેદ થતો નથી.

કાળથી ઉત્સર્પિણી અને અવસર્પિણીની અપેક્ષાએ ભરત–ઐરાવતમા શ્રુત સાદિ–સાન્ત છે, કેમકે બંને કાળના ત્રીજા આરામા તેની ઉત્પત્તિ છે અને અનુક્રમે ચોથા અને પાંચમા આરામાં તેનો નાશ છે. કાળથી મહાવિદેહને વિષે તો દ્રવ્ય અને ક્ષેત્રની જેમ તે અનાદિ–અનન્ત છે, કેમકે ત્યાં ઉત્સર્પિણી અને અવસર્પિણીરૂપ કાલ–ચક્ર નથી; ત્યાં તો સદા અવસર્પિણીના ચોથા આરા જેવો કાળ પ્રવર્તે છે.

ભાવથી ગુરુ જણાવવા લાયક ભાવો જાણીને કહે એટલે એક જીવની અપેક્ષાએ શ્રુત સાદિ–સાન્ત છે. ભાવથી ક્ષયોપશમની અપેક્ષાએ શ્રુત–જ્ઞાન નિરંતર છે એટલે તે અનાદિ–અનન્ત ઠર્યું.

### ગમિક શ્રુત અને અગમિક શ્રુત—

જેમાં ઘણા ભાંગા અને ગણિતાદિ હોય અથવા જેમાં કારણવશાત્ સમાન પાઠો ઘણા હોય તે ‘ગમિક શ્રુત’ કહેવાય છે. પ્રાયઃ [2]દૃષ્ટિવાદરૂપ બારમું અંગ આવું છે. ગાથા, શ્લોકાદિરૂપ અસમાન પાઠોવાળું શ્રુત ‘અગમિક’ છે. જેમકે પ્રાયઃ [3]કાલિક શ્રુત.

---

૧ શ્રુતનો નાશ થવામા મિથ્યાત્વની પ્રાપ્તિ, ભવાતર–ગમન, કેવલજ્ઞાનની ઉત્પત્તિ, ગ્લાન અવસ્થા, પ્રમાદ ઇત્યાદિ કારણો છે. શ્રુત જોકે જીવનો સ્વભાવ હોવાથી જીવ જ છે, કિન્તુ જીવ કેવળ શ્રુત જ નથી. એથી તો શ્રુતનો નાશ થતા તદંશે જીવનો પણ નાશ થાય છે, પરંતુ તે પર્યાયવિશિષ્ટ માત્ર અન્વયવાળા જીવનો નાશ થાય છે, નહિ કે સર્વથા પર્યાયાન્તરવિશિષ્ટ જીવનો.

૨ આનું બીજું નામ ‘ભૂતવાદ’ છે. સપૂર્ણ વિશેષથી વિભૂષિત સમગ્ર વસ્તુના સમુદાયનું એમા પ્રતિપાદન કરવામા આવ્યુ છે એટલે કે સંપૂર્ણ વાઙ્મયનો એમા અન્તર્ભાવ થયેલો છે. આ અપૂર્વ અંગનું ગ્રહણ કરવા મન્દમતિઓ–સ્ત્રીઓ અશક્ત છે. આવા જીવો ઉપર ઉપકાર કરવા માટે આ સિવાયનાં ૧૧ અંગોની રચના કરાય છે.

૩ અંગબાહ્ય શ્રુતનો આ એક પ્રકાર છે નન્દીસૂત્રની ટીકામા શ્રીમલયગિરિસૂરિ કથે છે તેમ અંગબાહ્ય શ્રુતના બે ભેદો છે.—(અ) સામાયિકાદિ છ પ્રકારનુ આવશ્યક અને (આ) એથી વ્યતિરિક્ત (ભિન્ન). આ વ્યતિરિક્તના (અ) કાલિક અને (આ) ઉત્કાલિક એમ બે પ્રકારો છે. તેમા જે શ્રુત

**અંગપ્રવિષ્ટ શ્રુત અને અંગબાહ્ય શ્રુત—**

**આચારાંગ** વગેરે [1]બાર અંગો કે જેના પ્રણેતા **ગૌતમસ્વામી** પ્રમુખ ગણધરો છે, તે 'અંગપ્રવિષ્ટ શ્રુત' કહેવાય છે, જ્યારે **શ્રીભદ્રબાહુસ્વામી** જેવા સ્થવિરોએ રચેલું શ્રુત (દાખલા તરીકે **આવશ્યક**-નિર્યુક્તિ) 'અંગબાહ્ય' (અનંગપ્રવિષ્ટ) છે. અથવા ત્રણ વાર ગણધરના પૂછવાથી તીર્થંકરે કહેલ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ ત્રિપદીથી થયેલું દ્વાદશાંગીરૂપ શ્રુત 'અંગપ્રવિષ્ટ' છે, જ્યારે પ્રશ્ન પૂછ્યા વિના અર્થ-પ્રતિપાદનરૂપે કહેવાયેલું આવશ્યકાદિ શ્રુત 'અંગબાહ્ય' શ્રુત છે. અથવા સર્વે તીર્થંકરોના તીર્થમાં અવશ્ય ઉત્પન્ન થનારૂં અને એથી કરીને નિયત તે 'અંગપ્રવિષ્ટ શ્રુત' છે, જ્યારે જે શ્રુતનો અન્યાન્ય તીર્થમાં સદ્ભાવ હોવો જ જોઇએ એમ નથી અર્થાત્ **તન્દુલવૈચારિકાદિ**ની જેમ જે શ્રુત અનિયત હોય તે 'અંગબાહ્ય શ્રુત' છે.

આ પ્રમાણે આપણે શ્રુતજ્ઞાનના ૧૪ પ્રકારોનું સ્થૂળ સ્વરૂપ વિચાર્યું. પ્રસંગોપાત્ત ૨૩૦મા પૃષ્ઠમાં દર્શાવેલા એના વીસ પ્રકારોની સામાન્ય રૂપરેખા આલેખીએ.

**પર્યાય-શ્રુત—**

પર્યાયનો અર્થ જ્ઞાનનો અંશ-વિભાગ થાય છે. પ્રસ્તુતમાં ઉત્પત્તિના પ્રથમ સમયમાં લબ્ધિ-અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદના જીવને જે સર્વથા જઘન્ય શ્રુતમાત્રનો અંશ હોય છે, એનાથી અન્ય સમયમાં જેટલો જ્ઞાનનો અંશ વધે છે, તેને 'પર્યાય-શ્રુત' કહેવામાં આવે છે.

**પર્યાય-સમાસ-શ્રુત—**

ઉપર્યુક્ત પર્યાય-શ્રુતનો સમુદાય 'પર્યાય-સમાસ-શ્રુત' કહેવાય છે.

**અક્ષર-શ્રુત—**

અકાર આદિ લબ્ધ્યક્ષરો પૈકી ગમે તે અક્ષરને 'અક્ષર-શ્રુત' કહેવામાં આવે છે.

**અક્ષર-સમાસ-શ્રુત—**

લબ્ધ્યક્ષરો પૈકી બેનો, ત્રણનો ઇત્યાદિનો સમૂહ 'અક્ષર-સમાસ-શ્રુત' છે.

---

દિવસ અને રાતની પ્રથમ અને ચરમ (ચતુર્થ) પૌરુષીમા ભણાય તે 'કાલિક' કહેવાય છે (**कालेन निर्वृत्तं कालिकम्**) અને જે કાળનો સમય છોડીને સર્વ કાળ ભણાય તે 'ઉત્કાલિક' છે. ઉત્તરાધ્યયન, દશાકલ્પ, વ્યવહાર, બૃહત્કલ્પ, નિશીથ, મહાનિશીથ, ઋષિભાષિત ગ્રન્થો, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, અંગચૂલિકા, વર્ગચૂલિકા, વિવાહચૂલિકા ઇત્યાદિ ગ્રન્થો 'કાલિક શ્રુત' છે દશવૈકાલિક વગેરે ઉત્કાલિકના પણ અનેક પ્રકારો છે. જે જિનેશ્વરના જેટલા શિષ્યો મતિચતુષ્કથી મંડિત હોય તેટલા હજાર પ્રકીર્ણક ગ્રન્થો તેઓ રચે (પ્રત્યેક બુદ્ધની સંખ્યા પણ આટલી જ છે. **મહાવીર**સ્વામીના સમયમા આવા ૧૪૦૦૦ અને **ઋષભ**-દેવના સમયમા ૮૪૦૦૦ ગ્રન્થો હતા. આ સંબંધમા જે મતાંતર છે, તેના જિજ્ઞાસુએ ઉપર્યુક્ત ટીકાનું ૨૦૮ મું પત્ર જોવું).

૧ આના નામો વગેરે માટે જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા**નું સ્પષ્ટીકરણ (પૃ૦ ૨૨).

**પદ-શ્રુત—**

જોકે જેટલા અક્ષરના સમૂહથી પૂરો અર્થ થાય છે એને " **अर्थपरिसमाप्तिः पदम्** " મુજબ ' પદ ' કહેવાય છે, તોપણ અત્ર પદથી એ ૧૮૦૦૦ પદના પ્રમાણવાળા **આચારાંગનું** એક પદ સમજવું. આવા પદનું જ્ઞાન તે ' પદ-શ્રુત ' છે.

**પદ-સમાસ-શ્રુત—**

બે વગેરે પદોનો સમુદાય તે ' પદ-સમાસ-શ્રુત ' છે.

**સંઘાત-શ્રુત—**

ગતિ વગેરે ચૌદ માર્ગણાઓ પૈકી ગમે તે એક માર્ગણાના એક દેશ ( વિભાગ )નું જ્ઞાન તે ' સંઘાત-શ્રુત ' છે. જેમકે દેવાદિ ચાર ગતિઓ પૈકી એક ગતિનું જ્ઞાન.

**સંઘાત-સમાસ-શ્રુત—**

ઉક્ત માર્ગણાઓ પૈકી કોઈ એક માર્ગણાના બે, ત્રણ ઇત્યાદિ દેશોના સમૂહનુ જ્ઞાન ' સંઘાત-સમાસ-શ્રુત ' છે.

**પ્રતિપત્તિ-શ્રુત—**

ગતિ, ઇન્દ્રિય વગેરે દ્વારોમાંથી કોઇ એક દ્વાર દ્વારા સમસ્ત જીવોને જાણવા તે ' પ્રતિપત્તિ-શ્રુત ' છે.

**પ્રતિપત્તિ-સમાસ-શ્રુત—**

આ દ્વારો પૈકી બે, ત્રણ ઇત્યાદિ દ્વારો દ્વારા પ્રાપ્ત થતું જ્ઞાન તે 'પ્રતિપત્તિ-સમાસ-શ્રુત' છે.

**અનુયોગ-શ્રુત—**

**" [1]संतपयपरूवणया, दव्वपमाणं च खेत्त-फुसणा य ।**
**कालो य अंतरं भाग-भाव-अप्पा-बहुं चेव ॥ "**

એ વિશેષા૦ની ૪૦૬ મી ગાથામા વર્ણવેલાં અનુયોગ-દ્વારો પૈકી ગમે તે એક દ્વારા સમગ્ર જીવાદિ પદાર્થોનો બોધ તે ' અનુયોગ-શ્રુત ' છે.

**અનુયોગ-સમાસ-શ્રુત —**

એક કરતાં અધિક અનુયોગ-દ્વાર દ્વારા બોધ તે ' અનુયોગ-સમાસ-શ્રુત ' છે.

**પ્રાભૃત-પ્રાભૃત-શ્રુત—**

પ્રાભૃતગત અધિકાર-વિશેષને ' પ્રાભૃત-પ્રાભૃત ' કહેવામાં આવે છે. આનું જ્ઞાન તે ' પ્રાભૃત-પ્રાભૃત-શ્રુત ' છે.

---

૧ છાયા—

सत्पदप्ररूपणा द्रव्यप्रमाणं च क्षेत्रस्पर्शने च ।
कालश्चान्तरं भाग-भावा-ऽल्पबहुत्वं, चैव ॥

**પ્રાભૃત-પ્રાભૃત-સમાસ-શ્રુત—**

એકથી અધિક પ્રાભૃત-પ્રાભૃતનો બોધ તે ' પ્રાભૃત-પ્રાભૃત-સમાસ-શ્રુત ' છે.

**પ્રાભૃત-શ્રુત—**

વસ્તુગત અધિકાર-વિશેષ ' પ્રાભૃત ' કહેવાય છે. જેમ કેટલાક ઉદ્દેશો મળીને એક અધ્યયન થાય છે તેમ કેટલાક પ્રાભૃત-પ્રાભૃતનો સમૂહ તે ' પ્રાભૃત ' છે. એનું જ્ઞાન તે ' પ્રાભૃત-શ્રુત ' છે.

**પ્રાભૃત-સમાસ-શ્રુત—**

બે, ત્રણ ઇત્યાદિ પ્રાભૃતોનો બોધ તે ' પ્રાભૃત-સમાસ-શ્રુત છે.

**વસ્તુ-શ્રુત—**

પૂર્વગત અધિકાર-વિશેષને ' વસ્તુ ' કહેવામાં આવે છે. આનું જ્ઞાન તે ' વસ્તુ-શ્રુત ' છે.

**વસ્તુ-સમાસ-શ્રુત—**

બે કે તે કરતાં વધારે વસ્તુઓનુ જ્ઞાન તે ' વસ્તુ-સમાસ-શ્રુત ' છે.

**પૂર્વ-શ્રુત—**

ઉત્પાદ વગેરે [1]પૂર્વો પૈકી એકનું જ્ઞાન તે ' પૂર્વ-શ્રુત છે.

**પૂર્વ-સમાસ-શ્રુત—**

એક કરતાં અધિક પૂર્વોનો બોધ તે ' પૂર્વ-સમાસ-શ્રુત છે.

આ પ્રમાણે આપણે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનુ દિગ્દર્શન કર્યું અને તેમ કરીને પરોક્ષ પ્રમાણનું યત્કિંચિત્ સ્વરૂપ યથામતિ નિર્દેશ્યું એટલે પારમાર્થિક પ્રત્યક્ષનું પ્રતિપાદન કરવાનો અવસર પ્રાપ્ત થાય છે. આથી સૌથી એના ભેદ-પ્રભેદોના સંબંધમા ગ્રન્થકારનું કથન અવલોકીએ:-

**तच्च (प्रत्यक्षं) द्विविधम्—सांव्यवहारिक-पारमार्थिकभेदात् । तत्र सांव्यवहारिकमिन्द्रियानिन्द्रियनिमित्तकमुक्तप्रायम् । पारमार्थिकं तु त्रिविधम्—अवधि-मनःपर्याय-केवलभेदात् ।**

અર્થાત્ પ્રત્યક્ષના (૧) સાંવ્યવહારિક અને (૨) પારમાર્થિક એમ બે પ્રકારો છે. તેમા ઇન્દ્રિય અને મનરૂપ નિમિત્તવાળા સાંવ્યવહારિક પ્રત્યક્ષ વિષે ઘણું ખરૂં કહેવાઇ ગયું છે. તેમા પારમાર્થિકના (૧) અવધિજ્ઞાન, (૨) મનઃપર્યાયજ્ઞાન અને (૩) કેવલજ્ઞાન એમ ત્રણ ભેદો પડે છે. અન્યત્ર કહ્યુ છે તેમ પારમાર્થિક પ્રત્યક્ષ પ્રમાણના (૧) વિકલ અને (૨) સકલ એમ બે પ્રકારો છે. તેમા વળી

---

૧ એકંદર પૂર્વો ચૌદ છે. એના નામ વગેરે માટે જુઓ ' શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ 'નો પ્રથમ વિભાગ ( પૃ૦ ૫૯-૬૨ ).

વિકલના (૧) અવધિજ્ઞાન અને (૨) મનઃપર્યાયજ્ઞાન એ બે ભેદો છે, જ્યારે સકલ પ્રમાણ કહો કે કેવલજ્ઞાન કહો તે એક જ છે અને એના ભેદો નથી. આ પ્રત્યેકનો લક્ષણપૂર્વક વિચાર કરીએ.

**અવધિજ્ઞાનનું લક્ષણ—**

**अवधिज्ञानावरणक्षयोपशमादिहेतुसान्निध्ये सति आत्मनः साक्षाद् रूपिपदार्थपरिच्छेदकरूपत्वम्, आत्मनो रूपिपदार्थमात्रसाक्षात्कारकरण-व्यापारविशेषरूपत्वं वाऽवधिज्ञानस्य लक्षणम् । ( ३८ )**

અર્થાત્ અવધિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમાદિ હેતુઓના સદ્ભાવમાં આત્માને જે રૂપી પદાર્થનો સાક્ષાત્કાર બોધ થાય છે તે બોધને 'અવધિજ્ઞાન' કહેવામાં આવે છે અથવા કેવળ રૂપી પદાર્થોનો સાક્ષાત્કાર કરવામા સાધનભૂત આત્માનો વ્યાપાર-વિશેષ ' અવધિજ્ઞાન ' છે.

**અવધિજ્ઞાનનો શબ્દાર્થ—**

**" अव-अधोऽधो विस्तृतं वस्तु धीयते-परिच्छिद्यतेऽनेनेत्यवधिः । यद्वा अवधिः-मर्यादा रूपिष्वेव द्रव्येषु परिच्छेदकतया प्रवृत्तिरूपा, तदुपलक्षितं ज्ञान-मप्यवधि, [1]अवधि च तज्ज्ञानं च अवधिज्ञानम् । "**

અર્થાત્ 'અવ' એટલે 'નીચે', નીચે વિસ્તાર પામેલ વસ્તુનો પરિચ્છેદ તે અવધિ અથવા 'અવધિ' એટલે મર્યાદા; રૂપી જ પદાર્થોને વિષે પરિચ્છેદકપણે પ્રવૃત્તિરૂપ આ અવધિ છે. એ સંબંધી જ્ઞાન તે 'અવધિજ્ઞાન' છે.

**અવધિજ્ઞાનના પ્રકારો—**

ક્ષેત્ર અને કાળરૂપ વિષયની અપેક્ષાએ અવધિજ્ઞાનના [2]અસંખ્ય ભેદો પડે છે, જ્યારે દ્રવ્ય અને ભાવનો વિચાર કરતાં તેના [3]અનન્ત પ્રકારો સંભવે છે. આમ છતા (૧) ભવ-પ્રત્યય અને (૨) ગુણ-પ્રત્યય એમ બે પ્રકારોમા આનો સમાવેશ કરી શકાય છે. જેમ પક્ષીઓને આકાશમાં ઉડવામાં પક્ષી તરીકેનો જન્મ કારણરૂપ છે તેમ દેવોને અને નારકીઓને દેવ અને નારકી તરીકે ઉત્પન્ન થવાથી, આ જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે. આ જ્ઞાનની પ્રાપ્તિમા ભવ કારણ હોવાથી, તેમનું અવધિજ્ઞાન 'ભવ-પ્રત્યય' કહેવાય છે. મનુષ્યો તથા તિર્યંચોને તો તપ વગેરેના પરિણામથી ઉદ્-

---

૧ આ પ્રમાણે મતિજ્ઞાનાદિનો સમાસ-વિગ્રહ થાય છે જેમકે **मतिश्च सा ज्ञानं च मति-ज्ञानम् , श्रुतं च तद् ज्ञानं च श्रुतज्ञानम्, मनःपर्यायश्च स ज्ञानं च मनःपर्यायज्ञानम्, केवलं च तद् ज्ञानं च केवलज्ञानम्**

૨-૩ આ વાત આગળ ઉપર સમજાવવામા આવનાર છે.

ભવતા અવધિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી આ જ્ઞાન ઉત્પન્ન થાય છે. આથી કરીને આને ક્ષયોપશમના નિમિત્તવાળુ એટલે કે 'ગુણ-પ્રત્યય' કહેવામાં આવે છે. અત્ર એ પ્રશ્ન ઊઠે છે કે અવધિજ્ઞાન તો ક્ષાયોપશમિક ભાવમાં છે અને નારકાદિ જન્મ તો ઔદયિક ભાવમાં છે એટલે આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ હોવાથી નારકાદિ જન્મ અવધિજ્ઞાનનો હેતુ કેમ હોઇ શકે? આનો ઉત્તર એ છે કે ખરી રીતે ભવ-પ્રત્યય જ્ઞાન પણ ગુણ-પ્રત્યય જ છે, કારણ કે ક્ષયોપશમ વિના આ જ્ઞાન થઇ શકે નહિ. વિશેષમાં નારક કે દેવ તરીકે ઉત્પત્તિ થતાં વેંત જ યથાયોગ્ય ક્ષયોપશમ થાય છે જ-હોય છે જ

## ગુણ-પ્રત્યય અવધિજ્ઞાનના છ પ્રકારો—

ગુણ પ્રત્યય અવધિજ્ઞાનના (૧) અનુગામિક, (૨) અનનુગામિક, (૩) વર્ધમાન, (૪) હીયમાન, (૫) પ્રતિપાતિ અને (૬) અપ્રતિપાતિ એવા છ પ્રકારો પડે છે.

## અનુગામિકની વ્યાખ્યા—

જેમ દેશાંતર જતા મનુષ્યની સાથે તેની આખ પણ જાય છે તેમ જે અવધિજ્ઞાન જે ક્ષેત્રમાં ઉત્પન્ન થયું હોય ત્યાથી [1]અન્યત્ર પણ જીવને અનુસરે તે જ્ઞાન 'અનુગામિક' (સાથે જનારૂં) અવધિજ્ઞાન કહેવાય છે. આવું જ અવધિજ્ઞાન નારક અને દેવોને હોય છે.

## અનનુગામિકનું સ્વરૂપ—

જેમ દીવો જે ક્ષેત્રમા-સ્થળમાં રહ્યો હોય ત્યાં જ પ્રકાશ પાડે અને અન્ય ક્ષેત્રમાં પ્રકાશ ન પાડે તેમ જે અવધિજ્ઞાન જે ક્ષેત્રમા ઉત્પન્ન થયું હોય ત્યાં જ બોધ કરાવે, પરંતુ અન્ય ક્ષેત્રમાં જતાં તે બોધ ન કરાવે તેને 'અનનુગામિક' (નહિ સાથે જનારૂં) જ્ઞાન જાણવું.[2]

## વર્ધમાનની વ્યાખ્યા—

જે જ્ઞાન અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા વિષય ઉપર પ્રકાશ નાખતું નાંખતું વધીને અલોકાકાશમાં લોકાકાશ જેવડા અસંખ્યાત ગોળાઓને પ્રકાશવાને સમર્થ થાય તેને 'વર્ધમાન' (વધતુ જતું) સમજવું. જેમ અગ્નિમા બળતણ નાંખવામાં આવે તેમ તે વધારે ને વધારે પ્રદીપ્ત થાય, એવી રીતે પરિણામની વિશુદ્ધિમાં વધારો થતાં આ જ્ઞાન પણ વધતું જાય છે.

---

૧ ઉત્પત્તિ-સ્થાનમા રહીને જેટલા યોજન સુધી ક્ષેત્રો જાણી શકે તેટલા યોજન સુધી અન્યત્ર જવા છતા જાણી શકે એ એનો ફલિતાર્થ છે.

૨ વિશેષા૦ની ૭૧૬ મી ગાથામા સૂચવ્યા મુજબ અવધિજ્ઞાન અનુગામિક અને અનનુગામિક એમ ઉભયસ્વરૂપી અથવા મિશ્ર પણ હોય છે. અર્થાત્ એક નેત્રવાળા પુરુષની જેમ જે અવધિજ્ઞાનનો કોઇક ભાગ અન્ય સ્થળે જવા છતા સાથે જાય છે અને કેટલોક ભાગ સાથે જતો નથી તે અવધિજ્ઞાન 'મિશ્ર' છે. મનુષ્ય અને તિર્યંચોને આ (મિશ્ર) તેમજ અનુગામિક અને અનનુગામિક એમ ત્રણે જાતનું અવધિજ્ઞાન સભવે છે

હીયમાનનું લક્ષણ—

જે અવધિજ્ઞાન પ્રતિક્ષણ ઘટતું જાય તે 'હીયમાન' (ઓછું થતું) અવધિજ્ઞાન કહેવાય છે.

પ્રતિપાતિનું સ્વરૂપ—

જે અવધિજ્ઞાન અંગુલના અસંખ્યેય ભાગથી માડીને તે સંખ્યાત હજારો અને અસંખ્યાત હજારો યોજન સુધી-છેક લોકાકાશ પર્યંત પણ પ્રકાશ પાડીને પાછું પડે તે 'પ્રતિપાતિ' (પડનારૂં) જ્ઞાન સમજવું. આવી રીતે પતન થવામાં પ્રમાદ અથવા ભવાંતર કારણરૂપ છે.

અપ્રતિપાતિનો વિચાર—

જે જ્ઞાન અલોકાકાશના એક પ્રદેશને પણ જોઇ શકે છે, તેને 'અપ્રતિપાતિ' (નહિ પડનારૂ) અવધિજ્ઞાન કહેવામાં આવે છે. આને 'પરમાવધિ' પણ કહેવામાં આવે છે. આ જ્ઞાન પ્રાપ્ત થયા પછી અંતર્મુહૂર્તમાં જ કેવલજ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે.

હીયમાન અને પ્રતિપાતિનો ભેદ—

હીયમાન એટલે ધીરે ધીરે ઓછું થવું અને પ્રતિપાતિ એટલે ફુંક મારતાં દીવો જેમ એકદમ બુઝાઇ જાય તેમ એકદમ ઘટી જવું-શમી જવું. અર્થાત્ હીયમાન ક્રમિક છે અને પ્રતિપાતિ અક્રમિક છે.

**પ્રકારાન્તરનો વિચાર**

આ પ્રમાણે શ્રીદેવર્ધિગણિ ક્ષમાશ્રમણ નન્દીસૂત્રમાં નિર્દેશે છે. વાચકચક્રવર્તી શ્રીઉમાસ્વાતિએ તો તત્ત્વાર્થભાષ્ય (પૃ૦ ૯૮)માં પ્રતિપાતિ અને અપ્રતિપાતિ એ બે ભેદોને બદલે 'અનવસ્થિત' અને 'અવસ્થિત' એવા બે પ્રકારો આપ્યા છે. જે જ્ઞાનમાં વધઘટ થાય તે 'અનવસ્થિત' છે. આવું જ્ઞાન જળના તરંગોની માફક શમી જાય છે અને પાછું ઉત્પન્ન થાય છે. જે જ્ઞાન જેટલા ક્ષેત્રમાં ઉત્પન્ન થયું હોય તેટલા ક્ષેત્રમાં કાયમ જ રહે-પડે નહિ અને ઉલટું કેવલજ્ઞાન પ્રાપ્ત થાય ત્યાં સુધી રહે તે 'અવસ્થિત' જ્ઞાન કહેવાય છે. આથી તો આને 'અપ્રતિપાતિ' તરીકે ગણી શકાય તેમ છે.[1]

મનઃપર્યાયજ્ઞાનનું લક્ષણ ગ્રન્થકાર એમ સૂચવે છે કે—

**मनोरूपेण परिणतद्रव्याणां परिच्छेदकत्वं सर्वतो भावेन मनोद्रव्यपरिच्छेदकत्वं वा मनःपर्यायज्ञानस्य लक्षणम् । ( ३९ )**

---

૧ આ અવધિજ્ઞાનના સમ્બંધમાં ઘણું કહી શકાય તેમ છે, પરંતુ ગ્રન્થ-ગૌરવના ભયથી તેનો ઉલ્લેખ ન કરતા તેના જિજ્ઞાસુને વિશેષાવશ્યક (ગા૦ ૫૬૭-૮૦૮) જોવા ભલામણ છે.

અર્થાત્ મનરૂપે પરિણત થયેલાં દ્રવ્યોના પરિચ્છેદ કરાવનારા જ્ઞાનને 'મનઃપર્યાય જ્ઞાન' કહેવામાં આવે છે. [1]મનઃપર્યવ અને મનઃપર્યાય એ એકાર્થક છે. આ વ્યાખ્યા સમજવામાં જૈનોની મન વિષેની પ્રક્રિયા જાણવી આવશ્યક હોવાથી, તેમની માન્યતાનુસાર મનના 'દ્રવ્ય-મન' અને 'ભાવ-મન' એવા જે બે પ્રકારો પડે છે તેનાં લક્ષણો વિચારીએ.

**મનઃપર્યાયનું લક્ષણ**

**मनःपर्याप्तिनामकर्मोदये सति मनोयोग्यवर्गणादलिकानि गृहीत्वा जीवेन मनस्त्वेन परिणतानि यानि द्रव्याणि तद्रूपत्वं द्रव्यमनसः, द्रव्यमनआलम्बनत्वे सति जीवस्य मननव्यापाररूपत्वं भावमनसश्च लक्षणम् । ( ४०-४१ )**

અર્થાત્ મન.પર્યાપ્તિ-નામકર્મનો ઉદય થતાં, મનરૂપે પરિણત થઇ શકે તેવા પુદ્ગલો લઇને જીવ તે પુદ્ગલોને મનરૂપે પરિણમાવે છે. આ પ્રકારે મનરૂપે પરિણત થયેલા પુદ્ગલોને 'દ્રવ્ય-મન' કહેવામાં આવે છે. આ દ્રવ્ય-મનનું અવલંબન કરીને જીવ મનનરૂપ વ્યાપાર કરી શકે છે. આ મનન-વ્યાપારને 'ભાવ-મન' કહેવામાં આવે છે.

**દ્રવ્યમન અને ભાવમનનાં લક્ષણ**

પ્રસ્તુતનો વિચાર કરતાં જણાશે કે મનઃપર્યાયજ્ઞાનના બે પ્રકારો છેઃ-(૧) ઋજુમતિ અને (૨) વિપુલમતિ. આ હકીકત તેમજ એનાં લક્ષણો ગ્રન્થકારના શબ્દમાં નીચે મુજબ છેઃ—

**ઋજુમતિનું લક્ષણ**

**तच्च मनःपर्यायज्ञानं द्विविधम् , ऋजु-विपुलमतिमनःपर्यायभेदात् । तत्र सामान्याकाराध्यवसायनिबन्धनीभूतकतिपयपर्यायविशिष्टमनोद्रव्यपरिच्छेदकत्वमृजुमतिमनःपर्यायस्य लक्षणम् । (४२)**

**વિપુલમતિનું લક્ષણ**

**विशेषाकाराध्यवसायनिबन्धनीभूतप्रभूताप्रभूतविशेषविशिष्टमनोद्रव्यपरिच्छेदकत्वं विपुलमतिमनःपर्यायस्य लक्षणम् । (४३)**

---

૧ આનો વ્યુત્પત્તિ-અર્થ નીચે મુજબ છે—

"परि-सर्वतो अवनं अवः, परि अवः पर्यवः, मनसि मनसो वा पर्यवः मनःपर्यव । मनपर्यवश्च स ज्ञानं च मनःपर्यवज्ञानम् "

અત્ર 'અવન' શબ્દનો અર્થ ગમન, વેદન સમજવો.

અર્થાત્ સામાન્યાકાર અધ્યવસાયના કારણરૂપ અને મનરૂપે પરિણત થયેલાં દ્રવ્યોનો થોડાક પર્યાયો સહિત સાક્ષાત્કાર કરાવનારો બોધ તે ‘ ઋજુમતિ મનઃપર્યાયજ્ઞાન ’ સમજવું અને તે દ્રવ્યોનો ઘણા પર્યાયોની સાથે વિશિષ્ટાકારે સાક્ષાત્કાર કરાવનારો બોધ તે ‘ વિપુલમતિ મનઃપર્યાયજ્ઞાન ’ જાણવું.

ઋજુમતિના લક્ષણમાં જે ‘ સામાન્યાકાર બોધ ’ કહ્યો છે તેથી એમ ન સમજવું કે તે જ્ઞાન મટીને દર્શન થયું, કેમકે ઋજુમતિ એક, બે અથવા ત્રણ વિશેષોને ગ્રહણ કરે છે; સર્વથા વિશિષ્ટ બોધનો ત્યાં અભાવ નથી. ‘ સામાન્ય ’ શબ્દ અત્ર થોડા પર્યાયવાચી છે, નહિ કે દર્શન-વાચી એ વાત ધ્યાનમાં રાખવી.

### ઋજુમતિ અને વિપુલમતિ વચ્ચે તફાવત—

ઋજુમતિ મનરૂપે પરિણમેલ દ્રવ્યોનો અલ્પ પર્યાયો સહિત બોધ છે, જ્યારે વિપુલમતિ ઘણા પર્યાયો પૂર્વકનો પરિચ્છેદ છે. જેમકે કોઇ મનુષ્ય ઘટનો વિચાર કરતો હોય, તો ઋજુમતિ એટલું કહી શકે કે તે ઘટનો વિચાર કરે છે, જ્યારે વિપુલમતિ તો તે અમુક વર્ણના, અમુક વસ્તુના, અમુક માપના ઇત્યાદિ વિશિષ્ટ પ્રકારના ઘટનો વિચાર કરે છે એમ કહી શકે. વળી વિપુલમતિ ઋજુમતિ કરતાં વધારે શુદ્ધ છે. વિશેષમા ઋજુમતિ૦જ્ઞાન તો કેવલજ્ઞાન થાય ત્યાં સુધી ટકી રહે એવો નિયમ નથી. આથી ઉલટું, વિપુલમતિ૦જ્ઞાન તો કેવલજ્ઞાનની પ્રાપ્તિ સુધી રહે છે.

### અવધિજ્ઞાન અને મનઃપર્યાયજ્ઞાનમાં રહેલી વિશિષ્ટતા—

અવધિજ્ઞાન અને મન.પર્યાયજ્ઞાન બન્ને અતીન્દ્રિય–પ્રત્યક્ષ છે, તથા રૂપી દ્રવ્ય ઉપર પ્રકાશ પાડનારાં છે તેમજ [1]અતીત, અનાગત અને વર્તમાન એમ ત્રિકાલવિષયી છે. અવધિજ્ઞાનનું ક્ષેત્ર મનઃપર્યાયના કરતાં વિશાળ છે, કેમકે સમસ્ત લોકનો બોધ અવધિજ્ઞાન કરાવવા સમર્થ છે, જ્યારે મનઃપર્યાયજ્ઞાનનું ક્ષેત્ર તો મનુષ્યક્ષેત્ર—[2]અઢી દ્વીપ છે. વળી સર્વ રૂપી પદાર્થોનો પરિચ્છેદ અવધિ-જ્ઞાન દ્વારા થઇ શકે, પરંતુ આ વાત મનઃપર્યાયથી બને તેમ નથી, કેમકે તે તો મનરૂપે પરિણત થયેલા જ રૂપી પદાર્થોનું જ્ઞાન કરાવી શકે તેમ છે. અવધિજ્ઞાનનો સ્વામી ગમે તે જીવ થઇ શકે, જ્યારે મનઃપર્યાયજ્ઞાન તો અપ્રમાદી મુનિઓને જ થાય છે. વળી મનઃપર્યાય અવધિ કરતાં વધારે વિશુદ્ધ છે તેમજ તેનો વિષય પણ વિશેષ સૂક્ષ્મ છે. **શ્રીસિદ્ધસેન દિવાકર** અને તેમના અનુ-યાયિઓનું માનવું તો એવું છે કે મનઃપર્યાયજ્ઞાન તે અવધિજ્ઞાનનો એક પ્રકાર છે.[3]

કેવલજ્ઞાન પરત્વે ઉલ્લેખ કરીએ, તે પૂર્વે મનઃપર્યાયજ્ઞાનના સંબંધમાં એક વાત કહેવાની રહી જાય છે. તે એ છે કે મન.પર્યાયજ્ઞાની જેમ દ્રવ્ય–મનને પ્રત્યક્ષ જોઇ શકે છે, તેમ ભાવ–મનને તે જોઇ શકતો નથી અર્થાત્ મનરૂપે પરિણમેલાં દ્રવ્યોને પ્રત્યક્ષ જોવાનો તેનો અધિકાર છે, કિન્તુ

૧ અવધિજ્ઞાની અતીત ( પસાર થઇ ગયેલી ) સંખ્યાતીત ( અસંખ્યેય ) ઉત્સર્પિણી અને અવસર્પિણીના પદાર્થો જાણી શકે છે, જ્યારે મન પર્યાયજ્ઞાની પલ્યોપમના અસંખ્યેય ભાગ જેટલા અતીત કાલ–વિષયક પદાર્થ જાણી શકે છે.

૨ જમ્બૂદ્વીપ, ધાતકીદ્વીપ અને પુષ્કરદ્વીપનો અર્ધ વિભાગ.

૩ આ હકીકત માટે જુઓ પૃ૦ ૨૫૬.

અધ્યવસાયાત્મક—મનનવ્યાપારરૂપ ભાવ—મનને તે પ્રત્યક્ષ જોઇ શકે નહિ; કારણ કે ભાવ—મન જ્ઞાનરૂપ છે અને તે અરૂપી છે. અરૂપી—અમૂર્ત પદાર્થોનો સાક્ષાત્કાર બોધ તો કેવલજ્ઞાનીઓને જ હોઈ શકે.

કેવલજ્ઞાનનું લક્ષણ વિચારતાં ગ્રન્થકાર કથે છે કે—

**सर्वद्रव्य-पर्यायसाक्षात्कारित्वं केवलज्ञानस्य लक्षणम्, सकल-वस्तुस्तोमपरिच्छेदकत्वं वा । (४४)**

અર્થાત્ સર્વ દ્રવ્ય અને તેના સમસ્ત પર્યાયોનો સાક્ષાત્કાર તે ' કેવલજ્ઞાન ' છે. ક્ષેત્ર, કાળ વગેરે કોઇ પણ જાતની અવધિથી આ જ્ઞાન બાધિત નથી. આ જ્ઞાન ત્રણે કાળના પદાર્થોનો બોધ કરાવે છે. એવો વિશ્વમાં એક પણ પદાર્થ નથી કે જેના ઉપર આ જ્ઞાન પ્રકાશ ન પાડી શકે. અર્થાત્ આ જ્ઞાન લોકાલોકપ્રકાશક છે. આ જ્ઞાન અનુત્તમ ( સર્વોત્તમ ), અન્તિમ, અનન્ય, અનુપમ, અન્યની અપેક્ષા વિનાનું, અનન્ત, અપ્રતિપાતી, વિમળ, અખિલ આવરણોથી મુક્ત અને શાશ્વત છે.[1]

**કેવલજ્ઞાનીની સિદ્ધિ—**

મીમાંસકાદિક દર્શનકારો સર્વજ્ઞને માનતા નથી. જૈન શાસ્ત્રો તેમની માન્યતા અનુચિત હોવાનું સિદ્ધ કરવા માટે નીચે મુજબ ઊહાપોહ કરે છે:—

આપણે જગત્માં જોઇએ છીએ કે કોઇ મનુષ્ય અતિશય બુદ્ધિશાળી તો કોઇક અલ્પ બુદ્ધિમાન્, કોઇક વિદ્વાન્ તો કોઇ મૂર્ખ હોય છે. એ પ્રકારે ભિન્ન ભિન્ન જાતની બુદ્ધિવાળા મનુષ્યો નજરે પડે છે. અર્થાત્ જ્ઞાનની તરતમતા રહેલી છે. આ ઉપરથી એ વાત સિદ્ધ થાય છે કે જેમ નાના મોટા પદાર્થોમાં રહેલી પહોળાઇ, વધતાં વધતાં આકાશમાં વિશ્રાન્તિ લે છે અર્થાત્ વધતી જતી પહોળાઈનો અંત આકાશમાં આવે છે—આકાશમા સંપૂર્ણ પહોળાઇ રહેલી છે, તેમ જ્ઞાનની માત્રા પણ વૃદ્ધિ પામતી જતી કોઇ વ્યક્તિમાં સંપૂર્ણ વિશ્રામ લેતી હોવી જોઇએ. અર્થાત્ જે વ્યક્તિમાં પરિપૂર્ણ જ્ઞાન—કેવલજ્ઞાન હોય, તેને જ 'સર્વજ્ઞ' કહેવામાં આવે છે.

આ સર્વજ્ઞ—સિદ્ધિના સમર્થનમાં એમ પણ નિવેદન કરવામાં આવે છે કે ચંદ્રગ્રહણાદિક ભૂત—ભવિષ્યતકાલિક જ્ઞાનોનો જગત્માં ક્યાંથી પ્રચાર થયો, એ જ્ઞાનોનો મૂળ પ્રકાશક કોણ છે એ પ્રશ્ન વિચારતાં તે આદિ પ્રકાશકને સર્વજ્ઞ માનવો પડે છે. વળી જે જે વસ્તુ અનુમાનથી સિદ્ધ થાય છે, તે તે વસ્તુ કોઇને પણ પ્રત્યક્ષ હોવી જોઇએ. આ હકીકત, ધૂમના દર્શન દ્વારા અનુમાન પ્રમાણથી નિશ્ચિત થતો અગ્નિ કોઇને પણ પ્રત્યક્ષ હોય જ છે એથી સત્ય ઠરે છે. તો પછી પ્રસ્તુતમાં પણ સ્વર્ગ, નરક, કર્મ, પરમાણુ, લોકાલોક ઇત્યાદિ જ્ઞાનના વિષયો જે આપણને અનુમાનગમ્ય છે, તે કોઇને પણ પ્રત્યક્ષ હોવા જ જોઇએ. આ યુક્તિથી પણ સર્વજ્ઞનું અસ્તિત્વ સિદ્ધ થાય છે.[2]

---

૧ આ વિશેષણોની સાર્થકતા માટે જુઓ ઋષભ૦નું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૬૮ ).

૨ આ સબંધમા જુઓ ચતુર્વિંશતિકાનું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૧૫૮–૧૫૯ ) તેમજ શ્રીયાકિનીમહત્તરાસૂનુ આચાર્યવર્ય શ્રીહરિભદ્રકૃત સર્વજ્ઞસિદ્ધિપ્રકરણ.

**કેવલજ્ઞાનના પ્રકારો—**

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને ઉદ્દેશીને તો કેવલજ્ઞાનના પ્રકારો પડી શકે તેમ નથી, પરંતુ સ્વામિત્વની દૃષ્ટિએ વિચાર કરતાં એના ભેદ-પ્રભેદો સંભવે છે. **નન્દી**૦ના ૧૯મા આદિ સૂત્રો પ્રમાણે કેવલજ્ઞાનના(૧) [1]ભવસ્થનું કેવલજ્ઞાન અને (૨) સિદ્ધનું કેવલજ્ઞાન એમ બે ભેદો છે. વળી ભવસ્થ-કેવલજ્ઞાનના યોગ આશ્રીને [2]સયોગિ-ભવસ્થ-કેવલજ્ઞાન અને [3]અયોગિ-ભવસ્થ-કેવલજ્ઞાન એમ બે ભેદો પડે છે. વળી આ પૈકી પ્રથમ ભેદના [4]પ્રથમ-સમય-સયોગિ૦ અને [5]અપ્રથમ-સમય-સયોગિ૦ અથવા [6]ચરમ-સમય-સયોગિ૦ અને [7]અચરમ-સમય-સયોગિ૦ એવા અવાંતર ભેદો છે. એવી રીતે અયોગિ-ભવસ્થ-કેવલજ્ઞાનના પણ પ્રથમ-સમયાયોગિ૦ અને [8] અપ્રથમ-સમયાયોગિ૦ અથવા [9]ચરમ-સમયાયોગિ૦ અને [10]અચરમ-સમયાયોગિ૦ એમ બે ભેદો છે. આ પ્રમાણે સિદ્ધ-કેવલજ્ઞાનના અનન્તર-સિદ્ધ૦ અને પરંપર-સિદ્ધ૦ એમ બે પ્રકારો પડે છે. જેમા સમય વડે વ્યવધાન ( અંતર ) નથી તે અનન્તર છે. સિદ્ધત્વના પ્રથમ સમયમાં વર્તનારના કેવલજ્ઞાનને અનન્તર-સિદ્ધ૦ કહેવામાં આવે છે. વિવક્ષિત સમયમાં સિદ્ધ થયેલાની અપેક્ષાએ એની પછીના સમયમાં જે સિદ્ધ થયા હોય તે પર ગણાય, એનાથી પછી સિદ્ધ થાય તે વળી વિશેષ પર ગણાય. આ પ્રમાણે વિવક્ષિત સિદ્ધત્વના પ્રથમ સમયથી પ્રાક્ દ્વિતીયાદિ સમયોને વિષે છેક અનન્ત અતીત અદ્ધા (કાળ) સુધી વર્તનારા સિદ્ધો 'પરપર-સિદ્ધ' કહેવાય છે. એમનું કેવલજ્ઞાન 'પરંપર-સિદ્ધ૦' જાણવુ. આ પ્રત્યેકના ભેદ-પ્રભેદો છે, પરંતુ તે તો [11]અનંતર-સિદ્ધ તેમજ પરંપર-સિદ્ધના સ્વરૂપો સત્પદપ્રરૂપણા, દ્રવ્ય વગેરે અનુયોગ-દ્વાર દ્વારા ક્ષેત્રાદિ પંદર દ્વારોને વિષે **સિદ્ધપ્રાભૃત**માં જેમ વિચારવામાં આવ્યાં છે અને જેનું દિગ્દર્શન **શ્રીમલયગિરિસૂરિએ નન્દીસૂત્ર**ની વૃત્તિમાં ૧૧૩મા પત્રથી કરાવ્યું છે તેનું સ્થૂલ અવલોકન અંતિમ ઉલ્લાસમાં આપણે કરીશું ત્યારે ઘટાવી લેવાશે. અત્ર તો ઉપર્યુક્ત ભેદોની સંકલના નીચે મુજબ રજુ કરવામા આવે છે:—

---

૧ ભવથી મનુષ્ય-ભવ જ સમજવો, કેમકે અન્યત્ર આની ઉત્પત્તિનો અભાવ છે

૨-૩ જેને માનસિક, વાચિક અને કાયિક યોગો-વ્યાપારો છે, તે ' સયોગી ' કહેવાય છે, એનાથી વિપરીત વ્યક્તિને ' અયોગી ' કહેવામા આવે છે. આ વ્યક્તિ શૈલેશી અવસ્થાને વરેલી હોય છે.

૪-૫ ' પ્રથમ સમય 'થી કેવલજ્ઞાનની ઉત્પત્તિનો સમય સમજવો, આ સમય પછીનો સમય તે ' અપ્રથમ સમય ' સમજવો.

૫-૬ સયોગિ-દશાનો અન્તિમ સમય તે ' ચરમ સમય ' અને એ સિવાયનો એની પૂર્વેના છેક કેવલજ્ઞાનની પ્રાપ્તિ સુધીના સર્વ સમયો ' અચરમ સમય ' છે.

૭-૮ અયોગિત્વની ઉત્પત્તિનો સમય એટલે કે શૈલેશી અવસ્થાની પ્રાપ્તિનો આદ્ય સમય તે ' પ્રથમ ' સમય છે. આ સિવાયના સર્વ સમયો 'અપ્રથમ' છે અને તેમા છેક શૈલેશી અવસ્થાના અન્તિમ સમયનો પણ સમાવેશ થાય છે.

૯-૧૦ 'ચરમ સમય' એટલે શૈલેશી અવસ્થાનો અન્તિમ સમય સમજવો, એ સિવાયના એની પૂર્વેના સવે સમયો-ઠેઠ આ અવસ્થાની પ્રાપ્તિનો સમય તે 'અચરમ' જાણવા

૧૧ આના તીર્થ-સિદ્ધ વગેરે પંદર ભેદો અંતિમ ઉલ્લાસમા વિચારવામા આવનાર છે.




## કેવલજ્ઞાનીની વાણી—

જેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું તે કેવલીઓ–જિનેશ્વરો–તીર્થંકરો મૂર્ત તેમજ અમૂર્ત, અભિલાપ્ય તેમજ અનભિલાપ્ય પદાર્થો કેવલજ્ઞાન વડે જ ( નહિ કે શ્રુત–જ્ઞાન વડે ) જાણીને, તેમાંથી ગ્રાહકની અનુવૃત્તિ અનુસાર અભિલાપ્ય અર્થો કહે છે. જેમ તેઓ ગણધરદેવોને ઉત્પાદાદિ ત્રિપદી કહે છે તેમ અન્ય જીવોને તેમની યોગ્યતા પ્રમાણે ઉપદેશ આપે છે--પ્રરૂપણા કરવા લાયક અર્થનો બોધ કરાવે છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે તેઓ અનભિલાપ્ય ભાવોનો નિર્દેશ કરતા નથી એટલું જ નહિ, કિન્તુ અભિલાપ્ય ભાવોમાથી પણ તેઓ સર્વ અર્થો કહેતા નથી, કેમકે અભિલાપ્ય અર્થો અનંત છે અને આયુષ્ય પરિમિત છે, એટલે એના અનન્ત ભાગ જેટલા પ્રરૂપણીય પદાર્થો ઉપર જ તેઓ દિવ્ય પ્રકાશ પાડે છે.[5]

કેવલી કેવલજ્ઞાન વડે જ જાણે છે એમ જે કહ્યું છે, તેનું કારણ એ છે કે તેમનુ

---

૧–૪ પ્રથમને સ્થાને ચરમનો પ્રયોગ કરતા ભેદાન્તર સ્ફુરે છે

૫ આના સમર્થનાર્થે વિચારો **વિશેષા૦**ની નિમ્ન–લિખિત ગાથા —

" **पण्णवणिज्जा भावा अणंतभागो उ अणभिलप्पाणं ।**
**पण्णवणिज्जाण पुण अणंतभागो सुयनिबद्धो ॥ १४१ ॥** "
[ **प्रज्ञापनीया भावा अनन्तभागस्तु अनभिलाप्यानाम् ।**
**प्रज्ञापनीयानां पुनरनन्तभागः श्रुतनिबद्ध ॥** ]

અર્થાત્ પ્રજ્ઞાપનીય ( અભિલાપ્ય ) ભાવો અનભિલાપ્ય ભાવોના અનંતમા ભાગે છે અને તેમા વળી પ્રજ્ઞાપનીય ભાવોનો અનતમો ભાગ જ શ્રુતમા યોજાયેલો છે જેટલા પ્રરૂપણીય ભાવો છે એ બધા શ્રુતમા યોજી શકાતા હોત, તો તેને જાણનારાઓનું જ્ઞાન સમાન કહેવાત. કહેવાની મતલબ એ છે કે જો-કે બધાએ ચૌદ પૂર્વધરો ચૌદ પૂર્વગત અક્ષર–લાભ વડે સમાન છે, અર્થાત્ અક્ષર–શ્રુતની અપેક્ષાએ બધા ચૌદ પૂર્વધરો સરખા છે, છતા શ્રુત–વિશેષથી—ક્ષયોપશમની વિચિત્રતાથી તેઓ હીનાધિક છે. આથી કરીને તો ચૌદ પૂર્વધરોને ષટ્–સ્થાન–પતિત કહ્યા છે. એટલે કે કોઇ ઉત્કૃષ્ટ પૂર્વધર સર્વ અભિલાપ્ય વસ્તુને જાણે છે, તેમનાથી બીજાઓ ઓછુ ઓછું જાણે છે, જે સૌથી ઓછા અભિલાપ્ય ભાવોને જાણે છે, તે જઘન્ય ચૌદ પૂર્વધર છે.

જ્ઞાન શ્રુતાતીત છે. શ્રુતજ્ઞાન ક્ષાયોપશમિક છે અને કેવલજ્ઞાન ક્ષાયિક છે. એથી જેમ સર્વથા શુદ્ધ પટમાં થોડી શુદ્ધિ છે એમ કહેવું યોગ્ય નથી તેમ કેવલજ્ઞાન છતે શ્રુતજ્ઞાન છે એમ કહેવું વ્યાજબી નથી. આથી કરીને કેવલજ્ઞાન વડે જણાયેલા અર્થને વ્યકત કરનારો શબ્દોનો સમૂહ કેવલજ્ઞાની પ્રભુને ભાષા–પર્યાપ્તિ વગેરે નામકર્મના ઉદયથી ઉત્પન્ન થતો હોવાથી વચન–યોગ જ છે, નહિ કે શ્રુત. આ શબ્દો શ્રોતૃ -વર્ગને ભાવ–શ્રુતનું કારણ હોવાથી તેમને માટે તે દ્રવ્ય--શ્રુત છે. છદ્મસ્થ ગણધરાદિનું શ્રુત–ગ્રન્થાનુસારી જ્ઞાન જ કેવલીના જ્ઞાનની અપેક્ષાએ ભાવ--શ્રુત છે, પરંતુ કેવલીનુ જ્ઞાન તે ભાવશ્રુત નથી, કેમકે તેમનું જ્ઞાન ક્ષાયિક છે, જ્યારે ભાવ--શ્રુત તો ક્ષાયોપશમિક છે. વળી કેવલીના શબ્દો બોલાતી વખતે શ્રુતરૂપ નથી, પરંતુ એ સાભળનારાઓને શ્રવણ બાદ ભાવ–શ્રુતનું કારણ બને છે; એથી ઉપચારથી એને દ્રવ્ય--શ્રુત કહેવામા આવે છે અથવા કેવલી સંબંધી વચન–યોગ ઔપચારિક હોવાથી ગૌણભૂત શ્રુત છે, કેમકે તે ભાવ--શ્રુતનું કારણ હોવાથી અપ્રધાન શ્રુત છે.

### જ્ઞાનોનો સહભાવ—

એક જીવને એકી વખતે કેટલાં જ્ઞાન હોઇ શકે તે પ્રશ્ન વિષે હવે ઉલ્લેખ કરવામાં આવે છે. એક જ જીવને વિષે એક, બે, ત્રણ અથવા ચાર જ્ઞાનો એકી વખતે હોઇ શકે. જે જીવને સ્વભાવથી જ સમ્યક્ત્વ પ્રાપ્ત થયું હોય તેને શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ વિના પણ ફક્ત મતિજ્ઞાન હોય છે. આ પ્રકારનું કથન જ્યાં મતિજ્ઞાન હોય ત્યાં શ્રુતજ્ઞાન હોવું જ જોઇએ એવો નિયમ નથી એ [1]માન્યતાનુસાર સમજવાનું છે. પરંતુ જો એમ માનવામાં આવે કે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એક બીજા વિના રહી શકતાં નથી—સાહચર્યરૂપ સંબંધથી બદ્ધ છે તો પછી કોઇ પણ જીવને ફકત એક જ પ્રકારનું જ્ઞાન સંભવી શકે નહિ એમ મનાય. અર્થાત્ છદ્મસ્થને ઓછામા ઓછા મતિ અને શ્રુત એમ બે જ્ઞાનો હોવાં જ જોઇએ. અહીં એ પણ પ્રશ્ન વિચારવો આવશ્યક છે કે કેવલીને પાંચ જ્ઞાનનો સહભાવ છે કે કેમ ? આમાં બે મત છે. કેટલાકોનું માનવું એમ છે કે કેવલજ્ઞાન થતાં છાદ્મસ્થિક જ્ઞાનો સંભવતાં નથી અર્થાત્ કેવલીને ફકત એક જ જ્ઞાન–કેવલજ્ઞાન હોય છે. આ મત પ્રમાણે એક જ પ્રકારના જ્ઞાનવાળો જીવ પણ હોઇ શકે, કેમકે તે જીવ તેમની માન્યતા પ્રમાણે કેવલી છે. પરંતુ જો બીજો મત અંગીકાર કરવામાં આવે અર્થાત્ જેમ સૂર્યના ઉદય દરમ્યાન પણ ચંદ્ર, તારા, નક્ષત્ર હોય છે, જોકે તેનો પ્રકાશ દૃષ્ટિગોચર થતો નથી, તેમ કેવલજ્ઞાન પ્રાપ્ત થતાં અન્ય જ્ઞાનો સંભવી શકે છે, તો તે મત પ્રમાણે એવો કોઇ પણ જીવ નથી કે જેને એકલું કેવલજ્ઞાન હોય.

કોઇ પણ જીવને બે જ્ઞાન હોય તો તે મતિ અને શ્રુત હોવાં જોઇએ. એવી રીતે કોઇને ત્રણ હોય તો તે મતિ, શ્રુત અને અવધિ અથવા મતિ, શ્રુત અને મનઃપર્યાય હોઇ શકે. જો કોઇ પણ જીવને ચાર જ્ઞાન હોય તો તેને કેવલજ્ઞાન સિવાયનાં બીજાં બધાં જ્ઞાનો હોવાં જોઇએ. કોઇ પણ જીવને પાંચે જ્ઞાનો હોઇ શકે કે કેમ તે વાત તો આપણે ઉપર જોઇ ગયા. એટલે એ સબંધમાં કંઇ વિશેષ કહેવાનું રહેતું નથી. આ વિષયની સમાપ્તિ કરીએ તે પૂર્વે એક વાત લક્ષ્યમાં રાખવાની

---

૧ જુઓ આ ગ્રન્થકારે નિર્દેશેલું શ્રુતજ્ઞાનનું ત્રીજુ લક્ષણ તેમજ તેનું વિવરણ (પૃ૦ ૨૨૭-૨૨૯).

એ છે કે એકી વખતે બે, ત્રણ કે ચાર જાતનાં જ્ઞાનનો સહભાવ કહ્યો તેથી એમ ન સમજવું કે એક જ સમયમા એક કરતાં વધારે પ્રકારના જ્ઞાન વિષે ઉપયોગ હોઇ શકે.

આ પ્રમાણે ઉપયોગના સ્વરૂપ દ્વારા પ્રમાણના સ્વરૂપનું પ્રતિપાદન કર્યું. હવે અજ્ઞાનનું–અપ્રામાણિક જ્ઞાનનું દિગ્દર્શન કરી લઇએ. આનો ઉપક્રમ કરતાં ગ્રન્થકાર કથે છે કે—

**पूर्वोक्त उपयोगो द्विविधः, साकार-निराकारभेदात्। तत्र साकारः सविकल्परूपः, निराकारो निर्विकल्परूपः। साकारश्चाष्टविधः, पूर्वोक्त-ज्ञानपञ्चका-ऽज्ञानत्रयभेदात्। तत्र ज्ञानपञ्चकं प्रतिपादितम्। अथाज्ञानं प्रतिपाद्यते—**

આપણે પર મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ ઉપયોગના (૧) સાકાર અને (૨) નિરાકાર એમ બે પ્રકારો છે. તેમાં સાકાર અર્થાત્ સવિકલ્પક ઉપયોગના આઠ પ્રકારો છે–પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન. તેમાં પાંચ પ્રકારનાં જ્ઞાન સંબંધી તો આપણે વિચાર કર્યો. એટલે અજ્ઞાન પરત્વે વિચાર કરીશું.

**અજ્ઞાનનો અર્થ અને તેના પ્રકારો—**

**कुत्सितं ज्ञानमज्ञानम्, मिथ्यादृष्टेर्ज्ञानमित्यर्थः। तच्च त्रिविधम्–मत्यज्ञान-श्रुताज्ञान-विभङ्गज्ञानभेदात्।**

અર્થાત્ ગ્રન્થકાર સૂચવે છે તેમ 'અજ્ઞાન' એટલે 'કુત્સિત જ્ઞાન' એટલે કે મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન તે 'અજ્ઞાન' જાણવું. આ અજ્ઞાનના (૧) મતિ–અજ્ઞાન, (૨) શ્રુત–અજ્ઞાન અને (૩) વિભંગજ્ઞાન એમ ત્રણ ભેદો છે.

જેમ નીચ માણસની સોબત કરવાથી ઉત્તમ માણસ પણ નીચ ગણાય છે અને કુસંગથી બટ્ટો લાગે છે તેમ જ્ઞાન પણ મિથ્યાત્વના યોગથી 'અજ્ઞાન' કહેવાય છે. શું એ સુવિદિત હકીકત નથી કે—

"गुणा गुणज्ञेषु गुणीभवन्ति, ते निर्गुणं प्राप्य भवन्ति दोषाः।
सुस्वादुतोयाः प्रवहन्ति नद्यः, समुद्रमासाद्य भवन्त्यपेयाः॥"

અર્થાત્ ગુણના જાણકારોને વિષે ગુણ ગુણરૂપે પરિણમે છે, જ્યારે નિર્ગુણ ( દૂષિત )ની સંગતિથી તે દોષરૂપ બને છે. અત્યંત સ્વાદિષ્ટ જળવાળી નદીઓ વહે છે, પરંતુ સમુદ્રનો સમાગમ થતા તેનું જળ પીવા લાયક રહેતું નથી.

મિથ્યાત્વરૂપ વિષથી મૂર્ચ્છિત જીવો સર્વજ્ઞદૃષ્ટ યથાસ્થિત વસ્તુનો સ્વીકાર કરતા નથી.

નિર્ણય-સમયે એટલે ઉપયોગ-કાલમાં પણ તેમને અનંત પર્યાયવાળી વસ્તુનો બોધ નથી એટલું જ નહિ, પરંતુ તેઓ અમુક પર્યાય સિવાયના અન્ય પર્યાયોનો અપલાપ કરે છે. એથી તો એમના નિશ્ચય અને સશય અજ્ઞાનરૂપ જ છે. સમ્યક્ત્વરૂપ અમૃતનું પાન કરનારા જીવોના તો સંશય અને અનધ્યવસાય પણ જ્ઞાનરૂપ છે, કેમકે સંશયથી જિજ્ઞાસા થાય છે અને તે દ્વારા સત્ય વસ્તુનો વિશેષ પરિચય થાય છે તથા વળી આગમના અભિપ્રાય પ્રમાણે સંશયાદિ અજ્ઞાનનું કારણ નથી, કિન્તુ મિથ્યાદૃષ્ટિનો સંબંધ તેમાં હેતુરૂપ છે.

વિશેષમાં મિથ્યાદૃષ્ટિનું અજ્ઞાન સામાન્ય નથી, કિન્તુ તે અતિશય ભયંકર છે, કષ્ટકારી છે; કેમકે તેમનું કહેવાતું જ્ઞાન પણ ભવ-ભ્રમણનું કારણ છે. [1]ઉન્મત્તની પેઠે તેમને ઉપલબ્ધિ થાય છે. તેમનામાં સત્-અસત્નો વિવેક પણ નથી. વળી આવા મિથ્યાત્વીઓને સર્વજ્ઞભાષિત યથાવસ્થિત પદાર્થોમાં કેવળ સંશય કે અનધ્યવસાય છે એમ નહિ, કિન્તુ સર્વત્ર મિથ્યાભિનિવેશ હોવાથી તેમને તેમાં વિપર્યય જ-વિપરીત અધ્યવસાય જ છે. જેમ સમ્યગ્દૃષ્ટિ પદાર્થને સ્યાદ્વાદ-દૃષ્ટિથી જુએ છે-અનેકાન્તવાદપુરસ્સર સમજે છે, તેમ મિથ્યાદૃષ્ટિ કરતો નથી. એ તો એકાન્તવાદનું અનુચિત અવલંબન લે છે. મિથ્યાદૃષ્ટિને એટલી તો અક્કલ હોય છે કે ઘોડો તે ગધેડો નથી, તેમ ગધેડો તે ઘોડો પણ નથી. પરંતુ કુદેવમાં દેવની બુદ્ધિ, સુદેવમાં કુદેવની બુદ્ધિ એમ ગુરૂ અને ધર્મ પરત્વે પણ વિપરીત બુદ્ધિ રાખવાથી તે મનુષ્ય અજ્ઞાની-મિથ્યાદૃષ્ટિ કહેવાય છે. મિથ્યાદૃષ્ટિના મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન અજ્ઞાનરૂપ હોવાથી તેને મતિ-અજ્ઞાન અને શ્રુત-અજ્ઞાન કહેવામા આવે છે.

**વિભંગજ્ઞાન—**

'ભંગ' એટલે 'વિકલ્પ'. વિરૂદ્ધ વિકલ્પો જેમાં હોય, તે 'વિભંગજ્ઞાન' કહેવાય છે અથવા અવધિજ્ઞાનનો જે વિપર્યય-વિપરીત ભેદ તે 'વિભંગજ્ઞાન' કહેવાય છે.

આ પ્રમાણે આપણે જ્ઞાનના આઠ પ્રકારો જોયા. આ ઉપરથી એમ ન સમજવું કે જ્ઞાનના આઠ જ પ્રકાર છે, કેમકે જેટલે અંશે અને જે પ્રકારના જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થયો હોય તેટલે અંશે અને તે પ્રકારના જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય. આ પ્રમાણે વિચારતા તો જ્ઞાનના અનંત પ્રકારો પડી શકે તેમ છે. છતાં પણ એ બધા પ્રકારોનો પાંચ જ્ઞાનમા ( અજ્ઞાનની જુદી વિવક્ષા ન કરીએ તો ) અંતર્ભાવ થઇ શકે છે. અત એવ સામાન્ય રીતે જ્ઞાનના પાંચ પ્રકાર બતાવવામા આવ્યા છે.

**જ્ઞાનના અનંત પ્રકારો**

**જ્ઞાનો સંબંધી દ્રવ્યાદિની અપેક્ષાએ વિચાર—**

મતિજ્ઞાન સામાન્યથી સર્વ દ્રવ્યો ઉપર પ્રકાશ પાડે છે અને વિશેષત. દેશાદિક ભેદોનો

---

૧ સરખાવો તત્ત્વાર્થા૦ ( અ૦ ૧ )નુ નિમ્ન-લિખિત ૩૩ મું સૂત્ર—
" सदसतोरविशेषाद् यदृच्छोपलब्धेरुन्मत्तवत् "
વિશેષ માટે જુઓ તેની ટીકા ( પૃ૦ ૧૧૩-૧૧૪ )

પણ બોધ કરાવે છે. ક્ષેત્રથી તેનો વિષય લોકાલોક છે અર્થાત્ લોક અને અલોકમાં રહેલ પદાર્થોને મતિજ્ઞાની જોઇ શકે છે. કાળથી તે અતીત, વર્તમાન અને અનાગત એટલે ત્રૈકાલિક છે તથા ભાવથી [1]ઔદયિકાદિ પાંચે ભાવ વિષયક છે.

શાસ્ત્રના બળથી શ્રુતજ્ઞાની સર્વ દ્રવ્ય, સમગ્ર ક્ષેત્ર, સમસ્ત કાળ અને બધા ભાવોને સામાન્ય રૂપે જાણે છે. **વિશેષા**૦ની ૪૯૩ મી ગાથામા સૂચવ્યા મુજબ જોકે શ્રુતજ્ઞાન કેવળ સ્વ પર્યાયથી કે પર પર્યાયથી કેવલજ્ઞાનની બરાબરી કરી શકે તેમ નથી, તોપણ સ્વ અને પર અર્થાત્ ઉભય પર્યાયો વડે વસ્તુને જાણવામાં તે તેનાથી ઉતરે તેમ નથી, તેના સમાન જ છે. પરંતુ વિશેષતા એ છે કે શ્રુત પરોક્ષ છે, જ્યારે કેવલજ્ઞાન પ્રત્યક્ષ છે. એથી તો શ્રુતના વિશિષ્ટ જ્ઞાનીને ' શ્રુતકેવલી ' કહેવામાં આવે છે અને એમણે [2]મધુકરી–વૃત્તિ પૂર્વક આણેલા ભોજનને સર્વજ્ઞો પણ સ્વીકારે છે.

અવધિજ્ઞાની દ્રવ્યથી જઘન્યપણે ભાષા અને તૈજસના રૂપી પદાર્થોને અને વધારેમાં વધારે તો સમસ્ત સૂક્ષ્મ અને બાદર રૂપી દ્રવ્યોને વિશેષાકારથી જાણે છે. અવધિજ્ઞાની ક્ષેત્રથી જઘન્યપણે અંગુલના અસંખ્યાતમા ભાગને જાણે છે અને વધારેમાં વધારે તો અલોકાકાશમાં લોકાકાશ જેવડા અસંખ્યાત ગોળાઓને જાણી શકે છે.[3] કાળથી અવધિજ્ઞાની ઓછામા ઓછા આવલિના અસંખ્યાતમા ભાગને અને ઉત્કૃષ્ટપણે અસંખ્યાત ઉત્સર્પિણી અને અવસર્પિણી જાણી શકે. ભાવથી અનંત પર્યાયો જાણી શકે, પરંતુ દરેક દ્રવ્યના અનંત પર્યાયોને તે જાણી શકે નહિ.

---

૧ આ સંબધમા આ ઉલ્લાસમા આગળ ઉપર વિચાર કરવામા આવનાર છે.

૨ જેમ મધુકર અન્યાન્ય પુષ્પોમાથી મકરન્દ ચૂસી લે છે અર્થાત્ એક જ ફૂલનો સમગ્ર રસ ચૂસી તેને નીરસ બનાવવાનું–તેને બગાડવાનું કાર્ય ભમરો કરતો નથી, તેમ જિનની આજ્ઞામા રહેલા મુનિવરો એક જ ગૃહસ્થને ત્યાથી યથેષ્ટ આહાર ન લેતા જુદે જુદે સ્થળેથી ભોજન ગ્રહણ કરે છે કે જેથી અમુક એક ગૃહસ્થને તેઓ બોજારૂપ ન થઇ પડે, તેને ત્યા પાછળ જમનારાને અડચણ ન પડે કે તેને માટે ફરીથી રસોઇ તૈયાર કરવી પડે. **અત્રિસ્મૃતિ** પણ આ સબધમા કથે છે કે—

" चरेद् माधुकरीं वृत्ति–मपि म्लेच्छकुलादपि ।
पकान्नं नैव भुञ्जीत, बृहस्पतिसमादपि ॥ "

અર્થાત્ મ્લેચ્છ કુળમાથી પણ માધુકરી વૃત્તિએ ભિક્ષા ગ્રહણ કરવી, કિન્તુ એકના ઘરથી–ભલે પછી તે બૃહસ્પતિના સમાન કેમ ન હોય તેવાને ત્યાથી પણ સપૂર્ણ ભોજન લેવું નહિ.

માધુકરી વૃત્તિનો ' ગોચરી ' પર્યાયવાચક શબ્દ છે. ગાય જેમ ભૂમિ ઉપર ઉગેલુ ઘાસ ઉપર ઉપરથી ચરી ખાય છે, કિન્તુ તેનો સમૂળ નાશ કરતી નથી તેમ એક ગૃહસ્થને અપ્રીતિ કે સંકોચ ઉપજાવ્યા વિના તેને ત્યા ખૂટી ન પડે તેવી રીતે થોડુક ભોજન તેને ઘેરથી લે અને એવી રીતે સમગ્ર ભિક્ષા અન્યાન્ય ગૃહસ્થોને ઘેર ફરી કરીને મેળવે.

૩ અલોકમા આકાશ સિવાય કોઇ અન્ય પદાર્થ નથી વળી આકાશ તો અરૂપી છે એટલે આ જ્ઞાનનું સામર્થ્ય સૂચવવા આ અસત્કલ્પના કરવામા આવી છે એમ સહેલાઇથી સમજાય છે.

ઋજુમતિ મનઃપર્યાયજ્ઞાની મનુષ્યક્ષેત્રમાં એટલે કે અઢી દ્વીપમાં રહેલા સંજ્ઞી પર્યાપ્ત જીવોએ મનરૂપે પરિણમાવેલા અનન્ત પ્રદેશવાળા અનંત સ્કંધોને જુએ છે. તિર્યગ્‌-લોકના મધ્ય ભાગથી નીચે રત્નપ્રભા નરકમાં એક હજાર યોજન સુધીનું, ઊંચાઇમાં જ્યોતિશ્ચક્રના ઉપરના તલ સુધીનું અને તિર્છું બે સમુદ્ર અને અઢી દ્વીપ સુધીનુ તેનુ ક્ષેત્ર છે. કાળથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા અતીત અને અનાગત કાળના મનોગત ભાવોને તે જાણે છે. ભાવથી સર્વ પદાર્થોના અનંતમા ભાગમાં રહેલા અનંત પર્યાયોને તે જાણે છે.

વિપુલમતિ દ્રવ્યથી ઋજુમતિએ જોયેલા પદાર્થોને વધારે સ્ફુટરૂપે તેમજ વિશેષ પર્યાય યુક્ત જુએ છે. વિપુલમતિનું ક્ષેત્ર પણ ઋજુમતિના કરતા પહોળાઇ, લંબાઇ અને જાડાઇમાં અઢી આગળ વધારે છે. કાળની બાબતમાં બન્નેનું જ્ઞાન સરખું છે, જ્યારે ભાવમાં વિપુલમતિ વધારે સ્પષ્ટ જુએ છે.

કેવલજ્ઞાની દ્રવ્યથી રૂપી તેમજ અરૂપી એમ સમસ્ત પદાર્થોને, ક્ષેત્રથી સર્વ ક્ષેત્રને, કાળથી ત્રણ કાળના પદાર્થોને તથા ભાવથી દ્રવ્યના સર્વ પર્યાયોને એક સમયમાં જાણે છે.

## વિવિધ જ્ઞાનીઓની સંખ્યા—

મનઃપર્યાયજ્ઞાનીની સંખ્યા સૌથી ઓછી છે. અવધિજ્ઞાનીઓ એથી અસંખ્ય ગુણા છે. તેના કરતાં મતિજ્ઞાની અને શ્રુતજ્ઞાનીઓ અધિક છે. આ બને જ્ઞાનીઓની સંખ્યા સરખી છે. આ સંખ્યા કરતાં અસંખ્ય ગુણા વિભંગજ્ઞાની છે. તેનાથી અનંત ગુણા કેવલીઓ છે અને તેથી અનંત ગુણા અને પરસ્પર તુલ્ય એવા મતિ-અજ્ઞાની અને શ્રુત-અજ્ઞાની છે.

## પાંચ જ્ઞાનોનો ક્રમ અને પરસ્પર સમાનતા—

આપણે જોઇ ગયા તેમ જૈન શાસ્ત્રોમાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એ ક્રમપૂર્વક પાંચ જ્ઞાનોનું પ્રતિપાદન કરેલુ છે. તો આ પ્રમાણે ક્રમ રાખવામાં કોઇ વિશિષ્ટ હેતુ છે કે નહિ એવો સહજ પ્રશ્ન થાય છે. આનો ઉત્તર એ છે કે આ ક્રમ સકારણ છે. મતિ અને શ્રુત એ બે જ્ઞાનોમાં (૧) સ્વામી, (૨) કાળ, (૩) કારણ, (૪) વિષય અને (૫) પરોક્ષતા એમ પાંચ દૃષ્ટિએ સમાનતા છે. અર્થાત્

**મતિ અને શ્રુતની સમાનતા**

આ બે જ્ઞાનોના સ્વામી એક જ છે, કેમકે સિદ્ધાન્તમાં કહ્યા મુજબ જ્યા મતિજ્ઞાન હોય ત્યાં શ્રુતજ્ઞાન હોય છે જ અને જ્યા શ્રુતજ્ઞાન હોય ત્યાં મતિજ્ઞાન હોય છે જ.[1] અનેક જીવોની અપેક્ષાએ આ બે જ્ઞાન સદા હોય છે અને એક જીવ આશ્રીને ૬૬ સાગરોપમથી કંઇક અધિક કાળ પર્યંત હોય છે એટલે કે એક જીવ તેમજ અનેક જીવની

---

૧ આ રહ્યો તે મુદ્રાલેખ—

" जत्थ मइनाण तत्थ सुयनाणं, जत्थ सुयनाणं तत्थ मइनाणं "

[ यत्र मतिज्ञानं तत्र श्रुतज्ञानं यत्र श्रुतज्ञानं तत्र मतिज्ञानम् ]

અપેક્ષાએ કાળની દૃષ્ટિએ આ બે જ્ઞાન તુલ્ય છે. વળી ક્ષયોપશમ, ઇન્દ્રિય અને મનરૂપ કારણ પણ ઉભય જ્ઞાનમા સમાન છે. આ બંને જ્ઞાનો સર્વ દ્રવ્યાદિ ઉપર પ્રકાશ પાડનાર હોવાથી એ બેનો વિષય એક છે અર્થાત્ વિષયની દૃષ્ટિએ તે બેમાં સમાનતા રહેલી છે. આ બને જ્ઞાનો ઇન્દ્રિય અને મનરૂપ પર નિમિત્તથી ઉદ્ભવતા હોવાથી પરોક્ષ છે એટલે કે પરોક્ષતાની દૃષ્ટિએ આ બેમાં તુલ્યતા છે. આ પ્રમાણે આ બે જ્ઞાનો પરસ્પર સમાન હોવાથી તેનો ઉપન્યાસ સાથે જ થાય એ ન્યાય્ય છે, પરંતુ એથી આ બેને પાચ જ્ઞાનોમાં આદ્ય પદ મળી જતું નથી. તે માટેની તેમની લાયકાત તો એ છે કે અત્યાર સુધી એવો કોઇ આત્મા થયો નથી, છે નહિ અને થશે પણ નહિ કે જે આ બે જ્ઞાનો પ્રાપ્ત કરવા પૂર્વે સ્પષ્ટ જ્ઞાનરૂપ અવધિ આદિ મેળવવા પામ્યો હોય, પામે છે અથવા પામવાનો છે. આથી એ ફલિત થાય છે કે પાચે જ્ઞાનોમાં મતિ અને શ્રુતને આદ્ય સ્થાન આપવું યોગ્ય છે. પરંતુ એ બેમાં મતિજ્ઞાનને કેમ પ્રથમ પદ આપ્યું તે જાણવું બાકી રહે છે. આનો ઉત્તર શાસ્ત્રકારો એક તો એમ આપે છે કે તીર્થંકર–ગણધરોના કથન મુજબ મતિજ્ઞાનપૂર્વક શ્રુતજ્ઞાન છે, કેમકે અવગ્રહાદિરૂપ મતિજ્ઞાન થયા વિના શ્રુતજ્ઞાનની પ્રવૃત્તિ થતી નથી. બીજો ઉત્તર એ છે કે શ્રુતજ્ઞાન પણ મતિજ્ઞાનની જેમ ઇન્દ્રિય અને અનિન્દ્રિયરૂપ નિમિત્તોથી જ ઉદ્ભવે છે, તેથી શ્રુતજ્ઞાન તે એક પ્રકારનું મતિજ્ઞાન જ છે—તે મતિજ્ઞાનનો વિશિષ્ટ ભેદ જ છે.[1] આથી કરીને મૂળ પ્રથમ અને તેની વિશિષ્ટતા પછી હોય તે ન્યાય અનુસાર મૂળરૂપ મતિજ્ઞાન પ્રથમ અને તેના વિશિષ્ટ પ્રકારરૂપ શ્રુતજ્ઞાન પછી એ ક્રમ સયુક્તિક જણાય છે.

## મતિ અને શ્રુતનું અવધિ સાથે સાધર્મ્ય—

મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની સાથે અવધિજ્ઞાનની (૧) કાળ, (૨) વિપર્યય, (૩) સ્વામિત્વ અને (૪) લાભની દૃષ્ટિએ સમાનતા–સાધર્મ્ય છે. જેમકે અનેક જીવોની અપેક્ષાએ તેમજ એક જીવની અપેક્ષાએ આદ્ય બે જ્ઞાનોનો જેટલો સ્થિતિ–કાલ છે, તેટલો જ અવધિજ્ઞાનનો છે; એટલે આથી કાલ–દૃષ્ટિએ સાધર્મ્ય સિદ્ધ થયું. મિથ્યાત્વનો ઉદય થતાં, પૂર્વે સમ્યક્ત્વની પ્રાપ્તિને લઇને મતિ અને શ્રુત એ જ્ઞાનરૂપે ગણાયાં હોય તે પણ અજ્ઞાનરૂપ ગણાય, અર્થાત્ તેનો વિપર્યય થાય છે,એ વાત અવધિજ્ઞાનના વિપર્યયરૂપ વિભંગજ્ઞાનને પણ લાગુ પડે છે. આથી આ ત્રણ જ્ઞાનોમા વિપર્યયથી સાધર્મ્ય છે. મતિ અને શ્રુતનો સ્વામી જ અવધિજ્ઞાનનો સ્વામી બને છે એટલે આ ત્રણમાં સ્વામિત્વથી પણ સધર્મતા છે. વળી આ ત્રણે જ્ઞાનનો લાભ પણ સાથે થાય છે. દાખલા તરીકે મિથ્યાત્વના ઉદયથી વિભંગજ્ઞાનવાળા સુરાદિને સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં ત્રણે અજ્ઞાનો જ્ઞાનરૂપે પરિણમે છે. આથી આ જ્ઞાનોમાં લાભથી પણ સાધર્મ્ય છે. આ પ્રમાણે અવધિજ્ઞાનનું તેની પૂર્વેનાં જ્ઞાનો સાથે સાધર્મ્ય હોવાથી તેનો તેમના પછી નિર્દેશ કરવો તે સ્થાને છે.

## અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનમાં સામ્ય—

અવધિજ્ઞાન અને મનઃપર્યવ જ્ઞાનમા (૧) છદ્મસ્થતા, (૨) વિષય અને (૩) ભાવ એ દૃષ્ટિઓએ સમાનતા છે. જેમકે અવધિજ્ઞાન જેમ છદ્મસ્થને થાય છે, તેમ મનઃપર્યવ પણ તેને જ થાય

---

૧ જુઓ પૃ૦ ૨૫૪–૨૫૬.

છે; સર્વજ્ઞને થતું નથી.આ બંને જ્ઞાનો પુદ્ગલો ઉપર જ પ્રકાશ પાડનારાં હોવાથી વિષયની અપેક્ષાએ પણ એ બેમાં તુલ્યપણું રહેલું છે. ઉભય જ્ઞાનો ક્ષયોપશમ ભાવમાં વર્તતાં હોવાથી ભાવની દૃષ્ટિએ પણ તે બેમાં સમાનતા રહેલી છે. આ પ્રમાણેની આ બે જ્ઞાનોની સમાનતા ધ્યાનમાં લેતાં સમાન ધર્મોનો સાથે સમન્વય કરવો સમુચિત સમજાય છે.

## મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાનની સમાનતા—

જેમ મનઃપર્યવજ્ઞાનના અધિકારી અપ્રમત્ત મુનિરાજ છે, તેમ કેવલજ્ઞાન પણ અપ્રમત્ત મુનિવર્યને જ થાય છે એટલે કે અધિકારિત્વ--સ્વામિત્વની દૃષ્ટિએ આ બેમાં સમાનતા છે. એથી કેવલજ્ઞાનનો મનઃપર્યવ પછી ઉલ્લેખ કરવામા આવે છે તે ન્યાય્ય છે. આ પ્રમાણે કેવલજ્ઞાનને અંતિમ પદ મળે છે. બીજા બધાં જ્ઞાનોના અંતમાં જ કેવલજ્ઞાનનો લાભ થાય છે, તેથી તેને અન્તમાં સ્થાન આપ્યું તે સ્થાને છે. વિશેષમાં આ જ્ઞાન સમસ્ત દ્રવ્ય તેમજ તેના પર્યાયો ઉપર પ્રકાશ પાડનાર હોવાથી તે સમગ્ર જ્ઞાનોમાં ઉચ્ચ છે, શ્રેષ્ઠ છે; એથી એનો અન્તમાં ઉલ્લેખ કર્યો તે વ્યાજબી છે.

## મતિજ્ઞાનાદિમાં ભિન્નતા—

ઉપર્યુક્ત નિરૂપણથી કોઇને એમ શંકા થાય કે મતિજ્ઞાનાદિમાં પરસ્પર સમાનતા છે એટલે જ્ઞાનના પાંચ પ્રકારો ન માનતાં તેને એકજ જાતનું માનવું જોઇએ, તો આનું સમાધાન એ છે કે કોઇ બે પદાર્થોમાં અમુક ધર્મોની સમાનતા જણાય, તેથી શું તેને એક જ માનવા એ વ્યાજબી છે? એમ જ હોય તો આ બ્રહ્માણ્ડમાં એવી કઇ વસ્તુ છે કે જે બીજી વસ્તુઓ સાથે અમુક અંશમાં—અમુક ધર્મો વડે સમાનતા નહિ ધરાવતી હોય? આમ છતાં વિશ્વની સમગ્ર વસ્તુઓને એકરૂપ જ ન માનતાં તેને વિવિધ ગણવામા આવે છે તેમ પ્રસ્તુતમાં સમજવું. આ વાતની પુષ્ટિ અર્થે એ નિવેદન કરવુ જરૂરી જણાય છે કે જેમ ઘટાકાશ, પટાકાશ, વગેરેમાં સત્ત્વ, પ્રમેયત્વ, અર્થક્રિયા-કારિત્વ ઇત્યાદિ ધર્મો સમાન છે, છતા લક્ષણાદિ ભેદથી તેમાં ભિન્નતા સ્વીકારવામાં આવે છે, તેમ અત્રે મતિજ્ઞાનાદિમા લક્ષણ, કાર્ય આદિથી ભિન્નતા માનવી ન્યાયસંગત છે.

## મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં તફાવત—

મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એક બીજાથી પૃથક્ છે—એ બેમાં ભેદ છે એ વાતને પ્રથમ તો એ બેનાં લક્ષણો જ કહી આપે છે, કેમકે "**मन्यते योग्योऽर्थोऽनयेति मतिः**" એ મતિ જ્ઞાનનું લક્ષણ છે, જ્યારે "**श्रवणं श्रुतमित्यादि**" શ્રુતજ્ઞાનનું લક્ષણ છે. વળી મતિજ્ઞાન શ્રુતનું કારણ છે, જ્યારે શ્રુતજ્ઞાન એનુ કાર્ય છે. આ પ્રમાણે મતિ અને શ્રુતમાં વલ્ક (છાલ) અને શુબ (દોરડા)ની પેઠે કારણ–કાર્ય–ભાવ હોવાથી તે બે ભિન્ન સિદ્ધ થાય છે. વિશેષમાં ઇન્દ્રિયોના વિભાગથી પણ આ બેમા અંતર છે. [1]પૂર્વમા કહ્યું છે કે—

---

૧ આદ્ય કર્મગ્રન્થની સ્વોપજ્ઞ વૃત્તિના સાતમા પત્રમા "इयं पूर्वान्तर्गता गाथा" એમ નિવેદન કરવામા આવ્યુ છે તેમજ વિશેષા૦ની આ ૧૧૭ મી ગાથાનુ વિવરણ કરતા શ્રીહેમચન્દ્રાચાર્યે પણ એવો જ નિર્દેશ કર્યો છે.

"सोइंदिओवलद्धी, होइ सुयं सेसयं तु मइनाणं।
मुत्तूण दव्वसुयं अक्खरलंभो न सेसेसु ॥"

અર્થાત્ [2]શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ (જ) તે શ્રુત છે, જ્યારે નેત્ર વગેરે ચાર ઇન્દ્રિયોપલબ્ધિરૂપ જ્ઞાન તે મતિજ્ઞાન છે.[3] દ્રવ્ય–શ્રુત સિવાય શેષ ઇન્દ્રિયોમાં અક્ષરનો લાભ તે પણ શ્રુત છે.[4] વળી મતિજ્ઞાનના ૨૮ ભેદો પડે છે, જ્યારે શ્રુતજ્ઞાનના ચૌદ કે વીસ છે એ દૃષ્ટિએ પણ એ બેમા ભિન્નતા રહેલી છે. વિશેષમાં મતિ–જ્ઞાન પોતાના ઉપર જ પ્રકાશ પાડી શકે છે, અર્થાત્ તે અન્ય જ્ઞાનોનુ નિરૂપણુ કરવા અસમર્થ છે; જ્યારે શ્રુતજ્ઞાન તો સ્વપરપ્રકાશક છે એટલે કે તે પોતાના સ્વરૂપનું તેમજ મતિજ્ઞાનાદિનું પ્રરૂપણુ કરવા સમર્થ છે એ વાત પણુ આ હકીકતને પુષ્ટિ આપે છે.

વળી મતિજ્ઞાન અનક્ષર અને સાક્ષર એમ ઉભયસ્વરૂપી છે, જ્યારે શ્રુતજ્ઞાન તો સાક્ષર જ છે, કેમકે અવગ્રહરૂપ મતિજ્ઞાન અનક્ષર છે અને ઇહાદિરૂપ મતિજ્ઞાન સાક્ષર છે. કહેવાની મતલબ એ છે કે જેનો નિર્દેશ ન થઇ શકે એવા સામાન્યમાત્ર પ્રતિભાસરૂપે અવગ્રહ હોવાથી

---

૧ છાયા—

श्रोत्रेन्द्रियोपलब्धिर्भवति श्रुतं शेषकं तु मतिज्ञानम् ।
मुक्त्वा द्रव्यश्रुतमक्षरलाभो न शेषेषु ॥

૨ આ સમાસનો વિગ્રહ ત્રણ પ્રકારે થાય છેઃ (અ) શ્રોત્રેન્દ્રિય વડે ઉપલબ્ધિ (જ્ઞાન) તે શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ, (આ) શ્રોત્રેન્દ્રિયની ઉપલબ્ધિ તે શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ, (ઇ) શ્રોત્રેન્દ્રિય વડે જેની ઉપલબ્ધિ થાય તે શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ. આ પૈકી પ્રથમના બે વિગ્રહમા શ્રોત્રેન્દ્રિયદ્વારા શબ્દોલ્લેખ સહિત ઉપલબ્ધિરૂપ ભાવશ્રુત સૂચવાય છે, જ્યારે ત્રીજા વિગ્રહમા ઉપયોગ રહિત બોલનારાને દ્રવ્ય–શ્રુત અને ઉપ-યોગ પૂર્વક બોલનારાને દ્રવ્ય–શ્રુત તેમજ ભાવ–શ્રુત એમ બને પ્રકારના શ્રુત સૂચવાયા છે.

૩ અત્ર એ ધ્યાનમાં રાખવુ કે જેમ મુનિવર્ય શ્રીમદ્ **મંગલવિજય** ઉપાધ્યાય જ છે એ વાક્યથી મગલવિજય નામની વ્યક્તિમા ઉપાધ્યાયતાના અસંબધનો વ્યવચ્છેદ કરવામા આવ્યો છે, નહિ કે એમના સિવાય કોઇ પણ ઉપાધ્યાય પદથી અલકૃત નથી, તેમ શ્રુતજ્ઞાન પણ શ્રોત્રેન્દ્રિયલબ્ધિવાળુ જ–શ્રોત્રેન્દ્રિયના વિષયવાળું જ છે, કિન્તુ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ શ્રુત જ છે એમ નહિ. કેમકે શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ તો શ્રુતજ્ઞાન હોય તેમજ મતિજ્ઞાન પણ હોય. અવગ્રહ, ઇહા, અપાય વગેરે રૂપ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિથી મતિજ્ઞાન ઉદ્ભવ છે, જ્યારે શ્રુતાનુસારી શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિથી શ્રુત થાય છે. એથી એ સ્ફુટ થાય છે કે શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિને છોડીને નેત્ર વગેરે ચાર ઇન્દ્રિયોપલબ્ધિરૂપ જ્ઞાન તે જ મતિજ્ઞાન છે એમ નહિ, કિન્તુ અવગ્રહાદિરૂપ શ્રોત્રે-ન્દ્રિયોપલબ્ધિ પણ મતિજ્ઞાન છે. વિશેષમા પુસ્તકાદિમા લખેલુ હોય તે સર્વ મતિજ્ઞાન નથી, કેમકે આ તો શબ્દની પેઠે ભાવ–શ્રુતનું કારણ હોવાથી દ્રવ્ય–શ્રુત જ છે વળી અક્ષરનો લાભ થાય તેટલા ઉપરથી જ તે શ્રુત ન કહેવાય, કેમકે અક્ષર લાભ તો ઇહા અને અપાયરૂપ મતિજ્ઞાનમા પણ થાય છે, તેથી શ્રુતાનુસારી સાભિલાપ વિજ્ઞાનરૂપ અક્ષરનો લાભ તે 'શ્રુતજ્ઞાન' જાણવુ તાત્પર્ય એ છે કે કેવળ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ જ શ્રુત છે એમ નહિ, પરંતુ આ ઉપરાત બાકીની નેત્રાદિ ઇન્દ્રિયોમા પરોપદેશથી જિન-વાક્યાનુસારી ઉપલબ્ધિ અક્ષર–લાભ થાય તે પણ 'શ્રુતજ્ઞાન' છે. નેત્રાદિ ઇન્દ્રિયોમા અક્ષરલાભ સિવાયનુ અશ્રુતાનુસારી અવગ્રહાદિ-**રૂપ જે જ્ઞાન તે ' મતિજ્ઞાન ' છે.**

તે અનક્ષરાત્મક છે, જ્યારે ઇહાદિ તો પરામર્શાદિ સ્વરૂપવાળાં હોવાથી તે અક્ષરાત્મક છે; અને અક્ષર વિના શબ્દાર્થના પર્યાલોચનની ઉપપત્તિ નહિ હોવાને લીધે શ્રુત તો સાક્ષર જ છે.[1]

## અવધિજ્ઞાન અને મનઃપર્યવમાં ભિન્નતા—

મન:પર્યવજ્ઞાન મુનિરાજને જ હોઇ શકે છે એથી આ બે જ્ઞાનોમાં સ્વામિત્વની અપેક્ષાએ ભેદ જણાય છે વળી ત્રણ જ્ઞાનવાળી વ્યક્તિને મતિ અને શ્રુત ઉપરાત આ બેમાંથી ગમે તે એક હોય એ હકીકત પણ આની ભિન્નતા સૂચવે છે. આ ઉપરાંત મનોવર્ગણારૂપે પરિણમેલા જ દ્રવ્યો મન.પર્યાયજ્ઞાનનો વિષય બને છે, જ્યારે સમગ્ર રૂપી પદાર્થો—અન્યાન્ય વર્ગણાઓ અવધિજ્ઞાનનો વિષય છે એ પણ આ બેના અંતરમાં વધારો કરે છે.

પૂર્વાચાર્યોએ એક એક વસ્તુને અન્યાન્ય દૃષ્ટિથી ચર્ચી છે—એકના એક પદાર્થનો વિચાર જુદા જુદા નય અનુસાર કર્યો છે, એથી કેટલીક વાર વિરૂદ્ધ અભિપ્રાયો જોઇને બાલ—જીવો ભડકી ઉઠે છે; પરંતુ જેમણે નયોનો અભ્યાસ યથેષ્ટ રીતે કર્યો છે તેમને માટે તો આ માર્ગ જરા પણ ભયાનક નથી એટલુ જ નહિ, કિન્તુ તેમને તો આ ઊહાપોહ આનંદજનક થઇ પડે છે. બાલ—જીવો અને પ્રૌઢ જ્ઞાનીઓ વચ્ચે ભેદ પડે છે તેનું કારણ એ છે કે અમુક વસ્તુનું શું રહસ્ય છે એ સમજવુ વિચારકની દૃષ્ટિને અધીન છે. જેવો વિચારક હોય તેવું તત્ત્વ તે ગ્રહણ કરી શકે તેમજ તેનો નિર્દેશ કરવાની રીતિ પણ અધિકારીના ઉપર આધાર રાખે છે. પ્રસ્તુતમાં સૌથી પ્રથમ આપણે શ્રુતજ્ઞાન એ મતિજ્ઞાનથી ભિન્ન છે કે નહિ એ જટિલ પ્રશ્ન સંબંધી ઊહાપોહ કરીશું તો સમજાશે કે બાલ—જીવો શ્રુતને મતિથી ભિન્ન ગણે તેમાં અડચણ નથી, જ્યારે બુદ્ધિશાળીઓ તેને અભિન્ન માને તેમાં કોઇ દોષ નથી.

## મતિજ્ઞાનમાં શ્રુતજ્ઞાનનો અંતર્ભાવ—

મતિજ્ઞાન વડે જ શ્રુતજ્ઞાનના કાર્યની ઉપપત્તિ થઈ શકે છે, તો પછી શ્રુતજ્ઞાનને મતિજ્ઞાનથી પૃથક્ ( અલગ ) માનવાની કલ્પના કરવી તે વ્યર્થ છે—ગેરવ્યાજબી છે. એથી જ કરીને તો શબ્દથી ઉત્પન્ન થતા સામાન્ય જ્ઞાનના ઉત્તર કાળમાં જ્યારે વિશેષ જિજ્ઞાસા થાય, ત્યારે તેને લઇને મતિજ્ઞાનના અપાયરૂપ અંશની પ્રવૃત્તિ થતી હોવાથી, અવગ્રહની પૃથક્ કલ્પનારૂપ ગૌરવ-દોષ અત્ર લાગુ પડી શકતો નથી, કેમકે શબ્દનું સામાન્ય જ્ઞાન જ ત્યા અવગ્રહરૂપ છે એટલે કે અવગ્રહની અલગ કલ્પનાનો ત્યા અવકાશ જ ક્યાં રહ્યો ? આ સબધમા જો કોઇ એમ દલીલ કરે કે શબ્દથી ઉત્પન્ન થતા જ્ઞાનમાં અશબ્દથી ઉત્પન્ન થતુ ( અશાબ્દ ) જ્ઞાન કે તેની સામગ્રી ખચ્ચિત નિયમેન [2]પ્રતિબધક હોવાથી આ કથન દૂષિત છે, તો તે પાયા વિનાની દલીલ છે. આનું

---

૧ આદ્ય કર્મગ્રન્થની સ્વોપજ્ઞ વૃત્તિના સાતમા પત્રમા કહ્યું છે કે—

' अवग्रहज्ञानमनक्षर, तस्यानिर्देश्यसामान्यमात्रप्रतिभासात्मकतया निर्विकल्पत्वात्; ईहादिज्ञानं तु साक्षरं; तस्य परामर्शादिरूपतयाऽवश्यं वर्णारूषित्वात् ''

૨ વિઘ્ન, આવરણ.

કારણ એ છે કે અશાબ્દ જ્ઞાનમાં પ્રતિબદ્ધતા હોવાથી [1]પ્રતિયોગીની કોટિમાં શબ્દમૂલક મતિજ્ઞાનનો પણ પ્રવેશ થઇ શકે છે, એટલા માટે શ્રુતજ્ઞાનને મતિજ્ઞાનથી ભિન્ન ગણવું તે યોગ્ય નથી. આમ છતા પણ જો આ બે જ્ઞાનોને ભિન્ન જ ગણવામાં આવે તો શ્રુતનિશ્રિત મતિજ્ઞાનના ઉચ્છેદનો દુર્ઘટ પ્રસંગ પ્રાપ્ત થવાનો. વળી શબ્દ–જ્ઞાનરૂપ શ્રુતને અવગ્રહાદિ ક્રમવાળા મતિજ્ઞાનથી ભિન્ન માનવાનો કદાગ્રહ કરવામા આવે તો અનુમાન, સ્મરણ, તર્ક, પ્રત્યભિજ્ઞાન વગેરેને પણ મતિજ્ઞાનથી ભિન્ન માનવાનો અતિપ્રસંગ ઉપસ્થિત થશે અને પાંચ જ્ઞાનોને બદલે નવ કે એથી અધિક જ્ઞાનોની કલ્પના કરવી પડશે. કહેવાની મતલબ એ છે કે જેમ શ્રુતજ્ઞાનમા સાંવ્યવહારિક પ્રત્યક્ષતાનો અભાવ છે, તેમ અનુમાનાદિમાં પણ છે તો પછી શ્રુતને મતિથી ભિન્ન માનવું અને અનુમાનાદિને મતિથી ભિન્ન ન માનવા એ કયાનો ન્યાય ? આ સંબંધમાં એ પ્રશ્ન કરવો નિરર્થક છે કે અવગ્રહ વગેરે ભેદોને જ સૂત્રમાં સાંવ્યવહારિક પ્રત્યક્ષરૂપ મતિજ્ઞાનના ભેદો તરીકે ઓળખાવ્યા છે અને અનુમાન, સ્મરણ, તર્ક વગેરે પરોક્ષ મતિજ્ઞાનસ્વરૂપી સિદ્ધ છે, એથી કરીને જ્ઞાનાન્તરની કલ્પના માટે સ્થાન જ કયાં છે ? આ પ્રશ્નને નિરર્થક કહેવાનુ કારણ એ છે કે જેમા અવગ્રહ વગેરે ભેદો માલુમ પડે તેને મતિજ્ઞાન કહેવાનું સ્વીકારવામાં આવે, તો શબ્દ–જ્ઞાનમા પણ અવગ્રહાદિનો સંભવ હોવાથી તેને પણ પરોક્ષ મતિજ્ઞાન તરીકે માનવુ જોઇએ અને ન માનીએ તો આ તો [2]અર્ધજરતી ન્યાયનું સેવન કર્યું ગણાય.

શ્રુતને મતિથી ભિન્ન માનવું જોઇએ એ સબંધી દલીલોમાં જો એમ ઉમેરો કરવામા આવે કે મતિ વડે હું જાણું છું, અને શબ્દ સાંભળીને જાણું છુ એ પ્રકારના અનુભવ જ આ બે જ્ઞાનોની ભિન્નતાનું કારણ છે તો તે અસ્થાને છે કારણ કે અનુમાનથી હુ જાણું છું, યાદ કરીને હુ જાણું છું, તર્કથી હું જાણું છું ઇત્યાદિ અનુભવો જગત્–પ્રસિદ્ધ છે, તો અનુમાન વગેરે જ્ઞાનોને પૃથક્ જ્ઞાનાન્તરરૂપે કેમ ન માનવા જોઇએ ? આનો ઉત્તર એમ આપવો કે અનુમિતિત્વ, સ્મૃતિત્વ વગેરેમાં તો મતિજ્ઞાન બરાબર વ્યાપ્ત છે, એથી ત્યા તેને અલગ જ્ઞાન તરીકે સ્વીકારવાની જરૂર નથી, તો તે લૂલો બચાવ છે. કેમકે શું શબ્દ–જ્ઞાનમા પણ મતિજ્ઞાનપણુ વ્યાપ્ત નથી કે ? તે ઓતપ્રોત છે જ અને એથી કરીને તો શબ્દજ્ઞાનને–શ્રુતોપયોગને મતિજ્ઞાનથી–મતિ-ઉપયોગથી પૃથક્ માનવા તૈયાર થવું તે શું ઉચિત ગણાય ખરૂ ?

હું મતિજ્ઞાન વડે જાણતો નથી એવી પ્રતીતિ પોતે જ જ્યારે શ્રુતજ્ઞાનને મતિજ્ઞાનરૂપે સ્વીકારવામા બાધક છે તો પછી શ્રુતને મતિ તરીકે કેમ જ ઓળખાવાય એવો પ્રશ્ન રજુ કરનારે

---

૧ ' પ્રતિયોગી 'નો વિપર્યાય ' અનુયોગી ' છે. આનો અર્થ એ છે કે જેનો અભાવ હોય તે ' પ્રતિયોગી ' કહેવાય અને જેને વિષે અભાવ હોય તે ' અનુયોગી ' કહેવાય જેમકે ' **भूतले घटो नास्ति** ' એમા ઘટાભાવનો પ્રતિયોગી ' ઘટ ' છે અને અનુયોગી ' ભૂતલ ' છે. પ્રસ્તુતમા શાબ્દ જ્ઞાન પ્રતિયોગી છે

૨ 'અર્ધ' એટલે અડધી' અને 'જરતી' એટલે વૃદ્ધા અર્થાત્ કોઇ નારીને અડધી જુવાન કે અડધી ઘરડી કહેવી તે આ ન્યાયનું કાર્ય છે આવુ કથન ઉપહાસને પાત્ર છે, કેમકે જગતમા ક્યા તો નારીને યુવતિ કહેવામા આવે છે કે ક્યા તો વૃદ્ધા સમ્બોધવામા આવે છે, પરતુ તેનો અડધી જુવાન કે અડધી ડોશી એવા શબ્દોથી વ્યવહાર થતો નથી

યાદ રાખવું કે અનુમાન વડે હું જાણતો નથી, સ્મરણ દ્વારા હું જાણતો નથી એવી પ્રતીતિઓ સ્વયં અનુમાનાદિને મતિજ્ઞાનરૂપે માનવામા બાધકતા ઉપસ્થિત કરે છે તો અનુમાનાદિને જ્ઞાનાંતરરૂપે કેમ ન માનવા ?

નિસર્ગ–સમ્યક્ત્વ અને અધિગમ–સમ્યક્ત્વરૂપ કાર્યો ભિન્ન હોવાથી તેનાં કારણરૂપ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પણ પૃથક્ હોવા જોઇએ એ કથન પણ એક પ્રકારનું સાહસ છે, કેમકે 'નિસર્ગ'નો અર્થ સ્વભાવ જ કરવાનો છે. આ વાતની ભગવાન્ **ઉમાસ્વાતિ** ટેકો આપે છે.[1] આ ઉપરથી સમજાય છે કે 'નિસર્ગ' શબ્દ અત્ર સ્વભાવવાચી છે, એથી કરીને નિસર્ગ–સમ્યક્ત્વમા મતિજ્ઞાનની કારણતા અને અધિગમ–સમ્યક્ત્વમા શ્રુતજ્ઞાનની કારણતાની વાત અપ્રાસંગિક છે. વિશેષમા જ્યા જ્યાં શાસ્ત્રમાં શ્રુતજ્ઞાનને મતિજ્ઞાનથી ભિન્ન ગણાવ્યું છે તે તો [2]બ્રાહ્મણ–વશિષ્ઠ ન્યાયને યાને [3]ગોબલીવર્દ ન્યાયને અવલંબીને છે, એ વાત ભૂલવા જેવી નથી. આ ઊહાપોહનો નિષ્કર્ષ આપણે મહાવાદી **શ્રીસિદ્ધસેન**ના નિમ્ન–લિખિત ઉદ્ગાર દ્વારા સૂચવીશું:—

**" वैयर्थ्यातिप्रसङ्गाभ्यां न मत्यभ्यधिकं श्रुतमिति "**

**અવધિજ્ઞાન અને મનઃપર્યાયજ્ઞાનની એકતા—**

આપણે ઉપર જોઇ ગયા તેમ શ્રુતજ્ઞાન એ એક જાતનું મતિજ્ઞાન છે એમ કુશાગ્ર બુદ્ધિશાળીઓ વિચારી શકે છે. એવી રીતે તેઓ મનઃપર્યાયજ્ઞાનને પણ અવધિજ્ઞાનના એક પ્રકાર તરીકે ઓળખાવી શકે છે. આ પ્રમાણેની ઘટના થઇ શકે એવું અવધિજ્ઞાનનું લક્ષણ **જ્ઞાનબિન્દુ**ના ૧૪૩મા પત્રમાં નીચે મુજબ આપવામાં આવ્યું છે.

**"अवधिज्ञानं रूपिसमव्याप्यविषयताशालिज्ञानवृत्ति ज्ञानत्वव्याप्यजातिमत्त्वम्"**

આ લક્ષણ ધ્યાનમાં આવે તે માટે પ્રથમ સમવ્યાપ્તતા એટલે શું તે જાણવું જોઇએ. જ્યાં જ્યાં સચેતનત્વ છે ત્યા ત્યાં પ્રાણાદિમત્ત્વ છે; અને જ્યાં જ્યાં પ્રાણાદિમત્ત્વ છે ત્યાં ત્યા સચેતનત્વ છે. અર્થાત્ સચેતનત્વ અને પ્રાણાદિમત્ત્વનાં ક્ષેત્ર સરખાં છે, એ બેમાંથી કોઇનું ક્ષેત્ર અન્યથી ન્યૂનાધિક નથી. આનું નામ સમવ્યાપ્યતા છે જે બેનાં ક્ષેત્રો વિષમ હોય તે બે વચ્ચે વિષમ-

**સમવ્યાપ્યતા**

૧ આ રહ્યો પ્રશમરતિગત તે ઉલ્લેખ—

" शिक्षागमोपदेश-श्रवणान्येकार्थिकान्यधिगमस्य ।
एकार्थः परिणामो, भवति निसर्गः स्वभावश्चेति ॥ २२३ ॥ "

૨–૩ બ્રાહ્મણ કહેવાથી વસિષ્ઠ પણ બ્રાહ્મણ હોવાથી તેનો ઉલ્લેખ થઇ જ જાય છે, છતા બાળ જીવોના બોધ માટે બ્રાહ્મણને બોલાવો અને વસિષ્ઠને બોલાવો એમ કહેવાય છે. એવી રીતે 'ગો' કહેવાથી બલીવર્દ (બળદ)નો પણ નિર્દેશ થઇ જાય છે, છતા વિશેષ સ્પષ્ટતાની ખાતર—બાળ જીવોની મુંઝવણ ટાળવાને માટે ભિન્નતાસૂચક કથન કરાય છે. આ કથનો અનુક્રમે બ્રાહ્મણ–વસિષ્ઠ અને ગો–બલીવર્દ નામના ન્યાય અનુસાર છે. આ બે ન્યાયોમા અર્થની દૃષ્ટિએ સમાનતા છે.

વ્યાપ્યતા છે. જેમકે ધૂમ અને અગ્નિ. આ બેનાં ક્ષેત્રો નાનાં મોટાં હોવાથી અત્ર વિષમ-વ્યાપ્યતા છે. પ્રસ્તુતમાં જ્યાં જ્યાં રૂપી સાક્ષાત્કાર જ્ઞાનની વિષયતા છે, ત્યાં ત્યાં અવધિજ્ઞાનની વિષયતા છે; અને જ્યાં જ્યાં અવધિજ્ઞાનની વિષયતા છે ત્યાં ત્યાં રૂપી સાક્ષાત્કાર જ્ઞાનની વિષયતા છે. આથી એ ભાવ નીકળ્યો કે રૂપી સાક્ષાત્કાર વિષયતામાં અને અવધિજ્ઞાનની વિષયતામાં સમવ્યાપ્યતા છે. આવી સમવ્યાપ્યતાથી વિભૂષિત જ્ઞાનમાં રહેલી જ્ઞાનત્વવ્યાપ્યજાતિથી અલંકૃત જ્ઞાન તે 'અવધિજ્ઞાન' છે. જાતિમાં 'જ્ઞાનત્વવ્યાપ્ય' એવું વિશેષણ ન આપવામાં આવે તો એકલી જ્ઞાનત્વ જાતિને લઇને મતિજ્ઞાન વગેરેને પણ તે લક્ષણ લાગુ પડતું હોવાથી ' અતિવ્યાપ્તિ ' નામનો દોષ ઉદ્ભવે છે. આના નિવારણાર્થે ' જ્ઞાનત્વવ્યાપ્ય ' વિશેષણની આવશ્યકતા છે.

અત્ર એમ શંકા ઊઠાવવી કે સંયમપ્રત્યય-અવધિજ્ઞાન અને મનઃપર્યાયજ્ઞાન--સાધારણજાતિ વિશેષને લઇને મનઃપર્યાયજ્ઞાનમાં આ લક્ષણ જતું હોવાથી 'અતિવ્યાપ્તિ' રૂપ આપત્તિ ઉપસ્થિત થાય છે, તો તે અસ્થાને છે. કેમકે અવધિજ્ઞાન--વિશેષને જ મનઃપર્યાયજ્ઞાનરૂપે સ્વીકારી આ લક્ષણ બાંધવામાં આવ્યું છે એટલે આ લક્ષણ લક્ષ્યમાં જ રહે છે, અલક્ષ્યમાં તે ગયું નથી, તો પછી અત્ર અતિવ્યાપ્તિ છે એમ કહેવાય જ કેમ ? જે લક્ષણ લક્ષ્ય તેમજ અલક્ષ્ય ઉભયને લાગું પડતું હોય ત્યા આ આપત્તિની સંભાવના છે. જેમકે શીંગડાંવાળું જનાવર તે ગાય કહેવાય એ લક્ષણ ભેંસ, ઘેટાં વગેરેમાં પણ જતું હોવાથી અત્ર અતિવ્યાપ્તિ છે.

વિશેષમાં કુશાગ્ર તાર્કિકોનું કહેવું એ છે કે બાહ્ય પદાર્થના આકારનું અનુમાન કરાવનારૂં અને મનરૂપે પરિણમેલા દ્રવ્યનું અર્થાત્ મનોવર્ગણાને ગ્રહણ કરનારૂં જ્ઞાન અવધિજ્ઞાનાવશેષ જ છે. આનું કારણ એ છે કે અપ્રમત્ત સંયમ દ્વારા ઉત્પન્ન થયેલા જ્ઞાનમાં રહેલી જન્યતાવચ્છેદકત્વ-રૂપ જાતિને પણ અવધિજ્ઞાનની વ્યાપ્યજાતિ તરીકે સ્વીકારવામાં કશો વાંધો નથી.[1]

આ પ્રમાણેના તર્કો સામે ટકી ન શકવાથી આને ઉત્સૂત્ર કહેવા કોઇ તૈયાર થાય તો તે ભીંત ભૂલે છે એમ કહેવું પડશે. કારણ કે શું નયોને ધ્યાનમાં લેતાં ચાર પ્રકારવાળી ભાષાને પણ દ્વિવિધ નથી કહેવાતી ? કહેવાની મતલબ એ છે કે **પ્રજ્ઞાપના, દશવૈકાલિક** વગેરે સૂત્રોમા સત્યા, મૃષા સત્યામૃષા ( મિશ્ર ) અને અસત્યામૃષા એમ [2]ચાર પ્રકારે ભાષાનો જોરશોરથી નિર્દેશ કરેલો છે, છતાં નિશ્ચય--નયની અપેક્ષાએ સત્યા અને મૃષા એમ ભાષાના બે ભેદો માનવામાં કશી હાનિ નથી.

આવી રીતે વ્યવહાર--નયને લક્ષ્યમાં રાખીને [3]પરિણામના (૧) ગુરુ, (૨) લઘુ, (૩) ગુરૂ

---

૧ આ રહી જ્ઞાનબિન્દુના ૧૪૪ મા પત્ર-ગત પંક્તિ—

" **नव्यास्तु बाह्यार्थाकारानुमापकमनोद्रव्याकारग्राहकं ज्ञानमवधिविशेष एव, अप्रमत्तसंयमविशेषजन्यतावच्छेदकजातेरवधित्वव्याप्याया एव ( कल्पनात ) कल्पनाधर्मीति न्यायात ।** "

૨ આ સબંધમા આગળ ઉપર વિચાર કરવામા આવનાર છે.

૩ જુઓ દ્વિતીય ઉલ્લાસનું વિવેચન.

લઘુ અને (૪) અગુરુલઘુ એમ જે ચાર પ્રકારો શાસ્ત્રમાં દર્શાવેલા છે, તેનો નિશ્ચય-નય પ્રમાણે વિચાર કરતાં ગુરુલઘુ અને અગુરુલઘુ એમ બે પ્રકારના જ પરિણામ માની શકાય છે.

વિશેષમાં મન્દ મતિશાળીને અનુમાન કરવામાં પાંચ અવયવોની અપેક્ષા રહે છે, કિન્તુ પ્રતિભાશાળીને તો બે અવયવો પણ પર્યાપ્ત છે એ કયો સમીક્ષક નહિ સ્વીકારે ? શું આને ઉત્સૂત્ર કહેવાનું કોઇ સાહસ ખેડી શકે કે ? નહિ જ. તો પ્રસ્તુતમા પણ નય-દૃષ્ટિએ વિચાર કરતાં મતિ અને શ્રુતની તેમજ અવધિ અને મનઃપર્યાય જ્ઞાનોની એકતા સ્વીકારવી એમાં ઉત્સૂત્રની ગંધ સરખી પણ જણાતી નથી, જોકે સ્થૂલ બુદ્ધિવાળાઓને ઉદ્દેશીને એકતાને સ્થાને ભિન્નતાનું કથન કરવું તે અયોગ્ય નથી.

**જ્ઞાનનું માહાત્મ્ય—**

આપણે આ પ્રમાણે જ્ઞાન સંબંધી વિવેચન કર્યું એ ઉપરથી એની મહત્તા ધ્યાનમાં આવી હશે. છતાં જ્ઞાનનું ગૌરવ સ્ફુટ કરવાના ઇરાદાથી તેમજ એનો મહિમા ગાવાની અભિલાષાથી એ સબંધમાં ઉમેરો કરવા મન લલચાય છે. **મરણસમાધિ** ( [1]મરણસમાહી ) નામના દશમા પ્રકીર્ણકમાં જ્ઞાનનો મહિમા વર્ણવેલો છે. તેમાંથી વાનગીરૂપે અત્ર થોડુંક પીરસીશું.

" जं अन्नाणी कम्मं खवेइ बहुआहिं वासकोडीहिं ।
तं नाणी तिहि गुत्तो खवेइ ऊसासमित्तेणं ॥ १३९ ॥ "

" नाणेण वज्जणिज्जं वज्जिज्जइ किज्जई य करणिज्जं ।
नाणी जाणइ करणं कज्जमकज्जं च वज्जेउं ॥ १३७ ॥ "

" नाणेण सव्वभावा णज्जंती सव्वजीवलोअंमि ।
तम्हा नाणं कुसलेण सिक्खियव्वं पयत्तेणं ॥ १४० ॥ "

---

૧ આનું અપર નામ ' મરણવિભત્તિ ' છે, એમ આ પ્રકીર્ણકની નિમ્ન-લિખિત અંતિમ ગાથા ઉપરથી જાણી શકાય છેઃ—

" इमाओ अट्ठ सुयाओ भावा उ गहियंमि लेस अत्थाओ ।
मरणविभत्ती रइयं बिय नाम मरणसमाहिं च ॥ ६६३ ॥ "
[ इमेभ्योऽष्टभ्यः श्रुतेभ्यो भावान् तु गृहीते लेशमर्थतः ।
मरणविभक्ती रचिता द्वितीय नाम मरणसमाधिश्च ॥ ]

૨-૩-૪ છાયા—

यदज्ञानी कर्म क्षपयति बहुकाभिर्वर्षकोटीभिः ।
तत् ज्ञानी त्रिभिर्गुप्तः क्षपयति उच्छ्वासमात्रेण ॥
ज्ञानेन वर्जनीयं वर्ज्यते क्रियते च करणीयम् ।
ज्ञानी जानाति करणं कार्यमकार्यं च वर्जयित्वा ॥
ज्ञानेन सर्वभावा ज्ञायन्ते सर्वजीवलोके ।
तस्मात् ज्ञानं कुशलेन शिक्षयितव्यं प्रयत्नेन ॥

અર્થાત્ જે કર્મ અજ્ઞાની પુષ્કળ કરોડો વર્ષે ખપાવી શકે, તે કર્મને ત્રણ ગુપ્તિથી અલંકૃત જ્ઞાની ઉચ્છ્વાસ-માત્રમાં ખપાવી શકે. જ્ઞાન વડે હેયનો ત્યાગ કરાય છે અને કરવા લાયક કાર્ય કરાય છે. અકાર્યને વર્જીને જ્ઞાની કરણ અને કાર્યને ( બરાબર ) જાણે છે. સમગ્ર જીવ-લોક-માંના સર્વે ભાવો જ્ઞાનથી જણાય છે, વાસ્તે પ્રયત્નપૂર્વક કુશળ જને તેનું શિક્ષણ લેવું.

જ્ઞાનનો પ્રભાવ પ્રદર્શિત કરતાં એક કવિએ કહ્યું છે કે—

" ज्ञानं कर्ममहीध्रभेदकुलिशं शंसन्ति मोहापहं
ज्ञानं भूषणमङ्गिनां वरधनं ज्ञानं जगद्दीपनम् ।
एतत् तत्त्वमतत्त्वमेतदपरं ज्ञानेन विज्ञायते
लोकालोकविलोकनैकपटवः स्युर्ज्ञानदानाज्जनाः ॥ "

અર્થાત્ જ્ઞાન એ કર્મરૂપ પહાડને ભેદનારું વજ્ર છે અને મોહને દૂર કરનાર તરીકે એના ( બહુ-શ્રુતો ) વખાણ કરે છે. જ્ઞાન એ પ્રાણીઓનું ઘરેણું છે; એ ઉત્તમ દોલત છે; એ દુનિયાનો દીવો છે. આ તત્ત્વ છે, આ અતત્ત્વ છે, એમ જ્ઞાનથી વિશેષતઃ જણાય છે અને વળી એનું દાન દેવાથી મનુષ્યો લોક અને અલોકનુ અવલોકન કરવામાં અદ્વિતીય કુશળતા પામે છે.

### [1]જ્ઞાન-નિરૂપણ અને પ્રમાણ-વિચાર—

જૈન સાહિત્યમા જ્ઞાન-નિરૂપણની બે પદ્ધતિઓ જોવાય છે· (૧) આગમિક અને (૨) તાર્કિક. આગમિક પદ્ધતિમાં મતિ આદિરૂપે જ્ઞાનના પાચ પ્રકારો પાડી જ્ઞાનવૃત્તિનું વર્ણન કરવામાં આવ્યું છે. તાર્કિક પદ્ધતિના બે પ્રકારો છે. (૧) પ્રમાણના [2]પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે ભેદસૂચક અને (૨) પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એ ચાર ભેદસૂચક.

પ્રથમ પદ્ધતિને આગમિક કહેવાના બે કારણો છેઃ એક તો જૈનેતર દર્શનમાં નહિ વપરા-યેલા એવા મતિ, શ્રુત આદિ જ્ઞાનવિશેષવાચી નામો વડે જ્ઞાનનું નિરૂપણ અને બીજું જૈન શ્રુતના ખાસ વિભાગરૂપ કર્મશાસ્ત્રમાની કર્મપ્રકૃતિઓના વર્ગીકરણમાં જ્ઞાનાવરણીય કર્મના વિભાગ તરીકે મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ ઇત્યાદિ શબ્દોની યોજના, નહિ કે પ્રત્યક્ષાવરણ, પરોક્ષાવરણ, અનુમાનાવરણ કે ઉપમાનાવરણ જેવા શબ્દનો ઉલ્લેખ.

---

૧ આ લેખ ન્યાયાવતારના ગૂર્જર વિવેચનના આધારે યોજાયેલો છે એટલે તેના કર્તા સાક્ષરવર્ય પં. સુખલાલજીનો હું ઋણી છું.

૨ ન્યાયાવતારમા શરૂઆતમા જોકે પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે જ પ્રમાણોનો નિર્દેશ છે, છતા પરોક્ષના નિરૂપણમા અનુમાન અને આગમ એવા બે પ્રકારોનો ઉલ્લેખ હોવાથી એક દર રીતે તાર્કિક-શિરોમણિ શ્રીસિદ્ધસેન પ્રમાણના પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એમ ઉપર્યુક્ત ત્રણ પ્રકારો સ્વીકારે છે. આવુ નિરૂપણ અન્ય કોઇ જૈન પ્રમાણશાસ્ત્રમા જણાતુ નથી ત્રણ પ્રકારો શ્રીઈશ્વરકૃષ્ણની સાખ્યકારિકા અને શ્રીપતંજલિ મહર્ષિના યોગસૂત્રમા વર્ણવેલ પ્રત્યક્ષ, અનુમાન અને આગમનું સ્મરણ કરાવે છે.

બીજી પદ્ધતિને તાર્કિક કહેવાનાં પણ બે કારણો છે: એક તો તેમાં યોજાયેલ પ્રત્યક્ષ, પરોક્ષ, અનુમાન, ઉપમાન આદિ શબ્દોની ન્યાય, બૌદ્ધ આદિ અજૈન દર્શનોમાંની સમાનતા–સાધારણતા અને બીજું પ્રત્યક્ષ, પરોક્ષ આદિ સમગ્ર જ્ઞાનવૃત્તિનું પૃથક્કરણ કરવામાં રહેલી તર્કદૃષ્ટિની પ્રધાનતા.

ગણધરદેવ **શ્રીસુધર્મ**પ્રણીત મૂળ આગમોથી માંડીને ન્યાયાચાર્ય **શ્રીયશોવિજયગણિની** કૃતિ સુધીનાં જ્ઞાનનિરૂપણ પરત્વેના ( કર્મગ્રન્થને બાદ કરતાં ) સમસ્ત શ્વેતાંબર–દિગંબર વાઙ્મયમાં બંને પદ્ધતિઓ સ્વીકારવામાં આવી છે, પરંતુ પ્રથમ પદ્ધતિ જ પ્રાચીન હોય એમ જણાય છે, કારણ કે જૈનતત્ત્વચિન્તનની ખાસ વિશિષ્ટતા અને ભિન્ન પ્રસ્થાનવાળા કર્મશાસ્ત્રમાં એ જ આગમિક પદ્ધતિ સ્વીકારાયેલી છે. આથી એમ ભાસે છે કે શ્રમણ ભગવાન્ **મહાવીર**ના સ્વતંત્ર વિચારનું વ્યક્તિત્વ આગમિક પદ્ધતિમાં જ છે. બીજી તાર્કિક પદ્ધતિ જોકે જૈન વાઙ્મયમાં ઘણા જૂના કાળથી પ્રચાર પામેલી લાગે છે, પણ તે પ્રથમ પદ્ધતિની પછી જ અનુક્રમે દાર્શનિક સંઘર્ષણ તેમજ તર્કશાસ્ત્રનું પરિશીલન વધવાને લીધે યોગ્ય રીતે સ્થાન પામી હોય એમ જણાય છે.

મૂળ અંગો પૈકી ત્રીજા **સ્થાનાંગ** નામના આગમમા તાર્કિક પદ્ધતિના બન્ને પ્રકારોનો નિર્દેશ છે. **ભગવતી** નામના પાંચમા અંગમાં ચાર ભેદવાળા બીજા પ્રકારની તાર્કિક પદ્ધતિનો ઉલ્લેખ છે. **શ્રીભદ્રબાહુસ્વામી**એ **દશવૈકાલિક** ( દ્રુમપુષ્પિકાખ્ય પ્રથમ અધ્યયન )ની સ્વકૃત નિર્યુક્તિમાં ન્યાયપ્રસિદ્ધ પરાર્થાનુમાનનુ અતિવિસ્તૃત અને અતિસ્ફુટ વર્ણન જૈન દૃષ્ટિએ કર્યું છે એ ઉપરથી તાર્કિક પદ્ધતિને નિર્યુક્તિકારના પહેલાં જૈન શાસ્ત્રમા સ્થાન મળ્યું હશે તેમ છતાં નિર્યુક્તિમાં પણ, મૂળ અંગોમાં નજરે પડતી બન્ને પદ્ધતિનો સમન્વય કરાયેલો જણાતો નથી. કાલક્રમે આ કાર્ય કરવા માટે વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિ** બહાર પડે છે. સમગ્ર આગમોનું દોહન કરી સમસ્ત જૈન પદાર્થોને લોકપ્રિય દાર્શનિક સંસ્કૃત સૂત્ર શૈલીમાં સૌથી પ્રથમ ગૂંથનાર આ મુનિચક્રચક્રવર્તી છે. તેઓ **તત્ત્વાર્થાધિ૦**ના પ્રથમ અધ્યાયમાં જ્ઞાનનિરૂપણના પ્રસંગે આગમિક પદ્ધતિના ઉપર તાર્કિક પદ્ધતિ ઘટાવે છે. જ્ઞાનના મતિ, શ્રુત ઇત્યાદિ પાંચ ભેદો દર્શાવી તેને તાર્કિક પદ્ધતિના પ્રથમ પ્રકારમાં ઘટાવતાં તેઓશ્રી કહે છે કે પહેલાં બે જ્ઞાન પરોક્ષ છે, જ્યારે બાકીનાં ત્રણે પ્રત્યક્ષ છે.[1] **તત્ત્વાર્થાધિ૦** (અ૦ ૧, સૂ૦ ૬)ના સ્વોપજ્ઞ ભાષ્ય (પૃ૦ ૫૧)માં **"चतुर्विध-मित्येके"** કહી તેમણે ચાર પ્રમાણોનો સૂચન કર્યું છે તેમજ આગળ જતાં **"नयवादान्तरेण"** ( પૃ૦ ૫૧ ) એમ કહી તેમણે ચાર પ્રમાણો અપેક્ષાનુસાર–શબ્દનયની અપેક્ષાએ જૈન દર્શનમાં ઘટી શકે છે એમ પણ સૂચવ્યું છે. પરંતુ પાંચ જ્ઞાનોને પ્રત્યક્ષ, અનુમાન ઇત્યાદિ ચાર પ્રમાણોમાં સૂત્ર કે ભાષ્ય દ્વારા ઘટાવવા પ્રયાસ કર્યો નથી કે જેવો પ્રયાસ પ્રથમ પ્રકારની તાર્કિક પદ્ધતિ માટે તેમણે કર્યો છે.

આનું કારણ પં. **સુખલાલજી** એમ જણાવે છે કે વાચકવર્યના મત પ્રમાણે પ્રથમ

---

૧ વાચકશ્રીએ પ્રથમ પ્રકારની તાર્કિક પદ્ધતિ જૈન દર્શનને વધારે બંધબેસતી છે એવી જે છાપ **તત્ત્વાર્થાધિ૦** દ્વારા મારી તેને જ દિગંબર વિદ્વદ્વર્ય શ્રીકુન્દકુન્દાચાર્યે મંજુર રાખી એમ તેમણે રચેલા **પ્રવચનસાર**ના પ્રથમ પ્રકરણથી જોઇ શકાય છે.

પ્રકારની જ તાર્કિક પદ્ધતિ જૈન દર્શનને વિશેષ અનુકૂળ છે, જ્યારે દ્વિતીય પદ્ધતિ આગમોમાં નિર્દિષ્ટ હોવા છતાં મૂળે એ દર્શનાંતરની છે, જોકે અમુક અપેક્ષાએ એને જૈનદર્શનમાં સ્થાન આપવામાં હરકત નથી.

આ પ્રમાણે સાકાર ઉપયોગ યાને જ્ઞાન વિષે યથામતિ ઊહાપોહ પૂર્ણ કરવામાં આવે છે. એટલે હવે નિરાકાર અર્થાત્ નિર્વિકલ્પક ઉપયોગ જે દર્શન તેના લક્ષણ તથા ભેદો તરફ નજર કરવાનો અવસર પ્રાપ્ત થાય છે.

**विषयविषयिसन्निपातानन्तरसमुद्भूतसत्तामात्रविषयकावबोधरूपत्वं दर्शनस्य लक्षणम् । (४५)**

અર્થાત્ પદાર્થો ( વિષય ) અને ઇન્દ્રિયો ( વિષયી )નો સંબંધ થયા બાદ ઉત્પન્ન થતો અને સત્તામાત્રનો બોધ કરાવવાવાળો બોધ તે 'દર્શન' કહેવાય છે. આ દર્શન પછી [1]અવગ્રહાદિક ઉદ્ભવે છે. આ દર્શનના (૧) ચક્ષુર્દર્શન, (૨) અચક્ષુર્દર્શન, (૩) અવધિદર્શન અને (૪) કેવલદર્શન એમ ચાર ભેદો છે. એ વાત તેમજ આનાં લક્ષણોના સંબંધમાં ગ્રન્થકારના શબ્દો એ છે કે—

**तच्च दर्शनं चतुष्प्रकारम्—चक्षु-रचक्षु-रवधि-केवलभेदात् । तत्र—चक्षुरिन्द्रियविषयकसामान्यावबोधरूपत्वं चक्षुर्दर्शनस्य लक्षणम् । (४६)**

અર્થાત્ નેત્ર–ઇન્દ્રિય દ્વારા જે સામાન્ય—નિરાકાર બોધ થાય તે 'ચક્ષુર્દર્શન' કહેવાય છે. આ દર્શન ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય પ્રાણીઓને જ હોઇ શકે. અર્થાત્ જેને નેત્ર હોય તે બધાને આ દર્શન હોય છે.

**અચક્ષુર્દર્શનનું લક્ષણ—**

**चक्षुर्वर्जापरेन्द्रिय-मनोविषयकसामान्यावबोधरूपत्वमचक्षुर्दर्शनस्य लक्षणम् । (४७)**

અર્થાત્ નેત્રેન્દ્રિય સિવાયની બાકીની ઇન્દ્રિયો તથા મન દ્વારા ઉત્પન્ન થતા સામાન્ય બોધને 'અચક્ષુર્દર્શન' જાણવું. આ દર્શન સર્વ જીવોને હોય છે.

**અવધિદર્શનનું લક્ષણ—**

**अवधिदर्शनावरणक्षयोपशमादिवशाद् विशेषग्रहणवैमुख्येन रूपिद्रव्यविषयकसामान्यावबोधरूपत्वमवधिदर्शनस्य लक्षणम् । (४८)**

---

૧ આ સંબંધમા ગ્રન્થકાર અત્ર કથે છે કે—

" ततो ( दर्शनतो ) जातमाद्यं सत्वसामान्यादवान्तरसामान्याकारविशिष्टवस्तुग्राहकरूपत्वमवग्रहस्य लक्षणम् । "

અર્થાત્ અવધિદર્શનાવરણીય કર્મના ક્ષયોપશમાદિકથી ઉત્પન્ન થતા તેમજ વિશેષને ગ્રહણ કરવામાં વિમુખ એવા રૂપિ-દ્રવ્ય-વિષયક સામાન્ય બોધને 'અવધિદર્શન' કહેવામાં આવે છે. અવધિ-જ્ઞાની તેમજ વિભંગજ્ઞાની આ દર્શનના અધિકારી છે. કેટલાકો વિભંગજ્ઞાનીને અવધિદર્શન હોય એમ સ્વીકારતા નથી.

**કેવલદર્શનનું લક્ષણ—**

**केवलदर्शनावरणक्षयादिनिमित्तवशात् त्रैकालिकवस्तुविषयक-सामान्यावबोधरूपत्वं केवलदर्शनस्य लक्षणम् । (४९)**

અર્થાત્ કેવલદર્શનાવરણીય કર્મના ક્ષયાદિથી ઉદ્‌ભવતો એવો અને ત્રણે કાલના પદાર્થવિષયક સામાન્ય બોધ તે ' કેવલદર્શન ' કહેવાય છે. આ દર્શનના અધિકારી કેવલીઓ છે. **શ્રીસિદ્ધસેન દિવાકર**નું એમ માનવું છે કે કેવલજ્ઞાન અને કેવલદર્શન એમ બે પૃથક્ સંભવતા નથી. અર્થાત્ જે કેવલજ્ઞાન છે તે જ કેવલદર્શન છે.

કેવલીઓને પ્રથમ જ્ઞાન અને પછી દર્શન થાય છે, જ્યારે અન્ય જીવોને તો પ્રથમ દર્શન અને ત્યાર બાદ જ્ઞાન થાય છે.

**દર્શનીઓની સંખ્યા—**

અવધિદર્શનવાળાની સંખ્યા સૌથી ઓછી છે. ચક્ષુર્દર્શનવાળાની સંખ્યા આથી અસંખ્ય ગુણી છે. આનાથી અનંત ગુણા કેવલદર્શનવાળા છે અને તેમાથી અનંત કરતાં પણ અધિક અચક્ષુર્દર્શનવાળા છે.

**મનઃપર્યાયદર્શનનો અભાવ—**

અત્ર કોઇને શંકા થાય કે મનઃપર્યાયદર્શન એમ પાચમું દર્શન કેમ ન કહ્યું ? તો એનું સમાધાન એ છે કે મનઃપર્યાયનો વિષય જ્ઞાન જ છે, અને આ જ્ઞાન મનના પર્યાયોને જ વિવિક્ત રૂપે ગ્રહણ કરવાથી ઉત્પન્ન થાય છે વળી અત્ર પર્યાયનો અર્થ વિશેષ કરવાનો છે, અને વિશેષના આલંબનરૂપ તો જ્ઞાન છે નહિ કે દર્શન. આથી મનઃપર્યાયદર્શન સંભવી શકતું નથી.

આ સબધમા થોડોક ઊહાપોહ કરવો અસ્થાને નહિ ગણાય. **નન્દીસૂત્ર**ના ૧૮ મા સૂત્રના નિમ્ન–લિખિત—

**" [1] दव्वओ णं उजुमई अणंते अणंतपएसिए खंधे जाणइ पासइ "**

---

૧ છાયા—

द्रव्यत ऋजुमतिरनन्ताननन्तप्रदेशिकान् स्कन्धान् जानाति पश्यति ।

—ઉલ્લેખ ઉપરથી અર્થાત્ મનઃપર્યાયજ્ઞાન પટુ ક્ષયોપશમથી થતું હોવાને લીધે તે જ્ઞાનરૂપ હોવા છતા જ્યારે અહીં ઋજુમતિ દ્રવ્યથી અનન્ત પ્રદેશી અનંત સ્કંધોને જાણે છે તેમજ જુએ છે એમ કહ્યું છે તો તેને દર્શન હોવાનું સૂચન થાય છે. આ દર્શન મનઃપર્યાયદર્શન કેમ ન હોય એવી શંકા ઉદ્ભવે છે. આનું સમાધાન એ છે કે શ્રુતજ્ઞાનીની પેઠે મનઃપર્યાયજ્ઞાની મનઃપર્યાયજ્ઞાનની ઉત્પત્તિ બાદ ઉત્પન્ન થતા માનસ અચક્ષુર્દર્શનથી જુએ છે. એટલે કે મનઃપર્યાયજ્ઞાનીરૂપ એક જ પ્રમાતા મનઃપર્યાયજ્ઞાનથી મનોદ્રવ્યને સાક્ષાત્ જાણે છે અને તેને જ અચક્ષુર્દર્શનથી પરોક્ષપણે જુએ છે. અત્ર કોઇ એવો તર્ક ઊઠાવે કે મતિ–શ્રુતજ્ઞાન પરોક્ષ હોવાથી તે પરોક્ષાર્થવિષયક છે અને અચક્ષુર્દર્શન મતિજ્ઞાનનો એક પ્રકાર હોવાથી તે પરોક્ષાર્થ વિષયવાળું છે, એટલે શ્રુતજ્ઞાનના વિષયભૂત મેરુ, સ્વર્ગ વગેરે પરોક્ષ પદાર્થમાં અચક્ષુર્દર્શન ઉચિત છે, કેમકે અચક્ષુર્દર્શનને શ્રુતનું આલંબન હોવાથી તેની શ્રુતના વિષય સાથે સમાનતા છે; કિન્તુ અવધિ આદિ જ્ઞાનો પ્રત્યક્ષ હોવાથી એટલે કે મનઃપર્યાયજ્ઞાન પ્રત્યક્ષાર્થ વિષયવાળું હોવાથી પરોક્ષ અર્થના વિષયવાળા અર્થાત્ ભિન્ન વિષયવાળા અચક્ષુર્દર્શનની મનઃપર્યાયજ્ઞાનને વિષે કેવી રીતે પ્રવૃત્તિ સ્વીકારાય ? તો આનો જવાબ એ છે કે ચાક્ષુષ પ્રત્યક્ષથી જણાયેલ ઘટ વગેરે પ્રત્યક્ષ પદાર્થ તે તે સંબંધી અચક્ષુર્દર્શનમા વિશેષ અનુગ્રાહક હોવાથી જો પરોક્ષ અર્થમાં અચક્ષુર્દર્શનની પ્રવૃત્તિ માની શકાય છે તો પ્રત્યક્ષ અર્થમાં તો તે વિશેષે કરીને સ્વીકારી શકાય તેમ છે. આ પ્રમાણે અચક્ષુ-ર્દર્શનને મનઃપર્યાયજ્ઞાનનુ અનુગ્રાહક માનવાથી આ જ્ઞાનના પ્રત્યક્ષપણામાં કશો વિરોધ આવતો નથી, કેમકે અવધિજ્ઞાની ચક્ષુર્દર્શન અને અચક્ષુર્દર્શન વડે પરોક્ષ અર્થને જુએ છે, છતાં તેના પ્રત્યક્ષપણામાં જેમ વિરોધ ઉપસ્થિત થતો નથી, તેમ અત્ર પણ સમજી લેવુ.

કેટલાક આચાર્યોનું કહેવુ એમ છે કે મનઃપર્યાયજ્ઞાની મન.પર્યાય જ્ઞાન વડે જાણે છે અને અવધિદર્શન વડે જુએ છે, પરંતુ પૂજ્યપાદ ભાષ્યકારના અભિપ્રાય મુજબ તે યુક્ત નથી, કેમકે શાસ્ત્રમાં મનઃપર્યાયજ્ઞાનીને અવધિદર્શન હોવું જ જોઇએ એવો ઉલ્લેખ નથી.

ઉલટું **ભગવતી**ના આઠમા શતકના ‘આશીવિષ’ નામના દ્વિતીય ઉદ્દેશકમાં કહ્યુ છે તેમ[1] મનઃપર્યાયજ્ઞાનીને ચક્ષુર્દર્શન અને અચક્ષુર્દર્શન એ બે અથવા આ ઉપરાંત ત્રીજું અવધિદર્શન હોવાનો નિર્દેશ છે. વિશેષમાં અવધિજ્ઞાન અને અવધિદર્શન વિના પણ મન પર્યાય જ્ઞાન સંભવે છે એ ભૂલી જવા જેવું નથી.[2] આથી એટલે કે મનઃપર્યાયજ્ઞાનીને અવધિ હોવું જ જોઇએ એવો નિયમ ન હોવાથી તે અવધિદર્શનથી જુએ છે એમ કેમ મનાય ? આ ઉપરથી એ પણ ફલિત થાય છે કે વિભંગદર્શન એ અવધિદર્શન જ છે, પાંચ દર્શન ન હોવાથી તેનો અવધિદર્શનમાં સમાવેશ કરવામાં આવે છે તેમ મન.પર્યાયદર્શન પણ અવધિદર્શનનો એક પ્રકાર છે–તેનો તેમાં અંતર્ભાવ થાય છે એ કથન અજ્ઞાનમૂલક છે–આગમવિરુદ્ધ છે. મન પર્યાયજ્ઞાની મનઃપર્યાય-

---

૧ આ રહ્યો તે સુદ્રાલેખ —

૨ ભગવતી ( શ૦ ૮, ઉ૦ ૨, સૂ૦ ૩ )મા કહ્યુ છે કે—

“ जे तिन्नाणी ते आभिणिबोहियनाणी, सुयनाणी, ओहिनाणी; अहवा आभि-णिबोहियनाणी, सुयनाणी, मणपज्जवनाणी । ”

દર્શનથી જુએ છે એમ પણ કહી શકાય તેમ નથી, કેમકે શાસ્ત્રમાં ચક્ષુર્દર્શનાદિ ચાર પ્રકારો જ દર્શાવ્યા છે, મનઃપર્યાયદર્શનનો ઉલ્લેખ જ નથી.

**નન્દીસૂત્ર**ના ઉપર્યુક્ત (પૃ૦ ૨૬૨) ઉલ્લેખ પરત્વે કેટલાક આચાર્યોનું માનવું એમ છે કે આ ઉલ્લેખ તો મનઃપર્યાયજ્ઞાનીને અવધિદર્શનનો સંભવ છે એ લક્ષ્યીને કરવામાં આવ્યો છે, એટલે કે જેને ચાર જ્ઞાન હોય તે અવધિદર્શનથી જુએ છે, પરંતુ જેને મતિ, શ્રુત અને મનઃપર્યાય એ ત્રણ જ્ઞાનો હોય તે ફક્ત જાણે છે, જોતા નથી.

**પ્રજ્ઞાપના**ના ત્રીસમા પદમાં મનઃપર્યાયજ્ઞાનને સારી રીતે જોવા રૂપ સાકાર ઉપયોગ-સ્વરૂપી [1]પશ્યત્તા કહી છે તે વડે મનઃપર્યાયજ્ઞાની જુએ છે એમ પણ કહેવામાં આવે છે.

## કેવલજ્ઞાન અને કેવલદર્શન સંબંધી વિચાર-સ્વાતંત્ર્ય—

આપણે પૃ. ૫૨–૫૮ મા ઉપયોગ સંબંધી થોડોક નિર્દેશ કર્યો છે. અત્ર એ સંબંધમાં ખાસ કરીને **જ્ઞાનબિન્દુ**ના આધારે વિશેષ વિચાર કરવામાં આવે છે. સૌથી પ્રથમ તો એ ઉલ્લેખ કરવો આવશ્યક સમજાય છે કે શ્વેતાંબર આચાર્યોમાં ત્રણ પક્ષ છે: (૧) ભગવાન્ **શ્રીજિનભદ્ર**ગણિ અને એમના અનુયાયીઓ–સૈદ્ધાન્તિકો કેવલજ્ઞાન અને કેવલદર્શનનો ઉપયોગ ક્રમશઃ છે એમ માને છે; (૨) પ્રભુ **શ્રીમલ્લવાદી** અને એમના ભક્ત જનો યુગપત્ ઉપયોગની માન્યતા ધરાવે છે; (૩) જૈન નભોનભોમણિ [2]**શ્રીસિદ્ધસેન દિવાકર** અને એમને ચીલે ચાલનારા તાર્કિકો કેવલજ્ઞાન અને કેવલદર્શનને ભિન્ન ન ગણતાં એક માને છે. આ પ્રમાણે (૧) ક્રમિક ઉપયોગવાદી, (૨) યુગપદ્ ઉપયોગવાદી અને (૩) ઐક્યવાદી એમ ત્રણ મંતવ્યોથી શ્વેતાંબર શાસન શોભી રહ્યું છે. બાલ-જીવોને એકાન્તવાદની જાળમાંથી બચાવનારાં આ મંતવ્યોને શોભાસ્પદ કહેવાં તેમાં કશી અતિશયોક્તિ નથી. આ મંતવ્યોની ઇમારત ઋજુસૂત્ર, વ્યવહાર અને સંગ્રહ નયરૂપ ઇંટોથી ચણાયેલી છે, એ વાત આપણે ૫૫ મા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ. આથી આ સંબંધમાં વિશિષ્ટ વિવેચન તરફ હવે દૃષ્ટિપાત કરવામાં આવે છે. પ્રથમ તો આ ત્રણ મતોના વિવરણમાં સરલતા થાય તે માટે ક્રમિક, યુગપદ્ અને ઐક્ય એવી ત્રણ સંજ્ઞાઓ યોજી યુગપદ્ અને ક્રમિક વાદની ચર્ચા રજુ કરીએ.

---

૧ જુઓ પૃ૦ ૫૮–૫૯.

૨ **નન્દીસૂત્ર**ની વૃત્તિમા તાર્કિકમૌલિમૌલિ **શ્રીસિદ્ધસેન દિવાકર**ને યુગપદ્ ઉપયોગવાદી તરીકે આલેખ્યા છે, પરંતુ તે અભ્યુપગમવાદ અનુસાર સમજવુ, નહિ કે સ્વતંત્ર સિદ્ધાન્તના અભિપ્રાય મુજબ, કેમકે એમનો મત **સંમતિતર્ક** ( કા૦ ૨ )ની નિમ્ન-લિખિત ગાથામા સ્પષ્ટ રીતે તરી આવે છે:—

" **मणपज्जवणाणंतो णाणस्स य दरिसणस्स य विसेसो ।**
**केवलणाणं पुण दंसणं ति णाणं ति य समाणं ॥ ३ ॥** "

[ **मनःपर्यायज्ञानान्त. ज्ञानस्य च दर्शनस्य च विश्लेषः ।**
**केवलज्ञानं पुनर्दर्शनमिति ज्ञानमिति च समानम् ॥** ]

અર્થાત્ મનઃપર્યવજ્ઞાન સુધીના જ્ઞાનો આશ્રીને જ્ઞાન અને દર્શનમાં વિશેષતા છે, પરંતુ કેવલજ્ઞાન પરત્વે તો જ્ઞાન અને દર્શન સમાન છે–એમા કંઇ ભેદ-ભાવ નથી.

યુગપદ્૦—જેમ સૂર્યના પ્રકાશ અને તાપનો એક કાળમાં આવિર્ભાવ થાય છે, તેમ કેવલજ્ઞાન અને કેવલદર્શનનો પણ એક કાળમાં આવિર્ભાવ થવો જોઇએ, કેમકે એનો સ્વભાવ એકી સાથે પ્રકટ થવાનો છે. જ્યારે સંપૂર્ણ સામગ્રી વિદ્યમાન હોય, ત્યારે સંપૂર્ણ કાર્ય થવામાં અડચણ હોઇ ખરી ?

ક્રમિક૦—સર્વજ્ઞ જે સમયમાં જાણે છે તે સમયમાં જોતા નથી અર્થાત્ પ્રથમ સમયમાં તેમને જ્ઞાન–ઉપયોગ અને તે પછી બીજા સમયમાં દર્શન–ઉપયોગ એમ ક્રમિક ઉપયોગ છે. આગમ પણ આ વાતની સાક્ષી પૂરે છે, કેમકે કહ્યું પણ છે કે—

" [1]केवली णं भंते ! इमं रयणप्पभं पुढविं आयारेहिं पमाणेहिं हेऊहिं संठाणेहिं परिवारेहिं जं समय जाणइ णो तं समयं पासइ ? हंता गोयमा ! "

કહેવાની મતલબ એ છે કે સર્વજ્ઞ ભગવાન્ આ રત્નપ્રભા પૃથ્વીને સમાન, ઊંચા અને નીચા આકારે, લાંબાં, ટુંકા પરિમાણ, અનન્તાનન્ત પ્રદેશવાળા સ્કંધરૂપ હેતુઓ, પરિમંડલાદિ સંસ્થાનો અને ઘનોદધિવલયાદિ પરિવાર પૂર્વક જે સમયે કેવલજ્ઞાનરૂપ ઉપયોગથી જાણે છે, તે સમયે જ શું કેવલ દર્શનરૂપ ઉપયોગથી તેને જુએ છે, એ પ્રશ્નના ઉત્તરમાં પ્રભુએ ઉત્તર આપ્યો કે ના, કેમકે આના કારણ તરીકે તેમણે એમ નિર્દેશ કર્યો કે

" [2]सागारे से नाणे हवइ अणागारे दंसणे[3] "

અર્થાત્ જ્ઞાન સાકાર હોય છે અને દર્શન નિરાકાર હોય છે. વિશેષમાં જેમ ચક્ષુર્દર્શનના ઉપયોગ–કાલમાં શ્રોત્ર–જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી તેમ જ્ઞાનોપયોગ–કાલમાં દર્શનોપયોગ સંભવતો નથી. એમાં સ્વભાવ જ કારણ છે. એટલે કે વસ્તુ–સ્થિતિ જ એવી છે કે બે ઉપયોગો સંભવતા નથી. ઉભયસ્વરૂપી વિષયની સમીપ દશામાં પણ કેવલજ્ઞાન તમામ વિશેષોનું જ ગ્રહણ કરે છે, જ્યારે કેવલદર્શન સર્વ સામાન્યનું ગ્રહણ કરે છે. આ પ્રમાણેનો કેવલજ્ઞાન અને કેવલ-દર્શનનો સ્વભાવ છે.

યુગપદ્૦—આ કથન ઠીક નથી, કેમકે આમ માનવાથી તો તીર્થંકરની આશાતના થાય છે, કારણ કે પ્રત્યેક પદાર્થ ઉભયસ્વરૂપી યાને સામાન્ય–વિશેષાત્મક છે. તો પછી સામાન્યને છોડીને

---

૧ છાયા—

केवली भदन्त ! इमां रत्नप्रभां पृथ्वीं आकारैः प्रमाणैः हेतुभिः संस्थानैः परिवारै यस्मिन् समये जानाति न तस्मिन् समये पश्यति ? हन्त गौतम !

૨ છાયા—

साकारं तद् ज्ञानम्, अनाकारं दर्शनम् ।

૩ આના જેવું સૂત્ર પ્રજ્ઞાપનાના ૩૦ મા પદ્મા ૫૩૧ મા પત્રમા છે. આ ઉપરાત આને મળતો આવનો ભાવાર્થ ભગવતીના ૧૪ મા શતકના ૧૦ મા ઉદ્દેશકમાં તેમજ એના ૧૮ મા શતકના ૮ મા ઉદ્દેશકમા નજરે પડે છે.

કેવળ વિશેષનું જ કેવલજ્ઞાન ગ્રહણ કરે તેમજ વિશેષને મૂકીને ફક્ત સામાન્યનું કેવલદર્શન ગ્રહણ કરે એ વાત કયો બુદ્ધિશાળી સ્વીકારી શકે ? કહેવાની મતલબ એ છે કે સર્વથા સામાન્યથી રહિત કે વિશેષથી રહિત કોઇ વસ્તુ જ નથી,[1] એથી કરીને ક્રમિક વાદીનો પક્ષ સ્વીકારતાં કેવલ જ્ઞાનીને જ્ઞાન કે દર્શન બેમાંથી એકે સંભવશે નહિ. આના જેવી બીજી આપત્તિ કઇ હોઇ શકે ?

**ક્રમિક૦**—આ વાતમાં શું માલ છે ? કશો નહિ, કેમકે શું સર્વજ્ઞ વિશેષને મુખ્યતયા જાણે અને સામાન્યને ગૌણરૂપે જોઇ શકે એ માન્યતા ન્યાય-સંગત નથી કે ?

**યુગપદ્૦**—આપની યુક્તિના વખાણ કરવા માંડી વાળો, કેમકે એક વસ્તુને પ્રધાન અને ગૌણરૂપે વિલોકવી તે ક્ષયોપશમતાને અધીન છે. કેવલીને તો ક્ષાયિક જ્ઞાન છે, માટે આપની માન્યતા આપને જ મુબારક હો. વળી કેવલજ્ઞાનમા છાદ્મસ્થિક જ્ઞાનની વિશેષતા સ્વીકારવા જતા તો ખકરૂં કાઢતા ઊંટ પેસશે એ કહેવતના દષ્ટાતરૂપ બનશો, કેમકે આથી તો કેવલજ્ઞાનમાં અવગ્રહાદિ માનવાનો દુર્ધર પ્રસંગ ઉપસ્થિત થશે.

વિશેષમાં આપે જે ઉપર્યુક્ત સૂત્રનો અર્થ કર્યો છે તે વ્યાજબી નથી. એનો વાસ્તવિક અર્થ તો એ છે કે કેવલજ્ઞાન વડે સર્વજ્ઞ રત્નપ્રભા પૃથ્વીને જે આકારો વગેરે સ્વરૂપે જાણે છે અર્થાત્ એના જેટલા ધર્મો છે તેટલા બધાનું-નહિ કે ન્યૂનાધિકનું તેમને જ્ઞાન થાય છે, તેવી રીતનો બોધ કેવલદર્શનથી તેમને થતો નથી, કેમકે દર્શન સામાન્યસ્વરૂપી છે.

**ક્રમિક૦**—આપ ભલે અમારી યુકતની અવગણના કરો, પરંતુ અમારી તો એ ચોકકસ માન્યતા છે કે એક કાલમાં જ્ઞાનાવરણીય અને દર્શનારણીય કર્મરૂપ બે આવરણોનો ક્ષય થવા છતાં ઉપયોગ તો ક્રમસર જ પ્રવર્તે છે અને તેમાં સ્વભાવ જ હેતુ છે.

**યુગપદ્૦**—ખૂબ કરી. આ પ્રમાણે દરેક કાર્યમા સ્વભાવને જ કારણરૂપ સ્વીકારવાથી જો કાર્ય સિદ્ધ થઇ જાય તેમ છે તો પછી બીજાં કારણો જે વિદ્વાનો માને છે તે તેમની અજ્ઞાનતા હશે નહિ વારૂ ?

**ક્રમિક૦**—જેવી રીતે મતિ અને શ્રુત જ્ઞાનોના આવરણનો સમકાલે ક્ષયોપશમ થાય છે, પરંતુ ઉપયોગ તો બંનેનો ક્રમિક જ છે તેવી રીતે કેવલીને પણ જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મોનો ક્ષય એક કાળમાં થયેલો હોવા છતા ઉપયોગ તો ક્રમશ. જ પ્રવર્તે છે.

**યુગપદ્૦**—શ્રુત-ઉપયોગમાં મતિજ્ઞાન હેતુરૂપ હોવાથી તેમજ શાબ્દ જ્ઞાન વગેરેમાં પ્રત્યક્ષાદિ સામગ્રીની પ્રતિબંધકતા (વિઘ્નકારકતા) હોવાથી મતિ અને શ્રુતના ઉપયોગોને ક્રમિક માનવા તે ઠીક

---

૧ શ્રીસિદ્ધસેન દિવાકરકૃત ન્યાયાવતાર (શ્લો. ૨૯)ના શ્રીદેવભદ્રસૂરિકૃત ટિપ્પન ( પૃ. ૮૩)-મા સાક્ષીરૂપે નીચે મુજબનુ પદ્ય નજરે પડે છે—

" निर्विशेषं न सामान्यं, भवेच्छशविषाणवत् ।
विशेषोऽपि च नैवास्ति, सामान्येन विनाकृतः ॥ "

છે, પરંતુ કેવલીના સંબંધમાં તો જ્ઞાન અને દર્શનના આવરણોનો સર્વથા ક્ષય થયેલો હોવાથી પરસ્પર કાર્ય–કારણરૂપ પ્રતિબદ્ધ–પ્રતિબંધક ભાવ વગેરે ન હોવાથી એક કાળમાં બંને ઉપયોગો માનવામાં કશી અડચણ નથી. આ વાતને **સંમતિતર્ક**ના જ્ઞાનકાંડની નિમ્ન–લિખિત ગાથા સમર્થિત કરે છે:—

"[1]भण्णइ खीणावरणे जह मइणाणं जिणे ण संभवइ ।
तह खीणावरणिज्जे विसेसओ दंसण नत्थि ॥ ६ ॥"

અર્થાત્ ક્ષીણ આવરણવાળા જિનમાં જેવી રીતે અવગ્રહાદિ ચાર ભેદવાળું મતિજ્ઞાન સંભવતું નથી તેમ તેમનામાં જ્ઞાન–ઉપયોગના કાળથી અન્ય કાળમાં દર્શન–ઉપયોગ ઘટી શકતો નથી. ક્રમિક ઉપયોગતા મત્યાદિ છાદ્મસ્થિક જ્ઞાનો સાથે જ સંબંધ ધરાવે છે. આ વાતને અનુમાન પણ ટેકો આપે છે કે કેવલદર્શન કેવલજ્ઞાનના સમાન કાળમા જ ઉત્પન્ન થાય છે. બંનેની એક કાળમાં સામગ્રી સંપૂર્ણ હોવાથી તેના ફળરૂપ કાર્યો થવા જ જોઈએ એટલે કે ક્રમિક ઉપયોગને બદલે યુગપદ્ ઉપયોગ હોય એ જ સ્વાભાવિક છે. વિશેષમાં આથી વિરુદ્ધ મત ધરાવનારે યાદ રાખવુ કે આગમ પણ આ મતવ્યની વિરુદ્ધ છે. **પ્રજ્ઞાપના**ના ૧૮ મા પદમાં ૩૮૯મા પત્રમાં કહ્યું પણ છે કે—

"[2]केवलणाणी णं पुच्छा, गोयमा ! सातिए अपज्जवसिते"

આથી કરીને તો **શ્રીસિદ્ધસેન સંમતિતર્ક** ( કા૦ ૨, ગા૦ ૭ )મા કથે છે કે—

"[3]सुत्तम्मि चेव साई अपज्जवसियं ति केवलं वुत्तं ।
सुत्तासायणभीरूहि तं च दट्ठव्वयं होइ ॥"

અર્થાત્ સૂત્રમાં તો કેવલજ્ઞાન અને કેવલદર્શનને સાદિ અપર્યવસિત એટલે કે પ્રારંભવાળાં પરંતુ અંત રહિત કહ્યા છે. આથી ક્રમિક ઉપયોગ સ્વીકારતાં બીજા જ સમયમાં તેનુ અવસાન થઈ જવાનુ, જ્ઞાન–દર્શનની સાદિ–અનંતતા ઉપર પાણી ફરી વળવાનુ, એ વાત ક્રમિક વાદીએ ખાસ ધ્યાનમાં રાખવી ઘટે છે. એ વાદીને ફરીથી યાદ કરાવવામા આવે છે કે અવિકલ સંપૂર્ણ સામગ્રીની સદ્ભાવ-દશામાં રૂપ, રસ વગેરેનો સમકાલે પ્રાદુર્ભાવ ફલાદિમા જોવાય છે અને ત્યા ક્રમિકતા માટે અવકાશ નથી, સૂર્યના સમકાલીન પ્રકાશ અને તાપમા ક્રમિકતા માટે સ્થાન નથી અને ગાયની સાથે ઉગેલાં શીંગડાંમાં પણ આ કલ્પના અશક્ય છે તેમ સમકાલીન કેવલજ્ઞાન અને કેવલદર્શન માટે સમજી લેવું. આથી ક્રમિક ઉપયોગવાદીએ ધ્યાનમાં રાખવુ જોઈએ કે કેવલજ્ઞાનના કાળમાં કેવલદર્શનનો

---

૧–૩ છાયા—

भण्यते क्षीणावरणे यथा मतिज्ञान जिने न सम्भवति ।
तथा क्षीणावरणीये विशेषतो दर्शनं नास्ति ॥
केवलज्ञानीनिनां पृच्छा, गौतम ! सादिकः अपर्यवसितः ।
सूत्रे चैव सादि अपर्यवसितमिति केवलं प्रोक्तम ।
सूत्राशातनभीरुभि तत् च द्रष्टव्यं भवति ॥

અને કેવલદર્શનના કાળમાં કેવલજ્ઞાનનો સદ્‌ભાવ માન્યા વિના છુટકો નથી. એમ નહિ સ્વીકારવાથી તો એમાંથી એક પણ ઉપયોગ નહિ સંભવે. આ વાતને **સમ્મતિ૦** ( કા૦ ૨ )ની નિમ્ન–લિખિત ગાથા પુષ્ટિ આપે છેઃ—

**" [1]संतम्मि केवले दंसणम्मि णाणस्स संभवो णत्थि ।**
**केवलणाणम्मि य दंसणस्स तम्हा सणिहणाइं ॥ ८ ॥ "**

અર્થાત્ ક્રમિક વાદ સ્વીકારતાં કેવલદર્શનના સમયે કેવલજ્ઞાનનો સંભવ નથી અને કેવલજ્ઞાનના સમયે કેવલદર્શનનો સંભવ નથી, એથી એ સાન્ત સિદ્ધ થાય છે.

વળી, જ્યારે સર્વજ્ઞને સામાન્ય અને વિશેષ ઉપયોગનાં આવરણોને સર્વથા નાશ થયેલો આપ માનો છો તો કેવલજ્ઞાન અને કેવલદર્શન પૈકી આપ પ્રથમ કોની ઉત્પત્તિ સ્વીકારો છો ? એકના ઉત્પાદના સદ્‌ભાવમાં બીજાનો ઉત્પાદ અનિવાર્ય છે. કદાચ એકની સામગ્રી બીજાને પ્રતિબંધક માનવા પ્રેરાશો તો એમાંથી એકનો પણ સદ્‌ભાવ રહેશે નહિ, બંનેનો અભાવ માનવો પડશે.

**ક્રમિક૦**—પ્રથમ કેવલજ્ઞાન અને પછી કેવલદર્શન ઉત્પન્ન થાય છે એમ અમે બેધડક સ્વીકારીએ છીએ, કેમકે **વિશેષા૦**ની નિમ્ન–લિખિત ગાથા અમારા મતને ટેકો આપે છેઃ—

**" [2]सव्वाओ लद्धीओ जं सागरोवओगलाभाओ ।**
**तेणेह सिद्धलद्धी उप्पज्जइ तदुवउत्तस्स ॥ ३०८९ ॥ "**

અર્થાત્ સાકાર ઉપયોગના લાભથી સમગ્ર લબ્ધિઓ પ્રાપ્ત થાય છે, તેથી અત્ર તે સાકાર ઉપયોગવાળાને સિદ્ધ–લબ્ધિ ઉત્પન્ન થાય છે.

**યુગપદ્‌૦**—આપનું આ કથન ગેરવ્યાજબી છે, કેમકે ઉપર્યુક્ત ગાથા તો લબ્ધિના સમકાલીન ઉત્પાદની સાક્ષી પૂરે છે, નહિ કે ક્રમિકની, ક્રમિક ઉપયોગ પરત્વે તો એ ઉદાસીન છે. વળી સર્વજ્ઞને કેવલદર્શનરૂપ ઉપયોગ કેવલજ્ઞાનના અનંતર સમયમા થાય છે એ હકીકત એક ક્ષણ (સમય) ન્યૂનાધિક આયુષ્યવાળા કેવલીના સંબંધમા ક્રમિક ઉપયોગ–દ્વયની ધારાનો નિર્વાહ કેવી રીતે થવા દે ?

**ક્રમિક૦**—જ્ઞાન-ઉપયોગ-સામાન્યમાં દર્શન–ઉપયોગની હેતુતા અમે માનીએ છીએ, કેમકે નિર્વિકલ્પક સમાધિરૂપ છદ્મસ્થ–કાલમાં તેવો અનુભવ થાય છે. આથી પ્રથમ કેવલજ્ઞાનની ઉપપત્તિ

---

૧–૨ છાયા—

**सति केवलदर्शने ज्ञानस्य सम्भवो नास्ति ।**
**केवलज्ञाने च दर्शनस्य तस्मात् सनिधने ( केवलज्ञानदर्शने ) ॥**
**सर्वा लब्धयो यत् साकारोपयोगलाभात् ।**
**तेनेह सिद्धलब्धिरुत्पद्यते तदुपयुक्तस्य ॥**

થઇ શકશે અને કેવલદર્શનમાં કેવલજ્ઞાનની વિશિષ્ટ હેતુતા હોવાથી દ્વિતીય સમયમાં કેવલદર્શનની ઉપપત્તિ માટે જરૂર અવકાશ રહેશે. આ પ્રમાણે ક્રમિક સામગ્રીરૂપ ઉભય સંપત્તિ વડે ક્રમિક ઉપયોગ-દ્વયની ધારનો નિર્વાહ થવાનો અને એક ક્ષણ ન્યૂનાધિક આયુષ્યવાળાઓમાં એક ક્ષણમાં કેવલજ્ઞાનની ઉત્પત્તિનો સ્વીકાર નહિ કરવાથી પણ સર્વ જાતની ઉપપત્તિ સંભવે છે તો શા માટે અમારે ક્રમિક ઉપયોગ વાદ ન માનવો ?

**યુગપદ્**૦—એક ક્ષણ ન્યૂનાધિક આયુષ્યવાળાઓમાં એક ક્ષણમાં કેવલજ્ઞાનની ઉત્પત્તિ નહિ સ્વીકારવાનું સાહસ તમે કરી શકો તેમ નથી, કેમકે **दंसणपुव्वं नाणं** ઇત્યાદિ કથનથી વિરોધ ઉપસ્થિત થાય છે. વળી તેવી હેતુતામાં કોઇ પણ પ્રમાણ નથી, કારણ કે ઉત્પન્ન થયેલું કેવલજ્ઞાન ક્ષાયિક હોવાથી તેનો નાશ કોઇ પણ રીતે સંભવતો જ નથી તેમજ તેની અનુપપત્તિ માટે પણ અવકાશ નથી.

આ પ્રમાણે ક્રમિક ઉપયોગ-વાદ પ્રમાણ-વિકલ જણાય છે એથી કરીને એક કાળમાં બંને ઉપયોગો સ્વીકારવા એ ઉત્તમ માર્ગ છે એવી **શ્રીમલ્લવાદી** ઉદ્ઘોષણા કરે છે.

**ઐક્ય**૦—ભગવાન્ **શ્રીસિદ્ધસેન દિવાકર** ક્રમિક કે અક્રમિક ઉપયોગવાદને ન સ્વીકારતાં ત્રીજો જ માર્ગ ગ્રહણ કરે છે. તેમનુ કહેવુ તો એ છે કે જે જ્ઞાન છે તે જ દર્શન છે. જ્ઞાન-ઉપયોગથી દર્શન-ઉપયોગ પૃથક્ છે જ નહિ, કેમકે બંને કારણની સામગ્રીના સદ્ભાવમાં સમૂહના આલંબન-રૂપ ઉત્પાદ જ અન્યત્ર જણાય છે, માટે પૂર્વોક્ત અપરિદષ્ટ ક્લેશમાં પડવાની કશી જરૂર નથી. વળી, ઐક્યવાદરૂપ પક્ષમાં જ કેવલીને સર્વજ્ઞ કહી શકાય તેમ છે; અન્ય પક્ષોમાં તેમ કરવું અશક્ય છે. આ વાતનો તેઓ **સંમતિતર્ક** ( કા૦ ૨ )ની નિમ્ન-લિખિત ગાથા દ્વારા પ્રઘોષ કરે છે:—

" [1]जइ सव्वं सायारं, जाणइ एक्कसमएण सव्वण्णू ।
जुज्जइ सया वि एवं, अहवा सव्वं ण याणाइ ॥ १० ॥ "

અર્થાત્ જાતિ-વ્યક્તિ સહિત ધર્મવાળું સાકાર જગત્ સામાન્ય-વિશેષાત્મક છે. જો એક સમયમા કેવલી સર્વ સાકાર જગતને જાણે છે તો જ સમગ્ર કાળમાં તેનું સર્વજ્ઞપણું સંભવે છે. અથવા મતિજ્ઞાનની જેમ તે સર્વને ન જાણે તો તેની સર્વજ્ઞતા ઘટી શકતી નથી. સાથે સાથે એ ભૂલવા જેવું નથી કે દર્શનમાં તો સામાન્યનુ જ ગ્રહણ કરવાની શક્તિ છે; તે કંઇ વિશેષ ઉપર પ્રકાશ પાડી શકે તેમ નથી. આથી કેવલદર્શનને કેવલજ્ઞાનથી ભિન્ન ન માનતાં જે કેવલજ્ઞાન છે તે જ કેવલદર્શન છે એમ સ્વીકારવું, કેમકે જ્ઞાનના પ્રકાશમાં તમામ પ્રકાશોનો અન્તર્ભાવ થઇ જાય છે.

વિશેષમાં જ્ઞાન વ્યક્તસ્વરૂપી છે, જ્યારે દર્શન અવ્યક્તસ્વરૂપી છે; એથી ક્ષીણ આવરણ-

---

૧ છાયા—

यदि सर्वं साकारं जानाति एकसमयेन सर्वज्ञः ।
युज्यते सदाऽपि एवमथवा सर्वं न जानाति ॥

વાળા કેવલીમાં પૃથક્ કેવલદર્શન સંભવતું નથી. સર્વજ્ઞ જેવી સમર્થ વ્યક્તિમાં વ્યક્તતા-અવ્યક્તતા કેવી રીતે સ્વીકારાય ? આ વાત **સંમતિતર્ક** ( કા. ૨ )ની નિમ્ન-લિખિત ગાથામાં ઝળકી ઊઠે છે:—

**" [1]परिसुद्धं सायारं, अवियत्तं दंसणं अणायारं ।
ण य खीणावरणिज्जे जुज्जइ सुवियत्तमवियत्तं ॥ ११ ॥ "**

આથી એ ફલિત થાય છે કે સામાન્ય-વિશેષસ્વરૂપી જ્ઞેયનો સાક્ષાત્કાર કરવાવાળું, અને બંને રીતે એક સ્વભાવવાળું કેવલીને જ્ઞાન હોવું જોઇએ.

અત્ર કોઈ એવી શંકા કરે કે ગ્રાહ્ય બે પ્રકારનાં હોવાથી ગ્રાહક જ્ઞાન પણ બે પ્રકારનું હોવું જોઇએ તો તે અસ્થાને છે, કેમકે આમ માનવા જતા તો કેવલજ્ઞાનનાં ગ્રાહ્ય અનન્ત હોવાથી ગ્રાહકરૂપ કેવલજ્ઞાન પણ એક વ્યક્તિમાં અનન્ત માનવાં પડશે. વિષયમાં ભિન્નતાઓ હોવાને લીધે જ્ઞાનમાં ભિન્નતા માનવી એ ઠીક નહિ. કદાચ ઉપચારથી એમ માનવામાં આવે તો વાંધો નથી, બાકી પ્રધાનપણે તેમ કરવું ન્યાય્ય નથી છતાં જો એમ માનવાનો કદાગ્રહ કરવામા આવે તો એક દીપક અનેકનો પ્રકાશક હોવાથી એમાં પણ અનેકતાની વ્યર્થ કલ્પના કરવી પડશે. ( આ પ્રમાણે સૂર્યના સંબંધમાં પણ ઘટાવી લેવું ). વળી જેમ ઠંડા અને ઊના સ્પર્શમાં તેના જુદા જુદા સ્વભાવને લઇને જેમ પરસ્પર વિરોધ છે, તેમ એક સ્વભાવવાળા બે ઉપયોગમા વિરોધ નથી. દાખલા તરીકે દર્શન અને સ્પર્શનરૂપ બે શકિતવાળા એક દેવદત્તમા જેમ વિરોધ નથી, તેમ ઉભય સ્વભાવ-સ્વરૂપી એક જ્ઞાનવાળા કેવલીમા વિરોધ નથી. જ્ઞાનપણા અને દર્શનપણાને લઇને જ જ્ઞાન અને દર્શનમાં ભિન્નતા છે, નહિ કે ધર્મીના ભેદને લઇને.

આ ઉપરથી ઐક્યવાદી ક્રમિક કે અક્રમિક ઉપયોગવાદીને કહે છે કે આપની માન્યતા યુક્તિ-વિકલ હોવાથી વજનદાર નથી એટલું જ નહિ, પરંતુ આગમ પણ આપના મતને અસંગત ઠરાવે છે. આના સમર્થનાર્થે **સંમતિ૦** ( કા૦ ૨ )ની નિમ્ન-લિખિત ગાથા રજુ કરવામાં આવે છે:—

**" [2]अद्दिट्ठं अण्णायं, च केवली एव भासइ सया वि ।
एगसमयम्मि हंदी, वयणवियप्पो न संभवइ ॥ १२ ॥ "**

અર્થાત્ ક્રમિક પક્ષમા જ્ઞાન-કાલમાં અદૃષ્ટ અને દર્શન-કાલમાં અજ્ઞાત સ્વીકારવાં પડે છે, એટલે કે કેવલી જ્ઞાન-કાલમાં જોઇ શકતા નથી અને દર્શન-કાલમા તેઓ જાણી શકતા નથી.

---

૧ છાયા—

परिशुद्धं साकारं अव्यक्तं दर्शनमनाकारम् ।
न च क्षीणावरणे युज्यते सुव्यक्तता-ऽव्यक्तते ॥

૨ છાયા—

अदृष्टमज्ञातं च केवली एव भाषते सदाऽपि ।
एकस्मिन् समये भो वचनविकल्पो न सम्भवति ॥

અક્રમિક પક્ષમાં સામાન્ય અંશમાં અજ્ઞાત અને વિશેષ અંશમાં અદૃષ્ટ માનવાં પડે છે એટલે કે સામાન્ય અંશને જાણતા નથી અને વિશેષ અંશને ભગવાન્ જોતા નથી એવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે. કેવલી સર્વદા ભાષણ કરે છે એ વાત શાસ્ત્રસંમત છે તો પછી એક સમયમાં જ્ઞાનથી જાણેલા વિશેષોને અને દર્શનથી જોયેલા સામાન્યને ભગવાન્ કથે છે આવો વચનમાં વિકલ્પ આપના પક્ષમાં ઘટી શકશે નહિ.

અન્ય કાળમાં અન્યતું ઉપલક્ષણ હોવાથી અને વિષયાંતરની ગૌણતા હોવાથી વચન-વિકલ્પની ઉપપત્તિ થઇ શકશે એવો બચાવ થઇ શકે તેમ નથી, કેમકે એવો લૂલો બચાવ કરવા જતાં તો ભ્રાન્ત છદ્મસ્થમા પણ આવા પ્રયોગની આપત્તિરૂપ પ્રસગ સ્વીકારવો પડશે. વળી જો [1]શૃંગગ્રાહિક ન્યાય અનુસાર જ્ઞાન અને દર્શનરૂપ વિષયવાળા જ પદાર્થનો તેમની બુદ્ધિમાં અનુપ્રવેશ થતો હોવાથી અમને કશી અડચણ આવતી નથી એવો વ્યર્થ પ્રલાપ કરશો નહિ, કેમકે એમ કરવા જતાં તો સર્વજ્ઞતા જ હવામાં ઊડી જશે. **સંમતિ૦** ( કા૦ ૨ )મા કહ્યું પણ છે કે—

“ [2]**अण्णायं पासंतो, अद्दिट्ठं च अरहा वियाणंतो ।**
**किं जाणइ किं पासइ, कह सव्वणु त्ति वा होइ ? ॥ १३ ॥** ”

અર્થાત્ અજ્ઞાતને જોનાર અને અદૃષ્ટને જાણનાર જુએ છે પણ શું અને જાણે છે પણ શું ? અને આ પ્રમાણે કેવલી જ્યારે કંઇ જોતા કે જાણતા નથી, તો તેમનું સર્વજ્ઞપણું ક્યાં રહ્યું ?

વળી જ્ઞાન અને દર્શનને એક ( અભિન્ન ) નહિ માનવામાં આવે તો દર્શનમાં અલ્પ વિષયતા હોવાથી એમાં અનન્તતા સંભવશે નહિ અને આગમમા તો દર્શનને અનન્ત કહેલું છે. દાખલા તરીકે જુઓ **ભગવતી** ( શ૦ ૫, ઉ૦ ૪, સૂ૦ ૧૮૫ )નો નિમ્ન-લિખિત ઉલ્લેખઃ—

“ [3]**अणंते नाणे केवलिस्स, अणंते दंसणे केवलिस्स, निव्वुडे नाणे केवलिस्स, निव्वुडे दंसणे केवलिस्स** ”

અનંત વિશેષવર્તી સાકાર ગ્રાહક જ્ઞાનથી સામાન્ય માત્રનુ અવલંબન કરનાર દર્શન અલ્પ સિદ્ધ થાય છે માટે દર્શનને જ્ઞાનથી ભિન્ન માનનારે ધ્યાનમાં રાખવુ જોઇએ કે જ્યારે દર્શન માટે પૂરતા વિષયો જ નથી તો એમાં અનન્તતા ક્યાથી સંભવશે ? આથી ઐક્ય-વાદ સ્વીકારવો સમુચિત છે. એક જ કેવલજ્ઞાનમાં સામાન્ય અશની અપેક્ષાએ દર્શન-વ્યવહાર અને વિશેષ અંશની અપેક્ષાએ જ્ઞાન-વ્યવહાર થઇ શકે તેમ છે.

---

૧ ગાયોના ટોળામાથી દરેક ગાયનુ શીંગડુ પકડી પકડીને આ મારી ગાય, આ મારી ગાય એમ ગાયો ઓળખવી તે ‘ શૃગગ્રાહિક ન્યાય ’ કહેવાય છે.

૨ છાયા— अज्ञात पश्यन् अदृष्टं च अर्हन् विजानन् ।
किं जानाति किं पश्यति कथं सर्वज्ञता वा भवेत् ? ॥

૩ છાયા—अनन्तं ज्ञानं केवलिनः, अनन्तं दर्शनं केवलिनः, निवृत्तं ज्ञानं केवलिनः, निवृत्तं दर्शनं केवलिनः ।

પ્રથમ દર્શન અને પછી જ્ઞાન એ વાત છદ્મસ્થના ઉપયોગ પરત્વે સુવિદિત છે, કારણ કે પ્રથમ સામાન્યનો અનુભવ કરાય છે અને ત્યાર બાદ વિશેષનો અનુભવ થાય છે. એવી રીતે કેવલીમાં ક્રમથી પ્રાપ્ત થયેલા ભેદો હોવા જોઇએ; હા, એટલી વિશેષતા જરૂર છે કે કેવલીમા પ્રથમ જ્ઞાન અને પછી દર્શન છે, કેમકે બધી લબ્ધિઓ સાકાર ઉપયોગવાળાને જ પ્રાપ્ત થાય છે એટલે કે કેવલીમાં જ્ઞાનહેતુક દર્શન છે. આ પ્રમાણે ક્રમિકવાદી કહેવા તત્પર હોય તો તે તેની અજ્ઞાનતા છે. કેમકે "**जुगवं दो नत्थि उवओगा**" એ કથન તો એક કાલમાં બે ઉપયોગની ઉપપત્તિની ના પાડે છે, નહિ કે સમકાલમાં તે બેના અવસ્થાનની. ઉભય ઉપયોગની ધારણામાં અન્તરાયરૂપ કોઇ સામગ્રી નહિ હોવાથી સહાવસ્થાનમાં કશો દોષ નથી.

વળી અવગ્રહરૂપ મતિજ્ઞાનને આપ દર્શન કહો છો અને અપાયરૂપ મતિજ્ઞાનને જેમ જ્ઞાન કહો છો તેમ કરવાથી તો મતિજ્ઞાન દર્શનરૂપ બનશે અને એ વાત તો યુક્તિ-વિરુદ્ધ છે અને વળી મતિજ્ઞાનના ૨૮ ભેદોનો ઉચ્છેદ થશે તે વધારામાં.

અત્ર એ પણ ઉમેરવામાં આવે છે કે યથાસ્થિત તત્ત્વનું શ્રદ્ધાન પણ સમ્યગ્જ્ઞાનરૂપ સમજવું, સમ્યગ્દર્શન પણ સમ્યગ્જ્ઞાનની એક પ્રકારની વ્યાપ્ય જાતિ હોવાથી આ સમજણમાં કંઇ આફત આવતી નથી.

આ પ્રમાણે આપણે જ્ઞાન-દર્શનનું દિગ્દર્શન કર્યું. હવે જૈન દર્શનની વિશિષ્ટતાને સિદ્ધ કરનારા નયના માર્ગનું અવલોકન કરીએ.

## નય-મીમાંસા

**નયનો પ્રભાવ**

નય એ તત્ત્વ-જ્ઞાનના ભંડારને ઉઘાડનારી સુવર્ણની કુંચી છે, વિકટમા વિકટ પ્રશ્નને સુન્દર અને સચોટ રીતે ઉકેલનારી બારાખડી છે, જગત્‌ના સમગ્ર વિચારોનું અને વર્તનોનુ-સામાજિક કે વ્યક્તિગત બંધારણના પાયાનું નિરીક્ષણ કરાવનારી દીપિકા છે, મતાંતર-સહિષ્ણુતારૂપ વલ્લીને પોષનારી મેઘ-વૃષ્ટિ છે અને અસંતોષ અને ગેરસમજનો બહિષ્કાર કરનારી રાજાજ્ઞા છે. આવા

**નયની વ્યાપકતા**

અનુપમ નયને જૈન દર્શનમા કેન્દ્ર-સ્થાન આપવામા આવ્યું છે એટલું જ નહિ, કિન્તુ તેની સર્વવ્યાપકતા સ્વીકારવામા આવી છે, એ વાત શું **विशेषा**૦ની નિમ્ન-લિખિત ગાથા ઉપરથી તરી નથી આવતી ?—

> "**नत्थि नएहिं विहुणं, सुत्तं अत्थो य जिणमए किंचि ।**
> **आसज्ज उ सोयारं, नए नयविसारओ बूआ ॥ २२७७ ॥**"[1,2]

---

१ છાયા—

नास्ति नयैर्विहीनं सूत्रमर्थश्च जिनमते किञ्चित् ।
आसाद्य तु श्रोतारं नयान् नयविशारदो ब्रूयात् ॥

૨ આ ગાથા ટાંચણરૂપે અનુયોગદ્વારની શ્રીહેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ (પત્રાંક ૧૭)મા નજરે પડે છે.

અર્થાત્ જૈન દર્શનમાં નય રહિત કોઇ સૂત્ર કે અર્થ નથી. આથી કરીને નયવિશારદ ( નયમાં નિષ્ણાત ગુરુ ) યોગ્ય શ્રોતા મળતાં નયનું વિવિધ પ્રકારે કથન કરે.[1]

આ પ્રમાણેના ગૌરવવાળા નયના લક્ષણ પરત્વે પૂર્વ મુનિવર્યોનું શુ કથન છે તે જોઇ લઇએ.

**નયનાં લક્ષણો—**

( ૧ ) **નયચક્રસાર**માં નય પરત્વે કહ્યુ છે કે—

**" अनन्तधर्मात्मके वस्तुन्येकधर्मोन्नयनं ज्ञानं नयः "**

અર્થાત્ અનંતધર્માત્મક પદાર્થને વિષે ( એટલે કે કોઇ પણ વસ્તુના અનંત ધર્મો પૈકી ) એક ધર્મનું મુખ્યપણે ગ્રહણ તે ' નય ' છે.

( ૨ ) **ન્યાયાવતાર** ( શ્લો૦ ૨૯ )ની ટીકા ( પૃ૦ ૭૩ )માં શ્રી**સિદ્ધર્ષિ** નયની વ્યાખ્યા નીચે મુજબ રજુ કરે છે:—

**" अनन्तधर्माध्यासितं वस्तु स्वाभिप्रेतैकधर्मविशिष्टं नयति-प्रापयति संवेदनमारोहयतीति नयः "**

અર્થાત્ અનંત ધર્મોથી વિશિષ્ટ વસ્તુને પોતાને અભિમત એવા એક ધર્મથી યુક્ત જે જણાવે છે તે ' નય ' છે.

( ૩ ) આ સંબંધમાં **પ્રમાણનય૦** ( ૫૦૭, સૂ૦ ૧ )નો મુદ્રાલેખ એ છે કે—

**"नीयते येन श्रुताख्यप्रमाणविषयीकृतस्यार्थस्यांशस्तदितरांशौदासीन्यतः स प्रतिपत्तुरभिप्रायविशेषो नयः "**

અર્થાત્ સિદ્ધાન્તમાં કહેલા પ્રમાણ વડે વિષયરૂપ બનેલા ( એટલે કે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી નિશ્ચય કરાયેલા ) અર્થના અંશરૂપ અને ઇતર અંશો તરફ ઉદાસીનતા ( એટલે કે નહિ તેનું ગ્રહણ કે નહિ તેનો નિષેધ ) પૂર્વકનો અભિપ્રાય–વિશેષ તે ' નય ' છે.[2]

---

૧ નયની મહત્તાને લક્ષ્યમા રાખીને તો અનેક વિબુધવરોએ નયના વિવરણના પ્રસંગને જતો ન કરતા સાનન્દ વધાવી લીધો છે

૨ આ ઉપરથી એ ફલિત થાય છે કે નયરૂપે ગણાવા લાયક કોઇ પણ આશય–અભિપ્રાય–વિચાર પ્રત્યક્ષ, અનુમાન કે અન્ય કોઇ પણ પ્રમાણથી બાધિત ન જ હોવો જોઇએ. અમુક વિચાર અભ્રાન્ત છે, અસંદિગ્ધ છે, દોષરહિત છે એવી પ્રતીતિ પ્રમાણ દ્વારા થાય ત્યાર પછી જ તે વિચાર નયસમિતિનો સભ્ય બની શકે છે વિશેષમા આ પ્રમાણે સભ્ય બનેલા વિચારે પોતાનાથી ભિન્ન કે વિરૂદ્ધ વિચાર સાથે ઝપાઝપી કરવા કે ઝુબેશ ઊઠાવવા તૈયાર થવું નહિ, પરંતુ પોતાનું કાર્ય તેના તરફ ઉદાસીન રહી બજાવવું જોઇએ જો આ પ્રમાણે નહિ વર્તે તો નયસમિતિ તેને પોતાની સમિતિમાથી કાઢી મૂકે–તેને ' નયાભાસ 'ની પદવી આપી તેને પોતાના સંઘ બહાર મૂકી દે.

( ૪ ) **પ્રવચનસારોદ્ધાર**ની વૃત્તિ ( પત્રાંક ૨૪૩ )માં આ પરત્વે એ ઉલ્લેખ છે કે—

" अनेकधर्मकं वस्त्वनवधारणपूर्वकमेकेन नित्यत्वाद्यन्यतमेन धर्मेण प्रतिपाद्य स्वबुद्धिं नीयते–प्राप्यते येनाभिप्रायविशेषेण स ज्ञातुरभिप्रायविशेषो नयः "

અર્થાત્ અનેક ધર્મવાળી વસ્તુનું અનવધારણ પૂર્વક નિત્યત્વ વગેરે અનંત ધર્મો પૈકી કોઇ એક ધર્મ વડે પ્રતિપાદન કરી જે અભિપ્રાય–વિશેષ દ્વારા આ વસ્તુને પોતાની બુદ્ધિમાં ઉતારાય છે તે જાણકારનો અભિપ્રાય–વિશેષ ' નય ' છે.

( ૫ ) **અનુયોગદ્વાર**ની વૃત્તિમાં કહ્યું છે કે—

" सर्वत्रानन्तधर्माध्यासिते वस्तुनि एकांशग्राहको बोधो नयः "

( ૬ ) એક સ્થળે નયનું લક્ષણ નીચે મુજબ આપવામાં આવ્યું છે:—

" नानास्वभावेभ्यो व्यावृत्त्यैकस्मिन् स्वभावे वस्तुनयनं नयः "

એટલે કે વસ્તુના વિવિધ સ્વભાવોને દૂર કરીને–તેની ઉપેક્ષા કરીને તેના કોઇ એક સ્વભાવને પ્રાપ્ત કરવું તે ' નય ' છે.

( ૭ ) " ज्ञातुरभिप्रायः श्रुतविकल्पो वा नयः "

એ પ્રમાણે પણ નયનું લક્ષણ દૃષ્ટિગોચર થાય છે.

( ૮ ) એક ગ્રન્થકાર નયનું લક્ષણ નીચે મુજબ નિર્દેશે છે.—

" प्रमाणप्रवृत्त्युत्तरकालभाविपरामर्शविशेषरूपत्वं नयस्य लक्षणम् "

અર્થાત્ પ્રમાણની પ્રવૃત્તિ પછીના કાળમાં એટલે કે પ્રમાણ દ્વારા વસ્તુનો નિર્ણય થયા બાદ તેના પ્રત્યેક ધર્મનો વિશેષ રીતે વિચાર કરવો તે ' નય ' છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જે અધ્યવસાય–વિશેષ દ્વારા પરામર્શ કરાય છે તેનું નામ ' નય ' છે.[1]

( ૯ ) **તત્ત્વાર્થરાજ૦** ( પૃ૦ ૬૫ )મા નયનું લક્ષણ એમ આપવામા આવ્યું છે કે—

" प्रमाणप्रकाशितोऽर्थविशेषप्ररूपको नयः "

અર્થાત્ પ્રમાણ વડે પ્રકાશિત અર્થના પર્યાયોની પ્રરૂપણા કરનાર ' નય ' છે.

---

૧ શ્રીપ્રભાનન્દસૂરિ અને શ્રીહેમચન્દ્રગણિનું નય પરત્વે શું કથન છે તે જાણવા માટે જુઓ ઋષભપંચાશિકાની ટીકા ( પૃ૦ ૧૧૮–૧૧૯ )

આ ઉપરથી શ્વેતાંબર તેમજ દિગંબર મત પ્રમાણે નયનું લક્ષણ સમજી શકાય છે, પરંતુ ગ્રન્થકારનું એ સંબંધમાં કેવું વલણ છે તે જાણવું બાકી રહે છે એટલે એ જ દિશામાં પ્રયાણ કરીશું. એમના શબ્દોમાં નયનું લક્ષણ એ છે કે—

**अनन्तधर्मात्मकवस्तुनि धर्मान्तरौदासीन्यपूर्वकैकधर्मोन्नायकाध्यवसायविशेषरूपत्वं, अनेकधर्मकदम्बकोपेतवस्तुनो धर्मान्तरौदासीन्यपूर्वकैकधर्मेणावधारणात्मकाध्यवसायविशेषरूपत्वम्, प्रकृतवस्त्वंशग्राहीतरांशाप्रतिक्षेप्यध्यवसायविशेषरूपत्वं वा नयस्य लक्षणम् । (   )**

અર્થાત્ અનન્તધર્માત્મક વસ્તુમાં રહેલા અનેક ધર્મોમાંના, અન્ય ધર્મોનો નિષેધ કર્યા વિના અર્થાત્ તે ધર્મો તરફ ઉદાસીન રહીને કોઇ એક ધર્મ દ્વારા વસ્તુનો નિશ્ચય કરવા રૂપ અધ્યવસાય તે '[1]નય' છે. અન્ય શબ્દોમાં કહીએ તો કોઇ એક વસ્તુ સંબંધી જુદી જુદી દૃષ્ટિએ-અપેક્ષાએ વિચાર કરવાથી જે જુદા જુદા યથાર્થ અભિપ્રાયો બાંધવામાં આવે, તે બધા 'નય' કહેવાય છે. જેમકે કોઇ એક પુરુષ સંબંધી જુદી જુદી દૃષ્ટિએ વિચાર કરતા તેને પિતા, પુત્ર, મામો, ભાણેજ, કાકો, ભત્રીજો ઈત્યાદિ વિવિધ રૂપે માનવો તે 'નય' છે. તે પુરુષ પોતાના પુત્રની અપેક્ષાએ પિતા છે, પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર છે અને વળી પોતાના ભાણેજ અને ભત્રીજાની અપેક્ષાએ મામો તથા કાકો છે. એ પ્રમાણે બાકીના સગપણો પણ ઘટાવી શકાય તેમ છે. આ દૃષ્ટાન્ત ઉપરથી સમજી શકાય છે કે એકના એક પુરુષમાં પિતૃત્વ, પુત્રત્વ ઇત્યાદિ અનેક ધર્મો રહેલા છે. અર્થાત્ દરેક વસ્તુ અનંતધર્માત્મક છે.

**વસ્તુના અનંત ધર્મો—**

જૈન શાસ્ત્રમાં અને પ્રસ્તુતમા નયના લક્ષણમાં પદાર્થને અનંતધર્માત્મક—અનંત ધર્મવાળો કહ્યો છે. આથી એક પદાર્થમાં અનન્ત ધર્મો કેવી રીતે ઘટે છે એ જાણવાની સહજ ઉત્કણ્ઠા થાય. આની તૃપ્તિ માટે આપણે **તર્કરહસ્યદીપિકા** ( પત્રાંક ૮૫-૯૦ )નો આશ્રય લઇશું. 'અનંત' એટલે જેનો અંત (છેડો) ન આવી શકે—જેની ગણના ન થઇ શકે તે; અર્થાત્ 'અપરિમિત', અને 'ધર્મ' એટલે સહભાવી કે ક્રમભાવી પર્યાય યાને સ્વભાવ. આથી કરીને અનંતધર્માત્મક કહો કે અનેકાન્તાત્મક કહો તે એક જ છે, કેમકે અનેકાન્તાત્મકનો અર્થ અનેક અંશો—ધર્મો—સ્વરૂપોથી યુક્ત એમ થાય છે. વસ્તુ-માત્ર—ભલે પછી તે ચેતન હોય કે જડ અનંતધર્માત્મક છે, કેમકે એનું જ્ઞાન પ્રમાણ દ્વારા થઇ શકે છે. આ સ્થળે અન્વય-દૃષ્ટાન્ત મળી શકે તેમ નથી, કેમકે કોઇ પણ વસ્તુ ચેતન કે જડ વસ્તુરૂપ પક્ષમાં સમાઇ જાય છે. એથી અત્ર વ્યતિરેકી ઉદાહરણ મળી શકે છે. જેમકે જે વસ્તુ અનંતધર્માત્મક નથી, તે પ્રમેય ( પ્રમાણથી જાણી શકાય તેમ ) નથી, દાખલા તરીકે આકાશકુસુમ. આ અનુમાન સર્વથા દોષથી રહિત છે વળી પ્રત્યક્ષાદિ પ્રમાણો પણ આ હકીકતને પુષ્ટિ આપે છે.

---

૧ નય, પ્રાપક, સાધક, નિર્વર્તક, નિર્ભાસક, ઉપલભક, વ્યંજક એ બધા સમનાર્થક છે. જુઓ **તત્ત્વાર્થ** ( અ૦ ૧, સૂ૦ ૩૫ )નુ ભાષ્ય ( પૃ૦ ૧૨૦ ).

પ્રસ્તુત પ્રશ્નનો એટલે કે કોઇ પણ એક વસ્તુમાં અનન્ત ધર્મો કેવી રીતે ઘટી શકે છે તેનો ઉત્તર આપણે એક માત્ર સોનાના ઘડાના દૃષ્ટાન્તથી આપીએ. આ વિવક્ષિત ઘડો પોતાનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ હૈયાતી ભોગવે છે-અસ્તિત્વ ધરાવે છે, જ્યારે બીજાનાં દ્રવ્યાદિની અપેક્ષાએ તેનું અસ્તિત્વ નથી. સત્ત્વ, જ્ઞેયત્વ, પ્રમેયત્વ ઇત્યાદિ ધર્મોની અપેક્ષાએ આ ઘડાનો વિચાર કરતાં તેના સત્ત્વ વગેરે સ્વ પર્યાયો જ છે, કોઇ પર પર્યાય નથી. અર્થાત્ આ ઘડો સર્વદા સત્ જ છે, કેમકે સત્ત્વાદિ ધર્મો વસ્તુ-માત્રમાં હોવાથી એ ધર્મોની અપેક્ષાએ પ્રત્યેક વસ્તુ પરસ્પર સમાન છે, સજાતીય છે; વિજાતીય માટે તેમા અવકાશ નથી-એ ધર્મોમાં પરની કલ્પના માટે સ્થાન નથી. આ ઘડાનો આપણે વિશેષ વિચાર કરીશું તો જણાશે કે આ ઘડો પુદ્ગલના પરમાણુઓથી બનેલો છે, વાસ્તે એ પૌદ્ગલિક દ્રવ્યરૂપે સત્ કહેવાય, પરંતુ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાળ એ પૈકી કોઇ પણ રૂપે તો તે અસત્ કહેવાય. અત્ર પૌદ્ગલિકપણું એ આ ઘડાનો સ્વ પર્યાય છે અને એ પર્યાય ધર્માસ્તિકાય, જીવાસ્તિકાયો વગેરે અનત પર પર્યાયોથી છૂટો ( વ્યાવૃત્ત ) છે એટલે કે ઘડાનો સ્વ પર્યાય એક છે, જ્યારે તેના પર પર્યાયો અનત છે. વળી ઘડો પૃથ્વીનો બનેલો હોવાથી તે રૂપે-પાર્થિવરૂપે સત્ છે, પરંતુ જળ, અગ્નિ, વાયુ ઇત્યાદિ રૂપે અસત્ છે. અહીં પણ પાર્થિવ-રૂપ ઘડાનો સ્વ પર્યાય એક છે, જ્યારે તેના જલાદિરૂપ પર પર્યાયોની સંખ્યા અનંતની છે. આ પ્રમાણે આગળ ઉપર પણ સ્વ-પર પર્યાયોની સખ્યા ઘટાવી લેવી. આ પાર્થિવ ઘટ પણ ધાતુરૂપે સત્ છે, પરંતુ માટી વગેરે રૂપે તો અસત્ છે. ધાતુમાં પણ તે સોનાનો બનેલો છે, નહિ કે ત્રાંબુ, પિત્તળ, કે ચાંદી વગેરે ધાતુનો; વાસ્તે તે સોનારૂપે સત્ છે, જ્યારે ત્રાબુ વગેરે રૂપે તે અસત્ છે. સોનામા પણ એ ઘડેલા સોનાનો હોવાથી તે રૂપે સત્ છે, પરંતુ ઘડચા વિનાના સોનારૂપે તે અસત્ છે. ઘડેલા સોનારૂપે સત્ એવો આ ઘડો અમુક સોની ( મોતીરામ કારીગર )ના હાથે તૈયાર થયેલો હોવાથી તે રૂપે સત્ છે, જ્યારે બીજા નરોત્તમ વગેરે કારીગરોની અપેક્ષાએ તે અસત્ છે. વિશેષમાં આ ઘડેલો ઘડો સાકડા મુખવાળો અને વચ્ચેથી પહોળા આકારનો હોવાથી તે રૂપે સત્ છે, જ્યારે મુગટ વગેરેના આકારરૂપે તે અસત્ છે. ઉપર્યુક્ત જે આકારરૂપે આ ઘડો સત્ છે તે આકાર ગોળ છે એટલે તે ગોળાકારે સત્ હોઇ એ સિવાયના લાંબા, ચોરસ ઇત્યાદિ આકારે અસત્ છે. વળી એનો ગોળાકાર પણ પોતાના જ પરમાણુઓથી બનેલો હોવાથી તે દૃષ્ટિએ એ સત્ છે, પરંતુ બીજા પરમાણુઓની અપેક્ષાએ તો એ અસત્ છે. આ પ્રમાણે જે જે દૃષ્ટિએ એનું સત્ત્વ જોઇ શકાય છે તે તે દૃષ્ટિ તે એનો સ્વ પર્યાય છે, જ્યારે બાકીની દૃષ્ટિઓ-અપેક્ષાઓ એના પર પર્યાયો છે. આ પ્રમાણે દ્રવ્યની અપેક્ષાએ ફક્ત એક ઘડાના સ્વ પર્યાયો થોડા છે, જ્યારે તેના પર પર્યાયો તો અનંત છે.

**દ્રવ્યની અપેક્ષાએ સત્ત્વ અને અસત્ત્વ**

**ક્ષેત્રની વિવક્ષાએ સત્ત્વ--**

ક્ષેત્રની અપેક્ષાએ આનુ સત્ત્વ-અસત્ત્વ વિચારીએ. ક્ષેત્રની અપેક્ષાએ જોતા આ ઘડો ત્રિલોકવર્તી છે એટલે ત્રણે લોકમા વર્તવાપણું એ ઘડાનો પોતાનો પર્યાય છે. આ પર્યાયનો બીજો કોઇ પર પર્યાય હોતો નથી. ત્રિલોકવર્તી આ ઘડો તિર્યગ્-લોકમાં હોવાથી એ રૂપે તે સત્ છે, પરંતુ-

અધોલોક કે ઊર્ધ્વ-લોકમાં તે નહિ હોવાથી તે રૂપે એ અસત્ છે. તિર્યગ્-લોકમા પણ આ ઘડો **જંબૂદ્વીપ**માં રહેલો હોવાથી આ દ્વીપની અપેક્ષાએ તે સત્ છે, જ્યારે **ધાતકી** વગેરે અસંખ્ય દ્વીપોની અપેક્ષાએ તે અસત્ છે. તેમાં પણ વળી એ **ભરતક્ષેત્ર**માં રહેલો હોવાથી એ ક્ષેત્રની અપેક્ષાએ સત્ છે, જ્યારે **ઐરાવતાદિ** ક્ષેત્રની અપેક્ષાએ તે અસત્ છે. **ભરતક્ષેત્ર**મા પણ તે **મુંબઇ**માં રહેલો હોવાથી આ નગરની દૃષ્ટિએ તે સત્ છે, જ્યારે **સુરત** વગેરેની અપેક્ષાએ તે અસત છે. **મુંબઇ**માં પણ તે ઘેલાભાઇના ઘરમા હોવાથી તે દૃષ્ટિએ સત્ છે, જ્યારે અન્યના ઘરમા રહેવાની અપેક્ષાએ તો તે અસત્ છે. ઘરમા પણ તે ઘરના એક ભાગમાં રહેલો હોવાથી તે રૂપે સત્ છે, જ્યારે ઘરના ઇતર ભાગોની અપેક્ષાએ તે અસત્ છે. તેમા પણ એ જેટલા આકાશ-પ્રદેશને રોકે છે—અવગાહીને રહ્યો છે, તે પ્રદેશોની અપેક્ષાએ તે સત્ છે, જ્યારે બાકીના આકાશ-પ્રદેશને તે નહિ રોકતો હોવાથી તે રૂપે એ અસત્ છે. એ પ્રમાણે ક્ષેત્રની અપેક્ષાએ બીજી ઉચિત વિચારણા કરી લેવી અત્ર એ વાતનો નિર્દેશ કરીશું કે ક્ષેત્રની અપેક્ષાએ ઘડાના સ્વ પર્યાયોની સંખ્યા અલ્પ છે, જ્યારે તેના પર પર્યાયોની સખ્યા અસંખ્ય છે, કેમકે લોકાકાશના—ક્ષેત્રના અસંખ્ય પ્રદેશો છે અથવા મનુષ્ય-લોકમા રહેલો આ ઘડો બીજા સ્થાનમા રહેલા અનત દ્રવ્યોથી વ્યાવૃત્ત હોવાને લીધે તેના પર પર્યાયો અનંત છે. એવી રીતે ઘેલાભાઇના ઘરમાં રહેલા ઘડા વિષે સમજી લેવું.

**કાળની દૃષ્ટિએ સત્ત્વ—**

હવે કાળની અપેક્ષાએ ઘડાનો વિચાર કરીશુ. આ ઘડો પોતાના દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે એટલે કે તે હતો, છે અને હશે; એથી કરીને તેને કોઇથી પણ વ્યાવૃત્ત ન ગણી શકાય. પરંતુ એ આ યુગનો હોવાથી એ રૂપે સત્ છે જ્યારે અન્ય અતીત કે અનાગત યુગોની વિવક્ષાએ તે અસત્ છે. આ યુગમા પણ તે ચાલુ વર્ષનો હોવાથી તે રૂપે સત્ છે, જ્યારે ગયા અને આવતા વર્ષની અપેક્ષાએ તે અસત્ છે. વળી ચાલુ વર્ષમા પણ આ ઘડો વસત ઋતુમા બનેલો છે એટલે એ ઋતુની અપેક્ષાએ તે સત્ છે, જ્યારે અન્ય હેમંતાદિની અપેક્ષાએ તે અસત્ છે. તેમા પણ એ નવીન ( તાજો ) છે, માટે નવીન રૂપે એ સત્ છે, જ્યારે પુરાણા ( જૂના ) તરીકે એ અસત્ છે. એમા એ આજે બનેલો હોવાથી એ રૂપે સત્ છે, જ્યારે ગઇ કાળ વગરેની અપેક્ષાએ અસત્ છે. તેમા પણ વર્તમાન ક્ષણમા તે વર્તતો હોવાથી એ ચાલુ પળની અપેક્ષાએ વિદ્યમાન છે, જ્યારે અન્યની અપેક્ષાએ અવિદ્યમાન છે. આ પ્રમાણે કાળની અપેક્ષાએ ઘડાના સ્વ પર્યાયો અસંખ્ય છે, કેમકે એક પદાર્થ અસંખ્ય પળ સુધી ટકી શકે છે. પરંતુ જો અનંત કાળ સુધી ટકી રહેવાની કલ્પના કરવામા આવે તો એના સ્વ પર્યાયોની સંખ્યા અનંતની થાય છે અને પર પર્યાયો તો અનંત છે જ, કેમકે આ પર્યાયો તો ઉપર્યુક્ત સમય સિવાયના કાળમાં વર્તતા અનંત પદાર્થોમાં હૈયાતી ધરાવે છે.

**ભાવની કલ્પનાથી સત્ત્વ—**

હવે ભાવની અપેક્ષાએ ઘડાનું સત્ત્વ તપાસીશું. ભાવથી તે પીળા વર્ણનો હોવાથી આ

**વર્ણની અપેક્ષાએ સત્ત્વ**

વર્ણની દૃષ્ટિએ તે સત્ છે, પરતુ કાળા વગેરે રગની અપેક્ષાએ તે અસત્ છે. જોકે આ ઘડો પીળો છે, પરંતુ અન્ય કોઇ પદાર્થની અપેક્ષાએ તે બમણો પીળો છે, અમુકની અપેક્ષાએ ત્રણ ગુણો એમ

ઠેઠ અમુક અપેક્ષાએ તે અનંત ગુણો પીળો છે. એવી રીતે આ ઘડામાં અમુક દ્રવ્ય કરતાં બે ગુણી પીળાશ ઓછી છે, અમુક કરતાં ત્રણ ગુણી ઓછી એમ ઠેઠ અમુક પદાર્થની પીળાશ કરતાં અનેક ગુણી ઓછી છે. આ પ્રમાણે પીળાશની જ દષ્ટિએ ઘડાના સ્વ પર્યાયોની સંખ્યા અનંતની જોઇ શકાય છે.

જેમ પીળા રંગની અપેક્ષાએ એના પોતાના પર્યાયો અનંત થઇ શકે છે, તેમ કાળા વગેરે વર્ણની વિવક્ષા કરતા એના પર પર્યાયો અનંત હોવાની કલ્પના થઇ શકે છે. એ પ્રમાણે છ જાતના રસ, બે પ્રકારની ગંધ, આઠ તરેહના સ્પર્શની દૃષ્ટિએ પણ ઘટાવી લેવુ.

### શબ્દની અપેક્ષાએ સત્ત્વ—

'ઘટ' એવો અર્થ જુદા જુદા દેશમાં જુદા જુદા શબ્દથી દર્શાવાય છે. એટલે 'ઘટ' અર્થ જણાવવા માટે વિવિધ ભાષાઓના ભેદને લીધે અનેક શબ્દોથી વ્યવહાર થાય છે. આ શબ્દોની અપેક્ષાએ ઘટ સત્ છે અને એ બધા એના સ્વ પર્યાયો છે, જ્યારે જે શબ્દોથી 'ઘટ'નો ભાવ જણાવી શકાતો નથી તે શબ્દોની અપેક્ષાએ એ અસત્ છે અને એ બધા એના પર પર્યાયો છે. આ ઉભય પર્યાયો અનંત છે. અથવા ઉપર આપણે જે જે ઘટના સ્વ ધર્મો અને પર ધર્મો દર્શાવ્યા છે, તે તે ધર્મોને જણાવનારા જેટલા શબ્દો છે તે એના સ્વ કે પર ધર્મની કોટિમાં આવે છે.

### સંખ્યાની વિવક્ષાએ સત્ત્વ—

કોઇ દ્રવ્યની અપેક્ષાએ આ ઘડો પહેલો ગણાય, તેમ કોઇની દૃષ્ટિએ બીજો, એમ છેક અનતમો પણ ગણી શકાય. આ બધી સંખ્યાઓ ઘડાના સ્વ ધર્મો છે એટલે એ દૃષ્ટિએ તે સત્ છે, જ્યારે જે જે સખ્યાથી એનો વ્યવહાર થઇ શકે તેમ નથી, તે એના પર ધર્મો છે અને એની અપેક્ષાએ એ અસત છે આ બધા ધર્મોની સખ્યા અનંત છે. અન્ય રીતે પણ આનો વિચાર થઇ શકે છે. જેમકે આ ઘડામા જેટલા પરમાણુઓ કે પલાદિ રહેલા છે, તે બધી સંખ્યા એના સ્વ ધર્મ છે અને એ સિવાયની સંખ્યાઓ પર ધર્મો છે. એ પ્રકારે પણ સ્વ ધર્મોની અને પર ધર્મોની સંખ્યા અનંતની બને છે.

### સંયોગ-વિયોગની અપેક્ષાએ સત્ત્વ—

આજે અનંત કાળથી આ ઘડાના અનંત પદાર્થો સાથે સંયોગો-વિયોગો થયા છે. એ બધા સ્વધર્મો હોવાથી એ દષ્ટિએ એ સત્ છે, જ્યારે જે અનંત પદાર્થો સાથે એના સંયોગો-વિયોગો થયા નથી, તે સંયોગો-વિયોગો એના પરધર્મ હોવાથી એની અપેક્ષાએ એ અસત્ છે.

### પરિમાણાદિની અપેક્ષાએ સત્ત્વ—

અમુક દ્રવ્યની અપેક્ષાએ આ ઘડો નાનો ગણાય તો અમુકની અપેક્ષાએ તે મોટો ગણાય. એવી રીતે અન્યાન્ય અપેક્ષાએ તે લાંબો અને ટુંકો પણ ગણાય. એ રીતે એનું માપ અનંત પ્રકારનું જોઇ શકાય છે. આ બધાં અનંત માપો ઘડાના સ્વ ધર્મો છે એટલે એ અપેક્ષાએ એ સત્ છે,

જ્યારે જે માપની અપેક્ષાએ એ અન્ય-અન્ય દ્રવ્યથી જુદો પડે છે તે તે માપ એના પર ધર્મો છે અને એ દૃષ્ટિએ એ અસત્ છે. આ પર ધર્મો પણ અનંત છે. વળી આ ઘડો કોઈ પદાર્થની છેક પાસે તો, કોઇકની ઓછો પાસે, તો કોઇકની એથી ઓછો પાસે છે, અથવા અમુક પદાર્થથી એ દૂર છે, એના કરતાં અમુક પદાર્થથી વિશેષ દૂર છે, અથવા તો અમુક દ્રવ્યથી તે એક ગાઉ, તો અમુકથી બે ગાઉ ઇત્યાદિ અનંત કથનો એ સંબંધમાં થઇ શકે છે. આ બધાં કથનો સ્વધર્માત્મક હોવાથી એની અપેક્ષાએ ઘડો સત્ છે. વિશેષમાં આ ઘડો કોઇ પદાર્થની અપેક્ષાએ પૂર્વમાં, તો કોઇકની અપેક્ષાએ પશ્ચિમમાં, તો કોઇની અપેક્ષાએ વાયવ્ય કોણમા, તો કોઇની અપેક્ષાએ ઈશાન કોણમા છે. એ રીતે દિશા અને વિદિશાની અપેક્ષાએ પણ ઘડાના સ્વ પર્યાયો અનેક છે. કાળની અપેક્ષાએ ઘડાના સ્વ ધર્મોની અનંત સંખ્યા ઘટી શકે છે, કેમકે કાળના ક્ષણ, [1]લવ, ઘડી, દિવસ, મહિનો, વર્ષ ઇત્યાદિ ઘણા ભેદો છે અને એ ભેદોની અપેક્ષાએ ઘડો બીજાં સર્વે દ્રવ્યોથી પર-અપર હોઇ શકે છે, માટે એના સ્વ ધર્મો અનંત છે એમ કહેવું ખોટું નથી. જ્ઞાનની વિવક્ષાથી પણ એના સ્વધર્મો અનંત જણાય છે, કેમકે જીવો અનંત છે અને એ સર્વે આ ઘડાને પોતપોતાના દૃષ્ટિ–કોણથી–મતિજ્ઞાનાદિથી જાણી રહ્યા છે. કોઇને એનો સર્વથા સ્પષ્ટ બોધ છે, તો કોઇકને એથી ઓછો સ્પષ્ટ, તો કોઈકને અસ્પષ્ટ ઇત્યાદિ. વળી આ ઘડો અનંતાનંત જાતનાં સુખ, દુઃખ, ત્યાગ કરવાની બુદ્ધિ, ગ્રહણ કરવાની મતિ, તટસ્થ ( ઉદાસીન ) રહેવાની વૃત્તિ, પુણ્ય, પાપ, કર્મનો બંધ, કોઇ પ્રકારનો સંસ્કાર, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, જમીન ઉપર આળોટવું, પડવું, વેગ વગેરેના કારણરૂપ કે અકારણરૂપ હોવાથી ઘટ અનંત ધર્માત્મક ગણી શકાય તેમ છે. વળી ક્રિયાની અપેક્ષાએ પણ ઘટના સ્વ તેમજ પર ધર્મો અનંત છે, કેમકે ઊંચે ફેંકવું, નીચે ફેંકવું, સંકોચ કરવો, વિસ્તાર કરવો, ભમવું, ઝરવું, ખાલી થવું, ભરાવું, અન્ય સ્થાને લઇ જવું, પાણી લાવવું, પાણી ધરી રાખવું ઇત્યાદિ અનંત પ્રકારની ક્રિયાના કારણરૂપ ઘડો સંભવે છે. તેમજ જે પદાર્થો આ ક્રિયાઓના કારણરૂપ નથી, તેનાથી એ દૃષ્ટિએ આ ઘટ જુદો છે–એ રૂપે આ ઘટ અસત્ છે. સામાન્યાદિની અપેક્ષાએ પણ ઘટ અનંતધર્માત્મક છે. જેમકે પૂર્વે નિવેદન કર્યા પ્રમાણે અતીત, અનાગત અને વર્તમાન કાળમાં જે જે વસ્તુમાત્રના અનંત સ્વપર્યાયો અને પરપર્યાયો દર્શાવ્યા છે તે પૈકી કોઇના એક પર્યાય સાથે, તો કોઇકના બે સાથે, તો કોઇકના ત્રણ એમ ઠેઠ કોઇના અનંત પર્યાયો સાથે ઘડાની સમાનતા રહેલી છે. આ સમાનતા અનંત પ્રકારની છે એ દેખીતી વાત છે. વિશેષ યાને વિલક્ષણતાની અપેક્ષાએ પણ એના સ્વધર્મો અનંત છે, કેમકે કોઇ પદાર્થથી તે એક જ રીતે વિલક્ષણ–જુદો હોય, તો કોઇથી બે રીતે વિલક્ષણ, તો કોઇથી ત્રણ પ્રકારે તો કોઇથી અનત પ્રકારે. વળી, અનંત પદાર્થોની વિવક્ષાએ ઘડામાં રહેલી સ્થૂલતા, કૃશતા, સમતા, વક્રતા, સૂક્ષ્મતા, આદરતા, તીવ્રતા, ચકચકાટ, સુંદરતા, પહોળાઇ, ટુંકાઈ, નીચતા, ઉચ્ચતા, વિશાળ સુખપણું ઇત્યાદિ એક એક ગુણ અનંત પ્રકારનો છે. તેથી એ રીતે પણ ઘડામાં અનંત ધર્મો સંભવે છે આ ઘડો આજ અનંત કાળ થયા અનંત

---

૧ અસંખ્ય સમયો મળીને એક 'આવલિકા' થાય છે. અન્ય શબ્દમા કહીએ તો સૂક્ષ્મ નિગોદના જીવના જઘન્ય આયુષ્યનો ૨૫૬ મો ભાગ તે 'આવલિકા' છે ૪૪૪૬ ૨૪૫૮/૩૭૭૩ આવલિકા જેટલો કાળ તે 'પ્રાણ' કહેવાય છે. ૭ પ્રાણ જેટલો કાળ તે 'લવ' કહેવાય છે. ૭૭ લવો જેટલો કાળ તે 'મુહૂર્ત' કહેવાય છે.

પદાર્થો સાથે આધાર-આધેય સંબંધ ધરાવે છે, માટે એ અપેક્ષાએ પણ એના અનંત સ્વધર્મો ગણાય તેમ છે. વળી, સ્વ સ્વામીનો સંબધ, જન્ય-જનકનો, નિમિત્ત-નૈમિત્તિકનો, છ [1]કારકનો, પ્રકાશ્ય-પ્રકાશકનો ઇત્યાદિ અસંખ્ય સંબધોની અપેક્ષાએ પણ એક એકના અનંત ધર્મો ઘટે છે. અહીં જે ઘટના અનંતાનંત સ્વપર્યાયો અને પરપર્યાયો કહ્યા છે, તે બધાની ઉત્પત્તિ, વિનાશ અને સ્થિરતા અનંત કાળે અનંતી વાર થયાં છે, થાય છે અને થશે એ અપેક્ષાએ પણ ઘટના અનંત ધર્મો સંભવે છે. આ પ્રમાણે પીળા રંગથી માંડીને તે આટલે સુધી ભાવની અપેક્ષાએ ઘટના અનંત ધર્મોનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

અત્યાર સુધી દ્રવ્ય વગેરેની અપેક્ષાએ ઘડાના જે સ્વધર્મો તેમજ પરધર્મો દર્શાવ્યા છે તે ઉભય ધર્મોનું એકી સાથે કથન કરનાર એક પણ શબ્દ નથી, કેમકે શબ્દ તો ક્રમસર જ ધર્મોનો નિર્દેશ કરી શકે તેમ છે. સૂર્ય-ચન્દ્રવાચી પુષ્પદત જેવો કોઇ સાંકેતિક શબ્દ પણ યુગપત્-એકી સાથે આવું કાર્ય કરવા સમર્થ નથી, એટલે કે આ દૃષ્ટિએ ઘટમાં અનંત અવ્યક્ત સ્વધર્મો ઘટે છે. વિશેષમાં પૂર્વની જેમ કહી શકાય (વકતવ્ય) એવા અનંત ધર્મોથી અને

---

૧ (અ) કર્તા, (આ) કર્મ (કાર્ય), (ઇ) કરણ કે કારણ, (ઈ) સંપ્રદાન, (ઉ) અપાદાન અને (ઊ) આધાર એ છ 'કારકો' કહેવાય છે એ છ કારકો જીવ-અજીવ સમસ્ત પદાર્થો સાથે સમવાય (કથંચિત્ તાદાત્મ્ય) સંબધે સાધક, બાધક કે સાધ્ય રૂપે પ્રવર્તે છે. આનો અર્થ સ્ફુટ રીતે સમજાય તે માટે એક ઉદાહરણ વિચારીશું. ઘટરૂપ કાર્યના છ કારકોનો વિચાર કરીએ તો જણાશે કે ઘડો બનાવનાર યાને કુંભાર તે 'કર્તા' છે, ઘટ તે કાર્ય'; માટી તે 'ઉપાદાન-કારણ' અને ચક્ર, દંડ ઇત્યાદિ 'નિમિત્ત-કારણ'; માટીના પિંડને નવા પર્યાયની પ્રાપ્તિ તે 'સંપ્રદાન'; સ્થાસ વગેરે પૂર્વ પર્યાયનો વ્યય-નાશ અર્થાત જુદાપણું તે 'અપાદાન'; અને ઘટાદિ પર્યાયનુ આધારપણું તે 'આધાર'.

ભવાનંદી આત્મા પરત્વે છ કારકનુ ચક્ર બાધકરૂપે કેવી રીતે પરિણમી રહ્યુ છે તેનું સ્થૂળ સ્વરૂપ એ છે કે સંસારી આત્મા વિભાવ રાગાદિ જ્ઞાનાવરણીયાદિ દ્રવ્યરૂપ કર્મનો 'કર્તા' છે, તે રાગાદિની પરિણતિરૂપ ભાવ-કર્મે કરીને જ્ઞાનાવરણીયાદિ દ્રવ્ય-કર્મને ગ્રહણ કરવા રૂપ 'કાર્ય' કરે છે; અશુદ્ધ વિભાવ પરિણામરૂપ ભાવાશ્રવ તે 'ઉપાદાન-કારણ' અને હિંસાદિ ૧૮ પાપસ્થાનકના સેવનરૂપ દ્રવ્યાશ્રવ તે 'નિમિત્ત-કારણ' છે; અશુદ્ધ ક્ષયોપશમની તથા દ્રવ્ય-કર્મની પ્રાપ્તિ તે 'સપ્રદાન' છે; સ્વધર્મનો અટકાવ, શુદ્ધ ક્ષયોપશમની હાનિ અને પરભાવનું અનુસરણ એ 'અપાદાન' છે, અને અનંતી અશુદ્ધ વિભાવતા તથા જ્ઞાનાવરણીયાદિ કર્મને ગ્રખવા રૂપ શકિતને વિષે જ ચેતનાની વિશ્રામતા અને સ્થિતિ તે 'આધાર' છે.

આ જ ષટ્કારક ચક્રને જ્યારે સાધક આત્મા પોતાના મૂળ સ્વરૂપના આવિર્ભાવો માટે ઉપયોગમા લે, ત્યારે તે બાધક મટી સાધક બને છે અને સિદ્ધ પરમાત્માઓને તો તે સાધ્યરૂપે પરિણમ્યું છે. સાધક જીવે એ પ્રમાણે પોતાના આત્માને સબોધવો કે હે ચેતન ! તુ પરભાવનો કર્તા, ભોક્તા કે ગ્રાહક નથી, પરતુ તુ તો ચિદાનન્દ સ્વરૂપનો ભોગી છે; તારૂં કાર્ય તો અનંત ગુણ પારિણામિક સ્વરૂપને ભોગવવાનું છે, વાસ્તે વીતરાગની વાણીનું યથાર્થ પાન કરી અનાદિ વિભાવરૂપ વિષ નિવારી સ્વતત્ત્વ સંભારી, સ્વપરનો વિવેક ધારી સહજાનંદ પદ પ્રાપ્ત કરવું એ જ તારૂ 'કાર્ય' છે, તું 'તેનુ ઉપાદન કારણ' છે, તારી ગુણ-સંપત્તિને તારા પ્રદેશે પ્રદેશે પ્રકટાવવા રૂપ દાનનો તું 'સપ્રદાની' છે, માટે અનાદિ અશુદ્ધ પરિણામને ત્યજી દે અને તારી સત્તાનો આધાર એવો તું આત્મરમણતા કેળવ,

અન્ય પદાર્થોથી આ ઘડો જુદો હોવાથી આમાં અવક્તવ્ય એવા અનંત પરધર્મોનો પણ સમાવેશ થાય છે. આ પ્રમાણે એક ઘડાનું દૃષ્ટાન્ત આપી તેમાં અનંત ધર્મો રહેલા છે એમ જેમ સિદ્ધ કરી શકાયું, તેમ પદાર્થ-માત્ર પરત્વે એટલે [1]જીવાદિ સંબંધી દર્શાવી શકાય તેમ છે.

## પ્રાસંગિક શંકાઓ અને સમાધાનો—

ઉપર્યુક્ત વિવેચનના મીમાંસકને કદાચ એવો પ્રશ્ન સ્ફુરે કે જે પર્યાયો ઘડાના પોતાના છે તે તેના સંબંધી ભલે કહેવાય, પરંતુ જે પર પર્યાયો છે અને જે ઘડાથી અન્ય પદાર્થોમાં રહેનારા છે, તે એના સંબંધી કેવી રીતે ગણાય ? આનો ઉત્તર એ છે કે સંબંધના બે પ્રકારો છેઃ ( ૧ ) અસ્તિત્વ ( વિદ્યમાનતા—હૈયાતી )રૂપે સંબધ અને ( ૨ ) નાસ્તિત્વરૂપે સંબંધ જેમ ઘડાનો ઘડાના સ્વપર્યાય રૂપ સાથેનો સંબંધ અસ્તિત્વરૂપે છે, તેમ તેનો તેના બીજા પણ સ્વપર્યાયો સાથે અસ્તિત્વરૂપે સંબંધ છે, પરંતુ જેમ અછતા માટીરૂપ પર્યાય સાથે ઘડાનો નાસ્તિત્વરૂપે સંબંધ છે તેમ પરપર્યાયો ઘડામાં નહિ રહેતા હોવાથી તેની સાથે પણ એનો નાસ્તિત્વરૂપે સંબંધ છે. ફક્ત એ પરપર્યાયો ઘડામાં રહેતા નથી વાસ્તે જ એનો સંબંધ નાસ્તિત્વરૂપ કહેવાય છે અને એ માટે જ તે પરપર્યાયો પણ કહેવાય છે.

વળી, અહીં કોઇ એમ શંકા ઊઠાવે કે જેમ ધન વિનાનો ગરીબ માણસ ધનવાન્ કહેવાતો નથી, તેમ જે પરપર્યાયો ઘડાના નથી, તેઓ ઘડાના શી રીતે કહેવાય ? આમ છતાં પણ જો તેમ કહેવામાં આવે એટલે કે જે વસ્તુ જેની ન હોય છતાં તે તેની છે એમ માનવામાં આવે તો શું લોકના વ્યવહારનો ભંગ થશે નહિ ? આનું સમાધાન એ છે કે જેમ ધન અને ગરીબ વચ્ચે સબંધ તો છે પણ તે નાસ્તિત્વરૂપ છે તેમ પરપર્યાયો અને ઘડા વચ્ચે સંબંધ તો છે, કિન્તુ તે નાસ્તિત્વરૂપ છે. નાસ્તિત્વરૂપે સંબંધ હોવામાં કોઇ જાતનો બાધ નથી, કેમકે આ ગરીબને ધન નથી અર્થાત્ ગરીબ અને ધન વચ્ચે નાસ્તિત્વરૂપ સબંધ છે એવો શું લોક-વ્યવહાર નથી ? આથી એ ફલિત થાય છે કે ઘડા અને પરપર્યાયો વચ્ચે અસ્તિત્વરૂપ સંબંધ છે એ કથન જેમ ખોટું છે, તેમ એ બે વચ્ચે કોઇ પણ પ્રકારનો—નાસ્તિત્વરૂપે પણ સંબંધ નથી એ કથન પણ અસત્ય જ છે.

અત્ર કોઇ એવો તર્ક કરે કે નાસ્તિત્વ તો અભાવરૂપ—અસદ્રૂપ છે અને તે તુચ્છ છે તો એવા તુચ્છરૂપ સાથે કોઇનો કશો સંબંધ હોઇ શકે ? ન જ હોય; તો પછી પરપર્યાયો પણ તુચ્છ-રૂપ હોવાથી એની સાથે ઘડાનો સંબંધ શી રીતે માની શકાય ? કારણ કે જે કંઇ તુચ્છરૂપ હોય તેમાં કોઇ પણ જાતની શકિત હોતી નથી તો પછી સંબંધ—શકિત ક્યાંથી હોય ? વળી, જો ઘડામાં પરપર્યાયોનું નાસ્તિત્વ છે, તો નાસ્તિત્વ સાથે ઘડાનો સંબંધ માનવો તે ઠીક છે, પરંતુ પરપર્યાયો સાથે એનો સંબંધ કેમ મનાય ? જેમ કે ઘટનો પટાભાવ યાને પટના નાસ્તિત્વ સાથે સંબંધ છે એથી કરીને એનો ઘડાનો સબંધ પટ સાથે પણ હોય એવું જોવામાં કે સાંભળવામાં

---

૧ પ્રસ્તુત વિષયમા વિશેષ વ્યવધાન થવાના ભયથી આ સંબંધમા આગળ ઉપર યથાસ્થાન વિચાર કરવાનો ઇરાદો રખાય છે.

આવ્યું નથી. કહેવાની મતલબ એ છે કે અહીં જો પરપર્યાયોના નાસ્તિત્વ સાથે ઘડાનો સંબંધ હોવાથી પરપર્યાયો સાથે પણ ઘડાનો સંબંધ છે એમ માનવામાં આવે, તો ઘડાનો સંબંધ પટના નાસ્તિત્વ સાથે હોવાથી તેનો પટ સાથે પણ સંબંધ છે એવી લોકવિરૂદ્ધ માન્યતા સ્વીકારવી પડશે.

આનો જવાબ એ છે કે નાસ્તિત્વનો અર્થ તે તે રૂપે નહિ હોવાપણું એમ છે. આ જાતનું નાસ્તિત્વ એ વસ્તુનો ધર્મ છે અને એથી એ કાંઇ સર્વથા તુચ્છરૂપ નથી. એથી કરીને એનો ઘડા સાથે સંબંધ હોઇ શકે છે. એનું કારણ એ છે કે ઘટ પટરૂપે નથી એમ કહેવામાં અર્થાત્ ઘડાની સત્તા જણાવવામાં એ ઘડો કપડારૂપે નથી. ઘડામા કપડારૂપે નાસ્તિત્વ છે, એ ભાવની પણ ખાસ જરૂર પડે છે. પટમાં જે જે ગુણો-ધર્મો-સ્વભાવો છે તે ઘટમાં નથી-એ રૂપે ઘટ નથી એ તો ઘડાને રૂપે ( સ્વરૂપે ) જ છે એ હકીકતમાં આ વાત સ્પષ્ટ જણાય એવી છે કે ઘડો પોતાનુ સ્વરૂપ જણાવતાં કપડારૂપે પોતે નથી એ વિશેષણ-એ પરપર્યાયના નાસ્તિત્વની ખાસ અપેક્ષા રાખે છે. એથી કરીને જે જે ગુણો કપડાના છે તે પણ ઘડાના ઉપયોગમા આવી જાય છે અને એ જ રીતે વિચાર કરતાં સમજી શકાય છે કે કપડું પણ ઘડા સાથે સંબંધ ધરાવી રહ્યું છે, પછી ભલેને એ સંબંધ નાસ્તિત્વરૂપે હોય. ઘડો કપડારૂપે નથી એ વાત સુવિદિત હોવાથો કપડા અને ઘડા વચ્ચે નાસ્તિત્વ-રૂપ સંબધ છે એ નિ સંદેહાત્મક કથન છે. શુ લોકો ઘડો, કપડું વગેરે પદાર્થો પરસ્પર અભાવરૂપ છે એમ કહેતા નથી ? આ ઉપરથી સમજાય છે કે કપડા વગેરેના જે ગુણો કે ધર્મો છે, તે બધાનો ઉપયોગ એક અપેક્ષાએ ઘડાને માટે પણ થઇ શકે છે. વળી એ પણ ધ્યાનમાં રાખવુ જોઇએ કે જેનો જેની સાથે સબધ હોય તે બધા તેના પર્યાયો કહી શકાય. ઘડાનો ઘડાના રૂપ વગેરે સાથે સંબંધ છે. માટે એ રૂપાદિ જેમ ઘડાના પર્યાયો કહી શકાય તેમ કપડાના ધર્મો કે ગુણોનો પણ સંબંધ કોઇ અપેક્ષાએ ઘડાની સાથે હોવાથો એ પણ ઘડાના પર્યાયો કહી જ શકાય.[1] વળી, જો એ કપડા વગેરેના ગુણો કે ધર્મો ન હોત, તો ઘડાના પોતાના જ પર્યાયોને સ્વપર્યાયો તરીકે શી રીતે ઓળખાવાય? કેમકે જ્યારે પોતાનું અને પારકું એમ બે પક્ષો હોય ત્યારે જ આવો વ્યવહાર થઇ શકે છે એટલે કે આ ગુણો ઘડાના પોતાના છે અને આ ગુણો પારકા છે. આ વ્યવહારની અપેક્ષાએ પણ કપડા વગેરેના ગુણો ઘડાને ઉપયોગી થઇ પડે છે, માટે જ એ પર-ધર્મો પણ એ ઘડા સાથે સંબંધ ધરાવી શકે છે. વળી એ પણ ભૂલવું ન જોઇએ કે પદાર્થમાત્ર સ્વતંત્ર સ્વભાવી છે, દરેકનો સ્વભાવ પ્રતિનિયત ( મુકરર-અમુક ) છે; વાસ્તે જ્યારે કોઇ પણ પદાર્થનું યથાર્થ સ્વરૂપ જાણવું હોય ત્યારે એ શું છે એટલું જ નહિ જાણતાં એ શું નથી તે પણ જાણવું જોઇએ એટલે કે બીજા કયા કયા પદાર્થો છે અને તેના શા શા સ્વભાવો છે તેનો બોધ હોવો જોઇએ. આ પ્રકારના જ્ઞાન વિના કોઇ પણ મનુષ્ય પદાર્થનું વાસ્તવિક પૃથક્કરણ કરી શકે તેમ નથી તેમ તેના પ્રતિનિયત સ્વભાવથી પરિચિત થઇ શકતો નથી. આથી એ તાત્પર્ય નીકળે છે કે એક ઘડાનું વાસ્તવિક જ્ઞાન

---

૧ અત્ર એ સ્મરણમા રાખવું ઉપયોગી સમજાય છે કે જે પર્યાયો જેમા અસ્તિત્વરૂપે સંબદ્ધ હોય તે પર્યાયો તે વસ્તુના પોતાના ગણાય છે એટલે કે તે સ્વપર્યાયો છે અને જે પર્યાયો જેમા નાસ્તિત્વ-રૂપે સંબદ્ધ હોય તે તે વસ્તુના પરપર્યાયો છે. આ પ્રમાણે જ સ્વ અને પર શબ્દો નિમિત્તનો ભેદ જ જણાવે છે, પરતુ સર્વથા સબધ કે અસબંધ જણાવતા નથી વિશેષમા ઘટમા પટના પર્યાયો નાસ્તિત્વ-રૂપે સબદ્ધ છે એટલે વ્યાવૃત્તિરૂપે તેને ઘટના સ્વપર્યાયો ગણવા તે વિરોધાત્મક કથન નથી.

મેળવવું હોય તો તેનાથી અન્ય એવા અનેક પદાર્થો અને તેના સ્વભાવોનો બોધ મેળવવો આવશ્યક છે. આથી કરીને તો જે કપડાના ગુણો કે ધર્મો છે, તે પણ કોઇ અપેક્ષાએ ઘડાના હોઇ શકે છે અને છે એ કથન નિર્વિવાદ જણાય છે. ભાષ્યકાર **શ્રીજિનભદ્રગણિએ** પણ કહ્યું છે કે—

> **" [1]जेसु अनाएसु तओ, न नज्जए नज्जए य नाएसु ।**
> **किह तस्स ते न धम्मा, घडस्स रूवाइ धम्मव्व ? ॥ ४८५ ॥ "**

અર્થાત્ જે પર્યાયો જાણવાથી જે જણાય અને જે નહિ જાણવાથી ન જણાય તે ઘડાના રૂપાદિ ધર્મોના પેઠે તેના ધર્મ કેમ ન કહેવાય ?

આ ઉપરથી એ પણ ફલિત થાય છે કે જે મનુષ્ય માત્ર એક જ પાદાર્થને એના બધા સ્વપર્યાયો અને ( એથી અનંત ગુણા ) પર પર્યાયો સહિત જાણે છે, તે જ મનુષ્ય-બધું જાણી શકે છે—સર્વજ્ઞ છે અને જે મનુષ્યો સ્વપર પર્યાયોને ( કે જે જેટલા સર્વ દ્રવ્યોના પર્યાયો છે તેટલાને ) જાણે છે તે એક પદાર્થને વાસ્તવિક રીતે જાણે છે. આથી કરીને **આચારાંગસૂત્ર** ( અ૦ ૩, ઉ૦ ૪, પૃ૦ ૧૧૭ )માં કહ્યું પણ છે કે—

> **" [2]जे एगं जाणइ, से सव्वं जाणइ । जे सव्वं जाणइ से एगं जाणइ "[3]**

અર્થાત્ જે એકને જાણે છે તે બધું જાણે છે અને જે બધું જાણે છે તે એકને જાણે છે.

આ વિવેચન ઉપરથી પ્રત્યેક વસ્તુ અનંતધર્માત્મક છે એ કથન ટાઢા પહોરની ગપ નથી, પરંતુ યુક્તિ પૂર્વક સિદ્ધ થતી અને અત્ર જણાવ્યા પ્રમાણે થયેલી હકીકત છે એમ વિદ્વાન્ પાઠક જરૂર સ્વીકારશે એવી આશા રહે છે એટલે પ્રસ્તુત દિશામા વિહરવામાં આવે છે.

**નયોની અનંતતા—**

આપણે ૨૭૩મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ જ્યારે નય એ અભિપ્રાય-વિશેષ છે અર્થાત્ વસ્તુમાં જેટલા ધર્મો રહેલા છે તે બધાને લગતા જેટલા અભિપ્રાયો તેટલા નયો કહેવાય છે, તો પછી દરેક વસ્તુ અનંતધર્માત્મક હોવાથી શું નયેની સંખ્યા અનન્ત નહિ હોવી જોઇએ ? આ પ્રશ્નનો

---

૧ છાયા—

> येषु अज्ञातेषु ततो न ज्ञायते ज्ञायते च ज्ञातेषु ।
> कथं तस्य ते न धर्मा घटस्य रूपादिधर्मा इव ? ॥

૨ છાયા—

> य एकं जानाति स सर्वं जानाति । यः सर्वं जानाति स एकं जानाति ।

૩ આ ભાવાર્થ નિમ્ન-લિખિત પદ્યમા દૃષ્ટિગોચર થાય છે —

> " एको भावः सर्वथा येन दृष्टः, सर्वे भावाः सर्वथा तेन दृष्टाः ।
> सर्वे भावाः सर्वथा येन दृष्टा, एको भावः सर्वथा तेन दृष्टः ॥ "

ઉત્તર એ છે કે ખરેખર નયની સંખ્યા અનન્ત છે. એ વાતને તાર્કિકચક્રચૂડામણિ **શ્રીસિદ્ધસેન દિવાકર** પણ **સમ્મતિ**ની ૧૪૪મી ગાથા દ્વારા સમર્થિત કરે છે, કેમકે તેમણે કહ્યું છે કે—

**" [1]जावइया वयणपहा, तावइया चेव हुंति नयवाया "**
**जावइया नयवाया, तावइया चेव परसमया ॥**

અર્થાત્ જેટલા વચન-માર્ગો છે તેટલા નય-વાદ છે જ—નયાત્મક વચનો છે. એવી જ રીતે જેટલા નય-વાદો છે એટલા જ પર સમયો—અન્યાન્ય દર્શનો છે.

**દુર્નય એટલે શું ?**

નયના ભેદ-પ્રભેદનો વિચાર કરીએ તે પૂર્વે એ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે યથાર્થ અભિપ્રાયો નયો છે, પરંતુ જો તેઓ પોતપોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરે તો તે માનનીય નથી અર્થાત્ પોતપોતાના મતનું મંડન કરવા ઉપરાંત અન્ય મતનો નિષેધ કરવા—તેનું ખંડન કરવા તત્પર થાય તો તે નય મટીને ' કુનય ' બને છે. આથી કરીને તો નયના [2]લક્ષણમાં ' અન્ય ધર્મો તરફ ઉદાસીન ' એ શબ્દો ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. જોકે કુનય પણ વસ્તુ ઉપર પ્રકાશ નાખવામાં નયથી ઉતરે તેમ નથી, તે છતાં પણ તેને 'કુનય', 'દુર્નય' કે 'નયાભાસ' કહેવામાં આવે છે તેનું કારણ એ છે કે એ દ્વારા મળેલા જ્ઞાનને સર્વાંશ માનવારૂપ ભૂલ કરવામાં આવે છે અર્થાત્ તે બીજા યથાર્થ અભિપ્રાયો—નયોનો તિરસ્કાર—નિષેધ કરે છે અને તેમ કરીને એકાન્તિક બને છે.

આ પ્રમાણે જે નયો પોતાના મર્યાદા-ક્ષેત્રની બહાર જઇ અન્યને ઉતારી પાડવા પ્રયાસ કરે એટલે કે એક બીજા સાથે સહકાર નહિ રાખતાં પરસ્પર નિરપેક્ષ બને તેને ' દુર્નય 'નો ઇલકાબ મળે છે. આ સંબંધમાં **પંચાશત્**નું નિમ્ન-લિખિત પદ્ય પ્રકાશ પાડે છે:—

**" निःशेषांशजुषां प्रमाणविषयीभूयं समासेदुषां**
**वस्तूनां नियतांशकल्पनपराः सप्त श्रुतासङ्गिनः ।**
**औदासीन्यपरायणास्तदपरे चांशे भवेयुर्नया—**
**श्चेदेकान्तकलङ्कपङ्ककलुषास्ते स्युस्तदा दुर्नयाः ॥ "**

અર્થાત્ પ્રમાણનો વિષય થયેલ તેમજ સમગ્ર અંશોથી યુક્ત એવી વસ્તુઓના નિયમિત અંશની કલ્પના કરવામાં—અમુક અંશનો વિચાર કરવામાં તત્પર તથા અન્ય અંશો પ્રતિ ઉદાસીનતા રાખવામાં પરાયણ તેમજ શ્રુતનો સંગ કરનાર સાત નયો છે, પરન્તુ જો એકાન્તરૂપ કલંકના કાદવથી તે નયો મલિન બને, તો તે (નય મટીને) 'દુર્નય' થાય.

---

૧ છાયા—

**यावन्तो वचनपथास्तावन्तश्चैव भवन्ति नयवादाः ।**
**यावन्तो नयवादास्तावन्तश्चैव परसमयाः ॥**

૨ જુઓ પૃ. ૨૭૩ તેમજ ૨૭૫.

શ્રીરત્નપ્રભસૂરિકૃત સ્તુતિ–દ્વાત્રિંશિકાનું નિમ્ન-લિખિત પદ્ય પણ આ વાતની સાક્ષી પૂરે છેઃ—

" अहो चित्रं चित्रं तव चरितमेतन्मुनिपते !
स्वकीयानामेषां विविधविषयव्याप्तिवशिनाम् ।
विपक्षापेक्षाणां कथयसि नयानां सुनयतां
विपक्षक्षेप्तृणां पुनरिह विभो ! दुष्टनयताम् ॥ "

અર્થાત્ હે મુનીશ્વર ! તારૂં આ ચરિત્ર અહો આશ્ચર્યકારી છે. કેમકે હે પ્રભુ ! તું વિવિધ વિષયની વ્યાપકતાને વશ થયેલા તેમજ વિપક્ષ ( વિરૂદ્ધ પક્ષ )ની અપેક્ષા રાખનારા એવા આ ( તારા ) પોતાના નયોને તું ' સુનય ' કહે છે, જ્યારે વિપક્ષનો તિરસ્કાર કરનારા નયોને તું અત્ર ' દુર્નય ' કહે છે.[1] આ સંબંધમા શ્રીપદ્મસાગર ગણિકૃત સ્વોપજ્ઞ **નયપ્રકાશસ્તવવૃત્તિ**માંથી થોડીક પંક્તિઓનો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ લેખાય.

' दुर्नयवाक्यं हेयं, नयवाक्यं चोपेक्ष्यं, प्रमाणवाक्यं तूपादेयम् " ( पृ० ३ ) ;

અર્થાત્ સપ્તભંગી–નયનું નિરૂપણ વાક્ય દ્વારા થાય છે. આ વાક્યના (૧) દુર્નય-વાક્ય, (૨) નય–વાક્ય અને (૩) પ્રમાણ–વાક્ય એમ ત્રણ પ્રકારો છે. તેમા દુર્નય–વાક્ય ત્યાજ્ય છે. નય–વાક્ય ઉપેક્ષા કરવા લાયક છે અને પ્રમાણ–વાક્ય ગ્રહણ કરવા યોગ્ય છે. વિશેષમાં પ્રમાણ–વાક્ય સકલાદેશાત્મક છે, નય–વાક્ય વિકલાદેશાત્મક છે, જ્યારે દુર્નય–વાક્ય તો નથી સકલાદેશાત્મક કે નથી વિકલાદેશાત્મક, એ તો હેય હોવાથી એનો બહિષ્કાર કરવામાં આવે છે. આ ભાવસૂચક પંક્તિઓ નીચે મુજબ છેઃ—

" इत्युक्तं सकलादेशस्वरूपम् ; अयं च प्रमाणवाक्यापरपर्याय एव । .. विकलादेशस्य सकलादेशवैपरीत्यं तु नयवाक्यात्मकत्वेनैभिरेव कालादिभिरष्टभिः कृत्वा भेदग्राहकत्वादेव । दुर्नयवाक्यं तु न सकलादेशात्मकम् , नापि विकलादेशात्मकम् , किन्तु सर्वथा हेयत्वाद् बहिष्कृतमेव । " ( पृ० ८ )

આ ધ્યાનમાં આવે તે માટે આપણે સકલાદેશ અને વિકલાદેશનુ સ્વરૂપ વિચારવું જોઇએ, કિન્તુ ગ્રન્થ–ગૌરવના ભયથી તેમ ન કરતા **ન્યાયકુસુમાંજલિ**નુ સ્પષ્ટીકરણ (પૃ૦ ૧૮૧–૧૮૫, ૧૮૮–૧૯૨), **સપ્તભંગીપ્રદીપ** ( પૃ૦ ૩૩–૩૯) અને **પ્રમાણનય૦** ( પ. ૪, સૂ. ૪૩–૪૭ ) જોવા ઉત્તરોત્તર વિશેષ જિજ્ઞાસાવાળાને ભલામણ કરવામાં આવે છે. અત્ર તો આ ત્રણ પ્રકારનાં વાક્યોનાં લક્ષણો વિચારવા બસ થશે.

---

૧ સામાન્ય રીતે જે વિપક્ષ ( શત્રુ )ની અપેક્ષા રાખે–તેનો આશ્રય લેઇ આવે તે દુષ્ટ ગણાય છે, જ્યારે જે શત્રુ સાથે સબંધ ન રાખે–તેને પોતાથી દૂર રાખે તે સજ્જન છે અને એથી વિપરીત હકીકત છે અને એથી જ કરીને આ વાત આશ્ચર્યજનક હોવાનું કવિરાજ સૂચવે છે.

" प्रमाणवाक्यं तु युगपत्सकलधर्मग्राहि वाक्यम् " ( पृ० ६ )।
" अपरधर्मग्रहोपेक्षकत्वे सत्येकधर्मग्राहि वाक्यं नयवाक्यम् " ( पृ० ५ )।
" अपरधर्मापलापेनैकधर्मग्राहि वाक्यं दुर्नयवाक्यम् " ( पृ० ६ )।

અર્થાત્ નયવાક્ય-ગર્ભિત પ્રમાણ-વાક્ય સમગ્ર ધર્મોનું એક સાથે ગ્રહણ કરનારૂં વાક્ય છે; અન્ય ધર્મોના ગ્રહણને વિષે ઉપેક્ષા કરનારૂં અને એક ધર્મનું ગ્રહણ કરનારૂં વાક્ય ' નય-વાક્ય ' છે; [1]અપર ધર્મોનો અપલાપ કરવા પૂર્વક એક ધર્મનું ગ્રહણ કરનારૂં વાક્ય ' દુર્નય-વાક્ય ' છે.

પરમાર્હત **કુમારપાલ** નરેશ્વરના પ્રતિબોધક **શ્રીહેમચન્દ્રાચાર્ય**કૃત **અન્યયોગ**નું નિમ્નલિખિત પદ્ય શું સૂચવે છે ?

" सदेव सत् स्यात् सदिति त्रिधाऽर्थो, मीयेत दुर्नीतिनयप्रमाणैः ।
यथार्थदर्शी तु नयप्रमाण-पथेन दुर्नीतिपथं त्वमास्य ॥ २८ ॥ "

અર્થાત્ દરેક વસ્તુ સદ્રૂપ જ છે એ કથન 'દુર્નીતિ' (દુર્નય) છે, વસ્તુ સત્ છે એ કથન 'નય' છે અને વસ્તુ કથંચિત સત છે એ કથન ' પ્રમાણ ' છે. આ પ્રમાણે ત્રણ પ્રકારે વસ્તુનો નિર્ણય થાય છે. વાસ્તવિક વસ્તુનો નિરીક્ષક એવો તું નય અને પ્રમાણના માર્ગ વડે દુર્નય-માર્ગને દૂર કર.

આ વિવેચન ઉપરથી સુનય અને દુર્નય એટલે શું તે ધ્યાનમાં આવ્યું હશે, પરંતુ સાથે સાથે એટલું ઉમેરવું બાકી રહે છે કે દુર્નય, નય અને સુનય એવી ત્રણ કલ્પનાઓનો તો દિગંબરો સ્વીકાર કરે છે, નહિ કે શ્વેતાંબરો એમ **શ્રીમલયગિરિસૂરિ** નિમ્ન-લિખિત ઉલ્લેખ દ્વારા સૂચવે છેઃ—

" नयो दुर्नयः सुनयश्चेति दैगम्बरा व्यवस्था, न त्वस्माकम् ; नय-दुर्नययोरर्थाविशेषात् . "

પરંતુ આ સૂચન ઉપર્યુક્ત ભાવાર્થથી વિરૂદ્ધ જતું દેખાય છે, એટલે કે શ્વેતાંબરાચાર્યો પણ ત્રણ કલ્પનાઓ સ્વીકારતા હોય એમ લાગે છે.

સુનય અથવા જેને આપણે સામાન્ય રીતે નય તરીકે ઓળખાવીએ છીએ અને હવે પછી પણ કરીશું તેનું યથાર્થ સ્વરૂપ લક્ષ્યમાં આવે તે માટે જેમ આપણે નયાભાસનો થોડે ઘણે અંશે વિચાર કર્યો તેમ નયમાં અને પ્રમાણમાં શો તફાવત છે તે જાણવું આવશ્યક છે એટલે એની પણ પણ સ્થૂલ રૂપરેખા અવલોકીએ.

---

૧ પ્રમાણ-વાક્યની જેમ નય-વાક્યનો વિષય નથી જ છે.

## પ્રમાણ અને નયમાં તફાવત—

એ તો સુવિદિત હકીકત છે કે દરેક પ્રવૃત્તિમાં નિર્ણાયક અને ગ્રાહક એમ બે પ્રકારની શક્તિની પ્રધાનતા છે. નિર્ણાયક શક્તિ પદાર્થના નિર્ણયો તરફ ધ્યાન આપે છે, જ્યારે ગ્રાહક શક્તિ એ નિર્ણયોને ક્રમસર વ્યવહારરૂપ આપવામાં પ્રવૃત્તિ કરે છે. આ શક્તિઓને અનુક્રમે શાસ્ત્રકારોએ 'પ્રમાણ' અને 'નય'ની સંજ્ઞા આપી છે. અન્ય રીતે વિચારતાં જોઇ શકાય છે કે ઇન્દ્રિયોની મદદથી કે મદદ વિના ઉત્પન્ન થયેલું જ્ઞાન જ્યારે કોઇ વસ્તુ ઉપર યથાર્થ પ્રકાશ પાડે છે—તેનો સુનિશ્ચય કરાવે છે ત્યારે તે 'પ્રમાણ' કહેવાય છે, જ્યારે પ્રમાણ દ્વારા પ્રકાશિત થયેલી વસ્તુને શબ્દ દ્વારા બીજાને જણાવવા માટે તે વસ્તુના વિષયમાં જે માનસિક વિચાર–ક્રિયા થાય તે 'નય' કહેવાય છે અર્થાત્ શબ્દમા ઉતારાતી કે ઉતારવા યોગ્ય જ્ઞાન–ક્રિયા તે 'નય' છે, જ્યારે તેનો પુરોગામી ચેતના–વ્યાપાર તે 'પ્રમાણ' છે. આ ઉપરથી સમજી શકાય છે કે પ્રમાણની પેઠે નય પણ જ્ઞાન છે એટલે કે પ્રમાણ અને નય એ બંને જ્ઞાનના રૂપાંતરો છે, છતાં એ બેમાં ભિન્નતા છે. જેમકે પ્રમાણ નિરપેક્ષ યાને સ્વતંત્ર છે, જ્યારે નય સાપેક્ષ યાને પરતંત્ર છે, કેમકે પ્રમાણ પોતાના સામર્થ્યથી પોતાનો બચાવ કરી શકે છે, જ્યારે નયને તો પોતાનું રક્ષણ કરવા માટે પ્રમાણનો આશ્રય લેવો પડે છે. કહેવાની મતલબ એ છે કે પ્રમાણ વસ્તુ–સ્વરૂપનો નિર્ણય કરે છે, જ્યારે નય તો આ પ્રમાણે પ્રમાણે કરેલા નિર્ણય ઉપર જીવે છે. આ વાતનું નયનાં લક્ષણો ( જુઓ પૃ૦ ૨૭૩–૨૭૪ ) સમર્થન કરે છે.

પ્રમાણ અને નય વચ્ચેની ભિન્નતા એ બેના વ્યુત્પત્તિ–અર્થ ઉપરથી પણ જોઇ શકાય છે. જેમકે પ્ર+માન=જે જ્ઞાન વડે 'પ્ર' એટલે અભ્રાન્તપણે વસ્તુનું 'માન' એટલે પ્રકાશન (નિર્ણય) થાય તે 'પ્રમાણ'. ની+અ=નય તેમાં 'ની' એટલે પ્રમાણ દ્વારા જાણેલી વસ્તુને બીજાની અર્થાત શ્રોતાની મતિમાં પહોચાડવાની ક્રિયા અને 'અ' એટલે કરનાર વક્તાનો માનસિક વ્યાપાર.

આ ઉપરાંત પ્રમાણ અને નયમાં એ તફાવત છે કે નય પ્રમાણના અંશરૂપ છે, જ્યારે પ્રમાણ નયરૂપ અંશોના સમૂહરૂપ છે એટલે કે તે અંશી છે, કેમકે પ્રમાણ વ્યાપારમાંથી જ નય વ્યાપારની ધારાઓ પ્રકટે છે. વળી આ બેનો વિષય થનારી વસ્તુ જોકે એક જ છે, છતાં તેના ભાનની રીત જુદી જુદી હોવાથી પ્રમાણ અને નયમાં વિષય–ભેદ સ્પષ્ટ છે. અન્ય શબ્દોમાં કહીએ તો ભાનમા અમુક વિશેષતાઓની મુખ્યતા હોવા છતાં જ્યારે ઉદ્દેશ્ય અને વિધેયના વિભાગ સિવાય જ વસ્તુ ભાસમાન થાય ત્યારે તે પ્રમાણનો વિષય છે અને જ્યારે વસ્તુ ઉદ્દેશ્ય–વિધેયના વિભાગ પૂર્વક ભાસે ત્યારે તે નયનો વિષય છે. આ વાત ધ્યાનમાં આવે તે માટે આપણે એક ઉદાહરણ વિચારીશું. આપણી નજરે કોઇ એક ઘોડો આવે ત્યારે અમુક કદ, અમુક રંગ ઇત્યાદિ તેની વિશેષતાઓ પ્રધાનપણે ભાસે છે પણ તે વખતે એ વિશેષતાઓનું પ્રાધાન્ય હોવા છતાં અભિન્નરૂપે અન્ય વિશેષતાઓ સહિત સમગ્ર ઘોડો જ ચાક્ષુષ જ્ઞાનનો વિષય બને છે. તે વખતે કાંઇ તેની અમુક વિશેષતાઓ બીજી વિશેષતાઓ કરતાં છુટી પડી ભાસતી નથી. માત્ર અમુક વિશેષતાઓ દ્વારા તે આખો ઘોડો જ અખંડિતપણે આંખનો વિષય બને છે ( આથી જ જ્ઞાનનો વિષય બનતો ઘોડો અનેકધર્માત્મક વિષય બને છે) એ જ પ્રમાણનો વિષય થવાની રીત છે. પ્રમાણનો વિષય

બનેલ એ ઘોડાનું જ્ઞાન બીજાને શબ્દ દ્વારા કરાવવું હોય ત્યારે એ ઘોડાની અમુક વિશેષતાઓને અન્ય વિશેષતાઓથી બુદ્ધિ દ્વારા-કલ્પના વડે છૂટી પાડી વક્તા કહે કે એ ઘોડો અમુક આકારનો છે, અમુક કદનો છે, અમુક રંગનો છે ઇત્યાદિ. આ વખતે વક્તાના બૌદ્ધિક વ્યાપારમાં કે શ્રોતાની જ્ઞાન-ક્રિયામાં ઘોડો ભાસમાન હોવા છતાં તે ગૌણ પદ ભોગવે છે, જ્યારે તેની જુદી પાડી દર્શાવવામાં આવેલી વિશેષતાઓ પ્રધાન પદ ભોગવે છે. તેથી જ એ વખતે જ્ઞાનનો વિષય બનતો ઘોડો અમુક અંશવિશિષ્ટ વિષય બને છે. એ જ નયનો વિષય થવાની રીત છે.

આપણે ૨૮૪મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ જ્યારે નયોની સંખ્યા અગણિત છે, તો તે કેવી રીસે સમજી શકાય એવો પ્રશ્ન ઉદ્ભવે છે.આનો ઉત્તર એ છે કે કુશાગ્ર બુદ્ધિશાળી જૈન મુનિવરોએ આ ગણનાતીત નયોના સમૂહને સંક્ષિપ્ત પદ્ધતિએ બે, મધ્યમ પદ્ધતિએ સાત અને વિસ્તૃત પદ્ધતિએ (આ સાતેના સો સો ભેદો એટલે) ૭૦૦ નયોમાં વિભક્ત કર્યા છે. આ ત્રણ પદ્ધતિ પૈકી અત્ર પ્રથમના બેનો જ વિચાર કરીશું, કેમકે મારા તેમજ મારા જેવા જિજ્ઞાસુના દુર્ભાગ્યે સાતસો પ્રકારો ઉપર પ્રકાશ પાડનાર **સપ્તશતાર નયચક્ર** અધ્યયન ગ્રન્થનો વિચ્છેદ થયો છે, જ્યારે નૈગમાદિ એક એક નયના બાર બાર ભેદોનું ભાન કરાવનાર **દ્વાદશાર નયચક્ર** અમુદ્રિત દશામાં હોય સર્વ જનને પ્રાપ્ય નથી.

## સંક્ષિપ્ત વર્ગીકરણ—

અસંખ્ય નયોને નિશ્ચય-નય અને વ્યવહાર-નય એમ બે વર્ગોમાં વહેંચી શકાય છે અથવા તેનો નિશ્ચય-નયના સાધનરૂપ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એમ બે વિભાગોમાં વિભક્ત કરી શકાય છે. આ વાતની નિમ્ન-લિખિત ગાથા સાક્ષી પૂરે છે:—

“ [1]णिच्छयववहारणया, मूलिमभेदा णयाण सव्वाणं ।
णिच्छयसाहणहेऊ, दव्वपज्जत्थिया मुणह ॥ ”

આ ઉપરાંત તેના જ્ઞાન-નય અને ક્રિયા-નય કે અર્થ-નય અને શબ્દ-નય એવા પણ બબ્બે વર્ગીકરણો થઇ શકે છે.

## નિશ્ચયનયાદિનો પરામર્શ—

તાત્ત્વિક-પારમાર્થિક અર્થને ગ્રહણ કરનારો નય ‘ નિશ્ચય-નય ’ યાને ‘ પારમાર્થિક ’ નય છે, જ્યારે લૌકિક-વ્યાવહારિક અર્થને ગ્રહણ કરનારો નય ‘ વ્યવહાર-નય’ છે. દ્રવ્યને વિષય કરનાર નય તે ‘દ્રવ્યાર્થિક-નય’ છે, જ્યારે પર્યાય તરફ વિશેષ ધ્યાન આપનાર નય ‘પર્યાયાર્થિક’

---

૧ છાયા—

निश्चयव्यवहारनयौ मूलभेदौ नयानां सर्वेषाम् ।
निश्चयसाधनहेतून् द्रव्यपर्यायार्थिकान् जानीध्वम् ॥

છે.[1] જ્ઞાનનું ગૌરવ પ્રતિપાદન કરનારો નય તે ' જ્ઞાન-નય ' છે, જ્યારે ક્રિયાની મહત્તા સિદ્ધ કરવા મથતો નય તે 'ક્રિયા-નય' છે. વિશેષતઃ અર્થ તરફ દૃષ્ટિ ફેંકનારો નય તે 'અર્થ-નય' છે, જ્યારે મુખ્યત્વે કરીને શબ્દ તરફ નજર કરનારો નય તે 'શબ્દ-નય' છે.

---

૧ અત્ર કોઇને શંકા થાય કે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિકની પેઠે ગુણાર્થિક એવું પણ વર્ગીકરણ થવું જોઇએ, કેમકે જૈન શાસ્ત્રમા દ્રવ્ય, ગુણ અને પર્યાય એ ત્રણ સંજ્ઞાનો સાથે પ્રયોગ થયેલો જોવામા આવે છે ( દાખલા તરીકે જુઓ અનુયોગ૦નું ૧૨૧મું સૂત્ર ), તો એનું સમાધાન એ છે કે પર્યાયથી ગુણ અને પર્યાય એ ઉભય સમજવાના છે, કેમકે સહભાવી પર્યાયનુ નામ જ ગુણ છે. વળી એ પ્રશ્ન પણ સંભવે છે કે જ્યારે દ્રવ્યોને જ પર્યાયો છે તો પછી દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એવા બે ભેદો કેવી રીતે પડી શકે ? આનો ઉત્તર એ છે કે દ્રવ્ય અને પર્યાયના સ્વરૂપની વિવક્ષામા કંઇક વિશેષતા છે. ( પર્યાય પરિણામરૂપ છે જ્યારે દ્રવ્ય પરિણામિસ્વરૂપ છે ) જેમકે રાહુનું મસ્તક એમા કથંચિત્ છઠ્ઠી વિભક્તિનો અભેદ છે. વિશેષમા પર્યાય દ્રવ્યથી પણ સૂક્ષ્મ છે. કેમકે એક દ્રવ્યમા અનંત પર્યાયો રહેલા છે. વળી દ્રવ્ય વધતા પર્યાય પણ વધે છે, કારણ કે પ્રત્યેક દ્રવ્ય આશ્રીને સંખ્યેય કે અસંખ્યેય અવધિનો પરિચ્છેદ છે, પરંતુ પર્યાયની વૃદ્ધિ થતા દ્રવ્યની વૃદ્ધિ થાય પણ ખરી અને ન પણ થાય. વિશેષા૦મા કહ્યું પણ છે કે—

" भयणाए खेत्त-काला परिवड्ढंतेसु दव्व-भावेसु ।
दव्वे वड्ढइ भावो भावे दव्वं तु भयणिज्ज ॥ ६१९ ॥ "
[ भजनया क्षेत्र-कालौ परिवर्धमानयोर्द्रव्य-भावयोः ।
द्रव्ये वर्धते भावो भावे द्रव्यं तु भजनीयम ॥ ]

વળી ક્ષેત્રથી પણ અનંત ગુણું દ્રવ્ય છે. આના સમર્થનાર્થે નિવેદન કરવાનું કે—

" खित्तविसेसेहिं तो दव्वमणंतगुणियं पएसेहिं ।
दव्वेहिं तो भावो संखगुणोऽसंखगुणिओ वा ॥ "
[ क्षेत्रविशेषैस्ततो द्रव्यमनन्तगुणितं प्रदेशैः ।
द्रव्यैस्ततो भावः सङ्ख्येयगुणोऽसङ्ख्येयगुणितो वा ॥ ]

આથી વિસ્તૃત વિવેચન તો નન્દીની ટીકામા છે, કિન્તુ આટલાથી પણ દ્રવ્ય અને પર્યાય સ્વરૂપની અપેક્ષાએ ભિન્ન છે એમ સમજાયું હશે; અને એથી કરીને દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એમ બે ભેદો પાડવા તે સમુચિત છે એવી પ્રતીતિ થઇ હશે. વિશેષમા એ પણ યાદ રાખવું કે સ્વભાવથી ભિન્ન એવા દ્રવ્ય અને પર્યાયનો પરસ્પર મેલાપ થતો હોવા છતા એ પ્રત્યેક પોતપોતાનો પૃથક્ભાવ છોડતા નથી. કહ્યું પણ છે કે—

" अण्णोण्णं पविसंता दिंता ओगास अण्णमण्णस्स ।
मेलंता वि अ णिच्च सगसगभावं न वि जहंति ॥ "
[ अन्योन्य प्रविशन्तो ददतोऽवकाशं अन्योन्यस्य ।
मिलन्तोऽपि च नित्य स्वकस्वकभाव नापि जहति ॥ ]

કોઇ વળી એવી દલીલ કરે કે વસ્તુનુ વિચારવામા આવતુ કોઇ પણ સ્વરૂપ કયા તો સામાન્ય હશે કે કયા તો વિશેષ હશે એટલે સમગ્ર નયોના 'સામાન્યગ્રાહી' અને ' વિશેષગ્રાહી ' એમ બે વિભાગો પાડવા જોઇએ તો આ પણ અસ્થાને છે, કારણ કે દ્રવ્ય અને પર્યાયથી સામાન્ય અને વિશેષ વ્યતિરિક્ત-ભિન્ન નથી. એનું કારણ એ છે કે આપણે ૧૮૧મા પૃષ્ઠમા જોઇ ગયા તેમ સામાન્યના ઊર્ધ્વતા-સામાન્ય અને તિર્યક્-સામાન્ય એમ બે ભેદો છે. આ પૈકી ઊર્ધ્વતા-સામાન્ય તો દ્રવ્ય જ છે, જ્યારે તિર્યક્-સામાન્ય પ્રતિ-વ્યક્તિ સમાન પરિણામરૂપ હોઇ વ્યંજન-પર્યાય જ છે, કેમકે પ્રવચનમા સ્થૂળ, કાલાંતરસ્થાયી શબ્દોના સંકેત-વિષયને 'વ્યંજન-પર્યાય' કહેલ છે. વિશેષમા વિશેષ તો વિસદૃશતા વિવર્તલક્ષણી હોઇ પર્યાય જ છે.

## નિશ્ચય-નય અને વ્યવહાર-નયનો સમવતાર—

સમ્યગ્દર્શનરૂપ રથનાં બે [1]ચક્ર સમાન આ બે નયોની સ્થૂળ વ્યાખ્યા આપણે ઉપર જોઈ ગયા. અત્ર આનો વિશેષ બોધ થાય તે માટે આન્તરિક તત્ત્વનું નિરૂપણ કરનારા નિશ્ચય-નય અને બાહ્ય તત્ત્વનું નિરૂપણ કરનારા વ્યવહાર-નયનું સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર-રૂપ રત્નત્રયીનું અસ્તિત્વ, સમ્યગ્દર્શનાદિની ઉત્પત્તિ, લિંગને વંદન અને સમ્યક્દૃષ્ટિની વ્યાખ્યા સંબંધી શું કથન છે તેનું દિગ્દર્શન કરીએ. નિશ્ચય-નય પ્રમાણે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્-ચારિત્રરૂપ ત્રિપુટી એક બીજાથી વિખુટી રહી શકતી નથી; એમાંથી એકનો પણ નાશ થતાં બાકીનાના રામ રમી જાય છે. અર્થાત્ આ પૈકી કોઇ એકનો સદ્ભાવ સંભવતો નથી. જ્યાં એકનો સદ્ભાવ જણાતો હોય, ત્યાં બીજાં બે હોવાં જ જોઈએ એમ નિશ્ચય-નયનું કથન છે.[2] વ્યવહાર-નય પ્રમાણે તો સમ્યક્-ચારિત્રની ગેરહાજરીમાં પણ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન સંભવી શકે છે. આગમમાં કહ્યું પણ છે કે—

**સમ્યગ્દર્શનાદિની હૈયાતી**

**" [3]निच्छयनयस्स चरणस्सुवघाए नाणदंसणवहो वि ।**
**ववहारस्स उ चरणे, हयम्मि भयणा उ सेसाणं ॥ "**

---

૧ આ ઉપમા અસ્થાનીય નથી, એ વાત સહસ્રાવધાની શ્રીમુનિસુંદર સૂરિવરે રચેલા **ઉપદેશરત્નાકર**ના ચતુર્થ ( અંતિમ ) અંશના, સાતમા તરંગના પ્રારંભ ( પત્રાંક ૨૨૩ )માંના નિમ્ન-લિખિત પદ્યો પૂરવાર કરી આપે છે—

" लहिऊण मोहजयसिरि-मिच्छह जइ सिद्धिपुरवरे गंतुं ।
अक्खयसुहमणुभविउं, ता वरदंसणरहं भयह ॥ १ ॥

सुअ-चरणवसहजुत्तो, आवस्सग-दाणमाइपत्थयणो ।
निच्छयववहारचक्को, दंसणरहु नेइ जणु रिद्धिं ॥ २ ॥ "

[ लब्ध्वा मोहजयश्रियमिच्छत यदि सिद्धिपुरवरं गन्तुम् ।
अक्षयसुखमनुभवितुं तर्हि वरदर्शनरथं भजत ॥

श्रुत-चरणवृषभयुक्त आवश्यक-दानादिपथ्यदनः ।
निश्चय-व्यवहारचक्रो दर्शनरथो नयति जनं ऋद्धिम् ॥ ]

અર્થાત્ મોહના વિજયરૂપ લક્ષ્મીને મેળવીને જો તમે ઉત્તમ સિદ્ધિ-પુરમા જવા તેમજ અક્ષય સુખનો અનુભવ કરવા ઇચ્છતા હો, તો દર્શનરૂપ શ્રેષ્ઠ રથને ભજો સમ્યગ્જ્ઞાન અને સમ્યક્-ચારિત્રરૂપ બળદોથી યુક્ત, (છ) આવશ્યક, દાન વગેરે રૂપ પાથેય (ભાથા)વાળો તથા નિશ્ચય અને વ્યવહાર ( નય )રૂપ ચક્રવાળો દર્શન-રથ મનુષ્યને ઋદ્ધિ પ્રાપ્ત કરાવે છે.

૨ જુઓ ઉપદેશરત્નાકરની સ્વોપજ્ઞ વૃત્તિના ૨૨૩ મા પત્રગત નિમ્ન-લિખિત પંક્તિઓઃ—
" सम्यग्दर्शनस्य ज्ञानस्य चारित्रस्य चैकतरस्य नाशे शेषोभयस्यापि. "

૩ છાયા—

निश्चयनयस्य (मते) चरणस्योपघाते ज्ञान-दर्शनवधोऽपि ।
व्यवहारस्य तु चरणे हते भजना तु शेषयोः ॥

અર્થાત્ ચારિત્રનો ઉપઘાત થતાં જ્ઞાન અને દર્શનનો પણ વધ થઇ જ જાય છે એમ નિશ્ચય–નય કહે છે,[1] જ્યારે વ્યવહાર–નય પ્રમાણે ચારિત્રનો નાશ થતાં શેષનો નાશ થાય પણ ખરો ને નહિ પણ થાય.[2]

સમ્યક્ત્વ અને જ્ઞાનની ઉત્પત્તિના સંબંધમાં નિશ્ચય–નયનું કહેવું એ છે કે જે સમ્યક્ત્વ અને જ્ઞાન સહિત હોય તેને તે ઉત્પન્ન થાય છે, જ્યારે વ્યવહાર–નયનું કથન એ છે કે જે એનાથી રહિત હોય તેને એ ઉત્પન્ન થાય છે. અન્ય શબ્દોમાં કહીએ તો વ્યવહાર–નય પ્રમાણે મિથ્યાદૃષ્ટિ તેમજ અજ્ઞાની સમ્યક્ત્વ અને જ્ઞાનને પામે છે, તેઓ એના પ્રતિપદ્યમાનક છે, જ્યારે નિશ્ચય–નય અનુસાર સમ્યગ્દૃષ્ટિ અને જ્ઞાની સમ્યક્ત્વ અને જ્ઞાનના પ્રતિપદ્યમાનક છે. વ્યવહાર–નયનું માનવું એ છે કે જે થયેલું વિદ્યમાન ( હૈયાત ) હોય તે ફરીથી થતું નથી અને કોઇથી કરાતું પણ નથી. દાખલા તરીકે પ્રથમ તૈયાર થયેલો ઘડો ફરી બીજી વાર કરાતો નથી. આમ છતા જો કરાયેલું ફરી કરાય તો ક્રિયા ચાલૂ જ રહેશે અને ક્રિયા બંધ ન રહેવાથી કાર્ય પણ ચાલૂ જ રહેશે–તે કદાપિ પૂરૂં નહિ થાય. આથી પ્રસ્તુતમાં મતિજ્ઞાનની પ્રાપ્તિમાં પણ અનવસ્થા દોષ ઉપસ્થિત થશે. વિશેષમાં કરેલું પણ કરાય છે એમ સ્વીકારવામાં ઘટાદિ કાર્ય ઉત્પન્ન કરવામા ચક્ર–ભ્રમણ વગરે ક્રિયા નિષ્ફળ જશે, કેમકે તે ક્રિયાનું કાર્ય તો પ્રથમથી જ વિદ્યમાન છે. વળી નિશ્ચય–નયે સ્વીકારેલા સત્કાર્યવાદમાં પ્રત્યક્ષ વિરોધ પણ છે, કેમકે પહેલાં માટીના પિંડ વગેરે રૂપ અવસ્થામાં ઘટાદિ કાર્ય અવિદ્યમાન હોય છે અને એ કાર્ય તો કુંભારના વ્યાપાર બાદ થતું જણાય છે એટલે પૂર્વે નહિ થયેલું થતું જણાય છે. આથી કરીને વિદ્યમાન કાર્ય ઉત્પન્ન થાય છે એ કથન યુક્તિ–સંગત નથી. આ ઉપરાંત આ નયનું કથન એ છે કે ક્રિયા–કાલ અને નિષ્ઠા ( સમાપ્તિ )–કાલમાં ભેદ છે, કેમકે ઉત્પન્ન થતા ઘટાદિ કાર્યનો ક્રિયા–કાલ અસંખ્યેય સમયનો જણાય છે તેથી કરીને જે સમયે ઘટાદિ કાર્યનો પ્રારંભ થાય છે તે જ સમયે તે ઉત્પન્ન થાય છે એમ નહિ, કિન્તુ માટી લાવવી, ચાક ઉપર તેને મૂકવી તેના શિવક, સ્થાસ, કોશ વગરે ક્રિયા થયા બાદ ઘણા કાળે ઘટાદિની ઉત્પત્તિ થાય છે. કહેવાની મતલબ એ છે કે ક્રિયાના પ્રથમ સમયે જ કાર્ય ઉત્પન્ન થતું હોય તો તે ત્યાં જણાવું જોઇએ, પણ તે વખતે તો તે ત્યાં દૃષ્ટિગોચર થતું નથી. દાખલા તરીકે ઘટરૂપ કાર્ય શિવક, સ્થાસક, કોશ, કુશૂલ વગેરેના સમયે જણાતું નથી, કિન્તુ ઘટરૂપ કાર્યનો લાંબો ક્રિયા–કાલ પૂર્ણ થયા બાદ એટલે ઘટને લગતી સર્વ ક્રિયાની પૂર્ણાહુતિમાં તે કાર્ય નજરે પડે છે. આથી એ ફલિત થાય છે કે ક્રિયા–કાલના અંતમા જ કાર્ય વિદ્યમાન હોય છે, નહિ કે તે પૂર્વે.

આ સંબંધમાં નિશ્ચય–નયનો અભિપ્રાય એ છે કે નહિ થયેલું કાર્ય અભાવરૂપ હોવાથી આકાશ–પુષ્પની જેમ થતું નથી. જો આકાશ–પુષ્પની પેઠે અભાવરૂપ અવિદ્યમાન કાર્ય પણ ઉત્પન્ન થતું હોય તો ગધેડાને શીંગડાં પણ થવાં જોઇએ, કારણ કે અભાવ તો આકાશ–પુષ્પમાં અને આમા સમાન છે. આથી કરેલું કરાતું નથી, એ વાત યુક્તિ–વિકલ જણાય છે. વળી

૧ આનુ કારણ એ છે કે જ્ઞાન અને દર્શનની, ચારિત્રના સાધનરૂપે જ તાત્ત્વિક સ્વરૂપવાળી અવસ્થિતિ છે; ચારિત્રના અભાવમા અર્થ–ક્રિયાનો અભાવ હોવાથી પરમાર્થથી અસત્ત્વતા ઉદ્ભવે છે.

૨ આમા એ હેતુ રહેલો છે કે કાર્યના અભાવમા પણ કારણ હોય છે. જેમકે અંકૂરરૂપ કાર્યથી રહિત એવા બીનું અસ્તિત્વ, ધૂમરૂપ કાર્યની વિમુખ દશામા પણ અગ્નિની હૈયાતી.

નિત્ય ક્રિયારૂપ દોષ સત્કાર્યવાદમાં છે એમ કહેવું નિરર્થક છે, કેમકે શું અસત્કાર્ય–વાદમાં તે નથી કે ? અર્થાત્ અવિદ્યમાન કાર્ય કરાય છે એમ માનનારે ક્રિયા ચાલૂ રહે છે–સદા ક્રિયા કર્યા જાઓ એ વાત સ્વીકારવી પડશે, અને તેમ થતાં કોઇ પણ અવિદ્યમાન કાર્ય ઉત્પન્ન થશે નહિ. વિશેષમા વિદ્યમાન કાર્યનુ કરવાપણું તો કથંચિત્ પર્યાય–વિશેષથી સંભવે છે. લોકમા પણ પર્યાય–વિશેષ ધારણ કરવાની અપેક્ષાએ વિદ્યમાન આકાશાદિમાં કરવાપણું કહેવાય છે. જેમકે અવકાશ કર, પીઠ કર ઇત્યાદિ. અવિદ્યમાન કાર્યમાં તો કોઇ પણ પ્રકારની કરણતા સંભવતી નથી.

વળી પૂર્વે નહિ થયેલું થતું જોવાય છે એમ કહેવું એ સાહસ છે, કેમકે તદનુસાર ગધેડાનું શીગડું પણ પૂર્વે અવિદ્યમાન છે તો શું તે ઉત્પન્ન થતું જણાય છે કે ?

વિશેષમાં ક્રિયા–કાલ લાંબો છે એ કથન પણ ગેરસમજને આભારી છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો દરેક સમયે ઉત્પન્ન થતા પરસ્પર વિલક્ષણ અનેક કાર્યોનો જેવાં કે માટી ખોદવી, તેને એકઠી કરવી, ગુણોમા ભરવી, તે ગુણોને ગધેડાની પીઠ ઉપર મૂકવી, કુંભારવાડો આવતા તેને પાછી ઉતારવી, માટીમાં પાણી નાખવું, તેને મસળીને તેનો પિંડ કરવો, તે પિંડ ચાક ઉપર મૂકવો, ચાક ફેરવવો–ભમાવવો, તેના શિવક, સ્થાસ, કોશ વગેરે આકારો બનાવવા એ બધાં કાર્યોનો–ક્રિયા–કાલ લાંબો જણાય તેમા છેલ્લી ક્રિયાના સમયે થનારા ઘટને શું લાગે વળગે ?

વળી પ્રારંભમાં કાર્ય જણાતું નથી એટલે કે માટી, ચક્ર, કુંભાર વગેરે સામગ્રીની પ્રવૃત્તિના પ્રથમ સમયે ઘટ કેમ જણાતો નથી એમ કહેવું તે અજ્ઞાન છે, કારણ કે પ્રારંભના પ્રથમ સમયે કંઇ ઘડો આરંભાયો નથી કે તે જણાય અન્ય કાર્યના આરંભમાં અન્ય કાર્ય ન જણાય એ સ્વાભાવિક છે, કેમકે શું પટરૂપ કાર્યના પ્રારંભમાં અન્ય કાર્યરૂપ ઘટ જણાય છે કે ? આથી શિવકાદિના કાળમા પણ ઘટ ન જણાય તે યુક્ત જ છે, કેમકે શિવકાદિ કંઇ ઘટ નથી તેમજ ક્રિયાના અંતમાં કાર્ય જણાય તે પણ વ્યાજબી છે, કારણ કે અન્ત્ય સમયે આરંભેલું કાર્ય અન્ત્ય સમયે જણાય તેમાં શી નવાઇ ? અત્ર એ ધ્યાનમાં રાખવું કે સમય નિરંશ હોવાથી–એ જઘન્ય કાળ હોવાથી–એના વિભાગ નહિ પડી શકતા હોવાથી ક્રિયા–સમયે કરાતું કાર્ય કરાયેલું જ છે.[1] જે કરાયેલું હોય તે વિદ્યમાન જ છે, માટે વિદ્યમાન જ કરાય છે, અવિદ્યમાન કરાતું નથી.

વળી [2]જમાલિની જેમ આ મતની અવગણના કરવામાં આવે–જે સમયે કરાતું હોય

---

૧ ભગવતી નામના ચતુર્થ અંગ ( શ૦ ૧, ઉ ૧ )ના પ્રારંભમા કહ્યુ પણ છે કે—

" चलमाणे चलिए, उदीरिज्जमाणे उदीरिए जाव णिज्जरिज्जमाणे णिज्जरिए "

[ चलत् चलितम्, उदीर्यमाणमुदीर्णं यावत् निर्जीर्यमाण निर्जीर्णम् ]

૨ શ્વેતામ્બર સાહિત્ય મુજબ શ્રીવીરને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું ત્યાર પછી ચૌદ વર્ષે શ્રાવસ્તિ નગરીમા જમાલિ આચાર્ય બહુરત નિહ્નવ થયા એમના પછી બે વર્ષે તિષ્યગુપ્ત નામના નિહ્નવ થયા પ્રભુના નિર્વાણ બાદ બીજા છ નિહ્નવો થયા. આ પૈકી અન્તિમ–આઠમા નિહ્નવ તરીકે બોટિક ( દિગંબર )નો નિર્દેશ કરવામા આવે છે. આ બધાના મન્તવ્યો, તેનો નિરાસ વગેરે હકીકત વિશેષા૦ ( ગા૦ ૨૩૦૪–૨૬૨૦ )મા નજરે પડે છે નિહ્નવ–વાદની મનનીય ચર્ચાના દર્શન તો ઉત્તરાધ્યયન ( અ૦ ૩ )ની વાદિવેતાલ શ્રીશાંતિસૂરિકૃત ' શિષ્યહિતા ' નામની વૃત્તિ ( પત્રાંક ૧૫૩–૧૮૦ )મા થાય છે.

તે જ સમયે કરેલું ન માનીએ અને નહિ કરાયેલું વર્તમાન સમયે જો કરાતું માનીએ તો તે વર્તમાન સમય વીત્યા બાદ કેવી રીતે કરાય ? કેમકે તે સમય નાશ પામતો હોવાથી અવિદ્યમાન જ છે અને અનાગત કાળ પણ અનુત્પન્ન હોવાથી અવિદ્યમાન છે તેથી અતીત અને અનાગત કાળે પણ કેવી રીતે કાર્ય થાય ? ન જ થાય એ દેખીતું છે.

વિશેષમાં સર્વ ક્રિયા–સમય ક્રિયમાણ ( કાર્ય કરવાનો ) કાળ છે. આ દરમ્યાન ક્રિયમાણ વસ્તુ ( કાર્ય ) નથી, કિન્તુ ક્રિયા બંધ થયા પછીનો જે તરતનો સમય તે સમય કૃતકાલ ( કાર્ય–કાલ ) છે એમ માનનારા વ્યવહાર–નયના ભક્તને એમ પણ પૂછી શકાય કે તમારાથી ક્રિયા વડે કાર્ય કરાય છે કે ક્રિયા વિના ? જો ક્રિયાથી કાર્ય કરાય છે તો પછી ક્રિયા અને કાર્ય ભિન્ન ભિન્ન કાળે કેમ માની શકાય ? ખેરના લાકડામાં છેદનની ક્રિયા અને ખાખરમા તેના કાર્યભૂત છેદ થાય છે એટલે કે ખેર છેદતા ખાખર છેદાય છે એમ કહેવુ શું શોભાસ્પદ છે ? વળી ક્રિયા–કાલે કાર્ય થતું નથી, પરંતુ પછીથી થાય છે એ કથનથી તો નિર્ભાગિણી ક્રિયા સર્વ અનર્થનુ મૂળ ઠરે છે, કેમકે જ્યાં સુધી ક્રિયા પ્રવર્તે છે ત્યાં સુધી કાર્ય ઉત્પન્ન જ થઇ શકતું નથી–ઉત્પન્ન થતા કાર્યમાં ક્રિયા વિઘ્નભૂત બને છે. આના બચાવ તરીકે એવી દલીલ કરવી કે ક્રિયા જ કાર્ય કરે છે, કિન્તુ ક્રિયાના ઉપરમ થયા બાદ કાર્યની ઉત્પત્તિ છે, તો તે નિરર્થક છે, કેમકે કાર્યનો ક્રિયા સાથે એવો શો વિરોધ છે કે જેથી ક્રિયા કાર્ય કરે છે છતાં ક્રિયા–કાલમાં કાર્ય ઉત્પન્ન ન થતાં ત્યાર બાદ થાય છે ? વળી ક્રિયાની સમાપ્તિ થયા પછી થનારૂં કાર્ય ક્રિયાના આરંભ વિના કેમ થતું નથી ? શું ક્રિયાનો અનારંભ અને ઉપરમ અર્થથી એક નથી ? કહેવાની મતલબ એ છે કે ક્રિયાનો અભાવ ક્રિયાના આરંભની પૂર્વે તેમજ તેના ઉપરમમાં એમ ઉભય સ્થળે સમાન છે એટલે ક્રિયાના આરંભની પૂર્વે પણ કાર્ય ઉત્પન્ન થવું જોઇએ.

ક્રિયા વિના કાર્ય થાય એ પક્ષ સ્વીકારવો તે મૂર્ખતા છે કેમકે એમ માનવાથી તો ઘટાદિ કાર્યો કારણભૂત ક્રિયા વિના થવા જોઇએ. વળી સ્વાધ્યાયાદિ સત્ક્રિયા જે સાધુજનો સિદ્ધિ માટે સાધે છે તે સર્વ નિરર્થક થશે, કારણ કે ક્રિયા વિના જ સર્વ થાય છે કિન્તુ તેના ઉપરમ બાદ નહિ એ વાત યુક્તિ–સંગત જણાય છે. ક્રિયા–કાલ અને નિષ્ઠા–કાલમા કંઇ ભેદ નથી. જો કાર્ય ઉત્પન્ન કરનારી આરંભેલી ક્રિયા ઉત્તર કાળમાં પણ થતી હોય તો અનવસ્થા દોષ ઉદ્ભવે પણ એમ નથી, કેમકે કાર્યને ઉત્પન્ન કરનાર ક્રિયા કાર્યની પૂર્વે પણ નથી તેમ પછી પણ નથી, પરંતુ તે સમકાલે જ છે; તેનો તો જે સમયે આરંભ થાય છે તે જ સમયમાં તેની પૂર્ણાહુતિ પણ થાય છે. પ્રતિસમય અન્યાન્ય કાર્ય થાય છે. આ બધાની પરંપરાથી વિમુખ રહી અમુક કાર્યની ઇચ્છાવાળી વ્યક્તિ તે કાર્યમા સાધનરૂપ પરતુ તદ્રૂપ નહિ એવી જુદી જુદી ક્રિયાને પણ તેની ક્રિયા તરીકે ગણે છે એથી જ ક્રિયા–કાલ દીર્ઘ જણાય છે, બાકી વસ્તુતઃ પ્રત્યેક કાર્ય અને તેની ક્રિયા સમકાલીન છે એટલું જ નહિ પરંતુ તે એકસમયી છે.

**વન્દનયોગ્ય લિંગ—**

વ્યવહાર–નય પ્રમાણે દ્રવ્ય–લિંગ વન્દનીય છે, જયારે નિશ્ચય–નય પ્રમાણે ભાવ–લિંગ

વન્દનીય છે. આ સંબંધમાં રૂપ્ય (રૂપિયા) અને ટંકનું ઉદાહરણ વિચારીએ. રૂપ્ય એ ભાવ-લિંગ છે અને ટંક એ દ્રવ્ય-લિંગ છે. તેમાં અશુદ્ધ રૂપ્ય અને વિષમાહિતાક્ષર યુક્ત ટંક એ પહેલો ભાગો છે. આ **ચરક** વગેરેને લાગૂ પડે છે, કેમકે તેમનાં દ્રવ્ય-લિંગ અને ભાવ-લિંગ બંને અશુદ્ધ છે. અશુદ્ધ રૂપ્ય અને સમાહિત અક્ષરવાળું ટંક એ બીજો ભાગો છે અને તેના ઉદાહરણ તરીકે **પાર્શ્વસ્થ** ( પાસત્થા )નો નિર્દેશ થઇ શકે છે, કેમકે તેમનું ભાવ-લિંગ અશુદ્ધ છે: શુદ્ધ રૂપ્ય અને વિષમાહિતાક્ષર ટંક નામના તૃતીય ભંગના ઉદાહરણરૂપ પ્રત્યેકબુદ્ધ છે, કે જેમણે અન્તર્મુહૂર્તમાત્ર કાળ સુધી દ્રવ્ય-લિંગનું ગ્રહણ કર્યું નથી. શુદ્ધ રૂપ્ય અને સમાહિતાક્ષર ટંકરૂપ ચતુર્થ ભંગના દૃષ્ટાન્તરૂપ સુશીલ સાધુઓ છે. કહેવાની મતલબ એ છે કે ઉપર્યુક્ત ત્રણ ભાંગામાં નિર્દિષ્ટ રૂપ્ય અચ્છેક-અવિકલ હોવાથી તેની અર્થ-ક્રિયાના અભિલાષી તેનું ગ્રહણ કરતા નથી, કિન્તુ ચોથા ભાંગામાં નિરૂપિતને જ ઉપાદેય ગણે છે, તેમ પરલોકાર્થી પુરુષોએ ત્રણ ભાંગામા સૂચવેલી વ્યકિતઓને વન્દન ન કરતાં ચતુર્થ ભંગસૂચક ભાવલિંગથી ગર્ભિત દ્રવ્યલિંગધારી શ્રમણને વન્દન કરવું યોગ્ય છે. **આવશ્યક**-નિર્યુક્તિની નિમ્ન-લિખિત ગાથા આ સંબંધમાં દિવ્ય પ્રકાશ પાડે છે:—

**"[1]रूप्पं टंकं विसमाहियक्खरं न वि (अ) रूवओ छेओ ।**
**दुण्हं पि समाओगे रूवो छेयत्तणमुवेइ ॥ ११३८ ॥**
**रूप्पं पत्तेयबुद्धा टंकं जे लिंगधारिणो समणा ।**
**दव्वस्स य भावस्स य छेओ समणो समाओगो (? गे) ॥११३९॥ "**

**સમ્યગ્દષ્ટિની વ્યાખ્યા**

નિશ્ચય-નયના મતે સર્વજ્ઞે પ્રરૂપેલાં તત્ત્વોને વિષે યથાર્થ શ્રદ્ધા તે 'સમ્યક્ત્વ' છે અને એનાથી વિભૂષિત વ્યક્તિ તે 'સમ્યગ્દૃષ્ટિ' છે. વ્યવહાર-નયના અભિપ્રાય પ્રમાણે તો મિથ્યાત્વનાં કારણોનું પ્રત્યાખ્યાન કરનારો અને સમ્યક્ત્વનાં કારણોનું ગ્રહણ કરનારો 'સમ્યગ્દૃષ્ટિ' કહેવાય છે.

આ ઉપરથી નિશ્ચય-નય અને વ્યવહાર-નયનું સ્વરૂપ સમજાયું હશે. આ બેનું જૈન દર્શનમાં શુ સ્થાન છે તેનું સ્થૂળ અવલોકન દ્રવ્ય-લિંગ રહિત પ્રત્યેકબુદ્ધ પણ વન્દનીય નથી એ કથનથી થાય છે. વિશેષ માટે **પ્રવચનસારોદ્ધાર**ની ટીકા ( પત્રાંક ૨૮૧ )માં સાક્ષીરૂપે આપેલી નિમ્ન-લિખિત [3]ગાથા વિચારીશું:—

---

૧-૨ છાયા—

रूप्यं टङ्कं विषमाहिताक्षरं नापि (च) रूप्यकश्छेकः ।
द्वयोरपि समायोगे रूप्यश्छेकत्वमुपैति ॥
रूप्यं प्रत्येकबुद्धाः टङ्कं ये लिङ्गधारिणः श्रमणाः ।
द्रव्यस्य च भावस्य च छेकः श्रमण समायोगे ॥

૩ આ ગાથા **ભગવતી**ની ટીકામા હોવાનો ઉલ્લેખ **જ્ઞાનસાર**ની **જ્ઞાનમંજરી** નામની

" [1]जइ जिणमयं पवज्जह ता मा ववहारनिच्छयं मुयह ।
ववहारनओच्छेए तित्थुच्छेओ जओऽवस्सं ॥ "

અર્થાત્ જો જિન-મતને તમે સ્વીકારતા હો, તો વ્યવહાર કે નિશ્ચય એ બેમાંથી એકને પણ ત્યજી દેશો નહિ; કેમકે વ્યવહાર-નયનો ઉચ્છેદ થતા તીર્થનો જરૂર ઉચ્છેદ થવાનો.

**મધ્યમ વર્ગીકરણ—**

**સાત નયોનો અન્તર્ભાવ**

જૈન શાસ્ત્રોમાં નયોના સામાન્ય રીતે (૧) નૈગમ, (૨) સંગ્રહ, (૩) વ્યવહાર, (૪) ઋજુસૂત્ર, (૫) શબ્દ, (૬) સમભિરૂઢ અને (૭) એવંભૂત એમ સાત પ્રકારો પાડવામા આવ્યા છે. શ્રી**સિદ્ધસેન દિવાકર** જેવા પ્રખર તાર્કિક તો છ નય માને છે, પરંતુ એ વાત યુક્તિ-વિકલ નથી; કેમકે સામાન્યગ્રાહી નૈગમનો સંગ્રહમાં અને વિશેષગ્રાહી નૈગમનો વ્યવહારમા અન્તર્ભાવ થઇ શકે છે અને તેમ થતાં નયોની સંખ્યા છની ઠરે છે. વળી કેટલીક વાર નયોની સંખ્યા પાંચની પણ ગણાવવામાં આવે છે, પરંતુ તે પણ સયુક્તિક છે, કારણ કે તે વખતે શબ્દમાં સમભિરૂઢ અને એવંભૂતનો સમાવેશ કરી લેવામા આવે છે. વિશેષમાં આ પાંચ પ્રકારો પૈકી નૈગમનો સંગ્રહ અને વ્યવહારમાં અન્તર્ભાવ કરતાં નયોની સંખ્યા ચારની સિદ્ધ થાય છે.

**વિસ્તૃત વર્ગીકરણ—**

દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એમ બે પ્રકારના નયો પૈકી પ્રત્યેકના સો સો ભેદો થાય છે તે દૃષ્ટિએ નયોના ૨૦૦ ભેદો, ઉપર્યુક્ત ગણાવેલ નયોના ચાર, પાંચ, છ અને સાત પ્રકારો પૈકી પ્રત્યેકના સો સો ગણતાં અનુક્રમે ૪૦૦, [2]૫૦૦, ૬૦૦ અને ૭૦૦ ભેદો થાય છે. એથી પણ આગળ વધી જવું હોય તો અસંખ્ય ભેદો પણ પડી શકે છે, કેમકે **વિશેષા૦**માં કહ્યું પણ છે કે—

ટીકા ( પત્રાંક ૧૦૨ )મા છે. થોડા ફેરફાર સાથે આ ગાથા ટાચણરૂપે શ્રીભાવપ્રભસૂરિએ જૈનધર્મ-વરસ્તોત્રની સ્વોપજ્ઞ વૃત્તિમા આપી છે. જુઓ શ્રીઆગમોદયસમિતિ દ્વારા પ્રકાશિત મદીય આવૃત્તિ ( પૃ૦ ૧૯ ).

૧ છાયા—

यदि जिनमत प्रतिपद्यध्वम्, तर्हि मा व्यवहारनिश्चयौ मुञ्चत ।
व्यवहारनयोच्छेदे तीर्थोच्छेदो यतोऽवश्यम् ॥

૨ સરખાવો **પ્રવચન૦** ( પત્રાંક ૨૪૩ )ની નિમ્ન-લિખિત ગાથા—

" एक्केको य सयविहो सत्त नयसया हवंति एवं तु ।
बीओ वि य आएसो पंचेव सया नयाणं तु ॥ ८४८ ॥ "
[ एकैकश्च सप्तविधः सप्त नयशतानि भवन्ति एवं तु ।
द्वितीयोऽपि च आदेशः पञ्चैव शतानि नयानां तु ॥ ]

"[1]जावंतो वयणपहा तावंतो वा नया वि सद्दाओ ।
ते चेव परसमया सम्मत्तं समुदिया सव्वे ॥ २२६५ ॥ "

અર્થાત્ જેટલા વચનના માર્ગો-પ્રકારો છે, તેટલા એકાંતવાચી શબ્દાત્મક નયો પર સમય-અજૈન દર્શનો છે, જ્યારે અનેકાંતવાચી 'સ્યાદ્' પદથી લાંછિત તે સર્વે નયો એકત્રિત થતા સમ્યક્ત્વ-યથાર્થ દર્શન છે.

અત્ર કોઇને શંકા થાય કે પરસ્પર વિરોધી નયો એકત્રિત થતાં સમ્યક્ત્વ કેમ સંભવે ? શું તેઓ જૈન દર્શનરૂપ કિલ્લાને તોડી પાડવા નહિ પ્રયાસ કરે ? આ પ્રશ્નનો ઉત્તર **શ્રીવિનયવિજય**-ગણિના શબ્દોમાં ( **નયકર્ણિકા**માં ) એ છે કે—

" सर्वे नया अपि विरोधभृतो मिथस्ते
सम्भूय साधुसमयं भगवन् ! भजन्ते ।
भूपा इव प्रतिभटा भुवि सार्वभौम—
पादाम्बुजं प्रधनयुक्तिपराजिता द्राक् ॥ २२ ॥ "[2]

અર્થાત્ જેમ માંહોમાંહે પ્રતિસ્પર્ધી એવા નૃપો ( આ ) પૃથ્વી ઉપર (ચક્રવર્તીને હાથે) યુદ્ધ-રચનામાં હાર ખાઇ જતાં સત્વર ચક્રવર્તીના ચરણ-કમલને ભજે છે તેમ હે પ્રભુ ! પરસ્પર વિરોધ ધરાવનારા એવા પણ એ નયો એકઠા મળીને આપના સુન્દર સિદ્ધાન્તને ભજે છે.

આ ઉપરથી વાચક-વર્ગને 'નય' એટલે શું તેમજ તેના કેટલા પ્રકારો છે તે વિષે થોડો ઘણો ખ્યાલ આવ્યો હશે, પરંતુ નયના દ્રવ્યાર્થિકાદિ વર્ગીકરણ પૈકી પ્રત્યેકનું જે લક્ષણ ગ્રન્થકારે આપ્યુ છે તેનો સ્વાદ લેવો બાકી રહી જાય છે એટલે એ દિશામાં પ્રયાણ કરીશું.

---

૧ છાયા—

यावन्तो वचनपथास्तावन्तो वा नया अपि शब्दतः ।
ते चैव परसमयाः सम्यक्त्वं समुदिताः सर्वे ॥

૨ સરખાવો

વિશેષા૦ની નિમ્ન-લિખિત ૨૨૬૭ મી ગાથા—

" सव्वे समेंति सम्मं चेगवसाओ नया विरुद्धा वि ।
भिच्चववहारिणो इव राओदासीणवसवत्ती ॥ "

[ सर्वे समेयन्ति सम्यक्त्व चैकवशतो नयाविरुद्धा अपि ।
भृत्य-व्यवहारिण इव राजोदासीनवशवर्ती ॥ ]

નયોના અનેક પ્રકારે જે બબ્બે વર્ગીકરણો પડી શકે છે, તે પૈકી ગ્રન્થકારે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એ બેનો જ નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:—

**स च द्वेधा–द्रव्यार्थिक-पर्यायार्थिकभेदात् ।**

આ બેનાં લક્ષણો અનુક્રમે એમ બાંધવામાં આવ્યાં છે કે—

દ્રવ્યાર્થિકનું લક્ષણ

**प्राधान्येन द्रव्यमात्रग्राह्यध्यवसायविशेषरूपत्व द्रव्यार्थिकस्य लक्षणम् । ( ५१ )**

પર્યાયાર્થિકનું લક્ષણ

**उत्पाद-विनाशादिपर्यायमात्रग्राह्यध्यवसायविशेषरूपत्वं पर्यायार्थिकस्य लक्षणम् । ( ५२ )**

અર્થાત્ મુખ્યત્વે કરીને દ્રવ્યમાત્રનું ગ્રહણ કરનાર અધ્યવસાય–વિશેષ તે '[1]દ્રવ્યાર્થિક નય' છે, જ્યારે ઉત્પત્તિ, વિનાશ ઇત્યાદિ પર્યાયમાત્રનું ગ્રહણ કરનાર અધ્યવસાય–વિશેષ તે [2]પર્યાયાર્થિક નય છે.

આ બેના ભેદોનો નિર્દેશ કરતાં ગ્રન્થકાર કથે છે કે—

**तत्र द्रव्यार्थिकस्त्रेधा–नैगम-सङ्ग्रह-व्यवहारभेदात् । पर्यायार्थिकश्चतुर्धा–ऋजुसूत्र-शब्द-समभिरूढ-एवम्भूतभेदात् ।**

એટલે કે દ્રવ્યાર્થિક નયના (૧) નૈગમ, (૨) સંગ્રહ અને (૩) વ્યવહાર એમ ત્રણ

---

૧–૨ આ બેનું સ્વરૂપ વિશેષતઃ ધ્યાનમાં આવે તે માટે પરિણામની વ્યાખ્યા માટે પ્રથમ દ્રવ્યાર્થિક નયનું શું કહેવું છે તે **સ્થાનાંગ**ની ટીકાના ૪૭૪ મા પત્રમા ટાચણરૂપે આપેલા નિમ્ન–લિખિત શ્લોક દ્વારા જોઇએ:—

" परिणामो ह्यर्थान्तरगमनं न च सर्वथा व्यवस्थानम् ।
न च सर्वथा विनाशः परिणामस्तद्विदामिष्टः ॥ "

અર્થાત્ પરિણામ એ કંઇ સર્વથા અર્થાન્તરની પ્રાપ્તિ કે વ્યવસ્થા નથી. વળી તદ્દન વિનાશ એ પણ પરિણામ નથી. આ વ્યાખ્યા તેના જાણકારોને ઇષ્ટ છે. પર્યાયાર્થિક નય પ્રમાણે એનુ સ્વરૂપ અનન્તર શ્લોક રજુ કરે છે.—

" सत्पर्यायेण नाशः प्रादुर्भावोऽसता च पर्ययतः ।
द्रव्याणां परिणामः प्रोक्तः खलु पर्ययनयस्य ॥ "

અર્થાત્ સત્ પર્યાયરૂપે નાશ અને અસત્ પર્યાયરૂપે ઉત્પત્તિ તે પર્યાયાર્થિક નય પ્રમાણે ખરેખર દ્રવ્યનો પરિણામ કહેવાય છે.

ભેદો છે, જ્યારે પર્યાયાર્થિક નયના (૧) ઋજુસૂત્ર, (૨) શબ્દ, (૩) સમભિરૂઢ અને (૪) એવંભૂત એમ ચાર પ્રકારો છે.

**દ્રવ્યાર્થિકાદિ નયોના પેટાવિભાગ પરત્વે મત-ભેદ—**

ઋજુસૂત્ર નયને દ્રવ્યાર્થિક ગણવો કે પર્યાયાર્થિક એ સંબંધમાં સૈદ્ધાન્તિકો અને તાર્કિકો વચ્ચે મત-ભેદ છે, જોકે અત્ર દર્શાવેલ ગ્રન્થકારનો વિચાર તો તાર્કિકોની પદ્ધતિને અનુસરે છે. સૈદ્ધાન્તિકો તો ઋજુસૂત્રનો પણ દ્રવ્યાર્થિક નય તરીકે ઉલ્લેખ કરે છે. એથી કરીને સૈદ્ધાન્તિકોની માન્યતા મુજબ નૈગમથી ઋજુસૂત્ર સુધીના ચાર નયો દ્રવ્યાર્થિક છે, જ્યારે શબ્દાદિ બાકીના નયો પર્યાયાર્થિક છે. આ વાત **નયોપદેશ**ના નિમ્ન-લિખિત પદ્યમાં ઝળકી ઊઠે છે:—

> " **तार्किकाणां त्रयो भेदा, आद्या द्रव्यार्थिनो मताः ।**
> **सैद्धान्तिकानां चत्वारः, पर्यायार्थगताः परे** ॥ १८ ॥ "

દિગંબર સમ્પ્રદાય તરફ નજર કરીશું તો **શ્રીવિદ્યાનન્દસ્વામી**નો મત પણ તાર્કિકોના મતને મળતો આવતો જણાશે, કેમકે **તત્ત્વાર્થશ્લોક**૦ ( પૃ૦ ૨૬૮ )માં તેઓ કથે છે કે—

> " **सङ्क्षेपाद् द्वौ विशेषेण, द्रव्य-पर्यायगोचरौ ।**
> **द्रव्यार्थो व्यवहारान्तः, पर्यायार्थस्ततोऽपरः** ॥ ३ ॥ "

**અર્થ-નયાદિ પરત્વે એકતા—**

આ ઉપરથી કોઇને એ સહજ જિજ્ઞાસા થાય કે શું અર્થ-નય અને શબ્દ-નયના સંબંધમાં પણ મત-ભેદ છે તો આનું સમાધાન એ છે કે આ બાબતમાં તો સૈદ્ધાન્તિક અને તાર્કિકો એકમત છે એટલું જ નહિ, કિન્તુ શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયોનું પણ ઐક્ય જોવાય છે. કેમકે **તત્ત્વાર્થશ્લોક**૦ ( પૃ૦ ૨૭૪ )માં કહ્યું પણ છે કે—

> " **तत्रर्जुसूत्रपर्यन्ता–श्चत्वारोऽर्थनया मताः ।**
> **त्रयः शब्दनयाः शेषाः, शब्दवाच्यार्थगोचराः** ॥ "

અર્થાત્ નૈગમથી માંડીને ઋજુસૂત્ર સુધીના ચાર નયો 'અર્થ-નય' ગણાય છે, જ્યારે શબ્દ અને વાચ્યાર્થ વિષયક એવા બાકીના ત્રણ નયો 'શબ્દ-નય' મનાય છે. દ્રવ્યાર્થિકાદિના નૈગમાદિ પ્રકારોનાં લક્ષણો વિચારીએ તે પૂર્વે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયોના જે દશ દશ ભેદો જૈન શાસ્ત્રમા દૃષ્ટિગોચર થાય છે અને જેનો નિર્દેશ ગ્રન્થકારે કર્યો નથી, તેનું આપણે દિગ્દર્શન કરી લઇએ.

**દ્રવ્યાર્થિક નયના દશ પ્રકારો—**

શ્રીભોજસાગરકૃત **દ્રવ્યાનુયોગતર્કણા** અનુસાર એનાં નામો તથા સ્થૂલ સ્વરૂપ આપણે વિચારીએ. તેમાં સૌથી પ્રથમ દ્રવ્યનાં લક્ષણો આપણે ૧૫૦ મા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ તે ઉપરાંત એ સંબંધમાં જે જુદી જુદી રીતે ઉલ્લેખ થઇ શકે છે તેની નોંધ લેવી અત્ર આવ-

**દ્રવ્યનાં લક્ષણો**

સ્થક છે. જે ' સત્ ' હોય તે ' દ્રવ્ય ' કહેવાય છે. તેમાં " उत्पाद-व्यय-ध्रौव्ययुक्तं सत् " એવું ' [1]સત્ ' નું લક્ષણ **તત્ત્વાર્થાધિ૦** ( અ૦ ૫, સૂ૦ ૨૯ )માં છે. અર્થાત્ ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવતાથી જે યુક્ત હોય તે ' દ્રવ્ય ' છે. આ અધ્યાયના ૩૭ મા સૂત્રમાં " **गुण-पर्यायवद् द्रव्यं** " એમ પણ કહ્યું છે એટલે કે ગુણ અને પર્યાયોથી જે યુક્ત હોય તે ' દ્રવ્ય ' છે. અથવા ગુણના આશ્રયને ' દ્રવ્ય ' કહેવામાં આવે છે એમ **ઉત્તરાધ્યયન**ના નિમ્ન-લિખિત સૂત્રથી જણાય છે:—

" [2]**गुणाणं आसओ दव्वं** " ( અ. ૨૮, ગા. ૬ )

આ પ્રમાણે દ્રવ્યનું સ્વરૂપ વિચારી આપણે કર્મોપાધિનિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિક નય નામના પ્રથમ પ્રકારનું અવલોકન કરીએ.

**અકર્મોપાધિ શુદ્ધ દ્રવ્યાર્થિક નય**

સંસારી જીવોને પણ સિદ્ધ કહેવા એ આ નયનું કર્તવ્ય છે. કેમકે આ નય કર્મની ઉપાધિની દરકાર કરતો નથી. આથી નિગોદના જીવો પણ સિદ્ધ છે એમ એ કહે છે.[3]

**સત્તાગ્રાહક શુદ્ધ દ્રવ્યાર્થિક નય—**

પ્રથમ પ્રકારમાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા એ ત્રણેની મુખ્યતા રહેલી છે, પરંતુ આ પ્રકારમાં ફક્ત ધ્રુવતાની મુખ્યતા છે, જ્યારે ઉત્પાદ અને વ્યયની ગૌણતા છે. જેમકે પર્યાય પ્રતિક્ષણ પરિણામી છે,[4] પરંતુ ત્રણે કાળમાં સત્તા અવિચળ છે. આથી આ નય દ્રવ્યને નિત્ય ગણે છે.

---

૧ " सीदति-स्वकीयान् गुणपर्यायान् व्याप्नोतीति सत् " એ પ્રમાણેનું 'સત્'નું લક્ષણ દ્રવ્યાનુયોગ૦ ( પૃ૦ ૬૬ )માં છે

૨ છાયા—

गुणानामाश्रयो द्रव्यम् ।

૩ સરખાવો દ્રવ્યસંગ્રહની નિમ્ન-લિખિત ગાથા—

" मग्गणगुणठाणेहि य चउदसहि हवंति तह असुद्धणया ।
विण्णेया संसारी सव्वे सुद्धा हु सुद्धणया ॥ १३ ॥ "

[ मार्गणागुणस्थानैश्च चतुर्दशभिर्भवन्ति तथाऽशुद्धनयात् ।
विज्ञेयाः संसारिणः सर्वे शुद्धाः खलु शुद्धनयात् ॥ ]

અર્થાત્ ૧૪ માર્ગણા અને ૧૪ ગુણસ્થાનકોએ કરીને અશુદ્ધ નય થાય છે. સર્વ સંસારી શુદ્ધ નય અનુસાર શુદ્ધ જાણવા.

૪ કહ્યું પણ છે કે—

" अनादिनिधने द्रव्ये, स्वपर्यायाः प्रतिक्षणम् ।
उन्मज्जन्ति निमज्जन्ति, जलकल्लोलवज्जले ॥ "

અર્થાત્ અનાદિ-અનન્ત દ્રવ્યમાં તેના પર્યાયો પ્રતિક્ષણ જળમાં તરંગોની પેઠે ઉત્પન્ન થાય છે અને ક્ષય પામે છે.

આત્માને આ નય નિત્ય માને છે; દેવાદિ પર્યાયથી ઉદ્દ્ભવતી આત્માની અનિત્યતા તરફ એ ઉદાસીન છે.

### ભેદકલ્પનાનિરપેક્ષ ( અભિન્ન ) શુદ્ધ દ્રવ્યાર્થિક નય—

દ્રવ્ય જે જે ભિન્ન ધર્મથી યુક્ત છે, તેમાંથી અભિન્ન ધર્મોની મુખ્યતા અને ભિન્ન ધર્મોની ગૌણતા આ નય સ્વીકારે છે. એટલે કે ગુણ–પર્યાયથી યુકત તે 'દ્રવ્ય' કહેવાય છે, એ વ્યાખ્યામાં ગુણ અને પર્યાયો દ્રવ્યથી ભિન્ન છે તોપણ ગુણ અને પર્યાયોને દ્રવ્યથી ભિન્ન ન ગણતાં જે દ્રવ્ય છે તે જ ગુણ છે, જે દ્રવ્ય છે તે જ પર્યાય છે એમ આ નય પ્રતિપાદન કરે છે.

### કર્મોપાધિસાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિક નય—

જે વખતે જે દ્રવ્ય જે ભાવમાં પરિણમેલું હોય તે વખતે તે દ્રવ્યને તન્મય માનવું એ આ નયનું કાર્ય છે. અર્થાત્ આ નય ઉપાધિ તરફ વિશેષ લક્ષ્ય આપે છે. જેમકે ક્રોધ, મોહાદિ કર્મોના ઉદય સમયે આત્મા ક્રોધાદિમય હોવાથી–તે રૂપે પરિણમેલો હોવાથી તેને ક્રોધી, મુગ્ધ એમ કહેવો; લોખંડનો ગોળો અગ્નિમાં તપી રહેલો હોય, ત્યારે તેને લોખંડ ન કહેતાં અગ્નિરૂપ કહેવો. આ નયને લઇને તો **ભગવતીસૂત્ર** ( શ૦ ૧૨, ઉ૦ ૧૦, સૂ૦ ૪૬૭ )માં તેમજ **પ્રશમરતિ** ( શ્લો. ૨૦૦–૨૦૧ )માં [૧]આઠ પ્રકારના આત્મા ગણાવ્યા છે.

---

૧ આ આઠે પ્રકારનું વર્ણન શ્રીઅભયદેવસૂરિએ ભગવતીની ટીકાના ( ૫૮૯ મા પત્રમાં ) નીચે મુજબના સાક્ષીભૂત પદ્યો દ્વારા સૂચવ્યુ છે.—

" जीवानां द्रव्यात्मा, ज्ञेयः सकषायिणां कषायात्मा ।
योगः सयोगिनां पुन–र्योगः सर्वजीवानाम् ॥ १ ॥
ज्ञानं सम्यग्दृष्टे–र्दर्शनमथ भवति सर्वजीवानाम् ॥
चारित्रं विरतानां तु, सर्वसंसारिणां वीर्यम ॥ २ ॥"

અર્થાત્ ( ૧ ) દ્રવ્યાત્મા સર્વ જીવોને ( ૨ ) કષાયાત્મા સકષાયીને–કષાયના ઉદયવર્તી જીવોને, ( ૩ ) યોગાત્મા સયોગી જીવોને, ( ૪ ) ઉપયોગાત્મા સર્વ જીવોને, ( ૫ ) જ્ઞાનાત્મા સમ્યગ્દષ્ટિને, ( ૬ ) દર્શનાત્મા સર્વ જીવોને, ( ૭ ) ચારિત્રાત્મા વિરતિશાળી જીવોને અને ( ૮ ) વીર્યાત્મા સર્વ જીવોને હોય છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે ગુણ–પર્યાયના પાત્રરૂપ જેનો કદાપિ વિનાશ નથી–જે ત્રણે કાળમા સ્થિર ( ધ્રુવ ) છે, તે ' દ્રવ્ય–આત્મા ' કહેવાય છે. આ સર્વ જીવોને છે. આત્મા અનાદિ કાળથી કષાય–મોહનીયથી લિપ્ત છે. એ કર્મના ઉદયથી આત્મા ક્રોધી વગેરે બને છે. આથી દશમા ગુણસ્થાનક સુધીના જીવો ' કષાય-આત્મા ' કહેવાય છે, ( ૧૧ મે ગુણસ્થાનકે કષાયની સત્તા રહેલી છે, પરંતુ તેના ઉદય માટે ત્યા અવકાશ નથી ). જ્યા સુધી માનસિક, વાચિક અને કાયિક યોગ પ્રવર્તે, ત્યા સુધી જીવ ' યોગાત્મા ' કહેવાય આથી કરીને તેરમા ગુણસ્થાનક સુધીના સર્વ જીવો ' યોગાત્મા ' છે. દરેક જીવને થોડું ઘણું પણ જ્ઞાન છે, પરંતુ જ્યાં સુધી તે સમ્યક્ત્વ પામે નહિ, ત્યા સુધી તે અજ્ઞાન ગણાય છે આથી સમ્યગ્દષ્ટિ આત્માઓ ' જ્ઞાનાત્મા ' કહેવાય. એટલે કે ચોથાથી તે ચૌદમા ગુણસ્થાન સુધીના જીવો ' જ્ઞાનાત્મા ' છે. ( અહીં જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ કે ક્ષયની વિવક્ષા નથી. ) સામાન્ય ઉપયોગરૂપ દર્શન દરેક જીવને હોય છે. એટલે સમગ્ર જીવો ' દર્શનાત્મા ' છે સિદ્ધ પણ ' દર્શન–આત્મા '

**ઉત્પાદ-વ્યય-સાપેક્ષ સત્તાગ્રાહક અશુદ્ધ દ્રવ્યાર્થિક નય—**

પ્રત્યેક દ્રવ્ય ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા એમ ત્રણેથી યુક્ત છે, માટે આમાં આ નય કોઈને મુખ્ય કે ગૌણ ન ગણતાં આ સર્વેને સમાન ગણે છે. એક સમયે જે જે હૈયાત છે, તે બધાએ મુખ્ય છે એવો આ નયનો મત છે. એથી કરીને તો દ્રવ્યને ઉત્પાદાદિત્રયાત્મક માને છે. જેમકે કટક વગેરેનો ઉત્પાદ-સમય તે જ કેયૂર વગેરેનો વિનાશ-સમય છે અને આ સમયમાં સુવર્ણની ત્રિકાલ-અબાધિત સત્તા તો છે જ. એથી ઉત્પાદાદિ સર્વને આ એક સરખું સ્થાન આપે છે.

**ભેદ-કલ્પના-સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિક નય—**

આ નય વસ્તુતઃ અભિન્ન ગુણ અને ગુણીમાં ભેદ માને છે. જેમકે આ ભિક્ષુકનું પાત્ર છે એ છઠ્ઠી વિભક્તિના પ્રયોગવાળા વાક્યમા ભિક્ષુક અને પાત્ર ભિન્ન છે તેમ જ્ઞાનાદિ આત્માના ગુણ છે એ વ્યપદેશમા છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ હોવાથી આત્મા અને જ્ઞાન જુદા છે. આ નય ગુણ અને ગુણીમા કલ્પિત ભેદ માને છે, નહિ કે સ્વાભાવિક.

**[1]અન્વય દ્રવ્યાર્થિક નય—**

આ એક સ્વભાવવાળો નય છે. આ નય દ્રવ્યને ગુણસ્વભાવી, પર્યાયસ્વભાવી એમ જુદા જુદા સ્વભાવવાળું ન માનતાં ગુણ અને પર્યાય પણ સ્વભાવ છે એ દૃષ્ટિએ તેને અભિન્ન ગણી દ્રવ્યને એક સ્વભાવવાળું માને છે. જેની હૈયાતીમાં જે હોય તે ' અન્વય ' છે. જેમકે અમુક કમ્બુગ્રીવાદિ આકાર હોય તો ઘડો હોય અને ઘડો હોય તો અમુક કમ્બુગ્રીવાદિ હોય; આવો જે પરસ્પર સંબંધ તે ' અન્વય ' છે. અહીં દ્રવ્ય પરત્વે ગુણ-પર્યાયરૂપ સ્વભાવ હોય તો જ દ્રવ્ય કહેવાય અને દ્રવ્ય હોય તો ગુણ-પર્યાયરૂપ સ્વભાવ હોય જ. આ પ્રમાણેનો જે પરસ્પર અવિનાભાવી સં-બંધ કહેવો તે 'અન્વય દ્રવ્યાર્થિક નય' છે. આ કારણથી તો દ્રવ્યનું જ્ઞાન થતા આ અર્થ-બોધથી એના ગુણ અને પર્યાયોનું પણ જ્ઞાન થાય છે.

---

છે. સાકાર અને નિરાકાર ઉપયોગ દરેક જીવને હોય છે, વાસ્તે સમસ્ત જીવો ' ઉપયોગ-આત્મા ' છે. ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષયથી ઉદ્‌ભવતા ચારિત્રથી યુક્ત આત્મા ' ચારિત્ર-આત્મા ' કહેવાય. પાચમા ગુણસ્થાનથી તે તેરમા ગુણસ્થાન સુધીના જીવોને આ ઇલ્કાબ ઘટે છે. સિદ્ધો ' ચારિત્ર-આત્મા ' ન કહેવાય. વીર્ય એ આત્માનો ગુણ છે. તે સર્વ જીવોમા ક્ષાયોપશમિક કે ક્ષાયિક ભાવે દરેક સસારી જીવમાં ઓછે વત્તે અંશે છે જ. આથી સર્વ સંસારી જીવો ' વીર્ય-આત્મા ' કહેવાય. આ ઉપાધિથી મુક્ત જીવો મુક્ત છે.

આ આઠ પ્રકારો કંઇ સર્વ જીવોના વિભાગો નથી. એ તો અપેક્ષાનુસાર-અવસ્થા પ્રમાણેના ભેદો છે. એથી કરીને તો સિદ્ધ જીવોનો કષાય-આત્મા, યોગ-આત્મા, વીર્ય-આત્મા અને ચારિત્ર-આત્મા તરીકે નિર્દેશ થઇ શકતો નથી.

૧ **નયપ્રદીપના** ૯૯ મા પત્રમા દ્રવ્યાર્થિક નયના દશ પ્રકારો સૂચવ્યા છે, પરંતુ તેમાં આ પ્રમાણેનો ક્રમ નથી. ત્યા તો આને આદ્ય સ્થાન આપેલું છે.

**સ્વદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિક નય—**

આ નયનું એ કથન છે કે પોતાના દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવનો જે બોધ કરાવે તે ‘ દ્રવ્ય ’ છે; એટલે કે દ્રવ્ય સ્વદ્રવ્યાદિ–ચતુષ્ટયનો બોધ કરાવનાર છે.

**પરદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિક નય—**

જેમ ઘટાદિ સ્વ દ્રવ્યાદિની અપેક્ષાએ સત્ છે, તેમ તે પર દ્રવ્યાદિની વિવક્ષાએ અસત્ છે. આ નયનું એમ કહેવું છે કે દરેક દ્રવ્ય પર દ્રવ્યના અસત્ ભાવનો બોધક છે. આથી દરેક દ્રવ્ય પર દ્રવ્યના અસત્ ભાવવાળું છે.

**પરમભાવગ્રાહી દ્રવ્યાર્થિક નય—**

આ નય પદાર્થના પરમ–શ્રેષ્ઠ–અસાધારણ ગુણને પ્રધાનતા આપે છે. જેમકે આત્મામાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય વગેરે અનેક ગુણો છે, છતાં અન્ય દ્રવ્યોથી એનો ભેદ જણાવવા માટે જ્ઞાન મુખ્ય હોવાથી–એના સર્વ સ્વભાવોમા જ્ઞાન ઉત્કૃષ્ટ હોવાથી આત્મા જ્ઞાનવાન્ છે એમ એ કહે છે, નહિ કે દર્શનવાન્ અથવા ચારિત્રવાન્ ઇત્યાદિ.

આ પ્રમાણેના દ્રવ્યાર્થિક નયના દશ ભેદો અને તેનું સ્વરૂપ દિગંબર મતાનુયાયી **શ્રીદેવસેન**કૃત **નયચક્ર**માં વર્ણવેલ છે, પરંતુ આથી દ્રવ્યાર્થિક નયના દશ જ ભેદો છે એમ ન સમજવું. આ તો ઉપલક્ષણ–માત્ર છે. અર્થાત્ કોઇએ એમ કહ્યું કે દહીંનું કાગડાથી રક્ષણ કરવું એથી એમ ન સમજવું કે બિલાડી કે કૂતરાથી તેનો વિનાશ થવા દેવો. કહેવાની મતલબ એ છે કે અત્ર જેમ બિલાડી, કૂતરા વગેરે ઉપલક્ષણથી ઘટાવી લેવાના છે તેમ આ દશ પ્રકારો ઉપરાંત અન્ય પ્રકારો છે એ ધ્યાનમા રાખવુ. આ સંબંધમા **દ્રવ્યાનુયોગ૦** ( અ૦ ૮ )માં કહ્યું પણ છે કે—

“ **दश भेदादिकाश्चात्र, सन्ति युक्तोपलक्षणाः ।**
**न चेदन्तर्भवेत् कुत्र, प्रदेशार्थनयो वद ॥ २० ॥** ”

વિશેષમાં જેમ કર્મરૂપ ઉપાધિની અપેક્ષા રાખનાર જીવ–ભાવને ગ્રહણ કરવાવાળા નયને દ્રવ્યાર્થિક નયનો એક પ્રકાર ગણ્યો છે તેમ જીવના સંયોગની અપેક્ષા રાખનારા પુદ્ગલ–ભાવને ગ્રહણ કરાવનાર નયનો પણ નિર્દેશ કરવો જોઇએ. આ પ્રમાણે જો જીવ–સંયોગ–સાપેક્ષ પુદ્ગલભાવ ગ્રાહક નયને પૃથક્ સ્વીકારવામા આવે તો એવી રીતે નયોની સંખ્યા વધતી જ જાય. વળી પ્રસ્થક વગેરેનાં ઉદાહરણો દ્વારા નૈગમાદિ નયોના અશુદ્ધ, અશુદ્ધતર, અશુદ્ધતમ શુદ્ધ, શુદ્ધતર, શુદ્ધતમ એવા જે ભેદો **અનુયોગ૦**માં સૂચવ્યા છે તેનો સમાવેશ થાય તે માટે પણ ઉપર્યુક્ત દશ ભેદો ઉપલક્ષણ–માત્ર છે એમ સ્વીકારવું સમુચિત છે. અશુદ્ધ વગેરેના અન્તર્ભાવ માટે–સંગ્રહાર્થે અમે ઉપચાર કર્યો છે અને એ ઉપચાર ઉપનયો બને છે એમ કહેવાનું સાહસ કરશો નહિ, કેમકે આ ઉપનયો નથી, પરંતુ નયો છે એમ **અનુયોગ૦** સ્પષ્ટ રીતે નિવેદન કરે છે. વિશેષમાં એ વાત ધ્યાનમાં લેવા જેવી છે કે ઉપનય કંઇ નવીન વસ્તુ નથી, કેમકે એનો

વ્યવહાર નયમાં સમાવેશ થાય છે એ વાતને તત્ત્વાર્થાધિ૦ ( અ૦ ૧, સૂ૦ ૩૫ )માં આપેલા નીચે મુજબના વ્યવહાર નયના લક્ષણથી પુષ્ટિ મળે છે.

" समुदायव्यक्ताकृतिसत्तासञ्ज्ञादिनिश्चयापेक्षम् ।
लोकोपचारनियतं व्यवहारं विस्तृतं विद्यात् ॥ ३ ॥ "

વિશેષમા નયના ભેદોને જો ઉપનયો માનવામા આવે તો પ્રમાણના ભેદોને ઉપપ્રમાણની સંજ્ઞા આપવાનો પ્રસંગ ઉપસ્થિત થશે; અર્થાત્ " स्वपरव्यवसायि ज्ञानं प्रमाणं " એ લક્ષણવાળા અને [1]જીવના વિશિષ્ટ ગુણ તરીકે સુપ્રસિદ્ધ જ્ઞાનરૂપ પ્રમાણના એક દેશ તરીકે જે મતિજ્ઞાનાદિ છે અને વળી આ મતિજ્ઞાનના એક દેશરૂપ જે અવગ્રહાદિ છે તેને ઉપપ્રમાણ કહેવાં પડશે.

## [2]પર્યાયાર્થિક નયના છ પ્રકારો

### ( ૧ ) અનાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય—

આ નયના ઉદાહરણ તરીકે **મેરુ** પર્વત, **રત્નપ્રભા** વગેરે પૃથ્વીઓનો નિર્દેશ થઈ શકે તેમ છે. કેમકે આના પુદ્ગલોમાં અન્યોન્ય સંક્રમ થયો અને થાય છે, પરંતુ તેનુ સંસ્થાન શાશ્વત રહ્યું છે અને રહેશે. કહેવાનુ તાત્પર્ય એ છે કે **મેરુ** પર્વત પુદ્ગલ–સ્કંધરૂપ હોવાથી પુદ્ગલના સ્વભાવ અનુસાર પ્રતિસમય એના પરમાણુઓમાં પરિવર્તન થાય છે–કેટલાક ખરે છે અને કેટલાક મળે છે, પરંતુ સ્કંધ તો જેવો ને તેવો જ કાયમ રહે છે. આ દૃષ્ટાંતમાનો **મેરુ પર્વત** પુદ્ગલનો પર્યાય છે અને તે કેવળ પુદ્ગલનો જ બનેલો છે, વાસ્તે એ [3]શુદ્ધ પર્યાય કહેવાય છે. વળી **મેરુ** પર્વતરૂપ દ્રવ્ય અનાદિ કાળથી છે—શાશ્વત છે. આથી એને અનાદિ નિત્ય શુદ્ધ પર્યાય કહી શકાય છે.

### ( ૨ ) સાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય—

જેમ દેવ, માનવ વગેરે જીવના પર્યાયો છે, તેમ સિદ્ધ પણ જીવનો પર્યાય છે. સર્વ કર્મોનો ક્ષય થતાં આ પર્યાય ઉદ્ભવે છે એટલે એની આદિ છે. આનો કદી નાશ થનાર નથી એટલે એ નિત્ય છે. વળી આ પર્યાય જીવનો જ બનેલો છે, એમા કોઇ અન્ય પદાર્થનું મિશ્રણ નથી, એથી એ શુદ્ધ છે. આ પ્રમાણે જીવનો સિદ્ધરૂપ પર્યાય સાદિ, નિત્ય અને શુદ્ધ ઠર્યો.

---

૧ સરખાવો દ્રવ્યાનુયોગ૦ ( પૃ૦ ૨૩૭ )ગત નિમ્ન–લિખિત પદ્ય—

" ज्ञानं हि जीवस्य गुणो विशेषो, ज्ञानं भवाब्धेस्तरणे सुपोतः ।
ज्ञान हि मिथ्यात्वतमोविनाशे, भानुः कृशानुः पृथुकर्मकक्षे ॥ ८ ॥ "

૨ નયપ્રદીપના ૯૯મા પત્રમા પર્યાયની વ્યુત્પત્તિ નીચે મુજબ આપી છે—

" पर्येति—उत्पादम्–उत्पत्तिं विपत्तिं च प्राप्नोतीति पर्यायः । "

૩ સંસારી જીવ આત્મા અને પુદ્ગલરૂપ કર્મનો પર્યાય છે અર્થાત્ બેનો યોગ થતા આ પર્યાય ઉદ્ભવે છે, વાસ્તે એ અશુદ્ધ પર્યાય છે. એ ઉપરથી પણ શુદ્ધ પર્યાયનો અર્થ સમજાશે.

**( ૩ ) ઉત્પાદ-વ્યય ગ્રાહક અનિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય—**

પર્યાયો પ્રતિસમય ઉત્પન્ન થાય છે અને વિનાશ પામે છે એટલે કે તે અનિત્ય છે. આ પર્યાયોની મુખ્યતાએ વસ્તુને વસ્તુરૂપ કહેવી તે આ નયનું કાર્ય છે. અન્ય વિજાતીય પર્યાયના સંયોગનો અભાવ હોવાથી તે શુદ્ધ પર્યાય કહેવાય છે.

**( ૪ ) સત્તાસાપેક્ષ નિત્ય અશુદ્ધ પર્યાયાર્થિક નય—**

દરેક પદાર્થ પ્રત્યેક સમયમાં ઉત્પાદ, વિનાશ અને સ્થિરતા ( સત્તા ) એ ત્રણે લક્ષણ-વાળો છે. આ વાક્યમાં પદાર્થની મૂળ સત્તાનો નિર્દેશ છે, પરંતુ પર્યાયનું શુદ્ધ સ્વરૂપ ન બતાવ્યું, કેમકે તે તો સત્તાના ઉલ્લેખના અભાવમાં ઘટે છે. આથી આ પર્યાય અશુદ્ધ છે.

**( ૫ ) કર્મોપાધિનિરપેક્ષ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય—**

સંસારી જીવનો પર્યાય સિદ્ધના જેવો છે. આ કથન આ નયને આભારી છે, કેમકે અત્ર સંસારી જીવમા કર્મરૂપ ઉપાધિ હોવા છતા તેની વિવક્ષા નહિ કરતાં જ્ઞાન, દર્શન જેવા શુદ્ધ અને નિત્ય પર્યાયની વિવક્ષા કરવામાં આવી છે. કહેવાનુ તાત્પર્ય એ છે કે જેમ લીલા લાક-ડાને સળગાવતાં ધૂમાડો ઉત્પન્ન થાય છે તે અગ્નિની ઉપાધિ છે, તેમ સંસારી જીવને લાગેલાં કર્મો પણ ઉપાધિરૂપ છે, તે કંઇ આત્માના ગુણરૂપ નથી.

**( ૬ ) કર્મોપાધિસાપેક્ષ અનિત્ય અશુદ્ધ પર્યાયાર્થિક નય—**

ઉપર્યુક્ત પ્રકારમાં ઉપાધિની વિવક્ષા કરવામા આવી નથી, પરંતુ અત્ર એથી વિપરીત હકીકત છે. આ નય અનુસાર કહી શકાય છે કે સંસારી જીવોને જન્મ-મરણરૂપ વ્યાધિ છે. અત્ર જન્મ-મરણ કર્મરૂપ ઉપાધિની અપેક્ષાએ છે. અર્થાત્ આ પર્યાય કર્મરૂપ સંયોગને આભારી છે. એટલે આ વર્તમાન પર્યાય અનિત્ય છે અને કર્મના સંયોગને લીધે એ અશુદ્ધ પણ છે.

**શ્રીદેવસેનના મત પ્રમાણે નવ નયો—**

**નયચક્ર**માં તેના કર્તા **શ્રીદેવસેન** નૈગમાદિક સાત નયોનો દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયોમાં અન્તર્ભાવ ન કરતા તેને ભિન્નરૂપે માને છે. અર્થાત્ એમના મત પ્રમાણે નયોની સંખ્યા નવની છે. ( વિશેષમાં તેઓ સદ્ભૂત વ્યવહાર, અસદ્ભૂત વ્યવહાર અને ઉપચરિત અસદ્ભૂત વ્યવહાર એમ ત્રણ ઉપનયો માને છે). આ સંબંધમાં **દ્રવ્યાનુયોગ૦** (અ. ૮)ના ઉપાન્ત્ય પદ્યમાં નીચે મુજબના ઉદ્ગારો કાઢે છે.—

“ **इत्याद्यनेकविषयांश्च नयान् विहाय**
**संक्षिप्य तांश्च वचसाऽप्यधिकान् विधाय।**
**बालावबोधनकृते किल देवसेन-**
**स्तत्प्रपञ्चनमचीकरदासशून्यम् ॥ २६ ॥** ”

અર્થાત્ અનેક વિષયવાળા નિશ્ચય અને વ્યવહાર સ્વરૂપી નયોને પડતા મૂકી, આ બે

નયોનો ઉપચાર પદથી સંકોચ કરી અને વળી વચનાતરથી અધિક નયોની રચના કરી બાલજીવોને છેતરવાને માટે **દેવસેને** વીતરાગ માર્ગથી વિમુખ પ્રપંચ આદર્યો. એટલે કે-**શ્રીભોજસાગર** તો આ અધિક કલ્પનાને સર્વજ્ઞ મતથી વિરુદ્ધ ગણાતા હોય એમ જણાય છે, જોકે આ અધ્યાયના પ્રારંભમાં તો તેમણે એમ નિવેદન કર્યું છે કે—

" यद्यपीहार्थभेदो न तस्याऽस्माकमपि स्फुटम् ।
तथाप्युत्क्रमशैल्याऽसौ दह्यते चान्तरात्मना ॥ ९ ॥"

અર્થાત્ જોકે અમારો અને એના ( શ્રી**દેવસેન**ના ) કથનમાં અર્થની દૃષ્ટિએ ભિન્નતા નથી તોપણુ અર્થની સમાનતા અને શબ્દની અસમાનતારૂપ ઉત્ક્રમ શૈલીથી–વિપરીત પરિભાષાથી અંતરમાં વિના કારણુ સંતપ્ત છે. વિશેષમાં તેઓ આ અધ્યાયના ૧૧ મા અને ૧૨ મા શ્લોકો દ્વારા એમ પણ પ્રશ્નો ઉઠાવે છે કે પર્યાયાર્થિક અને દ્રવ્યાર્થિક નયોને જ્યારે શ્રી**દેવસેન** નૈગમાદિ સાત નયોથી ભિન્ન માની નયોની સંખ્યા નવની બતાવે છે તો સામાન્ય અને વિશેષના પર્યાયરૂપ અર્પિત અને અનર્પિત એ ભેદોને સ્વીકારી નયો અગ્યાર છે એવી કેમ પ્રરૂપણા કરતાં નથી ? શું સંગ્રહ અને વ્યવહાર નયમાં અર્પિત અને અનર્પિતનો અંતર્ભાવ કરતા હોવાથી તેઓ તેને જુદા માનતા નથી ? એમ હોય તો નૈગમાદિ ચાર નયોમા દ્રવ્યાર્થિકનો અને બાકીનામા પર્યાયાર્થિકનો સમાવેશ કરવામા તેમને શો વાંધો છે ? જેનો અંતર્ભાવ થતો હોય તેનો વિના કારણુ પૃથક્ ઉલ્લેખ તે પિષ્ટપેષણ ન કહેવાય કે ?

## [1]ઉપનયોનું દિગ્દર્શન—

નયની સમીપમાં રહેનારાને ' ઉપનય ' કહેવામાં આવે છે. આની સંખ્યા ત્રણની છે. તેમાં પ્રથમનું નામ સદ્ભૂત વ્યવહાર છે. જે પર્યાય સત્ હોય તે ' સદ્ભૂત ' અને જે દ્વારા વ્યવહાર કરાય તે ' વ્યવહાર ' કહેવાય. આ બે શબ્દોનો દ્વન્દ્વ સમાસ કરતા ' સદ્ભૂતવ્યવહાર ' શબ્દ બને છે. આ સદ્ભૂત વ્યવહારવાળો ઉપનય ધર્મ અને ધર્મીમાં ભિન્નતા સ્વીકારે છે અને એની શુદ્ધતા અને અશુદ્ધતાને અવલંબીને એના શુદ્ધ અને અશુદ્ધ એમ બે પ્રકારો પાડે છે. સદ્ભૂત એક દ્રવ્ય જ છે, એમાં ભિન્ન દ્રવ્યના સંયોગની અપેક્ષા નથી. વ્યવહારમા તો ભિન્ન દ્રવ્યના સંયોગની અપેક્ષા રહેલી છે. આ સંસારમા કેવલજ્ઞાન આત્માનો ગુણુ છે. જે કેવલજ્ઞાન છે તે આત્માનો શુદ્ધ ગુણુ છે. વાસ્તે આ [2]શુદ્ધ સદ્ભૂત વ્યવહારનું ઉદાહરણુ છે [3] એવી રીતે આ લોકમા મતિ-

---

૧ આ વિષય **દ્રવ્યાનુયોગ૦** ને આધારે યોજવામા આવ્યો છે

૨ **નય–પ્રદીપ**ના ૧૦૨મા પત્રમા આનુ લક્ષણ એમ સૂચવાયુ છે કે—

" शुद्धगुणगुणिनोः शुद्धपर्यायद्रव्ययोर्भेदकथनं शुद्धसद्भूतव्यवहार । "

૩ ઉપર્યુક્ત ગ્રંથમા આ બેને અનુપચરિત સદ્ભૂત વ્યવહાર અને ઉપચરિત સદ્ભૂત વ્યવહારના ઉદાહરણો તરીકે ઓળખાવેલ છે. વિશેષમા આ બે પ્રકારના સદ્ભૂત વ્યવહારના લક્ષણો ત્યા અનુક્રમે નીચે મુજબ આપ્યા છે—

જ્ઞાનાદિ આત્માના ગુણરૂપ છે એ અશુદ્ધ સદ્ભૂત વ્યવહારનું ઉદાહરણ છે,* કેમકે મતિજ્ઞાન એ આત્માનો અશુદ્ધ ગુણ છે, એ આવરણવિશિષ્ટ છે.

( ૧ ) [1]ગુણ–ગુણી, ( ૨ ) [2]પર્યાય–પર્યાયી ( દ્રવ્ય ), ( ૩ ) [3]સ્વભાવ–સ્વભાવી, ( ૪ ) [4]કારક–કારકી, ( ૫ ) [5]ક્રિયા–ક્રિયાવાન્, ( ૬ ) સંજ્ઞા–સંજ્ઞી, ( ૭ ) જાતિ–વ્યક્તિ, ( ૮ ) નિત્ય દ્રવ્ય–વિશેષ એ બધા એક દ્રવ્યાનુગત ભેદો છે.[6] આ સંબંધમા **નય–પ્રદીપ**ના ૧૦૨મા પત્રમાં ઉલ્લેખ્યું છે કે—

**" गुणगुणिनोर्द्रव्य पर्याययोः सञ्ज्ञासञ्ज्ञिनोः स्वभावतद्वतोः कारक-तद्वतोर्भेदाद् भेदकः सद्भूतव्यवहारः "**

દ્રવ્યાદિના ઉપચારથી પર દ્રવ્યના પરિણામના સંસર્ગથી ઉત્પન્ન થનારો ઉપનય ' અસદ્ભૂત વ્યવહાર ' છે.[7] જેમકે શુદ્ધ સ્ફટિક મણિ જેવો જીવ છે. આ કર્મનો પંચવર્ણાદિ રૌદ્ર પરિણામ છે. આ પરિણામનો સંબંધ જીવ–પ્રદેશોની સાથે કર્મ–પ્રદેશોના સંસર્ગરૂપ છે. આ દ્વિતીય પ્રકારના ઉપનયના નવ ભેદો પડે છે અને તે નીચે મુજબના નવ જાતના ઉપચારોને આભારી છે:—

( ૧ ) દ્રવ્યમાં દ્રવ્યનો, ( ૨ ) ગુણમા ગુણનો, ( ૩ ) પર્યાયમા પર્યાયનો, ( ૪ ) દ્રવ્યમાં ગુણનો, ( ૫ ) દ્રવ્યમાં પર્યાયનો, ( ૬ ) ગુણમાં દ્રવ્યનો, ( ૭ ) ગુણમાં પર્યાયનો, ( ૮ ) પર્યાયમાં દ્રવ્યનો અને ( ૯ ) પર્યાયમાં ગુણનો.

આ પ્રત્યેકનું સ્વરૂપ દૃષ્ટાન્ત દ્વારા વિચારીએ. (૧) જીવ પુદ્ગલરૂપ છે. અત્ર જીવ દ્રવ્ય છે તેમજ પુદ્ગલ પણ દ્રવ્ય છે. ઉપચારથી અસદ્ભૂત વ્યવહારથી ( નહિ કે પરમાર્થથી ) જીવને પુદ્ગલ માનવામાં આવે છે.અત્ર ક્ષીર–નીરનો ન્યાય ઘટાવવો. એટલે કે દૂધમા જળ મળતાં તે દૂધ ગણાય

---

* " निरुपाधिगुणगुणिनोर्भेदकोऽनुपचरितसद्भूतव्यवहारः "
" सोपाधिगुणगुणिनोर्भेदविषय उपचरितसद्भूतव्यवहारः "

૧ રૂપ વગેરે ગુણો અને ઘટ ગુણી.

૨ વીંટી, કંદોરો વગેરે પર્યાય અને સોનુ એ પર્યાયી ( જેમા પર્યાય રહે છે તે ).

૩ જ્ઞાનાદિ સ્વભાવ અને એનો ધારક જીવ સ્વભાવી

૪ ચક્ર, દંડ વગેરે કારક અને કુંભાર એ કારકી ( કારકવાન્ ).

૫ લખવા વગેરેની ક્રિયા અને લેખક ક્રિયાવાન્

૬ આ ગુણ–ગુણી ઇત્યાદિ ઉપનયના અર્થો જાણવા. વિશેષમા અવિનાશી અવસ્થામા અવયવ વગેરે યથાક્રમ અવયવી આદિના આશ્રયે રહે છે, પરંતુ વિનાશી અવસ્થામા તો અનાશ્રિતપણે રહે છે.

૭ આ સંબંધમા દ્રવ્યાનુયોગ૦ ( પૃ ૧૦૦ )મા કહ્યું છે કે—

" असद्भूतव्यवहारो द्रव्यादेरुपचारतः ।
परपरिणतिश्लेष-जन्यो भेदो नवात्मकः ॥ "

છે અને દૂધ તરીકે એ મિશ્રણને ઓળખાવતાં જળને પણ દૂધની સંજ્ઞા મળી જાય છે તેમ પુદ્ગલ સાથે જીવનો સંબંધ થતાં જીવને પુદ્ગલરૂપે ઓળખાવાય છે.

( ૨ ) રૂપાદિ ગુણમાં ગુણનો આરોપ. જેમકે ભાવ-લેશ્યામાં દ્રવ્ય-લેશ્યાનો ઉપચાર. ભાવ-લેશ્યા એ આત્માનો અરૂપી ગુણ છે અને કૃષ્ણ, નીલ વગેરે પુદ્ગલના ગુણો છે. આ ભાવ-લેશ્યાને કૃષ્ણ, નીલ ઇત્યાદિ રૂપે જે ઓળખાવવામાં આવે છે, તે પુદ્ગલથી ઉત્પન્ન થયેલી દ્રવ્ય-લેશ્યારૂપ ગુણનો ઉપચાર છે.

( ૩ ) આત્મ-દ્રવ્યના મનુષ્યાદિ પર્યાયોની સમાન હાથી ઘોડા વગરે પર્યાય-સંઘ છે.

( ૪ ) હું ગૌર ( ગોરો ) છું. આમાં હું એ આત્મ-દ્રવ્ય છે અને ગોરો એ પુદ્ગલનો ગુણ છે. એટલે કે અત્ર દ્રવ્યમાં ગુણનો આરોપ છે.

( ૫ ) હું દેહધારી છું. દેહસહિત હોવું એ પુદ્ગલનો પર્યાય છે.

( ૬ ) આ જે ગૌર જણાય છે તે આત્મા છે. એટલે કે ગૌરતારૂપ પુદ્ગલ-દ્રવ્યના ગુણના ઉપર આત્મ-દ્રવ્યનો આરોપ છે.

( ૭ ) દેહ આત્મા છે. દેહરૂપ પુદ્ગલના પર્યાય પરત્વે અપૌદ્ગલિક-પુદ્ગલભિન્ન આત્મ-દ્રવ્યનો ઉપચાર છે.

( ૮ ) મતિજ્ઞાન શરીર છે. અહીં મતિજ્ઞાનરૂપ આત્માના ગુણ પરત્વે શરીરરૂપ પુદ્ગલના પર્યાયનો આરોપ છે.

( ૯ ) શરીર મતિજ્ઞાન છે.

**અસદ્ભૂત વ્યવહારના ત્રણ પ્રકારો—**

અસદ્ભૂત વ્યવહારના સ્વજાતિ, વિજાતિ અને ઉભય જાતિ આશ્રીને ત્રણ ભેદ છે. પરમાણુ બહુ પ્રદેશથી યુક્ત છે એ પ્રથમ પ્રકારનું ઉદાહરણ છે. જોકે પરમાણુ નિરવયવ છે એટલે એને પ્રદેશો સંભવતા નથી, છતાં પણ પરમાણુની બહુ પ્રદેશોની સંસર્ગ-સિદ્ધ જાતિ છે. જેમકે બે પરમાણુઓનો સ્કંધ, ત્રણનો સ્કંધ ઇત્યાદિ. આ વાતને લક્ષ્યમાં રાખીને આવો વ્યવહાર થઇ શકે છે.

મતિજ્ઞાન મૂર્તિશાળી છે અર્થાત્ મતિજ્ઞાન મૂર્ત ( આકારથી યુક્ત ) છે. એ દ્વિતીય પ્રકારનું ઉદાહરણ છે. મતિજ્ઞાન મૂર્ત વિષયક લોક, મનસ્કાર વગેરેથી ઉત્પન્ન થતું હોવાથી મતિજ્ઞાનને મૂર્ત કહ્યું છે. વાસ્તવિક રીતે તો મતિજ્ઞાન આત્માનો ગુણ હોવાથી એ અપૌદ્ગલિક છે. અપૌદ્ગલિક મતિજ્ઞાનમાં મૂર્તિમાન્ પુદ્ગલ-ગુણનો ઉપચાર છે. અને આ ઉપચાર ચેતન ધર્મથી વિજાતીય એવા પુદ્ગલ-ગુણ પરત્વે છે.

મતિજ્ઞાન જીવ અને અજીવ વિષયક છે એ તૃતીય પ્રકારનું ઉદાહરણ છે. અહીં જીવ તો

મતિજ્ઞાનની સ્વજાતિ છે, કેમકે આત્મા જ્ઞાનસ્વરૂપી છે. અજીવ એ મતિજ્ઞાનની વિજાતિ છે. જોકે આ ઘટ છે એવું જ્ઞાન મતિજ્ઞાનાદિનો વિષય છે, છતાં પણ તે વિજાતિ છે, કેમકે એમાં ચેતન અને જડનો વિષય–વિષયીભાવ નામનો ઉપચરિત સંબંધ છે.

એક ઉપચાર દ્વારા બીજા ઉપચારનું વિધાન કરનારો ઉપનય ' ઉપચરિત અસદ્ભૂત વ્યવહાર 'ના નામથી ઓળખાય છે અને એ પૂર્વોક્ત ત્રિવિધ ઉપનયનો ત્રીજો પ્રકાર છે. આના નિજ જાતિ અને પર જાતિની અપેક્ષાએ બે ભેદો છે. હું પુત્રાદિ છું એ પ્રથમ ભેદસૂચક ઉદાહરણ છે. અહીં હું એ આત્માનો સ્વપર્યાય છે અને પુત્રાદિ એ પરપર્યાય છે. હું પુત્રાદિ છું એ સંબંધ–કલ્પના છે. વળી આ પુત્ર, મિત્ર, કલત્ર બધાં મારાં છે એ કથનમાં 'મારાં' એ ઉપચારજનિત ઉપચાર છે. એટલે કે પોતાના વીર્યના પરિણામરૂપ પુત્ર હોવાથી તે સ્વ આત્માનો એક ભેદ છે. આ પ્રમાણે પુત્રાદિ–ભેદવિશિષ્ટ હોવા છતા તેમાં પરંપરારૂપ હેતુથી અભિન્નતારૂપ સંબંધનો આરોપ કરવામાં આવ્યો છે. પુત્રાદિ નિજ શરીરના પર્યાયરૂપ હોવાથી સ્વજાતિ છે.

હું વસ્ત્ર વગેરે છું અને વસ્ત્ર વગેરે મારાં છે એ બીજા પ્રકારનું ઉદાહરણ છે. અત્ર હું એ સંબંધીવાચક છે અને વસ્ત્ર વગેરે સંબંધવાચક છે. વસ્ત્ર વગેરે મારા છે એમાં વસ્ત્ર વગેરે પુદ્ગલના પર્યાય છે. વસ્ત્રાદિ ભોજ્ય છે, જ્યારે આત્મા ભોગ કરવાવાળો છે.

પર્વતો ઉપરના ક્રીડા–સ્થાન વગેરે હું છું અને એ મારા છે. આ સ્વજાતિ–વિજાતિ–ઉપચરિત–અસદ્ભૂત વ્યવહાર છે.

**નૈગમનાં લક્ષણો—**

**देशसमग्रग्राह्यध्यवसायविशेषरूपत्वम्, सामान्य-विशेषोभयाभ्युपगमपराध्यवसायविशेषरूपत्वम् , प्रत्यक्षादिप्रमाणैर्घटपटादिवस्तूनां पृथक्पृथक्करणनिमित्तावबोधानुसारिवचनविशेषरूपत्वम्, लोकार्थनिबोधविषयकुशलाध्यवसायविशेषरूपत्वम्, सङ्कल्पयोनिरूपत्वम्, विचित्रपरिच्छेदकत्वं वा नैगमस्य लक्षणम् । ( ५३ )**

અર્થાત્ દેશગ્રાહી તેમજ સમગ્રગ્રાહી અધ્યવસાયનું નામ ' નૈગમ ' છે. અથવા સામાન્ય અને વિશેષ એ ઉભયનો સ્વીકાર કરવામાં તત્પર અધ્યવસાય તે ' નૈગમ ' છે. અથવા પ્રત્યક્ષ વગેરે પ્રમાણો દ્વારા ઘટ, પટ ઇત્યાદિ પદાર્થોને પૃથક્ પૃથક્ કરવામાં નિમિત્તરૂપ જ્ઞાનને અનુસરનારૂં વચન ' નૈગમ ' કહેવાય છે અથવા લોકાર્થના બોધક ( જીવાદિ ) વિષયોને વિષે કુશળ અધ્યવસાય

---

૧ સરખાવો નયપ્રદીપના ૧૦૧મા પત્રમાનો નિમ્ન-લિખિત ઉલ્લેખ.—

" निगमो–विकल्पः, तत्र भवो नैगमः "

તે ' નૈગમ ' છે. સંકલ્પની ઉત્પત્તિરૂપ નય તે ' નૈગમ ' છે. અથવા વિચિત્ર જ્ઞાનગ્રાહી નય તે ' નૈગમ ' છે.

આ સંબંધમાં આપણે વિશેષ વિચાર કરીએ તે પૂર્વે ઉપર્યુક્ત લક્ષણોના સમર્થનાર્થે **વિશેષા૦** ની નિમ્ન-લિખિત ગાથાઓ જોઈ લઈએ.—

" [1]**णेगाइं माणाइं सामन्नोभयविसेसनाणाइं ।**
**जे तेहिं मिणइ तो 'णेगमो' णओ णेगमाणो त्ति ॥२१८६॥**
**लोगत्थनिबोहा वा निगमा तेसु कुसलो भवो वाऽयं ।**
**अहवा जं नेगमओऽणेगपहा ' णेगमो ' तेणं ॥ २१८७ ॥ "**

કહેવાની મતલબ એ છે કે[2] સત્તારૂપ સામાન્ય, ગોત્વ, વૃક્ષત્વ, અશ્વત્વ ઇત્યાદિ ( સામાન્ય અને વિશેષ એમ ઉભય સ્વરૂપી )[3] અપાન્તરાલ સામાન્ય તેમજ નિત્ય દ્રવ્યમા રહેલ અંત્ય સ્વરૂપ-વાળા વ્યાવૃત્તિ આકાર બુદ્ધિના કારણરૂપ [4]વિશેષો[5] ( કે જે પણ અપેક્ષાનુસાર સામાન્ય છે ) તેને ગ્રહણ કરનારા અનેક જ્ઞાનો વડે જે વસ્તુને સ્વીકારે છે તે ' નૈગમ ' નય છે. આ ઉપરથી સમજાય છે કે નૈગમ નય એકજ્ઞાનગ્રાહી નથી, પરંતુ અનેકજ્ઞાનગ્રાહી છે-વિચિત્ર પરિચ્છેદક છે. વળી લોકમાં રહેલા પદાર્થોને જાણવાની અનેક રીતિઓ છે. આ બધામાં કુશળ નય તે ' નૈગમ ' નય છે. આથી એ ફલિત થાય છે કે વસ્તુનો બોધ થવા માટે જે એક જ પ્રકારના માર્ગનું અવલંબન ન કરતાં વિવિધ માર્ગોનું ગ્રહણ કરે છે, જેના બોધપ્રદ માર્ગો-ગમો અનેકવિધ છે તે ' નૈગમ ' છે. આ ઉપરથી ' નૈગમ 'ની નીચે મુજબની વ્યુત્પત્તિ સાર્થક ઠરે છે.—

**" नैके गमा-बोधमार्गा यस्यासौ नैगमः, पृषोदरादित्वात् निरुक्तविधिना च ककारलोपः ।"**

---

૧ છાયા—

**नैकानि मानानि सामान्योभय विशेष ज्ञानानि ।**
**य तैर्मिनोति ततो नौगमो नयो नैकमान इति ।**
**लोकार्थ निबोधा वा निगमाः तेषु कुशलो भवो वाऽयम् ।**
**अथवा यत् नेगमतोऽनेकपथा नैगमस्तेन ॥**

૨-૪ આ નગમનયની ઉત્તરોત્તર વિશુદ્ધતા સૂચક છે. આનો પ્રથમ પ્રકાર નિર્વિકલ્પ મહા-સત્તા નામનો છે. તે કેવળ સામાન્યવાદી હોવાથી અશુદ્ધ છે, ગોત્વ, વૃક્ષત્વાદિ બીજો પ્રકાર સામાન્ય વિશેષ સ્વરૂપી હોવાથી શુદ્ધાશુદ્ધ છે; અને વિશેષવાદી ત્રીજો પ્રકાર શુદ્ધ છે. આ પ્રમાણેની ક્રમશઃ વિશુ-દ્ધતા વસતિ, પ્રસ્થક અને ગ્રામના ઉદાહરણો વિશેષ સ્પષ્ટ સમજાશે. જુઓ પૃ૦ ૩૧૨-૩૧૩.

૫ સમાન આકાર, ગુણ અને ક્રિયાવાળા તથા એક દેશમાથી ગયેલા અને આવેલા એવા પરમાણુઓમા આ પરમાણુ આનાથી ભિન્ન છે એવા પ્રકારની જે યોગીઓની બુદ્ધિ થાય છે તેનુ કારણ ' અન્ત્ય વિશેષ ' ના નામથી ઓળખાય છે.

અર્થાત્ 'ગમ' એટલે 'માર્ગ'. જેનો એક જાતનો માર્ગ-બોધમાર્ગ નથી અર્થાત્ જે વસ્તુને અનેક રીતે માને છે તે ' નૈગમ ' કહેવાય છે. નૈગમ વસ્તુને બહુ જ વિશાળ દૃષ્ટિથી અવલોકે છે એટલે કે વસ્તુગત સર્વ પ્રકારના સામાન્ય અને સમગ્ર જાતના વિશેષ ધર્મો વચ્ચે ખાસ કરીને પૃથક્તા જોતો નથી અર્થાત્ સામાન્ય ધર્મને વિશેષ ધર્મોથી જુદા પાડતો નથી. દાખલા તરીકે, કેરી એમ કહેવાથી આ ફળમા રહેલા ખાસ-વિશેષ ધર્મોનું આપણને ભાન થાય છે એટલું જ નહિ પરંતુ તે ઉપરાંત અન્ય ફળોમાં પણ જે કેરીગત ધર્મો-સામાન્ય ધર્મો છે તેનો પણ બોધ થાય છે. અર્થાત્ નૈગમ નય સામાન્ય અને વિશેષ એમ બન્ને ધર્મોનો બોધ કરાવે છે. નૈયાયિક અને વૈશેષિક દર્શનકારો નૈગમ નયને અનુસરે છે ખરા, પરંતુ આ નૈગમ નય તેમના હાથમાં જતાં તે દુર્નય થઈ જાય છે. [1]નૈગમાભાસ બને છે, કેમકે તેઓ એકાન્તતઃ તે નયને માને છે. નૈયાયિકો પણ એ વાત તો કબૂલ કરે છે કે દરેક વસ્તુમાં સામાન્ય અને વિશેષ એમ ઉભય ધર્મો રહેલા છે, પરંતુ સામાન્યમાંથી વિશેષ અને વિશેષમાંથી સામાન્ય ધર્મ ઉપજાવી શકાય તેમ નથી એમ તેઓ કહે છે. આથી તેમની માન્યતા જૈન માન્યતાથી જુદી પડે છે અને તેમ હોવાનું કારણ આપણે જો-ઇએ છીએ તેમ એ છે કે તેઓ સામાન્ય અને વિશેષને સર્વથા ભિન્ન માને છે, જ્યારે જૈનો તો તેને સાપેક્ષ માને છે. જૈનોનું કહેવું તો એમ છે કે સામાન્ય તે જ વિશેષરૂપ અને વિશેષ તે જ સામા-ન્યરૂપ બની શકે છે.

**નૈગમાભાસ**

**નૈગમના ત્રણ પ્રકારો—**

( ૧ ) ધર્મદ્વય ગોચર, ( ૨ ) ધર્મિદ્વયગોચર અને ( ૩ ) ધર્મધર્મિગોચર એમ નૈગમના ત્રણ પ્રકારો પડે છે. તેમાં પ્રથમ પ્રકારનું કહેવું એ છે કે એક ગુણથી બીજા ગુણને પૃથક્ માનવો. જેમકે "**सच्चैतन्यमात्मनि**" અર્થાત્ આત્મામાં સત્ ચૈતન્ય ધર્મો છે. આમાં ચૈતન્યથી સત્તાને પૃથક્ માનવામા આવી છે. ચૈતન્ય વિશેષ ધર્મ છે, સત્તા સામાન્ય ધર્મ છે.[2]

**ધર્મદ્વયગોચર**

**ધર્મિદ્વયગોચર—**

દ્વિતીય પ્રકાર બે વસ્તુ વચ્ચે ભિન્નતા જુએ છે. જેમકે "**वस्तुपर्यायवद् द्रव्यम्**"

---

૧ **નયપ્રદીપ**ના ૧૦૧મા પત્રમા આનું લક્ષણ નીચે મુજબ આપ્યું છે:—

" **धर्मद्वयादीनामैकान्तिकपार्थक्याभिसन्धिर्नैगमाभासः** "

અર્થાત્ ધર્મ-યુગલની, દ્રવ્ય-દ્રયની અને દ્રવ્ય-પર્યાયની ઐકાન્તિક પૃથક્તા સ્વીકારનારો અધ્યવસાય ' નૈગમાભાસ ' કહેવાય છે.

૨ ધર્મથી વ્યંજનપર્યાય સમજવાનો છે, જ્યારે ધર્મીથી દ્રવ્ય સમજવાનું છે. ચૈતન્યરૂપ વ્યંજન-પર્યાય વિશેષ્ય હોવાથી તેની વિવક્ષા મુખ્ય છે, જ્યારે સત્ વિશેષણ હોવાથી તે ગૌણ છે.

એટલે કે વસ્તુ અને પર્યાય યુક્ત દ્રવ્ય છે. અહિંયા વસ્તુ અને તેના પર્યાયને ભિન્ન ગણવામાં આવ્યા છે.[1]

### ધર્મધર્મિગોચર—

તૃતીય પ્રકાર ગુણ અને ગુણી વચ્ચે ભિન્નભાવ સ્વીકારે છે. **"क्षणमेकं सुखी विषयासक्तो जीवः"** અર્થાત્ વિષયાસક્ત જીવ એક ક્ષણ વાર સુખી છે. સુખી મનુષ્ય અને સુખ એ બે વચ્ચે ભિન્નતા બતાવવામાં આવી છે.[2]

### નૈગમના પ્રકારાન્તરો—

નૈગમના ( ૧ ) ભૂત નૈગમ, ( ૨ ) વર્તમાન નૈગમ અને ( ૩ ) ભવિષ્યદ્ નૈગમ એમ પણ ત્રણ ભેદો પડે છે. થઇ ગયેલી વસ્તુને વર્તમાન તરીકે સ્વીકારવી, તે 'ભૂત નૈગમ' છે. **મહાવીર** પ્રભુ નિર્વાણ પામ્યા તે આજ દીવાળીનો દિવસ છે. આ દૃષ્ટાન્તમા **મહાવીર**ના નિર્વાણ-કલ્યાણકની અતીત દીપમાલિકાનો આજની દીવાળીમાં ઉપચાર કરવામાં આવ્યો છે એટલે કે ભૂતનો વર્તમાનમાં ઉપચાર છે.

**ભૂત નૈગમ**

### વર્તમાન નૈગમ—

જે ક્રિયા વર્તમાનમાં શરૂ થઇ નથી છતાં તેનો વર્તમાનરૂપે વ્યવહાર કરવો તે 'વર્તમાન નૈગમ' છે. અર્થાત્ આમાં અનાગત-ભવિષ્યત્ કાળનો વર્તમાનમાં ઉપચાર છે. જેમકે આજે **પદ્મનાભ** પ્રભુના નિર્વાણનો દિવસ છે. હજી **પદ્મનાભ**નું નિર્વાણ થતાં તો ઘણાં વર્ષોની વાર છે છતાં તે નિર્વાણ આજે છે એમ જે કહેવું તે 'વર્તમાન નૈગમ' જાણવો.

### ભવિષ્યદ્ નૈગમ—

થનારી વસ્તુને થઇ કહેવી તે ભવિષ્યદ્ નૈગમ છે અર્થાત્ અત્ર ભવિષ્યત્ કાળનો ભૂતકાળમાં ઉપચાર સમજવો. જેમકે ચોખા રંધાઇ ન ગયા હોય તો પણ તે રંધાઇ ગયા એમ કહેવું તે આ નયનુ કાર્ય છે.

### સામાન્ય અને વિશેષ સંબંધી જૈન માન્યતા—

આપણે જોઇ ગયા છીએ તેમ જૈનો સામાન્ય અને વિશેષને પરસ્પર [3]સાપેક્ષ માને છે.

---

૧ દ્રવ્યરૂપ ધર્મી વિશેષ્ય છે એટલી એની અત્ર મુખ્યતા છે, જ્યારે વસ્તુરૂપ ધર્મી વિશેષણરૂપ હોવાથી તેની ગૌણતા છે.

૨ વિષયાસક્ત જીવ એ વિશેષ્ય છે અને સુખરૂપ પર્યાય એ વિશેષણ છે એટલે પ્રથમની પ્રધાનતા અને દ્વિતીયની ગૌણતા સમજી શકાય છે.

૩ પરસ્પર નિરપેક્ષ માનવાથી સામાન્યને વિશેષપણું અને વિશેષને સામાન્યપણું પ્રાપ્ત થાય

એટલું જ નહિ કિન્તુ તેની વ્યાખ્યામા પણ ફરક રહેલો છે. જેમકે ગાય વગેરે પદાર્થની ખરી, ખાંધ, પૂછડું, શીંગડાં વગેરે જે સમાન પર્યાય છે તે 'સામાન્ય' છે; નહિ કે નિત્ય, નિરવયવ, અક્રિય, સર્વગતાદિ ધર્મયુક્ત હોય તે 'સામાન્ય' છે. વળી આ ગાય વગેરે પદાર્થના કાળાશ. ધોળાશ ઇત્યાદિ અસમાન ( વિસદૃશ ) પર્યાય તે વિશેષ છે. વિશેષમા આ સામાન્ય અને વિશેષરૂપ પર્યાયો પદાર્થથી એકાન્તતઃ ભિન્ન કે અભિન્ન નથી; પદાર્થથી તે કથંચિત્ અભિન્ન છે અને પરરૂપાદિ વડે કથંચિત્ ભિન્ન છે.[1]

અજૈન માન્યતા પ્રમાણે સામાન્ય અને વિશેષનાં લક્ષણો સ્વીકારતાં નીચે મુજબ દોષો ઉદ્ભવે છે એમ **ભાષ્યકારનું** કહેવું છે. જુઓ **વિશેષા૦** ( ગા૦ ૨૧૯૩-૨૨૦૨ ). આનો સાર એ છે કે આ ગાય છે, આ ગાય છે ઇત્યાદિ સામાન્ય જ્ઞાન અને સામાન્ય વચન તે સામાન્ય હેતુ-પૂર્વક છે અને પરમાણુમાં આ પરમાણુ આનાથી પૃથક્ છે એવું વિશેષ-જ્ઞાન અને વચન વિશેષહેતુક છે એવી જો માન્યતા સ્વીકારવામાં આવે તો ગોત્વાદિ સામાન્ય પદાર્થોમા આ સામાન્ય છે, આ સામાન્ય છે. એવાં જ્ઞાન અને વચનની તેમજ વિશેષ પદાર્થોમા આ વિશેષ છે, આ વિશેષ છે એવાં જ્ઞાન અને વચનની પ્રવૃત્તિમાં શો હેતુ છે એવો પ્રશ્ન ઉદ્ભવે છે. સામાન્ય-વિશેષથી આની પ્રવૃત્તિ છે એમ કહેવાય તેમ નથી, કારણ કે સામાન્યમા બીજું સામાન્ય ન હોય ( **निःसामान्यानि सामान्यानि** ) અને વિશેષમા બીજો વિશેષ ન હોય. આથી જો આ ભૂલ-ભરેલી માન્યતાને ન ફેરવતાં એમ કહેવામાં આવે કે અન્ય સામાન્ય સિવાય વિષયભૂત જે ગોત્વાદિ સામાન્ય પદાર્થ છે તેનાથી સામાન્ય જ્ઞાન અને વચન પ્રવર્તે છે તેમજ અન્ય વિશેષની અપેક્ષા રાખ્યા વિના તેના તે જ વિશેષથી વિશેષ જ્ઞાન અને વચન પ્રવર્તે છે તો તે સામાન્યજ્ઞાન, સામાન્ય-વચન, વિશેષજ્ઞાન અને વિશેષવચન એ બધાં પરનિમિત્તક ગણાશે, કિન્તુ એકાન્ત સામાન્ય-વિશેષ નિમિત્તક નહિ ગણાય.

**નૈગમ નયની ઉત્તરોત્તર વિશુદ્ધતા—**

આ સંબંધમાં જૈન શાસ્ત્રોમા ( ૧ ) વસતિ, ( ૨ ) પ્રસ્થક અને ( ૩ ) ગ્રામ એ ત્રણ ઉદાહરણો આપવામા આવે છે. તે પૈકી પ્રથમ ઉદાહરણ તમે કયાં રહો છો એ પ્રશ્નનો સ્પર્શ કરે છે. આનો ઉત્તર એમ અપાય કે હું લોકમાં રહુ છું. વળી પ્રશ્ન સ્ફુરે કે લોકમા કયા ? આનો જવાબ એમ અપાય કે તિર્યગ્-લોકમા. આ પ્રમાણેની પ્રશ્નોત્તરાવલી નીચે મુજબ સંભવે છે.—

**વસતિનું ઉદાહરણ**

---

છે. જેમકે પરમાણુઓમા રહેલા અન્ત્ય વિશેષને ઉદ્દેશીને આ વિશેષ છે, આ વિશેષ છે એવું કથન અ-ન્યની સાથે સામાન્ય જ્ઞાન અને સામાન્ય વચનનો હેતુ છે એથી કરીને વિશેષ પણ સામાન્ય કહેવાશે; પરંતુ વિશેષમા સામાન્ય નથી હોતુ તેનું શું ? વળી સત્તારૂપ સામાન્ય પણ ગોત્વાદિકથી બુદ્ધિ અને વચનમા ભિન્નતા ઉત્પન્ન કરે છે એટલે તે પણ વિશેષ ઠર્યું.

૧ સરખાવો **વિશેષા૦** ની નિમ્ન-લિખિત ગાથા —

" तम्हा वत्थूणं चिय जो सरिसो पज्जओ स सामन्नं ।
जो विसरिसो विसेसो स मओऽणत्थंतर तत्तो ॥ "

[ तस्माद् वस्तूनां खलु य सदृशः पर्यायः स सामान्यम् ।
यो विसदृशो विशेषः स मतोऽनर्थान्तरं तस्मात् ॥ ]

તિર્યગ્-લોકમાં કયાં? મનુષ્ય-ક્ષેત્રમાં. મનુષ્ય-ક્ષેત્રમાં કયાં? જંબૂદ્વીપમાં. ત્યાં કયા? ભરત ક્ષેત્રમાં. ભરતક્ષેત્રમાં કયાં? મુંબઇ ઇલાકામાં. મુંબઇ ઇલાકામાં કયાં? મુંબઇમા. મુંબઇમાં કયાં? ભૂલેશ્વરમાં. ભૂલેશ્વરમાં ક્યા? ભગતવાડીમાં. ભગતવાડીમાં કયાં? નવી ચાલીમાં. નવી ચાલીમાં કયાં? ત્રીજે માળે. ત્રીજે માલે કયાં? ૪૩ મા અંકવાળી કોટડીમાં. ત્યાં કયાં? આકાશ-પ્રદેશોમાં. કયા આકાશ-પ્રદેશોમાં? જ્યાં આત્મા છે ત્યાં. આ ઉત્તરોત્તર વિશુદ્ધતા સૂચક પ્રકારો છે અને તે નૈગમ નયને માન્ય છે.

**પ્રસ્થકનું ઉદાહરણ—**

અનાજ માપવાને માટે લાકડાનું બનાવેલું પાત્ર 'પ્રસ્થક' કહેવાય છે. આવું પાત્ર બનાવવા માટે કોઇ સુથાર જંગલમાં લાકડું કાપતો હોય અને તેને પૂછવામાં આવે કે ભાઇ! તમે શું કરો છો? તો એના પ્રત્યુત્તરમાં તે કહે કે પ્રસ્થક કાપું છું. આ લાકડું કાપીને તેને ખાંધે ચડાવીને તે ઘર ભણી જતો હોય એવામાં કોઇ તેને પૂછે કે તમારી ખાંધે શું છે તો તે કહેશે કે પ્રસ્થક. આ પ્રમાણે આ લાકડાને ચીરતાં, ઘડતાં, છોલતાં, સુંવાળું કરતાં ' માન ' તૈયાર થતાં અનાજ તે માપતો હોય તે વેળા પણ—આ સઘળી અવસ્થાઓમાં તે આને 'પ્રસ્થક' તરીકે ઓળખાવે છે. આ પ્રકારના તેનાં કથનો ઉત્તરોત્તર વિશુદ્ધતાથી અંકિત નૈગમ નયને અનુસરે છે.

**ગ્રામનું ઉદાહરણ—**

સીમા પર્યંતની જમીન તે ગામ; અથવા પ્રજાથી યુકત ઘર-બગીચા—વાવ-મંદિર વગેરે રૂપ જે કિલ્લા સુધીનો ભાગ તે ગામ; અથવા કેવળ પ્રજાનો સમુદાય તે ગામ; અથવા કોઇ મુખ્ય પુરુષ તે ગામ. આ નૈગમ નય અનુસારની કલ્પનાઓ છે.

**સંગ્રહનું લક્ષણ—**

**सामान्यवस्तुसत्तासङ्ग्राहकाध्यवसायविशेषरूपत्वम् , नैगमाद्युपगतार्थसङ्ग्रहप्रवणत्वे सति अध्यवसायविशेषरूपत्वं वा सङ्ग्रहस्य लक्षणम् । " ( ५४ )**

અર્થાત્ સામાન્યરૂપ જે વસ્તુની સત્તા છે, તેને ગ્રહણ કરવામાં તત્પર એવા અધ્યવસાય-વિશેષને ' સંગ્રહ ' કહેવામાં આવે છે. અથવા તો નૈગમાદિક નયો દ્વારા જાણેલા અર્થનો સંગ્રહ કરવામાં કુશળ એવો અધ્યવસાય પણ ' સંગ્રહ ' કહેવાય છે.

આ લક્ષણગત ' સંગ્રહ-પ્રવણત્વ ' એટલે શુ તે વિચારીએ તે પૂર્વે સંગ્રહના લક્ષણ પરત્વે વિશેષા૦માનો નિમ્ન લિખિત ઉલ્લેખ જોઇ લઇએ —

" [1]संगहणं संगिण्हइ संगिज्झंते व तेण जं भेया ।
तो संगहो त्ति संगहियपिंडियत्थं वओ जस्स " ॥२२०३॥

અર્થાત્ સામાન્યરૂપે સમગ્ર પદાર્થોને એકત્રિત કરવા તે ' સંગ્રહ ' છે; અથવા સામાન્યરૂપે સર્વ વસ્તુઓને જે એકઠી કરે છે તે ' સંગ્રહ ' છે; અથવા જેથી સમસ્ત ભેદો સામાન્યરૂપે એકઠા કરાય તે ' સંગ્રહ ' છે; અથવા સંગૃહીત પિંડિત અર્થવાળું જેનું વચન હોય તે ' સંગ્રહ ' છે.

**સંગૃહીત અને પિણ્ડિતના અર્થો—**

ઉપર્યુક્ત લક્ષણ સમજવા માટે સંગૃહીત અને પિણ્ડિત એટલે શું તે જાણવું જોઇએ. આ સંબંધમા **વિશેષા૦** ની નિમ્ન-લિખિત ગાથાઓ પ્રકાશ પાડે છે:—

" [2]संगहियमागहियं संपिंडियमेगजाइमाणीयं ।
संगहियमणुगमो वा वइरेगो 'पिंडियं' भणियं ॥२२०४॥
अहव महासामन्नं संगहियपिंडियत्थमियरंति ।
सव्वविसेसानन्नं सामन्नं सव्वहा भणियं ॥२२०५॥ "

અર્થાત્ સામાન્યને અભિમુખ ગ્રહણ કરાયેલુ હોય તે ' સંગૃહીત ' છે અને એક જાતિને પ્રાપ્ત થયેલું તે ' પિણ્ડિત ' છે. ( આવા પ્રકારનું સંગૃહીત-પિણ્ડિત અર્થવાળું વચન તે સંગ્રહ નય છે. ) અથવા સમસ્ત વ્યક્તિઓમાં અનુગત સામાન્યનું પ્રતિપાદન કરવું તે ' સંગૃહીત ' છે અને એથી વ્યતિરેક-પરપણાનો નિરાસ કરનાર એવા વિશેષનું પ્રતિપાદન કરવું તે ' પિણ્ડિત ' છે. ( આથી અનુગમ-વ્યતિરેકવાળું વચન તે સંગ્રહ નય છે ). અથવા સત્તારૂપ મહાસામાન્ય તે ' સંગૃહીત ' છે અને ગોત્વ, ગજત્વ ઇત્યાદિ અવાંતર સામાન્ય તે ' પિણ્ડિત ' છે. ( આથી પરસામાન્ય અને અપર સામાન્ય અર્થવાળું વચન તે સંગ્રહ નય છે. ) અથવા જેનાથી સર્વ વિશેષો ભિન્ન નથી એવું સર્વ રીતે સામાન્ય વચન અભિધેયપણે સંગ્રહ નયનું કથન છે.

**સંગ્રહપ્રવણત્વનો અર્થ—**

આ સંબંધમાં ગ્રન્થકાર કથે છે કે—

---

૧ છાયા—

सङ्ग्रहणं सङ्गृह्णाति सङ्गृह्यन्ते वा तेन यद् भेदाः ।
तस्मात् सङ्ग्रह इति सङ्गृहीतपिण्डितार्थं वचो यस्य ॥

૨ છાયા—

सङ्गृहीतमागृहीतं सम्पिण्डितमेकजातिमानीतम् ।
सङ्गृहीतमनुगमो वा व्यतिरेकः पिण्डितं भणितम् ॥
अथवा महासामान्यं सङ्गृहीतपिण्डितार्थमितरदिति ।
सर्वविशेषानन्यं सामान्यं सर्वथा भणितम् ॥

**सङ्ग्रहप्रवणत्वं नाम तन्नियतबुद्धिव्यपदेशजनकत्वम्, सङ्गृहीत-पिण्डितार्थाभ्युपगमपराध्यवसायविशेषरूपत्वं वा। ( ५५ )**

**तत्र सङ्गृहीतं सामान्याभिमुखग्रहणगृहीतं महासामान्यं वा; पिण्डितं विवक्षितैकजात्युपरागेण प्रतिपिपादयिषितं सामान्यविशेषरूपत्वं वेत्यर्थः।**

અર્થાત્ 'સંગ્રહપ્રવણતા'થી તેને વિષે મુકરર બુદ્ધિનો ઉત્પાદ અથવા તો સંગૃહીત પિણ્ડિત અર્થને સ્વીકારમાં તત્પર અધ્યવસાયવિશેષ સમજવો. તેમાં 'સંગૃહીત' એટલે સામાન્યને અભિમુખ ગ્રહણથી ગ્રહણ કરાયેલું તે અથવા મહાસામાન્ય; અને 'પિણ્ડિત' એટલે અપેક્ષિત એક જાતિના આવરણ પૂર્વકનું પ્રતિપાદન અથવા સામાન્ય અને વિશેષરૂપતા.

સંગ્રહનય વિશેષ ધર્મોની આકાંક્ષા છોડી દઈને સામાન્યરૂપે વિશ્વને જુએ છે. સામાન્ય પ્રકારે વસ્તુઓને એકત્રિત કરી આ નય કથન કરે છે. જેમકે બધા શરીરોમાં એક જ આત્મા છે પરંતુ કહેવાની મતલબ એ છે કે પ્રત્યેક શરીરમાં આત્મા જૂદો હોવા છતાં તે આત્માઓમાં સમાનતા રહેલી હોવાથી તે સમાનતાને ઉદ્દેશીને આ કથન કરવામાં આવ્યું છે. સાંખ્ય અને અદ્વૈતવાદીઓના હાથમાં આ નય જતાં તે દુર્નય બને છે.

**સંગ્રહ નયના બે ભેદો—**

**સામાન્ય-સંગ્રહાદિનાં ઉદાહરણો**

આ નયના (૧) સામાન્ય-સંગ્રહ અને (૨) વિશેષ-સંગ્રહ એમ બે ભેદો પડે છે એટલું જ નહિ, કિન્તુ (૧) પર-સંગ્રહ અને (૨) અપર-સંગ્રહ એમ પણ એના બે પ્રકારો પડે છે. તેમાં ધર્માસ્તિકાયાદિ સર્વ દ્રવ્યો અવિરોધી છે—પરસ્પર વિરોધ રહિત છે એ સામાન્ય-સંગ્રહનું ઉદાહરણ છે (આ કથન યુક્તિસંગત છે, કેમકે એક દ્રવ્યના સદ્ભાવમા છએ દ્રવ્યોની પ્રાપ્તિ થાય છે ), સર્વે જીવો પરસ્પર વિરોધરહિત છે એ વિશેષ-સંગ્રહનું દૃષ્ટાન્ત છે. ( આ કથન પણ સયુક્તિક છે, કારણ કે જોકે સંસારી અને મુક્ત એમ જીવના બે મુખ્ય ભેદો અને સંસારીના દેવ, નારક, તિર્યંચ અને માનવ એમ ચાર ભેદો, તેમાં વળી તિર્યંચના ઇન્દ્રિયોની અપેક્ષાએ પાંચ ભેદો હોવાથી જીવો સભેદ છે—ભિન્ન છે, છતાં સમગ્ર જીવોમાં ચૈતન્ય હોવાથી—સર્વે જીવો ચાર ભાવ-પ્રાણોને ધારણ કરતા હોવાથી તેઓ પરસ્પર અવિરોધી છે ).

આથી એ ફલિત થાય છે કે સમસ્ત વિશેષોથી રહિત અને સત્ત્વ, દ્રવ્યત્વ ઇત્યાદિને ગ્રહણ કરવાના સ્વભાવવાળા સામાન્ય-માત્રને ગ્રહણ કરનારો પરામર્શ સંગ્રહ છે. તેવી રીતે એકીભાવથી પિણ્ડીભૂત વિશેષ રાશિને ગ્રહણ કરનારો અર્થાત્ પોતાની જાતિથી જે દૃષ્ટ તથા ઇષ્ટ છે એ દ્વારા સંપૂર્ણ વિશેષોને એક રૂપથી ગ્રહણ કરનારો પરામર્શ સંગ્રહ છે. આના પરસંગ્રહાદિ ભેદોનો

વિચાર કરીશું તો જણાશે કે અશેષ વિશેષોને વિષે ઉદાસીનતા રાખનાર અને સત્તામાત્રને શુદ્ધ દ્રવ્ય માનનાર નય 'પરસંગ્રહ' કહેવાય છે.[1] આનું ઉદાહરણ 'સમગ્ર બ્રહ્માણ્ડ એક છે' એ છે. સમસ્ત સંસારમાં સત્પણું એક જ છે, એમાં કઇ વિશેષતા નથી એટલે સદ્રૂપતાની અપેક્ષાએ અખિલ વિશ્વ એક છે એમ કહેવું ખોટું નથી.

પરસંગ્રહનું સ્વરૂપ વિશેષ ધ્યાનમાં આવે તે માટે પરસંગ્રહાભાસ એટલે શું તેમજ તેનું ઉદાહરણ વિચારીએ.

સત્તાદ્વૈતનો સ્વીકાર કરનાર અને સમગ્ર વિશેષોનો નિરાસ કરનાર 'પરસંગ્રહાભાસ' કહેવાય છે.[2] 'સત્તા એ જ તત્ત્વ છે, એનાથી પૃથગ્ભૂત વિશેષોનું દર્શન નહિ થતું હોવાથી', એ આનું ઉદાહરણ છે. આ દુર્નયનું સેવન અદ્વૈતવાદીઓએ કર્યું છે એમ જૈનોનું કહેવું છે.

**અપરસંગ્રહનું લક્ષણ અને તેનાં ઉદાહરણો—**

દ્રવ્યત્વાદિ અવાન્તર સામાન્યોને માનનાર પરંતુ તેના ભેદોને વિષે ગજનિમીલિકાનો આધાર લેનાર અર્થાત્ આંખ મીંચામણા કરનાર 'અપરસંગ્રહ' છે.[3] 'ધર્માસ્તિકાયાદિ છએ દ્રવ્યો એક છે, દ્રવ્યત્વમાં અભેદ હોવાથી' એ આનું ઉદાહરણ છે. અહીં દ્રવ્યત્વરૂપ સામાન્ય જ્ઞાનથી અભેદરૂપે છએ દ્રવ્યોનું એકતાનું સંગ્રહણ થયેલું છે, જ્યારે ધર્માસ્તિકાયાદિની વિશેષતાઓ તરફ આંખમીચામણાં કરવામાં આવ્યાં છે. આ સબંધમાં ચૈતન્ય અને અચૈતન્યના પર્યાયોમાં એકતા છે, એવું બીજું ઉદાહરણ રજુ કરી શકાય. [4]ચૈતન્ય એટલે જ્ઞાન અને એનાથી વિપરીત તે અચૈતન્ય. આ બેની વિશેષ વિવક્ષા ન કરતાં દ્રવ્યત્વ સ્વરૂપે એ બેમાં અભેદ-બુદ્ધિ સંભવે છે.

**અપરસંગ્રહાભાસ—**

દ્રવ્યત્વાદિની પ્રતિજ્ઞા કરનાર પરંતુ તેના વિશેષોનો અપલાપ કરનાર જેમકે દ્રવ્યત્વ જ તત્ત્વ છે, ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય નથી એવી નિહ્નવતાને સેવનાર 'અપરસંગ્રહાભાસ' કહેવાય છે.[5]

---

૧ સરખાવો નયપ્રદીપના ૧૦૧મા પત્રગત ઉપાધ્યાયજીનું કથન:—

"**अशेषविशेषौदासीन्यं भजमानः शुद्धद्रव्यं सन्मात्रमभिमन्यमानः परसंग्रहः**"

આ જ પંક્તિ દ્રવ્યાનુયોગ૦મા ૮૯ મા પાનામા પણ નજરે પડે છે.

૨ નયપ્રદીપ (પત્ર ૧૦૨)મા એનુ લક્ષણ નીચે મુજબ છે:—

'**सत्ताद्वैतं स्वीकुर्वाणः सकलविशेषान् निराचक्षाणस्तदाभासः ।**"

૩ અપરસંગ્રહના લક્ષણ પરત્વે એ ઉલ્લેખ છે કે—

"**द्रव्यत्वादीनि अवान्तरसामान्यानि मन्वानस्तद्भेदेषु गजनिमीलिकामवलम्बमानः पुनरपरसङ्ग्रहः ।**"

૪ કહ્યું છે કે—

"**चैतन्यमनुभूतिः स्यात्, सत्क्रियारूपमेव च ।**
**क्रिया मनोवचःकायैरन्विता वर्तते ध्रुवम् ॥**"

૫ નયપ્રદીપ (પત્ર ૧૦૨)મા કહ્યુ છે કે—

"**द्रव्यत्वादिकं प्रतिजानानः तद्विशेषान् निह्नुवानस्तदाभासः ।**"

વ્યવહારનું લક્ષણ—

**सङ्ग्रहगृहीतवस्तुनो भेदान्तरेण विभजनपराध्यवसायविशेषरूपत्वम्, लौकिकव्यवहारौपयिकाध्यवसायविशेषरूपत्वं वा व्यवहारस्य लक्षणम्। ( ५६ )**

અર્થાત્ સંગ્રહ નય દ્વારા ગ્રહણ કરેલી વસ્તુનો ભેદ દ્વારા વિભાગ પાડવામા તત્પર એવા અધ્યવસાયને ' વ્યવહાર નય ' કહેવામાં આવે છે. લોકમા તેમજ વ્યવહારમાં ઉપયોગી એવો અધ્યવસાય પણ 'વ્યવહાર' કહેવાય છે. પર્વત બળે છે, રસ્તો આવે છે ઇત્યાદિ ઉપચારોનો આ નયમાં અંતર્ભાવ થાય છે. લોક-વ્યવહાર તરફ આ નયનું વલણ છે. આ નય ખાસ કરીને વિશેષ ધર્મોનું જ અવલોકન કરે છે. ચાર્વાકો આ નય પ્રમાણે વર્તન કરે છે, પરંતુ તેઓ બીજા નયોનો નિરાસ કરે છે તેથી તેમનો નય નયાભાસ બને છે.

વ્યવહારના ભેદો—

સંગ્રહ નયનો જે ભેદક વિષય છે તેના દર્શકને ' વ્યવહાર ' કહેવામા આવતો હોવાથી આ નયના પણ સંગ્રહની જેમ બે પ્રકારો પડે છેઃ (૧) સામાન્ય સંગ્રહભેદક વ્યવહાર અને (૨) વિશેષ સંગ્રહભેદક વ્યવહાર. તેમાં જીવ અને અજીવ દ્રવ્ય છે એ પ્રથમ પ્રકારનુ ઉદાહરણ છે,[૧] જ્યારે જીવ સંસારી અને મુક્ત એમ બે પ્રકારના છે, એ દ્વિતીય પ્રકારનું ઉદાહરણ છે.[૨]

વ્યવહારાભાસનું લક્ષણ—

**" यः पुनरपारमार्थिकं द्रव्यपर्यायविभागमभिप्रैति स व्यवहाराभासः[३] "**

અર્થાત્ જે અવાસ્તવિક રીતે દ્રવ્ય અને પર્યાયના વિભાગો પાડે છે તે વ્યવહારાભાસ છે. જેમકે ચાર્વાક દર્શન.

---

૧ અહીં ચેતનસ્વરૂપી જીવ અને અચેતનસ્વરૂપી અજીવ એ બે સંગ્રહ સામાન્યના વિષય હોવાથી એ બેને દ્રવ્ય એવી એક જ સંજ્ઞા આપવામા આવી છે. આ વાત યુક્તિવિકલ નથી, કેમકે દ્રવે છે, તે તે પર્યાયોમાં જાય છે એવો જે ત્રણે કાળમા અનુગામી પદાર્થનો અંશ છે, તે સર્વત્ર અનુગત હોવાથી 'દ્રવ્ય' કહેવાય છે. જીવ દ્રવ્ય પણ દેવ, માનવ, સિદ્ધ એવા પર્યાયોને પ્રાપ્ત કરે છે, પરંતુ ચેતન જીવરૂપતા સમગ્ર પર્યાયોમા અનુગત છે. એવી રીતે અજીવ મૃત્તિકા, સુવર્ણ વગેરે દ્રવ્ય પણ ઘટ, કુંડળ ઇત્યાદિ પર્યાયોમા પ્રાપ્ત થાય છે, કિન્તુ મૃત્તિકા તથા સુવર્ણ અંશ સર્વત્ર અનુગત છે. એથી દ્રવ્ય એવું પદ જીવ અને અજીવ ઉભયવાચક છે.

૨ ચેતનતારૂપ ધર્મથી યુક્ત જીવો અનંત છે. એનો સંસારી અને સિદ્ધ એ વિશેષ વ્યવહાર છે. દ્રવ્ય-સામાન્યમા જે વિશેષ દ્રવ્ય જીવ છે, એ જીવ સામાન્ય દ્રવ્યમાં સંસારિત્વ અને સિદ્ધત્વ એ વિશેષ વ્યવહાર છે.

૩ જુઓ નયપ્રદીપનું ૧૦૨ મું પત્ર

આ ઉપરથી નૈગમ, સંગ્રહ અને વ્યવહારનું સ્વરૂપ ધ્યાનમાં આવ્યું હશે. આ ત્રણ નયો પરત્વે એટલું ઉમેરવું આવશ્યક સમજાય છે કે નૈગમ અને વ્યવહાર એ બે નયો અશુદ્ધ દ્રવ્યાનુભવિક હોવાને લીધે અશુદ્ધ છે, જ્યારે સંગ્રહ નય શુદ્ધ દ્રવ્યવાદી હોવાથી શુદ્ધ છે. નૈગમ અને વ્યવહારની અશુદ્ધતા તથા સંગ્રહની શુદ્ધતા **અનુયોગદ્વાર**ની વૃત્તિગત નિમ્ન-લિખિત ઉલ્લેખ આ વાતની સાક્ષી પૂરે છેઃ—

**" नैगमव्यवहाररूपोऽशुद्धः, कथम् ? यतो नैगम-व्यवहारौ अनन्तद्व्यणुकाद्यनेकव्यक्त्यात्मकं कृष्णाद्यनेकगुणाधारं त्रिकालविषयं चाविशुद्धं द्रव्यमिच्छतः; सङ्ग्रहश्च परमाण्वादिसामान्यादेकं तिरोभूतगुणकलापमविद्यमानपूर्वापरविभागं नित्यं सामान्यमेव द्रव्यमिच्छत्येव; तच्च किलानेकताभ्युपगमकलङ्केनाकलङ्कितत्वात् शुद्धं; ततः शुद्धद्रव्याभ्युपगमपरत्वात् शुद्धमेवायमिति "**

અર્થાત્ નૈગમ અને વ્યવહાર અનંત દ્વયણુકાદિ અનેક વ્યક્તિમય, કૃષ્ણ વગેરે અનેક ગુણોના આધારભૂત, ત્રિકાલવિષયી અને અશુદ્ધ દ્રવ્યની અભિલાષા રાખે છે, જ્યારે સંગ્રહ તો પરમાણુ ઇત્યાદિ સામાન્યમાંથી એક જેનો ગુણ-સમૂહ તિરોભાવને પામ્યો છે એવા, પૂર્વ અને અપર વિભાગો જેમાં અસ્તિત્વ ધરાવતા નથી એવા, નિત્ય, સામાન્ય જ દ્રવ્યને ઇચ્છે છે. આ દ્રવ્ય અનેકતાના અંગીકારરૂપ કલંકથી અકલંકિત હોવાને લીધે શુદ્ધ છે અને આવા શુદ્ધ દ્રવ્યનો સ્વીકાર કરવામાં સંગ્રહ નય તત્પર હોવાથી એ શુદ્ધ છે.

આ પ્રમાણે આપણે દ્રવ્યાર્થિક નયના નૈગમ, સંગ્રહ અને વ્યવહાર એ ત્રણે પ્રકારો વિચાર્યાં. હવે પર્યાયાર્થિક નયના [1]ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એ ચાર ભેદોનો વિચાર કરીશું.

**ઋજુસૂત્રનું લક્ષણ—**

**प्रत्युत्पन्नग्राह्यध्यवसायविशेषरूपत्वमृजुसूत्रस्य लक्षणम् । ( ५७ )**

---

૧ આનું બીજું નામ 'ઋજુશ્રુત' પણ છે. આ હકીકત તેમજ આ નયના લક્ષણ ઉપર **વિશેષા૦**ની નિમ્ન-લિખિત ગાથા પૂર્ણ પ્રકાશ પાડે છેઃ—

" उज्जुं रुजुं सुयं नाणमुज्जुसुयस्स सोऽयमुज्जुसुओ ।
सुत्तयइ वा जमुज्जुं वत्थुं तेणुज्जुसुत्तो त्ति॥ २२२ ॥ "

[ ऋजु श्रुतं ज्ञानं ऋजुश्रुतस्य सोऽयमृजुश्रुतः ।
सूत्रयति वा यदृजु वस्तु तेन ऋजुसूत्र इति ॥ ]

અર્થાત્ ઋજુ એટલે અવક્ર ( સરળ ) અને શ્રુત એટલે બોધ; આથી જેનો સરળ બોધ હોય તે 'ઋજુશ્રુત' કહેવાય છે. જે વસ્તુને સરળ રીતે કથે છે તે 'ઋજુસૂત્ર' છે.

પ્રત્યુત્પન્નગ્રાહી અધ્યવસાય 'ઋજુસૂત્ર' નય કહેવાય છે. અર્થાત્ આ લક્ષણ સમજાય તે માટે પ્રત્યુત્પન્નગ્રાહિત્વ એટલે શું તે જાણવું. તેનો નિર્દેશ કરતાં ગ્રન્થકાર કહે છે કે—

**अतीतानागतसम्बन्धाभावव्याप्योपगन्तृत्वं वर्तमानकालिकात्मीय-वस्त्वभ्युपगमपराध्यवसायविशेषरूपत्वं वा प्रत्युत्पन्नग्राहित्वम् । ( ५८ )**

અર્થાત્ અતીત અને અનાગત એ બે કાળ સાથે સંબંધ નહિ ધરાવનારા અર્થાત્ વર્તમાનકાલિક આત્મીય વસ્તુને ગ્રહણ કરવામાં તત્પર એવા અધ્યવસાયને 'પ્રત્યુત્પન્નગ્રાહી' કહેવામા આવે છે. આ નય વર્તમાનકાલિક પદાર્થના પર્યાયને મુખ્યતઃ ગવેષે છે. બૌદ્ધે સ્વીકારેલો નય ' ઋજુસૂત્ર નયાભાસ ' છે, કેમકે તેમની માન્યતાનુસાર સદાસ્થાયી દ્રવ્ય કોઇ છે જ નહિ.

**ઋજુસૂત્રના બે ભેદો—**

ઋજુસૂત્રના (૧) સૂક્ષ્મ અને (૨) સ્થૂલ એમ બે પ્રકારો પડે છે. તેમાં સૂક્ષ્મ ઋજુસૂત્ર ક્ષણિક—એકસમયી પર્યાયને માને છે, જ્યારે સ્થૂલ ઋજુસૂત્ર વર્તમાન મનુષ્યાદિ પર્યાયોને સ્વીકારે છે, કિન્તુ અતીત કે અનાગત નારકાદિ પર્યાયોને માનતો નથી. વ્યવહાર નય તો ત્રિકાલવર્તી પર્યાયોનો ગ્રાહક છે એટલે એની સાથે આ સ્થૂલ ઋજુસૂત્રની સંકરતાનો પ્રસંગ ખડો થતો નથી, કેમકે ભૂત અને ભવિષ્યતરૂપ કુટિલતાના દોષથી ઋજુ (સરળ) કેવળ વર્તમાન ક્ષણસ્થાયી પર્યાય માત્રને ગ્રહણ કરવાનો જે નયનો મુખ્ય ઇરાદો છે તે 'ઋજુસૂત્ર' કહેવાય છે.

આ પ્રમાણે આપણે નૈગમાદિ ચાર પ્રકારના અર્થ—નયોનો વિચાર કર્યો. એટલે શબ્દાદિ ત્રણ પ્રકારના શબ્દ—નય તરફ દષ્ટિપાત કરીએ.

**શબ્દનું લક્ષણ—**

**शब्दवाच्यार्थपरिग्रहप्राधान्येऽपि लिङ्ग-वचन-कालभेदेन भिन्नार्थ-ग्राह्यध्यवसायविशेषरूपत्वम्, भावमात्राभिधानप्रयोजकाध्यवसायविशेष-रूपत्वं वा शब्दस्य लक्षणम् । ( ५९ )**

અર્થાત્ શબ્દમાંથી નીકળતા અર્થને મુખ્યત્વે કરીને ગ્રહણ કરનારો અને લિંગ, વચન અને કાળના ભેદથી શબ્દને ભિન્ન માનનારો અધ્યવસાય ' શબ્દ—નય ' કહેવાય છે. અથવા નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપમાંથી[1] ફક્ત છેલ્લા અર્થાત્ ભાવ—નિક્ષેપને જ કહેવામાં નિમિત્તીભૂત અધ્યવસાય તે ' શબ્દ—નય ' છે. ઋજુસૂત્ર ચારે નિક્ષેપને ગ્રહણ કરે છે ઋજુસૂત્રની માફક આ નયને પણ વર્તમાનકાલિક ધર્મ જ ઇષ્ટ છે. આ શબ્દ—નયની પૂર્વેના નૈગમાદિ ચાર નયોમાં પહેલા ત્રણ નિક્ષેપનુ પ્રાધાન્ય છે. જીવ, આત્મા, પ્રાણી એ નવા શબ્દોનો એક જ અર્થ છે એમ આ ના નય કહે છે. અર્થાત્ આ નય પર્યાયોની ભિન્નતાને ધ્યાનમાં લેતો નથી. કેટલાક

વૈયાકરણીયો આ નયનું એકાન્તતઃ સેવન કરે છે અને એથી એ નય તેમના હાથમાં જતાં શબ્દાભાસ બને છે.

**ઋજુસૂત્ર અને શબ્દ નયમાં અંતર—**

ઋજુસૂત્ર પ્રત્યુત્પન્ન અવિશેષિત ઘટને સામાન્યથી માને છે, જ્યારે શબ્દ નય તો તે જ ઘટને વિશેષિત માને છે. એટલે કે આ બેમાં એ તફાવત છે કે ઋજુસૂત્ર નય ભિન્ન ભિન્ન લિંગ કે વચનવાળી વસ્તુને વિશેષતારહિત માને છે, જ્યારે શબ્દ નયની માન્યતા એથી જુદી છે. આ વાત ધ્યાનમાં આવે તે માટે **નયપ્રદીપ**ના ૧૦૩ મા પૃષ્ઠ તરફ નજર કરીશું. ત્યાં શબ્દ-નયનું નીચે મુજબ લક્ષણ આપેલું છે:—

**"काल-कारक-लिङ्ग-सङ्ख्या-पुरुषो-पसर्गभेदेनार्थं पर्यायमात्रं प्रतीयते स शब्दनयः"**

અર્થાત્ કાળ, કારક, લિંગ, સંખ્યા, પુરુષ અને ઉપસર્ગના ભેદથી પર્યાય માત્ર રૂપ અર્થનો જે બોધ થાય છે તે 'શબ્દ-નય' છે.

**કાલ-ભેદ—**

સુમેરુ હતો, અને હશે. અહીં કાળની ત્રિવિધતારૂપ ભિન્નતાને લઇને સુમેરુમાં પણ શબ્દ-નય ભેદ માને છે, જ્યારે દ્રવ્યત્વની અપેક્ષાએ તેમાં જે અભિન્નતા રહી છે તેની એ ઉપેક્ષા રાખે છે.

**કારક-ભેદ—**

તે કુંભ કરે છે, તેનાથી કુંભ કરાય છે એ કારક-ભેદનું ઉદાહરણ છે.

**લિંગ-ભેદ—**

'તટઃ' એ નરજાતિ, 'તટી' એ નારીજાતિ અને 'તટં' એ નાન્યતરજાતિનાં રૂપ છે. આ ત્રણ જાતિઓમાં-લિંગોમાં શબ્દના સ્વરૂપનો ભેદ હોવાથી અર્થમાં પણ ભિન્નતા છે એમ શબ્દ-નયનું કથન છે.

**સંખ્યા-ભેદ—**

'દારા' અને કલત્ર એ બંને એકાર્થવાચી શબ્દો છે, છતાં પ્રથમ બહુવચનમાં છે અને દ્વિતીય એકવચનમાં છે. અન્ય ઉદાહરણ તરીકે આપઃ અને જલનો ઉલ્લેખ થઇ શકે.

**પુરુષ-ભેદ—**

**एहि, मन्ये, रथेन यास्यसि, न हि यास्यति, यातस्ते पिता,** એ આનુ ઉદાહરણ છે. "**प्रहासे च मन्योपपदे मन्यतेरुत्तम एकवच्च**" એ સૂત્રથી આ પુરુષ-વ્યવસ્થા પ્રહાસ જ છે.

ઉપસર્ગ ભેદ—

આના ઉદાહરણ તરીકે संतिष्ठते, अवतिष्ठतेનો ઉલ્લેખ કરાય છે.

**શબ્દ-નયનો ઋજુસૂત્ર પ્રત્યે આક્ષેપ—**

ઋજુસૂત્રને શબ્દ-નય પૂછે કે ભાઇ સાહેબ! જ્યારે તમે કાળમાં ભિન્નતાને લઈને પદાર્થમાં ભેદ-ભાવ માનો છો, તો લિંગ, વચન ઇત્યાદિના ભેદથી પદાર્થમાં ભિન્નતા થાય છે એ વાત કેમ સ્વીકારતા નથી? આવી રીતે પ્રશ્ન પૂછનાર શબ્દ-નય પ્રતિ એનાથી વિશુદ્ધ એવો સમભિરૂઢ નય કટાક્ષ કરે છે કે હે દોઢડાહ્યા! શબ્દમાં ફરક પડતા અર્થમાં ભિન્નતા આવે છે, એ વાત તો સાચી છે ને? તો પછી લિંગાદિમાં ભિન્નતા ઉપસ્થિત થતાં અર્થમાં ભેદ પડયો છે એમ કબૂલ કરનારા તમે શબ્દમાં ભેદ પડતા અર્થમાં પણ ભિન્નતા ઉદ્ભવે છે, એ વાત કેમ સ્વીકારતા નથી? આ પ્રશ્ન ઉપરથી સમભિરૂઢના સ્વરૂપની કંઇક ઝાંખી થઇ હશે. છતાં તેનુ સ્પષ્ટ જ્ઞાન થાય તે માટે આપણે એનું લક્ષણ ગ્રન્થકારના શબ્દોમાં જોઇ લઇએ.

**શબ્દ-નય પ્રતિ સમભિરૂઢની વક્રોક્તિ**

**व्युत्पत्तिभेदेन भिन्नानां घट-कुट-कुम्भादिपर्यायवाच्यार्थानां भेदाभ्युपगमपराध्यवसायविशेषरूपत्वम्, भावमात्राभिधानप्रयोजकत्वे सति पर्यायशब्दान्तरासङ्क्रमणाभ्युपगमपराध्यवसायविशेषरूपत्वम्, सञ्ज्ञाभेदनियतार्थभेदाभ्युपगमपराध्यवसायविशेषरूपत्वं वा समभिरूढस्य लक्षणम्। ( ६० )**

અર્થાત્ [1]ઘટ, [2]કુટ, [3]કુમ્ભ વગેરે[4] પર્યાયોની વ્યુત્પત્તિમાં ફરક હોવાને લીધે એ પર્યાયોનો અર્થ પણ ભિન્ન છે એમ સ્વીકારવામા તત્પર એવા અધ્યવસાય-વિશેષને 'સમભિરૂઢ' કહેવામાં આવે છે. અથવા ભાવમાત્રને ગ્રહણ કરનારો હોવા છતા બીજા પર્યાયવાચક શબ્દોના સંક્રમણને નહિ અંગીકાર કરનારો એવો અધ્યવસાય 'સમભિરૂઢ' કહેવાય છે. અથવા સંજ્ઞા નામનો ભેદ પડતાં તેનો નિયત અર્થ પણ બદલાય છે એમ માનવામાં તત્પર અધ્યવસાય તે 'સમભિરૂઢ' સમજવો.

---

૧ વિશિષ્ટ ચેષ્ટાવાળો પદાર્થ તે 'ઘટ' છે.

૨ કુટિલતાના યોગવાળો પદાર્થ તે 'કુટ' છે.

૩ કુત્સિતપણે પૂર્ણ હોય તે 'કુમ્ભ' છે.

૪ ઇન્દ્ર, શક્ર, પુરંદર એવું અન્ય દૃષ્ટાન્ત પણ આપી શકાય. इन्दनादिन्द्रः, शकनाच्छक्रः, पूर्दारणात् पुरन्दर એ પ્રમાણે આની વ્યુત્પત્તિઓ છે

શબ્દ અને અર્થ વચ્ચે નિયત સંબંધ માનનારાઓ આ નયને અનુસરે છે. જે જે ઘટ વગેરે સંજ્ઞા છે તે તે સંજ્ઞાને જ આ સમભિરૂઢ અનુસરે છે, કેમકે તે સંજ્ઞાંતરથી વિમુખ છે, અને તે જ સંજ્ઞા યથાર્થ છે. આનું કારણ એ છે કે ઘટાદિ સંજ્ઞા કુટાદિરૂપ સંજ્ઞાંતરના અર્થમાં વિમુખ હોવાથી 'ઘટ' શબ્દથી જે અર્થ વાચ્ય છે, તે અર્થ કુટ, કુંભ વગેરે શબ્દથી વાચ્ય નથી. જો ઘટાદિ વસ્તુનો કુટાદિ વસ્તુમાં સંક્રમ થાય તો સંકરાદિ દોષો ઉદ્ભવે. જેમકે ઘટાદિ અર્થમાં પટાદિ અર્થનો પણ સંક્રમ થતાં આ ઘટ છે કે પટાદિ વસ્તુ છે એવો સંશય થાય અથવા ઘટાદિમાં પટાદિનો નિશ્ચય થવાથી વિપર્યય થાય અથવા પટાદિકમા ઘટાદિનો નિશ્ચય થવાથી ઘટ-પટાદિ અર્થની ભિન્નતા ઊડી જઇ તેની એકતા થઇ જાય અને મેચકમણિની પેઠે ઘટ, પટ વગેરે પદાર્થોની સંકીર્ણતા થાય.

સમભિરૂઢની માન્યતા એવી છે કે ઘટ, કુટ, કુંભ, કળશ વગેરે શબ્દો પટ, સ્તંભ ઇત્યાદિની જેમ ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ-નિમિત્તવાળા હોવાથી તે ભિન્ન ભિન્ન અર્થના વાચક છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જેમ વાચક શબ્દના ભેદથી ઘટ, પટ, સ્તંભ વગેરે શબ્દોથી વાચ્ય ઘટાદિ પદાર્થો ભિન્ન છે તેમ ઘટ, કુટ વગેરેમાં વાચક શબ્દોનો ભેદ છે, માટે કુટ, કુભ, કળશને ઘટથી અભિન્ન ન ગણી શકાય, કેમકે એક અર્થમાં અનેક શબ્દની પ્રવૃત્તિ હોઇ શકે નહિ. ઘટ, કુટ ઇત્યાદિ શબ્દોથી વાચ્ય અર્થોનો ભેદ માનવો જોઇએ, કેમકે શું શબ્દ-નય ધ્વનિના ભેદને લીધે તો લિંગ, વચન ઇત્યાદિને લઇને ભિન્ન એવા ઘટાદિ શબ્દોથી વાચ્ય અર્થોમાં ભેદ નથી માનતો કે ?

**સમાસો પરત્વે સમભિરૂઢની માન્યતા—**

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય આ પાંચેના દેશ-પ્રદેશની કલ્પનામા આ નય ષષ્ઠી તત્પુરૂષસમાસ માનતો નથી, પરંતુ કર્મધારય માને છે. કોઇકનો દ્વંદ્વ સમાસ ઘટે છે, પરંતુ રાજાનો પુરુષ તે રાજપુરુષ એવો ષષ્ઠી તત્પુરુષ સમાસ આ નયને માન્ય નથી.

**એવંભૂતનું લક્ષણ—**

**व्यञ्जनार्थविशेषान्वेषणपराध्यवसायविशेषरूपत्वम्, विशेषेण शब्दवाच्यार्थक्रियाग्राह्यध्यवसायविशेषरूपत्व, व्युत्पत्त्यर्थान्वयनियतार्थबोधकत्वाभ्युपगन्तृत्व वैवम्भूतस्य लक्षणम् । ( ६१ )**

અર્થાત્ શબ્દના અર્થવિશેષને શોધવામાં તત્પર અધ્યવસાય 'એવંભૂત' કહેવાય છે. ખાસ કરીને, શબ્દથી ઉદ્ભવતા અર્થ પ્રમાણે ક્રિયા થતી હોય ત્યારે જ તે વસ્તુનો તે શબ્દથી વ્યવહાર થઇ શકે એમ સ્વીકારનારા અધ્યવસાયને 'એવંભૂત' કહેવામાં આવે છે. જેમકે ગોશબ્દથી જે ગાય ગમનક્રિયા કરતી હોય તે જ ગાયનો વ્યવહાર થઇ શકે, નહિ કે બીજી સૂતેલી કે બેઠેલી ગાયનો, એમ આ નય માને છે.

## નૈગમ નયાદિની ઉત્તરોત્તર વિશુદ્ધતા—

પ્રસ્થક પરત્વે નૈગમ નયનું શું કથન છે તે આપણે ૩૧૩ મા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ. છતાં સંગ્રહાદિ નયોના કથનો અત્ર તપાસતી વેળા તેનો સવિસ્તર વિચાર કરવો અસ્થાને નહિ ગણાય.

## પ્રસ્થકનું ઉદાહરણ—

મગધ દેશમાં પ્રસિદ્ધ એવા એક પ્રકારના ધાન્યના માપને ' પ્રસ્થક ' કહેવામાં આવે છે. આ પ્રસ્થકને માટે લાકડું કાપવા કોઇ પુરુષ કુહાડો લઇને જંગલમા જતો હોય ત્યારે તેને કોઇ પૂછે કે તમે કયાં જાઓ છો તો અવિશુદ્ધ નૈગમ નય પ્રમાણે તે એમ કહે કે હું પ્રસ્થક માટે જાઉં છું. ખરી રીતે એના ગમનનુ કારણ પ્રસ્થક માટે લાકડું મેળવવાનુ છે, નહિ કે પ્રસ્થક; છતાં કારણમાં કાર્યનો ઉપચાર થતો હોવાથી તેમજ વ્યવહાર એવા પ્રકારનો હોવાથી તે આમ કહી શકે છે પછી તે જંગલમાં જઇને પ્રસ્થક બનાવવા માટે ઝાડને છેદતો હોય તેવામાં તેને કોઈ પૂછે કે તમે શું છેદો છો તો એ પહેલા કરતાં વિશેષ શુદ્ધ એવા નૈગમ નયને અનુસરીને કહી શકે કે પ્રસ્થક છેદું છું. અહીં પણ પૂર્વની જેમ કારણમાં કાર્યના ઉપચાર અને વ્યવહારનો વિચાર કરી લેવો. અત્ર કાષ્ઠના પ્રસ્થક પ્રતિના કારણ–ભાવની આસન્નતા હોવાથી વિશુદ્ધતા જાણવી. એ પ્રમાણે ઉત્તરોત્તર વિશુદ્ધિપૂર્વકના નૈગમ નયનાં કથનો ૩૧૩ મા પૃષ્ઠમાં સૂચવ્યા મુજબ સમજી લેવાં. આખરે એ માણસ પ્રસ્થક નામનું માપ બનાવી રહે ત્યાં સુધી નૈગમ નય પ્રવર્તે છે. વ્યવહાર નયને પણ પૂર્વોક્ત કથન માન્ય છે અર્થાત્ વ્યવહાર-નય પણ નૈગમ નયે આપેલો અભિપ્રાય આપે છે. આ બે નયો અવિશુદ્ધ હોવાથી પ્રસ્થકના કારણને તેઓ પ્રસ્થક તરીકે ઓળખાવે છે, કેમકે તેમને પોતાના કાર્યના અકારણ–કાલમા અનિષ્પન્ન પ્રસ્થક પણ ઇષ્ટ છે. સંગ્રહ નય તો ધાન્યથી પૂર્ણ રીતે વ્યાપ્ત એવા પ્રસ્થકને પ્રસ્થક તરીકે માને છે; અનિષ્પન્ન પ્રસ્થક માને તો અતિવ્યાપ્તિનો પ્રસંગ ખડો થાય એમ એનું કહેવું છે.

ઋજુસૂત્ર નય પ્રમાણે નિષ્પન્નસ્વરૂપી અને અર્થ–ક્રિયાના કારણરૂપ પ્રસ્થક તે પ્રસ્થક છે એટલુ જ નહિ, કિન્તુ તેના વડે મપાતું ધાન્ય વગેરેને પણ તે પ્રસ્થક ગણે છે.

શબ્દાદિ નયો ભાવપ્રધાન હોવાથી ભાવપ્રસ્થકની જ અભિલાષા રાખે છે. પ્રસ્થક પરત્વેનો ઉપયોગ તે ભાવ છે. એટલે તે ઉપયોગને તેમજ તેના ઉપયોગવાળાને તેઓ પ્રસ્થક ગણે છે.

## વસતિનું ઉદાહરણ—

વસતિ એટલે આધારતા. ઉત્તરોત્તર શુદ્ધ એવા નૈગમનાં કથનો પ્રમાણે લોક, તિર્યગ્લોક, જંબૂદ્વીપ, ભરતક્ષેત્ર, દક્ષિણાર્ધ, મુંબઇ ઇલાકો, મુંબઇ શહેર, ભૂલેશ્વર, ભગતવાડી, નવી ચાલી, તેની એક કોટડી સુધી સમજવું. અતિવિશુદ્ધ નૈગમ નય પ્રમાણે જે ઘરમાં વિબોધચન્દ્ર રોજ વસે છે તેને વસતિ કહેવામા આવે છે આધારતા એ કંઇ આધારસ્વરૂપી કે સંયોગસ્વરૂપી નથી. બંને રીતે ગૃહના ખૂણાની જેમ લોકમા પણ એક ક્ષેત્રતા હોવાને લીધે તેની વિશેષતા નથી, તેથી અહીં વિશુદ્ધિની તરતમતા શી ? અત્ર પ્રસ્થક ન્યાયની જેમ ગૌણ અને મુખ્ય વિષયક વિશેષ નથી.

આ પ્રમાણેનુ કથન સત્ય છે. વિબોધના સંયોગરૂપ પર્યાયરૂપે પરિણમેલ ગૃહ–કોણુરૂપ ક્ષેત્ર અખંડ ક્ષેત્રથી ધર્મની ભિન્નતાને લઇને પૃથક્ કરાયેલું છે. ક્રમસર ગુરુ, ગુરુતર વિષયમાં અભેદ ઉપચારથી તેની વિશુદ્ધિમાં અપકર્ષ થવાનો સંભવ છે. અન્યથા લોકમાં હું વસું છું એ અન્વયની જ ઉપપત્તિ થઇ શકે તેમ નથી. સમગ્ર લોકમાં કંઇ વિબોધનો નિવાસ નથી. વળી ઉપચાર વિના સમસ્ત લોકરૂપે રૂઢ લોક–પદથી પ્રાપ્ત દેશની ઉપસ્થિતિ પણ નથી.

સંગ્રહનય તો સંસ્તારક ઉપર આરૂઢ થયેલાને જ વસે છે એમ માને છે. કેમકે એના અભિપ્રાય પ્રમાણે તો અન્ય તેનો વાસાર્થ ઘટતો જ નથી. વળી આ નય નૈગમની જેમ ઉપચારને આશ્રય આપતો નથી. એથી કરીને મૂળમાં ઝાડ વાંદરાના સંયોગવાળું છે એ કથનમા પણ એના મત પ્રમાણે મૂળથી અભિન્ન એવું ઝાડ વાંદરાના સંયોગવાળુ છે એ અર્થ કરવાનો છે.

ઋજુસૂત્ર નય તો જે આકાશ–પ્રદેશનો અવગાહીને વિબોધ રહેલો છે તેને જ વસતિ તરીકે સ્વીકારે છે અર્થાત્ જે વિબોધની અવગાહના છે તે આકાશ–ખંડમાં જ તે રહે છે, એમ માને છે. સંસ્તારકમાં તેની વસતિનો સ્વીકાર કરવાથી તો ગૃહ–કોણુાદિમાં પણ તેની વસતિ સ્વીકારવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. સંસ્તારકથી અવચ્છિન્ન આકાશ--પ્રદેશોમાં તો સંસ્તારકનું જ અવગાહન છે, નહિ કે વિબોધનું; એટલે ત્યાં પણ વસતિ એમ ન કહી શકાય. સંસ્તારકમા, ગૃહ–કોણુમાં ઇત્યાદિ સ્થળે જે વિબોધની વસતિ છે એવો જે વ્યવહાર કરવામા આવે છે તે પ્રત્યાસત્તિ દોષને લઇને ભ્રાન્ત છે. વિવક્ષિત આકાશ–પ્રદેશોમાં પણ વર્તમાન સમયમા જ વિબોધની વસતિ છે, નહિ કે અતીત અથવા અનાગત સમયોમાં; કેમકે આ સમયોનુ અસ્તિત્વ જ ક્યાં છે ? પ્રતિસમય ચળ ઉપકરણતાને લીધે આકાશ–પ્રદેશ માત્રની અવગાહનાનો સંભવ હોવાથી શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત નયો તો પોતાના આત્મામાં જ વસતિ માને છે: અન્યત્ર અન્યની વસતિનો સંભવ નથી, કેમકે સબંધનો અભાવ છે તેમજ અસંબદ્ધનો આધાર–આધેય ભાગ માનવાનો અતિપ્રસંગ પ્રાપ્ત થાય છે.[1]

### પ્રદેશ પરત્વે નયોનું કથન—

નૈગમ નય પ્રમાણે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, જીવ અને ( પુદ્‌ગલ દ્રવ્યના નિચયરૂપ ) સ્કંધો તેમજ આ પાંચેના બે કે તેથી અધિક પ્રદેશોના બનેલા દેશના એમ છના પ્રદેશો છે.

---

૧ આ સબંધમા **અનુયોગદ્વારના સૂ. ૧૪૫**ની વૃત્તિમા **શ્રીમલયગિરિસૂરિ** કથે છે કે અન્યનો અન્યત્ર વૃત્તિનો અયોગ હોવાથી સર્વ સ્વસ્વરૂપમા વસે છે એમ ન માનીએ તો અન્યત્ર વર્તનાર અન્ય સર્વથી ત્યા વસે છે કે દેશથી એવા બે પ્રશ્નો ઊઠે છે. પ્રથમ પક્ષ સ્વીકારીએ તો તેના આધાર વ્યતિરેકી સ્વકીય રૂપથી અપ્રતિભાસનનો પ્રસંગ ઉપસ્થિત થાય છે જેમકે સસ્તારકાદિ આધારનુ સ્વરૂપ સર્વથી ત્યા રહેલું છે, કિન્તુ તેના વ્યતિરેકથી તે ઉપલબ્ધ નથી એ પ્રમાણે દેવદત્તાદિ પણ સર્વથી ત્યા આધીયમાન હોઇ તદ્‌વ્યતિરેકરૂપે ઉપલબ્ધ નથી બીજો પક્ષ મંજૂર કરીએ તો વળી પૂર્વની જેમ બે પ્રશ્નો સભવે છે સર્વથી માનતા દેશીને દેશરૂપ આપત્તિ અને દેશથી માનતા વળી બે પ્રશ્નો સભવે આમ થતા અનવસ્થારૂપ દૂષણ ઉદ્‌ભવે એટલે સર્વ પોતપોતાના સ્વભાવમા જ વસે છે એમ માનવુ સારૂં છે.

સંગ્રહ નયનું કથન એ છે કે છના પ્રદેશો કહેવા તે યુક્ત નથી. પાંચના પ્રદેશો છે એમ કહેવુ જોઇએ, કેમકે દેશના પ્રદેશ એ કથન અસગત છે. વ્યવહારમાં પણ જેમ કોઇ કહે કે મારા નોકરે ગધેડો ખરીદ્યો તો તે નોકર મારો હોવાથી એ ગધેડો પણ મારો છે. એવી રીતે અહીં પણ દેશનો દ્રવ્ય સાથે સંબંધ હોવાથી દેશના પ્રદેશ તે દ્રવ્યના પ્રદેશ ગણાય. અત્ર એ પણ ધ્યાનમા રાખવું કે આ પાંચ દ્રવ્યો છે અને એના પ્રદેશો છે એ કથન અવિશુદ્ધ સંગ્રહ નયનુ જાણવું કેમકે અવાતર દ્રવ્યમાં તે સામાન્યાદિનો સ્વીકાર કરે છે. વિશુદ્ધ સંગ્રહ નય તો દ્રવ્યની બહુલતા કે પ્રદેશની કલ્પના એ બેમાંથી એકને પણ ઇચ્છતો નથી. કેમકે સર્વની જ, વસ્તુના સામાન્યપણે અગીકાર થયેલો હોવાથી એકતા છે.

પાચના પ્રદેશો છે એ કથન વ્યવહાર નય સ્વીકારવા ના પાડે છે. જેમ કોઇ પાંચ પુરુષોનું સાધારણ હિરણ્યાદિ હોય છે, તેમ જો ધર્માસ્તિકાયાદિ પાચ દ્રવ્યોનો કોઇ સાધારણ પ્રદેશ હોત તો આમ કહી શકાય. પરંતુ દ્રવ્યે દ્રવ્યે પ્રદેશની ભિન્નતા હોવાથી આ કથન કરી શકાય તેમ નથી. તેથી કરીને પાંચ પ્રકારના પ્રદેશ છે એમ કહેવું જોઇએ, કેમકે દ્રવ્ય-લક્ષણરૂપ આશ્રયની પંચવિધતા છે

ઋજુસૂત્ર આમ કહેનાર વ્યવહારને પણ આવકાર આપતો નથી. જો પચવિધ પ્રદેશ છે એમ કહેવાય તો ધર્માસ્તિકાયાદિ પ્રત્યેક દ્રવ્યનો પ્રદેશ પંચવિધ સમજવાની ભૂલ થાય. ધર્મના પ્રદેશ હોય ઈત્યાદિ પાંચ વિભાગોથી પ્રદેશની ભજના છે એમ કહેવું જોઇએ.

આ પ્રમાણે વદનારા ઋજુસૂત્રને શબ્દ નય કથે છે કે પ્રદેશને ભાજ્ય કહેવાથી તો ધર્મા-સ્તિકાયનો પ્રદેશ કદાચિત્ અધર્માસ્તિકાયનો પ્રદેશ થાય અને અધર્માસ્તિકાયનો પ્રદેશ ધર્માસ્તિ-કાયનો પ્રદેશ થાય, કેમકે આ પ્રમાણેની ભજનાથી નિયતતા ઊડી જાય છે. એથી કરીને ધર્માત્મક પ્રદેશ છે ઇત્યાદિ કહેવું જોઇએ. અત્ર કોઈ પ્રશ્ન કરે કે આ પ્રદેશ સકળ ધર્માસ્તિકાયથી અવ્યતિ-રિકત હોઈ ધર્માત્મક કહેવાય છે કે જેમ સકળ જીવાસ્તિકાયના એક દેશરૂપ એક જીવ દ્રવ્યથી અવ્યતિરિકત હોઇ તેનો પ્રદેશ જીવાત્મક કહેવાય છે તેમ એક દેશથી અવ્યતિરિકત હોઇ તેમ કહેવાય છે ?

"**से पएसे धम्मे**" અર્થાત્ તે પ્રદેશ ધર્મ છે એટલે કે સકલ ધર્માસ્તિકાયથી અવ્યતિરિકત છે. જીવાસ્તિકાયને વિષે પરસ્પર ભિન્ન જ અનંત જીવ-દ્રવ્યો છે. એથી કરીને જે એક જીવ-દ્રવ્યનો પ્રદેશ છે તે સમસ્ત જીવાસ્તિકાયના એક દેશની વૃત્તિ જ હોઇ જીવાત્મક કહેવાય છે. અત્ર તો ધર્માસ્તિકાય એક જ દ્રવ્ય છે તેથી સકલ ધર્માસ્તિકાયથી અવ્યતિરિકત જ હોઇ તેનો પ્રદેશ ધર્માત્મક કહેવાય છે. અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય માટે પણ એમ જ યોજના કરી લેવી. જીવાસ્તિકાયને વિષે તો "**जीवे पएसे से पएसे नोजीवे**" અર્થાત્ જીવ પ્રદેશ છે એટલે જીવાસ્તિકાયાત્મક પ્રદેશ છે. તે પ્રદેશનો જીવ છે 'નો' શબ્દ અત્ર દેશવાચી હોવાથી સકલ જીવાસ્તિકાયના એક દેશની વૃત્તિ એવો અર્થ થાય છે. આ પ્રમાણે સ્કન્ધાત્મક પ્રદેશ તેનો સ્કંધ છે, કેમકે સ્કંધ-દ્રવ્યોની અનંતતા છે.

આના સંબધમાં સમભિરૂઢનું કહેવુ એ છે કે ધર્મ પ્રદેશ છે, તે પ્રદેશ ધર્મ છે એ કથન સયુક્તિક નથી. એનું કારણ એ છે કે અત્ર બે સમાસો થાય છેઃ—(૧) તત્પુરુષ અને (૨) કર્મધારય જો 'ધર્મ'શબ્દથી સપ્તમી સમજીએ તો સપ્તમી તત્પુરૂષ અને પ્રથમા સમજીએ તો કર્મધારય થાય છે. અત્ર એ શંકા ઊઠાવવી અસ્થાને છે કે અત્ર બે વાકયોની સંભાવના છે તેને બદલે બે સમાસોની વાત કહી તે અસંગત છે, કેમકે સમાસારંભ વાક્યોમા સમાસનો ઉપચાર કરાયો છે. અથવા અલુક્ સમાસની અત્ર વિવક્ષા છે. આ પ્રમાણે અત્ર બે સમાસો માટે સ્થાન હોવાથી કયા સમાસવાળું કથન છે તે સમજાતું નથી. તત્પુરૂષ સમાસ પૂર્વકનું કથન છે એમ તો કહી શકાય તેમ નથી, કારણ કે એમાં એ દોષ ઉદ્ભવે છે કે ધર્મને વિષે પ્રદેશ છે એમાં ભેદની આપત્તિ છે, જેમકે કુંડામા બોર વળી પ્રદેશ અને દેશી એ બે જુદા જણાતા નથી. વળી અભેદમાં પણ સપ્તમીનો પ્રયોગ જોવાય છે, જેમકે ઘટમાં રૂપ આ પ્રમાણે બંને પ્રકારો નજરે પડતા હોવાથી સંશયરૂપ દોષ આવે છે. જો કર્મધારય સમાસ સ્વીકારવામા આવે તો વિશેષતાપૂર્વક કથન કરવુ જોઇએ કે **धर्मश्च स प्रदेशश्च** એટલે સમાનાધિકરણ કર્મધારય થાય.

અત્ર વળી એ પ્રશ્ન સંભવે છે કે આ પ્રદેશ સમગ્ર ધર્માસ્તિકાયથી અવ્યતિરિક્ત હોઇ સમાનાધિકરણરૂપે તેનો નિર્દેશ કરાય છે કે એક દેશવૃત્તિ હોઇ કરીને તેમ થાય છે ? આનો ઉત્તર એ છે કે એકદેશવૃત્તિથી નહિ બાકીનું કથન પહેલાની જેમ ઘટાવી લેવું.

આ સંબંધમાં એવંભૂતનું કથન એ છે કે પ્રદેશાદિરૂપે ધર્માસ્તિકાયાદિકને વસ્તુરૂપે સ્વીકારવી યોગ્ય નથી કેમકે દેશ અને પ્રદેશ જેવી કોઇ ચીજ નથી; કેમકે અખંડ વસ્તુ જ ઉપયોગમા આવે છે. વળી પ્રદેશ અને પ્રદેશી ભિન્ન છે કે અભિન્ન ? જો ભિન્ન હોય તો તેવી ઉપલબ્ધિ કેમ થતી નથી ? જો અભિન્ન કહેશો તો ધર્મ અને પ્રદેશ એક બીજાના પર્યાયરૂપ ઠરશે, કેમકે બંનેનો વિષય એક જ છે. વળી એકી સાથે બે પર્યાયોનું ઉચ્ચારણ નિરર્થક છે.

## ક્રોધાદિના સબંધમાં નયોના અભિપ્રાયો—

**વિશેષા૦** ની ૨૯૬૯ મી ગાથાથી માંડીને તે ૨૯૭૭ મી સુધીમા ક્રોધ, માન, માયા અને લોભ પૈકી કોનો રાગ તરીકે અને કોનો દ્વેષ તરીકે કયો નય નિર્દેશ કરે છે તેનો જે વિચાર કરવામા આવ્યો છે તેના આધારે કહીશુ કે અપ્રીતિરૂપ જાતિવાળા ક્રોધ અને માનને [૧]સંગ્રહનય દ્વેષ કહે છે, જ્યારે પ્રીતિરૂપ જાતિવાળાં માયા અને લોભને એ રાગ કહે છે.

કંઇક અભિલાષાપૂર્વક પરને ઠગનારી માયાનો પ્રયોગ થાય છે અને આ અભિલાષ તો પ્રીતિસ્વરૂપી છે. એટલે એથી માયા પણ રાગ છે.

કહેવાની મતલબ એ છે કે રાગ એ પ્રીતિસ્વરૂપી છે, જ્યારે દ્વેષ અપ્રીતિરૂપ છે. આ રાગદ્વેષ ક્રોધાદિથી અત્યંત ભિન્ન નથી, પરંતુ તેનો અભિપ્રાયો અનુસાર અંતર્ભાવ થાય છે. ક્રોધ તો અપ્રીતિસ્વરૂપી છે એ વાતની કોને પ્રતીતિ નથી ? વળી માન પણ પારકાના ગુણોને સહન નહિ કરી શકનારો હોવાથી અપ્રીતિરૂપ છે. આ પ્રમાણે ક્રોધ અને માન અપ્રેમાત્મક હોવાથી તે દ્વેષ છે. લોભ અભિષ્વંગસ્વરૂપી હોવાથી પ્રીતિરૂપે સુપ્રસિદ્ધ છે એટલે એ રાગ છે.

૧ નૈગમ નયના સંગ્રહ અને વ્યવહારમા સમાવેશ થતો હોવાથી એના અભિપ્રાયની જરૂર નથી.

વ્યવહાર નય ક્રોધ, માન અને માયા એ ત્રણેને દ્વેષરૂપ માને છે, કેમકે માયા બીજાને ઠગવામા કામ લાગે છે એટલે એ પણ ક્રોધ અને માનની પેઠે પરોપઘાતનું કારણ છે. ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવામાં જે મૂર્છાત્મક લોભ થાય છે તે પરનો ઉપઘાતક નહિ હોવાથી રાગ છે, જ્યારે અન્યાયથી ઉપાર્જન કરવામાં માયાદિ કષાયનો સંભવ હોવાથી તે જ લોભ દ્વેષરૂપ છે, એમ વ્યવહાર નયનું માનવું છે.

ઋજુસૂત્રનો એ અભિપ્રાય છે કે ક્રોધ તો નિયમેન અપ્રીત્યાત્મક છે, પરોપઘાતક છે એટલે એને તો દ્વેષ તરીકે ગણવો તે બરાબર છે. માન, માયા અને લોભના સંબંધમા એકાન્ત નિશ્ચય નથી, કેમકે ઉપયોગ–કાલ અનુસાર તેની રાગ કે દ્વેષ તરીકે ગણના થાય છે જેમકે સ્વગુણોમા બહુમાનરૂપે જ્યારે માન પ્રવર્તતો હોય તે સમયે માન રાગ છે. પરંતુ પરના ગુણમાં દ્વેષ ઉપયોગ-રૂપે જ્યારે માન વિચરતો હોય ત્યારે તેની મત્સરતાને લઇને તે દ્વેષ ગણાવવા યોગ્ય છે. એવી રીતે પરના ઉપઘાત માટે યોજવામા આવતાં માયા અને લોભ દ્વેષ છે, અન્યથા તે રાગરૂપ છે, એટલે કે સ્વ શરીર, ધન, સ્વજન વગેરેમા મૂર્છાત્મક કાળે તે રાગરૂપ છે અને મૂર્છાત્મક આસક્તિ કહો કે રાગ કહો તે એક જ છે. વિશેષમાં ઋજુસૂત્ર નય વર્તમાન એક સમયગ્રાહી હોવાથી એક સમ-યમા બે ઉપયોગો માટે અવકાશ નથી. આથી જ્યારે પ્રીતિરૂપ ઉપયોગ હોય ત્યારે અપ્રીતિરૂપ ઉપયોગ માટે સંભાવના નથી અને જ્યારે અપ્રીતિરૂપ ઉપયોગ પ્રવર્તતો હોય ત્યારે પ્રીતિરૂપ ઉપયોગ માટે સ્થાન નથી. આથી એ ફલિત થાય છે કે પ્રીતિરૂપ ઉપયોગ–કાલે માન, માયા અને લોભને રાગ ગણવા તે યુક્ત છે, જ્યારે અપ્રીતિરૂપ ઉપયોગ–કાલે તેમને દ્વેષ ગણવા તે ન્યાયસંગત છે.

શબ્દાદિ નયત્રિકની એ માન્યતા છે કે કષાયો ચાર નહિ પણ બે જ છે, કેમકે માન અને માયાનો ક્રોધ અને લોભમાં ખુશીથી અંતર્ભાવ થઇ શકે છે. જેમકે માન અને માયામા જે પરને ઉપઘાત કરવારૂપ અધ્યવસાયો છે તે અપ્રીતિરૂપ હોવાથી ક્રોધ છે, જ્યારે જે પોતાના ગુણોના ઉત્કર્ષ માટે ઉપયોગમાં આવે છે તે મૂર્છાત્મક હોવાથી લોભરૂપ છે. આથી એ નિચોડ નીકળે છે કે ક્રોધની તો દ્વેષ તરીકે ગણના કરવી, જ્યારે માન, માયા અને લોભમા જે મૂર્છાત્મક અનુરંજન અથવા જે મૂર્છાત્મક ઉપયોગ છે તે રાગ છે અને આ ત્રણમાં જે અપ્રીત્માત્મક ઉપ-યોગ છે તે દ્વેષ છે. આ સમગ્ર કથનનો સાર નીચે મુજબ તારવી શકાય છે:—

| નય | ક્રોધ | માન | માયા | લોભ |
|---|---|---|---|---|
| સંગ્રહ | દ્વેષ | દ્વેષ | રાગ | રાગ |
| વ્યવહાર | દ્વેષ | દ્વેષ | દ્વેષ | રાગ–દ્વેષ |
| ઋજુસૂત્ર | દ્વેષ | દ્વે. રા | દ્વે. રા | દ્વે. રા. |
| શબ્દ | દ્વેષ | | | દ્વે. રા |
| સમભિરૂઢ | ,, | | | ,, |
| એવંભૂત | ,, | | | ,, |

### જ્ઞાનો પરત્વે નયોનું મંતવ્ય—

શબ્દાલાપરૂપ નામ-જ્ઞાન, સિદ્ધચક્ર વગેરેમા સ્થાપેલું સ્થાપના-જ્ઞાન, ઉપયોગ વિનાનું ભણતર એ દ્રવ્ય-જ્ઞાન અને ઉપયોગનો પરિણામ એ ભાવ-જ્ઞાન એમ જે જ્ઞાનના ચાર પ્રકારો પડે છે તેના સંબંધમા સાતે નયોનું શુ કથન છે તે પરત્વે **ઉપદેશપ્રાસાદ**નું ૩૦૬ મું વ્યાખ્યાન ( ૧૦૬ મું પત્ર ) પ્રકાશ પાડે છે.

નૈગમ નય પ્રમાણે ભાષાદિનો સ્કંધ જ્ઞાન છે. સંગ્રહ નય અનુસાર અભેદ ઉપચારને લઇને સર્વે જીવો જ્ઞાન છે. વ્યવહાર નયની માન્યતા મુજબ પુસ્તકાદિ જ્ઞાન છે. ઋજુસૂત્રના મત પ્રમાણે તેના પરિણામનો સંકલ્પ તે જ્ઞાન છે. અથવા જ્ઞાનના હેતુરૂપ વીર્ય, આત્મા, ક્ષયોપશમરૂપ બનેલી જ્ઞાનના વ્યવહારની પ્રવૃત્તિ અને વર્તમાન બોધ-યથાર્થ તેમજ અયથાર્થરૂપ ઉભય જ્ઞાન એ અનુક્રમે આ ચાર નયોની-માન્યતા મુજબ જ્ઞાનનો અર્થ છે શબ્દ નય પ્રમાણે સમ્યગ્દર્શન પૂર્વક યથાર્થ બોધરૂપ, કારણ અને કાર્ય વડે સાપેક્ષ, સ્વપરપ્રકાશક અને સ્યાદ્વાદથી યુક્ત જ્ઞાન છે. સમભિરૂઢ નય અનુસાર સમસ્ત જ્ઞાનના વચનના પર્યાયની શક્તિની પ્રવૃત્તિરૂપ જ્ઞાન છે. એવંભૂત નય પ્રમાણે વસ્તુતઃ કેવળજ્ઞાન જ્ઞાન છે.

### ઉત્તરોત્તર નયોની અલ્પ વિષયકતા—

સત્તા માત્રરૂપ વિષયવાળા સંગ્રહ નયથી નૈગમ નયનું ક્ષેત્ર વિશાળ છે, કેમકે ભાવ તેમજ અભાવ એ બંને એના વિષયો છે. સદ્ભૂત વસ્તુ ( ભાવરૂપ વિશેષ )નો પ્રકાશ કરનારા વ્યવહાર નયથી સંગ્રહનું ક્ષેત્ર મોટું છે, કારણ કે સંગ્રહ સમગ્ર સદ્વિશેષ સમૂહને જણાવે છે. વર્તમાન વિષયનુ અવલંબન કરનારા ઋજુસૂત્રથી ત્રિકાલિક પદાર્થોનું અવલંબન કરનારા વ્યવહારનું ક્ષેત્ર વિશાળ છે કાલાદિ ભેદોથી ભિન્ન અર્થોનો ઉપદેશ કરનારા શબ્દથી તેના વિપરીત વેદક અર્થાત્ કાલાદિરૂપથી અર્થને ભિન્ન નહિ માનનારા ઋજુસૂત્ર નયનું ક્ષેત્ર અધિક વિસ્તારવાળુ છે. કેવળ કાલાદિ ભેદોએ કરીને જ શબ્દનું ક્ષેત્ર ઋજુસૂત્ર કરતા નાનુ છે એમ નહિ, કિન્તુ સત્સ્વરૂપાદિથી અર્પિત ( યુક્ત ) એવા ઘટના કથંચિત્ ઘટ છે, કથંચિત્ ઘટ નથી એ પ્રકારના ભંગો પૂર્વક ભાવ-ઘટનો ઋજુસૂત્ર સ્વીકાર કરે છે એ પણ ઋજુસૂત્ર નયના ક્ષેત્રની અધિકતાનુ એક કારણુ છે જોકે આ પ્રમાણે સંપૂર્ણ સાત ભંગોથી યુક્ત વસ્તુને તો સ્યાદ્વાદીઓ જ કહે છે તોપણ ઋજુસૂત્રે કહેલા આ પ્રમાણેના સ્વીકારની અપેક્ષાએ અન્ય ભંગથી વિશિષ્ટ બોધ થાય છે એમ માનવામા કશી અડચણ નથી. શબ્દના પર્યાયોને વિષે અર્થનો ભેદ ઇચ્છનારા સમભિરૂઢથી શબ્દનુ ક્ષેત્ર વિશાળ છે, કેમકે તે સમભિરૂઢના વિષયોનો અનુયાયી છે. પ્રત્યેક ક્રિયામા ભિન્ન ભિન્ન અર્થને જાણનારા એવંભૂતથી સમભિરૂઢનુ ક્ષેત્ર મોટું છે, કેમકે એ એવંભૂતે સ્વીકારેલા અર્થથી અન્યથા અર્થનું પ્રતિપાદન કરે છે. ( જુઓ **જૈનતર્કપરિભાષા**નું ૧૨૮ મું પત્ર. )

### નયોનો અસમવતાર—

નૈગમાદિ નય પૂર્વક ' દૃષ્ટિવાદ ' નામના બારમા અંગમા સમસ્ત વસ્તુઓની પ્રરૂપણા છે, પરંતુ હાલમા મૌઢનયિક એવું [1]કાલિક શ્રુત હોવાથી તેમા નયોનો સમવતાર થતો નથી.

---

૧ કાલ-ગ્રહણાદિ વિધિ વડે ભણાતું અગિયાર અંગરૂપ સમગ્ર શ્રુત 'કાલિક શ્રુત' કહેવાય છે.

મહાબુદ્ધિશાળી છેલ્લા દશ પૂર્વધર **શ્રીઆર્યવૈર**સૂરિ જ સુધી કાલિક શ્રુતનો અનુયોગ પૃથક્ ન હતો, કેમકે તે સમય પર્યન્ત તો શ્રોતા અને વકતા સતેજ બુદ્ધિવાળા હતા. વિશેષમાં આ સમય સુધી દરેક સૂત્રમાં [1]ચરણકરણાનુયોગ, [2]ધર્મકથાનુયોગ, [3]ગણિતાનુયોગ અને [4]દ્રવ્યાનુયોગ એ ચારે અનુયોગ વિસ્તાર સહિત વર્ણવાતા હતા. જુઓ **શ્રીજિનપ્રભસૂરિકૃત પઉમાભ**૦ ગાથાનું [5]વિવરણ

આ પછી **શ્રીઆર્યરક્ષિતસૂરિ**એ જ્ઞાનબળથી ભવિષ્યમાં માનવીઓ [6]મતિ, [7]મેધા, [8]ધારણા વગેરેમાં અસમર્થ થશે એમ જાણી આ જીવો ઉપર ઉપકાર કરવાના હેતુથી કાલિકાદિ શ્રુતના વિભાગે અનુયોગો અને [9]નયો પણ જુદા કર્યા–તેને [10]ગોપવ્યા. આથી પૃથગ્ ભાગમાં એકેક સૂત્રે એકેક અનુયોગ બતાવાય છે, બાકીના ત્રણ બતાવાતા નથી. એટલે ત્યાં નયોના સમવતારની ભજના છે એમ સમજવું.

---

૧–૪ **આચારાંગ** વગેરે કાલિક શ્રુતને પ્રથમ ' ચરણકરણાનુયોગ ' કહેલ છે. **ઋષિભાષિત, ઉત્તરાધ્યયન** વગેરેમાં મોટે ભાગે નમિ, કપિલ પ્રમુખ મહર્ષિઓની ધર્મ–કથાઓ છે, એથી આને બીજો ' ધર્મકથાનુયોગ ' ગણવામા આવે છે. **સૂર્યપ્રજ્ઞપ્તિ, ચન્દ્રપ્રજ્ઞપ્તિ** વગેરેમા સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર વગેરેની ગતિ ઇત્યાદિ સંબંધી ગણિત પ્રધાન પદ ભોગવે છે, તેથી તેને ' ગણિતાનુયોગ ' કહેવામા આવે છે. સમગ્ર દૃષ્ટિવાદમા પૂર્વ પક્ષ, ઉત્તર પક્ષ વડે જીવાદિ દ્રવ્યનું પ્રતિપાદન છે, એથી કરીને તેમજ એમા સોનું, રૂપું, મણિ, મોતી વગેરે દ્રવ્યોની સિદ્ધિ વર્ણવેલી છે, વાસ્તે એ ' દ્રવ્યાનુયોગ 'ના નામથી ઓળખાય છે.

૫ આ વિવરણ મેં સંપાદન કરેલ અને શ્રેષ્ઠિ દે. લા. જૈ. પુ. સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલ **અષ્ટલક્ષાર્થી** વગેરે અનેકાર્થી સાહિત્યમા છપાયેલું છે. જુઓ પૃ. ૧૨૭–૧૩૩.

૬–૮ આના અનુક્રમે અવબોધ–શક્તિ, પાઠ–શક્તિ અને અવધારણ–શક્તિ એ અર્થ છે.

૯ નયોની વ્યાખ્યા અતિશય ગૂઢ અર્થવાળી છે. તે સુખેથી ગ્રહણ કરી શકાય તે માટે તેને અલગ કર્યા. બીજું અપરિણામી, અતિપરિણામી અને પરિણામી એવા ત્રણ પ્રકારના શિષ્યોના અનુગ્રહાર્થે નયનો જુદો વિભાગ કરવામા આવ્યો છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જેઓ અલ્પ બુદ્ધિવાળા છે, જેઓ અગીતાર્થ છે અને જેઓ જિન–વચનનું રહસ્ય સમજ્યા નથી એવા શિષ્યોને ' અપરિણામી ' કહેવામા આવે છે. આવા શિષ્યો, માત્ર જ્ઞાન જ કલ્યાણકારી છે અથવા તો કેવળ ક્રિયા કલ્યાણકારી છે એમ મિથ્યાત્વ ભાવને પામે. જેઓ અતિવ્યાપ્તિ ઇત્યાદિ વડે જિન–વચનમા અપવાદ–દૃષ્ટિવાળા હોય તેમને ' અતિપરિણામી ' જાણવા. આવા શિષ્યો અમુક નયના આધારે કરેલા કથનને જ પ્રમાણ તરીકે ગણી લે. જેઓ જૈન સિદ્ધાન્ત સારી રીતે સમજ્યા હોય તેઓ ' પરિણામી ' કહેવાય છે. તેઓ કઇ પૂર્વે ગણાવેલા બે પ્રકારના શિષ્યોની જેમ મિથ્યાત્વી બને એવો સભવ નથી, પરતુ વિસ્તૃત વ્યાખ્યા કરતી વેળા દર્શાવેલા સૂક્ષ્મ–અતિ સૂક્ષ્મ ભેદો તેઓ ગ્રહણ કરવા સમર્થ નથી આ વાતને લક્ષ્યમા રાખીને નયોનો વિભાગ કર્યો છે.

૧૦ જોકે આ પ્રમાણે શ્રી**આર્યરક્ષિત**સૂરિએ અનુયોગો અને નયો ગોપવ્યા -તેનો અપલાપ કર્યો, છતા તેમનો **જમાલિ** પ્રમુખની જેમ નિહ્નવ તરીકે ઉલ્લેખ ન થઇ શકે, કેમકે તેમણે અનુયોગો અને નયોનો અભાવ કહ્યો નથી તેમજ મિથ્યાત્વ–ભાવથી પણ તેનું ગોપન કર્યું નથી, કિન્તુ પ્રવચનના હિતાર્થે જ તેમણે તેમ કર્યું છે.

નિક્ષેપનો નયમાં સમાવેશ—

નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપ પૈકી પ્રથમના ત્રણ જ દ્રવ્યાર્થિક નયને અભિમત છે, જ્યારે ભાવ એ જ નિક્ષેપ પર્યાયાર્થિક નયને અભિમત છે દ્રવ્યાર્થિક નયના સંગ્રહ અને વ્યવહાર એમ બે ભેદો છે, કેમકે સામાન્યગ્રાહી અને વિશેષગ્રાહી એમ બે પ્રકારના નૈગમનો અનુક્રમે સંગ્રહ અને વ્યવહારમાં અંતર્ભાવ થાય છે એ સુવિદિત હકીકત છે. પર્યાયાર્થિક નયના ઋજુસૂત્રાદિ ચાર ભેદો છે એવો **શ્રીસિદ્ધસેન દિવાકર**નો મત છે, જ્યારે પૂજ્યપાદ **શ્રીજિનભદ્ર**ગણિ ક્ષમાશ્રમણના અભિપ્રાય પ્રમાણે શબ્દાદિ ત્રણ ભેદો છે. આ વાતનું **વિશેષા०**ની નિમ્ન-લિખિત ગાથા સમર્થન કરે છેઃ—

" [1]नामाइतियं दव्वट्ठियस्स भावो य पज्जवणयस्स ।
संगहववहारा पढमगस्स सेसा य इयरस्स ॥ ७५ ॥ "

નમસ્કાર-નિક્ષેપનો વિચાર કરતી વેળાએ તો **વિશેષા०** ની २८४७ મી ગાથાના નિમ્નલિખિત—

" [2]भावं चिय सद्दणया सेसा इच्छंति सव्वणिक्खेवे "

—પૂર્વાર્ધ દ્વારા સૂચવાયું છે કે શબ્દાદિ ત્રણ નયો શુદ્ધપણાને લઇને ભાવને જ ઇચ્છે છે, જ્યારે ઋજુસૂત્રાદિ ચારે નયો અવિશુદ્ધતાને લીધે ચારે નિક્ષેપને ઇચ્છે છે. આથી એ સ્પષ્ટ કરવું આવશ્યક સમજાય છે કે ७५ મી ગાથામાં **શ્રીસિદ્ધસેન** સૂરિવરના મત પ્રમાણે ઋજુસૂત્રનો પર્યાયાસ્તિક નય તરીકે નિર્દેશ કરાયો છે, જ્યારે આ ગાથા દ્વારા તો ભાષ્યકાર પોતાનો મત જાહેર કરે છે. ઋજુસૂત્ર નામ અને ભાવ એ બે નિક્ષેપને જ ઇચ્છે છે એમ મતાંતર છે, પણ તે યુકત નથી, કેમકે ઋજુસૂત્ર દ્રવ્યને માને છે, પરંતુ તે દ્રવ્યને જુદું ઇચ્છતો નથી એવી **અનુયોગ**૦ના १४ મા સૂત્રમાં નિમ્ન-લિખિત પંક્તિ દ્વારા ઉદ્‌ઘોષણા છેઃ—

" [3]उज्जुसुअस्स एगो अणुवउत्तो आगमओ एगं दव्वावस्सयं पुहत्तं नेच्छइ त्ति "

અર્થાત્ ઋજુસૂત્ર નયના મત પ્રમાણે ઉપયોગશૂન્ય એવા ઘણા હોય તોપણ સંગ્રહ નયની માફક ઋજુસૂત્રના મતે પણ એક જ આગમથી દ્રવ્યાવશ્યક છે અને ઋજુસૂત્ર ઘણા અનુપયોગી વકતાઓમાં પણ જુદાપણું ઇચ્છતો નથી. વળી આ નય સ્થાપના-નિક્ષેપને પણ માને છે, કેમકે પિંડ અવસ્થામાં કડું, કંદોરો ઇત્યાદિ આકારથી રહિત સુવર્ણાદિ દ્રવ્યને, થનારા કુંડલાદિ પર્યાયરૂપ વસ્તુના રૂપે જ્યારે આ નય માને છે તો વિશિષ્ટ ઇન્દ્રાદિ કથનના હેતુભૂત ઇન્દ્રાદિ

---

१-३ છાયા—
नामादित्रिकं द्रव्यास्तिकस्य भावश्च पर्यवनयस्य ।
सङ्ग्रह-व्यवहारौ प्रथमकस्य, शेषाश्च इतरस्य ॥
भावमेव शब्दनयाः शेषा इच्छन्ति सर्वनिक्षेपान् ।
ऋजुसूत्रस्य एकोऽनुपयुक्त आगमतः एकं द्रव्यावश्यकं पृथक्त्वं नेच्छति इति ।

આકાર યુક્ત સ્થાપનાને તે કેમ ન માને ? કેમકે દેખેલી વસ્તુને આમ નથી એમ ન કહેવાય. મતલબ કે જે નય અનાકાર એવા દ્રવ્યને ભાવહેતુક માનીને સ્વીકારે, તે નય સાકાર સ્થાપનાને ન માને એમ બને જ નહિ વળી ઇન્દ્રાદિ સંજ્ઞામાત્રરૂપ, તેના અર્થથી રહિત, ઇન્દ્રાદિ શબ્દથી વ્યવહાર કરાતા નામને ઇચ્છનારો આ નય ભાવ–કારણતાની અવિશેષતા હોવાથી નામ અને સ્થાપનાને કેમ ન ઇચ્છે ? તેનો સ્વીકાર કરવો એ જ ન્યાય્ય છે, કેમકે ઇન્દ્રની મૂર્તિરૂપ દ્રવ્યથી વિશિષ્ટ તદાકાર રૂપ અને સ્થાપનાનો ઇન્દ્રના પર્યાયરૂપ ભાવને વિષે તાદાત્મ્ય–સંબંધ રહેલો છે. વળી ત્યાં વાચ્ય–વાચકરૂપ સંબંધથી સંબદ્ધ એ પ્રકારની નામની અપેક્ષાથી અત્યંત સમીપ કારણતા રહેલી છે

કેટલાકનું કહેવું એમ છે કે સંગ્રહ નય સ્થાપના સિવાયના ત્રણ નિક્ષેપને ઇચ્છે છે, પરંતુ તે ઠીક નથી; કેમકે એ તો સ્વીકારવું જ પડશે કે સંગ્રહિક, અસંગ્રહિક, અનર્પિત ભેદવાળો કે પરિપૂર્ણ નૈગમ સ્થાપનાને ઇચ્છે છે, કારણ કે સંગ્રહ અને વ્યવહારનું અન્યત્ર દ્રવ્યાર્થિકમા સ્થાપનાના સ્વીકારરૂપે સૂચન છે.

તેમાં પ્રથમ ઉલ્લેખમાં સંગ્રહને વિષે સ્થાપનાના સ્વીકારનો પ્રસંગ ઉપસ્થિત થાય છે, કેમકે સંગ્રહ નયના મતની સંગ્રહિક નૈગમ નયના મતથી અવિશેષતા છે. બીજા ઉલ્લેખમાં વ્યવહારને વિષે સ્થાપના સ્વીકારવી પડશે, કેમકે અસંગ્રહિક નૈગમ નયના મતની વ્યવહાર નયના મતથી ભિન્નતા નથી. ત્રીજા ઉલ્લેખમાં નિરપેક્ષ સંગ્રહ અને વ્યવહારને વિષે સ્થાપનાનો અસ્વીકાર હોવા છતા એ બેનું મિલન સંપૂર્ણ નૈગમરૂપ હોવાથી સ્થાપનાનો અસ્વીકાર કરવો પરવડે તેમ નથી, કેમકે વિભાગમાં નહિ રહેલા એવા નૈગમથી પ્રત્યેક પ્રતિ એક એક ભાગનું ગ્રહણ થાય છે.

વળી સંગ્રહ અને વ્યવહારનો નૈગમમા અંતર્ભાવ થતો હોવાથી સ્થાપનાને સ્વીકારવા રૂપ તેના મતનો પણ અંતર્ભાવ થઇ જ જાય છે કેમકે ઉભય ધર્મ સ્વરૂપી વિષયનો પ્રત્યેકને વિષે અપ્રવેશ હોવા છતાં સ્થાપનારૂપ એક ધર્મનો પ્રવેશ સયુક્તિક છે.

સ્થાપનાનો સામાન્ય કે તદ્‌વિશેષરૂપે સ્વીકાર કરવા માત્રથી સંગ્રહ અને વ્યવહારના ભેદો ઘટી શકશે તે ભૂલવુ નહિ.

**જીવનું અન્ય લક્ષણ—**

ઉપયોગવાન્ પદાર્થને જીવ કહેવામા આવે છે તે વાત તો આપણે ૨૬ મા પૃષ્ઠમા વિચારી ગયા. આ ઉપરાત જીવનું બીજું લક્ષણ પણ આપી શકાય તેમ છે. આ સંબંધમા ગ્રન્થકાર કથે છે કે;—

**औपशमिकादिभावपञ्चकान्यतमयुक्तत्वं जीवस्य लक्षणम्। (६२)**

અર્થાત્ ઔપશમિકાદિ પાચ [1]ભાવોમાથી કોઇ પણ ભાવથી યુક્ત પદાર્થને ' જીવ ' કહેવામા

---

૧ ' ભાવ ' એટલે શુ તે સમજાય તે માટે ષડશીતિ નામના ચોથા કર્મગ્રન્થ (ગા. ૬૪)-ની શ્રીદેવેન્દ્રસૂરિકૃત સ્વોપજ્ઞ વૃત્તિની નિમ્નલિખિત પક્તિ રજુ કરવામા આવે છે:—

આવે છે. આ લક્ષણ ખરી રીતે જોતાં યથાર્થ નથી, તે અતિવ્યાપ્તિ દોષથી ગ્રસ્ત છે; કેમકે ઔદયિક અને પારિણામિક ભાવો તો અજીવમાં પણ રહેલા છે. પરંતુ એ વાત સત્ય છે કે જીવમાં પાંચે ભાવો સંભવી શકે છે, જ્યારે અજીવના સંબંધમાં તો ઔદયિક અને પારિણામિક એ બે જ ભાવો અસ્તિત્વ ધરાવે છે.

આ સંબંધમાં ગ્રન્થકારનું સવિનય ધ્યાન ખેંચતાં તેમણે જે ખુલાસો કર્યો હતો તે નીચે મુજબ તેમના શબ્દોમાં રજુ કરવામાં આવે છેઃ—

" ઔદયિક ભાવના ગતિ, કષાય વિગેરે જે ભેદો ગણાવવામાં આવે છે તે ભેદો પુદ્‌ગલોમાં બીલકુલ ઘટી શકતા નથી, કારણ કે ગતિ, કષાય વગેરેનો ઉદય તો જીવોને જ હોય છે. વળી ભવ્યપણું, અભવ્યપણું, જીવપણું એ ભેદો પણ જીવમાં જ ઘટી શકવાના, અજીવમાં નહિ. પ્રકારાંતરથી, ઉપલક્ષણથી અથવા વ્યુત્પત્તિથી પારિણામિકનો અર્થ રૂપાન્તર કરવામાં આવે અને તે અર્થ ભલે પુદ્‌ગલોને પણ લાગૂ પડે, પરંતુ સૂત્રકાર (શ્રીઉમાસ્વાતિ)ના બતાવવા પ્રમાણે તો આ ભેદો જીવને જ લાગૂ પડી શકતા હોવાથી તેને [1]અતત્સ્થ લક્ષણની ગણનામાં લેવામાં કોઇ પણ જાતનો વાંધો નથી અને આવી રીતે વિચાર ન કરતાં સ્થૂળ દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો ઔપશમિક વગેરે ભાવો પણ જીવમાં ઘટી શકવાના નહિ, કારણ કે ઔપશમિક અવસ્થા પણ કર્મજન્ય છે અને કર્મ તો પૌદ્‌ગલિક છે, માટે તેની પણ શા માટે જીવના સ્વતત્ત્વની કોટીમાં ગણના કરવી ? "

## પાંચ ભાવોનાં નામો—

ઉપર્યુક્ત પાંચ ભાવોનાં નામો અનુક્રમે ( ૧ ) ઔપશમિક, ( ૨ ) ક્ષાયિક, ( ૩ ) ક્ષાયોપશમિક, ( ૪ ) ઔદયિક અને ( ૫ ) પારિણામિક છે.

---

" विशिष्टहेतुभिः स्वतो वा जीवानां तद्रूपतया भवनानि भवन्त्येभिरुपशमादिभिः पर्यायैरिति वा भावाः "

અર્થાત્ વિશિષ્ટ કારણોને લઇને અથવા પોતાની મેળે જીવોનુ તે તે રૂપે થવું તે અથવા ઉપશમ વગેરે પર્યાયોથી જે થાય છે તે ' ભાવો ' કહેવાય છે.

૧ સામાન્ય રીતે લક્ષણો બે પ્રકારના હોય છે—( અ ) તત્સ્થ લક્ષણ અને ( આ ) અતત્સ્થ લક્ષણ. જે લક્ષણ લક્ષ્યને વિષે સ્વરૂપભૂત હોઇ અન્યની વ્યાવૃત્તિ કરે તે ' તત્સ્થ લક્ષણ ' કહેવાય છે. જેમકે ઉપયોગવાન્ પદાર્થ જીવ કહેવાય, ઉષ્ણ સ્પર્શવાન્ પુદ્‌ગલ અગ્નિ કહેવાય ઇત્યાદિ આ લક્ષણો જીવાદિમા રહીને જ અન્યની વ્યાવૃત્તિ કરાવે છે જે લક્ષણ લક્ષ્યમા કાયમ ન રહેવા છતા પણ લક્ષ્યનો પરિચય કરાવે અને સાથે સાથે બીજાની વ્યાવૃત્તિ પણ કરાવે તે ' અતત્સ્થ લક્ષણ ' કહેવાય છે. જેમકે દેવદત્ત દડવાળો છે, જટાવાળો તપસ્વી છે ઇત્યાદિ. આ લક્ષણો જીવને વિષે ઉપયોગની જેમ કાયમને માટે રહેતા નથી, પરંતુ લક્ષ્યરૂપ દેવદત્ત અને તપસ્વીનો બોધ કરાવવા ઉપરાંત અલક્ષ્યભૂત ચૈત્ર વગેરેની વ્યાવૃત્તિ પણ રૂડી રીતે કરાવે છે.

**ઔપશમિક ભાવનું લક્ષણ—**

**मोहनीयकर्मोपशमप्रभवत्वम्, उदीर्णस्य क्षये सति अनुदीर्णस्य च उपशमे सति विपाक-प्रदेशवेदनरूपद्विविधस्याप्युदयस्य विष्कम्भेण निर्वृत्तिरूपत्वं वौपशमिकस्य लक्षणम्। (६३)**

અર્થાત્ મોહનીય કર્મનો ઉપશમ થવાથી–તેને રોકી રાખવાથી ઉત્પન્ન થતો ભાવ 'ઔપશમિક' ભાવ કહેવાય છે. જે મોહનીય કર્મ ઉદયમાં આવ્યું હોય તેનો ક્ષય થયા બાદ અને જે મોહનીય કર્મ ઉદયમાં નહિ આવ્યુ હોય તેને રોકી રાખ્યા પછી ઉત્પન્ન થતો અને વિપાકવેદન તથા પ્રદેશવેદન એમ બે પ્રકારના (મોહનીય કર્મના) ઉદયનો સર્વથા અટકાવ કરનારો ભાવ 'ઔપશમિક' ભાવ કહેવાય છે. પ્રદેશ અને વિપાકથી જે કર્મનો ઉદય થાય છે તેનું વિષ્કંભણ પણ ઔપશમિક ભાવ કહેવાય છે.[1]

**ક્ષાયિક ભાવનું લક્ષણ—**

**ज्ञानावरणादिकर्मक्षयप्रभवत्वं क्षायिकस्य लक्षणम्। (६४)**

અર્થાત્ જ્ઞાનાવરણીય વિગેરે કર્મોનો ક્ષય થવાથી ઉત્પન્ન થતો ભાવ તે 'ક્ષાયિક' કહેવાય છે. કર્મોનો આત્યંતિક ઉચ્છેદ તે 'ક્ષય' છે. એને પણ 'ક્ષાયિક' ભાવ કહેવામાં આવે છે.[2]

**ક્ષાયોપશમિક (મિશ્ર) ભાવનું લક્ષણ—**

**सर्वघातिस्पर्धकानामुदीर्णस्य क्षयेऽनुदीर्णस्य चोपशमे सति देशघातिस्पर्धकानामुदयरूपत्वम्, प्रदेशोदये सत्यपि अनुभागं समुद्दिश्य उदीर्णस्य क्षयेऽनुदीर्णस्य च विष्कम्भितोदयरूपत्वं वा क्षायोपशमिकस्य लक्षणम्। (६५)**

---

૧–૨ સરખાવો લોકપ્રકાશગત ભાવ-લોકના નિમ્ન-લિખિત પદ્યો —

" यः प्रदेशविपाकाभ्यां, कर्मणामुदयोऽस्य यत्।
विष्कम्भणं स एवौप-शमिकस्तेन वा कृतः॥ ७॥
क्षयः स्यात् कर्मणामात्य-न्तिकोच्छेद स एव यः।
अथवा तेन निर्वृत्तो, य स 'क्षायिक' इष्यते॥ ८॥ "

તત્ત્વાર્થાધિગમની શ્રીસિદ્ધસેનગણિકૃત વૃત્તિ (પૃ. ૧૩૮)માની નિમ્ન-લિખિત પંક્તિઓનો નિર્દેશ કરવો અનાવશ્યક નહિ ગણાય—

" तत्रोपशमनमुपशमः—कर्मणोऽनुदयलक्षणावस्था भस्मपटलावच्छन्नाग्निवत्, स प्रयोजनमस्येत्यौपशमिकस्तेन वा निर्वृत्तः। तथा तदत्यन्तात्ययात् स क्षयः, स प्रयोजनमस्य तेन वा निर्वृत्त इति क्षायिकः।"

અર્થાત્ [1]સર્વઘાતિ સ્પર્ધકોમાંના જે સ્પર્ધકો ઉદયમા આવ્યાં હોય તેનો ક્ષય કર્યા પછી અને જે ઉદયમાં ન આવ્યાં હોય તેને ઉપશમાવી દઇને-સત્તામાં રાખી મૂક્યા બાદ [2]દેશ-ઘાતિ સ્પર્ધકનો ઉદય થતા જે ભાવ ઉત્પન્ન થાય તે ' ક્ષાયોપશમિક ' ભાવ કહેવાય છે. પ્રદેશ-( વેદનરૂપ ) ઉદયની આવિર્ભૂત દશામાં અર્થાત્ અમુક કર્મોનો પ્રદેશ-ઉદય થતાં, વિપાક(વેદનરૂપ) ઉદય દરમ્યાન જે સ્પર્ધકો ઉદયમાં આવ્યાં હોય તેનો નાશ કરવાથી અને જે ઉદયમાં નહિ આવ્યાં હોય તેને રોકી રાખવાથી જે ભાવ ઉત્પન્ન થાય તે ' ક્ષાયોપશમિક ' ભાવ છે.

આ લક્ષણ સમજાય તેટલા માટે પ્રથમ સ્પર્ધકનું સ્વરૂપ જાણવું જરૂરી છે, પરંતુ તે સંબંધમાં ગ્રન્થકાર સ્વયં ૩૪૪મા પૃષ્ઠમાં પ્રકાશ પાડે છે.

**ઔદયિક ભાવનું લક્ષણ—**

## [3]कर्मणां विपाकेनानुभवरूपत्वम् , कर्मविपाकाविर्भावप्रयोजनरूपत्वं वौदयिकस्य [4]लक्षणम् । ( ६६ )

અર્થાત્ કર્મના વિપાકથી જે અનુભવ કરવો તે ' ઔદયિક ' ભાવ છે. અથવા કર્મવિપાકનો આવિર્ભાવ કરવામાં એટલે કે કર્મને વિપાકદશામાં લાવવામાં જે ભાવ કારણભૂત હોય તેને ' ઔદયિક ' ભાવ સમજવો. કર્મ-વિપાકના આવિર્ભાવથી ઉત્પન્ન થતા ભાવને પણ ' ઔદયિક ' કહેવામાં આવે છે.[5]

**પારિણામિક ભાવનું લક્ષણ—**

## जीवादीनां स्वरूपानुभवं प्रति प्रह्वीभावरूपत्वं पारिणामिकस्य लक्षणम् । ( ६७ )

અર્થાત્ જીવાદિ પદાર્થોના સ્વરૂપનો અનુભવ કરાવવામાં જે ભાવ અભિમુખ હોય તેને ' પારિ-ણામિક ' ભાવ જાણવો. પૂર્વોક્ત ભાવોની જેમ અત્ર પ્રયોજન કે નિર્વૃત્ત શબ્દનો પ્રયોગ

---

૧-૨ આત્માના મૂળ ગુણોના ઘાતક સ્પર્ધકોને ' સર્વઘાતિ ' સ્પર્ધકો કહેવામા આવે છે, જ્યારે દેશવિરતિ ( ગૃહસ્થ-ધર્મ )ના ગુણોના ઘાતક સ્પર્ધકોને ' દેશઘાતિ ' સ્પર્ધકો કહેવામા આવે છે.

૩ સરખાવો ભાવ-લોકપ્રકાશનું નિમ્ન-લિખિત પદ્ય—

" यः कर्मणां विपाकेना-नुभवः सोदयो भवेत् ।
स एवौदयिको भावो, निर्वृत्तस्तेन वा तथा ॥ १६ ॥ "

૪-૫ તત્ત્વાર્થાધિ૦ની શ્રીસિદ્ધસેનગણિની વૃત્તિ ( પૃ. ૧૩૯ )ની નિમ્ન-લિખિત પંક્તિ આ હકીકતનું સમર્થન કરે છે—

" कर्मविपाकाविर्भाव उदयः तत्प्रयोजनस्तन्निर्वृत्तो वा औदयिको भावः । "

થઇ શકે નહિ અર્થાત્ જેનું પરિણામ પ્રયોજન છે તે પારિણામિક અથવા પરિણામથી નિર્વૃત્ત તે પારિણામિક એમ કહેવાય તેમ નથી, કારણ કે એમ કરવા જતાં તો જીવત્વ, ભવ્યત્વ અને અભવ્યત્વને સાદિ માનવાનો અનુચિત પ્રસંગ પ્રાપ્ત થાય છે. [1]પરિણામને પ્રયોજન માનવાથી પૂર્વ અવસ્થામા જીવ હતો નહિ એમ માનવું પડે. એવી રીતે નિવૃત્ત પક્ષમાં પણ દોષ ઉદ્ભવે.[2] આથી પારિણામિકમા રાક્ષસાદિની જેમ સ્વાર્થિક પ્રત્યય સમજવો એમ **ભાવ-લોક-પ્રકાશ**નું કથન છે, જ્યારે **અનુયોગદ્વારની શ્રીમલયગિરિસૂરિ**કૃત વૃત્તિના ૧૧૪ મા પત્રમાં તો

**" परिणमनं-तेन तेन रूपेण वस्तूनां भवनं परिणामः, स एव तेन वा निर्वृत्तः पारिणामिकः "**

એવો ઉલ્લેખ છે.

**પાંચ ભાવોની ઉત્પત્તિ—**

પાંચ ભાવો પૈકી પ્રથમના ત્રણ ભાવો કર્મના ઘાતથી ઉદ્ભવે છે. એ ધ્યાનમાં રાખવું કે કર્મનો ઘાત સર્વથી અને દેશથી એમ બે પ્રકારે છે. સર્વથી ઘાત પોતાના વીર્યની અપેક્ષાને અધીન છે, જ્યારે દેશથી ઘાત તે સકર્મ આત્માના પ્રયોગથી ઉત્પન્ન થાય છે. જેમ દારૂના મદથી ગીત, નૃત્ય, હાસ્ય વગેરેનો પ્રાદુર્ભાવ થાય છે તેમ ચોથો ભાવ પોતે ઉપાર્જન કરેલા કર્મના ઉદયથી ઉદ્ભવે છે જ્યારે પાંચમો ભાવ તો નિર્નિમિત્તક છે.

આ પાંચ ભાવો ઉપરાંત કેટલાક **વેદક** નામનો છઠ્ઠો ભાવ પણ માને છે. તેનું લક્ષણ ગ્રન્થકાર એમ આપે છે કે—

**अनन्तानुबन्धिमिथ्यात्वमिश्रपुञ्जानां क्षये सति सम्यक्त्वपुञ्ज-क्षयकरणचरमसमये चरमपुद्गलवेदनरूपत्वं वेदकस्य लक्षणम् । ( ६८ )**

અર્થાત્ અનન્તાનુબન્ધી કષાય, મિથ્યાત્વ-મોહનીય અને મિશ્ર મોહનીયના પુંજનો નાશ થયા પછી સમ્યક્ત્વ-મોહનીયના પુંજના ક્ષયરૂપ કાર્યના અન્તિમ સમયમાં આ પુંજમાંથી તે સમયે બાકી રહેલા ચરમ પુદ્ગલનો જે વેદનરૂપ અનુભાવ થાય તે 'વેદક' ભાવ છે. કેટલાક આનો ક્ષાયોપશમિક ભાવમાં જ અંતર્ભાવ કરે છે.

**સાન્નિપાતિક ભાવ—**

કેટલાક ગ્રન્થકારો વેદકને બદલે સાન્નિપાતિક ભાવને છઠ્ઠા તરીકે ગણાવે છે. એનુ લક્ષણ દર્શાવતાં **શ્રીમલયગિરિસૂરિ અનુયોગ૦** ની વૃત્તિના ૧૨૨ મા પત્રમાં કહે છે કે—

૧ જુઓ તત્ત્વાર્થાધિ૦ની બૃહદ્ વૃત્તિ ( ભા. ૧ પૃ. ૧૪૦ )

૨ સરખાવો ભાવલોકપ્રકાશનો નીચે મુજબનો શ્લોક—

" परिणामेन निर्वृत्त, इति वात्र न सम्भवेत् ।
अस्यां निरुक्तौ सादित्वं, जीवत्वादेः प्रसज्यते ॥ १८ ॥ "

"एषामेवौदयिकादिभावानां द्वयादिमेलापकः स एव तेन वा निर्वृत्तः सान्निपातिकः"

અર્થાત્ આ ઔદયિકાદિ ભાવો પૈકી બે, ત્રણ ઇત્યાદિ ભાવોના એકત્ર મેળાપને-સંયોગને '[1]સન્નિપાત' કહેવામાં આવે છે. એ અથવા એનાથી ઉદ્ભવતો ભાવ 'સાન્નિપાતિક' કહેવાય છે. **જૈનતત્ત્વપ્રદીપ**ના કર્તાએ આ ભાવનો નિર્દેશ કર્યો નથી તેનું કારણ એમ સમજાય છે કે તેઓ મુખ્ય ભાવો તરફ જ લક્ષ્ય આપે છે, એથી તેમણે આ સાંયોગિક ભાવની ઉપેક્ષા કરી છે, પરંતુ આપણે તો પ્રસંગોપાત્ત એનું દિગ્દર્શન કરી લઇએ.

**સાન્નિપાતિક ભાવના પ્રકારો—**

ઔપશમિકથી માંડીને પારિણામિક સુધીના પાંચ ભાવો પૈકી બબ્બે બબ્બે, ત્રણ ત્રણ, ચાર ચાર, અને પાંચે સાથે લેતાં અનુક્રમે [2]દશ, [3]દશ, [4]પાંચ અને એક એટલે કે કુલે ૨૬ ભેદો થાય છે. આ પૈકી કેવળ ૭ ભેદો જીવોમાં અવિરુદ્ધ રીતે સંભવે છે; બાકીના વીસ ભેદો તો પ્રરૂપણા પૂરતા જ છે.[5] અર્થાત્ દ્વિકસંયોગજન્ય દશ ભેદો પૈકી [6]ક્ષાયિક-પારિણામિક નામનો એક ભેદ, ત્રિકસંયોગજન્ય દશ ભેદોમાંથી [7]ક્ષાયિક-ઔદયિક-પારિણામિક અને [8]ક્ષાયોપશમિક-ઔદયિક-પારિણામિક એ બે ભેદો, ચતુષ્કસંયોગજન્ય ચાર ભેદોમાંથી [9]ક્ષાયિક-ક્ષાયોપશમિક-પારિણામિક-ઔદયિક તેમજ [10]ઔપશમિક-ક્ષાયોપશમિક-પારિણામિક-ઔદયિક એ બે ભેદો

---

૧ " समिति संहतरूपतया, नीति नियतं पतनं-गमनमेकत्र वर्तनं सन्निपातः "
—ષડશીતિ ( પત્ર ૧૫૩ )

૨-૪ આના સ્પષ્ટ નામ માટે જુઓ **ભાવ-લોક-પ્રકાશ**ના ૭૬માથી ૯૧મા સુધીના પદ્યો.

૫ આ સબંધમા **તત્ત્વાર્થાધિ૦**ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૧૩૭ )મા જે નીચે મુજબ લખ્યુ છે તેનો આશય સમજાતો નથી એમ શ્રીવિનયવિજય **ભાવ-લોકપ્રકાશ**ના ૯૪ મા પદ્યની વ્યાખ્યામા સૂચવે છે —

" तत्रैकादशविरोधित्वादसम्भवतस्त्यक्ता विकल्पाः पञ्चदशोपात्ताः प्रशमरतौ सम्भविनः, "षष्ठश्च सान्निपातिक इत्यन्यः पञ्चदशभेदः" इति (प्रशम० प० १९७) वचनात् "

૬ સિદ્ધાના જ્ઞાન, દર્શનાદિ ક્ષાયિક છે અને તેમનુ જીવત્વ પારિણામિક છે એટલે આ દ્વિક-સંયોગજન્ય ભેદ સિદ્ધો જ પરત્વે ઘટે છે.

૭ સર્વજ્ઞોને વિષે ક્ષાયિક જ્ઞાનાદિ, ઔદયિકી મનુષ્ય-ગતિ અને પારિણામિક જીવત્વાદિ સંભવે છે.

૮ ગતિ આશ્રીને આના ચાર ભેદો પડે છે જેમકે નરક-ગતિ પરત્વે ક્ષાયોપશમિક ઇન્દ્રિયો, ઔદયિકી નરક-ગતિ અને પારિણામિક જીવત્વાદિ.

૯ આ ચારે ગતિમા સંભવે છે એટલે એના ચાર પ્રકારો પડે છે જેમા નરક-ગતિ આશ્રીને ક્ષાયિક સમ્યક્ત્વ, ક્ષાયોપશમિક ઇન્દ્રિયો, પારિણામિક જીવત્વાદિ અને ઔદયિકી નરક-ગતિ

૧૦ આના પણ ગતિ-ચતુષ્ટય આશ્રીને ચાર પ્રકારો પડે છે. જેમકે નરક-ગતિને લક્ષ્યમા લેતા ઔપશમિક સમ્યક્ત્વ, ક્ષાયોપશમિક ઇન્દ્રિયો, પારિણામિક જીવત્વ અને ઔદયિકી નરક-ગતિ.

અને પંચકસંયોગજન્ય [1]એક ભેદ એટલે એકંદર છ [2]ભેદો સંભવે છે.

**ભાવોનો ક્રમ—**

**અનુયોગદ્વાર** (સૂ. ૧૨૬)માં ઔદયિક, ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, પારિણામિક અને સાન્નિપાતિક એવો ક્રમ નજરે પડે છે, જ્યારે **કર્મગ્રંથ** વગેરેમાં તો ૩૩૨ મા પૃષ્ઠમાં નિર્દેશેલ ક્રમ દેખાય છે, પરંતુ એ લાઘવને લઇને–કાળ, સ્વામી વગેરેની તરતમતાને આભારી છે એમ **ભાવ–લોકપ્રકાશ**ના ૨૪મા પદ્યના વિવેચનમા સૂચવાયું છે. ઔપશમિક ભાવ અલ્પકાલિક ( આંતર્મૌહૂર્તિક ) અને અલ્પસ્વામિક છે, વાસ્તે એનુ પ્રથમ નિરૂપણ કરવામાં આવે છે.

ક્ષાયિક ભાવ અનેક ભેદવાળો, દીર્ઘ કાળવાળો અને અનેક સ્વામીવાળો હોવાથી ઔપશમિક પછી એને સ્થાન આપવામા આવ્યું છે

જે કારણથી ક્ષાયોપશમિક ભાવનો ક્ષાયિક પછી નિર્દેશ કરાયો છે તે જ કારણોથી ઔદયિકનો ક્ષાયોપશમિક પછી ઉલ્લેખ કરાયો છે. ભૂરિ કર્મના યોગને લીધે તેમજ સ્વામીની સાધર્મતાને લઇને ક્ષાયોપશમિક પછી ઔદયિકને સ્થાન અપાય છે. પૂર્વના ચાર ભાવોથી અત્યંત ભિન્ન હોવાને લીધે તેમજ વિષયની વિશાળતા હોવાને લીધે ઔદયિક ભાવ પછી પારિણામિકનો નિર્દેશ કરાય છે.

**ઔપશમિકાદિ ભાવોના અવાંતર પ્રકારો—**

હવે ઉપર્યુક્ત ઔપશમિકાદિ પાંચ ભાવોના અનુક્રમે બે, નવ, અઢાર, એકવીસ અને ત્રણ અર્થાત્ એકંદરે ૫૩ ભેદોનો વિચાર કરવામાં આવે છે. તેમાં પ્રથમ ઔપશમિક ભાવના જે ઔપશમિક સમ્યક્ત્વ અને ઔપશમિક ચારિત્ર એમ બે ભેદો પડે છે તેનું લક્ષણ પૂર્વક સ્વરૂપ વિચારીએ.

**ઔપશમિક સમ્યક્ત્વનું લક્ષણ—**

**मिथ्यात्वानन्तानुबन्धिकर्मणां प्रदेशविपाकोदयविष्कम्भरूपत्वमौपशमिकसम्यक्त्वस्य लक्षणम् । ( ६९ )**

અર્થાત્ મિથ્યાત્વ( મોહનીય ) અને અનન્તાનુબન્ધી કર્મો ( કષાયો )ના પ્રદેશ–ઉદય તેમજ વિપાક–ઉદયને રોકી રાખનારા ભાવને ' ઔપશમિક સમ્યક્ત્વ ' જાણવું.

---

૧ ઉપશમ–શ્રેણિમા રહેલા મનુષ્યોમા જ આ ભાવ સભવે છે, કેમકે જે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય ઉપશમ–શ્રેણિ પામે છે તેને ઔપશમિક ચારિત્ર, ક્ષાયિક સમ્યક્ત્વ, ક્ષાયોપશમિક ઇન્દ્રિયો, ઔદયિકી મનુષ્ય–ગતિ અને પારિણામિક જીવત્વ અને ભવ્યત્વ હોય છે.

૨ આ છના અવાતર ભેદો પદર છે. જેમકે દ્વિકસંયોગજ એક, ત્રિકસયોગજ બે ભેદો પૈકી પ્રથમનો એક અને દ્વિતીયના ચાર, ચતુષ્કસંયોગજ બંને ભેદોના ચાર, ચાર એટલે કુલે આઠ અને પંચકસયોગજ એક ૧+૧+૪+૪+૪+૧ મળતા પદર થાય છે

## નારકાદિને ઔપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિ—

નરકના જીવોને તેમનો જન્મ થયા પછી અંતર્મુહૂર્ત કાળ વીત્યા બાદ આ સમ્યક્ત્વ પ્રાપ્ત થઇ શકે. પૂર્વ ભવોનું સ્મરણ, દેવતારૂપી મિત્રોનું આગમન અને તેણે આપેલો ઉપદેશ, તીવ્ર વેદનાનો અનુભવ એ પહેલી ત્રણ નરક સુધીના જીવોને સમ્યક્ત્વ ઉત્પન્ન થવામાં બાહ્ય કારણો છે, જ્યારે આ ત્રણ કારણોમાંના મધ્યમ સિવાયનાં બે કારણો બાકીની ચાર નરકોના જીવ આશ્રી સમજી લેવાં.

તિર્યંચોના સંબંધમાં આવું સમ્યક્ત્વ જન્મ પછી ચારથી આઠ દિવસ સુધીમાં સંભવી શકે છે અને જાતિસ્મરણ જ્ઞાન, ઉપદેશ અને તીર્થંકરની મૂર્ત્તિનું દર્શન એ આ સમ્યક્ત્વ મેળવવાનાં બાહ્ય સાધનો છે.

મનુષ્યો જન્મ્યા પછી આઠ વર્ષે આવું સમ્યક્ત્વ મેળવી શકે અને તેનાં કારણો તિર્યંચના સંબંધમાં બતાવવામાં આવ્યાં તે જ છે.

નરકના જીવોની માફક દેવતાઓને પણ તેમના જન્મ પછી અંતર્મુહૂર્ત કાળ વીત્યા બાદ આ સમ્યક્ત્વ સંભવી શકે છે. એના સંબંધમાં આ સમ્યક્ત્વ થવાનાં કારણોમાં ઉપર્યુક્ત ત્રણ કારણો ઉપરાંત દેવતાની દિવ્ય શક્તિનું દર્શન પણ એક કારણ છે. આ વાત બારમા દેવલોક સુધી જ ઘટે છે; ગ્રૈવેયકવાસી દેવતાઓના સંબંધમાં તો સ્મરણ અને ઉપદેશ એ બે જ કારણો છે.

અત્ર જે ઔપશમિક ભાવનો પ્રથમ ભેદ દર્શાવાયો છે તેમાં ગ્રંથિ ભેદવાથી ઉત્પન્ન થતા તેમજ ઉપશમ શ્રેણિમાં આરૂઢ થયેલાને ઉદ્ભવતા એ બંને પ્રકારનાં ઔપશમિક સમ્યક્ત્વ માટે અવકાશ છે.

## ઔપશમિક ચારિત્રનું લક્ષણ—

**चारित्रमोहनीयोपशमप्रभवत्वं औपशमिकचारित्रस्य लक्षणम् । (७०)**

અર્થાત્ ચારિત્ર-મોહનીય કર્મના ઉપશમથી ઉત્પન્ન થતો ભાવ ' ઔપશમિક ચારિત્ર ' છે.

## ક્ષાયિક ભાવના નવ ભેદો—

ક્ષાયિક ભાવના ( ૧ ) સમ્યક્ત્વ, ( ૨ ) ચારિત્ર, ( ૩ ) જ્ઞાન, ( ૪ ) દર્શન, ( ૫ ) દાન, ( ૬ ) લાભ, ( ૭ ) ભોગ, ( ૮ ) ઉપભોગ અને ( ૯ ) વીર્ય એમ નવ ભેદો છે. તેના અનુક્રમે લક્ષણો પ્રતિપાદન કરવામાં આવે છે.

ક્ષાયિક સમ્યક્ત્વ—

**सप्तकक्षयप्रभवत्वं क्षायिकसम्यक्त्वस्य लक्षणम् । ( ७१ )**

અર્થાત્ ચાર અનન્તાનુબન્ધી કષાયો અને ત્રણ પ્રકારના દર્શન–મોહનીય (સમ્યક્ત્વ, [1]સમ્યક્ત્વ–મિથ્યાત્વ અને મિથ્યાત્વ ) એ સાતેના ક્ષયથી ઉત્પન્ન થતો ભાવ ' ક્ષાયિક સમ્યક્ત્વ ' કહેવાય છે.

ક્ષાયિક ચારિત્ર—

**चारित्रमोहनीयक्षयप्रभवत्वं क्षायिकचारित्रस्य लक्षणम् । ( ७२ )**

અર્થાત્ ચારિત્રમોહનીય કર્મનો સર્વાંશે ક્ષય થવાથી ઉત્પન્ન થતો ભાવ ' ક્ષાયિક ચારિત્ર ' છે. આને ' યથાખ્યાત ચારિત્ર ' કહેવામાં આવે છે

ક્ષાયિક જ્ઞાન—

**सकलज्ञेयग्राहित्वे सति समस्तज्ञानावरणक्षयप्रभवत्वं क्षायिकज्ञानस्य लक्षणम् । ( ७३ )**

અર્થાત સમસ્ત જાણવા લાયક ( [2]જ્ઞેય ) પદાર્થોને ગ્રહણ કરનારા તેમજ સકળ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી ઉત્પન્ન થતા ભાવને ' [3]ક્ષાયિક જ્ઞાન ' કહેવામાં આવે છે. આનું બીજું નામ ' કેવલજ્ઞાન ' છે.

ક્ષાયિક દર્શન—

**सकलदर्शनावरणक्षयप्रभवत्वं क्षायिकदर्शनस्य लक्षणम् । ( ७४ )**

અર્થાત્ સમસ્ત દર્શનાવરણીય કર્મનો ક્ષય થતા જે ભાવ ઉત્પન્ન થાય છે, તે ' ક્ષાયિક દર્શન ' છે. આનું અપર નામ ' કેવલદર્શન ' છે.

---

૧ ખોટી અને ખરી શ્રદ્ધાનું મિશ્રણ તે ' સમ્યક્ત્વ–મિથ્યાત્વ ' છે.

૨ આનો અર્થ એમ ન કરવો કે દુનિયામા બીજા પદાર્થો હૈયાત છે, પરતુ તે જાણવા લાયક નથી. પરતુ જે જે પદાર્થ અસ્તિત્વ ધરાવે છે, તે બધાને ' જ્ઞેય ' સજ્ઞા લાગુ પડે છે.

૩ ક્ષાયિક જ્ઞાન તે જ કેવલજ્ઞાન છે; કેમકે એ જ્ઞાન ક્ષાયિક ભાવે જ પ્રગટે છે. એ પ્રમાણે ક્ષાયિક દર્શન સારૂ સમજી લેવુ.

ક્ષાયિક દાન—

एकस्मादपि तृणाग्रात् त्रिभुवनविस्मयजनकं यदर्थिनो यथेप्सित-प्रदातृत्वं ( न जातुचित् प्रतिहन्तृत्वं ) तत् क्षायिकदानस्य लक्षणम् । ( ७५ )

અર્થાત્ એક જ તૃણ ( તણખલા )ના અગ્ર માત્રથી ત્રિભુવનને વિસ્મય પમાડે તેવી રીતે યાચકને સંતોષ પમાડવાની શક્તિ તે ' ક્ષાયિક દાન ' છે.

ક્ષાયિક લાભ—

अशेषलाभान्तरायक्षयादचिन्त्यमाहात्म्यविभूत्याविर्भावकत्वं क्षायिकलाभस्य लक्षणम् । ( ७६ )

અર્થાત્ લાભાન્તરાય કર્મનું સંપૂર્ણતઃ નિકન્દન થતાં જે અચિન્ત્ય માહાત્મ્ય-વિભૂતિ ઉત્પન્ન થાય છે તેના આવિર્ભાવને ' ક્ષાયિક લાભ ' જાણવો.

ક્ષાયિક ભોગ—

समस्तभोगान्तरायक्षयप्रभवत्वे सति यथेष्टसुखानुभावरूपत्वं क्षायिकभोगस्य लक्षणम् । ( ७७ )

અર્થાત્ સમસ્ત ભોગાન્તરાય કર્મનો ક્ષય થવાથી જે યથેષ્ટ સુખનો અનુભવ થાય તે ' ક્ષાયિક ભોગ ' છે. આ ક્ષાયિક ભોગ તીર્થંકરના સંબંધમાં પુષ્પવૃષ્ટિ ઇત્યાદિ [1]પ્રાતિહાર્યના કારણભૂત છે.

ક્ષાયિક ઉપભોગ—

उपभोगान्तरायक्षयप्रभवत्वे सति विषयसम्पदि सत्यां तथोत्तरगुणप्रकर्षात् तदनुभवरूपत्वं क्षायिकोपभोगस्य लक्षणम्, उपभोगान्तरायक्षयप्रभवत्वे सति च्छत्रचामरादिप्रातिहार्यादीनां पुनः पुनरुपभुज्यमानत्वं वा । ( ७८ )

અર્થાત્ ઉપભોગાન્તરાય કર્મના ક્ષયથી ઉત્પન્ન થનાર અને વિષય-સંપત્તિની વિદ્યમાન દશામાં પણ ઉત્તર ગુણના પ્રકર્ષથી લોકોત્તર સંપત્તિનો જે ઉપભોગરૂપ અનુભવ થાય તે 'ક્ષાયિક ઉપભોગ'

૧ જુઓ ન્યાયકુસુમાંજલિ ( પૃ. ૩૭ ).

કહેવાય છે. અથવા ઉપભોગાંતરાય કર્મનો ક્ષય થતા છત્ર, ચામર, સિંહાસન ઇત્યાદિ પ્રાતિહાર્યનો ફરી ફરીને જે ઉપભોગ કરાય તે ' ક્ષાયિક ઉપભોગ ' છે.

**ભોગ અને ઉપભોગમાં તફાવત—**

જેનું એક જ વાર સેવન થઇ શકે—જે એક જ વાર ભોગવાઇ શકે તે 'ભોગ' કહેવાય છે, જેમકે ભાત વગેરે અન્ન, પુષ્પની માળા, તાંબૂલ, વિલેપના, ઉદ્વર્તન, ધૂપ, સ્નાન, પાનાદિ. ફરી ફરીને જેનું સેવન થઇ શકે—જેનો ભોગ ભોગવી શકાય તે ' ઉપભોગ ' છે. જેમકે વસ્ત્ર, અલંકાર, ગૃહ, ગાડી, વાડી, લાડી, શયન, આસન, ઇત્યાદિ. આ વાતના સમર્થનાર્થે **યોગશાસ્ત્ર**ની સ્વોપજ્ઞ વૃત્તિના ૧૫૭ મા પત્રગત નીચે મુજબનો શ્લોક ઉપસ્થિત કરવામાં આવે છે:—

" **सकृदेव भुज्यते यः, स भोगोऽन्नस्रगादिकः ।**
**पुनः पुनः पुनर्भोग्य, उपभोगोऽङ्गनादिकः ॥ ५ ॥** "

**ક્ષાયિક વીર્ય—**

**वीर्यान्तरायक्षयप्रभवाप्रतिहतशक्तिविशेषरूपत्वं क्षायिकवीर्यस्य लक्षणम् । ( ७९ )**

અર્થાત્ વીર્યાન્તરાય કર્મના નાશથી ઉદ્ભવતી અપ્રતિહત શક્તિ તે ' ક્ષાયિક વીર્ય ' છે.

ક્ષાયિક દાનાદિ પાંચનાં અન્ય લક્ષણો નીચે મુજબ ગ્રન્થકાર દર્શાવે છે:—

**दानान्तरायात्यन्तक्षयप्रभवत्वं क्षायिकदानस्य लक्षणम् । (८०)**

ક્ષાયિક **लाभान्तरायात्यन्तक्षयप्रभवत्वं क्षायिकलाभस्य लक्षणम् । (८१)**

દાનાદિનાં **भोगान्तरायात्यन्तक्षयप्रभवत्वं क्षायिकभोगस्य लक्षणम् । (८२)**

અન્ય **उपभोगान्तरायात्यन्तक्षयप्रभवत्वं क्षायिकोपभोगस्य लक्षणम् (८३)**

લક્ષણો **वीर्यान्तरायात्यन्तक्षयप्रभवत्वं क्षायिकवीर्यस्य लक्षणम् । (८४)**

અર્થાત્ દાનાન્તરાય કર્મના આત્યન્તિક ક્ષયથી ઉદ્ભવતો ભાવ તે ' ક્ષાયિક દાન ' છે. લાભાન્તરાય કર્મના સર્વથા વિનાશથી પ્રકટ થતો ભાવ તે ' ક્ષાયિક લાભ ' છે. ભોગાન્તરાય કર્મના સંપૂર્ણ સંહારથી જે ભાવનો આવિર્ભાવ થાય છે તે ' ક્ષાયિક ભોગ ' છે. ઉપભોગાન્તરાય કર્મનો સર્વાંગે ક્ષય થતાં જે ભાવ ઉદ્ભવે છે તે ' ક્ષાયિક ઉપભોગ ' કહેવાય છે. વીર્યાન્તરાય કર્મનો સર્વાંગે નાશ થતાં જે ભાવ પ્રકટે છે તે ' ક્ષાયિક વીર્ય ' કહેવાય છે.

**ક્ષાયોપશમિક ભાવના ૧૮ ભેદો—**

હવે ક્ષાયોપશમિક ભાવના ૧૮ ભેદોનો અધિકાર કહેવામાં આવે છે. મતિ આદિ ચાર પ્રકારનાં જ્ઞાનો, ત્રણ અજ્ઞાનો, ચક્ષુર્દર્શનાદિ ત્રણ દર્શનો, દાનાદિ પાંચ લબ્ધિ, સમ્યક્ત્વ, ચારિત્ર અને દેશવિરતિ એ ૧૮ ભેદો છે.

**મતિ વગેરે ક્ષાયોપશમિક જ્ઞાન—**

**मतिज्ञानावरणादिक्षयोपशमप्रभवत्वं क्षायोपशमिकज्ञानस्य लक्षणम् । ( ८५ )**

અર્થાત્ મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય અને મનઃપર્યયજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉદ્ભવતા ભાવો–જ્ઞાનો ક્ષાયોપશમિક જ્ઞાન ' કહેવાય છે.

**મતિ–અજ્ઞાનાદિ—**

**कुत्सितज्ञानरूपत्वं तादृशाज्ञानस्य लक्षणम् । ( ८६ )**

અર્થાત્ જ્ઞાનથી વિપરીત તે અજ્ઞાન. જેમકે મતિજ્ઞાનથી વિપરીત તે મતિ–અજ્ઞાન, શ્રુતજ્ઞાનથી ઉલટું તે શ્રુત–અજ્ઞાન અને અવધિજ્ઞાનથી ઉંધું તે વિભંગજ્ઞાન. આ ત્રણે અજ્ઞાન કહેવાય છે.

**ચક્ષુર્દર્શનાદિ ક્ષાયોપશમિક દર્શન—**

**दर्शनावरणक्षयोपशमजन्यत्वं क्षायोपशमिकदर्शनस्य लक्षणम् । ( ८७ )**

અર્થાત્ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉદ્ભવતા ભાવને ' ક્ષાયોપશમિક દર્શન ' જાણવું. ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન અને અવધિદર્શન એ ત્રણ ક્ષાયોપશમિક દર્શન છે, જ્યારે કેવલદર્શન તે ક્ષાયિક દર્શન છે.

**દાનાદિ ક્ષાયોપશમિક લબ્ધિ—**

**अन्तरायकर्मक्षयोपशमजन्यत्वं क्षायोपशमिकदानादिलब्धेर्लक्षणम् । ( ८८ )**

અર્થાત અન્તરાય કર્મના ક્ષયોપશમ દ્વારા ઉત્પન્ન થતો ભાવ ' ક્ષાયોપશમિક લબ્ધિ ' કહેવાય છે. તે પાંચ છેઃ–( ૧ ) દાન, ( ૨ ) લાભ, ( ૩ ) ભોગ, ( ૪ ) ઉપભોગ અને ( ૫ ) વીર્ય.

**લબ્ધિ પરત્વે શંકા—**

પૂર્વે દાનાદિ પાંચ લબ્ધિઓને ક્ષાયિક ગણાવી અને અત્ર ફરીથી તેને ક્ષાયોપશમિક ગણાવી તે શું યુક્ત છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે અન્તરાય કર્મના ક્ષયથી અને ક્ષયોપશમથી એમ બંને રીતે લબ્ધિઓ ઉત્પન્ન થાય છે. તેમાં પૂર્વોક્ત અંતરાય કર્મના ક્ષયજન્ય છે, જ્યારે અત્રોક્ત ક્ષયોપશમજન્ય છે. વિશેષમાં ક્ષાયિક લબ્ધિઓ સર્વજ્ઞોને જ હોય છે, જ્યારે ક્ષાયોપશમિક લબ્ધિઓ છદ્મસ્થોને જ હોય છે.

**ક્ષાયોપશમિક સમ્યક્ત્વ—**

**अनन्तानुबन्धि-मिथ्यात्वयोः सर्वघातिस्पर्धकानामुदीर्णस्य क्षयेऽनुदीर्णस्योपशमे च देशघातिनामुदये च सति जातं यत् तत्त्वार्थश्रद्धानं तद्रूपत्वम्, उदीर्णस्य क्षयेऽनुदीर्णस्य चोपशमे सति अशुद्धपुञ्जस्य प्रदेशोदये सति शुद्धस्य तस्य विपाकोदयरूपत्वं वा क्षायोपशमिकसम्यक्त्वस्य लक्षणम्। ( ८९ )**

અર્થાત્ અનન્તાનુબંધી કષાય અને મિથ્યાત્વ એ બંનેનાં સર્વઘાતી સ્પર્ધકોમાંનાં જે સ્પર્ધકો ઉદયમાં આવ્યાં હોય તેનો ક્ષય કરીને અને ઉદયમાં ન આવ્યાં હોય તેનો ઉપશમ કરીને દેશઘાતી સ્પર્ધકના ઉદય દરમ્યાન પદાર્થને વિષે જે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે તે શ્રદ્ધાને ' ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ' કહેવામાં આવે છે. અનન્તાનુબંધી કષાય અને મિથ્યાત્વ–મોહનીયમાંથી જે ઉદયમાં આવેલાં તેના ક્ષય પછી અને ઉદયમાં ન આવેલાંના ઉપશમ થયા પછી અશુદ્ધ ( મિથ્યાત્વ ) પુંજના પ્રદેશ–ઉદય દરમ્યાન શુદ્ધ પુંજના વિપાક ઉદયને ' ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ' કહેવામા આવે છે.

**ક્ષાયોપશમિક ચારિત્રનું લક્ષણ—**

**द्वादशकषायाणामुदीर्णस्य क्षयेऽनुदीर्णस्योपशमे च सञ्ज्वलननोकषाययोर्यथासम्भवमुदये च सति सावद्ययोगेभ्यः सर्वथा निवृत्तिपरिणामरूपत्वं क्षायोपशमिकचारित्रस्य लक्षणम्, अथवा अन्तरायसर्वघातिस्पर्धकानामुदीर्णस्य क्षयेऽनुदीर्णस्योपशमे च देशघातिस्पर्धकानामुदये च सति सर्वविरतिपरिणामरूपत्वं तत्। ( ९० )**

બાર કષાયમાથી અર્થાત્ અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની એવા ત્રણ પ્રકારના ચારે કષાયમાથી જે કોઇ કષાય ઉદયમાં આવ્યા હોય તેનો નાશ કર્યા પછી અને જે

ઉદયમાં ન આવ્યા હોય તેને અટકાવી રાખીને, સંજ્વલન કષાય તેમજ નવ નોકષાય એમાંના કોઇનો પણ યથાયોગ્ય ઉદય રહેતે છતે સાવદ્ય યોગોમાંથી સર્વથા નિવૃત્ત રહેવા રૂપ જે પરિણામ તે ' ક્ષાયોપશમિક ચારિત્ર ' જાણવું. અથવા અન્તરાયનાં સર્વઘાતી સ્પર્ધકોમાંથી જે ઉદયમાં આવ્યાં હોય તેને ખપાવી દઇને અને ઉદયમા ન આવ્યાં હોય તેનો ઉપશમ કર્યા પછી દેશઘાતી સ્પર્ધકોમાંથી કોઇ પણ ઉદયમાં હોવા છતાં પણ સાવદ્ય યોગોથી સર્વથા નિવૃત્ત રહેવા રૂપ પરિણામને પણ ' ક્ષાયોપશમિક ચારિત્ર ' કહેવામાં આવે છે.

**દેશવિરતિનું લક્ષણ—**

**कषायाष्टकसर्वघातिस्पर्धकानामुदीर्णस्य क्षयेऽनुदीर्णस्योपशमे च प्रत्याख्यानादिदेशघातिनां यथासम्भवमुदये च सति देशतो विरतिलक्षणपरिणामरूपत्वं देशविरतिचारित्रस्य लक्षणम् । ( ९१ )**

અર્થાત્ અનન્તાનુબન્ધી અને અપ્રત્યાખ્યાન ક્રોધાદિ કષાયરૂપ આઠ કષાયોનાં સર્વઘાતી સ્પર્ધકમાંથી જે સ્પર્ધકો ઉદયમાં આવ્યાં હોય તેનો નાશ કરીને અને જે સ્પર્ધકો ઉદયમાં ન આવ્યાં હોય તેને રોકી રાખીને પ્રત્યાખ્યાનાદિક દેશઘાતી સ્પર્ધકોમાંનાં કોઇ પણ ઉદયમાં આવ્યાં હોય તે દશામાં દેશથી વિરતિરૂપ પરિણામ થાય છે તે પરિણામ ' દેશવિરતિ ' અથવા ' ગૃહસ્થધર્મ ' કહેવાય છે.

**સ્પર્ધકનું લક્ષણ—**

**अविभागपरिच्छन्नकर्मप्रदेशानुभागप्रचयश्रेणिक्रमहानिवृद्धिरूपत्वं स्पर्धकस्य लक्षणम् । ( ९२ )**

અર્થાત્ જેના એકથી બે વિભાગ ન થઇ શકે એવા કર્મ–પ્રદેશોમાના રસના સમુદાયની વૃદ્ધિ અને કર્મ પ્રદેશોની સંખ્યામા ઘટાડો જે કર્મ–સ્કંધમાં થાય તે સ્કંધને ક્ષાયોપશમિક ભાવના લક્ષણમાં નિર્દેશેલ ' સ્પર્ધક ' જાણવું. આ લક્ષણનું રહસ્ય સમજી શકાય તેટલા માટે સ્પર્ધકનો સંક્ષેપતઃ વિચાર કરવામાં આવે છે.

**સ્પર્ધકનું સ્વરૂપ—**

ધારો કે આત્માએ એક સમયમાં એક [1]કર્મ–સ્કંધને ગ્રહણ કર્યો. આ કર્મ–સ્કંધમાં ઓછાવત્તી રસવાળા અનેક પરમાણુઓ ( પ્રદેશો ) રહેલા છે. આમાં જે પરમાણુ આપણને–અલ્પ જ્ઞાનીને ઓછામાં ઓછો રસ યુક્ત લાગે તે પરમાણુના રસમા પણ પરમ યોગી તરતમતા

૧ આવા કર્મસ્કંધોમાથી અનેક સ્પર્ધકો બની શકે છે એથી કરીને સ્પર્ધકથી કર્મસ્કંધનો એક વિભાગ સમજવો.

જુએ છે. જો તે પોતાની મતિ અનુસાર તેના અનેક ભેદો પાડે, તો તે રસાંશો સર્વ જીવોના કરતાં અનન્ત ગુણા થાય. આ પ્રમાણે કલ્પેલા વિભાગોમાંથી જે જે પરમાણુઓમાં પરમ યોગીની બુદ્ધિ અનુસાર ઓછામાં ઓછો રસ હોય તેવા સમાન જાતિના પરમાણુનો એક સમુદાય તે પ્રથમ વર્ગણા સમજવી. આ પ્રથમ વર્ગણાના દરેક પરમાણુમાં જેટલો રસ છે તેનાથી એક અંશે વધારે રસ જે પરમાણુઓમાં હોય તેનો જો સમુદાય કરવામાં આવે, તો તે સમુદાયને બીજી વર્ગણા જાણવી. આ પ્રમાણે એક એક રસાશ વધતો હોય એવા પરમાણુના સમુદાયો ( વર્ગણાઓ) એટલા બનાવવા કે જેથી કરીને એ સમુદાયોની–વર્ગણાઓની સંખ્યા અભવ્યની સંખ્યા કરતાં અનંત ગુણી અને સિદ્ધોની સંખ્યાના અનન્તમે ભાગે થાય. આ પ્રમાણે બનાવેલી વર્ગણાઓના સમુદાયને '[1]સ્પર્ધક ' કહેવામાં આવે છે.

અત્ર એ વાત ધ્યાનમા રાખવી કે બીજી વર્ગણાઓની અપેક્ષાએ પ્રથમ વર્ગણામાં પરમાણુની સંખ્યા વિશેષ છે, પરંતુ તેના દરેક પરમાણુમાં રસ તો થોડો છે. વિશેષમાં બીજી વર્ગણાના સમસ્ત રસ કરતાં પ્રથમ વર્ગણાગત રસ ઓછો છે. આ પ્રમાણે ઉત્તરોત્તર વર્ગણા પૂર્વ પૂર્વ વર્ગણાની અપેક્ષાએ પરમાણુની સંખ્યામાં ઉતરતી છે, પરંતુ તદ્ગત રસમાં ચઢિયાતી છે. છેલ્લી વર્ગણાના દરેક પરમાણુમાં પ્રથમ વર્ગણાના પરમાણુ કરતાં અનન્ત ગુણો રસ રહેલો છે.

ઉપર સૂચવ્યા મુજબ પ્રથમ સ્પર્ધક બનતાં ઉત્તરોત્તર એક એક અંશથી વધતો રસ મળે તેમ નથી, કિન્તુ સર્વ જીવોથી અનંતગુણા રસાંશ અધિક રસ મળે છે. એટલે તેવા રસવાળા પરમાણુથી પ્રથમની માફક વિચાર કરતાં બીજો સ્પર્ધક બને છે. એવી રીતે ત્રીજાથી માંડીને છેક અનંત સ્પર્ધકો સુધી સમજી લેવું.

ક્ષાયોપશમિક ભાવ તેમજ તેના ભેદોનાં લક્ષણો વિચારતાં સ્પર્ધકનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. તેથી આ સંબંધમાં થોડુંક વિવેચન ઉમેરવું આવશ્યક સમજાય છે.

પ્રત્યેક કર્મનાં અનંતાનંત રસ–સ્પર્ધકો હોય છે. તેમાં કેવલજ્ઞાનાવરણ, કેવલદર્શનાવરણ, અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાન અને પ્રત્યાખ્યાન એવા ત્રિવિધ ચારે કષાયો, મિથ્યાત્વ અને નિદ્રા એ વીસ સર્વઘાતી પ્રકૃતિનાં સર્વે રસ–સ્પર્ધકો સર્વઘાતિ જ હોય છે. બાકીની ૨૫ ઘાતિપ્રકૃતિ અને દેશઘાતીનાં જે રસ–સ્પર્ધકો ચતુઃસ્થાનીય તેમજ ત્રિસ્થાનીય છે તે પણ સર્વઘાતિ જ છે. આ પૈકી દ્વિસ્થાનીય સ્પર્ધકોમાંથી કેટલાંક સર્વઘાતિ અને કેટલાંક દેશઘાતિ છે. જે એકસ્થાનીય રસસ્પર્ધકો છે તે તો દેશઘાતિ જ છે. તેમાં મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યવજ્ઞાનાવરણ ચક્ષુર્દર્શનાવરણ, અચક્ષુર્દર્શનાવરણ અને અવધિદર્શનાવરણ, સંજ્વલન ક્રોધ, માન, માયા અને લોભ, પાંચ અંતરાય, અને પુંવેદ એ સત્તર પ્રકૃતિના એક, બે, ત્રણ, અને ચાર સ્થાનવાળા રસો બંધ આશ્રીને પ્રાપ્ત થાય છે, કેમકે શ્રેણિની પ્રતિપત્તિ પૂર્વે આ પ્રકૃતિઓના એકસ્થાનીય, દ્વિસ્થાનીય, ત્રિસ્થાનીય કે ચતુઃસ્થાનીય રસનો બંધ થાય છે. શ્રેણિની પ્રતિપત્તિને વિષે તો અનિવૃત્તિ બાદર–અદ્ધાના સંખ્યેય ભાગો વ્યતીત થયા પછી

૧ " स्पर्धन्त इवोत्तरोत्तरवृद्ध्या वर्गणाऽस्मिन्निति स्पर्धकम " એ સ્પર્ધકનો વ્યુત્પત્તિ–અર્થ આથી ચરિતાર્થ થાય છે.

અત્યંત વિશુદ્ધ અધ્યવસાયને લઇને શુભપણું હોવાથી આ પ્રકૃતિઓનો એકસ્થાનીય રસનો બંધ છે. બાકીની શુભ અથવા અશુભ પ્રકૃતિઓ બંધ આશ્રીને દ્વિસ્થાનીયથી માંડીને ચતુઃસ્થાનીય રસવાળી મળે છે, પરંતુ એકસ્થાનીય રસવાળી તો મળતી નથી જ. અન્ય શબ્દોમાં કહીએ તો સત્તર પ્રકૃતિઓને છોડીને હાસ્યાદિ અશુભ પ્રકૃતિઓનો એકસ્થાનીય રસ બાંધવા યોગ્ય શુદ્ધિ અપૂર્વ કરણ, પ્રમત્તાપ્રમત્તને હોતી જ નથી. અનિવૃત્તિ બાદર-અદ્ધાના સંખ્યેય ભાગ પછી એકસ્થાનીય રસના બંધને યોગ્ય અને પરમ પ્રકર્ષને પામેલી શુદ્ધિ જ્યારે થાય છે, ત્યારે તેનો બંધ થતો નથી.

વળી જેમ શ્રેણિના આરોહણને વિષે અનિવૃત્તિ બાદર-અદ્ધાના સંખ્યેય ભાગો ગયા પછી અત્યંત વિશુદ્ધિને લીધે મતિજ્ઞાનાવરણાદિનો એકસ્થાનીય રસનો બંધ નથી, તેમ ક્ષપક-શ્રેણિના આરોહણને વિષે ચરમ, દ્વિચરમ આદિ સમયોમાં વર્તતા સૂક્ષ્મસંપરાયની અતિશય વિશુદ્ધતાને લઇને કેવલદ્વિક ( કેવલજ્ઞાન અને કેવલદર્શન )ને સંભવતા બન્ધનો એકસ્થાનીન રસ બંધ કેમ નહિ એવી શંકા ન કરવી, કેમકે સ્વલ્પ પણ કેવલદ્વિકનો રસ સર્વઘાતી છે, અને સર્વઘાતીઓના જઘન્ય પદને વિષે પણ દ્વિસ્થાનીય રસનો જ સંભવ છે. શુભ પ્રકૃતિઓની પણ અત્યન્ત શુદ્ધિમાં વર્તનાર ચતુઃસ્થાનીય જ રસ બાંધે છે, તેનાથી મન્દ, મન્દતર વિશુદ્ધિમાં તો ત્રિસ્થાનીય કે દ્વિસ્થાનીય અને સંક્લેશાદ્ધામાં વર્તનાર તો શુભ પ્રકૃતિઓ જ બાંધે નહિ, તો તેને વિષે તદ્ગત રસના સ્થાનકની ચિંતા શા માટે કરવી ?

અતિસંક્લિષ્ટ મિથ્યાદષ્ટિને વિષે નરકગતિ પ્રાયોગ્ય વૈક્રિય, તૈજસ વગેરે જે શુભ પ્રકૃતિઓ બંધ પામે છે તેનો પણ તે પ્રકારના સ્વભાવને લઇને જઘન્યથી પણ દ્વિસ્થાનીય જ રસ બંધાય છે, નહિ કે એકસ્થાનીય. અત્ર કોઇ પ્રશ્ન કરે કે સંક્લેશના ઉત્કર્ષથી ઉત્કૃષ્ટ સ્થિતિ માત્ર થાય છે, તો જે અધ્યવસાયો વડે શુભ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ થાય છે તે જ અધ્યવસાયો વડે એકસ્થાનીય રસ કેમ ન થાય ? તો આનો ઉત્તર એ છે કે અત્ર પ્રથમ સ્થિતિથી માંડીને સમયની વૃદ્ધિ વડે અસંખ્યેય સ્થિતિ-વિશેષો થાય છે અને વળી એકેક સ્થિતિમાં અસંખ્યેય રસ-સ્પર્ધક-સંઘાત છે; તેથી કરીને ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાતાં પ્રત્યેક સ્થિતિ-વિશેષમાંના અસંખ્યેય જે રસ-સ્પર્ધક-સંઘાત-વિશેષો છે, તે બધા દ્વિસ્થાનીય રસના જ સંભવે છે, નહિ કે એકસ્થાનીય; શુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સ્થિતિ-બંધને વિષે પણ એકસ્થાનીય રસનો બંધ નથી.[1]

આ પ્રમાણેની વસ્તુ-સ્થિતિ હોવાથી, જ્યારે દેશઘાતિ એવાં અવધિજ્ઞાનાવરણાદિ કર્મોનાં સર્વઘાતિ રસ-સ્પર્ધકો વિશુદ્ધ અધ્યવસાયને લઇને દેશઘાતિરૂપે પરિણત થતાં નાશ પામે

---

૧ કહ્યું પણ છે કે—

" उक्कोसठिईं अज्झवसाणेहिं एगठाणिओ होइ ।
सुभिआण तं न जं ठिइ असंखगुणिआ उ अणुभागा ॥ "

[ उत्कृष्टस्थितिः अध्यवसायैः एकस्थानिका भवति ।
शुभिकानां तद् न यत् स्थितिः असङ्ख्यगुणिकास्तु अनुभागाः ॥ ]

છે, વળી દેશઘાતિ એવાં રસ-સ્પર્ધકોને વિષે જે અતિસ્નિગ્ધ હોય તેનો રસ ઓછો થાય છે, તેમજ તદન્તર્ગત કેટલાંક રસ-સ્પર્ધકો કે જેનો ઉદયાવલિમાં પ્રવેશ થયો છે તેનો ક્ષય થાય છે, અને બાકીનાંનો વિપાકોદયના વિષ્કંભરૂપ ઉપશમ થાય છે, ત્યારે આત્મામાં અવધિજ્ઞાન, મનઃપર્યાયજ્ઞાન, ચક્ષુદર્શન ઇત્યાદિ ક્ષાયોપશમિક ગુણો પ્રકટે છે. કહ્યું પણ છે કે—

" [1]णिहएसु सव्वघाइरसेसु फड्डेसु देशघाईणं।
जीवस्स गुणा जायंति ओहिमणचक्खुमाईआ ॥"

અર્થાત્ નાશ થતાં એટલે દેશઘાતિરૂપે પરિણત થતાં અવધિજ્ઞાનાવરણાદિનાં કેટલાંક દેશઘાતિ રસ-સ્પર્ધકોના ઉપશમથી અને કેટલાંક દેશઘાતિ રસ-સ્પર્ધકોના ઉદયથી ક્ષયોપશમથી અનુવિદ્ધ ઔદયિક ભાવ પ્રવર્તે છે. એથી કરીને જ ઉદય પામતા અંશના ક્ષયોપશમની વૃદ્ધિથી વર્ધમાન અવધિજ્ઞાનની ઉત્પત્તિ છે. વળી જ્યારે અવધિજ્ઞાનાવરણાદિનાં સર્વઘાતિ રસ-સ્પર્ધકો વિપાક-ઉદયને પામે છે ત્યારે તદ્વિષય ઔદયિક ભાવ કેવળ પ્રવર્તે છે. કેવળ અવધિજ્ઞાનાવરણીયનાં સર્વ-ઘાતિ રસ-સ્પર્ધકોના કોઇક વાર દેશઘાતિપણાને લીધે, કોઇક વાર વિશિષ્ટ ગુણની પ્રતિપત્તિથી અને કોઇક વાર એના વિના પણ પરિણામ થાય છે; કેમકે અવધિજ્ઞાનના ભવપ્રત્યય અને ગુણ-પ્રત્યય એ બે ભેદ સુપ્રસિદ્ધ છે. મનઃપર્યાયજ્ઞાનાવરણીયનો પરિણામ તો વિશિષ્ટ સંયમ અપ્રમાદ વગેરેની પ્રતિપત્તિને વિષે જ છે, કેમકે તથાવિધસ્વભાવીઓના જ બંધન-કાલમાં તેનું બંધન છે. વળી ચક્ષુર્દર્શનાવરણાદિનો પણ પરિણામ તે તે ઇન્દ્રિય-પર્યાપ્તિ આદિ યોગ્ય સામગ્રી વડે છે. મતિ-જ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અચક્ષુર્દર્શન અને અંતરાય એ પ્રકૃતિઓમાં તો સદાએ દેશઘાતી એવાં જ રસ-સ્પર્ધકોનો ઉદય છે, નહિ કે સર્વઘાતિઓનો. તેથી કરીને સર્વદા જ તે પ્રકૃતિઓના ઔદયિક અને ક્ષાયોપશમિક એ બે ભાવો સંમિશ્ર મળે છે, નહિ કે ફક્ત ઔદયિક. આ પ્રમાણે **પંચસંગ્રહ**ની મૂળ ટીકામાં કહ્યું છે. આ સંગત ત્યારે બને છે કે જ્યારે એમ સ્વીકારાય કે જે અધ્યવસાય વડે આ પ્રકૃતિઓનાં સર્વઘાતિ રસ-સ્પર્ધકો છે તે અધ્યવસાય વડે દેશઘાતિ કરી શકાય છે. આમ ન માનીએ તો બન્ધની સમીપ લવાયેલાં એવાં મતિજ્ઞાનાવરણાદિ દેશઘાતિ રસ-સ્પર્ધકોનો સંભવ અનિવૃત્તિ બાદર-અદ્ધાના સંખ્યેય ભાગો જતા રહ્યા પછી જ હોવાથી તેની પહેલાં મતિજ્ઞાનાદિના અભાવનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. આ પ્રમાણે અભાવ થતાં તેના બળથી લબ્ધ તદવસ્થાનો લાભ ઘટી શકશે નહિ એમ અન્યોન્યાશ્રયના આપાતથી મતિજ્ઞાનાદિનો મૂળથી અભાવનો પ્રસંગ ખડો થશે. એ પ્રમાણે મતિજ્ઞાન, શ્રુત-જ્ઞાન, અચક્ષુર્દર્શન ઇત્યાદિનો ક્ષાયોપશમિકરૂપે ઉલ્લેખ કરવાથી સર્વઘાતિ રસ-સ્પર્ધકોના ઉદયને વિષે તેના લાભનો અભાવ હોવાથી અને દેશઘાતિ રસ-સ્પર્ધકોનો પૂર્વે બંધ નહિ હોવાથી, માત્ર અધ્યવસાયથી સર્વઘાતિનું દેશઘાતિરૂપ પરિણમનનો અસ્વીકાર થતાં સર્વે જીવોને તેનો લાભ

---

૧ છાયા—

निहतेषु सर्वघातिरसेषु स्पर्धकेषु देशघातिनाम् ।
जीवस्य गुणा जायन्तेऽवधिमनश्चक्षुरादिकाः ॥

મળશે નહિ એમ સમજવું. અત્ર કોઇ એમ પ્રશ્ન કરે કે જો જે અધ્યવસાયથી એ છે તે અધ્યવસાયથી ઉક્ત સર્વઘાતિ રસ-સ્પર્ધકોનો દેશઘાતિપણે પરિણામ થાય છે તો પૂર્વ અવસ્થામાં તેના બંધને વિષે શું પ્રયોજન છે તો તેને એમ પૂછવામાં આવે છે કે શું પ્રયોજનની ક્ષતિની ભીતિને લઇને સામગ્રી કાર્ય ઉત્પન્ન કરતી નથી એમ તમે કહેવા માંગો છો ? જો એમ હોય તો પ્રયોજન પૂર્ણ હોવા છતાં મજબૂત દંડ વડે પ્રેરાયેલું ચક્ર ફરશે નહિ, તેથી કરીને પ્રકૃતમાં હેતુના સમુદાયથી જ સર્વઘાતિ રસ-સ્પર્ધકોના બંધના ઉપાયરૂપ અધ્યવસાય વડે તેના બંધને વિષે, તેમજ તે તે અધ્યવસાયથી સર્વદા તેના દેશઘાતિ પરિણામને વિષે પણ બાધકનો અભાવ છે, તેથી કરીને જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાયના વિપાક-ઉદયમાં પણ ક્ષયોપશમની અવિરૂદ્ધતા છે. મોહનીય કર્મની તો મિથ્યાત્વ, અનન્તાનુબંધી કષાય વગેરે પ્રકૃતિના પ્રદેશ-ઉદયમાં ક્ષાયોપશમિક ભાવ અવિરુદ્ધ છે, નહિ કે વિપાક-ઉદયમાં; કેમકે તે પ્રકૃતિઓની સર્વઘાતિપણાને લઇને તેનાં રસ-સ્પર્ધકને તથાવિધ અધ્યવસાય દ્વારા પણ દેશઘાતિરૂપે પરિણમાવવું અશક્ય છે. રસના દેશઘાતિરૂપે પરિણામમાં તાદાત્મ્યથી દેશઘાતિની પ્રકૃતિના હેતુત્વની કલ્પના છે તે પ્રકૃતિઓમાં વિપાક-ઉદયના વિષ્કંભની કલ્પના તો સર્વઘાતિ રસ-સ્પર્ધકોના ક્ષાયોપશમિક સમ્યક્ત્વ વગેરે લાબ્ધને કહેનારા સિદ્ધાન્તના બળથી ક્ષયોપશમની અન્યથા અનુપપત્તિને લીધે જ તથાવિધ અધ્યવસાયથી સમજવી. કેવલજ્ઞાનાવરણ અને કેવલદર્શનાવરણના વિપાક-ઉદયના વિષ્કંભ માટેની અયોગ્યતામાં સ્વભાવ જ શરણ છે એમ પ્રાંચો કહે છે. હેતુના અભાવથી જ તેનો અભાવ છે. તેના હેતુપણાથી અધ્યવસાયની કલ્પના કરતી વેળા તેના ક્ષયના હેતુત્વની કલ્પના તો યુકત છે, તેથી મિથ્યાત્વાદિ પ્રકૃતિના વિપાક-ઉદયને વિષે ક્ષયોપશમનો સંભવ નથી, કિન્તુ તેના પ્રદેશ-ઉદયને વિષે છે. વળી સર્વઘાતિ રસ-સ્પર્ધકના પ્રદેશો પણ સર્વસ્વનો નાશ કરનારા ગુણવાળા છે. એથી કરીને તેના પ્રદેશ-ઉદયને વિષે પણ ક્ષયોપશમનો સંભવ કેવી રીતે છે એમ ન કહેવું, કેમકે તે સર્વઘાતિ રસ-સ્પર્ધકના પ્રદેશો કે જેનો અધ્યવસાય-વિશેષ વડે જરાક મન્દ અનુભાવવાળા બનાવેલા વિરલ વેદ્યમાન દેશઘાતિ સ્પર્ધકોને વિષે આન્તરિક પ્રવેશ થયો છે તેનામાં યથાસ્થિત સ્વબળને પ્રકટ કરવાનું સામર્થ્ય નથી. મિથ્યાત્વ આદિ બાર કષાયોથી રહિત અવશિષ્ટ મોહનીય પ્રકૃતિઓના પ્રદેશ-ઉદયમાં કે વિપાક-ઉદયમાં ક્ષયોપશમ અવિરુદ્ધ છે, કેમકે એ પ્રકૃતિઓ દેશઘાતિની છે. તેમાં સર્વઘાતિરસના દેશઘાતિરૂપ પરિણામને વિષે ચારિત્રને અનુગત અધ્યવસાય-વિશેષને કારણરૂપ સમજવું. કિન્તુ તે પ્રકૃતિઓ અધ્રુવ ઉદયવાળી છે, એથી કરીને તેના વિપાક-ઉદયના અભાવમાં ક્ષાયોપશમિક ભાવનો આવિર્ભાવ થતા, પ્રદેશોદયવાળી તે હોવા છતાં તે જરા પણ દેશઘાતિની નથી. વિપાક-ઉદય પ્રવર્તતો હોય ત્યારે તો ક્ષાયોપશમિક ભાવના સંભવને વિષે જરાક મલિનતા કરનારી હોવાને લીધે તે પ્રકૃતિઓ દેશઘાતિની બને છે. આ પ્રમાણે ક્ષયોપશમની પ્રક્રિયા ટુંકાણમાં દર્શાવી છે. વિશેષ જિજ્ઞાસુએ તો કર્મપ્રકૃતિની મહામહોપાધ્યાય શ્રીયશોવિજય-કૃત ટીકા જોવી.

### ઔદયિકના ૨૧ ભેદો—

આત્માની એક પ્રકારની કલુષિતતારૂપ ઔદયિક ભાવના એકવીસ પ્રકારો છે—૪ ગતિ, ૪ કષાય, ૩ લિંગ, મિથ્યાત્વ, અજ્ઞાન, અસિદ્ધપણું, અનિયતપણું અને ૬ લેશ્યા. આના અનુક્રમે લક્ષણો નિર્દેશતા ગ્રંથકાર કથે છે કે—

गतिनामकर्मोदयाद् विवक्षितभवाद् भवान्तरगमनयोग्यत्वं गते-लक्षणम् । ( ९३ )

અર્થાત્ ગતિનામ-કર્મના ઉદયને લીધે અમુક ભવથી ભવાન્તરમાં જવાની જે યોગ્યતા પ્રાપ્ત થાય છે તેને ' ગતિ કહેવામાં આવે છે.

કષાયનું લક્ષણ—

चारित्रमोहोदयात् कलुषितभावरूपत्वं कषायस्य लक्षणम् । (९४)

અર્થાત્ ચારિત્રમોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થતા કલુષિત ભાવને ' કષાય ' કહેવામાં આવે છે.

લિંગનું લક્ષણ—

वेदोदयजन्यत्वे सति मैथुनेच्छारूपत्वं लिङ्गस्य लक्षणम् । (९५)

અર્થાત્ વેદ-મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થતી સંસાર-સેવનની ઇચ્છાને ' લિંગ ' સમજવું.

મિથ્યાદર્શનનું લક્ષણ—

अतत्त्वे तत्त्वबुद्धिरूपत्वं मिथ्यादर्शनस्य लक्षणम् । ( ९६ )

અર્થાત્ અતત્ત્વમાં તત્ત્વની બુદ્ધિ કરવી તે ' મિથ્યાદર્શન ' કહેવાય છે.

અજ્ઞાનનું લક્ષણ—

मिथ्यात्वमोहोदये सति अतत्त्वज्ञानरूपत्वमज्ञानस्य लक्षणम् । (९७)

અર્થાત્ મિથ્યાત્વ-મોહનીય કર્મના ઉદયને લીધે ઉત્પન્ન થતા અતત્ત્વ-જ્ઞાનને ' અજ્ઞાન ' સંબોધવામાં આવે છે.

અસિદ્ધનું લક્ષણ—

कर्मोदयप्रभवत्वमसिद्धस्य लक्षणम् । ( ९८ )

અર્થાત્ કર્મના ઉદયને ' અસિદ્ધપણું ' કહેવામાં આવે છે.

અસંયતનું લક્ષણ—

अप्रत्याख्यानावरणीयादिकषायोदये सति सावद्ययोगाद् विरत-भावरूपत्वमसंयतस्य लक्षणम् । ( ९९ )

અર્થાત્ અપ્રત્યાખ્યાનાવરણીય વિગેરે કષાયના ઉદય દરમ્યાન ઉત્પન્ન થતા અને સાવદ્ય યોગથી નિવૃત્ત નહિ થનારા ભાવને ' અસંયતત્વ ' કહેવામાં આવે છે,

## [1]લેશ્યા-વિવરણ

**લેશ્યાનું લક્ષણ—**

**मनोयोगपरिणामजन्यत्वं लेश्याया लक्षणम्, कृष्णादिद्रव्यसाचिव्याद् आत्मनः परिणामविशेषरूपत्वं वा। (१००)**

અર્થાત્ માનસિક વ્યાપારથી ઉત્પન્ન થતા પરિણામ-અધ્યવસાયને 'લેશ્યા' કહેવામાં આવે છે. અથવા અન્ય શબ્દોમાં કહીએ તો કૃષ્ણાદિ [3]દ્રવ્યના સંબંધથી ઉત્પન્ન થતા આત્માના પરિણામ-વિશેષને ' લેશ્યા ' જાણવી.

**લેશ્યાનો વ્યુત્પત્તિ-અર્થ—**

**" लिश्यते-श्लिष्यते आत्मा कर्मणा सहानयेति लेश्या "**

અર્થાત્ જે દ્વારા આત્મા સાથે કર્મનો આશ્લેષ થાય છે તે લેશ્યા એવી વ્યુત્પત્તિવાળી લેશ્યાના કૃષ્ણ, નીલ, કાપોત, તેજસ્, પદ્મ, અને શુક્લ એમ છ ભેદો છે. હવે પ્રથમ તો વિશુદ્ધિની તરતમતાને લક્ષ્યમાં રાખીને પાડવામાં આવતા લેશ્યાના છ ભેદોના અનુક્રમે લક્ષણો વિચારવામાં આવે છે.

---

૧ દિગંબરીય સાહિત્ય પૈકી **ગોમ્મટસાર**ના જીવકાણ્ડ ( ગા. ૪૮૮-૫૫૫ )મા આ વિષયને સ્થાન આપવામા આવ્યું છે.

૨ સરખાવો શ્રીચન્દ્રર્ષિ મહત્તરસૂરિકૃત **પંચસંગ્રહ**ની શ્રીમલયગિરિસૂરિએ રચેલી વૃત્તિના દશમા પદ્યગત નિમ્ન-લિખિત પંક્તિ.—

**" कृष्णादिद्रव्यसाचिव्यादात्मनः शुभाशुभरूपः परिणामविशेषः। उक्तं च—**

**' कृष्णादिद्रव्यसाचिव्यात्, परिणामो य आत्मनः।**
**स्फटिकस्येव तत्रायं, ' लेश्या ' शब्दः प्रवर्तते ' ॥ "**

**આવશ્યક**ની શ્રીહારિભદ્રીય વૃત્તિના ૬૪૫ મા પત્રમા પ્રમાણરૂપે નિર્દેશેલું તેમજ **ઉત્તરાધ્યયન**ની શ્રીશાન્તિસૂરિકૃત વૃત્તિના ૬૫૬ મા પત્રમા અવતરણરૂપે આપેલું આ જ પદ્ય **દ્રવ્યલોકપ્રકાશ** ( સ. ૩ )મા ૨૮૪ મા શ્લોકરૂપે નજરે પડે છે.

૩ આ કૃષ્ણાદિ દ્રવ્યો યોગાન્તર્ગત સમજવા, કેમકે એનો યોગની સાથે અન્વય તેમજ વ્યતિરેક રૂપે સંબંધ છે. જેમકે જ્યા સુધી યોગ છે ત્યા સુધી લેશ્યા છે. યોગના અભાવમા અયોગી અવસ્થામાં લેશ્યા હોતી નથી.

કૃષ્ણ લેશ્યાનું લક્ષણ—

**कृष्णद्रव्यसाचिव्याद् फलादनेच्छया मूलाद् वृक्षोन्मूलनपरिणाम-तुल्यपरिणामरूपत्वं कृष्णलेश्याया लक्षणम् । ( १०१ )**

અર્થાત્ કોઇ પુરુષ ફળ ખાવાની ઇચ્છાથી મૂળથી તે ફળદ્રુપ વૃક્ષને ઉખેડી નાંખવા જેવો સંકલ્પ કરે તેવો પરિણામ આત્મામાં કૃષ્ણ દ્રવ્યના સંબંધને-સાન્નિધ્યને લઇને થાય તો તેને ' કૃષ્ણ લેશ્યા ' જાણવી.

નીલ લેશ્યાનું લક્ષણ—

**नीलद्रव्यसाचिव्यात् फलादनेच्छया महाशाखापातनपरिणाम-तुल्यपरिणामरूपत्वं नीललेश्याया लक्षणम् । ( १०२ )**

અર્થાત્ ફળ ખાવાની ઇચ્છાવાળા પુરુષને ફળદાયી વૃક્ષની મહાશાખાને પાડી નાંખવારૂપ જે ભાવના નીલ દ્રવ્યના સમાગમને લઇને થાય તેને ' નીલ લેશ્યા ' જાણવી.

કાપોત લેશ્યાનું લક્ષણ—

**कापोतवर्णद्रव्यसाचिव्यात् फलादनेच्छया प्रशाखापातनपरिणाम-तुल्यपरिणामरूपत्वं कापोतलेश्याया लक्षणम् । ( १०३ )**

અર્થાત્ કોઇ વ્યક્તિને ફળ ખાવાની અભિલાષા થતાં તેને ફળદાયી વૃક્ષની પ્રશાખા-ડાંખલી કાપી નાંખવાનો વિચાર થાય તેના જેવો આત્મામાં કાપોત વર્ણવાળા દ્રવ્યના સંબંધથી ઉત્પન્ન થતો પરિણામ ' કાપોત લેશ્યા ' કહેવાય છે.

તેજોલેશ્યાનું લક્ષણ—

**रक्तवर्णद्रव्यसाचिव्यात् फलादनेच्छया गुच्छसन्दोहच्छेदनपरि-णामतुल्यपरिणामरूपत्वं तेजोलेश्याया लक्षणम् । ( १०४ )**

અર્થાત્ ફળનું ભક્ષણ કરવાની વાંછા થતા તે ફળદાયી વૃક્ષના ગુચ્છોના સમૂહનું છેદન કરવા રૂપ વિચારને મળતો આવતો અને રક્ત વર્ણવાળા દ્રવ્યના સંસર્ગથી ઉત્પન્ન થતા પરિણામને 'તેજોલેશ્યા' કહેવામાં આવે છે.

પદ્મલેશ્યાનું લક્ષણ—

**पीतवर्णद्रव्यसाचिव्यात् फलादनेच्छया फलोच्छेदनपरिणामतुल्य-परिणामरूपत्वं पद्मलेश्याया लक्षणम् । ( १०५ )**

અર્થાત્ ફળનો આહાર કરવાની ઇચ્છા થતાં ફળોને તોડવા જેવો આત્મામાં પીત વર્ણના દ્રવ્યના સંબંધથી ઉત્પન્ન થતો પરિણામ ' પદ્મલેશ્યા ' જાણવી.

**શુકલ લેશ્યાનું લક્ષણ—**

**शुक्लवर्णद्रव्यसाचिव्यात् फलादनेच्छया पतितफलग्रहणपरिणाम-तुल्यपरिणामरूपत्वं शुक्ललेश्याया लक्षणम् । ( १०६ )**

અર્થાત્ ફળોને ખાવાની ઇચ્છા થવાથી જમીન પર પડેલાં ફળોને ગ્રહણ કરવા જેવો, આત્મામાં શુકલ વર્ણવાળા દ્રવ્યના સંબંધને લીધે ઉત્પન્ન થતો પરિણામ તે ' શુકલ લેશ્યા ' જાણવી.

**લેશ્યા પરત્વે દૃષ્ટાંતો—**

આ લેશ્યાના સ્વરૂપ વિષે વધારે વિચાર કરવામાં આવે તે પૂર્વે સિદ્ધાન્તમાં જે બે દૃષ્ટાંતો સૂચવાયાં છે અને જેમાંના એકનું કૃષ્ણ લેશ્યાદિનાં લક્ષણોમાં નિર્દેશ કરાયો છે તેનો ઉલ્લેખ કરવામાં આવે છે.

કોઇક છ મનુષ્યો માર્ગમાં ભૂલા પડવાથી મોટી અટવીમાં જઇ ચડયા. ત્યાં તેમને ભૂખ લાગવાથી ચારે બાજુ તેઓ ખાદ્ય પદાર્થની તપાસ કરવા લાગ્યા. આમ તેમ ફરતાં પવનથી ઝૂલતા એવા પલ્લવો વડે વટેમાર્ગુને જાણે બોલાવતું ન હોય તેમ એક ફળદ્રુપ જમ્બુવૃક્ષ તેમની નજરે પડયું. તે જોઇને તેમાંથી એક પુરુષ બોલ્યો કે જો આ વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાંખવામાં આવે તો આપણને સુખેથી ઇષ્ટ ભોજન મળે. આ સાંભળીને બીજો બોલી ઊઠ્યો કે આવા મોટા ઝાડનો સમૂળ નાશ કરવાની શી જરૂર છે ? તેની મોટી ડાળીઓ કાપી નાંખવાથી આપણું કામ સરી શકે તેમ છે. એટલે ત્રીજાએ કહ્યું કે મોટી ડાળીઓને ઉગતાં તો પાછી કેટલી બધી વાર લાગશે વાસ્તે નાની નાની ડાળીઓ કે જે ફળોથી ભરેલી છે તે જ પાડીએ. આ પ્રમાણેની વાતચિત સાંભળીને ચોથો બોલ્યો કે ડાળીઓ પાડવાની કંઇ જરૂર નથી; આપણે ગુચ્છાઓના સમૂહને તોડીએ એટલે તેમાં ઉગેલાં ફળો ખાવાથી આપણને તૃપ્તિ મળશે. ત્યારે પાંચમો બોલ્યો કે આપણને ગુચ્છાઓની આવશ્યકતા નથી, પરંતુ ફળોની જરૂર હોવાથી તેને જ તોડીએ. એટલે છઠ્ઠો બોલી ઊઠ્યો કે આ પ્રમાણે કાર્ય કરીને ખાલી ફોકટ ઝાડનો નાશ કરવાની હું તો જરૂર દેખતો નથી. આ પૃથ્વી પર પડેલાં ફળો ખાવાથી આપણી ભૂખ મટી જશે. આ છ માણસોના પરિણામો તે અનુક્રમે કૃષ્ણાદિ લેશ્યા છે.

આ સંબંધમાં બીજું દૃષ્ટાન્ત એ છે કે—

એક દિવસ ક્રૂર કર્મ કરવામાં આનંદ માનનારા છ ચોરો એક ગામ લૂટવાને જતા હતા. તેઓ પરસ્પર વાર્તાલાપ કરવા લાગ્યા. તેમાંથી એક ચોરે કહ્યું કે આજે આપણી નજરે જે પ્રાણી પડે તેને મારવો, પછી ભલે તે બેપગો હોય કે ચોપગો હોય. એ સાભળીને બીજાએ કહ્યું કે ચોપગાં જનાવરોએ આપણું શું બગાડયું છે કે તેને મારવા ?

આપણને તો મનુષ્યો સાથે વિરોધ હોવાથી તેમનો નાશ કરવો. ત્યારે ત્રીજાએ પોતાનો અભિપ્રાય એમ દર્શાવ્યો કે સ્ત્રીહત્યા એ એક ઘોર પાપ છે, વાસ્તે ફક્ત પુરુષોને જ મારવા. પછી ત્રણેએ ચોથાને પૂછ્યું કે તારો આ બાબતમાં શો મત છે ત્યારે તે કહેવા લાગ્યો કે બિચારા હથિયાર વિનાના પુરુષોને મારવાની શું જરૂર છે, માટે શસ્ત્રધારી પુરુષોનો જ સંહાર કરવો. અત્યાર સુધી પાંચમો મહામહેનતે શાંતિ જાળવી રાખ્યો હતો તેનાથી હવે રહેવાયું નહિ એટલે તેણે કહ્યું કે નાસતા એવા શસ્ત્રધારી પુરુષોને મારવાથી આપણને કશો ફાયદો નથી, વાસ્તે તેમાથી જે સામા યુદ્ધ કરવા તૈયાર થાય તેમને જ મારવા. આમ કહી રહ્યા બાદ તેણે છઠ્ઠાનો મત પૂછ્યો. તેણે તો સાફ કહ્યું કે હું તમારામાંના કોઇના પણ મતને મળતો થતો નથી.. એક તો પર દ્રવ્યનું હરણ કરવું-ચોરી કરવી એ જ મહાપાતક છે તો પછી પ્રાણિ-હત્યાનું પાતક માથે વહોરી લેવાથી આપણી શી ગતિ થશે ? આપણે કયે ભવે છૂટીશું ? વાસ્તે આપણે તો ધન જ લેવું. આ પ્રમાણે છએ ચોરોએ જે પોતપોતાના વિચારો રજુ કર્યા તે છ પ્રકારની કૃષ્ણાદિ લેશ્યા જાણવી.

**કયા જીવને કઇ કઇ લેશ્યાઓ હોઇ શકે ?—**

પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાય જીવોને તેમજ ભવનપતિ અને વ્યન્તરોને ( દેવ અને દેવીઓને ) કૃષ્ણ, નીલ, કાપોત અને તેજસ્ એમ ચાર લેશ્યાઓ સંભવે છે, જ્યારે તેજસ્કાય, વાયુકાય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિય તેમજ સંમૂર્ચ્છિમ મનુષ્યોને તથા [2]નારકીઓને કૃષ્ણ, નીલ અને કાપોત એમ ત્રણ જ લેશ્યાઓ સંભવે

---

૧ આ દૃષ્ટાન્ત ગોમ્મટસારના જીવકાણ્ડની ૫૦૬મી અને ૫૦૭મી ગાથાઓમા પણ જોવાય છે:-

૨ સરખાવો—

" किण्हा नीला काऊ तेऊ लेसा य भवणवंतरिया ।
जोइससोहम्मीसाण तेउलेसा मुणेयव्वा ॥ १ ॥
कप्पे सणंकुमारे माहिंदे चेव बंभलोए य ।
एएसु पम्हलेसा तेण परं सुक्कलेसा उ ॥ २ ॥
पुढवी आउ वणस्सइ बायरपत्तेय लेस चत्तारि ।
गब्भयतिरियनरेसुं छल्लेसा तिन्नि सेसाणं ॥ ३ ॥ "

[ कृष्णा नीला कापोती तैजसी लेश्या च भवनव्यन्तराणाम् ।
ज्योतिष्कसौधर्मेशानाः तेजोलेश्याकाः ज्ञातव्याः ॥ १ ॥
कल्पे सानत्कुमारे माहेन्द्रे चैव ब्रह्मलोके च ।
एतेषु पद्मलेश्या ततः परं शुक्ललेश्या तु ॥ २ ॥
पृथ्व्यब्वनस्पतिबादरप्रत्येकानां लेश्याः चतस्रः ।
गर्भजतिर्यङ्नरेषु षड् लेश्याः शेषाणां तिस्रः ॥ ३ ॥ ]

તથા નારકી સંબંધી નીચેની ગાથા—

" काउय दोसु तईयाए मीसिया नीलिया चउत्थीए ।
पंचमियाए मिस्सा कण्हा तत्तो परमकण्हा ॥ "

[ कापोती द्वयोस्तृतीयस्यां मिश्रा नीला चतुर्थ्याम् ।
पञ्चम्यां मिश्रा कृष्णा ततः परमकृष्णा ॥ ]

છે ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિય અને ગર્ભજ મનુષ્યોના સંબંધમાં છએ લેશ્યાઓ સંભવી શકે છે. જ્યોતિષ્ક દેવ અને દેવીઓને તેમજ સૌધર્મ અને ઈશાન દેવલોકવાસી જીવોને તેમજ તમામ વૈમાનિક દેવીઓને તેજોલેશ્યા છે. સાનત્કુમાર, માહેન્દ્ર, અને બ્રહ્મલોક કલ્પના દેવોને પદ્મલેશ્યા અને ત્યાર પછીના બાકીના બધા દેવોને ફક્ત શુકલ લેશ્યા જ છે.

## લેશ્યા પરત્વે અલ્પ–બહુત્વ—

શુક્લ લેશ્યાવાળા જીવો સૌથી થોડા છે, કેમકે કેટલાક પંચેન્દ્રિય તિર્યંચમાં, મનુષ્યોમા તેમજ લાન્તકાદિ દેવોમા તેનો સદ્ભાવ છે. પદ્મલેશ્યાવાળા જીવો આથી સંખ્યેય ગુણા છે, કેમકે આવા જીવોમા કેટલાક પંચેન્દ્રિય તિર્યંચ, મનુષ્યો અને પ્રથમના ત્રણ કલ્પના દેવોનો સમાવેશ થાય છે. અત્ર કોઇને શંકા થાય કે આ હકીકત તો વ્યાજબી લાગતી નથી, કારણ કે લાન્તકાદિ દેવો કરતાં તો સાનત્કુમારાદિ ત્રણ કલ્પવાસી દેવોની સંખ્યા અસખ્યાત-ગુણી છે. આનું સમાધાન એ છે કે શુક્લ લેશ્યાવાળા પંચેન્દ્રિય તિર્યંચ જીવોની જઘન્ય સંખ્યા વિચારીએ તોપણ તે જીવોની સંખ્યા અસંખ્યાત સનત્કુમારાદિ ત્રણ કલ્પવાસી દેવો કરતાં અસંખ્યાત ગુણી છે. આ વાતને ધ્યાનમાં લઇને પદ્મલેશ્યાવાળા જીવોની સંખ્યા વિચારવામા આવે તો પછી ઉપલી હકીકત અસ્થાને લાગશે નહિ. પદ્મલેશ્યાવાળા જીવો કરતાં તેજોલેશ્યાવાળા જીવો અસંખ્ય ગુણા છે, કેમકે તેજોલેશ્યા તો બાદર પૃથ્વીકાય, અપ્કાય, પ્રત્યેક વનસ્પતિ, સંખ્યેય ગુણા પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યો, ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક, સૌધર્મ અને ઐશાન દેવોમાં સંભવે છે. આથી અનન્ત ગુણા જીવો ( સિદ્ધના જીવો ) અલેશ્ય–લેશ્યારહિત છે. આથી કાપોતલેશ્યાવાળા પ્રાણીઓ અનંત ગુણા છે, કેમકે સિદ્ધના કરતા વનસ્પતિકાયના જીવો અનન્ત ગુણા છે. આથી નીલલેશ્યાવાળા જીવો અધિક છે અને તેના કરતાં વળી કૃષ્ણલેશ્યાવાળા જીવોની સંખ્યા વિશેષ છે.

## લેશ્યાઓના વર્ણાદિનું સ્વરૂપ—

લેશ્યાઓના વર્ણાદિકનો વિચાર કરીએ તે પૂર્વે એ ધ્યાનમાં રાખવું અગત્યનું છે કે લેશ્યાના 'દ્રવ્ય–લેશ્યા' અને 'ભાવ–લેશ્યા' એમ બે ભેદો પડી શકે છે. કૃષ્ણાદિ લેશ્યાને યોગ્ય જે દ્રવ્ય તેને 'દ્રવ્ય–લેશ્યા' સમજવી અને આવાં દ્રવ્યના સાન્નિધ્યથી આત્મામાં ઉત્પન્ન થતા ભાવને–પરિણામને 'ભાવ–લેશ્યા' જાણવી. આ વર્ણાદિનો વિચાર દ્રવ્ય–લેશ્યાને જ આશ્રીને ઘટી શકે છે. તેમાં કૃષ્ણ લેશ્યાનો વર્ણ વર્ષા ઋતુના મેઘ, અંજન, ખંજન, કાજલ, ગવલ ( ભેંસનું શીંગડું ), અરિષ્ઠક, કોકિલા ( કોયલ ), ભ્રમર, ભ્રમરાવલી, ગજકલભ ( હાથીનું બચ્ચું ), કૃષ્ણ કેશર, કૃષ્ણ અશોક ઇત્યાદિના રંગને મળતો આવે છે. નીલ લેશ્યાનો વર્ણ ભૃગ, ભૃંગનાં પીંછાં, ચાસ, ચાસના પીંછાં, પોપટ, પોપટનાં પીંછા, શ્યામ વનરાજી, કબૂતર તથા મોરની ગરદન, બલદેવનાં વસ્ત્ર, નીલ કમલ, નીલ અશોક ઇત્યાદિના રગ જેવો છે. કાપોત લેશ્યાનો વણ ખદિરના ઝાડનો સાર, અતસીના તેમજ વૃન્તાકના ફૂલ ઇત્યાદિને મળતો આવે છે. તેજોલેશ્યાનો વર્ણ તો માણિક્ય, ઉગતો સૂર્ય, સંધ્યા, પરવાળાના અંકુરા ઇત્યાદિના લાલ રંગ કરતાં ચડે તેમ છે. સુવર્ણ, ચંપો ઇત્યાદિ

વસ્તુના રંગની સાથે હરીફાઇ કરી શકે તેવો પદ્મલેશ્યાનો વર્ણ છે. શંખ, ચન્દ્ર, ગાયનું દૂધ, દહીં, સમુદ્રફીણ ઇત્યાદિના રંગ કરતાં પણ વધારે શ્વેત વર્ણવાળી શુક્લ લેશ્યા છે.

કૃષ્ણ લેશ્યાનો રસ કડવી તુંબડી, લીંબડાના ફળો, લીંબડાની છાલ, ઇત્યાદિના રસને પણ હઠાવી દે તેમ છે. નીલ લેશ્યા રસમાં તો પીપર, આદુ, મરચા, ગજપીપર ઇત્યાદિને જીતવાને સમર્થ છે. કાપોત લેશ્યાનો રસ કાચાં બીજોરાં, કોઠ, બોર, ફણસ ઇત્યાદિના રસ કરતાં ચડે તેમ છે. પાકી કેરીના રસ જેવો રસ તેજોલેશ્યાનો છે. પદ્મલેશ્યાનો રસ તો દ્રાક્ષ ( દરાખ ), ખજૂર, મહુડા વગેરેના આસવો તેમજ ચંદ્રપ્રભાદિ મદિરાને પણ હરાવી દે તેમ છે. શુક્લ લેશ્યા સાકર, ગોળ, ખાંડ, શેરડી ઇત્યાદિને મધુરતામાં તો બાજુએ મૂકી દે છે.

પ્રથમની ત્રણ લેશ્યાઓ અતિદુર્ગંધવાળી-મરેલી ગાયના મુડદા કરતા પણ ખરાબ વાસવાળી છે, જ્યારે બાકીની છેલ્લી ત્રણ લેશ્યાઓ અતિસુગંધવાળી છે.

વળી પ્રથમની ત્રણ લેશ્યાઓનો સ્પર્શ ઠંડો અને લુખો છે તેમજ તેઓ સંકિલષ્ટ હોઇ કરીને દુર્ગતિ આપનારી છે, જ્યારે છેલ્લી ત્રણ લેશ્યાઓનો સ્પર્શ ઊનો અને ચિકણો છે તેમજ તેઓ અસંકિલષ્ટ હોઇ સુગતિ દેનારી છે વળી વિશેષમાં પ્રથમની ત્રણ લેશ્યાઓ અપ્રશસ્ત અને મલિન છે, જ્યારે છેલ્લી ત્રણ પ્રશસ્ત અને નિર્મળ છે.

## લેશ્યાઓની સ્થિતિ—

પ્રત્યેક લેશ્યાની જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે પ્રકારની સ્થિતિઓ છે. તેમાં પ્રત્યેકની જઘન્ય સ્થિતિ તો અંતર્મુહૂર્તની છે, જ્યારે કૃષ્ણાદિ લેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ અનુક્રમે ૩૩ સાગરોપમ ઉપરાંત [1]બે અંતર્મુહૂર્ત, દશ સાગરોપમ ઉપરાંત એક પલ્યોપમના અસંખ્યાતમા ભાગ, ત્રણ સાગરોપમ ઉપરાંત એક પલ્યોપમના અસંખ્યાતમા ભાગ, બે સાગરોપમ ઉપરાત પલ્યોપમના અસંખ્યાતમા ભાગ, દશ સાગરોપમ ઉપરાંત બે અંતર્મુહૂર્ત અને તેત્રીસ સાગરોપમ ઉપરાત બે અંતર્મુહૂર્ત જેટલી છે.

## લેશ્યાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ—

પહેલી લેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ સાતમી નરકની ઉત્કૃષ્ટ સ્થિતિને અનુલક્ષીને બતાવાય છે. ધૂમપ્રભાના પ્રથમ પ્રતરગત નરકના ઉત્કૃષ્ટ આયુષ્યને લક્ષ્યીને બીજીની અને એ પ્રમાણે શૈલાના પ્રથમ પ્રતરમા વસતા નારકના ઉત્કૃષ્ટ આયુષ્ય આશ્રીને ત્રીજીની, ઈશાન દેવલોકવાસી સુરના ઉત્કૃષ્ટ આયુષ્ય વિચારતા ચોથીની, બ્રહ્મલોકના દેવના ઉત્કૃષ્ટ આયુષ્યને લક્ષ્યમાં રાખતા પાચમીની અને અનુત્તર સુરના પરમ આયુષ્યને અવલંબીને છઠ્ઠીની ઉત્કૃષ્ટ સ્થિતિ દર્શાવાય છે.

---

૧ એક અંતર્મુહૂર્ત પૂર્વના ભવ સંબંધીનુ જાણવુ અને બીજુ આગળના ભવ સંબંધીનું સમજવુ.

## નારકાદિની લેશ્યાઓની સ્થિતિ—

નારક, સુર, મનુષ્ય અને તિર્યંચો પરત્વે આનો વિચાર કરીશું તો જણાશે કે કાપોતી લેશ્યાની જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની પ્રથમ નરક 'ઘમા'ના પ્રથમ પ્રસ્તરના નારકના આયુષ્યની અપેક્ષાએ સમજવી, જ્યારે ત્રણ સાગરોપમ ઉપરાંત પલ્યોપમના અસંખ્યેય ભાગ જેટલી પરમ સ્થિતિ તૃતીય નરક 'શૈલા'ના પ્રથમ પ્રસ્તર આશ્રીને જાણવી. કાપોતીની ઉત્કૃષ્ટ સ્થિતિ તે નીલાની લઘુ સ્થિતિ સમજવી અને તે 'શૈલા'ના પ્રથમ પ્રસ્તર સંબંધી છે. નીલાની પરમ સ્થિતિ દશ સાગરોપમ ઉપરાંત પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી છે અને તે નરક 'રિષ્ટા'ના પ્રથમ પ્રસ્તર આશ્રીને છે. નીલાની ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલી કૃષ્ણ લેશ્યાની લઘુ સ્થિતિ છે. કૃષ્ણ લેશ્યાની ૩૩ સાગરોપમ જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ નરક 'માઘવતી'ની પરમ સ્થિતિ આશ્રીને છે.

ભવનપતિ અને વ્યંતરો આશ્રીને કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યાઓની સ્થિતિ ( કેમકે વૈમાનિક અને જ્યોતિષ્કમાં એનો સંભવ નથી ) એ છે કે કૃષ્ણ લેશ્યાની જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષોની છે, જ્યારે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી એની ઉત્કૃષ્ટ સ્થિતિ છે. આ ઉત્કૃષ્ટ સ્થિતિમાં એક સમય ઉમેરતાં જે સ્થિતિ આવે તે તેમની નીલ લેશ્યાની જઘન્ય સ્થિતિ જાણવી. પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી એની ઉત્કૃષ્ટ સ્થિતિ છે, પરંતુ તે કૃષ્ણ લેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિથી અધિક છે. નીલ લેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ કરતાં કાપોતી લેશ્યાની લઘુ સ્થિતિ એક સમય જેટલી વધારે છે. આ લેશ્યાની ઉત્કૃષ્ટ ( ગુરુ ) સ્થિતિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી છે ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક, સૌધર્મ અને ઈશાન દેવલોકવાસીઓમાં તેજોલેશ્યા અને ત્યાર પછી બ્રહ્મલોક સુધી પદ્મલેશ્યાનો અને લાંતક પછીના દેવલોકમાં શુક્લ લેશ્યાનો સદ્‌ભાવ છે. ભવનપતિ અને વ્યંતરો આશ્રીને તેજોલેશ્યાની લઘુ સ્થિતિ દશ હજાર વર્ષની છે. ભવનપતિ પરત્વે તેજોલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ એક સાગરોપમથી કંઇક અધિક છે, જ્યારે વ્યંતરોની પલ્યોપમની છે. જ્યોતિષ્કોની તેજોલેશ્યાની જઘન્ય સ્થિતિ પલ્યોપમના આઠમા ભાગ જેટલી છે, જ્યારે એની ઉત્કૃષ્ટ સ્થિતિ એક પલ્યોપમ ઉપરાંત લાખ વર્ષોની છે વૈમાનિકોને લક્ષ્યીને તેજોલેશ્યાની લઘુ સ્થિતિ એક પલ્યોપમની છે, જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિ બે સાગરોપમ ઉપરાંત પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી છે. આમાં એક સમય ઉમેરીએ તો પદ્મલેશ્યાની લઘુ સ્થિતિ થાય, જ્યારે એની ઉત્કૃષ્ટ સ્થિતિ તો દશ સાગરોપમની છે. આમાં એક સમય ઉમેરાતાં શુકલ લેશ્યાની જઘન્ય સ્થિતિ ઉદ્‌ભવે છે, જ્યારે એની ઉત્કૃષ્ટ સ્થિતિ તો ૩૩ સાગરોપમની છે. મનુષ્યો આશ્રીને શુકલ લેશ્યાનો વિચાર બાજુએ રાખતાં તિર્યંચો અને મનુષ્યોમાં જે જે લેશ્યાઓ છે તે બધી અંતર્મુહૂર્તની જઘન્ય સ્થિતિવાળી છે. મનુષ્યની શુકલ લેશ્યાની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની છે, જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિ કરોડ પૂર્વ વર્ષોમા નવ વર્ષ જેટલી ઓછી કે લગભગ નવ વર્ષ જેટલી ઓછી અથવા કરોડ પૂર્વ વર્ષો ઉપરાંત આઠ વર્ષથી કંઇક અધિક કહેવાય છે[૧].

---

૧ **સ્થાનાંગ**ની **શ્રીઅભયદેવસૂરિ**કૃત વૃત્તિના ૪૭૪ મા પત્રમા કહ્યું છે કે કષાયનો પરિણામ હોય ત્યારે લેશ્યાનો પરિણામ છે, નહિ કે લેશ્યાનો પરિણામ હોય ત્યારે કષાયનો પરિણામ હોય છે; કેમકે

## લેશ્યાઓનું પરાવર્તન—

દેવ અને નારકોની લેશ્યાને વિષે વૈડૂર્યનું ઉદાહરણ અને તિર્યંચ અને મનુષ્યોની લેશ્યા પરત્વે રાતા વસ્ત્રનું ઉદાહરણ ઘટાવી લેવું. જેમ વિવિધ સૂત્રના પ્રયોગથી વૈડૂર્ય મણિ અથવા જપા વગેરે પુષ્પના સાન્નિધ્યથી દર્પણો વિવિધ વર્ણોને ધારણ કરવા છતાં પોતાના સ્વરૂપને ત્યજતાં નથી તેમ ભવના અન્ત સુધી અવસ્થિત રહેનારી દેવ અને નારકોની લેશ્યાઓ દ્રવ્યાંતરના ઉપધાનથી વિવિધ આકારને પામે છે, કિન્તુ સર્વથી પોતાના સ્વરૂપનો તે ત્યાગ કરતી નથી. આથી કરીને તો ભાવના પરાવર્તનથી નારકો અને દેવોને છએ લેશ્યાઓ હોવાનુ પૂર્વ સૂરિઓએ કહ્યું છે. આ રહ્યું તે કથનઃ—

"[1]सुरनारयाण ताओ दव्वलेसा अवट्ठिया भणिया ।
भावपरावत्तीए पुण एसुं हुंति छल्लेसा ॥ "

વિશેષમાં આવી પરિસ્થિતિને લઇને તો દુષ્ટ લેશ્યાવાળા નારકોને પણ તેજોલેશ્યાદિના સંભવવાળા સમ્યક્ત્વનો લાભ થાય છે. તેમજ **શ્રીવીર** પરમાત્માને ઉપસર્ગ કરનારા **સંગમ** કે જેને તેની વૈમાનિક ગતિ જોતાં તેજોલેશ્યા હોવી જોઇએ તેનામાં કૃષ્ણ લેશ્યાદિથી ઉત્પન્ન થનારા **વીર**ના ઉપસર્ગનું કાર્ય નજરે પડે છે. રાગથી આક્ષિપ્ત પટની જેમ તિર્યંચ અને માનવોની લેશ્યાઓમાં સ્વસ્વરૂપના સર્વાંશી ત્યાગ પૂર્વક પરાવર્તન થાય છે અને આથી કરીને તો તિર્યંચોની અને માનવોની લેશ્યાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ અંતર્મુહૂર્તની જણાય છે.

## લેશ્યાઓના પરિણામ—

મોટે ભાગે આ લેશ્યાઓનો પરિણામ ત્રણ પ્રકારનો, નવ જાતનો, સત્તાવીસ તરેહનો એમ ત્રણ ત્રણ ગુણો છેઃ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારનો; પ્રત્યેકના પોતાના સ્થાનની તરતમતા આશ્રીને નવ જાતનો અને તેના ત્રણ ત્રણ ભેદો કરતાં જતા અન્ય ભેદવાળો.

લેશ્યા-પરિણામના પ્રથમ કે અંતિમ ક્ષણમા કોઇ પણ જીવનું મરણ થતું નથી, પરંતુ છેલ્લુ અંતર્મુહૂર્ત બાકી રહેલ હોય ત્યારે, અથવા પ્રથમ અંતર્મુહૂર્ત પસાર થઇ ગયા બાદ મરણ થાય છે. તેમાં વળી અંતિમ અંતર્મુહૂર્ત અવશિષ્ટ રહેલ હોય ત્યારે દેવી અને નારકીનુ અને પ્રથમ અંતર્મુહૂર્ત વ્યતીત થઇ ગયા બાદ મનુષ્ય અને તિર્યંચનું મરણ થાય છે.

---

જેના કષાયો ક્ષીણ થઇ ગયા છે તેવા માનવને પણ કિંચિન્ન્યૂન પૂર્વ કોટિ જેટલી સ્થિતિવાળી શુક્લ લેશ્યાની પરિણતિ હોય છે. કહ્યુ પણ છે કે—

" मुहुत्तद्धं तु जहन्ना उक्कोसा होइ पुव्वकोडीओ ।
नवहिं वरिसेहिं ऊणा नायव्वा सुक्कलेस्साए ॥ "
[ मुहूर्तार्धं तु जघन्या उत्कृष्टा भवति पूर्वकोट्य ।
नवभिर्वर्षैरूना ज्ञातव्या शुक्लेश्यायाः ॥ ]

૧ છાયા—
सुरनारकाणां ता द्रव्यलेश्या अवस्थिता भणिताः ।
भावपरावृत्त्या पुनरेषु भवन्ति षड् लेश्याः ॥

**લેશ્યાની ઉત્પત્તિ—**

જેઓ કષાયના નિષ્યંદને લેશ્યા માને છે તેમના મત પ્રમાણે કષાય નામના મોહના ઉદયથી આ લેશ્યા ઉત્પન્ન થાય છે.

જેમનું માનવું એ છે કે આઠ કર્મોના પરિણામરૂપ લેશ્યાઓ છે, તેમના મતમાં અસિદ્ધત્વની જેમ, આઠ કર્મના ઉદયથી આની ઉત્પત્તિ છે.

જેઓ લેશ્યાને યોગનો પરિણામ માને છે તેમની માન્યતા પ્રમાણે ત્રણ યોગના જનક કર્મના ઉદયથી એ ઉત્પન્ન થયેલી છે.

**લેશ્યા શી વસ્તુ છે ?—**

આપણે ૩૫૪મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ લેશ્યાના દ્રવ્ય-લેશ્યા અને ભાવ-લેશ્યા એવા બે પ્રકારો પડે છે. તેમા દ્રવ્ય-લેશ્યાના સ્વરૂપ પરત્વે મુખ્યત્વે કરીને ચાર મત-ભેદો નજરે પડે છે: (૧) કર્મ-વર્ગણાથી બનેલ, (૨) કર્મ-નિષ્યંદ, (૩) યોગ-પરિણામ અને (૪) યોગાન્તર્ગત દ્રવ્ય.

(૧) **ઉત્તરાધ્યયન**ના ૩૪ મા લેશ્યા-અધ્યયનના ટીકાકાર વાદિવેતાલ **શ્રીશાંતિ**-સૂરિ મતાતર દર્શાવતા ૬૫૧ મા પત્રમા કહે છે કે—

**"अन्ये त्वाहुः—' कार्मणशरीरवत् पृथगेव कर्माष्टकात् कर्मवर्गणा-निष्पन्नानि कर्मलेश्याद्रव्याणीति ' ।"**

અર્થાત્ કેટલાક એમ કહે છે કે લેશ્યા-દ્રવ્યો કર્મવર્ગણાનાં બનેલાં છે અને જેમ કાર્મણ શરીર આઠ કર્મોથી ભિન્ન છે તેમ એ પણ આઠ કર્મોથી ભિન્ન છે.

(૨) કર્મ-નિષ્યન્દરૂપ અર્થાત્ બંધ તા કર્મના પ્રવાહરૂપ લેશ્યા-દ્રવ્ય છે એ વાત ૬૫૦ મા પત્રમાં નીચે મુજબના શબ્દો દ્વારા દર્શાવાઇ છે:-

**"गुरवस्तु व्याचक्षते-' कर्मनिस्यन्दो लेश्या ' ।"**

અર્થાત્ ગુરુઓ તો એમ કથે છે કે લેશ્યા એ કર્મનો નિષ્યંદ છે, કેમકે લેશ્યાઓ કર્મની સ્થિતિનાં કારણો છે. **પ્રશમરતિ**માં કહ્યુ પણ છે કે—

**"ताः कृष्णनीलकापोततैजसीपद्मशुक्लनामानः ।**
**श्लेष इव वर्णबन्धस्य कर्मबन्धस्थितिविधात्र्यः ॥ ३८ ॥"**

એટલે કે તે કૃષ્ણ, નીલ કાપોત, તૈજસ, પદ્મ અને શુકલ નામની લેશ્યાઓ વર્ણના બંધના-દૃઢીકરણના આશ્લેષની પેઠે કર્મ-બંધની સ્થિતિનુ વિધાન કરનારી છે.

આ મત પરત્વે શ્રી**વિનયવિજય** ઉપાધ્યાય **લોકપ્રકાશ** (સ. ૩, શ્લો. ૯૨-૯૭) દ્વારા કથે છે કે લેશ્યાને કર્મનો નિસ્યન્દ માનવો તે ઠીક નથી, કેમકે એમ માનવાથી તો તે કયા

કર્મનો નિસ્યન્દ છે એ સવાલ ઊભો થાય છે. જો યથાયોગ આઠે કર્મોના નિસ્યન્દરૂપ આને માનીએ તો ચાર કર્મોવાળા અયોગીમાં પણ આનો સંભવ માનવો પડે. જ્યારે અયોગીઓ પરત્વે ઘાતિ–કર્મના ક્ષયથી તેમને લેશ્યાઓ માની નથી તો તે સયોગિ–કેવલીઓને પણ નહિ સંભવે. વળી યોગનું પરિણામપણું માનતાં લેશ્યાઓની કારણતા પ્રદેશ–બંધ આશ્રીને છે, કિન્તુ કર્મની સ્થિતિ આશ્રીને નથી, કેમકે કહ્યું પણ છે કે—

" [1]जोगा पयडिपएसं ठिइअणुभागं कसायओ कुणइ "

અર્થાત્ યોગો પ્રકૃતિ–પ્રદેશબંધ કરે છે જ્યારે કષાયો સ્થિતિ–અનુભાગબંધ કરે છે.

આ પ્રમાણેની શંકાના સમાધાનાર્થે કહેવાનું કે કોઇએ પણ લેશ્યાઓ કર્મ–સ્થિતિનું કારણ છે એવો સ્વીકાર કર્યો નથી, કેમકે કષાયોને જ કર્મ–સ્થિતિનાં કારણો કહેલા છે.[2] વિશેષ મા કષાઓમાં અન્તર્ગત થઇ લેશ્યાઓ કષાયોની પુષ્ટિ કરનાર હોવાથી તત્સ્વરૂપ જ હોઇ અનુભાગ પ્રતિ કારણો છે. આથી કરીને ક્વચિત્ લેશ્યાઓને અનુભાગની કારણતારૂપ કહેવામાં આવે છે તે તેમજ શ્રી**શિવશર્મા**ચાર્યકૃત **શતક** ગ્રંથમાં કષાયોને અનુભાગના કારણરૂપ કહેવામાં આવે છે તે બંને વાત ઘટે છે, કેમકે કષાયના ઉદયને પુષ્ટ કરનારી લેશ્યાઓ પણ ઉપચારથી કષાયરૂપ છે.

આ સંબંધમા વાદિવેતાલ શ્રી**શાંતિસૂરિ**નું કથન એ છે કે લેશ્યાને યોગના પરિણામરૂપ માનવાથી પ્રકૃતિપ્રદેશબંધની હેતુતા જ સંભવે અને કર્મની સ્થિતિની કારણતા ન સંભવે, પરંતુ લેશ્યાને કર્મના નિસ્યન્દરૂપ માનવાથી તો કર્મની સ્થિતિની કારણતા જરૂર સંભવે; કેમકે જ્યાં સુધી કષાયોનો ઉદય હોય છે ત્યાં સુધી નિસ્યન્દનો સદ્ભાવ હોવાથી કર્મ–સ્થિતિની હેતુતા પણ યુક્તિસંગત છે. એથી કરીને જ ઉપશાન્ત–મોહ અને ક્ષીણ–મોહમાં કર્મ–બન્ધનો સદ્ભાવ હોવા છતાં સ્થિતિનો સંભવ નથી. કહ્યું પણ છે કે—

" [3]तं पढमसमये बद्धं बीयसमये वेइयं तत्तियसमये निज्जिण्णं "

અર્થાત્ પહેલા સમયમા તે બાધ્યું, બીજામાં વેદ્યું અને ત્રીજામાં તેની નિર્જરા કરી.

જો કર્મના નિસ્યંદરૂપ લેશ્યા માનીએ તો સમુચ્છિન્નક્રિય શુક્લ ધ્યાન ધ્યાનારનાં ચાર

---

૧ છાયા—

योगाः प्रकृतिप्रदेशं स्थित्यनुभागं कषायकाः कुर्वन्ति ।

૨ સરખાવો **પ્રશમરતિ**નું નિમ્ન–લિખિત પદ્ય—

' तत्र प्रदेशबन्धो योगात् तदनुभवनं कषायवशात् ।
स्थितिपाकविशेषस्तस्य भवति लेश्याविशेषेण ॥ ३७ ॥ "

અર્થાત્ તે ચાર પ્રકારના બંધને વિષે પ્રદેશ–બંધ યોગથી થાય છે. તે પ્રદેશબદ્ધ કર્મનો અનુભાવ (વિપાક) કષાયથી થાય છે. સ્થિતિ–વિશેષ તેમજ પાક–વિશેષ લેશ્યા–વિશેષથી થાય છે.

૩ છાયા—

तत् प्रथमसमये बद्धं द्वितीयसमये वेदितं तृतीयसमये निर्जीर्णम् ।

કર્મોના સદ્ભાવને વિષે તેના નિસ્યંદનો સંભવ હોવાથી લેશ્યાનો સદ્ભાવ કેમ નહિ એ પ્રશ્ન ઊઠે છે. એમ જો હોય તો તેનો ઉત્તર એ છે કે જે નિસ્યંદયુક્ત હોય તેને નિસ્યંદ હોવો જોઇએ એવો નિયમ નથી, કેમકે કદાચિત્ નિસ્યદયુક્ત વસ્તુઓમાં પણ તથાવિધ અવસ્થામાં તેનો અભાવ જોવાય છે. વળી અયોગીને યોગના પરિણામનો અભાવ હોવાથી લેશ્યાના પરિણામનો અભાવ છે. એથી લેશ્યા એ એમનો પરિણામ જ છે એમ કહેવું ઠીક નથી, કેમકે સૂર્યાદિના અભાવમાં રશ્મિ વગેરે હોતા નથી. વળી તે તદ્રૂપ જ નથી. કારણ કે કહ્યું પણ છે કે—

" यच्च चन्द्रप्रभाद्यत्र, ज्ञातं तज्ज्ञातमात्रकम् ।
प्रभा पुद्गलरूपा यत्, तद् धर्मो नोपपद्यते ॥ "

અર્થાત્ જે ચન્દ્રપ્રભા વગેરે પુદ્ગલ–દ્રવ્યો છે તે અહીં કેવળ દૃષ્ટાંતરૂપ છે. પ્રભા પુદ્ગલ–દ્રવ્ય-રૂપ છે, પરંતુ તે ધર્મરૂપ નથી. તેથી ધર્મની ઉપપત્તિ નથી. અર્થાત્ ધર્મના પ્રકરણમાં દ્રવ્યનું ઉદાહરણ આપવું ઉચિત નથી.

(૪) લેશ્યાઓ એ યોગાન્તર્ગત દ્રવ્યો છે, કેમકે સયોગીપણાની સાથે લેશ્યાઓનો અન્વય-વ્યતિરેક સંબંધ છે; કેમકે યોગ હોય ત્યારે લેશ્યા હોય છે અને યોગ ન હોય ત્યારે લેશ્યા હોતી નથી. આથી એ યોગરૂપ નિમિત્તવાળી લેશ્યા સિદ્ધ થાય છે, કિન્તુ તે યોગાન્તર્ગત દ્રવ્યરૂપ છે કે યોગનિમિત્તક કર્મદ્રવ્યરૂપ છે એ જાણવું બાકી રહે છે. યોગનિમિત્તક કર્મદ્રવ્યરૂપ તો મનાય તેમ નથી, કેમકે યોગનિમિત્તક કર્મદ્રવ્યરૂપ હોય તો ક્યાં તો તે ઘાતિકર્મદ્રવ્યરૂપ હોય કે અઘાતિકર્મ–દ્રવ્યરૂપ હોય. તેમાં સયોગિકેવલીને વિષે ઘાતિકર્મનો અભાવ હોવા છતાં લેશ્યા સંભવે છે એટલે પ્રથમ પક્ષ ઊડી જાય છે તેમજ અયોગિકેવલીમાં અઘાતિકર્મનો સદ્ભાવ હોવા છતાં લેશ્યાનો અભાવ છે એટલે બીજો પક્ષ ઊડી જાય છે. આથી એ યોગાન્તર્ગત દ્રવ્યરૂપ સિદ્ધ થાય છે. જ્યાં સુધી કષાયો છે ત્યાં સુધી તેમનુ અસ્તિત્વ છે. અને તેઓ એના ઉદયને પોષે છે. બીજા યોગાન્તર્ગત દ્રવ્યોમાં પણ કષાયના ઉદયથી ગોચર એવું ઉપબૃંહણનું સામર્થ્ય જોવાય છે. જેમકે યોગાન્તર્ગત પિત્ત દ્રવ્યનું ક્રોધના ઉદયને ઉદ્દીપ્ત કરવાપણું છે. ક્રોધી અતિ-શય પિત્તવાળો હોય. કર્મના ઉદયોને વિષે બાહ્ય દ્રવ્યોમાં પણ એ પ્રમાણે સામર્થ્ય જોવાય છે તો યોગાન્તર્ગત દ્રવ્યોમાં એવું સામર્થ્ય કેમ ન હોય ? જ્ઞાનાવરણ અને નિદ્રારૂપ દર્શનાવરણના ઉદયને વિષે મદિરા અને દહીં વગેરે તેમજ તેના ક્ષયોપશમને વિષે બ્રાહ્મી તેમજ વચા (વજ) કારણરૂપ છે. આ પ્રમાણે કષાયને ઉદ્દીપ્ત કરનારી લેશ્યા હોવા છતા કષાયોની સાથે તેની એકરૂપ-તા નથી, કારણ કે અકષાયોને વિષે લેશ્યાના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

લેશ્યાને કર્મ–નિષ્યંદ માનવી એ ઠીક નથી એમ દર્શાવતાં **પ્રજ્ઞાપના**ના ૧૭મા લેશ્યાપદની ટીકામાં શ્રી**મલયગિરિ**સૂરિ કહે છે કે કર્મ–નિષ્યંદ એટલે શું કર્મકલ્ક કે કર્મસાર ? કર્મકલ્ક એમ તો કહેવાય તેમ નથી, કેમકે તેની અસારતાને લઇને ઉત્કૃષ્ટ અનુભાગરૂપ બન્ધના હેતુતાની અનુપપત્તિનો પ્રસંગ આવે છે. કલ્ક અસાર હોય છે અને અસાર હોય તે ઉત્કૃષ્ટ અનુભાગ-બંધનો હેતુ કેવી રીતે થાય ? અને લેશ્યા તો ઉત્કૃષ્ટ અનુભાગ–બંધનાં પણ કારણો છે. જો કર્મનિષ્યંદ

એટલે કર્મનો સાર એમ કહેવામાં આવે તો કયા કર્મનો સાર સમજવો એવો પ્રશ્ન સ્ફુરે છે. યથાયોગ આઠે કર્મોનો એ સાર છે એમ તો કહેવાય તેમ નથી, કેમકે શાસ્ત્રમા આઠે કર્મોના અનુક્રમે વિપાકો દર્શાવ્યા છે, કિન્તુ કોઇ પણ કર્મના વિપાકરૂપે લેશ્યાનો ઉલ્લેખ નથી. આથી કર્મસારરૂપ પક્ષ અમે કેવી રીતે સ્વીકારીએ તેથી કરીને પૂર્વોક્ત એટલે યોગવર્ગણા-અન્તર્ગત સ્વતંત્ર દ્રવ્યરૂપ લેશ્યા છે એ પક્ષ ઉત્તમ હોવાથી તે અંગીકાર કરવા લાયક છે અને વળી શ્રીહરિભદ્રસૂરિ પ્રમુખ વિબુધવરોએ એનો સ્વીકાર કર્યો છે. આ પ્રમાણે **શ્રીમલયગિરિસૂરિનું** મંતવ્ય છે. **શ્રીવિનયવિજય** પણ આગમના દોહનરૂપ **લોકપ્રકાશ** ( સ. ૩, શ્લો. ૨૮૫ ) દ્વારા આ મતને ગ્રાહ્ય ગણતા હોય એમ જણાય છે વાદિવેતાલ **શ્રીશાંતિસૂરિ** તો કયો મત શ્રેયસ્કર છે એનો ઉલ્લેખ ન કરતા, નિષ્કર્ષરૂપે એટલું જ કહે છે કે—

" तत्त्वं पुनः केवलिनो विदन्ति "

**ભાવ-લેશ્યાના ભેદો—**

ભાવ-લેશ્યા સંક્લેશ અને યોગને અનુગત આત્માના પરિણામ-વિશેષરૂપ છે. આના વિશુદ્ધ અને અવિશુદ્ધ એમ બે પ્રકારો છે. અકલુષિત દ્રવ્યના સંપર્કથી ઉત્પન્ન થતા આત્માના પરિણામને ' વિશુદ્ધ લેશ્યા ' જાણવી. આના પણ બે ભેદો છે.-( ૧ ) કષાયોના ઉપશમથી ઉત્પન્ન થતી અને ( ૨ ) કષાયોના ક્ષયથી ઉદ્ભવતી. એકાન્ત વિશુદ્ધિને લઇને આમ કહેવાય છે; અન્યથા ક્ષાયોપશમિકી પણ શુક્લ તેમજ તૈજસ અને પદ્મરૂપ વિશુદ્ધ લેશ્યા સંભવે છે. અવિશુદ્ધ ભાવ-લેશ્યાના રાગવિષયક અને દ્વેષવિષયક એમ બે ભેદો છે આમાં કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યાનો સમાવેશ સમજવો.

સંક્લેશના મન્દતમ, મન્દતર, મન્દ, તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ વગેરે અનેક પ્રકાર હોવાથી વસ્તુતઃ ભાવ-લેશ્યાના અસંખ્યાત પ્રકારો પડે છે, છતાં સંક્ષેપથી શાસ્ત્રમા એના છ પ્રકારો દર્શાવ્યા છે કે જેના સ્વરૂપ માટે આપણે બે જાતનાં ઉદાહરણો ૩૫૨ મા અને ૩૫૩ મા પૃષ્ઠમાં જોઇ ગયા.

લેશ્યા-દ્રવ્યના જે ઉપર્યુક્ત મતો દર્શાવ્યા છે તે સર્વ અનુસાર તેરમા ગુણસ્થાનક સુધી ભાવ-લેશ્યાનો સદ્ભાવ સમજવો આ હકીકત **ગોમ્મટસાર**ના જીવ-કાંડની પણ નિમ્ન-લિખિત ગાથામા નજરે પડે છે:—

" [1]अयदो त्ति छ लेस्साओ, सुहतियलेस्सा हु देसविरदतिये।
तत्तो सुक्का लेस्सा, अजोगिठाणं अलेस्सं तु ॥ ५३१ ॥"

---

१ છાયા—

असंयत इति षड् लेश्याः शुभत्रिकलेश्या हि देशविरतत्रिके।
ततः शुक्ला लेश्या अयोगिस्थानमलेश्यं तु ॥

તત્ત્વાર્થાધિ૦ (અ. ૨, સૂ. ૬)ની **સર્વાર્થસિદ્ધિ** નામની દિગંબરીય ટીકામાં તેમજ **ગોમ્મટસાર**માં અન્ય સ્થળમાં કષાયના ઉદયથી રંજિત એવી યોગ-પ્રવૃત્તિને ભાવ–લેશ્યા કહી છે.[1] આ કથન અનુસાર તો દશમા ગુણસ્થાન પર્યંત લેશ્યાનો સદ્ભાવ સમજાય, કિન્તુ અપેક્ષા પૂર્વકનું આ કથન હોવાથી પૂર્વોક્ત કથન સાથે આને વિરોધ આવતો નથી; કેમકે પૂર્વકથનમાં કેવળ પ્રકૃતિ–પ્રદેશ–બન્ધના નિમિત્તરૂપ પરિણામને લેશ્યારૂપે ગણવામાં આવ્યો છે, જ્યારે આ કથનમાં સ્થિતિ–અનુભાગ વગેરે ચારે જાતના બંધોના નિમિત્તભૂત પરિણામને લેશ્યા ગણવામાં આવેલ છે.[2]

## દર્શનાંતરોમાં લેશ્યા–સદૃશ વિચારો—

મહર્ષિ શ્રીપતંજલિકૃત **યોગદર્શન**ના ચતુર્થ પાદના નિમ્ન–લિખિત—

**" कर्माशुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषाम् ॥ ७ "**

—સૂત્રમાં જીવોના ભાવોની શુદ્ધિ–અશુદ્ધિને લક્ષ્યમાં રાખીને તેના ચાર વિભાગો પાડવામાં આવ્યા છે. ટીકાકાર જણાવે છે કે એ તો સુવિદિત વાત છે કે સમુદાયરૂપે કર્મ ચતુષ્પાદ્ છે:—( ૧ ) કૃષ્ણ; ( ૨ ) શુકલ–કૃષ્ણ, ( ૩ ) શુકલ અને ( ૪ ) અશુકલ–અકૃષ્ણ. તેમાં કૃષ્ણ કર્મ દુષ્ટોમાં હોય છે. શુકલ–કૃષ્ણ કર્મ એ પ્રાપ્તિનાં બાહ્ય સાધનોથી લભ્ય છે. આ વિભાગગત કર્મની latent–depositનો સંગ્રહ અન્યને ઇજા કે લાભ કરવાથી થાય છે. જેઓ પવિત્ર ગ્રંથો વાંચે છે અને ધ્યાન ધરે છે તેમને શુકલ કર્મ હોય છે, કેમકે આ કર્મનો મુખ્ય ઇન્દ્રિય સાથે જ સંબંધ છે; વળી બાહ્ય સાધનો ઉપર એ આધાર રાખતું નથી તેમજ બીજાને ઇજા કરવાથી એ ઉત્પન્ન થતું નથી. અશુકલ–અકૃષ્ણ કર્મના અધિકારીઓ સંન્યાસીઓ જ છે કે જેમના અંતરાયો નાશ પામ્યા છે અને જેમનું શરીર પણ ચરમ છે યોગીઓને–સંન્યાસીઓને જ અશુકલ કર્મ હોય છે. તેનું કારણ એ છે કે એમણે સારાં ફળને પણ સંન્યસ્ત કરેલાં છે તેમજ તેમને એમાંનું કશું નથી એથી તેમને અકૃષ્ણ કર્મ છે. બાકી બધા જીવોમાં અવશિષ્ટ ત્રણ કર્મોનો સંભવ છે.

**મહાભારત** ( ૧૨, ૨૮૬ )મા જીવના વર્ણના છ પ્રકાર વર્ણવ્યા છે. તે પણ નોંધ કરવા લાયક હકીકત છે.

જેમ જીવોના આંતરિક ભાવોની મલિનતા અને વિશુદ્ધતાની તરતમતાને લઇને જૈન

---

૧ " भावलेश्या कषायोदयरञ्जिता योगप्रवृत्तिरिति कृत्वा औदयिकीत्युच्यते. "

૨ સરખાવો જીવ–કાંડની નીચે મુજબની ગાથા.—

" जोगपउत्ती लेस्सा, कसायउदयाणुरंजिया होइ ।
तत्तो दोण्णं कज्जं, बंधचउक्कं समुद्दिट्ठं ॥ ४८९ ॥ "
[योगप्रवृत्तिर्लेश्या कषायोदयानुरञ्जिता भवति ।
ततो द्वयोः कार्यं बन्धचतुष्कं समुद्दिष्टम् ॥]

દર્શનમાં છ લેશ્યાઓ દર્શાવવામાં આવી છે તેમ મંખલી **ગોસાલ**પુત્રના મતમાં એના જેવા છ વિભાગો પાડવામાં આવ્યા છે. આ વિભાગો કર્મની શુદ્ધિ–અશુદ્ધિને લક્ષ્યમાં રાખી કૃષ્ણ, નીલ વગેરે છ વર્ણોને આધારે યોજાયા છે. એનું વર્ણન **દીઘનિકાય–સામઞ્ઞફલસુત્ત**માંથી નીચે મુજબ મળી આવે છેઃ—

કૃષ્ણ, નીલ, લોહિત, પીત, શુકલ અને અતિશુકલ એવી છ જાતિઓનો તેમાં નિર્દેશ છે. કૃષ્ણ જાતિ ( કણ્હાભિજાતિ ) તરીકે ઘેટાના ઘાતકો, વાઘરીઓ, શિકારીઓ, માછીઓ, ચોરો, ચોર–ઘાતકો, દરોગાઓ તેમજ દુષ્ટ કાર્ય કરનારા બીજા જનોનો પણ નિર્દેશ છે. નીલાભિજાતિમાં ભિક્ખુ ( બૌદ્ધ સાધુઓ ? )નો અંતર્ભાવ થાય છે આ ભિકખુઓ પોતાની ચાર જરૂરિયાતોમાં કાંટા ખોસીને ખાય છે. અર્થાત્ તે કંટક–વૃત્તિક છે. લોહિતાભિજાતિથી જૈન સાધુ-ઓનો–નિગ્ગંથોનો નિર્દેશ કરાય છે. **ગોશાલક** આ સાધુઓને એક વસ્ત્રધારી તરીકે ઓળખાવે છે. પૂર્વોક્ત બે જાતિ કરતા આ સાધુઓ શુકલ છે–ઊંચું સ્થાન ભોગવે છે. એના કરતા પણ અચેલકના–**ગોશાલક**ના ભક્ત જનોનો–શ્રાવકોનો ઊંચો દરજ્જો છે અને તેનો હાલિદ્રાભિજાતિમાં અંતર્ભાવ થાય છે. શુકલાભિજાતિમાં **ગોશાલક**ના સાધુઓનો–આજીવિક ભિક્ષુઓનો સમાવેશ થાય છે. એ પૂર્વોક્ત ચારે જાતિઓ કરતાં ઉચ્ચ છેઃ નન્દ, વચ્છ, કિસ, સંકિચ્છ અને મખ્ખલિ-ગોસાલ સૌથી છેલ્લી પરંતુ બધાથી શ્રેષ્ઠ, ઉચ્ચમાં ઉચ્ચ એવી અતિશુકલાભિજાતિના છે.

કહેવાનું તાત્પર્ય એમ જણાય છે કે **ગોશાલક** તેમજ એના મુખ્ય શિષ્યો સૌથી ઉચ્ચ કોટિના–અતિશુકલાભિજાતિના છે. ભિકખુઓ, નિગ્ગંથો અને આજીવિકો અનુક્રમે નીલ, લોહિત અને શુકલ અભિજાતિના છે; જ્યારે બાકી બધા મનુષ્યો કયાં તો સારા યાને નરસા છે એટલે કે જેઓ **ગોશાલક**ની આજ્ઞામાં વર્તે છે તેઓ હલિદ્રાભિજાતિના છે અને જેઓ એની આજ્ઞાની અવગણના કરનારા છે તેઓ કૃષ્ણાભિજાતિના છે.

આ ઉપરથી એક વખતે બૌદ્ધ, જૈન અને આજીવિક સાધુઓનું જબરૂં જોર હોય એમ જણાય છે. તેઓ અગ્રગણ્ય ગણાતા હોય એમ લાગે છે. દિલ્હીના અશોકના સ્તંભ ઉપરનો નિમ્ન-લિખિત ઉલ્લેખ આ વાતનું સમર્થન કરે છે.

" [1]बाभणेसु आजीविकेसु निग्गंथेसु "

આ પ્રમાણે આપણે લેશ્યા સંબંધી થોડો ઘણો ઊહાપોહ કર્યો છે. આ પ્રકરણને વિશેષ ન લંબાવતાં હવે નિમ્ન-લિખિત પંક્તિની નોંધ લઇ વિરમીશું.

[2]" जल्लेसे मरइ तल्लेसे उववज्जई."

અર્થાત્ જે લેશ્યામા જીવ મરણ પામે છે તે લેશ્યા સહિત તે ઉત્પન્ન થાય છે.

---

૧ જુઓ Corpus Inscription Indicarum Plate XX ની ચોથી અને પાચમી લીટીઓ.

૨ છાયા—यल्लेश्यो म्रियते तल्लेश्य उपपद्यते ।

**પારિણામિક ભાવના ત્રણ ભેદો—**

કર્મના ઉદય, ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષયથી નહિ ઉદ્‌ભવતા, કિન્તુ અનાદિસિદ્ધ આત્મ-દ્રવ્યના અસ્તિત્વથી જ સિદ્ધ એવા પારિણામિક ભાવના (૧) જીવત્વ, (૨) ભવ્યત્વ અને (૩) અભવ્યત્વ એમ ત્રણ પ્રકારો પડે છે. તેમા જીવના લક્ષણો તો આપણે ૨૬ મા તેમજ ૩૩૧ મા પૃષ્ઠમાં વિચારી ગયા છીએ. આથી અત્ર બાકીના બેનાં લક્ષણોનો નિર્દેશ જોઇ લઇએ.

**ભવ્યનું લક્ષણ—**

**सिद्धिगमनयोग्यत्वं भव्यस्य लक्षणम् । ( १०७ )**

અર્થાત્ મોક્ષે જવાની યોગ્યતા જે જીવમાં હોય તે '[1]ભવ્ય' કહેવાય છે.

**અભવ્યનું લક્ષણ—**

**सिद्धिगमनायोग्यत्वमभव्यस्य लक्षणम् । ( १०८ )**

અર્થાત્ મોક્ષે જવાની જે જીવમાં લાયકાત નથી તે '[2]અભવ્ય' કહેવાય છે.

**પારિણામિક ભેદોની સંખ્યા પરત્વે વિચાર—**

પારિણામિકના ત્રણ જ ભેદો છે એમ નહિ, કિન્તુ એથી અધિક છે આ વાત તો આ ગ્રન્થકાર પણ નિમ્ન-લિખિત પંકિત દ્વારા નિર્દેશે છે.—

**" एतद्व्यतिरिक्ता अन्येऽपि बहवस्तस्य भेदाः सन्ति, तेऽपि वृत्त्यादिग्रन्थाद् विलोकनीयाः, विस्तरभयादत्र नोक्ताः "**

અર્થાત્ આ ઉપરાત બીજા પણ એના ભેદો છે, પરંતુ વિસ્તારના ભયથી તેનો નામોલ્લેખ અત્ર કરવામાં આવ્યો નથી. જેને એ જાણવાની ઇચ્છા હોય તેણે **તત્ત્વાર્થ**-વૃત્તિ વગેરે ગ્રન્થો જોવા.

અત્ર એ ઉમેરવું પડશે કે ખરી રીતે વિચારતા ગ્રંથ-ગૌરવના ભયની ખાતર જ નહિ, કિન્તુ પારિણામિકના અન્ય ભેદો જીવના અસાધારણ ભાવરૂપ નહિ હોવાથી પરન્તુ એ તો અજીવમાં પણ સંભવતા હોવાથી એનો અત્ર નિર્દેશ ન કરાય તો તે યુક્તિ-સંગત વાત છે. છતા જિજ્ઞાસાની તૃપ્તિ માટે આપણે તો એટલુંજ ઉમેરીશું કે અસ્તિત્વ' અન્યત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, ગુણવત્ત્વ,

---

૧-૨ આ બે સબધી વિશેષ માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકાનું સ્પષ્ટીકરણ (પૃ ૪-૫).

અસર્વગતત્વ, અનાદિકર્મસંતાનબદ્ધત્વ, પ્રદેશવત્ત્વ,અરૂપત્વ,નિત્યત્વ એમ અનેક ભેદો પારિણામિક ભાવના છે.અસ્તિત્વ એ ભાવોનો સત્તાસ્વરૂપી મૌલિક ધર્મ છે.જેમ

**અસ્તિત્વાદિની રૂપરેખા**

કે આત્મામા જ્ઞાનાદિની સત્તા. આ પ્રમાણેનો સત્તારૂપ ધર્મ પરમાણુઓમાં પણ છે. અન્યત્વ એટલે એક બીજાથી જુદાપણું. જેમકે શરીરનું આત્માથી, એક પરમાણુનું બીજાથી વગેરે. કર્તૃત્વ એટલે યોગના પ્રયોગના સામર્થ્યથી ઉદ્‌ભવતી શુભ,અશુભ કર્મોની રચના. પોતાના પ્રદેશમાં રહેલા શુભાશુભ કર્મની કર્તૃતાથી ભોક્તૃત્વ તો સ્વત: સિદ્ધ થાય છે. સૂર્યકાંત મણિનો સૂર્યનાં કિરણો સાથે સંગમ થતા અગ્નિ પ્રકટે છે તેમજ ચંદ્રકાંત મણિનો ચંદ્રનાં કિરણો સાથે સંયોગ થતાં તે દ્રવે છે. આ અજીવ પદાર્થ આશ્રીને કર્તૃત્વ સમજવું. ગોળ,મદિરા વગેરેને વિષે ભોક્તૃત્વ સુપ્રસિદ્ધ છે. જેમકે આને ગોળ ખાધો. ક્રોધાદિ અથવા જ્ઞાનાદિ ગુણોએ કરીને જીવમાં ગુણવત્ત્વ છે. પરમાણુઓમાં પણ એક વર્ણતા વગેરેને લઇને આ ગુણ છે. ચામડી સુધીના દેહમાં સંસારી આત્મા રહેલો છે એથી એમાં અસર્વગતત્વ છે. મુક્ત આત્મા પોતાના પૂર્વ ભવના દેહથી ત્રીજે ભાગે હીન અવગાહનાવાળો હોવાથી તેમાં પણ અસર્વગતત્વ છે. પરમાણુમાં પણ એ પ્રમાણે અસર્વગતત્વ ઘટાવી લેવું જેની આદિ નથી એવાં કર્મની સંતતિથી વીંટલાયેલો સસારી જીવ સંસારમા રખડે છે. એથી એમા અનાદિકર્મસન્તાનબદ્ધત્વ છે. કાર્મણ શરીર પણ અનાદિ કર્મના પ્રવાહથી યુક્ત છે એટલે એમાં પણ આ ભાવ રહેલો છે. લોકાકાશના પ્રદેશના પરિમાણ જેટલા આત્મા તેમજ ધર્માસ્તિકાયાદિ છે એટલે તેમાં પ્રદેશવત્ત્વ છે. આત્મા તેમજ આકાશ રૂપરહિત છે એટલે એમા અરૂપત્વ છે. જ્ઞાનાદિના સદ્‌ભાવથી આત્મા નિત્ય છે એથી એમા તેમજ દ્રવ્યરૂપે આકાશાદિ નિત્ય છે એથી એમાં નિત્યત્વ રહેલું છે.

આ પ્રમાણે આપણે ભાવનું પ્રકરણ પૂર્ણ કરીએ તે પૂર્વે એ નોંધ કરવી આવશ્યક સમજાય છે કે ઔપશમિકથી માંડીને તે પારિણામિક સુધીના ભાવો આત્માનું સ્વરૂપ છે એટલે કે સંસારી અથવા સિદ્ધ કોઇ પણ આત્મા હોય તો એના સર્વ પર્યાયો આ પાંચ ભાવોમાંથી કોઇને કોઇ ભાવવાળા જરૂર હોવાના. અજીવમા ઉક્ત પાચ ભાવવાળા [1]પર્યાયોનો સંભવ નથી તેથી એ પાચે અજીવનું સ્વરૂપ થઇ શકતા નથી અને એથી તો ગ્રન્થકારે જીવનું જે અન્ય લક્ષણ દર્શાવ્યું છે તે યથાર્થ હોવાનો તેમણે ખુલાસો કર્યો છે.

ઉપરના પાંચે ભાવો એકી વખત બધા જીવોમાં હોય છે એમ માનવું ભૂલભરેલું છે. મુક્ત જીવોમા ક્ષાયિક અને પારિણામિક એ બે જ ભાવો હોય છે; જ્યારે સંસારી જીવોમાં કોઇ ત્રણ ભાવવાળા, કોઇ ચાર ભાવવાળા તો કોઇ પાંચ ભાવવાળા હોય છે, કિન્તુ બે ભાવવાળો કોઇ સંસારી જીવ નથી

આત્માના સ્વરૂપ પરત્વે જૈન દર્શનની ઇતર દર્શનોથી વિશેષતા સ્પષ્ટ કરવાનું કાર્ય આ ભાવ-પ્રકરણ કરે છે; કેમકે આપણે ૩૩ મા પૃષ્ઠમાં જોઈ ગયા તેમ નૈયાયિક, સાંખ્ય અને વેદાંત દર્શનો

---

૧ જે પર્યાયો ઔદયિક ભાવવાળા છે તે 'વૈભાવિક' છે અને બાકીના ચારે ભાવવાળા પર્યાયો 'સ્વાભાવિક' છે

આત્માને [1]કૂટસ્થ નિત્ય માને છે. અર્થાત્ એમાં તેઓ કોઇ પણ જાતનો પરિણામ સ્વીકારતા નથી. જ્ઞાન, સુખ, દુઃખ વગેરે પરિણામો પુરુષનાં નહિ, પરંતુ પ્રકૃતિનાં છે એવી સાંખ્યોની માન્યતા છે. વૈશેષિક અને નૈયાયિક દર્શનો જોકે જ્ઞાનાદિને આત્માના ગુણ તરીકે માને છે છતાં આત્માને તો તેઓ એકાંત નિત્ય-અપરિણામી ગણે છે. નવીન મીમાંસકોનો મત વૈશેષિક અને નૈયાયિકોને મળતો આવે છે. બૌદ્ધ દર્શન આત્માને એકાંત ક્ષણિક અર્થાત્ [2]નિરન્વય પરિણામોના સમૂહરૂપે સ્વીકારે છે. જૈન દર્શનની તો માન્યતા એ છે કે જેમ જડ પદાર્થોમાં કૂટસ્થ નિત્યતા કે એકાંત ક્ષણિકતા નથી, કિન્તુ [3]પરિણામી નિત્યતા છે તેમ આત્મા પણ [4]પરિણામી નિત્ય છે એથી કરીને તો જ્ઞાન, સુખ વગેરે પર્યાયો આત્માના જ સમજવા જોઇએ. આત્માના બધા પર્યાયો એક જ અવસ્થાવાળા નથી, કિન્તુ અન્ય અન્ય અવસ્થાઓમા મળી આવે છે. પર્યાયોની આ ભિન્ન ભિન્ન અવસ્થાઓ 'ભાવ' કહેવાય છે અને આત્માના પર્યાયો વધારેમાં વધારે પાંચ ભાવવાળા હોવાથી તે પાંચનો જૈન શાસ્ત્રકારોએ નિર્દેશ કર્યો છે.

હવે જીવોના ભેદ-પ્રભેદોનો વિચાર કરવામાં આવે છે. તેનો નિર્દેશ કરતાં ગ્રન્થકાર કહે છે કે—

## स च जीवो द्वेधा, मुक्त-संसारिभेदात्

અર્થાત્ જીવના બે પ્રકાર છેઃ-(૧) મુક્ત અને (૨) સંસારી.[5] તેમાં **મુક્તનું લક્ષણ** એ છે કે—

---

૧ હથોડાના ગમે તેટલા ઘા પડે છતા જેમ એરણ સ્થિર રહે છે-તેમા કશું પરિવર્તન થતું નથી તેમ દેશ, કાળ આદિના વિવિધ ફેરફારો થવા છતા જે વસ્તુમા જરા પણ ફેરફાર ન થાય તેને 'કૂટસ્થ નિત્ય' કહેવામા આવે છે.

૨ જુદી જુદી ક્ષણોમા સુખ, દુખ ઓછુંવત્તું ભિન્ન વિષયનું જ્ઞાન આદિ જે પરિણામો અનુભવાય છે તે પરિણામો માત્ર માનવા અને તે બધા વચ્ચે અખંડ સૂત્રરૂપ કોઇ સ્થિર તત્ત્વનુ ન હોવું તે જ 'નિરન્વય પરિણામોનો પ્રવાહ' છે. જુઓ પં. **સુખલાલજી**કૃત **તત્ત્વાર્થનું** વિવેચન (પૃ. ૮૯).

૩ મૂળ વસ્તુ ત્રણે કાળમા સ્થિર રહ્યા છતા દેશ, કાળ વગેરે નિમિત્ત પ્રમાણે તેમા ફેરફાર થવે: તે 'પરિણામી નિત્યતા' છે.

૪ આત્માને પણ પરિણામી માનવો એ જૈન દર્શનની વિશિષ્ટતા છે. બાકી પરમાણુ વગેરેમા પરિણામ-વાદ તો વૈશેષિકો, સાખ્યો વગેરે સ્વીકારે છે.

૫ આ હકીકત ૬૧મા પૃષ્ઠમા **स च जीवो द्वेधा-संसारि सिद्धभेदात्** રૂપે નિર્દેશાઇ ગઇ છે. અહીં તેનો ફરીથી ઉલ્લેખ પ્રકરણના ઉત્થાન નિમિત્તક હોય એમ સમજાય છે વિશેષમા પૂર્વેના નિર્દેશમા 'સંસારી'નો 'સિદ્ધ' કરતા પ્રથમ નિદેશ કર્યો છે તે **તત્ત્વાર્થ**નુ અનુકરણરૂપ છે અને એથી કરીને **તત્ત્વાર્થરાજ**૦ની નિમ્ન લિખિત—

"**संसारिग्रहणमादौ बहुविकल्पत्वात् तत्पूर्वकत्वाच्च स्वसंवेद्यत्वाच्च**"

—પંક્તિ તેને પણ લાગુ પડે છે અર્થાત્ ગતિ વગેરે જેટલા વિકલ્પો સંસારીના છે એટલા સિદ્ધના નથી તે સૂચવવા માટે, સંસારી એ સિદ્ધની પૂર્વાવસ્થા છે તે દર્શાવવા વાસ્તે તેમજ ગતિ વગેરે પરિણામોનો અનુભવ થતો હોવાથી સંસારી સ્વસંવેદ્ય છે, જ્યારે સિદ્ધ અત્યંત પરોક્ષ હોવાથી અનુભવ ગમ્ય નથી એટલે તેઓ સ્વસંવેદ્ય નથી એ બતાવવા માટે 'સંસારિ' પદ પહેલું રાખવામા આવ્યું છે.

**सर्वकर्मविनिर्मुक्तत्वं मुक्तत्वस्य लक्षणम् । ( १०९ )**

અર્થાત્ સર્વ કર્મથી રહિત જીવને ' મુક્ત ' કહેવામાં આવે છે. **સંસારીનું લક્ષણ** નીચે મુજબ છે:—

**मिथ्यात्वादिनिमित्तोपार्जितकर्मवशादात्मनो भवान्तरप्राप्तिरूपत्वं संसारित्वस्य लक्षणम् । ( ११० )**

અર્થાત્ મિથ્યાત્વાદિક નિમિત્ત દ્વારા ઉપાર્જિત કરેલાં કર્મને લીધે જે જીવને ભવાન્તરમાં જવું પડે તેને ' સંસારી ' કહેવામાં આવે છે. પ્રકારાંતરથી એના ભેદો પાડતાં ગ્રંથકાર કથે છે કે—

**संसारी जीवो द्विविधः—समनस्कः, अमनस्कश्च । तत्र पूर्वोक्तमनोलक्षणयुक्तः समनस्कः, तद्रहितोऽमनस्कः ।**

અર્થાત્ સંસારી જીવના બે ભેદો થઇ શકે છે. જેમકે [1]સમનસ્ક અને અમનસ્ક. તેમાં પૂર્વે ( ૨૪૧ મા પૃષ્ઠમાં ) દર્શાવી ગયા તેવા લક્ષણથી યુક્ત મનવાળો જીવ તે 'સમનસ્ક' ગણાય અને તેવું મન ન હોય તે જીવ 'અમનસ્ક' ગણાય.

સમગ્ર જીવોનો–સંસારી તેમજ સિદ્ધનો સમનસ્ક કે અમનસ્કની કોટિમાં અંતર્ભાવ થઇ શકતો નથી એ દર્શાવવા ' સંસારી ' શબ્દનો પ્રયોગ કર્યો છે. વિશેષમાં સમસ્ત જીવોના આ બે ભેદો છે એમ માનવા કોઈ **તત્ત્વાર્થ**નો ઉપલક દૃષ્ટિએ અભ્યાસ કરનાર પ્રેરાય તો તે યુક્તિ તેમજ શાસ્ત્રથી વિરુદ્ધ છે. મુક્ત જીવો અમનસ્ક છે એ વાત સાચી છે, પરંતુ સર્વે સંસારી જીવો કંઇ સમનસ્ક જ કે અમનસ્કજ નથી; તે પૈકી કેટલાક જીવો અમનસ્ક છે, જ્યારે કેટલાક જીવો સમનસ્ક છે. આથી જ્યારે પ્રથમ જીવોના સંસારી અને મુક્ત એવા બે ભેદો દર્શાવ્યા બાદ સમનસ્ક અને અમનસ્કનો વિભાગ સમગ્ર જીવોને અનુલક્ષીને સૂચવવામાં આવે તો સામાન્ય રીતે બધા સંસારી જીવોને સમનસ્ક અને બધા મુક્ત જીવોને અમનસ્ક સમજી લેવાય અને તેમ કરવું તો ઉચિત નથી જ. વળી **તત્ત્વાર્થ**ની બૃહદ્‌વૃત્તિ ( પૃ. ૧૫૬ ), **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૮૭ ) તેમજ **તત્ત્વાર્થશ્લોક૦** ( પૃ. ૩૨૩ ) આ બે ભેદો સંસારીના જ છે એમ દલીલ પૂર્વક ઉદ્‌ઘોષણા કરે છે. જેમકે બૃહદ્‌વૃત્તિમાં કહ્યું છે કે સૂત્રકાર શ્રી**ઉમાસ્વાતિ**એ **"समनस्कामनस्काः"** ( અ. ૨, સૂ ૧૧ ) એવું સૂત્ર સમાસરૂપે નિર્દેશ્યું છે, વાસ્તે તે સંસારીઓને જ આશ્રીને છે, નહિ કે મુક્તને. જો મુક્તોને પણ એ લાગુ પડતું હોત તો સમાસરૂપે તેનો નિર્દેશ ન કરતાં **'समनस्का अमनस्काश्च'** એવો પૃથક્ ઉલ્લેખ તેઓ કરત કે જેવો ઉલ્લેખ પૂર્વના **"संसारिणो मुक्ताश्च"** ( અ. ૨, સૂ ૧૦ ) સૂત્રમાં

---

અત્ર જે 'મુક્ત' પદ પ્રથમ સૂચવાયું છે તેમા ઇચ્છા સિવાય કોઇ હેતુ જણાતો નથી. સમાસમા અલ્પ અક્ષરવાળું પદ પૂર્વે મૂકવું જોઇએ એ નિયમથી શું આમ કરાયું હશે ?

1 પ્રથમ સમનસ્કનો નિર્દેશ કરવાનું કારણ અભ્યર્હિતત્વ છે કેમકે ત્યા સમગ્ર કરણો છે.

તેમણે કર્યો છે. વિશકલીભૂત (પૃથક્ રૂપે) ઉલ્લેખ ન કરતાં જે સંહતરૂપે ઉલ્લેખ કર્યો છે તેથી તે પૂર્વોક્ત ભેદો પૈકી ગમે તે એકના જ વિશેષણ રૂપ સમજવું ઉચિત છે આ બે ભેદો મુક્તોને વિષે તો સંભવી શકતા નથી એટલે તે સંસારીના જ માનવા યુક્તિસંગત છે. " **संसारिणस्त्रसस्थावराः** "( અ. ૨, સૂ ૧૨ ) આ સૂત્રમા ' **संसारिण.** 'નો પૂર્વ સૂત્ર સાથે કેટલાક સંબંધ યોજે છે વળી કોઇક તો **संसारिणः, त्रसस्थावराः, समनस्कामनस्काः** એમ ત્રણ સૂત્રો અને તે પણ આ પ્રમાણેના ક્રમપૂર્વક નિર્દેશે છે, પરંતુ તે સમુચિત જણાતું નથી.

આ સંબંધમાં **તત્ત્વાર્થરાજ**૦ ( પૃ. ૮૭ )નું કથન એ છે કે યથાસંખ્ય પ્રસંગ આશ્રીને જો આ બે ભેદો સમગ્ર જીવોના છે એમ માનવામાં આવે તો સર્વ સંસારી જીવોને સમનસ્ક માનવા પડે અને એમ તો માની શકાય તેમ નથી. વળી અત્ર પૃથક્ યોજના કરી છે, એથી પણ એ ભેદો સંસારીને ઉદ્દેશીને હોવાનું સમજાય છે; નહિ તો **संसारिणो मुक्ताश्च समनस्कामनस्काः** એવું એક અખંડ સૂત્ર સૂત્રકાર યોજત અને તેમ નથી કર્યું એટલે ઇચ્છાનુસાર સંબંધ છે.

**દ્રવ્ય-મન અને ભાવ-મનનાં લક્ષણો સંબંધી શાસ્ત્રોક્ત પાઠ—**

૨૬૧ મા પૃષ્ઠમાં આપણે દ્રવ્ય-મન અને ભાવ-મનનાં જે લક્ષણો જોઇ ગયાં છીએ તેનું **નન્દી**-અધ્યયનની ચૂર્ણિની નિમ્ન-લિખિત પંક્તિઓ સમર્થન કરે છે:—

[૧]" **मणपज्जत्तिनामकम्मोदयतो जोग्गे मणोदव्वे घेत्तुं मणत्तेण परिणामिया दव्वा दव्वमणो भन्नइ ।** "

[૨]" **जीवो पुण मणपरिणामकिरियावंतो भावमणो । किं भणियं होइ ?। मणदव्वालंबणो जीवस्स मणणवावारो भावमणो भणइ ।** "

અર્થાત્ મનઃપર્યાપ્તિનામકર્મના ઉદયથી યોગ્ય મનો-દ્રવ્યને ગ્રહણ કરીને મનરૂપે પરિણમાવેલાં દ્રવ્યો 'દ્રવ્ય-મન' કહેવાય છે અને જીવનો ક્રિયાવંત મન-પરિણામ તે 'ભાવ-મન' છે. કહેવાની મતલબ એ છે કે જીવનો મન-દ્રવ્યના આલંબનરૂપ મનન-વ્યાપાર તે 'ભાવ-મન' છે આલંબન કહેવાનું કારણ એ છે કે જેમ પગ અને ચાલવાની શકિત હોવા છતા બહુ ઘરડો માણસ લાકડીના ટેકા વિના ચાલી શકતો નથી તેમ ભાવ-મન હોવા છતાં જીવ દ્રવ્ય-મન સિવાય સ્પષ્ટ વિચાર કરી શકતો નથી. આ કારણથી દ્રવ્ય-મનની મુખ્યતા માની એના ભાવ અને અભાવની અપેક્ષાએ સમનસ્ક અને અમનસ્ક એવા બે ભેદો કર્યા છે.

---

૧-૨ છાયા—

मनःपर्याप्तिनामकर्मोदयाद् योग्यानि मनोद्रव्याणि गृहीत्वा मनस्त्वेन परिणामितानि द्रव्याणि द्रव्यमनो भवति । जीवः पुनर्मनःपरिणामक्रियावान् भावमन । किं भणितं भवति ? । मनोद्रव्यालम्बनो जीवस्य मननव्यापारो भावमना भण्यते ।

બૃહદ્વૃત્તિમાં કહ્યું છે તેમ જે જીવો દ્રવ્ય–મન અને ભાવ–મન એમ બંનેથી યુક્ત હોય તેઓ 'સમનસ્ક' છે, જ્યારે જે જીવો કેવળ ભાવ–મનથી યુક્ત હોય–મનઃપર્યાપ્તિકરણથી નિરપેક્ષ ઉપયોગ માત્રથી યુક્ત હોય તેઓ 'અમનસ્ક' છે. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે અમનસ્ક જીવોને દ્રવ્ય–મન નથી, જ્યારે સમનસ્ક જીવોને દ્રવ્ય–મન તો છે જ એટલે કે સમનસ્ક અને અમનસ્ક એ બે ભેદો દ્રવ્ય–મનની અપેક્ષાએ પાડવામાં આવ્યા છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે અસંજ્ઞીની જેમ દ્રવ્ય–મન વિના ભાવ–મન ન હોય પરંતુ જિનેશ્વરની જેમ ભાવ–મન વિના દ્રવ્ય–મન હોય એવો [1]**લોકપ્રકાશ** (સ ૩)મા તેમજ **પ્રજ્ઞાપનાની** શ્રીમલયગિરિસૂરિકૃત [2]વૃત્તિના પત્રમાં ઉલ્લેખ છે. આથી એ ફલિત થાય છે કે કેટલાક સંસારી જીવોને કેવળ દ્રવ્ય–મન છે, જેમકે જિનેશ્વરને; કેટલાકને કેવળ ભાવ–મન છે, જેમકે એકેન્દ્રિયથી માંડીને અસંજ્ઞી પંચેન્દ્રિયના જીવોને; અને કેટલાકને દ્રવ્ય–મન અને ભાવ–મન બંને છે. આથી બૃહદ્ વૃત્તિના કથનને લક્ષ્યમાં લેતાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જિનેશ્વર જેવાને શું સમનસ્ક ગણવા ?

પૃથ્વીકાયથી માંડીને તે ચતુરિન્દ્રિય સુધીના જીવોને મન હોતું જ નથી–તેઓ દ્રવ્ય–મનથી રહિત છે. પંચેન્દ્રિયોમાં પણ બધાને દ્રવ્ય–મન નથી. એના દેવ, નારક, મનુષ્ય અને તિર્યંચ એવા ચાર વિભાગો પૈકી પહેલા બે વિભાગોમાં તો બધાને મન હોય છે, જ્યારે છેલ્લા બે વર્ગો પૈકી ફક્ત જેઓ ગર્ભજ છે તેમને જ મન હોય છે. આથી એ તાત્પર્ય નીકળે છે કે ગર્ભજ તિર્યંચો, ગર્ભજ મનુષ્યો, નારકો અને દેવોને જ દ્રવ્ય–મન હોય છે, બાકીના જીવોને દ્રવ્ય–મન હોતું નથી.

અત્ર કોઇ શંકા કરે કે કૃમિ વગેરેને પણ સૂક્ષ્મ મન હોય છે અને એ વાતને **જ્ઞાન–બિન્દુનો** ૧૪૪ મા પત્રગત ઉલ્લેખ ટેકો આપે છે, પરંતુ એ ધ્યાનમાં રાખવુ કે એક કોડી જેટલું ધન હોવાથી ધનિક કે એક ગાય હોવાથી ગોવાળીઓ કહેવાય નહિ તેમ સૂક્ષ્મ મન હોવાથી સમનસ્ક ન ગણાય. એમ એ જ [3]ઉલ્લેખ સંપૂર્ણ વિચારતાં જોવાય છે. આથી એ ફલિત થાય છે કે અત્ર કૃમિ વગેરેને જે મન હોય છે તેથી તેઓ ઇષ્ટ વસ્તુ તરફ પ્રવૃત્તિ અને અનિષ્ટ વસ્તુથી નિવૃત્તિ કરે છે, પરંતુ તેમની તે ક્રિયા કેવળ

---

૧ " द्रव्यचित्तं विना भाव–चित्तं न स्यादसञ्ज्ञिवत् ।
विनाऽपि भावचित्तं तु, द्रव्यतो जिनवद् भवेत् ॥ ९७७ ॥"

૨ " भावमनो विनाऽपि च द्रव्यमनो भवति, यथा भवस्थकेवलिन. ।"

૩ આ રહ્યો તે સંપૂર્ણ ઉલ્લેખઃ—

" यदि च सङ्कल्पविकल्पपरिणतद्रव्यमात्रग्राह्यभेदात् तद्ग्राहकं ज्ञानमतिरिक्तमित्यत्र निर्बन्धस्तदा द्वीन्द्रियादीनामपीष्टानिष्टप्रवृत्तिदर्शनात् तज्जनकसूक्ष्मसङ्कल्पजननपरिणतद्रव्यविषयमपि मनःपर्यायज्ञानमभ्युपगन्तव्यं स्यात्, चेष्टाहेतोरेव मनसस्तद्ग्राह्यत्वात् । न च तेन द्वीन्द्रियाणां समनस्कापत्तिः, कपर्दिकासत्तया धनित्वस्येव, एकया गवा गोमत्त्वस्येव, सूक्ष्मेण मनसा समनस्कत्वस्यापादयितुमशक्यत्वात् । "

દેહ-યાત્રાને જ ઉપયોગી છે. અહિંયા તો પુષ્ટ મનની વિવક્ષા છે કે નિમિત્ત મળતાં જેનાથી દેહ-યાત્રા ઉપરાંત બીજો પણ વિચાર થઇ શકે. જેનાથી પૂર્વ જન્મનું સ્મરણ સુદ્ધાં થઇ શકે એટલી વિચારની યોગ્યતા કે જેને શાસ્ત્રકારો 'સંપ્રધારણ સંજ્ઞા'ના નામથી ઓળખાવે છે તે જેનામાં હોય તે સમનસ્ક યાને મનવાળા જાણવા.

**सञ्ज्ञिनः समनस्काः** એવા તત્ત્વાર્થાધિ૦ (અ. ૨)ના ૨૫ મા સૂત્રમાં પણ 'સંજ્ઞા' શબ્દથી આ સંજ્ઞાનું, નહિ કે આહારાદિ સામાન્ય સંજ્ઞાનું સૂચન છે

સંપ્રધારણ સંજ્ઞા એ કાર્ય છે અને મન એનું કારણ છે, વાસ્તે અમુક જીવ મનવાળો છે કે મન વગરનો તે તેનામાં આ સંજ્ઞા છે કે નહિ તેના ઉપર આધાર રાખે છે.

## संसारिणो द्विप्रकाराः, [1]त्रस-स्थावरभेदात् ।

અર્થાત્ સંસારી જીવોના 'ત્રસ' અને 'સ્થાવર' એમ બે ભેદો છે. તેમાં ત્રસ અને સ્થાવરનાં લક્ષણો નીચે મુજબ છેઃ—

**त्रसनामकर्मोदयजन्यसम्प्राप्तवृत्तिविशेषरूपत्वं त्रसस्य लक्षणम् । (१११)**

**स्थावरनामकर्मोदयजन्यसम्प्राप्तवृत्तिविशेषरूपत्वं स्थावरस्य लक्षणम् । (११२)**

અર્થાત્ ત્રસ-નામ-કર્મના ઉદયવાળા જીવો '[3]ત્રસ' અને સ્થાવર-નામ-કર્મના ઉદયવાળા જીવો '[4] સ્થાવર' જાણવા.

---

૧ ત્રસોનું લિંગ સ્પષ્ટ હોવાથી તેનું સુખેથી ગ્રહણ થઇ શકે છે એ દર્શાવવા માટે 'ત્રસ'ને સ્થાવરની પૂર્વે સ્થાન આપવામા આવ્યું છે. તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૮૮)મા આ સંબંધમા કહ્યું છે કે—

"**त्रसग्रहणमादावल्पाच्तरत्वादभ्यर्हितत्वाच्च**"

અર્થાત્ ત્રસ શબ્દમા સ્થાવર કરતા ઓછા અક્ષરો હોવાથી તેમજ વિશેષ ઉપયોગયુક્ત હોવાથી એને પહેલું સ્થાન આપવામા આવ્યું છે.

૨ આ ભેદોથી એમ ન સમજવું કે બધા ત્રસ જીવો સમનસ્ક છે, જ્યારે બધા સ્થાવર જીવો અમનસ્ક છે. અલબત પૃથ્વીકાયથી તે વનસ્પતિકાય સુધીના જીવો કે જેને 'સ્થાવર' નામ-કર્મનો ઉદય છે તે બધા તો અમનસ્ક છે જ, પરતુ બાકીના જીવો પૈકી કેટલાક સમનસ્ક છે, જ્યારે કેટલાક અમનસ્ક છે.

૩-૪ તત્ત્વાર્થાધિ૦ની બૃહદ્વૃત્તિ (પૃ. ૧૫૮)મા કહ્યું છે કે—

"**परिस्पष्टसुखदुःखेच्छाद्वेषादिलिङ्गास्त्रसनामकर्मोदयात् त्रसाः, अपरिस्फुट-सुखादिलिङ्गाः स्थावरनामकर्मोदयात् स्थावराः ।**"

આથી સમજાય છે કે ત્રસ અને સ્થાવરોની પિછાન કરવાનું સાધન એ છે કે ત્રસ જીવોમા દુઃખને છોડી દેવાની અને સુખને પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ સ્પષ્ટ દેખાય છે, જ્યારે સ્થાવરમા તેવી પ્રવૃત્તિ અસ્પષ્ટ જણાય છે.

**ત્રસ જીવોના બે ભેદો—**

ત્રસ જીવોના વળી બે ભેદ છે:-(૧) ગતિત્રસ અને (૨) લબ્ધિત્રસ. ગ્રન્થકારના શબ્દોમાં કહીએ તો—

**त्रसा द्विविधाः, गतित्रस-लब्धित्रसभेदात् ।**[१]

સ્વતંત્ર ગતિવાળા જીવોને 'ગતિત્રસ' અને સુખ–દુ:ખની ઇચ્છાથી ગતિ કરનારા જીવોને 'લબ્ધિત્રસ' કહેવામાં આવે છે. આ પ્રમાણે વ્યાખ્યા કરતાં ગતિ–ત્રસના [૨]તેજસ્કાય અને વાયુકાય એમ બે પ્રકારો પડે છે અને લબ્ધિ–ત્રસના (૧) દ્વીન્દ્રિય, (૨) ત્રીન્દ્રિય, (૩) ચતુરિન્દ્રિય અને (૪) પંચેન્દ્રિય એમ ચાર ભેદ પડે છે, જ્યારે સ્થાવરના પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાય એમ ત્રણ ભેદો પડે છે.[૩] આ હકીકત ગ્રન્થકાર નિમ્ન–લિખિત શબ્દો દ્વારા દર્શાવે છે:—

**गतित्रसा अपि द्वेधा, [४]तेजो-वायुभेदात् । लब्धित्रसाश्चतुर्विधाः, द्वि-त्रि-चतुः-पञ्चेन्द्रियभेदात् । स्थावरास्त्रिविधाः, पृथ्व्य-ऽब्-वनस्पतिभेदात्[५] ।**

**સ્થાવર અને ત્રસની વ્યાખ્યામાં મતાંતરો—**

કયા જીવોને સ્થાવર અને કયા જીવોને ત્રસ ગણવા એ બાબત મતભેદ જોવામાં આવે છે. **તત્ત્વાર્થસૂત્ર** વગેરે ઉપર પ્રમાણે સમજુતી આપે છે, જ્યારે કેટલાક પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય અર્થાત્ એકેન્દ્રિય જીવોને 'સ્થાવર' અને બેથી પાંચ ઇન્દ્રિયોવાળા

---

૧ 'ત્રસ'નું લક્ષણ ઉપર મુજબ સૂચવ્યા પછી આ પ્રમાણેના ત્રસના બે ભેદો પાડવા શું ઉચિત છે એવો સહજ પ્રશ્ન ઉદ્‌ભવે છે. આનો ઉત્તર એ છે કે એ વાત સાચી છે કે 'ગતિ-ત્રસ'થી સૂચવવામા આવનારા તેજસ્કાય અને વાયુ–કાય ત્રસના પૂર્વોક્ત લક્ષણ પ્રમાણે તો ત્રસ નહિ, કિન્તુ સ્થાવર જ છે; પરંતુ દ્વીન્દ્રિયાદિ ત્રસની સાથે તેજસ્કાય અને વાયુકાયનું ગતિની અપેક્ષાએ સાદૃશ્ય જોઇ તેમને ગતિ–ત્રસ કહેલા છે એટલે આ કેવળ ઉપચારથી જ ત્રસ છે.

૨–૩ જે જીવનું શરીર તેજસ્ અર્થાત્ અગ્નિ હોય તે 'તેજસ્કાય' જીવ કહેવાય છે. એ પ્રમાણે જે જીવનું શરીર પૃથ્વી હોય તે 'પૃથ્વીકાય' જીવ જાણવા. આ પ્રમાણે અપ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય શબ્દો ઘટાવી લેવા.

૪ "**यत्राग्निस्तत्र वायुः**" અર્થાત્ જ્યા અગ્નિ હોય ત્યા વાયુ હોય છે એ પ્રમાણેના **પંચસંગ્રહ**ની પ્રસિદ્ધિ પ્રમાણે સ્વોપજ્ઞ વૃત્તિના ૧૬મા પત્રમા ઉલ્લેખ છે. આથી અગ્નિ અને વાયુનું સાહચર્ય સિદ્ધ થાય છે. એટલે એ બેનો સાથે નિર્દેશ કરાય છે. તેમા વળી અગ્નિ વાયુ કરતા સ્થૂળ છે તેથી તેને વાયુ કરતા પૂર્વે સ્થાન આપવામા આવ્યુ છે.

૫ આ ભેદો ત્રસ અને સ્થાવરના પૂર્વોકત લક્ષણો વિચારતા ઘટી શકતા નથી, કિન્તુ "**स्थानशीलाः स्थावराः**", "**त्रसेरुद्वेजनक्रियस्य त्रस्यन्तीति त्रसाः**" એવા સ્થાવરના અને ત્રસના વ્યુત્પત્તિ–અર્થ આશ્રીને ઘટે છે.

જીવોને ' ત્રસ ' ગણે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે એ વિબુધો ત્રસ શબ્દથી ' લબ્ધિત્રસ ' જ સમજે છે. જો આપણે ' સ્થાવર ' શબ્દથી તેનો વ્યુત્પત્તિ–અર્થ એ કરીએ કે—

"उष्णाद्यभितापेऽपि तत्स्थानपरिहारासमर्थाः सन्तस्तिष्ठन्तीत्येवंशीलाः स्थावराः"

અર્થાત્ ગરમી આદિથી પરિતાપ પામવા છતા પણ તે સ્થાન છોડીને અન્યત્ર જવામાં અસમર્થ હોવાથી ત્યાં જ રહે છે તે ' સ્થાવર ' કહેવાય તો તેજસ્કાય અને વાયુકાયને આપણે ' સ્થાવર ' સંજ્ઞા આપી શકીએ નહિ. પરંતુ સ્થાવરનો વ્યુત્પત્તિ–અર્થ ન કરતાં તેને પારિભાષિક શબ્દ તરીકે ગણીએ અર્થાત્ સ્થાવરનો અર્થ 'સ્થાવર-નામ-કર્મ'ના ઉદયવાળા જીવો એમ કરીએ તો પછી પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય એ [1]પાંચેને ' સ્થાવર ' કહેવામાં વાંધો નથી. કિન્તુ સાથે સાથે એ ધ્યાનમાં રાખવું કે એમ કરતી વખતે ત્રસ શબ્દને પણ પારિભાષિક શબ્દ ગણવો પડશે એટલે કે 'ત્રસ-નામ-કર્મ'ના ઉદયવાળા જીવો તે ત્રસ એમ સમજવું પડશે.

જ્યારે ' સ્થાવર ' શબ્દથી તેનો વ્યુત્પત્તિ–અર્થ સમજવામાં આવે, ત્યારે પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાય જીવોને જ સ્થાવર કહી શકાય અને બાકીના બધા જીવો ' ત્રસ ' ગણી શકાય. આમ થતાં ' ત્રસ ' શબ્દથી તેજસ્કાય અને વાયુકાય જીવો તેમજ બે ઇન્દ્રિયથી માંડીને પાંચ ઇન્દ્રિય યુકત જીવો સમજવા અને 'ત્રસ' શબ્દનો વ્યુત્પત્તિ–અર્થ એ કરવો કે—

" त्रसन्ति–अभिसन्धिपूर्वकमनभिसन्धिपूर्वकं वा ऊर्ध्वमधस्तिर्यक् चलन्तीति त्रसाः "

---

૧ આ પાચ સ્થાવરોનો આ પ્રમાણેનો ક્રમ રાખવામા શો હેતુ છે એ દર્શાવતા તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૮૯) જોતા સમજાય છે કે પૃથ્વી હોય તો જળનું કુંભ વગેરે દ્વારા, અગ્નિનું શરાવ વગેરેથી અને વાયુનું ચર્મઘટ વગેરેથી સુખપૂર્વક ગ્રહણ થઇ શકે છે આ માટે સૌથી પ્રથમ પૃથ્વીનો ઉલ્લેખ કર્યો છે. વળી વિમાન, ભવન, પ્રસ્તર ઇત્યાદિ પરિણામને ભજનારી હોવાથી પૃથ્વી સ્થૂલ મૂર્તિ છે. સ્નપન વગેરે ક્રિયામા જળનો ઉપકાર છે. પાક, શોષ, પ્રકાશ એ તેજનો ઉપકાર છે, ખેદ અને સ્વેદને દૂર કરવા રૂપ વાયુનો ઉપકાર છે અશન, આચ્છાદન, વસન વગેરે વનસ્પતિના ઉપકારના ફળો છે. પરતુ જળ વગેરેના ઉપકાર પણ પૃથ્વીની વિદ્યમાન દશામા જ સંભવે છે, એટલે આ બધાના ઉપર પણ પૃથ્વીનો ઉપકાર છે અને એથી કરીને પણ એને આદ્ય સ્થાન આપવું ઉચિત સમજાય. છે પૃથ્વી એ જળનો આધાર છે અને જળ એ આધેય છે. એથી કરીને તેમજ પૃથ્વીનો વિનાશ કરનાર હોવાથી અગ્નિ જે પૃથ્વીનો વિરોધી છે તેનું વ્યવધાન કરવાનું કામ પણ જળ કરે છે એથી પણ એને પૃથ્વી પછી સ્થાન આપવામા આવ્યું છે પૃથ્વી અને જળનો અગ્નિ પરિપાક હેતુ હોવાથી એને ત્રીજું સ્થાન અપાય છે વાયુ અગ્નિનો ઉપકારક હોવાથી એને અગ્નિ પછી સ્થાન અપાય છે. વનસ્પતિના પ્રાદુર્ભાવને વિષે પૃથ્વી વગેરે નિમિત્તતાને પામે છે વળી પૃથ્વી વગેરેના કરતા વનસ્પતિ અનંતગુણી છે એથી પણ એને અંતિમ સ્થાન અપાયું છે.

અર્થાત્ અન્ય શબ્દોમાં કહીએ તો ગતિ-ત્રસ અને લબ્ધિ-ત્રસ એમ ત્રસ જીવોના બે ભેદ પડે છે. **સ્થાનાંગ** નામના ત્રીજા અંગના ઉપાંગરૂપ **જીવાજીવાભિગમ**માં તો ત્રસના ત્રસ અને ઔદારિક ત્રસ એમ બે ભેદો પાડેલા છે. 'ત્રસ' શબ્દથી તેજસ્કાય અને વાયુકાય અને 'ઔદારિક ત્રસ'થી દ્વીન્દ્રિયથી પંચેન્દ્રિય પર્યંતના જીવો સમજાવવામાં આવ્યા છે.

## ગતિ-ત્રસ અને લબ્ધિ-ત્રસ પરત્વે મતાંતર—

આ પ્રમાણે આપણે સ્થાવર અને ત્રસ સંબંધી મત-ભેદ જોયા. વિશેષમાં ગતિ-ત્રસ અને લબ્ધિ-ત્રસ પરત્વે પણ મત-ભેદ છે. **આચારાંગ**ની [1]નિર્યુક્તિમાં ગતિ-ત્રસ અને લબ્ધિ-ત્રસનો અર્થ ઉપર પ્રમાણે કરવામાં આવ્યો નથી, પરંતુ એથી વિપરીત હકીકત છે. ત્યાં 'ગતિત્રસ' શબ્દથી દ્વીન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવો સમજાવવામાં આવ્યા છે અને લબ્ધિ-ત્રસથી તેજસ્કાય અને વાયુકાય સમજાવવામાં આવ્યા છે. અર્થાત્ જેને આપણે અહીં લબ્ધિ-ત્રસ કહ્યા છે તેને એ નિર્યુક્તિમાં 'ગતિ-ત્રસ' ગણાવ્યા છે અને જેને આપણે અત્ર 'ગતિ-ત્રસ' કહ્યા છે તેને એ સૂત્રમા ' લબ્ધિ-ત્રસ ' એવું નામ આપ્યું છે. આ મત-ભેદનું કારણ પણ ગતિ અને ત્રસ શબ્દોનો કયો અર્થ કરવો તે હોવું જોઇએ એમ લાગે છે.

## સ્થાવરના ભેદોના ક્રમની સકારણતા—

ગ્રન્થકારે સ્થાવરના પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાય એવા ત્રણ પ્રકારો પાડયા છે. તેમાં પૃથ્વીકાયને આદ્ય સ્થાન અને વનસ્પતિ-કાયને અંતિમ સ્થાન કેમ આપવામાં આવ્યું છે એવો સહજ પ્રશ્ન ઉદ્ભવે. આનો ઉત્તર **જીવાજીવાભિગમ** ( સૂ. ૧૦ )ની **શ્રીમલયગિરિસૂરિકૃત** વૃત્તિના નવમા પત્રમાંથી એમ મળી આવે છે કે પૃથ્વી એ સર્વ ભૂતનો આધાર છે. વાસ્તે [2]પૃથ્વી-કાયિકનો પ્રથમ નિર્દેશ કરવામાં આવ્યો છે. ત્યાર પછી તેને વિષે પ્રતિષ્ઠિત એવા [3]અપ્કાયિકનો ઉલ્લેખ કરવો તે વ્યાજબી છે અને જ્યાં જળ હોય ત્યા વનસ્પતિ હોય એ [4]સૈદ્ધાન્તિક વસ્તુના પ્રતિપાદન માટે અપ્કાયિક પછી વનસ્પતિ-કાયિકનો નિર્દેશ કરવો એ સુસંગત હોવાથી તેનો અપ્કાય પછી એટલે અંતમાં ઉલ્લેખ કરાયો છે.

---

૧ આ રહ્યો તે ઉલ્લેખઃ—

" दुविहा खलु तसजीवा लद्धितसा चेव गइतसा चेव ।
लद्धीय तेउवाऊ तेणऽहिगारो इहं नत्थि ॥ १५३ ॥ "
[ द्विविधा. खलु त्रसजीवा लब्धित्रसाश्चैव गतित्रसाश्चैव ।
लब्ध्या तेजोवायू तेनाधिकार इह नास्ति ॥ ]

૨ પૃથ્વી-કાય કહો કે પૃથ્વીકાયિક કહો તે એક જ છે. કેમકે કહ્યું પણ છે કે—
" पृथ्वीकाया एव पृथ्वीकायिकाः, आर्षत्वात् स्वार्थे इकप्रत्ययः " ।

૩ આ પ્રમાણે અપ્કાયિક અને વનસ્પતિ-કાયિક માટે પણ સમજી લેવું.

૪ " जत्थ जलं तत्थ वणं " [ यत्र जलं तत्र वनम् ].




આ કોઠામાં લબ્ધિ-ત્રસના સ્થાવર અને ગતિ-ત્રસની પેઠે સૂક્ષ્મ અને બાદર એમ બે ભેદો પાડ્યા નથી તેનું કારણ એ છે કે એ જીવો બાદર જ છે. અત્ર કોઇ શંકા કરે દ્વીન્દ્રયાદિ જીવો એવા સૂક્ષ્મ પણ છે કે જે સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા જોઇ શકાય છે અને કેટલાક તો એથી પણ વિશેષ સૂક્ષ્મ હોવાનો સંભવ છે તો આને બાદર કેમ કહેવાય ? આનો ઉત્તર એ છે કે લોક-વ્યવહારથી જે સૂક્ષ્મ હોય તેને સૂક્ષ્મ કહેવા એમ જૈન શાસ્ત્રનું માનવું નથી. એ શાસ્ત્ર પ્રમાણે તો વાસ્તવિક રીતે જે જીવો સૂક્ષ્મનામકર્મના ઉદયવાળા છે તેને જ 'સૂક્ષ્મ' કહેવામાં આવે છે. વળી આ સૂક્ષ્મ જીવોની એ પણ વિશિષ્ટતા જણાય છે કે એવા અનેક જીવોના શરીરો એકત્રિત-

---

૧-૩ આ ત્રણના પણ સૂક્ષ્મ અને બાદર એમ બે ભેદો પડે છે એ વાત શાસ્ત્રસિદ્ધ છે. 'હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' એ ગ્રંથના લેખક શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા બી એ. ના ધ્યાન બહાર આ વાત રહી ગયેલી જણાય છે. એથી તો એ ગ્રંથના પૂર્વાર્ધ પૃ. ૨૦૨૦)મા એનો નિર્દેશ કરાયો નથી. એ પ્રમાણે ફક્ત ત્રસ ( લબ્ધિ-ત્રસ )ના જ તેમણે પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદો પાડ્યા છે તે પણ તેમની ભૂલ છે.

૪-૫ આવા ભેદો બાદર પૃથ્વીકાય તેમજ અપ્કાયાદિક સંસારી જીવના પણ સમજી લેવા.

૬ પ્રત્યેક વનસ્પતિકાય તો બાદરરૂપ જ છે. જ્યારે સૂક્ષ્મ વનસ્પતિકાય કે જેને સૂક્ષ્મ નિગોદ તેમજ સૂક્ષ્મ અનંતકાય પણ કહેવામા આવે છે તે સાધારણ જ છે.

પિંડિત થવા છતાં તેઓ દૃષ્ટિગોચર થતા નથી, જ્યારે દ્વીન્દ્રિયાદિકની બાબત એથી વિપરીત છે અર્થાત્ તેના દેહો એકઠા મળતાં તેઓ નયન–ગોચર બને છે.

### પૃથ્વીકાયના ભેદ–પ્રભેદો—

પૃથ્વીકાયના સૂક્ષ્મ પૃથ્વીકાય અને બાદર પૃથ્વીકાય એમ બે ભેદો પડે છે. સૂક્ષ્મ પૃથ્વીકાય સમસ્ત લોકવર્તી છે, જ્યારે બાદર પૃથ્વીકાય તો અમુક જ સ્થળમાં–ભાગમાં છે. ( અત્ર એ ધ્યાનમાં રાખવું કે આ સૂક્ષ્મત્વ, બાદરત્વ આપેક્ષિક નથી, કિન્તુ કર્મોદયજનિત છે. ) આ સૂક્ષ્મ પૃથ્વીકાયના [1]પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે ભેદો પડે છે.

બાદર પૃથ્વીકાયના શ્લક્ષ્ણ અને ખર એમ બે ભેદો છે. શ્લક્ષ્ણા કહેતાં ચૂર્ણિત લોષ્ઠના જેવી મૃદુ પૃથ્વી સમજવી. આવી પૃથ્વી જેનું શરીર છે તેને 'શ્લક્ષ્ણ બાદર પૃથ્વીકાય' જીવો જાણવા. ખર કહેતાં કઠિન એવી પૃથ્વી જેનું શરીર છે તેને 'ખર બાદર પૃથ્વીકાય' સમજવા.

### શ્લક્ષ્ણ બાદર પૃથ્વીકાયના ભેદો—

આ શ્લક્ષ્ણ બાદર પૃથ્વીકાયના વળી સાત ભેદો છે—( ૧ ) કૃષ્ણ મૃત્તિકા ( કાળી માટી ), ( ૨ ) નીલ મૃત્તિકા ( ભૂરી માટી ), ( ૩ ) લોહિત મૃત્તિકા ( રાતી માટી ), ( ૪ ) હારિદ્ર મૃત્તિકા ( પીળી માટી ), ( ૫ ) શુકલ મૃત્તિકા ( સફેદ માટી ), ( ૬ ) પાણ્ડુ મૃત્તિકા ( અમુક દેશમાં ઉત્પન્ન થતી ધૂળરૂપ માટી ) અને ( ૭ ) પનક–મૃત્તિકા ( નદી પ્રમુખમાં પૂર આવ્યા પછી તેને કાંઠે જે શ્લક્ષ્ણ, મૃદુ એવો કાદવ રહી જાય છે તે ).

### ખર બાદર પૃથ્વીકાયના પ્રકારો—

ખર બાદર પૃથ્વીકાયના મુખ્યત્વે કરીને ચાલીસ ભેદો છે. જેમકે, ( ૧ ) શુદ્ધ પૃથ્વી, ( ૨ ) શર્કરા, ( ૩ ) વાલુકા ( રેતી ), ( ૪ ) ઉપલ ( પાષાણ, પત્થર ), ( ૫ ) શિલા ( દેવકુલપીઠાદિક બનાવવામાં ઉપયોગી પત્થર ), ( ૬ ) લવણ ( મીઠું ), ( ૭ ) ઊષ ( ખારી જમીન ), ( ૮ ) લોખંડ, ( ૯ ) તાંબું, ( ૧૦ ) કલાઇ ( ત્રપુ ), ( ૧૧ ) સીસું, ( ૧૨ ) રૂપું, ( ૧૩ ) સોનું, ( ૧૪ ) વજ્ર ( હીરો ), ( ૧૫ ) હરિતાલ, ( ૧૬ ) હિંગલોક, ( ૧૭ ) મનઃશિલા ( મનશીળ ), ( ૧૮ ) પારો, ( ૧૯ ) અંજન ( આંખમાં આંજવાનો સુરમો, ઇત્યાદિ ), ( ૨૦ ) પરવાલા, ( ૨૧ ) અબરખ (અભ્રપટલ), (૨૨) અભ્રમિશ્રિત વાલુકા, ( ૨૩ ) ગોમેદક, ( ૨૪ ) રુચક, ( ૨૫ ) અંક, ( ૨૬ ) સ્ફટિક, ( ૨૭ ) લોહિતાક્ષ, ( ૨૮ ) મરકત, ( ૨૯ ) મસારગલ્લ, ( ૩૦ ) ભુજમોચક, ( ૩૧ ) ઇન્દ્રનીલ, ( ૩૨ ) ચન્દન, ( ૩૩ ) ગૈરિક ( ગેરૂ ),

---

૧ આહારાદિ પુદ્ગલોને ગ્રહણ કરવા તેમજ પરિણમાવવા રૂપ જે આત્માની શક્તિ તે 'પર્યાપ્તિ' કહેવાય છે. પર્યાપ્તિ ૭ છે, પરંતુ દરેક જીવને છએ ૭ હોવી જોઇએ એવો નિયમ નથી. પરંતુ કયા જીવને કેટલી હોવી જોઇએ એ બાબતનો નિયમ છે. આથી જે જીવને જેટલી પર્યાપ્તિ હોવાનું શાસ્ત્રમા કહ્યું છે તેટલી પર્યાપ્તિ તે પ્રાપ્ત કરે ત્યારે જ તે 'પર્યાપ્ત' કહેવાય; નહિ કરે ત્યા સુધી તે 'અપર્યાપ્ત' કહેવાય.

( ૩૪ ) હંસગર્ભ, ( ૩૫ ) પુલક, ( ૩૬ ) સૌગન્ધિક, ( ૩૭ ) ચન્દ્રકાન્ત, ( ૩૮ ) વૈડૂર્ય, ( ૩૯ ) જલકાન્ત અને ( ૪૦ ) સૂર્યકાન્ત.

આ સમસ્ત પ્રકારના બાદર પૃથ્વીકાયિકના પણ પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે ભેદો પડેછે.

**અપ્કાયના અવાંતર ભેદો—**

અપ્કાયના સૂક્ષ્મ અને બાદર એવા બે ભેદો છે અને આ પ્રત્યેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા અવાંતર ભેદો છે. આ પૈકી બાદર અપ્કાયના ઓસ, હિમ, કરા, ધુમસ, [1]હરતનુ-જળ, [2]શુદ્ધ જળ, શીતળ જળ, [3]ઉષ્ણ જળ, ખારૂં જળ, ખાટું જળ, [4]લવણ-ઉદક, [5]વારુણ-ઉદક, [6]ક્ષીર-ઉદક, [7]ક્ષોદ-ઉદક, [8]રસ-ઉદક, [9]ઘનોદધિ ઇત્યાદિ અનેક ભેદો છે.

**તેજસ્કાયના ભેદો—**

તેજસ્કાયના પણ સૂક્ષ્મ તેજસ્કાય અને બાદર તેજસ્કાય એમ બે ભેદો પડે છે, અને વળી એ બન્નેના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે ભેદો છે. તે પૈકી બાદર તેજસ્કાયના ઉલ્કા, તણખા, જવાળા, અંગારા, અલાત ( કોલસા )નો અગ્નિ, શુદ્ધ અગ્નિ, વીજળી, સૂર્યકાન્તાદિથી ઉત્પન્ન થતો અગ્નિ, અરણિ આદિ કાષ્ટ ઘસવાથી ઉત્પન્ન થતો અગ્નિ, વજ્રનો અગ્નિ વગેરે ભેદો છે

**વાયુકાયના પ્રભેદો—**

વાયુકાયના સૂક્ષ્મ વાયુકાય અને બાદર વાયુકાય એમ બે પ્રકારો છે. આ પ્રત્યેકના વળી પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદો છે. તેમાં બાદર વાયુકાયના દશે દિશાના વાયુઓ, [10]ઉદ્ભ્રામક, [11]ઉત્કલિક, [12]મંડલિક, [13]ગુંજાવાયુ, [14]ઝંઝાવાત, [15]સંવર્તક, [16]ઘનવાત, [17]શુદ્ધ વાત ઇત્યાદિ પ્રભેદો છે.

**વનસ્પતિકાયના ભેદ-પ્રભેદો—**

વનસ્પતિ-કાયના સૂક્ષ્મ અને બાદર એમ બે ભેદો પડે છે. આ બંનેના વળી પર્યાપ્ત અને

---

૧ પૃથ્વીને ભેદીને તૃણના અગ્ર ભાગ વગેરે ઉપર રહેનારૂં પાણી. ૨ અંતરિક્ષથી પડેલું અથવા નદી વગેરેનું જળ. ૩ સ્વભાવથી ઊના પાણીના કુંડો વગેરેનું જળ જેમકે ભગવતી ( શ. ૨, ઉ. ૫, સૂ. ૧૧૩ )ના ૧૪૧મા પત્રમા ઉલ્લેખ કરાયલા સ્થળનું જળ. ૪-૮ લવણ, વારુણ, ક્ષીર, ઇક્ષુરસ અને પુષ્કરવર સમુદ્રના જળો અનુક્રમે સમજવા. ૯ રત્નપ્રભા વગેરે સાત પૃથ્વીના આધારરૂપ ઘાડું જળ.

૧૦ અનવસ્થિત રીતે વાતો વાયુ. ૧૧ જેમ સમુદ્રમા કલ્લોલો થાય છે તેમ જે વાયુના મોજાંઓ રેતીમા સ્પષ્ટ જણાય તે પવન ૧૨ મૂળમાથી જે ગોળ ફરતો વાતો હોય તે વાયુ ૧૩ અવાજ કરતો-સુસવાટ કરતો વાયુ. ૧૪ મેઘની વૃષ્ટિ સહિત વાતો હોય તે અથવા આકરો વાયુ ૧૫ તણખલા વગેરેને ઉપાડી ઉડાવનારો વાયુ ૧૬ રત્નપ્રભા વગેરે સાત પૃથ્વીઓ પૈકી પ્રત્યેકની નીચે રહેલો ઘન પરિણામવાળો અને ઘનોદધિના આધારભૂત વાયુ. ૧૭ શીતળ, સુખકારી અને મંદ મંદ વાતો પવન.

અપર્યાપ્ત એવા ભેદો છે. બાદર વનસ્પતિકાયના પ્રત્યેક અને સાધારણ એવા બે ભેદો છે, જ્યારે સૂક્ષ્મ વનસ્પતિકાય તો સાધારણ જ છે. એક શરીરમાં એક એક જીવ અલગ અલગ હોય તે 'પ્રત્યેક' શરીર કહેવાય છે, જ્યારે જેમાં અનંત જીવો હોય તે 'સાધારણ' શરીર કહેવાય છે.

પ્રત્યેક બાદર વનસ્પતિકાયના બાર ભેદો છે:—(૧) આમ્ર વગેરે [1]વૃક્ષો, (૨) વેંગણ વગેરે ગુચ્છો, (૩) નવમાલિકા, જાઇ વગેરે ગુલ્મો, (૪) ચંપકાદિ [2]લતાઓ, (૫) તુંબડી, દરાખ પ્રમુખની [3]વેલ, (૬) શેરડી વગેરે પર્વો, (૭) દૂર્વા, દર્ભ વગેરે ઘાસ, (૮) સોપારી, ખજૂર વગેરે [4]વલય, (૯) તંદુલીયક વગેરે [5]હરિતકી, (૧૦) [6]ચોવીસ પ્રકારનાં

---

૧ અમુક વૃક્ષના ફળમા એક બી છે કે વધારે એ વિચારતા વૃક્ષના એકબીજયુક્ત ફળવાળા અને અનેકબીજયુક્ત ફળવાળા એમ બે પ્રકારો પાડવામા આવ્યા છે. જાંબુ, લીંબડો, આંબો એ પ્રથમ પ્રકારના ઝાડો છે, જ્યારે કોઠ, દાડમ, ફણસ વગેરે બીજી જાતના ઝાડો છે.

**ભગવતી** નામના પાચમા અંગમા સૂચવ્યા મુજબ વૃક્ષોના ત્રણ ભેદો પણ પડે છે જેમકે શૃંગવેરની પેઠે અનંત જીવોવાળા ઝાડો; કોઠ, આંબાની માફક અસંખ્ય જીવોવાળા ઝાડો; અને તાડ, તમાલ વગેરેની જેમ સંખ્યાત જીવવાળા ઝાડો.

વૃક્ષનું મૂળ ભૂમિ સાથે સંબદ્ધ હોય છે, કંદ એને આશ્રીને રહેલો છે, થડ કંદ આશ્રીને રહેલ છે એમ બી સુધીના સર્વે અવયવો એક બીજા સાથે જોડાયેલા છે.

૨ લતા એટલે શું તે નિમ્ન-લિખિત પંક્તિ ઉપરથી જણાય છે:—

" **येषां स्कन्धप्रदेशे विवक्षितोर्ध्वशाखाव्यतिरेकेण अन्यत् शाखान्तरं तथाविधं परिस्थूरं न निर्गच्छतीति ते लताः** "

—જીવાજીવા૦ની વૃત્તિનું ૨૬ મું પત્ર

અર્થાત્ જેના થડના પ્રદેશને વિષે વિવક્ષિત ઊંચી ડાળી છોડીને તેવી બીજી ડાળી નીકળતી નથી તે ' લતા ' કહેવાય છે.

૩ **જીવાજીવા૦** ( સૂ. ૨૦ ) પ્રમાણે મુખ્યત્વે કરીને લતાઓ આઠ છે અને વેલો ચાર છે, જ્યારે એના અવાતર ભેદો અનુક્રમે આઠસો અને ચારસો છે; પરંતુ તેના નામો કોઇ પણ જૈન ગ્રંથમા હજી સુધી મારા જોવામા આવ્યા નથી.

૪ જેની છાલ વલયના આકારની હોય છે તેને ' વલય ' કહેવામા આવે છે

૫ હરિતકી કહો કે લીલોતરી કહો તે એક જ છે અને એના ( અ ) જળમા ઉત્પન્ન થતી, ( આ ) સ્થળમા ઉત્પન્ન થતી અને ( ઇ ) ઉભયત્ર ઉત્પન્ન થતી એમ ત્રણ પ્રકારો છે.

૬ એના નામો **પ્રવચનસારોદ્ધાર** ( દ્વા. ૧૫૬ )ની નીચે મુજબની ગાથામા મળી આવે છે:—

" धन्नाइं चउवीसं जव गोहुम सालि वीहि सट्टीअ ।
कोद्दव अणुया कंगू रालय तिल मुग्ग मासा य ॥ १००४ ॥
अयसि हरिमंथ तिउवड निप्फाव सिलिंद रायमासा य ।
इक्खू मसूर तुवरी कुलत्थ तह धन्नय कलाया ॥ १००५ ॥ "

ધાન્ય, ( ૧૧ ) કમળ વગેરે જલરુહ અને ( ૧૨ ) ભૂમિસ્ફોટ વગેરે કૂહણ.[1]

**સાધારણ અને પ્રત્યેક વનસ્પતિકાયનાં લક્ષણો—**

સાધારણ વનસ્પતિકાય કહો, અનંતકાય કહો કે [2]સૂક્ષ્મ નિગોદ કહો તે એક જ છે. જે વનસ્પતિકાય જીવોની આહાર-નિહાર, ઉચ્છ્વાસ-નિઃશ્વાસ, શરીર-નિષ્પત્તિ અને વ્યુત્ક્રાન્તિ-રૂપ ક્રિયાઓ એકી સાથે-સમકાલે થાય છે તે જીવો ' સાધારણ-વનસ્પતિકાય ' કહેવાય છે. આનું વિશિષ્ટ લક્ષણ એ છે કે ( ૧ ) મૂળ, ( ૨ ) કંદ, ( ૩ ) થડ, ( ૪ ) છાલ, ( ૫ ) શાખા, ( ૬ ) પ્રવાલ, ( ૭ ) પત્ર, ( ૮ ) ફૂલ, ( ૯ ) ફળ અને ( ૧૦ ) [3]બીજ એ દશ સ્થાનનો જે જીવ આશ્રીને સમાન ભંગ થાય તે ' સાધારણ ' વનસ્પતિકાય કહેવાય છે. **દ્રવ્યલોકપ્રકાશ** ( સ. ૫, શ્લો. ૧૬ )માં કહ્યું પણ છે કે—

**" मूलादिदशकस्येह, यस्य भङ्गः समो भवेत् ।**
**अनन्तजीवं तद् ज्ञेयं, मूलादिदशके खलु ॥ "**

---

[ धान्यानि चतुर्विंशतिः यवा गोधूमाः शालयो व्रीहयः षष्टिकाः ।
कोद्रवा अणुकाः कङ्गू रालकाः तिला मुद्गा माषाश्च ॥
अतसी हरिमन्थास्त्रिपुटिका निष्पावाः शिलिन्दा राजमाषाश्च ।
इक्षवो मसूरास्तुवर्यः कुलस्थास्तथा धान्यकं कलायाः ॥ ]

અર્થાત્ જવ, ઘઉં, શાલિ, વ્રીહિ, સાઠી ચોખા, કોદરા, અણુક ( મણિચણા ), કાગ, રાલક, તલ, મગ, અડદ, અલસી, કાળાં ચણા, ત્રિપુટક, વાલ, મઠ, ચોળા, ઇક્ષુ ( બરટ્ટિકા ), મસૂર, તુવેર, કળથી, ધાણા અને ગોળ વટાણા એ ચોવીસ ધાન્યો છે.

૧ આ બાર ભેદોને બદલે સંક્ષેપથી આના ૭ પ્રકારો પણ પડે છે. આ વાતને **આચારાંગની** નિર્યુક્તિની નિમ્ન-લિખિત ગાથા પ્રકાશિત કરે છે:—

" अग्गबीया मूलबीया खंधबीया चेव पोरबीया य ।
बीयरुहा संमुच्छिम समासओ वणस्सईजीवा ॥ १३० ॥ "

[ अग्रबीजा मूलबीजाः स्कन्धबीजाश्चैव पर्वबीजाश्च ।
बीजरुहाः सम्मूर्च्छिमाः समासतो वनस्पतिजीवाः ॥ ]

અર્થાત્ કોરંટક વગેરે અગ્ર બીજવાળી ( અર્થાત્ અગ્ર ભાગ ઉત્પત્તિના કારણરૂપ છે એવી ), કેળ, કમળ વગેરે મૂળમા બીજવાળી ( એટલે કે મૂળમાથી ઉત્પન્ન થતી ), શલ્લકી વગેરે થડમા બીજવાળી, શેરડી વગેરે પર્વમા બીજવાળી, શાલિ વગેરે બીજરુહ, તેમજ પદ્મિની, શૃંગાટક ( સીંગોડા ), સેવાલ, તૃણ વગેરે સંમૂચ્છિમ એમ ૭ પ્રકારની વનસ્પતિ છે. આ હકીકત **અભિધાનચિન્તામણિ** ( કા ૪, શ્લો. ૨૬૬-૨૬૭ )માં પણ નજરે પડે છે.

૨ આના સ્થૂળ સ્વરૂપ માટે જુઓ **ઋષભપંચાશિકાનું** સ્પષ્ટીકરણ ( પૃ. ૧૦૧-૧૦૨ ).

૩ બીજના યોનિ-ભૂત અને અયોનિ-ભૂત એવા બે ભેદો વગેરેનું સ્વરૂપ **દ્રવ્ય-લોકપ્રકાશ** ( સ. ૫ )મા ૪૯મા પદ્યથી શરૂ થાય છે,

તેમાં સમ-ભંગનું લક્ષણ **વનસ્પતિસપ્તતિ**માં નીચે મુજબ દર્શાવાયું છે:—

" [1]खडिआइचुन्ननिप्फाइयाइ वत्तीइ जारिसो भंगो ।
सव्वत्थ समसरूवो केआरतरीइतुल्लो वा ॥
इत्थ पुण विसेसोऽयं समभंगा हुंति जे सयाकालं ।
ते च्चिय अणंतकाया न पुणो जे कोमलत्तेणं ॥ "

અર્થાત્ ખડી વગેરેના ચૂર્ણથી બનાવેલી વાટને ભાંગવાથી અથવા ક્યારાના તર ભાંગતા જે ભંગ થાય તે ' સમભંગ ' છે. અત્ર એ વિશેષતા છે કે જે સર્વદા સમાન ભંગવાળા છે તે જ અનંતકાય છે, નહિ કે જે કોમલતાને લઇને એવા છે તે.

મૂળ વગેરે દશ સ્થાનો પૈકી પ્રત્યેકમાં જુદા જુદા જીવો હોય તે ' પ્રત્યેક ' વનસ્પતિકાય કહેવાય છે. **દ્રવ્ય-લોક-પ્રકાશ**( સ. ૫ )માં કહ્યું પણ છે કે—

" यत्र मूलादिदशके, प्रत्यङ्गं जन्तवः पृथक् ।
प्रत्येकनामकर्माढ्या-स्तत् प्रत्येकमिहोच्यते ॥ ९३ ॥ "

જે જીવ મૂળરૂપે પરિણમે છે તે જ જીવ પ્રથમ પત્રરૂપે પરિણમે છે; કિશલય વગેરે કંઇ મૂળ જીવના પરિણામના આવિર્ભાવરૂપ નથી. ઉગતો એવો પહેલો અંકૂરો સાધારણ વનસ્પતિકાય છે, પરંતુ યથાયોગ વધતો તે પ્રત્યેક પણ હોય. કહ્યું પણ છે કે—

"[2]जो वि य मूले जीवो सो वि य पत्ते पढमयाए त्ति ।
सव्वो वि किसलओ खलु उग्गममाणो अणंतओ भणिओ ॥ "

કહેવાની મતલબ એ છે કે બીજનો જીવ અથવા કોઇ અન્ય જીવ, બીજમાં મૂળરૂપે ઉત્પન્ન થઇને વિકસિત અવસ્થા કરે છે. ત્યાર બાદ અનન્તરભાવી કિસલય-અવસ્થાને અનંતકાય જીવો જ ઉત્પન્ન કરે છે. પછી એમનું આયુષ્ય પૂર્ણ થતાં તે જીવો નાશ પામે છે ત્યારે એ જ જીવ-બીજનો જીવ અનંત કાયિકોના દેહને પોતાના પ્રાથમિક અંગરૂપે ગ્રહણ કરી પ્રથમ પત્ર થાય ત્યાં સુધી તેની વૃદ્ધિ કર્યા કરે છે.

---

૧-૨ છાયા—

खटिकादिचूर्णनिष्पादिताया वर्त्या यादृशो भङ्गः ।
सर्वत्र समस्वरूपो केदारतरीकतुल्यो वा ॥
अत्र पुनर्विशेषोऽयं समभङ्गा भवन्ति ये सदाकालम् ।
ते एव अनन्तकाया न पुनर्ये कोमलत्वेन ॥

योऽपि च मूले जीवः सोऽपि च पत्रे प्रथमतया इति ।
सर्वोऽपि किशलयः खलु उद्गच्छन् अनन्तको भणितः ॥

**આચારાંગ**ના વૃત્તિકાર પ્રથમ પત્રનો અર્થ પૃથ્વી, જળ અને કાળની અપેક્ષાવાળી બીજની વિકસિત અવસ્થા એમ કરે છે, કેમકે એ પ્રથમ ઉત્પન્ન થાય છે.

## સૂક્ષ્મ એકેન્દ્રિય જીવોનું સ્થાન અને તેની સંખ્યા—

સૂક્ષ્મ પૃથ્વીકાય, સૂક્ષ્મ અપ્કાય, સૂક્ષ્મ તેજસ્કાય, સૂક્ષ્મ વાયુકાય અને સૂક્ષ્મ વનસ્પતિ-કાય એ પાંચે સમગ્ર લોકમા સર્વત્ર છે. અર્થાત્ ચૌદ રજ્જુપ્રમાણુક લોકમાં એવું કોઇ સ્થાન નથી કે જયાં આ સૂક્ષ્મ એકેન્દ્રિયો ન હોય.

આખા લોકમાં રહેલા સૂક્ષ્મ પૃથ્વીકાયથી માંડીને તે સૂક્ષ્મ વાયુ-કાય સુધીના જીવોની સંખ્યા અસંખ્યાતની છે, જયારે સૂક્ષ્મ સાધારણ વનસ્પતિકાયની સંખ્યા અનંતની છે.

વિસ્તારથી કહીએ તો સર્વથી ઓછા સૂક્ષ્મ તેજસ્કાય છે. એનાથી સૂક્ષ્મ પૃથ્વીકાય, સૂક્ષ્મ અપ્કાય અને સૂક્ષ્મ વાયુકાય અનુક્રમે અધિક અધિક છે. નિગોદના જીવો સૂક્ષ્મ વાયુકાય કરતાં અસંખ્ય ગુણા છે, કેમકે ગોળે ગોળ તેઓ અસંખ્ય છે વળી આ કરતાં પણ અનંત ગુણા સૂક્ષ્મ વનસ્પતિકાયના જીવો છે.

## વનસ્પતિની સચેતનતા—

આ શીર્ષક જોઇને કોઇ પ્રશ્ન કરે કે પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય અને વાયુ-કાયને વિષે જીવ છે એ સિદ્ધ કર્યા વિના એકાએક વનસ્પતિની સચેતનતાનો કેમ વિચાર કરાય છે તો એનો ઉત્તર એ છે કે વનસ્પતિનું જીવત્વ સિદ્ધ કરવા માટે જે યુક્તિઓ રજુ કરવામાં આવનાર છે તે સ્થૂલ દૃષ્ટિવાળાઓને-બાલ જીવોને પણ ઝટ ગળે ઉતરે તેવી છે, જયારે પૃથ્વીકાયાદિ પરત્વેની યુક્તિઓ એટલી સુગમ નથી એટલે કે જે યુક્તિઓ દ્વારા વનસ્પતિમાં સચેતનત્વ સિદ્ધ કરાશે તે અનુસાર પૃથ્વીકાયાદિની સજીવતા હોવાની પ્રતીતિ સહેલાઇથી થઇ રહેશે. એ હેતુથી પ્રથમ વનસ્પતિ આશ્રીને વિચાર કરવામાં આવે છે. આ સંબંધમાં **આચારાંગ** (અ. ૧, ઉ. ૫, સૂ. ૪૬), **તર્કરહસ્ય-દીપિકા** ( પત્ર ૬૨-૬૫ ), **લોકપ્રકાશ** ( સ. ૫, શ્લો. ૩૨-૪૫ ) વગેરે ગ્રંથો પ્રકાશ પાડે છે. ત્યા કહ્યું છે કે ઝાડના મૂળમા જળનું સિંચન કરવાથી એનાં ફળ વગેરેમાં રસ સ્પષ્ટપણે દેખાય છે, વાસ્તે વનસ્પતિમાં ઉચ્છ્વાસનો સદ્ભાવ છે; કેમકે એનો અભાવ હોય તો રસ ઊંચે પ્રસરે નહિ. દાખલા તરીકે આપણામાં-મનુષ્યોમાં ઉચ્છ્વાસને લીધે જ રસનો પ્રસાર થાય છે, જયારે મૃતક વગેરેમાં ઉચ્છ્વાસનો અભાવ હોવાથી ત્યાં રસનો સંચાર થતો નથી. આ પ્રમાણે અન્વય અને વ્યતિરેકથી, રસનો પ્રસાર વનસ્પતિમાં ઉચ્છ્વાસ સિદ્ધ કરે છે; કેમકે વ્યાપક વિના વ્યાપ્ય હોતું નથી. વળી ઉચ્છ્વાસ એ આત્માનો ધર્મ છે એ નિર્વિવાદ વાત છે અને ધર્મ ધર્મી વિના સંભવતો નથી એટલે વનસ્પતિ સચેતન હોવાનું સિદ્ધ થાય છે.

જેમ મનુષ્યના દેહમાં ઉત્પત્તિ-ધર્મ છે તેમ વનસ્પતિના શરીરમાં પણ છે. આથી વન-સ્પતિ સચેતન છે. વિશેષમાં જેમ મનુષ્યનું શરીર બાલરૂપે, કુમારરૂપે, યુવકરૂપે અને વૃદ્ધરૂપે દેખાય છે અને તેમ હોવાથી તે સ્પષ્ટપણે ચેતનાવાળું મનાય છે તેમ વનસ્પતિનો દેહ પણ એ ચારે અવસ્થાઓ અનુભવે છે. જેમકે કેતકનું ઝાડ. વળી જેમ મનુષ્યનો દેહ નિરંતર જુદી જુદી

દશાઓને અનુભવતાં વધે છે તેમ અંકૂર, કિશલય, શાખા ઇત્યાદિ અવસ્થાઓ વડે સૂચવાય છે તેમ ઝાડ પણ વધે છે. આથી પણ એનામાં જીવ છે. વળી વૃક્ષોને સંકોચ, વિકાસ વગેરે સંજ્ઞાઓ પણ છે. એથી એનામાં સચેતનતા સિદ્ધ થાય છે. વનસ્પતિમાં અન્ય જીવોની જેમ આહારાદિ દશે સંજ્ઞાઓ છે એ વાત આગળ ઉપર વિચારવામાં આવનાર છે. અત્ર એ વાતનો જ નિર્દેશ કરવો પ્રસ્તુત સમજાય છે કે જેમ મનુષ્યના શરીરમાં જ્ઞાનનો સંબંધ છે તેમ વનસ્પતિના શરીરમાં પણ જ્ઞાનનો સંબંધ છે. જેમકે ખીજડો, વથુલો, અગથિયો, આમલી, કઠી વગેરે વનસ્પતિઓ સૂઇને જાગે છે; માટે જ એમાં જ્ઞાનનું અસ્તિત્વ અનુમનાય છે. વડ, પીપળો અને લીંબડો ઇત્યાદિ ઝાડોના અંકૂરાઓ વર્ષા ઋતુના મેઘની ગર્જનાથી અને શીતળ વાયુના સ્પર્શથી ઉગી નીકળે છે એટલે કે એ વનસ્પતિઓમાં શબ્દ પારખવાની અને સ્પર્શને ઓળખવાની શક્તિ પણ રહેલી છે. વળી જ્યારે પગમાં ઝાંઝરવાળી મદોન્મત્ત સ્ત્રી પોતાનાં કોમળ ચરણોથી અશોક વૃક્ષને પ્રહાર કરે છે–તેને લાત મારે છે ત્યારે જ તેને પાદડા અને ફૂલો આવે છે. જ્યારે કોઇ જુવાન લલના ફણુસના ઝાડને આલિંગન દે છે ત્યારે તેને વિષે ફૂલો અને પાંદડાં ઉગે છે. જ્યારે બકુલના ઝાડ ઉપર ખુશબોદાર દારૂનો કોગળો કરવામાં આવે છે ત્યારે તેને વિષે પુષ્પો અને પત્રોનો પ્રાદુર્ભાવ થાય છે. તિલકના ઝાડ પ્રત્યે કટાક્ષ પૂર્વક દૃષ્ટિ ફેંકવાથી તે પાદડાં અને ફૂલોથી વિભૂષિત બને છે. વિશેષમાં પાંચમા સ્વરના ઉદ્ગારથી શિરીષનાં અને વિરહકનાં ફૂલો ખરી પડે છે. વળી સૂર્ય–કમલો સવારે, ઘોષાતકીનાં પુષ્પો સાંજે અને ચંદ્ર–કમલો ચદ્રના ઉદય થયા બાદ ખીલે છે. લજામણી વગેરેના રોપાઓ હાથ અડકતાં જ સંકોચ પામી જાય છે. વળી અમુક વનસ્પતિ અમુક ઋતુમાં જ ફળ આપે છે. આ બધી વિશેષતાઓ વનસ્પતિમાં જ્ઞાન હોવા વિના સંભવતી નથી અને જ્ઞાનનું અસ્તિત્વ એટલે ચૈતન્યની હૈયાતી; અત એવ વનસ્પતિની સચેતનતા સિદ્ધ થાય છે. વળી જેમ આખા શરીરની ચામડી ઉતારતાં ગધેડો મરી જાય છે તેમ સમગ્ર છાલ ઉતારતાં ઝાડ મરી જાય છે. આ ઉપરાંત જેમ માનવ–શરીર છેદાતાં સૂકાઇ જાય છે તેમ વનસ્પતિનો દેહ પણ પલ્લવો, પુષ્પો છેદાતા સૂકાઇ જતો જોવાય છે. આ યુક્તિથી પણ વનસ્પતિનું સજીવત્વ અનુમનાય છે. વિશેષમાં જેમ મનુષ્યોને દોહદ થાય છે તેમ વનસ્પતિને પણ ઇચ્છારૂપ દોહદ થાય છે, કેમકે તેમનો દોહદ પૂર્ણ થતાં તેઓ ફળે છે, નહિ તો તેઓ સૂકાઇ જાય છે. વિશેષમાં જેમ મનુષ્ય–દેહ અશાશ્વત છે–વિનશ્વર છે તેમ વનસ્પતિનો દેહ પણ છે, કારણ કે એનું દશ હજાર વર્ષનું ઉત્કૃષ્ટ આયુષ્ય છે. આ ઉપરાંત જેમ માનવોમા તરતમતા છે તેમ વૃક્ષોમાં પણ છે. જેમકે એરંડા જેવાં કેટલાક ઝાડો નીચ છે, જ્યારે આંબા જેવાં ઝાડો ઊંચ છે; કેટલાંક કાંટાવાળાં છે તો કેટલાંક કોમળ છે; કેટલાંક કુટિલ છે તો કેટલાંક સરળ છે; કેટલાંક કદે નાનાં છે તો કેટલાંક ઊંચાં છે; કેટલાંકના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ આનંદજનક છે તો કેટલાંકના એથી ઉલટા છે; કેટલાંક વિષ જેવાં છે તો કેટલાંક અમૃત જેવાં છે, કેટલાક ઉકરડામાં ઉગે છે, તો કેટલાક સુંદર ઉદ્યાનમાં ઉગે છે; કેટલાંક દીર્ઘ આયુષ્યવાળાં છે તો કેટલાંક શસ્ત્રનો પ્રહાર થતાં સત્વર મરણને શરણ થાય છે. આ પ્રમાણેની વિવિધતા કર્મોના સદ્ભાવ વિના સંભવતી નથી. જેમકે ઘડારૂપ કાર્યનો કર્તા કુંભાર છે તેમ આ કર્મો કાર્યરૂપ હોવાથી તેનો કોઇ કર્તા હોવો જોઇએ. આથી વનસ્પતિ સચેતન હોવાનું સ્પષ્ટપણે અનુમાન થાય છે. વળી મનુષ્યોને રોગ થાય છે અને તે યોગ્ય દવા કરવાથી મટે

છે તેવી હકીકત વનસ્પતિને પણ લાગુ પડે છે[1], વાસ્તે તે સચેતન છે. જેમ માનવને ઇષ્ટ સંયોગથી આનંદ અને અનિષ્ટ વાતાવરણથી ગ્લાનિ થાય છે તેમ ઇષ્ટ આહારાદિ મળતાં વનસ્પતિ પ્રફુલ્લિત બને છે, જ્યારે અનિષ્ટ આહારાદિ મળતાં તે કરમાવા લાગે છે. વળી જેમ આપણને આઘાત–પ્રત્યાઘાત થાય છે તેમ એને પણ થાય છે. આથી પણ વનસ્પતિની સચેતનતા સિદ્ધ થાય છે.

આ પ્રમાણેની યુક્તિ–પ્રયુક્તિઓ જૈન શાસ્ત્રોમાં રજુ કરવામાં આવી છે. વનસ્પતિમાં આપણી જેમ લાગણીઓનો સદ્‌ભાવ છે એ વાત પ્રયોગ દ્વારા સિદ્ધ કરી આપવાનું આદ્ય અને આદરણીય માન તો આ ભારત–ભૂમિના ભૂષણરૂપ, જગદ્‌–વિખ્યાત સર પ્રોફેસર **જગદીશચંદ્ર બોઝને** ઘટે છે. આ સંબંધમાં **ચિત્રમયજગત્** ( વ ૭, અં. ૧, પૃ ૧૭–૧૯ )માંનો " વનસ્પતિ અને પ્રાણી " એ લેખ પણ મનન કરવા જેવો છે એટલું ઉમેરી આપણે હવે પૃથ્વી–કાયાદિની સચેતનતાના સંબંધમાં જૈન શાસ્ત્રો જે યુક્તિઓનો નિર્દેશ કરે છે તે વિચારીએ.

**પૃથ્વીકાયનું સજીવત્વ—**

અર્શો માંસના અંકૂરોને ઉત્પન્ન કરે છે એ એની સજીવપણાની નિશાની છે તેમ મીઠું, પરવાળાં, પત્થર વગેરે રૂપ પૃથ્વી પોતાના જેવા બીજા અંકૂરો ઉત્પન્ન કરવાની શક્તિવાળી છે, વાસ્તે તે પણ સચેતન છે. અત્ર કોઇ એમ શંકા ઊઠાવે કે પરવાળાં વગેરે તો કઠણ છે, વાસ્તે એને સજીવ માની ન શકાય તો એ અસ્થાને છે; કેમકે શું માનવ–શરીરમાં રહેલાં હાડકાં વગેરે કઠણ હોવા છતાં સજીવ નથી કે ? અથવા તો એનું સમાધાન એ છે કે જેમ પશુના દેહમાં રહેલાં શીંગડાં, સાસ્ના વગેરે જીવવાળાં છે તેમ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ બધાં જીવ–શરીરો છે, કારણ કે એ બંને એક સરખી રીતે છેદાય છે, ભેદાય છે, ભોગવાય છે, ફેંકાય છે, સુંઘાય છે, ચખાય છે અને સ્પર્શાય છે. સમગ્ર સંસારમાં જે કાંઇ પુદ્‌ગલ–દ્રવ્ય છે તે સર્વે કોઇ ને કોઇ જીવના શરીરો છે; એથી કરીને પૃથ્વીને જીવ–શરીર કહેવામાં કશો વાંધો નથી. પૃથ્વીમાં છેદાવાપણું વગેરે ધર્મો દૃષ્ટિગોચર થતા હોવાથી તેનો અપલાપ કરી શકાય તેમ નથી, વાસ્તે એ જ ધર્મો વડે એની સચેતનતા સાબીત થાય છે.

જેમ આપણા હાથ, પગ વગેરેનો સંઘાત સચેતન છે તેમ શસ્ત્ર વડે નહિ હણાયેલી

---

૧ સ્પષ્ટ શબ્દોમા કહીએ તો મનુષ્યના શરીરને રોગો થતા જેમ પીળાશ, પેટનું વધી જવું, સોજો ચડવો, પાતળાપણું, આગળા વગેરેનું વાંકાપણું તેમજ ખરી જવાપણું થઇ જાય છે તેમ વનસ્પતિના શરીરને પણ એ જાતના રોગો થતા ફૂલ, ફળ, પાદડા છાલ વગેરેમા એ જ પ્રકારના વિકારો થઇ જાય છે. એ બધાનો રંગ બદલાઇ જાય છે, એ બધા ખરી પડે છે અને વખતે વખતે એમાથી પાણી પણ ઝરે છે. વળી જેમ દવા ખાવાથી માનવનો દેહ નીરોગી બને છે, એના ગુમડા વગેરે રૂઝાઇ જાય છે તેમ વનસ્પતિના દેહને પણ ઔષધનું સિંચન કે એનો લેપ કરવાથી તે જ જાતનો ફાયદો થાય છે. વિશેષમાં જેમ મનુષ્યનું શરીર રસાયન વગેરેના સેવનથી બળ અને કાંતિથી વિભૂષિત બને છે તેમ વનસ્પતિનું શરીર પણ આકાશમાથી પડતા જળ વગેરેના સિંચનથી વિશેષ રસવાળું બને છે. ખાસ વનસ્પતિઓને માટે એક **વૃક્ષાયુર્વેદ** લખાયેલો છે.

સંઘાતરૂપ પૃથ્વી વગેરે સજીવ છે, જ્યારે જેમ શસ્ત્ર વડે હણાયેલા-શરીરથી જુદા પડી ગયેલા આપણા હાથ, પગ નિર્જીવ છે-અચેતન છે તેમ શસ્ત્રથી હણાયેલી પૃથ્વી વગેરે નિર્જીવ છે

**અપ્કાયનું સચેતનત્વ—**

જેમ હાથીના દેહના મૂળ કારણરૂપ પ્રવાહી કલલ સચેતન છે તેમ શસ્ત્રથી નહિ હણાયેલું જળ પણ સચેતન છે. અત્ર પ્રશ્રવણ ( મૂત્ર )નું ઉદાહરણ આપી હેતુને વ્યભિચારી સિદ્ધ કરી શકાય તેમ નથી, કેમકે એ તો શસ્ત્રથી આઘાત પામેલ છે. વળી જેમ ઇંડામાં રહેલો પ્રવાહી રસ સચેતન છે તેમ પ્રવાહી જળ પણ સજીવ છે. વિશેષમાં જળરૂપ હોવાથી હિમ વગેરે કોઇ કોઇ સ્થળે બીજા જળની જેમ સજીવ છે. અપ્કાયની સજીવતાના સંબંધમાં એ પણ દલીલ કરાય છે કે જેમ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતું દેડકું સજીવ છે તેમ કવચિત્ જમીન ખોદતાં ખોદતાં સ્વાભાવિક રીતે નીકળતું જળ સજીવ છે અથવા જેમ કેટલીક વાર વાદળના વિકારમાં પોતાની મેળે ઉત્પન્ન થયેલું અને પડતું માછલું સચેતન છે તેમ આકાશમા રહેલું પાણી પણ સચેતન છે. વિશેષમાં જેમ મનુષ્ય-દેહનો ઠંડો સ્પર્શ જીવ-હેતુક છે તેમ જળમાં જણાતો ઠંડો સ્પર્શ પણ જીવહેતુક છે. આવી અનેક દલીલો વડે પૃથ્વીની પેઠે જળની સજીવતા ઘટાવી લેવી.

**તેજસ્કાયની સજીવતા—**

જેમ રાત્રે આગીઓ કીડો ( ખદ્યોત ) પોતાના શરીર-પરિણામથી પ્રકાશ આપે છે અને એ પ્રકાશ જીવ-શક્તિનું પ્રત્યક્ષ ફળ છે તેમ અંગારા વગેરેમાં રહેલો પ્રકાશ પણ જીવના સંયોગથી જ થયેલો છે. વળી જેમ મનુષ્યના શરીરે આવેલો તાવ જીવ-સંયોગી મનાય છે તેમ અંગારા વગેરેમાં રહેલો તાપ પણ જીવ-સંયોગી જ માનવો અયુક્ત નથી. અત્ર એ ખ્યાલમાં રાખવું કે સૂર્ય વગેરેનો પ્રકાશ પણ જૈન શાસ્ત્ર પ્રમાણે જીવ-સંયોગી જ છે, માટે એ વિષે પણ કશો વાંધો નડે તેમ નથી.

વિશેષમાં જેમ આહાર લેવાના પ્રમાણ અનુસાર મનુષ્યના દેહમાં વધઘટ થાય છે તેમજ અને તેજ હેતુથી પ્રકાશમાં પણ વધઘટ થતી હોવાથી એ પ્રકાશને પણ મનુષ્યના દેહની પેઠે જીવ-સંયોગી માનવો જોઇએ. આ પ્રકારની અનેક યુક્તિઓ વડે અગ્નિમાં જીવ હોવાની સાબીતી રજુ કરી શકાય તેમ છે.

**વાયુકાયની સાત્મકતા—**

જેમ કોઇ ચમત્કારિક શક્તિને લીધે દેવનો દેહ દૃષ્ટિગોચર થતો નથી પરંતુ તે સચેતન છે અને વિદ્યા, મંત્ર, અંજન વગેરેના પ્રભાવથી કોઇ સિદ્ધ મનુષ્યનું શરીર નજરે જણાતું નથી છતાં તે સજીવ છે એ જ પ્રમાણે વાયુનું શરીર નજરે જણાતું નથી તોપણ એ દેવ અને સિદ્ધના દેહની જેમ સચેતન છે. જેમ પરમાણુ અત્યંત સૂક્ષ્મ હોવાથી નજરે પડતો નથી અને બળેલો

પત્થરનો ટુકડો ઊનો લાગે છે, પરંતુ તેમાં અગ્નિ દેખાતો નથી તેવી જ રીતે વાયુમાં રહેલું રૂપ પણ અતિશય સૂક્ષ્મ હોવાથી તે આપણી નજરે જણાતું નથી.

જેમ ગાય, અશ્વ વગેરે પશુઓ પોતાની જ મેળે એટલે કે કોઇની પણ પ્રેરણા વિના વાંકા વાંકા અને ગમે તે તરફ અનિયમિતપણે ચાલે છે તેમ વાયુ પણ પોતાની જ મેળે વાંકો વાંકો અને ગમે તે તરફ અનિયમિત રીતે વાતો હોવાથી ગાય, અશ્વ વગેરેની જેમ જીવ-સંયોગી છે. જીવ અને પુદ્ગલની ગતિ [1]અનુશ્રેણિ હોવાથી પરમાણુ પણ વાકો વાંકો ગતિ કરે છે, પરંતુ તે તો નિયમિત રીતે જ એવી ગતિ કરતા હોવાથી એ વાત કાંઇ વાયુને લગતી હકીકતમાં ખલેલ પહોંચાડી શકે તેમ નથી. એ પ્રકારે શસ્ત્રથી કોઇ પ્રકારના આઘાતને નહિ પામેલો વાયુ સચેતન છે એમ સમજી લેવું.

આ પ્રમાણે આપણે પૃથ્વીકાયાદિની સચેતનતા સિદ્ધ કરનારી વિવિધ યુક્તિઓ વિચારી. આ સમગ્રનો ટુંકામાં પરંતુ તલસ્પર્શી ઉલ્લેખ **દશવૈકાલિકની શ્રીહરિભદ્રસૂરિકૃત** વૃત્તિના ૧૩૯ મા પત્રમાની નીચે મુજબની પંક્તિઓમાં મળી આવે છે:—

**" सात्मका विद्रुमलवणोपलादयः पृथिवीविकाराः, समानजातीयाङ्कुरोत्पत्त्युपलम्भात्, देवदत्तमांसाङ्कुरवत् । "**

**" सात्मकं जलं, भूमिखातस्वाभाविकसम्भवात्, दर्दुरवत् । "**

**" सात्मकोऽग्निः, आहारेण वृद्धिदर्शनात्, बालकवत् । "**

**" सात्मकः पवनः, अपरप्रेरिततिर्य[ग्नि]गनियमितदिग्गमनात्, गोवत् ।"**

**" सचेतनास्तरवः, सर्वत्वगपहरणे मरणात्, गर्दभवत् । "**

લબ્ધિત્રસોના ચારે ભેદો ઇન્દ્રિય-મીમાંસાની સંખ્યાને અધીન છે એટલે હવે આપણે ઇન્દ્રિયના લક્ષણનો વિચાર કરીએ.

ઇન્દ્રિયનું લક્ષણ—

**इन्द्रियाश्रयनिर्माणाङ्गोपाङ्गनामकर्मोदयेन जनिता याऽऽत्मनो लब्धिस्तद्रूपत्वमिन्द्रियस्य लक्षणम्, आत्मलिङ्गत्वं वा । (११३)**

અર્થાત્ ઇન્દ્રિયના આશ્રયભૂત એવાં નિર્માણ-નામકર્મ અને અંગોપાંગ-નામ કર્મના ઉદયથી ઉત્પન્ન થતી આત્માની લબ્ધિને 'ઇન્દ્રિય' કહેવામાં આવે છે. ઇન્દ્રિયનું લક્ષણ આત્માનું

---

૧ આ વાત આગળ ઉપર વિચારવામા આવનાર છે.

[1]લિંગ એમ પણ આપી શકાય છે. ચામડી, જીભ, નાક, આંખ અને કાન એ પાંચ ઇન્દ્રિયો છે અને તેમાંની દરેક ઇન્દ્રિયના '[2]દ્રવ્યેન્દ્રિય' અને 'ભાવેન્દ્રિય' એમ બે પ્રકારો છે. તેમાં વળી 'નિર્વૃત્તિ' અને 'ઉપકરણ' એ દ્રવ્યેન્દ્રિયના અને 'લબ્ધિ' અને 'ઉપયોગ' એ ભાવેન્દ્રિયના અનુક્રમે બબ્બે ભેદો છે. તેમાં **નિર્વૃત્તિ–ઇન્દ્રિયનું લક્ષણ** એ છે કે—

**निर्माणाङ्गोपाङ्गनामकर्मनिमित्तकत्वे सति कर्मविशेषसंस्कृतकर्णशष्कुल्यादिस्वरूपशरीरप्रदेशरूपत्वं निर्वृत्तीन्द्रियस्य लक्षणम् । (११४)**

અર્થાત્ નિર્માણ–નામ–કર્મ અને અંગોપાંગ–નામ–કર્મરૂપ નિમિત્તવાળા તથા કર્મવિશેષથી સંસ્કારિત થયેલ કર્ણશષ્કુલિ ( orfice of the ear ) આદિ શરીરના પ્રદેશ–વિશેષને 'નિર્વૃત્તિ–ઇન્દ્રિય' જાણવી. નિર્વૃત્તિ એટલે આકૃતિ. આ નિર્વૃત્તિ–ઇન્દ્રિયના પણ આભ્યન્તર અને બાહ્ય એમ બે ભેદો છે. તેમાં **આભ્યન્તર–નિર્વૃત્તિ–ઇન્દ્રિયનું લક્ષણ** નીચે મુજબ છે:—

---

૧ "'**इदु समृद्धौ**' इन्दति–लोकोत्तरसमृद्धिमान् भवतीति इन्द्र–आत्मा, तस्य **लिङ्गमितीन्द्रियम्**"

અર્થાત્ 'ઇન્દ્રિય' શબ્દ 'ઇન્દ્' ધાતુ પરથી બનેલો છે અને એનો અર્થ 'લોકોત્તર સમૃદ્ધિમાન્' થાય છે. જે લોકોત્તર સમૃદ્ધિમાન્ હોય તે 'ઇન્દ્ર' અર્થાત્ 'આત્મા' કહેવાય છે. આથી ઇન્દ્રનું લિંગ તે 'ઇન્દ્રિય' છે એટલે કે આત્માનું ઇન્દ્રિય લિંગ છે એવો અર્થ સિદ્ધ થયો. આ હકીકતને વિશેષા૦ની નિમ્ન–લિખિત ગાથા સમર્થિત કરે છે:—

**" इंदो जीवो सव्वोवलद्धिभोगपरमेसरत्तणओ ।**
**सोत्ताइभेयमिंदियमिह तल्लिंगाइभावाओ ॥ २९९३ ॥ "**

**[ इन्द्रो जीवः सर्वोपलब्धिभोगपरमैश्वर्यत्वात् ।**
**श्रोत्रादिभेदमिन्द्रियमिह तल्लिङ्गादिभावात् ॥ ]**

કહેવાની મતલબ એ છે કે આવરણનો અભાવ થતા જીવ સર્વ વસ્તુને જાણે છે. અર્થાત્ તેને સર્વ ઉપલબ્ધિરૂપ ઐશ્વર્યનો યોગ છે. વળી વિવિધ ભાવોમા ભમતા તેને અનેકવિધ ઉપભોગ થાય છે આથી સમજાય છે કે સર્વ ઉપલબ્ધિ અને સર્વ ઉપભોગના પરમૈશ્વર્યને લઇને જીવ 'ઇન્દ્ર' કહેવાય છે. આથી એ ઇન્દ્રનું લિંગ તે 'ઇન્દ્રિય' કહેવાય. ઇન્દ્ર વડે દેખાયેલ કે સર્જાયેલ વસ્તુ તે પણ 'ઇન્દ્રિય' કહેવાય. આ ઇન્દ્રિયના કાન વગેરે પાચ ભેદો છે.

૨ એકેન્દ્રિયાદિક વ્યવહારનું કારણ દ્રવ્યેન્દ્રિય છે, નહિ કે ભાવેન્દ્રિય. એમ ન હોય તો બકુલનું ઝાડ કે જેણે મનુષ્યની માફક સર્વ ઉપલબ્ધિ છે તેને પચેન્દ્રિય ગણવું પડે અર્થાત્ તે એકેન્દ્રિય કહેવ નહિ. અત્ર એ ઉમેરીશું કે સર્વ જીવો લબ્ધિ–ઇન્દ્રિય વડે પચેન્દ્રિય છે, દ્રવ્યેન્દ્રિયની સખ્યા અનુસાર એકેન્દ્રિયાદિ છે અને તીર્થંકરને પણ ઉપયોગ તો એક જ ઇન્દ્રિયનો હોય છે એટલે ઉપયોગ–ઇન્દ્રિય આશ્રીને સર્વ જીવો એકેન્દ્રિય છે.

[1]प्रतिनियतचक्षुरादिसंस्थानेनावस्थितानां शुद्धात्मप्रदेशानां या वृत्तिस्तद्रूपत्वमाभ्यन्तरनिर्वृत्तेर्लक्षणम् । ( ११५ )

અર્થાત્ નેત્ર વગેરે ચોક્કસ સંસ્થાનમાં રહેલા શુદ્ધ આત્માના પ્રદેશોના આકાર-વિશેષને ' આભ્યન્તર નિર્વૃત્તિ-ઇન્દ્રિય ' સમજવી.

હવે બાહ્ય-નિર્વૃત્તિ-ઇન્દ્રિયનું લક્ષણ વિચારવામાં આવે છે. તે એ છે કે—

[2]तेष्वेवात्मप्रदेशेषु वर्धकीस्थानीयपुद्गलविपाकिनिर्माणनामकर्मणा रचितत्वे सति इन्द्रियव्यपदेशभाग् यः प्रतिनियतसंस्थानवान् कर्णशष्कुल्याद्याकारविशेषस्तद्रूपत्वं बाह्यनिर्वृत्तेर्लक्षणम् । ( ११६ )

અર્થાત્ ઉપર્યુક્ત આત્મ-પ્રદેશોમાં રહેલ, સુતાર તુલ્ય અને પુદ્ગલમાં રહીને ફળ આપવાવાળા એવા નિર્માણ-નામ-કર્મથી રચાયેલો, ' ઇન્દ્રિય ' એવા નામથી વાચ્ય તથા વિશેષરૂપે મુકરર કરેલા સંસ્થાનવાળો એવો જે કર્ણશષ્કુલિ આદિ આકાર-વિશેષ તે ' બાહ્ય-નિર્વૃત્તિ-ઇન્દ્રિય ' છે.

કહેવાની મતલબ એ છે કે શરીરના ઉપર સ્પષ્ટપણે દેખાતી પુદ્ગલ-સ્કંધોની વિશિષ્ટ રચના તે બાહ્ય-નિર્વૃત્તિ-ઇન્દ્રિય છે. મનુષ્ય, અશ્વ ઇત્યાદિની અપેક્ષાએ આ વિવિધ પ્રકારની છે અર્થાત્ એનો આકાર સર્વ જીવો આશ્રીને એક સરખો નથી,[3] જ્યારે અભ્યંતર-નિર્વૃત્તિ-ઇન્દ્રિય તો પ્રતિનિયત આકારરૂપ હોવાથી સર્વ જીવોની તે સમાન છે-તેમાં વિવિધતા નથી.

ઉપકરણ-ઇન્દ્રિયનું લક્ષણ ગ્રંથકારના શબ્દમાં એ છે કે—

द्विरूपाया अपि निर्वृत्तेर्यत् कर्तृकोपकारस्तद्रूपत्वम्, खड्गस्थानीयाया बाह्यनिर्वृत्तेर्या तद्धारासमानस्वच्छतरपुद्गलात्मिका आन्तरनिर्वृत्ति-

---

૧-૨ સરખાવો તત્ત્વાર્થરાજ૦ ( પૃ ૯૦ )ગત નિમ્ન-લિખિત ઉલ્લેખ —

" उत्सेधाङ्गुलस्यासङ्ख्येयभागप्रमितानां विशुद्धानामात्मप्रदेशानां प्रतिनियतचक्षुरादीन्द्रियसंस्थानमानाव[मानात्र]स्थितानां वृत्तिराभ्यन्तरा निर्वृत्ति । "

" तेष्वात्मप्रदेशेष्विन्द्रियव्यपदेशभाक् य. प्रतिनियतसंस्थानो नामकर्मोदयापादितावस्थाविशेषः पुद्गलप्रचयः स बाह्या निर्वृत्तिः । "

૩ દાખલા તરીકે મનુષ્યની કર્ણેન્દ્રિયની બાહ્ય આકૃતિ ( કાન ) બે ચક્ષુઓની બાજુમા આવેલી છે આ કાનો લગભગ ગોળ અને ઊંચા નીચા ભાગની યુક્ત છીપ જેવા છે, જ્યારે ઘોડાની કર્ણેન્દ્રિયની બાહ્ય આકૃતિ નીચેથી પહોળી અને ઉપરથી ઘટતી જતી, અણીદાર છેડાવાળી અને વળી ગયેલા પડવાળી નેત્રોની બાજુ ઉપર રહેલી છે.

**स्तस्याः शक्तिविशेषरूपत्वम्, निर्वर्तितस्यानुग्रहानुपघाताभ्यामुपकारकारित्वं वा उपकरणेन्द्रियस्य लक्षणम्। ( ११७ )**

અર્થાત્ બાહ્ય અને આભ્યંતરરૂપ બંને પ્રકારની નિર્વૃત્તિ-ઇન્દ્રિય ઉપર ઉપકાર કરનારી ઇન્દ્રિય ' ઉપકરણ-ઇન્દ્રિય ' કહેવાય છે. અથવા આનું લક્ષણ એ પણ છે કે ખડ્ગના સમાન બાહ્ય-નિર્વૃત્તિ-ઇન્દ્રિયની જેવી અને વિશેષે કરીને સ્વચ્છ પુદ્ગલરૂપ એવી આભ્યન્તર-નિર્વૃત્તિ-ઇન્દ્રિયનો શક્તિવિશેષ તે ' ઉપકરણ-ઇન્દ્રિય ' છે. અથવા નિર્માણ વગેરે નામ-કર્મ વડે રચાયેલી નિર્વૃત્તિ-ઇન્દ્રિયના ઉપર અનુગ્રહ અને ઉપઘાતથી રક્ષણરૂપ ઉપકાર કરનારી ઇન્દ્રિય ' ઉપકરણ-ઇન્દ્રિય ' છે.[1] આના પણ નિર્વૃત્તિ-ઇન્દ્રિયની પેઠે બાહ્ય અને આભ્યંતર એવા બે ભેદો છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે ગ્રંથકારે ઉપકરણ-ઇન્દ્રિયનાં લક્ષણો સૂચવતાં [2]**પ્રજ્ઞાપના**-વૃત્તિ અને [3]**આચારાંગ**-વૃત્તિનાં આભ્યંતર-નિર્વૃત્તિ-ઇન્દ્રિય પરત્વે પરસ્પર વિરોધી લક્ષણોને માન્ય રાખ્યાં છે, જોકે આભ્યંતર-નિર્વૃત્તિ-ઇન્દ્રિયનું લક્ષણ તો **આચારાંગ**-વૃત્તિ અનુસાર આપ્યું છે. કેમકે આભ્યન્તર-નિર્વૃત્તિ-ઇન્દ્રિય એ અતિશય નિર્મળ પુદ્ગલરૂપ છે એ અભિપ્રાય **પ્રજ્ઞાપના**ના વૃત્તિકારનો છે, જ્યારે એ ઇન્દ્રિય શુદ્ધ આત્મ-પ્રદેશરૂપ છે એ વાત **આચારાંગ**-વૃત્તિ સાથે ( તેમજ **તત્ત્વાર્થરાજ**૦ સાથે ) મળતી આવે છે.

---

૧ ઇન્દ્રિયને વિષય ગ્રહણ કરવામા ઉપકાર કરનાર શક્તિ-વિશેષ તે ' ઉપકરણ-ઇન્દ્રિય ' છે, જેમકે શ્રોત્રેન્દ્રિયની શ્રવણ-શક્તિ અને રસનેન્દ્રિયની આસ્વાદન-શક્તિ એ પ્રમાણે **નવતત્ત્વવિસ્તરાર્થ** (પૃ. ૬૦ )મા સૂચવાયું છે.

૨ " **उपकरणं खड्गस्थानीयाया बाह्यनिर्वृत्तेर्या खड्गधारासमाना स्वच्छतरपुद्गलसमूहात्मिका अभ्यन्तरा निर्वृत्तिः तस्याः शक्तिविशेषः ॥** "

—**પ્રજ્ઞાપના**ની શ્રી**મલયગિરિ**સૂરિકૃત વૃત્તિનું ૨૯૩ મું પત્ર.

૩ " **निवर्त्यते इति निर्वृत्तिः । केन निवर्त्यते ? कर्मणा । तत्र उत्सेधाङ्गुलासङ्ख्येयभागप्रमितानां शुद्धानामात्मप्रदेशानां प्रतिनियतचक्षुरादीन्द्रियसंस्थानेनावस्थितानां या वृत्तिः (सा) अभ्यन्तरा निर्वृत्तिः। तेष्वेवात्मप्रदेशेषु इन्द्रियव्यपदेशभाक्षु यः प्रतिनियतसंस्थानो निर्माणनाम्ना पुद्गलविपाकिना वर्द्धकीसंस्थानीयेनारचितः कर्णशष्कुल्यादिविशेषः अङ्गोपाङ्गनाम्ना च निष्पादित इति बाह्या निर्वृत्तिः । तस्या एव निर्वृत्तेर्द्विरूपाया येनोपकारः क्रियते तदुपकरणम् । तच्च इन्द्रियकार्यं समर्थं, सत्यामपि निर्वृतौ अनुपहतायां मसूराकृतिरूपायां निर्वृत्तौ तस्योपघातात् न पश्यति । तदपि निर्वृत्तिवद् द्विधा ।** "

આ પ્રમાણેનો **આચારાંગ** ( અ. ૨, ઉ. ૧, સૂ. ૬૩ )ની શ્રી**શીલાંક**સૂરિકૃત વૃત્તિના ૧૦૪ મા પત્રમા ઉલ્લેખ છે, જ્યારે નહિ જેવા ફેરફારવાળો પાઠ **લોકપ્રકાશ** (સ ૩)ના ૪૭૬મા શ્લોક પછી સાક્ષિરૂપે આલેખાયેલો નજરે પડે છે.

આ પ્રમાણે આપણે દ્રવ્યેન્દ્રિયના [1]ભેદોનાં લક્ષણાદિ વિચાર્યાં. હવે ભાવેન્દ્રિયના લબ્ધિ અને ઉપયોગરૂપ બે પ્રકારો પૈકી પ્રથમ પ્રકારનું એટલે કે **લબ્ધિ-ઇન્દ્રિયનું લક્ષણ** ગ્રંથકારના શબ્દોમાં જોઇ લઇએઃ—

**[2]श्रोत्रादिविषयकं यज्ज्ञानं तदावरणीयकर्मणा यः क्षयोपशमविशेषस्तद्रूपत्वं, गतिजात्यादिनामकर्मनिमित्तकत्वे सति तदावरणीयकर्मक्षयोपशमजनितत्वम्, [3]यन्निमित्तादात्मा द्रव्येन्द्रियनिर्वृत्तिं प्रति व्यापारं करोति तद्रूपत्वं वा लब्धीन्द्रियस्य लक्षणम्। ( ११८ )**

અર્થાત્ કર્ણાદિક ઇન્દ્રિયોનો જે શબ્દાદિ [4]વિષય છે તે સંબંધીના જ્ઞાનના આવરણનો ક્ષયોપશમ-વિશેષ તે ' લબ્ધિ-ઇન્દ્રિય ' કહેવાય છે. ગતિ, જાતિ ઇત્યાદિ નામ-કર્મો જેનાં કારણરૂપ છે એવો, તે તે ઇન્દ્રિયવિષયક જ્ઞાનના આવરણરૂપ કર્મનો ક્ષયોપશમ ' લબ્ધિ-ઇન્દ્રિય ' કહેવાય છે. આની ત્રીજી પણ વ્યાખ્યા થઇ શકે છે, જેમકે જે સાધન દ્વારા આત્મા દ્રવ્યેન્દ્રિયને રચવાનો વ્યાપાર કરે છે તે સાધનને ' લબ્ધિ ' કહેવામાં આવે છે.

ઉપયોગ-ઇન્દ્રિયનું લક્ષણ એ છે કે—

**[5]स्वस्वलब्ध्यनुसारेण विषयेषु य आत्मनो व्यापारविशेषस्तद्रूपत्वमुपयोगेन्द्रियस्य लक्षणम्। ( ११९ )**

અર્થાત્ પોતપોતાની ક્ષયોપશમરૂપ લબ્ધિ અનુસાર એટલે કે જે ઇન્દ્રિયની જે લબ્ધિ હોય તે પ્રમાણે વિષયોને વિષે થતો આત્માનો વ્યાપાર તે ' ઉપયોગ-ઇન્દ્રિય ' કહેવાય છે.

આ પ્રમાણે ઇન્દ્રિયના જે ભેદોનો આપણે વિચાર કર્યો તેનો સંકલનાત્મક બોધ થાય તે માટે આ હકીકત નીચે મુજબ કોષ્ઠક દ્વારા રજુ કરીએઃ—

---

૧ ઉપકરણ-ઇન્દ્રિયના બે ભેદોના લક્ષણો ગ્રંથકારે નિર્દેશ્યા નથી તેમજ કોઇ ગ્રંથમા પણ તે મારા જોવામા આવ્યા નથી.

૨, ૫ સરખાવો પ્રજ્ઞાપનાની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિના ૨૯૩ મા પત્રગત ઉલ્લેખઃ—

" लब्धिः श्रोत्रेन्द्रियादिविषयः सर्वात्मप्रदेशानां तदावरणक्षयोपशमः, उपयोगः स्वस्वविषये लब्ध्यनुसारेणात्मनो व्यापारः। "

૩ "लब्धिर्ज्ञानदर्शनावरणीयक्षयोपशमरूपा यत् सन्निधानादात्मा द्रव्येन्द्रियनिर्वृत्तिं प्रति व्याप्रियते तन्निमित्त आत्मनो मनःसान्निध्यादर्थग्रहणं प्रति व्यापार उपयोगः। "

—આચારાંગ વૃત્તિનું ૧૦૫ મું પત્ર.

૪ સ્પર્શ, રસ, ગન્ધ, રૂપ અને શબ્દ એ સ્પર્શન, રસન, ઘ્રાણ, નેત્ર અને શ્રોત્ર ઇન્દ્રિયના અનુક્રમે વિષયો જાણવા.




આ કોઠામાંના સર્વ ભેદોનાં ઉદાહરણો કોઇ સ્થળે જોવામાં આવતાં નથી. જે કંઇ નજરે પડે છે તે એ છે કે શ્રોત્રેન્દ્રિય આશ્રીને કર્ણપટિકા ( કાનપાપડી ) એ બાહ્ય નિર્વૃત્તિ–ઇન્દ્રિય છે, જ્યારે નેત્રેન્દ્રિય આશ્રીને આંખનો ડોળો તેવો ગણાય છે. આંખનાં પોપચાં એ નેત્રેન્દ્રિય વિષયક બાહ્ય–ઉપકરણ–ઇન્દ્રિય છે, જ્યારે આખનું કૃષ્ણ શ્વેત મંડળ એ આભ્યંતર–ઉપકરણ–ઇન્દ્રિય છે.

આ પ્રમાણે આપણે ઇન્દ્રિયના જે ભેદ–પ્રભેદનો વિચાર કર્યો, તેનો સારાંશ **તત્ત્વાર્થ-સૂત્ર**ના વિવેચન ( પૃ. ૧૦૫ )માં નીચે મુજબ મળી આવે છેઃ—

પાંચે ઇન્દ્રિયોના દ્રવ્ય અને ભાવ રૂપે બબ્બે ભેદ થાય છે. પુદ્‌ગલમય જડ ઇન્દ્રિય દ્રવ્યેન્દ્રિય છે; અને આત્મિક પરિણામરૂપ ઇન્દ્રિય ભાવેન્દ્રિય છે.

દ્રવ્યેન્દ્રિય નિર્વૃત્તિ અને ઉપકરણ એમ બે પ્રકારની છે. શરીરના ઉપર દેખાતી ઇન્દ્રિયોની આકૃતિઓ જે પુદ્ગલ–સ્કંધોની વિશિષ્ટ રચનાઓ છે તે નિર્વૃત્તિ–ઇન્દ્રિય છે અને નિવૃત્તિ–ઇન્દ્રિયની બહાર અને અંદરની પૌદ્‌ગલિક શક્તિ કે જેના વિના નિર્વૃત્તિ–ઇન્દ્રિય જ્ઞાન પેદા કરવાને અસમર્થ છે તે ઉપકરણેન્દ્રિય છે.[2]

---

૧ સ્પર્શન-ઇન્દ્રિય વિષયક દ્રવ્યેન્દ્રિયના નિર્વૃત્તિ અને ઉપકરણ એવા બે ભેદો પૈકી પ્રથમના, બીજી ઇન્દ્રિયોની પેઠે આભ્યંતર અને બાહ્ય એવા બે ભેદો નથી, એટલે કે ફક્ત આભ્યંતર–નિર્વૃત્તિ–સ્પર્શનેન્દ્રિય છે, કિન્તુ બાહ્ય–નિર્વૃત્તિ–સ્પર્શનેન્દ્રિય નથી. આથી સ્પર્શનેન્દ્રિયના પાચ અવાંતર ભેદો અને બાકીની ચારે ઇન્દ્રિયોના ૭ ૭ અવાતર ભેદો વિચારતાં ઇન્દ્રિયના કુલે ૨૯ પ્રકારો પડે છે.

૨ ઉપકરણ-ઇન્દ્રિય અને આભ્યંતર–નિર્વૃત્તિ–ઇન્દ્રિય વચ્ચે શક્તિ અને શક્તિમાન્ જેવો સંબંધ છે એટલે એ અપેક્ષાએ એ બને એક જ છે, કિન્તુ આભ્યંતર–નિર્વૃત્તિ–ઇન્દ્રિયનો સદ્‌ભાવ હોવા છતા જ્યારે ઉપકરણ–ઇન્દ્રિય દ્રવ્યાદિ વડે પરાઘાત પામે છે ત્યારે વિષયનું જ્ઞાન થતું નથી એ દૃષ્ટિએ એ ભિન્ન છે.

ભાવેન્દ્રિય પણ લબ્ધિ અને ઉપયોગ રૂપે બે પ્રકારની છે. મતિજ્ઞાનાવરણીય કર્મ આદિનો ક્ષયોપશમ જે એક પ્રકારનો આત્મિક પરિણામ છે તે લબ્ધિ-ઇન્દ્રિય છે; અને લબ્ધિ, નિર્વૃત્તિ તથા ઉપકરણ એ ત્રણેના મળવાથી જે રૂપ આદિ વિષયોનો સામાન્ય અને વિશેષ બોધ થાય છે તે ઉપયોગ-ઇન્દ્રિય છે.[1] ઉપયોગ-ઇન્દ્રિય મતિજ્ઞાન તથા ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન આદિ રૂપ છે.

મતિજ્ઞાનરૂપ ઉપયોગ જેને ભાવેન્દ્રિય કહેલ છે તે અરૂપી-અમૂર્ત પદાર્થને જાણી શકતો નથી; રૂપી પદાર્થોને જાણે છે ખરો, પરંતુ એના બધા ગુણ-પર્યાયોને જાણી શકતો નથી; ફક્ત સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દ પર્યાયોને જ જાણી શકે છે.

**લબ્ધિ-ઇન્દ્રિયાદિનો પ્રાપ્તિ-ક્રમ—**

લબ્ધિ-ઇન્દ્રિય હોય ત્યારે જ નિર્વૃત્તિ, ઉપકરણ અને ઉપયોગ હોઇ શકે છે. એવી રીતે નિર્વૃત્તિ પ્રાપ્ત થયે છતે જ ઉપકરણ અને ઉપયોગ સંભવે છે; અને ઉપકરણ પ્રાપ્ત થયે છતે જ ઉપયોગનો સંભવ છે. આથી એ ફલિત થાય છે કે લબ્ધિ વિના નિર્વૃત્તિ હોતી નથી; નિર્વૃત્તિ વિના ઉપકરણની હૈયાતી નથી, અને ઉપકરણની ગેરહાજરીમાં ઉપયોગ નથી. વળી આથી એ પણ સૂચવાય છે કે પૂર્વ પૂર્વ ઇન્દ્રિયો પ્રાપ્ત થયે છતે જ ઉત્તર ઉત્તર ઇન્દ્રિયોની પ્રાપ્તિનો સંભવ છે, પરંતુ એવો નિયમ નથી કે ઉત્તર ઉત્તર ઇન્દ્રિયોની પ્રાપ્તિ થયે છતે જ પૂર્વ પૂર્વ ઇન્દ્રિયોની પ્રાપ્તિ થાય. આ સ્વકપોલકલ્પિત નિવેદન નથી, કિન્તુ તે **આચારાંગ**ની વૃત્તિના ૧૦૪મા પત્રમાં **શ્રીશીલાંકસૂરિ**એ નિમ્ન-લિખિત શબ્દો દ્વારા દર્શાવેલ હકીકતનો સારાંશ છેઃ—

**" सत्यां लब्धौ निर्वृत्त्युपकरणोपयोगाः, सत्यां च निर्वृत्तौ उपकरणोपयोगौ, सत्युपकरण उपयोग इति ।"**

**ઇન્દ્રિયોની સંખ્યા અને તેનાં નામો** દર્શાવતાં ગ્રંથકાર કથે છે કે—

**तानि चेन्द्रियाणि पञ्चधा, स्पर्शन-रसन-घ्राण-चक्षुः-श्रोत्रभेदात् ।**

અર્થાત્ ([2]દ્રવ્ય-) ઇન્દ્રિયો પાંચ છેઃ ચામડી, જીભ, નાક, આંખ અને કાન.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે ચામડી એ સ્પર્શનેન્દ્રિયનો આધાર છે-એનું સ્થાન છે, નહિ કે એ પોતે સ્પર્શનેન્દ્રિય છે. એ પ્રમાણે જીભ વગેરે માટે પણ સમજવું. સ્પષ્ટ શબ્દોમાં કહીએ

---

૧ ખરી રીતે જોતા ઉપયોગ એ લબ્ધિ, નિર્વૃત્તિ અને ઉપકરણ એ ત્રણની સમષ્ટિનું કાર્ય છે, પરંતુ અત્ર કાર્યમા કારણનો ઉપચાર કરીને તેમજ શબ્દાર્થનો સભવ હોવાથી એને પણ 'ઇન્દ્રિય' સંજ્ઞા આપવામા આવી છે. આ વાત **તત્ત્વાર્થરાજ૦** (પૃ ૯૧)મા નીચે મુજબના શબ્દોમા મળી આવે છેઃ—

" उपयोगस्य फलत्वादिन्द्रियव्यपदेशानुपपत्तिरिति चेन्न, कारणधर्मस्य कार्यानुवृत्तेः शब्दार्थसम्भवाच्च ।"

૨ **પ્રજ્ઞાપના** નામના ચોથા ઉપાગના પંદરમા પદ (સૂ. ૨૦૧)મા સૂચવ્યા મુજબ દ્રવ્યેન્દ્રિયો આઠ છેઃ બે કાન, બે આંખ, બે નસકોરા, એક જીભ અને એક ત્વચા.

તો સમગ્ર શરીરમાં ઉપરના તેમજ અંદરના ભાગમાં આભ્યંતર–નિર્વૃત્તિ–સ્પર્શનેન્દ્રિયના આત્મ-પ્રદેશો વ્યાપી રહેલા છે અથવા ચામડીના બહારના તેમજ અંદરના ભાગમાં અભ્યંતર–નિર્વૃત્તિ-સ્પર્શનેન્દ્રિયના પરમાણુઓ છે આ ઇન્દ્રિય અબરખના પડના જેવી છે. ત્વચાની બહારનું અને અંદરનું પડ જુદું નથી. મુખની અંદર જે જીભ દેખાય છે તેના ઉપર અને નીચેના ભાગમાં રસનેન્દ્રિયના પરમાણુઓનું એક જ પડ પથરાઇ રહેલું છે. એ પડ વડે જીભ ઉપર મૂકેલા ખારા, ખાટા પદાર્થનો અનુભવ થાય છે, નહિ કે દેખાતી જીભ વડે. એવી રીતે દેખાતી નાકની પોલાણમાં ઉપરના ભાગમાં ઘ્રાણેન્દ્રિયની જે અભ્યંતર આકૃતિ છે તે જ ગંધરૂપ વિષયને ગ્રહણ કરી શકે છે. નેત્રમાં કીકીની અન્દર નેત્રેન્દ્રિયની જે સૂક્ષ્મ અભ્યંતર આકૃાત રહેલી છે તે રૂપનું ગ્રહણ કરી શકે છે, નહિ કે આંખની કીકી. કર્ણપર્પટિકાના પોલાણમાં કર્ણેન્દ્રિયની જે સૂક્ષ્મ અભ્યંતર આકૃતિ છે તે શબ્દનું ગ્રહણ કરી શકે છે, નહિ કે કાનપાપડી.

કહેવાનું તાત્પર્ય એ છે કે સ્થાનરૂપ બાહ્ય–નિર્વૃત્તિ–ઇન્દ્રિયો છે, જ્યારે વિષયને ગ્રહણ કરવાનું કાર્ય કરનારી આભ્યંતર–નિર્વૃત્તિ–ઇન્દ્રિયો કરે છે અને અત્ર તેનો જ ઉલ્લેખ કરાયો છે. અથવા એમ પણ કહી શકાય કે પ્રત્યેક ઇન્દ્રિયના લબ્ધિ, નિર્વૃત્તિ, ઉપકરણ અને ઉપયોગરૂપ ચાર ચાર પ્રકારોની સમષ્ટિ એ જ સ્પર્શનાદિ એક એક પૂર્ણ ઇન્દ્રિય છે. એ સમષ્ટિમાં જેટલી ખામી તેટલી જ ઇન્દ્રિયની અપૂર્ણતા સમજવી.

### ઇન્દ્રિયોના ક્રમની સકારણતા—

સ્પર્શન, રસન, ઘ્રાણ, નેત્ર અને શ્રોત્ર એ પ્રમાણે ઇન્દ્રિયોનો ક્રમ ગોઠવવામાં એ હેતુ સમાયેલો છે કે સમસ્ત (સંસારી) જીવોને સ્પર્શનેન્દ્રિય છે ( આથી જોઇ શકાય કે જેને સ્પર્શનેન્દ્રિય હોય તે સંસારી જીવ જાણવો ) અર્થાત્ એ ઇન્દ્રિય સર્વ જીવ વિષયક છે. એથી ક્રમશઃ દરેક ઇન્દ્રિયનું [1]ક્ષેત્ર ઓછું થતું જાય છે. વળી આ ક્રમ ઇન્દ્રિયોની વૃદ્ધિ કેવી રીતે થાય છે તે પણ સૂચવે છે.

પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય એ પાંચે એકેન્દ્રિય જાણવા, કેમકે તેમને એક જ સ્પર્શનરૂપ ઇન્દ્રિય છે. કૃમિ, શંખ, જળો ઇત્યાદિ દ્વીન્દ્રિય છે. તેમને

---

૧ અત્ર ' ક્ષેત્ર ' શબ્દથી શું સમજવું તેનો સ્પષ્ટ બોધ થાય તે માટે એટલો ઉલ્લેખ કરીશું કે સમસ્ત વિશ્વમા કર્ણેન્દ્રિયની સંખ્યા સૌથી ઓછી છે, કેમકે પચેન્દ્રિય જીવો થોડા જ છે. એનાથી નેત્રેન્દ્રિયની સખ્યા અધિક પરંતુ બમણાથી કંઇક ઓછી છે. ઘ્રાણેન્દ્રિય એથી વિશેષ અધિક છે. રસનેન્દ્રિય એથી પણ અધિક છે; અને સ્પર્શનેન્દ્રિયની સંખ્યા તો અનંત ગુણી છે; કેમકે સાધારણ વનસ્પતિ અનત છે જો ક્ષેત્રનો અર્થ ઇન્દ્રિયથી અવગાહાયેલા આકાશ–પ્રદેશો સમજવામાં આવે તો **તત્ત્વાર્થરાજ૦** ( પૃ ૯૧ )મા સૂચવાયું છે તેમ સૌથી ઓછા પ્રદેશો નેત્રના છે, એનાથી સંખ્યેય ગુણા કાનના છે, એનાથી અધિક નાકના છે, જીભના પ્રદેશો અસંખ્યેય ગુણા છે અને ત્વચાના અનંત ગુણા છે. આ ઉપરથી કોઇ એમ કહે કે આ હિસાબે તો કાનનો અંતમા નિર્દેશ ન કરતા આખનો નિર્દેશ કરવો જોઇએ તો એક રીતે એ વાત સત્ય છે, પરતુ કાન સૌથી વધારે ઉપકારી હોવાથી તેનો અંતમા ઉલ્લેખ કરાયો છે.

સ્પર્શન અને રસન એમ બે ઇન્દ્રિયો છે. કીડી, કુન્થુ, માંકડ, કાનખજૂરા પ્રમુખ જીવોને આ બે ઇન્દ્રિયો ઉપરાંત ઘ્રાણેન્દ્રિય હોવાથી તેઓ ત્રીન્દ્રિય કહેવાય છે. ભમરા, માખી, વીંછી, મચ્છર ઇત્યાદિકને આ ત્રણ ઇન્દ્રિયો ઉપરાંત નેત્રરૂપ ચોથી ઇન્દ્રિય હોય છે અને તેથી તેમને ચતુરિન્દ્રિય તરીકે ઓળખાવવામાં આવે છે. મત્સ્ય, ઉરગ, પક્ષી, પશુ, નારકી, દેવતા અને મનુષ્યો પંચેન્દ્રિય છે, કેમકે તેમને કર્ણ પર્યંતની પાંચે ઇન્દ્રિય છે.

## ઇન્દ્રિયોની સંખ્યા—

સાંખ્ય દર્શન પ્રમાણે તો ઇન્દ્રિયની સંખ્યા પાંચ નથી. એ દર્શનમાં તો હાથ, પગ વગેરેનો પણ ઇન્દ્રિય તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આથી ઇન્દ્રિયની સંખ્યા પાંચ ગણવી કે કેમ એવો પ્રશ્ન ઉદ્ભવે છે. એનું સમાધાન એ છે કે એ દર્શનમાં પણ જ્ઞાનેન્દ્રિયો તો પાંચ જ અને તે પણ સ્પર્શનાદિ માનેલ છે. હાથ, પગ વગેરેને તો તેઓ ' કર્મેન્દ્રિય 'ના નામથી સંબોધે છે કે જેનાથી જીવન–યાત્રાને ઉપયોગી આહાર, નિહાર, વિહાર ઇત્યાદિ ક્રિયાઓ થઇ શકે છે. વિશેષમાં જ્ઞાનનો જે હેતુ હોય–જેનાથી જ્ઞાનનો લાભ થઇ શકે તેને જ ' ઇન્દ્રિય ' કહી શકાય, નહિ કે ચેષ્ટા–વિશેષના નિમિત્તને આ પ્રમાણે અર્થાત્ જેનાથી મુખ્યતયા જીવન-યાત્રાને ઉપયોગી જ્ઞાન થઇ શકે તે જ જ્ઞાનેન્દ્રિયને ઇન્દ્રિય ગણી જૈન દર્શનમાં ઇન્દ્રિયની સંખ્યા પાંચની બતાવાઇ છે; બાકી ચેષ્ટા–વિશેષના નિમિત્તને ઇન્દ્રિય ગણતાં તેની સંખ્યાનો કોઇ નિયમ રહેશે નહિ; કેમકે જેટલી ચેષ્ટા તેટલાં નિમિત્તો અને પછી તેટલી ઇન્દ્રિયો.

## આભ્યંતર–નિર્વૃત્તિ–ઇન્દ્રિયોનાં સંસ્થાનો—

આપણે ૩૮૬ મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ આભ્યન્તર–નિર્વૃત્તિ–ઇન્દ્રિયનો આકાર સર્વત્ર એક સરખો છે અને એમ હોવાને લીધે તો એનાં સંસ્થાનોનો નિશ્ચય કરી શકાય છે. આથી હવે આપણે દરેક આભ્યન્તર-નિર્વૃત્તિ-ઇન્દ્રિયનો આકાર વિચારીએ. [1]સ્પર્શનેન્દ્રિય ( ચામડી )નો આકાર જુદા જુદા જીવ આશ્રીને વિવિધ પ્રકારનો છે[2], કેમકે જે જીવનું જેવું શરીર હોય તેવા આકારની તે છે. રસનેન્દ્રિય ( જીભ )નો આકાર અસ્રા, ખરપડા ( ક્ષુરપ્ર ) જેવો છે ઘ્રાણેન્દ્રિય

૧ કેવળ બહારની ચામડી જ સ્પર્શનેન્દ્રિય નથી, કિન્તુ શરીરની અંદરની પોલાણની આસપાસની ચામડી પણ સ્પર્શનેન્દ્રિય કહેવાય છે એ જ ઇન્દ્રિય શરીરવ્યાપી છે આથી કરીને તો અર્થાત્ શરીર–પ્રદેશની અંદર સર્વત્ર સ્પર્શનેન્દ્રિય હોવાથી શીતળ જળ પીતી વેળા અંદર શીતળ સ્પર્શનો અનુભવ થાય છે. આ વાતનું પ્રજ્ઞાપનાના મૂળ ટીકાકારના નિમ્ન–લિખિત મુદ્રાલેખ વડે સમર્થન થાય છેઃ—

" सर्वप्रदेशपर्यन्तवर्तित्वात् तनोऽभ्यन्तरोऽपि शुषिरस्योपरि त्वगिन्द्रियस्य भावादुपपद्यतेऽन्तरपि शीतस्पर्शवेदनानुभवः । "

૨ દરેક જીવની સ્પર્શનેન્દ્રિયનો બાહ્ય અને આભ્યન્તર આકાર સરખો છે એમ પૂર્વાચાર્યોએ કહ્યું છે આના સમર્થનમા એમ કહી શકાય કે જો તેમ ન હોય અર્થાત્ બાહ્ય અને આભ્યન્તર આકાર જુદો હોય તો તો સ્પર્શનેન્દ્રિયને અમુક ચોક્કસ આકારવાળી બતાવી શકાય આ સબંધમા દ્રવ્ય–લોક પ્રકાશના ૩૬ મા પત્રમા એ ગ્રંથના સંશોધક આગમોદ્ધારક શ્રીસાગરાનંદસૂરિએ નીચે મુજબનું ટિપ્પણ રજુ કર્યું છેઃ—

" अङ्गुलासङ्ख्यभागमानत्वेन सर्वत्वग(त)त्वेन च भेदद्वयालक्ष्यत्वमिति । "

( નાક )નો આકાર અતિમુક્તક પુષ્પને તેમજ કાહલ ( વાદિત્ર-વિશેષ )ને મળતો આવે છે. નેત્રેન્દ્રિય ( આંખ )ની આકૃતિ મસૂર નામના ધાન્ય સરખી છે. શ્રોત્રેન્દ્રિય ( કાન )ની આકૃતિ કદમ્બના પુષ્પ જેવા માંસના ગોળા સમાન છે.

આ પ્રમાણે પ્રત્યેક ઇન્દ્રિયનો આકાર પ્રતિનિયત હોવાથી એને પ્રત્યેક ઇન્દ્રિયની વ્યાવૃત્તિના સાધનરૂપ ગણી ગ્રંથકાર સ્પર્શનાદિ ઇન્દ્રિયોનાં લક્ષણો નીચે મુજબ આપે છે:—

**विविधाकृतिरूपत्वं स्पर्शनेन्द्रियस्य लक्षणम् । ( १२० )**

**क्षुरप्रसमानसन्निवेशरूपत्वं रसनाया लक्षणम् । ( १२१ )**

**अतिमुक्तकपुष्पसमानाकृतिरूपत्वं घ्राणेन्द्रियस्य लक्षणम् । (१२२)**

**मसूरधान्यसमानाकृतिरूपत्वं चक्षुरिन्द्रियस्य लक्षणम् । (१२३)**

**कदम्बपुष्पाभमांसगोलकरूपत्वं श्रोत्रेन्द्रियस्य लक्षणम् । (१२४)**

આ લક્ષણોનો અર્થ પૂર્વોક્ત વિવેચનમાં આવી જતો હોવાથી તે અત્ર આપવામાં આવતો નથી.

ઇન્દ્રિયોના વિષયો—

સ્પર્શ, રસ, ગંધ, વર્ણ અને શબ્દ એ અનુક્રમે સ્પર્શનેન્દ્રિયાદિના વિષયો છે. આ વિષયો એક બીજાથી સર્વથા ભિન્ન નથી તેમજ મૂળ દ્રવ્યરૂપ પણ નથી, પરંતુ એક જ દ્રવ્યના–તત્ત્વના જુદા જુદા અંશો–પર્યાયો છે. આ વિષયોનું સ્થાન અલગ નથી, પરંતુ તે બધા તેના અંશીના સર્વ વિભાગોમાં એક સાથે રહે છે, કેમકે એ બધા એક જ દ્રવ્યના અવિભાજ્ય પર્યાયો છે. એનો વિભાગ કેવળ બુદ્ધિ દ્વારા કરી શકાય છે કે જે ઇન્દ્રિયોથી થાય છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે પ્રત્યેક ભૌતિક–પૌદ્‌ગલિક દ્રવ્યમાં સ્પર્શાદિ સમગ્ર પર્યાયો છે, પરંતુ તેમાંથી જેટલા ઉત્કટ હોય તેટલાનો બોધ ઇન્દ્રિયને થાય છે. જેટલા અનુત્કટ અવસ્થામાં હોય છે તે ઇન્દ્રિય–ગ્રાહ્ય થતા નથી, પરંતુ તેથી તેનું અસ્તિત્વ જ નથી એમ ન જ કહેવાય. વળી આ સ્પર્શાદિની ઉત્કટતા, અનુત્કટતાનો વિચાર ઇન્દ્રિયની પટુતા–તેની ગ્રહણ–શક્તિ ઉપર આધાર રાખે છે, કેમકે એક જાતના પ્રાણીઓમાં પણ ઇન્દ્રિયોની પટુતાની વિવિધતા દૃષ્ટિગોચર થાય છે. વિશેષમાં ઇન્દ્રિય ગમે તેટલી પટુ હોય તોપણ તે પોતાના ગ્રાહ્ય વિષય સિવાયના અન્ય વિષયોનો બોધ કરવા સમર્થ નથી. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે પાંચે ઇન્દ્રિયોના પાચે વિષયો નિરનિરાળા છે–અસંકીર્ણ છે–પૃથક્ પૃથક્ છે.

સ્પર્શનેન્દ્રિયનો વિષય પૌદ્ગલિક પદાર્થમાં રહેલા સ્નિગ્ધ, રૂક્ષ, શીત, ઉષ્ણ, મૃદુ, કર્કશ, ગુરુ અને લઘુ એ આઠ પ્રકારના સ્પર્શ જાણવા પૂરતો છે. ઉત્કૃષ્ટથી નવ [1] યોજન દૂર રહેલા પદાર્થોના તેમાંથી નીકળેલા કેટલાક પુદ્ગલો આવી સ્પર્શનેન્દ્રિયને અડકે છે, તેથી આટલે બધે છેટે રહેલા પદાર્થોના સ્પર્શનો તે બોધ કરાવી શકે છે.[2] એથી વિશેષ દૂર રહેલા પદાર્થોમાંથી નીકળી આવેલા સ્પર્શ–યુક્ત પુદ્ગલો સ્વભાવે અયોગ્ય હોય–તેની સ્પર્શતા અત્યંત અનુત્કટ બની જતી હોવાથી તે સ્પર્શનેન્દ્રિયને ગ્રાહ્ય થતા નથી. જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા છેટેથી આવેલા વિષયનો એ બોધ કરાવે છે.

રસનેન્દ્રિયનો વિષય પદાર્થોમાં રહેલા તીખા, કડવા, મીઠા, ખાટા અને તૂરા એ પાંચ જાતના રસો જાણવાનો છે. એ પણ સ્પર્શનેન્દ્રિયની જેમ ઉત્કૃષ્ટતઃ નવ યોજન દૂર રહેલા અને જઘન્યતઃ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા દૂર રહેલા પદાર્થના રસનો બોધ કરાવી શકે છે.

ઘ્રાણેન્દ્રિયનો વિષય સુગંધ અને દુર્ગંધ જાણવાનો છે. વિષય–ગ્રહણ માટેના એના ક્ષેત્રની જઘન્ય અને ઉત્કૃષ્ટ મર્યાદા સ્પર્શનેન્દ્રિયના જેટલી છે.

નેત્રેન્દ્રિયનો વિષય કાળું, લીલું, પીળું, રાતું અને ધોળું એમ પાંચ તરેહનું રૂપ (વર્ણ) છે. એ દ્વારા વધારેમાં વધારે લાખ યોજન દૂર રહેલા પદાર્થને જોઇ શકાય છે. આ તો નિસ્તેજ પદાર્થ આશ્રીને સમજવું; બાકી ચંદ્ર, સૂર્યાદિ તેજસ્વી પદાર્થો ૨૧ લાખથી પણ કંઇક અધિક અંતરે હોય તોપણ તેના રૂપનો આ ઇન્દ્રિય દ્વારા બોધ થાય છે.[3] જઘન્યતઃ એ અંગુલના સંખ્યાતમા ( નહિ

---

૧ અત્ર દર્શાવવામા આવતું વિષયના ક્ષેત્રનું માપ આત્માગુલ અનુસાર સમજવું પ્રમાણાગુલથી તેનું માપ ગણવું જોઇએ એમ સ્વીકારતા તો હાલને સમયે તે બહુ મોટુ થઇ પડે ઉત્સેધાગુલથી માપતા પણ વાંધો આવે છે. જેમકે ઉત્સેધાગુલ વડે માપતા નવ યોજન પહોળી અને બાર યોજન લાબી એવી નગરીમા એક સ્થળે વગાડેલી ભંભાને સર્વ સ્થળોના લોકો શી રીતે સાભળી શકે ? આથી કોઇ એમ પ્રશ્ન કરે કે અનેક લાખ યોજન જેવડા દેવ–વિમાનમા ઘંટાનો નાદ સુરો સર્વત્ર સાભળે છે એ હકીકત તો પ્રમાણાગુલ, આત્માગુલ કે ઉત્સેધાગુલ કોઇ પણ રીતે માપતા બધબેસતી આવતી નથી તેનું શું ? આનો ઉત્તર બીજા ઉપાગની ટીકામા એમ સૂચવાયો છે કે—

મેઘના સમુદાયના ધ્વનિની જેમ ગંભીર અને મધુર શબ્દવાળી તેમજ એક યોજનના પરિમંડળવાળી ' સુસ્વરા ' નામની ઘંટા ત્રણ વખત વગાડતા ' સૂર્યાભ ' નામના વિમાનમા રહેલા મહેલોના શિખરો ઉપર પડેલી શબ્દ–વર્ગણાઓના પુદ્ગલોમાથી ઉછળી રહેલા લક્ષબદ્ધ પ્રતિધ્વનિઓથી –પડછંદાઓથી એ વિમાન પૂરાઇ જાય છે. કહેવાની મતલબ એ છે કે ઘંટાને બહુ જ જોસથી વગાડીએ તો એમાથી જે શબ્દ–પુદ્ગલો નીકળે એના પ્રતિધ્વનિથી સર્વ દિશાઓમા અને વિદિશાઓમા પણ એ અનેક લક્ષ યોજનના માનવાળું વિમાન દિવ્ય પ્રમાણ વડે બહેરૂ બની જાય છે

૨ સ્નિગ્ધાદિ સ્પર્શો તો પ્રાપ્ત પદાર્થના જ અનુભવી શકાય એમ સમજાય છે.

૩ એક લાખ યોજનનું પ્રમાણ પ્રકાશનીય વસ્તુ આશ્રીને છે, નહિ કે પ્રકાશક આશ્રીને. આથી તો ૪૬૨૦૦$\frac{૨૧}{૬૦}$ યોજન દૂરથી સૂર્યને કર્ક સંક્રાન્તિમા અહીંના મનુષ્યો જુએ છે, જ્યારે ઉત્કૃષ્ટ દિવસે 'પુષ્કરવર' દ્વીપના પૂર્વ–પશ્ચિમે રહેનારા મનુષ્યો ૨૧૩૪૫૩૭ યોજનને અંતરે ઉદય અને અસ્ત પામતા સૂર્યને જોઇ શકે છે. જુઓ વિશેષા૦ની ગા. ૩૪૫, ૩૪૭.

કે ઉપર્યુક્ત ઇન્દ્રિયોની પેઠે અસંખ્યાતમા ભાગ ) જેટલે દૂર રહેલા પદાર્થના રૂપ ઉપર પ્રકાશ પાડે છે. એ કરતાં વધારે સમીપ રહેલો પદાર્થ આ ઇન્દ્રિય દ્વારા જોઇ શકાતો નથી. દાખલા તરીકે અત્યંત નજીક રહેલી આંખની કીકીનો કે એને વિષે જ રહેલા અંજન કે મેલનો એ દ્વારા બોધ થતો નથી.

કર્ણેન્દ્રિયનો વિષય [1]સચિત્ત, [2]અચિત્ત અને [3]મિશ્ર એમ ત્રિવિધ શબ્દ છે.[4] વધારેમાં વધારે બાર યોજન દૂરથી આવેલા શબ્દને અને ઓછામાં ઓછા અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલે દૂર રહેલા શબ્દને એ ગ્રહણ કરી શકે છે.

## કઇ ઇન્દ્રિયો પ્રાપ્યકારી છે ?—

[5]જૈન દર્શન પ્રમાણે નેત્ર સિવાયની ચારે ઇન્દ્રિયો પ્રાપ્યકારી છે. એને પ્રાપ્ત અર્થનું જાણપણું છે—એ ગ્રાહ્ય વિષયો સાથે સંયુક્ત થઇને જ એને ગ્રહણ કરે છે. એ ચાર મંદક્રમિક જ્ઞાનધારાનું કારણ છે, વાસ્તે એ ચારને જ વ્યંજનાવગ્રહ છે. નેત્ર અને મન સંયોગ વિના જ કેવળ યોગ્ય સંનિધાનથી અથવા યોગ્યતાના બળથી પોતપોતાના ગ્રાહ્ય વિષયોને જાણે છે. આથી એ બંને અપ્રાપ્યકારી ગણાય છે અને એ બંને પટુક્રમિક જ્ઞાનધારાનું કારણ છે.

## સ્પૃષ્ટ અને બદ્ધ-સ્પૃષ્ટ પદાર્થોનું ગ્રહણ—

આ હકીકત સ્પષ્ટપણે સમજાય તે માટે અત્ર થોડુંક વિવેચન ઉમેરવું આવશ્યક સમજાય છે. જેમકે લંગડા માણસને ચાલવા માટે જેમ લાકડીની અપેક્ષા રહે છે તેમ જ્ઞાનાવરણાદિ કર્મોથી આત્માનું ચૈતન્ય આવૃત થયેલું હોવાથી તેને જ્ઞાન ઉત્પન્ન થવામા ઇન્દ્રિયો અને મનની મદદની જરૂર પડે છે. બધી ઇન્દ્રિયો અને મનનો સ્વભાવ એક સરખો નથી. સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય એ ત્રણની શક્તિ કર્ણેન્દ્રિયની શક્તિ કરતા મંદ છે. એટલે આ ચારે પ્રાપ્યકારી હોવા છતાં—પ્રાપ્ય અર્થને ગ્રહણ કરવાની લાયકાત ચારેમા હોવા છતા કર્ણેન્દ્રિય [6]સ્પૃષ્ટ પદાર્થનું ગ્રહણ કરે છે, જ્યારે સ્પર્શનાદિ ત્રણ ઇન્દ્રિયો બદ્ધ-સ્પૃષ્ટ

---

૧ સજીવ પદાર્થમાથી ઉદ્‌ભવતો શબ્દ તે ' સચિત્ત ' છે. જેમકે જીવે બોલેલો શબ્દ.

૨ નિર્જીવ વસ્તુમાથી પ્રકટ થતો શબ્દ તે અચિત્ત છે. જેમકે એક ઘડા સાથે બીજો ઘડો અથડાતા ઉત્પન્ન થતો શબ્દ.

૩ જીવના પ્રયત્નથી નિર્જીવ પદાર્થમા ઉદ્‌ભવતો શબ્દ તે મિશ્ર છે. જેમકે મોઢેથી વગાડાતી વાસળીનો.

૪ પ્રસંગવશાત્ આપણે પાચે ઇન્દ્રિયોના કુલે ૨૩ વિષયો જોઇ લીધા. જેમકે સ્પર્શનેન્દ્રિયના ૮ સ્પર્શ, રસનેન્દ્રિયના ૫ રસ, ઘ્રાણેન્દ્રિયના ૨ ગંધ, નેત્રેન્દ્રિયના ૫ વર્ણ અને શ્રોત્રેન્દ્રિયના ૩ શબ્દ.

૫ બૌદ્ધ દર્શન પ્રમાણે નેત્ર અને કર્ણ સિવાયની ઇન્દ્રિયો પ્રાપ્યકારી છે, જ્યારે નૈયાયિક, વૈશેષિક, મીમાંસક અને સાંખ્ય દર્શનોમા બધી ઇન્દ્રિયો પ્રાપ્યકારી માની છે.

૬ આત્મ-પ્રદેશરૂપ થઇ ગયેલું દ્રવ્ય ' બદ્ધ ' કહેવાય છે અને શરીર ઉપર રજની જેમ ચોટેલુ તે ' સ્પૃષ્ટ ' કહેવાય છે.

પદાર્થને ગ્રહણ કરે છે. આથી તો કહેવાય છે કે શબ્દ સંભળાય એ સ્પર્શ થયેથી, રૂપ દેખાય એ [1]વગર સ્પર્શ્યે અને સ્પર્શ, રસ અને ગંધનો અનુભવ થાય તે બદ્ધ–સ્પૃષ્ટતાને લીધે.

સ્પર્શનાદિ ત્રણ ઇન્દ્રિયો બદ્ધ–સ્પૃષ્ટ પદાર્થને અને કર્ણેન્દ્રિય સ્પૃષ્ટ પદાર્થને ગ્રહણ કરે છે, એવો જે આ ચાર ઇન્દ્રિયો પરત્વે ભેદ જણાય છે તેનું કારણ એ છે કે એક તો કર્ણેન્દ્રિયની શક્તિ સ્પર્શનાદિથી અધિક છે તેમજ સ્પર્શ, ગંધ અને રસ વિષયક પદાર્થો શબ્દાત્મક પદાર્થો કરતાં ઓછા છે, બાદર છે અને અભાવુક ( વાસિત કરવાના સ્વભાવ વિનાના ) છે. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે સ્પર્શાદિ દ્રવ્ય–સમૂહની અપેક્ષાએ શબ્દ–સમૂહ બહુ સૂક્ષ્મ છે અને એ શબ્દ–સમૂહ આસન્ન શબ્દ–યોગ્ય દ્રવ્યને અભિવાસિત કરે છે. વાસ્તે એ નિર્વૃત્તિ–ઇન્દ્રિયમાં દાખલ થઇ ઉપકરણ–ઇન્દ્રિયને માત્ર સ્પર્શીને પણ સત્વર સ્વગોચર જ્ઞાન પેદા કરે છે.

**જ્ઞાન–ધારાના ક્રમો—**

આ ઉપરથી આપણે જોઇ શકીએ છિયે કે બધી ઇન્દ્રિયોનો સ્વભાવ એક સરખો નથી. એથી કરીને તો એના દ્વારા થતી જ્ઞાન–ધારાના પ્રાદુર્ભાવના ક્રમમાં પણ ભિન્નતા રહેલી છે. એટલે કે એ ક્રમના મંદ અને પટુ એવા બે વિભાગો પડી શકે છે. ગ્રાહ્ય વિષયની સાથે તે તે વિષયની ગ્રાહક ઉપકરણ–ઇન્દ્રિયનો સંયોગ કે જે ' વ્યંજન ' કહેવાય છે તે થતાં જ મંદ ક્રમમા જ્ઞાનનો આવિર્ભાવ થાય છે શરૂઆતમાં જ્ઞાનની માત્રા એટલી બધી ઓછી હોય છે કે એથી ' આ કંઇક છે ' એવો સામાન્ય બોધ પણ થતો નથી[2], પરંતુ જેમ જેમ વિષય અને ઇન્દ્રિયનો સંયોગ પુષ્ટ થતો જાય છે તેમ તેમ જ્ઞાનની માત્રા વધતી જાય છે અને વખત જતાં જ્ઞાન–માત્રા એટલી બધી પુષ્ટ બને છે કે એનાથી ' આ કંઇક છે ' એવો વિષયનો સામાન્ય બોધ યાને અર્થાવગ્રહ થાય છે. આ અર્થાવગ્રહ વ્યંજનાવગ્રહનો એક છેલ્લો પુષ્ટ અંશ જ છે[3], કેમકે એમાં વિષય અને ઇન્દ્રિયના સંયોગની અપેક્ષા રહેલી છે. અર્થાવગ્રહ થયા બાદ એ દ્વારા સામાન્યરૂપે જાણેલા વિષયને વિશેષરૂપે જાણવાની ઇચ્છા ( ઈહા ), વિશેષનો નિર્ણય ( અપાય ), એ નિર્ણયની ધારા ( ધારણા ), એ ધારાથી ઉત્પન્ન થતા સંસ્કાર અને એ સંસ્કારથી ઉદ્ભવતી સ્મૃતિ એ બધો જ્ઞાન–વ્યાપાર થાય છે; પરંતુ આ ઈહાદિ જ્ઞાન–વ્યાપારમાં વિષય અને ઇન્દ્રિયના સંયોગની અનિવાર્ય અપેક્ષા નથી જ.

---

૧ નેત્રેન્દ્રિય પણ સ્પૃષ્ટ પદાર્થને ગ્રહણ કરે છે એમ માનવું યુક્તિ–યુક્ત નથી; કેમકે નહિ તો અગ્નિને જોતા જ આખ બળી જવી જોઇએ અને કાચના વાસણમા રહેલુ જળ તે પાત્રને ભેદીને બહાર આવી નેત્રમા તેનો પ્રવેશ થઇ જવો જોઇએ, એ પ્રમાણે જૈન શાસ્ત્રો દલીલ કરે છે.

૨ આથી તો એ અવ્યક્તતમ, અવ્યક્તતર અને અવ્યક્ત જ્ઞાન કહેવાય છે,

૩ આ પ્રમાણેની પરિસ્થિતિ હોવા છતા એકને વ્યંજનાવગ્રહ અને બીજાને અર્થાવગ્રહ કહેવામાં આવે છે તેનું કારણ એ છે કે અર્થાવગ્રહરૂપ જ્ઞાનાંશથી ઉત્પન્ન થતા વિષયનો બોધ જ્ઞાતાના ધ્યાનમા આવી શકે છે, જ્યારે વ્યંજનાવગ્રહ નામનો દીર્ઘ જ્ઞાનવ્યાપાર ઉત્તરોત્તર થવા છતા પણ તે એટલો અલ્પ હોય છે કે એનાથી અર્થાવગ્રહ જેટલો પણ બોધ થતો નથી.

વળી પટુ ક્રમમાં પણ ઉપકરણ–ઇન્દ્રિય અને વિષયના સંયોગની અપેક્ષા નથી એટલે કે આ ક્રમમાં ઇન્દ્રિય સાથે ગ્રાહ્ય વિષયનો સંયોગ થયા વિના જ જ્ઞાન–ધારાનો પ્રાદુર્ભાવ થાય છે. એનો આદ્ય અંશ અર્થાવગ્રહ છે અને અંતિમ અંશ સ્મૃતિરૂપ ધારણા છે, જ્યારે ઈહાદિ જ્ઞાન–વ્યાપારની પ્રવૃત્તિ મંદ ક્રમની માફક છે.

વ્યંજનાવગ્રહને અંગે **નંદીસૂત્ર**માં શરાવ ( શકોરૂં )નું ઉદાહરણ આપેલું છે તે આપણે અત્ર વિચારીએ એટલે મંદ ક્રમની જ્ઞાન–ધારાના આવિર્ભાવ માટે ઇન્દ્રિય અને વિષયના સંયોગની અપેક્ષા રહેલી છે એ વાત સ્પષ્ટપણે સમજાય.

ભઠ્ઠીમાંથી તરતના બહાર કાઢેલા અને એકદમ રૂક્ષ એવા શરાવ ઉપર જળનું ટીપું નાંખ્યું હોય તો તેને શરાવ તરત જ શોષી લે છે અને વળી તે પણ એટલે સુધી કે તેનું નામ–નિશાન સુદ્ધાં જણાતું નથી. આ પછી પણ એક એક કરી નાંખેલાં અનેક જળનાં ટીપાંઓને એ શરાવ શોષી લે છે, પરંતુ આગળ જતાં એક એવો સમય આવે છે કે જ્યારે તે શોષવાનું કાર્ય કરી શકતું નથી અને એ શરાવ પાણીથી ભીંજાયેલું આપણી નજરે પડે છે. આ પૂર્વે પણ એનામાં ભીનાશ હતી, પરંતુ જ્યારે જળનું પ્રમાણ વધ્યું અને શરાવની શોષવાની શક્તિ ઓછી થઇ ગઇ ત્યારે ભીનાશ દૃષ્ટિગોચર થઇ અને અંદર નહિ શોષાયેલુ જળ એના ઉપરના તળમા એકઠું થઇ નજરે પડયું.

એવી જ રીતે કોઇ ઊંઘતા માણસને ઘાંટો પાડવામાં આવે તો થોડાક સમય સુધી તો તે બૂમો નકામી જતી જણાય છે, પરંતુ જ્યારે પૌદ્ગલિક શબ્દો પૂરતા પ્રમાણમાં કાને પડે છે એટલે તે જાગૃત થવા માંડે છે અને એ શબ્દોને સામાન્યરૂપે જાણ્યા બાદ તેની વિશેષતાઓને તે જાણવા પ્રયાસ કરે છે. આ ક્રમ જાગતા મનુષ્યને પણ લાગૂ પડે છે, પરંતુ તે એટલી શીઘ્રતા-વાળો છે કે સાધારણ લોકોના તે ખ્યાલમાં આવતો નથી.

પટુક્રમિક જ્ઞાન–ધારા માટે દર્પણનું દૃષ્ટાન્ત રજુ કરાય. દર્પણ સામે કોઇ પદાર્થ આવે કે તરત જ એનુ પ્રતિબિંબ પડી જાય છે અને તે દેખાય છે. આને માટે દર્પણની સાથે પ્રતિબિંબિત વસ્તુના સાક્ષાત્ સંયોગની જરૂર રહેતી નથી; ફક્ત પ્રતિબિંબને ગ્રહણ કરનારા દર્પણ અને પ્રતિબિંબિત થનારી વસ્તુનું યોગ્ય સ્થળમાં સન્નિધાન આવશ્યક છે. આ રીતે આંખની સામે કોઇ રંગીન વસ્તુ આવી કે યોગ્ય સન્નિધાન હોય તો તે તરત જ દેખાય છે, પરંતુ તે માટે નેત્ર અને વસ્તુના સંયોગની જરૂર નથી કે જેવી રીતે કાન અને શબ્દનો સયોગ અપેક્ષિત છે.

આ ઉપરથી ઇન્દ્રિયો દ્વારા કેવી રીતે જ્ઞાન થાય છે તે આપણે જોયું. અત્ર એ ખ્યાલમાં રાખવું કે એક સામટા સો પત્રો વીંધી નાંખવાનુ અભિમાન એ કેવળ ભ્રાન્તિ છે તેમ એકી સાથે પાંચે ઇન્દ્રિયોના વિષયોનું ગ્રહણ થાય છે એમ માનવું ભૂલભરેલું છે. સર્વ ઇન્દ્રિયોના વિષે મનનો શીઘ્ર યોગ થતો હોવાથી આવી ભ્રાન્તિ થાય છે.

## દર્પણાદિનું દર્શન—

દર્પણને જોનારો મનુષ્ય દર્પણને જુએ છે, પોતાના દેહને જુએ છે કે પ્રતિબિંબ (પડછાયા)ને જુએ છે ? આનો ઉત્તર **પ્રજ્ઞાપના** (પૃ. ૧૫, સૂ. ૧૯૭)માં એમ સૂચવાયો છે કે મનુષ્ય દર્પણને તો જુએ છે જ અને વળી પ્રતિબિંબને પણ જુએ છે; કિન્તુ પોતાના દેહને તે જોતો નથી, કેમકે તે તો પોતાના આત્માને વિષે રહેલો છે. તરવાર, મણિ, દૂધ, પાણી, તેલ વગેરેને જોનારના સંબંધમા પણ આ પ્રમાણેની હકીકત સમજવી.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે પ્રતિબિંબ એ છાયા-પુદ્ગલાત્મક છે. સર્વ ઐન્દ્રયિક પદાર્થ રશ્મિ યાને છાયા-પુદ્ગલની પેઠે સ્થૂળ છે તેમજ વધઘટના સ્વભાવવાળો છે. સર્વ સ્થૂળ વસ્તુઓની છાયા પડે છે. વચ્ચે કોઇ પદાર્થ આવી જાય ત્યારે તેમજ વસ્તુ સ્વયં અતિશય દૂર હોય તો દર્પણ-માં તેનું પ્રતિબિંબ પડતું નથી. આથી છાયા-પુદ્ગલોનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. છાયા-પુદ્ગલો સામગ્રી અનુસાર પરિણમે છે. અભાસ્વર પદાર્થને વિષે દિવસે પડેલી છાયા શ્યામ હોય છે, જ્યારે રાત્રે કૃષ્ણ હોય છે. ભાસ્વર પદાર્થને વિષે તો તે પોતાના દેહના વર્ણવાળી હોય છે.[1]

## ઇન્દ્રિયોનું પરિમાણ—

પાંચે ઇન્દ્રિયોની જાડાઇ એક અંગુલના અસખ્યાતમા ભાગ જેટલી છે, જ્યારે એની લંબાઈ-પહોળાઇ તો એક સરખી નથી. એટલે કે પાંચ ઇન્દ્રિયો પૈકી કર્ણ, નેત્ર અને નાકની લંબાઇ-પહોળાઇ એક અંગુલના અસખ્યાતમા ભાગ જેટલી છે, જીભની લંબાઇ-પહોળાઇ અંગુલ-પૃથક્ત્વ જેટલી અર્થાત્ બેથી નવ અંગુલ જેટલી છે અને સ્પર્શનેન્દ્રિયની પોતાના દેહ જેટલી લબાઇ-પહોળાઇ છે. જેમ શરીરનું માન ઉત્સેધાગુલથી સમજવાનું છે તેમ સ્પર્શનેન્દ્રિયની લંબાઇ-પહોળાઈનું માપ પણ એ વડે સમજવું, જ્યારે બાકીની ચારની લબાઇ-પહોળાઇનુ માપ આત્માંગુલથી જાણવું; સર્વ ઇન્દ્રિયોની જાડાઇ તો ઉત્સેધાગુલથી માપવાની છે.

આ ઉપરથો ઈન્દ્રિયોની લંબાઇ-પહોળાઇ માપતી વેળા જે માપમાં તફાવત બતાવ્યો છે તેનુ શું કારણ છે એવો સહજ પ્રશ્ન થાય. એનો ઉત્તર એ છે કે દાખલા તરીકે જીભનું માપ ઉત્સેધાંગુલથી કાઢવામા આવે તો ત્રણ ગાઉના મનુષ્યોને અને છ ગાઉના હાથીઓને વિષય-જ્ઞાન થાય નહિ; કેમકે પોતપોતાના દેહના પ્રમાણમાં જીભ હોય છે અને ઉત્સેધાગુલથી તેનુ માપ સમજતા તો તેની પહોળાઇ અતિશય અલ્પ-હજારમે ભાગે આવે.

## ઇન્દ્રિયોના પરમાણુ વગેરેની સંખ્યા—

પ્રત્યેક ઈન્દ્રિય અનંત પરમાણુઓની બનેલી છે અને એ દરેકની અવગાહના અસંખ્ય આકાશ-પ્રદેશ જેટલી છે, જોકે તેમા ન્યૂનાધિકતા છે. આ હકીકત તેમજ પૂર્વે વિચારેલી કેટલીક બાબતો નિમ્ન-લિખિત કોષ્ઠક દ્વારા રજુ કરવામાં આવે છે:—

---

૧ કહ્યું પણ છે કે—

" सामा उ दिया छाया अभासुरगता निसिं तु कालाभा ।
सा चेव भासुरगया सदेहवण्णा मुणेयव्वा ॥ १ ॥ "

[ श्यामा तु दिवा छायाऽभासुरगता निशि तु कालाभा ।
सा चैव भासुरगता स्वदेहवर्णा ज्ञातव्या ॥ ]

## ઇન્દ્રિયોનાં નવ દ્વાર સંબંધી યંત્ર

| ઇન્દ્રિયનુ નામ | જાડાઇ | વિસ્તાર | પ્રાપ્યકારી કે અપ્રાપ્યકારી ? | જઘન્યથી કેટલે દૂરથી વિષય ગ્રહણ કરે ? | ઉત્કૃષ્ટથી કેટલે દૂરથી વિષય ગ્રહણ કરે ? | કેવો વિષય ગ્રહે ? | અવગાહનાનું અલ્પ-બહુત્વ | કેટલા પ્રદેશની અવગાહના ? | દ્રવ્યે-ન્દ્રિયની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્પર્શન | ઉત્સેધાંગુલ-નો અસં-ખ્યેય ભાગ | સ્વદેહપ્રમાણ | પ્રાપ્યકારી | આત્માગુલનો અસંખ્યેય ભાગ | નવ યોજન ( આત્માંગુલથી ) | બદ્ધ-સ્પૃષ્ટ | રસનાથી સંખ્યેય ગુણ | રસનાથી અસંખ્ય ગુણ | ૧ |
| રસન | ,, | આત્માગુલ-પૃથક્ત્વ | ,, | ,, | ,, | ,, | ઘ્રાણથી અસંખ્ય ગુણ | ઘ્રાણથી અસંખ્ય ગુણ | ,, |
| ઘ્રાણ | ,, | આત્માંગુલનો અસંખ્યાતમો ભાગ | ,, | ,, | ,, | ,, | શ્રોત્રથી સંખ્યેય ગુણ | શ્રોત્રથી અસંખ્ય ગુણ | ૨ |
| નેત્ર | ,, | ,, | અપ્રાપ્યકારી | આત્માગુલનો સંખ્યેય ભાગ | એક લાખ યોજનથી અધિક ( આત્માંગુલથી ) | અસ્પૃષ્ટ | સર્વથી ઓછી અવગાહના | સર્વથી ઓછા પ્રદેશ | ,, |
| કર્ણ | ,, | ,, | પ્રાપ્યકારી | આત્માંગુલનો અસંખ્યેય ભાગ | બાર યોજન ( આત્માંગુલથી ) | સ્પૃષ્ટ | નેત્રથી સંખ્યેય ગુણ | નેત્રથી સંખ્યેય ગુણ | ,, |

### [1]મન એટલે શું ?

જૈન દર્શનમાં મનને 'નોઇન્દ્રિય' કે '[2]અનિન્દ્રિય' શબ્દથી સંબોધવામાં આવે છે, આનું કારણ એ છે કે એ પણ સ્પર્શનેન્દ્રિયાદિની પેઠે જ્ઞાનનું સાધન છે અને એથી કરીને એ પણ ઇન્દ્રિય ગણાય, કિન્તુ રૂપાદિ વિષયોમાં પ્રવૃત્ત થવા માટે તેને નેત્રાદિ ઇન્દ્રિયોનો આધાર લેવો પડે છે. આ પરાધીનતાને લઇને એને ઇન્દ્રિય જેવું એ અર્થવાચક 'નોઇન્દ્રિય' અથવા 'અનિન્દ્રિય' નામ આપવામાં આવે છે.[3] આપણે મનના દ્રવ્ય-મન અને ભાવ-મનરૂપ બે ભેદો તેમજ તેનાં લક્ષણો ૨૬૧ મા તેમજ ૩૬૭ મા પૃષ્ઠમાં વિચારી ગયા છીએ. એમાં અત્ર એટલો ઉમેરો કરવો આવશ્યક સમજાય છે કે **તત્ત્વાર્થ**ની બૃહદ્‌વૃત્તિ (પૃ ૧૫૭)મા મનઃપર્યાપ્તિરૂપ કરણના પુદ્‌ગલો કે જે આત્માના સર્વ પ્રદેશોમાં વર્તનારા છે તેને પણ અપેક્ષાએ 'દ્રવ્ય-મન' કહ્યા છે. અયોગીને દ્રવ્ય-મન હોવાનું જે કહેવાય છે તે મનોવર્ગણારૂપ નહિ, પરંતુ મનઃપર્યાપ્તિરૂપ સંભવે છે.

### મનનું સ્થાન—

શ્વેતાંબરો મનનું સ્થાન સંપૂર્ણ શરીર માને છે, જ્યારે દિગંબરો (દ્રવ્ય-) મનને આઠ પાંખડીવાળા કમળના જેવા આકારવાળા હૃદયમાં રહેલું માને છે. આ સંબંધમાં શ્વેતાંબરોની દલીલ એ છે કે શરીરનાં જુદાં જુદાં સ્થાનોમા રહેનારી ઇન્દ્રિયો દ્વારા ગ્રહણ કરાતા સમસ્ત વિષયોમાં મનની ગતિ થાયછે, વાસ્તે તે શરીરમાં સર્વત્ર વર્તમાન છે એમ માન્યા વિના આ હકીકત સંભવતી નથી. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો સમગ્ર બાહ્ય-આભ્યંતર શરીર વ્યાપી સ્પર્શનેન્દ્રિયથી સર્વ પ્રદેશે સ્પર્શ-જ્ઞાન થાય છે, એથી કરીને નૈયાયિકોની જેમ મનને અણુરૂપ માનવું કે દિગંબરોની પેઠે તેને નિયત દેશસ્થ માનવું ઉચિત નથી; કિન્તુ તેને આત્માના સર્વ પ્રદેશો વ્યાપી માનવું

---

૧ જોકે ઇન્દ્રિયનું પ્રકરણ પૂર્ણ થઇ ગયું છે છતા મન ઇન્દ્રિય જેવું હોવાથી, વળી નેત્રેન્દ્રિય સાથે અપ્રાપ્યકારિત્વની બાબતમા એ મળતું આવતું હોવાથી તેમજ હવે પછીના 'સંજ્ઞા' પ્રકરણનો મન સાથે સંબંધ હોવાથી એ વિષે અત્ર થોડો ઘણો ઊહાપોહ કરવામા આવે છે.

૨ 'અનિન્દ્રિય'નો બીજો અર્થ 'ઇન્દ્રિયથી રહિત' અર્થાત્ 'સિદ્ધ' એમ પણ થાય છે, પરંતુ તે અત્ર અપ્રસ્તુત છે.

૩ આ સંબંધમા **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૯૦ )મા એમ કહ્યું છે કે—

" **यथा चक्षुरादीनि प्रतिनियतदेशावस्थानानि न तथा मन इत्यनीन्द्रियं तत्** "

અર્થાત્ જેમ નેત્ર વગેરે ઇન્દ્રિયોના સ્થાનો મુકરર છે તેમ મનનું સ્થાન મુકરર નથી, વાસ્તે તે 'અનિન્દ્રિય' કહેવાય છે. **તત્ત્વાર્થ**ની બૃહદ્‌વૃત્તિ ( પૃ ૧૭૨ )મા તો એવો ઉલ્લેખ છે કે—

" **अनिन्द्रियं मनोऽभिधीयते रूपग्रहणाद्यस्वतन्त्रत्वादसम्पूर्णत्वादनुदरकन्यावत्, इन्द्रियकार्याकरणाद् वाऽप्यपुत्रव्यपदेशवत्** "

અર્થાત્ રૂપના ગ્રહણ વગેરેમા મન પરાધીનતા ભોગવતું હોવાથી તેમજ અનુદર કન્યાની જેમ તે અસંપૂર્ણ હોવાથી તે 'અનિન્દ્રિય' કહેવાય છે. અથવા પુત્ર હોવા છતા જેનો પુત્ર પુત્ર તરીકેની ફરજ બતાવતો નથી તે અપુત્ર કહેવાય છે તેમ ઇન્દ્રિયનું કાર્ય નહિ કરી શકતુ હોવાથી મન 'અનિન્દ્રિય' કહેવાય છે.

સમુચિત છે કહેવાની મતલબ એ છે કે ઉપયોગની પ્રવૃત્તિ તો આત્માના સર્વે પ્રદેશોમાં સંભવે છે એથી કરીને અમુક ભાગમા રહેલા મનથી તે કાર્ય સંભવતુ નથી, વાસ્તે તેનું નેત્રાદિની જેમ અમુક ખાસ સ્થાન ન માનતા તેને સર્વવ્યાપી માનવું ઉચિત સમજાય છે.

**મનનો વિષય—**

મનનો વિષય શો છે એ હકીકત ઉપર તત્ત્વાર્થ (અ ૨)નું નિમ્ન-લિખિત બાવીસમું સૂત્ર પ્રકાશ પાડે છે:—

" श्रुतमनिन्द्रियस्य "

અર્થાત્ અનિન્દ્રિયનો–મનનો વિષય શ્રુત છે. અત્ર એ ધ્યાનમાં રાખવું કે મનથી મતિ અને શ્રુત એમ બંને જ્ઞાનો થાય છે, પરંતુ મતિ કરતા શ્રુતની મુખ્યતા હોવાથી અત્ર એનો નિર્દેશ કરાયો છે. વસ્તુ–સ્થિતિ એવી છે કે સ્પર્શનાદિ પાચ ઇન્દ્રિયોથી ફક્ત મતિજ્ઞાન થાય છે. વળી એ બાહ્ય ઇન્દ્રિયો કેવળ મૂર્ત પદાર્થોના ઉપર પ્રકાશ પાડે છે અને તે પણ અંશતઃ; જ્યારે જ્ઞાનના આતરિક સાધનરૂપ અને એથી કરીને 'અંતઃકરણ'ના નામથી પણ ઓળખાતું તેમજ નેત્રની પેઠે અપ્રાપ્ય-કારી એવુ મન મૂર્ત તેમજ અમૂર્ત એમ ઉભય જાતના પદાર્થો ઉપર અને તે પણ તેના અનેક પર્યાયો ઉપર પ્રકાશ પાડે છે.[1] આથી એ વાત સ્પષ્ટ થાય છે કે સ્પર્શનેન્દ્રિયાદિની જેમ મનનો વિષય મર્યાદિત નથી. મનનું કાર્ય વિચાર કરવાનું છે. ઇન્દ્રિયો દ્વારા ગ્રહણ કરાયેલા તેમજ નહિ કરાયેલા વિષયોમાં વિકાસ–યોગ્યતા પ્રમાણે તે વિચાર કરી શકે છે. આ વિચાર એ જ શ્રુત છે. આથી તો ઉપર કહ્યું છે કે અનિન્દ્રિયનો વિષય શ્રુત છે.

મન દ્વારા પહેલવહેલું જે સામાન્યરૂપે વસ્તુનું ગ્રહણ થાય છે અને જેમાં શબ્દ–અર્થના સંબંધનો, આગળ પાછળના અનુસંધાનનો અને વિકલ્પરૂપ વિશેષતાનો અભાવ છે તે 'મતિ-જ્ઞાન' છે. એની પછી ઉત્પન્ન થનારો અને ઉપર્યુક્ત વિશેષતાથી અંકિત વિચાર–પ્રવાહ તે 'શ્રુતજ્ઞાન' છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે મન દ્વારા ઉત્પન્ન થયેલ જ્ઞાન–વ્યાપારની ધારામા પ્રાથમિક અલ્પ અંશ મતિજ્ઞાન છે અને પછીનો અધિક અંશ શ્રુત–જ્ઞાન છે આ પ્રમાણે મન જોકે બંને પ્રકારનાં જ્ઞાનનું સાધન છે છતા તેમા સ્પષ્ટ અને વિશેષગ્રાહી એવા શ્રુત–જ્ઞાનની મુખ્યતાને લક્ષ્યીને મનના વિષય તરીકે એનો ઉલ્લેખ કરાયો છે.

ખરી રીતે વિચારતા એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના સર્વે જીવો, પંચેન્દ્રિય પક્ષી સંમૂર્ચ્છિમ જીવોની પેઠે અસંજ્ઞી જ છે, પરતુ તેની ઉપેક્ષા કરી પંચેન્દ્રિય પરત્વે જ ગ્રંથકાર નીચે મુજબ નિર્દેશ કરે છે:—

---

૧ મનને કઇ અગમ્ય નથી, કેમકે જ્યા મન જાય છે ત્યા આત્મા પણ જાય છે. આત્મા મન સાથે જાય છે, મન ઇન્દ્રિય સાથે જાય છે અને ઇન્દ્રિય પોતાના વિષય સાથે જાય છે; પરંતુ આ ક્રમ અતિશય શીઘ્ર છે.

## पञ्चेन्द्रिया द्विधा, संज्ञ्य-ऽसंज्ञिभेदात्

અર્થાત્ પંચેન્દ્રિયના સંજ્ઞી અને અસંજ્ઞી એમ બે ભેદો પડે છે. આ સમજવાને આરૂ 'સંજ્ઞી' એટલે શું તે જાણવાની જરૂર રહે છે.

**સંજ્ઞીનું લક્ષણ—**

**सुदीर्घातीतार्थस्मरणशीलत्वे सति 'कथं नु नाम कर्तव्यम्' इत्यागाम्यर्थचिन्तनप्रयोजकत्वं संज्ञिनो लक्षणम् । (१२५)**

અર્થાત્ ઘણા લાંબા સમય ઉપર બનેલી વાતને યાદ કરી રાખવાની શકિત તેમજ હવે શું કરવું એ પ્રકારની ભવિષ્યના અર્થ સંબંધી વિચાર કરવાની શકિત જે જીવને હોય તે 'સંજ્ઞી' કહેવાય છે ( આનું બીજું નામ સમનસ્ક છે). આવી શક્તિરહિત જે જીવ હોય તે 'અસંજ્ઞી' કહેવાય છે ( એને જ 'અમનસ્ક' પણ કહેવામા આવે છે ).

**સંજ્ઞાનો વ્યુત્પત્તિ-અર્થ—**

**" संज्ञायते-सम्यक् परिच्छिद्यते पूर्वोपलब्धो वर्तमानो भावी च पदार्थो यया सा संज्ञा "**

અર્થાત્ પૂર્વોપલબ્ધ (અતીત), વર્તમાન તેમજ ભાવી (અનાગત) પદાર્થ વિષે જે દ્વારા રૂડી રીતે જ્ઞાન (પરિચ્છેદ) થાય તે 'સંજ્ઞા' જાણવી. 'સંજ્ઞા' એટલે 'વિશિષ્ટ મનોવૃત્તિ'.

**સંજ્ઞી કોણ, અસંજ્ઞી કોણ ?—**

પ્રથમ તો સંજ્ઞી, અસંજ્ઞી અને નોસંજ્ઞી-નોઅસંજ્ઞી ( નહિ સંજ્ઞી કે નહિ અસંજ્ઞી ) એમ જીવોના ત્રણ ભાગા પડે છે. તેમા કયા જીવમાં કેટલા ઘટે છે તેનું દિગ્દર્શન કરીએ.

નારકો સંજ્ઞી કે અસંજ્ઞી હોઇ શકે. જે નારકો સંજ્ઞીમાંથી ઉત્પન્ન થયા હોય ( પૂર્વ ભવમાં સંજ્ઞી હોય) તે સંજ્ઞી જાણવા; બાકીના અસંજ્ઞી સમજવા. એમાં નોસંજ્ઞી -નોઅસંજ્ઞી એ ત્રીજો ભાગો ઘટી શકતો નથી, કેમકે તેઓ તે ભવમા કેવલજ્ઞાની થઇ શકે નહિ, કારણ કે તેઓ ચારિત્ર ગ્રહણ કરી શકે તેમ નથી. એ જ પ્રમાણે અસુરકુમારાદિ દશ પ્રકારના ભવનપતિ તેમજ વ્યંતરો વિષે સમજવું. મનુષ્યોમા ત્રણે ભાંગા ઘટે છે, કેમકે જે ગર્ભજ મનુષ્ય છે તે સંજ્ઞી છે, જે સંમૂર્ચ્છિમ છે તે અસંજ્ઞી છે અને જે કેવલી છે તે નોસંજ્ઞી-નોઅસંજ્ઞી છે (કારણ કે જોકે તેઓ મનોદ્રવ્યની સાથે સબંધમા આવે છે, છતાં તે દ્વારા કંઇ તેમને ત્રિકાલિક પદાર્થનો બોધ થતો નથી, પરંતુ સકલ જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મોનો ક્ષય થયેલો હોવાથી તેમને પોતાના આત્મા દ્વારા પદાર્થનો સાક્ષાત્કાર થાય છે અર્થાત ભાવ-મનનો અભાવ હોવાથી તેઓ સંજ્ઞી કહી શકાય નહિ તેમજ સર્વજ્ઞ હોવાથી તેઓ અસંજ્ઞી પણ કહેવાય તેમ નથી, તેથી તેમને નોસંજ્ઞી-

નોઅસંજ્ઞી કહેવા તે જ ઇષ્ટ–શ્રેયસ્કર છે. ) પચેન્દ્રિય તિર્યંચમાં જે સંમૂર્ચ્છિમ હોય તે અસંજ્ઞી અને જે ગર્ભજ હોય તે સંજ્ઞી જાણવા. તેઓ નોસંજ્ઞી–નોઅસંજ્ઞી હોઇ શકે નહિ. જ્યોતિષ્ક અને વૈમાનિક દેવો તો સંજ્ઞીજ છે; એ સિવાયના બે ભાંગાઓ તેમના સબંધમાં ઘટતા નથી. કેમકે અસંજ્ઞીમાથી તેમની ઉત્પત્તિ સંભવતી નથી તેમજ તેઓ તેના તે ભવમા કેવલી પણ બની શકે તેમ નથી. એકેન્દ્રિય અસંજ્ઞી જ છે, કેમકે તેમનામા પ્રાયઃ સર્વથા મનોવૃત્તિનો અભાવ છે. દ્વીન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના જીવોમાં કે જેમને 'વિકલેન્દ્રિય' કહેવામાં આવે છે તેમનામાં વિશિષ્ટ મનોવૃત્તિનો અભાવ હોવાથી તેઓ પણ અસંજ્ઞી જ છે. ટુંકમા આનો સાર એ છે કે સર્વે સંમૂર્ચ્છિમ જીવો અસંજ્ઞી જ છે ( અને એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના સર્વે જીવો તો સંમૂર્ચ્છિમ જ છે ); કેવલી સિવાયના જે ગર્ભજ છે તે સંજ્ઞી છે; જે ઉપપાતજ છે તે સંજ્ઞી અથવા અસંજ્ઞી છે; જ્યારે સિદ્ધિના જીવો તો નોસંજ્ઞી-નોઅસંજ્ઞી જ છે. આ જ વાત **પ્રજ્ઞાપના** ( સૂ ૩૧૫ )ની નીચેની ગાથા ઉપરથી પણ જોઇ શકાય છે:—

" **नेरइयतिरियमणुया य वणयरगसुराइ सण्णीऽसण्णी य ।**
**विगलिंदिया असण्णी जोतिसवेमाणिया सण्णी ॥** "

[ **नैरयिकतिर्यक्( पञ्चेन्द्रिय )मनुष्याश्च वनचर( व्यन्तर )असुरादयः संज्ञिनोऽसंज्ञिनश्च ।**

**विकलेन्द्रियाः ( द्वित्रिचतुरिन्द्रियाः ) असंज्ञिनः ज्योतिष्कवैमानिकाः संज्ञिनः ॥** ]

**સંજ્ઞાના દીર્ઘકાલિકી વગેરે ત્રણ પ્રકારો—**

'સંજ્ઞા' શબ્દનો જે પ્રમાણે અર્થ કરવામાં આવે તે પ્રમાણે તેના પ્રકારો પાડી શકાય. આવી રીતે વિચાર કરતા સંજ્ઞાના (૧) દીર્ઘકાલિકી, (૨) હેતુવાદિકી અને (૩) દૃષ્ટિવાદિકી એમ ત્રણ પ્રકારો પડે છે. આપણે જે સંજ્ઞીનુ લક્ષણ ૪૦૨મા પૃષ્ઠમા જોઇ ગયા તેમા જે સંજ્ઞાનો વિચાર કર્યો છે તે 'દીર્ઘકાલિકી' સંજ્ઞા જાણવી; કેમકે એ સંજ્ઞા દ્વારા જીવ ઘણા લાબા કાળના અતીત થઇ ગયેલા પદાર્થને યાદ કરે છે તથા હવે શું કરવું એમ ભવિષ્યકાળના અર્થનું ચિંતન કરે છે. આ સંજ્ઞા દેવો, નારકો અને ગર્ભજ જીવોને હોય છે જે સંજ્ઞા દ્વારા પ્રાણી ઇષ્ટ–અનિષ્ટનો વિચાર કરી ઇષ્ટ અર્થમાં પ્રવૃત્તિ કરે અને અનિષ્ટ અર્થથી નિવૃત્ત થાય તે સંજ્ઞા 'હેતુવાદિકી' જાણવી. આ સંજ્ઞા દ્વારા જીવ તડકા–છાંયડાનો આશ્રય લે છે અર્થાત્ જ્યારે સૂર્યના પ્રખર તાપથી જીવ તપ્ત થાય છે, ત્યારે તે છાંયડામા જવા વિચાર કરે છે અને જ્યારે સખ્ત ઠંડીથી ઠરી જાય છે, ત્યારે ઉષ્ણતા મેળવવા તડકે જાય છે અથવા અગ્નિનો આશ્રય લે છે આવી સંજ્ઞા દ્વીન્દ્રિયથી માંડીને સમસ્ત સંમૂર્ચ્છિમ જીવોને હોય છે ત્રીજી સંજ્ઞા દૃષ્ટિવાદનો ઉપદેશ દેનારી છે, અને તે છદ્મસ્થ સમ્યગ્-દૃષ્ટિઓને જ હોય છે વળી તે શ્રુતજ્ઞાનરૂપ છે.

**સંજ્ઞાના બે ભેદો—**

સંજ્ઞાના જ્ઞાનરૂપ સંજ્ઞા અને અનુભવરૂપ સંજ્ઞા એમ બે ભેદો પણ પડે છે. તેમાં જ્ઞાનરૂપ સંજ્ઞાના [1]પાંચ ( એક એક જ્ઞાનરૂપી એક એક સંજ્ઞા ) અને અનુભવરૂપ સંજ્ઞાના ચાર પ્રકારો છે. આ અનુભવરૂપ ચાર સંજ્ઞા કે જે પ્રાણીમાત્રને હોય છે તે બીજી કોઇ નહિ પણ (૧) આહારસંજ્ઞા, (૨) ભય-સંજ્ઞા, (૩) મૈથુન-સંજ્ઞા તથા (૪) પરિગ્રહ-સંજ્ઞા જાણવી.[2] આહાર-સંજ્ઞા ક્ષુધાવેદનીયથી ઉત્પન્ન થયેલી અને બાકીની ત્રણ સંજ્ઞાઓ મોહનીયથી ઉત્પન્ન થયેલી જાણવી.[3] પ્રાણીને ક્ષુધારૂપ વેદનાને લઇને આહાર કરવાની અભિલાષા થાય તે 'આહાર-સંજ્ઞા' કહેવાય છે. ભય-ત્રાસરૂપ જે અનુભવાય તે 'ભય-સંજ્ઞા' જાણવી. વેદના ઉદયથી ઉત્પન્ન થયેલી જે વિષય-સેવનરૂપ ઇચ્છા છે તે 'મૈથુન-સંજ્ઞા' જાણવી. લોભના ઉદયથી ઉત્પન્ન થયેલી સંજ્ઞા 'પરિગ્રહ-સંજ્ઞા' છે. આ સંજ્ઞાઓ એકેન્દ્રિયને અનાભોગરૂપ તેમજ અવ્યક્ત છે.

**નારકો વગેરેમાં મૈથુનાદિ સંજ્ઞાવાળાની સંખ્યા—**

નારક જીવોમાં મૈથુન સંજ્ઞાવાળા જીવો સૌથી ઓછા છે. એથી આહાર, પરિગ્રહ અને ભય સંજ્ઞાવાળા અનુક્રમે એક એકથી સંખ્યાત ગુણા છે. તિર્યંચોમા પરિગ્રહ સંજ્ઞાવાળા જીવો સર્વથી અલ્પ છે. એથી મૈથુન, ભય અને આહાર સંજ્ઞાવાળા અનુક્રમે સંખ્યાત ગુણા છે. મનુષ્યોમા ભય સંજ્ઞાવાળાની સંખ્યા સૌથી ઓછી છે. એથી આહાર, પરિગ્રહ અને મૈથુન સંજ્ઞાવાળા અનુક્રમે પૂર્વાપર સંખ્યાતગુણા છે. દેવોમાં આહાર સંજ્ઞાવાળા સૌથી ઓછા છે. એથી ભય, મૈથુન અને પરિગ્રહ સંજ્ઞાવાળા અનુક્રમે સંખ્યાત સંખ્યાતગુણા છે.

**ભગવતી** ( શ. ૭, ઉ. ૮, સૂ ૨૯૬ )માં તો સર્વ જીવોને દશ સંજ્ઞા ગણાવેલી છે. **પ્રવચનસારોદ્ધાર**માં પણ કહ્યું છે કે—

" [4]आहारभयपरिग्गहमेहुण तह कोहमाणमाया य ।
लोभोहलोग सण्णा दसऽवेया सव्वजीवाणं ॥ ९२४ ॥ "

---

૧ કેવલજ્ઞાનરૂપ સંજ્ઞા ક્ષાયિકી છે, જ્યારે બાકીની મતિજ્ઞાનાદિરૂપ સંજ્ઞા ક્ષાયોપશમિકી છે.

૨ **સ્થાનાંગ** ( સ્થા. ૪, ઉ. ૪, સૂ. ૩૫૬ મા પણ કહ્યું છે કે—

" चत्तारि सण्णाओ पण्णत्ते-आहारसण्णा, भयसण्णा, मेहुणसण्णा, परिग्गहसण्णा । " [ चतुरः संज्ञाः प्रज्ञप्ता —आहारसंज्ञा, भयसंज्ञा, मैथुनसंज्ञा, परिग्रहसंज्ञा । ]

૩ જીવાજીવાભિગમની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિમા તો ચારે સંજ્ઞા મોહનીયના ઉદયથી ઉદ્દભવે છે એમ કહ્યુ છે.

૪ છાયા —

आहारभयपरिग्रहमैथुनानि तथा क्रोधमानमायाश्च ।
लोभौघलोकाः सञ्ज्ञा दश अवेता सर्वजीवानाम् ॥

અર્થાત્ (૧) આહાર, (૨) ભય, (૩) પરિગ્રહ, (૪) મૈથુન, (૫) ક્રોધ, (૬) માન, (૭) માયા, (૮) લોભ, (૯) લોક અને (૧૦) ઓઘ એ દશે દશ સંજ્ઞાઓ સર્વ જીવોને હોય છે. આ બધી સંજ્ઞાઓ એકેન્દ્રિયને પણ હોય છે આ વાત વૃક્ષના દૃષ્ટાંતથી સિદ્ધ કરવામાં આવે છે. એ દૃષ્ટાંત નીચે પ્રમાણે છેઃ—

વૃક્ષોને જળનો આહાર હોય છે, તેઓ ભયથી સંકોચ પામી જાય છે તેમજ વળી વેલડીઓ તેમને પોતાના તંતુઓ વડે વીંટે છે. આથી તેમને અનુક્રમે આહાર, ભય અને પરિગ્રહરૂપ ત્રણ સંજ્ઞાઓ છે એમ જોઇ શકાય છે. સ્ત્રીના આલિંગનથી કુરુબક વૃક્ષ ફળે છે, આથી તેને [1]મૈથુન-સંજ્ઞા હોવાનું અનુમાન થઇ શકે છે. કોકનદનો કંદ ક્રોધથી હુંકાર શબ્દ કરે છે, રૂદંતી નામની વેલ માને કરીને ઝરે છે, માયાને લીધે વેલ પોતાનાં ફળોને ઢાંકે છે અને બિલપલાસ નામનું ઝાડ લોભે કરીને નિધાન ઉપર પોતાનાં મૂળીઆં સ્થાપે છે. આ ઉપરથી વૃક્ષને ક્રોધ, માન, માયા અને લોભરૂપ બીજી ચાર સંજ્ઞાઓ હોવાનું સિદ્ધ થાય છે. રાત્રિએ કમલો સંકોચાઇ જાય છે અને વેલડીઓ માર્ગ શોધવાને વૃક્ષ ઉપર ચડે છે. એમા લોક અને ઓઘ સંજ્ઞા કારણભૂત સમજાય છે.[2]

---

૧ શૃંગારતિલકમા પણ કહ્યુ છે કે—

" सुभग ! कुरुबकस्त्वं नो किमालिङ्गनोत्कः
किमु मुखमदिरेच्छुः केसरो नो हृदिस्थः ?।
त्वयि नियतमशोके युज्यते पादघातः
प्रियमिति परिहासात् पेशलं काचिदूचे ॥ "

અર્થાત્ કોઇ લલના પોતાના પતિનો પરિહાસ કરતા કોમળ વચનો દ્વારા કહે છે કે હે સૌભાગ્યશાળી ! તું તો મારૂ કુરુબક ઝાડ છે છતા કેમ આલિંગન કરવાને ઉત્સુક નથી ? તું મારા હૃદયમા રહેલુ કેસરનું ઝાડ છે, છતા તું મારી મુખ-મદિરાની કેમ અભિલાષા રાખતો નથી ? તું નક્કી અશોક વૃક્ષ છે, આથી હું તને પાદપ્રહાર કરૂં તે યુક્ત (જ) છે.

૨ સરખાવો—

रुक्खाण जलाहारो संकोअणिआ भपण संकुइयं ।
निअतंतुपहिं वेढइ वल्ली रुक्खे परिग्गहेण ॥
इत्थिपरिरंभणेणं कुरुबगतरुणो फलंति मेहुणे(ण्णे) ।
तह कोअनदस्स कंदे हुंकारं मुअइ कोहेणं ॥
माणे झरइ रुअंती छायइ वल्ली फलाइं मायाए ।
लोभे बिल्लपलासा खिवंति मूले निहाणुवरिं ॥
रयणीए संकोओ कमलाणं होइ लोगसण्णाए ।
ओहे चइत्तु मग्गं चडंति रुक्खेसु वल्लीओ ॥

[ वृक्षाणां जलाहारः सङ्कोचनिका भयेन सङ्कुचितम् ।
निजतन्तुकैर्वेष्टयति वल्ली वृक्षान् परिग्रहेण ॥
स्त्रीपरिरम्भनेन कुरुवकतरवः फलन्ति मैथुने ।
तथा कोकनदस्य कन्दो हुङ्कारान् मुञ्चति क्रोधेन ॥

પ્રવચનસારોદ્ધારની વૃત્તિના ૨૭૩ મા પત્રમાં તો એમ લખ્યુ છે કે—

" तथा मतिज्ञानावरणकर्मक्षयोपशमात् शब्दाद्यर्थगोचरा सामान्यावबोधक्रिया ओघसञ्ज्ञा, तद्विशेषावबोधक्रिया लोकसञ्ज्ञा "

અર્થાત્ મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી શબ્દ વગેરે અર્થને ગોચર અને સામાન્ય એવી બોધ-ક્રિયારૂપ 'ઓઘસંજ્ઞા' છે, જ્યારે તે સબંધી વિશેષ જ્ઞાનક્રિયારૂપ 'લોક-સંજ્ઞા' છે. આથી એવો નિષ્કર્ષ નીકળે છે કે દર્શન-ઉપયોગરૂપ 'ઓઘસંજ્ઞા' છે જ્યારે જ્ઞાન-ઉપયોગરૂપ 'લોકસંજ્ઞા' છે. આવો જ અભિપ્રાય સ્થાનાંગ ( સ્થા. ૧૦, ઉ. ૩ સૂ. ૭૫૩ )ના ટીકાકાર શ્રી-અભયદેવસૂરિનો છે,[1] પરંતુ આચારાંગ (અ. ૧, ઉ. ૧)ના ટીકાકારનો મત તો એ છે કે—

" ओघसंज्ञा तु अव्यक्तोपयोगरूपा वल्लीवितानारोहणादिसंज्ञा, लोकसंज्ञा स्वच्छन्दघटितविकल्परूपा [2]लौकिकाचरिता, यथा—न सन्त्यनपत्यस्य लोकाः, श्वानो यक्षाः, विप्रा देवाः, काकाः पितामहाः, बर्हिणां पक्षवातेन गर्भ इत्यादिकाः"

—આચારાંગની વૃત્તિનાં ૧૨–૧૩ પત્રો

અર્થાત્ વલ્લીના સમૂહનો આરોહણાદિરૂપ અવ્યક્ત ઉપયોગ તે 'ઓઘસંજ્ઞા' છે, અને સ્વચ્છંદથી કરેલા વિકલ્પરૂપ લોકોપચારવાળી 'લોકસંજ્ઞા' છે; જેમકે અપુત્રની (શુભ) ગતિ નથી, કૂતરાઓ યક્ષરૂપ છે, બ્રાહ્મણો દેવરૂપ છે, કાગડાઓ પિતામહરૂપ છે અને મોરોને પાંખના ફડફડવાથી ઉત્પન્ન થતા વાયુ વડે ગર્ભ રહે છે ઇત્યાદિ.

આચારાંગમા તો ઉપર્યુક્ત દશ સંજ્ઞા ઉપરાત (૧) મોહ, (૨) ધર્મ, (૩) સુખ, (૪) દુઃખ, (૫) જુગુપ્સા અને (૬) શોક એમ વળી બીજી પણ છ સંજ્ઞાઓ કહી છે.

**પુનર્જન્મદ્યોતક ઉલ્લેખો—**

પુનર્જન્મ માનનારાને અંતરાલગતિ પરત્વે જે જે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો હવે ગ્રંથકાર ઉત્તર સૂચવે છે, પરંતુ તે દિશામા આપણે પ્રયાણ કરીએ તે પૂર્વે પુનર્જન્મને વિષે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિચારકોની શી માન્યતા છે તેનું વિહંગમ-દૃષ્ટિએ અવલોકન કરી લઇએ.

---

मानें क्षरति रुदन्ती छादयति वल्ली फलानि मायया ।
लोभे बिल्वपलाशाः क्षिपन्ति मूले निधानोपरि ॥
रजन्यां सङ्कोचः कमलानां भवति लोकसञ्ज्ञया ।
ओघे चटितुं मार्गं चटन्ति वृक्षेषु वल्लय. ॥ ]

१ " ओघसञ्ज्ञा दर्शनोपयोग., लोकसञ्ज्ञा ज्ञानोपयोग "

—સ્થાનાંગ–વૃત્તિનું ૫૦૫ મુ પત્ર.

२ 'लोकोपचरिता' એવો પાઠ–ભેદ છે. જુઓ દ્રવ્યલોકપ્રકાશનું ૩૫ મું પત્ર

હિંદુ ધર્મીઓ—સનાતન ધર્મીઓ—વૈદિક, જૈન અને બૌદ્ધ એ ત્રણે દર્શનના અનુયાયીઓ પુનર્જન્મ માને છે. તત્ત્વજ્ઞાનની ખાણરૂપ એટલું જ નહિ કિન્તુ તેના કેન્દ્રસ્થાનરૂપ અને વળી એથી કરીને તો સમસ્ત દુનિયાના ગુરુના પણ ગુરુ તરીકે પકાયેલી અને પકાતી આપણી આ માતૃભૂમિમાં વસતા પ્રત્યેક હિંદુને આત્માની અમરતા વિષે સંદેહ નથી એમ કહેવામાં આવે તો તે અતિશયોક્તિ નથી. ચંદ્રમૌલી ઝુંપડીમાં વસનાર કણબીની રગેરગમાં પણ પુનર્જન્મની માન્યતાના અણુઓ રહેલા છે. અત્યારે હિંદુસ્થાનમાં રહેતી મુસ્લિમ અને ખ્રિસ્તિ જેવી કેટલીક પ્રજા પુનર્જન્મના સિદ્ધાન્તને માનતી ન હોય તો એ જુદી વાત છે.

પુનર્જન્મવાદનો આવિર્ભાવ 'ભારત'વર્ષમાં થયો છે અને તેનો સંચાર 'ગ્રીસ' વગેરે પાશ્ચાત્ય દેશોમાં પાછળથી થયો છે એમ ઇતિહાસજ્ઞોએ દાખલા દલીલોથી પૂરવાર કરી આપ્યું છે. આ સિદ્ધાન્તનો પ્રાદુર્ભાવ કયા ઋષિવરને હાથે પ્રથમ થયો તેનો નિર્ણયાત્મક ઉત્તર આપવા જેટલાં સાધનો નથી, પરંતુ આર્ય દર્શનોના ઉપલબ્ધ સાહિત્ય તરફ નજર કરીશું તો જણાશે કે આ સિદ્ધાન્ત વૈદિક કાળથી તો પ્રચલિત છે જ. દાખલા તરીકે [1]યજુર્વેદમાં એનું સૂચન થયેલું છે. [2]**ઐતરેયોપનિષદ્**, [3]**કઠોપનિષદ્** વગેરે તેનો સ્પષ્ટ નિર્દેશ કરે છે. [4]**ભગવદ્ગીતા**, [5]**મનુ-**

---

૧ સરખાવો **યજુર્વેદ** (૧૨)ના નિમ્નલિખિત ૩૬મા અને ૩૮મા સૂક્ત.—

" अप्स्वग्ने सधिष्टव सौषधीरनुरुध्यसे । गर्भे सञ्जायसे पुनः ॥ "
' प्रसद्य भस्मना योनिमपश्च पृथिवीमग्ने । संसृज्य मातृभिष्ट्वं ज्योतिष्मान् पुनरासदः ॥ "

૨ સરખાવો **ઐતરેય-ઉપનિષદ્** ( અ. ૫ )ની નિમ્ન-લિખિત પંક્તિ. —

" सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्य. प्रतिधीयतेऽथास्यायमितर आत्मा कृतकृत्यो वयोगतः प्रैति स इत प्रयन्नेव पुनर्जायते तदस्य तृतीय जन्म ॥ ४ ॥ "

૩ સરખાવો કઠ-ઉપનિષદ્ના દ્વિતીય અધ્યાયગત પાંચમી વલ્લીનો નિમ્ન-લિખિત ઉલ્લેખ.—

' हन्त त इदं प्रवक्ष्यामि, गुह्यं ब्रह्म सनातनम् ।
यथा च मरणं प्राप्य, आत्मा भवति गौतम ! ॥ ६ ॥
योनिमन्ये प्रपद्यन्ते, शरीरत्वाय देहिनः ।
स्थाणुमन्येऽनुसंयन्ति, यथाकर्म यथाश्रुतम् ॥ ७ ॥ "

૪ વિચારો **ભગવદ્ગીતા** ( અ ૨ )નો નીચે મુજબનો સુપ્રસિદ્ધ શ્લોક.—

' वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-न्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥ "

૫ જુઓ **મનુસ્મૃતિ** ( અ. ૧ )ના નિમ્ન-લિખિત પદ્યો—

" येषां तु यादृशं कर्म, भूतानामिह कीर्तितम् ।
तत तथा वोऽभिधास्यामि, क्रमयोगं च जन्मनि ॥ ४२ ॥ "
" यदाऽणुमात्रिको भूत्वा. बीजं स्थाणु चरिष्णु च ।
समाविशति संसृष्ट-स्तदा मूर्ति विमुञ्चति ॥ ५६ ॥ "

સ્મૃતિ, [1]મહાભારત, [2]માર્કંડેય પુરાણ વગેરેમાં ઠામ ઠામ પુનર્જન્મની વાતો મળી આવે છે. આ આર્ય ભૂમિમાં આ સિદ્ધાન્ત કેટલો બધો આદરણીય થઇ પડયો હતો તેનો ખ્યાલ [3]રઘુવંશ વગેરે કાવ્યો જોવાથી પણ આવશે. વિશેષમાં આ સંબંધમાં

---

૧ સરખાવો મહાભારતના વનપર્વના ૧૮૩મા અધ્યાયનાં નિમ્ન–લિખિત પદ્યો—

" आयुषोऽन्ते प्रहायेदं, क्षीणप्रायं कलेवरम् ।
सम्भवत्येव युगपद् योनौ नात्यन्तरा भवः ॥ ७८ ॥
तत्रास्य स्वकृतं कर्म च्छायेवानुगतं सदा ।
फलत्यथ सुखार्हो वा, दुःखार्हो वाऽथ जायते ॥ ७९ ॥ "

૨ વિચારો માર્કંડેય પુરાણના નિમ્ન-લિખિત પદ્યો—

" शत्रुमित्रकलत्राणां वियोगः सङ्गमस्तथा ।
मातरो विविधा दृष्टा, पितरो विविधास्तथा ॥
अनुभूतानि सौख्यानि, दुःखानि च सहस्रशः ।
बान्धवा बहवः प्राप्ताः पितरस्तु पृथग्विधाः ॥
भृत्यतां दासतां चैव, गतोऽस्मि बहुशो नृणाम् ।
स्वामित्वमीश्वरत्वं च, दरिद्रत्वं तथागतः ॥
पितृमातृसुहृद्भ्रातृ-कलत्रादिकृतेन च ।
तुष्टः सकृत् तथा दैन्य-मश्रुर्धौताननो गतः ॥
एवं संसारचक्रेऽस्मिन्, भ्रमता तात ! सङ्कटे ।
ज्ञातमेतन्मया प्राप्तं, मोक्षसम्प्राप्तिकारकम् ॥ "

૩ કવિકુલકિરીટ કાલિદાસ રઘુવંશ ( સ. ૭ )મા કહે છે કે—

" रतिस्मरौ नूनमिमावभूतां, राज्ञां सहस्रेषु तथाहि बाला ।
गतेयमात्मप्रतिरूपमेव, मनो हि जन्मान्तरसङ्गतिज्ञम् ॥ १५ ॥ "

આ કાવ્યના ચૌદમા સર્ગનુ નિમ્ન–લિખિત પદ્ય પણ પુનર્જન્મ ઉપર પ્રકાશ પાડે છે.—

" साऽहं तपः सूर्यनिविष्टदृष्टि-रूर्ध्वं प्रसूतेश्चरितं यतिष्ये ।
भूयो यथा मे जननान्तरेऽपि, त्वमेव भर्ता न च विप्रयोगः ॥ ६६ ॥ "

મહાકવિ ભારવિ કિરાતાર્જુનીયના ૧૧મા સર્ગના નિમ્ન–લિખિત પદ્ય દ્વારા પુનર્જન્મનું સૂચન કરે છે:—

" अभितस्तं पृथासूनुः, स्नेहेन परितस्तरे ।
अविज्ञातेऽपि बन्धौ हि, बलात् प्रह्लादते मनः ॥ ८ ॥ "

કવિરાજ માઘ શિશુપાલવધ ( સ. ૧ )મા પુનર્જન્મસૂચક એવો ઉલ્લેખ કરે છે કે—

" बलावलेपादधुनाऽपि पूर्ववत्, प्रबाध्यते तेन जगज्जिगीषुणा ।
सतीव योषित्प्रकृतिः सुनिश्चला, पुमांसमभ्येति भवान्तरेष्वपि ॥ ७२ ॥ "

કવિવર હર્ષદેવે નાગાનંદ નાટક ( )મા પુનર્જન્મદ્યોતક નિમ્ન-લિખિત પદ્ય ગૂંથ્યું છે —

" संरक्षता पन्नगमद्य पुण्यं, मयाऽर्जितं यत् स्वशरीरदानात् ।
भवे भवे तेन ममैव भूयात्, परोपकाराय शरीरलाभः ॥ "

[1]પાશ્ચાત્ય પ્રાચીન તેમજ આધુનિક વિચારકો પૈકી કેટલાક પુનર્જન્મ માને છે એ પણ નોંધવા જેવી હકીકત છે.

---

૧ ઇસ્વીય છઠ્ઠી શતાબ્દી પૂર્વે ભારતવર્ષમા આવી આ દેશ પાસેથી પુનર્જન્મનો સિદ્ધાત સ્વીકારી ગયેલા **પાઇથેગોરાસ** (Pythagoras) પુનર્જન્મને transmigration of soul થી નિર્દેશે છે. આ સંબંધમા એમના ઉદ્‌ગાર એ છે કે—

" All things are but altered, nothing dies,  
And here and there the unbodied spirit flies,  
By Time and force or sickness disposed  
And lodges where it lights in man or beast "

અર્થાત્ પ્રત્યેક પદાર્થમા પરિવર્તન થાય છે, કિન્તુ કોઇનો પણ ( સર્વાંશે ) નાશ થતો નથી. વળી કાળ, બળ કે માદગીને લઇને અશરીરી બનેલ આત્મા અહીં તહીં વિહરે છે અને મનુષ્ય કે પશુ તરીકે પછી અવતરે છે. આ માન્યતાને કવીશ્વર **શેક્સપીઅરે** (Shakespeare) "Merchant of Venice" નામના નાટકમા ગૂંથી છે.

પ્રાચીન દાર્શનિકોના શિરતાજ **પ્લેટો** ( Plato ) પુનર્જન્મનો સ્વીકાર કરે છે, કેમકે તેમણે કહ્યું છે કે—

" The soul always weaves her garment anew. "

અર્થાત્ આત્મા સદા પોતાને માટે નવા નવા વસ્ત્રો વણે છે. આવો ભાવ **ભગવદ્‌ગીતા** ( અ ૨ )-ના બાવીસમા શ્લોકના પૂર્વાર્ધમા નજરે પડે છે. જુઓ પૃ. ૪૦૭.

વળી આ તત્ત્વવેત્તાના એ પણ ઉદ્‌ગાર છે કે—

" The soul has a natural strength which will hold out and be borne many times. "

અર્થાત્ આત્માની એક એવી નૈસર્ગિક શક્તિ છે કે જે ટકી રહેશે તેમજ જે વારવાર ધારણ કરાશે.

અર્વાચીન વિચારકોમા **શોપનહોર** ( Schopenhauer ) કે જેઓ ઉપનિષદોનો આશક છે તેઓ કથે છે કે—

" I have also remarked that it is at once obvious to every one who hears of it ( rebirth ) for the first time. "

અર્થાત્ મેં એ પણ નિવેદન કર્યું છે કે જે કોઇ પહેલી વાર પુનર્જન્મ વિષે સાભળે છે તેને તે એકદમ સ્પષ્ટ દેખાય છે.

પુનર્જન્મ પરત્વે **હુમ** ( Hume )નું કથન એ છે કે—

" Metempsychosis is the only theory of the soul to which Philosophy can hearken, since what is incorruptible must be ungenerable. "

અર્થાત્ પુનર્જન્મ એ જ એક એવો આત્મ-સિદ્ધાત છે કે જેને તત્ત્વજ્ઞાન સાભળી શકે, કારણ કે જે અક્ષય હોય તે જ અનુત્પાદ્ય હોય.

આ પ્રમાણે આપણે આ ભારત તેમજ ગ્રીસ વગેરે દેશોના વિચારકોના, પુનર્જન્મનું સમર્થન કરનારા ઉલ્લેખો જોયા. હવે એની પ્રતીતિ કરાવનારી–પુનર્જન્મને સિદ્ધ કરનારી કેટલીક યુક્તિઓનું દિગ્દર્શન કરી લઇએઃ—

શ્રીગૌતમ મહર્ષિ પ્રણીત ન્યાયસૂત્ર ( ૩–૧–૧૯ )મા કહ્યું છે કે—

**"ऊर्ध्वमपि देहभेदादवतिष्ठते । कुतः ? । पूर्वाभ्यस्तस्मृत्यनुबन्धात् जातस्य हर्षभयशोकसम्प्रतिपत्तेः ।"**

અર્થાત્ દેહના નાશ પછી પણ આત્મા ઊંચે રહે છે. શાથી ? પૂર્વ (જન્મ)ના અભ્યાસના સ્મરણના યોગથી ઉત્પન્ન થયેલા (બાળક)માં હર્ષ, ભય અને શોકની પ્રતિપત્તિ હોવાથી ( આત્મા મરણ પછી પણ રહે છે અર્થાત્ તે નિત્ય છે ).

આ સૂત્રના ભાષ્યકાર મહામુનિ વાત્સ્યાયન કથે છે કે—

**" जातः खल्वयं कुमारकोऽस्मिन् जन्मनि अगृहीतेषु हर्षभयशोकहेतुषु हर्षभयशोकान् प्रतिपद्यते लिङ्गानुमेयान्, ते च स्मृत्यनुबन्धात् उत्पद्यन्ते, नान्यथा; स्मृत्यनुबन्धश्च पूर्वाभ्यासमन्तरेण न भवति, पूर्वाभ्यासश्च पूर्वजन्मनि सति, नान्यथा, इति सिद्ध्यत्येतत्–अवतिष्ठतेऽयमूर्ध्वं शरीरभेदादिति ।"**

અર્થાત્ ( તરતનો ) જન્મેલો આ કુમાર કે જેણે આ જન્મમાં હર્ષ, ભય અને શોકનાં કારણોનો અનુભવ કર્યો નથી તેને વિષે પણ પ્રત્યક્ષપણે હર્ષ, ભય અને શોક જણાય છે.[1] આ હર્ષ, ભય અને શોક સ્મરણના યોગથી ઉત્પન્ન થાય છે, નહિ કે અન્યથા. વળી સ્મરણનો અનુબંધ પૂર્વ (જન્મ)ના અભ્યાસ વિના હોતો નથી. વિશેષમાં આ પૂર્વ અભ્યાસ પૂર્વ જન્મનું અસ્તિત્વ હોય તો જ સંભવે છે, નહિ કે અન્યથા. આથી કરીને એ સિદ્ધ થાય છે કે ભૌતિક દેહના વિનાશ પછી પણ આત્મા રહે છે.

આ ઉપરાંત વધારે ખૂબીદાર અને ખાત્રીલાયક પ્રમાણ ન્યાયસૂત્ર ( ૩–૧–૨૨ )માં નીચે મુજબ મળી આવે છેઃ—

**" प्रेत्याहाराभ्यासकृतात् स्तन्याभिलाषात् ।"**[2]

---

૧ હાથ, આખ વગેરેની ઇશારતથી કે ધીમેથી મો વડે સીસોટી વગાડી માતા જ્યારે બાળકને બોલાવે છે ત્યારે તે હર્ષથી પ્રફુલ્લિત થાય છે; અને જ્યારે માતા તેનાથી દૂર જાય છે ત્યારે તે રડવા માંડે છે.

૨ "पुनरुत्पत्तिः प्रेत्यभावः"—ન્યાયસૂત્ર ( ૧–૧–૧૯ ).

૩ પુનર્જન્મની સિદ્ધિ અને સાથે સાથે સરાગ અવસ્થા અને આત્માની અનાદિતાની પણ સિદ્ધિ " **वीतरागजन्मादर्शनात्** " એ ન્યાયસૂત્ર (૩–૧–૨૫) અને તેનું ભાષ્ય જોવાથી જણાશે.

અર્થાત્ પૂર્વે કરેલા આહારના અભ્યાસથી જન્મતા (બાળકને) સ્તન-પાનની ઇચ્છા થતી હોવાથી (પુનર્જન્મ સિદ્ધ થાય છે). કહેવાની મતલબ એ છે કે બાળકનો જન્મ થતાં કોઇના પણ શીખવ્યા વિના તે સ્તન-પાન કરે છે. આમાં કોઇ પણ નિમિત્ત હોય તો તે તેના પૂર્વ જન્મનો અભ્યાસ છે. જો તેમ ન હોય તો આ જન્મમાં તો ભૂખ લાગે ત્યારે ભોજન કરવું જોઇએ, માતાના સ્તનને અમુક રીતે ચૂસવાથી દૂધ મળશે ઇત્યાદિ જ્ઞાન કોઇ પણ શાળામાંથી તે લે ત્યાર પછી તેની તે દિશામાં પ્રવૃત્તિ થવી જોઇએ. પરંતુ વસ્તુસ્થિતિ તેવી તો નથી જ એટલે જ પુનર્જન્મની સિદ્ધિ થાય છે.

જેઓ પુનર્જન્મ માનતા નથી તેમને ઉદ્દેશીને એક સ્થળે કહેવામાં આવ્યું છે કે–તેમનાં તરતનાં જન્મેલાં નાજુક બાળકોને પણ ભય અને શોક સતાવે છે તેનું શું કારણ ? પૂર્વ જન્મ તો તેઓ માનતા નથી કે પૂર્વ ભવના પાપ-કર્મનું આ ફળ છે એમ તેઓ કહી શકે. વળી તેમનાં બચ્ચાંઓને ગર્ભવાસ પણ ન હોવો જોઇએ, કેમકે ત્યાં તો અતિશય દુઃખ છે એટલે કે તેમનાં બાળકો આકાશમાંથી અદ્ધર અવતરવા જોઇએ. જે મુસ્લિમો અને ખ્રિસ્તિઓ પુનર્જન્મને સ્વીકારતા નથી તેમના મત મુજબ પેગંબર **હજરત મહમદ** અને ઈશ્વર પુત્ર **જીસસ ક્રાઇસ્ટ** માતાના ગર્ભમાંથી પ્રકટ થયા તે એક અપવાદ જ હોવો જોઇએ, છતાં તેઓ આવા અપવાદને ચાલૂ રાખે તે કેવી નવાઇ !! શું તેમણે પોતાના બાળકો માટે જન્મ ધારણ કરવાની નવી યુક્તિ નહિ શોધવી જોઇએ કે ?

અંતમાં પુનર્જન્મને નહિ માનનારાએ એ પણ ખ્યાલમાં રાખવું જોઇએ કે દેહના પરમાણુઓમાં પ્રતિસમય પરિવર્તન થયા કરે છે. અરે વૈજ્ઞાનિકો કહે છે તેમ તો સાત વર્ષમાં દેહનાં સર્વ અવયવો નવાં થઇ જાય છે. આ પ્રમાણે સાત વર્ષમાં પ્રત્યેક પરમાણુમા વિચ્યુતિરૂપ પરિવર્તન થઇ દેહનાં અવયવોમા નૂતન પરમાણુનો પ્રાદુર્ભાવ થાય છે અને તેમ છતાં દેહી–એ દેહમાં વસનારા આત્માનું અસ્તિત્વ કાયમ રહે છે. આથી શું એ ફલિત થતું નથી કે દર સાત સાત વર્ષે દેહનાં અવયવોમાં સર્વાંગીણ પરિવર્તન થવા છતાં જ્યારે આત્માના અસ્તિત્વને અડચણ આવતી નથી તો પછી [1]મૃત્યુરૂપ દેહના પરિવર્તનથી આત્માનું અસ્તિત્વ સદાને માટે ઊડી જાય છે એમ માનવું એ મૂર્ખાઇ છે ?

આ પ્રમાણે આપણે પુનર્જન્મ પરત્વે થોડોક વિચાર કરી લીધો છે એટલે હવે એને સ્વીકારનાર દર્શન સામે કયા કયા પ્રશ્ન ઉપસ્થિત થાય છે તેની ટુંકમા નોંધ કરી તેના ઉત્તરોનું પણ દિગ્દર્શન કરવું પ્રસ્તુત જણાય છે, પરંતુ તેમ કરવા પૂર્વે જીવના સંસરણ પરત્વેનું ગ્રંથકારનું નીચે મુજબનું કથન જોઇ લઇએ —

---

૧ મૃત્યુનો અર્થ કંઇ આત્માનો ઉચ્છેદ નથી, પરતુ જેમ આપણે કોઇ ઘરમા ભાડે રહેતા હોઇએ અને તે ઘર કારણવશાત્ ખાલી કરી અન્યત્ર રહેવા જઇએ તેમ એક દેહ જીર્ણ શીર્ણ થતા તેમા વસનાર આત્મા પ્રસગાનુસાર અન્ય દેહમા પ્રવેશ કરે એ જ મૃત્યુનો અર્થ છે. એટલે કે પૂર્વ દેહની સાથેનો આત્માનો વિયોગ એ ' મૃત્યુ ' છે.

जीवानां संसरणं द्वेधा, देशान्तर-भावान्तरप्राप्तिभेदात् ।

અર્થાત જીવોનું સંસરણ દેશાન્તર–પ્રાપ્તિરૂપ અને ભાવાંતર–પ્રાપ્તિરૂપ એમ બે પ્રકારનું છે. તેમાં દેશાંતર–પ્રાપ્તિનું લક્ષણ એ છે કે—

ये जीवाः पूर्वशरीरपरित्यागपूर्वकं देशान्तरं गत्वा जन्मान्तरं प्राप्नुवन्ति तेषां देशान्तरप्राप्तिरूपं संसरणम् । ( १२६ )

અર્થાત જે જીવો પૂર્વ શરીરનો ત્યાગ કરી અન્ય દેશમાં જઇ જન્મે છે તેમનું સંસરણ " દેશાન્તર–પ્રાપ્તિ "રૂપ છે. ભાવાંતર–પ્રાપ્તિરૂપ સંસરણનું લક્ષણ તો એ છે કે—

ये पुनर्मृताः सन्तः स्वशरीर एव कृम्यादिभावेनोत्पद्यन्ते तेषां भावान्तरप્राप्तिरूपं संसरणम् । ( १२७ )

અર્થાત્ જે જીવો મરીને પોતાના ( એના એ જ ) દેહમાં કરમીયાં વગેરે રૂપે ઉત્પન્ન થાય છે તેમનુ સંસરણ ' ભાવાન્તર–પ્રાપ્તિ ' રૂપ છે. આથી એ નિચોડ નીકળ્યો કે જે જીવો મરણ પામીને તેના તે શરીરમાં ઉત્પન્ન ન થતાં અન્યત્ર ઉત્પન્ન થાય છે તે દેશાંતર–પ્રાપ્તિરૂપ સંસરણ છે અને એના અધિકારી તો [1]સંમૂર્ચ્છિમ, ગર્ભજ કે ઔપપાતિક ગમે તે હોય, જ્યારે ભાવાંતર–સંક્રમણનો અર્થ મરીને તેના તે શરીરમાં ઉત્પન્ન થવું એ છે એટલે એના અધિકારીઓ સંમૂર્ચ્છિમ જ હોય એમ સમજાય છે.

પુનર્જન્મનો સ્વીકાર કરનારા સમથ દર્શનોની સામે, ભલે ને પછી તે દેહવ્યાપી આત્મવાદી જૈન દર્શન હો કે સર્વવ્યાપી આત્મવાદી વેદાન્તાદિ દર્શન હો–અંતરાલગતિ વિષયક નિમ્નલિખિત પાંચ પ્રશ્નો ઉપસ્થિત થાય છેઃ —

( ૧ ) જન્માંતર માટે ( તેમજ મોક્ષ માટે પણ ) જ્યારે જીવ ગતિ કરે છે ત્યારે તેને સ્થૂળ દેહ નહિ હોવાથી તે કેવી રીતે પ્રયત્ન કરે છે ?

( ૨ ) ગતિશીલ પદાર્થ કયા નિયમથી ગતિ કરે છે ?

( ૩ ) ગતિ–ક્રિયાના કેટલા અને કયા કયા પ્રકારો છે અને જીવો કઇ કઇ ગતિ–ક્રિયાના અધિકારી છે ?

( ૪ ) અંતરાલગતિનું જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ કાલમાન કેટલું કેટલું છે અને તે કયા નિયમ અનુસાર છે ?

---

૧ આની માહિતી માટે જુઓ ૧૩૭ મું લક્ષણ

( ૫ ) અંતરાલગતિ દરમ્યાન જીવ આહાર કરે છે કે નહિ ? અને જો ન કરતો હોય તો ઓછામાં ઓછા અને વધારેમાં વધારે કેટલા વખત સુધી તે અનાહારક રહે છે ? અને આ કાલ-માન કયા નિયમ મુજબ છે ?

**અંતરાલગતિની દ્વિવિધતા—**

અંતરાલગતિ બે પ્રકારની છે: ( ૧ ) ઋજુ અને ( ૨ ) વક્ર. આ હકીકત નીચેના શબ્દો દ્વારા ગ્રંથકાર દર્શાવે છે:—

**जीवस्य गतिर्द्वेधा, ऋजु–वक्रभेदात् ।**

તેમાં **ઋજુગતિનું** લક્ષણ એ છે કે—

**एकसामायिकगतिमत्त्वमृजुगतेर्लक्षणम् । ( १२८ )**

અર્થાત્ જે ગતિ કરવામાં એક સમય લાગે તેને ' ઋજુ ગતિ ' સમજવી. જો ઉત્પત્તિ-દેશ સમશ્રેણિવાળો હોય તો જીવ ત્યાં ઋજુ ગતિ વડે એક સમયમાં જ જાય છે. વળી તે જ ભવમાં સિદ્ધ થનાર અર્થાત્ સ્થૂળ અને સૂક્ષ્મ દેહનો સદાને માટે ત્યાગ કરી મુક્તિએ જ જનાર જીવની મોક્ષ-ગમન વખતની ગતિ ઋજુ જ છે એટલે કે તે જીવને વક્ર ગતિ નથી. આ ઉપરથી જોઇ શકાય છે કે સંસારી જીવોને અર્થાત્ સંસારમાં જન્મ મરણની પીડાથી બાધિત જીવોને ઋજુ અને વક્ર એ બેમાંથી ગમે તે પ્રકારની ગતિ હોઇ શકે છે અને એ ગતિ [1]દેશ, [2]કાળ [3]વગેરે ઉપર આધાર રાખે છે. આ હકીકત ગ્રંથકાર નીચે મુજબ દર્શાવે છે:—

**तद्भवसिध्यमानस्य जीवस्य ऋज्वी एव गतिः, अन्येषां तु देश-कालादिकमपेक्ष्य भजना ।**

હવે વક્ર ગતિનું લક્ષણ વિચારીશું તો જણાશે કે—

**देहान्तरोपादानाय परभवं प्रति प्रस्थितानां जन्तूनां कुटिलगमन-रूपत्वम् , शरीरान्तरनिमित्तभूतभवान्तरवक्रगमनरूपत्वं वा वक्रगते-र्लक्षणम् । ( १२९ )**

અર્થાત્ અન્ય શરીરને ગ્રહણ કરવાને સારૂ પરભવ તરફ જવાને નીકળેલા જીવોની કુટિલ ગતિને અથવા અન્ય શરીર માટે કારણરૂપ એવા ભવાંતરને ઉદ્દેશીને કરાતું વક્ર ગમન તે 'વક્ર ગતિ' સમજવી. વક્ર ગતિને 'વિગ્રહ–ગતિ' પણ કહેવામા આવે છે અને આ વાસ્તવિક છે; કેમકે 'વિગ્રહ'

---

૧–૩ 'દેશ'થી ઉત્પત્તિ-સ્થલ અને 'કાળ'થી ભવાંતર-સંક્રમણરૂપ મરણ-કાલ સમજાય છે, પરંતુ 'વગેરે'થી શું સમજવું તે જાણવુ બાકી રહે છે.

એટલે [1]વક્રતા યાને વાંક. ઉપર્યુક્ત વિવેચનમાંથી તાત્પર્ય એ નીકળ્યું કે જે ગતિ કરવામાં એક જ સમય લાગે તે 'ઋજુ ગતિ' અને એક કરતાં [2]વધુ સમય લાગે તે 'વક્ર ગતિ' જાણવી. આ વક્ર ગતિ ચાર પ્રકારની છેઃ-(૧) એકવિગ્રહા, (૨) દ્વિવિગ્રહા, (૩) ત્રિવિગ્રહા અને (૪) ચતુર્વિગ્રહા; અર્થાત્ એકવિગ્રહા ગતિ કરનાર જીવને બે સમય લાગે છે, દ્વિવિગ્રહા ગતિ કરનારને ત્રણ સમય, ત્રિવિગ્રહા ગતિવાળાને ચાર અને ચતુર્વિગ્રહા ગતિયુક્ત પ્રાણીને પાંચ સમયો લાગે છે. આ પ્રમાણેની હકીકત **દ્રવ્યલોકપ્રકાશને** આધારે લખવામાં આવી છે.**તત્ત્વાર્થ**-ભાષ્ય (પૃ.૧૮૬)માં તો લખ્યું છે કે ગતિ ચાર જ પ્રકારની છે-(૧) અવિગ્રહા અર્થાત્ એક સમયવાળી, (૨) એકવિગ્રહા અર્થાત્ બે સમયવાળી, (૩) દ્વિવિગ્રહા અર્થાત્ ત્રણ સમયવાળી અને (૪) ત્રિવિગ્રહા અર્થાત્ ચાર સમયવાળી. પ્રતિઘાત તેમજ વિગ્રહના નિમિત્તનો અભાવ હોવાથી આ કરતાં વધારે સમયવાળી ગતિ સંભવી શકતી નથી.

હવે પ્રસ્તુત વિષયનો વિશેષ વિચાર કરીએ તે પૂર્વે એ નોંધી લઇએ કે સંસારી જીવોને તો ઋજુ અને વક્ર એ બેમાંથી ગમે તે એક ગતિ હોઇ શકે છે. કિન્તુ તેમાં પણ એ ધ્યાનમાં રાખવું કે ચાર પ્રકારની વિગ્રહ-ગતિ પરત્વે એવો નિયમ છે કે જે ત્રસ જીવ મરીને પણ ત્રસ તરીકે ઉત્પન્ન થનાર હોય તે જીવની બે વિગ્રહ પર્યન્ત જ વક્રગતિ જાણવી અર્થાત્ તેને ઋજુ, એકવિગ્રહા અને દ્વિવિગ્રહા એ ત્રણમાંથી ગમે તે એક ગતિ હોઇ શકે, પરંતુ ત્રિવિગ્રહા કે ચતુર્વિગ્રહા ગતિ હોઇ શકે નહિ; જ્યારે જે સ્થાવર જીવ મરીને સ્થાવર તરીકે ઉત્પન્ન થનાર હોય તેને ઉપર્યુક્ત પાંચ પ્રકારની ગતિમાંની કોઇ પણ ગતિ હોઇ શકે.

પ્રસ્તુતમાં ધારો કે આપણી પાસે એક પેટી છે. આ પેટીને છ બાજુઓ છે. તેમાં એક ઉપલી, એક નીચલી અને ચાર આજુબાજુની. ઉપલી બાજુ કખગઘ છે અને નીચલી બાજુ ચછજઝ છે. એ પ્રમાણે બીજી ચાર બાજુઓ પણ ઘટાવી લેવી.

હવે જીવ એક ભવથી અન્ય ભવ કરવામાં સમશ્રેણિ જ ગમન કરે છે, નહિ કે વિશ્રેણિ. દાખલા તરીકે ક થી નીકળેલો જીવ ખ, ઘ, અથવા ચ પર આવે તો તે સમશ્રેણિ ઋજુ ગતિ થઇ. તે જ પ્રમાણે ખ થી નીકળેલો ક,ગ,છ; ગ થી નીકળેલ ખ,ઘ,જ; ઘ થી નીકળેલ ગ,ક,ઝ; ચ થી નીકળેલ ક,છ,ઝ; છ થી નીકળેલ ખ,ચ,જ; જ થી નીકળેલ ગ,છ,ઝ; અને ઝ થી નીકળેલ ઘ,ચ,જ પર જાય તો તે પણ સમશ્રેણિ ઋજુ ગતિ સમજવી આ સિવાયની અર્થાત્ ક થી નીકળેલો જીવ ખ,ઘ અથવા ચ સિવાય અન્યત્ર જાય તો તે ગતિ વક્રગતિ જાણવી ( એ પ્રમાણે ખ,ઘ વગેરેથી નીકળનારા જીવોના સમ્બન્ધમાં સમજવું) અને એમ ગમન કરવામાં એક સમય કરતાં વધુ સમય જોઇએ. આથી સુતરાં જોઇ શકાય છે કે આ ગમન ઋજુ ગતિ અનુસાર હોઇ શકે નહિ. હવે ધારો કે ક થી નીકળેલો જીવ ગ જવા માંગે છે તો તે ક થી સડસડાટ કરતો ગ જઇ શકે નહિ અને

---

૧ સરખાવો **તત્ત્વાર્થ**-ભાષ્ય ( પૃ. ૧૮૨ )—

' **विग्रहो वक्रितमवग्रहः श्रेण्यन्तरसङ्क्रान्तिरित्यनर्थान्तरम् ।** "

૨ વધારેમા વધારે પાચ સમયવાળી ગતિ છે.

તેથી જ કરીને તેને એક કરતાં વધુ સમય લાગે અર્થાત્ પ્રથમ તે ક થી ખ અથવા ક થી ઘ જાય અને પછી ખ થી અથવા ઘ થી ગ જાય. આ પ્રમાણે તેને બે સમય લાગે. આ વાતને અન્ય શબ્દમાં કહીએ તો એમ કહી શકાય કે એક જીવ ઊર્ધ્વ લોકની પૂર્વ દિશામાંથી ચ્યવીને—નીકળીને અધોલોકની પશ્ચિમ દિશામાં જવા નીકળ્યો છે તો તે પ્રથમ તો એક સમયમાં સમશ્રેણિ પ્રમાણે ગમન કરી નીચે જાય છે અને ત્યાર બાદ બીજા સમયમાં સ્વસ્થાને પહોંચી જાય છે. આ ગતિ એકવિગ્રહા દ્વિસામાયિકા અર્થાત્ એક વક્રવાળી બે સમયની વક્ર ગતિ જાણવી. હવે આપણે દ્વિવિગ્રહા ત્રિસામયિકા ગતિનો વિચાર કરીએ.

ધારો કે એક જીવ ક થી નીકળી જ જાય છે તો તેને ત્રણ સમય લાગશે. જેમકે તે ક થી ખ, ખ થી ગ અને ગ થી જ જાય; અથવા ક થી ખ, ખ થી છ અને છ થી જ જાય; અથવા ક થી ઘ, ઘ થી ગ, ગ થી જ; અથવા ક થી ઘ, ઘ થી ઝ અને ઝ થી જ; અથવા ક થી ચ, ચ થી છ, છ થી જ; અથવા ક થી ચ, ચ થી ઝ અથવા ઝ થી જ જાય. આ ઉપરથી સમજી શકાય છે કે આ ત્રણ સમયવાળી ગતિ છે. અત્ર ધ્યાનમાં રાખવું કે જીવ ક થી અન્યત્ર ગયા સિવાય જ જઇ શકતો નથી. તેમજ ક થી ખ, ખ થી ગ અને ગ થી જ જવાને બદલે ગ થી ઘ અને ઘ થી ઝ અને ઝ થી જ જાય એમ બને નહિ. કેમકે જેમ બને તેમ ઓછા સમયમાં ગમન થવું જોઇએ અને તેને સારૂ સૌથી ટુંકો માર્ગ ગ્રહણ કરવાનો છે અને તે ઉપર બતાવ્યો તે જ છે. નહિ કે ક થી ખ, ખ થી ગ, ગ થી ઘ, ઘ થી ઝ અને ઝ થી જ. આની આ વાત અન્ય રૂપે વિચારીએ. જેમકે એક જીવ ઊર્ધ્વ દેશના અગ્નિકોણમાંથી નીકળી અધોદેશના વાયવ્યકોણમાં જાય છે. પ્રથમ તો તે એક સમયમાં નીચે ઉતરે, ત્યાર બાદ બીજા સમયમાં પશ્ચિમ દિશામાં અને ત્રીજા સમયમા વાયવ્યકોણમાં જાય. ત્રસ જીવોની આથી વધુ સમયવાળી અથવા વધુ વિગ્રહવાળી ગતિ સંભવી શકે નહિ. પરંતુ સ્થાવર જીવોની ગતિ આવી અથવા આથી વધારે સમય યા વિગ્રહવાળી હોઇ શકે અર્થાત્ તેની ગતિ એકવિગ્રહા, દ્વિવિગ્રહા, ત્રિવિગ્રહા અથવા ચતુર્વિગ્રહા એટલે કે બે સમયવાળી, ત્રણ સમયવાળી, ચાર સમયવાળી અને પાંચ સમયવાળી પણ હોય છે. ચાર સમયવાળી ગતિનો વિચાર કરીશું તો જણાશે કે એક સમયમાં જીવ [1]ત્રસનાડીની બહારના અધોલોકમાંની વિદિશામાંથી દિશામાં જાય છે, બીજા સમયમાં ત્રસનાડીમાં પ્રવેશ કરે છે,ત્રીજા સમયમાં ઊંચે જાય છે અને ચોથા સમયમાં ફરીને ત્રસનાડીમાંથી નીકળીને પોતાના દિશાવિષયક સ્થાને જાય છે.આ વાત વિદિશામાંથી દિશામાં જનારને ઉદ્દેશી કહેલી છે. પરંતુ દિશામાંથી વિદિશામા જનારો જીવ પ્રથમ સમયમાં નાડીમાં પ્રવેશ કરે છે, બીજે સમયે ઊંચે જાય છે, ત્રીજે સમયે નીચે અને ચોથે સમયે બહાર વિદિશામાં જાય છે. વળી જો વિદિશામાંથી નીકળી વિદિશામાં જવું હોય તો પાંચ સમય લાગે. જેમકે પ્રથમ સમયમાં વિદિશામાંથી દિશામાં જાય, બીજે સમયે નાડીમાં જાય, ત્રીજે સમયે ઊંચે જાય, ચોથે સમયે નાડીમાથી નીકળે અને પાંચમે સમયે વિદિશામાં જાય.

### દિગંબરીય માન્યતા—

તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૯૬ ) ઉપરથી જોવાય છે તેમ ત્રણ વિગ્રહથી અધિક વિગ્રહવાળી

---

૧ આનું સ્વરૂપ આગળ ઉપર વિચારાશે

ગતિ નથી. વિશેષમાં એના ૯૭ મા પાનામાં સૂચવ્યું છે તેમ અવિગ્રહા યાને ઋજુથી માંડીને તે ત્રિવિગ્રહા ગતિની અનુક્રમે ઇષુ-ગતિ, પાણિ-મુક્તા, લાંગલિકા અને ગોમૂત્રિકા એવી અન્ય આર્હત સંજ્ઞા છે. આ પ્રત્યેકનો અર્થ સમજાવતાં ત્યાં કહ્યું છે કે—

" इषुगतिरिवेषुगतिः । क उपमार्थः ? । यथेषोर्गतिरालक्ष्यदेशादृज्वी, तथा संसारिणां सिध्यतां च जीवानां ऋज्वी गतिरेकसमयी । पाणिमुक्तेव पाणिमुक्ता । क उपमार्थः ? । यथा पाणिना तिर्यक् प्रक्षिप्तस्य द्रव्यस्य गतिरेकविग्रहा, तथा संसारिणामेकविग्रहा गतिः पाणिमुक्ता द्विसमयिकी । लाङ्गलमिव लाङ्गलिका । क उपमार्थः ? ।यथा लाङ्गलं द्विवक्रितं, तथा द्विविग्रहा गतिर्लाङ्गलिका त्रैसमयिकी । गोमूत्रिकेव गोमूत्रिका । क उपमार्थः ? । यथा गोमूत्रिका बहुवक्रा, तथा त्रिविग्रहा गतिर्गोमूत्रिका चातुःसमयिकी । "

અર્થાત્ ધનુષ્યના વેગથી પ્રેરાયેલા બાણની ગતિ જેમ લક્ષ્ય દેશ સુધી સીધી છે તેમ પૂર્વ શરીર-જનિત વેગથી માત્ર પ્રેરિત એવી સંસારીની તેમજ મુક્તિએ જતા જીવોની ગતિ સીધી છે અને તે એક સમયની છે. જેમ હાથથી તીર્ચ્છા ફેંકાયેલા પદાર્થની ગતિમાં એક વાંક હોય છે—તેમાં એક વાર સરળ રેખાનો ભંગ થાય છે તેમ કેટલાક સંસારીઓની એવી ગતિ હોવાથી તે એક-વિગ્રહા છે અને તે બે સમયની છે. જેમ પૂછડામા બે વાંક હોય છે અર્થાત્ તેમાં બે વાર સરળ રેખાનો ભંગ થાય છે તેમ જે ગતિમાં બે વાક હોય તે દ્વિવિગ્રહા યાને લાંગલિકા છે અને તે ત્રણ સમયની છે. જેમ ગોમૂત્રિકામા ઘણા વાક હોય છે તેમ ત્રિવિગ્રહા ગતિ કે જેમાં સરળ રેખાનો ત્રણ વાર ભંગ થાય છે તે ગોમૂત્રિકા છે અને તે ચાર સમયની છે.

જીવની એવી કોઇ પણ ગતિ નથી કે જેમાં ત્રણથી વધારે વાંક આવતા હોય, કેમકે જીવનું નવું ઉત્પત્તિ—ક્ષેત્ર ગમે તેટલું વિશ્રેણિમા હોય—વક્ર રેખાએ રહેલું હોય તો પણ તે ત્રણ વાંકમાં તો અવશ્ય જ પ્રાપ્ત થઇ જાય છે. પુદ્ગલની લોકાંત પર્યંતની ગતિ ઋજુ જ છે, જ્યારે બીજી ગતિ ઋજુ હોય કે વક્ર પણ હોય તેમજ વળી તેમાં કેટલા વાંક હોવા જોઇએ તેનો કશો નિયમ નથી, કેમકે એનો આધાર પ્રેરક નિમિત્ત ઉપર રહેલો છે.

### ગતિ માટે પ્રયત્ન—

જેમ મોક્ષે જતા જીવની ગતિ ઊર્ધ્વ સમશ્રેણિ પૂર્વક જ છે, નહિ કે જરા પણ આઘી પાછી અર્થાત તેના સંબંધમા એક સરખો નિયમ છે તેવો સંસારી જીવોને—પુનર્જન્મ માટે પ્રયાણ કરતા જીવો આશ્રીને નથી; કેમકે જે સ્થાનમાં ઉત્પન્ન થવાનું છે તે સ્થાન નક્કી કરવામાં પૂર્વકૃત કર્મનો હાથ છે. આથી કરીને તે સ્થાન સમશ્રેણિએ—પૂર્વ સ્થાનની બીલકુલ સરળ રેખામાં હોય કે વિશ્રેણિએ—વક્ર રેખામાં પણ હોય. આથી સમજાય છે કે વાંક વળતી વેળા તો જીવને ખાસ પ્રયત્ન કરવો પડતો હોવો જોઇએ.

આ સંબંધમાં વસ્તુસ્થિતિ એ છે કે ઋજુ ગતિએ સ્થાનાંતરે જતા જીવને-પછી તે સ્થાનાંતર મુક્તિ પણ કયાં ન હો-નવો પ્રયત્ન કરવો પડતો નથી; કેમકે જ્યારે તે પૂર્વ શરીરનો ત્યાગ કરે છે ત્યારે તેને તે પૂર્વ શરીરજનિત વેગ મળે છે અને એ વેગની જ મદદથી-અન્ય નવીન પ્રયત્ન કર્યા વિના ધનુષ્યમાંથી છૂટેલા બાણની પેઠે સીધો જ નવા સ્થાને તે જઇ પહોંચે છે. વિગ્રહવાળી ગતિ દરમ્યાન તો જીવને નવીન પ્રયત્ન કરવો પડે છે, કેમકે પૂર્વ શરીરજન્ય પ્રયત્ન તો જીવને જ્યાંથી વળવું પડે તેમ છે ત્યાં સુધી જ કામ લાગે છે. વળવાનું સ્થળ આવી લાગતાં તેનો તે પ્રયત્ન મંદ પડી જાય છે એટલે પુનર્જન્મના પંથે સંચરેલા જીવની સાથે તેના ભાથારૂપ જે સૂક્ષ્મ શરીર હોય છે તે દ્વારા તે પ્રયત્ન કરી આગળ વધે છે. પારિભાષિક શબ્દમાં આ સૂક્ષ્મ શરીરને 'કાર્મણ' અને તજ્જન્ય પ્રયત્નને 'કાર્મણ યોગ' કહેવામાં આવે છે. વક્ર ગતિએ જતા જીવને સૂક્ષ્મ શરીર જ હોય છે, તેને સ્થૂળ દેહ હોતો નથી એટલે વચનયોગ અને મનોયોગનો તેને વિષે અભાવ છે. અન્ય શબ્દોમાં કહીએ તો વક્ર ગતિ દરમ્યાન જીવને કાર્મણ શરીર સાથે જ સમ્બન્ધ છે અને આ સિવાયનાં બાકીનાં ચાર શરીરોના, વચનના અને મનના વ્યાપાર ( યોગ ) સાથે તેને જરા પણ સમ્બન્ધ નથી, અર્થાત્ આ ગતિ દરમ્યાન જીવને એકલું કાર્મણ શરીર જ છે; મુક્તિ તરફ પ્રયાણ કરનાર જીવને તો એક પણ શરીર હોતું નથી. એટલે તેને કાર્મણ શરીર ન જ હોય એ તો દેખીતી વાત છે, કેમકે આઠે કર્મનો ક્ષય કરવાથી તો તે આટલી હદ સુધી પહોંચે છે. જે સંસારી જીવો ઋજુ ગતિ કરે છે તે જીવોને આ ગતિ દરમ્યાન કાર્મણ શરીર તો હોય જ એ સ્વાભાવિક છે; નહિ તો તેઓ સંસારી કહેવાય જ કેમ ?

કાર્મણ એટલે શું અને તેનું શું લક્ષણ છે એ વાત ગ્રંથકાર નીચેના શબ્દો દ્વારા દર્શાવે છેઃ—

**कर्मकृतम्, कर्मणो विकारः, कर्मणां समूहो वा कार्मणम्। साक्षात् सुखदुःखाद्युपभोगरहितत्वं कार्मणस्य लक्षणम्। ( १३० )**

અર્થાત્ કર્મનું કાર્ય, કર્મનો વિકાર કે કર્મનો સમૂહ તે 'કાર્મણ' છે. સાક્ષાત્ સુખ, દુઃખ વગેરેના ઉપભોગથી રહિત એવું શરીર 'કાર્મણ' કહેવાય છે.

જીવ અને પુદ્ગલની સ્વાભાવિક ગતિ આકાશ-પ્રદેશની [1]શ્રેણિ પ્રમાણે થાય છે એટલે કે તેની સ્વાભાવિક ગતિ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, નીચે અને ઉપર એ છ દિશાઓમાંની ગમે તે દિશાની સમાનાન્તર હોય છે-આકાશના પ્રદેશો જેવી રીતે પૂર્વાદિ દિશામાં ગોઠવાયેલા છે તદનુસાર-અનુશ્રેણિ પૂર્વક તેનું સ્વાભાવિક ગમન હોય છે અર્થાત્ તેની સ્વાભાવિક ગતિ વિશ્રેણિ પ્રમાણે થતી નથી, પરંતુ કોઇ પ્રતિઘાતક નિમિત્ત મળતાં-બાહ્ય ઉપાધિથી ગ્રસ્ત થતાં તેની વાંકી ગતિ પણ થાય છે. આ હકીકત તેમજ **અનુશ્રેણિનું લક્ષણ** ગ્રંથકાર નીચે મુજબ નિર્દેશે છેઃ—

---

૧ તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૯૬ )મા કહ્યું છે કે—

" आकाशप्रदेशपंक्तिः श्रेणिः । "

जीवानां गतिरनुश्रेणि र्भवति, न विश्रेणिः। तत्राकाशप्रदेशानुश्रेणिरूपेण जीव-पुद्गलानां या गतिस्तद्रूपत्वमनुश्रेणिगतेर्लक्षणम्, आकाशप्रदेशपङ्क्त्यनुसारेण गमनरूपत्वं वा। ( १३१ )

અનાહારિતાનું કાલ-માન—

જે જીવ મોક્ષે જવા નીકળ્યો છે તેને ઉદ્દેશીને તો અંતરાલગતિ દરમ્યાન આહારનો પ્રશ્ન જ નથી, કેમકે આહારનો અર્થ સ્થૂળ શરીરને યોગ્ય પુદ્ગલનું ગ્રહણ એ છે અને મુચ્યમાન જીવને તો સૂક્ષ્મ શરીર જ નથી તો પછી સ્થૂળ શરીરની તો વાત જ શી ? જન્માંતર માટે પ્રસ્થાન કરતા જીવને લક્ષ્યીને આહારનો પ્રશ્ન સંભવે છે, કેમકે અંતરાલગતિમાં પણ તેને સૂક્ષ્મ કાર્મણ શરીર છે જ[1]. વિશેષમાં એવા જીવને પૂર્વ આયુષ્ય પૂરૂં થતાંની સાથે જ નવીન આયુષ્ય, [2]ગતિ-નામ-કર્મ અને [3]આનુપૂર્વી-નામ-કર્મનો યથાસંભવ ઉદય થઇ જાય છે.

અત્ર એ ધ્યાનમા રાખવું કે પુનર્જન્મ માટે પ્રયાણ કરતા દરેકે દરેક જીવને આહાર હોય છે એમ નથી; કેટલાકને અંતરાલગતિના સમય દરમ્યાન આહાર હોય છે પણ ખરો અને કેટલાકને નથી પણ હોતો.[4] લોકપ્રકાશ ( સ. ૩ )મા કહ્યુ છે કે—

" आहारकाः स्युः छद्मस्थाः, सर्वे चक्रगतिं विना।
त्रिचतुःसमयान्ता स्यात्, तत्रानाहारिताऽपि च ॥ ७६ ॥ "

અર્થાત્ વક્ર ગતિને છોડીને એટલે વક્ર ગતિવાળા સંસારી જીવો સિવાયના સર્વે છદ્મસ્થો આહારક હોય છે. તેમાં પણ અર્થાત્ વક્ર ગતિ દરમ્યાન વળી અનાહારિતા ત્રણ કે ચાર સમય સુધીની હોય. જીવસમાસમાં જે નીચે મુજબનો ઉલ્લેખ નજરે પડે છે તે આ પ્રમાણે સંભવતી અનાહારિતાને ધ્યાનમાં લઇને કરાયો હોય એમ સમજાય છેઃ—

---

૧ આથી કરીને અંતરાલગતિ દરમ્યાન સંસારી જીવને કાર્મણ શરીરથી ઉદ્ભવતું આત્મ-પ્રદેશનું કંપન યાને 'કાર્મણ યોગ' પણ અવશ્ય હોય છે જ. જ્યારે યોગ છે ત્યારે કર્મ-પુદ્ગલનું ગ્રહણ પણ છે જ, કેમકે યોગ જ કર્મ-વર્ગણાના આકર્ષણનુ કારણ છે. વરસાદ પડતો હોય ને વખતે ફેંકેલું સંતપ્ત બાણ જલ-બિન્દુઓનું ગ્રહણ કરતુ અને તેમને શોષતું ચાલ્યુ જાય છે તેવી જ રીતે અંતરાલ-ગતિ વખતે કાર્મણ યોગથી ચંચળ જીવ કર્મ-વર્ગણાનું જરૂર ગ્રહણ કરે છે અને એ વર્ગણાને પોતાની સાથે મેળવતો જન્મ-સ્થાનમા જાય છે.

૨-૩ જુઓ ચતુર્થ ઉલ્લાસ.

૪ ઔદારિકાદિ શરીરના પોષક આહારરૂપ સ્થૂલ પુદ્ગલોના ગ્રહણનો અભાવ છે, કિન્તુ કર્મ-પુદ્ગલના ગ્રહણનું કાર્ય તો ચાલુ જ હોય છે.

[1]विग्गहगइमावन्ना केवलिणो समुहया अजोगी य ।
सिद्धा य अणाहारा सेसा आहारगा जीवा ॥ ८२ ॥ ”

અર્થાત્ વિગ્રહ-ગતિને પ્રાપ્ત થયેલા જીવો, [2]સમુદ્ઘાત કરતા કેવલજ્ઞાનીઓ, ( [3]શૈલેષી અવસ્થામાં વર્તનારા ) અયોગી ( કેવલીઓ ) અને સિદ્ધો અનાહારક છે, જ્યારે બાકી બધી અવસ્થામાં વર્તનારા જીવો આહારક છે.

જો ઉત્પત્તિ-પ્રદેશ સમશ્રેણિએ રહેલો હોય તો પ્રાણી ઋજુ ગતિ વડે ત્યાં એક સમયમાં જ જાય છે અને તે જ સમયમાં તે નવીન જન્મ સંબંધી આયુષ્ય અને આહાર ભોગવે છે.[4] નિશ્ચય-નય તેમજ વ્યવહાર-નય ઉભયને આ વાત માન્ય છે. કહેવાની મતલબ એ છે કે ઋજુ ગતિવાળા જીવો જે સમયે પૂર્વ શરીરનો [5]ત્યાગ કરે છે તે જ સમયે નૂતન જન્મ-પ્રદેશે

---

૧ છાયા—

विग्रहगतिमापन्नाः केवलिनः समवहताः अयोगिनश्च ।
सिद्धाश्च अनाहाराः शेषा आहारका ज्ञेयाः ॥

૨-૩ આ બેનું સ્વરૂપ આગળ ઉપર વિચારાશે.

૪ કહ્યું પણ છે કે—

“ उज्जुगइपढमसमए परभवियं आउयं तहाऽऽहारो ।
वक्काइबीअसमए परभविआउं उदयमेइ ॥ ”

[ ऋजुगतिप्रथमसमये परभविकमायुष्यं तथाऽऽहारः ।
वक्रादिद्वितीयसमये परभविकायुरुदयमेति ॥ ]

અર્થાત્ ઋજુ ગતિના પહેલા સમયમા પરભવનું આયુષ્ય અને આહાર ઉદયમા આવે છે, જ્યારે વક્રાદિ ગતિના બીજા સમયમા પરભવનું આયુષ્ય ઉદયમા આવે છે. આ કથન વ્યવહાર-નય અનુસાર સમજવું, કેમકે પૂર્વ ભવના ચરમ સમયને, વક્ર ગતિના પરિણામની અભિમુખતાને લઇને, કેટલાકો વ્યવહારથી વક્ર ગતિનો પ્રથમ સમય ગણે છે; એથી કરીને એમના મત મુજબ ભવાંતરના પ્રથમ સમયમા એટલે કે વક્ર ગતિના બીજા સમયમા પરભવનું આયુષ્ય ઉદયમા આવે છે. નિશ્ચય-નય પ્રમાણે વિચારતા તો પ્રાણી અંતિમ સમયમા ગતિની સંમુખ હોય છે તોપણ પૂર્વ ભવ સંબંધી સંઘાત (ગ્રહણ) અને પરિશાટ ( ત્યાગ ) સત્તામા હોવાથી આ સમય પૂર્વ ભવોનો સંભવે, નહિ કે ગતિનો; કેમકે પૂર્વ ભવના શરીરનો સર્વાંશે ત્યાગ તો આગામી ભવના આદ્ય ક્ષણમા જ થાય છે. આ વાતને “ **परभवपढमे साडो** ” [ **परभवप्रथमे शाटः** ] એવો આગમનો પાઠ પણ સમર્થિત કરે છે. આ જ સમયમા તે આયુષ્યની સાથે ગતિ પણ ઉદયમા આવે છે. તેથી પરભવનું આયુષ્ય પણ આદ્ય સમયમા ઉદયમા આવે છે.

૫ ‘ ત્યાગ ’ને ‘પરિશાટ’ પણ કહેવામા આવે છે અને એ ઔદારિકાદિ શરીરોના ત્રણ કરણો પૈકી એક છે; કેમકે સંઘાત તેમજ સંઘાત અને પરિશાટનો સમુદય એ બાકીના બે કરણો છે. આ સંબંધમા આપણે તપાવેલી તેલની તાવી ( લોઢી )મા નાખેલા પૂડલા ( અપૂપક )નું ઉદાહરણ વિચારીએ. પ્રથમ સમયમા આ પૂડલો સર્વથા તેલ ગ્રહણ કરે છે પણ તેનો ત્યાગ કરતો નથી; ત્યાર બાદ તે થોડુંક તેલ પીએ છે-ગ્રહણ કરે છે અને વળી થોડુંક ત્યજે છે. એવી જ રીતે પ્રાણી ઉત્પન્ન થતા

જઇ પહોંચે છે. તેમાં સમયાંતર થતો નથી. એથી કરીને ઋજુ ગતિવાળા સંસારી જીવો આહારક જ છે; તેમને માટે અનાહારિતા નથી જ; કેમકે ઋજુ ગતિનો સમય એટલે કયાં તો ત્યાગ કરેલા પૂર્વ ભવના શરીર દ્વારા ગ્રહણ કરેલા આહારનો સમય છે કે કયાં તો નવીન ઉત્પત્તિ-સ્થાનના ગ્રહણ કરેલા આહારનો સમય છે.

## વિગ્રહ-ગતિમાં અનાહારિતાનું કાલ-માન—

હવે વિગ્રહ-ગતિ દરમ્યાન જીવ કેટલા સમય પર્યંત આહારક યા અનાહારક હોય છે તેનો ઉલ્લેખ કરીએ. આ વાત પ્રથમ તો નિશ્ચય-નય પ્રમાણે તપાસીએ. નિશ્ચય-નય પ્રમાણે એકવિગ્રહા ગતિ કરનારો જીવ એક સમય અનાહારક, દ્વિવિગ્રહા ગતિ કરનાર જીવ બે સમય અનાહારક, ત્રિવિગ્રહા ગતિ કરનાર જીવ ત્રણ સમય અનાહારક અને ચતુર્વિગ્રહા ગતિ કરનાર જીવ ચાર સમય અનાહારક હોય છે, કેમકે આ સર્વ ગતિઓમાં જીવ છેલ્લા સમયમાં આહાર કરે છે, અર્થાત્ પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યા પછી તે આહાર કરે છે. આનું કારણ એ છે કે નિશ્ચય-નય પ્રમાણે તો ભાવિ(થનારા) ભવના પૂર્વ સમયમાં પૂર્વ શરીરની સાથે સંબંધ નહિ હોવાથી તેમજ થનાર શરીરની અપ્રાપ્તિને લીધે આહાર હોતો નથી. વ્યવહાર-નય પ્રમાણે તો એકવિગ્રહા ગતિ દરમ્યાન એક પણ સમય અનાહારક નથી અર્થાત્ બન્ને સમય આહારક છે. દ્વિવિગ્રહા ગતિ દરમ્યાન એક સમય અનાહારક સમજવો, જ્યારે ત્રિવિગ્રહા ગતિ દરમ્યાન બે સમય અનાહારક અને ચતુર્વિગ્રહા ગતિ દરમ્યાન ત્રણ સમય અનાહારક જાણવા.[1] આનું કારણ એ છે કે વ્યવહાર-નયની અપેક્ષાએ તો વક્ર ગતિમાં જીવ પહેલા અને છેલ્લા એમ બન્ને સમયોમાં આહારક થાય છે; બાકીના-વચલા સમયોમાં જ અનાહારક છે. કહેવાની મતલબ એ છે કે પહેલા સમયમાં તે શરીરને છોડે છે

---

પ્રથમ સમયમા ઉત્પત્તિ-દેશમા રહેલા પુદ્ગલોનું સર્વથા ગ્રહણ જ કરે છે, ત્યાર બાદ બીજા સમયથી માંડીને તે ભવ પર્યંત ગ્રહણ અને ત્યાગ એ બંને કાર્યો કરે છે અર્થાત્ સંઘાત પરિશાટન ચાલુ હોય છે. પછીથી આયુષ્ય સમાપ્ત થતા ભાવિ આયુષ્યના આદ્ય સમયમા પરિશાટન જ થાય છે. અર્થાત્ પૂર્વ શરીરના પુદ્ગલોનો ત્યાગ જ થાય છે, નહિ કે ગ્રહણ.

અત્ર એ નોંધ કરવી આવશ્યક સમજાય છે કે ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરોને વિષે ત્રણે કરણો છે. બાકીના બે તૈજસ અને કાર્મણ શરીરોમા સદા સંઘાત-પરિશાટરૂપ એક જ કરણ છે, કેમકે એ બંને અનાદિ હોવાથી એમનો કેવળ સંઘાત હોતો નથી અને કેવળ પરિશાટ તો મોક્ષગામીઓ પરત્વે જ સંભવે છે

૧ કહ્યું પણ છે કે—

" इग-दु-ति-चउ-वक्कासु दुगाइसमयेसु परभवाहारो ।
दुगवक्काइसु समया इग-दो-तिन्नि उ अणाहारा ॥ "
[ एक-द्वि-त्रि-चतुर्वक्रासु द्विकादिसमयेषु परभवाहारः ।
द्विवक्रादिषु समया एकद्वित्रयस्तु अनाहाराः ॥ ]

અર્થાત્ એક વક્ર ( વિગ્રહ ) વાળી, બે વક્રવાળી, ત્રણ વક્રવાળી અને ચાર વક્રવાળી ગતિઓમા અનુક્રમે બીજા, ત્રીજા, ચોથા અને પાચમા સમયમા પરભવનો આહાર હોય છે. દ્વિવક્રા વગેરે ગતિઓમા અનુક્રમે એક, બે અને ત્રણ સમયો અનાહારક છે.

અને એ જ સમયમાં તે શરીરને યોગ્ય એવા પુદ્ગલોને જીવના યોગને લીધે [1]લોમ-આહારે કરીને ગ્રહણ કરે છે અને આવી રીતે ઔદારિકાદિ પુદ્ગલોનું જે ગ્રહણ કરવું તે આહાર હોવાથી જીવ પ્રથમ સમયમાં આહારક ગણાય છે [2] વળી છેલ્લા સમયમાં તો તે ઉત્પત્તિ-દેશમાં આવી પડે છે અને તે વખતે તે ભવને યોગ્ય એવા પરમાણુઓનો તે યથાસંભવ આહાર કરે છે. આથી જોઇ શકાય છે કે એકવિગ્રહા અર્થાત્ બે સમયવાળી ગતિમાંના બન્ને સમયો આહારક છે; તેમાં તો એક પણ સમય અનાહારક નથી.

નિશ્ચય-નય અને વ્યવહાર-નય પ્રમાણે આમ ભિન્નતા આવે છે તેનું કારણ એ છે કે નિશ્ચય-નય એમ માને છે કે જ્યારે એક મનુષ્ય એક કાર્યમાં અત્યન્ત વ્યગ્ર હોય ત્યારે તે બીજું કાર્ય કરી શકતો નથી. આથી પ્રસ્તુતમાં જ્યારે જીવ શરીરને છોડવા રૂપ વ્યાપારમાં લીન થઇ ગયો હોય, તે સમયે આ શરીરની સાથે નવા પુદ્ગલોનો સંબંધ કરાવવા રૂપ અર્થાત્ જેને અન્ય શબ્દોમાં કહીએ તો આહાર કરવા રૂપ કાર્ય તે કેવી રીતે કરી શકે ? એટલે કે તે સમયમાં તે અનાહારક છે. વ્યવહાર-નયની માન્યતા એ છે કે જેને જે કાર્ય કરવાનું હોય તે તો તે ગમે તે પ્રકારે જરૂર કરે જ. આથી એ ભાવ નીકળ્યો કે જે સમયમાં તે શરીરને છોડવા રૂપ કાર્ય કરી રહ્યો હોય તે જ સમયમાં તે અન્ય પુદ્ગલોને ગ્રહણ પણ કરે છે અર્થાત્ આહાર કરે છે, કેમકે જે પુદ્ગલોને પોતે શરીરથી અલગ કરવા માગે છે તેને તેમ કરવામાં પ્રથમ તેનો તેને શરીર સાથે સંબંધ કરાવવો પડે છે જ ( કારણ કે અલગ કરવાની આ જ રીતિ છે ) અને આનું બીજું નામ ‘ આહાર ’ છે.

આ વિવેચનનો સાર સહેલાઇથી સમજી શકાય તેટલા માટે નીચે મુજબ કોઠો આપવામાં આવે છે.

| ગતિ | કાલ-માન | નિશ્ચય નય પ્રમાણે અનાહાર સમય | વ્યવહાર નય પ્રમાણે અનાહાર સમય |
|---|---|---|---|
| ઋજુ | ૧ સમય | ૦ | ૦ |
| એકવિગ્રહા | ૨ ,, | ૧ | ૦ |
| દ્વિવિગ્રહા | ૩ ,, | ૨ | ૧ |
| ત્રિવિગ્રહા | ૪ ,, | ૩ | ૨ |
| ચતુર્વિગ્રહા | ૫ ,, | ૪ | ૩ |

## આહાર-મીમાંસા

પુનર્જન્મ માટેની અંતરાલગતિ દરમ્યાન આહાર સંભવે છે કે નહિ એ પ્રશ્ન આપણે વિચારી જોયો, પરંતુ આહારનું લક્ષણ ગ્રંથકારના શબ્દમાં જાણવું બાકી છે એટલે તે જોઇ લઇએ.

૧ આના સ્વરૂપ માટે જુઓ પૃ. ૪૨૨

૨ દ્વિવિગ્રહાદિ ગતિમા પણ સર્વત્ર આ જ પ્રમાણે પ્રથમ સમયે આહાર જાણવો.

**આહારનું લક્ષણ—**

**[1]औदारिकादिपुद्गलानामादानरूपत्वमाहारस्य लक्षणम् । (१३२)**

અર્થાત્ ઔદારિક વગેરે પુદ્ગલોનું ગ્રહણ તે 'આહાર' છે. આ આહારના (૧) ઓજસ્, (૨) લોમ અને (૩) કવલ એમ ત્રણ ભેદો પડે છે એ હકીકત ગ્રંથકાર નીચે મુજબ નિર્દેશે છેઃ—

**स चाहारस्त्रिविधः, ओजो-लोम-कावलिकभेदात् ।**

આ ભેદો સમજાય તે માટે આપણે ત્રણેનાં લક્ષણો જાણવા જોઇએ. તેમાં **ઓજસ્-આહારનું લક્ષણ** એ છે કે—

**तैजसकार्मणयोगेनौदारिकादिशरीरयोग्यपुद्गलानामादानरूपत्वमोजआहारस्य लक्षणम् । ( १३३ )**

અર્થાત્ તૈજસ અને કાર્મણ શરીરોના યોગથી ઔદારિકાદિક શરીરોને યોગ્ય એવા પુદ્ગલોને ગ્રહણ કરવા તે 'ઓજસ્-આહાર' છે.

**લોમ-આહારનું લક્ષણ—**

**त्वगिन्द्रियादिद्वारा शरीरोपष्टम्भकपुद्गलानादानरूपत्वं लोमाहारस्य लक्षणम् । ( १३४ )**

અર્થાત્ સ્પર્શનેન્દ્રિય [2]આદિ દ્વારા શરીરને પુષ્ટ કરનારા પુદ્ગલોને ગ્રહણ કરવા તે 'લોમ-આહાર' કહેવાય છે.

**કવલ-આહારનું લક્ષણ—**

**मुखे कवलनिक्षेपरूपत्वं कावलिकाहारस्य लक्षणम् । ( १३५ )**

---

૧ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૯૭ )મા આહારનું લક્ષણ નીચે મુજબ આપેલું છે—

"त्रयाणां शरीराणां षण्णां पर्याप्तीनां योग्यपुद्गलग्रहणमाहार."

અર્થાત્ તૈજસ અને કાર્મણ શરીરો તો સંસારના ઉચ્છેદ પર્યંત પોતાને યોગ્ય પુદ્ગલોનો ઉપચય કરતા હોવાથી એ સિવાયના ઔદારિક, વૈક્રિય અને આહારક એ ત્રણ શરીરોને તેમજ આહારની અભિલાષા વગેરેના કારણરૂપ છ પર્યાપ્તિને યોગ્ય પુદ્ગલનું ગ્રહણ તે 'આહાર' છે.

૨ 'આદિ' શબ્દની સાર્થકતા શી રીતે છે તે જાણવું બાકી રહે છે, જોકે આ પ્રમાણે 'આદિ'નો પ્રયોગ તો **લોકપ્રકાશ** ( સ. ૩, શ્લો. ૧૧૨૩ )મા પણ છે.

અર્થાત્ મુખમાં ભોજન વગેરેના કોળીઆ મૂકીએ તે "કવલ-આહાર' જાણવો. શાસ્ત્રમાં આનું નામ 'પ્રક્ષેપ'-આહાર સૂચવાયું છે.[1]

એક દેહને છોડીને ઋજુ યા વક્ર ગતિ દ્વારા ઉત્પત્તિ-સ્થાને જઇ પ્રથમ સમયે તૈજસ અને કાર્મણ યોગ વડે મનુષ્ય કે તિર્યંચ તરીકે જન્મ લેનાર જીવ ઔદારિક શરીરને યોગ્ય અને દેવ અથવા નારક તરીકે જન્મનાર જીવ વૈક્રિય શરીર યોગ્ય પુદ્‌ગલો અવિરહિતપણે ગ્રહણ કરે છે-એનો આહાર કરે છે. ત્યારબાદ દ્વિતીયાદિ સમયમાં શરીરનો પ્રારંભ થવાથી ઔદારિક કે વૈક્રિયથી યુક્ત એવા તૈજસ અને કાર્મણ યોગો વડે-મિશ્ર યોગો દ્વારા શરીરની નિષ્પત્તિ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી ( અર્થાત્ અંતર્મુહૂર્ત કાળ સુધી જ ) સ્વશરીર યોગ્ય પુદ્‌ગલો ગ્રહણ કર્યા કરે છે.[2] આ પ્રમાણેનું પુદ્‌ગલોનું ગ્રહણ તે 'ઓજસ્' આહાર જાણવો.[3] 'ઓજસ્' શબ્દના ત્રણ અર્થો થાય છે: (૧) દેહને યોગ્ય પુદ્‌ગલો અર્થાત્ ઉત્પત્તિ-દેશમાંના આહાર-યોગ્ય પુદ્‌ગલો; (૨) તૈજસ કાય અને (૩) તૈજસ કાયકૃત આહાર. આ વાત **લોકપ્રકાશ** (સ. ૩)ના નિમ્ન-લિખિત શ્લોક ઉપરથી જણાય છે:—

**" स सर्वोऽप्योज आहार, ओजो देहार्हपुद्गलाः ।**
**ओजो वा तैजसः काय-स्तद्रूपस्तेन वा कृतः ॥ ११२९ ॥ "**

---

૧ જુઓ પૃ. ૪૨૪.   ૨ **સૂત્રકૃતાંગ**-નિર્યુક્તિમાં કહ્યું પણ છે કે—

" जोएण ( तेएण ? ) कम्मएणं आहारेई अणंतरं जीवो ।
तेण परं मीसेणं जाव सरीरस्स निप्फत्ती ॥ १७७ ॥ "

[ योगेन ( तैजसेन ? ) कर्मकेण आहारयति अनन्तर जीवः ।
तेन परं मिश्रेन यावत् शरीरस्य निष्पत्तिः ॥ ]

૩ આ હકીકત શ્રી**શીલાંક**સૂરિને માન્ય છે, પરંતુ એ સંબંધમા મતાતર પણ છે એ વાત તેમણે રચેલી **સૂત્રકૃતાંગ**ની વૃત્તિના ૩૪૩મા પત્રમાની નિમ્ન-લિખિત પંક્તિ ઉપરથી જણાય છે:—

" तैजसेन कार्मणेन च शरीरेणौदारिकादिकादिशरीरानिष्पत्तेर्मिश्रेण च य आहारः स सर्वोऽप्योजा( ज आ )हार इति । केचिद् व्याचक्षते-औदारिकादिशरीर-पर्याप्त्या पर्याप्तकोऽपीन्द्रियापानभाषामनःपर्याप्तिभिरपर्याप्तक. शरीरेणाहारयन् ओजा-( ज आ )हार इति गृह्यते, तदुत्तरकालं तु त्वचा-स्पर्श( र्शने )न्द्रियेण य आहार. स लोमाहार इति । "

અર્થાત તૈજસ તેમજ કાર્મણ શરીર વડે ઔદારિક વગેરે શરીરની નિષ્પત્તિ સુધી મિશ્ર યોગ વડે જે આહાર કરાય છે તે બધો 'ઓજસ્' આહાર છે. કેટલાક એમ કહે છે કે ઔદારિકાદિ શરીર-પર્યાપ્તિથી પર્યાપ્ત કિન્તુ ઇન્દ્રિય-પર્યાપ્તિ, પ્રાણાપાન-પર્યાપ્તિ, ભાષા-પર્યાપ્તિ તેમજ મનઃ-પર્યાપ્તિ પરત્વે અપર્યાપ્ત એવો જીવ શરીર દ્વારા જે આહાર કરે છે, તે 'ઓજસ્-આહાર' છે. ત્યાર બાદ ત્વચા વડે-સ્પર્શનેન્દ્રિય દ્વારા કરાતો આહાર 'લોમ-આહાર' છે

એવી રીતે લોમ ( રૂવાંટી ) વડે કરાતો આહાર તે ' લોમ-આહાર ' છે, જ્યારે કવલના પ્રક્ષેપ પૂર્વકનો આહાર તે ' કવલ ( પ્રક્ષેપ )-આહાર ' છે.

**કયા જીવને કયો આહાર હોય છે ?—**

સર્વ અપર્યાપ્ત જીવો ઓજસ્ આહારી જાણવા. પર્યાપ્ત જીવોના સંબંધમાં ફક્ત લોમ-આહાર અને કવલ ( પ્રક્ષેપ- ) આહાર સંભવી શકે છે. તેમાં એકેન્દ્રિય, દેવ અને નારકને કવલ-આહાર નથી, કેમકે એકેન્દ્રિય જીવોને મોઢું નથી તો પછી આવો આહાર તેમને સંભવે જ ક્યાંથી ? વળી નારકો અને દેવતાઓ તો વૈક્રિય શરીરધારી હોવાથી તેમજ તેમના સ્વભાવને લઇને તેમને કવલ-આહાર સંભવતો નથી. આથી સ્પષ્ટ થાય છે કે આ જીવોને લોમ-આહાર જ છે. બાકીના જીવોને લોમ-આહાર અને કવલ-આહાર બન્ને છે. વિશેષમાં એ ધ્યાનમાં રાખવું કે ' મનોભક્ષણ 'રૂપ આહાર તો સર્વ દેવતાઓને જ છે[1] મન વડે પોતાના

---

૧ સરખાવો સૂત્રકૃતાંગની નિર્યુક્તિની નિમ્ન-લિખિત ગાથાઓઃ—

" सरीरेणोयाहारो तयाय फासेण लोमआहारो ।
पक्खेवाहारो पुण कावलिओ होइ नायव्वो ॥ १७१ ॥ "
[ शरीरेणौजआहारः त्वचा स्पर्शेन लोमाहारः ।
प्रक्षेपाहारः पुनः कावलिको भवति ज्ञातव्यः ॥ ]
" ओयाहारा जीवा सव्वे अपज्जत्तगा मुणेयव्वा ।
पज्जत्तगा य लोमे पक्खेवे होइ ( होंति ) नायव्वा ॥ १७२ ॥"
[ ओजआहारा जीवाः सर्वेऽपर्याप्तका ज्ञातव्याः ।
पर्याप्ताश्च लोम्नि प्रक्षेपे भवन्ति ज्ञातव्याः ॥ ]
" एगिंदियदेवाणं नेरइयाणं च नत्थि पक्खेवो ।
सेसाणं पक्खेवो संसारत्थाण जीवाणं ॥ १७३ ॥ "
[ एकेन्द्रियदेवानां नैरयिकाणां च नास्ति प्रक्षेपः ।
शेषाणां प्रक्षेपः संसारस्थानां जीवानाम् ॥ ]
તેમજ " लोमाहारा एगिंदिया उ नेरइयसुरगणा चेव ।
सेसाणं आहारो लोमे पक्खेवओ चेव ॥ "
[ लोमाहारा एकेन्द्रियास्तु नैरयिकसुरगणाश्चैव ।
शेषाणामाहारो लोमभिः प्रक्षेपतश्चैव ॥ ]
" ओयाहारा मणभक्खिणो य सव्वे वि सुरगणा होंति ।
सेसा हवंति जीवा लोमे पक्खेवओ चेव ॥ "
[ ओजआहारा मनोभक्षिणश्च सर्वेऽपि सुरगणा भवन्ति ।
शेषा भवन्ति जीवा लोमभिः प्रक्षेपतश्चैव ॥ ]

ઉપર્યુક્ત ૧૭૩ મી ગાથાની વ્યાખ્યા કરતા શ્રીશીલાંકસૂરિએ મતાતર દર્શાવતાં કહ્યું છે કે જીભ વડે જે સ્થૂળ આહાર શરીરમા નખાય છે તે ' પ્રક્ષેપ-આહાર ' છે; જે નાક, આખ અને કાન વડે ઉપલબ્ધ છે અને જે ધાતુરૂપે પરિણમે છે તે ' ઓજસ્-આહાર ' છે; અને જે કેવળ સ્પર્શનેન્દ્રિય દ્વારા ઉપલબ્ધ છે અને જે ધાતુરૂપે જાય છે તે ' લોમ-આહાર ' છે.

શરીરને પુષ્ટ કરે એવા જે પુદ્ગલોને ગ્રહણ કરવાથી તૃપ્તિ પૂર્વક પરમ સંતોષ ઉત્પન્ન થાય છે તે પુદ્ગલોનું ગ્રહણ કરવું તે 'મનોભક્ષણ' આહાર જાણવો.[1]

### આભોગિક અને અનાભોગિક આહાર—

આ વિવિધ પ્રકારના આહારોમા કયો આહાર આભોગિક યાને આભોગ-નિવર્ત્તિત છે અને કયો અનાભોગિક યાને અનાભોગ-નિવર્ત્તિત છે તેનો વિચાર કરીએ. '[2]આભોગ-નિવર્ત્તિત' એટલે મારે આહાર કરવો છે એવી ઇચ્છા પૂર્વક બનાવેલ; એથી વિપરીત તે 'અનાભોગ-નિવર્ત્તિત' જાણવો.

વર્ષા ઋતુમા વધારે વખત લઘુશંકા માટે જવું પડે છે તો તેમા પ્રચુરતર મૂત્રાદિરૂપ અભિવ્યંગ્ય (માલૂમ પડતા) પુદ્ગલરૂપ જે આહાર છે તે 'અનાભોગ-નિવર્ત્તિત' જાણવો. દેવો સિવાય બાકીના જીવોનો ઓજસ્-આહાર અનાભોગ-નિવર્ત્તિત છે. સર્વે જીવોનો લોમ-આહાર અનાભોગ-નિવર્ત્તિત છે. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું કે નારકોના સંબંધમાં તે આભોગ-નિવર્ત્તિત પણ હોઇ શકે. કવલ-આહાર તેમજ મનોભક્ષણરૂપ આહાર તો આભોગ-નિવર્ત્તિત જ છે. આ પ્રમાણેની હકીકત **પ્રજ્ઞાપના**ની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિના ૫૧૧ મા પત્રમાં આપેલી છે, જ્યારે **દ્રવ્યલોકપ્રકાશ** (સ. ૩, શ્લો. ૧૧૨૯)મા તો એમ કહ્યું છે કે ઓજસ્-આહાર અનાભોગ-નિવર્ત્તિત જ હોય છે અને લોમ-આહાર તો આભોગ-નિવર્ત્તિત પણ છે. તેમાં વળી એકેન્દ્રિયનો લોમ-આહાર અનાભોગ-નિવર્ત્તિત જ છે, કેમકે **સંગ્રહણી**ની વૃત્તિમાં કહ્યું છે કે અતિશય થોડી અને અપટુ એવી મનોદ્રવ્યની લબ્ધિવાળા એકેન્દ્રિયોને આભોગનુ મંદપણું હોવાથી તેમનો આહાર વસ્તુગતે અનાભોગથી જ નિપજેલો જાણવો.

પ્રાણી અનાભોગ-નિવર્ત્તિત આહાર અનુસમય અવિરહિતપણે જીવે ત્યાં સુધી કરે છે. આભોગ-નિવર્ત્તિત આહાર પરત્વે આવો નિયમ નથી.

### આહારના સચિત્તાદિ ત્રણ પ્રકારો—

આહારના [3]સચિત્ત, અચિત્ત અને મિશ્ર (સચિત્ત-અચિત્ત) એમ પણ પ્રકારો પડે છે. આમાં દેવતા અને નારકો જે આહાર કરે છે તે અચિત્ત જ છે, કેમકે [4]વૈક્રિય શરીરને પુષ્ટિ આપે એવા જ પુદ્ગલો તેઓ ગ્રહણ કરે છે, અને એ પુદ્ગલો તો અચિત્ત જ સંભવે છે. બાકીના જીવો કે જેમને ઔદારિક શરીર છે તેમને આ ત્રણ પ્રકારના આહારમાથી ગમે તે આહાર સંભવી શકે છે.

### આહાર માટેની દિશા—

કયો જીવ કેટલી દિશામાનો આહાર કરે છે તે વિચારીએ. જોકે એકંદર રીતે દિશાઓ

---

૧ સરખાવો **પ્રજ્ઞાપના**-વૃત્તિના ૫૧૦મા પત્રગત નિમ્ન-લિખિત ઉલ્લેખ:—

" मनोभक्षणलक्षणो ह्याहारः स उच्यते ये तथाविधशक्तिवशात् मनसा स्वशरीर-पुष्टिजनकाः पुद्गला अभ्यवह्रियन्ते यदभ्यवहरणानन्तरं तृप्तिपूर्वं. परमसन्तोष उपजायते।"

૨ આભોગ, આલોચન, અભિસન્ધિ એ બધા સમાનાર્થક છે.

૩ આના અર્થ માટે જુઓ પૃ. ૪૩૨. ૪ આના સ્વરૂપ માટે જુઓ પૃ. ૪૪૬.

તો પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉપર અને નીચે એમ છ છે. છતા પણ કેટલીક દિશામા લોકાકાશનો અભાવ હોવાથી અને ત્યા અલોકાકાશ આવેલુ હોવાથી ત્યાથી-તે દિશામાંથી આહાર હોઇ જ કેમ શકે ? કારણ કે અલોકાકાશમા તો પુદ્ગલનો અભાવ છે. અલોકાકાશના સદ્ભાવને લઇને આહાર-દ્રવ્યોની જે સ્ખલના થાય છે તેને 'વ્યાઘાત' કહેવામા આવે છે. કોઇ પણ પ્રકારનો વ્યાઘાત ન થાય તો છએ દિશાનો આહાર હોય અને વ્યાઘાત થાય તો ત્રણ, ચાર કે પાચ દિશાનો આહાર હોય.

જે એકેન્દ્રિય જીવ અધોલોકના સૌથી નીચેના અગ્નિકોણના નિષ્કુટમા રહેલો હોય તે જીવની નીચે પૂર્વ અને દક્ષિણ દિશામા અલોકાકાશ આવેલું હોવાથી તે જીવને ત્રણ જ દિશાનો આહાર સંભવે છે. એ પ્રમાણેનો આહાર પાચે જાતના સૂક્ષ્મ એકેન્દ્રિયો તેમજ [1]બાદર વાયુકાય જીવોને હોઇ શકે.

જે એકેન્દ્રિય જીવ અધોલોકમા પશ્ચિમ દિશામા રહેલો હોય તેને નીચેની તેમજ દક્ષિણ દિશામા વ્યાઘાત પહોચે અર્થાત્ તેને આ સિવાયની ચારે દિશાનો આહાર હોઇ શકે છે.

જે એકેન્દ્રિય જીવ બીજી નરક આદિના પ્રસ્તર (પાથડા)માંની ઊર્ધ્વ અને પશ્ચિમ દિશાને અનુસરીને રહેલો હોય તેને ફક્ત દક્ષિણ દિશામાથી જ આહાર મળી શકે નહિ, નીચેથી તો મળી શકે. આથી તેને પાચ દિશાનો આહાર સંભવે છે. જે જીવ ત્રસનાડીમા રહેલો હોય તેને તો છએ છ દિશાનો આહાર હોઇ શકે. આથી જોઇ શકાય છે કે ઓછામા ઓછો ત્રણ દિશાનો આહાર તો જીવને છે જ. અત્ર કોઇ પ્રશ્ન ઉઠાવે કે ત્રણ કરતાં ઓછી દિશાનો આહાર ન હોવાનું શું કારણ તો આનું સમાધાન એ છે કે લોકાકાશનું સ્વરૂપ જ એવું છે કે તેનો કોઇ પણ ભાગ એવો નથી કે જ્યાં ત્રણ દિશાથી ઓછી દિશાની પ્રાપ્તિ થાય.

### દ્રવ્યાદિ અપેક્ષા પૂર્વક આહાર-વિવરણ—

દ્રવ્યથી આહાર અનન્ત પ્રદેશાત્મક હોય છે, કેમકે સખ્યાત કે અસખ્યાત પ્રદેશોવાળા સ્કંધો જીવને ગ્રહણ કરવા લાયક નથી-તે તેને ગ્રહણ કરી શકતો નથી. ક્ષેત્રથી આ આહાર અસંખ્યાત આકાશ-પ્રદેશોને અવગાહીને રહેલો છે. કાલથી તે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ [2]સ્થિતિવાળો છે ભાવથી તે આહાર વર્ણ અને રસે કરીને પાંચ પાચ જાતનો, ગંધે કરીને બે જાતનો અને સ્પર્શે કરીને આઠ પ્રકારનો છે.

---

૧ ઉપર્યુક્ત નિષ્કુટમા બાદર વાયુકાય જીવો હોય છે, કિન્તુ બાકીના બાદર એકેન્દ્રિય હોતા નથી એ વાત **ભગવતી** ( શ૦ ૩૪ ઉ૦ ૧ સૂ૦ ૮૫૧ )ની વૃત્તિના ૯૬૧ મા પત્રગતની નિમ્ન-લિખિત પક્તિ પરથી જોઇ શકાય છે—

" इह च लोकचरमान्ते बादराः पृथिवीकायिका-ऽप्कायिक-तेजो-वनस्पतयो न सन्ति, सूक्ष्मास्तु पञ्चापि सन्ति, बादरवायुकायिकाश्चेति । "

૨ " आहारयोग्यस्कन्धपरिणामत्वेनावस्थानं स्थितिः. " ।
અર્થાત્ આહારને યોગ્ય અનેક્ષા સ્કંધો તદ્રૂપે જ્યા સુધી રહે તે કાળને 'સ્થિતિ' કહે છે.

આત્માના પ્રદેશો જે ક્ષેત્રોમાં રહેલા હોય તેની બહાર રહેલા પુદ્ગલોનો પણ આત્માના પ્રદેશો સાથે સ્પર્શ તો ઘટી શકે છે તો આથી એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે આત્માના પ્રદેશો જે ક્ષેત્રમાં હોય તે જ ક્ષેત્રમાં રહેલા આહાર–પુદ્ગલને જીવ ગ્રહણ કરે છે કે તે ક્ષેત્રમાં નહિ રહેલાને પણ તે ગ્રહણ કરે છે ? આના જવાબમા સમજવુ કે આત્મ–પ્રદેશોને અવગાહીને જ રહેલા પુદ્ગલોનો જીવ આહાર કરે છે. વળી આ પુદ્ગલો પણ અંતર રહિત–વ્યવધાન રહિત અવગાહીને રહેલા હોવા જોઇએ; પરંપરાએ અવગાહી રહેલા પુદ્ગલો ચાલે તેમ નથી. વિશેષમા આવા પુદ્ગલોનો પણ તે [1]આનુપૂર્વી પૂર્વક જ આહાર કરે છે હવે અનાહારનું લક્ષણ ગ્રંથકારે જે નીચે મુજબ રજુ કર્યું છે તેની નોંધ લઇ આપણે આ પ્રકરણ પૂર્ણ કરીશું.

**तादृशाहाराभावरूपत्वमनाहारस्य लक्षणम् । ( १३६ )**

અર્થાત્ ઓજસ્, લોમ અને કાવલિક એ ત્રણે જાતના આહારનો અભાવ તે ' અનાહાર ' છે.

## જન્મની આલોચના

પૂર્વ ભવનો સ્થૂલ દેહ છોડયા પછી અંતરાલગતિ દ્વારા કેવળ કાર્મણ શરીરની સાથે ઉત્પત્તિ–ક્ષેત્રમા આવીને નવીન ભવને યોગ્ય સ્થૂલ દેહને અનુકૂળ પુદ્ગલોનું પહેલું પરિણમન કરવું તે ' જન્મ ' કહેવાય છે.

**જન્મના ત્રણ પ્રકારો—**

પૂર્વ ભવ સમાપ્ત થતા સંસારી જીવ પોતાના કર્મો અનુસાર નવીન ભવ ધારણ કરે છે અર્થાત્ તે નવો જન્મ લે છે. આથી કરીને બધા જીવોના જન્મો એક સરખા નહિ હોવાથી ( ૧ ) સમૂર્ચ્છન, ( ૨ ) ગર્ભ અને ( ૩ ) ઉપપાતથી એમ એના ત્રણ ભેદો પડે છે [2] આ વાત ગ્રંથકાર નીચે મુજબ નિર્દેશે છે—

**सम्मूर्च्छिमगर्भौपपातभेदात् जन्म त्रेधा ।**

તેમાં સંમૂર્ચ્છિમનું લક્ષણ એ છે કે—

**गर्भसामग्रीं विना समुद्भूतरूपत्वं सम्मूर्च्छिमस्य लक्षणम्, लोकत्रये यथायोगं देहावयवविरचनरूपत्वं वा । ( १३७ )**

---

૧ જે જેમ રહેલા હોય તેમ તેનો આહાર કરવો અર્થાત્ એક શ્રેણિમા જે પુદ્ગલો હોય તેનો એક પછી એક એમ અનુક્રમ વાર, અમુકને છોડીને બીજાનુ ગ્રહણ ન કરવા પૂર્વક આહાર કરવો તે ' આનુપૂર્વી પૂર્વક ' આહાર છે.

૨ આશ્રયનું ગ્રહણ આશ્રીને ત્રણ ભેદો સમજવા

અર્થાત્ ગર્ભની સામગ્રી વિનાની ઉત્પત્તિ તે ' સંમૂચ્છિંમ ' જન્મ કહેવાય છે. અથવા ત્રૈલોક્યમાં યોગ્યતા અનુસાર દેહનાં અવયવોની રચનાને પણ ' સંમૂચ્છિંમ ' જન્મ કહેવામાં આવે છે.[1]

**शुक्रशोणितसम्मिलनाधारप्रदेशवत्त्वं गर्भस्य लक्षणम्। ( १३८ )**

અર્થાત્ શુક્ર અને શોણિતના સંમેલનના આધારરૂપ પ્રદેશ ' ગર્ભ ' કહેવાય છે.[2] આ ગર્ભમાં ઉત્પન્ન થનાર જીવ 'ગર્ભજ' કહેવાય છે.

**क्षेत्रप्राप्तिमात्रनिमित्तकं यज्जन्म तद्रूपत्वमुपपातजन्मनो लक्षणम्, गर्भसम्मूर्च्छिमप्रकाररहित्येन जायमानत्वं वा। ( १३९ )**

અર્થાત્ જે ઉત્પત્તિનું કારણ ફક્ત ક્ષેત્ર જ છે તે 'ઉપપાત' જન્મ કહેવાય છે. અથવા ગર્ભ અને સંમૂચ્છિંમ સિવાયનો જન્મ તે ' ઉપપાત ' જન્મ છે.

**સંમૂર્ચ્છનાદિ જન્મોનું સ્પષ્ટીકરણ—**

ગ્રંથકારે જન્મનું લક્ષણ શું છે તે દર્શાવ્યું નથી તેમજ વળી સંમૂચ્છિંમ-જન્મનું એક લક્ષણ જે નિર્દેશ્યું છે તે ગર્ભ-જન્મનું લક્ષણ સમજ્યા બાદ સમજાય તેવું છે. વિશેષમાં ઉપપાત-જન્મનાં બે લક્ષણો પૈકી બીજું લક્ષણ સંમૂર્ચ્છન-જન્મ એટલે શું તે જાણ્યા પછી સમજાય તેવું છે. આવી પરિસ્થિતિમા સંમૂર્ચ્છન-જન્મ અને ઉપપાત-જન્મ વિષે સ્પષ્ટ બોધ થાય તે માટે આપણે **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ (પૃ ૧૮૯—૧૯૦)નું અવલંબન લઇએ. [3]ત્યાં કહ્યું છે તેમ

---

૧ તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૯૮ )મા ' સંમૂર્ચ્છન ' એટલે શુ તે સમજાવતા કહ્યું છે કે—

" त्रिषु लोकेषूर्ध्वमधस्तिर्यक् च देहस्य समन्ततो मूर्छनम्-अवयवप्रकल्पनम् "

અર્થાત્ ઊર્ધ્વ-લોક, અધો-લોક અને તિર્યગ્-લોક એમ ત્રિવિધ લોકને વિષે બધી બાજુથી દેહના અવયવની રચના તે ' સમ્મૂર્ચ્છન ' છે.

૨ સરખાવો તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૯૮ )નો નિમ્ન-લિખિત ઉલ્લેખ—

" यत्र शुक्रशोणितयोर्गरणं-मिश्रणं भवति स गर्भः "

અર્થાત્ જે સ્થાનમા શુક્ર અને શોણિતનું મિશ્રણ થાય છે તે ' ગર્ભ ' કહેવાય છે. અથવા ત્યા કહ્યું છે તેમ—

" मात्रोपभुक्तस्याहारस्यात्मसात्करणाद् गरणाद् गर्भः "

એટલે કે માતાએ ખાધેલ આહારને આત્મસાત્ કરનાર-તેને મિશ્રિત કરનાર ' ગર્ભ ' છે.

૩ મૂળ પંક્તિઓ નીચે મુજબ છે.—

" जन्म च शरीरद्वयसम्बन्धित्वेनात्मनो य परिणामः, अतस्तत सम्मूर्च्छन-जन्म उत्पत्तिस्थानवर्तिपुद्गलजालमनुपमृद्य न प्रादुरस्ति, किण्वाद्युपमर्दनात् सुराजन्मवत्, पिष्टकिण्वोदकादीनामुपमर्दनात् सुराया जन्म दृष्टम्, तथा बाह्यपुद्गलानामाध्यात्मिकानां

શરીર-પુગલના સંબંધરૂપે આત્માનો જે પરિણામ છે તે ' જન્મ ' કહેવાય છે. એથી કરીને પિષ્ટ કિણ્વ, જળ વગેરેના ઉપમર્દન વિના જેમ સુરાનો જન્મ થતો નથી તેમ ઉત્પત્તિ-સ્થાનમાં રહેલા પુદ્ગલના સમૂહનું ઉપમર્દન કર્યા વિના સંમૂર્ચ્છન-જન્મનો પ્રાદુર્ભાવ થતો નથી. આથી એ ફલિત થાય છે કે બાહ્ય તેમજ આધ્યાત્મિક પુદ્ગલોના ઉપમર્દનથી જે જન્મ થાય છે તે ' સંમૂર્ચ્છન ' કહેવાય છે. લાકડાની છાલ, પાકા ફળો વગેરેને વિષે ઉત્પન્ન થતા કૃમિ વગેરે જીવો તે જ લાકડું, ફળ વગેરેમાં રહેલા પુદ્ગલોને પોતાના શરીરરૂપે પરિણમાવે તે બાહ્ય પુદ્ગલના ઉપમર્દનરૂપ જન્મ જાણવો. એવી રીતે જીવતી ગાય વગેરેના દેહમાં ઉપજતા કૃમિ વગેરે જીવો એ જીવતી ગાય વગેરેના શરીરનાં અવયવોને ગ્રહણ કરી તેને પોતાના દેહ તરીકે પરિણમાવે તે આધ્યાત્મિક પુદ્ગલના ઉપમર્દનરૂપ જન્મ સમજવો.

ગર્ભ-જન્મ—

સ્ત્રીની યોનિમા એકદમ અવતરીને જીવ શુક્ર અને શોણિતનું, માતાએ કરેલા આહારના રસની પુષ્ટિરૂપે જે ગ્રહણ કરે છે તે ' ગર્ભજન્મ ' કહેવાય છે.

ઉપપાત-જન્મ—

પ્રચ્છદ-પટ ( ચાદર )ની ઉપર રહેલા અને દેવ-દૂષ્યની નીચે રહેલા અર્થાત્ એ બેના વચ-ગાળામાં રહેલા પુદ્ગલોને વૈક્રિય શરીરરૂપે પરિણમાવવા તે દેવવિષયક ઉપપાત-જન્મ છે.[1] અત્ર એ ધ્યાનમાં રાખવું કે પ્રચ્છદ-પટ કે દેવ-દૂષ્યના પુદ્ગલોને શરીરરૂપે પરિણમાવવામા આવતા નથી તેમજ અત્ર શુક્રાદિ પુદ્ગલોનું પણ ગ્રહણ નથી, કિન્તુ આ ઔપપાતિક જન્મમાં પ્રતિવિશિષ્ટ ક્ષેત્રની પ્રાપ્તિ જ નિમિત્ત-કારણ છે. એવી રીતે નારકોની યોનિ નરકની વજ્રમય ભીંતને વિષે રહેલ, અતિશય સંકીર્ણ મુખવાળું નિષ્કુટ ( ગોખ ) છે. અત્ર વૈક્રિય શરીરના પુદ્ગલોને ગ્રહણ કરીને સ્થળની સંકીર્ણતાને લઇને કચડાતા નારકો વજ્રમય નરકતલમાં જળમાં ફેંકેલા પત્થરની પેઠે મહાવેગથી પડે છે.

---

चोपमर्दनाद् यज्जन्म भवति तत् सम्मूर्च्छनजन्म व्यपदिश्यते, बाह्यपुद्गलोपमर्दनलक्षणं तावद् यथा कृम्यादीनां काष्ठादिषु, काष्ठत्वक्फलादिषु जीवाः कृम्यादयः समुपजायमानाः तानेव काष्ठफलान्तर्वर्तिनः पुद्गलान् शरीरीकुर्वन्त उपजायन्ते, तथा जीवद्गवादिशरीरेषु कृम्यादयः प्रादुःष्यन्तस्तानेव जीवद्गवादिशरीरावयवानादाय स्वशरीरतया परिणतिमापादयन्तोऽन्याध्यात्मिकपुद्गलोपमर्दनलक्षणमेतज्जन्म, प्रत्यक्षं चैतत्, प्रायस्तत्र गर्ताद्युपलब्धे. । "

१ કહ્યું પણ છે કે—

" देवसयणिज्जंसि देवदूसंतरिए अंगुलासंखेज्जइभागमेत्ताए सरीरोगाहणाए उववज्जइ । "

[ देवशयनीये देवदूष्यान्तरिते अङ्गुलासङ्ख्येयभागमात्रया शरीराद्यवगाहनया उपपद्यते । ]

આ ઉપરથી સંમૂર્ચ્છનાદિ ત્રણ પ્રકારના જન્મમાં શી વિશેષતા છે તે ધ્યાનમા આવી હશે. છતા મંદમતિને પણ તે સમજાય તે માટે એટલું નિવેદન ઉમેરીશું કે સ્ત્રી–પુરુષના સંયોગ સિવાય જ ઉત્પત્તિ-સ્થાનમા રહેલા ઔદારિક પુદ્ગલોને શરીરરૂપે પરિણમાવવા તે 'સંમૂર્ચ્છન–જન્મ' છે; સ્ત્રીપુરુષના સંયોગથી ઉદ્ભવેલા શુક્ર અને રક્તના પુદ્ગલોને ઔદારિક શરીરરૂપે પરિણમાવવા તે 'ગર્ભ–જન્મ' છે, અને સ્ત્રી–પુરુષના સંબંધ સિવાય ઉત્પત્તિ–સ્થાનમા રહેલા વૈક્રિય પુદ્ગલોને વૈક્રિય શરીરરૂપે પરિણમાવવા તે 'ઉપપાત-જન્મ' છે. આથી સમજાય છે કે ગર્ભ-જન્મમા સ્ત્રી-પુરુષના સંયોગની અપેક્ષા રહેલી છે, જ્યારે બાકીના બે જન્મમાં તેની અપેક્ષા નથી જ. વિશેષમા સંમૂર્ચ્છન અને ઉપપાત એ બંને જન્મમા જોકે આ પ્રમાણે સ્ત્રી-પુરુષના સયોગની જરા પણ અપેક્ષા નથી અને એ દૃષ્ટિએ એ બેમા સમાનતા છે, છતા સંમૂર્ચ્છનમા ઔદારિક પુદ્ગલોનું અને ઉપપાતમા વૈક્રિય પુદ્ગલોનું ગ્રહણ છે એ હકીકતથી પણ એ બેની ભિન્નતા સમજાય છે.

અત્ર એ ધ્યાનમા રાખવું કે કેટલાકની માન્યતા એવી છે કે સમૂર્ચ્છન એ એક જ સામાન્યતઃ જન્મ છે; ગર્ભ અને ઉપપાત તો એના વિશિષ્ટ સ્વરૂપો છે.[1]

## સંમૂચ્છિર્મ મનુષ્યોનાં ઉત્પત્તિ-ક્ષેત્રો—

એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના જીવો સંમૂચ્છિર્મ છે એટલું જ નહિ, પરંતુ પંચેન્દ્રિયના ચાર ભેદો પૈકી મનુષ્ય અને તિર્યંચોમા પણ કેટલાક સંમૂચ્છિર્મ છે. અર્થાત્ મનુષ્ય અને તિર્યંચોના ગર્ભજ અને સંમૂચ્છિર્મ એવા બે પ્રકારો છે. તેમાં સંમૂચ્છિર્મ મનુષ્યો [2]૫૬ અંતરદ્વીપમાં, ૧૫ [3]કર્મભૂમિમાં અને ૩૦ અકર્મભૂમિમાં એમ ૧૦૧ પ્રકારના ક્ષેત્રો ઉપરાત (૧) વિષ્ટામાં, (૨) મૂત્રમા, (૩) શ્લેષ્મમા (૪) કફમાં, (૫) વમનમા, (૬) પિત્તમા, (૭) લોહીમા, (૮) શુક્રમા, (૯) મૃત કલેવરમા, (૧૦) પરૂમાં (૧૧) સ્ત્રી-પુરુષના સંયોગમાં, (૧૨) વીર્યસ્રાવમાં (૧૩) શહેરની મોરીમા તેમજ (૧૪) સર્વ અપવિત્ર સ્થળોમાં તે ઉત્પન્ન થાય છે.

## સંમૂર્ચ્છનાદિ ક્રમનો હેતુ—

સંમૂર્ચ્છન-જન્ય શરીર અત્યંત સ્થૂળ હોવાથી તેનો પ્રારંભમા ઉલ્લેખ કરાયો છે. ગર્ભજ શરીર વૈક્રિય શરીર કરતાં વિશેષ સ્થૂળ છે એટલે ગર્ભને ઉપપાત કરતા પ્રથમ સ્થાન અપાયું છે. વળી ગર્ભજ અને ઔપપાતિક કરતા સંમૂર્ચ્છનજ જીવો અલ્પ આયુષ્યવાળા છે, એથી કરીને એનો શરૂઆતમાં નિર્દેશ કરાયો છે. વિશેષમાં ગર્ભ-જન્મ અને ઉપપાત-જન્મના કાર્ય અને

---

૧ સરખાવો તત્ત્વાર્થની બૃહદ્ વૃત્તિ (પૃ૦ ૧૯૦)ગત નિમ્ન–લિખિત પંક્તિ —

"अपरे वर्णयन्ति–सम्मूर्च्छनमेवैकं सामान्यतो जन्म, तद्धि गर्भोपपाताभ्यां विशेष्यत इति ।"

૨ આના નામો માટે જુઓ શ્રીવિજયલબ્ધિસૂરિકૃત વૈરાગ્યરસમંજરીનું મારું સ્પષ્ટીકરણ (પૃ ૨૭૧).

૩ જુઓ ૧૭૨ મુ લક્ષણ.

કારણો પરોક્ષ છે. જ્યારે સંમૂર્ચ્છન-જન્મનું કારણ માત્રાદિ પ્રત્યક્ષ છે અને તેનું કાર્ય જે શરીર છે તે પણ ઉભય લોકમાં પ્રત્યક્ષ છે. વાસ્તે સંમૂર્ચ્છનનો સૌથી પ્રથમ ઉલ્લેખ કરાયો છે ગર્ભ-જન્મની નિષ્પત્તિ સંમૂર્ચ્છન જન્મથી કાલ-પ્રકર્ષે થાય છે. આથી કરીને સંમૂર્ચ્છન પછી ગર્ભનો નિર્દેશ કરાય તે ન્યાય્ય છે. સંમૂર્ચ્છનજ અને ગર્ભજ કરતાં ઉપપાતજનું આયુષ્ય વિશેષ હોવાથી ઔપપાતિકનો અંતમાં નિર્દેશ કરાય તે સમુચિત છે

આ પ્રમાણે તત્ત્વાર્થરાજ (પૃ. ૯૮)માં સૂચવાયું છે, જ્યારે તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિ (પૃ. ૧૬૦)મા એવો નિર્દેશ છે કે પ્રત્યક્ષ તેમજ બહુ સ્વામીવાળું હોવાથી સંમૂર્ચ્છનનો પ્રાથમિક ઉલ્લેખ કરાયો છે. પ્રત્યક્ષ ઔદારિક શરીર સાથેના સાધર્મ્યને લઈને ત્યાર બાદ ગર્ભનો ઉલ્લેખ કરાયો છે: અને સ્વામીના વૈધર્મ્યને લક્ષીને ઉપપાતનો ત્યાર પછી ઉલ્લેખ કરાયો છે.

## યોનિ-પર્યાલોચન

જન્મને માટે કોઈક સ્થાન તો હોવું જ જોઈએ. પૂર્વ ભવના શરીરનો નાશ થયા બાદ જે સ્થાનમા પહેલ વહેલાં સ્થૂળ દેહરૂપે પરિણમાવવા માટે ગ્રહણ કરેલા પુદ્‌ગલો કાર્મણ શરીરની સાથે તપાવેલા લોઢામાં જળની જેમ સમાઈ જાય છે તે સ્થાન 'યોનિ' કહેવાય છે[1] આથી સમજાય છે કે યોનિ એ આધાર છે અને જન્મ એ આધેય છે[2]

યોનિનું લક્ષણ ગ્રંથકારના શબ્દમા એ છે કે—

**तैजसकार्मणशरीरवन्तो जन्तव औदारिकादिशरीरयोग्यस्कन्ध-समुदायेन यत्र स्थाने युज्यन्ते तादृक्स्थानरूपत्वं योनेर्लक्षणम्। (१४०)**

અર્થાત્ તૈજસ અને કાર્મણ શરીરવાળા જીવો જે સ્થાનમા ઔદારિકાદિ શરીરને યોગ્ય એવા સ્કંધો સાથે જોડાય છે, તે સ્થાનને 'યોનિ' કહેવામા આવે છે. આ જ વાત શ્રીમલયગિરિ-સૂરિએ પ્રજ્ઞાપનાના નવમા પદની ટીકામા (૨૨૫મા પત્રમાં) કરેલા નીચેના વ્યુત્પત્તિ-અર્થ પરથી પણ જોઈ શકાય છે:—

"'यु मिश्रणे' युवन्ति-तैजसकार्मणशरीरवन्तः सन्त औदारिकादि-शरीरप्रायोग्यपुद्गलस्कन्धसमुदायेन मिश्रीभवन्त्यस्यामिति योनिः-उत्पत्तिस्था-नम्. औणादिको निप्रत्ययः।"

१ સરખાવો તત્ત્વાર્થની બૃહદ્ વૃત્તિ (પૃ ૧૬૧)ગત નિમ્ન-લિખિત પંક્તિ—

"अयमात्मा पूर्वभवशरीरनाशे तदनु शरीरान्तरप्राप्तिस्थाने यान् पुद्गलान् शरीरार्थमादत्ते तान् कार्मणेन सह मिश्रयति तप्तायःपिण्डाम्भोग्रहणवच्छरीरनिर्वृत्त्यर्थं बाह्यपुद्गलान् यस्मिन् स्थाने तत् स्थानं योनिः।"

२ તત્ત્વાર્થરાજ૦ (પૃ ૯૯)મા કહ્યું પણ છે કે—

"योनिजन्मनोरविशेष इति चेत् न, आधाराधेयभेदाद् विशेषोपपत्तिः।"

આ યોનિ ત્રણ પ્રકારની છેઃ-( ૧ ) સંવૃત, ( ૨ ) વિવૃત અને ( ૩ ) મિશ્ર. તેમાં **સંવૃત યોનિનાં લક્ષણો** એ છે કે—

**दिव्यशय्यादिवद् वस्त्राद्यावृतस्थानरूपत्वं, जन्तूत्पत्त्याधारवत्त्वे सति अनुपलक्ष्यमाणस्थानविशेषरूपत्वं वा संवृतयोनेर्लक्षणम् । ( १४१ )**

અર્થાત્ દિવ્ય શય્યા વગેરેની માફક વસ્ત્રાદિકથી ઢંકાયેલા ઉત્પત્તિ-સ્થાનને ' સંવૃત યોનિ ' કહેવામા આવે છે. અન્ય શબ્દોમાં કહીએ તો જીવની ઉત્પત્તિના આધારભૂત એવા તેમજ અદૃશ્ય ( સ્પષ્ટ રીતે ન જણાતા ) સ્થાનને 'સવૃત યોનિ' કહેવામા આવે છે.

**વિવૃત યોનિનું લક્ષણ—**

**जन्तूत्पत्त्याधारवत्त्वे सति स्पष्टमुपलक्ष्यमाणस्थानविशेषरूपत्वं विवृतयोनेर्लक्षणम् । ( १४२ )**

અર્થાત્ જીવની ઉત્પત્તિના આધારભૂત તેમજ ( જલાશયાદિની પેઠે ) સ્પષ્ટ રીતે દેખાતા એવા સ્થાન-વિશેષને 'વિવૃત-યોનિ' જાણવી.

**સંવૃત-વિવૃત યોનિનું લક્ષણ—**

**बहिर्दृश्यमप्यदृश्यमध्यं जन्तूत्पत्तिस्थानं मिश्रयोनेर्लक्षणम् । ( १४३ )**

અર્થાત ( સ્ત્રીના ગર્ભાશયની પેઠે ) જેનો બહારનો ભાગ દેખાતો હોય પરંતુ અંદરનો ભાગ ગૂઢ હોય એવા જીવના ઉત્પત્તિ-સ્થાનને ' સંવૃત-વિવૃત ' એટલે કે ' મિશ્ર ' યોનિ જાણવી. જેમકે ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યોની યોનિ મિશ્ર છે, કેમકે જે સ્ત્રી ગર્ભવતી હોય તેનો ગર્ભ દેખાતો નથી, છતાં તેના ઉદરાદિની વૃદ્ધિ દ્વારા તેનું અનુમાન થઇ શકે છે.

**યોનિની અન્ય રીતે ત્રિવિધતા—**

સચિત્ત, અચિત્ત અને સચિત્તાચિત્ત (મિશ્ર) એમ પણ યોનિના ત્રણ ભેદો પડી શકે છે. તેમા [1]**સચિત્ત યોનિનું લક્ષણ** નીચે મુજબ છે.—

---

૧ આનો અર્થ તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૯૯ )મા નીચે મુજબ સમજાવાયો છે.—

" आत्मनः-चैतन्यस्य परिणामविशेषश्चित्तं, तेन सह वर्तन्त इति सचित्ता " અર્થાત્ આત્માનો એટલે ચૈતન્યનો પરિણામ-વિશેષ તે ' ચિત્ત ' છે. તેની સાથે વર્તનારા ' સચિત્ત ' કહેવાય છે.

जीवप्रदेशैः सहान्योन्यानुगमस्वीकृतजीवद्देहादिरूपं यज्जन्तूत्पत्तिस्थानं तत् सचित्तयोनेर्लक्षणम्, जीवप्रदेशैः सह सम्बन्धरूपत्वं वा । ( १४४ )

અર્થાત્ જીવના પ્રદેશોની સાથે એકમેક થઇ ગયેલો એવા જીવતા જીવનો દેહાદિક ભાગ કે જ્યાં જંતુઓ ઉત્પન્ન થઇ શકે તેને 'સચિત્ત યોનિ' કહેવામાં આવે છે. અથવા જીવના પ્રદેશો સાથે સંબંધ ધરાવનારી યોનિ 'સચિત્ત' કહેવાય છે. દાખલા તરીકે જીવતી ગાયના શરીરમાં ઉત્પન્ન થતા કૃમિ વગેરે જીવોની સચિત્ત યોનિ છે.

**અચિત્ત યોનિનું લક્ષણ—**

शुष्ककाष्ठादिरूपं यज्जन्तूत्पत्तिस्थानं तत्, सर्वथा सजीवप्रदेशसम्बन्धरहितत्वं वाऽचित्तयोनेर्लक्षणम् । ( १४५ )

અર્થાત્ જીવના ઉત્પત્તિ-સ્થાનરૂપ સૂકું લાકડું વગેરે 'અચિત્ત યોનિ' કહેવાય છે. અથવા જીવના સંબંધથી સર્વથા રહિત એવા ઉત્પત્તિ-સ્થાનને 'અચિત્ત યોનિ' જાણવી.

**સચિત્તાચિત્ત યોનિનું લક્ષણ—**

उभयस्वभावरूपत्वं मिश्रयोनेर्लक्षणम् । ( १४६ )

અર્થાત્ ઉપર્યુક્ત ઉભય સ્વભાવવાળી યોનિને 'સચિત્તાચિત્ત' જાણવી.

બીજી રીતે પણ આ સંબંધમાં વિચાર કરી શકાય તેમ છે. જેમકે ગર્ભજ મનુષ્ય અને તિર્યંચોની યોનિમાં શુક્ર અને શોણિતના પુદ્ગલો હોય છે. આમાંથી જે પુદ્ગલો આત્મસાત્ કરાયેલા છે—આત્મ-પ્રદેશો સાથે સંબદ્ધ છે તે સચિત્ત સમજવા; બાકીનાં અચિત્ત જાણવા; અથવા શુક્ર એ અચિત્ત છે અને શોણિત એ સચિત્ત છે. તેમાં જ્યારે સચિત્ત અને અચિત્ત પુદ્ગલોનું મિશ્રણ થાય ત્યારે તે સચિત્તાચિત્ત યાને મિશ્ર કહેવાય છે.

**સ્પર્શની અપેક્ષાએ યોનિની ત્રિવિધતા—**

વળી સ્પર્શની અપેક્ષાએ પણ યોનિના ત્રણ પ્રકારો પડે છે. જેમકે જે શીત સ્પર્શવાળી યોનિ હોય તે 'શીત' યોનિ, ઉષ્ણ સ્પર્શવાળી યોનિ હોય તે 'ઉષ્ણ' યોનિ અને શીતોષ્ણ સ્પર્શવાળી યોનિ તે 'શીતોષ્ણ' કહેતાં 'મિશ્ર' જાણવી. આ હકીકત ગ્રંથકાર નીચે મુજબ નિર્દેશે છે—

शीतस्पर्शवत्त्वे सति जन्तूत्पत्तिस्थानरूपत्वं शीतयोनेर्लक्षणम्।(१४७)

उष्णस्पर्शवत्त्वे सति जन्तूत्पत्तिस्थानरूपत्वमुष्णयोनेर्लक्षणम्।(१४८)

## शीतोष्णपरिणामवत्त्वे सति जन्तूत्पत्तिस्थानरूपत्वं मिश्रयोनेर्लक्षणम् । ( १४९ )

### સંવૃતાદિ યોનિના અધિકારી—

ચારે પ્રકારના દેવતા, નારકી અને એકેન્દ્રિય જીવોની યોનિ સંવૃત છે. દ્વીન્દ્રિયથી માંડીને ચતુરિન્દ્રિય સુધીનાં પ્રાણીઓની ( વિકલેન્દ્રિયોની ) તેમજ સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિય અને સંમૂર્ચ્છિમ મનુષ્યોની યોનિ વિવૃત હોય છે, કેમકે તેમનાં જલાશયાદિરૂપ ઉત્પત્તિ-સ્થાન સ્પષ્ટ જોઇ શકાય છે. ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યોની યોનિ સંવૃત-વિવૃત છે, કેમકે ગર્ભનું સ્વરૂપ સંવૃતવિવૃત છે.

### સંવૃતાદિ યોનિવાળા જીવોનું અલ્પબહુત્વ—

સંવૃત-વિવૃત યોનિવાળા જીવો સૌથી થોડા છે. તેથી અસંખ્યેય ગુણા વિવૃત યોનિવાળા છે. એથી અનન્ત ગુણા અયોનિ ( સિદ્ધ ) છે અને એથી પણ અનન્ત ગુણા સંવૃત યોનિવાળા છે ( કેમકે વનસ્પતિની સંવૃત યોનિ છે અને તેની સંખ્યા અનંતની છે ).

### અચિત્તાદિક યોનિના અધિકારી—

નૈરયિકોનાં ઉપપાત-ક્ષેત્રો કોઇ પણ જીવથી પરિગૃહીત નથી તેથી તેમની યોનિ અચિત્ત છે. અત્ર કોઇને શંકા ઉત્પન્ન થાય કે જ્યારે સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો સર્વ લોકને વ્યાપીને રહેલા છે, ત્યારે આ વાત કેમ સંભવી શકે ? આનું સમાધાન એ છે કે જોકે તે જીવો લોકવ્યાપી છે, છતાં તેમના પ્રદેશોની સાથે ઉપપાત-ક્ષેત્રોના પુદ્‌ગલો અન્યોન્યાનુગમ સંબંધથી સંબદ્ધ-એકમેક થઈ ગયા નથી તેથી આ હકીકત ઘટી શકે છે. આ પ્રમાણે અસુરકુમારાદિ ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિકોની યોનિ પણ અચિત્ત છે. એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના જીવો તેમજ સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિય અને સંમૂર્ચ્છિમ મનુષ્યોની અર્થાત્ સર્વે સંમૂર્ચ્છિમ જીવોની યોનિ સચિત્ત, અચિત્ત અને મિશ્ર[2] એમ ત્રણે પ્રકારની સંભવે છે. ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિય

---

૧ સરખાવો સ્થાનાંગ-વૃત્તિના ૧૨૨ મા પત્રગત નિમ્ન-લિખિત અવતરણ:—

" एगिंदियनेरइया संवुडजोणी हवंति देवा य ।
विगलिंदियाण विगडा संवुडवियडा य गब्भंमि ॥ "

[ एकेन्द्रियनैरयिकाः संवृतयोनयो भवन्ति देवाश्च ।
विकलेन्द्रियाणां (योनिः) विवृता संवृतविवृता च गर्भे (जातानाम्) ॥]

૨ સ્થાનાંગ-વૃત્તિના ૨૨ મા પત્રમા ટાચણરૂપે કહ્યું પણ છે કે—

" अच्चित्ता खलु जोणी नेरइयाणं तहेव देवाणं ।
मीसा य गब्भवसही तिविहा जोणी य सेसाणं ॥ "

[ अचित्ता खलु योनिर्नैरयिकाणां तथैव देवानाम् ।
मिश्रा च गर्भवसतीनां त्रिविधा योनिश्च शेषाणाम् ॥ ]

અને ગર્ભજ મનુષ્યોની યોનિ તો મિશ્ર જ છે, કેમકે જે સ્થાનમાં તેઓ ઉત્પન્ન થાય છે ત્યાં શુક્ર-શોણિતાદિ અચિત્ત પુદ્ગલો છે.[1]

## અચિત્તાદિ યોનિકનું અલ્પબહુત્વ—

સૌથી ઓછા જીવ સચિત્તાચિત્ત યોનિવાળા છે; એથી અસંખ્યેય ગુણા અચિત્ત યોનિવાળા છે; એથી અનન્તગુણા અયોનિક છે; અને તેથી પણ અનન્તગુણા સચિત્ત યોનિવાળા છે ( કેમકે નિગોદના જીવોની સચિત્ત યોનિ છે ).

## શીતાદિ યોનિના અધિકારી—

નરકના જીવોની ( નૈરયિકોની ) યોનિ શીત કે ઉષ્ણ હોય છે; પરંતુ તે શીતોષ્ણ હોતી નથી. 'રત્નપ્રભા', 'શર્કરાપ્રભા' અને 'વાલુકાપ્રભા' એ ત્રણ પૃથ્વીઓમાં જે નૈરયિકોનાં ઉપપાત-ક્ષેત્રો છે તે બધાં શીત સ્પર્શરૂપ પરિણામે પરિણત છે;જ્યારે એ સિવાયનાં બાકીનાં બધાં ક્ષેત્રો તો ઉષ્ણ-સ્પર્શરૂપ પરિણામે પરિણમેલાં છે. આથી ત્યાં રહેલા શીત યોનિવાળા નૈરયિકો ઉષ્ણ વેદના અનુભવે છે. પંકપ્રભા'માંનાં ઉપપાત-ક્ષેત્રોમાંનાં ઘણાંખરા ક્ષેત્રો તો શીત સ્પર્શરૂપ પરિણામે પરિણમેલાં છે, જ્યારે થોડાં જ ક્ષેત્રો વિપરીત પરિણામવાળાં છે.જે પ્રસ્તટોમાં (પાથડાઓમા)—જે નરકાવાસમાં શીત સ્પર્શરૂપ પરિણામવાળાં ઉપપાત-ક્ષેત્રો છે ત્યાં અર્થાત તે પ્રસ્તટોમાં બાકીનાં બધાં ઉષ્ણ સ્પર્શથી યુક્ત છે. એ જ પ્રમાણે જે નરકાવાસોમાં ઉપપાત-ક્ષેત્ર ઉષ્ણ-સ્પર્શી છે ત્યાં બાકીનાં બધાં ક્ષેત્રો શીત-સ્પર્શી છે. આથી 'પંકપ્રભા' માં વસનારા શીત યોનિવાળા નૈરયિકો ઉષ્ણ વેદના અનુભવે છે, જ્યારે ઉષ્ણ યોનિવાળા અલ્પસંખ્યાબદ્ધ નૈરયિકો શીત વેદના ભોગવે છે આથી ઉલટી હકીકત 'ધૂમપ્રભા' સંબંધી જાણી લેવી. 'તમઃપ્રભા' અને 'તમસ્તમઃપ્રભા' માં તો સર્વ ઉપપાત-ક્ષેત્રો ઉષ્ણસ્પર્શી છે, જ્યારે એ સિવાયનાં બાકીનાં બધાં ક્ષેત્રો શીતસ્પર્શી છે. આથી કરીને એ બે છેલ્લી પૃથ્વીગત ઉષ્ણ યોનિવાળા નૈરયિકો શીત વેદના ભોગવે છે.

ભવનવાસી, ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિય, ગર્ભજ મનુષ્ય, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિકનાં ઉપપાત—ક્ષેત્રો શીતોષ્ણ સ્પર્શવાળાં હોવાથી તેમની યોનિ શીતોષ્ણ જ છે..તે એકાતે શીત કે એકાતે ઉષ્ણ નથી. દિગંબર મત પ્રમાણે—**તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૧૦૦ ) અનુસાર કેટલાક દેવોની યોનિ શીત અને કેટલાકની ઉષ્ણ છે. [2]પૃથ્વીકાય, અપ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય,

---

૧ **પ્રજ્ઞાપના**ની વૃત્તિના ૨૨૬ મા પત્રમા કહ્યું છે કે—

" गर्भव्युत्क्रान्तिकतिर्यक्पञ्चेन्द्रियाणां गर्भव्युत्क्रान्तिकमनुष्याणां (च) यत्रोत्पत्तिस्तत्राचित्ता अपि शुक्रशोणितादिपुद्गलाः सन्तीति मिश्रा तेषां योनिः । "

૨ અપ્કાય સિવાયના એકેન્દ્રિયો એવો **પ્રજ્ઞાપના**ની વૃત્તિમા ઉલ્લેખ છે, પરતુ તે ચિન્ત્ય છે; ' તેજસ્કાય સિવાયના ' એમ જોઇએ કેમકે આગળ જતા વૃત્તિકાર પોતે તેજસ્કાયની યોનિ ઉષ્ણ છે એમ કથે છે. વિશેષમા **સ્થાનાંગ**ની વૃત્તિના ૧૨૨મા પત્રમા નીચે મુજબની ગાથા નજરે પડે છે—

ચતુરિન્દ્રિય, સમૂચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિય તેમજ સંમૂચ્છિમ મનુષ્યનાં ઉત્પત્તિ-ક્ષેત્રો ત્રણે સ્પર્શોવાળા હોવાથી તેમની યોનિ પણ ત્રણે પ્રકારની સંભવે છે. તેજસ્કાયની યોનિ ઉષ્ણ જ છે.

**શીતાદિ યોનિવાળા જીવોનું અલ્પબહુત્વ—**

શીતોષ્ણ યોનિવાળા જીવોની સંખ્યા સૌથી ઓછી છે; તેથી અસંખ્યેય ગુણા ઉષ્ણ યોનિવાળા છે; એનાથી અનન્ત ગુણા અયોનિક છે; અને તેનાથી અનન્ત ગુણા શીત યોનિવાળા છે ( કેમકે સમસ્ત અનન્તકાયની આ યોનિ છે ).

હવે કયા જીવને કઇ યોનિ હોય છે તે કોષ્ઠક દ્વારા રજુ કરીએ તે પૂર્વે મનુષ્યની સ્ત્રીની યોનિના આકાર પરત્વે કૂર્મોન્નત, વંશીપત્ર અને શંખાવર્ત એમ જે ત્રણ ભેદો પડે છે તેના સ્વરૂપનું દિગ્દર્શન કરી લઇએ.

જે યોનિ કાચબાની પીઠની જેમ ઊંચી હોય તે 'કૂર્મોન્નત યોનિ' કહેવાય છે. આવી યોનિમા ઉત્તમ નરો ઉત્પન્ન થાય છે. વાંસનાં સંયુક્ત બે પત્રો જેવા આકારવાળી યોનિ તે 'વંશી-પત્ર યોનિ' સમજવી. શંખમાં જેવા આવર્ત ( ચકરડા ) હોય છે તેવા આવર્તવાળી યોનિ 'શં-ખાવર્ત યોનિ' જાણવી. આ યોનિ તો નક્કી ગર્ભવિનાશક છે.

સ્ત્રીરત્ન સાધારણ રીતે ચક્રવર્તીને પરણે છે. એની શંખાવર્ત યોનિ છે. આ યોનિ ગર્ભવર્જિત છે અર્થાત્ તે દ્વારા સંતાન ઉત્પન્ન થાય નહિ[1], કેમકે અત્યંત પ્રબલ કામાગ્નિને લઇને તે યોનિમાંના ગર્ભો નાશ પામે છે.[2] અરિહંત, ચક્રવર્તી, વાસુદેવ તથા બલદેવની ( અર્થાત્ [3]૬૩ શલાકાપુરુષોમાંના પ્રતિવાસુદેવ સિવાયની ) માતાઓની યોનિ કૂર્મોન્નત જાણવી. બાકીની સર્વ સ્ત્રીઓની યોનિ વંશીપત્ર છે.

---

" सीओसिणजोणीया सव्वे देवा य गब्भवक्कंती ।
उसिणा य तेउकाए दुह णिरए तिविह सेसाणं ॥ "

[ शीतोष्णयोनिका सर्वे देवाश्च गर्भव्युत्क्रान्तिकाः ।
उष्णा च तेजस्काये द्विधा निरये त्रिविधाः शेषाणाम् ॥ ]

આથી એમ પણ સમજાય છે કે અપ્કાયની યોનિ પણ ત્રણે જાતની છે એટલે કે તે કેવળ શીત નથી કે જેવી માન્યતા નૈયાયિકોની હોવાનું કહેવાય છે.

૧ અત્ર એ ધ્યાનમાં રાખવું કે બહુ જીવો તેમજ જીવસંબદ્ધ પુદ્ગલો આ યોનિમાં આવે છે, ગર્ભરૂપે ઉત્પન્ન થાય છે, સામાન્યતઃ તેમજ વિશેષતઃ વૃદ્ધિ પણ પામે છે, પરંતુ અહીંથી તેમની નિષ્પત્તિ થતી નથી. જુઓ **પ્રજ્ઞાપના**-વૃત્તિનું ૨૨૮ મું પત્ર.

૨ 'કુરુમતિ' એ નામથી પ્રખ્યાત સ્ત્રી-રત્નના હાથના સ્પર્શથી લોઢાનું પૂતળું પણ દ્રવી ગયું એવો શાસ્ત્રમાં ઉલ્લેખ છે.

૩ ૨૪ અરિહંતો, ૧૨ ચક્રવર્તી, ૯ વાસુદેવ, ૯ બળદેવ અને ૯ પ્રતિવાસુદેવ એમ ૬૩ ની સંખ્યા સમજવી.

## માનવી મહિલાની યોનિ—

સ્ત્રીઓની નાભિની નીચે બે નાડીઓ હોય છે. આ નાડીનો આકાર વિકસ્વર પુષ્પમાલા જેવો છે. એની નીચે અધોમુખે રહેલી કોશ ( ડોડા )ના આકાર જેવી યોનિ છે આ યોનિની બહાર આમ્ર-મંજરી ( આંબાની મોર ) જેવી માસ-મંજરીઓ હોય છે. ઋતુકાલમાં તે માંસમંજરીઓમાથી શોણિત ઝરે છે. આમાંથી શોણિતના કેટલાક બિંદુઓ કોશાકાર યોનિમાં દાખલ થઇ ત્યા રહે છે. પાછલથી વીર્ય સાથે મિશ્રિત થએલા તે બિંદુઓનો આહાર કરતો થકો જીવ ત્યાં ઉત્પન્ન થાય છે. આ શુક્ર અને શોણિતના પુદ્‌ગલોમાંથી જે પુદ્‌ગલોને યોનિએ નિજ રૂપ કર્યા છે, તે સચિત્ત યા મિશ્ર છે; અને એથી વિપરીત છે તે અચિત્ત છે. કેટલાકોનું એમ પણ માનવું છે કે શોણિત સચિત્ત છે, શુક્ર અચિત્ત છે અને એ બે ભેગા થાય તે મિશ્ર છે. તત્ત્વાર્થ ( અ ૨. સૂ-૩૩ )ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૧૯૨ )માં દર્શાવેલા મતાંતર પ્રમાણે તો શોણિત અને શુક્ર બન્ને અચિત્ત છે, જ્યારે યોનિના પ્રદેશો સચિત્ત છે.[1]

૪૩૬મા પૃષ્ઠમા સૂચવેલ કોષ્ટક નીચે મુજબ છે:—

| યોનિ | જીવ | યોનિ | જીવ |
|---|---|---|---|
| સંવૃત સચિત્ત ઉષ્ણ | એકેન્દ્રિય | વિવૃત સચિત્ત ઉષ્ણ | વિકલેન્દ્રિય અને અગર્ભજ પચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્ય |
| ,, ,, શીત | તેજસ્કાય સિવાયના એકેન્દ્રિય | ,, ,, શીત | ,, |
| ,, ,, શીતોષ્ણ | ,, ,, ,, | ,, ,, શીતોષ્ણ | ,, |
| ,, અચિત્ત ઉષ્ણ | એકેન્દ્રિય અને નારક | ,, અચિત્ત ઉષ્ણ | ,, |
| ,, ,, શીત | તેજસ્કાય સિવાયના ,, | ,, ,, શીત | ,, |
| ,, ,, શીતોષ્ણ | દેવો અને તેજસ્કાય સિવાયના એકેન્દ્રિયો | ,, ,, શીતોષ્ણ | ,, |
| ,, સચિત્તાચિત્ત ઉષ્ણ | પાચે એકેન્દ્રિયો | ,, સચિત્તાચિત્ત ઉષ્ણ | ,, |
| ,, ,, શીત | તેજસ્કાય સિવાયના એકેન્દ્રિયો | ,, ,, શીત | ,, |
| ,, ,, શીતોષ્ણ | ,, | વિવૃત ,, શીતોષ્ણ | ,, |

૧ આ મત તત્ત્વાર્થરાજ૦નો પણ છે એમ એના ૧૦૦મા પૃષ્ઠગત નિમ્ન-લિખિત પંક્તિથી સમજાય છે.—

" गर्भजा ये जीवास्ते मिश्रयोनयो वेदितव्यास्तेषां हि मातुरुदरे शुक्रशोणितमचित्तं, तदात्मना चित्तवता मिश्रम् "

| યોનિ | જીવ |
| --- | --- |
| સંવૃતવિવૃત સચિત્ત ઉષ્ણ | કોઇ નહિ |
| ,, ,, શીત | ,, |
| ,, ,, શીતોષ્ણ | ,, |
| ,, અચિત્ત ઉષ્ણ | ,, |
| ,, ,, શીત | ,, |

| યોનિ | જીવ |
| --- | --- |
| સંવૃતવિવૃત અચિત્ત શીતોષ્ણ | કોઇ નહિ |
| ,, સચિત્તાચિત્ત ઉષ્ણ | ,, |
| ,, ,, શીત | ,, |
| ,, ,, શીતોષ્ણ | ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિય અને ગર્ભજ મનુષ્યો |

**અંડજાદિ આઠ યોનિ-સંગ્રહો—**

**સ્થાનાંગ** ( અ. ૭, ઉ. ૩, સૂ. ૫૪૩ )માં સૂચવ્યા મુજબ યોનિઓની સાત પ્રકારે વહેંચણી થઇ શકે છે. જેમકે (૧) અંડજ, (૨) પોતજ, (૩) જરાયુજ, (૪) રસજ, (૫) સંસ્વેદજ, (૬) સંમૂચ્છિંમ અને (૭) ઉદ્ભિજ્જ. એ અંગના આઠમા અધ્યયનના પ્રથમ ઉદ્દેશકમાં તો આની વહેંચણી આઠ પ્રકારે થાય છે એમ કહ્યું છે અને તેમાં આ સાત ઉપરાંત ઉપપાતજનો વિભાગ ઉમેરેલો જોવાય છે. આ આઠે વિભાગોનું સ્થૂળ સ્વરૂપ વિચારીશું તો જણાશે કે જે ઇંડામાંથી પેદા થાય તે 'અંડજ' કહેવાય છે, કેમકે અંડનો અર્થ 'ઇંડુ' છે. સાપ, ઘો, કૃકલાસ (કાકિંડો ?), ગરોળી, મગર, કાચબો, શિશુમારાદિ મત્સ્ય તેમજ ચકલી, કબુતર, હંસ, ચાષ, પોપટ, ગીધ, બાજ, પારેવો, કાગડો, મોર, ટિટોડી, બગલું અને બલાકા ઇત્યાદિ લોમપક્ષીઓ અંડજ છે. પોત એટલે વસ્ત્ર; તેની જેમ ઉત્પન્ન થતા જીવો 'પોતજ' કહેવાય છે. અથવા તો પોત એટલે વહાણ; તેમાંથી ઉત્પન્ન થતા જીવો 'પોતજ' ગણાય છે.[1] આ જીવો ખુલ્લા અંગે પેદા થાય છે, તેમનો પ્રસવ શુદ્ધ છે, તેઓ જરાયુથી લપેટાઇને કે ઇંડામાંથી પેદા થતા નથી. ઉદાહરણ તરીકે હાથી, સસલું, ઉંદર, [2]મેના ( સારિકા ), નોળીઓ, શલ્લક, [3]શ્વાવિલ્લાપક તેમજ જલુકા, વલ્ગુલિ, ભારંડ, પક્ષિવિરાલ વગેરે ચર્મપક્ષીઓનો ઉલ્લેખ કરી શકાય તેમ છે. જે જરાયુમાં પેદા થાય-જરાયુમાં રહેલા હોય-જે જરાયુથી વીંટલાયેલા હોય તે 'જરાયુજ' કહેવાય છે. તેમાં જરાયુ એ એક જાતનું જાળ જેવું આવરણ છે કે જે માંસ અને લોહીથી ભરેલું હોય છે અને જેમાં પેદા થનારૂં બચ્ચું લપેટાઇ રહેલું હોય છે. આને લોકો 'ઓર' કહે છે. આવી રીતે જન્મનારા તરીકે આપણા જેવા મનુષ્ય, ગાય, ભેંસ, બકરી, ઘેટું, ઘોડો, ગધેડો, ઊંટ, મૃગ, ચમર ( એક જાતનું

૧ સરખાવો **સ્થાનાંગ**-વૃત્તિના ૩૮૫મા પત્રગત નિમ્ન-લિખિત પંક્તિઃ—

" **पोतं-वस्त्रं तद्वज्जाता. पोतादिव वा-बोहित्थाज्जाताः** "

૨ **તત્ત્વાર્થરાજ૦**( પૃ. ૧૦૧ )મા મેના અને પોપટ બંનેને અડજ ગણ્યા છે, જ્યારે **તત્ત્વાર્થ-ભાષ્ય**મા મેનાને પોતજ અને પોપટને અંડજ ગણેલ છે.

૩ ' શ્વાવિધ્ 'નો અર્થ તો ' શાહુડી ' થાય છે અને ' લાપક ' ને બદલે લાવક હોય તો તેનો અર્થ ' ખિસકોલી ' થાય છે.

હરણ), ભુંડ (ડુક્કર), ગવય, સિંહ, વાઘ, રીંછ, ચિત્તો, કૂતરો, શિયાળ, બિલાડી વગેરે પ્રાણીઓનો નિર્દેશ કરી શકાય છે. આ સંબંધમાં જુઓ **તત્ત્વાર્થ** ( અ. ૨, સૂ. ૩૪ )નું ભાષ્ય ( પૃ. ૧૯૩ ).

છાશ, દહીં, કાંજી, તીમન વગેરેને વિષે વાયુ–કૃમિના જેવા આકારવાળા અત્યંત સૂક્ષ્મ જે જીવો ઉત્પન્ન થાય છે તે 'રસજ' કહેવાય છે. 'સંસ્વેદ' એટલે 'પરસેવો'. એથી ઉત્પન્ન થતા જીવો 'સંસ્વેદજ' છે. જેમકે માંકડ, જુ. સંમૂર્ચ્છનથી બનેલા તે 'સંમૂર્છિમ' છે. ઉદાહરણ તરીકે કૃમિ, કીડી, માખી વગેરે. ઉદ્ભિદ્ એટલે ભૂમિને ભેદવું. આથી કરીને ભૂમિને ભેદીને ઉત્પન્ન થતા જીવો 'ઉદ્ભિજ્જ' કહેવાય છે. દૃષ્ટાંત તરીકે પતંગીઉં, ખંજન વગેરે.[1]

## યોનિની ગણત્રી—

જીવોની સંખ્યા અનંતની છે એટલે એનાં ઉત્પત્તિ–સ્થાનો યાને યોનિઓ પણ અનંત હોવી જોઇએ એમ કહેવાય તેમ નથી, કેમકે જીવોના સામાન્ય આધારરૂપ લોક પણ અસંખ્ય પ્રદેશાત્મક જ છે તેમજ વળી વિશેષ આધારરૂપ એવા નરકનાં નિષ્કુટો, દેવ–શય્યા તેમજ પ્રત્યેક અને સાધારણ જંતુનાં શરીરો પણ અસંખ્ય જ છે. આથી કરીને જીવો અનંત હોવા છતાં યોનિઓ અનંત કેમ હોઇ શકે ? આથી કોઇ એમ કહે કે ભલે યોનિઓની સંખ્યા અનંતની ન હો, કિન્તુ તે અસંખ્ય હોવી જોઇએ તો તે વાત પણ શાસ્ત્રસંમત નથી, કારણ કે સર્વજ્ઞની દૃષ્ટિ અનુસાર વર્ણાદિની સમાનતાને લક્ષ્યમાં લઇને ઘણી યોનિઓને પણ એક જ ગણવામાં આવે છે અને તે પ્રમાણે વિચારતાં અનંત જીવોની યોનિઓની સંખ્યા ૮૪ લાખની જ ઠરે છે. આ કથન પણ વિસ્તારની દૃષ્ટિએ સમજવું; બાકી અન્ય અપેક્ષા પ્રમાણે વિચાર કરતાં સંક્ષેપથી પૂર્વોક્ત સંવૃતાદિ નવ ભેદો થાય છે.

આથી એ લક્ષ્યમાં રાખવું કે ૮૪ લાખ તો યોનિની સંખ્યા છે, નહિ કે સંસારી જીવોની. એવી જ રીતે એ વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે કે એવો કંઇ નિયમ નથી કે એક યોનિમાં એક જ જીવ ઉત્પન્ન થાય. આથી તો જૈન શાસ્ત્રમાં કહ્યું છે કે એક જ યોનિમાં અનેક કુલો હોય છે. જેમકે છાણરૂપ યોનિમાં કૃમિ-કુલ, કીટ-કુલ, વૃશ્ચિક–કુલ એમ અનેક કુલો છે એટલે કે છાણમાંથી કૃમિ, કીટ, વીંછી એમ અનેક જીવો જન્મે છે. અથવા તો છાણમાંથી ઉત્પન્ન થયેલા વીંછીઓના રાતા વગેરે વર્ણો આશ્રીને અનેક જાતનાં કુલો છે. આથી તો યોનિ અને કુલનો ભેદ દર્શાવતાં **પ્રવચનસારોદ્ધાર**ની વૃત્તિના ૨૮૭મા પત્રમાં કહ્યું છે કે—

**"योनिर्जीवानामुत्पत्तिस्थानं, यथा वृश्चिकादेर्गोमयादि, कुलानि तु योनिप्रभवाणि"**

અર્થાત્ ' યોનિ ' એટલે જીવોનું ઉત્પત્તિ–સ્થાન, જેમકે વીંછી વગેરેનું છાણ વગેરે અને કુલ એટલે યોનિમાં ઉત્પન્ન થતું.

---

૧ આ ઉપરથી જણાય છે કે ' ઉદ્ભિજ્જ 'નો અર્થ અત્ર ' વનસ્પતિ ' નથી.

**યોનિ અને કુલકોટિની સંખ્યા—**

જેમ યોનિની એકંદર સંખ્યા ૮૪ લાખની છે તેમ કુલ-કોટિની સંખ્યા એક કરોડ અને સાડીસત્તાણુ લાખની છે. આ હકીકત પૃથ્વીકાયાદિ આશ્રીને નીચે મુજબ છે:—

| જીવ | યોનિની સંખ્યા. | કુલ-કોટિની સંખ્યા |
|---|---|---|
| પૃથ્વીકાય | ૭ લાખ | ૧૨ લાખ |
| અપ્કાય | ” ” | ૭ ” |
| તેજસ્કાય | ” ” | ૩ ” |
| વાયુકાય | ” ” | ૭ ” |
| પ્રત્યેક વનસ્પતિકાય<br>સાધારણ વનસ્પતિકાય | ૧૦ ”<br>૧૪ ” | [1] { ૨૮ ” |
| દ્વીન્દ્રિય | ૨ ” | ૭ ” |
| ત્રીન્દ્રિય | ૨ ” | ૮ ” |
| ચતુરિન્દ્રિય | ૨ ” | ૯ ” |
| તિર્યંચ પંચેન્દ્રિય | ૪ ” | [2] { જલચર ૧૨ાા ”<br>પક્ષી (ખેચર) ૧૨ ”<br>ચોપગા પશુ(સ્થલચર) ૧૦ ”<br>ઉર.પરિસર્પ ૧૦ ”<br>ભુજપરિસર્પ ૯ ” |
| મનુષ્ય | ૧૪ ” | ૧૨ ” |
| નારક | ૪ ” | ૨૫ ” |
| દેવ | ૪ ” | ૨૬ ” |
| કુલે | [3] ૮૪ ” | ૧૯૭ાા ” |

૧-૨ જેમ બને જાતની વનસ્પતિકાયની યોનિની સંખ્યા જુદી જુદી મળે છે તેમ કુલ કોટિની સંખ્યા મળતી નથી. એવી જ રીતે તિર્યંચ-પંચેન્દ્રિયના પાચે પ્રકારોની કુલ-કોટિની સંખ્યાનો જેમ પૃથક્ પૃથક્ ઉલ્લેખ મળે છે તેમ એ પાચે પ્રકારોની યોનિની સંખ્યાનો જુદો જુદો નિર્દેશ જેવામા આવતો નથી.

૩ દિગંબર મત પ્રમાણે યોનિની કુલે સંખ્યા ૮૪ લાખની જ છે. વળી પૃથ્વીકાયાદિની યોનિની

## યોનિઓની શુભ-અશુભતા—

આ પ્રમાણે યોનિનું પ્રકરણ સમાપ્ત કરીએ તે પૂર્વે **આચારાંગ**-વૃત્તિમાં મળી આવતી વિશેષતા નોંધી લઇએ. તે એ છે કે ૮૪ લાખ શીતાદિ યોનિઓમાં કેટલીક શુભ છે અને કેટલીક અશુભ છે. જેમકે અસંખ્યાત આયુષ્યવાળા મનુષ્યોની, સંખ્યાતાદિ આયુષ્યવાળા ચક્રવર્તીઓની અને તીર્થંકર–નામ-ગોત્રવાળાની શુભ યોનિ જાણવી. તેમાં પણ વળી જાતિ-સંપન્નની શુભ યોનિ અને બીજાની અશુભ જાણવી. દેવો પૈકી [1]કિલ્બિષાદિની અશુભ અને બાકીનાની શુભ જાણવી. પંચેન્દ્રિય તિર્યંચોમાં અશ્વ-રત્નની અને ગજ-રત્નની શુભ અને બાકીનાઓની અશુભ જાણવી. ઉત્તમ વર્ણવાળાં રત્ન વગેરે એકેન્દ્રિયોની શુભ યોનિ સમજવી.

સાથે સાથે એ પણ ઉમેરી લઇએ કે દેવેન્દ્ર, નરેન્દ્ર ( ચક્રવર્તી ), ધર્મેન્દ્ર ( તીર્થંકર ) અને અનગાર સિવાયના જીવો અનંત વાર સંસારમાં રઝળે છે.

## ગર્ભ-જન્માદિના સ્વામી—

જન્મનો વિચાર કરતી વેળા સાથે સાથે આપણે જન્મ માટેનાં વિશિષ્ટ સ્થાનો યાને યોનિઓ સંબંધી દિગ્દર્શન કર્યું. પરંતુ કયા જન્મના કોણ સ્વામી છે તે વાત જાણવી રહી ગઇ છે એટલે એ વિષેની હકીકત આપણે નીચે મુજબ નોંધી લઇએઃ-

દેવો અને નારકોને ઉપપાત-જન્મ હોય છે; પાંચે જાતના એકેન્દ્રિયોને, ત્રણે વિકલેન્દ્રિયોને અને અગર્ભજ પંચેન્દ્રિય એવા તિર્યંચોને તેમજ મનુષ્યોને સંમૂર્ચ્છન-જન્મ હોય છે; અને બાકીના તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યને ગર્ભ–જન્મ હોય છે. તેમાં ગર્ભ–જન્મના ( ૧ ) જરાયુજ, ( ૨ ) અંડજ અને ( ૩ ) પોતજ એમ ત્રણ પ્રકારો છે. આ વાત ગ્રંથકાર નીચે મુજબ નિર્દેશે છેઃ—

**गर्भजन्म त्रेधा, जराय्व–ऽण्ड–पोतजभेदात् ।**

આ હકીકત પૂરેપૂરી લક્ષ્યમાં આવે તે માટે આપણે ગર્ભજના ત્રણ પ્રકારોનાં લક્ષણો ગ્રંથકારના શબ્દોમાં અવલોકીએ.

---

સંખ્યા પણ પ્રાયઃ ઉપર મુજબ જ છે. ફેર એટલા પૂરતો છે કે સાધારણ વનસ્પતિકાયની ચૌદ લાખ યોનિ ન ગણાવતા ત્યા નિત્ય નિગોદની સાત લાખ અને અનિત્ય નિગોદની સાત લાખ યોનિઓ ગણાવાઇ છે. જે જીવો ત્રસ-ભાવને યોગ્ય થયા નથી, છે નહિ તેમજ થશે નહિ તેઓ ' નિત્ય નિગોદ ' કહેવાય છે, જ્યારે જે જીવો ત્રસ–ભાવને પ્રાપ્ત થઇ ચૂકયા છે અથવા થશે તેઓ ' અનિત્ય નિગોદ ' કહેવાય છે. વનસ્પતિ–કાયની જે દશ લાખ યોનિઓ ગણાવી છે તે નિત્ય નિગોદ તેમજ અનિત્ય નિગોદ સિવાયનાની ગણાવી છે એટલે આ હકીકત પ્રત્યેક વનસ્પતિકાય સાથે મળી રહે છે. આ સબંધમા **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૧૦૦ )મા નિમ્ન–લિખિત અવતરણ નજરે પડે છેઃ—

" णिच्चिदरधा दु सत्त य तरु दस वियलिंदिएसु छच्चेव ।
सुरणिरयतिरिय चउरो चोद्दस मणुए सदसहस्सा ॥ "
[ नित्येतरधा द्विः सप्त च तरौ दश विकलेन्द्रियेषु षडेव ।
सुरनिरयतिर्यक्षु चत्वारि चतुर्दश मनुजे शतसहस्राणि ॥ ]

૧ જુઓ ૧૮૭મું લક્ષણ.

જરાયુજનું લક્ષણ—

जालवत् प्राणिपरिवरणरूपत्वे सति विततमांसशोणितरूपत्वं जरायोर्लक्षणम्। (१५०) तत्र जातत्वं जरायुजस्य लक्षणम्। (१५१)

અર્થાત્ જીવની ચારે તરફ જાળની માફક આવરણરૂપે પથરાયેલા માંસ અને શોણિતને ‘ જરાયુ ’ કહેવામાં આવે છે અને એમાં ઉત્પન્ન થનાર જીવો ‘ જરાયુજ ’ કહેવાય છે.

અણ્ડજનું લક્ષણ—

नखत्वक्सदृशोपात्तकाठिन्ये सति शुक्रशोणितपरिवरणरूपं यद् मण्डलं तद्रूपत्वमण्डस्य लक्षणम्। (१५२) तत्र जातत्वं चाण्डजस्य लक्षणम्। (१५३)

અર્થાત્ શુક્ર અને શોણિતનું બનેલું અને નખ અને ચામડી જેવું કઠિન એવું જીવની આસપાસનું મણ્ડળ ‘અણ્ડ’ ( ઈંડું ) કહેવાય છે અને એ અણ્ડમાં ઉત્પન્ન થનાર જીવ ‘અણ્ડજ’ કહેવાય છે.

પોતજનું લક્ષણ—

पोते जातत्वं पोतजस्य लक्षणम्। (१५४)

અર્થાત્ પોતમાં ઉત્પન્ન થાય તે ‘પોતજ’ જાણવા.

‘પોતજ’ શબ્દની યથાર્થતા—

તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૧૦૧)માં એમ કહ્યું છે કે ‘પોતજ’ એ પાઠ અયુક્ત છે, કેમકે અર્થ-ભેદનો અભાવ છે, કારણ કે પોતમાં કોઇ ઉત્પન્ન થતું નથી. આના ઉત્તર તરીકે એમ કહેવું કે આત્મા પોતજ છે તો તે ઠીક નથી, કારણ કે પોતરૂપે પરિણમેલા આત્માને જ ‘પોત’ કહેવામાં આવે છે એટલે ‘પોત’ એવો કોઇ આત્માથી પૃથક્ પદાર્થ નથી. આ હકીકત સમજાય તે માટે પોતનું લક્ષણ આ ગ્રંથમાં જે નીચે મુજબ આપ્યું છે તે વિચારીએઃ—

“ किञ्चित् परिवरणमन्तरेण परिपूर्णावयवो योनिनिर्गतमात्र एव परिस्पन्दसामर्थ्योपलक्षितः पोतः। ”

---

૧-૨ સરખાવો તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૧૦૦-૧૦૧ )ગત નિમ્ન-લિખિત પંક્તિઓઃ—
“यज्जालवत् प्राणिपरिवरणं विततमांसशोणितं तज्जरायुरित्युच्यते।
यत् खलु नखत्वक्सदृशमुपात्तकाठिन्यं शुक्रशोणितपरिवरणं मण्डलं तदण्डमित्याख्यायते। ”

અર્થાત્ કોઇ પણ જાતના આવરણ વિનાનો, પરિપૂર્ણ અવયવવાળો, યોનિમાંથી નીકળતાની સાથે જ પરિસ્પંદની શક્તિવાળો જીવ 'પોત' કહેવાય છે.

આ સંબંધમાં તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિ (પૃ. ૧૯૩)માં તો એવો ઉલ્લેખ છે કે—

**" पोता एव जाता इति पोतजाः-शुद्धप्रसवा, न जराय्वादिना वेष्टिता इति यावत् । अत्र च ' अन्येष्वपि दृश्यन्ते ' इति वचनात् डः, अपरे त्वेत-च्छब्दव्युत्पत्तिभीत्या ' जराय्वण्डजपोतानां गर्भः ' इत्यभिधीयते सूत्रमाहित-नैपुण्यास्तत् सर्वथा त एवावयन्ति सूरिविरचितन्यासमन्यथा कर्तुम्, वयं तु प्रकृतासरणमेव कुर्मः । "**

ઉપપાતના બે પ્રકાર છેઃ-(૧) દેવોપપાત અને (૨) નારકોપપાત. તેમાં દેવોપપાતનું લક્ષણ વિચારીએ.

**देवदूष्यान्तरितदेवशयनीये जायमानत्वं देवोपपातस्य लक्षणम् । ( १५५ )**

અર્થાત્ દિવ્ય વસ્ત્રથી આચ્છાદિત એવી દેવ-શય્યામાં ઉત્પન્ન થનારા જીવોનો જન્મ 'દેવોપપાત' જાણવો.

નારકોપપાતનું લક્ષણ તો એ છે કે—

**संवृतगवाक्षकल्पत्वेन स्थितेषु नारकोत्पत्तिस्थानरूपनिष्कुटेषु जायमानत्वं नारकोपपातस्य लक्षणम् । ( १५६ )**

અર્થાત્ ગુપ્ત ગોખલાના આકાર જેવા અને નારકના ઉત્પત્તિ-સ્થાનરૂપ એવા નિષ્કુટમાં ઉત્પન્ન થતા જીવોનો જન્મ ' નારકોપપાત ' કહેવાય છે.

**દેવ વગેરેનો જન્મ—**

દેવતા મરીને તરત જ દેવ યા નારક તરીકે ઉત્પન્ન થાય નહિ તેમજ નારક પણ મરીને દેવ યા નરકગતિમાં જાય નહિ. મનુષ્ય અને તિર્યંચ મરીને ચાર ગતિમાની ગમે તે ગતિમાં જઇ શકે. પણ અહિંઆ એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે લાગલાગટ મનુષ્ય મરીને મનુષ્ય તરીકે સાતથી વધારે વાર ઉત્પન્ન થઇ શકે નહિ. વિશેષમાં આવો બનાવ બનવો એ અતિદુર્લભ વાત છે, કેમકે એક વાર મનુષ્ય તરીકે ઉત્પન્ન થવું એ પણ કંઇ બાળકનો ખેલ નથી. વળી પાછા મનુષ્ય તરીકે જન્મ મેળવવો એ તો મહાપુણ્યના ઉદયની અપેક્ષા રાખે છે. વિશેષમા સર્વ જન્મમાં મનુષ્ય-જન્મ ઉત્તમ કહ્યો છે, કેમકે એ જ જન્મ દ્વારા મુક્તિ મળી શકે છે. મનુષ્ય-જન્મની દુર્લભતા

બતાવવા શાસ્ત્રમાં [1]દશ દૃષ્ટાંતો આપવામાં આવે છે તે વિષે વિચાર કરવાથી મનુષ્ય-જન્મ સાર્થક કરવાની પ્રેરણા મળે છે. મુક્ત જીવો ફરીથી સંસારમાં જન્મ લે નહિ એમ જૈન શાસ્ત્રનું માનવું છે આ વાતનું સમર્થન આપણે અંતિમ ભાગમાં કરીશું. આ પ્રસંગે તો એટલું જ કહેવું બસ છે કે નિમ્ન-લિખિત મંતવ્યો સાથે જૈન શાસ્ત્ર સંમત નથીઃ—

" यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ! ।
अभ्युत्थानाय धर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ "
—ભગવદ્‌ગીતા ( અ. ૪, શ્લો. ૭ ).

તેમજ " ज्ञानिनो धर्मतीर्थस्य, कर्तारः परमं पदम् ।
गत्वाऽऽगच्छन्ति भूयोऽपि, भवं तीर्थनिकारतः ॥ "

## શરીર-નિરૂપણ

### શરીરના પાંચ પ્રકારો—

જન્મ એ [2]શરીરનોજ પ્રારંભ હોવાથી એના પછી શરીરનું વર્ણન કરવામાં આવે છે. શરીરધારી જીવો અનંત છે અને એ પ્રત્યેકનું શરીર ભિન્ન ભિન્ન છે એટલે વ્યક્તિગત શરીરનો વિચાર કરતાં તેની સંખ્યા અનંતની થાય છે, પરંતુ કાર્ય-કારણ વગેરેની સમાનતાને લક્ષ્યમાં રાખીને સંક્ષેપથી જૈન શાસ્ત્રમાં શરીર પાંચ પ્રકારનાં ગણાવ્યાં છેઃ—(૧) ઔદારિક, (૨) વૈક્રિય, (૩) આહારક, (૪) તૈજસ અને (૫) કાર્મણ.[3] આ પાંચ શરીરોનાં સ્વરૂપો સમજાય તે માટે પ્રથમ તો આપણે તેનાં ગ્રંથકારે રજુ કરેલાં લક્ષણો વિચારીએઃ

### ઔદારિક શરીરનું લક્ષણ—

**उदारैः सर्वोत्कृष्टपुद्गलैर्जायमानत्वम्, औदारिकशरीरप्रायोग्यवर्गणाभिर्जायमानत्वम्, सर्वशरीरापेक्षया स्वभावतस्तुङ्गस्वरूपत्वं वौदारिकशरीरस्य लक्षणम् । ( १५७ )**

અર્થાત્ ઉદાર એટલે સર્વોત્કૃષ્ટ પુદ્‌ગલોનું બનેલું શરીર તે 'ઔદારિક' કહેવાય છે. અથવા ઔદારિક

---

૧ જુઓ વૈરાગ્યરસમંજરીનું સ્પષ્ટીકરણ ( પૃ. ૧૨–૧૫ ).

૨ " शीर्यते इति शरीरम् " એ પ્રમાણેની ' શરીર ' શબ્દની વ્યુત્પત્તિ છે. આથી કરીને કોઇ એમ કહે કે ઘટ, પટ વગેરેમા પણ વિશીર્ણતા રહેલી છે તો તે પણ 'શરીર' કહેવાશે તો તે કથન યુક્તિ–સંગત નથી, કેમકે શરીર–નામ–કર્મના ઉદયનો તેમા અભાવ છે.

૩ સરખાવો तत्त्वार्थ ( અ. ૨, સૂ. ૩૬ )—

" औदारिक वैक्रिया-ऽऽहारक-तैजस-कार्मणानि शरीराणि "

તેમજ પ્રજ્ઞાપનાનુ ૧૭૬ મું સૂત્ર—

" पंच सरीरा पण्णत्ता, तंजहा–ओरालिए वेउव्विए आहारए तेयए कम्मए । "
[ पञ्च शरीराणि प्रज्ञप्तानि, तद्यथा–औदारिकं वैकुर्विकं आहारकं तैजसं कार्मणम् । ]

શરીરને યોગ્ય એવી વર્ગણાથી બનેલું શરીર તે 'ઔદારિક' છે. અથવા બધાં શરીરોની અપેક્ષાએ સ્વાભાવિક રીતે ઉચ્ચ સ્વરૂપવાળું શરીર તે 'ઔદારિક' છે.

ઔદારિક શબ્દ 'ઉદાર' ઉપરથી બનેલો છે. તેનો અર્થ ' પ્રધાન ' યાને ' મુખ્ય ' થાય છે. આ પ્રધાનતા પૂજ્ય તીર્થંકર તેમજ ગણધરદેવના દેહની કાંતિને આશ્રીને રહેલી છે, કેમકે તેમના દેહની કાંતિ જેવી કાંતિ તો 'અનુત્તર' વિમાનના દેવોની પણ નથી.[1] વળી આ શરીર સર્વોત્તમ છે, કેમકે એ શરીર દ્વારા જ મુક્તિ મેળવી શકાય તેમ છે. આ ઉપરાંત બીજાં બધા શરીરો કરતાં એનું માન વધારે ( એક હજાર યોજન કરતાં કંઇક વિશેષ ) હોવાથી એને 'ઔદારિક' કહેવામા આવે છે. ( અત્ર એ ધ્યાનમા રાખવું કે બીજાં બધાં શરીરો પૈકી વૈક્રિય શરીરથી ઔપપાતિક સહજ વૈક્રિય સમજવું કે જેનું માપ તો ૫૦૦ ધનુષ્યોનું છે; કેમકે નહિં તો ઉત્તર વૈક્રિય શરીરનું માન તો લક્ષ યોજન હોઇ શકે છે. ) વળી સ્વલ્પ પ્રદેશોનું બનેલું હોવાથી તે ઘન નથી—વિરલ પ્રદેશી છે—' ઉરલ ' છે. આથી કરીને તેમજ ભેંડની માફક બૃહત્ હોવાથી પણ આ શરીર 'ઔદારિક' કહેવાય છે. વળી માંસ, હાડકા વગેરેથી બનેલું હોવાથી આ શરીર 'ઓરાલ' કહેવાય છે અને તેથી કરીને તે 'ઔદારિક' કહેવાય છે. નીચે લખેલી ગાથાઓ આ વાતનું સમર્થન કરે છે:—

" [2]तत्थोदारमुरालं उरलं ओरालमेव विण्णेयं ।
ओरालियं ति पढमं पडुच्च तित्थेसरसरीरं ॥

---

૧ આવશ્યક-નિર્યુક્તિમા કહ્યું પણ છે કે—

" सव्वसुरा जइ रूवं अंगुट्ठपमाणयं विउव्वेज्जा ।
जिणपायंगुट्ठं पइ ण सोहए तं जहिंगालो ॥ ५६९ ॥ "

[ सर्वसुरा यदि रूपमङ्गुष्ठप्रमाणकं विकुर्वीरन् ।
जिनपादाङ्गुष्ठं प्रति न शोभते तद् यथाऽङ्गारः ॥ ]

અર્થાત્ દેવો દિવ્ય શક્તિ વડે અંગુઠા જેવડું રૂપ વિકુર્વે તો તે અંગારાની પેઠે જિનેશ્વરના અંગુઠા આગળ શોભે નહિ.

" गणहरआहार(ग)अणुत्तरा (य) जाव वणचक्किवासुवला ।
मंडलिया ता हीणा छट्ठाणगया भवे सेसा ॥ ५७० ॥ "

[ गणधराऽऽहार(का)ऽनुत्तराः (च) यावत् वन(चर)चक्रिवासु(देव)वलाः ।
मण्डलिका तावत् हीनाः षट्स्थानगता भवे शेषाः ॥ ]

અર્થાત્ તીર્થંકરના રૂપથી ગણધર, આહારક શરીરી, અનુત્તર વિમાનવાસી દેવ, ગ્રૈવેયકવાસી દેવ, દેવલોકવાસી દેવ, ભવનપતિ, વ્યંતર દેવો, ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ અને મંડલિક રાજાઓ એકેકેથી અનંત ગુણ હીન રૂપવાળા છે અને બાકીના છ સ્થાનગત છે અર્થાત્ તેઓ અનંત ભાગ, અસંખ્ય ભાગ કે અસંખ્યેય ભાગ હીન અથવા સંખ્ય ગુણા, અસંખ્ય ગુણા કે અનંત ગુણા હીન છે.

૨ છાયા—

तत्रोदारमुरालमुरलमोरालमेव विज्ञेयम् ।
औरालिकमिति प्रथमं प्रतीत्य तीर्थेश्वरशरीरम् ॥

[1]भण्णइ य तहोरालं वित्थरवंतं वणस्सइं पप्प ।
पगइएँ नत्थि अण्णं एद्दहमित्तं विसालं ति ॥
उरलं थेवपएसोवचियं ति महल्लगं जहा भिण्डं ।
मंसट्ठिण्हारुबद्धं ओरालं समयपरिभासा ॥ ”

ટૂંકમાં કહીએ તો ઔદારિક શરીર એવું છે કે જેની ઉત્પત્તિ બાદ તેમાં વધ-ઘટ અને પરિણમન સંભવે છે એટલું જ નહિ, કિન્તુ એનાં ગ્રહણ, ભેદન, છેદન અને દહન પણ થઇ શકે તેમ છે.

**વૈક્રિય શરીરનું લક્ષણ—**

**अणुत्व-महत्त्व-सूक्ष्मत्व-स्थूलत्वादिविविधक्रियाकरणसमर्थरूपत्वम्, वैक्रियप्रायोग्यवर्गणाभिर्जायमानत्वं वा वैक्रियस्य लक्षणम् । ( १५८ ) तच्चौपपातिकलब्धिनिमित्तकत्वान्यतररूपत्वम् ।**

અર્થાત્ જે શરીર નાનું, મોટું, સૂક્ષ્મ, સ્થૂળ એમ વિવિધ પ્રકારનું કરી શકાય તે ‘વૈક્રિય’ જાણવું. અથવા વૈક્રિય શરીરને યોગ્ય એવી વર્ગણાઓથી બનેલું શરીર ‘વૈક્રિય’ છે. આ ( પ્રથમ લક્ષણગત ) વૈક્રિય શરીર ઔપપાતિક લબ્ધિથી ઉદ્ભવતા વૈક્રિય શરીરથી અન્ય છે. ઉત્તર વૈક્રિય શરીર [2]સમુદ્ઘાતથી ઉત્પન્ન થાય છે, જ્યારે સ્વાભાવિક વૈક્રિય તેવું નથી. પરંતુ ઉત્તર વૈક્રિયના પુદ્ગલોના જેવી જાતના પુદ્ગલોથી તે બનતું હોવાથી એને ઉપચારથી ‘ વૈક્રિય ’ કહેવાય અથવા ઔદારિક શરીરથી વિલક્ષણ ક્રિયાવાળું શરીર તે ‘વૈક્રિય’ એમ પણ વૈક્રિયની વ્યુત્પત્તિ હોવાથી એ વૈક્રિય કહેવાય. જુઓ **જીવસમાસ**ની વૃત્તિ ( પૃ. ૩૭ ).

કહેવાની મતલબ એ છે કે નાનાનું મોટું, મોટાનું નાનું, એકનું અનેક, અનેકનું એક, દૃશ્યનુ અદૃશ્ય, અદૃશ્યનું દૃશ્ય, ખેચરનું ભૂચર, ભૂચરનું ખેચર, સ્થલચરનું જલચર, જલચરનું સ્થલચર, અપ્રતિઘાતીનું પ્રતિઘાતી, પ્રતિઘાતીનું અપ્રતિઘાતી એવી [3]વિક્રિયા ( વિવિધ–વિશિષ્ટ ક્રિયા ) કરવામાં સમર્થ શરીર તે ‘વૈક્રિય’ જાણવું.

---

૧ છાયા—

भण्यते च तथौरालं विस्तारवन्तं वनस्पतिं प्राप्य ॥
प्रकृत्या नास्त्यन्यमेतावन्मात्रं विशालमिति ।
उरलं स्तोकप्रदेशोपचितमिति महत्कं यथा भेण्डम् ।
मांसा-ऽस्थि-स्नायुबद्धमोरालं समयपरिभाषा ॥

૨ આના સ્વરૂપ માટે જુઓ પૃ. ૪૫૨.

૩ વિક્રિયાનો અર્થ ‘ વિનાશ ’ પણ થાય છે પરંતુ વિનાશ તો ઔદારિકાદિ પાચે શરીરો પરત્વે સંભવે છે, કેમકે વારંવાર ઉપચય અપચય તેમજ ઉચ્છેદનો એ શરીરોમા સંભવ છે આથી કરીને વૈક્રિય શરીરની વ્યાખ્યા કરતા ‘ વિક્રિયા ’ શબ્દનો આ અર્થ ન કરતા વિવિધ ક્રિયા એ અર્થ કરવો પ્રસ્તુત છે. **તત્ત્વાર્થરાજ૦** ( પૃ ૧૦૭ )મા વિક્રિયાનો આ અર્થ સૂચવ્યા બાદ એવો ઉલ્લેખ

આહારક શરીરનું લક્ષણ—

सूक्ष्मपदार्थसंशयव्यवच्छेदादिकारणपूर्वकं श्रुतकेवलिना कृतत्वे सति विशुद्धतरपुद्गलघटनात्मकत्वम्, शुभपरिणामवत्त्वे विशुद्धद्रव्योपचितत्वे च सति अव्याघातरूपत्वमाहारकशरीरस्य लक्षणम्। ( १५९ )

અર્થાત્ સૂક્ષ્મ અર્થને વિષે સંશય ઉત્પન્ન થવાથી તેનું નિરાકરણ મેળવવા માટે [2]શ્રુત-કેવલીએ વિશેષતઃ વિશુદ્ધ પુદ્‌ગલોનું બનાવેલું શરીર '[3]આહારક' સમજવું. અથવા શુભ પરિણામવાળું, વિશુદ્ધ દ્રવ્યોથી બનેલું તેમજ [4]અવ્યાઘાતી એવું શરીર 'આહારક' કહેવાય છે.

તૈજસ શરીરનું લક્ષણ—

उष्णतालिङ्गत्वे सति भुक्ताहारपरिणमनतेजोलेश्यादिसाधनसमर्थ-

---

કરવામા આવ્યો છે કે વિવિધ ક્રિયારૂપ વિક્રિયાના ( અ ) એકત્વ-વિક્રિયા અને ( આ ) પૃથક્ત્વ-વિક્રિયા એવા બે ભેદો છે. તેમા ' એકત્વ-વિક્રિયા 'થી પોતાના શરીરથી અપૃથક્ રૂપે સિંહ, વાઘ, હંસ વગેરે જાતની વિક્રિયા જાણવી, જ્યારે ' પૃથક્ત્વ-વિક્રિયા 'થી પોતાના શરીરથી પૃથક્રૂપ પ્રાસાદ, મંડપ ઇત્યાદિ વિક્રિયા સમજવી. ભવનવાસી, વ્યન્તર, જ્યોતિષ્ક તેમજ કલ્પવાસી દેવોમા બંને પ્રકારની વિક્રિયા છે. સર્વાર્થસિદ્ધ સુધીના વૈમાનિકોને વિષે પ્રશસ્તરૂપ એકત્વ-વિક્રિયા જ છે. નારકોના સંબંધમા ત્રિશૂળ, ચક્ર, તરવાર, મુદ્દગર, કુહાડી વગેરે અનેક આયુધો એ એકત્વ-વિક્રિયા છે, નહિ કે પૃથક્ત્વ-વિક્રિયા; સાતમી નરકમા મહાગોકીટ પ્રમાણ લાલ કુંથુરૂપ એકત્વ-વિક્રિયા છે, કિન્તુ અનેક પ્રહરણરૂપ વિક્રિયા કે પૃથક્ત્વ-વિક્રિયા નથી. મોર વગેરે તિર્યંચોના કુમારાદિ ભાવ પ્રતિવિશિષ્ટ એકત્વ-વિક્રિયા છે, નહિ કે પૃથક્ત્વ-વિક્રિયા. મનુષ્યોનુ તપ, વિદ્યા વડે પ્રધાનત્વ હોવાથી તેમને વિષે પ્રતિવિશિષ્ટ એકત્વ-પૃથક્ત્વ વિક્રિયા છે.

૧ જીવાભિગમની વૃત્તિના ૧૪ મા પત્રમા અવતરણરૂપે કહ્યુ પણ છે કે—

" कज्जंमि समुप्पन्ने सुयकेवलिणा विसिट्ठलद्धीए ।
जं पत्थ आहरिज्जइ भणंति ' आहारगं ' तं तु ॥ "
[ कार्ये समुत्पन्ने श्रुतकेवलिना विशिष्टलब्ध्या ।
यदत्राह्रियते भणन्त्याहारकं तत् तु ॥ ]

અર્થાત્ કોઇ કાર્ય આવી પડતા શ્રુતકેવલી વિશિષ્ટ લબ્ધિ વડે જે શરીર અત્ર રચે છે તે ' આહારક ' કહેવાય છે.

૨ ચૌદ પૂર્વના જાણકાર.

૩ " आह्रियते-निर्वर्त्यते इति आहारकम् " એવી આહારકની વ્યુત્પત્તિ છે

૪ આ શરીર કોઇથી રોકાતુ નથી તેમજ તે કોઇને રોકતું નથી.

૫ સરખાવો જીવાભિગમની વૃત્તિના ૧૪ મા પત્રગત અવતરણ:—

" सव्वस्स उम्हसिद्धं रसाइआहारपाकजणगं च ।
तेयगलद्धिनिमित्तं च ' तेयग ' होइ नायव्वं ॥ "

**रूपत्वम्, तेजःशरीरप्रायोग्यवर्गणाद्रव्यैर्जायमानत्वं वा तैजसशरीरस्य लक्षणम्। ( १६० )**

અર્થાત્ ઉષ્ણતારૂપ ચિહ્નવાળું, ખાધેલા આહારને પચાવનારૂં તેમજ તેજોલેશ્યાદિ મૂકવામા કારણભૂત એવા શરીરને [1]'તૈજસ' જાણવું. અથવા તો તૈજસ શરીરને યોગ્ય વર્ગણાનાં દ્રવ્યોથી બનેલું શરીર 'તૈજસ' કહેવાય છે.

કાર્મણ શરીરનું લક્ષણ—

**कर्मपरिपाकत आत्मप्रदेशैः सहान्योन्यानुगताः सन्तो ये पुद्गलाः शरीरतया परिणमन्ति तद्रूपत्वम्, कार्मणशरीरप्रायोग्यवर्गणाद्रव्यैर्जायमानत्वम्, इन्द्रियनिमित्तकशब्दाद्युपलब्धिविषयकोपभोगजननाभावरूपत्वं वा कार्मणशरीरस्य लक्षणम्। ( १६१ )**

અર્થાત્ કર્મના પરિપાકને લઇને આત્માના પ્રદેશોની સાથે એકમેક કરાયેલા પુદ્ગલોનું બનેલું શરીર 'કાર્મણ' જાણવું. અથવા કાર્મણ શરીરને યોગ્ય વર્ગણાના દ્રવ્યોથી બનેલું શરીર 'કાર્મણ' છે. અથવા ઇન્દ્રિયરૂપ નિમિત્ત દ્વારા થતી શબ્દાદિની ઉપલબ્ધિ વિષયક ઉપભોગથી રહિત એવું શરીર 'કાર્મણ' છે.

શરીરોની પૃથક્તા—

ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરોને અંગોપાગ હોય છે—ઇન્દ્રિયો અને અવયવો હોય છે, જ્યારે કાર્મણ અને તૈજસ શરીરો અંગોપાંગથી રહિત છે. એ ઉપરથી આ શરીરોની ભિન્નતા જોઇ શકાય છે. વિશેષમાં પાંચે શરીરો પોતપોતાને યોગ્ય એવી વર્ગણાથી બનેલાં છે. એટલે કે દરેકની વર્ગણા જુદી જુદી છે એથી પણ એ પાંચેની પૃથક્તા સમજાય છે.

---

[ सर्वस्य ऊष्मसिद्धं रसाद्याहारपाकजनकं च ।
तैजसलब्धिनिमित्तं च तैजसं भवति ज्ञातव्यम्॥ ]

અર્થાત્ સર્વને ઉષ્ણતા વડે સિદ્ધ, રસાદિ આહારને પચાવવાવાળું અને તેજોલબ્ધિના નિમિત્તભૂત શરીર તે 'તૈજસ' જાણવું

૧ આની પ્રભા શંખના જેવી શ્વેત હોય છે. વિશેષમા આના નિઃસરણાત્મક અને અનિઃસરણાત્મક એમ બે ભેદો છે તેમા ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરોની અંદર રહેનારૂં અને દીપ્તિના કારણરૂપ એવું તૈજસ શરીર અનિઃસરણાત્મક છે, જ્યારે જીવના પ્રદેશોની સાથે સંપર્કવાળું અને બહાર નીકળીને બાળવાના પદાર્થને બાળીને પાછુ આવનારૂ એવું ઉગ્ર ચારિત્રવાળા અત્યંત ક્રોધાતુર મુનિનું તૈજસ શરીર નિઃસરણાત્મક છે. જુઓ તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૧૦૮ ).

## કાર્મણ શરીરની ઔદારિકાદિથી ભિન્નતા—

૪૧૭મા પૃષ્ઠમાં ગ્રંથકારે કાર્મણ શરીરનું [1]લક્ષણ સૂચવતાં કહ્યું છે કે કર્મોનું કાર્ય કે કર્મનો સમૂહ એ 'કાર્મણ' કહેવાય છે. આથી કરીને ઔદારિકાદિ શરીરો પણ કર્મનું કાર્ય હોવાથી તેઓ પણ ' કાર્મણ ' કહેવાય અને તેમ થતાં પાંચ ભેદો ઘટી શકશે નહિ એવી શંકા ઉદ્ભવે. આનું સમાધાન એ છે કે ઔદારિકાદિ શરીરો માટે પ્રતિનિયત કર્મો છે એટલે તેઓ કાર્મણ શરીરથી પૃથક્ છે. વળી માટીનાં બનેલાં ઘડાઓ, શકોરાં વગેરેમાં જોકે મૃત્પિંડરૂપ કારણની અવિશેષતા છે છતાં સંજ્ઞા, સ્વલક્ષણતા વગેરેના ભેદોથી તે જેમ જુદાં જુદાં છે તેમ ઔદારિકાદિ શરીરોમાં કર્મજન્યતારૂપ કારણની અવિશેષતા હોવા છતાં સંજ્ઞાદિ ભેદને લઇને તેમનામાં ભિન્નતા છે. વળી કાર્મણ શરીરની પ્રણાલિકા વડે ઔદારિકાદિની નિષ્પત્તિ છે એટલે એથી કરીને કાર્ય–કારણરૂપ ભેદને લીધે સર્વ શરીરો કાર્મણ કહેવાય નહિ વિશેષમા જેમ વૈસ્રસિક (સ્વાભાવિક) પરિણામથી ભીંજાયેલા ગોળમાં ચોંટેલી ધૂળ રહે છે તેમ કર્મને વિષે ઔદારિકાદિનું વૈસ્રસિક ઉપચયથી અવસ્થાન છે એટલે પણ ઔદારિકાદિની કાર્મણથી ભિન્નતા છે.

## કાર્મણની સનિમિત્તતા—

જેનું કશું નિમિત્ત હોતું નથી તે ગધેડાને શીંગડાંની જેમ અસત્ છે. આ પ્રમાણે કાર્મણ શરીર નિમિત્ત રહિત હોવાથી તે અસત્ છે એમ જો કહેવામાં આવે તો તે વ્યાજબી નથી, કારણ કે જેવી રીતે દીપક પોતે જ પોતાના ઉપર પ્રકાશ પાડતો હોવાથી પ્રકાશ્ય તેમજ પ્રકાશક છે તેવી રીતે કાર્મણ પોતે પોતાનું નિમિત્ત પણ છે અને નિમિત્તી પણ છે. વળી કાર્મણ નિમિત્ત રહિત છે એ કથન અસત્ય છે, કારણ કે મિથ્યાત્વાદિ તેનાં કારણો છે. વિશેષમાં જે અનિમિત્તક હોય તેનો નાશ પણ ન થાય એ યુક્તિથી કાર્મણને અહેતુક ગણીને તેનો નાશ ન થતાં મોક્ષના પ્રસંગનો અભાવ છે એમ કહેવાનું પણ હવે સાહસ થઇ શકશે નહિ. આ પ્રમાણે પાસો સવળો ન પડતો જોઇ કાર્મણ શરીરનું અસ્તિત્વ ન સ્વીકારનાર એમ દલીલ કરે કે એમાં શરીરના વિશરણરૂપ ધર્મનો અભાવ છે, વાસ્તે તે શરીર નથી તો તેમા કંઇ દમ નથી, કેમકે એમાં પ્રતિસમય વધઘટ થતી રહે છે એટલે તેમાં વિશરણતા છે જ.

કાર્મણ શરીરનો સૌથી પ્રથમ નિર્દેશ કરવો જોઇએ, કેમકે ઔદારિકાદિનું તે અધિષ્ઠાનરૂપ છે એવી દલીલની સામે એ દલીલ છે કે તે અનુમેયરૂપ છે, વાસ્તે તેનો આદ્ય નિર્દેશ કરવો

---

૧ સરખાવો—

" कम्मविगारो कम्मणमट्ठविहविचित्तकम्मनिप्फन्नं ।
सव्वेसिं सरीराण कारणभूतं मुणेयव्वं ॥ "

[ कर्मविकारः कार्मणमष्टविधविचित्रकर्मनिष्पन्नम् ।
सर्वेषां शरीराणां कारणभूतं ज्ञातव्यम् ॥ ]

અર્થાત્ કર્મનો વિકાર તે ' કાર્મણ ' છે. આઠ જાતના વિચિત્ર કર્મોથી બનેલુ અને સમસ્ત શરીરોના કારણરૂપ એને જાણવુ .

વાસ્તવિક નથી. જેમ ઘટાદિ કાર્યની ઉપલબ્ધિથી પરમાણુનું અનુમાન કરાય છે તેમ ઔદારિકાદિ-ની ઉપલબ્ધિથી કાર્મણનુ અનુમાન થાય છે, કેમકે કાર્યનું લિંગ કારણ છે. વિશેષમાં આથી જેનું કાર્ય મૂર્ત હોય તેનું કારણ પણ મૂર્ત હોવું જોઇએ એ નિયમ અનુસાર કાર્મણની મૂર્તતા પણ સિદ્ધ થાય છે.

## શરીરો સંબંધી કારણ-વિશેષ—

ઔદારિક શરીર સ્થૂલ પુદ્ગલોનું બનેલું છે, જ્યારે બાકીનાં ચારે શરીરો અનુક્રમે સૂક્ષ્મ સૂક્ષ્મ પુદ્ગલોનાં બનેલાં છે. અર્થાત્ ઔદારિક શરીર કરતાં વૈક્રિય શરીર સૂક્ષ્મ, તેના કરતાં આહા-રક સૂક્ષ્મ, આહારક કરતાં તૈજસ અને તૈજસ કરતાં કાર્મણ શરીર સૂક્ષ્મ છે.[1] આથી ઔદારિક શરીર બધાં શરીરોમાં સૌથી વધારે સ્થૂલ અને કાર્મણ શરીર સૌથી વધારે સૂક્ષ્મ છે એમ નિચોડ નીકળ્યો. ઔદારિક શરીર સ્થૂલ પુદ્ગલોનું બનેલું છે, તેથી તો આપણે એ શરીરને આંખ વડે જોઇ શકીએ છીએ. બાકીના શરીરો સૂક્ષ્મ હોવાથી તે આપણને અદૃશ્ય છે. આ કારણને લીધે જીવ ઉત્પન્ન થતો તેમજ મૃત્યુ પામતો પણ દેખાતો નથી, કેમકે જોકે તે તૈજસ અને કાર્મણ શરીરોથી આવૃત છે તોપણ તે શરીરો અતિસૂક્ષ્મ હોવાથી આપણે તેને જોઇ શકતાં નથી.

અત્ર સ્થૂલ અને સૂક્ષ્મ શબ્દોથી શું સમજવું એવો સહજ પ્રશ્ન ઉદ્ભવે. આનો ઉત્તર એ છે કે રચનાની શિથિલતા તે 'સ્થૂલતા' છે, જ્યારે એની સઘનતા તે ' સૂક્ષ્મતા ' છે. એટલે આ કંઇ પરિમાણસૂચક શબ્દો નથી. શિથિલતા અને સઘનતાનો આધાર પૌદ્ગલિક પરિણામ ઉપર રહેલો છે. જેમકે લોખંડના પિંડમાં બહુ પ્રદેશ હોવા છતાં તેનુ પરિમાણ અલ્પ છે, જ્યારે રૂના ઢગલામાં અલ્પ પ્રદેશ હોવા છતાં તેનુ પરિમાણ વધારે છે–તે વધારે જગ્યા રોકે છે. આથી સમજાય છે કે પરિમાણમાં અલ્પ હોવા છતા પણ જ્યારે પુદ્ગલો શિથિલરૂપે પરિણમે છે ત્યારે તે ' સ્થૂલ ' કહેવાય છે; અને પરિમાણમાં બહુ હોવા છતા જ્યારે તેઓ સઘનરૂપે પરિણમે છે– ઉત્તરોત્તર ગાઢ થતા જાય છે ત્યારે તેઓ ' સૂક્ષ્મ ' કહેવાય છે. દાખલા તરીકે સરખા પરિમાણ-વાળા ભેંડ (ભિંડા)ના અને હાથીના દાંતનો આપણે વિચાર કરીશું તો જણાશે કે ભિંડાના દાંતની રચના શિથિલ છે, જ્યારે હાથીના દાંતની રચના એનાથી ગાઢ છે. આથી પરિમાણ સમાન હોવા છતાં ભિંડાના દાતની અપેક્ષાએ હાથીના દાંતનું પૌદ્ગલિક દ્રવ્ય અધિક છે.

વિશેષમાં અત્ર એ પણ ધ્યાનમાં રાખવું કે સ્થૂલ અને સૂક્ષ્મ શબ્દો આપેક્ષિક ( relative) છે એટલે કે ઔદારિક શરીરથી વૈક્રિય શરીર સૂક્ષ્મ છે, પરંતુ આહારક શરીરની અપેક્ષાએ તો તે સ્થૂલ છે. આ રીતે આહારક શરીર પૂર્વવર્તી શરીરની અપેક્ષાએ સૂક્ષ્મ હોવા છતાં તૈજસ અને કાર્મણ શરીરોની અપેક્ષાએ સ્થૂલ છે.

## શરીરોના પ્રદેશોની સંખ્યા—

ઔદારિક શરીરના [2]પ્રદેશો કરતાં અસંખ્ય ગુણા પ્રદેશો વૈક્રિય શરીરના છે; વૈક્રિય

---

૧ આ કારણથી તો ઔદારિકને પ્રથમ સ્થાન, વૈક્રિયને ત્યાર બાદ ઇત્યાદિ ક્રમ યોજાયો છે.

૨ તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિ (પૃ ૧૯૮)મા પ્રદેશનો અર્થ સ્કન્ધતા કહ્યું છે કે—

શરીરના પ્રદેશોથી અસંખ્ય ગુણા આહારક શરીરના પ્રદેશો છે; તૈજસ શરીરના પ્રદેશો આહારક શરીરના પ્રદેશો કરતાં અનંત ગુણા છે; અને કાર્મણ શરીરના તો વળી એનાથી એટલે તૈજસ શરીરના પ્રદેશોથી પણ અનંત ગુણા છે.

આ ઉપરથી સમજાય છે કે ઉત્તરોત્તર શરીરનુ આરંભક દ્રવ્ય પૂર્વ પૂર્વ શરીર કરતાં પરિમાણમાં અધિક છે, છતાં પરિણામની વિચિત્રતાને લઈને ઉત્તરોત્તર શરીર પૂર્વ પૂર્વ શરીર કરતાં નિબિડ, નિબિડતર યાને સૂક્ષ્મ, સૂક્ષ્મતર બનતું જાય છે. પરમાણુઓથી બનેલા જે સ્કંધોથી શરીરની રચના થાય છે તે જ સ્કંધો શરીરના આરંભક દ્રવ્ય છે. જ્યા સુધી એક એક પરમાણુ પૃથક્ પૃથક્ હોય છે ત્યાં સુધી એનાથી શરીરનું નિર્માણ થતું નથી, કિન્તુ જ્યારે અનંત પરમાણુઓ એકત્રિત થઇ પરમાણુ-પુંજ યાને સ્કંધ બને છે ત્યારે તેનાથી શરીર બને છે. ઔદારિક શરીરના આરંભક સ્કંધોથી વૈક્રિય શરીરના આરંભક અસંખ્યાત ગુણ છે અર્થાત્ ઔદારિક શરીરના તેમજ વૈક્રિય શરીરના આરંભક સ્કંધો અનંત પરમાણુઓના બનેલા છે. છતાં પણ અનંત સંખ્યા અનંત પ્રકારની હોવાથી વૈક્રિય શરીરના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યા ઔદારિક શરીરના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યાથી અસંખ્યાત ગુણી છે. આ પ્રમાણે બાકીનાં શરીરો પરત્વે વિચારી લેવું.

### શરીરોનાં પ્રમાણ—

આહારક સિવાયનાં સર્વે શરીરોનું જઘન્ય પ્રમાણ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું છે, જ્યારે આહારકનું જઘન્ય પ્રમાણ એક હાથમાં કઇક ઓછું છે.[1]

ઔદારિક શરીરનું ઉત્કૃષ્ટ પ્રમાણ યાને આ દેહની વધારેમા વધારે ઊંચાઇ એક હજાર યોજન કરતા કઇક વિશેષ છે.[2] એ પ્રમાણે કૃત્રિમ વૈક્રિય શરીરનું પ્રમાણ એક લાખ યોજન ઉપગત ચાર આંગળ છે.[3] આહારક શરીર એક હાથનું હોય છે. કેવલી ભગવાનના તૈજસ અને કાર્મણ

---

" प्रवृद्धो देश. प्रदेशः, अनन्ताणुकस्कन्ध. प्रदेशोऽत्राभिधीयते "

સર્વાર્થસિદ્ધિમા તો એનો અર્થ 'પરમાણુ' કર્યો છે, કિન્તુ એ અર્થ વાસ્તવિક નથી એમ બૃહદ્વૃત્તિકાર નિમ્ન-લિખિત શબ્દો દ્વારા સૂચવે છે—

" न पुन. प्रदेशाः परमाणवो गृह्यन्ते, अर्थासम्भवात् । "

૧ સમવાયાંગમા કહ્યુ પણ છે કે—

" आहारगसरीरस्स जहन्नेणं देसूणा रयणी, उक्कोसेणं पडिपुण्णा रयणी "

[ आहारकशरीरस्य जघन्येन देशोना रत्नि., उत्कृष्टेन परिपूर्णा रत्नि. ]

૨ આ હકીકત પ્રત્યેક વનસ્પતિ-કાય આશ્રીને સમજવી. 'સ્વયંભૂરમણ' સમુદ્રના મત્સ્ય આશ્રીને પણ આ વાત ઘટે છે એમ જીવસમાસની વૃત્તિ ( પૃ. ૩૬ ) ઉપરથી જણાય છે.

૩ આ વાત ગર્ભજ મનુષ્યકૃત વૈક્રિય શરીરની અપેક્ષાએ જાણવી વિચારો શ્રીવિષ્ણુકુમારનું ચરિત્ર

શરીરો તેઓ [1]સમુદ્ઘાત કરે ત્યારે લોકાકાશ જેવડાં મોટાં હોય છે. તે વખતે એની ઊંચાઇ

૧ કયા કેવલીઓ સમુદ્ઘાત કરે અને તે કેવી રીતે કરે એનો વિચાર અંતિમ ઉલ્લાસમાં કરીશું. અહીં તો એટલું જ નિવેદન કરીશું કે ' સમુદ્ઘાત 'મા એકીભાવવાચી **सम्**, પ્રાબલ્ય-વાચી **उत्** અને ગતિ તથા સંહારવાચક **घात** શબ્દો છે. આત્મ-પ્રદેશોને બહાર કાઢવા એ અર્થ ગતિ-પક્ષનો સમજવો, જ્યારે કર્મ-પુદ્ગલોનો વિનાશ કરવો-તેનું પરિશાટન કરવું એ સંહાર-પક્ષનો અર્થ જાણવો. કાલાંતરે ભોગવવાના હોય એવા કર્મ-પુદ્ગલોને પણ તરત બળ વાપરીને-ઉદીરણા વડે આકર્ષીને ખપાવી નાખવા એ સમુદિત અર્થ છે. ભાવાર્થથી તો સમુદ્ઘાત એટલે ગતિપરિણામવિશેષ સમજવો. સમુદ્ઘાતના એકંદર જે સાત પ્રકારો છે તેમા કેવલિ-સમુદ્ઘાત છેલ્લો છે. એની પૂર્વેના છ છદ્મસ્થો આશ્રીને છે. આ છના નામો અનુક્રમે ( ૧ ) વેદના-જન્ય, ( ૨ ) કષાય-જન્ય, ( ૩ ) મરણાંતિક ( મરણરૂપ અંતવાળો ), ( ૪ ) વૈક્રિય, ( ૫ ) આહારક અને ( ૬ ) તૈજસ છે. આ છ અંતર્મુહૂર્ત જેટલા કાળના છે, જ્યારે કેવલિ-સમુદ્ઘાત આઠ સમયનો છે. આ છ પૈકી છેવટના ચાર સમુદ્ઘાતો સાથે તો પ્રસ્તુત પ્રકરણને સંબંધ છે જ એટલે એનો તો વિચાર કરવો જ જોઇએ સાથે સાથે બાકીના બેનું પણ સ્થૂલ અવલોકન કરી લેવું સર્વથા અપ્રાસંગિક નહિ લેખાય એમ માની છએની નીચે મુજબ આછી રૂપરેખા આલેખવામા આવે છે —

( ૧ ) વેદનાથી વ્યાકુળ બનેલો આત્મા અનંત પરમાણુઓ વડે વીંટાયેલા એવા પોતાના આત્મ-પ્રદેશોને શરીરથી બહાર કાઢી, ખભા વગેરેના અંતરોને તેમજ મુખ વગેરે પોકળ ભાગોને તે વડે પૂરીને, લંબાઇ અને પહોળાઇથી પોતાના દેહ જેટલા ક્ષેત્રને અવગાહી-વ્યાપી અંતર્મુહૂર્ત સુધી રહે અને એ દરમ્યાન અસાત-વેદનીય કર્મના પુરાતન ઘણા અંશોનુ શાતન કરે-ખેરવી નાખે. આનું નામ ' વેદના સમુદ્ઘાત ' છે.

( ૨ ) એવી રીતે કષાયથી આકુળ વ્યાકુળ બનેલો જીવ પોતાના પ્રદેશોથી મુખ વગેરે છિદ્રોને પૂરે અને તેને પૂર્વની પેઠે વિક્ષેપીને પોતાના દેહ જેટલા લાંબા પહોળા ક્ષેત્રમા વ્યાપી કષાય-મોહનીય કર્મના ઘણા અંશોનું શાટન કરે અને સાથે સાથે હેતુ પૂર્વક અન્ય અનેક અંશોનું ગ્રહણ કરે ( કેમકે, નહિ તો મોક્ષ-પ્રાપ્તિનો પ્રસંગ આવી જાય ). આનું નામ ' કષાય-સમુદ્ઘાત ' છે.

( ૩ ) અંતર્મુહૂર્ત જેટલું આયુષ્ય બાકી રહ્યું હોય ત્યારે મરણાંતથી દુખી થતો જીવ મુખાદિ છિદ્રોને પોતાના આત્મ-પ્રદેશો વડે પૂરે અને જાડાઇ અને પહોળાઇમા પોતાના શરીર જેટલા અને લંબાઇમા જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા અને ઉત્કૃષ્ટથી એક દિશામા ઉત્પત્તિ સ્થાન સુધી અસંખ્યાત યોજન જેટલા ક્ષેત્રને વ્યાપી અંતર્મુહૂર્તમા મૃત્યુ પામે આ પ્રમાણે મરણ-સમુદ્ઘાતને પામેલો જીવ આયુષ્ય-કર્મના ઘણા પુદ્ગલોનું શાતન કરે, પરંતુ નવા ન ગ્રહણ કરે. અત્ર એ વિશેષતા છે કે કોઇક જીવ એક જ મરણાંતિક સમુદ્ઘાત વડે નરકાદિમા ઉત્પન્ન થાય છે અને ત્યા આહાર કરે છે તેમજ શરીર પણ બાંધે છે, જ્યારે કોઇક જીવ સમુદ્ઘાતથી નિવૃત્ત થઇ સ્વશરીરમા આવી ફરીથી સમુદ્ઘાત કરી ત્યા ઉત્પન્ન થાય છે. આ સંબંધમાં જુઓ **ભગવતી** ( શ ૬, ઉ. ૬, સૂ. ૨૪૫ ).

( ૪ ) વૈક્રિય-સમુદ્ઘાતને પામેલો વૈક્રિય શક્તિવાળો જીવ કર્મથી આવૃત એવા આત્મ-પ્રદેશોને શરીરથી બહાર કાઢી, જાડાઇ અને પહોળાઇમા પોતાના દેહ જેટલો અને લંબાઇમા સંખ્યાત યોજન જેટલો તેનો દંડ બનાવી પૂર્વે ઉપાર્જિત વૈક્રિય-શરીર-નામ-કર્મના અંશોનું શાતન કરતો વૈક્રિય શરીરને યોગ્ય એવા સ્કન્ધોનો સમુદ્ઘાત કરે છે આનું નામ ' વૈક્રિય-સમુદ્ઘાત ' છે. ઉત્તર વૈક્રિય રૂપ ધારણ કરવાની જ્યારે જરૂર પડે ત્યારે આ સમુદ્ઘાત કરાય છે.

લોકાકાશના જેટલી એટલે [1]ચૌદ રજ્જુની હોય છે.

### શરીરોની અવગાહના—

આહારક શરીરની અવગાહનાના પ્રદેશો સૌથી ઓછા છે. એનાથી સંખ્ય ગુણા પ્રદેશોમા ઉત્કૃષ્ટ ઔદારિક શરીર અવગાહીને રહે છે. એ પ્રદેશો કરતાં સંખ્ય ગુણા પ્રદેશોમાં ઉત્કૃષ્ટ વૈક્રિય શરીર અવગાહીને રહે છે. અર્હત્ પ્રભુ સમુદ્ઘાત કરે ત્યારે તેનાં બન્ને શરીરો લોકાકાશના તમામ પ્રદેશોને અવગાહીને રહે છે. અન્ય જીવોના સંબંધમાં તો મરણ–સમુદ્ઘાતના સમયે તૈજસ અને કાર્મણ શરીરો ઉત્પત્તિ–સ્થાન સુધી લાંબાં હોય છે; બાકીના સમયે તો પોતપોતાનાં શરીર

---

( ૫ ) તૈજસ-સમુદ્ઘાતને પ્રાપ્ત થયેલો અને તેજોલેશ્યારૂપ શક્તિવાળો જીવ વૈક્રિયની પેઠે કર્મથી વીંટાયેલા એવા પોતાના આત્મ–પ્રદેશોને શરીરથી બહાર કાઢીને તેનો સ્વશરીરના જેટલો જાડો તેમજ પહોળો તથા સંખ્ય યોજન લાંબો દંડ બનાવી પૂર્વે બાંધેલા તૈજસ અંશોનું શાતન કરી અને અન્ય યોગ્ય અંશોને ગ્રહણ કરી તેજોલેશ્યા મૂકે આનું નામ ' તૈજસ–સમુદ્ઘાત ' છે.

( ૬ ) ચૌદ પૂર્વધારી આહારક લબ્ધિવાળા મુનિ આત્મ–પ્રદેશો વડે પોતાના શરીરના જેટલો જાડો અને પહોળો તેમજ સંખ્ય યોજન લાંબો દંડ બનાવી પુરાતન આહારક–પુદ્ગલોને ખેરવતા અને અન્ય યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરતા આહારક શરીર બનાવે. આ ' આહારક–સમુદ્ઘાત ' કહેવાય છે.

વેદનાદિ સાત સમુદ્ઘાતોમા અનુક્રમે અસાતવેદનીય–કર્મ, ચારિત્રમોહનીય–કર્મ, આયુષ્ય–કર્મ, વૈક્રિય–શરીર–નામ–કર્મ, તૈજસ–શરીર–નામ–કર્મ, આહારક–શરીર–નામ–કર્મ અને વેદનીય, નામ તથા ગોત્ર એ ત્રિવિધ કર્મ, પ્રધાન પદ ભોગવે છે. નારકોને વિષે તેજોલબ્ધિ, આહારક–લબ્ધિ અને સર્વજ્ઞતાનો અભાવ હોવાથી તેમને પ્રથમના ચાર, અસુરકુમારાદિ દશે ભવનપતિઓને પહેલા પાચ, વાયુકાય સિવાયના એકેન્દ્રિય તેમજ વિકલેન્દ્રિયને પ્રાથમિક ત્રણ, વાયુકાયિકને આદ્ય ચાર, પચેન્દ્રિય તિર્યંચ પૈકી કેટલાકને તેજોલબ્ધિ હોવાથી પ્રાથમિક પાચ, મનુષ્યોને સાતે સાત અને વ્યતર, જ્યોતિષ્ક તેમજ વૈમાનિકને પાચ સમુદ્ઘાતો સંભવે છે.

એક જીવ આશ્રીને વેદનાદિ ચાર સમુદ્ઘાતો અનંત વાર, આહારક–સમુદ્ઘાત તો વધારેમા વધારે ચાર વાર ( અને ચોથી વાર આહારક શરીર રચનાર તે જ ભવમા મોક્ષે જાય ) અને કેવલિ–સમુદ્ઘાત એક જ વાર હોય છે.

૧ આખના પલકારામા એક લાખ યોજન જનારો દેવ ૭ મહિનામા જેટલું અંતર કાપે તેને ' રજ્જુ ' કહેવામા આવે છે. આ વાતની નિમ્ન–લિખિત ગાથા સાક્ષી પૂરે છે:—

" जोयणलक्खपमाणं निमेसमित्तेण जाइ जं देवो ।
छम्मासेण य गमणं एगं 'रज्जुं' जिणा विंति ॥ "
[ योजनलक्षप्रमाण निमेषमात्रेण गच्छति यद् देवः ।
षण्मासेन च गमनमेकां रज्जुं जिना वदन्ति ॥ ]

એક હજાર ભારના માપવાળા ખૂબ તપેલા લોખંડના ગોળાને પરાક્રમી દેવ જોરથી નીચે ફેંકે તો તે ગોળો ઘસાતો ઘસાતો ચડ ગતિએ આવતો આવતો ૭ માસ, ૭ દિન, ૭ પ્રહર અને ૭ ઘડીમા જેટલું અંતર કાપે તે અતરને 'રજ્જુ' કહેવામા આવે છે એમ રત્નસચયની ગાથાઓ ઉપરથી જણાય છે.

( ઔદારિક કે વૈક્રિય ) જેવડાં હોય છે. વળી મરણાંતિક સમુદ્ઘાતને પામેલા જીવોની કાર્મણ શરીરની અવગાહના એકેન્દ્રિયાદિ પ્રાણીઓના તૈજસ શરીર જેવડી હોય છે. કેમકે આ બે શરીરો સહચારી છે. મરણાંત-સમુદ્ઘાત વખતે સર્વે જીવોના તૈજસ શરીરની અવગાહના પોતપોતાનાં દેહના જેટલી જાડી અને પહોળી હોય છે.

**એકેન્દ્રિયની અવગાહના**

મરણાંતિક સમુદ્ઘાત વખતે એકેન્દ્રિય જીવોના તૈજસ શરીરની અવગાહનાની લંબાઇમાં ફેર છે, કેમકે તે ઓછામાં ઓછી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી અને વધારેમા વધારે લોકના એક છેડાથી બીજા છેડા સુધીની છે; કારણ કે એકેન્દ્રિય જીવોની ઉત્પત્તિનો આ પ્રમાણે સંભવ છે. આ અપેક્ષા પ્રમાણે વિચારતા સામાન્યપણે જીવોની તૈજસ અવગાહના લોકના એક છેડાથી બીજા છેડા સુધીની કહી શકાય છે

## વિકલેન્દ્રિયની તૈજસ અવગાહના—

વિકલેન્દ્રિય જીવોના તૈજસ શરીરની અવગાહના જઘન્યથી અંગુલના અંસખ્યાતમા ભાગ જેટલી છે, જ્યારે ઉત્કૃષ્ટથી તે તિર્યગ્-લોકાંત સુધીની છે; કેમકે વિકલેન્દ્રિયનો સંભવ [1]તિર્યગ્-લોકમા જ છે. સાથે સાથે એ વાત પણ ધ્યાનમાં લઇએ કે અધો-લોકમાં અધોલોકના ગામોની વાવો વગેરેમાં તેમજ ઊર્ધ્વ-લોકમાં [2]' પાડુક ' વનની વાવ વગેરેમા વિકલેન્દ્રિયનો સંભવ છે તો ઉત્કૃષ્ટ અવગાહના અધોગ્રામ અને ' પાડુક ' વનથી લોકાંત સુધીની કહી શકાય તેમ છે.

## નારકોની તૈજસ અવગાહના—

નારકોની તૈજસ અવગાહના જઘન્યપણે એક હજાર યોજનથી કંઇક અધિક છે ' લવણ ' સમુદ્રની ચારે દિશામા ચાર [3]પાતાલકલશ છે. એ કળશો પૃથ્વીમાં એક લાખ યોજન અવગાહીને

---

૧ સ્વસ્થાન આશ્રીને સમજવો.

૨ જેનાથી કોઇ દ્વીપ કે સમુદ્ર વીંટાયેલો નથી એવો ' જંબૂ ' દ્વીપ જેમ સર્વ દ્વીપો અને સમુદ્રોની મધ્યમા છે તેમ એની વચ્ચોવચ્ચ એક લાખ યોજન જેટલો ઊંચો ' મેરુ ' પર્વત આવેલો છે. ત્રણ કાંડવાળો આ પર્વત ત્રણે લોકમા અવગાહીને રહેલો છે અને એ એક એકથી ઊંચા એવા ભદ્રશાળ, નંદન, સૌમનસ અને પાડુક એ નામના ચાર વનોથી ઘેરાયેલો છે. ' પાડુક ' વન સૌથી ઊંચું છે અને તે ' મેરુ ' પર્વતની ટોચ ઉપર આવેલુ છે. એનો આકાર વલય જેવો છે. ' મેરુ ' પર્વતના મૂળમા વલય-પરિક્ષેપી જે ' ભદ્રશાલ ' વન છે ત્યાથી ૫૦૦ યોજન ઊંચે બીજુ તેવા આકારનું ' નંદન ' વન છે. ત્યાથી ૬૨૫૦૦ યોજન ઊંચે ચઢીએ એટલે ગોળકાર ' સૌમનસ ' વન આવે છે. ત્યાથી ૩૬૦૦૦ યોજન ઊચે ચઢતા ' પાડુક ' વન આવે છે. આ વનમા તીર્થંકરોનો સ્નાત્ર-મહોત્સવ કરાય છે.

૩ ' મેરુ ' પર્વતની પ્રત્યેક દિશામા ૯૫૦૦૦ યોજન જેટલા 'લવણ' સમુદ્રને અવગાહીને એકેક ' પાતાલ-કલશ ' છે. એનો આકાર અલિંજર જેવો-મોટા કુંભ જેવો છે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરમા આવેલા પાતાલ-કલશોના નામો અનુક્રમે વડવામુખ કે વલયમુખ, કેયૂપ કેયૂર, કે કેતુક, યૂપ અને ઈશ્વર છે,

રહેલા છે. તેમની વજ્રમય ઠિક્કરિકા–ઠીંકરી ( કુડય ) એક હજાર યોજન પ્રમાણક છે. આથી કરીને નિશ્ચળ રહેલા એ કળશોમાં ( તેમજ લઘુ કળશોમાં ) એકદમ નીચલા ત્રીજા ભાગમાં કેવળ વાયુ છે, વચલા ત્રીજા ભાગમાં જળ અને વાયુ બે છે અને ઉપરના ત્રીજા ભાગમાં કેવળ જળ છે. [1]સીમન્તક વગેરે નરકમાં રહેલો કોઇક નારક પાતાલકલશની સમીપમાં રહીને મરણાંતિક સમુદ્ઘાત કરે તો એ પાતાલકલશના કુડયને ભેદીને એ કલશના વચલા કે નીચલા ત્રીજા ભાગમાં માછલા તરીકે ઉત્પન્ન થાય; કેમકે એથી આગળ તિર્યંચ કે મનુષ્યનો સંભવ નથી અને નરક મરીને તિર્યંચ કે મનુષ્ય સિવાયની ગતિમાં જન્મે તેમ નથી જ.

નારકોની તૈજસ અવગાહના ઉત્કૃષ્ટપણે નીચે છેક સાતમી નરક સુધી છે, કેમકે એમનો પોતાના સ્થાનને વિષે રહેવાનો સંભવ છે; તિર્યગ્ દિશામાં છેક [2]' સ્વયંભૂરમણ ' સમુદ્ર સુધી છે, કારણ કે ત્યા નારકોની મત્સ્યરૂપે ઉત્પત્તિનો સંભવ છે; અને ઊંચે છેક ' પાંડુક ' વનના જળાશય સુધી છે, કેમકે એથી ઊંચે મનુષ્ય કે તિર્યંચનો સંભવ નથી.

## પંચેન્દ્રિય તિર્યંચની તૈજસ અવગાહના—

પંચેન્દ્રિયની તૈજસ અવગાહના જઘન્યથી તેમજ ઉત્કૃષ્ટથી વિકલેન્દ્રિયની સમાન જાણવી.

---

જ્યારે આના અધિષ્ઠાયક દેવોના ક્રમવાર કાલ, મહાકાલ, વેલંબ અને પ્રભંજન એ નામો છે પ્રત્યેક પાતાલકલશ મૂળમા તેમજ મુખમા દશ હજાર યોજન વિસ્તીર્ણ ( વિષ્કભવાળો ) છે, જ્યારે મધ્યમા એક લાખ યોજન વિસ્તીર્ણ છે. આ પ્રમાણેના ચાર પાતાલ–કલશોના અંતરોમા બીજા નાના પાતાલ–કલશો છે તેની કુલે સખ્યા ૭૮૮૪ છે, કેમકે પ્રત્યેક પાતાલ–કલશના પરિવારરૂપે ૧૯૭૧ લઘુ પતાલકલશો છે આ પ્રત્યેકના મૂળનો, મધ્યનો અને મુખનો વિષ્કંભ અનુક્રમે સો, હજાર ને સો યોજન છે, જ્યારે તેની ભૂમિમા અવગાહના હજાર યોજનની છે અને તેની ઠિક્કરિકા દશ યોજનની છે. જગતના તથાવિધ સ્વભાવને લઇને એકી વખતે મુકરર કરેલા વખતે દિવસમા બે વાર જ મોટા નાના બધા કલશોમા સૌથી નીચલા તેમજ તેની ઉપરના ત્રિભાગમા બહુ મોટા, ઊર્ધ્વ ગમનશીલ તેમજ પ્રબળ શક્તિવાળા વાયુકાય જીવો ઉત્પત્તિને અભિમુખ થાય છે અને ત્યાર બાદ ક્ષણમા સમૂર્ચ્છિમરૂપે ઉત્પન્ન થાય છે. પછીથી તે ચલિત થઇ પરસ્પર અથડાય છે, ક્ષોભ પામે છે અને ઊંચે આમ તેમ પથરાય છે. આમ થવાથી બીજા વાયુઓને તેમજ જળને આઘાત પહોંચે છે અને તેથી જળ ઊંચે ઉછળે છે આ પ્રમાણે નીચલા અને મધ્ય ત્રિભાગમા રહેલા વાયુઓ ક્ષોભ પામતા તેઓ ઊંચેના જળને બહાર કાઢે છે અને તેથી 'લવણ' સમુદ્રમા વૃદ્ધિ થાય છે. પરંતુ વાયુઓ શાંત થતા ફરીથી પાછું તે જળ તેના સ્થાનમા આવી રહે છે એટલે પાછી હાનિ થાય છે. આ પ્રમાણે 'લવણ' સમુદ્રમા વૃદ્ધિ–હાનિ થાય છે. ચૌદસ, આઠમ, અમાસ અને પૂનમને દિવસે એમા ખાસ વિશેષતા જણાય છે.

૧ ' રત્નપ્રભા ' નામની પૃથ્વીમા આવેલો આ નરકાવાસ છે.

૨ આપણે જે લોકમા વસીએ છીએ એ તિર્યગ્–લોકમા આવેલા સમુદ્રોમા આ છેલ્લામ છેલ્લો અને સૌથી મોટો સમુદ્ર છે એના પછી જેમ કોઇ સમુદ્ર નથી તેમ કોઇ દ્વીપ પણ નથી

**મનુષ્યની તૈજસ અવગાહના—**

મનુષ્યની તૈજસ અવગાહના જઘન્યતઃ અંગુલના અસંખ્યેય ભાગ જેટલી છે, જ્યારે ઉત્કૃષ્ટથી તે [1]મનુષ્ય-ક્ષેત્રથી લોકાંત સુધીની છે.

**દેવોની તૈજસ અવગાહના—**

ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને પહેલા બે 'સૌધર્મ' અને 'ઈશાન' દેવલોકના દેવોની તૈજસ અવગાહના જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી છે, કેમકે રત્નનાં આભૂષણો વગેરેમાં મમત્વની બુદ્ધિથી તેને વિષે પૃથ્વીકાયાદિરૂપે તેમના જન્મનો સંભવ છે, જ્યારે ઉત્કૃષ્ટથી તેમની તૈજસ અવગાહના નીચે છેક ત્રીજા નરકના પૃથ્વી-તલ સુધીની જાણવી, કેમકે ત્યાં ગયેલામાંના કેટલાકનું ત્યાં મરણ થવાનો સંભવ છે; તિર્યગ્ દિશામાં છેક 'સ્વયંભૂરમણ'ના અંતિમ છેડાની વેદિકા સુધી જાણવી, અને ઊંચે છેક [2]'ઈષત્પ્રાગ્ભારા' પૃથ્વીના ઉપરના તળિયા સુધીની જાણવી. આ પ્રમાણે કહેવાનું કારણ એ છે કે એટલે સુધી જ પૃથ્વીકાયાદિની ઉત્પત્તિનો સંભવ છે.

ત્રીજા 'સનત્કુમાર'થી તે 'સહસ્રાર' દેવલોકવાસી દેવોની તૈજસ અવગાહના જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી છે. કેમકે સનત્કુમારાદિ દેવો નક્કી ગર્ભજ મનુષ્ય કે ગર્ભજ તિર્યંચ તરીકે જ ઉત્પન્ન થાય છે. તેમની એકેન્દ્રિયાદિરૂપે ઉત્પત્તિનો સંભવ જ નથી. આથી આ દેવો પૈકી કોઇ મંદરાચલ ('મેરુ' પર્વત) ઉપરની વાવ વગેરેમાં જલ-ક્રીડા કરવા ગયેલો ત્યા આયુષ્યના ક્ષયથી પોતાથી અત્યંત નજદીક પ્રદેશમાં મત્સ્યપણે ઉત્પન્ન થાય. આ પ્રમાણે જઘન્ય અવગાહના સંભવે છે. અથવા તો કોઇક સનત્કુમારાદિ દેવ પૂર્વ સંબંધવાળી મનુષ્યના ભવમાં ભોગવેલી મહિલાને વિષે મોહ પામી એના અવાચ્ય પ્રદેશમાં પોતાનો અવાચ્ય અંશને નાંખી તેને આલિંગન કરતાં મૃત્યુ પામી એ સ્ત્રીના જ ગર્ભમાં ઉત્પન્ન થાય તો એની પણ આટલી જઘન્ય અવગાહના સંભવે છે

'સનત્કુમાર'થી તે 'સહસ્રાર' સુધીના દેવલોકના દેવોની ઉત્કૃષ્ટ અવગાહના નીચે છેક 'પાતાલકલશ'ના વચલા ત્રીજા ભાગ સુધી હોય, કેમકે ત્યા મત્સ્યાદિનો સંભવ છે; તિર્યગ્ દિશામાં છેક 'સ્વયંભૂરમણ' સમુદ્રના છેડા સુધી હોય અને ઊંચે છેક 'અચ્યુત' નામના બારમા દેવલોક સુધી હોય, કેમકે કોઇક સનત્કુમારાદિ દેવ 'અચ્યુત' દેવલોકમા વસતા કોઇ મિત્ર-દેવની નિશ્રાથી ત્યાં જાય અને ત્યા મરણ પામે

---

૧ 'પુષ્કર' દ્વીપમા એની બરાબર મધ્યમા શહેરના કિલ્લાની જેમ ગોળાકારે 'માનુષોત્તર' પર્વત આવેલો છે. આ પર્વત મનુષ્ય-લોકને ઘેરીને ઉભો છે આની પૂર્વનો સમગ્ર ભાગ અર્થાત 'જંબૂ' દ્વીપ, 'ધાતકી' દ્વીપ અને 'પુષ્કર' દ્વીપનો અડધો ભાગ એટલે અઢી દ્વીપ એ 'મનુષ્ય-ક્ષેત્ર' ગણાય છે, કેમકે એટલા ભાગમા જ મનુષ્યોની ઉત્પત્તિનો સંભવ છે.

૨ આના સ્વરૂપ માટે જુઓ અંતિમ ઉલ્લાસ

' આનત 'થી તે ' અચ્યુત ' સુધીના દેવલોકના દેવોની જઘન્ય તૈજસ અવગાહના એક અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી હોય. અત્ર કોઇ પ્રશ્ન ઊઠાવે કે 'આનત' વગેરે દેવલોકના દેવો તો મનુષ્ય તરીકે જ ઉત્પન્ન થાય છે અને મનુષ્ય તરીકેની ઉત્પત્તિ તો મનુષ્ય-ક્ષેત્રમાં જ સંભવે છે એટલે આ હકીકત કેવી રીતે સંગત થાય છે ? આનો ઉત્તર એ છે કે મનુષ્યે ભોગવેલી પોતાની પૂર્વ ભવની વલ્લભાને અવધિજ્ઞાનથી જાણીને તેના તરફના પ્રેમથી ખેંચાઇને તે તેની સમીપ આવી તેની સાથે વિષય-ભોગ કરતાં મરણ પામી તેના જ ગર્ભમાં ઉત્પન્ન થાય.[1]

આનતાદિના દેવોની ઉત્કૃષ્ટ અવગાહના નીચે અધોગ્રામ સુધી હોય છે, તિર્યગ્ દિશામાં મનુષ્ય-ક્ષેત્ર પર્યંત જ હોય છે, અને ઊંચે ' અચ્યુત ' દેવલોક સુધી હોય છે, કેમકે એ દેવ-લોકમાં રહેતા મિત્રની નિશ્રાથી ત્યાં ગયેલાનું ત્યાં મરણ સંભવે છે. ' અચ્યુત ' દેવલોકના દેવોની ઊર્ધ્વ અવગાહના પોતાના વિમાનના શિખર પર્યંત હોય છે, કેમકે સ્વચ્છંદપણે ત્યાં ગયેલા કેટલાકનું ત્યાં મરણ સંભવે છે.

' ગ્રૈવેયક ' અને ' અનુત્તર ' વિમાનના દેવોની તૈજસ અવગાહના જઘન્યથી પોતાના સ્થાનથી તે વિદ્યાધરોની શ્રેણિ સુધી છે, કેમકે વિદ્યાધરોની શ્રેણિથી આગળ મનુષ્યોનો સંભવ નથી અને ગ્રૈવેયકાદિના દેવો અહીં આવે તે અસંભવિત વાત છે. એ દેવોની ઉત્કૃષ્ટ તૈજસ અવગાહના નીચે અધોગ્રામ સુધી, તિર્યગ્ દિશામા મનુષ્ય-ક્ષેત્ર સુધી[2] અને ઊંચે પોતાના સ્થાન સુધી છે.

## શરીરોની સ્થિતિ—

ઔદારિક શરીરની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની છે, જ્યારે એની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૩ સાગરોપમની છે. વૈભાવિક યાને કૃત્રિમ વૈક્રિયની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની છે ( જેમકે કેટલાક બાદર પર્યાપ્ત વાયુકાયની), જ્યારે એની ઉત્કૃષ્ટ સ્થિતિ પરત્વે મતાંતરો છે. જેમકે [3]**જીવાભિગમ** પ્રમાણે [4]કૃત્રિમ વૈક્રિયની ઉત્કૃષ્ટ સ્થિતિ નારક પરત્વે અંતર્મુહૂર્તની, તિર્યંચ

---

૧ આનતાદિ દેવલોકના દેવો ફક્ત મન વડે જ વિષય સેવનારા હોય છે. તેઓ દેવીઓનો પણ કાય-સ્પર્શ કરતા નથી અને વળી તેમનો કામ ક્ષીણ છે છતા તેમની જે આ પ્રકારે વિડંબના થાય છે તેથી કામદેવની દુર્જેયતા સિદ્ધ થાય છે. સાથે સાથે ' વિનાશકાલે વિપરીતબુદ્ધિ ' એ વાક્ય પણ ચરિતાર્થ થતું જણાય છે તેમજ કર્મની વિચિત્રતા પણ જોવાય છે.

૨ વિદ્યાધરો સ્ત્રી સહિત ' નદીશ્વર ' દ્વીપ સુધી આવે છે તેમજ કામથી વિહ્વલ બની ત્યા વિષય-સેવન પણ કરે છે, પરંતુ મનુષ્ય-ક્ષેત્રની બહાર ગર્ભમા મનુષ્ય ઉત્પન્ન થતો નથી.

૩ સરખાવો—

" अंतमुहुत्तं नरएसु होइ चत्तारि तिरियमणुएसु ।
देवेसु अद्धमासो उक्कोस विउव्वणाकालो ॥ "

[ अन्तर्मुहूर्त्तं नरकेषु भवति चत्वारि तिर्यङ्मनुष्येषु ।
देवेषु अर्धमास उत्कृष्टो विकुर्वणाकालः ॥ ]

૪ આ ઉપરથી કયા કયા શરીરો કૃત્રિમ છે અને કયા જન્મસિદ્ધ છે એવો સહજ પ્રશ્ન

અને મનુષ્ય પરત્વે ચાર અંતર્મુહૂર્તની અને દેવોની એક પખવાડીઆની છે. **ભગવતી**માં તો વાયુની, સંજ્ઞી તિર્યંચની તેમજ સંજ્ઞી મનુષ્યોની પણ કૃત્રિમ વૈક્રિયની ઉત્કૃષ્ટ સ્થિતિ એક અંતર્મુહૂર્તની કહી છે. [1]**સૂત્રકૃતાંગ** ( અ. ૫, ઉ. ૨ )મા કહ્યું છે તેમ આ નરકોમા અંતરિક્ષને વિષે રહેલો, મહાદુઃખદાયક, એક શિલાનો ઘડેલો, લાંબો, વૈક્રિય તેમજ પરમાધાર્મિકે વિકુર્વેલો એવો એક પર્વત છે. તેની ઉપર હાથ ટેકવીને ચઢતા નારકોને સહસ્ર મુહૂર્ત સુધી હણવામાં અને સંતાપવામા આવે છે અત્ર પરમાધાર્મિકે વિકુર્વેલા આ પર્વતની અર્ધ માસથી અધિક સ્થિતિ કહી છે એટલે આમાં ખરી વાત શું છે તે તો કેવલી જાણે.

આહારકની જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ એમ ઉભય સ્થિતિ અંતર્મુહૂર્તની છે. તૈજસ અને કાર્મણ શરીરોની સ્થિતિ પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે. ભવ્ય જનોને સિદ્ધિ મળતાં એ બેનો અભાવ હોવાથી તેમને ઉદ્દેશીને એ સાંત છે, જ્યારે અભવ્યો આશ્રીને બેઉ અનંત છે. આ જઘન્ય સ્થિતિ સમજો કે ઉત્કૃષ્ટ સમજો તે એક જ છે.

## શરીરોનું અલ્પ-બહુત્વ—

આહારક શરીરોની સંખ્યા સૌથી ઓછી છે, કેમકે એનો ક્વચિત્ જ સંભવ છે. વળી જ્યારે એ હોય છે ત્યારે જઘન્યથી તે એક કે બે હોય છે અને ઉત્કૃષ્ટથી નવ હજાર હોય છે. વૈક્રિય શરીરોની સંખ્યા આહારકથી અસંખ્ય ગુણી છે, કેમકે એ શરીરના સ્વામીઓ અસંખ્ય છે. વળી ઔદારિક શરીરોની સંખ્યા આથી પણ અસંખ્ય ગુણી છે.[2] અત્ર એ ધ્યાનમાં રાખવું કે

---

ઉદ્‌ભવે. આનો ઉત્તર એ છે કે કાર્મણ અને તૈજસ શરીર તો નથી જન્મસિદ્ધ કે નથી કૃત્રિમ. એટલે કે તે જન્મની પછી પણ થાય છે અને છતા અનાદિ સંબદ્ધ છે આહારક શરીર તો કૃત્રિમ જ છે એ દેખીતી વાત છે અને એની ઉત્પત્તિ આહારક-લબ્ધિને આભારી છે. વૈક્રિય શરીર જન્મસિદ્ધ અને કૃત્રિમ એમ બંને જાતનુ છે. જન્મસિદ્ધ વૈક્રિય શરીર ઉપપાત-જન્મ દ્વારા ઉત્પન્ન થતા એવા દેવો અને નારકોને જ હોય છે કૃત્રિમ વૈક્રિય શરીરનુ કારણ લબ્ધિ છે. આ લબ્ધિ પણ બે પ્રકારની છે. એક તપથી પ્રાપ્ત અને બીજી જન્મથી સિદ્ધ. તેમા તપોજન્ય લબ્ધિ કેટલાક જ ગર્ભજ મનુષ્ય અને તિર્યંચને જ સંભવે છે બીજા પ્રકારની લબ્ધિ કેટલાક બાદર વાયુકાય જીવોને વિષે સંભવે છે. ઔદારિક શરીર જન્મસિદ્ધ છે અને એ શરીરના અધિકારી ગર્ભ તેમજ સંમૂર્ચ્છન-જન્મથી પેદા થતા મનુષ્યો અને તિર્યંચો છે. અહીં લબ્ધિજન્યનો અર્થ ઉત્પત્તિ સમજવો, નહિ કે પ્રયોગ. વૈક્રિય અને આહારકની જેમ તેજસની ઉત્પત્તિ લબ્ધિથી નથી, બાકી એનો પ્રયોગ લબ્ધિથી શકય છે અને એ અપેક્ષાએ ભલે એ કૃત્રિમ કહેવાય એની કોણ ના પાડી શકે તેમ છે ?

૧ " वेतालिए नाम महाभितावे, एगायए पव्वयमंतलिक्खे ।
हम्मंति तत्था बहुकूरकम्मा, परं सहस्साण मुहुत्तयाणं ॥१०॥ "-ઉપજાતિ

[ वैक्रिये नाम महाभितापे एकायते पर्वतेऽन्तरिक्षे ।
हन्यन्ते तत्र बहुक्रूरकर्माण परं सहस्राणां मुहूर्तकानाम् ॥ ]

૨ અત્ર જઘન્યથી અને ઉત્કૃષ્ટથી એવા બે ભેદો પાડવાની જરૂર નથી, કેમકે અસંખ્યાતના અસંખ્યાત પ્રકારો છે આ પ્રમાણે અન્યત્ર પણ ઘટાવી લેવું

જોકે એના સ્વામીઓની સંખ્યા અનંતની છે, કેમકે એના સ્વામીઓમાં સાધારણ વનસ્પતિકાયનો કે જેઓ શરીરે શરીરે અનંત છે તેમનો પણ સમાવેશ થાય છે છતાં તેમનાં શરીરો તો અસંખ્યાત જ છે. ઔદારિક શરીરોની સંખ્યાથી અનંત ગુણાં તૈજસ અને કાર્મણ શરીરો છે. આ બંનેની સંખ્યા સરખી છે, કેમકે દરેક સંસારીને એ બંને હોય છે.

## શરીરનો વિરહ-કાલ—

એક જીવ આશ્રીને ઔદારિક શરીરનો જઘન્યથી વિરહ-કાલ એક સમયનો છે, જ્યારે ઉત્કૃષ્ટથી તે ૩૩ સાગરોપમ ઉપરાત એક અંતર્મુહૂર્તનો છે. [1]વૈક્રિય શરીરનું જઘન્યથી આંતરૂં અંતર્મુહૂર્તનું છે, જ્યારે ઉત્કૃષ્ટથી તે વનસ્પતિની [2]કાય-સ્થિતિ જેટલું એટલે કે આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલા પુદ્ગલ-પરાવર્ત જેટલું છે આહારકનું જઘન્ય અંતર અંતર્મુહૂર્તનુ છે, જ્યારે એનું ઉત્કૃષ્ટ અંતર અર્ધ પુદ્ગલ-પરાવર્ત જેટલું છે, કેમકે ચારિત્રની ફરીથી પ્રાપ્તિ થવામાં ઉત્કૃષ્ટથી આટલો વિલંબ સંભવે છે. કાર્મણ અને તૈજસ શરીરોના સંબંધમાં અંતર નથી. અનેક જીવો આશ્રીને આહારક સિવાયનાં ચાર શરીરો પરત્વે વિરહ-કાલ ન હોય; આહારક શરીરને ઉદ્દેશીને જઘન્યથી વિરહ-કાલ એક સમયનો છે, જ્યારે ઉત્કૃષ્ટથી તે છ મહિનાનો છે,[3] જોકે **જીવસમાસ** પ્રમાણે તો તે વર્ષ-પૃથક્ત્વનો છે.

## કયાં શરીરો અપ્રતિઘાતક છે ?—

તૈજસ અને કાર્મણ શરીરની ગતિ અસ્ખલિત છે એટલે કે તેઓ લોકના એક છેડાથી બીજા છેડા સુધી વગર અટકાયતે (અપ્રતિઘાતપણે) જઇ શકે છે. ગમે તેવી વસ્તુમાથી પણ તેઓ પસાર થઇ જઇ શકે છે. આખા લોકમાં કોઇ પણ સ્થળે તેઓ પ્રતિઘાત પામતા નથી. વજ્ર જેવી કઠિન વસ્તુમાં પણ એ પ્રવેશ કરી શકે છે. મૂર્ત વસ્તુનો મૂર્ત વસ્તુથી પ્રતિઘાત થાય છે, પરંતુ આ નિયમ સ્થૂળ પદાર્થો આશ્રીને છે. સૂક્ષ્મ વસ્તુ પ્રતિઘાત પામ્યા વિના જ દરેક સ્થાને પ્રવેશ કરી શકે છે એ વાત લોહ-પિંડમાં થતા અગ્નિના પ્રવેશથી સુવિદિત છે. આથી અત્યંત સૂક્ષ્મ એવાં તૈજસ અને કાર્મણ શરીરોની સમસ્ત લોકમા અસ્ખલિત ગતિ હોય તો તેમા શી નવાઇ છે ? વૈક્રિય અને આહારક શરીરો પણ કેટલેક અંશે અપ્રતિઘાતક કહી શકાય; કેમકે ત્રસ-

---

૧ કોઇ ચારિત્રી વૈક્રિય શરીર કરી સ્થિતિના ક્ષયને લીધે અંતર્મુહૂર્ત જીવી અવિગ્રહરૂપે અનુત્તર વિમાનમા ઉત્પન્ન થાય એ આશ્રીને આ કથન છે.

૨ એકના એક કાયમા મૃત્યુ પામીને ફરી ફરીને ઉત્પન્ન થતા જેટલો સમય જાય તે ‘ કાય-સ્થિતિ ’ કહેવાય છે.

૩ સરખાવો—

“ आहारगाइं लोए छम्मासा जा न होंति वि कयाई ।
उक्कोसेणं नियमा एक्कं समयं जहन्नेणं ॥ ”

[ आहारकाणि लोके षण्मासान् यावन्न भवन्त्यपि कदाचित् ।
उत्कर्षेण नियमादेकं समयं जघन्येन ॥ ]

નાડી સુધીમા તેને રોકનાર કોઇ નથી, ફક્ત ત્રસ-નાડીની બહાર તેઓ જઇ શકે નહિ. આ પ્રમાણે તેમની ગતિ સર્વત્ર અસ્ખલિત નહિ હોવાથી **તત્ત્વાર્થસૂત્ર** ( અ. ૨, [1]સૂ. ૪૧ )માં તૈજસ અને કાર્મણ શરીરોનો જ અપ્રતિઘાતક તરીકે ઉલ્લેખ છે.

## શરીરનાં પ્રયોજનો—

ધર્મ-અધર્મનું ઉપાર્જન, સુખ-દુઃખનો અનુભવ તથા કેવલજ્ઞાન અને મોક્ષની પ્રાપ્તિ એ ઔદારિક શરીરના પ્રયોજન છે. એક રૂપ કે અનેક રૂપ ધારણ કરવાં, સૂક્ષ્મ કે સ્થૂળ આકૃતિ ધારણ કરવી, આકાશ-ગમન કરવું, સંઘને સહાયતા કરવી[2] ઇત્યાદિ કાર્યો વૈક્રિય શરીર દ્વારા થઇ શકે છે. સૂક્ષ્મ અર્થ પરત્વે ઉપસ્થિત થયેલ સદેહનું નિરાકરણ, જિનેશ્વરની ઋદ્ધિનું અવલોકન ઇત્યાદિક કાર્ય કરવામા આહારક શરીરનો ખપ પડે છે. એ આ પ્રમાણેના પ્રશસ્ત ઉદ્દેશથી બનાવાતું હોવાથી નિરવદ્ય છે. શાપ દેવો, અનુગ્રહ કરવો, ભોજનને પચાવવું ઇત્યાદિ કાર્યો [3]તેજના વિકારરૂપ કે તેજોમય એવા તૈજસ શરીર પર આધાર રાખે છે. સર્વ શરીરોના કારણરૂપ કાર્મણ શરીર અન્ય ભવમા ગમન કરવામાં કામ લાગે છે.

અત્ર એ ધ્યાનમા રાખવું કે શરીરનું મુખ્ય પ્રયોજન ઉપભોગ છે અને તે કોઇને કોઇ રીતે પાંચે શરીરો પરત્વે સંભવે છે. આથી કોઇ શંકા કરે કે આ કથન તો **તત્ત્વાર્થ** ( અ. ૨ )-ના "**निरुपभोगमन्त्यम्**" એ ૪૫ મા સૂત્રથી વિરુદ્ધ જાય છે, તો તે સમજફેરને આભારી છે. સામાન્ય રીતે 'ઉપભોગ'નો અર્થ એ છે કે કર્ણેન્દ્રિયાદિ દ્વારા શુભ, અશુભ શબ્દ વગેરે વિષયોનું ગ્રહણ કરી સુખ-દુઃખનો અનુભવ કરવો, હાથ, પગ વગેરે અવયવો દ્વારા દાનાદિ શુભ કર્મનો કે હિંસાદિ અશુભ કર્મનો બંધ કરવો, બાંધેલાં શુભ કે અશુભ કર્મોનાં ફળોનો સારો કે માઠો અનુભવ કરવો તેમજ શુભ અનુષ્ઠાન દ્વારા કર્મની નિર્જરા કરવી એ છે. ટુંકમા કહીએ તો સુખ-દુઃખને ભોગવવા, કર્મ બાધવા, કર્મ ભોગવવા અને તેની નિર્જરા કરવી એ ઉપભોગ છે. આ ઉપભોગ ઔદારિક, વૈક્રિય અને આહારક શરીર પરત્વે સહેલાઇથી ઘટે છે, કેમકે તેઓ ઇન્દ્રિય અને અવયવોથી યુક્ત છે. તૈજસ શરીર ઇન્દ્રિય અને અવયવથી રહિત હોવાથી એના સંબંધમાં આવો ઉપભોગ ઘટતો નથી છતા એને નિરુપભોગ કહેવામા આવતું નથી તેનું કારણ એ છે કે એ શરીરનો પાચન-શક્તિ અને અનુગ્રહ વગેરે કાર્યોમા ઉપયોગ થાય છે અને તેમ થતા એ દ્વારા સુખ-દુ.ખનો અનુભવ, કર્મનો બંધ વગેરે થાય છે. કહેવાની મતલબ એ છે કે સાક્ષાત્ તૈજસ શરીર પરત્વે ઔદારિકાદિ શરીરને લાગૂ પડતા ઉપભોગો નથી, પરંતુ એવા ઉપભોગોનું તૈજસ શરીર કારણ હોવાથી ઔપચારિક રીતે તેને સોપભોગ કહ્યું છે આવી બારીકાઇથી વિચારીશું તો સમજાશે કે કાર્મણ શરીર એ સર્વ શરીરોનું મૂળ છે એટલે અન્ય શરીરોના ઉપભોગ તે એના જ ગણી શકાય અને તેમ થતા એને પણ સોપભોગ કહી શકાય. આથી સમજાયું હશે

---

૧ " अप्रतिघाते " ।

૨ જુઓ શ્રીવિષ્ણુકુમારનુ ચરિત્ર

૩ જુઓ તત્ત્વાર્થ ( અ. ૨, સૂ. ૪૯ )નું ભાષ્ય ( પૃ. ૨૧૪ ).

કે અન્ય શરીરની સહાયતા વિના કાર્મણ શરીર દ્વારા સાક્ષાત્ રીતે ઔદારિકાદિ શરીરથી સાધ્ય ઉપભોગ સંભવતા નથી એથી જ એને નિરુપભોગ કહ્યું છે; બાકી પરંપરાથી ઉપભોગોનું એ સાધન છે એની કોણ ના પાડી શકે તેમ છે? આથી એ ફલિત થાય છે કે સાક્ષાત્ કાર્મણ શરીર દ્વારા સુખ–દુઃખ ભોગવાય નહિ, કર્મ બંધાય નહિ, કર્મ ભોગવાય નહિ અને કર્મ નિર્જરે પણ નહિ. આ હકીકત ૧૩૦ મા લક્ષણ દ્વારા ૪૧૭ મા પૃષ્ઠમાં સૂચવાઇ ગઇ છે.

આ સંબંધમાં **તત્ત્વાર્થરાજ૦** (પૃ. ૧૦૬)મા કહ્યુ છે કે ઇન્દ્રિય દ્વારા શબ્દાદિની ઉપલબ્ધિ તે 'ઉપભોગ' છે અને આવો ઉપભોગ કાર્મણ શરીરને સંભવતો નથી તેથી તે 'નિરુપભોગ' કહેવાય છે. વિગ્રહ–ગતિ દરમ્યાન ઇન્દ્રિયની ઉપલબ્ધિ હોવા છતા, દ્રવ્યેન્દ્રિયની નિર્વૃત્તિનો અભાવ હોવાથી શબ્દાદિ વિષયના અનુભવનો અભાવ ઘતાં કાર્મણ 'નિરુપભોગ' કહેવાય છે. તૈજસ શરીર યોગ-રૂપ નિમિત્તવાળુ પણ નથી એટલે ઉપભોગનો વિચાર કરતી વેળા એનો ખ્યાલ રાખવો અપ્રસ્તુત છે.

**તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૧૯૫ )મા કહ્યું છે કે જ્યારે ઉત્તર ગુણની પ્રતીતિવાળી લબ્ધિ ઉત્પન્ન થાય છે, ત્યારે રોષરૂપ વિષથી ધમધમાયમાન થયેલો પ્રાણી **ગોશાલક**ની માફક શત્રુ, ગ્રામ ઇત્યાદિને બાળીને ભસ્મ કરવા માટે તેજોલેશ્યાનો ઉપયોગ કરે છે અને જો તે પ્રસન્ન થયો હોય તો શીતલેશ્યાનો ઉપયોગ કરે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે તેજોલેશ્યાથી નિગ્રહ અને શીતલેશ્યાથી અનુગ્રહ કરી શકાય છે.

**શરીરોના અધિકારી—**

સર્વ તિર્યંચ અને સમગ્ર મનુષ્યોનુ (ગર્ભજ તેમજ સંમૂર્ચ્છનજ જીવોનું) શરીર ઔદારિક છે. દેવો અને નારકોનું ( ઉપપાત–જન્મ ધારીઓનું ) શરીર વૈક્રિય છે. આહારક શરીરના અધિ-કારી ચૌદ પૂર્વધારી સાધુઓ જ છે. વળી તેઓ પણ એક ભવમા વધારેમા વધારે બે વાર એ રચી શકે. [1]તૈજસ અને કાર્મણ શરીરના અધિકારી તો સમસ્ત સંસારી જીવો છે.

વૈક્રિય શરીરના સંબંધમા સમજવું કે દેવો અને નારકોને જન્મથી જે શરીર હોય છે તે સ્વાભાવિક જાણવું. તે સિવાયનુ તીર્થંકરના [2]કલ્યાણકાદિ પ્રસંગે બનાવેલું [3]ઉત્તર વૈક્રિય શરીર

---

૧ સરખાવો **પ્રવચનસારોદ્ધાર**ની નિમ્ન–લિખિત ગાથાઃ—

" **चत्तारि य वाराओ चउदसपुव्वी करेइ आहारं ।**
**संसारम्मि वसतो एगभवे दोन्नि वाराओ ॥ १५८२ ॥** "

[ **चतुरश्च वारांश्चतुर्दशपूर्वी करोत्याहार( रकम् ) ।**
**संसारे वसन्नेकभवे द्वौ वारौ ॥** ]

૨ આની માહિતી માટે જુઓ **સ્તુતિચતુર્વિંશતિકા** ( પૃ. ૩૦–૩૩ ).

૩ ' ગ્રૈવેયક ' અને ' અનુત્તર ' વિમાનવાસી દેવોને ઉત્તર વૈક્રિય શરીર હોતું નથી, કેમકે તેમને એવું શરીર બનાવવાનુ કશુ કારણ પડતું નથી.

વૈભાવિક જાણવું. દેવ અને નારક સિવાયના અન્ય જીવો જો તથાવિધ લબ્ધિશાળી હોય તો તેમને પણ વૈક્રિય શરીર સંભવી શકે છે. આવું શરીર [1]કેટલાક બાદર પર્યાપ્ત વાયુકાય જીવોને હોય છે. વળી સંજ્ઞી તિર્યંચ તેમજ પચેન્દ્રિય પણ એવું શરીર પ્રાપ્ત કરી શકે. શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તપ કરીને જે પ્રાણીઓએ લબ્ધિ ઉપાર્જન કરી હોય, તે પ્રાણીઓ તૈજસ શરીર દ્વારા તેજોલેશ્યાનુ તેમજ શીતલેશ્યાનું કામ કાઢી શકે છે.[2]

## શરીરોનો વિષય ( ગતિ )—

ઔદારિક [3]શરીરની ઉત્કૃષ્ટ તિર્યક્ ગતિ '[4]રુચક 'ગિરિ સુધી છે. આ હકીકત [5]જંઘાચારણ મુનિ આશ્રીને જાણવી; [6]વિદ્યાચારણ તેમજ ખેચરો ( વિદ્યાધરો )ને આશ્રીને તો ઉત્કૃષ્ટ

---

૧ સરખાવો પ્રજ્ઞાપનાની વૃત્તિના ૪૧૬ મા પત્રગત નિમ્ન-લિખિત અવતરણ—

" तिण्हं ताव रासीणं वेउव्वियलद्धी चेव नत्थि, बायरपज्जत्ताणं पि सखेज्जइ-भागमेत्ताण । "

[ त्रयाणां तावद् राशीनां वैक्रियलब्धिश्चैव नास्ति, बादरपर्याप्तानां संख्यातभागमात्राणाम् ।' ]

અર્થાત્ અપર્યાપ્ત સૂક્ષ્મ વાયુકાય, પર્યાપ્ત સૂક્ષ્મ વાયુકાય અને અપર્યાપ્ત બાદર વાયુકાય એ ત્રણને વૈક્રિય લબ્ધિ નથી તેમજ વળી ફક્ત સંખ્યાત ભાગવાળા પર્યાપ્ત બાદર વાયુકાયને પણ નથી; એ સિવાયના પર્યાપ્ત બાદર વાયુકાયને જ એ લબ્ધિ છે.

૨ જુઓ 'શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહનો પ્રથમ વિભાગ' ( પૃ. ૭૭-૭૯ ).

૩ અત્ર શરીરથી શરીરધારી સમજવા.

૪ એ તેરમા ' રુચક ' દ્વીપમા આવેલો પર્વત છે

૫ અતિશય સહિત જવા આવવાની જે શક્તિ તે ' ચારણ-લબ્ધિ ' કહેવાય છે આવી લબ્ધિશાળી વ્યક્તિઓના ( ૧ ) જંઘાચારણ અને ( ૨ ) વિદ્યાચારણ એવા બે વર્ગો પડે છે. કરોળિયાની જાળના તાંતણાથી બનાવેલ પુટક-તંતુઓ ( લુતા-તંતુ )ની મદદથી કે સૂર્યના કિરણોની સહાયતાથી બને જંઘાએ આકાશ-માર્ગે જે ચાલી શકે તે ' જંઘાચારણ ' કહેવાય છે અતિશય પૂર્વક નિરંતર અટ્ઠમની તપશ્ચર્યા કરવાથી આ લબ્ધિ પ્રાપ્ત થાય છે આવી લબ્ધિથી યુક્ત જંઘાચારણ મુનિ એક પગલે અહીંથી તેરમા ' રુચક ' દ્વીપે જઇને ત્યાના ચૈત્યોને વંદન કરી, ત્યાથી પાછા ફરતા બીજા પગલે આઠમા ' નંદીશ્વર ' દ્વીપે આવી ત્યાના ચૈત્યોને વંદન કરી ત્યાથી ત્રીજે પગલે જ્યાથી ગયા હોય ત્યા પાછા આવે. આ તિર્યગ્-ગમન આશ્રી સમજવું. ઊર્ધ્વ દિશા આશ્રીને તો જંઘાચારણ અહીંથી એક પગલે ' પાંડુક ' વનમા જઇ ત્યાના ચૈત્યોને વંદન કરી, ત્યાથી પાછા ફરતા બીજે પગલે ' નંદન ' વનમા આવી, ત્યાના ચૈત્યોને વંદન કરી, ત્રીજે પગલે જ્યાથી ગયા હોય ત્યા પાછા આવે.

૬ કોઇ વિવક્ષિત આગમરૂપ વિદ્યાની મુખ્યતાએ ગમનાગમન કરનાર ' વિદ્યાચારણ ' કહેવાય છે. આવી શક્તિ મેળવવા માટે યથાવિધિ અતિશય પૂર્વક નિરંતર છટ્ઠની તપશ્ચર્યાની આવશ્યકતા છે. આવી લબ્ધિથી યુક્ત વિદ્યાચારણ મુનિ એક ડગલે ' માનુષોત્તર ' પર્વત ઉપર જઇને ત્યાના ચૈત્યોને વંદન કરે, ત્યાથી બીજે પગલે 'નંદીશ્વર' દ્વીપે જઇ ત્યાના ચૈત્યોને વંદન કરે અને ત્યાથી ત્રીજે પગલે જ્યાથી ગયા હોય ત્યા પાછા આવે. આ તિર્યગ્-ગમન સમજવું ઊર્ધ્વ-ગમન માટે તો એમ કહેવાય છે કે પહેલે પગલે તેઓ 'નંદન' વન જાય અને ત્યાના ચૈત્યોને વંદન કરી બીજે પગલે 'પાંડુક' વન-

તિર્યક્ ગતિ [1]'નંદીશ્વર' દ્વીપ સુધીની સમજવી. ત્રણેમાંથી ગમે તેનું ઉત્કૃષ્ટ ઊર્ધ્વ ગમન તો પાડુક વન સુધી જ બતાવવામા આવે છે. વૈક્રિય શરીરની ગતિ [2]અસંખ્યાત દ્વીપ-સમુદ્ર પર્યંત સમજવી. આહારક શરીરની ગતિ '[3]મહાવિદેહ' ક્ષેત્ર સુધી જાણવી. તૈજસ અને કાર્મણની ગતિ તો લોક પર્યંત જાણવી, કેમકે આ શરીરો તો ભવાંતરમાં પણ પ્રાણીની સાથેને સાથે જાય છે.

## તૈજસ શરીરની અનાદિતા પરત્વે મત-ભેદ—

**તત્ત્વાર્થ** ( અ. ૨, સૂ. ૪૩ )ના ભાષ્ય ( પૃ. ૨૦૦ )માં **શ્રીઉમાસ્વાતિ** નિર્દેશે છે તેમ કેટલાક આચાર્યો નયવાદની અપેક્ષાએ એમ કહે છે કે એકલું કાર્મણ શરીર જ આત્મા સાથે અનાદિ સંબંધવાળું છે. તૈજસ શરીર તો લબ્ધિની અપેક્ષા રાખે છે અને આ લબ્ધિ કંઇ સૌ કોઇને હોતી નથી, કિન્તુ કોઇકને જ હોય છે. આ સંબંધમા **શ્રીસિદ્ધસેન**ગણિકૃત ભાષ્યાનુ-સારિણી ટીકા ( પૃ. ૨૦૨–૨૦૨ ) જોવાથી વિશેષ પ્રકાશ પડે તેમ છે ગ્રન્થ-ગૌરવના ભયથી અહીં તો એના સારાંશરૂપે એટલું જ નિવેદન કરવું બસ થશે કે **ઋજુસૂત્ર** નયને અવલબીને

---

મા જાય ત્યાના ચૈત્યોને વંદન કરી, ત્રીજે પગલે ત્યાથી પાછા ફરી જ્યાથી ગયા હોય ત્યાં પાછા આવે આ હકીકત **પ્રજ્ઞાપના**ની વૃતિના ૪૨૫ મા પત્રમા અવતરણરૂપે આપેલી ગાથાઓના આધારે રજુ કરી છે.

૧ લોકના અધો-લોક, મધ્યમ-લોક અને ઊર્ધ્વ-લોક એવા ત્રણ વિભાગો છે ( આની આકૃતિ, ઊચાઇ વગેરેના વર્ણન માટે જુઓ **ઋષભ-પંચાશિકા**ના સ્પષ્ટીકરણનુ પાચમું પાનું). તે પૈકી મધ્યમ-લોક કે જેને 'તિર્યગ્-લોક' પણ કહેવામા આવે છે તેમા અસખ્ય દ્વીપો અને સમુદ્રો છે. આ બધા દ્વીપો અને સમુદ્રોની વચ્ચોવચ્ચ ' જબૂદ્વીપ ' આવેલો છે. આને જો આપણે ઘટીના પડની ઉપમા આપીએ તો એને ચારે બાજુએ વીંટીને રહેલા ' લવણ ' સમુદ્રને ઘટીના થાળાની ઉપમા અપાય. આ સમુદ્ર ' ધાત-કી' ખંડથી વેષ્ટિત છે. એ 'ધાતકી' ખંડ ' કાલોદધિ'થી, 'કાલોદધિ' 'પુષ્કર'થી, અને 'પુષ્કર' 'પુષ્કરોદ' સમુદ્રથી વેષ્ટિત છે આ સમુદ્ર પછી અનુક્રમે ' વરુણવર ' દ્વીપ, ' વરુણોદ ' સમુદ્ર, ' ક્ષીરવર ' દ્વીપ, ' ક્ષીરોદ ' સમુદ્ર, 'ઘૃતવર' દ્વીપ, ' ઘૃતોદ ' સમુદ્ર, ' ઇક્ષુવર ' દ્વીપ અને ' ઇક્ષૂદ ' સમુદ્ર છે. 'ઇક્ષૂદ' સમુદ્ર પછી ' નદીશ્વર ' દ્વીપ છે એટલે એ આઠમો છે આના પછી ' નંદીશ્વરોદ ' છે. આના પછી જે નામનો દ્વીપ છે તે જ નામનો સમુદ્ર છે અને વિશેષમા છેલ્લા 'સ્વયભૂરમણ' સમુદ્રને છોડીને બાકી બધા સમુદ્રોના પાણીનો સ્વાદ શેરડીના રસ જેવો છે

નદીશ્વરોદ બાદ અરુણવર, અરુણાવાસ, કુડલવર, શંખવર, અને રુચકવર એ પ્રમાણેના દ્વીપો તે તે નામના સમુદ્રથી વેષ્ટિત છે. આ પ્રમાણે **અનુયોગદ્વાર**ની ચૂર્ણિ (પૃ ૩૫)મા કહ્યું છે એટલે એ પ્રમાણે 'રુચકવર' દ્વીપ તેરમો છે; **અનુયોગદ્વાર** ( સૂ. ૧૦૩ ) પ્રમાણે તો તે અગ્યારમો છે.

૨ ' રુચકવર ' દ્વીપ સુધીના નામો તો આપણે જોયા, કિન્તુ દ્વીપો અને સમુદ્રો અસંખ્યાત હોવાથી તે સર્વેના નામનો ઉલ્લેખ અશક્ય છે એટલે એ પૈકી કેટલાકના જ નામો સૂચવાય છે. જેમકે ' રુચકવર ' દ્વીપ પછી, અસખ્ય દ્વીપો અને સમુદ્રો મૂકયા બાદ ' ભુજગવર ' દ્વીપ આવે છે. એના પછી પણ અસંખ્ય દ્વીપો અને સમુદ્રો મૂકયા બાદ ' કુશવર ' દ્વીપના દર્શન થાય છે. ત્યાર બાદ એવી રીતે વિચારતા ' ક્રૌંચવર ' દ્વીપ આવે છે અને ત્યાર બાદ છેક અંતમા ' સ્વયભૂરમણ ' દ્વીપ છે.

૩ જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા**નું સ્પષ્ટીકરણ ( પૃ. ૩૬ )

મતાંતર ઉદ્ભવતો હોય એમ જણાય છે. વળી આવી માન્યતાવાળાનું એ કથન છે કે લબ્ધિ વિના પણ આહારને પચાવવાની જે શક્તિ જોવાય છે તે કાર્મણ શરીરને લીધે જ છે, કેમકે શરીર કર્મને લીધે ઉષ્ણ છે. વળી કાર્મણ શરીરમા અનેક શક્તિઓ રહેલી છે અને એથી કરીને એ વિશ્વકર્માનું અનુકરણ કરે છે. આ પ્રમાણે કાર્મણ શરીર તૈજસ શરીરનું કામ બજાવે છે તો એ અપેક્ષાએ કાર્મણ શરીરને 'તૈજસ' પણ કહેવામાં આવે તોપણ તેમાં કશો વાંધો આવતો નથી.

## શરીરો અને આત્માનો સંબંધ—

તૈજસ અને કાર્મણ શરીરો આત્માના જાણે પરમ શત્રુ હોય (છે જ) તેમ તેનો પીછો છોડતાં નથી, કેમકે એ શરીરો આત્માની સાથે અનાદિ કાળથી સંબંધ ધરાવે છે. અત્ર કોઇને એવી શંકા ઊઠે કે જ્યારે આ શરીરો આત્મા સાથે અનાદિ કાળથી સંયુક્ત છે તો પછી એ શરીરોનો સર્વથા નાશ કેમ થઇ શકે અને જ્યારે તેનો નાશ ન થાય તો પછી મુક્તિની તો વાત જ શી ? આના સમાધાનમાં સમજવું કે કોઇ પણ કર્મ-વ્યક્તિ આત્માની સાથે અનાદિ કાળથી સંયુક્ત નથી, કેમકે આત્મા સાથે પ્રતિક્ષણે નવાં નવા કર્મ બંધાતા જાય છે અને જુનાં જુનાં ખરતાં જાય છે. પરંતુ પૃથક્ પૃથક્ કર્મના સંયોગોનો પ્રવાહ આત્મા સાથે અનાદિ કાળથી સંબંધ ધરાવે છે.

કહેવાની મતલબ એ છે કે જેમ અમુક ઝાડ અમુક બીજમાંથી ઉત્પન્ન થયું, તે બીજ વળી અમુક ઝાડમાંથી ઉત્પન્ન થયું, તે અમુક ઝાડ વળી અમુક બીજમાંથી ઉત્પન્ન થયું એમ વિચારતા અર્થાત્ કાર્ય-કારણરૂપ સંબંધની સામાન્ય વિવક્ષા કરતાં બીજ અને ઝાડ વચ્ચે અનાદિ સંબંધ છે, કિન્તુ આ બીજમાથી ઝાડ થયું, આ ઝાડનું તે બી હતું એમ વિશેષ અપેક્ષાએ વિચારતાં એ બેનો સંબંધ સાદિ છે, તેમ તૈજસ અને કાર્મણ શરીરોનો ફરી ફરીને થનારાં નિમિત્ત અને નૈમિત્તિકની સંતતિની અપેક્ષાએ અનાદિ સંબધ છે, જ્યારે વિશેષ અપેક્ષાએ સાદિ સંબંધ છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે સાદિ કે અનાદિ સંબંધ એકાંતથી નથી. કોઇ પણ જીવનો કાર્મણ શરીર સાથે એકાંતથી સાદિ સંબંધ નથી, કેમકે આત્યંતિક શુદ્ધિથી વિભૂષિત આત્માને અભિનવ શરીર સાથે કારણ વિના સંબંધ હોઇ શકે જ નહિ. વળી એકાંતથી સાદિ સંબંધ થયો એ સ્વીકારતાં મુક્ત જીવોને પણ એકાએક શરીર પ્રાપ્ત થાય અને તેમ થતાં તેમના મુક્તત્વ ઉપર પાણી ફરી વળે. વળી તૈજસ અને કાર્મણનો એકાતથી અનાદિ સંબંધ પણ નથી, કેમકે જો તેમ હોય તો તેનો કદાપિ નાશ ન થાય. જેમકે આકાશ એકાતે અનાદિ છે તો તેનો નાશ નથી. આથી એ ફલિત થાય છે કે જે ભાવાત્મક પદાર્થ વ્યક્તિરૂપે અનાદિ હોય તેનો જ નાશ થતો નથી, જેમકે પરમાણુનો.

આ ઉપરથી જોઇ શકાય છે કે આત્માની સાથે દરેક કર્મ-વ્યક્તિનો સંબંધ આદિમાન્ છે. કોઇ કર્મવ્યક્તિ આત્માની સાથે સર્વદા સ્થાયી રહેતી નથી. જ્યારે આમ બાબત છે, ત્યારે પ્રબળ શુક્લ ધ્યાન દ્વારા કર્મનો સમૂળ નાશ થાય એ માનવામાં વાંધો રહે છે ખરો ?

ઔદારિક અને વૈક્રિય શરીરની સાથે તો આત્મા તે જ ભવમાં સંબંધ છોડી દે છે. આહારકનો ઉત્કૃષ્ટ કાળ અંતર્મુહૂર્તનો છે એટલે એ તો એક ભવ સુધી પણ આત્મા સાથે સંબંધ રાખતું નથી. આથી કરીને પ્રવાહરૂપે આત્મા સાથે અનાદિ સંબંધ જાળવનારાં તો તૈજસ અને કાર્મણ શરીરો જ છે.

## એકી વખતે કયા જીવને કેટલાં શરીર હોઇ શકે ?—

મુક્તાવસ્થામાં જીવને કોઇ પણ કાળે એક પણ શરીર નથી. તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિ(પૃ.૨૦૩)-માં સૂચવાયું છે તેમ કેટલાક આચાર્યનો એવો પણ મત છે કે અંતરાલગતિ દરમ્યાન કેવળ કાર્મણ શરીર હોય છે, કેમકે તૈજસ શરીર લબ્ધિ–જન્ય છે અને એ લબ્ધિનું પણ મરણ થતાં મરણ થાય છે. તેમના આ મત પ્રમાણે એમ કહી શકાય કે સંસારી જીવને ઓછામા ઓછું એક શરીર હોઇ શકે અને તે પણ જ્યારે તે સંસારી જીવ ઋજુ ગતિ કે વક્ર ગતિ દ્વારા ભવાંતર કરતો હોય ત્યારે સમજવું. [1]સાધારણ માન્યતા અનુસાર તૈજસ અને કાર્મણ શરીરોનું સંસારી જીવ સાથે અનાદિ સાહચર્ય વિચારતાં ભવાંતર દરમ્યાન સંસારી જીવને આ બે જ શરીરો હોય છે. આ સિવાયની અવસ્થા દરમ્યાન શરીર–પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ મનુષ્ય અને તિર્યંચને તૈજસ, કાર્મણ અને ઔદારિક એ ત્રણ શરીરો હોય છે, જ્યારે દેવો અને નારકોને તૈજસ, કાર્મણ અને વૈક્રિય એ ત્રણ શરીરો હોય છે. પરંતુ અત્ર એ ધ્યાનમા રાખવું કે શ્રુતકેવલી પ્રમુખ અપ્રમત્ત ગુણસ્થાને વર્તનારા મુનીશ્વરોને તૈજસ, કાર્મણ અને ઔદારિક શરીર ઉપરાંત આહારક શરીર પણ હોય છે. અર્થાત્ એકંદરે તેમને ચાર શરીરો સંભવી શકે છે. વળી યથાયોગ્ય લબ્ધિશાળી જીવ ( દેવતા અને નારક સિવાયના )ને તૈજસ, કાર્મણ અને ઔદારિક એ ત્રણ ઉપરાંત ચોથું વૈક્રિય શરીર હોઇ શકે.[2] આ ઉપરથી સાર એ નીકળ્યો કે કોઇ પણ કાળે કોઇ પણ જીવને વૈક્રિય તેમજ આહારક એ બે શરીરો એક સાથે સંભવી શકતા નથી.[3] અને તેમ હોવાથી કોઇ પણ સમયે કોઇ પણ જીવને પાચે પાચ શરીરો હોઇ શકે નહિ; અર્થાત્ વધારેમા વધારે ચાર શરીરો ( અને

---

૧ સરખાવો પ્રજ્ઞાપના ( પ. ૨૧ )નું નિમ્ન–લિખિત ૨૭૬ મું સૂત્ર —

" जस्स तेयगसरीरं तस्स कम्मगसरीरं णियमा अत्थि, जस्स वि कम्मगसरीरं तस्स वि तेयगसरीरं णियमा अत्थि । "

[ यस्य तैजसशरीरं तस्य कर्मक(कार्मण)शरीरं नियमादस्ति, यस्यापि कार्मणशरीरं तस्यापि तैजसशरीरं नियमादस्ति । ]

૨ જેમ ત્રણ શરીરો શરીર–પર્યાપ્તિ બાદ સંભવે છે, તેમ ચાર શરીરો છએ પર્યાપ્તિથી પર્યાપ્ત થયા બાદ સંભવે છે.

૩ સરખાવો પ્રજ્ઞાપનાના ૨૭૮ મા સૂત્રગત નિમ્નલિખિત પંક્તિ —

" जस्स वेउव्वियसरीरं तस्स आहारगसरीरं नत्थि, जस्स वि आहारगसरीरं तस्स वि वेउव्वियसरीरं नत्थि । "

[ यस्य वैकुर्विकशरीरं तस्याहारकशरीरं नास्ति, यस्याप्याहारकशरीरं तस्यापि वैकुर्विकशरीरं नास्ति । ]

તે પણ તૈજસ, કાર્મણ, ઔદારિક અને વૈક્રિય અથવા તૈજસ, કાર્મણ, ઔદારિક અને આહારક ) જાણવાં.

આથી એ સાર નીકળે છે કે તૈજસને અનાદિ સંબંધવાળું માનતાં ( ૧ ) તૈજસ-કાર્મણ, ( ૨ ) તૈજસ-કાર્મણ-ઔદારિક, ( ૩ ) તૈજસ-કાર્મણ-વૈક્રિય, ( ૪ ) તૈજસ-કાર્મણ-ઔદારિક-વૈક્રિય અને ( ૫ ) તૈજસ-કાર્મણ-ઔદારિક-આહારક એમ પાંચ વિકલ્પો છે, જ્યારે મતાંતર પ્રમાણે ( ૧ ) કાર્મણ, ( ૨ ) કાર્મણ-ઔદારિક, ( ૩ ) કાર્મણ-વૈક્રિય, ( ૪ ) કાર્મણ-ઔદારિક-વૈક્રિય, ( ૫ ) કાર્મણ-ઔદારિક-આહારક, ( ૬ ) કાર્મણ-તૈજસ-ઔદારિક-વૈક્રિય અને ( ૭ ) કાર્મણ-તૈજસ-ઔદારિક-આહારક એમ સાત વિકલ્પો છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે વૈક્રિય અને આહારક લબ્ધિનો પ્રયોગ સમકાલે સંભવતો નથી, કેમકે વૈક્રિય-લબ્ધિના પ્રયોગના સમયે અને લબ્ધિથી શરીર બનાવી લીધા પછી પણ નિયમથી પ્રમત્ત દશા હોય છે. આહારક શરીરના સંબંધમા આવી હકીકત નથી, કેમકે એનો પ્રયોગ તો પ્રમત્ત દશામાં હોય છે, કિન્તુ એ શરીરની નિષ્પત્તિ બાદ શુદ્ધ અધ્યવસાયનો સંભવ હોવાથી અપ્રમત્ત દશા પ્રવર્તે છે.[1] આથી એ પણ સ્ફુટ થાય છે કે પાંચે શરીરો એકી સાથે હોતાં નથી એ કથન આવિર્ભાવની અપેક્ષાએ છે; બાકી શક્તિરૂપે તો એ પાંચે હોઈ શકે છે, કેમકે આહારક લબ્ધિવાળા મુનિવરને વૈક્રિય લબ્ધિ પણ સંભવે છે.

વિશેષમા જેમ એક જ પ્રદીપનો પ્રકાશ એક સાથે અનેક પદાર્થો ઉપર પડે છે તેમ એક જ જીવના પ્રદેશો અનેક શરીરોની સાથે અખંડિતપણે સંબદ્ધ હોઇ શકે છે. આથી તો એક જ સમયમા એક જીવને ત્રણ કે ચાર શરીરો સાથે સંબંધ ઘટી શકે છે.

### આહારક શરીરનું વિશિષ્ટ સ્વરૂપ—

આહારક શરીર સંબંધી ટુંકમા હકીકત જોકે ૪૪૭મા પૃષ્ઠમાં આપવામાં આવી છે, છતાં એ શરીરનું સ્વરૂપ લગાર વિશેષતઃ જોઇ જઇએ. આહારક શરીરના અધિકારી સાધુ જ છે. શાસ્ત્રોના અવગાહન દ્વારા જેમણે આમર્ષ ઔષધાદિકની ઋદ્ધિ સંપાદન કરી છે તેઓ અથવા જેમણે 'આહારક'-લબ્ધિ પ્રાપ્ત કરી છે તેઓ કે ચારણ મુનિઓ અથવા મનઃપર્યવજ્ઞાનીઓ આહારક શરીર કરી શકે છે. **લોકપ્રકાશ** ( સ. ૩ )માં કહ્યું પણ છે કે—

" श्रुतावगाहादामर्षौ-षध्याद्यृद्धिः करोत्यदः ।
ःनोज्ञानी चारणो वो-त्पन्नाहारकलब्धिकः ॥१०० ॥ "

---

૧ તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિ ( પૃ. ૨૦૪ )મા કહ્યુ પણ છે કે—

" संयतः करोति वैक्रिय नियमत एव प्रमत्तस्तदा भवति, उत्तरकालं च तां लब्धिमुपजीवन् आहारकस्यापि प्रमत्तो निष्पादकः निष्पत्त्युत्तरकालं तु नियमत एवाप्रमत्तो भवतीत्यस्मात् स्वामिविशेषाद् वक्ष्यमाणान्न लब्धिद्वयमेकस्यैकदेति, आहारकलब्धिमुपजीवन्नपि शुभाध्यवसायत्वादप्रमत्त इति । "

આકાશ અને સ્ફટિકના જેવા શુદ્ધ પુદ્ગલોના બનેલા અને અનુત્તર વિમાનના દેવોથી પણ [1]અધિક કાંતિવાળા આ શરીરનો પ્રભાવ અદ્ભુત છે અતિગૂઢ તેમજ અતીન્દ્રિય વિષયમાં જ્યારે યોગીશ્વરોને સર્વજ્ઞ ભગવાન્ પાસેથી ખુલાસો મેળવવાની જરૂર પડે છે, ત્યારે અથવા તો તીર્થંકરની અપૂર્વ ઋદ્ધિ જોવાનું કુતૂહળ ઉત્પન્ન થાય છે ત્યારે અથવા અન્ય કોઇ કારણસર તેઓ વિચિત્ર પ્રકારનાં દિવ્ય પરમાણુ–પુંજનું પૂતળું બનાવે છે. આ પૂતળું 'આહારક શરીર' કહેવાય છે. એ શરીર એક હાથ જેટલું ઊંચું હોય છે. આ શરીર દ્વારા તેઓ સર્વજ્ઞ દેવ પાસે પહોંચી પોતાની શંકાનું સમાધાન મેળવે છે. આ બધું કાર્ય વિજળીના કરતાં પણ વિશેષ ઝડપથી કરી લેવામાં આવે છે. આ શરીર દ્વારા તીર્થંકરને જોતાં જ સંદેહનુ નિવારણ થઇ જાય છે અને કાર્ય પૂરૂં થતાં એ શરીર પાછું જે સ્થળમા ઔદારિક શરીરને બાધા ન પહોચે એવી રીતે ન્યાસની જેમ રાખ્યું હોય ત્યાં આવે છે. પછી યોગીશ્વર માગી લાવેલા ઉપકરણની જેમ આહારક શરીરને ત્યજી દઇને આત્મ–પ્રદેશોનો ઉપસંહાર કરી જલદી ઔદારિક શરીરમાં દાખલ થઇ જાય છે.[3]

જોકે ઔદારિકાદિ શરીરના બદ્ધ અને મુક્ત એવા ભેદ પાડી તેની સંખ્યાનો વિવિધ જીવ આશ્રીને વિચાર કરી શકાય તેમ છે, પરંતુ ગ્રંથનું કલેવર વધી જવાના ભયથી તે અત્ર ન આપતા **અનુયોગદ્વાર** ( સૂ. ૧૪૨ ) જોવા તેમજ તેના ટુંક સાર માટે અત્યારે મારે હાથે સંપાદન થતા ન્યાયાંભોનિધિ પંજાબકેસરી **શ્રીવિજયાનંદસૂરિવરકૃત નવતત્ત્વસંગ્રહ** ( પૃ. ૭–૮ ) જોવા ભલામણ છે. એટલે આ પ્રમાણે શરીરો સંબંધી આપણે જે ઊહાપોહ કર્યો છે તેનો સાર નિમ્ન–સૂચિત કોઠા દ્વારા રજુ કરી આ પ્રકરણ પૂર્ણ કરીશું.

---

૧ જુઓ પૃ. ૪૪૫.

૨ **જીવાભિગમ**ની વૃત્તિમા ટાચણરૂપે કહ્યુ છે કે—

" पाणिदयरिद्धिदंमणसुहुमपयत्थावगाहहेउं वा ।
संसयवोच्छेयत्थं गमण जिणपायमूलंमि ॥ '

[ प्राणिदयाऋद्धिदर्शनसूक्ष्मपदार्थावगाहहेतवे वा ।
संशयव्युच्छेदार्थं गमनं जिनपादमूले ॥ ]

અર્થાત્ જીવદયા, ( તીર્થંકરની ) ઋદ્ધિનુ દર્શન, સૂક્ષ્મ પદાર્થની સમજણ કે સંશયનું નિરાકરણ જેવા પ્રસંગે જિનેશ્વર પાસે જવામા આહારક શરીરનો ઉપયોગ થાય છે. **પ્રવચનસારોદ્ધાર**મા આ ગાથા થોડાક ફેરફાર સાથે નજરે પડે છે જુઓ ૨૭૩ મું દ્વાર.

૩ સરખાવો **પ્રવચનસારોદ્ધાર**ની વૃત્તિના ૪૪૫ મા પત્રગત નિમ્ન–લિખિત પંક્તિ —

' परिनिष्ठितप्रयोजनः पुनरागत्य तमेव देशं यत्र प्राग् गच्छतौदारिकमनाबाधबुद्धया न्यासकवन्निक्षिप्त स्वप्रदेशजालावबद्धं तदवस्थमास्ते, ततो याचितोपकरणवद् विमुच्याहारकमुपसंहृत्यात्मप्रदेशजालं द्रागौदारिकमेवानुप्रविशति । '

## કારણાદિકૃત ૧૧ વિશેષતા પૂર્વક શરીરોનું યંત્ર.

| શરીરનું નામ | કારણકૃત વિશેષ ( પુદ્ગલ-પરિણામ ) | પ્રદેશ ( એક સ્કંધમાં ) | સ્વામી | વિષય ( ગતિ ) | પ્રયોજન | ઉત્કૃષ્ટ અવગાહના ( ઊંચાઇ) | કેટલા આકાશ-પ્રદેશમાં ? | સ્થિતિ | અલ્પ-બહુત્વ | અંતર (અનેક જીવ આશ્રીને) | ઉત્કૃષ્ટ અંતર (એક જીવ આશ્રીને) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઔદારિક | અત્યંત સ્થૂળ પુદ્ગલો | અભવ્યથી અનંત ગુણા, સિદ્ધથી અનંતમે ભાગે | સર્વ તિર્યંચ અને સર્વ મનુષ્ય | ઊંચે-પંડુક વન સુધી તિર્યક્-રુચક પર્વત સુધી | ધર્મ-અધર્મનું ઉપાર્જન, મોક્ષની પ્રાપ્તિ ઇત્યાદિ | એક હજાર યોજનથી કંઇક અધિક | આહારકથી સંખ્યાત ગુણા | જઘન્ય-અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ-૩ પલ્યોપમ | વૈક્રિયથી અસંખ્ય ગુણ | ૦ | ૩૩ સાગરોપમ ઉપરાંત અંતર્મુહૂર્ત |
| વૈક્રિય | ઔદારિકથી સૂક્ષ્મ, આહારક કરતા સ્થૂળ | ઔદારિકથી અસંખ્ય ગુણા | સર્વે દેવો, સર્વે નારકો, કેટલાક બાદર પર્યાપ્ત વાયુકાય, ગર્ભજ તિર્યંચ, ગર્ભજ મનુષ્ય | અસંખ્ય દ્વીપો અને સમુદ્રો સુધી | એક, અનેક રૂપો, આકાશગમન, સંઘની સહાયતા વગેરે | એક લાખ યોજન ઉપરાંત ચાર આંગળ | ઔદારિકથી સંખ્ય ગુણા | મૂળ વૈક્રિય જઘ૦ દશ હજાર વર્ષ ઉ૦ તેત્રીસ સાગરોપમ ઉત્તર વૈક્રિય જઘ૦ અંતર્મુહૂર્ત ઉ૦ અર્ધમાસ | અસંખ્ય | ૦ | આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલા પુદ્ગલ-પરાવર્ત |
| આહારક | વૈક્રિયથી સૂક્ષ્મ, તૈજસથી સ્થૂળ | વૈક્રિયથી અસંખ્ય ગુણા | કેટલાક પૂર્વધારી મનુષ્યો | મહાવિદેહ સુધી | સૂક્ષ્મ સંશયનું નિવારણ ઇત્યાદિ | એક હાથ | અસંખ્ય | જઘ૦ તેમજ ઉ૦ અંતર્મુહૂર્ત | ૯૦૦૦ કોઇક વાર | જઘ૦ એક સમય ઉ૦ છ માસ | અર્ધ પુદ્ગલ-પરાવર્ત |
| તૈજસ | આહારકથી સૂક્ષ્મ, કાર્મણથી સ્થૂળ | આહારકથી અનંત ગુણા | સર્વ સંસારી જીવો | લોકના એક છેડાથી બીજા સુધી ( પરભવ જતા ) | શાપ, અનુગ્રહ, પાચન | સંપૂર્ણ લોકાકાશ (ચૌદ રજ્જુની ઊંચાઇ ) | વૈક્રિયથી અસંખ્ય ગુણા | ભવ્યને અનાદિ સાંત અભવ્યને અનાદિ અનંત | અનંત | ૦ | ૦ |
| કાર્મણ | તૈજસથી સૂક્ષ્મ, અત્યંત સૂક્ષ્મ | તૈજસથી અનંત ગુણા | ,, | ,, | ભવાંતરમાં ગતિ | ,, | ,, | ,, | ,, | ૦ | ૦ |

આ પ્રમાણે આપણે શરીર વિષેનું વિવેચન જોયું. હવે લિંગ સંબંધી વિચાર કરીએ.

## લિંગ-વિચાર

પુરુષ-લિંગ, સ્ત્રી-લિંગ અને નપુંસક-લિંગ એમ લિંગના ત્રણ પ્રકારો છે. આથી કરીને આ અપેક્ષાએ પણ જીવના ત્રણ ભેદો પડી શકે છે.

પુરુષ-લિંગનું લક્ષણ—

**[1]मेहन-खरता-दार्ढ्य-शौण्डीर्य-श्मश्रु-धृष्टतादिचिह्नवत्त्वं पुरुषलिङ्गस्य लक्षणम्। ( १६२ )**

અર્થાત્ પુરુષ-ચિહ્ન, કઠોરતા, દૃઢતા, પરાક્રમ, દાઢી, ધૃષ્ટતા [2]ઇત્યાદિ ચિહ્નો પુરુષ-લિંગસૂચક છે.

સ્ત્રી-લિંગનું લક્ષણ—

**[3]योनि-मृदुता-ऽस्थैर्य-मुग्धता-स्तन-क्लीवतादिचिह्नवत्त्वं स्त्रीलिङ्गस्य लक्षणम्। ( १६३ )**

અર્થાત્ યોનિ, કોમળતા, અસ્થિરતા, મુગ્ધતા, સ્તન, કાયરતા [4]ઇત્યાદિ ચિહ્નો સ્ત્રી-લિંગનાં સૂચક જાણવાં.

નપુંસક-લિંગનું લક્ષણ—

**[5]मोहानलसुदीप्तत्वे सति स्तन-श्मश्रु-केशादिभावाभावसमन्वितत्वं नपुंसकलिङ्गस्य लक्षणम्। ( १६४ )**

---

૧ સરખાવો સ્થાનાંગ-વૃત્તિના ૧૦૬મા પત્ર ગત નિમ્નલિખિત પદ્ય—

" मेहनं खरता दार्ढ्यं, शौण्डीर्यं श्मश्रु धृष्टता।
स्त्रीकामितेति लिङ्गानि, सप्त पुंस्त्वे प्रचक्षते ॥ "

૨ 'ઇત્યાદિ'થી સ્ત્રીના સમાગમની અભિલાષા સમજવી.

૩ સરખાવો સ્થાનાંગ-વૃત્તિના ૧૦૬મા પત્રમા આપેલું નીચે મુજબનું અવતરણ:—

" योनिर्मृदुत्वमस्थैर्यं, मुग्धत्वं क्लीबता स्तनौ।
पुंस्कामितेति लिङ्गानि, सप्त स्त्रीत्वे प्रचक्षते ॥ "

૪ 'ઇત્યાદિ'થી પુરુષના સમાગમની અભિલાષા જાણવી.

૫ સરખાવો સ્થાનાંગની વૃત્તિના ૧૦૬મા પત્રમાનુ નીચે મુજબનુ અવતરણ:—

" स्तनादिश्मश्रुकेशादि-भावाभावसमन्वितम्।
नपुंसकं बुधाः प्राहु-र्मोहानलसुदीपितम् ॥ "

અર્થાત્ મોહાગ્નિથી પ્રદીપ્ત તેમજ સ્તનાદિથી યુક્ત હોય પરંતુ દાઢીના કેશ વગેરેથી રહિત વ્યક્તિને નપુંસક સમજવી.

'વેદ' કહો કે 'જાતિ' કહો કે 'લિંગ' કહો એ બધું એકાર્થક જ છે; કેમકે વેદ, જાતિ ઇત્યાદિ લિંગના પર્યાયો છે. આ લિંગ યાને વેદ દ્રવ્ય અને ભાવ એમ ઉભય સ્વરૂપી છે.[1] તેમાં દ્રવ્ય–વેદનો અર્થ અમુક પૌદ્ગલિક આકૃતિ છે કે જે નામ–કર્મના ઉદયનું ફળ છે. એવી રીતે ભાવ–વેદનો અર્થ માનસિક વિકાર છે કે જે મોહનીય કર્મના ઉદયનું ફળ છે. દ્રવ્ય–વેદની સાથે સાધ્ય–સાધન અથવા પોષ્ય–પોષકનો સંબંધ ધરાવનાર ભાવ–વેદ પણ ત્રણ પ્રકારનો છે. જેમકે જેથી પુરુષને સ્ત્રીના સંસર્ગ-સુખની ઇચ્છા થાય તે 'ભાવ–પુરુષ–વેદ', જેથી સ્ત્રીને પુરુષના સંસર્ગ–સુખની અભિલાષા થાય તે 'ભાવ–સ્ત્રી–વેદ', અને જેથી પુરુષ અને સ્ત્રી એ બંનેના સંસર્ગ–સુખની કામના થાય તે 'ભાવ–નપુંસક–વેદ' કહેવાય છે. આ ત્રણ ભાવ–વેદો તૃણાગ્નિ, ગોમયાગ્નિ, નગર–દાહાગ્નિ સદૃશ જાણવા[2] કહેવાની મતલબ એ છે કે પુરુષ-વેદનો વિકાર સૌથી ઓછા વખત સુધી રહે છે, સ્ત્રી–વેદનો વિકાર એનાથી વિશેષ કાળ સુધી અને નપુંસક–વેદનો વિકાર એનાથી પણ વધારે સમય સુધી રહે છે કે જે વાત આ ત્રણ દૃષ્ટાંતોથી દર્શાવાય છે.

જેમ ઘાસ જલદીથી સળગી શકે છે તેમ તે ઓલવાઇ પણ જલદી જાય છે તેવી રીતે પુરુષ–વેદનો વિકાર તેની વિશિષ્ટ શરીર–રચનાને લઈને સત્વર પ્રકટ થાય છે તેમજ સત્વર શાંત પડી જાય છે. સ્ત્રી–વેદનો વિકાર છાણાના અગ્નિ જેવો ( અને દિગંબર–મત પ્રમાણે અંગારા જેવો ) છે કે જેની વિશિષ્ટ રચનાને લીધે તે જલદી પ્રકટ થતો દેખાતો નથી તેમજ જલદી શાંત પણ થતો જોવામાં આવતો નથી. નપુંસક–વેદનો વિકાર નગર બળતું હોય તેના જેવો છે ( દિગંબર–મત પ્રમાણે તપાવેલી ઈંટના જેવો છે ) કે જે દાહ બહુ જ સમય પછી શાંત થાય છે.

---

રત્નસંચયમા નપુંસક યાને પડકના નીચે મુજબ ૭ લક્ષણો દર્શાવ્યા છે:—

"महिलासहावो सरवन्नभेओ, मोहो महंतो महुया च वाणी ।
ससद्दयं मुत्तमफेणय च, पयाणि छ पंडगलक्खणाणि ॥ १९७ ॥"

[ महिलास्वभाव. स्वरवर्णभेदो मोहो महान् मधुरा च वाणी ।
सशब्दकं मूत्रमफेनक च एतानि षट् पण्डकलक्षणानि ॥ ]

અર્થાત્ ( ૧ ) નારીના જેવો સ્વભાવ, ( ૨ ) સ્વર અને વર્ણમા ભિન્નતા, ( ૩ ) અતિશય મોહ, ( ૪ ) મીઠી વાણી, ( ૫ ) શબ્દ સહિત મૂત્ર તથા ( ૬ ) ફીણ રહિત મૂત્ર એ નપુસકના ૭ લક્ષણો છે.

-- પુરુષ, સ્ત્રી અને નપુંસક એ ત્રણેના લક્ષણો માટે સ્થાનાંગની વૃત્તિના ૧૦૬મા પત્રમા નીચે મુજબનું પદ્ય ઉદ્ધૃત કરાયેલું છે:—

"स्तनकेशवती स्त्री स्याद्, रोमशः पुरुषः स्मृतः ।
उभयोरन्तरं यच्च, तदभावे नपुंसकम् ॥"

૧ દ્રવ્ય–લોકપ્રકાશ ( સ. ૩, શ્લો. ૫૯૫ )મા આ ઉપરાત વેષરૂપ પણ લિંગ ગણાવ્યું છે.

૨ તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૧૧૦ )મા આ ત્રણને તૃણાગ્નિ, અંગાર અને ઇષ્ટિકાગ્નિની ઉપમા આપેલી છે

દેવો પુરુષ–વેદ અને સ્ત્રી–વેદ એમ બે જ વેદવાળા છે, એમને વિષે નપુંસક–વેદ હોતો નથી; નારક અને સંમૂચ્છિમ નપુંસક વેદી જ છે, જ્યારે બાકીના બધા જીવો ત્રણે વેદથી યુક્ત છે.

## આયુષ્ય–મીમાંસા

જેના વડે જીવ વિવક્ષિત ભવમાં અમુક કાળ પર્યંત ટકી શકે છે તે ' આયુષ્ય ' કહેવાય. અથવા જેના વડે જીવ નક્કી પરભવમાં જાય છે તે ' આયુષ્ય ' કહેવાય. અથવા વિવક્ષિત ભવમાં જેટલા કાળ સુધી જીવ રહે તે ' આયુષ્ય ' કહેવાય. આયુષ્ય એ બીજું કંઇ નથી પણ આયુષ્ય–કર્મ છે. એ પૌદ્ગલિક છે એટલે એ પુદ્ગલના સમૂહથી જીવ જીવે છે. આથી કરીને આયુષ્યના (૧) દ્રવ્ય–આયુષ્ય અને (૨) કાલ–આયુષ્ય એમ બે ભેદો પડે છે. જેમ તેલ વિના દીવો બળી શકતો નથી તેમ આયુષ્યના પુદ્ગલ વિના જીવ જીવી શકતો નથી. આ આયુષ્ય–કર્મના પુદ્ગલો તે ' દ્રવ્ય–આયુષ્ય ' છે. દ્રવ્ય–આયુષ્યની સહાયતાથી જીવ જે અમુક કાળ સુધી જીવી શકે છે તે કાળને ' કાલ–આયુષ્ય ' કહેવામા આવે છે. **પ્રજ્ઞાપના**માં આને ' સ્થિતિ–આયુષ્ય ' તરીકે ઓળખાવ્યું છે દ્રવ્ય–આયુષ્ય પૂર્ણ કર્યા વિના કોઇ પણ જીવનું કદી પણ મૃત્યુ થયું નથી અને થશે નહિ. આયુષ્યના જેટલા પરમાણુઓ જીવે બંધન–કાલે ગ્રહણ કર્યા હોય તે પૈકી પ્રત્યેકનો વિપાક—અનુભવ થયા વિના જીવનું મરણ થતું નથી. આ સમગ્ર પુદ્ગલોનો ક્ષય કર્યા પછી જ જીવ અન્ય ગતિમા જઇ શકે છે. એક પણ પરમાણુનો ક્ષય કરવો બાકી હોય ત્યાં સુધી જીવને વિવક્ષિત ભવમાં રહેવું જ પડે છે. કાલ–આયુષ્યની વાત આથી જુદી છે. કાલ–આયુષ્યમાં તો સેંકડો વર્ષોની સ્થિતિ ઉપાર્જન કરી હોય છતાં અંતર્મુહૂર્તમાં પણ મરણ નીપજે એમ બની શકે છે. એટલે કે આ આયુષ્યમાં તો અકાલ–મૃત્યુ માટે અવકાશ છે[1] અર્થાત્ અપવર્તના માટે સ્થાન છે. આથી એ ફલિત થાય છે કે દ્રવ્ય–આયુષ્ય ફેરફારથી રહિત છે, જ્યારે કાલ–આયુષ્ય અપવર્તનીય અને અનપવર્તનીય એમ ઉભય પ્રકારનું છે.

ભાવી જન્મના આયુષ્યનું નિર્માણ વર્તમાન સમયમાં થાય છે. તે અપવર્તનીય કે અનપવર્તનીય છે તેનો આધાર પરિણામની તરતમતા ઉપર રહેલો છે. આયુષ્ય બાધતી વેળા પરિણામ જો મંદ હોય તો આયુષ્યનો બંધ શિથિલ થાય છે. આથી શસ્ત્રનો આઘાત વગેરે બાહ્ય નિમિત્ત મળતાં બંધ–કાલની કાલ–મર્યાદા ઘટે છે એટલે કે બંધના સમયની સ્થિતિ પૂર્ણ થયા પહેલાં જ તે શીઘ્ર ભોગવાઇ જાય છે–પોતાની નિયત કાલ–મર્યાદા સમાપ્ત થયા પૂર્વે જ અંતર્મુહૂર્ત માત્રમાં જ ભોગવાઇ જાય છે. આ પ્રમાણે જેનો ભોગ–કાલ બંધ–કાલની સ્થિતિની મર્યાદાથી ઓછો હોય તે ' અપવર્તનીય આયુષ્ય ' કહેવાય છે. એનાથી ઉલટું જો આયુષ્ય બાધતી વેળા પરિણામ તીવ્ર હોય તો આયુષ્યનો ગાઢ બંધ થાય છે. એથી શસ્ત્રના આઘાત જેવા બાહ્ય નિમિત્તો મળવા છતાં બંધ–કાલની કાલ–મર્યાદા ઘટતી નથી એટલે બાંધેલી આયુષ્ય–સ્થિતિ પૂર્ણ થયા બાદ જ જીવે

---

૧ લડાઇ, મરકી વગેરે ભયંકર આફત સમયે કેટલીક વાર સશક્ત નવ યુવાનોનુ અચાનક મરણ નીપજે છે, જ્યારે મરણોન્મુખ દશાએ પહોચેલા ધરડા જનો એ આપત્તિમા પણ જીવતા રહી જાય છે એ બનાવથી સહુ કોઇને અકાલ–મૃત્યુ છે કે નહિ એવો પ્રશ્ન ઉદ્ભવે આનો ઉત્તર હા અને ના એમ ઉભય પ્રકારે જૈન દર્શનમા મળી આવે છે

મરણ પામે છે. આ પ્રમાણે જેનો ભોગ-કાલ બંધ-કાલની સ્થિતિની મર્યાદાનું જરા પણ ઉલ્લંઘન કરતો નથી તે આયુષ્ય 'અનપવર્તનીય' કહેવાય છે.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે શસ્ત્રનો આઘાત વગેરે નિમિત્તોનું પ્રાપ્ત થવું તે 'ઉપક્રમ' છે; ભલે પછી એની અસર થાય કે નહિ. આથી સમજાય છે કે અપવર્તનીય આયુષ્ય ઉપક્રમથી યુક્ત યાને સોપક્રમ જ છે, જ્યારે અનપવર્તનીય આયુષ્ય સોપક્રમ પણ હોય અને નિરુપક્રમ પણ હોય અર્થાત્ એ આયુષ્યની સ્થિતિ-મર્યાદાને આઘાત પહોંચાડે એવાં બાહ્ય નિમિત્તો પ્રાપ્ત થાયે ખરાં ને ન પણ થાય; પરંતુ આવાં નિમિત્તો મળવા છતા અનપવર્તનીય આયુષ્ય નિયત કાલ-મર્યાદાની પહેલાં પૂર્ણ થતું નથી. આથી એ સારાંશ નીકળે છે કે અપવર્તનીય આયુષ્યવાળાને શસ્ત્રાદિ કોઇને કોઇ નિમિત્ત મળી જ રહે છે કે જેને લઇને તેનું અકાળ મૃત્યુ થાય છે, જ્યારે અનપવર્તનીય આયુષ્યવાળાને ગમે તેવા પ્રબળ નિમિત્તોનું સન્નિધાન હોય તોપણ તેનું અકાળ મરણ થતું જ નથી.[1] આથી આયુષ્ય-ભેદની નીચે મુજબ સ્થાપના થઇ શકે છેઃ—




આ પ્રમાણે બંનેના સ્વભાવમાં ભેદ પડવાનુ કારણ આપણે ઉપર જોઇ ગયા તેમ પરિણામની તરતમતા-અધ્યવસાયની તીવ્રતા-મંદતા છે. આ હકીકત પરત્વે તત્ત્વાર્થની બૃહદ્દવૃત્તિ (પૃ. ૨૧૯)મા કહ્યું છે તેમ, આયુષ્ય-બંધ વખતે આયુષ્ય-બંધ યોગ્ય અધ્યવસાય અતિશય તીવ્ર હોય તો આયુષ્યના ગ્રહણ કરાયેલા પુદ્ગલો અમુક અમુક ભાગમા ઘણા એકત્રિત-પિંડિત થઇ જવાથી એ આયુષ્યનો પુદ્ગલ-સમૂહ અભેદ્ય અર્થાત્ ભેદાય નહિ એવો બને છે, જ્યારે મંદ અધ્યવસાય પૂર્વક ગ્રહણ કરાયેલા આયુષ્યના પુદ્ગલો છૂટા છવાયા વહેચાઇ જવાથી તે ભેદ્ય બને છે યાને એના ઉપર ઉપક્રમનું જોર ચાલી શકે છે. જેમકે અત્યંત ગાઢ બની ઊભા રહેલા મનુષ્યોની હાર અભેદ્ય છે, જ્યારે શિથિલ રીતે ગોઠવાયેલા મનુષ્યોની હાર ભેદ્ય છે અથવા ખેડુત જે ત્રિફણીમાંથી ખેતરમાં ધાન્ય વાવે છે તેની નળીના છિદ્ર દ્વારા નાખેલાં બીજો વડે ઉત્પન્ન થયેલું ધાન્ય ખીચોખીચ હોવાથી તેમાં પશુઓનો પ્રવેશ દુઃશક્ય છે, જ્યારે છૂટા છવાયેલાં વેરાયેલાં બીથી ઉત્પન્ન થયેલું ધાન્ય વિરલ હોવાથી તેમાં પશુઓનો સહેલાઇથી પ્રવેશ થઇ શકે છે.

---

૧ સ્કંધક આચાર્યના શિષ્યોને ઘાણીમા પીલી મારી નાખવામા આવ્યા હતા આ જોઇને કેટલાક એમના મરણને અપવર્તનીય ગણે, પરંતુ વસ્તુ-સ્થિતિ તેવી નથી, કારણ કે ઉપક્રમ ફક્ત કષ્ટકારી નીવડે, કિન્તુ આયુષ્યની નિયત કાલ-મર્યાદાને જરા પણ આચ લગાડી શકે નહિ, જ-એથી આયુષ્યનો અંત ન જ આવે; આવ્યો એવો ભાસ થાય એ જુદી વાત છે.

**શંકા અને સમાધાન—**

આપણે જોઇ ગયા તેમ દ્રવ્ય–આયુષ્યમાં કશો ફેરફાર થતો નથી, કિન્તુ કાલ–આયુષ્યમાં અપવર્તના થાય છે એટલે આયુષ્ય–કર્મના પુદ્ગલોનું વર્તન એક પ્રકારનું અને તેની સ્થિતિનું વર્તન અન્ય પ્રકારનું જોવાય છે તો એનું શું કારણ છે એવી જિજ્ઞાસા ઉદ્ભવે છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો પ્રશ્ન એ છે કે આયુષ્યના સર્વ પુદ્ગલોનો ક્ષય થાય અને એની સ્થિતિનો ક્ષય બાકી રહી જાય એ કેમ બને? આનો ઉત્તર એ છે કે જેમ કોડિયામાં પૂરેલું તેલ દીવાની મોટી જ્યોતિ કરવાથી શીઘ્ર બળી જાય છે ત્યારે સર્વ તેલનો ક્ષય થયા છતા આ દીવો થોડો વખત જ બળ્યો એમ કહેવાય છે તેમ આયુષ્યના સર્વ પુદ્ગલો ક્ષય થવા છતા અમુક વ્યક્તિ બહુ ઓછો વખત જીવી–તે અકાલે મરણ પામી એવો વ્યપદેશ કરાય છે.

ધારો કે આપણી પાસે એક ૨૫ હાથની લાંબી દોરી છે. આને એક છેડેથી સળગાવીએ તો તેને બળતા જેટલો વખત લાગે તેના કરતા તેનું ગુચ્છું કરી તેને સળગાવવામાં આવે તો તેને બળી રહેતાં ઓછો વખત લાગે. એવી રીતે આયુષ્યના પુદ્ગલો પહેલા સમયે, બીજા સમયે, ત્રીજા સમયે જેમ ક્ષય પામતા જાય છે તે જ અનુક્રમ પ્રમાણે જો આ પુદ્ગલોનો ક્ષય ચાલૂ રહે તો માનો કે જે એક પુરુષ ૧૦૦ વર્ષ જીવી શકે તેમ છે, તેનો જીવન–દીપક એને બદલે થોડા વખત પછી આવો ક્રમ ન રહેતાં પહેલા કરતા વધારેના વધારે પુદ્ગલોનો પ્રતિસમય ક્ષય ચાલૂ રહેવાથી અંતર્મુહૂર્તમાં પણ ઓલવઇ જાય. આથી સંપૂર્ણ સો વર્ષ પૂરા થયા પહેલાં સો વર્ષ જીવનારનો દેહ પડ્યો એમ ખુશીથી કહી શકાય. આથી તેના દ્રવ્ય-આયુષ્યનો ક્ષય થઇ ગયો, પરંતુ તેની સ્થિતિનો ક્ષય બાકી રહી ગયો એમ સુખેથી કહી શકાય.

આ સંબંધમા એક બીજું ઉદાહરણ વિચારીએ ધારો કે આપણી પાસે કાચી (બરાબર નહિ પકવેલી) ગોળી છે. એમાથી પાણી ધીરે ધીરે ટપકી જાય છે એવામા એકાએક તેમાં ફાટ પડી જાય તો જેટલા વખતમાં પાણી ખલાસ થઇ જાય તેના કરતા આમ થવાથી પાણી શીઘ્ર વહી જાય એ દેખીતી વાત છે. તેવી જ રીતે અપક્વ (શિથિલ બંધવાળા) આયુષ્ય માટે સમજવું.

આ વિષય વિશેષ સ્પષ્ટ થાય તે માટે હજી બીજાં ઉદાહરણો વિચારીએ. ધારો કે એક ઘાસની ગંજી પડી છે. તેમાં એક બાજુએથી નાની સરખી ચીણગારી મૂકી તેને સળગાવીએ, આથી તે ચીણગારી ઘાસને ક્રમે કરીને બાળતી બાળતી આખી ગંજીને સ્વાહા કરી જશે, પરંતુ તેમા વિલંબ વધારે લાગશે. એના કરતા એ ઘાસની ગંજીને શિથિલ અને છુટીછવાઇ બનાવી ચારે બાજુથી તેને સળગાવવામાં આવે તો તે એકદમ જલદી બળી જશે.

કેટલીક વાર એમ બને છે કે એકનો એક દાખલો બે રીતે થઇ શકે છે. તેમાંની એક રીત લાંબી અને બીજી ટુંકી હોય છે. આથી કુશળ ગણિતજ્ઞ જેટલી વખતમા એ દાખલો કરી શકે તેના કરતા મતિ–મંદતાથી લાબી રીતે દાખલો કરનારને વધારે વાર લાગે એ સ્વાભાવિક છે.

આવી જ રીતે ધારો કે આપણી પાસે સરખા ભીંજવેલા બે ધોતીઆં છે. આમાંથી એકને

બરાબર છૂટું કરીને સૂકવીએ અને બીજાને વાળેલું ને વાળેલું સૂકવીએ તો જણાશે કે છૂટું કરેલું ધોતીઉં જલદી સૂકાઇ જશે, જ્યારે વાળેલા ધોતીઆને સૂકાતાં વાર લાગશે. અત્ર બંને ધોતીઆમાં જળનુ પરિમાણુ સમાન હોવા છતા તેમજ શોષણ–ક્રિયા પણુ એક સરખી હોવા છતાં ધોતીઆના સંકોચ અને વિસ્તારને લઇને એને સૂકાઇ જવામા વિલંબ અને શીઘ્રતાનો ફરક પડે છે. એ જ રીતે સમાન પરિમાણુના–સરખા પુદ્ગલવાળા અનપર્તનીય અને અપવર્તનીય આયુષ્યને ભોગવવામાં ફક્ત વિલંબ અને શીઘ્રતાનો જ તફાવત છે.

આથી એ વાત પણુ સ્ફુટ થઇ હશે કે નિયત કાલમર્યાદાની પૂર્વે આયુષ્યનો ક્ષય થતો હોવા છતાં કૃતનાશ, અકૃતાગમ અને નિષ્ફળતા એ દોષો માટે સ્થાન રહેતું નથી, કેમકે જે આયુષ્ય–કર્મના પુદ્ગલો લાંબા કાળે ભોગવી શકાય તેમ હતા તે જ એક સાથે ભોગવી લેવાય છે. વિપાક–અનુભવ થયા વિના એનો કોઇ પણુ ભાગ આત્મપ્રદેશથી છૂટતો નથી. આથી કૃતકર્મનો નાશ કે બદ્ધ કર્મની નિષ્ફળતારૂપ દોષનુ અસ્તિત્વ વંધ્યા–પુત્રના જેવું છે. વળી કર્મ અનુસાર મૃત્યુ પણુ આવે છે જ, એથી કરીને અકૃત કર્મના આગમનના દોષને માટે પણુ અવકાશ જ રહેતો નથી.

**આયુષ્ય વધારી શકાય કે ?—**

અત્ર કોઇને એવી શંકા થાય કે જેમ ઉપક્રમો દ્વારા અપવર્તનીય આયુષ્યવાળાની જીવન-દોરી ટુંકી થઇ શકે છે તેમ શું કોઇના આયુષ્યની સ્થિતિ વધી શકે ખરી ? વસ્તુ–સ્થિતિ એવી છે કે જ્યાં સુધી આયુષ્યના પુદ્ગલો અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી જ જીવ જીવી શકે છે. એનો ક્ષય થઇ ગયા બાદ એક સમય પણુ જીંદગી લંબાવવાને ચક્રવર્તી, સ્વર્ગનો સમ્રાટ્ કે તીર્થંકર દેવ પણુ સમર્થ નથી જ. પરંતુ હા, એમ બનવા જોગ છે કે કોઇ ઉપક્રમ લાગતાં આયુષ્ય તૂટી જવાનો જે પ્રસંગ આવી પડ્યો હોય તેમાંથી બચી જવાય એવો ઉપાય યોજાતાં જીવ મરતો બચી ગયો એમ લૌકિક દૃષ્ટિએ કહી શકાય. એટલે કે ઔષધાદિકના સેવનથી જીવે પોતાનું આયુષ્ય વધાર્યું એમ વ્યવહારથી મનાય; બાકી વાસ્તવિક રીતે તો તે વધારેલું ન જ કહેવાય.

પ્રસ્તુત ગ્રંથકારે આયુષ્યના અપવર્તનીય અને અનપવર્તનીય એવા બે પ્રકારો પાડયા નથી, કિન્તુ સિદ્ધાન્ત તેમજ **લોકપ્રકાશ** વગેરે ગ્રંથોના કર્તાઓની પેઠે તેમણે આયુષ્યના સોપક્રમ અને નિરુપક્રમ એ જ બે ભેદો પાડ્યા છે અને તેના લક્ષણો આપ્યા છે. પરંતુ **તત્ત્વાર્થ** ( અ. ૨, સૂ. ૫૨ )મા સૂચવેલા અપવર્તનીય અને અનપવર્તનીય એ બે ભેદોનો સોપક્રમ અને નિરુપક્રમની સાથે સંબંધ જોડી એ સૂત્રના વૃત્તિકાર શ્રી**સિદ્ધસેન**ગણિવરે જે ખુલાસો કર્યો છે તેથી આ વિષયનો વિશેષત સ્પષ્ટ બોધ થાય છે એ વાતને લક્ષ્યમાં લઇને અત્યાર સુધી આટલું સ્પષ્ટીકરણરૂપે ઉમેરી હવે ગ્રંથકારના કથન તરફ દૃષ્ટિપાત કરવામા આવે છે.

**આયુષ્યના બે પ્રકારો—**

**जीवानामायुर्द्वेधा, सोपक्रम-निरुपक्रमभेदात् ।**

અર્થાત્ સોપક્રમ અને નિરુપક્રમ એમ આયુષ્યના બે પ્રકારો છે. આથી આ અપેક્ષાએ પણ સંસારી જીવના બે ભેદો પડી શકે છે.

**સોપક્રમ આયુષ્યનું લક્ષણ—**

**आगमोक्ताध्यवसानाद्यायुःक्षयकारणैर्बहुकालेन भोग्यं यदायुरल्पकालेन भुज्यते तद्रूपत्वम्, बन्धकाले शक्यापवर्तनस्वरूपशिथिलबन्धनेन यदायुर्बद्धं तद्रूपत्वं वा सोपक्रमायुर्लक्षणम्। ( १६५ )**

અર્થાત્ ચિર કાળે ભોગવાય રહે તેમ હોય એવા જે આયુષ્યને શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલાં અધ્યવસાયાદિક આયુષ્યના ક્ષયનાં કારણો દ્વારા અલ્પ કાળમાં ભોગવી નાંખવા જેવું બનાવી શકાય તે ' સોપક્રમ આયુષ્ય ' કહેવાય છે. અથવા તો બન્ધકાલમાં જેનું બંધન દૂર કરી શકાય એવા શિથિલ બન્ધનથી બાંધેલા આયુષ્યને ' સોપક્રમ ' જાણવું. આ હકીકત કેવળ અપવર્તનીય આયુષ્યને લાગુ પડતી હોવાથી સોપક્રમ આયુષ્યની એ પણ વ્યાખ્યા રજુ કરીશું કે જે આયુષ્યના અંત સમયે ઉપક્રમ વિદ્યમાન હોય તે ' સોપક્રમ ' છે.

**નિરુપક્રમ આયુષ્યનું લક્ષણ—**

**यद् गाढनिकाचनेन बन्धकालेऽशक्यापवर्तनस्वरूपक्रमवेद्यफलकमायुर्बद्धं तद्रूपत्वं निरुपक्रमस्य लक्षणम्। ( १६६ )**

અર્થાત્ જે ગાઢ નિકાચિત કર્મ દ્વારા બન્ધ-કાલમાં બાંધેલું હોય અને એથી કરીને જેનું બન્ધન દૂર ન કરી શકાય અને જેનું ફળ ક્રમે કરી ભોગવવું પડે તેમ હોય તે 'નિરુપક્રમ આયુષ્ય' સમજવું. આ સંબંધમાં એમ કહેવું ઠીક જણાય છે કે જે આયુષ્યનો ક્ષય ઉપક્રમ વિના જ—ઉપક્રમની અવિદ્યમાન દશામાં થાય છે તે 'નિરુપક્રમ' છે નિરુપક્રમ આયુષ્ય તો અનપવર્તનીય જ છે.

**ઉપક્રમોની સંખ્યા વગેરે—**

સોપક્રમ આયુષ્યના લક્ષણમાં અધ્યવસાયાદિ ઉપક્રમો વિષે ઉલ્લેખ કરાયેલો હોવાથી એની સંખ્યા વગેરેનું સ્થળ અવલોકન કરી લેવું પ્રાસંગિક સમજાય છે. એની સંખ્યા તેમજ એના નામો દર્શાવતા આવશ્યક-નિર્યુક્તિમા કહ્યું છે કે—

" अज्झवसाण निमित्ते आहारे वेयणा पराघाए।
फासे आणापाणू सत्तविहं जिज्झए आउं ॥ ७२३ ॥ "

---

૧ છાયા—

अध्यवसाये निमित्ते (नति) आहारे वेदनाया पराघाते।
स्पर्शे आनप्राणयो. (निरोधे) सप्तविधं क्षीयते आयु ॥

૨ બૃહત-સંગ્રહણી ( ગા ૩૩૧ )મા ' भिज्जए ' એવો પાઠ-ભેદ છે.

અર્થાત્ (૧) અધ્યવસાય, (૨) નિમિત્ત, (૩) આહાર, (૪) વેદના, (૫) પરાઘાત, (૬) સ્પર્શ અને (૭) શ્વાસોચ્છ્વાસ એ સાત પ્રકારે આયુષ્ય ક્ષીણ થાય છે.

**અધ્યવસાય-ઉપક્રમના ત્રણ ભેદો—**

અધ્યવસાય ત્રણ પ્રકારના છે: (૧) રાગ-જન્ય, (૨) સ્નેહ-જન્ય અને (૩) ભય-જન્ય. તેમાં એક યુવતિ અતિશય રૂપવાન્ યુવકને જોઇ તેના ઉપર મોહિત થઇ ગઇ, પરંતુ પેલો યુવક જ્યારે ચાલ્યો ગયો ત્યારે તેના ઉપરના રાગથી તે ઝુરી ઝુરીને મરણ પામી.[1] આ રાગ-જન્ય અધ્યવસાય-રૂપ ઉપક્રમ જાણવો.

કોઇ સાર્થવાહ પરદેશથી પોતાને ઘેર આવવા નીકળ્યો. એવામા તે ઘેર આવી પહોંચ્યો તે પહેલાં એના મિત્રોએ એની પત્નીના પ્રેમની પરીક્ષા કરવા ખાતર એને ઘેર જઇ તેને ખબર આપી કે તારો પતિ ગુજરી ગયો છે. આ સાંભળી પતિના પ્રેમને વશ બનેલી તે પ્રમદાના પ્રાણ પરલોક સિધાવી ગયા. સાર્થવાહ ઘેર આવ્યો ત્યારે પોતાની પ્રાણપ્રિય પત્નીને મરેલી જાણી તેણે પણ સ્નેહને લીધે દેહ ત્યાગ કર્યો. આ સ્નેહ-જન્ય અધ્યવસાયરૂપ ઉપક્રમ છે.

શ્રીકૃષ્ણ વાસુદેવના પુત્ર **ગજસુકુમાલે** દીક્ષા ગ્રહણ કરી ત્યારે તેના સસરા **સોમિલ** બ્રાહ્મણે પોતાની પુત્રીને છતે ધણીએ રંડાયલા જેવી જાણીને ક્રોધમાં ને ક્રોધમાં **ગજસુકુમાલ** મુનિવરના મસ્તક ઉપર ધગધગતા અંગારા મૂક્યા અને તેનો પ્રાણ લીધો. પરંતુ જ્યારે નગરમાં શ્રીકૃષ્ણને પ્રવેશ કરતા તેણે દીઠા ત્યારે ભયનો માર્યો તે પંચત્વ પામ્યો. આ ભય-જન્ય અધ્યવ-સાયરૂપ ઉપક્રમ છે.

**નિમિત્ત-ઉપક્રમ—**

લાકડી, ચાબૂક, કોરડો, શસ્ત્ર વગેરેનો આઘાત કે વિષ-પાનથી મરણ થાય તે નિમિત્ત-ઉપક્રમજન્ય મરણ સમજવું.

**આહાર-ઉપક્રમ—**

અતિશય અલ્પ કે એકદમ બહુ, બહુ ભારે કે છેક લુખુ, વિકારી કે અહિતકારી એવું ભોજન કરવાથી જે મરણ થાય તે આહાર-ઉપક્રમને આભારી છે.

---

૧ આ કામની દશમી દશા છે. ભગવતી ( સૂ. ૫૦૪ )ની વૃત્તિમા કહ્યું પણ છે કે—

" चिंतेइ दट्ठुमिच्छइ दीहं नीससइ तह जरे दाहे ।
भत्तअरोयग मुच्छा उम्माय न याणई मरणं ॥ "

[ चिन्तयति द्रष्टुमिच्छति दीर्घं निःश्वसिति तथा ज्वरो दाहः ।
भक्तारोचकत्व मूर्च्छा उन्मादो न जानाति मरणम् ॥ ]

અર્થાત્ (૧) ચિંતન કરવું, (૨) જોવા ઇચ્છા ગણવી, (૩) દીર્ઘ નિશ્વાસ મૂકવો, (૪) તાવ આવવો, (૫) દાહ થવો, (૬) ભોજન ઉપર અરુચિ થવી, (૭) મૂર્ચ્છા આવવી, (૮) ઉન્માદ થવો, (૯) ભાન જતુ રહેવુ તેમજ (૧૦) મરણ થવુ એ કામની દશ દશાઓ છે

**વેદના-ઉપક્રમ—**

શૂળ વગેરે અત્યંત પીડાથી જે મરણ થાય તે વેદના-ઉપક્રમ-જન્ય સમજવું.

**પરાઘાત-ઉપક્રમ—**

ઊંડી ખાઇમા, કૂવામાં કે નદીમા પડી જવાથી થતું મરણ પરાઘાત-ઉપક્રમથી થયેલું જાણવું.

**સ્પર્શ-ઉપક્રમ—**

સાપ, વીંછુ વગેરે ઝેરી જાનવરનો સ્પર્શ થતાં—તેના કરડવાથી તેનું ઝેર ચડી જે મરણ થાય તેમા સ્પર્શ-ઉપક્રમનો હાથ ગણાય.

**આનપ્રાણ-ઉપક્રમ—**

ઘણા [1]શ્વાસોચ્છ્વાસ લેવાથી કે તદ્દન રોકી રાખવાથી નીપજતું મરણ આનપ્રાણ-ઉપક્રમને લઇને થયેલું જાણવું.

ઉપર જે નિમિત્ત-ઉપક્રમનો ઉલ્લેખ કર્યો છે તદ્ગત નિમિત્ત અનેક પ્રકારનું સંભવે છે. **આચારાંગ**ની વૃત્તિના ૧૦૩ મા પત્રમાં સાક્ષીરૂપે નોંધેલી નિમ્ન-લિખિત **આવશ્યક-નિર્યુક્તિ**ની ગાથાઓમા નીચે મુજબ તે ગણાવાયા છે.—

“ [2]**दंड कस सत्थ रज्जू अग्गी उदगपडणं विस वाला।**
**सीउण्हं अरइ भयं खुहा पिवासा य वाही य ॥ ७२५॥**
**मुत्तपुरीसनिरोहे जिण्णाजिण्णे य भोयणे बहुसो।**

---

૧ કેટલાકની એવી માન્યતા હોય એમ જણાય છે કે જીવ અમુક શ્વાસોચ્છ્વાસ પૂરા કર્યા વિના મરતો નથી. આથી કરીને મરણ-સમયે જો વધારે શ્વાસોચ્છ્વાસ બાકી રહ્યા હોય અને વખત ઓછો હોય તો તે જલદી જલદી શ્વાસ લે છે અને તેમ કરી શ્વાસોચ્છ્વાસની પ્રતિનિયત સંખ્યા પૂરી કરે છે. **કર્મપ્રકૃતિ** વગેરે ગ્રંથોમા કહ્યુ છે કે અતિશય દુઃખીને શ્વાસોચ્છ્વાસ ઘણા હોય છે અને એની આયુષ્ય-કર્મની નિર્જરા પણ ઘણી હોય છે. આ પ્રમાણેના કથનને અનુલક્ષીને ઉપર મુજબની માન્યતા ઉપસ્થિત થઇ હોય એમ ભાસે છે; બાકી એ માન્યતા શાસ્ત્રોક્ત જણાતી નથી. કેમકે શાસ્ત્ર પ્રમાણે તો આયુષ્ય-કર્મના પુદ્ગલોની સંખ્યા નક્કી થયેલી હોય છે, નહિ કે શ્વાસોચ્છ્વાસની. વળી લબ્ધિ-અપર્યાપ્ત જીવોના આયુષ્યનો અંત શ્વાસોચ્છ્વાસના વ્યાપાર વિના થાય છે એટલે આયુષ્યની સાથે શ્વાસોચ્છ્વાસના વ્યાપારની વ્યાપ્તિ નથી. બાકી જીવ જીવે ત્યા સુધી શ્વાસોચ્છ્વાસ લેવા મૂકવાનો તે વ્યાપાર કરે છે એ વાતની તેમજ આ વ્યાપાર આયુષ્યની ઉદીરણામા હેતુરૂપ સંભવે છે એ હકીકતની તો ભાગ્યે જ કોઇ ના પાડશે.

૨ છાયા—

**दण्डः कशा शस्त्रं रज्जुरग्निरुदकपतन विषं व्यालाः ।**
**शीतोष्णमरतिर्भयं क्षुधा पिपासा च व्याधिश्च ॥**
**मूत्रपुरीषनिरोधो जीर्णाजीर्णे च भोजने बहुशः ।**

घंसण घोलण पीलण आउस्स उवक्कमा एते ॥ ७२६ ॥ ”

અર્થાત્ લાકડી, ચાબૂક, શસ્ત્ર, દોરડું, આગ, પાણીમા પડવું, ઝેર, સાપ, ઠંડી, ગરમી, અરતિ, બીક, ભૂખ, તરસ, રોગ, મૂત્ર અને વિષ્ઠાનું રોકાણ, બહુશ. જીર્ણ-અજીર્ણ ભોજન, ઘર્ષણ, ઘોલન અને પીલન એ આયુષ્યના ઉપક્રમો છે

આ ઉપરથી એ પણ સ્પષ્ટ સમજાયુ હશે કે ઉપક્રમો એ પરજન્ય જ નથી, પરંતુ તે સ્વજન્ય પણ સંભવે છે.

## સોપક્રમાદિ આયુષ્યના અધિકારીઓ—

કયા જીવનું આયુષ્ય સોપક્રમ હોય છે અને કયા જીવનું આયુષ્ય નિરુપક્રમ હોય છે એનો ઉત્તર **આવશ્યકસૂત્ર**ની શ્રીહરિભદ્રસૂરિકૃત ટીકાના ૨૭૪ મા પત્રમાં અવતરણરૂપે રજુ કરાયેલી અને **શ્રાવક-પ્રજ્ઞપ્તિ**મા મૂળરૂપે નિર્દેશાયલી નિમ્ન-લિખિત ગાથાએ પૂરો પાડે છેઃ—

“ देवा नेरइया वा असंखवासाउया य तिरिमणुया ।
उत्तमपुरिसा य तहा चरिमसरीरा य निरुवकमा ॥ ७४ ॥
सेसा संसारत्था भइया [2]निरुवक्कमा व इतरे वा ।
सोवक्कमनिरुवक्कमभेदो भणियो समासेणं ॥ ७५ ॥ ”

અર્થાત્ દેવોનું, નારકોનું, અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા તિર્યંચોનું, [3]અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા માનવોનું, ઉત્તમ પુરુષોનું તેમજ [4]ચરમદેહનું આયુષ્ય નિરુપક્રમ છે, જ્યારે બાકીના સંસારી જીવોનું આયુષ્ય સોપક્રમ પણ હોય અને નિરુપક્રમ પણ હોય. આ પ્રમાણે સંક્ષેપથી આયુષ્યના સોપક્રમ અને નિરુપક્રમ એમ બે ભેદોનું કથન કરાય છે.

---

घर्षण घोलनं पीडनमायुष उपक्रमा एते ॥

૧ છાયા—

देवा नैरयिका वाऽसङ्ख्यवर्षायुषश्च तिर्यङ्मनुजाः ।
उत्तमपुरुषाश्च तथा चरमशरीराश्च निरुपक्रमाः ॥
शेषा. संसारस्था भक्ता निरुपक्रमा वा इतरे वा ।
सोपक्रमनिरुपक्रमभेदो भणित. समासेन ॥

૨ શ્રાવકપ્રજ્ઞપ્તિમા ' सोवक्कमा व इयरे वा ' એવો પાઠ-ભેદ છે.

૩ આવા મનુષ્યો યુગલિકો જ છે અને તેઓ ૧૫ કર્મ-ભૂમિ, ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અંતરદ્વીપ એમ ૧૦૧ ક્ષેત્રોમા જ ગમે ત્યા ઉત્પન્ન થાય છે. આ સિવાયના ક્ષેત્રોમા—અઢી દ્વીપની બહારના દ્વીપ-સમુદ્રમા તિર્યંચો જેમ સંભવે છે તેમ મનુષ્યો ઉત્પન્ન થતા નથી.

૪ ચરમ એટલે છેલ્લું અને દેહ એટલે શરીર. આથી ચરમદેહ એટલે છેલ્લા શરીરવાળા એટલે કે હવે પછી નહિ જન્મ ધારણ કરનારા, કિન્તુ આ વિવક્ષિત દેહનો ક્ષય થતા સીધા મોક્ષે જનારા જીવો. આ જીવો બીજા કોઇ નહિ. પણ ઉત્તમ પુરુષોની જેમ મનુષ્યો જ છે

લોકપ્રકાશ ( સ. ૩, શ્લો ૯૭ )માં ઉત્તમ પુરુષોને બદલે શલાકાપુરુષોનો ઉલ્લેખ છે અને તે પણ વળી ત્રેસઠે ત્રેસઠ હોય એમ સમજાય છે, કેમકે ત્યા કોઇ જાતનો વિશિષ્ટ નિર્દેશ નથી.

જે આયુષ્ય નિરુપક્રમ છે તે અનપવર્તનીય જ છે એ વાત આપણે ૪૭૫મા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ એટલે નિરુપક્રમ આયુષ્યના જેઓ અધિકારી છે તેઓ અનપવર્તનીય આયુષ્યના જ અધિકારી છે, પરંતુ અનપવર્તનીય આયુષ્ય તો સોપક્રમ અને નિરુપક્રમ એમ ઉભય પ્રકારનુ હોવાથી એના જે જે અધિકારી હોય તે તે બધા નિરુપક્રમ આયુષ્યવાળા જ છે એમ ન કહી શકાય. છતાં પણ અનપવર્તનીય આયુષ્યવાળા કોણ છે તે પ્રશ્ન વિચારવો અસ્થાને નથી. એટલે એના ઉત્તર માટે તત્ત્વાર્થ (અ. ૨)નું અંતિમ સૂત્ર-બાવનમું સૂત્ર નીચે મુજબ રજુ કરવામાં આવે છેઃ—

" औपपातिकचरमदेहोत्तमपुरुषासङ्ख्येयवर्षायुषोऽनपवर्त्यायुषः "

અર્થાત્ ઔપપાતિક (દેવ અને નારક), ચરમશરીરી, [1]ઉત્તમ પુરુષ અને અસંખ્યાત વર્ષ જીવનારાઓનું આયુષ્ય અનપવર્તનીય (જ) છે.આ સર્વ જીવોનું આયુષ્ય નિરુપક્રમ હોવાનું ૪૭૮મા પૃષ્ઠમાં સૂચવાઇ ગયુ છે. આ સંબંધમાં મતાતર જોવાય છે. જેમકે તત્ત્વાર્થની બૃહદ્‌વૃત્તિ ( પૃ ૨૨૧ )મા મતાંતર દર્શાવતાં કહ્યું છે તેમ કેટલાકનો એવો મત છે કે તીર્થંકરો અને દેવોનું મરણ સોપક્રમ નથી, તે તો નિરુપક્રમ જ છે, જ્યારે બાકીનાનું મરણ ઉભયથા સંભવે છે. આથી તો અસંખ્યેય વર્ષ જીવીઓનું પણ આયુષ્ય સોપક્રમ હોય એમ ફલિત થાય છે અને એ વાતને કર્મપ્રકૃતિના ઉદય-અધિકારની [2]૧૯મી ગાથાની ટીકા પણ સમર્થિત કરે છે, કેમકે ત્યાં સૂચવ્યા મુજબ અકર્મભૂમિમા જન્મેલા તિર્યંચો અને મનુષ્યોને વિષે ત્રણ પલ્યોપમના આયુષ્યવાળો જીવ ઉત્પન્ન થઇને તરત અત્યંત અલ્પ અંતર્મુહૂર્તના આયુષ્યને છોડીને બાકીના અંતર્મુહૂર્ત જેટલા ઓછા ત્રણ પલ્યોપમના આયુષ્યને સંક્ષેપી લે છે.

---

૧ ' ઉત્તમ ' શબ્દથી ભાષ્ય ( પૃ ૨૨૦ )મા તીર્થંકર, ચક્રવર્તી અને અર્ધચક્રવર્તીનો નિર્દેશ કરાયો છે; બૃહત્ ટીકા ( પૃ. ૨૨૧ )મા આ ઉપરાત ગણધર વગેરેનું પણ સૂચન કરાયુ છે તેમજ ' અર્ધચક્રવર્તી 'ની વ્યાખ્યા કરતા વાસુદેવ અને બલદેવનો પણ નિર્દેશ કરાયો છે; અને તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૧૧૧)મા 'ઉત્તમ' શબ્દથી ચક્રધર (ચક્રવર્તી) વગેરેનું ગ્રહણ કરાયું છે. વિશેષમા ત્યા 'ચરમ' શબ્દનો 'ઉત્તમ 'ના વિશેષણરૂપે નિર્દેશ કરાયો છે, કેમકે નહિ તો એના મત મુજબ અંત્ય ચક્રવર્તી બ્રહ્મદત્તનું તેમજ અંત્ય વાસુદેવ કૃષ્ણનુ આયુષ્ય અપવર્તનીય હતુ, તે કથનને સૂત્ર સાથે આથી વાધો આવે. બૃહત્ ટીકાકારનું કહેવું તો એ છે કે સૂત્રમા ' ઉત્તમ ' શબ્દ છે કે નહિ તે સંદિગ્ધ વાત છે, કેમકે એની વ્યાખ્યારૂપ ભાષ્યમા તેનો નિર્દેશ નથી, જ્યારે પૂર્વે તો ' ઉત્તમ 'થી તીર્થંકરાદિ સૂચવાયા છે. વળી જેઓ ચરમશરીરી હોય તેઓ તો ઉત્તમ પુરુષો છે જ, જોકે જેઓ ઉત્તમ પુરુષો છે તેઓ ચરમશરીરી હોય પણ ખરા અને ન પણ હોય.

૨ આ રહી તે ગાથાઃ—

" अद्धाजोगुक्कोसे वंधित्ता भोगभूमिगेसु लहुं ।
सव्वप्पजीवियं वज्जइत्तु ओवट्टिया दोण्हं ॥ "
[ अद्धायोगोत्कर्षे बद्ध्वा भोगभूमिकेषु लघु ।
सर्वाल्पजीवितं वर्जयित्वाऽपवर्तना द्वयोः ॥ ]

તત્ત્વાર્થના ભાષ્યકારનો અભિપ્રાય તો એ છે કે ઔપપાતિક અને અસંખ્યેય વર્ષજીવી જીવો નિરુપક્રમ અનપવર્તનીય આયુષ્યવાળા જ હોય છે, જ્યારે ચરમશરીરી સોપક્રમ અનપવર્તનીય અને નિરુપક્રમ અનપવર્તનીય આયુષ્યવાળા હોય છે. આ સિવાયના બધા માનવો અને તિર્યંચો સોપક્રમ અપવર્તનીય, સોપક્રમ અનપવર્તનીય અને નિરુપક્રમ અનપવર્તનીય આયુષ્યવાળા હોય છે. અત્ર ભાષ્યકારે ઉત્તમ પુરુષોના આયુષ્ય વિષે કશો નિર્દેશ કર્યો નથી એ નવાઇ જેવું છે; બાકી તેમણે રચેલી મનાતી **શ્રાવકપ્રજ્ઞપ્તિ**ની [1]૭૪ મી ગાથામાં ઉત્તમ પુરુષનું આયુષ્ય નિરુપક્રમ છે એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. એના ટીકાકાર શ્રીહરિભદ્રસૂરિ 'ઉત્તમ પુરુષ'થી ચક્રવર્તી વગેરેનો અને 'ચરમશરીર'થી તીર્થંકરાદિનો નિર્દેશ કરે છે.

**આયુષ્ય–બંધ—**

પહેલા, બીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા કે સાતમા ગુણસ્થાનક વર્તી જીવને આયુષ્યનો બંધ છે. એની આગળના ગુણસ્થાનમાં જીવનો પરિણામ એટલો સ્થિર તેમજ શુદ્ધ હોય છે કે ત્યાં આયુષ્યના બંધ માટે અવકાશ નથી.

દેવો, નારક તથા અસંખ્યેય વર્ષના આયુષ્યવાળા તિર્યંચો અને મનુષ્યો, છ માસનું આયુષ્ય [2] અવશિષ્ટ રહેતાં નિયમેન પરભવનું આયુષ્ય બાંધે છે એમ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ (પૃ. ૨૧૯ )માં કહ્યું છે. **ભગવતી** ( શ. ૧૪, ઉ. ૧, સૂ. ૫૦૨ )ની વૃત્તિના ૬૩૩ મા પત્રમાં કહ્યું છે તે પ્રમાણે તો વધારેમા વધારે છ માસ બાકી હોય ત્યારે અને ઓછામા ઓછો અંતર્મુહૂર્ત જેટલો કાળ અવશિષ્ટ હોય ત્યારે નારકો પરભવનું આયુષ્ય બાંધે છે. બાકીના જીવો પોતાના આયુષ્યનો ત્રીજો, નવમો કે સત્તાવીસમો ભાગ બાકી રહે ત્યારે નિશ્ચયે પરભવનું આયુષ્ય બાંધે છે. એકેન્દ્રિય સુધીના [3]જીવો તેમજ નિરુપક્રમ આયુષ્યવાળા પંચેન્દ્રિય જીવો નિયમેન ત્રીજો ભાગ બાકી રહેતા આયુષ્યનો બંધ કરે છે, જ્યારે સોપક્રમ આયુષ્યવાળા પંચેન્દ્રિયો માટે આવો નિયમ નથી. તેમને માટે સત્તાવીસમા ભાગ સુધી આયુષ્ય-બંધનો અવકાશ છે. આ પ્રમાણેની હકીકત **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ (પૃ ૨૧૯)મા છે. શ્રી**શ્યામાચાર્ય**નો પણ આ જ મત છે, કેમકે તેમણે કહ્યું છે કે—

---

૧ આ રહી એ ગાથા.—

' देवा नेरइया वा असंखवासाउआ य तिरिमणुआ ।
उत्तमपुरिसा य तहा चरमसरीरा य निरुवकमा ॥ "
[ देवा नैरयिका वाऽसङ्ख्यवर्षायुषश्च तिर्यङ्मनुजाः ।
उत्तमपुरुषाश्च तथा चरमशरीराश्च निरुपक्रमाः ॥ ]

૨ જેટલું આયુષ્ય બાકી રહે પરભવનું આયુષ્ય બંધાય તેટલા કાળને ' અબાધા–કાલ ' કહેવામાં આવે છે આ અબાધા–કાલ પૂરો થયા બાદ આયુષ્ય ઉદયમા આવે છે.

૩ આ નિરુપક્રમ આયુષ્યવાળા છે એમ **નવતત્ત્વવિસ્તરાર્થ** ( પૃ ૯૬ )મા ઉલ્લેખ છે.

" [1]सिय तिभागे सिय तिभागतिभागे सिय तिभागतिभागतिभागे "

લોકપ્રકાશ (સ. ૩, શ્લો. ૮૮–૮૯) પ્રમાણે તો સોપક્રમ આયુષ્યવાળા સર્વે જીવો છેવટના અંતમુહૂર્તમાં પણ આયુષ્યનો બંધ કરે છે અને મતાંતર પ્રમાણે તો સત્તાવીસમા ભાગથી પણ આગળ છેક છેલ્લા અંતર્મુહૂર્ત સુધી ત્રિભાગની કલ્પના કરાય છે.

## સ્થિતિની દ્વિવિધતા—

સ્થિતિ બે પ્રકારની છેઃ—( ૧ ) ભવ–સ્થિતિ અને ( ૨ ) કાય–સ્થિતિ. તેમાં ભવ–સ્થિતિ કહો કે આયુષ્ય કહો તે એક જ છે. કાય–સ્થિતિ એટલે તો પૃથ્વી વગેરે છ કાયો પૈકી ગમે તે એક કાયમાં ફરી ફરીથી લાગલાગટ ઉત્પન્ન થતા જેટલો સમય વ્યતીત થાય તે. આ બંનેનો વિવિધ જીવો આશ્રીને વિચાર કરી શકાય તેમ છે, પરંતુ તેનો વિશિષ્ટ વિચાર કરી શકાય તે માટે નારક વગેરેના પેટાવિભાગો જાણવાની જરૂર છે એટલે તે વાત ગતિ–પ્રકરણમાં વિચારીશું.

## કયા જીવને કેટલા પ્રાણ હોય છે ?—

આ પ્રમાણે આપણે આ પ્રથમ અધિકારમાં પાંચ ઇન્દ્રિયો, મન, શરીર અને આયુષ્ય સંબંધી યથાસાધન વિચાર કર્યો. એટલે સંસારી જીવના જે દશ પ્રાણો ગણાય છે તે પૈકી શ્વાસોચ્છ્વાસ અને વચન-બળ એ બે વિષે જ વિશેષ વિચાર કરવો બાકી રહી જાય છે, પરંતુ તે પ્રસંગાનુસાર કરી લઇશું. અત્ર તો કયા જીવને કેટલા પ્રાણ હોય છે તેનું દિગ્દર્શન **નવતત્ત્વ**ની નિમ્નલિખિત ગાથા દ્વારા કરી લઇએ.

" [2]पणिंदियत्तिबलूसा–साऊ दस पाण चउ छ सग अट्ठ ।
इगदुत्तिचउरिंदीणं, असन्निसन्नीण नव दस य ॥ ७ ॥ "

અર્થાત્ પાંચ ઇન્દ્રિયો, ત્રણ બળ ( યોગ ), શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણો છે તે પૈકી એકેન્દ્રિયને સ્પર્શનેન્દ્રિય, કાય-બલ, આયુષ્ય અને શ્વાસોચ્છ્વાસ એ ચાર પ્રાણ, દ્વીન્દ્રિયને છ અર્થાત્ આ ઉપરાંત રસનેન્દ્રિય અને વચન–બલ, ત્રીન્દ્રિયને આ ઉપરાત ઘ્રાણેન્દ્રિય એમ સાત, ચતુરિન્દ્રિયને આ ઉપરાંત નેત્રેન્દ્રિય એટલે કુલે આઠ, અસંજ્ઞી પંચેન્દ્રિયને આ ઉપરાત કર્ણેન્દ્રિય એટલે બધા મળીને નવ અને સંજ્ઞી પંચેન્દ્રિયને આ ઉપરાત મન હોવાથી દશ પ્રાણ છે.

---

૧–૨ છાયા—

स्यात् त्रिभागे स्यात् त्रिभागत्रिभागे स्यात् त्रिभागत्रिभागत्रिभागे ।
पञ्चेन्द्रियत्रिबलोच्छ्वासायुंषि दश प्राणाः चत्वारः षट् सप्ताष्टौ ।
एक-द्वि-त्रि-चतुरिन्द्रियाणामसञ्ज्ञिसञ्ज्ञिनां नव दश च ॥

## ગતિ-વિચાર

ગતિની અપેક્ષાએ જીવના ચાર ભેદો પડે છે. તે ગતિઓ નરક-ગતિ, તિર્યગ્ (તિર્યંચ)-ગતિ, મનુષ્ય-ગતિ અને દેવ-ગતિના નામથી ઓળખાય છે.[1]

**નરક-ગતિનું લક્ષણ—**

**अशुभतराशुभतमलेश्यादिपरिणामवत्त्वे सति नरकगतिनामकर्मोदयरूपत्त्वं नरकगतेर्लक्षणम् ।(१६७)**

અર્થાત્ અશુભતર અથવા અશુભતમ લેશ્યાદિ પરિણામવાળા નરકગતિરૂપ નામ-કર્મના ઉદયને ' નરકગતિ ' જાણવી.

**'નરક' શબ્દની વ્યુત્પત્તિ—**

'નરક' શબ્દની વ્યુત્પત્તિ બે રીતે **તત્ત્વાર્થરાજ**૦ ( પૃ. ૧૧૦ )માં દર્શાવાઈ છે. જેમકે

**" शीतोष्णासद्वेद्योदयापादितवेदनया 'नरान् कायन्ति–शब्दायन्त इति नरकाणि अथवा पापकृतः प्राणिन आत्यन्तिकं दुःखं नृणन्ति–नयन्तीति नरकाणि "**

અર્થાત્ શીત, ઉષ્ણ તેમજ અસાત વેદનીયના ઉદયથી આવી પડેલી પીડાથી મનુષ્યોને જે બૂમ પડાવે છે તે 'નરક' છે અથવા પાપી જીવો અતિશય દુઃખ પ્રતિ જ્યાં જીવોને લઇ જાય છે તે 'નરક' છે. એકંદર જૈન દર્શન પ્રમાણે [2]સાત નરકો છે અને તેનાં ઘર્મા, વંશા, શૈલા, અંજના, રિષ્ટા, માઘવ્યા અને માઘવી એ પ્રમાણે અનુક્રમે નામો છે.[3] આ ની સાથે સંબંધ ધરાવનારા જીવો 'નારક' કહેવાય છે નારકોની લેશ્યા પરત્વે આપણે ૩૫૩–૩૫૬ મા પૃષ્ઠમા વિચાર કરી ગયા છે. નારકોને ક્ષેત્રજન્ય, પરસ્પરજન્ય અને પરમાધાર્મિકકૃત એમ ત્રણ પ્રકારની વેદના ભોગવવી પડે છે તેનું સ્થૂળ સ્વરૂપ **શ્રીચતુર્વિંશતિજિના**૦ (પૃ. ૧૧૮–૧૧૯)માં આલેખાયેલું છે. આ ત્રિવિધ વેદના પૈકી પરમાધાર્મિકકૃત વેદનાનું ગીર્વાણ ગિરામા વૃત્તબદ્ધ વર્ણન તેમજ તેનું ભાષાંતર **ઋષભપંચાશિકા** (પૃ ૧૪૨–૧૪૫)મા અપાયેલું છે. વિશેષમાં ત્યાં નરકાવાસોની તેમજ રત્નપ્રભાદિ ભૂમિના પ્રસ્તરોની સંખ્યા તથા નારકના દેહના માન વિષે પણ આછી રૂપરેખા દોરાયલી છે એટલે અહીં બધાની પુનરાવૃત્તિ ન કરતા આવશ્યક હકીકતોની નોંધ કરવામા આવે છે. સૌથી પ્રથમ

---

૧ " धर्मार्थकाममोक्षलक्षणानि कार्याणि नृणन्ति–नयन्तीति नरा । "

૨ **વામન**-પુરાણમા ૨૧ નરકોનો નિર્દેશ છે; એના નામો માટે જુઓ **શ્રીચતુર્વિંશતિ-જિનાનન્દસ્તુતિ** ( પૃ. ૧૧૭–૧૧૮ )

૩ આ નામો **તત્ત્વાર્થ** ( અ ૩, સૂ. ૧ )ના ભાષ્ય ( પૃ ૨૩૩ ) અનુસાર જાણવા. **જીવ-સમાસ**ની બારમી ગાથા પ્રમાણે છઠ્ઠી અને સાતમી નરકના નામો મઘવતી અને માઘવતી છે. એની ટીકામા છઠ્ઠીનુ નામ 'મઘા' પણ સૂચવાયું છે

તો 'ઘર્મા' વગેરે નરકો જે ભૂમિમા આવેલ છે તેનાં અર્થાત્ એનાં ગોત્રોના રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, [1]તમઃપ્રભા[2] અને [3]મહાતમ:પ્રભા એમ અનુક્રમે નામો છે એ વાતનો ઉલ્લેખ કરીએ. આ [4]સાત ભૂમિઓનું વિશિષ્ટ સ્વરૂપ વિચારીશું તો જણાશે કે 'મેરુ' પર્વતની સમતલ ભૂમિની નીચેના નવસો યોજન પછીનો ભાગ કે જેનો આકાર ઊંધા કરેલા શકોરા જેવો એટલે નીચે નીચે વિસ્તીર્ણ એવો છે તેવા અધોલોકમા એ આવેલી છે. આ સાતે ભૂમિઓ સમશ્રેણિમાં આવેલી નથી, કિન્તુ તેઓ એક બીજાથી નીચે નીચે છે. વળી આ પ્રત્યેક ભૂમિનો આયામ અને વિષ્કંભ પણ એક સરખા નથી, પરંતુ નીચે નીચેની ભૂમિ પરત્વે તે અધિક અધિક છે એટલે કે પહેલી 'રત્નપ્રભા' નામની પૃથ્વીની લંબાઇ અને પહોળાઇ કરતા બીજી 'શર્કરાપ્રભા' નામની પૃથ્વીની લબાઇ અને પહોળાઇ અધિક છે એમ છેક સાતમી 'મહાતમઃપ્રભા' સુધી સમજી લેવું. આ હકીકત આ **સાતે ભૂમિના આયામ અને વિષ્કંભના** નીચે મુજબના **પરિમાણ** ઉપરથી જણાઇ આવે છેઃ—

'રત્નપ્રભા' આયામ અને વિષ્કંભથી એક રજ્જુ જેટલી, 'શર્કરાપ્રભા' અઢી રજ્જુ, 'વાલુકાપ્રભા' ચાર રજ્જુ, 'પંકપ્રભા' પાચ રજ્જુ, 'ધૂમપ્રભા' છ રજ્જુ, 'તમઃપ્રભા' સાડા છ રજ્જુ અને 'મહાતમઃપ્રભા' સાત રજ્જુ જેટલી છે.

## સાત ભૂમિઓની જાડાઇ—

આ ભૂમિઓની જાડાઇ તો ક્રમશઃ ઘટતી જાય છે. જેમકે પહેલી ભૂમિની જાડાઇ ૧૮૦૦૦૦ યોજન જેટલી, બીજીની ૧૩૨૦૦૦, ત્રીજીની ૧૨૮૦૦૦, ચોથીની ૧૨૦૦૦૦, પાંચમીની ૧૧૮૦૦૦, છઠ્ઠીની ૧૧૬૦૦૦ અને સાતમીની ૧૦૮૦૦૦ યોજનની છે.

આ પ્રમાણે ઉપર ઉપરની ભૂમિથી નીચે નીચેની ભૂમિનું બાહલ્ય ઓછું હોવા છતાં એનો વિષ્કંભ અને આયામ અધિક અધિક હોવાથી એનું સસ્થાન છત્રાતિચ્છત્રના જેવું એટલે કે ઉત્તરોત્તર વિસ્તીર્ણ-પૃથુતર છે.

વિશેષમાં આ સાત ભૂમિઓ એક બીજાને અડકીને રહેલી નથી, કિન્તુ એક બીજાની વચ્ચે વિશાળ અંતર છે. આ અંતરમા ઘનોદધિ, ઘનવાત, તનવાત અને મહાતમોભૂત આકાશ ક્રમવાર નીચે નીચે છે એટલે કે પહેલી નરક ભૂમિની નીચે ઘનોદધિ, એની નીચે ઘનવાત, ઘનવાતની

---

૧ 'તમસ્' નો અર્થ અંધકાર થાય છે અને 'પ્રભા'નો અર્થ પ્રકાશ થાય છે. આથી આવું નામ યોગ્ય નથી એવી કોઇ શંકા ઉઠાવે તો તે અસ્થાને છે, કેમકે અત્ર 'પ્રભા'નો અર્થ 'દીપ્તિ' નહિ, કિન્તુ પોતાનું જ તેજ અથવા સ્વસ્વરૂપ એવો કરવાનો છે

૨–૩ કેટલાક આનો 'તમા' અને 'તમસ્તમા' એ નામથી પણ વ્યવહાર કરે છે. જુઓ **જીવ-સમાસ**ની વૃત્તિ ( પૃ. ૧૩ ).

૪ આમા 'ઇષિત્ પ્રાગ્ભારા' નામની પૃથ્વી ઉમેરતા સમગ્ર લોકની આઠ ભૂમિઓ થાય છે.

નીચે [1]તનવાત અને તનવાતની નીચે આકાશ છે. આ આકાશની પછી બીજી નરક-ભૂમિ છે. આ પ્રમાણે છેક સાતમી ભૂમિ સુધી બધી ભૂમિઓની નીચે આ ક્રમપૂર્વક ઘનોદધિ વગેરે રહેલા છે. આ પ્રમાણે જે સાત ભૂમિઓ પૈકી પ્રત્યેકની નીચે જે ઘનોદધિ છે તેની જાડાઇ એક સરખી એટલે વીસ વીસ હજાર યોજન જેટલી છે. પરંતુ ઘનવાત, તનુવાત અને આકાશ સંબંધી આવી સ્થિતિ નથી. અર્થાત્ જો કે સાત ઘનવાત અને સાત તનુવાતની જાડાઇ સામાન્યતઃ અસંખ્યાત યોજન પ્રમાણ છે છતા તે બધે સરખી નથી એટલે કે પ્રથમ ભૂમિની નીચેના ઘનવાત અને તનવાતની અસંખ્ય યોજન જાડાઇથી બીજી ભૂમિની નીચેના ઘનવાત અને તનવાતની જાડાઇ અધિક છે. એ પ્રમાણે બાકીની ભૂમિઓ માટે તેમજ આકાશ પરત્વે પણ સમજી લેવું.

## રત્નપ્રભા વગેરે નામની સહેતુકતા—

પહેલી ભૂમિમાં રત્નની અધિકતા હોવાથી એને ‘ રત્નપ્રભા ’ કહેવામાં આવે છે. એ પ્રમાણે શર્કરા એટલે કાંકરાની પ્રધાનતાને લક્ષ્યીને બીજીને ‘ શર્કરાપ્રભા ’, વાલુકા એટલે રેતીની બહુલતાને લીધે ત્રીજીને ‘ વાલુકાપ્રભા ’, પંક એટલે કાદવની પ્રચુરતાથી ચોથીને ‘ પંકપ્રભા ’, ધૂમ એટલે ધૂમાડાની વિશેષતાથી પાંચમીને ‘ ધૂમપ્રભા ’, તમસ્ એટલે અંધકારની મુખ્યતાને લઇને છઠ્ઠીને ‘ તમઃપ્રભા ’ અને મહાતમસ્ એટલે ઘોર અંધકારની અધિકતાથી સાતમીને ‘ મહાતમઃપ્રભા ’ કહેવામાં આવે છે.

## રત્નપ્રભાના ત્રણ કાંડ—

રત્નપ્રભા ભૂમિના ત્રણ કાંડ યાને વિભાગ છે. પહેલા કાંડમા રત્નની અધિકતા છે. એમાં સોળ જાતના રત્નો હોવાથી એ સોળ પ્રકારનો ગણાય છે એ સૌથી ઉપર છે અને એની જાડાઇ ૧૬,૦૦૦ યોજનની છે. એની નીચેના કાંડમા કાદવની બહુલતા છે અને તેની જાડાઇ ૮૪,૦૦૦ યોજનની છે. આના આધારે પહેલો કાંડ છે. એની નીચેના ત્રીજા કાંડમાં પાણીની બહુલતા છે અને તેની જાડાઇ ૮૦,૦૦૦ યોજનની છે. એના આધારે બીજો કાંડ રહેલો છે. આ ત્રણે કાંડોની જાડાઇનો સરવાળો ૧,૮૦,૦૦૦ યોજનનો આવે છે કે જેટલી ‘ રત્નપ્રભા ’ ની જાડાઇ છે. આ પછીની બાકીની એક પણ ભૂમિમા આવા કાંડો નથી, કેમકે એમા શર્કરા, વાલુકા વગેરે છે જે જે પદાર્થો છે તે બધી જગ્યાએ સરખા છે.

## નરકાવાસોનું સ્વરૂપ—

રત્નપ્રભામા આવેલા ‘ સીમંતક ’ નરકવાસથી માંડીને તે મહાતમઃપ્રભાગત ‘ [2]અપ્રતિષ્ઠાન’ નરકાવસ સુધીના બધા નરકાવાસો છરાના જેવા વજ્રના તળિયાવાળા છે. કિન્તુ એ બધાનો આકાર કંઇ એક સરખો નથી. કોઇકનો આકાર ગોળ, તો કોઇકનો ત્રિકોણ, તો વળી કોઇકનો ચતુષ્કોણ છે. વળી કેટલાક હાલ્લા જેવા તો કેટલાક લોઢાના ઘડા જેવા છે. આ પ્રમાણે નરકાવાસોની આકૃતિમા ભિન્નતા છે

---

૧ તનવાતની જેમ તનોદધિ જેવો કોઇ પદાર્થ નથી

૨ જુઓ ઋષભપંચાશિકા ( પૃ. ૧૪૧–૧૪૨).

**પ્રસ્તરોની સંખ્યા—**

પ્રસ્તર (પ્રતર) જે માળવાળા ઘરનાં તળિયાં જેવા છે તે દરેક ભૂમિમાં છે. તેમાં પ્રથમ ભૂમિમા તેર પ્રસ્તરો છે અને ત્યાર પછીની દરેક ભૂમિમાં બબ્બે ઓછા છે એટલે સાતમી ભૂમિમાં એક જ પ્રસ્તર છે. વળી આ પ્રત્યેક ભૂમિગત પ્રસ્તરોમા પણ અંતર છે. અર્થાત્ રત્નપ્રભાના તેર પ્રસ્તરો પૈકી પહેલા અને બીજા વચ્ચે અવકાશ યાને આતરૂં છે. આ આંતરામા કોઇ નારકનો નિવાસ નથી, પરંતુ તેનું નિવાસ્થાન તો પ્રસ્તર જ છે કે જે દરેકની જાડાઇ ત્રણ ત્રણ હજાર યોજનની છે.

**નારકોના પરિણામ વગેરે—**

સાતે ભૂમિઓમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ આદિ અનેક જાતના પૌદ્ગલિક પરિણામો ઉત્તરોત્તર અધિક અધિક અશુભ છે. એવી જ રીતે એ ભૂમિઓનાં શરીર પણ અશુભ નામકર્મના ઉદયથી અશુભ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ અને સંસ્થાનવાળાં તેમજ અધિક અધિક અશુચિ અને બીભત્સ છે. દુઃખથી છૂટવા માટે અને સુખ મેળવવા માટે નારકો વૈક્રિય લબ્ધિઓનો પ્રયોગ કરે છે, પરંતુ તેમનો પાસો અવળો જ પડે છે અને તેથી તેઓ વિશેષ દુઃખી થાય છે. આ પ્રમાણે નારકો નિરંતર અશુભ પરિણામ, દેહ અને વિક્રિયાવાળા છે. વિશેષમાં એમની લેશ્યા પણ નિરંતર અશુભ હોય છે અને એમની વેદના કમકમાટી ઉપજાવે તેવી ભયંકર હોય છે.

**નરક-ગતિના અધિકારી—**

અસંજ્ઞી પ્રાણી મરીને પહેલી નરકમાં ઉત્પન્ન થઇ શકે છે, પરંતુ એનાથી આગળની નરકમાં ઉત્પન્ન થઇ શકતો નથી. એવી રીતે [1]ભુજપરિસર્પ પહેલી બે નરક સુધી, પક્ષી ત્રણ સુધી, સિંહ ચાર સુધી, [2]ઉરઃપરિસર્પ પાંચ સુધી, સ્ત્રી છ સુધી, મત્સ્ય અને મનુષ્ય સાત સુધી ઉત્પન્ન થઇ શકે છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે તિર્યંચ અને મનુષ્ય જ નરકમા ઉત્પન્ન થઇ શકે છે. દેવો તેમજ નારકો મરીને તરત જ ત્યા ઉત્પન્ન થતા નથી. એ નિયમ આથી સચવાઇ રહે છે.

**આગતિ—**

પહેલી ત્રણ નરકોમાંના જીવો મનુષ્ય-જન્મ પામી તીર્થંકર-પદ પણ મેળવી શકે છે, ચાર નરકોના જીવો મનુષ્ય-જન્મ પ્રાપ્ત કરી નિર્વાણ-પદ પણ પામી શકે છે, પાચ નરકોના જીવો મનુષ્ય-ગતિ પામી સર્વવિરતિ પ્રાપ્ત કરી શકે છે. છ નરકોના જીવો દેશવિરતિનો લાભ મેળવી શકે છે અને સાત નરકોના જીવો સમ્યક્ત્વનો લાભ લઇ શકે છે.

**નારકોનું આયુષ્ય—**

દરેક ગતિના જીવોની સ્થિતિ યાને આયુષ્ય-મર્યાદા જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે પ્રકારની શાસ્ત્રમાં બતાવવામા આવે છે. તેમાં સાત નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ અનુક્રમે ૧, ૩, ૭, ૧૦, ૧૭, ૨૨ અને ૩૩ સાગરોપમની છે, જ્યારે પહેલી નારકની જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે અને બીજીથી તે સાતમી ભૂમિઓમાના નારકોની જઘન્ય સ્થિતિ પૂર્વ પૂર્વની ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલી

૧-૨ એના સ્વરૂપ માટે જુઓ ( પૃ. ૪૮૬)

છે એટલે કે બીજીની જઘન્ય સ્થિતિ પહેલીની ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલી એટલે એક સાગરોપમ જેટલી છે ઇત્યાદિ.

### તિર્યગ્-ગતિનું લક્ષણ—

## तिर्यग्गतिनामकर्मोदयरूपत्वं तिर्यग्गतेर्लक्षणम् । (१६८)

અર્થાત્ તિર્યગ્-ગતિ-નામ-કર્મના ઉદયને ' તિર્યગ્-ગતિ ' કહેવામાં આવે છે.

### તિર્યંચ-વિચાર—

અત્ર તિર્યંચ શબ્દથી મનુષ્ય, દેવ અને નારક સિવાયના બધા સંસારી જીવો સમજવાના છે.[1] આથી કરીને ઇન્દ્રિયની અપેક્ષાએ એના એકેન્દ્રિયાદિ પાંચ ભેદો પડે છે. તેમાં એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના જીવોનું સ્વરૂપ આપણે પૂર્વે વિચારી ગયા છિયે. અત્ર પંચેન્દ્રિય તિર્યંચના વિભાગો આશ્રીને વિચાર કરવો પ્રસ્તુત સમજાય છે આના ( ૧ ) જલચર, ( ૨ ) સ્થલચર અને ( ૩ ) ખેચર ( પક્ષી ) એમ ત્રણ વિભાગો છે. તેમાં જલચરના સંમૂચ્છિંમ અને ગર્ભજ એવા બે પેટા વિભાગો છે. તેમા વળી આ પ્રત્યેક પેટાવિભાગના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે પ્રકારો છે. સ્થલચરના ચતુષ્પદ ( ચોપગા જાનવર ) અને પરિસર્પ એમ બે ભેદો છે. તેમાં વળી પરિસર્પના ઉરગ (પેટે ચાલનારા) અને ભુજગ ( હાથ વડે ચાલનારા) એમ બે અવાંતર ભેદો છે. આ પ્રમાણેના સ્થલચરના ચતુષ્પદાદિ પ્રકારોના તેમજ ખેચરના જલચરની જેમ ચાર ચાર ભેદો ઘટાવી લેવા. આનો સારાંશ નીચે મુજબ રજુ કરી શકાય:—




૧ આમ હોવાથી નારક, માનવ અને દેવની પેઠે લોકને વિષે એનુ કોઇ ખાસ ક્ષેત્ર નથી, એ તો સમગ્ર લોકના બધા ભાગમા છે.

## જલચરના અવાંતર ભેદો—

જલચરાદિના સંક્ષેપથી આ પ્રમાણે પ્રકારો પડે છે, જ્યારે વિસ્તારથી વિચારતાં જલચરના (૧) મત્સ્ય, (૨) કચ્છપ (કાચબો), (૩) ગ્રાહ, (૪) મગર અને (૫) શિશુમાર એમ પાંચ ભેદો પડે છે. તેમાં વળી મત્સ્યના અનેક પ્રકારો છે. જેમકે તિમિ, તિમિંગલ, [1]તંદુલ-મત્સ્ય, રોહિત–મત્સ્ય વગેરે. [2]કચ્છપના હાડકાં અને માંસની બહુલતાને ઉદ્દેશીને અસ્થિ-કચ્છપ અને માંસ કચ્છપ એવા બે પ્રકારો છે. ગ્રાહના (૧) દિલી, (૨) વેઢગ, (૩) મુદ્ધચ (૪) પુલક અને (૫) સીમાકાર એમ પાંચ પ્રકારો છે મગર બે જાતના છેઃ–(૧) સૌંડમગર અને (૨) મટ્ટમગર. શિશુમાર તો એક જ જાતના હોય છે.

## ચતુષ્પદાદિના પેટાવિભાગો—

ચતુષ્પદના (૧) [3]એક ખરીવાળા પગવાળા, (૨) [4]બે ખરીવાળા પગવાળા, (૩) [5]ગંડી જેવા પગવાળા[6] અને (૪) [7]લાંબા નખ(નહોર)વાળા પગવાળા એમ ચાર પ્રકારો છે. એવી રીતે [8]ઉરઃપરિસર્પના પણ (૧) અહિ, (૨) અજગર, (૩) [9]આસાલિક અને (૪) મહોરગ એમ ચાર

---

૧ એના સ્વરૂપ માટે જુઓ **ઋષભ–પંચાશિકા** ( પૃ.૧૩૯–૧૪૧)

૨ આની વિશેષ માહિતી માટે જુઓ **પ્રજ્ઞાપના** ( સૂ. ૨૩ ) તેમજ **લોકપ્રકાશ** ( સ. ૬, શ્લો. ૬૫-૬૭ ).

૩ આ જીવોની ખરી ભિન્ન નથી–છૂટી નથી–એકત્ર સંધાયેલી છે અને તેઓ વાગોળતા નથી. **પ્રજ્ઞાપના** ( સૂ. ૩૪ )માં સૂચવ્યા મુજબ ઘોડો, ખચ્ચર, ગધેડો, કંદલક, આવર્તક વગેરે ઉદાહરણરૂપે રજુ કરાય છે.

૪ ઊંટ, બળદ, ગવય, રોઝ, બકરો, પાડો. મૃગ, સાબર, સૂઅર, મેઢું, શરભ, ચમર, કુરંગ, વગેરે. આ જીવોની ખરીમાં વચ્ચે ફાટ છે અને તેઓ વાગોળે છે.

૫ **પ્રજ્ઞાપના**ની વૃત્તિ પ્રમાણે સોનીનું એક જાતનું ઉપકરણ, એરણ; જ્યારે **ઉત્તરાધ્યયન**ની વૃત્તિ પ્રમાણે પદ્મનું બીજકોશ.

૬ હાથી, ગેંડો વગેરે.

૭ સિંહ, વાઘ, તરસ, દીપડો, ચિત્તા, રીંછ, શિયાળ, બિલાડી, કૂતરો, શિકારી કૂતરો, સસલું વગેરે.

૮ સર્પોની વિવિધ જાતો વગેરે માટે જુઓ **ચિત્રમયજગત** ( વ. ૧૨, અં. ૭ )નો ' સર્પોનું સામ્રાજ્ય ' નામનો લેખ

૯ આ સમ્મૂર્ચ્છિમ પ્રાણી છે– એ ગર્ભજ હોતું જ નથી. વળી એની ઉત્પત્તિ મનુષ્ય–ક્ષેત્રની બહાર હોતી નથી તેમાં પણ વળી લવણોદધિ અને કાલોદધિમાં એનો સંભવ નથી. વળી અકર્મભૂમિમાં પણ એને માટે સ્થાન નથી. એ તો કેવળ પંદર કર્મ–ભૂમિઓમાં અને યુગલિકોના સમયમાં પાંચ મહાવિદેહમાં, ચક્રવર્તી, વાસુદેવ જેવા રાજાઓની સેનાના નાશ વખતે તેમજ નગર, ગામ, ખેટ વગેરેના વિનાશ સમયે એની નીચે સમ્મૂર્ચ્છનથી ઉત્પન્ન થાય છે. ઉત્પત્તિ–સમયે એના શરીરની અવગાહના

પ્રકારો છે. તેમાં વળી અહિના [1]દર્વીકર અને [2]મુકુલી એવા બે ભેદો છે અને આ પ્રત્યેકના [3]અનેક પેટા-ભેદો છે. અજગરના ભેદો નથી. એવી રીતે આસાલિકના પણ નથી. મહોરગના તો [4]અનેક પ્રકારો છે. ભુજપરિસર્પના અનેક પ્રકારો છે. જેમકે નોળિયો, [5]મંગુસ, ઉંદર, ગરોળી, છછુંદર, સેરડો, ઘો, [6]પ્રતિલાદિકા, સેહ, સલ્લ, સરંડ, સાર, ખોર, છીરવિરાલિયા વગેરે.

---

ફક્ત અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી હોય છે, પરંતુ વધતી વધતી તે છેક બાર યોજન જેવડી લાબી થાય છે. એની જાડાઇ અને પહોળાઇ પણ તે પ્રમાણે વધે છે. ( આ પ્રમાણેના શરીરના ઉત્કર્ષને લઇને **જીવસમાસ**મા એને દ્વીન્દ્રિય તરીકે ઓળખાવેલ છે, પરંતુ તેની સત્યતા તો કેવલી જાણે ). એ અજ્ઞાની છે, અસંજ્ઞી છે અને મિથ્યાદૃષ્ટિ છે. સાસ્વાદન—સમ્યક્ત્વી પણ નથી અંતર્મુહૂર્તમા જ એ મરણ પામે છે અને એવું જે સ્થળે મૃત્યુ થાય છે ત્યા એના શરીર જેવડો ખાડો પડી જાય છે. આ ખાડો જાણે ક્ષુધાતુર રાક્ષસિની હોયની એમ એમા ચક્રવર્તી જેવાની સેના, નગર વગેરે સમાઇ જાય છે.

૧ દર્વી એટલે ફેણ; જેના દેહની આકૃતિ ફેણવાળી હોય તે ' દર્વીકર ' છે, જ્યારે જેની આકૃતિ ફેણ વિનાની હોય—ફેણ બનાવવાની શક્તિ વિનાનો તે ' મુકુલી ' છે.

૨ દર્વીકરના આશીવિષ, દૃષ્ટિવિષ, ઉગ્રવિષ, ભોગવિષ. ત્વગ્વિષ, લાલાવિષ, ઉચ્છ્વાસવિષ, નિઃશ્વાસવિષ, કૃષ્ણ સર્પ, સ્વેદ સર્પ, કાકોદર વગેરે ભેદો છે જેની દાઢમા ઝેર હોય તે ' આશીવિષ ' કહેવાય છે. 'જંબૂ' દ્વીપ જેવડા શરીરને ઝેરવાળું બનાવવાની એનામા શક્તિ છે આ તો એનું સામર્થ્ય દર્શાવે છે, બાકી આવડું શરીર હોતું નથી તેમજ કોઇ આશીવિષે આવી રીતે પોતાનું ઝેર અજમાવ્યું નથી તેમ કોઇ અજમાવશે પણ નહિ. જેની દૃષ્ટિમા ઝેર હોય તે ' દૃષ્ટિવિષ '; જેનું ઝેર ભયંકર છે તે ' ઉગ્રવિષ '; જેના ભોગમા—શરીરમા ઝેર હોય તે ' ભોગવિષ '; જેની ત્વચામા—ચામડીમા ઝેર હોય તે ' ' ત્વગ્વિષ ', મુખમાથી પડતી લાળમા ઝેરવાળો તે ' લાલાવિષ '; જેના ઉચ્છ્વાસમા ઝેર હોય તે ' ઉચ્છ્વાસવિષ '; અને જેના નિઃશ્વાસમા ઝેર હોય તે ' નિઃશ્વાસવિષ. '

૩ મુકુલીના અનેક પ્રકારો **પ્રજ્ઞાપના** ( સૂ. ૩૫ )થી જાણવા. અત્ર તો ' ગોનસ 'નો ઉલ્લેખ કરવો બસ થશે.

૪ કોઇ આગળ જેવડા, કોઇ બેથી નવ આગળ સુધીના, કોઇ વિતસ્તિ ( વેંત ) અર્થાત્ બાર આગળ જેવડા, કોઇ રત્નિ ( હાથ ) જેવડા, કોઇ કુક્ષિ જેવડા, કોઇ ધનુષ્ય જેવડા, કોઇ ગાઉ જેવડા, કોઇ યોજન જેવડા, સો યોજન જેવડા અને છેક હજાર યોજન જેવડા પણ હોય છે. અર્થાત્ એક આગળથી માડીને તે હજાર યોજન સુધીના મહોરગ છે. આ મહોરગની ઉત્પત્તિ મનુષ્ય—ક્ષેત્રમા નથી. એની ઉત્પત્તિ જળમા નહિ કિન્તુ ભૂમિ (સ્થળ) ઉપર છે. તેમ છતા તે સ્થળ ઉપર તેમજ જળમા ચાલી શકે છે.

૫ આશ્ચર્ય જેવી વાત છે કે અંગ્રેજીમા પણ એનુ એ જ મગૂઝ ( mungoose ) નામ છે. એ એક જાતનો નોળિયો છે.

૬ આ તેમજ આના પછીના શબ્દોનો ગુજરાતી અર્થ જાણવામા નથી; આ નામો **પ્રજ્ઞાપના** (સૂ. ૩૫) મા સૂચવાયા છે.

**ખેચરના ચાર ભેદો—**

ખેચર (પક્ષી)ના ચાર પ્રકારો છે:—(૧) [1]ચર્મપક્ષી, (૨) [2]લોમપક્ષી, (૩) [3]સમુદ્ગ-પક્ષી અને (૪) [4]વિતતપક્ષી. આમાંના પહેલા બે પ્રકારના અનેક ભેદો છે, જ્યારે બાકીનાના ભેદો નથી તેમજ તેમનું અસ્તિત્વ પણ મનુષ્યલોકમાં નથી.

**તિર્યંચોની ભવ-સ્થિતિ—**

પૃથ્વીકાયની ઉત્કૃષ્ટ ભવ-સ્થિતિ ઓઘથી યાને સમુદાયની અપેક્ષાએ ૨૨૦૦૦ વર્ષની છે, જ્યારે મૃદુ પૃથ્વીની ઉત્કૃષ્ટ ભવ-સ્થિતિ ૧૦૦૦ વર્ષની, કુમાર-મૃત્તિકાની ૧૨૦૦૦ વર્ષની, રેતીરૂપ પૃથ્વીની ૧૪૦૦૦ વર્ષની, મનઃશિલાની ૧૬૦૦૦ વર્ષની, શર્કરા-પૃથ્વીની ૧૮૦૦૦ વર્ષની અને પત્થર જેવી ખર પૃથ્વીની ૨૨૦૦૦ વર્ષની છે. અપ્કાય, તેજસ્કાય, વાયુ-કાય, પ્રત્યેક વનસ્પતિ-કાય અને સાધારણ વનસ્પતિ-કાયની ઉત્કૃષ્ટ ભવ-સ્થિતિ અનુક્રમે ૭૦૦૦ વર્ષોની, ત્રણ અહોરાત્રની, ૩૦૦૦ વર્ષોની, ૧૦૦૦૦ વર્ષોની અને અંતર્મુહૂર્તની છે. આ બધા એકેન્દ્રિયો બાદર સમજવા, કેમકે સર્વે સૂક્ષ્મ એકેન્દ્રિયોનું ઉત્કૃષ્ટ આયુષ્ય અંતર્મુહૂર્તનું જ છે.

દ્વીન્દ્રિયની, ત્રીન્દ્રિયની અને ચતુરિન્દ્રિયની ઉત્કૃષ્ટ ભવ-સ્થિતિ અનુક્રમે ૧૨ વર્ષ, ૪૯ દિવસ અને ૬ મહિના છે. તિર્યંચ પંચેન્દ્રિયના સંમૂર્છિમ અને ગર્ભજ એવા બે ભેદો છે. તે પૈકી સંમૂર્છિમ જલચર, ચતુષ્પદ, ઉરગ, ભુજગ અને ખેચરની ઉત્કૃષ્ટ ભવ-સ્થિતિ અનુક્રમે [5]પૂર્વ કોટિવર્ષ, ૮૪૦૦૦ વર્ષ, ૫૩૦૦૦ વર્ષ, ૪૨૦૦૦ વર્ષ અને ૭૨૦૦૦ વર્ષની છે, જ્યારે ગર્ભજ જલચર, ચતુષ્પદ, ઉરગ, ભુજગ અને ખેચરની ઉત્કૃષ્ટ ભવ-સ્થિતિ પૂર્વ કોટિ વર્ષ, [6]ત્રણ પલ્યોપમ, પૂર્વ કોટિ વર્ષ, પૂર્વ કોટિ વર્ષ અને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી છે. સર્વે તિર્યંચ જીવોની જઘન્ય ભવ-સ્થિતિ તો અંતર્મુહૂર્તની જ છે.

શ્રીરત્નશેખરસૂરિ લઘુક્ષેત્રસમાસમાં નિમ્ન-લિખિત ગાથા દ્વારા કેટલાંક ચોપગાં જનાવરોનું આયુષ્ય સૂચવે છે:—

---

૧ ચર્માત્મક પાંખવાળા તે ' ચર્મપક્ષી ' કહેવાય છે. એના નામો **પ્રજ્ઞાપના** ( સૂ. ૩૬ )માં તેમજ **લોકપ્રકાશ** ( સ. ૬, શ્લો. ૧૦૩ )માં છે. જેમકે વલ્ગુલિ ( વડવાગુળ, વાગલું ), ચામાચીડિયું, ભારંડ, સમુદ્ર-વાયસ ( દરિયાનો કાગડો ), પક્ષિવિરાલિક વગેરે.

૨ રૂવાંટીવાળી પાંખવાળા પક્ષીઓ ' લોમપક્ષી ' કહેવાય છે. એના પણ નામો **પ્રજ્ઞાપના** ( સૂ. ૩૬ )માં તેમજ **લોકપ્રકાશ** ( સ ૬, શ્લો. ૯૯-૧૦૨ )માં છે. જેમકે, કલહંસ, કબુતર, ઢંક, કંક, કુરલ, ચક્રવાક, ચકોર, ક્રૌંચ, સારસ, કપિંજલ, કૂકડો, તીતર, લાવરી, હારિત, દેવલ, ચાતક, ખંજન, ગીધ, સમડી, ચકલો, બાજ, સારિકા, શતપત્ર, ભરદ્વાજ, કુંભકાર, દુર્ગ, ઘુવડ, દાત્યૂહ વગેરે તેમજ ૮૩૮મા પૃષ્ઠમાં સૂચવેલા નામો.

૩ ઉડતી વેળા પણ જેની પાંખો દાબડાની જેમ બીડાયેલી હોય છે તે ' સમુદ્ગપક્ષી ' કહેવાય છે.

૪ ઉડતું ન હોય, ત્યારે સ્થિર બેઠું હોય ત્યારે પણ જેની પાંખ વિસ્તરેલી હોય-બીડાયેલી ન હોય તે ' વિતતપક્ષી ' છે.

૫ આટલે સુધીના આયુષ્યવાળા સંખ્યાત આયુષ્યવાળા ગણાય છે.

૬ આ યુગલિકની અપેક્ષાએ સમજવું.

"[1]मणुआउसमगयाई, हयाइ चउरंसजाइ अट्ठंसा ।
गोमहिसुट्टखराई, पणंस साणाइ दसमंसा ॥ ९८ ॥
इच्चाइ तिरिच्छाण वि पायं सव्वारएसु सारित्थं
तइयारसेसि कुलगरनयजिणधम्माइउप्पत्ती ॥ ९९ ॥"

અર્થાત્ મનુષ્યના આયુષ્ય જેટલું આયુષ્ય હાથી, સિંહ, અષ્ટાપદ વગેરેનું હોય. એનાથી ચોથે ભાગે ઘોડા વગેરેનું હોય. બકરાં, ઘેટા, શિયાળ વગેરેનું આઠમે ભાગે, ગાય, ભેંસ, હરણ, ઊંટ, ગધેડા વગેરેનું પાંચમે ભાગે અને કૂતરા વગેરેનું દશમે ભાગે આયુષ્ય છે. આ પ્રમાણે તિર્યંચોના આયુષ્ય પ્રાયઃ સર્વ આરાઓમા સરખા હોય. ત્રીજા આરાના અંતમા [2]કુલકરોની નીતિ, જિન-ધર્મ, બાદર અગ્નિકાય વગેરે ઉત્પન્ન થાય.

**[3]પ્રાણીઓનું વર્તમાનકાલમાં આયુષ્ય—**

આ પંચમ કાલમાં કેટલાક પ્રાણીઓ પ્રાયઃ વધારેમાં વધારે કેટલા વર્ષ જીવે તે હકીકત નીચે મુજબ કોઠા દ્વારા રજુ કરવામાં આવે છેઃ—

| જીવ | વર્ષ | જીવ | વર્ષ | જીવ | વર્ષ | જીવ | વર્ષ |
|---|---|---|---|---|---|---|---|
| કાચબો | ૧૦૦૦ | હરણ | ૨૪ | સારસ | ૬૦ | સમડી | ૫૦ |
| હાથી | ૧૨૦ | ગધેડો | ,, | ગરોળી | ૧ | વાગોલ | ,, |
| સિંહ | ૧૦૦ | ગેંડો | ૨૦ | ઉંદર | ૨ | બપૈયા | ૩૦ |
| વાઘ | ૬૪ | કૂતરો | ૧૬ | ઘેટું | ૧૬ | સૂડો | ૧૨ |
| સુવર | ૫૦ | બકરી | ,, | સસલું | ૧૪ | સર્પ | ૧૨૦ |
| ઘોડો | ૪૦ | શિયાળ | ૧૩ | ક્રૌંચ | ૬૦ | માછલું | ૧૦૦૦ |
| ગાય | ૨૫ | બિલાડી | ૧૨ | મરઘો | ,, | ગરોળી | ૧ |
| બળદ | ,, | હંસ | ૧૦૦ | બગલો | ,, | વીંછી | ૦॥ |
| ભેંસ | ,, | કાગડો | ,, | ઘુવડ | ૫૦ | કાકીડો | ૧ |
| ઊંટ | ,, | ગીધ | ,, | ચીબરી | ,, | જુકંસારી | ૦। |

૧ છાયા–मनुष्यायुःसमगजादि हयादि चतुरंशोऽजादि अष्टमांश: ।
गो–महिषी–उष्ट्रखरादि पञ्चमांशः श्वादि दशमांशः ॥
इत्यादि तिरश्चामपि प्रायः सर्वारकेषु सदृशम् ।
तृतीयारशेषे कुलकरनयजिनधर्माद्युत्पत्तिः ॥

૨ એના સ્વરૂપ માટે જુઓ ઋષભ–પંચાશિકા ( પૃ.૩૮–૩૯ ).

૩ જુઓ જૈનહિતોપદેશ ભા ૧ ( પૃ. ૧૧૧–૧૧૨ ).

## તિર્યંચોની કાયસ્થિતિ—

સૂક્ષ્મ નિગોદના જીવોની કાય-સ્થિતિ ત્રણ પ્રકારની છેઃ-(૧) અનાદિ અનંત, (૨) અનાદિ સાંત અને (૩) સાદિ સાંત. જે જીવો કદાપિ અનાદિ સૂક્ષ્મ નિગોદમાંથી નીકળ્યા નથી અને નીકળવાના પણ નથી તેમની કાય-સ્થિતિ અનાદિ અનંત છે. એ અનંત પુદ્ગલ-પરાવર્ત જેટલી છે. જેઓ અનાદિ સૂક્ષ્મ નિગોદમાંથી હજી બહાર નીકળ્યા નથી પરંતુ ભવિષ્યમાં નીકળનાર છે, તેમની સ્થિતિ અનાદિ સાંત છે. આ સ્થિતિ પણ અનંત પુદ્ગલ-પરાવર્ત જેટલી છે, કેમકે અનાદિ સૂક્ષ્મ નિગોદરૂપ અવસ્થામાં એમનો જેટલો કાળ ગયો તે અનંત છે અને કેટલાકનો તો ભાવિ-કાલ પણ અનંત છે.[1] વ્યવહાર-રાશિમાં આવીને ફરીને જેઓ સૂક્ષ્મ નિગોદમાં જાય છે, તેમની કાય-સ્થિતિ સાદિ સાંત છે. એનું માપ કાળથી અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણી છે. ક્ષેત્રથી વિચારીએ તો લોકાકાશ જેવડા અસંખ્ય આકાશ-ખંડના પ્રદેશોમાથી પ્રત્યેક સમયે એકેક પ્રદેશ લઇ લેતા જેટલાં કાલ-ચક્રો વ્યતીત થાય તેટલી એની કાય-સ્થિતિ છે. આ કાલ-ચક્રો અસંખ્ય છે, કેમકે જૈન દર્શન પ્રમાણે ક્ષેત્ર કાળ કરતા સૂક્ષ્મ છે, કારણ કે અંગુલ પ્રમાણ આકાશ-શ્રેણિના આકાશ-પ્રદેશોની સંખ્યા અસંખ્ય ઉત્સર્પિણીના ક્ષણો ( સમયો ) જેટલી થાય છે સૂક્ષ્મ પૃથ્વીકાય, સૂક્ષ્મ અપ્કાય, સૂક્ષ્મ તેજસ્કાય અને સૂક્ષ્મ વાયુકાયની કાય-સ્થિતિ કાળથી તેમજ ક્ષેત્રથી એટલી જ અને ઓઘથી વિચારતાં સૂક્ષ્મપણામા એટલી જ હોય. પ્રસંગત. એટલુ ઉમેરીશું કે આવલિના અસંખ્યાતમા ભાગમા જેટલા સમયો છે તેટલા પુદ્ગલ-પરાવર્ત જેટલી ઉત્કૃષ્ટ કાય-સ્થિતિ એકેન્દ્રિયપણામાં, તિર્યંચપણામા, અસંજ્ઞીપણામાં, વનસ્પતિપણામાં અને નપુંસકપણામાં છે.

પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય અને પ્રત્યેક વનસ્પતિકાય એ પાંચ જાતના બાદર જીવોની તેમજ બાદર સાધારણ વનસ્પતિકાય પૈકી દરેકની ઓઘથી ઉત્કૃષ્ટ કાયસ્થિતિ ૭૦ કોડાકોડી સાગરોપમની છે. એક આગળના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશ-પ્રદેશો રહેલા છે તે પૈકી સમયે સમયે એકેક કાઢતાં જેટલી ઉત્સર્પિણી-અવસર્પિણી થાય તેટલી બાદર વનસ્પતિની કાય-સ્થિતિ છે. વળી સૂક્ષ્મત્વ કે બાદરત્વની વિવક્ષા કર્યા વિના જો નિગોદની ઓઘથી કાય-સ્થિતિ વિચારવામાં આવે તો તે અઢી પુદ્ગલ-પરાવર્તના છે. પૃથક્ પૃથક્ વિચારતા પર્યાપ્ત બાદર પૃથ્વીકાયની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ ૧,૭૬,૦૦૦ વર્ષોની છે, કેમકે ઉત્કૃષ્ટ આયુષ્યવાળો પૃથ્વીકાય જીવ વધારેમાં વધારે આઠ ભવ સુધી ઉત્કૃષ્ટ આયુષ્યવાળા પૃથ્વીકાય તરીકે ઉત્પન્ન થાય. એ પ્રમાણે પર્યાપ્ત બાદર એવા અપ્કાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય જીવોની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ અનુક્રમે ૫૬,૦૦૦ વર્ષ, ૨૪ દિવસ, ૨૪,૦૦૦ વર્ષ અને ૮૦,૦૦૦ વર્ષની છે. આ સર્વ જીવોનો લબ્ધિ-અપર્યાપ્તની દૃષ્ટિએ વિચાર કરીએ તો તેમની ઉત્કૃષ્ટ કાય-સ્થિતિ અંતર્મુહૂર્તની છે.

પર્યાપ્ત દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિયની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ અનુક્રમે સંખ્યાત વર્ષોની, સંખ્યાત દિવસોની અને સંખ્યાત મહિનાઓની છે. સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિયની ઉત્કૃષ્ટ કાય-

---

૧ આ પ્રમાણે ભાવિ-કાલ અનંત હોવા છતા તેનો અંત આવે છે એ ઉપરથી આ અનંતનો સાંકેતિક અર્થ જાણવો બાકી રહે છે.

સ્થિતિ સાત પૂર્વ કોટિ વર્ષની છે, કેમકે ઉત્કૃષ્ટ યાને પૂર્વ કોટિ વર્ષના આયુષ્યવાળા સંમૂચ્છિંમ જલચર તરીકે લાગલાગટ વધારેમાં વધારે સાત વાર ઉત્પત્તિ સંભવે છે. આવો જલચર આઠમી વાર તિર્યંચ તરીકે ઉત્પન્ન થાય તો તે અસંખ્યાત વર્ષના આયુષ્યવાળો ગર્ભજ તિર્યંચ તરીકે જ જન્મે અને ત્યાંથી મરીને દેવ જ થાય. ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિયની ઉત્કૃષ્ટ કાય-સ્થિતિ ત્રણ પલ્યોપમ ઉપરાંત સાત પૂર્વ કોટિ વર્ષની છે. જેમકે, સંખ્યાત આયુષ્યવાળા ગર્ભજ તિર્યંચોને વિષે એક પૂર્વ કોટિ વર્ષ સુધી જીવનારાનો સાત વાર લાગલાગટ જન્મ સંભવે છે. આઠમી વાર જો તે તેમાં ઉત્પન્ન થાય તો તે અસંખ્યાત આયુષ્યવાળો જ થાય અને એની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ પલ્યોપમની હોય અને તે મરીને દેવ-ગતિમાં જ જાય.

**મનુષ્ય-ગતિનું લક્ષણ—**

**मनुष्यगतिनामकर्मोदयरूपत्वं मनुष्यगतेर्लक्षणम् । ( १६९ )**

અર્થાત્ મનુષ્ય-ગતિ-નામ-કર્મનો ઉદય 'મનુષ્ય-ગતિ' કહેવાય છે.

**મનુષ્યના બે વિભાગો—**

મનુષ્યના આર્ય અને મ્લેચ્છ એમ બે વિભાગો પડે છે, એ હકીકત ગ્રંથકાર નીચે મુજબ નિર્દેશે છે:—

**मनुष्या द्विविधाः, आर्य-म्लेच्छभेदात् ।**

**આર્ય અને મ્લેચ્છનાં લક્ષણો—**

**हिंसाऽसत्यादिहेयधर्माद् दूरीभवनशीलत्वमार्यस्य, तद्विपरीतस्वरूपत्वं तु म्लेच्छस्य लक्षणम् । (१७०-१७१)**

અર્થાત્ હિંસા, અસત્ય ઇત્યાદિ હેય ધર્મથી દૂર રહેવાના સ્વભાવવાળાને '[1]આર્ય' સમજવા, જ્યારે એથી વિપરીત લક્ષણવાળાને 'મ્લેચ્છ' જાણવા.

**આર્યના ભેદ-પ્રભેદ—**

આર્યનું લક્ષણ આપણે વિચાર્યું એટલે હવે આર્યના **પ્રજ્ઞાપના** (પ. ૧; સૂ. ૩૭)માં

---

૧ આ શબ્દની વ્યુત્પત્તિ **પ્રજ્ઞાપના** (પ ૧, સૂ ૩૭)ની વૃત્તિના ૫૫મા પત્રમાં નીચે મુજબ આપેલી છે:—

" आराद्-हेयधर्मेभ्यो याताः-प्राप्ता उपादेयधर्मैरित्यार्याः । "

તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૧૪૨)માં તો તે નીચે મુજબ સૂચવાય છે —

" गुणैर्गुणवद्भिर्वा अर्यन्ते-सेव्यन्ते इत्यार्याः । "

બતાવેલા પ્રકારો તરફ નજર કરીશું તો જણાશે કે પ્રથમ તો આર્યના ઋદ્ધિ-પ્રાપ્ત અને અઋદ્ધિ-પ્રાપ્ત એવા બે ભેદો પડે છે. તેમાં વળી ઋદ્ધિપ્રાપ્ત આર્યના તીર્થંકર, [1]ચક્રવર્તી, બલદેવ, વાસુદેવ, વિદ્યાધર અને ચારણ એમ છ પ્રકારો છે.[2] અઋદ્ધિપ્રાપ્ત આર્યોના ક્ષેત્ર-આર્ય, જાતિ-આર્ય, કુલ-આર્ય, કર્મ-આર્ય, શિલ્પ-આર્ય, જ્ઞાન-આર્ય, ભાષા-આર્ય, ચારિત્ર-આર્ય અને દર્શન-આર્ય એમ [3]નવ ભેદો પડે છે. તેમા [4]આર્ય દેશમા ઉત્પન્ન થયેલા 'ક્ષેત્ર-આર્ય' કહેવાય છે. પ્રશસ્ત [5]ઇભ્ય જાતિમાં જન્મેલા 'જાતિ-આર્ય' કહેવાય છે. ઉગ્ર, ભોગ, રાજન્ય, ઇક્ષ્વાકુ, જ્ઞાત અને કુરુ કુળમાં જન્મેલા 'કુલ-આર્ય' કહેવાય છે. વસ્ત્ર, સુતર, કપાસ, માટીના વાસણ વગેરેનો વ્યાપાર કરનારા 'કર્મ-આર્ય' કહેવાય છે. દરજી, સાળવી, છત્રી બનાવનાર, મશક બનાવવાવાળા ( દતિકાર ), કાષ્ઠપાદુકા ( પાવડી ) બનાવનારા, સાદડી બનાવનારા ઇત્યાદિ 'શિલ્પ-આર્ય' કહેવાય છે. જેઓ અર્ધમાગધી ભાષા બોલે છે તેઓ 'ભાષા-આર્ય' કહેવાય છે. જ્ઞાનવાળા '[6]જ્ઞાન-આર્ય', દર્શનવાળા '[7]દર્શનઆર્ય' અને ચારિત્રવાળા '[8]ચારિત્ર-આર્ય' કહેવાય છે.

ક્ષેત્ર-આર્યો કર્મભૂમિમાં જ ઉત્પન્ન થાય છે. આ **કર્મભૂમિનું લક્ષણ** એ છે કે—

**सम्यग्दर्शनादिरूपमोक्षमार्गज्ञातृत्वोपदेष्टृत्वादीनामुत्पत्तिस्थानरूपत्वं कर्मभूमेर्लक्षणम् । (१७२)**

અર્થાત્ સમ્યગ્દર્શનાદિક મોક્ષ-માર્ગના જાણકાર તેમજ તેના ઉપદેશક પ્રમુખના ઉત્પત્તિસ્થાનને 'કર્મભૂમિ' કહેવામાં આવે છે. કૃષિ, મસી અને અસિનો જ્યા વ્યવહાર હોય તે 'કર્મભૂમિ' જાણવી અને બાકી બધી ભૂમિ 'અકર્મભૂમિ' સમજવી.

---

૧ આના સ્વરૂપ માટે જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ. ૨૦૯-૨૧૬).

૨ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૧૪૩ )મા તો ઋદ્ધિ-પ્રાપ્ત આર્યના બુદ્ધિ, ક્રિયા, વિક્રિયા, તપ, બળ, ઔષધ, રસ અને ક્ષેત્ર આશ્રીને આઠ ભેદો પાડવામા આવ્યા છે. આના વળી અવાતર ભેદો પણ ત્યા દર્શાવવામા આવ્યા છે.

૩ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૧૪૨ )મા આને બદલે પાચ ભેદો છે. જેમકે ક્ષેત્ર-આર્ય, જાતિ-આર્ય, કર્મ-આર્ય, ચારિત્ર-આર્ય અને દર્શન-આર્ય. કર્મ-આર્યના જે મુખ્ય અને અવાતર ભેદો ત્યા દર્શાવાયા છે તે નોધવા જેવા છે, પરંતુ ગ્રંથ-ગૌરવના ભયથી તે ત્યાથી જ જોઇ લેવા ભલામણ કરાય છે.

૪ આની સંખ્યા ' ભરત 'ક્ષેત્ર આશ્રીને ૨૫ાની છે. એ દેશોમા જ તીર્થંકર, ચક્રવર્તી, બલદેવ અને વાસુદેવનો જન્મ થાય છે, માટે તો એ 'આર્ય'દેશ કહેવાય છે આ પ્રત્યેક દેશના તેમજ તેની રાજધાનીના નામ માટે જુઓ **વૈરાગ્યરસ૦** (પૃ. ૨૭૦).

૫ અંબષ્ઠ, કલિંદ, વૈદેહ, વેદગ, હરિત અને ચુંચણ એમ છ જાતની ઇભ્ય જાતિઓ છે.

૬ આભિનિબોધિક વગેરે પાચ જ્ઞાન આશ્રીને એના પાચ ભેદો પડે છે

૭ આના સરાગ દર્શન-આર્ય અને વીતરાગ દર્શન-આર્ય એ બે મુખ્ય પ્રકારો છે તેમા પ્રથમના નિસર્ગ-રુચિ, ઉપદેશ-રુચિ ઇત્યાદિ દશ ભેદો છે ( જુઓ પૃ. ૧૨૫-૧૨૬ ), જ્યારે બીજાના ઉપશાત-કષાય અને ક્ષીણ-કષાય એવા બે મુખ્ય ભેદો છે. વળી આ પ્રત્યેકના અવાતર ભેદો પણ છે. જુઓ **પ્રજ્ઞાપના** ( પ. ૧, સૂ. ૩૭ )

૮ સામાયિક વગેરે પાચ ચારિત્રો આશ્રીને એના પાચ મુખ્ય પ્રકારો પડે છે. એ પ્રત્યેકના અવાતર ભેદો પણ છે જુઓ **પ્રજ્ઞાપના** ( પ ૧, સૂ. ૩૭ )

**કર્મભૂમિઓ અને અકર્મભૂમિઓની સંખ્યા—**

જંબૂ, ધાતકી અને પુષ્કરાર્ધ એ અઢી દ્વીપમાંનાં પાંચ [1]ભરત, પાંચ ઐરાવત, અને પાંચ મહાવિદેહ એ પંદર ક્ષેત્રો કર્મભૂમિમાં ગણાય છે. મહાવિદેહમાં આવેલ [2]ઉત્તરકુરુ અને [3]દેવકુરુ તો અકર્મભૂમિ ગણાય છે, કેમકે એમાં [4]હૈમવત વર્ષ, [5]હૈરણ્યવત વર્ષ, [6]હરિ વર્ષ, અને [7]રમ્યક વર્ષ એ ક્ષેત્રોની પેઠે યુગલ–ધર્મ હોવાને લીધે ચારિત્રનો કદાપિ સંભવ નથી. આથી સમજાય છે કે પાંચ ઉત્તરકુરુ, પાંચ દેવકુરુ, પાંચ હૈમવત, પાંચ હરિ, પાંચ રમ્યક અને પાંચ હૈરણ્યવત એમ ત્રીસ અકર્મભૂમિઓ છે. વળી ૫૬ [8]અંતરદ્વીપો પણ ભોગભૂમિ યાને અકર્મભૂમિ ગણાય છે. કર્મભૂમિમાં પણ [9] આર્ય–દેશોમાં જેઓ રહે છે તેઓ જ 'આર્ય' કહેવાય છે. એટલે કર્મભૂમિમાંના બાકીના ભાગમા રહેનારા પણ અકર્મભૂમિના રહેવાસીની પેઠે 'મ્લેચ્છ' ગણાય છે.

**મનુષ્યોની સંખ્યા—**

પર્યાપ્ત ગર્ભજ મનુષ્યોની જઘન્ય સંખ્યા પાંચમા વર્ગ અને છઠ્ઠા વર્ગના ગુણાકાર જેટલી છે. એક વિવક્ષિત રાશિને તેનાથી જ ગુણતાં જે ગુણાકાર આવે તે 'વર્ગ' કહેવાય છે એકનો વર્ગ એક જ આવે છે, તેમાં કંઇ વૃદ્ધિ થતી નથી; વાસ્તે જૈન દર્શનમા આને વર્ગ તરીકે ગણવામાં આવતો નથી. બેનો વર્ગ $૨^{૨}$ યાને ચાર થાય છે. આ પહેલો વર્ગ છે. એનો વર્ગ $૨^{૪}$ યાને સોળ તે બીજો વર્ગ છે. એનો વર્ગ $૨^{૮}$ યાને ૨૫૬ તે ત્રીજો વર્ગ છે. એનો વર્ગ યાને $૨^{૧૬}$ યાને ૬૫૫૩૬ તે ચોથો છે. એનો વર્ગ $૨^{૩૨}$ યાને ૪૨૯૪૯૬૭૨૯૬ તે પાંચમો છે. એનો વર્ગ $૨^{૬૪}$ યાને ૧૮૪૪૬૭૪૪૦૭૩૭૦૯-૫૫૧૬૧૬ તે છઠ્ઠો વર્ગ છે. પાંચમા અને છઠ્ઠા વર્ગનો ગુણાકાર $૨^{૯૬}$ યાને ૭૯૨૨૮૧૬૨૫૧૪૨૬૪-૩૩૭૫૯૩૫૪૩૯૫૦૩૩૬ આવે છે[10] અને આ પૂર્વોક્ત જઘન્ય સંખ્યા છે. આ [11]૨૯ આંકડાની રકમ પૂર્વ અને પૂર્વાંગથી દર્શાવી શકાય અને તેમ થતાં તે ૧૧ કોટાકોટિ, ૨૨ લાખકોટિ, ૮૪૦૦૦ કોટિ, ૮૦૦ કોટિ, ૧૦ કોટિ, ૮૧૯૫૩૫૬ એટલા પૂર્વ, ૨૧૭૦૭૦૭ પૂર્વાંગ અને

---

૧ આના છ ખંડ વગેરેની માહિતી માટે જુઓ **સ્તુતિ–ચતુર્વિંશતિકા** ( પૃ. ૧૯૮–૧૯૯ ).

૨–૩ આ બે ક્ષેત્રોમા સર્વદા અવસર્પિણીનો પ્રથમ આરો પ્રવર્તે છે એના સ્થૂળ સ્વરૂપ માટે જુઓ **વૈરાગ્યરસ૦** ( પૃ. ૨૬૯ ).

૪–૫ આ બેમા સદા અવસર્પિણીના ત્રીજા આરા જેવો પ્રભાવ છે

૬–૭ આ બેમા સદૈવ અવસર્પિણીનો બીજો આરો પ્રવર્તે છે.

૮ દેવકુરુ અને ઉત્તરકુરુ સિવાયના મહાવિદેહની જેમ આ અંતરદ્વીપોમા હંમેશા ચોથો આરો વર્તે છે

૯ પ્રત્યેક ભરત અને પ્રત્યેક ઐરાવતમા રપાા આર્ય દેશો છે એટલે પાંચે ભરત અને પાંચે ઐરાવતનો વિચાર કરતા આર્ય–દેશોની સંખ્યા ૨૫૫ ની થાય છે. વળી પ્રત્યેક મહાવિદેહના બત્રીસ બત્રીસ વિજયો પણ આર્ય–દેશ છે એટલે ૨૫૫ આર્ય–દેશો ઉપરાંત ૧૬૦ વિજયોનો પણ આર્ય–દેશ તરીકે નિર્દેશ કરાય છે.

૧૦ આથી સમજાય છે કે $૨^{૯૬}$ ને બેથી ૯૬ વાર ભાગી શકાય. આથી તો આ સંખ્યાને ૯૬ છેદનકવાળી ગણવામાં આવે છે. સરખાવો **અનુયોગદ્વાર** ( સૂ. ૧૪૨ )ગત " **छण्णउइ छेअ-णगदायिरासी** " ઉલ્લેખ.

૧૧ $x = 2^{96} \therefore \log x = 96 \log 2 = 96 \times .30103 = 28.89888 \therefore$ the in- tegral part consists of 29 digits.

૮૩૫૦૩૩૬ છે. આ ૨૯ આંકડાની સંખ્યાને ત્રિયમલપદ અને ચતુર્યમલપદની વચમાંની ગણી છે.[1] તેમાં બે બે વર્ગ 'યમલ-પદ' કહેવાય છે. છ વર્ગનો સમુદાય 'ત્રિયમલપદ' અને આઠ વર્ગનો સમુદાય 'ચતુર્યમલ' કહેવાય છે. અન્ય શબ્દોમાં કહીએ તો આઠ આઠ આંકડાની સંખ્યા તે યમલપદ, ૨૪ આંકડાની સંખ્યા તે ત્રિયમલપદ અને ૩૨ આંકડાની સંખ્યા તે ચતુર્યમલપદ છે. આથી જોઇ શકાય છે કે ૨૯ આંકડાની સંખ્યા ત્રિયમલપદથી વધારે અને ચતુર્યમલપદથી ઓછી છે, કેમકે તે છઠ્ઠા વર્ગ $૨^{૬૪}$ અને સાતમા વર્ગ $૨^{૧૨૮}$ ની વચ્ચે છે.

સંમૂર્ચ્છિમ મનુષ્યોની જઘન્ય સંખ્યા એક, બે કે ત્રણ છે, જ્યારે ઉત્કૃષ્ટ તો અસંખ્યાત છે. સંમૂર્ચ્છિમ તેમજ ગર્ભજ મનુષ્યોની મળીને ઉત્કૃષ્ટ સંખ્યા કાળથી અસંખ્યેય અવસર્પિણી-ઉત્સર્પિણીના સમય જેટલી છે. એક પ્રદેશવાળી શ્રેણિરૂપ અંગુલ જેટલા ક્ષેત્રમાં જેટલા પ્રદેશો છે તેના [2]પ્રથમ વર્ગમૂલને તેના ત્રીજા વર્ગમૂલથી ગુણતાં જે રાશિ આવે તેટલા ક્ષેત્ર-ખંડોને એક સમયમા સમગ્ર મનુષ્યો મળીને અપહરી લે. આટલી તેની ક્ષેત્રથી સંખ્યા છે.

' Nineteenth Century ' (ઓગણીસમી સદી) એ નામના માસિકના ઇ. સ. ૧૯૨૪ ના માર્ચના અંકમા ૩૩૫ મા પૃષ્ઠમાં પૃથ્વીના જુદા જુદા વિભાગોનું ક્ષેત્રફળ અને તેની જન-સંખ્યા નીચે મુજબ આપેલાં છેઃ—

| વિભાગ | ક્ષેત્ર ચોરસ માઇલ | અંદાજ સંખ્યા |
|---|---|---|
| ઓશિયાનિયા | ૩૪, ૫૦, ૦૦૦ | ૮૦, ૦૦, ૦૦૦ |
| યુરોપ | ૩૭, ૫૦, ૦૦૦ | ૪૦, ૦૦, ૦૦, ૦૦૦ |
| ધ્રુવ પ્રદેશ | ૫૦, ૦૦, ૦૦૦ | .... .... |
| દક્ષિણ અમેરિકા | ૬૮, ૦૦, ૦૦૦ | ૩, ૮૦, ૦૦, ૦૦૦ |
| ઉત્તર અમેરિકા | ૮૦, ૦૦, ૦૦૦ | ૧૨, ૦૦, ૦૦, ૦૦૦ |
| આફ્રિકા | ૧, ૧૫, ૦૦, ૦૦૦ | ૧૮, ૦૦, ૦૦, ૦૦૦ |
| એશિયા | ૧, ૭૦, ૦૦, ૦૦૦ | ૯૧, ૦૦, ૦૦, ૦૦૦ |

૧ અનુયોગ-દ્વાર ( સૂ. ૧૪૨ )મા કહ્યું છે કે—

" जहण्णपदे मणुस्सा संखेज्जा संखेज्जाओ कोडीओ ।
तिजमलपयस्स उवरिं चउजमलपयस्स हेट्ठा ॥ "
[ जघन्यपदे मनुष्याः संख्येयाः संख्याताः कोटयः ।
त्रियमलपदस्योपरि चतुर्यमलपदस्याधः ॥ ]

૨ ધારો કે ૨૫૬ એ એક સંખ્યા છે. એનો પ્રથમ વર્ગમૂલ ૧૬ છે. બીજો ૪ છે અને ત્રીજો ૨ છે. તેમા પ્રથમ વર્ગમૂલ અને ત્રીજા વર્ગમૂલનો ગુણાકાર ૩૨ આવે છે. તે પ્રમાણે અત્ર સમજવું.

**મનુષ્યોની સ્થિતિ—**

સંમૂર્છિમ મનુષ્યોની તેમજ અપર્યાપ્ત યુગલિકોની જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ ભવસ્થિતિ અંતર્મુહૂર્તની છે; જ્યારે [1]ગર્ભજ મનુષ્યોની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ [2]ત્રણ પલ્યોપમની અને જઘન્ય ભવસ્થિતિ અંતર્મુહૂર્તની છે. ક્ષેત્રાદિ આશ્રીને વિચારતાં **મનુષ્યોનુ આયુષ્ય** નીચે મુજબ છે—

| મનુષ્ય | જઘન્ય | ઉત્કૃષ્ટ |
|---|---|---|
| દેવકુરુવાસી પર્યાપ્ત | ૩ પલ્યોપમથી [3]કંઇક ન્યૂન | ૩ પલ્યોપમ |
| ઉત્તરકુરુ „ „ | „ | „ „ |
| હરિ „ „ | ૨ પલ્યોપમથી કંઇક ન્યૂન | ૨ „ |
| રમ્યક „ „ | „ | „ „ |
| હૈમવત „ „ | ૧ પલ્યોપમથી કંઇક ન્યૂન | ૧ „ |
| હૈરણ્યવત „ „ | „ | „ „ |
| અંતરદ્વીપ „ „ | પલ્યોપમના અસંખ્યાતમા ભાગથી કંઇક ન્યૂન | પલ્યોપમનો અસંખ્યેય ભાગ |
| મહાવિદેહ „ „ | અંતર્મુહૂર્ત | પૂર્વ કોટિ વર્ષ |
| ભરત „ „ | „ | [4]૩ પલ્યોપમ |
| ઐરાવત „ „ | „ | „ „ |

૧ મનુષ્યના ગર્ભની જઘન્ય ભવ-સ્થિતિ અંતર્મુહૂર્તની છે, જ્યારે ઉત્કૃષ્ટ તો બાર વર્ષની છે. (જેમકે સિદ્ધરાજની ). ઉત્કૃષ્ટ કાય-સ્થિતિ ચોવીસ વર્ષની છે, કેમકે કોઇ મહાપાપી જીવ બાર વર્ષ ગર્ભમા રહી મરણ પામી ફરીથી ત્યાને ત્યા ગર્ભરૂપે બાર વર્ષ રહે; જ્યારે જઘન્ય તો અંતર્મુહૂર્તની છે. **ભગવતી** ( શ. ૨, ઉ. ૫ )મા કહ્યું પણ છે કે—

“ **मणुस्सीगब्भे णं भंते ! मणुस्सीगब्भे त्ति कालओ केवच्चिरं होइ ?। गोयमा ! जहन्नेणं अंतोमुहुत्तं, उक्कोसेणं बारस संवच्छराइं (सू. १०१)। कायभवत्थे णं भंते! कायभवत्थे त्ति कालओ केवच्चिरं होइ ?। गोयमा! जहन्नेणं अंतोमुहुत्तं, उक्कोसेणं चउव्वीसं संवच्छराइं ( सू. १०२ )।** ”

**[मनुष्यगर्भो भदन्त! मनुष्यगर्भ इति कालात् कियच्चिरं भवति ?। गौतम! जघन्येन अन्तर्मुहूर्तम्, उत्कर्षेण द्वादश-संवत्सराणि। कायभवस्थो भदन्त! कायभवस्थ इति कालात् कियच्चिरं भवति ?। गौतम! जघन्येन अन्तर्मुहूर्तम्, उत्कर्षेण चतुर्विंशतिः संवत्सराणि।]**

૨ યુગલિકો આશ્રીને આ પ્રમાણે છે. બાકીના ગર્ભજ મનુષ્યોની તો ઉત્કૃષ્ટ ભવસ્થિતિ પૂર્વ કોટિ વર્ષની જ છે. ૩ પલ્યોપમનો અસંખ્યેય ભાગ. ૪ અવસર્પિણીના પહેલા બીજા આરરા આશ્રીને.

દેવગતિનું લક્ષણ—

**प्रायशः शुभतरादिलेश्यादिपरिणामवत्त्वे सति देवगतिनामकर्मोदयरूपत्वं देवगतेर्लक्षणम् । ( १७३ )**

અર્થાત્ ઘણું કરીને તો શુભતરાદિક લેશ્યારૂપ પરિણામવાળો દેવગતિરૂપ નામકર્મનો ઉદય 'દેવગતિ' કહેવાય છે.

દેવોના ચાર ભેદો—

નિકાય યાને ઉત્પત્તિ-સ્થાન આશ્રીને દેવના ચાર પ્રકાર પડે છે:—( ૧ ) [1]ભવનપતિ, ( ૨ ) [2]વ્યન્તર અથવા વાનમંતર, ( ૩ ) [3]જ્યોતિષ્ક અને (૪) [4]વૈમાનિક.

ભવનપતિનું લક્ષણ—

**देवगतिनामकर्मोदये सति भवननिवासशीलत्वं भवनपतेर्लक्षणम् । ( १७४ )**

અર્થાત્ જેમને વિષે દેવગતિરૂપ નામકર્મનો ઉદય હોય તેમજ ભવનમાં રહેવાનો જેમનો સ્વભાવ હોય તેઓ 'ભવનપતિ દેવ' સમજવા.

વ્યંતરનું લક્ષણ—

**देवगतिनामकर्मोदये विविधप्रदेशेषु निवासशीलत्वे सति अनियतगतिप्रचाररूपत्वं व्यन्तरस्य लक्षणम् । ( १७५ )**

---

૧-૪ આ ચારની વ્યુત્પત્તિ અનુક્રમે નીચે મુજબ છે:—

" भवनेषु वसन्तीति भवनवासिन. । "

" विविधमन्तरं-भवननगरावासरूपोऽवकाशो येषां ते व्यन्तराः, अथवा विगतमन्तरं-विशेषो मनुष्येभ्यो येषां ते व्यन्तराः, यद्विवा विविधमन्तरं-शैलान्तरं कन्दरान्तरं वनान्तरं वा आश्रयरूपं येषां ते व्यन्तरा । वनानामन्तराणि वनान्तराणि, तेषु भवा वानमन्तराः । पषोदरादित्वादुभयपदान्तरालवर्ती मागमः । "

" द्योतयन्ति-प्रकाशयन्ति जगद्विति ज्योतींषि-विमानानि, तेषु भवा ज्योतिष्काः, यद्विवा द्योतयन्ति-शिरोमुकुटोपगूहिभि प्रभामण्डलकल्पैः सूर्यादिमण्डलैः प्रकाशयन्तीति ज्योतिषो-देवा सूर्यादय, ज्योतिष एव ज्योतिष्का । "

' विविधं मान्यन्ते-उपभुज्यन्ते पुण्यवद्भिर्जीवैरिति विमानानि, तेषु भवा वैमानिका. । "

અર્થાત્ જેમને વિષે દેવગતિરૂપ નામકર્મ ઉદયમા આવ્યું હોય તથા વિવિધ પ્રદેશમાં વસવાના સ્વભાવને લઇને જેમની ગતિ અચોક્કસ હોય તેઓ ' વ્યન્તર ' કહેવાય છે.

**જ્યોતિષ્કનું લક્ષણ—**

**देवगतिनामकर्मोदये सति प्रकाशस्वभावरूपत्वं ज्योतिष्कस्य लक्षणम् । ( १७६ )**

અર્થાત્ દેવગતિરૂપ નામકર્મનો જેમને વિષે ઉદય થયો હોય અને જેઓ પ્રકાશમય સ્વભાવવાળા હોય તેઓ ' જ્યોતિષ્ક ' જાણવા.

**વૈમાનિકનું લક્ષણ—**

**विमाने भवनशीलत्वं वैमानिकस्य लक्षणम् । ( १७७ )**

અર્થાત્ વિમાનમાં ઉત્પન્ન થતા દેવો ' વૈમાનિક ' કહેવાય છે.

આ પ્રમાણે આપણે દેવતાના ચાર પ્રકારો જોયા, પરંતુ **ભગવતી** ( શ. ૧૨, ઉ. ૯, સૂ. ૪૬૧ )મા તો દ્રવ્યદેવ, નરદેવ, ધર્મદેવ, દેવાધિદેવ અને ભાવદેવ એમ દેવના પાંચ ભેદો બતાવવામાં આવ્યા છે; પરંતુ તેથી કશો વિરોધ ઉપસ્થિત થતો નથી, કેમકે જે દેવપણે ઉત્પન્ન થનાર છે તે જીવ ' દ્રવ્ય–દેવ ' કહેવાય છે; ચક્રવર્તીને ' નરદેવ ' કહેવામા આવે છે; સાધુઓને ' ધર્મ–દેવ ' તરીકે ઓળખાવવામા આવે છે, તીર્થકરો દેવાધિદેવ કહેવાય છે; અને ઉપર્યુક્ત ભવનપતિ પ્રમુખ દેવતાઓ 'ભાવદેવ' કહેવાય છે અર્થાત્ ઉપર જણાવેલા દેવના ચાર પ્રકારો તે ભાવદેવના જાણવા.

**ભાવ–દેવોના ૩૫૬ ભેદો—**

પ્રથમ તો આપણે ભાવ–દેવના ૩૫૬ અવાન્તર ભેદો વિચારીશું. તેમા ભવનપતિના ૧૦, પરમાધાર્મિકના ૧૫, વ્યંતરના ૧૦૫, જ્યોતિષ્કના ૧૦ અને વૈમાનિકના ૩૮ ભેદો મળીને ૧૭૮ ભેદો થાય છે. આ બધા દેવોના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે પ્રકારો વિચારતા દેવતાના ૩૫૬ ભેદો પડે છે

**ભવનપતિના પ્રકારો—**

અસુરકુમાર, નાગકુમાર, વિદ્યુતકુમાર, સુપર્ણકુમાર, અગ્નિકુમાર, વાત( વાયુ )કુમાર, સ્તનિત(મેઘ)કુમાર, ઉદધિકુમાર, દ્વીપકુમાર અને દિક્કુમાર એમ ભવનપતિના [1]દશ ભેદો જાણવા.

---

૧ સરખાવો—

" भवनवासिनोऽसुरनागविद्युत्सुपर्णाग्निवातस्तनितोदधिद्वीपदिक्कुमाराः । "

—તત્ત્વાર્થાધિ૦ ( અ ૪, સૂ ૧૦ )

અસુરકુમારમાં પરમ અધર્મને સેવનારા [1]પંદર પ્રકારના પરમાધાર્મિક દેવતાનો સમાવેશ થાય છે કે જેઓ અનેક જાતનું પાપ કરી મૃત્યુ પામી [2]અંડગોલિક તરીકે જન્મે છે.

## ભવનપતિઓનાં નિવાસ-સ્થાનો—

'જંબૂ' દ્વીપમાં આવેલા 'સુમેરુ' પર્વતની નીચે એના દક્ષિણ અને ઉત્તર ભાગમાં તિરછા અનેક કોટાકોટિ લક્ષ યોજન સુધી ભવનપતિઓ રહે છે. અસુરકુમાર મોટે ભાગે આવાસોમાં અને કવચિત્ ભવનોમાં રહે છે, જ્યારે નાગકુમાર વગેરે તો મોટે ભાગે ભવનોમાં જ

---

૧ (૧) અબ, (૨) અંબરીષ, (૩) શબલ, (૪) શ્યામ, (૫) રોદ્ર, (૬) ઉપરૌદ્ર, (૭) અસિપત્ર, (૮) ધનુ, (૯) કુંભ, (૧૦) મહાકાળ, (૧૧) કાળ, (૧૨) વૈતરણી, (૧૩) વાલુક, (૧૪) મહાઘોષ અને (૧૫) ખરસ્વર એ ૧૫ પ્રકારો છે. પહેલો પરમાધાર્મિક નારકોને ઊંચે લઇને પછાડે છે. બીજો ભઠ્ઠીમા પકાવી શકાય એવા એમના ટુકડા કરે છે. ત્રીજો એમના આતરડા, હૃદય વગેરેને ભેદે છે. ચોથો એમને કાપે છે પાચમો ભાલા વગેરેમા એમને પરોવે છે છઠ્ઠો એમના અગોપાગને ભાગે છે. સાતમો તરવારના જેવા આકારવાળા પત્રોનું વન ( અસિવન ) બનાવે છે આઠમો ધનુષ્યમાથી છોડેલા અર્ધચન્દ્રાદિ બાણો વડે એમને વીંધે છે. નવમો એમને કુભાદિમા પકાવે છે. દશમો એમના શ્લક્ષ્ણ માસના ખડોને ખાડીને તેમને ખવડાવે છે. અગ્યારમો એમને અગ્નિકુંડ વગેરેમા પકાવે છે બારમો ઉકળતા લોહી અને પરૂ વગેરેથી ભરેલી 'વૈતરણી' નદી રચે છે. તેરમો 'કદબ' પુષ્પના આકારવાળી રેતીમા એમને ભુજે છે. ચૌદમો ત્યાથી નાસી છૂટવાને પ્રયત્ન કરનારાને મોટેથી બૂમ મારીને રોકે છે. પદરમો વજ્રના કાટાને લીધે ભયંકર એવા 'શાલ્મલી' વૃક્ષ ઉપર એમને ચઢાવીને ખેચે છે

૨ 'સિધુ' નદી 'લવણ' સમુદ્રને જ્યા મળે છે ત્યાથી દક્ષિણ દિશામા ૫૫ યોજને એક વેદિકા આવેલી છે. તેમા ૧૨॥ યોજનના પ્રમાણવાળી એક ભયંકર જગ્યા છે ત્યા આગળના સમુદ્રની ઊંડાઇ ૩॥ યોજનની છે તેમજ ત્યા ૪૭ અતિશય અંધારી ગુફાઓ છે આ ગુફાઓમા પ્રથમ સહનનવાળા, મહાપરાક્રમી તેમજ મદ્ય, માસ અને મહિલાના ભોગને વિષે લપટ એવા જલચર મનુષ્યો રહે છે એમનો રંગ કાળો છે અને સ્પર્શ કઠણ છે તેમજ એમની દૃષ્ટિ ઘોર, ભયાનક છે. એમની કાયા ૧૨॥ હાથની છે અને એમનું આયુષ્ય સંખ્યાત વર્ષનું છે.

આ ત્રાસદાયક સ્થળથી ૩૧ યોજન દૂર, સમુદ્રની વચ્ચે અનેક મનુષ્યોની વસ્તીવાળો 'રત્નદ્વીપ' નામનો દ્વીપ છે. અહીંના મનુષ્યો પાસે વજ્રની બનાવેલી ઘંટીઓ છે. એ ઘંટીઓને તેઓ મદ્ય અને માસ વડે લીંપે છે તેમજ એ અનિષ્ટ વસ્તુઓ એમા નાખે પણ છે. મદ્ય અને માસથી ભરેલા તૂંબડાઓના વહાણો ભરીને તેઓ પેલા જલચર મનુષ્યો પાસે જઇ તેમને લલચાવે છે તેઓ લોભના માર્યા તેમની પાછળ પાછળ આવે છે અને ક્રમે ક્રમે પેલી ઘટીઓમા પડે છે અગ્નિમા પકાવેલા માસને તેમજ જુના મદ્યને તેઓ બે ત્રણ દિવસ સુખેથી ખાય એટલામા તો રત્નદ્વીપવાસીઓ શસ્ત્રબદ્ધ સુભટો સાથે આવી ઘટીઓને ચાલતી કરી તેમને ચોતરફથી ઘેરી લે છે અતિદુ:સહ ઘટીઓ એક વર્ષ પર્યંત ફેરવવામા આવે છે, પરંતુ પેલા જલચરોના હાડકાને જરા પણ ઇજા આવતી નથી, કિન્તુ આ બાર મહિનામા ભયકર દુ:ખોને સહન કરતા તેઓ મરણ પામે છે ત્યાર બાદ રત્નો મેળવવાની ઇચ્છાવાળા રત્નદ્વીપવાસીઓ આ જલચરોના અડગોલકોને ચમરીના પૂછડાના વાળથી ગુંથીને તેને બંને કાનમા લટકાવી સમુદ્રમા પ્રવેશ કરે છે. આ અડગોલકને લઇને 'કુલીરતતુ' મત્સ્ય વગેરે તેમને ઇજા કરી શકતા નથી આ પ્રમાણેની હકીકત મહાનિશીથના ચોથા અધ્યયનમા છે

વસે છે. આવાસો મોટા મંડપ જેવા છે અને તે, ' રત્ન પ્રભા ' નામના પૃથ્વી–પિંડમાંથી ઊંચે અને નીચે એક એક હજાર યોજન છોડી દઈને બાકીના ૧,૭૮,૦૦૦ યોજન જેટલા મધ્ય ભાગમાં દરેક સ્થળે છે. ભવનો તો રત્નપ્રભામાં નીચે ૯૦,૦૦૦ યોજન પરિમાણ ભાગમાં જ છે. આ ભવનો બહારથી ગોળ, અંદરથી ચતુરસ્ર અને તળિયે પુષ્કરકર્ણિકા જેવાં છે.

### અસુરકુમારાદિનાં ચિહ્નો—

કુમારની માફક જોવામાં મનોહર તેમજ સુકુમાર હોવાથી 'કુમાર' તરીકે ઓળખાતા ભવનપતિઓ મૃદુ, મધુર ગતિવાળા અને ક્રીડાશીલ છે. દશે પ્રકારના ભવનપતિનાં ચિહ્ન વગેરે સ્વરૂપ–સંપત્તિ જન્મથી જ પોતપોતાની જાતિમાં જુદી જુદી છે. જેમકે અસુરકુમારને મુગટમાં ચૂડામણિનું ચિહ્ન હોય છે, નાગકુમારોને નાગનું, વિદ્યુત્કુમારોને વજ્રનું, સુપર્ણકુમારને ગરુડનું, અગ્નિકુમારોને ઘડાનું, [1]વાયુકુમારોને ઘોડાનું, સ્તનિતકુમારોને [2]વર્ધમાનનું, ઉદધિકુમારોને સિંહનું અને દિક્કુમારોને હાથીનું ચિહ્ન હોય છે. જુઓ **તત્ત્વાર્થનું** ભાષ્ય ( પૃ. ૨૮૨ ).

### વ્યંતરોનાં નિવાસ–સ્થાનો—

સમગ્ર વ્યંતરો ઊર્ધ્વ–લોક, તિર્યગ્–લોક અને અધો–લોક એમ ત્રણે લોકમાં ભવનો અને આવાસોમાં વસે છે. પોતાની મરજીથી કે બીજાની પ્રેરણાથી તેઓ વિવિધ સ્થળે જાય છે. કેટલાક તો મનુષ્યની સેવા પણ કરે છે. વિવિધ જાતના પર્વતોમાં, ગુફાઓમાં તેમજ વનોનાં આંતરાંઓમાં તેઓ વસે છે. આથી તો તેઓ ' વ્યંતર ' કહેવાય છે.

### વ્યંતરના ૧૦૫ ભેદો—

પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરુષ, મહોરગ અને ગંધર્વ એમ વ્યંતરના મુખ્ય આઠ ભેદો છે.[3] એનાં ચિહ્નો અનુક્રમે કદંબ, સુલસ, વડ, ખટ્વાંગ, અશોક, ચંપક, નાગ અને તુંબરુ છે. [4]ખટ્વાગ સિવાયના બાકીના ચિહ્નો વૃક્ષ–જાતિના છે. આ બધાં ચિહ્નો એમનાં આભૂષણ વગેરેમા હોય છે. પિશાચાદિના અવાંતર ભેદો છે. જેમકે સ્વભાવથી જ મનોહર રૂપવાળા,

---

૧ સંગ્રહણી ( ગા ૨૧ )મા તો ઉદધિકુમારને ઘોડાનુ અને વાયુકુમારને તો મગરનું ચિહ્ન સૂચવેલ છે.

૨ શરાવની જોડી

૩ સરખાવો—

" व्यन्तराः किन्नरकिम्पुरुषमहोरगगान्धर्वयक्षराक्षसभूतपिशाचाः । "
तत्त्वार्थाधि० ( અ. ૪, સૂ. ૧૨ )

૪ જોગીઓ ખોપરીવાળો દંડ રાખે છે તે

સૌમ્ય દર્શનવાળા, રત્નોનાં આભૂષણોથી શણગારેલ ડોક અને હાથવાળા પિશાચના [1]૧૬; સૌમ્ય, મુખવાળા, ઉત્તમ રૂપવાળા, વિવિધ જાતના વિલેપનવાળા એવા ભૂતના [2]૯, મસ્તક ઉપર મુગટ ધારણ કરનારા, ગંભીર, રક્ત હોઠ, નખ, હાથ પગના તળિયાં, તાલુ અને જીભવાળા, મનોહર દર્શન-વાળા, માનોન્માન પ્રમાણુવાળા દેહવાળા તેમજ વિવિધ પ્રકારના આભૂષણોથી વિભૂષિત એવા યક્ષના [3]૧૩, લાલ અને લાંબા લટકતા હોઠવાળા, સુવર્ણના શૃંગારવાળા તેમજ ભયંકર દર્શનવાળા એવા રાક્ષસોના [4]૭; દેદીપ્યમાન મુગટવાળા તેમજ સુશોભિત મુખાકૃતિવાળા એવા કિન્નરોના [5]૧૦; મનોહર મુખ અને હાથવાળા તથા વિચિત્ર પ્રકારની માળા અને વિવિધ વિલેપનવાળા એવા કિંપુરુષોના [6]૧૦; મહાવેગવાળા, મોટા શરીરવાળા તથા વિવિધ જાતનાં અલંકારવાળાં એવા મહોરગના [7]૧૦; અને પ્રિય દર્શનવાળા, ઉત્તમ સ્વરવાળા, મસ્તકે મુગટ અને કંઠે હાર ધારણ કરનારા એવા ગાંધર્વોના [8]૧૨ એમ બધા ભેદો મળીને વ્યંતરના ૮૭

---

૧ ( ૧ ) કૂષ્માંડ, ( ૨ ) પટક, ( ૩ ) જોષ, ( ૪ ) આહ્નિક, ( ૫ ) કાલક, ( ૬ ) ચોક્ષ, ( ૭ ) અચોક્ષ, ( ૮ ), મહાકાલ, ( ૯ ) વનપિશાચ, ( ૧૦ ) તૂષ્ણિક, ( ૧૧ ) તાલપિશાચ, ( ૧૨ ), મુખરપિશાચ, ( ૧૩ ) દેહ, ( ૧૪ ) મહાવિદેહ, ( ૧૫ ) મહાદેહ અને ( ૧૬ ) અધસ્તારક એ ૧૬ ભેદો છે.

તત્ત્વાર્થ ( અ. ૪, સૂ. ૧૨ )ના ભાષ્ય( પૃ. ૨૮૪ )મા ' મહાદેહ 'નો ઉલ્લેખ નથી; ત્યાં પંદર જ ભેદો સૂચવાયા છે.

૨ ( ૧ ) સુરૂપ, ( ૨ ) પ્રતિરૂપ, ( ૩ ) અતિરૂપ, ( ૪ ) ભૂતોત્તમ, ( ૫ ) સ્કન્દિક ( સ્કન્દિકાક્ષ ), ( ૬ ) મહાવેગ, ( ૭ ) મહાસ્કન્દિક, ( ૮ ) આકાશગ, અને ( ૯ ) પ્રતિચ્છન્ન એ ૯ ભેદો છે.

૩ ( ૧ ) પૂર્ણભદ્ર, ( ૨ ) માણિભદ્ર ( ૩ ) શ્વેતભદ્ર, ( ૪ ) હરિભદ્ર, ( ૫ ) સુમનો-ભદ્ર, ( ૬ ) વ્યતિપાતિકભદ્ર, ( ૭ ) સર્વતોભદ્ર, ( ૮ ) સુભદ્ર, ( ૯ ) યક્ષોત્તમ, ( ૧૦ ) રૂપયક્ષ, ( ૧૧ ) વનાહાર, ( ૧૨ ) વનાધિપતિ અને ( ૧૩ ) મનુષ્ય–યક્ષ એ ૧૩ ભેદો છે.

૪ ( ૧ ) વિઘ્ન, ( ૨ ) ભીમ, ( ૩ ) મહાભીમ, ( ૪ ) ગક્ષસરાક્ષસ, ( ૫ ) વિનાયક, ( ૬ ) બ્રહ્મરાક્ષસ અને ( ૭ ) જલરાક્ષસ એ ૭ ભેદો છે.

૫ ( ૧ ) કિન્નર, ( ૨ ) રૂપશાળી, ( ૩ ) હૃદયંગમ, ( ૪ ) રતિપ્રિય, ( ૫ ) રતિશ્રેષ્ઠ, ( ૬ ) કિંપુરુષ, ( ૭ ) મનોરમ, ( ૮ ) અનિન્દિત, ( ૯ ) કિંપુરુષોત્તમ અને ( ૧૦ ) કિન્નરોત્તમ એ ૧૦ ભેદ છે.

૬ ( ૧ ) સત્પુરુષ, ( ૨ ) પુરુષોત્તમ, ( ૩ ) યશસ્વાન્, ( ૪ ) મરુદેવ ( મહાદેવ ), ( ૫ ) મરુત, ( ૬ ) મેરુપ્રભ, ( ૭ ) મહાપુરુષ, ( ૮ ) અતિપુરુષ, ( ૯ ) પુરુષ અને ( ૧૦ ) પુરુષ વૃષભ એ ૧૦ ભેદો છે.

૭ ( ૧ ) ભુજગ, ( ૨ ) ભોગશાળી, ( ૩ ) મહાકાય, ( ૪ ) અતિકાય, ( ૫ ) ભાસ્વત, ( ૬ ) સ્કન્ધશાળી, ( ૭ ) મહેશ્વક્ષ, ( ૮ ) મેરુકાંત, ( ૯ ) મહાવેગ અને ( ૧૦ ) મનોરમ એ ૧૦ ભેદો છે.

૮ ( ૧ ) હાહા, ( ૨ ) હૂહૂ, ( ૩ ) તુંબરવ ( તુંબરુ ), ( ૪ ) નારદ, ( ૫ ) ઋષિવાદિક ( ૬ ) ભૂતવાદિક, ( ૭ ) કાદંબ, ( ૮ ) મહાકાદંબ, ( ૯ ) રૈવત, ( ૧૦ ) વિશ્વાવસુ, ( ૧૧ ) ગીતરતિ અને ( ૧૨ ) ગીતયશ એમ ૧૨ ભેદો છે.

ભેદો થાય છે. આમા નીચે મુજબના ૧૮ ભેદો ઉમેરતા એના ૧૦૫ પ્રકારો થાય છે. જેમકે **સ્થાનાંગ** (સ્થા. ૨, ઉ ૩)મા સૂચવેલા (૧) અપ્રજ્ઞપ્તિક, (૨) પચપ્રજ્ઞપ્તિક, (૩) ઋષિવાદિત, (૪) ભૂતવાદિત, (૫) ક્રંદિત, (૬) મહાક્રંદિત, (૭) કૂષ્માંડ અને (૮) પતક ( પતંગ ? ) એમ આઠ ભેદો છે.[1] તેમા વળી પલ્યોપમના આયુષ્યવાળા, સર્વદા પ્રમુદિત, ક્રીડા કરનારા, મૈથુન સેવનારા તેમજ સ્વચ્છંદાચાર વધતો જતો હોવાથી તો [2]જૃંભકના નામથી ઓળખાતા એવા પણ દેવો છે. આના નીચે મુજબના દશ પ્રકારો છે અને તેઓ તિર્યગ્–લોકમા આવેલા [3]વિચિત્ર, ચિત્ર, યમક સમક, કાંચન [4]વગેરે ઉપર વસે છેઃ—

( ૧ ) અન્નજૃંભક, ( ૨ ) પાનજૃંભક, ( ૩ ) વસ્ત્રજૃંભક, ( ૪ ) વેશ્મજૃંભક, ( ૫ ) શય્યાજૃંભક, ( ૬ ) પુષ્પજૃંભક, ( ૭ ) ફલજૃંભક, ( ૮ ) [5]પુષ્પફલજૃંભક, ( ૯ ) વિદ્યાજૃંભક અને ( ૧૦ ) [6]અવ્યક્તજૃંભક.

આમાંના અન્નાદિ આઠ જૃંભકો અન્ન વગેરેની હાનિ–વૃદ્ધિ કરનારા છે.

( તિર્યગ્ ) જૃંભક દેવોમાં અનુગ્રહ કરવાની તેમજ શાપ દેવાની એમ ઉભય પ્રકારની શકિત છે. તેઓ ક્રોધાતુર હોય તેવે વખતે જેને એમનુ દર્શન થાય તે અપકીર્તિ અને અનર્થનો ભાગી બને છે, પણ જ્યારે તેઓ ખુશ હોય ત્યારે તેમનું દર્શન થાય તો **વૈરસ્વામી** મુનિરાજને મળી હતી તેમ વિદ્યા અને કીર્તિ મળે. જુઓ **ભગવતી** ( શ. ૧૪, ઉ. ૮, સૂ. ૫૩૩ ) નું ૬૫૪ મું પત્ર.

---

૧ સરખાવો **પ્રવચનસારો**ની નિમ્ન–લિખિત ગાથા —

" अणपन्निय पणपन्निय इसिवाइय भूयवाइए चेव ।
कंदिय तह महकंदिय कोहंडे चेव पयगे य ॥ ११३१ ॥ "

[ अप्रज्ञप्तिक· पञ्चप्रज्ञप्तिक ऋषिवादितो भूतवादितश्चैव ।
क्रन्दितस्तथा महाक्रन्दित. कूष्माण्डश्चैव पतङ्गश्च ॥ ]

૨ " जृम्भन्ते–स्वच्छन्दचारितया चेष्टन्त इति जृम्भकाः । "

૩ ' દેવકુરુ ' ક્ષેત્રમા ' શીતોદા ' નદીની બને બાજુએ ' ચિત્રકૂટ ' અને ' વિચિત્રકૂટ ' નામના પર્વતો છે. તેવી રીતે ' ઉત્તરકુરુ 'મા ' શીતા ' નદીની બંને બાજુએ ' યમક ' અને ' સમક ' નામના પર્વતો છે. ' ઉત્તરકુરુ 'માની ' શીતા ' નદી સાથે સબંધ ધરાવનારાં નીલવત્ વગેરે પાચે હ્રદોના પૂર્વ અને પશ્ચિમ તટ ઉપર દશ દશ ' કાચનગિરિ ' છે એટલે આમ એકદર સો કાચનગિરિ થયા એવી રીતે ' શીતોદા ' નદી સાથે સબંધ ધરાવનારા ' નિષધ ' વગેરે પાચ મહાહ્રદો આશ્રીને સો ' કાચનગિરિ ' છે.

૪ વગેરેથી ૧૭૦ ક્ષેત્રો દીર્ઘ વિજયાર્ધ સમજવા

૫–૬ **ભગવતી**ની વૃત્તિના ૬૫૪મા પત્રમા **શ્રીઅભયદેવસૂરિ** સૂચવે છે તેમ મંત્રજૃંભક અને અધિપતિજૃંભક એવા આ બેના નામાતરો નજરે પડે છે.

**જ્યોતિષ્કના દશ પ્રકારો—**

સૂર્ય,[૧] ચન્દ્ર, [૨]ગ્રહ [૩]નક્ષત્ર અને [૪]પ્રકીર્ણક તારા એમ જ્યોતિષ્કના પાંચ ભેદો છે.[૫] તેમાં પણ [૬]સ્થિર અને [૭]ચર એવા દરેકના બે બે પ્રકારો ગણતા એકંદર રીતે જ્યોષ્કિના દશ પ્રકારો થાય છે. જ્યોતિષ્-પ્રકાશમાન વિમાનમા સૂર્ય વગેરે રહે છે, તેથી તેઓ 'જ્યોતિષ્ક' કહેવાય છે. એ બધાના મુગટોમાં પ્રભામંડળ જેવું ઉજ્જવળ ચિહ્ન હોય છે; સૂર્યને સૂર્યમંડળ જેવું, ચંદ્રને ચંદ્રમંડલ જેવું ઇત્યાદિ.

**વૈમાનિક દેવોના પ્રકારો—**

વૈમાનિક એ નામ કેવળ પારિભાષિક છે, કેમકે વિમાનથી ચાલતા એવા તો અન્ય નિકાયના દેવો પણ છે. આ વૈમાનિક દેવોના કલ્પોપપન્ન અને કલ્પાતીત એવા [૮]બે ભેદો પડે છે જે કલ્પમાં રહે છે તે ' કલ્પોપપન્ન ' છે અને જે કલ્પની બહાર છે તે ' કલ્પાતીત ' છે. કલ્પોપપન્ન દેવોમા સેવ્ય-સેવક ભાવ છે, પરંતુ કલ્પાતીતમા તેમ નથી; ત્યાં તો બધા સ્વતંત્ર છે. તેઓ બધા ઇન્દ્ર જેવા હોવાથી ' અહમિન્દ્ર ' કહેવાય છે. કોઇક કારણુસર મનુષ્ય-લોકમાં જવાનુ થાય તો તે કામ કલ્પોપપન્નનું જ છે; કલ્પાતીત તો પોતાના સ્થાનને છોડીને ક્યાંય જતા નથી. આ બધા વૈમાનિક એક સ્થાનમા વસતા નથી તેમજ તિરછા પણ નથી, કિન્તુ એક બીજાની ઉપર ઉપર રહે છે.

---

૧ એક એક ચન્દ્રનો પરિવાર ૮૮ ગ્રહ, ૨૮ નક્ષત્રો અને ૬૬૯૭૫ કોટાકોટિ તારાનો છે

૨-૩ ગ્રહ અને નક્ષત્રોના નામો માટે જુઓ શ્રીભક્તામર૦ કાવ્યસંગ્રહ ( ભા ૨ )ના પૃ. ૬૧-૬૨, ૭૨

૪ પ્રકીર્ણક તારા કહેવાની મતલબ એ છે કે બીજા કેટલાક તારાઓનુ ભ્રમણ નિયમિત નથી; કોઇક વાર તેઓ સૂર્ય, ચન્દ્રની નીચે તો કોઇક વેળા તેની ઉપર પણ ચાલ્યા જાય છે. જ્યારે તેઓ સૂર્યની નીચે ચાલે છે ત્યારે તે સૂર્યની નીચેના દશ યોજન પ્રમાણવાળા જ્યોતિષ્ક-ક્ષેત્રમા ચાલે છે. જ્યોતિષ્ક-ચક્રના ક્ષેત્રનો ' આરંભ ' મેરુ 'ના સમતલ ભૂમિભાગથી ૭૯૦ યોજનની ઊંચાઇથી થાય છે. તેની ઊંચાઇ ૧૧૦ યોજનની છે. તિર્યગ્ દિશામા તો તેનું પરિમાણુ અસખ્યાત દ્વીપ, સમુદ્ર પર્યંતનુ છે.

૫ સરખાવો—

" ज्योतिष्काः सूर्यचन्द्रमसौ ग्रहनक्षत्रप्रकीर्णकतारकाश्च । "

—तत्त्वार्थाधि० ( અ ૪, સૂ ૧૨ )

૬ મનુષ્ય-લોકની બહારના સૂર્ય વગેરે જ્યોતિષ્ક વિમાનો સ્થિર છે, કેમકે એ વિમાન સ્વભાવથી એક જગ્યાએ જ કાયમ રહે છે, આમ તેમ ગતિ કરતા નથી આને લઇને તો એની લેશ્યા અને લક્ષ યોજન પ્રમાણક પ્રભા પણ એકરૂપે સ્થિર છે એટલે કે ત્યા રાહુ આદિની છાયા ન પડવાથી જ્યોતિષ્કોનો સ્વાભાવિક પીળો રગ જેવો ને તેવો કાયમ રહે છે વળી આ વિમાનો સ્થિર હોવાથી ત્યા ઉદય અને અસ્ત માટે પણ અવકાશ નથી

૭ ' માનુષોત્તર ' પર્વત સુધી મનુષ્ય-લોક છે લોકમા આવેલા જ્યોતિષ્ક સદા ગતિશીળ છે. એમનું ભ્રમણ ' મેરુની ' ચારે બાજુએ થાય છે. જોકે લોક-મર્યાદાના સ્વભાવથી જ જ્યોતિષ્ક વિમાનો સર્વદા પોતાની મેળે જ ફરે છે, છતા વિશિષ્ટ સમૃદ્ધિ પ્રકટ કરવાને અર્થે તેમજ આભિયોગ્ય નામ-કર્મના ઉદયથી ક્રીડાશીલ કેટલાક દેવો એ વિમાનોને ઉપાડીને ફરે છે.

૮ સરખાવો— ' कल्पोपपन्नाः कल्पातीताश्च । "

—तत्त्वार्थ ( અ. ૪, સૂ. ૧૭ )

**કલ્પોપપન્નના બાર પ્રકારો—**

સૌધર્મ, ઐશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાંતક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ અને અચ્યુત એ બાર [1]દેવલોકોને લઇને કલ્પોપપન્નના બાર ભેદો પડે છે.

**કલ્પાતીત દેવોના પ્રકારો—**

કલ્પાતીતના મુખ્ય બે ભેદ છે:-(૧) ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયેલા અને (૨) અનુત્તરમા ઉત્પન્ન થયેલા તેમા ગ્રૈવેયક [2]નવ છે અને અનુત્તર વિમાન [3]પાચ છે. આ પ્રમાણે સંપૂર્ણ ગણત્રી કરતાં વૈમાનિક દેવોના ૧૨+૧૪=૨૬ ભેદો થાય છે. આમાના પ્રથમના ચાર અનુત્તર વિમાનોમાં ઉત્પન્ન થયેલા દેવો બે ભવ મનુષ્યના કરીને મોક્ષે જનારા અર્થાત્ દ્વિચરિમ છે, જ્યારે પાંચમા અનુત્તરમાં જન્મેલા દેવો એકાવતારી-એકચરિમ-ત્યાંથી ચ્યવીને મનુષ્ય થઇને તે જ ભવમાં મોક્ષે જનારા છે.

**વૈમાનિક દેવોનાં વિમાનોની સંખ્યા—**

પહેલા દેવલોકમાં ૩૨ લાખ, બીજામાં ૨૮ લાખ, ત્રીજામાં ૧૨ લાખ, ચોથામાં ૮ લાખ, પાંચમામાં ૪ લાખ, છઠ્ઠામાં ૫૦ હજાર. સાતમામાં ૪૦ હજાર, આઠમામાં ૬ હજાર, નવમા-દશમામાં ૪૦૦ અને અગ્યારમા-બારમામાં ૩૦૦ વિમાનો છે. નવ ગ્રૈવેયકમાં એકંદર ૩૧૮ છે. જેમકે સુદર્શન, સુપ્રબુદ્ધ અને મનોરમ એ ત્રણ ગ્રૈવેયકોમાં કુલે ૧૧૧, સર્વભદ્ર, સુવિશાલ અને સુમન એ ત્રણમાં એકંદર ૧૦૭, અને સૌમનસ, પ્રીતિકર અને આદિત્ય એ ત્રણમાં ૧૮૦ વિમાનો છે. અનુત્તર વિમાનો પાચ છે. આ પ્રમાણે સર્વે મળી કુલ ૮૪૯૭૦૨૩ વિમાનો છે.[4]

---

૧ આ દેવલોકો યાને વિમાનો પૈકી પહેલા બે પંચવર્ણી છે; બીજાં બે કૃષ્ણ સિવાયના વર્ણવાળા, ત્યાર પછીના બે કૃષ્ણ અને નીલ સિવાયના ત્રણ વર્ણવાળા, ત્યાર બાદ બે પીળા અને શ્વેત રંગના, અને ત્યાર પછીના બધા શ્વેત છે; આ સંબંધમા **સ્થાનાંગ** ( સ્થા. ૨, ઉ. ૩ )ની વૃત્તિના ૮૫ મા પત્રમા **બૃહત્સંગ્રહણી**ની નીચે મુજબની ગાથા અવતરણરૂપે મળી આવે છે:—

" सोहम्मे पंचवन्ना एक्कगहाणी उ जा सहस्सारो ।
दो दो तुल्ला कप्पा तेण परं पुंडरीयाणि ॥ १३२ ॥ "
[ सौधर्मे पञ्चवर्णानि एकैकहानिस्तु यावत् सहस्रारः ।
द्वौ द्वौ तुल्यौ कल्पौ तेन परं पुण्डरीकाणि ॥ ]

૨ અધસ્તન-અધસ્તન, અધસ્તન-મધ્યમ, અધસ્તન-ઉપરીતન, મધ્યમ-અધસ્તન, મધ્યમ-મધ્યમ, મધ્યમ-ઉપરીતન, ઉપરીતન-અધસ્તન, ઉપરીતન-મધ્યમ અને ઉપરીતન-ઉપરીતન એ નવ ગ્રૈવેયકના સ્થાનોના નામ જણાય છે, કેમકે એના નામો તો ' સુદર્શન ' વગેરે છે આ નવ સ્થાનને ગ્રૈવેયક કહેવાનું કારણ એ છે કે તેઓ લોકરૂપ પુરુષની ગ્રીવા ( ડોક )ને સ્થાને રહેલા છે અથવા તો ગ્રીવાના આભરણભૂત તેઓ છે

૩ સૌથી ઉત્તર-પ્રધાન હોવાથી અનુત્તરના નામથી ઓળખાતા આ પાચના નામો અનુક્રમે વિજય, વૈજયન્ત, જયન્ત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ છે.

૪ આ દરેક વિમાનમા એક એક સિદ્ધાયતન યાને ચૈત્ય છે નવ ગ્રૈવેયક અને પાચ

## સૌધર્માદિનું સ્થાન—

જ્યોતિષ્-ચક્રની ઉપર અસંખ્યાત યોજન ચઢયા બાદ ' મેરુ 'ના દક્ષિણ ભાગથી ઉપલક્ષિત આકાશ-પ્રદેશમાં ' સૌધર્મ ' કલ્પ આવે છે. એની ઉપર પરંતુ એની ઉત્તર દિશામાં ' ઐશાન ' કલ્પ છે. ' સૌધર્મ 'થી અસંખ્ય યોજન ઊંચે સમશ્રેણિમાં ' સાનત્કુમાર ' કલ્પ છે, જ્યારે ' ઐશાન 'ની બહુ ઊંચે સમશ્રેણિમા ' માહેન્દ્ર ' કલ્પ છે. આ બેની વચ્ચે પરંતુ એ બંનેથી ઊંચે ' બ્રહ્મલોક ' કલ્પ છે. એના ઉપર એક બીજાથી ઊંચે ' લાંતક ', ' મહાશુક્ર ' અને ' સહસ્રાર ' એ ત્રણ કલ્પો છે. એની ઉપર ' સૌધર્મ ' અને ' ઐશાન 'ની માફક ' આનત ' અને ' પ્રાણત ' એમ બે કલ્પો છે. એની ઉપર સમશ્રેણિમાં ' સનત્કુમાર ' અને ' માહેન્દ્ર 'ની જેમ ' આરણ ' અને ' અચ્યુત ' કલ્પ છે.

રજ્જુ અથવા [1]ખંડુક પ્રમાણે વિચાર કરીએ તો લોકના મધ્યથી ઉપર છ ખંડુકના ઉપરના ભાગને વિષે એટલે લોકના મધ્યથી દોઢ રજ્જુ જેટલી ઊંચાઇએ પ્રાથમિક બે કલ્પો છે. વળી ત્યાંથી ચાર ખંડુક ઉપરના .ભાગને વિષે એટલે લોકના મધ્યથી અઢી રજ્જુ ઊંચે બીજા બે કલ્પો છે. ત્યાંથી છ ખંડુકોમાં બીજા 'બ્રહ્મલોક ' આદિ ચાર કલ્પો છે. એટલે કે લોકના મધ્યથી ' સહસ્રાર ' ચાર રજ્જુ ઊંચે છે ત્યાર બાદ ચાર ખંડુકોને વિષે ' આનત 'થી ' અચ્યુત ' સુધીના ચાર કલ્પો છે એટલે કે લોકના મધ્યથી ' અચ્યુત ' પાંચ રાજની ઊંચાઇએ છે.

આપણે વૈમાનિકના ૨૬ પ્રકારો જોયા તેમાં જે ત્રણ પ્રકારના કિલ્બિષિક અને નવ જાતના લોકાંતિક ઉમેરતા એના ભેદની સંખ્યા ૩૮ ની થાય છે તેનું સ્વરૂપ હવે વચારીશું.

## કિલ્બિષિકના ત્રણ પ્રકારો—

પ્રથમ પ્રકારના દેવો ' સૌધર્મ ' અને ' ઐશાન ' કલ્પની અધ. ( નીચે ), બીજા પ્રકારના ' સાનત્કુમાર ' અને ' માહેન્દ્ર ' કલ્પની નીચે અને [2]ત્રીજા પ્રકારના ' લાંતક ' કલ્પની નીચે રહે છે. આ ત્રણ પ્રકારના કિલ્બિષિકોના ઉત્કૃષ્ટ આયુષ્યો અનુક્રમે ત્રણ પલ્યોપમ, ત્રણ સાગરોપમ અને તેર સાગરોપમ છે. આ દેવો ચંડાળ જેવા છે. તેમને અસ્પૃશ્ય ગણવામાં આવે છે અને અન્ય દેવો તેમનો તિરસ્કાર કરે છે.

---

અનુત્તરોના ૩૨૩ વિમાનો સિવાયના દરેક વિમાનમા સભા-મણ્ડપ છે બાર દેવગોકના ૮૪૯૬૭૦૦ ચૈત્યોમા સભા-મણ્ડપના હિમાબે દરેકમા ૧૮૦ જિન-બિબ હોવાથી એકંદર બાર દેવલોકમાં ૧૫૨૯૪૦૬૦૦૦ જિન-બિબો છે. નવ ગ્રૈવેયક અને પાચ અનુત્તરોના ૩૨૩ ચૈત્યોમા સભા-મણ્ડપો નહિ હોવાથી, દરેક ચૈત્યમા ૧૨૦ જિન-બિબો હોવાથી એકંદર ૩૮૭૬૦ જિન-બિબ થાય છે. આ પ્રમાણે વૈમાનિકોમા ૧૫૨૯૪૪૭૬૦ જિન-બિબો છે.

૧ ' ખડુક ' એટલે રજ્જુનો ચોથો ભાગ. એની વિશેષ માહિતી આગળ ઉપર વિચારમા આવનાર લોકના સ્વરૂપમાથી મળશે

૨ શ્રીમહાવીરપ્રભુનો ભાણેજ ( ભાણેય ) તેમજ જમાઈ ( જામાતૃ ) એવો જમાલિ ત્રીજા પ્રકારના કિલ્બિષિક તરીકે ઉત્પન્ન થયો છે.

## લોકાંતિકોનું સ્વરૂપ—

'બ્રહ્મલોક' નામના પાંચમા દેવલોકની ચારે દિશા, ચારે વિદિશા અને મધ્ય ભાગમાં વસવાને કારણે લોકાંતિકના [1]નવ પ્રકારો પડે છે. જેમકે પૂર્વ-ઉત્તર (ઈશાન) ખૂણામા **સારસ્વત,** પૂર્વમાં **આદિત્ય,** પૂર્વ-દક્ષિણ ( અગ્નિ ) ખૂણામાં **વહ્નિ,** દક્ષિણમાં **અરુણ,** દક્ષિણ-પશ્ચિમ ( નૈઋંત્ય ) ખૂણામા **ગર્દતોય,** પશ્ચિમમાં **તુષિત,** પશ્ચિમ-ઉત્તર (વાયવ્ય) ખૂણામા **અવ્યાબાધ,** ઉત્તરમાં [2]**મરુત્** અને મધ્યમાં [3]**અરિષ્ટ** નામના લોકાંતિક દેવો રહે છે. એમનાં વિમાનો આઠ [4]કૃષ્ણરાજી પૈકી બબ્બેના આતરામા તેમજ એ સર્વના મધ્યમાં આવેલા છે.

આ દેવો વિષય-રતિથી વિમુખ છે તેથી તેમને 'દેવર્ષિ' કહેવામાં આવે છે. તેમનામાં કોઇ કોઇથી મોટું નાનું નથી એટલે એ બધા સ્વતન્ત્ર છે. એમનું ઉત્કૃષ્ટ આયુષ્ય આઠ સાગરોપમનું છે. જિનેશ્વરના નિષ્ક્રમણ-સમયે એટલે તેઓ ગૃહનો ત્યાગ કરી દીક્ષા અંગીકાર કરે તે વેળા એમની પાસે આવી '**वुज्झह, वुज्झह**' શબ્દ ઉચ્ચારી તેઓ પ્રતિબોધ કરવા રૂપ પોતાની ફરજ બજાવે છે.

આ દેવો એકાવતારી છે. અર્થાત્ અહીંથી ચ્યવીને મનુષ્ય તરીકે ઉત્પન્ન થઇ તેઓ મોક્ષે જાય છે. આ પ્રમાણે શ્રી**પ્રદ્યુમ્નસૂરિકૃત વિચારસાર** ( ગા. ૧૨૩ )માં ઉલ્લેખ છે, જ્યારે **પ્રવચનસારો૦** ( ગા. ૧૪૪૭ )મા તેમજ [5]**લબ્ધિસ્તોત્ર** પ્રમાણે તેઓ સાતમે કે આઠમે ભવે મોક્ષે જાય છે. આ દેવોની સંખ્યા ૨૪૪૫૫ અથવા મતાતર પ્રમાણે ૨૨૬૩૫૭ ની દર્શાવાય છે.[6]

## ભવનપતિ વગેરેના ઇન્દ્રાદિ ભેદો—

આ પ્રમાણે આપણે ભવનપતિ પ્રમુખ દેવોના વિવિધ પ્રકારો જોયા હવે ભવનપતિ અને વૈમાનિક દેવોના અન્ય રીતે જે દશ દશ ભેદો પડે છે તેનો તેમજ વ્યન્તર અને જ્યોતિષ્કના જે આઠ આઠ ભેદો પડે છે તેનો વિચાર કરીએ. ઉપર્યુક્ત દશ ભેદો બીજા કોઇ નહિ પણ નીચે મુજબ જાણવા:—

---

૧ દિગંબર સંપ્રદાય પ્રમાણે આઠ લોકાન્તિકો છે. ત્યા 'મરુત્'નો ઉલ્લેખ નથી જુઓ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૧૯૩ )

૨ આનું બીજું નામ 'આગ્નેય' છે જુઓ **પ્રવચનસારો૦**ની વૃત્તિનું ૪૨૧ મું પત્ર.

૩ કેટલાક આને 'રિષ્ટ'ના નામથી ઓળખાવે છે.

૪ આના નામો તથા સ્વરૂપ માટે જુઓ **વૈરાગ્યરસ૦** ( પૃ. ૨૪૨-૨૪૩ ).

૫ આ રહ્યો એ ઉલ્લેખ —

'सव्वट्ठचुआ चउकयआहारगुवसमगजिणगणहराई ।
निअमेण तब्भवसिवा सत्तट्ठभवेहिं लोगंती ॥"

[ सर्वार्थच्युताश्चतुष्कृताहारकोपशमकजिनगणधराद्यः ।
नियमेन तद्भवशिवाः सप्ताष्टभवैर्लोकान्तिकाः ॥ ]

૬ જુઓ શ્રી**ગજસાર** મુનિવરકૃત **દંડકપ્રકરણ** ( પૃ ૮ )

(૧) ઇન્દ્ર, (૨) સામાનિક, (૩) ત્રાયસ્ત્રિંશ, (૪) પાર્ષદ્ય, (૫) આત્મરક્ષક, (૬) લોકપાલ, (૭) અનીક, (૮) પ્રકીર્ણક, (૯) આભિયોગિક અને (૧૦) કિલ્બિષિક. આ દશે ભેદો ભવનપતિ અને વૈમાનિક દેવોના જાણવા; વ્યન્તર અને જ્યોતિષ્કના તો લોકપાલ અને ત્રાયસ્ત્રિંશ સિવાયના બાકીના આઠ ભેદો જાણવા.

ઇન્દ્રનું લક્ષણ—

**देवगतिनामकर्मोदये सत्याधिपत्यशालिरूपत्वमिन्द्रस्य लक्षणम् । ( १७८ )**

અર્થાત્ જેને વિષે દેવગતિરૂપ નામકર્મ ઉદયમાં આવ્યુ હોય અને જે દેવતાઓમાં સ્વામિત્વ ભોગવતો હોય તેને 'ઇન્દ્ર' કહેવામાં આવે છે.

સામાનિકનું લક્ષણ—

**देवगतिनामकर्मोदये सत्याधिपत्याभावे च सतीन्द्रसमानर्द्धिकत्वं सामानिकस्य लक्षणम् । ( १७९ )**

અર્થાત્ જેને વિષે દેવગતિનામકર્મનો ઉદય હોય અને દેવોનો અધિપતિ નહિ હોવા છતાં પણ જેની ઇન્દ્રના જેટલી ઋદ્ધિ હોય તે 'સામાનિક' કહેવાય છે

ત્રાયસ્ત્રિંશનું લક્ષણ—

**इन्द्रस्यैव मन्त्रि-पुरोहितस्थानाधिरूढत्वं त्रायस्त्रिंशस्य लक्षणम् । ( १८० )**

અર્થાત ઇન્દ્રના જ પ્રધાન કે પુરોહિતની પદવી જેને મળી હોય તે 'ત્રાયસ્ત્રિંશ' કહેવાય છે.

પાર્ષદ્યનું લક્ષણ—

**इन्द्रस्यैव वयस्यस्थानीयत्वं पार्षद्यस्य लक्षणम् । ( १८१ )**

અર્થાત્ ઇન્દ્રના જ મિત્રને 'પાર્ષદ્ય' કહેવામા આવે છે.

લોકપાલનું લક્ષણ—

**इन्द्रस्यैव आरक्षिकार्थचरस्थानाधिरूढत्वं लोकपालस्य लक्षणम् । ( १८२ )**

અર્થાત્ ઇન્દ્રના કોટવાલને–દેવલોકની રક્ષા કરવાને અર્થે ફરનારા દેવને 'લોકપાલ' કહેવામા આવે છે.

**આત્મરક્ષકનું લક્ષણ—**

**इन्द्रस्यैव शिरोरक्षस्थानाधिरूढत्वमात्मरक्षकस्य लक्षणम् । (१८३)**

અર્થાત્ ઇન્દ્રના મસ્તક વગેરે શરીરના ભાગોનું રક્ષણ કરનારા દેવો 'આત્મરક્ષક' ( અંગ-રક્ષક ) કહેવાય છે.

**અનીકનું લક્ષણ—**

**इन्द्रस्यैव सेनास्थानाधिरूढत्वमनीकस्य लक्षणम् । ( १८४ )**

અર્થાત્ ઇન્દ્રની સેનાને 'અનીક' કહેવામાં આવે છે.

**પ્રકીર્ણકનું લક્ષણ—**

**इन्द्रस्यैव पौरजनस्थानाधिरूढत्वं प्रकीर्णकस्य लक्षणम् । (१८५)**

અર્થાત્ ઇન્દ્રની પ્રજાને–રૈયતને 'પ્રકીર્ણક' તરીકે ઓળખાવવામાં આવે છે.

**આભિયોગ્યનું લક્ષણ—**

**इन्द्रस्यैव दासस्थानाधिरूढत्वमाभियोग्यस्य लक्षणम् । ( १८६ )**

અર્થાત્ ઇન્દ્રનું દાસત્વ કરનારા દેવો 'આભિયોગ્ય' (આભિયોગિક) કહેવાય છે.

**કિલ્બિષિકનું લક્ષણ—**

**इन्द्रस्यैवान्त्यजस्थानाधिरूढत्वं किल्बिषिकस्य लक्षणम् । (१८७)**

અર્થાત્ અન્ત્યજોના જેવું કામ કરનારા ઇન્દ્રના દેવો 'કિલ્બિષિક' કહેવાય છે.

**ઇન્દ્રોની સંખ્યા—**

ભવનપતિના ૨૦, વ્યંતરના ૧૬ અને વાનવ્યંતરના ૧૬ એમ મળીને [૧]૩૨, જ્યોતિષ્કોના ૨ અને વૈમાનિકના (કલ્પોપપન્નના) ૧૦ ઇન્દ્રો એમ કુલ [૨]૬૪ ઇન્દ્રો છે.

---

૧ **જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ** ( સૂ. ૩૩)મા સોળ જ કહ્યા છે, પરતુ એની **પ્રમેયરત્નમજૂષા** નામની વૃત્તિમા જે ખુલાસો આપ્યો છે તે નોધવાથી આ શંકા દૂર થશે. કાલાદિ ઇન્દ્રો મહર્દ્ધિક છે, જ્યારે અણપન્ની (અપ્રજ્ઞપ્તિક) વગેરેના ઇન્દ્રો અલ્પ ઋદ્ધિવાળા છે એટલે અહીં મુખ્યનો જ ઉલ્લેખ કર્યો છે. બાકી વ્યતરના ઇન્દ્રોની સંખ્યા બત્રીસની છે એ વાતને તો **સ્થાનાંગ** (સ્થા ૨, ઉ ૩) પણ સમર્થિત કરે છે. તેમ છતા જો બારીકાઇથી વિચારીશું તો **આવશ્યક-નિર્યુક્તિ** વગેરેમા **પ્રતિવાસુદેવને** ઉત્તમ પુરુષ તરીકે ગણ્યા છે, જ્યારે **સમવાયાંગ**મા તેનો નિર્દેશ ન કરતા ૫૪ જ ઉત્તમ પુરુષો ગણાવ્યા છે

૨ આ તો શ્વેતામ્બર-સપ્રદાય પ્રમાણે વાત કરી દિગમ્બર સપ્રદાય પ્રમાણે તો ઇન્દ્રો સો છે. જેમકે ભવનપતિના ૪૦, વ્યંતરના ૩૨, જ્યોતિષ્કના ૨, વૈમાનિકના ૨૪, એક નર-ઇન્દ્ર (ચક્રવર્તી) અને એક તિર્યંચ ઇન્દ્ર (સિંહ)

આ સમસ્ત ઇન્દ્ર સમ્યક્ત્વશાલી છે અને તેઓ જિનેશ્વરોના પાંચે કલ્યાણકોમાં રસ પૂર્વક ભાગ લે છે. આ ઇન્દ્રોનો નિકાય આશ્રીને વિચાર કરીશું તો જણાશે કે ભવનપતિ અને વ્યંતર એ બે નિકાયોમા બે બે ઇન્દ્રો છે, જ્યારે બાકીના નિકાયોમાં બે બે ઇન્દ્રો નથી આ સૂચિત કરવા **તત્ત્વાર્થ** ( અ. ૪, સૂ. ૬ )મા કહ્યું છે કે—

" **पूर्वयोर्द्वीन्द्राः** "।

ભવનપતિના દશે પ્રકારના દેવોમાં તેમજ વ્યંતર નિકાયના સોળે પ્રકારના દેવોમા બે બે ઇન્દ્ર છે જ્યોતિષ્કમા તો સૂર્ય અને ચંદ્ર જ ઇન્દ્ર છે. આ અસંખ્યાત છે, એથી એ નિકાયમા ઇન્દ્રોની સંખ્યા અસંખ્યાતની છે, છતાં જાતિની અપેક્ષાએ બેની ગણવામા આવે છે વૈમાનિક નિકાયમા તો પ્રાય પ્રત્યેક કલ્પમા એક એક ઇન્દ્ર છે.

**ઇન્દ્રોનાં નામો—**

વિસ્તારથી વિચાર કરીશુ તો માલૂમ પડશે કે અસુરકુમારોમા **ચમર** અને **બલિ**, નાગકુમારોમા **ધરણ** અને **ભૂતાનંદ**, વિદ્યુત્કુમારોમા **હરિ** અને **હરિસ્સહ**, સુપર્ણકુમારોમા **વેણુદેવ** અને **વેણુદારી**, અગ્નિકુમારોમા **અગ્નિશિખ** અને **અગ્નિમાણવ**, વાયુકુમારોમા **વેલબ** અને **પ્રભંજન**, દ્વીપકુમારોમા **પૂર્ણ** અને [1]**વસિષ્ઠ**, સ્તનિતકુમારોમા [2]**સુઘોષ** અને **મહાઘોષ**, ઉદધિકુમારોમા **જલકાંત** અને **જલપ્રભ** અને દિક્કુમારોમા **અમિતગતિ** અને **અમિતવાહન**, વ્યંતર નિકાય આશ્રીને કિન્નરોમા **કિન્નર** અને **કિંપુરુષ**, કિંપુરુષોમા **સત્પુરુષ** અને **મહાપુરુષ**, મહોરગમા **અતિકાય** અને **મહાકાય**, ગાંધર્વોમા **ગીતરતિ** અને **ગીતયશ**, યક્ષોમા **પૂર્ણભદ્ર** અને **માણિભદ્ર**, રાક્ષસોમા **ભીમ** અને **મહાભીમ**, ભૂતોમાં **પ્રતિરૂપ** અને [3]**અપ્રતિરૂપ**, પિશાચોમા **કાળ** અને **મહાકાળ**, અપ્રજ્ઞપ્તિમા **સન્નિહિત** અને **સમાન**, પંચપ્રજ્ઞપ્તિમા **ધાતા** અને **વિધાતા**, ઋષિવાદિતોમા **ઋષિ** અને **ઋષિપાલ**, ભૂતવાદિતોમા **ઈશ્વર** અને **મહેશ્વર**, ક્રંદિતમા **સુવત્સ** અને **વિશાલ**, મહાક્રંદિતમા **હાસ** અને **હાસરતિ**, કૂષ્માંડમા **શ્વેત** અને **મહાશ્વેત** અને પતકમા **પતક** અને **પતકપતિ**; જ્યોતિષ્ક નિકાયમા **સૂર્ય** અને **ચન્દ્ર**; વૈમાનિક નિકાયમા સૌધર્મ કલ્પમા **શક્ર**, ઐશાનમા **ઇશાન**, સાનત્કુમારમાં **સનત્કુમાર**, માહેન્દ્રમા **માહેન્દ્ર**, બ્રહ્મલોકમા **બ્રહ્મા**, લાંતકમા **લાંતક**, મહાશુક્રમા **મહાશુક્ર**, સહસ્રારમા **સહસ્રાર**, આનત અને પ્રાણત એ બે કલ્પનો **પ્રાણત** નામનો એક ઇન્દ્ર, આરણ અને અચ્યુત એ બે કલ્પોનો **અચ્યુત** નામનો એક ઇન્દ્ર.

**દેવ સંબંધી પ્રવીચાર–વિચાર—**

'પ્રવીચાર' એટલે 'વિષય–સેવન'. આ વિષય–સેવનના પાંચ પ્રકારો પડે છે જેમકે કેટલાક દેવો કાયસેવી, કેટલાક સ્પર્શસેવી, કેટલાક રૂપસેવી, કેટલાક શબ્દસેવી અને કેટલાક મનઃસેવી છે. અત્ર એ ખાસ ધ્યાનમા રાખવુ કે દરેકે દરેક દેવ વિષયનું સેવન કરતો નથી. જેમકે નવ ગ્રૈવેયકના

---

૧ કેટલાક આને બદલે ' અવશિષ્ટ ' નામ સૂચવે છે

૨–૩ સ્થાનાંગ ( સ્થા૦ ૨, ઉ ૩ )મા આને બદલે ઘોષ અને સુરૂપ છે

અને પાચ અનુત્તર વિમાનના દેવો વિષય-સેવનથી રહિત ( અપ્રવીચારી ) છે, કેમકે તેઓ અલ્પ સ ક્લેશવાળા હોવાથી સ્વસ્થ અને શાત રહે છે. ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક, સૌધર્મવાસી અને ઐશાનવાસી દેવો કાયસેવી છે અર્થાત તેઓ પોતાના ભવનમા વસનારી દેવીઓ સાથે શરીર વડે મૈથુનક્રિયા કરે છે. સ ક્લિષ્ટ કર્મ અને તીવ્ર અનુરાગવાળા હોવાથી તેઓ મનુષ્યોની માફક કામ-ભોગમા લીન થઇ જાય છે સાનત્કુમાર અને માહેન્દ્ર સ્પર્શસેવી છે એટલે કે તેઓ સ્પર્શમાત્રથી વિષય સેવે છે. બ્રહ્મલોક અને લાતકવાસી દેવો રૂપસેવી છે એટલે કે તેઓની વિષય-વાંછના ફક્ત દેવીનુ રૂપ જોવાથી જ તૃપ્ત થઇ જાય છે મહાશુક્ર અને સહસ્રાર દેવલોકમા વસનારા દેવો શબ્દ-સેવી છે, કેમકે દેવીના મધુર સ્વરનો શ્રવણ થતા જ તેમની કામ-અભિલાષા શાત થઈ જાય છે. અવશિષ્ટ આનત વગેરે ચાર દેવલોકોના દેવો માત્ર મન વડે ચિંતવવાથી વિષયને ધારણ કરનારા છે-તેઓ મન-સેવી છે

અત્ર એ ખ્યાલમા રાખવું કે બીજા સ્વર્ગ સુધી જ દેવીઓની ઉત્પત્તિ છે. એથી ઉપરના સ્વર્ગમા તેમની ઉત્પત્તિ નથી અને આઠમા સ્વર્ગથી આગળ તો તેમની ગતિ પણ નથી. આથી કરીને જ્યારે ત્રીજા વગેરે સ્વર્ગના દેવો વિષય-વાસનાને અધીન બને છે ત્યારે તેમને વૈષયિક સુખ માટે આતુર અને તે માટે પોતા તરફ આદરશીલ જાણી દેવીઓ સ્વયં ત્યા પહોચી જાય છે. ત્યાં પહોચતા વેંતજ એના હાથ વગેરેના સ્પર્શમાત્રથી ત્રીજા અને ચોથા સ્વર્ગના દેવોની કામલાલસા પૂર્ણ થઇ જાય છે એમનું શણગારેલુ મનોવેધક રૂપ જોઇને પાચમા અને છઠ્ઠા સ્વર્ગના સુરોની કામ-વાસના તૃપ્ત થઇ જાય છે એવી રીતે એના સુંદર સગીતમય શબ્દના શ્રવણમાત્રથી સાતમા અને આઠમા સ્વર્ગના દેવો વૈષયિક આનંદ મેળવી લે છે. દેવીઓની આઠમા સ્વર્ગથી આગળ ગતિ નહિ હોવાથી નવમાથી બારમા સ્વર્ગ સુધીના વિબુધો દેવીઓના ચિંતન-માત્રથી કામ-સુખનો અનુભવ કરી લે છે બારમા સ્વર્ગથી ઉપરના દેવોમા કામ-લાલસા નથી, તેઓ શાત છે એટલે એમને દેવીઓના ચિતન દ્વારા પણ કામસુખ ભોગવવાની અભિલાષા થતી નથી. તેમ છતા તેઓ અન્ય દેવોથી અધિક સંતુષ્ટ અને સુખી રહે છે, આનું કારણ દેખીતુ છે, કેમકે જેમ જેમ કામાગ્નિની પ્રબલતા હોય છે તેમ તેમ ચિત્તના ક્લેશની અધિકતા રહેલી હોય છે; અને જેમ જેમ આ ક્લેશની અતિશયતા છે તેમ તેમ તેને શાત પાડવા માટેના વિષયભોગની તરતમતા રહેલી છે

બીજા સ્વર્ગ સુધીના સુરોની અપેક્ષાએ ઉપર ઉપરના સ્વર્ગમા રહેનારા સુરોની વિષય-વાસના મંદ હોય છે, એથી એમના સબંધમા ચિત્તનો સંક્લેશ પણ ઓછો હોય છે અને સંતોષ-વૃત્તિ અધિક છે અને તેથી જ વિષય-તૃપ્તિના સાધન પણ અલ્પ કહ્યા છે. આથી તો ઉત્તરોત્તર દેવોનું સુખ નીચે નીચેના દેવોની અપેક્ષાએ અધિક માનવામા આવે છે

ઉપર્યુક્ત વિવેચનમા જે વિવિધ પ્રકારના પ્રવીચારનો ઉલ્લેખ કર્યો છે તેના લક્ષણો ગ્રથકાર નીચે મુજબ નિર્દેશે છે —

**સ્પર્શ-પ્રવીચારનું લક્ષણ—**

**स्पर्शविषयकमैथुनव्यवहाररूपत्वं स्पर्शप्रवीचारस्य लक्षणम्।(१८८)**

અર્થાત્ સ્પર્શ સંબંધી મૈથુનનો વ્યવહાર તે 'સ્પર્શ-પ્રવીચાર' છે.

રૂપ-પ્રવીચારનું લક્ષણ—

रूपविषयकमैथुनव्यवहाररूपत्वं रूपप्रवीचारस्य लक्षणम् । (१८९)

અર્થાત્ રૂપ સંબંધી મૈથુનનો વ્યવહાર તે 'રૂપ-પ્રવીચાર' છે.

શબ્દ-પ્રવીચારનું લક્ષણ—

शब्दविषयकमैथुनव्यवहाररूपत्वं शब्दप्रवीचारस्य लक्षणम् । (१९०)

અર્થાત્ શબ્દ સંબંધી મૈથુનનો વ્યવહાર તે 'શબ્દ-પ્રવીચાર' છે.

મનઃપ્રવીચારનું લક્ષણ—

मनोविषयकमैथुनव्यवहाररूपत्वं मनःप्रवीचारस्य लक्षणम् । (१९१)

અર્થાત્ મન સંબંધી મૈથુનનો વ્યવહાર તે 'મનઃ-પ્રવીચાર' છે.

ઉપર્યુક્ત વિવેચન ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે પહેલાં બે સ્વર્ગોની જ દેવીઓ સાથે ત્રીજા વગેરે સ્વર્ગના દેવો વિષય-સુખ અનુભવે છે. તો આ પૈકી ગમે તેની સાથે ગમે તે દેવ પ્રવીચારનો વ્યવહાર કરે છે કે કેમ એવો પ્રશ્ન ઉદ્ભવે છે. આનો ઉત્તર તત્ત્વાર્થ ( અ. ૪, સૂ. ૯ )ની બૃહદ્ વૃત્તિ (પૃ. ૨૭૯)માંથી નીચે મુજબ મળી આવે છેઃ—

પ્રથમ બે દેવલોકની ગણિકા જેવી અપરિગૃહીત દેવીઓ સાથે સનત્કુમારાદિ દેવલોકવાસી દેવો વિષય-સેવન કરે છે. 'સૌધર્મ'વાસી દેવીઓનુ આયુષ્ય જઘન્યથી એક પલ્યોપમ જેટલું અને ઉત્કૃષ્ટથી પચાસ પલ્યોપમ જેટલું છે, જ્યારે 'ઐશાન'વાસી અપરિગૃહીત દેવીઓનું આયુષ્ય જઘન્યથી પલ્યોપમથી કંઈક અધિક (સાતિરેક) અને ઉત્કૃષ્ટથી પચાવન પલ્યોપમ જેટલુ છે. આ પૈકી જે સૌધર્મવાસી અપ્સરાઓનું આયુષ્ય પલ્યોપમ ઉપરાંત એક સમયથી માંડીને તે દશ પલ્યોપમ સુધીનું છે તેઓ બધી 'સાનત્કુમાર'વાસી દેવોને ભોગવવા લાયક છે;[1] જેમનું આયુષ્ય દશ પલ્યોપમ ઉપરાંત એક સમયથી માંડીને વીસ પલ્યોપમ સુધીનું છે તેઓ 'બ્રહ્મલોક'વાસી દેવોને ભોગ્ય છે; જેમનું આયુષ્ય વીસ પલ્યોપમ ઉપરાત એક સમયથી માંડીને ત્રીસ પલ્યોપમ સુધીનુ છે તેઓ 'મહાશુક્ર'વાસી દેવોને ભોગવવા યોગ્ય છે, જેમનું આયુષ્ય ત્રીસ પલ્યોપમ ઉપરાત એક સમયથી માંડીને ચાલીસ પલ્યોપમ પર્યંતનુ છે તેઓ 'આનત' કલ્પવાસી દેવોને પરિભોગ્ય છે, જેમનું આયુષ્ય ચાલીસ પલ્યોપમ ઉપરાત એક સમયથી માંડીને તે પચાસ પલ્યોપમ સુધીનુ છે તેઓ 'આરણ' કલ્પવાસી દેવોને ભોગવવા લાયક છે આ તો 'સૌધર્મ' દેવલોકની અપ્સરાઓની વાત થઇ 'ઐશાન' કલ્પવાસી અપ્સરાઓ પૈકી તો જેમનું આયુષ્ય સાતિરેક પલ્યોપમ ઉપરાત એક સમયથી માંડીને

---

૧ એની ઉપરના કલ્પવાસી દેવો તથાવિધ સ્વભાવને લઇને આ દેવીઓ સાથે પ્રવીચારની જરાએ ઇચ્છા રાખતા નથી

પંદર પલ્યોપમ સુધીનું છે તેઓ ' માહેન્દ્ર ' કલ્પવાસી દેવોને ભોગ્ય છે; જેમનું આયુષ્ય પંદર પલ્યોપમ ઉપરાંત એક સમયથી માંડીને પચીસ પલ્યોપમ સુધીનું છે તેઓ ' લાંતક ' કલ્પવાસી દેવોને ભોગવવા યોગ્ય છે, જેમનુ આયુષ્ય પચીસ પલ્યોપમ ઉપરાત એક સમયથી માંડીને પાંત્રીસ પલ્યોપમ સુધીનું છે તેઓ 'સહસ્રાર' કલ્પવાસી દેવોને યોગ્ય છે, જેમનુ આયુષ્ય પાત્રીસ પલ્યોપમ ઉપરાત એક સમયથી માડીને પિસ્તાલીસ પલ્યોપમ સુધીનુ છે તેઓ 'પ્રાણુત' કલ્પવાસી દેવોને ભોગ્ય છે, જેમનું આયુષ્ય પિસ્તાલીસ પલ્યોપમ ઉપરાત એક સમયથી માડીને પચાવન પલ્યોપમ સુધીનું છે તેઓ 'અચ્યુત' કલ્પવાસી દેવોને ભોગ્ય છે જે સૌધર્મવાસી દેવીઓની સ્થિતિ પલ્યોપમ ઉપરાત એક સમયથી માંડીને સાત પલ્યોપમ સુધીની છે તેઓ 'સૌધર્મ' કલ્પવાસીઓના પરિગ્રહ-રૂપ છે. ઐશાન કલ્પવાસી દેવીઓ પૈકી તો જેમની સ્થિતિ સાતિરેક પલ્યોપમ ઉપરાંત એક સમ-યથી માડીને નવ પલ્યોપમ સુધીની છે તેઓ એ કલ્પવાસી દેવોના પરિગ્રહરૂપ છે.

આ સંબંધમા **બૃહત્-સંગ્રહણી** અને તેની **ટીકા** વિચારતા એ વિશેષતા જણાય છે કે સનત્કુમારાદિ દેવોને રતિની અભિલાષા થતા જે અપરિગૃહીત દેવીઓ 'સહસ્રાર' પર્યંત જાય છે તેમના ઉત્પત્તિ-વિમાનો જુદા જ છે, તેમા દેવો ઉત્પન્ન થતા નથી. આવા ઉત્પત્તિ-વિમાનોની સખ્યા 'સૌધર્મ' અને ' ઐશાન ' આશ્રીને અનુક્રમે છ લાખ અને ચાર લાખની છે સૌધર્મવાસી દેવીઓ પૈકી જેમનું આયુષ્ય બરાબર એક પલ્યોપમનું છે તેઓ સૌધર્મવાસી જ દેવોના ઉપભોગને યોગ્ય છે એવી રીતે ઐશાનવાસી દેવીઓ પૈકી જેમનું આયુષ્ય બરાબર સાતિરેક પલ્યોપમનું છે તેઓ એ જ કલ્પના દેવોના ઉપભોગ માટે યોગ્ય છે. વળી મન પ્રવીચાર માટે યોગ્ય દેવીઓ પોતાના સ્થાનમા રહીને જ એ વ્યવહારયોગ્ય બને છે.

**પ્રજ્ઞાપના** ( પ. ૩૪ ) તરફ દૃષ્ટિપાત કરતાં એ જાણવાનું મળે છે કે કાય **પ્રવીચાર**થી મનુષ્યની પેઠેનો પ્રવીચાર સમજવો. સ્પર્શ-પ્રવીચારથી વદન-ચુબન, સ્તન મર્દન, હસ્ત, ઊરુ, જઘન ઇત્યાદિનો સસ્પર્શ જાણવો. રૂપ-પ્રવીચારથી કામોદ્દીપક એવા રૂપનુ દર્શન એટલે કે સવિ-લાસ દૃષ્ટિ-વિક્ષેપ અગ-ઉપાગનું નિરીક્ષણ, અનુરાગ વ્યક્ત કરનારી ચેષ્ટાઓનુ અવલોકન જાણવા, શબ્દ-પ્રવીચારથી ઇચ્છિત દેવીના ગીત, હાસ્ય, વિકારમય ભાષણ, નૂપુર વગેરેનો ધ્વનિ વગેરેનું શ્રવણ સમજવું; મનઃપ્રવીચારથી માનસિક વિકારથી ઉત્તેજિત પરસ્પર ઊચા નીચા મનના સકલ્પ પૂર્વકનો પ્રવીચાર સમજવો

વિશેષમા સ્પર્શાદિ પ્રવીચાર માટે ઉપસ્થિત થતી દેવીઓ ઉદાર, શૃંગારિત, મનોજ્ઞ, મનો-હર અને મનોરમ એવું ઉત્તર વૈક્રિયરૂપ ધારણ કરે છે. જેમ માનવી સ્ત્રીને માનવી પુરુષ સાથે ભોગ ભોગવતા શુક્ર-પુદ્ગલના સંક્રમણથી સુખ ઉપજે છે તેમ દેવીઓને પણ દેવોના શુક્ર-પુદ્-ગલથી સુખ ઉપજે છે. આ પુદ્ગલો વૈક્રિય શરીરાન્તર્ગત હોવાથી ગર્ભજનક નથી, કિન્તુ તે શ્રોત્રેન્દ્રિયથી માડીને સ્પર્શનેન્દ્રિયરૂપે પરિણમે છે. આ પરિણમન ઇષ્ટ, કાત, મનોજ્ઞ, સ્પૃહણીય અને સુભગ છે. સ્પર્શાદિ વિષયક પ્રવીચાર પરત્વેનુ શુક્રનું સક્રમણ દિવ્ય પ્રભાવ પૂર્વક સમજવું.

**ભગવતી** (શ. ૧૪, ઉ. ૬)માથી બાર દેવલોકના ઇન્દ્રોના પ્રવીચાર વિષયક હકીકત મળે છે. જેમકે **શક્રને** ' સુધર્મા ' સભા ભોગ-સ્થાન છે, છતા તે એક મોટા ચક્રના જેવુ સ્થાન વિકુર્વે

છે, કેમકે ‘ સુધર્મા ’ સભામાં ‘ માણવક ’ સ્તંભને વિષે ડાભડામાં જિનેશ્વરનાં અસ્થિ છે અને તેની પાસે કાય-પ્રવીચાર કરવાથી આશાતના થાય. આ ચક્રવાળા સ્થાનની ઉપર બરાબર રમણીય ભૂમિભાગ અને એના બરાબર મધ્ય ભાગમાં એક ભૂષણરૂપ સુંદર પ્રાસાદ વિકુર્વાય છે. આની ઉપરનો ભાગ પદ્મ અને લતાઓનાં ચિત્રામણથી સુશોભિત બનાવવામાં આવે છે. આ પ્રાસાદાવતંસકનો અંદરનો ભાગ પણ દર્શનીય હોય છે. આને વિષે એક મણિપીઠિકા રચવામાં આવે છે અને એના ઉપર દેવશય્યાની વિકુર્વણા થાય છે. આ શય્યામાં **શક્ર** પોતાની મહિષીઓ સાથે ભોગ ભોગવે છે. આ પ્રમાણે **ઈશાન** ઇન્દ્ર માટે સમજી લેવું. **સનત્કુમારાદિના** સંબંધમાં મણિપીઠિકાની ઉપર શય્યાને બદલે એક મોટું સિંહાસન વિકુર્વાય છે. અહીં આ ઇન્દ્રો સામાનિકાદિ પરિવાર સહિત ચક્રાકાર સ્થાનમાં પ્રવેશ કરે છે અને પોતાના પરિવારના દેખતાં પણ સ્પર્શાદિ ભોગ ભોગવે છે. **શક્ર** અને **ઈશાન** ઇન્દ્રો પરિવાર સહિત આવા સ્થાનમાં જતા નથી, કારણ કે તેઓ કાયસેવી છે અને પરિવાર સમક્ષ કાય-પ્રતિચારણ સેવવું તે લજ્જાસ્પદ અને અનુચિત છે.

### દેવોનું આયુષ્ય—

દેવો મરીને તરત જ ફરીથી દેવ તરીકે ઉત્પન્ન થતા નથી. એટલે નારકની પેઠે એની પણ કાયસ્થિતિ અને ભવસ્થિતિ પૃથક્ પૃથક્ નથી. ભવસ્થિતિ બે પ્રકારની છેઃ—(૧) જઘન્ય અને (૨) ઉત્કૃષ્ટ. કયાં દેવ-દેવીને તે કેટલી કેટલી છે તે નીચે મુજબના કોઠા દ્વારા રજુ કરવામાં આવે છેઃ—

| દેવ-વિશેષ | જઘન્ય આયુષ્ય | ઉત્કૃષ્ટ આયુષ્ય |
|---|---|---|
| દક્ષિણાર્ધ અસુરેન્દ્ર ચમર | — | ૧ સાગરોપમ |
| ,, અસુર૦ દેવ | ૧૦,૦૦૦ વર્ષ | ,, |
| ,, ,, ,, દેવી | ,, | ૩॥ પલ્યોપમ |
| ઉત્તરાર્ધ અસુરેન્દ્ર બલિ | — | ૧ સાગરો૦થી કંઇક અધિક |
| ,, અસુર૦ દેવ | ૧૦,૦૦૦ વર્ષ | ,, |
| ,, ,, દેવી | ,, | ૪॥ પલ્યો૦ |
| દક્ષિણાર્ધ નાગ૦ વગેરેના નવ ઇન્દ્રો | — | ૧॥ ,, |
| દ. નાગ૦ વગેરે નવ જાતના દેવ | ૧૦,૦૦૦ વર્ષ | ૧॥ ,, |
| ,, ,, વગેરે નવ જાતની દેવી | ,, | ૦॥ ,, |

| દેવ-વિશેષ | જઘન્ય આયુષ્ય | ઉત્કૃષ્ટ આયુષ્ય |
|---|---|---|
| ઉ. નાગ૦ વગેરેના નવ ઇન્દ્રો | — | [1]૧ાાા પલ્યો૦ |
| ,, ,, વગેરે નવ જાતના દેવ | ૧૦૦૦૦ વર્ષ | ૨ પલ્યો૦થી કંઇક ન્યૂન |
| ,, ,, વગેરે નવ જાતની દેવી | ,, | ૧ પલ્યો૦ ,, ,, |
| વ્યંતર દેવ | ,, | ,, ,, |
| ,, દેવી | ,, | [2]૦ાા ,, |
| ચન્દ્ર | — | ૧ પલ્યો૦ ઉપરાંત એક લાખ વર્ષ |
| ચન્દ્રના પ્રજા-દેવ | ૦ા પલ્યો૦ | ,, |
| સૂર્ય | — | ૧ પલ્યો૦ ઉપરાંત ૧૦૦૦ વર્ષ |
| સૂર્યના પ્રજા-દેવ | ૦ા પલ્યો૦ | ,, |
| ગ્રહના અધિપતિ | ,, | ૧ પલ્યો૦ |
| ગ્રહ દેવ | ,, | ,, ,, |
| નક્ષત્ર અધિપતિ | ,, | ૦ાા પલ્યો૦ |
| નક્ષત્ર દેવ | ,, | ,, ,, |
| તારા અધિપતિ | પલ્યો૦ નો આઠમો ભાગ | ૦ા પલ્યો૦ સાધિક |

૧ તત્ત્વાર્થ ( અ. ૪, સૂ. ૩૧ )માં આ પ્રમાણે છે, બૃહત્સંગ્રહણી ( ગા. ૫ ) પ્રમાણે તો બે પલ્યોપમથી કંઇક ઓછું છે.

૨ શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મીનું આયુષ્ય એક પલ્યોપમનું છે એવુ કથન સાભળીને વ્યંતરીઓનુ ઉત્કૃષ્ટ આયુષ્ય એક પલ્યોપમનું કેટલાક સૂચવે છે, પરંતુ એ તેમની આગમની અનભિજ્ઞતા પ્રકટ કરે છે, કારણ કે પ્રજ્ઞાપના સૂત્રથી એ મંતવ્ય વિરુદ્ધ જાય છે વળી સંગ્રહણીની ટીકામાં શ્રીહરિભદ્રસૂરિ સૂચવે છે તેમ શ્રી, હ્રી વગેરે દેવીઓ તો ' ભવનપતિ ' નિકાયની છે. આ પ્રમાણે પ્રવચનસારો૦ની વૃત્તિના ૩૩૪ મા પત્રમા ઉલ્લેખ છે

૩ શ્રીવિજયોદયસૂરિકૃત દંડકવિસ્તરાર્થ ( પૃ ૧૧૦-૧૧૨ )મા આને બદલે તેમજ હવે પછીના જ્યોતિષ્ક દેવો.ના સંબંધમા ૧૦૦૦૦ વર્ષનું આયુષ્ય સૂચવાયું છે તે ભ્રાન્ત ઉલ્લેખ જણાય છે.

| દેવ–વિશેષ | જઘન્ય આયુષ્ય | ઉત્કૃષ્ટ આયુષ્ય |
|---|---|---|
| તારા દેવ | પલ્યો૦નો આઠમો ભાગ | ૦I પલ્યો૦ |
| સૂર્યની ઇન્દ્રાણી | ૦I પલ્યો૦ | સૂર્યથી અર્ધ |
| સૂર્યની પ્રજા–દેવી | ” | ” |
| ચન્દ્રની ઇન્દ્રાણી | ” | ચન્દ્રથી અર્ધ |
| ચન્દ્રની પ્રજા–દેવી | ” | ” |
| ગ્રહાધિપતિની દેવી | ” | ગ્રહથી અર્ધ |
| ગ્રહની દેવી | ” | ” |
| નક્ષત્રાધિપતિની દેવી | ” | નક્ષત્રથી અર્ધ[1] |
| નક્ષત્રની દેવી | ” | ” |
| તારાધિપતિની દેવી | પલ્યો૦નો આઠમો ભાગ | તારાથી અર્ધ[2] |
| તારા દેવી | ” | ” |
| [3]અધ·કિલ્બિષિક | ૧ પલ્યોપમ | ૩ પલ્યોપમ૦ |
| શક્ર ઈન્દ્ર | — | ૨ સાગરો૦ |
| સૌધર્મવાસી દેવ | ૧ પલ્યો૦ | ” |
| સૌધર્મવાસીની પરિગૃહીતા દેવી | ” ” | ૭ પલ્યો૦ |
| ” અપરિગૃહીતા ” | ” ” | ૫૦ ” |
| ઈશાન ઈન્દ્ર | — | ૨ સાગરો૦થી અધિક |

૧–૨ એથી કંઇક વિશેષ એમ પ્રવચનસારો૦ ( ગા. ૧૧૪૨ ) થી સમજાય છે.

૩ ત્રણે જાતના કિલ્બિષિકના આયુષ્યનો સામાન્ય રૂપે નિર્દેશ બૃહત્સંગ્રહણી ( ગા. ૧૮૬ )-માં છે અને તે ઉત્કૃષ્ટ આયુષ્ય સાથે મળતો આવે છે. જઘન્ય આયુષ્ય માટે દંડકવિસ્તરાર્થ-સિવાય કોઇ આધાર મળ્યો નથી

| દેવ–વિશેષ | જઘન્ય આયુષ્ય | ઉત્કૃષ્ટ આયુષ્ય |
|---|---|---|
| ઐશાનવાસી દેવ | ૧ પલ્યો૦થી અધિક | ૨ સાગરો૦થી અધિક |
| ,, પરિ૦ દેવી | ,, ,, ,, | ૯ પલ્યો૦ |
| ,, અપરિ૦ ,, | ,, ,, ,, | ૫૫ ,, |
| મધ્યકિલ્બિષિક | ૨ સાગરો૦ | ૩ સાગરો૦ |
| સનત્કુમાર ઇન્દ્ર | — | ૭ ,, |
| ,, વાસી દેવ | ૨ સાગરો૦ | ૭ ,, |
| [1]માહેન્દ્રવાસી ,, | ,, થી અધિક | ૭ સાગરો૦થી અધિક |
| બ્રહ્મલોકવાસી ,, | ૭ સાગરો૦ ,, | ૧૦ સાગરો૦ |
| નવ લોકાંતિકવાસી,, | ૮ ,, | ૮ ,, |
| ઊર્ધ્વકિલ્બિષિક | ૧૦ ,, | ૧૩ ,, |
| લાંતકવાસી દેવ | ૧૦ ,, | ૧૪ ,, |
| મહાશુક્ર ,, ,, | ૧૪ ,, | ૧૭ ,, |
| સહસ્રાર ,, ,, | ૧૭ ,, | ૧૮ ,, |
| આનત ,, ,, | ૧૮ ,, | [2]૧૯ ,, |
| પ્રાણત ,, ,, | [3]૧૯ ,, | ૨૦ ,, |
| આરણ ,, ,, | ૨૦ ,, | [4]૨૧ ,, |
| અચ્યુત ,, ,, | [5]૨૧ ,, | ૨૨ ,, |

૧ આ તેમજ એ પછીના આઠ કલ્પોના ઇન્દ્રોનું આયુષ્ય ઉત્કૃષ્ટ જ છે. માહેન્દ્રનું સાત સાગરોપમથી અધિક છે.

૨ ૩ તત્ત્વાર્થ ( અ ૪, સૂ. ૩૭, ૪૨ ) પ્રમાણે અનુક્રમે ૨૦ અને ૧૮ સાગરોપમ છે, જ્યારે આ ઉલ્લેખ તો બૃહત્સંગ્રહણી ( ગા. ૧૨, ૧૯ ) અનુસાર જાણવો.

૪–૫ તત્ત્વાર્થ ( અ. ૪, સૂ. ૩૭, ૪૨ ) પ્રમાણે ૨૨ અને ૨૦ સાગરોપમ છે, જ્યારે બૃહત્સંગ્રહણી ગા. ૧૨, ૧૪ )મા આમ ઉલ્લેખ છે.

| દેવ-વિશેષ | જઘન્ય આયુષ્ય | ઉત્કૃષ્ટ આયુષ્ય |
|---|---|---|
| પહેલા ગ્રૈવેયકવાસી દેવ | ૨૨ ,, | ૨૩ ,, |
| બીજા ,, ,, ,, | ૨૩ ,, | ૨૪ ,, |
| ત્રીજા ,, ,, ,, | ૨૪ ,, | ૨૫ ,, |
| ચોથા ,, ,, ,, | ૨૫ ,, | ૨૬ ,, |
| પાંચમા ,, ,, ,, | ૨૬ ,, | ૨૭ ,, |
| છઠ્ઠા ,, ,, ,, | ૨૭ ,, | ૨૮ ,, |
| સાતમા ,, ,, ,, | ૨૮ ,, | ૨૯ ,, |
| આઠમા ,, ,, ,, | ૨૯ ,, | ૩૦ ,, |
| નવમા ,, ,, ,, | ૩૦ ,, | ૩૧ ,, |
| વિજયાદિ ચાર અનુત્તરવાસી દેવ | [1]૩૧ ,, | [2]૩૨,, |
| સર્વાર્થસિદ્ધવાસી ,, | — | ૩૩ ,, |

**જીવ-સંખ્યા-કુલક—**

જુદી જુદી અપેક્ષાએ જીવના જુદા જુદા પ્રકારો પડે છે. જેમકે ચેતનાત્મક પદાર્થની અપેક્ષાએ-ઉપયોગ આશ્રીને સર્વ જીવોનો એક જ વિભાગમાં સમાવેશ થઇ જાય છે. કર્મના બંધન-મોચનની અપેક્ષાએ સમસ્ત જીવોના સંસારી અને મુક્ત એવા બે વિભાગો પડે છે. મુક્ત જીવોની વાત પડતી મૂકીને અત્ર સંસારી જીવોના અવાંતર ભેદો વિચારીશું તો જણાશે કે ત્રસ અને સ્થાવર એમ સંસારી જીવોના બે ભેદ પડે છે. [3]વ્યવહારી અને અવ્યવહારી એમ પણ

---

૧-૨ **સમવાયાંગ** પ્રમાણે જઘન્ય આયુષ્ય ૩૨ સાગરોપમ છે અને એ અંગ, **પ્રજ્ઞાપના**, **તત્ત્વાર્થ** ( અ. ૪, સૂ. ૪૨ )નું ભાષ્ય તથા **સંગ્રહણી** પ્રમાણે ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરોપમ છે.

૩ અનાદિ સૂક્ષ્મ નિગોદમાથી એક વાર પણ બહાર નીકળી જેઓ પૃથ્વીકાયાદિ વ્યવહારને પામ્યા છે તે 'વ્યવહારી' છે. પછી ભલે કર્મની વિચિત્રતાને લઇને તેઓ પાછા સૂક્ષ્મ નિગોદમા ઉત્પન્ન થયા હોય કે થાય જેઓ અનાદિ સૂક્ષ્મ નિગોદમાથી કદી બહાર નીકળ્યા નથી એવા જીવો 'અવ્યવહારી' કહેવાય છે. જેઓ જાતિભવ્ય છે તેઓ તો કદાપિ નીકળવાના પણ નથી આ જીવો આશ્રીને 'દરીજાતમૃત ન્યાય એટલે કે ગુફામા જ જન્મ્યા અને ગુફામા જ મર્યા એ ન્યાય લાગુ પડે છે.

જીવોના બે પ્રકારો પડે છે. વેદની અપેક્ષાએ જીવોના પુરુષ-વેદ, સ્ત્રી-વેદ અને નપુંસક-વેદ એમ ત્રણ ભેદો પડે છે. ભવ્ય, અભવ્ય અને જાતિ-ભવ્ય એવા પણ સંસારી જીવના ત્રણ ભેદો છે.[1] ગતિની અપેક્ષાએ નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એમ ચાર ભેદો પડે છે. વળી પુરુષ-વેદ, સ્ત્રી-વેદ, નપુંસક વેદ અને [2]અવેદ એમ પણ ચાર પ્રકારો છે. ઇન્દ્રિયની અપેક્ષાએ એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય એમ પાંચ ભેદો છે [3] કાયની અપેક્ષાએ પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એમ છ ભેદો પડે છે.[4] કૃષ્ણાદિ લેશ્યાની અપેક્ષાએ પણ છ ભેદો થાય છે.[5] સૂક્ષ્મ એકેન્દ્રિય, બાદર એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, અસંજ્ઞિપંચેન્દ્રિય અને સંજ્ઞિપંચેન્દ્રિય એમ જીવના સાત ભેદો થાય છે. સૂક્ષ્મ પર્યાપ્ત એકેન્દ્રિય, સૂક્ષ્મ અપર્યાપ્ત એકેન્દ્રિય, બાદર પર્યાપ્ત એકેન્દ્રિય, બાદર અપર્યાપ્ત એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય એમ જીવોના આઠ વિભાગો પડી શકે છે. અથવા પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનની અપેક્ષાએ આઠ પ્રકારો પડે છે. અંડજાદિક ભેદોથી ત્રસ જીવોના [6]આઠ પ્રકાર પડે છે.[7] તેમાં સ્થાવર ઉમેરતાં જીવોના નવ ભેદો થાય છે. અથવા પાંચ પ્રકારના એકેન્દ્રિય, ત્રણ જાતના વિકલેન્દ્રિય અને પંચેન્દ્રિય એમ પણ જીવના નવ પ્રકારો થાય છે. અથવા નારકો નપુંસક હોવાથી તેમનો એક ભેદ, તિર્યંચ અને મનુષ્યમા ત્રણે વેદ હોવાથી એ પ્રત્યેકના ત્રણ ત્રણ ભેદો અને દેવોના સ્ત્રી અને પુરુષરૂપે બે ભેદો મળતાં સંસારી જીવોના નવ પ્રકારો થાય છે. પાચ પ્રકારના એકેન્દ્રિય, ત્રણ જાતના વિકલેન્દ્રિય અને સંજ્ઞી અને અસંજ્ઞી એમ બે પ્રકારના પંચેન્દ્રિય મળીને જીવના દશ ભેદો થાય છે, જ્યારે પુરુષ-વેદી, સ્ત્રી-વેદી અને નપુંસક-વેદી એમ પંચેન્દ્રિયના ત્રણ ભેદ ગણતાં જીવના અગ્યાર ભેદો થાય છે. પૃથ્વીકાયાદિક છ કાયના જીવના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બબ્બે ભેદો પાડતા જીવના બાર ભેદો પડે છે. પાંચ પ્રકારના એકેન્દ્રિયના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે ભેદો વિચારતાં

---

૧ વિશ્વમા અસ્રોત ( નિર્જીવ ) અને સસ્રોત ( સજીવ ) એમ બે પ્રકારના પદાર્થો છે. તેમા સસ્રોતના ઉત્સ્રોત ( વૃક્ષાદિ ), તિર્યક્ સ્રોત ( પ્રાણી ) અને અર્વાક્ સ્રોત એવા ત્રણ પેટાભેદો છે. આ પ્રમાણે જીવના ત્રણ પ્રકારો **ચિત્રમયજગત્** ( વ. ૮, અ ૧, પૃ. ૨૪. )મા સૂચવાયા છે.

૨ જેનો વેદ ઉપશમિત હોય કે ક્ષપિત હોય તે અવેદી. આથી કરીને ' અવેદ 'થી અનિવૃત્તિ-બાદરાદિ ભવસ્થ સમજવા. આનો અર્થ સિદ્ધ પણ થાય છે અને તેમ કરતા આ સમગ્ર જીવોના ચાર પ્રકાર સમજવા.

૩ આમાં અનિન્દ્રિય અર્થાત્ સિદ્ધનો ઉમેરો કરતા સર્વ જીવોના છ પ્રકારો પડે છે.

૪ આમા અકાય યાને સિદ્ધનો ઉમેરો કરતા સમસ્ત જીવોના સાત ભેદો થાય છે

૫ આ ભેદોમા અલેશ્ય એટલે સિદ્ધ ઉમેરતા સર્વે જીવોના સાત વિભાગો થાય છે.

૬ જુઓ પૃ. ૪૩૮-૪૩૯

૭ આ પ્રમાણે **લોકપ્રકાશ** (સ ૪, શ્લો. ૭)મા નિર્દેશ છે, જ્યારે આ આઠ પ્રકારો સમગ્ર સંસારી જીવોના છે એમ **પ્રવચનસારોદ્ધાર**ની વૃત્તિના ૩૫૪ મા પત્રમા ઉલ્લેખ છે આથી તો એ વૃત્તિકાર આ પ્રત્યેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે ભેદો સૂચવી જીવના સોળ ભેદો પાડે છે.

એકેન્દ્રિયના દશ ભેદો થાય છે. એની સાથે વેદની અપેક્ષાએ ત્રણ જાતના ત્રસો ગણતાં જીવના તેર ભેદો થાય છે. ૫૧૭ મા પૃષ્ઠમા ગણાવેલા જીવના સાત ભેદોના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ દરેકના બે બે ભેદો પાડતાં અથવા ચૌદ ગુણસ્થાનક આશ્રીને જીવના ચૌદ પ્રકારો થાય છે. વેદની અપેક્ષાએ સંભવતા નવ પ્રકારના પચેન્દ્રિય, સૂક્ષ્મ એકેન્દ્રિય, તથા પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે પ્રકારના બાદર એકેન્દ્રિય અને ત્રણ પ્રકારના વિકલેન્દ્રિય એમ મળીને જીવના પંદર પ્રકારો થાય છે. એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના તિર્યંચો અર્થાત્ પાંચ પ્રકારના તિર્યંચો, મનુષ્ય, દેવતા અને નારકી એ પ્રમાણે જીવના જે આઠ પ્રકાર થાય છે એ દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે ભેદો ગણતાં જીવના સોળ વિભાગો પડે છે. પાંચ પ્રકારના એકેન્દ્રિય, ત્રણ પ્રકારના વિકલેન્દ્રિય અને વેદની દૃષ્ટિએ ગણાવેલા નવ પ્રકારના પચેન્દ્રિય એમ મળીને જીવના સત્તર ભેદો થાય છે. ઉપર ગણાવેલા નવ પ્રકારના જીવોના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે ભેદો પાડતાં જીવના અઢાર પ્રકારો થાય છે. સૂક્ષ્મ એકેન્દ્રિય, બાદર એકેન્દ્રિય અને ત્રણ પ્રકારના વિકલેન્દ્રિય એ પાંચેના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે ભેદો ગણતાં જે દશ ભેદો થાય છે તેની સાથે પંચેન્દ્રિયના નવ ભેદો ગણતાં જીવના ઓગણીસ ભેદો થાય છે. ૫૧૭ મા પૃષ્ઠમાં ગણાવેલા દશ પ્રકારના જીવોના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે ભેદો પાડતાં એકંદર જીવોના વીસ ભેદો થાય છે. પાંચ સૂક્ષ્મ અને પાંચ બાદર એમ સ્થાવર ( એકેન્દ્રિય )ના દશ ભેદો થાય છે; આ દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે પ્રકારો ગણતાં સ્થાવરના વીસ ભેદો થાય છે. આમા ત્રસનો એક ભેદ ઉમેરતાં જીવના એકવીસ ભેદો થાય છે. ૫૧૭ મા પૃષ્ઠમાં સૂચવેલા જીવના અગ્યાર ભેદોમાંના દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે પ્રકારો ગણતા જીવના બાવીસ ભેદો થાય છે. ૨૪ [1]દંડક આશ્રીને જીવના ૨૪ ભેદો થાય છે જેમકે નારકોનો એક, ભવનપતિના દશ, પૃથ્વીકાયાદિ એકેન્દ્રિયના પાંચ, વિકલેન્દ્રિયના ત્રણ, તિર્યંચ પંચેન્દ્રિય, મનુષ્ય, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક એ પ્રત્યેકનો એક એક. પૃથ્વીકાયથી માંડીને તે વાયુકાય સુધીના જીવોના તેમજ સાધારણ વનસ્પતિકાયના સૂક્ષ્મ અને બાદર એમ બે બે ભેદો મળી દશ અને આમાં પ્રત્યેક વનસ્પતિકાય કે જે બાદર જ છે તેનો એક ભેદ ઉમેરતાં એકેન્દ્રિયના અગ્યાર ભેદો થયા. આમાં વિકલેન્દ્રિયના ત્રણ ભેદો અને પચેન્દ્રિયના સંજ્ઞી અને અસંજ્ઞી એવા બે ભેદો ઉમેરતાં એકંદર સોળ ભેદો થાય છે. આ પ્રત્યેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે બે ભેદો પાડતા એકંદર બત્રીસ ભેદો થાય છે. નારકના સાત ભેદો, ભવનપતિના દશ, વ્યંતરના આઠ, જ્યોતિષ્કના પાંચ, કલ્પોપપન્નના બાર, ગ્રૈવેયકના નવ અને અનુત્તરના પાચ એમ બધા મળીને વૈક્રિય શરીરધારીના ૫૬ ભેદોમાં મનુષ્યનો અને તિર્યંચનો એક એક ભેદ ઉમેરતા ૫૮ ભેદો થાય છે. આ પ્રત્યેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે પ્રકારો પાડતા ૧૧૬ ભેદો થાય છે.

૩૨ ભેદો આપણે ગણાવી ગયા તે પૈકી પર્યાપ્ત સંજ્ઞી અને અપર્યાપ્ત સંજ્ઞી એવા પંચેન્દ્રિયના બે ભેદો બાદ કરીએ અને તેમા આ ૧૧૬ ભેદો ઉમેરીએ તો ૧૪૬ ભેદો થાય છે. બે પ્રકારના સંજ્ઞી બાદ કરવાનું કારણ એ છે કે એ તો ૧૧૬ ભેદમાં આવી જાય છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો એકેન્દ્રિયના ૧૧ ભેદો, વિકલેન્દ્રિયના ૩, પંચેન્દ્રિય આશ્રીને અસંજ્ઞી પંચેન્દ્રિયનો એક અને સંજ્ઞી

૧ આના અર્થ માટે જુઓ નવતત્ત્વસંગ્રહ ( પૃ ૫. )

પંચેન્દ્રિય પૈકી નારકના, ૭ દેવના ૪૯ અને મનુષ્ય અને તિર્યંચનો એક એક એમ મળી ૭૩ ભેદો થાય છે. એ પ્રત્યેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે વિભાગો વિચારતાં ૧૪૬ ભેદો થાય છે. આ પ્રમાણેના ૧૪૬ જાતના જીવોમાં કેટલાક [1]ભવ્ય, [2]સંગમ દેવ જેવા કેટલાક અભવ્ય, ગોશાલક જેવા કેટલાક [3]દૂરભવ્ય અને કેટલાક [4]આસન્નભવ્ય છે. આ પ્રમાણે વિચારતાં ૫૮૪ ભેદો થાય છે.

સાધારણ રીતે **જીવોના ૫૬૩ ભેદો** ગણાવાય છે તે નીચે મુજબ છે:—

એકેન્દ્રિયના ૧૧ ભેદો પૈકી પ્રત્યેકના તેમજ વિકલેન્દ્રિયના ત્રણ ભેદો પૈકી દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે ભેદો, પંચેન્દ્રિય પૈકી સાતે નારકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે ગણતાં ચૌદ, તિર્યંચ પંચેન્દ્રિયના જળચર, સ્થળચર, ખેચર, ઉરઃપરિસર્પ અને ભુજપરિસર્પ એમ પાંચ વિભાગો પૈકી પ્રત્યેકના સંમૂચ્છિંમ અને ગર્ભજ તેમજ એના વળી પર્યાપ્ત અને અપર્યાપ્ત ભેદો પાડતાં ૨૦, ૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અંતરદ્વીપ એ ૧૦૧ ક્ષેત્રના સંમૂચ્છિંમ મનુષ્યો કે જે અપર્યાપ્ત જ હોય છે તેમજ એ ૧૦૧ ક્ષેત્રના ગર્ભજ મનુષ્યો કે જે પર્યાપ્ત તેમજ અપર્યાપ્ત એમ ઉભય પ્રકારના છે તેનો વિચાર કરતા મનુષ્યના ૩૦૩ તેમજ દેવના ૯૯ ભેદો પૈકી દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે ભેદો વિચારતાં ૧૯૮ ભેદો એમ બધા મળી કુલ ૫૬૩ ભેદો થાય છે.

આ ઉપરથી સમજી શકાયું હશે કે વિવક્ષાનુસાર જીવના અનેક ભેદો પાડી શકાય તેમ છે, કેમકે વ્યક્તિ પ્રમાણે તો જીવના અનન્ત પ્રકાર પડે છે એ વાત ભૂલવા જેવી નથી. આ પ્રમાણે જ્યારે જીવના વિવિધ પ્રકારો પડે છે ત્યારે તે સર્વનો ઉલ્લેખ પણ થઇ શકે નહિ.

## વિવિધ પ્રકારના જીવોનાં સ્થાનો—

(૧) સૂક્ષ્મ અપર્યાપ્ત એકેન્દ્રિયોનું સ્થાન સમગ્ર લોકાકાશ છે. (૨) સૂક્ષ્મ પર્યાપ્ત એકેન્દ્રિયોનું પણ એ જ સ્થાન છે. (૩) બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયનું સ્થાન લોકનો અસંખ્યાતમો ભાગ છે. (૪) બાદર પર્યાપ્ત એકેન્દ્રિયનું સ્થાન પણ એ જ છે (અ) પૃથ્વીકાયનું સ્થાન સાત નરકો, સિદ્ધશિલા, પાતાલકલશોની ઠીકરીઓ, ભવનપતિનાં ભવનો, નરકાવાસોની ભિત્તિઓ અને ભૂમિતલ, વિમાનો, પર્વતો, ભૂમિકૂટ, જગતીઓ, વેદિકાઓ, વિજયાદિ દ્વારો, આઠ કૃષ્ણરાજી, દ્વીપો વગેરે છે. (આ) જળનું સ્થાન ઘનોદધિઓ, સમુદ્રો, પાતાલકલશોના ઉદર-ભાગો, ભવનો અને વિમાનોની વાવડીઓ, દ્રહો, નદી, સરોવર, કુવા, જલાશય વગેરે છે. (ઇ) અગ્નિનું સ્થાન 'માનુષોત્તર' પર્વત સુધીના અઢી દ્વીપરૂપ મનુષ્ય-લોકમાં છે, પરંતુ યુગલિક ક્ષેત્રોમાં બાદર અગ્નિ થતો નથી. (ઈ) વાયુનું સ્થાન ઘનવાતો અને તનવાતો, પાતાલકલશોના ઉદર-ભાગો, ભવનો, વિમાનો, નિષ્કૂટ ઇત્યાદિ છે. જ્યા જ્યાં પોલાણ હોય ત્યા ત્યાં તે છે. (ઉ) વનસ્પતિનું સ્થાન

---

૧ અત્ર 'ભવ્ય' થી સિદ્ધિ-ગમનની યોગ્યતાવાળા જીવો સમજવા.

૨ આના વૃત્તાન્ત માટે જુઓ **વીર-ભક્તામર** (પૃ ૩૮-૪૩).

૩-૪ ભવ્યની વિશેષતા આશ્રીને આ બે ભેદો જાણવા.

તિર્યગ્લોકમાં, ભવનોનાં અને વિમાનોનાં વનો, બાગો વગેરે સ્થળો છે. ( ૫-૧૦ ) છ પ્રકારના વિકલેન્દ્રિયનું સ્થાન લોકનો અસંખ્યાતમો ભાગ છે; ઊર્ધ્વ-લોકમાં 'મેરુ' પર્વતના શિખર સુધી, અધોલોકમાં 'અધોગ્રામ' સુધી અને તિર્યગ્-લોકમાં સર્વત્ર જલાશયમાં અને સ્થળમાં એમની ઉત્પત્તિ છે. (૧૧-૧૨) અસંજ્ઞી પંચેન્દ્રિયોનુ સ્થાન લોકનો અસંખ્યાતમો ભાગ છે. (અ) અસંજ્ઞી તિર્યંચ તિર્યગ્-લોકમાં બધે સ્થળે અને ઊર્ધ્વ-લોકમાં 'મેરુ' ના શિખર સુધી અને અધોલોકમાં 'અધોગ્રામ' સુધી છે. (આ) અસંજ્ઞી મનુષ્ય મનુષ્ય-લોકમાં જ્યાં જ્યાં મનુષ્યની વસ્તી હોય ત્યાં ત્યા છે. ( ૧૩-૧૪ ) સંજ્ઞી પંચેન્દ્રિયનું સ્થાન લોકનો અસંખ્યાતમો ભાગ છે. (અ) દેવોનું સ્થાન 'રત્નપ્રભા' પૃથ્વી, જ્યોતિષ્કનાં વિમાનો, સૌધર્માદિ કલ્પો તેમજ ક્વચિત્ તિર્યગ્-લોકનો પણ કોઇક ભાગ છે. (આ) નારકોનું સ્થાન રત્નપ્રભાદિ સાત પૃથ્વીઓ છે. (ઇ) તિર્યંચનું સ્થાન અસંજ્ઞી તિર્યંચની જેમ છે. (ઈ) મનુષ્યોનું સ્થાન મનુષ્ય-ક્ષેત્ર છે.

## જીવ, પુદ્‌ગલ વગેરેનું અલ્પબહુત્વ—

જીવોની સંખ્યા સૌથી ઓછી છે. એનાથી પુદ્‌ગલો અનંત ગુણા છે; કેમકે પરમાણુ, દ્વિપ્રદેશિક, ત્રિપ્રદેશિક વગેરે પૃથક્ પૃથક્ દ્રવ્ય છે. વળી સામાન્ય રીતે વિચારતાં આ દ્રવ્યો ત્રણ જાતનાં છેઃ-(૧) પ્રયોગ-પરિણત, (૨) મિશ્ર-પરિણત અને (૩) વિસ્રસા-પરિણત. તેમાં પ્રયોગ-પરિણત દ્રવ્યોની સંખ્યા પણ જીવોના કરતાં અનંત ગુણી છે, કેમકે એક એક સંસારી જીવ જ્ઞાનાવરણીયાદિ કર્મના અનંત પુદ્‌ગલ-સ્કંધોથી આવૃત છે. એથી કરીને પ્રયોગ-પરિણત દ્રવ્યોથી મિશ્ર-પરિણત અનંત ગુણા છે અને વિસ્રસા-પરિણત એનાથી પણ અનંત ગુણા છે. એટલે પછી પુદ્‌ગલો જીવોથી અનંત ગુણા છે એમ કહેવું જરા એ ખોટું નથી જ. એનાથી અદ્ધા-સમયો અનંત ગુણા છે;કેમકે એક પરમાણુના પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના સંબંધથી અનંત ભાવ-સમય ઉપલબ્ધ છે. એ પ્રમાણે બાકીના પરમાણુઓ તેમજ દ્વિપ્રદેશાદિક સ્કંધો માટે સમજી લેવું. અનંત સમયો પસાર થઇ ગયા અને અનંત પસાર થઇ જશે એટલે પુદ્‌ગલોથી સમયો અનંત ગુણા છે એ હકીકત નિર્વિવાદ ઠરે છે. એનાથી સર્વ દ્રવ્યોની સંખ્યા અધિક છે, કેમકે પૂર્વોક્ત સંખ્યા તો કેવળ સમયોની હતી, જ્યારે આમા તો એ ઉપરાંત સમસ્ત જીવ-દ્રવ્યો, સર્વ પુદ્‌ગલ-દ્રવ્યો તેમજ ધર્મ, અધર્મ અને આકાશરૂપ દ્રવ્યોનો પણ સમાવેશ કરાય છે. એનાથી સર્વ પ્રદેશો અનંત ગુણા છે, કેમકે એકલા અલોકાકાશરૂપ દ્રવ્યના પ્રદેશો બીજાં દ્રવ્યોના પ્રદેશોથી અનંત ગુણા છે. એનાથી સમગ્ર પર્યાયો અનંત ગુણા છે, કેમકે એકેક આકાશ-પ્રદેશમાં અનંત અગુરુલઘુ પર્યાયોનો સદ્‌ભાવ છે.

## પાંચ ગતિ આશ્રીને જીવોનું અલ્પબહુત્વ—

જીવોનું અલ્પબહુત્વ વિવિધ દૃષ્ટિએ વિચારી શકાય છે. તેમાં **પ્રવચનસારો**૦ના ૨૬૩મા દ્વારમાંથી એ હકીકત મળી આવે છે કે મનુષ્યોની સંખ્યા સૌથી ઓછી છે, કેમકે તેમનું પ્રમાણ સંખ્યેય કોટી કોટી છે. એના કરતાં નારકો અસંખ્યેય ગુણા છે, કારણ કે અંગુલમાત્ર ક્ષેત્રના પ્રદેશોની રાશિના પહેલા વર્ગમૂળને એના ત્રીજા વર્ગમૂળે ગુણતાં જેટલી પ્રદેશ-રાશિ થાય તેટલી ઘનીકૃત લોકની એક એક પ્રદેશવાળી શ્રેણિઓને વિષે જેટલા આકાશ-પ્રદેશો છે તેટલું નારકોનું

પ્રમાણ છે. એનાથી દેવો અસંખ્ય ગુણા છે, કેમકે વ્યંતરો તેમજ જ્યોતિષ્કો એ બંને પ્રતરના અસંખ્યેય ભાગમાં રહેલ શ્રેણિગત આકાશ-પ્રદેશની રાશિ જેટલા છે. એનાથી સિદ્ધો અનંત ગુણા છે, કેમકે કાળ અનંત છે અને છ છ મહિને તો કોઇને કોઇ મોક્ષે જાય છે અને ત્યાં જ રહે છે, કેમકે મુક્ત જીવોનું પુનરાગમન નથી જ. એનાથી તિર્યંચો અનંત ગુણા છે; કેમકે અનંત કાળે પણ સિદ્ધની સંખ્યા નિગોદના અનંતમા ભાગ જેટલી છે, તેમાં વળી તિર્યંચ-ગતિમાં તો અસંખ્યેય નિગોદો છે અને વળી પ્રત્યેક નિગોદમાં સિદ્ધના કરતાં અનંત ગુણા જીવની રાશિ છે.

### નૈરયિકાદિ આઠનું અલ્પબહુત્વ—

સૌથી ઓછી સંખ્યા માનવી સ્ત્રીઓની છે, કેમકે તેનું પ્રમાણ સંખ્યેય કોટી કોટી છે. એના કરતા મનુષ્યો અસંખ્ય ગુણા છે. અહીં મનુષ્યોથી સંમૂર્ચ્છિમ મનુષ્યો પણ સમજવાના છે; કેમકે અત્ર વેદની અવિવક્ષા છે; અને સંમૂર્ચ્છિમ મનુષ્યોની સંખ્યા અસંખ્યની છે. એનાથી નૈરયિકો (નારકો) અસંખ્ય ગુણા છે, કેમકે મનુષ્યોની ઉત્કૃષ્ટ સંખ્યા શ્રેણિના અસંખ્યેય ભાગમાં જેટલી પ્રદેશ-રાશિ હોય તેટલી છે, જ્યારે નારકોની તો પૂર્વે કહી ગયા તેટલી છે. એનાથી તિર્યગ્-યોનિક સ્ત્રીઓ અસંખ્ય ગુણી છે, કેમકે તેનું પ્રમાણ પ્રતરના અસંખ્યેય ભાગમાં રહેલી અસંખ્ય શ્રેણિમાં જેટલી આકાશ-પ્રદેશની રાશિ છે તેટલું છે. એનાથી દેવો અસંખ્ય ગુણા છે, કેમકે અસંખ્ય ગુણા પ્રતરોના અસંખ્યેય ભાગમાંની અસંખ્યેય શ્રેણિગત આકાશ-પ્રદેશની રાશિની સંખ્યા જેટલું તેનું પરિમાણ છે. એનાથી દેવીઓ સંખ્યેય ગુણી છે, કેમકે તેઓ બત્રીસ ગુણી છે. એનાથી સિદ્ધો અનંત ગુણા છે અને તિર્યંચો તો એનાથી પણ અનંત ગુણા છે.

### કાયની અપેક્ષાએ અલ્પબહુત્વ—

ત્રસકાયની સંખ્યા સૌથી અલ્પ છે, કેમકે દ્વીન્દ્રિયાદિક જ ત્રસ છે તેજસ્કાય એથી અસંખ્યેય ગુણા છે, કેમકે તેનું પ્રમાણ અસંખ્ય લોકાકાશના પ્રદેશ જેટલું છે. એનાથી પૃથ્વીકાય અધિક છે, એનાથી અપ્કાય વિશેષ છે અને એનાથી પણ વાયુકાય વધારે છે. એનાથી અકાયિક ( સિદ્ધ ) અનંત ગુણા છે. એનાથી વનસ્પતિ-કાયની સંખ્યા અધિક છે, કેમકે તેનું પ્રમાણ અનંત લોકાકાશના પ્રદેશની રાશિ જેટલું છે. એનાથી સકાયની સંખ્યા વધારે છે, કેમકે તેમા પૃથ્વીકાયિકાદિનો પણ સમાવેશ થાય છે.

### ઇન્દ્રિયની વિવક્ષાએ અલ્પબહુત્વ—

સૌથી ઓછા પંચેન્દ્રિયો છે. એનાથી ચતુરિન્દ્રિય, ત્રીન્દ્રિય અને દ્વીન્દ્રિય અનુક્રમે અધિક અધિક છે. અનિન્દ્રિયો ( સિદ્ધો ) દ્વીન્દ્રિય કરતાં અનંત ગુણા છે. એનાથી એકેન્દ્રિયની સંખ્યા અનંત ગુણી છે. એનાથી સેન્દ્રિય ( ઇન્દ્રિયવાળા ) જીવોની સંખ્યા વધારે છે.

### જીવોનું ૯૮ બોલનું મોટું અલ્પ-બહુત્વ—

સમગ્ર જીવ આશ્રીને અલ્પ-બહુત્વનો વિચાર **પ્રજ્ઞાપના** ( પ. ૩, સૂ. ૯૩ )માં, **પંચસંગ્રહ**ની ૯૯ મી ગાથામાં તેમજ **લોકપ્રકાશ** ( સ. ૧૦, શ્લો. ૯૭-૧૨૪ )માં કરવામા આવ્યો છે. એના આધારે આનું સ્વરૂપ અત્ર આલેખવામાં આવે છે. જેમકે

સૌથી અલ્પ સંખ્યા ગર્ભજ મનુષ્યોની છે. એનાથી સંખ્ય ગુણી ( સત્તાવીસ અધિક સત્તાવીસ ગુણી ) ગર્ભજ માનવી મહિલાઓ છે. અને એનાથી અનુક્રમે અસંખ્ય ગુણ પર્યાપ્ત બાદર અગ્નિકાય અને અનુત્તર વિમાનના દેવો છે. એનાથી અનુક્રમે સંખ્યાત ગુણા સંખ્યાત ગુણા ત્રણ ઊર્ધ્વ ગ્રૈવેયકના વાસી, ત્રણ મધ્યમગ્રૈવેયકના વાસી, ત્રણ અધોગ્રૈવેયકના વાસી, 'અચ્યુત' કલ્પના, 'આરણ' કલ્પના, 'પ્રાણત' કલ્પના અને 'આનત' કલ્પના એમ સાત જાતના દેવો છે. 'આનત' કલ્પના દેવોથી અનુક્રમે અસંખ્ય અસંખ્ય ગુણા એવા ચૌદ પ્રકારના જીવો છેઃ માઘવ્યાના નારકો, માઘવીના નારકો, સહસ્રારના દેવો, મહાશુક્રના દેવો, રિષ્ટાના નારકો, લાંતકના દેવો, અંજનાના નારકો, બ્રહ્મલોકના દેવો, શૈલાના નારકો, માહેન્દ્રના દેવો, સાનત્કુમારના દેવો, વંશાના નારકો, સંમૂર્ચ્છિમ મનુષ્યો અને ઐશાનના દેવો. ઐશાનવાસી દેવોથી એ કલ્પની દેવીઓ સંખ્યાત ગુણી ( બત્રીસ અધિક બત્રીસ ગુણી ) છે. અને એનાથી સંખ્ય ગુણા 'સૌધર્મ' કલ્પવાસી દેવો અને એનાથી સંખ્યાત ગુણી એ કલ્પની દેવીઓ છે. આ દેવીઓથી અસંખ્યગુણા ભવનપતિના દેવો છે. એનાથી સંખ્યેય (૩૨) ગુણી ભવનપતિની દેવીઓ છે. એનાથી અસંખ્ય ગુણા ઘર્માના નારકો છે અને વળી એનાથી પણ અસંખ્ય ગુણા તિર્યંચ પંચેન્દ્રિય નર–ખેચરો છે. આનાથી અનુક્રમે સંખ્યાત સંખ્યાત ગુણા નીચે મુજબના તેર પ્રકારના જીવો છેઃ—

(૧) તિર્યંચ પંચેન્દ્રિય નારી–ખેચર, (૨) તિર્યંચ પંચેન્દ્રિય નર–સ્થલચર, (૩) તિર્યંચ પંચેન્દ્રિય નારી–સ્થલચર, (૪) તિર્યંચ પંચેન્દ્રિય નર–જલચર, (૫) તિર્યંચ પંચેન્દ્રિય નારી–જલચર, (૬) વ્યંતર દેવ, (૭) વ્યંતર નિકાયની દેવીઓ, (૮) જ્યોતિષ્ક દેવો, (૯) જ્યોતિષ્ક નિકાયની દેવીઓ, (૧૦–૧૨) તિર્યંચ પંચેન્દ્રિય એવા નપુંસક ખેચર, સ્થળચર અને જળચર તેમજ (૧૩) પર્યાપ્ત ચતુરિન્દ્રિય.

આનાથી સંજ્ઞી તેમજ અસંજ્ઞી પર્યાપ્ત પંચેન્દ્રિય અધિક છે અને એનાથી પણ અધિક પર્યાપ્ત દ્વીન્દ્રિય અને પર્યાપ્ત ત્રીન્દ્રિય છે. આનાથી અપર્યાપ્ત પંચેન્દ્રિય અસંખ્ય ગુણા છે અને અપર્યાપ્ત એવા ચતુરિન્દ્રિય, ત્રીન્દ્રિય અને દ્વીન્દ્રિય અનુક્રમે આથી વિશેષ વિશેષ અધિક છે. આનાથી અસંખ્ય અસંખ્ય ગુણા નીચેના બાર પ્રકારના જીવો છેઃ—

(૧) પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિ, (૨) પર્યાપ્ત બાદર નિગોદ (સાધારણ વનસ્પતિ), (૩) પર્યાપ્ત બાદર પૃથ્વીકાય, (૪) પર્યાપ્ત બાદર અપ્કાય, (૫) પર્યાપ્ત બાદર વાયુકાય, (૬) અપર્યાપ્ત બાદર તેજસ્કાય, (૭) અપર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાય, (૮) અપર્યાપ્ત બાદર નિગોદ, (૯) અપર્યાપ્ત બાદર પૃથ્વીકાય, (૧૦) અપર્યાપ્ત બાદર અપ્કાય, (૧૧) અપર્યાપ્ત બાદર વાયુકાય અને (૧૨) અપર્યાપ્ત સૂક્ષ્મ તેજસ્કાય.

આનાથી અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય, અપર્યાપ્ત સૂક્ષ્મ અપ્કાય અને અપર્યાપ્ત સૂક્ષ્મ વાયુકાય અનુક્રમે અધિક અધિક છે. આનાથી સંખ્યાત ગુણા પર્યાપ્ત સૂક્ષ્મ તેજસ્કાય છે. એનાથી અનુક્રમે અધિક અધિક પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય, પર્યાપ્ત સૂક્ષ્મ અપ્કાય અને પર્યાપ્ત સૂક્ષ્મ વાયુકાય છે. એનાથી અસંખ્ય ગુણા અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ છે અને એનાથી સંખ્યાત ગુણા પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ છે. એનાથી અનુક્રમે અનંત અનંત ગુણા અભવ્યો, પતિત સમ્યક્ત્વી,

સિદ્ધ અને પર્યાપ્ત બાદર વનસ્પતિકાય છે. આનાથી વળી ઓઘતઃ બાદર પર્યાપ્ત વિશેષ અધિક છે અને એનાથી અસંખ્ય ગુણા અપર્યાપ્ત બાદર વનસ્પતિકાય છે. એનાથી અધિક અપર્યાપ્ત બાદર જીવો છે અને વળી એથી પણ સામાન્યત. બાદર વિશેષ છે. આનાથી પણ વળી અસંખ્ય ગુણા સૂક્ષ્મ અપર્યાપ્ત વનસ્પતિકાય છે અને એનાથી પણ અધિક સામાન્યતઃ સૂક્ષ્મ અપર્યાપ્ત જીવો છે. એનાથી સંખ્યાત ગુણા સૂક્ષ્મ પર્યાપ્ત વનસ્પતિકાય છે. એનાથી અનુક્રમે અધિક અધિક નીચે મુજબ ચૌદ પ્રકારના જીવો છે:—

(૧) સૂક્ષ્મ પર્યાપ્ત, (૨) સૂક્ષ્મ, (૩) ભવ્ય, (૪) નિગોદ, (૫) વનસ્પતિ, (૬) એકેન્દ્રિય, (૭) તિર્યંચ, (૮) મિથ્યાદષ્ટિ, (૯) અવિરતિ, (૧૦) કષાયી, (૧૧) છદ્મસ્થ, (૧૨) સયોગી, (૧૩) સંસારી અને (૧૪) સમસ્ત જીવો.

## જીવોની ગતિ-આગતિ

### દેવોની ગતિ—

સંખ્યાત આયુષ્યવાળા એટલે કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા વધારેમાં વધારે કોટિ પૂર્વ વર્ષના આયુષ્યવાળા લબ્ધિ-પર્યાપ્ત પંચેન્દ્રિય ગર્ભજ તિર્યંચોમાં તેમજ કર્મભૂમિમાં જન્મેલા અને વધુમાં વધુ કોટિ પૂર્વ વર્ષના આયુષ્યવાળા લબ્ધિ-પર્યાપ્ત ગર્ભજ મનુષ્યોમાં, સર્વત્ર ઉત્પન્ન થતા લબ્ધિપર્યાપ્ત બાદર પૃથ્વીકાય, લબ્ધિ-પર્યાપ્ત બાદર અપ્કાય અને લબ્ધિ-પર્યાપ્ત [1]બાદર પ્રત્યેક વનસ્પતિકાયમાં એમ પાંચ દંડકોમાં જ દેવોની ઉત્પત્તિ છે, કેમકે દેવો મરીને અપર્યાપ્ત થતા નથી તેમજ દેવ તરીકે કે નારક તરીકે ઉત્પન્ન થતા નથી તેમજ વિકલેન્દ્રિયમાં તેજસ્કાય કે વાયુકાયમાં ઉત્પન્ન થતા નથી.

અત્ર એ વિશેષતા છે કે ભવનપતિથી તે 'ઐશાન' કલ્પવાસી દેવો જ આ પાંચ સ્થાનોમાં ઉત્પન્ન થાય છે. 'સનત્કુમાર'થી તે 'સહસ્રાર' સુધીના દેવો પૂર્વોક્ત ગર્ભજ તિર્યંચ કે ગર્ભજ મનુષ્યમાં જ ઉત્પન્ન થાય છે. 'આનત'થી માંડીને તે 'સર્વાર્થસિદ્ધ' માં વસનારા દેવો ફક્ત કર્મભૂમિમાં સંખ્યાત આયુષ્યવાળા પર્યાપ્ત ગર્ભજ મનુષ્યોમાં જ જન્મે છે.

### દેવોમાં આગતિ—

પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચ અને પર્યાપ્ત પંચેન્દ્રિય મનુષ્ય જ ચારે પ્રકારના દેવોમાં જાય. અત્ર વિશેષતા એ છે કે ૧૦ જાતના ભવનપતિ, ૧૫ પ્રકારના પરમાધાર્મિક, ૧૬ જાતના વ્યંતરો અને ૧૦ જાતના જૃંભક એમ ૫૧ પ્રકારના દેવોમાં ૧૦૧ પ્રકારના લબ્ધિ-પર્યાપ્ત મનુષ્યો, યુગલિક ચતુષ્પદાદિ પાંચ જાતના ગર્ભજ લબ્ધિ-પર્યાપ્ત તિર્યંચો તેમજ પાંચ જાતના સંમૂર્છિમ

---

૧ આ સંબંધમાં પણ કેટલીક વિશેષતા છે. જેમ કે દેવ શાલિ વગેરે જાતના ધાન્યોના પુષ્પ, બીજ અને ફળમાં ઉત્પન્ન થાય છે, કિન્તુ મૂલાદિ સપ્તકમાં ઉત્પન્ન થતા નથી આવી વિશેષતાની માહિતી માટે જુઓ ભગવતી ( શ ૨૧-૨૨ )

લબ્ધિ-પર્યાપ્ત તિર્યંચ એટલા જ જીવો ઉપજે. ૧૦ પ્રકારના જ્યોતિષ્ક તથા ' સૌધર્મ ' કલ્પમાં અંતરદ્વીપ સિવાયનાં ૪૫ ક્ષેત્રોના મનુષ્યો અને પાંચ જાતના ગર્ભજ તિર્યંચોની એમ ૫૦ જાતના જીવોની ઉત્પત્તિ છે. ' ઐશાન ' કલ્પમા આ પચાસમાંથી પાચ હિમવંત અને પાંચ હૈરણ્યવત એ દશ ક્ષેત્રના યુગલિક મનુષ્ય અને યુગલિક તિર્યંચ સિવાયના ૪૦ પ્રકારના જીવો આવી ઉપજે છે. પંદર કર્મભૂમિમાંના સંખ્યેય વર્ષજીવી પર્યાપ્ત ગર્ભજ મનુષ્યો, પાંચ દેવકુરુ, અને પાંચ ઉત્તર-કુરુ એ દશ ક્ષેત્રોના યુગલિક તિર્યંચ અને યુગલિક મનુષ્યો તથા સંખ્યાત વર્ષના આયુષ્યવાળા પાંચ જાતના ગર્ભજ તિર્યંચો એમ ત્રીસ પ્રકારના જીવો અધઃ કિલ્બિષિક તરીકે જન્મે. સંખ્યેય વર્ષજીવી તેમજ લબ્ધિ-પર્યાપ્ત એવા પંદર કર્મભૂમિના ગર્ભજ મનુષ્યો તેમજ આ વિશેષણોથી વિશિષ્ટ પાંચ જાતના ગર્ભજ તિર્યંચો એટલે કે આ પ્રમાણેના વીસ પ્રકારના જીવો ત્રીજાથી આઠમા કલ્પ સુધીમાં ઉપજે. પૂર્વોક્ત વિશેષણવાળા પંદર કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો 'આનત'થી 'સર્વાર્થસિદ્ધ' સુધીના ૧૮ જાતના દેવલોકમાં ઉપજે.

### નારકોની ગતિ—

નારકો મરીને લબ્ધિ-અપર્યાપ્ત ન થાય. રત્નપ્રભાદિ નરકના જીવો લબ્ધિ-પર્યાપ્ત સંખ્યેય વર્ષજીવી ગર્ભજ પંદર કર્મભૂમિમાંના મનુષ્યોમાં તેમજ એ જ વિશેષણવાળા ગર્ભજ પાંચ પ્રકારના તિર્યંચ પંચેન્દ્રિયમાં જાય અર્થાત્ આની વીસ પ્રકારની ગતિ છે.

### નરકમાં આગતિ—

પર્યાપ્ત સંખ્યેય આયુષ્યવાળા ગર્ભજ તિર્યંચો તેમજ એ જ વિશેષણવાળા ગર્ભજ મનુષ્યો સાતે નરકમાં જાય. આ પ્રમાણેની સામાન્યથી આગતિ છે. વિશેષથી તો પંદર કર્મભૂમિમાં જન્મેલા મનુષ્યો, પાંચ જાતના ગર્ભજ તિર્યંચો, પાચ જાતના સંમૂર્ચ્છિમ જીવો એમ પચીસ પ્રકારના લબ્ધિ-પર્યાપ્ત પહેલી નરકમાં જન્મે. યુગલિક મનુષ્ય તેમજ યુગલિક તિર્યંચ નરકમાં ન જન્મે; તેઓ તો દેવ તરીકે જ ઉપજે. પંદર કર્મભૂમિમાં જન્મેલા મનુષ્યો તેમજ પાચ જાતના ગર્ભજ તિર્યંચો એમ વીસ પ્રકારના જીવો બીજી નરકમાં ઉત્પન્ન થાય. પંદર કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો તેમજ ભુજપરિસર્પ સિવાયના ચાર જાતના ગર્ભજ તિર્યંચ એમ ૧૯ પ્રકારના લબ્ધિપર્યાપ્ત જીવો ત્રીજી નરકમા જન્મે. પંદર કર્મભૂમિમા જન્મેલા તેમજ ગર્ભજ જલચર, ગર્ભજ સ્થલચર અને ગર્ભજ ઉર.પરિસર્પ એ ૧૮ જાતના જીવો ચોથી નરકમા જન્મે. પંદર કર્મભૂમિમાં જન્મેલા મનુષ્યો તેમજ ગર્ભજ જલચર અને ગર્ભજ સ્થલચર એ સત્તર પ્રકારના જીવો પાંચમી નરકમાં ઉત્પન્ન થાય. પંદર કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો તેમજ ગર્ભજ જલચર એમ સોળ પ્રકારના જીવો છઠ્ઠી નરકમાં જન્મે. પંદર કર્મભૂમિમા ઉત્પન્ન થયેલા માનવ-પુરુષો અને ગર્ભજ જલચર એમ સોળ પ્રકારના જીવો સાતમી નરકમા જન્મે.

### તિર્યંચની ગતિ-આગતિ—

પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાય એ જીવો પૃથ્વીકાયથી તે ચતુરિન્દ્રિય સુધીના તેમજ ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્ય એમ દશ સ્થાનોમા જાય. આ જીવો કર્મભૂમિમાં

જન્મેલા ત્રીસ જાતના મનુષ્યો, ૧૦૧ જાતના સંમૂર્ચ્છિમ મનુષ્યમાં અને પૃથ્વી વગેરે નવ પદમાં યાને ૪૮ જાતના તિર્યંચોમાં એમ ૧૭૯ જાતના જીવો પૈકી જન્મે. પરંતુ યુગલિક તરીકે જન્મે નહિ. તેજસ્કાય અને વાયુકાયની ગતિ મનુષ્ય-ગતિ સિવાય ઉપર્યુક્ત ૪૮ પ્રકારના તિર્યંચોમાં છે.

૪૮ પ્રકારના તિર્યંચો, ૧૦૧ જાતના સંમૂર્ચ્છિમ મનુષ્યો, કર્મભૂમિજ પર્યાપ્ત તેમજ અપર્યાપ્ત એમ ૩૦ જાતના મનુષ્યો, ૧૫ પરમાધાર્મિક, ૧૦ ભવનપતિ, ૧૬ વ્યંતર, ૧૦ જૃંભક, ૧૦ જ્યોતિષ્ક, સૌધર્મ અને ઐશાનવાસી દેવો તેમજ અધઃકિલ્બિષિક એ પ્રમાણેના ૨૪૩ પ્રકારના જીવો લબ્ધિ-પર્યાપ્ત એવા પૃથ્વીકાય, અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિકાયમાં આવી ઉપજે. અપર્યાપ્ત એવા પૃથ્વીકાય, અપ્કાય, પ્રત્યેક વનસ્પતિકાય તેમજ સર્વ સાધારણ વનસ્પતિકાયમા તો ૪૮ તિર્યંચો, કર્મભૂમિજ ૩૦ મનુષ્યો અને ૧૦૧ સંમૂર્ચ્છિમ મનુષ્યો ઉપજે. પૃથ્વીકાયાદિ ૧૦ પદોમાંથી નીકળી જીવો તેજસ્કાય અને વાયુકાયમાં ઉપજે. ૧૦૧ સંમૂર્ચ્છિમ મનુષ્ય, કર્મભૂમિજ ૩૦ મનુષ્ય અને ૪૮ તિર્યંચ એ ૧૭૯ જાતના જીવ તેજસ્કાય અને વાયુકાયમા આવી શકે છે, પણ યુગલિકો આવતા નથી.

વિકલેન્દ્રિયની ગતિ તેમજ આગતિ પૃથ્વીકાય વગેરે ત્રણ દંડકની પેઠે ૧૭૯ જીવ-ભેદની જાણવી.

ગર્ભજ તિર્યંચોની ગતિ અને આગતિ સર્વ જીવ-સ્થાનોમા છે. પરંતુ વિશેષતા એ છે કે પર્યાપ્ત ગર્ભજ જલચર આનતાદિ ૧૮ દેવલોક સિવાયના પર૭ જીવ-સ્થાનોમાં જન્મે; પર્યાપ્ત ગર્ભજ ઉરઃપરિસર્પ આ ૧૮ દેવલોક તેમજ છઠ્ઠી અને સાતમી નરક સિવાયના પર૩ જીવ-સ્થાનમાં જન્મે; ગર્ભજ પર્યાપ્ત ચતુષ્પદ પૂર્વોક્ત ૧૮ દેવલોક તેમજ પાંચમી, છઠ્ઠી અને સાતમી નરક સિવાયનાં સ્થાનમાં એટલે પર૧ જીવ-સ્થાનમાં ઉપજે; ગર્ભજ પર્યાપ્ત ખેચર પૂર્વોક્ત ૧૮ દેવલોક તેમજ ચોથીથી તે સાતમી સુધીની ચાર નરકો સિવાયનાં એટલે કે પ૧૯ જીવ-સ્થાનમા જન્મે; ગર્ભજ પર્યાપ્ત ભુજપરિસર્પ પૂર્વોક્ત ૧૮ દેવલોક તેમજ ત્રીજીથી સાતમી સુધીની નરકો સિવાયનાં પ૧૭ જીવ-સ્થાનમાં જન્મે; સંમૂર્ચ્છિમ પાંચ જાતના તિર્યંચ પંચેન્દ્રિયો જ્યોતિષ્ક અને વૈમાનિક સિવાયના ૫૧ દેવો તરીકે, ૫૬ અંતરદ્વીપમા, પ્રથમ નરકમાં, કર્મભૂમિજ ૩૦ જાતના મનુષ્યોમાં, ૧૦૧ પ્રકારના સંમૂર્ચ્છિમ મનુષ્યોમાં તેમજ ૪૮ જાતના તિર્યંચોમાં પર્યાપ્તપણે તેમજ અપર્યાપ્તપણે ઉપજે, ૧૦ અપર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિયો કર્મભૂમિજ ૩૦ જાતના મનુષ્યો, ૧૦૧ જાતના સંમૂર્ચ્છિમ મનુષ્યો અને ૪૮ પ્રકારના તિર્યંચોમાં ઉપજે.

પાંચ જાતના પર્યાપ્ત ગર્ભજ તિર્યંચમાં ૧૦૧ સંમૂર્ચ્છિમ મનુષ્યો, કર્મભૂમિજ ૩૦ મનુષ્યો, ૪૮ તિર્યંચ, ૧૫ પરમાધાર્મિક, ૧૦ ભવનપતિ, ૧૬ વ્યંતર, ૧૦ જૃંભક, ૧૦ જ્યોતિષ્ક, ૩ કિલ્બિષિક, ૯ લોકાંતિક, ૮ કલ્પ અને ૭ નરકના જીવો આવી જન્મે.

પાંચ જાતના અપર્યાપ્ત ગર્ભજ તિર્યંચમાં ૧૦૧ સંમૂર્ચ્છિમ મનુષ્યો, કર્મભૂમિજ ૩૦ મનુષ્યો અને ૪૮ તિર્યંચો આવી ઉપજે.

૧૦ સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિયમાં ૧૦૧ સંમૂર્ચ્છિમ મનુષ્ય, કર્મભૂમિજ ૩૦ મનુષ્યો અને ૪૮ તિર્યંચો આવી ઉપજે.

**મનુષ્યની ગતિ—**

ગર્ભજ પર્યાપ્ત પંદર કર્મભૂમિજ મનુષ્યો ૫૬૩ ભેદો પૈકી કોઇ પણ જાતના જીવ તરીકે જન્મે. પર્યાપ્ત ૩૦ અકર્મભૂમિજ મનુષ્ય, ૧૦ ભવનપતિ, ૧૬ વ્યંતર, ૧૫ પરમાધાર્મિક, ૧૦ જૃંભક, ૧૦ જ્યોતિષ્ક, અધઃકિલ્બિષિક, સૌધર્મ અને ઐશાન એ ૯૪ પ્રકારે જન્મે. પર્યાપ્ત ૫૬ અંતરદ્વીપજ મનુષ્ય ૫૧ જાતના દેવો પૈકી જન્મે. અપર્યાપ્ત ગર્ભજ મનુષ્ય તેમજ અપર્યાપ્ત સંમૂર્ચ્છિમ મનુષ્ય—૧૦૧ ક્ષેત્રોના અપર્યાપ્ત મનુષ્યો ૪૮ તિર્યંચ, ૩૦ કર્મભૂમિજ મનુષ્ય અને ૧૦૧ સંમૂર્ચ્છિમ મનુષ્યોમા ઉપજે.

**મનુષ્યમાં આગતિ—**

૧૫ કર્મભૂમિજ મનુષ્ય, અગ્નિકાય અને વાયુકાય સિવાયના સૂક્ષ્મ તેમજ બાદર એકેન્દ્રિય, ત્રણે જાતના વિકલેન્દ્રિયો, સર્વ પ્રકારના તિર્યંચ પંચેન્દ્રિયો, ૧૦૧ સંમૂર્ચ્છિમ મનુષ્યો, ૯૯ જાતના દેવ અને પહેલી છ નરકના જીવો પંદર કર્મભૂમિજ ગર્ભજ પર્યાપ્ત મનુષ્ય તરીકે જન્મે. ૧૫ કર્મભૂમિજ પર્યાપ્ત મનુષ્ય અને પાંચ જાતના ગર્ભજ પર્યાપ્ત તિર્યંચ ૩૦ અકર્મભૂમિજ માનવ તરીકે જન્મે. ૧૫ કર્મભૂમિજ પર્યાપ્ત મનુષ્ય અને ૧૦ પર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિય ૫૬ અંતરદ્વીપમાં માનવ તરીકે ઉપજે. ૧૦૧ સંમૂર્ચ્છિમ મનુષ્ય, તેજસ્કાય અને વાયુકાય સિવાયનાં બધાં તિર્યંચો અને ૧૫ કર્મભૂમિજ મનુષ્ય બાકીના સર્વ મનુષ્યોમાં ઉપજે.

इति [१]ए. एम. ए. एस्. वीत्युपाधियुक्त-शास्त्रविशारद-जैनाचार्यश्रीमद्विजयधर्म-सूरीश्वरचरणारविन्दभृङ्गायमाणेन न्यायतीर्थ-न्यायविशारदोपनामधारिणा प्रवर्तकश्री-मङ्गलविजयेन विरचितस्य श्रीजैनतत्त्वप्रदीपस्य जीवाधिकारवर्णननामा प्रथम उल्लासोऽनु-वादादिपूर्वकः समाप्तः ॥



१ Associated member of the Asiatic Society of Bengal.



આપણે નવમા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ પદાર્થના જીવ અને અજીવ એવા બે મુખ્ય વિભાગો છે. તેમાં જીવનું સ્વરૂપ કહેવાઇ ગયુ એટલે હવે અજીવનુ સ્વરૂપ વિચારવામાં આવે છે. તેમાં સૌથી પ્રથમ તેનું લક્ષણ જોઈ લઇએ.

**અજીવનું લક્ષણ—**

## उपयोगाभाववत्त्वमजीवस्य लक्षणम् । ( १९२ )

અર્થાત્ ઉપયોગ યાને ચેતનથી રહિત પદાર્થને ' અજીવ ' કહેવામાં આવે છે. આ ઉપરથી સમજાય છે કે આ જીવનું વિરોધી ભાવાત્મક તત્ત્વ છે; કેવળ અભાવાત્મક નથી અને એનો અર્થ **अ+जीव** જે જીવ નહિ તે અજીવ એવો થાય છે. જેમાં મૂળથી જ જાણપણું હોતું નથી, જેનો પુનર્જન્મ હોતો નથી, જે પાપ, પુણ્ય કે કોઇ પ્રકારના કર્મને કરતો નથી અને તેના ફળને પણ ભોગવતો નથી એવો જે જડરૂપ ભાવ છે તેનુ નામ ' અજીવ ' છે.

**અજીવના પેટાવિભાગો**

આ અજીવ પદાર્થના અરૂપી અને રૂપી એમ બે વિભાગો પાડવામાં આવ્યા છે. તેમાં અરૂપીના ધર્માસ્તિકાય ( ધર્મ ), અધર્માસ્તિકાય ( અધર્મ ), આકાશાસ્તિકાય ( આકાશ ) અને કાલ એમ ચાર પેટાવિભાગો છે, જ્યારે રૂપીનો પુદ્‌ગલાસ્તિકાય ( પુદ્‌ગલ ) એમ એક જ વિભાગ છે. આ પ્રમાણે બધા મળીને પાંચ અજીવ પદાર્થો છે અને એમાં જીવરૂપી પદાર્થ ઉમેરતાં એકંદર જગત્‌માં છ પદાર્થો યાને દ્રવ્યો છે.

**ધર્માસ્તિકાયાદિનો ક્રમ—**

અરૂપીના ચાર પેટાવિભાગોમાં ધર્માસ્તિકાયને પ્રથમ સ્થાન, અધર્માસ્તિકાયને દ્વિતીય સ્થાન ઇત્યાદિ ક્રમ રાખવામાં એ હેતુ સમાયેલો છે કે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બંને લોક અને અલોકરૂપ વ્યવસ્થાના કારણભૂત હોવાથી તેમનો પ્રથમ નિર્દેશ કરવામાં આવ્યો છે. તેમાં પણ વળી ધર્માસ્તિકાયને પ્રથમ સ્થાન આપવાનું કારણ એ છે કે તે માગલિક છે. ત્યાર બાદ તેના પ્રતિપક્ષીને સ્થાન આપવામાં આવ્યું છે. લોક અને અલોક બંનેને વ્યાપીને રહેલા આકાશાસ્તિકાયનુ અને ત્યાર પછી સમય, ક્ષેત્ર ઇત્યાદિ વ્યવસ્થાના હેતુભૂત કાલનું દિગ્દર્શન કરાવવામાં આવ્યુ છે તે ન્યાય્ય છે.

**ધર્માસ્તિકાયાદિના સમાસ વગેરે પરત્વે વિચાર—**

'ધર્માસ્તિકાય' શબ્દ ધર્મ, અસ્તિ અને કાય એ ત્રણ શબ્દોનો બનેલો છે. તેમાં **जीवानां पुद्गलानां च स्वभावत एव गतिपरिणामपरिणतानां तत्स्वभावधारणात् पोषणाद् धर्मः** " અર્થાત્ સ્વભાવથી જ ગતિરૂપ પરિણામે પરિણત થયેલ જીવો અને પુદ્‌ગલોના ગતિરૂપ સ્વભાવને જે ધારણ કરે છે–પોષે છે તે 'ધર્મ' કહેવાય છે. **अस्तयः-प्रदेशाः, तेषां कायः-**

**सङ्घातः अस्तिकायः–प्रदेशसङ्घातः** અર્થાત 'અસ્તિ' એટલે 'પ્રદેશ' અને 'કાય' એટલે 'સંઘાત' યાને 'સમૂહ'. આથી 'અસ્તિકાય' એટલે [1]'પ્રદેશોનો સંઘાત'. **धर्मश्चासावस्तिकायश्च धर्मास्तिकायः.** આ ઉપરથી જોઇ શકાય છે કે ધર્માસ્તિકાય એ 'કર્મધારય' સમાસ છે અને એનો અર્થ ધર્મરૂપ પ્રદેશોનો સંઘાત એમ થાય છે.[2]

આથી કરીને સમગ્ર એવા ધર્માસ્તિકાયને અવયવી દ્રવ્ય સમજવું; કેમકે અવયવી એ અવયવોના તથાવિધ સંઘાતનો પરિણામ–વિશેષ જ છે, નહિ કે અવયવોથી પૃથક્ કોઇ અન્ય પદાર્થ છે. દાખલા તરીકે તંતુઓ જ આતાન અને વિતાનરૂપ સંઘાત–પરિણામને પ્રાપ્ત થતાં ' પટ ' કહેવાય છે; એનાથી અતિરિક્ત કોઇ પટ નામનો પદાર્થ નથી. અન્યત્ર પણ કહ્યું છે કે–

" तन्त्वादिव्यतिरेकेण, न पटाद्युपलम्भनम् ।
तन्त्वादयो विशिष्टा हि, पटादिव्यपदेशिनः ॥ "

ધર્માસ્તિકાયના પ્રતિપક્ષીને 'અધર્માસ્તિકાય' કહેવામા આવે છે. **" जीवानां पुद्गलानां च स्वभावत एव स्थितिपरिणामपरिणतानां तत्परिणामोपष्टम्भकोऽधर्मः "** અર્થાત્ સ્થિતિરૂપ પરિણામને પ્રાપ્ત થયેલા જીવો અને પુદ્ગલોના સ્થિતિરૂપ પરિણામમાં તેમને જે મદદ કરે છે તે 'અધર્મ' છે. **अधर्मश्चासावस्तिकायश्च अधर्मास्तिकायः** એટલે આ પણ 'કર્મધારય' સમાસ છે.

**आ–समन्तात् सर्वाण्यपि द्रव्याणि काशन्ते–दीप्यन्तेऽत्र व्यवस्थितानीत्याकाशम्,[3] अस्तयः-प्रदेशास्तेषां कायोऽस्तिकायः, आकाशं चनदस्तिकायश्चाकाशास्तिकायः** અર્થાત્ 'આકાશ' શબ્દનો અર્થ એ છે કે જ્યાં સર્વે દ્રવ્યો દીપી રહ્યાં છે–આવી રહ્યા છે તે 'આકાશ' કહેવાય છે. અસ્તિકાય એટલે પ્રદેશોનો સંઘાત. આકાશરૂપ પ્રદેશોનો સંઘાત તે 'આકાશાસ્તિકાય' જાણવો.

**पुद्गलश्चासावस्तिकायश्च पुद्गलास्तिकायः** એ ઉપરથી પુદ્ગલાસ્તિકાય પણ ધર્માસ્તિકાયાદિની પેઠે 'કર્મધારય' સમાસ છે એમ સમજાય છે.

---

૧ સ્થાનાંગની શ્રીઅભયદેવસૂરિકૃત વૃત્તિના ૧૯૧ મા પત્રમા અસ્તિકાયનો અર્થ નીચે મુજબ આપેલો છે:—

" अस्तीत्ययं त्रिकालवचनो निपातः, अभूवन् भवन्ति भविष्यन्ति चेति भावना, अतोऽस्ति च ते प्रदेशानां कायाश्च-राशय इति, अस्तिशब्देन प्रदेशाः क्वचिदुच्यन्ते, ततश्च तेषां वा काया अस्तिकायाः । "

૨ આ વ્યુત્પત્તિ–અર્થ જીવાજીવાભિગમની વૃત્તિના પાચમા પત્રના આધારે સૂચવ્યો છે.

૩ પચલિંગીની શ્રીજિનપતિસૂરિકૃત ટીકાના ૯૦ મા પત્રમા એની વ્યુત્પત્તિ નીચે મુજબ સુચવાઇ છે:—

" आकाशन्ति–दीप्यन्ते स्मिन् द्रव्याणीत्याकाशम् । "

હવે પાંચ પ્રકારના અજીવ તત્ત્વનો ગ્રંથકારે નિર્દેશેલાં લક્ષણ પૂર્વક વિશેષતઃ વિચાર કરીએ તે પૂર્વે ' પદાર્થ ' એટલે શું અર્થાત્ પદાર્થનું સામાન્ય લક્ષણ શું છે તે જોઇ લઇએ.

**પદાર્થનું લક્ષણ—**

## [1]उत्पाद-व्यय-ध्रौव्ययुक्तत्वं पदार्थस्य लक्षणम् । ( १९३ )

અર્થાત્ દરેક [2]પદાર્થ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણે ધર્મોથી યુક્ત છે—તદાત્મક છે. એવો કોઇ પણ પદાર્થ આ પૃથ્વી ઉપર નથી કે જે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણ ધર્મોથી વિશિષ્ટ ન હોય. કહેવાની મતલબ એ છે કે જે આ ત્રણ ધર્મથી રહિત હોય તે પદાર્થ જ નથી. મુક્ત આત્મામાં પણ આ વાત ઘટી શકે છે, કેમકે તેને પણ જ્ઞાતૃ-સ્વભાવે નવા નવા જ્ઞેયમાં પરિણમવાપણું દરેક સમયે રહેલું છે.

પ્રત્યેક પદાર્થમાં બે અંશ છે. તે પૈકી એક અંશ એવો છે કે જે ભૂત, વર્તમાન અને ભાવિ એ ત્રણે કાળમાં શાશ્વત છે, જ્યારે બીજો અંશ સદા અશાશ્વત છે. શાશ્વત અંશને ઉદ્દેશીને પ્રત્યેક પદાર્થ ધ્રૌવ્યાત્મક યાને સ્થિર કહેવાય છે, જ્યારે આશાશ્વત અંશને લક્ષ્યીને તે ઉત્પાદ-વ્યયાત્મક યાને અસ્થિર કહેવાય છે. આ બંને અંશો ઉપર દૃષ્ટિ રાખ્યા વિનાનું કથન એક તરફી છે, જ્યારે બંને અંશોની બાજુએ દૃષ્ટિ આપવાથી પદાર્થનો પૂર્ણ અને વાસ્તવિક બોધ થાય છે.

ઉપર્યુક્ત લક્ષણ પૂરેપૂરૂં સમજાય તે માટે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યનું સ્વરૂપ સમજી લેવું આવશ્યક હોવાથી તે દિશામાં પ્રયાણ કરાય છે.

**ઉત્પાદનું લક્ષણ—**

## स्वजातित्वापरित्यागपूर्वकपरिणामान्तरप्राप्तिरूपत्वमुत्पादस्य लक्षणम् । ( १९४ )

અર્થાત્ સ્વજાતિનો—મૂળ દ્રવ્યનો પરિત્યાગ કર્યા વિના પદાર્થ જે અન્ય પરિણામને પ્રાપ્ત કરે છે તે પરિણામાન્તર ' ઉત્પાદ ' કહેવાય છે. આ ઉત્પાદના બે પ્રકાર છે— સ્વનિમિત્તક અને પરનિમિત્તક.

**વ્યયનું લક્ષણ—**

## स्वजातित्वापरित्यागपूर्वकपूर्वपरिणामविगमरूपत्वं व्ययस्य लक्षणम् । ( १९५ )

---

૧ સરખાવો—

" उत्पाद-व्यय-ध्रौव्ययुक्तं सत् "

—તત્ત્વાર્થ ( અ. ૫, સૂ. ૨૯ )

૨ પદાર્થ, દ્રવ્ય, સત્ એ બધા એકાર્થક છે.

અર્થાત્ સ્વજાતિનો ત્યાગ કર્યા વિના—મૂળ દ્રવ્ય કાયમ રહેવા પૂર્વક જે પૂર્વ પરિણામનો નાશ થાય છે તે 'વ્યય' કહેવાય છે. આ વ્યયના બે પ્રકાર છેઃ—સ્વનિમિત્તક અને પરનિમિત્તક. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાલમાં જે ઉત્પાદ અને વ્યયરૂપ પરિણામો થાય છે તે સ્વનિમિત્તક છે, જ્યારે કર્મનો પરિપાક એ પરનિમિત્તક છે.

**ધ્રૌવ્યનું લક્ષણ—**

**स्वजातिस्वरूपेण व्ययोत्पादाभावरूपत्वम्, स्वजातिस्वरूपेणानुगतरूपत्वं वा ध्रौव्यस्य लक्षणम्। ( १९६ )**

અર્થાત્ સ્વજાતિરૂપથી જેમાં ઉત્પાદ અને વ્યયનો અભાવ હોય તેને 'ધ્રૌવ્ય' કહેવામાં આવે છે. અન્ય શબ્દમાં કહીએ તો સ્વજાતિરૂપે જેનો સંબંધ બરાબર સચવાઇ રહેતો હોય તે 'ધ્રૌવ્ય' સમજવું.

ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યની સ્પષ્ટ સમજ માટે ઉદાહરણ દ્વારા એનો વિચાર કરીએ. ધારો કે આપણી પાસે એક સોનાનો કંદોરો છે. આ કંદોરો ભાંગીને આપણે કંઠી બનાવી. આ પ્રમાણે જ્યારે કંદોરો ભાંગીને કંઠી બનાવી ત્યારે કંદોરારૂપ અવસ્થા બદલાઇ ગઇ, પરંતુ મૂળ દ્રવ્યરૂપ સોનું જેવું ને તેવું જ રહ્યું છે અર્થાત્ કંદોરાનુ સંપૂર્ણ સુવર્ણ કંઠીમાં મોજુદ છે. આમાં સોનુ પોતે સ્વજાતિ જે સોનાપણું તેનો ત્યાગ કર્યા સિવાય અર્થાત્ પોતાના મૂળ દ્રવ્યરૂપ અન્વયીનો પરિત્યાગ કર્યા વિના કંદોરાના આકારરૂપ એક પરિણામનો ત્યાગ કરીને કંઠીના આકારરૂપ પરિણામાન્તરને પ્રાપ્ત થયું તે 'ઉત્પાદ' સમજવો; કંઠી ઉત્પન્ન થતાં સુવર્ણત્વનો ત્યાગ કર્યા સિવાય પૂર્વ પરિણામરૂપ કંદોરાનો જે નાશ થયો તે 'વ્યય' સમજવો; અને કંદોરો ભાંગીને કંઠી બનાવી તોપણ સુવર્ણરૂપ દ્રવ્ય તો અન્વયિરૂપે વિદ્યમાન છે અર્થાત્ અન્વયિરૂપે તેનો નાશ થયો નહિ અને થશે પણ નહિ, આનું નામ 'ધ્રૌવ્ય' સમજવું.

**જૈન દૃષ્ટિએ પદાર્થનું સ્વરૂપ—**

આ ઉપરથી એ ફલિત થાય છે કે પદાર્થ યાને સત્‌ના સ્વરૂપ પરત્વે જૈન દર્શનની વિશિષ્ટ માન્યતા છે, કેમકે એ દર્શન પ્રમાણે કોઇ પણ પદાર્થ ફક્ત સમગ્ર ફૂટસ્થ નિત્ય કે કેવળ નિરન્વય વિનાશી નથી તેમજ એનો અમુક ભાગ ફૂટસ્થ નિત્ય અને અમુક ભાગ પરિણામી નિત્ય અથવા કોઇ ભાગ તો માત્ર નિત્ય અને કોઇ ભાગ કેવળ અનિત્ય હોય એમ પણ સંભવતું નથી. એના મત પ્રમાણે તો દરેકે દરેક પદાર્થ—ભલે પછી તે ચેતન હોય કે જડ, મૂર્ત હોય કે અમૂર્ત, સ્થૂલ હો કે સૂક્ષ્મ—ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એમ ત્રિસ્વરૂપી છે. આથી એ વાત પણ સ્પષ્ટ થાય છે કે સાંખ્ય દર્શનની પેઠે કેવળ જડ પ્રકૃતિને પરિણામી નિત્ય ન સ્વીકારતાં જૈન દર્શન આગળ વધે છે અને તે ચેતનને પણ પરિણામી નિત્ય માને છે અને આ એની અનેક વિશિષ્ટતાઓ પૈકી એક છે.

આ સંબંધમાં તત્ત્વાર્થસૂત્રના વિવેચક પં. સુખલાલજી કહે છે કે—

"બધાં તત્ત્વોમા વ્યાપકરૂપે પરિણામિ-નિત્યત્વવાદનો સ્વીકાર કરવા માટે મુખ્ય સાધક પ્રમાણ અનુભવ છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતા કોઇ એવું તત્ત્વ અનુભવમાં નથી આવતું કે જે ફક્ત અપરિણામી હોય, અથવા માત્ર પરિણામરૂપ હોય. બાહ્ય, આભ્યંતર બધી વસ્તુઓ પરિણામી નિત્ય માલૂમ પડે છે, જો બધી વસ્તુઓ ક્ષણિક માત્ર હોય તો પ્રત્યેક ક્ષણમાં નવી નવી વસ્તુ ઉત્પન્ન થવા તથા નષ્ટ થવાને લીધે તેમજ એનો કોઈ સ્થાયી આધાર ન હોવાને લીધે એ ક્ષણિક પરિણામપરંપરામા સજાતીયતાનો અનુભવ ક્યારે પણ ન થાય, અર્થાત પહેલા કોઇ વાર જોયેલી વસ્તુને ફરીથી જોતા જ 'આ તે જ વસ્તુ છે' એવું પ્રત્યભિજ્ઞાન થાય છે તે કોઇ પણ રીતે ન થાય, કેમકે પ્રત્યભિજ્ઞાનને માટે જેમ એની વિષયભૂત વસ્તુનું સ્થિરત્વ આવશ્યક છે. તેમજ દ્રષ્ટા આત્માનું પણ સ્થિરત્વ આવશ્યક છે. એ રીતે જડ અથવા ચેતન તત્ત્વ માત્ર જો નિર્વિકાર હોય તો એ બંને તત્ત્વોના મિશ્રણરૂપ જગતમા ક્ષણક્ષણમાં દેખા દેતી વિવિધતા ક્યારે પણ ઉત્પન્ન ન થાય. એથી જ પરિણામી નિત્યત્વવાદને જૈન દર્શન યુક્તિસંગત માને છે." જુઓ પૃ. ૨૪૨-૨૪૩.

આથી એ વાત પણ સ્પષ્ટ થાય છે કે સમસ્ત દ્રવ્યો પોતપોતાની જાતિમાં સ્થિર રહેતાં છતાં પણ નિમિત્ત અનુસાર તેમાં ઉત્પાદ અને વ્યયરૂપ પરિવર્તન થયાં કરે છે. એથી જ કરીને પ્રત્યેક પદાર્થમા મૂળ જાતિદ્રવ્યની અપેક્ષાએ ધ્રૌવ્ય અને પરિણામની અપેક્ષાએ ઉત્પાદ અને વ્યય એ બંને સુઘટિત થવામા કોઇ જાતના વિરોધ માટે સ્થાન રહેતું નથી.

આ સમગ્ર વિવેચનમાંથી સારાંશ એ નીકળે છે કે સંપૂર્ણ સત પદાર્થને-બ્રહ્મને કેવળ ધ્રુવ-નિત્ય જ માનનાર વેદાન્ત-ઔપનિષદ શાંકર મતથી, સત્ પદાર્થને નિરન્વય ક્ષણિક-કેવળ ઉત્પાદ-વિનાશ શીલ સ્વીકારનાર બૌદ્ધ દર્શનથી, પુરુષરૂપ સતને કેવળ ધ્રુવ-કૂટસ્થ નિત્ય અને પ્રકૃતિરૂપ સતને પરિણામી નિત્ય એમ નિત્યાનિત્ય માનનારી સાંખ્ય દૃષ્ટિથી તેમ જ અનેક સત્ પદાર્થોમાંથી પરમાણુ કાળ, આત્મા વગેરેને કૂટસ્થ નિત્ય અને ઘટ, પટ, વસ્ત્ર, વિભૂપણ વગેરેને ઉત્પાદવ્યય-શીલ-નિત્ય માનનાર વૈશેષિક અને નૈયાયિક દર્શનથી જૈન દર્શન જૂદું પડે છે, કેમકે એની માન્યતા અનુસાર પોતપોતાની જાતિને ન છોડવી એ જ બધા પદાર્થોનું ધ્રૌવ્ય છે અને પ્રત્યેક સમયમા જુદા જુદા પરિણામરૂપે ઉત્પન્ન થવું કે વિનાશ પામવો એ એનો ઉત્પાદ-વ્યય છે. આ ધ્રૌવ્ય અને ઉત્પાદ-વ્યયનું ચક્ર દ્રવ્યમાત્રમા સદા ત્રિકાલાબાધિતપણે પ્રવર્તે છે. આ ચક્રના પંજામાંથી કોઇ છટક્યું નથી, છટકતું નથી અને છટકશે પણ નહિ

અત્ર એ વાતનો સ્પષ્ટ નિર્દેશ કરવો આવશ્યક સમજાય છે કે જે વસ્તુ કોઇ પણ કાળમાં, કોઇ પણ સ્થળમા કે કોઇ પણ રીતે અસ્તિત્વ ધરાવતી ન હોય અર્થાત્ જે વાઝણીના પુત્રની પેઠે સર્વથા અસત હોય તેમા પાછળથી હૈયાતી ધરાવવાની યોગ્યતા એટલે સદ્રૂપતા આવી શકતી નથી. એવી વસ્તુમા પણ હૈયાતી ધરાવવાની લાયકાત આવી શકતી હોય તો સસલાના શિંગડાં પણ કોઇ વખત હૈયાતી ધરાવવાને યોગ્ય થવા જોઇએ, આકાશ-કુસુમમાથી પણ કોઇ વખતે સુગંધ આવવી જોઇએ તેમજ વાઝણીના પુત્રનો પણ લગ્ન-મહોત્સવ થવો જોઇએ, પરંતુ એમ થતું કોઇના જોવામા કે જાણવામા નથી એટલે એ અનુભવથી વિરુદ્ધ વાત છે.

વિશેષમા અહીં જે ઉત્પત્તિ વગેરે વિષે ઊહાપોહ કરાય છે તે કોઇ પણ વસ્તુમા પાછળથી

આવતા નથી, એ તો વસ્તુના ધર્મ જ છે—વસ્તુની સાથે જ સદા રહેનારા છે—વસ્તુથી કાંઇ સર્વથા જુદા જુદા નથી. એટલે કે ધર્મી અને ધર્મ વચ્ચે ભેદાભેદ છે.[1]

આથી કરીને જે ઉત્પાદ વગેરે ધર્મો છે તે શુ પહેલાં અસત રહેતા પદાર્થના છે કે સત્ પદાર્થના છે એ પ્રશ્નને માટે સ્થાન રહેતું નથી તેમજ ' જે વસ્તુમાં હૈયાત રહેવાનો ધર્મ રહેલો જ છે તે વસ્તુમા ફરીથી ઉત્પત્તિ વગેરેની કલ્પના કરવી અનુચિત છે, કેમકે એમ કરતાં તો અનવસ્થા ઉદ્ભવે છે ' એવા દૂષણ માટે પણ અત્ર અવકાશ નથી.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે કોઇ પણ પદાર્થ પોતાનું પોતાપણું ગુમાવતો નથી અને એમાં નવું પોતાપણું આવતું નથી. અર્થાત્ મૂળ દ્રવ્યની અપેક્ષાએ કોઇ પણ પદાર્થના ઉત્પાદ કે વિનાશ થઇ શકતા નથી. કદાપિ મૂળ દ્રવ્યનો નાશ થતો નથી; માટે જે પરિવર્તન થાય છે તે આકાર પરત્વે જ છે. ઉત્પત્તિ અને વિનાશ એ કેવળ આકાર-વિશેષનાં જ છે, નહિ કે મૂળ વસ્તુના. આથી એ સિદ્ધ થાય છે કે ઉત્પત્તિ, ધ્રૌવ્ય અને વિનાશ એ ત્રણે ધર્મો સ્વભાવ-સિદ્ધ છે. કોઇ પણ પદાર્થનો આત્યંતિક નાશ થતો નથી. પદાર્થના કોઇ આકાર-વિશેષનો નાશ થતાં એમ ન જ કહી શકાય કે તે પદાર્થનો સર્વાંગે નાશ થયો છે. આ નાશનો અર્થ એટલો જ છે કે પૂર્વ આકાર-વિશેષનો ત્યાગ થયો અને નૂતન આકાર-વિશેષની ઉત્પત્તિ થઇ. આથી એ વાત ખાસ લક્ષ્યમા રાખવા જેવી છે કે કોઇ પણ પદાર્થ સર્વથા નવીન ઉત્પન્ન થતો નથી કે સર્વથા નષ્ટ થતો નથી. મૂળ દ્રવ્ય તો આકાર-વિશેષની ઉત્પત્તિના સમયમાં તેમજ એના વિનાશ-કાલમાં પણ સ્થિર છે—વિદ્યમાન છે.

## દ્રવ્યની નિત્યતા અને પર્યાયની અનિત્યતા—

ઉત્પાદ અને વ્યયને પર્યાયના નામથી અને ધ્રૌવ્યને દ્રવ્યના નામથી જૈન દર્શનમા સંબોધવામાં આવ્યા છે એટલે વસ્તુને—પદાર્થને દ્રવ્ય-પર્યાયાત્મક કહેવામા આવે છે 'દ્રવ્ય' સ્વરૂપ સદા નિત્ય અને 'પર્યાય' સ્વરૂપ સદા અનિત્ય છે. આકાર એ પર્યાય છે એટલે એ અનિત્ય છે આથી દ્રવ્યરૂપે પદાર્થની નિત્યતા અને આકારરૂપે પદાર્થની અનિત્યતા સ્પષ્ટ થાય છે. આ હકીકતને મહર્ષિ **પતંજલિ મહાભાષ્યના** પશપશાહ્નિકમા નિમ્ન-લિખિત શબ્દ દ્વારા સમર્થન કરે છેઃ—

" द्रव्यं नित्यमाकृतिरनित्या । सुवर्णं कदाचिदाकृत्या युक्तं पिण्डो

૧ ધર્મ અને ધર્મી એ બે વચ્ચે કોઇક અપેક્ષાએ ભિન્નતા છે, તો કોઇક અપેક્ષાએ અભિન્નતા છે. જો એ વચ્ચે સર્વથા જુદાઇ કે સર્વથા એકપણું માનવામા આવે તો એ બંનેનો ધર્મધર્મિરૂપ ભાવ જ ઘટી શકશે નહિ. જો ધર્મને ધર્મીથી તદ્દન પૃથક્ માનવામા આવે તો એટલે કે દાખલા તરીકે આત્મા અને જ્ઞાન એ બેને ઘટ અને પટની પેઠે સર્વથા ભિન્ન માનીએ તો જ્ઞાનનો ધર્મી આત્મા જ છે, કિન્તુ ઘટ કે પટ નથી એમ કહી શકાશે નહિ. અર્થાત્ અમુક ધર્મનો અમુક જ ધર્મી છે એ વ્યવહારનો અને વ્યવસ્થાનો ઉચ્છેદ થશે વળી આ બેને સર્વથા અભિન્ન માનવા એ પણ યુક્તિ–સંગત નથી, કેમકે એથી તો ધર્મનો ધ્વંસ થતા ધર્મીના પણ રામ રમી જવાના, એટલે કે પ્રસ્તુતમા ઉત્પાદ અને વ્યયરૂપ ધર્મની અનિત્યતા—અસત્તા વિચારતા ધર્મીનું—મૂળ દ્રવ્યનુ અસ્તિત્વ જ ઊડી જવાનુ.

भवति, पिण्डाकृतिमुपमृद्य रुचकाः क्रियन्ते, रुचकाकृतिमुपमृद्य कटकाः क्रियन्ते, कटकाकृतिमुपमृद्य स्वस्तिकाः क्रियन्ते । पुनरावृत्तः सुवर्णपिण्डः । पुनरपरयाऽऽकृत्या युक्तः खदिराङ्गारसदृशे कुण्डले भवतः । आकृतिरन्या चान्या च भवति, द्रव्यं पुनस्तदेव आकृत्युपमर्देन द्रव्यमेवावशिष्यते । ”

અર્થાત્ દ્રવ્ય–મૂળ પદાર્થ શાશ્વત છે, જ્યારે આકૃતિ–આકારરૂપ પર્યાય અશાશ્વત છે. આકારથી યુક્ત સુવર્ણ કદાચિત્ પિંડરૂપ બને છે. આ પિંડરૂપ આકારનું ઉપમર્દન (નાશ) કરીને રુચક (મહોર) બનાવાય છે. રુચકના આકારનો વિધ્વંસ કરી કડાં બનાવાય છે. કડારૂપ આકારનો નાશ કરી સ્વસ્તિક ( સાથીઓ ) બનાવાય છે. વળી એને ગાળીને ફરી સુવર્ણનો પિંડ બનાવાય છે અને વળી એના આકાર-વિશેષનું ઉપમર્દન કરી ખદિરના અંગારા સરખાં કુંડળો બનાવાય છે. આથી ફલિત થાય છે કે આકૃતિમા તો ઉત્તરોત્તર પરિવર્તન થયા કરે છે, કિન્તુ તેમ છતા પણ–આકૃતિઓનો સંહાર થવા છતા પણ દ્રવ્ય તો તેનું તે જ છે; આકૃતિનો વિનાશ થવા છતાં દ્રવ્યના અસ્તિત્વને જરાએ આચ આવતી નથી.

આ સંબંધમાં મીમાંસક દર્શનના પ્રકાંડ પંડિત **પાર્થસારમિશ્ર શાસ્ત્રદીપિકા**માં કહે છે કે—

“ अतो न द्रव्यस्य कदाचिदागमोऽपायो वा, घटपटगवाश्वशुक्लरक्ताव्यवस्थानामेवागमापायौ । आह च—

‘ आविर्भावतिरोभाव–धर्मकेष्वनुयायि यत् ।
तद् धर्मी तत्र च ज्ञानं, प्राग् धर्मग्रहणाद् भवेत् ॥ ’

तथा च—यादृशमस्माभिरभिहितं द्रव्यं तादृशस्यैव हि सर्वस्य गुण एव भिद्यते, न स्वरूपम् । ”

અર્થાત્ મૃત્તિકાદિરૂપ દ્રવ્યનો કદાપિ ઉત્પાદ કે નાશ થતો નથી, કિન્તુ એના રૂપ, આકાર વગેરેના ઉત્પાદ અને નાશ થાય છે. આચાર્ય **કુમારિલ ભટ્ટે** કહ્યું પણ છે કે ઉત્પાદ અને નાશરૂપ ધર્મોને વિષે જે અન્વયિરૂપથી ઉપલબ્ધ છે જે અનુસ્યૂત છે તે ધર્મી છે. જેમકે કાળા, રાતા વગેરે રૂપોને વિષે તેમજ પિંડ, કપાલ વગેરે આકારોને વિષે અનુસ્યૂત એવું મૃત્તિકારૂપ દ્રવ્ય ધર્મી છે. કહેવાની મતલબ એ છે કે મૃત્તિકા-પિંડનો નાશ અને ઘટની ઉત્પત્તિ તેમજ કૃષ્ણ વર્ણનો વિનાશ અને રક્ત વર્ણની ઉત્પત્તિ થવા છતાં મૃત્તિકારૂપ દ્રવ્યનો બરાબર અનુભવ થાય છે. જે મૃત્તિકા પિંડરૂપ આકારમા દૃષ્ટિગોચર થતી હતી તે મૃત્તિકાના પિંડનો નાશ થતાં તે મૃત્તિકા ઘટરૂપે દૃષ્ટિગોચર થઇ, એટલે મૃત્તિકારૂપ દ્રવ્ય તો આબાદ જળવાઇ રહ્યું. વળી ધર્મના ગ્રહણની પૂર્વે જે સંબંધી જ્ઞાન થાય તે ધર્મી છે. જેમકે આછા અંધારામાં રૂપાદિના ગ્રહણની પૂર્વે જ જે ઘટરૂપ દ્રવ્યનું ગ્રહણ થાય છે તે ધર્મી છે. વિશેષમા આ સંબંધમા એક પ્રાચીન વિદ્વાનનું કથન એ છે કે

દ્રવ્યના સ્વરૂપમાં ભિન્નતા ઉપસ્થિત થતી નથી, કિન્તુ તેના ગુણોમાં જ ભેદ ઉદ્ભવે છે.[1]

પ્રસ્તુત પ્રસંગને સમર્થિત કરનારી હકીકત મહર્ષિ શ્રીપતંજલિકૃત **યોગદર્શન** (વિભૂતિપાદ સૂ. ૧૧ )ના શ્રીવ્યાસદેવપ્રણીત ભાષ્યમાંની નિમ્ન-લિખિત પંક્તિમાં મળી આવે છેઃ—

**" तत्र धर्मस्य धर्मिणि वर्तमानस्यैवाध्वस्वतीतानागतवर्तमानेषु भावान्यथात्वं भवति, न द्रव्यान्यथात्वं; यथा सुवर्णभाजनस्य भित्त्वाऽन्यथाक्रियमाणस्य भावान्यथात्वं भवति, न सुवर्णान्यथात्वमिति । "**

અર્થાત્ જેમ રુચક, સ્વસ્તિકાદિ અનેક જાતના આકારોને ધારણ કરવા છતાં પણ સુવર્ણ-પિંડ પોતાના મૂળ સ્વરૂપનો પરિત્યાગ કરતો નથી એટલે કે રુચકાદિ ભિન્ન ભિન્ન આકારો ઉપસ્થિત થવા છતાં સુવર્ણ અસુવર્ણ બની જતું નથી, કિન્તુ એનો આકાર-વિશેષ જ અન્યાન્ય સ્વરૂપોને ધારણ કરે છે, તેમ ધર્મીમાં રહેવાવાળા ધર્મોનો જ અન્યથા ભાવ થાય છે એટલે કે ભિન્ન ભિન્ન સ્વરૂપી પરિવર્તન થાય છે, નહિ કે ધર્મીરૂપ દ્રવ્યનો.

**પ્રત્યેક પદાર્થમાં ઉત્પાદાદિ ત્રણ ધર્મો—**

આ પ્રમાણે ધર્મોના ઉત્પાદ અને વિનાશ અને ધર્મીના ધ્રૌવ્યને લક્ષ્યીને પ્રત્યેક વસ્તુ ઉત્પત્તિ, ધ્રૌવ્ય અને વિનાશ એ ત્રણ ધર્મોથી અનુસ્યૂત છે એમ કહેવામાં કશો વાંધો રહે છે કે ? નહિ જ એવા ઉત્તરની આશા રહેવા છતાં આ વાતને વિશેષતઃ સ્ફુટ કરવા માટે બે ત્રણ બાબતોનો ઉલ્લેખ કરીશું. સૌથી પ્રથમ તો મધ્યસ્થભાવના અપૂર્વ પ્રદીપક બહુશ્રુત શ્રીહરિભદ્ર સૂરીશ્વરકૃત **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** ( સ્ત ૭ )ના નિમ્ન-લિખિત શ્લોકની નોંધ લઈએઃ—

**" [2]घटमौलिसुवर्णार्थी, नाशोत्पत्तिस्थितिष्वलम् ।
शोकप्रमोदमाध्यस्थ्यं, जनो याति सहेतुकम् ॥२॥ "**

આ પદ્યનો આશય સ્પષ્ટ રીતે સમજાય તે માટે ધારો કે ત્રણ મનુષ્યો સોનીની દુકાને ગયા. તેમાંથી એકને સુવર્ણના ઘડાનો ખપ હતો, બીજાને સુવર્ણનો મુગટ જોઈતો હતો અને ત્રીજાને કેવળ સોનું જોઈતું હતું. આ ત્રણે જણા દુકાને પહોંચ્યા ત્યારે સોની સુવર્ણના ઘડાને ભાગીને મુગટ બનાવતો હતો. આ જોઈને સુવર્ણના ઘટના અભિલાષીને શોક થયો, જેને મુગટની આવશ્યકતા હતી તેને આનંદ થયો અને જેને સુવર્ણનો ખપ હતો તેને હર્ષ કે શોક એ બેમાંથી એકે

---

૧ આ વિવેચન **શાસ્ત્રદીપિકા**ની શ્રીસુદર્શનાચાર્યકૃત ટીકાના, પં. **હંસરાજ**પ્રણીત 'દર્શન ઔર અનેકાન્તવાદ 'ના ૧૧ મા પૃષ્ઠમા આપેલા અવતરણને આભારી છે.

૨ સરખાવો ષડ્દર્શનસમુચ્ચયના ૯૧ મા પત્રગત અવતરણ—

" प्रध्वस्ते कलशे शुशोच तनया मौलौ समुत्पादिते
पुत्रः प्रीतिमुवाह कामपि नृपः शिश्राय मध्यस्थताम् ।
पूर्वाकारपरिक्षयस्तदपराकारोदयस्तद् द्वया-
धारस्यैक इति स्थितं त्रयमयं तत्त्वं तथाप्रत्ययात् ॥ "

ન થયો-તે તો મધ્યસ્થ-ભાવમા રહ્યો. આ પ્રમાણે ત્રણેને જુદા જુદા ભાવો ઉત્પન્ન થયા એ જ હકીકત શું બતાવી આપતી નથી કે પ્રત્યેક પદાર્થ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી અનુગત છે? અત્ર એ ખ્યાલમાં રાખવું કે ઉત્પાદ અને વ્યય એ બંને સમકાલીન છે. જો એમ ન હોય તો અર્થાત્ ઘટના વિનાશ-કાલમાં મુકટની ઉત્પત્તિ ન સ્વીકારાય તો ઘટાર્થીને શોક અને મુકુટાર્થીને હર્ષનો સંભવ દુર્ઘટ છે. એવી જ રીતે ઘટ, મુકટ વગેરે પર્યાયોથી જો સુવર્ણ-દ્રવ્ય અતિરિક્ત ન હોય તો સુવર્ણાર્થીમા મધ્યસ્થ-ભાવ સંભવે જ કેવી રીતે? આથી જ્યારે આ પ્રમાણેના ત્રણ ભાવ દૃષ્ટિગોચર થાય છે તો ઉત્પાદાદિ ધર્મત્રયાત્મક પ્રત્યેક વસ્તુ છે એમ માનવું યુક્તિસંગત, વ્યવહારસિદ્ધ, અનુભવ-સંમત અને પ્રમાણ અનુરૂપ જણાય છે.

આ પ્રમાણે આપણે જૈન દૃષ્ટિ કેવી યુક્તિપૂર્વક ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત પ્રત્યેક પદાર્થને માને છે તે જોયુ. સાથે સાથે મીમાંસક દર્શનના પારગામી **કુમારિલ ભટ્ટ** પણ આ હકીકતને ઉપર્યુક્ત જ યુક્તિ દ્વારા સમર્થિત કરે છે તે જાણીને કોને આનંદ નહિ થાય? **મીમાંસાશ્લોકવાર્તિક**મા તેઓ કહે છે કે—

“ [1]वर्धमानकभङ्गे च, रुचकः क्रियते यदा ।
तदा पूर्वार्थिनः शोकः, प्रीतिश्चाप्युत्तरार्थिनः ॥२१॥

हेमार्थिनस्तु माध्यस्थ्यं, तस्माद् वस्तु त्रयात्मकम् ।
नोत्पाद-स्थिति-भङ्गाना-मभावे स्यान्न मतित्रयम् ॥२२॥

न नाशेन विना शोको, नोत्पादेन विना सुखम् ।
स्थित्या विना न माध्यस्थ्यं, तेन सामान्यनित्यता ॥२३॥”

આ સંબંધમાં બીજું ઉદાહરણ **શાસ્ત્રવાર્તા**૦( સ્ત. ૭ )ના નિમ્ન-લિખિત પદ્યમાં સૂચવાયું છે:—

“ [2]पयोव्रतो न दध्यत्ति, न पयोऽत्ति दधिव्रतः ।
अगोरसव्रतो नोभे, तस्माद् वस्तु त्रयात्मकम् ॥३॥ ”

---

૧ વર્ધમાનને ભાગીને જ્યારે રુચક બનાવાય છે ત્યારે વર્ધમાનના અર્થીને શોક અને રુચકના અભિલાષીને હર્ષ થાય છે સુવર્ણના ખપવાળાને તો મધ્યસ્થ-ભાવ રહે છે. તેથી પદાર્થ ત્રણ ધર્મોથી યુક્ત છે. ઉત્પત્તિ, સ્થિતિ ( ધ્રૌવ્ય ) અને વિનાશના અભાવમા તો ત્રણ પ્રકારની બુદ્ધિ ન હોય. નાશ વિના શોક નહિ, ઉત્પત્તિ વિના સુખ નહિ અને સ્થિતિ વિના મધ્યસ્થતા નહિ તેથી કરીને સામાન્ય નિત્યતા છે.

૨ પ્રકાણ્ડ પાણ્ડિત્ય અને અપૂર્વ પ્રતિભાથી વિભૂષિત શ્રીયશોવિજય **અધ્યાત્મોપનિષદ્**મા કહે છે કે—

“ उत्पन्नं दधिभावेन, नष्टं दुग्धतया पयः ।
गोरसत्वात् स्थिरं जानन्, स्याद्वादद्विड् जनोऽपि कः ? ॥४४॥ ”

કહેવાની મતલબ એ છે કે દૂધમાંથી બનેલું દહીં સર્વથા દૂધથી ભિન્ન નથી; એ કોઇ નવીન જ વસ્તુ ઉત્પન્ન થઇ નથી, કેમકે દહીં એ તો દૂધનો એક પ્રકારનો પરિણામ છે. વળી દૂધરૂપે નાશ પામી દહીંરૂપે ઉત્પન્ન થયેલો પદાર્થ પણ દૂધની જેમ 'ગોરસ' કહેવાય છે એટલે કે 'ગોરસ' એ દૂધ અને દહીં ઉભયની સંજ્ઞા છે. આથી કરીને એ વાત વ્યાજબી છે કે જેણે દૂધનો ત્યાગ કર્યો હોય તે દહીં ખાઇ શકે અને દહીંનો જેણે ત્યાગ કર્યો હોય તે દૂધ પી શકે, પરંતુ જેણે ગોરસનો ત્યાગ કર્યો હોય તે દહીં કે દૂધ એમાંથી એકેનુ સેવન ન જ કરી શકે. આ વ્યાવહારિક નિયમથી દૂધરૂપ નાશ, દહીંરૂપ ઉત્પત્તિ અને ગોરસરૂપ ધ્રૌવ્ય એમ ત્રણ ધર્મોથી વિશિષ્ટ પદાર્થ પ્રતીત થાય છે. એટલે જૈન દર્શનમા 'ત્રિપદી'ના નામથી ઓળખાતા નિમ્ન-લિખિત મનનીય મુદ્રાલેખનું સમગ્ર બ્રહ્માંડમાં સામ્રાજ્ય સ્થપાય છેઃ—

" [1]उपज्जेइ वा विगमेइ वा धुवेइ वा "

આ પ્રમાણે આ હકીકતને જૈન તેમજ અજૈન દૃષ્ટિથી તપાસ્યા બાદ સુજ્ઞ પાઠક વસ્તુને ત્રયાત્મક માનવા ખંચાશે નહિ તેમ છતાં હજી કોઇ પ્રાચીન પ્રમાણની આવશ્યકતા બાકી રહેતી હોય તો નિરુક્તકાર **શ્રીયાસ્ક** મુનિના ઉદ્‌ગારોની નીચે મુજબ નોંધ લઇએ.—

**" षड्भावविकारा भवन्तीति वार्ष्यायणिः—( १ ) जायते, ( २ ) अस्ति, ( ३ ) विपरिणमते, ( ४ ) वर्धते, ( ५ ) अपक्षीयते, ( ६ ) विनश्यतीति । जायत इति पूर्वभावस्य आदिमाचष्टे । अस्तीति उत्पन्नस्यावधारणम् । विपरिणमते इति अप्रच्यवमानस्य तत्त्वाद् विकारः । वर्धते इति स्वाङ्गाभ्युच्चयं सांयोगिकानां वाऽर्थानाम् । अपक्षीयते इति अनेनैव व्याख्यातः प्रतिलोमम् । विनश्यतीति अपरभावस्यादिमाचष्टे । "**

અર્થાત્ **વાર્ષ્યાયણિ** આચાર્ય પદાર્થોના છ વિકારોનો-પરિણામોનો નિર્દેશ કરે છે.—(૧) **जायते** એ પદ પૂર્વ ભાવનો-ઉત્પન્ન થયેલા પદાર્થનો આરંભ સૂચવે છે. (૨) **अस्ति** એ પદ ઉત્પન્ન થયેલાની સ્થિતિ દર્શાવે છે (૩) **विपरिणमते** એ પદથી વસ્તુમા અન્ય વિકાર ઉત્પન્ન થવા છતાં તેનો નાશ થતો નથી એ સૂચન કરાયું છે. (૪) **वर्धते** એ પદથી અનેક પદાર્થોના સંયોગથી ઉત્પન્ન થતી વૃદ્ધિ સૂચવાઇ છે (૫) **अपक्षीयते** એ પદથી એથી વિપરીત હકીકતનું પ્રતિપાદન કરાયું છે. (૬) **विनश्यति** એ પદથી અપર ભાવ-ભાવાંતર-રૂપાંતરની શરૂઆત દર્શાવાઇ છે.

આ પ્રમાણેની વસ્તુ-સ્થિતિનું વિલોકન કરવા છતા જે હઠપૂર્વક પદાર્થને ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય સ્વરૂપી માનવા તૈયાર નથી જ તે વ્યક્તિને એ પ્રશ્ન પૂછવામાં આવે છે કે ઘડાનો જ્યારે

---

૧ છાયા—

उत्पद्यते वा विगम्यते वा ध्रौव्यते वा ।

મુદ્ગર વગેરે સંહારાત્મક સામગ્રી દ્વારા વિનાશ થાય છે ત્યારે શું તે ઘડો તેના પોતાના એક ભાગે કરીને નાશ પામે છે કે સમગ્રપણે એટલે તે સર્વથા નષ્ટ થાય છે ? જો આનો ઉત્તર એમ સૂચવાય કે એ ઘડો પોતાના એક ભાગે નાશ પામે છે તો તે કથન સમુચિત નથી, કેમકે જો ઘડો એક ભાગે નાશ પામતો હોય તો ઘડો ફૂટી જતાં તે આખાનો જ વિનાશ ન થવો જોઇએ, પરંતુ જ્યારે ઘડો ફૂટે છે ત્યારે કોઇ પણ પ્રામાણિક મનુષ્ય એમ કદાપિ કહેતો નથી કે ઘડાનો એક ભાગ નાશ પામ્યો. સૌ કોઇ એમ જ કહે છે કે આખા ઘડાનો નાશ થયો. આથી પ્રથમ પક્ષ સ્વીકારતાં જગત્-પ્રસિદ્ધ વ્યવહારનો અપલાપ કરવાનું કલંક વહોરવું પડશે.

હવે જો એમ કહેવામાં આવે કે ઘડો ફૂટતાં તેનો સર્વાંશે નાશ થાય તો તે ફૂટી જતાં ઠીબ અને માટી જે નજરે પડે છે તે ન રહેવી જોઇએ, પરંતુ ઘડો ફૂટતા ઠીબ અને માટી રહે છે એ અનુભવ-સિદ્ધ હકીકત છે એટલે આ પક્ષ પણ દૂષિત છે. આથી એમ માન્યા વિના છૂટકો જ નથી કે ઘડો ઘડારૂપે નાશ પામે છે, ઠીબરૂપે ઉત્પન્ન થાય છે અને માટીરૂપે સ્થિર રહે છે.

આ વ્યક્તિને આપણે એ પણ પૂછીશું કે જ્યારે ઘડો ઉત્પન્ન થાય છે ત્યારે શું તે એક ભાગે ઉત્પન્ન થાય છે કે સર્વાંશે ? પ્રથમ પક્ષ સ્વીકારવાથી તો જગત્-પ્રસિદ્ધ ઉક્તિનો અનાદર કરવાનો પ્રસંગ ખડો થાય છે; કેમકે એવું તો કોઇ કહેતું નથી કે એ ઘડો એના એક ભાગે ઉત્પન્ન થયો છે, લોક-વ્યવહાર તો એવો જ છે કે ઘડો પૂરેપૂરો ઉત્પન્ન થયો છે. આથી જો બીજો પક્ષ સ્વીકારવા તૈયાર થતા હો તો તે પણ ધૂમાડાના બાચકા ભરવા જેવું છે, કેમકે જો ઘડાની સર્વ પ્રકારે નવીન ઉત્પત્તિ થઇ હોય તો તેમાં માટીની પ્રતીતિ ન જ થવી જોઇએ અને થાય છે એ તો જગજાહેર વાત છે. આથી સાચી હકીકત તો એ છે કે જ્યારે ઘડો ઉત્પન્ન થાય છે ત્યારે તે ઘટરૂપે ઉત્પન્ન થાય છે, માટીના પિંડરૂપે નાશ પામે છે અને માટીરૂપે સ્થિર રહે છે.

આમ છતાં જે જાતનો અનુભવ સારા જગત્‌ને થતો હોય તે જાતનું પદાર્થનું સ્વરૂપ ન માનવામાં આવે તો વસ્તુની વ્યવસ્થા માટે સ્થાન જ નહિ રહે; માટે જેવો અનુભવ થાય છે તેવું જ વસ્તુનું સ્વરૂપ માનવું એ ન્યાયપુરસ્સર છે. વિશેષમા એમ માનવાથી જ એ પણ વ્યવસ્થા ઘટી શકશે કે જે વસ્તુ નાશ પામેલી છે તે જ કોઇ અપેક્ષાએ નાશ પામે છે અને નાશ પામશે, જે વસ્તુ ઉત્પન્ન થયેલી છે તે જ કોઇ અપેક્ષાએ ઉત્પન્ન થાય છે અને થશે તેમજ જે વસ્તુ સ્થિર રહેલી છે તે જ કોઇ અપેક્ષાએ સ્થિર રહે છે અને રહેશે. જે કોઇ પ્રકારે નાશ પામ્યું છે તે જ કોઇ પ્રકારે ઉત્પન્ન થયું છે અને સ્થિર રહ્યું છે, જે કોઇ પ્રકારે નાશ પામે છે તે જ કોઇ પ્રકારે ઉત્પન્ન થાય છે અને સ્થિર રહે છે અને જે કોઇ પ્રકારે નાશ પામશે તે જ કોઇ પ્રકારે ઉત્પન્ન થશે અને સ્થિર રહેશે. આ પ્રમાણે પદાર્થ માત્ર અંદર અને બહાર બધેથી ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ એ ત્રણ ધર્મોથી ઓતપ્રોત છે. આ પ્રમાણે વસ્તુમાત્ર ધર્મત્રયાત્મક છે અને એ એમ છે વાસ્તે તો તે હૈયાતી ધરાવવાની લાયકાત ધરાવી શકે છે. જે જે પદાર્થ એ ત્રણ ધર્મોથી રહિત છે તેનામાં શશશૃંગની પેઠે કદાપિ હૈયાતી ધરાવવાની લાયકાત હોઇ શકતી નથી, હોતી નથી અને હોશે નહિ અર્થાત્ આ ત્રણ ધર્મોની હાજરી જ વસ્તુની સદ્રૂપતાનું મુખ્ય લક્ષણ છે. વળી જે પદાર્થ આ ત્રણ ધર્મોથી વિશિષ્ટ છે તે જ પદાર્થ સત્ત્વ, જ્ઞેયત્વ, પ્રમેયત્વ ઇત્યાદિ અનંત ધર્મોથી યુક્ત

હોઇ શકે છે તેમજ જે પદાર્થમાં આવા અનંત ધર્મો ન હોય તેનામાં આ ત્રણ ધર્મો પણ નથી જ અને એથી તે કેવળ અભાવાત્મક જ છે. અર્થાત્ તે આકાશ–કુસુમ જેવો છે.

**ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યનો પરસ્પર સંબંધ—**

ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણે વાનાં પરસ્પર ભિન્ન છે કે અભિન્ન છે એ પ્રશ્ન અત્ર વિચારવામાં આવે છે. જો ત્રણે સર્વથા એક બીજાથી ભિન્ન છે એમ કહેવામાં આવે તો એક જ પદાર્થમાં એ ત્રણેની ઉપપત્તિ શક્ય નથી. આથી જો એ ત્રણને સર્વથા અભિન્ન માનવામાં આવે તો ત્રણ વાનાં એવી સંજ્ઞા નિરર્થક ઠરે. એટલે આવી અનુચિત માન્યતા ન ધરાવતાં જૈન દર્શન એ ત્રણેને કથંચિત્ ભિન્ન અને કથંચિત્ અભિન્ન માને છે. જેમ એક જ ઘડામાં રહેનાર રૂપ, રસ, ગંધ અને સ્પર્શ પરસ્પર ભિન્ન છે તેમ એક જ પદાર્થમાં રહેનારા ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય પરસ્પર પૃથક્ છે; કેમકે એ ત્રણેના સ્વરૂપો એક બીજાથી જુદાં છે. જેમકે ઉત્પાદ એટલે અસ્તિત્વ ધારણ કરવું, ધ્રૌવ્ય એટલે કાયમ રહેવું અને વ્યય એટલે અસ્તિત્વનો ત્યાગ કરવો. આ ઉપરથી એમ માનવા તૈયાર ન થવું કે ઉત્પાદાદિ પરસ્પર નિરપેક્ષ છે અર્થાત્ તેમને એક બીજાની ગરજ નથી. વસ્તુ–સ્થિતિ એ છે કે એ ત્રણેનાં સ્વરૂપો–લક્ષણો પરસ્પર તદ્દન ભિન્ન છે, છતાં એ ત્રણે એક બીજા વિના જીવી શકતા નથી. ધ્રૌવ્ય અને વ્યય વિના ઉત્પાદ રહી શકતો નથી; ધ્રૌવ્ય અને ઉત્પાદ વિના એકલો વ્યય ટકી શકતો નથી; અને ઉત્પાદ અને વ્યય વિના ધ્રૌવ્ય ટકી શકતો નથી. એટલે કે એ ત્રણે પરસ્પર સાપેક્ષ હોઇ એક પદાર્થમાં રહે છે. એથી કરીને તો કોઈ પણ પદાર્થને એક સાથે આ ત્રણ ધર્મોથી યુક્ત કહેવામાં હરકત આવતી નથી.

આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે પદાર્થ ઉત્પત્તિ અને વિનાશથી યુક્ત હોવા છતાં સ્થિતિશીલ છે, તેમજ સ્થિતિથી યુક્ત હોવા છતાં ઉત્પાદશીલ તેમજ વ્યયશીલ છે. આથી કરીને પ્રત્યેક પદાર્થમાં આ ત્રણે ધર્મો અબાધિતરૂપે પોતપોતાની સત્તાનો અનુભવ કરાવે છે; એ પૈકી એકનો પણ અપલાપ કરવો તે અન્યાય છે. જો ઉત્પત્તિનો અપલાપ કરવામાં આવે તો વિનાશનો કોઇ અર્થ જ નથી. આથી ઉત્પત્તિ સ્વીકારતા વિનાશ પણ સ્વીકારવો જ પડે. અને એ બે સ્વીકારતાં એના આધારરૂપ સ્થિતિ પણ માન્યા વિના ચાલે નહિ.

આ પ્રમાણે જૈન તેમજ અજૈન દૃષ્ટિને માન્ય પદાર્થના વ્યાપક સ્વરૂપના યથામતિ ઊહાપોહની પૂર્ણાહુતિ કરી ધર્માસ્તિકાયાદિનાં ગ્રંથકારે સૂચવેલા લક્ષણોનો નિર્દેશ કરવામાં આવે છે.

**ધર્માસ્તિકાયનું લક્ષણ—**

**[१]स्वभावतः सञ्चरतां जीव-पुद्गलानां गमनागमनादिचेष्टासु भाषा-**

---

૧ ભગવતી ( શ. ૧૩, ઉ. ૪, સૂ ૪૮૧ )મા કહ્યું છે કે—

“ धम्मत्थिकाएण भन्ते ! जीवाणं किं पवत्तति ? । गोयमा ! धम्मत्थिकाएणं जीवाणं आगमणगमणभासुम्मेसमणजोगावयजोगाकायजोगा जे यावन्ने तहप्पगारा चला भावा सव्वे ते धम्मत्थिकाए पवत्तंति, गइलक्खणे ण धम्मत्थिकाए ।

**मनोवचःकाययोगादिषु मीनानां पानीयमिव यदापेक्षितकारणं तद्रूपत्वम्, गतिरूपेण परिणतानां जीव-पुद्गलानां गतौ यदापेक्षितकारणं तद्रूपत्वं वा धर्मास्तिकायस्य लक्षणम्। ( १९७ )**

અર્થાત્ માછલાંઓને ગતિ કરવામાં જેમ પાણી મદદ કરે છે તેમ સ્વાભાવિક રીતે ગતિ કરનાર જીવો અને પુદ્ગલોની ગમન-આગમન વગેરે ચેષ્ટામા તેમજ ભાષા, મન, વચન અને કાયના વ્યાપાર વગેરેમાં મદદ કરનારા અપેક્ષા–કારણરૂપ પદાર્થને 'ધર્માસ્તિકાય' તરીકે ઓળખાવવામાં આવે છે. અથવા ગતિરૂપ પરિણામને પ્રાપ્ત થયેલા જીવ અને પુદ્ગલોની ગતિને વિષે આપેક્ષિત કારણરૂપ જે પદાર્થ છે તે 'ધર્માસ્તિકાય' કહેવાય છે.

અધર્માસ્તિકાયનું લક્ષણ—

**[1]स्वभावतः स्थितिमतां जीव-पुद्गलानां पान्थानां छायास्थलमिव शयन-निषदन-स्थानालम्बनादिषु यत् साधारणनिमित्त तद्रूपत्वम्, स्थितिरूपेण परिणतानां जीव-पुद्गलानां यदापेक्षितकारणं तद्रूपत्वं वाऽधर्मास्तिकायस्य लक्षणम्। ( १९८ )**

અર્થાત્ સ્વાભાવિક રીતે સ્થિતિ કરનારા જીવ અને પુદ્ગલોને સૂવા, બેસવા, સ્થિર રહેવા તથા આલંબનાદિક કાર્યોમાં, મુસાફરોને વિશ્રામ લેવામા જેમ છાયા મદદ કરે છે, તેમ મદદ કરનારા–સાધારણ કારણરૂપ પદાર્થને 'અધર્માસ્તિકાય' કહેવામાં આવે છે. અન્ય શબ્દોમાં કહીએ તો સ્થિતિરૂપ પરિણામને પ્રાપ્ત કરેલા જીવ અને પુદ્ગલોની સ્થિરતાને વિષે જે આપેક્ષિત કારણરૂપ છે તે ' અધર્માસ્તિકાય ' કહેવાય છે.

---

[ धर्मास्तिकायेन भदन्त ! जीवानां किं प्रवर्तते ? । गौतम ! धर्मास्तिकायेन जीवानामागमनगमनभाषोन्मेषमनोयोगवचोयोगकाययोगा ये चाप्यन्ये तथाप्रकाराश्चला भावा सर्वे ते धर्मास्तिकाये (सति प्रवर्तन्ते, गतिलक्षणो धर्मास्तिकायः । ]

१ "अहम्मत्थिकाएणं जीवाणं किं पवत्तति ? । गोयमा ! अहम्मत्थिकाएणं जीवाणं ठाणनिसीयणतुयट्टण मणस्स य एगत्तीभावकरणता जे यावन्ने तहप्पगारा थिरा भावा सव्वे ते अहम्मत्थिकाए पवत्तन्ति, ठाणलक्खणे ण अहम्मत्थिकाए । "

—ભગ૦ સૂ. ૪૮૧

[ अधर्मास्तिकायेन जीवानां किं प्रवर्तते ? । गोतम ! अधर्मास्तिकायेन जीवानां स्थाननिषीदन-त्वग्वर्तनानि मनसश्च एकत्वीभावकरणता ये चान्ये तत्प्रकाराः स्थिरा भावाः सर्वे तेऽधर्मास्तिकाये प्रवर्तन्ते, स्थानलक्षणोऽधर्मास्तिकायः । ]

આકાશાસ્તિકાયનું લક્ષણ—

[1]अवगाह्यमानानां पदार्थानामवकाशे शर्करा-वह्न्योर्दुग्धा-ऽयो-गोलकवद् हेतुताधारकत्वमाकाशस्य लक्षणम् । ( १९९ )

અર્થાત જેમ દૂધ સાકરને અને લોખંડનો ગોળો અગ્નિને અવકાશ આપે છે, તેમ અવગાહનાની અપેક્ષા રાખનારા પદાર્થોને અવકાશ આપવામાં કારણભૂત પદાર્થ 'આકાશાસ્તિકાય' કહેવાય છે.

પુદ્ગલાસ્તિકાયનું લક્ષણ—

[2]ग्रहण-धारणादिपरिणामवत्त्वे सति रूपादिमत्त्वं रूपादिसंस्थान-परिणामरूपत्वं वा पुद्गलास्तिकायस्य लक्षणम् । ( २०० )

અર્થાત ગ્રહણ, ધારણ ઇત્યાદિ પરિણામથી યુક્ત અને રૂપી એવો પદાર્થ 'પુદ્ગલાસ્તિકાય' જાણવો. અથવા રૂપ વગેરે સંસ્થાનના પરિણામવાળો પદાર્થ 'પુદ્ગલાસ્તિકાય' કહેવાય છે.

---

૧ સરખાવો ભગ૦ સૂ. ૪૮૧—

" आगासत्थिकाएणं भंते ! जीवाणं अजीवाण य किं पवत्तति ? । गोयमा ! आगासत्थिकाए णं जीवदव्वाण य अजीवदव्वाण य भायणभूए ।

एगेण वि से पुन्ने दोहि वि पुन्ने सयं पि मापज्जा ।
कोडिसएण वि पुन्ने, कोडिसहस्सं पि मापज्जा ॥ १ ॥

अवगाहणालक्खणे णं आगासत्थिकाए ॥ "

[ आकाशास्तिकायेन भदन्त ! जीवानामजीवानां च किं प्रवर्तते ? । गौतम ! आकाशास्तिकायो जीवद्रव्याणामजीवद्रव्याणां च भाजनभूतः–एकेनाप्यसौ पूर्णो द्वाभ्यामपि पूर्णः शतमपि मायात् । कोटिशतेनापि पूर्णः कोटिसहस्रमपि मायात् , अवगाहनालक्षण आकाशास्तिकायः । ]

૨ સરખાવો ભગવતી ( સૂ. ૪૮૧ )ગત નિમ્ન-લિખિત ઉલ્લેખઃ—

' पोग्गलत्थिकाए ण पुच्छा, गोयमा ! पोग्गलत्थिकाएणं जीवाणं ओरालिय-वेउव्विय-आहारए-तेया-कम्मए सोइंदिय-चक्खिंदिय-घाणिंदिय-जिब्भिंदिय-फासिंदिय-मणजोग-वयजोग-कायजोग-आणापाणूणं च गहणं पवत्तति, गहणलक्खणे णं पोग्गल-त्थिकाए । "

[ पुद्गलास्तिकाये पृच्छा, गौतम ! पुद्गलास्तिकायेन जीवानामौदारिक-वैक्रिया-ऽऽहारक-तैजस-कार्मणानां श्रोत्रेन्द्रिय-चक्षुरिन्द्रिय-घ्राणेन्द्रिय-जिह्वेन्द्रिय-स्पर्शनेन्द्रिय-मनोयोग-वचोयोग-काययोगानप्राणानां च ग्रहणं प्रवर्तते, ग्रहणलक्षणः पुद्गलास्तिकायः । ]

કાલનું લક્ષણ—

**विशिष्टमर्यादावच्छिन्नोर्ध्वाधोऽर्धतृतीयद्वीपाभ्यन्तरवर्तिनां स्वत एव परिणमतां जीवादिद्रव्याणां यदपेक्षाकारणं तद्रूपत्वं कालस्य लक्षणम् । ( २०१ )**

અર્થાત્ જેમ બગલાના પ્રસવમાં મેઘ-ગર્જના અપેક્ષા-કારણ છે, તેમ વિશિષ્ટ મર્યાદાથી યુક્ત અઢી દ્વીપમા વસનારા તેમજ પોતાની મેળે જ પરિણત થનારા જીવાદિક દ્રવ્યોના પરિણમનમા જે નિમિત્તરૂપ પદાર્થ છે તે ' કાલ ' કહેવાય છે.

**કારણની ત્રિવિધતા—**

આ પ્રમાણે આપણે ધર્માસ્તિકાયાદિકનાં લક્ષણો જોયાં, પરંતુ તેનો યથાર્થ ખ્યાલ આવે તે માટે પ્રથમ તો કારણના (૧) [૧]પરિણામી, (૨) નિમિત્ત અને (૩) નિર્વર્તક એમ જે ત્રણ પ્રકારો પડે છે તેનું દિગ્દર્શન કરી લઇએ. આ માટે ઘડાનું ઉદાહરણ વિચારીએ. માટી એ ઘડાનું પરિણામી-કારણ છે, કેમકે માટી પોતે જ ઘડાના આકારમાં પરિણમે છે-પલટાઇ જાય છે. લાકડાનો ટુકડો, ચાકડો વગેરે ઘડાનાં નિમિત્ત-કારણો છે; કેમકે એ નિમિત્ત સિવાય ઘડો બનાવી શકાતો નથી. કુંભાર એ ઘડાનું નિર્વર્તક-કારણ છે, કારણ કે એ ઘડાનો બનાવનાર છે. વિશેષમાં નિમિત્ત-કારણના બે ભાગ છેઃ—( ૧ ) નિમિત્ત-કારણ અને ( ૨ ) અપેક્ષા-કારણ. જે સાધનોમાં પ્રાયોગિકી અને વૈસ્રસિકી (સ્વાભાવિક) એમ બંને જાતની ક્રિયાઓ થતી હોય તે 'નિમિત્ત-કારણ' કહેવાય છે, જ્યારે જેમા કેવળ વૈસ્રસિકી જ ક્રિયા થતી હોય તે ' અપેક્ષા-કારણ ' કહેવાય છે. અન્ય શબ્દોમાં કહીએ તો નિમિત્ત-કારણોમાં જે સાધારણ નિમિત્તો છે તેનું નામ ' અપેક્ષા-કારણ ' છે.

પ્રસ્તુતમાં જીવની અને પુદ્ગલની ગતિમાં તેનો ગતિરૂપ પરિણામ એ પરિણામી-કારણ છે. જીવ અને પુદ્ગલો ગતિના સંચાલક હોવાથી તેઓ જાતે નિર્વર્તક-કારણ છે. માર્ગ વગેરે સામાન્ય નિમિત્ત-કારણ છે અને ધર્માસ્તિકાય ગતિના પરિણામને પુષ્ટ કરનાર હોવાથી એ અસાધારણ નિમિત્ત-કારણ છે યાને અપેક્ષા-કારણ છે. એવી રીતે જીવની અને પુદ્ગલની સ્થિતિમાં તેનો સ્થિતિરૂપ પરિણામ એ પરિણામી-કારણ છે, જીવ અને પુદ્ગલો તેના નિર્વર્તક કારણરૂપ છે અને અધર્માસ્તિકાય તેનું અપેક્ષા-કારણ છે.

**ગતિ અને સ્થિતિ સંબંધી અપેક્ષા-કારણની તપાસ—**

જૈન દર્શન સિવાય અન્ય કોઇ દર્શનમા ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એવા બે પદાર્થો સ્વીકારાયા નથી, તો પછી આવા વિચિત્ર પદાર્થો માનવા તે શું યુક્તિ-વિકલ હકીકત

---

૧ આને ' ઉપાદાન ' પણ કહેવામાં આવે છે.

નથી ? વિશેષમાં જીવ અને પુદ્ગલ એ પોતે જ ગતિ અને સ્થિતિનાં પરિણામિ–કારણો છે, તો પછી ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયની શી જરૂર છે ? કેમકે તેના કાર્યો તો અન્યથા-સિદ્ધ છે. આનો ઉત્તર એમ સૂચવાય છે કે જેમ જ્ઞાનની ઉત્પત્તિમા નેત્ર વગેરે સહકારી–કારણો છે, તેમ ગતિ અને સ્થિતિની ઉત્પત્તિ જોકે પરિણામિ–કારણરૂપ એવા જીવ અને પુદ્ગલોને જ આભારી છે, તોપણ સહકારીરૂપે તેમા આ બે પદાર્થોની અપેક્ષા રહેલી છે આ ઉત્તરના સંબંધમાં એ પ્રશ્ન ઊઠાવાય છે કે જો ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયની સહકારિતાની દૃષ્ટિએ ગરજ રહેતી હોય તો શું પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ કે આકાશની કલ્પના કરવાથી એ કામ નહિ સરે ? આનો ઉત્તર **પંચલિંગી**ની [1]ટીકાના ૯૧મા પત્રમાં એમ અપાયો છે કે પૃથ્વી વગેરેના અભાવમાં પણ આકાશને વિષે પક્ષીઓ વગેરેની ગતિ અને સ્થિતિ જોવાય છે એટલે પૃથ્વી વગેરેની તો સહકારિતા સ્વીકારાય તેમ નથી. આના બચાવમા એમ કહેવું કે આકાશમાં સ્થૂળ પૃથ્વી

---

૧ આ રહ્યો એ મૂલ–પાઠઃ—

" ननु यदि जीव-पुद्गलेभ्य एव गतिस्थिती भवतस्तदा कृतं धर्माधर्माभ्यां, तत्कार्यस्यान्यथासिद्धेः इति चेत् तन्न जीव-पुद्गलेभ्यः परिणामिकारणेभ्यो गतिस्थित्योरुत्पादेऽपि ज्ञानोत्पत्तौ चक्षुरादेरिव ताभ्यां सहकारितया धर्माधर्मास्तिकाययोरप्यपेक्षणात् । न च क्षिति–जल–तेजसां तत्र सहकारित्वं वाच्यं, क्षित्याद्यभावेऽपि वियति पक्षिणां पवनोद्भूततूलादीनां च गतिस्थित्योरुपलम्भात् । ननु वियति स्थूलक्षित्याद्यभावेऽपि सूक्ष्मक्षित्यादिसम्भवात् तदपेक्षयैव तत्र पक्ष्यादीनां गति-स्थिती भविष्यतः इति चेत् न, एवं तर्हि सूक्ष्मक्षित्यादीनां तत्र गतिस्थित्योरभावप्रसङ्ग, तदीयगतिस्थित्योस्तत्रापेक्षाकारणान्तराभावात्, अत एव न वायोरप्यपेक्षाकारणता, तस्याप्यपेक्षाकारणान्तराभावेन गति स्थित्योरभावप्रसङ्गात् , तस्माद् ययोर्न गत्वा स्थितिः स्थित्वा च न गतिस्तन्निमित्ते-जीव-पुद्गलानां गति-स्थिती, न च धर्माधर्मास्तिकायाभ्यामन्यस्तादृशः क्षित्यादिषु कश्चिदप्यस्ति ॥ ननूक्तस्वरूपाभावात् क्षित्यादीनां मा भूत् कारणत्वं, तद्योगाच्चाकाशस्य तद् भविष्यति इति चेत् न, लोकालोकविभागाभावप्रसङ्गात् , यत्र हि जीव-पुद्गलानां गति–स्थिती स्तः स लोक इतरस्तु अलोक इति लोकालोकव्यवस्था, आकाशनिमित्तत्वे तु गति-स्थित्योरलोकेऽपि तद्भावप्रसङ्गेन लोकत्वप्राप्त्याऽलोकवार्ताऽप्युच्छिद्येत, अत एव पुण्य-पापयोरपि न तदपेक्षाकारणत्वं, स्वदेहव्यापकात्मगतत्वेन नियतदेशस्थयोरपि पुण्यपापयोः पुद्गलानां गतिस्थितिकारणत्वेऽसम्बद्धत्वाविशेषात् , तन्महिम्नैव तेषां लोक इवालोकेऽपि गतिस्थितिप्रसङ्गात् , तथा चालोकस्यापि लोकत्वमापद्येत, मुक्तात्मनां च पुण्यपापाभावेन इतः कर्मक्षयेण मुक्तौ गच्छता गतेस्तत्र स्थितेश्चाभावप्रसङ्गात् , नाप्यालोक-तमसोस्तदपेक्षाकारणत्वम्, अह्नि तमोऽभावेऽपि रजन्यां चालोकाभावेऽपि गतिस्थितिदर्शनात् , न च यदभावेऽपि यद् भवति तत् तस्य कार्यं नाम, तस्मात् क्षित्यादीनामपेक्षाकारणत्वाभावाद् व्यापकयोर्धर्माधर्मास्तिकाययोरेव जीव-पुद्गलगतिस्थिती प्रति अपेक्षाकारणत्वमिति स्थितम् । न चैवं सति सर्वदा जीवादीनां गतिस्थितिप्रसङ्ग इति वाच्यं, सदा सान्निध्येऽप्येतयोः स्वयं गतिस्थितिपरिणतानामेव जीवादीनां गतिस्थित्युपष्टम्भकत्वात् , तथा च प्रयोगः-जीवपुद्गलानां गतिः साधारणबाह्यनिमित्तापेक्षा, गतित्वात् , एकसरोजलाश्रितानां प्रभूतमत्स्यादीनां गतिवत् । "

વગેરેનો અભાવ છે, કિન્તુ સૂક્ષ્મ પૃથ્વી વગેરે વિદ્યમાન છે એટલે એની અપેક્ષાએ જ પક્ષી વગેરેની ગતિ અને સ્થિતિ થાય છે તો તે વ્યાજબી નથી; કેમકે સૂક્ષ્મ પૃથ્વી વગેરેની ત્યાં ગતિ-સ્થિતિના અભાવનો પ્રસંગ ખડો થાય છે, કારણ કે તેમની ગતિ અને સ્થિતિમાં અન્ય અપેક્ષા–કારણનો અભાવ છે. આ કારણથી વાયુને પણ અપેક્ષા–કારણરૂપે સ્વીકારાય તેમ નથી, કેમકે તેનું પણ કોઇ અન્ય અપેક્ષા–કારણ નહિ હોવાથી તેની ગતિ અને સ્થિતિનો અભાવ માનવો પડશે. આથી કરીને જેની ગયા પછી સ્થિતિ નથી અને જે સ્થિર હોઇ ગતિશીલ નથી તે જ જીવ અને પુદ્ગલની ગતિ અને સ્થિતિના નિમિત્ત–કારણો છે અને આવા પદાર્થો તો ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય સિવાય અન્ય કોઇ નથી. પૃથ્વી વગેરેનું ઉપર સૂચવ્યા મુજબનું સ્વરૂપ નહિ હોવાથી તે અપેક્ષા–કારણરૂપે ન સ્વીકારાય તો ભલે, કિન્તુ આકાશ તો અપેક્ષા–કારણરૂપે મનાય એ દલીલ પણ પાયા વિનાની છે, કેમકે આમ માનવાથી તો લોક અને અલોક જેવા વિભાગોનું અસ્તિત્વ ઊડી જશે. જ્યાં જીવ અને પુદ્ગલોની ગતિ અને સ્થિતિ સંભવે છે તે 'લોક' છે અને બાકીનો વિભાગ 'અલોક' છે એવી લોક અને અલોકની વ્યવસ્થા છે. આકાશને નિમિત્ત માનવાથી તો અલોકમા પણ ગતિ અને સ્થિતિનો સદ્ભાવ હોવાથી તે પણ લોક જ ગણાશે એટલે અલોકનું નામ નિશાન પણ નહિ રહે. હવે જો પુણ્ય અને પાપને અપેક્ષા–કારણરૂપે સૂચવવામાં આવે તો તે સૂચના પણ અસ્થાને છે, કેમકે એ બે તો સ્વદેહવ્યાપી અને આત્મગત હોવાથી અમુક ભાગમાં રહેનારાં છે અને તેમ છતાં જો તે ગતિ અને સ્થિતિમાં અપેક્ષા–કારણરૂપ ગણાય તો લોક અને અલોક જેવી વ્યવસ્થા ઉપર પાણી ફરી વળે. વળી મુક્ત જીવોમાં પુણ્ય અને પાપનો અભાવ હોવાથી કર્મનો ક્ષય થતાં તેઓ અહીંથી મુક્તિએ જઇ શકશે નહિ તેમજ ત્યાં સ્થિતિ પણ કરી શકશે નહિ. વિશેષમાં પ્રકાશ કે અંધકારને પણ અપેક્ષા–કારણરૂપે સ્વીકારી શકાય તેમ નથી, કેમકે દિવસના અંધકારનો અભાવ હોવા છતાં અને રાત્રે પ્રકાશનો અભાવ હોવા છતાં ગતિ અને સ્થિતિ સંભવે છે. અમુકનો અભાવ હોવા છતાં જ્યારે કોઇ એક વસ્તુ ઉપલબ્ધ થાય ત્યારે તે વસ્તુ તેનું કાર્ય ન જ ગણાય એ દીવા જેવી સ્પષ્ટ હકીકત છે. આથી સાર એ નીકળે છે કે પૃથ્વીથી માંડીને તે અંધકાર પર્યંત કોઇ પણ અપેક્ષા–કારણરૂપ નથી; એ માટે તો ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય જ પ્રતિનિયત છે. આથી એમ માનવાની ભૂલ ન કરવી કે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનું સર્વદા સાન્નિધ્ય હોવાથી જીવ અને પુદ્ગલોને માટે સદાને વાસ્તે ગતિ અને સ્થિતિ નિર્માણ થયાં છે, કેમકે ગતિરૂપ કે સ્થિતિરૂપ પરિણામને પામેલા જીવ અને પુદ્ગલના તે પરિણામને કેવળ આ તો સહાયકારી છે. દાખલા તરીકે એક સરોવરમાં અનેક માછલાઓ વસતાં હોય તેમાંથી કોઇ એકને ગતિ કરવી હોય તો તેને જળની અપેક્ષા રહે છે, પરંતુ એ જળનું સદા સાન્નિધ્ય હોવાથી અન્ય માછલાઓની મરજી નહિ હોવા છતાં તેમને ગતિ કરવી પડે જ એમ તો નથી જ.

આથી એ વાત સ્પષ્ટ થાય છે કે જીવ અને પુદ્ગલોને પાછળથી ધક્કો મારીને કે તેમને આગળથી ખેંચીને ગતિ–ક્રિયા કરાવવાનું કાર્ય ધર્માસ્તિકાયનું નથી જ; ગતિ–ક્રિયા માટે જીવ અને પુદ્ગલ પોતે જ સમર્થ છે. આ તો જેમ પક્ષીને ઉડવામાં વાયુ અને નેત્રને જોવામાં પ્રકાશ અપેક્ષારૂપ કારણરૂપ છે તેમ ગતિ–ક્રિયામાં અપેક્ષાકારણરૂપ છે.

**અવગાહ આપનાર દ્રવ્ય—**

અવગાહ આપનારૂં દ્રવ્ય આકાશ જ છે એટલે કે પ્રતિનિયત આકારવાળાં એવાં જીવાદિ દ્રવ્યરૂપ અવગાહકોનો એ અવગાહ્યને વિષે સદ્ભાવ છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય લોક–વ્યાપી હોવાને લીધે લોક–સંસ્થાનરૂપે તેમની આકૃતિ પ્રતિનિયત હોવાથી તેઓ અવગાહક છે, નહિ કે અવગાહ્ય. આકાશ અનંત છે એટલે એનો કોઇ મુકરર આકાર નથી, વાસ્તે તે અવગાહ્ય જ છે. આથી કરીને જે એક સાથે જીવાદિ દ્રવ્યોની અવગાહરૂપ ક્રિયામાં સાધારણ નિમિત્ત–કારણ છે તે આકાશ છે. પૃથ્વી વગેરે અવગાહ આપનારા પદાર્થો હોવા છતા આકાશને તે કામ સોંપવું તે અનુચિત છે એમ કહેવું વ્યાજબી નથી, કારણ કે પૃથ્વી વગેરેના અભાવમાં પણ પક્ષી, દેવ વગેરેની આકાશમાં અવગાહના જોવાય છે. પવનને પણ અવગાહ્ય કહી શકાય તેમ નથી, કેમકે તે અતિપ્રબળ હોઈ જીવાદિ દ્રવ્યોના અવગાહમાં પ્રતિબંધક છે. જેમકે, જ્યારે જોસભેર પવન ફૂંકાતો હોય છે ત્યારે હાથીઓની પણ ગતિ સ્ખલિત થાય છે. આવી પરિસ્થિતિમાં તૃણાદિકની તો વાત જ શી કરવી ? જે પ્રતિબંધક હોય તે અવગાહનું નિમિત્ત થઇ શકે નહિ એટલે પવન પ્રતિબંધક હોવાથી તે અવગાહનું નિમિત્ત બની શકતો નથી. આ કામ પ્રકાશ, અંધકાર, પુણ્ય કે પાપથી પણ સંભવતું નથી; કેમકે પૃથ્વી વગેરેની પેઠે તેઓ અવ્યાપક હોવાથી તેઓ તો અવગાહક છે, નહિ કે અવગાહ્ય. આથી કરીને અવગાહના કાર્યમાં તેઓ નિમિત્તરૂપ નથી. વળી ભીંત જેવા પ્રતિબંધકોનો અભાવ અવગાહનું નિમિત્ત છે એમ પણ કહેવાય તેમ નથી, કેમકે કેવળ અભાવરૂપ પદાર્થમાં કોઇ પણ જાતની શક્તિ નહિ હોવાથી તેનામાં અવગાહ આપવાની પણ શક્તિ નથી જ. આથી એ સિદ્ધ થાય છે કે અવગાહ આપવાનું સામર્થ્ય તો આકાશમાં જ રહેલું છે. આ સંબંધમાં ન્યાયાનુસાર પ્રયોગ નીચે મુજબ છેઃ—

**" जीवादिद्रव्याणां युगपदवगाहः साधारणबाह्यनिमित्तापेक्षः, युगपदवगाहत्वात्, एकसरोवर्तिमत्स्यादीनामवगाहवत् । '**

**અસ્તિકાયોની સંખ્યા—**

જે પદાર્થ કેવળ એક પ્રદેશરૂપ કે એક અવયવરૂપ ન હોઇ સમૂહરૂપ છે તે ' અસ્તિકાય ' કહેવાય છે. આ વ્યાખ્યા અનુસાર અસ્તિકાય પાચ છેઃ-(૧) જીવાસ્તિકાય, (૨) ધર્માસ્તિકાય, (૩) અધર્માસ્તિકાય, (૪) આકાશાસ્તિકાય અને (૫) પુદ્ગલાસ્તિકાય. કેટલીક વાર અસ્તિકાય શબ્દનો પ્રયોગ કરવામાં આવતો નથી એટલે તે સમયે આ પાંચનો [1]જીવ, ધર્મ, અધર્મ, [2]આકાશ

---

૧ જીવ, ધર્મ, અધર્મ અને આકાશ એ ચાર તો પ્રદેશપ્રચયરૂપ છે, જ્યારે પુદ્ગલ અવયવરૂપ તેમજ અવયવપ્રચયરૂપ છે.

૨ આકાશ અને પુદ્ગલ એ બે પદાર્થો તો વૈશેષિક, ન્યાય, સાંખ્ય વગેરે દર્શનને પણ માન્ય છે. જીવાસ્તિકાયને ' જીવ ' સંજ્ઞાથી અને આકાશાસ્તિકાયને ' આકાશ 'ના નામથી અન્ય દર્શનકારો ઓળખે છે

અને [1]પુદ્ગલ એ સંજ્ઞાથી વ્યવહાર કરાય છે.[2] કાલને કાલાસ્તિકાય તરીકે ન ઓળખાવવાનું કંઇ આ કારણ નથી, કેમકે સૌથી પ્રથમ તો કાલ એ વાસ્તવિક દ્રવ્ય છે કે નહિ તે સંબંધમાં મત-ભેદ છે અને વળી જેઓ એને વાસ્તવિક દ્રવ્ય ગણે છે-તત્ત્વરૂપ માને છે તેઓ પણ એને કેવળ એક પ્રદેશાત્મક માને છે, કિન્તુ પ્રદેશના સમૂહરૂપ માનતા નથી. એટલે કાલ એ ખરેખરૂં દ્રવ્ય હોય તોપણ તેની કદાપિ અસ્તિકાય તરીકે ગણના થઇ શકે તેમ નથી.

**જીવાસ્તિકાયાદિ પરત્વે ગેરસમજ—**

અદ્વૈત મતના સ્તંભરૂપ [3]**શ્રીશંકરાચાર્યે** જીવાસ્તિકાયના સ્વરૂપ સમજવામાં થાપ ખાધી છે એમ **બ્રહ્મસૂત્ર** ( ૨-૨-૩૪ ) ઉપર રચેલા તેમના ભાષ્યની નિમ્ન-લિખિત પંક્તિ કહી આપે છે:—

**" अनन्तावयवो जीवस्तस्य त एवावयवा अल्पे शरीरे सङ्कुचेयुर्महति च विकसेयुरिति । "**

અર્થાત્ જીવ અનન્ત અવયવવાળો છે. એના તે જ અવયવો અલ્પ શરીરમાં સંકોચાઇ જાય છે અને મોટા શરીરમાં વિકાસ પામે છે.

" જીવના પ્રદેશો અસંખ્યાત છે " એવો જૈન ગ્રંથોમાં સ્પષ્ટરૂપે ઉલ્લેખ હોવા છતાં જીવના અનન્ત અવયવો છે આવું પ્રતિપાદન **શ્રીશંકરાચાર્યે** કેમ કર્યું હશે તે સમજાતું નથી, કેમકે જીવનું આવું સ્વરૂપ કોઇ પણ જૈન ગ્રંથમાં દૃષ્ટિગોચર થતું નથી.

દર્શનશાસ્ત્રોના માર્મિક વિદ્વાન્ ગણાતા [4]**શ્રીવાચસ્પતિમિશ્ર શાંકર-ભાષ્યની** પોતે

---

૧ પુદ્ગલ કે પુદ્ગલાસ્તિકાય એ જૈન દર્શનનો જ પારિભાષિક શબ્દ છે; અન્ય દર્શનોમા એને બદલે પ્રકૃતિ, પરમાણુ વગેરે શબ્દો જોવાય છે

૨ સરખાવો **તત્ત્વાર્થ** ( અ. ૫ )ના નિમ્ન-લિખિત આદ્ય અને દ્વિતીય સૂત્રો:—

" अजीवकाया धर्मा-ऽधर्मा-ऽऽकाश-पुद्गलाः । द्रव्याणि जीवाश्च । "

૩ વૈદિક ધર્મરૂપ દીપકની જ્યોતિ ઝાંખી પડી જવા આવી હતી એટલું જ નહિ પણ નિર્વાણ-દશાને વરવાની તૈયારીમા હતી તેવી સ્થિતિમાથી તેને બચાવી લઇ તેને સતેજ કરનારા મહાપુરુષ તરીકે એમનુ નામ સુપ્રખ્યાત છે. એમને હાથે વૈદિક ધર્મની આશાતીત પ્રગતિ થઇ. એમણે પ્રસ્થાનત્રયીરૂપ ઉપનિષદ્, **ભગવદ્ગીતા** અને **બ્રહ્મસૂત્ર** ઉપર ભાષ્યો રચ્યા છે ઇતિહાસજ્ઞોની બહુમતિ પ્રમાણે એમનો જીવન-કાલ ઇ. સ. ૭૮૮ થી ઇ. સ. ૮૨૦ ની લગભગનો છે.

૪ એમને નૃગ નૃપતિના સમકાલીન માનવામા આવે છે અર્થાત્ તેઓ વિક્રમની નવમી શતાબ્દીમા વિદ્યમાન હતા એઓ જાતના 'મૈથિલ' બ્રાહ્મણ હતા. ભારતીય વૈદિક સાહિત્યની વૃદ્ધિ અને શોભામા એમને હાથે વધારો થયો છે, કેમકે એમણે **શાંકર-ભાષ્ય** ઉપર **ભામતી** નામની ટીકા, **સાંખ્યકારિકાની સાંખ્યતત્ત્વકૌમુદી** નામની વ્યાખ્યા, **યોગ-ભાષ્ય** ઉપર **તત્ત્વવિશારદી** વ્યાખ્યા, શ્રીમાન્ ઉદ્દ્યોતકારે રચેલા **ન્યાયવાર્તિક** ઉપર **તાત્પર્યટીકા**, શ્રીયુત **મંડનમિશ્રકૃત વિધિવિવેકની ન્યાયકર્ણિકા** નામની ટીકા, **શ્રીકુમારિલભટ્ટના** વિચારોને સ્પર્શ કરનાર **તત્ત્વબિન્દુ, ન્યાયસૂચી** વગેરે અનેક અમૂલ્ય ગ્રંથો રચ્યા છે.

રચેલી [1]**ભામતી** નામની ટીકામાં નીચે મુજબનો ભ્રાન્તિમૂલક ઉલ્લેખ કરે છે એ ખેદજનક હકીકત છેઃ—

**“ जीवास्तिकायस्त्रिधा–बद्धो मुक्तो नित्यसिद्धश्चेति । पुद्गलास्तिकायः षोढा–पृथिव्यादीनि चत्वारि भूतानि स्थावरं जङ्गमं चेति । ”**

અર્થાત્ જીવાસ્તિકાયના ત્રણ પ્રકારો છેઃ—(૧) બદ્ધ, (૨) મુક્ત અને (૩) નિત્ય–સિદ્ધ. પુદ્ગલાસ્તિકાયના છ ભેદો છેઃ—પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુ એ ચાર ભૂતો તેમજ સ્થાવર અને જંગમ.

**શાંકર–ભાષ્ય** ઉપર **ન્યાયનિર્ણય** નામની ટીકા રચનારા [2]**શ્રીઆનંદગિરિ** એ ટીકામાં નીચે મુજબનો અવાસ્તવિક ઉલ્લેખ કરે છે એ શોચનીય બીના છેઃ—

**“ जीवास्तिकायस्त्रेधा–बद्धो मुक्तो नित्यसिद्धश्चेति । तत्रार्हन् मुनिर्नित्यसिद्धः इतरे केचित् साधनैर्मुक्ताः अन्ये बद्धा इति भेदः । पुद्गलास्तिकायः षोढा–पृथिव्यादीनि चत्वारि भूतानि स्थावरं जङ्गमं चेति । ”**

અર્થાત્ જીવાસ્તિકાયના બદ્ધ, મુક્ત અને નિત્યસિદ્ધ એમ ત્રણ ભેદો છે. તેમાં અર્હન્ મુનિ એ નિત્યસિદ્ધ છે; જ્યારે બાકીના જીવો પૈકી કેટલાક સાધનોથી મુક્ત છે અને કેટલાક બંધાયેલા છે. પુદ્ગલાસ્તિકાયના છ પ્રકારો છેઃ પૃથ્વી વગેરે ચાર ભૂતો તેમજ સ્થાવર અને જંગમ.

**શ્રીઆનંદગિરિ**ના સમકાલીન ગણાતા **શ્રીગોવિંદાનંદસ્વામી** **શાંકર–ભાષ્યની** સ્વનિર્મિત **રત્નપ્રભા** નામની ટીકામાં આ ભૂલને દૃઢ કરે છે, કેમકે તેમણે ત્યાં કહ્યું છે કે—

**“ जीवास्तिकायस्त्रिविधः–कश्चिज्जीवो नित्यसिद्धोऽर्हन्मुख्यः, केचित् साम्प्रतिकमुक्ताः, केचिद् बद्धा इति । पुद्गलास्तिकायः षोढा-पृथ्व्यादीनि चत्वारि भूतानि स्थावरं जङ्गमं चेति । ”**[3]

---

૧ ‘ હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ’ એ ગ્રંથના ઉત્તરાર્ધના ૨૧૬ મા પૃષ્ઠમા આ સબંધમા કહ્યું છે કે—

“ બ્રહ્મસૂત્ર ઉપરના શાકરભાષ્ય ઉપર જૂનામા જૂનું અવિચ્છિન્ન પ્રસ્થાન ભામતીથી શરૂ થાય છે નૃગ રાજાના સમયમા થયેલા મૈથિલ પડિત વાચસ્પતિમિશ્ર ( ૯૭૬ ) શાકરભાષ્ય ઉપર પોતાની પત્નીએ કરેલી સેવાની સ્મૃતિરૂપે તેના નામની ભામતી સજ્ઞાવાળી ટીકા લખી છે. આ ટીકા ઘણી અપૂર્વ ભાવને પ્રકટ કરનારી અને ભાષ્યના સમાન ચમત્કૃતિવાળી છે ભામતીની ભૂમિ ઉપર અમલાનંદે (૧૨૪૭–૧૨૬૦) “ કલ્પતરુ ” ઉગાડ્યો છે અને તે કલ્પતરુનો પરિમલ અપ્પય દીક્ષિતે ( ૧૫૨૦–૧૫૯૩ ) પ્રસરાવ્યો છે. ”

૨ **ભગવદ્ગીતા** ઉપર એમણે ટીકા રચી છે અને તે **આનન્દગિરિ**ના નામથી પ્રસિદ્ધ છે. વિક્રમની ચૌદમી સદીનો ઉત્તરાર્ધ એ એમનો સમય ગણાય છે.

૩ આનો અર્થ પ્રાય ઉપર મુજબ છે,

સાર્વદેશિક પ્રતિભાશાળી **વાચસ્પતિમિશ્ર**ના પ્રકાંડ પાણ્ડિત્ય તરફના પક્ષપાતને લઇને **ન્યાયનિર્ણય** અને **રત્નપ્રભા**માં ભૂલો ઉતરી આવી હશે એમ કદાચ મનાય, કિન્તુ જેમની વિવિધ દર્શનોમાં અવ્યાહત ગતિ છે એવા શ્રી**વાચસ્પતિમિશ્ર** તેમજ ' જગદ્ગુરુ ' ના બિરુદ-ધારી [1]શ્રી**શંકરસ્વામી** જેવા ધુરંધર વિદ્વાનને હાથે પણ પૂર્વોક્ત હાસ્યાસ્પદ ઉલ્લેખો કેમ થયા હશે તે કળાતું નથી. આશ્ચર્યાતીત વાત તો એ જણાય છે કે આ સાધન-સંપન્ન યુગમાં પણ-જ્યારે જૈન દર્શનના મૌલિક ગ્રંથો મુદ્રિત દશામાં ઉપલબ્ધ થાય છે ત્યારે પણ અને તે પણ વળી તેનું અવલોકન કર્યા બાદ એ દર્શનની રૂપરેખા આલેખનાર સાક્ષર તરીકે પંકાતા શ્રીયુત **નર્મદા-શંકર દેવશંકર મહેતા** બી. એ., ' હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ' એ નામની તેમની કૃતિના પૂર્વાર્ધના ૧૦૫ મા પૃષ્ઠમાં નીચે મુજબ ઉલ્લેખ કરે છે:—

" કાલને બાતલ કરી શેષ રહેલાં દિગ્વ્યાપી એટલે નાનાં મોટાં થાય તેવાં છે..... કાય વિનાનાં દ્રવ્યોને **અસ્તિકાય** એવું નામ આપવામાં આવે છે. અસ્તિકાય એટલે વસ્તુ છે (**अस्ति**) એવો જેના સંબંધમા નિર્દેશ થાય અને જે પ્રદેશ રોકનારાં ( **काय** ) હોય તે. અસ્તિકાય એટલે પદાર્થ કહીએ તો ચાલે. પુદ્ગલ અમૂર્ત; બાકીનાં દ્રવ્યો મૂર્ત છે. એટલે સ્થૂલ આકૃતિવાળાં છે."[2]

જ્યારે ભારતીય વિદ્વાનો આ પ્રમાણે ભીંત ભૂલતા હોય એમ લાગે ત્યારે પાશ્ચાત્ય પંડિ-

---

૧ જૈન દર્શનની સમાલોચના કરતા તેમનાથી આ જ એક ભૂલ થઇ હોય તો દર્શનાતરીય સિદ્ધાન્તના વિષયમા ભ્રમ થવો છદ્મસ્થ પુરુષ આશ્રીને સાહજિક હોવાથી તે ક્ષંતવ્ય ગણાય કિન્તુ જૈન દર્શનના મૂળ પાયારૂપ એટલું જ નહિ પણ તેના પર્યાય તરીકે ગણાતા એવા અનેકાતવાદનો પ્રતિવાદ યાને એનું ખંડન પણ એના વાસ્તવિક સ્વરૂપને અનુરૂપ નથી એ ખરેખર વધારે પડતી હકીકત છે અનેકાતવાદનુ જે સ્વરૂપ જૈન દર્શનને અભિમત નથી એવું એક કાલ્પનિક સ્વરૂપ ઊભુ કરી તેનું ખંડન કરવાથી શો લાભ ?

અનેકાતવાદ જેવા સર્વમાન્ય ગણાવા લાયક સિદ્ધાન્તની અવહીલના કરનારાઓ પૈકી **બાદરાયણ** સૂત્ર ઉપર ભાષ્ય લખનારા, પૂર્ણ અભેદવાદી શ્રી**શંકરાચાર્ય**ના માયાવાદનું ખડન કરનારા તરીકે પ્રથમ ગણાતા, અનિર્વચનીય વાદનો પ્રતિવાદ કરનારા, પૂર્ણતયા ભેદાભેદવાદના અનુયાયી અને વિક્રમની દશમી શતાબ્દીના પૂર્વાર્ધમા વિદ્યમાન શ્રી**ભાસ્કરાચાર્ય**નુ તેમજ વિશિષ્ટાદ્વૈતના પ્રધાન આચાર્ય, પ્રસ્થાનત્રયી ઉપર વિશદ ભાષ્ય લખનારા અને ઇ. સ. ૧૦૧૭ થી લગભગ ઈ. સ. ૧૧૩૭ સુધીના સમયમાં અસ્તિત્વ ધરાવનારા શ્રી**રામાનુજસ્વામી**નુ પણ નામ નજરે પડે છે એનુ શું કારણ હશે તેની ગવેષણા કરવા બહુશ્રુતોને મારી સાદર વિજ્ઞપ્તિ છે.

૨ આ તો જૈન દર્શન પરત્વેની તેમની અનભિજ્ઞતાનો એક નમૂનો છે. આવા વિશેષ નમૂના-ઓનો ઉલ્લેખ કરવાનુ આ સ્થળ નથી. આકાશ, લોકાકાશ, અલોકાકાશ વગેરેનું જે ચિત્ર તેમણે આલેખ્યું છે તે જોતા કોઇ પણ સહૃદય તટસ્થ સાક્ષરનું દિલ દુભાયા વિના રહેશે નહિ પ્રસ્તુતમા આપણે એટલુ જ ઇચ્છીશુ કે ' ગુજરાત વર્નાકયુલર સોસાઇટી ' તરફથી બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય ત્યારે ' જૈન દર્શન ' સબધી સમગ્ર લેખનુ યોગ્ય પરિમાર્જન થાય તેવો પ્રબધ કરવા તેના સંચાલકો કૃપા કરે અને ' હિદ તત્વજ્ઞાનનો ઇતિહાસ 'મા જે પ્રશસાપાત્ર ઉજ્જવળ વિભાગો છે તેને કલંકિત કરનારા આ ભાગની મલિનતા દૂર કરે.

તેની સ્ખલના વિષે નિર્દેશ કરી આવા ભ્રાન્ત વિચારો વિષે વિશેષ ઉલ્લેખ અને તેની સમાલોચના ન કરતાં તેના ઉપર હાલ તુરત તો પડદો પાડી આગળ વધવું ઉચિત સમજાય છે.

કાળને સ્વતંત્ર પદાર્થ ન ગણતાં તેને આ ગ્રંથકાર ઔપચારિક ગણે છે એટલે એકંદર મૂળ પદાર્થોની સંખ્યા પાંચની છે. આ પાંચેના સામાન્ય તથા વિશેષ ધર્મનું નિરૂપણ કરવાથી એમની વચ્ચે રહેલી સમાનતા અને અસમાનતા નજરે પડે અર્થાત્ એમનું પરસ્પરનું સાધર્મ્ય-વૈધર્મ્ય સ્પષ્ટ થાય એથી એ દિશામાં પ્રયાણ કરીએ. પાંચે દ્રવ્યો છે એ અપેક્ષાએ જ એમનામા સાધર્મ્ય છે એમ નહિ, કિન્તુ એ પાંચે નિત્ય અને અવસ્થિત ( સ્થિર ) પણ છે એ દૃષ્ટિએ પણ એમનામાં સમાનતા છે. તેમાં **નિત્યનું લક્ષણ** ગ્રંથકાર નીચે મુજબ નિર્દેશે છે:—

**परिणामान्तरापत्तौ सत्यामप्यन्वयिनोऽंशादप्रच्युतरूपत्वं नित्यत्वस्य लक्षणम् । ( २०२ )**

અર્થાત્ અન્ય પરિણામને પ્રાપ્ત થવા છતાં પણ જેના અન્વયી (મૂળ) અંશનો વિનાશ ન થાય તે 'નિત્ય' કહેવાય છે.[1] **અવસ્થિતનું લક્ષણ** એમ સૂચવાયું છે કે—

[2]**कदाचिदपि पञ्चभूतार्थत्वं न व्यभिचरतीत्येवंरूपत्वमवस्थितस्य लक्षणम् । ( २०३ )**

અર્થાત્ પાંચની સંખ્યા કે ભૂતાર્થત્વની સાથે જેનો કદાપિ વ્યભિચાર થતો નથી તે 'અવસ્થિત' કહેવાય છે. ભૂતાર્થત્વ એટલે સ્વતત્ત્વ અથવા અસંખ્યેય પ્રદેશ તેમજ અનાદિ પરિણામનો સ્વભાવ એવો અર્થ કરવો.[3]

જૈન દર્શન કોઇ પણ પદાર્થને કૂટસ્થ નિત્ય કે સર્વથા અનિત્ય માનતું નથી; એથી કરીને તો પદાર્થને નિત્ય ઉપરાંત અવસ્થિત એવું વિશેષણ અપાય છે. પોતાના સ્વરૂપનો ત્યાગ ન કરવો એ 'નિત્યત્વ' છે, જ્યારે પારકાના સ્વરૂપને પ્રાપ્ત ન કરવું એ 'અવસ્થિતત્વ' છે. અન્ય શબ્દોમાં

---

૧ આપણે ૩૪ મા પૃષ્ઠમા જોઇ ગયા તેમ **તત્ત્વાર્થ** ( અ. ૫, સૂ. ૩૦ )મા નિત્યનું લક્ષણ નીચે મુજબ છે:—

" तद्भावाव्ययं नित्यम् । "

અર્થાત્ જે એના ભાવથી—પોતાની જાતિથી ચ્યુત ન થાય તે 'નિત્ય' છે.

૨ સરખાવો **તત્ત્વાર્થ** ( અ ૫, સૂ ૩ )ના ભાષ્ય ( પૃ. ૩૨૨ )ગત ઉલ્લેખ—

" अवस्थितानि च, न हि कदाचित् पञ्चत्वं भूतार्थत्वं च व्यभिचरन्ति ।"

૩ સરખાવો **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૩૨૩ )ગત નિમ્ન-લિખિત પંક્તિ:—

"अन्योन्यावबन्धितायां सत्यामपि धर्मादीनि न स्वतत्त्वं-भूतार्थत्वं वैशेषिकं लक्षणमतिवर्तन्ते ...। अथवाऽसङ्ख्येयादिप्रदेशानादिपरिणामस्वभावता वा भूतार्थता मूर्तताऽमूर्तता चेति । "

કહીએ તો પોતપોતાના સામાન્ય અને વિશેષ સ્વરૂપથી કદાપિ ચ્યુત ન થવું એ 'નિત્યત્વ' છે, જ્યારે પોતપોતાના સ્વરૂપમાં કાયમ રહેવા છતાં પણ બીજાના સ્વરૂપને પ્રાપ્ત ન થવું એ ' અવસ્થિતત્વ' છે દાખલા તરીકે જીવરૂપ તત્ત્વ પોતાના દ્રવ્યાત્મક સામાન્ય સ્વરૂપને તેમજ ચેતનાત્મક વિશેષ સ્વરૂપને કદાપિ ત્યજી દેતું નથી એ એનું નિત્યત્વ છે, જ્યારે ઉક્ત સ્વરૂપનો ત્યાગ કર્યા વિના પણ અજીવ-તત્ત્વના સ્વરૂપને પ્રાપ્ત કરતું નથી એ એનું અવસ્થિતત્વ છે. એવી રીતે ધર્મ-તત્ત્વના સંબંધમાં એ પોતાના દ્રવ્યાત્મક અસ્તિત્વાદિરૂપ સામાન્ય સ્વરૂપથી કે ગતિનિમિત્તતારૂપ વિશેષ સ્વરૂપથી કદાપિ ચ્યુત થતું નથી એ એનું નિત્યત્વ છે, જ્યારે ધર્માસ્તિકાય મટીને તે બાકીના કોઇ દ્રવ્યરૂપે પરિણમતું નથી એ એનું અવસ્થિતત્વ છે. એ પ્રમાણે અન્ય તત્ત્વો માટે સમજી લેવું. આથી જોઇ શકાય છે તેમ અવસ્થિતત્વથી એ ફલિત થાય છે કે દ્રવ્યોની સંખ્યામા ન્યૂનાધિકતા માટે અવકાશ નથી; જગત્ સદા પંચાસ્તિકાયાત્મક જ છે. **તત્ત્વાર્થરાજ૦** (પૃ ૧૯૭) પ્રમાણે તો પ્રત્યેક પદાર્થના પ્રદેશની સંખ્યા પ્રતિનિયત રહે છે તેનું પણ આ દ્વારા સૂચન થાય છે.

દ્રવ્યોને નિત્ય કહીને વિશ્વની શાશ્વતતા સૂચવી છે અને અવસ્થિત કહીને એમના પરસ્પર સંકર–મિશ્રણ માટે અવકાશ નથી એ સૂચિત કર્યું છે. અર્થાત્ બધાં દ્રવ્યો પરિવર્તનશીલ હોવા છતાં પણ પોતપોતાના સ્વરૂપમાં સ્થિત છે અને એક સાથે રહેતાં છતાં પણ એક બીજાના સ્વભાવથી–લક્ષણથી અસ્પૃષ્ટ રહે છે. એથી કરીને તો આ વિશ્વ અનાદિ-અનંત પણ છે અને તેનાં મૂળ તત્ત્વોની સંખ્યામાં કદાપિ ફેર પડતો નથી.

જેમ નિત્યત્વ અને અવસ્થિતત્વ એ બે ગુણો દરેક દ્રવ્યમાં સમાન છે એટલે એ દૃષ્ટિએ પરસ્પર સાધર્મ્ય છે તેમ આ પ્રત્યેક પૃથક્ હોવાથી કોઇ વ્યાવર્તક ધર્મ પણ હોવો જોઇએ–કોઇ વૈધર્મ્યસૂચક ગુણ હોવો જોઇએ એમ અનુમાન કરાય તો તે સાચું છે, કેમકે પુદ્‌ગલનું બાકીનાં દ્રવ્યોથી વૈધર્મ્ય સૂચવનાર ગુણ રૂપિત્વ છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો પુદ્‌ગલ એ રૂપી દ્રવ્ય છે, જ્યારે બીજાં બધાં અરૂપી છે અત્ર અરૂપિત્વથી કંઇ સ્વરૂપનો નિષેધ સૂચવવામાં આવતો નથી, કેમકે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોને સ્વરૂપ તો અવશ્ય છે જ. તેમ છતાં જો તેઓ સ્વરૂપથી રહિત છે એમ માનવામાં આવે તો તે શશશૃંગની માફક કેવળ અભાવાત્મક જ દ્રવ્યો ઠરે. આથી કરીને અહીં અરૂપિત્વથી રૂપ યાને મૂર્તિનો નિષેધ કરાયો છે. એટલે કે પુદ્‌ગલ મૂર્ત છે, જ્યારે બાકીનાં દ્રવ્યો અમૂર્ત છે. મૂર્તિથી રૂપ વગેરે સંસ્થાન–પરિણામ સમજવો અથવા તો રૂપ, રસ, ગંધ અને સ્પર્શનો સમુદાય જાણવો. નેત્રેન્દ્રિયથી ગ્રહણ કરાતો ગુણ રૂપ છે. રૂપનું રસ વગેરે સાથે સાહચર્ય છે એટલે રૂપ, મૂર્તિ કે મૂર્તત્વનો અર્થ ઇન્દ્રિય-ગ્રાહ્ય ગુણ થાય છે. પુદ્‌ગલોના ગુણો ઇન્દ્રિય-ગ્રાહ્ય છે, વાસ્તે પુદ્‌ગલ મૂર્ત છે–રૂપી છે. એ સિવાયનું બીજું કોઇ દ્રવ્ય કે તેનો કોઇ પણ ગુણ ઇન્દ્રિય-ગ્રાહ્ય નથી, વાસ્તે તે અમૂર્ત યાને અરૂપી છે. અત્ર પરમાણુ વગેરેના દૃષ્ટાંતથી વ્યભિચાર આવતો નથી; કેમકે જોકે પરમાણુ વગેરે અતિસૂક્ષ્મ અનેક દ્રવ્યો અને તેના ગુણો ઇન્દ્રિય-ગોચર થતાં નથી, છતાં પણ તેમની વિશિષ્ટ પરિણમનરૂપ અવસ્થામાં તેઓ જરૂર જ ઇન્દ્રિયો દ્વારા ગ્રહણ થવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે. એટલે તે અતીન્દ્રિય હોવા છતાં પણ રૂપી અથવા મૂર્ત જ છે. અથવા તો વસ્તુતઃ પરમાણુ પણ રૂપાદિથી યુક્ત જ છે, જોકે આપણા જેવા છદ્મસ્થને તેનો સાક્ષાત્કાર શક્ય નથી. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકા-

શાસ્તિકાય અને જીવાસ્તિકાય એ ચાર દ્રવ્યોમાં તો સર્વજ્ઞની દૃષ્ટિએ પણ રૂપનો અસંભવ છે. વળી તે કોઇ પણ અવસ્થામાં ઇન્દ્રિયગ્રાહ્ય બને તેમ નથી જ.[1] આથી કરીને એને 'અરૂપી' એવી સંજ્ઞા અપાય છે.

અત્ર એ ઉમેરીશું કે પુદ્ગલ-દ્રવ્ય મૂર્ત હોવાથી એના ગુણો તેમજ પર્યાયો 'ગુરુલઘુ' કહેવાય છે, જ્યારે બાકીનાં દ્રવ્યો અમૂર્ત હોવાથી એના ગુણો અને પર્યાયો 'અગુરુલઘુ' કહેવાય છે.

જીવ અને પુદ્ગલ એ બને વ્યક્તિરૂપે અનેક છે તેમજ તે ક્રિયાશીલ પણ છે, જ્યારે બાકીનાં ત્રણ દ્રવ્યો એક એક છે તેમજ તે નિષ્ક્રિય છે. એટલે કે એકવ્યક્તિત્વ અને નિષ્ક્રિયત્વ એ બે ધર્મો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું સાધર્મ્ય સૂચવે છે અને જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાયનું વૈધર્મ્ય સૂચવે છે.

અત્ર નિષ્ક્રિયત્વથી ક્રિયા-માત્રનો નિષેધ સમજવાનો નથી, કિન્તુ કેવળ ગતિ-ક્રિયાનો બહિષ્કાર સમજવાનો છે; કેમકે પ્રત્યેક પદાર્થમાં ઉત્પાદ અને વ્યયરૂપ પર્યાય-પરિણમન તો જૈન દૃષ્ટિને સંમત છે. આ સંબંધમાં ગ્રંથકારનું શું કહેવું છે તે ધ્યાનમાં આવે તે માટે તેમણે નીચે મુજબ સૂચવેલા **ક્રિયાવત્ત્વ અને નિષ્ક્રિયત્વનાં લક્ષણો** જોઇ લઇએ:—

**कर्मबन्धनिबन्धनचेष्टाविशेषरूपत्वम्, निमित्तद्वयापेक्षत्वे सति द्रव्यस्य देशान्तरप्राप्तिहेतुभूतपर्यायविशेषरूपत्वं वा क्रियावत्त्वस्य लक्षणम्। तदभाववत्त्वं निष्क्रियत्वस्य लक्षणम्। ( २०४–२०५ )**

અર્થાત્ કર્મના બંધના કારણરૂપ એવી ચેષ્ટા તે 'ક્રિયા' છે અથવા બે નિમિત્તો મળતાં દ્રવ્યનો દેશાંતરની પ્રાપ્તિમાં કારણરૂપ જે પર્યાય ઉદ્ભવે છે તે 'ક્રિયા' છે. આવી ક્રિયાનો જેમાં અભાવ હોય તે 'નિષ્ક્રિય' કહેવાય છે.

આપણે ઉપર જોઇ ગયા તેમ જીવ અને પુદ્ગલો સિવાયનાં ત્રણ દ્રવ્યો એક એક વ્યક્તિરૂપ છે, જ્યારે જીવ અને પુદ્ગલની સંખ્યા તો વ્યક્તિરૂપે અનંતની છે. આ વાતને અનુલક્ષીને ગ્રંથકાર કથે છે કે—

**द्रव्यं द्वेधा—अद्रव्यं द्रव्यम्, अनेकद्रव्यं द्रव्यं च। यस्य समानजातीयद्रव्यान्तरं नास्ति तदद्रव्यं द्रव्यमुच्यते। यस्य समानजातीयद्रव्यान्तरं समस्ति तदनेकद्रव्यं द्रव्यं कथ्यते, यथा जीव-पुद्गलौ।**

અર્થાત્ દ્રવ્યના અદ્રવ્યરૂપ અને અનેકદ્રવ્યરૂપ એમ બે પ્રકારો પડે છે. તેમાં જે દ્રવ્યનું સમાન

૧ અતીન્દ્રિય પરમાણુ અને અતીન્દ્રિય ધર્માસ્તિકાયાદિ વચ્ચે આ તફાવત છે.

જાતિવાળું અન્ય દ્રવ્ય ન હોય તે 'અદ્રવ્ય દ્રવ્ય' કહેવાય છે, જેમકે ધર્મ, અધર્મ અને આકાશ; જ્યારે જેનું સમાન જાતિવાળું અન્ય દ્રવ્ય હોય તે 'અનેકદ્રવ્ય દ્રવ્ય' કહેવાય છે, જેમકે જીવ અને પુદ્ગલ

**દ્રવ્યનું અન્ય લક્ષણ—**

દ્રવ્ય કહો કે પદાર્થ કહો તે એક જ છે અને એનું લક્ષણ આ ઉલ્લાસના પ્રારંભમાં ૫૩૦મા પૃષ્ઠમાં સૂચવાઇ ગયું છે, છતા અત્ર દ્રવ્યનો નિર્દેશ કરતી વેળા તેનું અન્ય લક્ષણ પણ સંભવે છે એ વાત ધ્યાનમાં આવવાથી ગ્રંથકાર તેનો નીચે મુજબ ઉલ્લેખ કરે છે:—

**गुणपर्यायवत्त्वं द्रव्यस्य लक्षणम् । ( २०६ )**

અર્થાત જે ગુણ અને પર્યાયથી યુક્ત હોય તે 'દ્રવ્ય' કહેવાય છે. આ લક્ષણ યથાર્થ સમજવા માટે ગુણ અને પર્યાયનાં લક્ષણો તેઓ નીચે મુજબ સૂચવે છે:—

**सहभावित्वं गुणस्य लक्षणम् । ( २०७ )**

**क्रमभावित्वं पर्यायस्य लक्षणम् । ( २०८ )**

અર્થાત જેની ઉત્પત્તિ દ્રવ્યની સાથે જ છે, તે 'ગુણ' કહેવાય છે, જ્યારે જેની ઉત્પત્તિ ક્રમ અનુસાર છે તે 'પર્યાય' કહેવાય છે.

**દ્રવ્ય, ગુણ અને પર્યાયનું સ્વરૂપ—**

પ્રત્યેક દ્રવ્ય પરિણમનશીલ હોવાથી પ્રતિસમય નિમિત્ત અનુસાર ભિન્ન ભિન્ન રૂપે પરિણમે છે. આ પ્રમાણે દ્રવ્યમાં પરિણામ ઉત્પન્ન કરવાની જે શક્તિ છે તે 'ગુણ' કહેવાય છે; અને એ શક્તિ દ્વારા જે પરિણામ ઉત્પન્ન કરાય છે તે 'પર્યાય' કહેવાય છે. એટલે કે ગુણ એ કારણ છે અને પર્યાય એ કાર્ય છે. દરેક દ્રવ્યમાં શક્તિરૂપ અનંત ગુણો રહેલા છે. આ ગુણો વસ્તુતઃ મૂળ દ્રવ્યથી તેમ જ એક બીજાથી અવિભાજ્ય છે—અભિન્ન છે. પ્રત્યેક ગુણરૂપ શક્તિના જુદા જુદા સમયમાં થતા ત્રૈકાલિક પર્યાયોની સંખ્યા અનંતની છે. દ્રવ્યના તેમજ એના અંશરૂપ શક્તિઓના ઉત્પાદ અને વ્યય નહિ થતા હોવાથી તે નિત્ય યાને અનાદિ-અનંત છે, કિન્તુ બધા પર્યાયો પ્રતિસમય ઉત્પન્ન અને નષ્ટ થતા હોવાથી તે વ્યક્તિની અપેક્ષાએ અનિત્ય યાને સાદિ સાંત છે, જોકે પ્રવાહની અપેક્ષાએ તો તે પણ અનાદિ અનત છે. વિશેષમાં કારણભૂત એક શક્તિ દ્વારા દ્રવ્યમાં થતો ત્રૈકાલિક પર્યાય-પ્રવાહ સજાતીય છે. દ્રવ્યમાં અનંત અનંત શક્તિઓથી તજજન્ય પર્યાય-પ્રવાહ પણ અનંત જ એકી સાથે ચાલૂ રહે છે. ભિન્ન ભિન્ન શક્તિજન્ય વિજાતીય પર્યાયો એક સમયમા એક દ્રવ્યમાં મળી આવે છે ખરા, કિન્તુ એક શક્તિજન્ય ભિન્ન ભિન્ન સમયભાવી પર્યાયો એક દ્રવ્યમાં એક સમયમાં હોતા નથી.

આત્મા દ્રવ્ય છે, કેમકે એનામાં ચૈતન્ય વગેરે અનંત ગુણો છે, જ્યારે જ્ઞાન, દર્શનરૂપ

વિવિધ ઉપયોગ વગેરે એના અનંત પર્યાયો છે. એવી રીતે પુદ્ગલ પણ દ્રવ્ય છે, કેમકે એનામાં રૂપ વગેરે અનંત ગુણો છે અને નીલ, પીત વગેરે વિવિધ વર્ણ વગેરે અનંત પર્યાયો છે. જેમ આત્મા ચૈતન્યરૂપ શક્તિ દ્વારા ઉપયોગરૂપ પરિણામને પ્રાપ્ત થાય છે તેમ પુદ્ગલ રૂપ–શક્તિ દ્વારા ભિન્ન ભિન્ન નીલ, પીત વગેરે પરિણામોને ભજે છે. વળી જેમ ચૈતન્ય–શક્તિ આત્મ–દ્રવ્યથી અને આત્મગત અન્ય શક્તિઓથી પૃથક્ થઇ શકતી નથી તેમ રૂપ-શક્તિ પુદ્ગલ–દ્રવ્યથી અને તદ્ગત અન્ય શક્તિઓથી અલગ થઇ શકતી નથી. જ્ઞાન, દર્શન આદિ ભિન્ન ભિન્ન સમયવર્તી વિવિધ ઉપયોગોના ત્રૈકાલિક પ્રવાહના કારણરૂપ એક ચૈતન્ય-શક્તિ છે અને એ શક્તિના કાર્યરૂપ પર્યાય-પ્રવાહ ઉપયોગાત્મક છે. એવી રીતે પુદ્ગલોમાં પણ કારણભૂત એક રૂપ–શક્તિ છે અને નીલ, પીત આદિ વિવિધ વર્ણ-પર્યાયનો પ્રવાહ તે એનું કાર્ય છે. આત્મામાં ઉપયોગાત્મક પર્યાય-પ્રવાહની પેઠે સુખ-દુઃખના વેદનરૂપ પર્યાય-પ્રવાહ, પ્રવૃત્તિરૂપ પર્યાય-પ્રવાહ વગેરે અનંત પર્યાય-પ્રવાહ એક સાથે ચાલૂ રહે છે. આથી એમાં ચૈતન્યની માફક તેને સજાતીય પર્યાય–પ્રવાહની કારણભૂત આનંદ, વીર્ય વગેરે એક એક શક્તિ માનવાથી અનંત શક્તિઓ સિદ્ધ થાય છે. એવી રીતે પુદ્ગલમાં રૂપના પર્યાયના પ્રવાહની જેમ રસ, ગંધ, સ્પર્શ વગેરેના અનંત પર્યાયોના પ્રવાહો સદા ચાલૂ રહે છે. આથી પ્રત્યેક સજાતીય પ્રવાહની કારણભૂત એક એક શક્તિ માનવાથી પુદ્ગલમાં રૂપ-શક્તિની જેમ રસ, ગંધ, સ્પર્શ વગેરે અનંત શક્તિઓ સિદ્ધ થાય છે. આત્મામાં ચૈતન્ય, આનંદ, વીર્ય વગેરે શક્તિઓના ભિન્ન ભિન્ન વિવિધ પર્યાયો એક સમયમાં ઉદ્ભવે છે, પરંતુ એક ચૈતન્ય-શક્તિના, આનંદ-શક્તિના કે વીર્ય-શક્તિના વિવિધ ઉપયોગ-પર્યાયો, વિવિધ વેદના-પર્યાયો કે વિવિધ પરાક્રમ-પર્યાયો એક સમયમાં ઉદ્ભવતા નથી, કેમકે પ્રત્યેક શક્તિનો એક સમયમાં તો એક જ પર્યાય વ્યક્ત થાય છે. આ પ્રમાણે પુદ્ગલમાં પણ રૂપ, રસ, ગંધ, સ્પર્શ વગેરે શક્તિઓના ભિન્ન ભિન્ન વિવિધ પર્યાયો એક સમયમાં ઉદ્ભવે છે, કિન્તુ દાખલા તરીકે એક રૂપ-શક્તિના નીલાદિ વિવિધ પર્યાયો કે એક રસ-શક્તિના કટુ વગેરે ભિન્ન ભિન્ન પર્યાયો એક સમયમા થતા નથી. જેમ આત્મા અને પુદ્ગલ એ બંને દ્રવ્યો નિત્ય છે તેમ એની ચૈતન્યાદિ અને રૂપાદિ શક્તિઓ પણ નિત્ય છે, પરંતુ ચૈતન્યજન્ય ઉપયોગ-પર્યાય અને રૂપજન્ય નીલાદિ પર્યાય નિત્ય નથી, કિન્તુ તે સદા ઉત્પાદ અને વિનાશશીલ હોવાથી વ્યક્તિશઃ અનિત્ય છે, જોકે ઉપયોગ-પર્યાય-પ્રવાહ અને રૂપ-પર્યાય-પ્રવાહ તો ત્રૈકાલિક હોવાથી નિત્ય છે.

અનંત ગુણોનો અખંડ સમૂહ તે જ દ્રવ્ય છે. તેમ છતાં આત્માના ચૈતન્ય, આનંદ, વીર્ય વગેરે પરિમિત ગુણોની જ સાધારણ બુદ્ધિવાળા છદ્મસ્થો કલ્પના કરી શકે છે; બધા ગુણો તેમની કલ્પના-ગમ્ય નથી. એવી રીતે પુદ્ગલના પણ રૂપ, રસ વગેરે કેટલાક જ–પરિમિત જ ગુણો કલ્પનામાં આવે છે, નહિ કે બધા. આનું કારણ એ છે કે આત્મા અથવા પુદ્ગલ દ્રવ્યના સમસ્ત પ્રકારના પર્યાય-પ્રવાહો વિશિષ્ટ જ્ઞાન વિના જાણી શકાય તેમ નથી. જે જે પર્યાય-પ્રવાહ સાધારણ બુદ્ધિ વડે જ્ઞેય છે, તેના તેના કારણરૂપ ગુણનો વ્યવહાર કરાય છે. આથી એ ગુણો વિકલ્પ્ય છે. આત્માના ચૈતન્ય, ચારિત્ર, આનંદ, વીર્ય વગેરે વિકલ્પ્ય અને પુદ્ગલના રૂપાદિ વિકલ્પ્ય ગુણો વિચાર અને વાણીમા અવતરી શકે છે; બાકીના બધા અવિકલ્પ્ય છે અને તે તો કેવળ કેવલિ-ગમ્ય છે.

જાતિવાળું અન્ય દ્રવ્ય ન હોય તે 'અદ્રવ્ય દ્રવ્ય' કહેવાય છે, જેમકે ધર્મ, અધર્મ અને આકાશ; જ્યારે જેનું સમાન જાતિવાળું અન્ય દ્રવ્ય હોય તે 'અનેકદ્રવ્ય દ્રવ્ય' કહેવાય છે, જેમકે જીવ અને પુદ્ગલ

**દ્રવ્યનું અન્ય લક્ષણ—**

દ્રવ્ય કહો કે પદાર્થ કહો તે એક જ છે અને એનું લક્ષણ આ ઉલ્લાસના પ્રારંભમાં ૫૩૦મા પૃષ્ઠમાં સૂચવાઇ ગયું છે, છતા અત્ર દ્રવ્યનો નિર્દેશ કરતી વેળા તેનું અન્ય લક્ષણ પણ સંભવે છે એ વાત ધ્યાનમાં આવવાથી ગ્રંથકાર તેનો નીચે મુજબ ઉલ્લેખ કરે છે:—

**गुणपर्यायवत्त्वं द्रव्यस्य लक्षणम् । ( २०६ )**

અર્થાત જે ગુણ અને પર્યાયથી યુક્ત હોય તે 'દ્રવ્ય' કહેવાય છે. આ લક્ષણ યથાર્થ સમજવા માટે ગુણ અને પર્યાયનાં લક્ષણો તેઓ નીચે મુજબ સૂચવે છે:—

**सहभावित्वं गुणस्य लक्षणम् । ( २०७ )**
**क्रमभावित्वं पर्यायस्य लक्षणम् । ( २०८ )**

અર્થાત જેની ઉત્પત્તિ દ્રવ્યની સાથે જ છે, તે 'ગુણ' કહેવાય છે, જ્યારે જેની ઉત્પત્તિ ક્રમ અનુસાર છે તે 'પર્યાય' કહેવાય છે.

**દ્રવ્ય, ગુણ અને પર્યાયનું સ્વરૂપ—**

પ્રત્યેક દ્રવ્ય પરિણમનશીલ હોવાથી પ્રતિસમય નિમિત્ત અનુસાર ભિન્ન ભિન્ન રૂપે પરિણમે છે. આ પ્રમાણે દ્રવ્યમાં પરિણામ ઉત્પન્ન કરવાની જે શક્તિ છે તે 'ગુણ' કહેવાય છે; અને એ શક્તિ દ્વારા જે પરિણામ ઉત્પન્ન કરાય છે તે 'પર્યાય' કહેવાય છે. એટલે કે ગુણ એ કારણ છે અને પર્યાય એ કાર્ય છે. દરેક દ્રવ્યમાં શક્તિરૂપ અનંત ગુણો રહેલા છે. આ ગુણો વસ્તુતઃ મૂળ દ્રવ્યથી તેમ જ એક બીજાથી અવિભાજ્ય છે—અભિન્ન છે. પ્રત્યેક ગુણરૂપ શક્તિના જુદા જુદા સમયમાં થતા ત્રૈકાલિક પર્યાયોની સંખ્યા અનંતની છે. દ્રવ્યના તેમજ એના અંશરૂપ શક્તિઓના ઉત્પાદ અને વ્યય નહિ થતા હોવાથી તે નિત્ય યાને અનાદિ–અનંત છે, કિન્તુ બધા પર્યાયો પ્રતિસમય ઉત્પન્ન અને નષ્ટ થતા હોવાથી તે વ્યક્તિની અપેક્ષાએ અનિત્ય યાને સાદિ સાંત છે, જોકે પ્રવાહની અપેક્ષાએ તો તે પણ અનાદિ અનંત છે. વિશેષમા કારણભૂત એક શક્તિ દ્વારા દ્રવ્યમાં થતો ત્રૈકાલિક પર્યાય–પ્રવાહ સજાતીય છે. દ્રવ્યમાં અનંત અનંત શક્તિઓથી તજ્જન્ય પર્યાય–પ્રવાહ પણ અનંત જ એકી સાથે ચાલૂ રહે છે. ભિન્ન ભિન્ન શક્તિજન્ય વિજાતીય પર્યાયો એક સમયમાં એક દ્રવ્યમાં મળી આવે છે ખરા, કિન્તુ એક શક્તિજન્ય ભિન્ન ભિન્ન સમયભાવી પર્યાયો એક દ્રવ્યમાં એક સમયમાં હોતા નથી.

આત્મા દ્રવ્ય છે, કેમકે એનામા ચૈતન્ય વગેરે અનંત ગુણો છે, જ્યારે જ્ઞાન, દર્શનરૂપ

વિવિધ ઉપયોગ વગેરે એના અનંત પર્યાયો છે. એવી રીતે પુદ્ગલ પણ દ્રવ્ય છે, કેમકે એનામાં રૂપ વગેરે અનંત ગુણો છે અને નીલ, પીત વગેરે વિવિધ વર્ણ વગેરે અનંત પર્યાયો છે. જેમ આત્મા ચૈતન્યરૂપ શક્તિ દ્વારા ઉપયોગરૂપ પરિણામને પ્રાપ્ત થાય છે તેમ પુદ્ગલ રૂપ–શક્તિ દ્વારા ભિન્ન ભિન્ન નીલ, પીત વગેરે પરિણામોને ભજે છે. વળી જેમ ચૈતન્ય–શક્તિ આત્મ–દ્રવ્યથી અને આત્મગત અન્ય શક્તિઓથી પૃથક્ થઇ શકતી નથી તેમ રૂપ-શક્તિ પુદ્ગલ–દ્રવ્યથી અને તદ્ગત અન્ય શક્તિઓથી અલગ થઇ શકતી નથી. જ્ઞાન, દર્શન આદિ ભિન્ન ભિન્ન સમયવર્તી વિવિધ ઉપયોગોના ત્રૈકાલિક પ્રવાહના કારણરૂપ એક ચૈતન્ય-શક્તિ છે અને એ શક્તિના કાર્યરૂપ પર્યાય-પ્રવાહ ઉપયોગાત્મક છે. એવી રીતે પુદ્ગલોમાં પણ કારણભૂત એક રૂપ–શક્તિ છે અને નીલ, પીત આદિ વિવિધ વર્ણ-પર્યાયનો પ્રવાહ તે એનું કાર્ય છે. આત્મામાં ઉપયોગાત્મક પર્યાય-પ્રવાહની પેઠે સુખ-દુઃખના વેદનરૂપ પર્યાય-પ્રવાહ, પ્રવૃત્તિરૂપ પર્યાય-પ્રવાહ વગેરે અનંત પર્યાય-પ્રવાહ એક સાથે ચાલૂ રહે છે. આથી એમાં ચૈતન્યની માફક તેને સજાતીય પર્યાય–પ્રવાહની કારણભૂત આનંદ, વીર્ય વગેરે એક એક શક્તિ માનવાથી અનંત શક્તિઓ સિદ્ધ થાય છે. એવી રીતે પુદ્ગલમાં રૂપના પર્યાયના પ્રવાહની જેમ રસ, ગંધ, સ્પર્શ વગેરેના અનંત પર્યાયોના પ્રવાહો સદા ચાલૂ રહે છે. આથી પ્રત્યેક સજાતીય પ્રવાહની કારણભૂત એક એક શક્તિ માનવાથી પુદ્ગલમાં રૂપ-શક્તિની જેમ રસ, ગંધ, સ્પર્શ વગેરે અનંત શક્તિઓ સિદ્ધ થાય છે. આત્મામા ચૈતન્ય, આનંદ, વીર્ય વગેરે શક્તિઓના ભિન્ન ભિન્ન વિવિધ પર્યાયો એક સમયમાં ઉદ્ભવે છે, પરંતુ એક ચૈતન્ય-શક્તિના, આનંદ-શક્તિના કે વીર્ય-શક્તિના વિવિધ ઉપયોગ-પર્યાયો, વિવિધ વેદના-પર્યાયો કે વિવિધ પરાક્રમ-પર્યાયો એક સમયમાં ઉદ્ભવતા નથી, કેમકે પ્રત્યેક શક્તિનો એક સમયમાં તો એક જ પર્યાય વ્યક્ત થાય છે. આ પ્રમાણે પુદ્ગલમાં પણ રૂપ, રસ, ગંધ, સ્પર્શ વગેરે શક્તિઓના ભિન્ન ભિન્ન વિવિધ પર્યાયો એક સમયમાં ઉદ્ભવે છે, કિન્તુ દાખલા તરીકે એક રૂપ-શક્તિના નીલાદિ વિવિધ પર્યાયો કે એક રસ-શક્તિના કટુ વગેરે ભિન્ન ભિન્ન પર્યાયો એક સમયમાં થતા નથી. જેમ આત્મા અને પુદ્ગલ એ બંને દ્રવ્યો નિત્ય છે તેમ એની ચૈતન્યાદિ અને રૂપાદિ શક્તિઓ પણ નિત્ય છે, પરંતુ ચૈતન્યજન્ય ઉપયોગ-પર્યાય અને રૂપજન્ય નીલાદિ પર્યાય નિત્ય નથી, કિન્તુ તે સદા ઉત્પાદ અને વિનાશશીલ હોવાથી વ્યક્તિશઃ અનિત્ય છે, જોકે ઉપયોગ-પર્યાય-પ્રવાહ અને રૂપ-પર્યાય-પ્રવાહ તો ત્રૈકાલિક હોવાથી નિત્ય છે.

અનંત ગુણોનો અખંડ સમૂહ તે જ દ્રવ્ય છે. તેમ છતાં આત્માના ચૈતન્ય, આનંદ, વીર્ય વગેરે પરિમિત ગુણોની જ સાધારણ બુદ્ધિવાળા છદ્મસ્થો કલ્પના કરી શકે છે; બધા ગુણો તેમની કલ્પના-ગમ્ય નથી. એવી રીતે પુદ્ગલના પણ રૂપ, રસ વગેરે કેટલાક જ–પારમિત જ ગુણો કલ્પ-નામાં આવે છે, નહિ કે બધા. આનું કારણ એ છે કે આત્મા અથવા પુદ્ગલ દ્રવ્યના સમસ્ત પ્રકારના પર્યાય-પ્રવાહો વિશિષ્ટ જ્ઞાન વિના જાણી શકાય તેમ નથી. જે જે પર્યાય-પ્રવાહ સાધારણ બુદ્ધિ વડે જ્ઞેય છે, તેના તેના કારણરૂપ ગુણનો વ્યવહાર કરાય છે. આથી એ ગુણો વિકલ્પ્ય છે. આત્માના ચૈતન્ય, ચારિત્ર, આનદ, વીર્ય વગેરે વિકલ્પ્ય અને પુદ્ગલના રૂપાદિ વિકલ્પ્ય ગુણો વિચાર અને વાણીમા અવતરી શકે છે; બાકીના બધા અવિકલ્પ્ય છે અને તે તો કેવળ કેવલિ-ગમ્ય છે.

ત્રૈકાલિક અનંત પર્યાયો અને તેમના એક એક પ્રવાહના કારણરૂપ એક એક શક્તિ ( ગુણ ) એવી અનંત શક્તિઓનો સમૂહ દ્રવ્ય છે એ કથન ભેદસાપેક્ષ સમજવું. અભેદ દૃષ્ટિએ વિચારતાં તો પર્યાય પોતપોતાના કારણરૂપ ગુણસ્વરૂપી છે અને ગુણ દ્રવ્યસ્વરૂપી છે. આથી કરીને દ્રવ્ય ગુણ-પર્યાયાત્મક જ કહેવાય. કોઇ પણ દ્રવ્યમાં જેટલા ગુણો હોય તે બધા તેની જ માલીકીના હોય તેમ નથી. અર્થાત્ પ્રત્યેક દ્રવ્યમાં કેટલાક સાધારણ એટલે બીજાં બધાં દ્રવ્યોમાં હોય તેવા અને કેટલાક અસાધારણ અર્થાત્ તેનાં સિવાયનાં દ્રવ્યોમાં ન હોય તેવા ગુણો હોય છે. આનો નિર્દેશ કરીએ તે પૂર્વે એ નિવેદન કરવું અનાવશ્યક નહિ ગણાય કે આટલે સુધીનું દ્રવ્યનું સ્વરૂપ **તત્ત્વાર્થસૂત્ર** ( અ. ૫, સૂ. ૩૭ )ના વિવેચનને આભારી છે.

**દ્રવ્યોના સામાન્ય ગુણો—**

( ૧ ) [૧]અસ્તિત્વ, ( ૨ ) [૨]વસ્તુત્વ, (૩)[૩] દ્રવ્યત્વ, (૪)[૪] પ્રમેયત્વ, (૫) [૫]અગુરુલઘુત્વ, ( ૬ ) પ્રદેશત્વ, ( ૭ ) [૬]ચેતનત્વ, ( ૮ ) અચેતનત્વ, ( ૯ ) મૂર્તત્વ અને ( ૧૦ ) અમૂર્તત્વ એ દશ ગુણો પૈકી આઠ આઠ ગુણો પ્રત્યેક દ્રવ્યમાં હોય છે, કેમકે ક્યાં તો કોઇ પણ દ્રવ્ય ચેતન હોઇ શકે કે જડ તેમજ તે મૂર્ત હોય કે અમૂર્ત એટલે આ પ્રમાણેના બે ગુણો ઉપરાંત તેમાં અસ્તિત્વાદિ છ ગુણો રહેલા છે.

**દ્રવ્યોના વિશેષ ગુણો—**

( ૧ ) જ્ઞાન, ( ૨ ) દર્શન, ( ૩ ) સુખ, ( ૪ ) વીર્ય, ( ૫ ) સ્પર્શ, ( ૬ ) રસ, ( ૭ ) ગંધ, ( ૮ ) વર્ણ, ( ૯ ) ગતિહેતુત્વ, ( ૧૦ ) સ્થિતિહેતુત્વ, ( ૧૧ ) અવગાહનહેતુત્વ, ( ૧૨ ) [૭]વર્તનાહેતુત્વ, ( ૧૩ ) [૮]ચેતનત્વ, ( ૧૪ ) અચેતનત્વ, ( ૧૫ ) મૂર્તત્વ અને ( ૧૬ ) અમૂર્તત્વ એ દ્રવ્યોના સોળ વિશેષ ગુણો છે. આ પૈકી જીવમાં પહેલા ચાર તેમજ ૧૩ મા અને ૧૬ મા એ અંકવાળા બે એમ એકંદર છ ગુણો છે; પુદ્ગલમાં પાંચમાથી આઠમા સુધીના તેમજ ચૌદમા અને પંદરમા એમ કુલે છ ગુણો છે, ધર્માસ્તિકાયમાં ૯, ૧૪ અને ૧૬ એ અંકવાળા ત્રણ ગુણો છે; અધર્માસ્તિકાયમાં ૧૦, ૧૪ અને ૧૬ એ અંકવાળા ત્રણ, આકાશાસ્તિકાયમાં ૧૧, ૧૪ અને ૧૬ એ અંકવાળા ત્રણ, અને કાળમાં ૧૨, ૧૪ અને ૧૬ એ અંકવાળા ત્રણ ગુણો છે.

**દ્રવ્યોના સામાન્ય અને વિશેષ [૯]સ્વભાવો—**

( ૧ ) [૧૦]અસ્તિત્વ, (૨) [૧૧]નાસ્તિત્વ, (૩) નિત્યત્વ, (૪) અનિત્યત્વ, (૫) [૧૨]એકત્વ,

---

૧ સદ્દ્ભુતતાનો વ્યવહાર. ૨ સામાન્ય-વિશેષાત્મકતા; જાતિ-વ્યક્તિપણું. ૩ પોતાના પર્યાયને પ્રાપ્ત થવું તે દ્રવ્ય છે અને આ એનો ભાવ છે. ૪ પ્રમાણના વિષયરૂપ હોવું તે. ૫ સૂક્ષ્મ, વચનથી અગોચર, કેવલિ-ગમ્ય અને આજ્ઞાગ્રાહ્ય એવો આ ગુણ છે. ૬ આ અનુભવરૂપ છે અને સત્ક્રિયારૂપ છે; ક્રિયા નક્કી મન, વચન અને કાયામાં અન્વિત થઇ વર્તે છે. ૭ જુઓ પૃ ૫૭૬

૮ ચેતનત્વાદિ ચાર ગુણોને તો ઉપર સામાન્ય તરીકે ઓળખાવ્યા છે, છતાં એનો અત્ર વિશેષ તરીકે ઉલ્લેખ કરવો તે શું વ્યાજબી છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે સ્વજાતિની અપેક્ષાએ આ ગુણો સામાન્ય છે, જ્યારે વિજાતિની દૃષ્ટિએ તો એ વિશેષ છે.

૯ સ્વભાવનો ગુણ અને પર્યાયોમાં અંતર્ભાવ થયેલો સમજવો, નહિ તો દ્રવ્યના લક્ષણમાં તેનો પૃથક્ ઉલ્લેખ થાત. ૧૦ સ્વભાવથી. ૧૧ પરભાવથી. ૧૨ વિવિધ ધર્મોનો આધાર હોવાથી એક સ્વભાવતા.

(૬) [1]અનેકત્વ, (૭) [2]ભેદત્વ, (૮) [3]અભેદત્વ, (૯) [4]ભવ્યત્વ, (૧૦) [5]અભવ્યત્વ અને (૧૧) [6]પરમત્વ એ અગ્યાર સામાન્ય સ્વભાવો છે, જ્યારે (૧) ચેતનત્વ, (૨) અચેતનત્વ, (૩) મૂર્તત્વ, (૪) અમૂર્તત્વ, (૫) એકપ્રદેશત્વ, (૬) અનેકપ્રદેશત્વ, (૭) વિભાવત્વ, (૮) શુદ્ધત્વ, (૯) અશુદ્ધત્વ અને (૧૦) ઉપચરિતત્વ એ દશ વિશેષ સ્વભાવો છે.

**ગુણ અને સ્વભાવમાં તફાવત—**

અત્ર સ્વભાવ તરીકે જેનો ઉલ્લેખ કર્યો છે તે પૈકી કોઇક તો ગુણ તરીકે પણ ગણાવેલ છે એટલે એ બે વચ્ચે સર્વથા તફાવત હોય એમ તો જણાતું નથી, પરંતુ જેનો ગુણ તેમજ સ્વભાવ તરીકે એટલે કે ઉભય કોટિમાં ઉલ્લેખ થયો નથી, તે તરફ દૃષ્ટિ ફેંકતાં આ બેમાં કંઇક અંતર હોય એમ ભાસે છે. આ ઉપરથી ફલિત થતા અનુમાન પરત્વે એટલું જ નિવેદન કરવાનું કે સ્વભાવ ગુણ અને પર્યાયથી પૃથક્ નથી, એનો આ બેમાં અંતર્ભાવ થાય છે, પરંતુ વિશેષતા એ છે કે ગુણ ગુણીમાં જ છે–ગુણમાં રહેતો નથી, જ્યારે સ્વભાવ ગુણ અને ગુણી એ બંનેમાં રહે છે, કેમકે ગુણ કે ગુણીની જે પરિણતિ છે તે જ ' સ્વભાવ ' છે.

**જીવાદિના સ્વભાવોની સંખ્યા—**

ઉપર્યુક્ત સ્વભાવો પૈકી જીવ, ધર્માસ્તિકાય ઇત્યાદિના કેટલા કેટલા સ્વભાવો છે તે નિમ્ન–લિખિત પદ્ય ઉપરથી જોઇ શકાય છેઃ—

**" एकविंशतिर्भावाः स्यु–र्जीव-पुद्गलयोर्मताः ।**
**धर्मादीनां षोडश स्युः, काले पञ्चदश स्मृताः ॥ "**

અર્થાત્ જીવ અને પુદ્ગલ એ પ્રત્યેકના એકવીસ એકવીસ સ્વભાવો છે, જ્યારે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણેના સોળ સોળ અને કાળના પંદર સ્વભાવો છે. એટલે કે ધર્માસ્તિકાયાદિ ત્રણમાં ચેતનત્વ, મૂર્તત્વ, વિભાવત્વ, [7]અશુદ્ધત્વ અને ઉપચરિતત્વ એ પાંચ સ્વભાવો નથી જ્યારે કાળમાં આ પાંચ ઉપરાંત બહુપ્રદેશત્વ પણ નથી.

પુદ્ગલાદિના પ્રદેશોની સંખ્યાનો નિર્દેશ કરીએ તે પૂર્વે એના સ્કંધાદિ વિભાગોનું અવલોકન કરી લઈએ. તેમાં ' **સ્કંધ** ' **શબ્દનો અર્થ** ધ્યાનમાં આવે તે માટે **પ્રજ્ઞાપના**ની વૃત્તિમાં જે નિમ્ન–લિખિત વ્યુત્પત્તિ આપી છે તે વિચારીએઃ—

**" स्कन्दन्ति–शुष्यन्ति पुद्गलविचटनेन धीयन्ते च–पुष्यन्ति पुद्गलचटनेनेति स्कन्धाः "**

---

૧ જેમ સહભાવી સ્વભાવોનો એકરૂપે આધાર (સમાનાધિકરણતા) તે એકસ્વભાવ છે તેમ એકમાં અનેક સ્વભાવોનો સદ્ભાવ તે અનેકસ્વભાવતા છે જેમકે મૃત્તિકાના સ્થાસ વગેરે અનેક દ્રવ્ય–પ્રવાહ છે. ૨ સંજ્ઞા, સંખ્યા વગેરેના ભેદથી ગુણ, ગુણી, પર્યાય, પર્યાયીનો ભેદ ૩ અભેદ વૃત્તિ જે લક્ષણ છે તે અભેદ ભાવના છે. ૪ અનેક કાર્ય કારણ શક્તિ જે અવસ્થિત દ્રવ્ય છે તેનો આવિર્ભાવ. ૫ ત્રણે કાળમાં પર દ્રવ્યો સાથે મળેલું હોવા છતાં પર સ્વરૂપાકાર ન બનવું તે ૬ જે દ્રવ્યમાં જે પારિણામિક ભાવ પ્રધાન છે તે પરમભાવ સ્વભાવ છે, જેમકે જ્ઞાનસ્વરૂપી આત્મા.

૭ 'દ્રવ્યગુણ પર્યાયના રાસ'માં શુદ્ધત્વનો ઉલ્લેખ છે, જ્યારે પ્રત્યન્તરમાં એકપ્રદેશત્વનો નિર્દેશ છે

અર્થાત્ પુદ્ગલના વિઘટનથી-વિખેરાઇ જવાથી જે સૂકાઇ જાય છે અને પુદ્ગલના ઘટનથી-ભરાવાથી જે પોષાય છે તે 'સ્કંધ' કહેવાય છે. આ ઉપરથી સમજાય છે કે પુદ્ગલ સિવાય અન્ય દ્રવ્યોના સ્કંધો હોઇ શકે નહિ. આથી તો [1]મહાપુરુષોએ ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોમાં 'સ્કંધ' નો વ્યવહાર સ્વીકાર્યો નથી. પરંતુ જે કેટલાક માને છે તે અપેક્ષા અનુસાર સમજવો. જેમકે **નવતત્ત્વની નીચે મુજબની—**

" [2]धम्मा-ऽधम्मा-ऽऽगासा, तियतियभेया तहेव अद्धा य ।
खंधा देस पएसा, परमाणु अजीव चउदसहा ॥ ८ ॥ "

—શ્રીદેવેન્દ્રસૂરિકૃત આઠમી ગાથાની [3]વૃત્તિમા ધર્માસ્તિકાયાદિના સ્કંધોનો નિર્દેશ છે. જેમકે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ પ્રત્યેકના સ્કંધ, દેશ અને પ્રદેશ એમ ત્રણ ત્રણ પ્રકારો છે; એમાં કાળનો એક ભેદ અને પુદ્ગલાસ્તિકાયના સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ એમ ચાર ભેદો ઉમેરતા અજીવના ચૌદ ભેદો થાય છે. ચૌદ રજ્જુ પ્રમાણાત્મક સમગ્ર લોકને વ્યાપીને રહેલો વજ્રાકાર એવો જે ધર્માસ્તિકાય છે તે 'ધર્માસ્તિકાય-સ્કંધ' જાણવો. ચૌદ રજ્જુ જેવડા સંપૂર્ણ લોકને વ્યાપ્ત કરી રહેલો અને વજ્રના આકારવાળો જે અધર્માસ્તિકાય છે તે 'અધર્માસ્તિકાય-સ્કંધ' સમજવો. અનંત યોજન પ્રમાણનો આકાશનો જે ગોળો છે તે 'આકાશાસ્તિકાય- સ્કંધ' જાણવો.[4]

ધર્માસ્તિકાય અખંડ દ્રવ્ય હોવાથી જોકે એનો વિભાગ જુદો પડી શકતો નથી તોપણ તેના કલ્પિત વિભાગને 'દેશ' સંજ્ઞા આપી શકાય. જેમ આકાશ અખંડ દ્રવ્ય હોવા છતાં ઘટાકાશ, પટાકાશ ઇત્યાદિ ખંડ-આકાશનો વ્યવહાર કરાય છે તેમ ધર્માસ્તિકાય પરત્વે ઘટધર્માસ્તિકાય, પટધર્માસ્તિકાય એવો વ્યપદેશ સંભવે છે એટલે કે ઘટધર્માસ્તિકાયાદિ ધર્માસ્તિકાયના દેશો છે. દેશ, ખંડ અને વિભાગ એ એકાર્થક છે અને સ્કંધની અપેક્ષાએ તે જ સ્કંધનો તેનાથી ન્યૂન વિભાગ તે 'દેશ' છે. આથી કરીને સંપૂર્ણ ધર્માસ્તિકાયની અપેક્ષાએ એક પ્રદેશથી ન્યૂન ધર્માસ્તિ-

---

૧ વાચકવર્ય શ્રીઉમાસ્વાતિ તત્ત્વાર્થ (અ. ૫, સૂ. ૨૫)ના " **अणवः स्कन्धाश्च** " એ સૂત્ર દ્વારા પુદ્ગલના અણુ અને સ્કંધ એવા બે ભેદો પાડે છે, નહિ કે ધર્માસ્તિકાયાદિના.

૨ છાયા—

धर्मा-ऽधर्मा-ऽऽकाशास्त्रिकत्रिकभेदास्तथैवाद्धा च ।
स्कन्धा देशाः प्रदेशाः परमाणवोऽजीवश्चतुर्दशधा ॥

૩ જુઓ નવતત્ત્વસાહિત્યસંગ્રહનો દ્વિતીય વિભાગ (પૃ. ૯). વળી અવલોકો **દ્રવ્યલોકપ્રકાશ** (સ. ૨, શ્લો૦ ૫૦)ગત નિમ્ન-લિખિત ઉલ્લેખ—

" **नवतत्त्वावचूरौ तु चतुर्दशरज्ज्वात्मके लोके सकलोऽपि यो धर्मास्तिकायः स सर्वः स्कन्धः कथ्यते ।** "

૪ નાનામા નાના અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડા જીવથી માંડીને તે મોટામા મોટા ચૌદ રજ્જુ પ્રમાણક લોક જેવડા જીવો 'જીવાસ્તિકાય-સ્કંધો' જાણવા.

કાય, બે પ્રદેશથી ન્યૂન ધર્માસ્તિકાય એમ છેક બે પ્રદેશવાળા ધર્માસ્તિકાય સુધીના અસંખ્ય વિભાગો બુદ્ધિથી કલ્પી શકાય. એટલે કે [1]પ્રતિબદ્ધ દેશની (જુઓ પૃ. ૫૫૮) અપેક્ષાએ 'ધર્માસ્તિકાય–દેશ' એવી સંજ્ઞા સંભવે છે. આ પ્રમાણે અધર્માસ્તિકાય માટે તેમજ જીવાસ્તિકાય માટે પણ સમજી લેવું. આકાશાસ્તિકાયના અનંત પ્રદેશો હોવાથી એના અસંખ્યને બદલે અનંત વિભાગો બુદ્ધિથી કલ્પી શકાય. તેમાં એક પ્રદેશથી ન્યૂન એવા આકાશાસ્તિકાયથી માંડીને દ્વિપ્રદેશી આકાશાસ્તિકાયસુધીના બુદ્ધિ દ્વારા કલ્પેલા સર્વ વિભાગો ' આકાશાસ્તિકાય–દેશ ' કહેવાય.

નવતત્ત્વના શ્રીઅભયદેવસૂરિકૃત ભાષ્યમાં દેશનું સ્વરૂપ દર્શાવતા કહ્યું છે કે—

" [1]लोगद्दव्वं जं तं, नेयं धम्मत्थिकायसन्नाए ।
देसो पुण तस्सेव, य विवक्खया होइ अद्धाई ॥३१॥ "

અર્થાત્ ( માછલાઓને જેમ જળ અપેક્ષાકારણરૂપ છે તેમ ગતિ–પરિણામની સંમુખ રહેલા જીવ અને પુદ્ગલોની ગતિમા કારણરૂપ, અસંખ્ય પ્રદેશવાળા તેમજ ) લોકને વ્યાપીને રહેલા એવા દ્રવ્યને ' ધર્માસ્તિકાય ' જાણવું. એ દ્રવ્યની જ અપેક્ષા આશ્રીને કરાયેલા અડધા વગેરે વિભાગો તે ' દેશ ' છે. જેના કોઇ પણ હિસાબે ભાગ ન થઇ શકે એવો એટલે કે નિર્વિભાગ તેમજ મૂળ દ્રવ્ય સાથે સંલગ્ન એવો જે દ્રવ્યનો અંશ તે 'પ્રદેશ' કહેવાય છે. 'પ્રદેશ' એટલે પ્રકૃષ્ટ દેશ યાને ઉત્કૃષ્ટ વિભાગ. પ્રદેશ કરતાં કોઈ પણ નાનો વિભાગ કદાપિ હોઈ શકે નહિ અર્થાત્ છેલ્લામાં છેલ્લો–અંતિમ વિભાગ તે 'પ્રદેશ' છે. ધર્માસ્તિકાયાદિનો એવો બુદ્ધિ દ્વારા કલ્પેલો વિભાગ તે તેનો ' પ્રદેશ ' સમજવો.

આ પ્રમાણે આપણે ધર્માસ્તિકાયથી માંડીને તે આકાશાસ્તિકાય સુધીનાં ત્રણે દ્રવ્યોના ત્રણ ત્રણ ભેદો વિચાર્યા. આપણે ૫૪૬મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ કાળ એ પ્રદેશના સમુદાયરૂપ નથી, મતાંતર પ્રમાણે તો એ દ્રવ્ય જ નથી, એ તો પાંચ દ્રવ્યોના વર્તનાદિ પર્યાયરૂપ છે એટલે કે ઔપચારિક દ્રવ્ય છે તો પછી એને વિષે સ્કંધ અને દેશની કલ્પના સંભવતી જ નથી. હવે પુદ્ગલાસ્તિકાયના સ્કંધાદિ ચાર ભેદો વિષે ઊહાપોહ કરીશું. તેમા એ વાત તો સુવિદિત છે કે કોઇ પણ પદાર્થનો આખો ભાગ કે જે અનેક અણુ મળીને થયો હોય તે તે પદાર્થનો ' સ્કંધ ' છે. અનેક અણુ મળીને એમ કહેવાથી પરમાણુને સ્કંધ કહેવાનો અનુચિત પ્રસંગ ઊભો થતો અટકી જાય છે. અખંડિત મોદક, અખંડ મૌક્તિક એ સ્કંધો છે. આથી આકાશના એક પ્રદેશથી માંડીને તે તેના અસંખ્ય પ્રદેશ–સંપૂર્ણ આકાશ જેવડી અવગાહનાવાળા દ્વિપ્રદેશી, ત્રિપ્રદેશી યાવત્ અનંતપ્રદેશી પુદ્ગલ–વિભાગો ' પુદ્ગલ–સ્કંધ ' કહેવાય છે.

---

૧ છાયા—

लोकद्रव्यं यत् तत् ज्ञेयं धर्मास्तिकायसञ्ज्ञया ।
देशः पुनस्तस्यैव च विवक्षया भवत्यर्धादिः ॥

પુદ્ગલના સંબંધમાં એ વિશેષતા નોંધવા જેવી છે કે પુદ્ગલનો પ્રથમ આખો ભાગ કલ્પેલો હોય તેમાંથી કેટલોક ભાગ છૂટો પડી ગયો તો તેને પણ 'સ્કંધ' કહેવાય. જેમ આખું ઝાડ એ 'સ્કંધ' કહેવાય છે તેમ એનાં મૂળિયાં, પાંદડાં, થડ વગેરેને પણ ' સ્કંધ ' કહી શકાય. વળી આ થડરૂપ સ્કંધમાંથી થાંભલો બનાવવામાં આવે તો તે પણ 'સ્કંધ' કહેવાય. એવી રીતે કોઇ પહાડમાંથી છૂટી પડેલી મોટી શિલા જ 'સ્કંધ' કહેવાય એમ નથી, કિન્તુ તેના કટકારૂપ પત્થરો પણ 'સ્કંધ' કહી શકાય. આ પ્રમાણે પુદ્ગલને વિષે તો અમુક કલ્પેલા સ્કધમાંથી છૂટા પડેલા અથવા તો તેની સાથે સંબંધ જાળવી રહેલા એવા દ્વિપ્રદેશાત્મક સુધીના વિભાગો ' સ્કંધ ' નામ ધારણ કરી શકે તેમ છે, કેમકે પુદ્ગલ આશ્રીને સ્કંધ અને દેશરૂપ સંજ્ઞાઓ પરસ્પર અપેક્ષિત હોવાથી અનિયમિત છે. સંબદ્ધ હોય ત્યાં સુધી અમુક કલ્પિત ભાગને દેશ માનવો સમુચિત છે.

આપણે ૫૫૬મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ ધર્માસ્તિકાયાદિના સ્કંધો પ્રતિબદ્ધ દેશવાળા અને અપ્રતિબદ્ધ દેશવાળા એમ ઉભય સ્વરૂપી છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો જેમ એક મોદકમાંથી અમુક ભાગ કાઢી લઇએ તો અવશિષ્ટ ભાગ સંપૂર્ણ મોદકની અપેક્ષાએ 'દેશ' કહેવાય તેમ કોઇ મોતી ખંડિત થયું હોય તો તેનો બાકીનો ભાગ સંપૂર્ણ મૂળ મોતીની અપેક્ષાએ ' દેશ ' ગણાય. ત્રીજા ઉદાહરણ તરીકે પત્થરનો વિચાર કરીએ તો તે ભાંગતાં તેનો ત્રુટેલો ભાગ પ્રથમના અખંડિત પત્થરની અપેક્ષાએ ' દેશ ' તરીકે ઓળખાવાય. આ પ્રમાણે ત્રુટવાથી બનેલો દેશ તે ' અપ્રતિબદ્ધ દેશ ' કહેવાય, જ્યારે સ્કંધમાંનો કોઇ પણ ભાગ ખંડિત થયા વિના બુદ્ધિ દ્વારા તેનો પોણો વિભાગ, અડધો વિભાગ ઇત્યાદિ જે વિભાગો કલ્પાય તે વિભાગો ' પ્રતિબદ્ધ દેશ ' કહેવાય.[1] આ દેશરૂપ સંજ્ઞા એક પ્રદેશ ન્યૂન એવા અનંતપ્રદેશીથી માંડીને તે છેક દ્વિપ્રદેશી વિભાગને લાગૂ પડી શકે તેમજ એ સંજ્ઞા અનંતપ્રદેશી સંપૂર્ણ સ્કંધથી માંડીને તે છેક ત્રિપ્રદેશી સ્કંધ સુધીના સર્વ સ્કંધો પરત્વે ઘટી શકે . અલબત્ત દ્વિપ્રદેશી સ્કંધ આશ્રીને આવી સંજ્ઞા સંભવે નહિ એ દેખીતી વાત છે, કેમકે એ સ્કંધનો વિભાગ કરવા જતાં બંને વિભાગો છૂટા ન પડતાં સંલગ્ન રહે અને તેની બુદ્ધિ દ્વારા કલ્પના કરાય તો તે ' પ્રદેશ ' કહેવાય, પરંતુ આવા વિભાગને ' દેશ ' તો ન જ કહેવાય, કેમકે દેશના અવિભાજ્ય ભાગને તો 'પ્રદેશ' કહેવામાં આવે છે, અને આને જો દેશ કહીએ તો પ્રદેશના પ્રદેશ નહિ હોવાથી ' પ્રદેશ ' સંજ્ઞાનો લોપ થાય. મૂળ દ્રવ્યથી પ્રદેશ જેટલો જે વિભાગ છુટો પડે તેને ' પ્રદેશ ' તરીકે ન ઓળખાવતાં ' પરમાણુ ' તરીકે ઓળખાવવામાં આવે છે. પુદ્ગલાસ્તિકાય સિવાયના કોઈ પણ અસ્તિકાયના પ્રદેશ મૂળ દ્રવ્યથી કોઇ પણ ઉપાયે જુદા પાડી શકાય તેમ નથી એટલે ' પરમાણુ ' એવી સંજ્ઞા માટે પુદ્ગલનો જ જન્મ-સિદ્ધ હક છે; એ તો એને માટે જ પ્રતિનિયત કરેલી ( reseived ) વસ્તુ છે.

આ પ્રમાણે પુદ્ગલ અને બીજાં દ્રવ્યો વચ્ચે તફાવત હોવાનું કારણ એ છે કે પુદ્ગલ રૂપી છે–મૂર્ત છે, જ્યારે બાકીનાં દ્રવ્યો અરૂપી છે–અમૂર્ત છે; અને અમૂર્તનો સ્વભાવ કદાપિ ખંડિત ન થવું કિન્તુ સદૈવ અખંડિત રહેવું એ છે. પુદ્ગલરૂપ દ્રવ્ય મૂર્ત છે અને મૂર્તના ખંડ પણ હોઇ શકે છે; કારણ કે સંશ્લેષ દ્વારા ભેગા થવાની અને વિશ્લેષ દ્વારા છુટા થવાનું બળ મૂર્ત દ્રવ્યોમાં

---

૧ આ પ્રમાણેની કલ્પના શ્રીવિજયોદયસૂરિએ નવતત્ત્વવિસ્તરાર્થ ( પૃ. ૧૧૪ )માં કરી છે.

નજરે પડે છે. આ તફાવતને લઇને પુદ્ગલ-સ્કંધના નાના મોટા બધા અંશોને 'અવયવ' કહેવામાં આવે છે; અવયવનો અર્થ જુદો થતો અંશ એવો થાય છે.

અત્ર કોઇ એમ કહેવા તૈયાર થાય કે પરમાણુના વિભાગ થઇ શકતા નથી એથી કરીને તે અમૂર્ત દ્રવ્ય કહેવાય તો તે અસંબદ્ધ પ્રલાપ છે, કેમકે તે પુદ્ગલરૂપ હોવાથી-રૂપી હોવાથી તે ' મૂર્ત ' જ છે, જોકે પરમાણુનું પરિમાણુ સૌથી નાનામાં નાનું હોવાથી એના વિભાગ માટે અવકાશ રહેતો નથી, એ જાતે જ સ્વભાવથી કેવળ અવિભાજ્ય અંશ છે.

વિશેષમાં એ ધ્યાનમાં રાખવું કે દ્રવ્ય-વ્યક્તિરૂપે જ પરમાણુના વિભાગ પડતા નથી; બાકી પર્યાયરૂપે તો તેના જરૂર વિભાગો પડે છે-એને પર્યાયરૂપ અંશો છે જ; કેમકે એક જ પરમાણુ વ્યક્તિમાં રૂપ, રસ, ગંધ વગેરે અનેક પર્યાય છે અને તે બધા એ દ્રવ્યના ભાવરૂપ અંશો જ છે. એથી કરીને એક પરમાણુ-વ્યક્તિનો દ્રવ્ય-પરમાણુ એક જ હોવા છતાં એના ભાવ-પરમાણુઓ (પર્યાયો) તો અનેક છે જ.

આ પ્રમાણે આપણે અજીવના ચૌદ પ્રકારો જોયા. હવે કયા દ્રવ્યના કેટલા પ્રદેશ છે ઇત્યાદિનો ઉલ્લેખ કરી, જીવના પ્રદેશોના સંકોચ અને વિકાસ પરત્વે ગ્રંથકાર જે ઉલ્લેખ કરે છે તેની નોંધ લઇશું.

## જીવાસ્તિકાયાદિના પ્રદેશોની સંખ્યા—

પ્રદેશ એ એવો સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંશ છે કે એના બીજા અંશોની કલ્પના કરવા સર્વજ્ઞ પણ સમર્થ નથી. આથી તો આ 'નિરંશ અંશ' કહેવાય છે. પાંચ અસ્તિકાયો પૈકી પ્રત્યેકના આવા નિરંશ અંશોની યાને પ્રદેશોની સંખ્યા એક સરખી નથી, પરંતુ ભિન્ન ભિન્ન છે. જેમકે જીવાસ્તિકાય, ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ પ્રત્યેકના પ્રદેશોની સંખ્યા અસંખ્યાતની છે, જ્યારે આકાશાસ્તિકાયના પ્રદેશોની સંખ્યા અનંતની અને પુદ્ગલાસ્તિકાયના પ્રદેશોની સંખ્યા સંખ્યાતની, અસંખ્યાતની, અનંતની અને અનંતાનંતની પણ છે.

કહેવાની મતલબ એ છે કે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય વ્યક્તિરૂપે એક એક જ છે. એ બંને દ્રવ્યો એક એવા અખંડ સ્કંધરૂપ છે કે જેના અસંખ્યાત અવિભાજ્ય સૂક્ષ્મતમ અંશોની કેવળ બુદ્ધિ દ્વારા કલ્પના કરાય છે, પરંતુ એ પૈકી એક પણ આવો અંશ મૂળ દ્રવ્યથી જુદો પડી શકે તેમ નથી. જીવાસ્તિકાય તો વ્યક્તિરૂપે એક નહિ પણ અનંત છે. પ્રત્યેક જીવ-વ્યક્તિ એક અખંડ વસ્તુ છે અને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયની પેઠે એના અસંખ્યાત પ્રદેશો છે. આકાશાસ્તિકાય ધર્માસ્તિકાયાદિની જેમ વ્યક્તિરૂપે એક જ છે. એ બીજાં બધાં દ્રવ્યોથી મોટો છે. એના જેવડો પણ કોઇ અન્ય પદાર્થ નથી. એ એવડો મોટો સ્કંધ છે કે એના પ્રદેશોની સંખ્યા અનંતની છે. પુદ્ગલાસ્તિકાય ધર્માસ્તિકાયાદિની જેમ વ્યક્તિ રૂપે એક જ નથી. એવી તો અનેક ભિન્ન ભિન્ન વ્યક્તિ હોવાથી એ સર્વના પરિમાણમાં તફાવત છે. આ પ્રમાણેની પુદ્ગલ-સ્કંધોની અનિયતતા હોવાથી અર્થાત્ ધર્માસ્તિકાયાદિની પેઠે તે નિયતરૂપ નહિ હોવાથી કોઇ પુદ્ગલ-સ્કંધ

બે પ્રદેશનો, તો કોઇ ત્રણનો એમ કોઇ સંખ્યાત પ્રદેશનો, વળી કોઇક અસંખ્યાત પ્રદેશનો, કોઇક અનંત પ્રદેશનો અને કોઇક તો અનંતાનંત પ્રદેશનો પણ હોય છે. અનંતાનંત પરમાણુઓનો બનેલો અને અન્ય પુદ્ગલ-સ્કંધોની અપેક્ષાએ સૌથી મોટો એવો પુદ્ગલ-સ્કંધ ' અચિત્ત મહાસ્કંધ ' કહેવાય છે અને એના જ પ્રદેશોની સંખ્યા અનંતાનંતની છે.

## દ્રવ્યોનાં સ્થિતિ-ક્ષેત્રો—

જગત્ પંચાસ્તિકાયરૂપ છે. આથી એ પ્રશ્ન સ્ફુરે છે કે આ પાંચ અસ્તિકાયોનો કોઇ આધાર યાને સ્થિતિ-ક્ષેત્ર છે કે નહિ ? જો હોય તો તે આ પાંચેથી ભિન્ન છે કે આ પાંચમાં કોઇ એક દ્રવ્ય બાકીનાં દ્રવ્યોના આધારરૂપ છે ? આનો ઉત્તર એ છે કે આકાશ એ આધારરૂપ છે અને બાકીનાં દ્રવ્યો આધેયરૂપ છે. વિશેષમાં આધેયરૂપ ચાર દ્રવ્યો પણ સંપૂર્ણ આકાશમાં રહેતાં નથી. તેઓ તો આકાશના અમુક પરિમિત વિભાગમાં જ રહે છે આવા જે વિભાગમાં તેઓ રહેલાં છે તે વિભાગને ' લોકાકાશ ' કહેવામાં આવે છે. લોકનો અર્થ જ પાંચ અસ્તિકાય છે, જોકે ઘણી વાર એથી કેવળ જીવોનો સમૂહ સમજવામાં આવે છે. [1]લોકાકાશની બહાર ચારે તરફ કેવળ અનંત આકાશ વિદ્યમાન છે. એમાં આકાશ સિવાય અન્ય કોઇ પદાર્થનું અસ્તિત્વ નથી તેમજ કોઇ અન્ય પદાર્થના ગમન કે સ્થિતિ માટે સ્થાન નથી. આવા આકાશના વિભાગને 'અલોકાકાશ' કહેવામાં આવે છે. અત્ર એ ધ્યાનમાં રાખવું કે જેમ મનુષ્ય-ક્ષેત્રને બાકીનાં ક્ષેત્રોથી વિભક્ત કરનાર ' માનુષોત્તર ' પર્વત છે તેમ લોકાકાશને અલોકાકાશથી વિભક્ત કરનાર કોઇ પહાડ, કોટ કે દિવાલ નથી, કિન્તુ આ બે વિભાગોની કલ્પના બુદ્ધિને આભારી છે-ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય દ્રવ્યોના સંબંધથી છે. જ્યાં એ બે દ્રવ્યોનું અને અત એવ જીવ અને પુદ્ગલનું પણ અસ્તિત્વ નથી તે આકાશ ' અલોક ' છે અને બાકીનો ' લોક ' છે.

જીવ, ધર્મ અને અધર્મ એ ત્રણ દ્રવ્યોની પેઠે જોકે પુદ્ગલનું સ્થિતિ-ક્ષેત્ર લોકાકાશ જ છે, તો પણ પુદ્ગલના પરિમાણની વિવિધતા આશ્રીને તેનું સ્થિતિ-ક્ષેત્ર એકરૂપ નથી, કિન્તુ જુદી જુદી જાતનું છે એટલે કોઇ પુદ્ગલ લોકાકાશના એક પ્રદેશમાં, તો કોઇ બેમાં છે તો કોઇ છેક સંપૂર્ણ લોકાકાશના અસંખ્ય પ્રદેશોમાં પણ રહે છે અનંતાનંત પરમાણુવાળો અચિત્ત સ્કંધ પણ લોકાકાશના અસંખ્યાત પ્રદેશોમાં રહેલો છે. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે પુદ્ગલોના આધારભૂત ક્ષેત્રના પ્રદેશોની સંખ્યા આધેયરૂપ પુદ્ગલ-દ્રવ્યના પરમાણુઓની સંખ્યાથી ન્યૂન કે બરાબર હોઇ શકે છે, પરંતુ તેથી અધિક તો હોતી નથી જ. એથી કરીને એક પરમાણુ એક સરખા આકાશ-પ્રદેશમાં રહે છે દ્વયણુક યાને બે પરમાણુનો બનેલો પુદ્ગલ બે પ્રદેશોમાં તેમજ એક પ્રદેશમાં પણ રહી શકે છે એવી રીતે ત્ર્યણુક સ્કંધો ત્રણથી માંડીને એક પ્રદેશ સુધીમાં રહી શકે છે. એ પ્રમાણે ચતુરણુકથી સંખ્યાતાણુક સ્કંધો માટે ઘટાવી લેવું. અસંખ્યાતાણુક સ્કંધ એક પ્રદેશથી માંડીને તે વધારેમાં વધારે પોતાની બરાબરના અસંખ્યાત સંખ્યાવાળા પ્રદેશોમાં રહી શકે છે. અનંતાણુક તેમજ અનંતાનંતાણુક સ્કંધો પણ એકથી લઇને અધિકમાં અધિક અસંખ્યાત પ્રદેશવાળા ક્ષેત્રમાં રહી શકે છે. એટલે કે પ્રત્યેક અસંખ્યાતા-

---

૧ જુઓ દશવૈકાલિકસૂત્રની શ્રીહરિભદ્રસૂરિવરકૃત વૃત્તિનું ૮૩મું પત્ર.

ણુક માટે અસંખ્ય જ પ્રદેશ હોવા જોઇએ એવો નિયમ નથી. વળી અનંતાણુક કે અનંતાનંતાણુક માટે તો અનંત પ્રદેશવાળા ક્ષેત્રની જરૂર નથી જ. એની સ્થિતિ માટે વધારેમાં વધારે લોકાકાશના અસંખ્યાત પ્રદેશો પર્યાપ્ત છે આ પ્રમાણે અનંતાનંત મૂર્ત પુદ્ગલ લોકાકાશમાં સમાઇ જાય છે તેનું કારણ તેની સૂક્ષ્મરૂપે પરિણમવાની શક્તિ છે. જ્યારે આ શક્તિનો ઉપયોગ થાય છે ત્યારે અનંતાનંત પરમાણુ અને અનંતાનંત સ્કંધ ત્યાં સ્થાન પ્રાપ્ત કરી લે છે જેમકે એક જ સ્થાનમાં હજાર દીવાઓનો પ્રકાશ પરસ્પર વ્યાઘાત પામ્યા વિના સમાઇ જાય છે.[1] પુદ્ગલ-દ્રવ્ય મૂર્ત હોવા છતા જ્યારે સૂક્ષ્મત્વ-પરિણામરૂપ અવસ્થા ભોગવતું હોય છે ત્યારે તે કોઇને વ્યાઘાતરૂપ નીવડતું નથી તેમજ તેને પણ કોઇ વ્યાઘાત પમાડી શકતું નથી. એ તો જ્યારે પુદ્ગલ સ્થૂલ ભાવમા પરિણત હોય છે ત્યારે જ વ્યાઘાત માટે અવકાશ રહે છે.

આ પ્રમાણે આપણે જીવ સિવાયનાં ચાર દ્રવ્યો માટેના આધાર-ક્ષેત્ર વિષે યથામતિ વિચાર કર્યો છે એટલે હવે જીવ વિષે પણ વિચાર કરી લઇએ. સૌથી પ્રથમ તો બે વાત ધ્યાનમાં રાખવા જેવી છેઃ (૧) જૈન દૃષ્ટિ અનુસાર જીવનું પરિમાણ આકાશની જેમ સર્વવ્યાપક નથી કે પરમાણુની પેઠે અણુ જેવડું પણ નથી એટલે કે તે મધ્યમ છે; અને (૨) જીવની સંખ્યા એક નહિ પણ અનંતની છે. આ પ્રમાણે જ્યારે મધ્યમ પરિમાણવાળા જીવો છે એટલું જ નહિ, પણ જ્યારે શરીરાવચ્છિન્ન જીવોના પરિમાણમાં ન્યૂનાધિકતા છે તો પછી તેમનાં આધારભૂત ક્ષેત્રોના પરિમાણમાં પણ ન્યૂનાધિકતા હોય એ દેખીતી વાત છે; અલબત્ત, સમગ્ર જીવ-રાશિની અપેક્ષાએ તો જીવ-દ્રવ્યનું સ્થિતિ-ક્ષેત્ર સંપૂર્ણ લોકાકાશ જ છે. આથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે, એક જીવ-દ્રવ્યનું આધાર-ક્ષેત્ર નાનામાં નાનું અને મોટામાં મોટું કેટલું હોઇ શકે છે ? જૈન શાસ્ત્ર આનો ઉત્તર એ આપે છે કે એક જીવનું સ્થિતિ-ક્ષેત્ર નાનામાં નાનું અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડું અને મોટામાં મોટું તે સંપૂર્ણ લોકાકાશ જેવડું હોઇ શકે છે. મોટામાં મોટું ક્ષેત્ર તો કેવલિ-સમુદ્ઘાત આશ્રીને જ છે એ વાત આપણે ૪૫૨મા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ.

આ ઉપરથી એ વાત ફલિત થાય છે કે જીવ-દ્રવ્યનું નાનામા નાનું સ્થિતિ-ક્ષેત્ર અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડા લોકાકાશના ખંડ જેટલું છે કે જે સમગ્ર લોકાકાશનો એક અસંખ્યાતમો જ ભાગ છે. જે જીવનું આવડું ક્ષેત્ર છે તેનું જ કાલાંતરે અથવા એ જ સમયમા કે અન્ય કોઇ જીવનું આધાર-ક્ષેત્ર આથી બમણું, ત્રણ ગુણું કે વધતાં વધતાં ક્યારેક અસંખ્યાત ગુણું પરંતુ લોકાકાશના તો સંખ્યાતમા ભાવ જેવડું હોય છે; કેવલિ-સમુદ્ઘાત આશ્રીને તો સમગ્ર લોકાકાશ જેટલું હોય છે.

જૈન દર્શનનું મંતવ્ય એ છે કે પ્રત્યેક જીવના પ્રદેશોની સંખ્યા અસંખ્યાતની છે. આ અસંખ્યાતના જુદા જુદા અસંખ્યાત પ્રકારો અત્ર ન સમજતાં તે સર્વ જીવો આશ્રીને પ્રદેશોની સંખ્યા એક સરખી જ સમજવાની છે. અર્થાત્ પ્રદેશની સંખ્યાની અપેક્ષાએ તો બધા જીવો સરખા જ છે

---

૧ આ સબંધમા ભગવતી (શ ૧૩, ઉ. ૪, સૂ ૪૮૧)ની વૃત્તિના ૬૦૮મા અને ૬૦૯મા પત્રમા એમ પણ કહ્યું છે કે ઔષધીના મહિમાથી એક કર્ષ પ્રમાણ પારામાં સો કર્ષ જેટલું સોનુ સમાય છે અને તેમ છતા એનું વજન એક કર્ષથી વધારે થતું નથી. વળી ઔષધીના સામર્થ્યથી પારાને અને સોનાને છૂટા પાડતા સો કર્ષ જેટલું સોનું અને એક કર્ષ જેટલો પારો મળી રહે છે. આ હકીકત આધુનિક વૈજ્ઞાનિક દૃષ્ટિએ કેવી રીતે સંગત થઇ શકે તે વિચારવા જેવું છે.

આત્મ-પ્રદેશોની સંખ્યા અસંખ્યાત હોવાથી તે આંકડાથી ન દર્શાવી શકાય, કિન્તુ પલ્યોપમાદિની પેઠે તો તેનું સ્વરૂપ આલેખી શકાય તેમજ વળી જે અસંખ્યાતના મુખ્ય [1]નવ પ્રકારો છે તે પૈકી તેનો અમુક પ્રકાર છે કે અમુક બે પ્રકારોની વચ્ચે તેનો સમાવેશ થાય છે એવો તો જરૂર નિર્દેશ કરી જ શકાય તેમ છે તો તે વિષે આવો કશો ઉલ્લેખ છે કે? જો ન હોય તો સમગ્ર જીવો તુલ્ય પ્રદેશવાળા છે એમ માનતા ખંચાવું પડશે. એટલે કે પ્રત્યેક જીવના પ્રદેશો અસંખ્યાત છે એટલા પૂરતી જ સમાનતા હોય, પરંતુ અસંખ્યાતની વિવિધતા આશ્રીને તેમાં વિવિધતા ઉપસ્થિત થતી હોય એવું સૂચન થશે. વિશેષમાં કીડીના આત્મ-પ્રદેશની સંખ્યા અસંખ્યાતની છે તેમજ કુંજરના અને વળી કેવલિ-સમુદ્ઘાત વેળા આશ્રીને કેવલીના આત્મ-પ્રદેશોની સંખ્યા પણ અસંખ્યાતની છે. આથી એ શંકા પણ ઉદ્ભવે કે જો સમુદ્ઘાત-અવસ્થા દરમ્યાન કેવલજ્ઞાનીના આત્મ-પ્રદેશોની સંખ્યા કીડીના આત્મ-પ્રદેશોની સંખ્યાની બરાબર જ હોય તો પ્રદેશોનું પરિમાણ અનિયત ઠરે છે એટલું જ નહિ પરંતુ ' પ્રદેશ ' એવો વ્યવહાર અસત્ય નહિ તો ઔપચારિક જરૂર જ જણાય છે, કેમકે કેવલીના એક એક પ્રદેશના કીડીના એક એક પ્રદેશ જેવડા તો કેટલાએ અંશો કલ્પી શકાય.

---

૧ સંખ્યાના એકંદર ત્રણ વિભાગો છે.-( અ ) સંખ્યાત, ( આ ) અસંખ્યાત અને ( ઇ ) અનંત. તેમા સંખ્યાતના ( અ ) જઘન્ય, ( આ ) મધ્યમ અને ( ઇ ) ઉત્કૃષ્ટ ( સરખાવો આધુનિક ગણિતની ' Alef-zero ' નામની સંજ્ઞા ) એ ત્રણ, અસંખ્યાતના ( અ ) પરિત્ત, ( આ ) યુક્ત અને ( ઇ ) અસંખ્યાત એ ત્રણ, અને અનંતના ( અ ) પરિત્ત, ( આ ) યુક્ત અને ( ઇ ) અનંત એ ત્રણ પેટા-વિભાગો છે. વળી અસંખ્યાત અને અનંતના પ્રત્યેક પેટાવિભાગના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ ત્રણ ભેદો છે આથી સંખ્યાના કુલે ૨૧ ભેદો પડે છે. આ પૈકી સર્વ જઘન્ય અને ઉત્કૃષ્ટ સંખ્યાઓ પ્રતિનિયત હોવાથી એક એક પ્રકારની જ છે, પરંતુ મધ્યમ સંખ્યાઓ તેવી નથી. મધ્યમ સંખ્યાતના સંખ્યાત, મધ્યમ અસંખ્યાતના અસંખ્યાત અને મધ્યમ અનંતના અનંત ભેદો છે. નવ પ્રકારના અસંખ્યાતના નામો નીચે મુજબ છે:—

( ૧ ) જઘન્ય પરિત્ત અસંખ્યાત, ( ૨ ) મધ્યમ પરિત્ત અસં૰, ( ૩ ) ઉત્કૃષ્ટ પરિત્ત અસં૰, ( ૪ ) જઘન્ય યુક્ત અસં૰ ( ૫ ) મધ્યમ યુક્ત અસં૰, ( ૬ ) ઉત્કૃષ્ટ યુક્ત અસં૰, ( ૭ ), જઘન્ય અસંખ્યાત અસં૰, ( ૮ ) મધ્યમ અસં૰ અસં૰, અને ( ૯ ) ઉત્કૃષ્ટ અસં૰ અસં૰.

અત્ર એ ધ્યાનમા રાખવુ કે પ્રાચીન ગ્રીકોની પેઠે (see History of Mathematics by Smith vol. II p 26 ) જૈન દૃષ્ટિ પ્રમાણે એકની સંખ્યાની ગણના જ નથી. એકને માટે ' રૂપ ' સંજ્ઞા વપરાય છે આ વાત શ્વેતાબર તેમજ દિગંબર ઉભયને માન્ય છે. જુઓ ચોથો કર્મગ્રન્થ ( ગા. ૭૮ ) તેમજ ગોમ્મટ૦નો જીવકાડ ( ગા. ૧૦૮ અને ૧૧૦ ) તથા પ્રવચનસારના જ્ઞેયાધિકાર ( ગા. ૭૪ ) ની ટીકા. બે એ 'જઘન્ય સખ્યાત' છે. ત્રણથી માડીને તે ઉત્કૃષ્ટ સખ્યાતથી એક ન્યૂન સુધીની સર્વ સંખ્યાઓ ' મધ્યમ સંખ્યાત ' કહેવાય છે ઉત્કૃષ્ટ સખ્યાતમા એક ઉમેરવાથી જે સખ્યા આવે તે 'જઘન્ય પરિત્ત અસંખ્યાત' કહેવાય છે. આ તેમજ અસખ્યાતના બીજા પ્રકારો ધ્યાનમા આવે તે માટે ઉત્કૃષ્ટ સંખ્યાતનુ સ્વરૂપ જાણવું જોઇએ, પરંતુ હાલ તુરત તો તેનો વિચાર કરવો માડી વાળી અને પરિશિષ્ટમા તેની રૂપરેખા આલેખવાની આશા રાખી અત્ર વિરમવામા આવે છે. એના જિજ્ઞાસુને અનુયોગદ્વાર ( સૂ. ૧૪૬ ), ચોથો કર્મગ્રંથ ( ગા ૭૧-૮૬ ) તેમજ લોકપ્રકાશ ( સ ૧ ) જોવા ભલામણ છે. વિશેષમા The Jaina Gem Dictionary ( જૈન રત્નકોષ ) નામના પુસ્તક ( પૃ. ૧૪૦-૧૪૧ )મા આ હકીકત અગ્રેજીમા રજુ કરાયેલી છે તે પણ વિચારવા જેવી છે.

વળી સિદ્ધોની અવગાહના એક સરખી નથી અર્થાત્ એક હાથ અને આઠ આંગળથી માંડીને તે ૩૩૩ ધનુષ્ય, ૧ હાથ અને આઠ આંગળ જેટલી તેમાં તરતમતા રહેલી છે. એ ઉપરથી એમ શંકા ઉદ્‌ભવે કે પ્રત્યેક સિદ્ધના આત્મ-પ્રદેશોની સંખ્યા તુલ્ય માનવા જતાં તો પ્રદેશનું પરિમાણ અનિયત જણાય છે. અને જો તેને નિયત માનવું હોય તો પુદ્‌ગલના પ્રદેશોના આધાર-ક્ષેત્ર માટે જેવી વિચિત્રતા સ્વીકારાઇ છે તેવી અત્ર સ્વીકારવી પડશે-અર્થાત્ કોઇ જીવનો એક આત્મ-પ્રદેશ એક આકાશ-પ્રદેશમાં સ્થિત છે તો કોઇક તો બે આકાશ-પ્રદેશમા અને કોઇક તો વળી ત્રણ એમ વધતાં વધતાં અસંખ્યાત આકાશ-પ્રદેશોમાં.

આ પ્રમાણેની શંકાઓનો સર્વાંશે સવિસ્તર ઉત્તર આપવાનું અત્ર શક્ય નથી એટલે ટુંકમાં તેનું સમાધાન સૂચવીશું. કોઇ પણ જીવના પ્રદેશોની સંખ્યા લોકાકાશ, ધર્માસ્તિકાય કે અધર્માસ્તિકાયના પ્રદેશો જેટલી જ અસંખ્યાત હોવાથી પ્રતિનિયત છે એટલે એ સંખ્યામા વધ-ઘટ સંભવતી જ નથી. અત્ર અસંખ્યાતના નવ પ્રકારોમાંથી કયો પ્રકાર સમજવો તે વિષે કોઇ સ્પષ્ટ ઉલ્લેખ જણાતો નથી. ચોથા કર્મગ્રન્થની ગા. ૮૧-૮૩ વિચારતાં તે નવમું અસંખ્યાત તો નથી જ, પરંતુ એનાથી કોઇ ઉતરતું અસંખ્યાત હોવાનું સૂચન થાય છે. હવે પ્રદેશના પરિમાણનો વિચાર કરવો રહ્યો. તેમાં પ્રદેશનું લક્ષણ પરમાણુની સર્વ સૂક્ષ્મ આપેક્ષિક અવગાહના છે એમ **તત્ત્વાર્થ**-ભાષ્ય (પૃ. ૩૨૯)મા સૂચવાયું છે. સસારી જીવના કાર્મણ યોગને લઇને પ્રદેશોની અવગાહનામાં ફરક પડે છે. સિદ્ધના જીવોની પ્રદેશોની અવગાહનાનો આધાર તો પૂર્વ ભવના માનુષિક શરીરની અવગાહના ઉપર રહેલો છે એટલે કે એની અવગાહના એનાથી ત્રીજે ભાગે હીન હોય છે, કેમકે મનુષ્ય-શરીરમા ત્રીજે ભાગે પોલાણ છે. એને યોગનો નિરોધ કરી મુક્તિએ જતી વેળા આત્મ-પ્રદેશો દ્વારા પૂરી દેવામાં આવે છે. આનાથી પ્રદેશોની ઓછી અવગાહના કરવાનું સામર્થ્ય અનત વીર્યશાળી કેવલીમાં પણ નથી. એટલે આ અવગાહનાથી ઓછી અવગાહના સિદ્ધ દશામાં હોય જ નહિ. આનાથી વિશેષ અવગાહના કરવા માટે કોઇ પ્રયોજન નથી એટલે આ અવગાહના કાયમ રહે છે. આથી સમજાય છે કે સિદ્ધની અવગાહના પૂર્વ પૂર્વ શરીરની અવગાહનાથી ⅔ હોવાથી સર્વ સિદ્ધોની અવગાહના એક સરખી સંભવતી નથી.

આપણે ૫૬૦ મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ પુદ્‌ગલના પ્રદેશની સંખ્યા જેટલી જ એના આધાર-ક્ષેત્રના પ્રદેશની સંખ્યા હોવી જ જોઇએ એવો નિયમ નથી. ઉલટું અનંતાનત પરમાણુઓની કે એનો બનેલો સ્કંધની અવગાહના એક પ્રદેશ જેટલી પણ સંભવે છે. આ પ્રમાણે વિચારતાં તો જીવના અવગાહના-ક્ષેત્રના પ્રદેશોની સંખ્યામાં વધઘટ થતા જીવના પ્રદેશોની સખ્યા કાયમ ન રહી શકે એમ કહેવાય તેમ જણાતું નથી.

વિશેષમા જીવ વસ્તુતઃ તો અમૂર્ત જ છે, પરંતુ કર્મના સબધની દૃષ્ટિએ તે મૂર્ત છે. એટલે કે પ્રત્યેક જીવના પ્રદેશોની સંખ્યા તુલ્ય હોવા છતા કર્મરૂપ ઉપાધિ આશ્રીને તેની અવગાહનામા ભિન્નતા ઉપસ્થિત થાય છે અન્ય શબ્દોમા કહીએ તો તુલ્ય પ્રદેશવાળા એક જીવ-દ્રવ્યના પરિમાણમાં કાલ-ભેદથી જે ન્યૂનાધિકતા જણાય છે અથવા જુદા જુદા જીવ-દ્રવ્યોનાં પરિમાણોમા એક જ સમયમા જે ન્યૂનાધિકતા દૃષ્ટિગોચર થાય છે તેનું કારણ અનાદિ કાળથી જીવની સાથે લાગેલાં અને અનંત અણુ-પ્રચયરૂપ કર્મનો સંબંધ જ છે. કર્મનો ઉદય સદા એક-

સરખો રહેતો નથી એટલે એના સંબંધથી ઔદારિકાદિ જે અન્ય શરીર પ્રાપ્ત થાય છે તે પણ કર્મ અનુસાર નાનાં મોટાં હોય છે.

ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણ દ્રવ્યો પણ જીવની જેમ અમૂર્ત છે, છતાં જેમ જીવની અવગાહનાના પરિમાણમા પરિવર્તન થાય છે તેમ આ દ્રવ્યોમાં થતું નથી તેનું કારણ સ્વભાવ-ભેદ જ સંભવે છે. જીવ-દ્રવ્યનો સ્વભાવ જ એવો છે કે કાર્મણ યોગ મુજબ નિમિત્તાનુસાર તેના પરિમાણમા વધ-ઘટ થાય છે. જેમ ખુલ્લી જગ્યામા રાખેલા પ્રદીપના પ્રકાશનું ક્ષેત્ર અમુક પરિમાણનું હોય છે, પરંતુ જયારે એને એક ઓરડીમા રાખવામા આવે ત્યારે તેનો પ્રકાશ એ ઓરડી પૂરતો જ બની જાય છે અને વળી જો એને એક હાડીમા રાખીએ તો તેટલા ક્ષેત્રમા એનો પ્રકાશ ફેલાઇ રહે છે તેમ જીવ-દ્રવ્ય પણ સંકોચ-વિકાસશીલ છે એટલે શરીર અનુસાર એના પરિમાણમાં સંકોચ-વિકાસ થાય છે.

**જીવના પ્રદેશોના સંકોચ અને વિકાસની મર્યાદા—**

આપણે ૫૬૧મા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ તેમ જીવના પ્રદેશો સંકોચાતાં તે અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડો નાનો બની રહે છે. એથી નાનો તે થતો નથી અર્થાત્ લોકાકાશના અસંખ્યાત પ્રદેશરૂપ અસંખ્યાતમા ભાગથી નાના વિભાગમાં એટલે કે આકાશના એક પ્રદેશ ઉપર કે બે, ત્રણ, ચાર એમ થોડા જ પ્રદેશો ઉપર તે સમાઇ શકતો નથી;[1] એવી જ રીતે કેવલિ-સમુદ્ઘાત વખતે સંપૂર્ણ વિકાસ દરમ્યાન તે સંપૂર્ણ લોકાકાશને વ્યાપી રહે છે, પરંતુ એથી વધારે વિસ્તૃત ક્ષેત્રને તે અવગાહી શકતો નથી. આ પ્રમાણેની પરિસ્થિતિ સકારણ છે; કેમકે સંકોચની મર્યાદા કાર્મણ શરીર ઉપર આધાર રાખે છે અને કોઇ પણ કાર્મણ શરીર અંગુલના અસંખ્યાતમા ભાગથી નાનું સંભવતું જ નથી; એથી કરીને જીવના પ્રદેશોનું સંકોચ-કાર્ય આથી આગળ વધી શકતું નથી—આનાથી વિશેષ નાનો જીવ બને એમ થઇ શકતું નથી. વિકાસની મર્યાદા માટે બે કારણો સમજાય છે. એક તો ગતિ વિના વિકાસનો કશો અર્થ જ નથી, અર્થાત્ કાર્મણ શરીરરૂપ ઉપાદાનજન્ય ગતિ વિના વિકાસ થઇ શકતો નથી, વિકાસ એ ગતિનું કાર્ય છે અને ગતિ ધર્માસ્તિકાયરૂપ આપેક્ષિત કારણની અપેક્ષા રાખે છે. વાસ્તે લોકાકાશની બહાર કે જ્યાં ધર્માસ્તિકાયનો અભાવ છે ત્યાં વિકાસ માટે સ્થાન નથી. આથી વિકાસનુ ક્ષેત્ર લોકાકાશ જેવડું જ હોઇ શકે છે, એથી વધારે તો નહિ જ. વળી પ્રત્યેક જીવના પ્રદેશોની સંખ્યા લોકાકાશના પ્રદેશો જેટલી જ છે એટલે વધારેમા વધારે વિકસિત દશામાં જીવનો પ્રત્યેક પ્રદેશ આકાશના એક પ્રદેશને વ્યાપીને રહે છે, નહિ કે બે અથવા અધિકને.

આપણે ઉપર જોઇ ગયા તેમ જીવના પ્રદેશોનો સંકોચ અને વિકાસ થતો હોવાથી તો હાથીના શરીરમા રહેલો જીવ કર્મવશાત્ જ્યારે કીડા તરીકે જન્મે છે ત્યારે તે એવડા નાના શરીરમા સમાઇ જાય છે; અને કીડાના શરીરમાં રહેલો જીવ કર્મવશાત્ જ્યારે કુંજર તરીકે ઉત્પન્ન થાય છે ત્યારે તે એવડા મોટા શરીરમા ફેલાઇ જાય છે. આ પ્રમાણે સંકોચ અને વિકાસ પોતપોતાનુ કાર્ય કરે છે. એના લક્ષણો પરત્વે ગ્રંથકારનું શું કહેવું છે તે જોઇ લઇએ. તેમા **પ્રદેશ-સંહારનું લક્ષણ** તેઓ એમ નિર્દેશે છે કે—

---

૧ સામાન્ય રીતે જીવ ઓછામા ઓછા અસંખ્યાત આકાશ-પ્રદેશોને અવગાહીને રહે છે, એથી ઓછ પ્રદેશ ઉપર તે રહી શકતો નથી, પરંતુ એક આકાશ-પ્રદેશ ઉપર નિગોદનો એક જીવ જ નહિ પણ અનંત જીવો સંપૂર્ણતઃ રહી શકે છે

**कार्मणशरीरनिमित्तवशाद् गृहीतसूक्ष्मनामकर्मानुवर्तनरूपत्वम्, कर्मवशाद् गृहीतसूक्ष्मनामकर्मानुसरणरूपत्वं वा प्रदेशसंहारस्य लक्षणम् । ( २०९ )**

અર્થાત્ કાર્મણ શરીરરૂપ નિમિત્તને લઈને ગ્રહણ કરાયેલા સૂક્ષ્મ-નામ-કર્મ પ્રમાણેનું વર્તન 'પ્રદેશ-સંહાર' કહેવાય છે. અન્ય શબ્દોમા કહીએ તો કર્મને વશ થઇ ગ્રહણ કરાયેલા સૂક્ષ્મ-નામ-કર્મને અનુસરવું તે 'પ્રદેશ-સંહાર' છે. પ્રદેશ-સહાર કહો કે પ્રદેશોનો સંકોચ કહો તે એક જ છે. પ્રથમના દેહ કરતાં નાના દેહમા સમગ્ર આત્મ-પ્રદેશોનું અવગાહન એ આનો અર્થ છે.

**પ્રદેશ-વિસર્ગનું લક્ષણ—**

**कार्मणशरीरनिमित्ताद् बादरनामकर्मानुसरणरूपत्वं प्रदेशविसर्गस्य लक्षणम् । ( २१० )**

અર્થાત્ કાર્મણ શરીરરૂપ નિમિત્તને લઇને બાદર-નામ-કર્મને અનુસરવું તે 'પ્રદેશ-વિસર્ગ' કહેવાય છે. આનો અર્થ પ્રદેશોનો વિકાસ છે. એટલે કે પ્રથમના શરીર કરતા મોટા શરીરને વ્યાપીને સમગ્ર આત્મ-પ્રદેશોનું અવગાહન તે પ્રદેશોનો 'વિકાસ' છે.

આ સંબંધમાં **આચારાંગ**ની નિર્યુક્તિમા કહ્યું છે કે—

" [1]संकुचियवियसियत्तं एसो जोवस्स होइ जीवगुणो ।
पूरेइ हंदि लोगं बहुप्पएसत्तणगुणेणं ॥ १७१ ॥ "

અર્થાત્ સયોગિવીર્ય સદ્દ્રવ્યને લઈને પ્રદેશના સંહાર અને વિસર્ગ દ્વારા આધારવશાત્ પ્રદીપની પેઠે જીવ સંકોચાય છે અને વિકાસ પામે છે. આ પ્રમાણેના સંકોચ અને વિકાસ એ જીવના આત્મરૂપ ગુણ છે. કેવલિ-સમુદ્ઘાત આશ્રીને તો તે બહુ ( લોકાકાશના જેટલા ) પ્રદેશવાળો હોવાથી સમગ્ર લોક વ્યાપી થઇ શકે છે.

આ પ્રમાણે આપણે જીવના પ્રદેશ સંબંધી પ્રકરણ પૂર્ણ કરીએ તે પૂર્વે **તિષ્યગુપ્ત** નામના બીજા અને [2]**ષડુલૂક રોહગુપ્ત** નામના છઠ્ઠા નિહ્નવના વક્તવ્યનુ અને તેની મીમાંસાનું દિગ્દર્શન કરી લઇએ.

**તિષ્યગુપ્તનું મંતવ્ય—**

શ્રમણ ભગવાન્ **મહાવીર**ને કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ ત્યાર પછી સોળ વર્ષે 'ઋષભપુર'માં યાને 'રાજગૃહ' નગરમાં જીવ-પ્રદેશિક દૃષ્ટિ ઉદ્ભવી. ચૌદપૂર્વધર શ્રીમાન્ **વસુ** નામના આચાર્યના **તિષ્યગુપ્ત** શિષ્યને એક દિવસ 'આત્મ-પ્રવાદ' નામના પૂર્વમાના નિમ્ન-લિખિત-આલાપકના અર્થ વિષે વિપ્રતિપત્તિ થઈ:—

---

૧ છાયા—**सङ्कुचितविकसितत्वमेष जीवस्य भवति जीवगुणः ।
पूरयति हन्त लोकं बहुप्रदेशत्वगुणेन ॥**

૨ દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ છ પદાર્થોની પ્રરૂપણા કરવાથી તેમજ એના ગોત્રનું નામ 'ઉલૂક' હોવાથી એ ષડુલૂક કહેવાય છે.

" [1]एगे भंते ! जीवपएसे जीवे त्ति वत्तव्वं सिया ? नो इणट्ठे समट्ठे। एवं दो, तिन्नि, जाव दस, संखेज्जा, असंखेज्जा भंते ! जीवपएसा जीव त्ति वत्तव्वं सिया ? नो इणट्ठे समट्ठे । एगपएसूणे वि ण जीवे नो जीवे त्ति वत्तव्वं सिया । से केणं अट्ठेणं ? जम्हाणं कसिणे पडिपुन्ने लोगागासपएसतुल्ले जीवे जीवे त्ति वत्तव्वं सिया । से तेणं अट्ठेणं । "

અર્થાત્ હે ભગવન્ ! જીવના એક પ્રદેશને જીવ કહેવાય ? ના, એ અર્થ યોગ્ય નથી. ત્યારે શું જીવના બે, ત્રણ યાવત્ દશ, સંખ્યાત, અસંખ્યાત પ્રદેશોને જીવ કહેવાય ? ના, એ અર્થ પણ વ્યાજબી નથી. જીવના સર્વ પ્રદેશોમાંથી ફક્ત એક પ્રદેશ ઓછો હોય તો પણ તે જીવ કહેવાય નહિ, કેમકે સંપૂર્ણ લોકાકાશના પ્રદેશ જેટલા જીવના પ્રદેશ હોય તો જ જીવ કહેવાય.

મિથ્યાત્વના ઉદયથી **તિષ્યગુપ્ત** આનો ખરો અર્થ સમજી ન શક્યો તે એમ સમજ્યો કે એક, બે યાવત્ એક પ્રદેશ ન્યૂન હોય તો પણ જીવ ન કહેવાય; વાસ્તે જે છેલ્લા પ્રદેશ વડે જીવ પૂર્ણ થાય છે તે પ્રદેશ જ જીવ છે, તે સિવાયના પ્રદેશો જીવ નથી.

ગુરુએ આ અનુચિત માન્યતાનું નિરસન કરવા કહ્યું કે હે **તિષ્યગુપ્ત** ! જ્યારે તું જીવના પ્રથમ પ્રદેશને જીવ માનતો નથી તો તારાથી અન્તિમ પ્રદેશને પણ જીવ ન કહેવાય, કેમકે એ પ્રદેશ પણ બીજા પ્રથમાદિ પ્રદેશોના જેવા જ પરિણામવાળો છે. વળી અન્તિમ પ્રદેશ અસંખ્યાત પ્રદેશની સંખ્યાને પૂર્ણ કરે છે, પરંતુ આદ્ય પ્રદેશ તેમ કરતો નથી એવી વિશેષતા માટે સ્થાન નથી, કેમકે દરેક પ્રદેશ વિવક્ષિત સંખ્યાની પૂર્તિ કરે છે. તેમ છતાં અન્તિમ પ્રદેશને જીવ માનવામા આવે તો પછી પ્રત્યેક પ્રદેશને જીવ માનવાનો પ્રસંગ પ્રાપ્ત થાય અને એથી દરેક જીવમા અસંખ્યેય જીવાત્માઓ માનવા પડે; અથવા જેમ તારી સમજ પ્રમાણે અન્તિમ સિવાયના પ્રદેશોમાં જીવનો અભાવ છે તેમ અન્તિમ પ્રદેશ કે જે પરિણામાદિની અપેક્ષાએ બાકીના પ્રદેશો સાથે મળતો છે તેમાં પણ જીવનો અભાવ માનવો પડશે એટલે કોઇ પણ પ્રદેશમા જીવત્વ મનાશે જ નહિ. આથી સજીવ જીવ નિર્જીવ ગણાશે.

વળી અન્તિમ પ્રદેશ સિવાયના અન્ય પ્રદેશોમાં જીવ દેશથી છે, જ્યારે અન્તિમ પ્રદેશમાં તે સર્વથી છે–સંપૂર્ણ જીવ છે એમ પણ કહેવાય તેમ નથી; કેમકે પ્રથમાદિ પ્રદેશો જેવો જ અન્તિમ પ્રદેશ હોવાથી તેમા પણ દેશથી જ જીવ ઘટી શકશે. વિશેષમાં અન્તિમ પ્રદેશમાં સંપૂર્ણ જીવ માનતાં પ્રત્યેક પ્રદેશમાં તેમ માનવું પડશે. આ ઉપરાત આલાપકમા અન્તિમ સિવાયના પ્રદેશોમાં જીવનો નિષેધ છે એમ તું માને છે તે અસ્થાને છે, કેમકે અન્તિમ પ્રદેશ પણ એક જ હોવાથી એમા પણ જીવનો નિષેધ કરાયો જ છે. વળી જો તું આગમને પ્રમાણરૂપ ગણતો હોય તો સર્વે સંપૂર્ણ જીવના પ્રદેશોને જ ત્યાં જીવરૂપ ગણ્યા છે એ વાત ભૂલી ન જા એક તંતુ પટનો ઉપકારી છે–તેના વિના પટ સંપૂર્ણ ન કહેવાય; પરંતુ તેમ છતાં તે એક તંતુ જેમ સંપૂર્ણ પટ

---

૧ છાયા—एको भदन्त ! जीवप्रदेशो जीव इति वक्तव्य स्यात् ? नो अयमर्थः समर्थः । एवं द्वौ त्रयो यावद् दश सङ्ख्येया असङ्ख्येया भदन्त ! जीवप्रदेशा जीव इति वक्तव्यं स्यात् ? नो अयमर्थः समर्थः । एकप्रदेशोनोऽपि जीवो नो जीव इति वक्तव्यं स्यात् । अथ केनार्थेन ? यत कृत्स्न. परिपूर्णो लोकाकाशप्रदेशतुल्यो जीवो जीव इति वक्तव्यं स्यात् । अथ तेनार्थेन ।

ન કહેવાય, કિન્તુ સર્વે સમુદિત તંતુઓ જ પટ કહેવાય તેમ જીવનો એક પ્રદેશ તે જીવ ન કહેવાય, પરંતુ તેના સર્વે સમુદિત પ્રદેશો જ જીવ કહેવાય.

વિશેષમાં જો તું 'એવંભૂત' નય પ્રમાણે વિચાર કરવા માંગતો હોય તો એ નય અનુસાર દેશ કે પ્રદેશ વસ્તુથી ભિન્ન નથી એટલે દેશ કે પ્રદેશ વસ્તુરૂપ જ નથી. એથી કરીને તું સંપૂર્ણ પ્રદેશાત્મક જીવ માન. વળી ગામ બળ્યું ઇત્યાદિ ન્યાયે એક દેશને પણ સમગ્ર વસ્તુના ઉપચારથી સંપૂર્ણ તું માનતો હોય તો એ પ્રમાણે અન્તિમ સિવાયના બાકીના પ્રદેશોમાં પણ ઉપચારથી જીવ સ્વીકાર અથવા એવો ઉપચાર પણ કંઇક ન્યૂન પ્રદેશોમાં થાય, કિન્તુ માત્ર અન્તિમ પ્રદેશમા જ જીવ છે એવો ઉપચાર ન થાય. જેમ થોડાક તંતુઓથી ન્યૂન પટમાં પટનો ઉપચાર કરાય છે પણ એક જ તંતુમા તેવો ઉપચાર કરાતો નથી તેમ અત્ર સમજવું.

આ પ્રમાણે ગુરુએ શિષ્યને ઘણું ઘણું સમજાવ્યું, પરંતુ તે બોધ ન પામ્યો ત્યારે તેને ગચ્છ બહાર કરવામા આવ્યો. તે વિહાર કરતો કરતો એક દિવસ 'આમલકલ્પા' નગરીએ જઇ પહોંચ્યો. ત્યાં **મિત્રશ્રી** નામના શ્રાવકના હાથે તે પ્રતિબોધ પામ્યો.

પ્રસંગ એમ બન્યો કે **તિષ્યગુપ્ત** આ શ્રાવકને ત્યા ભિક્ષાર્થે ગયો. ત્યાં, ભોજ્ય ભોજન, પાન, વ્યંજન, વસ્ત્ર દરેકનો સમૂહ આગળ ધરી તેમાથી એક એક અવયવ **તિષ્યગુપ્તને** તેણે આપ્યો. આથી **તિષ્યગુપ્તે** કહ્યું કે શું તું અમારી મશ્કરી કરે છે? **મિત્રશ્રીએ** જવાબ આપ્યો કે આપનો મત એવો છે કે અન્ત્ય અવયવ જ અવયવી છે, એટલે જો આપનો સિદ્ધાન્ત સાચો છે તો આ મશ્કરી કેમ કહેવાય અને જો તે અસત્ય હોય તો પછી કહેવું જ શું ?

આ ઉપરથી પ્રતિબોધ પામતાં **તિષ્યગુપ્તે** શ્રાવકની ક્ષમા યાચી અને તેમ થતાં શ્રાવકે સંપૂર્ણ ભોજ્ય ભોજન આપી તેમનો ભક્તિપૂર્વક સત્કાર કર્યો. પછીથી આ મુનિરાજ પોતાના ગુરુદેવ પાસે ગયા અને તેમની આજ્ઞા પાળવા લાગ્યા.

**રોહગુપ્તની નિહ્નવતા—**

**શ્રીમહાવીરના** નિર્વાણ બાદ ૫૪૪ વર્ષે 'અંતરંજીકા' નગરીમાં ત્રૈરાશિક દૃષ્ટિ ઉત્પન્ન થઇ. આ નગરીમાં **બલશ્રી** નામનો રાજા રાજ્ય કરતો હતો. ત્યાં 'ભૂતગૃહ' નામનું ચૈત્ય હતું. ત્યાં **શ્રીગુપ્ત** આચાર્યના શિષ્ય **રોહગુપ્તે પોટ્ટશાલ** પરિવ્રાજકની ઘોષણાનો પ્રતિષેધ કર્યો અને તેને વાદમાં હરાવ્યો. તેણે પરિવ્રાજકને કેવી રીતે પરાસ્ત કર્યો તેનું પોતાના ગુરુ આગળ નિવેદન કરતાં કહ્યું કે પરિવ્રાજકે જીવ અને અજીવ એવી બે રાશિ ગ્રહણ કરી એટલે મેં 'નોજીવ' એવી ત્રીજી રાશિ ગ્રહણ કરી ગિરોલી વગેરેના છેદાયેલા પુંછડા વગેરેના દૃષ્ટાંતથી એ પક્ષનું ખંડન કર્યું. આ સાંભળીને ગુરુએ કહ્યું કે તેં પરિવ્રાજકને હરાવ્યો એ ઠીક કર્યું, પરંતુ એને હરાવ્યા પછી સભા સમક્ષ તારે એમ કહેવું જોઇતું હતું કે આ ત્રીજી રાશિ અમારા જૈન મત અનુસાર નથી, એ તો અપસિદ્ધાન્ત છે અને પરિવ્રાજકનો પરાભવ કરવા માટે જ મેં એની પ્રરૂપણા કરી હતી વાસ્તે તું ફરીથી ત્યા જા અને લોકોને જણાવ કે આ તો અપસિદ્ધાન્ત છે. **રોહગુપ્તે** તેમ કરવા ના પાડી અને ઉલટો ગુરુ સાથે તે નીચે મુજબ વાદવિવાદ કરવા લાગ્યો:—

'નો' શબ્દનો પ્રયોગ દેશનો નિષેધ કરવા માટે થાય છે, કિન્તુ સર્વનો નિષેધ કરવા માટે થતો નથી; એથી કરીને નોજીવ એટલે જીવનો એક દેશ સમજવો, કિન્તુ જીવનો સર્વથા અભાવ સમજવો નહિ. આથી ગિરોલીનું પૂછડું, મનુષ્યના છેદાયેલ હાથ વગેરે અવયવો ઇત્યાદિ જીવ અને અજીવથી વિલક્ષણ છે એટલે કે એ અવયવો જીવના વિભાગરૂપ હોવાથી તે જીવ તો કહેવાય જ નહિ તેમ તે છૂટા પડયા પછી ઉછળતા હોવાથી અજીવ પણ ન જ કહેવાય. આ પ્રમાણે તે જીવ અને અજીવથી વિલક્ષણ લક્ષણવાળા હોવાથી નોજીવ જ કહી શકાય.

વળી **પ્રજ્ઞાપના** વગેરેમાં અરૂપી અજીવના ધર્માસ્તિકાયાદિ જે દશ ભેદો ગણાવ્યા છે તેમાં ધર્માદિના દેશને પૃથક્ વસ્તુ તરીકે ગણાવેલ છે. જો એમ ન હોય તો દશ ભેદો ઘટી શકે નહિ. અત્ર ધર્માદિના દેશ મૂળ દ્રવ્યથી વસ્તુતઃ અભિન્ન હોવા છતાં પણ જ્યારે અત્ર ભિન્ન ગણાવાયા છે તો ગિરોલીનું પૂછડું વગેરે છેદાઇને પૃથક્ થયેલ હોવાથી તેની ભિન્ન તરીકે ગણના કરવી જ જોઇએ. તદનુસાર એ અવયવ નોજીવ જ કહેવાય. વિશેષમાં સમભિરૂઢ નય પણ જીવના પ્રદેશને નોજીવ જ કહે છે. આ વાતની **અનુયોગદ્વાર** ( સૂ. ૧૪૫)ગત નિમ્ન–લિખિત પંક્તિ સાક્ષી પૂરે છેઃ—

" [1]जइ कम्मधारएण भणसि तो एवं भणाहि–जीवे य से पएसे य से सपएसे नोजीवे । "

આ ઉપરથી જોઇ શકાય છે કે જેમ ઘરનો એક દેશ ' નોઘર ' કહેવાય છે તેમ જીવના પ્રદેશરૂપ એક દેશ ' નોજીવ ' છે. અને આ હકીકતને તો આગમ પણ સમર્થિત કરે છે.

આ પ્રમાણેના **રોહગુપ્ત**ના પક્ષનો પ્રતિકાર કરતાં ગુરુએ કહ્યું કે જ્યારે તું આગમને પ્રમાણરૂપ ગણે છે તો કોઇ પણ આગમમાં—સૂત્રમા નોજીવ એવી ત્રીજી રાશિ ગણાવી જ નથી; સર્વત્ર જીવ અને અજીવ એવી બે જ રાશિ ગણાવી છે. જેમકે **સ્થાનાંગ** ( સ્થા. ૨, ઉ. ૪, સૂ. ૯૫ )માં કહ્યું છે કે—

" [2]दो रासी पन्नत्ता, तंजहा–जीवरासी चेव अजीवरासी चेव "

અર્થાત્ બે રાશિ કહેલી છે. જેમકે જીવ અને અજીવ **અનુયોગદ્વાર** (સૂ. ) પણ આનું સમર્થન કરે છે. ત્યાં કહ્યું છે કે—

" [3]कइविहा णं भंते ! दव्वा पन्नत्ता ? । गोयमा ! दुविहा पन्नत्ता, तंजहा–जीवदव्वा य अजीवदव्वा य "

અર્થાત્ હે ભગવન્ ! દ્રવ્ય કેટલાં કહેલાં છે ? **હે ગૌતમ** ! દ્રવ્યો બે જાતનાં કહેલાં છે. જેમકે જીવ–દ્રવ્યો અને અજીવ–દ્રવ્યો. **ઉત્તરાધ્યાનસૂત્ર** (અ. ૩૬, ગા. ૨) પણ આ હકીકતને પુષ્ટિ આપે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

" [4]जीवा चेव अजीवा य एस लोए वियाहिए । "

વિશેષમાં ધર્માસ્તિકાયાદિના દેશ જે ગણાવાય છે તે દેશ તેમનાથી ભિન્ન નથી, કિન્તુ કેવળ વિવક્ષા અનુસાર જ તે દેશને ભિન્ન કલ્પેલા છે. ગિરોળી વગેરેનું પૂછડું કે મનુષ્યના અવયવો છેદાઇ જુદા પડયા હોય તો તે અવયવો જીવ જ છે, નહિ કે નોજીવ; કેમકે મૂળ શરીર અને એ અવયવોની વચ્ચે જીવના પ્રદેશોનો સંબંધ છે. આ સ્વકપોલકલ્પિત કથન નથી, પરંતુ **ભગવતી** (શ. ૮, ઉ. ૩, સૂ. ૩૨૫)મા આવો સ્પષ્ટ [5]પાઠ છે.વળી જેમ પ્રદીપની રશ્મિઓ ભીંત

---

૧–૪ છાયા—यदि कर्मधारयेण भणसि तत एवं भण–जीवश्च स प्रदेशश्च तस्य स्वप्रदेशो नोजीवः । द्वौ राशी प्रज्ञप्तौ, तद्यथा–जीवराशिश्चैवाजीवराशिश्चैव । कतिविधानि भदन्त ! द्रव्याणि प्रज्ञप्तानि ? गौतम ! द्विविधानि प्रज्ञप्तानि तद्यथा–जीवद्रव्याणि चाजीवद्रव्याणि च । जीवाश्चैवाजीवाश्च एष लोको व्याख्यात. ।

૫ આ રહ્યો એ પાઠ—

" अह भंते ! कुम्मे कुम्मावलिया गोहे गोहावलिया गोणे गोणावलिया मणुस्से मणुस्सावलिया महिसे महिसावलिया एएसि णं दुहा वा तिहा वा संखेज्जहा वि छिन्नाणं जे अंतरा ते वि णं तेहिं जीवपएसेहिं फुडा ? । हंता फुडा । पुरिसे णं भंते ! ते अंतरे

જેવા મૂર્ત પદાર્થના સંયોગથી ગ્રાહ્ય થાય છે, કિન્તુ તે આકાશમાં પ્રસરેલી હોય તો તે ગ્રાહ્ય થતી નથી તેમ ભાષા, ઉચ્છ્વાસાદિરૂપ જીવનાં લક્ષણો વડે જીવ શરીરમાં જણાય છે, કિન્તુ અંતરાલમાં તેનાં લક્ષણો કે તે જણાતાં નથી. વિશેષમાં દેહ રહિત એવા મુક્ત આત્માને, સૂક્ષ્મ નિગોદના જીવને તેમજ કાર્મણ યોગવાળા જીવને, જ્ઞાનાતિશયધારી આત્મા સિવાય અન્ય કોઇ જીવ જોઇ શકતો નથી. આ ઉપરાંત ભવાંતરાલવર્તી જીવની પેઠે અંતરાલવર્તી જીવ-પ્રદેશોને અગ્નિ, શસ્ત્ર વગેરે વ્યાઘાત પહોંચાડી શકતાં નથી. વળી જેમ આકાશ અમૂર્ત, અકૃત, ઘડાની ઠીબ વગેરેના જેવા વિકાર રહિત અને વિનાશ-કારણોથી પર હોવાથી એનો વિનાશ થતો નથી તેમ જીવના ટુકડે ટુકડા થઇ નાશ થતો નથી.

હે **રોહગુપ્ત** ! જો જીવના પ્રદેશનો શસ્ત્રાદિ વડે નાશ માનવામાં આવે તો કોઇ વખત જીવનો પણ સર્વાંશે વિનાશ થાય, કેમકે જેનો એક અંશ નાશ પામે છે તે ઘટાદિની પેઠે અનુક્રમે સર્વાંશે નાશ પામે છે, વાસ્તે આ માન્યતા ઉચિત નથી. જૈન મત પ્રમાણે વિદ્યમાન જીવાદિનો સર્વથા નાશ અને અવિદ્યમાન ખપુષ્પાદિનો સર્વથા ઉત્પાદ સંભવતો જ નથી. આથી તો **ભગવતી** ( શ. ૫, ઉ. ૮, સૂ. ૨૨૨ )માં કહ્યું છે કે—

---

हत्थेण वा पादेण अंगुलियाए वा सलागाए वा कट्ठेण वा कलिंचेण वा आमुसमाणे वा संमुसमाणे वा आलिहमाणे वा विलिहमाणे वा अन्नयरेण वा तिक्खेणं सत्थजाएणं आच्छिंदमाणे वा विच्छिंदमाणे वा अगणिकाएणं वा समोडहमाणे तेसिं जीवपएसाणं किंचि आबाहं वा विबाहं वा उप्पायइ छविच्छेदं वा करेइ ? । णो तिणट्ठे समट्ठे, नो खलु तत्थ सत्थं संकमइ । "

[ अथ भदन्त ! कूर्मः कूर्मावलिका गोधा गोधावलिका वृषभो वृषभावलिका मनुष्यो मनुष्यावलिका महिषो महिषावलिका एतेषां द्विधा वा त्रिधा वा सङ्ख्येयधाऽपि छिन्नानां यान्यन्तराणि तान्यपि तैर्जीवप्रदेशैः स्पृष्टानि । हन्त स्पृष्टानि । पुरुषो भदन्त ! तान्यन्तराणि हस्तेन वा पादेन वाऽङ्गुलिकया वा शलाकया वा काष्ठेन वा क्षुद्रकाष्ठेन वा आमृशन् वा संमृशन् वा आलिखन् वा विलिखन् वाऽन्यतरेण वा तीक्ष्णेन शस्त्रजातेन आच्छिन्दन् वा विच्छिन्दन् वाऽग्निकायेन वा समुपदहन् तेषां जीवप्रदेशानां किञ्चिद् आबाधां वा व्याबाधां वोत्पादयति छविच्छेदं वा करोति ? । न सोऽर्थः समर्थः, न खलु तत्र शस्त्रं सङ्क्राम्यति ।]

અર્થાત્ હે ભગવન્ ! કાચબો, કાચબાની શ્રેણી, ગોધા ( ઘો ), ગોધાની શ્રેણિ, મનુષ્ય, મનુષ્યની શ્રેણિ, મહિષ (પાડો), મહિષની શ્રેણિ-એ બધાના બે, ત્રણ કે સંખ્યાતા ખંડ કર્યા હોય તો તેમની વચ્ચેનો ભાગ શું જીવ-પ્રદેશથી સ્પૃષ્ટ (સ્પર્શાયેલો) હોય ? હે **ગૌતમ** ! હા, સ્પૃષ્ટ હોય. હે ભગવન્ ! કોઇ પુરુષ ( તે કાચબા વગેરેના ખંડોના ) વચ્ચેના ભાગને હાથથી, પગથી, આંગળીથી, સળીથી, લાકડાથી અને નાના લાકડાથી સ્પર્શ કરતો, વિશેષ સ્પર્શ કરતો, તેનું થોડું વિશેષ આકર્ષણ કરતો અથવા તેને કોઇ પણ તીક્ષ્ણ શસ્ત્રના સમુદાયથી છેદતો, વિશેષ છેદતો, અગ્નિ વડે બાળતો, તે જીવ-પ્રદેશોને અલ્પ કે અધિક પીડા ઉત્પન્ન કરે કે તેના કોઇ અવયવોનું છેદન કરે ? હે **ગૌતમ** ! એ અર્થ યથાર્થ નથી, કેમકે જીવ-પ્રદેશો ઉપર શસ્ત્ર અસર કરતું નથી.

“ [1]जीवा णं भंते ! किं वड्ढंति, हायंति, अवट्ठिया ?। गोयमा ! नो वड्ढंति, नो हायंति, अवट्ठिया । ”

અર્થાત્ હે ભગવન્ ! જીવો વધે છે, ઘટે છે કે જેટલા છે એટલાને એટલા જ રહે છે ? ગૌતમ ! જીવો નથી વધતા કે નથી ઘટતા, કિન્તુ જેટલા છે એટલાને એટલા જ કાયમ રહે છે. આ પ્રમાણેની પરિસ્થિતિ હોવાથી પ્રદેશનો નાશ માનવો તે જિન–મતનો તિરસ્કાર કરવા બરાબર છે. વળી જીવનો નાશ માનતા તો મોક્ષનો અભાવ સિદ્ધ થવાનો, કેમકે જીવનો જ જ્યારે અભાવ થાય ત્યારે મુક્તિ કોની થાય ? તેમજ મોક્ષનો અભાવ થતાં દીક્ષા વગેરે નિરર્થક ઠરે તેમજ અનુક્રમે સમગ્ર જીવોનો વિનાશ થતાં સંસારની શૂન્યતા થાય, તેમજ શુભાશુભ કર્મો ભોગવનાર કોઇ ન રહેતો હોવાથી કૃતનાશ દોષ લાગે; વાસ્તે જીવનો ખંડશઃ નાશ માનવો એ અયોગ્ય વાત છે.

વિશેષમા ગિરોલી વગેરેના શરીરથી જુદા પડેલા જે પુચ્છાદિ વિભાગનો નાશ થતો જણાય છે તે વિભાગ ઔદારિક શરીરનો છે, નહિ કે જીવનો; કેમકે જીવ તો અમૂર્ત છે એટલે એના કોઇ પણ રીતે વિભાગ પડે નહિ. વળી જેમ કોઇ પુદ્ગલ–સ્કંધમાં અન્ય પુદ્ગલ–સ્કંધનો અંશ આવીને મળે છે અને તેમાંનો કોઇક ખંડ છુટો પડી અન્યત્ર પણ જાય છે તેમ એક જીવમાં બીજા જીવનો અંશ આવીને મળે અને તેનો કોઇ અંશ છૂટો પડી જાય અર્થાત્ એ પ્રમાણે જીવને સંઘાત–ભેદ ધર્મવાળો માનીએ તો તેના અંશનો નાશ થતાં સંઘાત–સંબંધ થવાથી તેનો સર્વથા વિનાશ નહિ થાય એમ પણ કહી શકાય તેમ નથી. એનું કારણ એ છે કે એમ કરવાથી તો સર્વ જીવોને પરસ્પર સાંકર્યથી સુખાદિ ગુણની સંકરતા પ્રાપ્ત થશે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો જ્યારે એક જીવનો શુભાશુભ કર્મથી યુક્ત એવો અંશ અન્ય જીવની સાથે જોડાય ત્યારે તેના સુખાદિ ગુણ અન્યને પ્રાપ્ત થાય અને અન્ય જીવનો અંશ તેની સાથે સંબદ્ધ થાય ત્યારે તે અન્યના સુખાદિ ગુણ એને પ્રાપ્ત થાય. આ પ્રમાણે સર્વ જીવોને પરસ્પર સુખાદિનું સાંકર્ય થાય અને તેથી કરીને કૃતનાશ અને અકૃતાગમ એ બે દોષો ઉદ્ભવે; વાસ્તે જીવને પુદ્ગલની પેઠે સંઘાત–ભેદ ધર્મવાળો માની શકાય તેમ નથી. આ પ્રમાણે આ માન્યતાને દોષગ્રસ્ત જાણી હે રોહગુપ્ત ! જો તું એમ કહેવા ઇચ્છતો હોય કે જેમ ધર્માસ્તિકાયથી અભિન્ન એવા તેના દેશને ‘ નોધર્માસ્તિકાય ’ કહેવામાં આવે છે તેમ જીવથી અભિન્ન એવા જીવના દેશને ‘ નોજીવ ’ કહેવાય તો તે વાત વ્યાજબી નથી. કેમકે એમ માનવાથી જીવના પ્રત્યેક પ્રદેશને ‘ નોજીવ ’ માનવો પડશે અને એથી એક જ જીવમાં અસંખ્યાત નોજીવ થશે અને જીવનો તો સર્વથા અભાવ થશે. આ હકીકત અજીવને પણ લાગૂ પડશે. જેમકે ધર્માસ્તિકાયાદિ, દ્વ્યણુક સ્કંધ અને ઘટાદિ અજીવોમા દરેક અજીવનો એક દેશ હોવાથી તે તે પ્રદેશ ‘ નોઅજીવ ’ કહેવાશે. આવી રીતે પરમાણુ પણ પુદ્ગલાસ્તિકાયરૂપ અજીવના દેશરૂપ હોવાથી તે પણ ‘ નોઅજીવ ’ કહેવાશે. આથી સર્વત્ર અજીવનો અભાવ થશે અને તેની જગ્યાએ ‘ નોઅજીવ ’ પ્રાપ્ત થશે. આવી પરિ-

---

૧ છાયા—

जीवा भदन्त ! किं वर्धन्ते हीयन्तेऽवस्थिताः ? गौतम ! नो वर्धन्ते नो हीयन्तेऽवस्थिताः ।

સ્થિતિમાં તેં જે રાજસભામાં જીવ, અજીવ અને નોજીવ એવી ત્રણ રાશિઓ સિદ્ધ કરી બતાવી તેને બદલે નોજીવ અને નોઅજીવ એમ બે રાશિઓ માનવાનો વારો આવશે.

વળી હું પૂર્વે કહી ગયો તેમ પુચ્છાદિ અવયવો છેદાવા છતા પણ તેમાં જીવનાં સ્ફુરણાદિ લક્ષણો જણાતાં હોવાથી તે જીવ છે, પરંતુ નોજીવ નથી; છતા તું કદાગ્રહી બની એમ કહેતો હોય કે એ જીવનાં અવયવો છે વાસ્તે એ ' નોજીવ ' જ કહેવાય તો એ ન્યાય અનુસાર અજીવના દેશને પણ 'નોજીવ' માનવો પડશે અને તેમ થતાં ત્રણ રાશિને બદલે જીવ, અજીવ, નોજીવ અને નોઅજીવ એવી ચાર રાશિઓ તારે સ્વીકારવી પડશે. વિશેષમા અજીવ–સ્કંધથી છૂટો પડેલો દેશ જાતિ અને લિંગથી અજીવના સમાન છે, વાસ્તે તે અજીવ જ કહેવાય, નહિ કે નોઅજીવ એવી તારી દલીલ નિરર્થક છે, કેમકે જો એમ જ હોય તો જીવના દેશમાં જીવનાં લિંગોની સમાનતા હોવાથી તેને જીવ જ કહેવાય, નહિ કે ' નોજીવ '; છતાં તુ જો આને ' નોજીવ ' કહે તો અજીવના દેશને તારે ' નોઅજીવ ' કહેવા પડશે અને એમ થતાં ત્રણને બદલે ચાર રાશિઓ માનવી પડશે.

હવે સમભિરૂઢ નય જીવના પ્રદેશને 'નોજીવ' કહે છે એમ તું કહી રહ્યો છે તેનો ખુલાસો પણ સાંભળ. સમભિરૂઢ જીવના દેશને ' નોજીવ ' માનતો નથી, પરંતુ એ તો ' સમાનાધિકરણ ' સમાસ સ્વીકારે છે. જેમ નીલ કમલમાં નીલ એ વિશેપણ અને કમલ એ વિશેષ્ય વચ્ચે અભેદતા છે તેમ જીવ અને પ્રદેશ વિશેષણ અને વિશેષ્યના અભેદ પૂર્વક છે. આથી કરીને ગિરોલીથી છૂટું પડેલું તેનું પૂછડું 'નોજીવ' ન કહેવાય, કેમકે તેમાં રહેલા જીવના પ્રદેશો તો જીવથી ભિન્ન નથી. વળી નોજીવ માનવા છતાં સમભિરૂઢને જીવ અને અજીવ ઉપરાંત નોજીવ ત્રીજી રાશિરૂપે સમત નથી. વળી નૈગમાદિ નયો પણ આવી અધિક રાશિ ઇચ્છતા નથી. અથવા માની લઇએ કે તારા કહેવા મુજબ સમભિરૂઢ જીવના દેશને નોજીવ માનતો હોય તોપણ તે કેવળ એક નયની માન્યતા હોવાથી મિથ્યાત્વ છે, કેમકે જે સર્વનયાત્મક વચન છે તે જ સમ્યક્ત્વ છે. તેથી જો તું સર્વનયાત્મક જિન–મતનો અંગીકાર કરતો હોય, તો જીવ અને અજીવ એવી બે જ રાશિનો સ્વીકાર કર

આ પ્રમાણે આચાર્યે રોહગુપ્તને ઘણું ઘણુ એકાંતમાં સમજાવ્યું, પરંતુ જ્યારે તેણે પોતાના મિથ્યાભિનિવેશને તિલાંજલિ ન જ આપી ત્યારે અન્ય જનો એના ભ્રમાત્મક વચનોથી ઉંધે માર્ગે ન દોરાય તે માટે રાજસભામા જઇ એની સાથે છ મહિના સુધી વાદવિવાદ કરી ગુરુએ એને નિરુત્તર કર્યો.

**ધર્માસ્તિકાયાદિનું દ્રવ્યાદિની અપેક્ષાએ સ્વરૂપ--**

ધર્માસ્તિકાયાદિકનું સ્વરૂપ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ અને ગુણ એ પાચ પ્રકારે હવે વિચારવામાં આવે છે. તેમાં દ્રવ્યની અપેક્ષાએ ધર્માસ્તિકાય એક દ્રવ્યરૂપ છે, લોકાકાશ પર્યંતનુ એનું ક્ષેત્ર છે,[1]

---

૧ કહ્યું પણ છે કે—

" धर्माधर्मविभुत्वात् सर्वत्र च जीवपुद्गलविचारात् ।
नालोकः कश्चित् स्यान्न च संमतमेतदार्याणाम् ॥
तस्माद् धर्माधर्मावगाढो व्याप्य लोकखं सर्वम् ।
एवं हि परिच्छिन्नः सिद्ध्यति लोकस्तद्विभुत्वात् ॥ "

કાલથી એ શાશ્વત છે-અનાદિ અનંત છે, ભાવે કરીને વર્ણ, રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શથી રહિત છે, આકૃતિથી એ વજ્રાકાર છે અને ગતિમાં સહાયક થવું એ એનો ધર્મ છે-ગુણ છે. અધર્માસ્તિકાય દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ અને આકૃતિની બાબતમાં તો ધર્માસ્તિકાયનો જોડીદાર છે; પરંતુ ધર્મમાં તે એનાથી જુદો પડે છે, કેમકે સ્થિતિ કરવામાં સાહાય્ય કરવી એ એનો ધર્મ છે. આકાશ દ્રવ્યની અપેક્ષાએ એક છે, પરંતુ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના અસ્તિત્વ-નાસ્તિત્વની અપેક્ષાએ લોકાકાશ અને અલોકાકાશ એમ એ બે પ્રકારનું છે. આકાશ ક્ષેત્રથી લોકાલોક પ્રમાણવાળું હોવાથી અનંત છે, પરંતુ લોકાકાશની અપેક્ષાએ અસંખ્યાત ક્ષેત્રવાળું છે. કાલની વિવિક્ષા વડે તે શાશ્વત છે. ભાવથી એ રૂપાદિકથી રહિત છે. અવગાહના-પદાર્થને અવકાશ આપવો એ એનો ધર્મ છે. લોકાકાશનો આકાર સુપ્રતિષ્ઠિત સરખો છે, જ્યારે અલોકાકાશનો આકાર પોકળ ગોળા જેવો છે, કેમકે એમાં લોકાકાશ જેટલી તેમાં પોલાણ છે. જુઓ **ભગવતી** ( શ. ૧૧, ઉ. ૧૦, સૂ. [1]૪૨૦ ) તેમજ **લોકપ્રકાશ** ( સ. ૨, શ્લો. ૨૬ ).

જીવાસ્તિકાય દ્રવ્યથી અનંત છે. એક જીવ આશ્રીને જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું અને ઉત્કૃષ્ટથી સમગ્ર લોકકાશ જેવડું એનું ક્ષેત્ર છે. સમગ્ર જીવ આશ્રીને એનું ક્ષેત્ર સંપૂર્ણ લોકાકાશ છે. કાલથી એ શાશ્વત છે. ભાવથી વર્ણાદિ રહિત, ગુણથી જ્ઞાનદર્શનાદિ સહિત અને આકૃતિથી દેહાકાર અથવા કેવલિ-સમુદ્ઘાતની અપેક્ષા એ લોક જેવો છે.

પુદ્ગલની દ્રવ્યની દૃષ્ટિએ વિવક્ષા કરીએ તો તે અનંત દ્રવ્યાત્મક છે, કેમકે આ સંસારમાં અનેક પુદ્ગલો છે. આ પુદ્ગલોનો લોકાકાશમાં જ સદ્ભાવ હોવાથી તેનું લોકાકાશ જેટલું ક્ષેત્ર છે. કાલથી તે શાશ્વત છે. ભાવની અપેક્ષાએ તે વર્ણાદિકથી-રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શથી યુક્ત છે. ગુણથી તે ગ્રહણરૂપ ગુણથી યુક્ત છે, કેમકે છ દ્રવ્યોમા કોઇનું પણ ગ્રહણ થઇ શકાતું હોય તો તે પુદ્ગલનું જ છે. અથવા પૂરણ-ગલન એ એનો સ્વભાવ છે. [2]આકૃતિથી તે દીર્ઘ, ત્રિકોણ, ચતુરસ્ર, વર્તુલ અને પરિમંડળ જેવો છે અર્થાત્ એની આકૃતિઓ વિવિધ જાતની છે.

કાલ દ્રવ્યથી એક, ક્ષેત્રથી અઢી દ્વીપ પ્રમાણ, કાલથી અનાદિ અનંત, ભાવથી વર્ણાદિથી રહિત, ગુણથી વર્તનાદિ લક્ષણથી લક્ષિત અને આકૃતિથી અવક્તવ્ય છે, કેમકે એ ઔપચારિક દ્રવ્ય હોવાથી એનો અમુક આકાર છે એમ કહી શકાય તેમ નથી.

---

અર્થાત્ જો ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય વિભુ-સર્વવ્યાપક હોય તો જીવ અને પુદ્ગલોનો સર્વત્ર સંચાર થાય અને તેમ થતા અલોક જેવું કંઇ રહે નહિ અને એ હકીકત તો આર્ગોને ઇષ્ટ નથી, તેથી સમસ્ત લોકાકાશને વ્યાપ્ત કરીને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય રહેલા છે. અને આ પ્રમાણે આ બંને દ્રવ્યો અવિભુ હોવાથી લોક સિદ્ધ થાય છે.

૧ આ રહ્યો એ ઉલ્લેખઃ—

" अलोए णं भंते ! किंसंठिए पन्नत्ते ? गोयमा ! झुसिरगोलसंठिए पन्नत्ते । "
[ अलोको भदन्त ! किंसंस्थानः प्रज्ञप्तः ? गौतम ! शुषिरगोलसंस्थानः प्रज्ञप्तः । ]

૨ આકૃતિનું બીજું નામ ' સંસ્થાન ' છે. એના પાંચ પ્રકારોનું સ્વરૂપ આ ઉલ્લાસમા આગળ ઉપર વિચારાશે.

**જીવાદિથી થતો ઉપકાર—**

જીવ એક એકના ઉપર સ્વામી, સેવક ઇત્યાદિરૂપે ઉપકાર કરે છે, પરંતુ અજીવ ઉપર એ કશો ઉપકાર કરતો નથી. તે કોઇ પણ અજીવ-દ્રવ્યના કામમાં આવતો નથી, જ્યારે પાંચે અજીવ દ્રવ્યો જીવના ઉપયોગમાં આવે છે એટલે તેઓ તો જીવના ઉપકારી છે.

ધર્માસ્તિકાય જીવ અને પુદ્ગલોના ઉપર તેમને ગતિ કરવામાં સહાયક બની ઉપકાર કરે છે, જ્યારે અધર્માસ્તિકાય તેમને સ્થિતિ કરવામા મદદગાર બની ઉપકાર કરે છે.

આકાશ જીવ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને પુદ્ગલોને અવગાહના દ્વારા ઉપકૃત કરે છે.

પુદ્ગલ એ પોતાના પરિણામરૂપ શરીર, ભાષા, મન, પ્રાણ, અપાન, સુખ, દુઃખ, જીવન અને મરણ દ્વારા જીવ ઉપર ઉપકાર કરે છે

કાલ એ વર્તના, પરિણામ, ક્રિયા, પરત્વ અને અપરત્વ દ્વારા જીવાદિ ઉપર ઉપકાર કરે છે.

આ ઉપરથી આપણે પ્રત્યેક દ્રવ્યનુ શું શું કાર્ય છે તે જાણી શકીએ છીએ. જેમકે જગત્-માં ગતિશીલ અને ગતિપૂર્વક સ્થિતિશીલ એવા જીવ અને અજીવ એવા જે બે જ પદાર્થો છે તેની ગતિ અને સ્થિતિમાં અનુક્રમે નિમિત્ત થવું એ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનુ કાર્ય છે. ધર્મ, અધર્મ, જીવ અને પુદ્ગલ એ ચારેને પોતાનામા સ્થાન આપવું—અવકાશ આપવામા નિમિત્ત થવું એ આકાશનું કાર્ય છે ( જ્યારે અવકાશ મેળવવો એ ધર્માદિનું કાર્ય છે ). શરીર, વાણી વગેરે અનેક પૌદ્ગલિક કાર્યો પૈકી કેટલાંક એવાં છે કે જે દ્વારા જીવના ઉપર અનુગ્રહ થાય છે કે તેનો નિગ્રહ થાય છે. જોકે વર્તના વગેરે કાર્યો યથાસંભવ ધર્માસ્તિકાયાદિનાં છે, છતાં પણ એ સર્વમા નિમિત્ત થવાનું કાર્ય કાલનું છે એટલે વર્તનાદિનું કાલના ઉપકાર તરીકે અત્ર સૂચન કરાયું છે.

આ પ્રમાણે જ્યારે પ્રત્યેક દ્રવ્યનું કાર્ય પ્રતિનિયત અને વિશિષ્ટ છે તો તે તે કાર્ય દ્વારા પણ તે તે દ્રવ્યનું લક્ષણ દર્શાવી શકાય છે. **તત્ત્વાર્થ** ( અ. ૫, સૂ ૧૭-૨૨ )મા આ માર્ગ ગ્રહણ કરાયો છે, એ હકીકત એના નીચે મુજબના સૂત્રો કહી આપે છે:—

**" गतिस्थित्युपग्रहो धर्माधर्मयोरुपकारः । आकाशस्यावगाहः । शरीर-वाङ्मनःप्राणापानाः पुद्गलानाम् । सुखदुःखजीवितमरणोपग्रहाश्च । परस्परोपग्रहो जीवानाम् । वर्त्तना परिणामः क्रिया परत्वापरत्वे च कालस्य । "**

હજી આપણે ધર્માસ્તિકાયાદિ પરત્વે વિશેષ વિચાર કરીએ તે પૂર્વે પુદ્ગલાદિનાં કાર્યોનું સ્વરૂપ જોઇ લઇએ તેમાં શરીર અને મન સંબંધી ઘણું ખરૂં કહેવાઇ ગયું છે અહીં તો ફક્ત એટલો નિર્દેશ કરીશું કે ઔદારિકાદિ બધાં શરીરો પુદ્ગલના બનેલા છે. કાર્મણ શરીર અતીન્દ્રિય છે તોપણ જેમ જલાદિના સંબંધથી ધાન્યાદિનો પાક તૈયાર થાય છે તેમ ઔદારિકાદિ મૂર્ત દ્રવ્યના સંબંધથી કાર્મણ શરીર સુખ-દુઃખાદિ વિપાક આપે છે એટલે એ પણ પૌદ્ગલિક જ છે.

લબ્ધિરૂપ તેમજ ઉપયોગરૂપ ભાવ–મન પુદ્ગલના ઉપર આધાર રાખતું હોવાથી પૌદ્ગલિક છે. જ્ઞાનાવરણ તેમજ વીર્યાન્તરાયના ક્ષયોપશમથી તથા વળી અંગોપાંગ–નામ–કર્મના ઉદયથી મનોવર્ગણાના જે સ્કંધો ગુણ અને દોષનો વિવેક, સ્મરણ ઈત્યાદિ કાર્યમાં અભિમુખ એવા આત્માના સામર્થ્યના ઉત્તેજક બને છે–આત્માને મદદ કરે છે તે 'દ્રવ્ય–મન' છે.

ભાષાના બે પ્રકારો છે:—( ૧ ) ભાવ–ભાષા અને ( ૨ ) દ્રવ્ય–ભાષા. વીર્યાન્તરાય, મતિ-જ્ઞાનાવરણ અને શ્રુતજ્ઞાનાવરણના ક્ષયોપશમથી તેમજ અંગોપાગ–નામ-કર્મના ઉદયથી પ્રાપ્ત થતી શક્તિ તે 'ભાવ–ભાષા' છે. પુદ્ગલની અપેક્ષા રાખતી હોવાથી એ પૌદ્ગલિક છે. ભાવ–ભાષા-રૂપ શક્તિથી અલંકૃત આત્મા દ્વારા પ્રેરિત થઈને વચનરૂપે પરિણમતા ભાષા–વર્ગણાના સ્કંધો 'દ્રવ્ય–ભાષા' છે. આ બે ભાષા પૈકી દ્રવ્ય–ભાષાનું લક્ષણ ગ્રંથકાર નીચે મુજબ દર્શાવે છે:—

**भाषात्वेनापादितभाषाऽर्हद्रव्यसन्ततिरूपत्वं भाषाया लक्षणम् । ( २११ )**

અર્થાત્ ભાષારૂપે પરિણત થયેલાં અને ભાષાને યોગ્ય એવાં દ્રવ્યના સમૂહને 'ભાષા' કહેવામાં આવે છે.

ભાષા અને ભાષા–યોગમાં ભિન્નતા છે. એ વાત સમજાય તે માટે ભાષા–યોગનું લક્ષણ ગ્રંથકાર નીચે મુજબ આપે છે:—

**भाषाप्रवर्त्तकत्वे सति जन्तुप्रयत्नविशेषरूपत्वं भाषायोगस्य लक्षणम् । ( २१२ )**

અર્થાત્ ભાષાની પ્રવૃત્તિ કરાવનારા જીવના વ્યાપારને 'ભાષા–યોગ' જાણવો.

પ્રાણનું લક્ષણ—

**कौष्ठ्यप्रभवोच्छ्वासलक्षणो यो वायुस्तद्रूपत्वं प्राणस्य लक्षणम् । ( २१३ )**

અર્થાત્ કોઠામાથી ઉત્પન્ન થયેલા ઉચ્છ્વાસરૂપ વાયુને 'પ્રાણ' કહેવામાં આવે છે. પ્રાણ એટલે શુ તે પૂરેપૂરૂં સમજાય તે સારૂ ઉચ્છ્વાસ એટલે શું તે જોઇ લઇએ

ઉચ્છ્વાસનુ લક્ષણ—

**उच्छ्वासत्वेनापादिता या द्रव्यसन्ततिस्तस्याः पुनर्व्यापारकरणशीलत्वमुच्छ्वासस्य लक्षणम् । ( २१४ )**

અર્થાત્ ઉચ્છ્વાસરૂપે પરિણત થયેલા દ્રવ્યના સમૂહ દ્વારા જે શ્વાસ લેવા રૂપ વ્યાપાર કરવામા આવે છે તે 'ઉચ્છ્વાસ' કહેવાય છે.

અપાનનું લક્ષણ—

**अन्तःक्रियमाणो यो बाह्यवायुस्तस्य पुनर्निःश्वासरूपत्वमपानस्य लक्षणम् । ( २१५ )**

અર્થાત્ જે અંદર લઇ જવાયેલો બહારનો વાયુ નિઃશ્વાસરૂપે પાછો કઢાય છે તે વાયુ ' અપાન ' કહેવાય છે.

ભાષા અને મનની પેઠે પ્રાણ અને અપાનનો વ્યાઘાત અને અભિભવ થાય છે. આથી શરીરની જેમ આ ચારે પૌદ્ગલિક છે.

સુખનું લક્ષણ—

**सातवेदनीयोदयादात्मनः प्रसन्नतानुरूपत्वं सुखस्य लक्षणम् । ( २१६ )**

અર્થાત્ સાતવેદનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થતા આત્માના પ્રસન્નતારૂપ પરિણામને ' સુખ ' કહેવામાં આવે છે. અત્ર એ ધ્યાનમાં રાખવું કે આ કંઇ વાસ્તવિક—મુક્તિના સુખનું લક્ષણ નથી, પરંતુ આ તો ઔપચારિક—સાંસારિક સુખની વ્યાખ્યા છે. અત્ર સાતવેદનીય કર્મ એ અંતરંગ કારણ છે, જ્યારે દ્રવ્ય, ક્ષેત્ર વગેરે બાહ્ય કારણ છે.

દુઃખનું લક્ષણ—

**असातवेदनीयोदयादात्मनः सङ्क्लेशरूपत्वं दुःखस्य लक्षणम् । ( २१७ )**

અર્થાત્ અસાતવેદનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થતા આત્માના સંક્લેશરૂપ પરિણામને ' દુઃખ ' સંબોધવામાં આવે છે. અત્ર અસાતવેદનીય એ અંતરંગ કારણ છે, જ્યારે દ્રવ્ય, ક્ષેત્ર ઇત્યાદિ બાહ્ય કારણ છે.

જીવિતનું લક્ષણ—

**आयुर्नामकर्मोदयात् प्राणस्याव्युपरमरूपत्वं जीवितस्य लक्षणम् । ( २१८ )**

અર્થાત્ આયુષ્ય—નામકર્મના ઉદયથી ( દેહધારી ) આત્માની સાથે જે પ્રાણનો ( અને અપાનનો ) સંબંધ ચાલૂ રહે છે તે સંબંધ ' જીવિત ' તરીકે ઓળખાય છે.

મરણનું લક્ષણ—

**आयुर्नामकर्मोच्छेदात् प्राणस्य व्युपरमरूपत्वं मरणस्य लक्षणम् । ( २१९ )**

અર્થાત્ આયુષ્ય-નામકર્મનો ઉચ્છેદ થતાં (દેહધારી) આત્માની સાથેના પ્રાણના (અને અપાનના) સંબંધનો જે નાશ થાય છે તે નાશને 'મરણ' તરીકે ઓળખાવવામાં આવે છે. સુખ, દુઃખ, જીવન, મરણ વગેરે પર્યાયો જીવોમા ઉત્પન્ન થાય છે ખરા, પરંતુ તેની [1]ઉત્પત્તિ પુદ્ગલ દ્વારા થતી હોવાથી એ બધા જીવો પ્રતિ પુદ્ગલના ઉપકારો મનાયા છે.

વર્તનાનું લક્ષણ—

**[2]सादिसान्तादिलक्षणस्थितौ येन केनचित् प्रकारेण द्रव्याणां यद् वर्तनं तद्रूपत्वं वर्तनाया लक्षणम्, अथवा स्वयमेव वर्तनशीलानां पदार्थानां प्रयोजकत्वम्, अथवा [3]प्रतिद्रव्यपर्यायमन्तर्णीतैकसमय-स्वसत्तानुभूतिरूपत्वम्। ( २२० )**

અર્થાત્ સાદિસાન્તાદિક [4]ચાર સ્થિતિઓમાંની કોઇ પણ સ્થિતિમાં દ્રવ્યોનું વર્તવું તે 'વર્તના' જાણવી. અથવા ( પોતપોતાના પર્યાયની ઉત્પત્તિમાં ) પોતાની મેળે જ પ્રવર્તન કરનાર પદાર્થોને ( નિમિત્તરૂપે ) જે પ્રેરણા કરે છે તે 'વર્તના' છે. અથવા દરેક દ્રવ્ય-પર્યાયની અંદર પ્રાપ્ત થતી એક સમયવાળી જે પોતાની સત્તા છે તેનો અનુભવ કરવો તે 'વર્તના' છે.

કોઇ પણ વર્તના એક સમયથી વિશેષ વખત સુધી ટકતી નથી. અર્થાત્ પ્રતિસમય પ્રત્યેક વર્તના દરેક દ્રવ્ય-પર્યાયના પરિવર્તન પામે છે. આથી કરીને તો વર્તનાને 'પર્યાય' યાને 'પરાવૃત્તિ' તરીકે ઓળખાવવામાં આવે છે.

પરિણામનું લક્ષણ—

**[5]द्रव्यस्य स्वजातित्वापरित्यागेन परिस्पन्देतरप्रयोगजन्यपर्याय-स्वभावरूपत्वं परिणामस्य लक्षणम्, अथवा [6]द्रव्याणां प्रयोगविस्रसा-जन्यनूतनत्वपुरातनत्वादिरूपा या परिणतिस्तद्रूपत्वम्। ( २२१ )**

---

૧ જેમકે ચંદન વગેરે પુદ્ગલ-દ્રવ્યના સ્પર્શથી સુખ, કાટા વગેરે પૌદ્ગલિક દ્રવ્યના સંસર્ગથી દુઃખ, આયુષ્ય-પુદ્ગલના સદ્ભાવથી જીવન અને એના અભાવથી મરણ થાય છે

૨ સરખાવો કાલ-લોકપ્રકાશનું નિમ્ન-લિખિત પદ્ય –

" द्रव्याणां सादिसान्तादि-भेदैः स्थित्यां चतुर्भिदि ।
यत् केनचित् प्रकारेण, वर्तनं ' वर्तना ' हि सा ॥ ५ ॥ "

૩ જુઓ તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિ ( પૃ. ૩૪૯ ).

૪ સ્થિતિ ચાર પ્રકારની છે-( અ ) સાદિસાન્ત, ( આ ) સાદિઅનન્ત, ( ઇ ) અનાદિસાન્ત અને ( ઇ ) અનાદિઅનન્ત. જુઓ પૃ ૧૧૯

૫ સરખાવો તત્ત્વાર્થ ( અ. ૫, સૂ. ૨૨ )ની બૃહદ્ વૃત્તિ ( પૃ ૩૫ ).

૬ સરખાવો કાલ-લોકપ્રકાશગત નિમ્ન-લિખિત પદ્ય —

" द्रव्याणां या परिणतिः, प्रयोगविस्रसादिजा ।
नवत्वजीर्णताद्या च, ' परिणामः ' स कीर्तितः ॥ ८ ॥ "

અર્થાત્ પોતાના જાતિત્વનો ત્યાગ કર્યા વિના—મૂળ સ્વરૂપને કાયમ રાખવા પૂર્વક પરિસ્પન્દ કે અપરિસ્પન્દરૂપ પ્રયોગથી ઉત્પન્ન થયેલ દ્રવ્યના પર્યાયને 'પરિણામ' કહેવામાં આવે છે. અથવા પ્રયોગ અને વિસ્રસા દ્વારા ઉત્પન્ન થતી નવીનતા અને પુરાતનતારૂપ દ્રવ્યની પરિણતિ 'પરિણામ' કહેવાય છે.

આ ઉપરથી ફલિત થાય છે કે પ્રયત્નથી, સ્વભાવથી કે ઉભયથી દ્રવ્યોમાં જે નવાપણું અને જૂનાપણું ઉત્પન્ન થાય છે તે પરિણમનને પરિણામ ' કહેવામાં આવે છે. આ પ્રમાણે દ્રવ્યોમાં જીર્ણતા મટીને ઉદ્‌ભવતી નૂતનતારૂપ અને નૂતનતા મટીને ઉદ્‌ભવતી પુરાતનતારૂપ પરાવૃત્તિ તે 'પર્યાય' કહેવાય છે, કેમકે કોઇ પણ દ્રવ્ય સદૈવ જૂનું કે નવું રહેતું નથી.

આ પર્યાય પોતાની જાતિનો ત્યાગ કર્યા વિનાનો અને દ્રવ્યના પરિસ્પંદ કે અપરિસ્પંદરૂપ છે, આ પરિણામરૂપ પર્યાય પૂર્વ અવસ્થાની નિવૃત્તિરૂપ અને ઉત્તર અવસ્થાની ઉત્પત્તિરૂપ છે આવો પરિણામ જીવમાં જ્ઞાનાદિ અને ક્રોધાદિરૂપ છે; પુદ્‌ગલમા કૃષ્ણ, પીત વગેરે વર્ણાદિરૂપ છે; અને ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોમાં અગુરુલઘુ ગુણની વધઘટરૂપ છે.

**ક્રિયાનું લક્ષણ—**

## अनवस्थितादिकार्थानां भूतत्व-वर्तमानत्व-भविष्यत्व-विशिष्टचेष्टा-विशेषरूपत्वं क्रियाया लक्षणम् । ( २२२ )

અર્થાત્ અનવસ્થિત વગેરે પદાર્થોની ભૂત કાળમાં થયેલી, વર્તમાન કાળમાં થતી અને ભવિષ્ય કાળમાં થનારી ચેષ્ટાને ' ક્રિયા ' કહેવામાં આવે છે. આ અર્થ **કાલ-લોકપ્રકાશ** અનુસાર સમજવો.[1] **તત્ત્વાર્થ** ( અ. ૫, સૂ. ૨૨ )ના ભાષ્ય ( પૃ. ૩૫૨ ) પ્રમાણે તો ક્રિયાનો અર્થ ' ગતિ ' છે. અત્ર ગતિથી દ્રવ્યોની પોતપોતાની પ્રવૃત્તિને વિષે ગમન એવો અર્થ કરવાથી વિરોધ માટે સ્થાન રહેતું નથી. ક્રિયાનો અર્થ ' પરિસ્પંદ ' પણ સૂચવાય છે.

**તત્ત્વાર્થ**-ભાષ્ય (પૃ. ૩૫૨)માં સૂચવ્યા મુજબ ક્રિયાનો અર્થ ગતિ સ્વીકારી આ ગ્રંથકાર તેના ભાષ્યમા નિર્દેશ કર્યા મુજબ ( ૧ ) પ્રયોગ-ગતિ, ( ૨ ) વિસ્રસા-ગતિ અને ( ૩ ) મિશ્ર-ગતિ એમ ત્રણ પ્રકારો પાડે છે આ રહ્યા તેમના શબ્દો:—

### गतिस्त्रेधा, प्रयोग-विस्रसा-मिश्रभेदात् ।

આ ત્રણ પ્રકારની ગતિઓનું સ્વરૂપ ધ્યાનમા આવે તે માટે આપણે એનાં ગ્રંથકારકૃત લક્ષણો વિચારીએ. તેમા **પ્રયોગ-ગતિનું લક્ષણ** એ છે કે—

---

૧ ગતિ-પરિણતિના બળને લઇને પુદ્‌ગલ એક જ સમયમા એક લોકાન્તથી બીજા લોકાન્ત સુધી જઇ શકે છે.

**जीवपरिणामप्रयुक्तशरीराहारवर्णगन्धरससंस्थानविषयकत्वं प्रयोगगतेर्लक्षणम् । ( २२३ )**

અર્થાત્ જીવના પરિણામથી પ્રેરિત એવા શરીર, આહાર, વર્ણ, ગંધ, રસ અને સંસ્થાન ( આકૃતિ ) દ્વારા કરાતી ગતિ તે ' પ્રયોગ–ગતિ ' જાણવી. અર્થાત્ પરના પ્રયત્ન દ્વારા ઉત્પન્ન થયેલી ગતિ તે ' પ્રયોગ–ગતિ ' છે.

**વિસ્રસા–ગતિનું લક્ષણ—**

**अभ्रेन्द्रधनुःपरिवेषादिरूपविचित्रसंस्थानविषयकत्वं विस्रसागतेर्लक्षणम् । ( २२४ )**

અર્થાત્ વાદળાં, ઇન્દ્ર–ધનુષ્ય આદિકની વિચિત્ર આકૃતિ સાથે સંબંધ ધરાવનારી ગતિ તે ' વિસ્રસા–ગતિ ' જાણવી અર્થાત્ સ્વભાવે ઉત્પન્ન થયેલી ગતિ તે ' વિસ્રસા–ગતિ ' છે.

**મિશ્ર–ગતિનું લક્ષણ—**

**प्रयोगविस्रसाभ्यां जीवप्रयोगसहचरिताचेतनद्रव्यपरिणामकुम्भस्तम्भादिविषयकत्वं मिश्रगतेर्लक्षणम् । ( २२५ )**

અર્થાત્ પ્રયોગ અને વિસ્રસા એ ઉભય દ્વારા જીવના વ્યાપારની સહાયતાથી અથવા સ્વભાવથી અચેતન દ્રવ્યના પરિણામરૂપ જે કુમ્ભ, સ્તમ્ભ વગેરે પરત્વેની ગતિ છે તે 'મિશ્ર–ગતિ' જાણવી.

**ગતિનું દિગ્દર્શન—**

ગતિ કહો કે ગમન કહો કે પ્રાપ્તિ કહો તે એક જ છે. આના દેશાંતર અને પર્યાયાંતર આશ્રીને બે ભેદો છે. જેમકે હું મુંબઇથી સુરત ગયો એ દેશાંતરવિષયક ગતિ છે, જ્યારે મને ક્રોધ ચડયો એ પર્યાયાંતરવિષયક ગતિ છે. આ લૌકિક ઉદાહરણો થયા. આ સંબંધમાં લોકોત્તર ઉદાહરણો અનુક્રમે એ છે કે પરમાણુ એક સમયમાં લોકના એક છેડાથી બીજે છેડે જાય છે; અને આત્મા વિવિધ અધ્યવસાયો પ્રાપ્ત કરે છે. ગતિ–શબ્દનો પ્રયોગ કેટલી રીતે થાય છે તેના ઉત્તર તરીકે ( ૧ ) પ્રયોગ–ગતિ, ( ૨ ) તત–ગતિ, ( ૩ ) બંધન–છેદન–ગતિ, ( ૪ ) ઉપપાત–ગતિ અને ( ૫ ) વિહાયો–ગતિ એમ ગતિના પાચ ભેદો **પ્રજ્ઞાપના** ( પ. ૧૬ )ના ૨૦૫મા સૂત્રમાં બતાવાયા છે. તેમાં [1]પંદર પ્રકારના પ્રયોગ વડે મન વગેરેના પુદ્ગલોની ગતિ તે ' પ્રયોગ–ગતિ ' જાણવી. આ દેશાતર પ્રાપ્તિરૂપ ગતિ સમજવી, કેમકે જીવ વડે વ્યાપાર કરા-

૧ સત્ય, અસત્ય, સત્યમૃષા અને અસત્યામૃષા એ ચાર જાતના મનના અને એ ચાર જાતના વચનના પ્રયોગો એમ આઠ વ્યાપારો અને ઔદારિક, ઔદારિક–મિશ્ર, વૈક્રિય, વૈક્રિય–મિશ્ર, આહારક, આહારક–મિશ્ર અને કાર્મણ એમ કાયના સાત પ્રયોગો એમ કુલે પંદર છે.

ચેલા સત્ય મન વગેરે પુદ્ગલોનુ યથાયોગ અલ્પ કે બહુ દેશાંતરગમન થાય છે. ' તત ' એટલે 'વિસ્તીર્ણ'. જે ગ્રામ કે સન્નિવેશ જવા માટે કોઈ એક વ્યક્તિ નીકળી હોય તે જ્યાં સુધી ત્યાં ન પ્રહોચે ત્યા સુધીની વચમાંની માર્ગમા એકેક પગલું માંડવા (પાદન્યાસ) પૂર્વકની તેની ગતિ 'તત–ગતિ' છે. આ પણ દેશાંતર પ્રાપ્તિરૂપ છે એટલું જ નહિ કિન્તુ એનો પ્રયોગ–ગતિમા અંતર્ભાવ પણ થઇ શકે છે; કેમકે પાદ–ન્યાસ એ શરીરજન્ય પ્રયોગ છે. બંધનના છેદનથી ઉદ્ભવતી ગતિ તે 'બંધન–છેદન–ગતિ' જાણવી. જીવે ત્યજી દીધેલા શરીર આશ્રીને અથવા તો શરીરથી વિચ્યુત થયેલા જીવ આશ્રીને આ સમજવી; કિન્તુ કોશના સંબંધના વિચ્છેદથી જે એરંડાના બીજની ગતિ થાય છે તે ન સમજવી, કેમકે તે તો વિહાયોગતિનો એક ભેદ છે. 'ઉપપાત' એટલે 'પ્રાદુર્ભાવ'. ક્ષેત્ર, ભવ અને નોભવની અપેક્ષાએ એના ત્રણ પ્રકારો પડે છે. તેમા ક્ષેત્રથી આકાશ સમજવું કે જ્યા નારકાદિ જીવો, સિદ્ધો તેમજ પુદ્ગલો રહે છે. ભવ એટલે કર્મજન્ય સંસાર સમજવો. નોભવથી કર્મના સંયોગથી રહિત પદાર્થ એટલે સિદ્ધ કે પુદ્ગલ સમજવા. આકાશ દ્વારા ગતિ તે 'વિહાયો-ગતિ' છે. એના ઉપાધિની અપેક્ષાએ સત્તર પ્રકારો પડે છે. એના નામ અને સ્વરૂપ નીચે મુજબ છે:—

( ૧ ) સ્પૃશદ્–ગતિ. એક પરમાણુ બીજા પરમાણુને સ્પર્શ કરતો–એની સાથે સંબંધનો અનુભવ કરતો ગતિ કરે તે 'સ્પૃશદ્–ગતિ' છે. આનાથી વિપરીત ગતિ તે (૨) ' અસ્પૃશદ્–ગતિ ' કહેવાય છે. આ પ્રમાણે **પ્રજ્ઞાપના**–વૃત્તિમાં ઉલ્લેખ છે. **સ્થાનાંગ**–વૃત્તિ પ્રમાણે તો પ્રયત્ન-વિશેષ દ્વારા ક્ષેત્ર-પ્રદેશોના સ્પર્શ પૂર્વકની ગતિ તે 'સ્પૃશદ્-ગતિ' છે, જ્યારે એથી વિપરીત તે ' અસ્પૃદ્-ગતિ ' છે. આવી ગતિ દરમ્યાન એક પરમાણુ પરસ્પર સંબંધનો અનુભવ કર્યા વિના ગતિ કરે છે. એક સમયમાં લોકના એક છેડાથી બીજે છેડે જનારા પરમાણુની ગતિ આવી છે. ( ૩ ) ઉપ-સંપદ્યમાન ગતિ. અન્યનો આશ્રય લઇને કરાતી ગતિનું આ નામ છે. દાખલા તરીકે **ધન** સાર્થ-વાહના અવલંબન પૂર્વકનો **શ્રીધર્મઘોષ**સૂરિનો વિહાર.[1] આનાથી વિપરીત લક્ષણવાળી ગતિ (૪) 'અનુપસંપદ્યમાન' કહેવાય છે. (૫) પુદ્ગલ-ગતિ. એક સમયમાં ચૌદ રાજલોક સુધી જે પુદ્ગલની ગતિ થાય છે તે 'પુદ્ગલ–ગતિ' છે. (૬) મંડૂક–ગતિ. દેડકાની માફક કૂદતા કૂદતા જવું તે 'મંડૂક-ગતિ' છે. (૭) નાવ–ગતિ. મોટી નદીઓમાં વહાણ જેમ ચાલે છે તેમ ગતિ કરવી તે 'નાવ–ગતિ' છે. (૮) નય–ગતિ. નૈગમાદિ સાત નયોની પોતપોતાના મતની પુષ્ટિ અથવા પરસ્પર સાપેક્ષ એવા સર્વ નયો દ્વારા પ્રમાણથી અબાધિત વસ્તુની વ્યવસ્થા તે 'નય–ગતિ' છે. (૯) છાયા–ગતિ. ઘોડો, હાથી, નર, કિન્નર, મહોરગ, ગંધર્વ, વૃષભ, રથ, છત્ર વગેરેની છાયાને અનુસરીને કે તેના આધાર-પૂર્વક ગમન કરવુ તે 'છાયા–ગતિ' છે. (૧૦) છાયાનુપાત–ગતિ. છાયા–પડછાયો પુરુષને અનુસરે છે, નહિ કે પુરુષ તેને. એટલે કે છાયાની આવી ગતિ તે ' છાયાનુપાત–ગતિ ' છે. ( ૧૧ ) લેશ્યા–ગતિ. તિર્યંચાદિ જીવોની નીલાદિ લેશ્યાના દ્રવ્યો મળતા કૃષ્ણાદિ લેશ્યાનું તદ્રૂપ પરિણમન તે ' લેશ્યા–ગતિ ' છે. ( ૧૧ ) લેશ્યાનુપાત ગતિ. જે લેશ્યાના દ્રવ્યોના ગ્રહણ પૂર્વક જીવ મરે છે, તે જ લેશ્યા સહિત તે ઉત્પન્ન થાય છે.[2] આ પ્રમાણે લેશ્યાના અનુસરણ

૧ જુઓ શ્રી**અમરચન્દ્ર**સૂરિકૃત **પદ્માનંદ** મહાકાવ્ય ( સ ૨, શ્લો. ૧૭–૨૯૨ )ની મદીય આવૃત્તિ ( પૃ ૧૫–૩૯ ).

૨ સરખાવો **પ્રજ્ઞાપના**ના ૧૦૫ મા સૂત્રગત નિમ્ન–લિખિત ઉલ્લેખ —

" जल्लेसाइं दव्वाइं परियाइत्ता कालं करेइ तल्लेसेसु उववज्जति । "

[ यल्लेश्यानि द्रव्याणि पर्यादाय ( जीव. ) कालं करोति तल्लेश्येषूपजायते । ]

પૂર્વકની ગતિ તે 'લેશ્યાનુપાત' જાણવી. ( ૧૨ ) ઉદ્દિશ્ય પ્રવિભક્ત ગતિ. અમુક આચાર્યાદિને ઉદ્દેશીને તેની પાસે જવું તે આ ગતિ છે. (૧૪) ચતુઃપુરુષપ્રવિભક્ત ગતિ. ( ૧૫ ) વક્ર-ગતિ. વાંકી ગતિનું આ નામ છે. એના ચાર પ્રકાર છેઃ—(અ) ઘટ્ટનતા, (આ) સ્તંભનતા, (ઇ) શ્લેષણતા અને (ઈ) પતનતા. ખંજ-લંગડા કે ખોડાતા ચાલવું તે પ્રથમ પ્રકાર છે. ડોક વગેરે અક્કડ રાખીને ચાલવું તે બીજો પ્રકાર છે. ઊરુ વગેરેનો જાનુ સાથે સંબંધ થાય તેવી રીતે ચાલવું તે ત્રીજો પ્રકાર છે. ચાલતાં ચાલતા પડી જવાય તે ચોથો પ્રકાર છે. આ ચારે પ્રકારની ગતિઓ જીવની ઇચ્છા વિરુદ્ધ અને અનિષ્ટ હોવાથી એને ' વક્રગતિ ' કહેવામાં આવે છે. ( ૧૬ ) પંક-ગતિ. કાદવમાં કે ઊંડા જળમા કોઇકનો ટેકો લઇ ગમન કરવું તે ' પંક-ગતિ ' છે. બંધનથી મુક્ત થતાં જે ગતિ થાય તે ( ૧૭ ) 'બંધનવિમોચન-ગતિ' છે. દાખલા તરીકે અત્યંત પાકી ગયેલી કેરી વગેરેનું એના બંધનથી મુકત થઇ વિસ્રસા દ્વારા-નિર્વ્યાઘાતપણે નીચે પડી જવું તે આવી ગતિ જાણવી.

**પરત્વનું લક્ષણ—**

**पूर्वभावित्वं परत्वस्य लक्षणम् । ( २२६ )**

અર્થાત્ પૂર્વે થવાપણું તે ' પરત્વ ' કહેવાય છે.

**અપરત્વનું લક્ષણ—**

**पश्चाद्भावित्वमपरत्वस्य लक्षणम् । ( २२७ )**

અર્થાત્ પાછળથી થવાપણું તે ' અપરત્વ ' કહેવાય છે

અત્ર એ ધ્યાનમાં રાખવું કે જે પરત્વાપરત્વને કાળના પર્યાયરૂપે અને અત એવ જીવાદિના ઉપકારક તરીકે ગણાવવામાં આવે છે તે પ્રશંસાકૃત કે ક્ષેત્રકૃત નહિ પરંતુ કાલકૃત છે. અન્ય શબ્દોમા કહીએ તો પરત્વાપરત્વના ત્રણ પ્રકાર છેઃ—(૧) પ્રશંસાકૃત, (૨) ક્ષેત્રકૃત અને (૩) કાલકૃત તેમાં આર્હત ધર્મ પર છે-ઉત્તમ છે, જ્યારે વામ-માર્ગ અપર છે-હીન છે-અધમ છે, એ પ્રશંસાકૃત પરત્વાપરત્વ છે. એક જ દિશામા રહેલા બે પદાર્થો આશ્રીને જે દૂર હોય તેને પર કહેવો અને પાસે હોય તેને અપર કહેવો એ ક્ષેત્રકૃત પરત્વાપરત્વ છે. જ્યેષ્ઠત્વ અને કનિષ્ઠત્વ સૂચક પરત્વાપરત્વ એ કાલકૃત છે. એટલે કે સોળ વર્ષની સ્થિતિવાળાની અપેક્ષાએ એથી અધિક સ્થિતિવાળું ( દાખલા તરીકે સો વર્ષ જેટલું જુનું ) દ્રવ્ય પર છે, જ્યારે સો વર્ષની અપેક્ષાએ સોળ વર્ષની સ્થિતિવાળું દ્રવ્ય અપર છે. જુઓ **તત્ત્વાર્થ**-ભાષ્ય (પૃ. ૩૫૩).

આ પ્રમાણે આપણે અજીવ પદાર્થો દ્વારા જીવ ઉપર જે જે ઉપકાર થાય છે તેનુ દિગ્દર્શન કર્યું. સાથે સાથે એ ઉપકારોનાં લક્ષણો પૂર્વક તેનુ સ્વરૂપ પણ વિચાર્યું. કાલનો પણ વર્તનાદિ દ્વારા જીવ ઉપર ઉપકાર થાય છે તેની પણ નોધ લીધી. આથી કાલ સંબંધી જૈન તેમજ અજૈન દૃષ્ટિએ વિશેષ ઊહાપોહ કરવો પ્રાસંગિક સમજાય છે તેમા પ્રથમ તો જૈન દૃષ્ટિ અનુસાર

**કાલના નૈશ્ચયિક અને વ્યાવહારિક એવા બે ભેદો** પડે છે તેનો ઉલ્લેખ કરીએ. દ્રવ્યના વર્તનાદિ પર્યાયો તે 'નૈશ્ચયિક કાલ' છે, જ્યારે જ્યોતિષ્-ચક્રના પરિભ્રમણથી ઉત્પન્ન થતો અને સમય, આવલિ, મુહૂર્ત વગેરે દ્વારા નિર્દેશાતો કાલ 'વ્યાવહારિક' છે. વળી નૈશ્ચયિક કાલ તો લોક અને અલોક ઉભયત્ર વ્યાપ્ત છે, જ્યારે વ્યાવહારિક કાલ તો કેવળ અઢી દ્વીપમાં જ છે. અથવા વર્તમાન એક સમય એ ઋજુસૂત્ર નયની અપેક્ષાએ 'નૈશ્ચયિક કાલ' છે; કેમકે કેવળ વર્તમાન સમય વિદ્યમાન છે, જ્યારે ભૂતકાલ નષ્ટ થઇ ગયેલ હોવાથી અને ભવિષ્યકાલ તો હજી ઉત્પન્ન થયેલો નહિ હોવાથી એ બંનેના સમયો અવિદ્યમાન છે. આ અવિદ્યમાન સમયો 'વ્યાવહારિક કાલ' છે. આ હકીકત **કાલ-લોકપ્રકાશમા જંબૂદ્વીપ૦**ના વૃત્તિકારના અભિપ્રાય તરીકે નીચે મુજબ દર્શાવાઇ છે:—

> "**वर्तमानः पुनर्वर्त-मानैकसमयात्मकः ।**
> **असौ नैश्चयिकः सर्वो-ऽप्यन्यस्तु व्यावहारिकः ॥ १९६ ॥**"

શ્વેતાંબર મત પ્રમાણે વસ્તુતઃ તો કાલ એ દ્રવ્ય જ નથી, કિન્તુ જીવાદિ દ્રવ્યોમાં વર્તનાદિ પર્યાય સાધારણ રીતે હોવાથી ઉપચારથી કાલ એ પર્યાયોમાં ઉપકારક ગણાતો હોવાથી એને દ્રવ્ય કહેવામાં આવે છે એટલે કે એ ઔપચારિક દ્રવ્ય છે અત્ર કોઇને શંકા થાય કે જ્યારે નૈશ્ચયિક કાલ દ્રવ્યોના વર્તનાદિ પર્યાયરૂપ છે અને તેમ હોવાથી તે જીવના પણ પર્યાયરૂપ છે તો પર્યાય અને પર્યાયીની અભિન્ન વ્યાખ્યા કરી એને જીવ ગણવો જોઇએ, જ્યારે એને તો આપણે અત્યાર સુધી અજીવ તરીકે ઓળખાવી રહ્યા છીએ તે શું યોગ્ય છે ? આનો ઉત્તર એ છે કે વર્તનાદિ પર્યાયો એ જીવ તેમજ અજીવ એમ ઉભય આશ્રીને હોવાથી નૈશ્ચયિક કાલ જીવરૂપ પણ અને અજીવરૂપ પણ છે, કિન્તુ જીવ-દ્રવ્ય કરતાં અજીવ-દ્રવ્યોની સંખ્યા અનંત ગુણી હોવાથી[1] બહુલતાને લક્ષ્યમાં રાખીને કાલનો સામાન્યતઃ અજીવ તરીકે નિર્દેશ કરાય છે. આ હકીકતને નિમ્ન-લિખિત સૂત્ર સમર્થિત કરે છે:—

"[2]**किमयं भंते ! कालोत्ति पवुचइ ? । गोयमा ! जीवा चेव अजीवा चेव ।**"

**વ્યાવહારિક કાલનું સ્વરૂપ—**

વ્યાવહારિક કાલથી શું સમજવું તેનો સ્પષ્ટ નિર્દેશ **નવતત્ત્વ**ની નિમ્ન-લિખિત ગાથામાં કરાયો છે:—

> "[3]**समयावली मुहुत्ता, दीहा पक्खा य मास वरिसा य ।**
> **भणिओ पलिया सागर, उस्सप्पिणिसप्पिणी कालो ॥ १३ ॥**"

---

[1] જુઓ પૃ. ૫૨૧

[2-3] છાયા—

किमयं भवन्त ! काल इति प्रोच्यते ? । गौतम ! जीवाश्चैवाजीवाश्चैव ।
समय आवलिका मुहूर्ता दिवसाः पक्षा अ मासा वर्षाणि च ।
भणितः पल्याः सागरा उत्सर्पिण्यवसर्पिणी कालः ॥

અર્થાત્ સમય, આવલિકા, મુહૂર્ત, દિવસ, પખવાડિયું, મહિનો, વર્ષ, પલ્યોપમ, સાગરોપમ, ઉત્સર્પિણી અને અવસર્પિણી ( તેમજ કાલ–ચક્ર ) એ સર્વ વ્યાવહારિક કાલ છે. સમય પરત્વે તો ૫૨મા પૃષ્ઠમા આપણે વિચાર કરી ગયા છીએ. છતાં અહીં એના સંબંધમાં એટલું ઉમેરીશું કે કોઇ સશક્ત યુવક પોતાના સંપૂર્ણ સામર્થ્ય વડે ભાલાની તીવ્ર અણી વડે કમળનાં સો પત્રોને ભેદે તો ઉપલક દૃષ્ટિએ એમ લાગે કે એક સામટા બધાં પત્રો તેણે વીંધ્યા, પરંતુ વાસ્તવિક રીતે એક પત્રને ભેદીને ભાલાની અણી દ્વારા બીજું પત્ર તે ભેદે તેટલામાં અસંખ્યાત સમયો પસાર થઇ જાય છે. આ સંબંધમાં બીજું જીર્ણ વસ્ત્રનું ઉદાહરણ આપી શકાય છે. જેમકે એક તદ્દન જીર્ણ શીર્ણ વસ્ત્રને ફાડતી વેળા તે ઝટ ફાટી ગયું એવી સામાન્ય માન્યતા છે, પરંતુ ખરી રીતે તો એકેક તાંતણાને તૂટતા અસંખ્યાત સમયો વીતી જાય છે. વિશેષ શું કહેવું ? આંખનો એક પલકારો થાય એટલામાં પણ અસંખ્યાત સમયો પસાર થઇ જાય છે. વળી સર્વજ્ઞો સમયના સ્વરૂપના જાણકાર હોવા છતા તેનો નિર્દેશ કરવા અસમર્થ છે, કેમકે આટલો વખત તે સમય કહેવાય એટલું તેઓ કહે તેટલામાં પણ અસંખ્ય સમયો પસાર થઇ જાય. આ ઉપરથી સમય કેટલો સૂક્ષ્મતમ છે તે સમજાયું હશે.

તાત્ત્વિક દૃષ્ટિ અનુસાર જે સમયની વ્યાખ્યા **તત્ત્વાર્થ** ( અ. ૪, સૂ. ૧૫ )ના ભાષ્ય ( પૃ. ૨૯૨ )માં નીચે મુજબ મળી આવે છે તે મનનીય છેઃ—

**"परमसूक्ष्मक्रियस्य सर्वजघन्यगतिपरिणतस्य परमाणोः स्वावगाहनक्षेत्रव्यतिक्रमकालः समय इत्युच्यते परमदुरधिगमोऽनिर्देश्यः ।"**

અસંખ્ય સમયો મળીને એક આવલિકા થાય છે. ૧, ૬૭, ૭૭, ૨૧૬ આવલિકા મળીને એક ચંદ્ર–મુહૂર્ત થાય છે. આથી મુહૂર્તના સંબંધમાં એ વાતનો ઉલ્લેખ કરવો પ્રસ્તુત સમજાય છે કે એના બે પ્રકારો છેઃ–( ૧ ) ચંદ્ર મુહૂર્ત અને ( ૨ ) સૂર્ય–મુહૂર્ત. આ પ્રમાણે મુહૂર્તના બે પ્રકારો પડે તેમાં આશ્ચર્ય જેવું કશું નથી, કેમકે વ્યાવહારિક કાલની ગણના સૂર્ય અને ચંદ્રની ગતિને આભારી છે ૧૩૬/૭ ચંદ્ર–મુહૂર્ત મળીને એક સૂર્ય–મુહૂર્ત થાય છે અને ૩૦ ચંદ્ર–મુહૂર્ત મળીને એક સૂર્યદિવસ થાય છે. આ ત્રીસ મુહૂર્તોના જુદાં જુદાં નામો છે અને સૂર્યોદયથી માંડીને તે નીચે મુજબ છેઃ—

(૧) રુદ્ર, (૨) શ્રેયસ્, (૩) મિત્ર, (૪) વાયુ, (૫) સુપીત, (૬) અભિચંદ્ર, (૭) માહેન્દ્ર, (૮) બલવાન્, (૯) પક્ષ્મ, (૧૦) બહુસત્યક, (૧૧) ઐશાન, (૧૨) તસ્થ, (૧૩) ભાવિતાત્મન્, (૧૪) વૈશ્રવણ, (૧૫) વારુણ, (૧૬) આનંદ, (૧૭) વિજય, (૧૮) વિશ્વસેનક, (૧૯) પ્રાજાપત્ય, (૨૦) ઉપશમ, (૨૧) ગંધર્વ, (૨૨) અગ્નિવૈશ્યક, (૨૩) શતવૃષભ, (૨૪) આતપવાન્, (૨૫) અમમ, (૨૬) અરુણવાન્, (૨૭) ભૌમ, (૨૮) ઋષભ, (૨૯) સર્વાર્થ અને (૩૦) રાક્ષસ.

સૂર્યમુહૂર્તનો વ્યવહાર જગતમાં પ્રચલિત નથી. લૌકિક તેમજ લોકોત્તર ગણનામાં પણ પ્રચલિત વ્યવહાર તો ચંદ્રમુહૂર્તનો જ છે. મુહૂર્તની પેઠે દિવસના પણ બે પ્રકાર છેઃ–( ૧ ) સૂર્ય–દિવસ અને ( ૨ ) ચંદ્ર–દિવસ. સૂર્ય–દિવસનું બીજું નામ 'અહોરાત્ર' છે અને તે

૩૦ ચંદ્રમુહૂર્ત યાને ૬૦ ઘડી જેટલો છે. ચંદ્ર–દિવસનું બીજું નામ 'તિથિ' છે અને તે ૨૯$\frac{૩૨}{૬૨}$ ચંદ્રમુહૂર્ત જેટલી છે. તિથિનો આધાર ચંદ્રના ક્ષય અને એની વૃદ્ધિ ઉપર રહેલો છે. અમુક સ્થાનમાં સૂર્યનું પ્રથમ દર્શન તે 'ઉદય' છે અને તેનું અદર્શન તે 'અસ્ત' છે. સૂર્યના ઉદયથી તે અસ્ત સુધીની તેની ક્રિયાથી દિવસનો વ્યવહાર કરાય છે, જ્યારે એના અસ્તથી તે ઉદય સુધીની ક્રિયાથી રાત્રિનો વ્યવહાર કરાય છે. દિન–રાત્રિનો ત્રીસમો ભાગ તે મુહૂર્ત છે. અને પંદર દિન–રાત્રિ એ 'પક્ષ' યાને 'પખવાડીયું' કહેવાય છે. એક પખવાડિયામા સૂર્ય સંબંધી ૧૫ દિન અને ૧૫ રાત્રિ આવે છે. તેમાં **પંદર દિનનાં નામો જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ** ( સૂ. ૧૫૨ )માં નીચે મુજબ આપેલાં છે:—

( ૧ ) પૂર્વાંગ, ( ૨ ) સિદ્ધમનોરમ, ( ૩ ) મનોહર, ( ૪ ) યશોભદ્ર, ( ૫ ) યશોધર, ( ૬ ) [1]સર્વકામસમૃદ્ધ, (૭) ઇન્દ્રમૂર્ધાભિષિક્ત, ( ૮ ) સૌમનસ, (૯) ધનંજય, (૧૦) અર્થસિદ્ધ, ( ૧૧ ) અભિજાત, ( ૧૨ ) અત્યશન, ( ૧૩ ) શતંજય, ( ૧૪ ) [2]અગ્નિવેશ્મ અને (૧૫) ઉપશમ.

જેમ આ ચતુષ્પ્રહરાત્મક દિનના વિવિધ નામો છે તેમ ચતુષ્પ્રહરાત્મક **પંદર રાત્રિનાં નામો** નીચે મુજબ છેઃ—

(૧) ઉત્તમા, (૨) સુનક્ષત્રા, (૩) એલાપત્યા, (૪) યશોધરા, (૫) [3]સૌમનસા, (૬) શ્રીસંભૂતા, (૭) વિજયા, (૮) વૈજયંતી, (૯) જયંતી, (૧૦) અપરાજિતા, (૧૧) ઇચ્છા, (૧૨) સમાહારા, (૧૩) તેજા, (૧૪) અતિતેજા અને (૧૫) દેવાનંદા. દેવાનંદાનું બીજું નામ 'નિરતિ' પણ છે.

આ પ્રમાણે આપણે સૂર્ય–દિન અને સૂર્ય–રાત્રિનાં નામોનો ઉલ્લેખ કર્યો. હવે દિન–તિથિ અને રાત્રિ–તિથિનાં નામો જોઇ લઇએ. તેમાં **દિન–તિથિનાં નામો** નીચે મુજબ છેઃ—

(૧) નંદા, (૨) ભદ્રા, (૩) જયા, (૪) [4]તુચ્છા અને પૂર્ણા.

**રાત્રિ–તિથિનાં નામો** અનુક્રમે (૧) ઉગ્રવતી, (૨) ભોગવતી, (૩) યશોમતી, (૪) સર્વસિદ્ધા અને (૫) શુભનામા છે.

અત્ર કોઇ પ્રશ્ન કરે કે દિન-તિથિ અને રાત્રિ-તિથિની સંખ્યા તો પંદર પંદરની છે છતાં અત્ર પાચ પાંચ નામો જ કેમ આપ્યા છે તો તેનો ઉત્તર એ છે કે એકમને દિવસે જે તિથિ છે એ જ નામવાળી તિથિ છઠને દિવસે તેમજ અગ્યારસને દિવસે પણ છે એટલે કે એકના એક નામવાળી તિથિ પખવાડિયામા ત્રણ ત્રણ છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો એકમ, છઠ અને અગ્યારસને દિવસે દિન-તિથિ 'નંદા' અને રાત્રિ-તિથિ 'ઉગ્રવતી' જાણવી. એ પ્રમાણે પાચ પાચ દિવસને અંતરે તેની તે તિથિ સમજવી.

---

૧–૩ જ્યોતિષ્કરંડકની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિના ૬૦ મા પત્રમા આને બદલે 'સર્વકર્મસમૃદ્ધ', 'અગ્નિવૈશ્ય' અને 'સૌમનસી' એ નામ છે.

૪ આનું બીજું નામ 'રિક્તા' પણ છે

પંદર અહોરાત્રનું એક 'સૂર્ય–પક્ષ' કહેવાય છે, જ્યારે પંદર તિથિઓનું એક 'ચંદ્ર–પક્ષ' કહેવાય છે, પરંતુ લોક–વ્યવહાર પ્રમાણે પખવાડિયાથી ચંદ્ર–પક્ષ સમજવામાં આવે છે. [1]બહુલ પક્ષ અને [2]શુક્લ પક્ષ એમ બે પક્ષો છે.

## પાંચ પ્રકારના મહિના—

બે પક્ષ મળીને એક માસ યાને મહિનો થાય છે અને તેના પાંચ પ્રકારો છેઃ—(૧) ૩૦ અહોરાત્રનો એક સાવનમાસ, ઋતુમાસ યાને કર્મમાસ; (૨) ૩૦॥ અહોરાત્રનો એક સૂર્યમાસ; (૩) ૨૯$\frac{૧૬}{૩૧}$ અહોરાત્રનો યાને ૩૦ તિથિનો એક ચાંદ્રમાસ; (૪) ૨૭$\frac{૨૧}{૬૭}$ અહોરાત્રનો એક નક્ષત્ર-માસ; અને (૫) ૩૧$\frac{૧૨૧}{૧૨૪}$ અહોરાત્રનો એક અભિવર્ધિતમાસ. લોક–વ્યવહારમા ચાંદ્ર–માસ પ્રચલિત છે. છ સૂર્યમાસનું યાને ૧૮૩ અહોરાત્રનું એક 'સૂર્યાયન' થાય છે. તે દક્ષિણાયન અને ઉત્તરાયણ એમ બે જાતનુ છે. ૧૩$\frac{૪૪}{૬૭}$ અહોરાત્રનું એક 'ચંદ્રાયન' થાય છે, પરંતુ લોકમાં સૂર્યાયન વિશેષ પ્રચલિત છે. બાર માસનું એક વર્ષ થાય છે. આનાં નામો લૌકિક અને લોકોત્તર એમ બે પ્રકારનાં છે. તેમા શ્રાવણ, ભાદ્રપદ, આશ્વયુજ (આશ્વિન), કાર્તિક, માર્ગશીર્ષ, પૌષ, માઘ, ફાલ્ગુન, ચૈત્ર, વૈશાખ, જ્યેષ્ઠ અને આષાઢ એ લૌકિક નામો છે, જ્યારે અભિનંદિત, [3]પ્રતિષ્ઠિત, વિજય, પ્રીતિવર્ધન, શ્રેયાન્, શિવ, શિશિર, [4]હિમવાન્, વસંત, કુસુમસંભવ, નિદાઘ અને વનવિરોહ એ અનુક્રમે શ્રાવણાદિનાં લોકોત્તર નામો છે. જુઓ **જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ** ( સૂ. ૧૫૨ ).

## વર્ષના પાંચ પ્રકારો—

જેમ માસના પાંચ પ્રકારો પડે છે તેમ પ્રત્યેક માસથી બાર ગુણા એવા વર્ષના પાંચ પ્રકારો છેઃ—(૧) ૩૬૦ અહોરાત્રનું એક સાવનવર્ષ, ઋતુવર્ષ યાને કર્મવર્ષ (૨) ૩૬૬ અહોરાત્રનું એક સૌરવર્ષ, (૩) ૩૫૪$\frac{૬}{૩૧}$ અહોરાત્રનું એક ચાદ્રવર્ષ, (૪) ૩૨૧$\frac{૫૧}{૬૭}$ અહોરાત્રનું એક નક્ષત્રવર્ષ, અને (૫) ૩૮૩$\frac{૨૧}{૩૧}$ અહોરાત્રનું એક અભિવર્ધિત વર્ષ. અભિવર્ધિત વર્ષમા તેર ચાંદ્ર–માસ આવે છે.

પાંચ વર્ષ–ચાંદ્ર, ચાંદ્ર, અભિવર્ધિત, ચાદ્ર અને અભિવર્ધિત નામવાળા એમ પાંચ સંવત્સરો મળીને એક 'યુગ' થાય છે. બધા મળીને આના ૧૮૩૦ અહોરાત્ર એટલે પાંચ સૌરવર્ષ થાય છે. વીસ યુગ મળીને એક વર્ષશત, દશ વર્ષશત મળીને એક વર્ષસહસ્ર અને સો વર્ષસહસ્ર મળીને એક લાખ વર્ષ થાય છે.

---

૧ અંધકારની બહુલતા હોવાથી આ નામ સાર્થક છે લોકમાં આને 'કૃષ્ણ પક્ષ' કહેવામા આવે છે.

૨ જ્યોત્સ્નાથી ધવલિત હોવાથી આ નામ ચરિતાર્થ થાય છે.

૩–૪ જ્યોતિષ્કરડકની ટીકાના ૫૯ મા પત્રમા પ્રતિષ્ઠ અને હેમવાન્ એવા નામો સૂચવાયાં છે, જ્યારે ઉપર આપેલા નામો જંબૂદ્વીપ૦ની શ્રીશાન્તિચન્દ્રકૃત વૃત્તિ અનુસાર છે.

જૈનશાસ્ત્રમાં સામાન્ય ગણિતની પેઠે [1]૧૮ અંક સુધીની જ સંખ્યાનાં નામો નથી, પરંતુ [2]૧૯૪ અથવા મતાંતર પ્રમાણે [3]૨૫૦ અંક સુધીની સંખ્યાઓનાં નામો છે. તે નામ અનુસાર

---

૧ એકમ, દશક, સો, હજાર, દશ હજાર, લાખ, દશ લાખ, કરોડ, દશ કરોડ, અબજ, ખર્વ, નિખર્વ, મહાપદ્મ, શંકુ, જલધિ, અંત્ય, મધ્ય અને પરાર્ધ એ એના નામો છે

૨ આ સંખ્યામા ૫૪ આકડા અને ૧૪૦ મીડા છે ૭૫૮૨૬૩૨૫૩૦૭૩૦૧૦૨૪૧૧૫-૭૯૭૩૫૬૯૯૭૫૬૯૬૮૯૬૨૧૮૯૬૬૮૪૮૦૮૦૧૮૩૨૯૬ એ ૫૪ આકડા પછી ૧૪૦ મીડા મૂકીએ એટલે જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, સ્થાનાંગ (સ્થા. ૨, ઉ ૪ સૂ ૯૫), માથુર વાચનાને અનુસરનાર અનુયોગદ્વાર (સૂ. ૧૩૭) ઇત્યાદિ પ્રમાણે શીર્ષપ્રહેલિકનું આ સ્વરૂપ પ્રાપ્ત થાય છે.

૩ આ સંખ્યામા ૭૦ અંક અને ૧૮૦ શૂન્ય છે. ૧૮૭૫૫૧૭૯૫૫૦૧૧૨૫૯૫૪૧૯૦૦૯૬૯૯-૮૧૩૪૩૯૭૭૦૭૯૭૪૬૫૪૯૪૨૬૧૯૭૭૭૭૭૪૭૬૫૭૨૫૭૩૪૫૭૧૮૬૮૧૬ એ ૭૦ અંકડા પછી ૧૮૦ મીડા મૂકીએ એટલે જ્યોતિષ્કરંડક પ્રમાણેનુ શીર્ષપ્રહેલિકાનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે.

૩ આ રહ્યો એ ઉલ્લેખ.—

" पुव्वाण सयसहस्सं [ पुव्व ] चुलसीइगुणं भवे लयंगमिह इमेगं ) ।
तेसिं पि सयसहस्सं चुलसीइगुणं लया होइ ॥ ६४ ॥
[ पूर्वाणां शतसहस्रं चतुरशीतिगुणं भवति लताङ्गमिह ।
तेषामपि शतसहस्रं चतुरशीतिगुणं लता भवति ॥ ]
तत्तो महालयाणं चुलसीइ चेव सयसहस्साणि ।
नलिणंग नाम भवे एत्तो वोच्छं समासेणं ॥ ६५ ॥
[ ततो महालतानां चतुरशीतिरेव शतसहस्राणि ।
नलिनाङ्गं नाम भवति इतो वक्ष्ये समासेन ॥ ]
नलिण महानलिणंगं हवइ महानलिणमेव नायव्वं ।
पउमंगं तह पउमं तत्तो य महापउमअंगं ॥ ६६ ॥
[ नलिनं महानलिनाङ्गं भवति महानलिनमेव ज्ञातव्यम् ।
पद्माङ्गं तथा पद्मं ततश्च महापद्माङ्गम् ॥ ]
हवइ महापउमं चिय ततो कमलंगमेव नायव्वं ।
कमलं च महाकमलंगमेव परतो महाकमलं ॥ ६७ ॥
[ भवति महापद्ममेव तत कमलाङ्गमेव ज्ञातव्यम् ।
कमलं च महाकमलाङ्गमेव परतो महाकमलम् । ]
कुमुयंगं तह कुमुयं तत्तो य तहा महाकुमुयअंगं ।
तत्तो परतो य महाकुमुयं तुडियंग बोद्धव्वं ॥ ६८ ॥
[ कुमुदाङ्गं तथा कुमुदं ततश्च तथा महाकुमुदाङ्गम् ।
तत परतश्च महाकुमुदं त्रुटिताङ्गं बोद्धव्यम् ॥ ]
तुडिय महातुडियंगं महतुडियं अडडगमडड परं ।
परतो य महाअडडअंगं तत्तो य महाअडडमेव ॥ ६९ ॥
[ त्रुटित महात्रुटिताङ्गं महात्रुटितं अडडाङ्गमडड परम् ।
परतश्च महाडडाङ्गं ततश्च महाडडमेव ॥ ]

વર્ષોની સંખ્યાનાં નામો સૂચવાતા હોવાથી આપણે એનો ઉલ્લેખ કરીશું. એમા ૮૪ લાખને 'પૂર્વાંગ' સંજ્ઞા અપાયેલી છે. એવી રીતે ૮૪ લાખ પૂર્વાંગને 'પૂર્વ' કહેવામાં આવે છે. ૮૪ લાખ પૂર્વને 'ત્રુટિતાંગ' નામ આપવામાં આવે છે અને આટલા વર્ષોનું આયુષ્ય આ અવસર્પિણીની અપેક્ષાએ પ્રથમ તીર્થંકર **શ્રીઋષભદેવ**નું હતું એવો **જૈન** શાસ્ત્રમાં ઉલ્લેખ છે. ૮૪ લાખ ત્રુટિતાંગ મળીને એક 'ત્રુટિત' થાય છે. એ પ્રમાણે નીચે મુજબની સંખ્યા એક એકથી ૮૪ લાખ ગુણી છે:—

ત્રુટિત, અડડાંગ, અડડ, અવવાંગ, અવવ, હૂહુકાંગ, હૂહુક, ઉત્પલાંગ, ઉત્પલ, પદ્માંગ, પદ્મ, નલિનાંગ, નલિન, અર્થનિપૂરાંગ, અર્થનિપૂર, અયુતાંગ, અયુત, નયુતાંગ, નયુત, પ્રયુતાંગ, પ્રયુત, ચૂલિકાંગ, ચૂલિકા, શીર્ષપ્રહેલિકાંગ, અને શીર્ષપ્રહેલિકા.

આ પ્રમાણેના નામો **જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ** ( સૂ. ૧૮ )માં આપેલા છે. પૂર્વધર વાલભ્ય પ્રાચીનતર આચાર્યકૃત **જ્યોતિષકરંડક** પ્રમાણે તો પૂર્વ, લતાંગ, લતા, મહાલતાંગ, મહાલતા, નલિનાંગ, નલિન, મહાનલિનાંગ, મહાનલિન, પદ્માંગ, પદ્મ, મહાપદ્માંગ, મહાપદ્મ, કમલાંગ, કમલ, મહાકમલાંગ, મહાકમલ, કુમુદાંગ, કુમુદ, મહાકુમુદાંગ, મહાકુમુદ, ત્રુટિતાંગ, ત્રુટિત, મહાત્રુટિતાંગ, મહાત્રુટિત, અડડાંગ, અડડ, મહાઅડડાંગ, મહાઅડડ, ઊહાંગ, ઊહ, મહાઊહાંગ, મહાઊહ, શીર્ષપ્રહેલિકાંગ અને શીર્ષપ્રહેલિકા એવાં નામો છે.

**જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિની** ઉપાધ્યાય **શ્રીશાન્તિચન્દ્ર**ગણિકૃત **રત્નમંજૂષા** નામની વૃત્તિના ૯૨મા પત્રમાં કહ્યું છે તેમ શીર્ષપ્રહેલિકા સુધીના વર્ષો જેટલા કાલ-માનથી, કેટલાક રત્નપ્રભાગત નારકોનું, ભવનપતિઓનું, વ્યંતરોનું તેમજ સુષમદુઃષમ આરામા સંભવતા નરોનું અને તિર્યંચોનું આયુષ્ય મપાય છે. આનાથી પણ અધિક કાળ કે જેનું સ્વરૂપ સર્ષપ-ચતુષ્પલ્યની પ્રરૂપણાથી સૂચવાય છે તે પણ સંખ્યેય કાળ છે, કિન્તુ અનતિશાયીઓ એનો વ્યવહાર કરી શકે તેમ ન હોવાથી તે કહ્યું નથી.[1] શીર્ષપ્રહેલિકાથી અધિક કાળ ઉપમા દ્વારા દર્શાવાયો છે, જ્યારે શીર્ષપ્રહેલિકા સુધીનો કાળ ગણિતગોચર આયુષ્ય-સ્થિતિ સંબંધી છે.

---

ऊहंगं पि य ऊहं हवइ महल्लं च ऊहगं तत्तो ।
महाऊहं हवइ हु सीसपहेलिया होइ नायव्या ॥ ७० ॥

[ ऊहाङ्गमपि च ऊहं भवति महत च ऊहकं ततः ।
महोहं भवति तु शीर्षप्रहेलिका भवति ज्ञातव्या ॥ ]

एत्थं सयसहस्साणि चुलसीई चेव होइ गुणकारो ।
एक्केक्कंमि उ ठाणे अह संखा होइ कालंमि ॥ ७१ ॥"

[ अत्र शतसहस्राणि चतुरशीत्या चैव भवति गुणकारः ।
एकैकस्मिस्तु स्थानेऽथ सङ्ख्या भवति काले ॥ ]

१ આવો ભાવાર્થ **સ્થાનાંગ** ( સ્થા ૨, ઉ. ૪ સૂ. ૯૫ )ની **શ્રીઅભયદેવસૂરિ**કૃત વૃત્તિના ૮૭મા પત્રમા પણ નજરે પડે છે.

કાલના અતીત, વર્તમાન અને અનાગત એ પ્રમાણે જેમ ત્રણ પ્રકારો પડે છે તેમ એના સંખ્યાત, અસંખ્યાત અને અનંત એવા પણ ત્રણ પ્રકારો પડે છે. તેમાં સંખ્યાત કાલનું સ્વરૂપ આપણે જોયું. જે કાળની ગણના થઇ શકે તેમ નથી, કિન્તુ જે ઉપમા દ્વારા દર્શાવી શકાય છે તે અસંખ્યેય કાલ છે. એના પલ્યોપમ, સાગરોપમ વગેરે ભેદો છે. એનાં સ્વરૂપો તો આપણે ૭૮માથી ૮૨ સુધીના પૃષ્ઠમાં જોઇ ગયા છીએ. અનંત કાલનો અર્થ એ છે કે તે અસંખ્યાત કરતા અધિક છે અને વળી સમગ્ર કાલ આશ્રીને વિચારીએ તો જેનો અંત આવતો નથી તે અનંત કાલ છે.

**વ્યાવહારિક કાળના વિભાગોની સંકલના** નીચે મુજબ રજુ કરી શકાય તેમ છેઃ—

| | | |
|---|---|---|
| નિર્વિભાજ્ય કાલ | = | ૧ સમય |
| ૯ સમય | = | જઘન્ય અંતર્મુહૂર્ત |
| [1]જઘન્ય યુક્ત અસંખ્ય સમયો | = | ૧ આવલિકા |
| ૨૫૬ આવલિકા | = | ૧ ક્ષુલ્લક ભવ |
| ૨૨૨૩ ૧૨૨૯/૩૭૭૩ આવલિકા | = | ૧ ઉચ્છ્‌વાસ અથવા ૧ નિઃશ્વાસ |
| ૨ ઉચ્છ્‌વાસ | = | ૧ [2]પ્રાણ |
| ૧૭ ૧૩૯૫/૩૭૭૩ ભવ | = | ” ” |
| ૭ પ્રાણ | = | ૧ સ્તોક |
| ૭ સ્તોક | = | ૧ લવ |
| ૩૮॥ લવ | = | ૧ ઘડી ( નાલિકા ) |
| ૨ ઘડી | = | ૧ ચંદ્રમુહૂર્ત |
| ૭૭ લવ | = | ” ” |
| ૬૫,૫૩૬ ક્ષુલ્લક ભવ | = | ” ” |
| ૧,૬૭,૭૭,૨૧૬ આવલિકા | = | ” ” |
| ૩૭૭૩ પ્રાણ | = | ” ” |
| ૨ ઘડીમાં એક સમય ઓછો | = | ૧ ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત |

---

૧ જુઓ **ષડશીતિ** નામનો ચોથો કર્મગ્રંથ ( ગા. ૭૮ ) અથવા **કાલ-લોકપ્રકાશ** ( શ્લો. ૨૧૦ ).

૨ **સ્થાનાંગ** ( સ્થા. ૨, ઉ. ૪, સૂ ૯૫ )મા તેમજ **જબૂદ્વીપપ્રજ્ઞપ્તિ** ( સૂ. ૧૮ )મા આ સબંધમા કહ્યુ છે કે—

" हट्ठस्स अणवगल्लस्स, णिरुवकिट्ठस्स जंतुणो ।
एगे ऊसासनीसासे, एस 'पाणु' त्ति वुच्चई ॥ "

[ हृष्टस्यानवग्लानस्य निरुपक्लिष्टस्य जन्तुनः ।
एक उच्छ्‌वास(युक्त)निःश्वास एष 'प्राण' इत्युच्यते ॥ ]

અર્થાત્ હૃષ્ટ–વિષાદથી રહિત, ઘડપણથી મુક્ત, ક્ષુધાદિ વડે અકૃષ્ટ–દુર્બળ નહિ એવા પ્રાણીના એક ઉચ્છ્‌વાસ અને એક નિઃશ્વાસ મળીને જેટલો કાળ થાય તે 'પ્રાણ' કહેવાય છે.

| | | |
|---|---|---|
| ૩॥ ચંદ્રમુહૂર્ત | = | ૧ પ્રહર |
| ૭॥ ઘડી | = | ,, ,, |
| ૧૩$\frac{૧}{૨}$ ચંદ્રમુહૂર્ત | = | ૧ સૂર્યમુહૂર્ત |
| ૩૦ (ચંદ્ર)મુહૂર્ત | = | ૧ અહોરાત્ર |
| ૮ પ્રહર | = | ,, ,, |
| ૧૫ અહોરાત્ર | = | ૧ પક્ષ |
| ૨ પક્ષ | = | ૧ માસ |
| ૨ માસ | = | ૧ ઋતુ |
| ૬ માસ | = | ૧ અયન |
| ૩ ઋતુ | = | ,, ,, |
| ૨ અયન | = | ૧ વર્ષ |
| [૧]૬ ઋતુ | = | ,, ,, |
| ૫ સૌરવર્ષ | = | ૧ યુગ |
| ૮૪ લાખ વર્ષ | = | ૧ પૂર્વાંગ |
| ૮૪ પૂર્વાંગ | = | ૧ પૂર્વ |
| અસંખ્ય વર્ષ | = | ૧ પલ્યોપમ |
| ૧૦ કોટાકોટિ પલ્યોપમ | = | ૧ સાગરોપમ |
| ૧૦ ,, સાગરોપમ | = | ૧ ઉત્સર્પિણી અથવા ૧ અવસર્પિણી |
| ૨૦ ,, ,, | = | ૧ કાલ-ચક્ર |
| ૧ ઉત્સર્પિણી અને અવસર્પિણી | = | ,, ,, |
| અનંત કાલ-ચક્ર | = | ૧ પુદ્‌ગલ-પરાવર્ત |

આ પ્રમાણે આપણે જૈન દૃષ્ટિએ વ્યાવહારિક કાલનું સ્વરૂપ જોયું અને તેમા ૮૪ ની સંખ્યાની પ્રધાનતા અવલોકી. ભારતીય વૈદિક કાલ-ગણનામાં તો સામાન્ય રીતે ૬ અને ૬૦ એ બે અંકો વધારે મહત્ત્વનાં છે આની પ્રતીતિ થાય તે માટે નીચે મુજબનું કોષ્ઠક અવલોકીએ:—

| | | | |
|---|---|---|---|
| ૬૦ પળ | = ૧ ઘડી | ૬ ઋતુ | = ૧ વર્ષ |
| ૬૦ ઘડી | = ૧ અહોરાત્ર | ૬૦ વર્ષ | = ૧ સંવત્સર-ચક્ર |
| ૬૦ અહોરાત્ર | = ૧ ઋતુ | ૬ સંવત્સર-ચક્ર | =૧ દિવ્ય વર્ષ = ૩૬૦ માનવ વર્ષ |

---

૧ પ્રાવૃટ્, વર્ષા, શરદ્, હેમન્ત, વસન્ત અને ગ્રીષ્મ એમ છ ઋતુઓ છે. જ્યોતિષ્કરંડકમા કહ્યું પણ છે કે —

" पाउस वासारत्तो सरओ हेमंत वसंत गिम्हा य ।
एए खलु छप्पि उऊ जिणवरदिट्ठा मए सिट्ठा ॥२६५॥ "

[ प्रावृड् वर्षारात्रः शरद् हेमन्तो वसन्तो ग्रीष्मश्च ।
एते खलु षडपि ऋतवो जिनवरदिष्टा मया शिष्टाः ॥ ]

| | દિવ્ય વર્ષ | | દિવ્ય વર્ષ સંધ્યા | | દિવ્ય વર્ષ સંધ્યાંશ | | દિવ્ય વર્ષ | | માનવ વર્ષ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| [1]સત્ય યુગ = | ૪૦૦૦ | + | ૪૦૦ | + | ૪૦૦ | = | ૪૮૦૦ | = | ૧૭૨૮૦૦૦ |
| [2]ત્રેતા ,, = | ૩૦૦૦ | + | ૩૦૦ | + | ૩૦૦ | = | ૩૬૦૦ | = | ૧૨૯૬૦૦૦ |
| [3]દ્વાપર ,, = | ૨૦૦૦ | + | ૨૦૦ | + | ૨૦૦ | = | ૨૪૦૦ | = | ૮૬૪૦૦૦ |
| [4]કલિ ,, = | ૧૦૦૦ | + | ૧૦૦ | – | ૧૦૦ | = | ૧૨૦૦ | = | ૪૩૨૦૦૦ |

ચાર યુગ = [5]૪૩૨૦૦૦૦ માનવ વર્ષ = ૧૨૦૦૦ દિવ્ય વર્ષ = ૧ દિવ્ય યુગ ( મહાયુગ ).

૧૦૦૦ દિવ્ય યુગ = ૧ બ્રહ્મદિન અથવા ૧ બ્રહ્મરાત્રિ.

= ૪૩૨૦૦૦૦૦૦૦ માનવ વર્ષ.

[6]૭૧ દિવ્ય યુગો (ચતુર્યુગી) = ૧ મન્વંતર.

[7]૧૪ [8]સંધિસહ [9]મન્વંતર = ૧ બ્રહ્મદિન અથવા ૧ કલ્પ.

---

૧–૪ સરખાવો મનુસ્મૃતિ ( અ. ૧ )ના નિમ્નલિખિત પદ્યો—

" चत्वार्याहुः सहस्राणि, वर्षाणां तु कृतं युगम् ।
तस्य तावच्छती सन्ध्या, सन्ध्यांशश्च तथाविधः ॥६९॥
इतरेषु ससन्ध्येषु, ससन्ध्यांशेषु च त्रिषु ।
एकापायेन वर्तन्ते, सहस्राणि शतानि च ॥ ७० ॥
यदेतत् परिसङ्ख्यात-मादावेव चतुर्युगम् ।
एतद् द्वादशसाहस्रं, देवानां युगमुच्यते ॥ ७१ ॥
दैविकानां युगानां तु, सहस्रपरिसङ्ख्यया ।
ब्राह्ममेकमहर्ज्ञेयं, तावती रात्रिरेव च ॥ ७२ ॥ "

૫ આથી કરીને એક પૂર્વ વર્ષમા ૧, ૬૩, ૪૩, ૩૩૩ એવી ચારે યુગની પૂર્ણ પરાવૃત્તિઓ થવા ઉપરાત ચારે યુગના એકત્રિત કાલનો ત્રીજો ભાગ વ્યતીત થાય છે.

૬–૭ સરખાવો સૂર્યસિદ્ધાંત ( અ ૧ )ના નીચે મુજબના શ્લોકો—

" युगानां सप्ततिः सैका, 'मन्वन्तर'मिहोच्यते ।
कृताब्दसङ्ख्या तस्यान्ते, 'सन्धिः' प्रोक्तो जलप्लवे ॥१८॥
ससन्धयस्ते मनवः, कल्पे ज्ञेयाश्चतुर्दश ।
कृतप्रमाणः कल्पादौ, सन्धिः पञ्चदशः स्मृतः ॥१९॥
इत्थं युगसहस्रेण, भूतसंहारकारकः ।
कल्पो ब्राह्ममहः प्रोक्तं, शर्वरी तस्य तावती ॥२०॥ "

૮ કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર ચરણો છે. દરેક યુગને એક 'યુગચરણ' કહેવામા આવે છે, જ્યારે એ ચારે એકત્રિત થતા જેટલા વર્ષો થાય છે એટલા કાળને 'મહાયુગ' કહેવામા આવે છે. પ્રત્યેક યુગ ચરણનો બારમો ભાગ 'સંધિ' કહેવાય છે.

૯ સ્વાયંભૂ, સ્વારોચિષ્, ઉત્તમ તામસ, રૈવત, ચાક્ષુષ, વૈવસ્વત, સાવર્ણિ, દક્ષ સાવર્ણિ, બ્રહ્મ સાવર્ણિ, ધર્મ સાવર્ણિ, રુદ્ર સાવર્ણિ, રૌચ્ય સાવર્ણિ અને ભૌતિક સાવર્ણિ એ ૧૪ મન્વંતરો છે.

કાલનું પ્રકરણ આપણે આ પ્રમાણે પૂર્ણ કરીએ તે પૂર્વે પં. **સુખલાલ સંઘવી**ના '[1]ભારતીય દર્શનોની કાળતત્ત્વ સંબંધી માન્યતા' નામના લેખમાંથી મનનીય પંક્તિઓ ઉદ્ધૃત કરવી આવશ્યક સમજાય છે, કેમકે આ લેખ દ્વારા કાળના સંબંધમાં આર્યોના વિચાર પ્રાચીન સમયમા કેવા હતા અને તેમા વખત જતા કેવુ અને કેટલું પરિવર્તન થયું તે જાણી શકાય તેમ છે. આ વિચાર્યા બાદ જૈન માન્યતાઓના સમન્વયનો પણ થોડો ઘણો ઊહાપોહ કરીશું.

એક જ ક્ષેત્ર કે દેશની અંદર જુદે જુદે વખતે તેમજ ભિન્ન ભિન્ન દેશોમાં એક જ વખતે ઋતુ–ભેદ અને કાર્ય–ભેદ દેખાય છે. આ દેખાતા પ્રાકૃતિક સ્થૂળ અને સૂક્ષ્મ એ બધા પરિવર્તનો માત્ર તાપ–ક્રમની ન્યૂનાધિકતા અને વાતાવરણની–હવાપાણીની ભિન્નતા ઉપર જ અવલંબેલાં નથી, પણ તેનું કંઇ ખાસ કારણ હોવું જોઇએ. એનું કારણ માન્યા સિવાય પ્રાચીન કાળના લોકોની બુદ્ધિ પરિવર્તનોનો ખુલાસો કરી શકતી નહિ અને તેથી જ જૂના જમાનામાં કાલ–તત્ત્વ ઉપર વિચાર થવા લાગ્યો એમ આ લેખક મહાશય જણાવે છે

ભારતીય દર્શનના ( ૧ ) વૈદિક, ( ૨ ) બૌદ્ધ અને ( ૩ ) જૈન એમ ત્રણ વિભાગો પાડી શકાય છે. તેમાં વૈદિક સાહિત્યનો મૂળ આધાર વેદો અને ઉપનિષદો છે. વેદો અને ઉપનિષદોમા તત્ત્વ–વિચારણાના છૂટા છવાયા બીજ છે, પરંતુ તેમાં એ વિચારણાઓએ સ્પષ્ટ, ક્રમબદ્ધ અને સયુક્તિક દર્શનોનું રૂપ પ્રાપ્ત કર્યું નથી; તેથી જ કાલ–તત્ત્વને લગતી ચોક્કસ માન્યતાઓ આમાંથી મળતી નથી.[2] આ માટે દર્શન–કાળ તરફ વળવું જોઇએ અને દાર્શનિક સાહિત્ય તપાસવું જોઇએ. વૈદિક દર્શનના સ્થૂલ રીતે છ વિભાગો પાડવામા આવે છેઃ–( ૧ ) વૈશેષિક, ( ૨ ) ન્યાય, ( ૩ ) સાંખ્ય, ( ૪ ) યોગ, ( ૫ ) પૂર્વ મીમાંસા અને ( ૬ ) ઉત્તર મીમાસા. કાલ–તત્ત્વની માન્યતાને સ્પષ્ટ સમજવા માટે આ છ દર્શનોને બે વર્ગોમાં વહેંચવા જરૂરી જણાય છે. પ્રથમ વર્ગમાં વૈશેષિક, ન્યાય અને પૂર્વ મીમાસા[3] અને બીજા વર્ગમા બાકીનાં

---

૧ આ લેખ **પુરાતત્ત્વ** ( વ ૧, અં. ૧, પૃ ૧૮–૨૪ )મા છપાયેલો છે.

૨ 'કાલ' શબ્દના પ્રયોગ માટે **ઉપનિષદ્ વાક્ય કોશ** જોવાથી **કૌશીતકિ, છાંદોગ્ય, બૃહદારણ્યક, શ્વેતાશ્વતર, મૈત્રિ** વગેરે ઉપનિષદોમા અનેક સ્થળે પ્રસગે પ્રસગે 'કાલ' શબ્દનો ઉલ્લેખ થયેલો જણાશે, પરંતુ એ પ્રસગો વાચનાર અને વિચારનાર આ મતને મળતા થશે.

૩ **પૂર્વ મીમાંસા** દર્શન કર્મકાંડ વિષયક વૈદિક શ્રુતિઓની વ્યવસ્થા અને ઉપપત્તિ કરતુ હોવાથી તે જ્ઞાનપ્રધાન ઉત્તરમીમાસા ( વેદાતદર્શન )નો માર્ગ સરલ કરે છે. એથી કરીને તો એ એનુ પૂર્વાંગ યાને નિકટવર્તી દર્શન ગણાય છે. બાકી પ્રમેયની બાબતમા તો એ બે વચ્ચે ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે જેમકે પૂર્વમીમાસા આત્માનું અનેકત્વ સ્વીકારે છે, પરમાણુ વગેરે જડ દ્રવ્યોને સ્વતંત્ર માને છે, મોક્ષમા નૈયાયિકોની પેઠે બુદ્ધિ વગેરે ગુણોનો નાશ અને આનંદનો અભાવ માને છે, ત્યારે ઉત્તર મીમાસા પ્રધાનપણે એક જ આત્મા અગર બ્રહ્મને વાસ્તવિક સ્વીકારી, તે સિવાયના સમસ્ત પ્રમેયોને માયિક ગણે છે અને મોક્ષમા અખંડ આનદ માને છે.

**પૂર્વ મીમાંસા** પ્રમેયોની બાબતમા **વૈશેષિક** અને **ન્યાય** દર્શનને જ પ્રધાનપણે અનુસરે છે દાખલા તરીકે તપાસો તેની ઇન્દ્રિય સંબધી માન્યતા. જુઓ આ સબધમા **જૈમિનિસૂત્ર** ( અ ૧, પા ૧, અધિ. ૪, સૂ ૪ )ની **શાસ્ત્રદીપિકાનુ** ૩૫ મુ પૃષ્ઠ

ત્રણ[1] એટલે સાંખ્ય, યોગ અને ઉત્તર મીમાંસાનો સમાવેશ કરાય છે. પહેલા વર્ગને સ્વતંત્ર કાલવાદી અને બીજાને અસ્વતંત્રકાલવાદી તરીકે ઓળખાવીશું.

**વૈશેષિક** દર્શનના પ્રણેતા શ્રી**કણાદ** ઋષિએ કાલ-તત્ત્વ સંબંધી [2]ચાર સૂત્રો રચ્યાં છે. તેમાં પ્રથમ સૂત્રમાં કાલ-તત્ત્વને સ્વતત્ર સ્થાપિત કરવા તેમણે કેટલાંક લિંગો વર્ણવ્યાં છે. તેઓ કહે છે કે અમુક વ્યક્તિથી અમુક વ્યક્તિ જ્યેષ્ઠ છે અગર કનિષ્ઠ છે તેવી પ્રતીતિનું મુખ્ય કારણ તેમજ વિવિધ કાર્યોમા થતી યૌગપદ્ય, ચિર અને ક્ષિપ્ર પ્રતીતિનું મુખ્ય કારણ કોઇ સ્વતંત્ર તત્ત્વ હોવું જોઇએ. આ સ્વતંત્ર તત્ત્વ તે ' કાલ ' છે. પછીનાં ત્રણ સૂત્રોમાં કાલ-તત્ત્વને દ્રવ્ય, નિત્ય, એક અને સકળ કાર્યોના નિમિત્ત તરીકે ઓળખાવવામાં આવ્યું છે.

**ન્યાય** દર્શનના પ્રણેતા શ્રી**ગૌતમ** ઋષિએ **કણાદ** ઋષિની પેઠે પોતાના **પંચાધ્યાયી** સૂત્રમાં કોઇ પણ સ્થળે કાલ-તત્ત્વને સિદ્ધ કરવા કે તેનું સ્વરૂપ દર્શાવવા કશો ઉલ્લેખ કર્યો નથી. તેનું કારણ એ છે કે એ ઋષિ પોતાના દર્શનમાં પ્રધાનપણે પ્રમાણની જ ચર્ચા કરે છે અને પ્રમેયની બાબતમા વૈશેષિક દર્શનને અનુસરે છે, અ. ૨, આ. ૧, [3]સૂ. ૨૩ મા દિશા અને કાલને નિમિત્ત-કારણરૂપે વર્ણવી-કાલ-તત્ત્વ પરત્વે પોતે વૈશેષિક માન્યતાને મળતા છે એમ તેમણે સૂચન કર્યું છે. **પૂર્વ મીમાંસા**ના પ્રણેતા શ્રી**જૈમિનિ** ઋષિએ પોતાના સૂત્રોમાં કાલ-તત્ત્વ પરત્વે કશો ઉલ્લેખ કર્યો નથી. એનું કારણ એ છે કે તેમનું પ્રધાન ઉદ્દેશ્ય કર્મકાંડ સંબંધી વૈદિક મંત્રોની વ્યવસ્થા કરવાનુ છે. છતા **પૂર્વ મીમાંસા**ના પ્રામાણિક અને સમર્થ વ્યાખ્યાકાર **પાર્થસાર્થ મિશ્રની શાસ્ત્રદીપિકા** ઉપરની ટીકા નામે **યુક્તિસ્નેહપ્રપૂરણી સિદ્ધાન્તચન્દ્રિકા**માં **પં. રામકૃષ્ણે** કાલ-તત્ત્વને અગે મીમાસક મત દર્શાવતા વૈશેષિક દર્શનની જ માન્યતાનો સ્વીકાર કર્યો છે. ફક્ત તેઓ એ દર્શનથી એટલી જ બાબતમા જુદા પડે છે કે વૈશેષિકો કાલને પરોક્ષ માને છે, જ્યારે મીમાંસકો તેને પ્રત્યક્ષ માને છે.

સાખ્ય દર્શનમાં સ્વતંત્ર અને મૂળ તત્ત્વો તરીકે કેવળ પ્રકૃતિ અને પુરુષનો જ નિર્દેશ છે. આકાશ, દિશા અને મન પણ એ દર્શનમા પ્રકૃતિના વિકારો મનાયા છે. એથી કરીને એ

---

૧ બીજા વર્ગમા સાખ્ય સાથે યોગને રાખવાનુ કારણ એ છે કે યોગ દર્શન સાખ્ય દર્શનના જ પ્રમેયો સ્વીકારે છે તે બંને વચ્ચે જે ભેદ છે તે કેવળ ઉપાસના અને જ્ઞાનની ગૌણ-પ્રધાનતા પરત્વે છે. ઉત્તર મીમાસા જો કે સાખ્ય દર્શનથી આત્મા વગેરે પ્રમેયની બાબતમા તદ્દન જુદુ પડે છે, છતા કાલની માન્યતામા તો બને એક છે.

૨ આ રહ્યા એ **વૈશેષિક દર્શન** ( અધ્યાય ૨, આહ્નિક ૨ )ના ચાર સૂત્રો.—

" अपरस्मिन्नपरं युगपच्चिरं क्षिप्रमिति काललिङ्गानि । ६ । द्रव्यत्वनित्यत्वे वायुना व्याख्याते । ७ । तत्त्वं भावेन । ८ । नित्येष्वभावादनित्येषु भावात् कारणे कालाख्येति । ९ । "

૩ ચૌખમ્બા સિરિઝ ( પૃ. ૨૫૪ )મા આ રહ્યુ એ સૂત્ર—

" दिग्देशकालाकाशेष्वप्येवं प्रसङ्गः । "

દર્શનમાં ' કાલ ' નામનું કોઇ સ્વતંત્ર તત્ત્વ નથી. એ દર્શન અનુસાર કાલ એ એક પ્રાકૃતિક પરિણમન માત્ર છે. પ્રકૃતિ નિત્ય છતાં પરિણમનશીલ છે. આ સ્થૂળ અને સૂક્ષ્મ જડ જગત પ્રકૃતિનો વિકાર માત્ર છે. વિકાર અને પરિણામની પરંપરા ઉપરથી જ વિશ્વગત સર્વ કાલસાધ્ય વ્યવહારોની ઉપપત્તિ સાંખ્ય દર્શન કરી લે છે.[1] એ હકીકત સાંખ્ય દર્શનના મૂળ સૂત્રમાંથી જ તરી આવે છે.

યોગદર્શનના પ્રણેતા મહર્ષિ શ્રીપતંજલિએ પોતાનાં સૂત્રોમાં કાલ—તત્ત્વના સ્વરૂપ પરત્વે સ્વલ્પ પણ સૂચન કર્યું નથી, કિન્તુ એ દર્શનના પ્રામાણિક ભાષ્યકાર શ્રીવ્યાસ ઋષિએ ત્રીજા પાદના બાવનમા સૂત્રની વ્યાખ્યા કરતાં કાલ-તત્ત્વનું સ્પષ્ટ સ્વરૂપ આલેખ્યું છે અને તે બરાબર યોગદર્શનમાન્ય સાખ્ય દર્શનના પ્રમેયોને બંધબેસતું છે. તેઓ કહે છે કે મુહૂર્ત, પ્રહર, દિવસ વગેરે લૌકિક કાલ–વ્યવહારો બુદ્ધિકૃત નાના મોટા વિભાગો ઉપર અવલંબેલા છે. ક્ષણ એ વાસ્તવિક છે, પણ તે મૂળ તત્ત્વરૂપે નહિ; માત્ર કોઇ પણ મૂળ તત્ત્વના પરિણામરૂપે તે સત્ય છે. જે પરિણામનો બુદ્ધિથી પણ બીજો વિભાગ ન થઇ શકે તેવા સૂક્ષ્માતિસૂક્ષ્મ પરિણામનું નામ 'ક્ષણ' છે એ વાતને સ્પષ્ટ કરતા તેઓ કથે છે કે એક પરમાણુને પોતાનું પ્રથમ ક્ષેત્ર છોડી બીજું ક્ષેત્ર પ્રાપ્ત કરવામાં જેટલો વખત વીતે છે તે જ વખતનું અર્થાત્ પરમાણુને પરિમાણુ–દેશનો અતિક્રમ-કરવામાં પસાર થતા વખતનું નામ 'ક્ષણ' છે. આ રીતે જોતા ક્ષણ એ માત્ર ક્રિયાના અવિભાજ્ય અંશનો સંકેત છે. યોગ દર્શનમાં સાંખ્યદર્શનને સંમત જડ પ્રકૃતિ તત્ત્વ જ ક્રિયાશીલ મનાયેલું છે. તેની ક્રિયાશીલતા સ્વાભાવિક હોઇ તેને ક્રિયા કરવામાં અન્ય તત્ત્વની અપેક્ષા નથી. તેથી યોગ દર્શન કે સાંખ્ય દર્શન ક્રિયાના નિમિત્ત–કારણ તરીકે વૈશેષિક દર્શનની પેઠે કાલ–તત્ત્વને પ્રકૃતિથી ભિન્ન–સ્વતંત્ર સ્વીકારતું નથી, એ બાબત બરાબર સાબીત થાય છે.

ઉત્તર મીમાંસા વેદાત દર્શન યા ઔપનિષદ દર્શનના નામથી પ્રસિદ્ધ છે. એના પ્રણેતા મહર્ષિ શ્રીબાદરાયણે કોઇ પણ સૂત્રમાં કાલ-તત્ત્વ પરત્વે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નથી, પણ એ દર્શનના મુખ્ય વ્યાખ્યાકાર શંકરાચાર્યે માત્ર બ્રહ્મને જ મૂળ અને સ્વતંત્ર તત્ત્વ સ્વીકારી અન્ય સૂક્ષ્મ કે સ્થૂળ જડ જગતને માયિક અગર તો અવિદ્યાજનિત સાબીત કરેલ છે. તેથી જ શાંકર વેદાન્તનો સિદ્ધાન્ત સંક્ષેપમાં એટલો જ છે કે " ब्रह्म सत्यं जगत् मिथ्या. " આ સિદ્ધાન્ત પ્રમાણે કેવળ કાલ જ નહિ, પણ આકાશ, પરમાણુએ તત્ત્વોની સ્વતંત્રતા માટે પણ સ્થાન નથી. જોકે વેદાંત દર્શનના [2]અન્ય વ્યાખ્યાકારો જેવા કે રામાનુજાચાર્ય, નિંબાકાચાર્ય, મધ્વાચાર્ય,

---

૧ " दिक्कालावाकाशादिभ्यः "—સાંખ્ય પ્રવચન ( અ ૨, સૂ. ૧૨ ).

૨ આ સંબંધમા જુઓ હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ( ઉત્તરાર્ધ, પૃ. ૧૪૭ ). રા. રા. નારાયણ શાસ્ત્રીના અંગ્રેજીમા લખાયેલા લેખના ચિત્રમયજગત્ ( વ ૬, અં. ૧, પૃ ૩૬ )મા આપેલા અનુવાદ ઉપરથી તો નીચે મુજબની હકીકત ફલિત થાય છેઃ—

| સમય | | | |
|---|---|---|---|
| ઇ સ. પૂર્વે છઠ્ઠો સૈકો | અદ્વૈત | શંકરાચાર્યકૃત | શારીરિક ભાષ્ય |
| જન્મ ઇ સ. પૂર્વે ૫૦૯ | વિશિષ્ટાદ્વૈત | વિજ્ઞાનમિશ્રકૃત | બ્રહ્મસૂત્ર ભાષ્ય |
| ઇ. સ. નો આઠમો સૈકો | ,, | શ્રીકંઠ શિવાચાર્યકૃત | ,,–શિવની પ્રધાનતા |

અને વલ્લભાચાર્ય આત્માનું સ્વરૂપ, જગત્‌ની સત્યતા કે અસત્યતા ઇત્યાદિ કેટલીક મુદ્દાની બાબતોમાં શાંકર સિદ્ધાન્તથી જુદા પડે છે તોપણ કાલ-તત્ત્વ સ્વતંત્ર નથી એ બાબતમાં તો તેઓ બધા એકમત છે.

બૌદ્ધ દર્શનનું સાહિત્ય વિશેષ જોવામાં આવ્યું નથી. જે કંઇ થોડુંક જોવામાં આવ્યું છે તે ઉપરથી અત્યારે એટલું જ કહી શકાય કે બૌદ્ધ મતમાં કાલને સ્વતંત્ર તત્ત્વ માનવામાં આવેલ નથી.

જૈન દર્શનમાં સ્વતંત્ર કાલ-તત્ત્વની માન્યતા અને અસ્વતંત્ર કાલ-તત્ત્વની માન્યતા એમ ઉભય સ્વીકારાઇ છે. જોકે વખત જતાં જૈન સાહિત્ય ભારતવર્ષના દરેક ભાગમાં ફેલાયું અને પુષ્ટ થતું ગયું તોપણ તેનાં ઉત્થાનનાં બીજ તો પરમાત્મા મહાવીરના શાસનની અપેક્ષાએ 'પૂર્વ' દેશમાંના 'મગધ' પ્રદેશમાં જ રોપાયેલાં સંભવે છે. ઉપર્યુક્ત વૈદિક છ દર્શનકારોના સૂત્રકારો પણ મોટે ભાગે 'મગધ'ની સમીપના 'મિથિલા' દેશમાં જ થયેલા. જૈન દર્શન અને વૈદિક દર્શનોની ક્ષેત્ર વિષયક જ સમાનતા છે એટલું જ નહિ કિન્તુ કાલ પરત્વે પણ તેમજ છે. તેમની સમાન કાલીનતા પણ નિશ્ચિત છે. આ સમાન ક્ષેત્રતા અને સમાન કાલીનતાનો પ્રભાવ જૈન સાહિત્યમાં ઉપલબ્ધ થતા કાલ-તત્ત્વ સંબંધી પૂર્વોક્ત બંને પક્ષોથી વધારે સ્પષ્ટ થાય છે.

શ્વેતાંબર પ્રાચીન સાહિત્યમાં **ભગવતી** (શ. ૨૫, ઉ. ૪, સૂ. ૭૩૪), **ઉત્તરાધ્યયન** (અ. ૨૮, ગા. ૭-૮), **જીવાભિગમ, પ્રજ્ઞાપના** (પ. ૧, સૂ. ૩) વગેરે આગમોમાં કાલ પરત્વે ઉપર્યુક્ત બંને પક્ષોનો ઉલ્લેખ છે. દિગંબર પ્રાચીન સાહિત્યમાં **પ્રવચનસાર** (અ. ૨, ગા. ૪૬-૪૭)માં સ્વતંત્ર કાલ-તત્ત્વનો એક માત્ર પક્ષ છે. શ્વેતાંબર મધ્યકાલીન સાહિત્યમાં **વિશેષાવશ્યક** ભાષ્ય (ગા. ૯૨૬ તેમજ ૨૦૬૮), **ધર્મસંગ્રહણી** (ગા. ૩૨), **તત્ત્વાર્થ** (અ. ૫, સૂ. ૩૮-૩૯)ની બૃહદ્‌વૃત્તિ (પૃ. ૪૨૯-૪૩૫) વગેરેમાં ઉક્ત બંને પક્ષોનો નિર્દેશ છે. દિગંબર મધ્યકાલીન સાહિત્યમાં **સર્વાર્થસિદ્ધિ, તત્ત્વાર્થરાજ૦** (પૃ. ૨૪૩-૨૪૪)

---

| | | | |
|---|---|---|---|
| ઇ. સ. નો ૧૧ મો સૈકો<br>જન્મ ઇ. સ. ૧૦૧૭ | વિશિષ્ટાદ્વૈત | રામાનુજાચાર્યકૃત | બ્રહ્મસૂત્ર-વિષ્ણુની પ્રધાનતા |
| | મધ્યવર્તી ધોરણનું દ્વૈત | બલદેવાચાર્યકૃત<br>શ્રીભાસ્કરાચાર્યકૃત | ,, (ગોવિંદભાષ્ય) |
| ઇ. સ. નો ૧૧ મો સૈકો<br>જન્મ ઇ. સ. ૧૦૭૨ | | શ્રીપતિકૃત | ,, -શિવની પ્રધાનતા |
| ઇ. સ. નો ૧૨ મો સૈકો<br>જન્મ ઇ. સ. ૧૧૧૯ | ,, | શ્રીમધ્વાચાર્યકૃત (દ્વૈતભાષ્ય) -વિષ્ણુની ,, | |
| | શુદ્ધાદ્વૈત | શ્રીવલ્લભાચાર્યકૃત (અણુભાષ્ય) | |
| | દ્વૈતાદ્વૈત | શ્રીનિંબાકાચાર્યકૃત | (વેદાન્તપારિજાતસૌરભ) |
| | | શ્રીશુકભગવત્ પાદાચાર્ય | (શુકભાષ્ય, સર્વ વેદાત મીમાસા ભાષ્ય અથવા ભાગવત ધર્મ) |

અને તત્ત્વાર્થશ્લોકં૦ ( પૃ. ૪૩૯-૪૪૦ ) એમ તત્ત્વાર્થની ત્રણ ટીકાઓ, [1]**ગોમ્મટસાર** વગેરે ગ્રંથોમા સ્વતંત્ર કાલવાચી એક જ પક્ષ જણાય છે. શ્વેતાબર અર્વાચીન સાહિત્યમાં [2]**દ્રવ્યગુણપર્યાયનો રાસ** ( ઢાલ દશમી ), [3]**યુક્તિપ્રબોધ** ( પૃ ૧૮૭-૧૯૯ ), **લોકપ્રકાશ** વગેરેમાં ઉક્ત બંને પક્ષો પોષાયેલા છે.

વૈદિક દર્શનમાં સ્વીકારેલ કાલ સંબંધી પૂર્વોક્ત બંને પક્ષો જૈન દર્શનમાં છે એટલા પૂરતી એ બંને દર્શનોમાં સમાનતા હોવા છતાં સ્વરૂપની બાબતમાં જૈન દર્શન વૈદિક દર્શનથી તદ્દન જુદું પડે છે. વૈદિક સ્વતંત્ર કાલપક્ષ જ્યારે કાલને એક, વ્યાપક અને નિત્ય માને છે; ત્યારે જૈન સ્વતંત્ર કાલ-પક્ષમાં ચાર જુદી જુદી માન્યતાઓ છે. પહેલી માન્યતા કાલને અણુમાત્ર અને એક સ્વીકારે છે. બીજી માન્યતા મુજબ કાલ એક તત્ત્વ છે, પરંતુ તે અણુમાત્ર ન હોઇ મનુષ્યક્ષેત્ર પ્રમાણ છે. ત્રીજી માન્યતા અનુસાર કાલ-તત્વ એક છે ખરૂં, પણ તે અણુમાત્ર કે મનુષ્યક્ષેત્ર પ્રમાણ ન હોઇ લોકવ્યાપી છે.[4] ચોથી માન્યતા પ્રમાણે કાલ-તત્વ એક નહિ પણ અસંખ્ય છે અને તે બધાયે પરમાણુ માત્ર છે. આ છેલ્લી માન્યતા એકલા દિગંબર સંપ્રદાયમાં છે, જ્યારે બાકીની પહેલી ત્રણ શ્વેતાંબર સંપ્રદાયમાં નજરે પડે છે.

વૈદિક અસ્વતંત્ર કાલપક્ષ પ્રધાનપણે પ્રકૃતિના પરિણામને અગર વેદાંતની દૃષ્ટિએ માયિક વિલાસને કે બ્રહ્મવિવર્તને ‘ કાલ ’ કહે છે, જ્યારે જૈન અસ્વતંત્ર કાલપક્ષ ચેતન અને અચેતન એ બંનેના પરિણમનને ‘ કાલ ’ કહે છે. સાંખ્ય અને યોગ દર્શનો ચેતન તત્ત્વને કૂટસ્થ નિત્ય માનતા હોવાથી તેમના મત પ્રમાણે કેવળ પ્રકૃતિ જ પરિણામી છે અને તેથી જ તેમના મત પ્રમાણે પ્રાકૃતિક પરિણામ જ ‘ કાલ ’ છે. વેદાંત દૃષ્ટિ અનુસાર જગત્ માયિક અગર બ્રહ્મના વિવર્તરૂપ છે તેથી એ દૃષ્ટિએ કાલ એ એક માયાવિલાસ અગર તો બ્રહ્મવિવર્ત છે. જૈન દર્શન ચેતન અને અચેતન બંનેને વાસ્તવિક અને પરિણામી માનતું હોવાથી એના મત પ્રમાણે તો ચેતન અને અચેતન બંનેનો પર્યાય-પ્રવાહ ‘ કાલ ’ મનાય છે.

---

૧ જુઓ જીવ-કાણ્ડ ( ગા ૫૬૮-૫૮૦; ૫૮૬-૫૯૦ ).

૨ અસાધારણ નૈયાયિક ઉપાધ્યાય શ્રીયશોવિજયની આ અપૂર્વ કૃતિ છે. આની ભાષા ગૂજરાતી છે અને તે સાદા રાસારૂપે રચાયેલી છે, છતા તેમા દ્રવ્યાનુયોગ અને ન્યાયનો ગહન વિષય ઠાસી ઠાસીને ભરેલો છે. આની ઉપયોગિતા જોઇને તો શ્રીભોજસાગરે આના ભાષાંતર તરીકે ગીર્વાણ ગિરામા **દ્રવ્યાનુયોગતર્કણા** રચેલી છે. આ બંને ગ્રંથો મુદ્રિત છે.

૩ મોગલ સમ્રાટ્ **અકબર**ના સમકાલીન શ્રી**હીરવિજય** સૂરીશ્વરના સંતાનીય પ્રકાણ્ડ પણ્ડિત શ્રી**કૃપાવિજય**ના શિષ્યરત્ન ઉપાધ્યાય શ્રી**મેઘવિજય**ની આ કૃતિ છે. પ્રધાનપણે એ વાણારસીય દિગંબર મતના ખંડનરૂપ છે. એમા **દ્રવ્યગુણ પર્યાયના રાસ**ની પેઠે શ્વેતાબર અને દિગંબર એ બને સંપ્રદાયોની કાલ સંબધી સમગ્ર માન્યતાઓ વિચારપૂર્વક વર્ણવાયેલી છે ( બંનેના કર્તાઓ સમકાલીન છે ). આ ગ્રંથ ‘ શ્રીઋષભદેવજી કેસરીમલજી’ શ્વેતાબર સંસ્થા ( રતલામ ) તરફથી ટૂંક સમય ઉપર પ્રસિદ્ધ થયો છે. ૪ જુઓ પૃ. ૬૦૮.

**કાલ સંબંધી જૈન માન્યતાઓનો સમન્વય—**

શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયો વચ્ચે જે કેટલીક હકીકતો પરત્વે મતભેદ છે તેમાં કાળનો પણ સમાવેશ થાય છે. આ સંબંધમાં **યુક્તિપ્રબોધ**ની સ્વોપજ્ઞ વૃત્તિ ( પૃ. ૧૮૭–૧૯૮ ) વિશિષ્ટ પ્રકાશ પાડે છે એટલે પ્રસ્તુતમાં તેનો સારાંશ અત્ર રજુ કરવો આવશ્યક જણાય છે. અદ્ધા કહો કે કાળ કહો તે એક જ છે. તેના બે પ્રકારો છે—(૧) [1]પર્યાયરૂપ અને (૨) દ્રવ્યરૂપ. તેમાં પ્રથમ પ્રકાર પાંચ અસ્તિકાયોનો વર્તનારૂપ પરિણામ જ છે, કિન્તુ તે અન્ય દ્રવ્ય નથી. આ હકીકત **વિશેષા૦**માં નીચે મુજબ નિર્દેશાઇ છેઃ—

“ [2]जं वत्तनाइरूवो कालो दव्वाण चेव पज्जाओ ।
तो तक्करणविणासे कीरइ कालोवयारो उ ॥ ९२६ ॥ ”

અર્થાત્ જે વર્તનાદિરૂપ કાલ છે તે દ્રવ્યનો પર્યાય છે–પરિણામ છે. તેથી તે દ્રવ્યના પરિકર્મ અને વિનાશમાં કાલના પરિકર્મ અને વિનાશનો ઉપચાર કરાય છે.

અન્ય દ્રવ્યમાં રહેલા પર્યાયને કાલ કહેવાથી દ્રવ્યનો લોપ થશે એમ કોઇ કહે તો તે ઠીક નથી, કેમકે વર્તનારૂપ કાર્યને વિષે કાલ–દ્રવ્યરૂપ કારણનો ઉપચાર છે. [3]**ગોમ્મટસાર**ની વૃત્તિમાં પણ એમ જ ઉલ્લેખ છે.

---

૧ પંચાસ્તિકાયમાં કહ્યું છે કે—

“ कालो परिणामभवो परिणामो दव्वकालसंभूदो ।
दोण्हं एस सहावो कालो खणभंगुरो णियदो ॥ १०७ ॥
कालो त्ति य ववदेसो सब्भावपरूवगो हवदि णिच्चो ।
उप्पण्णप्पद्धंसी अवरो दीहतरट्ठाई ॥ १०८ ॥
एदे कालागासा धम्माधम्मा य पुग्गला जीवा ।
लब्भंति दव्वसण्णं कालस्स दु णत्थि कायत्तं ॥ १०९ ॥ ”

[ कालः परिणामभवः परिणामो द्रव्यकालसम्भूतः ।
द्वयोरेष स्वभाव. कालः क्षणभङ्गुरो नियतः ॥
काल इति च व्यपदेशः सद्भावप्ररूपको भवति नित्यः ।
उत्पन्नप्रध्वंसी अपरो दीर्घान्तरस्थायी ॥
एते कालाकाशे धर्माधर्मौ च पुद्गला जीवाः ।
लभन्ते द्रव्यसञ्ज्ञां कालस्य तु नास्ति कायत्वम् ॥ ]

૨ છાયા—

यो वर्तनादिरूप कालो द्रव्याणामेव पर्यायः ।
तस्मात् तत्करणविनाशे क्रियते कालोपचारस्तु ॥

૩ ‘ શ્રીઋષભદેવજી કેશરીમલજી શ્વેતાંબર સંસ્થા ’ ( રતલામ ) તરફથી ઇ. સ. ૧૯૨૮માં પ્રસિદ્ધ થયેલ શ્રીયુક્તિપ્રબોધમાં આને બદલે સર્વત્ર ગોમટ્ટસાર એવો ઉલ્લેખ છે તે તેમજ ત્યાં સૂચવેલ ગાથાના અંકો પણ ચિન્ત્ય જણાય છે આથી અહીં મે શ્રીયુત જગમંદરલાલ જૈનીની આવૃત્તિ અનુસાર આ ગ્રંથના-નામનો અને ગાથાઓના અંકોનો નિર્દેશ કર્યો છે તેમજ ગાથાઓ પણ એ મુજબ જ આપી છે.

બીજા પ્રકારનો અર્થાત્ દ્રવ્યરૂપ કાલ અઢી દ્વીપ અને બે સમુદ્ર આશ્રીને છે. વળી તે અનંત સમયરૂપ છે. સૂર્યની ક્રિયાથી તે વ્યક્ત થાય છે અને વર્તનાદિ અન્ય દ્રવ્યના પરિણામની અપેક્ષાથી રહિત છે. વિશેષા૦ની નિમ્ન-લિખિત ગાથા આનું સમર્થન કરે છે:—

" [1]सूरकिरियाविसिट्ठो गोदोहाइकिरियासु निरवेक्खो ।
अद्धाकालो भन्नइ समयक्खेत्तम्मि समयाई ॥ २०३५ ॥ "[2]

અર્થાત્ સૂર્યની ક્રિયાથી વિશિષ્ટ યાને અનુભવાતો, ગોદોહ વગેરે ક્રિયાઓની અપેક્ષાથી રહિત અને સમય-ક્ષેત્રમાં જે સમયાદિરૂપ છે તેને 'અદ્ધા-કાલ' કહેવામાં આવે છે. આ જ અર્થ ગોમ્મટ૦ની નીચેની ગાથામાં જોવાય છે:—

" [3]ववहारो पुण कालो माणुसखेत्तम्हि जाणिदव्वो दु ।
जोइसियाणं चारे ववहारो खलु समाणो त्ति ॥ ५७७ ॥ "[4]

વર્તમાન કાલ ખરેખર એક સમયનો છે. સમગ્ર જીવ-રાશિથી તેમજ સમસ્ત પુદ્ગલ-રાશિથી અનંત ગુણો કાલ છે એ કથન મુખ્ય કાલના સદ્ભાવનું પ્રરૂપક છે. તે મુખ્ય કાલ નિત્ય છે, જ્યારે બીજો વ્યાવહારિક કાલ ઉત્પાદ અને વિનાશશીલ છે. આથી કરીને દ્રવ્ય-કાલનો વ્યવહાર મનુષ્ય-ક્ષેત્રમાં જ છે. જ્યોતિષ્કોની ગતિને વિષે નિયમિતપણું અને ઘટિકા વગેરે માનથી એ યુક્ત છે. આ કથન [5]શ્વેતાંબર સંપ્રદાય અનુસાર જાણવું.

---

૧ " चन्द्रसूर्यादिक्रियाविशिष्टोऽर्धतृतीयद्वीपद्विसमुद्रान्तर्वर्ती अद्धाकालः समयादिलक्षणः " એવો ઉલ્લેખ આવશ્યક-વૃત્તિમા છે.

૨-૩ છાયા—

सूर्यक्रियाविशिष्टो गोदोहादिक्रियासु निरपेक्षः ।
अद्धाकालो भण्यते समयक्षेत्रे समयादिः ॥
व्यवहारः पुनः कालो मानुषक्षेत्रे ज्ञातव्यस्तु ।
ज्योतिष्काणां चारे व्यवहारः खलु समान इति ॥

૪ ગોમ્મટ૦મા કહ્યું છે કે—

" ववहारो य वियप्पो भेदो तह पज्जओ त्ति एयट्ठो ।
ववहारअवट्ठाणट्ठिदी हु ववहारकालो दु ॥ ५७२ ॥ "
[ व्यवहारश्च विकल्पो भेदस्तथा पर्याय इति एकार्थः ।
व्यवहारावस्थानस्थितिर्हि व्यवहारकालस्तु ॥ ]

૫ આવશ્યક-નિર્યુક્તિની ૬૩૧મી અને વિશેષા૦ની ૨૦૩૧મી ગાથામા કહ્યું છે કે—

" चेयणमचेयणस्स व दव्वस्स ठिई उ जा चउविगप्पा ।
सो होइ दव्वकालो अहवा दवियं तु तं चेव ॥ "
[ चेतनस्याचेतनस्य च द्रव्यस्य स्थितिस्तु या चतुर्विकल्पा ।
सा भवति द्रव्यकालोऽथवा द्रव्यं तु तदेव ॥ ]

આ જ હકીકત વાચકવર્ય શ્રીઉમાસ્વાતિએ તત્ત્વાર્થના પાંચમા અધ્યાયમાં [1]સૂ. ૩૮–૪૦ દ્વારા અને ચોથા અધ્યાયમાં [2]સૂ. ૧૪–૧૫ દ્વારા દર્શાવી છે. આથી કરીને જ 'ભરત'ક્ષેત્ર અને ભરત ચક્રવર્તીની જેમ પરસ્પરની અપેક્ષાને લઇને ક્ષેત્ર અને કાલ એ બંનેનું 'સમય' એવું નામ સમુચિત છે. અત્ર એવી શંકા ઉઠાવવી કે સમય પર્યાયરૂપ હોવાથી કાલને 'દ્રવ્ય-સમય' એવુ નામ આપી ન શકાય તો તે અસ્થાને છે, કેમકે શ્વેતાંબર અને દિગંબર એમ ઉભય સંપ્રદાયોને આ હકીકત તો ઇષ્ટ છે. જેમકે તત્ત્વદીપિકા નામની પ્રવચનસારના જ્ઞેયતત્ત્વાધિકારની [3]૪૭ મી ગાથાની વૃત્તિ (પૃ. ૧૯૬)માં શ્રીઅમૃતચન્દ્રે કહ્યુ છે કે—

" अनुत्पन्नाविध्वस्तो द्रव्यसमयः, उत्पन्नप्रध्वंसी पर्यायसमयः "

અર્થાત્ દ્રવ્ય-સમય ઉત્પાદ અને વિનાશથી મુક્ત છે, જ્યારે પર્યાય-સમય એ બેથી યુક્ત છે.

[4]૫૮૯ મી તેમજ [5]૫૮૫ મી ગોમ્મટ૦ની ગાથામાં કાલાણુને દ્રવ્યરૂપે કેમ કહ્યા નથી એ પ્રશ્ન સાચો છે, કેમકે 'કાલાણુ' શબ્દથી પણ 'દ્રવ્ય-સમય' સૂચવાય છે. ભગવતી ( શ. ૨૦, ઉ. ૫, [6]સૂ. ૬૭૦)ની વૃત્તિના ૭૮૮ મા પત્રમાં કાલ-પરમાણુને 'સમય' કહ્યો છે. મતાંતરીયોએ

---

આની વ્યાખ્યામાં સૂચવ્યા મુજબ આનો અર્થ એમ છે કે દેવાદિ ચેતન અને સ્કંધાદિ અચેતન દ્રવ્યો વગેરેની જે સાદિ સાન્ત વગેરે ચાર વિકલ્પોવાળી સ્થિતિ છે તેનું નામ 'દ્રવ્ય–કાલ' છે, કેમકે તે સ્થિતિ દ્રવ્યનો પર્યાય છે; અથવા પર્યાય અને પર્યાયીની અભેદ વિવક્ષા કરીએ તો સચેતન અચેતન દ્રવ્ય એ જ કાલ છે. આ પ્રમાણે કાલ બે પ્રકારનો છે.

૧–૨ આ રહ્યાં એ સૂત્રો—

" गुणपर्यायवद् द्रव्यम् । ३८ । कालश्च । ३९ । सोऽनन्तसमयः । ४० । "

" मेरुप्रदक्षिणा नित्यगतयो नृलोके । १४ । तत्कृतः कालविभागः । १५ । "

૩ જુઓ પૃ. ૫૦૦.

૪ છાયા—

" लोगागासपदेसे एक्केक्के जे ट्ठिया हु एक्केक्का ।
रयणाणं रासी इव ते कालाणू मुणेयव्वा ॥ ५८९ ॥ "
[ लोकाकाशप्रदेशे एकैकस्मिन् ये स्थिताः खलु एकैके ।
रत्नानां राशिरिव ते कालाणवो ज्ञातव्याः ॥ ]

૫ " पोग्गलदव्वाणं पुण एयपदेसादि होंति भजणिज्जा ।
एक्केक्को दु पदेसो कालाणूणं धुवो होदि ॥ ५८५ ॥ "
[ पुद्गलद्रव्याणां पुनरेकप्रदेशादयो भवन्ति भजनीयाः ।
एकैकस्तु प्रदेशः कालाणूनां ध्रुवो भवति ]

૬ આ સૂત્ર તેમજ તેના અર્થ દ્વારા પરમાણુ પરત્વે વિશિષ્ટ પ્રકાશ પડે તેમ હોવાથી તે સમગ્ર અત્ર નીચે મુજબ આપવામાં આવે છેઃ—

" कइविहे णं भंते ! परमाणु पन्नत्ता ? गोयमा ! चउव्विहे परमाणु प० तं०-दव्वपरमाणु खेत्तपरमाणु कालपरमाणु भावपरमाणु । दव्वपरमाणु णं भंते ! कइविहे प० ? गोयमा ! चउव्विहे प० तं०-अच्छेज्जे अभेज्जे अडज्झे अगेज्झे । खेत्तपरमाणू णं भंते ! कइ० ? गो० ! चउव्विहे प० तं०-अणद्धे अमज्झे अपदेसे अविभाइमे । कालपरमाणू पुच्छा, गो० ! चउ० प० तं०-अवन्ने अगंधे अरसे अफासे । भावपरमाणू णं

જે કાલ-પરમાણુની સંખ્યા અસંખ્યાતની માની છે તે ઠીક નથી; કેમકે તેથી દ્રવ્યત્વનો વ્યાઘાત થાય છે; કેમકે જે જે દ્રવ્ય છે તે કયાં તો એક છે કે કયાં તો અનંત છે. આ જ હકીકત **ઉત્તરાધ્યયનસૂત્ર** (અ. ૨૮)માં નીચે મુજબ નિર્દેશાઇ છેઃ—

" [1]**धम्मो अहम्मो आगासं, दव्वमि एक्कक्कमाहियं ।**
**अणंताणि य दव्वाणि, कालो पोग्गल जंतवो ॥ ८ ॥**"

અર્થાત્ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ એ એકેક દ્રવ્ય ગણાવાયું છે, જ્યારે કાલ, પુદ્ગલ અને જીવ એ પ્રત્યેક દ્રવ્યની સંખ્યા અનંતની છે.

પ્રત્યેક આકાશ-પ્રદેશમાં એકેક કાલાણુ સ્વીકારનાર દિગંબરને ઉદ્દેશીને કહેવામાં આવે છે કે એમ માનવાથી દ્રવ્યોની પેઠે એનો પણ [2]તિર્યક્-પ્રચય માનવો પડશે અને તે વાત તો ઇષ્ટ નથી, કેમકે એથી તો **ગોમ્મટ**૦ની નિમ્ન-લિખિત ગાથા સાથે વિરોધ આવે છેઃ—

---

**भंते ! कइ० ? गो० ! चउ० प० तं०-वन्नमते गंधमंते रसमंते फासमंते । सेवं भंते २ त्ति जाव विहरति ।"**

આનો ભાવાર્થ એ છે કે પરમાણુના (અ) દ્રવ્ય પરમાણુ, (આ) ક્ષેત્ર-પરમાણુ, (ઇ) કાલ-પરમાણુ અને (ઈ) ભાવ પરમાણુ એમ ચાર પ્રકારો છે તેમા દ્રવ્યરૂપ પરમાણુ તે 'દ્રવ્ય-પરમાણુ' કહેવાય છે. અત્ર વર્ણાદિ ભાવોની વિવક્ષા નથી, પરંતુ કેવળ દ્રવ્યત્વની વિવક્ષા છે. 'ક્ષેત્ર-પરમાણુ'થી 'આકાશ-પ્રદેશ' સમજવો. 'કાલ-પરમાણુ'થી 'સમય' સમજવો. 'ભાવ-પરમાણુ' એટલે 'પરમાણુ' જ. અત્ર વર્ણાદિ ભાવોની પ્રધાનતા જાણવી.

દ્રવ્ય પરમાણુના સ્વભાવ આશ્રીને ચાર ભેદો છેઃ—(અ) અચ્છેદ્ય, (આ) અભેદ્ય (ઇ) અદાહ્ય અને (ઈ) અગ્રાહ્ય શસ્ત્ર વગેરેથી જેમ લતાનું છેદન થાય છે તેમ દ્રવ્ય-પરમાણુનું છેદન નહિ થતું હોવાથી તે 'અચ્છેદ્ય' છે. સોય વડે જેમ ચામડું ભેદી શકાય છે તેમ દ્રવ્ય પરમાણુનું ભેદન નહિ થતું હોવાથી તે 'અભેદ્ય' છે. દ્રવ્ય પરમાણુ સૂક્ષ્મ હોવાથી તે અગ્નિ દ્વારા બાળી શકાતો નહિ હોવાથી તે 'અદાહ્ય' છે સૂક્ષ્મ હોવાને લીધે હાથ વગેરે વડે તેનું ગ્રહણ નહિ થઇ શકે તેમ હોવાથી તે 'અગ્રાહ્ય' છે.

ક્ષેત્ર પરમાણુના પણ ચાર પ્રકારો છેઃ—(અ) અનર્દ્ધ, (આ) અમધ્ય, (ઇ) અપ્રદેશ અને (ઈ) અવિભાગિમ. સમાન સંખ્યાવાળા અવયવોનો અભાવ હોવાથી 'અનર્દ્ધ', વિષમ સંખ્યાવાળા અવયવોનો અભાવ હોવાથી 'અમધ્ય', અવયવનો અભાવ હોવાથી નિરંશ હોઇ કરીને 'અપ્રદેશ' અને અવિભાગથી નિવૃત્ત હોઇ કરીને 'અવિભાગિમ' અર્થાત્ એકરૂપ અથવા એના વિભાગ નહિ થઇ શકતા હોવાથી 'અવિભાગિમ' કહેવાય છે.

કાલ-પરમાણુના પણ ચાર પ્રકાર છેઃ—(અ) અવર્ણ યાને રૂપ રહિત, (આ) અગંધ યાને ગંધ વિનાનો, (ઇ) અરસ યાને રસથી વિમુખ અને (ઈ) અસ્પર્શ યાને સ્પર્શ વગરનો.

ભાવપરમાણુના (અ) વર્ણવાન્, (આ) રસવાન્, (ઇ) ગંધવાન્ અને (ઈ) સ્પર્શવાન્ એમ ચાર પ્રકારો છે

૧ છાયા—

**धर्मोऽधर्म आकाशं द्रव्यमेकैकमाहितम् ।**
**अनन्तानि च द्रव्याणि कालः पुद्गला जन्तवः ॥**

૨ જે દ્રવ્યના ઘણા પ્રદેશો હોય તેમા આ સંભવે છે અર્થાત્ પ્રદેશોના સમૂહનું નામ 'તિર્યક્-પ્રચય' છે એવી રીતે અનેક સમયોનુ નામ 'ઊર્ધ્વતા-પ્રચય' છે. જુઓ **પ્રવચનસાર**ના જ્ઞેયતત્ત્વાધિકારની ૪૯મી ગાથાની વૃત્તિ (પૃ ૯૯-૨૦૦.

" [1]दव्वं छक्कमकालं पंचत्थीकायसण्णिदं होदि ।
काले पदेसपचयो जम्हा णत्थि त्ति णिद्दिट्ठं ॥ ६२० ॥ "

અર્થાત્ કાલ-દ્રવ્યને વિષે પ્રદેશનો પ્રચય નથી. પ્રદેશ-પ્રચય નહિ હોવાથી તિર્યક્-પ્રચય નથી એમ કહેશો નહિ; કેમકે એથી તો [2]પુદ્ગલના સંબંધમાં પણ તેનો અભાવ માનવો પડશે, કારણ કે પ્રદેશમાત્રપણું એ અપ્રદેશ છે એવું લક્ષણ ત્યાં પણ લાગુ પડે છે. વળી પુદ્ગલનું દ્રવ્યથી અપ્રદેશત્વ છે, કિન્તુ પર્યાયથી અનેકપ્રદેશત્વ છે, જ્યારે કાલની બાબતમાં તેમ નથી એ કથન યુક્તિ-સંગત નથી, કેમકે પ્રસંગનું કરણ અર્થાત્ સાધન બીજું છે. એનું કારણ એ છે કે ધૂમાડાના અભાવને લઇને પર્વત અગ્નિ રહિત હોવાના પ્રસંગને વિષે ધર્મના અભાવમાં ધર્મીના અભાવની પ્રતીતિ થાય છે. અર્થાત્ કોઇ એક પુરુષ ધૂમાડાના અભાવ દ્વારા પર્વતને વિષે અગ્નિનો અભાવ સિદ્ધ કરવાના પ્રસંગમાં કોઇક ધર્મ ત્યાં ન હોય એટલે અગ્નિ પણ ત્યાં નથી એવું કથન રજુ કરે તો તે જેમ યુક્તિ-સંગત ન ગણાય તેમ પ્રસ્તુતમાં તિર્યક્-પ્રચયના પ્રસંગને વિષે સમજવું. આથી તિર્યક્-પ્રચયના પ્રસંગ પરત્વે આટલું કથન બસ થશે. વળી આ સમય-દ્રવ્યોની અનંતતાને લઇને પણ તુલ્ય નથી, કેમકે એની અનંતતા તો અતીત અને અનાગતની અપેક્ષા અનુસાર છે. ઉત્તરા૦ ( અ. )માં કહ્યું પણ છે કે—

" एमेव संतइं पप्प [ एवमेव सन्तर्ति प्राप्य ] । "

---

1 છાયા— द्रव्यषट्कमकालं पञ्चास्तिकायसञ्ज्ञितं भवति ।
काले प्रदेशप्रचयो यस्मान्नास्तीति निर्दिष्टम् ॥

2 ભાવના-સંગ્રહ ( પૃ. )માં કહ્યું છે કે કાલના (અ) પરમાર્થ-કાલ અને (આ) વ્યવહાર-કાલ એમ બે ભેદો છે. તેમાં પ્રથમ ભેદથી કાલ-પરમાણુઓ સમજવા કે જેઓ પરસ્પર પ્રતિબંધથી રહિત છે, એકેક આકાશ-પ્રદેશને વિષે એકેકની વૃત્તિ દ્વારા સમગ્ર લોકવ્યાપી છે અને મુખ્ય તેમજ ઔપચારિક પ્રદેશની કલ્પનાનો અભાવ હોવાથી નિરવયવ છે. તેમાં ધર્માસ્તિકાય વગેરે ચાર દ્રવ્યોને વિષે તેમજ પુદ્ગલ-સ્કંધોને વિષે મુખ્ય પ્રદેશ-કલ્પના છે, જ્યારે પ્રચય-શક્તિના સંબંધને લઇને પરમાણુઓને વિષે ઉપચાર-કલ્પના છે. કાલ-પરમાણુઓને વિષે તો બેમાંથી એકનો પણ સંભવ નથી. વળી આ કાલ-પરમાણુઓને વિષે વિનાશના હેતુનો અભાવ હોવાથી તેઓ નિત્ય છે, પરિણામ છ દ્રવ્ય પર્યાયરૂપ વર્તનનો હેતુ હોવાથી અનિત્ય છે. રૂપનો અભાવ હોવાથી અમૂર્ત છે. જીવના પ્રદેશની જેમ, અન્ય પ્રદેશમાં સંક્રમણ કરી શકે તેમ ન હોવાથી નિષ્ક્રિય છે. આ પ્રમાણેનું પરમાર્થ-કાલનું સ્વરૂપ છે. વર્તના દ્વારા મુખ્ય કાલે કાલ એવો વ્યવહાર પ્રાપ્ત કર્યો છે, પરિણામાદિ લક્ષણોથી યુક્ત, કોઇક અપેક્ષાએ કોઇક સ્થળે પરિચ્છિન્ન, અપરિચ્છિન્ન એવા મુખ્ય કાલના પરિચ્છેદમાં કારણરૂપ તેમજ ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ એમ ત્રણ જાતનો જે પરિચાયક હોય તે 'વ્યવહાર-કાલ' છે. જેમ વૃક્ષોની પંક્તિને અનુસરનાર નલિનચંદ્રને આશ્રીને એમ કહી શકાય છે કે એ અમુક વૃક્ષ પાસે આવ્યો, અમુક વૃક્ષ પાસે આવે છે અને અમુક વૃક્ષ પાસે આવશે તેમ કાલ-પરમાણુઓને અનુસરતાં દ્રવ્યો વર્તમાન પર્યાયોનો અનુભવ કરતાં હોય ત્યારે તેને ઉદ્દેશીને પણ ભૂતાદિ ત્રિવિધ વ્યવહાર સંભવે છે. અહીં એ ધ્યાનમાં રાખવું કે જોકે પુદ્ગલ-પરમાણુ પ્રદેશ માત્ર હોવાથી અપ્રદેશી છે તોપણ મેલનરૂપ શક્તિને લઇને તે અનેકપ્રદેશી છે. કાલમાં તો પરસ્પર મળવારૂપ શક્તિનો અભાવ હોવાથી એ તો અપ્રદેશી જ છે; એમાં તો પુદ્ગલની પેઠે ઔપચારિક સપ્રદેશતા પણ નથી.

આની વૃત્તિમાં વાદિવેતાલ **શ્રીશાંતિસૂરિએ** પણ કહ્યું છે કે કાલની અનંતતા અતીત અને અનાગતની અપેક્ષાએ છે. **ભગવતી**(શ. ૧૩, ઉ. ૪, સૂ. ૪૮૨)ની વૃત્તિના ૬૧૦મા પત્રમાં **શ્રીઅભય-દેવસૂરિ** પણ આ જ વાતનાં સમર્થનરૂપે કહે છે કે ધર્માસ્તિકાયનો એક પ્રદેશ જો કાલ-સમયોથી સ્પૃષ્ટ (સ્પર્શ કરાયેલો) હોય તો તે કાલ-સમયો ખચ્ચિત અનંત છે, કેમકે કાલ-સમયો અનાદિ છે.

કહેવાની મતલબ એ છે કે મંદ ગતિએ એક આકાશ–પ્રદેશથી અન્ય પ્રદેશે જતા પરમાણુના અતિક્રમણના [1]પરિણામ સાથે સમાન જે કાલવિશેષ છે તે કાલ પદાર્થના સૂક્ષ્મ વર્તનરૂપ જે છે તે 'સમય' કહેવાય છે. તે પર્યાય જ છે, કેમકે તે ઉત્પન્ન થાય છે તેમજ તેનો નાશ પણ થાય છે. વળી આ પર્યાય કંઇ ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને જીવનો પર્યાય નથી, કેમકે તેનાથી તો આ વિલક્ષણ છે. આથી કરીને જેનો એ પર્યાય છે તે અન્વયી કાલ 'દ્રવ્ય-સમય' કહેવાય છે. આ દ્રવ્ય–સમય નિરંતર અન્યાન્ય સમયના પર્યાયોની ઉત્પત્તિરૂપ છે. વિશેષમાં એ ધ્યાનમાં રાખવું કે અત્ર પુદ્ગલની પેઠે અનંતતા ઇષ્ટ નથી કે જેથી તિર્યક્–પ્રચય સંભવે. અર્થાત્ જીવાદિ પાંચ દ્રવ્યોમાં તો બહુ પ્રદેશો હોવાથી અને તે પ્રદેશો પરસ્પર મિલનશીલ હોવાથી તેમાં તો તિર્યક્–પ્રચય છે, પરંતુ કાલના સંબંધમાં તેમ ન હોવાથી એને અંગે તિર્યક્–પ્રચયનો સંભવ નથી. આવી રીતે સમયથી વિશિષ્ટ વૃત્તિના પ્રચયરૂપ ઊર્ધ્વ–પ્રચયનો પ્રસંગ પણ સમજી લેવો, કેમકે સમયની વિશિષ્ટતાની આપત્તિ છે અને એ આપત્તિ ઇષ્ટ નથી, કેમકે એના નિશ્ચયથી બાકીનાં દ્રવ્યોનો પણ નિશ્ચય થાય છે. આ વાતની **પ્રવચનસાર**( અ. ૨, ગા. ૪૨ )ની [2]વૃત્તિ ( પૃ. ૧૯૦ ) સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે બાકીનાં બધાં દ્રવ્યોના દરેક પર્યાયમાં સમય–પરિવર્તનની કારણતા કાલ–દ્રવ્યના વર્તના નામના ગુણને આભારી છે. અને સમય વિશિષ્ટ વૃત્તિમાં તો કારણાંતર દ્વારા સાધ્યપણું હોવાથી પોતાની મેળેજ બીજાં ધર્માદિ પાંચ દ્રવ્યોમાં પરિવર્તનની કારણતાનો અસંભવ હોવાથી કાલ પારિશેષ્ય અનુમાનથી સિદ્ધ થાય છે. એથી કરીને કાલ પરત્વે કાલાણુનો સ્વીકાર કરવા જતાં તો સમયની વિશિષ્ટતાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, કેમકે બાકીનાં દ્રવ્યની પેઠે પ્રત્યેક સમયમાં સમયપર્યાયધારિપણું છે. શ્વેતાંબર માન્યતા પ્રમાણે તો આ દોષ માટે પણ અવકાશ નથી, કેમકે સમય–પ્રચયતારૂપ જ કાલની ઊર્ધ્વ–પ્રચયતા છે. બાકીનાં આકાશ વગેરે દ્રવ્યોમાં સમયની અપેક્ષાએ અર્થાન્તરતા હોવાથી સમયથી વિશિષ્ટ વૃત્તિના પ્રચયરૂપ ઊર્ધ્વ–પ્રચય હોય. જેમ દીપકના પ્રકાશપણામાં પરપ્રકાશયુક્તતા રહેલી છે તેમ કાલ પોતે સમયમય હોવાથી એને અંગે સમય–વિશિષ્ટતા સંભવતી નથી. તેમ છતાં જો એમ નહિ સ્વીકારવામાં આવે તો અનવસ્થા દોષ ઉપસ્થિત થાય છે. ઊર્ધ્વ–પ્રચય તો ત્રણ કોટિને સ્પર્શતો હોવાથી એમાં સાંશતા છે

---

૧ પ્રવચનસારના જ્ઞેયતત્ત્વાધિકારમાં કહ્યું પણ છે કે—

" वदिवददो तं देसं तस्सम समओ तदो परो पुव्वो ।
जो अत्थो सो कालो समओ उप्पण्णपद्धंसी ॥ ४७ ॥ "

[ व्यतिपततस्तं देशं तत्समः समयस्ततः परः पूर्वः ।
योऽर्थः स कालः समय उत्पन्नप्रध्वंसी ॥ ]

૨ " अशेषशेषद्रव्याणां प्रतिपर्यायं समयवृत्तिहेतुत्वं, कारणान्तरसाध्यत्वात्, समयविशिष्टाया वृत्तेः स्वतस्तेषामसम्भवात् कालमधिगमयति । "

અને એ સાંશતાને લઇને દ્રવ્ય–વૃત્તિથી સર્વ દ્રવ્યોમાં એ અનિવારિત છે. આવી પરિસ્થિતિને લીધે એની પણ પ્રવાહ–રૂપતાએ કરીને અતીત, અનાગત અને વર્તમાન એમ ત્રણ કોટિ વિષય-રૂપ હોવાથી નિત્ય આત્મ–લાભરૂપ ઊર્ધ્વ–પ્રચય સંભવતો કોનાથી રોકાય તેમ છે ?

કાલનો વર્તનારૂપ પરિણામ પોતાની મેળે જ સંભવે છે, નહિ કે અન્ય દ્રવ્યથી. પુદ્ગલાદિના ઉપર અવગાહ દ્વારા જેમ આકાશનો ઉપકાર છે તેમ પોતાના ઉપર પણ પોતાનો છે, કેમકે સર્વ પદાર્થના આધારરૂપ હોવાથી એનો પોતાનો પણ અવગાહ અન્યને વિષે નથી; કેમકે ઉપાધ્યાય **શ્રીગંગેશકૃત ચિન્તામણિ** ન્યાયશાસ્ત્રમાં પણ વૃત્તિનો નિષેધ છે. એવી રીતે આ કાલનો પણ વર્તનારૂપ પરિણામ સ્વતઃ જ છે, કેમકે પર દ્રવ્યોનો એ ઉપકારક છે. આ વાતને ગોમ્મટ૦ની નિમ્ન–લિખિત ગાથા તેમજ તેની વૃત્તિ સમર્થિત કરે છેઃ—

“ [1]वत्तणहेदू कालो वत्तणगुणमविय दव्वणिचयेसु ।
कालाधारेणेव य वट्टंति हु सव्वदव्वाणि ॥ ५६७ ॥ ”

સ્વપર્યાયની નિર્વૃત્તિ પ્રતિ પોતાની મેળે જ પ્રવર્તન કરતા એવા ધર્માદિ દ્રવ્યોમાં બાહ્ય ઉપગ્રહનો અભાવ હોવાથી તદ્વૃત્તિના અસંભવને લીધે તેના પ્રવર્તનનો જ્ઞાપક કાળ છે. એ રીતે વર્તના એ કાલનો ઉપકાર છે એમ સમજવું. અત્ર **णिच्** નો અર્થ એ છે કે જે દ્રવ્ય-પર્યાય પ્રવર્તે છે તેનો વર્તયિતા કાલ છે. આથી કરીને કાલ ક્રિયાથી યુક્ત છે એમ માનવાનો પ્રસંગ ખડો થતો નથી, કેમકે શિષ્ય ભણે છે અને ઉપાધ્યાય ભણાવે છે ઇત્યાદિની પેઠે તેના નિમિત્ત માત્રને વિષે પણ હેતુતા અને કર્તૃતા દેખાય છે તો પછી કેવી રીતે તેનો નિશ્ચય કરાય છે ? સમયાદિથી ઉપલક્ષ્ય જે ક્રિયાવિશેષ છે તેનો સમય અર્થાત્ સમય વગેરેની ક્રિયા દ્વારા નિષ્પાદ્ય જે પાકાદિ તેને વિષે કાલ એવો જેનો આરોપ કરાય છે તે મુખ્ય- કાલનું અસ્તિત્વ સૂચવે છે, કેમકે ગૌણ એ મુખ્યની અપેક્ષા રાખે છે. કાલરૂપ આધારવાળા જ સર્વ દ્રવ્યો છે અર્થાત પોતપોતાના પર્યાયો દ્વારા તેઓ પરિણમે છે. આથી કરીને કાલની જ પરિણામ-ક્રિયા તેમજ એના પરત્વાપરત્વરૂપ ઉપકારો ગણાવાય છે. વળી ત્યાં જ ધર્મ, અધર્મ ઇત્યાદિ દ્રવ્યોના અગુરુલઘુ ગુણોના છ સ્થાનપતિત વૃદ્ધિ અને હાનિરૂપ પરિણામને વિષે મુખ્ય કાલ જ કારણરૂપ છે.

પરિણામી બીજા કાલને સ્વકાલનો હેતુ માનવાથી અનવસ્થારૂપ દૂષણ ઉદ્ભવશે તેમજ વળી પોતાની જ કારણતાને વિષે બીજાં દ્રવ્યોને વિષે પણ હેતુતા સ્વીકારવા જતાં તો કાલ–દ્રવ્યમાં અનર્થતાની આપત્તિ આવશે એ પ્રમાણે કહેવું ઠીક નથી. એનું કારણ એ છે કે જેમ અધર્માસ્તિકાયની બીજાની સ્થિતિમાં હેતુતા માનવા ઉપરાંત તેની પોતાની સ્થિરતામાં પણ તેને હેતુ માનવામાં કશી અડચણ નથી તેમજ વળી જેમ દીપક સ્વપરપ્રકાશક હોવાથી તે સ્વપ્રકાશમાં પણ પોતે કારણરૂપ છે એટલું જ નહિ પણ પર વસ્તુ ઉપર પણ પ્રકાશ પાડવામાં કારણરૂપ છે તેમ પ્રસ્તુતમાં કાલ પણ પોતાની અને અન્યની પ્રવૃત્તિમાં કારણરૂપ હોવાથી એને સ્વપરના પ્રવર્તક તરીકે

---

૧ છાયા—

वर्तनाहेतुः कालो वर्तनागुणमवेहि द्रव्यनिचयेषु ।
कालाधारेणैव च वर्तन्ते खलु सर्वद्रव्याणि ॥

સ્વીકારવામાં કશો વાંધો નથી. આ વાત **ભાવનાસંગ્રહ**માં સ્પષ્ટપણે સમજાવાઇ છે. વળી **આદિ-પુરાણ**માં પણ કહ્યું છે કે—

**"[1]वर्तनालक्षणः कालो, वर्तना स्वपराश्रया ।**
**यथास्वं गुणपर्यायैः, परिणेतृत्वयोजना ॥"**

અર્થાત્ કાળ એ વર્તનાસ્વરૂપી છે અને વર્તના એ સ્વપરનો આશ્રય કરવાવાળો પર્યાય છે. યથાયોગ ગુણો અને પર્યાયો દ્વારા પરિણતિમાં હેતુપણાની યોજના વિચારી લેવી.

કાલ બીજાના પરિણામમાં હેતુરૂપ ન હોવાથી કાલમાં દ્રવ્યપણું પણ કેવી રીતે આવી શકવાનું ? કેમકે જે ગુણ અને પર્યાયથી યુક્ત હોય તે દ્રવ્ય કહેવાય છે એવા દ્રવ્યના લક્ષણમાં પણ નવ નવા પર્યાયોની આવશ્યકતા સ્વીકારેલી હોવાથી પરિણામરૂપ પર્યાયો સિવાય દ્રવ્યપણું પણ વન્ધ્યાપુત્ર સમાન થઇ પડવાનું. કદાચ કહેશો કે નવ નવા પર્યાયો તો અમે પણ જરૂર માનીએ છીએ તો પછી તેવી માન્યતામાં અન્ય હેતુને શોધવો પડશે, માટે આપની માન્યતા ઉચિત નથી. "**गुणपर्यायवद् द्रव्यं**" એવું જે દ્રવ્યનું લક્ષણ **તત્ત્વાર્થ** ( અ. ૫, સૂ. ૩૭ )માં બાંધવામાં આવ્યું છે તે પણ કાલને અંગે સમજવાનું નથી, કેમકે જો તે લક્ષણ કાલમાં પણ ઘટાવવાનું હોત તો **कालश्च** એવું ભિન્ન સૂત્ર રચવાની શી જરૂર હતી ? વાસ્તે ઉપર્યુક્ત લક્ષણ કાલ સિવાયનાં બીજાં દ્રવ્યો આશ્રીને જાણવું. અથવા તો આ લક્ષણ તમામ દ્રવ્યને ઉદ્દેશીને હોવાથી ભલે કાલને માટે પણ હો, કેમકે બીજાં દ્રવ્યોમાં વર્તના–હેતુતારૂપ ગુણ દ્વારા ધારાપ્રવાહી ગુણપર્યાયવત્તાનો કાલમાં સ્વીકાર થઇ શકે તેમ છે, કારણ કે અન્યાન્ય સમયાદિ પર્યાયો વડે તેનો તેવો સ્વભાવ છે. એ ધ્યાનમાં રાખવું કે સમયાદિ પર્યાય મુખ્ય દ્રવ્ય સમયરૂપ કાલ–દ્રવ્યથી જુદો પણ નથી તેમ એકરૂપ પણ નથી, પરંતુ તે ભેદાભેદસ્વરૂપી છે. જે સમય નવ નવા પર્યાયરૂપ છે તે જ સમય તેના ઉત્તરવર્તી પુદ્ગલાદિ દ્રવ્યોમાં વર્તના કારણરૂપે જે સમય છે તેની અપેક્ષાએ દ્રવ્યરૂપ છે અને તે પણ ઉત્તર સમય ત્રીજા સમયની અપેક્ષાએ દ્રવ્યરૂપ છે. આ પ્રમાણે દ્રવ્ય અને પર્યાયમાં સમાનાધિકરણતા હોવાથી એનું ભેદાભેદ સ્વરૂપ સિદ્ધ થાય છે. આ સંબંધમાં ઘટનું ઉદાહરણ વિચારીશું તો જણાશે કે ઘટરૂપ પર્યાયની અપેક્ષાએ માટીમાં દ્રવ્યપણું છે અને એ માટીમાં પણ પાર્થિવ પરમાણુ વગેરેની અપેક્ષાએ પર્યાયપણું છે. કહ્યું પણ છે કે—

**"[2]द्रव्यं पर्यायवियुतं, पर्याया द्रव्यवर्जिताः ।**
**क कदा केन किंरूपा, दृष्टा मानेन केन वा ? ॥"**

---

૧ આ સંબંધમા વિચારો આદિપુરાણ( પ. ૩)નું નિમ્ન–લિખિત પદ્યઃ—

" स्वतो विवर्तमानानां, सोऽर्थानां प्रवर्तकः ।
यथास्वं गुणपर्यायैः, अतोऽनान्योन्यसम्प्लव· ॥ ५ ॥ "

અર્થાત્ પોતાની મેળે પ્રવૃત્તિ કરતા એવા પદાર્થોનો, કાલ યથાયોગ્ય ગુણ પર્યાય દ્વારા પ્રવર્તક છે. એથી કરીને પરસ્પર એનો સંપ્લવ થતો નથી.

૨ આ પદ્યનું મૂળ સ્થળ જાણવામા નથી. બાકી એની પ્રાચીનતા તો **તત્ત્વાર્થ**ની બૃહદ્‌વૃત્તિ (પૃ. ૩૭૮)મા અવતરણરૂપે એ નજરે પડતું હોવાથી સમજી શકાય છે.

અર્થાત્ દ્રવ્ય પર્યાયોથી રહિત છે અને પર્યાયો દ્રવ્યોથી મુક્ત છે એ બીના કોઇ પણ સ્થળે કોઇ કાલમાં કોઇ સ્વરૂપવાળા કોઈ પણ પ્રમાણુથી કોઇએ પણ જોઇ છે ખરી ?

કાલનો પરમ નિકૃષ્ટ અર્થાત્ બારીકમાં બારીક યાને સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગ કે જે 'સમય' કહેવાય છે, તેમાં પણ દ્રવ્યપણું બરાબર રહેલું છે. આથી કરીને તો " **अणंताणि य दव्वाणि** " (જુઓ પૃ ૫૯૮) ઇત્યાદિ આગમોક્ત ઉલ્લેખ સયુક્તિક ઠરે છે. "**उत्पादव्ययध्रौव्ययुक्तं सत्**" એ લક્ષણ પણ સમયાદિ પર્યાયોની પંક્તિઓને વિષે ઉત્પાદ અને વિનાશ તો સ્પષ્ટ સંભવતા હોવાથી તેમજ કાલમાં ધ્રુવતા હોવાથી બરાબર ઘટે છે. જેમકે જે પુરુષ પૂર્વ સમયમાં કાર્યની અપેક્ષા રાખે છે તે તેના નાશરૂપ ઉત્તર સમયની ઉત્પત્તિ જોવાથી શોકાતુર બને છે, જ્યારે બીજો પુરુષ કે જે ઉત્તર સમયના ઉત્પાદને માટે આતુર છે તે તેનો ઉત્પાદ જોઇ ખુશી થાય છે; અને જે પુરુષને કાલ–સામાન્યની યાને ફક્ત કાલની જ જરૂર છે તે તેને વિષે મધ્યસ્થતા અનુભવે છે. આથી કાલમાં ઉત્પાદાદિ ત્રિપુટી બરાબર સિદ્ધ થાય છે.

આથી કરીને તો સમયાદિ પર્યાયોનુ અન્વયી દ્રવ્ય એક જ પ્રતીત થાય છે અને એ તો અપસિદ્ધાન્ત છે, કેમકે હમણાં જ આપણે ઉપર સિદ્ધ કરી ગયા તેમ આગમમાં કાલમાં અનંત દ્રવ્યતા સ્વીકારાએલી છે એવી જો કોઇ શંકા ઊઠાવે તો તે અસ્થાને છે; કેમકે [1]સમય–પર્યાયમાં મુખ્યતાને લીધે દ્રવ્ય–સંજ્ઞા માનવામાં અર્થાત્ સમયને કાલ–દ્રવ્ય માનવામા કોઇ જાતનો વાંધો નથી. આથી જ પરમાર્થ–કાલને ગૌણરૂપે અને વ્યવહાર–કાલને મુખ્યરૂપે "[2]**समयावली मुहुत्ता०**" એ પ્રમાણેનું આગમિક કથન ઓળખાવી રહ્યું છે. વળી લોકમાં પણ જન્મેલા બાળકને ઉદ્દેશીને તેને જન્મ્યાને આજે મહિનો થયો એવું કહેવાય છે, નહિ કે કાળ થયો છે એમ કહેવાય છે.

---

૧ ભાવના–સંગ્રહમા કહ્યું પણ છે કે—

" परमार्थकाले भूतादिव्यवहारे गौणो व्यवहारकाले तु मुख्य, किमत्र बहुनोक्तेन ? परमार्थकालेन कारणभूतेन षड् द्रव्याणि परावर्तन्ते कार्यरूपाणि, तेषां द्रव्याणां परिच्छेदकाः समयादयः द्रव्यस्यैकः पर्याय एक· समयो द्वित्रिचतुःसङ्ख्येयासङ्ख्येयानन्तपर्यायकलापा द्वित्रिचतुःसङ्ख्येयासङ्ख्येयानन्तसमयाः । "

વિશેષમા પ્રવચનસારના જ્ઞેયતત્ત્વાધિકારની નિમ્ન લિખિત—

" समओ दु अप्पदेसो पदेसमेत्तस्स दव्वजादस्स ।
वदिवददो सो वट्टदि पदेसमागासदव्वस्स ॥ ४६ ॥ "
[ समयस्त्वप्रदेशः प्रदेशमात्रस्य द्रव्यजातस्य ।
व्यतिपततः स वर्तते प्रदेशमाकाशद्रव्यस्य ॥ ]

—ગાથની વ્યાખ્યામા કહ્યું છે તેમ સમય કાલ–દ્રવ્ય છે વળી એ અપ્રદેશ છે, કેમકે એ કેવળ પ્રદેશરૂપ છે. વળી જોકે કાલાણુઓ અસંખ્યાત છે તોપણ પુદ્ગલ–પરમાણુઓની પેઠે પરસ્પર મળવા રૂપ શક્તિનો તેનામા અભાવ છે, તેથી તેનામા અપ્રદેશતા છે એ કાલાણુ પ્રદેશ માત્રરૂપ પુદ્ગલ–પરમાણુના સમયરૂપ પર્યાયને પ્રકટ કરે છે.

૨ જુઓ પૃ. ૫૮૧. આ ગાથા થોડાક ફેરફાર સાથે વિશેષ૦માં ૨૦૩૬મી ગાથારૂપે નજરે પડે છે.

વિશેષમાં સર્વથા એકતા માનવાથી પણ અપસિદ્ધાન્તતાનો પ્રસંગ ઉપસ્થિત થતો નથી, કેમકે ઉત્તગ૦ની વૃત્તિમાંનો " **कालमहद्नागतद्धा** " એ ઉલ્લેખમાં તેમજ **તત્ત્વાર્થ**માંના **कालश्च** એ ઉલ્લેખમાં એકવચનનો પ્રયોગ પણ ઉપર્યુક્ત માન્યતાથી જ સંગત થાય છે. નહિ તો જેમ "**जीवाश्च**", "**रूपिणः पुद्गलाः**" આવા પ્રકારનાં બે સૂત્રો ( બીજા અને ચોથાં ) જેમ પાંચમા અધ્યાયમાં વાચકવર્યે યોજ્યાં છે તેમ તેઓ કાલ આશ્રીને પણ બહુવચનનો પ્રયોગ કરત. અને તેમ તો તેમણે કર્યું નથી એ વાત તો શ્વેતાંબર અને દિગંબર એમ ઉભય સંપ્રદાયો સ્વીકારે છે. વળી નિષ્ક્રિયતાથી પણ એકતા સિદ્ધ થાય છે જ. આ વાતનું **ભાવના-સંગ્રહ**નો નિમ્ન-લિખિત ઉલ્લેખ સમર્થન કરે છે:—

" **द्रव्यैकत्वं जीवादिष्वन्यतमद्रव्ये, क्षेत्रैकत्वं परमाण्ववगाढप्रदेशः, कालैकत्वं अभेदसमयः, भावैकत्वं मोक्षमार्गः** "

અર્થાત્ દ્રવ્યની એકતાથી જીવાદિ કોઇ એક દ્રવ્ય, ક્ષેત્રની એકતાથી પરમાણુ દ્વારા અવગાહન કરાયેલો પ્રદેશ, કાલની એકતાથી અભેદ સમય અને ભાવની એકતાથી મોક્ષ-માર્ગ સમજવો.

વિશેષમાં તે અનંત સમય પ્રવાહરૂપ છે; કેમકે એ વિશેષણ છે, નહિ કે વિશેષ્ય. આમ માનવા જતાં દેશ, પ્રદેશનો સંભવ હોવાથી કાલમાં અસ્તિકાયતા સ્વીકારવી પડશે એવો ભય રાખવાની જરૂર નથી, કેમકે દ્રવ્ય-સમયોનો એક બીજા સાથે સંગમ થતો નથી તેમજ તેમની એકતા સંતતિ જ દ્વારા છે. આ જ હકીકત ચોથા **કર્મગ્રંથ**( ગા. ૬૯ )ની વૃત્તિના ૧૫૬ મા પત્રમાં શ્રી**દેવેન્દ્ર**સૂરિ નીચે મુજબ દર્શાવે છે:—

" **कालस्य वस्तुतः** [1]**समयरूपस्य निर्विभागत्वात् न देशप्रदेशसम्भवः, अत एवास्तिकायत्वाभावो बोध्यः** "

અર્થાત્ વાસ્તવિક રીતે સમયરૂપ કાલના વિભાગો નહિ પડતા હોવાથી તેને વિષે દેશ, પ્રદેશનો સંભવ નથી. એ જ કારણથી તેમા અસ્તિકાયતાનો અભાવ સમજવો. જોકે અતીત, અનાગત અને વર્તમાન એમ કાલની ત્રિવિધતા છે તોપણ અતીતનો નાશ થયેલો હોવાને લઇને અને અનાગત ઉત્પન્ન નહિ થયેલું હોવાથી વાર્તમાનિક સમયનો જ ઉલ્લેખ કરવામાં આવે છે. આ વાતનો નિર્દેશ **અનુયોગદ્વાર** ( સૂ. )ની વૃત્તિમાં પણ નીચે મુજબ નજરે પડે છે:—

" **अद्धा-कालस्तद्रूपः समयोऽद्धासमयो निर्विभागत्वाच्चास्य न देशप्रदेशसम्भवः, आवर्लिकादयस्तु व्यवहारार्थमेव कल्पिताः, तत्त्वतः पूर्वसमयनिरोधे-नैवोत्तरसमयसद्भावेन समुदयसमित्या असम्भवात्** "

---

૧ આ સંબંધમા જુઓ પૃ ૫૮૨. **ભાવના-સંગ્રહ**માં સમયનું લક્ષણ દર્શાવતાં કહ્યું છે કે—
" जघन्यगतिपरिणतस्य परमाणोः स्वावगाढाकाशप्रदेशव्यतिक्रमकालः परमनिरुद्धो निर्विभागः समय. । "

અર્થાત્ અદ્ધા એટલે કાલ. તે સ્વરૂપી જે સમય તે ' અદ્ધા-સમય ' કહેવાય. એટલે સમયનું નામ જ કાલ સમજવું. એમાં નિર્વિભાગતા હોવાથી એને વિષે દેશ, પ્રદેશનો સંભવ નથી. આવલિકા વગેરેની કલ્પના તો વ્યવહારને જ અર્થે છે; કિન્તુ વસ્તુગત્યા વિચાર કરીએ તો પૂર્વ સમયના નિરોધથી અને ઉત્તર સમયના સદ્ભાવથી સંમેલનરૂપ મિલનનો જ અભાવ છે એટલે વાર્તમાનિક સમયરૂપ કાલ સિવાય બીજો કયો બાકી રહ્યો ? વળી કાલાણુને દ્રવ્ય માનનારાના મતમાં પણ [1]રત્નની રાશિની ઉપમા દ્વારા તે સ્વરૂપતાને લઇને આ જ વાત ફલિત થાય છે. આ પ્રમાણે અનેક તે એક છે અને એક તે અનેક છે, એવો સ્યાદ્વાદનો સુંદર સિદ્ધાન્ત સિદ્ધ થાય છે. આગમનો " [2]**धम्मो अहम्मो आगासं** " ઇત્યાદિ ઉલ્લેખ પણ આ વાતને પૂરવાર કરે છે, કેમકે ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણે દ્રવ્યો એકેક છે, એ કથન પરસ્પરના સ્પર્શ યાને સંબંધનું અને એથી અન્યનો પરસ્પર સ્પર્શ ન થવો એવું આ સૂચન કરે છે. અત્ર પરસ્પરથી ત્રણે દ્રવ્યો સમજવા. એ ત્રણનો તો પરસ્પર સ્પર્શ બરાબર છે જ, કેમકે જ્યાં એક આકાશ-પ્રદેશ છે ત્યાં જ ધર્માસ્તિકાયનો તેમજ વળી અધર્માસ્તિકાયનો પણ એકેક પ્રદેશ રહેલો છે; પરંતુ એથી અન્ય એવો જે કાલ તેનો આ ત્રણ સાથે સ્પર્શ સંભવતો નથી. હવે જો કાલાણુ પણ હોત તો આ ત્રણની જેમ તેના પણ સ્પર્શનો સૂત્રમાં જરૂર નિર્દેશ કરાત, પરંતુ ઉલટું તેના અસ્પર્શનો ઉલ્લેખ છે. એથી કરીને કાલાણુ દ્રવ્યરૂપ નથી એ સિદ્ધ થાય છે. આથી પુદ્ગલપરમાણુની પેઠે પ્રદેશરૂપે એમાં અનંતતાની કલ્પના ન કરવી, કેમકે દ્રવ્યોના સ્વભાવમા ભિન્નતાને લઇને ભિન્નતા સ્વીકારાયેલી છે. જો સ્વભાવમાં ભેદ હોવા છતાં એકતા માનવા જઇશું તો સમસ્ત જગત્ એક જ દ્રવ્યરૂપ છે એમ કહેવા તૈયાર થવું પડશે. વાસ્તે વેલાસ્વરૂપી કાલ ગુણ અને પર્યાય દ્વારા સાધ્ય સમજવો. અને એ જ કાલ-દ્રવ્ય સમય-ક્ષેત્રમાં છે, નહિ કે અન્યત્ર; કેમકે સમય-ક્ષેત્રમાં જ સમય, આવલિકા વગેરેનો વ્યવહાર કરાય છે. કહ્યું પણ છે કે—

" **समयावलिकापक्ष-मासर्त्वयनसञ्ज्ञकः ।**
**नृलोक एव कालस्य, वृत्तिर्नान्यत्र कुत्रचित् ॥** "

અર્થાત્ સમય, આવલિકા, પક્ષ, માસ, ઋતુ, અયન એ સંજ્ઞાવાળા કાલનું અસ્તિત્વ મનુષ્ય-ક્ષેત્રમાં જ છે; એની બહાર કોઇ પણ સ્થળે નથી જ. એ મનુષ્ય-ક્ષેત્રની બહાર તો પાચ અસ્તિકાયોમાં પર્યાયરૂપ પારિણામિક કાલ જ સમજવો; એ જ કાલને 'કાલાણુ' કહેવામાં આવે છે. આથી કરીને બીજી કોઇ વસ્તુનું નામ કાલાણુ ન સમજવું, કેમકે લોકાકાશમાં અસંખ્ય પ્રદેશો હોવાથી કાલાણુની સંખ્યા પણ અસંખ્યાતની જ સમુચિત રીતે માની શકાય તેમ છે. કિન્તુ કાલાણુને કાલ-દ્રવ્ય માનવાની ભૂલ કરવી નહિ.

આ પ્રમાણે કાલાણુને સ્વતંત્ર કાલ-દ્રવ્ય તરીકે નહિ સ્વીકારવાથી લોકમા રહેલા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના પરિણામની ઉત્પત્તિ કેવી રીતે થશે એવો પ્રશ્ન

---

૧ જુઓ પૃ. ૫૯૭ ૨ જુઓ પૃ ૫૯૮.

ઉઠાવવો નિરર્થક છે, કેમકે [1]ચક્રકીલિકા ન્યાયથી તત્ત્વાર્થશ્લોક૦( પૃ. ૪૪૪)માં દર્શાવેલ અલોકાકાશના પરિણામની માફક સમય-ક્ષેત્રના મધ્યમાં રહેલા કાલ-દ્રવ્ય વડે પણ એનાથી બાહ્ય વસ્તુનો પરિણામ ઘટી શકે છે. જેમકે દેવોમાં કેટલાક એકેક પખવાડિયે ઉચ્છ્વાસ લે છે અને હજાર હજાર વર્ષે આહાર લે છે એ [2]કથનને લઇને ત્યાં પણ વ્યવહાર-કાલ પરિચ્છેદક છે. એ વાત સાચી; પરંતુ આથી ત્યાં કોઇક વ્યવહાર-કાલ છે એમ ન માનવું; કેમકે દેવ-લોકમાં વ્યવહાર-કાલ નથી એમ તો શ્વેતાંબરો અને દિગંબરો બંને માને છે જ. આ ઉદાહરણની પેઠે સમય-ક્ષેત્રમાં રહેલા કાલ-દ્રવ્ય દ્વારા સર્વત્ર કાલ-પર્યાય પરિણામને પામે છે. આથી વળી એ પણ સિદ્ધ થયું કે **યોગશાસ્ત્ર**માંનાં નિમ્ન-લિખિત પદ્યો કાલાણુને દ્રવ્યરૂપે પૂરવાર કરે છે એ માન્યતા અનુચિત છેઃ—

" लोकाकाशप्रदेशस्था, भिन्नाः कालाणवस्तु ये ।
भावानां परिवर्ताय, 'मुख्यः कालः' स उच्यते ॥ ८५ ॥

ज्योतिःशास्त्रे यस्य मान-मुच्यते समयादिकम् ।
स 'व्यावहारिकः कालः', कालवेदिभिरामतः ॥ ८६ ॥

नवजीर्णादिभेदेन, यदमी भुवनोदरे ।
पदार्थाः परिवर्तन्ते, तत् कालस्यैव चेष्टितम् ॥ ८७ ॥

वर्तमाना अतीतत्वं, भाविनो वर्तमानताम् ।
पदार्थाः प्रतिपद्यन्ते, कालक्रीडाविडम्बिताः ॥ ८८ ॥ "

અર્થાત્ લોકાકાશના પ્રદેશોમાં રહેલા જે કાલાણુઓ ભિન્ન છે અને પદાર્થોના પરિવર્તનમાં જે ઉપયોગી છે તે કાલાણુઓને ' મુખ્ય કાલ ' કહેવામાં આવે છે. જેનું માન જ્યોતિષ્ શાસ્ત્રમાં સમયાદિરૂપે નિર્દેશાયું છે તે ' વ્યાવહારિક કાળ ' છે એમ કાલના જાણકારોનો મત છે. નવીન, જીર્ણ ઇત્યાદિ ભેદ દ્વારા જે આ પદાર્થો લોકમાં પરિવર્તનશીલ બને છે તે કાલની જ ચેષ્ટા જાણવી. જે વર્તમાનકાલિક છે તે અતીતપણાને પામે છે અને જે ભાવિકાલિક છે તે વર્તમાનપણાને પામે છે એ પ્રમાણેના જે પદાર્થમાં પરિણામો થાય છે તે કાલની ક્રીડા સમજવી.

આ શ્લોકોમાંના ૮૫મા શ્લોકમાં જે કાલાણુઓનું પરસ્પર ભિન્નરૂપે પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે કાલાણુઓ પર્યાયરૂપ સમજવાના છે; એટલે કે એથી પર્યાયરૂપ કાલ સમજવાનો છે, નહિ કે દ્રવ્યરૂપ; કેમકે દ્રવ્યસ્વરૂપી કાલને તો અનંત સમયરૂપ એવું વિશેષણ આપવામાં

---

૧ જેમ ચક્રમા રહેલી ખીલી આરામા નહિ હોવા છતાં પણ આરાની સાથે સંબંધ રાખે છે તેમ અત્ર સમજવું.

૨ " देवाणं पक्खेहिं ऊसासो वाससहस्सेहिं आहारो । "
[ देवानां पक्षैरुच्छ्वासः, वर्षसहस्रैराहारः ]

આવેલ છે અને આગમમાં પણ અનંત દ્રવ્યરૂપે તેનો ઉલ્લેખ પણ છે. જો અનંત સમયોથી દ્રવ્ય-સમયો માનવામાં આવે તો બાધ આવે છે, એટલે એ વાત યુક્ત નથી. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો કાલાણુઓને દ્રવ્યરૂપ માનવામાં તો તેની સંખ્યા અસંખ્યાતની ફલિત થાય છે અને એ વાત તો દિગંબરોને પણ માન્ય છે. તો પછી તેને દ્રવ્યરૂપ માનવામાં **સોऽनन्तसमयः** એ કથન કેવી રીતે બંધબેસતું થશે તે વિચારણીય છે. કદાચ એમ કહેવામાં આવે કે **આદિપુરાણ**-(પ. ૩)ના નિમ્ન-લિખિત—

" **भवायुःकायकर्मादि-स्थितिसङ्कलनात्मकः ।**
**सोऽनन्तसमयस्तस्य, परिवर्तोऽप्यनन्तधा ॥ १३ ॥** "

—પદ્ય અનુસાર અનંત સમયત્વથી અમે અનંત સમયપર્યાયત્વ માનીએ છીએ તો એ વાત ઠીક નથી, કેમકે જ્યારે તમામ દ્રવ્યોમાં અનંત પર્યાયતા તો છે જ, તો પછી કાલને એવું વિશેષણ આપવું નિરર્થક સિદ્ધ થાય છે. વાસ્તે લોકાકાશના પ્રદેશોમાં તેમજ પુદ્ગલ-પરમાણુઓમાં જે સમયવિશેષતા છે તે જ કાલાણુ છે, નહિ કે કોઇ બીજું દ્રવ્ય. આ પ્રમાણે માનવાથી ૮૫મા શ્લોકમાં " **मुख्यः कालः स उच्यते** " એમ જે કહ્યું છે તેની સાથે વિરોધ આવે છે એવી શંકા જો કોઇ ઊઠાવે તો તેનું સમાધાન એ છે કે આ ઠેકાણે કાલથી કાલ-દ્રવ્ય સમજવાનું નથી, કિન્તુ આથી બીજો કોઇ સૂક્ષ્મ પર્યાય નથી એ વાત લક્ષ્યમાં રાખવાની છે તેમજ આથી 'મુખ્ય' શબ્દનો પ્રયોગ પર્યાયની અપેક્ષાએ છે, નહિ કે દ્રવ્યની અપેક્ષાએ એ હકીકત પણ ધ્યાનમાં રાખવાની છે. આ વાતને **ગોમ્મટ૦** ( [1]ગા. ૫૮૯ ) પણ ટેકો આપે છે, કેમકે તે કાલાણુઓ છે એમ ત્યાં કહ્યું છે, નહિ કે દ્રવ્યો.[1] આથી જ તો **પ્રવચનસાર** ( અ. ૨, [2]ગા. ૪૬ )માં તેમજ તેની વૃત્તિમાં કાલનો એકવચનમાં પ્રયોગ કરવામાં આવ્યો છે.

આ પ્રમાણેના વિવેચનથી કોઇ એમ કહેવા તૈયાર થાય કે સમય-ક્ષેત્રમાં પણ એમ જ હો; ત્યાં દ્રવ્યની કલ્પનાની શી જરૂર છે તો તે અસ્થાને છે, કેમકે ઉભય સંપ્રદાયના પ્રવચનોમાં છ દ્રવ્યો અંગીકાર કરેલાં છે. હવે કોઇ નીચે મુજબનો પૂર્વ પક્ષ રજુ કરે તો તે પણ અરણ્ય-રુદન જેવો નિરર્થક છેઃ—

પૂર્વ પક્ષ—કાલ-દ્રવ્યનો અભાવ માનવાથી સમય-પર્યાયની વિશેષતા અન્ય દ્રવ્યોને વિષે નિષ્કારણ થશે. વળી કેવળ સંતતિરૂપે અન્વયી એવા કાલ-દ્રવ્યના સાધનમાં પણ તે નિર્હેતુક જ રહેશે, કેમકે સમયોનો પરસ્પર સંગમ થતો નથી. આ ઉપરાંત જીવમાં પણ દ્રવ્યપણું આવી જ રીતે માનો, કેમકે સ્વયં વિશકલિત ( છુટા પડી ગયેલ ) જ્ઞાન-ક્ષણોમાં જ દ્રવ્યતા છે અને એમ સ્વીકારવાથી બૌદ્ધ મત અંગીકાર થઇ જશે.

આ પૂર્વ પક્ષ પાયા વિનાનો છે એમ નીચેના ઉત્તર પક્ષ દ્વારા દર્શાવાય છેઃ—

---

૧ જુઓ પૃ. ૫૯૭.

૨ જુઓ પૃ. ૬૦૩.

આ પ્રમાણે વિચારતાં તો પ્રદેશોથી અતિરિક્ત એવા આકાશનો પણ અર્થક્રિયાકારિતાને લઇને અનુપલંભ થવાનો અને તેમ થતાં ત્યાં પણ એકતાનો સંબંધ કોઇ પણ રીતે બંધબેસતો નહિ થાય. વળી **તત્ત્વાર્થ** ( અ. ૫ )નું " **आ आकाशादेकद्रव्याणि** " એ પાંચમું સૂત્ર તેમજ **ઉત્ત૨ા૦** (અ. ૨૮, ગા. ૮)ની સાથે પણ વિરોધ ઊભો થશે. તેથી કરીને દ્રવ્યના સ્વભાવના ભેદને લઇને જ ભિન્નતા માનવાનો સંતોષ પકડવો તે ઇષ્ટ છે અને એથી કરીને નાહકની ખોટી ખોટી કલ્પનાઓ કરવાથી શો ફાયદો ? વિશેષમાં જાતિ વગેરેની માફક સંતતિનો દ્રવ્ય-સમયોથી કથંચિત્ અભેદ છે. વળી વસ્તુપણાનો સ્વીકાર કરાતો હોવાથી કોઇ પણ જાતની અડચણ આવતી નથી તેમજ વળી બૌદ્ધ મત અંગીકાર કરવાનો પ્રસંગ પણ ઉપસ્થિત થતો નથી, કેમકે વસ્તુરૂપ સંતતિ અક્ષણિક છે-ક્ષણિક નથી. આથી કરીને જ કાલ-દ્રવ્યમાં સંતતિ માત્ર દ્વારા એકતાનો સ્વીકાર કરવાના આશયથી તથા વસ્તુતઃ વિશકલિત દ્રવ્ય-સમયોની અનંતતા હોવાને લીધે બંને વાત સિદ્ધ થાય છે. આ વાત **તત્ત્વાર્થ** ( અ. ૫, સૂ. ૧-૨ ) દ્વારા દર્શાવેલી છે. ઉપર્યુક્ત **તત્ત્વાર્થ**ના સૂત્રમાં કાલ-દ્રવ્યનું અચેતનની ગણનારૂપ દ્રવ્યોમાં ગ્રહણ કરવામાં આવ્યું જ નથી તેમજ વળી " **कालश्च** " એ સૂત્ર દ્વારા અનુબંધ પણ બરાબર છે. આ પ્રમાણેની જે બે બાબતો વાચકવર્યે સૂચવી છે તે **આદિપુરાણ**( પ. ૩ )ના નિમ્ન-લિખિત પદ્યમાં નજરે પડે છે:—

" **सोऽस्ति कायेष्वसम्पाता-न्नास्तीत्येके विमन्वते ।**
**षड्द्रव्येषूपदिष्टत्वाद्, युक्तियोगाच्च तद्गतिः ॥ ६ ॥** "

અર્થાત્ અસ્તિકાયોમાં તેની ગણના નહિ હોવાથી તે ( કાલ ) નથી એમ કેટલાક માને છે. છ દ્રવ્યોમાં તેનું સૂચન કરાયેલું હોવાથી તેમજ તે વાત યુક્તિસંગત હોવાથી એ છે પણ ખરો.

હવે એ શંકા રજુ કરવામાં આવે છે કે કાલાણુને દ્રવ્યરૂપ નહિ માનવાથી તો બીજાં દ્રવ્યોની માફક કાલમાં લોક પર્યંત વ્યાપ્તપણું નહિ ઘટી શકે. આ વાત અમને ઇષ્ટ છે એમ શ્વેતાંબરોથી કહી શકાય તેમ નથી, કેમકે કાલનું લોકવ્યાપિત્વ શ્વેતાંબર ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. દાખલા તરીકે વિચારો **ઉત્તરા૦** (અ. )ની ગાથા તેમજ **લોકનાલદ્વાત્રિંશિકા**ની નિમ્ન-લિખિત ગાથા:—

" [1]**वइसाहठाणठियपय-कडित्थकरयुगनरागिई लोगो ।**
**उप्पत्तिनासधुअगुण-धम्माइ छदव्वपडिपुन्नो ॥ २ ॥** "

વળી જે વર્તનાથી આ (કાલ) સિદ્ધ કરી શકાય તેમ છે તે વર્તના પણ પદાર્થોની ત્યાં જ છે વાસ્તે કાલનો નિષેધ કેમ કરાય ? આનો ઉત્તર એ છે કે કાલ સર્વત્ર છે એ વાત ખરી છે, પરંતુ ક્ષણિક, સમયરૂપ પર્યાયવાળો અને દ્રવ્ય-સમયના પ્રવાહરૂપ એવો જે અદ્ધા-કાલ છે તેનો

---

૧ છાયા—

वैशाखस्थानस्थितपदकटिस्थकरयुगनराकृतिर्लोकः ।
उत्पत्तिनाशध्रुवगुणधर्मादिषड्द्रव्यप्रतिपूर्णः ॥ २ ॥

જ અમે નિષેધ કરીએ છીએ; બાકી દ્રવ્ય-પર્યાયરૂપ આયુષ્ય-કાલ તેમજ દ્રવ્ય-કાલના પ્રયોગથી ઉત્પન્ન થતો ઉપક્રમ-કાલ તો બધા લોકમા છે એમ અમે જરૂર કબૂલ કરીએ છીએ. વિશેષમાં સમય-ક્ષેત્રમાં જેમ અદ્ધાકાલ છે તેમ એની બહાર પણ એ હોત તો ઋતુ વગેરે વિભાગો હોવા જોઇએ, કેમકે એ એનું કાર્ય છે. કદાચ કહેશો કે ઉત્તરા૦ની વૃત્તિની નિમ્ન લિખિત—

" [1]यदमी शीतवातातपादयो भुवनभोग्या भवन्ति तदवश्यममीषां नैयत्येन हेतुना केनापि भवितव्यं, स च कालः "

—પંક્તિ દ્વારા સમય-ક્ષેત્રની બહાર પણ ઋતુ વગેરે વિભાગોનો નિર્દેશ કરાયો છે તો તે કથન પણ ઠીક નથી, કેમકે 'ભુવનભોગ્ય'નો અર્થ ભુવનને ભોગવવા લાયક એવો છે. એથી કરીને સમય-ક્ષેત્રની બહારનો ભાગ થોડોક જ આવી જાય છે ? વળી કેવળ યોગ્યતાથી પણ જો કાર્ય-સિદ્ધિ માનવામાં આવે તો અનેક દોષો ઉદ્ભવે એ વાત કયા સાક્ષરોને સમજાવવી પડે તેમ છે ? વિશેષમાં ત્યાં ઋતુ વગેરેનો નિષેધ છે એ વાતની શ્રીરત્નશેખરસૂરિકૃત ક્ષેત્રસમાસની નીચે મુજબની પંક્તિ સાક્ષી પૂરે છેઃ—

" नद्यो ह्रदा घना बादराग्निर्जिनाद्युत्तमपुरुषा नरजन्ममृती कालो मुहूर्त-प्रहर-दिन-रात्रि-वर्षादिकः आदिशब्दात् चन्द्र-सूर्यपरिवेषादयो मनुष्यक्षेत्रं मुक्त्वा परतो न भवन्ति "

અર્થાત્ નદીઓ, હ્રદો, મેઘો, બાદર અગ્નિ, જિન પ્રમુખ ઉત્તમ પુરુષો, મનુષ્યનો જન્મ કે તેમનું મરણ, મુહૂર્ત, પ્રહર, દિવસ, રાત્રિ, વર્ષ વગેરે કાળ તેમજ ચંદ્ર, સૂર્ય વગેરેનો [2]પરિવેષ ઇત્યાદિ મનુષ્ય ક્ષેત્ર છોડીને અન્યત્ર નથી.

વળી વ્યવહાર-કાલ તો મનુષ્ય-ક્ષેત્રમાં જ છે એ વાત બંને સંપ્રદાયોને માન્ય છે અને વ્યવહાર નિશ્ચયથી સર્વથા ભિન્ન હોઇ શકે નહિ; કેમકે બાહ્ય પર્યાયો વ્યવહારના વિષયરૂપ છે એવો ભિન્ન દ્રવ્યને નિશ્ચયનું અવલંબન છે તથા વળી નિશ્ચય અને વ્યવહારમાં તેમજ તેના વિષયોમા ભેદાભેદ માનવો તે પ્રામાણિક છે. આથી એ ફલિત થાય છે કે જેનો જ્યા વ્યવહાર છે ત્યાં જ તેનો નિશ્ચય પણ છે. એવો નિયમ હોવાથી વ્યવહાર-કાલની માફક નિશ્ચય-કાલ પણ સમય-ક્ષેત્રમાં જ જાણવો. કદાચ કોઇ એમ પ્રશ્ન કરે કે જેમ નિશ્ચય-કાલ સમય-ક્ષેત્રની બહાર પણ છે તેમ વ્યવહાર-કાલ કેમ ન હોય તો એ અસ્થાને છે, કારણ કે સમય-ક્ષેત્રની બહાર દ્રવ્યરૂપે તો કાલ છે જ નહિ, કિન્તુ જે છે તે પર્યાયરૂપે છે. વળી ઉત્તરા૦નુ ઉપર્યુક્ત વાક્ય પણ દ્રવ્ય-કાલનું સૂચન કરતું નથી. પર્યાય-કાલનું એ અવલંબન લેતું હોય તો તેમાં અમને કશી હાનિ નથી. આથી તાત્પર્ય એ નીકળ્યું કે સમય-ક્ષેત્રમા વ્યાવહારિક દ્રવ્ય-કાલ સમજવો અને એની બહાર

---

૧ આ શીતળ વાયુ, આતપ વગેરે ભુવનને ભોગવવા લાયક પદાર્થો છે તો તેમનું કોઇ પ્રતિનિયત કારણ હોવું જોઇએ અને તે કાલ છે—એ સિવાય અન્ય કોઇ હોઇ શકે નહિ. ૨ જુઓ પૃ. ૬૩૫.

વસ્તુનાં પર્યાયરૂપ કાલ સમજવો. વિશેષમાં વ્યવહાર–કાલની પેઠે નિશ્ચય–કાલ પણ સમય–ક્ષેત્રમાં જ છે એમ દ્વાત્રિંશિકા કહી રહી છે. ગામમાં બ્રાહ્મણો વગેરે ચાર વર્ણો વસે છે એની માફક અત્ર ઉપચાર જ સમજવો, કેમકે બ્રાહ્મણો કંઇ આખા ગામને વ્યાપ્ત કરીને રહેતા નથી; આનું પ્રયોજન તો સાથે રહેવા પૂરતું જ છે. તેમ છતાં જો આમ નહિ માનવામાં આવે તો દિગંબર મતમાં પણ વિરોધ આવશે, કેમકે **પંચાસ્તિકાય**માં કહ્યું છે કે—

" [1]समवाओ पंचण्णं समओ त्ति जिणुत्तमेहिं पण्णत्तं ।
सो चेव हवइ लोओ तत्तो अमिओ अलोओ खं ॥ "

અર્થાત્ પાંચ અસ્તિકાયોનો સમુદાય તે 'સમય' છે એવી જિનેશ્વરોએ પ્રરૂપણા કરી છે. એ જ લોક છે અને એથી અમિત (અગણિત) અલોકરૂપ આકાશ છે.

અત્ર પાંચ અસ્તિકાયોનું [2]અન્યયોગવ્યવચ્છેદરૂપ ફલ આ ગાથા દ્વારા ધ્વનિત થતું હોવાથી છઠ્ઠા કાલરૂપ દ્રવ્યનો તો નિષેધ જ થવાનો. આના બચાવમાં જો એમ કહેવાય કે સ્થાનાંતરથી નિર્ણય કરવો તો અહીં પણ એ ન્યાય લાગુ પડે છે. અથવા તો સમય–ક્ષેત્રની બહાર રહેલ વસ્તુના પરિણામરૂપ સ્થિતિ–કાલમાં 'ચક્કીલિકા' ન્યાયથી અંદર રહેલ અદ્ધા–કાલ નિમિત્તરૂપ છે, અર્થાત્ અદ્ધાકાલ છે નિમિત્ત જેમાં એવો 'બહુવ્રીહિ' સમાસનો આશ્રય લેવાથી કશી અડચણ નહિ આવે. એથી એ કાલમાં લોકવ્યાપિતા હો, કેમકે સાક્ષાત્ રૂપે કાલ-દ્રવ્ય સમય–ક્ષેત્રનું અતિક્રમણ કરે છે એમ માનવા જતાં તો સમય–ક્ષેત્ર અને અસમય–ક્ષેત્ર એવી વ્યવસ્થા જ ઘટી શકશે નહિ કે જે વાત સ્પષ્ટ રીતે **પ્રજ્ઞાપના**ની વૃત્તિમાં નિર્દેશાયેલી છે.

આપણે ૫૫૫મા પૃષ્ઠથી તે ૫૫૯મા પૃષ્ઠ સુધીમાં ધર્માસ્તિકાયાદિના સ્કંધાદિ પરત્વે વિચાર કરી ગયા. એ પ્રસંગે પુદ્ગલના પણ સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ વિષે થોડોક ઊહાપોહ કર્યો. અત્ર પુદ્ગલના સ્કંધાદિનો લક્ષણ પૂર્વક વિચાર કરવાનો છે તો તેનો તુલનાત્મક દૃષ્ટિએ ખ્યાલ આવી શકે તે માટે આપણે ધર્માદિના સ્કંધ ઇત્યાદિની સંખ્યા વગેરેની હકીકત નીચે મુજબ કોઠા દ્વારા રજુ કરી આગળ વધીશું:—

1 છાયા—

समवायः पञ्चानां समय इति जिनोत्तमैः प्रज्ञप्तम् ।
स एव भवति लोकस्ततोऽमितोऽलोकः खम् ॥

2 एव શબ્દ ત્રણ પ્રકારે અવધારણ અર્થને દર્શાવે છે:—(અ) અયોગવ્યવચ્છેદક, (આ) અન્યયોગવ્યવચ્છેદક અને (ઇ) અત્યન્તાયોગવ્યવચ્છેદ. આ ત્રણ પ્રકારોને અનુક્રમે વિશેષણ, વિશેષ્ય અને ક્રિયા સાથે સંબંધ છે. આ ત્રણેને લગતો વિશેષ વિચાર અત્ર ન કરતા દ્વિતીય પ્રકારને ઉદ્દેશીને થોડુંક કથન કરીશું; જિજ્ઞાસુને **સપ્તભંગીપ્રદીપ** (પૃ. ૪૫–૪૭) જોવા ભલામણ છે. અન્ય યોગ–વિશેષ્યથી ભિન્ન જે પદાર્થ હોય તેની સાથે તાદાત્મ્ય ધારણ કરવું એ અન્યયોગવ્યવચ્છેદનું કાર્ય છે. દાખલા તરીકે " पार्थ एव धनुर्धरः " અર્થાત્ **અર્જુન** જ ધનુર્ધર છે, એમાં 'અર્જુન' એ 'વિશેષ્ય' છે અને એનાથી ભિન્ન જે **દુર્યોધન** વગેરે છે તેની સાથે ધનુર્ધરતાના તાદાત્મ્યને एव દૂર કરે છે અર્થાત્ અર્જુનમાં જ ધનુર્ધરતા છે; બીજામાં છે જ નહિ. આ પ્રમાણે एव શબ્દે બીજામાં રહેલા ધનુર્ધરતાના યોગને દૂર કર્યો.

| અસ્તિકાય. | સ્કંધોની સંખ્યા. | દેશની સંખ્યા. | પ્રદેશની સંખ્યા. | પરમાણુની સંખ્યા. |
|---|---|---|---|---|
| જીવાસ્તિકાય | અનંત (જીવો અનંત હોવાથી) | એક જીવ આશ્રીને (પોતના પ્રદેશની સંખ્યાથી બે ન્યૂન) અસંખ્ય. સર્વ જીવ આશ્રીને અનંત. | એક જીવ આશ્રીને અસંખ્ય. સર્વ જીવ મળીને અનંત. | ૦ |
| ધર્માસ્તિકાય | એક | અસંખ્ય ( પોતાના પ્રદેશની સંખ્યાથી બે ન્યૂન ). | અસંખ્ય. | ૦ |
| અધર્માસ્તિકાય | ” | ” | ” | ૦ |
| આકાશાસ્તિકાય | ” | અનંત ( પોતાના પ્રદેશની સંખ્યાથી બે ન્યૂન ). | અનંત. | ૦ |
| પુદ્‌ગલાસ્તિકાય | અનંત ( પુદ્‌ગલો અનત હોવાથી ). | એક સ્કધ આશ્રીને અનંત. સર્વ સ્કંધો આશ્રીને અનંતાનંત. | અનંતાનંત. | અનંતાનંત. |

પુદ્‌ગલ-સ્કંધનું લક્ષણ—

**प्रायो ग्रहणादानादिव्यापारसमर्थरूपत्वं स्कन्धस्य लक्षणम्, अथवा वर्णादिमत्त्वबद्धत्वयोः सतोः सूक्ष्मबादरपरिणामपरिणतिरूपत्वम्। ( २२८ )**

અર્થાત્ પ્રાયઃ જે દ્વારા લેવા આપવાનુ કાર્ય કરી શકાય તે 'સ્કંધ' જાણવો. અથવા જે વર્ણાદિથી યુક્ત અને બદ્ધ હોઇ કરીને પણ સૂક્ષ્મ કે બાદર પરિણામરૂપ પરિણતિથી યુક્ત હોય તેને 'સ્કંધ' જાણવો. આ પ્રમાણેના સ્કંધના લક્ષણ પરથી જોઇ શકાય છે કે સ્કધના પરિણામ અનુસાર બે પ્રકારો પડતા હોવા જોઇએ અને વસ્તુ-સ્થિતિ પણ તેમજ છે એટલે કે સ્કંધના સૂક્ષ્મ અને બાદર એમ બે ભેદો છે. તેમા સૂક્ષ્મ સ્કંધનું લક્ષણ ગ્રંથકાર એમ જણાવે છે કે—

चतुःस्पर्शादिमत्त्वे सति सूक्ष्मपरिणामपरिणतिरूपत्वं सूक्ष्मस्कन्धस्य लक्षणम् । ( २२९ )

અર્થાત્ [1]ચાર સ્પર્શ વગેરેથી યુક્ત તેમજ સૂક્ષ્મ પરિણામને પામેલો એવો સ્કંધ ' સૂક્ષ્મ સ્કંધ ' કહેવાય છે.

બાદર સ્કંધનું લક્ષણ એ છે કે—

अष्टस्पर्शादिमत्त्वे सति बादरपरिणामपरिणतिरूपत्वं बादरस्कन्धस्य लक्षणम् । ( २३० )

અર્થાત્ [2]આઠે આઠ સ્પર્શો વગેરેથી યુક્ત તેમજ બાદર પરિણામને પામેલો એવો સ્કંધ ' બાદર સ્કંધ ' કહેવાય છે.

આ ઉપરથી એ ફલિત થાય છે કે સૂક્ષ્મ સ્કંધ ઇન્દ્રિય-ગ્રાહ્ય નથી, જ્યારે બાદર સ્કંધ ઇન્દ્રિય-ગ્રાહ્ય છે. વળી આ બંને લક્ષણો તરફ દૃષ્ટિપાત કરતાં સ્પર્શ ઉપરાંત પ્રત્યેક પ્રકારનો સ્કંધ રસ, ગંધ અને વર્ણથી પણ યુક્ત છે એ વાત ' આદિ ' થી સૂચવાઇ હોય એમ સમજાય છે. અને તેમ જ કરવું યુક્ત છે, કેમકે જૈન દર્શન પ્રમાણે તો દરેક પુદ્ગલ-પછી તે સ્કંધરૂપ હોય, દેશરૂપ હોય, પ્રદેશરૂપ હોય કે પરમાણુરૂપ હોય-સ્પર્શ, રસ, ગંધ અને વર્ણથી યુક્ત છે જ. આ હકીકતનું તત્ત્વાર્થ ( અ. ૫ )નું નિમ્ન-લિખિત સૂત્ર સમર્થન કરે છે:—

" स्पर्श-रस-गन्ध-वर्णवन्तः पुद्गलाः । २३ । "

આથી કરીને એ વાત પણ સ્પષ્ટ થાય છે કે આ સંબંધમાં જૈન દર્શન વૈશેષિક દર્શનથી જુદું પડે છે, કેમકે વૈશેષિક દર્શનમા તો પૃથ્વી વગેરે મૂર્ત દ્રવ્યોને-પુદ્ગલોને સમાનરૂપે સ્પર્શ, રસ, ગંધ અને વર્ણ એ ચાર ગુણોથી યુક્ત માન્યા નથી અર્થાત્ પૃથ્વીને સ્પર્શાદિ ચાર ગુણોથી યુક્ત, પાણીને ગંધ સિવાયના ત્રણ ગુણોથી યુક્ત, તેજને દ્વિગુણ એટલે સ્પર્શ અને વર્ણથી યુક્ત અને વાયુને તો કેવળ સ્પર્શ ગુણવાળો માનેલ છે. વળી વૈશેષિક દર્શન મનને પણ ચતુર્ગુણાત્મક માનતું નથી. જૈન દૃષ્ટિ અનુસાર પૃથ્વી, પાણી, તેજ, વાયુ, મન એ બધાં પુદ્ગલરૂપે સમાન છે એટલે એ પ્રત્યેક સ્પર્શાદિ ચાર ગુણોથી યુક્ત છે.

વિશેષમાં એ હકીકત પણ નોંધવા જેવી છે કે જૈન દર્શનમાં જીવ અને પુદ્ગલ એ એક બીજાના પર્યાયરૂપ નથી અર્થાત્ જેમ બૌદ્ધ દર્શનમા પુદ્ગલનો જીવ અર્થમાં વ્યવહાર કરાય છે તે વાત જૈન દૃષ્ટિને સંમત નથી. આવી ઉદ્ઘોષણા શ્રીઉમાસ્વાતિ તત્ત્વાર્થ (અ. ૫, સૂ. ૨૩)ના ભાષ્યમાં નિમ્ન-લિખિત પંક્તિ દ્વારા કરે છે:—

" पुद्गलानिति च तन्त्रान्तरीया जीवान् परिभाषन्ते । "

---

૧-૨ આ સંબંધમા જુઓ પૃ. ૬૧૫-૬૧૬

[1]ભગવતી ( શ. ૨૦, ઉ. ૨., સૂ. ૬૬૪ )માં તો 'પુદ્ગલ' શબ્દનો જીવના પર્યાય તરીકે ઉલ્લેખ કરાયેલો જોવાય છે. આ સંબંધમાં એના ટીકાકાર શ્રીઅભયદેવસૂરિ કહે છે કે—

---

૧ આ રહ્યું એ સૂત્રઃ—

" धम्मत्थिकायस्स णं भंते ! केवइया अभिवयणा पन्नत्ता ? । गोयमा ! अणेगा अभिवयणा प०, तंजहा-धम्मेइ वा धम्मत्थिकायेति वा पाणाइवायवेरमणाइ वा मुसावायवेरमणेति एवं जाव परिग्गहवेरमणेति वा कोहविवेगेति वा जाव मिच्छादंसणसल्लविवेगेति वा ईरियासमितीति वा भासासमिए एसणासमिए आयाणभंडमत्तनिक्खेवण० उच्चारपासवणखेलजल्लसिंघाणपारिट्ठावणियासमितीति वा मणगुत्तीति वा वइगुत्तीति वा कायगुत्तीति वा जे यावन्ने तहप्पगारा सव्वे ते धम्मत्थिकायस्स अभिवयणा। अधम्मत्थिकायस्स णं भंते ! केवतिया अभिवयणा प० ? । गोयमा ! अणेगा अभिवयणा प०, तंजहा-अधम्मेति वा अधम्मत्थिकाएति वा पाणाइवाएति वा जाव मिच्छादंसणसल्लेति वा ईरियाअस्समितीति वा जाव उच्चारपासवणजावपारिट्ठावणियाअस्समितीति वा मणअगुत्तीति वा वइअगुत्तीति वा कायअगुत्तीति वा जे यावन्ने तहप्पगारा सव्वे ते अधम्मत्थिकायस्स अभिवयणा । आगासत्थिकायस्स ण पुच्छा, गोयमा ! अणेगा अभिवयणा प० तं० आगासेति वा आगासत्थिकायेति वा गगणेति वा नभेति वा समेति वा विसमेति वा खहेति वा विहेति वा वीयीति वा विवरेति वा अंबरेति वा अंबरसेत्ति वा छिड्डेति वा झुसिरेति मग्गेति वा विमुहेति वा अद्देति वा वियद्देति वा आधारेति वा भायणेति वा अंतरिक्खेति वा सामेति वा उवासंतरेइ वा फलिहेइ वा अगमिइ व अणंतेति वा जे यावन्ने तहप्पगारा सव्वे ते आगासत्थिकायस्स अभिवयणा । जीवत्थिकायस्स णं भंते ! केवतिया अभिवयणा प० ? गोयमा ! अणेगा अभिवयणा प०, तं०-जीवेति वा जीवत्थिकायेति वा भूएति वा सत्तेति वा विन्नूति वा चेयाति वा जेयाति वा आयाति वा रंगणाति वा हिंडुएति वा पोग्गलेति वा माणवेति वा कत्ताति वा विकत्ताति वा जएति वा जंतुति वा जोणिति वा सयभूति वा ससरीरीति वा नायएति वा अंतरप्पाति वा जे यावन्ने तहप्पगारा सव्वे ते जाव अभिवयणा । पोग्गलत्थिकायस्स णं भंते ! पुच्छा, गोयमा ! अणेगा अभिवयणा प० तं०-पोग्गलेति वा पोग्गलत्थिकायेति वा परमाणुपोग्गलेति वा दुपएसिएति वा तिपएसिएति वा जाव असंखेज्जपएसिएति वा अणंतपएसिएति वा जे याव० सव्वे ते पोग्गलत्थिकायस्स अभिवयणा । सेवं भंते ! २ त्ति ॥ "

આનો ભાવાર્થ એ છે કે હે ભગવન્ ! ધર્માસ્તિકાયના કેટલા અભિવચનો ( પર્યાયો ) જણાવેલા છે ? હે ગૌતમ ! ( એના ) અનેક અભિવચનો જણાવેલા છે જેમકે ધર્મ, ધર્માસ્તિકાય, પ્રાણાતિપાતવિરમણ ( અહિંસા ), મૃષાવાદવિરમણ ( સત્ય ), એ પ્રમાણે યાવત્ પરિગ્રહવિરમણ ( અપરિગ્રહ ), ક્રોધ-વિવેક યાવત મિથ્યાદર્શનશલ્યવિવેક, ઈર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનભાંડમાત્રનિક્ષેપણાસમિતિ, ઉચ્ચારપ્રસ્રવણશ્લેષ્મપરિષ્ઠાપનિકાસમિતિ, મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ તેમજ અન્ય પણ જે તથાવિધ (ચારિત્રધર્મવાચી છે તે બધ ધર્માસ્તિકાયના અભિવચનો છે

એવી રીતે અધર્માસ્તિકાયના અભિવચનો તરીકે અધર્મ, અધર્માસ્તિકાય પ્રાણાતિપાત ય.વત્ મિથ્યાદર્શનશલ્ય, ઈર્યા-અસમિતિ યાવત્ ઉચ્ચારપ્રસ્રવણ૦પરિષ્ઠાપનિક-અસમિતિ, મન-અગુપ્તિ વચન-અગુપ્તિ અને કાય-અગુપ્તિનો નિર્દેશ છે.

આકાશાસ્તિકાયના અભિવચનો તરીકે આકાશ, આકાશાસ્તિકાય ગગન, નભમ્ , ( નીચા અને

" पूरणाद् गलनाच्च शरीरादीनां पुद्गलः "

અર્થાત્ શરીરાદિનાં પૂરણ અને ગલન થતાં હોવાથી જીવ ' પુદ્ગલ ' કહેવાય છે. આ પ્રમાણે જ્યારે જૈન દૃષ્ટિએ બંધબેસતો અર્થ ટીકાકાર સૂચવે છે તો પછી શું એ દૃષ્ટિને માન્ય ન રાખતા વાચકવર્ય આ સ્થળનુ પણ બૌદ્ધ દૃષ્ટિએ જ અવલોકન કરતા હશે કે કેમ એ જાણવું બાકી રહે છે.[1]

---

ઊંચાનો અભાવ હોવાથી ) સમ, ( દુર્ગમ હોવાથી ) વિષમ ( ભૂમિ ખોદવાથી કે તેનો ત્યાગ કરવાથી ઉત્પન્ન થતુ હોવાથી ) ખહ, વિહાયસ અથવા ( જેને વિષે કાર્ય કરાય છે તે ) વિહ, ( વિવિક્ત સ્વભાવશીલ હોવાથી ) વીચિ, વિવર, ( માતાની જેમ જનનશીલ હોવાથી અંબા એટલે જગ, તેનુ દાન કરતું હોવાથી ) અંબર, અંબરસ, છિદ્ર, શુષિર, માર્ગ, ( મુખ વગેરેનો અભાવ હોવાથી ) વિમુખ, ( જેનાથી જવાય છે તે ) અર્દ અથવા ( જેનાથી અતિક્રમણ કરાય છે તે ) અટ્ટ, વ્યર્દ અથવા વ્યટ્ટ, આધાર, વ્યોમન્, ભાજન, અંતરીક્ષ, ( શ્યામ વર્ણવાળું હોવાથી ) શ્યામ, ( અવકાશરૂપ આંતરાવાળુ હોવાથી ) અવકાશાન્તર, ( સ્ફટિક જેવુ નિર્મળ હોવાથી ) સ્ફટિક, ( ગમન–ક્રિયાથી રહિત હોવાથી ) અગમ અને ( અંત રહિત હોવાથી ) અનંતનો ઉલ્લેખ છે

આવી રીતે જીવાસ્તિકાયના સંબંધમા જીવ, જીવાસ્તિકાય, ભૂત, સત્ત્વ, વિજ્ઞ, ( પુદ્ગલોનો ચય–સંગ્રહ કરનાર હોવાથી ) ચેતૃ અથવા ચેતયિતૃ, ( કર્મ–શત્રુને જીતનાર હોવાથી ) જેતૃ, આત્મન્, (રાગથી યુક્ત હોવાથી) રંગણ, (ગમનશીલ હોવાથી) હિંડુક, પુદ્ગલ, માનવ (નવીન નહિ અર્થાત્ પુરાણો), કર્તૃ, વિકર્તૃ અથવા વિકર્તયિતૃ, ( અતિશય ગમનવાળો હોવાથી ) જગત્, જંતુ, ( અન્યનો ઉત્પાદક હોવાથી ) યોનિ, સ્વયંભૂ, સશરીરિન્, (કર્મનો) નાયક અને અંતરાત્મન્ એવા પર્યાયવાચી શબ્દો છે.

પુદ્ગલાસ્તિકાયનો પુદ્ગલ, પુદ્ગલાસ્તિકાય, પરમાણુપુદ્ગલ, દ્વિપ્રદેશિક, ત્રિપ્રદેશિક યાવત્ અસંખ્યેયપ્રદેશિક, અનંતપ્રદેશિક ઇત્યાદિ અભિવચનો છે.

આ પ્રમાણે પ્રસ્તુત વિભાગ માત્ર જ ન આપતા સંપૂર્ણ સૂત્ર તેમજ તેનો અર્થ આપવાનું એક કારણ તો એ છે કે ધર્માસ્તિકાયાદિને બદલે ધર્માદિનો પ્રયોગ થઇ શકે છે એવો જે ઉલ્લેખ આપણે ૫૪૫મા અને ૫૪૬મા પૃષ્ઠમા કરી ગયા છીએ તેને ટેકો મળે છે. બીજું કારણ એ છે કે ધર્માસ્તિકાયાદિના પર્યાયો જાણવાના મળે છે. ત્રીજુ કારણ ધર્માસ્તિકાયાદિના પર્યાયો સંબંધી વ્યાકરણતીર્થ પં. બહેચરદાસે જૈનદર્શનના અનુવાદ ( પૃ ૮૨ તેમજ ૮૫ )મા જે નીચે મુજબના ટિપ્પણો આપ્યા છે તે વિચારવાની તક મળે છે કે જેનો ઉપયોગ આ ઉલ્લાસમા આગળ ઉપર કરવા વિચાર છે.

" આ ઉપરના ઉલ્લેખમા સ્પષ્ટ પ્રકારે ધર્માસ્તિકાય અને પ્રાણાતિપાત-વિરમણ–અહિંસા વગેરેની સમપર્યાયતા જણાવી છે અને તેથી જ સૂત્રકારનો આશય, ધર્માસ્તિકાય અને અહિંસા વિગેરેનો સરખો ભાવ જણાવવાનો હોય–ને પણ કળાઇ આવે છે અર્થાત્ જ્યારે આ સૂત્રમા ધર્માસ્તિકાય વિષે આવા પ્રકારનો ઉલ્લેખ છે ત્યારે આ સૂત્ર, બીજા સૂત્ર અને બીજા ગ્રંથોમા ધર્માસ્તિકાય વિષે એક જડ દ્રવ્ય હોવાની વ્યાખ્યા પણ ઠેકઠેકાણે મળ્યા કરે છે એથી એ બે વ્યાખ્યામા કઇ વ્યાખ્યા રીતસરની અને અવિકૃત છે એ હકીકત તો બહુશ્રુતોને ખોળે છે." પૃ ૮૫ મા આપેલુ ટિપ્પણ લગભગ શબ્દશઃ આવુ જ છે, ફેર માત્ર એ છે કે ધર્માસ્તિકાયને બદલે અધર્માસ્તિકાયનો અને પ્રાણાતિપાત-વિરમણ–અહિંસાને બદલે પ્રાણાતિપાત–હિંસાનો ઉલ્લેખ છે.

૧ આ સંબંધમા પ્રસ્તુત ગ્રંથકાર શ્રીમંગલવિજયનું કથન નીચે મુજબ છે:—

" પ્રવૃત્તિનિમિત્ત ન લેતા અત્ર વ્યુત્પત્તિનિમિત્તરૂપ અર્થનું અવલંબન જ પૂર્વોક્ત ઉલ્લેખમા સમજવું. એમ કરવાથી કોઇ પણ જાતની અડચણ નથી ભગવાન્ ઉમાસ્વાતિએ તો પ્રવૃત્તિનિમિત્તરૂપ અર્થને લઇને તેનું નિરાકરણ કરેલુ છે એટલે કોઇ પણ અસંગત વાત છે જ નહિ. "

આના ઉત્તરની વિશેષજ્ઞોની પાસેથી આશા રાખતા આપણે હાલ તુરત તો પ્રસ્તુત
વિચાર કરીએ. જ્યાં જ્યાં સ્પર્શ હોય છે ત્યાં ત્યાં રસ, ગંધ અને રૂપ (વર્ણ) પણ હોય છે
પ્રમાણેનું ચારેનું સાહચર્ય હોવાથી સૂક્ષ્મ સ્કંધ અને બાદર સ્કંધના લક્ષણોમાં 'સ્પર્શાદિ
કરાતું સૂચન તો સમજાયું, પરંતુ સૂક્ષ્મ સ્કંધમાં ચાર સ્પર્શો અને બાદર સ્કંધમાં આઠ હોય
તે કયા કયા તે જાણવું બાકી રહે છે. ૩૯૪મા પૃષ્ઠમાં સ્પર્શના આઠ પ્રકારોની અને સાથે સ
રસના પાંચ, ગંધના બે અને વર્ણના પાંચની જે નોંધ લીધી છે તે પાછી સ્મરણ-પટ ઉપર લા
મૂકીશું તો જણાશે કે સ્પર્શના ચિકાસવાળો (સ્નિગ્ધ), લૂખો (રૂક્ષ), ઠંડો (શીત), ઊ
(ઉષ્ણ), નરમ (મૃદુ), ખડબચડો (કર્કશ), ભારે (ગુરુ) અને હલકો (લઘુ) એ
આઠ પ્રકારો છે. આ પૈકી પ્રથમના ચાર સ્પર્શો સૂક્ષ્મ સ્કંધમાં (અને પરમાણુઓમાં પણ) હે
છે, જ્યારે આઠે આઠ સ્પર્શો તો ફક્ત બાદર સ્કંધમાં જ હોય છે.

આ આઠે સ્પર્શમાં બબ્બેના ચાર યુગલો એક એકના પ્રતિસ્પર્ધી છે; જેમકે સ્નિગ્ધ અ
રૂક્ષ, શીત અને ઉષ્ણ ઇત્યાદિ. આથી એવો સહજ પ્રશ્ન ઉદ્ભવે છે કે પરમાણુમાં તેમજ સૂ
સ્કંધમાં જે ચાર સ્પર્શો કહ્યા છે તે કેવી રીતે સંભવે છે તેમજ વળી બાદર સ્કંધમાં તો અ
સ્પર્શનો સદ્ભાવ સૂચવાય છે તે પણ કેવી રીતે ઘટે છે, કેમકે પરસ્પર વિરોધીઓનો સાથે નિવ
કેમ હોઇ શકે ? આનો ઉત્તર એ છે કે જેમ પરમાણુમાં એક સમયમાં તો સ્નિગ્ધ અને શી
સ્નિગ્ધ અને ઉષ્ણ, રૂક્ષ અને શીત કે રૂક્ષ અને ઉષ્ણ એમ બે જ સ્પર્શો હોય છે (તથા વ
એક સમયમાં ગમે તે એક રસ, એક વર્ણ અને એક ગંધ હોય છે[1]) તેમ સ્પર્શની બાબતમ
સૂક્ષ્મ સ્કંધ માટે સમજી લેવું; બાદર સ્કંધ માટે તો એથી જુદી હકીકત છે. સત્તાની અપેક્ષાએ
બાદર સ્કંધમાં આઠે સ્પર્શો છે; બાકી પ્રકટતાની દૃષ્ટિએ તો ચાર જ હોઇ શકે છે; કેમકે બે
વિરોધીના એક એક યુગલ એવા ચાર યુગલોમાંથી ગમે તે એક એક હોય. અર્થાત્ એના સો
વિકલ્પો સંભવે છે. જેમકે (૧) સ્નિગ્ધ, શીત, મૃદુ, ગુરુ; (૨) સ્નિગ્ધ, શીત, મૃદુ, લઘુ; (
સ્નિગ્ધ, શીત, કર્કશ, ગુરુ; (૪) સ્નિગ્ધ, શીત, કર્કશ, લઘુ; (૫) રૂક્ષ, શીત, મૃદુ, ગુરુ; (
રૂક્ષ, શીત, મૃદુ, લઘુ; (૭) રૂક્ષ, શીત, કર્કશ, ગુરુ; (૮) રૂક્ષ, શીત, કર્કશ, લઘુ; (૯) સ્નિગ

---

૧ ભગવતી (શ. ૨૦, ઉ ૪, સૂ ૬૬૭)મા કહ્યું પણ છે કે —

" परमाणुपोग्गले णं भंते ! कतिवन्ने कतिगंधे कतिरसे कतिफासे पन्नत्ते
गोयमा ! एगवन्ने एगगंधे एगरसे दुफासे पन्नत्ते । " [ परमाणुपुद्गलो भदन्त ! कतिव
कतिगन्धः कतिरसः कतिस्पर्शः प्रज्ञप्तः ? गौतम ! एकवर्ण एकगन्ध एकरसो द्विस्प
प्रज्ञप्तः । ]

આ કથન આવિર્ભાવ (પ્રકટતા)ની દૃષ્ટિએ સમજવું; બાકી તિરોભાવ (પ્રચ્છન્નતા)
અપેક્ષાએ તો પરમાણુમા પાચે વર્ણ છે અન્ય શબ્દોમા કહીએ તો એક પરમાણુમા પ્રકટપણે પા
વર્ણો પૈકી ગમે તે એક જ વર્ણ હોય, જ્યારે સત્તારૂપે તો પાચે હોય. દાખલા તરીકે કોઇ કા
રગનો પરમાણુ હોય તે પલટાઇને બાકીના વર્ણોમાથી અન્ય કોઇ વર્ણ રૂપે ઉત્પન્ન થાય એ પ્રમા
એક પરમાણુમા પાંચે વર્ણ અનુક્રમે પલટાઇ પલટાઇને આર્વિભાવ અને તિરોભાવને પામે છે. વ
વર્ણમા પરિવર્તન થવામા જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટથી અસંખ્ય સમયો પસાર થઇ જાય છે.

ઉષ્ણ, મૃદુ, ગુરુ; (૧૦) સ્નિગ્ધ, ઉષ્ણ, મૃદુ, લઘુ; (૧૧) સ્નિગ્ધ, ઉષ્ણ, કર્કશ, ગુરુ; (૧૨) સ્નિગ્ધ, ઉષ્ણ, કર્કશ, લઘુ; (૧૩) રૂક્ષ, ઉષ્ણ, મૃદુ, ગુરુ; (૧૪) રૂક્ષ, ઉષ્ણ, મૃદુ, લઘુ; (૧૫) રૂક્ષ, ઉષ્ણ, કર્કશ, ગુરુ; અને (૧૬) રૂક્ષ, ઉષ્ણ, કર્કશ, લઘુ.

આ પ્રમાણે આપણે સૂક્ષ્મ સ્કંધ અને બાદર સ્કંધમાં સ્પર્શની દૃષ્ટિએ જે ભેદ છે તેનો વિચાર કર્યો. વર્ણ, રસ અને ગંધની અપેક્ષાએ તો તેમાં કશો ભેદ નથી, કેમકે વર્ણાદિના સમગ્ર પ્રકારો આ બંને પ્રકારના સ્કંધોમાં તો સંભવે છે એટલું જ નહિ પણ એ હકીકત પરમાણુને પણ લાગૂ પડે છે.

## દેશાદિની સંખ્યા—

આપણે તત્ત્વાર્થ (અ. ૫,-સૂ. ૨૫)ના "**अणवः स्कन्धाश्च**" એ સૂત્ર તરફ નજર કરીશું તો જણાશે કે સૂત્રકારને પુદ્ગલના અણુ અને સ્કંધ એવા બે જ વિભાગો વિવક્ષિત છે એટલે કે અબદ્ધ-અસમુદાયરૂપ અને બદ્ધ-સમુદાયરૂપ એમ પુદ્ગલના તેઓ બે જ વિભાગો પાડે છે.[1] આ ગ્રંથકાર ( **શ્રીમંગલવિજય** ) તો પુદ્ગલના આ બે વિભાગો ઉપરાંત દેશ અને પ્રદેશ એટલે કે એકંદર ચાર વિભાગો પાડે છે, જોકે તેમ કરવામાં તેમને પૂર્વ મહર્ષિઓનો ટેકો છે. વિવક્ષાની ભિન્નતાને લઇને આ પ્રમાણે પુદ્ગલના પ્રકારોની સંખ્યા ભિન્ન જણાય છે તેમાં દ્વ્યણુક યાને દ્વિપ્રદેશી સ્કંધ આશ્રીને તો ૫૫૮મા પૃષ્ઠમાં સૂચવ્યા મુજબ દેશ એવી સંજ્ઞા ઘટી શકશે નહિ. બાકી ત્ર્યણુક સ્કંધના એક વિભાગરૂપ જો તે હોય તો તે અપેક્ષાએ એ દેશ છે એટલે કે ત્ર્યણુક સ્કંધનો એ દેશ છે. ચતુરણુક સ્કંધ આશ્રીને ત્ર્યણુક અને દ્વ્યણુક એવા બે દેશો છે. એમ પંચાણુક સ્કંધ આશ્રીને દેશની સંખ્યા ત્રણની છે. એવી રીતે દશાણુક સ્કંધના આઠ દેશો છે અને અનંતાણુક સ્કંધ આશ્રીને અનંતમાં બે ઓછા એટલા દેશો છે. કોઇ પણ સ્કંધના પ્રદેશ અને પરમાણુની સંખ્યા સરખી છે અને તે જેટલા પરમાણુઓનો સ્કંધ હોય તેના જેટલી છે. એટલે કે દ્વ્યણુક સ્કંધમાં બે પ્રદેશ અને બે પરમાણુઓ, ત્ર્યણુકમાં ત્રણ પ્રદેશ અને ત્રણ પરમાણુઓ અને અનંતાણુક સ્કંધમાં અનંત પ્રદેશ અને અનંત પરમાણુઓ છે. આથી સમજાય છે કે સ્કંધ એક હોવા છતાં તેના પરમાણુની સંખ્યા એથી અધિક છે.

હવે આ ઉપરાંત [2]**સ્કંધ અને પરમાણુમાં તફાવત** કઇ કઇ બાબતમાં છે તે નોંધી લઇશું. પરમાણુ એ પુદ્ગલનો નિર્વિભાજ્ય વિભાગ છે; એનાથી નાનો ભાગ સંભવતો નથી; એના આદિ, મધ્ય અને અંત એ પોતેજ છે. સ્કંધ તો એથી મોટો છે અને એના વિભાગો પડી શકે છે. પરમાણુ અબદ્ધ છે, જ્યારે સ્કંધ બદ્ધ સમુદાયરૂપ છે. પરમાણુને પ્રદેશ નથી, કેમકે તે જાતે જ એક પ્રદેશરૂપ છે, જ્યારે

---

૧ આનું કારણ સમજાવતા જૈન તર્કના સ્વયંભૂ સમ્રાટ્ શ્રીયશોવિજયકૃત ન્યાયાલોકની સાક્ષરરત્ન શ્રીવિજયનેમિસૂરિકૃત 'તત્ત્વપ્રભા' વિવૃતિમા કહ્યું છે કે—

" देशप्रदेशयोस्तु स्कन्धसम्बद्धत्व एव तत्त्वं, असम्बद्धत्वे तु स एव देशः पृथक्स्कन्धव्यपदेशमश्नुवते, प्रदेशश्चाणुव्यपदेशम् । "

૨ આ પ્રશ્ન વિચારવાથી પરમાણુ અને સૂક્ષ્મ સ્કંધમાં રહેલી ભિન્નતા સમજાશે.

સ્કંધને તો બેથી માંડીને તે અનંત સુધીની સંખ્યાવાળા પ્રદેશો છે.[1] વાસ્તવિક રીતે પરમાણુ એ જ પુદ્ગલ છે, જ્યારે સ્કંધ તો વ્યવહારથી–ઉપચારથી પુદ્ગલ કહેવાય છે.[2] પરમાણુ કારણરૂપ જ છે, જ્યારે સ્કંધ કાર્ય અને કારણ એમ ઉભયસ્વરૂપી છે.[3] આથી કરીને તો પરમાણુ 'અંત્ય દ્રવ્ય' કહેવાય છે અને એ નિત્ય છે.[4] પરમાણુની ઉત્પત્તિ ભેદ દ્વારા જ છે, કેમકે એ કોઇ દ્રવ્યનું કાર્ય નહિ હોવાથી એની ઉત્પત્તિમાં કોઇ બે દ્રવ્યના સંઘાતનો સંભવ જ નથી, જ્યારે સ્કંધની ઉત્પત્તિ સંઘાત, ભેદ કે ઉભય દ્વારા એમ ત્રણ રીતે સંભવે છે.

પરમાણુ અતીન્દ્રિય જ છે, જ્યારે સ્કંધ અતીન્દ્રિય તેમજ ઇન્દ્રિય–ગ્રાહ્ય પણ છે. અન્ય શબ્દોમાં કહીએ તો પરમાણુ અચાક્ષુષ જ છે, જ્યારે સ્કંધ તો અચાક્ષુષ અને ચાક્ષુષ એમ ઉભય પ્રકારનો છે. વળી અંત્ય [5]સૂક્ષ્મત્વ પરમાણુમાં જ ઘટે છે, જ્યારે આપેક્ષિક સૂક્ષ્મત્વ અને બાદરત્વ

---

૧ **પ્રશમરતિમા શ્રીઉમાસ્વાતિએ** કહ્યું પણ છે કે—

" **द्व्यादिप्रदेशवन्तो यावदनन्तप्रदेशकाः स्कन्धाः ।**
**परमाणुरप्रदेशो वर्णादिगुणेषु भजनीयः ॥ २०८ ॥** "

અર્થાત્ બે પ્રદેશોથી માંડીને તે અનન્ત પ્રદેશો સુધીના સ્કંધો છે. પરમાણુ દ્રવ્ય–અવયવોની અપેક્ષાએ પ્રદેશ રહિત છે, પરંતુ વર્ણાદિ ગુણોની–અવયવોની દૃષ્ટિએ સપ્રદેશ છે. જુઓ **પ્રશમરતિની** ટીકાનું ૬૭ મું પત્ર ( જૈ. ધ. પ્ર. સ. ).

૨ ૭ દ્રવ્યોમા જીવ અને પુદ્ગલ એ બે દ્રવ્યો જ વિભાવસ્વભાવી છે. જીવના દેવત્વ, નરત્વાદિ સ્વભાવો જેમ વૈભાવિક છે તેમ સ્કંધ, દેશ એ પુદ્ગલના સ્વભાવો વૈભાવિક છે–એ પરમાણુના વિકારરૂપ છે. જુઓ **નવતત્ત્વવિસ્તરાર્થ** ( પૃ ૧૧૬ ).

૩ સ્કંધ પોતાના કારણ–દ્રવ્યની અપેક્ષાએ કાર્યરૂપ છે અને પોતાના કાર્ય–દ્રવ્યની અપેક્ષાએ કારણ–રૂપ છે. જેમકે દ્વિપ્રદેશાદિ સ્કંધો એ પરમાણુ વગેરેનું કાર્ય છે અને ત્રિપ્રદેશાદિનુ કારણ પણ છે.

૪ કહ્યું પણ છે કે—

" **कारणमेव तदन्त्यं सूक्ष्मो नित्यश्च भवति परमाणु ।**
**एकरसगन्धवर्णो द्विस्पर्शः कार्यलिङ्गश्च ॥** "

૫ સંખ્યાત કે અસંખ્યાત નહિ પણ અનંત પરમાણુઓ ભેગા મળે તોપણ તે દૃષ્ટિગોચર ન થાય, કિન્તુ જ્યારે તેઓ બાદર પરિણામને ભજે ત્યારે જ તેમનો બનેલો સ્કંધ દૃષ્ટિગોચર થાય એટલે કે પરમાણુઓ અત્યંત સૂક્ષ્મ છે. અનેક સૂક્ષ્મપરિણામી સ્કંધો એકઠા મળે–સમગ્ર લોકાકાશ જેવડું એ બધાનું કદ બને તોપણ જ્યા સુધી સૂક્ષ્મ પરિણામને બદલે બાદર પરિણામને તેઓ ન ભજે ત્યા સુધી તેઓ પણ અચાક્ષુષ જ છે.

પરમાણુઓ પરમાણુ–અવસ્થામા તો ન સૂક્ષ્મપરિણામી છે કે ન બાદરપરિણામી; જ્યારે સ્કંધમા તો બંને પરિણામો સંભવે છે અને એ વાત તો સૂક્ષ્મ સ્કંધ અને બાદર સ્કંધના લક્ષણોથી સૂચવાય પણ છે. જુઓ પૃ. ૬૧૨.

તેમજ અંત્ય બાદરત્વ એ સ્કંધમાં જ સંભવે છે.[1] પરમાણુનું જ્ઞાન ઇન્દ્રિયોથી થઇ જ શકતું નથી. એનું જ્ઞાન તો આગમ કે અનુમાન ગમ્ય જ છે. પરમાણુનું અનુમાન કાર્યહેતુથી માનવામાં આવે છે. જે જે પૌદ્‌ગલિક કાર્ય નજરે પડે છે તે તે સકારણ હોય છે. એ રીતે જે અંતિમ અદૃશ્ય કાર્ય હોય છે તેનું પણ કારણ હોવું જોઇએ. તે કારણ બીજું કોઇ નહિ પણ પરમાણુ છે. આથી એને ' અંતિમ કારણ ' પણ કહેવામા આવે છે.

વિશેષમાં સ્પર્શ, રસ, ગંધ અને વર્ણ એ ચાર ધર્મો–પર્યાયો જેમ પરમાણુમાં છે તેમ સ્કંધમાં પણ છે, પરંતુ શબ્દ, બંધ આદિ પર્યાયો તો સ્કંધમાં જ છે.

સૂક્ષ્મ સ્કંધ અને બાદર સ્કંધમાં કેવળ સત્તારૂપે સ્પર્શની સંખ્યામાં જ ભેદ છે એમ નહિ, પરંતુ પરિણામની અપેક્ષાએ પણ ભેદ છે. એ પરિણામોથી અત્ર બીજા કોઇ નહિ પણ સૂક્ષ્મત્વ અને બાદરત્વ સમજવાના છે. આ પરિણામરૂપ ભેદની મુખ્યતા તો સૂક્ષ્મ સ્કંધ અને બાદર સ્કંધ એવાં સ્કંધનાં બે નામો જ કહી આપે છે. વિશેષમાં અત્ર ધ્યાનમાં રાખવું કે પ્રદેશોની સંખ્યાની દૃષ્ટિએ સૂક્ષ્મ સ્કંધ અને બાદર સ્કંધ એમ સ્કંધના બે ભેદો પાડી શકાય તેમ નથી; કેમકે આ પ્રત્યેક પ્રકારના સ્કંધમાં બેથી માંડીને તે અનંત જેટલા પ્રદેશો સંભવે છે. એટલે કે એમ પણ બને કે અનંત પ્રદેશવાળો સ્કંધ સૂક્ષ્મ પણ હોય, જ્યારે એથી બહુ જ થોડા પ્રદેશવાળો સ્કંધ પણ બાદર હોય.

ઔદારિક, વૈક્રિય અને આહારક વર્ગણામાં આઠ સ્પર્શો હોય છે એટલે એ તો બાદર સ્કંધો છે. એનાથી આગળની તૈજસાદિ વર્ગણાઓમાં શીતાદિ ચાર જ સ્પર્શો છે અને તેઓ સૂક્ષ્મપરિણામી છે એટલે કે તૈજસ, ભાષા, પ્રાણાપાન ( શ્વાસોચ્છ્‌વાસ ), મન અને કાર્મણ એ સૂક્ષ્મ સ્કંધો છે.[2]

---

૧ દ્વ્યણુકાદિ મધ્યવર્તી સ્કંધોનું સૂક્ષ્મત્વ તેમજ સ્થૂલત્વ આપેક્ષિક છે, કેમકે પરમાણુની અપેક્ષાએ તેઓ સ્થૂલ છે, જ્યારે એનાથી મોટા સ્કંધોની અપેક્ષાએ તેઓ સૂક્ષ્મ છે. અંત્ય બાદરત્વ અચિત્ત મહાસ્કંધમા જ સંભવે છે, કેમકે એનાથી કોઇ મોટો પૌદ્‌ગલિક સ્કંધ નથી. જુઓ ૨૩૮ મું લક્ષણ

૨ કર્મપ્રકૃતિ ( ગા. ૧૮–૨૦ )ની શ્રીમલયગિરિસૂરિકૃત ટીકા ( પત્ર ૬૩ )મા કહ્યું પણ છે કે—

" तत्रौदारिकशरीरप्रायोग्या वर्गणा अनन्तानन्तपरमाण्वात्मकाः पञ्चवर्णा द्विगन्धाः पञ्चरसा अष्टस्पर्शाश्च । एवं वैक्रिया ऽऽहारकशरीरप्रायोग्या अपि वर्गणा द्रष्टव्याः । तैजसशरीरप्रायोग्या वर्गणाः पञ्चवर्णा द्विगन्धाः पञ्चरसाश्चतुःस्पर्शाः । तत्र मृदुलघुरूपौ द्वौ स्पर्शाववस्थितौ, अन्यौ तु द्वौ स्पर्शौ स्निग्धोष्णौ स्निग्धशीतौ रूक्षोष्णौ रूक्षशीतौ वा । एवं भाषा-प्राणापान-मनः-कर्मप्रायोग्या अपि वर्गणा द्रष्टव्या । "

¹અચિત્ત મહાસ્કંધનું સ્વરૂપ—

આ સ્કંધ સૌથી મોટામાં મોટી અવગાહનાવાળો થાય છે, કેમકે તે સમગ્ર લોકાકાશને વ્યાપીને એક સમય રહે છે. આમ છતાં પણ તે અચાક્ષુષ છે.² આ લોકપ્રમાણ થનારો અચિત્ત મહાસ્કંધ આઠ સમયની સ્થિતિવાળો છે.³ અર્થાત્ પુદ્ગલોના સ્વાભાવિક પરિણામથી, નહિ કે જીવના પ્રયોગ વડે ઉત્પન્ન થતો અચિત્ત મહાસ્કંધનો ⁴સમુદ્ઘાત કેવલિ-સમુદ્ઘાતની પેઠે આઠ સમયમા સમાપ્ત થાય છે.⁵ કેવલિ-સમુદ્ઘાતની જેમ પહેલે સમયે દંડ, બીજે સમયે કપાટ, ત્રીજે મથાન, ચોથે મથાનના

---

૧ કેવલિ-સમુદ્ઘાતમા જીવથી અધિષ્ઠિત અનંતાનંત કર્મ પુદ્ગલમય સ્કંધ હોય છે. આ પણ ' મહસ્કંધ ' કહેવાય છે, પરંતુ તે જીવાધિષ્ઠિત હોવાથી સચિત્ત ગણાય છે. બાકી આ સચિત્ત મહાસ્કંધ અને અચિત્ત મહાસ્કંધ બંને ચોથા સમયમા સંપૂર્ણ લોક પ્રમાણ ક્ષેત્રમા વ્યાપી જાય છે તેમજ એ બંનેના સમુદ્ઘાતની સ્થિતિ પણ આઠ સમયની છે. વળી પાચ વર્ણ, બે ગંધ, પાચ રસ અને ચાર સ્પર્શ એ સોળ ગુણરૂપ અનુભાવ પણ બંનેમા સમાન છે આ પ્રમાણે આ બંને મહાસ્કંધોમા ક્ષેત્ર, કાલ અને અનુભાવ એ ત્રણે દૃષ્ટિએ સમાનતા છે અસમાનતા કેવળ સચિત્ત-અચિત્તની અપેક્ષાએ છે.

૨ પ્રવચનસારો૦ ( ગા. ૧૩૦૧ )ની વૃત્તિમા ' સ્કંધ ' શબ્દની વ્યુત્પત્તિ દર્શાવતા કહ્યું પણ છે કે—

" तत्र स्कन्दन्ति-शुष्यन्ति धीयन्ते च-पुष्यन्ति विचटनेन-सङ्घातेन चेति स्कन्धाः-अनन्तानन्तपरमाणुप्रचयरूपा मांसचक्षुर्ग्राह्याः कुम्भ-स्तम्भादयः, तदग्राह्या अचित्त-महास्कन्धादयोऽपि । "

૩ શ્રીદેવેન્દ્રસૂરિકૃત નવતત્ત્વ પ્રકરણની નિમ્ન-લિખિત ગાથામા કહ્યું પણ છે કે—

" अचित्तमहाखंधो लोगसमाणो य अट्ठसामइओ ।
पोग्गल णेगागारो संखासंखट्ठिई सेसा ॥ १९ ॥ "

[ अचित्तमहास्कन्धो लोकसमानश्चाष्टसामयिकः ।
पुद्गलोऽनेकाकारः सङ्ख्यासङ्ख्यस्थिति. शेष. ॥ ]

૪ સમુદ્ઘાતના બે પ્રકારો છેઃ—( ૧ ) જીવ સંબંધી અને ( ૨ ) અજીવ સંબધી. પ્રથમના સાત પ્રકારો છે. જુઓ પૃ. ૪૫૨-૪૫૩ આ વાત દંડક પ્રકરણમા નીચે મુજબ દર્શાવાઇ છે—

" संखित्तयरा उ इमा सरीरमोगाहणा य संघयणा ।
सन्नासंठाणकसायलेसिंदियदुसमुग्घाया ॥ ३ ॥ "

[ सङ्क्षिप्ततरा त्वियं शरीरमवगाहना च संहननानि ।
सञ्ज्ञासंस्थानकषायलेश्येन्द्रियद्विसमुद्घाता. ॥ ]

૫ દ્રવ્યલોકપ્રકાશ ( સ ૩ )મા કહ્યું પણ છે કે—

" योऽप्यचित्तमहास्कन्धः, समुद्घातोऽस्त्यजीवजः ।
अष्टसामयिकः सोऽपि, ज्ञेयः सप्तमवत् सदा ॥ २७७ ॥
पुद्गलानां परीणामाद्, विस्रसोत्थात स जायते ।
अष्टभिः समयैर्जात-समाप्तो जिनसत्कवत् ॥ २७८ ॥ "

અંતરની પૂર્તિ કરી લોકવ્યાપી થવું, પાંચમે અંતરનું સંહરણ, છઠ્ઠે મંથાનનું સંહરણ, સાતમે કપાટનું સંહરણ અને આઠમે દંડનું સંહરણ કરી સ્વભાવસ્થ અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડી અવગાહનાવાળો થાય.

આ અચિત્ત મહાસ્કંધમાં પરાઘાતરૂપ સ્વભાવ નથી. જો એ હોત તો પરાઘાત સ્વભાવવાળા ભાષા-દ્રવ્યની પેઠે એ ત્રણ સમયમા લોકવ્યાપી બનત.

કેટલાકો આ અચિત્ત મહાસ્કંધને સર્વોત્કૃષ્ટ પ્રદેશવાળો માને છે, પરંતુ તે યુક્તિ-યુક્ત નથી, કેમકે ઉત્કૃષ્ટ અવગાહનાવાળા અચિત્ત મહાસ્કધનું પરસ્પર પોતાની વર્ગણાઓ સાથે અવગાહના અને સ્થિતિ એ બે દૃષ્ટિએ સરખાપણું છે તેમજ તેમા ચાર જાતના સ્પર્શો છે. **પ્રજ્ઞાપના** ( પ. ૫ ) માં કહ્યુ છે કે—

**" [1]उक्कोसोगाहणाए वि एवं चेव ? नवरं ठिइए वि तुल्लं "**

ઉત્કૃષ્ટ અવગાહનાવાળો તો અચિત્ત મહાસ્કંધ છે, જ્યારે ઉત્કૃષ્ટ પ્રદેશવાળા સ્કંધનું અવગાહના અને સ્થિતિની અપેક્ષાએ અસખ્યેય ભાગ, સંખ્યેય ભાગ, સંખ્યેય ગુણું, અસંખ્યેય ગુણુ એમ ચાર જાતનું સ્થાન-પતન છે તેમજ તેમાં આઠે આઠ સ્પર્શો છે. આ સબંધમાં **પ્રજ્ઞાપના**ના પાંચમા 'પર્યાય' નામના પદમા કહ્યું પણ છે કે—

**" [2]उक्कोसपएसियाणं भंते ! केवइया पज्जवा पण्णत्ता ? । गोयमा ! अणंता ॥ से केणट्ठेणं भंते ! एवं वुचइ ? । गोयमा ! उक्कोसपएसिए उक्कोसपएसियस्स दव्वट्ठयाए तुल्ले, पएसट्ठयाए वि तुल्ले, ओगाहणट्ठाए चउट्ठाणवडिए, वण्णाइअट्ठफासेहि य छट्ठाणवडिए "**

અર્થાત્ ઉત્કૃષ્ટ પ્રદેશવાળા ( સ્કંધો )ના કેટલા પર્યાયો હે ભગવન્ ! કહેલા છે ? **ગૌતમ !** અનંત કહેલા છે. હે ભગવન્ ! એમ કેવી રીતે કહેવાય છે ? હે **ગૌતમ !** ઉત્કૃષ્ટ પ્રદેશવાળો સ્કધ ઉત્કૃષ્ટ પ્રાદેશિક સાથે દ્રવ્યની અપેક્ષાએ અને પર્યાયની દૃષ્ટિએ તુલ્ય છે; અવગાહનાની વિવક્ષાએ ચતુઃસ્થાનપતિત છે અને વર્ણ વગેરે આઠ સ્પર્શો દ્વારા ષટ્સ્થાનપતિત છે. આ ઉપરથી ઉત્કૃષ્ટ અવગાહનાવાળો અચિત્ત મહાસ્કંધ ઉત્કૃષ્ટ પ્રદેશવાળાથી અત્યંત વિલક્ષણ હોય એમ જણાય છે. એથી કરીને ઉત્કૃષ્ટ પ્રદેશવાળા મહાસ્કંધો અન્ય હોવાનું ફલિત થાય છે. ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિ પણ કહે છે કે—

---

૧ उत्कृष्टावगाहनयाऽपि एवमेव ? नवरं स्थित्याऽपि तुल्यम् ।

૨ છાયા—

उत्कृष्टप्रदेशिकानां भदन्त ! कतिपया: पर्यवा: प्रज्ञप्ता: ? । गौतम ! अनन्ताः ॥ अथ केनार्थेन भदन्त ! एवमुच्यते ? । गौतम ! उत्कृष्टप्रदेश उत्कृष्टप्रदेशिकस्य द्रव्यार्थतया तुल्य:, प्रदेशार्थतयाऽपि तुल्य, अवगाहनार्थतया चतुःस्थानपतित:, वर्णाद्यष्टस्पर्शैश्च षट्स्थानपतितः ।

" अयमेव सर्वोत्कृष्टप्रदेश इति केचिद् व्याचक्षते, न चैतदुपपत्तिक्षमम् "

હવે અચિત્ત મહાસ્કંધવર્ગણાનો થોડોક વિચાર કરી લઇ આ વિષય પડતો મૂકીશું. અચિત્ત મહાસ્કંધવર્ગણાથી એ પુદ્ગલ-સ્કંધો સમજવાના છે કે જેમણે વિસ્રસા-પરિણામને લઇને ટંક, કૂટ, પર્વત ઇત્યાદિનો આશ્રય લીધો છે તેમજ જઘન્ય, ઉત્કૃષ્ટ વગેરે જેમના અનેક ભેદો પડે છે. શતકબૃહચ્ચૂર્ણિમા કહ્યું પણ છે કે—

" [1]महखंधवग्गणा टंककूडतहपव्वयाइठाणेसु ।
जे पोग्गला समस्सिया महखंधा ते उ वुचंति ॥ "

તેમાં જઘન્ય અચિત્ત મહાસ્કધ વર્ગણા એટલે ચોથી [2]ધ્રુવ શૂન્ય ઉત્કૃષ્ટ વર્ગણાની ઉપરની એક પરમાણુ જેટલા અધિક પરમાણુવાળો સ્કધ સમજવો. એ પરમાણુ જેટલી અધિક સંખ્યાવાળા પરમાણુવાળો સ્કંધ તે બીજી વર્ગણા સમજવી આ પ્રમાણે એકેક અધિક પરમાણુ દ્વારા અધિક સ્કંધરૂપ વર્ગણા ત્યા સુધી વિચારવી કે છેવટે ઉત્કૃષ્ટ અચિત્ત મહાસ્કધવર્ગણા આવે. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા અસંખ્યેય ગુણી અધિક છે. અત્ર ગુણકાર પલ્યોપમના અસંખ્યેય ભાગ જેટલો જાણવો. જે વખતે ત્રસકાયોની પ્રચુરતા હોય છે તે વખતે તથાવિધ સ્વભાવને લઇને આ મહાસ્કંધવર્ગણાઓની સખ્યા ઓછી હોય છે; અને જ્યારે ત્રસકાયોની અલ્પતા હોય છે ત્યારે આ વર્ગણાની સંખ્યા પુષ્કળ હોય છે. એ વાતનો નિર્દેશ કરતાં [3]શતકબૃહચ્ચૂર્ણિમાં કહ્યું પણ છે કે—

" [4]तत्थ तसकायरासी जम्मि य कालंमि होंति बहुगो य ।
महखंधवग्गणाओ तम्मि य काले भवे थोवा ॥
जम्मि पुण होइ काले रासी तसकाइयाण थोवो उ ।
महखंधवग्गणाओ तहि काले होंति बहुगाओ । "

---

१ છાયા—

महास्कन्धवर्गणा टङ्ककूटतथापर्वतादिस्थानेषु ।
ये पुद्गलाः समाश्रिता महास्कन्धास्ते तूच्यन्ते ॥

૨ આનું સ્વરૂપ આગળ ઉપર આ ઉલ્લાસમાં વિચારવામાં આવનાર ' વર્ગણા ' પ્રકરણમાંથી જોઇ લેવું.

૩ જુઓ કર્મપ્રકૃતિની ટીકાનું ૧૫મું પત્ર.

૪ છાયા -

तत्र त्रसकायराशिर्यस्मिंश्च काले भवति बहुकश्च ।
महास्कन्धवर्गणास्तस्मिंश्च काले भवेयु स्तोका ॥
यस्मिन् पुनर्भवति काले राशिस्त्रसकायिकानां स्तोकस्तु ।
महास्कन्धवर्गणास्तस्मिन् काले भवन्ति बहुका ॥

## પુદ્ગલના લક્ષણાત્મક પરિણામો—

શબ્દ, અંધકાર, ઉદ્દ્યોત, પ્રભા, છાયા અને આતપ એ દ્વારા પુદ્ગલો ઓળખાય છે અને વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ પુદ્ગલોનાં લક્ષણો છે, એમ **નવતત્ત્વ**ના નિમ્ન લિખિત પદ્ય ઉપરથી જણાય છેઃ—

"[1]सद्दंधयारउज्जोअ-पभाछायातवेहि आ।
वण्ण गंध रसा फासा, पुग्गलाणं तु लक्खण ॥ ११ ॥"

વિશેષમાં આ દશને પુદ્ગલના પરિણામો તરીકે પણ ઓળખાવવામાં આવે છે એમ **નવતત્ત્વસાહિત્યસંગ્રહ** ( ભા. ૨ )ના ૧૨મા પૃષ્ઠગત અવચૂરિની નિમ્ન-લિખિત પંક્તિ ઉપરથી સમજાય છેઃ—

" शब्दान्धकारोद्द्योतप्रभाच्छायाऽऽतपवर्णगन्धरसस्पर्शा एते पुद्गलपरिणामाः पुद्गललक्षणं वेति भावः।"

**દ્રવ્યલોકપ્રકાશ** ( સ. ૧૧, શ્લો. ૨૨-૨૩ )મા તો (૧) બંધન (બંધ), (૨) ગતિ, (૩) સંસ્થાન, (૪) ભેદ, (૫) વર્ણ, (૬) ગંધ, (૭) રસ, (૮) સ્પર્શ, (૯) અગુરુલઘુ અને (૧૦) શબ્દ એમ [2]દસ પરિણામો ગણાવાયા છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે પુદ્ગલના દસ પરિણામોથી અમુક જ પરિણામો સમજવાના છે એમ નથી, પરંતુ એના અનેક પરિણામો પૈકી જુદી જુદી વિવક્ષાએ અમુક સંખ્યામાં પરિણામો ગણાવાય છે. **તત્ત્વાર્થ** ( અ. ૫, સૂ. ૨૩-૨૪ )ની બૃહત્ ટીકા ( પૃ. ૩૫૬ ) તરફ નજર કરતા જણાય છે કે પુદ્ગલોના સ્પર્શ, રસ, ગંધ અને વર્ણ એ ચાર જ ધર્મો નથી, કિન્તુ શબ્દ, બંધ, સૌક્ષ્મ્ય, સ્થૌલ્ય, સંસ્થાન, ભેદ, અંધકાર, છાયા, આતપ અને ઉદ્દ્યોત એમ બીજા દસ ધર્મો પણ

---

૧ છાયા—

शब्दान्धकारोद्द्योतप्रभाच्छायाऽऽतपैश्च ।
वर्णो गन्धो रसः स्पर्शः पुद्गलानां तु लक्षणम् ॥

૨ " पुद्गलानां दशविधः, परिणामोऽथ कथ्यते ।
बन्धनाख्यो गतिनामा, संस्थानाख्यस्तथा परः ॥ २२ ॥
भेदाख्यः परिणामः स्यात् , वर्णगन्धरसाभिधाः ।
स्पर्शोऽगुरुलघुः शब्दः, परिणामा दशेत्यमी ॥ २३ ॥ "

૩ પુદ્ગલની પેઠે જીવના પણ દસ પરિણામો છે એમ **પ્રજ્ઞાપના**ના પરિણામ-પદ ઉપરથી જણાય છે. ( ૧ ) ગતિ, ( ૨ ) ઇન્દ્રિય, ( ૩ ) કષાય, ( ૪ ) લેશ્યા, ( ૫ ) યોગ, ( ૬ ) ઉપયોગ, ( ૭ ) જ્ઞાન, ( ૮ ) દર્શન, ( ૯ ) ચારિત્ર અને ( ૧૦ ) વેદ એ જીવના દસ પરિણામો છે. આ ગતિ-પરિણામ વગેરે પ્રાયોગિક યાને કર્મરૂપ ઉપાધિથી જન્ય છે, કિન્તુ સ્વાભાવિક નથી.

છે. આ શબ્દાદિ ધર્મોને પુદ્‌ગલના પરિણામ તરીકે ઓળખાવેલા છે. આ ઉપરથી પરિણામોના નામો અને સંખ્યાનો નિર્દેશ પ્રયોજકની વિવક્ષાને અધીન છે એ હકીકત સ્પષ્ટ થાય છે. પ્રસ્તુતમાં ગ્રંથકાર તો શબ્દ, બંધ, સૌક્ષ્મ્ય, સ્થૌલ્ય, સંસ્થાન, ભેદ, અંધકાર, છાયા, આતપ અને ઉદ્દ્યોત એમ દસ પ્રકારનો સ્કંધ છે એમ સૂચવે છે. આ રહ્યો એ ઉલ્લેખઃ—

**स च स्कन्धो दशधा, शब्द-बन्ध-सौक्ष्म्य-स्थौल्य-संस्थान-भेद-तमश्-छाया-ऽऽतपो-द्द्योतभेदात् ।**

અન્ય શબ્દોમાં કહીએ તો શબ્દાદિ દસને સ્કંધના ધર્મ તરીકે આ ગ્રંથકાર સ્વીકારે છે. આથી એ પ્રશ્ન સ્ફુરે છે કે શું આ વાત ઉચિત છે, કેમકે આપણે ઉપર જોઇ ગયા તેમ એ તો પુદ્‌ગલના ધર્મો છે એટલે કે પરમાણુ અને સ્કંધ બંનેના હોય એમ નથી લાગતું ? આનો ઉત્તર નકારમા છે. આ વાત **તત્ત્વાર્થ** ( અ. ૫ )માં ૨૩મા અને ૨૪મા સૂત્ર એમ બે જૂદા રચવાના કારણથી સ્પષ્ટ થાય છે વિશેષમાં આ વાતને **તત્ત્વાર્થ**રાજ૦ ટેકો આપે છે, કેમકે ત્યાં ૨૩૪મા પૃષ્ઠમાં કહ્યું છે કે—

**" स्पर्शादयः परमाणूनां स्कन्धानां च भवन्ति, शब्दादयस्तु स्कन्धानामेव व्यक्तिरूपेण भवन्ति । सौक्ष्म्यवर्जा इत्येतस्य विशेषस्य प्रतिपत्त्यर्थं पृथग् योगकरणम् । सौक्ष्म्यं तु अन्त्यमणुष्वेव, आपेक्षिकं स्कन्धेषु । यद्येवं सौक्ष्म्यग्रहणं पूर्वसूत्र एव कर्तव्यम् ? इह कारणं स्थौल्यप्रतिपक्षप्रतिपत्त्यर्थम् "**

અર્થાત્ સ્પર્શ, રસ, ગંધ અને વર્ણ એ પરિણામો તો પરમાણુ તેમજ સ્કંધ એમ ઉભયના હોય છે, જ્યારે શબ્દાદિ તો વ્યક્તિરૂપે ફક્ત સ્કંધોને જ હોય છે. સૌક્ષ્મ્ય સિવાયના પરિણામોની આ વિશેષતા સૂચવવા માટે બે સૂત્રો જુદાં રચાયાં છે. અંત્ય સૌક્ષ્મ્ય પરમાણુઓને જ વિષે હોય છે, જ્યારે આપેક્ષિક સૌક્ષ્મ્ય સ્કંધોને જ વિષે હોય છે. આથી એ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે એમ હોય તો પછી પૂર્વ ( ૨૩મા ) સૂત્રમાં જ સૌક્ષ્મ્યનો ઉલ્લેખ કરવો જોઇતો હતો ને ? આનો ઉત્તર એ છે કે સ્થૌલ્ય એ સૌક્ષ્મ્યનો પ્રતિપક્ષી છે એ વાતનું પ્રતિપાદન કરવા માટે આ પ્રમાણે યોજના કરવામાં આવી છે.[1]

---

૧ સૂત્રોની પૃથક્ રચના માટે **તત્ત્વાર્થ**રાજ૦ (પૃ ૨૩૫)મા એ પણ કારણ દર્શાવવામા આવ્યું છે કે આથી સ્પર્શાદિ વગેરેની એકજાતીય પરિણામનું સૂચન કરાય છે. સ્પષ્ટ શબ્દોમા કહીએ તો દાખલા તરીકે કઠિન સ્પર્શ તે મૃદુ, લઘુ, ગુરુ ઇત્યાદિ સ્પર્શરૂપે ન પરિણમતા બમણા, ત્રણ ગુણા, ચાર ગુણા યાવત્ અનંત ગુણા કઠિન સ્પર્શરૂપે પરિણમે છે એ પ્રમાણે મૃદુ વગેરે સ્પર્શો માટે સમજવું. આવી રીતે કોઇ તિક્ત રસ હોય તો તે પોતાની આ તિક્તત્વ જાતિનો કદાપિ ત્યાગ કરતો નથી એટલે કે એની તિક્તતાનું પ્રમાણ જોઇએ તો અનંત ગુણું કે અનંતમે ભાગે થાય, પરંતુ એ મધુરાદિ રસરૂપે તો ન જ પરિણમે. એ જ પ્રમાણે ગંધ અને વર્ણ માટે સમજવુ. આગળ જતા ત્યા એમ પણ નિર્દેશાયું છે કે જ્યારે સયોગદશામા કઠિન સ્પર્શ મૃદુરૂપે પરિણમતો જણાય છે ત્યારે પણ તે પોતાની કઠિન સ્પર્શરૂપ જાતિનો ત્યાગ કર્યા વિના મૃદુ સ્પર્શરૂપે જ વિનાશ અને ઉત્પાદ અનુભવતો પરિણમે છે.

**શબ્દના દસ પ્રકારો—**

**સ્થાનાંગ** ( સ્થા. ૧૦, ઉ ૩ )ના ૭૦૫ મા સૂત્રમાં નીચે મુજબ શબ્દના દસ પ્રકારો દર્શાવાયા છેઃ—

"[1]नीहारि १ पिंडिमे २ लुक्खे ३, भिन्ने ४ जज्जरिते ५ इत।
दीहे ६ रहस्से ७ पुहुत्ते ८ त, काकणी ९ खिंखिणिस्सरे १०॥"

અર્થાત્ (૧) નિર્હારી-ઘંટના અવાજની જેમ ઘોષથી યુક્ત શબ્દ, (૨) પિણ્ડિમ-પિંડથી નિવૃત્ત-ઢક્કાના ધ્વનિની જેમ ઘોષ રહિત, (૩) રૂક્ષ-કાગડા વગેરેના જેવો શબ્દ, (૪) ભિન્ન-કોઢ વગેરેથી ગ્રસ્ત વ્યક્તિના જેવો શબ્દ, (૫) જર્જરિત અથવા ઝર્ઝરિત, (૬) દીર્ઘ-દીર્ઘ વર્ણથી આશ્રિત અથવા મેઘના શબ્દની જેમ દૂર સુધી સંભળાય તેવો શબ્દ, (૭) હ્રસ્વ-હ્રસ્વ વર્ણથી આશ્રિત અથવા વીણા વગેરેના શબ્દના જેવો લઘુ શબ્દ, (૮) પૃથક્ત્વ-અનેક પ્રકારના વાદિત્રના યોગને વિષે યમલ શંખ વગેરેના જેવો સ્વર, (૯) કાકણી-સૂક્ષ્મ કંઠ ગીત ધ્વનિ, (૧૦) કિંકિણી સ્વર-ઘંટડીનો ધ્વનિ.

**શબ્દના ભેદ-પ્રભેદ—**

ઘંટા અને લાલાની જેમ સંઘાતથી ઉત્પન્ન થતા અને વંશ-દલોની પેઠે વિભિન્ન થતી વેળા ઉત્પન્ન થતા એમ દ્વિવિધ ઉત્પત્તિવાળા શબ્દના ભાષા-શબ્દ અને નોભાષા-શબ્દ એમ મુખ્ય બે પ્રકારો છે. તેમાં ભાષાપર્યાપ્તિરૂપ નામ-કર્મના ઉદયવાળા જીવનો શબ્દ તે 'ભાષા-શબ્દ' છે; બાકીના શબ્દો 'નોભાષા-શબ્દ' છે. ભાષા-શબ્દના અક્ષર-સંબદ્ધ અને નોઅક્ષર-સંબદ્ધ એવા બે પેટાવિભાગો છે. વર્ણવ્યક્તિથી યુક્ત શબ્દ તે 'અક્ષર-સંબદ્ધ' છે, જ્યારે એથી વિપરીત તે 'નોઅક્ષર-સંબદ્ધ' છે. નોભાષા-શબ્દના બે ભેદ છેઃ-(૧) આતોદ્ય-શબ્દ અને (૨) નોઆતોદ્ય-શબ્દ. આતોદ્ય એટલે પટહ વગેરે વાદિત્ર [2] એનો ધ્વનિ 'આતોદ્ય-શબ્દ' કહેવાય છે, જ્યારે વંશ-સ્ફોટ વગેરેનો અવાજ 'નોઆતોદ્ય-શબ્દ' કહેવાય છે. આતોદ્ય-શબ્દના તત અને વિતત એવા બે અવાંતર ભેદો છે વળી આ પ્રત્યેકના ઘન અને શુષિર એમ બે બે પ્રકારો છે. જે તન્ત્રી, વર્ધ્ર વગેરેથી બદ્ધ આતોદ્ય તે 'તત' છે. તે પિંજનિકા વગેરેની જેમ ઘન અને વીણા, પટહ વગેરેની

---

આ ઉપરથી એમ સમજાય છે કે સ્પર્શ, રસ, ગંધ, અને વર્ણના મુખ્ય મુખ્ય ભેદો એ પરમાણુઓના સ્વભાવરૂપ હોઇ પરમાણુઓ સ્વભાવથી જ જુદા જુદા છે. એટલે કોઇ પરમાણુ સદાને માટે કઠિન જ છે, તો કોઇક મૃદુ જ, કોઇક સુગંધી તો કોઇક દુર્ગંધી એટલે કે પરમાણુઓની ૮×૫×૨×૫ અર્થાત્ ૪૦૦ જુદી જુદી જાતો હોવાની કલ્પના થાય છે. આ હકીકત શ્વેતાંબરોને અભીષ્ટ હોય એમ જણાતું નથી.

૧ છાયા—

निर्हारी पिण्डिमो रूक्षो भिन्नो जर्जरित ( झर्झरित ) इति।
दीर्घो ह्रस्वः पृथक्त्वञ्च काकणी किङ्किणीस्वरः॥

૨ આના મુખ્યત્વે કરીને ૪૯ પ્રકારો છે. જુઓ **રાજપ્રશ્નીયસૂત્ર** ( સૂ. ૨૩ ).

જેમ શુષિર હોય છે. તતથી વિલક્ષણ લક્ષણથીયુક્ત ‘ વિતત ’ છે. એટલે તન્ત્રી વગેરેના શબ્દનો એમાં સમાવેશ થતો નથી. ભાણકની પેઠે એ ઘન હોય છે અને કાહલ વગેરેની જેમ તે શુષિર હોય છે. આ પ્રમાણે **સ્થાનાંગ** ( સ્થા. ૨, ઉ. ૩ )ના ૮૧મા સૂત્રમાં કહ્યું છે. આ સંબંધમાં **સ્થાનાંગ** ( સ્થા. ૪, ઉ. ૪ )નું નિમ્ન-લિખિત—

**“ ततं वीणादिकं ज्ञेयं, विततं पटहादिकम् ।**
**घनं तु कांश्यतालादि, वंशादि शुषिरं मतम् ॥ ”**

–પદ્ય પણ નોંધી લઇશું.

નોઆતોદ્ય–શબ્દના ભૂષણ–શબ્દ અને નોભૂષણ–શબ્દ એમ બે અવાંતર ભેદો છે. નૂપૂર વગેરે અલંકારોનો શબ્દ તે ‘ ભૂષણ–શબ્દ ’ છે. જ્યારે જે શબ્દ ભૂષણજન્ય ન હોય તે ‘નોભૂષણ–શબ્દ’ છે નોભૂષણ–શબ્દના વળી બે ભેદો છેઃ–(૧) તાલ–શબ્દ અને (૨) લત્તિકા–શબ્દ. તાલ એટલે હસ્તતાલ. લત્તિકા એટલે કંસિકા ( કાંસા ) કે જેનો આતોદ્યરૂપે નિર્દેશ કરાયો નથી તેનો શબ્દ તે ‘ લત્તિકા–શબ્દ ’ છે અથવા પાર્ષ્ણિ ( પગની પાની )ના પ્રહારથી ઉત્પન્ન થતો અવાજ તે ‘ લત્તિયા–શબ્દ ’ છે.

આ પ્રમાણે શબ્દના જે પેટા–વિભાગો પડે છે તેની સંકલના નીચે મુજબ આલેખી શકાયઃ—




**શબ્દના છ પ્રકારો—**

**તત્ત્વાર્થ** ( અ. ૫, સૂ. ૨૪ )ના ભાષ્ય ( પૃ. ૩૫૬ )માં સૂચવ્યા મુજબ શબ્દના (૧) તત, (૨) વિતત, (૩) ઘન, (૪) શુષિર, (૫) સંઘર્ષ અને (૬) ભાષા એમ છ ભેદો છે. આ છએ

ભેદો પ્રયોગજ શબ્દના છે એમ એની બૃહદ્‌વૃત્તિ ( પૃ. ૩૬૦ )માં ઉલ્લેખ છે.[1] એટલે કે ત્યાં સૂચવ્યા મુજબ ભાષા-વર્ગણાના પુદ્‌ગલોના એક પ્રકારના વિશિષ્ટ પરિણામરૂપ શબ્દના નિમિત્ત અનુસાર વિવિધ ભેદો પડે છે. તેમાં પ્રયોગજ અને વૈસ્રસિક એવા બે મુખ્ય પ્રકારો છે. તેમાં જીવના પ્રયત્નથી ઉદ્‌ભવતા શબ્દને 'પ્રયોગજ' સમજવો, જ્યારે જે સ્વાભાવિક રીતે જીવના કે કોઇના પણ પ્રયત્ન વિના જ ઉત્પન્ન થતા શબ્દને ' વૈસ્રસિક ' જાણવો. વાદળાંઓની ગર્જના વગેરે વૈસ્રસિક છે. પ્રયોગજ શબ્દો પૈકી 'તત' એ ચામડાથી મઢેલા મૃદંગ, પટહ વગેરે વાદ્યોનો શબ્દ છે. 'વિતત' એ તારવાળાં વીણા, સારંગી, ત્રિસરિકા વગેરેનો ધ્વનિ છે. કાંસાના પાત્ર, કાષ્ઠ, શલાકાદિથી ઉદ્‌ભવતો શબ્દ તે 'ઘન' છે. જેમકે ઘંટ, ઝાલર વગેરેનો શબ્દ. ફૂંક મારીને વગાડાતાં વાંસળી, શંખ, બંસી વગેરે વાદ્યોનો શબ્દ તે 'શુષિર' છે. કરવત, લાકડી વગેરેના સંઘર્ષણથી ઉત્પન્ન થતા શબ્દ ' સંઘર્ષ ' કહેવાય છે. મનુષ્ય વગેરેની વ્યક્ત અને પશુ પંખી વગેરેની અવ્યકત બોલીઓ તે 'ભાષા' છે.

**શબ્દના ત્રણ ભેદો—**

અવાજ, નાદ, ધ્વનિ એ બધા શબ્દના પર્યાયો છે. આ શબ્દના ( ૧ ) સચિત્ત, ( ૨ ) અચિત્ત અને ( ૩ ) મિશ્ર એમ ત્રણ પ્રકારો પડે છે. તેમાં જીવથી મુખ દ્વારા ઉચ્ચારાતો શબ્દ તે ' સચિત્ત શબ્દ ' છે. બે પત્થરો અફળાતાં જે અવાજ થાય છે તે ' અચિત્ત શબ્દ ' છે. જીવના પ્રયાસથી મૃદંગાદિકમાંથી જે ધ્વનિ નીકળે છે તે ' મિશ્ર શબ્દ ' છે. અહીં મિશ્ર ભેદ વ્યવહાર માત્રથી જાણવો.

આ ઉપરાંત શબ્દના શુભ અને અશુભ એવા અથવા વ્યક્ત અને અવ્યક્ત એમ વિવક્ષા અનુસાર ભેદો પડી શકે છે. કર્ણને પ્રિય શબ્દ તે ' શુભ ' સમજવો, જ્યારે કર્ણને કટુ જણાય તે ' અશુભ ' શબ્દ જાણવો. મનુષ્ય, પોપટ વગેરેનો શબ્દ તે ' વ્યક્ત ' ગણવો, જ્યારે દ્વીન્દ્રિયાદિથી

---

૧ તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૩૦-૨૩૧ ) પ્રમાણે શબ્દના ભાષાત્મક અને અભાષાત્મક એવા બે મુખ્ય પ્રકારો છે. તેમા ભાષાત્મક શબ્દના અક્ષરીકૃત ( વર્ણાત્મક ) અને અનક્ષરીકૃત ( અવર્ણાત્મક ) એવા બે પ્રકારો છે. તેમા અક્ષરીકૃત શબ્દ શાસ્ત્રનો અભિવ્યંજક છે અને સંસ્કૃત તેમજ એથી વિપરીત ભેદને લઇને આર્ય અને મ્લેચ્છના વ્યવહારનું કારણ છે. અનક્ષરીકૃત શબ્દ દ્વીન્દ્રિયાદિના અતિશય જ્ઞાન-સ્વરૂપના પ્રતિપાદનમા હેતુરૂપ છે. આ સર્વ શબ્દ પ્રાયોગિક (પ્રયોગજ) છે. અભાષાત્મક શબ્દના પ્રાયોગિક અને વૈસ્રસિક એમ બે ભેદો છે, તેમા મેઘજન્ય શબ્દ વૈસ્રસિક છે, જ્યારે પ્રયોગજના તત, વિતત, ઘન અને સૌષિર એમ ચાર પ્રકારો છે. તેમા ચામડાથી આચ્છાદિત એવા પુષ્કર, ભેરી, દર્દુર ( એક જાતનું વાદિત્ર ) વગેરેથી ઉત્પન્ન થતો ધ્વનિ તે 'તત' છે. તારની બનેલી વીણા, સુઘોષા વગેરેથી ઉત્પન્ન થતો અવાજ તે 'વિતત' છે. તાલ, ઘંટ વગેરેના અભિઘાતથી ઉદ્‌ભવતો શબ્દ તે 'ઘન' છે. વંશ, શંખ વગેરે નિમિત્તરૂપ શબ્દ તે 'સૌષિર' છે આથી જોઇ શકાય છે કે તત્ત્વાર્થના ભાષ્યમા જે સંઘર્ષ-રૂપ શબ્દનો એક પ્રકાર ગણાવ્યો છે તેનો અત્ર પૃથક્ ઉલ્લેખ નથી. તેમજ તેનો શેમા અંતર્ભાવ થઇ શકે તેમ છે તે પણ સૂચવાયું નથી એથી શું એમ માનવું કે એ ભેદ તત્ત્વાર્થરાજ૦ ના કર્તાને માન્ય નથી ?

પંચેન્દ્રિય તિર્યંચ પર્યંતના જીવો પૈકી જેનો જેનો શબ્દ સ્પષ્ટ અક્ષરાત્મક ન હોય તેને 'અવ્યક્ત' માનવો.

## શબ્દની ઉત્પત્તિ—

આઠ સ્પર્શવાળા અને અત એવ બાદર પરિણામવાળા એવા પુદ્ગલ-સ્કંધો એ શબ્દોનું ઉત્પત્તિ-સ્થાન છે, જોકે શબ્દ પોતે તો ચાર સ્પર્શવાળો અને સૂક્ષ્મ પરિણામવાળો પુદ્ગલ-સ્કંધ છે. આઠ સ્પર્શવાળા અને બાદર પરિણામવાળા પુદ્ગલ-સ્કંધમાંથી જીવના યથાયોગ્ય પ્રયત્ન વડે અથવા સ્વાભાવિક રીતે-એ સ્કંધમાં કોઇ વિકાર થવાથી એ સ્કંધમા રહેલા ભાષા-વર્ગણાને યોગ્ય એવા પુદ્ગલો શબ્દરૂપે પરિણમે છે અને આ ભાષા વર્ગણા ચતુઃસ્પર્શી છે. વિશેષમાં શબ્દની ઉત્પત્તિ ઔદારિક, વૈક્રિય અને આહારક એ ત્રણે દેહ દ્વારા જીવ કરે છે, પરંતુ તૈજસ કે કાર્મણાદિ કોઇ પણ સ્કંધમાંથી એની ઉત્પત્તિ સંભવતી નથી. વળી પત્થરાદિ અજીવ દ્રવ્યોમાંથી શબ્દ ઉત્પન્ન થાય છે તે અજીવ દ્રવ્યો પણ નિર્જીવ ઔદારિક દેહ જ જાણવા.

## કોણ કેવો શબ્દ સાંભળે છે ?—

શબ્દ-દ્રવ્યથી આખો લોક વ્યાપ્ત છે. વકતાએ વચન-યોગથી શબ્દરૂપે છોડેલો દ્રવ્ય-સમૂહ તે 'ભાષા' છે અથવા જે બોલાય તે 'ભાષા' છે. ભાષાસમશ્રેણિમાં રહેલો શ્રોતા કોઇ વકતાનો અથવા અન્ય ભેરી વગેરેનો જે શબ્દ સાંભળે છે તે 'મિશ્ર શબ્દ' છે. અને વિદિશામાં રહેલો શ્રોતા કે જે 'વિશ્રેણિ' પણ કહેવાય છે તે મૂળ શબ્દ-દ્રવ્ય વડે વાસિત બીજાં દ્રવ્યો માત્રને સાંભળે છે, પણ મૂળ શબ્દ-દ્રવ્યોને સાંભળી શકતો નથી. શ્રેણિ એટલે આકાશ-પ્રદેશની પંક્તિ. આ પંક્તિઓ લોકના મધ્યમા બોલનારાની પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉપર અને નીચે એમ છ એ દિશાઓમાં હોય છે. ભાષાની સરખી દિશાએ જ આકાશ-પ્રદેશની પંક્તિરૂપ સમશ્રેણિ તે 'ભાષાસમશ્રેણિ' કહેવાય છે.

વક્તાએ છોડેલાં શબ્દ-દ્રવ્યો અને એ શબ્દ દ્રવ્યો વડે ભાવિત યાને વાસિત થયેલાં વચ્ચેનાં બીજાં શબ્દ-દ્રવ્યો એ બંને મળીને 'મિશ્ર શબ્દ' કહેવાય છે. એવા મિશ્ર શબ્દોને સમશ્રેણિમાં રહેલો શ્રોતા સાંભળે છે, પરંતુ કેવળ વાસક શબ્દોને અર્થાત્ વક્તાએ શબ્દપણે છોડેલા શબ્દ-દ્રવ્યોને કે કેવળ વાસ્ય શબ્દોને અર્થાત્ મૂળ શબ્દ-દ્રવ્યો વડે વાસિત થયેલાં એવાં વચ્ચેનાં શબ્દ-દ્રવ્યોને તે સાંભળી શકતો નથી. વકતાએ શબ્દપણે છોડેલાં શબ્દ-દ્રવ્યોથી કે ભેરી વગેરેનાં શબ્દ-દ્રવ્યોથી વચ્ચે રહેલા શબ્દ-યોગ્ય પુદ્ગલોમાં શબ્દરૂપે પરિણમેલાં જે શબ્દ-વર્ગણાનાં પુદ્ગલ-દ્રવ્યો છે તે 'વાસિત શબ્દ' કહેવાય છે. આવા વાસિત શબ્દોને જ વિશ્રેણિમાં રહેલો શ્રોતા સાંભળે છે, પરંતુ વક્તાએ છોડેલાં શબ્દ-દ્રવ્ય તે સાંભળતો નથી, કેમકે તે દ્રવ્યો તો શ્રેણિ અનુસાર ગતિ કરતાં હોવાથી વિશ્રેણિમાં-વિદિશામાં જતાં નથી. વળી એ શબ્દ-દ્રવ્યોને વિશ્રેણિમાં ગમન કરવા માટે ભીંત વગેરેનો પ્રતિઘાત પણ નિમિત્તરૂપ બની શકતો નથી, કેમકે એવો પ્રતિઘાત ઢેફાં વગેરે સ્થૂલ દ્રવ્યોને વિદિશામાં જવામાં નિમિત્તભૂત બની શકે છે, પરંતુ શબ્દ-દ્રવ્ય તો સૂક્ષ્મ હોવાથી એને માટે કોઇ પ્રતિઘાત નિમિત્તભૂત થઇ શકે તેમ નથી.

કહેવાની મતલબ એ છે કે વક્તાએ છોડેલાં શબ્દ-દ્રવ્યોની તો શ્રેણિ અનુસાર ગતિ થાય છે. વળી એ શબ્દ-દ્રવ્યોનો પ્રતિઘાત થતો નથી—એને સ્ખલના પહોંચતી નથી, કેમકે શબ્દ-દ્રવ્યો એટલા બધાં સૂક્ષ્મ છે કે ભીંત વગેરે તેના પ્રતિઘાતક બની શકે તેમ નથી. વિશેષમાં શબ્દ જે સમયમા નીકળે છે ત્યાર પછીના સમયમાં એ શબ્દ-દ્રવ્યમાં શ્રવણ-જનક શકિત રહેતી નથી. અર્થાત્ શબ્દો નીકળે ત્યાર પછીના સમયોમાં શબ્દરૂપે—ભાષા-પરિણામરૂપે રહેતા નથી, કેમકે ભાષ્યમાણ હોય તે જ ભાષા છે; ભાષા-સમય પછીની કે પહેલાની ભાષા તે ભાષા નથી. જોકે ચાર સમયે લોક ભાષા વડે પૂર્ણ થાય છે તોપણ તેમાં એ દ્વિતીયાદિ સમયોમાં ભાષા-દ્રવ્ય વડે વાસિત થયેલાં દ્રવ્યોને જ ભાષાપણું પ્રાપ્ત થાય છે. આ પ્રમાણેનાં કારણોને લીધે વક્તાએ મૂકેલાં શબ્દ-દ્રવ્યોને વિદિશામાં રહેલો શ્રોતા સાંભળતો નથી, પરંતુ એ શબ્દ-દ્રવ્યો વડે વાસિત થયેલા બીજાં શબ્દ-દ્રવ્યોને જ સાંભળે છે.

જ્યારે વક્તાએ છોડેલાં ભાષા-દ્રવ્યો પ્રથમ સમયે ( સર્વ ) દિશામાં જ (લોકાંત પર્યંત) જાય છે, અને એક સમય પછી તો ભાષાપણે તેઓ રહેતાં પણ નથી તો એ શબ્દ-દ્રવ્યો વડે વાસિત થયેલા શબ્દ-દ્રવ્યો બીજા સમયે વિદિશામાં જાય છે એમ થયું. આથી કરીને દિશામાં અને વિદિશામાં રહેલા શ્રોતાઓને જુદા જુદા સમયે શબ્દ સંભળાવો જોઇએ અને તેમ ન થતાં એકી સાથે જ શબ્દ સંભળાય છે તો તેનું શું કારણ છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે વસ્તુતઃ શ્રેણિ અને વિશ્રેણિમા રહેલા શ્રોતાઓને જુદા જુદા સમયમા જ શબ્દ સંભળાય છે, પરંતુ સમય અતિસૂક્ષ્મ હોવાથી આ ભેદ કળાતો નથી.

## ભાષા-દ્રવ્યના ગ્રહણ અને વિસર્જન પરત્વે યોગ-વિચાર—

કયા યોગ દ્વારા ભાષા-દ્રવ્યનાં ગ્રહણ તેમજ વિસર્જન થાય છે અને તે કેવી રીતે થાય છે તેનો હવે વિચાર કરવામાં આવે છે. યોગનો અર્થ વ્યાપાર છે. એનાં અપર નામો કર્મ અને ક્રિયા છે. આ યોગના (૧) કાયિક, (૨) વાચિક અને (૩) માનસિક એમ ત્રણ પ્રકારો છે. તેમાં કાય-યોગ વડે સર્વે બોલનારાઓ શબ્દ-દ્રવ્યનું ગ્રહણ કરે છે અને વચન-યોગ વડે તેનું વિસર્જન કરે છે. શરીરના ઔદારિક વગેરે પાંચ પ્રકારો હોવાથી કાય-યોગના પણ પાચ પ્રકારો પડે છે, પરંતુ તેમાં અત્ર કાય-યોગથી ઔદારિક, વૈક્રિય અને આહારક એ ત્રણ જ સમજવાના છે, કે જે દ્વારા વચન-દ્રવ્ય ગ્રહણ કરાય છે. આ ત્રણનો જ અત્ર ઉલ્લેખ કરવાનું કારણ એ છે કે ઔદારિકાદિ ત્રણ શરીરોમાં જ જીવના પ્રદેશો હોય છે; બાકીનાં તૈજસ અને કાર્મણ એ બે શરીરોમાં આત્મ-પ્રદેશો નથી, જોકે તૈજસ અને કાર્મણ શરીરો આત્મ-પ્રદેશોમાં હોય છે.[1]

---

૧ આથી કરીને ભિક્ષુનુ પાત્ર ઇત્યાદિની પેઠે જીવ અને તેના પ્રદેશોનો ભેદ ન સમજવો. એટલે કે જેમ ભિક્ષુથી ભિક્ષુનું પાત્ર ભિન્ન છે તેમ આત્મા કંઇ આત્મ-પ્રદેશોથી ભિન્ન નથી. વળી આ ઉપરથી આત્મા પ્રદેશ રહિત છે એમ માનનારાઓના મતનું પણ નિરસન થયું સમજવું. જેમકે પગના તળિયા સાથે સબંધ ધરાવનારા આત્મ-પ્રદેશો મસ્તક સાથે સંબંધ ધરાવનારા આત્મ-પ્રદેશોથી ભિન્ન છે કે અભિન્ન ? જો ભિન્ન માનીએ તો જીવ સપ્રદેશી કહેવાશે—ભિન્ન ભિન્ન જીવો એક શરીરમાં માનવા પડશે અને જો અભિન્ન માનીશું તો શરીરના સર્વ અવયવો એકરૂપ હેવા જોઇએ, કેમકે આત્મ-પ્રદેશો અભિન્ન હોવાથી તેઓ બધા મળી જવા જોઇએ.

જુઓ **વિશેષા૦** ( ગા. ૩૭૪ )ની વૃત્તિ. ઔદારિકાદિ શરીરગત જીવ-પ્રદેશો વડે બોલવાનો અભિપ્રાય ઇત્યાદિ સામગ્રી પ્રાપ્ત થતાં ભાષા-દ્રવ્યનો સમૂહ ગ્રહણ કરાય છે અને તે વડે વક્તા બોલે છે, પરંતુ અપર્યાપ્ત દશામાં કે બોલવાની ઇચ્છા ન હોય ત્યારે કોઇ બોલતું નથી.

### વચન-યોગનું સ્વરૂપ—

હવે વચન-યોગનો વિચાર કરવો રહ્યો. આ સંબંધમાં બે વિકલ્પો સ્ફુરે છે:-(૧) વક્તાએ મૂકેલ ભાષા-દ્રવ્યના સમૂહરૂપ વાચા તે ' વચન-યોગ ' છે કે (૨) એ ભાષા-દ્રવ્યના સમૂહને મૂકવામાં કારણભૂત કાયાનો વ્યાપાર તે ' વચન-યોગ ' છે ? યોગનો અર્થ તો શરીર અને જીવનો વ્યાપાર થાય છે અને ભાષા કંઇ જીવના વ્યાપારરૂપ નથી. એ તો રસ, ગંધ વગેરેની પેઠે પુદ્ગલના પરિણામરૂપ છે, જ્યારે જીવના વ્યાપારરૂપ યોગ તો પુદ્ગલના પરિણામરૂપ નથી. વળી ભાષા વડે કંઇ પણ મૂકાતું નથી, ઉલટી એ જાતે મૂકાય છે જે કર્મ હોય તે કરણ ન થાય. અહીં ભાષા મૂકાય છે, વાસ્તે ભાષા જ કર્મ છે; તેથી કરીને ભાષાને વચનયોગ તરીકે સ્વીકારી શકાય તેમ નથી. જો બીજા વિકલ્પથી કાયાના વ્યાપારને વચનયોગ કહીશું તો કાય-યોગ વડે શબ્દ મૂકાય છે એમ કહેવું જોઇએ, નહિ કે વચન-યોગ વડે.

બીજા વિકલ્પનું સમાધાન એ છે કે કાયાના વ્યાપાર-વિશેષો જ મનોયોગ અને વચન-યોગ છે, પરંતુ કાયાના સામાન્ય વ્યાપારો તે મનોયોગ અને વચન-યોગ નથી, કેમકે દેહધારી જીવને કોઇ પણ અવસ્થામા કાય-યોગનો અભાવ નથી, સર્વ અવસ્થાઓમાં તેનો સદ્ભાવ જ છે, કેવળ અશરીરી સિદ્ધોને જ કાય-યોગ નથી. માટે ભાષા નીકળતી વખતે વચનયોગરૂપ વિશિષ્ટ પ્રકારનો કાય-યોગ જ છે.

જો આ પ્રમાણે વિશિષ્ટ પ્રકારનો કાયયોગ જ મનોયોગ અને વચનયોગ છે તો પછી એ મનો-યોગ અને વચન-યોગની કથા શા માટે કરવી ? આનો ઉત્તર એ છે કે જોકે સર્વ સ્થલોમા કાય-યોગ અનુગત છે તોપણ જે યોગવડે મનો-દ્રવ્યનું ગ્રહણ થાય છે તે ' મનો-યોગ ' અને જેના વડે વચન-દ્રવ્યનું ગ્રહણ કરાય છે તે ' વચન-યોગ ' કહેવાય છે. તેમા જે કાય-યોગવડે વચન મૂકાય છે તે ' વચન-યોગ ' છે અને જે કાય-યોગવડે મનો-દ્રવ્યનો ચિન્તનમાં ઉપયોગ કરાય છે-મનન કરાય છે તે ' મનો-યોગ ' છે. આ પ્રમાણે એક કાય-યોગ જ ઉપાધિના ભેદથી ત્રણ પ્રકારનો છે; બાકી વસ્તુગત્યા તો સર્વત્ર કાય-યોગ જ છે. કાય-યોગ વડે જ તે તે વચન અને મનને યોગ્ય પુદ્ગલ-દ્રવ્ય ગ્રહણ કરાતાં હોવાથી શ્વાસોચ્છ્વાસની પેઠે મનો-યોગ અને વચન-યોગ પણ કાય-યોગ જ છે.

### યોગોની સંખ્યા—

અત્ર કોઇ પ્રશ્ન ઊઠાવે કે સર્વત્ર કાય-યોગપણું સમાન હોવા છતાં જેમ મનો-યોગ અને વચન-યોગને કાય-યોગથી જુદા ગણ્યા છે તેમ શ્વાસોચ્છ્વાસને પણ કાય-યોગથી જુદો ગણી

તેને ચોથા યોગ તરીકે શા સારૂ ન સ્વીકારવો જોઇએ ? શ્વાસોચ્છ્વાસની મુખ્યતાએ શ્વાસોચ્છ્વાસ મૂકવામાં પણ જીવનો વ્યાપાર સ્વતંત્ર છે તો તેને પણ જુદો યોગ કેમ ન માનવો ? વળી જો એ માન્યતા અયોગ્ય જ હોય તો મનો-યોગ અને વચન-યોગને કાય-યોગથી જુદા ગણી તેમને માટે યોગ એવી સંજ્ઞા શા સારૂ રાખવી ? એટલે કે સર્વત્ર કાય-યોગ સમાન હોવાથી ક્યાં તો એક કાય-યોગ જ માનવો કે ક્યાં તો ઉપાધિના ભેદથી ચાર યોગો માનવા. આનો ઉત્તર એ છે કે લૌકિક અને લોકોત્તર વ્યવહારની સિદ્ધિ માટે જ મનો-યોગ અને વચન-યોગને કાય-યોગથી જુદા ગણ્યા છે અને શ્વાસોચ્છ્વાસને જુદો ગણ્યો નથી. વળી જેમ વચન-યોગ અને મનો-યોગનાં ફળો કાય-યોગથી જુદાં જણાય છે અર્થાત્ સ્વાધ્યાય કરવો, બીજાને પ્રતીતિ કરાવવી વગેરે વાણીનું ફળ છે તેમજ ધર્મ-ધ્યાન, ચિન્તન વગેરે મનનું ફળ છે, તેમ શ્વાસોચ્છ્વાસનું ફળ કાય-યોગથી જુદું જણાતું નથી તેથી શ્વાસોચ્છ્વાસનો કાય-યોગમા અન્તર્ભાવ કરાય છે. આ જીવે છે એવી પ્રતીતિ ઉત્પન્ન કરવારૂપ ફળ જોકે શ્વાસોચ્છ્વાસનું છે, પરંતુ જો એટલા ઉપરથી એને જુદો યોગ ગણીએ તો દોડવું, વળગવું વગેરે વ્યાપાર પણ ભિન્ન ગણાય અને તેથી તે તે ક્રિયાઓને પણ જુદા જુદા યોગ માનવા પડે. વાસ્તે વિશિષ્ટ વ્યવહારના અંગભૂત અને અન્યને પ્રતીતિ કરાવવાના ફળરૂપ મનો-યોગ અને વચન-યોગ હોવાથી એ બેને કાય-યોગથી ભિન્ન ગણ્યા છે અને શ્વાસોચ્છ્વાસને તેમ ગણ્યો નથી. અથવા તો મનો-યોગ અને વચન-યોગ બંને સ્વતંત્ર છે. કાય-યોગ વડે ગ્રહણ કરેલાં વચન-દ્રવ્યના સમૂહરૂપ સહકારિ-કારણ દ્વારા શબ્દ બોલવા માટે જે જીવનો વ્યાપાર છે તે 'વચન-યોગ' કહેવાય છે; અને કાય-યોગ વડે ગ્રહણ કરેલાં મનો-દ્રવ્યના સમૂહરૂપ સહકારિ-કારણ દ્વારા વસ્તુના ચિન્તન માટે જે જીવનો વ્યાપાર છે તે 'મનો-યોગ' કહેવાય છે. આ લક્ષણોમાં જોકે શબ્દ નીકળતી વખતે અને ચિન્તન કરતી વેળાએ કાયાનો વ્યાપાર છે તોપણ તેનો અહીં નિર્દેશ કરવામાં આવ્યો નથી; પરંતુ વચન-દ્રવ્ય અને મનો-દ્રવ્યની મુખ્યતાએ જીવનો વ્યાપાર કહ્યો છે તેથી વચન-યોગ અને મનો-યોગ એ બંને સ્વતંત્ર છે એમ જાણવું, પરંતુ વિશિષ્ટ કાયયોગરૂપ છે એમ ન સમજવું.

## ભાષા-દ્રવ્યના ગ્રહણ અને વિસર્જનના સમય સંબંધી મત-ભેદ—

જેમ એક ગામથી બીજું ગામ અન્તર રહિત હોવા છતાં 'ગ્રામાન્તર' કહેવાય છે અથવા એક પુરુષથી બીજો પુરુષ પણ અન્તર રહિત હોવા છતાં 'પુરુષાન્તર' કહેવાય છે, તેમ એક સમયથી પછીનો બીજો સમય અન્તર રહિત હોવા છતાં 'સમયાન્તર' કહેવાય છે. અત્ર સમયાન્તરથી આ પ્રમાણે સમજવાનું છે. પ્રત્યેક સમયાંતરે ભાષાના પુદ્ગલોનું ગ્રહણ કરાય છે અને તેનું વિસર્જન થાય છે. કેટલાકની માન્યતા એવી છે કે એકેક સમયના અંતરે ગ્રહણ અને વિસર્જન થાય છે. **શ્રીજિનભદ્રગણિ** આ માન્યતાને અયોગ્ય ગણે છે અને તે માટે કારણ દર્શાવતાં કહે છે કે આમ માનવાથી તો વિચ્છિન્ન આવલીરૂપ ધ્વનિ પ્રાપ્ત થાય અર્થાત્ અંતરે અંતરે છૂટી પડેલી રત્નાવલીની માફક શબ્દ અને તેનું શ્રવણ પ્રાપ્ત થાય વળી અંતરે અંતરે ગ્રહણ કરવાના સમયોમાં સર્વને સંભળાય નહિ. વિશેષમાં નીચે મુજબના **પ્રજ્ઞાપના** (પ.-૧૧) ના "**अणुसमयविरहियं निरतरं गिण्हइ**" એ સૂત્ર સાથે વિરોધ આવે. અર્થાત્ દરેક

સમયે અવિરહિતપણે નિરંતર ગ્રહણ કરે છે. આથી કરીને દરેક સમયે નિસર્ગ ( વિસર્જન )નું પ્રતિપાદન થયેલું સમજવું; કેમકે ગ્રહણ કરેલાનો બીજા સમયમાં અવશ્ય ત્યાગ થવો જોઇએ.

અત્ર એ પ્રશ્ન સંભવે છે કે **પ્રજ્ઞાપના** ( પ. ૧૧ )ના નિમ્ન-લિખિત—

**" संतरं निसिरइ, नो निरंतरं निसिरइ; एगेणं समयेणं गिण्हइ, एगेणं समयेणं निसिरइ "**

સૂત્રનો ભાવાર્થ ' સાન્તર મૂકે છે, નિરન્તર મૂકતો નથી, એક સમયે ગ્રહણ કરે છે અને એક સમયે મૂકે છે ' એ પ્રમાણેનો વિચારતાં અન્તર સહિત મૂકવાનું આગમોક્ત જણાય છે તેનું કેમ ? આનો ઉત્તર એ છે કે આ સૂત્રનો અર્થ વિષયના વિભાગ પૂર્વક સમજવાનો છે. અર્થાત્ ત્યાં જે અંતર સહિત મૂકવાનું કહ્યું છે તે ભાષા-દ્રવ્યને ગ્રહણ કરવાની અપેક્ષાએ કહ્યું છે; કેમકે પ્રથમ સમયે ગ્રહણ કરેલું ભાષા-દ્રવ્ય પ્રથમ સમયમાં ન જ નીકળે, પરંતુ બીજા સમયમાં નીકળે છે. એવી રીતે બીજા સમયમાં ગ્રહણ કરેલ ભાષા-દ્રવ્યનું ત્રીજા સમયમાં વિસર્જન થાય છે. આ પ્રમાણે ગ્રહણ કરવાની અપેક્ષાએ ત્યાગ અંતર સહિત છે, કેમકે નહિ ગ્રહણ કરેલાનો ત્યાગ સંભવતો નથી; પરંતુ સમયની અપેક્ષાએ નિરંતર છે. કારણ કે દ્વિતીયાદિ સર્વ સમયોમા ત્યાગ હોય છે જ.

આ ઉપરથી કોઇ એમ કરવા તૈયાર થાય કે જેમ ત્યાગ ગ્રહણની અપેક્ષાએ અંતર સહિત છે તેમ ગ્રહણ પણ ત્યાગની અપેક્ષાએ અંતર સહિત જ હોવું જોઇએ તો એ કથન સમુચિત નથી; કેમકે ગ્રહણ સ્વતંત્ર છે, જ્યારે ત્યાગ તો પરતંત્ર છે, કેમકે ત્યાગ ગ્રહણને અધીન છે-ગ્રહણ કર્યા પછી ત્યાગ થાય છે, પણ ત્યાગ કર્યા સિવાય ગ્રહણ ન થાય એવો નિયમ નથી, કેમકે પ્રથમ સમયે ત્યાગ સિવાય પણ ગ્રહણ થાય છે. આ પ્રમાણે ગ્રહણ સ્વાધીન છે અને ત્યાગ પરાધીન છે, તેથી **" संतरं निसिरइ "** નો અર્થ બરાબર સંગત થાય છે. **" नो निरंतरं निसिरइ "** થી એ સૂચવાય છે કે નિરંતર ત્યાગ થાય નહિ તેમજ ગ્રહણ અને ત્યાગ એ બંને યુગપત્ સંભવતાં નથી પરંતુ પૂર્વ સમયે ગ્રહણ અને ઉત્તર સમયે ત્યાગ થાય છે. **" एगेणं समयेणं गिण्हइ, एगेणं समयेणं निसिरइ "** નો ભાવાર્થ એ છે કે પ્રથમ સમયે ગ્રહણ જ થાય છે, ત્યાગ થતો નથી; દ્વિતીયાદિ સમયથી આરંભીને ત્યાગની પ્રવૃત્તિ થાય છે અને છેલ્લા સમયે કેવળ ત્યાગ થાય છે એટલે કે પહેલા સમયે કેવળ ગ્રહણ, છેલ્લા સમયે કેવળ ત્યાગ અને વચલા સમયોમાં ગ્રહણ અને ત્યાગ બંને થાય છે, કેમકે એક સમયમાં બે ઉપયોગનો નિષેધ છે, નહિ કે બે ( કે તેથી વધારે ) ક્રિયાઓનો.

**ભાષા-દ્રવ્ય વડે સંપૂર્ણ લોકની વ્યાપ્તિ માટેનું કાલ-માન—**

પ્રયત્નની તીવ્રતા અને મંદતા પ્રમાણે ભાષાને લોકમાં વ્યાપ્ત થવામાં વખત લાગે છે. જેમકે કોઇ હૃદયના રોગથી મંદ પ્રયત્નવાળો વક્તા ભાષા-દ્રવ્યને ભેદ્યા વિના તેને મૂકે છે એટલે

કે તે અભિન્ન ભાષા-દ્રવ્યો મૂકે છે, જ્યારે કોઇ નીરોગી તીવ્ર પ્રયત્નવાળો વક્તા ગ્રહણ અને ત્યાગના પ્રયત્ન વડે ભાષા–દ્રવ્યને ભેદીને–તેના સૂક્ષ્મ ટુકડા કરીને મૂકે છે. અભિન્ન ભાષા-દ્રવ્યો અસંખ્યાત [1]અવગાહના-વર્ગણા પર્યંત જઇને ભેદાય છે અને સંખ્યાત યોજન ગયા પછી એ દ્રવ્યોમાંથી ભાષા–પરિણામ નાશ પામે છે એથી આ દ્રવ્યો લોકાંતને સ્પર્શી શકતાં નથી. ભિન્ન દ્રવ્યો સૂક્ષ્મ અને ઘણાં હોવાથી અનંતગુણી વૃદ્ધિ પામીને લોકાંતને સ્પર્શે છે.–છએ દિશાઓમાં લોકાંત પર્યંત જાય છે અને પરાઘાત દ્વારા વાસના–વિશેષથી જે દ્રવ્યમાં ભાષા–પરિણામ ઉત્પન્ન થયો હોય તેવી ભાષા વડે અવશિષ્ટ સંપૂર્ણ લોકને પૂર્ણ કરે છે.

આ ઉપરથી એ હકીકત પણ ફલિત થાય છે કે મન્દ પ્રયત્નવાળા વક્તાએ મૂકેલાં દ્રવ્યો તો લોકના અસંખ્યાતમા ભાગે જ હોય છે, કેમકે દંડાદિના ક્રમપૂર્વક એ દ્રવ્યો વડે લોક પૂરાતો નથી. લોક પૂરવાને માટે તો મહાતીવ્ર પ્રયત્નની અપેક્ષા રહેલી છે. ભલે પછી તે કાર્ય ત્રણ સમયમાં થાય, ચાર સમયમાં કે પાંચ સમયમાં થાય.

કેટલાકોનું કહેવું એમ છે કે ત્રણ સમયમાં સમગ્ર લોક ભાષા-દ્રવ્યથી પૂરાય છે. જેમકે લોકના મધ્ય ભાગમાં રહેલા કોઇ મહાપ્રયત્નવાન્ વક્તાએ મૂકેલા ભાષા–દ્રવ્યો પ્રથમ સમયમાં જ છએ દિશામાં જાય છે–છ દંડરૂપ થઇ રહે છે, કેમકે જીવ અને સૂક્ષ્મ પુદ્‌ગલોની ગતિ શ્રેણિને અનુસાર હોય છે. છએ દિશામાં ગયેલા દંડરૂપ દ્રવ્યો બીજા સમયમાં ચારે દિશામાં શ્રેણિ અનુસાર વાસિત દ્રવ્યોથી ફેલાઇને છ મંથાનરૂપ થાય છે. આ દંડ અને મંથાન જોકે લંબાઇમાં તો લોકાંતસ્પર્શી હોય છે તોપણ વક્તાના મુખમાંથી નીકળેલ હોવાથી જાડાઇમા ચાર અંગુલાદિ પ્રમાણવાળા હોય છે. આ પ્રમાણે એ લોકના અસંખ્યાતમા ભાગે જ છે. એથી એમ બેધડક કહી શકાય છે કે ચૌદ રજ્જુ જેટલા ઊંચા લોકના અસંખ્યાતમા ભાગે પહેલા અને બીજા સમયે લોક–વ્યાપિની ભાષાનો અસંખ્યાતમો ભાગ જ હોય છે પરંતુ એથી વિશેષ હોતો નથી, ત્રીજા સમયે મન્થાનના આતરાં પૂરાવાથી સર્વ લોક ભાષા-દ્રવ્યથી પૂર્ણ થાય છે.

‘ સ્વયંભૂરમણ ’ સમુદ્રના છેલ્લા છેડાવાળા લોકાન્તથી એટલે કે અલોકની અત્યંત નજીક રહીને બોલનારાના અથવા ‘ ત્રસ–નાડીની ’ [2]બહાર ચાર દિશામાંથી કોઇ પણ દિશામાં રહીને બોલ-નારાના ભાષા–દ્રવ્યથી ચાર સમયમાં સમગ્ર લોક પૂર્ણ થાય છે. જેમકે ‘ સ્વયંભૂરમણ ’ સમુદ્રના પશ્ચિમતટ આગળના લોકાન્તમા રહીને અથવા ‘ ત્રસનાડી ’ની બહાર પશ્ચિમ દિશામા રહીને બોલનારાનાં ભાષા–દ્રવ્યો પ્રથમ સમયમાં ચાર અંગુલાદિ જાડાઇવાળો અને એક રજ્જુ લાબા દંડરૂપ થઇ તિર્છો ‘ સ્વયંભૂરમણ ’ સમુદ્રના પૂર્વ તટવર્તી લોકાન્ત સુધી જાય છે ત્યાર

---

૧ એકેક ભાષા-દ્રવ્યના જે સ્કંધ છે તેના આધારરૂપ એવો અસખ્યેય પ્રદેશવાળો ક્ષેત્ર–વિભાગ તે ‘ અવગાહના ’ કહેવાય છે. આવી અવગાહનાનો સમૂહ ‘ અવગાહના–વર્ગણા ’ કહેવાય છે એટલે કે અનંત ભાષા–દ્રવ્યના સ્કંધોના આધારભૂત ક્ષેત્રવિશેષરૂપ અવગાહનાઓનો સમુદાય તે ‘ અવગાહના–વર્ગણા ’ છે

૨ ત્રસ–નાડીની બહાર ત્રસ જ ન હોવાથી ત્યા કોણ બોલે એવી શંકા જરૂર અત્ર ઉદ્‌ભવે, પરંતુ એના નિરસનાર્થે સૂચવવાનું કે એક તો આ પ્રમાણે વિશેષા૦ ( ગા ૩૮૫ )ની વૃત્તિમા ઉલ્લેખ છે અને બીજુ આ કલ્પનાની દૃષ્ટિએ ઘટી શકે તેમ લાગે છે.

બાદ બીજા સમયમાં આ દંડમાંથી ઉપર નીચે ચૌદ રજ્જુ લાંબો અને પૂર્વ પશ્ચિમ તિર્છો એક રજ્જુની પહોળાઇવાળો પરાઘાતથી વાસિત દ્રવ્યોનો દંડ થાય છે. અને લોકના મધ્યમાં રહી બોલનારાનાં ભાષા–દ્રવ્યોના દક્ષિણ અને ઉત્તર દિશામાં પરાઘાતથી વાસિત દ્રવ્યના ચાર અંગુલાદિ જેટલા જાડા અને એક રજ્જુ પહોળા એવા બે દંડો નીકળીને ' સ્વયંભૂરમણ ' સમુદ્રના દક્ષિણ ઉત્તરવર્તી લોકાન્ત સુધી જાય છે. આમ હોવાથી ચાર અંગુલાદિ જાડું અને એક રજ્જુ જેટલું પહોળું એવું સર્વત્ર લોકના મધ્યમાં ગોળ [1]છત્વર થાય છે. આ પ્રમાણે થયા પછી ત્રીજા સમયે ઊંચે નીચે રહેલા દંડમાંથી ચારે દિશામાં ફેલાયેલો પરાઘાતથી વાસિત દ્રવ્યોનો સમુદાય મંથાનરૂપે પરિણમે છે અને લોકના મધ્યમાં રહેલા, દરેક બાજુએ એક રજ્જુ જેટલા ફેલાયેલા છત્વરથી ઉપર નીચે ફેલાયેલો વાસિત દ્રવ્યનો સમૂહ સમગ્ર ત્રસ–નાડીને પૂરી દે છે. આમ થતા ઉપર નીચે રહેલ દંડ અને મંથાન ભાવે સંપૂર્ણ ત્રસ–નાડી પૂરાય છે. આટલું ક્ષેત્ર એ લોકનો સંખ્યાતમો ભાગ છે અને તેથી કરીને ચાર સમયની વ્યાપ્તિના ત્રીજા સમયમાં લોકના સંખ્યાતમા ભાગે સર્વલોકવ્યાપિની ભાષાનો પણ સંખ્યાતમો ભાગ હોય છે એમ ફલિત થાય છે. ચોથા સમયમાં મંથાનનાં આંતરાં પૂરાતાં ભાષા–દ્રવ્ય સર્વ લોકમાં વ્યાપે છે.

ત્રસ–નાડીની બહાર કોઇ પણ વિદિશામાં રહીને બોલનારાના ભાષા–દ્રવ્યથી સંપૂર્ણ લોક પૂરાતાં પાંચ સમય વ્યતીત થાય. પ્રથમ સમયમાં વિદિશામાથી નીકળેલા ભાષા–દ્રવ્યો લોક-નાડી યાને ત્રસ–નાડીની બહાર દિશાઓમાં આવે, અને બીજા સમયમાં [2]લોક–નાડીમાં પ્રવેશ કરે. બાકીના ત્રણ સમયને લગતી હકીકત ચાર સમયની વ્યાપ્તિ અનુસાર ઘટાવી લેવી.

ત્રીજા સમયમાં લોકના સંખ્યાતમા ભાગે ભાષાનો સંખ્યાતમો ભાગ હોય છે, કેમકે આ પાંચ સમયની વ્યાપ્તિમાં દંડ–સમયથી તેનો અસંખ્યેય ભાગ હોવાપણું કહેલું છે. ચોથા સમયમા લોકના સંખ્યાતમા ભાગે ભાષાનો સંખ્યાતમો ભાગ હોય છે અને પાંચમા સમયમાં તો મંથાનનાં આંતરાઓ પૂરાતાં ભાષા–દ્રવ્ય સર્વ લોકમા વ્યાપી જાય છે.

**નિર્યુક્તિકારના કથનની સંગતિ—**

આ પ્રમાણે ભાષા–દ્રવ્ય દ્વારા લોક–વ્યાપ્તિનો વિચાર પૂર્ણ થયેલો ગણીએ તે પૂર્વે એ સંબંધમાં કેટલીક શંકાઓ અને તેના સમાધાનો રજુ કરવા આવશ્યક સમજાય છે. નિર્યુક્તિમાં માત્ર ચાર સમયે જ સમગ્ર લોક ભાષા–દ્રવ્યથી પૂર્ણ થાય છે એમ કહ્યું છે, જ્યારે આપણે તો ત્રણ અને પાચ સમયોની પણ વાત કરી ગયા તો શું તે અનુચિત નથી ? આનો ઉત્તર એ છે કે જેમ ત્રાજવાની દાંડીને વચમાંથી પકડતાં તેના આદ્ય અને અન્તિમ બંને છેડાનું ગ્રહણ થઇ જાય છે તેમ પ્રસ્તુતમાં પણ ચાર સમયરૂપ મધ્યનું ગ્રહણ કરવાથી એના આદ્યવર્તી ત્રણ સમયનું અને અંતવર્તી પાંચ સમયનું પણ ગ્રહણ નિર્યુક્તિકારે કર્યું જ છે એમ સમજવું,[3]

૧ વિશેષા૦ની ટીકાના ૨૨૩મા પત્રમા આ શબ્દ વપરાયો છે, પરંતુ તેનો અર્થ ધ્યાનમા આવતો નથી.

૨ આનું બીજું નામ ' ત્રસ-નાડી ' છે.

૩ ચાર સમયનો વિગ્રહ હોવા છતાં **ભગવતી**ના 'મહાબંધ' ઉદ્દેશકમાં ત્રણ સમયનો વિગ્રહ કહ્યો છે એ હકીકત અત્ર ઉદાહરણરૂપે વિચારી લેવી

કેમકે સૂત્રની પ્રવૃત્તિ વિચિત્ર પ્રકારની છે; કોઇ વાર સૂત્રમાં આંશિક ગ્રહણ હોય છે અને કોઇ વાર સંપૂર્ણ; વળી કોઇ વેળા કારણવશાત્ ક્રમ રહિત સૂત્રોની યોજના હોય છે તો કોઇક વેળા ક્રમ સહિત.

## ચાર સમયની લોક વ્યાપ્તિના સંબંધમાં મતાંતર—

ચાર સમયની લોક-વ્યાપ્તિ વિષે એવો મતાંતર છે કે કેવલિ-સમુદ્ઘાતના ક્રમથી એટલે કે પહેલા સમયમાં દંડ, બીજામાં કપાટ, ત્રીજામાં મંથાન અને ચોથા સમયમાં સમગ્ર લોક વ્યાપ્ત થાય છે. શબ્દ-દ્રવ્ય માટે આ અયુક્ત છે એમ જણાવતાં ભાષ્યકાર કથે છે કે આમ માનવાથી તો સર્વ દિશાઓમાં મિશ્ર શબ્દ સંભળાય નહિ, કારણ કે કેવલિ-સમુદ્ઘાતમાં પ્રથમ સમયે ઉંચે અને નીચે દંડ થાય છે. આવો દંડ ભાષા-દ્રવ્ય પરત્વે માનતાં ઊંચે અને નીચે જ મિશ્ર શબ્દ સંભળાય, કિન્તુ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ ચાર દિશાઓમાં ન સંભળાય; કેમકે એ દિશાઓમાં, વિદિશાની માફક વક્તાએ મૂકેલ દ્રવ્યો જતાં નથી, કિન્તુ પરાઘાતથી વાસિત દ્રવ્ય જ સંભળાય છે. આથી ભાષાસમશ્રેણિથી જે શબ્દ સંભળાય તે મિશ્ર હોય એ કથન સાથે વિરોધ આવે છે. આમ છતાં પણ વિવાદની ખાતર આ વાત સ્વીકારી લઇએ તોપણ એથી ચાર સમયમાં લોક-વ્યાપ્તિ ન થતાં ત્રણ સમયમાં થાય છે એમ સ્વીકારવું પડશે, કેમકે ભાષા-દ્રવ્યમાં વાસનારૂપ સ્વભાવ હોવાથી તે દંડ ઉપર નીચે જતાં સામાન્યથી ચારે દિશામાં શબ્દયોગ્ય દ્રવ્યને વાસિત કરીને શબ્દ-પરિણામવાળાં કરે છે અને ત્યાર પછી બીજે સમયે મંથાન કરીને ત્રીજા સમયમાં અંતર પૂર્ણ કરીને લોક પૂર્ણ કરે છે.

કેવલિ-સમુદ્ઘાત કરનારા સર્વજ્ઞો તો ભવોપગ્રાહી યાને અઘાતી કર્મના વશથી કે સ્વભાવથી જ બીજા સમયે મંથાનને બદલે કપાટ કરે છે. આ કેવલિ-સમુદ્ઘાતમાં આત્મ-પ્રદેશો જ સ્વરૂપે લોકને પૂર્ણ કરે છે, પરંતુ તેમાં કોઇનો પરાઘાત કે વાસના નથી. એથી જ બીજા સમયે મંથાન ન થતાં કપાટ જ થાય છે. વળી કેવલિ-સમુદ્ઘાત એ તો જીવનો વ્યાપાર છે. અચિત્ત મહાસ્કંધ જીવના વ્યાપારનું પરિણામ નથી તોપણ તેને ઉદ્દેશીને બીજે સમયે જે કપાટનો ઉલ્લેખ કરાય છે તેનું કારણ એ છે કે એ દ્રવ્યોમા ભાષા-દ્રવ્યોની પેઠે પરાઘાતરૂપ સ્વભાવ નથી.[1] એટલે અન્ય દ્રવ્યોમાં સ્વપરિણામ ઉત્પન્ન કરવાને તેઓ સમર્થ નથી, પરંતુ પોતાના પુદ્ગલો વડે જ લોકને પૂર્ણ કરે છે. જો એમાં પરાઘાતરૂપ સ્વભાવ હોત તો આ અચિત્ત મહાસ્કંધ પણ ત્રણ સમયોમાં (નહિ કે ચાર સમયોમાં) લોકને પૂર્ણ કરત.

કેટલાકની એવી માન્યતા છે કે ભાષા-દ્રવ્યોનો પ્રથમ સમયમાં ઊર્ધ્વ દિશામાં દંડ થાય છે, બીજા સમયમાં ત્યાં જ મંથાન થાય છે અને અધોદિશામાં દંડ થાય છે, ત્રીજા સમયમાં ઊર્ધ્વ દિશાના મંથાનનાં અંતર પૂરે છે અને અધોદિશામાં મંથાન થાય છે અને પછી ચોથા સમયમા અધોદિશાના મંથાનનાં અંતરો પૂરાતાં સમસ્ત લોક ભાષા-દ્રવ્યથી વ્યાપ્ત બને છે. આવી હકીકત આગમમા કોઇ પણ સ્થળે જોવા જાણવામાં નથી એટલે એ આગમવિરુદ્ધ જણાય છે. વળી એ

---

૧ આ કારણથી જ અચિત્ત મહાસ્કંધની અને શબ્દ-પુદ્ગલોની ત્રિસામયિક વ્યાપ્તિમા વિષમતા રહેલી છે.

યુક્તિ રહિત પણ છે, કેમકે શ્રેણિ અનુસાર ગતિ કરવાના સ્વભાવવાળા પુદ્ગલો શું એક જ દિશામા ગતિ કરે ? વક્તાના મુખ, તાલુ વગેરેના પ્રયત્નથી આ પ્રમાણે ગતિ થાય છે એમ કહેવું નિરર્થક છે, કારણ કે કોઇ વેળા વક્તા વિશ્રેણિ સંમુખ રહીને વિશ્રેણિ તરફ ભાષાના પુદ્ગલોને પ્રેરે તો તેથી વિદિશામાં પણ એ પુદ્ગલો જાય. વળી એમ થતાં પટહ વગેરેના શબ્દ-પુદ્ગલો માટે ચાર સમયનો નિયમ પણ સચવાઇ નહિ રહે, કેમકે એવા પુદ્ગલો વક્તાના પ્રયત્નથી નિર-પેક્ષ હોવાથી ગમે તેમ ગતિ કરે. આ પ્રમાણેની હકીકત **વિશેષા૦** ( ગા. ૩૯૫ ) તેમજ તેની વૃત્તિને આધારે અત્ર આપવામાં આવી છે.

## શબ્દનું પૌદ્ગલિકત્વ—

શબ્દ એ પુદ્ગલ-દ્રવ્યનો પરિણામ છે. એનો આ પરિણામ એની મૂર્તતાને આભારી છે. મૂર્ત શબ્દના બે અર્થો થાય છેઃ-(૧) અસર્વગત પરિમાણુથી સહિત અને (૨) રૂપાદિથી યુક્ત. આપણે અત્ર મૂર્ત શબ્દથી રૂપાદિથી યુક્ત સમજવાનું છે. અર્થાત્ આપણે એમ સાબીત કરીશું કે શબ્દ મૂર્ત છે.

જેમ પીંપળ વિગેરે વસ્તુઓ દ્રવ્યાન્તરના વૈકારિક સંયોગથી વિકૃત માલુમ પડે છે, તેમ શબ્દ પણ કંઠ, મસ્તક, જીભ, દાંત, તાળવું, હોઠ ઇત્યાદિ દ્રવ્યાન્તરના વિકારથી વિકૃત થતો દેખાય છે; તેથી શબ્દ પણ પીંપળની માફક મૂર્ત સિદ્ધ થાય છે. વળી જ્યારે ઢોલ, નગારાં, તબલાં, તાસાં વગેરે વગાડવામાં આવે છે ત્યારે નીચેની ભૂમિમાં કંપ થાય છે. આનું કારણ બીજું કંઇ જ નહિ, પરંતુ શબ્દમાં રહેલી મૂર્તતા છે. વિશેષ શંખ વગેરેના પ્રચંડ શબ્દો કાનને બહેરા કરી શકે છે. આવું સામર્થ્ય અમૂર્ત આકાશમા નથી. વળી ફેંકયા પછી કોઇક સ્થળે અથડાતા જેમ પત્થર પાછો પડે છે તેમ શબ્દ પણ પાછો પડે છે એટલે એ મૂર્ત છે. અર્થાત્ જેમ પર્વત સાથે અથડાયેલો પત્થર અભિઘાત-પ્રતિઘાતને પામે છે, તેમ શબ્દ પણ અભિઘાત-પ્રતિઘાતને પામતો હોવાથી પત્થરની માફક એ મૂર્ત હોવો જોઇએ. વિશેષમા શબ્દનો પડઘો પણ પડે છે.

વળી શબ્દ આતપ (તડકા)ની પેઠે જ્યાં ત્યા જઇ શકે છે. અગરના ધૂપની પેઠે એ ફેલાઇ જઇ શકે છે. તણખલાં અને પાંદડાની જેમ વાયુ એને પ્રેરણા કરી શકે છે. દીવાની જેમ એ સર્વ દિશામાં પ્રસરી જાય તેવો છે. તેમજ જેમ સૂર્યની હાજરીમા તારાઓનો પ્રકાશ દબાઇ જાય છે તેમ બીજા મોટા શબ્દો આગળ નાના શબ્દો દબાઇ જાય છે. આથી શબ્દ એ પુદ્ગલનો પરિણામ છે એમ ફલિત થાય છે અને શબ્દ એ આકાશનો ગુણ છે અને આકાશનું એ જ લિંગ (નિશાની) છે એવી વૈશેષિક દર્શનની માન્યતા અસંગત ઠરે છે.

## શબ્દમાં રૂપાદિનું અસ્તિત્વ—

શબ્દ એ પુદ્ગલ છે એમ આપણે સિદ્ધ કરી ગયા તો શબ્દમાં રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શ એ ચારે હોવાં જોઇએ. શંખના કટકામા જેમ રૂપ માલૂમ પડે છે, તેમ શબ્દ જો રૂપી હોય તો તેમા રૂપ દેખાવું જોઇએ અને તે દેખાતું તો નથી, વાસ્તે તે રૂપી નથી એવી શંકા કોઇને થાય તો તેનું સમાધાન એ છે કે બૂઝાઇ ગયેલા દીપકની શિખામા રૂપ વિદ્યમાન છે, છતા તે દેખાતું

નથી તોપણ આપણે તેનો અભાવ માનતા નથી તો તે જ પ્રમાણે શબ્દની બાબતમાં સમજવામાં વાધા જેવું દેખાતું નથી. વળી પરમાણુમા રૂપાદિ ગુણોનો સદ્‌ભાવ હોવા છતાં પણ તેમા રૂપ જોવામાં આવતું નથી તેથી તેનો અભાવ હોવો જોઇએ એમ માનવુ જેમ ન્યાયવિરૂદ્ધ છે, તેવી જ રીતે શબ્દમા સૂક્ષ્મતા હોવાને લીધે તેનામા રૂપ દૃષ્ટિગોચર ન થાય તો તેનામા રૂપનો અભાવ છે એમ માનવું ભૂલ ભરેલું છે.

**શબ્દના સ્વરૂપ સંબંધી વિવિધ માન્યતાઓ—**

કેટલાક શબ્દને પ્રધાન ( પ્રકૃતિ )નો વિકાર માને છે, પરંતુ તે સમુચિત નથી; કેમકે પ્રધાનનું અસ્તિત્વ જ સિદ્ધ નથી કારણ કે આ સંબંધમાં તેમણે માનેલ આગમ સિવાય અન્ય કોઇ પ્રમાણ નથી અને એ આગમ તો વિવાદગ્રસ્ત છે છતાં પણ "**तुष्यतु दुर्जनः**" એ ન્યાય અનુસાર સમાધાનાતર સૂચવવામાં આવે છે. જેમકે જ્યારે પ્રધાન નિત્ય, નિરવયવ અને નિષ્ક્રિય છે તો પછી અનિત્યાદિ સ્વરૂપે એનું પરિણમન કેમ સંભવે ? અત્ર કોઇ આના બચાવ તરીકે એમ કહે કે પ્રધાનના વિકારરૂપ વિજ્ઞાન સક્રિય જોવાય છે અને જે વસ્તુ પ્રત્યક્ષસિદ્ધ હોય તેનો અપલાપ શક્ય નથી તો આ કથન પરત્વે એટલું જ નિવેદન કરવાનું બાકી રહે છે કે વિજ્ઞાન પ્રકૃતિનો ધર્મ જ સિદ્ધ થઇ શકતો નથી—એ વિજ્ઞાન કંઇ પ્રધાનના વિકારરૂપ નથી. વળી સત્ત્વ પ્રધાનપણે જ્ઞાનરૂપે પરિણમતુ નથી, કેમકે તે જડ વસ્તુના ગુણરૂપ છે, જેમકે અંધકાર. બાકી એ સક્રિય છે એ વાત સાચી છે. વળી ચૈતન્ય અને વિજ્ઞાન વચ્ચે કથંચિત્ અભેદ માનવામા આવે તો કંઇ હરકત જેવું નથી, કેમકે **चेतयते जानीते बुध्यते** ઇત્યાદિ પ્રયોગ પણ નજરે પડે છે એટલે તેમણે કહેલી ઉપલી હકીકત યુક્તિ-યુક્ત નથી. વિશેષમા આ ચૈતન્ય આત્માનો વિજ્ઞાનરૂપ સ્વભાવ છે. વળી મૂર્તિ વગેરે ધર્મોથી રહિત હોવાને લીધે મુક્ત આત્માની પેઠે અન્યે કલ્પેલા આત્મા અને અંતઃકરણોની પ્રતિબિંબના ઉદયની કારણતા પણ સંભવી શકતી નથી.[1]

**શબ્દ સંબંધી વૈશેષિક મત અને તેનું નિરસન—**

વૈશેષિક મત પ્રમાણે શબ્દ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ અને વિભાગ એ ગુણો છે અને તેમા પણ વળી શબ્દ એ ખાસ આકાશનો ગુણ છે, કેમકે શબ્દમા એકદ્રવ્યવત્તા છે. એક આશ્રય દ્રવ્ય વડે દ્રવ્યવત્તા તે 'એકદ્રવ્યવત્તા' કહેવાય છે અથવા તો એક દ્રવ્ય જેનો આશ્રય છે તે 'એકદ્રવ્યવત્' કહેવાય છે અને તેનો ભાવ 'એકદ્રવ્યવત્તા' છે. આ પ્રમાણેની શબ્દમાં એકદ્રવ્યવત્તા હોવાથી એ દ્રવ્ય નથી. વળી એ અચાક્ષુષ પ્રત્યક્ષ હોવાથી અર્થાત્ એ આંખ વડે જોઇ શકાતો ન હોવાથી એ કર્મ ( ક્રિયા ) પણ નથી. આથી કરીને એ ગુણ છે, કેમકે વૈશેષિક દર્શન પ્રમાણે કોઇ પણ વસ્તુનો સમાવેશ દ્રવ્ય, ગુણ કે કર્મમા થવો જ જોઇએ. વળી આ શબ્દ નિત્ય નથી પણ ક્ષણિક છે, કેમકે પહેલા ઊંચે ઉચ્ચારણ કરાય છે, સત્ત્વની હૈયાતીમાં લિંગનો અભાવ છે, કારણ-સામગ્રીની પહેલા સ્વરૂપનો લાભ હતો નહિ પરંતુ પછીથી સ્વરૂપનો લાભ થાય છે તેમજ શબ્દના અભિવ્યંજક વસ્તુનો પણ અભાવ છે. એનું કારણ એ છે કે અભિવ્યંજક હોય ત્યારે કારણજન્ય વિકાર ન થાય, કેમકે પ્રદીપાદિ દિવ્ય મણિ-વગેરે સ્વરૂપી વ્યંજકની સંનિધિમા ઘટના પરિમાણનું અનુવિધાન અર્થાત્ કાર્ય જોવામાં આવતું નથી. અભિ-

૧ જુઓ તત્ત્વાર્થની બૃહદ્ વૃત્તિ ( પૃ ૩૪૦-૩૪૧ ).

વ્યંજકનો ભેદ હોવા છતાં પણ તેટલો જ ઘટક છે. શબ્દને વિષે તો અલ્પ, મધ્ય વગેરે ભેદ જોવાય છે. જેમકે ભેરી વગેરેના સંયોગથી શબ્દની નિષ્પત્તિનો, વેણુ, પર્વ વિભાગથી તેમજ શબ્દથી પણ શબ્દની નિષ્પત્તિનો કલ્લોલોની શ્રેણિની પેઠે સંભવ છે, વાસ્તે પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુ એ સ્પર્શવાળાં દ્રવ્યોનો પણ આ કંઇ ગુણ નથી, કેમકે અકારણ ગુણનુ પૂર્વપણું હોવાથી જેમ શુચિ (શ્વેત) શંખમાં કારણ ગુણ પૂર્વ ધવલ રૂપ જોવાય છે અને તે નાશ પામતાં પણ તે પ્રકારનું રૂપ કકડાઓમા જણાય છે તેમ ભેરી વગેરેના શબ્દો ભેરી વગેરેનો વિનાશ થતાં તેના અવયવોને વિષે જણાતા નથી. તેથી કરીને શબ્દ એ કારણ ગુણ પૂર્વક નથી. વળી જો સ્પર્શવાળા પદાર્થનો ગુણ શબ્દ હોય તો જ્યા સુધી તે સ્પર્શવાળા દ્રવ્યો છે ત્યા સુધી રૂપ વગેરેની માફક તે પણ હોવો જોઇએ; પરંતુ તે ઉપલબ્ધ થતો નથી, તેથી કરીને અયાવત્ દ્રવ્યભાવિતાને લઇને શબ્દ એ પૃથ્વી વગેરેનો ગુણ નથી. આશ્રય સિવાય અન્ય સ્થળમા ઉપલબ્ધિ હોવાને લીધે શબ્દ એ સ્પર્શવાળા દ્રવ્યનો ગુણ નથી. શંખ અને વદનનો સંયોગ જ્યાં છે ત્યાથી અન્ય દિશામાં રહેલા શ્રોતાઓને શબ્દ ઉપલબ્ધ થાય છે. રૂપ જેવા સ્પર્શવદ્ ગુણો તો આશ્રયથી અન્યત્ર ઉપલબ્ધ નથી, વાસ્તે શબ્દ એ સ્પર્શવાળા દ્રવ્યોનો ગુણ નથી. વળી બાહ્ય ઇન્દ્રિય દ્વારા પ્રત્યક્ષ અનુભવાતો હોવાથી એ આત્મા, મન, દિશા કે કાલનો પણ ગુણ નથી એટલે કે પારિશેષ્ય અનુમાનથી એ આકાશનો ગુણ સિદ્ધ થાય છે. અર્થાત્ અનુપલભ્યમાન આકાશનું એ લિંગ છે.

આ પ્રમાણેનો વૈશેષિકનો પૂર્વ પક્ષ કેવળ તેની વાચાલતાના પ્રદર્શનરૂપ છે; તેમાં કશુ તત્ત્વ નથી એમ જૈનો માને છે; કેમકે શબ્દ મૂર્ત છે એ વાત તો યુક્તિઓ દ્વારા આપણે જોઇ ગયા છીએ. આથી મૂર્ત શબ્દ એ અમૂર્ત આકાશનો ગુણ કેવી રીતે ઘટી શકે? કેમકે રૂપ વગેરે આકાશના ગુણો છે એવો વ્યવહાર કોઇ પણ રીતે શોભાસ્પદ નથી, કિન્તુ પુદ્ગલોનો જ તેવા પ્રકારનો પરિણામ શબ્દ નામથી ઓળખાવાય છે એટલે એકદ્રવ્યવત્ત્વનો અભાવ છે. પરિણામ અને પરિણામીને અભિન્ન માનતાં શબ્દ દ્રવ્યરૂપ બને છે અને બેને ભિન્ન માનતા શબ્દ ગુણરૂપ ઠરે છે. આથી કરીને એકાન્તિક અનિત્યતાનો પક્ષ ઊડી જાય છે, કેમકે સમગ્ર પદાર્થો દ્રવ્ય અને પર્યાય એમ ઉભય સ્વરૂપવાળા છે. આ પ્રમાણે વિચારતાં તો શબ્દ એ કોઇક રૂપે આકાશનો પણ ગુણ મનાય એમ જો કહેવાય તો વિવક્ષા અનુસાર તેમ માનવામાં અનેકાતવાદીને કશી અડચણ નથી. દ્રવ્યના કેવળ પરિણામરૂપ હોવાથી કર્મની અચાક્ષુષ પ્રત્યક્ષતા પણ અસિદ્ધ છે. જો કોઇક પ્રકારે શબ્દને ક્ષણિક ગણવામા આવે તો તો સિદ્ધસાધ્યતા છે. બધી રીતે શબ્દને ક્ષણિક સ્વીકારીએ તો દૃષ્ટાંતનો અભાવ છે. વળી એનુ સત્ત્વ પણ કોઇક પુદ્ગલરૂપાદિ આકારથી છે એટલે સત્ત્વને વિષે લિંગનો અભાવ છે એ હકીકત અસંબદ્ધ છે. કારણરૂપ સામગ્રી વડે અન્ય આકારનું અવસ્થાન થાય છે. એથી ઊભા રહેલા, બેઠેલા કે સૂતેલા પુરુષની પેઠે અભૂત આત્મલાભ અસિદ્ધ છે અર્થાત્ સર્વથા અસત્ સ્વરૂપમાં આત્મ-લાભનો પ્રાયઃ અસંભવ જાણવો. શબ્દના પર્યાયરૂપ એનો આવિર્ભાવ છે એમ કહેવું નિરર્થક છે, કેમકે એ તો આપણે કેટલીએ વાર કહી ગયા છીએ કે વસ્તુ કેવળ પર્યાયરૂપ નથી, પરંતુ દ્રવ્ય તેમજ પર્યાય એમ બંને સ્વરૂપવાળી છે. વળી અભિવ્યક્તિને અંગે જે દૂષણો ઉદ્ભવે છે તે એકાંત પક્ષમાં સંભવે છે, નહિ કે નિત્યાનિત્યરૂપ અનેકાન્ત પક્ષમા. દંડ વગેરે મારવાથી ઉત્પન્ન થયેલા ભેરી વગેરે પુદ્ગલો શબ્દ, રૂપ વગેરેથી યુક્ત હોવા છતા પણ સૂક્ષ્મ હોવાને લીધે કારણગુણપૂર્વક હોવા છતા જણાતા નથી. આવી હકીકત ઓલવાઇ ગયેલા દીપકની શિખાના રૂપ

વગેરેની માફક તેમજ ગંધના પરમાણુને વિષે વ્યવસ્થિત રૂપની પેઠે જાણવી. સર્વદા એ શબ્દ નામના પર્યાયનો પ્રાદુર્ભાવ હોતો નથી, કેમકે પિત્તાદિના પ્રકોપની પેઠે એ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષા રાખે છે. ભેરી વગેરે આશ્રય દ્વારા નિસરતા સ્કંધો શબ્દ-પર્યાયનો ત્યાગ કર્યા વિનાના હોઇ અન્ય દિશામા રહેલા શ્રોતાઓને પણ ગ્રાહ્ય બને છે તેમા નવાઇ જેવું નથી. પોતાનો ઘાત થતો હોવાથી શબ્દ-પરિણામ અન્યત્ર જણાતો નથી, કિન્તુ તથાવિધ આકારવાળા પરમાણુઓને વિષે જ તેની અવસ્થિતિ છે. વળી આધ્યાત્મિક શબ્દ તો કાય-યોગ વડે ગ્રહણ કરાયેલા શબ્દ-વર્ગણાને યોગ્ય એવો સ્કંધનો જે પરિણામ તે વચન-યોગ છે. અને વળી તે પણ પ્રયોગ દ્વારા ફેંકાયેલો રૂપાદિવાળો પુદ્ગલ-સંઘાત જ છે, જ્યારે બાહ્ય શબ્દ તો અનેક પ્રકારનો છે અને તેની ઉત્પત્તિ સંઘર્ષ વગેરેને આભારી છે.

વળી શબ્દને નિત્ય માનનારા વૈશેષિક જો એમ કહે કે શબ્દત્વની પેઠે શબ્દ નિત્ય છે, કેમકે તેમા શ્રાવણતા રહેલી છે અને કૃતકત્વ તો અનિત્યત્વની સાથે વ્યાપ્ત છે, માટે વિરુદ્ધાવ્યભિચારિત્વ બરાબર છે તો એ કથન પણ ઠીક નથી, કેમકે નિત્ય તેમજ અનિત્ય એમ બંને સ્વભાવવાળા સર્વ પદાર્થો છે એમ માનનારાને કશો વાંધો નથી. વળી અનેકાન્તવાદીના મતમાં નિત્યતા અને અનિત્યતા આશ્રીને વિરોધ નથી, કેમકે ત્યાં વિરોધનું સ્વરૂપ ઘટતું જ નથી. વિશેષમાં વિરોધ બે જાતનો છેઃ—(૧) વધ્યઘાતકસ્વરૂપી અને (૨) અસહાવસ્થાનરૂપી. તેમા સાપ અને નોળિયો, અગ્નિ અને જળ ઇત્યાદિનો એક કાલમાં સંયોગ થતાં દ્વિત્વની પેઠે અનેક આશ્રયરૂપ હોવાથી જે વિરોધ થાય છે તે પ્રથમ પ્રકારનો છે. સંયોગ થયા વિના જળ અગ્નિને શાંત કરી શકતું નથી. છતાં જો તેમ માનીએ તો ત્રૈલોકયમાં અગ્નિના અભાવનો પ્રસંગ ખડો થશે. સંયોગરૂપે ક્ષણ માત્ર અવસ્થિતિ હોવાથી પાછળથી એકના કરતા બીજામા બળ વિશેષ હોય છે. આ પ્રમાણેની નિત્યતા અને અનિત્યતાની એક ક્ષણને માટે પણ એકને વિષે વૃત્તિ છે એમ અનેકાતવાદીઓ સ્વીકારતા નથી. વાસ્તે વધ્યઘાતકરૂપ વિરોધ માટે અવકાશ નથી. અસહાવસ્થાનરૂપ વિરોધ પણ નથી. ઠંડા અને ઉનાનો ફળને વિષે અને વૃન્તના સંયોગ અને વિભાગનો કેરીને વિષે શ્યામતા અને પીતતાનો એક વસ્તુમાં એકકાલીન વૃત્તિ નથી, કિન્તુ એકનું પૂર્વે અસ્તિત્વ છે, જ્યારે બીજાનો ઉત્પન્ન થવારૂપ સ્વભાવ છે એટલે એ ઉત્પન્ન થઇ પૂર્વનો અવરોધ કરે છે. દાખલા તરીકે કેરીની પીળાશ એની કાળાશનો વિરોધ કરે છે. આવી હકીકત નિત્યતા અને અનિત્યતાને લાગુ પડતી નથી, કેમકે પૂર્વકાલીન નિત્યતાનો ઉત્પન્ન થતી અનિત્યતા વડે નાશ કરાય છે એમ માનવા જતા તો નિત્યતા જેવી ચીજ રહેશે જ નહિ, કેમકે તેમાં અધ્રુવતા આવતી હોવાથી તે અધ્રુવ છે. વળી પ્રતિબધ્ય પ્રતિબંધકરૂપ વિરોધ માટે પણ અનેકાન્તવાદમાં સ્થાન નથી; કેમકે એક આત્મ-દ્રવ્યમાં એકી વખતે ધર્મ અને અધર્મ બંને સંભવે છે. આમાં એકની ગૌણતા અને બીજાની પ્રધાનતા માનવા અનેકાતવાદી તૈયાર છે, કેમકે દ્રવ્ય અને પર્યાયમા એક બીજાની ગૌણતા અને પ્રધાનતા રહેલી જ છે. વળી વૈશેષિકને પણ કાલમાં અને દ્રવ્યમા ધર્મ અને અધર્મ સ્વીકારવા જ પડે તેમ છે; નહિ તો પ્રતિબન્ધ્ય પ્રતિબંધક ભાવ જ નહિ સંભવે આથી નિત્યતા અને અનિત્યતા વચ્ચે વિરોધ હોય તો તે કેવળ વાણી પૂરતો છે વળી વિશેષ (વ્યક્તિ) સામાન્યથી અત્યન્ત ભિન્ન છે એવો જૈન મત નથી. એથી કરીને નાદની વૃદ્ધિ પર છે એ કથનનું નિરસન થાય છે. નાદ મોટો,

મધ્ય અને નાનો છે, નહિ કે શબ્દ એવું જે શબરે કહ્યું છે તે ઠીક નથી, કેમકે શબ્દમાં જ તેવા પ્રકારની યોગ્યતા રહેલી છે. તીવ્ર, મંદ, મધ્ય પ્રયત્નની ભિન્નતાને લઇને મહાન્ શબ્દ અલ્પ અને મધ્ય પણ બને છે. એથી કરીને સમાનાધિકરણતારૂપે શબ્દનો જ વ્યવહાર કરાય છે. શબ્દ સિવાય અન્ય કોઇ વસ્તુ શ્રોત્રને ગ્રાહ્ય નથી. નાદ એ શબ્દનો ધર્મ છે એમ કહેવા જતાં તો એ નાદને શબ્દથી ભિન્ન કે અભિન્ન સ્વીકારવો પડશે અને એ બેમાંથી એક પણ પક્ષ દૂષણથી મુક્ત નથી. જેઓ શબ્દને પ્રધાન ( પ્રકૃતિ )નો પરિણામ માને છે તેમણે પણ શબ્દ સામાન્ય અને વિશેષથી યુક્ત તેમજ મૂર્ત સ્વીકારવો પડશે; નહિ તો તેનો કરેલો વ્યવહાર ઉડી જશે. વળી જેઓ શબ્દને શ્રોત્રેન્દ્રિયના વિષયરૂપ તેમજ ઉપાત્ત અને અનુપાત્ત એ બંને મહાભૂત હેતુવાળાં કહે છે તેઓ પણ એને કેવળ વિશેષરૂપ માની શકે તેમ નથી; કેમકે કારણ વિનાના વિશેષો આકાશ કુસુમની સુગંધીની માફક પોતાના સ્વરૂપને કદાપિ પ્રાપ્ત કરી શકતા નથી અને એકાંત ક્ષણિકતા તો દૃષ્ટાંતનો અભાવ હોવાથી અત્યંત દુર્લભ સમજવી. આથી એ વાત સિદ્ધ થઇ કે વિશિષ્ટ પરિણામ દ્વારા ગ્રહણ કરાયેલ શબ્દ પુદ્ગલ–દ્રવ્યરૂપ જ છે.

**શબ્દનું લક્ષણ—**

**“ [1]विवक्षावशादन्वयव्यतिरेकाभ्यां प्रधानगुणभावतया सामान्य-विशेषतोऽर्थस्याभिधायकप्रत्यर्थनियतसङ्गतवर्णादिविभागवद्ध्वनिरूपत्वं शब्दस्य लक्षणम् । ( २३१ )**

અર્થાત્ વિવક્ષાને લઇને અન્વય વ્યતિરેક દ્વારા પ્રધાન અને ગૌણ એમ બંને ભાવથી સામાન્ય અને વિશેષ યુક્ત અર્થને કહેવાવાળો અને દરેક અર્થના પ્રતિપાદનમાં નિયમિત રૂપે સંગત એવો વર્ણાદિક [2]વિભાગવાળો ધ્વનિ ‘ શબ્દ ’ કહેવાય છે.

અનાદિ વૃદ્ધ પરંપરાના સંકેતની પ્રસિદ્ધિને લઇને દરેક અર્થ પ્રતિનિયત છે. પરસ્પરની અપેક્ષાથી પોતાના અભિધેયની એકાર્થકારિતાને લઇને સંગતતા છે કે જે હકીકત શિબિકા ઉપાડનારાને લાગુ પડે છે.

ધ્વનિ જ શબ્દ છે–શ્રોત્રગ્રાહ્ય છે એમ ન માનતાં સ્ફોટ તેમ છે એમ શાલાતુરીય મત અનુસાર વૈયાકરણ માને છે. ધ્વનિનો ઉચ્ચાર થતાં તે ખરેખર સ્ફોટનો અભિવ્યંજક બને છે અને એથી અભિવ્યક્તથી અર્થની પ્રતીતિ થાય છે. પરંતુ આ માન્યતા ઠીક નથી, કેમકે તેમા અનિત્યતારૂપ આપત્તિ આવે છે, કેમકે મૂલ [3]કીલ–જળની પેઠે સ્ફોટની અભિવ્યજ્યમાનતા છે. તેમજ પ્રદીપાદિની જેમ અર્થની પ્રતીતિની હેતુતા છે. પ્રદીપાદિની નિત્યતા માનતાં તો દૃષ્ટા-

---

૧ આ લક્ષણ **તત્ત્વાર્થ** ( અ. ૫, સૂ. ૨૪ )ની બૃહદ્વૃત્તિ ( પૃ ૩૫૭ )ની નિમ્ન-લિખિત પંક્તિને શબ્દશ મળતું આવે છે એટલે એના ઉપરથી જ યોજાયેલું જણાય છે.—

**“ विवक्षावशादन्वयव्यतिरेकाभ्यां प्रधानगुणभावतया सामान्यविशेषवतोऽर्थस्याभिधायकः प्रत्यर्थनियतसङ्गतवर्णादिविभागवान् ध्वनिरेव शब्दः । ”**

૨ વર્ણ, પદ, વાક્ય એ બધા વિભાગો છે

૩ ગ્રાહલો, કાચડ, જવાલા, કોણી ઇત્યાદિ એના વિવિધ અર્થો છે.

ન્તનો અભાવ ઉપસ્થિત થાય છે. વળી ધ્વનિઓ સ્ફોટને વ્યક્ત કરતા નથી, કેમકે ગંધની જેમ તેઓ અચાક્ષુષ પ્રત્યક્ષતાવાળા છે. એથી કરીને ધ્વનિરૂપ શબ્દ સ્મૃતિનું કારણ છે. સમસ્ત શબ્દો પૂર્વ વ્યુત્પન્ન સંકેતને અધીન હોવાથી અર્થનું પ્રત્યાયન છે. ત્યાર બાદ પૂર્વ ઉપલબ્ધ અર્થના અનુસ્મરણથી શબ્દ-વિજ્ઞાન સ્માર્ત છે. વિશેષમાં શબ્દાર્થ કંઇ અન્ય અપોહ માત્ર નથી, કેમકે વિધિની અપેક્ષાથી રહિત એવા વ્યતિરેકની અત્ર અપ્રસિદ્ધિ છે તેમજ વ્યતિરેકથી રહિતની અનુપલબ્ધિ છે પરસ્પર સાપેક્ષ એવા અન્વય અને વ્યતિરેક વડે સર્વત્ર અર્થનું જાણવાપણું હોવાથી વ્યતિરેકની જ પ્રધાનતા છે એમ કહેવું વ્યાજબી નથી આ વાત શ્રીદત્તકે ભિક્ષુકે નીચે મુજબ સૂચવી છે:—

" अर्थान्तरापोहं हि स्वार्थे कुर्वती श्रुतिरभिधत्त इत्युच्यते । "

અર્થાત્ જેમ વૃક્ષ શબ્દ અવૃક્ષ શબ્દની નિવૃત્તિ સ્વ અર્થમાં કરતો વૃક્ષરૂપ પોતાના અર્થની પ્રતીતિ કરાવે છે એમ જેમ કહેવાય છે તેમ નિવૃત્તિવિશિષ્ટ વસ્તુ તે શબ્દાર્થ છે, નહિ કે નિવૃત્તિમાત્ર. નિવૃત્તિ માત્ર વસ્તુ તો અનુલક્ષણીય છે, કેમકે ગધેડાના શીંગડાની તીક્ષ્ણતાદિના વર્ણનની પેઠે તે અવસ્તુરૂપ છે. અત્ર પૂર્વે વિધિથી ઘટનું ગ્રહણ કરી પછીથી અન્ય અપોહ કરે છે એમ નથી. વળી અન્ય અપોહ કર્યા બાદ ઘટને કાલના ભેદ પૂર્વક ગ્રહણ કરે છે એમ પણ નથી. ક્રમસર ગ્રહણને વિષે તો અત્યંત હ્રસ્વતાને તેમજ ક્ષણિકતાને લીધે સર્વ ભાવોને વિષે. ધ્વનિને વિષે તેમજ જ્ઞાનને વિષે એ વ્યાપારોનું અનુસ્થાન યુક્ત નથી. જો આ વાત સંતાનથી સંગત બને છે એમ કહેવામાં આવે તો તે અયુક્ત છે, કેમકે સંતાન અવસ્તુરૂપ છે. એ પ્રમાણે તો ઘટનું ગ્રહણ અને અન્ય અપોહ એ બંને સમકાલે સિદ્ધ થાય છે. દાખલા તરીકે સૂર્યના સ્વભાવને લઇને સૂર્યનો ઉદય થતાં અંધકારનો નાશ અને સ્વરૂપનું પ્રકાશન થાય છે. આ પ્રમાણેની પરિસ્થિતિ હોવાથી અભિધેય સામાન્ય તેમજ વિશેષ છે એ વાત ઇચ્છા વિરુદ્ધ પણ અન્ય અપોહ શબ્દાર્થવાદીને સ્વીકારવી પડશે. અન્વય અને વ્યતિરેકની સમાનકક્ષતાને લઇને વિધેય પણ પ્રધાન જ હો, કેમકે એ સામે ગ્રહણ કરાયેલા ધવ અને ખદિરની પેઠે એ અર્થોને વિષે એકની ગૌણતાની કલ્પના સમુચિત છે. અન્વયની પ્રધાનતા સ્વીકારતાં પ્રયત્નાનંતરીયકતા અવ્યાપ્ત સપક્ષતાવાળી હોઇ અનિત્યતા જણાવે છે. કહ્યું પણ છે કે વ્યાપ્ત- સપક્ષ જણાવે છે, નહિ કે અવ્યાપ્ત સપક્ષ એટલું તો કહેવું જ પડશે કે અન્વયથી નિરપેક્ષ વ્યતિરેક અર્થ જણાવતો નથી તેમજ વળી વ્યતિરેકથી નિરપેક્ષ અન્વય પણ અર્થનું પ્રતિપાદન કરવા અસમર્થ છે.

પરસ્પર સાપેક્ષતાને વિષે શિબિકા ઉપાડનારાની પેઠે સર્વત્ર પ્રધાનતા છે અથવા કદાચિત વિવક્ષા અનુસાર એક બીજાની ગૌણતા અને પ્રધાનતાની કલ્પના કરાય છે. [1]**દ્વાદશશતિકા** આ વાતને સમર્થિત કરે છે, કેમકે ત્યાં કહ્યું પણ છે કે જે કંઇ કહેવાયું હોય તે શું અપ્રાસંગિકનો અર્થ છે કે પ્રતિષેધ ? એ તો કેવળ પ્રતિષેધ છે, કિન્તુ એ વસ્તુનો કોઇક ભોગાર્થાન્તરની નિવૃત્તિ દ્વારા લોકમાં જણાય છે.[1] જેમકે શીંગડા હોવાથી તે અશ્વ નથી. વળી વિશેષ અર્થથી આક્ષિપ્ત નથી, કેમકે તેનો સાક્ષાત્ ઉલ્લેખ કરાય છે. જેમ સામાન્ય કહેવાય છે તેમ વિશેષ પણ કહેવાય

---

૧ જુઓ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( પૃ ૩૫૭ ).

છે. એથી અત્ર ઉભયને મુખ્ય કહેવું. આથી કરીને અભિધેય સામાન્ય અને વિશેષ એમ ઉભય સ્વરૂપી છે.

**બન્ધના ભેદ-પ્રભેદો—**

પરસ્પર આશ્લેષરૂપ બન્ધના સંબંધમાં **ભગવતી** ( શ. ૮, ઉ. ૯ ) સુંદર પ્રકાશ પાડે છે. એના આધારે અત્ર થોડોક ઊહાપોહ કરીશું. સૌથી પ્રથમ તો એ વાત નોંધી લઇએ કે બન્ધના વૈસ્રસિક અને પ્રાયોગિક એ બે મુખ્ય ભેદો છે. જીવ અને શરીરનો સંબંધ, લાકડી અને લાખનો સંબંધ વગેરે જે સંબંધોમાં પ્રયત્નની અપેક્ષા રહેલી છે તે સર્વ સંબંધો 'પ્રાયોગિક બન્ધ' કહેવાય છે, જ્યારે વિજળી, વાદળાં, મેઘધનુષ્ય ઇત્યાદિની રચના કે જેમાં પ્રયત્નની અપેક્ષા નથી, કિન્તુ જે સ્વભાવજન્ય છે તે 'વૈસ્રસિક બન્ધ' છે. ટુંકમાં કહીએ તો જીવના પ્રયોગથી કરાતો બન્ધ તે 'પ્રાયોગિક' છે, જ્યારે સ્વભાવસંપન્ન બન્ધ તે 'વૈસ્રસિક' છે. તેમાં વિસ્રસા-બન્ધના સાદિ અને અનાદિ એમ બે પ્રકારો છે. તેમાં વળી સાદિ વૈસ્રસિક બન્ધના ( ૧ ) બન્ધન-પ્રત્યય, ( ૨ ) ભાજન-પ્રત્યય અને ( ૩ ) પરિણામ-પ્રત્યય એમ ત્રણ અવાંતર ભેદો છે. સ્નિગ્ધત્વાદિ ગુણરૂપ નિમિત્ત દ્વારા દ્વિપ્રદેશિકથી માંડીને તે અનંતપ્રદેશિક પરમાણુઓનો જે બન્ધ થાય છે તે 'બન્ધન-પ્રત્યયિક' જાણવો. અર્થાત્ દ્વયણુકાદિ સ્કંધોનો વિષમ સ્નિગ્ધતા વડે, વિષમ રૂક્ષતા વડે અને વિષમ સ્નિગ્ધ-રૂક્ષતા વડે બન્ધન-પ્રત્યયિક સાદિ વૈસ્રસિક બન્ધ થાય છે.[1] આ બન્ધ જઘન્યથી એક સમય સુધી અને ઉત્કૃષ્ટથી અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી સુધી રહે છે.

ભાજન એટલે આધાર અને પ્રત્યય એટલે નિમિત્ત; આથી આધારરૂપ નિમિત્ત દ્વારા થતો બન્ધ 'ભાજન-પ્રત્યયિક' જાણવો. એક ભાજનમાં રહેલી જુની મદિરા જે સ્ત્યાન ( ઘટ્ટ ) બને છે તેમ જ જુના ગોળનો અને જુના ચોખાનો જે પિંડ થાય છે તે 'ભાજનપ્રત્યયિક બન્ધ' છે. આ બન્ધ જઘન્યથી અન્તર્મુહૂર્ત સુધી અને ઉત્કૃષ્ટથી અસંખ્ય કાલ સુધી રહે છે.

પરિણામ એટલે રૂપાંતર. પરિણામરૂપ નિમિત્ત દ્વારા જે બન્ધ થાય તે 'પરિણામ-પ્રત્યયિક' જાણવો. વાદળાઓ, [2]અભ્રવૃક્ષો, [3]સંધ્યા, [4]ગાંધર્વનગરો,

---

૧ આની વિશેષ માહિતી માટે જુઓ પૃ ૬૭૪-૬૭૭

૨ વાદળાના ઝાડ જેવા ઘાટને 'અભ્રવૃક્ષ' કે 'મેઘતરુ' કહેવામાં આવે છે. એ વૃક્ષ નીલ છે અને એનો અગ્ર ભાગ દહીંના જેવો છે. એ સૂર્યને ઢાંકનારો અને આકાશની વચ્ચે હોય છે. જુઓ **બૃહત્સંહિતા** ( પૃ ૪૩૨ )

૩ અડધા આથમેલા અને અડધા ઉગેલા સૂર્યને લીધે જ્યાં સુધી આકાશ અસ્પષ્ટ રહે છે, તેટલો વખત 'સંધ્યા' કહેવાય છે. દિવસ અને રાત્રિની સંધિ ( સાંધા )ના ભાગને 'સંધ્યા' કહેવામાં આવે છે અને એ જ્યોતિ ( તારાઓ ) દેખાતા પૂરી થાય છે. જુઓ **બૃહત્સંહિતા** ( પૃ. ૪૨૬ ). **અનુયોગદ્વાર** ( સૂ. ૧૨૬ )ની મલધારીય શ્રીહેમચન્દ્રસૂરિકૃત વૃત્તિના ૧૨૧મા પત્રમા શ્યામ, નીલ વગેરે રંગની વાદળાની પરિણતિ તે 'સંધ્યા' છે એમ કહ્યું છે અને તે અત્ર પ્રાસંગિક છે.

૪ વાદળા ઉપર પડતાં સૂર્યનાં કિરણોને લીધે આકાશમા થતો નગરનો દેખાવ 'ગાંધર્વનગર' કહેવાય છે. એ ધોળું, લાલ, પીળું અને કાળુ હોય છે-અનેક રંગનું અને આકારવાળુ એ હોય છે તેમજ વળી પતાકા, ધજા અને તોરણોથી વિભૂષિત હોય છે. જુઓ **બૃહત્સંહિતા** ( પૃ. ૪૭૮ ).

[1]ઉલ્કાપાતો, [2]દિગ્દાહો, ગર્જારવો, વિજળીઓ, ધૂળની વૃષ્ટિઓ, [3]યૂપો, [4]યક્ષાદીપ્તો (યક્ષાદીપ્તક); [5]ધૂમિકા, [6]મહિકા, [7]રજનો ઉદ્‌ઘાત, ચંદ્રગ્રહણો, સૂર્યગ્રહણો, ચંદ્ર-[8]પરિવેષો, સૂર્ય-પરિવેષો, [9]પ્રતિચંદ્રો, [10]પ્રતિસૂર્યો, ઇન્દ્રધનુષ્ય, [11]ઉદકમત્સ્ય, [12]કપિહસિત અને [13]અમોઘોનો 'પરિણામ-પ્રત્યયિક' બન્ધ છે. આ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી છ મહિના પર્યંત રહે છે.

( ૧ ) ધર્માસ્તિકાયનો અન્યોન્ય અનાદિ વિસ્રસા-બન્ધ, ( ૨ ) અધર્માસ્તિકાયનો અન્યોન્ય અનાદિ વિસ્રસા-બન્ધ અને ( ૩ ) આકાશાસ્તિકાયનો અન્યોન્ય અનાદિ વિસ્રસા-બન્ધ એમ અનાદિ વિસ્રસા-બન્ધના ત્રણ પ્રકારો છે.

ધર્માસ્તિકાયાદિના પ્રદેશોનો પરસ્પર જે અનાદિ વિસ્રસા-બન્ધ છે તે અત્ર વિવક્ષિત છે. આ ત્રણે જાતના બન્ધો [14]દેશ-બન્ધ છે, કિન્તુ સર્વ-બન્ધ નથી. ધર્માસ્તિકાયના પ્રદેશો પરસ્પરના

---

૧ સ્વર્ગનાં સુખોને ભોગવીને પડતા આત્માઓનાં રૂપો ' ઉલ્કા ' કહેવાય છે તેના ધિષ્ણ્ય, ઉલ્કા, અશનિ, વિદ્યુત્ અને તારા એમ પાચ પ્રકારો છે. જુઓ **બૃહત્સંહિતા** ( પૃ ૪૫૫ ). આ હકીકત જૈન દર્શનને માન્ય નથી **અનુયોગ**૦ની વૃત્તિમાં આકાશમાંથી પડતા સમૃચ્છિંમ અગ્નિ તરીકે આને ઓળખાવેલ છે તે અત્ર વિવક્ષિત છે. ૨ ભડકા જેવી દિશાઓનુ નામ ' દિગ્દાહ ' છે તે પીળા હોય તો રાજાને ભયરૂપ, અગ્નિના રગનો હોય તો દેશના નાશરૂપ, એમ એના રગો પ્રમાણે એના જુદાં જુદા ફળો છે. જુઓ **બૃ. સં.** (પૃ. ૪૨૯). અન્ય દિશામા મૂળમા છેદાયેલી અગ્નિની જ્વાળાથી વ્યાપ્ત આકાશ એમ **અનુ**૦માં કહ્યુ છે. ૩ સન્ધ્યા છેદાવરણ એટલે યૂપ એવો અર્થ **આવશ્યક**માં પણ છે એમ **અનુ**૦ વૃત્તિકાર કહે છે. ૪ આકાશમાં દેખાતા અગ્નિ-પિશાચો ૫ લૂખી તેમજ છૂટીછવાઇ ધૂમાડાના જેવી અભ્રની રચના ૬ સ્નિગ્ધ તથા ઘન એવી મેઘની રચના. એ ચીકણી અને ઘન હોવાથી તો જમીન ઉપર પડતા સાર્દ્ર શ્વાસ વગેરે રૂપે જણાય છે. ૭ રજસ્વલા દિશા એટલે ધૂળથી વ્યાપ્ત દિશા. ૮ થોડાક વાદળાવાળા આકાશમા પ્રતિબિંબ પામેલા સૂર્ય અને ચદ્રના કિરણો વાયુ દ્વારા મંડળરૂપે પરિણમી જે અનેક વર્ણ અને વિવિધ આકારને ધારણ કરે છે તે 'પરિવેષ' કહેવાય છે. જુઓ **બૃ સ** (પૃ. ૪૬૬). ૯ ઉત્પાત વગેરે સૂચવનાર બીજો ચન્દ્ર એ પ્રમાણે પ્રતિસૂર્ય માટે પણ સમજવું ૧૦ કેટલીક વાર સૂર્યના ઉદયથી માંડીને તે એક પ્રહર પર્યંત સૂર્યની આસપાસ થોડા વાદળા જામેલા હોય છે, ત્યારે તે વાદળાનુ કુડાળુ સૂર્યનાં કિરણોને લઇને બીજા સૂર્ય જેવુ દેખાય છે આનું નામ ' પ્રતિસૂર્ય ' છે. આવો પ્રતિસૂર્ય સૂર્યના અસ્ત સમયે પણ જોવાય છે જુઓ **બૃ સ** (પૃ ૪૮૦) ૧૧ માછલા જેવા આકારનો મેઘ ' ઉદકમત્સ્ય ' કહેવાય છે જુઓ **બૃ સ.** (પૃ ૪૨૯). **અનુ**૦ વૃત્તિ પ્રમાણે તો ઇન્દ્રધનુષ્યના ખડોનું નામ ' ઉદક-મત્સ્ય ' છે ૧૩ સૂર્યનાં જે કિરણો આકાશમાં બધે પસરી ગયેલા હોય છે, તથા વળી ધોળા, સરળ (સીધા) અને અખડ તેમજ સ્નિગ્ધ હોય છે તે ' અમોઘ ' કહેવાય છે એ કિરણો વૃષ્ટિના સૂચક છે જુઓ **બૃ સ** (પૃ ૪૨૯). આ પ્રમાણેના ઉલ્લેખો **વારાહીસહિતા** કે **બૃહત્સહિતામા** છે એમ **ભગવતી**ના પ **બેચરદાસ**કૃત અનુવાદ ( ખં. ૨, પૃ ૧૧૧-૧૧૨ )મા સૂચવાયેલ છે

૧૪ " देशबन्धो यथा सङ्कलिकाकटिकानाम्, ..सर्वेत. सर्वात्मना बन्धः सर्वबन्धो यथा क्षीरनीरयो· "

અર્થાત્ સકલિકા અને કટિકાનો બધ તે ' દેશ-બન્ધ ' છે, જ્યારે દૂધ અને જળની જેમ સર્વાંશે બન્ધ તે ' સર્વ-બન્ધ ' છે.

સંસ્પર્શ પૂર્વક રહેલા હોવાથી તેમનો દેશ-બન્ધ જ છે, નહિ કે સર્વ-બન્ધ. તેમ છતા જો સર્વ-બન્ધ માનવામાં આવે તો એક પ્રદેશમાં બીજા પ્રદેશોનો અંતર્ભાવ થાય અને તેમ થતાં ધર્માસ્તિકાય એક પ્રદેશરૂપ થાય. આ પ્રમાણે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય માટે પણ સમજી લેવું. આ ત્રણેના અન્યોન્ય અનાદિ વિસ્રસા-બન્ધો સર્વકાલીન છે-સમગ્ર કાલ સુધી રહે છે-શાશ્વત છે.

## પ્રાયોગિક બન્ધના પ્રકારો—

આપણે ૬૬૧મા પૃષ્ઠમા જોઇ ગયા તેમ જીવના પ્રદેશોનો કે ઔદારિકાદિ દેહના પુદ્ગલોનો જે બન્ધ થાય છે તે 'પ્રાયોગિક' છે. આના ત્રણ પ્રકારો છે:—(૧) અનાદિ અપર્યવસિત (અનંત), (૨) સાદિ અપર્યવસિત અને (૩) સાદિ સપર્યવસિત (સાન્ત). તેમાં અસંખ્યાત પ્રદેશવાળા જીવના જે આઠ મધ્ય પ્રદેશો છે-'રુચક' પ્રદેશો છે તેનો અનાદિ અપર્યવસિત બન્ધ છે, કેમકે જ્યારે જીવ કેવલિ-સમુદ્દ્ઘાતના સમયે લોકને વ્યાપીને રહે છે ત્યારે પણ તે તેવી જ સ્થિતિમાં રહે છે; બીજા પ્રદેશોમાં તો વિપરિવર્તન થતું હોવાથી તેનો બધ અનાદિ અપર્યવસિત નથી, કિન્તુ સાદિ સપર્યવસિત છે. તેની સ્થાપના : : આ ચાર પ્રદેશોની ઉપર બીજા ચાર પ્રદેશો આવેલા છે એ પ્રકારની છે એ પ્રમાણે સમુદાયથી આઠ પ્રદેશોનો બન્ધ કહેલો છે. તે આઠ પ્રદેશોમા પણ કોઇ પણ એક પ્રદેશનો તેની પાસે રહેલા બે પ્રદેશો અને ઉપર કે નીચે રહેલા એક પ્રદેશ સાથે એમ ત્રણ ત્રણ પ્રદેશો સાથે અનાદિ અપર્યવસિત બન્ધ છે. એટલે કે કોઇ ઉપરના પ્રતરનો એક પ્રદેશ વિવક્ષિત હોય તો તેની પાસેના બે પ્રદેશ સિવાયનો એક પ્રદેશ તેમજ તેની નીચેનો એક પ્રદેશ છોડીને બાકીના નીચેના પ્રતરના બે પ્રદેશો વ્યવહિત હોવાથી તેનો સંબંધ સંભવતો નથી. એ પ્રમાણે નીચેના પ્રતરના પ્રદેશો માટે સમજી લેવું. આ પ્રમાણેની ચૂર્ણિકારની વ્યાખ્યા છે ટીકાકારની વ્યાખ્યા તો દુર્બોધ્ય હોવાથી અત્ર તેનો પરિહાર કરાયો છે એમ **શ્રીઅભયદેવસૂરિ ભગવતી**ની વૃત્તિના ૩૬૮મા પત્રમાં કથે છે. આઠ મધ્ય પ્રદેશોને છોડીને બાકીના પ્રદેશોનો બન્ધ સાદિ છે, કેમકે તેમાં પરિવર્તન થાય છે આ પ્રમાણે પ્રથમ ભંગ (ભાગો) સમજવો અનાદિ સપર્યવસિત એવો બીજો ભંગ અત્ર લાગુ પડી શકતો નથી, કેમકે અનાદિ સંબદ્ધ આઠ જીવ-પ્રદેશોમા પરિવર્તનનો અવકાશ નહિ હોવાથી બન્ધની સપર્યવસિતાની ઉપપત્તિ શકય નથી હવે ત્રીજા સાદિ અપર્યવસિત ભંગને વિચાર કરીશું તો જણાશે કે સિદ્ધના જીવ-પ્રદેશોનો બન્ધ આ પ્રકારનો છે, કેમકે શૈલેશી અવસ્થામા સ્થાપિત કરેલા પ્રદેશો, સિદ્ધપણામાં પણ તેવાને તેવા જ રહે છે. ચોથા ભંગરૂપ સાદિ સપર્યવસિત બન્ધના ચાર ભેદો છે—(૧) આલાપન-બન્ધ, (૨) આલીન-બન્ધ, (૩) શરીર-બન્ધ અને (૪) શરીરપ્રયોગ-બન્ધ. 'આલાપન' એટલે દોરડુ વગેરે. દોરડા વગેરે વડે થતો તૃણાદિનો બન્ધ તે 'આલાપન-બન્ધ' છે. અર્થાત્ ઘાસના, લાકડાના, પાંદડાના, પલાલના અને વેલાના ભારાઓનો આલાપન-બન્ધ છે. વળી નેતરની વેલ, છાલ, વાધરી, દોરડાં, વેલ, કુશ અને ડાભ આદિથી આલાપન-બન્ધ થાય છે. આ બન્ધનો જઘન્ય કાલ અંતર્મુહૂર્તનો અને ઉત્કૃષ્ટ સંખ્યાત કાલનો છે.

એક પદાર્થનો બીજા પદાર્થની સાથે લાખ વગેરે દ્વારા જે બન્ધ થાય છે તે 'આલીન-બન્ધ' છે. આ આલીન-બન્ધના ચાર ભેદો છે.—(૧) શ્લેષણા-બન્ધ, (૨) ઉચ્ચય-બન્ધ, (૩) સમુચ્ચય-બન્ધ અને (૪) સંહનન-બન્ધ શિખરોનો, કુટ્ટિમોનો (ફરસબંધીઓનો), સ્તંભોનો,

પ્રાસાદોનો, કાષ્ઠોનો, ચામડાંનો, ઘડાઓનો, કપડાઓનો અને સાદડીઓનો ચૂના વડે, માટી વડે, કાદવ વડે, શ્લેષ ( વજ્રલેપ ) વડે, લાખ વડે, મીણ વગેરે શ્લેષણ દ્રવ્યો વડે થતો બન્ધ 'શ્લેષણા-બન્ધ' છે. આ બન્ધ જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાત કાલ સુધીનો છે.

ઘાસ, લાકડાં, પાંદડાં, તુષ, ભુસું, છાણ, કચરો, રાખ વગેરેના ઢગલાનો જે ઊંચો બન્ધ થાય છે તે 'ઉચ્ચય-બન્ધ' છે. આ જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાત કાલ પર્યંત હોય છે.

કુવા, તળાવ, નદી, દ્રહ, વાવ, પુષ્કરિણી, દીર્ઘિકા, [1]ગુંજાલિકા, સરોવરો, સરોવરોની શ્રેણિ, મોટા સરોવરોની હાર, બિલની પંક્તિ, દેવકુલ, સભા, પરબ, સ્તૂપ, ખાઇઓ, પરિઘો, કિલ્લાઓ, કાંગરાઓ, [2]ચરિકો, દરવાજા, ગોપુર, તોરણ, પ્રાસાદ, ઘર, શરણ, લેણ ( ગૃહ-વિશેષ ), હાટો, શીંગોડા જેવા આકારના માર્ગો, ત્રિકમાર્ગ, ચતુષ્કમાર્ગ, ચત્વરમાર્ગ, ચતુર્મુખમાર્ગ, રાજમાર્ગ વગેરેનો ચુના, કચરા અને શ્લેષ ( વજ્રલેપ )ના સમુદાય વડે જે બન્ધ થાય છે તે '[3]સમુચ્ચય-બન્ધ' છે. આની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ ઉચ્ચય-બન્ધ જેટલી છે.

સંહનન બન્ધના બે ઉપભેદો છે.-( ૧ ) દેશ-સંહનન અને ( ૨ ) સર્વ-સંહનન. કોઇ વસ્તુના દેશથી-અંશથી કોઇ વસ્તુના દેશનો-અંશનો પરસ્પર સંબંધરૂપ બન્ધ તે 'દેશસંહનન બન્ધ' છે, જ્યારે સર્વાત્મ સંબંધરૂપ બન્ધ તે 'સર્વસંહનન-બન્ધ' છે. ગાડાનાં અંગોનું એકત્ર બન્ધન તે પ્રથમ પ્રકાર છે, જ્યારે દૂધમાં જળનો બંધ તે દ્વિતીય પ્રકાર છે. વિસ્તારથી કહીએ તો ગાડા, રથ, યાન ( નાની ગાડી ), [4]યુગ્ય, હાથીની અંબાડી, [5]અટ્ટપલાણ, શિબિકા અને [6]સ્યન્દમાની તેમજ લોઢી, લોઢાના કડાયા, કડછા, આસન, શયન, સ્તંભ, માટીનાં વાસણો, પાત્ર, વિવિધ ઉપકરણો ઇત્યાદિ પદાર્થોનો જે સંબંધ થાય છે તે 'દેશસંહનન-બન્ધ' છે. આ જઘન્યથી અંતર્મુહૂર્ત કાલ સુધી અને ઉત્કૃષ્ટથી સંખ્યાત કાલ સુધી રહે છે

સમુદ્ઘાત કરતી વેળા વિસ્તારેલા અને સંકોચી દીધેલા જીવ-પ્રદેશોના સંબંધથી તૈજસાદિ શરીરના પ્રદેશોનો જે સંબંધ છે તે 'શરીર-બન્ધ' છે. કેટલાક આને બદલે 'શરીરિ-બન્ધ'નો નિર્દેશ કરે છે અને તેનું લક્ષણ એમ સૂચવે છે કે સમુદ્ઘાત કરવામાં વિક્ષિપ્ત જીવ-પ્રદેશોના સંકોચને વિષે જે બન્ધ છે તે 'શરીરિ-બન્ધ' છે શરીર-બન્ધના (૧) પૂર્વપ્રયોગપ્રત્યયિક અને (૨) પ્રત્યુત્પન્ન-પ્રયોગપ્રત્યયિક એમ બે પ્રકારો છે. વેદના, કષાયાદિ [7]સમુદ્ઘાતરૂપ જીવના વ્યાપારરૂપ નિમિત્તને લઇને થયેલો જીવ-પ્રદેશોનો એટલે કે તદાશ્રિત તૈજસ કાર્મણ શરીરના પ્રદેશોનો બન્ધ તે પ્રથમ પ્રકાર છે. વર્તમાન કેવલિ-સમુદ્ઘાતરૂપ જીવના વ્યાપારથી થયેલો તૈજસ કાર્મણ શરીરનો બન્ધ

---

૧ વક્ર સારિણી કે ગોળ પુષ્કરિણી. ૨ કિલ્લાની કે નગરની વચમાનો રસ્તો.

૩ " सङ्गतः-उच्चयापेक्षया विशिष्टतर उच्चयः समुच्चयः, स एव बन्धः समुच्चय-बन्धः । "

૪ 'ગોલ્લ' દેશમાં પ્રસિદ્ધ બે હાથ પ્રમાણ વેદિકાથી યુક્ત જંપાન

૫ પુરુષ પ્રમાણ જંપાન-વિશેષ, જંપાન એટલે સુખાસન, એક જાતની શિબિકા

૬ એક જાતનું વાહન ૭ શરીરની બહાર જીવના પ્રદેશોનો પ્રક્ષેપ

તે દ્વિતીય પ્રકાર છે. અર્થાત્ કેવલિ-સમુદ્ઘાત વડે સમુદ્ઘાત કરતા અને એ સમુદ્ઘાતથી પાછા ફરતા, વચ્ચે મંથાનમાં વર્તતા કેવલજ્ઞાની અનગારના તૈજસ અને કાર્મણ શરીરોનો જે બન્ધ થાય તે દ્વિતીય પ્રકાર છે. સમુદ્ઘાતથી નિવૃત્ત થતી વેળા કેવલીના જીવ-પ્રદેશો સંઘાતને પામે છે અને એ પ્રદેશોને અનુસરીને તૈજસાદિ શરીરના પ્રદેશોનો પણ બન્ધ થાય છે

શરીર-બન્ધને સ્થાને જેઓ શરીરિ-બન્ધ માને છે તેમના મત પ્રમાણે પણ આના પૂર્વ-પ્રયોગજ અને પ્રત્યુત્પન્નપ્રયોગજ એમ બે પ્રકારો છે. તેમાં શરીરથી બહાર પ્રક્ષેપેલા તૈજસ અને કાર્મણના પરમાણુઓ અન્ય સમુદ્ઘાતને વિષે ફરીથી સંકોચાય ત્યારે જે બંધ થાય તે પહેલો પ્રકાર છે. બીજા પ્રકારની વ્યાખ્યા તૈજસ કાર્મણના આશ્રયરૂપ હોવાથી તૈજસ કાર્મણ શરીરિ-પ્રદેશોનો બંધ એમ અર્થ કરવો.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે આત્મ--પ્રદેશનો વિસ્તાર થતાં તૈજસ અને કાર્મણ શરીરોનો પણ વિસ્તાર થાય છે, જ્યારે આત્મ--પ્રદેશોનો સંહાર (સંકોચ) થતાં એ બે શરીરોનો પણ સંઘાત (સંકોચ) થાય છે. જુઓ **દ્રવ્યલોકપ્રકાશ** ( સ. ૧૧, શ્લો. ૪૨ ). શરીર-પ્રયોગ--બન્ધના પાંચ શરીરો આશ્રીને પાંચ પ્રકારો છે. વળી તેમાં ઔદારિક-શરીર-પ્રયોગ-બન્ધ વગેરેના અવાંતર ભેદો પણ છે, પરંતુ ગ્રન્થ--ગૌરવના ભયથી તે અત્ર ન આપતાં **ભગવતી** ( શ. ૮, ઉ. ૯, સૂ. ૩૪૮--૩૫૨ ) જોવા વિશેષાર્થીને ભલામણ છે.

**તત્ત્વાર્થરાજ૦ પ્રમાણે બન્ધના પ્રકારો—**

**તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૩૨-૨૩૩ ) તરફ નજર કરતાં જણાય છે કે એ ગ્રંથમાં પણ વૈસ્રસિક અને પ્રાયોગિક એમ બન્ધના બે જ પ્રકારો સૂચવાયા છે. વળી ત્યાં વૈસ્રસિક બન્ધના સાદિ અને અનાદિ એવા બે અવાંતર પ્રકારો પણ નિર્દેશાયા છે. સ્નિગ્ધ રૂક્ષ ગુણરૂપ નિમિત્તવાળો અને વિદ્યુત્, ઉલ્કા, જલધારા વગેરે વિષયક બન્ધ તે સાદિ 'વૈસ્રસિક બન્ધ' છે. અનાદિ વૈસ્રસિક બન્ધના નવ પ્રકારો છે. જેમકે ધર્માસ્તિકાયબન્ધ, ધર્માસ્તિકાયદેશબન્ધ, ધર્માસ્તિકાયપ્રદેશબન્ધ તેમજ અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય પરત્વે આવા ત્રણ ત્રણ ભેદો. સમગ્ર પદાર્થ ધર્માસ્તિકાય કહેવાય. એનો અડધો ભાગ દેશ કહેવાય અને અર્ધાર્ધ ( ચતુર્થાંશ ) પ્રદેશ કહેવાય એવી અત્ર વ્યાખ્યા છે તે વિચારણીય જણાય છે. કાલના પરમાણુઓને વિષે પણ નિરંતર પરસ્પર વિશ્લેષનો અભાવ હોવાથી એનો બન્ધ પણ અનાદિ છે. જીવના પ્રદેશો સંહાર અને વિસર્પણશીલ હોવા છતાં તેમનો પરસ્પર વિયોગ ન થતો હોવાથી તેમનો બન્ધ અનાદિ છે. ધર્મ, અધર્મ, કાલ અને આકાશને વિષે પરસ્પર વિયોગનો અભાવ હોવાથી એ બધાના બન્ધો પણ અનાદિ છે. વિવિધ જીવોનો પણ ઇતર દ્રવ્યોની સાથેનો બન્ધ સમાન્ય રીતે વિચારતાં અનાદિ છે. પુદ્ગલ-દ્રવ્યો પૈકી મહાસ્કંધાદિનો બન્ધ પણ સામાન્યતઃ અનાદિ છે.

પુરુષના કાયિક, વાચિક અને માનસિક સંયોગને 'પ્રયોગ' કહેવામાં આવે છે. પ્રયોગરૂપ પ્રયોજનવાળો બન્ધ 'પ્રાયોગિક' છે. એના અજીવવિષયક અને જીવાજીવવિષયક એમ બે ભેદો પડે છે. એકલા અજીવ પદાર્થોનો જે બંધ તે અજીવવિષયક પ્રાયોગિક બંધ

જાણવો જેમકે લાકડી અને લાખનો સબંધ જીવાજીવવિષયક પ્રાયોગિક બન્ધના પ્રથમ તો [1]કર્મબંધ અને [2]નોકર્મબંધ એમ બે પ્રકારો પડે છે. જીવ યથાયોગ્ય કર્મ બનાવવામા કામ લાગે એવા પુદ્ગલો ગ્રહણ કરે છે અને તે પુદ્ગલોનો જે બંધ થાય છે તે 'કર્મ બંધ' જાણવો. નોકર્મબંધ ઔદારિકાદિ વિષયક છે. કર્મબંધ આઠ જ્ઞાનાવરણાદિ પ્રકારનો છે.

નોકર્મબંધના તો આલપન, આલેપન, સશ્લેષ, શરીર અને શરીરિ એમ પાચ પ્રકારો છે. રથ, શકટ ઇત્યાદિકને સાંકળ, દોરડા વગેરેથી બાંધવા તે આલપન-બન્ધ' જાણવો. ભીંત, પ્રાસાદ વગેરેનો માટીના પિંડ, ઇંટ વગેરે દ્વારા થતો બન્ધ તે 'આલેપન-બન્ધ' જાણવો. લાખ અને લાકડાનો બન્ધ 'સંશ્લેષ-બન્ધ' છે શરીર-બંધના ઔદારિકાદિ પાચ પ્રકારો છે અને એના અવાતર પ્રકારો પંદર છે. શરીરિ-બંધના અનાદિ અને સાદિ એમ બે ભેદો છે. તેમા રુચકની પેઠે રહેલા જીવના આઠ મધ્ય પ્રદેશોનો અનાદિ બંધ છે, જયારે બાકીના પ્રદેશોનો સાદિ છે, કેમકે કર્મ નિમિત્તને લઇને તે સંહરણ અને વિસર્પણશીલ છે.

આ પ્રમાણે બન્ધના સબંધમાં આપણે **ભગવતી** તેમજ **તત્ત્વાર્થરાજ૦**નાં કથનો જોયાં. હવે આ પરત્વે આ ગ્રંથકારનું શું કથન છે તે અવલોકીએ. તેઓ પરસ્પર આશ્લેષરૂપ બન્ધના ત્રણ પ્રકારો પાડે છે.—( ૧ ) પ્રાયોગિક, ( ૨ ) વૈસ્રસિક અને ( ૩ ) મિશ્ર.

**પ્રાયોગિક બન્ધનું લક્ષણ—**

**जीवव्यापारघटितत्वे सति शरीरादिविषयकपरस्पराश्लेषरूपत्वं प्रयोगबन्धस्य लक्षणम् । ( २३२ )**

અર્થાત જીવના પ્રયત્નરૂપ નિમિત્તથી બનેલા શરીર વગેરેના બન્ધને 'પ્રાયોગિક' કહેવામા આવે છે. એટલે કે આ બન્ધમા પ્રયત્નની અપેક્ષા રહેલી છે.

**વૈસ્રસિક બન્ધના બે ભેદો—**

વૈસ્રસિક બન્ધના સાદિ અને અનાદિ એમ બે પ્રકારો છે. તેમાં **સાદિ વૈસ્રસિક બન્ધનું લક્ષણ** એ છે કે—

---

૧-૨ કર્મ અને નોકર્મ વચ્ચેનો તફાવત દર્શાવતા તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૨૩૩)મા કહ્યું છે કે—

" आत्मपरिणामेन योगाभावलक्षणेन क्रियत इति कर्म, तदात्मनां स्वतन्त्रीकरणे मूलकारणम् । तदुदयापादितः पुद्गलपरिणाम आत्मनः सुखदुःखबलाधानहेतुः, औदारिकशरीरादिः ईषत् कर्म नोकर्मेत्युच्यते "

અર્થાત્ યોગના અભાવરૂપ આત્માના પરિણામ દ્વારા જે કરાય છે તે 'કર્મ' છે તે જીવોને સ્વતંત્ર કરવામાં મૂળ હેતુરૂપ છે તેના ઉદયથી પ્રાપ્ત થતો પૌદ્ગલિક પરિણામ જીવને સુખ, દુખ, બળ વગેરેના આધાનમા કારણભૂત છે. ઔદારિક શરીર વગેરે થોડું કર્મ 'નોકર્મ' કહેવાય છે.

**विद्युत्-उल्काग्नि-अभ्र-इन्द्रधनुरादिविषयकविषमगुणविशेषपरिणत-परिणामप्रभवस्कन्धपरिणामरूपत्वं सादिविस्रसाबन्धस्य लक्षणम् । ( २३३ )**

અર્થાત્ વીજળી, ઉલ્કાપાતનો અગ્નિ, મેઘ, મેઘધનુષ્ય વગેરે પદાર્થ વિષયક તથા વિષમ ગુણની વિશેષતાથી પરિણત થયેલા એવા પરિણામવિશેષથી ઉત્પન્ન થયેલ જે સ્કંધરૂપ પરિણામ તે ' સાદિ વૈસ્રસિક બન્ધ ' જાણવો.

**અનાદિ વૈસ્રસિક બન્ધનું લક્ષણ—**

**धर्मा--ऽधर्मा--ऽऽकाश--विमान--मेरुप्रमुखविषयकत्वमनादिविस्रसा-बन्धस्य लक्षणम् । ( २३४ )**

અર્થાત્ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, વિમાન, મેરુ ઇત્યાદિ પદાર્થ વિષયક બન્ધ ' અનાદિ વૈસ્રસિક બન્ધ ' જાણવો.

**મિશ્ર બન્ધનું લક્ષણ—**

**प्रयोगविस्रसाभ्यां जीवप्रयोगसहचरिताचेतनद्रव्यपरिणतस्तम्भ-कुम्भादिविषयकविषमगुणविशेषपरिणतपरिणामप्रभवस्कन्धपरिणामरूप-त्वं मिश्रबन्धस्य लक्षणम् । ( २३५ )**

અર્થાત પ્રયોગ અને વિસ્રસા એ ઉભય દ્વારા, જીવના વ્યાપારની મદદથી અચેતન દ્રવ્યરૂપે પરિણમેલાં સ્તમ્ભ, કુમ્ભ વગેરે દ્રવ્યો સાથે સંબંધ ધરાવતો અને વિષમ ગુણવિશેષથી પરિણત થયેલો એવો જે સ્કંધરૂપ પરિણામ તે ' મિશ્ર બન્ધ ' જાણવો. આ પ્રમાણે આપણે સામાન્યતઃ ત્રણે પ્રકારના બન્ધનાં લક્ષણો જોયાં. તેમાથી તાત્પર્ય એ નીકળે છે કે વૈસ્રસિક બન્ધમાં સ્વભાવ જ કારણ છે, પ્રાયોગિક બન્ધમાં જીવનો પ્રયત્ન જ કારણરૂપ છે અને મિશ્ર બન્ધમાં ઉપર્યુક્ત બંને હેતુભૂત છે વળી ઇન્દ્રધનુષ્ય, વાદળાં વગેરે વૈસ્રસિક બન્ધના વિષયો છે ( અન્ય શબ્દોમાં કહીએ તો ઇન્દ્રધનુષ્યાદિકના બંધો વૈસ્રસિક બન્ધો જાણવા ); ઔદારિકાદિક શરીરો, જતુ, કાષ્ઠ ઇત્યાદિક પ્રાયોગિક બન્ધના વિષયો છે; અને સ્તમ્ભ, કુમ્ભ, પટ વગેરે મિશ્ર બન્ધના વિષયો છે.

આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે પ્રસ્તુત ગ્રંથકારે **ભગવતી** કે **તત્ત્વાર્થરાજ૦** પ્રમાણે બન્ધના બે ભેદો ન પાડતા ત્રણ ભેદો દર્શાવ્યા છે, અને તેમ કરીને તેઓ **તત્ત્વાર્થ** ( અ. ૫, સૂ. ૨૪ )ના ભાષ્ય ( પૃ૦ ૩૬૦ )ને અનુસર્યા છે અને વળી એ ત્રણ ભેદોનાં લક્ષણો **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૩૬૦ ) મુજબ પ્રાયઃ અક્ષરશઃ યોજ્યાં છે.

સૌક્ષ્મ્ય એટલે સૂક્ષ્મતા. એના અન્ત્ય અને આપેક્ષિક એમ બે પ્રકારો છે. તેમાં **અન્ત્ય સૌક્ષ્મ્યનું લક્ષણ** એ છે કે—

## परमाणुविषयकत्वमन्त्यसौक्ષ્म्यस्य लक्षणम् । ( २३६ )

અર્થાત્ પરમાણુની સૂક્ષ્મતા તે 'અન્ત્ય સૂક્ષ્મતા' જાણવી. એટલે કે જે સૂક્ષ્મતાથી સૂક્ષ્મતાનો અન્ત આવી જાય છે–જેના કરતાં વધારે સૂક્ષ્મતા હોઈ શકે નહિ તે સૂક્ષ્મતા ' અન્ત્ય સૂક્ષ્મતા ' કહેવાય છે.

**આપેક્ષિક સૌક્ષ્મ્યનું લક્ષણ—**

## द्व्यणुकादिस्कन्धपरिणामापेक्षकत्वमापेक्षिकसौक्ष्म्यस्य लक्षणम् । ( २३७ )

અર્થાત્ દ્વયણુકાદિક સ્કંધના પરિણામની અપેક્ષા રાખનારી સૂક્ષ્મતા ' આપેક્ષિક સૂક્ષ્મતા ' જાણવી. અર્થાત્ લીંબુ કરતાં બોર નાનું છે, બોર કરતાં ચણો નાનો છે, ચણા કરતાં રાઈ નાની છે આ પ્રમાણેની સૂક્ષ્મતા તે ' આપેક્ષિક સૂક્ષ્મતા ' કહેવાય છે.

સૌક્ષ્મ્યની માફક સ્થૌલ્ય ( સ્થૂલતા )ના પણ અન્ત્ય અને આપેક્ષિક એમ બે પ્રકારો છે. તેમાં **અન્ત્ય સ્થૌલ્યનું લક્ષણ** એ છે કે—

## अचित्तमहास्कन्धपरिणामरूपत्वमन्त्यस्थौल्यस्य लक्षणम् । (२३८)

અર્થાત્ અચિત્ત મહાસ્કંધ વિષયક એટલે કે અચિત્ત મહાસ્કંધમાં રહેલી સ્થૂલતા તે ' અન્ત્ય સ્થૂલતા ' જાણવી. અચિત્ત મહાસ્કંધ કરતાં કોઇ પણ વસ્તુ વધારે સ્થૂલ નથી; એ સૌથી વિશેષ સ્થૂલ છે. આ પ્રમાણે સૌથી સૂક્ષ્મ વસ્તુ પરમાણુ છે, જ્યારે સૌથી સ્થૂલ વસ્તુ અચિત્ત મહાસ્કન્ધ છે; બાકી બીજી વસ્તુઓ તો અપેક્ષા અપેક્ષા પ્રમાણે સૂક્ષ્મ અને સ્થૂલ કહી શકાય. જેમકે બોર એ સૂક્ષ્મ પણ છે તેમ સ્થૂલ પણ છે; પરંતુ એ વાત જુદી જુદી અપેક્ષાએ, નહિ કે એક જ અપેક્ષાએ સંભવે છે. અન્ય શબ્દોમાં કહીએ તો બોર એ રાઇથી મોટું ( સ્થૂલ ) છે, જ્યારે એ લીંબુથી નાનું ( સૂક્ષ્મ ) છે. બોર રાઇથી મોટું છે એ આપેક્ષિક સ્થૂલતાનું દૃષ્ટાંત છે, જ્યારે એ લીંબુથી નાનું છે એ આપેક્ષિક સૂક્ષ્મતાનું ઉદાહરણ છે. આ ઉપરથી **આપેક્ષિક સ્થૂલતાનું** સ્વરૂપ સમજાયું તો હશે, છતાં તેનું નીચે મુજબનું લક્ષણ જોઈ લઇએ:—

## चणक-बदरी-फला-ऽऽमलका-ऽऽम्रादिविषयकत्वमापेक्षिकस्थौल्यस्य लक्षणम् । ( २३९ )

અર્થાત્ ચણા કરતાં બોર મોટું છે, બોર કરતાં આમળું મોટું છે, આમળાં કરતાં કેરી મોટી છે. આ પ્રમાણેની સ્થૂલતા તે ' આપેક્ષિક સ્થૂલતા ' જાણવી.

આ ઉપરથી ફલિત થાય છે કે જે સૂક્ષ્મતા અને સ્થૂલતા બંને એક જ પદાર્થમા ભિન્ન ભિન્ન અપેક્ષા અનુસાર પણ ઘટી શકે નહિ તે 'અંત્ય' છે; અને જે અપેક્ષા-ભેદને લઇને ઘટી શકે તે 'આપેક્ષિક' છે. વળી જેમા આપેક્ષિક સૂક્ષ્મતા રહેલી છે તેમાં આપેક્ષિક સ્થૂલતા પણ રહેલી જ છે. જેમકે બોર આમલાની અપેક્ષાએ સૂક્ષ્મ છે, પરંતુ ચણાની અપેક્ષાએ તો સ્થૂલ છે. આ પ્રમાણે જોકે એક જ વસ્તુમા આપેક્ષિક સ્થૂલતા અને આપેક્ષિક સૂક્ષ્મતા એ બે વિરુદ્ધ પર્યાયો હોઇ શકે છે, તોપણ અંત્ય સૂક્ષ્મતા અને અંત્ય સ્થૂલતા એ બંને એક જ વસ્તુમાં કોઇ પણ રીતે સંભવતી જ નથી.

**[1]સંસ્થાનનું લક્ષણ—**

## दीर्घह्रस्वाद्याकृतिविशेषरूपत्वं संस्थानस्य लक्षणम् । ( २४० )

અર્થાત લાંબી, ટુંકી ઇત્યાદિ આકૃતિઓને ' સંસ્થાન ' કહેવામાં આવે છે. આ સંસ્થાનના (૧) ઇત્થંભૂત અને (૨) અનિત્થંભૂત એમ બે પ્રકારો છે. તેમાં ઇત્થંભૂત સંસ્થાન એટલે અમુક નિયમિત આકાર સમજવો અને અનિત્થંભૂત સંસ્થાન એટલે મેઘાદિના જેવો અનિયત આકાર જાણવો. અન્ય શબ્દોમા કહીએ તો જે આકારનું કોઇ નિયતરૂપે નિરૂપણ થઇ શકે—જેની અન્ય કોઇની સાથે તુલના કરી શકાય તે ઇત્થંભૂત સંસ્થાન છે, જ્યારે એનાથી વિપરીત લક્ષણવાળું સંસ્થાન તે અનિત્થંભૂત છે. તેમાં ઇત્થંભૂત સંસ્થાનના પાંચ પ્રકારો છેઃ—(૧) [2]પરિમંડલ, (૨) [3]વૃત્ત, (૩) ત્ર્યસ્ર ( ત્રિકોણ ), (૪) ચતુરસ્ર ( ચતુષ્કોણ ) અને (૫) આયત ( દીર્ઘ ). આ પાંચે સંસ્થાનોને અનુક્રમે વલય, કુંભારના ચક્ર, શીંગોડા (શૃંગાટક), કુમ્ભિકા અને દંડ સાથે સરખાવવામાં આવે છે. પરિમંડલાદિ પ્રથમનાં ચાર સંસ્થાનોના પ્રતર અને ઘન એમ બબ્બે ભેદો પડે છે, જ્યારે છેલ્લાના અર્થાત્ પાંચમા 'આયત' સંસ્થાનના શ્રેણિ, પ્રતર અને ઘન એમ ત્રણ ભેદો પડે છે. તેમા ઘન એટલે દીર્ઘતા, વિષ્કંભ અને બાહલ્યથી યુક્ત; પ્રતર એટલે બાહલ્યથી રહિત અર્થાત્ દીર્ઘતા અને વિષ્કંભથી યુક્ત; અને શ્રેણિ એટલે વિષ્કંભ અને બાહલ્યથી રહિત પરંતુ દીર્ઘતાથી યુક્ત. વળી 'પરિમંડલ' સિવાયના બાકીનાં બીજાં બધા સંસ્થાનોના [4]ઓજ-પ્રદેશ અને [5]યુગ્મપ્રદેશ

---

૧ આ સંસ્થાનને શરીરના ૭ પ્રકારના સસ્થાનો સાથે કશો સંબંધ નથી, કેમકે અત્ર અજીવ પરિગૃહીતનો અધિકાર છે.

૨–૩ પરમાણુઓનો સમૂહ કેવળ બહારના ભાગમા મંડળની પેઠે રહેલો હોય, પરંતુ વચમાં ચૂડીની પેઠે પોલાણ હોય તે 'પરિમંડલ–સસ્થાન' છે, જ્યારે જેનો વચલો ભાગ પણ કુંભારના ચાકની જેમ ભરેલો હોય અને જે ગોળાકાર હોય તે 'વૃત્ત–સસ્થાન' છે.

૪–૫ ઓજસ્ એટલે એકી અર્થાત્ જેને બે વડે ન ભાગી શકાય તેવી સંખ્યા; અને યુગ્મ એટલે બેકી અથવા બે વડે ભાગી શકાય તેવી સખ્યા, એટલે કે વિષમ અને સમ સંખ્યાના આ અન્ય નામો છે.

એમ બે પ્રકારો પડે છે; જ્યારે પરિમંડળ કેવળ યુગ્મપ્રદેશી છે. આ પ્રમાણે એકંદર રીતે પરિમંડલના બે ભેદો, વૃત્ત, ત્ર્યસ્ર અને ચતુરસ્ર એ દરેકના ચાર ચાર, અને આયતના છ એમ સંસ્થાનોના વીસ ભેદો પડે છે. આ દરેકનું સ્વરૂપ નીચે મુજબ વિચારવામા આવે છે:—




## (૧) પ્રતર પરિમંડલ સંસ્થાન—

આ યુગ્મપ્રદેશી પ્રતર પરિમણ્ડલ સંસ્થાન વીસ પરમાણુનું બનેલું છે અને તે પૈકી દરેક પરમાણુ એક એક આકાશ-પ્રદેશ રોકીને રહેલ હોવાથી આ સંસ્થાન એકંદર વીસ આકાશ–પ્રદેશ અવગાહીને રહે છે. જેમકે ચારે દિશાઓમાં ચાર ચાર પરમાણુઓ અને ચારે વિદિશાઓમાં એક એક પરમાણુ સ્થાપવાથી આ સંસ્થાન બને છે.[3]

## (૨) ઘન પરિમંડલ સંસ્થાન—

આ સંસ્થાન ચાલીસ પરમાણુઓનું બનેલુ છે અને તે ચાલીસ પ્રદેશો અવગાહીને રહેલું છે. ઉપર્યુક્ત વીસ પરમાણુઓની ઉપર એવા બીજા વીસ પરમાણુઓ સ્થાપવાથી આ સંસ્થાન બને છે.

## (૩) ઓજઃપ્રદેશ પ્રતર વૃત્ત સંસ્થાન—

આ સંસ્થાન પાંચ પરમાણુઓનું બનેલું છે અને તે પાચ પ્રદેશોને રોકીને રહેલું છે. જેમકે એક પરમાણુ મધ્યમા સ્થાપવાથી અને પૂર્વાદિ ચાર દિશાઓમાની દરેક દિશામા આની આસપાસ એક એક મૂકવાથી આ સંસ્થાન બને છે.[4]

---

૧–૨ વૃત્તની જેમ આ બેના પણ ભેદો અને ઉપભેદો સમજી લેવા.

૩ 

૪ 

(૪) યુગ્મપ્રદેશ પ્રતર વૃત્ત સંસ્થાન—

આ સંસ્થાન બાર પરમાણુઓનું બનેલું છે અને તેની બાર પ્રદેશની અવગાહના છે. જેમકે ચાર આકાશ-પ્રદેશોમાં 'રુચક'-પ્રદેશ સરખા આકારવાળા ચાર પરમાણુઓ અંતર વિના સ્થાપ્યા બાદ તેમના પરિક્ષેપ પૂર્વક ચારે દિશાઓમાં બબ્બે પરમાણુઓ સ્થાપવાથી આ સંસ્થાન બને છે.[1]

(૫) ઓજઃપ્રદેશ ઘન વૃત્ત સંસ્થાન—

આ સંસ્થાન સાત પરમાણુનુ બનેલું છે અને એ એટલા જ પ્રદેશો રોકીને રહેલું છે. જેમકે ઓજઃપ્રદેશ પ્રતર વૃત્ત સંસ્થાનમાંના પાંચ પરમાણુઓની મધ્યમાંના એક પરમાણુની ઉપર તેમજ નીચે એક એક પરમાણુ મૂકવાથી આ સંસ્થાન બને છે.

(૬) યુગ્મપ્રદેશ ઘન વૃત્ત સંસ્થાન—

આ સંસ્થાન બત્રીસ પરમાણુઓનું બનેલું છે તેમજ એ એટલા જ પ્રદેશોને અવગાહીને રહેલું છે. જેમકે યુગ્મપ્રદેશ પ્રતર વૃત્તમાનાં બાર પરમાણુઓની ઉપર બીજા બાર પરમાણુઓ સ્થાપવા અને તેના મધ્યના ચાર પરમાણુઓ ઉપર ચાર પરમાણુઓ મૂકવા અને પ્રથમના બાર પરમાણુઓના મધ્યના ચાર પરમાણુઓની નીચે ચાર પરમાણુઓ ગોઠવવા. એમ કરવાથી આ સંસ્થાન બને છે.

(૭) ઓજઃપ્રદેશ પ્રતર ત્ર્યસ્ર સંસ્થાન—

આ સંસ્થાન ત્રણ પરમાણુઓનું બનેલું છે અને તે ત્રણ પ્રદેશ વ્યાપીને રહેલ છે. જેમકે બે પરમાણુઓને શ્રેણિ-બદ્ધ ગોઠવી તેમાંના એકની નીચે એક પરમાણુ સ્થાપવાથી આ સંસ્થાન બને છે.[2]

(૮) યુગ્મપ્રદેશ પ્રતર ત્ર્યસ્ર સંસ્થાન—

આ સંસ્થાન છ પરમાણુઓથી નિષ્પન્ન છે અને તે છ પ્રદેશો રોકીને રહે છે. જેમકે પ્રથમ તો શ્રેણિબદ્ધ ત્રણ પરમાણુઓ સ્થાપી તેમાંના પ્રથમના બે પરમાણુઓમાંના પહેલાની નીચે બે પરમાણુઓ અને બીજાની નીચે એક પરમાણુ મૂકવાથી આ સંસ્થાન બને છે.[3]

(૯) ઓજઃપ્રદેશ ઘન ત્ર્યસ્ર સંસ્થાન—

આ પાંત્રીસ પરમાણુઓનું બને છે અને એ એટલા જ પ્રદેશો રોકે છે. જેમકે શ્રેણિબદ્ધ

---

૧ 

૨ 

૩ 

પાંચ પરમાણુઓ મૂકયા બાદ એની નીચે અનુક્રમે ચાર, ત્રણ બે અને એક પરમાણુ મૂકીને પંદર પરમાણુઓનો પાંચ પંક્તિનો પ્રતર બનાવવો. આ પ્રતરની દરેક પંક્તિમાના છેવટના પરમાણુઓ સિવાયના દરેક પરમાણુ ઉપર એક એક પરમાણુ સ્થાપી દશ પરમાણુઓનો પ્રતર રચવો. આ પ્રતરના ઉપર એવી રીતે છ પરમાણુઓનો અને તેના ઉપર ત્રણ પરમાણુઓનો અને વળી તેના ઉપર એક પરમાણુનો પ્રતર બનાવવો. આમ કરવાથી આ સંસ્થાન બને છે.[1]

### (૧૦) યુગ્મપ્રદેશ ઘન ત્ર્યસ્ર સંસ્થાન—

આ સંસ્થાનમાં ચાર પરમાણુઓ છે અને તે ચાર પ્રદેશ આશ્રીને રહેલ છે. જેમકે ઓજઃ-પ્રદેશ પ્રતર ત્ર્યસ્રના ત્રણ પરમાણુઓમાંના ગમે તે એક પરમાણુ ઉપર એક પરમાણુ મૂકવાથી આ સંસ્થાન બને છે.

### (૧૧) ઓજઃપ્રદેશ પ્રતર ચતુરસ્ર સંસ્થાન—

આ નવ પરમાણુઓનું બને છે અને તે નવ પ્રદેશો રોકે છે. જેમકે શ્રેણિબદ્ધ ત્રણ પરમાણુઓની એક પંક્તિ બનાવી તેની નીચે એવી બે પંક્તિઓ બનાવવાથી આ સંસ્થાન બને છે.[2]

### (૧૨)-યુગ્મપ્રદેશ પ્રતર ચતુરસ્ર સંસ્થાન—

આમા ચાર પરમાણુઓ છે અને તે ચાર પ્રદેશ વ્યાપીને રહેલ છે. જેમકે બબ્બે પરમાણુ-ઓવાળી બે પંક્તિઓ એકની નીચે એક એમ 'રુચક'ના આકારે સ્થાપવી.[3]

---

૧ 





૨ 

૩ 

### (૧૩) ઓજઃપ્રદેશ ઘન ચતુરસ્ર સંસ્થાન—

આ સંસ્થાન સત્તાવીસ પરમાણુઓનું બને છે અને એની એટલા જ પ્રદેશોની અવગાહના છે. પૂર્વોક્ત ઓજઃપ્રદેશ પ્રતર ચતુરસ્રના નવ પરમાણુઓમાં દરેકની ઉપર તેમજ દરેકની નીચે એક એક પરમાણુ સ્થાપવાથી આ સંસ્થાન બને છે.

### (૧૪) યુગ્મપ્રદેશ ઘન ચતુરસ્ર સંસ્થાન—

આ સંસ્થાનમાં આઠ પ્રદેશો રોકીને રહેલા આઠ પરમાણુઓ છે. યુગ્મપ્રદેશ પ્રતર ચતુરસ્રના ચારે પરમાણુઓની ઉપર એક એક પરમાણુ સ્થાપવાથી આ સંસ્થાન બને છે.

### (૧૫) ઓજઃપ્રદેશ શ્રેણિ આયત સંસ્થાન—

આમાં ત્રણ પરમાણુઓ ત્રણ પ્રદેશો આશ્રીને રહેલા છે. શ્રેણિબદ્ધ ત્રણ પરમાણુઓ સ્થાપવાથી આ સંસ્થાન બને છે.[૧]

### (૧૬) યુગ્મપ્રદેશ શ્રેણિ આયત સંસ્થાન—

આમા બે પ્રદેશોને અંતર વિના આશ્રીને રહેલા બે પરમાણુઓ છે.[૨]

### (૧૭) ઓજઃપ્રદેશ પ્રતર આયત સંસ્થાન—

આ પંદર પ્રદેશનો અવગાહનાથી યુક્ત પંદર પરમાણુઓનું બનેલું છે. જેમકે, પાંચ પાંચ પરમાણુઓની એક એવી ત્રણ પંક્તિઓ ગોઠવવાથી આ સંસ્થાન બને છે.[૩]

### (૧૮) યુગ્મપ્રદેશ પ્રતર આયત સંસ્થાન—

છ પ્રદેશોની અવગાહનાવાળા છ પરમાણુઓનુ આ સસ્થાન છે. જેમકે ત્રણ પરમાણુઓથી યુક્ત એક પંક્તિની નીચે એક પંક્તિ ગોઠવવી.[૪]

### ( ૧૯ ) ઓજઃપ્રદેશ ઘન આયત સંસ્થાન—

આ સંસ્થાનમાં પીસ્તાલીસ પરમાણુઓ છે અને એ એટલા જ પ્રદેશો અવગાહીને રહેલા છે. જેમકે ઓજઃપ્રદેશ પ્રતર આયતના પંદર પરમાણુઓના દરેકની ઉપર તેમજ નીચે એક એક પરમાણુ ગોઠવવો.

### ( ૨૦ ) યુગ્મપ્રદેશ ઘન આયત સંસ્થાન—

બાર પ્રદેશો આશ્રીને રહેલા બાર પરમાણુઓનું આ સસ્થાન બનેલું છે. જેમકે યુગ્મપ્રદેશ

---

૧

| | | |
|---|---|---|
| ૦ | ૦ | ૦ |

૨

| | |
|---|---|
| ૦ | ૦ |

૩

| | | | | |
|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

૪

| | | |
|---|---|---|
| ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ |

પ્રતર આયતના છ પરમાણુઓમાંના દરેક ઉપર એક એક પરમાણુ ગોઠવવાથી આ આકાર થાય છે.

ઉપર્યુક્ત સંસ્થાન પરત્વેની બાબતોના સંબંધમા **દ્રવ્યલોકપ્રકાશ** (સ. ૧૧)માં અવતરણ-રૂપે આપેલી **ઉત્તરાધ્યયન**-નિર્યુક્તિની નીચેની ગાથાઓ સાક્ષી પૂરે છે:—

"[1]परिमंडले य वट्टे तंसे चउरंस आयए चेव ।
घणपयर पढमवज्जं ओजपएसे य जुम्मे य ॥
पंचग बारसगं खलु सत्तग बत्तीसगं च वट्टम्मि ।
तिय छक्कग पणतीसा चत्तारि य होंति तंसम्मि ॥
नव चेव तहा चउरो सत्तावीसा य अट्ठ चउरंसे ।
तिग दुग पन्नरसेव य छच्चेव य आयए होंति ॥
पणयाला बारसगं तह चेव य आययम्मि संठाणे ।
वीसा चत्तालीसा परिमंडले य संठाणे ॥"

આ પ્રમાણે આપણે પાચ પ્રકારના ઇત્થભૂત સસ્થાનના અવાતર પ્રકારો જોયા. અત્ર જે સંસ્થાનો આશ્રીને પરમાણુઓની સખ્યા દર્શાવાઇ છે તે જઘન્ય સમજવી; ઉત્કૃષ્ટ તો અનંત પરમાણુઓ હોય અને એ વડે બનેલાં સંસ્થાનોની અવગાહના અસંખ્ય આકાશ-પ્રદેશોની છે. વળી બીજા મધ્યમ પરમાણુવાળાં સંસ્થાનો પણ છે. **ભગવતી**મા કહ્યું છે તેમ પરિમંડલાદિ પાંચ સંસ્થાનોમાંના બે કે તે કરતા અધિક સંસ્થાનો મળીને અનિત્થભૂત સંસ્થાન થાય છે અને તેવું સંસ્થાન સિદ્ધોનુ હોવાનું કહેવાય છે. જોકે એક જ પદાર્થમા બે સંસ્થાનો સભવતા નથી છતાં કકડી વગેરેની પેઠે ભિન્ન ભિન્ન અંશોને લઇને તેમ સંભવે

**ભેદનું લક્ષણ—**

**[2]एकत्वद्रव्यपरिणामविश्लेषरूपत्वं भेदस्य लक्षणम् । ( २४१ )**

---

૧ છાયા—

परिमण्डलं च वृत्तं त्र्यस्रं चतुरस्रमायतं चैव ।
घनप्रतरौ प्रथमवर्जेषु ओजःप्रदेशानि युग्मानि च ॥
पञ्चक द्वादशक खलु सप्तकं द्वात्रिंशत्क च वृत्ते ।
त्रिकं षट्क पञ्चत्रिंशत् चत्वारश्च भवन्ति त्र्यस्रे ॥
नव चैव तथा चत्वारः सप्तविंशतिश्चाष्टौ चतुरस्रे ।
त्रिक द्विकं पञ्चदशैव च षट् चैवायते भवन्ति ।
पञ्चचत्वारिंशत् द्वादशकं तथा चैव चायते संस्थाने ।
विंशतिश्चत्वारिंशत् परिमण्डले च संस्थाने ॥

૨ સરખાવો **તત્ત્વાર્થ**ની બૃહદ્‌વૃત્તિ ( પૃ ૩૬૨ )ગત નિમ્ન-લિખિત પંક્તિ —

—" एकत्वद्रव्यपरिणतिविश्लेषो भेदः । "

અર્થાત્ એકત્વ વિષયક દ્રવ્યના વિશ્લેષરૂપ પરિણામ–વિશેષને 'ભેદ' કહેવામા આવે છે. આ ભેદના પાંચ પ્રકારો છે—(૧) ઔત્કારિક, (૨) ચૌર્ણિક, (૩) ખંડ, (૪) પ્રતર અને (૫) અનુતટ. લાકડાં વગેરેને ફાડવાં, વ્હેરવાં, પત્થર ચીરવા તે 'ઔત્કારિક ભેદ' જાણવો. ઘઉં વગેરેને દળીને લોટ બનાવવો–કણ કણરૂપે તેનું ચૂર્ણ કરવું તે 'ચૌર્ણિક ભેદ' છે. ઘડા વગેરે ફોડીને કટકા કરવા તે 'ખંડ–ભેદ' સમજવો અબરખ ( અભ્રપટલ ), ભોજપત્ર વગેરેના પડ કાઢવાં તે 'પ્રતર–ભેદ' છે. વાસ, શેરડી વગેરેની છાલ ઉતારવી તે 'અનુતટ–ભેદ' છે.

**તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૩૩ ) પ્રમાણે ભેદના છ ભેદ છે:—(૧) ઉત્કર, (૨) ચૂર્ણ, (૩) ખણ્ડ, (૪) ચૂર્ણિકા, (૫) પ્રતર તથા (૬) અણુચટન. આ બે મતાંતરમા ફેર એટલો છે કે જેને આપણે ઉપર ઔત્કારિક અને ચૌર્ણિક તરીકે ઓળખાવી ગયા તેને 'ઉત્કર' અને 'ચૂર્ણ' તરીકે અત્ર ઓળખાવવામાં આવે છે એટલે એ તો કેવળ સંજ્ઞામા ભેદ છે. ચોખા, દાળ વગેરેને છડવાં ( ખાંડીને છોડાં ઉખેડવાં ) તે 'ચૂર્ણિકાભેદ' છે. તપાવેલા લોઢાના ગોળા ઉપર હથોડા મારીને તેમાંથી તણખા કાઢવા તે 'અનુચટનભેદ' છે.

**પ્રજ્ઞાપના** (પ. ૧૧, સૂ. ૧૭૦)મા તેમજ **દ્રવ્યલોકપ્રકાશ** (સ. ૧૧, શ્લો. ૧૦૭–૧૦૮)-માં ભેદના ખંડ, પ્રતર, ચૂર્ણિકા, અનુતટિકા અને [1]ઉત્કરિકા એમ પાચ નામો દર્શાવવામા આવ્યાં છે. આમાં કેવળ શાબ્દિક દૃષ્ટિએ ભિન્નતા જોવાય છે; કેમકે એ પાંચેનું સ્વરૂપ આલેખતાં ત્યાં કહ્યું છે કે લોઢાના, કલઇના ( ત્રપુના ), તાંબાના, સીસાના, રૂપાના અને સોનાના કટકાઓનો જે ખંડે ખંડે ભેદ તે 'ખંડ–ભેદ' છે વાસડાઓનો, નેતરોનો, [2]નલોનો, કેળનાં થડોનો અને અબરખોનો જે પ્રતરે પ્રતરે ભેદ તે 'પ્રતર–ભેદ' છે. તલના, મગના, અડદના, પીપરના, મરીના અને સુંઠના ચૂર્ણ ( લોટ )નો જે ભેદ તે 'ચૂર્ણિકા–ભેદ' છે. કૂવાઓનો, તળાવોનો, દ્રહોનો, વાવોનો, પુષ્કરિણીઓનો, વાકી કે સીધી નદીઓનો, પહાડી નદીઓનો, સરોવરોનો, સરોવરની હારોનો અને નીકોવાળી સરોવરની હારોનો જે ભેદ તે 'અનુતટિકા–ભેદ' છે. [3]મૂષોનો, [4]મંડૂસોનો, તલની શિંગોનો, અડદની શિંગોનો અને એરંડાનાં બીજોનો જે કૂટીને ભેદ થાય છે તે 'ઉત્કરિકા-ભેદ' છે.[5]

---

૧ શ્રુતકેવલીને એક ઘડામાથી હજાર ઘડા ઇત્યાદિ કરી દેખાડવામા આ ભેદ જ કામ લાગે છે જુઓ **ભગવતી** ( શ ૫, ઉ ૫, સૂ ૨૦૦ ) ૨ અંદરથી પોલુ અને બાણના જેવા આકારવાળું ઘાસ ૩ અર્થ ધ્યાનમા આવતો નથી, એક જાતનુ અનાજ હશે ૪ એક જાતનુ અનાજ.

૫ આ સમગ્ર વાત સંક્ષેપથી રજુ કરતા **શ્રીમલયગિરિસૂરિ** ૨૬૭ મા પત્રમા કહે છે કે લોઢાના ટુકડાની પેઠે જે ભેદ છે તે 'ખંડ' ભેદ, ભોજપત્રના ભેદની પેઠે જે ભેદ છે તે 'પ્રતર' ભેદ, પડેલા લોટની પેઠે જે વેરાઇ જાય તે 'ચૂર્ણિકા' ભેદ, શેરડીની છાલની પેઠે જે ભેદ છે તે 'અનુતટિકા' ભેદ અને **स्नत्याघर्षवत्** અર્થાત્ ખેચવાની (?) પેઠે જે ભેદ છે તે 'ઉત્કરિકા' ભેદ છે. આ સંબંધમાં વિચારો **તત્ત્વપ્રભાના** ૨૦૦મા પત્રગત નિમ્ન-લિખિત ગાથાઓ—

" **खंडेहि खंडभेदं पयरब्भेयं जहब्भपडलस्स ।**
**चुण्णं चुण्णियभेयं अणुतडियं वंसवक्कलियं ॥** "

[ **खण्डैः खण्डभेदं प्रतरभेद यथाऽभ्रपटलस्य ।**
**चूर्णं चूर्णिकभेदमनुतटित वंशवल्कलितम् ॥** ]

ભાષાના પુદ્ગલોનો પાંચ પ્રકારનો ભેદ—

પ્રજ્ઞાપનાના ૧૧મા પદ તરફ દૃષ્ટિપાત કરતા જણાય છે કે ભાષાના પુદ્ગલો ( ૧ ) ખંડ, ( ૨ ) પ્રતર, ( ૩ ) ચૂર્ણિકા, ( ૪ ) અનુતટિકા અને ( ૫ ) ઉત્કરિકા એમ પાચ રીતે ભેદાય છે લોખંડના ખંડની જેમ ભાષાના ખંડ હોય એ પ્રથમ પ્રકાર છે. અબરખના પુદ્ગલની પેઠે ભાષા બોલ્યા પછી ભેદાય તે બીજો પ્રકાર છે. ઘઉંના લોટની જેમ ભાષા બોલ્યા બાદ ભેદાય તે ત્રીજો પ્રકાર છે. સરોવરની શ્રેણિની જેમ શ્રેણિ થઇને ભાષા ભેદાય તે ચોથો પ્રકાર છે. મગ અડદની ફળી સૂકાતાં તેમાંથી જેમ દાણા ઉછળે છે તેમ ભાષા ભેદાય તે પાચમો પ્રકાર છે.

આ પાંચ પ્રકારના ભેદોનુ અલ્પબહુત્વ એવું દર્શાવવામા આવે છે કે ખંડ-ભેદ ૫ અનંત ગુણો, પ્રતર ૪ અનંત ગુણો, ચૂર્ણ ૩ અનંત ગુણો, અનુતટિત ૨ અનંત ગુણો અને ઉત્કરિકા સૌથી થોડા છે.

અંધકારનું લક્ષણ—

**दृष्टिप्रतिघातकारित्वे सति पुद्गलपरिणामरूपत्वं तमसो लक्षणम्। ( २४२ )**

અર્થાત્ જોવામા હરકત કરનારો પુદ્ગલનો પરિણામ તે 'અધકાર' છે. આ લક્ષણ ઉપરથી એમ જોઇ શકાય છે કે અંધકાર પુદ્ગલ છે. ત્યારે શું એને [1]કેટલાક લોકો પદાર્થ જ ગણતા નથી અને તેજનો અભાવ ગણે છે તે ખોટું છે? હા એ ખોટું છે અને તેની સાબિતી નીચે મુજબ છે એમ જૈન ગ્રંથો સૂચવે છે અંધકાર શ્યામ અને શીત છે અર્થાત્ તે રૂપવાન્ તેમજ સ્પર્શવાન્ છે. આપણે પૂર્વ જોઇ ગયા તેમ જે જે સ્પર્શવાન્ હોય તેમજ જે જે રૂપવાન્ હોય તે પદાર્થ પુદ્ગલ છે આ ન્યાયથી એમ સિદ્ધ થાય છે કે અંધકાર રૂપી તેમજ સ્પર્શથી યુક્ત હોવાથી તે દ્રવ્ય છે વળી નેત્રની સાથે અંધકારનો સંયોગ થતો હોવાથી પણ તે દ્રવ્ય ઠરે છે. આ ઉપરાંત એ દેખીતી વાત છે કે કોઇ પણ વસ્તુ કોઇ પણ સ્થળે છે કે નહિ તે જાણવું હોય તો પ્રકાશની જરૂર પડે છે. દાખલા તરીકે અત્ર કુંભનો અભાવ છે કે નહિ એ વિષે માહિતી મેળવવામા પ્રકાશનો ખપ પડે છે, કેમકે ઘરમા અધારૂં હોય તો વસ્તુ હોય તોપણ જાણી શકાય નહિ. પ્રકાશ હોય તો જ છાતી ઠોકીને કહી શકાય કે તે વસ્તુ ઘરમાં છે કે નહિ. આ પ્રમાણે જ્યારે અધકારને તેજનો અભાવ માનવામા આવે, તો એ અભાવને પણ જોવાને પ્રકાશની જરૂર પડવી જોઇએ અને હકીકત તો એથી ઉલટી છે; કારણ કે પ્રકાશના અભાવમાં જ—અજવાળાની ગેરહાજરીમા જ અંધકારના દર્શન થઇ શકે છે. આ ઉપરથી

" ढुंढुंमि( वुदंसि ? )समारोहे भेये उक्करिया य उक्केरं ।
वीससपयोगमीसगसंघायविओगविविहगमो ॥ "
[ . . . . . . समारोहे भेदे उत्करिका च उत्करम् ।
विस्रसाप्रयोगमिश्रकसङ्घातवियोगत्रिविधगम. ॥ ]

[1] કેટલાકથી નૈયાયિકો સમજવા

સમજી શકાય છે કે અંધકાર એ તેજનો અભાવ નથી, પરંતુ એ દ્રવ્ય છે–પુદ્‌ગલ છે. આ પ્રસંગે એમ ધ્યાન ખેંચવું નિરર્થક નહિ ગણાય કે દીપકાદિકની સામગ્રી મળતાં અંધકારના પુદ્‌ગલો પ્રકાશરૂપે પરિણમે છે અને તે સામગ્રીનો અભાવ થતાં પાછા અંધકારરૂપ બની જાય છે.

છાયાનું લક્ષણ—

**प्रकाशावरणनिमित्तकत्वे सति पुद्‌गलपरिणामरूपत्वं छायाया लक्षणम् । ( २४३ )**

અર્થાત્ પ્રકાશના આવરણમાં નિમિત્તરૂપ પુદ્‌ગલના પરિણામને ‘ છાયા ’ કહેવામાં આવે છે એટલે કે પ્રકાશ આવૃત થતાં છાયા ઉદ્‌ભવે છે. આ છાયાના બે પ્રકારો છે. જેમકે દર્પણ વગેરે સ્વચ્છ વસ્તુઓમાં મુખના વર્ણ, આકાર જેવાને તેવા દેખાય છે તે એક વર્ણાદિવિકાર પરિણામરૂપ છાયા છે, જ્યારે પૃથ્વી વગેરે અસ્વચ્છ વસ્તુઓ ઉપર જે કેવળ પડછાયો પડે છે તે બીજી પ્રતિબિમ્બરૂપ છાયા છે. આ બંને છાયા પ્રતિબિમ્બરૂપ તો છે જ, પરંતુ પ્રથમમાં આકારાદિનો જેવો સ્પષ્ટ બોધ થાય છે તેવો બીજામાં થતો નથી એ વિશેષતા છે. આ છાયાના તદ્‌વર્ણાદિ વિકારને લીધે અને પ્રતિબિમ્બ માત્ર ગ્રહણને લીધે બે ભેદો પડે છે.

દર્પણ વગેરેમાં મુખાદિકનુ જે પ્રતિબિમ્બ દૃષ્ટિગોચર થાય છે તે છાયા–પુદ્‌ગલનો પરિણામ છે, નહિ કે એ ભ્રમ છે; કેમકે ભ્રમ તો જ્ઞાનાંતર–બાહ્ય છે અર્થાત્ અજ્ઞાન–જન્ય છે અને આ તો તેમ નથી. તે ઉપરાંત, રોગરહિત ચક્ષુવાળા સર્વેને કંઇ એકી વખતે ભ્રમ સંભવતો નથી અને સર્વ કોઇ પ્રતિબિમ્બ જુએ છે. આથી પ્રતિબિમ્બ એ ભ્રમ છે એમ માનવું એ જ ભ્રમ છે અર્થાત્ છાયા એ પુદ્‌ગલ સિદ્ધ થાય છે. વળી સર્વ પુદ્‌ગલ–દ્રવ્યોના છાયા–પુદ્‌ગલો તો પ્રત્યક્ષ દેખાય જ છે.

સર્વ સ્થૂળ ઇન્દ્રિયગોચર પદાર્થોની માફક કિરણો ચય–અપચય ( વધઘટ ) ધર્મવાળા છે અને તેઓ છાયા–પુદ્‌ગલોની શ્રેણિરૂપ છે યથાવિધ સામગ્રી મળતાં છાયા–પુદ્‌ગલો વિચિત્ર પરિણામી બને છે. જેમકે, આતપ આદિકથી યુક્ત અને અભાસ્વર વસ્તુઓની સાથે કિરણોનો સંબંધ થતાં તેમનો આકાર તે અભાસ્વર વસ્તુઓના જેવો થાય છે અને તેમનો વર્ણ શ્યામ બને છે. દાખલા તરીકે આપણે તડકો ( આતપ ), ચાંદરણી ( જ્યોત્સ્ના ) કે દીવાનું અજવાળું જ્યાં હોય એવે સ્થળે ઊભા રહીએ તો ( અભાસ્વર એવી ) પૃથ્વી ઉપર આપણા જેવો અને શ્યામ વર્ણનો આકાર પડે છે. આનુ નામ પ્રતિબિમ્બરૂપ છાયા છે. આ તો આપણે અભાસ્વર દ્રવ્યની સાથે સંબંધ ધરાવનાર પ્રતિબિમ્બ ( છાયા )નો વિચાર કર્યો. પરંતુ જો આપણે આપણું મુખ ખડ્‌ગ ( તરવાર ), આદર્શ ( દર્પણ ) ઇત્યાદિ ભાસ્વર ( તેજસ્વી ) પદાર્થોમાં જોઇએ તો મુખ ( મૂળ વસ્તુ )ના જેવા વર્ણ અને આકારવાળો પ્રતિબિમ્બ ( છાયા ) પ્રત્યક્ષ માલૂમ પડે છે.

આતપનું લક્ષણ—

**तापस्वेदादिनिमित्तकत्वे सति उष्णस्पर्शादिरूपत्वमातपस्य लक्षणम् । ( २४४ )**

અર્થાત્ તાપ, પરસેવો ( સ્વેદ ) વગેરેના કારણભૂત તેમજ ઉષ્ણ સ્પર્શથી યુક્ત પુદ્‌ગલ 'આતપ' કહેવાય છે.

ઉદ્દ્યોતનું લક્ષણ—

**चन्द्रकान्तखद्योतादिविषयकत्वे सति मूर्त्तद्रव्यविकाररूपत्वमुद्द्योतस्य लक्षणम् । ( २४५ )**

અર્થાત્ [1]ચન્દ્રકાન્ત, ખદ્યોત ( આગિયો કીડો ) ઇત્યાદિ વિષયક મૂર્ત દ્રવ્યના વિકારને 'ઉદ્દ્યોત' કહેવામાં આવે છે. અન્ય શબ્દોમાં કહીએ તો ચન્દ્રકાન્ત, ખદ્યોત વગેરેના પ્રકાશને 'ઉદ્દ્યોત' તરીકે ઓળખાવવામાં આવે છે.

આ ઉપરથી એમ ફલિત થાય છે કે સૂર્ય વગેરેનો ઉષ્ણ પ્રકાશ તે 'આતપ' છે, જ્યારે ચંદ્ર વગેરેનો શીતળ પ્રકાશ તે 'ઉદ્દ્યોત' છે.

૬૨૨મા પૃષ્ઠમાં આપણે પુદ્‌ગલના દશ પરિણામોનો ઉલ્લેખ કરી ગયા છીએ તે પૈકી વર્ણાદિ વિષે અને ખાસ કરીને અગુરુલઘુ પરત્વે કથન કરવું બાકી છે એટલે એનું દિગ્દર્શન કરી લઇએ.

રૂપના સાધારણ રીતે બે અર્થો થાય છેઃ-(૧) આકાર અને (૨) વર્ણ. અત્ર રૂપનો અર્થ

---

૧ ચન્દ્રકાન્ત એ એક જાતનું રત્ન છે અને ચદ્રનો ઉદય થતાં તે દ્રવે છે. **વારાહી સંહિતા-બૃહત્ સંહિતા**( અ. ૭૯ )માંના નિમ્ન-લિખિત—

" **वज्रेन्द्रनील-मरकत-कर्केतर-पद्मराग-रुधिराख्याः ।**
**वैदूर्य-पुलक-विमलक-राजमणि-स्फटिक-शशिकान्ताः ॥ ४ ॥**
**सौगन्धिक-गोमेदक-शङ्ख-महानील-पुष्परागाख्याः ।**
**ब्रह्ममणि-ज्योतीरस-सस्यक-मुक्ता-प्रवालानि ॥ ५ ॥** "

—પદ્યમાં આ મણિનું નામ નજરે પડે છે.

**જીવાજીવાભિગમ**(સટીક)ના ૨૪૪મા પત્રમા રત્નોની જુદી જુદી જાતોનો નિર્દેશ છે, પરંતુ તેમાં આનો ઉલ્લેખ નથી, બાકી **પ્રજ્ઞાપના**(પ ૧)ના ૧૫મા સૂત્રમા જે રત્નોના પ્રકારો ગણાવ્યા છે તેમા તો 'ચંદ્રપ્રભ' તરીકે આનો નિર્દેશ જોવાય છે. **પ્રજ્ઞાપના**માં જણાવેલા મણિઓના નામોમા કેટલાક તો રત્નોના નામ જોવાય છે એથી એમ સમજાય છે કે મણિ અને રત્ન એ બે જુદા જુદા પદાર્થો નથી, **અમરકોશ**ના દ્વિતીય કાણ્ડના ૧૩ મા શ્લોકમા કહ્યું પણ છે કે " **रत्नं मणिः** ".

'વર્ણ' સમજવાનો છે અને તેના પાંચ અવાન્તર ભેદો છે. કાજલના જેવો કાળો (કૃષ્ણ), ગળીના જેવો ભૂરો (નીલ), હિંગળોકના જેવો લાલ (અરુણ), સોનાના જેવો પીળો (પીત) અથવા હળદરના જેવો પીળો અને શંખના જેવો સફેદ (શ્વેત) આ પ્રમાણે જૈન દર્શન પ્રમાણે વર્ણના પાંચ મુખ્ય ભેદો છે આ કૃષ્ણાદિ વર્ણો પૈકી પ્રત્યેકના અનંત પ્રકારો છે. જેમકે એક અંશ કૃષ્ણ, બે અંશ કૃષ્ણ એમ અનંત અંશ કૃષ્ણ. આ કૃષ્ણાદિ વર્ણોમાંથી કોઇ પણ વર્ણ પરમાણુ–પુદ્ગલનો ગુણ છે, પરંતુ કૃષ્ણાદિ વર્ણ પોતે ભેદની અપેક્ષાએ પુદ્ગલ નથી, વાસ્તે વર્ણ એ પુદ્ગલનું ગુણરૂપ લક્ષણ છે.

સ્વાભાવિક પરમાણુઓ પાંચે વર્ણોથી યુક્ત છે એટલે કે સત્તાથી એમાં પાંચે વર્ણો રહેલા છે, જ્યારે પ્રકટપણે તો કૃષ્ણાદિ પૈકી ગમે તે એક વર્ણ છે. જે પરમાણુ કૃષ્ણ વર્ણવાળો હોય તેનો કૃષ્ણ વર્ણ બદલાઇને રક્તાદિ અન્ય વર્ણ થવામાં જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અસંખ્ય સમયો પસાર થઇ જાય છે. આ પ્રમાણે પરમાણુમાં પાંચે વર્ણો બદલાતા રહે છે એટલે કે કોઇ વખત કોઇ અમુક વર્ણનો આવિર્ભાવ હોય અને બાકી બીજાનો તિરોભાવ હોય તો કોઇ વેળા બીજા જ વર્ણનો આવિર્ભાવ હોય અને બાકીનાનો તિરોભાવ હોય.

અતિશયજ્ઞાનીઓ પરમાણુમાં પાંચે વર્ણો જોઇ શકે છે આ પરમાણુઓથી બનેલા સ્કંધોમા જો અમુક એક વર્ણની મુખ્યતા હોય તો વ્યવહારથી તે તે વર્ણવાળો કહેવાય છે, પરંતુ મોરના પીછાની જેમ જો તેમાં અનેક વર્ણોની પ્રધાનતા દૃષ્ટિગોચર થતી હોય તો તે ચિત્ર વર્ણવાળો કહેવાય છે નિશ્ચય–દૃષ્ટિએ તો અનંતપ્રદેશી સ્કંધો પાંચે વર્ણવાળા છે તેમજ સ્વાભાવિક પુદ્ગલોમાં પણ પાંચ જ વર્ણ છે બાકીના વર્ણો તો સાન્નિપાતિક જાણવા અર્થાત્ તેમની ઉત્પત્તિ એક બીજાની ઓછાવત્તા પ્રમાણમાં મેળવણીને આભારી છે. આધુનિક વૈજ્ઞાનિકો લાલ, પીળો અને વાદળી એ ત્રણને જ મુખ્ય વર્ણો ( Colours ) ગણે છે. એમની માન્યતા મુજબ તો લાલ અને પીળાના મિશ્રણરૂપ નારંગી, પીળા અને વાદળીના મિશ્રણરૂપ લીલો અને વાદળી અને રાતાના મિશ્રણરૂપ જાબુડો તેમજ આ ત્રણ રંગોના મિશ્રણરૂપ કાળો રંગ છે. વળી આ ત્રણ સાન્નિપાતિક રંગો, કાળો રંગ તેમજ ત્રણ મૂળ રંગો એ બધા (સાતે) મળીને સફેદ રંગ થાય છે. આ પ્રમાણેની સફેદ રંગની ઉત્પત્તિની માન્યતા સાથે જૈન દર્શન સંમત થતું નથી.

### વર્ણોનો પરિણામ—

એક ગુણા શ્વેત વર્ણનો અધિક ગુણા કૃષ્ણ વર્ણ સાથે સંયોગ થતાં શ્વેત વર્ણ કૃષ્ણરૂપે પરિણમે છે. એક ગુણા કૃષ્ણ વર્ણનો અધિક ગુણા શ્વેત વર્ણ સાથે સંબંધ થતાં કૃષ્ણ વર્ણ શ્વેત-રૂપે પરિણમે છે. એક ગુણા શ્વેત વર્ણનો એક ગુણા કૃષ્ણ વર્ણ સાથે સંયોગ થતાં કાપોત વર્ણરૂપ પરિણામ ઉદ્ભવે છે. એ પ્રમાણે પાચ વર્ણો નિરનિરાળા હોય તો તેના પાંચ ( ${}^5C_1$ ) ભેદો છે. બબ્બેનુ મિશ્રણ થતાં દશ ( ${}^5C_2$ ) તેમજ ત્રણ ત્રણનુ મિશ્રણ થતાં પણ દશ ( ${}^5C_3$ ) પ્રકારો પડે

છે. ચારના મિશ્રણથી પાંચ ( $^5C_4$ ) અને પાંચેના મિશ્રણથી એક ( $^5C_5$ ) ભેદ પડે છે. આ પ્રમાણે બધા મળીને ૩૧ ( $2^5-1$ ) ભંગ થાય છે.[1]

## વૈશેષિક દર્શન પ્રમાણે રૂપનું સ્વરૂપ—

રૂપ ( વર્ણ ) નેત્રગ્રાહ્ય છે અને પૃથ્વી, [2]જળ અને અગ્નિ એ ત્રણને જ વિષે છે. તેમાં પાણીના પરમાણુઓને વિષેનુ તેમજ અગ્નિના પરમાણુઓને વિષેનું રૂપ નિત્ય છે, જ્યારે પૃથ્વીના પરમાણુઓને વિષેનું રૂપ અનિત્ય છે; કેમકે અગ્નિના સંયોગથી એ નાશ પામે છે સર્વ કાર્યોને વિષે કારણરૂપ પૂર્વક રૂપ ઉત્પન્ન થાય છે દ્વયણુકાદિ કાર્યો ઉત્પન્ન થયા બાદ તેમા રૂપની ઉત્પત્તિ થાય છે, કેમકે આશ્રય રહિત એવા કાર્યરૂપની ઉત્પત્તિનો અભાવ છે તેમજ કાર્યરૂપ વિનાશનો આશ્રયરૂપ વિનાશ જ હેતુ છે. કાર્ય-દ્રવ્યનો નાશ પહેલાં થાય છે અને ત્યાર પછી રૂપનો નાશ થાય છે. શીઘ્ર ભાવને લઇને ક્રમના ગ્રહણ માટે અવકાશ નથી.

કાચા ઘડાનો અગ્નિ સાથે સંયોગ થવાથી ઘડાનો આરંભ કરવાવાળા પરમાણુઓમાં ક્રિયા ઉત્પન્ન થાય છે. ત્યાર પછી આ ક્રિયા દ્વારા ઘડાનો વિભાગ થાય છે અને પછી સંયોગનો નાશ થાય છે. એ સંયોગનો સંપૂર્ણ વિનાશ થઇ રહ્યા પછી જ્યારે સ્વતંત્ર પરમાણુ રહે છે ત્યારે પરમાણુમાં અગ્નિના સંયોગથી ઉદ્ભવતી ઉષ્ણતાને લઇને શ્યામ રૂપ વગેરે નાશ પામે છે અને એથી વિલક્ષણ એવા લાલ રૂપ વગેરે ઉત્પન્ન થાય છે. પછીથી ભોગી લોકોના અદૃષ્ટની અપેક્ષાથી

---

૧ આ હકીકતને પૂર્વાચાર્યકૃત નીચે મુજબની ગાથાઓ સમર્થિત કરે છે.—

" जइ कालगमेगगुणं सुक्किलयं पि य हविज्ज बहुयगुणं ।
परिणामिज्जइ कालं सुक्केण गुणाहियगुणेण ॥ १ ॥
जइ सुक्किलमेगगुणं कालगदव्वं तु बहुगुणं जइ य ।
परिणामिज्जइ कालं सुक्केण ( ? सुक्कं कालेण ) गुणाहियगुणेणं ॥ २ ॥
जइ सुक्कं एगगुणं कालगदव्वं पि एक्कगुणमेव ।
कावोयं परिणामं तुल्लगुणत्तेण संभवइ ॥ ३ ॥
एवं पंच वि वण्णा संजोएणं तु वण्णपरिणामो ।
एक्कत्तीसं भंगा सव्वे वि य ते मुणेयव्वा ॥ ४ ॥ "

[ यदि कालकमेकगुणं शुक्लमपि च भवेद् बहुगुणम् ।
परिणम्येत काल शुक्लेन गुणाधिकगुणेन ॥
यदि शुक्लमेकगुणं कालकद्रव्य तु बहुगुणं यदि च ।
परिणम्येत शुक्लं कालेन गुणाधिकगुणेन ॥
यदि शुक्लमेकगुणं कालकद्रव्यमपि एकगुणमेव ।
कापोतः परिणामस्तुल्यगुणेन सम्भवति ॥
एवं पञ्चापि वर्णा संयोगेन तु वर्णपरिणाम ।
एकत्रिंशद् भङ्गा सर्वेऽपि च ते ज्ञातव्या ॥ ]

૨ આધુનિક રસાયણ શાસ્ત્ર પ્રમાણે જળ રંગ વિનાનુ ( colourless ) છે

ઉત્પન્ન થયેલા પાકજન્ય પરમાણુમાં ક્રિયા ઉત્પન્ન થાય છે અને ત્યાર બાદ પરસ્પર સંયોગ થવાથી દ્વયણુકાદિના ક્રમથી ઘટાદિરૂપ કાર્ય-દ્રવ્યની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે સર્વત્ર રૂપાદિનું પરાવર્તન સમજી લેવું એમ વૈશેષિક દર્શન નિર્દેશે છે.

**રસનું સ્વરૂપ—**

જિહ્વેન્દ્રિયના વિષયરૂપ રસના પણ રૂપની જેમ પાંચ પ્રકારો છેઃ-(૧) મરચા વગેરેની માફક તીખો ( તિક્ત ), (૨) નાગર ( સુંઠ )ની માફક કડવો ( કટુ ), (૩) કાચા કોઠની માફક તુરો ( કષાયિત ), (૪) આબળાની માફક ખાટો ( અમ્લ ) અને (૫) સાકરની માફક મીઠો ( મધુર ).[1] આ ઉપરાંત અન્ય દર્શનકારો લવણ નામનો છઠ્ઠો રસ પણ માને છે, પરંતુ તત્ત્વાર્થની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૩૫૬ )માં સૂચવ્યા મુજબ કેટલાકો આનો મધુર રસમાં અંતર્ભાવ કરે છે, અર્થાત્ મધુર રસના પેટામા એ આવી જાય છે એમ કહે છે, જ્યારે કેટલાકો પાંચ રસના મિશ્રણરૂપ આને ગણે છે.

કેટલાક ગ્રંથોમા તિક્તનો અર્થ કડવો અને કટુનો અર્થ તીખો સૂચવાયેલો નજરે પડે છે. વિશેષમા મારવાડમાં ઘણે સ્થળે કડવા પદાર્થને તીખો અને તીખા પદાર્થને કડવો કહેવાનો વ્યવહાર છે એમ કહેવાય છે.

**રસ સબધી વૈશેષિક માન્યતા—**

પૃથ્વી અને જળ સિવાય અન્યત્ર રસ નથી આ રસ જિહ્વા-ગ્રાહ્ય છે અને તે જીવન સબંધી પુષ્ટિ, બળ, આરોગ્યતા વગેરેમા નિમિત્તરૂપ છે. વિશેષમા પૃથ્વીમાં ખાટો, કડવો, તીખો, ખારો અને મધુર એમ પાંચે જાતનો રસ છે, પરંતુ પાણીમાં એકલો મધુર રસ છે. પૃથ્વીના પરમાણુઓને વિષે રહેલો રસ અનિત્ય છે, જ્યારે પાણીના પરમાણુગત રસ નિત્ય છે.

**ગન્ધનું સ્વરૂપ—**

ઘ્રાણેન્દ્રિયના વિષયરૂપ ગન્ધના બે પ્રકારો છેઃ-( ૧ ) ચંદન, અત્તર વગેરેની જેમ સુગંધી અને ( ૨ ) લસણ, કાંદા વગેરેની જેમ દુર્ગંધી. કેટલાક સાધારણ એવો ગન્ધનો ત્રીજો પ્રકાર માને છે, પરંતુ તે ઠીક નથી એમ તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિ ( પૃ. ૩૫૬ ) સૂચવે છે. વૈશેષિક દર્શન પણ ગંધના આ જ બે પ્રકારો માને છે, પરંતુ એને સમગ્ર પુદ્ગલોના ગુણરૂપે ન સ્વીકારતા કેવળ તેઓ એને પૃથ્વીનો ગુણ માને છે, અને તે પણ વળી અનિત્ય.

**સ્પર્શનું સ્વરૂપ—**

સ્પર્શનેન્દ્રિયના વિષયરૂપ સ્પર્શના આઠ પ્રકારો છેઃ-( ૧ ) અગ્નિની માફક ઊનો

૧ શ્લેષ્મને શાંત કરનાર, શ્લેષ્મનો ભેદ કરવામા કુશળ, ખાવાની રુચિને અટકાવનાર, આશ્રવણને ભીંજવનાર અને આનદને વધારનાર એ પ્રમાણે પાચ રસોના ગુણો અનુક્રમે તત્ત્વાર્થની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૩૫૬ )મા સૂચવાયા છે

(¹ઉષ્ણ), ( ૨ ) મૃણાલ (કમળની નાળ), બરફ ઇત્યાદિની માફક થંડો (²શીત), ( ૩ ) હંસરુત-મોરના પીંછાના જેવો કોમળ (³મૃદુ), ( ૪ ) પત્થરની માફક કઠિન, કઠોર યાને કર્કશ (⁴ખર), ( ૫ ) ઘીની માફક ચિકણો ( ⁵સ્નિગ્ધ ), ( ૬ ) રાખની માફક લૂખો ( ⁶રૂક્ષ ), ( ૭ ) વજ્રની માફક ભારી ( ⁷ગુરુ ) અને આકડાના રૂનો માફક હલકો ( ⁸લઘુ ). આ ઉપરથી એ વાત સુસ્પષ્ટ થાય છે કે સ્નિગ્ધતા અને રૂક્ષતા એ બને સ્પર્શવિશેષો છે.

નિકૃષ્ટ ( જઘન્ય ) સ્નિગ્ધત્વ અને ઉત્કૃષ્ટ સ્નિગ્ધત્વની વચ્ચે તેમજ જઘન્ય રૂક્ષત્વ અને ઉત્કૃષ્ટ રૂક્ષત્વની વચમાં અનંતાનંત અંશોનો તફાવત છે દાખલા તરીકે પાણી કરતાં બકરીના દૂધમાં વિશેષ સ્નિગ્ધતા ( ચીકાસ ) છે એના કરતાં ગાયનું દૂધ વધારે સ્નિગ્ધ છે, વળી એનાથી ભેંસનું અને ભેસના કરતાં ઉંટડીનું એમ ઉત્તરોત્તર અધિક સ્નિગ્ધતા રહેલી છે. જ્યારે પૂર્વ પૂર્વનો વિચાર કરતા અધિક રૂક્ષતા રહેલી છે. એવી રીતે ધૂળ કરતા તુષના કણિયા વધારે રૂક્ષ છે અને એનાથી કાકરા વળી વધારે રૂક્ષ છે. આ પ્રમાણે ઉત્તરોત્તર રૂક્ષતાની અધિકતા છે, જ્યારે પૂર્વ પૂર્વ વસ્તુમાં સ્નિગ્ધતાની અધિકતા છે

આપણે ૬૧૭મા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ તેમ પરમાણુમા જોકે પ્રકટપણે એક જ વર્ણ, એક જ રસ અને એક જ ગન્ધ હોય છે તોપણ સ્પર્શ તો બે હોય છે. આ કથનને **તત્ત્વાર્થ** (અ. ૫, સૂ ૨૩)ની બૃહદ્ વૃત્તિ (પૃ. ૩૫૬) તેમજ એના ભાષ્ય ( પૃ. ૩૬૫ )ગત અવતરણ પણ સમર્થિત કરે છે, પરતુ **વૃહત્ શતક**માં તો લઘુ અને મૃદુ સ્પર્શ અવસ્થિત માન્યા છે-પરાવૃત્તિ પામ્યા વિના રહેનારા સ્વીકાર્યા છે. આથી પરમાણુમાં એક સમયમાં બે જ નહિ પણ ચાર સ્પર્શો પ્રકટપણે હોય અને યોગ્યતાની દૃષ્ટિએ છ હોય એવો અન્ય મત જોવાય છે, પરંતુ આ માન્યતાને પહેલાના જેટલો ટેકો હોય એમ જણાતું નથી.

## સ્પર્શ સંબંધી વૈશેષિક દૃષ્ટિ—

વૈશેષિક દર્શન પ્રમાણે સ્પર્શના શીત, ઉષ્ણ અને ⁹અનુષ્ણાશીત એમ ત્રણ પ્રકારો છે. ત્વચા-ઇન્દ્રિયથી એનુ પ્રત્યક્ષ ભાન થાય છે. પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ આ ચાર દ્રવ્ય સ્પર્શવાળા છે. કઠિન, કોમળ એ કંઇ સ્પર્શરૂપ નથી, પરતુ સંયોગવિશેષ છે. પૃથ્વીના પરમાણુગત સ્પર્શ અનિત્ય છે, જ્યારે પાણી, અગ્નિ અને વાયુના પરમાણુઓ વિષેનો સ્પર્શ તો નિત્ય છે.

## અગુરુલઘુનું સ્વરૂપ—

૨૫૮ મા પૃષ્ઠમા પરિણામના ચાર પ્રકાર સૂચવ્યા હતા તે પૈકી આ એક છે. સ્પર્શ, રસ, ગંધ અને વર્ણની પેઠે આના અવાંતર ભેદો નથી, કેમકે કહ્યું પણ છે કે—

---

૧ મૃદુતા અને પાક કરનાર ૨ વિશદતાકારી અને સ્તભનશીલ ૩ ઉન્નતિ સ્વરૂપી ૪ નમનશીલ નહિ તે ૫ સયોગ થતા સયોગીઓના બધનુ કારણ. ૬ એવી રીતે અબન્ધનુ કારણ ૭ અધોગમનના કારણરૂપ ૮ પ્રાય ઊર્ધ્વ-ગમન અને તિર્યગ્-ગમનના હેતુરૂપ ૯ નહિ શીત કે નહિ ઉષ્ણ.

" [1]अगुरुलहुपरिणामे णं भंते कइविहे पण्णत्ते ? गोयमा ! एगागारे पण्णत्ते "

અર્થાત્ અગુરુલઘુ પરિણામના કેટલા પ્રકારો કહ્યા છે ? ગૌતમ ! એક જ પ્રકાર કહ્યો છે. આવો પરિણામ પરમાણુઓથી માંડીને તે સૂક્ષ્મ અનંતપ્રદેશિકને વિષે જાણવો. આ પરિણામની વ્યવસ્થા એવી છે કે જે દ્રવ્ય ઊર્ધ્વગમનશીલ હોઇ ગુરુ નથી તેમજ અધોગમનશીલ હોઇ લઘુ નથી તે અગુરુલઘુ છે. જેમકે અંત્યંત સૂક્ષ્મ ભાષા-દ્રવ્ય. આનાથી વિપરીત પરિણામ તે ' ગુરુલઘુ ' કહેવાય છે. ૨૫૮ મા પૃષ્ઠમાં આપણે જોઇ ગયા છીએ તેમ નિશ્ચય-નય પ્રમાણે તો આ પ્રમાણેના બે જ પ્રકારો છે, જ્યારે વ્યવહાર-નય પ્રમાણે લઘુ, ગુરુ, ગુરુલઘુ અને અગુરુલઘુ એમ ચાર પ્રકારો છે. દીપક, ધુમાડો વગેરે લઘુ ( હલકો ) છે, પત્થર ગુરુ ( ભારી ) છે; વાયુ ગુરુલઘુ છે અને આકાશ, પરમાણુ વગેરે અગુરુલઘુ છે. જે લઘુ હોય તે ઊર્ધ્વ-ગમન કરે છે, જે ગુરુ હોય તે અધો-ગમન કરે છે, જે ગુરુલઘુ હોય તે તિર્યગ્-ગમન કરે છે અને જે અગુરુલઘુ હોય તે ઊંચે, નીચે, કે તિર્યગ્ દિશામા ગમન ન કરે અથવા તો એ સર્વ દિશામાં ગતિ કરે છે જુઓ **વિશેષા૦** ( ગા. ૬૫૯-૬૬૦ )ની વૃત્તિ.

જે દ્રવ્ય ઊંચે અથવા તિર્યગ્ દિશામાં ફેંકાવા છતાં સ્વભાવથી જ અધોદિશામા ગમન કરે તે ઢેપું વગેરે ગુરુ દ્રવ્ય ગણાય છે. એવી રીતે અન્યત્ર ઘટાવી લેવું.

નિશ્ચય-નય પ્રમાણે તો કોઇ પણ દ્રવ્ય સર્વથા ગુરુ નથી કે સર્વથા લઘુ નથી; કેમકે ઢેપું વગેરે ગુરુ સ્વભાવવાળું છે તોપણ પર પ્રયોગથી તેની ઊર્ધ્વ ગતિ સંભવે છે એટલે એ એકાન્તે ગુરુ સ્વભાવવાળું ન ગણી શકાય. એવી રીતે બાષ્પ વગેરે લઘુસ્વભાવશીલ છે, પરંતુ હસ્તના તાડનાદિ વડે તે અધોગામી બને છે, વાસ્તે તે એકાન્તે લઘુ નથી આ લોકમાં જે કોઇ સ્થૂળ વસ્તુ છે તે સર્વ ગુરુલઘુ છે, જ્યારે બાકીનાં બધાં દ્રવ્યો અગુરુલઘુ છે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો અષ્ટસ્પર્શી બાદર એવું રૂપી દ્રવ્ય જ ( પુદ્ગલ ) ગુરુલઘુ હોય છે; અને સૂક્ષ્મ, ચતુઃસ્પર્શી પુદ્ગલો તથા અમૂર્ત આકાશાદિક દ્રવ્યો અગુરુલઘુ હોય છે. વિશેષમા ઔદારિક, વૈક્રિય, આહારક અને તૈજસ દ્રવ્યો ( પુદ્ગલો ) ગુરુલઘુ છે, જ્યારે ઉચ્છ્વાસ, કાર્મણ દ્રવ્ય, મન અને ભાષા એ પુદ્ગલ-દ્રવ્યો અગુરુલઘુ છે.[2]

---

૧ છાયા—

अगुरुलघुपरिणामो भदन्त ! कतिविधः प्रज्ञप्त ? गौतम ! एकाकारः प्रज्ञप्तः ।

૨ આ પ્રમાણેનું વિવેચન નિમ્ન-લિખિત ઉલ્લેખોને આભારી છે—

' गुरुय लहुयं उभयं नोभयमिति वावहारियनयस्स ।
दव्वं लेट्ठुं दीवो वाऊ वोमं जहासंखं ॥ ६५९ ॥ "

[ गुरुकं लघुकमुभयं नोभयमिति व्यावहारिक नयस्य ।
द्रव्य लेष्टु दीपो वायुर्व्योम यथासङ्ख्यम ॥ ]

' निच्छयओ सव्वगुरुं सव्वलहुं वा न विज्जए दव्व ।
बायरमिह गुरुलहुयं अगुरुलहु सेसयं दव्व ॥ ६६० ॥ '

### વ્યવહાર–નયવાદીનો આક્ષેપ અને તેનું સમાધાન—

વ્યવહાર નયવાદીનું મન્તવ્ય આપણે ૬૬૩મા પૃષ્ઠમા જોઇ ગયા તેમ એ છે કે દ્રવ્યના લઘુ આદિ ચાર પ્રકારો છે; એટલે કે એકાન્તે કોઇ પણ પદાર્થ લઘુ કે ગુરુ નથી એવું નિશ્ચય–નયવાદીનું કથન એને માન્ય નથી. આથી એ નિશ્ચયવાદીને એમ પૂછવા પ્રેરાય છે કે જયારે આપના મત મુજબ એકાન્તે ગુરુ કે એકાન્તે લઘુ કોઇ દ્રવ્ય નથી જ તો જીવનું ઊર્ધ્વ-ગમન અને પુદ્ગલનુ અધો-ગમન શાથી થાય છે ? લઘુકર્મી જીવોનું 'સૌધર્મ' દેવલોકાદિમા ઊર્ધ્વ–ગમન અને ગુરુકર્મીનું સાતમી નરકાદિમાં અધોગમન તેમજ પુદ્ગલોનું પણ પ્રાયઃ [1]અધો-લોકાન્તથી ઊર્ધ્વ–લોકાન્ત સુધીનું અને ઊર્ધ્વ–લોકાન્તથી અધો–લોકાન્ત સુધીનું ગમન કયાં સિદ્ધાન્તજ્ઞોથી અજાણ્યું છે ? શું આ અધો–ગમન અને ઊર્ધ્વ–ગમન પદાર્થોમાની ગુરુતા અને લઘુતા સિદ્ધ કરતાં નથી ?

કહેવાનું તાત્પર્ય એ છે કે લોહગોલકાદિના અધો–ગમનમા ગુરુતા કારણ છે, દીપ-કલિકાદિના ઊર્ધ્વ–ગમનમાં લઘુતા કારણ છે, પવનાદિના તિર્યગ્–ગમનમાં ગુરુલઘુતા કારણ છે, અને આકાશાદિના અવસ્થાનમા અગુરુલઘુતા કારણ છે, કેમકે 'આનત' વગેરે દેવવિમાનો આકાશ–પ્રતિષ્ઠિત છે; વાસ્તે નિશ્ચય–નયવાદીએ લઘુ આદિ ચારે પ્રકારની વસ્તુ માનવી જોઇએ.

આ સંબંધમા નિશ્ચય–નયવાદીનો બચાવ એ છે કે અધો–ગમનાદિમાં લઘુતાદિ કારણરૂપ નથી; કેમકે ગતિપરિણામ, સ્થિતિપરિણામ તેમજ વીર્ય વડે તેનો અતિક્રમ થાય છે. સ્ફુટ શબ્દોમાં કહીએ તો અતિશય લઘુ પરમાણુઓનું ઊર્ધ્વ–ગમન ન થતાં અધો–ગમન થાય છે ત્યારે તેમાં અધોગતિરૂપ પરિણામની વિશેષતા કારણરૂપ છે. એવી રીતે અતિશય ગુરુ (સ્થૂલ) ધૂમ્રાદિનું

---

[ निश्चयात् सर्वंगुरु सर्वंलघु वा न विद्यते द्रव्यम् ।
बादरमिह गुरुलघुकमगुरुलघु शेषकं द्रव्यम् ॥ ]
" ओरालिय-वेउव्विय-आहारग-तेय गुरुलहू दव्वा ।
कम्मग-मण-भासाई एयाइं अगुरुलहुयाइं ॥ ६५८ ॥ "
[ औदारिक-वैक्रिया-ऽऽहारक-तैजसानि गुरुलघूनि द्रव्याणि ।
कार्मण-मनो-भाषादीनि एतान्यगुरुलघुकानि ॥ ]

આ પ્રમાણેની ગાથાઓ વિશેષા૦મા નજરે પડે છે ભગવતીની વૃત્તિમા નીચે મુજબની પણ બે ગાથાઓ જોવાય છે:—

" निच्छयओ सव्वगुरु सव्वलहु वा न विज्जए दव्वं ।
ववहारओ उ जुज्जइ बायरखंधेसु नन्नेसु ॥
अगुरुलहु चउफासा अरूविदव्वा य होंति नायव्वा ।
सेसा उ अट्ठफासा गुरुलहुआ निच्छयनयस्स ॥ "
[ निश्चयात् सर्वं गुरु सर्वं लघु वा न विद्यते द्रव्यम् ।
व्यवहारात् तु युज्यते बादरस्कन्धेषु नान्येषु ॥
अगुरुलघूनि चतुःस्पर्शानि अरूपिद्रव्याणि च भवन्ति ज्ञातव्यानि ।
शेषाणि तु अष्टस्पर्शानि गुरुलघुकानि निश्चयनयस्य ॥ ]

અધો–ગમન ન થતાં ઊર્ધ્વ–ગમન થાય છે ત્યારે તેમા ઊર્ધ્વગતિરૂપ પરિણામની વિશેષતા હેતુભૂત છે. આ પ્રમાણે પ્રબળ અધોગતિરૂપ પરિણામથી પરમાણુગત લઘુતાનો અને પ્રબળ ઊર્ધ્વગતિરૂપ પરિણામથી ધૂમ્રાદિગત ગુરુતાનો અતિક્રમ થાય છે.

પ્રબળ સ્થિતિરૂપ પરિણામ વડે પણ આવો અતિક્રમ થાય છે. 'આનત' વગેરે વિમાનો, 'સિદ્ધિશિલા' વગેરે અતિશય ગુરુ પદાર્થોનું અધોગમન થતું નથી; એથી અધોગમનમાં ગુરુતા કારણરૂપ છે એ કથન ઉપર પાણી ફરી વળે છે, અને પ્રબળ સ્થિતિ પરિણામ જ તેમની ગુરુતાનું અતિક્રમણ કરી સ્થિરતામા કારણરૂપ થાય છે એમ સિદ્ધ થાય છે વળી અતિશય સૂક્ષ્મ શરીરવાળો મહાવીર્યવાળો દેવ મોટા પર્વતને ઉપાડી શકે છે તે પણ શું બતાવે છે ? એ જ કે જો ગુરુતા અધોગતિનુ કારણ હોય તો એ પર્વત પોતાની ગુરુતાથી મહાવીર્યશાળી દેવને દબાવી નીચે જ ચાલ્યો જાય વળી હસ્ત–તાડનથી લઘુ બાષ્પાદિની ઊર્ધ્વ–ગતિમાં વિપર્યય થાય છે એ પણ વીર્યને આભારી છે. આથી એ ફલિત થાય છે કે ઊર્ધ્વ–ગતિમા લઘુતા કે અધો–ગતિમાં ગુરુતા એકાતે કારણરૂપ નથી, કેમકે જેમ અધિક વીર્ય ભારી અને હલકા પદાર્થની ગતિમા વિપર્યાસ કરે છે તેમ અધિક ગતિ અને સ્થિતિના પરિણામ પણ ગુરુતા અને લઘુતાનું ઉલ્લંઘન કરે છે આવી પરિસ્થિતિમા કયો સુજ્ઞ જન અધોગતિ આદિની સિદ્ધિ માટે ગુરુતાદિ ચાર પ્રકારો માનવાનો કદાગ્રહ રાખે ? યુક્તિસંગત વા ૧ તો એ છે કે સર્વ સ્થૂલ વસ્તુઓ ગુરુલઘુ છે, જ્યારે બાકીની સૂક્ષ્મ અને અમૂર્ત સર્વ વસ્તુઓ અગુરુલઘુ છે.

## પુદ્ગલના ૫૩૦ ભેદો—

આપણે વિચારી ગયા તેમ પુદ્ગલના પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ, આઠ સ્પર્શ અને પાચ સસ્થાન છે. ધારો કે એક કાળા વર્ણનો પુદ્ગલ લીધો જો તે સુગંધી હોય તો તેને અન્ય પ્રકારની જેવી જોઇએ તેવી સામગ્રી મળતા તે દુર્ગંધી બની શકે. એ પ્રમાણે તેના રસ, સ્પર્શ અને સંસ્થાનમા પણ ફેરફાર થઇ શકે તે દેખીતી વાત છે. આ પ્રમાણે કાળા વર્ણના પુદ્ગલના ૫ રસ, ૨ ગંધ, ૮ સ્પર્શ અને ૫ સંસ્થાન આશ્રીને વીસ ( ૫+૨+૮+૫=૨૦ ) ભેદો પડે છે. એ પ્રમાણે બીજા દરેક વર્ણવાળા પુદ્ગલના સબધમા સમજવું. અર્થાત પાચે વર્ણોના ૧૦૦ ભેદો થયા. એ પ્રમાણે પાચે રસોના તેમજ પાચે સંસ્થાનોના સો સો ભેદો થાય છે. એવી રીતે એક સુગંધી પુદ્ગલનો વિચાર કરતા જણાશે કે તેના ૫ વર્ણ, ૫ રસ, ૮ સ્પર્શ અને ૫ સસ્થાનની અપેક્ષાએ ત્રેવીસ (૨૩) ભેદો પડે છે અર્થાત બને ગધના ૪૬ ભેદો થયા. એક શીત સ્પર્શવાળા પુદ્ગલના સંબંધમા વિચાર કરીશું તો જણાશે કે એના ૫ વર્ણ, ૫ રસ, ૨ ગધ અને ૬ સ્પર્શ ( કેમકે શીત સ્પર્શને ગ્રહણ કરેલ હોવાથી તેમા ઉષ્ણ સ્પર્શનો અભાવ છે ) અને ૫ સંસ્થાન આશ્રીને ત્રેવીસ (૨૩) ભેદો પડે છે. અર્થાત્ બધા સ્પર્શોના મળીને ૧૮૪ ભેદો પડે છે. આમ એકંદર ૧૦૦+૧૦૦+૧૦૦+૪૬+૧૮૪=૫૩૦ ભેદો પડે છે.

આ ભેદો ' પરિસ્થૂર ' ન્યાય આશ્રીને કહેલા છે બાકી તો તારતમ્યનો વિચાર કરતા અનન્ત ભેદો પડી શકે છે.

આ સંબંધમાં બે વાત તરફ ખાસ ખ્યાલ આપવાની જરૂર છે. તેમાંની એક તો એ છે કે જ્યારે અમુક સ્પર્શવાળા પુદ્ગલના ભેદોનો વિચાર કર્યો ત્યારે તે અને તેથી વિપરીત સિવાયના બાકીના છ એ સ્પર્શોનો ભાંગામા ઉમેરો કર્યો. આ પ્રમાણે અમુક વર્ણ યુક્ત, રસ યુક્ત, ગંધ યુક્ત કે સંસ્થાન યુક્ત પુદ્ગલના સંબંધમાં વિચાર ન કર્યો અર્થાત્ તેના ભાગાઓ ઉમેરવામા આવ્યા નહિ તેમાં કંઇ કારણ હોવું જોઇએ. તે એ છે કે જોકે બાદર સ્કંધમાં એકી વખતે સર્વે વર્ણો, રસો, અને ગન્ધો છે અને એથી તેમાંથી અમુકનો વિચાર કરતી વેળા બાકીનાની અપેક્ષાએ ભાંગા ઘટી શકે તેમ છે છતાં તે જ બાદર સ્કંધોમાં વ્યવહાર–દૃષ્ટિએ એક જ વર્ણ માનવામા આવે છે અર્થાત્ બાકીના વર્ણો પ્રતિપક્ષી–વિરોધી ગણાય છે. એ જ પ્રમાણે રસ અને ગન્ધના સંબંધમાં સમજી લેવું. સંસ્થાન તો એકી વખતે એક જ હોય છે એટલે એ પરત્વે વિચાર કરવાનો રહેતો નથી. સ્પર્શના સંબંધમાં તો લોકમાં પણ તેનાથી એક જ સ્પર્શને પ્રતિપક્ષી ગણી બાકીનાને તેમ ગણ્યા નથી. જેમકે શીતનો પ્રતિપક્ષી ઉષ્ણ જ; નહિ કે કર્કશ, મૃદુ, ગુરુ, લઘુ, સ્નિગ્ધ કે રૂક્ષ.

બીજી વાત એ છે કે આ ૫૩૦ ભેદો પુનરુક્તિથી મુક્ત નથી; કેમકે ધારો કે એક કૃષ્ણ-વર્ણી પુદ્ગલનો વિચાર કરતી વેળા તેના વીસ ભેદો પાડ્યા અને તેમાનો એક ભેદ એવો થયો કે તે પુદ્ગલ ખાટા રસનો, દુર્ગંધ વાળો, ઉષ્ણ સ્પર્શ યુક્ત અને પરિમંડલ સંસ્થાનવાળો છે આનો આ ભેદ રસ, ગંધ, સ્પર્શ કે સંસ્થાનની અપેક્ષાએ ભેદ પાડતા ફરીથી ગણવામા આવ્યો છે.

### અજીવના ૫૬૦ ભેદો—

પુદ્ગલના ઉપર્યુક્ત ૫૩૦ ભેદોમા ધર્માસ્તિકાયના સ્કંધ, દેશ અને પ્રદેશ એ ત્રણ ભેદો તેમજ અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના પણ એવા ત્રણ ત્રણ ભેદો તેમજ કાલનો એક ભેદ એમ દશ પ્રકારના અરૂપી અજીવના ભેદો તેમજ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ અને ગુણની અપેક્ષાએ ધર્મ, અધર્મ, આકાશ અને કાલ એ પ્રત્યેકના પાંચ પાંચ પ્રકારો એટલે એકંદર વીસ પ્રકારો પૂર્વોક્ત ૫૩૦+૧૦ મા ઉમેરતા અજીવના કુલે ૫૬૦ ભેદો થાય છે

### બૌદ્ધ દર્શન અને સ્કંધો—

આર્યભૂમિરૂપ એક જ સ્થળમા ઉદ્ભવેલ વિવિધ દાર્શનિક સાહિત્યોમા અમુક શબ્દોનું સામ્ય નજરે પડે એ સ્વાભાવિક હકીકત છે. દાખલા તરીકે ' પુદ્ગલ ' શબ્દ. બૌદ્ધ દર્શન આનો 'જીવ' અર્થમાં પ્રયોગ કરે છે, જ્યારે જૈન દર્શન એને અચેતન પદાર્થ તરીકે સ્વીકારે છે [1] આવો એક અન્ય શબ્દ ' સ્કંધ ' છે. જૈન દર્શનનું આ સંબધમા શુ કહેવું છે તે આપણે જોઇ લીધું.

---

૧ **ભગવતી** ( શ ૮, ઉ ૧૦, સૂ. ૩૬૧ )મા કહ્યુ છે કે જીવ પુદ્ગલી પણ છે અને પુદ્ગલ પણ છે જેમ કોઇ પુરુષ છત્ર વડે છત્રી, દંડ વડે દંડી, ઘટ વડે ઘટી, પટ વડે પટી અને કર વડે કરી કહેવાય છે તેમ જીવ પણ શ્રોત્રાદિ પાચ ઇન્દ્રિયો આશ્રીને ' પુદ્ગલી ' કહેવાય છે, જ્યારે જીવને આશ્રીને 'પુદ્ગલ' કહેવાય છે. સિદ્ધો પુદ્ગલી નથી, પરંતુ પુદ્ગલ છે. વળી આ આગમની વૃત્તિના ૪૨૪મા પત્રમાં " **पुद्गल इति सञ्ज्ञा जीवस्य ततस्तद्योगात् पुद्गल इति** " એવો ઉલ્લેખ પણ છે. આથી શું ' પુદ્ગલ ' શબ્દનો જીવ અર્થ જૈન દૃષ્ટિને પણ સમત હોય એમ નથી ભાસતું ?

અત્ર બૌદ્ધ દર્શનના વક્તવ્ય તરફ ઉડતી નજર ફેંકીશું. એક સ્થળેથી અન્ય સ્થળે ગમન કરવાના સ્વભાવવાળા અથવા વિવક્ષિત ભવથી અન્ય ભવ પ્રતિ ગમનશીલ એવો સચેતન કે પરમાણુ-પરિચયરૂપ અચેતન પદાર્થ 'સ્કંધ' કહેવાય છે.[1] આ સ્કંધ દુઃખના કારણરૂપ હોવાથી કારણમાં કાર્યનો ઉપચાર માની એને દુઃખરૂપ ગણવામાં આવે છે. આ સ્કંધોના (૧) વિજ્ઞાન-સ્કંધ, (૨) વેદના-સ્કંધ, (૩) સંજ્ઞા-સ્કંધ, (૪) સંસ્કાર-સ્કંધ અને (૫) રૂપ-સ્કંધ એમ પાંચ ભેદો છે. તેમાં બાળક કે મૂગા મનુષ્યના જેવું પ્રાથમિક આલોચનાત્મક જ્ઞાન—નિર્વિકલ્પ જ્ઞાન તે 'વિજ્ઞાન-સ્કંધ' કહેવાય છે. પૂર્વે કરેલાં કર્મને લઇને દુઃખ, સુખ કે ઉભયરૂપે વેદનાનો અનુભવ તે 'વેદના-સ્કંધ' કહેવાય છે. જેમા નામ, જાતિ, ગુણ, ક્રિયા વગેરેની કલ્પના થઇ શકે એવું સવિકલ્પ જ્ઞાન તે 'સંજ્ઞા-સ્કંધ' કહેવાય છે. પુણ્ય, પાપ વગેરે ધર્મ-સમુદાય તે [2]'સંસ્કાર-સ્કંધ' કહેવાય છે. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ ધાતુ તેમજ રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ ઇત્યાદિ 'રૂપ-સ્કંધ' કહેવાય છે.

પુદ્ગલના સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ એવા જે [3]ચાર ભેદોનો ૫૫૭ મા પૃષ્ઠમાં ઉલ્લેખ કર્યો હતો તે પૈકી કેવળ સ્કંધનુ લક્ષણ તેમજ તેનું સ્વરૂપ આપણે આટલે સુધી વિચાર્યું. હવે **દેશનું લક્ષણ** ગ્રન્થકારના શબ્દમા નીચે મુજબ રજુ કરવામાં આવે છે:—

**पूर्वोक्तस्कन्धस्यैवैकविभागकल्पनारूपत्वं देशस्य लक्षणम्। (२४६)**

---

૧ તર્કરહસ્યદીપિકાના દશમા પૃષ્ઠમાં કહ્યુ પણ છે કે—

"संसरन्ति स्थानात् स्थानान्तरं भवाद् भवान्तरं वा गच्छन्तीत्येवंशीलाः संसारिणः, स्कन्धाः, सचेतना अचेतना वा परमाणुप्रचयविशेषाः।"

૨ સંસ્કાર જાગૃત થતા પૂર્વે અનુભવેલ વિષયનુ સ્મરણ થાય છે.

૩ આ ચારેનું સ્વરૂપ શ્રીદેવગુપ્તસૂરિકૃત નવતત્ત્વપ્રકરણના શ્રીઅભયદેવસૂરિએ રચેલા ભાષ્યમા નીચે મુજબ આલેખાયુ છે:—

"दुपदेसाइ अणंत-प्पएसियता उ पोग्गला खधा।
तेसिं चिय सविभागा, भागा देस त्ति नायव्वा॥ ३५॥
ते चेव निव्विभागा, होंति पएस त्ति पुग्गला जे उ।
खंध परिणामरहिया, ते परमाणु त्ति निद्दिट्ठा॥ ३६॥"

[ द्विप्रदेशाद्यनन्तप्रदेशिकान्तास्तु पुद्गला स्कन्धाः।
तेषामेव सविभागा भागा देश इति ज्ञातव्याः॥
ते एव निर्विभागा भवन्ति प्रदेश इति पुद्गला ये तु।
स्कन्धपरिणामरहितास्ते परमाणुरिति निर्दिष्टाः॥ ]

અર્થાત્ દ્વિપ્રદેશિકથી તે અનંતપ્રદેશિક સુધીના પુદ્ગલો 'સ્કંધ' છે. તેના સવિભાગ ભાગો તે 'દેશ' જાણવા એનો નિર્વિભાગ ભાગરૂપ પુદ્ગલ તે 'પ્રદેશ' છે સ્કંધ પરિણામથી રહિત તે 'પરમાણુ' કહેવાય છે

વિશેષમા આ ચારેની સંખ્યા અનંત અનંતની છે પરમાણુ સ્કંધનો આરંભક છે, સ્કંધના કારણરૂપ છે અને એ સ્કંધથી અબદ્ધ છે પ્રદેશ તો સ્કંધનો નિર્વિભાગ પ્રતિબદ્ધ અંશ છે.

અર્થાત્ [1]પૂર્વે કહેલા ( સ્વરૂપવાળા ) સ્કંધનો જ કલ્પના દ્વારા સૂચવાતો વિભાગ ' દેશ ' કહેવાય છે. જે સ્કંધ પરત્વે દેશની કલ્પના થઇ શકે તેના પ્રદેશની સંખ્યા ઓછામા ઓછી ત્રણની હોવી જોઇએ. એ વાતનો અત્ર [2]ફરીથી ઇસારો કરી આપણે **પ્રદેશનુ લક્ષણ** ગ્રન્થકારના શબ્દમા નીચે મુજબ નોધી લઇશું:—

**उपर्युक्तदेशसम्बन्धकत्वे सति अविभागभागविशेषकल्पनारूपत्वं प्रदेशस्य लक्षणम् । ( २४७ )**

અર્થાત્ ઉપર્યુક્ત દેશની સાથે સંબંધ ધરાવનારો અને જેના એક પણ વિભાગની કલ્પના પણ થઇ શકે નહિ એવા પુદ્ગલને ' પ્રદેશ ' કહેવામા આવે છે.

પ્રદેશ અને પરમાણુમા દ્રવ્યની દૃષ્ટિએ ફેર નથી, પરંતુ એ બે વચ્ચે તો અવસ્થા–ભેદ છે. અર્થાત્ મૂળ દ્રવ્યની સાથે સંયુક્ત પ્રદેશ જ તેનાથી વિખૂટો પડતા ' પરમાણુ 'ના નામથી ઓળખાય છે. આથી તો ગ્રન્થકાર **પરમાણુનું લક્ષણ** નીચે મુજબ નિર્દેશે છે:—

**वर्णादिमत्त्वे सति परस्परासंयुक्तप्रदेशमात्ररूपत्वं परमाणोर्लक्षणम् । ( २४८ )**

અર્થાત્ વર્ણ વગેરેથી યુક્ત પરંતુ પરસ્પર સંલગ્ન નહિ એવા પ્રદેશ જેવડા દ્રવ્યને ' પરમાણુ ' કહેવામાં આવે છે.

પરમાણુ એ સ્કંધનો સૌથી નાનામાં નાનો વિભાગ છે. એનાથી નાનો વિભાગ કલ્પનાનો પણ વિષય બની શકતો નથી. આ વાતને લક્ષ્યમા રાખીને **પરમાણુનું લક્ષણાંતર** નીચે મુજબ ગ્રન્થકાર તરફથી સૂચવાય છે:—

**वर्णादिमत्त्वे सति सकलभेदपर्यन्तवर्तित्वं परमाणोर्लक्षणम् । (२४९)**

અર્થાત્ વર્ણાદિથી યુક્ત હોઇ કરીને જે દ્રવ્ય સમગ્ર વિભાગોની સીમારૂપ છે તે ' પરમાણુ ' કહેવાય છે. અર્થાત્ જેનો કોઇ પણ રીતે વિભાગ થઇ શકે જ નહી તે પરમાણુ કહેવાય છે. એ નાનામા નાનું કદ છે.

આ લક્ષણમા તેમજ એની પૂર્વેના લક્ષણમા **वर्णादिमत्त्वे सति** કહીને પુદ્ગલને જ પરમાણુ હોય છે–એ સિવાયના અન્ય કોઇ પણ દ્રવ્યને પરમાણુનો સંભવ નથી એ વાતનુ સૂચન કરાયું છે.

---

૧ જુઓ પૃ ६११.

૨ પૂર્વ ૫૫૮ મા પૃષ્ઠમા એ હકીકત નિર્દેશાઇ ગઇ છે.

**સ્કંધ અને પરમાણુની ઉત્પત્તિ—**

સ્કંધ અને પરમાણુમા કઇ કઇ બાબતમાં ભિન્નતા છે એનો આપણે ૬૧૬ મા પૃષ્ઠથી ૬૧૮ મા સુધીમા વિચાર કરી ગયા છીએ. અહીં ઉત્પત્તિના કારણની દૃષ્ટિએ એનો વિચાર કરવામા આવે છે. આ સંબંધમાં ગ્રન્થકારનું કહેવું એ છે કે—

**स्कन्धस्योत्पत्तिनिमित्तं भेदसङ्घातादयो भवन्ति, परमाणुनिमित्तं तु भेद एव ।**[1]

અર્થાત્ સ્કંધની ઉત્પત્તિમાં ભેદ, સંઘાત વગેરે કારણરૂપ છે, જ્યારે પરમાણુની ઉત્પત્તિમાં ફક્ત ભેદ જ કારણરૂપ છે અત્ર ' વગેરેથી ' ભેદ અને સઘાત એ બંને સમજવાના છે.

કહેવાની મતલબ એ છે સ્કંધ યાને અવયવી દ્રવ્યની ઉત્પત્તિ ત્રણ પ્રકારે સંભવે છે. કોઇ સ્કંધ કેવળ સઘાતથી–એકતારૂપ પરિણામથી ઉત્પન્ન થાય છે. કોઇ કેવળ ભેદથી ઉત્પન્ન થાય છે, અને કોઇક ભેદ અને સઘાત એ બને નિમિત્ત દ્વારા ઉત્પન્ન થાય છે. વિશકલિત અવસ્થામા રહેલા અર્થાત્ છૂટા છૂટા રહેલા બે પરમાણુઓના મળવાથી જ્યારે દ્વિપ્રદેશિક સ્કંધ બને છે ત્યારે એ સ્કધ 'સંઘાત–જન્ય' કહેવાય છે એવી રીતે ત્રણ, ચાર, સંખ્યાત, અસંખ્યાત, અનંત અને છેક અનંતાનંત પરમાણુઓના મળવાથી જે [2]ત્રિપ્રદેશિક, ચતુષ્પ્રદેશિક, સંખ્યાતપ્રદેશિક, અસખ્યાત-પ્રદેશિક, અનતપ્રદેશિક અને અનંતાનંતપ્રદેશિક સ્કધો ઉત્પન્ન થાય છે તે બધાએ ' સંઘાત-જન્ય ' જાણવા. કોઇક પર્વતને ભેદીને તેના નાના નાના પત્થરો બનાવવામાં આવે તો આ પત્થરરૂપ સ્કધો ' ભેદ–જન્ય ' સમજવા. અર્થાત્ કોઇક મોટા સ્કધના તૂટવાથી જે નાના નાના સ્કંધો બને છે તે સર્વ ' ભેદ–જન્ય ' છે. એ પણ અનંતાનંત–પ્રદેશાત્મક સ્કંધથી માંડીને તે દ્વિપ્રદેશાત્મક સુધી સંભવી શકે છે. કોઇ સ્કંધ ભેદાતા ઉત્પન્ન થતો વિભાગ જો અન્ય કોઇ દ્રવ્ય સાથે મળે–પછી ભલે તે દ્રવ્ય પરમાણુરૂપ હોય કે સ્કંધરૂપ હોય અને તેથી જે નવો સ્કંધ બને તે 'ભેદ–સંઘાત–જન્ય' ગણાય છે આવા સ્કંધો પણ દ્વિપ્રદેશાત્મકથી તે અનંતાનંતપ્રદેશા-ત્મક સુધીના સંભવે છે. ભેદ–સંઘાત–જન્ય દ્વિપ્રદેશાત્મક સ્કંધ કેવી રીતે બને છે તેનો વિચાર કરતા સમજાય છે કે કોઇ બે પ્રદેશવાળો કે એથી વધારે પ્રદેશવાળો સ્કધ તૂટતા તેમાંથી એક પરમાણુ અલગ પડી જાય અને તે બીજા વિશકલિત પરમાણુ સાથે મળે અને તેમ થતા દ્વિપ્રદેશી સ્કધ બને.

આ ઉપરથી જોઇ શકાય છે કે દ્વિપ્રદેશિક સ્કંધથી માંડીને તે [3]અનતાનંતપ્રદેશિક

---

૧ આ હકીકત **तत्त्वार्थ** ( અ ૫ )માં નીચે મુજબ દર્શાવાઇ છે —

**" सङ्घातभेदेभ्य उत्पद्यन्ते । २६ । " " भेदादणुः । २७ । "**

૨ સઘાતજન્ય ત્રિપ્રદેશિક સ્કધની ઉત્પત્તિ બે રીતે છે —(અ) વિશકલિત અવસ્થાગત ત્રણ પરમાણુઓના મળવાથી તે બને અથવા તો (આ) દ્વિપ્રદેશિક સ્કધ અને એક પરમાણુ મળીને એ બને. એ પ્રમાણે અધિક પ્રદેશવાળા સ્કધો માટે સમજી લેવુ

૩ સૌથી મોટામા મોટો અનતાનતપ્રદેશી સ્કધ ભેદજન્ય હોઇ શકે નહિ, કેમકે એનાથી

સુધીના સમગ્ર સ્કંધોની ઉત્પત્તિ ત્રિવિધ સંભવે છે, પરંતુ એથી ગમે તે કોઇ એક સ્કંધ ત્રણે પ્રકારે ઉત્પન્ન થયો જ છે એમ સર્વથા કહેવાય નહિ. દાખલા તરીકે [1]ચાક્ષુષ સ્કંધ કેવળ ભેદ-સંઘાત-જન્ય જ છે.[2] પરમાણુ એ કોઇ પણ દ્રવ્યનું કાર્ય નથી એટલે એની ઉત્પત્તિમા સંઘાત માટે અવકાશ જ નથી, એથી એ તો ભેદ-જન્ય જ સભવે છે. પરમાણુ કોઇનું કાર્ય નથી એ દૃષ્ટિએ જ એની નિત્યતા છે, પરંતુ જે એની ઉત્પત્તિ અત્ર દર્શાવી છે એ દૃષ્ટિએ-પર્યાયની દૃષ્ટિએ એ અનિત્ય છે. કોઇક વેળા સ્કંધના અવયવોરૂપ બની સામુદાયિક-સંબદ્ધ અવસ્થામા પરમાણુઓનું રહેવું અને કોઇક વાર સ્કંધથી જુદા પડી વિશકલિત અવસ્થામા રહેવુ એ પરમાણુઓની અવસ્થા-વિશેષો છે-એ એના પર્યાયો છે. પરમાણુની વિશકલિત જ અવસ્થા સ્કંધના ભેદથી ઉદ્ભવે છે એટલે પરમાણુની ઉત્પત્તિ કહેવાનો આશય એટલા જ પૂરતો છે કે વિશકલિત અવસ્થાવાળો પરમાણુ ભેદનુ કાર્ય છે, નહિ કે શુદ્ધ પરમાણુ

આ વિવેચન ઉપરથી જોઇ શકાય છે કે પરમાણુના બે પ્રકાર છે. એક સ્વાભાવિક શુદ્ધ પરમાણુ અને બીજો ભેદજન્ય પરમાણુ. તેમા પ્રથમના તેમજ દ્વિતીય પ્રકારના પરમાણુનો સામાન્ય-રૂપે લક્ષણોમા અંતર્ભાવ થઇ ગયો છે અત્ર **ભેદજન્ય પરમાણુનુ પૃથક્ લક્ષણ** ગ્રંથકારના શબ્દમા ઉલ્લેખીશું:—

**[3]स्नेहसौक्ष्म्यविगमे स्थितिक्षये च सति द्रव्यान्तरेण भेदे स्वभावगत्या द्व्यणुकस्कन्धभेदेनोपजायमानत्वं भेदजन्याणोर्लक्षणम् । (२५०)**

અર્થાત્ સ્નિગ્ધતા ( ચિકાસ ) અને રૂક્ષતા ( લૂખાસ )નો નાશ થતા અને સ્થિતિનો ક્ષય થતા અન્ય દ્રવ્ય વડે ભેદાતા સ્વાભાવિક ગતિ દ્વારા દ્વ્યણુક સ્કધના ભેદ પૂર્વક ઉત્પન્ન થતું દ્રવ્ય 'ભેદજન્ય અણુ' કહેવાય છે

**સ્કંધના બે ભેદો—**

સ્કધની ઉત્પત્તિના કારણો આશ્રીને જેમ સ્કંધના ત્રણ ભેદો પડે છે તેમ અન્ય વિવક્ષા અનુસાર-દૃષ્ટિગોચરતાની દૃષ્ટિએ તેના ચાક્ષુષ અને અચાક્ષુષ એવા બે પ્રકારો પડે છે. ચાક્ષુષ એટલે નેત્રથી ગ્રાહ્ય-જોઇ શકાય એવો અને અચાક્ષુષ એટલે નેત્રથી અગ્રાહ્ય-જોઇ શકાય નહિ એવો. **ચાક્ષુષ સ્કંધ અને અચાક્ષુષ સ્કધનાં લક્ષણો** જે ગ્રથકારે સૂચવ્યા છે તે જોઇ લઇએ. એટલે એનાં સ્વરૂપો આપણા ધ્યાનમા આવે.

---

કોઇ મોટો સ્કધ નથી કે જેના તૂટવાથી એ બને, પરંતુ આવો કોઇ સ્કધ હોય એવો ઉલ્લેખ જોવામા આવ્યો નથી સમાન કોટિના બીજા સ્કધો હોય એવુ તો સમજાય છે. જુઓ પૃ.

૧ આના સ્વરૂપ માટે જુઓ પૃ ૬૭૧.

૨ સરખાવો **તત્ત્વાર્થ** ( અ ૫ )નુ નિમ્ન-લિખિત ૨૮ મુ સૂત્ર—

" **भेद-सङ्घाताभ्यां चाक्षुषाः ।** "

૩ સરખાવો **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( પૃ ૩૭૧ )

[1]स्वत एव परिणतिविशेषरूपत्वे सति बादरत्वे च सति चाक्षुषपरिणामभाक्त्वे च सति भेदसङ्घाताभ्यां समुपजायमानत्वं चाक्षुषस्कन्धस्य लक्षणम्; अथवा भेदे सति अन्यसङ्घातान्तरसंयोगे सति सूक्ष्मपरिणामोपरमत्वे च सति स्थूलतया जायमानत्वम्। ( २५१ )

पूर्वोक्ताद् विपरीतरूपत्वमचाक्षुषस्य लक्षणम्। ( २५२ )

અર્થાત્ પોતાની મેળે જ પરિણામ-વિશેષને પામેલો, બાદર, ચાક્ષુષ પરિણામથી યુક્ત અને ભેદ તેમજ સંઘાત એ ઉભય નિમિત્ત દ્વારા ઉત્પન્ન થયેલો સ્કંધ ' ચાક્ષુષ સ્કંધ ' કહેવાય છે. અથવા (કોઇ મોટા સ્કંધથી) ભિન્ન થઇ અને અન્ય સ્કંધની સાથે સંબદ્ધ થઇ સૂક્ષ્મ પરિણામના નાશ પૂર્વક સ્થૂલરૂપે ઉત્પન્ન થતો સ્કંધ ' ચાક્ષુષ ' છે. આનાથી વિપરીત સ્વરૂપવાળો સ્કંધ ' અચાક્ષુષ ' છે.

ભેદ અને સંઘાત એ ઉભય નિમિત્તથી ઉત્પન્ન થનારા સર્વ સ્કંધો ચાક્ષુષ જ હોય એવો નિયમ નથી, કેમકે એ ઉભય નિમિત્ત દ્વારા અચાક્ષુષ સ્કંધની પણ ઉત્પત્તિ સંભવે છે. આથી કરીને **स्वत एव ... चाक्षुषपरिणामभाक्त्वे च सति** એ પંક્તિનો લક્ષણમાં સાક્ષાત્ ઉલ્લેખ કરવામાં આવ્યો છે વળી એ પણ ખ્યાલમા રાખવું જરૂરી છે કે અનંત પરમાણુઓ મળવાથી જે સ્કંધ ઉત્પન્ન થાય તે ચાક્ષુષ જ હોય એમ નથી. એ ચાક્ષુષત્વ તો બાદર પરિણામ વિના સંભવતું નથી.

ભેદ શબ્દના બે અર્થો થઇ શકે છેઃ-( ૧ ) સ્કંધનું ભેદાવુ એટલે કે એમાંથી અણુઓનું અલગ થવું, અને ( ૨ ) પૂર્વ પરિણામનો વિનાશ થઇ બીજા પરિણામનું ઉત્પન્ન થવું. પ્રથમ અર્થને ધ્યાનમાં રાખી આપણે વિચારીશું તો જણાશે કે જે સ્કંધ સૂક્ષ્મ હોવાને લીધે અચાક્ષુષ હતો તે નિમિત્તવશાત્ સૂક્ષ્મ પરિણામનો ત્યાગ કરીને બાદર (સ્થૂલ) પરિણામથી યુક્ત બનવાથી ચાક્ષુષ થઇ શકે છે. આમ થવામા ભેદ અને સંઘાત બંને કારણોની અપેક્ષા રહેલી છે. જ્યારે કોઇ સ્કંધમા સૂક્ષ્મત્વરૂપ પરિણામની નિવૃત્તિ પૂર્વક સ્થૂલત્વરૂપ પરિણામ ઉત્પન્ન થાય છે ત્યારે કેટલાક પરમાણુઓ એ સ્કંધમાંથી છૂટા પડી જાય છે અને કેટલાક નવા પરમાણુઓ આવી મળી જાય છે. અર્થાત્ સૂક્ષ્મત્વરૂપ પરિણામની નિવૃત્તિ થઇ જે સ્થૂલત્વરૂપ પરિણામ ઉત્પન્ન થાય છે તેમા સંઘાત એટલે પરમાણુઓનું આવી મળવું એ જ કારણ નથી, એવી જ રીતે કેવળ ભેદ એટલે કે પરમાણુઓનું છૂટા પડી જવું એ જ કારણ નથી; પરંતુ આ બંને-સંઘાત તેમજ ભેદ અપેક્ષિત છે. બાદરત્વરૂપ પરિણામ વિના કોઇ પણ સ્કંધ ચાક્ષુષ બની શકતો જ નથી. એથી અત્ર ભેદ અને સંઘાત એ ઉભયથી ચાક્ષુષ સ્કંધ બને છે એમ કહ્યું છે.

---

૧ જુઓ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( પૃ ૩૭૨ )

ભેદના બીજા અર્થ પ્રમાણે વિચાર કરતાં જણાય છે કે જ્યારે કોઇ સ્કંધ નેત્રથી ગ્રહણ કરી શકાય તેવા બાદર પરિણામને ભજે છે ત્યારે તે અચાક્ષુષ મટી ચાક્ષુષ બને છે આ પ્રમાણેના પરિવર્તનમા સ્થૂલત્વરૂપ પરિણામ આવશ્યક છે અને એ પરિણામને વળી વિશિષ્ટ સંઘાતની-અનંત અણુની અપેક્ષા રહેલી છે. કેવળ સૂક્ષ્મત્વરૂપ પરિણામની નિવૃત્તિ પૂર્વક નવીન સ્થૂલત્વરૂપ પરિણામ દ્વારા અચાક્ષુષ સ્કંધ ચાક્ષુષ બની શકતો નથી અને કેવળ વિશિષ્ટ પરમાણુઓની અનંત સંખ્યા પણ એ કામ કરી શકતી નથી, કિન્તુ ભેદરૂપ પરિણામ અને પૂર્વોક્ત સંખ્યારૂપ સંઘાત એ બંને નિમિત્ત મળતાં અચાક્ષુષ સ્કંધ ચાક્ષુષ બને છે.

આ પ્રમાણે ચાક્ષુષ સ્કંધની ઉત્પત્તિમા ભેદ અને સંઘાત એ બંને કારણરૂપ છે, કિન્તુ કેવળ ભેદ કે કેવળ સંઘાત કારણરૂપ નથી, જ્યારે અચાક્ષુષ સ્કંધની ઉત્પત્તિ તો ત્રણે રીતે સંભવે છે-( ૧ ) કેવળ ભેદથી, ( ૨ ) કેવળ સંઘાતથી અને ( ૩ ) ભેદ અને સંઘાત ઉભયથી. આ ઉપરથી [1]પણ ચાક્ષુષ અને અચાક્ષુષ સ્કંધ વચ્ચેનો તફાવત સમજી શકાય છે.

ચાક્ષુષ સ્કંધગત ' ચાક્ષુષ ' પદથી જોકે ચક્ષુર્ગ્રાહ્યતાનો જ બોધ થાય છે તોપણ અત્ર આ પદથી ઐન્દ્રિયક અર્થ એટલે કે સમસ્ત ઇન્દ્રિયોથી ગ્રાહ્ય એવો લાક્ષણિક બોધ પણ અપેક્ષિત છે [2]. આથી એ વાત ફલિત થાય છે કે સ્કંધોના ઐન્દ્રિયક અને અતીન્દ્રિય એવા બે પ્રકારો છે તેમાં સમગ્ર અતીન્દ્રિય સ્કંધોના ઐન્દ્રિયક સ્કંધો બનવામા ભેદ અને સંઘાત એ બંને હેતુઓ રહેલા છે. પુદ્ગલના પરિણામો વિવિધ પ્રકારના છે એની આ પ્રમાણેની અમર્યાદિત વિચિત્રતાને લઇને જેમ અતીન્દ્રિય સ્કંધ ભેદ અને સંઘાત એ બે નિમિત્તો મળતા ઐન્દ્રિયક બને છે તેમ યોગ્ય નિમિત્ત મળતા ઐન્દ્રિયક સ્કંધ અતીન્દ્રિયરૂપે પણ પરિણમે છે, એટલું જ નહિ પણ પરિણામની વિચિત્રતાને લીધે તો અધિક ઇન્દ્રિયથી ગ્રહણ કરાતો સ્કંધ અલ્પ ઇન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય તેવો પણ બને છે. દાખલા તરીકે હિંગ, મીઠું જેવા પદાર્થો-સ્કંધો સ્પર્શન, રસન, ઘ્રાણ અને નેત્ર એ ચારે ઇન્દ્રિયોથી ગ્રાહ્ય છે, પરંતુ તે પાણીમા મળી જતા ફક્ત રસન અને ઘ્રાણ એ બે જ ઇન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય છે.

આ ગ્રંથકાર મોટે ભાગે **તત્ત્વાર્થ**ની રચનાને અનુસરે છે એટલે અત્ર અપ્રાસંગિક જણાતી એવી હકીકત તેઓ રજુ કરે છે એ બીજી કોઇ નહિ પણ એ **તત્ત્વાર્થ** ( અ. ૫. સૂ. ૨૯-૩૧ )-ના ભાવાર્થરૂપ છે. જેમકે ઉત્પાદ, વ્યય અને ધ્રુવતાથી જે યુક્ત હોય તે પદાર્થ કહેવાય છે એવા પદાર્થના લક્ષણનો આપણે ૫૩૦ મા પૃષ્ઠમા નિર્દેશ કરી ગયા છીએ. વળી આ લક્ષણગત ઉત્પાદાદિના લક્ષણોનો પણ આપણે ૫૩૦ મા અને ૫૩૧ મા પૃષ્ઠમા ઉલ્લેખ કરી ગયા છીએ અથવા ધ્રૌવ્યનુ લક્ષણ તો નિત્યત્વ લક્ષણના કથનથી કહેવાઇ જ ગયું છે [3] વળી ઉત્પાદ અને વ્યયનાં લક્ષણોની લોકોને પ્રતીતિ હોવાથી તેમજ તેને વિષે સામાન્ય નિર્દેશ પણ ૫૩૫ મા પૃષ્ઠમાં

---

૧ બીજી રીતે પણ બંને સ્કંધોમા તફાવત છે. જેમકે અચાક્ષુષ સ્કંધમા સૂક્ષ્મ પરિણામ છે, જ્યારે ચાક્ષુષમા બાદર પરિણામ છે પ્રથમ પ્રકારનો સ્કંધ ચક્ષુરગ્રાહ્ય છે, જ્યારે બીજો ચક્ષુર્ગ્રાહ્ય છે.

૨ જુઓ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( પૃ ૩૭૩ ) ૩ જુઓ પૃ ૫૪૯.

થઇ ગયેલો હોવાથી વિશેષ જિજ્ઞાસુઓને ઉદ્દેશીને એટલું કથન કરીશું કે અર્પિત અને અનર્પિત દ્વારા પણ ઉત્પાદાદિનો વ્યવહાર સિદ્ધ થાય છે. તેમા અર્પિત અને અનર્પિતના લક્ષણો દર્શાવતા ગ્રન્થકાર કથે છે કે—

**अनेकधर्मात्मकवस्तुनो विवक्षितेन केनचिद् धर्मेण प्रापितप्राधान्यरूपत्वमर्पितस्य लक्षणम् । अथवा किञ्चिद्वस्तुविशिष्टाभिधानार्पितत्वे सति सद्व्यवहारसाधकत्वम् । अथवा शब्दपरिप्रापितव्यवहाररूपत्वम् । मुख्यव्यवहाररूपत्वं वा ( २५३ )**

**पूर्वोक्तलक्षणाद् विपरीतरूपत्वमनर्पितस्य लक्षणम् । अथवा गौणव्यवहाररूपत्वम् । ( २५४ )**

અર્થાત્ અનેક ધર્મોવાળી વસ્તુને કોઇક વિવક્ષિત ધર્મ દ્વારા જે પ્રધાનતા પ્રાપ્ત થાય તે ' અર્પિત ' કહેવાય છે. અથવા કોઇક વસ્તુને વિશિષ્ટ નામ અપાતાં તે શુદ્ધ વ્યવહારના સાધનરૂપ બને છે આનું નામ પણ 'અર્પિત' છે. અથવા શબ્દ દ્વારા જે વ્યવહાર યોગ્ય થાય છે તે કિંવા મુખ્ય વ્યવહાર તે ' અર્પિત ' કહેવાય છે. આનાથી વિપરીત લક્ષણથી યુક્ત તે ' અનર્પિત ' છે એટલે કે ગૌણ વ્યવહાર તે ' અનર્પિત ' કહેવાય છે.

પ્રત્યેક પદાર્થ અનેકધર્માત્મક છે, કારણ કે અર્પિત એટલે અર્પણા યાને અપેક્ષાથી એક જાતનું સ્વરૂપ સિદ્ધ થાય છે, જ્યારે અનર્પિત એટલે અનર્પણા એટલે અન્ય અપેક્ષાએ એથી વિરુદ્ધ સ્વરૂપ સિદ્ધ થાય છે પરસ્પર વિરુદ્ધ પરંતુ પ્રમાણસિદ્ધ–અપેક્ષાભેદથી સિદ્ધ એવા સત્ત્વ, અસત્ત્વ, નિત્યત્વ, અનિત્યત્વ, એકત્વ, અનેકત્વ વગેરે ધર્મોનો સમન્વય જીવાદિ સમગ્ર વસ્તુઓમાં અબાધિત છે; વાસ્તે પ્રત્યેક પદાર્થને અનેકધર્માત્મક માનવામા આવે છે.

પ્રત્યેક પદાર્થનો અનેક રીતે વ્યવહાર કરાય છે, કેમકે અર્પણાથી યાને પ્રધાન ભાવે અને અનર્પણાથી યાને અપ્રધાન ( ગૌણ ) ભાવે વ્યવહારની ઉપપત્તિ ( સિદ્ધિ ) થાય છે

અપેક્ષાભેદથી સિદ્ધ એવા અનેક ધર્મો એકી સાથે પ્રત્યેક પદાર્થમા વિદ્યમાન હોવા છતાં પ્રયોજન અનુસાર કયારેક એકની તો કયારેક બીજાની–વિરુદ્ધ ધર્મની પણ વિવક્ષા હોય છે. આથી જ્યારે જે ધર્મ વિવક્ષિત હોય ત્યારે તે પ્રધાન ગણાય છે અને બીજા ગૌણ ગણાય છે. આ હકીકત સમજાય તે માટે આપણે જે કર્મનો કર્તા છે તે જ એના ફળનો ભોક્તા છે એ કથન તપાસીએ. આ કર્મની અને તેનાથી ઉદ્ભવતા ફળની સમાનાધિકરણતા બતાવવી હોય તે વેળા આત્મામા દ્રવ્ય–દૃષ્ટિએ સિદ્ધ એવો નિત્યત્વરૂપ ધર્મ અપેક્ષિત છે એ સમયે પર્યાય–દૃષ્ટિએ સિદ્ધ એવો એનો અનિત્યત્વ ધર્મ અપેક્ષિત નથી એટલે અત્ર નિત્યત્વરૂપ ધર્મ પ્રધાન છે, જ્યારે અનિત્યત્વરૂપ ધર્મ અપ્રધાન છે કર્તૃત્વ–કાલની આત્માની જે અવસ્થા છે એ જ અવસ્થા ભોક્તૃત્વ–કાલમા નથી. આ પ્રમાણેનો કર્મ અને ફળના સમયનો અવસ્થા–ભેદ જ્યારે દર્શાવવો હોય

ત્યારે પર્યાય-દૃષ્ટિએ સિદ્ધ એવો અનિત્યત્વરૂપ ધર્મ વિવક્ષિત છે, કિન્તુ દ્રવ્ય દૃષ્ટિએ સિદ્ધ નિત્યત્વરૂપ ધર્મ અપેક્ષિત નથી. એટલે કે અત્ર અનિત્યત્વના પ્રતિપાદનનું પ્રાધાન્ય છે, જ્યારે નિત્યત્વના પ્રતિપાદનની ગૌણતા રહેલી છે આ પ્રમાણે વિવક્ષા અને અવિવક્ષાના કારણે ક્યારેક આત્મા નિત્ય અને ક્યારેક અનિત્ય કહેવાય છે. જ્યારે આ બંને ધર્મોની વિવક્ષા એકી સાથે થાય છે ત્યારે બંને ધર્મોનું સમકાલે પ્રતિપાદન થઇ શકે એવો કોઇ શબ્દ નહિ હોવાથી એ દૃષ્ટિએ આત્મા 'અવક્તવ્ય' કહેવાય છે. વિવક્ષા, અવિવક્ષા અને સહવિવક્ષાને લઇને ઉપર દર્શાવેલ (૧) આત્માનુ નિત્યત્વ, (૨) આત્માનુ અનિત્યત્વ અને (૩) આત્માનુ અવક્તવ્યત્વ એ ત્રણ વાક્ય-રચનાઓ પૈકી પરસ્પર બબ્બેના અને ત્રણેના મિશ્રણથી (૧) નિત્ય-અનિત્યત્વ, (૨) નિત્ય-અવક્તવ્યત્વ, (૩) અનિત્ય-અવક્તવ્યત્વ અને (૪) નિત્ય-અનિત્ય-અવક્તવ્યત્વ એવી બીજી ચાર વાક્ય-રચનાઓ ઉદ્ભવે છે આ પ્રમાણેની કુલે સાત વાક્ય-રચનાઓના સમુદાયને 'સપ્ત-ભંગી' કહેવામા આવે છે. આમાં પ્રથમના ત્રણ વાક્યો અને ખાસ કરીને પ્રાથમિક બે તો મૂળરૂપ છે.

જેમ ભિન્ન ભિન્ન દૃષ્ટિએ સિદ્ધ નિત્યત્વ અને અનિત્યત્વને લઇને વિવક્ષા અનુસાર કોઇ એક વસ્તુમા ઉપર્યુક્ત સપ્તભગી ઘટાવી શકાય છે તેમ ભિન્ન ભિન્ન દૃષ્ટિએ સિદ્ધ પરંતુ પરસ્પર વિરુદ્ધ જણાતાં એવા બીજાં સત્ત્વ-અસત્ત્વ, એકત્વ-અનેકત્વ, વાચ્યત્વ-અવાચ્યત્વ વગેરે ધર્મ-યુગ્મોને લઇને અન્યાન્ય સપ્તભંગીઓ ઘટાવી શકાય તેમ છે. આથી જ કરીને એક જ વસ્તુ-પ્રત્યેક પદાર્થ અનેકધર્માત્મક ગણાય છે તેમજ અનેક પ્રકારના વ્યવહારનો વિષય પણ મનાય છે.

### પૌદ્ગલિક બન્ધ—

પુદ્ગલોના પર્યાય-વિશેષરૂપ જે દશ પરિણામોનો આપણે ૬૨૨મા પૃષ્ઠમા ઉલ્લેખ કરી ગયા છીએ તે તરફ નજર કરીશું તો જણાશે કે બન્ધ પણ એક જાતનો પૌદ્ગલિક પરિણામ છે. આ બન્ધના વૈસ્રસિક અને પ્રાયોગિક એવા બે ભેદોનો અને વળી તેમા પ્રથમના બન્ધનપ્રત્યયાદિ ત્રણ ઉપભેદોનો પણ ૬૪૧ મા પૃષ્ઠમા નિર્દેશ કરતી વેળાએ આગળ ઉપર બન્ધપ્રત્યય સંબંધી વિશેષ વિચાર કરવાનુ સૂચવ્યું હતુ તો એ વિષય અત્ર હાથ ધરવામાં આવે છે

### સંયોગ અને બન્ધ વચ્ચે તફાવત—

સંયોગ અને બન્ધ વચ્ચે શો તફાવત છે એ આ પ્રસ્તુત વિષયને અંગે જાણવુ આવશ્યક હોવાથી એ પરત્વે પ્રકાશ પાડનારી **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ (પૃ. ૩૬૮)ગત નિમ્ન-લિખિત પંક્તિ અવતરણરૂપે અત્ર રજુ કરવામા આવે છે:—

**"નૈરન્તર્યેણાવયવપ્રાપ્તિમાત્રં સંયોગઃ, બન્ધઃ પુનરન્યોન્યાઙ્ગાઙ્ગિભાવપરિણામઃ ॥"**

અર્થાત છૂટા છવાયેલા રહેલા અવયવોનુ અંતર વિનાનું અવસ્થાન (જેમકે તલપાપડીમા તલોનો) તે 'સંયોગ' છે, જ્યારે અવયવોનું પરસ્પર અવયવ-અવયવિરૂપે પરિણમન-એકત્વરૂપ પરિણામ-અભેદ વૃત્તિરૂપે અવસ્થાન તે 'બન્ધ' છે. આથી સમજી શકાય છે કે દ્વયણુકાદિ સ્કધોની

ઉત્પત્તિમાં પરમાણુઓના પારસ્પરિક સંયોગ ઉપરાંત એ પરમાણુઓમાં વિશિષ્ટ સ્નિગ્ધતા, રૂક્ષતારૂપ ગુણનું અસ્તિત્વ અપેક્ષિત છે. વળી બે જ પરમાણુઓનો બન્ધ સંભવે છે એમ નહિ, પરંતુ અનેક–અનંતાનંત પરમાણુઓનો પણ બન્ધ શક્ય છે. સ્કંધ અને પરમાણુનો પણ બન્ધ થાય છે. અવયવોનો બન્ધ એવો સામાન્ય નિર્દેશ કરીશું જેથી ઉપર્યુક્ત બધી જાતના અવયવોનો અંતર્ભાવ થઇ શકે.

## બન્ધની દ્વિવિધતા—

બન્ધ કહો કે શ્લેષ કહો તે એક જ છે અને તેના સદૃશ અને વિસદૃશ એમ બે પ્રકારો છે તેમા સ્નિગ્ધ અવયવનો સ્નિગ્ધ અવયવ સાથેનો બન્ધ અને એવી રીતે રૂક્ષ અવયવનો રૂક્ષ અવયવ સાથેનો બન્ધ તે 'સદૃશ બન્ધ' કહેવાય છે, જ્યારે સ્નિગ્ધ અવયવોનો રૂક્ષ અવયવ સાથેનો શ્લેષ તે 'વિસદૃશ બન્ધ' કહેવાય છે.

પરસ્પર નહિ મળેલા એવા પરમાણુઓનો બન્ધ કેવી રીતે થાય છે તે વિચારવામા આવે છે. પરમાણુઓમા ક્યા તો ચિકાસ ( સ્નિગ્ધતા ) અને ક્યાં તો લુખાસ ( રૂક્ષતા ) રહેલી હોય છે. [1]જઘન્ય ગુણવાળા–અંશવાળા સ્નિગ્ધ અને રૂક્ષ પરમાણુઓનો બંધ થઇ શકતો નથી. અર્થાત્ એક ગુણી સ્નિગ્ધતાવાળા પરમાણુનો એક ગુણી રૂક્ષતાવાળા પરમાણુ સાથે બધ થતો નથી. વળી, એક ગુણી સ્નિગ્ધતાવાળા પરમાણુનો એક ગુણી સ્નિગ્ધતાવાળા પરમાણુ સાથે, બે ગુણી સ્નિગ્ધતાવાળા પરમાણુનો બે ગુણી સ્નિગ્ધતાવાળા પરમાણુ સાથે, ત્રણ ગુણી સ્નિગ્ધતાવાળા પરમાણુનો ત્રણ ગુણી સ્નિગ્ધતાવાળા પરમાણુ સાથે એમ અનંત ગુણી સ્નિગ્ધતાવાળા પરમાણુનો અનન્ત ગુણી સ્નિગ્ધતાવાળા પરમાણુની સાથે બંધ થઇ શકતો નથી. એ પ્રમાણે રૂક્ષતાવાળા પરમાણુઓના સંબધમા પણ સમજી લેવું.

ઉપર્યુક્ત વિવેચનનો સાર એ છે કે એક પરમાણુ જેટલે અંશે સ્નિગ્ધ હોય તેટલે જ અંશે બીજો પરમાણુ સ્નિગ્ધ હોય તો બંધ થઇ શકે નહિ તેમજ એક પરમાણુ જેટલે અંશે રૂક્ષ હોય તેટલે જ અંશે જો બીજો પરમાણુ પણ રૂક્ષ હોય તોપણ તે બેનો બધ સંભવતો નથી, કેમકે બન્ને સરખી શક્તિવાળા હોવાથી પરસ્પર પરિણતિ થઇ શકે નહિ. આ વાતને તો લૌકિક ન્યાય પણ ટેકો આપે છે, કારણ કે એ તો સુસ્પષ્ટ વાત છે કે જ્યારે સરખા સામર્થ્યવાળા બે મલ્લો લડતા હોય ત્યારે એ બેમાંથી કોઇ કોઇને હફાવી શકે નહિ અર્થાત હાર–જીતનુ પરિણામ ત્યારે આવી શકે નહિ. પરતુ એક પરમાણુ જેટલે અંશે સ્નિગ્ધ હોય એટલે જ અશે બીજો પરમાણુ રૂક્ષ હોય તો એ પરમાણુઓનો બંધ થઇ શકે છે. વળી બે અંશવાળા રૂક્ષ પરમાણુનો બે અશવાળા સ્નિગ્ધ પરમાણુ સાથે બંધ સભવે છે. એટલે કે સ્નિગ્ધ અને રૂક્ષ પરમાણુઓનો બંધ થવામા સમાન અંશતા વચ્ચે આવતી નથી

આ ઉપરાંત વળી, બંને પરમાણુ રૂક્ષ હોય તેવા અથવા બને પરમાણુ સ્નિગ્ધ હોય તેવા

---

૧ જેમ શરીરના અવયવોને વિષે જઘન નિકૃષ્ટ છે તેમ અન્ય જે નિકૃષ્ટ હોય તે 'જઘન્ય' કહેવાય છે અથવા જઘનને વિષે ઉત્પન્ન થયેલો નિકૃષ્ટ ગણાય છે તેમ અન્ય જે નિકૃષ્ટ હોય તે 'જઘન્ય' કહેવાય છે. જુઓ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ ૨૪૧ ) તેમજ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( પૃ ૪૨૧ )

પરમાણુઓમાં જો બે અથવા અધિક અંશનો ફેર હોય તો તે બંનેનો બંધ ઘટી શકે છે. અન્ય શબ્દમાં કહીએ તો બે ગુણી સ્નિગ્ધતાવાળા પરમાણુનો ચાર ગુણી કે તેથી વધારે સ્નિગ્ધતાવાળા પરમાણુ જોડે બંધ થઇ શકે છે. એ પ્રમાણે રૂક્ષ પરમાણુઓના સંબંધમા વિચારી લેવું.

આ સમગ્ર વિવેચન નીચે મુજબનાં **તત્ત્વાર્થસૂત્ર** ( અ. ૫ )ના સૂ. ૩૩-૩૫ સંબંધી સ્વોપજ્ઞ ભાષ્ય અને તેની બૃહદ્ વૃત્તિને અનુસરે છે.

**" न जघन्यगुणानाम् । गुणसाम्ये सदृशानाम् । द्वयधिकादिगुणानां तु । "**

વળી બૃહદ્ વૃત્તિકાર ૪૨૫મા પૃષ્ઠમાં સૂચવે છે તેમ આ હકીકત આચાર્ય **શ્રીઆર્ય-શ્યામ**કૃત **પ્રજ્ઞાપના**ના તેરમા પદગત નિમ્ન-લિખિત ગાથા સાથે સંગત થાય છેઃ—

**" [1]णिद्धस्स णिद्धेण दुयाहिएण, लुक्खस्स लुक्खेण दुयाहिएण ।**
**णिद्धस्स लुक्खेण उवेइ बंधो, जहण्णवज्जो विसमो समो वा ॥ "**

આ ગાથાના પૂર્વાર્ધમાં ૩૪ મા અને ૩૫ મા સૂત્રનો ભાવાર્થ આવી જાય છે અને ઉત્તરાર્ધમા ૩૩ મા સૂત્રનો તેમજ એની પૂર્વેનું " **स्निग्धरूक्षत्वाद् बन्धः** " એ ૩૨મા સૂત્રના ભાવાર્થનો સમાવેશ થઇ જાય છે.

અત્ર આશ્ચર્યજનક ઘટના તો એ છે કે ઉપર્યુક્ત ત્રણે સૂત્રો તેમજ ભાષા-દૃષ્ટિએ જરૂરી એવા સામાન્ય પરિવર્તન પૂર્વકની **પ્રજ્ઞાપના**ની ગાથાને [2]દિગંબર પરંપરા સ્વીકારે છે એટલે કે સૂત્ર-પાઠમા અક્ષરશઃ સામ્ય હોવા છતા શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયોમા અર્થ-ભેદ છે. ખાસ કરીને એ ત્રણ બાબતોને અંગે છેઃ-( ૧ ) જઘન્ય ગુણ પરમાણુ એક સંખ્યાવાળો હોય ત્યારે બંધ થાય કે નહિ, ( ૨ ) પાંત્રીસમા સૂત્રગત ' આદિ ' પદથી ત્રણ, ચાર ઇત્યાદિ સંખ્યા સમજવી કે નહિ, અને ( ૩ ) આ સૂત્રનુ બંધ-વિધાન કેવળ સદૃશ અવયવોને લાગુ છે કે નહિ

બૃહદ્ વૃત્તિ પ્રમાણે બંને પરમાણુઓ જો જઘન્ય ગુણવાળા હોય તો જ તેનો બંધ થતો નથી, પરંતુ એક જઘન્ય ગુણવાળો હોય અને બીજો મધ્યમ કે ઉત્કૃષ્ટ-જઘન્યેતર ગુણવાળો હોય તો વિસદૃશ બંધ તો સંભવે જ છે, પરંતુ સદૃશ બંધ માટે બે અંશની અધિકતા જોઇએ.

**સર્વાર્થસિદ્ધિ** વગેરે બધી દિગંબરીય ટીકાઓ પ્રમાણે તો બંને પરમાણુઓ જઘન્ય ગુણવાળા હોય તો તેનો બંધ ન થાય એટલું જ નહિ, પણ બેમાથી એક પણ જઘન્ય ગુણવાળો હોય તો બંધ સંભવે નહિ, પછી ભલેને બીજો બે અંશ તો શુ પણ અનંત અંશ જેટલી અધિક સ્નિગ્ધતા કે રૂક્ષતાથી યુક્ત હોય.

---

૧ છાયા—
" स्निग्धस्य स्निग्धेन द्विकाधिकेन रूक्षस्य रूक्षेण द्विकाधिकेन ।
स्निग्धस्य रूक्षेणोपैति बन्धो जघन्यवर्ज्यो विषमः समो वा ॥

૨ " णिद्धस्स णिद्धेण दुराहिएण लुक्खस्स लुक्खेण दुराहिएण ।
णिद्धस्स लुक्खेण उवेदि बंधो जहण्णवज्जो विसमे समे वा ॥ "

( ૨ ) બૃહદ્વૃત્તિ પ્રમાણે **"દ્વ્યધિકાદિગુણાનાં તુ"** એ સૂત્રમાંના 'આદિ' પદથી ત્રણ, ચાર ઇત્યાદિ સંખ્યા પણ સમજવાની છે. આથી જ એ વૃત્તિમાં કોઇ એક પરમાણુથી બીજા પરમાણુમાં સ્નિગ્ધતા કે રૂક્ષતાના અંશ બે ત્રણ કે ચારથી માંડીને અનંત સુધી અધિક હોય તોપણ બંધ માનવામાં આવ્યો છે; અલબત્ત ફક્ત એક અંશ અધિક હોય તો બંધ મનાયો નથી.

દિગંબરીય વ્યાખ્યાઓ મુજબ તો ફક્ત બે અંશની અધિકતા હોય તો જ બંધ માનવામા આવ્યો છે. એટલે કે દાખલા તરીકે બે અંશ સ્નિગ્ધતાવાળા પરમાણુનો ચાર અંશ સ્નિગ્ધતાવાળા પરમાણુ સાથે જ બંધ સંભવે છે; નહિ કે પાંચ, છ કે તેથી વધારે અંશ હોય તોપણ.

( ૩ ) બૃહદ્વૃત્તિ પ્રમાણે બે, ત્રણ ઇત્યાદિ અંશો અધિક હોય તોપણ જે બંધનુ વિધાન છે તે સદૃશ અવયવોમાં—સ્નિગ્ધ સ્નિગ્ધમાં કે રૂક્ષ રૂક્ષમાં જ લાગુ પડે છે. દિગંબરીય વ્યાખ્યાઓ અનુસાર તો એ વિધાન અસદૃશ અવયવોના બંધને પણ લાગુ પડે છે. અર્થાત્ બે ગુણા સ્નિગ્ધ પરમાણુનો ચાર ગુણા જ રૂક્ષ પરમાણુ સાથે બંધ સંભવે છે, નહિ કે પાંચ, છ કે તેથી અધિક ગુણા રૂક્ષ પરમાણુ સાથે. આ પ્રમાણે અર્થ-ભેદને લઇને ઉપસ્થિત થતી હકીકતો નીચે મુજબ કોઠા દ્વારા દર્શાવીશું કે જેથી આ વિવેચન બરાબર ધ્યાનમાં આવે.

શ્રીસિદ્ધસેનગણિકૃત વૃત્તિ પ્રમાણે બન્ધ

| પરમાણુના અંશો | સદૃશ | વિસદૃશ | પરમાણુના અંશો | સદૃશ | વિસદૃશ |
|---|---|---|---|---|---|
| ૧ [1]જઘન્ય + જઘન્ય | નથી | નથી | ૫ જઘન્યેતર + [3]સમજઘન્યેતર | નથી | છે |
| ૨ ,, + [2]એકાધિક | ,, | છે | ૬ ,, + એકાધિક ,, | ,, | ,, |
| ૩ ,, + દ્વ્યધિક | છે | ,, | ૭ ,, + દ્વ્યધિક ,, | છે | ,, |
| ૪ ,, + ત્ર્યાદિ અધિક | ,, | ,, | ૮ ,, + ત્ર્યાદિ અધિક ,, | ,, | ,, |

૧ તરતમતાવાળી સ્નિગ્ધના તેમજ રૂક્ષતારૂપ પરિણામોમાં જે પરિણામ સૌથી ઓછામા ઓછો એટલે કે અવિભાજ્ય અંશવાળો હોય તે 'જઘન્ય અંશ' કહેવાય છે. આ સિવાયના બાકીના બધા અંશો 'જઘન્યેતર' જાણવા આથી જઘન્યેતરમા મધ્યમ તેમજ ઉત્કૃષ્ટ એ બને પ્રકારના અંશોનો અંતર્ભાવ થાય છે. જે પરિણામ સૌથી અધિક હોય તે 'ઉત્કૃષ્ટ' જાણવો, જ્યારે જઘન્ય અને ઉત્કૃષ્ટની વચમાંના બધા પરિણામો 'મધ્યમ' જાણવા. એક અંશને 'જઘન્ય', મોટામાં મોટા અનંતાનંતને 'ઉત્કૃષ્ટ' અને બેથી માંડીને તે મોટામાં મોટા અનંતાનંતથી એક ન્યૂન એ અંશોને 'મધ્યમ' સમજવા.

૨ જઘન્ય અંશ એટલે એક અંશ આથી 'એકાધિક'થી એનાથી એક અંશ વધારે એટલે બે અંશો જાણવા 'દ્વ્યધિક'થી ત્રણ અને ત્ર્યાદિ અધિકથી ચાર, પાચ એમ સમજવા

૩ બને તરફના અંશોની સમાન સંખ્યા તે 'સમ' છે. આથી જ્યારે 'જઘન્યેતર'થી બે અંશો વિવક્ષિત હોય ત્યારે સમજઘન્યેતરનો અર્થ બે અંશ છે, એકાધિક જઘન્યેતરનો અર્થ ત્રણ અંશો છે, દ્વ્યધિક જઘન્યેતરનો અર્થ ચાર અંશો છે અને ત્ર્યાદિ જઘન્યેતરનો અર્થ પાચ, છ, એમ ઠેઠ અનંતાનંત સુધીના અંશો છે.

સર્વાર્થસિદ્ધિ વગેરે અનુસાર બન્ધ

| પરમાણુના ગુણો (અંશો) | સદૃશ | વિસ-દૃશ | પરમાણુના ગુણો (અંશો) | સદૃશ | વિસ-દૃશ |
|---|---|---|---|---|---|
| ૧ જઘન્ય + જઘન્ય | નથી | નથી | ૫ જઘન્યેતર + સમજઘન્યેતર | નથી | નથી |
| ૨ ,, + એકાધિક | ,, | ,, | ૬ ,, + એકાધિક ,, | ,, | ,, |
| ૩ ,, + દ્વ્યધિક | ,, | ,, | ૭ ,, + દ્વ્યધિક ,, | છે | છે |
| ૪ ,, + ત્ર્યાદિ અધિક | ,, | ,, | ૮ ,, + ત્ર્યાદિ અધિક ,, | નથી | નથી |

**સ્પર્શાદિ પરિણામોની વ્યવસ્થા—**

બન્ધ એ પરિણામ-વિશેષ છે. એ સ્નિગ્ધ અવયવને વિષે રૂક્ષરૂપ અન્ય પરિણામથી આપાદ્ય છે. એથી કરીને એ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે પરમાણુઓમા જે સ્પર્શાદિ પરિણામો છે તેમજ સ્કન્ધોને વિષે જે શબ્દાદિ પરિણામો છે તે શુ નિત્ય છે—સર્વદા વ્યવસ્થિત છે કે અવ્યવસ્થિત છે એટલે કે એનો પ્રાદુર્ભાવ થયા પછી તે નાશ પામે છે ? કહેવાનું તાત્પર્ય એ છે કે પરમાણુઓ એકત્રિત થઇ દ્વિપ્રદેશાદિ સ્કંધરૂપે અથવા તો પરિમંડલાદિ સંસ્થાનરૂપે પરિણમે છે. આથી જો પરમાણુગત સ્પર્શાદિ પરિણામો અને સ્કંધ વિષયક શબ્દાદિ પરિણામો વ્યવસ્થિત હોય તો તેની વ્યવસ્થિતતાને લઇને એ પરિણામોનો સર્વદા ઉત્પાદ કે વિનાશ ન હોઇ શકે; અને એ ઉત્પાદ અને વિનાશ વિના સ્નિગ્ધ અને રૂક્ષ પરમાણુઓના પરિણામનો અભાવ હોવાથી કેવી રીતે દ્વ્યણુકાદિ સ્કંધો બની શકે ? અથવા સ્કન્ધોને વિષે સ્પર્શાદિ કે શબ્દાદિ પરિણામોમાથી એકની જ નિત્યતા છે એમ જો કહેવામાં આવે તો બાકીના પરિણામોની નિત્યતાનો અભાવ થશે. આથી કરીને જો પરિણામોને અનિયત માનવામા આવે તો તે ઇષ્ટ છે અર્થાત્ આપેક્ષિક દૃષ્ટિએ નિત્યત્વ માનવામા આવે તો કંઇ અડચણ નથી અને એથી બધી ઉપપત્તિ થઇ શકે છે. પૂર્વ પરિણામના ત્યાગ પૂર્વક ઉત્તર પરિણામ સ્વીકારાતા અન્ય સ્પર્શાદિ તેમજ અન્ય સ્પર્શાદિ શબ્દાદિ ક્ષેત્ર, કાલ, દ્રવ્ય અને ભાવના પરિણામવિશેષ બને. આથી સમજાય છે કે વસ્તુ યથાપરિણામી છે.

તેનો તે જ પરમાણુ દ્રવ્યત્વાદિ જાતિરૂપ સ્વભાવનો ત્યાગ કર્યા વિના અન્ય સ્પર્શાદિરૂપ ગુણને પ્રાપ્ત કરે છે. એવી રીતે એનો એ જ સ્કન્ધ દ્રવ્યત્વાદિ જાતિરૂપ સ્વભાવને ત્યજી દીધા વગર અન્ય શબ્દાદિ ગુણને પામે છે. સ્પર્શાદિ સામાન્યનો ત્યાગ કર્યા વગર પરમાણુઓ સ્પર્શાદિ-વિશેષને ભજે છે. આથી કરીને પરમાણુઓના સ્પર્શોમા અવસ્થિતતા રહેલી છે. પોતાની શક્તિની પટુતાને ભજનારા [1]પરિણામકો જેવા કે મરચું, મીઠું, હીગ વગેરે ઉકાળેલી છાશ વગેરે પરિ-

૧ અન્યને પોતાના સમાન બનાવે તે ‘ પરિણામક ’ કહેવાય છે અથવા પરિણમનને યોગ્ય પદાર્થના અંશની સંખ્યાને પોતાના અંશની સંખ્યારૂપે પરિણમાવે તે ‘ પરિણામક ’ છે.

ણમનશીલ વસ્તુને પોતાના જેવી બનાવે છે. દહીં, ગોળ વગેરે પદાર્થો પરિણમનરૂપ શક્તિના સ્વભાવને લઇને પરસ્પર પરિણામના કારણરૂપ છે. પૂર્વ પદાર્થોની એક તરફથી પરિણમન-શક્તિ પટુતાની અતિશયતાને આભારી છે. આ પ્રમાણે પરિણામને લઇને સ્પર્શાદિ તેમજ શબ્દાદિ ગુણો અનવસ્થિત છે.

**બન્ધના સમયે પરિણતિ—**

સ્નિગ્ધતા કે રૂક્ષતા અંશની સમાનતા હોય તેવા સ્થળમા સદૃશ બંધ તો થતો જ નથી; વિસદૃશ થાય છે એટલે કે દાખલા તરીકે બે અંશ સ્નિગ્ધતાવાળા અવયવોનો બે અંશ સ્નિગ્ધ-તાવાળા અવયવ સાથે બંધ શક્ય નથી, પરંતુ બે અંશ રૂક્ષતાવાળા અવયવ સાથે બધ થાય છે. આ બંધ થાય ત્યારે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ પ્રમાણે કોઇક વેળા સ્નિગ્ધતા જ રૂક્ષતાને પોતાના રૂપે-સ્નિગ્ધતારૂપે બદલી નાંખે છે અને કોઇક વાર રૂક્ષતા જ સ્નિગ્ધતાને નિજ રૂપે અર્થાત્ રૂક્ષતારૂપે પરિણમાવે છે. આ પ્રમાણેની હકીકત આ ગ્રંથકાર સૂચવે છે અને તે **તત્ત્વાર્થ** ( અ. ૫ )ના નિમ્ન-લિખિત ૩૬મા સૂત્રને અનુસરતી છે:—

**“ बन्धे समाधिकौ पारिणामिकौ । ”**

દિગમ્બરીય વૃત્તિઓમાં આને બદલે નીચે મુજબનો પાઠ છે:—

**“ बन्धेऽधिकौ पारिणामिकौ । ”**

દિગંબર માન્યતા એ છે કે સમાંશ સ્થલમાં સદૃશ બંધ જ શકય નથી એમ નહિ, પરંતુ વિસદૃશ માટે પણ અવકાશ નથી, કેમકે એક સમ વિજાતીય બીજા સમને પોતાના સ્વરૂપમા બદલી નાખે એ વાત ઇષ્ટ નથી; ફક્ત અધિક-બે અશ જેટલી અધિકતાથી યુક્ત પોતાના સ્વરૂપમા હીનને ફેરવી નાખે એટલુ જ ઇષ્ટ છે.

શ્વેતાંબર માન્યતા પ્રમાણે બે અંશ જેટલી જ અધિકતા એમ નહિ, પરતુ એથી વધારે અધિકતા હોય તોપણ સદૃશ તેમજ વિસદૃશ ઉભય પ્રકારના બંધો સંભવે છે. અને અધિક અંશ હીન ( અલ્પ ) અંશને પોતાના સ્વરૂપમા બદલી નાખે છે જેમકે પાંચ અંશ સ્નિગ્ધતા-વાળો પરમાણુ ત્રણ અંશ સ્નિગ્ધતાવાળા પરમાણુને પોતાના સ્વરૂપમાં બદલી નાખે છે એટલે કે ત્રણ અંશ સ્નિગ્ધતા પણ પાચ અંશ સ્નિગ્ધતાના સંબંધથી પાંચ અંશરૂપે પરિણમે છે. આ સંબંધમા કસ્તૂરીના અશથી વ્યાપ્ત એવા વિલેપનનુ ઉદાહરણ વિચારી લેવુ.

આ તો સદૃશ બધની વાત થઇ હવે વિસદૃશ બધની વાત કરીએ. પાચ અંશે સ્નિગ્ધ પરમાણુનો ત્રણ અંશે રૂક્ષ પરમાણુ સાથે બંધ થતાં એક તો એ રૂક્ષતાને સ્નિગ્ધતારૂપે પરિણમાવે છે એટલું જ નહિ પણ તેના અશો પોતાના જેટલા બનાવે છે એટલે કે ત્રણ અંશ જેટલી રૂક્ષતા પાંચ અંશ પ્રમાણક સ્નિગ્ધતાના સસર્ગથી પાચ અંશ જેટલી સ્નિગ્ધતારૂપે પરિણમે છે.

**ગુણનું સ્વરૂપ—**

આપણે ૫૫૨ મા પૃષ્ઠમાં સહભાવી પર્યાય તરીકેનું ગુણનું લક્ષણ વિચારી ગયા છીએ. અત્ર સ્વરૂપાત્મક લક્ષણ ગ્રન્થકાર નીચે મુજબ નિર્દેશે છે અને તેમ કરવામાં તેઓ **તત્ત્વાર્થ** ( અ. ૫, [1]સૂ. ૪૦ )ને અનુસરે છે:—

[2]**द्रव्याश्रयत्वे सति निर्गुणत्वं गुणस्य लक्षणम् । (२५५)**

અર્થાત્ જે દ્રવ્યનો ( [3]સદા ) આશ્રય કરનાર તેમજ [4]નિર્ગુણ ( ગુણથી રહિત ) છે તે ' ગુણ ' કહેવાય છે સ્થિતિ ( ધ્રૌવ્ય )રૂપ અંશ તે 'દ્રવ્ય' છે. અને જે પરિણામ-વિશેષોનો સદા આશ્રય-રૂપ છે તે ' ગુણ ' છે એટલે કે પરિણામ-વિશેષરૂપ ગુણોના પરિણમનનું કારણ તે ' દ્રવ્ય ' કહેવાય છે. જ્ઞાનાદિ તેમજ શુક્લાદિ ગુણોને વિષે બીજા ગુણો નથી, એથી આ ગુણો ' નિર્ગુણ ' કહેવાય છે. દ્રવ્યથી અવ્યતિરિક્તપણે આ ગુણોની ઉત્પત્તિ છે. વળી જૈન દર્શન પ્રમાણે દરેક વસ્તુ ભેદાભેદ સ્વરૂપી છે એટલે ગુણ અને ગુણી વચ્ચે સર્વથા ભેદ નથી તે વાત દીવા જેવી સ્પષ્ટ હોઇ તેનું સપ્રમાણ કથન કરવું પડશે કે ?

જ્યારે જીવાદિ દ્રવ્ય જ જ્ઞાનાદિરૂપે પરિણમે છે ત્યારે તાદાત્મ્યને લઇને ગુણોનુ ભિન્ન સ્વરૂપ નથી જ. શુદ્ધ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ તો દ્રવ્યથી ગુણ અનન્યતમ છે, પરંતુ પર્યાયાર્થિક નય પ્રમાણે ગુણનુ પૃથક્રૂપે અસ્તિત્વ છે, કેમકે તેમા પર્યાયની પ્રધાનતા રહેલી છે, તો પછી વિદ્યમાન ગુણોને નિર્ગુણ કેમ કહી શકાય ? આનો ઉત્તર એ છે કે અત્યંત શુદ્ધ દ્રવ્યાર્થિક નય પ્રમાણે તો ગુણો જ નથી તો પછી એની અનન્યતમતા માટે અવકાશ જ કયા રહ્યો ? આ ઉત્તર ઠીક નથી, કેમકે ગુણો નથી એમ નહિ કહેતાં, દ્રવ્યથી તે પૃથક્રૂપે નથી એમ કહેવુ જોઇએ. જ્યારે દ્રવ્ય શ્વેતરૂપે પરિણમે છે ત્યારે તે કૃષ્ણરૂપે નથી એથી ગુણની નિર્ગુણતા સ્પષ્ટ જણાય છે.

**ગુણ અને દ્રવ્યના સ્વરૂપ સંબંધી વૈશેષિક દૃષ્ટિ—**

**વૈશેષિક દર્શન** ( ૧-૧-૧૬ ) પ્રમાણે ગુણનુ લક્ષણ નીચે મુજબ છે.—

**" द्रव्याश्रय्यगुणवान् संयोगविभागेष्वकारणमनपेक्ष इति गुणलक्षणम् । "**

અર્થાત્ દ્રવ્યનો આશ્રય કરીને રહેલ, નિર્ગુણ તેમજ સંયોગ અને વિભાગમા અપેક્ષા રહિત હોવા છતા જે કારણ ન થાય તે ગુણ છે. **ઉત્તરાધ્યયન** ( અ ૨૮ )ની નિમ્ન-લિખિત—

---

૧ " **द्रव्याश्रया निर्गुणा गुणा** । "

૨ આથી ગુણ એ ' આધેય ' ગણાય છે અને દ્રવ્ય ' આધાર ' ગણાય છે.

૩ આ શબ્દ જ ગુણ અને પર્યાયની ભિન્નતાનો પ્રતિપાદક છે. કેમકે પર્યાયો પણ ગુણોની પેઠે દ્રવ્યનો જ આશ્રય કરનારા છે તેમજ વળી નિર્ગુણ પણ છે એ બે વચ્ચે ફેર એટલો જ છે કે ગુણ નિત્ય હોવાથી એ હમેશા દ્રવ્યને આશ્રિત છે, જ્યારે પર્યાય ઉત્પાદશીલ અને વિનાશશીલ હોવાથી દ્રવ્યમા સદા રહેતો નથી.

૪ ગુણોમા વળી બીજા ગુણો માનવા જતા અનવસ્થારૂપ દોષ ઉપસ્થિત થાય છે, વાસ્તે સદા દ્રવ્યનિષ્ઠ શક્તિરૂપ તેમજ પર્યાયના જનકરૂપ ગુણોને નિર્ગુણ માનવામા આવ્યા છે.

" [1]गुणाणमासओ दव्वं, एगदव्वसिया गुणा ।
लक्खणं पज्जवाणं तु, उभओ अस्सिया भवे ॥ ६ ॥ "

—ગાથામાં 'એક દ્રવ્યને આશ્રિત છે તે ગુણ છે' એટલું જ કહ્યું છે. **તત્ત્વાર્થ**માં આ ઉપરાંત શ્રીકણાદે સૂચવેલ ગુણના લક્ષણમાંનો 'નિર્ગુણ' એ એક અંશ વધારે છે, જ્યારે સૌથી વધારે ઉમેરો **શ્રીકણાદે** નિર્દેશેલા ગુણના લક્ષણમાં જોવાય છે; કેમકે એમણે રચેલા **વૈશેષિક દર્શન** (૧-૧-૫) પ્રમાણે એ લક્ષણ નીચે મુજબ છેઃ—

" क्रियागुणवत् समवायिकारणमिति द्रव्यलक्षणम् "

અર્થાત્ જે ક્રિયાવાળું, ગુણવાળું અને સમવાયિકારણરૂપ હોય તે 'દ્રવ્ય' છે. આથી જોઈ શકાય છે કે **શ્રીકણાદે** સૂચવેલા દ્રવ્યના લક્ષણમાં ગુણ ઉપરાંત ક્રિયા અને સમવાયિકારણતાને સ્થાન આપવામાં આવેલ છે. **તત્ત્વાર્થ** તરફ નજર કરીશું તો જણાશે કે તેમાં **ઉત્તરાધ્યયન**માં સૂચિત 'ગુણ'પદને સ્થાન આપવા ઉપરાંત વૈશેષિક સૂત્રગત 'ક્રિયા' શબ્દની જગ્યાએ જૈન દર્શનનો સુપ્રસિદ્ધ પર્યાય શબ્દ યોજી દ્રવ્યનું લક્ષણ " **गुणपर्यायवद् द्रव्यम्** " એવું બાંધવામાં આવ્યું છે કે જેને આ ગ્રંથકાર સ્વશૈલી અનુસાર વધાવી લે છે.

આ પ્રમાણે ગુણ પરત્વે થોડુંક વિવેચન કર્યું. હવે ગ્રન્થકાર પરિણામને ઉદ્દેશીને કથન કરે છે તો ગુણ તેમજ પરિણામ એ બંને પર્યાય-વિશેષો હોવાથી પર્યાયોને લક્ષ્યીને ૫૫૨ મા વગેરે પૃષ્ઠમાં જે કંઇ કહેવામાં આવ્યું છે તેમાં નીચે મુજબ થોડોક ઉમેરો કરી આપણે આગળ વધીએ.

**પર્યાયની વ્યુત્પત્તિ—**

**ન્યાયાલોક**ની **તત્ત્વપ્રભા** નામની વિવૃતિના ૨૦૩ મા પત્રમાં પર્યાયનું લક્ષણ નીચે મુજબ અપાયેલું છેઃ—

" [2]पर्येत्युत्पत्तिं विपत्तिं चाप्नोति पर्यवति वा व्याप्नोति समस्तमपि द्रव्यमिति पर्यायः पर्यवो वा "

---

૧ છાયા—

गुणानामाश्रयो द्रव्यमेकद्रव्याश्रया गुणाः ।
लक्षणं पर्यवाणां तु उभयोराश्रिता भवेयुः ॥

૨ સરખાવો **નયપ્રદીપ**ના ૯૯મા પત્રગત નિમ્ન-લિખિત પંક્તિ—

" पर्येति उत्पादमुत्पत्तिं विपत्तिं च प्राप्नोतीति पर्यायः । "

અર્થાત્ જે ઉત્પત્તિને તેમજ વિપત્તિ ( વિનાશ )ને પામે છે[1] અથવા જે સમગ્ર દ્રવ્યને વ્યાપ્ત કરે છે તે ' પર્યાય ' યાને ' પર્યવ ' કહેવાય છે. તેમા ક્રમભાવી પર્યાયને પર્યાય એવી જે સંજ્ઞા અપાય છે તેને ઉદ્દેશીને પ્રથમ વ્યુત્પત્તિ છે, જ્યારે બીજી વ્યુત્પત્તિ સહભાવી તેમજ ક્રમભાવી એમ ઉભય પ્રકારના પર્યાયને એટલે ગુણને તેમજ પર્યાયને એમ બન્નેને લાગુ પડે છે. સહભાવી પર્યાય યાને ગુણનું સ્વરૂપ તો આપણે યથાસાધન [2]પૂર્વે વિચારી ગયા છીએ. આથી ક્રમભાવી પર્યાય પરત્વે અત્ર થોડોક વિચાર કરીશું. સૌથી પ્રથમ તો એ વાત નોધીશું કે આ પર્યાયના દ્રવ્ય-પર્યાય અને ગુણ-પર્યાય એવા બે પ્રકારો છે આ વાતના સમર્થનાર્થે વાદિવેતાલ શ્રીશાંતિસૂરિએ નિર્દેશેલી પર્યાય ( પર્યવ )ની નીચે મુજબની વ્યુત્પત્તિ રજુ કરીશુ:—

**" परि–सर्वतो द्रव्येषु गुणेषु सर्वेष्ववन्ति–गच्छन्तीति पर्यवाः "**

મનુષ્યત્વ, સ્કંધત્વ ઇત્યાદિ દ્રવ્ય-પર્યાયનાં ઉદાહરણો છે, જ્યારે બુદ્ધિ, નીલાદિ વર્ણ ગુણ-પર્યાયનાં ઉદાહરણો છે.

### પર્યાયના બાર ભેદો—

પર્યાયનો ગુણના વિકારરૂપે પણ નિર્દેશ કરી શકાય તેમ છે. વિશેષમાં પર્યાયોના સ્વાભાવિક અને એથી વિપરીત લક્ષણાત્મક વૈભાવિક એમ બે પ્રકારો છે. જીવ-દ્રવ્ય આશ્રીને વિચારતાં નર, નારક ઇત્યાદિ ચાર ગતિરૂપ અથવા ૮૪ લાખ જીવ-યોનિરૂપ પર્યાયો વૈભાવિક છે,[3] જ્યારે અગુરુલઘુત્વાદિ પર્યાયો સ્વાભાવિક છે. વળી આ પ્રત્યેકના અનંત, અસંખ્યાત અને સંખ્યાત ભાગ ગુણ-વૃદ્ધિ વડે ત્રણ તેમજ અનંત, અસંખ્યાત અને સંખ્યાત ભાગ ગુણ-હાનિ વડે ત્રણ એમ છ છ પ્રકારો પડે છે એટલે કે પર્યાયના બાર ભેદો પડે છે.

### વ્યંજન-પર્યાય અને અર્થ-પર્યાય—

સ્વભાવ અને વિભાવની અપેક્ષાએ પર્યાયોના જેમ બે પ્રકારો પડે છે તેમ વ્યંજન અને અર્થની દૃષ્ટિએ પણ એના બે પ્રકારો સંભવે છે. તેમાં સ્થૂલ તેમજ કાલાંતરસ્થાયી એવો શબ્દોનો સંકેતવિષયક પર્યાય તે 'વ્યંજનપર્યાય' છે. આથી જોઇ શકાય છે કે [4]તિર્યક્-સામાન્ય વ્યંજન-પર્યાય જ છે. કેટલાકોનો વ્યજન પરત્વે એવો મત છે કે વ્યંજનનો યાને વ્યક્તિનો અર્થ, પ્રવૃત્તિ અને નિવૃત્તિના કારણરૂપ અને જળ લાવવા વગેરે અર્થક્રિયાકારિત્વ છે આવા પ્રકારની અર્થક્રિયા-

---

૧ આથી નીચે મુજબનુ પદ્ય ચરિતાર્થ થાય છે—

" अनादिनिधने द्रव्ये, स्वपर्यायाः प्रतिक्षणम् ।
उन्मज्जन्ति निमज्जन्ति, कूलकल्लोलवज्जले ॥ "

૨ જુઓ ૫૫૨માથી શરૂ થતા પૃષ્ઠો

૩ જુઓ નયપ્રદીપનુ ૯૮મું પત્ર.

૪ " प्रतिव्यक्ति तुल्या परिणितिः " એવુ આનુ લક્ષણ છે.

કારિતાથી લક્ષિત પર્યાય તે 'વ્યંજન-પર્યાય' છે, જ્યારે સૂક્ષ્મ વર્તમાન કાલવર્તી પર્યાય તે 'અર્થ-પર્યાય' છે. આથી નીચે મુજબનું—

"भूतत्वभविष्यत्त्वसंस्पर्शरहितशुद्धवर्तमानकालत्वावच्छिन्नं वस्तुस्वरूपमर्थपर्यायः"

—લક્ષણ ચરિતાર્થ થાય છે. વિશેષમા [1]એકત્વ, પૃથક્‌ત્વ, સંખ્યા, સંસ્થાન, સંયોગ, વિભાગ, નવત્વ, પુરાણત્વ ઇત્યાદિ પર્યાય-વિશેષ જ જાણવા. કહ્યું પણ છે કે—

"एगत्तं च पुहत्तं च, संखा संठाणमेव य ।
संजोगो य विभागो य, पज्जवाणं तु लक्खणं ॥"

**વ્યંજન-પર્યાયના ચાર પ્રકારો—**

વ્યંજન-પર્યાયના સ્વભાવ અને વિભાવ તેમજ દ્રવ્ય અને ગુણની દૃષ્ટિએ (૧) સ્વભાવ-દ્રવ્ય-વ્યંજન-પર્યાય, (૨) સ્વભાવ-ગુણ-વ્યજન-પર્યાય, (૩) વિભાવ-દ્રવ્ય-વ્યંજન-પર્યાય અને (૪) વિભાવ-ગુણ-વ્યંજન-પર્યાય એમ ચાર પ્રકારો પડે છે જીવ આશ્રીને આ ચારે પ્રકારો વિચારીશું તો ચરમ શરીરથી કિંચિત્ ન્યૂન એવા શુદ્ધ અસંખ્ય પ્રદેશાત્મક સિદ્ધ ભગવાન્ એ પ્રથમ પ્રકારનુ દૃષ્ટાત છે. અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંત વીર્યરૂપ અનંત ચતુષ્ટય એ દ્વિતીય પ્રકારનું ઉદાહરણ છે એવી રીતે યતિ પ્રમુખ ત્રીજા પ્રકારનું અને મતિ વગેરે ચોથાનું ઉદાહરણ છે. પુદ્‌ગલના સંબંધમાં અવિભાગી પુદ્‌ગલ-પરમાણુઓ, વર્ણ, ગંધ અને રસના પ્રકારો પૈકી એક એક તેમજ અવિરોધી એવા બે સ્પર્શો, દ્વયણુકાદિ અને રસ, રસાતર, ગંધ, ગધાંતર વગેરે અનુક્રમે ચાર જાતના ઉદાહરણો છે.[2]

**પરિણામનું સ્વરૂપ—**

જુદા જુદા દર્શન પ્રમાણે પરિણામની વ્યાખ્યા જુદી જુદી છે. જેમકે બૌદ્ધ દર્શન એ વસ્તુ માત્રને ક્ષણસ્થાયી-નિરન્વય વિનાશી માનતું હોવાથી એના મત પ્રમાણે પરિણામનો અર્થ ઉત્પન્ન થઇ સર્વાંશે નાશ પામવો એ છે એટલે કે નાશ થયા બાદ તત્ત્વનો એક અંશ પણ કાયમ ન રહે એવો થાય છે.

નૈયાયિક વગેરે ભેદવાદી દર્શનો કે જેમા ગુણ અને દ્રવ્યની એકાંત ભિન્નતા સ્વીકારવામાં આવી છે તેમની માન્યતા મુજબ સર્વથા અવિકૃત દ્રવ્યમા ગુણોનુ ઉત્પન્ન થવું અને એ ગુણોનો નાશ થવો એવો પરિણામનો અર્થ છે.

જૈન દર્શન ભેદાભેદવાદી હોવાથી પરિણામોના ઉપર્યુક્ત અર્થથી નિરાળો જ અર્થ

---

૧ અહીં એકત્વથી સખ્યાથી વ્યતિરિક્ત એવી સામાન્ય પરિણતિ સમજવી જેમકે ભિન્ન ભિન્ન પરમાણુઓમા આ એક ઘટ છે એવી પ્રતીતિ. ૨ જુઓ નયપ્રદીપનું ૯૯ મુ પત્ર.

એ માન્ય રાખે તે સ્વાભાવિક છે. એ દર્શનને સૂત્રરૂપે સંસ્કૃતમા ગૂથનારા તરીકે આદ્ય ગણાતા ભગવાન્ ઉમાસ્વાતિ એનો અર્થ નીચે મુજબ સૂચવે છેઃ—

" तद्भावः परिणामः । " ( અ. ૫, સૂ ૪૧ )

અર્થાત્ 'તે થવું' એટલે કે પોતાના રૂપમાં સ્થિર રહી ઉત્પન્ન થવુ તેમજ નાશ પામવો એનું નામ "પરિણામ' છે. આ દર્શન પ્રમાણે કોઇ પણ દ્રવ્ય કે ગુણ સર્વથા અવિકૃત રહી શકે નહિ અત્ર વિકૃતનો અર્થ એ છે કે અન્યાન્ય અવસ્થાઓને પ્રાપ્ત કરવી, પરંતુ તેમ છતાં પોતાની મૂળ જાતિને કાયમ રાખવી–પોતાના શુદ્ધ સ્વરૂપનો ત્યાગ થવા ન દેવો. આથી એ વાત ધ્યાનમા આવી હશે કે દ્રવ્ય હોય કે ગુણ હોય એ પ્રત્યેક પોતપોતાના સ્વભાવનો ત્યાગ કર્યા વિના જ પ્રતિસમય નિમિત્ત અનુસાર જુદી જુદી અવસ્થાઓને ભજે છે. આ પ્રમાણેની અન્યાન્ય અવસ્થાઓ તે દ્રવ્ય અને ગુણના 'પરિણામો' કહેવાય છે.

જીવ મનુષ્ય, પશુ, પક્ષી, દેવ કે દાનવરૂપે ઉત્પન્ન થાય; કિન્તુ એ ભિન્ન ભિન્ન અવસ્થાઓને પ્રાપ્ત થતો હોવા છતા પણ તેનામાં જીવત્વ તેવુ ને તેવું જ કાયમ રહે છે આથી મનુષ્યત્વ, પશુત્વ એ જીવના પરિણામો કહેવાય છે. એવી રીતે જીવના અનન્ય ગુણરૂપ ચૈતન્ય જ્ઞાનરૂપ સાકાર ઉપયોગ રૂપે હોય કે દર્શનરૂપ નિરાકાર ઉપયોગરૂપે હોય, પટ વિષયક જ્ઞાન હોય કે ઘટવિષયક જ્ઞાન હોય, પરંતુ એ બધા ઉપયોગોમા ચૈતન્ય આબાદ જળવાઇ રહે છે, એથી એ ઉપયોગો ચૈતન્યના પરિણામો ગણાય છે. પુદ્ગલ દ્વ્યણુકરૂપ હોય કે ત્ર્યણુક વગેરે રૂપે હોય, પરંતુ એ અવસ્થાઓ દરમ્યાન એનું પુદ્ગલત્વ સર્વથા કાયમ રહે છે; વાસ્તે દ્વ્યણુકાદિ અવસ્થાઓ એ પુદ્ગલના પરિણામ ગણાય છે. એવી રીતે પુદ્ગલ ધોળાશ ત્યજીને કાળાશ વગેરેને ધારણ કરે, પરંતુ એ રૂપાંતરો દરમ્યાન એનું વર્ણત્વ કાયમ રહે છે–કોઇને કોઇ વર્ણરૂપે તો તે અખંડિત રહે છે; વાસ્તે ધોળાશ, કાળાશ ઇત્યાદિ અવસ્થાઓ એ વર્ણ ( રૂપ )ના પરિણામો છે

આ પ્રમાણે પરિણામના સ્વરૂપની પીઠિકા રજુ કરી હવે ગ્રન્થકારના શબ્દમા એ **પરિણામનું લક્ષણ** નીચે મુજબ ઉપસ્થિત કરવામા આવે છે કે જેથી એ સમજવામા વિશેષ પરિશ્રમ ન પડેઃ—

**जीवादिपदार्थानामवस्थान्तरापत्तिरूपत्वं परिणामस्य लक्षणम्, [1]स्वभावः स्वतत्त्वरूपं वा । ( २५६ )**

અર્થાત્ જીવાદિક પદાર્થોની અવસ્થામા ફેરફાર થવો એટલે કે એ પદાર્થોનુ રૂપાંતર થવુ તે 'પરિણામ' કહેવાય છે. આથી સમજાય છે કે પરિણામ એ અન્ય ભાવની પ્રાપ્તિ છે. પરિણામ, સ્વભાવ, સ્વતત્ત્વ એ બધા સમાનાર્થક શબ્દો છે.

---

૧ સરખાવો તત્ત્વાર્થ-ભાષ્ય ( પૃ ૪૩૭ )ગત નિમ્ન-લિખિત પંક્તિ—
" धर्मादीनां द्रव्याणां यथोक्तानां च गुणानां स्वभावः स्वतत्त्वं परिणामः । "

**સાદિ અને અનાદિ પરિણામ—**

પરિણામના સાદિ અને અનાદિ એમ બે પ્રકારો છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ અને કાલનો પરિણામ જીવ–ભવ્યત્વાદિની પેઠે અનાદિ છે. જેમ સંસાર અનાદિ છે તેમ ધર્માદિ દ્રવ્યનો પરિણામ પણ અનાદિ છે. કેમકે ધર્માદિ દ્રવ્યો વિનાનો લોક કદાપિ હતો જ નહિ. આ પ્રમાણે ધર્મ, અધર્મ, આકાશ અને કાલ એ ચાર અનાદિ પારિણામિક ભાવને વિષે જાણવા. પુદ્ગલ–દ્રવ્ય તો ઔદયિક તેમજ પારિણામિક એ બે ભાવને વિષે જાણવું. તેમા પરમાણુ એ અનાદિ પારિણામિક ભાવ છે, જ્યારે દ્વચણુકાદિ, અભ્ર, ઇન્દ્રધનુષ્ય વગેરે સાદિ પારિણામિક ભાવ છે, અને [1]મેરુ વગેરે શાશ્વત પદાર્થો તો અનાદિ પારિણામિક છે. પરમાણુઓનો વર્ણ, રસ ઇત્યાદિ પારિણામિક ભાવ છે; સ્કંધોનો તો દ્વચણુકાદિના સંઘાતરૂપ પરિણામ ઔદયિક ભાવ છે[2] જીવ તો છ એ ભાવમા વર્તે છે.[3] તેમા યોગ અને ઉપયોગ એ બે એના પારિણામિક ભાવો છે. **યોગનું લક્ષણ** એ છે કે—

**पुद्गलसम्बन्धाद्दात्मनो वीर्यविशेषरूपत्वं योगस्य लक्षणम् ।**
**(૨૫૭)**

અર્થાત્ પુદ્ગલના સબંધને લઇને આત્મામાં જે શક્તિ–વિશેષ ઉત્પન્ન થાય છે તે 'યોગ' કહેવાય છે.

---

૧ 'મેરુ' જેવા શાશ્વત પર્વતો, શાશ્વત મંદિરો તેમજ શાશ્વતી પ્રતિમાઓ સ્કંધના દેખાવથી–આકારથી નિત્ય છે, પણ પુદ્ગલ–દ્રવ્યરૂપે અનિત્ય છે, કેમકે એ શાશ્વત સ્કંધોમાથી પ્રતિસમય અનંત પુદ્ગલ પરમાણુઓ ખરી પડે છે–જુદા પડી જાય છે અને વળી અનંત નવા પુદ્ગલ–પરમાણુઓ આવી મળે છે

૨ સર્વે અજીવ પદાર્થો પારિણામિક ભાવમા વર્તે છે એટલુ જ નહિ, પણ અનન્ત પરમાણુવાળા સ્કંધો તો ઔદયિક ભાવમા પણ વર્તે છે. શરીર–નામ–કર્મના ઉદયથી જનિત ઔદારિકાદિ શરીરરૂપે ઔદારિકાદિના સ્કંધોનો જ ઉદય છે. **उदय एव औदयिक** એવો અર્થ કરીએ ત્યારે તો કર્મ–સ્કંધરૂપ અજીવોને વિષે ઔદયિક ભાવ થાય છે. જેમકે ક્રોધના ઉદયમા કર્મ–સ્કંધોનો ઉદય છે આ પ્રમાણે વિચારતા તો કર્મ–સ્કંધ આશ્રિત ઔપશમિકાદિ ભાવો પણ અજીવોને વિષે સંભવે છે, પરંતુ તે અત્ર વિવક્ષિત નથી. આથી કરીને જ કેટલાક અજીવોનો પારિણામિક જ ભાવ સ્વીકારાય છે. જુઓ **કર્મપ્રકૃતિનું** ૧૫૮ મુ પત્ર

૩ સરખાવો **પ્રશમરતિની** નિમ્ન–લિખિત ગાથા અને તેની ટીકાગત ઉલ્લેખ.—

" **भावो धर्माधर्माम्बरकाला: पारिणामिके ज्ञेया ।**
**उदयपरिणामिरूप तु सर्वभावानुगा जीवा: ॥ २०९ ॥**

टीका—अनादिपारिणामिकभावे धर्मा-ऽधर्मा-ऽऽकाश-कालद्रव्याणि चत्वारि वर्तन्ते जीवभव्यत्वादिवत् । .. **पुद्गलद्रव्यं पुनरौदयिके भावे भवति पारिणामिके च । परमाणुः परमाणुरिति अनादिपारिणामिको भाव । आदिमत्पारिणामिकस्तु द्व्यणुकादिरभ्रेन्द्रधनुरादिश्च । वर्णरसादिपारिणामिकस्तु परमाणूनां स्कन्धानां चौदयिको भावः द्व्यणुकादिसंहतिपरिणामश्चेति ।**"

આ પ્રમાણે આપણે પરિણામનું પ્રકરણ પૂર્ણ કરીએ તે પૂર્વે તત્ત્વાર્થ ( અ. ૫. [1]સૂ. ૪૨-૪૪ )-ના ભાવને અનુસરીને આ ગ્રંથકારે કરેલા નિમ્ન-લિખિત—

**स च परिमाणो द्वेधा, अनादिसादिभेदात् । तत्र रूपिषु आदिमान्; धर्मादिद्रव्येषु अनादिमान् ।**

—ઉલ્લેખનો સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરવો આવશ્યક સમજાય છે. જેના કાળની પૂર્વ કોટિનો અભાવ છે અને એથી કરીને તો સર્વજ્ઞ પણ જેની અમુક સમયથી શરૂઆત થઇ છે એમ ન કહી શકે[2] તે 'અનાદિ' કહેવાય છે. જેના કાળની પૂર્વ કોટિ છે અર્થાત્ જેને શરૂ થયાને આજે અમુક વખત થયો એમ કહી શકાય તે 'સાદિ' યાને 'આદિમાન્' છે. આ પ્રમાણેના અનાદિ અને આદિમાન્‌ના અર્થો અત્યારે પણ સુપ્રસિદ્ધ છે. જો આ જ અર્થો પ્રસ્તુતમાં વિવક્ષિત હોય તો તત્ત્વાર્થનું કથન [3]સુસંગત થતુ નથી; કેમકે હર કોઇ પદાર્થ રૂપી કે અરૂપી–વસ્તુતઃ બધાં દ્રવ્યોમાં અનાદિ અને આદિમાન્ એવા બંને જાતના પરિણામો રહેલા છે. પ્રવાહની અપેક્ષાએ અનાદિ અને વ્યક્તિની અપેક્ષાએ આદિમાન્ પરિણામ પ્રત્યેક પદાર્થમા બરાબર ઘટાવી શકાય છે.

**પ્રત્યેક દ્રવ્યમાં દ્વિવિધ પરિણામોનો સંભવ—**

પ્રત્યેક દ્રવ્યમા કેટલાક પરિણામો અનાદિ અને કેટલાક આદિમાન્ છે એ વાતનું **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૪૩૮-૪૩૯ ) સમર્થન કરે છે. જેમકે ધર્માસ્તિકાયની અસંખ્યેય-પ્રદેશવત્તા, લોકાકાશવ્યાપિતા, અમૂર્તતા, ગતિ કરનારની ગતિના અપેક્ષાકારણરૂપે અગુરુલઘુતા ઇત્યાદિ એના અનાદિ પરિણામો છે.

અધર્માસ્તિકાયમા પણ આ બધા પરિણામો છે, પરંતુ એની અગુરુલઘુતા સ્થિતિશીલની સ્થિતિના અપેક્ષાકારણરૂપે છે. જીવમાં પણ આ પરિણામો છે, પરંતુ તે અપેક્ષાકારણથી રહિત જાણવા. વળી એ ઉપરાત જીવત્વ, ભવ્યત્વ, અભવ્યત્વ ઇત્યાદિ પણ અનાદિ પરિણામો છે. અનંત-પ્રદેશતા, અમૂર્તતા, અગુરુલઘુતા, અવગાહનશીલને અવગાહન આપવુ ઇત્યાદિ આકાશના અનાદિ પરિણામો છે. કાલના વર્તનાદિ પરિણામો અનાદિ છે. પુદ્‌ગલમાં દ્રવ્યત્વ, મૂર્તત્વ, સત્ત્વ વગેરે અનાદિ પરિણામો છે.

પોતાની ઇચ્છાથી ગતિ કરવાને પ્રવૃત્ત થયેલી વ્યક્તિને ગતિ કરવામાં ધર્માસ્તિકાય સહાયતા કરે છે. આ ઉપગ્રાહકત્વરૂપ ધર્મનો પર્યાય ( પરિણામ ) પૂર્વ હતો નહિ, કેમકે ઉપર્યુક્ત

---

૧ " अनादिरादिमांश्च । रूपिष्वादिमान् । योगोपयोगौ जीवेषु । " -

૨ અમુક વસ્તુની અનતકાળથી શરૂઆત થઇ છે એમ કહેવાથી એ વસ્તુ સાદિ ઠરતી નથી, કેમકે આ તો રૂપાતરથી અનાદિત્વનુ જ સૂચન છે

૩ આ સબધમા આ ગ્રન્થકાર સૂચવે છે કે " **તત્ત્વાર્થ**નો ઉલ્લેખ વ્યાવહારિક પ્રસગને અનુસરતો સમજવાનો છે, બાકી વસ્તુત દરેકમાં પારમાર્થિક દૃષ્ટિએ તો બને પરિણામો રહેલા જ છે, માટે જરા પણ અસગતતાની સભાવના જ નથી. "

વ્યક્તિમાં તે સમયમા ગતિના પરિણામનો અભાવ હતો; પરંતુ એ વ્યક્તિમાં ગતિ–પરિણામ ઉદ્ભવતા ધર્માસ્તિકાયમાં એ વ્યક્તિ પરત્વેનું ઉપગ્રાહકત્વ ઉત્પન્ન થયું; એટલે એ પરિણામ આદિમાન્ ઠર્યો. વળી ગતિ–પરિણામથી પરિણત થયેલી વ્યકિતના ગતિપરિણામનો અંત આવતાં ઉપગ્રાહકત્વનો પણ અંત આવી જાય છે. આ પ્રમાણે આ પરિણામના ઉત્પાદ અને વિનાશ થતા હોવાથી એ આદિમાન્ છે.

એવી રીતે અધર્માસ્તિકાય સ્થિતિરૂપ પરિણામને પામેલાને સ્થિતિ કરવામાં ઉપગ્રહરૂપે પરિણમે છે, એથી એનો પણ આ પરિણામ આદિમાન્ છે. આકાશ અવગાહનાશીલને અવગાહના આપવારૂપ પરિણામને પ્રાપ્ત કરે છે એટલે એનો આ પરિણામ આદિમાન્ છે. કાલ વૃત્ત ( ભૂત ), વર્તમાન ઇત્યાદિ પરિણામથી આદિમાન્ છે. બે પરમાણુઓ વિસ્રસા દ્વારા દ્વયણુક સ્કંધનો પ્રારંભ કરે છે ત્યારે દ્વયણુક સ્કંધરૂપ પરિણામ આદિમાન્ છે. આ પ્રમાણે પ્રાયોગિક તેમજ વૈસ્રસિક પરિણામો વિષે ઘટાવી લેવું. આથી [1]બૃહદ્ વૃત્તિકાર ૪૩૯ મા પૃષ્ઠમાં સૂચવે છે તેમ જેઓ રૂપી પદાર્થોમા જ આદિમાન્ પરિણામ હોય છે એમ માને છે અને અમૂર્ત એવા ધર્માદિમાં હોતો નથી એવો આગ્રહ રાખે છે તેઓ ભીંત ભૂલે છે, કેમકે આવા કદાગ્રહીઓના પક્ષમા અરૂપી દ્રવ્યના પર્યાયના આશ્રયના વ્યવહારના લોપને લઇને ઉત્પાદાદિ લક્ષણનો અયોગ હોવાથી પરિણામનો અભાવ છે. અને અપરિણામિતાને લીધે ધર્માદિના સ્વભાવનો નિર્ધાર થઇ શકશે નહિ, કેમકે તેઓ જાતે ઉત્પાદ અને વ્યયરૂપ પરિણામથી રહિત છે.

આ વિવેચન ઉપરથી એ વાત સુજ્ઞ પાઠકને જરૂર નિઃસંદિગ્ધપણે સમજાઇ હશે કે દરેક દ્રવ્યમા ઉભય પરિણામો રહેલા છે. આમ છતાં સૂત્રકાર આવાં સંદિગ્ધ સૂત્રો રચે અને ભાષ્ય દ્વારા તે સંદિગ્ધતાને નિરસન કરવાનો પ્રયાસ પણ ન કરે તેમજ દિગંબરીય વૃત્તિઓમા આ ત્રણ સૂત્રોને સૂત્રરૂપે સ્થાન જ ન અપાય પરંતુ એની પૂર્વેના સૂત્રોમા અત્ર સૂચવેલું ઉપર મુજબનુ વિવેચન રજુ કરાય એ હકીકત શુ અર્થસૂચક નથી કે ? સૂક્ષ્મદર્શી, સંગ્રાહક અને વિદ્યાવારિધિ **શ્રીઉમાસ્વાતિ** પરિણામનો આશ્રય–વિભાગ દર્શાવવામા ત્રુટિ આવવા દે એ વાત જ મનાય તેવી નથી. એથી એવી કલ્પના કરાય છે કે અનાદિ અને આદિમાન્થી **શ્રીઉમાસ્વાતિને** આજે સર્વત્ર પ્રસિદ્ધ એવા આ શબ્દોના અર્થો જ વિવક્ષિત નહિ હોય. બનવા જોગ છે કે એમણે જે અર્થો અપેક્ષિત છે તે બૃહદ્વૃત્તિકારના સમય પૂર્વે જ ભૂલાઇ ગયા હોય. પ્રત્યેક શબ્દનો એકનો એક અર્થ સદા રહેતો નથી. દાખલા તરીકે [2]પાખંડના અર્થમાં પૂર્વ કાલમાં અધર્મતાની ગંધ પણ ન હતી, જ્યારે અત્યારે એ શબ્દ ઢોંગી, દંભી સંન્યાસીને માટે યોજાય છે. આવી પરિસ્થિતિમા અનાદિ અને આદિમાન્ના આગમ–પ્રમાણ–ગ્રાહ્ય એવા અને પ્રત્યક્ષ–ગ્રાહ્ય એવા અર્થો વિવક્ષિત હશે એમ **તત્ત્વાર્થસૂત્રના** વિવેચક સૂચવે છે. તેમનું કહેવું એમ છે કે "ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશસ્તિકાય અને જીવાસ્તિકાય એ અરૂપી દ્રવ્યોનો પોતાનો પરિણામ અનાદિ એટલે આગમ–પ્રમાણ–ગ્રાહ્ય છે અને પુદ્ગલનો પરિણામ આદિમાન્ અર્થાત્ પ્રત્યક્ષગ્રાહ્ય છે તથા અરૂપી

---

૧ શ્રીસિદ્ધસેનગણિ	૨ જુઓ અનુયોગદ્વાર ( સૂ. ૮૫ ).

હોવા છતાં પણ જીવના યોગ-ઉપયોગરૂપ પરિણામ આદિમાન્ અર્થાત્ પ્રત્યક્ષ-ગ્રાહ્ય છે અર્થાત્ એના શેષ પરિણામ આગમગ્રાહ્ય છે.

આ સંબંધમાં મારૂં નમ્ર મતવ્ય એ છે કે જૈન દર્શનમાં આગમ-ગ્રાહ્ય અને તર્ક-ગ્રાહ્ય એમ બે જાતના પદાર્થો સ્વીકારાયા છે તે વાત અત્ર વિવક્ષિત છે. પ્રત્યક્ષ-ગ્રાહ્યથી વ્યાવહારિક પ્રત્યક્ષગ્રાહ્યતા સ્વીકારીએ તો એનો અર્થ તર્કગ્રાહ્યતા કરી શકાય વિશેષમાં આગમગ્રાહ્ય પદાર્થો કેવળ આગમ-ગ્રાહ્ય જ છે એમ નથી, કેમકે ત્યા પણ કેટલેક અંશે યુક્તિઓ માટે અવકાશ છે જ. કહ્યું પણ છે કે "[1]**जुत्तीए अविरुद्धो सयागमो**" અર્થાત્ શુદ્ધ શાસ્ત્રને યુક્તિથી સાથે વિરોધ નથી. વિશેષમા **પંચલિંગી**ની બૃહદ્ વૃત્તિના ૯૨મા પત્રમાં અવતરણરૂપે એ પણ ઉમેરાયું છે કે—

**" आगमश्चोपपत्तिश्च, सम्पूर्णं दृष्टिकारणम् ।**
**अतीन्द्रियाणामर्थानां, सद्भावप्रतिपत्तये ॥ "**

ગ્રન્થકારે અનાદિ અને આદિમાન્ પરિણામો પૈકી એકેનું લક્ષણ દર્શાવ્યું નથી એટલે તેમને અનાદિ અને [2]આદિમાન્‌ના સુપ્રસિદ્ધ અર્થો જ વિવક્ષિત હોવા જોઇએ એમ સમજાય છે.

દ્વિતીય ઉલ્લાસ ગ્રન્થકારના વક્તવ્યના અનુવાદની દૃષ્ટિએ આથી પૂર્ણ થાય છે, પરંતુ અત્યાર સુધીમા કરેલી [3]પ્રતિજ્ઞાના નિર્વાહ માટે તેમજ સૂક્ષ્મ અને ગહન વિષયના અભિલાષીની જિજ્ઞાસા થોડી ઘણી તૃપ્ત થાય તે માટે અજીવ પદાર્થોને અગે કેટલુંક વિવેચન પરિશિષ્ટરૂપે ઉમેરી તૃતીય ઉલ્લાસમા પ્રવેશ કરીશું. સૌથી પ્રથમ પુદ્‌ગલાસ્તિકાય સબંધી વિચાર કરીશું.

**'પુદ્‌ગલ' શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ—**

પુદ્‌ગલ શબ્દ **पूर्** અને **गल्** ધાતુના સંયોગથી બન્યો છે. આની નિષ્પત્તિ દર્શાવતાં **તત્ત્વાર્થરાજ**૦ ( પૃ. ૧૯૦ )મા આવા સંયોગના ઉદાહરણ તરીકે '[4]**शवशायनं श्मशानं**' એવી પક્તિ રજુ કરવામા આવી છે. **पूर्**નો અર્થ પૂરણ કરવું-મળવું એવો થાય છે, જ્યારે

૧ છાયા—

युक्त्याऽविरुद्धः सदागमः ।

૨ **તત્ત્વાર્થ**ની બૃહદ્‌વૃત્તિ ( પૃ ૪૩૯ )માં આની વ્યાખ્યા નીચે મુજબ દર્શાવાઇ છે.—

" जन्मादिविनाशान्तविशेषसंस्पृष्ट. स्वरूपसामान्यविशेषधर्माधिकारी तद्भावलक्षण· परिणाम आदिमान भवति । "

૩ દાખલા તરીકે વિચારો ૬૨૧ મા પૃષ્ઠમા ધ્રુવ-વર્ગણાના સ્વરૂપનો 'વર્ગણા' પ્રકરણમા નિર્દેશ કરવાની પ્રતિજ્ઞા

" शवानां शयन श्मशानं, पृषोदरादित्वात् ' આ પ્રમાણેનો ઉલ્લેખ **અભિધાનચિન્તામણિ**ની સ્વોપજ્ઞ વૃત્તિના ૩૯૪મા પૃષ્ઠમા છે.

૪ " शवानां शयनं श्मशानं पृषोदरादित्वात " આ પ્રમાણેનો ઉલ્લેખ **અભિધાનચિન્તામણિ**ની સ્વોપજ્ઞ વૃત્તિના ૩૯૪મા પૃષ્ઠમા છે.

ગલ્ નો અર્થ ગળવું-ખરી પડવું-જુદા પડવું એવો થાય છે. આથી તો તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિ (પૃ. ૩૧૬)માં સૂચવાયું છે કે—

" पूरणाद् गलनाच्च पुद्गलाः संहन्यमानत्वाद् विसंहतिमत्त्वाच्च "

આથી પૂરણ અને ગલન સ્વભાવવાળાં દ્રવ્યો 'પુદ્ગલ' કહેવાય છે એમ ફલિત થાય છે.

પરમાણુમાં પૂરણ અને ગલન ક્રિયાનો અભાવ છે, કેમકે તે અવયવથી રહિત છે એટલે એને 'પુદ્ગલ' કેમ કહેવાય એવો કોઇ પ્રશ્ન ઉઠાવે તો એ પરત્વે તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૧૯૦)માં એવો ઉત્તર આપવામાં આવ્યો છે કે ગુણની અપેક્ષાએ અર્થાત્ રૂપ, રસ, ગંધ અને સ્પર્શરૂપ ગુણોની માત્રામાં વધઘટ થતી હોવાથી પૂરણ અને ગલનરૂપ ક્રિયા પરમાણુમાં બરાબર ઘટી શકે છે; એથી પરમાણુને પુદ્ગલ કહેવામાં કશો વાંધો નથી. આ ઉપરાંત ત્યાં એમ ઉમેરાયું છે કે પરમાણુમાં પુદ્ગલની સંજ્ઞાનો વ્યવહાર ઔપચારિક છે.[1]

પુદ્ગલ શબ્દની વ્યુત્પત્તિ બીજી રીતે પણ સંભવે છે. એ દર્શાવતાં બૃહદ્વૃત્તિ (પૃ. ૩૧૬)-માં નીચે મુજબનો ઉલ્લેખ કરાયો છેઃ—

" पुरुषं वा गिलन्ति पुरुषेण वा गीर्यन्ते इति पुद्गलाः, मिथ्यादर्शनादि-हेतुवर्तिनं पुमांसं बध्नन्ति वेष्टयन्तीति गिरणार्थः, इतरत्रादानार्थो गिरतिः, पुरुषेणादीयन्ते कषाययोगभाजा कर्मतयेति पुद्गलाः "

અર્થાત્ જે પુરુષને ગળે છે અથવા જે પુરુષથી ગળાય છે તે 'પુદ્ગલ' છે. મિથ્યાદર્શન વગેરે હેતુઓથી યુક્ત જીવને બાંધવા-વીંટવા એવો 'ગિરણ' શબ્દનો અર્થ છે. અન્ય સ્થળમાં એનો ગ્રહણ એવો અર્થ કરવામાં આવ્યો છે. ત્યાં કષાયરૂપ યોગથી યુક્ત પુરુષ દ્વારા કર્મરૂપે જે ગ્રહણ કરાય છે તે 'પુદ્ગલ' છે એમ સમજવું. આ સંબંધમાં તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૧૯૦)માં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

" [2]पुमांसो-जीवाः तैः शरीराहारविषयकरणापकरणादिभावेन गिल्यन्त इति पुद्गलाः. "

પંચલિંગીની બૃહદ્વૃત્તિના ૯૩ મા પત્રમાં પુદ્ગલની વ્યુત્પત્તિ નીચે મુજબ સૂચવાઇ છેઃ-

" पूर्यन्ते-अपरापरपरमाण्वादिसङ्घटनेन स्थौल्यपरिणाममापाद्यन्ते तद्विघटनेन च गलन्ति-ह्रसन्तीति निरुक्तविधिना पुद्गलाः "

---

१ " गुण उपचारात् कल्पनं पूरणगलनयोः भावित्वात् भूतत्वाच्च शक्त्यपेक्षया परमाणुषु पुद्गलत्वोपचारः । "

૨ આ વ્યુત્પત્તિ પરમાણુને લાગુ કેમ પાડવી તે માટે ગુણની અપેક્ષા કે ઉપચારનો આશ્રય લેવો.

અર્થાત્ અન્યાન્ય પરમાણુ વગેરેના સંઘટનથી-સંશ્લેષથી જે સ્થૂલ પરિણામને પ્રાપ્ત કરે છે અને એ પરમાણુ વગેરેના વિશ્લેષથી જેનો હ્રાસ થાય છે તે 'પુદ્ગલ' છે. આ વ્યાખ્યાનો પણ ઉપલક દૃષ્ટિએ વિચાર કરતાં તો પરમાણુને પુદ્ગલ સંજ્ઞા ઘટી શકતી નથી, પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારતાં એમ જરૂર કહી શકાય કે પરમાણુને પણ બીજા પરમાણુ કે સ્કંધની સાથે મળવાનું કે તેનાથી જુદા પડવાનું હોવાથી ' પુદ્ગલ ' સંજ્ઞા પરમાણુ પરત્વે સાન્વર્થ ઠરે છે.

**નવતત્ત્વવિસ્તરાર્થ** ( પૃ. ૧૨૨-૧૨૩ ) તરફ દૃષ્ટિપાત કરતાં સમજાય છે કે ત્યાં તો પરમાણુ એ જ વાસ્તવિક પુદ્ગલ છે અને સ્કંધ, દેશ અને પ્રદેશ તો એના વિકારરૂપ છે એટલે સ્કંધાદિને વિષે 'પુદ્ગલ' સંજ્ઞા ઔપચારિક છે એવો સ્પષ્ટ નિર્દેશ છે. આવી હકીકત અન્યત્ર જોવામાં નહિ આવેલ હોવાથી એ શબ્દશઃ નીચે મુજબ રજુ કરાય છે:—

" તથા પૂરણ ( પૂરાવું-મળવું ) અને ગલન ( ગળવું-ઝરવું-વિખરવું-છૂટા પડવું ) ધર્મ યુક્ત જે પદાર્થ તે પુદ્ગલ દ્રવ્ય કહેવાય. અહિં પરમાણુ એ જ પુદ્ગલ દ્રવ્ય છે. એ પરમાણુનો સ્કંધરૂપે મળવા યોગ્ય, અને સ્કંધથી વિખરવા-છૂટા પડવારૂપ ધર્મ હોવાથી પરમાણુ તે પુદ્ગલ કહેવાય છે. દરેક પરમાણુ મળવા અને વિખરવાના ધર્મવાળો છે. પરમાણુઓ જ્યારે પરસ્પર મળે છે ત્યારે સ્કંધ બને છે, અને છૂટા પડે છે ત્યારે પુનઃ પરમાણુ જ રહે છે. એ પ્રમાણે પરમાણુઓ વાર વાર દ્વિપ્રદેશી, ત્રિપ્રદેશી, યાવત્ અનંતપ્રદેશી સ્કંધરૂપે પરિણમે છે ( મળે છે ), અને તે સ્કંધોથી છૂટા પણ પડે છે. ત્યાં કોઇ પણ એક પરમાણુ જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટથી અસંખ્ય સમય સુધી પરમાણુરૂપે છૂટો રહે છે; તદનંતર અવશ્ય સ્કંધરૂપ પરિણમે છે. એ પરમાણુનો જઘન્ય ઉત્કૃષ્ટ કાળ કહ્યો. પુનઃ એ પરમાણુ જ્યારે સ્કંધમાં લાગે છે ત્યારે " પ્રદેશ " એવી સંજ્ઞાથી ઓળખાય છે. પુનઃ પરમાણુઓથી બનેલા સ્કંધ-પ્રદેશ-અને પ્રદેશરૂપ વિકારો પણ પુદ્ગલ જ કહેવાય છે. "

આ અવતરણ ઉપરથી એ વાત તો સમર્થિત થાય છે કે પૂરણ ગલનરૂપ સ્વભાવ સ્વાભાવિક રીતે પરમાણુમાં છે અને એથી એનો પુદ્ગલ તરીકે બેધડક વ્યવહાર કરી શકાય તેમ છે: એટલે કે એ માટે ઉપચારાદિનો વિચાર કરવો આવશ્યક નથી.

**' પુદ્ગલ ' શબ્દની નિષ્પત્તિ—**

' પુદ્ગલ ' શબ્દ **પૂર્** અને **ગલ્** એ બે ધાતુ ઉપરથી બનેલો છે. તેમાં **પૂર્** એ [1]દિવાદિ આત્મનેપદી, [2]ભ્વાદિ પરસ્મૈપદી અને [3]ચુરાદિ ઉભયપદી છે. પૂરણ કરવું, તૃપ્ત કરવું એ એના અર્થો છે. એ પ્રમાણે **ગલ્** એ [4]ભ્વાદિ પરસ્મૈપદી અને [5]ચુરાદિ આત્મનેપદી છે. ગળવું, ઝરવું, ખરવું, પડવું, વિખરાવું ઇત્યાદિ એના અર્થો છે.

પુદ્ગલ શબ્દની નિષ્પત્તિ બે રીતે સંભવે છે:—(૧) ઉણાદિ ગણથી અને (૨) પૃષોદરાદિથી. તેમાં પ્રથમ પ્રકાર પરત્વે આ ગ્રંથકાર નીચે મુજબ પ્રકાશ પાડે છે:—

" **पूर्यते-संहतीक्रियते विसंहतीक्रियते वा पूर्णीक्रियते सम्मील्यते यस्मादिति पुर् औणादिकड्डुतप्रत्यये सति डीत्वात् टिलोपे पुद्; गल्यते गाल्यते वा—**

१-५ જુઓ **સારસ્વત આદર્શ** ( ધાતુ-સંખ્યા ૧૩૪૨-૧૩૪૪ અને ૫૦૦-૫૦૧ ).

जीर्यते विचटयते-पृथग् भूयते पृथक् क्रियते वा यस्मादिति गलः 'भावोऽकर्त्रोः' (सिद्ध० ५-३-१८) इति घञ् कृते पुद्गलशब्दसिद्धिः."

**પુદ્ગલનું લક્ષણ—**

આપણે પુદ્ગલનું લક્ષણ ૫૪૧ મા પૃષ્ઠમાં વિચારી ગયા છીએ તોપણ એ સંબંધમાં વિશેષ પ્રકાશ પાડતું લક્ષણ શ્રીદેવેન્દ્રસૂરિકૃત નવતત્ત્વપ્રકરણની નિમ્ન-લિખિત ગાથા પૂરૂં પાડે છે:—

" उवचयअवचयआयाण-मोक्खरसगंधवन्नमाईयं ।
छायायवतममाईण, लक्खणं पुग्गलाणं तु ॥ १६ ॥"

[ उपचयापचयादानमोक्षरसगन्धवर्णादिकम् ।
छायाऽऽतपतमआदीनां लक्षणं पुद्गलानां तु ॥ ]

'પુદ્ગલ' શબ્દની વ્યુત્પત્તિ સૂચવતાં ગિરણનો અર્થ ગ્રહણ એવો નિર્દેશ કરાયો છે તેમજ એના આ ગ્રન્થકારે બાંધેલા લક્ષણમાં 'ગ્રહણ' શબ્દ અગ્રસ્થાને છે તે જોતાં તેમજ પુદ્ગલ જ દ્રવ્ય એવું છે કે જેનું ગ્રહણ થઇ શકે છે તે વિચારતા ગ્રહણરૂપ ગુણથી યુક્ત પદાર્થ તે 'પુદ્ગલ' છે એમ પુદ્ગલનું લક્ષણ યોજી શકાય અને ન્યાયાલોકના ૧૯૭મા પત્રમાં તો એ હકીકત "ग्रहणगुणं पुद्गलद्रव्यम्" એવા ઉલ્લેખ પૂર્વક રજુ કરાઇ છે; અન્યત્ર પણ "गुणओ गहणगुणे" એવો પાઠ મળી આવે છે. વળી ખુદ આગમમાં—ભગવતી (શ. ૧૩, ઉ. ૪)ના ૪૮૧ મા સૂત્રમાં "[1]गहणलक्खणेण पोग्गलत्थिकाए" એવો સ્પષ્ટ નિર્દેશ છે.

**પુદ્ગલના દ્રવ્ય-અપ્રદેશાદિ અને દ્રવ્ય-સપ્રદેશાદિ ભેદો અને તેનું અલ્પબહુત્વ—**

અપ્રદેશ પુદ્ગલ કહો કે પરમાણુ કહો તે એક જ છે. આના તેમજ એનાથી વિપરીત સપ્રદેશ પુદ્ગલના પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ આશ્રીને ચાર ચાર ભેદો છે. પ્રાયઃ જે પરમાણુઓ પરસ્પર સંલગ્ન નથી તે 'દ્રવ્યથી અપ્રદેશ' કહેવાય છે. જેઓ આકાશના એક એક પ્રદેશમાં અવગાહીને રહેલા છે અને પોતાના ક્ષેત્રનો જેમણે ત્યાગ કર્યો નથી તેઓ 'ક્ષેત્રથી અપ્રદેશ' કહેવાય છે. જ્યારે જ્યારે પોતાના ક્ષેત્રને છોડીને અન્યત્ર ક્ષેત્રમાં પુદ્ગલો (પરમાણુઓ) સંચરે છે અને પ્રત્યેક સ્થાનમા એક સમયની સ્થિતિ કરે છે ત્યારે તેઓ 'કાલથી અપ્રદેશ' કહેવાય છે. જે પરમાણુઓ વર્ણથી એક ગુણ શ્યામતા વગેરે, ગન્ધથી એક ગુણ સુવાસિતતા વગેરે, રસથી એક ગુણ તિક્તતા વગેરે, સ્પર્શથી એક ગુણ રૂક્ષતા અને એક ગુણ ઉષ્ણતા વગેરેથી વિશિષ્ટ હોય છે તેઓ 'ભાવથી અપ્રદેશ' છે. આ પ્રમાણેના અપ્રદેશ પુદ્ગલોથી વિપરીત પુદ્ગલો તે 'સપ્રદેશ પુદ્ગલો' છે. જેમકે બે કે તેથી અધિક પરમાણુઓ પરસ્પર મળેલા હોય તો તે પદાર્થ તે 'દ્રવ્યથી સપ્રદેશ પુદ્ગલ' છે. જે દ્વયણુકાદિ સ્કંધો આકાશના બે, ત્રણ

---

૧ છાયા— ग्रहणलक्षणः पुद्गलास्तिकायः ।

ઇત્યાદિ પ્રદેશોને અવગાહીને રહેલા છે તેઓ ' ક્ષેત્રથી સપ્રદેશ પુદ્ગલ ' છે. જેમની સ્થિતિ બે સમયથી માંડીને તે અસંખ્યાત સમય સુધીની છે તેઓ ' કાલથી સપ્રદેશ પુદ્ગલ ' છે. જેમના વર્ણ વગેરે દ્વિગુણથી માંડીને તે અનંત ગુણ પર્યંત છે તે બધા ' ભાવથી સપ્રદેશ પુદ્ગલ ' છે.

ભાવ-અપ્રદેશ પુદ્ગલોની સંખ્યા સૌથી ઓછી છે. એનાથી કાલ-અપ્રદેશની સંખ્યા અસંખ્ય ગુણી છે. એનાથી અસંખ્ય ગુણી દ્રવ્ય-અપ્રદેશની છે અને એનાથી પણ અસંખ્ય ગુણી ક્ષેત્ર-અપ્રદેશની છે. એનાથી ક્ષેત્ર-સપ્રદેશની સંખ્યા અસંખ્ય ગુણી છે. એનાથી દ્રવ્ય-સપ્રદેશની સંખ્યા અધિક છે. એનાથી કાલ-સપ્રદેશની સંખ્યા વધારે છે. અને વળી એનાથી પણ ભાવ-સપ્રદેશ પુદ્ગલની સંખ્યા અધિક છે. જુઓ વિચારપંચાશિકા ( ગા. ૪૬-૪૮ ).

## અપૌદ્ગલિક અને પૌદ્ગલિકનો વિચાર—

સમસ્ત દ્રવ્યોને અપૌદ્ગલિક અને પૌદ્ગલિક એમ બે વિભાગમાં વિભક્ત કરી શકાય તેમ છે. તેમાં અપૌદ્ગલિકના ( ૧ ) ધર્માસ્તિકાય, ( ૨ ) અધર્માસ્તિકાય, ( ૩ ) આકાશ, ( ૪ ) જીવ, ( ૫ ) કાલ, ( ૬ ) [1]ક્ષાયિક, ( ૭ ) સાસ્વાદન અને ( ૮ ) ઔપશમિક એમ આઠ ઉપભેદો છે; જ્યારે પૌદ્ગલિકના ( ૧ ) [2]ઔદારિક, ( ૨ ) વૈક્રિય, ( ૩ ) આહારક, ( ૪ ) તૈજસ, ( ૫ ) ધ્વનિ ( શબ્દ ), ( ૬ ) મન, ( ૭ ) ઉચ્છ્વાસ-નિઃશ્વાસ, ( ૮ ) કાર્મણ શરીર, ( ૯ ) કર્મ, ( ૧૦ ) છાયા, ( ૧૧ ) અંધકાર, ( ૧૨ ) અનંત વર્ગણા, ( ૧૩ ) આતપ, ( ૧૪ ) [3]મિશ્ર સ્કંધ, ( ૧૫ ) અચિત્ત મહાસ્કંધ, ( ૧૬ ) વેદક સમ્યક્ત્વ, ( ૧૭ ) ક્ષાયોપશમિક સમ્યક્ત્વ અને ( ૧૮ ) ઉદ્યોત એમ અઢાર ઉપભેદો છે.[4]

---

૧ આ તેમજ આ પછીના બન્ને ઉપભેદો સમ્યક્ત્વના પ્રકારો જાણવા.

૨ આ તેમજ એની પછીના ત્રણે ઉપભેદો શરીરના પ્રકારો સમજવા.

૩ સ્કંધના નામ-સ્કંધ, સ્થાપના-સ્કંધ, દ્રવ્ય-સ્કંધ અને ભાવ-સ્કંધ એવા ચાર પ્રકારો પડે છે. ' સ્કંધ ' પદમાં ઉપયોગ રહિત એવો વક્તા આગમથી દ્રવ્ય-સ્કંધ છે. નોઆગમથી દ્રવ્ય સ્કંધના જ્ઞશરીર-દ્રવ્યસ્કંધ, ભવ્યશરીર-દ્રવ્યસ્કંધ અને તદુભય વ્યતિરિક્ત દ્રવ્યસ્કંધ એમ ત્રણ પ્રકારો છે. તેમાં વળી જ્ઞશરીર અને ભવ્ય શરીરથી વ્યતિરિક્ત દ્રવ્યસ્કંધના સચિત્ત, અચિત્ત અને મિશ્ર એવા ત્રણ ભેદો છે. દ્વિપદાદિ, દ્વિપ્રદેશાદિ અને સૈન્યના અગ્ર દેશાદિ એ આના અનુક્રમે ઉદાહરણો છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો બે પગવાળા જીવો જેમકે મનુષ્ય, પોપટ, મેના વગેરે ' દ્વિપદ સચિત્ત દ્રવ્ય-સ્કંધ ' છે. દાડમ, આમ્ર, બીજોરા વગેરે ' અપદ સચિત્ત દ્રવ્ય-સ્કંધ ' છે. ગાય, ભેસ વગેરે ચાર પગવાળા પશુઓ 'ચતુષ્પદ સચિત્ત દ્રવ્ય-સ્કંધ' છે. બે પ્રદેશોથી માડીને તે અનંત પ્રદેશો સુધીના સ્કંધો તે 'અચિત્ત દ્રવ્ય સ્કંધો' છે. હાથી, ઘોડા, રથ, પાયદળ, તરવાર, ભાલા વગેરેના સમુદાયરૂપ સૈન્યનો આગલો, પાછલો કે વચલો ભાગ તે મિશ્ર દ્રવ્ય-સ્કંધ છે. ગામ, નગર વગેરે પણ મિશ્ર દ્રવ્ય-સ્કંધ છે. આ પ્રમાણેનું વિવેચન વિશેષા૦ ( ગા. ૮૯૫-૮૯૬ )માં તેમજ તેની વૃત્તિમાં છે. તેમાં જે મિશ્ર દ્રવ્ય-સ્કંધનુ સ્વરૂપ આપેલુ છે તે અત્ર મિશ્રસ્કંધથી વિવક્ષિત હોય એમ જણાતુ નથી. અહીં તો અચિત્ત મહાસ્કંધ પૂર્વેનો મિશ્રસ્કંધ વિવક્ષિત છે કે જેનું સ્વરૂપ ' વર્ગણાનું સ્વરૂપ ' એ શીર્ષક હેઠળ ૭૧૭ મા પૃષ્ઠમાં વિચારવામાં આવનાર છે.

૪ આ વિવેચન શ્રીવિજયવિમલગણિકૃત વિચારપંચાશિકાની નિમ્ન-લિખિત ગાથાઓને આભારી છે:—

## પુદ્ગલોની ચલન-ક્રિયા—

હરેક પુદ્ગલમાં કંપવું વગેરે ધર્મો શાશ્વત નથી, પરંતુ કાદાચિત્ક છે, અર્થાત્ કોઇ કોઇ વેળા જ તેનો ઉદય હોય છે. પરમાણુ-પુદ્ગલ કદાચ કંપે, વિશેષ કંપે યાવત્ પરિણમે અને કદાચ ન કંપે યાવત્ ન પરિણમે. દ્વિપ્રદેશિક સ્કંધ બે ભાગવાળો છે, માટે એ બે પ્રદેશવાળા સ્કંધ પરત્વે ત્રણ વિકલ્પો છેઃ-(૧) કદાચ કંપવું, (૨) કદાચ ન કંપવું અને (૩) કદાચ એક ભાગ વડે કંપવું અને એક ભાગ વડે ન કંપવું. એવી રીતે ત્રિપ્રદેશિક સ્કંધના સંબંધમાં પાંચ વિકલ્પો છે. જેમકે (૧) કદાચ કંપે, (૨) કદાચ ન કંપે, (૩) કદાચ એક ભાગ કંપે અને એક ભાગ ન કંપે, (૪) કદાચ એક ભાગ કંપે અને બે ભાગો ન કંપે અને (૫) કદાચ બે ભાગો કંપે અને એક ભાગ ન કંપે. ચાર પ્રદેશવાળા સ્કંધમાં છ વિકલ્પો છે. તેમાં પાંચ વિકલ્પો ઉપર મુજબના જાણવા અને બે ભાગનું કંપન અને બે ભાગનું અકંપન એ છઠ્ઠો વિકલ્પ જાણવો. એ પ્રમાણે પાંચ પ્રદેશવાળા સ્કંધથી માંડીને તે અનંત પ્રદેશવાળા સ્કંધ સુધીના હરેક સ્કંધ માટેના વિકલ્પો વિચારી લેવા.

## પરમાણુ વગેરેમાં શસ્ત્ર-પ્રવેશાદિ—

પરમાણુ-પુદ્ગલ તરવારની ધારનો અથવા અસ્તરા (ક્ષુર)ની ધારનો આશ્રય કરે-અવગાહીને રહે, પરંતુ એ ધાર ઉપર રહેવા છતાં એ [1]છેદાય કે [2]ભેદાય નહિ; કેમકે એના પર શસ્ત્ર ચાલી શકે નહિ-એમાં શસ્ત્ર પ્રવેશ કરી શકે નહિ; અર્થાત્ જો શસ્ત્ર પ્રવેશ કરી શકે તો પછી એ પરમાણુ જ ન કહેવાય. વળી અગ્નિકાયની વચમાં પ્રવેશ કરવા છતાં પરમાણુ બળે નહિ. "[3]પુષ્કરસંવર્ત" નામના મહામેઘની વચ્ચોવચ્ચ પ્રવેશ કરવા છતાં એ ભીનો ન થાય. આ હકીકત દ્વિપ્રદેશિક સ્કંધથી માંડીને તે અસંખ્યપ્રદેશિક સુધીના સ્કંધોને લાગુ પડે છે, કેમકે એ બધાનો પરિણામ સૂક્ષ્મ છે. અનંત પ્રદેશવાળા સ્કંધો પૈકી કેટલાકનો પરિણામ સૂક્ષ્મ હોય છે અને કેટલાકનો બાદર હોય છે. તેમાં જેનો પરિણામ બાદર છે તેમાં શસ્ત્ર પ્રવેશ કરી શકે એટલે તરવાર

---

" धम्माधम्मागासा, जीवा कालो य खायगं चेव ।
सासायण उवसमियं, अपुग्गलाइं तु पयाइं ॥ २८ ॥
ओरालिय वेउव्विय, आहारग तेयसं झुणी (य) मणो ।
उस्सासं निस्सासं कम्मण कम्माणि छाय तमो ॥ २९ ॥
वग्गण अनंत आयव, मिस्सकूखंधो अचित्तमहखंधो ।
वेयगं खाओवसमं, उज्जोय पुग्गल सुए भणियं ॥ ३० ॥ "

[ धर्माधर्माकाशा जीवाः कालश्च क्षायकमेव ।
सास्वादनमौपशमिकमपौद्गलिकानि त्वेतानि ॥
औदारिकं वैक्रियमाहारकं तैजसं ध्वनिः (च) मनः ।
उच्छ्वासो निःश्वासः कार्मणं कर्माणि च्छाया तमः ॥
वर्गणानन्तकमातपो मिश्रस्कन्धोऽचित्तमहास्कन्धः ।
वेदकं क्षायोपशममुद्द्योतः पुद्गलः श्रुते भणितः ॥ ]

१ બે કટકા થાય. २ ચીરા જેવુ પડે ૩ પુષ્કરાવર્ત.

વગેરેની ધારનો આશ્રય લેતાં તેના બે કટકા થાય, તેમાં ચીરા પડે. વળી અગ્નિ તેને બાળી શકે, મોટો મેઘ તેને ભીંજવી શકે, 'ગંગા' જેવી મહાનદીના પ્રવાહમાં તે આવતાં પ્રતિસ્ખલન પામે અને ઉદકાવર્ત યા જલબિંદુ પ્રત્યે પ્રવેશ કરતાં ત્યાં તે નાશ પામે. જુઓ ભગવતી (શ. ૫, ઉ ૭., સૂ. ૨૧૪).

## પરમાણુ-વગેરેના વિભાગો—

પરમાણુ-પુદ્ગલ અર્ધ રહિત, મધ્ય રહિત અને પ્રદેશ રહિત છે એટલે કે એ [1]સાર્ધ નથી, [2]સમધ્ય નથી કે [3]સપ્રદેશ નથી. બે પ્રદેશવાળો સ્કંધ સાર્ધ છે અને સપ્રદેશ છે, પરંતુ સમધ્ય નથી. ત્રણ પ્રદેશવાળો સ્કંધ સમધ્ય છે અને સપ્રદેશ છે, પરંતુ સાર્ધ નથી. ચાર, છ, આઠ એમ બેકી સંખ્યાવાળા પ્રદેશોથી યુક્ત સ્કંધો માટે દ્વિપ્રદેશિક સ્કંધ અનુસાર જાણી લેવું એટલે કે તેઓ અનર્ધ નથી, સમધ્ય નથી અને અપ્રદેશ નથી. પાંચ, સાત, નવ એમ એકી સંખ્યાવાળા પ્રદેશોથી યુક્ત સ્કંધો ત્રણ પ્રદેશવાળા સ્કંધને આ બાબતમાં અનુસરે છે અર્થાત્ તેઓ અનર્ધ છે, પણ અમધ્ય નથી તેમજ અપ્રદેશ નથી. સંખ્યેય પ્રદેશવાળો સ્કંધ કદાચ સાર્ધ હોય, અમધ્ય હોય અને સપ્રદેશ હોય; અને કદાચ અનર્ધ હોય, સમધ્ય હોય અને સપ્રદેશ હોય. આ પ્રમાણેની હકીકત અસંખ્યેય પ્રદેશવાળા તેમજ અનંત પ્રદેશવાળા સ્કંધને પણ લાગુ પડે છે.

## પરમાણુ વગેરેની પરસ્પર સ્પર્શના—

(૧) એક ભાગ (દેશ) વડે બીજા એક ભાગને, (૨) એક ભાગ વડે બીજા અનેક ભાગોને, (૩) એક ભાગ વડે આખા ભાગને, (૪) અનેક ભાગો વડે એક ભાગને, (૫) અનેક ભાગો વડે અનેક ભાગોને, (૬) અનેક ભાગો વડે આખા ભાગને, (૭) આખા વડે એક ભાગને, (૮) આખા વડે અનેક ભાગને, (૯) આખા વડે આખાને એમ સ્પર્શનાના [4]નવ વિકલ્પો છે. તેમાં છેલ્લો-નવમો એ એક જ વિકલ્પ પરમાણુને લાગુ પડે છે, કેમકે એ ભાગ રહિત છે અને એથી બાકીના વિકલ્પોનો એમાં અસંભવ છે.

એક પરમાણુ બીજા પરમાણુને નવમા વિકલ્પ અનુસાર સ્પર્શે છે તેથી બે પરમાણુઓની એકતા થઇ જશે અને તેની એકતા થવાથી જુદા જુદા પરમાણુઓના યોગથી ઘટ વગેરે સ્કંધો

---

૧-૨ જે સ્કંધના પ્રદેશો સમ સંખ્યાવાળા-બેકી સંખ્યાવાળા હોય તે 'અર્ધ સહિત' યાને 'સાર્ધ' કહેવાય છે. જે સ્કંધના પ્રદેશોની સંખ્યા વિષમ હોય-એકી હોય તે 'સમધ્ય' યાને 'મધ્ય સહિત' કહેવાય છે. એટલે કે જે સ્કંધ સમ પ્રદેશવાળો હોય તે સાર્ધ છે અને અમધ્ય યાને મધ્ય રહિત છે, જ્યારે વિષમ પ્રદેશવાળો સ્કંધ સમધ્ય છે અને અનર્ધ-યાને અર્ધ-ભાગથી રહિત છે.

૪ સસ્કૃતમાં તે નીચે મુજબ દર્શાવાયઃ—

( १ ) देशेन देशम्, ( २ ) देशेन देशान्, ( ३ ) देशेन सर्वम्, ( ४ ) देशैः देशम्, ( ५ ) देशैः देशान्, ( ६ ) देशैः सर्वम्, ( ७ ) सर्वेण देशम्, ( ८ ) सर्वेण देशान्, ( ९ ) सर्वेण सर्वम्।

બને છે તે નહિ બને એવી શંકા ઉઠાવવી નિરર્થક છે; કેમકે નવમા વિકલ્પનો અર્થ એવો નથી કે બે પરમાણુઓ પરસ્પર મળી જાય છે, પરંતુ એનો અર્થ તો એ છે કે બે પરમાણુઓ એક બીજાનો સ્પર્શ પોતે સમસ્ત સ્વાત્મ વડે કરે છે, કેમકે પરમાણુમાં અર્ધ વગેરે વિભાગ નથી એટલે પરમાણુઓ અર્ધ વગેરે ભાગ વડે સ્પર્શી શકતા નથી. વળી બંને પરમાણુઓના સ્વરૂપમાં જુદાઇ હોવાથી તે બેની એકતા થતી નથી એટલે ઘટાદિ પદાર્થના અભાવની આપત્તિ માટે અવકાશ રહેતો નથી.

દ્વિપ્રદેશિક સ્કંધને સ્પર્શતા પરમાણુના સંબંધમાં સાતમા અને નવમા એ બે વિકલ્પો માટે સ્થાન છે. એટલે કે સર્વ વડે એક ભાગને સ્પર્શે અથવા તો સર્વ વડે સર્વને સ્પર્શે. જેમકે જ્યારે દ્વિપ્રદેશિક સ્કંધ આકાશના બે પ્રદેશોને અવગાહીને રહેલો હોય ત્યારે પરમાણુ તે સ્કંધના દેશને સર્વ વડે અર્થાત્ પોતાના સમસ્ત આત્મા વડે સ્પર્શે છે, કેમકે પરમાણુનો વિષય તે સ્કંધના દેશનો જ છે અર્થાત્ આકાશના બે પ્રદેશમાં રહેલા સ્કંધના દેશને જ પરમાણુ સ્પર્શી શકે છે, કારણ કે પરમાણુની અવગાહના એક જ પ્રદેશની છે. જો દ્વિપ્રદેશિક સ્કંધ સૂક્ષ્મતાને લઇને આકાશના એક પ્રદેશને અવગાહીને રહેલો હોય તો પરમાણુ પોતાના સમગ્ર આત્મા વડે તે સ્કંધના સમસ્ત આત્માને સ્પર્શે છે.

ત્રિપ્રદેશિક સ્કંધને સ્પર્શતા પરમાણુના સંબંધમાં છેલ્લા ત્રણ વિકલ્પો ઘટે છે. તેમાં જ્યારે ત્રિપ્રદેશિક સ્કંધ આકાશના ત્રણ પ્રદેશોમાં રહેલો હોય ત્યારે પરમાણુ પોતાના સમગ્ર આત્મા વડે એ સ્કંધના એક દેશને સ્પર્શે છે. જ્યારે ત્રિપ્રદેશિક સ્કંધના બે પ્રદેશો એક આકાશ-પ્રદેશમાં સ્થિત હોય અને બાકીનો પ્રદેશ બીજા એક આકાશ-પ્રદેશમાં રહેલો હોય ત્યારે તો એક આકાશ-પ્રદેશમાં રહેલા બે પરમાણુઓને સ્પર્શવાનું સામર્થ્ય એક પરમાણુમાં હોવાથી પોતાના બધા વડે એ બે દેશોને સ્પર્શે છે.[1] જ્યારે ત્રિપ્રદેશિક સ્કંધ આકાશના એક જ પ્રદેશમાં સ્થિત હોય ત્યારે પરમાણુ તે સમગ્રને પોતાના સમસ્ત આત્મા વડે સ્પર્શે છે. આ પ્રમાણેની હકીકત ચાર પ્રદેશવાળા, પાંચ પ્રદેશવાળા એમ છેક અનંત પ્રદેશવાળા સ્કંધના સંબંધમાં ઘટાવી લેવી.

દ્વિપ્રદેશિક સ્કંધ પરમાણુને કેવી રીતે સ્પર્શે છે એનો હવે વિચાર કરીશું. જ્યારે દ્વિપ્રદેશિક સ્કંધ આકાશના બે પ્રદેશોમા રહેલો હોય ત્યારે પોતાના એક દેશ વડે પરમાણુના સમગ્ર આત્માને સ્પર્શે છે એટલે કે એક ભાગ વડે સર્વને સ્પર્શે છે એટલે ત્રીજો વિકલ્પ ઘટે છે. જ્યારે દ્વિપ્રદેશિક સ્કંધ એક જ આકાશ-પ્રદેશમાં રહેલો હોય ત્યારે એ પોતાના સમગ્ર આત્મા વડે પરમાણુના સમગ્ર આત્માને સ્પર્શે છે એટલે કે નવમો વિકલ્પ ઉપસ્થિત થાય છે.

---

૧ આ વિકલ્પ એક આકાશ-પ્રદેશમાં રહેલા દ્વિપ્રદેશિક સ્કંધ પરત્વે પણ સંભવે છે એમ કહેવાય નહિ, કેમકે ત્યા દ્વિપ્રદેશિક સ્કધ પોતે જ અવયવી છે પણ એ કોઇનો અંશ કે દેશ નથી. એટલે પરમાણુ બધા વડે આ સ્કંધના બે દેશોને અડકે છે એમ કહેવાય જ કેમ ? ત્રિપ્રદેશિક સ્કંધ પરત્વે આમ કહેવાય છે તેનું કારણ એ છે કે ત્રણ પ્રદેશની અપેક્ષાએ એનો સ્પર્શ થતાં એક પ્રદેશ બાકી રહે છે; અર્થાત્ તેના જે બે પરમાણુઓ એક આકાશ-પ્રદેશમાં રહેલા છે તે બંને, જુદા આકાશ-પ્રદેશમાં રહેલ તેના એક પરમાણુના બે અંશો છે—બે દેશો છે અને એક પરમાણુ એ બે દેશોને સ્પર્શે છે.

દ્વિપ્રદેશિક સ્કંધ અન્ય દ્વિપ્રદેશિક સ્કંધને પહેલા, ત્રીજા, સાતમા કે નવમા વિકલ્પ અનુસાર સ્પર્શી શકે. જ્યારે બંને દ્વિપ્રદેશિક સ્કંધો પૈકી પ્રત્યેક બબ્બે આકાશ-પ્રદેશોમાં રહેલ હોય ત્યારે પરસ્પર એક ભાગ વડે એક ભાગને સ્પર્શે છે. એટલે કે અહીં પ્રથમ વિકલ્પ છે. જ્યારે એક દ્વિપ્રદેશિક સ્કંધ એક આકાશ-પ્રદેશમાં રહેલો હોય અને બીજો દ્વિપ્રદેશિક સ્કંધ બે આકાશ-પ્રદેશોમાં રહેલો હોય ત્યારે દ્વિતીય સ્કંધનો એક દેશ પ્રથમ સ્કંધના સર્વ ભાગોને સ્પર્શી શકે છે એટલે એક દેશથી સર્વને સ્પર્શે છે એવો ત્રીજો વિકલ્પ સંભવે છે તેમજ સર્વ વડે દેશને સ્પર્શે છે એવો સાતમો વિકલ્પ પણ લાગુ પડે છે, કેમકે એક આકાશ-પ્રદેશમાં રહેલો દ્વિપ્રદેશિક સ્કંધ પોતાના સમગ્ર આત્મા વડે અન્ય દ્વિપ્રદેશિક સ્કંધના એક દેશને સ્પર્શે છે. જ્યારે બંને દ્વિપ્રદેશિક સ્કંધો એકેક જ આકાશ-પ્રદેશમાં રહેલા હોય ત્યારે નવમો વિકલ્પ ઉદ્ભવે છે.

દ્વિપ્રદેશિક સ્કંધ ત્રિપ્રદેશિક સ્કંધને પ્રથમના ત્રણ તેમજ છેવટના ત્રણ એમ કુલે છ વિકલ્પો પૂર્વક સ્પર્શી શકે છે. આ પ્રમાણે ચાર પ્રદેશવાળા, પાંચ પ્રદેશવાળા, યાવત્ અનંત પ્રદેશવાળા સ્કંધોને દ્વિપ્રદેશિક સ્કંધ આ છ વિકલ્પો મુજબ સ્પર્શી શકે છે.

ત્રિપ્રદેશિક સ્કંધ પરમાણુને ત્રીજા, છઠ્ઠા અને નવમા વિકલ્પ મુજબ સ્પર્શે; દ્વિપ્રદેશિકને પહેલા, ત્રીજા, ચોથા, છઠ્ઠા, સાતમા અને નવમા વિકલ્પ અનુસાર સ્પર્શે; ત્રિપ્રદેશિકને નવે વિકલ્પો મુજબ સ્પર્શે; ચતુઃપ્રદેશિકને, પંચપ્રદેશિકને, યાવત્ અનંતપ્રદેશિકને પણ નવે વિકલ્પો અનુસાર સ્પર્શે.

ચતુષ્પ્રદેશિક સ્કંધથી માંડીને તે અનંતપ્રદેશિક સ્કંધ સુધીના કોઇ પણ સ્કંધના પરમાણુ વગેરે સાથેના સ્પર્શ માટેના વિકલ્પો આ ત્રિપ્રદેશિક સ્કંધ મુજબ જાણવા.

### પરમાણુ વગેરેની સંસ્થિતિ—

પરમાણુની તેમજ દ્વિપ્રદેશિક સ્કંધથી માંડીને તે અનંતપ્રદેશિક સ્કંધની પણ જઘન્ય સંસ્થિતિ એક સમય સુધીની છે, જ્યારે ઉત્કૃષ્ટ સંસ્થિતિ અસંખ્ય કાળની છે.

એક આકાશ-પ્રદેશમાં રહેલું પુદ્ગલ-દ્રવ્ય જ્યાં હોય ત્યાં અથવા અન્ય સ્થાનમાં જઘન્યથી એક સમય સુધી અને ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યેય ભાગ સુધી સકંપ રહે. એ પ્રમાણે યાવત્ આકાશના અસંખ્યેય પ્રદેશોમાં સ્થિત પુદ્ગલ માટે પણ જાણવું.

એક આકાશ-પ્રદેશમાં અવગાહેલ પુદ્ગલ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અસંખ્યેય કાળ સુધી નિષ્કંપ રહે. એ પ્રમાણે છેક અસંખ્યેયપ્રદેશાવગાઢ પુદ્ગલ માટે પણ જાણવું.

પુદ્ગલ એક ગુણો કાળો જઘન્યથી એક સમય સુધી અને ઉત્કૃષ્ટથી અસંખ્યેય કાળ સુધી રહે. એ પ્રમાણે યાવત્ અનંત ગુણા કાળા પુદ્ગલ માટે જાણવું. એ પ્રમાણે બાકીના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ યાવત અનંત ગુણ રૂક્ષ પુદ્ગલ માટે જાણવું. એ પ્રમાણે સૂક્ષ્મ પરિણામને ભજેલા તેમજ બાદર પરિણામને ભજેલા પુદ્ગલ માટે જાણવું. એ પ્રમાણે અશબ્દ-પરિણત પુદ્ગલ માટે

પણ જાણવું. શબ્દ-પરિણત પુદ્ગલ તો જઘન્યથી એક સમય સુધી અને ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યેય ભાગ સુધી રહે.

## પરમાણુ-પુદ્ગલાદિ અને અંતરકાલ—

જે પુદ્ગલ પરમાણુરૂપે છે તેને પરમાણુપણું ત્યજી દઇ સ્કધાદિરૂપે પરિણમી પાછું પરમાણુપણું પ્રાપ્ત કરવામાં ઓછામા ઓછો એક સમય અને વધારેમા વધારે અસંખ્યેય કાળ લાગે. અન્ય શબ્દોમા કહીએ તો જ્યારે પરમાણુનું પરમાણુપણું ચાલ્યુ જાય ત્યારથી માંડીને ફરી વાર પરમાણુપણે તેનુ પરિણમન થાય ત્યાં સુધી ભૂતપૂર્વ પરમાણુને જે અપરમાણુપણે રહેવું પડે છે તેમાં વધારેમાં વધારે અસંખ્યાત કાળનું આંતરૂં છે. અર્થાત્ પ્રથમ પરમાણુરૂપ અવસ્થા અને બીજી ભાવિની પરમાણુરૂપ અવસ્થા એ બેની વચ્ચેનો જે કાળ છે તે 'સ્કંધ-સંબંધ-કાલ' કહેવાય છે અને તે ઉત્કૃષ્ટથી અસંખ્યાત છે.

દ્વિપ્રદેશિક સ્કંધને બાકીના સ્કંધરૂપે પરિણમવાનો કાળ અને પરમાણુરૂપે થવાનો કાળ તે અંતરકાળ છે. એ જઘન્યથી એક સમયનો છે; ઉત્કૃષ્ટથી તો તે અનંત છે, કેમકે બાકીના સર્વ સ્કંધો અનંત છે અને એ પ્રત્યેક સ્કંધની ઉત્કૃષ્ટ સ્થિતિ અસંખ્યેય કાળની છે. એ પ્રમાણે ત્રિપ્રદેશિકાદિક સ્કંધો માટે સમજી લેવું.

એક આકાશ-પ્રદેશમાં રહેલો સકંપ પુદ્ગલ કંપતો અટકે અને ફરીથી કંપવા માંડે તેટલામાં જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અસંખ્ય કાળ વ્યતીત થાય. એ પ્રમાણે યાવત્ અસંખ્યપ્રદેશસ્થિત સ્કંધો માટે પણ સમજી લેવું.

એક આકાશ-પ્રદેશમાં સ્થિત નિષ્કંપ પુદ્ગલ પોતાની નિષ્કંપતાને ત્યજી સકંપતા ધારણ કરી ફરીથી નિષ્કંપતા પ્રાપ્ત કરે તેટલામાં જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી આવલિકાનો અસંખ્યેય ભાગ લાગે. આ હકીકત છેક અસંખ્ય પ્રદેશોમાં સ્થિત પુદ્ગલોને પણ લાગુ પડે છે. જે નિષ્કપનો કાળ છે તે સકંપનો અંતરકાલ છે, એથી કરીને સકંપનો ઉત્કૃષ્ટ અંતરકાલ અસંખ્યાત સમયોનો કહેવાય છે. વળી જે સકંપનો કાળ છે તે નિષ્કંપનો અંતરકાલ છે; એટલા માટે તો નિષ્કંપનો ઉત્કૃષ્ટ અંતરકાલ આવલિકાના અસંખ્યાતમે ભાગે છે.

[1]વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, સૂક્ષ્મ પરિણત અને બાદર પરિણત પુદ્ગલનો જે સ્થિતિ-કાલ છે. તે જ એનો અંતરકાલ છે, કેમકે જે એકની અવસ્થિતિ છે તે બીજાનું અંતર છે અને તેનું ઉત્કૃષ્ટ માન અસંખ્યેય કાળનું છે.

જે પુદ્ગલ શબ્દરૂપે પરિણમેલ હોય તેને ત્યજી ફરીથી શબ્દરૂપ પરિણામને પ્રાપ્ત કર-

---

૧ એક ગુણ કાલકત્વ ( એક ગુણી કાળાશ ) વગેરેનુ અંતર એક ગુણી કાળાશ વગેરેના કાળના જેટલું જ છે, પરંતુ દ્વિગુણ કાલત્વાદિની અનંતતાને લઇને અંતરકાલ અનંત નથી એમ વચન-પ્રામાણ્યને લઇને ધ્યાનમા રાખવું.

વામાં તેને ઓછામાં ઓછો એક સમય લાગે અને વધારેમાં વધારે અસંખ્ય કાળ જોઇએ. અશબ્દ-પરિણત પુદ્‌ગલને પોતાના અશબ્દ-પરિણતત્વરૂપ સ્વભાવ મૂકી પાછો તે જ સ્વભાવ પ્રાપ્ત કરતાં જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી આવલિકાનો અસંખ્યેય ભાગ જેટલો કાળ લાગે.

### દ્રવ્યસ્થાનાયુ વગેરે—

દ્રવ્ય એટલે પુદ્‌ગલ-દ્રવ્ય, સ્થાન એટલે એનો પરમાણુ, દ્વિપ્રદેશિક વગેરે રૂપે ભેદ, આયુસ્ એટલે સ્થિતિ. પુદ્‌ગલ-દ્રવ્યના પરમાણુ વગેરે ભેદની સ્થિતિ તે 'દ્રવ્ય-સ્થાનાયુ' છે; અથવા દ્રવ્યનું અણુત્વાદિ ભાવે જે અવસ્થાન તે 'દ્રવ્ય-સ્થાનાયુ' છે. પુદ્‌ગલોના અવગાહનાથી થયેલા ક્ષેત્રના એટલે આકાશના ભેદની સ્થિતિ અથવા એક પ્રદેશાદિ ક્ષેત્રમાં પુદ્‌ગલોનું જે અવસ્થાન તે 'ક્ષેત્ર-સ્થાનાયુ' છે. એ પ્રમાણે અવગાહના-સ્થાનાયુ અને [1]ભાવ-સ્થાનાયુ ઘટાવી લેવા.

### અવગાહના અને ક્ષેત્રમાં તફાવત—

અત્ર જે ક્ષેત્ર-સ્થાનાયુ અને અવગાહના-સ્થાનાયુ એમ બે ભેદો દર્શાવ્યા છે તેનું કારણ એ છે કે અવગાહના અને ક્ષેત્રમાં તફાવત છે. અમુક માપવાળા સ્થાનમા પુદ્‌ગલોનું જે અવગાહીપણું-રહેવાપણું-વ્યાપવાપણું તે 'અવગાહના' કહેવાય છે. પુદ્‌ગલોથી જે વ્યાપ્ત હોય તે 'ક્ષેત્ર' કહેવાય છે. વિવક્ષિત ક્ષેત્રથી અન્ય કોઇ ક્ષેત્રમા પણ પુદ્‌ગલોનું તે ક્ષેત્રના માપ પ્રમાણે રહેવું તે 'અવગાહના' કહેવાય અર્થાત્ પુદ્‌ગલોનો પોતાના આધાર સ્થળ સમાન જે એક પ્રકારનો આકાર છે તે અવગાહના છે અને પુદ્‌ગલો જેમાં રહે તે 'ક્ષેત્ર' છે.

### દ્રવ્યસ્થાનાયુ વગેરેનું અલ્પબહુત્વ—

ક્ષેત્રસ્થાનાયુ સર્વથી અલ્પ છે. એનાથી અવગાહનાસ્થાનાયુ, દ્રવ્યસ્થાનાયુ અને ભાવ-સ્થાનાયુ ઉત્તરોત્તર અસંખ્ય ગુણ છે. આનું કારણ નીચે મુજબ છેઃ—

ક્ષેત્ર અમૂર્ત છે અને એથી જ એમા પુદ્‌ગલોના વિશિષ્ટ બંધના કારણરૂપ ચીકાશ વગેરે નથી. આથી કરીને પુદ્‌ગલો એક જ ક્ષેત્રમા લાબા વખત સુધી રહેતા નથી. આ કારણથી ક્ષેત્ર-સ્થાનાયુ સર્વથી થોડુ છે.

એક ક્ષેત્રથી અન્ય ક્ષેત્રમાં ગયેલા પુદ્‌ગલનું પણ તેનુ તે જ માન ચિર કાલ પર્યંત રહે છે અને વળી જો અવગાહનાનો નાશ થાય તો ક્ષેત્રની ભિન્નતા સ્પષ્ટ છે.

પુદ્‌ગલોનો ક્ષેત્રાવસ્થાન-કાલ અર્થાત્ અમુક ક્ષેત્રમા નિયત રીતે રહેવાનો કાળ અવગાહના અને નિષ્ક્રિયતાથી અવબદ્ધ છે. અન્ય શબ્દોમાં કહીએ તો પુદ્‌ગલની જ્યારે કોઇ પણ અમુક જાતની અવગાહના હોય અને વળી તે પુદ્‌ગલ પોતે નિષ્ક્રિય હોય અર્થાત્ હલન-ચલનથી રહિત હોય

---

૧ પુદ્‌ગલોના શ્યામતા વગેરે જે ધર્મો છે તે અત્ર 'ભાવ' શબ્દથી દર્શાવવામાં આવ્યા છે.

ત્યારે જ પુદ્ગલોનું ક્ષેત્રાવસ્થાન નિયત હોય છે; અન્યથા એનું ક્ષેત્રાવસ્થાન સંભવતું નથી. આ પ્રમાણે જ્યારે પુદ્ગલોનું ક્ષેત્રાવસ્થાન અવગાહના અને નિષ્ક્રિયતાને અધીન છે ત્યારે અવગાહના માટે એથી વિપરીત હકીકત છે અર્થાત્ અવગાહના ક્ષેત્રમાત્રમાં નિયત નથી—અવગાહના-કાલ ક્ષેત્રાવસ્થાનકાલ માત્રથી સંબદ્ધ નથી; કારણ કે ક્ષેત્રાદ્ધાના અભાવમા પણ અવગાહના હોય છે. આથી કરીને ક્ષેત્રાદ્ધા કરતાં અવગાહનાદ્ધા અસંખ્ય ગુણ છે.

સંકોચથી અથવા વિકોચથી ( વિકાસથી ) અર્થાત્ સંકડાઇ જવાથી કે ફેલાઇ જવાથી અવગાહના ઉપરત થાય છે—તે નિવૃત્ત થાય છે, પરંતુ જેટલા પુદ્ગલો પહેલાં હતા એટલા બધા જ પુદ્ગલોનું લાંબા વખત સુધી અવસ્થાન સંભવે છે એટલે કે અવગાહનાની ભલે નિવૃત્તિ થાય, પરંતુ એથી કંઇ દ્રવ્યની નિવૃત્તિ થતી નથી; પરંતુ જ્યારે દ્રવ્યની અમુક પ્રકારની નિવૃત્તિ થાય છે ત્યારે અવગાહનાની નિવૃત્તિ અવશ્ય થાય છે. વિશેષમા પુદ્ગલોના સંઘાત વડે કે તેના ભેદ વડે તે પુદ્ગલોનો જે સ્કંધ પહેલાના જેવી અવગાહનાવાળો નહિ, પરંતુ સંક્ષિપ્ત—સ્તોક—અલ્પ અવગાહનાવાળો થાય છે તે સ્કધમાં તેમ થયા બાદ દ્રવ્ય—અન્યથાત્વ ઉપસ્થિત થાય છે એટલે કે પૂર્વે જે સ્થિતિમાં તે દ્રવ્ય હતું તે સ્થિતિએ તે સ્કંધમા દ્રવ્યનું રહેવું થતું નથી અને તેમ થવાથી તે દ્રવ્યોની અવગાહનાનો ચોક્કસ નાશ થાય છે. કદાચ કોઇ એમ કહે કે સંઘાતથી તો પુદ્ગલોનો સ્કંધ સંક્ષિપ્ત થતો નથી તો તેમ નથી, પણ સંઘાત થયા બાદ પુદ્ગલોનો સૂક્ષ્મતર પરિણામ થાય છે. સંઘાતથી પુદ્ગલોનો સ્કધ ટુંકો થતા અવગાહનાનો નાશ થાય છે, કેમકે સંકોચ અને વિકોચ સિવાયની સ્થિતિમા અવગાહનાદ્ધા દ્રવ્યમાં સંબદ્ધ છે એટલે જ્યારે દ્રવ્ય સંકોચથી અને વિકોચથી મુક્ત હોય ત્યારે તેમા અવગાહના સંબદ્ધ છે, પરંતુ જ્યારે સકોચ અને વિકોચ હોય ત્યારે દ્રવ્યમાં અવગાહના સંબદ્ધ હોતી નથી. અર્થાત્ વૃક્ષત્વમા ખદિરત્વ રહે છે તેમ સંકોચ અને વિકોચના અભાવમા દ્રવ્યમાં અવગાહના રહે છે, પરંતુ તેની વિદ્યમાન દશામા દ્રવ્યમાં અવગાહના રહેતી નથી. આ પ્રમાણે દ્રવ્ય અને અવગાહનાની સહચરિતા અનિયત છે, પરંતુ દ્રવ્ય સંકોચ અને વિકોચ માત્રમાં સબદ્ધ નથી એટલે સંકોચ કે વિકોચ હોય કે ન હોય તોપણ દ્રવ્ય તો કાયમ જ રહે છે. આ પ્રમાણે દ્રવ્યમાં અનિયતપણે અવગાહના સંબદ્ધ છે. દ્રવ્યના સંબંધમાં એથી ઉલટું છે. અર્થાત્ જેમ ખદિરપણામા વૃક્ષપણું સંબદ્ધ છે તેમ સંકોચ અને વિકોચ દ્વારા અવગાહનાનો નાશ થયા બાદ પણ દ્રવ્યની નિવૃત્તિ થતી નથી. આથી જ દ્રવ્યસ્થાનાયુ અવગાહનાસ્થાનાયુ કરતા અધિક છે.

દ્રવ્યાદ્ધા સદા સંઘાત—બધની અને ભેદ—બધની પાછળ ચાલનારી છે અને ગુણાદ્ધા કંઇ સઘાતાદ્ધા અને ભેદાદ્ધા માત્રમા સંબદ્ધ નથી અર્થાત્ સઘાત અને ભેદરૂપ બે ધર્મો દ્વારા થતા સંબંધને દ્રવ્યાદ્ધા અનુસરે છે, કેમકે એ દ્રવ્યાદ્ધા સઘાતાદિ ન હોય ત્યારે જ હોય છે અને સંઘાતાદિ હોય ત્યારે તે હોતી નથી. ગુણાદ્ધા માત્ર સંઘાત અને ભેદના કાળમા સંબદ્ધ નથી, કારણ કે સંઘાતાદિ વિદ્યમાન હોય તોપણ ગુણોનું અનુવર્તન થાય છે

કહેવાનું તાત્પર્ય એ છે કે જેમ સાફ કરેલા પટમા શ્વેતાદિ ગુણો છે. તેમ સંઘાતાદિ દ્વારા દ્રવ્યનો ઉપરમ થાય તોપણ પર્યાયોની સત્તા રહે—ગુણોનું અવસ્થાન રહે અને જો સર્વ ગુણોનો

ઉપરમ થાય તો તે દ્રવ્ય રહેતું નથી અને અવગાહના પણ અનુવર્તતી નથી. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે પર્યાયોનું અવસ્થાન ચિર કાલ સુધીનું છે, જ્યારે દ્રવ્યનું અવસ્થાન અચિર કાલ સુધીનું છે. વળી દ્રવ્યમાં ગુણોની બહુલતા હોવાથી સર્વ ગુણોનો નાશ થતો નથી અને તેનું અન્યત્વ થાય છે તોપણ ઘણા ગુણોની સ્થિતિ રહે છે. આથી કરીને ભાવસ્થાનાયુ દ્રવ્યસ્થાનાયુ કરતાં વિશેષ છે એમ ફલિત થાય છે.[1]

---

૧ આ સમગ્ર વિવેચન **ભગવતી** ( શ ૫, ઉ. ૭, સૂ. ૨૧૮ )ની વૃત્તિમાના ૨૩૬ મા પત્રગત નિમ્ન-લિખિત અવતરણોને આધારે મે યોજ્યું છે આ અવતરણરૂપ પંદર ગાથાઓને શ્રીરત્નસિંહસૂરિ **પરમાણુખણ્ડષટ્ત્રિંશિકા** તરીકે ઓળખાવે છે.

" खेत्तोगाहणदव्वेभावट्ठाणाउअप्पबहुयत्ते ।
थोवा असंखगुणिया तिन्नि य सेसा कहं नेया ? ॥ "

[ क्षेत्रावगाहनद्रव्यभावस्थानायुरल्पबहुकत्वे ।
स्तोका असङ्ख्यगुणितास्तिस्रश्च शेषा. कथ ज्ञेया. ? ॥ ]

" खेत्तामुत्तत्ताओ तेण समं बंधपच्चयाभावा ।
तो पोग्गलाण थोवो खेत्तावट्ठाणकालो ओ ॥ "

[ क्षेत्रामूर्तत्वात् तेन समं बन्धप्रत्ययाभावात् ।
ततः पुद्गलानां स्तोकः क्षेत्रावस्थानकालस्तु ॥ ]

" अण्णक्खेत्तगयस्स वि तं चिय माण चिरं पि संभवइ ( संधरइ ) ।
ओगाहणानासे पुण खेत्तण्णत्तं फुडं होइ ॥ "

[ अन्यक्षेत्रगतस्यापि तदेव मानं चिरमपि सम्भवति ( सन्धरति ) ।
अवगाहनानाशे पुनः क्षेत्रान्यत्वं स्फुटं भवति ॥ ]

" ओगाहणावबद्धा खेत्तद्धा अकिरियाऽवबद्धा य ।
न उ ओगाहणकालो खेत्तद्धामेत्तसबद्धो ॥ "

[ अवगाहनावबद्धा क्षेत्राद्धाऽक्रियाऽवबद्धा च ।
न तु अवगाहनाकालः क्षेत्राद्धामात्रसम्बद्धः ॥ ]

" जम्हा तत्थऽण्णत्थ य स च्चिय ओगाहणा भवे खेत्ते ।
तम्हा खेत्तद्धाओऽवगहणद्धा असंखगुणा ॥ "

[ यस्मात् तत्रान्यत्र च सा एवावगाहना भवेत् क्षेत्रे ।
तस्मात् क्षेत्राद्धातोऽवगाहनाद्धाऽसङ्ख्यगुणा ॥ ]

" संकोय विकोएण व उवरमियाएऽवगाहणाए वि ।
तन्नियमेत्ताणं चिय चिरं पि दव्वाणऽवत्थाणं ॥ "

[ सङ्कोचेन विकोचेन वा उपरतायामवगाहनायामपि ।
तावन्मात्राणामेव चिरमपि द्रव्याणामवस्थानम् ॥ ]

" संघायभेयओ वा दव्वोवरमे पुणाइ संखित्ते ।
नियमा तद्दव्वोगाहणाए नासो न संदेहो ॥ "

[ सङ्घातभेदतो वा द्रव्योपरमे पुनः संक्षिप्ते ।
नियमात् तद्द्रव्यावगाहनाया नाशो न सन्देहः ॥ ]

" ओगाहद्धा दव्वे संकोयविकोयओ य अववद्धा ।
न उ दव्वं संकोयणविकोयणमित्तेण संबद्धं ॥ "

[ अवगाहनाद्धा द्रव्ये सङ्कोचविकोचतश्चावबद्धा ।
न तु द्रव्य सङ्कोचनविकोचनमात्रेण सम्बद्धम् ॥ ]

" जम्हा तत्थऽण्णत्थ व दव्वं ओगाहणाए तं चेव ।
दव्वद्धाऽसंखगुणा तम्हा ओगाहणद्धाओ ॥ "

[ यस्मात् तत्रान्यत्र वा द्रव्यमवगाहनायां तच्चैव ।
द्रव्याद्धाऽसङ्ख्यगुणा तस्मादवगाहनाद्धातः ॥ ]

" संघायभेयओ वा दव्वोवरमे वि पज्जवा संति ।
तं कसिणगुणविरामे पुणाइ दव्वं न ओगाहो ॥ "

[ सङ्घातभेदतो वा द्रव्योपरमेऽपि पर्यवाः सन्ति ।
तत् कृत्स्नगुणविरामे पुनर्द्रव्यं न अवगाहः ॥ ]

" संघायभेयबंधाणुवत्तिणी निच्चमेव दव्वद्धा ।
न उ गुणकालो संघायभेयमेत्तद्धसंबद्धो ॥ "

[ सङ्घातभेदबन्धानुवर्तिनी नित्यमेव द्रव्याद्धा ।
न तु गुणकालः सङ्घातभेदमात्राद्धसम्बद्ध ॥ ]

" जम्हा तत्थऽण्णत्थ य दव्वे खेत्तावगाहणासुं च ।
ते चेव पज्जवा संति तो तदद्धा असंखगुणा ॥ "

[ यस्मात् तत्रान्यत्र च द्रव्ये क्षेत्रावगाहनासु च ।
त एव पर्यवाः सन्ति ततस्तदद्धाऽसङ्ख्यगुणा ॥ ]

' आह अणेगंतोऽयं दव्वोवरमे गुणाणऽवत्थाण ।
गुणविप्परिणामम्मि य दव्वविसेसो य णेगंतो ॥ "

[ आह अनेकान्तोऽयं द्रव्योपरमे गुणानामवस्थानम् ।
गुणविपरिणामे च द्रव्यविशेषश्च नैकान्तः ॥ ]

" विप्परिणयम्मि दव्वे कम्मि गुणपरिणई भवे जुगवं ।
कम्मि वि पुण तदवत्थे चि होइ गुणा परिणामी ( ? गुणविप्परीणामो)॥',

[ विपरिणते द्रव्ये कस्मिन् गुणपरिणतिर्भवेद् युगपत् ।
कस्मिन्नपि पुनस्तदवस्थेऽपि भवति गुणाः परिणामिन. (गुणविपरिणाम )॥]

" भण्णइ सच्चं किं पुण गुणबाहुल्ला न सव्वगुणनासो ।
दव्वस्स तदण्णत्ते चि बहुतराणं गुणाण ठिई ॥ "

[ भण्यते सत्यं किं पुनर्गुणबाहुल्यात् न सर्वगुणनाशः ।
द्रव्यस्य तदन्यत्वेऽपि बहुतराणां गुणानां स्थितिः ॥ ]

## [1]પરમાણુની સ્પર્શના સંબંધે સૌગતોની શંકા—

આપણે ૧૫૯ મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ પરમાણુની અવગાહના એક આકાશ-પ્રદેશની છે, જ્યારે તેની સ્પર્શના સાત પ્રદેશોની છે; કેમકે છ દિશામાં રહેલા છ પ્રદેશોને તેમજ જે આકાશ-પ્રદેશને એ પરમાણુ રોકીને રહેલો છે તે એમ એ સાત પ્રદેશોને સ્પર્શે છે. આ સંબંધમાં સૌગતોનું કહેવું એ છે કે જો પરમાણુને વિષે છ દિશાની સ્પર્શના સ્વીકારવામા આવે તો તેની એકતા નષ્ટ થાય છે, કેમકે અત્ર એ બે પ્રશ્નો સંભવે છે કે શું જે સ્વરૂપ પૂર્વક પરમાણુ પૂર્વ વગેરે કોઇ દિશા સાથે સબદ્ધ છે તે જ સ્વરૂપ પૂર્વક શું તે પશ્ચિમ વગેરે અન્ય કોઇ દિશા સાથે સંબદ્ધ છે કે અન્ય સ્વરૂપ પૂર્વક ? જો આ બને દિશાઓની સ્પર્શના એક જ સ્વરૂપ પૂર્વક સ્વીકારીએ તો આ પૂર્વ દિશા સાથેનો સંબંધ છે, આ પશ્ચિમ દિશા સાથેનો સંબંધ છે એવા વિભાગો ઘટી શકશે નહિ, કેમકે સર્વત્ર સ્વરૂપની એકતા છે. આ પ્રમાણે વિભાગોનો અભાવ થતા છ દિશાની સાથેના સંબંધની વાત હવામાં ઊડી જશે.

બીજો વિકલ્પ સ્વીકારવાથી અર્થાત્ જે સ્વરૂપથી પરમાણુનો પૂર્વ દિશા સાથે સંબંધ છે તે સ્વરૂપથી નહિ પરંતુ અન્ય સ્વરૂપ પૂર્વક એનો પશ્ચિમ વગેરે દિશા સાથે સંબંધ છે એમ માનવાથી પરમાણુ છ સ્વરૂપવાળો ગણાશે અને તેમ થતા એકતાના ચૂરેચૂરા થઇ જશે, કેમકે કહ્યું પણ છે કે—

**“ दिग्भागभेदो यस्यास्ति, तस्यैकत्वं न युज्यते. ”**

આ સૌગત વાદનું પ્રતિવિધાન એ છે કે અત્ર પરમાણુ-દ્રવ્ય આદિ, મધ્ય, અન્ત્ય ઇત્યાદિ વિભાગોથી રહિત, નિરંશ અને એક સ્વરૂપી માનવામા આવ્યું છે, એથી [2]સાંશ વસ્તુઓને લાગુ પડનારા પૂર્વોક્ત બે વિકલ્પો માટે અત્ર અવકાશ નથી. વિશેષમાં કદાપિ વિજ્ઞાન સન્તાનને વિષે વિવક્ષિત કોઇ વિજ્ઞાનરૂપ ક્ષણ પોતાના જનકરૂપ પૂર્વ ક્ષણનું કાર્ય છે અને સ્વજન્ય ઉત્તર ક્ષણનું કારણ છે એવી જે સૌગતોની માન્યતા છે તે સંબંધમાં એ પ્રશ્ન ઉઠાવી શકાય તેમ છે કે જે સ્વરૂપથી એ પૂર્વ ક્ષણનુ કાર્ય છે તે જ સ્વરૂપથી એ ઉત્તર ક્ષણનુ કારણ છે કે અન્ય સ્વરૂપથી ? પ્રથમ પક્ષ સ્વીકારતાં તો જેમ પૂર્વ ક્ષણની અપેક્ષાએ કાર્ય છે તેમ ઉત્તર ક્ષણની અપેક્ષાએ પણ એ કાર્ય જ મનાશે. અથવા તો જેમ ઉત્તર ક્ષણની અપેક્ષાએ એ કારણ છે તેમ પૂર્વ ક્ષણની અપેક્ષાએ પણ એ કારણ ગણાશે, કેમકે એનું સ્વરૂપ અભિન્ન છે-એક જ છે. બીજો પક્ષ સ્વીકારવા જતાં એની સાંશતા માનવાનો દુર્ધર પ્રસંગ ઉપસ્થિત થશે. આના બચાવમાં સૌગત એમ કહે કે નિરંશ એવો વિજ્ઞાનરૂપ ક્ષણ અકાર્યરૂપ તેમજ અકારણરૂપ છે અને જેવો જેવો એનો વ્યાપાર છે તેવો તેવો એનો વ્યપદેશ કરાય છે, કિન્તુ તેના સ્વરૂપમાં અનેકતા નથી તો આવો ઉત્તર પરમાણુ આશ્રીને પણ આપી શકાય તેમ છે. જેમકે પરમાણુ દ્રવ્યરૂપે નિરંશ જ છે અને તે

---

૧ જુઓ **અનુયોગદ્વાર**ની શ્રીમલધારીય શ્રી**હેમચન્દ્રસૂરિ**કૃત વૃત્તિના ૬૨ મા અને ૬૩ મા પત્રો. ૨ વિભાગોથી યુક્ત

પ્રકારનો અચિન્ત્ય પરિણામવાળો હોવાથી, છ દિશાઓની સાથે નિરંતરપણે રહેલો- હોવાને લીધે તેનો સ્પર્શક કહેવાય છે, નહિ કે અંશોથી એની કોઇ સ્પર્શના છે.[1]

## દ્વ્યણુકાદિક સ્કંધોની નિષ્પત્તિ તથા અવયવો અને અવયવીનો ભેદાભેદ—

દ્વ્યણુકથી માંડીને અનંતાણુક સુધીના સ્કંધો છે આ સ્કંધોની નિષ્પત્તિ પારિણામિક કારણરૂપ પરમાણુને આભારી છે. વિશેષમાં એ સ્કંધો વિશિષ્ટ પરિણામથી પરિણત છે અને સાવયવ છે. પરમાણુઓ જ દ્વ્યણુકાદિ ક્રમ દ્વારા સ્કંધરૂપે પરિણમે છે, પરંતુ પરમાણુઓથી અલગ ઉત્પન્ન થઇને દ્વ્યણુકાદિ સ્કંધો 'સમવાય' સબંધથી પરમાણુઓમા જોડાતા નથી. એથી કરીને તો જૈનો અવયવોથી અવયવીને અત્યત ભિન્ન માનતા નથી, કિન્તુ કથચિત્ ભિન્ન માને છે; કેમકે એકાન્ત–ભેદ માનવા જતાં અવયવ અને અવયવી એવો વ્યવહાર જ કોઇ રીતે થઇ શકશે નહિ. આ સંબંધમા નીચે મુજબની યુક્તિઓ રજુ કરવામાં આવે છે.

એકાન્ત–ભેદવાદીને પૂછવામાં આવે છે કે એકાન્ત–ભેદમા અવયવી અને અવયવ એવો વ્યપદેશ કયા સંબંધથી- માનો છો ? તાદાત્મ્યથી કે તદુત્પત્તિથી ? તેમાં તાદાત્મ્ય માટે તો અવકાશ નથી, કેમકે એ તો વસ્તુના સ્વરૂપથી ન્યારૂં જ નથી, તો આવા સર્વથા એકાન્ત–ભેદમા તેનું સ્થાન જ ક્યાંથી સંભવે ? હવે રહ્યો તદુત્પત્તિ નામનો સંબંધ. એ પણ અત્ર ઘટી શકતો નથી. એ તો ત્યારે જ ઘટી શકે કે જ્યારે અવયવીથી અવયવોની ઉત્પત્તિ માનવામાં આવતી હોય.

અવયવીથી અવયવો ભલે ઉત્પન્ન ન થાઓ, કિન્તુ સંબંધ એમાં રહેવાવાળો હોવાથી અવયવીના અવયવો એમ જેવી રીતે વ્યવહાર કરાય છે તેમ અવયવોનો અવયવી એવો વ્યવહાર પણ થાય અને એ વ્યવહારને લઇને અવયવોથી અવયવીની ઉત્પત્તિમા તદુત્પત્તિરૂપ સંબંધ ઘટી શકશે એમ કહેવું નિરર્થક છે; કેમકે એથી તો અગ્નિથી જેમ ધૂમાડો પૃથક્ જણાય છે તેમ અવયવોથી અવયવીની પૃથક્ ઉપલબ્ધિ માનવાનો પ્રસંગ ખડો થાય છે, માટે તદુત્પત્તિરૂપ સંબંધ પણ અવયવી અને અવયવો એવા વ્યવહારમાં નિમિત્ત બની શકે તેમ નથી. કદાચ કહેશો કે સંયોગને લઇને એવો વ્યવહાર થાય છે તો તે પણ ઉચિત નથી, કેમકે અવયવો અને અવયવીના વ્યવહારમા સંયોગ તો નપુંસક જેવો છે; છતાં તેમ માનવાની હઠ કરશો તો યાદ કરાવવું પડશે કે કુંડામા બોર એવા સ્થળમા સંયોગ કામ કરી શકે છે કે જયા જુદાપણું હોય, પરંતુ અવયવોથી અવયવીની જ્યાં કદાપિ પૃથક્ ઉપલબ્ધિ જ નથી ત્યાં સંયોગ કેવી રીતે માની શકાશે ? આના ઉત્તર તરીકે કદાચ કહેશો કે એવા વ્યવહારમા ' સમવાય ' કારણરૂપ છે તો તે વાત પણ ઠીક નથી, કેમકે તેમાં અનેક વિકટ પ્રશ્નો ઉદ્ભવે છે. જેમકે સમવાય એટલે શું અયુત સિદ્ધમાં આશ્રય–આશ્રયીરૂપ ભાવ ? જો એમ માનશો તો અમે તમને પૂછીશું કે અયુત સિદ્ધિ શી ચીજ છે ? શું એ અયુત સિદ્ધિ અવયવ–અવયવીની સિદ્ધિરૂપ છે, નિષ્પત્તિરૂપ છે કે પ્રતીતિરૂપ છે ? વળી " **अयुतयोः** " એવા દ્વિવચનવાળા પ્રયોગમાં અયુત શી વસ્તુ છે ? એ બે સંબંધીઓમા અભિન્ન દેશ અને અભિન્ન કાલમાં રહેવાપણારૂપ છે કે એકમાં અભિન્ન દેશ કાલમાં રહેવાપણારૂપ છે ? અયુતના અર્થ સંબંધી પ્રથમ વિકલ્પ તો

---

૧ આ સંબધમાં વિચારો પૃ ૭૦૭–૭૦૮,

અનાદરણીય છે, કેમકે તંતુઓમાં પરની અપેક્ષાએ પૃથક્ દેશપણું હોવાથી, અવયવોની પૂર્વે જ પટની નિષ્પત્તિ હોવાને લીધે પાછળથી તંતુઓથી એ નિષ્પન્ન થયું એમ કેમ કહેવાય ? કેમકે એની નિષ્પત્તિ તો પહેલા થઇ ચૂકી; હવે કોની બાકી રહી ? બીજો પક્ષ પણ ગ્રાહ્ય નથી, કેમકે પટથી અલગ અને પાછળથી તતુઓની પ્રતીતિ થતી હોવાથી તેમજ પટમાં તંતુઓથી અપૃથગ્ દેશપણાને લઇને પહેલાં ઉપલબ્ધિ થતી હોવાથી પટ નજરે પડયા પછી જ આ પટમાં તંતુઓ છે એવી પ્રતીતિનો ઉદય થવાનો. કદાચ એમ માનશો કે અપૃથગ્ દેશ કાલવાળા બેમાથી એકનું નામ ' અયુત ' છે અને એની સિદ્ધિ, નિષ્પત્તિ કે પ્રતીતિ થાય છે તો તે માન્યતા પણ ઠીક નથી. એનું કારણ એ છે કે તેમા પણ અવયવરૂપ તંતુઓની નિષ્પત્તિથી કે પ્રતીતિથી પટથી જુદી જ પૂર્વોક્ત ન્યાય વડે સામાન્ય પુરુષોએ માનેલી હોવાથી કોઇ એક પટમાં તંતુથી અયુતસિદ્ધિનો સંબંધ છે એમ કહેવું જોઇએ અને એમ માનવામા તો એકને લઇને આશ્રય–આશ્રયિભાવરૂપ સમવાય એવું નામ કેમ જ અપાય ? આવી રીતે વિચાર કરતા ચારે વિકલ્પો પૈકી એક પણ દ્વારા અયુત સિદ્ધિ ઇત્યાદિ દ્વારા લક્ષણની જ જ્યારે અનુપપત્તિ છે તો લક્ષ્યરૂપ સમવાયની તો ઉપપત્તિ કયાંથી જ સભવે ?

પટપણાને પ્રાપ્ત થયેલા તંતુઓ પટથી અપૃથક્ છે અને એ તંતુઓને અમે ' અયુત સિદ્ધ ' કહીએ છીએ અર્થાત વિશિષ્ટ પરિણામને પામેલ પટથી તંતુઓ અયુત સિદ્ધ છે અને તંતુઓથી પટ અયુત સિદ્ધ છે, માટે લક્ષણની ઉપપત્તિ બરાબર છે અને તેમ થતાં લક્ષ્યની પણ ઉપપત્તિ થાય છે તો એ કથન પણ અસંગત છે; કારણ કે આવા પ્રકારનું અયુત સિદ્ધત્વ તંતુ અને પટના અભેદ વિના ઘટી શકે જ નહિ. વળી આથી તો એ પણ સિદ્ધ થયું કે તંતુ અને પટનો અભેદ છે, કેમકે તંતુઓનો પરિણામ વિશેષ જ પટ છે એવું સામાન્યાધિકરણ સંગત થાય છે. એ હકીકત જૈનોને તો કથંચિત્ અભીષ્ટ છે તોપણ બે સર્વથા અભિન્ન પદાર્થોનો આશ્રય–આશ્રયિરૂપ ભાવ જ સંભવતો નથી.

કહેવાની મતલબ એ છે કે આપે માનેલો આશ્રય–આશ્રયિરૂપ ભાવ જ ઘટતો નથી, કેમકે સર્વથા ભેદવાદીના મત પ્રમાણે તો બંને જયાં સર્વથા જુદા હોય ત્યાં જ આશ્રય–આશ્રયિભાવરૂપ અયુત સિદ્ધિનુ લક્ષણ ઘટી શકે, નહિ કે અન્યત્ર; અર્થાત્ અયુત સિદ્ધિનું લક્ષણ આશ્રય–આશ્રયિભાવરૂપે જે આપવામાં આવ્યું છે તે સર્વથા અભેદમા કેમ ઘટી શકે, કેમકે તે તો બેમાં રહેનારૂં છે; માટે આથી કરીને પણ અયુત સિદ્ધિનું લક્ષણ સિદ્ધ થશે નહિ.

એવો પણ બચાવ થઇ શકે તેમ નથી કે પટ તંતુઓ સિવાય બીજા કોઇ આશ્રયનું અવલંબન લેતો ન હોવાથી અપૃથક્ આશ્રય–આશ્રિતતારૂપ અયુત સિદ્ધિ માનવામા અમને કશી અડચણ નથી; કેમકે સમવાયરૂપ સંબંધ દ્વારા, ભિન્ન એવા તંતુ અને પટનો પરસ્પર સશ્લેષ સિદ્ધ કરવાનો તો આપનો પ્રયત્ન છે અને એ સંશ્લેષ તો તે સંબધથી પૂર્વે પણ અયુત સિદ્ધ ઇત્યાદિ જણાય છે. તેમજ વળી સ્વરસસશ્લિષ્ટ એવા અવયવ અને અવયવીનો સંશ્લેષ કરવાના બહાના હેઠળ વિશ્લેષ કરનાર સમવાયથી શો લાભ ? તે છતાં જો આમ માનશો તો ઇતરેતર

આશ્રયરૂપ આપત્તિ ખડી થશે. જેમકે તે બે અયુત સિદ્ધ વચ્ચે સમવાયરૂપ સંબંધ છે અને એ સંબંધને લઇને અયુત સિદ્ધિ છે.

આ તંતુઓમા પટ છે એવી અબાધિત જે પ્રતીતિ તે જેમાં નિમિત્ત છે એવા સંબંધથી જ્યારે સમવાયની પ્રતીતિ મનાય છે તો પછી તે સમવાય કેમ ન માનવો ? વળી કુંડામાં દહીંની જેમ એવા ઉદાહરણ પૂર્વક અનુમાન પ્રમાણ પણ સમવાયને સિદ્ધ કરે છે. આ પ્રમાણેનું કથન અસંગત છે, કેમકે અત્ર સંબંધથી શું સંયોગ માનો છો કે સમવાય ? તેમાં સંયોગ તો અવયવ –અવયવિભાવમાં કોઇને પણ અભીષ્ટ નથી જ, કેમકે એ તો દ્રવ્ય દ્રવ્યમાં ઘટી શકે. હવે રહ્યો સમવાય. તેમાં તો દૃષ્ટાન્તનો જ અભાવ હોવાથી વ્યાપ્તિ કેવી રીતે બની શકે ? અને વ્યાપ્તિ વિના અનુમાન ક્યાંથી સંભવે ? અને એના અભાવમાં પ્રમાણ શૂન્ય સમવાયને કયો સમીક્ષક સ્વીકારે ?

જેમ એકાન્ત-અભેદ ઘટી શકતો નથી તેમ એકાન્ત–ભેદ પણ ઘટી શકતો નથી એ વાતનો હવે ઉલ્લેખ કરીશું. અવયવ અને અવયવીને સર્વથા ભિન્ન માનવામાં વર્તમાન અવયવી, પુષ્પની માલામાં દોરાની જેમ એક ભાગ વડે રહે છે કે વાસણમા રાખેલ આમ્રફલની માફક તે સમસ્તપણે રહે છે ? આ પ્રમાણે બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે. તેમાં પ્રથમ પક્ષ તો માની શકાય તેમ છે જ નહિ, કેમકે અવયવો સિવાય અન્ય કોઇ પણ એક દેશ છે જ નહિ. વળી અવયવોમાં એક ભાગથી વર્તવામાં બીજા બાકી રહેલા વિભાગો કયા અવયવોમાં રહે છે તેનો ઉત્તર આપી શકાશે નહિ, વાસ્તે આ પક્ષ ગ્રાહ્ય નથી. સર્વરૂપ વડે એક જ અવયવમાં અવયવી રહે છે. એ પક્ષ પણ માન્ય થઇ શકે તેમ નથી, કેમકે એમ માનવામાં તો બીજા અવયવો તો અવયવીના અવકાશ વિનાના રહેવાના; વાસ્તે આવી વિચિત્ર માન્યતા કોણ સ્વીકારે ? એક દેશ અને સર્વરૂપ એ બે સિવાય અન્ય કોઇ પ્રકાર નથી તો પછી અવયવોમાં અવયવીના રહેવા વિષે વાત જ શી કરવી ?

કદાચ કહેશો કે પૂર્વ, પશ્ચિમ વગેરે દિશાઓના સંબંધ દ્વારા બીજા પરમાણુઓ સાથે સંબંધ ધરાવતા એક પરમાણુની એક ભાગ યા સર્વરૂપ સિવાય પણ જેમ વૃત્તિ માનવામાં આવે છે તેમ અવયવોમાં અવયવીની વૃત્તિ પણ માની શકાય, તો એ કથન પણ યુક્તિ–વિકલ છે; કેમકે નિરવયવ પુદ્ગલરૂપ પરમાણુનો બીજામા વૃત્તિ હોવાનો જ અસંભવ છે. આવી પરિસ્થિતિમાં પરમાણુનું ઉદાહરણ રજુ કરી ઇષ્ટ સિદ્ધિને માટે પ્રયાસ કરવો તે બહેરા આગળ ગીત ગાવા બરાબર, આંધળાને દર્પણ દેખાડવા સમાન કે અરણ્યમા રુદન તુલ્ય નિરર્થક છે આ હકીકત યુક્તિ દ્વારા પુષ્ટ કરવામા આવે છે. જેમકે અવયવોથી યુક્ત કુંડા અને બોરના કે તંતુઓ અને પટના આધાર–આધેય ભાવના વ્યવસ્થાપક સંયોગ કે સમવાયને આપ વૃત્તિ કહો છો, પરંતુ સમવાય જેવો કોઇ પદાર્થ જ નથી અને સંયોગ માનવો તો ઉચિત નથી, કેમકે પરમાણુના બીજા પરમાણુની સાથે નીચેના અને ઉપરના સંબંધને લઇને સંયોગમાં આધારપણું બનવું કઠિન છે. એનુ કારણ એ છે કે ભારે હોવાથી નીચે પડતા બોરોનું કુંડું આધાર છે એમ કહી શકાય અને એ બોરો આધેય છે એમ કહી શકાય, પરંતુ નીચે રહેલો અગુરુલઘુ ગુણવાળો પરમાણુ ઉપર રહેલા અગુરુલઘુ ગુણવાળા પરમાણુને 'કુંડબદર' ન્યાયથી સ્થિતિ આપી શકતું નથી. તો

પછી એકમાં આધારતા અને બીજામાં આધેયતા કયાથી સંભવે ? એ તો કેવળ ગુરુત્વ ગુણમાં જ સંભવી શકે. આવી પરિસ્થિતિમા અસત્ય દૃષ્ટાંત રજુ કરી અવયવોમા અવયવીની વૃત્તિ સિદ્ધ કરવા પ્રયાસ કરવો તે શું શોભાસ્પદ છે ?

વળી પરમાણુઓની સ્થિતિનો તો કોઇ પણ પ્રતિબંધક નથી. એની સ્થિતિ તો સ્વભાવ–સિદ્ધ છે. હા, એ વાત સાચી છે કે પરમાણુનો પરસ્પર સંસ્પર્શ હોવાથી તેનો સંયોગ થાય છે, પરંતુ આધાર–આધેયરૂપ સંબંધ તો તેમાં સ્વપ્ને પણ ઘટતો નથી.

એકાન્ત ભેદ પૂર્વક અવયવોમાંથી અવયવીની ઉત્પત્તિ સ્વીકારવા જતાં કરંડિયામાં રહેલા તંતુમાંથી ઉત્પન્ન થયેલા પટને તોલતાં નીચા નમવું ઇત્યાદિ વિશેષ દ્વારા, આરંભક તન્તુના ગુરુત્વથી એના ગુરુત્વની અધિક પ્રતીતિ થાય, કેમકે કારણની ગુરુતા કરતાં કાર્યની ગુરુતા અધિક માનવામાં આવે છે. કાર્યમાં અન્ય ગુરુત્વ નથી એમ તો કહી શકાય તેમ નથી, કારણ કે તેમ કરવાથી તો કારણના ગુણો પૂર્વક કાર્યમાના ગુણો છે એ માન્યતાનો લોપ થાય છે. પટ વગેરેને વિષે લાગેલ ધૂળની રજના સમૂહના ગુરુત્વની પેઠે કાર્યનું ગુરુત્વ હોવા છતાં તે અલ્પ હોવાથી તેની પ્રતીતિ થતી નથી એમ પણ કહેવાનો અવસર નથી, કેમકે ધૂળની રજના સમુદાયની ગુરુતાની અલ્પતારૂપે પણ અપ્રતીતિની ઉપપત્તિ છે અવયવોની અપેક્ષાએ અવયવીની અતિમહત્તા હોવાથી તેનું ગુરુપણું કોણ નિવારી શકે તેમ છે ? એથી તો જે અવયવીમા રજની બહુલતા છે તે અવયવીને તોલતાં તેના ગુરુત્વમાંની અધિકતા પ્રતીત થાય છે. તેથી કરીને આ પ્રમાણે અવયવોથી અવયવીની કથંચિત્ અભેદતા સિદ્ધ થાય છે. વળી એ વાતને નીચે મુજબનું [1]અનુમાન પ્રમાણ પણ ટેકો આપે છેઃ—

અવયવોથી અવયવી કથંચિત્ અભિન્ન છે, કેમકે [2]દ્રવ્યત્વ હોવા છતાં પૃથક્ આશ્રયની અનાશ્રિતતા રહેલી છે. જે જેથી ભિન્ન ન હોય તેમાં દ્રવ્યપણું રહેવા છતા તે બીજા આશ્રયને વિષે આશ્રિત ન હોય. જેમકે ઘડાથી કપડું.

વળી એકાન્તથી અભેદ પણ નથી, કેમકે એકસ્થૂલતારૂપે એનો પ્રતિભાસ થાય છે, પ્રાવરણ, ઠંડીને દૂર કરવી વગેરે ક્રિયાઓ કરાય છે, એક ભાગના આકર્ષણ અને ધારણથી સમસ્તનું આકર્ષણ અને ધારણ જોવાય છે, તંતુઓ પટમાં છે એવો વળી વ્યવહાર કરાય છે, તેમજ આ તંતુઓથી પટ બનશે ઇત્યાદિ કાર્ય–કારણભાવરૂપ વ્યવહારને લઇને પણ અવયવોથી અવયવીની કથંચિત્ ભિન્નતા રહેલી છે. આ પ્રમાણે જૈનો અવયવી અને અવયવો વચ્ચે કથંચિત્ અભેદ અને કથંચિત્ ભેદ માને છે.

---

૧ " अवयवेभ्योऽवयवी कथञ्चिदभिन्न', द्रव्यत्वे सति पृथगाश्रयानाश्रितत्वात् । यः पुनर्यस्माद् भिन्नो नासौ द्रव्यत्वे सति पृथगाश्रयानाश्रितः । यथा घटात् पट इति व्यतिरेको । "

૨ દ્રવ્યત્વ હોવા છતા એમ કહીને પરવાદીએ અવયવાદિથી એકાન્ત ભેદરૂપે સ્વીકારેલાં અને પૃથક્ આશ્રયથી અનાશ્રિત એવા જાતિ, ગુણ, ક્રિયા વગેરે દ્વારા વ્યભિચારનો ખડો થતો પ્રસગ ઊભો થવા દીધો નથી

અત્ર એમ ડહાપણ ડોળવા તૈયાર થશો નહિ કે ભેદ અને અભેદ તો પરસ્પર વિરુદ્ધ હોવાથી તે બંને એક જ સ્થળમા કેવી રીતે ઘટી શકે, કેમકે જે વાત પ્રત્યક્ષસિદ્ધ હોય ત્યાં પ્રશ્નને માટે અવકાશ જ ક્યાં રહ્યો ? વળી એ પણ કેમ ભૂલી જાઓ છો કે આપે પણ ધર્મીમાં સર્વ અભ્રાન્ત છે અને પ્રકારમાં યાને ધર્મમાં તો વિપર્યય છે એવા કથનથી એક જ વિપર્યય-જ્ઞાનમા ભ્રાન્તતા અને અભ્રાન્તતારૂપ બે વિરુદ્ધ ધર્મોનો યોગ માન્યો છે ? અત એવ અવયવોથી ભેદને લઇને અવયવીમાં એકતા અને અભેદને લઇને અનેકતા પણ જરૂર ઘટી શકવાની. એકાંતથી એકતા માનવામાં તો સ્થૂલ પદાર્થમાં ગ્રહણ, અગ્રહણ, કંપ, અકંપ, રાગ, અરાગ, આવરણ, અનાવરણ ઇત્યાદિ વિરુદ્ધ ધર્મોનો સંસર્ગ થવાથી અવયવીમાં ભિન્નતાનો પ્રસંગ ઉપસ્થિત થવાનો. તેમ છતાં પણ અભેદ માનશો તો સમગ્ર વિશ્વની એકતા સ્વીકારવાની આપત્તિ આવી પડશે. વળી એકત્વ અને અનેકત્વથી સંલગ્ન અવયવીને વિષે વિરુદ્ધ ધર્મના આરોપનો સંભવ નથી; અવયવોથી અભેદને લઇને પ્રત્યેક અવયવરૂપપણા વડે અનેકતામાં અને ભેદને લઇને એકપરિણામ-વિશેષતાને લઇને એકમાં કેટલાક અવયવોના દર્શનથી કે તેના કંપનથી, સમગ્ર અવયવોના અદર્શન વડે અને અકંપન વડે તેના ગ્રહણ-અગ્રહણની તેમજ કંપન-અકંપનની ઉપપત્તિ બરાબર થવાની એવી રીતે રાગ-અરાગ ઇત્યાદિની પણ અનેકત્વ-એકત્વથી અવિરુદ્ધતા સમજી લેવી.

ગ્રહણ-અગ્રહણ ઇત્ય દિનો અવિરોધ પ્રતિપાદન કરવા માટે જે એકત્વ અને અનેકત્વની વ્યવસ્થા કરાયેલી છે તે બેમા પણ પરસ્પર વિરોધ હોવાથી તેનો એકત્ર સમાવેશ નહિ થઇ શકે એવી શંકા અસ્થાને છે, કેમકે આ હકીકત પ્રમાણપુરસ્સર છે: જેમકે વિવાદના સ્થાનરૂપ સ્કંધ અનેક પણ છે, કેમકે તે અવયવોથી અભિન્ન છે. જે એક હોય તે અવયવોથી ભિન્ન હોય. જેમકે તે જ એક સ્થૂલ પરિણામવાળો પટ. આ અનુમાનમાં હેતુની અસિદ્ધિ કે દૃષ્ટાતની સાધ્યવિકલતા પણ નથી, કેમકે અવયવોને આશ્રીને ભેદ-અભેદ પૂર્વે સિદ્ધ કરેલ છે.

અત્ર કોઇ એવી દલીલ કરે કે આ અવયવ અને અવયવીને લગતો તમામ ઊહાપોહ પરમાણુની સિદ્ધિ વિના આકાશ-કુસુમના સમાન છે તો તેના નિરસનાર્થે પરમાણુની સિદ્ધિનો પ્રસંગ હાથ ધરવામા આવે છે. તેમા પ્રથમ પૂર્વ પક્ષ નીચે મુજબ રજુ કરાય છે.—

અનેક દિશાઓમાં વર્તતા એવા બીજા પરમાણુઓની સાથે સંયુક્ત એવો જ પરમાણુ અન્ય સાથે એક દેશથી જોડાય છે કે સંપૂર્ણ રૂપથી ? પરમાણુમા દેશપણું જ નથી એટલે પ્રથમ વિકલ્પ માટે સ્થાન નથી; અને તેમ છતા તેમા દેશપણું માનવામા આવે તો તે પરમાણુ જ ન કહેવાય. દ્વિતીય વિકલ્પ પણ અનાદરણીય છે, કેમકે બીજા પરમાણુઓની સાથે તેના સંયોગનો પ્રસંગ રહેતો નથી; કેમકે જ્યા એકમા જ સંયોગ સમાપ્ત થયો ત્યા બીજાની સાથે તે કેવી રીતે સંયુક્ત ગણાય ? અત એવ પરમાણુ ખરેખર વિદ્યમાન પદાર્થ હોય તો છ દિશામા વર્તતા પરમાણુઓની સાથે તેનો સંયોગ હોય, કેમકે છ દિશામા વર્તવાવાળા દ્રવ્યો સાથે ઘટ વગેરે સંયુક્ત થયેલા જોવાય છે. જો આ ઘટાદિની પેઠે પરમાણુને છ દિશામા રહેલા અન્ય પરમાણુઓ સાથે સંયુક્ત માનવામા આવે તો તેમા [1]ષડંશતા આવવાની અને આવી ષડંશતા ઉપસ્થિત

૧ છ વિભાગ હોવાપણું.

થતાં પરમાણુ જેવી ચીજ જ રહેવાની નહિ અને એ પ્રમાણે પરમાણુનો અભાવ થતાં અવયવ અને અવયવીની ચર્ચા નકામી માથાફૂટ સમાન થઇ પડવાની. ઉત્તર પક્ષ તરીકે હવે પરમાણુના નિરાકાર છના યોગનું સમાધાન ઉપસ્થિત કરવામાં આવે છે. જેમકે પ્રથમ તો અમે આપને પૂછીએ છીએ કે ' એક કાળમાં છની સાથેનો યોગ ' એથી આપ શું કહેવા ઇચ્છો છો ? શું એથી છ પરમાણુઓની મધ્યમાં રહેલા પરમાણુની સાથેનું સમાનદેશત્વ સૂચવો છો કે યુગપત્ સંબંધ સૂચવો છો ? અને તે યુગપત્ સંબંધનો અર્થ સંયોગ કરો છો કે સમવાય ? યુગપત્ ષડ્-યોગથી સમાનદેશતા સૂચવતા હો તો તે કંઇ બહુ મોટી બાબત નથી, કેમકે સૂક્ષ્મ પરિણામ-વાળા પરમાણુની છની સાથે તો શું પણ છસોની સાથે અરે કરોડોની સાથે સમાનદેશતા સ્વીકારવામાં અમને (જૈનોને) જરા પણ અડચણ નથી. કદાચ કહેશો કે મૂર્તોમા સમાનદેશપણું માનવું એ વિરોધાત્મક કથન છે તો તે વાત પણ ઠીક નથી, કેમકે ખૂણારૂપ આકાશ-પ્રદેશમાં ઘણા દીવાઓની પ્રભા અને પવનો વગેરે સ્થૂલ અવયવીઓની સમાનદેશતા તેમજ તપાવેલા લોખંડના પિંડ વગેરેમાં લોખંડ અને તેજની સમાનદેશતા જોવાય છે એટલે પરમાણુના સંબધમાં સમાનદેશતા માનવામાં કશો વાંધો નથી. આથી કદાચ એમ કહેવા તત્પર થશો કે એથી તો પરમાણુમા છ અંશતાની આપત્તિ આવવાની તો એ કથન સમુચિત નથી; કેમકે છએની સમાનદેશતાને લઇને મધ્ય પરમાણુની સાથે છ દિશાના સંયોગનો જ અભાવ છે.

હવે બીજો પક્ષ પણ ગ્રાહ્ય નથી, કેમકે સંયોગવાદીઓને પદાર્થોનો અંશદ્વારક સંયોગ ઇષ્ટ નથી, પરંતુ તેમને સ્વરૂપ દ્વારક સંયોગ માન્ય છે, છતાં પણ અંશ દ્વારા સંયોગ માનવા જશો તો નિરંશ એવા આકાશાદિકમાં તેના અભાવની આપત્તિ આવવાની. એથી કરીને જેમ આકાશા-દિનો સ્વરૂપથી સંયોગ છે તેમ એક પરમાણુનો બીજા પરમાણુઓનો સ્વરૂપથી સંયોગ માનવામાં કશી અડચણ જણાતી નથી.

ત્રીજો પક્ષ તો વિચારવાની જરૂર જ નથી, કેમકે એ પક્ષ તો વાદી કે પ્રતિવાદી બેમાથી એકેને માન્ય નથી.[1]

## પરમાણુઓનું મિલન અને સ્કંધોનો ભેદ—

બે પરમાણુઓ એકરૂપે એકઠા થઇ શકે અને તેમ થતાં તેનો દ્વિપ્રદેશિક સ્કંધ થાય. જો

---

૧ આ પ્રમાણેનું આ સમગ્ર વિવરણ પંચલિંગીની બૃહદ્ વૃત્તિ અનુસાર અત્ર આલેખ્યું છે. જ્ઞાનાદ્વૈતવાદના નિરસન માટે અને પુદ્ગલની સિદ્ધિ અર્થે જે ઊહાપોહ ત્યા કરવામા આવ્યો છે તેનો આ એક ભાગ છે, અવશિષ્ટ ભાગના સારાશના જિજ્ઞાસુને વૈરાગ્યરસમંજરીનું મારૂ સ્પષ્ટી-કરણ ( પૃ૦ ૩૮૦-૩૯૩ ) જોવા ભલામણ છે. તે વિવરણ તેમજ આ એ બને પ્રસ્તુત ગ્રંથકારની કૃપાનું ફળ છે, કેમકે મારી વિનતિ અનુસાર આવશ્યક વિભાગનો તેમણે અનુવાદ લખી મોકલ્યો હતો કે જે મે મારી શલીમા અત્ર રજુ કર્યો છે.

એનો ભેદ થાય તો તેના બે વિભાગો થાય-એક તરફ એક પરમાણુ–પુદ્ગલ રહે અને બીજી તરફ બીજો પરમાણુ–પુદ્ગલ રહે.[1]

ત્રણ પરમાણુ–પુદ્ગલો એકરૂપે એકઠા થઇ શકે અને તેમ થતાં તેનો ત્રિપ્રદેશિક સ્કંધ થાય. જો એનો ભેદ થાય તો તેના બે કે ત્રણ વિભાગો થાય જો બે વિભાગ થાય તો એક તરફ એક પરમાણુ–પુદ્ગલ અને બીજી તરફ એક દ્વિપ્રદેશિક સ્કંધ રહે[2] જો ત્રણ વિભાગો થાય તો તે ત્રણ પૃથક્ પૃથક્ પરમાણુ–પુદ્ગલ રહે.[3]

ચાર પરમાણુ–પુદ્ગલો એકરૂપે એકઠા થઇ શકે અને તેમ થતાં તેનો ચતુષ્પ્રદેશિક સ્કંધ થાય એનો જો ભેદ થાય તો તેના બે, ત્રણ કે ચાર વિભાગો થાય. જો બે વિભાગો થાય તો એક તરફ એક પરમાણુ અને બીજી તરફ ત્રિપ્રદેશિક સ્કંધ;[4] અથવા તો બે દ્વિપ્રદેશિક સ્કંધો રહે.[5] જો ત્રણ વિભાગો થાય તો એક તરફ બે છૂટા છૂટા પરમાણુઓ અને એક તરફ દ્વિપ્રદેશિક સ્કંધ રહે.[6] જો ચાર ભાગ થાય તો જુદા જુદા ચાર પરમાણુ રહે.[7]

આ પ્રમાણે પાંચ પરમાણુ એકઠા થતાં પંચપ્રદેશિક સ્કંધ થાય. જો તેનો ભેદ થાય તો તેના બે, ત્રણ, ચાર કે પાંચ વિભાગો થાય. જો તેના બે વિભાગો થાય તો એક બાજુ એક પરમાણુ અને બીજી બાજુ ચતુષ્પ્રદેશિક સ્કંધ રહે; અથવા એક તરફ દ્વિપ્રદેશિક સ્કંધ અને એક તરફ ત્રિપ્રદેશિક સ્કંધ થાય. જો તેના ત્રણ વિભાગો થાય તો એક તરફ બે છૂટા છૂટા પરમાણુઓ અને એક તરફ ત્રિપ્રદેશિક સ્કંધ થાય અથવા એક તરફ એક પરમાણુ અને એક તરફ જુદા જુદા બે દ્વિપ્રદેશિક સ્કંધો થાય. જો તેના ચાર વિભાગ થાય તો એક તરફ જુદા જુદા ત્રણ પરમાણુઓ અને એક તરફ દ્વિપ્રદેશિક સ્કંધ થાય. જો તેના પાચ વિભાગો થાય તો જુદા જુદા પાંચ પરમાણુઓ થાય.

એ પ્રમાણે છ, સાત, આઠ, નવ, દશ, સંખ્યાત, અસંખ્યાત અને અનંત પરમાણુઓ માટે પણ ઘટાવી લેવું. ગ્રન્થ–ગૌરવના ભયથી એ સમસ્ત હકીકત અત્ર સ્ફુટ રૂપે રજુ કરવામા આવતી નથી, પરંતુ તેના જિજ્ઞાસુને **ભગવતી** ( શ. ૧૨, ઉ. ૪, સૂ. ૪૪૫ ) જોવા ભલામણ છે.

## પરમાણુ–પુદ્ગલની શાશ્વતતા, અશાશ્વતતા, ચરમતા અને અચરમતા—

દ્રવ્ય–અર્થરૂપે પરમાણુ–પુદ્ગલ શાશ્વત છે, જ્યારે વર્ણ–પર્યાયાદિ રૂપે એ અશાશ્વત છે. એટલે કે પરમાણુ–પુદ્ગલ કથંચિત્ શાશ્વત છે અને કથંચિત્ અશાશ્વત છે.

વળી પરમાણુ–પુદ્ગલ દ્રવ્યની અપેક્ષાએ ચરમ નથી પણ અચરમ છે. ક્ષેત્રાદેશથી તે કદાચિત ચરમ છે અને કદાચિત અચરમ છે. કાલાદેશથી તે કદાચ ચરમ છે અને કદાચ અચરમ છે. ભાવાદેશથી તે કથંચિત્ ચરમ છે અને કથંચિત્ અચરમ છે. સ્પષ્ટ શબ્દમા કહીએ તો જે

---

૧ [·] [·].   ૨ [·] [··].   ૩ [·] [·] [·].   ૪ [·] [···].
૫ [··] [··].   ૬ [·] [·] [··].   ૭ [·] [·] [·] [·].

પરમાણુ વિવક્ષિત પરિણામથી રહિત થઇને ફરીથી તે પરિણામને પામશે નહિ તે પરમાણુ તે પરિણામની અપેક્ષાએ ‘ ચરમ ’ કહેવાય છે, જ્યારે જે પરમાણુ ફરીથી તે પરિણામને પામશે તે અપેક્ષાએ એ ‘ અચરમ ’ કહેવાય છે. દ્રવ્યની અપેક્ષાએ તો પરમાણુ અચરમ જ છે, પરંતુ ચરમ નથી જ; કેમકે દ્રવ્યથી–પરમાણુ–પરિણામથી રહિત થયેલો પરમાણુ સંઘાત–પરિણામને પ્રાપ્ત કરી કાલાંતરે ફરીથી પરમાણુ–પરિણામને જરૂર જ પામશે. ક્ષેત્રની અપેક્ષાએ વિચારતાં એમ કહી શકાય કે જે ક્ષેત્રમા કેવલજ્ઞાનીએ કેવલિ-સમુદ્ઘાત કર્યો છે અને ત્યાં જે પરમાણુ રહેલો છે તે સમુદ્ઘાતને પ્રાપ્ત થયેલા કેવલજ્ઞાનીના સંબંધરૂપ વિશિષ્ટતાવાળો પરમાણુ કોઇ પણ સમયે તે ક્ષેત્રનો આશ્રય નહિ કરે એટલે આ દૃષ્ટિએ તે ચરમ છે. વિશેષણ રહિત ક્ષેત્રની અપેક્ષાએ પરમાણુ ફરીથી તે ક્ષેત્રમા અવગાઢ થશે; વાસ્તે એ અપેક્ષાએ એ અચરમ છે. કાલની દૃષ્ટિએ વિચારીએ તો ક્ષેત્રની પેઠે પરમાણુ કથંચિત્ ચરમ અને કથંચિત્ અચરમ છે. જેમકે જે પૂર્વાહ્‌ણાદિ કાલને વિષે જે કેવલજ્ઞાનીએ સમુદ્ઘાત કર્યો તે કાલને વિષે જે પરમાણુ રહેલો છે તે પરમાણુ તે કેવલિ-સમુદ્ઘાતથી વિશિષ્ટ તે કાલને કદાપિ પ્રાપ્ત નહિ કરે, કેમકે તે કેવલી મોક્ષે જવાથી ફરીથી સમુદ્ઘાત કરવાના નથી; વાસ્તે આ દૃષ્ટિએ પરમાણુ કાલથી ચરમ છે; બાકી વિશેષણ રહિત કાલની અપેક્ષાએ તો એ અચરમ છે. ભાવથી પરમાણુ કદાચિત ચરમ અને કદાચિત્ અચરમ છે. જેમકે કેવલિ-સમુદ્ઘાતના સમયે જે પરમાણુ જે વર્ણાદિ ભાવ–વિશેષને પ્રાપ્ત થયો હતો તે પરમાણુ તે વિવક્ષિત કેવલિ–સમુદ્ઘાત વિશિષ્ટ વર્ણાદિ પરિણામની અપેક્ષાએ ચરમ છે, કેમકે કેવલીનો મોક્ષ થવાથી તે પરમાણુ ફરીથી તે વિશિષ્ટ પરિણામ પામે તેવો સંભવ જ નથી. આ પ્રમાણેની હકીકત અત્ર **ભગવતી**( શ. ૧૪, ઉ. ૪, સૂ. ૫૧૨–૫૧૩ )ની ચૂર્ણિના આધારે આપેલી છે

**પુદ્‌ગલાસ્તિકાયના પ્રદેશ પરત્વે આઠ પ્રશ્નો—**

પુદ્‌ગલાસ્તિકાયનો એક પ્રદેશ (પરમાણુ) શું [1]દ્રવ્ય છે, [2]દ્રવ્યદેશ છે, દ્રવ્યો છે, દ્રવ્ય–દેશો છે, દ્રવ્ય અને દ્રવ્યદેશ છે, દ્રવ્ય અને દ્રવ્યદેશો છે, દ્રવ્યો અને દ્રવ્યદેશ છે કે દ્રવ્યો અને દ્રવ્યદેશો છે ? આનો ઉત્તર એ છે કે એ કથંચિત્ દ્રવ્ય છે અર્થાત જ્યારે અન્ય દ્રવ્યથી તે અસંબદ્ધ હોય ત્યારે તે દ્રવ્ય છે. જ્યારે તેનો અન્ય દ્રવ્ય સાથે સંબંધ હોય ત્યારે તે દ્રવ્યદેશ છે. બાકીના વિકલ્પોનો એને વિષે અભાવ છે, કેમકે પરમાણુ એક હોવાથી એને આશ્રીને બહુત્વ તેમજ દ્વિક–સંયોગ માટે અવકાશ નથી.

પુદ્‌ગલાસ્તિકાયના બે પ્રદેશોના સંબંધમાં આ આઠ વિકલ્પો પૈકી પહેલા પાંચ જ ઘટે છે. જેમકે જ્યારે એ બે પરમાણુઓ દ્વિપ્રદેશિક સ્કંધરૂપે પરિણમેલ હોય ત્યારે તે દ્રવ્ય છે. જ્યારે દ્વ્યણુક સ્કંધપણાને પામેલા જ તે બે પરમાણુઓ દ્રવ્યાન્તર સાથે સંબંધ ધરાવે છે ત્યારે તે દ્રવ્ય–દેશ છે. જ્યારે તે બને પરમાણુઓ જુદા જુદા હોય ત્યારે ત્રીજો વિકલ્પ ઘટે છે. વળી જ્યારે દ્વ્યણુક સ્કંધપણાને પામ્યા વિના દ્રવ્યાન્તર સાથે તેઓ સંબંધ ધરાવે છે ત્યારે ચોથો વિકલ્પ

---

૧ ગુણ અને પર્યાયથી યુક્ત તે દ્રવ્ય. જુઓ **ભગવતી** ( શ ૮, ઉ ૧૦, સૂ ૩૫૭ )ની વૃત્તિ.
૨ દ્રવ્યનો અવયવ.

ઘટે છે. જ્યારે બે પરમાણુઓ પૈકી એક જુદો હોય અને બીજો અન્ય દ્રવ્ય સાથે સંબદ્ધ હોય ત્યારે પાંચમો વિકલ્પ ઘટે છે.

પુદ્ગલાસ્તિકાયના ત્રણ પ્રદેશો આશ્રીને પહેલા સાત વિકલ્પો સંભવે છે, પરંતુ આઠમો સંભવતો નથી. જ્યારે એ ત્રણે ત્રિપ્રદેશિક સ્કંધરૂપે પરિણમેલ હોય ત્યારે પ્રથમ વિકલ્પ, ત્રિપ્રદેશિક સ્કંધરૂપે પરિણત થઇ દ્રવ્યાન્તર સાથે તે સંબદ્ધ હોય ત્યારે બીજો, વળી જ્યારે એ ત્રણે છૂટા છૂટા હોય અથવા તો તે ત્રણ પૈકી બે દ્વ્યણુકરૂપે પરિણમેલ હોય અને એક છુટો હોય ત્યારે ત્રીજો, જ્યારે એ ત્રણે સ્કંધભાવને ન પ્રાપ્ત થયેલા હોઇ દ્રવ્યાન્તર સાથે સંબદ્ધ હોય ત્યારે અથવા તો તે પૈકી બે દ્વ્યણુકરૂપે પરિણમેલ હોય અને એક છુટો હોઇ દ્રવ્યાન્તર સાથે સંબદ્ધ હોય ત્યારે ચોથો, જ્યારે તે ત્રણ પૈકી બે દ્વ્યણુકરૂપે પરિણમેલ હોઇ છૂટો હોય અને એક છૂટો પરમાણુ દ્રવ્યાન્તર સાથે સંબદ્ધ હોય ત્યારે અથવા તો એક પરમાણુરૂપે પૃથક્ હોય અને બાકીના બે દ્વ્યણુકરૂપે પરિણમેલ હોઇ દ્રવ્યાન્તર સાથે સંબદ્ધ હોય ત્યારે પાંચમો; જ્યારે ત્રણ પરમાણુઓ પૈકી એક કેવળ છૂટો હોય અને બે દ્વ્યણુકરૂપે ન હોય પરંતુ દ્રવ્યાન્તર સાથે સંબદ્ધ હોય ત્યારે છઠ્ઠો, ત્રણ પૈકી જ્યારે બે છૂટા છૂટા હોય અને બાકીનો એક દ્રવ્યાન્તર સાથે સંબદ્ધ હોય ત્યારે સાતમો એમ પ્રાથમિક સાત વિકલ્પો સંભવે છે. આઠમા વિકલ્પ માટે અવકાશ નથી, કેમકે ત્રણ પ્રદેશો પૈકી બે અલગ હોય અને તે દ્રવ્યો તરીકે ગણાય ત્યારે અવશિષ્ટ એક જ પરમાણુ રહેવાથી દ્રવ્યદેશ માટે સ્થાન છે, પરંતુ તે એક જ હોવાથી દ્રવ્યદેશો માટે સ્થાન નથી. આમ છતાં બે દ્રવ્યદેશો માટે જ્યારે સ્થાન મેળવાય છે, ત્યારે બાકી એક જ પરમાણુ રહેતો હોવાથી દ્રવ્યો માટે અવકાશ રહેતો નથી એટલે દ્રવ્યો તેમજ દ્રવ્યદેશો એ આઠમો વિકલ્પ ત્રણ પરમાણુઓ આશ્રીને કોઇ પણ રીતે સંભવી શકતો નથી. અલબત્ત એ ચાર કે તેથી વધારે પરમાણુઓના સંબંધમા જરૂર સંભવે છે. એટલે કે ચાર કે તેથી અધિક પરમાણુઓ આશ્રીને આઠે આઠ વિકલ્પો ઘટી શકે છે.

## પરમાણુની સત્તા ઇત્યાદિ—

એક પરમાણુ કથંચિત આત્મા છે—સત છે—વિદ્યમાન છે અને કથંચિત એ અનાત્મા છે—અસત છે—અવિદ્યમાન છે; કેમકે પરમાણુ એ પોતાના આદેશથી અર્થાત્ સ્વરૂપથી વિદ્યમાન છે, જ્યારે પરના આદેશથી—પરરૂપે એ અવિદ્યમાન છે. વળી એ પોતાના તેમજ પરના આદેશની દૃષ્ટિએ, નહિ કે અન્ય કોઇ દૃષ્ટિએ એ અવક્તવ્ય છે

## દ્વિપ્રદેશિક સ્કંધ પરત્વે છ ભાંગા—

દ્વિપ્રદેશિક સ્કંધને વિષે એ સ્કંધ ( ૧ ) કથંચિત્ આત્મા છે, ( ૨ ) કથંચિત્ નોઆત્મા છે, ( ૩ ) કથંચિત્ અવક્તવ્ય છે, ( ૪ ) કથંચિત્ આત્મા છે અને કથંચિત નોઆત્મા પણ છે, ( ૫ ) કથંચિત્ આત્મા છે અને કથંચિત્ અવક્તવ્ય પણ છે, અને ( ૬ ) કથંચિત્નો આત્મા છે અને કથંચિત્ અવક્તવ્ય પણ છે એમ છ ભાંગાઓ ઘટી શકે છે. આમાં પ્રથમના ત્રણ ભાગા સકળ સ્કંધની અપેક્ષાએ થાય છે, જ્યારે બાકીના ત્રણ ભાંગા દેશની અપેક્ષાએ છે દ્વિપ્રદેશિક

સ્કંધ હોવાથી તેના એક દેશની સ્વપર્યાય વડે સદ્‌રૂપે વિવક્ષા કરીએ અને બીજા દેશની પર પર્યાય વડે અસદ્‌રૂપે વિવક્ષા કરીએ તો એ દ્વિપ્રદેશિક સ્કંધ કથંચિત્ આત્મારૂપે અને કથંચિત્ અનાત્મારૂપે હોય અર્થાત્ એક દેશની અપેક્ષાએ સદ્‌ભાવ–પર્યાયની વિવક્ષાથી એ વિદ્યમાન છે અને બીજા એક દેશની અપેક્ષાએ અસદ્‌ભાવ–પર્યાયની વિવક્ષાથી એ સાથે સાથે અવિદ્યમાન પણ છે. જો એક દેશની સ્વ પર્યાય વડે સદ્‌રૂપે વિવક્ષા કરીએ અને બીજા દેશની સદ્ અને અસદ્ એ ઉભયરૂપે વિવક્ષા કરીએ તો એ આત્મરૂપ અને અવક્તવ્ય કહેવાય. જો એ દ્વિપ્રદેશિક સ્કંધના એક દેશની પર પર્યાય વડે અસદ્‌રૂપે વિવક્ષા કરીએ અને બાકીના એક દેશની સદ્ અને અસદ્ એ ઉભયરૂપે વિવક્ષા કરીએ તો તે નોઆત્મા અને અવક્તવ્ય કહેવાય. કથંચિત આત્મા, નોઆત્મા અને અવક્તવ્ય એ પ્રમાણેનો સાતમો ભાંગો અત્ર સંભવતો નથી, કેમકે દ્વિપ્રદેશિક સ્કંધના બે જ અંશો છે. હા, ત્રિપ્રદેશિકાદિ સ્કંધો આશ્રીને એ ભાંગો જરૂર સંભવે છે એટલે આ સાતે ભાંગા માટે અવકાશ છે.

**ત્રિપ્રદેશિક સ્કંધ આશ્રીને** કુલ તેર ભાંગા થાય છે. તેમાં પૂર્વ કહેલા સાત ભાંગામાંથી પ્રથમના ત્રણ સકળ સ્કંધની અપેક્ષાએ થાય છે અને પછીના બીજા ત્રણ ભાંગાના એકવચન અને બહુવચનના ભેદથી ત્રણ ત્રણ વિકલ્પો થાય છે. અને સાતમો ભાંગો એક જ પ્રકારનો છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો એના તેર ભાંગાઓ નીચે મુજબ છેઃ—

ત્રિપ્રદેશિક સ્કંધ ( ૧ ) પોતાના આદેશથી આત્મા છે, ( ૨ ) પરના આદેશથી નો-આત્મા છે, ( ૩ ) ઉભયના આદેશથી–આત્મા અને નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે, ( ૪ ) એક દેશના આદેશથી–સદ્‌ભાવ–પર્યાયની અપેક્ષાએ અને એક અન્ય દેશના આદેશથી–અસદ્‌ભાવ–પર્યાયની અપેક્ષાએ એ આત્મા અને નોઆત્મારૂપ છે, ( ૫ ) એક દેશના આદેશથી સદ્‌ભાવ–પર્યાયની વિવક્ષાએ અને દેશોના આદેશથી અસદ્‌ભાવ–પર્યાયની વિવક્ષાએ એ આત્મા અને નોઆત્માઓરૂપ છે (એકવચન અને બહુવચન), ( ૬ ) દેશોના આદેશથી સદ્‌ભાવ–પર્યાયની અપેક્ષાએ અને બાકીના દેશના આદેશથી અસદ્‌ભાવ–પર્યાયની અપેક્ષાએ એ આત્માઓ તથા નો-આત્મારૂપ છે (બહુવચન અને એકવચન), (૭) દેશના આદેશથી સદ્‌ભાવ–પર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી સદ્‌ભાવ અને અસદ્‌ભાવ એ ઉભય પર્યાયની અપેક્ષાએ એ આત્મા છે તથા આત્મા અને નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે, ( ૮ ) દેશના આદેશથી સદ્‌ભાવ–પર્યાયની અપેક્ષાએ અને દેશોના આદેશથી ઉભય પર્યાયની વિવક્ષાએ એ આત્મા તથા આત્માઓ અને નોઆત્માઓ એ ઉભયરૂપે અવક્તવ્યો છે, ( ૯ ) દેશોના આદેશથી સદ્‌ભાવ–પર્યાયની અપેક્ષાએ અને બાકીના દેશના આદેશથી તેના ઉભય પર્યાયની વિવક્ષાએ આત્માઓ તથા આત્મા અને નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે, ( ૧૦ ) દેશના આદેશથી અસદ્‌ભાવ–પર્યાયની વિવક્ષાએ અને બાકીના દેશના આદેશથી ઉભય પર્યાયની અપેક્ષાએ એ નોઆત્મા તથા આત્મા અને નોઆત્મારૂપે અવક્તવ્ય છે, ( ૧૧ ) દેશના આદેશથી અસદ્‌ભાવ-પર્યાયની અપેક્ષાએ અને દેશોના આદેશથી તદુભય પર્યાયની અપેક્ષાએ એ નોઆત્મા તેમજ આત્માઓ તથા નોઆત્માઓ એ ઉભયરૂપે અવક્તવ્યો છે, ( ૧૨ ) દેશોના આદેશથી અસદ્‌ભાવ–પર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી તદુભય પર્યાયની વિવક્ષાએ નોઆત્માઓ તેમજ આત્મા અને નોઆત્મા એ

ઉભયરૂપે અવક્તવ્ય છે અને (૧૩) દેશના આદેશથી સદ્‌ભાવ-પર્યાયની અપેક્ષાએ; દેશના આદેશથી અસદ્‌ભાવ-પર્યાયની અપેક્ષાએ અને દેશના આદેશથી તદુભય પર્યાયની વિવક્ષાએ એ કથંચિત્ આત્મા, નોઆત્મા તેમજ આત્મા અને નોઆત્મા એ ઉભયરૂપે અવક્તવ્ય છે.

**ચતુષ્પ્રદેશિક સ્કંધને વિષે** પણ ત્રિપ્રદેશિકની માફક જાણવું, પરંતુ ત્યાં તેર નહિ પણ **ઓગણીસ ભાંગાઓ** થાય છે. તેમાં પ્રથમના ત્રણ ભાગાઓ સકળ સ્કંધની અપેક્ષાએ થાય છે, જ્યારે બાકીના ચાર ભાંગાના પ્રત્યેકે ચાર ચાર વિકલ્પો થાય છે. એ પ્રમાણે **પંચપ્રદેશિક સ્કંધને વિષે બાવીસ ભાંગાઓ** થાય છે. તેમા પ્રથમના ત્રણ ભાગા સકલાદેશરૂપ છે-સકલ સ્કધની અપેક્ષાએ થાય છે, ત્યાર પછીના ત્રણ ભાંગાના પ્રત્યેકે ચાર ચાર વિકલ્પ થાય છે અને સાતમા ભાંગાના [1]સાત વિકલ્પો થાય છે ત્રિકસયોગના મૂળ આઠ ભાંગા થાય તેમાં અહીં પ્રથમના સાત ભાંગા ગ્રહણ કરવા, કેમકે છેલ્લા ભાગાનો અત્ર સંભવ નથી. એ ષટ્પ્રદેશાદિકને વિષે સંભવે છે આથી કરીને તો **ષટ્પ્રદેશાદિકથી** માડીને તે છેક અનંતપ્રદેશિક સ્કંધ સુધીના સ્કંધો પરત્વે તેવીસ તેવીસ ભાગાઓ થાય છે.

**[2]વર્ગણાનું સ્વરૂપ—**

સજાતીય વસ્તુઓનો સમુદાય તે 'વર્ગણા' કહેવાય છે. સમૂહ, વર્ગ, રાશિ એ બધા એના પર્યાયો છે. પ્રસ્તુતમા આપણે પુદ્‌ગલને ઉદ્દેશીને આનો વિચાર કરવાનો છે. એટલે સજાતીય પુદ્‌ગલ-પરમાણુના સમુદાયરૂપ વર્ગણાની દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ એ ચાર દૃષ્ટિપૂર્વક વ્યવસ્થા શી છે તે જોઇ લઇએ. પુદ્‌ગલાસ્તિકાયનો યથાર્થ બોધ થઇ શકે માટે આ પ્રમાણેનો વર્ગણાનો વિભાગ યોજવામાં આવ્યો છે. આ સંબંધમાં **વિશેષા૦** (ગા. ૬૩૨)માં સૂચવેલ દૃષ્ટાન્ત અને ઉપનયનું આપણે દિગ્દર્શન કરીશું.

આ 'ભરત' ક્ષેત્રમાં 'મગધ' દેશમાં **કૂચિકર્ણ** નામનો ગૃહપતિ વસતો હતો. એ ઘણી ગાયોનો સ્વામી હતો. આથી હજાર, દશ હજાર વગેરે સંખ્યાનો એક એક સમુદાય ઠેરવી તે તે સમુદાય જુદા જુદા ગોવાળને પાળવા માટે તેણે આપ્યો હતો કોઇ કોઇ વાર આ બધી ગાયો ભેગી મળી જતી ત્યારે પોતપોતાની ગાયો નહિ ઓળખી શકવાથી ગોવાળો માહોમાહે લડતા હતા. તેમનો કજીઓ પતાવવા માટે **કૂચિકર્ણે** ગાયોમાથી કાળી, ધોળી, રાતી, કાબરી એમ જુદા જુદા રંગની ગાયોનુ એક એક ટોળું એક એક ગોવાળને સોપ્યું.

આનો ઉપનય એ છે કે તીર્થંકર એ ગાયોના સમૂહના સ્વામીરૂપ છે; એના શિષ્યો તે ગોવાળ સમાન છે; અને પુદ્‌ગલાસ્તિકાય તે ગાયોના સમૂહ તુલ્ય છે.

લોકાકાશના સમગ્ર પ્રદેશોમા રહેલા એક એક છટા પરમાણુઓનો સમુદાય તે પહેલી

---

૧ એના સ્પષ્ટ નિર્દેશ માટે જુઓ **ભગવતી** (શ ૧૨, ઉ. ૧૦, સૂ. ૪૬૯).

૨ આના કેટલાક પ્રકારોનો નામોલ્લેખ આપણે ૮૩મા પૃષ્ઠમાં કરી ગયા છીએ,

'[1]પરમાણુ–વર્ગણા' છે. સમસ્ત લોકાકાશના પ્રદેશોમાં રહેલા બે બે પ્રદેશવાળા સ્કંધોનો સમૂહ તે બીજી વર્ગણા છે. એ પ્રમાણે ત્રિપ્રદેશી સ્કંધોનો સમૂહ તે ત્રીજી વર્ગણા છે અને ચતુષ્પ્રદેશી સ્કંધોનો સમુદાય તે ચોથી વર્ગણા છે. આ પ્રમાણે એક એક પ્રદેશની વૃદ્ધિએ છેક સંખ્યાત-પ્રદેશી સ્કંધોની સંખ્યાતના સંખ્યાત પ્રકાર હોવાથી સંખ્યાત વર્ગણાઓ છે. ત્યાર બાદ એક એક પ્રદેશની વૃદ્ધિ પૂર્વક અસંખ્યાતપ્રદેશી સ્કંધોની [2]અસંખ્યાત વર્ગણાઓ છે[3] અને ત્યાર બાદ એકેક પ્રદેશની વૃદ્ધિ પૂર્વક અનંતપ્રદેશી સ્કંધોની અનંત વર્ગણાઓ છે કે જે ઔદારિક શરીરને ગ્રહણ કરવા યોગ્ય નથી, કેમકે એ વર્ગણાઓ જોઇએ તે કરતાં ઓછાં દ્રવ્યોની બનેલી છે તેમજ તેનો પરિણામ જોઇએ તેટલો સૂક્ષ્મ નથી. આ વર્ગણાઓ પછી એકેક પ્રદેશની વૃદ્ધિએ તથાવિધ વિશિષ્ટ પરિણામરૂપે પરિણમેલી એવી અનંતપ્રદેશી સ્કંધોની અનંત વર્ગ-ણાઓ છે કે જે ઔદારિક શરીરને ગ્રાહ્ય છે. એટલે કે ઔદારિક શરીરની રચનામાં આ વર્ગ-ણાઓ ઉપયોગી છે.

અભવ્યથી અનંત ગુણા અને સિદ્ધના અનંતમા ભાગ જેટલા પરમાણુઓના સમુદાયરૂપ જે વર્ગણા ઔદારિક શરીરને નિષ્પન્ન કરવા માટે ગ્રહણ પ્રાયોગ્ય છે તે 'જઘન્ય વર્ગણા' કહેવાય. એનાથી એક પરમાણુ અધિક હોય એવા સ્કંધોરૂપ બીજી ગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા જાણવી. બે પરમાણુ અધિક હોય એવા સ્કંધરૂપ ત્રીજી ગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા સમજવી. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણાઓ વિચારતાં છેલ્લે ઔદારિક શરીરને નિષ્પન્ન કરવા માટે યોગ્ય એવી ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા વિશેષ અધિક છે. આ વિશેષતા પણ ઔદારિક પ્રાયોગ્ય જઘન્ય વર્ગણાના અનંતમા ભાગ જેટલી છે.

ઔદારિક શરીર ગ્રહણ પ્રાયોગ્ય વર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણા 'ઔદારિક અગ્રહણ પ્રાયોગ્ય જઘન્ય વર્ગણા' જાણવી. તેથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ બીજી અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા સમજવી. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યા સુધી ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા થાય. જઘન્ય અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણાથી

---

૧ 'વર્ગણા' શબ્દ સમુદાયવાચક છે, એથી કરીને એકેક પરમાણુને વિષે જે 'વર્ગણા' શબ્દ કહ્યો છે તે અનેક પર્યાયના આરોપની અપેક્ષાએ સમજવુ. અર્થાત્ પરમાણુસ્વત: એક હોવાથી એનામા સમુદાયિત્વનો અભાવ છે, માટે સમુદાયવાચક વર્ગણા શબ્દનો પરમાણુ સાથે પ્રયોગ કરવો અનુચિત છે એવી શંકા ઉઠાવનારનું એમ સમાધાન કરવામા આવે છે કે પરમાણુમાં અનેક પ્રયોગોનો સંપાત છે–એમા અનેક પર્યાયોનો અવિર્ભાવ થઇ શકે તેવી યોગ્યતાનો સદ્‌ભાવ છે, વાસ્તે 'વર્ગણા' શબ્દ પરમાણુ સાથે સયુક્ત કરી 'પરમાણુ-વર્ગણા' કહી શકાય. વિશેષમા આ હકીકતને મહામહોપાધ્યાય શ્રીયશોવિજય "वर्गणायोग्यत्वमादाय" એવા ઉલ્લેખ પૂર્વક સમર્થિત કરે છે. શ્રીદેવેન્દ્રસૂરિ તો એક જ પરમાણુને 'પરમાણુ–વર્ગણા' કહેતા નથી, કિન્તુ સર્વ પરમાણુના સમુદાયમાં 'વર્ગણા' શબ્દ કહે છે એટલે ત્યા તો આ પ્રશ્ન માટે અવકાશ જ રહેતો નથી

૨ તજ્જાતીયરૂપ વર્ગણા અસંખ્ય નથી, પરતુ અનત છે.

૩ આ બધી વર્ગણાઓ અલ્પ પરમાણુવાળી અને સ્થૂલ પરિણામવાળી હોવાથી જીવને ગ્રહણ કરવા લાયક નથી,

ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા અનંત ગુણી અને એ ગુણાકાર અભવ્યથી અનંત ગુણ અથવા સિદ્ધથી અનંતમા ભાગ પ્રમાણ જાણવો.

આ પ્રમાણે એકેક પ્રદેશની વૃદ્ધિ પૂર્વકની પરંતુ ઔદારિક શરીરને અયોગ્ય એવી અનંત વર્ગણાઓ છે. આ વર્ગણાઓ ઘણા પરમાણુ-દ્રવ્યોની બનેલી હોવાથી તેમજ વધારે પડતા સૂક્ષ્મ પરિણામવાળી હોવાથી ઔદારિક શરીરને ગ્રહણ કરવા લાયક નથી. વળી આ વર્ગણા વૈક્રિય શરીરને પણ અયોગ્ય છે, કેમકે તેની દૃષ્ટિએ એ થોડા પરમાણુ-દ્રવ્યોની બનેલી છે તેમ.જ એનો પરિણામ જોઇએ તેટલો સૂક્ષ્મ ન હોઇ ઓછો છે એટલે કે સ્થૂલ છે. આ વર્ગણા ઔદારિક શરીર યોગ્ય વર્ગણાઓની સમીપ હોવાથી એ ' ઔદારિકને અગ્રહણ પ્રાયોગ્ય ' કહેવાય છે.

ઔદારિક શરીરને ઉદ્દેશીને ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણાથી એક અધિક પરમાણુ-વાળા સ્કંધોરૂપ જે વર્ગણા તે વૈક્રિય શરીરની નિષ્પત્તિને યોગ્ય જઘન્ય વર્ગણા જાણવી. બે અધિક પરમાણુવાળા સ્કંધોરૂપ વર્ગણા તે વૈક્રિય શરીર પ્રાયોગ્ય બીજી વર્ગણા જાણવી. એ પ્રમાણે વિચારતા છેવટે વૈક્રિય શરીર ગ્રહણ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા થાય. આથી એક પરમાણુની અધિકતાવાળા સ્કંધોરૂપ ' વૈક્રિય અગ્રહણ પ્રાયોગ્ય જઘન્ય વર્ગણા ' જાણવી. બે પરમાણુ જેટલી અધિકતાવાળા સ્કંધોરૂપ બીજી અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા જાણવી. એ પ્રમાણે એકેક પરમાણુની અધિકતાવાળા સ્કંધોરૂપ વર્ગણાઓ વિચારતા છેવટે ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા આવે છે.

આ બધી વર્ગણાઓ વૈક્રિય શરીરને તેમજ આહારક શરીરને પણ અયોગ્ય છે, કેમકે વૈક્રિય શરીરને માટે જોઇએ તેનાં કરતા એમા વધારે પરમાણુઓ છે અને પરિણામની વિશેષ સૂક્ષ્મતા રહેલી છે, જ્યારે આહારક શરીર આશ્રીને એમા ઓછા પરમાણુઓ છે તેમજ તેનો પરિણામ પણ જોઇએ તેટલો સૂક્ષ્મ નથી

વૈક્રિય શરીર સંબંધી ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણાથી એક અધિક પરમાણુવાળા સ્કંધોરૂપ જે વર્ગણા તે ' આહારક શરીર પ્રાયોગ્ય જઘન્ય વર્ગણા ' જાણવી. ઔદારિકાદિની પેઠે આહારક શરીર પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા ઘટાવી લેવી. ત્યાર બાદ એક પરમાણુની અધિકતાવાળા સ્કંધોરૂપ જે વર્ગણા છે તે અગ્રહણ પ્રાયોગ્ય જઘન્ય વર્ગણા જાણવી. એકેક પરમાણુની અધિક-તાનો વિચાર કરતા આખરે અગ્રહણ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા આવે છે.

ચૂર્ણિકારના મત પ્રમાણે ઔદારિક, વૈક્રિય અને આહારક શરીર ગ્રહણ પ્રાયોગ્ય વર્ગ-ણાની વચમાં અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણાઓ નથી. ક્ષમાશ્રમણ શ્રીજિનભદ્રગણિ તો છે એમ સ્વીકારે છે અને એ હકીકત ઉપર મુજબ આપણે વિચારી લીધી.

આહારક શરીરને અગ્રહણ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી એક પરમાણુની અધિકતાવાળા સ્કંધોરૂપ જે વર્ગણા છે તે તૈજસ શરીર પ્રાયોગ્ય જઘન્ય વર્ગણા છે. વિશેષમાં ઉપર મુજબ તૈજસ શરીર ગ્રહણ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા તેમજ તૈજસ શરીરને અગ્રહણ

પ્રાયોગ્ય જઘન્ય અને ઉત્કૃષ્ટ વર્ગણાઓ ઘટાવી લેવી. આ પ્રમાણે ભાષા, શ્વાસોચ્છ્વાસ અને મન વર્ગણાઓને એકેક પરમાણુની વૃદ્ધિએ વધતી દરેક વર્ગણાની અયોગ્ય, યોગ્ય અને અયોગ્ય એમ ત્રણ ત્રણ પ્રકારની અનંતી વર્ગણાઓ સમજી લેવી. મન સંબંધી ઉત્કૃષ્ટ અગ્રહણ વર્ગણાથી એક અધિક પરમાણુવાળા સ્કંધોરૂપ જઘન્ય કર્મ પ્રાયોગ્ય વર્ગણા જાણવી. જીવો જે પુદ્ગલ-દ્રવ્યોને જ્ઞાનાવરણાદિરૂપે પરિણમાવે છે તે કર્મ પ્રાયોગ્ય વર્ગણા છે. ઉત્કૃષ્ટ કર્મ પ્રાયોગ્ય વર્ગણા ઉપર મુજબ સમજી લેવી. એના પછી એક પરમાણુની અધિકતાવાળા સ્કંધોરૂપ જઘન્ય ધ્રુવ અચિત્ત દ્રવ્ય-વર્ગણા છે. ઉત્કૃષ્ટ ધ્રુવ અચિત્ત દ્રવ્ય-વર્ગણા પહેલાની જેમ વિચારી લેવી. આ બધી ધ્રુવ અચિત્ત દ્રવ્ય-વર્ગણાઓ લોકમાં સર્વદા વિદ્યમાન હોય છે; આ વર્ગણાઓ પૈકી કોઇ ઉત્પન્ન થાય છે અને કોઇક નાશ પણ પામે છે, પરંતુ કોઇ પણ કાળે આ લોક આ વર્ગણાઓથી રહિત સંભવતો જ નથી, એથી એનું આ નામ સાર્થક થાય છે.[1] વિશેષમાં આ વર્ગણાઓ તેમજ હવે પછી વિચારવામાં આવનારી અધ્રુવાદિ સર્વ વર્ગણાઓ જીવ વડે અગ્રહણ યોગ્ય છે, કેમકે એ બધી અતિશય બહુ દ્રવ્યોની બનેલી છે તેમજ તેનો પરિણામ પણ અતિશય સૂક્ષ્મ છે; એથી કોઇ પણ જીવ એને ઔદારિકાદિ ભાવે કદાપિ ગ્રહણ કરી શકે તેમ નથી. આથી એનું અચિત્તપણું પણ ચરિતાર્થ થાય છે

ધ્રુવ વર્ગણા પછી અધ્રુવ, શૂન્યાંતર અને અશૂન્યાંતર એવી અનંત વર્ગણાઓ છે. ત્યાર બાદ ચાર ધ્રુવાનંતર અને ચાર શરીર-વર્ગણા છે તેમજ તે ઉપર મિશ્રવર્ગણા અને અચિત્ત મહા-સ્કંધ છે.

ઉત્કૃષ્ટ ધ્રુવ અચિત્ત વર્ગણાથી એક અધિક પરમાણુવાળા સ્કંધોરૂપ જઘન્ય અધ્રુવ અચિત્ત દ્રવ્યવર્ગણા છે એની ઉત્કૃષ્ટ વર્ગણા પહેલાની માફક ઘટાવી લેવી. આ બધી અધ્રુવ વર્ગણાઓ તથાવિધ પૌદ્ગલિક પરિણામની વિચિત્રતાને લઈને કવચિત્ લોકમાં ન હોય એમ પણ બને છે. એથી તે 'અધ્રુવ' કહેવાય છે.[2]

અધ્રુવ વર્ગણા પછી એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી અનંતી શૂન્યાંતર વર્ગણાઓ છે. એ વર્ગણાઓ એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી સદા હોતી નથી; કોઇક વાર એ વર્ગણાઓમાં વચ્ચે વચ્ચે એકેક પ્રદેશની વૃદ્ધિ તૂટી જાય છે એટલે કે નિરંતર એકેક પ્રદેશની વૃદ્ધિવાળી આ વર્ગણાઓ સદા નથી, એથી તો એ 'શૂન્યાંતર વર્ગણાઓ' કહેવાય છે. એના પછી એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી અશૂન્યાંતર વર્ગણાઓ છે એ વર્ગણાઓ તો લોકમાં નિરંતર એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી ઉપલબ્ધ થાય છે; એમાં કદાપિ વૃદ્ધિ તૂટતી નથી, એથી

---

૧. ઔદારિકથી માંડીને કાર્મણ સુધીની બધી વર્ગણાઓ પણ સર્વદા લોકમાં વિદ્યમાન છે; એથી એ પણ 'ધ્રુવ વર્ગણા' કહેવાય છે.

૨ કર્મપ્રકૃતિ પ્રમાણે આને 'સાન્તર નિરન્તરા' પણ કહેવામાં આવે છે, કેમકે આ વર્ગણાઓમાં એક એકની વૃદ્ધિની પ્રાપ્તિમાં કોઇ કોઇ કાળે ત્રુટિ આવી જાય છે, તેથી વર્ગણાગત એકોત્તર વૃદ્ધિના અનુક્રમમાં અંતર પડી જાય છે અને એમ થતાં એ વર્ગણાઓ સાન્તરપણે પ્રાપ્ત થાય છે.

તો એનું નામ સાર્થક છે. આ અશૂન્યાંતર વર્ગણાઓ પછી સર્વકાલભાવિની અને એકોત્તર-વૃદ્ધિવાળી એવી ચાર ધ્રુવાનંતર વર્ગણાઓ છે. પહેલી, બીજી, ત્રીજી અને ચોથી ધ્રુવાનતર વર્ગણાઓ પૈકી પ્રત્યેકની સંખ્યા અનતની છે. ધ્રુવ વર્ગણાઓ જે પહેલા કહેવાઇ ગઇ છે તેનાથી આ વર્ગણાઓ જુદી છે, કેમકે આ વિશેષ સૂક્ષ્મ પરિણામવાળી તેમજ અધિક દ્રવ્યથી બનેલી છે.[1]

ઉપર કહેલી ચાર ધ્રુવાનંતર વર્ગણાની ઉપર દરેકને અકેકે પ્રદેશની વૃદ્ધિવાળી અનંત વર્ગણાત્મક ચાર શરીર–વર્ગણા છે. આ વર્ગણાઓ ભેદ અને અભેદના પરિણામથી ઓદારિકાદિ શરીરોની યોગ્યતાની સંમુખ હોવાથી અથવા તો મિશ્ર સ્કંધ અને અચિત્ત મહાસ્કંધની મૂર્ત્તિની યોગ્યતાને સંમુખ હોવાથી એ ' શરીર–વર્ગણા ' કહેવાય છે. અનંતાનંત પરમાણુ-ઓથી બનેલો, કંઇક સૂક્ષ્મ પરિણામને અને કંઇક બાદર પરિણામને સંમુખ થયેલો સ્કંધ તે ' મિશ્ર સ્કંધ ' કહેવાય છે. આ સંબંધમા **વિશેષા૦** માં કહ્યું પણ છે કે—

" [2]खंधदुगदेहजोग्गत्तणेण वा देहवग्गणाउ त्ति ।
सुहुमो दरगयबायरपरिणामो मीसयक्खंधो ॥ ६४२ ॥ "

**કર્મપ્રકૃતિ** તરફ નજર કરતાં સમજાય છે કે ઉત્કૃષ્ટ અધ્રુવ અચિત્ત દ્રવ્ય-વર્ગણાથી એક પરમાણુની અધિકતાવાળા સ્કંધરૂપ 'જઘન્ય પ્રથમ ધ્રુવ શૂન્ય વર્ગણા' જાણવી. એ પ્રમાણે એકેક પરમાણુની અધિકતા વિચારતાં 'ઉત્કૃષ્ટ પ્રથમ ધ્રુવ શૂન્ય વર્ગણા' પ્રાપ્ત થાય છે. જે વર્ગણાઓ કોઇ પણ કાળે લોકમાં ઉપલબ્ધ ન હોય, પરંતુ ઉપરની વર્ગણાઓની બહુલતા જણાવવા વાસ્તે જ જેની પ્રરૂપણા કરાય છે તે ' ધ્રુવ શૂન્ય વર્ગણા ' કહેવાય છે. ઉત્કૃષ્ટ પ્રથમ ધ્રુવ શૂન્ય વર્ગ-ણાથી એક અધિક પરમાણુવાળા સ્કધરૂપ વર્ગણા તે ' જઘન્ય [3]પ્રત્યેક શરીરિ દ્રવ્ય–વર્ગણા ' જાણવી. ઉત્કૃષ્ટ પ્રત્યેક શરીરિ–દ્રવ્ય વર્ગણા પછી એક પરમાણુ અધિક સ્કંધરૂપ ' જઘન્ય દ્વિતીય ધ્રુવ શૂન્ય વર્ગણા' છે. ઉત્કૃષ્ટ દ્વિતીય ધ્રુવ શૂન્ય પછીની વર્ગણા તે ' જઘન્ય બાદર નિગોદ

---

૧ આ ચારે ધ્રુવાનંતર વર્ગણાઓ જ્યારે એકોત્તર વૃદ્ધિવતી છે તો એના ચારે ભેદો શાથી પડે છે ? આનો ઉત્તર સૂચવાય છે કે એ ચાર વર્ગણાઓમા જ નિરંતર એકોત્તર વૃદ્ધિ હોય છે અને અંતરાળમા તે વૃદ્ધિ તૂટી જાય છે ત્યારે જ જુદી વર્ગણાનો આરભ થાય છે અથવા વૃદ્ધિ ન તૂટે તોપણ કંઇક વર્ણાદિ પરિણામની વિચિત્રતા તે ભેદના આરભમા કારણ છે.

૨ છાયા—

" स्कन्धद्विकदेहयोग्यत्वेन वा देहवर्गणा इति ।
सूक्ष्मो दरगतबादरपरिणामो मिश्रस्कन्धः ॥ "

૩ પ્રત્યેક શરીરી જીવોના યથાસભવ ઔદારિકાદિ શરીર–નામ–કર્મને વિષે પ્રત્યેકમા વિસ્રસા–પરિણામથી એકઠા થયેલા જે સર્વ જીવથી અનંત ગુણા પુદ્ગલો તે ' પ્રત્યેક-શરીરિ દ્રવ્ય–વર્ગણા ' કહેવાય છે.

[1]વર્ગણા ' જાણવી. એવી રીતે ઉત્કૃષ્ટ બાદર નિગોદ વર્ગણા પછી જઘન્ય તૃતીય ધ્રુવ શૂન્ય વર્ગણા, ઉત્કૃષ્ટ તૃતીય ધ્રુવ શૂન્ય વર્ગણા પછી જઘન્ય સૂક્ષ્મ નિગોદ વર્ગણા, ઉત્કૃષ્ટ સૂક્ષ્મ નિગોદ વર્ગણા પછી જઘન્ય ચતુર્થ ધ્રુવ શૂન્ય વર્ગણા અને ઉત્કૃષ્ટ ચતુર્થ ધ્રુવ શૂન્ય વર્ગણાથી અનંતર જઘન્ય [2]મહાસ્કંધ વર્ગણા છે. જઘન્ય મહાસ્કંધ વર્ગણાથી ઉત્કૃષ્ટ મહાસ્કંધ વર્ગણા અસંખ્ય ગુણી છે.

## વર્ગણાના સ્વરૂપ-કથનમાં ભિન્નતા—

વર્ગણાની પ્રરૂપણામાં ભિન્નતા પણ જોવાય છે. જેમકે પરમાણુથી માંડીને તે અનંતપ્રદેશિક સ્કંધ સુધીની અનંત વર્ગણાઓ ઔદારિક દેહને અગ્રહણ પ્રાયોગ્ય છે. તદનંતર એકેક પરમાણુની અધિકતાવાળા સ્કંધોરૂપ અનંત વર્ગણાઓ એને ગ્રહણ યોગ્ય છે. તદનંતર અનંત વર્ગણાઓ એને અયોગ્ય છે. તદનંતર વર્ગણાઓ વૈક્રિય શરીરને અયોગ્ય છે ઇત્યાદિ. આથી જીવને ગ્રહણ પ્રાયોગ્ય આઠ વર્ગણાઓને ત્રણ ત્રણ રૂપે વિચારતા ૨૪ વર્ગણાઓ થાય છે. અત્ર બે ગ્રહણ વર્ગણાના મધ્યમા વસ્તુતઃ એક જ અગ્રહણ વર્ગણા છે, પરંતુ એનો જે અર્ધ ભાગ જે દેહાદિની સમીપમાં હોય તે દેહાદિના નામની વિવક્ષાએ એક જ અગ્રહણ વર્ગણાને બે નામથી અત્ર પ્રરૂપી છે.

આ પ્રમાણે આપણે દ્રવ્ય-વર્ગણાઓનો વિચાર કર્યો. હવે **ક્ષેત્રાદિ-વર્ગણાનું સ્વરૂપ** વિચારીએ. ક્ષેત્ર-વર્ગણાનો ક્રમ દ્રવ્ય-વર્ગણાથી વિપરીત છે. એટલે કે એકેક પરમાણુ અને દ્વયણુકાદિથી માંડીને અનંતાણુક સ્કંધો સુધીના જે સ્કંધો એક આકાશ-પ્રદેશને અવગાહી રહેલા છે તે સર્વની પહેલી વર્ગણા જાણવી. દ્વયણુકાદિકથી અનંતાણુક સુધીના જે સ્કંધો બે આકાશ-

---

૧ બાદર નિગોદ જીવોના ઔદારિક, તૈજસ અને કાર્મણ એ ત્રણ નામ-કર્મને વિષે પ્રત્યેકે સર્વ-જીવથી અનંત ગુણા જે પુદ્ગલો વૈસ્રસિક પરિણામ વડે એકત્રિત થાય છે ( એટલે નિગોદ-જીવના ત્રણે શરીરને આશ્રીને રહે છે, પરંતુ નિગોદ-જીવ તેને ગ્રહણ કરતો નથી ) તે ' બાદર નિગોદ-વર્ગણા ' કહેવાય.

કેટલાક બાદર નિગોદ જીવોને જોકે અલ્પ કાળ સુધી વૈક્રિય અને આહારક શરીરરૂપ નામ-કર્મ પણ સંભવે છે તોપણ પ્રથમ સમયથી જ તે બે નામ-કર્મની ઉદ્દલના ( સંક્રમણ-કરણવિશેષ ) થતી હોવાથી અત્યંત અસાર છે માટે અત્ર એ બે દેહરૂપ નામ-કર્મની વિવક્ષા કરી નથી સ્ફુટ શબ્દોમા કહીએ તો જે જીવો પ્રથમ વૈક્રિયનામ-કર્મનો બંધ કરીને મરણ પામી બાદર સાધારણ વનસ્પતિકાય તરીકે ઉત્પન્ન થાય તે જીવોને બાદર નિગોદરૂપ ભવમાં પણ વૈક્રિય-નામ-કર્મની સત્તા હોય વળી જે અપ્રમત્ત મુનિએ અપ્રમત્ત ગુણસ્થાને આહારક-નામ-કર્મનો બંધ કર્યો હોય અને ફરી પ્રમાદને વશ થઇ, સાતમા અપ્રમત્ત ગુણસ્થાનકથી પડી યાવત્ પ્રથમ ગુણસ્થાને આવી કાળ કરીને બાદર નિગોદમા ઉત્પન્ન થાય તો બાદર નિગોદ જીવમા પણ અપર્યાપ્ત અવસ્થામા તેને આહારક કર્મની સત્તા સંભવે.

આહારક-સપ્તકની ઉદ્દલના ખરી રીતે જોતાં અવિરતિપણાના પ્રથમ સમયથી હોય છે, પરંતુ ઉદ્દ્વલના-કાલ પલ્યોપમના અસખ્યાતમા ભાગ જેટલો હોવાથી બાદર નિગોદમા પણ ભવ પ્રથમ સમયથી ઉદ્દ્વલના પ્રતિપન્ન ભાવની અપેક્ષા હોય છે

૨ જે પુદ્ગલો ટંક ( ક્ષુદ્ર ગિરિ ), કૂટ ( શિખર ), પર્વત ( મહાગિરિ ) ઇત્યાદિને આશ્રીને રહેલા છે તે ' મહાસ્કંધો ' કહેવાય છે.

પ્રદેશોને અવગાહીને રહેલા હોય તેની બીજી વર્ગણા -એમ એકેક આકાશ–પ્રદેશની વૃદ્ધિએ સંખ્યાત પ્રદેશને અવગાહીને રહેલા સ્કંધોની સંખ્યાત અને અસંખ્યાત પ્રદેશોને અવગાહીને રહેલાની અસંખ્યાત વર્ગણા જાણવી. આની પછીની અસંખ્ય પ્રદેશની અવગાહનાવાળી વર્ગણાઓ કર્મ ગ્રહણને યોગ્ય છે એમ જૈન દર્શન નિર્દેશે છે. ત્યાર પછી અલ્પ પરમાણુઓથી બનેલી સ્થૂલ પરિણામી અને બહુ આકાશ–પ્રદેશને અવગાહીને રહેલી એકેક આકાશ–પ્રદેશની વૃદ્ધિએ વધતી કર્મને અગ્રહણ યોગ્ય એવી અસંખ્ય વર્ગણાઓ છે. તદનંતર એ જ પ્રમાણે એકેક આકાશ–પ્રદેશના અવગાહની વૃદ્ધિએ વધતી મનને અગ્રહણ યોગ્ય એવી પણ અસંખ્ય વર્ગણાઓ છે. પછી મનને યોગ્ય એવી વર્ગણાઓ પણ અસંખ્ય છે. વળી ત્યાર બાદ એટલી જ વર્ગણા એને અગ્રહણ યોગ્ય છે. એ પ્રમાણે શ્વાસોચ્છ્વાસ, ભાષા, તૈજસ, આહારક, વૈક્રિય અને ઔદારિક વર્ગણાઓના અગ્રહણયોગ્ય, ગ્રહણયોગ્ય; અને અગ્રહણયોગ્ય એવા દરેકના ત્રણ ત્રણ ભેદ ( દ્રવ્ય–વર્ગણાથી વિપરીતપણે ) ક્ષેત્રથી જાણવા.

### કાલ–વર્ગણાનું સ્વરૂપ—

અમુક વિવક્ષિત પરિણામથી સામાન્યપણે જે પરમાણુઓ અથવા સ્કંધો એક સમયની સ્થિતિવાળા હોય તે સર્વની એક વર્ગણા જાણવી. એ રીતે એકેકે સમયની વૃદ્ધિએ સંખ્યાત સમયની સ્થિતિવાળા પરમાણુ વગેરે પુદ્ગલ–દ્રવ્યોની સંખ્યાતી વર્ગણાઓ છે અને અસંખ્યાત સ્થિતિવાળાની અસંખ્યાત વર્ગણાઓ છે. એક સમયથી માંડીને તે અસંખ્યાત સમયની સ્થિતિ ઉપરાત અધિક સ્થિતિ પુદ્ગલોની–કોઇ પણ પુદ્ગલની છે જ નહિ.

### ભાવ–વર્ગણાઓનું સ્વરૂપ—

એકગુણ કૃષ્ણવર્ણવાળા જે પરમાણુ અને સ્કંધો હોય તે સર્વની એક વર્ગણા, એ પ્રમાણે દ્વિગુણ કૃષ્ણ વર્ણવાળા પરમાણુ વગેરેની બીજી વર્ગણા, ત્રિગુણ કૃષ્ણ વર્ણવાળાની ત્રીજી, એ પ્રમાણે એકેક ગુણ વૃદ્ધિએ સંખ્યાત ગુણા કૃષ્ણ વર્ણવાળાની સંખ્યાત વર્ગણા, અસંખ્યાત ગુણા કૃષ્ણ વર્ણવાળાની અસંખ્યાત અને અનંત ગુણા કૃષ્ણ વર્ણવાળાની અનંત વર્ગણા છે. આ પ્રમાણે બાકીના ચાર વર્ણો આશ્રીને તેમજ બે પ્રકારની ગંધ, પાચ પ્રકારના રસ અને આઠ જાતના સ્પર્શો, એમ સર્વ મળી વીસ ભેદો પરત્વે દરેક ભેદની ઉપર મુજબ વર્ગણાઓ ઘટાવવી.

ગુરુલઘુ પર્યાયવાળી અને સ્થૂલ પરિણામથી યુક્ત વસ્તુઓની એક વર્ગણા અને અગુરુલઘુ પર્યાયવાળી અને સૂક્ષ્મ પરિણામથી યુક્ત વસ્તુઓની બીજી વર્ગણા એમ બે જ વર્ગણાઓ છે; કેમકે ગુરુલઘુ અને અગુરુલઘુ પર્યાયોના બાદર અને સૂક્ષ્મ એમ બે જ વર્ગો છે.

આ પ્રમાણે ભાગ–વર્ગણાદિથી સમગ્ર પુદ્ગલાસ્તિકાયનું ગ્રહણ કરાય છે.

### ધર્માસ્તિકાયાદિના પર્યાયો—

૬૧૪ મા પૃષ્ઠમા આપણે ધર્માસ્તિકાયાદિના પર્યાયોનો ઉલ્લેખ કરી ગયા છીએ તેમજ

પં. **બેચરદાસે** ઉઠાવેલી શંકા પણ ત્યા રજુ કરી છે. અત્ર એ શંકા સંબંધી ઊહાપોહ કરવામાં આવે છે. તેમા સૌથી પ્રથમ તો પ્રસ્તુત ગ્રંથકાર ( **શ્રી મંગલવિજય** )નું નીચે મુજબનું કથન નોંધી લઇએ:—

" આ સ્થળે ધર્માસ્તિકાય વગેરેના જે પર્યાયો બતાવવામા આવ્યા છે તેથી ધર્માસ્તિકાયાદિના [1]રૂઢિ-અર્થ ન સમજવા. પર્યાયોના મુખ્ય બે ભેદ છે: એક અર્થપર્યાય અને બીજો વ્યંજનપર્યાય. અત્ર 'ધર્માસ્તિકાય' શબ્દમા રહેલો જે 'ધર્મ' શબ્દ તેના વ્યુત્પત્તિ-અર્થને લઇને ' ધર્મ ' શબ્દના પ્રાણાતિપાતવિરતિ વગેરે અનેક પર્યાયો સમજવા. આમ કરવાથી કોઇ પણ જાતની ભ્રમિત જીવોને આપત્તિ માટે અવકાશ રહેશે નહિ.

કોઇ કોઇ ઠેકાણે ધર્માસ્તિકાયને બદલે ધર્મનો પ્રયોગ પણ જોવામાં આવે છે. તે પદના એક દેશ ( ભાગ )માં પદના ઉપચારને આભારી છે. જેમકે ' સત્યભામા 'ના બદલામાં ' સત્યા 'નો અથવા ' ભામા 'નો પ્રયોગ કરાય છે.

જો કેવળ વ્યુત્પત્તિ અર્થ જ માનવામા આવે તો ' ગો ' શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ ગમન-ક્રિયાવાળો થતો હોવાથી મનુષ્ય, તિર્યંચ, નારક અને દેવ એ તમામનો ' ગો ' શબ્દથી વ્યવહાર કરવો પડશે; કારણ કે સર્વ ગમન-ક્રિયા કરે છે; અને બેઠેલી, સૂતેલી વગેરે અવસ્થાવાળી ગાયમાં પણ ગાયનો વ્યવહાર નહિ થઇ શકે, માટે રૂઢિ-અર્થ, યૌગિક અર્થ વગેરે અર્થો પણ માનવા જોઇએ.

વિશેષમા આ ઠેકાણે સૂત્રકારનો આશય ધર્માસ્તિકાયાદિથી તેની વ્યુત્પત્તિનિમિત્તવાળા પર્યાયોનો જેટલો સંચય થાય તેટલો બતાવવા પૂરતો જ છે; નહિ કે પ્રવૃત્તિનિમિત્તને લઇને

---

૧ ટુંકમા યૌગિક અને રૂઢ એમ શબ્દો બે પ્રકારના છે તેમા કુંભાર, ધોબી વગેરે યૌગિક શબ્દો છે, જ્યારે ગાય, ઘોડો વગેરે રૂઢ શબ્દો છે. ઘડા વગેરે તૈયાર કરે તે ' કુંભાર ', અને પૈસા લઇને કપડાં ધુવે તે ' ધોબી '. અહીં ઘડા વગેરે તૈયાર કરવાની અને ધોવાની ક્રિયા એ જ કુંભાર અને ધોબી શબ્દની વ્યુત્પત્તિનું નિમિત્ત છે અર્થાત્ એ શબ્દો એવી ક્રિયાને લીધે જ સાધિત થયા છે અને તેથી જ એ ક્રિયા એવા શબ્દોની વ્યુત્પત્તિનું નિમિત્ત કહેવાય. સંસ્કૃત શબ્દો લઇને વિચાર કરવો હોય તો કુંભકાર, રજક, વગેરે શબ્દોમા ઘટાદિ નિર્માણરૂપ, વસ્ત્ર પ્રક્ષાલનરૂપ ઇત્યાદિ ક્રિયાને વ્યુત્પત્તિ-નિમિત્ત સમજવુ જોઇએ. કહેવાની મતલબ એ છે કે યૌગિક શબ્દોમાં વ્યુત્પત્તિનું નિમિત્ત એ જ તેની પ્રવૃત્તિનું નિમિત્ત છે અર્થાત્ યૌગિક શબ્દો આશ્રીને વ્યુત્પતિ-નિમિત્ત અને પ્રવૃત્તિ-નિમિત્ત ભિન્ન ભિન્ન નથી. રૂઢ શબ્દોની વાત એથી ન્યારી છે. એવા શબ્દો વ્યુત્પત્તિ પ્રમાણે વ્યવહારમા આવતા નથી, પરંતુ રૂઢિ પ્રમાણે તેનો અર્થ થાય છે. ગાય, ઘોડો વગેરે શબ્દોની વ્યુત્પત્તિ ખાસ થતી નથી અને કદાચ કોઇ કરે તોપણ તેનો વ્યવહાર તો છેવટે વ્યુત્પત્તિ પ્રમાણે નહિ, પરંતુ રૂઢિ પ્રમાણે જ થતો જોવાય છે. અમુક અમુક જાતની આકૃતિ, જાતિ એ જ ગાય, ઘોડો વગેરે રૂઢ શબ્દોના વ્યવહારનું નિમિત્ત છે, તેથા તે તે આકૃતિ કે જાતિ એવા શબ્દોનુ વ્યુત્પત્તિ-નિમિત્ત કહેવાય છે.

વિશેષમા યૌગિક શબ્દ વિશેષણરૂપ હોય ત્યાં વ્યુત્પત્તિ-નિમિત્તવાળો અર્થ ભાવ-નિક્ષેપ જાણવો અને રૂઢ શબ્દ જાતિનામરૂપ હોય ત્યા પ્રવૃત્તિનિમિત્તવાળો અર્થ ભાવ-નિક્ષેપ સમજવો.

અત્ર પર્યાયો બતાવવામા પ્રવૃત્તિ છે. અર્થાત્ ધર્માસ્તિકાયના પર્યાયોની ગણનામા ધર્માસ્તિકાયનો જે એક દેશ ધર્મ છે તેનું વ્યુત્પત્તિ–નિમિત્ત લઇને જ ધર્મની સાથે અહિંસાદિ પર્યાયોની ગણના સમજવી. એ વાત પૂરેપૂરી ખ્યાલમાં રાખવા જેવી છે કે જ્યારે દરેક શબ્દનું પ્રવૃત્તિનિમિત્ત ભિન્ન હોય છે, ત્યારે વ્યુત્પત્તિનિમિત્ત તો તેથી અવશ્ય જુદું હોય છે. આ બેને એક માની પ્રવૃતિ કરનાર મનુષ્ય " **स्वयं नष्टा परान् नाशयति** " એ વાકયને ચરિતાર્થ કરી આપે છે. વળી અત્ર કેટલાક પર્યાયો ધર્માસ્તિકાયનો એકદેશીય જે ' ધર્મ ' શબ્દ છે તેને ઉદ્દેશીને સમજવા, કેમકે ' ધર્મ ' શબ્દના એ બધા અર્થોમાં ઘણાખરા અર્થો લાગુ પડે છે, માટે ' ધર્મ ' શબ્દને લઇને જ સમજવા, નહિ કે ધર્માસ્તિકાયને લઇને. એવી રીતે અધર્માસ્તિકાય વગેરે માટે પણ જાણી લેવું. "

આ કથનની વાસ્તવિકતા તપાસવાનું કાર્ય વિશેષજ્ઞો માટે રહેવા દઇ હું તો અત્ર મારો નમ્ર અભિપ્રાય રજુ કરીશ. અત્ર ' **अभिवयण** ' શબ્દનો જે પ્રયોગ કરવામાં આવ્યો છે તે ખાસ ધ્યાન ખેંચે છે, કેમકે અનર્થાન્તરવાચી શબ્દો ગણાવતી વેળા પર્યાય શબ્દરૂપ સંસ્કૃત રૂપાંતરવાળો ' **पज्जाय** ' શબ્દ વપરાયેલો ઘણે સ્થળે નજરે પડે છે. ' **अभिवयण** ' શબ્દનો અન્યત્ર પ્રયોગ કરવામા આવ્યો હોય એવું એકે સ્થળ જોવામા કે જાણવામા નથી, વાસ્તે એ શબ્દનો પર્યાય જેવો સામાન્ય અર્થ ન હોવો જોઇએ એવો તર્ક સ્ફુરે છે.

બીજું, આ સંબંધી વિચાર કરતા એમ પણ ભાસે છે કે સૂત્રકારનો આશય કેવળ જૈન પર્યાયો જ સૂચવવાનો નથી. પરંતુ અન્યાન્ય દર્શનકારો એનો જે કોઇ શબ્દથી વ્યવહાર કરતા હોય તેની પણ નોંધ લેવાનો જણાય છે. દાખલા તરીકે આકાશાસ્તિકાયનો શ્યામ એવો પર્યાય શું બતાવે છે ? ટીકાકાર કાળા વર્ણવાળુ આકાશ હોવાથી તે શ્યામ કહેવાય એવો ખુલાસો રજુ કરે છે, પરંતુ આકાશ એ અરૂપી હોવાથી તેને શ્યામવર્ણી જૈન દષ્ટિએ કહેવાય જ કેમ ? આથી એ પણ સંભાવના થાય છે કે જીવના પર્યાય તરીકે જે ' પુદ્ગલ ' શબ્દની નોંધ લેવામા આવી છે તે બૌદ્ધ દર્શનકારની માન્યતા સૂચવવા પૂરતી છે અર્થાત્ બૌદ્ધો જીવનો ' પુદ્ગલ ' શબ્દથી વ્યવહાર કરે છે એ દર્શાવવા માટે છે, જોકે નવીન કર્મોની પૂરકતા અને પુરાતન કર્મોના ગલનરૂપ વિનાશકતા સંસારી ' આત્મામાં ઘટતી હોવાથી એને ' પુદ્ગલ ' કહેવામા જૈન દષ્ટિ સમત છે [1] વળી ૬૬૬ મા પૃષ્ઠમા જોઇ ગયા તે દષ્ટિએ પણ સંસારી જીવના પર્યાય તરીકે પુદ્ગલનો નિર્દેશ થઇ શકે તેમ છે.

---

૧ વાચકવર્યે 'પુદ્ગલ' શબ્દનો અર્થ તન્ત્રાન્તરીયો જીવ સૂચવે છે એમ જે કહ્યું છે તે સબંધમાં પ્રસ્તુત ગ્રથકારનુ એક ટિપ્પણ આપણે ૬૧૪ મા પૃષ્ટમા જોઇ ગયા છીએ હમણા તેમણે એ પરત્વે નીચે મુજબનો વધારો સૂચવ્યો છે—

" આ ઠેકાણે ખાલી યૌગિક પર્યાયોનો, યોગરૂઢનો કે રૂઢનો નિર્દેશ નથી, માટે કોઇ પણ જાતની શકાનો અવકાશ નથી, કેમકે વાચકવર્ય નો જીવનુ લક્ષણ ઉપયોગ બતાવેલ છે, નહિ કે યૌગિક પર્યાયો. તેનો પારિભાષિક જીવ પર્યાયવાચી પુદ્ગલ શબ્દ ન હોઇ શકે એને લઇને તન્ત્રાન્તરીય એવો ઉલ્લેખ છે. "

### પરમાણુનું પ્રતિઘાતિત્વ—

પરમાણુને પર્વત, પાણી કે અગ્નિ પ્રતિઘાત કરી શકે નહિ એટલે કે એ દૃષ્ટિએ એ અપ્રતિઘાતી છે, પરંતુ એ ત્રણ પ્રકારે પ્રતિઘાતી પણ છે. જેમકે (૧) વિમાત્ર સ્નિગ્ધતા-રૂક્ષતા વડે પરમાણુનો અન્ય પરમાણુઓ સાથે સંબંધ થતો હોવાથી એ ' બંધનપરિણામિ-પ્રતિઘાતી ' કહી શકાય. (૨) અલોકમા ધર્માસ્તિકાયનો અભાવ હોવાથી લોકાન્તથી આગળ ધર્માસ્તિકાયનો પરમાણુ ઉપર ઉપકાર નહિ હોવાથી પરમાણુ લોકાન્તમા જઈને હણાય છે-અથડાય છે એટલે કે એ ' ઉપકારાભાવ-પ્રતિઘાતી ' છે. (૩) વિસ્રસા પરિણામ પૂર્વક વેગથી ગતિ કરતા પરમાણુને વેગવાળી ગતિ વડે સામો આવતો બીજો પરમાણુ અટકાવે છે. આથી કરીને પરમાણુ ' વેગ-પ્રતિઘાતી ' પણ કહી શકાય છે.[1]

આ પ્રમાણે એક જ પરમાણુમાં પ્રતિઘાતિત્વ અને અપ્રતિઘાતિત્વરૂપ વિરુદ્ધ ધર્મોનું યુગલ રહેલું છે, છતાં સ્થૂળ દૃષ્ટિએ વિચારતાં તો પરમાણુ અપ્રતિઘાતી જ કહેવાય. જેમ શબ્દાદિ પુદ્ગલો સામાન્ય રીતે અપ્રતિઘાતી હોવા છતાં વાયુ ઇત્યાદિ વડે તેમાં પ્રતિઘાત સંભવે છે તેમ અપ્રતિઘાતી પરમાણુમાં પણ ઉપર સૂચવી ગયા તેમ ત્રણ રીતે પ્રતિઘાત સંભવે છે. આથી સાર એ નીકળે છે કે જે દ્રવ્યો અપ્રતિઘાતી ગણાવામાં આવ્યા છે તે સર્વથા અપ્રતિઘાતી જ છે એમ નહિ, પરંતુ અમુક અમુક અપેક્ષાએ વિચારતાં તે પ્રતિઘાતી પણ કહી શકાય તેમ છે.

### [2]છ દ્રવ્યોની નિત્યતા અને અનિત્યતા—

ધર્માસ્તિકાય અરૂપી, અચેતન, અક્રિય અને ગતિસહાયક એ ચાર ગુણ વડે તેમજ સ્કંધરૂપ પર્યાય વડે એમ પાંચ પ્રકારે નિત્ય છે, જ્યારે દેશ, પ્રદેશ અને અગુરુલઘુ એ ત્રણ પર્યાય વડે અનિત્ય છે. અધર્માસ્તિકાય અરૂપી, અચેતન, અક્રિય અને સ્થિતિસહાયક એ ચાર ગુણ વડે તેમજ સ્કંધરૂપ પર્યાય વડે એમ પાચ રીતે નિત્ય છે, જ્યારે દેશ, પ્રદેશ અને અગુરુલઘુ એ ત્રણ પર્યાયો વડે અનિત્ય છે. આકાશાસ્તિકાય અરૂપી, અચેતન, અક્રિય અને અવગાહસહાયક એ ચાર ગુણો અને સ્કંધરૂપ પર્યાય એમ પાચ પ્રકારે નિત્ય છે, જ્યારે દેશ, પ્રદેશ તથા અગુરુલઘુ એ ત્રણ પર્યાયો વડે અનિત્ય છે. પુદ્‌ગલાસ્તિકાય રૂપી, અચેતન, સક્રિય અને પૂર્ણ ગલન મિલન વિખરણ એમ ચાર પ્રકારે નિત્ય છે, જ્યારે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ દૃષ્ટિએ એ અનિત્ય છે. કાલ અરૂપી, અચેતન, અક્રિય અને વર્તનાદિ લક્ષણ એ ચાર ગુણો વડે નિત્ય છે, જ્યારે અતીત, વર્તમાન, અનાગત અને અગુરુલઘુ એ ચાર પર્યાયો વડે અનિત્ય છે. જીવાસ્તિકાય જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય એ ચાર ગુણ અને અરૂપી, અનવગાહ અને અવ્યાબાધ એ ત્રણ પર્યાયો એમ સાત પ્રકારે નિત્ય છે, જ્યારે એક અગુરુલઘુ પર્યાય વડે એ અનિત્ય છે.

---

૧ આ હકીકત તત્ત્વાર્થ ( અ ૫, સૂ. ૨૬ )ની બૃહદ્ વૃત્તિ ( પૃ૦ ૩૬૮ )ના આધારે આપવામાં આવી છે.

૨ જુઓ અધ્યાત્મસાર પ્રશ્નોત્તર ( પૃ ૧૮૭-૧૮૮ ).

આ તો નિશ્ચય-દૃષ્ટિએ વાત થઇ. સર્વદા એક જ અવસ્થામાં રહેનાર શાશ્વત પદાર્થ નિત્ય અને વિનાશી પદાર્થ અનિત્ય કહેવાય એ રીતે વિચારીએ તો જીવ-દ્રવ્ય અનિત્ય છે, કેમકે મનુષ્યત્વાદિ કોઇ પણ એક અવસ્થામાં કાયમ નહિ રહેતા એ મનુષ્ય મટીને દેવ થાય, દેવ મટીને તિર્યંચ થાય, તિર્યંચ મટીને નારક થાય એમ એની વિવિધ અવસ્થાઓ સંભવે છે. જે પદાર્થ નિત્ય હોય તે અનાદિ અનંતમે ભાગે હોય. સિદ્ધપણું સાદિ અનંતમે ભાંગે હોવાથી અનિત્ય છે.[1]

પુદ્ગલ-દ્રવ્ય પણ અનિત્ય છે, કેમકે પરમાણુરૂપ મટીને તે સ્કંધરૂપે પરિણમે છે. તે શ્યામ વર્ણને છોડીને પીત વર્ણને ભજે છે. આ પ્રમાણે તેમાં અનેક પરિવર્તનો થયાં કરે છે. શાશ્વત મંદિરો, શાશ્વત પ્રતિમાઓ અને શાશ્વત 'મેરુ' વગેરે પદાર્થો પણ સ્કંધ અથવા આકારરૂપે શાશ્વત છે; બાકી તો તે અશાશ્વત છે અર્થાત્ એ પદાર્થો સ્કંધના દેખાવથી નિત્ય છે, પરંતુ એ સ્કંધો જે પુદ્ગલ-દ્રવ્યોના બનેલા છે તે પુદ્ગલ-દ્રવ્યો નિત્ય નથી, કેમકે એ શાશ્વત સ્કંધોમાંથી પણ પ્રતિસમય અનંત પુદ્ગલ-પરમાણુઓ ખરી પડે છે અને વળી અનેક નવા આવી મળે છે કે જેથી એનું સ્કંધત્વ અને આકાર જેવા ને તેવાં રહે છે.[2] ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાલ એ ચાર દ્રવ્યો તો નિત્ય છે, કેમકે એમાં પૂર્વોક્ત વિનશ્વર સ્વભાવનો અભાવ છે.

## ધર્માસ્તિકાયાદિનું અસ્તિત્વ—

જીવ રૂપ વિનાનો છે પરંતુ એનો ઉપયોગરૂપ ગુણ પ્રત્યક્ષપણે જણાતો હોવાથી એનું અસ્તિત્વ સ્વીકારવામા વાધો આવતો નથી, પરંતુ અચેતન એવા ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય સર્વથા અરૂપી હોવાથી એની સત્તા શી રીતે સ્વીકારાય ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે જે ચીજ પ્રત્યક્ષપણે ન દેખી શકાય એવી હોય એ ન જ હોય એવો કંઇ નિયમ નથી, કેમકે

**[3]સાંખ્યસમ્મતિ અને અનુપલબ્ધિનાં આઠ કારણો**

આ વિશ્વમા અનુપલબ્ધિના બે પ્રકાર છે અર્થાત્ પદાર્થોનું ન દેખાવું બે જાતનું છે. એક તો પદાર્થ તદ્દન ન હોવાથી ન દેખાય અને બીજુ પદાર્થ વિદ્યમાન હોવા છતા ન દેખાય. પદાર્થ સદ્રૂપ હોવા છતા ન દેખાય તેના નીચે મુજબ આઠ કારણો છેઃ—

( ૧ ) કોઇ પણ પદાર્થ ઘણે દૂર હોય તે તો દેખાતો નથી. જેમકે કોઇ મુસાફર ચાલતો ચાલતો બહુ દૂર ચાલ્યો જાય તો તે જોવામાં ન આવે. આથી આપણાથી એમ કંઇ કહેવાય કે એની હૈયાતી જ નથી ? એવી રીતે સમુદ્રનો સામો કિનારો બહુ દૂર હોવાથી ન દેખાય એટલે શું એ નથી એમ કહેવાય ? આ બે ઉદાહરણો દેશાતિદૂરતાનાં છે. કાલાતિદૂરતાના ઉદાહરણ તરીકે આપણા થઇ ગયેલા પૂર્વજોની અનુપલબ્ધિનો વિચાર કરી શકાય. એવી રીતે સ્વાભાવાતિદૂરતાના દૃષ્ટાંત તરીકે આપણે પિશાચ વગેરેને જોઇ શકતા નથી એનો નિર્દેશ થઇ શકે.

---

૧ સિદ્ધપણું અનાદિ કાળનુ નથી, કેમકે વ્યક્તિ આશ્રીને તેની આદિ છે, જોકે તેનો અંત નથી.

૨ જુઓ પૃ. ૬૮૫.

૩ આ રહ્યો ઉલ્લેખઃ—

" अतिदूरात् सामीप्यादिन्द्रियघातान्मनोऽनवस्थानात् । सौक्ष्म्याद्-व्यवधानादभिभवात् समानाभिहाराच्च । "

( ૨ ) જે વસ્તુ ઘણી પાસે હોય તે પણ જોઇ શકાતી નથી. જેમકે આંખમાં આંજેલું અંજન.

( ૩ ) ઇન્દ્રિયો નષ્ટ થયેલી હોવાથી વસ્તુ હૈયાત હોવા છતાં તે જાણી કે જોઇ શકાતી નથી. જેમકે અંધ જનો રૂપ રંગ જોઇ શકતા નથી અને બહેરા અવાજ સાંભળી શકતા નથી.

( ૪ ) મન અસ્થિર હોય તો તેથી પણ વિદ્યમાન વસ્તુનો બોધ થતો નથી. જેમકે કોઇ ધનુર્ધર બાણ ચલાવવામાં વ્યગ્ર હોય અને એની પાસે થઈને એક મોટું સરઘસ પસાર થઇ જાય છતા તેને ખબર ન પડે. તો શું તેથી સરઘસનું અસ્તિત્વ જ ઉડી ગયેલું ગણાય ? અથવા તો પાગલ મનુષ્યો ઘણી વસ્તુઓ જાણી શકતા નથી તો શું તેથી એ વસ્તુઓનો સર્વથા અભાવ મનાય ?

( ૫ ) જે વસ્તુ અત્યંત ઝીણી હોય-એકદમ બારીક હોય તે પણ જોઇ શકાતી નથી. જેમકે બાફના ત્રસરેણુઓ, પરમાણુઓ, દ્વયણુકો, નિગોદો વગેરે. પણ આથી કંઇ આ વસ્તુઓની સત્તા જ ન માનવાની કોઇ ભૂલ કરે ?

( ૬ ) કોઇ વસ્તુ વચ્ચે આવતાં હૈયાતી ધરાવતી વસ્તુ દેખાતી નથી. જેમકે ભીંત આડે આવતાં તેની પાછળ રહેલા પદાર્થો જોઇ શકાતા નથી. વળી કેટલીક વાર મતિમંદતાને લઇને આપણે કેટલીક સ્પષ્ટ વાત પણ જાણી શકતા નથી, પરંતુ એથી એ વાત જ નથી એમ ન કહેવાય. એવી રીતે આપણા કાન, આપણી ડોક અને પીઠ, આપણું માથું તેમજ ચંદ્રનો બીજો ભાગ એ બધું કોઇક કારણસર આપણે જોઇ શકતા નથી, પરંતુ એથી કંઇ તેના અસ્તિત્વ ઉપર પાણી ફરી વળતું નથી વળી અગાધ સમુદ્રનુ પાણી કેટલું ઊંડું છે તેનું માપ સામાન્ય માનવથી ન કાઢી શકાય તો શું એથી એનું માપ જ નથી એમ શું કહેવાય ? એ પ્રમાણે કોઇ વસ્તુ આપણે યાદ ન આવતી હોય તો તેથી કરીને શુ તે વસ્તુની સત્ત ઉડી જાય છે ?

( ૭ ) વધારે તેજવાળા પદાર્થની હાજરીમા ઓછા તેજવાળા પદાર્થો જોઇ શકાતા નથી. જેમકે સૂર્યની હાજરીમા તારાઓ અને ગ્રહો નજરે પડતા નથી, પરતુ એથી કંઇ તેઓ હૈયાત જ નથી એમ કોણ કહે ? વળી પદાર્થો હોવા છતાં ઘોર અંધારાને લઇને દેખાય નહિ, પરંતુ શુ તેથી તેનું અસ્તિત્વ નષ્ટ થાય છે ?

( ૮ ) કેટલીક વાર સરખાપણાને લઈને વસ્તુ જુદી તારવી શકાતી નથી. જેમકે મગના ઢગલામા મગની મુઠ્ઠી નાખ્યા બાદ અને તલના ઢગલામા તલની મુઠ્ઠી નાખ્યા પછી એ નાખેલી જ મુઠ્ઠી આપણે જુદી પાડી શકતા નથી, પરતુ એ ઉપરથી મુઠ્ઠી નાખી જ નથી એમ કંઇ મનાય ? વળી, પાણીમા મીઠું કે સાકર નાખ્યા પછી તે તેમા ભળી જાય છે. એથી આપણે એ મીઠાને કે સાકરને પાછા પ્રાપ્ત કરી શકતા નથી તેથી એમ કયો સુજ્ઞ માને કે પાણીમા મીઠું કે સાકર નાખેલ જ નથી ?

આ પ્રમાણે હેયાતી ધરાવતી વસ્તુ પણ ઉપર્યુક્ત આઠ કારણો પૈકી કોઇકને લીધે દેખાતી નથી, તેમ ધર્માસ્તિકાયાદિ પદાર્થો પણ વિદ્યમાન હોવા છતાં તથાવિધ સ્વભાવને લઇને આપણી દૃષ્ટિએ પડતા નથી એમ માનવું ઉચિત ગણાય, નહિ કે તેની સત્તાનો અભાવ માનવો સમુચિત લેખાય.

વળી આ ધર્માસ્તિકાયાદિ પદાર્થો છદ્મસ્થને દૃષ્ટિગોચર નથી કિન્તુ સર્વજ્ઞને તો તે છે જ. આથી પણ એનું અસ્તિત્વ સ્વીકારવું જોઇએ. વિશેષમા પરમાણુ દૃષ્ટિગોચર નથી, કિન્તુ તે દ્વારા બનેલી વસ્તુઓને લઇને એની સત્તા સ્વીકારાય છે તેમ [1]ધર્માસ્તિકાયની ગતિશીલ પદાર્થને ગમન કરવામા સહાયક બનવું, [2]અધર્માસ્તિકાયની સ્થિતિશીલ પદાર્થને સ્થિતિ કરવામા સહાયતા કરવી અને [3]આકાશની અવગાહના આપવી ઇત્યાદિ પ્રવૃત્તિઓ થતી હોવાથી તેનું અસ્તિત્વ સ્વીકારવામા જૈન દૃષ્ટિએ કશો બાધ જણાતો નથી.

## દિશાઓનું સ્વરૂપ—

**ભગવતી** ( શ. ૧૦, ઉ. ૧, સૂ ૩૯૪ )માં દિશાઓનું સ્વરૂપ નીચે મુજબ સૂચવાયું છે:—

પૂર્વ દિશા એ જીવરૂપ છે, કેમકે ત્યા એકેન્દ્રિયાદિ જીવો રહેલા છે અને એ અજીવરૂપ પણ છે, કારણુ કે ત્યા ધર્માસ્તિકાયાદિના દેશરૂપ અજીવ પદાર્થો પણ રહેલા છે. આ પ્રમાણે પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર એ ત્રણ દિશાઓ માટે તેમજ ઊર્ધ્વ–દિશા તેમજ અધો–દિશા માટે પણ સમજી લેવું.

---

૧ પક્ષીને ઉડવામા આકાશ, નેત્રને બાહ્ય વસ્તુ દેખવામા સૂર્યાદિનો પ્રકાશ, ખેતી કરવામાં ખેડુતને વરસાદ, ભિક્ષુકને સ્થિરતા કરવામાં સારાં સદાવ્રતો, બેસી જવાની ઇચ્છાવાળાને જમીન અને સસારનો ત્યાગ કરતા પુરુષને ત્યાગમા સદુપદેશ જેમ નિમિત્તરૂપ છે તેમ ધર્માસ્તિકાય ગતિના પરિણામવાળા જડ કે ચેતનને ગતિ કરવામાં નિમિત્તરૂપ છે–અપેક્ષાકારણ છે વળી ભાષા, ઉચ્છ્વાસ, મન વગેરે પુદ્ગલોનું ગ્રહણ ધર્માસ્તિકાય વિના ગતિના અભાવે ન થઇ શકે, માટે જીવની ભાષા, ઉચ્છ્વાસ વિવિધ યોગ ઇત્યાદિરૂપ ચળ ક્રિયાઓમાં ધર્માસ્તિકાયનો ઉપકાર છે.

૨ જેમ માછલાને સ્થિર થવામા દ્વીપ અને ઉડતા પક્ષીને સ્થિર થવામાં ઝાડ, જમીન કે પર્વતનું શિખર ઉપકારી છે તેમ બેસવામા, ઊભા રહેવામા, આલબનમા–કોઇ વસ્તુને ધરી રાખવામા, ચિત્તની સ્થિરતામા ઇત્યાદિ સ્થિર કાર્યોમા અધર્માસ્તિકાયનો ઉપકાર છે

૩ આકાશ વસ્તુમાત્રને અવકાશ આપવામા નિમિત્તરૂપ છે અને એનુ સ્વરૂપ પણ અવકાશ કે અવગાહ છે. અત્ર કોઇ પ્રશ્ન ઉઠાવે કે જ્યારે અવગાહરૂપ ગુણ જેમ આકાશમા છે તેમ પુદ્ગલાદિમા પણ છે તો પછી અવગાહ એ કેવળ આકાશનો જ ગુણ કેમ કહેવાય ? જેમ બે આગળીઓનો સયોગ એ બન્ને આગળીઓનો ધર્મ છે તેમ અવગાહરૂપ ગુણ આકાશમા તેમજ પુદ્ગલાદિમા પણ હોવાથી એ કેવલ આકાશનો ગુણ ન ગણાય. આ પ્રશ્નનો ઉત્તર એ છે કે જોકે અવગાહરૂપ ગુણ આકાશમાં તેમજ પુદ્ગલાદિમા છે તોપણ આકાશમાં અવગાહ મળી શકતો હોવાથી આકાશ પ્રધાન છે અને પુદ્ગલાદિ દ્રવ્યો તો આકાશમા અવગાહ મેળવતા હોવાથી તે અપ્રધાન છે–ગૌણ છે, માટે આ સ્થળે પ્રધાન એવા આકાશના અવગાહ ધર્મને જ લક્ષ્યમાં રાખીને આકાશને જ અવગાહમાં ઉપકારી ગણવામા આવ્યુ છે. જુઓ તર્કરહસ્યદીપિકાનુ ૬૯ મુ પત્ર.

( ૧ ) પૂર્વ, પૂર્વ-દક્ષિણ (અગ્નિ કોણ ), ( ૩ ) દક્ષિણ, ( ૪ ) દક્ષિણ-પશ્ચિમ, (નૈઋત કોણ ), ( ૫ ) પશ્ચિમ, ( ૬ ) પશ્ચિમ-ઉત્તર ( વાયવ્ય કોણ ), ( ૭ ) ઉત્તર, ( ૮ ) ઉત્તર-પૂર્વ ( ઈશાન કોણ ), ( ૯ ) ઊર્ધ્વ અને ( ૧૦ ) અધોદિશા એમ દિશાઓના દશ પ્રકારો છે. એ દશનાં ઐન્દ્રી, આગ્નેયી, યામ્યા, નૈઋતી, વારુણી, વાયવ્યા, સૌમ્યા, ઐશાની, વિમલા અને તમા એ અનુક્રમે નામો છે. આ સર્વ નામો ગુણનિષ્પન્ન છે. જેમકે જે દિશાનો સ્વામી ઇન્દ્ર છે તે ' ઐન્દ્રી દિશા ' કહેવાય છે. એ પ્રમાણે અગ્નિ, યમ, નૈઋતિ, વરુણ, વાયુ, સોમ અને ઈશાન દેવો જેના સ્વામી છે તે 'આગ્નેયી' વગેરે કહેવાય છે. ઊર્ધ્વ-દિશા પ્રકાશથી યુક્ત હોવાથી એને ' વિમલા ' કહેવામા આવે છે અને અધો-દિશા અંધકારથી યુક્ત હોવાથી એને ' તમા ' કહેવામાં આવે છે.

દિશાઓનો આકાર ગાડીની ઊધ જેવો છે અર્થાત્ ગાડીનો ઉંટડો ઊંચો કરી ગાડીને ઊંધી રાખવાથી જે આકાર જોવામા આવે તેવો આનો આકાર છે, જ્યારે વિદિશાઓનો મુક્તાવલી જેવો છે અને ઊર્ધ્વ-દિશા અને અધો-દિશાનો તો રુચક જેવો છે.[1]

ઐન્દ્રી દિશા જીવરૂપ, જીવના દેશરૂપ, જીવના પ્રદેશરૂપ, અજીવરૂપ, અજીવના દેશરૂપ અને અજીવના પ્રદેશરૂપ છે. તેમા જે જીવો છે તે અવશ્ય એકેન્દ્રિયથી પંચેન્દ્રિય પર્યંતના તેમજ અનિન્દ્રિય ( સિદ્ધ ) છે. તેમા જે જીવના દેશો છે તે અવશ્ય એકેન્દ્રિય જીવના દેશો છે યાવત્ અનિન્દ્રિયના દેશો છે. તેમાં જે જીવ-પ્રદેશો છે તે પણ અવશ્ય એકેન્દ્રિય જીવના પ્રદેશો છે યાવત્ અનિન્દ્રિય જીવના પ્રદેશો છે.

વળી જે અજીવો છે તે બે પ્રકારના કહ્યા છે. રૂપિ-અજીવ અને અરૂપિ-અજીવ. તેમાં પ્રથમના ( ૧ ) સ્કંધ, ( ૨ ) સ્કંધ-દેશ, ( ૩ ) સ્કંધ-પ્રદેશ અને ( ૪ ) પરમાણુ-પુદ્ગલ એમ ચાર પ્રકારો છે. અરૂપિ-અજીવના સાત પ્રકારો કહ્યા છેઃ—( ૧ ) [2]નોધર્માસ્તિકાયરૂપ ધર્માસ્તિકાયનો દેશ, ( ૨ ) ધર્માસ્તિકાયના પ્રદેશો, ( ૩ ) નોઅધર્માસ્તિકાયરૂપ અધર્માસ્તિકાયનો દેશ, ( ૪ ) અધર્માસ્તિકાયના પ્રદેશો, ( ૫ ) નોઆકાશાસ્તિકાયરૂપ આકાશાસ્તિકાયનો દેશ, ( ૬ ) આકાશાસ્તિકાયના પ્રદેશો અને ( ૭ ) અદ્ધાસમય.

આગ્નેયી દિશા જીવરૂપ નથી, કેમકે દરેક વિદિશાનો વ્યાસ એક પ્રદેશરૂપ છે અને એક પ્રદેશમાં જીવનો સમાવેશ થતો નથી, કેમકે તેની અવગાહના અસંખ્યપ્રદેશાત્મક છે. આ આગ્નેયી દિશા નોજીવરૂપ જીવના દેશ અને જીવના પ્રદેશરૂપ છે, અજીવરૂપ છે, અજીવના દેશ-

---

૧ કહ્યું પણ છે કે—

" सगडुद्धिसंठियाओ महादिसाओ हवंति चत्तारि ।
मुत्तावलीव चउरो दो चेव य होंति रुयगनिभे ॥ "
[ शकटोर्ध्वसंस्थिता महादिशो भवन्ति चतस्रः ।
मुक्तावलीव चतस्रो द्वे एव च भवतो रुचकनिभे ॥ ]

૨ પ્રાચી દિશા અખંડ ધર્માસ્તિકાયરૂપ નથી, પરંતુ તેના દેશ અને અસંખ્યાત પ્રદેશરૂપ છે; વાસ્તે તે નોધર્માસ્તિકાયરૂપ છે. આ પ્રમાણે નોઅધર્માસ્તિકાયરૂપ છે ઇત્યાદિ સમજી લેવું.

રૂપ છે અને અજીવના પ્રદેશરૂપ પણ છે. તેમાં જે જીવના દેશો છે તે અવશ્ય એકેન્દ્રિય જીવના દેશો છે અથવા એકેન્દ્રિયોના દેશો અને દ્વીન્દ્રિયનો દેશ છે અથવા એકેન્દ્રિયોના દેશો અને દ્વીન્દ્રિયના દેશો છે અથવા એકેન્દ્રિયોના દેશો અને દ્વીન્દ્રિયના દેશો છે અથવા એકેન્દ્રિયોના દેશો અને ત્રીન્દ્રિયનો દેશ છે ઇત્યાદિ અત્ર ત્રણ વિકલ્પો જાણવા. એ પ્રમાણે છેક અનિન્દ્રિય સુધી ત્રણ વિકલ્પો જાણવા. તેમા જે જીવન પ્રદેશો છે તે અવશ્ય એકેન્દ્રિયોના પ્રદેશો છે, અથવા એકેન્દ્રિયોના પ્રદેશો અને દ્વીન્દ્રિયોના પ્રદેશો છે. એ પ્રમાણે સર્વત્ર પ્રથમ ભાંગા સિવાય બે ભાગા જાણવા. આ પ્રમાણે છેક અનિન્દ્રિય સુધી જાણવું. હવે જે અજીવો છે તે રૂપી અને અરૂપી એમ બે પ્રકારના છે અને તેમાં પ્રથમના સ્કંધાદિ ચાર અને દ્વિતીયના નોધર્માસ્તિકાયાદિ સાત પ્રકારો છે. વિદિશાઓમાં જીવો નથી, માટે સર્વત્ર દેશ વિષયક વિકલ્પ જાણવો.

ઐન્દ્રી દિશા માટે કહ્યું તે સર્વ કથન યામ્યા, વારુણી અને સૌમ્યા માટે પણ જાણવું. વળી જે હકીકત આગ્નેયી દિશા પરત્વે કહી તે સંપૂર્ણ હકીકત નૈઋતી, વાયવ્ય તથા ઐશાની માટે પણ જાણી લેવી. વિમલા દિશામાં જેમ આગ્નેયીમાં જીવો કહ્યા તેમ જીવો અને ઐન્દ્રીમા અજીવો કહ્યા તેમ અજીવો જાણવા. એ પ્રમાણે તમા દિશાને વિષે પણ જાણવું. પરંતુ એને ઉદ્દેશીને એ વિશેષતા છે કે ત્યાં અરૂપિ-અજીવો છ પ્રકારના છે, કારણ કે ત્યા અદ્ધાસમય નથી.[1]

## દશ દિશાઓના ઉદ્‌ગમ-સ્થાનાદિ—

**ભગવતી** ( શ. ૧૩, ઉ. ૪, સૂ. ૪૭૯–૪૮૦ )માં દશે દિશાઓને ઉદ્દેશીને આ સિવાયની બીજી કેટલીક હકીકતો નોંધેલી છે. જેમકે ' જંબૂ 'દ્વીપમાના ' મેરુ ' પર્વતના બરોબર મધ્ય ભાગને વિષે ' રત્નપ્રભા ' પૃથ્વીના રત્નકાંડના ઉપરના અને નીચેના ક્ષુદ્ર ( સર્વ કરતા લઘુ ) એવા બે પ્રતરો છે. એને વિષે તિર્યગ્‌લોકના મધ્ય ભાગરૂપ આઠ પ્રદેશનો રુચક રહેલો છે કે જ્યાથી ઐન્દ્રી વગેરે દિશાઓ નીકળે છે.

ઐન્દ્રી દિશાને ઉદ્દેશીને નીચે મુજબના સાત પ્રશ્નો વિચારી શકાય છેઃ—

( ૧ ) એ દિશાની આદિમા શું છે ? ( ૨ ) એ ક્યાથી નીકળે છે ? ( ૩ ) એની આદિમા કેટલા પ્રદેશો છે ? ( ૪ ) કેટલા પ્રદેશોની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે ? ( ૫ ) તે કેટલા પ્રદેશની છે ? ( ૬ ) એનો અંત ક્યાં છે ? ( ૭ ) તે કેવા આકારની છે ? આનો અનુક્રમે ઉત્તર એ છે કે ઐન્દ્રી દિશાની આદિમા ' રુચક ' છે, એ ' રુચક 'થી નીકળે છે, એની આદિમા બે પ્રદેશો

---

૧ સમયનો વ્યવહાર ગતિમાન્ સૂર્યના પ્રકાર ઉપર અવલંબિત છે . એ ગતિમાન્ સૂર્યનો પ્રકાશ તમાને વિષે નથી, માટે ત્યા અદ્ધાસમય નથી વળી જોકે વિમલાને વિષે પણ ગતિમાન્ સૂર્યનો પ્રકાશ નહિ હોવાને લીધે સમયના વ્યવહારનો સંભવ નથી તોપણ ' મેરુ ' પર્વતના સ્ફટિક–કાંડને વિષે ગતિમાન્ સૂર્યના પ્રકાશનો સંક્રમ થતો હોવાથી ત્યાં સમય–વ્યવહાર હોઇ શકે છે,

છે, બે બે પ્રદેશની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે,[1] લોકને આશ્રીને તે અસંખ્યાત પ્રદેશવાળી છે અને અલોકને આશ્રીને તે અનંત પ્રદેશવાળી છે, લોકને આશ્રીને આદિ અને અંતથી યુક્ત છે અને અલોકને આશ્રીને સાદિ અને અનંત છે, લોકને આશ્રીને એ મુરજ–મૃદંગના આકારની છે અને અલોકને આશ્રીને ગાડાની ઉધના આકારની છે.

આગ્નેયી દિશા આશ્રીને વિચારતા ત્યાં એમ કહેવાયું છે કે એની આદિમા રુચક છે, એ રુચકથી નીકળે છે, એની આદિમા એક પ્રદેશ છે, એ એક પ્રદેશના વિસ્તારવાળી છે તે ઉત્તરોત્તર વૃદ્ધિથી રહિત છે, લોકને આશ્રીને તે અસંખ્ય પ્રદેશવાળી છે, જ્યારે અલોકને આશ્રીને એ આદિ અનંત પ્રદેશવાળી છે, લોકને આશ્રીને એ આદિ તેમજ અંતથી યુક્ત છે, જ્યારે અલોકને આશ્રીને તે સાદિ અને અનત છે. એને તૂટી ગયેલી મોતીની માળાના આકારની કહેલી છે.

યામ્યા, વગેરે દિશાઓ ઐન્દ્રી દિશાની પેઠે જાણવી, અને નૈઋતી વગેરે વિદિશાઓ આગ્નેયીની પેઠે જાણવી.

'વિમલા' દિશાની આદિમા રુચક છે. એ રુચકથી નીકળે છે. તેની આદિમાં ચાર પ્રદેશો છે. તે બે પ્રદેશના વિસ્તારવાલી છે. તે ઉત્તરોત્તર વૃદ્ધિથી રહિત છે. એ લોકને આશ્રીને અસંખ્યાત પ્રદેશવાળી છે, જ્યારે અલોકને આશ્રીને અનંતપ્રદેશાત્મક છે. વળી એ લોકને આશ્રીને આદિ અને અંત સહિત છે, જ્યારે અલોકને આશ્રીને એ સાદિ અને અનંત છે. એને રુચકના આકારે કહેલી છે. 'તમા' દિશા માટે આ 'વિમલા' દિશા પ્રમાણે સમજી લેવું,

## દિશાઓની આકાશ દ્વારા ઉપપત્તિ—

આ પ્રમાણે આપણે દિશાઓનું પ્રકરણ પૂર્ણ કરીએ તે પૂર્વે એક વાત નોધી લઇએ કે પૂર્વ, પિશ્ચમ ઇત્યાદિ વ્યવહાર જે દિશારૂપી દ્રવ્યનુ કાર્ય મનાય છે તેની ઉપપત્તિ આકાશ દ્વારા થઇ શકતી હોવાથી જૈન દર્શન વૈશેષિક દર્શનની પેઠે દિશાને આકાશથી સ્વતંત્ર દ્રવ્યરૂપે સ્વીકારતું નથી.

## અસ્તિકાય-નિષદનાદિ—

કોઇ કૂટાગાર શાલા હોય તેને અંદર અને બહારથી લીંપી હોય, ચારે તરફથી ઢાકેલી હોય અને તેના બારણાં બંધ કરી તે શાલાના બરાબર મધ્ય ભાગમા જઘન્યથી એક, બે, ત્રણ અને ઉત્કૃષ્ટથી એક હજાર દીવાઓ સળગાવે, તો તે દીવાઓનુ તેજ પરસ્પર મળીને, પરસ્પર સ્પર્શ કરીને યાવત્ એક બીજા સાથે એકરૂપ થઇને રહે. જેમ કોઇ પણ પુરુષ તે દીવાઓના તેજમા (શિખાઓમા) બેસવાને, સુવાને, ઊભો રહેવાને, નીચે બેસવાને અને આળોટવાને શક્તિમાન્ ન થાય પરંતુ અનંત જીવો ત્યા અવગાઢ–રહેલા હોય છે તેમ 'ધર્માસ્તિકાય, અધર્માસ્ત-

---

૧ ગોસ્તનાકાર અર્થાત્ ગાયના આંચળના જેવા આકારવાળા આઠ રુચક પ્રદેશથી 'વિજય' દરવાજા તરફ જ્યાં 'ભરત'ક્ષેત્રનો સૂર્ય ઉગે છે તે તરફ બે બે પ્રદેશે વધતી પૂર્વ દિશા નીકળેલી છે,

કાય અને આકાશાસ્તિકાયને વિષે કોઇ પણ પુરુષ બેસવાને, સુવાને, ઊભો રહેવાને, નીચે બેસવાને કે આળોટવાને સમર્થ નથી, પરંતુ એ સ્થાને તો અનંત જીવો અવગાઢ–રહેલા છે.[1] પુદ્ગલાસ્તિકાય પરત્વે આથી વિપરીત હકીકત છે અર્થાત એ રૂપી અજીવકાયમાં બેસવાને સુવાને યાવત્ આળોટવાને કોઇ પણ શક્તિમાન્ છે.[2]

### લોકાકાશમાં રહેલા જીવ–પ્રદેશો—

લોકના એક આકાશ–પ્રદેશમાં જે એકેન્દ્રિય જીવોથી માંડીને તે પંચેન્દ્રિય સુધીના જીવોના પ્રદેશો તેમજ અનિન્દ્રિયના પ્રદેશો છે તે શું પરસ્પર બદ્ધ છે, અન્યોન્ય સ્પૃષ્ટ છે યાવત્ અન્યોન્ય સંબદ્ધ છે ? વળી શું તે બધા પરસ્પર એક બીજાને કાંઇ પણ આબાધા ( પીડા ) કે વ્યાબાધા ( વિશેષ પીડા ) ઉત્પન્ન કરે તેમજ અવયવનો છેદ કરે ? આનો ઉત્તર **ભગવતી** ( શ. ૧૧, ઉ. ૧૦, ૪૨૨ )માં આપતાં નિર્દેશાયુ છે કે એ અર્થ યથાર્થ નથી. જેમ શૃંગારના આકાર સહિત સુંદર વેષવાળી અને સંગીતાદિને વિષે પ્રવીણતાવાળી કોઇ એક નર્તકી હોય અને તે સેંકડો મનુષ્યોથી ભરેલા રંગસ્થાનમાં [3]બત્રીસ પ્રકારના નાટકો પૈકી કોઈ એક પ્રકારનું નાટ્ય દેખાડે તો તે પ્રેક્ષકો અનિમેષ દૃષ્ટિથી ચોતરફ જુએ. એ પ્રેક્ષકોની દૃષ્ટિ ચારે બાજુથી તેના વિષે પડેલી હોય તોપણ તેથી તે નર્તકીને કાંઇ પણ બાધા કે વ્યાબાધા ઉત્પન્ન ન થાય તેમજ તેના અવયવનો છેદ ન થાય તેમજ વળી તે નર્તકી તે પ્રેક્ષકોની દૃષ્ટિઓને કાંઇ પણ બાધા કે વ્યાબાધા ઉત્પન્ન ન કરે તેમજ તેના અવયવોનો છેદ ન કરે તે પ્રમાણે જીવના પ્રદેશો માટે સમજી લેવું.

### એક આકાશ પ્રદેશમાં જીવ–પ્રદેશાદિની સંખ્યાનું અલ્પબહુત્વ—

લોકના એક આકાશ–પ્રદેશમા અનંત જીવોની અવગાહના હોવાથી એકેક આકાશ–પ્રદેશમા અનંત જીવ–પ્રદેશો છે. લોકમા સૂક્ષ્મ અનંત જીવાત્મક નિગોદો, પૃથ્વી વગેરે સર્વ જીવ અસંખ્યેય સમાન છે.[4] તેના એકેક આકાશ–પ્રદેશમાં અનંત જીવ–પ્રદેશો છે. તેમાં [5]જઘન્ય પદે રહેલા જીવ–પ્રદેશો સૌથી થોડા છે, તેના કરતાં સર્વ જીવો અસંખ્યાત ગુણા છે, અને તેના કરતા પણ [6]ઉત્કૃષ્ટ પદે રહેલા જીવો વિશેષતઃ અધિક છે. જુઓ **ભગવતી** ( શ. ૧૧, ઉ. ૧૦, સૂ૦ ૪૨૩ ).

---

૧ જુઓ **ભગવતી** ( શ. ૧૩, ઉ. ૪, સૂ. ૪૮૫ ). ૨ જુઓ **ભગવતી** ( શ. ૭, ઉ. ૧૦, સૂ. ૩૦૫ ).

૩ જુઓ **રાજપ્રશ્નીય સૂત્ર**ના ૫૨ માથી તે ૫૪ મા પર્યંતના પત્રો.

૪ જુઓ **ભગવતી** ( સૂ. ૪૨૩ )ની વૃત્તિનુ ૫૨૭ મુ પત્ર.

૫–૬ આના સ્વરૂપ માટે વિચારો નિમ્ન–લિખિત ગાથા—

" तत्थ पुण जहन्नपयं लोगंतो जत्थ फासणा तिदिसिं ।
छद्दिसिमुक्कोसपयं समत्तगोलंमि णणत्थ ॥ "
[ तत्र पुनर्जघन्यपदं लोकान्तो यत्र (गोलके) स्पर्शना त्रिषु दिक्षु ।
षट्सु दिक्षु उत्कृष्टपदं समस्तगोले नान्यत्र ॥ ]

અર્થાત્ જઘન્ય પદ લોકાંતમા છે કે જ્યા ગોલકને વિષે નિગોદ–દેશોથી ત્રણ જ દિશામાં સ્પર્શના હોય

## [1]ધર્માસ્તિકાયાદિની એક એક પ્રદેશની સ્પર્શના—

ધર્માસ્તિકાયના એક પ્રદેશની જઘન્ય પદે ધર્માસ્તિકાયના ત્રણ પ્રદેશો સાથે સ્પર્શના છે. આ જઘન્ય પદ લોકાન્તના નિષ્કૂટ આશ્રીને છે-લોકના અંતમાં આવેલા કોણને વિષે હોય છે. તે ભૂમિની નજીક ઓરડાના ખૂણાની પેઠે જાણવું.[2] ત્યાં રહેલા ધર્માસ્તિકાયનો પ્રદેશ એક ઉપરના અને એની પાસેના ધર્માસ્તિકાયના બે પ્રદેશો વડે સ્પૃષ્ટ છે ઉત્કૃષ્ટથી તો ધર્માસ્તિકાયનો પ્રદેશ ઉપરના, નીચેના અને ચારે દિશામા રહેલા એમ ધર્માસ્તિકાયના છ પ્રદેશોથી સ્પૃષ્ટ છે. ધર્માસ્તિકાયના એક પ્રદેશની જઘન્ય પદે અધર્માસ્તિકાયના ચાર પ્રદેશો સાથે અને ઉત્કૃષ્ટ પદે સાત સાથે સ્પર્શના છે; કેમકે જઘન્ય વિવક્ષામાં એક ઉપર રહેલા, બે બાજુએ રહેલા અને એક તો ધર્માસ્તિકાયના પ્રદેશના સ્થાનમાં જ રહેલા એમ ચાર અધર્માસ્તિકાય-પ્રદેશો સાથે ધર્માસ્તિકાયના એક પ્રદેશની સ્પર્શના છે, જ્યારે ઉત્કૃષ્ટ પદે છ દિશામાંના છ અને ધર્માસ્તિકાયના પ્રદેશમાં રહેલા એક એમ એકંદર અધર્માસ્તિકાયના સાત પ્રદેશો સાથે ધર્માસ્તિકાયનો પ્રદેશ સ્પૃષ્ટ છે. લોકાન્તમાં પણ અલોકાકાશના પ્રદેશો વિદ્યમાન હોવાથી આકાશાસ્તિકાયના સાત પ્રદેશો સાથે ધર્માસ્તિકાયના પ્રદેશનો સ્પર્શ છે. અનંત જીવોના અનંત પ્રદેશો એક ધર્માસ્તિકાયના પ્રદેશની બાજુમાં તેમજ ત્રણ દિશા વગેરેમાં વિદ્યમાન હોવાથી ધર્માસ્તિકાયનો પ્રદેશ જીવાસ્તિકાયના અનંત પ્રદેશોથી સ્પૃષ્ટ છે. એ પ્રમાણે પુદ્ગલાસ્તિકાયના પણ અનંત પ્રદેશોથી એ સ્પૃષ્ટ છે. અદ્ધાસમય તો સમયક્ષેત્રમાં જ છે એટલે ધર્માસ્તિકાયનો એક પ્રદેશ કદાચિત્ એનાથી સ્પૃષ્ટ હોય અને કદાચિત્ ન પણ હોય. જ્યારે એ સ્પૃષ્ટ હોય ત્યારે તે અનંત અદ્ધાસમયોથી સ્પૃષ્ટ હોય, કેમકે અદ્ધાસમયો અનાદિ છે અથવા તો વર્તમાન સમયથી સંલગ્ન અનંત દ્રવ્યો તે ' અનંત સમય ' કહેવાય છે.

અધર્માસ્તિકાયનો પ્રદેશ જઘન્ય પદે ચાર અને ઉત્કૃષ્ટ પદે સાત ધર્માસ્તિકાયના પ્રદેશોથી સ્પૃષ્ટ છે. વળી અધર્માસ્તિકાયનો પ્રદેશ જઘન્ય પદે ત્રણ અને ઉત્કૃષ્ટ પદે છ અધર્માસ્તિકાયના પ્રદેશોથી સ્પૃષ્ટ છે. આકાશાસ્તિકાયના, જીવાસ્તિકાયના અને પુદ્ગલાસ્તિકાયના પ્રદેશો સાથેની તેમજ અદ્ધાસમય સાથેની અધર્માસ્તિકાયના પ્રદેશની સ્પર્શના ધર્માસ્તિકાયના પ્રદેશની સ્પર્શનાની પેઠે સમજી લેવી.

આકાશાસ્તિકાયનો એક પ્રદેશ ધર્માસ્તિકાયના પ્રદેશથી [3]કદાચિત્ સ્પૃષ્ટ હોય અને [4]ક્વચિત્ ન પણ હોય. જ્યારે એ સ્પૃષ્ટ હોય ત્યારે એ જઘન્ય પદે ધર્માસ્તિકાયના એક, બે, ત્રણ કે

---

શકે છે, કેમકે બાકીની દિશાઓ અલોકથી આવૃત છે. વળી એ સ્પર્શના ખંડગોલને વિષે જ હોય છે. વિશેષમાં જે ગોલકને વિષે છએ દિશામાં નિગોદ-દેશોથી સ્પર્શના હોય છે ત્યાં ઉત્કૃષ્ટ પદ છે. તે સમસ્ત પરિપૂર્ણ ગોલકમા હોય છે, નહિ કે અન્યત્ર, અર્થાત્ ખંડગોલકમા હોતી નથી. વળી સંપૂર્ણ ગોલક લોક મધ્યમાં જ હોય છે.

૧ આ લેખ ભગવતી ( શ. ૧૩, ઉ. ૪, સૂ. ૪૮૨-૪૮૩ )ના આધારે યોજાયો છે.

૨ 

૩ લોક આશ્રીને સ્પૃષ્ટ. ૪ અલોક આશ્રીને અસ્પૃષ્ટ, કેમકે અલોકમા ધર્માસ્તિકાયનો અભાવ છે.

ચાર પ્રદેશથી અને ઉત્કૃષ્ટ પદે સાત પ્રદેશોથી સ્પૃષ્ટ હોય. લોકના અન્તમાં રહેલા ધર્માસ્તિકાયના એક પ્રદેશ વડે અલોકાકાશના અગ્ર ભાગમા વર્તતો પ્રદેશ સ્પૃષ્ટ હોય અને વક્રગત આકાશ–પ્રદેશ ધર્માસ્તિકાયના બે પ્રદેશોથી સ્પૃષ્ટ હોય.વળી જે અલોકાકાશના પ્રદેશની આગળ ( અગ્ર ભાગમાં ) નીચે તેમજ ઉપર ધર્માસ્તિકાયના પ્રદેશો છે તે ધર્માસ્તિકાયના ત્રણ પ્રદેશોથી સ્પૃષ્ટ છે.[1] લોકાન્તના ખૂણામાં રહેલો જે [2]આકાશ-પ્રદેશ છે તે તેને વિષે અવગાહીને રહેલા ( તદાશ્રિત ) ધર્માસ્તિકાયના પ્રદેશથી તેમજ ઉપરના કે નીચેનાથી સ્પૃષ્ટ છે તેમજ બે દિશામાં રહેલા એ પ્રમાણે ધર્માસ્તિકાયના ચાર પ્રદેશોથી સ્પૃષ્ટ હોય. વળી જે આકાશનો પ્રદેશ નીચે, ઉપર બે દિશામાં રહેલા તેમજ એને વિષે જ અવગાહીને રહેલા ધર્માસ્તિકાયના પ્રદેશોથી સ્પૃષ્ટ હોય તે આકાશ–પ્રદેશની ધર્માસ્તિકાયના પાંચ પ્રદેશોની સાથે સ્પર્શના છે. એ પ્રમાણે જે આકાશ– પ્રદેશ ઉપર, નીચે, ત્રણ દિશામા રહેલા તેમજ એને વિષે અવગાહીને રહેલા ધર્માસ્તિકાયથી સ્પૃષ્ટ છે તે આકાશ–પ્રદેશ ધર્માસ્તિકાયના છ પ્રદેશોથી સ્પૃષ્ટ છે. જેની ત્રણ દિશાને બદલે જેની ચારે દિશામાં ધર્માસ્તિકાય હોય તેવો ઉપર્યુક્ત આકાશ–પ્રદેશ ધર્માસ્તિકાયના સાત પ્રદેશોથી સ્પૃષ્ટ છે.

આકાશાસ્તિકાયના એક પ્રદેશની અધર્માસ્તિકાયના પ્રદેશો સાથેની સ્પર્શના ધર્માસ્તિકાયના પ્રદેશો સાથેની સ્પર્શના સાથે સર્વથા મળતી આવે છે. એટલે તે પ્રમાણે ઘટાવી લેવું અર્થાત્ જ્યાં જ્યાં ધર્માસ્તિકાય શબ્દ વાપર્યો છે ત્યાં ત્યા અધર્માસ્તિકાયનો પ્રયોગ કરવો.

લોકાકાશમાં રહેલો આકાશ–પ્રદેશ કે અલોકાકાશમાં રહેલો આકાશ–પ્રદેશ હોય તે છ દિશામાં રહેલા છ આકાશ–પ્રદેશોથી સ્પૃષ્ટ છે.

આકાશાસ્તિકાયનો અમુક પ્રદેશ જીવાસ્તિકાયના પ્રદેશથી સ્પૃષ્ટ હોય પણ ખરો અને ન પણ હોય. જો એ લોકાકાશનો પ્રદેશ હોય તો તે જીવાસ્તિકાયના પ્રદેશોથી સ્પૃષ્ટ છે અને જો એ અલોકાકાશનો પ્રદેશ હોય તો ત્યા જીવ નહિ હોવાથી તે જીવાસ્તિકાયના પ્રદેશથી સ્પૃષ્ટ નથી. એ પ્રમાણે જ આકાશાસ્તિકાયના પ્રદેશની પુદ્ગલાસ્તિકાયના પ્રદેશ સાથેની તેમજ અદ્ધાસમય સાથેની સ્પર્શના સમજી લેવી.

જીવાસ્તિકાયનો એક પ્રદેશ ધર્માસ્તિકાયના તેમજ અધર્માસ્તિકાયના ઓછામા ઓછા [3]ચાર ચાર પ્રદેશોથી અને વધારેમા વધારે સાત સાત પ્રદેશોથી સ્પૃષ્ટ છે. જીવાસ્તિકાયનો એક પ્રદેશ આકાશાસ્તિકાયના સાત પ્રદેશોથી સ્પૃષ્ટ છે. જીવાસ્તિકાયનો એક એક પ્રદેશ એક એક આકાશ-પ્રદેશને વિષે કેવલિ–સમુદ્ઘાત સમયે જ હોય છે, અન્ય સાંસારિક અવસ્થા દરમ્યાન તો

૧ 
૨ 

૩ લોકાન્તના ખૂણાને આશ્રીને , કેમકે એક ઉપરનો કે નીચેનો, બે દિશામા રહેલા અને એક તે જ પ્રદેશને અવગાહીને રહેલ એમ ચાર.

જીવના એક કરતાં વધારે પ્રદેશો અને કેટલીક વાર તો અસંખ્ય પ્રદેશો એક જ આકાશ-પ્રદેશ અવગાહીને રહે છે.

જીવાસ્તિકાયના પ્રદેશો, પુદ્ગલાસ્તિકાયના પ્રદેશો તેમજ અદ્ધાસમયોની સાથેની એની સ્પર્શના ધર્માસ્તિકાયની પેઠે સમજી લેવી.

પુદ્ગલાસ્તિકાયનો એક પ્રદેશ કેટલા ધર્માસ્તિકાયના પ્રદેશો વડે સ્પર્શાયેલો હોય ઇત્યાદિ પ્રશ્નોનો ઉત્તર જીવાસ્તિકાયના એક પ્રદેશ પરત્વે ઉપર કહ્યુ તેમ ઘટાવી લેવો. લોકાન્તમાં દ્વિપ્રદેશિક સ્કંધ આકાશના એક પ્રદેશને અવગાહીને રહેલો છે તોપણ "प्रतिद्रव्यावगाहं प्रदेशः" અર્થાત્ તે પ્રદેશને પ્રતિદ્રવ્યની અવગાહના હોય છે. એ નય પ્રમાણે અવગાહનાનો પ્રદેશ એક છતા પણ તેને ભિન્ન માનવાથી એ સ્કંધ બેથી સ્પૃષ્ટ છે. વળી એની ઉપર કે નીચે જે પ્રદેશ છે તે પણ ઉપર મુજબના નયના મતથી બે પ્રદેશથી સ્પૃષ્ટ છે; અને પાસેના બે અણુઓ એક એકનો સ્પર્શ કરે છે. આ પ્રમાણે દ્વયણુક સ્કંધ જઘન્ય પદે ધર્માસ્તિકાયના છ પ્રદેશોથી સ્પૃષ્ટ છે. જો ઉપર પ્રમાણેના નયને ન સ્વીકારીએ તો દ્વયણુકની જઘન્ય પદે ધર્માસ્તિકાયના ચાર પ્રદેશો સાથે સ્પર્શના છે. આ પ્રમાણે ચૂર્ણિકારનું કહેવું છે. વૃત્તિકારનું કથન તો એ છે કે અત્ર જે બે બિન્દુઓ છે તેને બે પરમાણુઓ જાણવા. તેમાં આ તરફનો પરમાણુ આ તરફના ધર્માસ્તિકાયના પ્રદેશથી અને પેલી તરફનો પરમાણુ પેલી તરફ રહેલા ધર્માસ્તિકાયના પ્રદેશથી સ્પૃષ્ટ હોય. એ પ્રમાણે બે પ્રદેશો તથા વળી જે બે પ્રદેશોમાં બે પરમાણુઓની સ્થાપના કરવામાં આવી છે. તેની આગળના બે પ્રદેશોથી તે સ્પૃષ્ટ હોય એમ એકંદર ચાર થયા. અને બે તો અવગાઢ હોવાથી સ્પૃષ્ટ જ છે-બે અવગાઢ પ્રદેશની સ્પર્શના હોય એટલે કુલે છ પ્રદેશની સ્પર્શના હોય.[1] દ્વયણુક સ્કંધ ઉત્કૃષ્ટ પદે ધર્માસ્તિકાયના બાર પ્રદેશોથી સ્પૃષ્ટ હોય છે. બે પ્રદેશોની અવગાહનાવાળા હોવાથી બે પ્રદેશ, બે ઉપરના, બે નીચેના, બે બે પૂર્વ અને પશ્ચિમ બાજુના અને દક્ષિણ અને ઉત્તર બાજુનો એકેક મળીને કુલ બાર પ્રદેશની સ્પર્શના સમજવી.[2] દ્વયણુક સ્કંધની અધર્માસ્તિકાયના પ્રદેશો સાથેની સ્પર્શના ધર્માસ્તિકાયના પ્રદેશો સાથેની એની સ્પર્શના મુજબ છે.

દ્વયણુક સ્કંધની આકાશાસ્તિકાયના બાર પ્રદેશો સાથે સ્પર્શના હોય છે. અત્ર જઘન્ય પદ માટે અવકાશ નથી; કેમકે લોકાંતમાં પણ આકાશ-પ્રદેશો રહેલા છે. દ્વયણુક સ્કંધ (તેમજ ત્ર્યણુકાદિ સ્કંધો પણ) જીવાસ્તિકાયના તેમજ પુદ્ગલાસ્તિકાયના અનંત પ્રદેશોથી સ્પૃષ્ટ છે. આ સ્કંધ સમય-ક્ષેત્રની બહાર હોય તે અદ્ધા સમયોથી સ્પૃષ્ટ નથી, અને જો સમય-ક્ષેત્રમા હોય તો તે અનંત અદ્ધાસમયોથી સ્પૃષ્ટ છે.

ત્ર્યણુક સ્કંધ જઘન્ય પદે ધર્માસ્તિકાયના તેમજ અધર્માસ્તિકાયના આઠ આઠ પ્રદેશોથી તેમજ ઉત્કૃષ્ટ પદે સત્તર સત્તર પ્રદેશોથી સ્પૃષ્ટ છે. પુદ્ગલાસ્તિકાયના ત્રણ પ્રદેશને એક પ્રદેશનો અવગાહ હોવા છતાં પૂર્વોક્ત નય પ્રમાણે અવગાઢ ત્રણ પ્રદેશ ઉપરનો કે નીચેનો તે ત્રણ ત્રણ

---

૧ 

૨ 

આમાં ઉત્તર અને દક્ષિણનો એકેક મેળવતા બાર થાય છે.

પ્રદેશ અને બાજુના બે એ પ્રમાણે ધર્માસ્તિકાયના આઠ પ્રદેશની સ્પર્શના થઇ. આકાશાસ્તિકાય આશ્રીને તો ઉત્કૃષ્ટ પદ છે, કેમકે તે સર્વત્ર વિદ્યમાન છે એટલે ત્ર્યણુક આકાશાસ્તિકાયના સત્તર પ્રદેશોથી સ્પૃષ્ટ હોય.

ચતુરણુક, પંચાણુક, ષડણુક, સપ્તાણુક, અષ્ટાણુક, નવાણુક અને દશાણુક સ્કંધોના સંબંધમા ધર્માસ્તિકાયના જઘન્યથી પ્રદેશો અનુક્રમે ૧૦, ૧૨, ૧૪, ૧૬, ૧૮, ૨૦ અને ૨૨ છે, જ્યારે ઉત્કૃષ્ટથી-૨૨, ૨૭, ૩૨, ૩૭, ૪૨, ૪૭, અને ૫૨ છે. અત્ર એ નિયમ છે કે જઘન્ય પદમાં વિવક્ષિત પરમાણુની સંખ્યાથી બમણા અને બે અધિક એટલા સ્પર્શક પ્રદેશો છે અર્થાત્ એટલા પ્રદેશોની સ્પર્શના હોય છે, જ્યારે ઉત્કૃષ્ટ પદમાં વિવક્ષિત પરમાણુની સંખ્યાથી પાંચ ગુણા અને બે અધિક સ્પર્શક પ્રદેશો છે. દાખલા તરીકે દશાણુક આશ્રીને જઘન્ય પદે ૧૦×૨+૨=૨૨ સ્પર્શક પ્રદેશો છે, જ્યારે ઉત્કૃષ્ટ પદે ૧૦×૫+૨=૫૨ છે.

સંખ્યાતાણુક સ્કંધનો જઘન્ય પદે ધર્માસ્તિકાયના બમણા સંખ્યાત વત્તા બે પ્રદેશો સાથે અને અધર્માસ્તિકાયના પણ એટલા જ પ્રદેશો સાથે સ્પર્શના છે, જ્યારે ઉત્કૃષ્ટ પદે પાંચ ગુણા વત્તા બે એટલા ધર્માસ્તિકાયના, અધર્માસ્તિકાયના તેમજ આકાશાસ્તિકાયના પ્રદેશો સાથે સ્પર્શના છે. જીવાસ્તિકાયના અને પુદ્ગલાસ્તિકાયના અનંત અનંત પ્રદેશોથી એ સ્પૃષ્ટ હોય. અદ્ધાસમયથી એ કદાચ સ્પૃષ્ટ હોય અને કદાચ ન હોય; જો હોય તો તે અનંત સમયો વડે સ્પર્શ કરાયેલો હોય. અસંખ્યાતાણુક માટે સંખ્યાતને બદલે સર્વત્ર અસંખ્યાત સમજી લેવું. અનંતાણુક માટે પણ ઉપર મુજબ વિચારી લેવું. અત્ર વિશેષતા એ છે કે જેમ જઘન્ય પદને વિષે ઉપરના કે નીચેના અવગાહ-પ્રદેશ ઔપચારિક છે તેમ ઉત્કૃષ્ટ પદને વિષે પણ જાણવું, કેમકે અવગાહથી નિરુપચરિત અનંત આકાશ–પ્રદેશો હોતા નથી પણ અસંખ્યાત હોય છે, કારણ કે લોક પણ અસંખ્યાત-પ્રદેશાત્મક જ છે.

અદ્ધાસમયની ધર્માસ્તિકાયના સાત પ્રદેશો સાથે સ્પર્શના છે. અત્ર અદ્ધાસમયથી વર્તમાન સમયથી વિશિષ્ટ સમય–ક્ષેત્રમાં રહેલો પરમાણુ સમજવો; અન્યથા અદ્ધાસમયની ધર્માસ્તિકાદિના સાત પ્રદેશો સાથે સ્પર્શના નહિ સંભવે. વળી અત્ર જઘન્ય પદ નથી, કેમકે અદ્ધાસમય મનુષ્ય–ક્ષેત્રમા રહેલો છે, અને જઘન્ય પદ માટે લોકાંત આશ્રીને જ સ્થાન છે. અને લોકાન્તને વિષે કાળ નથી. અદ્ધાસમયથી વિશિષ્ટ પરમાણુ–દ્રવ્ય ધર્માસ્તિકાય જે પ્રદેશમાં અવગાહીને રહેલ છે ત્યાં જ અવગાહીને રહેલું છે, જ્યારે બાકીના તેની છ દિશામાં ધર્માસ્તિકાયના છ પ્રદેશો રહેલા છે એટલે કરીને એની ધર્માસ્તિકાયના સાત પ્રદેશો સાથે સ્પર્શના છે. એ પ્રમાણે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના પણ સાત સાત પ્રદેશોથી એ સ્પૃષ્ટ છે. જીવાસ્તિકાયના તો અનંત પ્રદેશો સાથે એની સ્પર્શના છે,કેમકે એક પ્રદેશે પણ તેઓ અનંત છે.વળી એક અદ્ધાસમય પુદ્ગલાસ્તિકાયના અનંત પ્રદેશોથી તેમજ અનંત અદ્ધાસમયોથી સ્પૃષ્ટ છે. અદ્ધાસમયથી વિશિષ્ટ અણુ–દ્રવ્ય એ અત્ર અદ્ધાસમય છે. તે એક અદ્ધાસમય પુદ્ગલાસ્તિકાયના અનંત પ્રદેશોથી સ્પૃષ્ટ છે. કેમકે એક દ્રવ્યના સ્થાનમા તેમજ બાજુમાં અનંત પુદ્ગલોનો સદ્ભાવ છે. વળી એ અદ્ધાસમય અનંત અદ્ધાસમયોથી સ્પૃષ્ટ છે, કારણ કે અદ્ધાસમયથી વિશિષ્ટ એવાં અનંત અણુ–દ્રવ્યો પણ અત્ર અદ્ધાસમય તરીકે વિવક્ષિત છે અને એ અણુદ્રવ્યોનો એ અદ્ધાસમયના સ્થાનમાં

તેમજ તેની બાજુમાં પણ સદ્ભાવ છે. આ સમગ્ર વિવેચન ધ્યાનમાં આવે તે માટે એ સર્વ હકીકત નીચે મુજબ કોઠા દ્વારા રજુ કરવામાં આવે છે:—

| | ધર્મ | અધર્મ | આકાશ | જીવ | પુદ્ગલ | અદ્ધાસમય |
|---|---|---|---|---|---|---|
| ધર્મનો પ્રદેશ | [1]૩, ૬[2] | ૪, ૭ | ૭ | અનંત | અનંત | ૦ કે અનંત |
| અધર્મનો પ્રદેશ | ૪, ૭ | ૩, ૬ | ૭ | ,, | ,, | ૦ કે ,, |
| લોકાકાશનો પ્રદેશ | [3]૧–૬, ૭ | ૧–૬ ૭ | ૬ | ,, | ,, | ૦ કે ,, |
| અલોકાકાશનો પ્રદેશ | ૦ | ૦ | ૬ | ૦ | ૦ | ૦ |
| જીવનો પ્રદેશ | ૪, ૭ | ૪, ૭ | ૭ | અનંત | અનંત | ૦ કે અનંત |
| પુદ્ગલનો એક પ્રદેશ | ૪, ૭ | ૪, ૭ | ૭ | ,, | ,, | ,, |
| પુદ્ગલના બે પ્રદેશો | ૬, ૧૨ | ૬, ૧૨ | ૧૨ | ,, | ,, | ,, |
| પુદ્ગલના ત્રણ પ્રદેશો | ૮, ૧૭ | ૮, ૧૭ | ૧૭ | ,, | ,, | ,, |
| પુદ્ગલના સંખ્યાત પ્રદેશો | સંખ્યાત×૨+૨ સંખ્યાત×૫+૨ | સંખ્યાત×૨+૨ સંખ્યાત×૫+૨ | સંખ્યાત×૫+૨ | ,, | ,, | ,, |
| પુદ્ગલના અસંખ્યાત પ્રદેશો | અસં૦ ×૨+૨ અસં૦ ×૫+૨ | અસં૦ ×૨+૨ અસં૦ ×૫+૨ | અસં૦ ×૫+૨ | ,, | ,, | ,, |
| પુદ્ગલના અનંત પ્રદેશો | અસં૦ ×૨+૨ અસં૦ ×૫+૨ | અસં૦ ×૨+૨ અસં૦ ×૫+૨ | અસં૦ ×૫+૨ | ,, | ,, | ,, |
| અદ્ધાસમય | ૭ | ૭ | ૭ | ,, | ,, | અનંત |

૧ જઘન્ય પદે. ૨ ઉત્કૃષ્ટ પદે. ૩ જુઓ **ભગવતી**-વૃત્તિનું ૬૧૧ મું પત્ર.

### ધર્માસ્તિકાયાદિ દ્રવ્યની સ્પર્શના—

સમગ્ર ધર્માસ્તિકાય દ્રવ્ય એક પણ ધર્માસ્તિકાયના પ્રદેશથી સ્પૃષ્ટ નથી, કેમકે સમગ્ર ધર્માસ્તિકાય દ્રવ્ય આશ્રીને આ વાત વિચારાય છે અને એ સમગ્ર ધર્માસ્તિકાયથી અતિરિક્ત ધર્માસ્તિકાયના પ્રદેશનો અભાવ છે.

આ સંપૂર્ણ ધર્માસ્તિકાય અધર્માસ્તિકાયના અસંખ્ય પ્રદેશોથી સ્પૃષ્ટ છે, કેમકે અધર્માસ્તિકાયના પ્રદેશોનું સ્થાન ધર્માસ્તિકાયના પ્રદેશોના સ્થાનથી અનંતર–અંતર રહિત છે. વળી આ ધર્માસ્તિકાય આકાશાસ્તિકાયના અસંખ્ય પ્રદેશોથી સ્પૃષ્ટ છે, કેમકે ધર્માસ્તિકાયનું પ્રમાણ અસંખ્યપ્રદેશાત્મક લોકાકાશ છે. જીવ અને પુદ્ગલના તો અનંત પ્રદેશોથી એ સ્પૃષ્ટ છે; કેમકે તેને વ્યાપીને ધર્માસ્તિકાય રહેલો છે તેમજ જીવ અને પુદ્ગલો અનંત છે. ધર્માસ્તિકાય અદ્ધાસમયથી કદાચ સ્પૃષ્ટ પણ હોય અને કદાચ અસ્પૃષ્ટ પણ હોય. જો એ સ્પૃષ્ટ હોય તો તે અનંત સમયોથી સ્પૃષ્ટ હોય. એ પ્રમાણે અધર્મ માટે ઘટાવી લેવું. આકાશના સંબંધમાં એ ધ્યાનમાં રાખવું કે એનો અમુક ભાગ ધર્માસ્તિકાયાદિના પ્રદેશોથી સ્પૃષ્ટ પણ છે અને અમુક ભાગ અસ્પૃષ્ટ પણ છે. તેમા એનો જે ભાગ સ્પૃષ્ટ છે તે ધર્મ અને અધર્મના અસંખ્ય પ્રદેશોથી અને જીવાદિના અનંત પ્રદેશોથી સ્પૃષ્ટ છે. આ હકીકત વિશેષ ન લંબાવતાં એનો નિષ્કર્ષ નીચે મુજબના કોઠા દ્વારા પ્રદર્શિત કરવામાં આવે છેઃ—

| સંપૂર્ણ દ્રવ્ય | ધર્મ | અધર્મ | આકાશ | જીવ | પુદ્ગલ | અદ્ધાસમય |
|---|---|---|---|---|---|---|
| ધર્માસ્તિકાય | ૦ | અસંખ્ય પ્રદેશો | અસંખ્ય પ્રદેશો | અનંત પ્રદેશો | અનંત પ્રદેશો | અનંત |
| અધર્માસ્તિકાય | અસંખ્ય પ્રદેશો | ૦ | ,, | ,, | ,, | ,, |
| આકાશાસ્તિકાય સ્પૃષ્ટ | ,, | અસંખ્ય પ્રદેશો | ૦ | ,, | ,, | ,, |
| જીવાસ્તિકાય | ,, | ,, | અસંખ્ય પ્રદેશો | ૦ | ,, | ,, |
| પુદ્ગલાસ્તિકાય | ,, | ,, | ,, | અનંત પ્રદેશો | ૦ | ,, |
| અદ્ધાસમય | ,, | ,, | ,, | ,, | અનંત પ્રદેશો | ૦[૧] |

૧ નિરુપચરિત અદ્ધાસમય એક જ છે. અતીતનો નાશ થયેલો હોવાથી અને અનાગત ઉત્પન્ન નહિ થયેલ હોવાથી તેનો અભાવ છે, એથી કરીને એની અન્ય સમય સાથે સ્પર્શના નથી.

**ધર્માસ્તિકાયાદિની અવગાહના—**

જ્યાં ધર્માસ્તિકાયનો એક પ્રદેશ અવગાઢ હોય-રહેલો હોય ત્યાં ધર્માસ્તિકાયનો બીજો એકે પ્રદેશ અવગાઢ નથી, પરંતુ અધર્માસ્તિકાયનો એક, આકાશાસ્તિકાયનો એક, જીવાસ્તિકાયના અનંત અને પુદ્ગલાસ્તિકાયના અનંત પ્રદેશો અવગાઢ હોય છે. અદ્ધાસમયો અત્ર કદાચ અવગાઢ હોય, અને કદાચિત્ અવગાઢ ન હોય; જો અવગાઢ હોય તો અનંત અદ્ધાસમયો અવગાઢ હોય.

જ્યાં અધર્માસ્તિકાયનો એક પ્રદેશ અવગાઢ હોય ત્યાં ધર્માસ્તિકાયનો એક પ્રદેશ અવગાઢ હોય; જ્યારે અધર્માસ્તિકાયનો તો એક પણ નહિ. બાકી બધું ધર્માસ્તિકાયની પેઠે જાણવું.

જ્યા આકાશાસ્તિકાયનો એક પ્રદેશ અવગાઢ હોય ત્યા ધર્માસ્તિકાયનો એક પ્રદેશ કદાચ અવગાઢ હોય અને કદાચ ન હોય; જો હોય તો એક હોય. એ પ્રમાણે અધર્માસ્તિકાય માટે સમજવું. આકાશાસ્તિકાયનો ત્યાં એકે પ્રદેશ ન હોય. જીવાસ્તિકાયના પ્રદેશો ત્યાં કદાચ અવગાઢ હોય અને કદાચ અવગાઢ ન હોય. જો હોય તો અનંત હોય. એ પ્રમાણે અદ્ધાસમય પર્યંત ઘટાવી લેવું.

જ્યાં જીવાસ્તિકાયનો એક પ્રદેશ અવગાઢ હોય ત્યા ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણેનો એકેક પ્રદેશ અવગાઢ હોય. વળી પુદ્ગલના અનંત પ્રદેશો અને અનંત અદ્ધાસમયો ત્યાં અવગાઢ હોય. આ હકીકત પુદ્ગલાસ્તિકાયના એક પ્રદેશના અવગાઢ-દ્વારને પણ લાગુ પડે છે. જ્યા પુદ્ગલાસ્તિકાયના બે પ્રદેશો અવગાઢ હોય ત્યાં ધર્માસ્તિકાયનો કદાચ એક પ્રદેશ અવગાઢ હોય અને કદાચ બે હોય; કેમકે જો એ પુદ્ગલાસ્તિકાયના બે પ્રદેશો એક આકાશ-પ્રદેશને અવગાહીને રહે તો તેને વિષે એક ધર્માસ્તિકાયનો પ્રદેશ અવગાહીને રહે; અને જો તે બે આકાશ-પ્રદેશને અવગાહીને રહે તો ત્યાં બે ધર્માસ્તિકાયના પ્રદેશો રહે. આ પ્રમાણે અધર્મ અને આકાશ માટે પણ સમજી લેવું. જીવ, પુદ્ગલ અને અદ્ધાસમય સંબંધે જેમ ધર્માસ્તિકાયના પ્રદેશની વક્તવ્યતામાં કહ્યું છે તેમ પુદ્ગલાસ્તિકાયના પ્રદેશની વક્તવ્યતા વિષે જાણવું.

જ્યાં પુદ્ગલાસ્તિકાયના ત્રણ પ્રદેશો અવગાહીને રહેલા હોય ત્યાં ધર્માસ્તિકાયના કદાચ એક, કદાચ બે અને કદાચ ત્રણ પ્રદેશ અવગાઢ હોય. એ હકીકત અધર્મ અને આકાશને પણ લાગુ પડે છે. જીવાદિ આશ્રીને તો બે પુદ્ગલ-પ્રદેશો માટે જે ઉપર કહ્યું તે અહીં પણ ઘટે છે. એ પ્રમાણે જ્યાં પુદ્ગલાસ્તિકાયના સંખ્યાત પ્રદેશો અવગાઢ હોય ત્યા ધર્માસ્તિકાયનો કદાચ એક પ્રદેશ, કદાચ બે, યાવત્ કદાચ સંખ્યાત પ્રદેશો અવગાઢ હોય પુદ્ગલાસ્તિકાયના અસંખ્યાત પ્રદેશો અવગાઢ હોય ત્યાં ધર્મના કદાચિત્ એક, કદાચિત્ બે એમ છેક અસંખ્યાત પ્રદેશો અવગાઢ હોય. જ્યાં પુદ્ગલાસ્તિકાયના અનંત પ્રદેશો અવગાઢ હોય ત્યા પણ ધર્મના કદાચ એક, કદાચ બે, એમ છેક અસંખ્યાત પ્રદેશ અવગાઢ હોય. જ્યાં એક અદ્ધા-સમય અવગાઢ હોય ત્યાં ધર્મ, અધર્મ, અને આકાશ એ પ્રત્યેકનો એકેક પ્રદેશ અને જીવ તથા પુદ્ગલ એ દરેકના અનંત અનંત પ્રદેશ અવગાઢ હોય. વળી અદ્ધાસમયો પણ અનંતની સંખ્યામાં અવગાઢ હોય

આ સમગ્ર વિવેચનનો સારાંશ નીચે મુજબ કોષ્ઠક દ્વારા રજુ કરવામાં આવે છે:—

| | ધર્મ-પ્રદેશ | અધર્મ-પ્રદેશ | આકાશ-પ્રદેશ | જીવ-પ્રદેશ | પુદ્ગલ-પ્રદેશ | અદ્ધા-સમય |
|---|---|---|---|---|---|---|
| ધર્મનો ૧ પ્રદેશ | ૦ | ૧ | ૧ | અનંત | અનંત | ૦ કે અનંત |
| અધર્મનો ૧ પ્રદેશ | ૧ | ૦ | ૧ | ,, | ,, | ૦ કે અનંત |
| આકાશનો ૧ પ્રદેશ | ૦,૧ | ૦,૧ | ૦ | ૦, અનંત | ૦,અનંત | ૦, અનંત |
| જીવનો ૧ પ્રદેશ | ૧ | ૧ | ૧ | અનંત | અનંત | ૦, અનંત |
| પુદ્ગલનો ૧ પ્રદેશ | ૧ | ૧ | ૧ | ,, | ,, | ૦, અનંત |
| પુદ્ગલના બે પ્રદેશ | ૧,૨ | ૧,૨ | ૧,૨ | ,, | ,, | ૦, અનંત |
| પુદ્ગલના સંખ્યાત પ્ર. | ૧,૨,.... સંખ્યાત | ૧,૨,... સંખ્યાત | ૧,૨,.... સંખ્યાત | ,, | ,, | ૦, અનંત |
| પુદ્ગલના અસંખ્યાત પ્ર. | ૧,૨,.... અસંખ્યાત | ૧,૨ .... અસંખ્યાત | ૧,૨,.... અસંખ્યાત | ,, | ,, | ૦, અનંત |
| પુદ્ગલના અનંત પ્ર. | ,, | ,, | ,, | ,, | ,, | ૦, અનંત |
| અદ્ધાસમય | ૧ | ૧ | ૧ | ,, | ,, | અનંત |

જ્યાં એક સમગ્ર ધર્માસ્તિકાય દ્રવ્ય અવગાઢ હોય ત્યાં ધર્માસ્તિકાયનો એક પ્રદેશ રહેલો ન હોય; બાકી અધર્મ, આકાશ, જીવ અને પુદ્ગલ એ પ્રત્યેકના તો અનુક્રમે અસંખ્યાત, અસંખ્યાત, અનંત અને અનંત પ્રદેશો અવગાઢ હોય. વિશેષમાં અનંત અદ્ધાસમયો પણ અવગાઢ હોય.

જ્યા એક અખંડ અધર્માસ્તિકાય દ્રવ્ય અવગાઢ હોય ત્યા અધર્માસ્તિકાયનો એક પ્રદેશ ન હોય; બાકી બધું ઉપર મુજબ સમજવું. આકાશાદિના સબંધમાં ધર્મની પેઠે જાણવુ. તેમા સ્વસ્થાનકે એકે પ્રદેશ ન હોય, પરસ્થાનકે ધર્મ, અધર્મ અને આકાશ આશ્રીને અસંખ્યાત પ્રદેશો જાણવા, જ્યારે જીવ, પુદ્ગલ અને અદ્ધાસમય આશ્રીને અનંત જાણવા. આના સારાંશ માટે ૭૩૫ મા પૃષ્ઠ ઉપર આપેલું કોષ્ઠક કામમા લઇ શકાય, ફક્ત આકાશાસ્તિકાય સ્પૃષ્ટ એમ લખ્યું છે તેમાંથી સ્પૃષ્ટ શબ્દ કાઢી નાખી વિચારવું જોઇએ.

# તૃતીય ઉલ્લાસ—'આસ્રવ' અધિકાર

અત્યાર સુધી આપણે જીવ અને અજીવ એ બે મુખ્ય તત્ત્વોનું સ્વરૂપ વિચાર્યું. હવે [1]આસ્રવ નામના ત્રીજા તત્ત્વ વિષે આ પ્રકરણમાં ઉલ્લેખ કરવામાં આવે છે.

**આસ્રવનો અર્થ—**

જેમ કોઇ સરોવરમાં નાળા દ્વારા ચોખ્ખું કે ગંદુ પાણી દાખલ થાય છે તેમ જીવમાં સારાં કે નઠારાં કર્મ દાખલ થાય છે. અર્થાત્ જીવ એ સરોવર છે, પાંચ ઇન્દ્રિયો વગેરે એનાં નાળાં છે અને કર્મ એ પાણી છે. આપણે જે શુભ કે અશુભ કર્મ કરીએ તે કર્મરૂપ જળ ઇન્દ્રિયાદિ નાળાં દ્વારા જીવમાં દાખલ થાય છે. સારાં કર્મના આસ્રવથી પુણ્ય બંધાય અને નઠારાં કર્મના આસ્રવથી પાપ બંધાય.

**આસ્રવ અને સંવરમાં ભેદ—**

આસ્રવ એટલે ગરનાળું અને સંવર એટલે ઢાંકણુ. આથી જૈન દર્શનમાં કર્મનું ઉપાર્જન કરવાનાં કારણોને—જે દ્વારા જીવને વિષે કર્મ દાખલ થાય તેને 'આસ્રવ' કહેવામાં આવે છે, જ્યારે તેને આવતાં અટકાવનારા કારણેને 'સંવર' કહેવામાં આવે છે. આસ્રવ એ કર્મના બંધનો હેતુ છે એટલે કે એનાથી કર્મ બંધાય છે, જ્યારે સંવરથી કર્મનો બંધ થતો અટકી જાય છે. જેમ સરોવરમાં ગરનાળા વડે જળ દાખલ થાય છે અને જે દ્વારા જળનો પ્રવેશ થાય તેમ હોય તે દ્વારો બંધ કરવામાં આવે તો સરોવરમાં જળ ભરાતું અટકી જાય છે તેમ જીવને સરોવર ગણતા તેમાં આસ્રવોથી કર્મરૂપ જળ ભરાય છે અને સંવરોથી કર્મરૂપ જળ તેમાં ભરાતું અટકી જાય છે. આસ્રવ એ હેય તત્ત્વ છે, જ્યારે સંવર ઉપાદેય છે, કેમકે આસ્રવ એ સંસારનું કારણ છે, જ્યારે સંવર એ મોક્ષનું કારણ છે. એ ધ્યાનમાં રાખવું કે પુણ્ય અને સંવરમાં અંતર છે, કેમકે પુણ્ય એ શુભ કર્મના બંધનું કારણ છે, જ્યારે સંવરથી તો જીવના શુભ કે અશુભ કોઇ પણ જાતના કર્મનું આગમન જ અટકી જાય છે તો પછી બંધની તો વાત જ શી કરવી ?

આ ઉપરથી સમજાયું હશે કે જીવને વિષે કર્મોનું વહેવું તે '[1]આસ્રવ' છે. જેમ ગામનું મેલું જળ નાળાંમાં થઇને તળાવમાં વહે છે અને તે તળાવના નિર્મળ જળને મલિન કરે છે તેમ ઇન્દ્રિયો, તેના વિષયો વગેરે નાળાંમાં થઇને કર્મરૂપ જળ જીવરૂપ તળાવમાં વહે છે અને એના અસલી સ્વરૂપને બગાડે છે. વસ્ત્ર ભીનું હોય અને ધૂળ ઉડતી હોય તો જેમ તે વસ્ત્ર ઉપર ચોટી જઇ એને મલિન કરે છે તેમ ક્રોધાદિ દુષ્ટ વૃત્તિઓથી રંગાયેલા આત્મારૂપ વસ્ત્ર સાથે આ વૃત્તિઓ દ્વારા આવેલ કર્મરૂપ રજ ચોટી જાય છે અને તે એને વિકૃત બનાવે છે.

---

૧ વહેવા અર્થવાળા સ્રુ ધાતુને આ ઉપસર્ગ લગાડી આ શબ્દ બનાવાય છે.

આસ્રવનું સ્વરૂપ વિશેષ ધ્યાનમાં આવે તે માટે એક બીજું ઉદાહરણ વિચારીએ. નદીમાં કે સમુદ્રમાં વહાણ જતું હોય અને તેમાં એક છિદ્ર પડે તો તે દ્વારા પાણી તેમાં દાખલ થાય અને એ છિદ્રને ઢાંકવા માટે પ્રયત્ન ન થાય તો આગળ જતાં વહાણ ડૂબી જાય. એવી રીતે સંસારરૂપ સાગર તરી જવા માટે નીકળેલી જીવ–નૌકામાં વિષયાદિ છિદ્ર પડે તો એ વિષયાદિ છિદ્રો દ્વારા તેમાં કર્મરૂપ જળ દાખલ થઈ જાય અને કાલાંતરે એ જીવ–નૌકાને ડૂબાડી દે, પરંતુ જો એ છિદ્રોનું સંવરરૂપ ઢાંકણ બનાવાય તો જીવ–નૌકા સહીસલામત પેલે પાર પહોંચી જાય.

**કર્માશયાદિ સાથે આસ્રવાદિનું સંતુલન—**

મહર્ષિ શ્રીપતંજલિકૃત **યોગદર્શન** તરફ નજર કરીશું તો આ હકીકત સાથે સરખાવી શકાય એવું કથન દ્વિતીય પાદનાં નિમ્નલિખિત સૂત્રો પૂરું પાડે છે એમ જણાશેઃ—

" क्लेशमूलः कर्माशयो दृष्टादृष्टजन्मवेदनीयः । १२ । "

" सति मूले तद्विपाको जात्यायुर्भोगाः । १३ । "

" ते ह्लादपरितापफलाः पुण्यापुण्यहेतुत्वात् । १४ । "

અર્થાત્ કર્મવાસનાનું મૂળ [1]ક્લેશ છે અને તે આ જન્મ તેમજ આગામી જન્મમાં ભોગવાય છે. જ્યાં સુધી આ મૂળરૂપ ક્લેશ હોય છે ત્યાં સુધી તેના વિપાક તરીકે જન્મ, આયુષ્ય અને ભોગો છે. આ જન્માદિ સુખકારક અને સંતાપકારક છે, કેમકે તે અનુક્રમે પુણ્ય અને પાપનાં ફળરૂપ છે.

અન્ય શબ્દોમાં કહીએ તો ક્લેશ દ્વારા [2]કર્માશય વિપકવ થાય છે એટલે કે એ ફળે છે. રાગ, દ્વેષાદિરૂપ ક્લેશ હોય તો મન, વાણી અને શરીરની ક્રિયાઓ જાતિ, આયુષ્ય અને ભોગરૂપ [3]વિપાકોને પ્રગટ કરે છે. જેના રાગાદિ ક્લેશો દગ્ધ થયા છે તેના કર્માશયો વિપાકને ઉત્પન્ન કરતા નથી.

**બૌદ્ધ દર્શનના ' આસ્રવ ' સંબંધી વિચાર—**

બૌદ્ધ દર્શન પ્રમાણે કોઇ પણ વસ્તુ સ્થિર નહિ હોવા છતાં સ્થિર વસ્તુનો સ્વીકાર કરવાનો

---

૧ અવિદ્યા ચિત્તરૂપ નદીને ડહોળનાર હોવાથી સાંખ્યયોગ એને ' ક્લેશ ' તરીકે ઓળખાવે છે.

૨–૩ કર્મ દ્વારા ઉત્પન્ન થનારા જે ધર્મ–અધર્મ ચિત્તમાં અદૃષ્ટરૂપે રહે છે તેને ' કર્માશય ' કહેવામાં આવે છે. આ આશય ' વાસનાપુરી ' અથવા ' અપૂર્વ કોશ ' પણ કહેવાય છે. આ ધર્માધર્મ-રૂપ બીજકો લિંગ શરીરને અમુક પ્રકારના સ્થૂળ આયતનમા જન્મ આપે છે. એ સ્થૂળ આયતનથી અમુક વખત સુધીની સ્થિતિનુ નિર્માણ કરે છે એટલે આયુષ્ય રચે છે અને એ આયતનમાં આયુષ્યના અવધિ પર્યંત સુખ–દુઃખનો ભોગ અવિદ્યામા ગુંચાયેલા જીવને કરાવે છે કર્માશયનાં બીજકો આ પ્રમાણે જે જાતિ વગેરે પરિણામો પ્રકટ કરે છે તે પરિણામોને ' વિપાક ' કહેવામાં આવે છે.

અનાદિ દોષ તે 'અવિદ્યા' કહેવાય છે. આ અવિદ્યાનાં જે નિમિત્તો પરિણામોનાં પ્રેરક બને છે તેને 'આસવ' કહેવામા આવે છે. 'આસવ' એટલે મદ ઉત્પન્ન કરે એવો રસ. આ આસવનાં (૧) કામ-આસવ; (૨) ભવ-આસવ, (૩) દષ્ટિ-આસવ અને (૪) અવિદ્યા-આસવ એમ ચાર પ્રકારો છે.[1] શબ્દાદિ વિષયોને પ્રાપ્ત કરવાની વાસના, ઇચ્છા કે રાગને 'કામાસવ' કહેવામાં આવે છે. પંચસ્કંધમાં એટલે સચેતન દેહમાં જીવવાની ઇચ્છાને 'ભવાસવ' કહેવામાં આવે છે. બૌદ્ધ દષ્ટિથી વિપરીત દષ્ટિ સેવવાના વેગને 'દષ્ટ્યાસવ' કહેવામાં આવે છે. અસ્થિર અથવા અનિત્ય પદાર્થ સમુદાયમાં સ્થિરતા અથવા નિત્યતાની બુદ્ધિને 'અવિદ્યાસવ' કહેવામાં આવે છે. આસવો એ અવિદ્યાના સામાન્ય વિકારો છે, જ્યારે ક્લેશ એ વિશિષ્ટ વિકાર છે.

બૌદ્ધ દર્શનગત આસવનું આ સ્વરૂપ તેમજ જૈન દર્શનગત આસ્રવનું ઉપર મુજબનું સ્વરૂપ ધ્યાનમાં લઇ પ્રો. **યકોબી** એવો અભિપ્રાય જાહેર કરે છે કે આસ્રવનો મૂળ અર્થ જૈન દર્શનમાં વિશેષતઃ નજરે પડતો હોવાથી જૈન દર્શન બૌદ્ધ દર્શનથી પ્રાચીન છે.[2]

આ ઉલ્લાસની પીઠિકારૂપે આટલું નિવેદન કરી આપણે પ્રસ્તુત ગ્રંથકારના વક્તવ્યને અનુસરીશું. તેમાં સૌથી પ્રથમ તેમણે નિર્દેશેલું આસ્રવનું લક્ષણ નીચે મુજબ રજુ કરવામાં આવે છે:—

**कायवाङ्मनःकृतशुभाशुभकर्मागमनरूपत्वमास्रवस्य लक्षणम् ।**
**( ૨૫૮ )**

અર્થાત્ શરીર, વચન અને મન દ્વારા જે શુભ કે અશુભ કર્મો કરવામાં આવે છે તે કર્મોના આગ-

---

૧ સાંખ્ય યોગમાં અવિદ્યાનાં રાગ, દ્વેષ, અસ્મિતા અને અભિનિવેશરૂપ ચાર પર્વો ગણાવાયા છે તે આ સાથે કેટલેક અંશે મળતા આવે છે.

૨ ધર્મ અને નીતિના વિશ્વકોષ ( Encyclopedia of Religion and Ethics )ના ૧૧ મા પુસ્તક ( Volume )માં પ્રસિદ્ધ થયેલા જૈન દર્શન ( Jainism ) નામના લેખ (પૃ. ૪૭૨)માં આ પાશ્ચાત્ય વિદ્વાને કહ્યું છે કે—

" Now these terms ( *asrava*, *samvara* and *nirjara* ) are as old as Jainism. For, the Buddhists have borrowed from it the most significant term *asrava*; they use it in very much the same sense as the Jains, but not in its literal meaning, since, they do not regard the *karma* as subtle matter, and deny the existence of a soul into which the *karma* could have an ' influx ' ... Thus the same argument serves to prove at the same time that the *karma* theory of the Jains is an original and integral part of their system and that Jainism is considerably older than the origin of Buddhism. '

મનના હેતુને ' આસ્રવ ' કહેવામાં આવે છે [1]અન્ય શબ્દોમા કહીએ તો જે વ્યાપારોથી—જે કાયિક, વાચિક અને માનસિક પ્રવૃત્તિઓથી કર્મનું આગમન થાય તે વ્યાપારોને—પ્રવૃત્તિઓને ' આસ્રવ ' કહેવામા આવે છે. **તત્ત્વાર્થ** ( અ. ૬, સૂ. ૧–૨ )માં પણ કહ્યું છે કે—

**" कायवाङ्मनःकर्म योगः । स आस्रवः । "**

**અર્થાત્** શરીર સંબંધી, વચન સબંધી અને મન સબધી જે કર્મ ( ક્રિયા, પ્રવર્તન, વ્યાપાર ) તે ' યોગ ' કહેવાય છે અને એ યોગ આસ્રવ–કર્મનો સંબધ કરાવતો હોવાથી ' આસ્રવ ' કહેવાય છે. આ યોગના શુભ અને અશુભ એમ બે પ્રકારો છે. તેમાં શુભ યોગ તે સુખાનુબન્ધી છે અને તે પુણ્યનો આસ્રવ છે—બંધ–હેતુ છે, જ્યારે અશુભ યોગ દુઃખાનુબન્ધી છે અને તે પાપનો આસ્રવ છે. અન્ય શબ્દોમા કહીએ તો [2]પ્રાણાતિપાતાદિક વિષયથી નિવૃત્ત અને [3]ધર્મધ્યાનાદિકમાં પ્રવૃત્ત એવા યોગને ' શુભ યોગ ' અને પ્રાણાતિપાતાદિક વિષયમાં પ્રવૃત્ત અને આર્ત તથા રૌદ્ર ધ્યાનોનો આશ્રય લેનારા યોગને ' અશુભ યોગ ' કહેવ.માં આવે છે.

**કર્મ અને યોગનાં લક્ષણો—**

શરીર, વચન અને મન દ્વારા આત્માનો કર્મ સાથે યોગ યાને સંબંધ થાય છે. તેમાં કર્મનું લક્ષણ તો સર્વ કર્મની ઉત્પત્તિમા કારણરૂપ **કાર્મણના લક્ષણથી** સમજાય છે અને વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમથી ઉદ્ભવતા પર્યાય વડે આત્માનો સંબધ તે ' યોગ ' છે. આ વાત ગ્રન્થકાર નીચે મુજબ નિર્દેશે છે.—

**कर्मणो लक्षणं तु सर्वकर्मप्ररोहकारणत्वं कार्मणस्य । ( २५९ )**

**योगस्य तु वीर्यान्तरायक्षयोपशमजनितेन पर्यायेणात्मनः सम्बन्धरूपत्वं लक्षणम् । ( २६० )**

આ યોગ કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ જાતનો છે. તેમા **કાય–યોગનું લક્ષણ** એ છે કે—

---

૧ કેટલાક આસ્રવના ભાવાસ્રવ અને દ્રવ્યાસ્રવ એવા બે વિભાગો પાડે છે કર્મના આગમનમા કારણરૂપ એટલે કે કર્મનો આત્મામા પ્રવેશ થવામા હેતુભૂત આત્માના પરિણામને ' ભાવાસ્રવ ' કહેવામા આવે છે, ત્યારે આ પરિણામ દ્વારા જે કર્મો આત્મામા પ્રવેશ કરે છે, તે કર્મો ' દ્રવ્યાસ્રવ ' કહેવાય છે. ભાવાસ્રવના મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ એવા પાચ પેટાવિભાગો પાડવામાં આવે છે.

૨ પ્રાણાતિપાત એટલે હિંસા

૩ જૈન શાસ્ત્ર પ્રમાણે ધ્યાનના ચાર પ્રકારો છે—(અ) આર્ત્ત, (આ) રૌદ્ર, (ઇ) ધર્મ અને (ઈ) શુક્લ. એ ધ્યાનો વિષે વિશેષ હકીકત સારૂ જુઓ ૭મો ઉલ્લાસ.

**गमनागमनादिक्रियाहेतुकत्वे सति कायात्मप्रदेशपरिणामरूपत्वं काययोगस्य लक्षणम् । ( २६१ )**

અર્થાત્ જવું, આવવું ઇત્યાદિ ક્રિયા કરવામા કારણભૂત એવો શરીરધારી આત્માનો જે પરિણામ તે 'કાયયોગ' જાણવો. તેમા કાયનું લક્ષણ દર્શાવતાં ગ્રંથકાર કથે છે કે—

**पुद्गलघटितत्वे सति आत्मनो निवासरूपत्वं कायस्य लक्षणम् । ( २६२ )**

અર્થાત્ પુદ્ગલોનું બનેલું એવું જીવનું નિવાસ-સ્થાન તે 'કાય' કહેવાય છે.

**વાગ્યોગનું લક્ષણ—**

**भाषायोग्यपुद्गलात्मप्रदेशपरिणामरूपत्वं वाग्योगस्य लक्षणम् । ( २६३ )**

અર્થાત્ ભાષાને લાયક પુદ્ગલો કે જે આત્મ-પ્રદેશના પરિણામરૂપ છે તે 'વાગ્યોગ' કહેવાય છે.

**મનોયોગનું લક્ષણ—**

**मननयोग्यपुद्गलात्मप्रदेशपरिणामरूपत्वं मनोयोगस्य लक्षणम् । ( २६४ )**

અર્થાત્ મનન કરવામા સાધનભૂત એવા જે પુદ્ગલો આત્મ-પ્રદેશના પરિણામરૂપ છે તે 'મનોયોગ' કહેવાય છે.

ત્રિવિધ યોગનાં લક્ષણો ધ્યાનમા આવે તે માટે એટલું ઉમેરીશું કે વીર્યાન્તરાયના ક્ષયોપશમ કે ક્ષયથી તેમજ પુદ્ગલોના આલંબનથી થતો આત્મ-પ્રદેશોનો પરિસ્પન્દ યાને [1]કંપનરૂપ વ્યાપાર તે 'યોગ' છે. આના આલંબન અનુસાર કાયિક, વાચિક અને માનસિક યોગ એમ યોગના ત્રણ પ્રકારો પડે છે. સ્પષ્ટ શબ્દોમા કહીએ તો ઔદારિકાદિ શરીર-વર્ગણાના પુદ્ગલોના આલંબનથી જે યોગ પ્રવર્તે છે તે 'કાય-યોગ' યાને 'કાયિક યોગ' છે. મતિજ્ઞાનાવરણ, અક્ષરશ્રુતાવરણ ઇત્યાદિ કર્મોના ક્ષયોપશમથી આંતરિક વાગ્લબ્ધિ ઉત્પન્ન થતાં વચન-વર્ગણાના આલંબનથી ભાષાપરિણામ તરફ અભિમુખ એવો જે આત્મ પ્રદેશનો પરિસ્પંદ થાય છે તે 'વાગ્યોગ' યાને 'વાચિક યોગ' છે. નોઇન્દ્રિય મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમરૂપ આંતરિક મનોલબ્ધિ ઉત્પન્ન થતાં મનોવર્ગણાના આલંબનથી મનઃપરિણામ તરફ અભિમુખ એવો જે આત્મપ્રદેશનો પરિસ્પંદ થાય છે તે 'મનોયોગ' યાને 'માનસિક યોગ' છે.

---

૧ સિદ્ધના આત્મ-પ્રદેશો નિષ્કંપ છે અર્થાત્ યોગ રહિત છે, એટલે આસ્રવ અને એથી કરીને બંધ માટે પણ ત્યાં અવકાશ નથી.

જેમ જલાશયમાં જળ વહેવડાવનારાં નાળાં વગેરેનાં મૂળ અથવા દ્વાર આસ્રવ-વહનનું નિમિત્ત થવાથી 'આસ્રવ' કહેવાય છે તેમ યોગ જ જીવરૂપ સરોવરમાં થતા કર્મ-વર્ગણાના આસ્રવણનું નિમિત્ત હોવાથી અર્થાત્ યોગ દ્વારા જ આત્મામાં કર્મવર્ગણાનું આસ્રવણ યાને કર્મરૂપ સંબંધ થતો હોવાથી તે યોગ ' આસ્રવ ' કહેવાય છે.

**આસ્રવના વિભાગો અને પેટાવિભાગો—**

આસ્રવ ( ભાવાસ્રવ )ના શુભ અને અશુભ એમ બે મુખ્ય ભેદો પડે છે. આ પ્રત્યેકના કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ ત્રણ ભેદો પડે છે. તેમાં **માનસિક શુભ આસ્રવનુ લક્ષણ** એ છે કે—

**मैत्र्यादिवासनावासितमनःकृतशुभकर्मागमनरूपत्वं 'मानसिक-शुभास्रवस्य लक्षणम् । ( २६५ )**

અર્થાત્ [1]મૈત્રી વગેરે ચાર ભાવનાઓથી ભાવિત થયેલા મન દ્વારા જે શુભ કર્મોનું આગમન થાય તેને ' માનસિક શુભ આસ્રવ ' કહેવામા આવે છે.

**માનસિક અશુભ આસ્રવનું લક્ષણ—**

**कषायविषयाक्रान्तमनःकृताशुभकर्मागमनरूपत्वं मानसिकाशुभास्रवस्य लक्षणम् । ( २६६ )**

અર્થાત્ [2]કષાયના વિષયોથી કલુષિત થયેલા મન દ્વારા જે અશુભ કર્મોનું આગમન થાય છે તેને ' માનસિક અશુભ આસ્રવ ' જાણવો.

**વાચિક શુભ આસ્રવનું લક્ષણ—**

**सम्यग्ज्ञानाश्रितवचःकृतशुभकर्मागमनरूपत्वं शुभवाचिकास्रवस्य लक्षणम् । ( २६७ )**

અર્થાત્ સમ્યગ્જ્ઞાનને આશ્રીને બોલાયેલાં વચનો દ્વારા જે શુભ કર્મોનુ આગમન થાય તેને ' વાચિક શુભ આસ્રવ ' જાણવો.

---

૧ મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓ છે. આ ચારેનુ સ્વરૂપ આ ઉલ્લાસમા આગળ ઉપર વિચારવામાં આવનાર છે.

૨ " कष्यन्ते-हिंस्यन्ते परस्परमस्मिन् प्राणिन इति कषः-संसारः, तमयन्ते-गच्छन्त्येभिर्जन्तव, इति कषायाः. "

અર્થાત્ જેમાં પ્રાણીઓ પરસ્પર હિંસા કરે-દુખી થાય તે ' કષ ' યાને 'સસાર'. જે દ્વારા કષની પ્રાપ્તિ થાય તે ' કષાય '. કષાયના ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર પ્રકારો છે

**વાચિક અશુભ આસ્રવનું લક્ષણ—**

**मिथ्याज्ञानविषयकवचःकृताशुभकर्मागमनरूपत्वं वाचिकाशुभास्रवस्य लक्षणम् । ( २६८ )**

અર્થાત્ મિથ્યાજ્ઞાન વિષયક વચનો દ્વારા જે અશુભ કર્મોનું આગમન થાય તેને 'વાચિક અશુભ આસ્રવ' જાણવો.

**કાયિક શુભ આસ્રવનું લક્ષણ—**

**सुगुप्तशरीरे सति शरीरिकृतशुभचेष्टाविशेषात् शुभकर्मागमनरूपत्वं कायिकशुभास्रवस्य लक्षणम् । ( २६९ )**

અર્થાત્ શુભ વ્યાપારોમા જોડેલા શરીર દ્વારા પ્રાણીથી કરાતી શુભ ચેષ્ટાઓથી જે શુભ કર્મોનું આગમન થાય તે 'કાયિક શુભ આસ્રવ' કહેવાય છે.

**કાયિક અશુભ આસ્રવનું લક્ષણ—**

**सततारम्भिजन्तुघातकशरीरिकृताशुभकर्मागमनरूपत्वं कायिकाशुभास्रवस्य लक्षणम् । ( २७० )**

અર્થાત્ હમેશાં આરંભ-સમારંભમાં રચી પચી રહેનારા તેમજ પ્રાણીના ઘાતક એવા જીવે શરીર દ્વારા કરેલી જે ક્રિયા અશુભ કર્મોના આગમનરૂપ બને તે 'કાયિક અશુભ આસ્રવ સમજવો.

**અશુભ કર્મનાં કારણો—**

અત્ર એ ધ્યાનમા રાખવું કે [1]કષાય, વિષય, યોગ, પ્રમાદ, અવિરતિ, મિથ્યાત્વ, આર્ત્તધ્યાન, રૌદ્ર ધ્યાન ઇત્યાદિ અશુભ કર્મોના કારણો છે.

આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે-યોગના પણ શુભ અને અશુભ એમ બે પ્રકારો પડે છે. તેમા **શુભ યોગનુ લક્ષણ** એ છે કે—

---

૧ બંધનાં કારણો તરીકે કષાય, યોગ, પ્રમાદ, અવિરતિ અને મિથ્યાત્વ એ પાચનો ચોથા ઉલ્લાસમા ઉલ્લેખ થશે તેમજ એનુ વિસ્તૃત સ્વરૂપ ત્યા વિચારાશે એ સબંધમા અત્ર સક્ષેપમાં **તર્કરહસ્યદીપિકા**ના ૭૨ મા પત્ર અનુસાર એટલુ જ કહીશુ કે ક્રોધ માન, માયા અને લોભ એ ચારેનો સગ કરવો એનુ નામ 'કષાય' છે. તન, વચન અને મનની પ્રવૃત્તિ કરવી એનુ નામ 'યોગ' છે વિષયો સેવવા, મદ્ય પીવુ વગેરેનુ નામ 'પ્રમાદ' છે હિસા વગેરે અશુભ ક્રિયાની પ્રવૃત્તિઓથી ન અટકવુ એનુ નામ 'અવિરતિ' છે. કેવળ નામધારી, દેવ, ગુરુ અને ધર્મને સાચા દેવ, સદ્‌ગુરુ અને સત્ય ધર્મરૂપે માનવા તેનુ નામ 'મિથ્યાત્વ' છે.

सुखानुबन्धिरूपत्वं शुभयोगस्य लक्षणम् । ( २७१ )

અર્થાત્ સુખનો અનુબંધ કરાવનારો વ્યાપાર ' શુભ યોગ ' કહેવાય છે.

**અશુભ યોગનું લક્ષણ—**

दुःखानुबन्धिरूपत्वमशुभयोगस्य लक्षणम् । ( २७२ )

અર્થાત્ દુઃખનો અનુબંધ કરાવનારી પ્રવૃત્તિ તે ' અશુભ યોગ ' છે. આ બે પ્રકારના **યોગોનાં અન્ય લક્ષણો** પણ નીચે મુજબ નિર્દેશી શકાય તેમ છે:—

प्राणातिपातादिविषयकनिवृत्तिशीलत्वे सति धर्मध्यानाद्याश्रयरूपत्वं शुभयोगस्य लक्षणम् । ( २७३ )

प्राणातिपातादिविषयकप्रवृत्तिशीलत्वे सति आर्तरौद्रध्यानाश्रयरूपत्वमशुभयोगस्य लक्षणम् । ( २७४ )

અર્થાત્ હિંસા વગેરેને લગતી નિવૃત્તિરૂપ તેમજ ધર્મ ધ્યાન અને શુક્લ ધ્યાનના આશ્રયરૂપ એવો વ્યાપાર તે ' શુભ યોગ ' છે, જ્યારે હિંસાદિકની પ્રવૃત્તિરૂપ અને આર્ત ધ્યાન તેમજ રૌદ્ર ધ્યાનના આશ્રયરૂપ એવો વ્યાપાર તે ' અશુભ યોગ ' છે.

**યોગોની શુભતા અને અશુભતાનો આધાર—**

કાયયોગાદિ ત્રણે યોગો શુભ પણ હોય છે અને અશુભ પણ હોય છે. તેમની આ શુભાશુભતાનો આધાર ભાવનાની શુભાશુભતા ઉપર રહેલો છે. એટલે કે શુભ ભાવના પૂર્વક યાને શુભ ઉદ્દેશથી પ્રવૃત્ત યોગ શુભ છે અને અશુભ ભાવના પૂર્વક યાને અશુભ ઇરાદાથી પ્રવૃત્ત યોગ અશુભ છે. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે કાર્યની ઉપર અર્થાત્ કર્મબંધના શુભાશુભત્વ ઉપર યોગનું શુભાશુભત્વ આધાર રાખતું નથી, કેમકે એમ માનવા જતાં તો બધા યોગો અશુભ જ કહેવાશે, કારણ કે આઠમા વગેરે ગુણસ્થાનકોમાં પણ અશુભ જ્ઞાનાવરણીયાદિ કર્મોના બંધનું કારણ થાય છે.

**અશુભ કાયિક વગેરે છ યોગોનાં દૃષ્ટાંતો—**

હિંસા, ચોરી, અબ્રહ્મ ઇત્યાદિ કાયિક વ્યાપાર અશુભ કાયયોગ છે, જ્યારે દયા, દાન, બ્રહ્મચર્ય ઇત્યાદિ કાયિક પ્રવૃત્તિઓ શુભ કાયયોગ છે. અસત્ય વચન, સાવદ્ય ભાષણ, મિથ્યા-ભાષણ, કર્કશ વચન ઇત્યાદિ અશુભ વાગ્યોગ છે, જ્યારે નિરવદ્ય એવું સત્ય ભાષણ, મૃદુ તથા સભ્ય વચન ઇત્યાદિ શુભ વાગ્યોગ છે. અન્ય જીવના અહિતનું, વધનું કે એવું અનિષ્ટ ચિંતન એ અશુભ મનોયોગ છે, જ્યારે અન્યનું ભલું કરવાનો વિચાર, બીજાનો ઉત્કર્ષ થતો જોઇ પ્રસન્ન થવું ઇત્યાદિ શુભ મનોયોગ છે.

## શુભાશુભ યોગોનાં કાર્યો—

૨૭૧મા અને ૨૭૨મા લક્ષણોમાં શુભ યોગનું કાર્ય સુખનો અનુબંધ યાને પુણ્ય-પ્રકૃતિનો બંધ અને અશુભ યોગનું કાર્ય દુઃખનો અનુબંધ યાને પાપ–પ્રકૃતિનો બંધ છે એમ જે સૂચવાયું છે તે **તત્ત્વાર્થ** ( અ૦ ૬ )ના નિમ્નલિખિત ત્રીજા ચોથા સૂત્રને અનુસરે છેઃ—

**" शुभः पुण्यस्य । " " अशुभः पापस्य । "**

પરંતુ અત્ર એ પ્રશ્ન જરૂર ઉપસ્થિત થાય છે કે જે પ્રમાણે અશુભ યોગના સમયે પહેલા વગેરે ગુણસ્થાનકોની જ્ઞાનાવરણીયાદિ બધી પુણ્ય–પ્રકૃતિઓનો અને પાપ–પ્રકૃતિઓનો યથાસંભવ બંધ હોય છે તે જ પ્રમાણે શુભ યોગના સમયે પણ છઠ્ઠા વગેરે ગુણસ્થાનકોમાં પુણ્ય, પાપ પ્રકૃતિઓનો યથાસંભવ બંધ હોય છે જ; તો પછી શુભયોગનો પુણ્ય–બંધના હેતુ તરીકે અને અશુભ યોગનો પાપ–બંધના હેતુ તરીકે અલગ અલગ નિર્દેશ કરવો કેવી રીતે વ્યાજબી ગણાય ? આનો ઉત્તર એ છે કે ૨૭૧મા અને ૨૭૨મા લક્ષણોમાંનુ કથન અને ઉપર્યુક્ત સૂત્રગત વિધાન મુખ્યતા અને અનુભાગ–બંધની અપેક્ષાએ વિચારવાનાં છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો સંક્લેશની–કષાયની મંદતાના સમયે થતો યોગ શુભ અને સંક્લેશની તીવ્રતાના સમયે થતો યોગ અશુભ કહેવાય છે. શુભ યોગની તીવ્રતાના સમયે પુણ્ય–પ્રકૃતિઓના અનુભાગ (રસ)ની માત્રા અધિક અને પાપ–પ્રકૃતિ-તિઓના અનુભાગની માત્રા અલ્પ નિષ્પન્ન થાય છે, જ્યારે અશુભ યોગની તીવ્રતાના સમયે એથી વિપરીત હકીકત છે અર્થાત્ એ સમયે પાપ–પ્રકૃતિઓનો અનુભાગ–બંધ અધિક અને પુણ્ય–પ્રકૃતિઓનો અનુભાગ-બન્ધ અલ્પ હોય છે. એમાં શુભ યોગથી ઉત્પન્ન થતા પુણ્ય–અનુભાગની જે અધિક માત્રા હોય છે તેની પ્રધાનતા સ્વીકારીને શુભ યોગનો પુણ્યના બંધકારણ તરીકે અત્ર નિર્દેશ કરાયો છે. એવી રીતે અશુભ યોગથી ઉદ્ભવતા પાપ–અનુભાગની જે અધિક માત્રા હોય છે તેની મુખ્યતા માનીને અશુભ યોગનો પાપના બંધકારણ તરીકે અત્ર નિર્દેશ કરાયો છે. અર્થાત્ લોકની માફક શાસ્ત્રમાં પણ પ્રધાનતા પૂર્વક વ્યવહાર કરવાનો સુપ્રસિદ્ધ નિયમ હોવાથી[1] શુભ યોગજન્ય પાપાનુભાગની અલ્પ માત્રા અને અશુભયોગ જન્ય પુણ્યાનુભાગની અલ્પ માત્રાની ઉપેક્ષા કરવામાં આવે છે.

## આસ્રવના પ્રકારાંતરથી ભેદો—

આસ્રવના [2]સાંપરાયિક અને [3]ઐર્યાપથિક એમ પણ બે પ્રકારો પડે છે. આ બે પ્રકારો

---

૧ " **प्राधान्येन व्यपदेशा भवन्ति** ". જેમકે હિંદમાં હિંદીઓની મુખ્યતા હોવાથી તેમનું સંખ્યાબળ અન્ય અંગ્રેજ, ફ્રેંચ, ડચ વગેરે કરતાં અધિક હોવાથી આ હિંદ હિંદીનો દેશ ગણાય છે. જોકે એમા અંગ્રેજ વગેરે બીજી કોમો પણ વસે છે.

૨ ' સાંપરાયિક ' શબ્દ ' સંપરાય ' ઉપરથી બનેલો છે. સંપરાયનો " **समन्तात् पराभव आत्मनः सम्पराय.** " અર્થાત્ ' આત્માનો ચારે બાજુથી પરાભવ ' એવો અર્થ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૪૮ )મા સૂચવાયો છે.

આસ્રવના સ્વામીની દ્વિવિધતાને આભારી છે. સકષાય જીવોને સાંપરાયિક આસ્રવ હોય છે, જ્યારે અકષાયને ઇર્યાપથવિષયક યાને ઐર્યાપથિક હોય છે.

પહેલાથી દશમા ગુણસ્થાનક સુધીના જીવો સકષાય છે, જ્યારે અગ્યારમાથી તે ચૌદમા સુધીના અકષાય છે.

**સાંપરાયિક આસ્રવનું લક્ષણ—**

**सकाषायिकत्रिविधयोगकृतकर्मागमनरूपत्वं साम्परायिकास्रवस्य लक्षणम् । अथवा संसारपरिभ्रान्तिकारणकत्वे सति यथासम्भवं त्रिविध योगकृतकर्मागमनरूपत्वम् । ( २७५ )**

અર્થાત્ કષાયથી યુક્ત જીવના ત્રણ પ્રકારના યોગથી ઉદ્ભવતાં કર્મોના આગમનને ' સાંપરાયિક આસ્રવ ' જાણવો. અન્ય શબ્દમાં કહીએ તો સંસાર પરિભ્રમણના કારણરૂપ કાયિક, વાચિક અને માનસિક એ ત્રિવિધ યોગોમાંના યથાયોગ્ય ઉત્પન્ન થતાં કર્મોના આગમનને ' સાંપરાયિક આસ્રવ' સમજવો.

**ઐર્યાપથિક આસ્રવનું લક્ષણ—**

**अकषायकृतत्वे द्विसमयस्थितिकत्वयोः सतोर्यथासम्भवं त्रिविधयोग- कृतकर्मागमनरूपत्वमैर्यापथिकस्य लक्षणम् । ( २७६ )**

અર્થાત્ કષાય રહિત જીવે કરેલા અને બે સમયની સ્થિતિવાળા એવા, ત્રણ પ્રકારના યોગોમાંથી યથાસંભવ યોગ દ્વારા ઉદ્ભવતા સાતવેદનીય કર્મના આગમનને ' ઐર્યાપથિક આસ્રવ ' કહેવામાં આવે છે.

**સાંપરાયિક અને ઐર્યાપથિક કર્મ[1]—**

સાંપરાયિકાદિ કર્મના આસ્રવો સહેલાઇથી સમજાય તે માટે સાંપરાયિક કર્મ અને ઇર્યાપથ-કર્મનું સ્વરૂપ દૃષ્ટાંત દ્વારા વિચારીશું જેમ હવાથી ઉડેલી રજ ભીના ચામડા કે વસ્ત્ર ઉપર પડે તો તેની સાથે તે ચોંટી જાય છે તેમ યોગ દ્વારા ખેંચાયેલું જે કર્મ કષાયના ઉદયના કારણને લઇને આત્માની સાથે સંબદ્ધ થઇને સ્થિતિ કરે છે તે કર્મ ' સાંપરાયિક ' છે. આ કર્મ આત્માનો સંપરાય કરવામાં અર્થાત્ તેનો પરાભવ કરવામાં પોતાનું બળ અજમાવે છે. કોરી ભીંતની ઉપર લાગેલા લાકડાના ગોળાની પેઠે યોગથી આકર્ષાયેલું જે કર્મ કષાયના ઉદયનો અભાવ હોવાથી આત્માની સાથે સંસ્પૃષ્ટ થતા વેંત જ અલગ થઇ જાય છે તે ' ઇર્યાપથ-કર્મ ' છે આ કર્મને ઐર્યાપથિક કહેવાનું કારણ એ છે કે એ કર્મ કષાય ન હોવાથી ફક્ત ઇર્યા યાને ગમનાગમનાદિરૂપ યોગ દ્વારા બંધાય છે.

---

૧ જુઓ કર્મસ્તવ( ગા. ૧૨ )ની ટીકા

કષાયની મંદતા અને તીવ્રતા અનુસાર સાંપરાયિક કર્મ ઓછી વત્તી સ્થિતિવાળું થાય છે અને યથાસંભવ શુભાશુભ વિપાકનું કારણ પણ બને છે, પરંતુ કષાયથી રહિત જીવ ત્રિવિધ યોગ દ્વારા જે ઐર્યાપથિક કર્મ બાંધે છે તે કષાયના અભાવને લઇને નથી વિપાકનું કારણ બનતું કે નથી બે સમયથી અધિક સ્થિતિને પ્રાપ્ત કરતું. આથી એ ફલિત થાય છે કે ત્રણે પ્રકારના યોગ સમાન હોવા છતા પણ જો કષાયની ગેરહાજરી હોય તો ઉપાર્જિત કર્મમાં સ્થિતિ કે રસનો બંધ થતો નથી કેમકે સ્થિતિ અને રસ એ ઉભયના બંધનું કારણ કષાય જ છે. આથી મુમુક્ષુ જનોએ સંસારવૃક્ષની ખરેખરી જડરૂપ કષાયને જ ભસ્મીભૂત કરવા જોઇએ.

આ સમગ્ર વિવેચનમાથી નિષ્કર્ષ એ નીકળે છે કે જે કાયાદિક વ્યાપાર કષાય યુક્ત બંધમાં કારણભૂત હોય તે વ્યાપાર સાંપરાયિક કર્મના આશ્રવો છે, જ્યારે જે કાયાદિક વ્યાપારો દ્વારા અકષાયી–કષાયરહિત બંધ થાય તે વ્યાપારો ઐર્યાપથિક કર્મના આશ્રવો છે.

હવે **સાંપરાયિક આસ્રવના ભેદો** વિચારવામાં આવે છે. તેમા ઇન્દ્રિય, કષાય, અવ્રત અને ક્રિયા એમ તેના ચાર મૂળ ભેદો છે.[1] આ દરેકના અનુક્રમે પાંચ, ચાર, પાંચ અને પચીસ ભેદો પડે છે, [2]અર્થાત્ તેના એકંદર ઓગણચાલીસ પ્રકારો થાય છે. [3]ઇન્દ્રિયોનું સ્વરૂપ તો આપણે જોઇ ગયા છીએ. ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય છે. એનું વિશેષ સ્વરૂપ આગળ ઉપર વિચારવામા આવનાર છે સમગ્ર કર્મોની જાળરૂપ હિંસાદિ અવ્રતો છે. એ અવ્રતોને વિષે પ્રવૃત્તિ થતાં આસ્રવને વિષે પ્રવૃત્તિ થાય છે અને એનાથી નિવૃત્ત થતાં આસ્રવથી નિવૃત્તિ થાય છે. આ હિંસાદિના લક્ષણો આ ઉલ્લાસમાં હવે પછી વિચારાશે. હાલ તુરત તો **ક્રિયાના પચ્ચીસ ભેદો**નાં નામો ગ્રન્થકારે એના આપેલાં લક્ષણોના ક્રમ અનુસાર નીચે મુજબ જોઇ લઈએ.:—

( ૧ ) સમ્યક્ત્વ-ક્રિયા, ( ૨ ) મિથ્યાત્વ-ક્રિયા, ( ૩ ) સમાદાન-ક્રિયા, ( ૪ ) [4]ઐર્યાપથિકી-ક્રિયા, ( ૫ ) પ્રયોગ-ક્રિયા, ( ૬ ) પરિગ્રહ-ક્રિયા, ( ૭ ) માયાપ્રત્યયિક-ક્રિયા, ( ૮ )

---

૧ જોકે ઇન્દ્રિયની પ્રવૃત્તિ, અવ્રત અને ક્રિયાનુ બંધના કારણરૂપ યાને આસ્રવરૂપ થવાપણું રાગ–દ્વેષ ઉપર જ અવલંબી રહેલુ છે અને એથી કરીને વાસ્તવિક રીતે રાગ–દ્વેષ અર્થાત્ કષાય જ સાંપરાયિક કર્મનું બંધ-કારણ છે, તોપણ કષાયથી અલગરૂપે ઇન્દ્રિય, અવ્રત અને ક્રિયાનો જે સાંપરાયિક આસ્રવરૂપે અત્ર ઉલ્લેખ કરાયો છે તે કષાયજન્ય કઇ કઇ પ્રવૃત્તિ વ્યવહારમા મુખ્ય ભાગ ભજવે છે, સંવરના અભિલાષીએ કઇ કઇ પ્રવૃત્તિને રોકવી જોઇએ અને તે માટે કોના ઉપર ધ્યાન આપવું જોઇએ એનો સ્ફુટ બોધ થાય તે વાસ્તે કરાયેલો છે.

૨ સરખાવો **તત્ત્વાર્થ** ( અ. ૭ )નું નિમ્ન-લિખિત સૂત્રઃ—

" **इन्द्रियकषायाव्रतक्रिया पञ्चचतुःपञ्चपञ्चविंशतिसङ्ख्या. पूर्वस्य भेदा** । "

૩ અત્ર ઇન્દ્રિયોથી એની રાગદ્વેષ પૂર્વકની પ્રવૃત્તિ સમજવી, કેમકે કેવળ સ્વરૂપ માત્રથી કોઇ પણ ઇન્દ્રિય કર્મ–બંધનુ કારણ થઇ શકતી નથી અને ઇન્દ્રિયોની રાગ દ્વેષથી રહિત પ્રવૃત્તિ પણ કર્મ–બંધનો હેતુ થઇ શકતી નથી

૪ જોકે આ ઇર્યાપથિકી ક્રિયા સાંપરાયિક કર્મનો આસ્રવ નથી તોપણ અત્ર બધી ક્રિયાઓ કષાય જ-પ્રેરિત હોવાને લીધે તેને સાંપરાયિક કર્માસ્રવ તરીકે ઓળખાવી છે તે બહુલતાની અપેક્ષાએ જાણવું અર્થાત્ પ્રાય તેમ સમજવું.

અપ્રત્યાખ્યાન-ક્રિયા, ( ૯ ) કાયિકી-ક્રિયા, ( ૧૦ ) અધિકરણુ-ક્રિયા, ( ૧૧ ) પ્રાદ્વેષિક-ક્રિયા, ( ૧૨ ) પારિતાપનિકી-ક્રિયા, ( ૧૩ ) પ્રાણાતિપાત-ક્રિયા, ( ૧૪ ) દાર્ષ્ટિકી-ક્રિયા, ( ૧૫ ) સ્પર્શન, પ્રત્યયિક-ક્રિયા, ( ૧૬ ) પ્રતીત્ય-ક્રિયા, ( ૧૭ ) સામંતોપનિપાતિકીક્રિયા, ( ૧૮ ) સ્વાહસ્તકી-ક્રિયા, ( ૧૯ ) નિસર્ગ-ક્રિયા, ( ૨૦ ) વિદારણુ-ક્રિયા, ( ૨૧ ) આનયન-ક્રિયા, ( ૨૨ ) અનવકાંક્ષ-ક્રિયા, ( ૨૩ ) અનાભોગ-ક્રિયા, ( ૨૪ ) આરમ્ભિક ક્રિયા અને ( ૨૫ ) મિથ્યાદર્શન-ક્રિયા.[1]

આ પચીસ ક્રિયાઓનું સ્વરૂપ ધ્યાનમાં આવે તે માટે પ્રત્યેકનું લક્ષણ વિચારવામાં આવે છે. તેમાં **સમ્યક્ત્વ-ક્રિયાનું** લક્ષણ એ છે કે—

**जिनसिद्धगुर्वादीनां पूजानमस्कारवस्त्रपात्रादिप्रदानरूपवैयावृत्त्याभिव्यङ्ग्यत्वे सति सम्यक्त्वप्रवर्धनकत्वं सम्यक्त्वक्रियाया लक्षणम् । ( २७७ )**

અર્થાત્ જિનેશ્વરની પૂજા, સિદ્ધને નમસ્કાર, ગુરુ પ્રમુખનું વસ્ત્ર, પાત્ર વગેરે આપવારૂપ [2]વૈયાવૃત્ત્ય ઇત્યાદિ ચિહ્નોથી સ્પષ્ટ રીતે માલૂમ પડતી ( અર્થાત્ દેવ, ગુરુ, ચૈત્ય અને શાસ્ત્રની પૂજાપ્રતિપત્તિરૂપ ) અને સમ્યક્ત્વની પુષ્ટિ કરનારી એવી ક્રિયાને "સમ્યક્ત્વ-ક્રિયા" કહેવામાં આવે છે. આ ક્રિયા ચોથાથી ૧૦મા ગુણસ્થાનક સુધીના જીવોને હોય છે.

અત્ર સમ્યક્ત્વથી શુદ્ધ દર્શનમોહનીય ( સમ્યક્ત્વ-મોહનીય )નાં દલિકોનો અનુભવ સમજવો. આ સમ્યક્ત્વ બીજું કંઇ નથી પણ એ પ્રશમ, [3]સંવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિક્ય એ લક્ષણોથી લક્ષિત ( જાણી શકાય ) એવી જીવાદિક પદાર્થ વિષયક શ્રદ્ધા છે. જિનેશ્વરનું પુષ્પ, ધૂપ, પ્રદીપ, ચામર, છત્રાદિક યોગ્ય સામગ્રી દ્વારા પૂજન, સિદ્ધને નમસ્કાર, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓને વસ્ત્ર, પાત્ર, અન્ન, પાન, શય્યા ઇત્યાદિ વસ્તુઓ આપવારૂપ તેમનું વૈયાવૃત્ત્ય એ ચિહ્નોથી સૂચિત અને વળી સમ્યક્ત્વરૂપ સદ્ભાવની પોષક, સાતવેદનીય બંધના હેતુભૂત તેમજ દેવાદિક ગતિમાં પ્રાપ્તિના કારણરૂપ એવી સમ્યક્ત્વ-ક્રિયા છે એમ **તત્ત્વાર્થ** ( અ. ૬, સૂ. ૬ ) ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૧૧ ) ઉપરથી જોઇ શકાય છે. આથી વિપરીત ક્રિયાને 'મિથ્યાત્વ-ક્રિયા' જાણવી.

**મિથ્યાત્વ-ક્રિયાનું લક્ષણ—**

**सम्यक्त्वक्रियाविपरीतप्रवृत्तिरूपत्वं मिथ्यात्वक्रियाया लक्षणम् । ( २७८ )**

---

૧ આ ૨૫ ક્રિયાઓના નામો અમુક જ ક્રમવાર હોવા જોઇએ એવો નિયમ હોય એમ જણાતું નથી વિશેષમાં આ ક્રમ શાના આધારે ગ્રંથકારે પસંદ કર્યો છે તે સમજાતું નથી.

૨-૩ આના લક્ષણો આ ઉલ્લાસમાં આગળ ઉપર આપવામાં આવ્યાં છે.

અર્થાત્ ઉપર્યુક્ત સમ્યક્ત્વ-ક્રિયાથી ઉલટા પ્રકારની પ્રવૃત્તિરૂપ ક્રિયા તે 'મિથ્યાત્વ-ક્રિયા' જાણવી. મિથ્યાત્વની પુષ્ટિ કરનારી આ ક્રિયા ત્રીજા ગુણસ્થાનક સુધી સંભવે છે. મિથ્યાત્વ-મોહનીય કર્મના ઉદયથી સરાગ દેવ, અબ્રહ્મચારી ગુરુ, કુશાસ્ત્ર વગેરેની થતી સ્તુતિ, ઉપાસના એ 'મિથ્યાત્વ-ક્રિયા' છે. આના અભિગૃહીત, અનભિગૃહીત અને સંદિગ્ધ એમ ત્રણ પ્રકારો છે. જેમકે [1]૩૬૩ પાખંડીઓની ક્રિયા તે પ્રથમ પ્રકાર, કોઇ અમુકને દેવ તરીકે સ્વીકાર્યા વિનાની પ્રાણીઓની ક્રિયા તે બીજો પ્રકાર અને જિન-પ્રવચનને વિષે એક અક્ષર જેટલો પણ સંદેહ ધરાવનાર વ્યક્તિની ક્રિયા તે ત્રીજો પ્રકાર છે.

**સમાદાન-ક્રિયાનું લક્ષણ—**

**योगत्रयकृतपुद्गलादानरूपत्वं समादानक्रियाया लक्षणम् । अथवा योगनिर्वृत्तिसमर्थपुद्गलग्रहणरूपत्वम् । ( २७९ )**

અર્થાત્ ત્રણ પ્રકારના યોગ દ્વારા આઠ પ્રકારના કર્મ-પુદ્ગલોને ગ્રહણ કરવારૂપ ક્રિયા તે 'સમાદાન-ક્રિયા' જાણવી. અથવા તો યોગને બનાવવામાં સમર્થ એવા પુદ્ગલોનું ગ્રહણ કરવું તે 'સમાદાન-ક્રિયા' છે.

આ લક્ષણ **તત્ત્વાર્થ**રાજ૦ ( પૃ. ૨૪૯ )ની નિમ્નલિખિત—

**"वीर्यान्तरायज्ञानावरणक्षयोपशमे सति अङ्गोपाङ्गोपष्टम्भादात्मनः कायवाङ्मनोयोगनिर्वृत्तिसमर्थपुद्गलग्रहणं वा संयतस्य सतः अविरतिं प्रत्यभिमुखं समादानक्रिया"**

—પંક્તિગત પ્રથમ વિકલ્પને અનુસરે છે. એના દ્વિતીય વિકલ્પનો અર્થ એ છે કે ત્યાગી હોવા છતા અવિરતિ પ્રતિ અભિમુખ રહેવું તે 'સમાદાન-ક્રિયા' છે. આ વિકલ્પમાં સૂચવાયેલ ભવવૃત્તિ તરફનું ઝૂકવું એ સમાદાન-ક્રિયા છે એવું આ ક્રિયાનું લક્ષણ **તત્ત્વાર્થ**ની બૃહદ્-વૃત્તિના દ્વિતીય વિભાગ ( પૃ. ૧૨ )માં નિર્દેશાયું છે. વિશેષમાં ત્યાં અન્યના મતરૂપે એમ પણ ઉમેરાયું છે કે આ સમાદાન-ક્રિયા બે પ્રકારની છે. જેનાથી વિષય ગ્રહણ કરાય તે 'સમાદાન' એટલે 'ઇન્દ્રિય'; એ સંબંધી દેશ-ઉપઘાતક કે સર્વ-ઉપઘાતક વ્યાપાર તે 'સમાદાન-ક્રિયા' છે.[2] જેના વડે આઠે કર્મોનો સમુદાય બંધાય તેવા પ્રકારનો ઇન્દ્રિયનો વ્યાપાર તે 'સામુદાયિકી ક્રિયા' છે. સમાદાન-ક્રિયાને બદલે કેટલેક સ્થળે આ નામ સૂચવાયું છે. આ ક્રિયા ઇન્દ્રિય અવ્રતવાળા જીવો સાથે સંબંધ ધરાવતી હોવાથી એ પ્રાયે પાંચમા ગુણસ્થાનક સુધી હોય છે.

**ઐર્યાપથિકી ક્રિયાનું લક્ષણ—**

**ईर्यापथकर्मकारणरूपत्वमैर्यापथिकीक्रियाया लक्षणम् । (२८०)**

---

૧ આનું સ્વરૂપ ચતુર્થ ઉલ્લાસમાં વિચારાશે.

૨ જુઓ **નવતત્ત્વપ્રકરણ**ના ભાષ્યનું ૩૧મું પત્ર.

અર્થાત્ ઈર્યાપથ કર્મના કારણરૂપ ક્રિયાને ' ઐર્યાપથિકી ક્રિયા ' જાણવી.

ઈર્યા એટલે ગમન–આગમન અને પથ એટલે માર્ગ. ગમનાગનરૂપ કાયયોગ અને ઉપલક્ષણથી વચનયોગ અને મનોયોગ એ કર્મને આવવાનો માર્ગ છે. આ સંબંધી અકષાયિક પ્રવૃત્તિ તે ' ઐર્યાપથિકી ક્રિયા ' છે. આ ક્રિયા બંધાતી અને વેદાતી એમ બે પ્રકારની છે. તેમાં પ્રથમ સમયે બંધાતી અને બીજે સમયે વેદાતી છે. વિશેષમાં આ ક્રિયા અગ્યારમા, બારમા અને તેરમા ગુણસ્થાનકે રહેલા અકષાયી જીવને યોગમાત્રથી જ હોય છે. આ યોગને લઈને બંધાતું સાતવેદનીય કર્મ મનોહર વર્ણ, રસ, ગંધ અને સ્પર્શવાળું પરંતુ અત્યંત રૂક્ષ હોય છે જેથી કરીને પ્રથમ સમયે એ બંધાય છે અને બીજે જ સમયે એનું વેદન થાય છે. અર્થાત એ નિર્જરે છે. આથી કરીને આ ઈર્યાપથ કર્મની સ્થિતિ માત્ર બે સમયની જ છે. અત્ર એ ઉમેરવું આવશ્યક સમજાય છે કે અકષાયી જીવને કેવળ સાતવેદનીય કર્મનો જ બંધ હોય છે; એ સિવાય અન્ય કર્મના બંધ માટે અવકાશ નથી.

પ્રયોગ-ક્રિયાનું લક્ષણ—

**धावनवल्गनादिरूपकायव्यापारपरुषानृतादिरूपवाग्व्यापाराभिद्रोहादिरूपमनोव्यापारविषयकप्रवृत्तिरूपत्वं प्रयोगक्रियाया लक्षणम् । ( २८१ )**

અર્થાત [1]ધાવન, [2]વલ્ગનાદિક કાયિક વ્યાપાર, કઠોર અને અસત્ય ભાષણ વગેરે જેવા વાચિક વ્યાપાર અને ઈર્ષ્યા, દ્રોહ, અભિમાન ઇત્યાદિરૂપ માનસિક વ્યાપાર તે ' પ્રયોગ–ક્રિયા ' જાણવી. અર્થાત ગમન, આગમન ઇત્યાદિ ચેષ્ટાને લગતી સકષાય પ્રવૃત્તિને ' પ્રયોગ–ક્રિયા ' સમજવી. આ ક્રિયા શુભાશુભ સાવદ્ય યોગવાળાને હોવાથી પાંચમા ગુણસ્થાનક સુધી પ્રાયે હોય છે.

પરિગ્રહ-ક્રિયાનું લક્ષણ—

**सचित्तादिद्रव्येषु ममेति ममत्वकरणरूपत्वं परिग्रहक्रियाया लक्षणम् । ( २८२ )**

અર્થાત્ સચિત્ત, અચિત્ત અને મિશ્ર એવાં દ્રવ્યોને વિષે ' આ મારૂં ' એ પ્રકારના મમત્વના કારણરૂપ ક્રિયા તે ' પરિગ્રહ–ક્રિયા ' જાણવી. વિશેષમાં ધન, ધાન્યાદિનું ઉપાર્જન કરવામાં અને તેનુ રક્ષણ કરવામાં મૂર્છા રાખવી તે ' પરિગ્રહ–ક્રિયા ' છે. આ ક્રિયા જીવ–પારિગ્રહિકી અને અજીવ–પારિગ્રહિકી એમ બે પ્રકારની છે. તેમાં ધાન્ય, ઢોર, દાસી વગેરે સચેતન પદાર્થોનો સંગ્રહ કરવો તે પહેલો પ્રકાર છે, જ્યારે વસ્ત્ર, ભૂષણ વગેરે અચેતન પદાર્થોનો સંગ્રહ કરવો તે બીજો પ્રકાર છે.

---

૧ દોડવું.	૨ વળગવું.

આ ઉપરથી એ ફલિત થાય છે કે જે ક્રિયા પરિગ્રહનો નાશ ન થવા માટે કરાય તે ' પારિગ્રહિકી ' છે. આ ક્રિયા પરિગ્રહના અત્યાગી જીવોને હોય છે એટલે એ પાંચમા ગુણસ્થાનક સુધી હોય છે.

**માયાપ્રત્યયિક-ક્રિયાનું લક્ષણ—**

**दाम्भिकवृत्तितया मनोवाक्कायानां प्रवृत्तौ प्रेरकत्वं मायाप्रत्ययिकक्रियाया लक्षणम् । ( २८३ )**

અર્થાત્ દાંભિક વૃત્તિ પૂર્વકની માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિને વિષે પ્રેરણારૂપ ક્રિયા તે ' માયાપ્રત્યયિક-ક્રિયા ' છે.

મોક્ષના સાધનરૂપ જ્ઞાન, દર્શનાદિના વિષયમાં ઠગાઇ કરવી તે પણ 'માયા-ક્રિયા' છે. છળ પ્રપંચથી ઉદ્ભવતી આ ક્રિયાના બે પ્રકારો છે. અંદરથી દુષ્ટ ભાવ હોય, પરંતુ બહારથી શુદ્ધતાનો ડોળ કરવો એ પ્રમાણે પોતાનો ભાવ વિપરીતપણે દેખાડવો તે ' આત્મભાવવંચન-માયાપ્રત્યયિકી ક્રિયા ' કહેવાય છે અને એ પ્રથમ પ્રકાર છે. જૂઠી સાક્ષી પૂરવી, ખોટો લેખ લખી આપવો ઇત્યાદિ ક્રિયા પરભાવવંચન-માયાપ્રત્યયિકી ક્રિયા કહેવાય છે અને એ બીજો પ્રકાર છે. **પ્રજ્ઞાપના** ( સૂ. ૨૮૪ )મા આ ક્રિયાને સાતમા ગુણસ્થાનક સુધી જ કહી છે. માયામોહનીય કર્મના ઉદયની અપેક્ષાએ તો એ નવમા ગુણસ્થાનક સુધી સંભવે, પરંતુ અત્ર માયાની પ્રવૃત્તિરૂપ ક્રિયા ગણાવી છે અને એવી પ્રવૃત્તિ તો સાતમા ગુણસ્થાનક સુધી જ સંઘાદિકના કારણને લીધે **પ્રજ્ઞાપનામાં** કહેલી છે. આઠમા અને નવમા ગુણસ્થાનોમાં માયા ઉદયરૂપે હોય, પરંતુ પ્રવૃત્તિ-રૂપે ન હોય.

**અપ્રત્યાખ્યાન-ક્રિયાનું લક્ષણ—**

**चारित्रमोहनीयोदये सति सावद्ययोगादिषु प्रवृत्तिरूपत्वमप्रत्याख्यानक्रियाया लक्षणम् । ( २८४ )**

અર્થાત્ ચારિત્રમોહનીય કર્મ ઉદયમા આવતાં સંયમના વિઘાતક સાવદ્ય (પાપમય) આચરણોમાં પ્રવૃત્તિ થવી તે ' અપ્રત્યાખ્યાન-ક્રિયા ' જાણવી કહેવાની મતલબ એ છે કે હેય વસ્તુઓમા- અવિરતિમાં પ્રવૃત્ત રહેવું અર્થાત્ સંયમઘાતી કર્મના પ્રભાવને લઇને પાપ-વ્યાપારથી નિવૃત્ત ન થવું તે આ ક્રિયાનું લક્ષણ છે. એટલે કે આ ક્રિયામાં સંયમઘાતક કષાયાદિના પ્રત્યાખ્યાનનો અભાવ છે.

જે પદાર્થના ઉપયોગનો જ્યાં સુધી ત્યાગ કરાયો નથી ત્યા સુધી જે અત્યાગવૃત્તિ સંબંધી કર્મ પ્રાપ્ત થાય છે તે ' અપ્રત્યાખ્યાન-ક્રિયા ' છે. આના બે પ્રકારો પડે છે:—સજીવ પદાર્થોનો ત્યાગ ન કરવો તે ' જીવ-અપ્રત્યાખ્યાનિકી ક્રિયા 'રૂપ પ્રથમ પ્રકાર છે, જ્યારે અજીવ વસ્તુઓનો

ત્યાગ ન કરવો તે ' અજીવ-અપ્રત્યાખ્યાનિકી ક્રિયા 'રૂપ દ્વિતીય પ્રકાર છે. આ ક્રિયા અવિરતિ જીવોને જ હોય છે એટલે એ ચોથા ગુણસ્થાનક સુધી જ હોય છે.

ગત ભવમાં જે શરીરોનો ત્યાગ કર્યો હોય તેમજ જીવનાં ઘાતક એવાં જે જે શસ્ત્રો તૈયાર કર્યાં હોય તે તે કર્મનો આસ્રવ જીવને આ ભવમાં પણ લાગુ પડે છે, વાસ્તે જૈન ધર્મના માર્ગે સંચરનારે પૂર્વ ભવોમાં તૈયાર કરેલાં સાધનો સંબંધી ઉપસ્થિત થતા આસ્રવનો ત્યાગ કરવો જોઇએ. વળી જે જે વસ્તુઓ સ્વપ્ને પણ ઉપભોગમાં આવનાર ન હોય તેમજ જે સર્વથા અપ્રાપ્ય હોય તેવી વસ્તુઓનો પણ ત્યાગ કરવો જોઇએ; કેમકે જ્યાં સુધી એવો ત્યાગ ન કરાય ત્યાં સુધી તે સંબંધી કર્મબંધ આત્માને નિરંતર વર્તી રહ્યો છે.

કાયિક-ક્રિયાનું લક્ષણ—

## कायचेष्टाविशेषरूपत्वं कायिकक्रियाया लक्षणम् । ( २८५ )

અર્થાત્ કાયની ચેષ્ટા તે ' કાયિક-ક્રિયા ' જાણવી. દુષ્ટ ભાવથી પ્રયત્ન કરવો, કોઇ કામ-વાસનાને માટે ઉદ્યમ કરવો તે 'કાયિકી ક્રિયા' છે. આ બે પ્રકારની છે. મિથ્યાદૃષ્ટિ તેમજ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવોની ઉઠવું, બેસવું, ચાલવું, સૂવું, ઉંચકવું, મૂકવું ઇત્યાદિક ક્રિયાઓ જે કર્મ-બંધના કારણરૂપ હોઇ સાવદ્ય છે તે ' [1]અનુપરત કાયિકી ક્રિયા ' કહેવાય છે અને એ અત્ર નિર્દેશેલ પ્રથમ પ્રકાર છે. અશુભ યોગવાળા જીવોને ઇન્દ્રિયના ઇષ્ટ વિષયો મળતાં હર્ષ ( રતિ ) અને અનિષ્ટ વિષયો પ્રાપ્ત થતાં શોક (અરતિ) થાય તે ઇન્દ્રિય સંબંધી ક્રિયા તેમજ અનિન્દ્રિય સંબંધી અર્થાત્ અશુભ મનના સંકલ્પ દ્વારા મુક્તિ-માર્ગ તરફ દુર્વ્યવસ્થિત એવા પ્રમત્ત મુનિની કાયિક ક્રિયા એ બંને ' દુષ્પ્રયુક્ત કાયિકી ક્રિયા ' કહેવાય છે. આ કાયિકી ક્રિયા કષાયના ઉદય-વાળા સર્વ કાયયોગી જીવોને હોય. એમાં પહેલી જાતની કાયિકી ક્રિયા અવિરત સુધીના જીવોને એટલે કે ચોથા ગુણસ્થાન સુધી અને બીજી અનુપયોગી મુનિને પણ એટલે કે છઠ્ઠા ગુણસ્થાન પર્યંત હોય. **વિચારસાર** ( ? )માં તો આ ક્રિયા દશમા ગુણસ્થાનક સુધી કહેલી છે, પરંતુ **સ્થાનાંગ** અને **પ્રજ્ઞાપના**માં તો છઠ્ઠા ગુણસ્થાનક સુધી કહેલી છે.

અધિકરણ-ક્રિયાનું લક્ષણ—

## खड्गादिनिर्वर्तनरूपत्वमधिकरणक्रियाया लक्षणम् । ( २८६ )

અર્થાત્ તરવાર વગેરે શસ્ત્રો બનાવવાં તે ' અધિકરણ-ક્રિયા ' છે.

જેથી આત્માનું દુર્ગતિ પ્રતિ પ્રસ્થાન થાય-જેને લઇને આત્મા નરકાદિ ગતિનો અધિકારી બને તે ' અધિકરણ ' કહેવાય છે. જીવ-ઘાત થાય તેવું આચરણ કે ખડ્ગાદિ શસ્ત્ર અધિકરણ છે. પોતાનો દેહ પણ હિંસાનું સાધન બની શકતો હોવાથી અધિકરણ છે. આને

1 અવિરત, વિરતિથી રહિત.

લગતી ક્રિયા તે ' અધિકરણ-ક્રિયા ' છે. આ ક્રિયા બાદર કષાયના ઉદયવાળા જીવને હોય એટલે નવમા ગુણસ્થાનક સુધી હોય. એના ( ૧ ) નિર્વર્તન-અધિકરણ-ક્રિયા અને ( ૨ ) સંયોજન-અધિકરણ-ક્રિયા એમ બે ભેદો છે. તેમાં વળી મૂળ ગુણ અને ઉત્તર ગુણ એવા પ્રથમ પ્રકારના બે અવાંતર પ્રકારો છે.

ઔદારિકાદિ શરીરોનું નિષ્પાદન ( રચવું ) તે ' મૂલગુણનિર્વર્તનાધિકરણ-ક્રિયા ' છે. હાથ, પગ વગેરે અવયવોનું નિર્વર્તન તે ' ઉત્તરગુણનિર્વર્તનાધિકરણ-ક્રિયા ' છે. અથવા તરવાર, ભાલો વગેરે તૈયાર કરવાં તે ' મૂલગુણનિર્વર્તનાધિકરણ-ક્રિયા ' છે, જ્યારે એવાં શસ્ત્રોને ઉજ્જવળ કરવાં, તીક્ષ્ણ બનાવવાં, તેની ધાર કાઢવી અને તેમ કરી પાણી ચઢાવી હત્યા કરવા માટે તૈયાર કરવાં તે ' ઉત્તરગુણનિર્વર્તનાધિકરણ-ક્રિયા ' છે. પહેલાં તૈયાર કરેલાં ધનુષ્ય વગેરે હથિયારોનાં અંગોને પરસ્પર જોડવાં તે ' સંયોજનાધિકરણ-ક્રિયા ' છે.

**પ્રાદ્વેષિકી ક્રિયાનું લક્ષણ—**

## मात्सर्यकरणं प्राद्वेषिकक्रियाया लक्षणम् । ( २८७ )

અર્થાત્ મત્સરતાના કારણરૂપ ક્રિયા તે ' પ્રાદ્વેષિકી ક્રિયા ' છે. આનું બીજું નામ ' પ્રાદોષિકી ક્રિયા ' છે. ક્રોધાદિના આવેશથી આ ક્રિયા ઉદ્ભવે છે, વાસ્તે એ નવમા ગુણસ્થાનક સુધી હોય. પ્રજ્ઞાપનામાં ચારે કષાયોને રાગ-દ્વેષરૂપે ગણેલા છે તે અપેક્ષાએ ચારે કષાયોદયથી જીવને પણ એ ક્રિયા સંભવે છે. આ ક્રિયાના બે ભેદો છેઃ ( ૧ ) જીવ-પ્રાદ્વેષિકી અને ( ૨ ) અજીવ-પ્રાદ્વેષિકી તેમાં પુત્ર, પત્ની, પાડોસી વગેરે જીવો ઉપર દ્વેષ કરવા પૂર્વકની ક્રિયા તે પ્રથમ ભેદ છે, જ્યારે પોતાને પીડા કરતા એવા કાંટા, પત્થર વગેરે અજીવ પદાર્થ ઉપર દ્વેષ થાય તે બીજો ભેદ છે.

**પારિતાપનિકી ક્રિયાનું લક્ષણ—**

## दुःखोत्पादनरूपत्वं पारितापिनिक्याः क्रियाया लक्षणम् । (२८८)

અર્થાત્ પોતાની જાતને કે પરને સતાવવા ( પોતાને કે પારકાને ) પીડા ઉત્પન્ન કરવી તે ' પારિતાપનિકી ક્રિયા ' જાણવી. આ ક્રિયા બાદર કષાયના ઉદયવાળા જીવોને હોય એટલે કે નવમા ગુણસ્થાન સુધી હોય. આ ક્રિયાના સ્વહસ્ત પારિતાપનિકી અને પરહસ્ત-પારિતાપનિકી એમ બે ભેદો છે. તેમા પુત્ર, પત્ની વગેરેનો વિયોગ થતા પોતાને હાથે માથું ફોડવું, છાતી કુટવી ઈત્યાદિ રૂપે અથવા બીજાના શરીરને તેમ પરિતાપ ( સંતાપ ) ઉપજાવવો તે પ્રથમ પ્રકાર છે. આ ક્રિયા બીજાને હાથે કરાવતાં તે બીજા પ્રકારની ગણાય. આ સંબંધમાં **નવતત્ત્વપ્રકરણ**ના ભાષ્યના ૩૨મા પત્રમા એવું કથન છે કે પુત્રાદિકના વિયોગથી દુઃખી થતો જીવ પોતાને કે પારકાને હાથે પોતાની છાતી કુટે, માથું ફોડે તો તે ' સ્વપારિતાપનિકી ક્રિયા ' છે અને જો પુત્ર, શિષ્ય વગેરેને તાડન-તર્જન કરે તો તે ' પરપારિતાપનિકી ક્રિયા ' છે.

**પ્રાણાતિપાત-ક્રિયાનું લક્ષણ—**

**प्रमत्तयोगात् प्राणातिपातरूपत्वं प्राणातिपातक्रियाया लक्षणम् । ( २८९ )**

અર્થાત્ પ્રમત્ત વ્યાપારને લઇને (અપવર્તનીય આયુષ્યવાળા જીવના) પ્રાણોનો નાશ કરવો તે 'પ્રાણાતિપાત-ક્રિયા' છે. આ ક્રિયા અવિરત જીવોને હોય છે એટલે કે એ પાંચમા ગુણસ્થાન સુધી હોય છે. વિશેષમાં જીવનો ઘાત થાય તો જ આ ક્રિયા લાગે, નહિ તો નહિ. આના પણ બે પ્રકારો છે. પર્વતના શિખર ઉપરથી પડીને મરવું, શસ્ત્રાદિ વડે આપઘાત કરવો, નદી વગેરેમાં ડૂબી મરવું, આગ લગાડી બળી મરવું, પોતાને હાથે કે પારકાને હાથે પોતાના પ્રાણ ગુમાવવા તે 'સ્વપ્રાણાતિપાત-ક્રિયા' રૂપ પ્રથમ પ્રકાર છે; જ્યારે મોહ, લોભ કે ક્રોધના આવેશથી પોતાને હાથે અન્યનું ખૂન કરવું કે પારકા પાસે ખૂન કરાવવું તે 'પરપ્રાણાતિપાત-ક્રિયા' રૂપ બીજો પ્રકાર છે. આના બાહ્ય સ્વહિંસા અને આભ્યંતર સ્વહિંસા એમ પણ બે પ્રકારો પડે છે એમ પ્રસ્તુત ગ્રંથકાર સૂચવે છે. તેમાં શસ્ત્રાદિ દ્વારા પોતાના બાહ્ય પ્રાણોનો પોતાને હાથે નાશ કરવો તે પ્રથમ પ્રકાર છે, જ્યારે મોહનીયાદિ કર્મો દ્વારા અંતરાત્માને પ્રતિસમય સંસાર સાથે બાંધતા રહેવું-તેને ગુરુકર્મી બનાવવો તે દ્વિતીય પ્રકાર છે.

**દાર્ષ્ટિકી ક્રિયાનું લક્ષણ—**

**अश्वादिचित्रकर्मक्रियादर्शनार्थं गमनरूपत्वं दार्ष्टिक्याः क्रियाया लक्षणम् । ( २९० )**

અર્થાત્ ઘોડા વગેરે ચિત્ર કર્મને જોવા માટે જવું તે 'દાર્ષ્ટિકી ક્રિયા' સમજવી. રાગ પૂર્વક રૂપ જોવાની વૃત્તિ તે આ ક્રિયા છે. સરાગ દૃષ્ટિથી સચેતન પદાર્થોને દેખતા જેમકે નૃપાદિનો નગરમાં પ્રવેશ, મલ્લોનું યુદ્ધ, સાઢમારી વગેરેનું દર્શન કરતા જે ક્રિયા લાગે તે 'જીવ-દર્શનક્રિયા' છે, જ્યારે રાગાર્દ્ર ચિત્તથી દેવકુલ, સભા, પરબ, જલાશય વગેરે અજીવ પદાર્થો પ્રતિ દૃષ્ટિપાત કરવો એ 'અજીવ-દર્શનક્રિયા' છે. આ ક્રિયા સકષાયી નેત્રેન્દ્રિયવાળા જીવોને હોય અર્થાત એ દશમા ગુણસ્થાન સુધી સંભવે છે.

**સ્પર્શનપ્રત્યયિક ક્રિયાનું લક્ષણ—**

**रागादिना जीवादीनां स्पृशतो या क्रिया तत्करणरूपत्वं स्पर्शनप्रत्ययिकक्रियाया लक्षणम् । ( २९१ )**

અર્થાત્ રાગાદિ પૂર્વક જીવાદિનો સ્પર્શ કરવો તે 'સ્પર્શનપ્રત્યયિક ક્રિયા' છે, જ્યારે એ વિષે પૂછપરછ કરવી તે 'પૃષ્ટિકી ક્રિયા' છે. આ પ્રમાણે અત્ર બે ક્રિયાઓ એકત્ર રજુ કરાયે

છે તેનું કારણ એ છે કે **પુટ્ટિયા**ના સ્પૃષ્ટિકા અને પૃષ્ટિકા એમ સંસ્કૃતમાં બે રૂપાંતરો થાય છે અને તેનું અત્ર સૂચન છે. જુઓ **નવતત્ત્વપ્રકરણ**ના ભાષ્યનું ૩૩ મું પત્ર.

આ સ્પર્શન-ક્રિયાના પણ બે પ્રકારો છે. જેમકે સ્ત્રી, પુરુષ કે નપુંસકના અંગનો રાગ, દ્વેષ અને મોહથી ગ્રસ્ત જીવને હાથે થતો સ્પર્શ તે 'જીવ-સ્પર્શન ક્રિયા' છે, જ્યારે મૃગના રોમ, વસ્ત્ર વગેરે અજીવ પદાર્થના રાગાદિ પૂર્વક સ્પર્શરૂપ ક્રિયા તે 'અજીવ-સ્પર્શન ક્રિયા' છે. એ પ્રમાણે જીવ અને અજીવ સંબંધી સરાગ પૃચ્છના તે અનુક્રમે 'જીવ-પૃષ્ટિકી' અને 'અજીવ-પૃષ્ટિકી' ક્રિયા છે. આ ક્રિયા સરાગ જીવને હોવાથી એ દશમા ગુણસ્થાનક સુધી સંભવે છે.

**પ્રતીત્ય-ક્રિયાનું લક્ષણ—**

**जीवादीनाश्रित्य या क्रिया तत्करणरूपत्वं प्रतीत्यक्रियाया लक्षणम् । ( २९२ )**

અર્થાત્ જીવ-અજીવ આશ્રીને કરાતી જે ક્રિયા કર્મના ઉપાદાનરૂપ છે તે 'પ્રતીત્ય-ક્રિયા' જાણવી.

અન્ય પ્રાણીના નિમિત્તથી રાગ-દ્વેષ થાય તે 'જીવ-પ્રાતિત્યકી' અને થાંભલા સાથે માથું અફળાતાં, ખાગ્ણુની ઠોકર વાગતાં એમ અજીવ વિષયક નિમિત્ત મળતાં જે રાગ દ્વેષ ઉદ્ભવે તે 'અજીવ-પ્રાતિત્યકી ક્રિયા' જાણવી. આ પ્રમાણે આ ક્રિયાના બે ભેદો છે. આને 'પ્રત્યય-ક્રિયા' પણ કહેવામાં આવે છે.

નવાં પાપકારી અધિકરણોને ઉદ્દેશીને પોતાની બુદ્ધિ અનુસાર તે તૈયાર કરવાં એ આનું લક્ષણ છે એમ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિના દ્વિતીય વિભાગ ( પૃ. ૧૨ ) ઉપરથી જણાય છે. **નવતત્ત્વપ્રકરણ**ના ભાષ્યના ત્રીસમા પત્ર પ્રમાણે પૂર્વના પાપમા ઉપાદાન-કારણરૂપ અધિકરણને આશ્રીને ઉદ્ભવતી ક્રિયા તે 'પ્રાતિત્યકી' છે[1]

**સામન્તોપનિપાતિકી ક્રિયાનું લક્ષણ—**

**हर्षवशादश्वरथादिकं श्लाघयतो या क्रिया तत्करणरूपत्वं सामन्तोपनिपातिक्याः क्रियाया लक्षणम् । ( २९३ )**

અર્થાત્ હર્ષને વશ થઇને ઘોડા, રથ વગેરેની પ્રશંસા કરવી તે 'સામંતોપનિપાતિકી ક્રિયા' છે.

સમન્તાત્ એટલે ચારે બાજુથી અને ઉપનિપાત એટલે આવી મળવું. જે ક્રિયા દ્વારા ચારે બાજુથી લોકો આવી ભેગા થાય તે 'સામન્તોપનિપાતિકી ક્રિયા' છે. આના પણ બે પ્રકારો છે. કોઇ સારો ઘોડો, હાથી વગેરે લાવ્યો હોય અને તે જોવા માટે લોકો એકઠા મળે ત્યારે તેની પ્રશંસા થતી સાંભળી તેનો માલીક રાજી થાય અને કોઇ ખોડ ખાંપણ કાઢે તો ગુસ્સે થાય. આ પ્રમાણે

---

१ " पाडुच्चिया य किरिया इति प्रतीत्य पूर्वपापोपदानकारणमाश्रित्य निष्पन्ना क्रिया, प्रातीत्यकी प्रत्ययक्रियेत्यर्थः । "

સચેતન પદાર્થ પરત્વે લોકોનું ભેગું મળવું અને તે દ્વારા રાગ–દ્વેષની પુષ્ટિ થવી તે **પ્રથમ પ્રકારની** 'જીવસામંતોપનિપાતિકી' નામની ક્રિયા છે. એવી રીતે પ્રદર્શન વગેરે અજીવ પદાર્થો જોવા ભેગા થયેલા લોકને મુખે પ્રશંસા કે નિન્દા સાંભળી રાગી કે દ્વેષી બનવું તે 'અજીવસામન્તોપનિપાતિકી' નામની બીજા પ્રકારની ક્રિયા છે. મોટે ભાગે આવી ક્રિયારૂપ આસ્રવ કૌતુક દેખાડનાર, ખેલ તમાશા કરનારા જીવો પરત્વે સંભવે છે એટલે કે આરંભાદિના અત્યાગી જીવોને આ આસ્રવ હોય અર્થાત્ એ પાંચમા ગુણસ્થાનક સુધી હોય છે. **તત્ત્વાર્થરાજ૦** (પૃ. ૨૫૦) તેમજ **તત્ત્વાર્થ** (અ. ૬, સૂ. ૬)ની વૃત્તિ (પૃ. ૧૨) પ્રમાણે સ્ત્રી, પુરુષ, પશુ વગેરેને જવા આવવાની જગ્યા ઉપર મલ, મૂત્ર વગેરેનો ત્યાગ કરવો તે 'સમંતાનુપાતન–ક્રિયા' છે.

પ્રમત્ત સંયતોના ભોજન, પાણી વગેરે આચ્છાદિત ન હોય ત્યારે સંપાતિમ જંતુઓનાં ચારે બાજુના ઉપનિપાતથી તે જંતુઓનો નાશ થાય. આ ક્રિયા 'સામંતોપનિપાતિકી' કહેવાય છે એમ **સમયસાર**ની સ્વોપજ્ઞ ટીકાના ૧૯ મા પૃષ્ઠ ઉપરથી જણાય છે.[1] વળી ઘી, તેલ વગેરેનાં વાસણો ઉઘાડાં રાખવાથી તેમા ત્રસ જીવો આવીને પડે; એથી જે ક્રિયા લાગે તેનો પણ અત્ર સમાવેશ સમજવો.

સ્વાહસ્તિકી ક્રિયાનું લક્ષણ—

**स्वहस्तगृहीतजीवादिना जीवं मारयतो या क्रिया तत्करणरूपत्वं स्वाहस्तिक्याः क्रियाया लक्षणम् । ( २९४ )**

અર્થાત પોતાને હાથે ગ્રહણ કરેલ જીવાદિ દ્વારા જીવને હણવા રૂપ ક્રિયા કરવી તે 'સ્વાહસ્તિકી ક્રિયા' છે.

પોતાને હાથે જ જીવનો ઘાત કરવો વગેરે ક્રિયા તે 'સ્વાહસ્તિકી ક્રિયા' કહેવાય છે. તેના બે પ્રકારો છે. સજીવ પદાર્થ વડે પોતાને કે પારકાને હણવા તે જીવ–સ્વાહસ્તિકી અને પોતાના હાથમા રહેલા તરવાર વગેરે અજીવ પદાર્થ દ્વારા તેમ કરવું તે અજીવ–સ્વાહસ્તિકી ક્રિયા એમ બે પ્રકારો જાણવા. તીતર જેવા કોઇ જીવને પોતાના હાથમા રાખી તે દ્વારા બીજા જીવોને મરાવવા કે બિલાડી દ્વારા ઉંદરને મરાવવો એનો પણ આ ક્રિયામાં સમાવેશ થાય છે. આ ક્રિયા પાંચમા ગુણસ્થાન સુધી સંભવે છે.

**તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૫૦ ) પ્રમાણે તો જે ક્રિયા બીજાને કરવાની હોય તે પોતે કરી લેવી તેનું નામ 'સ્વાહસ્તિકી ક્રિયા' છે. આ વાતને **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( દ્વિ. વિ. પૃ. ૧૩ ) સમર્થિત કરે છે.

---

૧ આ રહ્યો એ ઉલ્લેખ—

" प्रमत्तसंयतानां भक्तपानाद्यावनाच्छादिते सम्पातिमसत्त्वानां समन्तादुपनिपातेन वा । "

નિસર્ગ-ક્રિયાનું લક્ષણ—

यन्त्रादिना जीवाजीवान् निसृजतो या क्रिया तत्करणरूपत्वं नैसर्गिक्याः क्रियाया लक्षणम् । अथवा [1]पापादानादिना प्रवृत्तिविशेषाभ्युपगमकरणरूपत्वम् । ( २९५ )

અર્થાત્ યંત્ર વગેરે દ્વારા જીવ અને અજીવને દૂર કરવા રૂપ ક્રિયા તે અથવા પાપના ગ્રહણ દ્વારા જે પ્રવૃત્તિનો સ્વીકાર કરવો તે 'નૈસર્ગિકી ( નૈસૃષ્ટિકી ) ક્રિયા' સમજવી. અર્થાત્ પાપકારી પ્રવૃત્તિને માટે અનુમતિ આપવી તે આ 'નિસર્ગ-ક્રિયા' છે. પ્રથમ લક્ષણ અનુસારની આ [2]નૈસર્ગિકી ક્રિયાના બે પ્રકારો છે. યંત્ર વગેરે દ્વારા કુવાદિમાંથી જળ કાઢવું તે જીવ નિસર્ગ-ક્રિયારૂપ પ્રથમ પ્રકાર છે, જ્યારે ધનુષ્યમાંથી બાણ ફેંકવું, બંદુકમાંથી ગોળી છોડવી ઇત્યાદિ અજીવ-નિસર્ગ-ક્રિયારૂપ દ્વિતીય પ્રકાર છે. અથવા સુપુત્ર કે સુશિષ્યને કાઢી મૂકવા તે પ્રથમ પ્રકાર છે, જ્યારે એષણીય ( નિર્દોષ ) આહારાદિનો ત્યાગ કરવો તે દ્વિતીય પ્રકાર છે. આ ક્રિયા પાંચમા ગુણસ્થાનક સુધી હોય છે.

વિદારણ-ક્રિયાનું લક્ષણ—

अन्याचरितपापानां प्रकाशनरूपत्वं विदारणक्रियाया लक्षणम् । ( २९६ )

અર્થાત્ અન્યે કરેલા પાપોનો એટલે કે કુકર્મોનો પ્રકાશ કરવો તે 'વિદારણ-ક્રિયા' જાણવી. કહેવાની મતલબ એ છે કે કોઇના અછતા દૂષણોનો પ્રકાશ કરી તેની પ્રતિષ્ઠાનો નાશ કરવો તે 'વિદારણ-ક્રિયા' છે. જીવ કે અજીવનું વિદારણ કરવું તે પણ આ ક્રિયાનું લક્ષણ છે એટલે એ દૃષ્ટિએ એના બે ભેદો છે.

આને બદલે વૈતારણિકી ક્રિયાનો પણ કેટલેક સ્થળે ઉલ્લેખ છે. વિતારણ એટલે ઠગવું, છેતરવું તે. કપટ પૂર્વક થતી ક્રિયા તે 'વૈતારણિકી ક્રિયા' છે. એના બે ભેદો છે. જેમકે જીવ સદ્ગુણી હોય તોપણ ઠગવાના ઇરાદાથી તેને દુર્ગુણી કહેવો અથવા એકની કહેલી વાતમાં મીઠું મરચું ભભરાવીને વાત કરવી એટલે સાંભળનારને ઊંધી જ રીતે સમજાવવો તે 'જીવવૈતારણિકી' ક્રિયારૂપ

---

૧ સરખાવો તત્ત્વાર્થરાજ૦ ( પૃ ૨૫૦ )ગત નિમ્ન-લિખિત પંક્તિઃ—

' पापादानादिप्रवृत्तिविशेषाभ्यनुज्ञानं निसर्गक्रिया । "

ઘણા વખતથી પ્રવર્તેલા પરોપદર્શિત પાપકારી કાર્યમા ભાવથી અનુમતિ આપવી તે 'નૈસૃષ્ટિકી' ક્રિયા છે, એવો નવતત્ત્વપ્રકરણના ભાષ્યના ત્રીસમા પત્રમાં ઉલ્લેખ છે.

૨ આનુ અપર નામ 'નૈસૃષ્ટિકી' પણ છે નિસર્જન એટલે કાઢવું, ફેંકવુ, ત્યાગ કરવો.

પ્રથમ પ્રકાર છે. અજીવ વસ્તુના જે ગુણ કે દોષ ન હોય તે છતાં છેતરવાની બુદ્ધિએ તે કહેવા તે 'અજીવ-વૈતારણિકી' ક્રિયારૂપ બીજો પ્રકાર છે. મર્મઘાતક વચનો ઉચ્ચારવાં, ખોટું કલંક ચઢાવવું કે જેથી સામાનું હૃદય ભેદાય, ફાળ પડે એવી ખોટી ખબર આપવી, તરવારથી એ ભાગ કરવા ઇત્યાદિ કાર્યોથી આ ક્રિયા સંબંધી આસ્રવ લાગે. આ ક્રિયા બાદર કષાયના ઉદયવાળાને હોય એટલે કે એ નવમા ગુણસ્થાન સુધી હોય.

**આનયન-ક્રિયાનું લક્ષણ—**

**आनयनं समुद्दिश्य स्वपरैः क्रियाकरणरूपत्वमानयनक्रियाया लक्षणम् । ( २९७ )**

અર્થાત્ કોઇ વસ્તુ લાવવાના ઉદ્દેશથી પોતાની મેળે કે અન્ય દ્વારા તે માટે જે પ્રવૃત્તિ કરવી તે 'આનયન-ક્રિયા' છે.

મંગાવેલી વસ્તુ સજીવ કે નિર્જીવ હોય તે પ્રમાણે 'જીવ-આનાયની' કે 'અજીવ-આનયની'ના નામથી આ ક્રિયા ઓળખાય છે એટલે આ પ્રમાણે એના બે પ્રકારો છે. **નવતત્ત્વ-પ્રકરણ**ના ભાષ્યમાં એના સ્વરૂપ પરત્વે કહ્યું છે કે આ ક્રિયા જિનેશ્વરની આજ્ઞાના ઉલ્લંઘન પૂર્વક પોતાની બુદ્ધિથી સજીવાદિ પદાર્થોને મંગાવવાથી લાગે. એ પાંચમા ગુણસ્થાન સુધી હોય.

આ ક્રિયાને બદલે 'આજ્ઞાવ્યાપાદિકી ક્રિયા'નો **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૫૦ )માં ઉલ્લેખ છે. ચારિત્રમોહના ઉદયથી નિયમો પાળી શકાય તેમ ન હોવાથી જિનપ્રણીત શાસ્ત્રથી વિરુદ્ધ પ્રરૂપણા કરવી તે આ ક્રિયાનું લક્ષણ છે.

આ સંબંધમાં એવું પણ કથન નજરે પડે છે કે જીવને આજ્ઞા કરતાં 'જીવ-આજ્ઞાપનિકી' અને અજીવને આજ્ઞા ફરમાવતાં ( જાદુગર જેવાને ) 'અજીવ-આજ્ઞાપનિકી' ક્રિયા સંભવે.

**અનવકાંક્ષ-ક્રિયાનું લક્ષણ—**

**जिनोक्तकर्तव्यविधिषु प्रमादवशतोऽनादररूपत्वमनवकाङ्क्षक्रियाया लक्षणम् ( २९८ )**

અર્થાત્ જિનેશ્વરે પ્રરૂપેલા કાર્યોની વિધિમાં ( સ્વ પરના હિતને વિષે ) પ્રમાદને વશ થઇ અનાદર કરવો તે 'અનવકાંક્ષ-ક્રિયા' જાણવી.

ધૂર્તતાથી શાસ્ત્રોક્ત વિધિનો અનાદર કરવો એનો પણ આ ક્રિયામાં સમાવેશ થાય છે એમ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૫૦ ) ઉપરથી જણાય છે. પોતાના કે પારકાના હિતની અપેક્ષા વિના આ લોક અને પરલોક એમ ઉભય લોક વિરુદ્ધ ચોરી, પરસ્ત્રીગમન ઇત્યાદિ આચરણો

કરવાં તે સ્વ-અનવકાંક્ષા-અને પર-અનવકાંક્ષા એમ બે પ્રકારની ક્રિયાઓ છે. એમાં બાદર કષાયનો ઉદય નિમિત્તરૂપ હોવાથી એ નવમા ગુણસ્થાનક સુધી હોય છે.[1]

**અનાભોગ-ક્રિયાનું લક્ષણ—**

**अदृष्ट्वाऽप्रमृज्य च भूमौ वस्त्रपात्राद्यादाननिक्षेपादिरूपत्वमनाभोगिकक्रियाया लक्षणम्। अथवा उपयोगराहित्येन क्रियायां प्रवृत्तिकरणरूपत्वम्। ( २९९ )**

અર્થાત્ જોયા વિના અને ભૂમિનું પ્રમાર્જન કર્યા વગર વસ્ત્ર, પાત્ર વગેરેને લેવા મૂકવારૂપ જે ક્રિયા કરવી તે 'અનાભોગિક ક્રિયા' જાણવી. અનવેક્ષિત અને અપ્રમાર્જિત સ્થળ ઉપર શરીર રાખવું તે પણ આ ક્રિયાનું એક અંગ છે. અથવા ઉપયોગ વગર ક્રિયા કરવી તે પણ 'અનાભોગિક ક્રિયા' છે.

અનાભોગ એટલે ઉપયોગ રહિતપણું. ઉપયોગ વિના પ્રમાર્જનાદિ કર્યા વિના વસ્ત્ર, પાત્ર ઇત્યાદિ લેવાં મૂકવાં તે 'અનાયુક્ત આદાન-ક્રિયા' છે; જ્યારે ઉપયોગ રહિતપણે પ્રમાર્જનાદિ કરી વસ્ત્રાદિની લે મૂક કરવી તે 'અનાયુક્ત પ્રમાર્જન ક્રિયા' છે. આ ક્રિયા જ્ઞાનાવરણ કર્મના ઉદયથી સકષાયી જીવને હોય છે એટલે એ દશમા ગુણસ્થાનક સુધી સંભવે છે.[2]

**આરંભિક-ક્રિયાનું લક્ષણ—**

**छेदन-भेदन-ताडन-तर्जनादिकर्मविषयकप्रवृत्तिकरणरूपत्वमारम्भिकक्रियाया लक्षणम्। ( ३०० )**

અર્થાત્ છેદન, ભેદન, તાડન, તર્જન ઇત્યાદિ ક્રિયા વિષયક પ્રવૃત્તિ તે 'આરમ્ભિક ક્રિયા' જાણવી. દાખલા તરીકે પૃથ્વીકાયાદિ જીવોનો ઉપઘાત કરનાર ખેતી આદિનો આરંભ કરવો, ઘાસ વગેરે છેદવાં ઇત્યાદિ 'આરંભિક ક્રિયા' છે.

ભાંગવા, ફોડવા અને ઘાત કરવામાં પોતે જાતે રસ લેવો અને અન્યની તેવા પ્રકારની પ્રવૃત્તિ જોઈને રાજી થવું તે 'આરંભ-ક્રિયા' છે એમ તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૨૫૦)માં સૂચવાયું છે. જીવની ઘાત કરવા રૂપ પ્રવૃત્તિ તે 'જીવ-આરંભિકી' અને ચિત્ર વગેરેમાં આલેખેલા જીવનો ઘાત કરવા રૂપ પ્રવૃત્તિ તે 'અજીવ-આરંભિકી ક્રિયા' છે.

**મિથ્યાદર્શન-ક્રિયાનું લક્ષણ—**

**अर्हत्प्रवचनोक्तमार्गाद् विपरीतमार्गे सततप्रयाणपूर्वककुसाधुकुदेवाचरितक्रियाया अनुमोदनरूपत्वं मिथ्यादर्शनक्रियाया लक्षणम्। ( ३०१ )**

---

૧-૨ 'આ વિચારણીય છે, કેમકે ગુણશ્રેણિમાં પ્રમાદ હોતો નથી.' એમ પ્રસ્તુત ગ્રંથકાર સૂચવે છે.

અર્થાત્ જિન-પ્રવચનમાં પ્રરૂપેલા માર્ગથી સદા વિપરીત રસ્તે જવું તેમજ કુસાધુ, કુદેવ વગેરેની ક્રિયાનું અનુમોદન કરવું તે ' મિથ્યાદર્શન-ક્રિયા ' જાણવી. જિન-પ્રવચનથી વિપરીત શ્રદ્ધાન કરવું, વિપરીત પ્રરૂપણા કરવી ઇત્યાદિનો આ ક્રિયામાં સમાવેશ થાય છે.

કહેવાની મતલબ એ છે કે મિથ્યાત્વીને અનુકૂળ પ્રવૃત્તિ કરવા કે કરાવવામાં રસ લેતી વ્યક્તિને તું ઠીક કરે છે ઇત્યાદિ કહી પ્રશંસાદિ દ્વારા તેને મિથ્યાત્વમાં દૃઢ કરવી તે 'મિથ્યાદર્શન-ક્રિયા ' છે.

અન્યત્ર આનું સ્વરૂપ જુદું જ જણાય છે. જેમકે વિશ્વમાં જે વસ્તુઓ જે સ્વરૂપે વિદ્યમાન હોય તેને તે સ્વરૂપે ન માનતાં તેથી વિપરીત રૂપે માનવી તે ' મિથ્યાદર્શન-પ્રત્યયિકી ક્રિયા ' છે. આના બે પ્રકારો છે. જેમકે વિદ્યમાન પદાર્થોને સદ્રૂપે માને, પરંતુ તેના કેટલાક ગુણ પર્યાયને વિપરીત રૂપે માને. દાખલા તરીકે કેટલાક દાર્શનિકો આત્મા દેહવ્યાપી છે એમ માનવા છતાં આત્મા અંગુઠાની પર્વરેખા પ્રમાણ વ્યાપ્ત છે[1] અથવા કેવળ એક તંદુલ જેવડો જ છે[2] એ પ્રમાણે ન્યૂન માને અને કેટલાક આત્મા સર્વવ્યાપી છે, પાંચસે ધનુષ્ય જેટલો છે ઇત્યાદિ રૂપે અધિક માને તે ' ઊનાતિરિક્ત મિથ્યાદર્શન પ્રત્યયિકી ક્રિયા ' છે. જેઓ વિદ્યમાન પદાર્થનો સર્વથા નિષેધ કરે- જેમકે આત્મા છે જ નહિ એમ મૂળમાં જ કુહાડો લગાવે તેની આ માન્યતા ' તદ્વ્યતિરિક્ત (તે બેથી જુદી) મિથ્યાદર્શન-પ્રત્યયકી ક્રિયા 'ના નામથી ઓળખાય છે. આ ક્રિયા સમ્યક્ત્વ-મોહનીય સિવાય [3]દર્શન-ષટ્કના ઉદયથી હોય, માટે આ ત્રીજા ગુણસ્થાન સુધી હોય.

## પચીસ ક્રિયાઓના નામોલ્લેખનો ક્રમ—

પ્રસ્તુત ગ્રન્થકારે પચીસ ક્રિયાઓનાં નામોનો નિર્દેશ કર્યો નથી, પરંતુ તેમણે એક પછી એક ક્રિયાનું લક્ષણ નિર્દેશ્યું છે. એ ઉપરથી ફલિત થતો ક્રમ આપણે ૭૪૮મા તેમજ ૭૪૯મા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ. આ ક્રમ કયા ગ્રન્થને આધારે યોજાયો છે તે સમજાતું નથી. **નવતત્ત્વપ્રકરણ** ( ગા. ૨૨-૨૪ )માં તો નીચે મુજબનો ક્રમ જોવાય છે:—

(૧) કાયિકી, (૨) આધિકરણિકી, (૩) પ્રાદ્વેષિકી, (૪) પારિતાપનિકી, (૫) પ્રાણાતિપાતિકી, (૬) આરંભિકી, (૭) પારિગ્રહિકી, (૮) માયાપ્રત્યયિકી, (૯) મિથ્યાદર્શનપ્રત્યયિકી, (૧૦) અપ્રત્યાખ્યાનિકી, (૧૧) દૃષ્ટિકી, (૧૨) સ્પૃષ્ટિકી (અથવા પૃષ્ટિકી), (૧૩) પ્રાતિત્યકી, (૧૪) સામંતોપનિપાતિકી, (૧૫) નૈસૃષ્ટિકી ( અથવા નૈશસ્ત્રિકી ), (૧૬) સ્વાહસ્તિકી, (૧૭) આજ્ઞાપનિકી, (૧૮) વૈદારણિકી, (૧૯) અનાભોગિકી, (૨૦) અનવકાંક્ષા-પ્રત્યયિકી, (૨૧) પ્રાયોગિકી, (૨૨) સામુદાયિકી, (૨૩) [4]પ્રેમિકી, (૨૪) [5]દ્વેષિકી અને (૨૫) ઐર્યાપથિકી.

---

૧-૨ આ કોની કોની માન્યતા છે તેનો નામોલ્લેખ મારા જોવામા આવ્યો નથી

૩ ચાર અનંતાનુબંધી કષાયો, મિથ્યાત્વ-મોહનીય અને મિશ્ર મોહનીય.

૪-૫ આ બેને બદલે શ્રીગંધહસ્તી મુનિરત્ને સમ્યક્ત્વ-ક્રિયા અને મિથ્યાત્વ-ક્રિયાનો ઉલ્લેખ

આ પૈકી પહેલી આઠ ક્રિયાઓનાં નામ ૨૨ મી ગાથામાં, ત્યારપછીની આઠનાં ૨૩ મીમાં અને બાકીની નવનાં ૨૪ મીમાં આપેલાં છે.

**તત્ત્વાર્થ** (અ. ૬, સૂ ૬)ના સ્વોપજ્ઞ ભાષ્ય ( પૃ. ૧૧ ) તરફ દૃષ્ટિપાત કરતાં જણાય છે કે ત્યાં પાંચ પાંચ ક્રિયાઓનાં પાંચ પંચકો છે. જેમકે (૧) સમ્યક્ત્વ, (૨) મિથ્યાત્વ, (૩) પ્રયોગ, (૪) સમાદાન અને (૫) ઇર્યાપથ; (૬) કાય, ( ૭ ) અધિકરણ, (૮) પ્રદોષ, (૯) પરિતાપન અને (૧૦) પ્રાણાતિપાત; (૧૧) દર્શન, (૧૨) સ્પર્શન, (૧૩) પ્રત્યય, (૧૪) સમન્તાનુપાત અને (૧૫) અનાભોગ; (૧૬) સ્વહસ્ત, (૧૭) નિસર્ગ, (૧૮) વિદારણ, (૧૯) આનયન અને (૨૦) અનવકાંક્ષા; (૨૧) આરંભ, (૨૨) પરિગ્રહ, (૨૩) માયા, (૨૪) મિથ્યાદર્શન અને (૨૫) અપ્રત્યાખ્યાન.

**પ્રજ્ઞાપના**ના બાવીસમા પદમાં **નવતત્ત્વપ્રકરણ**ગત કાયિકીથી અપ્રત્યાખ્યાનિકી સુધીની દશ જ ક્રિયાઓ પાંચ પાંચનાં [1]બે પંચકો તરીકે ગણાવાયેલી છે. **સ્થાનાંગ**માં બીજા સ્થાનના પહેલા ઉદ્દેશકમાં-સાઠમા સૂત્રમાં બબ્બે ક્રિયાઓનાં અગ્યાર યુગ્મોનો નિર્દેશ નીચે મુજબ છે:—

(૧) કાયિકી અને આધિકરણિકી; (૨) પ્રાદ્વેષિકી અને પારિતાપનિકી; (૩) પ્રાણાતિપાતિકી અને અપ્રત્યાખ્યાનિકી; (૪) આરંભિકી અને પારિગ્રહિકી; (૫) માયાપ્રત્યયિકી અને મિથ્યાદર્શનપ્રત્યયિકી; (૬) દૃષ્ટિકા અથવા દૃષ્ટિની અને પૃષ્ટિકા, પૃષ્ટિની, સ્પૃષ્ટિકા અથવા સ્પૃષ્ટિની; (૭) પ્રાતીત્યકી અને સામંતોપનિપાતિકી; (૮) સ્વાહસ્તિકી અને નૈસૃષ્ટિકી; ( ૯ ) આજ્ઞાપનિકા અથવા આનયની અને વૈદારિણી; (૧૦) અનાભોગપ્રત્યયા અને અનવકાંક્ષપ્રત્યયા; અને (૧૧) પ્રેમપ્રત્યયા અને દોષપ્રત્યયા.

### આસ્રવના [2]૪૨ ભેદોનું સૂક્ષ્મ અવલોકન—

સ્થૂળ દૃષ્ટિએ આસ્રવના ઘણાખરા ભેદો ભિન્ન ન જણાતાં એક સરખા જણાય છે. જેમકે ઇન્દ્રિય–આસ્રવમાં નેત્રેન્દ્રિય વિષયક દાર્ષ્ટિકી ક્રિયા અને સ્પર્શનેન્દ્રિય વિષયક સ્પૃષ્ટિકી ક્રિયાનો અંતર્ભાવ થાય છે. ચારે કષાયો પ્રેમિકી, દ્વેષિકી, પ્રાદ્વેષિકી અને માયા–પ્રત્યયિકી ક્રિયાઓમાં યથાયોગ્ય અંતર્ગત થાય છે. પાંચે અવ્રતોનો સામાન્ય રીતે વિચાર કરતાં અપ્રત્યાખ્યાનિકી ક્રિયામાં અને વિશેષ વિચાર કરતાં પ્રથમ હિંસારૂપ અવ્રતનો પ્રાણાતિપાતિકી ક્રિયામાં અને પાંચમા અપરિગ્રહરૂપ અવ્રતનો પારિગ્રાહિકી ક્રિયામાં સમાવેશ થઇ શકે છે. ત્રણે યોગો પૈકી કાય–યોગ

---

કર્યો છે. આ સમ્યક્ત્વ–ક્રિયાનો સ્વામી સામાન્ય રીતે સરાગ જીવ હોવાથી આને અત્ર 'પ્રેમિકી' અર્થાત્ ' પ્રેમપ્રત્યયા ' કહી છે. એવી રીતે મિથ્યાત્વ-ક્રિયાના અભિગૃહીત, અભિનિવિષ્ટાદિ મિથ્યાદૃષ્ટિ સ્વામી હોવાથી એને અત્ર ' દ્વેષિકી ' યાને ' દ્વેષ–પ્રત્યયા ' કહી છે. આ પ્રમાણે **નવતત્ત્વપ્રકરણ**ના ભાષ્યના ૩૧મા પત્રમાં ઉલ્લેખ છે.

૧ ૨૭૯ મા સૂત્રમાં પ્રથમ પંચકનો અને ૨૮૪ મા સૂત્રમાં દ્વિતીય પંચકનો નિર્દેશ છે.

૨ **તત્ત્વાર્થ**માં ૩૯ ભેદો સૂચવાયા છે, જ્યારે **નવતત્ત્વપ્રકરણ**ના ભાષ્ય ( ગા. ૭૮ )માં ૪૨ સૂચવાયા છે.

કાયિકી ક્રિયામાં અને બાકીના બે યોગો પ્રાયોગિકી ક્રિયામાં અંતર્ગત થઇ શકે છે. આ પ્રમાણેની હકીકત વળી કેટલીક ક્રિયાઓને પણ લાગુ પડે છે. જેમકે પ્રાયોગિકી ક્રિયામાં કાયિકીનો અંતર્ભાવ થાય છે. પ્રાદ્વેષિકી અને દ્વેષપ્રત્યયિકી એક જણાય છે. આ પ્રમાણે સ્થૂલ અવલોકન અનુસાર તો આસ્રવ-તત્ત્વના ૪૨ ભેદો પરસ્પર ભિન્ન જણાતા નથી, પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારતાં તેમાં ભેદ સ્પષ્ટ રીતે જણાય છે. જેમકે નેત્રેન્દ્રિયનો આસ્રવ ઇન્દ્રિયનિમિત્તક છે, જ્યારે દાર્ષ્ટિકી ક્રિયાનો આસ્રવ તે ક્રિયાનિમિત્તક છે ઇત્યાદિ. જુઓ **નવતત્ત્વપ્રકરણના** ભાષ્યનું ઉપાધ્યાય **શ્રીયશોદેવ**કૃત વિવરણનું ૩૬ મું પત્ર.

**સ્થાનાંગ** ( સ્થા. ૨, ઉ. ૧, સૂ ૬૦ )માં સર્વ ક્રિયાઓને કર્મપુદ્ગલના ગ્રહણના કારણની મુખ્યતાને લક્ષ્યમા રાખીને અજીવ-ક્રિયાઓ કહી છે,[1] જ્યારે **વિચારસાર** ( ? )મા જીવના પરિણામની પ્રધાનતાની અપેક્ષાએ જીવ-ક્રિયાઓ કહી છે અને જીવની તત્ત્વશ્રદ્ધાન, મિથ્યાત્વ-ભાવ, મિશ્રભાવ અને સમ્યક્ત્વભાવે પરિણતિ એ જીવ-ક્રિયા ગણાવાયેલી છે.

## ગતિ આશ્રીને આસ્રવના ભેદો—

નરક-ગતિમાં ઐર્યાપથિકી ક્રિયા સિવાયના સર્વ એટલે ૪૧ ભેદો હોય છે. ઐર્યાપથિકી ક્રિયા કેવળ યોગનિમિત્તક છે અને એ યોગ કષાયથી રહિત એવા અગ્યારમા ગુણસ્થાનથી યથાખ્યાત ચારિત્રના સદ્ભાવે હોય છે. આવું યથાખ્યાત ચારિત્ર નારકને હોય નહિ, માટે એને ઐર્યાપથિકી ક્રિયા સંબંધી આસ્રવ પણ ન હોય. અર્થાત્ નારકને પાંચ ઇન્દ્રિય, ચાર કષાય, પાચ અવ્રત, ત્રણ યોગ અને ચોવીસ ક્રિયા એમ એકતાલીસ આસ્રવ-ભેદો હોય. તિર્યક્-ગતિમાં તેમજ દેવ-ગતિમા પણ આ જ પ્રમાણે ૪૧ ભેદો હોય છે. મનુષ્ય-ગતિમાં બેતાલીસે બેતાલીસ હોય છે, કેમકે એ ગતિમાં તો યથાખ્યાત ચારિત્ર હોય છે; અન્ય ગતિમાં એનો સંભવ જ નથી

## ઇન્દ્રિય આશ્રીને આસ્રવના ભેદો—

એકેન્દ્રિયમાં ત્રીસ ભેદો સંભવે છે. દાર્ષ્ટિકી ક્રિયા નેત્રેન્દ્રિયવાળા જીવને હોય. પ્રાતીત્યકી, આનયનિકી, સામંતોપનિપાતિકી અને આજ્ઞાપ્રયોગિકી એ ચાર ક્રિયાઓ દીર્ઘકાલિકી સંજ્ઞાવાળા વચનયોગીને હોય. એકેન્દ્રિયમા નેત્ર-દર્શન અને વચન-યોગનો અભાવ છે એટલે આ પાચ ક્રિયાઓનો તેમા અભાવ છે વળી ઉપર્યુક્ત કારણ અનુસાર ઐર્યાપથિકી ક્રિયાનો પણ તેમાં અભાવ છે. ઇન્દ્રિય-આસ્રવમાં કેવળ સ્પર્શનેન્દ્રિય સંબંધી જ આસ્રવ છે અને ત્રિવિધ યોગમા કેવળ કાયયોગ વિષયક જ આસ્રવ છે. એટલે કે ઇન્દ્રિય-આસ્રવ ૧, કષાય-આસ્રવ ૪, યોગ-આસ્રવ ૧, અવ્રત-આસ્રવ ૫ અને ક્રિયા-આસ્રવ ૧૯ એમ કુલે ૩૦ આસ્રવો છે. દ્વીન્દ્રિયમાં આ ઉપરાંત રસનેન્દ્રિય-આસ્રવ અને વચનયોગ-આસ્રવ એ બે વધારે હોય એટલે બધા મળીને ૩૨ આસ્રવો

---

૧ સ્થાનાંગ ( સૂ૦ ૬૦ )ની ટીકાના ૪૦મા-૪૧મા પત્રમા કહ્યું પણ છે કે—

" इह जीवव्यापारेऽप्यजीवप्रधानत्वविवक्षयाऽजीवक्रियेयमुक्ता,... सा ह्यजीवस्य पुद्गलराशेः कर्म्मतापरिणतिरूपा जीवव्यापारस्याविवक्षणादजीवक्रियेति । "

છે. ત્રીન્દ્રિયમાં આ ઉપરાંત ઘ્રાણેન્દ્રિય-આસ્રવ હોય એટલે એકંદર ૩૩ આસ્રવો છે. ચતુરિન્દ્રિયમાં આ ૩૩ ઉપરાંત નેત્રેન્દ્રિય-આસ્રવ અને દાર્ષ્ટિકી ક્રિયા એ બે વધારે આસ્રવો હોય અર્થાત્ કુલે ૩૫ છે. પંચેન્દ્રિયમાં ગર્ભજ મનુષ્યને બધા (૪૨) આસ્રવો હોય.

## કાય આશ્રીને આસ્રવ-ભેદો—

પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય એકેન્દ્રિય હોવાથી એ પ્રત્યેકને ત્રીસ ત્રીસ આસ્રવો હોય. ત્રસ-કાયમાં મનુષ્ય આશ્રીને બેતાલીસ હોય, જ્યારે બાકીના જીવોમાં યથાયોગ ઘટાવી લેવા.

## ઇન્દ્રિયો સંબંધી આસ્રવોની શુભાશુભતા—

ઇન્દ્રિયો પાંચ હોવાથી એ સંબંધી આસ્રવ પણ પાંચ હોય તે સ્વાભાવિક છે. તેમાં શીતાદિ આઠ સ્પર્શો પૈકી પોતાને જે અનુકૂળ જણાય તેવા સ્પર્શવાળા પદાર્થને વિષે રાગી બને અર્થાત એથી રાજી થાય અને જે પ્રતિકૂળ જણાય તેને વિષે દ્વેષ ધારણ કરે એટલે કે એથી નારાજ થાય, એ પ્રમાણેની જીવની પ્રવૃત્તિ તે સ્પર્શનેન્દ્રિય વિષયક આસ્રવ છે. આ આસ્રવ શુભ તેમજ અશુભ એમ બે પ્રકારનો છે. તેમાં જિનદેવના સ્નાત્ર વખતે, ગુરુ તેમજ ગ્લાનની વૈયાવૃત્ત્ય કરતાં કે ધર્મના ઉપકરણોનો સ્પર્શ થતાં આનંદ પામવો એ પ્રશસ્ત આસ્રવ છે, જ્યારે સ્ત્રી, પુત્રાદિના સંસારપોષક સ્પર્શથી રાજી થવું એ અપ્રશસ્ત આસ્રવ છે.

અનુકૂળ રસવાળા પદાર્થને વિષે પ્રીતિ ધારણ કરવી અને પ્રતિકૂળ રસવાળા પદાર્થ ઉપર દ્વેષ ધારણ કરવો તે રસનેન્દ્રિય વિષયક આસ્રવ છે. આના પણ શુભ અને અશુભ એમ બે ભેદો છે. તેમાં [1]પાંચ પ્રકારના સ્વાધ્યાય વાસ્તે, દેવ અને ગુરુની સ્તુતિ કરવા સારૂ કે ગુરુ વગેરેની ભક્તિના નિમિત્તથી અન્ન પાનની પરીક્ષા કરવા જીભનો ઉપયોગ કરવો તે શુભ આસ્રવ છે, જ્યારે દેહ ટકાવી રાખવા માટે નહિ, પરંતુ લહેજતની ખાતર મનોહર રસવતી ( ભોજન ) જમવી તે અશુભ આસ્રવ છે.

અત્તર જેવા સુગંધી પદાર્થો મળતાં રાજી થવું અને લસણ જેવા દુર્ગંધી પદાર્થ મળતાં નાખુશ થવું એ ઘ્રાણેન્દ્રિય સંબંધી આસ્રવ છે. આના પણ પૂર્વની જેમ બે ભેદો છે. તેમાં પ્રભુની પૂજાની સામગ્રી જેવી કે ચંદન, બરાસ, કસ્તૂરી, કુંકુમ, કુસુમ, અગુરુ ઇત્યાદિ પદાર્થોની સુગંધથી રાજી થવું તે શુભ આસ્રવ છે, જ્યારે માથામાં નાંખવાનાં સુગંધી તેલો કે વિવિધ જાતનાં અત્તરો જેવા સંસારવર્ધક પદાર્થો મળતા ખુશી થવું તે અશુભ આસ્રવ છે.

મનોહર રંગ, રૂપ અને આકારવાળા પદાર્થોને જોઇને રાજી થવું અને એથી વિપરીત જાતના પદાર્થોને જોઇને નારાજ થવું તે નેત્રેન્દ્રિય સંબંધી આસ્રવ છે. આના પણ શુભ અને અશુભ એમ બે પ્રકારો છે. તેમાં જિનેશ્વરની પ્રતિમા, ગુરુ, સંઘ, શાસ્ત્રો, ધર્મસ્થાન ઇત્યાદિનું દર્શન તે શુભ આસ્રવ છે, જ્યારે કામિનીનાં અંગોપાંગ, નાટક, ખેલ, તમાસા વગેરે જોવાં તે અશુભ આસ્રવ છે.

---

૧ વાચના, પ્રચ્છના, અનુપ્રેક્ષા, આમ્નાય અને ધર્મોપદેશ. આનાં લક્ષણો માટે જુઓ છઠ્ઠો ઉલ્લાસ.

કાનને પ્રિય એવા સચિત્તાદિ ત્રિવિધ શબ્દો સાંભળીને રાગ ધારણ કરવો અને કઠોર એવા શબ્દો કાને પડતાં દ્વેષ ધારણ કરવો તે કર્ણેન્દ્રિય વિષયક આસ્રવ છે. એના પણ બે પ્રકારો છે. તેમાં પ્રભુના ગુણગ્રામ, ગુરુનું સંકીર્તન, ધર્મદેશનાનું શ્રવણ ઇત્યાદિ પ્રશસ્ત કાર્યોમાં શ્રવણેન્દ્રિયને જોડવી તે શુભ આસ્રવ છે, જ્યારે વેશ્યાનાં ગાયનો, જલસા વગેરે સંસારની પુષ્ટિ કરનારાં સાધનોમાં કર્ણેન્દ્રિયને તલ્લીન બનાવવી તે અશુભ આસ્રવ છે.

આ ઉપરથી સાર એ નીકળે છે કે પાંચ ઇન્દ્રિયના ત્રેવીસ વિષયોની અનુકૂળતા કે પ્રતિકૂલતાને વશ ન થતાં પુદ્ગલનો વિવિધ પ્રકારનો સ્વભાવ છે એવી ભાવના પૂર્વક તટસ્થતા કેળવવી અર્થાત્ ન તો રાગને અધીન થવું કે ન તો દ્વેષને; કેમકે આમ કરવાથી જ ઇન્દ્રિયો સંબંધી કર્મનું આગમન થતું અટકે અને કર્મનું રોકાણ થઇ મુક્તિનો માર્ગ મોકળો થાય.

**કષાય સંબંધી આસ્રવોની શુભાશુભતા—**

ક્રોધાદિ ચાર કષાયો પૈકી જે કષાય પ્રશસ્ત ભાવે વર્તતો હોય તે શુભ આસ્રવ છે, જ્યારે જે અપ્રશસ્ત ભાવે વર્તતો હોય તે અશુભ આસ્રવ છે, અને કોઇ પણ ભાવમાં ન વર્તતો હોય તો સંવરનો ઉદય થાય છે. દેવ, ગુરુ કે શાસનનો ઇરાદા પૂર્વક વિધ્વંસ કરનાર ઉપર ગુસ્સે થવું પડે કે દુર્વિનીત શિષ્યને સન્માર્ગે દોરવવાના શુભ હેતુથી તેના તરફ ક્રોપ કરવો પડે તે પ્રશસ્ત ક્રોધ છે, જ્યારે સંસારવર્ધક પદાર્થનો નાશ કરનાર ઉપર ગુસ્સે થવું, દાખલા તરીકે કોઇ ઉન્માર્ગે જતાં અટકાવે એવા હિતૈષી ઉપર ગુસ્સો કરવો તે અપ્રશસ્ત ક્રોધ છે.

પોતાના શ્રેષ્ઠ ધર્મ વગેરેને માટે મગરૂરી રાખવી તે પ્રશસ્ત માન છે, જ્યારે નમન કરવા યોગ્ય જનોને ન નમવું તે અપ્રશસ્ત માન છે.

શિકારીથી મૃગનો જીવ બચાવવા તેનો અપલાપ કરવો, રોગીને કડવાં ઔષધ પાતી વેળા તેને હિતબુદ્ધિથી છેતરવો, અનેક ઉપાય કરવા છતાં દીક્ષાના સાચા અભિલાષીને તેનું કુટુંબ રોકી રાખે તો એ કુટુંબની જાળમાંથી તેને છોડાવવા જે પ્રપંચ કરવો પડે તે વગેરે પ્રશસ્ત માયા છે,[1] જ્યારે ધન મેળવવાની ઇચ્છાથી ગ્રાહકને ઠગવા, કુટુંબની વૃદ્ધિ માટે કપટ સેવવું વગેરે અપ્રશસ્ત માયા છે

જ્ઞાન, દર્શન, ચારિત્ર, વિનય, વૈયાવૃત્યાદિનાં ઉપકરણો વગેરે માટે જે લોભવૃત્તિ રાખવી તે પ્રશસ્ત લોભ છે, જ્યારે ધન, ધાન્ય વગેરેને વિષે આસક્તિ રાખવી તે અપ્રશસ્ત લોભ છે.

---

૧ પોતાની સેવા કરાવવાના ઇરાદાથી સાધુ ખટપટ કરીને કોઇને સંસારમાંથી છોડાવી દીક્ષા આપે તો તેમ કરનાર સાધુનો આસ્રવ અશુભ છે, જ્યારે છૂટનાર મુમુક્ષુ હોય તો તેનો આસ્રવ શુભ છે. " सा विद्या या विमुक्तये " અથવા જૈન દર્શન પ્રમાણે " ज्ञानस्य फलं विरतिः " એ મુદ્રાલેખને અનુલક્ષીને એમ કહી શકાય છે કે ભવિષ્યમા સારો સંસાર નિભાવનાર-ચલાવનાર થાય એવા ઇરાદાથી પુત્રાદિને અપાતું શિક્ષણ તે અશુભ આસ્રવ છે, જ્યારે એને કંઇક બોધ થાય તો એ જ્ઞાન દ્વારા એ સંસારની જાળથી છૂટો થઇ મોક્ષમાર્ગે સંચરે એવા હેતુથી એને અપાતું શિક્ષણ અને જરૂર પડે તો એવા શુભ ઇરાદાથી કરવામા આવતાં તેના તાડન, તર્જન ઇત્યાદિ શુભ આસ્રવ છે.

કહેવાની મતલબ એ છે કે કોઇ પણ કષાય પોતાની મલિન વાસનાને તૃપ્ત કરવા માટે સેવાય અર્થાત્ એ સ્વાર્થ બુદ્ધિનું કર્તવ્ય હોય તો તે અપ્રશસ્ત કષાય છે અને એથી અશુભ આસ્રવ ઉદ્ભવે છે; પરંતુ જો એમાં આત્મ-ધર્મની ઉન્નતિ એ પ્રેરક બળ હોય તો તે કષાય પ્રશસ્ત છે અને એ શુભ આસ્રવ છે. આથી સમજાય છે કે સંસારની ઉન્નતિ અને અભિવૃદ્ધિ એ લક્ષ્યબિન્દુ પૂર્વકનું કષાયનું સેવન તે અશુભ આસ્રવ છે, જ્યારે આત્મોન્નતિ, સત્ય ધર્મની પ્રભાવના ઇત્યાદિ લક્ષ્યથી કષાય સેવાય તો તે શુભ આસ્રવ છે.

અત્ર એ ઉમેરવું આવશ્યક સમજાય છે કે આ તો વસ્તુસ્થિતિનું પ્રતિપાદન છે. એથી કંઇ પ્રશસ્ત કષાય સેવવાનો ઉપદેશ છે એમ ન સમજવું; કેમકે મોક્ષમાર્ગની પ્રાપ્તિ તો કેવળ અપ્રશસ્ત કષાયની જ નિવૃત્તિની નહિ, પરંતુ પ્રશસ્ત કષાયની પણ નિવૃત્તિની અપેક્ષા રાખે છે. સંસારમાં જેઓ અપ્રશસ્ત કષાયને સેવી રહ્યા છે તેમની દિશામાં પલટો થાય તેટલા પૂરતું આ સૂચન છે. અમુક ગુણસ્થાનક સુધી નહિ પહોંચેલા જીવો પ્રશસ્ત કષાયો સેવે તે કોઇક અંશે નીભાવી લેવાય, પરંતુ એ ટાળવા પડશે જ એટલું તો તેમણે પણ સ્વીકારવું જ જોઇએ અને તેમ કરવા માટે તેમણે કટિબદ્ધ થવું જ જોઇએ.

**યોગ સંબંધી આસ્રવોની શુભાશુભતા—**

આર્ત અને રૌદ્ર ધ્યાન એ માનસિક અશુભ યોગ છે, જ્યારે ધર્મ અને શુક્લ ધ્યાન એ માનસિક શુભ યોગ છે. આ ચોર છે, આ સ્ત્રીલંપટ છે ઇત્યાદિ અપ્રશસ્ત વચન યાને અશુભ વાચિક યોગ છે, જ્યારે દેવ, ગુરુ વગેરેના ગુણોનો વર્ણવાદ એ પ્રશસ્ત વચન અર્થાત્ શુભ વાચિક યોગ છે. ધર્મ-કાર્યમાં શરીરને જોડવું તે પ્રશસ્ત કાયયોગ છે, જ્યારે વિષય સેવવો, જુગાર ખેલવો ઇત્યાદિ અપ્રશસ્ત કાયયોગ છે

પ્રશસ્ત યોગ એ શુભ આસ્રવ છે, જ્યારે અપ્રશસ્ત યોગ એ અશુભ આસ્રવ છે; પરંતુ એ સાંપરાયિક આસ્રવ કહેવાય તે માટે તેમાં રાગ, દ્વેષ હોવા જોઇએ.

**અવ્રતો સંબંધી આસ્રવોની શુભાશુભતા—**

શાસનદ્રોહી, સંઘાદિકને નાહક સતાવનાર વગેરેને શિક્ષા કરવી પડે તે હિંસારૂપ અવ્રતનો શુભ આસ્રવ છે,[1] જ્યારે પોતાને હેરાન કરનારનો સ્વાર્થ-બુદ્ધિથી વિનાશ કરવો તે એ અવ્રતનો અશુભ આસ્રવ છે. આ પ્રમાણે અસત્યાદિ પરત્વે ઘટાવી લેવું.

**કર્મબંધની વિશેષતાનાં કારણો—**

આ પ્રમાણે આપણે સાંપરાયિક આસ્રવના ભેદોનો વિચાર કર્યો. હવે આ ઉપર્યુક્ત ભેદોમાં તીવ્ર ભાવ, મંદ ભાવ, જ્ઞાત ભાવ, અજ્ઞાત ભાવ, વીર્ય અને અધિકરણની તરતમતા આશ્રીને વિશેષતા રહેલી છે[2] તેનો ઉલ્લેખ કરીશું; અર્થાત્ ઇન્દ્રિય-વ્યાપાર, પ્રાણાતિપાત,

---

૧ વિચારો મુનિરત્ન શ્રીવિષ્ણુકુમારે કરેલી નમુચિને શિક્ષા

૨ જે જીવ-અજીવ પદાર્થ આશ્રીને આત્મા તીવ્રાદિક ભાવોમાં-પરિણામોમાં પ્રવર્તે છે તે જીવ-અજીવ પદાર્થો તે આત્માના અર્થાત્ તીવ્રાદિક ભાવે પરિણત થયેલ આત્માના સાંપરાયિક કર્મના કારણ-રૂપ થાય છે.

સમ્યક્ત્વ-ક્રિયા ઇત્યાદિ આસ્રવ ( બંધ-કારણ ) સમાન હોય તોપણ તજ્જન્ય કર્મ-બંધમાં તીવ્ર ભાવાદિ દ્વારા વિશેષતા ઉદ્ભવે છે. કહેવાની મતલબ એ છે કે એકની એક ક્રિયા બે મનુષ્યો કરે, પરંતુ તેમના તીવ્ર ભાવાદિકમાં જો ભિન્નતા હોય તો આસ્રવોમાં પણ ભિન્નતા આવે છે.

ઉત્કૃષ્ટ પરિણામ તે તીવ્ર ભાવ, જઘન્ય પરિણામ તે મંદ ભાવ, ઉપયોગ પૂર્વક જાણી જોઇને પ્રાણાતિપાતાદિ ક્રિયા કરવી તે જ્ઞાત ભાવ, ઉપયોગ વગર-અજાણતાં પ્રાણાતિપાતાદિ ક્રિયા થાય તે અજ્ઞાત ભાવ, સ્વ પરાક્રમ તે વીર્ય અને શસ્ત્રાદિક અધિકરણ તે અધિકરણ.

બાહ્ય દૃષ્ટિએ બંધ-કારણો સમાન હોવા છતાં પણ પરિણામની તીવ્રતા અને મંદતાને લઇને કર્મ-બંધ ભિન્ન ભિન્ન પ્રકારનો થાય છે.[1]

આ સંબંધમાં આપણે એક દૃષ્ટાંત વિચારીએ. બે પુરુષો એક જ મહિલા તરફ દૃષ્ટિપાત કરી રહ્યા છે. તેમાં એક દુર્જન છે અને બીજો સજ્જન છે. આથી સજ્જન અને દુર્જનના કર્મ-બંધમાં ફરક પડે તે સ્વાભાવિક છે, કેમકે દુર્જન જે આસક્તિ પૂર્વક તેના તરફ જુએ છે તેવી મલિન આસક્તિ પૂર્વક સજ્જન જોતો નથી.

જ્ઞાત અજ્ઞાત ભાવમાં પણ બાહ્ય પ્રવૃત્તિ સમાન હોવા છતાં કર્મ-બંધમાં ભિન્નતા ઉપસ્થિત થાય છે. જેમકે એક મનુષ્ય હરણને હરણ સમજી બાણથી તેને વીંધી નાંખે અને બીજો કોઇ મનુષ્ય નિર્જીવ પદાર્થ ઉપર બાણ તાકે અને ભૂલથી હરણ વીંધાઇ જાય તો આ બેમાં ભૂલથી હરણના પ્રાણ હરનારાને જેવો કર્મ-બંધ થાય તેના કરતાં સમજ પૂર્વક-ખાસ ઇરાદાથી હરણને મારી નાખનારાનો કર્મબંધ ઉત્કટ થાય છે. ન્યાય-મંદિરમાં પણ ખૂન સંબંધી ચૂકાદો આપતી વેળા ખાસ ઇરાદા પૂર્વક આમ કરવાથી સામાનો જીવ જશે એવું જાણવા છતા જેણે ખૂન કર્યું હોય તેને જે શિક્ષા કરવામા આવે છે તેના કરતા એકના હાથમાથી તરવાર પડી

---

૧ આથી તો કહેવાય છે કે ઉપયોગે ધર્મ, ક્રિયાએ કર્મ અને પરિણામે બંધ વિશેષમાં મૈત્રાયણી ઉપનિષદ્‌ના ચોથા પ્રપાઠકમાં કહ્યું પણ છે કે—

" मन एव मनुष्याणां, कारणं बन्धमोक्षयोः ।
बन्धाय विषयासक्तं, मुक्त्यै निर्विषय स्मृतम् ॥११॥ "

વળી પરિણામની વિચિત્રતાને લઇને તો જે આસ્રવ છે તે પરિસ્રવ યાને નિર્જરાનું કારણ છે અને જે નિર્જરાનુ કારણ છે તે આસ્રવ છે એમ ખુદ આચારાંગ જેવા અગ્રગણ્ય આગમ ( અ. ૪, ઉ. ૨, સૂ. ૧૩૦ )મા નિમ્ન-લિખિત પંક્તિ દ્વારા સૂચવાયું છે.—

" जे आसवा ते परिस्सवा, जे परिस्सवा ते आसवा; जे अणासवा ते अपरिस्सवा, जे अपरिस्सवा ते अणासवा । "

[ ये आस्रवास्ते परिस्रवाः, ये परिस्रवास्ते आस्रवाः; येऽनास्रवास्तेऽपरिस्रवाः, येऽपरिस्रवास्तेऽनास्रवा. । ]

જાય અને એથી અન્ય મરી જાય તો આ પ્રમાણે જીવ-હત્યા કરનારને ઓછી શિક્ષા કરવામાં આવે છે.

વીર્ય યાને શક્તિ-વિશેષ પણ કર્મબંધની ભિન્નતાનું કારણ છે. જેમકે જોરાવર વ્યક્તિ જેટલી સહેલાઇથી અને ઉત્સાહથી કાર્ય કરી શકે તેટલી સહેલાઇથી કે ઉત્સાહથી નિર્બળ વ્યક્તિ તે કાર્ય ન કરી શકે એ બનવા જોગ છે. એટલે કે સેવા, દાન, ઉપવાસ ઇત્યાદિ શુભ કાર્ય અથવા હિંસા, ચોરી વગેરે અશુભ કાર્યો કરવામાં સબળ કરતાં નિર્બળનો શુભાશુભ કર્મ-બંધ મંદ હોય છે. એવી જ રીતે અધિકરણ એટલે કે શસ્ત્રાદિની તીક્ષ્ણતા, ઉગ્રતાદિ અનુસાર કર્મ-બંધમાં ફરક પડે છે. જેની પાસે સામાને મારવા માટે નેતરની સોટી હોય તેને સામાને મારતાં જેવો કર્મબંધ થાય તેના કરતાં જેની પાસે લોખંડની ખોલી વાળી ડાંગ હોય અને તેનાથી તે અન્યને મારે ત્યારે તેને જે કર્મ-બંધ થાય તેની તીવ્રતા અધિક છે. એ પ્રમાણે બંદૂક વગેરે શસ્ત્રો માટે સમજી લેવું. અર્થાત્ જેમ વીર્ય વધારે હોય અને શસ્ત્રની ઉગ્રતા અધિક હોય તેમ આવેશ વિશેષ હોય એમ સામાન્યતઃ કહી શકાય.

આ પ્રમાણે જોકે બાહ્ય આસ્રવોની સમાનતા હોવા છતાં પણ કર્મ-બંધમાં જે અસમાનતા ઉપસ્થિત થાય છે, એના કારણરૂપે અત્ર અધિકરણ, વીર્ય ઇત્યાદિની વિશેષતાનો નિર્દેશ કરાયો છે, તોપણ કર્મબંધની વિશેષતાનું ખાસ કારણ કાષાયિક પરિણામની તીવ્રતા મંદતા જ છે. વિશેષમાં જે સજ્ઞાન-પ્રવૃત્તિ, અજ્ઞાન-પ્રવૃત્તિ અને વીર્યની વિશેષતાનો કર્મબંધની તરતમતાના હેતુ તરીકે નિર્દેશ કરાયો છે તે કાષાયિક પરિણામની વિશેષતા દ્વારા જ જાણવો. આ પ્રમાણે વિચારતાં કર્મબંધની વિશેષતામાં શસ્ત્રરૂપ અધિકરણની વિશેષતાનું જે નિમિત્તરૂપે કથન કરાયું છે તે પણ કાષાયિક પરિણામની તીવ્રતા અને મંદતા દ્વારા જ સમજવું.

**અધિકરણોના ભેદો—**

આપણે ૭૬૬મા તેમજ ૭૬૭મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ જે અધિકરણની વિશેષતાને લઇને કર્મબંધમાં વિચિત્રતા ઉદ્ભવે છે તે અધિકરણના બે ભેદો પડે છેઃ—(૧) જીવ-અધિકરણ અને (૨) અજીવ-અધિકરણ. આ બન્નેના દ્રવ્યાધિકરણ અને ભાવાધિકરણ એમ બબ્બે ભેદો છે. તેમાં દ્રવ્યાધિકરણના છેદનાદિક દશ અને ભાવાધિકરણના એકસો ને આઠ ભેદો છે. આ સર્વનું સ્વરૂપ ધ્યાનમા આવે તે માટે કેટલુંક વિવેચન ઉમેરવામાં આવે છે.

શુભ કે અશુભ ગમે તે પ્રકારનું કાર્ય કરવામાં જીવ અને અજીવ એ બન્નેનો ખપ પડે છે. એકલો જીવ કે એકલો અજીવ કાંઇ પણ કરી શકે તેમ નથી. આથી તો તત્ત્વાર્થ (અ. ૬, [1]સૂ. ૮)માં કહ્યું પણ છે કે અધિકરણ જીવરૂપ તેમજ અજીવરૂપ છે અર્થાત્ જીવ અને અજીવ બંને અધિકરણ અર્થાત્ કર્મ-બંધના સાધન, ઉપકરણ કે શસ્ત્ર તરીકે ઓળખાવાય છે આ બંને જાતનાં અધિકરણો પૈકી પ્રત્યેકના દ્રવ્ય અને ભાવની અપેક્ષાએ બે બે પ્રકારો પડે છે. જીવરૂપ

---

૧ " अधिकरणं जीवाजीवाः । "

વ્યક્તિ કે અજીવરૂપ પદાર્થ દ્રવ્યાધિકરણ છે, જ્યારે જીવગત કષાયાદિ પરિણામ તેમજ ચપ્પુ વગેરે અજીવ પદાર્થની તીક્ષ્ણતા ( ધાર )રૂપ શક્તિ વગેરે ભાવાધિકરણ છે એટલે કે પરમાણુ ઇત્યાદિ મૂર્ત પદાર્થ દ્રવ્ય–અજીવાધિકરણ છે, જ્યારે જીવની શુભાશુભ પ્રવૃત્તિઓમા સહાયક બનતું મૂર્ત દ્રવ્ય જે જે અવસ્થામાં વર્તમાન હોય છે તે બધું ભાવ–અજીવાધિકરણ છે.

તત્ત્વાર્થ ( અ. ૬, સૂ. ૮ )ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૧૬ )માં સૂચવાયું છે તેમ દ્રવ્યાધિકરણ છેદન, ભેદન, ત્રોટન, વિશસન, ઉદ્‌બન્ધન, યન્ત્ર–અભિઘાત ઇત્યાદિરૂપ છે.

દ્રવ્ય–અધિકરણના હવે જે દશ ભેદો દર્શાવાય છે તેથી [1]દશ પ્રકારના શસ્ત્રો જાણવાં. તેનાં લક્ષણો વિચારીએ. તેમાં સૌથી પ્રથમ છેદન–અધિકરણનું લક્ષણ જોઇશું તો તે એ છે કે—

**पाणिपादादीनां परश्वादिना छेदनकरणरूपत्वं छेदनाधिकरणस्य लक्षणम् । ( ३०२ )**

અર્થાત્ પરશુ ( કુહાડી ) વગેરે શસ્ત્ર વડે જીવોના હાથ, પગ ઇત્યાદિને કાપવા, છેદવા તે ‘ છેદન–અધિકરણ ’ છે.

**દહન-અધિકરણનું લક્ષણ—**

**सचेतनाचेतनानां वह्निना दाहकरणरूपत्वं दहनाधिकरणस्य लक्षणम् । ( ३०३ )**

અર્થાત્ સજીવ અને નિર્જીવ પદાર્થોને અગ્નિ દ્વારા બાળવા તે ‘ દહન–અધિકરણ ’ છે.

**મારણ–અધિકરણનું લક્ષણ—**

**सचेतनानां विषादिप्रयोगेण मारणरूपत्वं मारणाधिकरणस्य लक्षणम् । ( ३०४ )**

અર્થાત્ વિષ વગેરેના પ્રયોગથી જીવોને મારવા ‘ તે ‘ મારણ–અધિકરણ ’ છે.

**લવણ–અધિકરણનું લક્ષણ—**

**लवणेन पृथ्वीकायादीनामुपघातकरणरूपत्वं लवणाधिकरणस्य लक्षणम् । ( ३०५ )**

અર્થાત્ લવણ દ્વારા પૃથ્વીકાયાદિ જીવોને ઉપઘાત કરવો તે ‘ લવણ–અધિકરણ ’ જાણવું.

---

[1] આનો અત્ર આપેલો ક્રમ તત્ત્વાર્થની બૃહદ્ વૃત્તિ (દ્વિ. વિ. પૃ ૧૬–૧૭)ને અનુસરે છે.

સ્નેહ-અધિકરણનું લક્ષણ—

**घृततैलादिस्नेहेन पृथ्वीकायादीनामुपघातकरणं स्नेहाधिकरणस्य लक्षणम् । ( ३०६ )**

અર્થાત્ ઘી, તેલ વગેરેની ચિકાસ દ્વારા પૃથ્વીકાયાદિ જીવોને પીડા કરવી તે 'સ્નેહ-અધિકરણ' છે.

ક્ષાર-અધિકરણનું લક્ષણ—

**क्षारेण सकलत्वग्मांसाद्यपकर्तनरूपत्वं क्षाराधिकरणस्य लक्षणम् । ( ३०७ )**

અર્થાત્ ખાર દ્વારા સમસ્ત ચામડી, માંસ વગેરેને કાપવાનું કામ કરવું તે ' ક્ષાર-અધિકરણ ' જાણવું.

અમ્લ-અધિકરણનું લક્ષણ—

**आरनालाद्यम्लेन पृथ्वीकायाद्युपघातकरणरूपत्वमम्लाधिकरणस्य लक्षणम् । ( ३०८ )**

અર્થાત્ કાંજી, રાબ વગેરે જેવી ખાટી ચીજો દ્વારા પૃથ્વીકાયાદિને ઉપઘાત કરવો તે ' અમ્લ-અધિકરણ ' છે.

અનુપયુક્ત મનોઽધિકરણાદિનાં લક્ષણો—

**अनुपयुक्तः सन् मनोवाक्कायादिना यां यां चेष्टां निर्वर्तयति तया तया कर्म बध्यत इत्येवं रूपत्वमनुपयुक्तमनोवाक्कायाधिकरणस्य लक्षणम् । ( ३०९ )**

અર્થાત્ ઉપયોગ રાખ્યા વિના મન, વચન અને શરીર દ્વારા જે જે કાર્યો કરતાં કર્મ-બંધ થાય તેને તેને અનુક્રમે અનુપયુક્ત મનોઽધિકરણ, વાગધિકરણ અને કાયાધિકરણ જાણવાં.

આ પ્રમાણે દ્રવ્યાધિકરણના દશ ભેદો જોયા.[1] હવે ભાવાધિકરણ પરત્વે વિચાર કરવામાં

---

૧ તત્ત્વાર્થરાજ૦ ( પૃ ૨૫૩ )માં પણ પ્રાયઃ આ જ દશ ભેદો છે, જોકે તેના ક્રમમાં ફરક છે; કેમકે ત્યા કહ્યું છે કે—

" तदुभयमधिकरणं दशप्रकारं विष-लवण-क्षार-मधुका-ऽम्ल-स्नेहा-ऽग्नि दुष्प्रयुक्तकाय-वाङ्-मनोयोगभेदात् । "

આવે છે. તેમાં ભાવાધિકરણમાંના ' ભાવ ' શબ્દનો અર્થ આત્માનો તીવ્રાદિક પરિણામ કરવો. આ જીવરૂપ અધિકરણના સંરંભ, સમારંભ અને આરંભની દૃષ્ટિએ ત્રણ પ્રકારો, યોગ-ભેદથી એ પ્રત્યેકના ત્રણ ત્રણ પ્રકારો, વળી કૃત, કારિત અને અનુમતની અપેક્ષાએ એ પ્રત્યેકના ત્રણ ત્રણ ભેદો અને વળી એ ભેદો પૈકી દરેકના કષાયની વિવક્ષાએ ચાર પ્રકારો છે એટલે કે આના ૩×૩×૩×૪=૧૦૮ ભેદો પડે છે. તેમાં **સંરંભનું** લક્ષણ નીચે મુજબ છે—

**प्राणातिपातादिविषयसङ्कल्पावेशरूपत्वं संरम्भस्य लक्षणम् । ( ३१० )**

અર્થાત્ પ્રાણાતિપાતાદિક પરત્વેના સંકલ્પના આવેશને ' સંરભ ' જાણવો.

**સમારંભનું લક્ષણ—**

**प्राणातिपातादिविषयकसाधनसन्निपातजनितपरितापनादिरूपत्वं समारम्भस्य लक्षणम् । ( ३११ )**

અર્થાત્ પ્રાણાતિપાતાદિક સંબંધી પ્રવૃત્તિ કરવામાં જે સાધનોની આવશ્યકતા હોય તેને એકત્રિત કરાતાં જોઇને પરિતાપ પામવો તે ' સમારંભ ' કહેવાય છે.

**આરંભનું લક્ષણ—**

**प्राणातिपातादिरूपक्रियानिर्वृत्तिरूपत्वमारम्भस्य लक्षणम् । (३१२)**

અર્થાત્ પ્રાણાતિપાતાદિરૂપ જે ક્રિયા કરવી તે ' આરંભ ' જાણવો.

ઉપર્યુક્ત ત્રણે લક્ષણો **તત્ત્વાર્થ** ( અ. ૬, સૂ. ૯ )ના ભાષ્ય ( પૃ. ૧૯ )ગત નીચે લખેલા શ્લોકમાં આવી જાય છેઃ—

**" [2]संरम्भः सकषायः, परितापनया भवेत् समारम्भः ।**
**आरम्भः प्राणिवधः, त्रिविधो योगस्ततो ज्ञेयः ॥ "**

---

૧ પ્રજ્ઞાપનાની વૃત્તિમા ૪૪૭ મા પત્રમા અવતરણરૂપે એના ટીકાકાર શ્રીમલયગિરિસૂરિએ કહ્યું છે કે—

" संरंभो संकप्पो परितावकरो भवे समारंभो ।
आरंभो उद्दवनो सुद्धनयाणं तु सव्वेसिं ॥ "
[ संरम्भः सङ्कल्प परितापकरो भवेत् समारम्भः ।
आरम्भ उपद्रवकः शुद्धनयानां तु सर्वेषां ( मतम् ) ॥ ]

૨ આનો અર્થ એ છે કે કષાયથી યુક્ત જે યોગ તે ' સરભ ' છે, પરિનાપ થવાથી જે સરંભ થાય તે ' સમારભ ' છે, અને પ્રાણીઓનો વધ તે ' આરભ ' છે. એમ ત્રણ પ્રકારનો યોગ જાણવો.

આ ઉપરથી સમજાય છે કે કોઇ પણ કાર્યની સંકલ્પાત્મક સૂક્ષ્મ અવસ્થાથી માંડીને તે તે કાર્યની પૂર્ણાહુતિ થાય ત્યાં સુધીમાં ત્રણ અવસ્થાઓ થાય છે. જેમકે કષાયથી પ્રેરાઇને જીવની હિંસા વગેરે કાર્ય કરવા માટેના પ્રયત્નના આવેશરૂપ સંરંભ, એ કાર્ય કરવા માટે સાધનોને એકત્રિત કરવારૂપ સમારંભ અને છેવટે પ્રકટ રૂપે તે કાર્યને કરવારૂપ આરંભ એમ ત્રણ અવસ્થાઓ થાય છે.

આ સંરંભ, સમારંભ અને આરંભ એ ત્રણે અધિકરણોના મન, વચન અને કાયા એ ત્રણ યોગોની અપેક્ષાએ ત્રણ ત્રણ ભેદો પડે છે. એટલે કુલે મન સંરંભ, વચનસંરંભ, કાયસંરંભ; મનઃ-સમારંભ, વચન–સમારંભ, કાય–સમારંભ, મન આરંભ, વચન–આરંભ અને કાય–આરંભ એમ નવ ભેદો થયા. આ દરેકના વળી કરવું, કરાવવું અને [1]અનુમોદવું એમ ત્રણ ત્રણ ભેદો પાડતાં સત્તા-વીસ ભેદો થાય છે. આ દરેકના ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય વડે કરીને ચાર ચાર ભેદો પાડતાં એકંદર ૧૦૮ ભેદો થાય છે. જેમકે ક્રોધકૃત મનઃસંરંભ, માનકૃત મનઃસંરંભ, માયા-કૃત મનઃસરંભ અને લોભકૃત મનઃસંરંભ એ ચાર અને કારિત તથા અનુમતના ચાર ચાર ભેદો મળીને એકંદર મનઃસંરંભના બાર ભેદો થયા. એ પ્રમાણે વચન–સંરંભ અને કાય–સંરંભના બાર બાર ભેદો પડે છે. અર્થાત્ સંરંભના એકંદર છત્રીસ ભેદો પડે છે. એવી રીતે સમારંભ અને આરંભના પણ છત્રીસ છત્રીસ ભેદો પડે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ભાવાધિકરણના એકંદર ૧૦૮ ભેદો છે. બધા મળીને આટલા જ ભેદો પડી શકે તેમ છે એમ માનવું ઇષ્ટ નથી, કેમકે આ સંબંધમાં વિશેષ વિચાર કરીએ તો વધારે ભેદો પડી શકે છે. જેમકે ક્રોધાદિક ચારે કષાયોમાંના દરેકના આગળ ઉપર કહેવામા આવનારા અનન્તાનુબન્ધિ, અપ્રત્યાખ્યાન, પ્રત્યા-ખ્યાન અને સંજ્વલન એમ ચાર ચાર ભેદોની પૃથક્ પૃથક્ અપેક્ષા કરતાં ઉપર્યુક્ત ૧૦૮ ભેદોના ૪૩૨ ભેદો થાય છે અને તેના પણ વળી સ્વપ્રતિષ્ઠિત, અન્યપ્રતિષ્ઠિત, ઉભયપ્રતિષ્ઠિત અને અપ્રતિષ્ઠિત એમ ચાર ચાર ભેદો વિચારતાં એકંદર ૧૭૨૮ ભેદો પડે છે. આ પ્રમાણે જીવાધિ-કરણનો દ્રવ્ય અને ભાવ એ બન્ને રૂપે વિચાર કર્યો. હવે પ્રસંગાનુપાત્ત અજીવાધિકરણનો પણ બન્ને દૃષ્ટિએ વિચાર કરવામાં આવે છે.

## અજીવાધિકરણના નિર્વર્તનાદિ ભેદો—

અજીવાધિકરણના ચાર મુખ્ય ભેદો છેઃ—(૧) નિર્વર્તના, (૨) નિક્ષેપ, (૩) સંયોગ અને (૪) નિસર્ગ એમાં નિર્વર્તનાના અર્થાત્ રચનાના મૂલગુણનિર્વર્તના અને ઉત્તરગુણનિર્વર્તના એવા બે ભેદો છે. તેમાં વળી મૂલગુણનિર્વર્તનાના પાંચ પ્રકારના શરીરો, વચન, મન, પ્રાણ અને અપાન એ ભેદો છે અને ઉત્તરગુણનિર્વર્તનાના કાષ્ઠ, પુસ્ત, ચિત્રકર્મ ઇત્યાદિ ભેદો છે. એ પ્રમાણે નિક્ષેપાદિકના પણ અવાન્તર ભેદો છે, પરંતુ તેનું અવલોકન કરીએ તે પૂર્વે નિર્વર્તનાના ભેદોના સ્વરૂપ પરત્વે ગ્રન્થકારનું નિમ્ન–લિખિત કથન નોંધી લઇએઃ—

---

૧ તત્ત્વાર્થ ( અ ૬. સૂ ૯ )માં આને બદલે ' અનુમત ' શબ્દ નજરે પડે છે. એનો અર્થ સંમતિ દર્શાવવી એવો થાય છે.

[1]औदारिकशरीरप्रायोग्यवर्गणाद्रव्यैर्निर्मापितं यदौदारिकसंस्थानं तत् प्रथमसमयादारभ्य मूलगुणनिर्वर्तनाधिकरणं भवति, कर्मबन्धनिमित्तत्वात् । तादृशौदारिकस्याङ्गोपाङ्गकर्णवेधावयवसंस्थानादिकं तु मूलापेक्षयोत्तरगुणनिर्वर्तनाधिकरणं भवति । एवं वैक्रियशरीरप्रायोग्यवर्गणाद्रव्यैर्निर्मापितं यद् वैक्रियसंस्थानं तत् प्रथमसमयादारभ्य मूलगुणनिर्वर्तनाधिकरणमात्मनो भवति, कर्मबन्धनिमित्तत्वात् । तस्यैवाङ्गोपाङ्गकेशनखदन्तादिकमुत्तरगुणनिर्वर्तनाधिकरणं भवति मूलापेक्षया । आहारकशरीरप्रायोग्यवर्गणाद्रव्यैर्निर्मापितं यदाहारकसंस्थानं तत् प्रथमसमयादारभ्य मूलगुणनिर्वर्तनाधिकरणं भवति । तस्यैवाङ्गोपाङ्गादिकमुत्तरगुणनिर्वर्तनाधिकरणं भवति मूलापेक्षया । शीतोष्णादिशक्तिभाजः शापानुग्रहकारिणः तैजसस्यापि तैजसशरीरप्रायोग्यवर्गणाद्रव्यैर्निर्मापितं यत् तैजसशरीरसंस्थानं तत् प्रथमसमयादारभ्य मूलगुणनिर्वर्तनाधिकरणं भवति । एवं कार्मणस्यापि ज्ञेयम् ।

वाङ्मनोवर्गणाद्रव्यैर्निर्मापितं यद् वाङ्मनःसंस्थानं तदपि मूलगुणनिर्वर्तनाधिकरणं भवति, तथा प्राणापानप्रायोग्यवर्गणाद्रव्यैर्निर्मापितोच्छ्वासनिःश्वासावपि मूलगुणनिर्वर्तनाधिकरणे भवतः ।

અર્થાત્ ઔદારિક શરીરને યોગ્ય વર્ગણારૂપ દ્રવ્યોથી બનેલું જે ઔદારિક સંસ્થાન તે પ્રથમ સમયથી માંડીને (તે તેની અવસ્થિતિ પર્યંત) મૂલગુણનિર્વર્તના–અધિકરણ છે, કેમકે તે કર્મબંધનું કારણ છે. આ ઔદારિક શરીરના કર્ણવેધાદિ અવયવો–અંગોપાંગને મૂલગુણની અપેક્ષાએ ઉત્તરગુણનિર્વર્તના–અધિકરણ સમજવા. એ પ્રમાણે વૈક્રિય શરીરને યોગ્ય વર્ગણારૂપ દ્રવ્યોથી બનેલું વૈક્રિય સંસ્થાન પણ પ્રથમ સમયથી માંડીને ‘ મૂલગુણનિર્વર્તના–અધિકરણ ’ કહેવાય છે, જ્યારે એ શરીરના કેશ, નખ, દાંત વગેરે અંગોપાંગ મૂલગુણની અપેક્ષાએ ‘ ઉત્તરગુણનિર્વર્તના–અધિકરણ ’ કહેવાય છે. એ પ્રમાણે આહારક શરીરને સારૂ સમજી લેવું.

શીતલેશ્યા, તેજોલેશ્યા મૂકવામાં સાધનરૂપ (તથા ખાધેલા આહારને પચાવવામાં કારણરૂપ) તેમજ શાપ અને અનુગ્રહરૂપ કાર્યમા ઉપયોગી એવા તૈજસ શરીરને યોગ્ય વર્ગણા–દ્રવ્યથી

૧ સરખાવો તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિનો દ્વિતીય વિભાગ ( પૃ. ૨૧ ).

બનેલું તૈજસ શરીરરૂપ સંસ્થાન તે પ્રથમ સમયથી માંડીને મૂલગુણનિર્વર્તના-અધિકરણરૂપ થાય છે. એ પ્રમાણે કાર્મણ શરીરના સંબંધમા ઘટાવી લેવું. આ બે શરીરોને અંગોપાંગ નહિ હોવાથી એ સંબંધમા ઉત્તરગુણનિર્વર્તના-અધિકરણ કહેવામા આવતાં નથી.

પોતપોતાને યોગ્ય એવી વર્ગણા-દ્રવ્યથી બનેલાં વાક્-સંસ્થાન, મનઃસંસ્થાન, પ્રાણ-(ઉચ્છ્વાસ)સંસ્થાન અને અપાન (નિઃશ્વાસ)સંસ્થાન પણ મૂલગુણનિર્વર્તના-અધિકરણરૂપ થાય છે. આ પરત્વે પણ તૈજસ અને કાર્મણ શરીરોની પેઠે ઉત્તરગુણનિર્વર્તના-અધિકરણ માટે અવકાશ નથી.

આ પ્રમાણે મૂલગુણનિર્વર્તના-અધિકરણ સંબંધી વિચાર કર્યો. હવે ઉત્તરગુણનિર્વર્તના-અધિકરણના ભેદો પૈકી **કાષ્ઠકર્મરૂપ ઉત્તરગુણનિર્વર્તના-અધિકરણનું** લક્ષણ વિચારીશું:-

**कृत्रिमपुरुषादीनां निर्माणकरणरूपत्वं काष्ठकर्मरूपोत्तरगुणनिर्वर्तनाधिकरणस्य लक्षणम् । ( ३१३ )**

અર્થાત્ લાકડાનો પુરુષ વગેરે બનાવવો તે ' કાષ્ઠકર્મરૂપ ઉત્તરગુણનિર્વર્તના-અધિકરણ ' કહેવાય છે.

**પુસ્તકર્મરૂપ ઉત્તરગુણનિર્વર્તના-અધિકરણનું લક્ષણ—**

**सूत्रचीवरादिना ग्रथितकृत्रिमपुत्रकादिनिर्माणकरणरूपत्वं पुस्तकर्मनिर्वर्तनाधिकरणस्य लक्षणम् । ( ३१४ )**

અર્થાત્ સૂતર વડે કે કપડા વડે કૃત્રિમ પુતલા ગુંથીને બનાવવાં તે ' પુસ્તકર્મરૂપ ઉત્તરગુણ-નિર્વર્તના-અધિકરણ ' કહેવાય છે.

**ચિત્રકર્મરૂપ ઉત્તરગુણનિર્વર્તના-અધિકરણનું લક્ષણ—**

**चित्रकर्मकरणरूपत्वं चित्रकर्मनिर्वर्तनाधिकरणस्य लक्षणम् । (३१५)**

અર્થાત્ ચિત્રકર્મમા જે સાધનભૂત હોય 'તેને ચિત્રકર્મરૂપ ઉત્તરગુણનિર્વર્તના-અધિકરણ' જાણવું. એ પ્રમાણે લેપ્યકર્મ, પત્રોને છેદીને કાર્ય કરવું, જલકર્મ, ભૂમિકર્મ, શસ્ત્રો બનાવવાં ઇત્યાદિ કાર્યો વિષે પણ સમજી લેવું. આ પ્રમાણે નિર્વર્તનાના મુખ્ય બે ભેદો તેમજ તેના અવાંતર ભેદોનો યથામતિ નિર્દેશ કરી એ પ્રકરણ પૂર્ણ કરીએ તે પૂર્વે આ સંબંધમાં **તત્ત્વાર્થ**ના વિવેચન ( પૃ. ૨૭૮ )ગત નિમ્નલિખિત ઉલ્લેખ જોઇ લઇએ:—

" પુદ્ગલદ્રવ્યની જે ઔદારિક આદિ શરીરરૂપ રચના અંતરંગ સાધન રૂપે જીવની શુભાશુભ પ્રવૃત્તિમાં ઉપયોગી થાય છે તે મૂલગુણનિર્વર્તના અને પુદ્ગલ-દ્રવ્યની લાકડી, પત્થર

આદિ રૂપે જે રચના બહિરંગ સાધનરૂપે જીવની શુભાશુભ પ્રવૃત્તિમાં ઉપયોગી થાય છે તે ઉત્તર-ગુણ નિર્વર્તના છે. ”

**નિક્ષેપાધિકરણના ભેદો—**

અપ્રત્યવેક્ષિત, દુષ્પ્રમાર્જિત, દૈશિક અને અનાભોગિક એ ચાર નિક્ષેપાધિકરણના અવાંતર ભેદો છે. તેમાં **અપ્રત્યવેક્ષિત નિક્ષેપાધિકરણનું** લક્ષણ એ છે કે—

**अप्रत्यवेक्षितभूप्रदेशे निक्षेप्यवस्त्रादिवस्तुनो निक्षेपकरणरूपत्वमप्रत्यवेक्षितनिक्षेपाधिकरणस्य लक्षणम् । ( ३१६ )**

અર્થાત્ પ્રત્યવેક્ષણ કર્યા વગર એટલે કે બરાબર અવલોકન કર્યા વિના જ ભૂમિ–પ્રદેશમાં મૂકવા લાયક વસ્ત્રાદિ વસ્તુને મૂકવી તે ‘ અપ્રત્યવેક્ષિત નિક્ષેપ–અધિકરણ ’ કહેવાય છે. અર્થાત્ જમીન ઉપર કે અન્ય કોઇ આધેય ઉપર બરાબર જોયા વિના વસ્તુ મૂકવી એ આનો અર્થ છે.

**દુષ્પ્રમાર્જિત નિક્ષેપાધિકરણનું લક્ષણ—**

**दुष्प्रमार्जितभूप्रदेशे निक्षेप्यवस्त्रादिवस्तुनो दुष्प्रमार्जितरजोहरणेनाप्रमार्जितेन वा निक्षेपकरणरूपत्वं दुष्प्रमार्जितनिक्षेपाधिकरणस्य लक्षणम् । ( ३१७ )**

અર્થાત્ રજોહરણથી ભૂમિનું બરાબર અથવા બિલકુલ પ્રમાર્જન કર્યા વિના મૂકવા લાયક વસ્ત્ર વગેરે ચીજોને તેવા સ્થળમાં મૂકવી તે ‘ દુષ્પ્રમાર્જિત નિક્ષેપ–અધિકરણ ’ કહેવાય છે. એટલે કે આધેયનું પ્રત્યવેક્ષણ કર્યું હોય, પરંતુ સારી રીતે સાફસૂફ ન કર્યું હોય તેવા આધેય ઉપર કોઇ વસ્તુને મૂકવી તે આ અધિકરણનો અર્થ છે.

**દૈશિક[1] નિક્ષેપાધિકરણનું લક્ષણ—**

**अप्रमार्जिते दुष्प्रमार्जिते वा देशे निक्षेप्यवस्तुनो निक्षेपकरणरूपत्वं देशनिक्षेपाधिकरणस्य लक्षणम् । तथा चैकतः सुप्रमार्जितमन्यतोऽप्रमार्जितं दुष्प्रमार्जितं वा सहसा शक्त्यभावाद् वा तत्र निक्षेपकरणं देशनिक्षेपाधिकरणम् । ( ३१८ )**

અર્થાત્ અપ્રમાર્જિત કે દુષ્પ્રમાર્જિત ભૂમિમાં નિક્ષેપ્ય (મૂકવા લાયક) વસ્તુને મૂકવી તે ‘ દેશ–

---

૧ અન્ય સ્થળે દૈશિક ને બદલે ‘ સહસા ’ નામનો ભેદ આપ્યો છે.

નિક્ષેપ-અધિકરણ ' કહેવાય છે. આનો સાર એ છે કે એક બાજુએ સુંદર રીતે પ્રમાર્જિત અને બીજી બાજુથી અપ્રમાર્જિત અથવા તો જલદીથી યાને શક્તિના અભાવે કરીને જેમ તેમ સાફ કરેલ સ્થળમાં વસ્તુ મૂકવી તે ' દેશ-નિક્ષેપ-અધિકરણ ' છે.

નિક્ષેપાધિકરણનો આ પ્રકાર અન્યત્ર જોવામાં આવતો નથી. **તત્ત્વાર્થ**-ભાષ્યમાં તેમજ **તત્ત્વાર્થ**રાજ૦માં પણ આને બદલે સહસાનિક્ષેપાધિકરણનો ઉલ્લેખ છે. આધેયનુ પ્રત્યવેક્ષણ અને પ્રમાર્જન કર્યા વગર જ ઉતાવળથી એના ઉપર એકદમ વસ્તુ મૂકવી એ એનો અર્થ છે.

**અનાભોગિક નિક્ષેપાધિકરણનું લક્ષણ—**

**अनुपयोगपूर्वकप्रत्यवेक्षिते सुप्रमार्जिते वा देशे निक्षेप्यवस्तुनो निक्षेपकरणरूपत्वमनाभोगिकनिक्षेपाधिकरणस्य लक्षणम् । ( ३१९ )**

અર્થાત્ ઉપયોગ વિના જોયેલા અથવા સાફ કરેલા સ્થળમાં મૂકવા લાયક ચીજને મૂકવી તે ' અનાભોગિક નિક્ષેપાધિકરણ ' જાણવું.

હવે **સંયોજનાધિકરણનો અધિકાર** કહેવામાં આવે છે. તેમાં ' સંયોજન ' એટલે 'મિશ્રણ કરવું' અર્થાત્ સંયોગ એ એનો અર્થ છે. આ સંયોજનના બે ભેદ છેઃ—(૧) ભક્તપાન-સંયોજનાધિકરણ અને (૨) ઉપકરણ-સંયોજનાધિકરણ. ભક્તપાન-સંયોજનાધિકરણ એટલે અન્ન, જળ વગેરે વસ્તુઓને એકત્રિત કરવી. એ જ પ્રમાણે ઉપકરણ-સંયોજનાધિકરણ એટલે કોઇ પણ કાર્ય કરવામાં જે સાધનોની જરૂર હોય તેને એકઠાં કરવાં. આ સંબંધમાં શ્રી-વિજયધર્મસૂરિકૃત **ધર્મદેશના** ( પૃ. ૨૬૧ )માં કહ્યું છે કે " જેમ દૂધમાં સાકર મેળવે છે તેમ ભોજનાદિ અન્ય વસ્તુમાં અન્ય વસ્તુનો મેળાપ અધિક સ્વાદને માટે કરવો તે **અન્નપાન-સંયોજનાધિકરણ** ૨ તેમજ વસ્ત્રાદિકમાં રંગબેરંગી કોર લગાવવાથી અથવા ચંદરવાની માફક એક વસ્ત્રની સાથે બીજા વસ્ત્રનો સાધો કરવાથી જે અધિક શોભા માલૂમ પડે તેમ દંડ, પાત્રાદિકમાં રંગ લગાડવો તે **ઉપકરણ-સંયોજનાધિકરણ** છે. "

નિસર્ગાધિકરણનું સ્વરૂપ વિચારતાં જણાશે કે એના મનો-નિસર્ગાધિકરણ, વાગ્-નિસર્ગાધિકરણ અને કાય-નિસર્ગાધિકરણ એમ ત્રણ પ્રકારો છે. તેમાં અત્ર ' નિસર્ગ ' શબ્દથી ઉત્સર્ગ, ત્યાગ સમજવો.

**મનોનિસર્ગાધિકરણનું લક્ષણ—**

**मनस्त्वेन परिणतमनोवर्गणाद्रव्याणां चिन्तनादिद्वारा त्यागकरणरूपत्वं मनोनिसर्गाधिकरणस्य लक्षणम् । ( ३२० )**

અર્થાત્ મનરૂપે પરિણમેલા મનોવર્ગણારૂપ દ્રવ્યોનો ચિન્તનાદિક દ્વારા ત્યાગ કરવો તે ' મનો-નિસર્ગાધિકરણ ' છે.

વાગ્-નિસર્ગાધિકરણનું લક્ષણ—

**भाषात्वेनापादितवचनवर्गणापुद्गलानामुपदेशादिभिस्त्यागकरणरूपत्वं वाग्निसर्गाधिकरणस्य लक्षणम् । ( ३२१ )**

અર્થાત ભાષારૂપે પરિણમેલ વચનવર્ગણાનાં પુદ્ગલોનો ઉપદેશાદિક વડે ત્યાગ કરવો તે 'વાગ્-નિસર્ગાધિકરણ' કહેવાય છે. અત્ર ઉપદેશથી શાસ્ત્રનો ઉપદેશ ન સમજવો, કેમકે સ્વચ્છંદ પ્રવૃત્તિનો અત્ર અધિકાર છે અને એ વાતની તત્ત્વાર્થ ( અ. ૬, સૂ. ૧૦ )ની બૃહદ્વૃત્તિ (પૃ. ૨૨ ) સાક્ષી પૂરે છે.

કાય-નિસર્ગાધિકરણનું લક્ષણ—

**शस्त्रपाटनाग्निजलप्रवेशोद्बन्धनविषप्रयोगादिभिः शरीरस्य त्यागकरणरूपत्वं कायनिसर्गाधिकरणस्य लक्षणम् । ( ३२२ )**

અર્થાત્ શસ્ત્ર વડે છેદન, અગ્નિપ્રવેશ, જલપ્રવેશ, ફાંસો ખાવો, ઝેર પીવું ઇત્યાદિ પ્રયોગો દ્વારા શરીરને તજી દેવું તે 'કાય-નિસર્ગાધિકરણ' કહેવાય છે.

કહેવાની મતલબ એ છે કે પ્રમત્ત દશાથી શરીરને અયતના પૂર્વક છૂટું મૂકવું, વચનને નિયમમાં ન રાખવાં અને મનને વશ ન રાખવું એ નિસર્ગાધિકરણના અનુક્રમે કાયિકાદિ ત્રણ પ્રકારો જાણવા.

અધિકરણનો સમગ્ર વિષય સત્વર ખ્યાલમાં આવે તે માટે એના ભેદ-ઉપભેદો વૃક્ષરૂપે નીચે મુજબ રજુ કરીએ:—




૧-૨ કાયિકની પેઠે વાચિક અને માનસિકના પણ ત્રણ ત્રણ ભેદો તેમજ એ પ્રત્યેકના કૃતની પેઠે ચાર ચાર ભેદો ઘટાવી લેવા

૩-૪ કૃતની માફક આના પણ ક્રોધાદિ ચાર ચાર પ્રકારો સમજી લેવા

હવે અન્ય વિષયનો વિચાર કરીએ તે પૂર્વે એક બે-બાબતો ખાસ લક્ષ્યમાં રાખવાની જરૂર છે. તે એ છે કે બાહ્ય વ્યાપારની અપેક્ષાએ મનો–નિસર્ગાધિકરણને અજીવાધિકરણ તરીકે ગણાવવામાં આવેલ છે અને એ જ પ્રમાણે શરીરાદિક વિષે સમજી લેવું. વળી જ્યારે આત્માના વ્યાપાર માત્રને જ જીવાધિકરણમાં ગણવામાં આવે ત્યારે તો મૂલગુણનિર્વર્તનાધિકરણમાં શરીર વગેરેનો ખાલી આકાર જ ગણવો.

સાંપરાયિક [1]કર્મના જ્ઞાનાવરણીયાદિ આઠ પ્રકારો છે. સાંપરાયિક કર્મ એક છે, છતાં તેના ફળમા તો અવશ્ય ભિન્નતા રહેલી છે. આ વાત કેવી રીતે યથાર્થ છે એવો કોઇને સંદેહ ઉત્પન્ન થાય તો તે સ્વાભાવિક છે. આ શંકાના સમાધાનાર્થે નીચે મુજબનું ઉદાહરણ રજુ કરવામાં આવે છેઃ—

એક પ્રકારનો આહાર ખાવા છતાં જ્યારે તે આહાર જઠર (પેટ)માં જાય છે ત્યારે તે જેમ રસ ( મહાધાતુ ), રુધિર ( લોહી ), માંસ, મેદસ્ ( ચરબી ), મજ્જા ( હાડકાંની ચરબી ), અસ્થિ ( હાડકાં ), શુક્ર ( વીર્ય )[2] અને મલ ( પુરીષ ) એમ આઠ પ્રકારે પરિણમે છે તેવી જ રીતે એક પ્રયોગ દ્વારા અર્થાત્ સમુદાન–કરણ દ્વારા ગ્રહણ કરેલ કર્મ પણ આશ્રવ–ભેદસ્વરૂપી હોવાથી પ્રકૃતિ (સ્વભાવ)ને પ્રાપ્ત કરીને આઠ પ્રકારે પરિણમે છે. મૂળ [3]પ્રકૃતિઓ આઠ છેઃ—

(૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) વેદનીય, (૪) મોહનીય, (૫) આયુષ્ય, (૬) નામ, (૭) ગોત્ર અને (૮) અંતરાય.[4]

હવે આઠ પ્રકારની પ્રકૃતિને આશ્રીને આસ્રવના જે ભેદો પડે છે તેનું દિગ્દર્શન કરાવવામાં આવે છે. સાંપરાયિક કર્મ આઠ પ્રકારનું છે તો શું સર્વ કર્મના આઠ જ આસ્રવો છે કે કંઇક વિશેષતા રહેલી છે ? આનો ઉત્તર એ છે કે જોકે બધી કર્મપ્રકૃતિઓના બંધકારણ સમાન્યરૂપે યોગ અને કષાય જ છે તોપણ પ્રકૃતિવિશેષને આશ્રીને આસ્રવમાં ભિન્નતા ઉદ્ભવે છે. આથી કરીને કષાયજન્ય અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાંથી કઇ કઇ પ્રવૃત્તિ કયા કયા કર્મના બંધનું કારણ થઇ શકે છે એનો આપણે વિચાર કરીશું. તેમાં **જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીયના આસ્રવો** તરીકે પ્રદોષ, નિહ્નવ, માત્સર્ય, અન્તરાય, આસાદન અને ઉપઘાતનો ઉલ્લેખ [5]શાસ્ત્રમા કરવામાં આવ્યો છે. આ આસ્રવો દ્વારા આ બે કર્મો બંધાય છે. આ પ્રત્યેકનું સ્વરૂપ સમજાય તે માટે એ દરેકનું ક્રમશઃ લક્ષણ ગ્રંથકારના શબ્દોમા જોઇ લઇએ.

---

૧ " क्रियते जीवेन हेतुभिर्येन कारणेन तत ' कर्म ' भण्यते "
—પ્રથમ કર્મગ્રંથની વૃત્તિનું બીજુ પત્ર

૨ આ સાત ધાતુઓ છે. આ ઉપરાત કેટલાક રોમ, ત્વચા અને સ્નાયુને પણ ધાતુ ગણી એની સંખ્યા દશની દર્શાવે છે

૩ કર્મોનો સ્વભાવ એ પ્રકૃતિનો અર્થ છે

૪ આ આઠે સંબધી વિશેષ વિવેચન હવે પછી કરવામા આવશે.

૫ સરખાવો **તત્ત્વાર્થ** ( અ. ૬ )નુ નિમ્નલિખિત અગ્યારમું સૂત્રઃ—

' तत्प्रदोषनिह्नवमात्सर्यान्तरायासादनोपघाता ज्ञानदर्शनावरणयोः " ।

**પ્રદોષનું લક્ષણ—**

**ज्ञानिसाध्वादीनां ज्ञानसाधकपुस्तकादीनां च प्रत्यनीकत्वेनानिष्टाचरणरूपत्वं, ज्ञानज्ञानिविषयकान्तरिकाप्रीतिकरणरूपत्वं वा प्रदोषस्य लक्षणम् । ( ३२३ )**

અર્થાત્ જ્ઞાની એવા સાધુ પ્રમુખનો તેમજ જ્ઞાનના સાધનરૂપ પુસ્તકાદિક પ્રત્યે વૈરભાવથી અનિષ્ટ આચરણ કરવું તે અથવા અન્ય શબ્દોમાં કહીએ તો જ્ઞાન અને જ્ઞાની તરફ આંતરિક અપ્રીતિ હોવી તે ' પ્રદોષ ' કહેવાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે જ્ઞાન, જ્ઞાની કે જ્ઞાનનાં સાધનો પ્રત્યે દ્વેષ-ભાવ રાખવો તે ' જ્ઞાન-પ્રદોષ ' છે, જ્યારે દર્શન, દર્શની કે દર્શનના સાધનો તરફ દ્વેષ-ભાવ રાખવો તે ' દર્શન-પ્રદોષ ' છે.

**નિહ્નવનું લક્ષણ—**

**न मया तत्समीपेऽधीतमित्यपलापकरणरूपत्वं निह्नवस्य लक्षणम् । ( ३२४ )**

અર્થાત્ એકની પાસે અભ્યાસ કર્યા પછી હું ક્યાં તેની પાસે ભણ્યો છું એવો અપલાપ કરવો તે ' નિહ્નવ ' કહેવાય છે. ઓછા જ્ઞાનવાળા પાસે અભ્યાસ કર્યો હોય છતાં પોતાની પ્રશંસા માટે મોટા વિદ્વાન્ પાસે ભણ્યો છે એમ જણાવવું એ પણ નિહ્નવપણું છે. વિશેષમાં કોઇ જ્ઞાનાભિલાષી તત્ત્વજ્ઞાન સંબંધી પ્રશ્ન પૂછે ત્યારે તેનો ઉત્તર આવડતો હોવા છતાં હું જાણતો નથી એમ કહેવું અથવા તો જ્ઞાનની સામગ્રી કોઇ માગે અને તે પાસે હોય છતાં તે મારી પાસે નથી એમ કહેવું તે પણ ' જ્ઞાન-નિહ્નવ ' છે. એ પ્રમાણે ' દર્શન-નિહ્નવ ' માટે ઘટાવી લેવું.

**માત્સર્યનું લક્ષણ—**

**दानार्हेऽपि ज्ञाने कुतश्चित् कारणादयोग्यापादनरूपत्वं मात्सर्यस्य लक्षणम् । ( ३२५ )**

અર્થાત્ કોઇ મનુષ્યને જ્ઞાન આપવું એટલે કે તેને ભણાવવો યોગ્ય હોય છતાં પણ કંઇક બહાનું કાઢીને તેને અયોગ્ય કહેવો તે ' માત્સર્ય ' કહેવાય છે. અન્ય શબ્દોમા કહીએ તો પોતે રૂડી રીતે અભ્યાસ કરી પાકું જ્ઞાન મેળવ્યું હોય કે જે અન્યને આપવા જેવું હોય તેમ છતા તેનો કોઇ ગ્રાહક અધિકારી મળે ત્યારે પણ તેને ન આપવાની કલુષિત વૃત્તિ ધારણ કરવી તે ' માત્સર્ય ' છે.

અન્તરાયનું લક્ષણ—

**ज्ञानाध्ययनादीनां व्यवच्छेदकरणरूपत्वमन्तरायस्य लक्षणम् ।**
**( ३२६ )**

અર્થાત્ જ્ઞાનના અભ્યાસ વગેરેમાં ( કલુષિત ભાવે ) ખલેલ પહોંચાડવું તે ' અન્તરાય ' છે.

આસાદનનું લક્ષણ—

**मनोवाग्भ्यां ज्ञानस्य वर्जनरूपत्वमासादनस्य लक्षणम् । (३२७)**

અર્થાત્ મન અને વચન દ્વારા જ્ઞાનનો ત્યાગ કરવો તે 'આસાદન' છે. **તત્ત્વાર્થરાજ**૦ (પૃ૦ ૨૫૬) પ્રમાણે તો કોઇ અન્યને જ્ઞાનનું દાન કરી રહ્યો હોય ત્યારે વાણી અને શરીરથી તેનો નિષેધ કરવો એનું નામ ' આસાદન ' છે. આ રહ્યો એ ઉલ્લેખઃ—

" **वाक्कायाभ्यां ज्ञानवर्जनमासादनम्—कायेन वाचा च परप्रकाश-ज्ञानस्य वर्जनमासादनं वेदितव्यम् ।** "

ઉપઘાતનું લક્ષણ—

**प्रशस्तज्ञानादीनां दोषोद्भावनरूपत्वमुपघातस्य लक्षणम् । (३२८)**

અર્થાત્ પ્રશસ્ત જ્ઞાન, જ્ઞાની વગેરેમાં દોષો ન હોય છતાં એ દોષો કાઢવા તે ' ઉપઘાત ' કહેવાય છે. અર્થાત્ કોઇ વ્યક્તિ શુદ્ધ પ્રરૂપણા કરી રહી હોય છતાં પોતાની અવળી મતિને આગળ કરી તે વ્યક્તિમાં કે તેની પ્રરૂપણામાં અછતા દોષો પ્રકટ કરવા તે ' ઉપઘાત ' છે.

આસાદન અને ઉપઘાતમાં તફાવત—

આસાદન અને ઉપઘાતમાં શો ફેર છે એ સંબંધમાં **તત્ત્વાર્થરાજ**૦ ( પૃ. ૨૫૬ )-માં કહ્યું છે કે છતે જ્ઞાને તેનો વિનય ન કરવો, બીજા ઉપર તેનો પ્રકાશ ન પાડવો, તેના ગુણોની પ્રશંસા ન કરવી એ આસાદન ' છે, જ્યારે જ્ઞાનને જ અજ્ઞાન સમજીને તેનો નાશ કરવા કટિબદ્ધ થવું એ ' ઉપઘાત ' છે.

અત્ર એ સ્પુટ કરવું આવશ્યક સમજાય છે કે ઉપર્યુક્ત પ્રદોષ, નિહ્નવ ઇત્યાદિનો જ્યારે જ્ઞાન, જ્ઞાની કે તેનાં સાધન સાથે સંબંધ હોય ત્યારે તેનો જ્ઞાન-પ્રદોષ, જ્ઞાન-નિહ્નવ ઇત્યાદિ રૂપે નિર્દેશ કરાય છે; પરંતુ જ્યારે એ જ પ્રદોષાદિનો દર્શન યાને સામાન્ય બોધ, દર્શની અને તેનાં સાધન સાથે સંબંધ હોય ત્યારે તેનો દર્શન-પ્રદોષ, દર્શન-નિહ્નવ ઇત્યાદિ રૂપે નિર્દેશ થાય છે. આથી જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય એ બંને કર્મોના જ્યારે આસ્રવો એક જ છે તો પછી

આ બે કર્મોને જુદાં ન ગણતાં એક જ ગણવા જોઇએ એ કથન અસ્થાને છે એમ ફલિત થાય છે. વિશેષમાં તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૫૬ )માં સૂચવાયા મુજબ આનું કારણ એ પણ છે કે કંઠ વગેરેના સંયોગ–વિભાગની તુલ્યતા હોવાથી વચનના સાધક અને દૂષકમાં ભેદ નહિ ઉદ્ભવતો હોઇ જ્યાં ઉપદેશ કરાયો છે ત્યાં અસાધકતાને લઇને વચનવિરોધ ઉપસ્થિત થાય છે. વળી એ બેને તુલ્ય માનવા છતાં વચન સ્વપક્ષનું જ સાધક છે, અને પરપક્ષનું તો દૂષક જ છે એટલે સાધકતા અને દૂષકતારૂપ ધર્મોની એકતા સિદ્ધ થતી નથી. વળી કારણોમાં સમાનતા હોવા છતાં તેનાં ફળોમાં ભિન્નતા જોવાય છે. જેમકે મૃત્તિકાદિરૂપ સમાન હેતુવાળા શરાવ, ઘટ વગેરેની ભિન્નતા આબાલગોપાલપ્રસિદ્ધ છે. વળી આ બે કર્મોમાં અભેદ માનવો એ આગમથી વિરુદ્ધ છે. આ પ્રમાણે વચનવિરોધ, દૃષ્ટ વ્યાઘાત અને આગમવ્યાઘાતરૂપ દૂષણો બાધા ન કરે એટલા જ માટે કંઇ આ બે કર્મો ભિન્ન માન્યા નથી, પરંતુ એ બંને આવરણો નષ્ટ થતાં એકી સાથે સૂર્યમાં પ્રતાપ અને પ્રકાશનું સાહચર્ય જોવાય છે તેમ કેવલીને વિષે કેવલજ્ઞાન અને કેવલદર્શનનું સાહચર્ય ઘટી શકે છે.[1]

આ પ્રમાણે આપણે સાંપરાયિક જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મો આશ્રીને વિચાર કર્યો. હવે વેદનીય કર્મને ઉદ્દેશીને વિચાર કરવામા આવે છે. તેમાં પ્રથમ **અસાતવેદનીયના આસ્રવોનો** ઉલ્લેખ કરીશું.

દુઃખી થતો તેમજ શોક, તાપ, આક્રન્દન, વધ અને પરિદેવન કરનારો જીવ અસાતવેદનીય ( અસદ્વેદ્ય ) કર્મ બાંધે છે અર્થાત્ સ્વ, પર કે ઉભયમાં રહેલ દુઃખ, શોક, તાપ (પશ્ચાત્તાપ), આક્રન્દન, વધ ( હિંસા ) અને પરિદેવન એ અસાતવેદનીય કર્મના આસ્રવો છે. આ હકીકત **તત્ત્વાર્થ** ( અ. ૬ )ના નિમ્નલિખિત બારમા સૂત્રમાં ઝળકી ઊઠે છેઃ—

**"दुःखशोकतापाक्रन्दनवधपरिदेवनान्यात्मपरोभयस्थान्यसद्वेद्यस्य ।"**

આ બરાબર સમજાય માટે એ પ્રત્યેકનું લક્ષણ ગ્રંથકાર સૂચવે છે. તેમા દુઃખનું લક્ષણ એ છે કે—

**[2]असातवेदनीयोदये सति द्रव्यान्तरोपनिपाताभिमतवियोगानिष्टश्रवणादिभिरात्मनो यः पीडालक्षणः परिणामस्तद्रूपत्वं दुःखस्य लक्षणम् । ( ३२९ )**

---

૧ છદ્મસ્થને વિષે તો અર્થાત્ જ્ઞાનાવરણ અને દર્શનાવરણથી આવૃત વ્યક્તિને વિષે તો જ્ઞાન અને દર્શન સમકાલે સંભવતા નથી. ઉદાહરણ તરીકે જળની સાથે સમવેત અગ્નિને વિષે પ્રતાપ જ સંભવે છે, નહિ કે પ્રકાશ, અને પ્રદીપને પ્રકાશ જ હોય છે, નહિ કે પ્રતાપ.

૨ અહીંથી માંડીને તે પરિદેવન પર્યંતનાં લક્ષણો **તત્ત્વાર્થ** ( અ. ૬, સૂ ૧૩ )ની બૃહદ્ વૃત્તિ( પૃ ૨૫ )ના અક્ષરશઃ અનુકરણરૂપ છે.

અર્થાત્ અસાતવેદનીય કર્મનો ઉદય થતાં અનિષ્ટ વસ્તુના સંયોગથી, ઇષ્ટ વસ્તુના વિયોગથી કે માઠા સમાચાર સાંભળવાથી એવા પ્રસંગે આત્માને જે પીડા ઉત્પન્ન થાય છે તે ' દુઃખ ' જાણવું. આમા બાહ્ય કે આતરિક ગમે તે નિમિત્ત હોઇ શકે.

શોકનું લક્ષણ—

**अनुग्राहकस्नेहादिव्यवच्छेदे सति चित्तस्य वैक्लव्यरूपत्वं शोकस्य लक्षणम् । ( ३३० )**

અર્થાત ઉપકાર કરનારા સ્નેહી વગેરેનો વિયોગ થતાં ચિત્તમાં જે વિકલતા ઉદ્ભવે છે તે ' શોક ' કહેવાય છે. અર્થાત્ હિતૈષીની સાથેનો સંબંધ તૂટી જતાં જે ખેદ થાય છે તે ' શોક ' છે.

તાપનું લક્ષણ—

**परिभवादिनिमित्तकसञ्जाताविलान्तःकरणस्य तीव्रानुशयपरिणामरूपत्वं तापस्य लक्षणम् । ( ३३१ )**

અર્થાત્ અપમાનાદિક કારણને લીધે અન્તઃકરણમા જે તીવ્ર સંતાપ થાય તે ' તાપ ' કહેવાય છે.

આક્રન્દનું લક્ષણ—

**परितापजन्याश्रुनिपाताङ्गविकारविलापाभिव्यक्तकरणरूपत्वमाक्रन्दस्य लक्षणम् । ( ३३२ )**

અર્થાત્ પરિતાપને લઇને ઉદ્ભવેલ આસુની ધારા, અંગમાં વિકાર, વિલાપ ઇત્યાદિ ચિહ્નોથી માલૂમ પડનારી વસ્તુ તે ' આક્રન્દ ' છે. ટુંકમાં કહીએ તો ગદ્ગદ સ્વરે આંસુ સારવા સાથે રડવું તે ' આક્રન્દન ' યાને ' આક્રન્દ ' છે.

વધનું લક્ષણ—

**प्रमत्तयोगात् प्राणिप्राणवियोजनरूपत्वं वधस्य लक्षणम् । (३३३)**

અર્થાત્ પ્રમત્ત યોગ દ્વારા એટલે કે બેદરકારીથી પ્રાણીના પ્રાણ લેવા તે ' વધ ' સમજવો.[1]

---

[1] સરખાવો વિદ્યામાર્તંડ શ્રીઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થ ( અ ૭, સૂ. ૮ )ગત હિંસાનું લક્ષણ—

" प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा । "

પરિદેવનનું લક્ષણ—

सङ्क्लेशप्रवणत्वस्वपरानुग्रहेच्छाप्रवणत्वे सति अनुकम्पाप्रायत्वं परिदेवनस्य लक्षणम् । ( ३३४ )

અર્થાત્ સંક્લેશમાં કુશલતા તેમજ સ્વ પરના ઉપર ઉપકાર કરવાની ઇચ્છા પૂર્વકની અનુકંપા ઉત્પન્ન કરે એવી વૃત્તિ તે ' પરિદેવન ' છે. વિયોગી પાત્રના ગુણો યાદ આવવાથી ઉત્પન્ન થતું કરુણાજનક રુદન તે ' પરિદેવન ' છે એમ અન્યત્ર સૂચવાયું છે.

આ પ્રમાણે [1]દુઃખાદિ પોતાને કરવાં, પરમાં ઉત્પન્ન કરવાં અથવા બન્નેમાં ઉત્પન્ન કરવાં એ પ્રમાણેના અસાતવેદનીય કર્મના આસ્રવોનું સ્વરૂપ આપણે જોયું. હવે **સાતવેદનીય કર્મના આસ્રવોનુ** સ્વરૂપ જોઇ લઇએ. પરંતુ તે પૂર્વે **વ્રતાદિ અસાતવેદનીયના બંધક છે** એ ભ્રાન્તિ અને તેના નિરસનનો વિચાર **તત્ત્વાર્થરાજ**૦ ( પૃ. ૨૫૯-૨૬૦ ) અનુસાર કરી લઇએ. કહેવાની મતલબ એ છે કે કોઇક એવી દલીલ કરે કે જ્યારે દુઃખ, શોક, તાપ વગેરે નિમિત્તો પોતાનામાં કે અન્યમાં ઉત્પન્ન કરવાથી તે અસાતવેદનીય કર્મના બંધક થાય છે તો પછી લોચ, ઉપવાસ, વ્રત અને બીજા પણ એવા નિયમો દુઃખદાયી હોવાથી તે પણ અસાત-વેદનીયનાં બંધક થશે એટલે એવી પરિસ્થિતિમાં કયો સુજ્ઞ જન વ્રત, નિયમોનું અનુષ્ઠાન કરવા તૈયાર થશે ? બલ્કે તે તેનો ત્યાગ કરવા જ શું પ્રયત્ન નહિ કરે ?

આ પ્રશ્નાત્મક દલીલનો પ્રત્યુત્તર એ છે કે પૂર્વોક્ત દુઃખાદિ સામાન્ય રીતે ઉદ્ભવે ત્યારે તે આસ્રવરૂપ નથી; કિન્તુ જ્યારે તે ક્રોધાદિ આવેશથી ઉત્પન્ન થયેલાં હોય, આત્માની કલુષિત વૃત્તિથી રંગાયેલાં હોય ત્યારે જ તે આસ્રવ બને છે. સાચા ત્યાગી (સંન્યાસી) કે તપસ્વી ગમે તેવાં ઉગ્ર વ્રત કે કઠોર નિયમો પાળે તોપણ તેને અસાતવેદનીય કર્મનો બંધ થતો નથી તેનાં બે કારણો છે. પહેલું કારણ એ છે કે ખરા ત્યાગી કે તપસ્વી ગમે તેવુ કઠોર વ્રત પાળીને જે દુઃખ વહોરે છે તેમાં ક્રોધ કે અન્ય તેવી મલિન, દુષ્ટ વૃત્તિ નિમિત્તરૂપ નથી; પરંતુ તેમ કરવામાં સદ્‌વૃત્તિ અને સદ્‌બુદ્ધિની પ્રેરણા જ કારણભૂત છે. વળી કઠણ વ્રતો સ્વીકાર્યા બાદ ગમે તેવા વિકટ, દુઃખદ પ્રસંગમાં પણ તેમનામાં ક્રોધાદિ કષાયો કે સંતાપ વગેરેનો સંચાર થતો નથી; એથી કરીને એ પ્રસંગો તેમને માટે બંધક બનતા નથી. બીજું કારણ એ છે કે સાચા સંન્યાસીઓને—ખરા તપસ્વીઓને કઠિણ વ્રતોનું અને કઠોર નિયમોનું પાલન કરવામાં ઉલટો આનંદ આવે છે, તેઓ વાસ્તવિક પ્રસન્નતા અનુભવે છે. તેથી આ પ્રસંગોમા તેમને માટે દુઃખ, શોક, સંતાપ વગેરેનો સંભવ રહેતો નથી. એ તો સુપ્રસિદ્ધ વાત છે કે એકને જે પ્રસંગથી દુઃખ થાય તે જ પ્રસંગથી અન્યને પણ દુઃખ જ થાય એવો તો કોઇ ત્રિકાલાબાધિત નિયમ નથી. આથી કરીને

---

૧ અત્ર આદિથી શોક વગેરે પાંચ નિમિત્તો જ ન સમજતા તાડન, તર્જન વગેરે પણ ઘટાવી શકાય તેમ છે,

સાચા ત્યાગીને વિષમ વ્રતાદિ પાળવામાં [1]માનસિક રતિ હોવાથી એમને માટે એ વ્રતાદિ દુઃખરૂપ ન હોઇ સુખરૂપ જ છે અને અતએવ એ કઠોર વ્રતાદિ પણ તેમને માટે તો અસાતવેદનીય કર્મનાં બંધક નથી જ.

વિશેષમા જેમ કોઇ દયાળુ વૈદ્ય વાઢ કાપથી કોઇને દુઃખ અનુભવવામાં નિમિત્તરૂપ બનવા છતા કરુણાની વૃત્તિથી પ્રેરાયેલો હોવાથી તે પાપનો ભાગી થતો નથી એટલું જ નહિ, પણ કદાચ વાઢકાપ કરતા દરદી મરી પણ જાય તોપણુ તેણે ખૂન કર્યું છે એવો તેના ઉપર આરોપ મૂકી શકાતો નથી તેમ સાંસારિક દુઃખનો અંત આણવાની અભિલાષાથી તેના ઉપાયોનો પ્રસન્નતા પૂર્વક ઉપયોગ કરનારા ત્યાગી પણ તેમની સદ્‌વૃત્તિને લીધે પાપબંધક ગણાય નહિ.

હવે આપણે પ્રસ્તુત વિષય પાછો હાથ ધરીશું એટલે કે **સાતવેદનીય કર્મના** કયા કયા **આસ્રવો** છે તેનો ઉત્તર વિચારીશુ.

[2]ભૂત અને વ્રતી ઉપર અનુકંપા રાખવી અર્થાત્ સર્વ જીવો ઉપર દયા રાખવી અને અણુવ્રતધારી તેમજ મહાવ્રતધારીઓની ભક્તિ કરવી, દાન દેવુ, સરાગ સંયમ (રાગયુક્ત ચારિત્ર) [3]વગેરે યોગ ઉપર ધ્યાન આપવું, ક્ષાન્તિ ( ક્ષમા ) ધારણ કરવી અને શૌચનું સેવન કરવું એ બધા સાતવેદનીય કર્મના આસ્રવો છે અર્થાત એ દ્વારા સાતવેદનીય ( સદ્‌વેદ્ય ) કર્મ બંધાય છે.[4]

---

૧ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ ૨૬૦ )મા અવતરણરૂપે કહ્યું છે કે—

" **पुरे वने वा स्वजने जने वा, प्र(प्रा)सादशृङ्गे द्रुमकोटरे वा ॥**
**प्रियाङ्गनाङ्केऽथ शिलातले वा, मनोरतिं सौख्यमुदाहरन्ति ॥** "

અર્થાત્ શહેર કે જંગલ, સ્વજન કે પરજન, મહેલની અગાસી કે ઝાડની બખોલ, પ્રિયાના અંક કે પત્થરની સપાટીને વિષેની મનોરતિને ' સુખ ' કહેવામા આવે છે.

૨ આયુષ્ય કર્મના ઉદયમાં વર્તતા, વર્તનારા અને વર્તેલા એવા એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીના જીવો ' ભૂત ' કહેવાય છે. એટલે કે **ઉત્તરાધ્યયન**ની વાદિવેતાલ શ્રી**શાંતિસૂરિ**કૃત વૃત્તિ ( તૃતીય વિભાગ )ના ૫૮૪ મા પત્રમા નિમ્નલિખિત—

" **प्राणा द्वित्रिचतुष्प्रोक्ता, भूताश्च तरवः स्मृता. ।**
**जीवाः पञ्चेन्द्रिया ज्ञेयाः, शेषाः सत्त्वा इतीरिताः ॥** "

—પદ્ય દ્વારા પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વ વચ્ચે દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય આત્માઓ તે ' પ્રાણ ' કહેવાય છે, વૃક્ષો ' ભૂત ' કહેવાય છે, પચેન્દ્રિયો ' જીવ ' કહેવાય છે અને બાકી બધા આત્માઓ ' સત્ત્વ ' કહેવાય છે એવો જે ભેદ દર્શાવાયો છે તે અત્ર વિવક્ષિત નથી. અત્ર તો ' ભૂત ' શબ્દ જીવના પર્યાયરૂપે સમજવાનો છે એટલે કે એથી હરકોઇ સચેતન પદાર્થનો નિર્દેશ સમજવાનો છે.

૩ ' વગેરે ' શબ્દથી દેશવિરતિરૂપ ચારિત્ર, અકામનિર્જરા અને બાલતપ સમજવા.

૪ સરખાવો **તત્ત્વાર્થ** ( અ. ૬ )નુ નીચે મુજબનુ તેરમું સૂત્રઃ—

" **भूतव्रत्यनुकम्पा दानं सरागसंयमादियोगः क्षान्तिः शौचमिति सद्वेद्यस्य ।** "

**વ્રતીનું લક્ષણ—**

**व्रताभिसम्बन्धरूपत्वं व्रतिनो लक्षणम्। ( ३३५ )**

અર્થાત્ વ્રતના સંબંધથી યુક્ત એટલે કે જેણે વ્રત ગ્રહણ કર્યું હોય તે 'વ્રતી' કહેવાય છે.

**અનુકંપાનું લક્ષણ—**

**परपीडामात्मीयां कुर्वाणस्यानुग्रहार्द्रीकृतान्तःकरणस्य चानु-पश्चात् परकीयदुःखदर्शनानन्तरं हृदयकम्पनरूपत्वमनुकम्पाया लक्षणम्। ( ३३६ )**

અર્થાત્ બીજાના દુઃખે દુઃખી થનારા અને તેના ઉપર અનુગ્રહ કરવાને માટે જેનું હૃદય આર્દ્ર થયું છે ( પીગળ્યું છે ) એવાના અંતઃકરણમાં પારકાનું દુઃખ જોયા બાદ જે કંપન થાય છે તે 'અનુકંપા' કહેવાય છે. આ અનુકંપા બે પ્રકારની છેઃ–( ૧ ) ભૂતવિષયક અને ( ૨ ) વ્રતિવિષયક. હૃદયના કંપનરૂપ જે દયાત્મક અનુકંપા છે તે '[1]ભૂતવિષયક અનુકંપા' સમજવી, જ્યારે ગુણીને વિષે ભક્તિરૂપ અનુકંપા તે '[2]વ્રતિવિષયક અનુકંપા' જાણવી.

**દયા અને ભક્તિમાં તફાવત—**

અત્ર 'અનુકંપા' શબ્દ ભૂત તેમજ વ્રતી બંનેને ઉદ્દેશીને વપરાયો છે; પરંતુ ભૂત આશ્રીને તેનો અર્થ દયા, કરુણા કરવાનો છે, જ્યારે વ્રતી આશ્રીને ભક્તિ કરવાનો છે. જિન–આગમ, જિન–મંદિર, જિન–પ્રતિમા તેમજ એ ત્રણના ઉપાસક સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા આ સાત ભક્તિનાં ક્ષેત્રો છે, જ્યારે અનાથ, અશરણ, દીન વગેરે દયાનાં ક્ષેત્રો છે. દયા માટે પાત્રાપાત્રતા જોવાની રહેતી નથી. એ જોવી પણ ન જ જોઇએ, કેમકે એ જોવા જાય તો દયા માટે અવકાશ જ ન રહે. ભક્તિની વાત એથી ન્યારી છે. એમાં પાત્રાપાત્રતા જરૂર જોવી જોઇએ. એટલે કે પાત્રની [3]પરીક્ષા અને હૃદયના બહુમાન પૂર્વક ભક્તિ થઇ શકે છે, જ્યારે દુઃખીના દુઃખને દૂર કરવાની ઇચ્છા પૂર્વક તેને અન્નાદિનું દાન દેવું તે 'દયા' છે.

---

૧ પારકાના દુઃખને પોતાનું માનવાથી જે લાગણી ઉત્પન્ન થાય તે આ 'અનુકંપા.' છે.

૨ અલ્પાંશે વ્રતધારી હો કે સર્વાંશે વ્રતધારી હો, એના ઉપર વિશેષ પ્રકારે અનુકંપા કરવી તે આનો અર્થ છે.

૩ આ સમ્યગ્દૃષ્ટિ છે, દેશવિરતિ છે કે સર્વવિરતિ છે ? એના આચાર વિચાર કેવા છે ? એનામાં એવો કયો ગુણ છે કે જેથી એની ભક્તિ કરાય ? આ પ્રમાણેનો ઊહાપોહ એ પરીક્ષાનો અર્થ છે.

દાનનું લક્ષણ—

[1]स्वपरानुग्रहार्थं स्वकीयस्य वस्तुनोऽतिसर्जनरूपत्वं दानस्य लक्षणम् । ( ३३७ )

અર્થાત્ સ્વપરના ઉપર ઉપકાર કરવાને અર્થે પોતાની વસ્તુનો ત્યાગ કરવો એટલે કે તે અન્યને આપી દેવી તે 'દાન' કહેવાય છે.

સરાગનું લક્ષણ—

[2]संज्वलनलोभादिकषायो रागः, तत्सहवर्तित्वं सरागस्य लक्षणम् । ( ३३८ )

અર્થાત્ સંજ્વલન લોભાદિ કષાય તે 'રાગ' છે. આ રાગ જેનામાં હોય તે 'સરાગ' કહેવાય છે.

સંયમનું લક્ષણ—

पञ्चमहाव्रतयुक्तत्वं संयमस्य लक्षणम् । ( ३३९ )

અર્થાત્ અહિંસાદિ પાંચ મહાવ્રતો તે 'સંયમ' છે.

सरागस्य संयमः सरागसंयमः । मूलोत्तरगुणसम्पल्लाभाद्युभयभाज इति यावत् ।

અર્થાત્ સરાગ વ્યક્તિનો જે સંયમ તે અથવા રાગથી યુક્ત સંયમ તે 'સરાગ સંયમ' કહેવાય છે. મૂલ અને ઉત્તર ગુણોની સંપત્તિના લાભથી જે યુક્ત હોય તે 'સંયમી' છે.

યોગનું લક્ષણ—

[3]निरवद्यक्रियानुष्ठानरूपत्वं योगस्य लक्षणम् । ( ३४० )

અર્થાત્ પાપરહિત ક્રિયા કરવી તે 'યોગ' છે. સરાગસંયમાદિ સંબંધી યોગ તે સરાગસંયમાદિ યોગ છે.

---

૧ સરખાવો તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૬૦ )ગત નિમ્નલિખિત પંક્તિઃ—

" स्वस्य परानुग्रहबुद्ध्याऽतिसर्जनं दानम् । "

૨ જુઓ તત્ત્વાર્થની બૃહદ્ વૃત્તિનો દ્વિતીય વિભાગ (પૃ. ૨૬ ).

૩ તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૬૦ )ની નીચે મુજબની પંક્તિની આ છાયા છેઃ—

" निरवद्यक्रियाविशेषानुष्ठानं योगः । "

કહેવાની મતલબ એ છે કે સંસારવૃક્ષના મૂલરૂપ લોભને દૂર કરવા તત્પર બની સંયમ સ્વીકાર્યા બાદ પણ જો રાગના સંસ્કારો ક્ષીણ ન થાય તો ત્યાં સુધીનો સંયમ તે 'સરાગ સંયમ' છે. થોડો સંયમ સ્વીકારવો તે 'સંયમાસંયમ' છે. આથી તો આને 'દેશવિરતિ' પણ કહેવામાં આવે છે. સ્વેચ્છાથી નહિ પરંતુ પરતંત્રપણે જે ભોગોનો ત્યાગ કરાય તે 'અકામ-નિર્જરા છે. વાસ્તવિક જ્ઞાન વગર મિથ્યાદૃષ્ટિઓ અગ્નિપ્રવેશ, જલપતન, છાણનું ભક્ષણ, અનશન વગેરે જે તપ કરે છે તે 'બાલતપ' છે. જુઓ **તત્ત્વાર્થરાજ૦** (પૃ. ૨૬૦). સરાગ સંયમથી માંડીને તે બાલતપ સુધીની સર્વ ક્રિયાઓનો અત્ર સરાગસંયમાદિયોગરૂપે નિર્દેશ છે.

**ક્ષાન્તિનું લક્ષણ—**

**[1]धर्मप्रणिधाने सति मनोवाक्कायैः क्रोधनिग्रहरूपत्वं, उदित-क्रोधस्य कथञ्चिद् वैफल्यापादनरूपत्वं, क्रोधोदयनिरोधरूपत्वं वा क्षान्तेर्लक्षणम्। ( ३४१ )**

અર્થાત્ ધર્મધ્યાનમાં લીન થઇને મન, વચન અને કાયા વડે ક્રોધનો નિગ્રહ કરવો એટલે કે ક્રોધને કાબુમાં રાખવો તે 'ક્ષાન્તિ' યાને 'ક્ષમા' છે. ઉદયમાં આવેલા ક્રોધને કોઇક પ્રકારે વિફળ કરી નાંખવો અર્થાત્ તેને વશ થઇ અનુચિત કાર્ય ન કરવું તે 'ક્ષાન્તિ' છે. આ સિવાય ક્રોધને ઉદયમાં જ ન આવવા દેવો એનું નામ પણ 'ક્ષાન્તિ' છે.

**શૌચનું લક્ષણ—**

**लोभकषायरक्तात्मवाससः सन्तोषवारिणा विमलतापादनरूपत्वं शौचस्य लक्षणम्। ( ३४२ )**

અર્થાત્ લોભરૂપ કષાયથી રંગાયેલ આત્મારૂપ વસ્ત્રને સંતોષરૂપ જળ વડે નિર્મળ કરવું તે 'શૌચ' છે. આ શૌચના દ્રવ્ય-શૌચ અને ભાવશૌચ એમ બે પ્રકારો પડે છે. તેમાં દ્રવ્ય-શૌચનું લક્ષણ એ છે કે—

**[2]स्नेहगन्धलेपोद्वर्तनापवर्तनप्रासुकजलादिना शरीरशुद्धिकरण-रूपत्वं द्रव्यशौचस्य लक्षणम्। ( ३४३ )**

---

૧ જુઓ **તત્ત્વાર્થ** ( અ. ૬, સૂ. ૧૩ )ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૨૬ ).

૨ જુઓ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિનો બીજો ભાગ ( પૃ. ૨૬ ).

અર્થાત્ તેલ, સુગંધી પ્રવાહી પદાર્થ, લેપ, [1]ઉદ્વર્તન, [2]અપવર્તન, નિર્જીવ ( અચિત્ત ) જળ ઇત્યાદિ વડે શરીરને શુદ્ધ કરવું તે ' દ્રવ્ય-શૌચ ' છે.

**ભાવ-શૌચનું લક્ષણ—**

**[3]अकुशलप्रवृत्तिनिरुद्धमनोवाक्कायस्य चरणतपोऽनुष्ठायिनश्च प्रायो निर्जराफलरूपत्वं भावशौचस्य लक्षणम् । ( ३४४ )**

અર્થાત્ અશુભ પ્રવૃત્તિથી મન, વચન અને કાયાને જે અલગ યાને મુક્ત રાખે છે અને જે ચારિત્ર, તપ ઇત્યાદિનું પરિપાલન કરે છે તે વ્યક્તિનાં અનુષ્ઠાનો ' ભાવ-શૌચ ' જાણવાં અને પ્રાયઃ તેનું ફળ નિર્જરા છે.

**સાતવેદનીયના ભૂતવ્રતિ-અનુકંપાદિ ઉપરાંત અન્ય આસ્રવો—**

ઉપર્યુક્ત સાતવેદનીય કર્મના આસ્રવો ઉપરાંત બીજા પણ આસ્રવો છે. જેમકે [4]સંયમાસંયમ ( દેશવિરતિ ), બાલતપ, અકામનિર્જરા, ધર્મ ઉપર અનુરાગ, ધર્મનું શ્રવણ, શીલ, વ્રત, પૌષધ, ઉપવાસ, તપસ્વી અને ગ્લાનનું વૈયાવૃત્ત્ય, [5]માતાપિતાની ભક્તિ ( સેવા ), સિદ્ધોને નમસ્કાર, ચૈત્યોની પૂજા, શુભ પરિણામ ઇત્યાદિ.

---

૧ શરીરને સાફ કરનારું સાબુ જેવું દ્રવ્ય-વિશેષ, એ ' ઉત્સાદન ' પણ કહેવાય છે.

૨ દ્રવ્યવિશેષ.

૩ જુઓ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિનો બીજો ભાગ ( પૃ. ૨૬ ).

૪ સંયમાસંયમ, બાલતપ ઇત્યાદિ શબ્દોની વ્યાખ્યા આ જ ઉલ્લાસમાં આગળ ઉપર આપવામાં આવે છે.

૫ માતાપિતાની ભક્તિ એ ધર્મની યોગ્યતા મેળવવાનું સાધન છે. **યોગશાસ્ત્ર**ના પ્રથમ પ્રકાશના પચાસમાં પદ્યમાનો " **मातापित्रोश्च पूजकः** " એ ઉલ્લેખ આ વાતને સમર્થિત કરે છે. વળી શ્રીયાકિનીમહત્તરાસૂનુ શ્રીહરિભદ્રસૂરિવર્યકૃત ' પિતૃભક્તિ-અષ્ટક ' ખાસ મનનીય છે. વિશેષમાં આ સંબંધમાં **મનુસ્મૃતિ** ( અ. ૨ )ના નિમ્ન-લિખિત પદ્યો પણ મનન કરવાં જેવાં છે.

" **तयोर्नित्यं प्रियं कुर्याद्, आचार्यस्य च सर्वदा ।**
**तेष्वेव त्रिषु तुष्टेषु, तपः सर्वं समाप्यते ॥ २२८ ॥**
**तेषां त्रयाणां शुश्रूषा, ' परम तप ' उच्यते ।**
**न तैरभ्यननुज्ञातो, धर्ममन्यं समाचरेत् ॥ २२९ ॥**
**त एव हि त्रयो लोका-स्त एव त्रय आश्रमाः ।**
**त एव हि त्रयो वेदा-स्त एवोक्तास्त्रयोऽग्नयः ॥ २३० ॥**

અર્થાત્ માતા, પિતા અને ધર્માચાર્યને પ્રિય થાય એવું કાર્ય સદા કરવું. એ જ ત્રણની તુષ્ટિમા સર્વ તપ સમાઇ જાય છે. એ ત્રિપુટીની સેવા એ ' પરમ તપ ' કહેવાય છે. એમની અનુજ્ઞા વિનાનો ધર્મ આચરવો નહિ એ જ ત્રણ (સ્વર્ગ, પૃથ્વી અને પાતાલરૂપ) ત્રણ લોક છે, એ જ ત્રણ (બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમરૂપ ) ત્રણ આશ્રમો છે, એ જ ત્રણ ( ઋગ્, યજુસ્ અને સામરૂપ ) ત્રણ વેદ છે અને એ જ ત્રણ ( આહવનીય, ગાર્હપત્ય અને દક્ષિણરૂપ ) ત્રણ અગ્નિઓ છે.

હવે **મોહનીય કર્મના આસ્રવોનું** પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં મોહનીય કર્મના દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એમ બે ભેદો પડતા હોવાથી આ કર્મના આસ્રવોના પણ તથાવિધ બે પ્રકારો પડે છે. તેમાં **દર્શનમોહનીય કર્મના આસ્રવો** નીચે મુજબ છે:—

કેવલજ્ઞાની, શ્રુત, સંઘ, ધર્મ અને ( ચાર પ્રકારના ) દેવનો અવર્ણવાદ કરવો તે દર્શન-મોહનીય કર્મના આસ્રવો છે;[1] અર્થાત્ એ દ્વારા દર્શનમોહનીય કર્મ બંધાય છે. આ વાત પૂરેપૂરી સમજાય તેટલા માટે પ્રથમ અવર્ણવાદનું લક્ષણ નીચે મુજબ રજુ કરવામાં આવે છે:—

**[3]रागद्वेषमोहावेशात् सद्भूते वस्तुनि दोषोद्भावनरूपत्वमवर्ण-वादस्य लक्षणम्। ( ३४५ )**

અર્થાત્ રાગ, દ્વેષ અને [2]મોહને વશ થઇને સદ્ભૂત વસ્તુમાં અસદ્ભૂત દોષ કાઢવા તે ' અવર્ણવાદ ' કહેવાય છે.

**કેવલીનું લક્ષણ—**

**[4]सकलज्ञानावरणक्षयसमुद्भूतसमस्तज्ञेयविषयकावबोधरूपत्वे सति साक्षादर्थपरिच्छेदिचेतनापर्यायरूपत्वं केवलस्य, तद्वत्त्वं च केवलिनो लक्षणम्। ( ३४६ )**

અર્થાત્ સમસ્ત જ્ઞાનાવરણીય કર્મોના સંપૂર્ણ ક્ષયથી ઉત્પન્ન થતો સકલ જ્ઞેય પદાર્થ વિષયક બોધ કે જે સાક્ષાત્ અર્થનો પરિચ્છેદ કરાવનાર ચેતનારૂપ પર્યાય છે તે ' કેવલજ્ઞાન ' કહેવાય છે;[5] અને જેને કેવલજ્ઞાન થયું હોય તે ' કેવલી ' કહેવાય છે.

---

૧ સરખાવો **તત્ત્વાર્થ** ( અ. ૬ )નું નીચે મુજબનું ૧૪ મું સૂત્ર:—

" **केवलिश्रुतसङ्घधर्मदेवावर्णवादो दर्शनमोहस्य** । "

૨ રાગ અને દ્વેષમાં જોકે મોહનો અંતર્ભાવ થઇ જાય છે, તોપણ સામાન્ય બુદ્ધિવાળાને તેની વિશેષતા દર્શાવવા માટે એનો અત્ર પૃથક્ ઉલ્લેખ કરાયો છે.

૩-૪ જુઓ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિનો દ્વિતીય વિભાગ ( પૃ. ૨૭ ).

૫ જોકે કેવલજ્ઞાનનું લક્ષણ એક વાર પ્રથમ ઉલ્લાસ ( પૃ. ૨૪૩ )માં આવી ગયું છે, છતાં તેને તાજુ કરવાને અર્થે તેમજ ' કેવલી ' શબ્દ સમજાવતા તેની જરૂરીઆત જણાવાથી ફરીથી તેનો અત્ર ગ્રંથકારે ઉલ્લેખ કર્યો છે એમ સમજાય છે.

શ્રુતનું લક્ષણ—

[1]तीर्थङ्करोपदिष्टत्वे सति बुद्ध्यतिशयवद्गणधरैरवधारितरूपत्वं श्रुतस्य लक्षणम् । ( ३४७ )

અર્થાત્ તીર્થંકરે ઉપદેશ દ્વારા પ્રકાશેલા અને અસાધારણ બુદ્ધિશાળી ગણધરોએ રચેલાં[2] શાસ્ત્રોને ' શ્રુત ' કહેવામાં આવે છે.

આ શ્રુતથી તો [3]અંગપ્રવિષ્ટ શ્રુતનો નિર્દેશ થયો. અવર્ણવાદ તો સમગ્ર શ્રુત આશ્રીને સંભવે છે એટલે [4]અંગબાહ્ય શ્રુત પણ અત્ર ઉપલક્ષણથી ઘટાવી લેવાનું છે. વળી હવે પછી રજુ થતું ઉપાંગનું લક્ષણ પણ એ વાતનું સૂચન કરે છે.

અંગનું લક્ષણ—

तीर्थंकरादिनामकर्मोदयवर्तितीर्थंकरादिना प्रोक्तरूपत्वमङ्गाख्य-श्रुतस्य लक्षणम् । ( ३४८ )

અર્થાત્ તીર્થંકર-નામકર્મનો જેમને વિષે ઉદય થયો હોય તેવા તીર્થંકરે, ગણધર-નામકર્મનો જેમને વિષે ઉદય થયો હોય એવા પ્રતિભાશાળી મહાનુભાવોએ જે શ્રુત પ્રકાશ્યું હોય તે ' અંગ ' કહેવાય છે. (૧) આચાર, (૨) સૂત્રકૃત, (૩) સ્થાન, (૪) સમવાય, (૫) વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (ભગવતી), (૬) જ્ઞાતાધર્મકથા, (૭) ઉપાસકદશા, (૮) અંત-કૃદ્દશા, (૯) અનુત્તરોપપાતિકદશા, (૧૦) પ્રશ્નવ્યાકરણ, (૧૧) વિપાકસૂત્ર અને (૧૨) દૃષ્ટિવાદ એ બાર અંગો છે.

---

૧ સરખાવો તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૬૧ )ગત શ્રુતનું લક્ષણ.

૨ આ વાતની પુષ્ટિમાં વિચારો આવશ્યક ( સટીક )ના ૬૮ મા પત્રગત નીચેની ગાથાઃ—

" अत्थं भासइ अरिहा सुत्तं गंथंति गणहरा निउणं ।
सासणस्स हियट्ठाए तओ सुत्तं पवत्तई ॥ ९२ ॥ "

[ अर्थं भाषतेऽर्हन् सूत्रं ग्रथ्नन्ति गणधरा निपुणम् ।
शासनस्य हितार्थं ततः सूत्रं प्रवर्तते ॥ ]

અર્થાત્ તીર્થંકર અર્થ કહે છે અને ગણધરો શાસનના હિતને માટે નિપુણ સૂત્ર ગુંથે છે. ત્યાંથી સૂત્રની પ્રવૃત્તિનો પ્રારંભ થાય છે.

૩-૪ આના સ્વરૂપ માટે જુઓ ( પૃ. ૨૩૫ ).

**ઉપાંગાદિનું લક્ષણ—**

**[1]अङ्गार्थानुवादित्वमुपाङ्गादीनां लक्षणम् । ( ३४९ )**

અર્થાત્ અંગના અર્થના અનુવાદરૂપ શ્રુત ઉપાંગ [2]વગેરે નામથી ઓળખાય છે. (૧) ઔપપાતિક, (૨) રાજપ્રશ્નીય, (૩) જીવાભિગમ, (૪) પ્રજ્ઞાપના, (૫) ચંદ્રપ્રજ્ઞપ્તિ, (૬) સૂર્યપ્રજ્ઞપ્તિ, (૭) જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, (૮) નિરયાવલિ, (૯) કલ્પાવતંસિકા, (૧૦) પુષ્પિકા, (૧૧) પુષ્પચૂલિકા અને (૧૨) વહ્નિદશા એ બાર ઉપાંગો છે.

**સંઘનું લક્ષણ—**

**साधुसाध्वीश्रावकश्राविकालक्षणचातुर्वर्ण्यरूपत्वं सङ्घस्य लक्षणम् । ( ३५० )**

અર્થાત્ સાધુ, સાધ્વી, [3]શ્રાવક અને શ્રાવિકારૂપ ચાર વર્ણોના સમૂહને ' સંઘ ' કહેવામાં આવે છે. [4]ચાતુર્વર્ણ્યના બે અર્થો છે:–(૧) સમ્યક્ત્વ, જ્ઞાન, સંવર અને તપરૂપ ચાર વર્ણોને–ગુણોને વિષે ઉદ્ભવેલું તે; અને (૨) સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચાર ભેદોનો સમુદાય. આ હકીકત **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( દ્વિ. વિ. )ના ૨૭ મા પૃષ્ઠગત નિમ્નલિખિત ઉલ્લેખને આભારી છે:—

**" चत्वारो वर्णाः साधुसंयती( साध्वी )श्रावकश्राविकाख्याः । वर्ण्यन्ते इति वर्णा–भेदास्तेषु चतुर्षु वर्णेषु भवश्चातुर्वर्णः सङ्घो गणः । अथवा सम्यक्त्वज्ञानसंवरतपांसि चत्वारो वर्णा–गुणास्तद्भवश्चातुर्वर्णः, चतुर्णां वर्णानामयं (वा) चातुर्वर्णः सङ्घः, न तु सुगतशिष्याणां भौतानां वा । "**

**શ્રીસંઘનું સ્વરૂપ અને તેનું પૂજ્યત્વ—**

શ્રીસંઘનું મનનીય સ્વરૂપ **નંદીસૂત્ર**ની ઉપોદ્ઘાત (ગા. ૪–૧૭)માં આલેખાયેલું છે અને એનું વિસ્તૃત વિવેચન **શ્રીમલયગિરિસૂરિ** જેવા ધુરંધર ટીકાકારને હાથે થયેલું છે. આ પ્રસંગે સંઘને નગર, ચક્ર, રથ, પદ્મ, ચંદ્ર, સૂર્ય અને મેરુની ઉપમાઓ આપી સૂત્રકારે શ્રીસંઘના આબેહુબ ગુણકીર્તનરૂપ વર્ણન રજુ કર્યું છે. વળી શ્રીસંઘનો પચીસમા તીર્થંકર તરીકે નિર્દેશ કરાય છે, કેમકે એ તીર્થંકર સમાન છે. એનું અન્ય નામ તીર્થ પણ છે અને એ અતિપૂજનીય છે.

---

૧ આ કથન **તત્ત્વાર્થ** ( અ. ૬, સૂ. ૧૪ )ની બૃહદ્વૃત્તિ ( પૃ. ૨૭ ) અનુસાર છે.

૨ વગેરેથી પ્રકીર્ણકો, મૂલસૂત્રો, છેદસૂત્રો વગેરે સમજવા. આ પૈકી કેટલાકના નામ માટે જુઓ પૃ. ૭૯૪.

૩ " शृणोत्यर्हद्वाक्यानीति श्रावकः " અર્થાત્ અરિહંતનાં વચનો જે સાભળે તે 'શ્રાવક'. વિશેષ માહિતી માટે જુઓ **વૈરાગ્યરસમંજરી**નું મારું સ્પષ્ટીકરણ ( પૃ. ૩૦૨ ).

૪ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૬૧ ) પ્રમાણે સમ્યગ્દર્શનાદિ ત્રણ રત્નની ભાવનામા તત્પર એવા ચાર પ્રકારના શ્રાવણો ( સાધુ )ના સમુદાયને ' સંઘ ' કહેવામાં આવે છે.

એ પૂજ્ય કોટિની વસ્તુ છે એમાં બે મત નથી. શ્રીતીર્થંકરદેવ પછી પૂજ્યતાની કોટિમાં શ્રીસંઘ મૂકાય છે. શ્રીતીર્થંકરદેવની ગેરહાજરીમાં શ્રીસંઘ એ જ કલ્યાણરૂપ છે. જિનેશ્વરની આજ્ઞાની આરાધના એ જ એનું જીવન-સૂત્ર છે. જે સમુદાય જિનેશ્વરની આજ્ઞાનો ઇરાદા પૂર્વક ઉત્થાપક હોય, વિરાધક હોય, ઉચ્છેદક હોય તે શ્રીસંઘ નહિ, પરંતુ તે ‘ હાડકાંનો માળો ’ છે અને એનું પૂજન તે પરમાત્માની આશાતનારૂપ છે. એવી જ રીતે જે વ્યક્તિ-ભલે પછી તે ગીતાર્થ ગણાતા મુનિ હોય, પરંતુ જો તે સાચા સંઘની મિથ્યાભિનિવેશથી અવગણના કરે તો તે વ્યક્તિમાં જૈનત્વ હોવાની પણ વ્યવહાર-નયની અપેક્ષાએ તો શંકા રહે છે[1] અને તેવાને કરાતું નમન પણ ભવભ્રમણનું કારણ છે.

---

૧ શ્રીહરિભદ્રસૂરિએ સંબોધપ્રકરણના ગુરુ–અધિકારમા કહ્યુ પણ છે કે—

“ अम्मापियसारिच्छो सिवघरथंभो य होइ जिणसंघो ।
जिणवरआणाबज्झो सप्पुव्व भयंकरो संघो ॥ १२२ ॥
असंघं संघं जे भणंति रागेण अहव दोसेण ।
छेओ वामूहत्तं पच्छित्तं जायए तेसिं ॥ १२३ ॥
काऊण संघसद्दं अव्ववहारं कुणंति जे केइ ।
पप्फोडिअसउणिअंडगं व ते हुंति निस्सारा ॥ १२४ ॥
तेसिं बहुमाणं पुण भत्तीए दिंति असणवसणाइ ।
धम्मो त्ति नाऊणं गाथा पंति त्तिमं खाणं ॥ १२५ ॥
संघसमागममिलिया जे समणा गारवेहिं कज्जाइं ।
साहिज्जेण करंता सो संघाओ न सो संघो ॥ १२६ ॥
जे सहज्जे वट्टइ आणाभंगे पवट्टमाणाणं ।
मणवायकाएहिं समाणदोसं तयं बिंति ॥ १२७ ॥
आणाभंगं दट्ठुं मज्झत्था णु ट्ठवंति जे तुसिणा ।
अविहिअणुमोयणाए तेसिं चिय होइ वयलोवो ॥ १२८ ॥ ”

[ मातापितृसदृशः शिवगृहस्तम्भश्च भवति जिनसङ्घः ।
जिनवराज्ञाबाह्यः सर्प इव भयङ्करः सङ्घः ॥
असङ्घं सङ्घं ये भणन्ति रागेणाथवा दोषेण ।
छेदो व्यामूढत्वं प्रायश्चित्तं जायते तेषाम् ॥
कृत्वा सङ्घशब्दमव्यवहारं कुर्वन्ति ये केचित् ।
प्रस्फोटितशकुनिकाण्डकमिव ते भवन्ति निःसाराः ॥
तेषां बहुमानं पुनर्भक्त्या ददत्यशनवसनादि ।
धर्म इति ज्ञात्वा गाथा आयान्तीति मङ्खानाम् ।
सङ्घसमागममिलिता ये श्रमणा गारवेण कार्याणि ।
साहाय्येन कुर्वन्तः स सङ्घातो न स सङ्घः ॥
यः साहाय्ये वर्तते आज्ञाभङ्गे प्रवर्तमानानाम् ।
मनोवाक्कायैः समानदोषं तं ब्रुवन्ति ॥
आज्ञाभङ्गं दृष्ट्वा मध्यस्था नु तिष्ठन्ति ये तूष्णीकाः ।
अविध्यनुमोदनया तेषामपि भवति व्रतलोपः ॥ ]

અત્ર એ ખાસ યાદ કરાવવું ઘટે છે કે જિનશાસનમાં માત્ર નામની જ પૂજા નથી, કિન્તુ ગુણની વિશિષ્ટતાની પૂજા છે એટલે કે જૈન શાસનમાં ગુણીનાં જ નામ, સ્થાપના વગેરે પૂજનીય છે. આથી તો શ્રીહરિભદ્રસૂરિવર કહે છે કે આજ્ઞામય ચાર હોય તોપણ તે પૂજ્ય સંઘ છે. ચાર લાખ હોય તો વાંધો નથી એટલે વધારેમા વધારે ચાર જ જોઈએ એમ પણ નથી. ચારની તો ઓછામાં ઓછી સંખ્યા છે એટલે કે જિનાજ્ઞાધારક એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા હોય તો એ ચાર વ્યક્તિઓનો સમૂહ પણ વાસ્તવિક સંઘ છે અને એ તીર્થંકરની પેઠે પૂજ્ય છે.

ધર્મનું લક્ષણ—

**अभ्युदयापवर्गहेतुरूपत्वं धर्मस्य लक्षणम् । ( ३५१ )**

અર્થાત્ આત્માની ક્રમિક ઉન્નતિ પૂર્વકની મુક્તિના હેતુને ' ધર્મ ' કહેવામાં આવે છે.

દેવનું લક્ષણ—

**देवगतिनामकर्मोदयवर्तिरूपत्वं देवस्य लक्षणम् । ( ३५२ )**

અર્થાત્ [1]દેવગતિરૂપ નામકર્મનો જેને વિષે ઉદય થયો હોય તે ' દેવ ' કહેવાય છે.

આ પ્રમાણે આપણે કેવલી વગેરે શબ્દોનાં લક્ષણો જોયાં. આથી હવે આ પ્રત્યેકના અવર્ણ-વાદ પરત્વે વિચાર કરીશું. તેમા સૌથી પ્રથમ કેવલિ–અવર્ણવાદનું લક્ષણ અવલોકીએઃ—

**कवलाहाराभावरूपत्व-दिगम्बरत्व-समवसरणभूम्यप्कायाद्यारम्भानुमोदित्व-दुष्करदुःखरूपमार्गोपदेशित्वादिकथनरूपत्वं केवल्यवर्णवादस्य लक्षणम् । ( ३५३ )**

અર્થાત્ કેવલીઓ કાવલિક આહાર કરતા નથી, તેઓ નગ્ન ફરે છે, [2]સમવસરણમાં રહેલા પૃથ્વી-કાય, જલકાય વગેરે જીવોની વિરાધના ( પીડા )ના અનુમોદક છે, દુષ્કર અને દુઃખરૂપ માર્ગના ઉપદેશક છે[3] ઇત્યાદિ પ્રકારનું તેમને ઉદ્દેશીને કથન કરવું તે ' કેવલિ–અવર્ણવાદ ' છે.

આ કથન તત્ત્વાર્થની બૃહદ્ વૃત્તિ (દ્વિ. વિ)ના ૨૭ મા પૃષ્ઠગત નિમ્ન–લિખિત પંક્તિના ભાવાર્થરૂપ છેઃ—

---

૧ આના લક્ષણ માટે જુઓ પૃ ૪૯૭

૨ આના સ્વરૂપ માટે જુઓ સ્તુતિચતુર્વિંશતિકા ( પૃ. ૨૯૧–૨૯૯ ) તેમજ શ્રીઋષભ-પંચાશિકા ( પૃ ૨૫૩–૨૫૬ ).

૩ સર્વજ્ઞ હોવા છતા મુક્તિની પ્રાપ્તિ માટે સરલ ઉપાયો ન દર્શાવતાં આચરી ન શકાય તેવા દુર્ગમ ઉપાયો શા માટે બતાવ્યા એવો પ્રશ્ન અવર્ણવાદ છે

" दिगम्बरत्वाद् विगतत्रपाः क्रमोपयोगभाजः समवसरणभूमावप्काय-भूम्यारम्भानुमोदिनः सर्वोपायनिपुणा अपि दुष्करदुरूपचारमार्गोपदर्शिन इत्याद्यवर्णोद्भासनम् । "

તત્ત્વાર્થ૰ ૬।૧૪૦ ( પૃ. ૨૬૨ )માં કેવલિ-અવર્ણવાદનું સ્વરૂપ સમજાવતાં કહ્યું છે કે—

" पिण्डाभ्यवहारजीविनः केवलदशानिर्हरणा अलाबूपात्रपरिग्रहाः कालभेदवृत्तज्ञानदर्शनाः केवलिन इत्यादिवचनं केवलिष्ववर्णवादः "

અર્થાત્ કેવલીઓ પિંડરૂપ ( કાવલિક ) આહાર વડે જીવનારા છે, કેવલિ-અવસ્થામાં નિહાર ( મલમૂત્રનો ત્યાગ ) કરે છે, તૂંબડી (વગેરે) પરિગ્રહધારી છે, કાલ-ભેદ પૂર્વક જ્ઞાન અને દર્શનથી વિભૂષિત છે અર્થાત્ ક્રમિક ઉપયોગવાળા છે ઇત્યાદિ કથન કેવલિ-અવર્ણવાદ છે.

કેવલીઓને કવલાહાર નથી એ દિગમ્બર માન્યતા છે. આ કથન યુક્તિવિકલ તેમજ શાસ્ત્રવિરૂદ્ધ છે એમ શ્વેતામ્બરો માને છે. આ બાબતમાં બન્ને પક્ષવાળા પોતપોતાનાં મન્તવ્યોને કેવી રીતે સિદ્ધ કરે છે તે વિચારવું અનાવશ્યક નહિ ગણાય છતાં તેનું યથાયોગ્ય નિરૂપણ કરવા જતાં પ્રસ્તુત શૃંખલા ખંડિત થવાનો ભય રહેતો હોવાથી એ સંબંધી પરિશિષ્ટરૂપે વિચાર કરવાનો ઇરાદો રાખી હાલ તુરત તો આગળ વધવામાં આવે છે.[1]

શ્રુત-અવર્ણવાદનું લક્ષણ—

**मांसभक्षणमद्यपानादीनामनवद्याभिधानरूपत्वं, अविदग्धप्राकृतभाषानिबद्धादिकथनद्वारा जनसमुदायेष्वप्रीत्युत्पादकत्वम्, केवलिकवलाहाराभावादिकथनरूपत्वं वा श्रुतावर्णवादस्य लक्षणम् । ( ३५४ )**

અર્થાત્ માંસનું ભક્ષણ કરવું, મદિરાનું પાન કરવું ઇત્યાદિ કાર્યો પાપજનક નથી એમ કહેવું તે [2]શ્રુત-અવર્ણવાદ છે. વળી જૈન શાસ્ત્રો અવિદગ્ધ-અસંસ્કારી અશિષ્ટ જનોની

૧ આ કવલાહાર-વાદનું વિવેચન સ્યાદ્વાદરત્નાકર ( પરિ ૨, સૂ. ૨૭ )માં તેમજ તર્કરહસ્યદીપિકાના ૫૩મા અને ૫૪મા પત્રમાં નજરે પડે છે. શ્રીયશોવિજયગણિકૃત અધ્યાત્મમતપરીક્ષામાં પણ એની વિસ્તૃત ચર્ચા છે. વળી જૈન સાહિત્ય સંશોધક ( ખં. ૨, અંક ૩-૪ )માં મુદ્રિત શ્રીશાકટાયનાચાર્યવિરચિત ' સ્ત્રીમુક્તિ-કેવલિભુક્તિ ' પ્રકરણમાં એ સંબધે ચર્ચા છે.

૨ શ્રુતથી અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય એવા જે બે ભેદ ૨૩૫ મા પૃષ્ઠમાં સૂચવી ગયા છીએ તે તો જ્ઞાનને વ્યવસ્થિતરૂપે સંગૃહીત કરવાવાળા શાસ્ત્રોના ભેદો જાણવા. બાકી શાસ્ત્રો અનેક હતાં, અનેક છે, અનેક બને છે અને અનેક બનશે; એ બધાં શ્રુતજ્ઞાનમાં આવી જ જાય છે. નવાં બનેલાં અને બનતા શાસ્ત્રો શુદ્ધ બુદ્ધિ અને સમભાવ પૂર્વક રચાયેલાં હોવાં જોઇએ. વર્તમાન કાલમાં જેના ઉપર જૈન શાસનનો મુખ્ય આધાર છે એવા શાસ્ત્રોને ' આગમ ' કહેવામા આવે છે અને તેની સંખ્યા ૪૫ ની વિચારસાર ( પૃ. ૭૮ )માં ગણાવાઇ છે. જેમકે ૭૯૦મા પૃષ્ઠમા ગણાવેલ ૧૨ અંગો પૈકી દૃષ્ટિવાદ સિવાયના ૧૧ અંગો, ૧૨ ઉપાંગો (જુઓ પૃ ૭૯૧) તથા વળી દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ, કલ્પ(સૂત્ર), નિશીથ,

¹પ્રાકૃત ભાષામાં રચાયેલાં છે એમ કહી લોકમાં તે શાસ્ત્ર ઉપર અપ્રીતિ કરાવવી² તેમજ કેવલજ્ઞાની કવલાહાર કરતા નથી એવું કથન કરવું તે પણ 'શ્રુત–અવર્ણવાદ' છે.

અત્ર જે શ્રુત–અવર્ણવાદનું સ્વરૂપ આલેખાયું છે તેમાંનો પ્રથમ વિકલ્પ **તત્ત્વાર્થ-રાજ૦**( પૃ. ૨૬૨ )ને અનુસરે છે, દ્વિતીય વિકલ્પ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( દ્વિ. વિ. પૃ. ૨૧ )-ને અનુસરે છે, જ્યારે તૃતીય વિકલ્પ એ બેમાંથી એકે ગ્રંથના આધારે ન યોજતાં ગ્રન્થકારે પોતાની બુદ્ધિ અનુસાર રજુ કરેલ હોય એમ જણાય છે. આની પ્રતીતિ થાય તે માટે પ્રથમ **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૬૨ )નું કથન અને ત્યારબાદ **તત્ત્વાર્થ**ની બૃહદ્વૃત્તિ (પૃ. ૨૧)નું કથન અનુક્રમે નીચે મુજબ અત્ર ઉપસ્થિત કરવામા આવે છે:—

" ³मांसमत्स्यभक्षणं मधुसुरापानं वेदनार्दितमैथुनोपसेवा रात्रिभोजन-मित्येवमाद्यनवद्यमित्यनुज्ञानं श्रुतेऽवर्णवादः । "

" ⁴अविदग्धप्राकृतभाषानिबद्धं व्रतकायप्रायश्चित्तप्रमादोपदेशपुनरुक्तता-बहुलं कुत्सितापवादप्रायमित्येवमाद्यवर्णोद्भासनं श्रुतज्ञानस्येति । "

---

દશાશ્રુત( સ્કંધ ), વ્યવહાર, ઉત્તરાધ્યયન, ઋષિભાષિત, દશવૈકાલિક, આવશ્યક, તંદુલવૈચારિક, ચંદ્રકવેધ્ય, ગણિવિદ્યા, નિરયવિભક્તિ, આતુરપ્રત્યાખ્યાન એ પ્રકીર્ણકો, તેમજ ગણધરવલય, દેવેન્દ્રનરકેન્દ્ર( સ્તવ ), મરણવિભક્તિ, ધ્યાનવિભક્તિ, પાક્ષિક સૂત્ર, નંદીસૂત્ર, અનુયોગદ્વાર અને દેવેન્દ્રસ્તવ.

આ આગમોનું સંક્ષિપ્ત સ્વરૂપ શ્રીજિનપ્રભસૂરિકૃત **સિદ્ધાન્તાગમસ્તવ**માં નજરે પડે છે.

૧ જૈનોનાં અંગો–ઉપાંગો અર્ધમાગધી ભાષામા રચાયેલા છે કે નહિ એ બાબત મતભેદ છે.

૨ ઉપલક્ષણથી આ વાત, સાક્ષરીય પદ્ધતિથી અને વિદ્વદ્-ભોગ્ય શબ્દોમા ગૂથાયેલા સંસ્કૃત ગ્રંથોને પણ લાગુ પાડી શકાય અર્થાત્ કોઇ ઉચ્ચ પ્રકારના સસ્કૃતમા લખાયેલા ગ્રંથ વિષે એવો અભિ-પ્રાય આપવો કે આની શૈલી અતિક્લિષ્ટ છે, વાક્યરચના જટિલ છે ઇત્યાદિ તો તે અભિપ્રાય શ્રુત–જ્ઞાનનો અવર્ણવાદ તરીકે ગણી શકાય. બાકી વસ્તુસ્થિતિનુ અનાવેશ પૂર્વકનું કથન એ અવર્ણવાદ નથી જ; એને તો સાચા અને શુદ્ધ નિરૂપણરૂપે વધાવી લેવું જોઇએ.

વિશેષમાં કોઇ સુદર ગ્રંથની ( પછી તે ગુજરાતી ભાષામા હોય કે હિંદીમા, બંગાળીમાં, કાનડીમાં, ઉર્દુમાં કે અંગ્રેજીમા હોય તેની ) દ્વેષભાવથી કડવી સમાલોચના કરવી એ પણ શ્રુતજ્ઞાનનો અવર્ણવાદ જ છે.

૩ માંસ ખાવુ, માછલાંનું ભક્ષણ કરવુ, મધનું સેવન કરવું, દારૂ પીવો, વેદનાથી વ્યાકુળ થતાં પ્રવીચાર સેવવો કે રાત્રે ભોજન કરવુ એમા પાપ નથી એવી અવજ્ઞા તે શ્રુતજ્ઞાનનો અવર્ણવાદ છે.

૪ અભણ લોકોની પ્રાકૃત ભાષામા શ્રુત રચાયેલુ છે, એમા વ્રત, કાય ( ? ), પ્રાયશ્ચિત અને પ્રમાદના ઉપદેશની પુનરુક્તિની બહુલતા છે અર્થાત્ એ વિવિધ વ્રતો, નિયમો, પ્રાયશ્ચિત્તો વગેરેનાં નકામાં અને કંટાળા ભરેલા વર્ણનોથી ભરપૂર છે તેમજ વળી એ શ્રુત દુષ્ટ અપવાદોથી લગભગ ભરેલું છે એમ કહેવુ એ શ્રુત–જ્ઞાનની નિંદા છે.

સંઘ-અવર્ણવાદનું લક્ષણ—

पञ्चाग्निकष्टासहिष्णुत्व-गवाद्यपूजनादिरूपत्वं, [1]काकशुकशृगाल-सारमेयानां समुदायोऽपि सङ्घ इति कथनरूपत्वं वा सङ्घावर्णवादस्य लक्षणम् । ( ३५५ )

અર્થાત્ સંઘ પંચાગ્નિ કષ્ટ સહન કરી શકતો નથી, ગાય વગેરેની પૂજા કરતો નથી એવું સંઘને ઉદ્દેશીને કહેવું તે અથવા કાગડાઓ, પોપટો, [1]શિયાળીઆઓ અને કૂતરાઓનો સમુદાય પણ 'સંઘ' છે ઇત્યાદિ કથન કરવું તે 'સંઘ-અવર્ણવાદ' જાણવો.

પંચાગ્નિ કષ્ટ સહન કરવું એ નિરર્થક છે એ હકીકત ૩૭૫ મા લક્ષણના વિવરણમાં વિચારીશું. અત્ર તો ગોપૂજન અયુક્ત છે એમ જૈનો શા કારણથી માને છે તેનો ઉલ્લેખ કરીશું અને ત્યાર બાદ સંયમિ-સંઘ-અવર્ણવાદ અને ગૃહસ્થ-સંઘ-અવર્ણવાદનાં લક્ષણો વિચારીશું.

ગોપૂજનનું નિરસન—

એ તો સુપ્રસિદ્ધ વાત છે કે ગાય વિષ્ઠા જેવી અપવિત્ર વસ્તુ પણ ખાઇ જાય છે, પોતાના પુત્ર બળદ સાથે પણ વ્યભિચાર સેવે છે અને કેટલીક વાર તો પોતાનાં શીંગડાં વડે પ્રાણીઓને મારે પણ છે તો આવી ગાયની કોણ પૂજા કરે ? દૂધ દ્વારા ગાય જગત્ના ઉપર ઉપકાર કરે છે વાસ્તે તેનું પૂજન કરવું જોઇએ એમ જો દલીલ કરવામાં આવે તો તેમા ખાસ વજન જેવું નથી, કેમકે શું ભેંસનો પણ તેવો ઉપકાર નથી ? અને જ્યારે તેમ છે તો પછી ગાયને જ પૂજવી અને ભેંસને નહિ એ ક્યાનો ન્યાય કહેવાય વારૂ ? વળી જો એમ કહેવામાં આવે કે ગાય તો અનેક તીર્થર્ષિઓનુ અને દેવોનું સ્થાન છે તો એમ કહેનારા જવાબ આપશે કે તેઓ શા માટે ગાયનુ વેચાણ, દોહન અને પ્રહાર વગેરે ક્રિયાઓ કરે છે કે કરાવે છે અથવા તેને અટકાવવાનો પ્રબંધ નહિ કરી તેને અનુમોદન આપે છે ? આ પ્રમાણે **યોગશાસ્ત્ર** ( પ્ર. ૨, શ્લો. ૭ )ની વૃત્તિ ( શ્લો. [2]૧૪-૧૬ )માં કહેવામાં આવ્યું છે. એ જ ભાવાર્થ **ન્યાયકુસુમાંજલિ**નાં ચતુર્થ સ્તબક ( શ્લો. ૨૧-૨૩ )મા નજરે પડે છે.

---

૧ આ સામાન્યરૂપે સંઘનો અવર્ણવાદ છે એમ **તત્ત્વાર્થ** ( અ ૬, સૂ. ૧૪ )ની બૃહદ્ વૃત્તિ ( પૃ ૨૮ ) ઉપરથી જણાય છે

૨ " या पशुर्गूथमश्नाति, स्वपुत्रं च वृषस्यति ।
शृङ्गादिभिर्घ्नती जन्तून्, सा वन्द्याऽस्तु कथं नु गौः ? ॥ १४ ॥
पयःप्रदानसामर्थ्याद्, वन्द्या चेन्महिषी न किम् ? ।
विशेषो दृश्यते नास्यां, महिषीतो मनागपि ॥ १५ ॥
स्थानं तीर्थर्षिदेवानां, सर्वेषामपि गौर्यदि ।
विक्रीयते दुह्यते च, हन्यते च कथं ततः ? ॥ १६ ॥ "

સંયમિ-સંઘ-અવર્ણવાદનું લક્ષણ—

लोचादिकष्टकारिणो बाह्यशौचरहिता प्रागदत्तादानाद् भूयोऽपि दुःखिता भविष्यन्तीत्यादि कथनअपरत्वं संयमिसङ्घावर्णवादस्य लक्षणम्। ( ३५६ )

અર્થાત્ જૈન સાધુઓ કષ્ટકારી લોચાદિ કરે છે, બાહ્ય શૌચ (એટલે દ્રવ્યસ્નાન)થી રહિત છે, પૂર્વે નહિ દાન દીધેલું તે છતાંએ અત્યારે અન્યની વસ્તુ ગ્રહણ કરે છે, વાસ્તે આથી પણ વધારે દુઃખી થશે એ પ્રકારે [1]સંયમીઓ ( જૈન સાધુઓ )ને વિષે બોલવું તે 'સંયમિ-સંઘ-અવર્ણવાદ' જાણવો.

આ સંબંધમાં તત્ત્વાર્થની બૃહદ્ વૃત્તિ ( દ્વિ. વિ. પૃ. ૨૭ )માં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

" साधवस्तावत् सचित्ताद्याभवद्व्यवहारपरायणाः परिपेलवबाह्यशौचाचारा जन्मान्तरकृतकर्मोदयजनितकेशोल्लुञ्चनातापनदुःखानुभविनः कलहकारिणोऽसहिष्णवः प्रागदत्तदाना भूयोऽपि दुःखिता एव भविष्यन्तीत्यवर्णोद्भावनम् "

અર્થાત જૈન સાધુઓ તો સચિત્તાદિથી ઉદ્ભવેલ વ્યવહારમાં તત્પર હોય છે, બાહ્ય શૌચ-આચારથી વિમુખ રહે છે, પૂર્વ જન્મમાં કરેલા અશુભ કર્મોના ઉદયથી તેમને કેશનો લોચ, આતાપના વગેરેનું દુઃખ અનુભવવું પડે છે, તેઓ કજીઆ કરનારા છે, તેમનામાં સહનશીલતા નથી, તેમણે પૂર્વે દાન દીધું નથી અને અત્યારે પણ તેઓ દેતા નથી એટલે ભવિષ્યમાં તેઓ ફરીથી દુઃખી થશે ઇત્યાદિ સાધુ સંબંધી કથન તે 'સાધુ-અવર્ણવાદ' છે. સાધ્વી-અવર્ણવાદ પણ આ જ પ્રમાણે છે.

તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૬૨ )માં આ સંબંધમા નીચે મુજબનો નિર્દેશ જોવાય છેઃ—

" एते श्रव(म ?)णाः शूद्राः अस्नानमलदिग्धाङ्गा अशुचयो दिगम्बरा निरपत्रपा इहैवेति दुःखमनुभवन्ति परलोके कुतश्च सुखिन इत्यादि वचनं सङ्घेऽवर्णवादः "

અર્થાત્ આ સાધુઓ શૂદ્ર છે, તેઓ સ્નાન કરતા નથી; તેમનો દેહ મેલથી લિપ્ત છે, તેઓ અપવિત્ર છે, તેઓ વસ્ત્રરહિત છે—નાગા છે, તેઓ અત્યંત નિર્લજ્જ છે, (તેમનાં આવાં આચરણોને લીધે ) આ લોકમાં જ તેઓ દુઃખ અનુભવે છે તો પરલોકમાં તો ક્યાંથી જ તેઓ સુખી થવાના છે ઇત્યાદિ કથન તે 'સંઘ-અવર્ણવાદ' છે.

---

[1] 'સંયમી'થી સાધુ તેમજ સાધ્વી બન્ને સમજવા.

દિગંબર સંપ્રદાયના સાધુઓ સર્વથા નગ્ન અવસ્થામાં રહે છે, જ્યારે શ્વેતાંબર સંપ્રદાયના સાધુઓ કામ જેટલાં વસ્ત્રોથી દેહ ઢાંકે છે. ઉભય સંપ્રદાયના સાધુઓ સ્નાન કરતા નથી તેમજ ધર્મલાભના દાન સિવાય અન્ય સાંસારિક દાન દેતા નથી.

**ગૃહસ્થ-સંઘ-અવર્ણવાદનું લક્ષણ—**

**श्राद्धश्राविकानां न धर्मार्थं स्नानम्, न च द्विजातिभ्यो दानम्, न च गवां गेहे पूजनमित्यादिकथनरूपत्वं गृहस्थसङ्घावर्णवादस्य लक्षणम्। (३५७)**

અર્થાત્ શ્રાવક ( શ્રાદ્ધ ) ) અને શ્રાવિકા ધર્મને અર્થે સ્નાન કરતાં નથી, બ્રાહ્મણોને દાન આપતાં નથી એટલે કે સ્નાન, દાન જેવી શિષ્ટ પ્રવૃત્તિ આદરતાં નથી, ઘેર ગાયોની પૂજા કરતાં નથી [1] ઇત્યાદિ [2]ગૃહસ્થ વિષયક કથન તે ' ગૃહસ્થ-સંઘ-અવર્ણવાદ ' છે.

**ધર્મ-અવર્ણવાદનું લક્ષણ—**

**नास्त्येव धर्मः प्रत्यक्षप्रमाणाविषयत्वादित्यादिकथनरूपत्वं, मनःपरिकल्पितगुणहीनादिकथनरूपत्वं वा धर्मावर्णवादस्य लक्षणम्। (३५८)**

અર્થાત્ ધર્મ પ્રત્યક્ષ પ્રમાણનો વિષય નહિ હોવાથી એ દ્વારા એનું અસ્તિત્વ સિદ્ધ નહિ થતું હોવાથી તે છે જ નહિ એમ કહેવું અથવા તો મરજી મુજબ તેના ગુણોની ઓછી કીંમત આંકવી તે ' ધર્મ-અવર્ણવાદ ' છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો અહિંસા જેવા મહાન્ ધર્મને વિષે એવા ઉદ્ગાર કાઢવા કે અહિંસાથી મનુષ્ય જાતિનું અને આ ભારતભૂમિનું અધઃપતન થયું છે,[3] તો તે 'ધર્મ-અવર્ણવાદ' છે. વ્યાપારમાં સાચું બોલીએ તો કમાઇ રહ્યા એ પણ એનું જ ઉદાહરણ છે.

---

૧ 'ઇત્યાદિ'થી પ્રપા ( પરબ ) વગેરે તૈયાર કરાવવાનું પરોપકારી કાર્ય જૈન ગૃહસ્થો કરતા નથી, તેઓ હરિકેશ જેવા ચાંડાલ છે, એમના ઘરના આંગણાના દરવાજે ગાયનું શીંગડું દાટવું જોઇએ એમ સમજવું. આ હકીકતને શ્રાવક-શ્રાવિકાના અવર્ણવાદ પરત્વેનો **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( દ્વિ. વિ. પૃ ૨૭ )ગત નિમ્ન-લિખિત પાઠ સમર્થિત કરે છે:—

**" न स्नानं धर्मार्थमेषाम्, न च द्विजातिभ्यो दानम्, न प्रपादिकरणम्, हरिकेशकल्पाः खल्वेते, गोशृङ्गमेषां गेहाङ्गणद्वारि निखायतामित्याद्यवर्णप्रकाशनम्। "**

૨ ' ગૃહસ્થ 'થી શ્રાવક અને શ્રાવિકા ઉભય સમજવાં.

૩ આવા ભ્રાન્તિમૂલક, અર્ધદગ્ધ વિચારોનું નિરસન કરવાની હવે જરૂર રહેતી નથી, કેમકે મહાત્મા **ગાંધી**એ હાલમા ઉપાડેલી અહિંસાત્મક લડત જ તેનો પૂરતો રદીઓ આપી શકે તેમ છે.

ધર્મ પ્રત્યક્ષ પ્રમાણનો વિષય નહિ હોવાથી તે છે જ નહિ એવું ચાર્વાકાદિનું કથન છે. તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૬૨ )માં ધર્મ–અવર્ણવાદનું સ્વરૂપ સમજાવતાં એમ કહેવાયું છે કે જિનેશ્વરે ઉપદેશેલો ક્ષમાદિ દશ પ્રકારનો ધર્મ નિર્ગુણ છે, તેના ઉપાસકો મરીને અસુર થાય છે એ પ્રમાણેની ઉદ્ઘોષણા તે ' ધર્મ–અવર્ણવાદ ' છે.

દેવ–અવર્ણવાદનું લક્ષણ—

**परस्परप्रवीचाराः खलु देवाः, षण्ढवदपरे बलवन्तोऽल्पबलवन्तं देवमभियुज्य मैथुनं सेवन्ते इत्यादिकथनरूपत्वं, शुक्रशोणितबल्युपहाराशिनो देवा इत्यादिकथनरूपत्वं वा देवावर्णवादस्य लक्षणम् । ( ३५९ )**

અર્થાત્ દેવો પરસ્પર પ્રવીચાર કરે છે, જબરા દેવો સાંઢની માફક નબળા દેવોની સાથે જોરજુલમથી વિષય–સેવન કરે છે, એ પ્રકારનું કથન તેમજ તેઓ શુક્ર ( વીર્ય ), શોણિત ( લોહી ) અને બલિદાનાદિરૂપ ઉપહારના ભક્ષક છે [1]ઇત્યાદિ કથન તે ' દેવ–અવર્ણવાદ ' છે.

અવર્ણવાદનું સ્વરૂપ વિશેષતઃ ખ્યાલમાં આવે તે માટે તેના પ્રતિસ્પર્દ્ધિ વર્ણવાદનું દિગ્દર્શન કરીએ. સૌથી પ્રથમ તીર્થંકરનો વર્ણવાદ વિચારીએ. આ સંબંધમાં સ્થાનાંગ ( સ્થા. ૫, ઉ ૨ )ની વૃત્તિના ૩૨૨ મા પત્રમાં કહ્યું છે કે—

---

૧ ' ઇત્યાદિ 'થી દેવોના નેત્ર સ્તબ્ધ છે, ઇન્દ્ર અહલ્યાનો જાર છે, ઇન્દ્રને હજાર ભગ થયા હતા અને તેના દેહને છોલી નાખવામાં આવ્યો હતો વગેરે સમજવું. આ કંઇ મારા ઘરનું કથન નથી, પણ એની તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિ ( દ્વિ. વિ. પૃ. ૨૮ )ગત નિમ્ન-લિખિત ઉલ્લેખ સાક્ષી પૂરે છેઃ—

" परस्परप्रवीचाराः खलु देवाः षण्ढवत् । अपरे बलवन्तोऽल्पबलं देवमभियुज्य मैथुनमासेवन्ते स्तब्धलोचनपुटास्तथाऽत्यन्तासद्भूतदोषप्रख्यापनशुक्रशोणितबल्युपहाराशिनो देवाः । अहल्यायै जार इन्द्रः कृतभगसहस्रः छात्रैर्धर्षित इत्याद्यशिष्टव्यवहारावघोषणं देवानामवर्णवादः "

વળી દેવો અહલ્યા વગેરેને વિષે આસક્ત છે, તેઓ મદિરા અને માંસનું સેવન કરે છે એ પ્રમાણેનું દેવ પરત્વે કથન તે તેનો અવર્ણવાદ છે એમ તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૬૨)ની નિમ્ન–લિખિત પંક્તિ કહી રહી છેઃ -

" सुरा मांसं चोपसेवन्ते देवाः अहल्यादिष्वासक्तचेतसः इत्याद्याघोषणं देवावर्णवादः । "

" [1]जियरागदोसमोहा, सव्वन्नू तियसनाहकयपूया ।
अच्चंतसच्चवयणा, सिवगइगमणा जयंति जिणा ॥ "

અર્થાત્ જેમણે રાગ, દ્વેષ અને મોહ ઉપર વિજય મેળવ્યો છે, જેઓ સર્વજ્ઞ છે, જેમની ઇન્દ્રોએ પૂજા કરી છે, જેમનું વચન અત્યંત સત્ય છે અને જેઓ શિવ-ગતિને પામનારા છે તે જિનો જયવંતા વર્તે છે.

**ધર્મના વર્ણવાદ** પરત્વે નિમ્ન-લિખિત ગાથા રજુ કરાય છેઃ—

" [2]वत्थुपयासणसूरो अइसयरयणाण सायरो जयइ ।
सव्वजयजीवबंधुरबंधू दुविहो वि जिणधम्मो ॥ "

અર્થાત્ ( સમગ્ર ) પદાર્થ ઉપર પ્રકાશ પાડવામાં સૂર્યના સમાન, અતિશયરૂપ રત્નોનો સાગર અને સમગ્ર જગત્ના સર્વ જીવોનો સ્નેહી બાંધવ એવો જૈન ધર્મ કે જે ( સાધુ-ધર્મ અને ગૃહસ્થ-ધર્મ એમ ) બે પ્રકારનો છે તે વિજયી વર્તે છે.

**આચાર્યના વર્ણવાદ** ઉપર નીચેની ગાથા પ્રકાશ પાડે છેઃ—

" [3]तेसिं नमो तेसिं नमो भावेण पुणो वि तेसि चेव नमो ।
अणुवकयपरहियरया जे नाणं देंति भव्वाणं ॥ "

અર્થાત્ ઉપકાર દ્વારા ઋણી નહિ કરાયેલા એવા અન્ય જીવોના ( પણ ) કલ્યાણને વિષે આસક્ત એવા જેઓ ભવ્યોને જ્ઞાન આપે છે તેમને ભાવ પૂર્વક નમસ્કાર હોજો, તેમને ફરી ફરીને પ્રણામ હોજો, તેમને વારંવાર વંદન હોજો.

**સંઘના વર્ણવાદ** સંબંધી નિમ્ન-લિખિત ગાથા ઉદાહરણરૂપે અત્ર નિર્દેશવી બસ થશેઃ—

---

૧-૩ છાયા—

जितरागद्वेषमोहाः सर्वज्ञास्त्रिदशनाथकृतपूजाः ।
अत्यन्तसत्यवचनाः शिवगतिगमना जयन्ति जिनाः ॥

वस्तुप्रकाशनसूर्योऽतिशयरत्नानां सागरो जयति ।
सर्वजगज्जीवबन्धुरबन्धुर्द्विविधोऽपि जिनधर्मः ॥

तेभ्यो नमस्तेभ्यो नमो भावेन पुनरपि तेभ्य एव नमः
अनुपकृतपरहितरता ये ज्ञानं ददति भव्येभ्यः ॥

"[1]एयंमि पूइयंमि नत्थि तयं जं न पूइयं होइ।
भुवणे वि पूअणिज्जो न गुणी संघाओ जं अन्नो ॥"

અર્થાત્ જેનું પૂજન થતાં એવું બીજું કંઇ પૂજનીય નથી કે જેનું પૂજન કરવું રહી જતું હોય એટલે કે એનું પૂજન થતાં સર્વ કોઇ પૂજનીયની પૂજા થઇ જ જાય છે; કેમકે સંઘ સિવાય અન્ય કોઇ ગુણી ત્રૈલોક્યમાં વન્દ્ય નથી.

**દેવનો વર્ણવાદ** ધ્યાનમાં આવે તે માટે નીચેની ગાથા નોંધી લઇએઃ—

"[2]देवाण अहो सीलं विसयविसमोहिया वि जिणभवणे।
अच्छरसाहिं पि समं हासाई जेण न करिंति ॥"

અર્થાત્ વિષયરૂપ ઝેરથી મોહ પામેલા હોવા છતા દેવો જિનભવનને વિષે અપ્સરાઓ સાથે હસવા વગેરેની ક્રિયા કરતા નથી, વાસ્તે એમનું શીલ આશ્ચર્યકારક છે.

**કેવલી આદિના અવર્ણવાદ પરત્વે ઊહાપોહ—**

જોકે આથી દર્શનમોહનીય કર્મના આસ્રવો સંબંધી કથન પૂર્ણ થાય છે, તોપણ કેવલી આદિને અંગે જે અવર્ણવાદોનો ઉભય સંપ્રદાયોમાં ઉલ્લેખ છે તેને લગતા કેટલાક મુદ્દાઓનો ઊહાપોહ કરવો આવશ્યક સમજાય છે. સૌથી પ્રથમ તો અવર્ણવાદનો અર્થ જ વિચારીશું. વર્ણનો અર્થ અત્ર શ્લાઘા છે, પ્રશંસા છે. આથી અવર્ણનો અર્થ 'નિન્દા' થાય છે. એથી કરીને અવર્ણવાદ એટલે કોઇને વિષે નિન્દાત્મક વચન ઉચ્ચારવું એવો થાય છે. અરિહંતાદિકના અવર્ણવાદ પરત્વે **સ્થાનાંગ** ( સ્થા. ૫, ઉ. ૨, સૂ. ૪૨૬ )માં ઉલ્લેખ છે, પરંતુ એનું સ્વરૂપ એ મૂળ અંગમાં નથી. **તત્ત્વાર્થ** તેમજ તેના સ્વોપજ્ઞ ભાષ્યમાં પણ આ જ પ્રકારની સ્થિતિ જોવાય છે. આ ભાષ્યની પછીના શ્વેતાંબરીય અને દિગંબરીય સાહિત્યમા સાંપ્રદાયિકત્વને સ્થાન છે એટલે કેવલજ્ઞાની પ્રમુખના અવર્ણવાદમાં એક સંપ્રદાયને તેનું જે સ્વરૂપ ઇષ્ટ હોય તેથી વિપરીત સ્વરૂપનું પ્રતિપાદન તે અવર્ણવાદ છે એમ એક બીજા માને છે અને મનાવવા પ્રયાસ કરે છે. દાખલા તરીકે કેવલી ભોજન કરે એ વાક્ય શ્વેતાંબર સંપ્રદાય પ્રમાણે અવર્ણવાદ નથી, પરંતુ વસ્તુસ્થિતિનું પ્રદર્શન છે, જ્યારે દિગંબર સંપ્રદાય અનુસાર એ અવર્ણવાદ છે, કેમકે એમ કહેવાથી કેવલીનું અપમાન થાય છે, તેમની આશાતના થાય છે. આવી પરિસ્થિતિમાં બંને જૈન સંપ્રદાયો જેને અવર્ણવાદ ગણે એવું સ્વરૂપ દર્શાવવા મેં પ્રયાસ કર્યો છે.

---

૧-૨ છાયા—

एतस्मिन् पूजिते नास्ति तत्कं यन्न पूजितं भवति ।
भुवनेऽपि पूजनीयो न गुणी सङ्घाद् यदन्यः ॥
देवानामहो शीलं विषयविषमोहिता अपि जिनभवने ।
अप्सरोभिरपि समं येन हास्यादि न कुर्वंति ॥

વળી અત્ર એ પણ પ્રશ્ન વિચારીશું કે જ્યારે શ્વેતાંબર અને દિગંબર ઉભય સંપ્રદાયનો શ્રમણવર્ગ સ્નાન કરતો નથી તો જૈન સાધુઓ સ્નાન નથી કરતા એમ કહેવું એમા શો અવર્ણવાદ છે ? આનો ઉત્તર એ છે કે જેઓ બાહ્ય શૌચના ચુસ્ત હિમાયતી હોય અને અધિકારીની મર્યાદા તેમજ આંતરિક શૌચની મહત્તાથી અજ્ઞાત હોય તેમની આગળ આ કથન કરવું એ જૈન મુનિઓની ખોટી હાંસી કરાવવા જેવું છે; વાસ્તે એ દૃષ્ટિએ આ અવર્ણવાદ ગણાય. વિશેષમાં જૈન મુનિઓ સ્નાન નહિ કરતા હોવાથી તેમના શરીરમાંથી ખરાબ વાસ મારે છે એમ કહી તેમને ગંદા ચીતરવા એ તો અવર્ણવાદ ખરો ને ? વસ્તુ જેવી હોય તેવી પ્રરૂપણા કરવી એની કોઇ ના પાડે તેમ નથી, પરંતુ તેમ કરવામાં સત્યના નિરૂપણ સિવાય કોઇ પ્રકારનો સ્વાર્થ કે મલિન આશય ન હોવો જોઇએ; કેમકે સ્વાર્થાદિ સાધવા માટે ઉચ્ચારેલું સત્ય વચન પણ અસત્ય જ છે એ ભૂલવું ન જોઇએ.

હવે **ચારિત્રમોહનીય કર્મના આસ્રવોનું** પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં **ચારિત્રમોહનીયનું** લક્ષણ એ છે કે—

**कषायादिमोहनीयोदयजन्यातिसंक्लिष्टपरिणामरूपत्वं चारित्रमोहनीयस्य लक्षणम् । ( ३६० )**

અર્થાત્ કષાય વગેરે મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થતો સંક્લેશાત્મક પરિણામ તે ' ચારિત્રમોહનીય' છે. આ ચારિત્રમોહનીયના ઉદયથી ઉદ્‌ભવતો જીવનો સંક્લિષ્ટ પરિણામ ચારિત્રમોહનીય બંધનો હેતુ છે.[1] આ ચારિત્રમોહનીય કર્મના કષાયમોહનીય અને નોકષાયમોહનીય એમ બે પ્રકારો છે. તેમા પોતે કષાય સેવવો કે અન્યમા તે પ્રકટાવવો અગર તો કષાયને વશ થઇ તુચ્છ પ્રવૃત્તિઓ કરવી તે કષાયમોહનીય કર્મના આસ્રવો છે. નોકષાયમોહનીય કર્મના (૧) સ્ત્રીવેદ, (૨) પુરુષવેદ, (૩) નપુંસકવેદ, (૪) હાસ્ય, (૫) રતિ, (૬) અરતિ, (૭) શોક, (૮) ભય અને (૯) જુગુપ્સા એમ નવ ભેદો પડતા હોવાથી નોકષાયમોહનીય કર્મના આસ્રવોના પણ સ્ત્રીવેદ-આસ્રવ, પુરુષવેદ-આસ્રવ એમ નવ પ્રકારો પડે છે. ગ્રંથકાર આ પ્રત્યેકનું સ્વરૂપ લક્ષણ દ્વારા સૂચવે છે. તેમાં **સ્ત્રીવેદના આસ્રવનું** લક્ષણ એવું દર્શાવે છે કે—

**शब्दादिविषयेषु गार्ध्यैर्ष्यालुत्वानृतवादित्ववक्रतापरदाररतिप्रियतादिकरणरूपत्वं स्त्रीवेदास्रवस्य लक्षणम् । ( ३६१ )**

અર્થાત્ શબ્દાદિ વિષયોને વિષે અત્યંત આસક્તિ, ઈર્ષ્યાળુપણું, અસત્ય બોલવું, વક્રતા, પરસ્ત્રીને વિષે અનુચિત પ્રીતિ ઇત્યાદિ વૃત્તિઓ સ્ત્રીવેદના આસ્રવો છે. આ કથન 'તત્ત્વાર્થ' (અ. ૬,

---

૧ તત્ત્વાર્થ ( અ. ૬, સૂ. ૧૫ )માં કહ્યું પણ છે કે—

" कषायोदयात् तीव्रात्मपरिणामश्चारित्रमोहस्य ।

સૂ. ૧૫)ની બૃહદ્ વૃત્તિ (પૃ. ૨૮)ને અનુસરે છે, જ્યારે તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૧૬૨) પ્રમાણે અત્યંત ગુસ્સો, અતિશય અભિમાન, ઈર્ષ્યા, જૂઠું બોલવું, ખૂબ ઠગવાની વૃત્તિ, પ્રવૃદ્ધ રાગ, પરદારગમનને વિષે આદર અને ભામિનીના હાવ-ભાવ વિષે આસક્તિ એ સ્ત્રીવેદના આસ્રવો છે.

આ પ્રમાણેના સ્ત્રીવેદાદિના આસ્રવો સેવવાથી સ્ત્રીવેદાદિરૂપ કર્મ બંધાય છે.

**પુરુષવેદના આસ્રવનું લક્ષણ—**

**मन्दक्रोधकषायादिना स्वदाररतिप्रियताऽवक्रताऽनीर्ष्यालुत्वसत्यवादित्वादिभवनरूपत्वं पुरुषवेदास्रवस्य लक्षणम्। ( ३६० )**

અર્થાત્ મંદ ક્રોધરૂપ કષાય વગેરે દ્વારા પોતાની પત્નીને વિષે સંતોષ, સરલતા, ઈર્ષ્યાનો અભાવ, સત્ય બોલવું ઇત્યાદિ પુરુષવેદના આસ્રવો છે.

**નપુંસકવેદના આસ્રવનું લક્ષણ—**

**तीव्रक्रोधादिना पशूनां वधनिर्लाञ्छनमुण्डनस्त्रीपुरुषविषयकानङ्गसेवनशीलव्रतगुणधारिविषयकमैथुनसेवनेच्छातीव्रविषयानुषङ्गितादिकरणरूपत्वं नपुंसकवेदास्रवस्य लक्षणम्। ( ३६१ )**

અર્થાત્ તીવ્ર ક્રોધ વગેરેને વશ થઈને, પશુઓનો વધ, [1]નિર્લાંછન (નાક, કાન વગેરેનું છેદન), તેમજ મુંડન તથા સ્ત્રી અને પુરુષ સંબંધી કામ-સેવન, શીલવ્રતધારી અને ગુણી વ્યક્તિ સાથે વિષય-સેવનની ઇચ્છા, વિષયને વિષે અત્યંત આસક્તિ વગેરે નંપુસકવેદના આસ્રવો છે.

**હાસ્ય-મોહનીયના આસ્રવનું લક્ષણ—**

**उत्प्रासनदीनाभिलाषितृकन्दर्पोपहासनबहुप्रलापहासशीलतारूपत्वं हास्यमोहनीयास्रवस्य लक्षणम्। ( ३६२ )**

અર્થાત્ (સત્ય ધર્મની) ઠઠ્ઠા મશ્કરી કરવી, ગરીબ કે દીનની મજાક કરવી, કામવૃદ્ધિ વિષયક ઉપહાસ, બહુ બકબકાટ અને હસવાની ટેવ એ હાસ્યમોહનીય કર્મના આસ્રવો છે.

**રતિ-મોહનીયના આસ્રવનું લક્ષણ—**

**विचित्रपरिक्रीडनबहुविधरमणपीडाभावप्रीतिजननादिकरणरूपत्वं रतिमोहनीयास्रवस्य लक्षणम्। ( ३६३ )**

---

૧ આને બદલે ગુહ્ય ઇન્દ્રિયનું વ્યપરોપણ એવો તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૬૩ )માં નિર્દેશ છે.

અર્થાત્ વિચિત્ર ક્રીડા, અનેક જાતનું રમણ, પીડાનો અભાવ, પ્રીતિ ઉત્પન્ન કરવી વગેરે રતિ-મોહનીય કર્મના આસ્રવો છે. વ્રત, નિયમ ઇત્યાદિ યોગ્ય અંકુશોને વિષે અણગમો એ પણ આ કર્મના આસ્રવરૂપ છે.

અરતિ-મોહનીયના આસ્રવનું લક્ષણ—

**परपरिभावादिकरणेन रतिविनाशपापशीलताभवनरूपत्वमरति-मोहनीयास्रवस्य लक्षणम् । ( ३६४ )**

અર્થાત્ બીજાનું અપમાન કરવું, રતિનાં સાધનોનો વિનાશ કરવો, પાપમય આચરણ કરવું વગેરે અરતિમોહનીય કર્મના આસ્રવો છે. બીજાઓને બેચેની ઉપજાવવી, નીચ માણસની સોબત કરવી એ પણ આના આસ્રવો છે.

શોક-મોહનીયના આસ્રવનું લક્ષણ—

**शोकोत्पादनशोचनपरदुःखाविष्करणादिरूपत्वं शोकमोहनीया-स्रवस्य लक्षणम् । ( ३६५ )**

અર્થાત્ દિલગીરી ઉત્પન્ન કરવી, પોતે શોકાતુર રહેવું, અન્યના દુઃખને પ્રકટ કરવું વગેરે શોક-મોહનીય કર્મના આસ્રવો છે.

ભય-મોહનીયના આસ્રવનું લક્ષણ—

**भयोत्पादननिर्दयत्वत्रासनादिकरणरूपत्वं भयमोहनीयास्रवस्य लक्षणम् । ( ३६६ )**

અર્થાત ભય ઉત્પન્ન કરવો એટલે અન્યને ડરાવવા કે પોતે ડરવું, ક્રૂરતા દાખવવી, ત્રાસ પમાડવો ઇત્યાદિ ભયમોહનીય કર્મના આસ્રવો છે.

જુગુપ્સા-મોહનીયના આસ્રવનું લક્ષણ—

**कुशलक्रियाचारप्रतिपादनप्रवणे सद्धर्मे जुगुप्सादिकरणरूपत्वं जुगुप्सामोहनीयास्रवस्य लक्षणम् । ( ३६७ )**

અર્થાત કલ્યાણકારી ક્રિયા અને હિતકારી આચારનું પ્રતિપાદન કરનારા સાચા ધર્મને વિષે ઘૃણા કરવી તે જુગુપ્સા-મોહનીય કર્મનો આસ્રવ છે

પરમ ધર્મશાળી મુનિવરોની નિન્દા કરવાથી, ધર્મને અભિમુખ જનોને અંતરાય કરવાથી, મદિરા, મધ, માંસના સેવનરૂપ અવિરતિની પ્રશંસા કરવાથી અને અન્યમાં કષાય અને નોકષાય ઉત્પન્ન કરવાથી ચારિત્રના ગુણોનાં ઉપઘાતક એવાં કષાય-મોહનીય અને નોકષાય-મોહનીય કર્મો જીવ બાંધે છે.

હવે **આયુષ્ય-કર્મના બંધનાં કારણો યાને આસવો** દર્શાવવામાં આવે છે. તેમાં આયુષ્યના ચાર પ્રકારોને લીધે એના પણ નારક-આયુષ્ય-આસ્રવ ઇત્યાદિ ચાર પ્રકારો પડે છે. તેમાં **નારક-આયુષ્ય-આસ્રવનું** લક્ષણ એ છે કે—

**अनवरतकण्डनखण्डनताडनतर्जनपेषणीचुल्लीकादि[1]बह्वारम्भव्यापारवत्त्वे सति बहुपरिग्रहेच्छारूपत्वं नारकायुरास्रवस्य लक्षणम्। (३६८)**

અર્થાત્ નિરંતર કંડન, ખંડન, તાડન, તર્જન તથા ઘંટી, ચૂલો વગેરેના બહુ આરંભવાળાં કાર્યો કરવાથી તેમજ પુષ્કળ પરિગ્રહની ઇચ્છા રાખવાથી નારકનું આયુષ્ય બંધાય છે. અર્થાત્ જ્યારે આરંભ અને આ વસ્તુ મારી છે એવી પરિગ્રહની વૃત્તિ અર્થાત હું આનો માલીક છું એવી મનોવૃત્તિ અતિશય તીવ્ર હોય અને હિંસાદિમય ઘાતકી કાર્યોની પ્રવૃત્તિ, રૌદ્ર ધ્યાન વગેરે સતત ચાલૂ રહે તો તે નારક-આયુષ્ય-કર્મનો આસ્રવ થાય છે.

તિર્યંચ-આયુષ્ય-આસ્રવનું લક્ષણ—

**चारित्रमोहोदये सति आत्मनः [2]कुटिलरूपत्वं तैर्यग्योनास्रवस्य लक्षणम्। (३६९)**

અર્થાત્ ચારિત્રમોહનીય કર્મનો ઉદય જ્યારે વર્તતો હોય ત્યારે ઉદ્ભવતો આત્માનો (પ્રપંચરૂપ) [3]કુટિલ પરિણામ તે તિર્યંચ-આયુષ્ય-કર્મનો આસ્રવ છે. એટલે કે આથી તિર્યંચ-આયુષ્ય-કર્મનો બંધ થાય છે તેમજ વળી મિથ્યાત્વનો આધાર લેવાથી, એની પુષ્ટિ કરવાથી, અધર્મનો ઉપદેશ આપવાથી, પરિગ્રહ સેવવાથી, દુષ્ટ કાર્યો કરવાથી, નીલ લેશ્યા અને કાપોત લેશ્યારૂપ અનિષ્ટ પરિણામ વડે આર્ત ધ્યાન કરવાથી, ઉન્માર્ગની પ્રરૂપણા કરવાથી, સન્માર્ગનો નાશ કરવાથી, અતિચાર લાગે તેવી રીતે વ્રતો અને શીળ પાળવાથી અને અપ્રત્યાખ્યાનરૂપ ક્રોધ વગેરે કષાયો કરવાથી જીવ તિર્યંચ-આયુષ્ય-કર્મ બાંધે છે.

---

૧-૨ સરખાવો **તત્ત્વાર્થ** ( અ. ૬ )ના નીચે મુજબના ૧૬ મા અને ૧૭ મા સૂત્રોઃ—

" बह्वारम्भपरिग्रहत्वं च नारकस्यायुषः । " माया तैर्यग्योनस्य । "

૩ ધર્મતત્ત્વના ઉપદેશમાં ધર્મના બહાના હેઠળ અધર્મનો સ્વાર્થબુદ્ધિથી પ્રચાર કરવો એ કુટિલતા છે, માયા છે, છળ છે અને એ તિર્યંચ-આયુષ્યનો આસ્રવ છે

મનુષ્ય–આયુષ્ય–આસ્રવનું લક્ષણ—

[1]स्वभावमार्दवार्जवाल्पेच्छारम्भादिकरणरूपत्वं मानुषायुरास्रवस्य लक्षणम् । ( ३७० )

અર્થાત્ સ્વાભાવિક ( એટલે કે કોઇના કહ્યાથી નહિ કે આડંબરરૂપે નહિ એવી) મૃદુતા, અકૃત્રિમ સરલતા, અલ્પ અભિલાષ (પરિગ્રહ) અને અલ્પ આરંભ ઇત્યાદિ મનુષ્ય–આયુષ્ય–કર્મના આસ્રવો છે. એટલે કે આ દ્વારા મનુષ્ય–આયુષ્ય–કર્મનો બંધ થાય છે. વળી વાલુકારાજિના સમાન પ્રત્યાખ્યાન-કષાય, સ્વભાવની મધુરતા, લોકયાત્રાને વિષે ઉદાસીનતા, દેવ અને ગુરુનું પૂજન, [2]શીલવ્રત, [3]અતિથિસંવિભાગ, કાપોતાદિ લેશ્યાના પરિણામ અને ધર્મધ્યાન એ દ્વારા જીવ મનુષ્યનું આયુષ્ય બાંધે છે.

આ પ્રમાણે નારક તિર્યંચ અને મનુષ્ય એ ત્રણે આયુષ્યના જુદા જુદા બંધહેતુઓ આપણે વિચારી ગયા. આ ઉપરાંત શીલ અને વ્રતથી વિમુખ રહેવું તે નારક, તિર્યંચ અને મનુષ્યના આયુષ્યના બંધનું સામાન્ય કારણ છે અર્થાત્ શીલ અને વ્રત નહિ પાળનાર પ્રાણી દેવ–ગતિમાં જન્મ લઇ શકે નહિ, કારણ કે શીલવાન્ અને વ્રતી જ જીવ દેવ તરીકે ઉત્પન્ન થઇ શકે છે. આથી એ ફલિત થાય છે કે નિઃશીલતા અને નિર્વ્રતતા નારક, તિર્યંચ અને મનુષ્ય એ ત્રણે આયુષ્યના સામાન્ય બંધહેતુ છે.[4]

દેવ–આયુષ્ય–આસ્રવનું લક્ષણ—

[5]सरागसंयमसंयमासंयमाकामनिर्जराबालतपःशीलव्रतादीनां मध्येऽन्यतमकरणरूपत्वं देवायुरास्रवस्य लक्षणम् । ( ३७१ )

---

૧ સરખાવો **તત્ત્વાર્થ** ( અ. ૬ )નુ નિમ્ન–લિખિત ૧૮ મુ સૂત્રઃ—

" अल्पारम्भपरिग्रहत्व स्वभावमार्दवार्जवं च मानुषस्य । "

૨ અહિંસા, સત્ય ઇત્યાદિ પાંચ મુખ્ય નિયમો 'વ્રત' કહેવાય છે આ વ્રતોની પુષ્ટિ માટે જ પાળવામા આવતા બીજા ઉપવ્રતો જેવા કે ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એ ' શીલ ' કહેવાય છે.

૩ આ વિષે આ ઉલ્લાસમા આગળ ઉપર વિચાર કરવામા આવનાર છે

૪ સરખાવો **તત્ત્વાર્થ** ( અ. ૬ )નું નિમ્નલિખિત ઓગણીસમું સૂત્રઃ—

" निःशीलव्रतत्वं च सर्वेषाम् । "

દિગંબર સપ્રદાય પ્રમાણે આ સૂત્રનો અર્થ એ છે કે શીલ રહિત હોવું અને વ્રત રહિત હોવું એ બને નારકાદિ ત્રણ આયુષ્યના આસ્રવો છે, તેમજ વળી ભોગભૂમિ ( અકર્મભૂમિ )મા ઉત્પન્ન થયેલા મનુષ્યોની અપેક્ષાએ નિઃશીલતા અને નિર્વ્રતતા એ દેવ–આયુષ્યના પણ આસ્રવો છે. આ પ્રમાણે આ સૂત્રમા દેવ–આયુષ્યના આસ્રવનો જે દિગબરીય પરપરા પ્રમાણે સમાવેશ થાય છે તે વાત **તત્ત્વાર્થ**-ભાષ્યમા જણાતી નથી, કિન્તુ એની બૃહદ્વૃત્તિ ( પૃ ૩૧ )માં વૃત્તિકાર વિચાર પૂર્વક ભાષ્યની એ ન્યૂનતા જાણી લઇ તેની પૂર્તિ આગમ પ્રમાણે કરી લેવા સૂચવે છે

૫ सरागसयमसयमासयमाकामनिर्जराबालतपांसि देवस्य । "

અર્થાત સરાગ સંયમ, સંયમાસંયમ ( દેશવિરતિ ), અકામ નિર્જરા, બાલતપ, શીલવ્રત ઇત્યાદિ પૈકી ગમે તે દેવ-આયુષ્ય કર્મનો આસ્રવ છે એટલે કે એ દ્વારા દેવ-આયુષ્ય-કર્મનો બંધ થાય છે. આ હકીકત પૂરેપૂરી સમજાય તે માટે સરાગ સંયમાદિનું સ્વરૂપ ખ્યાલમાં આવવું જોઇએ; એથી કરીને ગ્રંથકાર આ પ્રત્યેકનું લક્ષણ સૂચવે છે. તેમા **સરાગ સંયમના લક્ષણનો** નિર્દેશ કરતાં તેઓ કથે છે કે—

**संज्वलनलोभलक्षणरागसहवर्तित्वे सति सावद्ययोगविरतिरूपत्वं सरागसंयमस्य लक्षणम् । ( ३७२ )**

અર્થાત્ પમય પ્રવૃત્તિઓનું સંજ્વલન લોભરૂપ રાગ હોવા પૂર્વક વિરમણ તે ' સરાગ સંયમ ' છે. અર્થાત્ પાપકારી વ્યાપારોના ત્યાગરૂપ સંયમમાં કેવળ સંજ્વલનરૂપ લોભ જ લાંછનરૂપ હોય તો તે 'સરાગ સંયમ ' કહેવાય છે. એટલે કે સંજ્વલન લોભરૂપ કષાયથી ઉત્પન્ન થયેલ રાગના ઉદયમાં સાવદ્ય યોગથી જે વિરતિ થાય તે ' સરાગ સંયમ ' છે.

**સંયમાસંયમનું લક્ષણ—**

**देशतः प्राणातिपातादिभ्यो निर्वृत्तिरूपत्वं संयमासंयमस्य लक्षणम् । ( ३७३ )**

અર્થાત્ અંશતઃ પ્રાણાતિપાતાદિ અવ્રતોથી નિવૃત્ત રહેવું તે ' સંયમાસંયમ ' છે. એટલે કે હિંસા, અસત્ય વગેરે દુષ્ટ કાર્યોથી સર્વથા દૂર ન રહેતાં કેટલાકથી જ દૂર રહેવા પૂરતો સંયમ અને કેટલાકથી દૂર ન રહેવા પૂરતો અસંયમ જ્યારે પ્રવર્તતો હોય ત્યારે તે ' સંયમાસંયમ 'કહેવાય છે. આમા એક ભાગથી વિરતિ હોવાથી તે ' દેશ-વિરતિ ' પણ કહેવાય છે. આમા એક ભાગથી અવિરતિ પણ છે અને એથી એને ' દેશ-અવિરતિ ' તરીકે પણ ઓળખાવાય તેમ છે, પરંતુ આવી પ્રથા નથી. વિશેષમાં સ્થૂલ દૃષ્ટિએ અહિંસાદિ વ્રતોનું પાલન હોવાથી એ ' અણુવ્રત ' પણ કહેવાય છે. જુઓ **તત્ત્વાર્થ** ( અ. ૬, સૂ. ૨૦ )ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૩૨ ).

**અકામ નિર્જરાનું લક્ષણ—**

**भोगोपभोगादीनां निरोधेच्छया अभावेऽपि पारतन्त्र्येण निरोधकरणरूपत्वं, अनुपयोगपूर्वकपापपुद्गलपरिशाटकरणरूपत्वं वा अकामनिर्जराया लक्षणम् । ( ३७४ )**

અર્થાત્ ભોગ અને ઉપભોગને નહિ રોકવાની ઇચ્છા હોવા છતા પરાધીનતાને લીધે તેનો નિરોધ કરવો-તેને રોકવા તે 'અકામ નિર્જરા' જાણવી. અથવા ઉપયોગ વિના પાપ-કર્મના પુદ્ગલનો નાશ કરવો તે ' અકામ નિર્જરા સમજવી.

કહેવાનું તાત્પર્ય એ છે કે પરતંત્રપણે અથવા તો અનુસરણની ખાતર જે અહિતકર પ્રવૃત્તિનો કે આહાર વગેરેનો ત્યાગ કરવો તે 'અકામ નિર્જરા' છે. આથી કર્મનું પરિશાટન થાય છે, પરંતુ તેમ થાઓ એવી અભિલાષા પૂર્વકની અને તે માટે યોજેલ ઉપાયના ફલરૂપ આ પ્રવૃત્તિ નથી. અનાયાસે-સ્વાભાવિક રીતે-સ્થિતિનો પરિપાક થયેલો હોવાથી અનિષ્ટ કર્મોનું જે પરિશાટન થાય તે 'અકામ નિર્જરા' છે, જ્યારે ઉપયોગ પૂર્વકનું અભિલાષા અનુસાર કરવામાં આવતું કર્મનું પરિશાટન તે 'સકામ નિર્જરા' છે.

**બાલતપનું લક્ષણ—**

**लोकोत्तरनिरवद्यक्रियानुष्ठानरहितत्वे सति लौकिकाभिगतक्रियानुष्ठानयुक्तत्वम्, मिथ्यात्वसहचरितरागद्वेषादियुक्तस्य जनस्य धर्माय पञ्चाग्न्यादिसेवनादिकरणरूपत्वं वा बालतपसो लक्षणम् । ( ३७५)**

અર્થાત્ લોકોત્તર તેમજ પાપરહિત ક્રિયાઓ ન કરતાં લૌકિક ક્રિયાઓ કરવી તે 'બાલ-તપ' છે. અથવા મિથ્યાત્વની સાથે રહેલા રાગ, દ્વેષ ઇત્યાદિથી યુક્ત મનુષ્યનાં, ધર્મને માટે કરાતાં પંચાગ્નિ કષ્ટના સેવનાદિરૂપ કાર્યો 'બાલ-તપ' કહેવાય છે.

આનો નિષ્કર્ષ એ છે કે મિથ્યાજ્ઞાનથી રંગાયેલા આશયવાળા જીવો બાળકની પેઠે હિત અહિતના વિવેકથી વિમુખ હોય છે, વાસ્તે તેમને અત્ર 'બાલ' કહ્યા છે. આવા જીવોની જલપ્રવેશ, અગ્નિપ્રવેશ, પર્વતના શિખર ઉપરથી પડી મરવું, ઝંપાપાત કરવો, વિષનું ભક્ષણ ઇત્યાદિ દેહદમનરૂપ તપશ્ચર્યા તે 'બાલ-તપ' કહેવાય છે. ટુંકમાં કહીએ તો બાલતપ એટલે અજ્ઞાન કષ્ટ.

**દેહદમન અને બૌદ્ધ દૃષ્ટિ—**

આ પ્રસંગે બૌદ્ધ ધર્મના પ્રખર અભ્યાસી પ્રો. **ધર્માનંદ કોસંબીનું** વક્તવ્ય રજુ કરવું અસ્થાને નહિ લેખાય, કેમકે એ ઉપરથી આ સંબંધમાં તેમનો શો અભિપ્રાય છે તે જાણવાનું મળી શકે છે. તેમનું વક્તવ્ય 'તપ' એવા શીર્ષક હેઠળ **સુઘોષા** માસિકના ખાસ અંક ( આશ્વિન વદ અમાવાસ્યા, ૧૯૮૪ )માં પ્રસિદ્ધ થયેલું છે. એમાથી અત્ર પ્રસ્તુત પંક્તિઓનો નીચે મુજબ ઉતારો કરવામાં આવે છે:—

" બૌદ્ધ ધર્મ એવા તપનો વિરોધ કરે છે કે જે તપ માત્ર શરીરને દંડરૂપ હોય અને જે દ્વારા શારીરિક, વાચિક કે માનસિક સંયમ ન સધાતો હોય તે તપ સર્વથા વૃથા છે. તે તપને બૌદ્ધ શાસ્ત્રમાં 'કાયદંડ' કહેવામા આવેલ છે. એવો કાયદંડ તો મજુરો ઘણો કરે છે. જેલમા પણ કેદીઓ ઘણો કરે છે. મુસ્લીમ લોકો પણ એવું જ તપ કરે છે. રોમન કેથોલિક ( Roman Catholic ) લોકો તપ કરવાના દહાડામાં માંસાહાર નથી કરતા પણ માછલીનો

આહાર કરે છે. એ લોકો એમ માને છે કે જે વસ્તુ સ્ત્રીથી પેદા થાય છે તે ખાવામાં માંસાહાર છે. માછલી તો જલમાં પેદા થાય છે માટે ખાવામાં બાધ નથી. અને માછલી ખાવી હોય તો [1]પોપની ચીઠી મેળવી ખાય છે કારણ કે પોપના હાથમાં સ્વર્ગના દરવાજાની કુંચીઓ છે એમ તેઓ માને છે આ બધી કાયદંડની વિડંબના છે .... આ જ જાતનું તપનું વિડંબન રશીયન ચર્ચ ( Russian Church )માં પણ ચાલે છે. ત્યા સ્ત્રીઓ અને પુરુષો જનનેન્દ્રિયને પણ કાપી નાખે છે. આ રીતે ભિન્ન ભિન્ન દેશોમા માત્ર કાયદંડ જ ચાલી રહેલ છે.

**ટોલસ્ટોયે** ( Tolstoy ) ખૂબ તપશ્ચર્યા કરી છે પણ એ તપશ્ચર્યા **ટોલસ્ટોયના** વાચિક અને માનસિક સંયમના પોષણરૂપ હતી માટે જ આપણને એ અનુકરણીય છે. તપમાં દેહનું દંડન તો રહેલું જ છે પણ જે દંડન સંયમનું પોષક હોય તે ઉપાદેય ગણાય છે અને એવા જ તપનું બૌદ્ધ ધર્મમાં સમર્થન છે. **મહાવીરસ્વામીનું** તપ પણ એમનાં પ્રજ્ઞા, મેધા, સ્મૃતિ, વીર્ય અને સંજમનું પોષક હતું, એથી જ એ તપ પ્રખ્યાત થયેલું છે..... ”

**પંચાગ્નિ કષ્ટનું સ્વરૂપ—**

( ૧ ) અન્વાહાર્યપચન, ( ૨ ) ગાર્હપત્ય, ( ૩ ) આહવનીય, ( ૪ ) સભ્ય અને ( ૫ ) આવસથીય એ પાંચ પવિત્ર અગ્નિ ગણાય છે. આ પાંચનો પ્રસ્તુતમાં સંબંધ છે કે નહિ તે જાણવું બાકી રહે છે. લૌકિક દૃષ્ટિએ તો ચારે બાજુ લાકડાં સળગાવી તેની ધુણી સહન કરવી તેમજ સૂર્યનો પ્રખર તાપ વેઠવો એ ‘ પંચાગ્નિ કષ્ટ ’ કહેવાય છે અને આ તપ સંયમની પુષ્ટિમાં અનુપયોગી હોવાથી એ બાલતપ ગણાય છે.

**શીલવ્રતનું લક્ષણ—**

**देशतः सर्वथा वा ब्रह्मचर्यपालनरूपत्वं, परदाराणां तु सर्वथा वर्जनरूपत्वं शीलव्रतस्य लक्षणम् । ( ३७६ )**

અર્થાત્ અંશથી કે સંપૂર્ણ રીતે બ્રહ્મચર્યનું પાળવું તે ‘ શીલવ્રત ’ છે. એમાં પરદારગમનનો તો સર્વથા નિષેધ જ છે. એટલે કે વિષયસેવન માટે અવકાશ હોય તો તે સ્વદારસેવન પૂરતો જ છે અને તેનાથી પણ નિવૃત્ત થવાય તો વળી તેટલે અંશે શીલવ્રતની વિશેષતા છે.

આ પ્રમાણે આપણે દેવ–આયુષ્ય–કર્મના સરાગસંયમાદિ આસ્રવો વિચાર્યા. આ ઉપરાંત બીજા પણ આસ્રવો છે એમ **તત્ત્વાર્થની** બૃહદ્ વૃત્તિ ( દ્વિ. વિ. પૃ. ૩૩ )ના નિમ્નલિખિત ઉલ્લેખ ઉપરથી જોવાય છેઃ—

---

૧ Pope યાને ખ્રિસ્તિઓના વડા ધર્મગુરુ.

" [1]कल्याणमित्रसम्पर्कधर्मश्रवणगौरवतपोभावनापात्रदानमरणप्रत्यासन्नवर्तिशीततपनलेश्यापरिणामाऽव्यक्तसामायिकाविराधितसम्यग्दर्शनादि च दैवायुष आस्रवा इति । "

અત્ર જેમ સમ્યક્ત્વનો ઉલ્લેખ છે તેમ દિગંબરીય સંપ્રદાયમાં પણ છે, કેમકે " **सरागसंयम०** " એ સૂત્ર પછી " **सम्यक्त्वं च** " એવું જુદું સૂત્ર ઉમેરી ત્યાં એ વાતનો નિર્દેશ કરાયેલો છે. એ સંપ્રદાય પ્રમાણે આ સૂત્રનો અર્થ એ થાય છે કે સમ્યક્ત્વ એ સૌધર્માદિ કલ્પવાસી દેવોના આયુષ્યનો આસ્રવ છે. **તત્ત્વાર્થ**ના ભાષ્યમા એ વાત નથી, પરંતુ એની બૃહદ્ વૃત્તિમાં એનો ઉલ્લેખ છે કે જે આપણે હમણા જ ઉપર જોઇ ગયા.

નામ-કર્મના અશુભ અને શુભ એવા બે પ્રકારો છે. આથી અશુભ નામ-કર્મના તેમજ શુભ નામ-કર્મના આસ્રવો જુદા જુદા હોય તેમજ એક બીજાથી વિપરીત હોય એ સ્વાભાવિક છે. તેમાં યોગવક્રતા, વિસંવાદન ઇત્યાદિ **અશુભ નામ-કર્મના આસ્રવો**[2] છે અર્થાત્ એ દ્વારા અશુભ નામ-કર્મનો બંધ થાય છે.

**યોગવક્રતાનું લક્ષણ—**

**कायवाङ्मनोलक्षणयोगस्य कुटिलतया प्रवृत्तिरूपत्वं योगवक्रतायाः लक्षणम् । ( ३७७ )**

અર્થાત્ શારીરિક, વાચિક અને માનસિક વ્યાપારોની કુટિલતા તે ' યોગવક્રતા ' છે. કુટિલતા એટલે ચિંતવવું કંઇ, બોલવું કંઇ અને કરવું કંઇ તે અર્થાત્ વિચાર, વાણી અને વર્તનમાં એકરૂપતા નહિ તે.

**વિસંવાદનનું લક્ષણ—**

**अन्यथा प्रतिपादनरूपत्वं विसंवादनस्य लक्षणम् । ( ३७८ )**

અર્થાત્ જેવું જેનું સ્વરૂપ હોય તેનાથી વિપરીત રૂપે તેનું પ્રતિપાદન કરવું તે ' વિસંવાદન ' છે. બે સ્નેહીઓ વચ્ચે ભેદ પડાવવો તે પણ ' વિસંવાદન ' કહેવાય છે.

---

૧ આનો અર્થ એવો છે કે હિતકારી મિત્રની સોબત, ધર્મનું શ્રવણ અને તેનું ગૌરવ, ( સાચી ) તપશ્ચર્યા, ( શુદ્ધ ) ભાવના, પાત્રને વિષે દાન, મરણસમીપવર્તી શીતલેશ્યા અને તેજોલેશ્યાના પરિણામો, અવ્યક્ત સામાયિક, અવિરાધિત સમ્યક્ત્વ ઇત્યાદિ દેવ-આયુષ્ય-કર્મના આસ્રવો છે.

૨ તત્ત્વાર્થ ( અ ૬, સૂ. ૨૧ )માં કહ્યું પણ છે કે—

" योगवक्रता विसंवादनं चाशुभस्य नाम्नः । "

**યોગવક્તા અને વિસંવાદન વચ્ચે ભેદ—**

યોગવક્રતા અને વિસંવાદનમાં અધિકારી આશ્રીને તફાવત છે અર્થાત્ જોકે એ બંનેનું સ્વરૂપ સમાન છે, છતાં સ્વપર આશ્રીને તેમાં ફરક પડે છે. એટલે કે પોતાના સંબંધમાં મન, વચન અને શરીરની પ્રવૃત્તિ જુદી પડતી હોય ત્યારે એ 'યોગવક્રતા' કહેવાય છે અને જો બીજાના વિષયમાં તેમ થતું હોય તો એ 'વિસંવાદન' કહેવાય છે. જેમકે કોઇ યોગ્ય માર્ગે સંચરતો હોય તોપણ તેને આડું અવળું સમજાવી ખોટે માર્ગે ચઢાવવો એ વિસંવાદનનું કાર્ય છે.

**શુભ નામ-કર્મના આસવો** અશુભ નામ-કર્મના આસવોથી વિપરીત છે અર્થાત્ યોગાર્જવ અને સંવાદન એ શુભ નામ-કર્મના આસવો છે. યોગાર્જવ એટલે મન, વચન અને શરીરના વ્યાપારોની સરલતા યાને ત્રિવિધ પ્રવૃત્તિની એકરૂપતા. સંવાદન એટલે બે વચ્ચે ભેદ પડચો હોય તો તે દૂર કરી તે બે વચ્ચે એકતા કરાવવી અથવા તો કોઇ ઊંધે માર્ગે જતો હોય તેને સીધે માર્ગે દોરવવો.

**તીર્થંકર-નામ-કર્મના આસવો—**

દર્શનવિશુદ્ધિ, વિનયસંપન્નતા, શીલવ્રત પરત્વે અનતિચાર, જ્ઞાનરૂપ ઉપયોગ, સંવેગ, યથાશક્તિ ત્યાગ, યથાશક્તિ તપ, સમાધિ, વૈયાવૃત્ય, અરિહંત, આચાર્ય, બહુશ્રુત તેમજ શાસ્ત્રની ભક્તિ, આવશ્યકની અપરિહાણિ, માર્ગપ્રભાવના, પ્રવચનવત્સલતા ઇત્યાદિ તીર્થંકર-નામ-કર્મના આસવો છે[1] અર્થાત્ એ દ્વારા તીર્થંકરરૂપ નામ-કર્મ બંધાય છે. આ હકીકત પૂરેપૂરી ધ્યાનમાં આવે તે માટે આ પ્રત્યેક બંધહેતુનું ગ્રંથકાર લક્ષણ નિર્દેશે છે. તેમાં **દર્શનવિશુદ્ધિનું** લક્ષણ એ છે કે—

**जिनोक्ततत्त्वविषयकसम्यग्दर्शने निःशङ्कितत्वाद्यष्टाङ्गसेवनरूपत्वं दर्शनविशुद्धेर्लक्षणम् । ( ३७९ )**

અર્થાત્ જિનેશ્વરે પ્રકાશેલાં તત્ત્વો સંબંધીની સાચી શ્રદ્ધાને વિષે શંકારહિતપણું ઇત્યાદિ આઠ અંગોનું સેવન તે 'દર્શનવિશુદ્ધિ' છે. અન્ય શબ્દોમા કહીએ તો વીતરાગે પ્રરૂપેલા તત્ત્વો ઉપર નિર્મળ અને સચોટ રુચિ તે 'દર્શનવિશુદ્ધિ' છે.

**દર્શનવિશુદ્ધિનાં આઠ અંગો યાને દર્શનના આઠ [2]આચારો—**

( ૧ ) નિઃશંકિતત્વ, (૨) નિષ્કાંક્ષત્વ, ( ૩ ) નિર્વિચિકિત્સા, ( ૪ ) અમૂઢદષ્ટિતા, ( ૫ )

---

૧ સરખાવો તત્ત્વાર્થ ( અ. ૬ )નુ નિમ્ન-લિખિત ૨૩ મુ સૂત્ર.—

" दर्शनविशुद्धिर्विनयसम्पन्नता शीलव्रतेष्वनतिचारोऽभीक्ष्णं ज्ञानोपयोगसंवेगौ शक्तितस्त्यागतपसी सङ्घसाधुसमाधिवैयावृत्त्यकरणमर्हदाचार्यबहुश्रुतप्रवचनभक्तिरावश्यकापरिहाणिर्मार्गप्रभावना प्रवचनवत्सलत्वमिति तीर्थकृत्त्वस्य । "

૨ " आचर्यते-आसेव्यत इत्याचार: " અર્થાત્ જેનુ આચરણ કરાય-જે સેવાય

ઉપબૃંહણ, (૬) [1]સ્થિરીકરણ, (૭) વાત્સલ્ય અને (૮) પ્રભાવના.[2] તેમાં નિઃશંકિતત્વ એટલે શંકા રહિતપણું. નિષ્કારણ એકાંત ઉપકારી, રાગ, દ્વેષ અને મોહથી સર્વથા મુક્ત બનેલા તેમજ અનંત જ્ઞાનના ધારક (સર્વજ્ઞ) એવા જિનેશ્વરે જે કહ્યું છે એ સાચું જ છે અને એમાં શંકા માટે અવકાશ નથી જ એવો દૃઢ વિશ્વાસ એ સમ્યગ્દર્શનનો નિઃશંકિત્વ નામનો પહેલો આચાર છે. સમ્યક્ત્વમોહનીય કર્મની મુંઝવણથી શંકા થાય, પરંતુ તે શંકા તત્ત્વને હૃદયમાં ઉતારવા માટે થાય–વસ્તુને સમજવા વાસ્તે થાય, નહિ કે યથાર્થ તત્ત્વ પ્રત્યેની અશ્રદ્ધાથી, તો તેનો ખાસ વાંધો નથી. અર્થાત્ કેવલિગમ્ય અને આગમગમ્ય પદાર્થો ન સમજાય તો તેમાં મારી મતિની મંદતા છે એમ વિચારવું, પરંતુ જિનેશ્વરે પ્રરૂપેલ તત્ત્વ વિષે શંકાની નજરે ન જોવું. અર્થાત્ જિનેશ્વરે કહ્યું એમાં તો ફેરફાર હોઇ શકે જ નહિ એવો અચળ વિશ્વાસ તે નિઃશંકિત્વ છે.

શ્રીવીતરાગ દેવ દ્વારા પ્રરૂપિત મત સિવાયના મતની અભિલાષાનો અભાવ તે 'નિષ્કાંક્ષત્વ' છે.

જિનેશ્વરરૂપ દેવાધિદેવે ફરમાવેલાં અનુષ્ઠાનોનું ફળ મળશે કે નહિ એવા સંદેહનો અભાવ તે ' નિર્વિચિકિત્સા ' છે.

મૂઢ એટલે મૂર્ખ. અમૂઢ એટલે મૂર્ખ નહિ તે યાને ચતુર, વિચક્ષણ. જેની દૃષ્ટિ કોઇ પણ સ્થળે મુંઝાઇ કે ગભરાઇ ન જાય તે ' અમૂઢદૃષ્ટિ. ' એ ત્રિકાલાબાધિત જ્ઞાનના ધારકે કહેલાં વચનનો દીર્ઘ દૃષ્ટિએ વિચાર કરે અને તેને બરાબર સમજે.

---

તે ' આચાર ' છે. આ આચારના નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવની દૃષ્ટિએ ચાર પ્રકારો પડે છે. તેમા જ્ઞશરીર, ભવ્યશરીર અને તદ્વ્યતિરિક્તરૂપ દ્રવ્ય–આચારથી શું સમજવુ તે સમજાવવા માટે **આચારાંગ**ની ટીકાના પાંચમા પત્રમા અવતરણરૂપે શ્રી**શીલાંક**સૂરિ કથે છે કે—

" णामणधोयणवासणसिक्खावणसुकरणाविरोहीणि ।
दव्वाणि जाणि लोए दव्वायारं वियाणाहि ॥ "

[ नमनधावन(स्नापनक्षालन)वासनशिक्षणसुकारणाविरोधीनि ।
द्रव्याणि यानि लोके द्रव्याचारं विजानीहि ॥ ]

અર્થાત્ નહાવું, ધોવું, વાસવું અને શીખવું એ સુકાર્યના અવિરોધી એવાં જે દ્રવ્યો લોકમાં છે તેને તુ 'દ્રવ્યાચાર' જાણ. ભાવ–આચારના લૌકિક અને લોકોત્તર એમ બે પ્રકારો છે તેમાં પાખંડીઓ દ્વારા કરાતુ પંચરાત્રાદિક અનુષ્ઠાન તે લૌકિક ભાવ–આચાર છે, જ્યારે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય અને તપ એ પાંચ લોકોત્તર ભાવ–આચાર છે. અત્ર લોકોત્તર દર્શન–આચારનો પ્રસંગ છે.

૧ તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૬૫ )મા આને બદલે ' સ્થિતિકરણ 'નો ઉલ્લેખ છે.

૨ સરખાવો—

" निस्संकिय निक्कंखिय निव्वितिगिच्छा अमूढदिट्ठी य ।
उववूहथिरीकरणे वच्छल्लपभावणे अट्ठ ॥ "

[ निःशङ्कितं निष्काङ्क्षितं निर्विचिकित्साऽमूढदृष्टिश्च ।
उपबृंहस्थिरीकरणे वात्सल्यप्रभावने अष्टौ ॥ ]

જૈન શાસનમાં જે કોઈ ગુણવાન્ હોય, શુદ્ધ ગુણનો પૂજારી હોય, શુદ્ધ ગુણનો પ્રકાશક હોય તેની ખુલ્લે દિલે અને મુક્ત કંઠે પ્રશંસા કરવી તે દર્શનનો ' ઉપબૃંહણ ' નામનો પાંચમો આચાર છે.

ગુણીની પ્રશંસા કરવાથી ગુણીના ગુણમાં વૃદ્ધિ થાય છે અને જગત્ ગુણને પામે છે. આ સ્થળે એ ઉમેરીશું કે ગુણાભાસની પ્રશંસા ન થાય, કેમકે એથી તો ઉન્માર્ગની પુષ્ટિ થાય અને તેમ થતાં પરિણામે મિથ્યાત્વનું જોર વધતાં સમ્યક્ત્વને આઘાત પહોંચે. વળી જે ગુણ પરિણામે સુંદર ન હોય, પરંતુ શરૂઆતમાં જ તેવો જણાતો હોય અથવા જે અન્ય દર્શનીયમાં હોય તેની પ્રશંસા ન કરતા હૃદયમાં તેની અનુમોદના કરવામાં હરકત નથી એમ સૂચવાય છે.

વીતરાગના શાસનને પામેલા પરંતુ એ માર્ગથી પતિત કે શિથિલ થતા જીવને–પછી તે સ્વ હોય કે પર તેને સ્થિર કરવો તે ' સ્થિરીકરણ ' છે.

પ્રભુના માર્ગમા રહેલા ધર્માત્મા પ્રત્યે ભક્તિ ભર્યો પ્રેમ યાને સાધર્મિક પ્રત્યેનો હૃદયનો ઉમળકો તે ' વાત્સલ્ય ' છે. આ વાત્સલ્યમાં કરુણા કે અનુકંપા નથી, પરંતુ ભક્તિ છે. કરુણા તો હીન પાત્રમાં હોય; સમાન કે ઉચ્ચ પાત્રને વિષે તો ભક્તિ હોય.

પ્રત્યેક જીવ શ્રીજિનશાસન પ્રત્યે આકર્ષાય તેવી પ્રશંસાપાત્ર પ્રવૃત્તિ તે ' પ્રભાવના ' છે.

વિનયસંપન્નતાનું લક્ષણ—

**सम्यग्ज्ञानादौ तद्वत्सु चादरकरणरूपत्वे सति माननिवृत्तिकरण-रूपत्वं विनयसम्पन्नताया लक्षणम् । ( ३८० )**

અર્થાત્ સમ્યગ્જ્ઞાનાદિનો તેમજ સમ્યગ્જ્ઞાની પ્રમુખનો અભિમાનના ત્યાગ કરવા પૂર્વકનો આદર-સત્કાર તે ' વિનયસંપન્નતા ' છે. આ સમજાવતાં ગ્રંથકાર કહે છે કે—

**विनीयते–अपनीयतेऽष्टप्रकारं कर्म येनासौ विनयः, तेन सम्पन्नो विनयसम्पन्नः, तस्य भावो विनयसम्पन्नता ।**

અર્થાત જે દ્વારા આઠ પ્રકારનું કર્મ દૂર કરાય તે ' વિનય ' છે. એ વિનયથી યુક્ત તે ' વિનયસં-પન્ન ' અને એનો ભાવ તે ' વિનયસંપન્નતા '.

વિનયના ( ૧ ) જ્ઞાનવિનય, ( ૨ ) દર્શનવિનય, ( ૩ ) ચારિત્રવિનય અને ( ૪ ) ઉપ-ચારવિનય એમ ચાર પ્રકારો છે.[1] વિનય વસ્તુતઃ ગુણરૂપે તો એક જ છે, પરંતુ વિષયની ભિન્નતાની દૃષ્ટિએ એના અત્ર ચાર પ્રકાર પાડવામાં આવ્યા છે.

---

૧ તત્ત્વાર્થ ( અ. ૯, સૂ. ૨૩ )માં કહ્યુ પણ છે કે—

" ज्ञानदर्शनचारित्रोपचाराः । "

જ્ઞાનવિનયનું લક્ષણ—

**कालाकालाध्ययनानध्ययनबहुमानोपधानादिकरणरूपत्वं ज्ञान-विनयस्य लक्षणम् । ( ३८१ )**

અર્થાત્ યોગ્ય કાળે ભણવું, અયોગ્ય કાળે ન ભણવું, જ્ઞાનનું બહુમાન સાચવવું અને ઉપધાનાદિ અનુષ્ઠાનો કરવાં તે ' જ્ઞાન-વિનય ' કહેવાય છે. અર્થાત્ જ્ઞાન મેળવવું, તેનો અભ્યાસ ચાલૂ રાખવો તેમજ તેનું વિસ્મરણ થવા ન દેવું એ જ્ઞાનનો ખરો વિનય છે

જ્ઞાનના આઠ આચાર—

( ૧ ) કાલ, ( ૨ ) વિનય, ( ૩ ) બહુમાન, ( ૪ ) ઉપધાન ( તપ ), ( ૫ ) અનિહ્નવતા, ( ૬ ) વ્યંજન, ( ૭ ) અર્થ તથા ( ૮ ) તદુભય અર્થાત્ વ્યંજન અને અર્થ એ બે એમ આઠ જ્ઞાન-આચાર છે. જૈન પ્રવચનમાં જે કાલે-જે અવસરે જે ભણવાની આજ્ઞા હોય તે જ કાલે-તે જ અવસરે તે જ ભણવું તે ' કાલ-આચાર ' છે. જ્ઞાન અને જ્ઞાની પ્રત્યે વંદનાદિ ઉચિત વ્યવહાર-રૂપ વિનય સાચવવો તે ' વિનય-આચાર ' છે. જ્ઞાન અને જ્ઞાનીનું નિરંતર અંતરંગ પ્રેમ પૂર્વક સન્માન કરવું તે 'બહુમાન-આચાર' છે. જે જે સૂત્ર ભણતાં જે તપ કરવાનું હોય, જે યોગો વહન કરવાના હોય તે તે કરવા પૂર્વક જ્ઞાનની આરાધના કરવી તે ' ઉપધાન-આચાર ' છે. જેમની પાસે પોતે ભણ્યો હોય કે ભણતો હોય તેમને ગુરુ તરીકે ઓળખાવવામાં આંચકો ખાવો નહિ-તેમનો અપલાપ ન કરવો તે ' અનિહ્નવતા-આચાર ' છે. સૂત્ર, અક્ષર કે શબ્દનો શુદ્ધ ઉચ્ચાર કરવો, તેનો શુદ્ધ પાઠ કરવો તે ' વ્યંજન-આચાર ' છે. સૂત્ર, શબ્દ કે અક્ષરનો શુદ્ધ અર્થ કરવો તે ' અર્થ-આચાર ' છે. સૂત્ર અને શબ્દના શુદ્ધ ઉચ્ચાર કરવા તેમજ તેનો શુદ્ધ પાઠ કરવો અને એના અર્થ વિષે પણ તેમ કરવું તે ' તદુભય-આચાર ' છે.

દર્શન-વિનયનું લક્ષણ—

**निःशङ्कनिष्काङ्क्षादिभवनरूपत्वं दर्शनविनयस्य लक्षणम् । (३८२)**

અર્થાત્ જિનમતને વિષે શંકા રહિતપણું, નિષ્કાંક્ષા ઇત્યાદિ ' દર્શન-વિનય ' કહેવાય છે એટલે કે તત્ત્વની યથાર્થ પ્રતીતિરૂપ સમ્યગ્દર્શનથી ચલિત ન થવુ, તત્ત્વને અંગે ઉપજતી શંકાઓનું સંશોધન કરી નિઃશંકતા કેળવવી વગેરે કાર્ય ' દર્શનવિનય 'નાં અંગો છે.

ચારિત્ર-વિનયનું લક્ષણ—

**समितिगुप्तिप्रधानाचरणरूपत्वं चारित्रविनयस्य लक्षणम् । (३८३)**

અર્થાત્ જે આચરણમાં [1]સમિતિ અને [2]ગુપ્તિની મુખ્યતા હોય તે આચરણ ' ચારિત્ર-વિનય ' કહેવાય છે.

---

૧ આના સ્વરૂપ માટે જુઓ પાંચમો ઉલ્લાસ.

ઉપચાર-વિનયનું લક્ષણ—

**अभ्युत्थानासनप्रदानाञ्जलयादिकरणरूपत्वमुपचारविनयस्य लक्षणम्। ( ३८४ )**

અર્થાત્ કોઇ પણ સદ્‌ગુણ વડે પોતાનાથી શ્રેષ્ઠ હોય તેવી વ્યક્તિ આવે ત્યારે ઊભા થવું, તેને આસન આપવું, હાથ જોડી તેને વંદન કરવું વગેરે અનેક પ્રકારનો યોગ્ય વ્યવહાર સાચવવો તે ‘ ઉપચારવિનય ’ છે.

શીલ સંબંધી અનતિચારનું લક્ષણ—

**उत्सर्गापवादात्मकसर्वज्ञप्रणीतसिद्धान्तानुसारितया शीलव्रतविषयकानुष्ठानरूपत्वं शीलविषयकानतिचारस्य लक्षणम्। ( ३८५ )**

અર્થાત્ ઉત્સર્ગ અને અપવાદ એવા બંને માર્ગોના નિરૂપણ પૂર્વકના અને સર્વજ્ઞે રચેલા એવા સિદ્ધાન્તમાં દર્શાવેલી વિધિ મુજબ શીલવ્રત પાળવું તે શીલવ્રત સંબંધી અનતિચાર છે. અત્ર શીલથી અહિંસાદિ મૂલ ગુણરૂપ વ્રતો અને વ્રતો પાળવામાં ઉપયોગી એવા અભિગ્રહ વગેરે નિયમો સમજવા. આ બંનેના પાલનમાં જરા પણ પ્રમાદ ન સેવવો એ શીલવ્રત વિષયક અનતિચાર છે.

ઉત્સર્ગ અને અપવાદ—

ઉત્સર્ગ એટલે સામાન્ય વિધિ અને અપવાદ એટલે સામાન્ય નિયમમાં પરિવર્તન.[1] દાખલા તરીકે **સ્થાનાંગ** ( સ્થા. ૫, ઉ. ૨, સૂ. ૪૨૨ )માં કહ્યું છે કે ‘ ગંગા ’ જેવી મહાનદીઓ કે ‘સોનભદ્ર’ જેવા નદો બાહુ અને જંઘા વડે તરી જવાનું કે હોડીમાં બેસીને તેને પેલે પાર જવાનું સાધુઓ અને સાધ્વીઓ માટે ઉચિત નથી. આ ઉત્સર્ગ–માર્ગ છે. આ સંબંધમાં અપવાદ–માર્ગ તરીકે એમ નિર્દેશાયું છે કે રાજા તરફથી ઉપદ્રવનો ભય હોય કે દુર્ભિક્ષ ઇત્યાદિ કારણ મળે તો તેમ કરવાથી સંયમમાં બાધા આવતી નથી.

વિશેષમાં પાંચ સમિતિ એ અપવાદરૂપ છે, જ્યારે ત્રણ ગુપ્તિ એ ઉત્સર્ગરૂપ છે એ હકીકત પણ આપણે આગળ ઉપર **ઉત્તરાધ્યયન સૂત્ર** ( અ. ૨૪ )ની ટીકાના ૫૧૪ મા પત્રના આધારે વિચારીશું.

---

૧ પ્રશમરતિ ( ગા. ૧૪૩ ) ની ટીકામા કહ્યું છે કે—

“ निश्चयोऽवधिरपवादः । उत्सर्गो व्यवहारो विधिः । ”

અર્થાત્ નિશ્ચય, અવધિ અને અપવાદ એ સમાનાર્થક છે, જ્યારે ઉત્સર્ગ, વ્યવહાર અને વિધિ એ સમાનાર્થક છે.

જૈન દર્શન તરફ નજર કરીશું તો જણાશે કે એ દર્શનમાં અનેક પ્રકારનાં સૂત્રો છે. તેમાં વિધિ, ઉદ્યમ, વર્ણક, ભય, ઉત્સર્ગ, અપવાદ તથા ઉત્સર્ગ અને અપવાદ એ ઉભય વિષયક એમ છ પ્રકારનાં સૂત્રો મુખ્ય છે.[1] પ્રસ્તુતમાં છેલ્લા બે જ પ્રકાર આશ્રીને વિચાર કરીશું. તેમા અપવાદ–સૂત્રો મોટે ભાગે છેદગ્રંથોમાં છે. એના ઉદાહરણ તરીકે નિમ્નલિખિત પદ્ય રજુ કરીશું.—

" [2]जया लभिज्जा निउणं सहायं, गुणाहियं वा गुणओ समं वा ।
इक्को वि पावाइं विवज्जयंतो, विहरिज्ज कामेसु असज्जमाणे ॥ "

અન્ય ઉદાહરણ માટે જુઓ **સ્થાનાંગ**–વૃત્તિનું ૩૧૫ મું પત્ર.

નીચે મુજબનું પદ્ય ઉત્સર્ગ અને અપવાદ એ ઉભયાત્મક સૂત્રનું દૃષ્ટાંત પૂરું પાડે છેઃ–

" [3]अट्टज्झाणाभावे, सम्मं अहियासियव्वओ वाही ।
तब्भावम्मि उ विहिणा, पडियारपवत्तणं नेयं ॥ "

ઉત્સર્ગ એ સામાન્ય કથન છે, જ્યારે અપવાદ એ વિશેષ કથન છે.[4] આથી જૈન દર્શનનો જાણકાર કેવળ ઉત્સર્ગનું કે કેવળ અપવાદનું અવલંબન ન લે અર્થાત્ બેમાંથી એકને જ પ્રમાણ રૂપે ન સ્વીકારે,[5] પરંતુ બંનેને સરખું વજન આપે. **ઉપદેશપદ**મા કહ્યું પણ છે કે—

---

૧ કહ્યું પણ છે કે—

" विहि उज्जम वन्नय भय उस्सग्गऽववाय तदुभयगयाइं ।
सुत्ताइ बहुविहाइं समए गंभीरभावाइ ॥ "
[ विधिरुद्यमो वर्णको भयमुत्सर्गोऽपवादः तदुभयगतानि ।
सूत्राणि बहुविधानि समये गम्भीरभावानि ॥ ]

૨–૩ છાયા—

यदा लभेत निपुणं साहाय्यं गुणाधिकं वा गुणतः समं वा ।
एकोऽपि पापानि विवर्जयन् विहरेत् कामेषु असज्जन् ॥
आर्तध्यानाभावे सम्यक् अध्यासितव्यो व्याधिः ।
तद्भावे तु विधिना प्रतिचारप्रवर्तनं ज्ञेयम् ॥

૪ શ્રીઆત્માનંદ ગ્રંથરત્નમાલાના ત્રીસમા રત્ન તરીકે વિ. સ. ૧૯૭૦મા પ્રસિદ્ધ થયેલ શ્રીશાંતિસૂરિસંકલિત **ધર્મરત્નપ્રકરણ** ( ગા ૫૨ )ની સ્વોપજ્ઞ વૃત્તિમા કહ્યું છે કે—

" उत्सर्गे सामान्योक्तौ, अपवादे विशेषभणिते । "

૫ વિચારો **પ્રશમરતિ**ની નિમ્નલિખિત ગાથાઓઃ—

" यज्ज्ञानशीलतपसामुपग्रहं निग्रहं च दोषाणाम् ।
कल्पयति निश्चये यत् तत् कल्प्यमकल्प्यमवशेषम् ॥ १४३ ॥

" [1]उन्नयमवेक्ख इयरस्स पसिद्धी उन्नयस्स इयराओ ।
इय अन्नोन्नपसिद्धा उस्सग्गववाय दो तुल्ला ॥ ७८३ ॥"

અર્થાત્ ઊંચા પર્વત વગેરેની અપેક્ષાએ નીચા પૃથ્વીતલ વગેરેની અને નીચા સ્થાનની અપેક્ષાએ ઊંચા સ્થળની પ્રસિદ્ધિ થાય છે. એ દૃષ્ટાંતથી ઉત્સર્ગ અને અપવાદ સરખા બળવાળા મણાય છે.

ઉત્સર્ગ અને અપવાદનું લક્ષણ ઉપદેશપદમાં એમ સૂચવાયું છે કે—

" [2]दव्वादिएहिं जुत्तस्सुस्सग्गो जदुचियं अणुट्ठाणं ।
रहिअस्स तमववाओ उचियं चियरस्स न उ तस्स ॥ ७८४॥"

અર્થાત્ શુદ્ધ અન્નપાનાદિની ગવેષણારૂપ અનુષ્ઠાન તે 'ઉત્સર્ગ' છે, જ્યારે દ્રવ્યાદિથી રહિત સાધુને પંચકાદિ પરિહાણિથી તથાપ્રકારના અન્નપાનાદિ આસેવનારૂપ અનુષ્ઠાન તે 'અપવાદ' છે.

વિશેષમાં ઉપદેશપદમાં કહ્યું છે કે—

" [3]उस्सग्गववायाणं जहट्ठियसरूवजाणणे जत्तो ।
कायव्वो बुद्धिमया सुत्तणुसारेण णयणिउणं ॥ ७८५ ॥"

અર્થાત્ સામાન્યરૂપે જણાવેલ વિધિ 'ઉત્સર્ગ' કહેવાય છે અને વિશેષ વિધિ 'અપવાદ' ગણાય છે; તેથી ઉત્સર્ગ અને અપવાદના સત્ય સ્વરૂપને જાણવા માટે બુદ્ધિમાને નિશીથાદિ આગમોમાં

---

यत् पुनरुपघातकरं सम्यक्त्वज्ञानशीलयोगानाम् ।
तत् कल्प्यमप्यकल्प्य प्रवचनकुत्साकरं यच्च ॥ १४४ ॥

किञ्चिच्छुद्धं कल्प्यमकल्प्यं स्यादकल्प्यमपि कल्प्यम् ।
पिण्डः शय्या वस्त्रं पात्रं वा भेषजाद्यं वा ॥ १४५ ॥

देशं कालं क्षेत्रं पुरुषमवस्थामुप(पुरुषावस्थोप ?)योगशुद्धपरिणामान् ।
प्रसमीक्ष्य भवति कल्प्यं नैकान्तात् कल्प्यते कल्प्यम् ॥ १४६ ॥"

१–३ છાયા—

उन्नतमपेक्ष्येतरस्य प्रसिद्धिरुन्नतस्येतरस्मात् ।
इत्यन्योन्यप्रसिद्धौ उत्सर्गापवादौ द्वौ तुल्यौ ॥

द्रव्यादिकैर्युक्तस्योत्सर्गो यदुचितमनुष्ठानम् ।
रहितस्य तदपवाद उचित चेतरस्य न तु तस्य ॥

उत्सर्गापवादयोर्यथास्थितस्वरूपज्ञाने यत्नः ।
कर्तव्यो बुद्धिमता सूत्रानुसारेण नयनिपुणम् ॥

જણાવેલ નૈગમાદિ નયવિચારના સારને જાણવા પ્રયત્ન કરવો. વળી અનેકાન્તવાદાત્મક **જૈન** શાસનમાં ઉત્સર્ગ અને અપવાદ માટે પણ નીચે પ્રમાણે ષડ્ભંગી કલ્પવામાં આવેલ છેઃ—

(૧) [1]ઉત્સર્ગ, (૨) અપવાદ, (૩) ઉત્સર્ગાપવાદ, (૪) અપવાદોત્સર્ગ, (૫) ઉત્સર્ગોત્સર્ગ અને (૬) અપવાદાપવાદ.

[2]ઉત્સર્ગના દૃષ્ટાન્ત તરીકે વિચારો નિમ્નલિખિત ગાથાઃ—

**" [3]जत्थ त्थीकरफरिसं करेंति अरिहा वि कारणे जाए।**
**तं निच्छएण गोयमा ! जाणिज्जा मूलगुणहीणं ॥ "**

અર્થાત્ જ્યાં અરિહંત પણ કારણ પ્રસંગે સ્ત્રીનો સ્પર્શ કરે તેને નિશ્ચે કરીને હે **ગૌતમ** ! મૂળ ગુણથી રહિત જાણવા. આવી પરિસ્થિતિમાં બીજાને માટે તો કહેવું જ શું ?

**" [4]न वि किं चि अणुन्नायं पडिसिद्धं वा वि जिणवरिंदेहि।**
**मुत्तुं मेहुणभावं न तं विना रागदोसेहिं ॥ "**

અર્થાત્ મૈથુન–કાર્ય રાગ અથવા દ્વેષ સિવાય બની શકતું નથી, વાસ્તે પ્રભુએ મૈથુન–ભાવને છોડીને કંઇ પણ આજ્ઞારૂપે કહ્યું નથી તેમજ કોઇ વસ્તુનો નિષેધ પણ કર્યો નથી.

અપવાદના ઉદાહરણ તરીકે **ઓઘનિર્યુક્તિ**ની નિમ્નલિખિત ગાથા રજુ કરીશુંઃ—

**" [5]सव्वत्थ संजमं संजमाओ अप्पाणमेव रक्खिज्जा।**
**मुच्चइ अइवायाओ पुणो विसोही न याविरई ॥ ४६ ॥ "**

અર્થાત્ સર્વત્ર સંયમનું રક્ષણ કરવું, સંયમથી પણ આત્માની રક્ષા કરવી; કારણ કે હિંસાદિ દોષથી તો મુક્ત થવાય છે અને તીવ્ર તપ વગેરેથી ફરીથી વિશુદ્ધિ થાય છે; પરંતુ તે હિંસાદિ કાર્યથી "**एकव्रतभङ्गे सर्वव्रतभङ्गः**" આ વાક્ય પ્રમાણે અવિરતિપણું પ્રાપ્ત થતું નથી.

---

૧ ઉત્સર્ગ–સૂત્ર એ પ્રમાણે છએ પ્રકારના સૂત્રોનાં ઉદાહરણો માટે જુઓ **અભિધાનરાજેન્દ્ર** (ભા. ૭, પૃ ૯૩૯–૯૪૦).

૨ ઉત્સર્ગના વિશિષ્ટ સ્વરૂપ માટે જુઓ **અભિધાનરાજેન્દ્ર** (ભા. ૨, પૃ. ૧૧૬૬–૬૭).

૩–૫ છાયા—

यत्र स्त्रीकरस्पर्शं कुर्वन्त्यर्हन्तोऽपि कारणे जाते ।
तान् निश्चयेन गौतम ! जानीयात् मूलगुणहीनान् ।
नापि किञ्चिदनुज्ञातं प्रतिषिद्धं वाऽपि जिनवरेन्द्रैः ।
मुक्त्वा मैथुनभावं न तद् विना रागद्वेषाभ्याम् ॥
सर्वत्र संयमं संयमादात्मानमेव रक्षेत् ।
मुच्यतेऽतिपापा(ता)द् पुनर्विशुद्धिर्न चाविरतिः ॥

કલ્પચૂર્ણિમાં કહ્યું છે કે—

"[1]उस्सग्गे अववायं आयरमाणो विराहओ भणिओ।
अववाए पुण पत्ते उस्सग्गनिसेवणे भयणा ॥"

અર્થાત્ ઉત્સર્ગ–માર્ગમાં અપવાદનું આચરણ કરે તો વિરાધક ગણાય, પરંતુ અપવાદમાં ઉત્સર્ગની સેવનાની ભજના સમજવી.

"[2]उस्सग्गे पत्ते उस्सग्गविही कायव्वो, अववाए पत्ते अववायविहिजयणा कायव्वा"

અર્થાત્ ઉત્સર્ગમા ઉત્સર્ગ–વિધિ કરવો, પરંતુ અપવાદ પ્રાપ્ત થયે અપવાદ–વિધિની યતના કરવી. આ પ્રમાણે ઉત્સર્ગમાં અપવાદ અને અપવાદમા ઉત્સર્ગ સેવવાનું **મહાનિશીથ** સૂત્રમાં કહેલ છે.

ઉત્સર્ગમાં ઉત્સર્ગ આશ્રીને **મહાનિશીથ**માં કહ્યું છે કે—

"[3]जं पुण गोयमा! मेहुणं तं एगंतेणं न नियउं न बाढं न तहा आऊ तेऊ समारंभं सव्वहा सव्वप्पयारेहिं संजए विवज्जिज्जा मुणी ॥"

અર્થાત્ હે ગૌતમ! મૈથુન એકાંતે નિયત નથી તેમજ અપ્કાય અને તેજસ્કાયના સમારંભનો સંયમી મુનિએ એનો સર્વથા ત્યાગ કરવો જોઇએ.

અપવાદમા અપવાદ માટે **સ્થાનાંગ**ના ૪૧૭ મા અને ૪૩૭ મા સૂત્રો જોવાં. એમાંથી પ્રસ્તુત વિષય સંબંધી બીજી પણ વિશેષ માહિતિ મળે તેમ છે.

આ ષડ્ભંગી અનુસાર કોઇ વખતે ભયંકર આપત્તિના પ્રસંગે સમય જાણનાર પુરુષ સ્રીપ્રસંગ કરે તો માત્ર આલોચનાથી શુદ્ધ થાય છે, પરંતુ સ્રીપ્રસંગ ન કરવા છતાં સ્રીને જે સ્થાન આપે–વિષય લોલુપતાથી તેનું પ્રતિપાદન કરે તે અનંત–સંસારી સમજવો. શાસ્રમાં કહ્યું છે કે—

"[4]इत्थीपसंग जइवि हु, कइयावि कुणंति भगवया ठाणेसु।
सोहिइ ताण सुद्धी, ठ(ठ?)विंति ते दीहसंसारी ॥"

---

૧–૪ છાયા—

उत्सर्गेऽपवादमाचरन् विराधको भणितः।
अपवादे पुनः प्राप्ते उत्सर्गनिषेवणे भजना ॥
उत्सर्गे प्राप्ते उत्सर्गविधिः कार्यः, अपवादे प्राप्तेऽपवादविधियतना कर्तव्या।

यत् पुनर्गौतम! मैथुनं तदेकान्तेन न नियतं न बाढं न तथा अप्तेजः समारम्भं सर्वथा सर्वप्रकारैः संयतो विवर्जयेद् मुनिः।

स्त्रीप्रसङ्गं यद्यपि खलु कदाचित् कुर्वन्ति भगवता स्थानेषु।
शुद्ध्या तेषां शुद्धिः स्था(ठ?)पयन्ति ते दीर्घसंसारिणः ॥

જ્ઞાનોપયોગનું લક્ષણ—

प्रतिक्षणं वाचनाप्रच्छनाऽनुप्रेक्षाऽऽम्नायधर्मोपदेशैरभ्यसनकरण-रूपत्वमभीक्ष्णं ज्ञानोपयोगस्य लक्षणम् । ( ३८६ )

અર્થાત્ પ્રતિક્ષણ [1]વાચના, [2]પ્રચ્છના [3]અનુપ્રેક્ષા, [4]આમ્નાય અને [5]ધર્મના ઉપદેશ દ્વારા જ્ઞાનનો અભ્યાસ કરવો તે ' અભીક્ષ્ણ જ્ઞાનોપયોગ ' જાણવો. ટુંકમાં કહીએ તો તાત્ત્વિક જ્ઞાનને વિષે સર્વદા જાગૃત રહેવું તે ' અભીક્ષ્ણ જ્ઞાનોપયોગ ' છે.

વાચના વગેરેનું સ્વરૂપ—

વાચના, પ્રચ્છના, અનુપ્રેક્ષા, આમ્નાય અને ધર્મોપદેશ એ સ્વાધ્યાયનાં પાંચ અંગો છે.[6] જ્ઞાન મેળવવા માટે, તેને નિઃશંક, વિશદ અને પરિપકવ બનાવવા વાસ્તે તેમજ તેના પ્રચાર અર્થે જે પ્રયાસ કરવો પડે છે તે બધાનો સ્વાધ્યાયમાં સમાવેશ થાય છે. આ સ્વાધ્યાયના અભ્યાસ શૈલીના ક્રમ અનુસાર વાચનાદિ પાંચ ભેદો પાડવામાં આવે છે. તેમાં શબ્દ કે અર્થનો પ્રથમ પાઠ લેવો તે 'વાચના ' છે. જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે, શંકા દૂર કરવા વાસ્તે કે વિશેષ પ્રતીતિ કરવાના ઇરાદાથી પ્રશ્ન પૂછવા તે ' પ્રચ્છના ' છે. શબ્દ, પાઠ કે તેના અર્થનું મનથી ચિંતન કરવું તે અનુપ્રેક્ષા ' છે. શીખેલા પાઠના ઉચ્ચારનું શુદ્ધિ પૂર્વક પુનરાવર્તન કરવું તે ' આમ્નાય ' છે યાને ' પરાવર્તન ' છે. પોતે જે વસ્તુ જાણી હોય તેનું રહસ્ય અન્યને સમજાવવું તે 'ધર્મોપદેશ' છે અથવા તો ધર્મનું કથન કરવું તે ' ધર્મોપદેશ ' છે.

સંવેગનું લક્ષણ—

जन्मजरामरणादिक्लेशरूपसंसारात् प्रतिक्षणं भयपरिणामरूपत्व-मभीक्ष्णं संवेगस्य लक्षणम् । ( ३८७ )

અર્થાત્ જન્મ, ઘડપણ, મરણ ઇત્યાદિ ક્લેશરૂપ સંસારથી પ્રત્યેક ક્ષણે બીતા રહેવું તે ' સંવેગ ' છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સાંસારિક ભોગો કે જે શરૂઆતમાં સુખદ જણાય છે, પરંતુ જે પરિણામે દુઃખદ છે તેની લાલસા ન રાખતા તેનાથી ડરતા રહેવું તે ' અભીક્ષ્ણ સંવેગ ' છે

ત્યાગનું લક્ષણ—

विधिपूर्वकसुपात्रदानरूपत्वं त्यागस्य लक्षणम् । ( ३८८ )

---

૧-૫ આ પાયેનાં લક્ષણો છટ્ઠા ઉલ્લાસમાં આપવામાં આવ્યાં છે

૬ તત્ત્વાર્થ ( અ. ૯, સૂ. ૨૫ )મા કહ્યુ છે કે—

" वाचनाप्रच्छनाऽनुप्रेक्षाऽऽम्नायधर्मोपदेशाः । "

અર્થાત્ વિધિ પૂર્વક સુપાત્રને દાન દેવું તે ' ત્યાગ ' છે. પ્રસ્તુતમાં યથાશક્તિ ત્યાગનો અધિકાર છે એટલે તેનો અર્થ એ સમજવો કે જરા પણ શક્તિ ગોપવ્યા વગર સુપાત્રને વિષે આહાર-દાન, જ્ઞાન-દાન ઇત્યાદિ દાનો વિવેક પૂર્વક કરવા.

**તપનું લક્ષણ—**

**कर्मतापनरूपत्वं तपसो लक्षणम्। ( ३८९ )**

અર્થાત્ કર્મને તપાવવાં તે ' તપ ' છે. પ્રસ્તુતમાં જરાએ સામર્થ્ય છૂપાવ્યા વિના વિવેક પૂર્વક દરેક જાતની સહનશીલતા કેળવવી તે ' યથાશક્તિ તપ ' છે.

**સમાધિનું લક્ષણ—**

**सम्यग्ज्ञानादीनामाधारस्य साध्वादिरूपसङ्घस्योपद्रवाभावोत्पादनरूपत्वं समाधेर्लक्षणम्। ( ३९० )**

અર્થાત્ સમ્યગ્જ્ઞાન વગેરેના આધારરૂપ સાધુ પ્રમુખ સંઘનું ઉપદ્રવથી રક્ષણ કરવું—તેઓ સ્વસ્થ રહે તેમ કરવું તે ' સમાધિ ' છે.

**વૈયાવૃત્યનું લક્ષણ—**

**साधूनां प्रासुकाहारोपधिशय्याभेषजादिना विश्रामणकरणं वैयावृत्यस्य लक्षणम्। ( ३९१ )**

અર્થાત્ અચિત્ત આહાર, ઉપકરણ, શય્યા, ઔષધ ઇત્યાદિ દ્વારા મુનિઓની સેવા કરવી તે ' ( મુનિ-) વૈયાવૃત્ય ' છે. કોઇ પણ ગુણવાન્ મુશ્કેલીમા આવી પડે ત્યારે તેની મુશ્કેલી દૂર કરવા માટે યોગ્ય પ્રયત્ન કરવો તે વૈયાવૃત્યનુ સામાન્ય લક્ષણ છે.

પ્રસ્તુતમાં સઘનું સમાધિકરણ અને સાધુનુ વૈયાવૃત્યકરણ કે ઉભયનું સમાધિકરણ અને વૈયાવૃત્યકરણ વિવક્ષિત છે.

**ભક્તિનું લક્ષણ—**

**अर्हदाचार्यबहुश्रुतप्रवचनेषु यथासम्भवमाशयशुद्धिपूर्वकानुरागरूपत्वं भक्तेर्लक्षणम्। ( ३९२ )**

અર્થાત્ તીર્થંકર, આચાર્ય, બહુશ્રુત અને શાસ્ત્રને વિષે સંભવ અનુસાર [1]શુદ્ધ આશયથી અનુરાગ રાખવો તે ' તીર્થંકરાદિની ભક્તિ ' છે. અત્યંત વિશુદ્ધ ભાવથી [2]અભિગમન, વંદન, પૂજન, ઉપાસના તથા વિધિ અને ક્રમ અનુસાર અધ્યયન અને શ્રવણ એ ભક્તિ છે.

---

૧ સાચી નિષ્ઠા યાને દાનતથી. ૨ સામા લેવા જવું.

**આવશ્યકાપરિહાણિનું લક્ષણ—**

**सकलसावद्यविरतिरूपसामायिकाद्यावश्यकानां दिवसरात्राभ्यन्तरे अवश्यतया कर्तव्यानुष्ठानरूपत्वं, षडावश्यकानां यथाकालकरणरूपत्वं वा आवश्यकापरिहाणेर्लक्षणम् । ( ३९३ )**

અર્થાત્ સમગ્ર સાવદ્ય યોગોથી નિવૃત્તિરૂપ સામાયિકાદિ છ આવશ્યકોનું દિવસે તેમજ રાત્રે અવશ્ય અનુષ્ઠાન કરવું તે ' આવશ્યકાપરિહાણિ ' છે. અન્ય શબ્દોમા કહીએ તો છ આવશ્યકો પૈકી જે આવશ્યકનો સમય હોય તે આવશ્યકનું અનુષ્ઠાન ન છોડવું તે ' આવશ્યકાપરિહાણિ ' છે.

**આવશ્યકનો અર્થ અને તેના અધિકારી—**

જે ક્રિયા અવશ્ય કરવા લાયક છે તે ' આવશ્યક ક્રિયા ' કહેવાય છે. આ ક્રિયા અધિકારીની ભિન્નતા આશ્રીને જુદી જુદી પણ હોઇ શકે. દાખલા તરીકે એક મનુષ્ય કાંચન અને કામિનીને સર્વસ્વ માની લઇ તે મેળવવામાં પોતાની શક્તિ ખરચવી આવશ્યક સમજે છે, જ્યારે અન્ય મનુષ્ય તેના સંગથી બચવા માટે બુદ્ધિ અને બળનો ઉપયોગ કરવો આવશ્યક સમજે છે. આથી કરીને આવશ્યક ક્રિયાના સ્વરૂપનો વિચાર કરીએ તે પૂર્વે તેના અધિકારી કોણ એ પ્રશ્ન વિચારવો જરૂરી જણાય છે.

સામાન્ય રીતે જીવોના બે વિભાગો પડી શકે છેઃ—( ૧ ) અન્તર્દષ્ટિ અને ( ૨ ) બહિર્દષ્ટિ. જે નૈસર્ગિક અને અત એવ શાશ્વત સુખની પ્રાપ્તિ માટે વિચાર અને પ્રયત્ન કરે છે એટલે જેની દૃષ્ટિ આત્મામાં રમી રહી છે અર્થાત્ જેની વૃત્તિ આધ્યાત્મિક છે તે 'અન્તર્દૃષ્ટિ' છે. જે જીવ પૌદ્ગલિક ભોગ, ઉપભોગ માટે તનતોડ પ્રયાસ કરી રહ્યો છે અર્થાત્ જે જડ પુદ્ગલની શોધમાં અને પ્રાપ્તિ અર્થે આત્માને ભૂલી ગયો છે તે 'બહિર્દષ્ટિ' છે. પ્રસ્તુતમા આપણે અન્તર્દષ્ટિરૂપ અધિકારી આશ્રીને જ આવશ્યક ક્રિયાઓનો વિચાર કરવાનો છે. આવો અધિકારી કોઇ પણ જડ વસ્તુના મોહમા ન સપડાતા તેનાથી બચવા પ્રયાસ કરે છે. આમાં ફલીભૂત થવા માટે તે જે ઉપયોગી ક્રિયાઓનો આશ્રય લે છે તે આવશ્યક ક્રિયાઓ છે. અન્તર્દષ્ટિ જીવ કુદરતી સુખ યાને આત્માનન્દનો અનુભવ મેળવે તે પૂર્વે સમ્યક્ત્વ, ચૈતન્ય, ચારિત્ર ઇત્યાદિ ગુણો તેણે પ્રાપ્ત કરવા જોઇએ. આવા ગુણોથી વિભૂષિત જીવ જે આવશ્યક ક્રિયાઓ કરે તે તેના સમ્યક્ત્વાદિ ગુણોને પુષ્ટ કરે છે. આથી એ તાત્પર્ય નીકળે છે કે જે ક્રિયા સમ્યક્ત્વાદિ ગુણોને ખીલવવા સારૂ અવશ્યક કરવા લાયક હોય તે ' આવશ્યક ક્રિયા ' છે. આ ઉપયોગ પૂર્વક કરવાની ક્રિયા છે. આ ક્રિયા આત્માના ગુણોને સુવાસિત કરનાર હોવાથી એટલે કે તેનો ફેલાવો કરનાર હોવાથી ' આવાસક ' કહેવાય છે.[1]

---

૧ જુઓ વિશેષ૦ ( ગા. ૮૭૫ ).

વિશેષા૦ ( ગા. ૮૭૨ )માં સૂચવાયું છે તેમ આવશ્યક, અવશ્યકરણીય, ધ્રુવ, નિગ્રહ, વિશોધિ, અધ્યયનષટ્ક, વર્ગ, ન્યાય, આરાધના, માર્ગ વગેરે સમાનાર્થક શબ્દો છે એટલે કે એ આવશ્યકના પર્યાયો છે. વૈદિક દર્શનમાં આવશ્યકનું સ્થાન 'નિત્ય કર્મ' શબ્દે લીધેલું જોવાય છે.

## આવશ્યકનું મહત્ત્વ—

આપણે ઉપર જોઇ ગયા તેમ આત્મિક ગુણોના વિકાસમાં સાધનભૂત ક્રિયા તે આવશ્યક છે એટલે મુમુક્ષુ જન એનો જરૂર જ સત્કાર કરે. સંપ્રદાય અનુસાર એના ભેદો સંભવે છે એ હકીકત ધ્યાનમા લેતા જોઇ શકાય છે કે વૈદિક સંપ્રદાય જેટલું મહત્વ ' સંધ્યા 'ને, પારસીઓ ' ખોર-દેહ અવસ્તા ' ને, યુરોપીઅનો 'પ્રાર્થના' ને અને મુસલમાનો 'નમાઝ'ને આપે છે, તેટલું મહત્ત્વ તો જરૂર જૈનો આવશ્યકને આપે છે જ, બલ્કે તેથી અધિક તેઓ આપે છે.

## આવશ્યક ક્રિયાના છ વિભાગો અને તેનું સેવન—

સ્થૂળ દૃષ્ટિએ આવશ્યક ક્રિયાઓના છ વિભાગો પાડવામાં આવ્યા છે.—( ૧ ) સામાયિક, ( ૨ ) ચતુર્વિંશતિસ્તવ, ( ૩ ) વન્દન, ( ૪ ) પ્રતિક્રમણ, ( ૫ ) કાયોત્સર્ગ અને ( ૬ ) પ્રત્યાખ્યાન. શ્વેતાંબર સંપ્રદાય સાયંકાલે, પ્રાતઃકાલે, પખવાડિયાને અંતે, ચાતુર્માસને અંતે અને વર્ષની આખરે અલગ કે સમુદાયમાં પુરુષ–વર્ગ અને સ્ત્રી–વર્ગ એકત્રિત થઇ ક્રમાનુસાર જેમ છ એ આવશ્યક કરે છે તે પ્રકારે કરવાની પદ્ધતિ અને રૂઢિ દિગંબર સંપ્રદાયમાં જણાતી નથી. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો દિગંબર સંપ્રદાયમાં મુનિપરંપરા વિરલ અને વિચ્છિન્ન પ્રાયઃ છે. એટલે મુનિઓ માટેનું આવશ્યકનુ વિધાન કેવળ શાસ્ત્રોમાં છે, પરંતુ વ્યવહારમાં નથી. વળી દિગંબર શ્રાવકોમાં પણ શ્વેતાંબર શ્રાવકોની પેઠે આનું સેવન જણાતું નથી. વિશેષમાં દિગંબર સમાજના બ્રહ્મચારી, પ્રતિમાધારી વગેરેમા પણ માત્ર સામાયિક–પાઠ કરવાનો પ્રચાર છે. વ્યવસ્થિત પદ્ધતિ પૂર્વક છએ આવશ્યક કરવાનો નિયમિત પ્રચાર તો માત્ર શ્વેતાંબર સંપ્રદાયમાં જ જોવાય છે. વળી એ પણ નિવેદન કરવું આવશ્યક સમજાય છે કે દિગંબર સંપ્રદાયમાં દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક એ પાંચ પ્રકારના આવશ્યકવિધાનની પ્રસિદ્ધિ શ્વેતાંબર જેવી નથી–ઉચ્છિન્નપ્રાય છે.

## છ આવશ્યકની પ્રણાલિકા—

આવશ્યક ક્રિયાની વિધિ ચૂર્ણિના કાળ કરતાં પણ પ્રાચીન જણાય છે, કેમકે તેનો ઉલ્લેખ શ્રીહરિભદ્રસૂરિ જેવા સુવિહિત અને પ્રતિષ્ઠિત આચાર્યે પોતાની **આવશ્યકવૃત્તિ**ના ૭૯૦મા પત્રમાં કર્યો છે. મૂર્તિપૂજક શ્વેતાંબર સંપ્રદાયની સામાચારી સબંધી આવશ્યક ક્રિયાનાં સૂત્રોનો તેમજ વિધિનો જે ઉલ્લેખ આ વૃત્તિમાં છે તેમાં કશો ફેરફાર કરવામા આવ્યો નથી અર્થાત્ 'સામાયિક' આવશ્યક એટલે પ્રતિક્રમણની સ્થાપનાથી માડીને પ્રત્યાખ્યાન પર્યંત છ એ આવશ્યકનાં સૂત્રો અને વિધિનો ક્રમ તેનો તે જ છે. પ્રતિક્રમણની સ્થાપના પહેલાં ચૈત્યવંદન કરવાની અને પ્રત્યાખ્યાન પછી સ્તવન વગેરે બોલવાની જે પ્રથા સકારણ દાખલ કરવામાં આવી છે તે ચાલુ છે અર્થાત્

મૂર્તિપૂજક શ્વેતાંબર સંપ્રદાયમાં તો આવશ્યક સૂત્રો અને વિધિનો ક્રમ આજ સુધી પ્રાચીન પ્રમાણે જ ચાલ્યો આવે છે, જોકે સ્થાનકવાસી (અમૂર્તિપૂજક) શ્વેતાંબર સંપ્રદાયની વાત જુદી છે. પં. સુખલાલજી સૂચવે છે તેમ આ સ્થાનકવાસી સંપ્રદાયમાં કેટલા સૂત્રોમાં કાપકૂપ કરવામાં આવી છે તેમ તે ક્રિયાની પ્રાચીન વિધિમાં પણ કાપકૂપ કરવામાં આવી છે.

## સામાયિકાદિનું સ્વરૂપ—

રાગદ્વેષને વશ ન થતાં સમભાવમાં રહેવું અર્થાત્ મધ્યસ્થભાવ રાખવો એટલે કે અન્ય જીવોને પોતાના સમાન ગણવા તે 'સામાયિક' છે. જુઓ **આવશ્યક**-નિર્યુક્તિ ([1]ગા. ૧૦૩૨) આ સામાયિકના (૧) સમ્યક્ત્વ-સામાયિક, (૨) શ્રુત-સામાયિક અને (૩) ચારિત્ર-સામાયિક એમ ત્રણ ભેદો છે, કેમકે સમ્યક્ત્વ, શ્રુત અને ચરિત્ર એ ત્રણ જ સમભાવમાં સ્થિર રહેવામાં સાધનરૂપ છે. ચારિત્ર-સામાયિકના દેશ અને સર્વ એમ બે પ્રકારો છે.[2] તેમા પ્રથમ પ્રકારનું સામાયિક ગૃહસ્થોને હોય છે, જ્યારે બીજા પ્રકારનું સાધુઓને હોય છે. જુઓ **આવશ્યક**-નિર્યુક્તિ ([3]ગા. ૭૯૬). સમતા, સમ્યક્ત્વ, પ્રશસ્ત, શાન્તિ, સુવિહિત ઇત્યાદિ શબ્દો સામાયિક શબ્દના સમાન અર્થવાળા છે એટલે કે એ એના પર્યાયો છે. જુઓ **આવશ્યક**-નિર્યુક્તિ ([4]ગા. ૧૦૩૩).

---

૧ "आओवमाइ परदुक्खमकरणं रागदोसमज्झत्थं ।
नाणाइतिगं तस्साइ पोअणं भावसामाई ॥ १०३२ ॥"
[ आत्मोपमया परदुःखाकरणं रागद्वेषमाध्यस्थ्यम् ।
ज्ञानादित्रिकं तस्यात्मनि प्रोतनं भावसामादौ ॥ ]

૨




૩ "सामाइयं च तिविहं सम्मत्त सुयं तहा चरित्तं च ।
दुविहं चेव चरित्तं अगारमणगारियं चेव ॥"—विशेषा० ગા. ૨૬૭૩
[ सामायिकं च त्रिविधं सम्यक्त्वं श्रुतं तथा चारित्रं च ।
द्विविधमेव चारित्रमागारिकमनागारिकं चैव ॥ ]

૪ "समया सम्मत्त पसत्थ संति सुविहिअ सुहं अनिंदं च ।
अदुगुंछिअमगरिहिअं अणवज्जमिमे वि पगट्ठा ॥ १०३३ ॥"
[ समता सम्यक्त्व प्रशस्तं शान्तिः सुविहितं सुखमनिन्द्या च ।
अदुर्गुञ्छितमगर्हितमनवद्यमिमेऽपि प्रकार्थाः ]

ચતુર્વિંશતિસ્તવ—

સર્વગુણસંપન્ન આદર્શરૂપ ચોવીસ તીર્થંકરોની સ્તુતિ કરવી તે 'ચતુર્વિંશતિ-સ્તવ' છે. આના દ્રવ્ય અને ભાવ એમ બે ભેદો છે. પુષ્પાદિ સાત્ત્વિક સાધન દ્વારા તીર્થંકરોનું પૂજન તે 'દ્રવ્યસ્તવ' છે ( કે જેને પણ પ્રશ્નવ્યાકરણમાં સંવરરૂપે ગણેલ છે. ), જ્યારે તેમના વાસ્તવિક ગુણોનું ધ્યાન કે કીર્તન તે 'ભાવસ્તવ' છે.[1] અધિકારિવિશેષે દ્રવ્યસ્તવ પણ ગૃહસ્થને ઘણો લાભ કરનાર છે એ હકીકત આવશ્યક સટીક ( પૃ. ૪૯૨–૪૯૩ )માં વિસ્તાર પૂર્વક નિર્દેશાયેલી છે.

વન્દન—

જે કાયિક, વાચિક કે માનસિક પ્રવૃત્તિ દ્વારા પૂજ્ય કે ગુરુજન પ્રતિ બહુમાન પ્રકટ કરી શકાય તે 'વન્દન' કહેવાય છે. ચિતિ-કર્મ, કૃતિ-કર્મ, પૂજા-કર્મ ઇત્યાદિ એના પર્યાયો છે. જુઓ આવશ્યક-નિર્યુક્તિ ( ગા. ૧૧૦૩ ).

વન્દનનું વાસ્તવિક સ્વરૂપ ધ્યાનમાં આવે તે વાસ્તે કેટલીક હકીકત જાણવી જોઇએ. જેમકે કોને વંદન કરવું યોગ્ય છે અર્થાત્ વન્દ્ય કોણ હોઇ શકે ? તેમના કેટલા પ્રકાર છે ? અવન્દ્યને વન્દન કરવાથી કયા દોષો ઉદ્ભવે છે ? વન્દન કરતી વેળા કયા કયા દોષો દૂર કરવા જોઇએ ?

વન્દ્ય કોણ ?—

દ્રવ્ય અને ભાવ બંને પ્રકારના ચારિત્રથી યુક્ત મુનિવર જ વન્દન કરવા લાયક છે.[2] આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર અને રત્નાધિક એ પાચ પ્રકારના મુનિ વન્દ્ય છે.[3] જે દ્રવ્ય-લિંગ ( બાહ્ય વેષ અને ક્રિયા ) અને ભાવલિંગ ( આત્મ-જાગૃતિ ) પૈકી ગમે તે એકથી કે ઉભ-યથી રહિત છે તે અવન્દ્ય છે. વન્દ્ય અને અવન્દ્યના સંબંધમાં નીચે મુજબની સિક્કાની ચતુર્ભંગી સુપ્રસિદ્ધ છે.[4]

જેમ ચાંદી શુદ્ધ હોય પરંતુ તેના ઉપર છાપ બરાબર ન હોય તો તે સિક્કો ચાલતો નથી

---

૧ " नामं ठवणा दविए भावे अ थयस्स होइ निक्खेवो ।
दव्वथओ पुप्फाइ संतगुणुक्कित्तणा भावे ॥ १९१ ॥ ( भा० )

—આવશ્યક-વૃત્તિનું ૪૯૨ મું પત્ર.

[ नाम स्थापना द्रव्यं भावश्च स्तवस्य भवति निक्षेपः ।
द्रव्यस्तवः पुष्पादिः सद्गुणोत्कीर्तनं भावः ॥ ]

૨–૪ અનુક્રમ વાર સરખાવો આવશ્ય-નિર્યુક્તિની ૧૧૦૬ મી, ૧૧૯૫ મી અને ૧૧૩૮ મી ગાથાઓ.

તેમ જે ભાવલિંગથી યુક્ત હોય, પરંતુ દ્રવ્યલિંગથી રહિત હોય તેવા પ્રત્યેકબુદ્ધાદિને વન્દન કરી શકાતું નથી. જેમ ચાંદી અશુદ્ધ હોય, કિન્તુ તેના ઉપરની છાપ બરાબર હોય તોપણ તે સિક્કો ચાલતો નથી તેમ દ્રવ્યલિંગથી યુક્ત હોય પરંતુ ભાવલિંગ ન હોય તો તેવા પાર્શ્વસ્થાદિ પાંચ પ્રકારના કુસાધુઓને વન્દન કરવું ઉચિત નથી. ચાંદી અશુદ્ધ અને વળી છાપ પણ બરાબર ન હોય તો તે સિક્કો કશા કામમાં આવતો નથી તેમ જે દ્રવ્યલિંગ અને ભાવલિંગ એમ ઉભય લિંગોથી રહિત હોય તેવો સાધુ સર્વથા અવન્દ્ય છે. ચાંદી શુદ્ધ હોય અને સાથે સાથે એના ઉપરની છાપ પણ બરાબર હોય તો તે સિક્કો ગ્રાહ્ય છે તેમ જે દ્રવ્યલિંગ અને ભાવ-લિંગ બંનેથી વિભૂષિત હોય તે જ ખરેખર વન્દ્ય છે.

**અવન્દ્યને વન્દન કરવાથી શું ફળ ?—**

અવન્દ્યને વન્દન કરવાથી તેમ કરનારાને કર્મની નિર્જરા થતી નથી કે કીર્તિ પણ મળતી નથી; કિન્તુ એ વન્દન અસંયમાદિ દોષોના અનુમોદનરૂપ બનવાથી તેને કર્મબંધ જ થાય છે.[1] વળી અવન્દ્યને વન્દન કરવાથી વન્દન કરનાર જ દૂષિત બને છે એમ નહિ, પરંતુ ગુણી પુરુષ દ્વારા પોતાને વન્દન કરાવવાથી અસંયમની વૃદ્ધિ દ્વારા અવન્દ્યનું પણ અધઃપતન થાય છે.[2]

**વન્દન સમયે ટાળવાના બત્રીસ દોષોનું** અત્ર વર્ણન ન કરતાં **આવશ્યક**-નિર્યુક્તિ ( ગા. ૧૨૦૭-૧૨૧૧ ) જોઇ લેવા ભલામણ છે.

**પ્રતિક્રમણ—**

પ્રમાદ યાને અજાગૃત દશાને લીધે જીવ અશુભ યોગ ( વ્યાપાર ) કરે તો તેને ફરીથી શુભ યોગ પ્રાપ્ત કરાવવો તે 'પ્રતિક્રમણ' છે. તેમજ અશુભ યોગને ત્યજીને ઉત્તરોત્તર શુભ યોગમાં વર્તવું એનું નામ પણ 'પ્રતિક્રમણ' છે. **આવશ્યક સૂત્રના** ૫૫૧ મા પત્રમાં કહ્યું પણ છે કે—

"स्वस्थानाद् यत् परस्थानं, प्रमादस्य वशाद् गतः ।
तत्रैव क्रमणं भूयः, 'प्रतिक्रमण'मुच्यते ॥
प्रति प्रति वर्तनं वा, शुभेषु योगेषु मोक्षफलदेषु ।
निःशल्यस्य यतेर्यत्, तद् वा ज्ञेयं 'प्रतिक्रमण'म् ॥"

અર્થાત્ પ્રમાદને વશ થયેલો આત્મા પોતાના સ્થાનથી પરસ્થાનને વિષે ગયો હોય તેને ત્યાંથી પાછો ફેરવી પોતાના સ્થાનમાં લાવવો તે 'પ્રતિક્રમણ' કહેવાય છે. શલ્યથી રહિત એવા મુનિનું મોક્ષરૂપ ફળ દેનારા શુભ યોગોને વિષે વારંવાર વર્તન તે પણ 'પ્રતિક્રમણ' જાણવું.

---

૧-૨ અનુક્રમે સરખાવો **આવશ્યક**-નિર્યુક્તિની ૧૧૦૮ મી અને ૧૧૧૦ મી ગાથાઓ.

**આવશ્યક**-નિર્યુક્તિ ( [1]ગા. ૧૨૩૩ )માં સૂચવ્યા મુજબ પ્રતિચરણ, પરિહરણ, વારણ, નિવૃત્તિ, નિન્દા, ગર્હા અને શોધિ એ પ્રતિક્રમણના પર્યાયાત્મક શબ્દો છે. દરેક પર્યાયનો પરમાર્થ સમજાય તે માટે એકેક શબ્દની વ્યાખ્યા ઉપર એક એક મનોરંજક અને અસરકારક દૃષ્ટાંત પણ એ નિર્યુક્તિ ( ગા. ૧૨૪૨ )ની વ્યાખ્યામાં આપેલું છે.[2]

પ્રતિક્રમણનો સામાન્ય અર્થ પાછા ફરવું એટલે એક સ્થિતિમાંથી ફરી મૂળ સ્થિતિમાં આવવું એટલો જ છે. આથી અશુભ યોગનો ત્યાગ કરી શુભ યોગને પ્રાપ્ત કરી ફરી અશુભ યોગમાં આવવું તે પણ ' પ્રતિક્રમણ ' કહી શકાય. આ માટે તો **આવશ્યક**-વૃત્તિના ૫૫૨ મા પત્રમાં સૂચવ્યા મુજબ પ્રતિક્રમણના પ્રશસ્ત અને અપ્રશસ્ત એવા બે ભેદો પડે છે. પ્રસ્તુતમાં પ્રશસ્ત પ્રતિક્રમણનો જ ઉલ્લેખ સમજવો, કેમકે અત્ર અન્તર્દષ્ટિનો જ અધિકાર ચાલે છે.

**પ્રતિક્રમણના પ્રકારો—**

પ્રતિક્રમણના દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક એ પાંચે ભેદો પ્રાચીન અને શાસ્ત્રસંમત પણ છે, કેમકે ધર્મધુરંધર શ્રીભદ્રબાહુસ્વામીએ પણ એનો નિર્દેશ **આવશ્યક**–નિર્યુક્તિ ( ગા. ૧૨૪૭ )માં કરેલો છે. વળી પ્રતિક્રમણના કાલ–ભેદની દૃષ્ટિએ ત્રણ પ્રકારો પણ કહ્યા છેઃ ( ૧ ) ભૂતકાળમાં લાગેલા દોષોની આલોચના કરવી, ( ૨ ) સંવરના સેવન દ્વારા વર્તમાનકાળના દોષથી બચવું, અને ( ૩ ) પ્રત્યાખ્યાન દ્વારા ભવિષ્યકાળના દોષોને રોકવા.[3] વિશેષમાં પ્રતિક્રમણના દ્રવ્ય અને ભાવ એમ બે પ્રકારો છે. જે ક્રિયા લોકોને બતાવવા માટે કરવામાં આવે તે ' દ્રવ્ય–પ્રતિક્રમણ ' છે. વળી દોષનું પ્રતિક્રમણ કર્યા પછી પણ તે તે દોષનું વારંવાર સેવન કરવું તે પણ 'દ્રવ્ય–પ્રતિક્રમણ ' છે. આ દ્રવ્ય–પ્રતિક્રમણ હેય છે, ઉપાદેય નથી; કેમકે દ્રવ્ય–પ્રતિક્રમણથી આત્મશુદ્ધિ થવાને બદલે ધૃષ્ટતા દ્વારા અનેક દોષોની પુષ્ટિ થાય છે.[4]

મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અપ્રશસ્ત યોગ એ ચારનું પ્રતિક્રમણ તે વાસ્તવિક પ્રતિક્રમણ છે એટલે કે મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્યક્ત્વ પ્રાપ્ત કરવું, અવિરતિ તજીને વિરતિ અંગીકાર કરવી, કષાયને તિલાંજલિ આપી ક્ષમાદિ ગુણો પ્રકટાવવા અને સંસારવર્ધક વૃત્તિને ત્યજી દઇ આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવું. આ ભાવ–પ્રતિક્રમણ છે અને એ જ ઉપાદેય છે.

**કાયોત્સર્ગ—**

ધર્મ કે શુક્લ ધ્યાન માટે એકાગ્ર ચિત્ત કરી શરીર ઉપરથી મમતાનો ત્યાગ કરવો તે 'કાયો-

---

૧ " पडिकमणं पडियरणा परिहरणा वारणा नियत्ती य ।
निंदा गरिहा सोही पडिकमणं अट्टहा होइ ॥ १२३३ ॥ "
[ प्रतिक्रमणं प्रतिचरणा परिहरणा वारणा निवृत्तिश्च ।
निन्दा गर्हा शोधिः प्रतिक्रमणमष्टधा भवति ॥ ]

૨ આ સંબંધમાં જુઓ પ્રતિક્રમણગર્ભહેતુ.

૩ જુઓ આવશ્યક–વૃત્તિનું ૫૫૧ મું પત્ર.

૪ વિચારો કુંભાર અને ક્ષુલ્લક સાધુ સંબંધી ઉદાહરણ.

ત્સર્ગ ' છે.[1] એની યથાર્થતામાં વાંધો ન આવે તે માટે ઘોટકાદિ [2]૧૯ દોષો દૂર કરવા જોઇએ. આ દોષોના નિવારણ પૂર્વકના કાયોત્સર્ગથી દેહ અને બુદ્ધિની જડતા દૂર થાય છે, કેમકે એ દ્વારા વાયુ વગેરે ધાતુઓની વિષમતા દૂર થઇ પરિણામે બુદ્ધિની મંદતા હઠી જાય છે અને વિચારશક્તિનો વિકાસ થાય છે. વિશેષમાં અનુકૂળ અને પ્રતિકૂળ સંયોગોમાં સમભાવ રાખવાની શક્તિ પ્રાપ્ત કરવાનું યાને સુખદુઃખતિતિક્ષા કેળવવાનું આ ઉત્તમ સાધન છે. વળી કાયોત્સર્ગ દ્વારા ભાવના અને ધ્યાનના અભ્યાસને પુષ્ટિ મળે છે તેમજ કાયોત્સર્ગ દરમ્યાન અતિચારનું ચિંતન રૂડી રીતે થઇ શકે છે. આ પ્રમાણે કાયોત્સર્ગથી અનેક લાભો થતા હોવાથી એ મહત્ત્વની ક્રિયા છે.

કાયોત્સર્ગની અંદર લેવાતા એક શ્વાસોચ્છ્વાસનું કાલપ્રમાણ ૩૨ અક્ષરના એક શ્લોકના એક ચરણના ઉચ્ચારના કાલપ્રમાણ જેટલું છે.

**પ્રત્યાખ્યાન—**

પ્રત્યાખ્યાનનો અર્થ ' ત્યાગ ' છે. વસ્તુઓના બે પ્રકારો હોઇ આના પણ બે પ્રકારો છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો ત્યાગ કરવા લાયક વસ્તુઓ દ્રવ્ય અને ભાવ એમ બે જાતની છે. તેમા ધાન્ય, ધન, વસ્ત્ર ઇત્યાદિ બાહ્ય વસ્તુઓ દ્રવ્યરૂપે છે, જ્યારે અજ્ઞાન, અસંયમ, કષાય ઇત્યાદિ વૈભાવિક પરિણામરૂપ આન્તરિક વસ્તુઓ ભાવરૂપે છે. ધાન્યાદિ બાહ્ય વસ્તુઓનો ત્યાગ પણ

---

૧ જુઓ આવશ્યક–નિર્યુક્તિની ૧૫૪૬ મી ગાથા.

૨ આવશ્યક–નિર્યુક્તિની ૧૫૪૬ મી અને ૧૫૪૭ મી ગાથામા ગણાવ્યા મુજબ તે નીચે પ્રમાણે છે.—

( ૧ ) ઘોટક દોષ–ઘોડાની જેમ વાંકે પગે ઊભા રહેવું. ( ૨ ) લતા દોષ–પવનથી જેમ વેલ હાલે તેમ વારંવાર કંપવુ. ( ૩ ) સ્તંભ દોષ–થાભલાને કે ભીંતને અઢેલીને ઊભા રહેવુ. ( ૪ ) માલ દોષ–ઉપરના માળે માથું અડકાવી રહેવું. ( ૫ ) શબરી દોષ વસ્ત્રથી રહિત ભીલડી જેમ ગુહ્ય ભાગ ઉપર હાથ રાખે તેમ એ ભાગ ઉપર બે હાથ રાખવા. ( ૬ ) વધૂ દોષ–નવપરિણીત વધૂની પેઠે નીચું માથું રાખવું. ( ૭ ) નિગડ દોષ–બેડી ઘાલ્યાની માફક પગ પહોળા રાખવા અથવા બે પગની પાની મેળવવી. ( ૮ ) લમ્બોત્તર દોષ–નાભિથી ઉપર અને નીચે જાનુ સુધી ચોલપટ્ટ ( વસ્ત્ર ) પહેરવું. ( ૯ ) સ્તન દોષ–સ્તનને ઢાકવામાં આવે છે તેમ ડાસ વગેરેના ભયથી હૃદયને ચોલપટ્ટાદિ વડે ઢાંકવું. ( ૧૦ ) ઉધિ દોષ–ગાડાની ઉધની પેઠે પગના બે અંગુઠા મેળવીને પાછલી પાનીના ભાગ તરફ બને પગ વિસ્તારવા. ( ૧૧ ) સંયતિ દોષ–મહાસતીની પેઠે બંને ખભાને વસ્ત્રથી ઢાકવા. ( ૧૨ ) ખલણ દોષ–ઘોડાના ચોકડાની પેઠે રજોહરણ વાંકું રાખવુ. ( ૧૩ ) વાયસ દોષ–કાગડાની પેઠે આખના ડોળા આમ તેમ ફેરવવા, નેત્રથી ચાળા કરવા. ( ૧૪ ) કપિત્થ દોષ–ભમરાની બીકથી કોઠની પેઠે વસ્ત્ર કરવું એટલે કે પહેરવાના વસ્ત્રનો ગોટો કરી બે પગની વચ્ચે રાખવો, વસ્ત્ર સંકેલી લેવું. ( ૧૫ ) શિરકંપ દોષ–ખૂબ માથું ધૂણાવવું. ( ૧૬ ) મૂક દોષ–મુગાની માફક હું હું કરવું. ( ૧૭ ) ભ્રમરાગુલી દોષ–નવકાર કે લોગસ્સ ગણવા માટે ભમર કે આગળી હલાવવી. ( ૧૮ ) વારુણી દોષ–દારૂ પીધો હોય તેની જેમ બડબડવું ( ૧૯ ) પ્રેક્ષાદોષ–કારણ વિના વાંદરાની માફક આમ તેમ હોઠ હલાવવા

અજ્ઞાન વગેરે ભાવ-વસ્તુઓના ત્યાગ માટે ભાવ પૂર્વક કરવો જોઇએ, કેમકે જે દ્રવ્ય-ત્યાગ ભાવ-ત્યાગ પૂર્વક ભાવ-ત્યાગ માટે કરાતો નથી તે ત્યાગ આત્માના ગુણોની પ્રાપ્તિ કે તેના વિકાસ માટે કામમા આવતો નથી.

**આવશ્યક**-વૃત્તિના ૮૪૭ મા પત્રમાં કહ્યુ છે તેમ શ્રદ્ધા, જ્ઞાન, વન્દન, અનુપાલન, અનુભાષણ અને ભાવ એ છએ શુદ્ધિઓથી યુક્ત પ્રત્યાખ્યાન શુદ્ધ છે. આવા પ્રત્યાખ્યાનથી આત્મિક ગુણોની પ્રાપ્તિ તેમજ વિકાસ થતો હોવાથી એને ' ગુણધારણ ' પણ કહેવામાં આવે છે, કેમકે એ દ્વારા અનેક ગુણો પ્રાપ્ત થાય છે. પ્રત્યાખ્યાન કરવાથી આસવનો નિરોધ થાય છે અને સંવરનો ઉદય થાય છે. સંવરથી તૃષ્ણાનો સંહાર થાય છે અને એ સંહારથી અવર્ણનીય સમભાવ પ્રકટે છે કે જેના વડે ક્રમશઃ મોક્ષની પ્રાપ્તિ થાય છે.[1]

છ આવશ્યક ક્રિયાના સંબંધમા એના ક્રમની સ્વાભાવિકતા અને ઉપપત્તિ, એ ક્રિયાઓનું નિશ્ચય-દૃષ્ટિએ અને વ્યવહાર-દૃષ્ટિએ મહત્ત્વ વગેરે ઘણું કહી શકાય તેમ છે, પરંતુ હાલ તુરત તો ગ્રન્થગૌરવના ભયથી એ પરત્વે ઊહાપોહ ન કરતાં તેના જિજ્ઞાસુને પં. **સુખલાલજી**એ રચેલ ' નવકાર મત્ર યા પંચપરમેષ્ઠિ અને આવશ્યક પ્રતિક્રમણનું રહસ્ય 'નામક નિબંધ કે જે **સુઘોષા**ની ભેટરૂપે પ્રસિદ્ધ થયેલ છે તે જોઇ લેવા ભલામણ છે.

માર્ગપ્રભાવનાનું લક્ષણ—

**मानं परित्यज्य सम्यग्दर्शनादिमार्गस्य करणकारणोपदेशद्वारा प्रकाशनं मार्गप्रभावनाया लक्षणम् । ( ३९४ )**

અર્થાત્ અભિમાનનો ત્યાગ કરી સમ્યગ્દર્શનાદિરૂપ મોક્ષના માર્ગનુ આચરણ કરીને યા કરાવીને ઉપદેશ દ્વારા તેનો પ્રકાશ કરવો એટલે કે એ માર્ગને પોતે જીવનમા ઉતારો અને બીજાને તેનો ઉપદેશ આપી તેનો પ્રભાવ વધારવો તે ' માર્ગ-પ્રભાવના ' છે.

પ્રવચનવાત્સલ્યનું લક્ષણ—

**अर्हच्छासनानुष्ठायिनां श्रुतधरबालवृद्धतपस्विशैक्षकग्लानादीनां संयमानुष्ठानश्रुताध्ययनाद्यर्थं वस्त्रपात्रभक्तपानादिप्रदानं, द्रव्यभावतः साधर्मिकस्नेहकरणरूपत्वं वा प्रवचनवात्सल्यस्य लक्षणम् । ( ३९५ )**

---

સ્તભદોષ અને કુડ્યદોષને તેમજ ભ્રમરદોષ અને અગુલીદોષને પણ જુદા ગણીએ તો કુલ ૨૧ દોષો થાય

આ દોષો પૈકી આઠમો, નવમો અને અગ્યારમો એ ત્રણ દોષ મહાસતી સાધ્વીને ન લાગે, કેમકે તેમનો દેહ તો વસ્ત્રથી આવૃત હોય જ. આ ત્રણ દોષ ઉપરાત વધૂદોષ શ્રાવિકાને ન લાગે.

આ દોષોની વિશેષ માહિતી માટે જુઓ **ચેઇયવદણમહાભાસ** ( ગા. ૪૭૮-૪૯૬ ) અથવા શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત એની સજ્ઝાય

૧ જુઓ **આવશ્યક**-નિર્યુક્તિ ( ગા. ૧૫૯૪-૧૫૯૬ ).

અર્થાત્ જિનેશ્વરના શાસ્ત્રને અનુસરનારા શ્રુતધર, બાળ, વૃદ્ધ, તપસ્વી, શૈક્ષક ( નવીન દીક્ષિત ), ગ્લાન વગેરે મુનિઓને સંયમ પાળવા માટે તેમજ શ્રુતનો અભ્યાસ કરવા માટે વસ્ત્ર, પાત્ર, આહાર, જળ વગેરે પૂરાં પાડવા તે ' પ્રવચન-વાત્સલ્ય ' છે. અથવા દ્રવ્યથી અને ભાવથી એમ બંને પ્રકારે ( જેમ ગાય વાછરડા ઉપર નિષ્કામ પ્રેમ રાખે છે તેમ ) [1]સાધર્મિક ઉપર સ્નેહ રાખવો તે ' પ્રવચન-વાત્સલ્ય ' છે.

આ પ્રમાણે આપણે તીર્થંકરનામકર્મના આસ્રવોનો વિચાર કર્યો. એટલે કે શુભ કાર્ય કરવાથી તીર્થંકર થવાનો સુવર્ણ યોગ પ્રાપ્ત થાય તે આપણે અત્યાર સુધી વિચાર્યું. આના સારાંશરૂપે એક વાત નોંધી આ પ્રકરણ પૂર્ણ કરીએ.

### તીર્થંકર-નામ-કર્મની [2]અપૂર્વ ચાવી—

તીર્થંકરનામકર્મનો નિકાચિત બંધ થાય તે માટે અનુપમ ભાવનાની જરૂર છે. આ ભાવના તે કઇ તે દર્શાવતા શાસ્ત્રકાર કથે છે કે—

**" यो भावी भगवांस्तीर्थकृत् स औपशमिकाद्यन्यतमसम्यक्त्वावासौ सत्यां सकलस्यापि संसारस्यादिमध्यावसानेष्वत्यन्तं नैर्गुण्यमवधार्य महाशयस्तथाभव्यत्वविशेषयोगत एवं चिन्तयति-अहो चित्रमेतत् यत् सत्यपि पारमेश्वरप्रवचने स्फुरत्तेजसि दुःखपरीतचेतसो जन्तवः संसारगहने महामोहान्धकारविलुप्तसत्पथे मूढमनस्का उच्चैः परिभ्रमन्ति, तदहमेतान् अतः संसारादनेन प्रवचनेन यथायोगमुत्तारयामीति । एवं च चिन्तयित्वा स महात्मा सदैव परार्थव्यसनी करुणादिगुणोपेतः प्रतिक्षणं परार्थकरणप्रवर्धमानमहाशयो यथा यथा परेषामुपकारो भवति तथा तथा चेष्टते । तत इत्थं सत्त्वानां तत्कल्याणसम्पादनेनोपकारं कुर्वंस्तीर्थकरनाम समुपार्ज्य परं सत्त्वार्थसाधनं तीर्थकरत्वमाप्नोति । "**

અર્થાત્ જે જીવ ભવિષ્યમાં ભગવાન્ તીર્થંકર થનાર હોય છે તે મહાશય ઔપશમિકાદિ સમ્યક્ત્વો પૈકી ગમે તે એક સમ્યક્ત્વ પામીને તેમજ પ્રારંભમાં, મધ્યમાં કે અન્તમાં સમગ્ર સંસારની અતિશય નિર્ગુણતા ( અસારતા )નો નિશ્ચય કરીને તે પ્રકારના ભવ્યત્વના યોગથી એમ વિચાર કરે છે કે અહો આ એક આશ્ચર્ય છે કે પરમ ઈશ્વર ( શ્રીજિનેશ્વર દેવાધિદેવ )-નું સ્ફુરાયમાણ તેજવાળું પ્રવચન વિદ્યમાન હોવા છતાં દુઃખથી વ્યાપ્ત ચિત્તવાળાં પ્રાણીઓ મહામોહરૂપ અંધકારથી જેને વિષે સન્માર્ગ વિલુપ્ત થયો છે એવા ગહન સંસારમાં મનવાળા

---

૧ સમાન ધર્મ પાળનાર, જૈન-ધર્મી.

૨ Master-key.

બની અત્યંત ભમ્યાં કરે છે તો હું એમને આ (જૈન) પ્રવચન દ્વારા યોગ્યતા મુજબ આ સંસારથી પાર ઉતારૂં. એ પ્રમાણે ચિંતવીને એ સર્વદા પરાર્થવ્યસની, કરુણાદિ ગુણોથી વિભૂષિત તેમજ પ્રતિક્ષણ પરમાર્થ કરવાના વધતા મહાન્ આશયવાળા મહાત્મા જેવી જેવી રીતે અન્ય જીવો ઉપર ઉપકાર થાય તેવી તેવી પ્રવૃત્તિ કરે છે. અને એને લઈને આ પ્રમાણે કલ્યાણના સંપાદન દ્વારા પ્રાણીઓ ઉપર ઉપકાર કરતાં તેઓ તીર્થંકરનામ-કર્મનું રૂડી રીતે ઉપાર્જન કરી પ્રાણીઓના પરમાર્થના સાધનરૂપ તીર્થંકરપણાને પામે છે.

અત્ર વર્ણવેલી આ ઉત્તમ [1]ભાવના તીર્થંકરનામકર્મને મેળવવાની અને તેને નિકાચિત કરવાની—વજ્ર જેવી મજબૂત કરવાની અનુપમ ચાવી છે.

ગોત્ર-કર્મના નીચ અને ઉચ્ચ એવા બે પ્રકારો છે એટલે એના આસ્રવોના પણ બે ભેદો છે. તેમાં આત્મપ્રશંસા, અસદ્ભૂત ગુણોની ઉદ્ભાવના વગેરે, પરનિન્દા, સદ્ભૂત ગુણોનું આચ્છાદન ઇત્યાદિ **નીચ ગોત્રકર્મના આસ્રવો** છે[2] અર્થાત્ એ દ્વારા જીવને નીચ ગોત્રકર્મનો બંધ થાય છે.

**આત્મ-પ્રશંસાનું લક્ષણ—**

**भूताभूतगुणानामात्मनैव प्रख्यापनरूपत्वमात्मप्रशंसाया लक्षणम्। ( ३९६ )**

અર્થાત્ પોતાનામાં ગુણો હોય કે ન હોય તોપણ પોતાનામાં તે ગુણો છે એવી જાતે બડાઇ હાંકવી તે ' આત્મપ્રશંસા ' છે.

**અસદ્ગુણોદ્ભાવનનું લક્ષણ—**

**अभूतगुणोद्भावनरूपत्वमसद्गुणोद्भावनस्य लक्षणम्। ( ३९७ )**

અર્થાત્ જે ગુણો ન હોય તે ગુણો છે એમ કહેવું તે ' અસદ્ગુણોદ્ભાવન ' છે.

**પર-નિંદાનું લક્ષણ—**

**गुणवतामपि परेषां गुणापह्नवनद्वारा अपलापकरणरूपत्वं, भूतानामभूतानां वा परकीयदोषाणामुद्भावनरूपत्वं वा परनिन्दाया लक्षणम्। ( ३९८ )**

---

૧ આ ભાવનામા સંસારની અસારતા તરવરી રહી છે તેમજ પરોપકારની ભાવનાની ઉચ્ચમા ઉચ્ચ કક્ષાનો એમાં સમાવેશ થાય છે. વાસ્તવિક પરોપકાર એ એક એવી વસ્તુ છે કે એમા આત્મિક ઉપકાર તો આવી જ જાય છે—પરના ઉપકારમાં પોતાના ઉપરનો ઉપકાર તો રહેલો જ છે.

૨ સરખાવો **તત્ત્વાર્થ** ( અ. ૬ )નું નીચે મુજબનું ૨૪ મું સૂત્રઃ—

" परात्मनिन्दाप्रशंसे सदसद्गुणाच्छादनोद्भावने च नीचैर्गोत्रस्य । "

અર્થાત્ ગુણી એવા અન્ય જનોના ગુણોનો અપહ્નવન દ્વારા અપલાપ કરવો તે ' નિન્દા ' છે. અથવા તો પારકામા દોષ હોય કે ન હોય તોપણ તેના દોષ કાઢવા તે ' પારકાની નિન્દા ' છે. આથી એ ફલિત થાય છે કે સાચા કે ખોટા દોષોને દુર્બુદ્ધિથી પ્રકટ કરવાની વૃત્તિ તે ' નિન્દા ' છે, જ્યારે મોટા કે નાના ગુણોને પ્રકટ કરવાની વૃત્તિ તે ' પ્રશંસા ' છે.

ગુણાચ્છાદનનું લક્ષણ—

**विद्यमानगुणाच्छादनरूपत्वं गुणाच्छादनस्य लक्षणम् । ( ३९९ )**

અર્થાત્ સદ્ભૂત ગુણોને ઢાંકવા તે ' ગુણાચ્છાદન ' છે. એટલે કે બીજામાં જે ગુણો હોય તેને ઢાંકવા અને તે કહેવાનો અવસર હોય છતાં દ્વેષથી તે ન કહેવા તે પરના સદ્‌ગુણોનું આચ્છાદન છે.

હવે આત્મપ્રશંસાદિનાં લક્ષણોમાં પ્રશંસા, આચ્છાદન વગેરે જે શબ્દો યોજાયા છે તેનાં લક્ષણો વિચારવામાં આવે છે. તેમાં **પ્રશંસાનું લક્ષણ** એ છે કે—

**गुणोद्भावनेच्छारूपत्वं प्रशंसाया लक्षणम् । ( ४०० )**

અર્થાત્ ગુણોને પ્રકટ કરવાની ઇચ્છા તે ' પ્રશંસા ' છે.

**આચ્છાદનનું લક્ષણ—**

**प्रतिबन्धहेतुसन्निधाने सति अनुद्भूतवृत्तितारूपत्वमाच्छादनस्य लक्षणम् । ( ४०१ )**

અર્થાત્ પ્રતિબન્ધકરૂપ નિમિત્ત હોય ત્યારે વસ્તુને પ્રકટ ન કરવી તેનું ' આચ્છાદન ' છે.

ઉદ્‌ભાવનનું લક્ષણ—

**प्रतिबन्धकाभावे प्रकाशवृत्तितारूपत्वमुद्भावनस्य लक्षणम् । (४०२)**

અર્થાત્ પ્રતિબંધકના અભાવમાં વસ્તુને પ્રકાશમાં લાવવી તે ' ઉદ્‌ભાવન ' છે.

[1]પરપ્રશંસા, [2]આત્મનિંદા [3]વગેરે તેમજ પૂજ્ય વ્યક્તિઓ પ્રત્યે નમ્ર વૃત્તિ, [4]અનુત્સેક ( નિરભિમાનપણું ) ઇત્યાદિ ઉચ્ચ **ગોત્રકર્મના આસવો** છે. અર્થાત્ એ દ્વારા જીવ ઉચ્ચ ગોત્રકર્મ બાંધે છે.

---

૧ બીજાના ગુણો જોવા.

૨ પોતાના દોષો જોવા

૩ વગેરેથી પોતાના દોષોને પ્રકટ કરવા રૂપ અસદ્‌ગુણોદ્‌ભાવન અને પોતાના વિદ્યમાન ગુણોને ઢાંકવા રૂપ સ્વગુણાચ્છાદન સમજવાં.

૪ જ્ઞાન, વૈભવ વગેરેમા બીજાથી ચઢિયાતાપણું હોવા છતા તેને લીધે અભિમાન ન કરવું તે ' અનુત્સેક ' છે.

**નમ્ર વૃત્તિનું લક્ષણ—**

**विनयप्रवणत्वं नीचैर्वृत्तेर्लक्षणम् । ( ४०३ )**

અર્થાત્ વિનય કરવામાં તત્પરતા એ ' નીચૈર્વૃત્તિ ' યાને ' નમ્ર વૃત્તિ ' છે.

**અનુત્સેકનું લક્ષણ—**

**गर्वाभावकरणरूपत्वमनुत्सेकस्य लक्षणम् । ( ४०४ )**

અર્થાત્ અભિમાનનો અભાવ યાને નિરભિમાનતા તે ' અનુત્સેક ' છે, કેમકે ઉત્સેકનો અર્થ ' અભિમાન ' છે.

**ઉચ્ચ ગોત્રનું લક્ષણ—**

**नीचैर्गोत्रलक्षणाभावत्वे सति विनयप्रवणतापूर्वकगर्वाभावादिकरणरूपत्वमुच्चैर्गोत्रस्य लक्षणम् । ( ४०५ )**

અર્થાત્ નીચ ગોત્રકર્મના લક્ષણનો જેમા સર્વથા અભાવ હોય અને સાથે સાથે વિનય સાચવવામાં તત્પરતા પૂર્વક નિરભિમાનનાં કાર્યો કરાતાં હોય તે ' ઉચ્ચ ગોત્રકર્મનું ' લક્ષણ છે.

**અંતરાયના આસ્રવો—**

દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યને વિષે વિઘ્ન નાંખવું તે અંતરાયકર્મના આસ્રવો છે. અર્થાત્ દાનાંતરાય, લાભાંતરાય ઇત્યાદિ દ્વારા જીવને અંતરાયકર્મનો બંધ થાય છે.

**અંતરાયનું લક્ષણ—**

**दानादीनां विघ्नकरणरूपत्वमन्तरायस्य लक्षणम् । ( ४०६ )**

અર્થાત્ દાનાદિને વિષે ખલેલ પહોંચાડવી તે ' અંતરાય ' છે; એટલે કે કોઇને દાન કરતાં, કોઇને કાંઇ મેળવતાં કે કોઇના ભોગ, ઉપભોગ વગેરેમાં અડચણ કરવાની વૃત્તિ રાખવી તે 'અંતરાય' છે.

**આસ્રવોની ઇયત્તા—**

આ પ્રમાણે આપણે સાંપરાયિક કર્મની દરેક મૂળ પ્રકૃતિના જે જુદા જુદા આસ્રવો ગણાવ્યા તે ઉપલક્ષણરૂપ સમજવા; કેમકે આ ઉપરાંત પણ બીજા પ્રત્યેક પ્રકૃતિના આસ્રવો છે. જેમકે આળસ, પ્રમાદ, મિથ્યોપદેશ વગેરે જ્ઞાનાવરણીય કર્મ કે દર્શનાવરણીય કર્મના આસ્રવો છે, જોકે એ પૂર્વે ગણાવાયા નથી. એવી જ રીતે અશુભ પ્રયોગો વગેરે અસાતવેદનીય કર્મના આસ્રવ છે.

**[1]આસ્રવોના વિભાગનો હેતુ—**

તત્ત્વાર્થને અનુસરીને પ્રસ્તુત ગ્રંથકારે પ્રત્યેક મૂળ પ્રકૃતિના જુદા જુદા આસ્રવો ગણાવ્યા છે. આથી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે દાખલા તરીકે શું જ્ઞાનપ્રદોષાદિ ગણાવેલ આસ્રવો કેવળ જ્ઞાનાવરણીય કર્મના જ બંધક છે કે એ સિવાયનાં અન્ય કર્મના પણ તે બંધક છે? જો એક કર્મપ્રકૃતિના આસ્રવો અન્ય કર્મપ્રકૃતિના પણ બંધક હોય તો દરેક પ્રકૃતિના નિર-નિરાળા આસ્રવો ગણાવવાનું કશું કારણ જણાતું નથી–એ વર્ણન બધું નકામું સમજાય છે, કેમકે ગમે તે એક કર્મપ્રકૃતિના જે આસ્રવો છે તે બીજી કર્મપ્રકૃતિના પણ આસ્રવો છે જ. એમ તો કહી શકાય તેમ નથી કે કોઇ એક કર્મપ્રકૃતિના ગણાવેલ આસ્રવો તે ફક્ત તે જ કર્મ-પ્રકૃતિના આસ્રવો છે, નહિ કે બીજીના; કેમકે એથી શાસ્ત્રીય બાધ ઉદ્‌ભવે છે. શાસ્ત્રનો નિયમ એવો છે કે સામાન્ય રીતે આયુષ્ય સિવાયની સાતે કર્મપ્રકૃતિઓનો બંધ સમકાલે થાય છે. આ નિયમ મુજબ જ્યારે જ્ઞાનાવરણીયનો બંધ થતો હોય તે વેળા પણ બીજી વેદનીયાદિ છ પ્રકૃતિનો પણ બંધ થાય છે, એમ માનવું પડે છે. આસ્રવ તો એક એક કર્મપ્રકૃતિનો એક સમયે હોય અને બંધ તો તે કર્મપ્રકૃતિ ઉપરાંત બીજી પણ અવિરોધી કર્મપ્રકૃતિઓનો તે વખતે થાય. એટલે અમુક આસ્રવો અમુક કર્મપ્રકૃતિના જ બંધક છે એવો પક્ષ શાસ્ત્રીય નિયમથી બાધિત થાય છે આથી પ્રકૃતિ દીઠ આસ્રવોનો વિભાગ પાડવાનો શો હેતુ છે એવો પ્રશ્ન જરૂર ઉદ્‌ભવે છે.

આનો ઉત્તર એ છે કે અહીં જે આસ્રવોનો વિભાગ દર્શાવવામાં આવ્યો છે તે અનુભાગ–બંધને ઉદ્દેશીને યાને રસ–બંધને આશ્રીને સમજવાનો છે. અર્થાત્ કોઇ પણ એક કર્મપ્રકૃતિના આસ્રવના સેવનના વખતે તે કર્મપ્રકૃતિ ઉપરાંત અન્ય પણ કર્મપ્રકૃતિઓનો બંધ થાય છે. આ શાસ્ત્રીય નિયમ કેવળ પ્રદેશબંધને જ ઉદ્દેશીને સમજવાનો છે, નહિ કે અનુભાગબંધને ઉદ્દે-શીને. કહેવાનું તાત્પર્ય એ છે કે આસ્રવોનો વિચાર એ પ્રદેશબંધની અપેક્ષાએ નથી, કિન્તુ અનુભાગ–બંધની અપેક્ષાએ છે. એથી એક સાથે અનેક કર્મપ્રકૃતિઓનો પ્રદેશબંધ માન-વાને લીધે પૂર્વોક્ત શાસ્ત્રીય નિયમ અબાધિત રહે છે તેમજ પ્રકૃતિ વાર ગણાવેલ આસ્રવો, માત્ર તે તે કર્મપ્રકૃતિના અનુભાગબંધમાં જ નિમિત્ત હોવાથી અત્ર દર્શાવેલ આસ્રવોનો વિભાગ પણ અબાધિત રહે છે–સપ્રયોજન ઠરે છે.

જોકે આ પ્રમાણેના ઉત્તરથી શાસ્ત્રીય નિયમની સફલતા અને પ્રસ્તુત આસ્રવોના વિભાગની સહેતુતા જળવાઇ રહે છે, તેમ છતાં એટલી વિશેષતા ધ્યાનમાં રાખવી ઘટે છે કે અનુભાગબંધને આશ્રીને આસ્રવના વિભાગની જે સકારણતા સિદ્ધ કરાઇ છે તે પણ મુખ્ય-પણાની અપેક્ષાએ સમજવું. એટલે કે જ્ઞાનપ્રદોષાદિ આસ્રવોના સેવનના વખતે જ્ઞાનાવરણીય કર્મના અનુભાગનો બંધ મુખ્યપણે થાય છે અને તે વખતે બંધાતી અન્ય કર્મપ્રકૃતિઓના અનુ-ભાગનો બંધ ગૌણપણે થાય છે. એમ તો માનવું મુશ્કેલ છે કે એક સમયે એક જ કર્મ-પ્રકૃતિના અનુભાગનો બંધ થાય છે અને બીજી પ્રકૃતિના અનુભાગનો બંધ થતો જ નથી; કેમકે જે સમયે જેટલી કર્મપ્રકૃતિઓનો પ્રદેશબંધ યોગ દ્વારા સંભવે છે તે જ સમયે કષાય દ્વારા તેટલી

---

૧ જુઓ તત્ત્વાર્થસૂત્રનું વિવેચન ( પૃ ૨૯૪-૨૯૬ )

પ્રકૃતિઓનો અનુભાગબંધ પણ સંભવે છે. તેથી મુખ્યપણે અનુભાગબંધની અપેક્ષાએ આસ્રવના વિભાગનું સમર્થન જણાય છે. એ સિવાય અન્ય કોઈ રીતે સમર્થન સંભવતું હોય તો વિદ્વાન્ પાઠક તે જણાવી મને ઉપકૃત કરશે.

૭૮૪મા પૃષ્ઠમાં સાતવેદનીય કર્મના આસ્રવનું પ્રતિપાદન કરતી વેળા ભૂતવિષયક અનુકંપા અને વ્રતીને વિષે અનુકંપા એવો ઉલ્લેખ કર્યો હતો તો વ્રત એટલે શું, વ્રતીનું સ્વરૂપ શું છે ઇત્યાદિ જિજ્ઞાસાની તૃપ્તિ અર્થે વ્રતના વિરોધી અવ્રતના સ્વરૂપનું પ્રથમ અત્ર નિરૂપણ કરીશું કે જેથી વ્રત અને વ્રતીનું સ્વરૂપ વિશેષતઃ સમજાય.

હિંસા, અસત્ય, સ્તેય ( ચોરી ), અબ્રહ્મ અને મૂર્છા ( પરિગ્રહ ) એ અવ્રતો છે અને એને આચરનાર પ્રાણી ચારિત્રમોહનીય કર્મ બાંધે છે.

સૌથી પ્રથમ આપણે **હિંસાનું સ્વરૂપ** વિચારીશું તો જણાશે કે ' હિંસા ' શબ્દ 'હનન' અર્થવાળા **हिंसि** ધાતુ ઉપરથી બન્યો છે. આથી કોઇ પ્રાણીને હણવો, મારવો એવો હિંસાનો અર્થ થાય છે. ભારતીય ઋષિ–મુનિઓએ હિંસાની સ્પષ્ટ વ્યાખ્યા કરતાં કહ્યું છે કે—

" **प्राणवियोगप्रयोजनव्यापारः** " અથવા " **प्राणिदुःखसाधनव्यापारो हिंसा ।** "

અર્થાત્ પ્રાણીઓના પ્રાણનો વિયોગ કરવા માટે જે પ્રવૃત્તિ થાય તે ' હિંસા ' છે અથવા પ્રાણીને દુઃખ દેવા માટે જે પ્રયત્ન યાને ક્રિયા કરાય તે 'હિંસા' છે. પ્રસ્તુત ગ્રંથકાર હિંસાનું લક્ષણ નીચે મુજબ નિર્દેશે છેઃ—

**कषायादिप्रमादपरिणतात्मना कायादिकरणव्यापारपूर्वकप्राणव्यपरोपणरूपत्वं, प्रमत्तकर्तृकयोगमाश्रित्य प्राणव्यपरोपणरूपत्वं, [1]प्रमादयुक्तयोगमाश्रित्य प्राणव्यपरोपणरूपत्वं, द्वेषबुद्ध्याऽन्यस्य दुःखोत्पादनरूपत्वं वा हिंसाया लक्षणम् । ( ४०७ )**

અર્થાત કષાય વગેરે પ્રમાદરૂપે પરિણમેલ આત્મા દ્વારા શરીરાદિ કરણની પ્રવૃત્તિ વડે થતો પ્રાણનો નાશ તે ' હિંસા ' છે. અથવા પ્રમત્ત કર્તાના યોગને આશ્રીને થતો પ્રાણનો નાશ તે ' હિંસા '

---

૧ સરખાવો તત્ત્વાર્થ ( અ. ૭ )નું નિમ્નલિખિત સૂત્રઃ—

" प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा । ८ । "

છે. અથવા પ્રમાદથી યુક્ત એવા યોગને અવલંબીને થતો પ્રાણનો નાશ તે ' હિંસા ' છે. અથવા તો દ્વેષ-બુદ્ધિથી અન્યને દુઃખ ઉત્પન્ન કરવું તે ' હિંસા ' છે.[1]

## હિંસાના વિવિધ પ્રકારો—

હિંસાના [2]દ્રવ્ય-હિંસા અને [3]ભાવ-હિંસા અર્થાત્ વ્યાવહારિક હિંસા અને નૈશ્ચયિક હિંસા એવા બે પ્રકારો છે. વિશેષમાં પ્રત્યેકના સ્વ અને પર એમ બે બે ભેદો છે. વળી હેતુહિંસા, સ્વરૂપહિંસા અને અનુબંધહિંસા એમ એના ત્રણ પ્રકારો પણ પડે છે.

સર્વજ્ઞે પ્રતિપાદન કરેલી ધાર્મિક ક્રિયા કરતા સ્વાભાવિક રીતે થઇ જતી હિંસા તે 'સ્વરૂપ-હિંસા' છે. સ્વાર્થ-બુદ્ધિથી કરવામાં આવતી હિંસા તે 'હેતુ-હિંસા ' છે અને એ રસ પૂર્વક કરાય તો તે 'અનુબંધ-હિસા' છે. આ સંબંધમા વિશેષ વિચાર કરીએ તે પૂર્વે દ્રવ્યહિંસા અને ભાવ-હિંસાના સ્વરૂપ વિષે ઊહાપોહ કરીશું, કેમકે હિંસાના સ્વરૂપ ઉપર ઝાંખો અને અસ્પષ્ટ પ્રકાશ પડવાને બદલે આથી ઝગઝગતો અને સ્પષ્ટ પ્રકાશ પડવાનો સંભવ છે.

## પ્રાણોનો નાશ અને હિંસાનો પરસ્પર સંબંધ—

પોતાના કે પારકાના પ્રાણનો નાશ યાને પોતે પોતાના પ્રાણ ગુમાવવા કે અન્ય કોઇનો જીવ લેવો એટલા પૂરતું જ કાર્ય હિંસા નથી; કેમકે જ્યારે દુઃખ દેવાનો ભાવ હોય તો જ એવું કાર્ય હિંસા ગણાય. કહેવાની મતલબ એ છે કે કોરી ( કેવળ ) દ્રવ્ય-હિસા હિંસા કહેવાય નહિ વિશેષમા કેવળ પ્રાણવિયોગને હિંસા તો શું પણ દ્રવ્ય-હિંસા પણ કહી શકાય નહિ; કેમકે પ્રાણવિયોગ એ સ્વતઃ દ્રવ્ય-હિંસા નથી, પરંતુ એ દુઃખરૂપ દ્રવ્ય-હિંસાનું કારણ હોવાથી કારણમા કાર્યનો ઉપચાર કરી એ દ્રવ્ય-હિંસા કહેવાય છે. **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૭૫ )ની નિમ્નલિખિત પંક્તિઓમાથી આ ધ્વનિ નીકળે છે:—

**" स्यान्मतं प्राणेभ्योऽन्य आत्मा, अतः प्राणवियोगे न आत्मनः किञ्चिद् भवतीत्यधर्माभावः स्यात् इति, तन्न, किं कारणम् ? तद् दुःखोत्पादकत्वात्; प्राणव्यपरोपणे हि सति तत्सम्बन्धिनो जीवस्य दुःखमुत्पद्यते इत्यधर्मसिद्धिः "**

અર્થાત્ આત્મા તો પ્રાણથી પૃથક્ છે એથી કરીને પ્રાણોનો વિયોગ થવા છતા પણ આત્માને કશું

---

૧ હિસાના લક્ષણ ઉપર નિમ્નલિખિત પદ્ય પ્રકાશ પાડે છે —

" पञ्चेन्द्रियाणि त्रिविधं बलं च, उच्छ्वासनिःश्वासमथान्यदायुः ।
प्राणा दशैते भगवद्भिरुक्ता-स्तेषां वियोजीकरणं तु ' हिंसा ' ॥ "

૨-૩ ભાવ-હિસાની સાધક એવી બાહ્ય પ્રવૃત્તિઓ અથવા દ્રવ્ય-પ્રાણોનો વિનાશ તે ' દ્રવ્ય-હિસા ' છે, જ્યારે એવાં નિમિત્તો દ્વારા રાગાદિક ઉત્પન્ન થાય અને તેથી ભાવ-પ્રાણોનો જે નાશ કરાય તે ' ભાવ-હિસા ' છે.

( નુકસાન ) થતું નથી, વાસ્તે એ પ્રાણવિયોગ અધર્મ ન ગણાય. આ દલીલનો ઉત્તર એ છે કે આ કથન યુક્તિયુક્ત નથી; કેમકે પ્રાણવિયોગ થતાં આત્માને દુઃખ થાય છે, તેથી અધર્મ યાને પાપ સિદ્ધ થાય છે.

આ ઉપરથી એ વાત સ્પષ્ટ તરી આવે છે કે દ્રવ્ય–હિંસા દુઃખરૂપ છે અને પ્રાણવિયોગ એ દુઃખનું સાધન છે, એથી એ પણ ' દ્રવ્ય–હિંસા ' કહેવાય છે. આ દ્રવ્ય–હિંસા પણ ભાવ–હિંસા વિના ' હિંસા ' ગણાય નહિ.

## હિંસાના લક્ષણની મીમાંસા—

પ્રસ્તુતમાં હિંસાના લક્ષણની પૂર્તિ બે અંશોથી થયેલી છે. એક અંશ તો ' પ્રમત્ત યોગ ' છે યાને મદિરાપાન, વિષયાસક્તિ, વિકથા, નિદ્રા, કષાય ઇત્યાદિ પ્રમાદરૂપે પરિણમેલ આત્માના કાયિક, વાચિક અને માનસિક વ્યાપારો છે, અને બીજો અંશ પ્રાણવ્યપરોપણ છે યાને પ્રાણનો વિયોગ અર્થાત્ વિનાશ છે. આ પ્રમાણેના બે અંશોમાં પ્રથમ અંશ કારણરૂપે છે, જ્યારે બીજો અંશ કાર્યરૂપે છે. એથી એ નિષ્કર્ષ નીકળે છે કે જે પ્રાણવધ પ્રમત્ત યોગને લીધે જ થાય તે જ ' હિંસા ' છે.

કોઇને દુઃખ દેવું કે કોઇના પ્રાણ લેવા એનું નામ ' હિંસા છે એવી સુપ્રસિદ્ધ અને સૌ કોઇ સમજી શકે તેવી હિંસાની વ્યાખ્યા ન કરતાં તેમા પ્રમત્ત યોગરૂપ જે અંશ ઉમેરવામાં આવ્યો છે તે સકારણ છે, અને તે નીચે મુજબના ત્રણ પ્રશ્નોનો ઉત્તર પૂરો પાડે છેઃ—

( ૧ ) અહિંસાના પક્ષપાતીઓ પણ જીવન તો ધારણ કરે છે અને એ જીવન એ કોઇને કોઇ પ્રકારની હિંસા વિના નીભી શકે તેમ નહિ હોવાથી તેમના તરફથી પણ હિંસા થાય છે તો શું એ હિંસા દોષરૂપ નથી ?

( ૨ ) જ્યા સુધી અહિંસાના હિમાયતીઓ ભૂલ અને અજ્ઞાન જેવી સામાન્ય માનુષી વૃત્તિઓને અધીન છે ત્યા સુધી તેમનાથી પણ ભૂલથી કે અજાણપણે કોઇના પ્રાણનો નાશ થવાનો સંભવ છે. શું આવો પ્રાણનાશ હિંસાદોષ તરીકે ગણાય કે ?

( ૩ ) કેટલીક વાર અહિંસક વૃત્તિવાળા મનુષ્યો કોઇને બચાવવા કે તેને સુખી કરવાના ઇરાદાથી પ્રયત્ન કરે છે અને પરિણામ એથી વિપરીત આવે છે એટલે કે સામાના રામ રમી જાય છે તો આવી પરિસ્થિતિમા એ પ્રાણનાશની હિંસાદોષમાં ગણત્રી થાય ખરી ?

આના ઉત્તર તરીકે સૌથી પ્રથમ તો એ જ નિવેદન કરવું આવશ્યક સમજાય છે કે કોઇ પણ પ્રકારની કાયિકાદિ પ્રવૃત્તિ દ્વારા કોઇના પ્રાણનો નાશ થાય કે તેને દુઃખ ઉપજે એટલે તે હિંસા દોષરૂપજ છે એમ ન કહી શકાય; કેમકે આ પ્રાણનાશ કે દુઃખપ્રદાનની પાછળ કેવી મનોદશા રહેલી છે, કેવી ભાવના પોષાયેલી છે તે તપાસીને જ તેવી હિંસાના [1]દોષપણા કે

---

૧ યશસ્તિલક ( ઉ. પૃ ૩૩૫ ) મા કહ્યુ પણ છે કે—

" सा क्रिया काऽपि नास्तीह, यस्यां हिंसा न विद्यते ।
विशेष्येते परं आवा-घत्र मुख्यानुषङ्गिकौ ॥

[1]અદોષપણાનો નિર્ણય કરી શકાય. અર્થાત્ રાગદ્વેષથી ઉદ્ભવતી કલુષિત વૃત્તિ કે બેદરકારી યાને પ્રમાદ જેવી અશુભ, અનિષ્ટ અને ક્ષુદ્ર ભાવનાથી જ જે પ્રાણનાશ થાય કે જે દુઃખ દેવાય તે જ હિંસા દોષરૂપ છે, જ્યારે આવી ભાવના વિના થયેલ પ્રાણનાશ કે દુઃખપ્રદાન એ બાહ્ય દષ્ટિએ હિંસા ગણાવા છતાં દોષરૂપ ગણાય તેમ નથી.[2] આ રીતે હિંસા અને અહિંસાની વ્યાખ્યામા સૂક્ષ્મ દષ્ટિએ વિચાર કરતાં દોષરૂપ હિંસાનો ફક્ત પ્રાણનાશ એટલો જ અર્થ ન કરતા પ્રમત્ત યોગ એ મહત્વનો અને ખાસ આવશ્યક અંશ એમા ઉમેરાવો જોઇએ અને થયું પણ તેમજ છે એ હકીકત સ્પષ્ટ થાય છે.

આ ઉપરથી કદાચ કોઇ એવા પ્રશ્નો ઉઠાવે કે પ્રમત્ત યોગ વિના જ પ્રાણનાશ થાય તો શું તે હિંસા કહેવાય કે નહિ ? અને પ્રમત્ત યોગ હોવા છતાં જો પ્રાણનાશ ન થવા પામ્યો હોય તો તે હિંસા ગણાય કે નહિ ? વળી જો આ બંને હિંસા ગણાય તો તે હિંસા પ્રમત્ત યોગથી ઉદ્ભવેલ પ્રાણનાશરૂપ હિંસાની કોટિમા આવે કે નહિ ?

આનો ઉત્તર એ છે કે કેવળ પ્રાણનાશ સ્થૂલ હોઇ દશ્ય હિંસા તો છે જ અને કેવળ પ્રમત્ત યોગ એ સૂક્ષ્મ હોઇ અદૃશ્ય જેવો છે. આ પ્રમાણે આ બંનેમા દશ્યતા અને અદશ્યતાનો ભેદ હોવા ઉપરાંત બીજો એક મહત્ત્વનો તફાવત છે. કે જેના ઉપર હિંસાનું દોષપણું અને તેનુ અદોષપણું અવલંબિત છે. પ્રાણનાશ એ દેખીતી રીતે હિંસા હોવા છતાં તે દોષ જ છે એવો ઐકાન્તિક નિયમ નથી, કેમકે એનું દોષપણું પરાધીન છે. હિંસાનું દોષપણું હિંસકની મલિન વૃત્તિને અધીન છે. જો આ વૃત્તિ યાને ભાવના મલિન હોય તો તેને લીધે થયેલો પ્રાણનાશ દોષ છે જ; અને જો ભાવના તેવી ન હોય તો એ પ્રાણનાશ દોષ નથી જ. આથી કરીને તો શાસ્ત્રકારોએ આવી હિંસાને ‘ દ્રવ્ય–હિંસા ’ અથવા ‘ વ્યાવહારિક હિંસા ’ કહી છે. પ્રમત્ત

---

अघ्नन्नपि भवेत् पापी, निघ्नन्नपि न पापभाक् ।
अभिध्यानविशेषेण, यथा धीवरकर्षकौ ॥ ”

અર્થાત્ આ જગતમા એવી એકે ક્રિયા નથી કે જે હિંસાથી મુક્ત હોય, પરંતુ અહીં મુખ્ય અને આનુષંગિક ( ગૌણ ) ભાવોની વિશેષતાથી તફાવત પડે છે એટલે હિંસા અને અહિંસાની વ્યવસ્થા આ ભાવો ઉપર નિર્ભર છે એક મનુષ્ય બીજાના પ્રાણનો ઘાત ન કરવા છતાં પણ હિંસાના પરિણામને વશ થયેલો હોવાથી પાપી છે–હિંસક છે, જ્યારે બીજો અન્યના પ્રાણનો વિનાશક હોવા છતા હિંસાના પરિણામથી અલિપ્ત હોઇ પાપનો ભાગી નથી–અહિંસક છે. દાખલા તરીકે માછી જ્યારે માછલા પકડવા માટે જાળને હાથમા લઇને જતો હોય છે ત્યારે તેના પરિણામ હિંસક હોવાથી તે સમયમા તે બાહ્ય હિંસાનો ભાગી ન હોવા છતાં હિંસાના પરિણામની મુખ્યતાને લઇને હિંસક છે જ્યારે ખેડુત ખેતર ખેડવામાં અને ખેતી સંબંધી અન્ય આરંભોમાં પ્રવૃત્ત હોઇ બાહ્ય દષ્ટિએ હિંસક હોવા છતા અનેક જીવોના પ્રાણ લેવાની તેની ભાવના નહિ હોવાથી એ વ્યવહારથી અહિંસક છે. આથી એ પણ ફલિત થાય છે કે ગૃહસ્થો જીવનનિર્વાહ માટે ખેતી કરે તો તે નિભાવી લેવાય તેમ છે. અર્થાત્ જોકે તેમા હિંસા રહેલી છે, પરંતુ એનો નિર્વાહ એ સિવાય અશક્ય પ્રાય હોવાથી લૌકિક વ્યવહારમાં તે હિંસાનો ભાગી ઠરતો નથી.

૧–૨ જેથી હૃદય કોમળ મટી કઠોર બને અને સ્થૂલ જીવનની તૃષ્ણા વધે તે હિંસાનું દોષપણું છે અને જેથી હૃદયની કઠોરતા ઘટી કોમલતા વધે, સહજ પ્રેમભાવ પ્રકટે અને આંતરિક જીવનમાં જરા પણ ખલેલ ન પહોચે તે હિંસાનું અદોષપણું છે

યોગરૂપ જે સૂક્ષ્મ ભાવના છે તે જાતે જ દોષ રૂપ હોઇ તેનું દોષપણું સ્વાધીન છે અર્થાત્ તેના દોષપણાનો આધાર સ્થૂલ પ્રાણનાશ કે બીજી કોઇ વસ્તુ નથી. સ્થૂલ પ્રાણનાશ ન પણ થયો હોય કે કોઇને દુઃખ ન પણ દેવાયું હોય, બલ્કે ઉલટું તેમ કરવા જતાં સામાનું જીવન લંબાયું હોય કે તેના સુખમાં વધારો થયો હોય તોપણ જો તેની પાછળની ભાવના કલુષિત હોય તો તે એકાન્ત દોષ જ ગણાવાની; એથી કરીને આવી ભાવનાને શાસ્ત્રકારોએ 'ભાવ–હિંસા' યાને 'નિશ્ચય–હિંસા' કહી છે. આથી સમજાય છે કે દ્રવ્ય–હિંસાનો અર્થ એટલો જ છે કે તેનું દોષપણું બાધિત છે, જ્યારે ભાવ–હિંસાનો અર્થ એટલો જ છે કે તેનું દોષપણુ ત્રિકાલ–અબાધિત છે. આટલા વિવેચન પછી એ ભાગ્યે જ કહેવાની જરૂર રહે છે કે ભલે સ્થૂલ દૃષ્ટિ ન જોઇ શકે પરંતુ તાત્ત્વિક રીતે પ્રમત્તયોગ જ પ્રમત્તયોગજનિત પ્રાણનાશની કોટિમાં આવતી હિંસા છે. કેવળ પ્રાણનાશને તો આ કોટિમાં સ્થાન મળે તેમ નથી.[1]

આ સંબંધમાં ઉપાધ્યાય **શ્રીયશોવિજય ધર્મપરીક્ષા** નામના પોતે રચેલા ગ્રંથમાં કહે છે તે જોઇ લઇએ. તેઓ એવો નિર્દેશ કરે છે કે જેઓ એમ માને છે કે જે કેવલજ્ઞાનીના હાથે યોગને લીધે ક્યારે પણ જીવવધ થઇ જાય તેને અમે કેવલજ્ઞાની ન માનીએ તેઓ અસત્યભાષી છે, કેમકે યોગવાળા મનુષ્યને હિંસાનો સંભવ અનિવાર્ય છે અને એવી હિંસા અશક્ય પરિહારની કોટિની ગણાય છે. હિંસાનો સર્વાંશે ત્યાગ તો તે જ કરી શકે કે જેણે પોતાનાં મન, વચન અને તનની તમામ પ્રવૃત્તિઓને અટકાવી દીધી હોય અને આવો મનુષ્ય શરીરધારીની દશામાં હોઇ શકે જ નહિ એટલે ઉપર મુજબની માન્યતા ધરાવનારના કહેવા પ્રમાણે તો સંસારમાં જીવતા એવા પવિત્રમાં પવિત્ર શરીરધારી માટે પણ 'અહિંસક' શબ્દનો વ્યવહાર ન જ થઇ શકે અર્થાત્ તેરમા ગુણસ્થાન સુધી યોગોનું અસ્તિત્વ છે એટલે ઉપર મુજબની માન્યતા પ્રમાણે ત્યાં પણ હિંસા રહેવાની. પરંતુ આ માન્યતા વ્યાજબી નથી, કેમકે હિંસાની વ્યાખ્યામાં પ્રાણવ્યપરોપણ કરતાં પ્રમત્ત યોગ અગ્રસ્થાન ભોગવે છે એટલે કે પ્રમત્ત યોગ પૂર્વક્નો જે પ્રાણવધ તેનું જ નામ ખરેખરી હિંસા છે. આથી એ હકીકત પણ સ્ફુટ થાય છે કે જેમનાં વિચાર, વાણી અને વર્તન પવિત્ર છે તે મનુષ્યો અહિંસા ધર્મના પાલક અને ધારક છે એ કથન જ્ઞાનીઓને માન્ય છે.

જો ઉપર કહ્યા મુજબ પ્રમત્ત યોગ એ જ હિંસાના દોષપણાનું મૂળ બીજ હોય તો હિંસા

---

૧ પુરુષાર્થસિદ્ધયુપાયમા કહ્યું પણ છે કે—

" अप्रादुर्भावः खलु रागादीनां भवत्यहिंसेति ।
तेषामेवोत्पत्तिर्हिंसेति जिनागमस्य सङ्क्षेपः ॥ ४४ ॥

युक्ताचरणस्य सतो रागाद्यावेशमन्तरेणापि ।
नहि भवति जातु हिंसा प्राणव्यपरोपणादेव ॥ ४५ ॥ "

અર્થાત્ રાગાદિના પ્રાદુર્ભાવનો અભાવ તે 'અહિંસા' જ છે, જ્યારે રાગાદિની ઉત્પત્તિ એ 'હિંસા' જ છે એ જૈન સિદ્ધાન્તનો સારાંશ છે ઉપયોગ પૂર્વક આચરણ કરતો જીવ રાગાદિ આવેશથી રહિત હોય અને તેનાથી પ્રાણનો નાશ થઇ જાય તો તે હિંસા નથી જ.

એટલે પ્રમત્ત યોગ એવી અને એટલી જ હિંસાની વ્યાખ્યા ન કરતાં તેમાં પ્રાણુનાશ એવો અંશ શા સારૂ ઉમેરાયો છે એવી સહજ શંકા ઉદ્દ્ભવે છે. આનું સમાધાન એ છે કે પ્રમત્ત યોગ એ જ તાત્વિક દૃષ્ટિએ હિંસા છે, પરંતુ સમુદાયમાં તેનો ત્યાગ એકાએક અને મોટે ભાગે અશક્ય જેવો છે. એથી ઉલટી સ્થિતિ પ્રાણુનાશની બાબતમાં છે; તેનો ત્યાગ સામુદાયિક જીવનની સ્વસ્થતા માટે ઇષ્ટ છે અને વળી તે મોટે ભાગે શક્ય પણ છે. પ્રમત્ત યોગનો ત્યાગ કરવા જેટલી તાકાત ન પ્રાપ્ત કરાઇ હોય છતાં સ્થૂલ પ્રાણુનાશની વૃત્તિ ઓછી થઇ હોય તોપણ ઘણી વાર સામુદાયિક જીવન સુખમય અને શાંતિમય બને છે. વળી અહિંસાના વિકાસક્રમ પ્રમાણે પણ પ્રથમ સ્થૂલ પ્રાણુનાશનો ત્યાગ અને પછી ધીરે ધીરે પ્રમત્ત યોગનો ત્યાગ સમુદાયમાં સંભવે છે. આથી આધ્યાત્મિક વિકાસના સાધક તરીકે પ્રમત્ત યોગરૂપ હિંસાનો જ ત્યાગ ઇષ્ટ હોવા છતા સામુદાયિક જીવનની દૃષ્ટિએ હિંસાના સ્વરૂપમા સ્થૂલ પ્રાણુમાશને સ્થાન આપી તેના ત્યાગનો પણ અહિંસાની કોટિમાં સમાવેશ કરાય છે.

હિસાના સ્વરૂપનું પ્રતિપાદન ગહન છે, તેથી પુનરાવૃત્તિ થતી હોય તો તે દોષને વહોરી લઇને પણ એ સંબંધમા ક્ષમાશ્રમણ શ્રીજિનભદ્ર ગણિરત્ન પ્રમુખ મુનીશ્વરોનાં કથનોનો સારાંશ પ્રશ્નોત્તર પદ્ધતિ પૂર્વક રજુ કરીશું.

પ્ર૦ આ સંપૂર્ણ લોક જીવોથી વ્યાપ્ત છે; તેથી લોકમા વસતા પ્રાણી દ્વારા કોઇને કોઇ રીતે જીવઘાતનો સંભવ છે જ; માટે જે પ્રાણી જીવઘાત કરે તે હિંસક જ કેમ ન ગણાય ? અર્થાત્ આ સંસારમા એવો કોઇ પ્રાણી મળી જ ન શકે કે જે સર્વથા અહિંસક હોય–કોઇ પણ જીવનો તેને હાથે ઘાત ન થતો હોય. આવી પરિસ્થિતિમાં લોકમા રહેનારા પ્રાણી માટે અહિંસા ધર્મનો વ્યવહાર જ શક્ય નથી તો પછી કોઇ પણ અહિંસા પાળે જ શી રીતે અને એથી એનો ઉપદેશ પણ ક્યાંથી વ્યાજબી ગણાય ?

ઉ૦ આ આપનો પ્રશ્ન હિંસાની વ્યાખ્યાની અનભિજ્ઞતા સૂચવે છે; કેમકે જો આપ એમ કહેવા ઇચ્છતા હો કે જે કોઇ પ્રાણી જીવનો ઘાત કરે છે તે હિંસક જ છે અને જે તેમ કરતો નથી તે અહિંસક જ છે તો આપની એ માન્યતા ભૂલભરેલી છે. વળી જો આપ એવો અભિપ્રાય ધરાવતા હો કે જે પ્રાણી સર્વથા નિર્જીવ સ્થળમા રહેતો હોય તે અહિંસક જ છે અને જે જીવોથી વ્યાપ્ત એવા આ લોકમાં રહેતો હોય તે હિંસક જ છે તો તે અભિપ્રાય પણ વ્યાજબી નથી. આનું કારણ નીચે મુજબ છે:—

વાસ્તવિક રીતે તો દુષ્ટ વૃત્તિથી જ જન્મ પામતી જીવઘાતની પ્રવૃત્તિ 'હિંસા' કહેવાય છે, જ્યારે અદુષ્ટ વૃત્તિ યાને શુભ ભાવનાથી ઉદ્દ્ભવતી આકસ્મિકી પ્રાણુઘાતની પ્રવૃત્તિ પણ હિંસાની કોટિમા ગણાવાતી નથી, કિન્તુ ઉલટી તેને 'અહિસા' ગણવામા આવી છે. આટલા માટે તો કેટલાક જીવો જેઓ દેખાવમાં–બાહ્ય દૃષ્ટિએ જીવઘાતથી નિવૃત્ત જોવાય છે, પરંતુ જેઓ અંદરથી મલિન ભાવનાથી વ્યાપ્ત છે તેઓ ખરી રીતે ' હિંસક ' ગણાય છે, જ્યારે કેટલાક જીવો બાહ્ય દૃષ્ટિએ હિંસક જણાતા હોવા છતાં સુવૈદ્યની પેઠે તેમની શુભ ભાવનાના યોગે ' અહિંસક ' ગણાય છે.

આ ઉપરથી એ સુતેરાં સિદ્ધ થાય છે કે હરેક જીવઘાતક હિંસક જ છે અને નહિ હણુનારા બધાએ અહિંસક જ છે એ બંને કથનો દૂષિત છે. ખરી હકીકત તો એ છે કે હણુનારો પણ તેની વિશુદ્ધ વૃત્તિને લીધે અહિંસક છે, જ્યારે નહિ હણુનારો છતાં પણ તેની અશુભ વૃત્તિને લીધે હિંસક છે. આ રીતે પ્રાણીની દુષ્ટ અને અદુષ્ટ ( શુભ ) વૃત્તિ દ્વારા થતી એક જ પ્રકારની પ્રાણઘાતની પ્રવૃત્તિ પણ હિંસા અને અહિંસા એમ બે કોટિની નક્કી થાય છે. આવી પરિસ્થિતિમાં સૂક્ષ્મ જીવોથી ખીચોખીચ વ્યાપ્ત એવા આ લોકમાં રહેનાર પ્રાણી અહિંસક જીવન ગાળી શકશે અને નિર્જીવ સ્થળે ( જોકે એવું કોઇ સ્થળ જ નથી ) રહેતો જીવ હિંસક પણ બની શકશે એ નિઃસંદિગ્ધ હકીકત છે. વળી હિંસા અને અહિંસાનું સ્વરૂપ આ પ્રમાણેનું હોવાથી અહિંસાનું પાલન શક્ય છે–સુશક્ય છે અને એથી એનો ઉપદેશ આપવો સુસંગત છે જ એ વિષે હવે શકા સંભવી શકે કે ?

પ્ર૦ પોતે અદુષ્ટ વૃત્તિવાળો હોય અને છતાં પરનો ઘાતક બને એ તો ઠીક પણ એવાને ઓળખવાની કઇ નિશાની છે ?

ઉ૦ હા, તે માટે નિશાની છે. જેમકે જેનાં મન, વચન અને તન યાને વિચાર, વાણી અને વર્તન સંયમબદ્ધ હોય, જે વિવેકી હોય, જે બોલવામાં, ચાલવામાં, ખાવામાં, પીવામાં, વસ્તુ લેવામાં તેમજ મૂકવામાં પૂરેપૂરો સાવધ હોય એટલે આવી પ્રવૃત્તિઓને આચરતો છતો મૈત્રીભાવને જાળવવામાં સદા જાગૃત હોય તે જીવથી કદાચ અન્ય જીવનો ઘાત થઇ જાય તોપણ તે અહિંસક જ છે. આથી વિપરીત વૃત્તિવાળો જીવ યાને જેનાં ચિત્ત,વચન અને શરીર સંયમિત ન હોય, જે અવિવેકી હોય, બીજા જીવોના રક્ષણ માટે જે બેદરકાર હોય, જે અહિંસા વૃત્તિ તરફ દુર્લક્ષ્ય ધરાવતો હોય, ટુંકમાં જેની પ્રવૃત્તિ સાવધાનતા વિનાની, બીજા જીવની કાળજીથી વિમુખ હોય અથવા મૈત્રી ભાવના સાથે નામનો પણ સંબંધ ન ધરાવતી હોય તે કદાચ બાહ્ય દૃષ્ટિએ અન્ય જીવનો ઘાત ન કરે તોપણ તે હિંસક જ છે. આનું કારણ એ છે કે કેવળ દેખાતા બહારના જીવનો ઘાત એ કંઇ હિંસક ગણવાનું ખરેખરૂં કારણ નથી.

પ્ર૦ દેખીતી રીતે હિંસક હોવા છતાં અહિંસક કહેવાય એ તો નવાઇ જેવી વાત છે. તો આ સંબંધમાં વિશેષ ખુલાસો કરશો ?

ઉ૦ બેલાશક. પ્રાણીની જે અશુભ ભાવના છે–જે એનો દુષ્ટ પરિણામ છે એ જ ખરેખરી હિંસા છે. આ અશુભ પરિણામની સાથે કેટલીક વાર મરણઘાતની પ્રવૃત્તિ હોય પણ ખરી અને કેટલીક વાર ન પણ હોય. પરંતુ જ્યારે અને જ્યાં સુધી જેનામાં અશુભ પરિણામ અસ્તિત્વ ભોગવે છે ત્યારે અને ત્યાં સુધી તો તે જરૂર જ હિંસક છે; પછી ભલે તે પ્રાણઘાતની પ્રવૃત્તિને આચરતો હોય કે ન પણ આચરતો હોય. અર્થાત્ બાહ્ય દૃષ્ટિએ હિંસા જણાતી હોય–દેખીતો અપરના પ્રાણનો નાશ થતો હોય પણ જો આ કાર્યની પાછળ પેલી અશુભ વૃત્તિ ન હોય તો તે ઘાતક કંઇ હિંસાની પ્રવૃત્તિ માત્રથી હિંસક ન કહી શકાય. આ ઉપરથી એ વાત પણ સ્પષ્ટ થાય છે કે અહિંસક અને હિંસક શબ્દોનો પ્રયોગ તે તે મનુષ્યના શુભ

અને અશુભ પરિણામ ઉપર જ અવલંબિત છે, નહિ કે એ મનુષ્યની બાહ્ય પ્રવૃત્તિની અપેક્ષા રાખે છે.

પ્ર૦ ત્યારે શું એમ સમજવું કે દેખીતો જીવનો ઘાત એ હિંસા નથી જ ?

ઉ૦ નહિ. એમ કેમ મનાય ? જો જીવઘાતનો પ્રયોજક–નિષ્પાદક–સાધક અશુભ પરિણામ જ હોય તો તે ત્રિકાલે પણ હિંસા જ છે; અને જો જીવઘાતનો પ્રયોજક એ અશુભ પરિણામ ન જ હોય તો તે કદાપિ હિંસા ન જ ગણાય, મનાય કે કહેવાય. આ હકીકત ખાસ ગણધર, તીર્થંકરને પણ સંમત છે.

પ્ર૦ જ્યાં જીવઘાતની પ્રવૃત્તિ હોય ત્યાં વળી શુભ પરિણામ સંભવે જ કેમ ? જીવઘાતકની પ્રવૃત્તિ જ એ એક એવા પ્રકારનું ઝેર છે કે જેની સાથે શુભ પરિણામ રહી જ નહિ શકે; વાસ્તે આ હકીકત ઉદાહરણ આપી આપ સમજાવો તો જ ગળે ઉતરે.

ઉ૦ આ સંબંધમાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે. જેમકે શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ વગેરે જે જે વિષયો આપણા જેવા અશુભ કે અશુદ્ધ દૃષ્ટિવાળા જીવોને માટે વિષયવાસનાના પોષક ગણાય છે તેના તે જ શબ્દાદિ વિષયો શુભ કે શુદ્ધ દૃષ્ટિવાળા સતો માટે–અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુજનો માટે તેવા નથી જ ગણાતા. અર્થાત્ એક મનુષ્ય શબ્દાદિ વિષયોને સેવતો હોય કે બલ્કે ન પણ સેવતો હોય તોપણ પોતાની અશુભ દૃષ્ટિને લઇને તે વિષયી બને છે તેમજ વિષયી કહેવાય છે, જ્યારે બીજો પુરુષ તેના તે શબ્દાદિ વિષયોને સેવતો હોવા છતાં પણ માત્ર તેની શુભ દૃષ્ટિને લીધે વિષયી નથી બનતો તેમજ વિષયી નથી કહેવાતો. એવી જ રીતે એક મનુષ્ય પરના જીવનનો નાશ કરતો હોય કે તેમ ન પણ કરતો હોય પરંતુ તેની અશુભ ભાવનાને લઇને તે સંહારક જ–હિંસક જ મનાય છે; જ્યારે બીજો મનુષ્ય પરના પ્રાણનો સંહાર કરતો હોય તોપણ તેની શુભ વૃત્તિને લીધે અસંહારક–અહિંસકજ ગણાય છે. આ પ્રમાણે જીવઘાતની બાહ્ય પ્રવૃત્તિ સાથે શુભ પરિણામની ધારા પણ વહેતી હોય છે; પરંતુ એ યાદ રાખવું જોઇએ કે આવી સ્થિતિ સમગ્ર પ્રાણીમાં હોતી નથી. એ તો આપણે ૮૪૧મા પૃષ્ઠમાં જે નિશાનીઓ દર્શાવી ગયા છીએ તે બધી જેમાં મળી આવે તેમા જ સંભવે છે. અર્થાત આવી વ્યક્તિઓ વિરલ છે અને તેથી જ આપણા તેમને અહોનિશ અગણિત વાર વંદન હોજો.

આ પ્રમાણે આપણે વિશેષા૦ ( ગા. ૧૭૬૩–૬૮ )નો સારાંશ વિચાર્યો. હવે શ્રીહરિભદ્રસૂરીશ્વરના કથનનો સાર રજુ કરીએ. હિંસાનો પ્રતિપક્ષ તે ‘ અહિંસા ’ અર્થાત્ અહિંસા એટલે જીવના અતિપાતનો અભાવ. હિંસાનું સ્વરૂપ તો આપણે જોઇ ગયા તેમ પ્રમત્ત યોગ પૂર્વકનું પ્રાણવ્યપરોપણ છે.[1] જે પ્રાણવ્યપરોપણ પ્રમાદ, વિષય અને કષાય પૂર્વકનું હોય છે તેનું જ

---

૧ આ પરત્વે તત્ત્વાર્થ ( અ ૭ )ના આઠમા સૂત્રની વ્યાખ્યા એમ પણ વિચારાય કે પ્રમાદ એટલે કામ, ક્રોધાદિ વિકાર, પ્રાણ એટલે આત્માના વિવેક વગેરે સ્વાભાવિક ગુણો અને વ્યપરોપણ એટલે ઘાત, અર્થાત્ ક્રોધાદિ વિકારોના યોગથી આત્માના વિવેકાદિ ગુણોનો ઘાત તે ‘ હિંસા ’ છે,

નામ ' હિંસા ' છે.[1] સામાન્ય રીતે વિચારતાં હિંસાના દ્રવ્ય–હિંસા અને ભાવ–હિંસા એમ બે મુખ્ય ભેદો પડે છે. દ્રવ્ય–હિંસા એટલે માત્ર પ્રાણોનું વ્યપરોપણ; અને ભાવ–હિંસા એટલે અશુભ પરિણામ. પાત્રના ભેદને લઇને હિંસાના ચાર પ્રકારો પડે છે. જેમકે ( ૧ ) કોઇ પાત્રમાં દ્રવ્યહિંસા અને ભાવહિંસા બંને હોય છે; ( ૨ ) કોઇમાં કેવળ દ્રવ્યહિંસા હોય છે એટલે ભાવહિંસા હોતી નથી; ( ૩ ) કોઇમાં માત્ર ભાવહિંસા હોય છે અર્થાત્ દ્રવ્યહિંસા હોતી નથી; અને ( ૪ ) જેમાં દ્રવ્યહિંસા પણ ન હોય અને ભાવહિંસા પણ ન હોય એવું પાત્ર. આ ચોથો ભંગ શરીરધારી જીવ આશ્રીને શૂન્ય છે, કેમકે એવું તો એક પણ શરીરધારી પાત્ર નથી. આ ચારેનાં ઉદાહરણો નીચે મુજબ છેઃ—

**( ૧ ) દ્રવ્યહિંસા અને ભાવહિંસાનો સહભાવ—**

એક શિકારીની વૃત્તિ મૃગને મારવાની છે અને બાણ ફેંકીને તે તેને મારી પણ નાંખે છે. આ સ્થળે ઉભય પ્રકારની હિંસા રહેલી છે. અન્ય દૃષ્ટાંત તરીકે પોતાના મહાપાપના ઉદયને લીધે કસાઇઓ અત્યંત મલિન અધ્યવસાય દ્વારા ગાય, ભેંસ વગેરેની કતલ કરે છે ત્યારે તેમના અશુભ પરિણામને લઇને આ દ્રવ્યહિંસાની સાથે સાથે ભાવહિંસાના પણ તેઓ ભાગી બને છે, કેમકે તેમનામાં ક્રૂર પરિણામરૂપ ભાવહિંસા છે અને ગાય વગેરેના પ્રાણના નાશરૂપ દ્રવ્યહિંસા છે.

**( ૨ ) માત્ર દ્રવ્યહિંસા—**

હાલતાં ચાલતાં, ખાતાં પીતાં, સૂતાં બેસતાં કે એવી કોઇ અન્ય ક્રિયા કરતાં સંત જનો દ્વારા જે અન્ય પ્રાણીનો ઘાત થાય તેમાં માત્ર દ્રવ્યહિંસા જ છે, પરંતુ ભાવહિંસા નથી જ, કેમકે તેમની વૃત્તિ શુભ છે. આ સંબંધમાં અન્ય ગ્રંથોમાં પણ સૂચવાયું છે કે સાવધાન સંતની ચાલવા વગેરે ક્રિયાથી કોઇ જીવજંતુ મરી જાય તોપણ તેમની શુભ વૃત્તિને લઇને આ પ્રાણઘાતથી તેમને સૂક્ષ્મ પણ બંધ થતો નથી, કારણ કે એ સત અપ્રમાદી છે અને બંધ વા હિંસા તો પ્રમાદીને જ લાગે છે.[2] આ સંતો તે બીજા કોઇ નહિ પણ ક્ષીણમોહ ગુણસ્થાને આરૂઢ થયેલા કેવલજ્ઞાનીઓ છે.

---

૧ કહ્યું પણ છે કે—

" शरीरी म्रियतां मा वा, ध्रुवं हिंसा प्रमादिनः ।
सा प्राणव्यपरोपेऽपि, प्रमादरहितस्य न ॥ "

૨ દશવૈકાલિકની ટીકાના ૨૪ મા પત્રમાં અવતરણરૂપે કહ્યું પણ છે કે—

" उच्चालियंमि पाए इरियासमिअस्स संकमट्ठाए ।
वावज्जेज्ज कुलिंगी मरिज्ज तं जोगमासज्ज ॥
न य तस्स तण्णिमित्तो बंधो सुहुमो वि देसिओ समए ।
जम्हा सो अपमत्तो सा य पमाओ त्ति निद्दिट्ठा ॥ "

[ उच्चालिते पादे ईर्यासमितेन सङ्क्रमणार्थम् ।
व्यापद्येत कुलिङ्गी म्रियेत तं योगमासाद्य ॥

જેમણે મોહનીય કર્મનો સર્વથા નાશ કર્યો છે તેવા કેવલી મહાત્માઓની હાલવા ચાલવાની, પગ ઉપાડવા મૂકવાની ઇત્યાદિ પ્રવૃત્તિ દરમ્યાન, એમને હાથે કાયયોગની ચપલતાને લીધે કબૂતર, કુકડા, તીતર કે બટેરના બચ્ચાના પ્રાણુનો વિનાશ થઇ જાય અથવા તો અનિમેષ દશાના અભાવને લઇને સ્વાભાવિક રીતે આંખ મીંચાય ઉઘડે તેવી તેમની પ્રવૃત્તિ દરમ્યાન તેમના દ્વારા અન્ય જીવોને આઘાત પહોંચે તો એથી તેઓ દ્રવ્યહિંસાના ભાગી બને છે, પરંતુ મોહનીય કર્મનો ક્ષય થયેલો હોવાથી અશુભ પરિણામનો–પ્રમાદનો તેમનામાં સર્વથા અભાવ હોવાથી અને શુભ પરિણામનો તેમનામાં પૂરેપૂરો સદ્ભાવ હોવાથી તેમને વિષે ભાવહિંસા માટે સ્થાન જ રહેતું નથી. તેમના શુભ અધ્યવસાયને લઇને ઈર્યાપથિક કર્મ સિવાયના બીજા કોઇ કર્મનો બંધ તેમને સંભવતો જ નથી; કેમકે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને કષાય જેવાં નિમિત્તોનો નાશ કર્યા બાદ તો તેઓ આ ઉચ્ચ દશાને પામ્યા છે. એટલે આવાં અશુભ નિમિત્તોથી જે સાંપરાયિક કર્મનો બંધ સંભવે છે તે નિમિત્તોને જ તેમણે જડમૂળથી ઉખેડી નાખ્યાં છે. આવી પરિસ્થિતિમાં તેમને વિષે દ્રવ્યહિંસા જ સંભવે, નહિ કે ભાવહિંસા, એ સ્વાભાવિક હકીકત છે.

આ સંબંધમાં પ્રસ્તુત ગ્રંથકારનું એ સૂચન છે કે જ્યારે ખરી રીતે [1]હિંસાનું લક્ષણ જ આવા સ્થળમાં ચરિતાર્થ થતું નથી તો પછી એને દ્રવ્યહિંસા એવું પણ નામ કેમ જ અપાય ? કેમકે કેવલી પરમાત્માઓમાં નથી સંભવ પ્રમાદનો કે પ્રમાદજન્ય યોગોનો જેઓ છઠ્ઠા ગુણસ્થાનમાં વર્તતા હોય તેમને આરંભિક અને માયાપ્રત્યયિક એ બંને ક્રિયાઓ સંભવે છે, પરંતુ જે વખતે તેઓ ઈર્યાસમિતિ પૂર્વક ઉપયોગ રાખીને ગમનાગમન કરતા હોય અને તેવા સમયમા તેમને હાથે તેમના યોગ દ્વારા કોઇ જીવની વિરાધના થઇ જાય તોપણ તે દ્રવ્યહિંસા સમજવી, કેમકે તે વખતે એ મહાત્મા જાણી જોઇને પ્રમાદ સેવતા નથી, તેમજ એમના અધ્યવસાય પણ આવે સમયે સંક્લિષ્ટ હોતા નથી. વિશેષમાં સાતમાથી અગ્યારમા ગુણસ્થાને વર્તતા અપ્રમત્ત અવસ્થાવાળા મહાનુભાવોને વિષે કેવળ દ્રવ્યહિંસાનો સંભવ છે એમ એક દૃષ્ટિએ કહી શકાય. આ મહાત્માઓને

---

न च तस्य तन्निमित्तो बन्धः सूक्ष्मोऽपि देशितः समये ।
यतः सोऽप्रमत्त. सा च प्रमाद इति निर्दिष्टा ॥ ]

યોગશાસ્ત્ર (પ્ર ૧, શ્લો. ૩૬)ની સ્વોપજ્ઞ ટીકામા પણ કહ્યું છે કે કોઇ જીવ જીવે કે મરે પણ જે મનુષ્ય અયતાચાર, અસયમી અને અશુભ વૃત્તિવાળો છે તેને તો હિસા લાગે જ છે, જ્યારે જે મનુષ્ય યતનાશીલ છે તેને માત્ર હિસા દ્વારા કશો બધ થતો નથી. શ્રીયશોવિજયકૃત ધર્મપરીક્ષા (સ્વોપજ્ઞ વિવરણ )માંથી પણ આવી જ મતલબનો સૂર નીકળે છે, કેમકે એના ૧૮૫ મા પૃષ્ઠમાં કહ્યું છે કે—

" यः पुनर्विरत. प्राणातिपातादिनिवृत्त· स जानानोऽपि 'सदोषमिदम्' इत्यवबुध्यमानोऽपि गीतार्थतया द्रव्यक्षेत्राद्यागाढेषु प्रलम्बादिग्रहणेन हिंसां करोति, यद्वा न जानाति परमप्रमत्तो विकथादिप्रमादरहित उपयुक्त· सन् यत् कदाचित् प्राण्युपघातं करोति तत्राप्यध्यात्मसमा चित्तप्रणिधानतुल्या निर्जरा सञ्जायते "

અર્થાત્ જે મનુષ્ય વિરત છે—સંયમશીલ છે તે આ પ્રવૃત્તિ સદોષ છે એમ જાણતો હોય છતાં તેની સદોષ પ્રવૃત્તિને આચરે તો પણ તેને નિર્જરા થાય છે પણ બંધ થતો નથી. વળી જે મનુષ્ય અપ્રમાદી છે એટલે જેની વૃત્તિ પ્રમાદ, વિષય, કષાય અને વિકથાથી વિમુખ છે તેવો મનુષ્ય યતનાશીલ છતાય વગર જાણ્યે, અજાણતા કોઇ જાતનો પ્રાણવધ કરે તો તેને નિર્જરા હોય છે, પરતુ બધ હોતો નથી.

વિષે માયાપ્રત્યયિક ક્રિયા રહેલી છે, પરંતુ તેનો ઉપયોગ તેઓ કેવળ શાસનની હીલના થતી અટકાવવા માટે કરે તો તેમના અધ્યવસાય સંક્લિષ્ટ નહિ હોવાથી તેમના હાથે થતી હિંસા પણ દ્રવ્યહિંસા જ છે. એ વાત સાચી છે કે તેમણે કષાયોનો સર્વાંશે ક્ષય કર્યો નથી એટલે તેમને ઈર્યાપથિક કર્મબંધ સંભવતો નથી, પરંતુ તેમના કષાયો અતિમંદ હોવાથી–તેમના અધ્યવસાય તીવ્ર રસવાળા તેમજ સંક્લિષ્ટ ન હોવાથી તેમનો સાંપરાયિક કર્મબંધ પણ તદ્દન મંદ રસવાળો છે અને અતિશય સંક્લિષ્ટ પરિણામથી મુક્ત છે એટલે કે તે નહિ જેવો સાંપરાયિક કર્મબંધ છે.

**ભગવતી** ( શ. ૧, ઉ. ૩, સૂ.[1] ૩૭ ) ઉપરથી એ ફલિત થાય છે કે જેમણે પોતાના આત્માને શુભ ભાવનાથી વાસિત કર્યો છે અર્થાત્ જેઓ સંપૂર્ણ રીતે અપ્રમત્ત અવસ્થામાં છે, જેમને વિષે પ્રમાદનો કદાપિ સંચાર થવાનો સંભવે નથી તેઓ યુગમાત્ર દૃષ્ટિ જોઇને ચાલ્યા જતાં હોય તેવામાં તેમના પગ નીચે કુકડા, કબૂતર, તીતર, બટેર જેવાનું બચ્ચું ઉડતાં ઉડતાં અકસ્માત્ આવી ચડે અને તે આવા યોગીશ્વરની કાયગતિની ચપલતાને લઇને મરી જાય તો તેવે સમયે આ યોગીશ્વરને કેવળ યોગ જ નિમિત્ત હોવાથી ઈર્યાપથિક જ કર્મ લાગે, નહિ કે સાપરાયિક; કેમકે જેમના ક્રોધ, માન, માયા અને લોભનો સર્વથા ઉચ્છેદ થયો છે તેમને ઈર્યાપથિક જ કર્મ સંભવે છે.

પ્ર. ક્ષીણમોહ કેવલીને તો સર્વદા ઉપયોગ હોવાથી યુગમાત્ર દૃષ્ટિપૂર્વક જોઇને ચાલવું એ હકીકત તેમના સંબંધમાં કેવી રીતે ઘટી શકે? માટે શું એ કોઇ અન્યને લાગુ પડતી હોવી ન જોઈએ?

ઉ. રાત્રિક પ્રતિક્રમણમાં ખામણા (ક્ષમાપના) વખતે ‘અબ્ભુટ્ઠિઆ’ સૂત્રમાં **‘भत्ते पाणे’** વગેરે પાઠની માફક તમામ સાધુઓના ગમનાગમનમાં આવા પ્રકારની ઈર્યાસમિતિની શૈલી દર્શાવેલી હોવાથી અત્ર પણ તે શૈલી ખંડિત ન થાય તેટલા પૂરતો આ નિર્દેશ છે. બાકી વસ્તુગત્યા યુગમાત્ર દૃષ્ટિ એમ કહેવાની કશી જરૂર જણાતી નથી.

**( ૩ ) માત્ર ભાવહિંસા—**

કોઇ માણસ આછા અંધારામાં વળેલું દોરડું જોઈ તે તેને સર્પ સમજે અને એને મારવા

---

१ " अणगारस्स णं भंते ! भाविअप्पणो पुरओ जुगमायाए पेहाए-रीयं रीयमाणस्स पायस्स अहे कुक्कुडपोए वा वट्टपोए वा कुलिंगपोए वा परिआवज्जेज्जा तस्स ण ईरिआवहिआ, न संपराइआ; जस्स णं कोहमाणमायालोभा सव्वत्था वुच्छिन्ना तस्स ण ईरियावहिआ हवइ त्ति । "

[ अनगारस्य भदन्त ! भावितात्मनः पुरतो युगमात्रया प्रेक्ष्यमाणस्य गच्छतः पादस्याधः कुर्कुटपोतो वा वर्तकपोतो वा कुलिङ्गपोतोवा पर्यापद्येत ( म्रियेत ) तस्यैर्यापथिका न साम्परायिका, यस्य क्रोधमानमायालोभाः सर्वथा व्युच्छिन्नास्तस्यैर्यापथिका भवतीति । ]

પ્રેરાય તેમજ એ દોરડાના કટકે કટકા કરી નાંખે તો આમા બહારના પ્રાણોનો ઘાત નથી, છતાં એની અશુભ વૃત્તિને લીધે એ ભાવહિંસા ગણાય જ.

વિશેષમાં આ સંબંધમાં આપણે [1]તંદુલ મત્સ્યનુ ઉદાહરણ વિચારીશું. આ મત્સ્ય ચોખાના દાણા જેવડો હોય છે અને મહામચ્છની પાપણમા તે ઉત્પન્ન થાય છે. મહામચ્છ કેટલાંક માછલા ગળી જાય છે અને તેની સાથે થોડુંક પાણી તેના મુખમાં દાખલ થઇ જાય છે. આ પાણીને તે બહાર કાઢે છે ત્યારે તેના દાતોને વિષે પોલાણ હોવાથી તેમાંથી પાણી સાથે ગળી જવાયેલાં કેટલાક નાનાં નાનાં માછલા પણ નીકળી જાય છે. આ જોઇને આ તંદુલ મત્સ્ય એવી રૌદ્ર ભાવના ભાવે છે કે જો હું મહામચ્છ હોઉં તો એકે માછલાને આવી રીતે નીકળી જવા ન દઉં, પરંતુ બધાને સ્વાહા કરી જાઉં. આવો તેનો દારુણ અધ્યવસાય તે જ ભાવહિંસા છે અને તેની ઉગ્રતાને લીધે તો એ મરીને સાતમી નરકે સિધાવે છે.[2]

જોકે આ તંદુલમત્સ્ય કોઇને મારતો નથી અર્થાત્ એને હાથે કોઇના પ્રાણને આઘાત પહોંચતો નથી, છતા એની રૌદ્ર ભાવના એ ભાવહિંસા ગણાય છે અને તે તીવ્ર સાંપરાયિક કર્મના બંધનું કારણ બને છે.

## ( ૪ ) દ્રવ્યહિંસા તેમજ ભાવહિંસાનો અભાવ—

આનો અર્થ એ છે કે દ્રવ્યથી પણ હિંસા નહિ અને ભાવથી પણ હિંસા નહિ. આવી સ્થિતિ શરીરધારી પ્રાણીઓ માટે અશક્ય છે. **દશવૈકાલિક**ની ટીકાના ૨૪ મા પત્રગત નિમ્ન-લિખિત પંક્તિ આની સાક્ષી પૂરે છે:—

**" चरमभङ्गस्तु शून्य इति । "**

આ સંબંધમાં એ ઉમેરવું પડશે કે શ્રી**યશોવિજય**કૃત **ધર્મપરીક્ષા** (પૃ. ૨૦૯)માં એવો [3]ઉલ્લેખ છે ખરો કે જે સાધુ–સંતના મન, વચન અને કાયની શુદ્ધિ હોય તે ભાવથી પણ હિંસા કરતો નથી તેમજ દ્રવ્યથી પણ હિંસા કરતો નથી, પરંતુ આ કથન શુદ્ધિની પ્રધાનતાને અનુલક્ષીને હોવું જોઇએ એમ ભાસે છે.

આ ઉપરથી એ ફલિત થાય છે કે દ્રવ્યથી પણ અહિંસક એવા તો ચૌદમા ગુણસ્થાને આરૂઢ થયેલા, સર્વસંવરરૂપ અને શૈલેશી અવસ્થાને વરેલા જીવન્મુક્ત પરમાત્માઓ છે તેમજ પરમુક્ત અશરીરી સિદ્ધ પરમાત્માઓ છે.

હિંસાના આ ચારે ભંગોની સ્થૂલ વ્યાખ્યા ટુંકમાં એમ રજુ કરાય કે અપ્રમત્ત યોગ દ્વારા થતો પ્રાણનો વિયોગ તે 'દ્રવ્યહિંસા', પ્રમત્ત યોગ દ્વારા થતો પ્રાણનો વિયોગ તે દ્રવ્ય–ભાવ–હિંસા,

---

૧ જુઓ ઋષભપંચાશિકાનું સ્પષ્ટીકરણ ( પૃ. ૧૩૯–૧૪૧ )

૨ જુઓ શ્રીહરિભદ્રસૂરિકૃત હિંસાષ્ટકના સ્વોપજ્ઞ ભાષ્યનું પાંચમું પત્ર.

૩ " न द्रव्यतो न भावतो मनोवाक्कायशुद्धस्य साधोः । "

પ્રમત્ત અવસ્થા દરમ્યાન તીવ્ર રૌદ્ર ધ્યાન દ્વારા અન્ય જીવને દુઃખી કરવાનો કે તેને મારવાનો કેવળ વિચાર કરવો પરંતુ તેને અમલમાં ન મૂકવો તે ભાવહિંસા અને સર્વસંવરરૂપ અવસ્થા તે સર્વથા અહિંસા છે.

## હિંસાના સંકલ્પી આદિ ચાર પ્રકારો—

દિગંબર સંપ્રદાય મુજબ (૧) સંકલ્પી, (૨) આરંભી, (૩) ઉદ્યોગી અને (૪) વિરોધી એમ હિંસાના ચાર પ્રકારો છે. તેમાં નિરપરાધીનો હાથે કરીને ઇરાદાપૂર્વક જાણી બૂઝીને પ્રાણ લેવો કે તેને દુઃખ દેવું તે 'સંકલ્પી હિંસા' છે. જેમકે કસાઇને હાથે થતો પશુવધ. રસોઇ કરવામાં, આવવા જવામા વગેરે ક્રિયાઓમા ઉપયોગ પૂર્વક પ્રવૃત્તિ કરવા છતાં જે હિંસા થાય છે તે 'આરંભી હિંસા' છે. વ્યાપારાદિ કાર્યોમાં જે હિસા થાય છે તે 'ઉદ્યોગી હિંસા' છે. દાખલા તરીકે અનાજનો વ્યાપારી એમ ઇચ્છતો નથી કે અનાજમા કીડા પડે અને મરે; ઉલટો તે સાવધ રહે છે તોપણ તેમાં કીડા પડે છે અને મરે છે. એટલે કે એને ઉદ્દેશીને આ હિંસા 'ઉદ્યોગી હિંસા' છે. આત્મરક્ષા યાને આત્મીય રક્ષાને વાસ્તે જે હિંસા કરાય તે ' વિરોધી હિંસા ' છે.

ગૃહસ્થ માટે સ્થાવર જીવોની હિંસાનો ત્યાગ શક્ય નથી. તે કેવળ ત્રસ જીવોની હિંસાનો ત્યાગ કરી શકે તેમ છે. વળી તેમાં પણ ત્રસ જીવો આશ્રીને ઉપર્યુક્ત ચાર પ્રકારની હિંસામાંથી તે કેવળ સંકલ્પી હિંસાનો ત્યાગી બની શકે તેમ છે. ખેતી, લડાઇ વગેરેમાં થતી હિંસા તે સંકલ્પી હિંસા નથી. એથી કરીને અહિંસારૂપ અણુવ્રતધારી એ કાર્ય કરી શકે. આ વ્રતનું નિર્દોષ પાલન બીજી પ્રતિમામાં કરાય છે અને ખેતી વગેરેનો ત્યાગ આઠમી પ્રતિમામાં કરાય છે એવી દિગંબર માન્યતા છે. દરેક જૈન ગૃહસ્થ કંઇ પ્રતિસમય આઠમી પ્રતિમામા હોતો નથી. જૈનોએ જે ખેતીનું કામ છોડી દીધું છે તે તેના જૈનત્વને આભારી નથી, કિન્તુ તે તેમની વ્યાપારી બુદ્ધિને અધીન છે એમ સૂચવાય છે. દક્ષિણ પ્રાંતમા જૈનોનો કેટલોક ભાગ તો હજી ખેતી વડે જીવનનિર્વાહ કરે છે.

ગૃહસ્થાશ્રમમાં સંભવતી હિંસાના બે વિભાગો પણ પાડી શકાય છે. જેમકે આરંભજન્ય અને અનારભજન્ય. તેમાં આરંભજન્ય હિંસાથી ખાંડવું, દળવું, રસોઇ કરવી વગેરે ગૃહિકર્મોના અનુષ્ઠાન તેમજ આજીવિકાર્થે દ્રવ્યનું ઉપાર્જન સમજવા. આ હિંસાનો ત્યાગ ગૃહસ્થજીવનની દૃષ્ટિએ પ્રાયઃ અશક્ય છે.[1] અનારંભજન્ય હિંસા ગૃહસ્થોને યોગ્ય એવા આરંભને છોડીને બાકીના માનસિક, વાચિક અને કાયિક સંકલ્પ દ્વારા થનાર ત્રસ જીવોના ઘાત સાથે સંબંધ ધરાવે છે. આનું બીજું નામ ' સંકલ્પી હિંસા ' છે.

---

૧ શ્રીઅમિતગતિએ ઉપાસકાચારમા કહ્યુ પણ છે કે—

' हिंसा द्वेधा प्रोक्ताऽऽरम्भानारम्भजत्वतो दक्षैः ।
गृहवासतो निवृत्तो द्वेधाऽपि त्रायते तां च ॥
गृहवाससेवनरतो मन्दकषायप्रवर्तितारम्भः ।
आरम्भजां स हिंसां शक्नोति न रक्षितुं नियमात् ॥ "

## હિંસાના ફળની વિચિત્રતા—

કેટલીક વાર હિંસા દેખાવમાં થોડી હોવા છતાં તેના ફળની બહુલતા જોવાય છે, જ્યારે કેટલીક વાર હિંસા ઘણી થઇ હોય અને તેનુ વિપાકરૂપ ફળ અલ્પ અનુભવાય છે.[1] કોઇક વેળા હિંસાનું તરત જ ફળ ભોગવવું પડે છે અને કોઇ વાર તે ઘણા લાંબા કાળે ભોગવવું પડે છે. કેટલીક વાર એમ પણ બને છે કે હિંસા એકાદ વ્યક્તિ કરે છે અને ફળ અનેક ભોગવે છે, જ્યારે કેટલીક વાર હિંસા અનેક વ્યક્તિ કરે છે અને ફળ એક જણ ભોગવે છે. આ હકીકતને હિંસાની વિવિધતા અને વિચિત્રતા સાથે સંબંધ હોવાથી એને વિષે પણ અત્ર થોડોક ઊહાપોહ કરીશું.

અલ્પ અભિનિવેશને વશ થઇ, પ્રમાદને અધીન બની **જમાલિ** જેવા નિહ્નવોએ ભાવ-પ્રાણના ત્યાગરૂપ અલ્પ હિંસા સેવી, પરંતુ દીર્ઘસંસારપરિભ્રમણરૂપ ઘણા દુઃખનો તેમને અનુભવ કરાવવાવાળી તે નીવડી. આ પ્રથમ પ્રકાર છે. અનેક મનુષ્યોનો સંહાર કરનાર **દૃઢપ્રહારી** જેવાને તેમની હિંસાનું ફળ કેવળ લોકનિંદા અને અલ્પ તાડન તર્જન જેટલું જ મળ્યું આ દ્વિતીય પ્રકાર છે. આ ઉપરથી એ સૂચિત થાય છે કે એવો કંઇ નિયમ નથી કે ઘણા જીવોને મારવા રૂપ હિસાનું ફળ તીવ્ર નરકાદિ દુઃખ જ છે. વસ્તુસ્થિતિ તો એ છે કે પ્રમાદજનિત તીવ્ર અને દુષ્ટ અધ્યવસાય પૂર્વક જે હિંસા કરાઇ હોય તે પ્રાયઃ નરકાદિના અસહ્ય દુઃખનો અનુભવ કરાવે છે.

રૌદ્ર ધ્યાનને અનુકૂળ એવા કઠોર હૃદય પૂર્વક અતિશય સક્લિષ્ટ અધ્યવસાયને સેવીને અનેક ત્રસ જીવોના પ્રાણત્યાગરૂપ જે હિંસા કરાય છે તેનું ફળ કેટલીક વાર તો આ લોકમાં પણ તરત જ ભોગવવું પડે છે. દાખલા તરીકે છ ખંડ સાધવાની ઇચ્છાવાળા **કોણિક** નરેશ્વરને નરકરૂપ ફળની પ્રાપ્તિ પૂર્વે આ લોકમાં જ વણમોતે મરવું પડયું.

વર્તમાન કાળમાં કરેલી હિંસા કોઇક વેળા વર્તમાન કાળમાં પણ ફળ આપે છે. જેમકે જે વખતે **સુન્દે ઉપસુન્દને** માર્યો તે વખતે **ઉપસુન્દે સુન્દને** માર્યો. વળી કાલાંતરમાં પણ હિંસાનું ફળ ભોગવાય છે.

હિંસા એક જણ કરે છે અને તેનું ફળ ઘણા ભોગવે છે એમ પણ બને છે. ઉદાહરણ તરીકે **પાલક** મંત્રીએ **સ્કંદક** મુનીશ્વરના ૫૦૦ શિષ્યોને ઘાણીમા પીલીને મારી નાંખ્યા અને તેના દારુણ વિપાકનો-તેના ભયંકર ફળનો આખો દેશ ભાગી બન્યો. વિશેષમાં **સાંબ, પ્રદ્યુમ્ન** વગેરે યાદવોએ **દ્વૈપાયન** ઋષિને હેરાન કર્યા અને તેનું કટુ ફળ **દ્વારિકા**ની સમગ્ર પ્રજાને ચાખવું પડયું.

---

૧ સરખાવો—

" कोडाकोडीगुणो वा हुज्ज विवागो बहुतरो वा "
[ कोटाकोटिगुणो वा भवेद् विपाको बहुतरो वा ]

ઘણા જીવો હિંસા કરે અને ફળ એકને ભોગવવું પડે એવું પણ કદાચિત્ બને છે. જેમકે અપરાધ લોકો કરે અને તેનું ફળ તેના નાયકને ભોગવવું પડે.

વળી કેટલીક વાર એક વાર કરેલી હિંસાનું ફળ એક જ વાર ભોગવવું પડે છે અને કોઇક વેળા ઘણીયે વાર. જેમકે **શ્રીમહાવીર** સ્વામીએ **ત્રિપૃષ્ઠ** વાસુદેવના ભવમાં શય્યાપાલકના કાનમાં સીસું તપાવીને રેડાવ્યું હતું તેનું ફળ એ શય્યાપાલક અનેક ભવો કરી જ્યારે ગોવાળીઓ થયો ત્યારે પ્રભુને ઉદયમાં આવ્યું અર્થાત્ તેમને આ ફળ ઘણા લાંબા વખતે અને તે પણ વળી એક જ વાર ભોગવવું પડયું.

વિશેષમાં હિંસાનું ફળ ન પણ ભોગવવું પડે અર્થાત્ એથી કર્મબંધ ન પણ થાય જેમકે **શ્રીવિષ્ણુકુમાર** જેવાએ શાસનની રક્ષા માટે **નમુચિ**ના પ્રાણ લીધા છતાં એ હિંસા તેમને કર્મબંધનું કારણ ન બનતા નિર્જરાનું કારણ બની.[1]

## હસ્તિતાપસવાદ—

**સૂત્રકૃતાંગ**માં જે વિવિધ વાદો ઉપલબ્ધ થાય છે તે પૈકી હસ્તિતાપસવાદનુ સ્વરૂપ અત્ર આલેખવું પ્રાસંગિક સમજાય છે. આ આગમના ૪૦૩ મા પત્રમાં આ સબંધમાં એવો ઉલ્લેખ છે કે દયા પાલવા માટે કેટલાક આ પ્રમાણે કહે છે કે બાકી બધા જીવોની દયા પળાય એ માટે વર્ષે વર્ષે એક એક મોટા હાથીને બાણ વડે મારીને અમે અમારો નિર્વાહ કરીએ છીએ. આ જાતની હિંસા કરનારાને [2]નિર્યુક્તિકાર અને [3]ટીકાકાર ' હસ્તિતાપસ 'ના નામથી ઓળખાવે છે. આ મતનું નિરસન આગળ ઉપર વિચારીશું.

---

૧ આ સમગ્ર વિવેચનનો સારાંશ આચાર્ય શ્રીઅમૃતચંદ્ર નીચે મુજબ નિર્દેશે છે:—

" अविधायापि हि हिंसा हिंसाफलभाजनं भवत्येकः ।
कृत्वाऽप्यपरो हिंसां हिंसाफलभाजनं न स्यात् ॥
एकस्याल्पा हिंसा ददाति काले फलमनल्पम् ।
अन्यस्य महाहिंसा स्वल्पफला भवति परिपाके ॥
कस्यापि दिशति हिंसा हिंसाफलमेकमेव फलकाले ।
अन्यस्य चैव हिंसा दिशत्यहिंसाफलं विपुलम् ॥
हिंसाफलमपरस्य तु ददात्यहिंसा तु परिणामे ।
इतरस्य पुनर्हिंसा दिशत्यहिंसाफलं नान्यत् ॥
अवबुध्य हिंस्य-हिंसक-हिंसा-हिंसाफलानि तत्त्वेन ।
नित्यमवगूहमानैर्निजशक्त्या त्यज्यतां हिंसा ॥ "

અત્ર આ બધા પદ્યોનો અર્થ ન લખતા કેવળ છેલ્લાનો જ લખીશું, કેમકે બાકીનાનો અર્થ લગભગ ઉપર આવી ગયો છે. અંતિમ પદ્યનો અર્થ એ છે કે જેની હિંસા કરાય છે તે ' હિંસ્ય ' ગણાય છે. આ હિંસ્ય કોણ છે, હિંસા કરનાર કોણ છે, હિંસાનું શું સ્વરૂપ છે, હિંસાનાં ફળો કેવા છે એનો વાસ્તવિક બોધ મેળવીને સદા યથાશક્તિ હિંસાનો ત્યાગ કરવો જોઇએ

૨ જુઓ સૂત્રકૃતાંગનું ૩૮૬ મું પત્ર

૩ જુઓ સૂત્રકૃતાંગનું ૪૦૪ મું પત્ર.

અસત્યનું લક્ષણ—

**कषायादिप्रमादपरिणतात्मना सद्भूतनिह्नवासद्भूतोद्भावनरूपत्वं, प्रमत्तयोगमाश्रित्य सद्भावप्रतिषेधरूपत्वे सति असद्भावोद्भावनरूपत्वं वाऽसत्यस्य लक्षणम् । ( ४०८ )**

અર્થાત્ કષાયાદિ પ્રમાદરૂપે પરિણમેલો આત્મા સદ્ભૂત વસ્તુનો અપલાપ કરે કે અસદ્ભૂત વસ્તુનું ઉદ્ભાવન યાને પ્રકાશન કરે તો તે 'અસત્ય' છે. અથવા પ્રમત્ત યોગના આલંબન પૂર્વક સદ્ભાવનો નિષેધ કરી અસદ્ભાવનું ઉદ્ભાવન કરવું તે 'અસત્ય' છે.

જીવ નથી, પરલોક નથી એ પ્રમાણેનું પ્રતિપાદન તે 'સદ્ભાવનો અપલાપ' કહેવાય છે. આ આત્મા શ્યામાતંદુલ જેવડો છે[1] અથવા તો અંગુઠાના પેરવા ( પર્વ ) જેટલો છે એવાં [2]કથન તે 'અસદ્ભાવનું ઉદ્ભાવન' છે. શાસ્ત્રમાં જેનો નિષેધ કરાયો હોય એવા વચનના અનુષ્ઠાનરૂપ ગર્હાનો પણ ત્યાગ કરવો ઉચિત છે. સદ્ભૂત પદાર્થની પ્રતીતિ કરાવનારું અર્થાત્ સત્ય એવું વચન પણ જો હિંસાથી યુક્ત હોય તો તે અસત્ય જ છે. આ કારણને લીધે હિંસાથી બચવા માટે મૃષાવાદનો ( તેમજ અસ્તેયાદિનો ) ત્યાગ કરવાનો ઉપદેશ અપાયો છે.[3]

સ્તેય ( ચોરી )નું લક્ષણ—

**परपरिगृहीतधनधान्यादीनामाक्रान्त्या चौर्यादिलक्षणशास्त्रप्रति-**

---

૧ આ કથન ક્યાંનું છે તે ખ્યાલમાં આવતુ નથી.

૨ " **अङ्गुष्ठमात्रः पुरुषो अङ्गुष्ठं च समाश्रितः** " એવો ઉલ્લેખ **મહાનારાયણ** ઉપનિષદ્‌ના ૧૬ મા ખંડના ત્રીજા શ્લોકમા છે.

૩ સરખાવો **સ્થાનાંગ** ( સૂ. ૨૩૫ )ની શ્રી**અભયદેવસૂરિ**કૃત વૃત્તિગત નિમ્ન-લિખિત અવતરણ:—

" **एक्कं चिय एत्थ वयं निद्दिट्ठं जिणवरेहिं सव्वेहिं ।**
**पाणाइवायविरमणमवसेसा तस्स रक्खट्ठा ॥** "
[ **एकमेवात्र व्रतं निर्दिष्टं जिनवरैः सर्वैः ।**
**प्राणातिपातविरमणमवशेषाणि तस्य रक्षार्थानि ॥** ]

અર્થાત્ સર્વે જિનેશ્વરોએ પ્રાણાતિપાતવિરમણ ( અહિંસા )રૂપ એક જ વ્રતનો નિર્દેશ કર્યો છે; બાકીનાં ( સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહરૂપ ) વ્રતો તો એની રક્ષા માટે છે. **અર્થદીપિકા**ના ૪૦ મા પત્રમાં અવતરણરૂપે અપાયેલુ નિમ્ન-લિખિત પદ્ય પણ અત્ર નોંધી લઇશું:—

" **धन्नाणं रक्खट्ठा कीरति वइओ जह तहेवेत्थ ।**
**पढमवयरक्खणट्ठा कीरंत वयाइं सेसाइं ॥** "
[ **धान्यानां रक्षणार्था कुर्वन्ति वृत्तयो यथा तथैवात्र ।**
**प्रथमव्रतरक्षणार्थं कुर्वन्ति व्रतानि शेषाणि ॥** ]

**षिद्धनिषेधाचरणेन वा ग्रहणरूपत्वम्, कषायादिप्रमादकलुषितबुद्ध्या परकीयादत्ततृणादिरूपद्रव्यजातस्यादानरूपत्वं वा स्तेयस्य लक्षणम्। (४०९)**

અર્થાત્ અન્યની માલીકીનાં ધન, ધાન્ય ઇત્યાદિનું આક્રમણ દ્વારા ગ્રહણ કરવું તે 'સ્તેય' યાને 'ચોરી' છે. અથવા ચોરી વગેરે જેવાં શાસ્ત્રમાં નિષેધ કરાયેલા આચરણથી અન્યનાં ધન, ધાન્યાદિનું ગ્રહણ કરવું તે 'ચોરી' છે. અથવા કષાયાદિ પ્રમાદને લીધે બુદ્ધિ કલુષિત થવાથી પારકાના તૃણ (જેવા બીનકીંમતી) વગેરે પદાર્થોનું તેના આપ્યા વિના—તેના માલીકની રજા વિના ગ્રહણ કરવું તે 'ચોરી' છે. આને શાસ્ત્રકારો [1]'અદત્તાદાન'ના નામથી ઓળખાવે છે. એટલે કે અણુદીધું લેવું તે 'ચોરી' છે.[2]

**અદત્તાદાનના ચાર પ્રકારો—**

(૧) સ્વામિ–અદત્ત, (૨) જીવ–અદત્ત, (૩) તીર્થંકર–અદત્ત અને (૪) ગુરુ–અદત્ત -એમ અદત્તના ચાર પ્રકારો છે. જે વસ્તુનો જે સ્વામી હોય–માલીક હોય તેની પરવાનગી વિના તે વસ્તુ લેવી તે 'સ્વામિ–અદત્તાદાન' છે અને તે વસ્તુ તે 'સ્વામિ–અદત્ત' છે. જેમકે સોનું વગેરે. જીવે રાજીખુશીથી નહિ આપેલી વસ્તુ સ્વીકારવી તે 'જીવ–અદત્તાદાન' છે અને તે વસ્તુ 'જીવ–અદત્ત' છે. જેમકે સચિત્ત ફળ વગેરે; કેમકે તે ફલાદિના જીવે પોતાના પ્રાણ તેને આપ્યા નથી. તીર્થંકરે નિષેધ કરેલી વસ્તુનું ગ્રહણ તે 'તીર્થંકર–અદત્તાદાન' છે અને તે વસ્તુ 'તીર્થંકર–અદત્ત' છે. જેમકે આધાકર્માદિ આહારનો તીર્થંકરે નિષેધ કર્યો છે તો એનું ગ્રહણ કરનાર સાધુ તીર્થંકર–અદત્તાદાનનો ભાગી છે. એવી રીતે અપ્રાસુક, અનંતકાય, અભક્ષ્ય પદાર્થો તે ગૃહસ્થ આશ્રીને તીર્થંકર–અદત્ત છે. ગુરુએ જે વસ્તુ લેવા માટે આજ્ઞા ન આપી હોય તે વસ્તુ લેવી તે 'ગુરુ–અદત્તાદાન' છે અને તે વસ્તુ 'ગુરુ–અદત્ત' છે. ભોજ્યાદિ પદાર્થ સર્વથા શુદ્ધ હોય, પરંતુ ગુરુની અનુજ્ઞા વિના જો તે ગ્રહણ કરાય તો તે 'ગુરુ–અદત્ત' છે.[3]

**અબ્રહ્મનું લક્ષણ—**

**कषायादिप्रमादपरिणतात्मनो मोहोदये सति चेतनाचेतनस्रोतसो-रासेवनरूपत्वं, मोहोदयजनितरागपरिणामवशात् परस्परं स्वयमेव**

---

૧ અદત્ત એટલે નહિ આપેલુ; અને આદાન એટલે ગ્રહણ

૨ સરખાવો તત્ત્વાર્થ (અ. ૭)નું નિમ્નલિખિત દશમું સૂત્રઃ—

" अदत्तादानं स्तेयम् । "

૩ જુઓ અર્થદીપિકાનું ૭૦ મુ પત્ર.

**वाऽऽश्लेषजनितसुखमुपलभमानयोः स्त्रीपुंसोर्विलक्षणसंयोगविशेषरूपत्वं वा, उदितवेदयोः स्त्रीपुंसोः परस्परं स्वयमेव वा विलक्षणसंयोगपूर्वक-शरीराश्लेषे सति रागपरिणामरूपत्वं वाऽब्रह्मणो लक्षणम् । ( ४१० )**

અર્થાત્ મોહનીય કર્મના ઉદય દરમ્યાન કષાયાદિ પ્રમાદરૂપે પરિણમેલ આત્મા સજીવ અને નિર્જીવ સ્રોતસૂનું સેવન કરે તે ' અબ્રહ્મ ' છે. અથવા મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલા રાગરૂપ પરિણામને લીધે પરસ્પર આલિંગન કરવાથી કે પોતાની મેળે ગુહ્ય અવયવના સ્પર્શથી સુખ પામનારા સ્ત્રી અને પુરુષના વિલક્ષણ સંયોગને ' અબ્રહ્મ ' કહેવામાં આવે છે. અથવા વેદનીય કર્મના ઉદયવાળાં સ્ત્રી અને પુરુષનો પરસ્પર અથવા તો પોતાની મેળે વિલક્ષણ સંયોગ દ્વારા શરીરનો આશ્લેષ થતા જે રાગરૂપ પરિણામ ઉત્પન્ન થાય તે ' અબ્રહ્મ ' કહેવ ય છે.

પરિગ્રહનું લક્ષણ—

**सचित्ताचित्तमिश्रद्रव्येषु ममत्वलक्षणतृष्णारूपत्वं, प्रमत्तयोग-माश्रित्य बाह्याभ्यन्तरद्रव्येषु [1]ममेति ममत्वभावलक्षणमूर्च्छा[2]रूपत्वं, प्रमत्तयोगानुवृत्तिसामर्थ्याद् बाह्याभ्यन्तरतृष्णारूपत्वं, बाह्याभ्यन्तर-द्रव्यस्यार्जनरक्षणसंस्कारादिव्यापारविषयकतृष्णारूपत्वं वा परिग्रहस्य लक्षणम् । ( ४११ )**

અર્થાત સચિત્ત, અચિત્ત અને મિશ્ર ( સચિત્તાચિત્ત ) એવા ત્રણ પ્રકારના દ્રવ્યોને વિષે મમતારૂપ તૃષ્ણા તે ' પરિગ્રહ ' છે. અથવા પ્રમત્ત યોગને લીધે બાહ્ય અને આભ્યંતર દ્રવ્યોને વિષે મારા-પણારૂપ મૂર્છા રાખવી તે ' પરિગ્રહ ' છે. અથવા પ્રમત્ત યોગની અનુવૃત્તિના બળથી બાહ્ય અને આભ્યંતર દ્રવ્યનાં ઉપાર્જન, રક્ષણ, સસ્કાર વગેરે જાતની પ્રવૃત્તિ સંબંધીની તૃષ્ણા તે ' પરિગ્રહ ' છે.

તૃષ્ણા—

જેમ ઈર્ષ્યા અશાંતિને ઉત્પન્ન કરે છે તેમ તૃષ્ણા પણ અશાંતિની ઉત્પાદક છે, એટલું જ

---

૧ મમ એ 'મૃત્યુ' છે અને નિર્મમ એ 'શાશ્વત બ્રહ્મ' છે આ પ્રમાણેનો ભગવદ્ગીતાનો મ દેશ હિંદુ ધર્મનું કેન્દ્ર છે. એની ધરી ઉપર સઘળા આચાર વિચાર ઘૂમે છે

૨ તત્ત્વાર્થ ( અ. ૭ )માં બારમા સૂત્રરૂપે કહ્યું છે કે—

" मूर्च्छा परिग्रहः । "

નહિ પણ સાથે સાથે એ અશાંતિની વૃદ્ધિ પણ કરે છે તૃષ્ણા ઉપર યોગ્ય અંકુશ ન રખાય તો એના યોગે જરૂરીઆતો વધતી જાય અને પરિણામે અશાંતિની જ્વાળા ચોમેર ફેલાઇ જાય. એટલે કે નિરંકુશ ઇચ્છાઓને અધીન બનનારી વ્યક્તિ પોતાના જીવનની આદરણીય અને અનુપમ શાંતિનો ઇરાદા પૂર્વક નાશ કરે છે. અસંતોષની ભાવના એની અશાંતિની ચિતાને સળગતી જ રાખે છે અને એમા એનું સર્વસ્વ હોમાય છે અને પરિણામે એના દુઃખનો પાર રહેતો નથી. જીવનને શાંતિમય અને સુખદ બનાવવા માટે તૃષ્ણાના વેગને રોકવો જોઇએ અને તેમ કદાચ શરૂઆતમાં ન બને તો એ વેગની દિશા તો જરૂર ફેરવવી જ જોઇએ. એમ ન થાય અને કેવળ તૃષ્ણારૂપ નદીના પૂરમાં જ તણાવાનું ચાલૂ રહે તો પોતાના આત્માની અધોગતિ માટે જરાએ શંકા રહેતી નથી, એટલું જ નહિ પણ જગત્‌ને એ પ્રવૃત્તિ ત્રાસદાયક નીવડે છે અને એથી જગત્‌ના તમામ જીવોના કલ્યાણની અનુપમ ભાવના તો પ્રકટ્યા પહેલાં જ મરી જાય છે.

**પરિગ્રહના પ્રકારો—**

પરિગ્રહણ કરાય તે 'પરિગ્રહ' છે. એના ૬, ૯ અને ૬૪ એમ જુદી જુદી અપેક્ષા અનુસાર પ્રકારો પડે છે. જુઓ **દશવૈકાલિક**ની નિર્યુક્તિ ( [1]ગા. ૨૪૯ ). આની [2]૨૫૦ મી ગાથા મુજબ ગૃહસ્થના અર્થરૂપ પરિગ્રહના ( ૧ ) ધાન્ય, ( ૨ ) રત્ન, ( ૩ ) સ્થાવર, ( ૪ ) દ્વિપદ, ( ૫ ) ચતુષ્પદ અને ( ૬ ) ધાતુ એમ છ પ્રકારો છે અર્થાત્ ત્યાં અર્થ-પરિગ્રહ સામાન્યપણે છ પ્રકારનો કહેવાયેલો છે. એના અવાંતર ભેદો વિચારતા એના ૬૪ પ્રકારો પડે છે. જેમકે ધાન્યના ચોવીસ પ્રકાર, રત્નના ચોવીસ પ્રકાર, સ્થાવરના ત્રણ, દ્વિપદના બે, ચતુષ્પદના દશ અને ધાતુનો એક ( ૨૪+૨૪+૩+૨+૧૦+૧=૬૪ ).

આ પૈકી ધાન્યના ચોવીસ પ્રકારો તો આપણે ૩૭૭ મા તેમજ ૩૭૮ મા પૃષ્ઠમાં જોઇ ગયા છીએ. ત્યાં આપેલી ગાથાઓ **દશવૈકાલિક**-નિર્યુક્તિની ૨૫૨ મી અને ૨૫૩ મી ગાથા સાથે પ્રાયઃ અક્ષરશ. મળતી આવે છે; અને તે આ નિર્યુક્તિમાથી ઉદ્ધૃત કરેલી જણાય છે.

**ચોવીસ પ્રકારનાં રત્નોનાં નામ દશવૈકાલિક**-નિર્યુક્તિ ( [3]ગા. ૨૫૪-૨૫૫ )માં નીચે મુજબ આપેલાં છેઃ—

---

१ " धम्मो पसुवइट्ठो अत्थस्स चउव्विहो उ निक्खेवो ।
ओहेण छव्विहऽत्थो चउसट्ठिविहो विभागेणं ॥ "

[ धर्मं एष उपदिष्टोऽर्थस्य चतुर्विधस्तु निक्षेपः ।
ओघेन षड्विधोऽर्थश्चतुःषष्टिविधो विभागेन (विशेषेण) ॥ ]

२ " धन्नाणि रयण थावर दुपय चउप्पय तहेव कुविअं च ।
ओहेण छव्विहऽत्थो एसो धीरेहिं पन्नत्तो ॥ "

[ धान्यानि रत्न स्थावरं द्विपदं चतुष्पदं तथैव कुप्यं च ।
ओघेन षड्विधोऽर्थं एष धीरैः प्रज्ञप्त ॥ ]

३ " रयणाणि चउव्वीसं सुवण्णतउतंबरययलोहाइं ।
सीसगहिरण्णपासाणवइरमणिमोत्तिअपवाल ॥ २५४ ॥

(૧) સોનું, (૨) કલાઇ, (૩) તાંબુ, (૪) રૂપુ, (૫) લોઢું, (૬) સીસું, (૭) હિરણ્ય ( રૂપિયા વગેરે ), (૮) પાષાણ ( વિજાતીય રત્ન ), (૯) વજ્ર ( હીરો ), (૧૦) મણિ ( જાતિવંત રત્ન ), (૧૧) મોતી, (૧૨) પરવાલા, (૧૩) શંખ, (૧૪) તિનિશ ( એક જાતનું ઝાડ ), (૧૫) અગુરુ, (૧૬) ચંદન, (૧૭) વસ્ત્ર, (૧૮) ઊનનાં વસ્ત્રો, (૧૯) કાષ્ઠ ( શ્રીપર્ણ્યાદિનાં ફળ વગેરે ), (૨૦) ચર્મ ( સિંહ વગેરેનું ચામડું ), (૨૧) હાથી વગેરેના દાંત, (૨૨) ચમરી વગેરેના વાળ ( કેશ ), (૨૩) ગંધ અને (૨૪) પિપલી વગેરે દ્રવ્યૌષધ

સ્થાવરના (૧) ભૂમિ યાને [1]ક્ષેત્ર, (૨) [2]ગૃહ અને (૩) [3]વૃક્ષોનો સમૂહ એમ ત્રણ પ્રકારો છે. દ્વિપદના (૧) ચક્રારબદ્ધ અને (૨) માનુષ એમ બે પ્રકારો છે. તેમા પ્રથમ પ્રકારથી ગાડી વગેરે સમજવું, જ્યારે દ્વિતીય પ્રકારથી દાસ, દાસી વગેરે સમજવાં.

ચતુષ્પદના (૧) ગાય, (૨) ભેંસ, (૩) ઊંટડી, (૪) બકરી, (૫) ઘેટી, (૬) [4]અશ્વ, (૭) અશ્વતર (ખચ્ચર), (૮) [5]ઘોડા, (૯) ગધેડા અને (૧૦) હાથી એમ દશ ભેદો છે.

તાંબાનો કળશ વગેરે વ્યક્તિરૂપે અનેક પ્રકારનું કુપ્ય છે; પરંતુ તેને અત્ર એક જ ગણેલ છે.

---

संखो तिणिसागुरुचंदणाणि वत्थामिलाणि कट्ठाणि ।
तह चम्मदंतवाला गंधा दव्वोसहाइं च ॥ २५९ ॥"

[ रत्नानि चतुर्विंशतिः सुवर्ण–त्रपु–ताम्र–रजत–लोहानि ।
सीसक–हिरण्य–पाषाण–वज्र–मणि–मौक्तिक–प्रवालानि ॥
शङ्खः तिनिशा–ऽगुरु–चन्दनानि वस्त्रा–ऽमिलानि काष्ठानि ।
तथा चर्म–दन्त–वाला गन्धा द्रव्यौषधानि च ॥ ]

૧ આના ( અ ) સેતુ, ( આ ) કેતુ અને ( ઇ ) સેતુકેતુ એમ ત્રણ પ્રકારો છે. અરઘટ્ટાદિ દ્વારા જે ક્ષેત્રમા જળ પૂરું પાડવામા આવે તે ' સેતુ–ક્ષેત્ર ', મેઘની વૃષ્ટિથી જ્યાં પાક થાય તે ' કેતુ–ક્ષેત્ર ' અને બંને જાતનાં જળોથી જ્યા પાક થાય તે ' સેતુ–કેતુ-ક્ષેત્ર ' કહેવાય છે.

૨ આના ( અ ) ખાત, ( આ ) ઉચ્છ્રિત અને ( ઇ ) ઉભયસ્વરૂપી એમ ત્રણ ભેદો છે. ભોયરા વગેરે ' ખાત ', પ્રાસાદ વગેરે ઉચ્છ્રિત અને ભોંયરાની ઉપરના ગૃહ વગેરે ' ખાત–ઉચ્છ્રિત ' જાણવાં.

૩ નાળિયેર વગેરેની વાડીઓ

૪ વાલ્હીક વગેરે દેશમા ઉત્પન્ન થયેલા જાતિવંત.

૫ અજાતિવંત.

**પરિગ્રહના નવ પ્રકાર—**

(૧) [1]ધન, (૨) ધાન્ય, (૩) [2]ક્ષેત્ર, (૪) [3]વાસ્તુ, (૫) રૂપુ, (૬) સોનું, (૭) કુપ્ય, (૮) દ્વિપદ અને (૯) ચતુષ્પદ એમ પરિગ્રહના નવ પ્રકારો પણ સૂચવાયા છે; કેમકે ઉપરના ૬૪ પ્રકારોનો આમાં અંતર્ભાવ થાય છે અને એથી તો **શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર** ('વંદિત્તુ' સૂત્ર)ની [4]૧૮મી ગાથામાં પરિગ્રહપરિમાણના નવ અતિચારો ગણાવ્યા છે. અત્ર કુપ્યથી રૂપુ અને સોનું એ બે ધાતુઓ સિવાયની કાંસું, લોઢું, તાંબુ, કલાઇ અને સીસું એ ધાતુઓ તેમજ માટીનાં વાસણો, કાષ્ઠ, હળ, ગાડાં, શસ્ત્ર, તથા માંચો, માંચી વગેરે ગૃહોપસ્કર (રાચરચીલું) સમજવાં. દ્વિપદથી દાસ, દાસી, હંસ, મોર, મરઘો, પોપટ, સારિકા, ચકોર, કબૂતર વગેરે સમજવાં.

**પરિગ્રહ-પરિમાણ વ્રતની સાર્થકતા—**

ઘરમાં સો રૂપિયાનાં પણ ફાંફાં હોય અને આ વ્રત લેતી વેળા લાખ રૂપિયાનો નિયમ લેવાય એટલે પછી એટલા મેળવવા માટે ઇચ્છાની વૃદ્ધિ થતી રહેવાનો સંભવ છે તો પછી આ વ્રત લેવાથી શો લાભ ? આનો ઉત્તર એ છે કે સર્વ સંસારી જીવોને ઇચ્છાની વૃદ્ધિ તો સદા પહેલેથી છે જ. આ સંબંધમાં **નમિ** રાજર્ષિનું નિમ્નલિખિત કથન સાક્ષી પૂરે છેઃ—

" [5]**सुवण्णरुप्पस्स य पव्वया भवे, सिआ हु केलाससमा असंखया ।**
**नरस्स लुद्धस्स न तेहिं किंचि, इच्छा हु आगासमा अणंतिआ ॥** "

અર્થાત્ ખરેખર સોનાના તથા રૂપાના કૈલાસ જેવડા અસંખ્ય પહાડો હોય તોપણ લોભી જનને તેથી કાંઇ તૃપ્તિ થતી નથી, કેમકે ઇચ્છા નક્કી આકાશ જેટલી અનંત છે. આથી કરીને અપરિમિત ઇચ્છાને પરિમિત બનાવવી તે લાભકારક છે; કેમકે જેણે આ પરિગ્રહપરિમાણરૂપ વ્રત લીધું નથી તેની ઇચ્છાની કંઇ સીમા નથી એટલે તેની ઇચ્છાની વૃદ્ધિની ગતિ અપ્રતિહત અને અસ્ખલિત છે, જ્યારે આ વ્રતને ગ્રહણ કરેલાની ઇચ્છાની તો અવધિ છે, તેની વૃદ્ધિ મર્યાદિત બની છે, કારણ અધિક ઇચ્છા માટેનું દ્વાર તેને માટે તો બંધ છે. આ પ્રમાણે વ્રતીની ઇચ્છાનો વેગ અટકવાથી તે સંતોષી જીવન ગાળી સુખી બને છે. આવી પરિસ્થિતિમા પણ આ વ્રતને અસાર્થક કોઇ ગણે-ખરો ?

---

૧ આના ચાર પ્રકાર છે. જેમકે ગણી શકાય તે ' ગણિમ ', સોપારી, નાળિયેર વગેરે. તોળી શકાય તે ' ધરિમ ', ગોળ, ઘી વગેરે માપી શકાય તે ' મેય ', કાપડ, જમીન વગેરે. પરીક્ષા કરવા લાયક હોય તે ' પારિચ્છેદ્ય ', માણેક, મોતી વગેરે.

૨ ધાન્ય ઉગાવવાનુ સ્થળ.

૩ ઘર, ગામ વગેરે

૪ " धणधन्न खित्तवत्थू रुप्पसुवन्ने अ कुविअपरिमाणे ।
दुपए चउप्पयंमी पडिक्कमे देसिय सव्वं ॥ "
[ धनधान्ययोः क्षेत्रवास्तुनो रूप्यसुवर्णयोश्च कुप्यपरिमाणे ।
द्विपदचतुष्पदयोः प्रतिक्रमामि दैवसिकं सर्वम् ॥ ]

૫ છાયા—
सुवर्णरौप्ययोश्च पर्वता भवेयुः स्यात खलु कैलाससमा असङ्ख्येयाः ।
नरस्य लुब्धस्य न तैः किञ्चित् इच्छा खलु आकाशसमाऽनन्तिका ॥

**પરિગ્રહ એટલે શું ?—**

મૂર્છા એ જ પરિગ્રહનું કારણ છે. એ ન હોય તો ધન, ધાન્ય વગેરે હોય તોપણ તે પરિગ્રહ નથી. કહ્યું પણ છે કે—

" अपरिग्रह एव भवेद् वस्त्राभरणाद्यलङ्कृतोऽपि पुमान् ।
ममकारविरहितः सति ममकारे सङ्गवान् नग्नः ॥ "

અર્થાત્ વસ્ત્ર, આભૂષણ વગેરેથી વિભૂષિત પુરુષ જો મમતાથી મુક્ત હોય તો તે પરિગ્રહ વિનાનો છે, જ્યારે મમતાવાળો પુરુષ નગ્ન હોય તોપણ તે પરિગ્રહથી યુક્ત છે. આથી ધ્યાનમાં રાખવું કે સંયમમા સહાયક એવા વસ્ત્ર, કાંબળ, પાદપ્રોછન ( રજોહરણ ) વગેરેમાં પણ જો મમતા હોય તો તે પરિગ્રહ છે જ અને તેને વિષે નિર્મમત્વ હોય તો તે પરિગ્રહ નથી જ.

**પાંચ અવ્રતોનું અવલોકન—**

હિંસાથી માંડીને તે પરિગ્રહ પર્યંતના પાંચ અવ્રતોનું સ્વરૂપ ઉપલક દૃષ્ટિએ વિચારતાં જુદું જણાય છે, પરંતુ બારીકાઇથી વિચારીએ તો તેમા કોઇ ખાસ ભેદ જણાતો નથી, કેમકે એ પાંચે અવ્રતોના–એ પાચ મહાદોષોના દોષપણાનું કારણ રાગ, દ્વેષ અને મોહ છે. આ ત્રિપુટી જ હિંસાદિ મલિન વૃત્તિઓનું વિષ છે; અને એથી જ એ વૃત્તિઓ દોષરૂપ ગણાય છે–અવ્રત તરીકે ઓળખાય છે. આથી કરીને કોઇ પ્રશ્ન કરે કે આ પ્રમાણે જ્યારે રાગ, દ્વેષ અને મોહ જ દોષરૂપ છે તો પછી દોષ તરીકે હિંસા વગેરે પાંચ કે એથી ન્યૂનાધિક ભેદો વર્ણવવાનું શું કારણ છે ?

આનો ઉત્તર એ છે કે રાગ, દ્વેષ અને મોહ એ જ વાસ્તવિક રીતે મુખ્યપણે દોષ છે અને એ દોષથી વિરમવું એ એક જ મુખ્ય વ્રત છે, છતા રાગ વગેરેનો ત્યાગ કરવાનો ઉપદેશ આપપવાનો હોય ત્યારે તજ્જન્ય પ્રવૃત્તિઓ સમજાવીને જ તે તે પ્રવૃત્તિઓ અને તેના પ્રેરક રાગાદિનો ત્યાગ કરવાનું કહી શકાય. સામાન્ય રીતે જનસમાજ સ્થૂલ દૃષ્ટિવાળો હોઇ તેને માટે બીજો ક્રમ શક્ય કે ઇષ્ટ નથી. રાગાદિથી થતી અગણિત પ્રવૃત્તિઓ પૈકી હિંસા, અસત્ય ઇત્યાદિ મુખ્ય છે. અને એ જ પ્રવૃત્તિઓ મુખ્યપણે લૌકિક કે પારલૌકિક ( આધ્યાત્મિક ) જીવનને કોલી ખાય છે; વાસ્તે એ હિંસા વગેરે પ્રવૃત્તિઓને પાંચ વિભાગોમાં વિભક્ત કરી પાંચ દોષો યાને અવ્રતો તરીકે વર્ણવવામાં આવી છે. સમય અને ક્ષેત્ર આશ્રીને આની સંખ્યા અને નામોમા ભેદ હોવાનો પૂર્ણ સભવ છે, એટલે એના મોહમાં ન તણાતાં–એ બાબતમાં કદાગ્રહી ન બનતા એટલું જ મુખ્યપણે સમજી લેવું જોઇએ કે એ દ્વારા રાગાદિ દોષના ત્યાગનું જ સૂચન છે. આથી કરીને હિંસા વગેરે પાચ દોષોમાં કયા દોષને મુખ્ય કે ગૌણ ગણવો, કયો પહેલો ત્યાગ કરવા લાયક છે અને કયો પછી એવા પ્રશ્ન માટે સ્થાન જ રહેતું નથી. અર્થાત્ હિંસાદિ દોષોની વિશાળ વ્યાખ્યામાં અસત્યાદિ બધા દોષો સમાઇ જ જાય છે એવી જ રીતે અસત્યાદિ કે ચોરી વગેરે કોઇ પણ દોષની વિશાળ વ્યાખ્યામા બધા દોષોનો અંતર્ભાવ થઇ જ જાય છે. આ જ કારણને લીધે અહિંસાને મુખ્ય ધર્મ

માનનાર હિંસારૂપ દોષમાં અસત્યાદિ બધા દોષોનો ત્યાગ જુએ છે.[1] એવી રીતે સત્યને પરમ ધર્મ માનનાર અસત્યમાં બાકીના બધા દોષો ઘટાવી કેવળ અસત્યના જ ત્યાગમાં બાકીના હિંસાદિ બધા દોષોનો ત્યાગ જુએ છે. એ પ્રમાણેની બ્રહ્મચર્ય, સંતોષ વગેરે મુખ્ય ધર્મ માનનારાની દૃષ્ટિ રહેલી છે અને રહેવી જ જોઇએ; નહિ તો શું તેને માથે અનેકાંત જેવી પવિત્ર ચીજનું ખૂન કર્યાનો આરોપ ન મૂકાય ?

**વ્રતનો અર્થ—**

હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ ( મૈથુન ) અને પરિગ્રહથી નિવૃત્ત થવું તેનું નામ 'વ્રત' છે એમ **તત્ત્વાર્થ** ( અ. ૭ )ના નિમ્નલિખિત આદ્ય સૂત્ર ઉપરથી જણાય છે:—

" **हिंसानृतस्तेयाब्रह्मपरिग्रहेभ्यो विरतिर्व्रतम् ।** "

અત્ર જોકે હિંસાદિ દોષોની નિવૃત્તિને ' વ્રત ' કહ્યું છે, પરંતુ એમાં સત્પ્રવૃત્તિનો અંશ રહેલો જ છે એટલે કે વ્રત એ કેવળ નિષ્ક્રિયતા નથી. અર્થાત્ વ્રતની નિવૃત્તિ અને પ્રવૃત્તિ એમ બે બાજુઓ છે અને બંને બાજુ લક્ષ્ય આપવાથી જ વ્રત પૂર્ણ બને છે. સત્કાર્યમાં પ્રવૃત્ત થવાય તે માટે તેના વિરોધી અસત્કાર્યથી નિવૃત્ત થવું જ જોઇએ, એ વાતને લક્ષ્યમાં રાખીને નિવૃત્તિની બાજુનું દ્યોતન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે નિવૃત્તિ સેવવાથી આપોઆપ સત્કાર્યમાં મન, વચન અને કાયાની પ્રવૃત્તિ કરવાનો માર્ગ મોકળો થાય છે.

**વિરતિનું લક્ષણ—**

**हिंसादिपञ्चाश्रवपरित्यागरूपत्वं विरतेर्लक्षणम् । ( ४१२ )**

અર્થાત્ હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહરૂપ પાંચ આશ્રવોનો ત્યાગ તે 'વિરતિ' કહેવાય છે. આ વિરતિના દેશવિરતિ અને સર્વવિરતિ એમ બે પ્રકારો છે. અન્ય શબ્દોમાં કહીએ તો અલ્પ અંશે વિરતિ તે ' અણુવ્રત ' છે, જ્યારે સર્વાંશે વિરતિ તે ' મહાવ્રત ' છે. ત્યાગ-માર્ગનો અભિલાષી દોષોથી નિવૃત્ત થવા પ્રયાસ સેવે છે, પરંતુ બધાનો ત્યાગ એકસરખો હોતો નથી અને એ વિકાસક્રમની દૃષ્ટિએ ખરેખર સ્વાભાવિક છે. આથી કરીને અહીં હિંસાદિ દોષોની થોડી અને ઘણી એ બધી નિવૃત્તિઓને વ્રત માની તેના ટુંકમાં બે ભેદો પાડવામાં આવ્યા છે. જોકે અત્ર દોષની નિવૃત્તિને દેખીતી રીતે વિરતિ યાને વ્રત ગણ્યું છે, છતાં તેમા સત્પ્રવૃત્તિનો અંશ આવી જ જાય છે; કેમકે વ્રતની નિવૃત્તિ અને પ્રવૃત્તિ એમ બે બાજુઓ છે અને બંનેનું સેવન એ જ વ્રતની પૂર્ણાહુતિ છે. અન્ય શબ્દોમાં કહીએ તો અસત્કાર્યોથી નિવૃત્ત થવાનું વ્રત એટલે તેનાં વિરોધી સત્કાર્યને વિષે ત્રિવિધ પ્રવૃત્તિ; અને સત્કાર્યોમાં પ્રવૃત્ત થવાનું વ્રત એટલે તેનાં વિરોધી અસત્કાર્યોથી નિવૃત્ત થવાની હાકલ. આ પ્રત્યેકના હિંસાદિ આશ્રવો આશ્રી પાંચ પ્રકારો પડે છે. તેમાં **દેશથી પ્રાણાતિપાતવિરતિનું** લક્ષણ એ છે કે—

૧ પાકની રક્ષા માટે જેમ વાડ હોય છે તેમ અહિંસા સિવાયના વ્રતો અહિંસારૂપ આત્મ-ખેતીના પાકની વાડરૂપ હોવાથી અહિંસાને મુખ્ય અને બાકીનાં વ્રતોને ગૌણ ગણવામાં આવે છે.

**एनं मारयामीति सङ्कल्पविषयकहिंसायाः परित्यागरूपत्वं देशतः प्राणातिपातविरतेर्लक्षणम् ।( ४१३ )**

અર્થાત્ આને હું મારૂં એ પ્રકારના ઇરાદા પૂર્વક ( નિરપરાધી નિરપેક્ષ જીવની ) જે હિંસા થાય તે હિંસાનો ત્યાગ કરવો તે ' પ્રાણાતિપાતવિરમણરૂપ દેશવિરતિ ' છે.

**અહિંસા અને અનેકાન્ત—**

પ્રાણાતિપાતવિરતિ કહો, પ્રાણાતિપાતવિરમણ કહો કે અહિંસા કહો તે એક જ છે. આ અહિંસાના યથોચિત પાલન માટે અનેકાન્ત દૃષ્ટિની આવશ્યકતા રહેલી છે. જે મનુષ્ય અહિંસાનું પાલન કરવા તૈયાર હોય તેની દૃષ્ટિ, તેના આચાર-વિચાર વગેરેનું અનેકાન્ત કેન્દ્ર હોવું જોઇએ. એની ધરી ઉપર તેની વિચારસરણી ઇત્યાદિ ઘુમે તો જ લાભ છે. આ અપેક્ષાએ અહિંસા અને અનેકાન્તને એક બીજાના પર્યાય ગણી શકાય; કેમકે અનેકાન્તનો અર્થ એ છે કે આપણાથી ભિન્ન વિચાર, ભિન્ન આચાર, ભિન્ન દૃષ્ટિ કે અન્ય કોઇ વિષય પરત્વે ભિન્નતા અન્ય સત્યશોધકમાં નજરે પડતાં જરા પણ ગુસ્સે ન થતાં તેની સાથે સમભાવ રાખવો: તેના તરફ પણ પ્રેમપૂર્વક વર્તન કરવું એટલે કે અહિંસાત્મક લાગણી રાખવી.[1] આ સંસારમાં રંગની, જાતિની, સંપ્રદાયની, ગચ્છની, વિધિવિધાનની ઇત્યાદિ જેટલી જાતની ભિન્નતા છે તે સર્વ ભિન્નતાઓનો સમન્વય કરવાને માટે-તેને એકતારૂપ સૂત્રમાં ગુંથવાને માટે અનેકાન્ત દૃષ્ટિનો આવિર્ભાવ છે. અનેકાન્તાત્મક વિચારથી સર્વત્ર પ્રેમનો સંચાર થાય છે; મૈત્રી, પ્રમોદ કારુણ્ય અને માધ્યસ્થ્ય એ ચાર દિવ્ય અને આત્માર્થીને ખાસ ઉપયોગી ભાવનાઓની વૃદ્ધિ થાય છે; અને તેમ થતાં ઉત્તરોત્તર ચિત્તની શુદ્ધિ થાય છે અને ચિત્ત શુદ્ધ થતાં નિજ ( પોતાનું ) અને જિનનું તાદાત્મ્ય પ્રકટે છે.

**અહિંસાની ચતુર્ભંગી—**

અહિંસાનું લક્ષણ દશવૈકાલિકની શ્રીહરિભદ્રસૂરિકૃત વૃત્તિના ૨૪મા પત્રમાં સૂચવાયું છે કે—

**" अप्रमत्ततया शुभयोगपूर्वकं प्राणाव्यपरोपणम् "**

અર્થાત અપ્રમત્તપણે શુભ યોગ પૂર્વક દશ પ્રાણોનો અનુચ્છેદ યાને બચાવ તે 'અહિંસા' છે. આ અહિંસાના ચાર ભંગો છેઃ-( ૧ ) દ્રવ્યથી તેમજ ભાવથી, ( ૨ ) દ્રવ્યથી પરંતુ ભાવથી નહિ, ( ૩ ) દ્રવ્યથી નહિ પરંતુ ભાવથી અને ( ૪ ) દ્રવ્યથી પણ નહિ અને ભાવથી પણ નહિ.

---

૧ જનતાના હૃદયના અમૃતરૂપ, સમાજની સંજીવિની ઔષધીરૂપ અને જ્ઞાનયોગીઓની પરમ વિભૂતિરૂપ એવા પ્રેમની બે બાજુ છેઃ-( અ ) અહિંસા અને ( ૨ ) અનુકંપા. એની બીજી બાજુ સેવાની જનની છે.

**અહિંસાના પ્રકારો—**

ત્રસ અને સ્થાવર જીવો પૈકી સ્થાવરની યતના પૂર્વક કેવળ નિરપેક્ષ અને નિરપરાધી ત્રસ જીવોને સંકલ્પ પૂર્વક નહિ મારવાના પરિણામવિશેષને 'દેશથી પ્રાણાતિપાતવિરમણ' યાને ' સ્થૂલ પ્રાણાતિપાતવિરતિ ' કહેવામાં આવે છે. એટલે કે આ દેશથી અહિંસા છે, જ્યારે સર્વ પ્રકારે-સંપૂર્ણતયા અહિંસાનું પાલન તે ' સર્વ અહિંસા ' છે. અર્થાત્ કોઇક અંશમાં અહિંસાનું પાલન તે ' દેશ--અહિંસા ' છે, જ્યારે તેનુ સર્વાંશે પાલન તે ' સર્વ અહિંસા ' છે.

અહિંસાના સ્થૂલ અહિંસા અને સૂક્ષ્મ અહિંસા, સ્વરૂપ-અહિંસા અને પરમાર્થ-અહિંસા, દ્રવ્ય-અહિંસા અને ભાવ-અહિંસા એમ વિવિધ રીતે બે બે પ્રકારો પડે છે. તેમાં કોઇ જીવનો સર્વાંશે જાન ન લેવો તે ' સ્થૂલ અહિંસા ' છે, જ્યારે જીવને કોઇ પણ રીતે ક્લેશ ન પહોંચાડવો તે ' સૂક્ષ્મ અહિંસા ' છે. કોઇ પણ જીવને આપણા શરીર દ્વારા હાનિ ન પહોંચાડવી તે ' દ્રવ્ય-અહિંસા ' છે, જ્યારે સમગ્ર જીવોના હિતની ભાવના ભાવવી તે ' ભાવ-અહિંસા ' છે. આ હકીકત સ્વરૂપ-અહિંસા અને પરમાર્થ-અહિંસાને પણ લાગુ પડે છે.

**અહિંસાની અન્યાન્ય વ્યાખ્યાઓ—**

**પાતંજલ યોગસૂત્ર** ( પા. ૨, સૂ. ૩૦ )ના ભાષ્યકાર શ્રી**વ્યાસે** અહિંસાનું લક્ષણ નીચે મુજબ નિર્દેશ્યું છે:—

" **तत्राहिंसा सर्वथा सर्वदा सर्वभूतानामनभिद्रोहः** "

અર્થાત્ બધી રીતે, બધા સમયોમાં બધા ( તમામ ) જીવોની સાથે અદ્રોહપણે વર્તાવ કરવો યાને પ્રેમભાવ રાખવો તે ' અહિંસા ' છે **ઈશ્વરગીતા**નું નિમ્નલિખિત પદ્ય આ વાતને સ્પષ્ટ કરે છે:—

" **कर्मणा मनसा वाचा, सर्वभूतेषु सर्वदा ।**
**अक्लेशजननं प्रोक्ता, 'अहिंसा' परमर्षिभिः ॥** "

અર્થાત્ સદા શરીરથી, મનથી અને વચનથી સર્વ જીવોને વિષે અપીડાત્મક ભાવ રાખવો એટલે કે કોઇ પણ જીવને કદાપિ તનથી, મનથી કે વચનથી ક્લેશ ન પહોંચાડવો-દુઃખ ન દેવું તેને મહર્ષિઓએ ' અહિંસા ' કહી છે.

**અહિંસાની આવશ્યકતા—**

આ સંસારમાં કોઇ જીવ દુઃખને ચહાતો નથી, સૌ કોઇ સુખની ઇચ્છા ધરાવે છે તો જેમ જે દુઃખ આપણને અનિષ્ટ છે તેમ તે અન્યને પણ હોવું જ જોઇએ; અને એથી જ અન્યને દુઃખી કરવાનો આપણને તલ માત્ર અધિકાર નથી જ. આ હકીકત શ્રી**હેમચંદ્ર** સૂરીશ્વર નીચે મુજબ નિર્દેશે છે:—

" [1]आत्मवत् सर्वभूतेषु, सुखदुःखे प्रियाप्रिये।
चिन्तयन्नात्मनोऽनिष्टां, हिंसामन्यस्य नाचरेत् ॥ "

અર્થાત્ જેમ આપણા આત્માને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે તેમ સર્વ પ્રાણીઓને છે; એથી કરીને જેમ આપણને માટે હિંસા અનિષ્ટ સમજાય છે તેમ અન્યને પણ તે અનિષ્ટ છે એમ વિચારીને અન્યની હિંસા ન કરવી. આ જ વાત શ્રમણ ભગવાન્ **મહાવીરે** સ્વમુખે ( **આચારાંગ**માં લોકવિજયમાં ) નીચે મુજબ પ્રકાશી છેઃ—

" [2]सव्वे पाणा पियाउया, सुहसाया, दुहपडिकूला, अप्पियवहा, पियजीविणो, जीविउकामा, सव्वेसिं जीवियं पियं । "

અર્થાત્ સર્વ જીવોને આયુષ્ય પ્રિય છે, કોઇ મરવાને ચહાતું નથી, સર્વે સુખના અભિલાષી છે, બધાને દુઃખ પ્રતિકૂળ છે, વધ સર્વને અપ્રિય છે, જીવન સર્વને પ્રિય છે, સર્વ જીવવાની ઇચ્છા રાખે છે અને સર્વને જીવન વહાલું છે; વાસ્તે કોઇ પણ જીવને મારવો કે કષ્ટ દેવું ન જોઇએ.

અહિંસાનું આચરણ શા માટે આવશ્યક છે તેનો ઉત્તર આના કરતા વધારે સચોટ અને સંતોષકારક સમગ્ર બ્રહ્માંડમાં મળે તેમ છે કે ?

**[3]ગૃહસ્થની સવા વસા દયા—**

જીવોના સ્થૂળ અને સૂક્ષ્મ એમ બે પ્રકારો પડતા હોવાથી પ્રાણિવધના પણ બે પ્રકારો પડે છે. તેમાં અત્ર સ્થૂળથી દ્વીન્દ્રિયાદિ જાણવા અને સૂક્ષ્મથી પૃથ્વીકાયાદિ પાંચ બાદર એકેન્દ્રિય જાણવા, નહિ કે સૂક્ષ્મનામકર્મના ઉદયવાળા એકેન્દ્રિયો; કેમકે એવા એકેન્દ્રિયો તો સર્વ લોકમા વ્યાપ્ત છે અને તેઓ તો પોતાના આયુષ્યનો ક્ષય થાય ત્યારે જ મરે છે એટલે તેમના વધ માટે અવકાશ નથી.[4] સાધુઓ બને પ્રકારના વધથી નિવૃત્ત હોવાથી તેમની જીવદયા વીસ વિશ્વા (વસા)ની છે. ગૃહસ્થો કેવળ સ્થૂળ પ્રાણિ-વધથી નિવૃત્ત છે; કેમકે પૃથ્વી, જળ વગેરેને વિષે નિરંતર આરંભજન્ય પ્રવૃત્તિમા તેઓ મગ્ન રહે છે એટલે સૂક્ષ્મ પ્રાણિવધથી તેઓ નિવૃત્ત

---

૧ સરખાવો સ્મૃતિગત નિમ્નલિખિત પદ્યઃ—

" प्राणा यथाऽऽत्मनोऽभीष्टा, भूतानामपि ते तथा ।
आत्मौपम्येन भूतानां, दयां कुर्वीत मानवः ॥ "

અર્થાત્ પ્રાણ જેમ પોતાને વહાલા છે તેમ ભૂતમાત્રને પણ છે, વાસ્તે મનુષ્યે પોતાનો દાખલો લઇ ભૂતોની યાને સમગ્ર જીવોની દયા કરવી જોઇએ.

૨ છાયા—

सर्वे प्राणाः प्रियायुषः सुखशाता दुःखप्रतिकूला अप्रियवधाः प्रियजीविनो जीवितुकामाः, सर्वेषां जीवितं प्रियम् ।

૩ જે મનુષ્ય અહિંસાનું સંપૂર્ણ પાલન ન કરતાં કોઇક અંશે જ પાલન કરે છે તેનો ગૃહસ્થ, શ્રાવક, ઉપાસક, અણુવ્રતી કે દેશવ્રતી તરીકે નિર્દેશ કરાય છે.

૪ જુઓ અર્થદીપિકાનું ૩૮ મું પત્ર.

રહી શકતા નથી. આથી તેમની દયા સાધુઓથી અડધી એટલે દશ વસાની ગણાય. અન્ય શબ્દોમાં કહીએ તો ત્રસ અને સ્થાવર એ બંનેની દયા ન પાળી શકતાં ગૃહસ્થ કેવળ ત્રસની જ પાળી શકે તેમ છે એટલે વીસ વિશ્વામાથી અડધો અડધ દયાના તેઓ ભાગી છે. સ્થૂલ યાને ત્રસ જીવનો વધ પણ સંકલ્પજન્ય અને આરંભજન્ય એમ બે પ્રકારનો છે. તેમા સંકલ્પ પૂર્વક જાણી જોઇને આને હણું એવા મનના સંકલ્પથી ઉત્પન્ન થતી હિંસાથી ગૃહસ્થ નિવૃત્ત થઇ શકે છે; આરભજન્ય હિંસાથી તે બચી શકતો નથી, કેમકે શરીર અને કુટુંબના નિર્વાહ માટે તેને ખેતી કરવા જેવાં આરંભમય કાર્યો પણ કરવા પડે છે અને એવાં કાર્ય કરતાં દ્વીન્દ્રિયાદિ જીવોનો તેને હાથે નાશ થાય છે. આથી પાંચ વસા જેટલી જીવદયા એને માટે રહી. સંકલ્પજન્ય હિંસા પણ અપરાધી અને નહિ અપરાધી આશ્રીને બે પ્રકારની છે. તેમાં નિરપરાધીની હિંસા કરવાથી ગૃહસ્થ નિવૃત્ત છે, નહિ કે અપરાધીની.[1] આથી એની જીવદયા અઢી વસા જેટલી સંભવે. નિરપરાધીનો વધ પણ સાપેક્ષ અને નિરપેક્ષ એમ બે પ્રકારનો છે. તેમા નિરપેક્ષથી એ બચી શકે, નહિ કે સાપેક્ષથી; કેમકે નિરપરાધી એવા બળદ, પાડા વગેરે [2]વાહનોને વિષે તેમજ ભણવામા આળસુ એવા પુત્રાદિને વિષે તેને સાપેક્ષ વધ, બંધાદિ સેવવા પડે છે. આથી એ સવા વસા જેટલી જ દયા પાળી શકે છે.[3] અર્થાત્ સંકલ્પપૂર્વક યાને જાણી જોઇને નિરપરાધી નિરપેક્ષ ત્રસ જીવોની હિંસા ન કરવા-

---

૧ ઘરમાં ચોર ચોરી કરવા પેઠો હોય તો તેને ઇરાદા પૂર્વક મારી હઠાવવો પડે, હિંસક જનાવરો ફાડી ખાવા આવે તો તેને મારવા પડે, કૂતરૂ કરડવા આવ્યું હોય તો તેને લાકડી મારી પાછું હઠાવવું પડે, કોઇ બદમાસ સ્ત્રીની લાજ લૂટવા તૈયાર થયો હોય તો તેને હાથ દેખાડવો પડે અને રાજાના સૈન્યમાં નોકરી હોય તો તેની આજ્ઞા થતાં હિંસા કરવી પડે. આ પ્રમાણે ગૃહસ્થ સાપરાધી સ્થૂલ હિંસાથી મુક્ત થઇ શકતો નથી.

૨ બળદ વગેરે ઉપર આપણે બોજો મૂકીએ છીએ અને તેઓ બરાબર ન ચાલે તો તેમણે આપણું કશું બગાડયું ન હોવા છતા-તેઓ નિરપરાધી હોવા છતાં આપણા સ્વાર્થની ખાતર આપણે તેને મારીએ છીએ. એવી રીતે આપણા શરીરનો કોઇ ભાગ સડી ગયો હોય-તેમા કીડા પડયા હોય અને તે દૂર કરવા આપણે દવા લગાડીએ ત્યારે કર્મવશાત્ એવા સડેલા ભાગમાં ઉત્પન્ન થયેલા કીડા-ઓએ આપણો કશો અપરાધ ન કરેલો હોવા છતા એ દવાથી તેમનો નાશ થવામા આપણે કારણભૂત બનીએ છીએ.

૩ હિંસાના વિવિધ પ્રકારો—



રૂપ સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ વ્રતના તેઓ અધિકારી છે. આથી એમ ન સમજવાનું કે તેણે વિશેષ દયા પાળવા પ્રયત્ન જ ન કરવો. એ તો જ્યાં સુધી તેણે સંસારના સર્વ પ્રકારના મોહ અને પ્રલોભનનો સર્વથા ત્યાગ કરવા જેટલી આત્મશક્તિ ખીલવી નથી ત્યા સુધી તે કેટલી દયા પાળી શકે તેનું આ નિરૂપણ છે.[1] ગૃહ-વ્યવહાર ચલાવતી વેળાએ પણ એની મનોવૃત્તિ તો અહિંસાના વિશેષ પાલન તરફ જ રહેવી જોઇએ. જેટલે અંશે બને તેટલે અંશે સ્વાર્થનો ત્યાગ કરવા તેણે તત્પર બનવું જોઇએ. પોતાના સ્વાર્થની ખાતર તો કોઇ પણ જીવનાં તાડન, તર્જન, છેદન, ભેદન, આક્રોશન વગેરે ક્લેશકારી વ્યવહારથી તેણે અલિપ્ત રહેવું જ જોઇએ. હા, કુટુંબ, સમાજ, દેશ કે ધર્મના રક્ષણ માટે કદાચ સ્થૂળ હિંસા કરવી પડે તો એથી એના સ્થૂળ વ્રતને હાનિ પહોંચતી નથી. અર્થાત્ ગૃહસ્થને જે સ્થૂળ હિંસાની છુટ મળેલી છે તે પોતાના સ્વાર્થની કે વિષયતૃષ્ણાની પૂર્તિ માટે નથી જ, પરંતુ એ પરાર્થક છે. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે જૈનત્વ સ્વીકારવાથી ગૃહસ્થ રાષ્ટ્રના કામનો રહેતો નથી અને તે ભારભૂત બને છે એ માન્યતા પાયા વિનાની છે, કેમકે એવું કોઇ હિતકર રાષ્ટ્રનિમિત્તક કાર્ય નથી કે જે અણુવ્રતધારી ગૃહસ્થ ન કરી શકે. તીર્થંકરોનું જીવન જન્મથી જ આદર્શજીવન છે, તોપણ **શ્રીશાંતિનાથ, કુંથુનાથ** અને **અરનાથે** તો યુદ્ધ કરીને છ ખંડો ઉપર વિજય મેળવ્યો તેમજ વળી **શ્રીનેમિનાથે** પણ યુદ્ધમાં ભાગ લીધો. પ્રથમ ચક્રવર્તી **ભરત** કે જેમનુ વૈરાગ્યવાસિત જીવન સુપ્રસિદ્ધ છે તેણે દિગંબરો માને છે તેમ પ્રાણદંડ જેવી ઘાતક વ્યવસ્થા પણ દાખલ કરી હતી.[2]

**અહિંસાનું ગૌરવ—**

આ 'ભારત'ભૂમિના બ્રાહ્મણ, બૌદ્ધ વગેરે સર્વ ધર્મોએ અહિંસાદેવીની આરાધનાને ઉચ્ચ

---

૧ એ વાત નિ:સંદિગ્ધ છે કે આત્માને શાશ્વત આનંદ મળે તે માટે સંસારના સર્વ બંધનોથી તે મુક્ત થવો જ જોઇએ અને એ માટે અહિંસાનુ સર્વાંગીય પાલન પરમ આવશ્યક છે, છતાં પણ દરેક પ્રાણીનુ તેટલુ ગજુ નહિ હોવાથી પોતપોતાની યોગ્યતા અને શક્તિ અનુસાર તેણે દયા પાળવા પ્રયત્નશીલ થવું જ જોઇએ એ આ કથનનો નિષ્કર્ષ છે, એથી તો શાસ્ત્રકારોએ અધિકારી અનુસાર અહિંસાના પ્રકારોનુ વર્ણન કર્યું છે.

૨ દીન, હીન અને શુભ આશયવાળા ઉપર પ્રહાર કરવો તે જેમ હિંસા છે તેમ દેશના શત્રુ સામે બાથ ભીડવામા પાછી પાની કરવી તે પણ ગૃહસ્થની દૃષ્ટિએ હિંસા છે–અન્યાય છે. વળી અન્યાયનો પ્રતિરોધ કરવો જ જોઇએ, કેમકે એ ગૃહસ્થનુ જીવનસૂત્ર છે જો અન્યાયને અટકાવવામા ન આવે તો ધર્મ, કર્મ, સમાજ અને સૃષ્ટિની વ્યવસ્થા બગડી જાય વળી આવો પ્રતિરોધ થાય તો જ દુર્જનોના ઉપર ગુજરતો સિતમ ઓછો કરી શકાય અને એ દ્વારા કથંચિત્ તેમને અભયદાન આપી શકાય કે જે દુર્જનોના આત્મવિકાસ અને ઉત્થાનનું અંગ બને આથી એ ધ્યાનમા રાખવુ કે અધિકારની લોલુપતા, અવિવેક, મનોવિનોદ કે ઉચ્છૃંખલતાને અધીન થઇ દુર્જનોને સતાવવા એ પાપ છે–હિંસા છે–અન્યાય છે; બાકી શુભ ભાવ પૂર્વક કોઇ જીવને દુ:ખમાથી મુક્ત કરવા માટે તેના ઉપર અનુચિત જુલમ ગુજારનારને હાથ બતાવવામાં ગૃહસ્થતા કલંકિત થતી નથી, પરંતુ ઉલટી તે વધારે ઝળકી ઉઠે છે. નિરર્થક–સ્વાર્થમૂલક વધનો ગૃહસ્થને સાફ સાફ નિષેધ છે એ આ નિરૂપણનો સારાંશ છે. અર્થાત ગૃહસ્થે જેમ બને તેમ જીવહિંસાના ત્યાગ માટે પૂરતો ઉપયોગ રાખવો, પ્રમાદને દૂર રાખવા પ્રયત્ન કરવો, બળતણ, છાણાં વગેરે જોઇ ખંખેરીને વાપરવા, દશ ઠેકાણે ચંદરવા બાંધવા, પાણી ગાળીને વાપરવું ઇત્યાદિ.

સ્થાન આપ્યું છે;[1] કેમકે અહિંસાનું સર્વાંશે પાલન એ આત્માની સંપૂર્ણ અને [2]સાચી ઉત્ક્રાન્તિ છે. આથી તો સર્વ ઋષિ, મુનિ, મહંત, સાધુ, સંત, સંન્યાસીએ અહિંસાનું મહત્ત્વ અને ઉપાદેયત્વ સ્વીકારી તેની તારીફ કરી છે તોપણ એ કહેવું પડશે કે આ મહનીય અને ઉપાદેય તત્ત્વને જેવું સૂક્ષ્મ, [3]ગહન, વિશાળ અને આચરણીય જૈન ધર્મે બતાવ્યું છે તેવું અન્યત્ર બતાવેલ નથી. જૈન દર્શન અનુસાર અહિંસા એ ખાસ મહત્ત્વની ચીજ છે. એ એનો ઉત્તમ અને અટલ સિદ્ધાન્ત છે. એ એનું લાક્ષણિક અંગ છે.[4] એ જૈનોનું જીવનસૂત્ર છે. એમાં પુરુષત્વની પરાકાષ્ઠા છે. આવી પરિસ્થિતિમાં જૈન ધર્મના પ્રવર્તકોએ જો એને ચરમ સીમા સુધી પહોંચાડી દીધેલ હોય તો તેમાં આશ્ચર્ય નથી. આશ્ચર્યની વાત તો એ છે કે આવું ઉચ્ચ કોટિનું સ્વરૂપ કેવળ વાણીના વિલાસરૂપ નથી રહ્યું, પરંતુ એ પ્રવર્તકોએ—એ જગત્પૂજ્ય મહાત્માઓએ તેવું આચરણ કર્યું છે અને તેમ કરીને વિશ્વની સામે એક અદ્ભુત અને અનુકરણીય આદર્શ પૂરો પાડ્યો છે. અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે. અહિંસાનું માહાત્મ્ય ઓર જ છે. આથી અત્ર એટલું જ ઉમેરીશું કે આ દયાળુ દેવીની સમ્યગ આરાધનાથી કહેવું પડશે કે જ્યારે આત્મા પરમાત્મા બની શકે તેમ છે તો પછી પરરાજ્યની ગુલામીથી—અન્ય રાષ્ટ્રીય પરતંત્રતાથી છુટવામાં આ રામબાણ ઇલાજ નીવડે જ એમ કહેવામાં અને માનવામાં કોને જરાએ સંકોચ સંભવે ? વળી અહિંસાત્મક વાતાવરણ નૈસર્ગિક વૈરને મહાત કરવામાં પણ પાછું પડે તેમ નથી. **યોગદર્શન**માં કહ્યું પણ છે કે—

---

૧ જે જન્મે છે તે મરે છે અથવા કોઇ અન્ય પ્રાણી એને મારી નાંખે છે કે પ્રકૃતિ એની જીવનલીલા સંકેલી લે છે. એક પ્રાણી જંગલી દશામાં બીજા પ્રાણીનું ખૂન કરવાથી પણ ડરતો નથી. આવી સ્થિતિને લીધે " **जीवो जीवस्य जीवनम्** " અર્થાત્ એક જીવ અન્ય જીવના જીવનનો આધાર છે એ વાક્ય રચાયું હોય એમ જણાય છે બધાં પ્રાણીઓમા મનુષ્ય શ્રેષ્ઠ છે, કેમકે એનામાં માનસિક અને શારીરિક એમ ઉભય પ્રકારનું બળ છે. આથી જો ઉપરના વાક્યનો દુરુપયોગ કરવા ધારે તો મનુષ્ય સૌથી વધારે કરી શકે. એ પોતાના સ્વાર્થની ખાતર એવી પણ હિંસા આચરે કે જે અનિવાર્ય કે આવશ્યક ન હોય એટલું જ નહિ, પરંતુ પ્રાણિસમાજ અને માનવસમાજની શાંતિને પણ બાધક નીવડે. આવી હિંસા આત્મિક ઉન્નતિમાં વિઘ્નરૂપ બને એમાં તો કહેવું જ શુ ? આવા વિચારથી પ્રત્યેક ધર્મમા વધતા ઓછા અંશમા હિંસાના ત્યાગનો અને અહિંસાની આરાધનાનો ઉપદેશ અપાયેલો જોવાય છે. આ પ્રમાણે સર્વધર્મમાન્ય અહિંસાને માટે " **अहिंसा परमो धर्मः** " એવો મુદ્રાલેખ યોજાયો છે તે સ્વાભાવિક જ છે.

૨ અન્યને ઠગીને મેળવાતું સ્વાતંત્ર્ય કે સ્વરાજ્ય એ સાચી સાત્ત્વિક સત્તા નથી, પણ માયિક આસુરી છે આવી સમજણથી તો હિંદુસ્થાન એ રાક્ષસી મહત્ત્વાકાંક્ષાનું બલિદાન બન્યું નથી.

૩ અહિંસાનો માર્ગ જેટલો સીધો છે એટલો જ સાંકડો છે બજાણિયા જે દોરી ઉપર એક નજર રાખી ચાલી શકે છે તેના કરતા પણ અહિંસાની દોરી પાતળી છે; જ્યા અસાવધાનતા જરા પણ આવી કે અધઃપતન અવશ્ય થાય

૪ મુનિપુરંદર શ્રીહરિભદ્રસૂરિએ કહ્યું પણ છે કે—

" **स्याद्वादो वर्तते यस्मिन्, पक्षपातो न विद्यते ।**
**नास्त्यन्यपीडनं किञ्चित्-'जैनधर्मः' स उच्यते ॥** "

અર્થાત્ જ્યા સ્યાદ્વાદ ( વિજયી ) વર્તી રહ્યો છે, જ્યાં પક્ષપાતનો અભાવ છે અને જેને વિષે અન્યને જરા પણ દુ:ખ દેવા માટે સ્થાન નથી તે ' જૈન ધર્મ ' કહેવાય છે.

" अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥ २-३५ ॥"

કહેવાની મતલબ એ છે કે જો મનુષ્ય અહિંસાનું સર્વાંગે અને વાસ્તવિક રીતે પાલન કરે તો તેની આગળ ઝેરી વાતાવરણ ખાંડ ખાય છે. અર્થાત્ તે પોતાની આસપાસના વાતાવરણ ઉપર એવી અને એટલી બધી ઉમદા અસર કરે છે કે સાપ અને એવાં બીજા ઝેરી જીવો પણ તેને હેરાન કરતા નથી-બલ્કે કરી શકતા નથી. એમ કહેવાય છે કે આસાઇના સેંટ ફ્રાન્સિસ ( St. Francis )ને આવો અનુભવ થયો હતો. જો આપણે આપણો પ્રેમ આપણા કહેવાતા શત્રુ ઉપર એવી રીતે ઢાળીશું કે તેના સંસ્કાર ઉપર તેની સ્થાયી અસર પડે તો તે પણ આપણને ચહાવા લાગશે. ટુંકમા અહિંસાની અંતિમ અને અતિશય આદરણીય ભૂમિકાએ આરૂઢ થયેલા મહાનુભાવના ચરણમાં સમગ્ર જગત્ આળોટે છે, જોકે તેમની તો તેવી ભાવના કદાપિ હોતી જ નથી અને હોય તો તે મહાત્મા શાના ? અંતમાં આના ગૌરવને અંગે એટલું જ નિવેદન કરીશું કે ઐહિક અને પારલૌકિક સર્વ દુઃખોને મટાડવામાં અને સાચા અને સનાતન સુખ અર્પવામાં ચિંતામણિ, કામધેનુ, કલ્પલતા વગેરેનો સમુદાય એની આગળ પાણી ભરે છે.

### અહિંસાનું વ્યાપકત્વ—

કેટલાક ધર્મોમાં અહિંસા-તત્ત્વ કેવળ કાયિક છે, જ્યારે [1]જૈન ધર્મ એથી આગળ વધે છે અને તે પણ એટલે સુધી કે એની અહિંસા વાચિક અને માનસિક જ ન રહેતાં આત્મિક બની જાય છે. વળી કેટલાક ધર્મમાં અહિંસા મનુષ્ય પર્યંત અને કવચિત્ પશુ, પંખી પર્યંત જ ઉપદેશાયેલી છે, જ્યારે જૈન દર્શનમા અહિંસાની સીમા જ નથી, એનું ક્ષેત્ર સમગ્ર સચરાચર જીવજાતિ છે. જૈન અહિંસા તો વિશ્વની પેઠે અમર્યાદિત જ છે-અનત છે અને આકાશની માફક સમગ્રપદાર્થવ્યાપિની છે.

### જૈન અહિંસા પરત્વે ગેરસમજ—

જૈન અહિંસાના યથાર્થ સ્વરૂપથી અનભિજ્ઞ જનોએ એના સંબંધમાં અનેક આક્ષેપો રજુ કર્યા છે. કોઇક એને અવ્યવહાર્ય કહે છે, કોઇક એને અનાચરણીય માને છે, કોઇ એને આત્મ-ઘાતિની ગણે છે, કોઇ એને રાષ્ટ્રનાશિની તરીકે ઓળખાવે છે, કોઇ એને દેશની પરાધીનતાના પ્રેરક બળ તરીકે ઉલ્લેખે છે અને કોઇ એને પ્રજાને નિઃસત્વ અને નિર્વીર્ય બનાવનારૂં સાધન માને છે; પરંતુ નિષ્પક્ષપાતી વિચારકને જરૂર જણાશે કે અહિંસાનું વાસ્તવિક સ્વરૂપ સમજવાની તસ્દી ન લેવાયાથી-તેનો પૂર્ણ પરિચય ન મેળવાયાથી જ આવા ભ્રાન્ત વિચારોનો જન્મ થયો છે.

દેશભક્ત પંજાબકેસરી સ્વર્ગસ્થ **લાલા લજપતરાય** જેવા જૈન અહિંસાનું સ્વરૂપ સમજી શકયા નહિ એ ખેદનો વિષય છે. **મહાત્મા ગાંધીને** તેનો સચોટ ઉત્તર આપવો પડચો.

---

૧ આ ધર્મમા અન્યે કરેલી હિંસાના અનુમોદનનો પણ નિષેધ છે અર્થાત્ પોતે હિંસા કરવી નહિ, અન્ય પાસે કરાવવી નહિ તેમજ કોઇએ કરેલી હિંસા અનુમોદવી પણ નહિ, એ એનો મુદ્રાલેખ છે,

થોડા વખત ઉપર પૌર્વાત્ય સાહિત્યના પ્રખર અભ્યાસી અને જૈન દર્શન તથા જૈન મુનિઓથી પણ કેટલેક અંશે તો પરિચિત એવા **જી. કે. નરીમાન** પણ આનું સ્વરૂપ સમજી શક્યા નહિ એમ એમણે **ગાંધીજી** ઉપર લખેલ લેખ કહી રહ્યો છે. આવી પરિસ્થિતિમાં સામાન્ય મનુષ્ય એનું સ્વરૂપ સમજવામાં થાપ ખાય તો તેનો દોષ ક્ષંતવ્ય જ લેખાય; છતા આ પ્રમાણે ભ્રાન્ત વિચારોનું વાતાવરણ જામતું જાય તેવે સમયે એ સંબંધમાં થોડોક ઊહાપોહ કર્યા વિના કેમ ચાલે ?

એ વાત સાચી છે કે જૈન અહિંસાની કોઇ મર્યાદા નથી અને એનું પાલન અતિ-દુષ્કર છે, છતાં એથી એમ માનવાનું કારણ નથી કે જો કોઇ અહિંસા પાળવા માગે તો તેને જીવનક્રિયા સમેટી લેવી પડે અને નિશ્ચેષ્ટ બનવું પડે; અર્થાત્ જીવનવ્યવહાર અને અહિંસાનું પાલન એ કંઇ પરસ્પર વિરુદ્ધ હકીકતો નથી કે જેથી અહિંસાનું પાલન એટલે આત્મઘાત કરવાની નોબત સમજવી ઉચિત ગણાય.

આ સંબંધમાં સ્પષ્ટીકરણરૂપે એટલું ઉમેરીશું કે એ વાત તો સૌ કોઇ સ્વીકારશે કે અહિંસાના પ્રવર્તકોએ એનું આચરણ સર્વાંગે પોતાના જીવનમાં ઉતાર્યું હતું. વળી પૂર્ણરૂપે અહિંસા પાળવા છતાં તેઓ ઘણા વર્ષો જીવતા રહ્યા હતા તેમજ આ દિવ્ય આદર્શથી તેમણે વિશ્વને વિભૂષિત કર્યું હતુ. વિશેષમાં આ આદર્શને અત્યાર સુધીમાં અનેક મહાનુભાવોએ ઝીલ્યો છે અને તેમ છતાં તેમને માટે આત્મઘાત કરવાનો પ્રસંગ જ ઉપસ્થિત થયો નથી. આથી એ વાત નિર્વિવાદ જણાય છે કે જૈની અહિંસા અવ્યવહાર્ય પણ નથી તેમ આત્મઘાતક પણ નથી કે એના પાલન અર્થે આત્મઘાત અનિવાર્ય છે. એમ છતાં પોતાનો કક્કો નહિ છોડનારી વ્યક્તિને ઉદ્દેશીને અત્ર એટલું જ કહીશું કે મહાત્મા **ગાંધીએ** પ્રરૂપેલ અસહકારને રાષ્ટ્રનાશક અને નિષ્ફળ દર્શાવનાર ફૂટેલ ઢોલ જેટલી પણ તેના કદાગ્રહની કિંમત નથી, કેમકે અનુભવ અને આચરણથી એ વાત નિઃસંદિગ્ધપણે સિદ્ધ થઇ ગઇ છે કે અહિંસાત્મક અસહકારની યોજના, નથી અવ્ય-વહાર્ય કે નથી રાષ્ટ્રનાશક; અલબત્ત, એ ખરૂં છે કે જે સ્વાર્થને જતો કરવા ન ઇચ્છતો હોય તેને માટે તો અસહકાર તેમજ અહિંસાનું પાલન એ બંને વાતો અવ્યવહાર્ય છે. પરંતુ એ ભૂલવું ન જોઇએ કે સ્વાર્થનો ત્યાગ કર્યા વિના અને દેખીતા સુખને જલાંજલિ આપ્યા વિના રાષ્ટ્રનો કે આત્માનો ઉદ્ધાર અશક્ય જ છે. જેમ રાષ્ટ્રને સ્વતંત્ર અને સુખી બનાવવા માટે સર્વસ્વનું અર્પણ આવશ્યક છે, પૂરેપૂરા ભોગની જરૂર છે તેમ આધિ, વ્યાધિ અને ઉપાધિથી આત્માને મુક્ત કરી તેને સંપૂર્ણ સુખી બનાવવા માટે પણ સર્વ પૌદ્ગલિક સુખોને જતાં કરવાં જ જોઇએ. આથી એ ફલિત થાય છે કે જૈની અહિંસા કોઇ પણ રીતે અવ્યવહાર્ય કે આત્મઘાતક નથી જ; બાકી સ્વાર્થપરાયણ અને મોજશોખમાં મસ્ત બનેલા જીવો એથી વિપરીત માન્યતા ધરાવે તે જુદી વાત છે. એવી તેમની માન્યતા તેમને જ મુબારક હો.

હવે જૈની અહિંસા ઉપરનો બીજો આરોપ તપાસીએ યાને જૈન અહિંસાથી ભારત પરાધીન બન્યું છે અને એની પ્રજા નિર્વીર્ય બની છે એ આરોપની તથ્યાતથ્યતા વિચારીએ. આવો આરોપ મૂકનારા એમ કહે છે કે અહિંસાના પ્રચારથી લોકોમાં શૌર્ય જતું રહ્યું, કેમકે હિંસા

કરવાથી પાપ લાગે છે એવી બીકથી લોકોએ માંસાહાર છોડયો અને એથી કરીને માંસના ભક્ષણથી ઉદ્દ્ભવતું શારીરિક બળ અને માનસિક શૌર્ય તેમણે ગુમાવ્યું. વળી આ અહિંસાનો પ્રચાર થવાથી લોકોમાંથી યુદ્ધની ભાવના નષ્ટ થતી ગઇ અને એથી પરદેશી ટોળાઓ સામે ટક્કર ઝીલવાનુ તેમણે માડી વાળ્યું; અને તેમ કરીને એવા વિદેશી અને વિધર્મી જનોના ગુલામો બનવાનો માર્ગ તેમણે મોકળો કર્યો.

આના પ્રત્યુત્તર તરીકે નિવેદન કરવાનું કે સમુચિત સમીક્ષક આ કલ્પનાઓને નિતાંત યુક્તિવિકલ અને સત્યથી વિમુખ માન્યા વિના નહિ રહે; કેમકે આ કલ્પનાઓનું મૂળ અજ્ઞાનતા અને અનુભવશૂન્યતા છે. જેઓ આવી કલ્પનાઓ કરે છે તેઓ **ભારત**ના ઇતિહાસથી અનભિજ્ઞ છે એમ જણાય છે તેમજ વળી તેઓ માનવસમાજની પરિસ્થિતિથી પણ અપરિચિત છે એમ સમજાય છે. **ભારત**ની **પરતંત્રતાનુ** કારણ અહિંસા નથી જ, કિન્તુ અકર્મણ્યતા, અજ્ઞાતતા, અસહિષ્ણુતા અને અદેખાઇ છે અને એ સર્વનું મૂળ હિંસા છે એ વધારામા. **ભારત**નો પ્રાચીન ઇતિહાસ પોકારી રહ્યો છે કે જ્યાં સુધી 'અહિંસા' દેવીના પૂજારીઓ મોજુદ હતા, જ્યાં સુધી અહિંસાપ્રધાન ધર્મોની ચડતી રહી ત્યાં સુધી પ્રજામાં શૌર્ય, શાંતિ, સુખ અને સંતોષની ન્યૂનતા ન હતી. અહિંસા ધર્મના મહાન્ પ્રચારક મૌર્ય સમ્રાટ **અશોક** અને **ચંદ્રગુપ્ત**ના સમયમાં શું **ભારત**નો દેહ પરતંત્રતારૂપ જંજીરથી જકડાયેલો હતો કે ? અહિંસા ધર્મના ચુસ્ત અનુયાયી તરીકે કદંબ, પલ્લવ અને ચાલુક્ય વશના રાજાઓ સુપ્રસિદ્ધ છે. શું એમના રાજ્ય દરમ્યાન કોઇ પરચક્રે **ભારત**ને સતાવ્યાની ઇતિહાસ સાક્ષી પૂરે છે કે ? અહિંસાના અનુગામી ચક્રવર્તી સમ્રાટ શ્રી**હર્ષ** હતા. શું એમના સમયમા **ભારત**ની સ્વતંત્રતાને કોઈએ કચડી હતી એમ કહેવાય તેમ છે કે ? શું દક્ષિણના રાષ્ટ્રકૂટ વશના નરેન્દ્ર **અમોઘવર્ષ**ની અને ગુજરાતના ચૌલુક્ય વશના ભૂપાલ **કુમારપાલ**ની અહિંસાની આરાધનાથી દેશની સ્વતત્રતાને આઘાત પહોચ્યો હતો કે ? ઇતિહાસનો અખંડ અભ્યાસ તો દાંડી પીટી રહ્યો છે કે ભારતવર્ષીય આ નરેશ્વરોના રાજ્ય–સમયમા **ભારત** દેશ અભ્યુદયના શિખર ઉપર હતો. કહેવું પડશે કે જ્યાં સુધી **ભારત**મા **જૈન** ધર્મ અને બૌદ્ધ ધર્મનુ જોર રહ્યું, જ્યા સુધી એ ધર્મોને રાષ્ટ્રીય ધર્મ ગણાવાનું માન મળતું રહ્યું ત્યાં સુધી **ભારત**મા શાંતિ અને સપત્તિ પૂર્ણતયા વિરાજતી હતી. વિશેષમા અહિંસાના પરમ ઉપાસક રાજાઓએ અનેક યુદ્ધો ખેલ્યાં, અનેક શત્રુઓને પરાજિત કર્યા તેમજ અનેક દુષ્ટ જનોને દંડયા શું આવી સ્થિતિમાં પણ અહિસાની ઉપાસનાને દેશની પરાધીનતાનું અને નિઃસત્ત્વતાનું મૂળ કહેવું એ સજ્જનોને શોભે ? જેઓ **ગુજરાત** અને **રજપુતાના**ના યથાર્થ ઇતિહાસથી સુપરિચિત છે તેઓ તો જાણે છે જ કે દેશને સ્વતંત્ર, સમુન્નત અને સુરક્ષિત રાખવામાં જૈનોએ કેવો અને કેટલો ફાળો આપ્યો છે. જે વખતે **ગુજરાત**નો રાજ્યકારભાર જૈનોના હાથમાં હતો, જે સમયે મહામાત્ય, મંત્રી, સેનાપતિ અને કોષાધ્યક્ષ વગેરે મોટા મોટા હોદ્દાઓ ઉપર જૈનો હતા તે વખતે **ગુજરાત**નું ઐશ્વર્ય અનુપમ હતું. **ગુજરાત**ના ઇતિહાસમા દડનાયક **વિમલશાહ**, મહામાત્ય **ઉદયન** અને **બાહડ**, મત્રી **સુંજાલ**, પ્રધાન **શાંતુ**, **વસ્તુપાલ**, **તેજપાલ**, **આભૂલ** અને **જગડૂ**નું જેવુ સ્થાન છે તેવુ બીજા કેટલાનું છે ? બલ્કે સમગ્ર ભારતના ઇતિહાસમા અહિંસા ધર્મના પરમ ઉપાસકોના જેવા પરાક્રમીની જોડ મળવી મુશ્કેલ છે એમ કહ્યા વિના ચાલશે કે ?

જે દેશોમા અહિંસાનું નામ નિશાન પણ નથી, જ્યાં માંસના અવિચ્છિન્ન આહાર વિના

અન્ય આહાર નથી, જ્યાં હિંસારૂપ સેતાનનું સામ્રાજ્ય છે અને હતું તે શું સ્વતંત્રતા, સત્ત્વશીલતા વગેરેના ઉદાહરણરૂપ છે કે ? રોમન સામ્રાજ્યની પડતીનું કારણ શું ? તુર્ક પ્રજાનું અધઃપતન શાથી થયું હતું ? આયર્લૅન્ડને કેટલા એ વર્ષો પર્યંત પરાધીનતાની બેડી પહેરી રાખવી પડી હતી તેનું મૂળ શુ ? મુગલ સામ્રાજ્યના સંચાલકોએ કયારે હિંસારૂપ રાક્ષસીથી છૂટવાનો પ્રયત્ન કર્યો હતો કે જેથી તેમનો નામશેષ થવાનો વારો આવ્યો ? આથી શું એમ માનવાને પૂરતું કારણ નથી મળતું કે દેશની રાજનૈતિક ઉન્નતિ અને અવનતિનો આધાર હિંસા અને અહિંસાની ઉપર અવલંબિત નથી, પરંતુ રાજકર્તાઓની કાર્યદક્ષતા અને કર્તવ્યપરાયણતાને અધીન છે ? હા, એટલું જરૂર જ ઉમેરવું પડશે કે પ્રજાની નૈતિક ઉન્નતિ અને અવનતિના પાયા અહિંસા અને હિંસા છે. અહિંસાની ભાવનાથી પ્રજામા સાત્ત્વિક વૃત્તિનો વિકાસ થાય છે અને જ્યાં સાત્ત્વિક વૃત્તિ વિકસે છે ત્યાં સત્ત્વ નિવસે છે. વળી સત્ત્વશાળી પ્રજાનું જ જીવન શ્રેષ્ઠ અને આદરણીય ગણાય છે, જ્યારે સત્ત્વહીન પ્રજાનું જીવન કનિષ્ઠ અને અનાદરણીય મનાય છે. જે સત્ત્વથી વિમુખ છે તે પ્રજામા વાસ્તવિક સંપત્તિ અને સ્વતંત્રતાની આશા આકાશપુષ્પના સમાન છે. આથી એ ફલિત થાય છે કે પ્રજાની નૈતિક ઉન્નતિમા અહિંસાનો અગ્રગણ્ય અને અજબ ફાળો છે. નૈતિક ઉન્નતિની સામે ભૌતિક ઉન્નતિ કોઇ હિસાબમાં નથી. આ મુદ્રાલેખને અનુસરીને ભારતવર્ષીય પ્રાચીન ઋષિ–મુનિઓએ પ્રજાને નીતિમય જીવન ગાળવાનો વિશેષત ઉપદેશ આપ્યો છે. યુરોપીય પ્રજાએ નૈતિક ઉન્નતિ કરતાં ભૌતિક પ્રગતિને ઉચ્ચ સ્થાન આપ્યું અને હજી આપે છે અને એથી તેનાં કટુ ફળ પોતે ચાખ્યા છે અને અન્યને ચખાડયા છે તેમજ હજી ચાખે છે અને ચખાડે છે. સમગ્ર વિશ્વમાં સાચી શાંતિ અને વાસ્તવિક સ્વતંત્રતા સ્થાપન કરવા માટે મનુષ્યનું જીવન નીતિમય હોવું જ જોઇએ અને તેમ થાય તે માટે અહિંસા જેવા મહાતત્ત્વને યથાર્થ રીતે સમજી તેનું આચરણ થવું જ જોઇએ.

અહિંસા એ શક્તિ, શાન્તિ, શૌચ, ક્ષમા, દયા, પ્રેમ, સહિષ્ણુતા, નિર્લોભતા વગેરે અનેક સદ્‌ગુણોની જનની છે. એના આચરણથી મનુષ્યના હૃદયમાં પવિત્રતાનો સચાર થાય છે, વૈર વિરોધની ભાવનાનો વિનાશ થાય છે અને વિશ્વબંધુતાનો વિકાસ થાય છે જે પ્રજામા એ ભાવ વિલસે છે અને વિકસે છે તેના ઐકયનું સામ્રાજ્ય સ્થપાય છે અને " સંપ ત્યા જપ " એ કહેવત અનુસાર તે પ્રજા અભ્યુદય અને સ્વાતગ્યની પરાકાષ્ઠાએ પહોંચે છે. આવી પરિસ્થિતિમા અહિંસ એ દેશની અવનતિનું કારણ છે એમ કહેવા કયો બુદ્ધિશાળી હામ ભીડશે ? બલ્કે તે પોતાની બુદ્ધિનો સદુપયોગ કરી એમ કહેવા શું નહિ લલચાય કે અહિંસા એ દેશની સાચી ઉન્નતિનું અજોડ અને અમોઘ સાધન છે ? મહાવીર જેવા પરમાત્માઓ યોગ્ય, સુખી, ઉદાત્ત અને પરમ શુદ્ધ જીવનનું યથેષ્ટ અને સંપૂર્ણ રહસ્ય મેળવી જ શકયા હતા. જો આપણે આ વિશ્વોપકારક ઉપદેશકોને પંથે ચાલતા શીખીશું અને એ ન બને તોપણ અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય વગેરે સાત્ત્વિક ગુણોના પ્રભાવમા આપણા પૂર્વજોની જે અચળ શ્રદ્ધા હતી અને જે આપણે અત્યારે ઘણી ખરી ગુમાવી દીધી છે તે પણ કેળવીશું, તો એ આપણો દેશ ફરીથી દેવોનું નિવાસસ્થાન બનશે જ એમાં જરા પણ સદેહ નથી.

**અહિંસાના પાલન માટે પૂર્ણ અવકાશ—**

આપણે ૮૩૬ માથી ૮૩૯ મા સુધીનાં પૃષ્ઠમાં જોઇ ગયા તેમ હિંસાના દ્રવ્યહિંસા અને ભાવહિંસા એમ બે પ્રકારો છે. તેમાં દ્રવ્યહિંસાનો ભાવહિંસા સાથે સંબંધ હોવાથી–એ એના ફળરૂપ હોવાથી એને ' હિંસા ' ગણી છે, પરંતુ એથી એમ માનવાનું કારણ નથી કે દ્રવ્યહિંસા થાય ત્યારે ભાવહિંસા થયેલી જ હોય. આ પ્રમાણે જો દ્રવ્યહિંસાથી ભાવહિંસાનું અસ્તિત્વ સ્વતંત્ર ન હોત તો જૈન દર્શન પ્રમાણે કોઇ પણ અહિંસક બની જ ન શકત અને વળી નિમ્નલિખિત પદ્યગત શંકાના સમાધાન માટે પણ સ્થાન રહેત નહિ:—

" [1]जले जन्तुः स्थले जन्तु–राकाशे जन्तुरेव च ।
जन्तुमालाकुले लोके, कथं भिक्षुरहिंसकः ? ॥ "

અર્થાત્ [2]જળમાં જંતુ છે, [3]સ્થળમાં જંતુ છે, આકાશમાં પણ જંતુ છે, આ પ્રમાણે જ્યારે સમગ્ર લોક જંતુઓની શ્રેણિથી વ્યાપ્ત છે તો ભિક્ષુ ( મુનિ ) અહિંસક કેવી રીતે હોઇ શકે ?

આ શંકાનું સમાધાન નીચે મુજબનું પદ્ય પૂરૂં પાડે છે:—

" सूक्ष्मा न प्रतिपीड्यन्ते, प्राणिनः स्थूलमूर्त्तयः ।
ये शक्यास्ते विवर्ज्यन्ते, का हिंसा संयतात्मनः ? ॥ "

અર્થાત સૂક્ષ્મ જીવો ( કે જે અદૃશ્ય હોય છે તે )ને પીડા કરાતી નથી. વળી સ્થૂળ ( બાદર ) જીવોમાં જેની રક્ષા કરી શકાય તેમ છે તેની રક્ષા કરાય છે. તો આ પ્રમાણે વર્તનારા સંયમી આત્માને કેવી રીતે હિંસા લાગે ? આથી એ વાત સ્પષ્ટ થાય છે કે જે આત્મા હિંસા કરવાનો

---

૧ આને બદલે નીચે મુજબનો શ્લોક પણ નજરે પડે છે:—

" जले जीवाः स्थले जीवा, जीवाः पर्वतमस्तके ।
ज्वालामालाकुले जीवाः, सर्वं जीवमयं जगत् ॥ "

૨–૩ એ ભાગ્યે જ યાદ કરાવવું પડશે કે જૈન દૃષ્ટિ પ્રમાણે મનુષ્ય, પશુ, પક્ષી, કીડી, મંકોડા ઉપરાંત પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિમા પણ જીવ છે. માટીના ઢેફામાં કીડી વગેરે જીવજંતુઓ હોય છે તે ઉપરાંત માટીનું ઢેફું જાતે પૃથ્વીકાયિક જીવોના શરીરનું પિંડ છે એવી રીતે જળના બિન્દુમાં સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા જે જંતુઓ જોવાય છે તે ત્રસ જીવો ઉપરાંત એ જળ સ્વયં જલકાયિક જીવોના શરીરનું પિંડ છે. એ પ્રમાણે અગ્નિકાયાદિ માટે સમજી લેવું. આવુ વિવેચન પારસી ધર્મના **અવસ્તા** પુસ્તકમા પણ નજરે પડે છે. જેમ જૈનોમાં પ્રતિક્રમણનો નિર્દેશ છે તેમ પારસીઓમાં 'પ્રાયશ્ચિત્ત-ક્રિયા'નો ઉલ્લેખ છે એની વિધિમા એવો નિર્દેશ છે કે ધાતુ-ઉપધાતુનો મેં જે દુર્વ્યવહાર ( અપરાધ ) કર્યો હોય તેનો હુ પશ્ચાત્તાપ કરૂ છુ. જમીનનો મે જે અપરાધ કર્યો હોય તેનો હુ પશ્ચાત્તાપ કરૂં છુ. પાણી અથવા પાણીના અન્ય પ્રકારોનો મે જે અપરાધ કર્યો હોય તેનું હુ પ્રાયશ્ચિત્ત કરૂં છું. વૃક્ષ કે વૃક્ષના અન્ય ભેદોનો મે જે અપરાધ કર્યો હોય તેનું હું પ્રાયશ્ચિત્ત કરૂં છું. મહતાગ, આકૃતાગ, બળતો અગ્નિ વગેરેનો મે જે અપરાધ કર્યો હોય તેનુ હું પ્રાયશ્ચિત્ત કરૂં છું.

ભાવ રાખતો નથી, કિન્તુ જીવોના રક્ષણ માટે તત્પર છે તેનાથી કદાચ દ્રવ્યહિંસા થઇ જાય તો પણ તે હિંસક ગણાતો નથી. આથી તો કહ્યું પણ છે કે—

" वियोजयति चासुभिर्न च वधेन संयुज्यते ॥

અર્થાત્ પ્રાણોનો વિયોગ કરવા છતાં હિંસાના પાપનો તે ભાગી બનતો નથી. હિંસાનું પાપ તો ત્યારે જ લાગે કે જ્યારે તે યત્ના પૂર્વક પ્રવૃત્તિ ન કરતો હોય. નિમ્નલિખિત પદ્ય આ વાતની સાક્ષી પૂરે છેઃ—

" [1]मरदु व जियदु व जीवो अयदाचारस्स णिछिदा हिंसा ।
पयदस्स णत्थि बंधो हिंसामेत्तेण समिदस्स ॥ "

અર્થાત્ અયત્નાચાર પૂર્વક પ્રવૃત્તિ કરનારને હાથે જીવ ચાહે મરે કે જીવે, તોપણ તેને જરૂર જ હિંસાનું પાપ લાગે છે, જ્યારે જે યત્નાચાર પૂર્વક પ્રવૃત્તિ કરતો હોય તેને હાથે તેમ છતાં પ્રાણીનો વધ થઇ જાય તોપણ તેને પાપ લાગતું નથી, પાપનો બંધ થતો નથી. આ સંબંધમાં શ્રી **આશાધરકૃત સાગરધર્મામૃતનું** નિમ્નલિખિત પદ્ય રજુ કરવું ઉચિત સમજાય છેઃ—

" विष्वग् जीविते लोके, क्व चरन् कोऽप्यमोक्ष्यत ? ।
भावैकसाधनौ बन्ध-मोक्षौ चेन्नाभविष्यताम् ॥ "

અર્થાત્ જ્યારે લોક જીવોથી ખીચોખીચ ભરેલો છે ત્યારે જો બંધ અને મોક્ષનો આધાર કેવળ ભાવ ઉપર અવલંબિત ન હોત તો કોણ મોક્ષ પ્રાપ્ત કરી શકત ?

આ પ્રમાણે જ્યારે જૈની અહિંસા ભાવ ઉપર નિર્ભર છે તો પછી તેને અવ્યવહાર્ય કહેવાનું કોઇ સુજ્ઞ સાહસ કરે કે ? અને કદાચ તેમ કરે તો તે સુજ્ઞ કહેવાય ખરો ?

**અહિંસાનું સ્વરૂપ—**

આ ઉપરથી સમજાયું હશે કે નકારાત્મક સ્વરૂપમાં અહિંસાનો શબ્દાર્થ 'મારવું નહિ' એવો થાય છે, પરંતુ તેમાં ઘણો અગાધ અર્થ સમાયેલો છે. નકારાત્મક સ્વરૂપમાં એનો વિશાળ અર્થ કોઇ પણ જીવને મનથી પણ હાનિ પહોંચાડવી નહિ એવો થાય છે. અન્ય શબ્દોમાં કહીએ તો કુવિચાર માત્ર હિંસા છે અને તેનાથી મુક્ત રહેવું તે 'અહિંસા' છે. જે પોતાને આપણો શત્રુ માનતો હોય તેને વિષે પણ અનુદાર વિચાર ન ધરાવવો એ અહિંસાના પાલનનું એક અંગ છે. અહિંસાના ઉપાસકને શત્રુ હોઇ શકે જ નહિ તેથી 'જેને આપણે શત્રુ માનતા હોય' એવો પ્રયોગ ન કરતા ઉપર મુજબ વાક્યની રચના કરવામાં આવી છે. અહિંસાનું ભાવાત્મક રૂપ જ આ વાત સ્પષ્ટ કરી રહ્યું છે કે વિશ્વવ્યાપી પ્રેમ અને અનહદ ઔદાર્ય એ એનું સ્વરૂપ છે. આથી શત્રુ ઉપર

---

૧ આ પદ્ય કંઇક ફેરફાર સાથે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વૃત્તિના ૪૪ પત્રમાં અવતરણરૂપે રજુ કરાયેલું છે એની છાયા નીચે મુજબ છેઃ—

म्रियतु वा जीवतु वा जीवोऽयताचारस्य निश्चयेन हिंसा ।
प्रयतस्य नास्ति बन्धो हिंसामात्रेण समेतस्य ॥

પણ પ્રેમ-ભાવ રાખવાની દીક્ષા આ અહિંસા દેવી આપી રહી છે. અન્યાય કરનારના શરીરને પણ નુકસાન પહોચાડવાની વાતને સર્વાંગીય અહિંસા ના પાડે છે. એ તો હસ્તે મુખે અન્યાય સહન કરી જવાનો જ ઉપદેશ આપે છે. ટુંકમા કોઇ પણ સજીવ વસ્તુ તરફ વેર-ભાવ ન હોવો એ શુદ્ધ અહિંસા છે.

સમસ્ત પ્રાણીનું કલ્યાણ વાછવું એ એનું સક્રિય રૂપ છે. ક્રિયાત્મક અહિંસામા સત્ય અને નિર્ભયતાનો અવશ્ય સમાવેશ થઇ જાય છે તેમજ એમાં સ્વમાનનું કદી પણ લીલામ થતુ નથી. મનુષ્ય પ્રેમપાત્ર વ્યક્તિને છેતરી શકતો નથી. વળી તે તેનાથી બીતો નથી કે તે તેને બીવ-ડાવતો નથી; કેમકે અભયદાન એ તો અહિંસા સમ્રાજ્ઞીના રગેરગમાં વહે છે. જે પોતે ભયભીત છે તે અન્યને અભયદાન આપી શકતો નથી, માટે નિર્ભયતા એ અહિંસાની એક બાજુ છે. અર્થાત્ અહિંસાનું પાલન અને ભીરુતા એ બે સાથે રહી શકતા નથી.[1] અહિંસાના પાલન અર્થે વિશિષ્ટ અને અત્યંત શૌર્યની આવશ્યકતા રહેલી છે. સૈનિકનું શૌર્ય પણ આ શૌર્ય આગળ પાણી ભરે છે. **ઇંગ્લૅન્ડના** એક જાણીતા બહાદુર સેનાપતિ અને ધર્મનિષ્ઠ **ગૉર્ડન** (Gordon)ના પૂતળાના હાથમાં માત્ર લાકડી જ આપવામાં આવી છે, કિન્તુ જે સૈનિકને રક્ષણ માટે એક લાકડીની પણ જરૂર જણાય તેટલે અંશે તેની સૈનિકતામા ન્યૂનતા છે. સાચો સૈનિક મૃત્યુને પણ વધાવી લે છે; તેનાથી તે જરાએ ડરતો નથી. **મહાત્મા ગાંધી** તો ત્યા સુધી કહે છે કે " જે મરણની ભીતિથી ખરો કે ખોટો ભય આવતાં નાસી જાય છે, છતાં જે હરઘડી એમ ઇચ્છે છે કે બીજો કોઇ પુરુષ જ ડરાવનાર પુરુષનો નાશ કરી ભયને દૂર કરે તે જૈન ધર્મના પ્રચારક **મહાવીરનો** કે **બુદ્ધનો** કે વેદનો અનુયાયી હોઇ ન શકે" જુઓ **ગાંધીશિક્ષણ** (ભા ૨, પૃ ૨૯).

દયા, અક્રોધ, અમાન, અભયતા, સહનશીલતા એ અહિંસાના નૈસર્ગિક આભૂષણો છે ખુદ સત્યાગ્રહનો પાયો અહિંસા ધર્મ છે. આનુ પાલન કરનારને એ યાદ રાખવુ ઘટે છે કે જેના પ્રતિ અહિંસક વૃત્તિ રખાય તે પણ તેવી જ વૃત્તિ તત્કાલ રાખશે એમ નથી. જેમ જેમ પાલ-નમાં પૂર્ણતા આવતી જાય તેમ તેમ તેમ બનવા પૂરતો સંભવ છે આવી પરિસ્થિતિમાં અહિંસા ધર્મની અવગણના કરવાનું કે તેને મર્યાદિત કરવાનું સૂચવનારની બુદ્ધિને કેવું વિશેષણ આપવું તે પાઠક સ્વયં વિચારી લેશે.

વળી એ સ્પષ્ટ કરવું અસ્થાને નહિ લેખાય કે અહિંસાદેવીના સ્વરૂપમા કયાયે વેર વાળવાની વૃત્તિને સ્થાન જ નથી.[2] એ તો અપકારનો બદલો ઉપકારથી વાળવાનો દિવ્ય મંત્ર

---

૧ અહિંસાની બે બાજુ છે પોતે કોઇની હિંસા કરવી નહિ તે એક બાજુ અને નિર્બળ-અસહાયનું રક્ષણ કરવુ અને અન્યાય-અધર્મની સામે થવુ તે બીજી બાજુ વિશેષમા અહિંસાના ખરા પાલકમા અનેકવિધ દુઃખ સહન કરવાનું સામર્થ્ય હોવુ જોઇએ

૨ વેર વાળવુ એ તો સ્વચ્છંદ છે એમા સંયમનો ઘાત થાય છે, અને સંયમ વિના અહિંસા નથી. વળી વેર એ એક જાતનો જંગલી ન્યાય છે. વેર લેવામા માણસ પોતાના દુશ્મન સાથે સરખો થઇ જાય છે, જ્યારે તેને જતો કરવાથી તે તેનાથી ઊંચી કક્ષાને પ્રાપ્ત કરે છે વિશેષમા જે માણસ સામા ઉપર મનમાં વેર રાખે છે તે પોતાના ઘા વગર રૂઝાયેલા-લોહી અને પરૂથી ખરડાયેલા રાખે છે, જ્યારે જે ક્ષમા ધારણ કરે છે-અહિંસાનુ પાલન કરે છે તેના ઘા રૂઝાઇ જાય છે અને સૌ સારા વાના થાય છે.

આપણા કાનમાં ફૂંકી રહી છે. વિશેષમાં વેરભાવથી કરેલી સજા સહન કરવા પડેલ દુઃખની અપેક્ષાએ કદાચ ઠીક હોય તોપણ તે તેવી સજા કરનાર ઉપર જ પાછી વળે છે. હાથના કર્યા હૈયે વાગે છે અન્યાયનું ઔષધ કદી બે અન્યાય હોઈ શકે જ નહિ. અન્યાયથી અન્યાયનું કોયડુ ન ઉકેલાતાં તે વધુ ગુંચવાય છે. "જૈસે કો તૈસા" ના કહેવાતા ન્યાયમાં એવી ગર્ભિત માન્યતા રહેલી છે કે સામેનો માણસ, આપણામાં પણ તેના જેવું કરવાની શક્તિ અને ઇચ્છા છે એમ માને છે ત્યારે આપણને અન્યાય કરતા ડરે છે અને તેથી અટકે છે. કેટલીક વાર આમ બને છે ખરૂં, પરંતુ સરવાળે ન્યાયનુ દેવાળું નીકળે છે; કેમકે [1]આખની સામે આંખ અને દાતની સામે દાંત એ પુરાતન કાળથી ચાલતો આવેલો પ્રયોગ અત્યાર સુધીમાં અસખ્ય મનુષ્યોએ અજમાવી જોયો છે, છતા હજી સુધી અન્યાય થતો અટકયા નથી, એટલું જ નહિ પણ પશ્ચિમના દૂરંદેશી લેખકો પણ કહી રહ્યા છે તેમ યુરોપ આશ્ચર્યજનક શોધો અને સાક્ષરતામાં ઘણુ આગળ વધેલું હોવા છતા ત્યાના લોકોમા વેરભાવ, હિંસા અને અન્યાય ઓછા થયા નથી.

ટુંકમાં આપણે પ્રહારે સામે પ્રહાર કરીએ તો આપણું વર્તન અહિંસા-ધર્મને ભ્રષ્ટ કરનારૂં ઠરે, એટલું જ નહિ પણ આપણા મિત્રની કે કહેવાતા શત્રુની અનુચિત પ્રવૃત્તિ ઉપર પણ રોષ કરીએ તો તેટલે દરજ્જે આપણે આપણા અહિંસાધર્મના પાલનમાં પાછા પડીએ. આથી એ યાદ રાખવું કે અહિંસાના સંપૂર્ણ હિમાયતીએ અને આરાધકે તો પોતાના કે પારકાના કાર્યથી કે પછી દૈવિક શક્તિથી પણ શત્રુને હાનિ પહોંચાડવાનો, તેને રંજાડવાનો કે તેનો કાંટો કાઢવાનો સ્વપ્ને પણ વિચાર ન કરવો; નહિ તો તેનું વ્રત ખંડિત ગણાયા વિના નહિ જ રહે. બાઇબલ ( Bible )ના નિમ્નલિખિત વાકયમાથી પણ એ જ દિવ્ય ધ્વનિ નીકળી રહ્યો છે:—

' Ye have hear that it hath been said, An eye for an eye and a tooth for a tooth;

But I say unto you, That ye resist not evil: but whosoever shall smite thee on thy right cheek, turn to him the other also "—St. Matthew, ch V, 38–39.

આથી સારાંશ એ નીકળે છે કે સર્વથા અહિંસા પાળવાનો દાવો કરનાર પોતાનુ અહિત કરનાર ઉપર પણ ગુસ્સે પણ ન થઇ શકે, તેનું બૂરૂં પણ ન ચિંતવી શકે તો તેને ગાળ કેમ દઇ શકે કે તેના સામુ હાથ તો શાનો જ ઉપાડી શકે? એણે તો સમભાવે બધું સહન જ કરવું જોઇએ.

### '[2]સંસારમોચક' મત અને તેનું નિરસન—

સંસારમોચક મતનું સ્વરૂપ એ છે કે જેનુ પરિણામ સુંદર હોય તેની શરૂઆત અપ્રિય હોય તોપણ તે પ્રમાણે અન્ય સાથે વર્તવું જોઇએ. દાખલા તરીકે ઔષધ ખાતી વેળા કદાચ તે કડવું લાગે, પરંતુ તેથી પરિણામે રોગનો નાશ થતો હોવાથી જેમ રોગીને ઔષધ આપવું

૧ સરખાવો Exodus ( ch. 12, 25 ) ગત નિમ્નલિખિત વાકય:—
" An eye for an eye and a tooth for a tooth."

૨ જુઓ નન્દીસૂત્રની શ્રીમલયગિરિસૂરિકૃત ટીકા ( પત્ર ૧૩–૧૫ ).

ઉચિત છે તેમ દુઃખી થતા જીવોને તેમનાં દુઃખથી મુક્ત કરવા માટે તેમની હત્યા કરવી તે સ્થાને છે.[1] સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો કૃમિ, કીટ, પતંગ, મચ્છર, ચકલી, કોઢીઆ, અત્યંત દરિદ્ર, આંધળા, પાંગળા ઇત્યાદિ પ્રકારનાં દુઃખી પ્રાણીઓ પાપકર્મના ઉદયથી સંસાર-સાગરમાં ડૂબેલાં રહે છે, વાસ્તે તેમનાં પાપનો નાશ કરવા માટે અને તેમ કરીને તેમનો ઉદ્ધાર કરવા માટે પરોપકાર કરવામાં અદ્વિતીય એવા જનોએ તેમને જરૂર જ મારી નાંખવા, કેમકે તેમનો સંહાર કરાતી વેળા તેમને ઘણું જ દુઃખ થાય છે અને એ તીવ્ર વેદનાના અભિભવને લઇને તેઓ પૂર્વે બાંધેલા પાપકર્મની વારંવાર ઉદીરણા કરી કરીને તેને હઠાવી કાઢે છે. અત્ર કોઇ પૂછે કે શા આધારે એમ કહેવાય કે તેમનો સંહાર થતી વેળા તીવ્ર વેદનાના અનુભવ દ્વારા તેઓ પાપ-કર્મની ઉદીરણા કરી તેનો પ્રતિક્ષેપ કરે છે ? ઉલટું એમ ન કહેવાય કે એવા સમયે તેઓ આર્ત, રૌદ્ર ધ્યાન ધ્યાઇને પહેલાં કરતાં પણ વિશેષતઃ પાપકર્મનો બંધ કરે છે ? આનો ઉત્તર સંસારમોચકપંથી એમ આપે છે કે જૈન દર્શન જે નરકનું સ્વરૂપ આલેખે છે તે વિચારી જુઓ. કહેવાની મતલબ એ છે નારકો નિરંતર પરમાધાર્મિક દેવોને હાથે તાડન, ભેદન, ઉત્કર્તન, શૂળીને વિષે આરોપણ ઇત્યાદિ અનેક પ્રકારના આઘાતને સહન કરતી વેળા તેમજ આ દેવોની ગેરહાજરીમાં પરસ્પર ઉત્પન્ન કરેલ તીવ્ર વેદનાને અનુભવતાં અને રૌદ્ર ધ્યાન ધ્યાતાં છતા પૂર્વે બાંધેલ કર્મનો ક્ષય કરે છે જ અને નહિ કે એથી અધિક પાપ-કર્મ બાંધે છે, કેમકે નારક માટે નારકના આયુષ્યના બંધનો સંભવ નથી, કારણ કે નારક મરીને નારક તરીકે ઉત્પન્ન થઇ શકે જ નહિ. વળી જેમની હત્યા કરાય છે તેઓ તે વેળા રૌદ્ર ધ્યાન ધરે છે, એથી તો તેમનાં પૂર્વકૃત ઘણાં પાપોનો ક્ષય થઇ જાય છે, કેમકે તે સમયે તેમનો પરિણામ તીવ્ર સંક્લેશરૂપ હોય છે. વિશેષમાં જ્યારે તેમને વિષે તીવ્ર સંક્લેશનો અભાવ હોય છે ત્યારે પરમાધાર્મિક દેવો પણ તેમનાં કર્મનો ક્ષય કરવા સમર્થ થતા નથી, તેથી રૌદ્રાદિ ધ્યાન ઉત્પન્ન કરાવનારા ઘાતકો હણાતાં પ્રાણીઓના ઉપકારી જ છે. આ પ્રમાણેની પરિસ્થિતિમાં જેઓ દુઃખી જીવોનો નાશ કરવામાં ઉપેક્ષા સેવે છે કે અન્યને તેમ કરતાં નિષેધે છે તેઓ મહા-પાપી છે. જેઓ પૂર્વે ઉપાર્જન કરેલા પુણ્યકર્મના ઉદયથી સુખ ભોગવી રહ્યા છે તેમને ન મારી નાંખવા જોઇએ, કેમકે તેમ કરવાથી તેમને સુખનો વિયોગ થાય અને તે અપકાર છે; કારણ કે અન્યના કલ્યાણને વિષે તત્પર જનો પરનો અપકાર થાય તેવો સંરંભ સેવે નહિ.

આ પ્રમાણેનું સંસારમોચક મત છે. આનું નિરસન હવે વિચારીએ. પરોપકાર તેનું નામ છે કે જે આત્માનો ઉપકારી હોય. અન્યોન્ય હત્યા કરવાથી પોતાના ઉપર શું ઉપકાર થાય છે તે હે સંસારમોચક ! તું કહીશ ? શું એથી પુણ્યકર્મનો બંધ થાય છે કે પાપકર્મનો ક્ષય થાય છે ? પ્રથમ પક્ષ તો સંભવતો નથી, કેમકે એથી તો અન્યને અંતરાય થાય છે. જેમકે જો એ જીવોને મારી નાંખવામાં ન આવે તો તે જીવો અન્ય દુઃખી જીવોને મારીને તારા મત પ્રમાણે પુણ્યનું ઉપાર્જન કરે. અને તું મારી નાંખે એટલે પરનો વધ કરી તેમને જે પુણ્ય મળનાર હોય તેમાં એ હત્યા પુણ્યના ઉપાર્જનને વિષે અંતરાયરૂપ બને છે. વળી પુણ્યના ઉપાર્જનમાં અંતરાય

---

૧ મહાત્મા ગાંધીને હાથે જે વાછડાની હત્યા થઇ હતી અને એથી નવજીવન વગેરેમાં જે ‘ વાછડા પ્રકરણ ’ જન્મ પામ્યું હતું તેનો વિચાર કરતાં મહાત્માજી અભ્રાન્ત હતા એમ માનવા મારી અલ્પ મતિ ના પાડે છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તેઓ અહિંસાનું સંપૂર્ણ સ્વરૂપ સમજ્યા ન હતા.

કરનાર પુણ્ય ઉપાર્જન કરતો નથી એ તો દેખીતી વાત છે. વિશેષમાં હે સંસારમોચક ! હત્યા પુણ્યના ઉપાર્જનમાં અંતરાયરૂપ ઠરતી હોવાથી એનું પરિણામ સુંદર છે એમ પણ તું જે કહે છે તે અનુચિત ઠરે છે.

હવે જો કર્મક્ષયરૂપ બીજો પક્ષ તું ગ્રહણ કરતો હોય તો તે પણ વ્યાજબી નથી, કેમકે હે સંસારમોચક ! શું તે કર્મ સકારણ છે કે નિષ્કારણ છે જો સકારણ હોય તો શું અજ્ઞાન તેનું કારણ છે, અહિંસાથી તે ઉદ્‌ભવે છે કે તે હત્યાથી ઉદ્‌ભવે છે ? કર્મ અજ્ઞાનહેતુક છે એમ તો મનાય તેમ નથી, કેમકે અજ્ઞાનરૂપ હેતુકતાને વિષે હિંસાથી નિવૃત્ત થવાનો સંભવ નથી. શું તું એ નથી જાણતો કે જે દોષ જે નિમિત્તથી ઉદ્‌ભવતો હોય તે દોષ તે નિમિત્તના પ્રતિપક્ષની જ આરાધનાથી દૂર થાય છે ? જેમકે બરફથી ઉદ્‌ભવતી ઠંડીનો પ્રતિકાર અગ્નિથી શકય છે. પ્રસ્તુતમાં અહિંસા એ અજ્ઞાનના પ્રતિપક્ષરૂપ છે તો પછી અજ્ઞાનહેતુક કર્મની નિવૃત્તિ હિંસાથી કેવી રીતે થાય ?

જો તું કર્મને અહિંસાજન્ય માનવા રૂપ બીજો વિકલ્પ સ્વીકારીશ તો તેથી પણ તારો દહાડો વળવાનો નથી; કેમકે એમ માનવાથી તો મુક્ત જીવોને અંગે પણ કર્મના બંધનો પ્રસંગ ખડો થશે, કારણ કે તેઓ અહિંસક છે. હવે જો કર્મને હિંસાજન્ય ગણવા તૈયાર થઇશ તો તેની હિંસાથી જ નિવૃત્તિ કેવી રીતે સંભવે ? શું તું એ ભૂલી જાય છે કે જેની જેનાથી ઉત્પત્તિ હોય તેનાથી જ તેની નિવૃત્તિ શકય નથી ? દાખલા તરીકે અજીર્ણને લઇને ઉત્પન્ન થયેલ રોગ મટાડવામાં અજીર્ણ સાધનરૂપ નથી જ. તેથી અમે કહીએ છીએ કે જીવનો ઘાત કરીને ઉત્પન્ન કરાવેલ કર્મની નિવૃત્તિ માટે અહિંસાનું સેવન એ રામબાણ ઔષધ છે.[1]

આથી જો કર્મ અહેતુક છે એમ હવે કહેવા તું તૈયાર થતો હોય તો તે પણ નિરર્થક છે; કેમકે અહેતુક વસ્તુ ખરવિષાણની જેમ હોતી જ નથી, તો એવું અહેતુક કર્મ કે જેનું અસ્તિત્વ જ નથી તેને દૂર કરવા માટે જીવહત્યા કરવાનો પ્રયાસ તારે શા સારૂ કરવો જોઇએ ? જો તું એમ કહેવા ઇચ્છતો હોય કે આકાશની જેમ અહેતુક વસ્તુ પણ છે તો જેમ આકાશનો નાશ અશકય છે તેમ તેના જેવા કર્મનો પણ નાશ અશકય છે એટલે એને માટે અફળ પ્રયાસ કોણ કરે ? અર્થાત્ પ્રાણિવધ કરવો ઇષ્ટ નથી.

વિશેષમાં હે સંસારમોચક ! જે તેં પૂર્વે એમ કહ્યું કે પૂર્વ ભવમાં ઉત્પન્ન કરેલ પુણ્ય કર્મના ઉદયથી જેઓ સુખ અનુભવતા હોય તેમને ન મારવા જોઈએ તે કથન પણ તારા મત

---

૧ કહ્યું પણ છે કે—

"तम्हा पाणिवहोवज्जियस्स कम्मस्स खवणहेऊओ ।
वहविरई कायव्वा संवररूव त्ति नियमेणं ॥

[ तस्मात् प्राणिवधोपार्जितस्य कर्मणः क्षपणहेतोः ।
वधविरतिः कर्तव्या संवररूपेति नियमेन ॥ ]

પ્રમાણે વ્યાજબી ન ગણાય; કેમકે પુણ્ય અને પાપના ક્ષયથી મુક્તિ મળે છે. તેથી જેમ અન્યનાં પાપનો નાશ કરવા માટે તું તેની હત્યા કરવા પ્રવૃત્ત થાય છે તેમ તેનાં પુણ્યનો નાશ કરવા માટે પણ તારે પ્રવૃત્ત થવું જોઇએ અને તું તો તેમ કરવા ના પાડે છે. પાપનું ફળ દુઃખનો અનુભવ છે તેથી મારી નાંખવાથી દુઃખ ઉત્પન્ન થાય એટલે પાપનો ક્ષય શકય છે, પરંતુ પુણ્યનું ફળ સુખનો અનુભવ છે તો દુઃખ ઉત્પન્ન કરવાથી તેનો ક્ષય કેવી રીતે સંભવે? તેમાં સુખનો અનુભવ કરાવવા રૂપ ફળવાળા કર્મનો ક્ષય સુખના અનુભવની ઉત્પત્તિથી જ શકય છે એવો જો બચાવ કરવા તું લલચાતો હોય તો તે ધૂમાડાના બાચકા ભરવા જેવું છે. એનું કારણ એ છે કે જે પુણ્ય દેવગતિમાં ભોગવવાનું હતું તે મનુષ્યાદિ ભવનો અંત આણવાથી ઉલટું સમીપ આવે છે અને એ પ્રમાણે પ્રત્યાસન્ન બનેલું પુણ્ય થોડા કાળમાં ભોગવાઇ જાય તેવું બને છે, તેથી કરીને આ પ્રમાણે પુણ્યના ક્ષયનો પણ સંભવ હોવાથી હત્યા કરવાથી પુણ્યનો ક્ષય કેમ ન માનવો? કદાચ તું એમ કહીશ કે હત્યા કર્યા પછી વિશિષ્ટ દેવભવમાં વેદવામાં આવનાર પુણ્યનો ઉદય સંદિગ્ધ છે, કેમકે કોઇને ત્યાં પાપનો ઉદય પણ સંભવે છે, તેથી પુણ્યનો અનુભવ કરનારાની હત્યા કરવી ઉચિત નથી; આવી પરિસ્થિતિમા અન્યત્ર નિશ્ચય કેમ કરાય? ત્યાં પણ સંદેહ કેમ નહિ? શું એમ ન કહેવાય કે તેં ગણાવેલ દુઃખથી પીડાતો હોય તેવાને પણ મારવાથી તો તેને નરકના દુઃખનો અનુભવ કરવો પડશે, જ્યારે તેને જો નહિ મારી નાંખવામાં આવે તો કદાચ, અનેક જીવોને મારીને તે પુણ્ય ઉપાર્જિત કરી વિશિષ્ટ દેવાદિ ભવનો ભાગી બને; વાસ્તે દુઃખીઓનો પણ નાશ કરવો તે તારે માટે યુક્ત નથી. જ્યારે આમ બાબત છે ત્યારે હત્યા કરવાનું પરિણામ સુંદર આવશે કે નહિ એવો સંદેહ રહેવાથી હેતુ સંદિગ્ધ અને અનૈકાન્તિક પણ ઠરે છે.

વળી તેં જે જૈન દર્શનમાંના નારકના સ્વરૂપનું દૃષ્ટાંત રજુ કરવાની હામ ભીડી તે પણ તારી અનભિજ્ઞતા પૂરવાર કરી આપે છે, કેમકે એ દર્શન પ્રમાણે આ હકીકત નીચે મુજબ છેઃ—

પરમાધાર્મિક દેવોએ ઉત્પન કરેલ કે પરસ્પર ઉત્પન્ન કરેલ દુઃખોથી પીડાતા નારકોને અતિશય વેદના થતી હોવાથી તેઓ સંમુગ્ધ બની જાય છે અને એથી પરત્ર અત્યંત સંક્લેશ નથી. જેમકે આ દુનિયામાં પણ જે મનુષ્યોને લાકડી વગેરેના સખત ફટકા વાગ્યા હોય અને તેની અત્યંત વેદનાથી તેઓ વ્યાકુળ બન્યા હોય ત્યારે તેમની સંમૂઢ દશામાં પરત્ર અત્યંત સંક્લેશ જોવાતો નથી. આથી કરીને તથાવિધ તીવ્ર સંક્લેશના અભાવને લઇને નારકોને વિષે નૂતન અને પુષ્કળ પાપના ઉપચય માટે અવકાશ રહેતો નથી. આ સાંભળીને હે સંસાર-મોચક! તું જો એવા નિર્ણય ઉપર આવતો હોય કે સંમોહ મહાન્ ઉપકારી છે, કેમકે સંમોહને વશ થવાથી અન્યત્ર અત્યંત સંક્લેશ માટે સ્થાન રહેતું નથી અને તીવ્ર વેદનાને લીધે પૂર્વે બાંધેલાં પાપનો ક્ષય થાય છે, તેમજ વળી સંમોહ ક્રૂર વ્યાપારથી ઉદ્ભવે છે તેથી હિંસક મહાન્ ઉપકારી છે તો તે તારી બુદ્ધિનું પ્રકટ લીલામ છે, કેમકે હિંસકો પારકાને પીડા ઉત્પન્ન કરનાર હોવાથી તેમને વિષે ક્લિષ્ટ કર્મના બંધનો સંભવ છે. વળી પાપના કારણરૂપ પરના પીડન સિવાય અન્ય કોઇ કારણ હોય એમ અમને લાગતું નથી અને જો હોય તો મુક્ત જીવોને પણ પાપનો

બંધ લાગુ પડશે, કેમકે તેઓ અહિંસક છે. વાસ્તે હે ભાઈ ! તું સમજુ થઇને પણ શા માટે મનથી પણ અન્યને મારવાની ભાવના ભાવે છે ?

**હાથી જેવાના નાશથી જીવન—**

જ્યારે આ જગત્‌માં એક જીવ બીજા જીવનું જીવન છે અર્થાત્ કોઇ નહિ ને કોઇ જીવને માર્યા વિના તો આહાર અસંભવિત છે અને આહાર વિના જીવન અશક્ય છે તો નાનાં નાનાં પ્રાણીઓને ન મારતાં હાથી જેવા એક મોટા પ્રાણીને મારીએ તો શો બાધ એ પ્રશ્ન હવે વિચારીશું. અર્થાત્ આ પ્રમાણેના 'હસ્તિતાપસ-વાદ' કે જેને વિષે આપણે ૮૪૯મા પૃષ્ઠમાં ઉલ્લેખ કરી ગયા છીએ તેના નિરસનનું અત્ર અવલોકન કરીએ. શરૂઆતમાં જ એ નિવેદન કરીશું કે હાથીને મારવાથી અન્ય જીવોને નહિ મારવા જેટલો પાપબંધ અટકી જશે એ માન્યતા ભૂલ ભરેલી છે, કેમકે હાથીના માંસમાં પ્રતિક્ષણ જીવોત્પત્તિ થતી રહેશે અને એ માંસ જેટલો વખત સિલ્લકમાં રહેશે ત્યાં સુધી નવા નવા જીવો ઉત્પન્ન થતા રહેશે અને તેનો નાશ ઇચ્છાએ કે અનિચ્છાએ પણ એ માંસના ઉપર જીવનારને હાથે થશે અને તેના પાપનો ભાગી તે બનશે; વાસ્તે આ તો ઓલામાંથી નીકળીને ચૂલામાં પડવા જેવું કૃત્ય છે.

જેમ રંકના કરતાં રાજાનું પુણ્ય વિશેષ છે તેમ રંકના કરતાં રાજાનું મરણ વિશેષ શોચનીય છે. વળી કોઇ રંકનું ખૂન કરે અને કોઇ રાજાનું ખૂન કરે તો પહેલા કરતાં બીજો વિશેષ અપરાધી ગણાય. અર્થાત્ જેમ જેમ પુણ્યપ્રકૃતિની તરતમતા રહેલી હોય છે તેમ તેમ તે પુણ્યશાળી જીવોને મારવામાં પાપની ઉત્તરોત્તર વૃદ્ધિ રહેલી છે. આ પ્રમાણે વિચારતાં સમજાશે કે એકેન્દ્રિય જીવો કરતાં પુણ્યપ્રકૃતિમાં દ્વીન્દ્રિય આગળ વધેલા છે તો તેના નાશમાં વિશેષ પાપ રહેલું છે. એ પ્રમાણે ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય માટે સમજી લેવું. એટલે કે પંચેન્દ્રિયનો વધ એ સૌથી વધારે પાપજનક છે. આથી કરીને પુણ્યશાળી પંચેન્દ્રિયને મારી મહાપાપના ભાગી બનતાં અટકવું એ સમુચિત કાર્ય છે. અન્ય શબ્દોમાં કહીએ તો જેમ પુણ્યની વૃદ્ધિને લઇને સામગ્રીઓ વધતી મળે છે તેમ તેનો વિનાશ વિશેષ પાપનો હેતુ છે. વળી ભાવની કલુષતા પણ એમાં વધારે રહેલી છે. કોઇ ઝાડની છાલ ઉતારાય અને કોઇ પંચેન્દ્રિયની ચામડી ઉતારાય આ બેમાં ભાવની ભિન્નતા નથી રહેલી કે ? આથી એ વાત સ્પષ્ટ થાય છે કે હાથી જેવા પ્રાણીનો નાશ યુક્ત નથી. વળી જેમ બને તેમ અલ્પ આરંભથી ચલાવી લેવાની કોણ ના પાડે છે ?

**દેશથી મૃષાવાદવિરતિનું લક્ષણ—**

**कूटसाक्षिदानादिरूपस्थूलमृषावादपरित्यागरूपत्वं देशतो मृषावादविरतेर्लक्षणम् । ( ४१४ )**

અર્થાત્ ખોટી સાક્ષી પૂરવી ઇત્યાદિ સ્થૂળ અસત્યનો ત્યાગ કરવો તે 'મૃષાવાદવિરમણરૂપ દેશવિરતિ' છે.

**અસત્યનું [1]સ્વરૂપ**

અસત્યનુ સ્વરૂપ સહેલાઇથી સમજાય તે માટે શ્રીઉમાસ્વાતિએ **તત્ત્વાર્થ** ( અ. ૭, સૂ. ૯ )માં જે અસત્યની વ્યાખ્યા નીચે મુજબ રજુ કરી છે તે નોંધી લઇએ:—

**" असदभिधानमनृतम् । "**

અર્થાત્ અસત કહેવું તે અનૃત છે યાને અસત્ય છે. આનો સંકુચિત અર્થ ન કરતાં વિશાળ અર્થ કરીશું તો જણાશે કે અસત્ ચિંતન અને અસત્ આચરણનો પણ આમાં સમાવેશ થાય છે. જેમ હિંસાની વ્યાખ્યામાં પ્રમત્ત યોગ પદ છે તેમ અસત્ય, અદત્તાદાન, અબ્રહ્મ અને પરિગ્રહની વ્યાખ્યામાં પણ પ્રમત્ત યોગ એ પદનું અનુવર્તન સમજી લેવું. અબ્રહ્મના સંબંધમાં આ અનુવર્તન હોવા છતાં તેનો ઉપયોગ કરાતો નથી, કેમકે અત્ર પ્રમત્તનું ગ્રહણ નિરર્થક છે. જુઓ **તત્ત્વાર્થ**ની બૃહદ્ વૃત્તિ ( દ્વિ. વિ. પૃ. ૭૮–૭૯ ).

આ ઉપરથી એ ફલિત થાય છે અત્ર ' અસત ' શબ્દના ત્રણ અર્થો ગ્રાહ્ય છે. (૧) જે પદાર્થ હૈયાત હોય તેની હૈયાતીનો સર્વથા ઇન્કાર કરવો, ( ૨ ) પદાર્થના અસ્તિત્વનો તદ્દન નિષેધ ન કરતાં તેનું જે સ્વરૂપ હોય તેનાથી તેને જુદા સ્વરૂપ વાળું દર્શાવવું તે; અને ( ૩ ) જે સત્ય છતાં પરને દુ:ખ ઉત્પન્ન કરે એવા દુર્ભાવવાળું ગર્હિત.

ઉદાહરણ દ્વારા આ વાત સ્પષ્ટ કરીશું. પાસે પૈસા હોય છતા લેણદાર માગે ત્યારે મારી પાસે કંઇ નથી એમ કહેવું એ પ્રથમ પ્રકારનું અસત છે. પૈસા હોવાની હા પાડવી, પરંતુ લેણદાર તે ન મેળવી શકે તેવી ચાલાકી વાપરવી તે બીજો પ્રકાર છે. અભણ કે અણસમજુને હલકો પાડવાની વૃત્તિથી તેને તેવો કહેવો તે ત્રીજો પ્રકાર છે.

અજાણતાં અતિશયોક્તિ થઇ જાય, પોતાની મોટાઇનાં બણગાં ફૂંકાઇ જાય કે પોતે કોઇ સારૂં કાર્ય કર્યું હોય તેના વર્ણનમાં રસ આવી જાય તો એ બધામાં અસત્યની છાયા છે એટલે એ શુદ્ધ સત્ય નથી જ. જેમ તાડીના ઝાડ નીચે બેસીને દૂધ પીનાર લોકમાં તાડી પીનાર ગણાય, કેમકે તેમાં શંકા માટે સ્થાન રહેલું છે તેમ અસત્યની છાયાવાળા સત્ય વિષે સમજવું અથવા તો જેમ દૂધમાં કચરો પડે તો તે દૂધ મેલું ગણાય તેમ નિર્દોષ વચનો સાથે અસત્ય ભળે તો તો તેનું મૂલ્ય ઘટે. સર્વથા અસત્ય બોલનારનુ મૂલ્ય તો ખોટા સિક્કા જેટલું પણ નથી.

**દેશથી સ્તેયવિરતિનું લક્ષણ—**

**परकीयपरिलघुतृणकाष्ठादिद्रव्याणां पतितविस्मृतादिरूपाणामनादानरूपत्वं देशतः स्तेयविरतेर्लक्षणम् । ( ४१५ )**

---

[1] જેમ અહિંસારૂપ અણુવ્રતનું સ્વરૂપ આલેખતાં સાથે સાથે અહિંસારૂપ મહાવ્રતનું પણ આલેખાયુ તેમ અત્ર પણ સમજવુ.

અર્થાત્ બીજાની તણખલા કે લાકડા જેવી તદ્દન હલકી કિંમતની ચીજો પણ રસ્તામાં પડી ગઇ હોય કે કોઇ ભૂલી ગયેલ હોય તો તે પણ ન લેવી તે 'સ્તેયવિરમણરૂપ દેશવિરતિ' છે. આ વ્રતમાંથી અપરિગ્રહરૂપ વ્રત ઉદ્ભવે છે, કેમકે અપરિગ્રહમાં ન જોઇતી વસ્તુનો કેવળ સંગ્રહ છે, જ્યારે આ અસ્તેય વ્રતમા એના ઉપયોગનો સમાવેશ થાય છે. આથી અસ્તેય વ્રતના ઉપાસકોએ નીચેની બે બાબતો તરફ પૂર્ણ લક્ષ્ય આપવું જોઇએઃ—

(૧) કોઇ પણ વસ્તુ મેળવવા માટે તીવ્ર લાલસા ન રાખવી.

(૨) જ્યાં સુધી લાલચુપણું દૂર ન થાય ત્યાં સુધી પોતાની લાલચની વસ્તુ પોતે જ ન્યાયને માર્ગે મેળવવી અને તેવી બીજાની વસ્તુ હોય તો તે તેની પરવાનગી વિના લેવાનો વિચાર સરખો પણ ન કરવો.

**દેશથી અબ્રહ્મવિરતિનું લક્ષણ—**

**स्वदारसन्तोषपूर्वकं परदाराणां विधवा-सधवा-वेश्या-कन्या-लक्षणानां सर्वथा वर्जनरूपत्वं देशतोऽब्रह्मविरतेर्लक्षणम् । ( ४१६ )**

અર્થાત્ પોતાની પત્નીને વિષે સંતોષ રાખવો[1] પરંતુ સર્વે [2]પરસ્ત્રીનો—પછી તે વિધવા હો, સધવા હો, [3]વેશ્યા હો કે કન્યા હો, તેનો સર્વથા ત્યાગ કરવો તે 'અબ્રહ્મવિરમણરૂપ દેશવિરતિ' છે.

**[4]બ્રહ્મચર્યનું દિગ્દર્શન—**

બ્રહ્મચર્યનું સ્વરૂપ ધ્યાનમાં આવે તે માટે એનાં પ્રતિપક્ષી તેમજ મોતની મુલાકાત કરાવનાર

---

૧ આ પણ આંશિક બ્રહ્મચર્ય છે, કેમકે "**जाकी एक नारी वह सदा ब्रह्मचारी**" એ કહેવત આનુ સમર્થન કરે છે.

૨ **परा चासौ स्त्री च पर स्त्री** અર્થાત્ પોતાની પત્ની તરીકેના સંબંધ વગરની સ્ત્રી. અથવા **परस्य स्त्री परस्त्री** અર્થાત્ બીજાની સ્ત્રી. આ પ્રમાણે પરસ્ત્રીના બે અર્થો થતા હોવાથી 'પરસ્ત્રી'થી કુમારિકા, બીજાની સ્ત્રી તેમજ વેશ્યા એ ત્રણેનું ગ્રહણ શક્ય છે.

૩ પરસ્ત્રીનો સંગ કરવા કરતા હજાર વાર આપઘાત કરવો આવકારદાયક છે. તેમાં પણ આનો સંગ કરવા વિચાર સરખો પણ કરવો તે જીવતા સાપ સાથે રમવા બરાબર છે. કહ્યું પણ છે કે—

"**दर्शनात् हरते चित्तं, स्पर्शनाद् हरते बलम् ।**
**मैथुनात् हरते वीर्यं, वेश्या साक्षाद्धि राक्षसी ॥**"

અર્થાત્ વેશ્યાનું દર્શન ચિત્ત હરે છે, એના સ્પર્શથી બળ હરાય છે, એના સંગથી વીર્ય હરાય છે, કારણ કે વેશ્યા એ સાક્ષાત્ રાક્ષસી છે. વળી એનો પ્રેમ સ્થાયી નથી; એ પુરુષને ચહાતી નથી, કિન્તુ પૈસાને ચહાય છે. નિમ્નલિખિત વાક્ય એની સાક્ષી પૂરે છેઃ—

"Prostitutes love money but not men."

૪ આની આછી રૂપરેખા માટે જુઓ **વૈરાગ્યરસમંજરીનું** મારૂં સ્પષ્ટીકરણ ( પૃ. ૧૯૩–૧૯૬ ).

અબ્રહ્મનું દિગ્દર્શન કરવું આવશ્યક સમજાય છે. અબ્રહ્મ કહો કે મૈથુન કહો તે એક જ છે. મૈથુન એટલે મિથુનની પ્રવૃત્તિ; અને મિથુન એટલે સામાન્ય રીતે પુરુષ અને પ્રમદાનું યુગલ. અહીં આનાથી વિસ્તૃત અર્થ કરવાની જરૂર છે. યુગલ એટલે કેવળ પુરુષ અને પ્રમદાનું જ જોડું નહિ, કિન્તુ વનિતા વનિતાનું, પુરુષ પુરુષનું અને તે પણ સજાતીય કે વિજાતીય એટલે પશુ, પક્ષી વગેરે ભિન્ન ભિન્ન જાતિનું પણ સમજવું. આવા યુગલમાં કામવિકાર ઉત્પન્ન થતાં તેનાથી થતી માનસિક, વાચિક કે કાયિક પ્રવૃત્તિ તે ' મૈથુન ' યાને ' અબ્રહ્મ ' છે. આ સંબંધમાં સૂક્ષ્મ વિચાર કરીશું તો સમજાશે કે જ્યાં યુગલ ન હોય, પરંતુ કેવળ સ્ત્રી કે પુરુષ જાતિની એકલી એક જ વ્યક્તિ હોય અને જો તે વ્યક્તિ કામરાગના આવેશને વશ બની જડ વસ્તુના આલંબનથી કે પોતાના હસ્તાદિ અવયવોની મદદથી અશુદ્ધ આચરણ કરે તો તે પણ ' મૈથુન ' જ છે અર્થાત્ કામરાગથી ઉદ્ભવતી કોઇ પણ ચેષ્ટા તે ' મૈથુન ' છે. આને 'અબ્રહ્મ' કહેવાનું કારણ છે કે એના સેવનથી સદ્ગુણોનો વિકાસ અટકી જાય છે, એટલું જ નહિ પણ સદ્ગુણોનો હ્રાસ થવા સાથે દોષોને પુષ્ટિ મળે છે; કેમકે બ્રહ્મનો ફલિતાર્થ એ છે કે એના પાલન અને અનુસરણથી સદ્ગુણોની વૃદ્ધિ થાય.

અહિંસાનું પૂર્ણ પાલન બ્રહ્મચર્ય વિના અશક્ય છે. બ્રહ્મચર્યનો અર્થ જનનેન્દ્રિય પરત્વે સંયમ એટલો જ નથી. ઇન્દ્રિય માત્રને તેના વિકારોથી રોકવાનો સક્રિય નિશ્ચય એ એનો વિશાળ અર્થ છે. ટુંકમાં કહીએ તો ત્રેવીસે પ્રકારના વિષયો પૈકી કોઇને પણ વિષે આસક્તિ નહિ રાખવી એ એનો ફલિતાર્થ છે. આ પ્રયત્નમાં ફલીભૂત થવાય તે માટે પ્રથમ સ્વાદેન્દ્રિય ઉપર કાબુ મેળવવો જોઇએ યાને જીભના સ્વાદને વશ ન થવું, પરંતુ દેહ ટકાવવાને જ અર્થે આહાર લેવો અને તે પણ બને તેટલે અંશે નીરસ અને કંઇક [1]ઓછો; માદક પદાર્થોનો તો સર્વથા ત્યાગ જ કરવો, કેમકે એથી વિકાર ઉત્પન્ન થવાનો સંભવ છે.

જે કાનથી વિલાસની વાતો સાંભળે, આંખથી વિકારજનક વસ્તુ જુવે, જીભથી વિકારોત્તેજક વસ્તુના સ્વાદ ચાખે, હાથથી વિકારપોષક વસ્તુનો સ્પર્શ કરે અને જનનેન્દ્રિયના વિકારનો નિરોધ કરવા મથે તેને અગ્નિમાં હાથ નાંખ્યા પછી નહિ દાઝવાના પ્રયાસ કરનારની કોટિમાં મૂકી શકાય. મનને વશ કરવું બહુ મુશ્કેલ છે, અર્થાં પ્રથમ શરીરને હાથમાં રાખવું. એ કબજે થતાં માનસિક પ્રવૃત્તિઓ ઉપર કાબુ મેળવવો સહેલો થઇ પડશે, વાસ્તે જ કાયિક કુચેષ્ટાના નિરોધને સ્થૂલ દૃષ્ટિએ ' [2]બ્રહ્મચર્ય ' ગણ્યું છે.

ભોગવિલાસમાં મગ્ન રહેનારાને સત્ય જડયાનો અને ઇશ્વરનો સાક્ષાત્કાર થયાનો એકે દાખલો આ ભૂમંડળનો અત્યાર સુધીનો ઇતિહાસ પૂરો પાડી શકે તેમ નથી તો શા સારૂ ભોગવિ-

---

૧ બ્રહ્મચારીએ જેમ બને તેમ અલ્પાહારી બનવું, મિતાહારી તો તે હોવો જ જોઇએ.

૨ " **ब्रह्मणि चरणमिति ब्रह्मचर्यम्** " અર્થાત્ બ્રહ્મ યાને આત્માને વિષે વિચરવું–રમવુ એ ' બ્રહ્મચર્ય ' છે. આટલી હદ સુધી પહોંચવાને માટે વીર્યનિરોધની પ્રથમ જરૂર છે, વાસ્તે આ દૃષ્ટિએ વીર્યનિરોધને પણ–કાયિક કુચેષ્ટાના નિરોધને સુદ્ધાં ' બ્રહ્મચર્ય ' એવુ નામ અપાય છે.

લાસની ખાતર શરીરના રાજારૂપ વીર્યને ગુમાવવું અને તેમ કરી શરીરને તેના રસકસથી વિમુક્ત કરવું ?[2] આને બદલે એ જ વીર્યનો ઉપયોગ ઇશ્વરની ઉપાસના કે આત્મરમણતા માટે કરાય તો આ ભવફેરો પણ સફળ થઇ જાય. વિશેષમાં જે પૂર્ણ બ્રહ્મચારી છે તેને માટે આ દુનિયામાં કશું જ અસાધ્ય નથી[3] તો પછી બ્રહ્મચર્ય પાળનારને [4]શારીરિક અને માનસિક શક્તિ મળે એ કહેવાની જરૂર ખરી ? આત્માની ઉન્નતિ કરનાર પ્રવૃત્તિને છોડીને જે તેની અવનતિ કરનાર પ્રવૃત્તિને સેવે છે તે વ્યભિચારી છે, કેમકે આત્મરમણતા સિવાયની અન્ય સૌ કોઇ પ્રવૃત્તિ પ્રાયઃ વ્યભિચાર જ છે.

આરોગ્યની અનન્ય ચાવીરૂપ બ્રહ્મચર્યની આવશ્યકતા વર્ણવતાં મહાત્મા **ગાંધી** કહે છે કે—

"[5]બ્રહ્મચર્ય અવસ્થા તે છેલ્લી સંન્યસ્ત અવસ્થા જેવી જ છે. આ તદ્દન વાસ્તવિક છે. સત્યનું પાલન, બ્રહ્મચર્યનું પાલન એ સામાન્ય ધર્મો છે. ગૃહસ્થોને માટે પણ બ્રહ્મચર્યનું પાલન એ ધર્મ છે. આ ધર્મ કેવળ સંન્યાસીને માટે નથી, સદ્‌ગૃહસ્થોને માટે છે. આ સાદા નિયમો ન પાળતો હોય તે સદ્‌ગૃહસ્થ જ નથી. આ સંસારમાં, હિંદુ સંસારમાં તેમજ મુસલમાન સંસારમાં, જો આપણે યોગ્ય રીતે રહેવું હોય, સ્વતંત્રપણે રહેવું હોય, કોઇના ગુલામ ન થવું હોય તો આ આપણું સૌથી પહેલું કર્તવ્ય છે.....બ્રહ્મચર્યનું પાલન નહિ કરનાર વ્યક્તિ મનુષ્ય મટે છે. પશુ તો સ્વભાવે બ્રહ્મચર્યનું પાલન કરે છે. તેને સ્વાદ નથી, તેને ઇન્દ્રિયોનો વિલાસ નથી. પશુ મર્યાદિત રહે છે; એટલે બ્રહ્મચર્યનું પાલન નહિ કરનારને ઘણી વેળા પશુની ઉપમા આપવામાં આવે છે એમાં પશુનું અપમાન રહેલું છે."

---

૧ ડૉ. **મેલવીલ કીથ** ( Keith ) M. D. લખે છે કે—

"The seed is marrow to the bones, food for your brain, oil for your joints and sweetness to your breath."

૨ જેમ શેરડીને કોલુમાં પીલવાથી તેનો રસ બહાર નીકળી જતાં માત્ર તેના કૂચા જ બાકી રહી જાય છે તેમ શરીરરૂપ શેરડીમાંથી વીર્યરૂપ રસ નીકળી જતાં શરીર શેરડીના કૂચાની જેમ નીરસ બની જાય છે. અથવા તો દહીંમાથી ઘી નીકળી જતાં પાછળ છાશરૂપ પાણી જ રહે છે તેમ શરીરરૂપ દહીંમાંથી ઘી રૂપ વીર્ય નીકળી જતાં પાછળ છાશરૂપે પાણી જ રહે છે. જુઓ **અધ્યાત્મતત્ત્વાલોક** ( પૃ. ૩૯૦ ).

વિશેષમાં એક રતિભાર રતિને માટે એક મણથી વિશેષ બળ પળમાં ગુમાવાય એના જેવી બીજી કોઇ મૂર્ખતા હશે કે ?

૩ 'શીલનો મહિમા' એ શીર્ષક હેઠળ **વૈરાગ્યરસમંજરી** ( ગુ. ૪, શ્લો. ૧૧૬ )ના સ્પષ્ટીકરણ ( પૃ. ૧૭૨–૧૭૪ )મા બ્રહ્મચર્યનો પ્રભાવ મે વર્ણવ્યો છે તે ત્યાંથી જોઇ લેવો.

૪ **યોગસૂત્ર**ના દ્વિતીય પાદના ૩૮ મા સૂત્રમાં કહ્યું છે કે—

" **ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ।** "

૫ જુઓ **ગાંધીશિક્ષણ** ( ભા. ૨, પૃ. ૪૭–૪૮ ).

વિશેષમાં લગ્ન એ પણ કેવળ વિષયસુખ ભોગવવા માટે યોજાયેલ નથી. ફક્ત વૈષયિક સુખ ભોગવવા માટે જે પરણે છે તે પશુ કરતાં પણ હીન છે. કેવળ પ્રજાની ઉત્પત્તિની ખાતર સેવાતું મૈથુન લૌકિક દૃષ્ટિએ કથંચિત્ સહ્ય છે.

અંતમાં એ ઉમેરવુ અનાવશ્યક નહિ ગણાય કે હીરાને મેળવતાં પૃથ્વીનાં આંતરડાંમાં હજારો મજુરોને ગોંધાઇ રહેવું પડે છે અને ત્યાર પછી પણ પર્વત જેટલી કાંકરીઓમાંથી એક મુઠ્ઠી જેટલા હીરા હાથ આવે છે તો બ્રહ્મચર્ય પાળનારા હીરાને શોધવાને સારૂ કેટલો પ્રયત્ન કરવો પડે તેનો જવાબ ત્રિરાશી માંડીને વિચારી લેવો. આ ઉપરથી જણાશે કે બ્રહ્મચારીઓ વિરલ છે અને એથી જ હું આ વિરલ વિભૂતિઓને પૂર્ણ ભાવથી અનેકશઃ વંદન કરૂં છું.

**સ્વદારસંતોષ—**

પરસ્ત્રીના ત્યાગ પૂર્વક પોતાની પત્નીથી સંતુષ્ટ રહેવું એ જો કે આનો સામાન્ય અર્થ છે, છતાં તેનો વિશિષ્ટ અર્થ એ છે કે સ્વસ્ત્રીમાં પણ અત્યંત આસક્તિ રાખવા પૂર્વકનું તેનું સેવન ગૃહસ્થધર્મને કલંકરૂપ છે. સ્વસ્ત્રી સાથે પણ મર્યાદા પૂર્વક વ્યવહાર કરવો જોઇએ અર્થાત્ તે રજસ્વલા, [1]સગર્ભા કે રોગગ્રસ્ત હોય ત્યારે પણ તેના તરફ ધસવું અને તેની ઇચ્છા વિરુદ્ધ તેના ઉપર બળાત્કાર ગુજારવો એ ગૃહસ્થોચિત બ્રહ્મચર્યના શિખર ઉપરથી ગબડી પડવા બરાબર છે.

વળી ગૃહસ્થે [2]ઋતુકાળમાં સ્ત્રીનો સમાગમ કરવો; ત્યારબાદ નહિ. તેમાં પણ એકાદશી, ચતુર્દશી, અમાવાસ્યા, પૂર્ણિમા, પંચમી વગેરે તિથિઓએ તો ખાસ કરીને વિષયસેવનથી વેગળા રહેવું. વિશેષમાં ઓછામાં ઓછું એક દિવસનું તો આંતરૂં રાખવું જ જોઇએ. જેઓ દિવસે પણ વિષયસેવનથી વિમુખ રહી શકતા નથી તેઓ ખરેખર પોતાની જાતના કટ્ટર દુશ્મન છે. જેઓ એક જ રાતમાં એકથી વિશેષ વાર સ્વપત્ની સાથે પણ વિષયસેવનમાં પ્રવર્તે છે તેવા માનવ–પિશાચો માટે ક્યાં સુધી દિલગીરી દર્શાવી શકાય ?

ટુંકમાં ગૃહસ્થે વિષય સેવનની પ્રવૃત્તિને બહુ જ નિયમિત બનાવવી કે જેથી વીર્ય પુષ્ટ થાય અને તેના ફળ તરીકે ઉદ્ભવતું સંતાન તેજસ્વી, બુદ્ધિશાળી અને મજબુત બને તેમજ દુનિયા ઉપર ભારરૂપ નિર્માલ્ય પ્રજા વધતી અટકે.

---

૧ જે દિવસથી ગર્ભ રહે તે દિવસથી માંડીને સંતાનોત્પત્તિ થાય અને તે સંતાન સ્તનપાન છોડીને ખોરાક ખાવાની શરૂઆત કરે ત્યાં સુધી પુરુષે બ્રહ્મચર્ય પાળવું જ જોઇએ.

૨ ઋતુસ્રાવના દિવસથી સોળ રાત્રિ પર્યંતના સમયને ' ઋતુકાળ ' કહેવામાં આવે છે. તેમાં પ્રથમ ત્રણ દિવસ તો વિષયસેવન માટે સર્વથા વર્જનીય છે, એ દિવસોમાં પણ બ્રહ્મચર્ય નહિ પાળનારના દુષ્કૃત્ય જેવું એકે નિન્દ્ય કૃત્ય નથી.

**દેશથી પરિગ્રહવિરતિનું લક્ષણ—**

**धनधान्यादिकद्रव्याणां परिमाणकरणं देशतः परिग्रहविरतेर्लक्षणम् । ( ४१७ )**

અર્થાત્ પૈસો ટકો, અનાજ ઇત્યાદિ વસ્તુઓનું પરિમાણ કરવું—અમુક સંખ્યા પર્યંત જ તેનુ ગ્રહણ કરવું તે 'પરિગ્રહવિરમણરૂપ દેશવિરતિ' છે. પરિગ્રહ એટલે મૂર્છા યાને આસક્તિ. વસ્તુ નાની કે મોટી હોય, કિંમતી હોય કે નજીવી હોય, જડ હોય કે ચેતન હોય, બાહ્ય હોય કે અભ્યંતર હોય, તેમાં આસક્ત થઇ જવું અને વિવેકને ઠોકરે મારીને તેની પાછળ તણાઇ જવું તે 'પરિગ્રહ' છે. સત્યશોધક તેમ અહિંસક પરિગ્રહધારી ન બને. તે તો ખપ જેટલી જ વસ્તુ રાખે, નાહકનો સંચય ન કરે, વળી ખરા સુધારાનું લક્ષણ પણ એ જ છે કે જેમ બને તેમ સાદું જીવન ગાળવું. ખરી સભ્યતાના અભિલાષીએ પરિગ્રહનો ઘટાડો કરવો જોઇએ. એ સાચી વાત છે કે અભ્યાસથી માણસ પોતાની હાજતોમાં ઘટાડો કરી શકે છે. જેમ જેમ પરિગ્રહ ઓછો કરાય તેમ તેમ સુખ, સંતોષ અને આરોગ્યની વૃદ્ધિ થાય છે. વિશેષમાં કેવળ કાયિક જ પરિગ્રહનો ત્યાગ કરવાનો નથી, પરંતુ વાચિક અને માનસિક પરિગ્રહ પણ ત્યાજ્ય જ છે જે વિચાર આપણને ઈશ્વરથી વિમુખ રાખે અને સન્માર્ગે જતાં વિઘ્નરૂપ બને તે [1]અજ્ઞાન છે અને તેને મગજમાં સ્થાન આપવું તે પણ 'પરિગ્રહ' છે.

**સર્વવિરતિનું લક્ષણ—**

**हिंसाऽसत्यस्तेयाब्रह्मपरिग्रहलक्षणानां पञ्चानामाश्रवाणां सर्वथा वर्जनं सर्वविरतेर्लक्षणम् । ( ४१८ )**

અર્થાત્ હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ એ પાચ આશ્રવોનો સર્વથા ત્યાગ તે 'સર્વ-વિરતિ' છે. આ પાચ આશ્રવોના સર્વથા ત્યાગને [2]અહિંસા વગેરે પાચ મહાવ્રતો પણ કહેવામાં આવે છે. અર્થાત્ અહિંસાની સર્વાંશે વિરતિ તે અહિંસારૂપ મહાવ્રત છે ઇત્યાદિ. આ પાંચ

---

૧ અજ્ઞાનના સ્વરૂપ પરત્વે ભગવદ્ગીતા ( અ ૧૩ )નું કહેવુ એ છે કે—

" अध्यात्मज्ञाननित्यत्वं, तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्त-मज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥ "

૨ અહિંસા વિષે યથામતિ ઊહાપોહ આપણે પૃ ૮૫૭–૮૭૫ માં કરી ગયા છીએ એટલે અત્ર એટલુ જ ઉમેરીશું કે ન્યાયકુસુમાંજલિ ( સ્ત. ૪, પૃ ૨૩૨–૨૩૫ )માં આની સ્થૂળ રૂપરેખા અગ્રેજી ભાષામા મે આલેખી છે વિશેષમા દરેક ધર્મ કે સપ્રદાય અહિંસા યાને દયાની તારીફ કરે છે, પરંતુ નિર્મળ દયાના સ્વરૂપથી કોણ સારી અને સાચી રીતે પરિચિત છે તેનુ દિગ્દર્શન કરાવવા શ્રીવીર-સ્તુતિ ( પૃ. ૨૪૬–૨૪૭ )મા મે પ્રયાસ કર્યો છે,

મહાવ્રતો સ્થિર રહે તે માટે એ પ્રત્યેકની પાંચ પાંચ ભાવનાઓ ભાવવાની છે. તેમાં **અહિંસારૂપ પ્રથમ મહાવ્રતની પાંચ ભાવનાઓ** નીચે મુજબ છે—

(૧) ઈર્યાસમિતિ, (૨) મનોગુપ્તિ, (૩) એષણાસમિતિ, (૪) આદાનનિક્ષેપણ-સમિતિ અને (૫) આલોકિતપાનભોજન.

**ભાવનાનું તાત્પર્ય—**

આ પ્રત્યેકનું લક્ષણ વિચારીએ તે પૂર્વે ભાવનાનું સામાન્ય સ્વરૂપ સમજી લઇએ. કોઇ પણ વ્રત લીધું એટલે બેડો પાર થઇ ગયો કે તેનું યથેષ્ટ ફળ મળી જ ગયું એમ નથી, પરંતુ ખરી હકીકત તો એ છે કે એના પરિપાલન માટે ખાસ કાળજી રાખવી જોઇએ. એ વ્રતથી ભ્રષ્ટ ન થવાય તે માટે વ્રતને અનુકૂળ પ્રવૃત્તિઓ સેવાવી જોઇએ; તેમ થાય તો જ ગ્રહણ કરેલું વ્રત જીવનમા ઊંડું ઉતરે અને તેનું યથેષ્ટ અને પરિપૂર્ણ ફળ મળે. આ પ્રમાણેની પ્રવૃત્તિ કે જે વ્રતને ટકાવી રાખવામા ઉપયોગી નીવડે તેમ છે તેને અત્ર 'ભાવના' કહેવામા આવી છે. આની સ્થૂળ દૃષ્ટિએ ગણત્રી કરી પ્રત્યેક મહાવ્રતની પાંચ પાચ ભાવનાઓ છે એમ અત્ર નિર્દેશાયું છે. આ ભાવનાઓ અનુસાર બરાબર વર્તન કરવામા આવે તો ઉત્તમ ઔષધ જેમ ગુણકારી નીવડે છે તેમ જરૂર અહિંસાદિ મહાવ્રતોનું ગ્રહણ તેની આ ભાવનાઓ પૂર્વક પાલન કરનારને તો સુંદર, સર્વાંગીય અને સુમનોજ્ઞ [૧]ફળ આપ્યા વિના રહે તેમ નથી જ.

**ઈર્યા-સમિતિનું લક્ષણ—**

**लोकातिवाहिते सूर्यांशुचुम्बिते मार्गे जन्तुरक्षणार्थमालोक्य सम्यग्गमनलक्षणप्रवृत्तिरूपत्वमीर्यासमितेर्लक्षणम् । ( ४१९ )**

અર્થાત્ જે માર્ગે થઇને લોકોની આવ જા થતી હોય અને જેના ઉપર સૂર્યનાં કિરણો પડતાં હોય તેવા માર્ગમા જંતુના રક્ષણાર્થે જોઇ જોઇને રૂડી રીતે ગમન કરના રૂપ પ્રવૃત્તિ સેવવી તે 'ઈર્યાસમિતિ' છે. કહેવાની મતલબ એ છે કે સ્વપરને પીડા ન થાય તેવી રીતે યતના પૂર્વક ગતિ કરવી તે 'ઈર્યાસમિતિ' છે. સમ્યક્ પ્રવૃત્તિરૂપ સમિતિના (૧) ઈર્યાસમિતિ, (૨) ભાષાસમિતિ, (૩) એષણાસમિતિ, (૪) આદાનનિક્ષેપણસમિતિ અને (૫) ઉત્સર્ગસમિતિ

---

૧ પાતંજલ યોગસૂત્રના દ્વિતીય પાદમા આનો નિર્દેશ છે. દાખલા તરીકે જુઓ પૃ. ૮૭૯. અત્ર એ વાત શ્રીયશોવિજયગણિના શબ્દોમા રજુ કરવામાં આવે છે.—

" वैरत्यागोऽन्तिके तस्य, फलं चाकृतकर्मणः ।
रत्नोपस्थानसद्वीर्य-लाभो जन्तुरनुस्मृतिः ॥ "

—૨૧ મી દ્વાત્રિંશિકા

એમ પાંચ પ્રકારે છે. આ પ્રત્યેકનું લક્ષણ તેમજ તેનું વિશિષ્ટ સ્વરૂપ તો પાંચમા ઉલ્લાસમાં વિચારીશું.

કાયાદિક વ્યાપારનું શાસ્ત્રોક્ત વિધિ પૂર્વક નિયમન તે '[1]ગુપ્તિ' છે. એના (૧) મનોગુપ્તિ, (૨) વચનગુપ્તિ અને (૩) કાયગુપ્તિ એવા ત્રણ ભેદો છે. આ પ્રત્યેકનું સ્વરૂપ લક્ષણ પૂર્વક પાંચમા ઉલ્લાસમાં વિચારાશે; અત્ર તો કેવળ **મનોગુપ્તિનું લક્ષણ** રજુ કરાય છે:—

**आर्तरौद्रध्यानप्रचारनिरोधपूर्वकधर्मध्यानादिप्रचाररूपत्वं, समस्तकल्पनाजालविमुक्तिरूपत्वे सति समत्वप्रतिष्ठापूर्वकात्मरमणतारूपं वा मनोगुप्तेर्लक्षणम् । ( ४२० )**

અર્થાત્ આર્ત ધ્યાન અને રૌદ્ર ધ્યાન એ બે દુર્ધ્યાનોનો નિરોધ કરીને ધર્મધ્યાન અને શુક્લ ધ્યાન એ બે શુભ ધ્યાનોને વિષે પ્રવૃત્તિ કરવી તે 'મનોગુપ્તિ' છે. અથવા સમગ્ર કલ્પનાની જાળનો ત્યાગ કરી આત્મમંદિરમાં સમતાની પ્રાણપ્રતિષ્ઠા કરવા પૂર્વક આત્મામા રમણ કરવું તે 'મનોગુપ્તિ' છે. અર્થાત્ કે મનને અશુભ ધ્યાનમા ન જોડતા તેને શુભ ધ્યાને લગાડવું તે 'મનોગુપ્તિ' છે.

**એષણા-સમિતિનું લક્ષણ—**

**द्विचत्वारिंशद्भिक्षादोषवर्जनपूर्वकान्नपानादीनां गवेषणरूपत्वमेषणासमितेर्लक्षणम् । ( ४२१ )**

અર્થાત્ ભિક્ષાના ૪૨ દોષના ત્યાગ પૂર્વક શુદ્ધ આહાર, પાણીની ગવેષણા કરવી તે 'એષણા–સમિતિ' છે. એટલે કે અન્નપાનનું ગવેષણ, તેનું ગ્રહણ કે તેનો ઉપયોગ એ ત્રણે જાતની એષણામાં દોષ ન આવે તે માટે સાવધાનતા રાખવી તે 'એષણા–સમિતિ' છે.

**ભિક્ષાના ૪૨ દોષો—**

**વિચારસાર** ( પૃ. ૭૨–૭૩ )માં ભિક્ષા સંબંધી ૪૨ દોષોનું વર્ણન છે. તેમાં સોળ ઉદ્‌ગમ–દોષો છે, સોળ ઉત્પાત–દોષો છે, અને દશ એષણા–દોષો છે. (૧) આધાકર્મ, (૨) ઔદ્દેશિક, (૩) પૂતિકર્મ, (૪) મિશ્ર જાત, (૫) સ્થાપના, (૬) પ્રાભૃતિકા, (૭) પ્રાદુષ્ક-

---

૧ તત્ત્વાર્થ ( અ ૯, સૂ. ૪ )મા કહ્યુ છે તેમ "सम्यग्योगनिग्रहो गुप्तिः" અર્થાત્ યોગોનો પ્રશસ્ત નિગ્રહ તે 'ગુપ્તિ' છે. આ ઉપરથી એ સારાંશ નીકળે છે કે ગુપ્તિમા દુષ્ટ પ્રવૃત્તિઓનો નિષેધ પ્રધાન પદ ભોગવે છે, જ્યારે સમિતિમા શુભ પ્રવૃત્તિઓનુ સેવન મુખ્ય ભાગ ભજવે છે.

રણ, ( ૮ ) ક્રીત, ( ૯ ) પ્રામિત્ય, ( ૧૦ ) પરિવર્તિત, ( ૧૧ ) અભ્યાહૃત, ( ૧૨ ) ઉદ્‌ભિન્ન, ( ૧૩ ) માલાપહૃત, ( ૧૪ ) આચ્છિદ્ય, ( ૧૫ ) અનિસૃષ્ટ અને ( ૧૬ ) અધ્યવપૂરક, એ **સોળ પિણ્ડ–ઉદ્‌ગમ–દોષો છે.**

**સોળ ઉત્પાત–દોષો—**

( ૧ ) ધાત્રી, ( ૨ ) દૂતી, ( ૩ ) નિમિત્ત, ( ૪ ) આજીવ, ( ૫ ) વનીપક, ( ૬ ) ચિકિત્સા, ( ૭ ) ક્રોધ, ( ૮ ) માન, ( ૯ ) માયા, ( ૧૦ ) લોભ, ( ૧૧ ) પહેલાનો અને પછીનો સંસ્તવ, ( ૧૨ ) વિદ્યા, ( ૧૩ ) મંત્ર, ( ૧૪ ) ચૂર્ણ, ( ૧૫ ) યોગ અને ( ૧૬ ) મૂલ કર્મ એ એ ઉત્પાત વિષયક સોળ દોષો છે.

**દશ એષણા–દોષો—**

( ૧ ) શંકિત, ( ૨ ) મ્રક્ષિત, ( ૩ ) નિક્ષિપ્ત, ( ૪ ) પિહિત, ( ૫ ) સંહૃત, ( ૬ ) દાયક, ( ૭ ) ઉન્મિશ્ર, ( ૮ ) અપરિણત, ( ૯ ) લિપ્ત અને ( ૧૦ ) છર્દિત એ દશ એષણા સંબંધી દોષો છે.

**ભિક્ષા સંબંધી ૪૨ દોષોનું સ્પષ્ટીકરણ—**

ઉદ્‌ગમ એટલે ઉત્પત્તિ, આહારની ઉત્પત્તિ સંબંધી જે દોષો છે તે ‘ ઉદ્‌ગમ–દોષ ’ કહેવાય છે. શરૂઆતથી શુદ્ધ આહાર હોય છતા ધાત્રી વગેરેને લઇને જે દોષો ઉત્પન્ન કરાય તે ‘ ઉત્પાત–દોષ ’ જાણવા. આહાર વહોરવા ( લેવા ) જતાં શંકિત વગેરે દોષોની તપાસ કરતાં જે દોષ જણાય તે ‘ એષણા–દોષ ’ છે.

**૧૬ ઉદ્‌ગમ–દોષોની રૂપરેખા—**

( ૧ ) આધાકર્મ—અમુક સાધુ માટે મારે આ ભક્તાદિ રાંધવું છે એમ સાધુને ઉદ્દેશીને જે રસોઇ કરવામા આવે તે.

( ૨ ) ઔદ્દેશિક—પ્રથમ પોતાને માટે અથવા તો સ્વજનાદિને અંગે તૈયાર કરેલ ઓદન, મોદકાદિને ફરીથી અમુક સાધુ સાધ્વીને આપવાના ઇરાદાથી રાધવામાં આવે તે. આ દોષના અનેક પ્રકાર છે. જેમકે આટલા માણસોની રસોઇ કરવી છે એમ વિચારી પાછળથી આટલો ભાત આપવા કરવા માટે વધારે નાખું એમ ચિંતવી નાખે તે **ઓઘ–ઔદ્દેશિક** અને વિવાહ વગેરે પ્રસંગે વધેલામાંથી આપવા માટે વિભાગ કરવો તે **વિભાગ–ઔદ્દેશિક**. આ **વિભાગૌદ્દેશિક** પણ ઉદ્દિષ્ટ, કૃત અને કર્મ એમ ત્રણ ભેદથી વિભક્ત થાય છે. તેમા પોતાને માટે તૈયાર કરેલ અશનાદિકમાથી દાન કરવા માટે જે જુદું કાઢવું તે ‘ ઉદ્દિષ્ટ ’; જે વધેલા ચોખા વગેરેને સસ્કૃત કરી કરબારૂપે બનાવવું તે ‘ કૃત ’, અને જે વિવાહ વગેરે પ્રસંગે વધેલા લાડવા વગેરેને ભિક્ષાચરોને આપવા માટે ફરીથી ગોળ ઘી નાંખી રાધવામા આવે તે ‘ કર્મ ’. વળી આ ત્રણેના પણ

ઉદ્દેશ, સમુદ્દેશ, આદેશ અને સમાદેશ એમ ચાર ચાર ભેદ પડે છે [1] જે કોઇ સંન્યાસી કે ગૃહસ્થ ભિક્ષાચર આવશે તેને આપીશું એમ કલ્પવું તે 'ઉદ્દેશ', માત્ર વેષધારીઓને આપીશું એમ ચિંતવવું તે 'સમુદ્દેશ', શાક્ય વગેરેને આપીશું એમ ધારી ભોજન બનાવવું તે 'આદેશ', અને ખાસ જૈન સાધુઓને જ આપીશું એવા ઇરાદાથી તૈયાર કરાવવું તે 'સમાદેશ' છે. કહ્યું પણ છે કે—

" [2]जावंतियमुद्देसं पासंडीणं भवे समुद्देसं ।
समणाणं आएसं निग्गंथाणं समाएसं ॥ "

( ૩ ) પૂતિકર્મ—આહાર તો શુદ્ધ હોય છતા અપવિત્ર આધાકર્માદિ આહારના અવયવના સ્પર્શથી તેને વિકૃત કરવો તે.

( ૪ ) મિશ્ર જાત—કુટુંબ તથા સાધુ પ્રમુખને ઉદ્દેશી એકત્ર જે પાક કરાય તે.

( ૫ ) સ્થાપના—સાધુઓને આપવાની બુદ્ધિથી જે વસ્તુનું કેટલાક સમય સુધી જુદા ઠેકાણે સ્થાપન કરાય તે.

( ૬ ) પ્રાભૃતિકા—જેમ કોઇ ઇષ્ટ જનને ભેટણું અપાય છે તેમ બહુમાનપૂર્વક જે સાધુ-ઓને આપવું તે. એ પ્રાભૃતિકાના પણ બાદર અને સૂક્ષ્મ એમ બે ભેદો થાય છે જેમાં મોટો આરંભ હોય તે 'બાદર' છે અને જેમાં થોડો આરંભ હોય તે 'સૂક્ષ્મ' છે. આ દરેકના પણ ઉત્ષ્વષ્કણ અને અવષ્વષ્કણ એમ બે બે વિકલ્પો થાય છે. પોતાને ઘેર આવેલા લગ્નાદિ પ્રસંગે સાધુઓને તેમાથી વહોરાવી શકાય એવા ઇરાદાથી મુહૂર્તાદિ નજીક કઢાવી પોતાના પ્રસંગ પહેલા આરંભ કરાવવો તે 'અવષ્વષ્કણ' છે, જ્યારે એવા જે ઇરાદાથી મુહૂર્ત લંબાવવું તે 'ઉત્ષ્વષ્કણ' છે.

( ૭ ) પ્રાદુષ્કરણ—દીવા વગેરે કરીને અથવા ભીંત વગેરે પાડીને કે બારી મૂકીને અંધારૂં દૂર કરી અજવાળું કરવું કે જેથી સાધુ આહાર લઇ શકે તે.

---

૧ આ સમગ્ર હકીકતની સંકલના નીચે મુજબ છે:—




૨ છાયા—

यावत्कमुद्देशं पाखण्डिनां भवेत् समुद्देशम् ।
श्रमणानामादेशं निर्ग्रन्थानां समादेशम् ॥

( ૮ ) ક્રીત—વેચાતું લઇ આપવું તે. આના ચાર પ્રકારો છે:—( ૧ ) આત્મદ્રવ્યક્રીત, ( ૨ ) આત્મભાવક્રીત, ( ૩ ) પરદ્રવ્યક્રીત અને ( ૪ ) પરભાવક્રીત. પોતાના પૈસાથી ખરીદેલ, પોતાને માટે વેચાતું લીધેલ, પારકાના પૈસાથી વેચાતું લીધેલ અને બીજાને માટે ખરીદેલ એ એના અનુક્રમે અર્થો છે.

( ૯ ) પ્રામિત્ય—તને પાછું આપીશું એમ કહી કોઇની પાસેથી ઉધાર લઇને આપવું તે.

( ૧૦ ) પરાવર્તન—સાધુઓને વહોરાવવાના ઇરાદાથી ખરાબ વસ્તુ બીજાને આપી તેને બદલે સુગંધી ઘી વગેરે સારી વસ્તુ લેવી તે.

( ૧૧ ) અભ્યાહૃત—સાધુઓને આપવાના ઇરાદાથી તેમની સામે લાવેલ આહારાદિ. એના પણ પ્રચ્છન્ન, પ્રકટ, સ્વગ્રામવિષય, પરગ્રામવિષય એમ અનેક ભેદો થાય છે. સાધુ ન જાણે તે રીતે લાવવું તે ' પ્રચ્છન્ન ', દેખીતી રીતે લાવવું તે ' પ્રકટ ', જે ગામમાં સાધુ હોય તે જ ગામમાંથી લાવવું તે ' સ્વગ્રામવિષય ' અને બીજા ગામથી લાવવુ તે 'પરગ્રામવિષય'. આ સિવાય ક્ષેત્રવિષય, ગૃહવિષય, આચીર્ણ, અનાચીર્ણ તેમજ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ પણ ભેદો પડે છે.

( ૧૨ ) ઉદ્‌ભિન્ન—મીણ, છાણ યા લાખ વગેરેથી બરાબર બંધ કરેલ–મુદ્રિત કરેલ વાસણની મુદ્રાને ઉખેડીને તેમજ બારણા વગેરે ઉઘાડીને સાધુના નિમિત્તે આહાર વગેરે વસ્તુ લાવવી તે.

( ૧૩ ) માલાપહૃત—જે શીંકા વગેરે ઉપરથી ચીજો ઉતારતાં પગ લપસવાનો ભય રહેતો હોય ત્યાંથી ઉતારી આપવું તે. અત્ર ' માલા ' શબ્દથી ' ઉચ્ચ પ્રદેશ ' સમજવો. એના પણ ચાર ભેદ થાય છે. જેમકે ( ૧ ) ઊર્ધ્વમાલાપહૃત, ( ૨ ) અધોમાલાપહૃત, ( ૩ ) ઉભયમાલાપહૃત અને ( ૪ ) તિર્યક્‌માલાપહૃત. અત્ર એ ધ્યાનમાં રાખવું કે દાદર કે નિસરણી કે પગથીઆ વગેરે ચઢવાને જે યોગ્ય હોય તે સ્થાનથી લાવેલ વસ્તુ માલાપહૃત ગણાય નહી. વિશેષમાં આ ભેદોના જઘન્યાદિ ઉપભેદો સંભવે છે.

( ૧૪ ) આચ્છિદ્ય—પુત્ર યા નોકર વગેરે પાસેથી તેમની ઇચ્છા વિરુદ્ધ ઝુંટવી લઇને સાધુને આપવું તે.

( ૧૫ ) અનિસૃષ્ટ—વસ્તુના માલીકે રજા નહી આપી હોય તે. આના પણ ( ૧ ) સાધારણ–નિસૃષ્ટ, (૨) ચેલ્લકા–નિસૃષ્ટ અને (૩) જડ્ડુકા–નિસૃષ્ટ એમ ત્રણ ભેદ છે. તેમા બહુ જનની સામાન્ય વસ્તુ આજ્ઞા વગર આપવી તે ' સાધારણ–નિસૃષ્ટ '; માલીકે નોકરોને કે ખેતર વગેરેમા કામ કરતા માણસોને આપી દીધેલ–મોકલાવેલ ભક્તાદિ તેમની અનુજ્ઞા સિવાય આપવા તે ' ચેલ્લકા–નિસૃષ્ટ '; અને હાથીની આજ્ઞા સિવાય મહાવત જે આપે તે ' જડ્ડુકા–નિસૃષ્ટ ' છે.

( ૧૬ ) અધ્યવપૂરક—પ્રથમ પોતાના અંગે અને પછી કાર્પટિકાદિને ઉદ્દેશીને ઉમેરેલા ભક્તાદિમા ફરીથી સાધુઓને આવેલા જાણી તેમના માટે તંદુલાદિ ઉમેરવા તે.

૧૬ ઉત્પાત-દોષોનું સ્વરૂપ –

( ૧ ) ધાત્રી—બાળકને ધવડાવનાર, રમાડનાર ધાવમાતાને યોગ્ય કાર્ય કરી કરાવીને જે ભક્તાદિ મેળવાય તે.

( ૨ ) દૂતી—પરસ્પર સંદેશ કહીને જે પિંડ ઉપાર્જન કરાય તે.

( ૩ ) [1]નિમિત્ત—અતીત, અનાગત, શુભ, અશુભ નિમિત્ત કહી મેળવેલો પિંડ.

( ૪ ) આજીવ—ભિક્ષા લેવા જતાં પોતાનાં તથા જેને ઘેર ગયા હોય તેનાં જાતિ, કુલ, ગણુ, કર્મ તેમજ શિલ્પ વગેરેનો પ્રકાશ કરી જે આહારાદિ મેળવાય તે.

( ૫ ) વનીપક—ભિક્ષા આપનાર ગૃહસ્થ જેનો ભક્ત હોય તેનો પોતે પણ ભક્ત હોવાનો દેખાવ કરી જે આહારાદિ મેળવાય તે.

( ૬ ) વિચિકિત્સન—દવા દારૂ બતાવીને જે મેળવાય તે.

( ૭ ) ક્રોધ—સાધુના ક્રોધથી મારણુ, ઉચ્ચાટન, શાપ વગેરેથી ડરીને કે તેની વિદ્યાનો પ્રભાવ, તેનું સહસ્રયોધિપણુ તેમજ રાજકુલમા વલ્લભપણું જાણી જે ભક્તાદિ અપાય તે.

( ૮ ) માન—જો હું સાધુઓને એવી વસ્તુઓ લાવી ખવડાવીશ તો મને તેઓ લબ્ધિધારી જાણુશે એમ માન પૂર્વક લાવવું તે.

( ૯ ) માયા—કોઇ સાધુ વિદ્યાથી રૂપ બદલી કપટથી જે મેળવે તે.

( ૧૦ ) લોભ—સિંહકેશરીયા વગેરે મોદકનો લોભ કરી મેળવાય તે.

( ૧૧ ) પૂર્વપશ્ચાત્સંસ્તવ—દાતાનાં માતા, પિતા, સાસુ, સસરા વગેરેની આપ્યા પહેલાં કે પછી સ્તુતિ કરવા પૂર્વક મેળવાય તે.

( ૧૨ ) વિદ્યા—વિદ્યાના પ્રયોગથી ચમત્કાર દેખાડી આહાર મેળવવો તે.

( ૧૩ ) મંત્ર—મંત્રના પ્રયોગથી જે પિંડ મેળવાય તે.

( ૧૪ ) ચૂર્ણ—આંખમાં અંજન વગેરે કરીને અદૃશ્ય બની આહાર મેળવવો તે.

( ૧૫ ) યોગ—પગે લેપ કરી જે પિંડ મેળવાય તે.

( ૧૬ ) મૂલ કર્મ—ગર્ભસ્તંભન, ગર્ભાધાન, અક્ષતયોનિત્વકરણુ, ક્ષતયોનિત્વકરણુ વગેરે સંસારવૃદ્ધિના મૂળરૂપ કર્મ કરી જે પિંડ મેળવાય તે.

૧૦ એષણા-દોષોનું વિવરણુ—

( ૧ ) શંકિત—આધાકર્માદિ દોષ હોવાની જે આહારમાં શંકા પડતી હોય તે.

( ૨ ) મ્રક્ષિત—પૃથ્વી વગેરે સચિત્ત વસ્તુથી વિંટાલેલ પદાર્થ, હાથ, કે પાત્ર હોય તે.

( ૩ ) નિક્ષિપ્ત—સચિત્ત વસ્તુ ઉપર મૂકેલ હોય તે.

( ૪ ) પિહિત—સચિત્ત વસ્તુથી ઢાંકેલ-હેઠલ આહાર અને ઉપર સચિત્ત હોય તે.

( ૫ ) સંહૃત—જે ન આપવા જેવી વસ્તુ હોય તે દૂર ફેંકી દઇને અપાય તે.

---

૧ સરખાવો મનુસ્મૃતિ ( અ. ૬, શ્લો. ૫૦ ).

( ૬ ) દાયક—વૃદ્ધ, અશક્ત, નપુંસક, કંપારીવાળા, તાવવાળા, આંધળા, બાલક, દારૂડીયા, ઉન્મત્ત, હાથ કપાયેલા, પગ કપાયેલા, બંધનમા પડેલા, પાદુકા પહેરેલા એવા દાતા પાસેથી કે ખાંડતી, દળતી, ભરડતી, કાતતી, રૂને લોઢતી, પીંજતી, પીલતી, દહીં મથતી, ખાતી, ગર્ભવતી, નાના બચ્ચાવાળી, છકાયની વિરાધના કરતી અને કષ્ટ યુક્ત એવી દાત્રી પાસેથી જે આહાર લેવાય તે ' દાયક-દુષ્ટ ' કહેવાય.

( ૭ ) ઉન્મિશ્ર—સચિત્ત વસ્તુમા મેળવેલી વસ્તુ હોય તે

( ૮ ) અપરિણત—પ્રાસુક-નિર્જીવ નહી થયેલી વસ્તુ હોય તે.

( ૯ ) લિપ્ત—હાથ, પાત્ર યાને ભાજનને જેનો લેપ થાય એવી દૂધ, દહીં વગેરે વસ્તુ નહી લેવી; પરંતુ વાલ, ચણા વગેરે જેનો લેપ નહી થાય તેવી વસ્તુ ગ્રહણ કરવી. આ ઉત્સર્ગમાર્ગ છે.

શક્તિના અભાવે અથવા નિરંતર સ્વાધ્યાયાદિમાં જોડાયેલ હોવાને લીધે લેપકારી વસ્તુ પણ ગ્રહણ કરવી કલ્પે છે. એવે વખતે દાતાનો હાથ લેપ રહિત હોય અને પાત્ર લેપથી યુક્ત હોય, દાતાનો હાથ લેપથી યુક્ત હોય અને પાત્ર શુષ્ક હોય ઇત્યાદિ જે અષ્ટભંગી થાય છે તેનો વિચાર કરી યોગ્ય હોય તે ગ્રહણ કરે.

( ૧૦ ) છર્દિત—સચિત્ત, અચિત્ત તેમજ મિશ્રમા નાખેલ વસ્તુ પણ સાધુને ગ્રહણ કરવા યોગ્ય નથી.

દેશ, કાળ, પુરુષ, અવસ્થા, ઉપયોગશુદ્ધિ અને પરિણામને સારી રીતે જોઇને કોઇ વસ્તુ કલ્પે છે; અન્યથા કોઇ વસ્તુ એકાંતથી કલ્પતી નથી.

ટુંકમા જે જ્ઞાન, શીલ અને તપને નક્કી સહાય કરે તેમજ અજ્ઞાનાદિ દોષને દૂર કરે તે ' કલ્પ્ય ' અને તેથી વિપરીત બીજુ બધું ' અકલ્પ્ય ' સમજવું. વળી જે સમ્યકત્વ, જ્ઞાન અને શીલ વગેરે ચારિત્રની પ્રવૃત્તિને ઉપઘાત કરે તે તથા શાસનની લઘુતા કરે તે કલ્પ્ય છતા પણ અકલ્પ્ય છે.

આહાર, શય્યા, વસ્ત્ર, પાત્ર અને ઔષધાદિ કોઇ વસ્તુ શુદ્ધ અને કલ્પ્ય હોય તોપણ અકલ્પ્ય થાય અને અકલ્પ્ય હોય તે કલ્પ્ય પણ થાય; માટે શય્યા, વસ્ત્ર, પાત્ર, આહાર વગેરે જે કંઇ કલ્પ્યાકલ્પ્ય કહ્યુ છે તે કાળ, ક્ષેત્ર, પ્રમાણ, પથ્ય, દ્રવ્ય, આત્મબળ વગેરેનો બરાબર વિચાર કરી તે સર્વ ચારિત્રદેહની રક્ષાનિમિત્તે મુનિ વાપરે છે; તેથી કલ્પ્યાકલ્પ્ય વિધિને જાણનાર, ગીતાર્થનિશ્રિત અને વિનયશીલ મુનિ દોષથી મલિન લોકમા પણ લેપ રહિત વર્ત્તે છે જેમ કાદવમા રહેલું કમળ કાદવથી લેપાતું નથી તેમ ધર્મોપકરણ વડે શરીરને ધારણ કરનાર સાધુ પણ અધર્મથી લેપાતો નથી.

**આદાનનિક્ષેપણ-સમિતિનું લક્ષણ—**

**औघिकौपग्राहिकोपधेरादाननिक्षेपयोरागमानुसारेण प्रत्यवेक्षण-प्रमार्जनलक्षणसम्यक्प्रवृत्तिरूपत्वमादाननिक्षेपणसमितेर्लक्षणम्। (४२२)**

અર્થાત્ ઔઘિક અને ઔપગ્રાહિક ઉપકરણોને લેતી મૂકતી વેળા આગમમાં બતાવેલી વિધિ અનુસાર અવલોકન અને પ્રમાર્જન રૂપ શુદ્ધ પ્રવૃત્તિ કરવી—અવલોકન અને પ્રમાર્જન દ્વારા યતના રાખવી તે 'આદાન-નિક્ષેપણ-સમિતિ' છે.

**ઔઘિક અને ઔપગ્રાહિક ઉપકરણોનું સ્વરૂપ—**

સાધુ તથા સાધ્વીઓ સંયમના નિર્વાહાર્થે જે શુદ્ધ વસ્ત્ર, પાત્ર વગેરે ઉપકરણોનું ગ્રહણ કરે તે 'ઉપધિ' કહેવાય છે. એ ઉપધિના (૧) ઉપધિ, (૨) ઉપગ્રહ, (૩) સંગ્રહ, (૪) પ્રગ્રહ, (૫) અવગ્રહ, (૬) ભંડક, (૭) ઉપકરણ અને (૮) કરણ એવા આઠ પર્યાયો **ઓઘનિર્યુક્તિ**(ગા. ૬૬૬)માં જણાવવામાં આવેલા છે.

ઔઘિક ઉપધિ અને ઔપગ્રાહિક ઉપધિ એમ ઉપધિના બે ભેદો પડે છે. જે સર્વદા ધારણ કરવામા આવે તે 'ઔઘિક' કહેવાય છે, જ્યારે જે કારણપ્રસંગે સંયમના નિર્વાહને માટે ગ્રહણ કરાય તે 'ઔપગ્રાહિક' કહેવાય છે. આ દરેકના પણ ગણના અને પ્રમાણથી બે બે ભેદ પડે છે. તેમાં એક, બે વગેરે એવી જેની ગણત્રી થઇ શકે તે 'ગણના-ઉપધિ' કહેવાય છે, જ્યારે એક હાથ લાંબુ, બે હાથ લાંબું એમ જે માપી શકાય તે 'પ્રમાણ-ઉપધિ' કહેવાય છે.

ઔઘિક ઉપધિ સ્થવિરકલ્પી સાધુ, સાધ્વી અને જિનકલ્પી સાધુના આચારને અંગે ઓછા વત્તા પ્રમાણમા હોય છે. કોને કેટલી હોય તે **ઓઘનિર્યુક્તિ**ની નીચેની ગાથા કહી રહી છેઃ—

"[1]**जिणा बारसरूवाइं, थेरा चउद्दसरूविणो ।**
**अज्जाणं पन्नवीसं तु, अओ उड्ढं उवग्गहो ॥६७१॥**"

અર્થાત્ જિનકલ્પીને ૧૨, સ્થવિરકલ્પીને ૧૪ અને આર્યાઓને ૨૫ ઉપધિ હોય છે. આ ઉપરાંત સંયમના નિર્વાહ માટે જે કંઇ ઉપકરણો હોય તે ઔપગ્રાહિક જાણવાં. દંડક, યષ્ટિકા અને દ્વિયષ્ટિકા આ સર્વને માટે ઔપગ્રાહિક છે, જ્યારે ચર્મકૃતિછબડિકા, ચર્મકોષ, ચર્મચ્છેદ, ચર્મચ્છેદનક, અસ્રો, ચિલિમિલી (મચ્છરદાની) વગેરે સર્વ વસ્તુઓ ગુરુને માટે જ ઔપગ્રાહિક છે. સંસ્તારક (સંથારો), [2]ઉત્તરપટ્ટક વગેરે પણ ઔપગ્રાહિક છે. ઉપલક્ષણથી બીજી પણ જે વસ્તુઓ કારણપ્રસંગે લેવી પડે તે સર્વ પણ ઔપગ્રાહિક સમજી લેવી.

હવે પ્રથમ જિનકલ્પિકને ઉદ્દેશીને ઔઘિક ઉપધિનાં નામ વિચારીશું. તેમાં પ્રથમ ગણનાથી તે નીચે પ્રમાણે છેઃ-(૧) [3]પાત્રક, (૨) પાત્રબંધન (ઝોળી), (૩) પાત્રકેશરિકા (નાની પૂંજણી), (૪) પટલક (પડલા), (૫) રજસ્રાણ, (૬) ગુચ્છક, (૭) [4]પાત્રકસ્થાપન, (૮-૧૦) કલ્પ (ત્રણ પ્રચ્છાદક), (૧૧) રજોહરણ અને (૧૨) મુખવસ્ત્રિકા.

---

૧ છાયા—

जिना द्वादश रूपाणि (धारयन्ति) स्थविराश्चतुर्दशरूपिणः ।
आर्याणां पञ्चविंशतिस्तु अत ऊर्ध्वमुपग्रहः ॥

૨ સંથારાના ઉપર આ પાથરવામાં આવે છે. એથી પટ્પદિકાનું રક્ષણ થાય છે; કેમકે એ ન હોય તો કંબલમય સસ્તારક અને શરીરના સઘર્ષણથી પટ્પદિકાની વિરોધના થાય

૩ આનું બીજું નામ 'પતદ્ગ્રહ' છે, કેમકે ગૃહસ્થના હાથમાંથી પડતી અશનાદિ વસ્તું એ દ્વારા ગ્રહણ કરાય છે.

૪ ભોજન કરતી વેળા જે કપડા ઉપર પાત્રો રાખવામાં આવે છે તે

સ્થવિરકલ્પિકને અંગે ઉપરોક્ત બારમાં માત્રક અને ચોલપટ્ટક એ બે વધારે ઉમેરવાં એટલે તેમને કુલે ચૌદ ઉપકરણ હોય.

**સાધ્વીનાં ૨૫ ઉપકરણ—**

જિનકલ્પિકના ઉપર કહેલાં બાર ઉપરાંત ( ૧ ) માત્રક, ( ૨ ) કમઠક, ( ૩ ) અવગ્રહાનંતક, ( ૪ ) પટ્ટક, ( ૫ ) અર્ધોરુક, ( ૬ ) ચલનિકા, ( ૭ ) અભ્યન્તરનિવસની, ( ૮ ) બહિર્નિવસની, ( ૯ ) કંચુક, ( ૧૦ ) ઉપકક્ષિકા, ( ૧૧ ) વૈકક્ષિકા, ( ૧૨ ) સંઘાટિકા અને ( ૧૩ ) સ્કંધકરણી એમ એકંદર સાધ્વીઓને પચીસ ઉપધિ હોય છે.

જિનકલ્પિક સાધુ, સ્થવિરકલ્પિક સાધુ અને આર્યા યાને સાધ્વી આ ત્રણેનાં ઉપકરણો પણ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારનાં સંભવે છે. જિનકલ્પિકને ઉત્કૃષ્ટ ૪ ઉપધિ, મધ્યમ ૪ અને જઘન્ય ૪ હોય છે; સ્થવિરકલ્પિક સાધુને ૪ જઘન્ય, ૬ મધ્યમ અને ૪ ઉત્કૃષ્ટ ઉપધિ હોય છે; અને આર્યાઓને જઘન્ય ૪, મધ્યમ ૧૩ અને ઉત્કૃષ્ટ ૮ ઉપધિ હોય છે.[1]

**દરેક ઉપકરણનું પ્રમાણ—**

( ૧ ) **પાત્રક**—ત્રણ વેંત અને ચાર આગલની પરિધિવાળું અને એક વેંત જેટલા ચાડાવાળું અર્થાત્ પહોળું તેમજ આહાર પાણી લાવવા માટે ઉપયોગી એવું લાકડાનું, માટીનું કે તુંબડીનું પાત્રક રાખવું. દાળ વગેરે પ્રવાહી પદાર્થથી યુક્ત ઓદનાદિ ખાતાં સાધુ–સાધ્વીને ક્ષુધા શાંત કરવામાં સહાયક નીવડે તેટલા પ્રમાણનું પાત્ર મધ્યમ ગણાય છે. આથી હીન તે જઘન્ય જાણવું અને વિશેષ તે ઉત્કૃષ્ટ સમજવું. અન્ય રીતે વિચારતાં ઉનાળામાં બે ચાર ગાઉથી આવેલા સાધુની, જે પાત્ર ચાર આંગળ ઊનથી ભરેલું હોવા છતાં એટલે એટલું ઊણું હોવા છતાં તૃષા શમાવી શકે તે ‘ મધ્યમ પાત્ર ’ ગણાય છે. આથી હીન તે જઘન્ય અને વિશેષ તે ઉત્કૃષ્ટ સમજવું. દરેક સાધુએ તો પોતાના પ્રમાણનાં જ પાત્રકો રાખવાં, પરંતુ જે વૈયાવૃત્ત્ય કરનાર ( દરેકની ગોચરી લાવનાર ) હોય તે યાચેલ, આચાર્યે આપેલ નંદીપાત્ર ( મોટું પાતરૂ ) રાખે કે જેથી અટવી ઉતરતા કે દુષ્કાલમાં ઉપરોધ થતાં કામ લાગે.

( ૨ ) પાત્રબંધન—જેને ગાંઠો વાળતાં ખૂણા ચોરસ થાય તેવી રીતે પાત્ર ( ભાજન )ના કદ પ્રમાણે એ હોઇ શકે. ગાંઠના છેડા બન્ને બાજુ ચાર ચાર આંગળ રહે તેવું આ હોવું જોઇએ.

( ૩ ) પાત્રકેશરિકા, ( ૪ ) ગુચ્છક અને ( ૫ ) પાત્રસ્થાપન—આ ત્રણેનું માપ એક વેંતને ચાર આંગળ હોય છે. વિશેષમાં પાત્રકસ્થાપન અને ગુચ્છક એ બે ઊનનાં હોય છે.

( ૬ ) પટલક—ત્રણ પડો એકઠા કરાતા જેમાંથી સૂર્યનાં કિરણો દેખાય નહી તેવાં ઘટ, સૂતરાઉ વસ્ત્રનાં, મજબૂત તેમજ સુંવાળા બનાવવાં. તે પણ ઉનાળામાં ત્રણ, શિયાલામાં ચાર

---

૧ આ સંબંધમાં વિશેષ માહિતી માટે જુઓ ઓઘનિર્યુક્તિ ( ગા. ૬૭૨-૬૭૩, ૬૭૮ ).

અને ચોમાસામાં પાંચ એમ ઓછાં વત્તાં રાખવાં. અઢી હાથની લંબાઇ અને છત્રીશ આંગળ યાને દોઢ હાથની પહોળાઇ એ તેનું પ્રમાણ જાણવું. અન્ય શબ્દમાં કહીએ તો ગોચરી જતી વેળા જેટલા પ્રમાણના પટલથી પાત્રકોનું તેમજ શરીરનું ખભા સુધીનું આચ્છાદન થાય તેટલું આનું માપ સમજવું.

( ૭ ) રજસ્ત્રાણ—પાત્રકના માપ જેટલું એનું માપ જાણવું.

( ૮ ) કલ્પ—ઓઢતાં ખભા ઉપર રહી શકે તેટલા પ્રમાણનું એટલે કે સાડા ત્રણ હાથ લાંબું અને અઢી હાથ વિસ્તારવાળું આ હોય છે. બધાં મળીને બે સૂતરનાં અને એક ઊનનું એમ ત્રણ કલ્પ હોય છે.

( ૯ ) રજોહરણ—આનું બીજું નામ ' ધર્મધ્વજ ' છે. આ બત્રીસ આંગળ લાંબું હોય છે; તેમાં ૨૪ આંગળની દાંડી અને ૮ આંગળની દશીઓ સમજવી. અથવા આ બે નાનાં મોટાં હોય તોપણ એકંદર રીતે રજોહરણ ૩૨ આંગળનું હોવું જોઇએ.

( ૧૦ ) મુખવસ્ત્રિકા—એક વેંત અને ચાર આંગળની અથવા મુખ પ્રમાણની કે જેનાથી ( કાજો વગેરે કાઢતાં ) ગળાની પાછળની બાજુએ ગાંઠ વાળી શકાય.

( ૧૧ ) માત્રક ( તરપણી )—દાળ, ભાત વગેરેથી ભરેલ એવું પાત્ર કે જેમાં રહેલો આહાર બે ગાઉથી આવેલા સાધુ એક જ સ્થાને ખાઇ શકે.

( ૧૨ ) ચોલપટ્ટક—યુવાન સાધુઓને ૪ હાથ પ્રમાણનો અને વૃદ્ધોને બે હાથ પ્રમાણનો.

( ૧૩ ) સંસ્તારક અને ( ૧૪ ) ઉત્તરપટ્ટક—આ બન્ને અઠ્ઠાવીસ આંગળ પહોળાં અને અઢી હાથ લાંબાં હોય છે.

## આર્યાનાં ઉપકરણોનું પ્રમાણ—

શરીરના નીચેના ભાગનાં છ ઉપકરણો અને ઉપરના ભાગનાં પાંચમાંનાં ઘણુંખરાંનું માપ તો દરેકના શરીરના કદ પ્રમાણે સમજવું. સંઘાટિકા ચાર હોય છે. તેમા એક બે હાથ પહોળી, બે ત્રણ હાથ પહોળી અને એક ચાર હાથ પહોળી હોય છે. તે પૈકી બે હાથવાળી ઉપાશ્રયમાં હોય ત્યારે ઓઢવા માટે કામમા લેવી; ત્રણ હાથવાળીનો ગોચરી વગેરે જતાં આવતા ઉપયોગ કરવો; અને ચાર હાથવાળી કારણપ્રસંગે સ્નાન કરતાં તથા સમવસરણ ( વ્યાખ્યાન આદિ )માં બેસવા જતાં પહેરવાના ઉપયોગમાં લેવી એમ શાસ્ત્ર ફરમાવે છે.

સ્કંધકરણી—ચોરસ, ચાર હાથ લાંબી, ચાર પડ કરી ખભે નાખી શકાય તે મુજબ બની જાણવી.

## ઉપધિ રાખવાનું પ્રયોજન—

( ૧ ) પાત્રક—ભોજન કરનાર સાધુ પાત્ર રહિત હોવાથી ષટ્કાયની વિરાધના કરે, તેથી તેના રક્ષણાર્થે તેમજ બાળ, વૃદ્ધ, ગ્લાન વગેરેની ભક્તિ કરવા માટે તેઓ પાત્રક રાખે.

( ૨ ) પાત્રબંધ – પાત્રના રક્ષણાર્થે.

( ૩ ) પાત્રસ્થાપનક— રજ ( ધૂળ ) વગેરેથી રક્ષણ કરવા માટે.

( ૪ ) ગુચ્છક—પાત્ર ઉપર બાંધવા સારૂ.

(૫) પાત્રકેશરિકા (પાત્રકમુખવસ્ત્રિકા યાને ચિલમિલિકા)—પાત્રનું પ્રમાર્જન કરવા માટે પાત્રમાં એ રાખવી. અત્યારે આ 'ચરવલી' તરીકે ઓળખાવાય છે.

(૬) પાત્રસ્થગનક (પડલા)—પાત્ર ઉઘાડાં રહેતાં પુષ્પાદિ સચિત્ત વસ્તુ, રેતી, પક્ષીઓની અઘાર, સચિત્ત પૃથ્વીકાય વગેરે પાત્રમાં પડે તેના રક્ષણ માટે.

(૭) [1]રજસ્રાણ—પાત્રના રક્ષણ માટે, વૃષ્ટિના જળથી રક્ષણ કરવા માટે.

(૮) પ્રચ્છાદક–ટાઢ, તાપ નિવારણાર્થે, ગ્લાનાદિના રક્ષણ માટે.

(૯) રજોહરણ યાને ઓઘો—પ્રમાર્જન માટે, સૂક્ષ્મ બાદર જીવોની રક્ષા માટે તેમજ જૈનની નિશાની તરીકે.

(૧૦) મુખવસ્ત્રિકા—સંપાતિમ રેણુ, તેમજ સંપાતિમ જંતુ બોલતાં કે કાજો વગેરે કાઢતાં મુખમાં પ્રવેશ થવા ન પામે તેટલા માટે તેમજ સૂત્રાદિ વાંચતાં થુંકથી તેની આશાતના ન થાય તે વાસ્તે.

(૧૧) નંદીપાત્ર (મોટું પાતરૂં)—આચાર્યાદિના વૈયાવૃત્ત્યાર્થે.

(૧૨) ચોલપટ્ટક—વિકૃત ઇન્દ્રિય ન દેખાય તે માટે, વા (પવન) લાગવાથી શૂન્ય ન થઇ જાય તે માટે, લજ્જાલુ હોય તેના સંકોચના નિવારણાર્થે, સ્થૂલ લિંગ જોઇ કોઇ હાંસી વગેરે કરે તેનાથી બચવા માટે, સુંદર સ્ત્રી જોવાથી લિંગનો ઉદય થાય, અથવા સાધુના સુંદર લિગને જોઇ કોઇ સ્ત્રીને વેદોદય થાય તો તેના રક્ષણ માટે.

(૧૩) [2]સંસ્તારક—શયનના સમયે બિછાવવા માટે.

(૧૪) સાધ્વીઓનું દરેક ઉપકરણ મોટે ભાગે શીલના રક્ષણાર્થે હોય છે.

અત્ર જણાવેલાં સર્વ ઉપકરણોમાંથી જે જે ઉપકરણ ધારણ કરવાથી જ્ઞાનાદિની પુષ્ટિ થાય તે જ 'ઉપકરણ' છે; બાકીના તો પ્રતિસેવન કરાતા (વગર કારણે ધારણ કરાતાં) યતના વગરના સાધુને અધિકરણરૂપ બને છે. ઓઘનિર્યુક્તિમાં કહ્યું પણ છે કે—

" [3]जं जुज्जइ उवकरणे, उवगरणं तं सि होइ उवगरणं ।
अतिरेगं अहिगरणं अजतो अजयं परिहरंतो ॥ ७४१ ॥ "

**આલોકિતપાનભોજનનું લક્ષણ—**

**पात्रमध्ये गृहीतशुद्धपिण्डस्य चक्षुरादिना प्रत्यवेक्षणीयत्वे सति पुनः साम्पातिकजीवरक्षणार्थं प्रतिश्रयमागत्य दिवा प्रकाशवत्प्रदेशे**

---

૧ ડગલાને મેલો થતો અટકાવવા માટે જેમ અસ્તર વપરાય છે તેમ પાત્રોનું ધૂળથી રક્ષણ કરવા માટે આ કામમાં આવે છે

૨ આના અભાવમાં શુદ્ધ ભૂમિ ઉપર સૂતારા સાધુને હાશે પણ પૃથ્વીકાયાદિનો ઉપમર્દ થવાનો સંભવ રહે છે તેમજ નાહક શરીરે ધૂળ લાગે છે.

૩ છાયા—

यद् युज्यते उपकरणे उपकरण तद् भवति उपकरणम् ।
अतिरेकमधिकरणमयतमानस्य अजयं परिहरत ॥

**स्थित्वा सुप्रत्यवेक्षणपूर्वकं पानान्नलक्षणप्रवृत्तिरूपत्वमालोकितपान-भोजनस्य लक्षणम् । ( ४२३ )**

અર્થાત્ નેત્ર [1]વગેરે દ્વારા બરાબર જોઇને પાત્રમાં શુદ્ધ પિંડનું ગ્રહણ કર્યા બાદ ઉપાશ્રયે આવીને પ્રકાશવાળા સ્થળમા પાત્રને મૂકીને સાપાતિક જીવોના રક્ષણાર્થે સારી રીતે તેનુ ફરીથી અવલોકન કરવા પૂર્વક [2]દિવસ છતા લાવેલી વસ્તુ પીવી કે ખાવી તે ‘ આલોકિતપાનભોજન ’ છે. એટલે કે એક તો ખાવા પીવાની વસ્તુ બરાબર જોઇ વિચારીને લેવી અને વળી લીધા પછી પણ બરાબર જોઇ તપાસીને જ તે દિવસે ખાવી કે પીવી તે ‘ આલોકિતપાનભોજન ’ કહેવાય છે.

**સત્યનું ગૌરવ—**

**મહાભારત** વગેરેમાં સત્યનું ગૌરવ વર્ણવાયું છે. જેમકે સો કુવા ખોદાવવા કરતાં એક વાવ ખોદાવવી વધારે સારી છે. સો વાવો ખોદાવવા કરતાં એક યજ્ઞ ચઢે છે. સો યજ્ઞ કરતાં એક પુત્ર શ્રેષ્ઠ છે અને સો પુત્ર કરતાં પણ સત્ય શ્રેષ્ઠ છે, [3]કેમકે સત્ય એ બ્રહ્મ (વેદ) છે અને તપ છે. જે સત્ય છે તે ધર્મ છે, જે ધર્મ છે તે પ્રકાશ છે, જે પ્રકાશ છે તે સુખ છે; જે જૂઠ છે તે અધર્મ છે, જે અધર્મ છે તે અંધકાર છે, જે અંધકાર છે તે દુઃખ છે. વિશેષમાં સત્ય એ જ્ઞાન અને ચારિત્રનો પાયો છે, વાસ્તે જેઓ સત્ય બોલે છે તેમના ચરણના રજથી આ પૃથ્વીતલ પાવન થાય છે. સત્ય એ સુખનો ઝરો છે, જ્યારે અસત્ય એ અજ્ઞાન અને દુઃખનો ખાડો છે. સત્ય એ સીધો અને તેજસ્વી માર્ગ છે, જ્યારે અસત્ય એ અંધારી ગલી છે. પ્રમત્ત યોગનો ત્યાગ, મન, વચન અને કાયાની એકરૂપતા અને દુષ્ટ ભાવનાનો અનવકાશ એ સત્યનાં આભૂષણો છે.

વળી શુદ્ધ સત્ય અખંડ છે, સર્વવ્યાપક છે અને અવર્ણનીય આનંદનુ ધામ છે. મન, વચન અને શરીરથી જે સત્ય જ સેવે છે તે સર્વજ્ઞ બને છે અને મુક્તિમહિલા તેના કંઠમાં વરમાળ આરોપે છે. જેનું જીવન સત્યમય છે તે શુદ્ધ સ્ફટિક રત્ન સમાન છે; તેની આગળ એક ઘડી-ભર પણ અસત્ય ટકી શકતું નથી. સત્યવક્તાના વચનમાં એટલું બધું બળ હોય છે કે તેની અસર સાંભળનારના ઉપર પ્રાયઃ થયા વિના રહેતી નથી. સત્યનો જય જ છે. સત્ય સ્વયંપ્રકાશ છે અને સ્વયંસિદ્ધ છે. સત્ય એ અહિંસાદિ દેવીઓનુ ક્રીડાસ્થાન છે. સત્ય કે જે [4]પાંચ યમો પૈકી એક છે એના ગૌરવની રેખા મારા જેવો પામર વિશેષ શું આલેખે એટલે સત્યવક્તાઓને સાદર પ્રણામ કરી આટલેથી વિરમવામાં આવે છે.

---

૧ ‘ વગેરે ’થી સ્પર્શનેન્દ્રિય સમજવી એમ ગ્રથકાર સૂચવે છે.

૨ આથી ફલિત થતા રાત્રિભોજનવિરમણ વિષે આગળ ઉપર વિચાર કરાશે.

૩ જુઓ ડૉ. સુક્થન્કરે સપાદન કરેલ આવૃત્તિ ( આદિ પર્વ, અ ૬૯, શ્લો. ૨૧ ).

૪ શ્રીપતંજલિકૃત યોગસૂત્રના દ્વિતીય પાદના ૩૦ મા સૂત્રમાં કહ્યું છે કે—

“ अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः । ”

**સત્યરૂપ મહાવ્રતની પાંચ ભાવનાઓ—**

(૧) [1]આલોચિત ભાષણ, (૨ ક્રોધ-પ્રત્યાખ્યાન, (૩) લોભ-પ્રત્યાખ્યાન, (૪) ભય-પ્રત્યાખ્યાન અને (૫) હાસ્ય-પ્રત્યાખ્યાન એ સત્યરૂપ દ્વિતીય મહાવ્રતની પાંચ ભાવનાઓ છે.

**આલોચિત ભાષણનું લક્ષણ—**

**असद्भूतार्थप्रतिपादननिरोधपूर्वकप्राणिप्राणानुपघातकारि वचनरूपत्वं, सम्यगालोचनपूर्वकवचनलक्षणप्रवृत्तिरूपत्वं वा आलोचितभाषणस्य लक्षणम् । ( ४२४ )**

અર્થાત્ અસદ્ભૂત ( અવિદ્યમાન ) પદાર્થના પ્રતિપાદનને અટકાવનારું અને પ્રાણીઓના પ્રાણને હાનિ ન પહોંચાડનારૂં એવું વચન ઉચ્ચારવું તે ' આલોચિત ભાષણ ' છે. ટુંકામાં કહીએ તો સારી રીતે વિચાર કર્યા પછી બોલવું તે ' આલોચિત ભાષણ ' છે.

**ક્રોધ-પ્રત્યાખ્યાનનું લક્ષણ—**

**मोहनीयकर्मोदयनिष्पन्नाप्रीतिलक्षणद्वेषपूर्वकवचननिरोधरूपत्वं क्रोधनिश्रितवचनप्रत्याख्यानस्य लक्षणम् । ( ४२५ )**

અર્થાત્ મોહનીય કર્મના ઉદયને લીધે ઉદ્ભવેલ અપ્રીતિરૂપ દ્વેષ પૂર્વક વચનો ન બોલવાં તે ' ક્રોધનિશ્રિત વચનનું પ્રત્યાખ્યાન ' છે. ક્રોધના આવેશમાં જૂઠું બોલાઇ જવાનો પૂરેપૂરો સંભવ છે, વાસ્તે એ અવસ્થા દરમ્યાન મૌન સેવવું એટલે સત્ય વ્રતનું પરિપાલન સુગમ થઇ પડે એ આનું તાત્પર્ય છે.

**લોભ-પ્રત્યાખ્યાનનું લક્ષણ—**

**समस्तव्यसनैकराजिरूपमोहनीयकर्मोदयाविर्भूतरागपरिणामोदये सति विचित्रप्रकारेच्छाविषयकवचननिरोधरूपत्वं, रागमोहनीयपरिणामोदये सति वितथभाषी भवतीति सत्यमनुपालयतो जीवस्य वितथाकारवञ्चनलक्षणपरिणामपरित्यागरूपत्वं वा लोभनिश्रितवचनप्रत्याख्यानस्य लक्षणम् । ( ४२६ )**

[1] તત્ત્વાર્થ ( અ. ૭, સૂ. ૩ )ના ભાષ્ય ( પૃ. ૪૫ )માં આને બદલે ' અનુવીચિભાષણ ' નો નિર્દેશ છે.

અર્થાત્ સર્વ આપત્તિની અદ્વિતીય શ્રેણિરૂપ મોહનીય કર્મના ઉદયથી પ્રાદુર્ભાવ પામેલા રાગરૂપ પરિણામના ઉદય દરમ્યાન વિચિત્ર જાતની ઇચ્છા થતા જે વચનો ઉચ્ચારાય તેનો નિરોધ કરવો તે અથવા તો રાગરૂપ મોહનીય પરિણામના ઉદયમા જીવ અસત્ય બોલવા પ્રેરાય છે, વાસ્તે એવે સમયે સત્ય વ્રત પાળનારો જીવ જે અસત્યના તેમજ બીજાને ઠગવાના પરિણામનો ત્યાગ કરે છે તે ' લોભનિશ્રિત વચનનું પ્રત્યાખ્યાન ' છે.

**ભય-પ્રત્યાખ્યાનનું લક્ષણ—**

**ऐहिकामुष्मिकादिभेदभिन्नसप्तविधभयमोहनीयोदये सति अनृतभाषणं सुलभं भवति, ततस्तत्प्रत्याख्यानरूपत्वं भयनिश्रितवचनप्रत्याख्यानस्य लक्षणम् । ( ४२७ )**

અર્થાત્ આ લોક સંબંધી, પરલોક સંબંધી એમ [1]સાત જાતના ભયરૂપ મોહનીય કર્મ ઉદયમાં આવતાં જૂઠું બોલવાનું મન થાય છે, માટે તેનો નિરોધ કરવો તે ' ભયનિશ્રિત વચનનું પ્રત્યાખ્યાન ' છે.

**હાસ્ય-પ્રત્યાખ્યાનનું લક્ષણ—**

**हास्यमोहोदये सति परिहसन् परेण सार्धमलीकमपि ब्रूयादिति तत्प्रत्याख्यानरूपत्वं हास्यनिश्रितवचनप्रत्याख्यानस्य लक्षणम् । (४२८)**

અર્થાત્ હાસ્યરૂપ મોહનીય કર્મના ઉદયમા હસતાં હસતા અન્યની સાથે અસત્ય ભાષણ થઇ જાય; વાસ્તે તેનો ત્યાગ કરવો તે ' હાસ્યનિશ્રિત વચનનુ પ્રત્યાખ્યાન ' છે.

આ સમગ્ર વિવેચનમાંથી સાર એ નીકળે છે કે ક્રોધ, લોભ કે ભયને વશ થતાં કે મશ્કરી કરતાં પ્રાયઃ અસત્ય બોલાય છે, વાસ્તે સત્ય વ્રતના અભિલાષીએ ક્રોધાદિકનો ત્યાગ કરવો તે શ્રેયસ્કર છે. અન્ય શબ્દોમાં કહીએ તો રાગ, દ્વેષ અને મોહ એ અસત્યની ઇમારતના પાયા છે,[2] વાસ્તે એ પાયાને જ મજબૂત થવા ન દેવા કે જેથી સત્ય વ્રતને આઘાત પહોચે.

**અસ્તેય વ્રતની પાંચ ભાવનાઓ—**

( ૧ ) [3]આલોચિતાવગ્રહ-યાચન, ( ૨ ) અભીક્ષ્ણાવગ્રહ-યાચન, ( ૩ ) આટલું જ

---

૧ ઇહલોક-ભય, પરલોક-ભય, આદાન-ભય, અકસ્માદ્-ભય, આજીવિકા-ભય, મરણ-ભય અને અપકીર્તિ-ભય.

૨ કહ્યું પણ છે કે—

रागाद् वा द्वेषाद् वा मोहाद् वा वाक्यमुच्यते ह्यनृतम् ।
यस्य तु नैते दोषास्तस्यानृतकारणं किं स्यात् ? ॥ "

૩ તત્ત્વાર્થ ( અ ૭, સૂ ૩ )ના ભાષ્ય ( પૃ ૪૬ )મા આને બદલે અનુવીચ્યવગ્રહયાચનનો ઉલ્લેખ છે

પ્રમાણેના અવગ્રહનું અવધારણ, ( ૪ ) સાધર્મિક પાસેથી અવગ્રહનુ યાચન અને (૫) જ્ઞાપિતપાન-ભોજન એ ત્રીજા મહાવ્રતની [1]પાંચ ભાવના છે. બરાબર વિચાર કરીને જ વાપરવા માટે અવગ્રહની અર્થાત્ સ્થાનની માગણી કરવી તે પ્રથમ ભાવના છે. [2]દેવેન્દ્ર, રાજા, ગૃહપતિ, શય્યાતર, જેની જગ્યા માગી લીધી હોય તે સાધર્મિક એમ અનેક પ્રકારના સ્વામીઓ સંભવે છે. તેમાંથી જે સ્વામી પાસેથી જે સાધન માગવું વધારે ઉચિત જણાય તેની પાસેથી તે માગવું. એક વાર આપ્યા બાદ તે સ્થાનના માલીકે તે સ્થાન પાછું લીધું હોય તોપણ રોગાદિક કારણને લઇને ખાસ જરૂર જણાય તો તે સ્થાન માટે તેના માલીક પાસે તેને ક્લેશ ન થાય તેવી રીતે તેની વારંવાર માગણી કરવી તે બીજી ભાવના છે. માલીક પાસેથી માગતી વેળા જ અવગ્રહનું પરિમાણ નક્કી કરવું તે ત્રીજી ભાવના છે. પોતાના કરતાં પહેલા બીજા સમાન ધર્મવાળાએ અર્થાત્ અન્ય સાધર્મિકે કોઇ સ્થાન માગી લીધું હોય અને પોતાને તે સ્થાનનો ઉપયોગ કરવાનો પ્રસંગ આવી પડે તો તે સાધર્મિક પાસેથી જ તે સ્થાનની માગણી કરવી તે ચોથી ભાવના છે. વિધિ પૂર્વક અન્ન, પાન મેળવી ગુરુને બતાવી તેમની પરવાનગી મેળવ્યા પછી જ તેનો ઉપયોગ કરવો તે પાંચમી ભાવના છે.

**બ્રહ્મચર્ય વ્રતની પાંચ ભાવનાઓ—**

( ૧ ) સ્ત્રી, પશુ અને નપુંસકથી સંસક્ત શયન અને આસનનું વર્જન, ( ૨ ) રાગયુક્ત સ્ત્રીકથા-વર્જન, ( ૩ ) મનોહરેન્દ્રિયાલોક-વર્જન, ( ૪ ) પૂર્વકૃતરતાનુસ્મરણ-વર્જન અને ( ૫ ) પ્રણીતરસભોજન-વર્જન એ ચોથા મહાવ્રતની પાંચ ભાવનાઓ છે. તેમાં પ્રથમ ભાવનાનું લક્ષણ એ છે કે—

**स्त्रीपशुषण्ढकसंसक्तवेश्मनि शय्यासनादिवर्जनरूपत्वं प्रथम-भावनाया लक्षणम् । ( ४२९ )**

અર્થાત્ સ્ત્રી, પશુ કે નપુંસક દ્વારા સેવાયેલા ઘરમાં સૂવા, બેસવા વગેરેનો ત્યાગ કરવો તે પ્રથમ ભાવના છે. કહેવાની મતલબ એ છે કે બ્રહ્મચર્ય પાળનાર પુરુષે કે પ્રમદાએ પોતાનાથી વિજાતીય વ્યક્તિ દ્વારા સેવાયેલા શયન કે આસનનો ત્યાગ કરવો તે પ્રથમ ભાવના છે. બ્રહ્મચારી પુરુષે સ્ત્રી સાથે અને બ્રહ્મચારિણી સ્ત્રીએ પુરુષ સાથે રાગ પૂર્વક કામોદ્દીપક વાતો ન કરવી તે બીજી ભાવના છે. બ્રહ્મચારીએ પોતાથી વિજાતીય વ્યક્તિનાં કામવર્ધક અવયવો ન જોવાં તે ત્રીજી ભાવના છે. બ્રહ્મચર્ય સ્વીકાર્યા પૂર્વે જે કામક્રીડા કરી હોય તે યાદ ન કરવી તે ચોથી ભાવવા છે. કામને સતેજ કરનારાં રસવાળાં ખાનપાનનો ત્યાગ કરવો તે પાચમી ભાવના છે.

---

૧ આના લક્ષણો ગ્રંથકારે રજુ કર્યા નથી, પરંતુ તેનો ભાવાર્થ સમજાવ્યો છે.

૨ આ પૈકી પૂર્વ પૂર્વ બાધ્ય છે અને ઉત્તર ઉત્તર બાધક છે એમ વિચારી જે તેનો માલીક હોય તેની પાસેથી જ તે અવગ્રહ યાને મુકામ માટે યાચના કરવી

**અપરિગ્રહરૂપ મહાવ્રતની પાંચ ભાવનાઓનું સમુચ્ચયાત્મક લક્ષણ—**

**पञ्चेन्द्रियार्थानां स्पर्शरसगन्धवर्णशब्दानां मनोज्ञानां प्राप्तौ गार्ध्यस्य वर्जने सति अमनोज्ञानां तेषां प्राप्तौ द्वेषवर्जनरूपत्वमाकिञ्चन्यलक्षणपञ्चमव्रतभावनाया लक्षणम् । ( ४३० )**

અર્થાત્ પાંચ ઇન્દ્રિયોના સ્પર્શ, રસ, ગંધ, વર્ણ અને શબ્દની અનુકૂળ સામગ્રી મળતાં તેમાં આસક્તિ ન રાખવી તેમજ પ્રતિકૂળ મળતાં તેને વિષે દ્વેષ ન ધારણ કરવો અર્થાત્ રાગ પેદા કરે તેવા સ્પર્શ, રસ, ગંધ, વર્ણ અને શબ્દમા ન લલચાવું અને દ્વેષ ઉત્પન્ન કરે એવા સ્પર્શાદિમાં ગુસ્સો ન કરવો તે આકિંચન્યરૂપ પાંચમા મહાવ્રતની અનુક્રમે મનોજ્ઞામનોજ્ઞસ્પર્શસમભાવ, મનોજ્ઞામનોજ્ઞરસસમભાવ ઇત્યાદિ પાંચ ભાવનાઓ છે.

**સર્વાર્થસિદ્ધિ પ્રમાણે [1]અહિંસાદિની પાંચ પાંચ ભાવનાઓ—**

**સર્વાર્થસિદ્ધિ** ( પૃ. ૨૦૧ )મા, આ પ્રસ્તુત ગ્રન્થના ૮૮૨ મા પૃષ્ઠમાં ગણાવેલી અહિંસાની પાંચ ભાવનાઓ પૈકી એષણાસમિતિને બદલે વચનગુપ્તિનો નિર્દેશ છે. સત્યની પાંચ ભાવનાઓ તો એની એ જ છે. ( ૧ ) શૂન્ય ગૃહ, પર્વતની ગુફા, વૃક્ષનાં કોટર વગેરેમાં રહેવું તે શૂન્યાગારાવાસ, ( ૨ ) પારકાએ ત્યજેલા ગૃહમાં નિવાસ તે વિમોચિતાવાસ, ( ૩ ) અન્યનો ઉપરોધ કરવો તે પરોપરોધાકરણ, ( ૪ ) ભિક્ષાની શુદ્ધિ અને ( ૫ ) આ મારૂં છે તથા આ તારૂં છે એ પ્રમાણેનો સાધર્મિક સાથે અવિસંવાદ તે સદ્ધર્માવિસંવાદ એમ અસ્તેય વ્રતની પાંચ ભાવનાઓ છે. આપણે ૮૯૬ મા પૃષ્ઠમાં ચોથા મહાવ્રતની જે ભાવનાઓ ગણાવી ગયા છીએ તેમાંની પહેલી ભાવનાને બદલે **સર્વાર્થસિદ્ધિ**મા પોતાના શરીરના સંસ્કારોના ત્યાગરૂપ ભાવનાનો ઉલ્લેખ છે. પાંચમા વ્રતની ભાવનાઓ તો આપણે આ પૃષ્ઠમા દર્શાવી ગયા તે જ છે.

**અહિંસાદિની પુષ્ટિરૂપ અન્ય ભાવનાઓનો પ્રસ્તાવ—**

અહિંસાદિ વ્રતોનું પાલન કરવામા કંઇ ખલેલ ન પહોંચે તે માટે જેમ એ પ્રત્યેક વ્રતની

---

૧ **સર્વાર્થસિદ્ધિ**માં આ ભાવનાઓ શ્રીઉમાસ્વાતિકૃત સૂત્રરૂપે દર્શાવાઇ છે, જ્યારે શ્વેતાબરીય સંપ્રદાય પ્રમાણે એ સૂત્રો શ્રીઉમાસ્વાતિના રચેલા નથી, પરતુ શ્રીપૂજ્યપાદે કે અન્ય કોઇ દિગંબર મુનિવરે યોજેલાં ગણાય છે. એ સૂત્રો નીચે મુજબ છે:—

" वाङ्मनोगुप्तीर्यादाननिक्षेपणसमित्यालोकितपानभोजनानि पञ्च । ४ ।
क्रोधलोभभीरुत्वहास्यप्रत्याख्यानान्यनुवीचिभाषणं च पञ्च । ५ ।
शून्यागारविमोचितावासपरोपरोधाकरणभैक्ष्यशुद्धिसद्धर्माविसंवादाः पञ्च । ६ ।
स्त्रीरागकथाश्रवणतन्मनोहराङ्गनिरीक्षणपूर्वरतानुस्मरणवृष्येष्टरसस्वशरीरसंस्कारत्यागाः पञ्च । ७ ।
मनोज्ञामनोज्ञेन्द्रियविषयरागद्वेषवर्जनानि पञ्च । ८ । "

પાંચ પાંચ ભાવનાઓ ઉપયોગી છે તેમ બીજી પણ એવી કેટલીક ભાવનાઓ છે એમ **તત્ત્વાર્થ** ( અ. ૭, સૂ. [1]૪–૭ ) ઉપરથી જણાય છે. આનો અત્ર ક્રમશઃ વિચાર કરવામાં આવે છે. જે વસ્તુનો આપણે ત્યાગ કરવો ઉચિત સમજીએ તે વસ્તુ હાનિકારક હોવી જોઇએ, નહિ તો તેનો ત્યાગ કરવાથી શો લાભ ? વળી જેનો ત્યાગ કરાય તેના દોષોનું ખરૂં દર્શન થવાથી જ તે ત્યાગ ટકી શકે. આથી કરીને અહિંસાદિ વ્રતોની સ્થિરતા સારૂ હિંસાદિમાં શા શા દોષો રહ્યા છે તેનુ નિરીક્ષણ કરવું જોઇએ. આ દોષદર્શન બે રીતે સંભવે છે. એક તો આ લોક આશ્રીને અને બીજું પરલોક આશ્રીને. હિંસા વગેરે અનિષ્ટ પ્રવૃત્તિઓ આચરવાથી જે ઐહિક આપત્તિઓનાં વાદળાં પોતાના ઉપર કે અન્યના ઉપર ચઢી આવે છે તેનો સદા ખ્યાલ રાખવો તે ઐહિક દોષદર્શનરૂપ પ્રથમ પ્રકાર છે. વળી હિંસાદિથી જે પારલૌકિક અનિષ્ટતાના અંકુરો ફૂટી નીકળે છે તેનું નિરંતર ભાન રાખવું તે પારલૌકિક દોષદર્શનરૂપ બીજો પ્રકાર છે. આ બંને જાતના સંસ્કારોની પુષ્ટિ કરવાથી અહિંસાદિ વ્રતોનું પાલન વિશેષતઃ દૃઢ બને છે, વાસ્તે એ સંસ્કારોનો અત્ર ભાવનારૂપે નિર્દેશ કરાયો છે.

### હિંસાનાં ફળો—

પ્રત્યેક વ્રતને અંગે કેવી ભાવના ભાવવી હિતકર છે તે વાત **તત્ત્વાર્થ** (અ. ૭, સૂ. ૪)ના ભાષ્યમાં સુંદર રીતે દર્શાવાયી છે. તેના આધારે પ્રસ્તુત ગ્રંથકાર કહે છે કે હિંસા કરનારને ચોવીસે કલાક ઉદ્વેગ રહે છે. વળી તે સર્વદા વેર બાંધવામાં રોકાયેલો રહેવાથી તેને આ લોકમાં જ વધ, બંધન વગેરે સંકટો ભોગવવાં પડે છે. વળી પરલોકમા અશુભ દેહ અને અશુભ અંગોપાગની તેને પ્રાપ્તિ થાય છે તેમજ તે નિન્દનીય ગતિનો ભાજન બને છે. આથી હિંસા ન કરવી તે શ્રેયસ્કર છે.

### અસત્યનાં ફળો—

જૂઠું બોલનારાનો કોઇ વિશ્વાસ કરતો નથી, વળી આ દુનિયામાં જ તે જીભનું છેદન વગેરે કષ્ટનો ભાગી બને છે. પરલોકમાં અશુભ અંગોપાંગ અને દુર્ગતિનો તે ભાજન બને છે, માટે અસત્યનો ત્યાગ કરવો તેમા કલ્યાણ રહેલુ છે.

### સ્તેયનાં ફળો—

પારકાના દ્રવ્યનું હરણ કરનારા ઉપર કોઇને ભરોસો રહેતો નથી. ચોરી કરતાં પકડાતાં અભિઘાત, વધ અને બંધન તથા હાથ, પગ, કાન અને નાકનાં છેદન અને ભેદન તેમજ તેની સઘળી માલમિલ્કતનું હરણ ઇત્યાદિ આફતો તેને આ લોકમા વેઠવી પડે છે. વળી પરલોકમાં

---

૧ " हिंसादिष्विहामुत्र चापायावद्यदर्शनम् । दुःखमेव वा । मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थ्यानि सत्त्वगुणाधिकक्लिश्यमानाविनेयेषु । जगत्कायस्वभावौ च संवेगवैराग्यार्थम् । "

તેને અશુભ અંગોપાંગની પ્રાપ્તિ થાય છે અને તેની દુર્ગતિ થાય છે. આથી કરીને અદત્તાદાનથી વિરમવું એ ઉત્તમ છે.

**અબ્રહ્મચર્યનાં ફળો—**

અબ્રહ્મચારીનું ચિત્ત વિભ્રમથી ઉદ્‌ભ્રાન્ત રહે છે. પ્રકીર્ણ ઇન્દ્રિયવાળા મદોન્મત્ત હાથીની જેમ તે નિરંકુશ ફરે છે અને મોહના આવેશમાં કાર્ય–અકાર્યનું ભાન ભૂલી જાય છે અને તેમ થતાં એવુ એકે અશુભ કાર્ય નથી કે જે તે કરતો નથી. પરસ્ત્રીનું સેવન કરવાથી આ લોકમા એ સ્ત્રીના સગાં સંબંધી સાથે તેને વેર બંધાય છે. વળી લિંગનું છેદન, બંધન, દ્રવ્યનું હરણ ઇત્યાદિ કષ્ટો સજા તરીકે તેને ભોગવવાં પડે છે. પરલોકમાં તેની ઇચ્છા વિરુદ્ધ તે અશુભ અંગોપાગનો અને નિન્દ્ય ગતિનો ભાગી થાય છે. આથી કરીને બ્રહ્મચર્ય પાળવું એ શ્રેયસ્કર છે.

**પરિગ્રહનાં ફળો—**

જેમ એક પક્ષી હાથમાં માંસની પેશી લઇને જતો હોય અને તે માંસાહારી અન્ય પક્ષીની નજરે પડે તો તે અન્ય પક્ષી પેલાની પાસેથી માંસની પેશી ખૂચવી લે તેમ પરિગ્રહધારી પુરુષના દ્રવ્યને ચોર વગેરે હરી લે છે. વળી પરિગ્રહમાં આસક્ત વ્યક્તિને ધન કમાવવામા, તેનું રક્ષણ કરવામાં તેમજ તે ખરચવામાં અતિશય ત્રાસ વેઠવો પડે છે. વિશેષમા જેમ અગ્નિ બળતણથી કદી તૃપ્ત થતો નથી તેમ પરિગ્રહની ઉત્તરોત્તર વૃદ્ધિથી પણ તેને સંતોષ મળતો નથી; તેના લોભનો થોભ રહેતો નથી. આ પ્રમાણે તે અસંતુષ્ટ રહેતો હોવાથી તેને કાર્ય-અકાર્યનો વિવેક રહેતો નથી. વળી લોકો એને લોભીઓ કહી નિન્દે છે. પરલોકમા તે અશુભ અંગોપાંગવાળો જન્મે છે તેમજ એને અશુભ ગતિ મળે છે. આવા કારણને લીધે મહાક્લેશકારી પરિગ્રહનો ત્યાગ કરવો તે કલ્યાણકારી માર્ગ છે.

આ પ્રમાણેની મહાવ્રતો પરત્વેની ભાવના ઉપરાંત હિંસાદિ દુખરૂપ જ છે, એમાં સુખનો છાટો પણ નથી એવી પ્રતિપક્ષીય ભાવના પણ ભાવવી જોઇએ; કેમકે હેય પ્રવૃત્તિઓમાં દુઃખનાં દર્શનરૂપ ભાવના કેળવાઇ હોય તો જ એનો ત્યાગ વિશેષ ટકે, વાસ્તે હિસાદિ દોષોને દુઃખરૂપ જ માનવાની વૃત્તિ કેળવવાનો શાસ્ત્રકાર ઉપદેશ આપે છે. તેમા દુઃખથી એ સમજવાનું છે કે અનિષ્ટ સંયોગ એ એનું નિમિત્ત છે, શારીરિક અને માનસિક પીડા એ એનું સ્વરૂપ છે અને આપત્તિ એ જ એનો અંત છે. આવું દુઃખ કોઇ પણ જીવને પ્રિય નથી, કેમકે તે વધ, બંધન, છેદન ઇત્યાદિના હેતુરૂપ છે. આથી એ ફલિત થાય છે કે હિંસાદિ દુઃખરૂપ જ છે.

કહેવાની મતલબ એ છે કે જેમ અન્ન પ્રાણનું કારણ હોઇ તેને 'પ્રાણ' કહેવામાં આવે છે તેમ દુઃખના કારણરૂપ હિંસાદિને વિષે તે દુઃખ જ છે એવો ઉપચાર કરાય છે અથવા પ્રાણનું કારણ અન્નપાન છે અને એ જેમ અન્નપાનનું કારણ ધન છે, વાસ્તે ધનને 'પ્રાણ' કહેવામા આવે છે તેમ હિંસાદિ અસાતવેદનીય કર્મનું કારણ છે, અને અસાત વેદનીય કર્મ દુઃખનું કારણ છે, એથી કરીને દુઃખના કારણના કારણરૂપ હિંસાદિને ઉપચારથી 'દુઃખ' કહી શકાય છે.

જેમ વધની પીડા મને અપ્રિય છે તેમ એ સર્વ જીવોને પણ અપ્રિય છે, વાસ્તે હિંસા કરવી નહિ. જેમ કડવાં વચનો, અસત્ય આક્ષેપો ઇત્યાદિ સાંભળતાં મને ખેદ થાય છે તેમ અન્ય જીવોને પણ થાય જ; વાસ્તે જૂઠું બોલવું નહિ. વળી જેમ મને ઇષ્ટ દ્રવ્યનો વિયોગ દુઃખદાયી છે તેમ અન્યને પણ છે, માટે કોઇની ચીજ લઇ લેવી નહિ. જેમ મારી પત્નીનો પરાભવ થતો જોઇ મારો આત્મા કકળી ઊઠે તેમ બીજાને પણ તેની પત્નીની એવી દશા થતી જોઇ દુઃખ થાય જ, વાસ્તે પરસ્ત્રીગમન ત્યાજ્ય છે. જેમ મને પરિગ્રહની અપ્રાપ્તિ, તે પ્રાપ્ત થયા પછીનો તેનો વિનાશ વગેરે સાલે તેમ અન્યને પણ તે દુઃખદાયી છે; વાસ્તે પરિગ્રહવિરમણ ઉત્તમ છે. આ પ્રમાણે હિંસાદિને વિષે દુઃખનું ચિન્તન કરવું. અત્ર કોઇ એમ પ્રશ્ન ઊઠાવે કે કોમલાંગીનાં મનોહર અવયવોનો સ્પર્શ સુખકારી છે, છતાં અહીં તેને દુઃખરૂપે કેમ ગણાવ્યો છે તો એનો ઉત્તર એ છે કે એ વેદનાના પ્રતીકારરૂપ છે. જેમ એક ગુમડું થયું હોય અને તે ફૂટી જાય ત્યારે હાશ કહી સુખ અનુભવાય છે તેમ આ છે, પરંતુ તેમાં વાસ્તવિક સુખ નથી એમ મહર્ષિઓ ફરમાવે છે.

વળી ઉપર્યુક્ત અહિંસાદિ મહાવ્રતોમાં સ્થિરતા સંપાદન કરવાને માટે **મૈત્રી વગેરે ચાર ભાવનાઓ** પણ ભાવવી જોઇએ. અન્ય શબ્દોમાં કહીએ તો મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય યાને ઉપેક્ષા એ ચાર ભાવનાઓ કોઇ પણ સદ્‌ગુણ કેળવવામાં અત્યંત સહાયક હોવાથી અત્ર અહિંસાદિ મહાવ્રતોની સ્થિરતા સંપાદન કરવામાં તે ખાસ ઉપયોગી થઇ પડે તેમ છે એમ કહેવું તે અતિશયોક્તિ ગણાય ખરી કે ? આ ચાર ભાવનાઓનો વિષય અમુક અંશે જુદો જુદો છે એટલા માટે તે તે વિષયમાં એ ભાવનાઓ કેળવાય તો જ યથેષ્ટ પરિણામ આવે; વાસ્તે એ ભાવનાઓ સાથે એનો વિષય પણ જુદો જુદો દર્શાવાય છે.

**મૈત્રી-ભાવનાનું લક્ષણ—**

**कृतकारितानुमतिविशिष्टयोगैरन्येषां बाधानुत्पत्तिविषयकचिन्तनरूपत्वं, 'केनापि पापं न कर्तव्यं, कोऽपि दुःखी मा भवतु, सर्वेषां च मुक्तिर्भवतु इत्याकारचिन्तनरूपत्वं वा मैत्रीभावनाया लक्षणम् । ( ४३१ )**

અર્થાત્ કોઇ પણ જીવને હું પીડા કરીશ નહિ, કરાવીશ નહિ અને કોઇ વ્યક્તિ પીડા કરતી હોય તો હું તેની અનુમોદના કરીશ નહિ એ પ્રકારનું ચિન્તન તે 'મૈત્રી–ભાવના' જાણવી. અથવા તો કોઇ પણ પાપ ન કરો, કોઇ પણ જીવ દુઃખી ન થાઓ, સર્વ જીવોને મુક્તિ મળો એ પ્રમાણેનું ચિન્તન તે 'મૈત્રી–ભાવના' સમજવી.

મૈત્રીનો વિષય પ્રાણિ–માત્ર છે એટલે કે આ ભાવનાનો વિષય સમગ્ર પ્રાણિ–ગણ છે. એ સર્વ જીવને આશ્રીને કેળવી હોય તો જ દરેક જીવ પ્રતિ અહિંસક, સત્યવાદી ઇત્યાદિ તરીકે

૧ જુઓ પૃ. ૯૦૬.

વર્તી શકાય. ટુંકમાં કહીએ તો મૈત્રી એટલે પરમાં પોતાપણાની બુદ્ધિ. આથી જ તો પોતાની પેઠે પરને દુઃખી ન કરવાની ઇચ્છા કે વૃત્તિ એ એનું ખાસ લક્ષણ છે. આવી સ્થિતિમાં કોઈ ઉપર વેરભાવ રહેતો નથી તેમજ અપરાધની ક્ષમા કરવાની ભાવના ઉદ્ભવે છે. વળી આનાથી સમગ્ર બ્રહ્માંડ સાથે ખરેખરો સુહૃદ્ભાવ કેળવાય છે.

જેટલા જીવો જગત્માં છે એ બધા પ્રત્યે નિષ્કામભાવે-કોઇ પણ જાતના સ્વાર્થની આકાંક્ષા વિના-કેવળ પરમાર્થ વૃત્તિથી-ઉપકારનો બદલો મેળવવાની પણ ઇચ્છા રાખ્યા વગરની જે પ્રીતિ તે 'મૈત્રી' છે. આ ભાવના ભાવતી વેળા સ્વ કે પરનો, મિત્ર કે દુશ્મનનો, ઉત્તમ કે અધમનો, મોટા કે નાનાનો કે એવો કોઈ પણ જાતનો ભેદભાવ રાખવાનો નથી. વળી અપકાર કરનારાનું પણ ભલું ચિંતવવાનું છે. કટ્ટા શત્રુનું પણ ભૂંડું ચિન્તવા માટે અત્ર અવકાશ નથી. જાન લેવા આવેલા શત્રુનું પણ શુભ થાઓ એવી અખંડિત ભાવના ભાવવી એમાં આની સાર્થકતા સમાયેલી છે. આવી જ ભાવનાથી ઓતપ્રોત બનેલો ભવ્ય જીવ એવી ઉદ્ઘોષણા કરી શકે કે—

"[1]खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्वभूएसु, वेरं मज्झ न केणइ ॥ "

—વંદિત્તુ સૂત્ર ગા. ૪૯

અર્થાત્ હું સર્વ જીવોને ખમાવું છું-તેમના અપરાધને માફ કરૂં છું. સમગ્ર જીવો મારા અપરાધને માફ કરો ( એવી મારી તેમને વિનતિ છે ). મારે સર્વ જીવો સાથે મિત્રતા છે; મારે કોઇની પણ સાથે દુશ્મનાવટ નથી.

આવી અનુપમ મૈત્રી-ભાવનાથી વાસિત બનેલો જીવ જગતમાં એવો ઢંઢેરો પીટાવી શકે કે—

" शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः ॥ "

—બૃહચ્છાન્તિસ્તવ

અર્થાત્ સમસ્ત વિશ્વનું કલ્યાણ થાઓ, પ્રાણીઓના સમૂહો એટલે કે સર્વ જીવો પરના કલ્યાણના રાગી બનો, ( દુનિયાના તમામ ) દોષો નાશ પામો અને સર્વત્ર લોક સુખી હો.

હાલમાં આ ભાવનાનું દર્શન દુર્લભ છે. અત્યારે તો પોતાના ક્ષણિક લાભને માટે બીજાને ગમે તેવું નુકસાન કરતાં પણ કેટલાક મનુષ્યો અચકાતા નથી. સ્વાર્થ આંધળો છે એ વાત સાચી છે, પરંતુ પોતાનો અલ્પ સ્વાર્થ સાધવા જતાં આસપાસનાને બલ્કે સમગ્ર વિશ્વને એથી કેવું અને

---

1 છાયા—
क्षमयामि सर्वजीवान् सर्वे जीवाः क्षामयन्तु मे ( दुष्कृतम् ) ।
मैत्री मे सर्वभूतेषु वैरं मम न केनचित् ॥

કેટલું નુકસાન પહોંચે છે તેમજ એ કાર્યથી પોતાને આગળ ઉપર કેવા દુઃખદાયી પરિણામો ભોગવવાં પડશે તેનો તલમાત્ર વિચાર તો તેણે કરવો જોઇએ. તેમ થતાં જેટલો બને તેટલો સ્વાર્થાંધતાનો ત્યાગ થવાથી જગતના સર્વ જીવોને સુખી જોવાની તેનામા ઉત્કંઠા પ્રકટશે બીજા જીવો આપણા મિત્રો છે તો પછી તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી થવાની આપણી પવિત્ર ફરજ છે એવી સદ્‌ભાવના જાગૃત થશે અને એ ભાવરૂપ જળથી દ્વેષરૂપ અગ્નિ ઉપશાંત થઇ જશે [1]અને વળી સર્વ જીવો તરફ સમભાવ પ્રકટ થશે તેમજ એ સમભાવ વૃદ્ધિ પામતાં મુક્તિના દ્વાર આપોઆપ એને માટે ખુલ્લા થઇ જશે.[2]

**પ્રમોદ–ભાવનાનું લક્ષણ—**

**सम्यग्ज्ञानतपोऽधिकसाधुजनेषु परात्मोभयकृतपूजाजनितसर्वेन्द्रियाभिव्यक्तमनःप्रहर्षलक्षणप्रमोदरूपत्वं, सम्यग्ज्ञानादिगुणाधिकसाधुजनेषु प्रसन्नमुखादितयाऽभिव्यज्यमानान्तरिकभक्तिरागरूपत्वं वा प्रमोदभावनाया लक्षणम् । ( ४३२ )**

અર્થાત્ આપણા કરતા શુદ્ધ જ્ઞાન અને તપમાં અધિક એવા સાધુજનોનો અન્યે, પોતે કે ઉભયે કરેલો સત્કાર જોઇને સર્વ ઇન્દ્રિય દ્વારા મનમાં હર્ષરૂપ આહ્‌લાદ ધારણ કરવો તે 'પ્રમોદ–ભાવના' છે. અન્ય શબ્દોમા કહીએ તો સમ્યગ્જ્ઞાનાદિ ગુણોમાં ચઢિયાતા એવા સાધુજનોને વિષે પ્રસન્ન મુખાદિ દ્વારા આન્તરિક ભક્તિરાગ રાખવો તે 'પ્રમોદ–ભાવના' છે. અર્થાત્ પ્રમોદ–ભાવના એટલે પોતાનાથી જે જે અધિક ગુણી હોય તે સર્વને વિષે કોઇ પણ ભેદભાવ વિનાની હાર્દિક પ્રસન્નતા યાને તેનો યોગ્ય સત્કાર. કોઇના પણ ગુણ જોઇને આનંદ પામવો–દુશ્મનના પણ ગુણ જોઇને રાજી થવું એ આ ભાવનાનુ હાર્દ છે.

---

૧ શાસ્ત્રવાર્તાસમુચ્ચય( સ્ત ૧ )માં કહ્યું પણ છે કે—

" मैत्रीं भावयतो नित्यं, शुभो भावः प्रजायते ।
ततो भावोदकाज्जन्तो–र्द्वेषाग्निरुपशाम्यति ॥ ८ ॥ "

૨ સંબોધસિત્તરીમાં કહ્યું પણ છે કે—

" सेयंबरो वा आसंबरो वा, बुद्धो अहव अन्नो वा ।
समभावभावियप्पा लहई मुक्खं न संदेहो ॥ २ ॥ "

[ श्वेताम्बरो वाऽऽशाम्बरो वा बुद्धोऽथवाऽन्यः वा ।
समभावभावितात्मा लभते मोक्षं न सन्देहः ॥ ]

અર્થાત્ શ્વેતાંબર હો કે દિગંબર હો, બુદ્ધ( નો અનુયાયી ) હો કે અન્ય કોઇ ( સંપ્રદાયી ) હો, પરંતુ જો તેનો આત્મા સમભાવથી ભાવિત છે–જો તેના આત્મામા સમભાવ વિરાજે છે તો તેને મોક્ષ મળનાર જ છે એમાં જરા પણ શંકા નથી.

જ્યાં જગતનું ભલું જોવાની જ બુદ્ધિ નથી ત્યા આ ભાવનાની હૈયાતી જ સંભવતી નથી. અન્યને ઘણી વાર પોતાનાથી ચઢિયાતો જોઇને ક્ષુદ્ર જનને [1]અદેખાઇ ઉત્પન્ન થાય છે. આવી અધમ વૃત્તિનો જ્યા સુધી નાશ ન થાય ત્યા સુધી અહિંસાદિ ટકી શકે જ નહિ તેમજ ગુણના પક્ષપાતી બની શકાય જ નહિ; વાસ્તે અદેખાઇનો લોપ કરવા માટે આત્મ-ક્ષેત્રમાં પ્રમોદ-ભાવના રોપવી જોઇએ. આ ભાવનાનો વિષય સમસ્ત જગત્ નથી, કિન્તુ અધિક ગુણવાન્ જ છે, કેમકે તેના પ્રત્યે જ [2]અસૂયા, ઈર્ષ્યા, મત્સર વગેરે દુર્વૃત્તિઓ થવાનો સંભવ છે.

પ્રમોદ ભાવનાનો પ્રભાવ જેવો તેવો નથી. એ કેળવાય તો ધારેલું કામ પાર પડે જ. જેમકે અમુક વ્યક્તિ જ્ઞાન, ગુણ, કે કળામાં આપણા કરતા વધારે આગળ વધેલ હોય, વધારે પ્રવીણ હોય તો તેને જોતા આપણા ઉત્સાહમાં વધારો થાય છે, કેમકે કાળા માથાનો માનવી શું ન કરી શકે એ કહેવત તેને વિષે ચરિતાર્થ થતી જોવાય છે. આ પ્રમાણે એના દ્વારા આપણો ઉત્સાહ વધે એટલે અંશે આપણે એના ઋણી ગણાઇએ. આવી પરિસ્થિતિમા એ ઉપકારકની ઈર્ષ્યા કરાય તો માણસાઇ રહી જ ક્યાં? ખરી રીતે તો જે પદે એ આરૂઢ થયેલ હોય તે પદ પ્રાપ્ત કરવાની આપણામાં આપણે વૃત્તિ કેળવવી જોઇએ, જે માર્ગે તે ચઢયો હોય તેનું અવલંબન લેવું જોઇએ અને તેમ કરી તેના સમાન થવા પ્રયાસ કરવો જોઇએ; નહિ કે કોઇ પણ રીતે તેને ઉતારી પાડવા માટે અદેખાઇ કે દ્વેષનો આશ્રય લેવો જોઇએ, કેમકે એથી તો સામાનું અધઃપતન થાય કે ન પણ થાય, પરંતુ આવી મલિન વૃત્તિને વશ થનારનું તો થાય જ, કારણ કે આ વૃત્તિઓ આર્ત અને રૌદ્ર ધ્યાનની પોષક હોઇ કર્મબંધનું કારણ બને છે અને દુર્ગતિને આમંત્રણ આપે છે. આથી સાર એ નીકળે છે કે જેને માણસ તરીકે ખપવુ હોય તેને તો બીજાને ઉચ્ચ પદે વિભૂષિત થયેલો જોઇ આનંદ જ માનવો ઘટે.

**કારુણ્ય-ભાવનાનું લક્ષણ—**

**क्लिश्यमानेषु अनुग्रहात्मकपरिणामरूपत्वं कारुण्यभावनाया लक्षणम् । ( ४३३ )**

અર્થાત્ ક્લેશ પામતા એટલે કે દુઃખી થતા જીવો ઉપર અનુગ્રહ કરવાનો પરિણામ તે ‘ કારુણ્ય-ભાવના ’ છે. કોઇને પીડાતો જોઇ હૃદયમા દયા ન જાગે તો અહિંસાદિ વ્રતો ટકી જ ન શકે,

---

૧ આ આત્મિક શાતિનો સંહાર કરનાર એક અસાધારણ શસ્ત્ર છે જે જીવ પારકાનું સુખ જોવાની તાકાત ધરાવતો નથી તેને શાતિ ક્યાથી મળે ? વિચાર કરીશુ તો સમજાશે કે જગતમા ચાલી રહેલા ઉપદ્રવોની જડ ‘ ઈર્ષ્યા ’ છે બીજાને સુખી જોઇ જે બળે તેની અશાતિની હદ ક્યા રહી? બીજાની શાંતિ જોઇને મુઝાતો જીવ શાંતિ ન જ મેળવી શકે જો જીવ પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરવા અને તેમા સ્થિર રહેવા પ્રયાસ કરે તો તેને સતત શાતિ મળી જાય, કેમકે શાતિ એ કંઇ ખરીદવી પડે કે ઓછીતી લાવવી પડે તેવી વસ્તુ નથી એ માટે કોઇને પૂછવુ પડે તેમ પણ નથી. એ તો પોતાની પાસે જ છે. એનો અખૂટ ખજાનો આત્મામા મોજુદ જ છે

૨ પારકાના ગુણોને સ્થાને દોષો દેખાડવા તે ‘ અસૂયા ’ છે, જ્યારે, પારકાના ગુણો સહન ન કરવા તે ‘ ઈર્ષ્યા ’ છે.

વાસ્તે આ ભાવના એ વ્રતોના સંરક્ષણ માટે-એની સ્થિરતા માટે આવશ્યક છે. એનો વિષય માત્ર દુઃખી જીવો છે; કેમકે અનુગ્રહ કે સહાયતાની અપેક્ષા અનાથ, દુઃખી કે દીનને જ રહે છે.[1]

આથી એ સૂચિત થાય છે કે આપણાથી ગુણમાં, જ્ઞાનમાં, સદ્વર્તનમાં કે અન્ય કોઈ ઉચ્ચ કોટિની અભીષ્ટ અને આદરણીય વૃત્તિમાં કોઈ ઉતરતું હોય તો તેના તરફ તિરસ્કારની નજરે જોવું એમાં આપણી શોભા નથી.

જેઓ દુર્વ્યસની છે અને જેઓ દુરાચારી છે તેઓ નીતિની દૃષ્ટિએ લંગડા છે; વાસ્તે જેમ લંગડા કૂતરા વગેરે જનાવરોને જોઇને આપણે તેનો તિરસ્કાર કે તેની નિંદા ન કરતાં તેના તરફ દયાની નજરે જોઇએ છીએ તેમ દુર્વ્યસની વગેરે જનો તરફ પણ આપણે દયાની દૃષ્ટિએ દેખવું જોઇએ. બને તો તેને સુધારવા પ્રયાસ કરવો જોઈએ; કેમકે સર્વજ્ઞ સિવાય કોણ દોષથી સર્વથા મુક્ત છે ? આપણામાં પણ ક્યાં દોષ નથી ? વાસ્તે દૂષિત જન તરફ તિરસ્કાર કરવો ઘટતો હોય તો તે આપણી જાત ઉપર જ કયાં નહિ ? વિશેષમાં જ્યાં અન્યનું દુઃખ કે અજ્ઞાન દૂર કરવાનું અશક્ય હોય ત્યાં મધુર અને શાંત વચન તો યોજવાં જ.[2]

**માધ્યસ્થ્ય-ભાવનાનું લક્ષણ—**

## क्रूरकर्मलक्षणाविनीतेषूदासीनतालक्षणात्मपरिणामरूपत्वं माध्यस्थ्यस्य लक्षणम् । ( ४३४ )

અર્થાત્ ઘાતકી કાર્યો કરનારા તેમજ વિનય રહિત એવા જીવો પ્રત્યે ઉદાસીન ભાવ રાખવો તે 'માધ્યસ્થ્ય-ભાવના' છે. દરેક સ્થળે અને દરેક વખતે કેવળ પ્રવૃત્ત્યાત્મક ભાવનાઓ જ સાર્થક થતી નથી; કેટલીક વાર તો તટસ્થતા ધારણ કરવાથી જ અહિંસાદિ વ્રતો નીભી શકે તેમ હોય છે; એટલે કે તટસ્થતા કહો કે ઉપેક્ષા કહો કે માધ્યસ્થ્ય કહો એ જ અહિંસાદિ વ્રતોના રક્ષણ માટે કેટલીક વાર આવશ્યક અને ઉપયોગી થઇ પડે છે. જ્યારે તદ્દન જડ સંસ્કારના અને કોઇ પણ સદ્વસ્તુ ગ્રહણ કરવા માટે સર્વથા નાલાયક પાત્ર મળે તો તેને સુધારવા ભલે મિત્રભાવે પ્રયત્ન કરવો, સુધરે તો ઠીક; પ્રયત્ન કર્યા છતાં નિર્ગુણી, દુર્ગુણી કે ગુણહીન પાત્ર ન જ સુધરે તો તેનું નસીબ એમ વિચારી તેના તરફ ઉદાસીન વૃત્તિ રાખવી, પરંતુ ક્રોધ ન કરવો

---

૧ આ ઉપરથી એ ફલિત થાય છે કે પ્રમોદ તેમજ કારુણ્ય એ પણ મૈત્રીની પેઠે એક પ્રકારનો પ્રેમ છે. અર્થાત્ મોક્ષ મેળવવામાં સાધનભૂત પ્રેમના વિષય આશ્રીને ત્રણ વિભાગો પાડી શકાય: ( ૧ ) ઉચ્ચ જીવ તરફ પ્રેમ, ( ૨ ) સમાન જીવ પ્રતિ પ્રેમ અને ( ૩ ) ઉતરતી પંક્તિના જીવ પ્રતિ પ્રેમ. તેમાં પ્રથમ પ્રકારનો પ્રેમ તે 'પ્રમોદ' કહી શકાય એવી રીતે તૃતીય પ્રકારનો પ્રેમ તે 'કારુણ્ય' ગણી શકાય. દ્વિતીય પ્રકારના પ્રેમને શું નામ આપવુ તે વિચારણીય છે, કેમકે તેનો વિષય મૈત્રીના જેટલો વ્યાપક નથી કે માધ્યસ્થ્યના જેટલો સંકુચિત નથી.

૨ દુનિયા જેટલી ગરીબાઇથી દુખી છે તેના કરતાં પ્રેમભર્યાં વચનના અભાવથી તે વિશેષ દુઃખી છે,

કે દુર્ધ્યાન ન સેવવું. પ્રથમથી જ સમજાતું હોય કે તેને સુધારવાના પ્રયાસનું ફળ મોટા મીંડાં જેવું જ આવનાર છે તો તેને સુધારવાનો વિચાર જ માંડી વાળી તેના તરફ તટસ્થતા કેળવવી; કેમકે જગત્ના તમામ જીવોને સુધારવાનો આપણે ઇજારો લીધો નથી, એટલું જ નહિ પણ તેમ કરવા આપણે તો શું, ખુદ તીર્થંકરો પણ સમર્થ નથી. [1]અભવ્યને ભવ્ય બનાવવો એ જેમ અશક્ય કાર્ય છે તેમ તેવા કાર્યમાં સફલતા ન જ મળે, પરંતુ તેથી કંઇ તેવી ભાવના ભાવનાર વ્યક્તિની ભાવનાનું સાફલ્ય નષ્ટ થતું નથી એ ધ્યાનમાં રાખવું. આથી સમજાય છે કે વિચારભેદ કે સાંપ્રદાયિક માન્યતા પરત્વે અઘટિત કદાગ્રહ જોઇને પણ આપણે ઉશ્કેરાઇ ન જવું. આપણી ફરજ તો તેવા ઉન્માર્ગીને પણ મિત્ર-ભાવથી દલીલો પૂર્વક સમજાવવાનો પ્રયાસ કરવા પૂરતી જ છે; નહિ કે તેની ઝાટકણી કાઢવી કે તેની નિન્દા કરવી. આ માધ્યસ્થ્ય ભાવનાનો વિષય અયોગ્ય-અવિનીત પાત્રો જ છે એ કહેવાની હવે જરૂર રહેતી નથી.

### મૈત્રી વગેરે ભાવનાઓનો પ્રભાવ—

આ ચાર ભાવનાઓથી રંગાયેલો એક રંક જે આત્મિક આનંદની ઝાંખી કરી શકે તે મોટા શહેનશાહને કે છ ખંડના માલીક ચક્રવર્તીને પણ દુર્લભ છે એવું આનું માહાત્મ્ય છે. વિશેષમાં આ ભાવનાઓ ધર્મધ્યાનને પુષ્ટ કરવામા રસાયનની ગરજ સારે છે. આ સંબંધમાં **યોગશાસ્ત્ર**ના ચોથા પ્રકાશમાં કહ્યું પણ છે કે—

" **मैत्रीप्रमोदकारुण्य-माध्यस्थ्यानि नियोजयेत् ।**
**धर्मध्यानमुपस्कर्तुं, तद्धि तस्य रसायनम् ॥ ११७ ॥** "

આ પ્રકાશના [2]૧૨૨મા પદ્યમાં તો ત્યાં સુધી સૂચવાયું છે કે આ ભાવનાઓ વડે આત્માને ભાવિત કરનાર મહામતિ વિશુદ્ધ ધ્યાનની ત્રુટેલી સંતતિનુ આ દ્વારા અનુસંધાન કરી શકે છે-તેને સજીવન બનાવી શકે છે.

### મૈત્રી વગેરે ચાર ભાવના સબંધી બહુશ્રુતોનું વક્તવ્ય—

મૈત્રી વગેરે ચારે ભાવનાઓનો પ્રાથમિક ઉલ્લેખ જૈન સાહિત્યમાં **તત્ત્વાર્થ** ( અ. ૭, [3]સૂ. ૬ )માં નજરે પડે છે. એનાથી પ્રાચીન કોઇ ગ્રંથમાં એ વિષે ઉલ્લેખ મારા જોવામાં આવ્યો નથી. ત્યારબાદ યાકિનીમહત્તરાસૂનુ શ્રીહરિભદ્રસૂરિવરે **ધર્મબિન્દુ** ( અ. ૩ )ના ૫૩ મા પત્રમાં એની નોંધ લીધી છે. ત્યાં કહ્યું છે કે—

---

૧ સરખાવો શ્રીભર્તૃહરિકૃત **નીતિશતક**નું નિમ્નલિખિત પદ્યઃ—

" अज्ञः सुखमाराध्यः, सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं, ब्रह्माऽपि नरं न रञ्जयति ॥ ३ ॥ "

૨ " आत्मानं भावयन्नाभि-र्भावनाभिर्महामतिः ।
त्रुटितामपि संधत्ते, विशुद्धध्यानसन्ततिम् ॥ १२२ ॥ "

૩ " मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थ्यानि सत्त्वगुणाधिकक्लिश्यमानाविनेयेषु । "

" तथा सत्त्वादिषु मैत्र्यादियोग इतीति । "

આનું વિવરણ કરતાં એ પત્રમાં વિવરણકાર શ્રીમુનિચન્દ્રસૂરિ કથે છે કે—

" परहितचिन्ता मैत्री, परदुःखनाशिनी तथा करुणा ।
परसुखतुष्टिर्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा ॥ "

અર્થાત્ પરના કલ્યાણનું ચિન્તન તે ' મૈત્રી ', પરના દુઃખનો વિનાશ કરનારી ભાવના તે ' કરુણા ', પરના સુખથી સંતોષ તે ' મુદિતા ' અને પરના દોષો તરફ લક્ષ્ય ન આપવું તે ' ઉપેક્ષા ' છે.

આ ઉપરથી મૈત્રી વગેરે ચારેનું લક્ષણ સમજાયું હશે આથી તેના ભેદો ઉપર પ્રકાશ પાડનારાં નિમ્નલિખિત પદ્યો રજુ કરાય છેઃ—

" उपकारिस्वजनेतरसामान्यगता चतुर्विधा मैत्री ।
मोहासुखसंवेगाऽन्यहितयुता चैव करुणा तु ॥
सुखमात्रे सद्धेतावनुबन्धयुते परे च मुदिता तु ।
करुणा तु बन्धनिर्वेदतत्त्वसारा ह्युपेक्षेति ॥ "

અર્થાત ઉપકારી, અનુપકારી, સ્વજન અને પરજન સંબંધી એમ સામાન્ય રીતે મૈત્રી ચાર પ્રકારની છે. કરુણા એ મોહ, અસુખ, સંવેગ અને અન્યના કલ્યાણથી યુક્ત છે. કેવળ સુખી અને શુભ હેતુવાળા અર્થાત્ ઉત્તમ સામગ્રીવાળા તેમજ અનુબન્ધથી યુક્ત એવા પરને વિષે ભક્તિ-રાગરૂપ કરુણા તે મુદિતા યાને પ્રમોદ છે, જ્યારે ઉપેક્ષા તો બન્ધ અને નિર્વેદ તત્ત્વના સારરૂપ છે.

આ ચાર ભાવનાઓના વિષયનું નિમ્ન–લિખિત પદ્ય વિશિષ્ટ દ્યોતન કરે છેઃ—

" [1]भजस्व मैत्रीं जगदङ्गिराशिषु, प्रमोदमात्मन् ! गुणिषु त्वशेषतः ।
भवार्त्तिदीनेषु कृपारसं सदा–ऽप्युदासवृत्तिं खलु निर्गुणेष्वपि ॥ "

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિએ યોગશાસ્ત્રમાં આ ભાવનાઓના સ્વરૂપના નિરૂપણાર્થે ચતુર્થ પ્રકાશમાં આપેલાં નિમ્નલિખિત પદ્યો મનનીય હોઇ કંઠસ્થ કરવા લાયક છેઃ—

" [2]मा कार्षीत् कोऽपि पापानि, मा च भूत् कोऽपि दुःखितः ।
मुच्यतां जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥ ११८ ॥

---

૧ તત્ત્વાર્થ ( અ. ૭, સૂ. ૬ ) જે દિવ્ય પ્રકાશ પાડે છે તેનું આ પ્રતિબિમ્બ જણાય છે.

૨ સરખાવો—

" सर्वेऽत्र सुखिनः सन्तु, सर्वे सन्तु निरामया. ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद् दुःखमाप्नुयात् ॥ "

अपास्ताशेषदोषाणां, वस्तुतत्त्वावलोकिनाम् ।
गुणेषु पक्षपातो यः, स 'प्रमोदः' प्रकीर्तितः ॥ ११९ ॥

दीनेष्वार्तेषु भीतेषु, याचमानेषु जीवितम् ।
प्रतीकारपरा बुद्धिः, 'कारुण्य'मभिधीयते ॥ १२० ॥

क्रूरकर्मसु निःशङ्कं, देवतागुरुनिन्दिषु ।
आत्मशंसिषु योपेक्षा, तन्'माध्यस्थ्य'मुदीरितम् ॥१२१॥"

અર્થાત્ કોઇ પણ જીવ પાપ ન કરો, કોઇ પણ પ્રાણી દુઃખી ન થાઓ, આ જગત(ના સર્વ જીવો રાગ, દ્વેષથી ) મુક્ત થાઓ. આ પ્રકારની બુદ્ધિ તે 'મૈત્રી' કહેવાય છે. જેમનામાંથી હિંસાદિ સમગ્ર દોષો દૂર થયા છે અને જેઓ વસ્તુના સ્વરૂપને જોનારા છે તે મહાપુરુષોના શમ, દમ, ગાંભીર્ય, ધૈર્ય વગેરે ઉત્તમ ગુણોને વિષે ગુણપણાનો જે [1]પક્ષપાત તે 'પ્રમોદ' કહેવાય છે. દીન, દુઃખી, ભયભીત તેમજ ( મૃત્યુના મુખમાં સપડાયેલા હોઇ ) જીવનની યાચના કરતા જીવોને તે તે દુઃખમાંથી મુક્ત કરવા માટે યોગ્ય ઉપદેશ દ્વારા કે સંયોગ અનુસાર અન્ન, પાન, વસ્ત્ર, આશ્રય, ઔષધ વગેરેની સહાયતા દ્વારા સુખી કરવાની બુદ્ધિ તે 'કારુણ્ય' કહેવાય છે. ગમ્યાગમ્ય, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, કર્તવ્યાકર્તવ્ય ઇત્યાદિ વિવેકથી વિમુખ અને એથી કરીને તો ક્રૂર કર્મો કરનારા, નિઃશંકપણે સુદેવ અને સુગુરુની નિન્દા કરનારા અને પોતે દૂષિત હોવા છતા પોતાની બડાઇ હાંકનારા જીવો ધર્મદેશના માટે-શીખામણ માટે અયોગ્ય જણાતાં તેમના ઉપર ગુસ્સે ન થતાં તેમની ઉપેક્ષા કરવી તે 'માધ્યસ્થ્ય' કહેવાય છે.

**મૈત્ર્યાદિ ભાવના અને રામાયણ—**

યોગવાસિષ્ઠ રામાયણમાં શ્રીવસિષ્ઠ મહર્ષિ એવો નિર્દેશ કરે છે કે—

" बन्धो हि वासनाबन्धो, मोक्षः स्याद् वासनाक्षयः ।
वासनास्त्वं परित्यज्य, मोक्षार्थित्वमपि त्यज ॥
मानसीर्वासनाः पूर्वं, त्यक्त्वा विषयवासनाः ।
मैत्र्यादिभावनानाम्नी-र्गृहाणामलवासनाः ॥
ता अप्यन्तः परित्यज्य, ताभिर्व्यवहरन्नपि ।
अन्तःशान्ततमस्नेहो, भव चिन्मात्रवासनः ॥
तामप्यन्तः परित्यज्य, मनोबुद्धिसमन्विताम् ।
शेषे स्थिरसमाधानो, येन त्यजसि तं त्यज ॥"

---

૧ વિનય, વંદન, સ્તુતિ, વૈયાવૃત્ય ઇત્યાદિ દ્વારા આ પક્ષપાત વ્યક્ત કરાય છે.

અર્થાત્ વાસનાથી થયેલો બંધ તે 'બંધ' છે, જ્યારે વાસનાનો વિનાશ તે 'મોક્ષ' છે તું વાસનાનો ત્યાગ કર અને એ ત્યાગમાં સાધનરૂપ જે મોક્ષની અભિલાષા છે તેને પણ ત્યજી દે. પ્રથમ [1]વિષય-વાસનાનો ત્યાગ કર અને ત્યાર બાદ [2]માનસ વાસના ત્યજ. આ પ્રમાણે આ મલિન વાસનાઓનો ત્યાગ કરી મૈત્ર્યાદિ ભાવના નામની નિર્મળ વાસનાઓને તું ગ્રહણ કર. વળી એ નિર્મળ ભાવનાઓનો પણ અંતરમાંથી ત્યાગ કરી અને બહારથી તો એ ભાવના પૂર્વક વ્યવહાર કાયમ રાખી આસક્તિ રહિત બની [3]ચિન્માત્રવાસનાવાળો થા. વિશેષમાં એટલેથી જ ન અટકતાં એને પણ અંતરમાંથી ત્યજી દઇને એક પગલું આગળ વધ. એમ વધતાં પરમાત્મારૂપી જે અવશેષ-પર વસ્તુ છે તે આવી ઊભી રહેશે અને એની સમતામાં સ્થિર થઇ જવું એ પરમ અવસ્થા છે. એ દશા પ્રાપ્ત થતાં એ દશા માટેનુ સાધન નિરર્થક થવાથી તેનો ત્યાગ કર. તેમ કરવા માટે ખાસ પ્રયાસની જરૂર નથી, કેમકે પરમ દશા પ્રાપ્ત થતાં તે આપોઆપ ખરી પડશે.

આ ઉપદેશ ઉપરથી સાધન-ક્રમ નીચે મુજબ તારવી શકાય છેઃ—

( ૧ ) બાહ્ય મલિન વાસનાનો ત્યાગ; ( ૨ ) આન્તરિક મલિન વાસનાનો ત્યાગ; ( ૩ ) નિર્મળ વાસનારૂપ મૈત્ર્યાદિનું ગ્રહણ; ( ૪ ) સદ્વિચાર અને વિવેકરૂપ જ્ઞાનદશામાં એનો લય; અને ( ૫ ) વિવેક-જ્ઞાનનો પરમાત્મના સાક્ષાત્કારમાં એટલે ' સમ ' અને શેષ ( પર ) પદાર્થના વિજ્ઞાનમાં લય યાને સ્થિર સમાધિ.

આ પાંચ ભૂમિકાઓ પૈકી પ્રસ્તુતમાં આપણે મધ્ય યાને ત્રીજી ભૂમિકા સાથે સંબંધ છે. આની એક બાજુએ બાહ્ય અને આંતરિક વૈરાગ્ય છે, જ્યારે બીજી બાજુએ અપર અને પર જ્ઞાન રહેલાં છે. આ પ્રમાણે મૈત્ર્યાદિ ભાવનાનું ગ્રહણ એ સર્વનું નાભિસ્થાન છે અને [4]દેહલી-દીપક-ન્યાય પ્રમાણે એ બંને તરફ પ્રકાશ પાડે છે. એક તરફ આ ત્રીજી ભૂમિકા વૈરાગ્યને રમણીય, રોચક અને સાર્થક બનાવે છે, જ્યારે બીજી તરફ એ પરમાત્માના અપરોક્ષ જ્ઞાનને સુલભ અને સમુચિત કરી આપે છે.

## મૈત્ર્યાદિ ભાવનાઓ અને યોગદર્શન—

**શ્રીપતંજલિ** મહર્ષિએ આ મૈત્રી વગેરે ભાવનાનું સ્વરૂપ અને પ્રયોજન **યોગદર્શન**ના પ્રથમ પાદના નિમ્નિલિખિત ૩૩ મા સૂત્ર દ્વારા રજુ કર્યું છેઃ—

---

૧-૨ લોક કે શરીરની વાસના તે ' વિષય-વાસના ' છે, જ્યારે દંભ, દર્પ વગેરે આસુરી સંપત્તિ તે ' માનસ-વાસના ' છે. અથવા તો શબ્દાદિ વિષયોના ભોગકાલમા ઉત્પન્ન થતા સંસ્કાર તે ' વિષય-વાસના ' છે, જ્યારે એ વિષયો પ્રતિ કામનાના કાલમા ઉદ્ભવતા સંસ્કાર તે ' માનસ-વાસના ' છે. વિષય-વાસના સ્થૂલ અને બાહ્ય છે, જ્યારે માનસ-વાસના સૂક્ષ્મ અને આંતરિક છે.

૩ " ચિન્માત્ર-વાસના એટલે મન-બુદ્ધિ ચૈતન્યના વિચાર, વિવેક ઇત્યાદિ જ્ઞાનાત્મક વ્યાપાર, જે વડે અમુક કાર્ય ઉચિત છે, અમુક નથી એવી વિવેક દૃષ્ટિ પ્રાપ્ત થાય છે, તથા મૈત્ર્યાદિ ભાવનાનો આચાર અન્ધ પ્રેરણા, અન્ધ આવેશ ( blind impulses ) મટી જ્ઞાનસ્વરૂપ ( rational insight ) બને છે. "— પ્રો આનંદશંકર બાપુભાઇ ધ્રુવકૃત ' આપણો ધર્મ ' ( પૃ. ૨૧૪ ).

૪ ઉંમરા ઉપર મૂકેલા દીવાની પેઠે.

" मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् "

અર્થાત્ [1]સુખ, દુઃખ, પુણ્ય, અને અપુણ્ય (પાપ) વિષયક, એવી મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ક્રમે કરીને ભાવના ભાવવાથી [2]ચિત્તપ્રસાદ પ્રાપ્ત થાય છે[3]-નિર્મળ આનંદ મળે છે.

સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો સુખી જીવોમાં આ સર્વ સુખો તે મારાં જ છે એ પ્રકારની મૈત્રી ભાવના ઉદ્દભવતાં રાગની [4]નિવૃત્તિ થાય છે અને રાગની નિવૃત્તિ થઇ એટલે વર્ષા ઋતુ ગયા પછી શરદ્ ઋતુની નદી જેમ નિર્મળ થાય છે તેમ ચિત્ત નિર્મળ થાય છે.[5] વળી દુઃખનો અનુભવ થતા અને થયા બાદ આવું દુઃખ મને કદી ન હોજો એવી દુઃખવિષયક જે વૃત્તિ ઉત્પન્ન થાય છે તેનું નામ 'દ્વેષ' છે, કારણ કે શ્રીપતંજલિ સૂચવે છે કે "दुःखानुशयी द्वेषः". જ્યાં સુધી દુશ્મન, વાઘ વગેરે છે ત્યાં સુધી દુઃખને સર્વાંશે દૂર કરવું અશક્ય છે. જે કારણથી દુઃખ ઉત્પન્ન થાય છે તે સર્વનો નાશ થવો શક્ય નથી, તેથી એ દ્વેષ સદા હૃદયને બાળે છે. પરંતુ મારી માફક અન્યને પણ દુઃખ ન થાઓ એ પ્રકારે દુઃખી જીવો પ્રતિ જો કરુણાની ભાવના રખાય તો વૈર્યાદિ દ્વેષની [6]નિવૃત્તિ થાય અને તેમ થતાં ચિત્ત પ્રસન્ન થાય. આ

---

૧ સુખી, દુઃખી એમ ન કહેતાં સુખ, દુઃખ એવો જે અત્ર ઉલ્લેખ કરાયો છે તે પદાર્થની બહુલતા સૂચવવા ઉપરાંત વ્યક્તિની ગૌણતા દર્શાવવા માટે છે.

૨ ચિત્તપ્રસાદથી આનંદ તેમજ એના કારણરૂપ નિર્મળતા એ ઉભય અત્ર વિવક્ષિત છે; કેમકે પ્રસાદના નિર્મળતા અને આનંદ એ બંને અર્થો સંસ્કૃતમાં સ્વીકારાયેલા છે. આ ચિત્તપ્રસાદ જે સાધે તે 'યોગી' છે.

૩ આના સ્પષ્ટીકરણ તરીકે શ્રીવ્યાસ ભાષ્યરૂપે નીચે મુજબ નિર્દેશ કરે છેઃ—

" तत्र सर्वप्राणिषु सुखसम्भोगापन्नेषु मैत्रीं भावयेत्, दुःखितेषु करुणां, पुण्यात्मकेषु मुदितां, अपुण्यशीलेषूपेक्षाम् । "

અર્થાત્ સુખ અને સંભોગને પ્રાપ્ત થયેલા સર્વ જીવોને વિષે મૈત્રી નામની ભાવના, દુઃખીઓને વિષે કરુણા, પુણ્યશાળીઓને વિષે મુદિતા અને પાપીઓને આશ્રીને ઉપેક્ષા ભાવના રાખવી.

૪ મૈત્રી ભાવનાથી અસૂયા, ઈર્ષ્યા વગેરે દોષોની પણ નિવૃત્તિ થાય છે. મૈત્રીને લીધે પારકાનું સુખ પણ પોતાનું જ થઇ રહે છે તો એવી પરિસ્થિતિમાં અસૂયાદિનો સંભવ જ શો ?

૫ આનું કારણ એ છે કે ચિત્તને મલિન કરનારા જે ચાર પદાર્થો છે તેમાં રાગ તે એક છે; દ્વેષ, પુણ્ય અને પાપ એ બાકીના ત્રણ છે.

૬ અન્ય દુઃખી છે, હું કેવો સુખી છું એવા ભાવમાથી ઉદ્દભવતા અહંકારની પણ કરુણા ભાવનાથી નિવૃત્તિ થાય છે. અત્ર અહંકારથી શું સમજવું તે સંબંધમાં ભગવદ્દગીતા ( અ ૧૬ )-ગત નિમ્નલિખિત શ્લોક રજુ કરીશુંઃ—

ईश्वरोऽहमहं भोगी, सिद्धोऽहं बलवान् सुखी ॥ १४ ॥
आढ्योऽभिजनवानस्मि, कोऽन्योऽस्ति सदृशो मया ? । "

પ્રમાણે જે રાગ દ્વેષથી ચિત્ત મલિન બને છે એ બંનેને સ્થાને અનુક્રમે મૈત્રી અને કરુણાનું સ્થાપન કરવાથી નિર્મળતા અને આનંદ મળે છે.

જો મનુષ્ય પુણ્યશાળી જીવો પ્રતિ મુદિતા ભાવના રાખે અર્થાત્ એમના તરફ પ્રીતિ રાખે, એમનાં કૃત્યોથી પ્રસન્ન થાય અને એ કૃત્યોની અનુમોદના કરે તો એ મુદિતા ભાવનાને લઇને પોતે પુણ્ય કાર્યમાં પ્રવર્તે. એવી રીતે જો એ પાપી પ્રતિ ઉપેક્ષા ભાવના રાખે અર્થાત્ એવા જીવ તરફ ઉદાસીન રહે અને તેનાં કાર્ય તરફ અરુચિ ધારણ કરે તો એ જાતે પાપથી નિવૃત્તિ પામે અને આ રીતે પુણ્યમાં ખામી ન આવવાથી અને પાપથી નિવૃત્તિ મળતી હોવાથી પશ્ચાત્તાપનું કારણ રહેતું નથી અને આ પ્રમાણે પશ્ચાત્તાપના અભાવને લીધે ચિત્ત પ્રસન્ન રહે છે.

### મૈત્ર્યાદિ ભાવના અને બૌદ્ધ દર્શન—

મૈત્રી વગેરે ચાર ભાવનાઓને બૌદ્ધ દર્શનમાં 'બ્રહ્મવિહાર' નામ આપવામાં આવ્યું છે અને ત્યા એનું મહત્ત્વ પુષ્કળ ગવાયું છે. શ્રીબુદ્ધઘોષકૃત **વિસુદ્ધિ-મગ્ગ**ના નવમા પરિચ્છેદનું નામ જ 'બ્રહ્મવિહાર-નિદ્દેશ' રાખવામાં આવ્યું છે. Pali Text Society નામની સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલી આવૃત્તિમા પહેલી 'મેત્તા' ભાવના પરત્વે વિસ્તૃત વિવેચન છે,[1] જ્યારે બાકીની કરુણા, મુદિતા અને ઉપેક્ખા એ ત્રણ ભાવનાનું ત્યાં સંક્ષિપ્ત વર્ણન છે.[2] પ્રથમ મૈત્રી ભાવના કેળવાય તો જ ત્યાર બાદ કરુણા માટે સ્થાન રહે; એમ ઉત્તરોત્તર ભાવનાઓ માટે સમજવાનું છે. આલંકારિક શબ્દોમાં કહીએ તો આ ચારે ભાનનાઓ એ ઉચ્ચતમ ધ્યાન માટેનાં ચાર પગથિયાં છે. એનું સ્વરૂપ બહુધા જૈન દર્શનગત ચાર ભાવનાઓને મળતું આવે છે. ગ્રંથગૌરવના ભયથી એનો અત્ર નિર્દેશ કરાતો નથી.

અહિંસાદિ મહાવ્રતોના સ્થિરીકરણ માટે આપણે ઉપર મુજબ જે ભાવનાઓ વિચારી ગયા તે ઉપરાંત જગતના અને દેહના સ્વભાવરૂપ બે ભાવનાઓ પણ આવશ્યક છે. એટલે કે અહિંસાદિ ટકી રહે તે માટે સંવેગ અને વૈરાગ્યની આવશ્યકતા છે. એના વિના અહિંસાદિ વ્રતોનો સંભવ જ નથી. સંવેગનું બીજ જગતનો સ્વભાવ છે અર્થાત્ જગતનો સ્વભાવ વિચારતાં સંવેગ ઉદ્ભવે છે. એવી રીતે શરીરના સ્વભાવનું નિરીક્ષણ કરવાથી વૈરાગ્યનો પ્રાદુર્ભાવ થાય છે.

---

અર્થાત્ હું રાજા છું, શેઠ છું, મારે અનેક સારા સારા ભોગવવા લાયક પદાર્થો છે, હુ ઉચ્ચ અવસ્થાએ પહોંચી ચૂક્યો છુ, હું પરાક્રમી છુ, હું સુખી છું, હું ધનિક છું, હું કુલીન છું અને મારા સમાન બીજું કોણ છે ?

સરખાવો આ વિવિધ પ્રકારના ગર્વો સાથે જૈન દૃષ્ટિ પૂર્વકના અભિમાનના આઠ પ્રકારો.

૧ જુઓ પૃ. ૨૯૫–૩૧૪.

૨ અનુક્રમે જુઓ પૃ ૩૧૪–૩૧૫; ૩૧૬; અને ૩૧૭.

જગતના સ્વભાવનું લક્ષણ—

**उत्पादव्ययध्रौव्यात्मकत्वं जगत्, प्रियवियोगेप्सिताला‌भदारिद्र्यदौर्भाग्यदौर्मनस्यबन्धनाभियोगासमाधिदुःखसंवेदनरूपत्वं, चतसृषु गतिषु जीवा नानाविधं दुःखं भुक्त्वा भुक्त्वा परिभ्राम्यन्ति, न च किञ्चिन्नियतमस्ति, जलबुद्बुदोपमं च जीवित, विद्युत्प्रकाशवच्चला विभूतिः इत्यादिचिन्तनरूपत्वं वा जगत्स्वभावस्य लक्षणम् । ( ४३९ )**

અર્થાત્ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી જગત્ યુક્ત છે. આ જગતમાં પ્રિય વસ્તુઓના વિયોગનો અને ઇષ્ટ વસ્તુઓની અપ્રાપ્તિનો તેમજ દરિદ્રતા, દુર્ભાગ્ય, દુષ્ટ મન, બંધન, નોકરી ચાકરી, અસમાધિ અને દુઃખનો અનુભવ કરવો પડે છે. ચારે ગતિમાં જીવો વિવિધ પ્રકારના દુઃખો ભોગવતાં ભોગવતાં સંસારમાં પરિભ્રમણ કરે છે. વળી આ જગતમાં કોઇ પણ પદાર્થ નિયતરૂપે નથી અર્થાત્ આ આને માટે જ છે એવો નિયમ નથી. જીવન જળના પરપોટા જેવું છે અને વૈભવ વીજળીના ચમકારાની પેઠે ચંચળ છે. આ પ્રમાણેનુ ચિન્તન તે જગત્-સ્વભાવરૂપ ભાવના છે. ટુંકમાં કહીએ તો પ્રાણિમાત્રને ઓછુંવત્તું દુઃખ ખમવું પડે છે; જીવન તદ્દન વિનશ્વર છે, કોઇ પણ પદાર્થ સ્થિર નથી. એ પ્રમાણેના જગતના સ્વભાવના ચિંતનથી સંસાર પ્રત્યેનો મોહ દૂર થઇ તેનાથી જે ભય ઉત્પન્ન થાય છે તેનું નામ **સંવેગ** છે. એનુ નિમ્ન-લિખિત લક્ષણ પણ એ જ કહી આપે છે—

**संसारभीरुत्वादिचिन्तनरूपत्वं संवेगस्य लक्षणम् । ( ४४० )**

અર્થાત્ સંસારથી ડરતા રહેવુ વગેરે 'સંવેગ' છે.

કાયસ્વભાવનું લક્ષણ—

**अनित्यत्वाशुचित्वपूतिगन्धित्वनिःसारतादिचिन्तनरूपत्वं कायस्वभावस्य लक्षणम् । ( ४४१ )**

અર્થાત્ અનિત્યતા, અપવિત્રતા, દુર્ગંધ, અસારતા ઇત્યાદિ કાયાના સ્વભાવો છે. શરીરના અસ્થિરત્વ, અશુચિત્વ, અને અસારપણાના સ્વભાવનુ ચિન્તન એ બાહ્ય અભ્યંતર વિષયોની અનાસક્તિનું ઉદ્ગમસ્થાન છે. અર્થાત્ એ ચિન્તનમાથી વૈરાગ્ય જન્મે છે.

---

૧ સરખાવો તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૨૭૪ ).

૨ આ સ્થળે 'આદિ' શબ્દ પ્રકારવાચી નથી, કિન્તુ મર્યાદાવાચી છે એમ ગ્રંથકાર સૂચવે છે.

**વૈરાગ્યનું લક્ષણ—**

**सांसारिकविषयवैमुख्यलब्धकषायोपशमस्य बाह्याभ्यन्तरोपधिषु अनभिष्वङ्गरूपत्वं, सांसारिकभोगविषयकमूर्च्छारहितत्वं वा वैराग्यस्य लक्षणम् । ( ४४२ )**

અર્થાત્ સાંસારિક વિષયોને વિષે વિમુખતા ધારણ કરીને કષાયોને શાન્ત કરી બાહ્ય તેમજ અભ્યંતર ઉપધિ ( ઉપકરણો )ને વિષે આસક્તિનો ત્યાગ કરવો તે ' વૈરાગ્ય ' છે અથવા સાંસારિક ભોગો ભોગવવાની મૂર્ચ્છાનો અભાવ તે પણ ' વૈરાગ્ય ' છે.

આ પ્રમાણે મહાવ્રતો તેમજ તેના પરિપાલનમાં ઉપયોગી એવી ભાવનાઓનો અધિકાર આપણે વિચાર્યો. હવે વ્રતધારીનું લક્ષણ વિચારીએ, પરંતુ તે પૂર્વે **સ્થાનાંગ**ના [1]૨૬૬મા સૂત્રમાં નિર્દેશેલ ચાતુર્યામ તેમજ રાત્રિભોજનવિરમણ વ્રત વિષે થોડુંક વિવેચન કરી લઇએ.

**ચાતુર્યામનું સ્વરૂપ—**

પ્રાણિવધથી નિવૃત્તિ, જુઠું બોલવામાંથી નિવૃત્તિ, અદત્તાદાનથી નિવૃત્તિ અને પરિગ્રહથી નિવૃત્તિ યાને સર્વવિરતિરૂપ અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ એ ચારનો ' ચાતુર્યામ '

---

૧ આ રહ્યું એ સૂત્રઃ—

**" भरहेरवपसु णं वासेसु पुरिमपच्छिमवज्जा मज्झिमग्गा बावीसं अरहंता भगवंता चाउज्जामं धम्मं पण्णवेंति, तंजहा–सव्वातो पाणातिवायाओ वेरमणं, एवं (सव्वातो) मुसावायाओ वेरमणं, सव्वातो अदिन्नादाणाओ वेरमणं, सव्वाओ बहिद्धादाणा [ परिग्गहा ]ओ वेरमणं १, सव्वेसु णं महाविदेहेसु अरहंता भगवंतो चाउज्जामं धम्मं पण्णवयंति, तं०–सव्वातो पाणातिवायाओ वेरमणं, जाव सव्वातो बहिद्धादाणाओ वेरमणं । "**

**[ भरतैरावतेषु वर्षेषु पूर्वपश्चिमवर्जा मध्यमका द्वाविंशतिरर्हन्तो भगवन्तश्चातुर्यामं धर्मं प्रज्ञापयन्ति, तद्यथा–सर्वात् प्राणातिपाताद् विरमणं, एवं ( सर्वात् ) मृषावादाद् विरमणं, सर्वाददत्तादानाद् विरमणं, सर्वाद् बहिर्द्धादानात् विरमणं १, सर्वेषु महाविदेहेषु अर्हन्तो भगवन्तश्चातुर्यामं धर्मं प्रज्ञापयन्ति, तद्यथा–सर्वात् प्राणातिपाताद् विरमणं यावत् सर्वाद् बहिर्द्धादानाद् विरमणम् । ]**

આ ઉપરથી એ વાત પણ ફલિત થાય છે કે સર્વ મહાવિદેહને વિષે તીર્થંકરો ચાર યામરૂપ જ ધર્મ પ્રકાશે છે. વળી તેમાં ચોથા યામ તરીકે બહિદ્ધાદાનવિરમણ છે. આ પરિભાષા ખાસ નોંધવા જેવી છે. આ સંબંધમાં ટીકાકાર કથે છે કે—

**' बहिर्द्धा–मैथुनं परिग्रहविशेषः आदानं च–परिग्रहस्तयोर्द्वन्द्वैकत्वमथवा आदीयत इत्यादानं–परिग्राह्यं वस्तु तच्च धर्मोपकरणमपि भवतीत्यत आह–बहिस्तात्–धर्मोपकरणाद् बहिर्यदिति । "**

તરીકે ઉલ્લેખ કરાય છે. શ્રીપાર્શ્વનાથે આ ચારનો ઉપદેશ આપ્યો હતો. કાલાંતરે અપરિગ્રહનો અર્થ કેવળ કોઇ પણ વસ્તુનો સંગ્રહ ન કરવો એવો થવા લાગ્યો, કિન્તુ કોઇ કોઇ વેળા સ્ત્રીસંગ કરવાને હરકત નથી એવું કેટલાક દંભી પ્રતિપાદન કરવા લાગ્યા. આથી શ્રીમહાવીરસ્વામીએ મૈથુનવિરતિરૂપ પાચમા વ્રતને ચાર યમો સાથે જોડી દીધું. આથી ચાતુર્યામને બદલે એ સમયથી પાંચ મહાવ્રતનું પ્રરૂપણ થવા લાગ્યું. ઉત્તરાધ્યયનસૂત્ર ( અ. ૨૩ )માં કહ્યું પણ છે કે—

" [1]चाउज्जामो अ जो धम्मो, जो इमो पंचसिक्खिओ ।
देसिओ वद्धमाणेणं, पासेण य महामुणी ! ॥ १२ ॥ "

અર્થાત્ હે મહામુનિ ! પાર્શ્વે જે ચાતુર્યામરૂપ ધર્મ કહ્યો છે તે જ વર્ધમાને પંચશિક્ષારૂપે ઉપદેશ્યો છે.

દીઘનિકાયના સામઞ્ઞફલસુત્તમાં આ ચાતુર્યામરૂપ ધર્મને ચાતુર્યામ-[2]સંવરવાદ તરીકે ઓળખાવ્યો છે અને એના પ્રરૂપક તરીકે શ્રીમહાવીરનું નામ આપ્યું છે, પરંતુ એ ભૂલ છે એમ જૈન ગ્રન્થો જોતાં સ્પષ્ટ સમજાય છે.

ચાતુર્યામના સંબંધમાં કેટલાક એમ સૂચવે છે કે શ્રીપાર્શ્વનાથના વખતમાં ચાર મહાવ્રતો હતાં તેને બદલે શ્રીમહાવીરે પાંચ કરી પરિવર્તન કર્યું, તો શું તે વિરુદ્ધ પ્રરૂપણારૂપ ઉચ્છૃંખલતા ન ગણાય ? આનો ઉત્તર એ છે કે જૈન શાસનમાં પરિવર્તન માટે પૂર્ણ અવકાશ છે, પરંતુ તે પરિવર્તન અયોગ્ય ન હોવું જોઇએ. જે વાત જ્ઞાનીએ નિષેધેલી હોય તેની પ્રવૃત્તિ કરવારૂપ તે પરિવર્તન ન હોવું જોઇએ; બાકી સુયોગ્ય પરિવર્તન માટે તો જૈન શાસન વિખ્યાત છે જ. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ જોઇને વર્તવાની આજ્ઞા એ વાતનું સમર્થન કરી રહી છે. પ્રસ્તુતમાં ભગવાન્ મહાવીરે જોયું કે હવેના જીવોની પામરતા વધતી જાય છે, અને વાત વાતમાં છટકવાની તેઓ બારી શોધતા ફરે છે. પહેલાં ચાર યમમાં ચોથું પરિગ્રહવિરતિરૂપ વ્રત હતું. એનો અર્થ કરવામાં એ વખતના [3]ઋજુ અને પ્રાજ્ઞ જનો ભૂલતા ન હતા. તેઓ સમજતા હતા કે જો

---

૧ છાયા—

चातुर्यामश्च यो धर्मो योऽयं पञ्चशिक्षितः ।
देशितो वर्धमानेन पार्श्वेन च महामुने ! ॥

૨ અહિંસાદિ પાંચ યમોને બૌદ્ધ સાહિત્યમાં ' સંવર ' તરીકે ઓળખાવેલ છે.

૩ સ્થાનાંગ-વૃત્તિના ૨૦૧મા પત્રમાં ઉત્તરા૦ ( અ ૨૩ )ની નિમ્નલિખિત ગાથા જે અવતરણરૂપે આપી છે તે અત્ર રજુ કરીશું:—

" पुरिमा उज्जुजड्डा उ, वक्कजड्डा य पच्छिमा ।
मज्झिमा उज्जुपन्ना उ, तेण धम्मे दुहा कए ॥ २६ ॥
पुरिमाणं दुव्विसोज्झो उ, चरिमाणं दुरणुपालए ।
कप्पो मज्झिमगाणं तु, सुविसुज्झे सुपालए ॥ २७ ॥ "

પરિગ્રહ એ પાપ છે-એ અસંયમનો પોષક છે તો સ્ત્રીના સંગમાં પણ પાપ છે જ, કેમકે દુનિયાના બધા બાહ્ય પરિગ્રહમાં મહિલા તો મહાપરિગ્રહરૂપ જ છે. આવો સીધો અર્થ ન કરતાં જ્યારે જડ અને વક્ર જીવો સ્ત્રીસંગ માટેની છૂટ છે એવો અર્થ કરવા તૈયાર થયા ત્યારે ચોથું મૈથુન-વિરમણરૂપ વ્રત ઉમેરી તેમને ચારનાં પાંચ વ્રતો કરવા પડયાં. ટુંકમાં અધમ જનોને હાથે ચોથા યમના અર્થનો દુરુપયોગ થતો અટકાવવા **શ્રીમહાવીર** પ્રભુએ બંધન મજબૂત કર્યું; અર્થાત્ સમુચિત પરિવર્તન કર્યું એટલે આ કંઇ ઉચ્છૃંખલતા નથી જ. આત્મા અસંયમી મટી સંયમી બને એવાં અનેક બંધન કોઇ કરવા માગે એમાં જિનાજ્ઞા બાધિત થતી નથી. તો એ કાર્ય કરનાર ઉચ્છૃંખલ ગણાય જ કેવી રીતે? વિશેષમાં શ્રમણ ભગવાન્ **મહાવીરે** જે ચાર યમને બદલે પાંચ મહાવ્રતની પ્રરૂપણા કરી તેવી પ્રરૂપણા ભૂત, વર્તમાન અને ભાવિ કાલની અપેક્ષાએ પણ પ્રથમ અને અદ્વિતીય નથી જ; કેમકે દરેક અવસર્પિણી ઉત્સર્પિણીમાં પ્રથમ અને ચરમ તીર્થપતિના શાસનમાં પાંચ મહાવ્રતો જ પ્રરૂપાય છે, જ્યારે બાકીના બાવીસ તીર્થ-પતિના શાસનમાં ચાર યમનો જ નિર્દેશ કરાય છે. આથી **શ્રીપાર્શ્વનાથે** પહેલી વાર આમ કર્યું એમ પણ નથી. વળી મહાવિદેહમાં તો સર્વદા ચાર યમની જ પ્રરૂપણા છે.

### અજૈન દર્શન અને પાંચ મહાવ્રતો—

**શ્રીપતંજલિકૃત યોગદર્શન**માં 'મહાવ્રત' શબ્દ નજરે પડે છે એટલું જ નહિ પણ તેનું નીચે મુજબનું મનનીય લક્ષણ પણ મળી આવે છે:—

**" जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ॥ २-३१ ॥ "**

અર્થાત્ જાતિ, દેશ, કાલ અને સમયથી પ્રતિબદ્ધ એવા યાને પર એટલે કે જાતિ વગેરે શૃંખલાથી અપ્રતિબદ્ધ તેમજ સાર્વભૌમ એવા યમો તે 'મહાવ્રત' છે. સ્પષ્ટ શબ્દમાં કહીએ તો માછીઓ માછલાંની જ હિંસા કરે છે, નહિ કે અન્યની; આવી જે અહિંસા તે 'જાતિ-અવચ્છિન્ન' છે. કોઇ એમ વિચાર રાખે કે તીર્થસ્થલમાં હું હિંસા કરીશ નહિ તે 'દેશ-અવચ્છિન્ન' અહિંસા છે. ચતુર્દશી જેવી પુણ્ય તિથિએ હું હિંસા કરીશ નહિ એવી અહિંસા તે 'કાલ-અવ-

---

[ पूर्वे ऋजुजडास्तु वक्रजडाश्च पाश्चात्याः ।
मध्यमा ऋजुप्रज्ञास्तु तेन धर्मो द्विधा कृतः ॥
पूर्वाणां दुर्विशोध्यस्तु चरमाणां दुरनुपालयः ।
कल्पो मध्यमकानां तु सुविशोध्यः सुपालयश्च ॥ ]

અર્થાત્ પહેલા તીર્થંકરના શિષ્યો ઋજુ અને જડ હોય છે, છેલ્લાના વક્ર અને જડ હોય છે, અને વચલા બાવીસ તીર્થંકરોના શિષ્યો ઋજુ અને પ્રજ્ઞ હોય છે. આથી ચાતુર્યામ અને પચ મહાવ્રત એમ બે પ્રકારનો ધર્મ કહેવાય છે, જોકે વસ્તુતઃ મૈથુનનો પરિગ્રહમાં અંતર્ભાવ થતો હોવાથી ધર્મની દ્વિવિધતા આગમની દૃષ્ટિએ તો નથી જ. વળી પહેલા અને છેલ્લા તીર્થંકરના શિષ્યોને એમ કહેવામા આવે કે તત્ત્વથી જ પરિગ્રહનો ત્યાગ કરવો જોઇએ તો તેઓ તે સમજવાને કે તે પ્રમાણે વર્તવાને સમર્થ નથી, જ્યારે બાકીના તીર્થંકરોના શિષ્યો તે સમજવાને તેમજ વર્તવાને સમર્થ છે.

ચ્છિન્ન' છે. હું દેવ નિમિત્તે, બ્રાહ્મણની ખાતર હિંસા કરીશ, બાકી નહિ એવી જે અહિંસા તે 'સમય–અવચ્છિન્ન' છે. ટુંકમાં સર્વ સ્થળોમાં, સર્વ સમયોમાં, સર્વ વિષય પરત્વે, સર્વથા અહિંસાદિનું પાલન તે ' મહાવ્રત ' છે. એકંદર અહિંસાદિ મહાવ્રતો પાંચ છે કે જેને **યોગદર્શન** ' યમ ' શબ્દથી ઓળખાવે છે. ત્યાં કહ્યું છે કે—

" **अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥ २–३० ॥** "

આ પાંચ [1]યમોનું વર્ણન **મહાભારત** વગેરેમાં પણ મળી આવે છે, પરંતુ તેની વિશિષ્ટ માહિતી **યોગદર્શન**માં છે. એની પરિપૂર્ણતા તો ખાસ કરીને **દશવૈકાલિક** ( અ. ૪ ) વગેરે **જૈન** ગ્રંથોમાં જ નજરે પડે છે.

આ પાંચ યમોને બદલે બૌદ્ધ દર્શનમાં પાંચ [2]સીલ ( શીલ )નો નિર્દેશ કરાયો છે. જેમકે ( ૧ ) પ્રાણાતિપાત ન કરવો યાને હિંસા ન કરવી, ( ૨ ) અદત્તાદાન ન સેવવું યાને ચોરી ન કરવી; ( ૩ ) મૃષાવાદ યાને અસત્યનો ત્યાગ કરવો, ( ૪ ) મદ્યપાન ન કરવું અને ( ૫ ) બ્રહ્મચર્ય પાળવું. આ પાંચમાં નીચે મુજબના ત્રણ ઉમેરી ' અષ્ટાંગ શીલ' નો ઉપદેશ કરાય છેઃ—

( ૧ ) રાત્રિએ ભોજન ન કરવું, ( ૨ ) પુષ્પના હાર, ચન્દન વગેરે સુગંધી પદાર્થોનું સેવન ન કરવું અને ( ૩ ) જમીન ઉપર કેવળ સાદડી પાથરીને સુવું.

આ છેલ્લાં ત્રણ શીલ ગૃહસ્થો માટે આવશ્યક નથી, એ તો સદા સામણેર યાને દીક્ષા ગ્રહણ કરનારાઓને અને ભિક્ષુઓને પાળવા માટે છે; છતાં એટલું યાદ રાખવું કે [3]ઉપોસથ, ઉપવસથ યાને ઉપવાસનાં દિનોમાં એટલે અઠવાડિયામાં એક વાર ગૃહસ્થે પણ આઠે શીલ પાળવાં જોઇએ. આ આઠ શીલ ઉપરાંત ભિક્ષુઓએ નિમ્નલિખિત બીજાં બે શીલો પણ પાળવાં જોઇએઃ—

( ૧ ) નૃત્ય, વાદિત્ર વગેરેથી વિરમવું અને ( ૨ ) સુવર્ણ વગેરે ધાતુનો પરિગ્રહ ન રાખવો. આ પ્રમાણેનાં એકંદર દશે શીલો ભિક્ષુઓએ ખાસ પાળવાનાં છે.

પ્રસંગોપાત્ત [4]**દશ શિક્ષા**ની ટુંકમાં નોંધ લેવી અનુચિત નહિ ગણાય. તે નીચે પ્રમાણે છેઃ—

---

૧ આ પૈકી સત્યનું ગૌરવ શાંતિપર્વ ( અ. ૧૬૦, શ્લો. ૧–૨૬ )માં ગવાયું છે.

૨ આની વિશિષ્ટ માહિતી માટે જુઓ ' વિસુદ્ધિમગ્ગ 'ગત ' સીલનિદ્દેશ ' ( પૃ ૬–૫૮ )..

૩ સરખાવો પૌષધવ્રતનું સ્વરૂપ

૪ " अनुजानामि भिक्खवे सामणेरानं दस सिक्खापदानि तेसु च सामणेरेहि सिक्खितुं–पाणातिपाता वेरमणी, अदिन्नादाणा वेरमणी, अब्रह्मचरिया वेरमणी, मुसावादा वेरमणी, सुरामेरयमज्जपमादट्ठाना वेरमणी, विकालभोजना वेरमणी, नच्चगीतवादितविसूकदस्सना वेरमणी, मालागन्धविलेपनधारणमण्डनविभूसनट्ठाना वेरमणी, उच्चासयनमहासयना वेरमणी, जातरूपरजतपरिग्गहणा वेरमणी, अनुजानामि भिक्खवे सामणेरानं इमानि दस सिक्खापदानि, इमेसु च सामणेरेहि सिक्खितुं । "

(૧) પ્રાણાતિપાત-વિરમણ, (૨) અદત્તાદાન-વિરમણ, (૩) અબ્રહ્મચર્ય-વિરમણ, (૪) મૃષાવાદ-વિરમણ, (૫) સુરા-મૈરય-મદ્ય-પ્રમાદ-વિરમણ, (૬) વિકાલભોજન-વિરમણ, (૭) નૃત્ય-ગીત-વાદિત્ર-વિરમણ, (૮) માલા-ગન્ધ-વિલેપન-ધારણ-મંડન-વિભૂષણ-વિરમણ, (૯) ઉચ્ચશયન-મહાશયન-વિરમણ, અને (૧૦) જાતરૂપ (સુવર્ણ)-રજત (રૂપ્ય)-પરિગ્રહ-વિરમણ. અન્યત્ર આ સંબંધમાં નીચે મુજબનો ઉલ્લેખ જોવાય છેઃ—

(૧) પ્રાણાતિપાત કરવો નહિ, (૨) અદત્તાદાનનું સેવન કરવું નહિ, (૩) બ્રહ્મચર્ય પાળવું (ગૃહસ્થે પોતાની પત્નીથી સંતોષ માનવો), (૪) મૃષાવાદ ન સેવવો, (૫) પૈશુન્ય યાને ચાડીનું, નિંદાનું સેવન ન કરવું, (૬) ઔદ્ધત્ય યાને અપમાન ન કરવું, (૭) વૃથા પ્રલાપ ન કરવો અર્થાત્ ફોગટનો બકવાટ ન કરવો, (૮) લોભ ન કરવો, (૯) દ્વેષ ન રાખવો અને (૧૦) વિચિકિત્સા ન સેવવી યાને પરમાર્થ પરત્વે સંશયાત્મક નજરે ન જોવું.

## રાત્રિભોજન-વિરમણ—

અહિંસારૂપ પ્રાથમિક અને અસાધારણ મહાવ્રતની પાંચ ભાવનાઓ પૈકી 'આલોકિત-પાનભોજન' નામની ભાવનાથી રાત્રિભોજનવિરમણનું જે સૂચન થાય છે તે સંબંધી અત્ર કેટલોક ઊહાપોહ કરવામાં આવે છે.

રાત્રિભોજનવિરમણ એ અહિંસા-વ્રતમાંથી નિષ્પન્ન થતાં અનેક વ્રતો પૈકી એક છે, એટલે કે મૂળ વ્રતમાંથી નિષ્પન્ન થતું એ એક આવશ્યક વ્રત છે. આથી મૂળ વ્રતનો નિર્દેશ કરતી વેળા તેનો ઉલ્લેખ કરાયો નથી તે સમુચિત છે; કેમકે એવાં તો બીજાં ઘણાં એ વ્રતો છે અને હોય કે જેનું ઉદ્ગમ-સ્થાન કોઇ નહિ ને કોઇ મૂળ વ્રત હોય અને જે વળી આવશ્યક પણ હોય; પરંતુ એ ધ્યાનમાં રાખવું કે આવાં વ્રતોનો પૃથક્ ઉલ્લેખ ન કરાય તો તેથી તે વ્રતોનું અસ્તિત્વ ઊડી જતું નથી કે તેનું ગૌરવ ભર્યું સ્થાન નષ્ટ થતું નથી. એનું અસ્તિત્વ તો મૂળ વ્રતના વ્યાપક સ્વરૂપમા આવી જ જાય છે.

જૈન દર્શનમાં રાત્રિભોજનવિરમણ એ પ્રાચીન કાળથી જુદા વ્રત તરીકે નિર્દેશાયેલું છે. દશવૈકાલિક (અ. ૪)ના નિમ્નલિખિત આઠમા સૂત્રમાં કહ્યું પણ છે કે—

"[1]अहावरे छट्टे भंते ! वए राईभोयणाओ वेरमणं ।"

અર્થાત્ હે ભદન્ત ! [2]છઠ્ઠા વ્રતને વિષે રાત્રિભોજનથી વિરમણનો અધિકાર છે. અર્થાત્ રાત્રિને વિષે, [3]અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ એ ચાર પ્રકારના આહાર પૈકી કોઇ પણ જાતનો આહાર હું જીવન પર્યંત લઇશ નહિ, કોઇને એવો આહાર કરાવીશ નહિ કે કોઇ કરતો હશે તો તેની અનુમોદના કરીશ નહિ એવી મુનિરાજ પ્રતિજ્ઞા લે છે.

---

૧ છાયા—

अथापरस्मिन् षष्ठे भदन्त ! व्रते रात्रिभोजनाद् विरमणम् ।

૨ કેટલાક દિગંબર ગ્રંથોમાં આનો છઠ્ઠા અણુવ્રત તરીકે ઉલ્લેખ છે.

૩ આના અર્થ વગેરે માટે જુઓ પૃ. ૬૨૫.

**રાત્રિભોજનના વિવિધ પ્રકારો—**

રાત્રિભોજનના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ચાર અપેક્ષાએ ચાર ભેદો પડે છે. તેમાં અશનાદિ એ દ્રવ્યથી, અઢી દ્વીપ અને બે સમુદ્ર યાને મનુષ્યલોક એ ક્ષેત્રથી, રાત્રિ વગેરે એ કાળથી અને રાગ-દ્વેષ એ ભાવથી ભેદ સમજવા. વળી આ રાત્રિભોજનના સ્વરૂપની દૃષ્ટિએ પણ ચાર ભેદો પડે છે. જેમકે (૧) રાત્રિએ આહાર ગ્રહણ કરવો તેમજ રાત્રે જ તેનો ઉપયોગ કરવો, (૨) રાત્રિએ આહાર ગ્રહણ કરી દિવસે તેનો ઉપયોગ કરવો, (૩) દિવસે આહાર લાવી રાત્રે ખાવો, અને (૪) દિવસે આહાર લાવી દિવસે ખાવો. આમાં છેલ્લા ભેદ સિવાયના બાકીના ત્યાજ્ય સમજવા.

વળી રાત્રિભોજનને અંગે નીચે મુજબની ચતુર્ભંગી પણ સંભવે છે. આ ચતુર્ભંગી સંનિધિના પરિભોગ આશ્રીને છે. જેમકે સૂર્ય ઉગીને આથમી ગયો હોય ત્યારે અથવા આથમ્યા પછી ઉગ્યો ન હોય ત્યારે અર્થાત્ રાત્રિને વિષે, રાગ અને દ્વેષથી રહિતપણે કારણવશાત્ કોઇ ભોજન કરે તો તે દ્રવ્યથી રાત્રિભોજન સમજવું, પરંતુ ભાવથી નહિ. હું રાત્રે જમું એવી અભિલાષાવાળો ભોજન ન જ મળવાથી રાત્રે ન જમે તો દ્રવ્યથી રાત્રિભોજન નથી, કિન્તુ એ ભાવથી છે. જો એવાને ભોજન મળે અને તે જમે તો એ રાત્રિભોજન દ્રવ્યથી અને ભાવથી એમ ઉભયથી છે. દ્રવ્યથી પણ નહિ અને ભાવથી પણ નહિ એવો ચોથો ભંગ શૂન્ય છે, કેમકે ભોજન કહેવાય તે માટે કયાં તો તે દ્રવ્યથી કે ભાવથી હોવું જ જોઇએ; એમાંથી એકે રીતે ન હોય તે ભોજન જ ન કહેવાય એટલે આ ભંગ શૂન્ય છે. પ્રથમ તીર્થંકરના તીર્થમાં ઋજુ અને જડ તેમજ ચરમ તીર્થંકરના તીર્થમાં વક્ર અને જડ જનો હોવાથી તેમની અપેક્ષાએ પાંચ મહાવ્રતના ઉપર આ રાત્રિભોજનવિરમણનો નિર્દેશ કરાય છે અને તેમ કરવાનો હેતુ એ છે કે એ મૂળ ગુણરૂપે ગણવાનું છે. બાકીના તીર્થંકરોના તીર્થમાં ઋજુ અને પ્રજ્ઞ જનો હોવાથી તેમની અપેક્ષાએ આ વ્રતને ઉત્તર ગુણ તરીકે વર્ણવવામાં આવે છે.

અંધારામાં આહાર પાણી બરાબર ન જોઇ શકાવાથી જીવ જંતુનો નાશ થાય તે માટે તેમજ દીવો કરવા જતાં તેમાંથી થતા વિવિધ આરંભોને લઇને જૈન દર્શનમાં રાત્રિભોજનવિરમણ વ્રત યોજાયું હોય તો એ પ્રશ્ન ઉદ્ભવે છે કે જ્યાં અંધારૂં પણ ન હોય અને દીવામાંથી નિષ્પન્ન થતા આરંભ માટે પણ અવકાશ ન હોય અર્થાત [1]વિજળીના દીવા વગેરેની જ્યાં સગવડ હોય તો રાત્રિભોજન કરવામાં વાંધો ખરો ?

આનો ઉત્તર એમ સૂચવાય છે કે જે દેશમાં ઉષ્ણતાની પ્રધાનતા હોય અને જ્યાં પ્રાચીન ઢબના દીવા વગેરેની સગવડ હોય ત્યાં દેખાતી સ્પષ્ટ હિંસાની દૃષ્ટિએ જ રાત્રિભોજનને દિવસભોજન કરતાં વિશેષ હિંસાવાળું ગણ્યું છે. વિવાદની ખાતર આ વાત સ્વીકારવા ઉપરાંત એમ પણ માની લઇએ કે કોઇ ખાસ પરિસ્થિતિમાં દિવસ કરતાં રાત્રિએ ભોજન કરવામાં વિશેષ હિંસાનો પ્રસંગ ઉપસ્થિત થતો હોય તોપણ એકંદર સામુદાયિક દૃષ્ટિએ અને ખાસ કરીને ત્યાગી જીવનને અનુલક્ષીને તો કહેવું જ પડશે કે રાત્રિભોજન કરતાં દિવસભોજન વધારે લાભદાયક અને પ્રશંસાપાત્ર છે; બલ્કે રાત્રિભોજન હાનિકારક જ છે.

---

૧ આ દીવાની આસપાસ અનેક સૂક્ષ્મ જંતુઓ એકત્રિત થાય છે એ હકીકત સુપ્રસિદ્ધ છે. વળી આના પ્રકાશથી કુંથુ વગેરે સૂક્ષ્મ જીવોનો બચાવ કરવો મુશ્કેલ છે.

સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો આરોગ્યની દૃષ્ટિએ સૂર્યનો પ્રકાશ ચંદ્ર, વિજળી વગેરેના કરતાં ચઢિયાતો છે. વળી એ જેટલો અખંડ અને સાર્વત્રિક છે તેવો અન્ય નથી. આથી કરીને જ્યાં સૂર્યપ્રકાશ તેમજ ઇતર પ્રકાશ પણ લભ્ય હોય ત્યાં સૂર્યપ્રકાશ જ પસંદ કરવા લાયક છે એટલે કે રાત્રિભોજનનો નિષેધ કરી દિવસભોજન કરવું ઉચિત છે.

વળી ત્યાગધર્મનું મૂળ સંતોષ છે એ દૃષ્ટિએ વિચારતાં સમજાય છે કે દિવસની બધી પ્રવૃત્તિઓ સાથે ભોજનની પ્રવૃત્તિ પણ સંકેલી લેવાય તો સારૂ. એથી સંતોષવૃત્તિ કેળવાવા ઉપરાંત રાત્રિએ જઠરને વિશ્રાન્તિ મળે, વળી નિદ્રા પણ સારી આવે તેમજ બ્રહ્મચર્યનું પાલન સુગમ થઇ પડે અને આરોગ્યની પુષ્ટિ થાય એ વધારામાં.

આજ દિન સુધીના [1]મહાનુભાવોનો–દિવ્ય સંતોનો જીવન–ઇતિહાસ તપાસતાં પણ જણાય છે કે જાગતી કુશળ બુદ્ધિ દિવસભોજન જ પસંદ કરે છે.

બૌદ્ધ દર્શનમાં ભિક્ખુઓને માટે વિકાલભોજનની મનાઇ છે.[2] અર્થાત્ તેમને ઉદ્દેશીને કેવળ રાત્રિભોજનવિરમણ જ નહિ, પરંતુ બપોર પછીથી પણ આહાર લેવાનો નિષેધ કરાયો છે. આનું કારણ એમ સમજાય છે કે વધારે મોડો આહાર લેવાથી માણસમાં આળસ ભરાય છે, તે નિદ્રાધીન બને છે અને તેથી ઈશ્વર–ચિન્તન માટે–આત્મિક ધ્યાન માટે તેને અવકાશ રહેતો નથી અર્થાત્ સમુચિત ધ્યાન ધરવાનુ પ્રશંસનીય કાર્ય રાત્રિભોજનથી પડતું મૂકાય છે.

**મનુસ્મૃતિ** (અ. ૬, [3]શ્લો. ૫૫ )માં યતિને ઉદ્દેશીને એક જ વખત માધુકરી માટે અનુજ્ઞા અપાયેલી છે. એથી ફલિત થાય છે કે તેમને માટે રાત્રિભોજનનો નિષેધ છે.

આ ઉપરથી એ વાત તારવી શકાય છે કે કેવળ જૈન દર્શનમાં જ રાત્રિભોજનનો નિષેધ ગૃહસ્થોને ઉદ્દેશીને પણ–શ્રાવકોને અનુલક્ષ્યીને પણ કરાયેલો છે. ઇતર દર્શનોમા એ નિયમ કેવળ ભિક્ષુઓ અને યતિઓને જ માટે યોજાયેલો છે. વળી સૂર્ય ઉગ્યા પછી પણ બે ઘડી સુધી અને એના અસ્તને બે ઘડી બાકી હોય તોપણ ભોજન ન કરવું એ વધારે ઇષ્ટ છે એમ આ જૈન દર્શનનું માનવું છે. કહ્યુ પણ છે કે—

" अह्नो मुखेऽवसाने च, यो द्वे द्वे घटिके त्यजन् ।
निशाभोजनदोषज्ञो–ऽश्नात्यसौ पुण्यभाजनम् ॥ "

---

૧ દાખલા તરીકે મહાત્મા ગાંધી તા. ૧૭–૨–૩૧ની તેમની હિંદના વાઇસરૉય લૉર્ડ ઇરવિન્ સાથેની અતિગભીર અને મહત્ત્વપૂર્ણ મુલાકાત દરમ્યાન, રાત્રિભોજન ન લેતાં હોવાથી સાંજના ૭ ને દશ મિનિટે ત્યાંથી નીકળી ગયા.

૨ જુઓ પૃ ૬૧૫

૩ " एककालं चरेद् भैक्ष्य, न प्रसज्जेत विस्तरे ।
भैक्षे प्रसक्तो हि यति–र्विषयेष्वपि सज्जति ॥ ५५ ॥ "

સ્કન્દપુરાણમાં રુદ્રપ્રણીત 'કપાલમોચન' સ્તોત્રમા પણ કહ્યું છે કે—

"एकभक्ताशनान्नित्य–मग्निहोत्रफलं लभे( भवे ? )त् ।
अनस्तभोजनो नित्यं, तीर्थयात्राफलं भजेत् ॥"

અર્થાત્ રોજ એક વખત ભોજન કરવાથી અગ્નિહોત્રનું ફળ મળે છે અને સૂર્યાસ્ત પહેલાં જે રોજ ભોજન કરે છે તેને તીર્થયાત્રાનું ફળ મળે છે.

**આયુર્વેદ** પણ રાત્રિભોજનની વિરુદ્ધ પોતાનો મત દર્શાવે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"हृन्नाभिपद्मसङ्कोच–श्चण्डरोचिरपायतः ।
अतो नक्तं न भोक्तव्यं, सूक्ष्मजीवादनादपि ॥"

અર્થાત્ સૂર્યના ગમન ( અસ્ત ) પછી હૃદય–કમળ અને નાભિ–કમળ સંકોચાઇ જાય છે વાસ્તે તેમજ સૂક્ષ્મ જીવો [1]ખવાઇ જવાય તેમ હોવાથી રાત્રે ભોજન ન કરવું જોઇએ.

અંતમાં એટલું જ ઉમેરીશું કે પક્ષીઓ સાયંકાલે પોતાના માળા તરફ પાછાં ફરે છે અને કેટલાક પશુઓ પણ પોતાને સ્થાને આવી રાત્રિવાસ કરે છે અર્થાત કેટલાક પશુ પંખીઓ પણ પ્રાયઃ રાત્રે આહાર લેતા નથી. આથી શું એમ સૂચવાતું નથી કે મનુષ્ય જેવા બુદ્ધિશાળી પ્રાણીએ પણ રાત્રિભોજન ન કરવું જોઇએ ?

હવે આપણે [2]**વ્રતીનું લક્ષણ** વિચારીએ કે જેથી ૯૧૨ પૃષ્ઠમાં કરેલી પ્રતિજ્ઞાનું પાલન થાય.

## निःशल्ययुक्तत्वे सति प्राणातिपातादिविरतियुक्तत्वं व्रतिनो लक्षणम् । ( ४३९ )

અર્થાત્ શલ્યથી રહિતપણે હિંસાદિકની અવિરતિનો ત્યાગ કરનાર 'વ્રતી' કહેવાય છે. કહેવાની મતલબ એ છે કે અહિંસાદિ વ્રતો લેવા માત્રથી ખરા વ્રતી બનાતું નથી, પરંતુ તે માટે ઓછામાં ઓછી અને પહેલામાં પહેલી એક શરત પાળવાની છે તે એ છે કે શલ્યનો ત્યાગ કરવો જોઇએ. જેમ શરીરમાં કાંટો ભોંકાયો હોય કે અન્ય કોઇ તીક્ષ્ણ ચીજ ભોંકાઇ હોય તો જીવ બેચેન રહે છે એટલે કે એ શરીર અને મનને અસ્વસ્થ બનાવી કોઇ પણ કાર્યમાં એકતાન થવામાં ખલેલ પહોંચાડે છે તેમ શલ્યરૂપ માનસિક દોષ પણ ચિત્તને અસ્વસ્થ બનાવે છે; વાસ્તે જ્યાં સુધી એ શલ્ય દૂર ન કરાય ત્યાં સુધી અહિંસાદિ વ્રતના પાલનમાં પૂરેપૂરૂં મન ચોંટતું નથી. આ **શલ્યનું લક્ષણ** એ છે કે—

---

૧ આથી આરોગ્યમાં ખલેલ પહોંચે છે જેમકે કીડી ખવાઇ જતાં મતિ કુંઠિત થાય છે, માખી પેટમાં જતાં ઉલટી થાય છે, જુને લઇને જલોદર થાય છે ઇત્યાદિ. જુઓ **અર્થદીપિકાનું** ૧૧૬ મું પત્ર. ૨. સરખાવો ૭૮૫મા પૃષ્ઠગત ૩૩૫મું લક્ષણ.

क्लेशज्वरस्वरूपत्वे सति संयमस्वरूपभेदित्वं शल्यस्य लक्षणम्। (४४०)

અર્થાત જેનું સ્વરૂપ ક્લેશરૂપ જ્વર (તાવ)ને જન્મ આપનારૂં હોય અને જે સંયમનો નાશ કરનાર હોય તે 'શલ્ય' કહેવાય છે. આ શલ્યના (૧) માયા-શલ્ય, (૨) નિદાન-શલ્ય અને (૩) મિથ્યાદર્શન-શલ્ય એમ ત્રણ પ્રકારો છે. દંભ, ડોળ કે છેતરવાની વૃત્તિ તે 'માયા-શલ્ય' છે.[1] ભોગોની લાલસા એ 'નિદાન-શલ્ય' છે. આનું લક્ષણ દર્શાવતાં ગ્રન્થકાર કહે છે કે—

चक्रवर्तिकेशवादीनां सौभाग्यादिगुणसम्पदं विलोक्य भूरितपआचरितपरिखेदितमानसोऽध्यवस्यति 'ममापि अमुष्य तपसः प्रभावादेवंविधा भोगा भवन्तु' इति चिन्तनलक्षणनिदानकरणरूपत्वं, मौक्तिकसुखप्रतिबन्धपूर्वकसांसारिकसुखविषयकचिन्तनरूपत्वं वा निदानशल्यस्य लक्षणम्। (४४१)

અર્થાત ચક્રવર્તી, વાસુદેવ પ્રમુખની સૌભાગ્યાદિ ગુણસંપત્તિ જોઇને, બહુ તપશ્ચર્યા કરવાથી ખિન્ન મનવાળો થયેલો તપસ્વી એવો અધ્યવસાય કરે કે મારા આ તપનો જો કંઇ પણ પ્રભાવ હોય તો તેથી ભવાંતરમાં આવા ભોગો મને મળો તો તે અધ્યવસાયરૂપ ચિંતન 'નિદાન-શલ્ય' છે. અથવા મુક્તિના સુખને આડે આવનાર એવા સાંસારિક સુખ સંબંધી વિચાર (આકાંક્ષા) તે 'નિદાન-શલ્ય' છે.

વિષયાદિની વાસનાને વશ થઇ. ધર્મક્રિયાના ફળ તરીકે પૌદ્ગલિક પદાર્થની માગણી કરવી તે 'નિદાન' યાને 'નિયાણું' કહેવાય છે. આ નિદાન શુભ અનુષ્ઠાનને-વ્રતને કલંકિત કરે છે, વાસ્તે પૌદ્ગલિક સુખની ઇચ્છા અને આશારૂપ નિદાનનો જૈન દર્શનમાં નિષેધ છે. આ વાતને જયવીયરાય યાને પ્રાર્થના-સૂત્રની નિમ્ન-લિખિત ગાથા સમર્થિત કરે છે:—

"[2]वारिज्जइ जइवि नियाणबंधणं वीयराय! तुह समए।
तहवि मम हुज्ज सेवा भवे भवे तुम्ह चलणाणं ॥ २ ॥"

અર્થાત્ હે વીતરાગ! જોકે તારા સિદ્ધાન્તમાં-શાસનમાં નિયાણું બાંધવાનો મનાઇ હુકમ છે-નિદાનનો નિષેધ છે તોપણ હું તો નિયાણું બાંધું છું કે મને તારાં ચરણોની સેવા ભવે ભવ હોજો.

---

૧ આ પ્રસિદ્ધ હોવાથી એનું લક્ષણ ગ્રન્થકારે નિર્દેશ્યું નથી.

૨ છાયા—

वार्यते यद्यपि निदानबन्धनं वीतराग! तव समये।
तथापि मम भवतु सेवा भवे भवे तव चरणयोः ॥

અત્ર એ ધ્યાનમાં રાખવું જોઇએ કે જિનેશ્વરની ચરણ-સેવાની માગણીરૂપ નિયાણું, જિનશાસનમાં જેનો નિષેધ કર્યો છે તેવું નથી. એટલે આથી જિનાજ્ઞાનો ભંગ થતો નથી, બલ્કે તેનું પાલન થાય છે; કેમકે આ માગણી શાસ્ત્રસંમત છે અને તેનુ કારણ એ છે કે એમાં પૌદ્ગલિક વાંછનાનો અભાવ છે. કહેવાની મતલબ એ છે કે સ્થૂળ દૃષ્ટિએ યાને નિદાનના અર્થના યોગ્ય વિવેકથી વિહીન જનની અપેક્ષાએ આ નિયાણુ છે, બાકી સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારતાં-વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ વિચારનારની વિવક્ષાએ એ નિયાણું નથી જ.

**મિથ્યાદર્શન-શલ્યનું લક્ષણ—**

## तत्त्वार्थाश्रद्धानरूपत्वं मिथ्यादर्शनशल्यस्य लक्षणम् । ( ४४२ )

અર્થાત્ યથાર્થ પદાર્થને વિષે શ્રદ્ધાનો અભાવ તે 'મિથ્યાદર્શનરૂપ શલ્ય' છે. એટલે સત્ય ઉપર શ્રદ્ધા ન ચોટવી કે અસત્યનો ખોટો આગ્રહ રાખવો તે 'મિથ્યાત્વ-શલ્ય' છે.

આ ત્રણ માયાદિ વિષયક શલ્યો માનસિક દોષરૂપ છે. જેમ જીર્ણ જ્વર શરીરની પાયમાલી કરે છે તેમ આ શલ્યો પણ આત્માની ખુવારી કરે છે. એ શલ્યો અત્યુત્તમ અનુષ્ઠાનો અને વ્રતોની ધૂળધાણી કરી નાંખે છે, આત્માને વ્રતના યથાર્થ ફળથી વંચિત રાખે છે અને મન તથા શરીરને પ્રતિક્ષણ કોતરી ખાઇ આત્માને સ્વસ્થ રહેવા દેતા જ નથી કે જેથી તે વ્રતના પાલનમાં એકાગ્ર ચિત્તે પ્રવર્તી શકે. વાસ્તે વ્રતના અભિલાષીએ આ શલ્યોને આત્મભૂમિમાંથી ઉખેડી બહાર ફેંકી દેવા જોઇએ-તેનો બહિષ્કાર કરવો જોઇએ; તેમ કર્યા વિના આત્મ-ક્ષેત્ર નિષ્કંટક નહિ જ બને.

**વ્રતના બે ભેદો—**

વ્રત લેવા ઇચ્છનારી વ્યક્તિમા ભેદ છે, કેમકે પ્રત્યેકમાં એકસરખી યોગ્યતા હોતી નથી. કોઇ વધારે વ્રતો અંગીકાર કરી શકે તો કોઇક ઓછા, કોઇ ઘરબારનો ત્યાગ કરી સંન્યાસ ગ્રહણ કરી શકે તો કોઇ ગૃહસ્થજીવનના ધર્મ અનુસાર વ્યતીત કરી શકે. આ પ્રમાણે વ્રતીઓની યોગ્યતાના તારતમ્યને અનુલક્ષીને તેના અગારી અને અનગાર એવા બે ભેદો જૈન દર્શનમા દર્શાવવામાં આવ્યા છે.[1] તેમા અગારનો અર્થ 'ઘર' થાય છે. ઉપલક્ષણથી એનો અર્થ 'આરંભ' કરી શકાય છે. આ ઉપરથી જેનો ઘર સાથે સંબંધ હોય અથવા જેની પ્રવૃત્તિઓ આરંભમય હોય તે 'અગારી' છે. જેનો ઘર કે આરંભ સાથે સંબંધ ન હોય તે 'અનગાર' છે. અનગાર એટલે ત્યાગી સાધુ, સાચા સંન્યાસી.

જોકે અગારી અને અનગાર એ બે શબ્દનો સીધો અર્થ ઘરમા રહેવું કે ન રહેવું એટલો જ છે, પરંતુ એથી એ સમજવાનું છે કે પરિગ્રહનું સેવન એ અગારીનું લક્ષણ છે, જ્યારે એનો ત્યાગ એ અનગારનું લક્ષણ છે. આથી એમ કહી શકાય કે અરણ્યમા વસતો યોગી જો વિષય-

૧ સરખાવો તત્ત્વાર્થ ( અ. ૭ )નુ નિમ્નલિખિત સૂત્ર—

"अगार्यनगारश्च । १४ ।"

તૃષ્ણાના વમળમાં તણાતો હોય તો ભલે બાહ્ય દૃષ્ટિએ તે ‘ અનગાર ’ ગણાય, પરંતુ આંતરિક દૃષ્ટિએ તો તેને ‘ મુખમે રામ, બગલમે છુરી, ભગત ભયે પણ દાનત બુરી ’ એ કોટિમાં મૂકી શકાય. એવી રીતે સંસારના ચોકની વચ્ચે રહેવા છતાં જો નિઃસ્પૃહતા કેળવાયેલી હોય તો તે વ્યક્તિ બાહ્ય દૃષ્ટિએ ભોગી ગણાય, પરંતુ આંતરિક દૃષ્ટિએ તો તે અનગાર જ છે. દાખલા તરીકે વિચારો માતાપિતાના સ્વર્ગગમનથી માંડીને તે નિષ્ક્રમણ સુધીનો શ્રીમહાવીરસ્વામીનો ગૃહવાસ.

અત્ર એ જરૂર ઉમેરીશું કે સાધુતાની પ્રાપ્તિ માટે ગૃહત્યાગ એ રાજમાર્ગ છે. તીર્થંકરો, બુદ્ધો અને જગતના બીજા પણ મહાનુભાવોએ આ માર્ગે જ પ્રયાણ કર્યું છે. મહર્ષિ બુદ્ધે પુત્રવત્સલ **શુદ્ધોદન** પિતાનો, પોતાની પ્રાણપ્રિય પત્ની **યશોધરા**નો, વહાલા પુત્ર **રોહિત**નો અને સુંદર રાજમહેલનો ત્યાગ કર્યો હતો એ વાત સુપ્રસિદ્ધ છે. વિશેષમાં ઘરનો મોહ છોડયા વિના પૌદ્‌ગલિક સ્વરાજ્ય મળવું મુશ્કેલ છે તો સાચી સાધુતારૂપ આત્મિક સ્વરાજ્ય ઘરનો મોહ રાખે મળે ખરૂં ?

**અગારીનું લક્ષણ—**

**सम्यग्दर्शनसम्पन्नत्वे सति अणुव्रतगुणव्रतशिक्षाव्रतानां मध्येऽन्यतमेन केनचित् सर्वेण वा युक्तत्वं, सम्यग्दर्शनसम्पन्नत्वे सति स्थूलप्राणातिपातविरतिरूपत्वं, प्रतिपन्नसम्यक्त्वाणुव्रतत्वे सति यतिभ्यः सकाशात् साधुश्रावकाणां सामाचारीश्रवणशीलत्वं वाऽगारिणो लक्षणम् । ( ४४२ )**

અર્થાત્ જેણે સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યું હોય અને જે પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ શ્રાવકનાં બાર વ્રતો પૈકી ગમે તે એકથી, બેથી, ત્રણથી કે છેક બધાંથી યુક્ત હોય તે ‘ અગારી ’ કહેવાય છે. અથવા જેની પાસે સમ્યગ્દર્શનરૂપ સંપત્તિ હોય અને જે સ્થૂળ હિંસા (વગેરે)થી મુક્ત હોય તે ‘ અગારી ’ છે. અથવા જે સમ્યક્ત્વધારી હોય, અણુવ્રતો પાળતો હોય અને વળી મુનિઓ પાસેથી સાધુ અને શ્રાવકના આચારો કયા કયા છે તેનું શ્રવણ કરતો હોય તે ‘ અગારી ’ છે.

અગારીનો સામાન્ય અર્થ ‘ ગૃહસ્થ ’ થાય છે, પરંતુ અત્ર તેનો વિશેષ અર્થ સમજવાનો છે. એટલે કે અત્ર અગારી વ્રતીનો નિર્દેશ છે અર્થાત્ અગારીથી સંન્યાસ ન ગ્રહણ કરેલ કોઇ પણ વ્યક્તિ ન સમજતા જેણે ભવ–નિર્વેદ, માર્ગાનુસારિતા અને સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા ઉપરાંત અહિંસાદિ વ્રતો પૈકી એકાદેકનું પણ ગ્રહણ કર્યું હોય તેનો અત્ર નિર્દેશ છે. આ વ્યક્તિ પુરુષ જ હોવી જોઇએ એમ પણ નથી; કેમકે અત્ર ‘ અગારી ’ શબ્દ પાંચમા ગુણસ્થાને વર્તતી કોઇ પણ વ્યક્તિને લાગુ પડે છે.

મહાવ્રતોના સ્વીકારમાં સંપૂર્ણતા રહેલી છે. સંપૂર્ણતામાં વિવિધતાનો અભાવ છે, એથી એમાં તરતમતા માટે સ્થાન નથી; પરંતુ જ્યારે વ્રતો અલ્પાંશે પણ સ્વીકારવાનાં હોય છે ત્યારે અલ્પતાની વિવિધતાને લઇને એ માટેની પ્રતિજ્ઞા પણ અનેક પ્રકારની સંભવે છે. આ વાતને ખ્યાલમાં રાખીને ગ્રન્થકારે જુદાં જુદાં લક્ષણોનો નિર્દેશ કર્યો છે. અત્ર એ વાત ખાસ ધ્યાન ખેંચે તેવી છે કે શ્રાવકનાં બાર વ્રતો પૈકી ગમે તે એક વ્રતનો ધારક પછી તે વ્રત અણુવ્રત હો, ગુણવ્રત હો કે શિક્ષાવ્રત હો તોપણ તે વ્રતી અગારી છે જ. આ હકીકતને **तत्त्वार्थ**- ( અ. ૭ )નું નિમ્ન લિખિત—

**“ अणुव्रतोऽगारी ”**

—પંદરમું સૂત્ર સમર્થન કરતું હોય એમ જણાય છે; કેમકે જે અણુવ્રતધારી હોય તે ‘ અગારી વ્રતી ’ કહેવાય છે એમ અત્ર સૂચવાયું છે, નહિ કે જે અણુવ્રતધારી હોય તે જ ‘ અગારી ’ કહેવાય છે.

**અનગારનું લક્ષણ—**

**दीक्षादिवसादारभ्य तपश्चरणशीलत्वे सति सकलसावद्ययोग-विरतियुक्तत्वे च सति गुरूपदेशस्वाध्यायादिकं यथाशक्तिकरणशील-त्वमनगारस्य लक्षणम् । ( ४४४ )**

અર્થાત્ દીક્ષા ગ્રહણના દિવસથી જે તપશ્ચર્યા કરે અને ગુરુના ઉપદેશ અનુસાર સ્વાધ્યાય વગેરે કાર્યો કરવામાં યથાશક્તિ તત્પર રહે તે ‘ અનગાર ’ કહેવાય છે.

આ ઉપરથી સમજાય છે કે અણુવ્રતધારી ‘ અગારી ’ જ છે, જ્યારે મહાવ્રતધારી ‘ અનગાર ’ છે.

**અણુવ્રત સંબંધી વિચાર—**

આપણે અનગારનાં અહિંસાદિ પાંચ મહાવ્રતો અને એ પ્રત્યેકની પાંચ પાંચ ભાવનાઓ વિચારી ગયાં.[1] અગારીના બધાં મળીને બાર વ્રતો છે.[2] તેમાં દેશવિરતિના પાંચ પ્રકારો તે પાંચ અણુવ્રતો હોવાથી તેનું સ્વરૂપ પણ આપણે ત્યાં જોઇ લીધું. હવે ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતોનાં લક્ષણાદિનો પ્રસ્તાવ કરવો બાકી રહે છે એ દિશામાં પ્રયાણ કરીએ તે પૂર્વે અણુવ્રતને ઉદ્દેશીને બે ત્રણ બાબતો નોંધી લઇએ. આપણે આ પૃષ્ઠમાં જોઇ ગયા તેમ મહાવ્રતોમાં જ તારતમ્યનો અભાવ છે, નહિ કે બાકીનાં વ્રતોમાં. આથી અલ્પતાની વિવિધતાને લીધે અણુવ્રતોમાં પણ તરત-મતા સંભવે છે, છતાં એક અણુવ્રતની વિવિધતામાં ન ઉતરતાં સામાન્ય રીતે ગૃહસ્થના

---

૧ જુઓ પૃ. ૮૮૨-૮૯૭.  ૨ જુઓ પૃ. ૯૨૨.

અહિંસાદિ વ્રતોને અણુવ્રત તરીકે વર્ણવવામાં આવે છે. આ અણુવ્રતો ત્યાગના પ્રાથમિક પાયારૂપ હોવાથી એનો ' મૂલ ગુણુ ' કે ' મૂલ વ્રત ' તરીકે પણ નિર્દેશ કરાય છે. આ મૂળ વ્રતોની રક્ષા, પુષ્ટિ કે શુદ્ધિ માટે ગૃહસ્થ બીજાં કેટલાંક વ્રતો સ્વીકારે છે કે જેને ' ઉત્તર ગુણુ ' કે ' ઉત્તર વ્રત ' કહેવામા આવે છે. આવાં ઉત્તર વ્રતો ટુંકમાં સાત છે. તેમાંનાં ત્રણને ' ગુણવ્રત ' અને બાકીનાં ચારને ' શિક્ષાવ્રત ' એવી સંજ્ઞા આપવામા આવે છે.

આ ગ્રંથકારે વિરતિના દેશવિરતિ અને સર્વવિરતિ એવા બે ભેદો પાડી દેશવિરતિના જે પાચ પ્રકારો બતાવ્યા છે તે સર્વ અણુવ્રત છે તો ગુણવ્રત અને શિક્ષાવ્રતનો સમાવેશ કેવી રીતે દેશવિરતિમાં થાય છે એવો પ્રશ્ન ઊઠે છે. **તત્ત્વાર્થ** ( અ. ૭, સૂ ૨ )મા પણ અલ્પ અંશે વિરતિ તે અણુવ્રત અને સર્વાંશે વિરતિ તે મહાવ્રત એમ વ્રતના બે જ ભેદો પાડેલા છે. તો પછી ગુણવ્રતાદિ માટે અવકાશ જ ક્યાં રહ્યો ? આનો ઉત્તર મને એમ સ્ફુરે છે કે અણુવ્રત તરીકે જે રૂઢ શબ્દ છે તે આ સૂત્રમાં અપેક્ષિત નથી, પરંતુ મહાવ્રતો સિવાયના સર્વ વ્રતો વિરતિની દૃષ્ટિએ ઉતરતા હોવાથી-તેમાં વિરતિનો અંશ ઓછો હોવાથી-મહાવ્રતોની અપેક્ષાએ નાનાં હોવાથી અણુવ્રત તરીકે અત્ર નિર્દેશાયાં છે; એટલે ગુણવ્રતો અને શિક્ષાવ્રતો પણ આ અપેક્ષાએ અણુવ્રતો જ છે અથવા સ્થૂલ અહિંસાદિ અણુવ્રતો એ મૂળ વ્રતો છે, જ્યારે દિગ્વ્રતાદિ ગુણવ્રતો તેમજ શિક્ષાવ્રતો ઉત્તર વ્રતો છે; એથી કરીને જેમ વૃક્ષના ગ્રહણથી તેની શાખા વગેરેનું ગ્રહણ આવી જ જાય છે તેમ અણુવ્રતોના સ્પષ્ટ ઉલ્લેખથી બાકીનાં ગુણવ્રતાદિનો નિર્દેશ ઉપલક્ષણથી સમજી લેવાનો છે.[1]

કેટલેક સ્થળે અણુવ્રતને બદલે ' અનુવ્રત'નો નિર્દેશ છે. આ નામ પણ સાર્થક છે, કેમકે સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછી જે વ્રતો ગ્રહણ કરાય તેને ' અનુવ્રત ' કહેવામાં જરા પણ વાંધો નથી.

મૂળ ગુણોને વિશેષ ગુણ કરવાવાળાં અને એથી કરીને તો ગુણવ્રતના નામથી ઓળખાતાં એવા ત્રણ વ્રતોનો ઉલ્લેખ હવે કરવામાં આવે છે. તેમાં પ્રથમ **દિગ્વ્રતનું લક્ષણ** વિચારીશું.

## तिर्यगूर्ध्वाधआदिदशानां दिशां यथाशक्तिगमनविषयकपरिमाणाभिग्रहरूपत्वं दिग्व्रतस्य लक्षणम् । ( ४४५ )

અર્થાત્ તિર્છી, ઊંચી, નીચી ઇત્યાદિ દશ દિશાઓમાં જવા સંબંધી પરિમાણનો શક્તિ મુજબ અભિગ્રહ ધારણ કરવો તે ' દિગ્વ્રત ' છે. કહેવાનું તાત્પર્ય એ છે કે ત્યાગની રુચિ અનુસાર પૂર્વ, પશ્ચિમ વગેરે બધી દિશાઓમાં અમુક અમુક ગાઉ સુધી જ ગમન-આગમનરૂપ પરિમાણ નક્કી કરી એની બહાર ગમનાગમન કરવાનો વિચાર માંડી વાળવો કે જેથી કરીને એ બહારનાં ક્ષેત્રો આશ્રીને અધર્મ થતો અટકે તે ' દિગ્વ્રત ' કહેવાય છે. લોભની વૃત્તિને વધતી જતી અટકાવવા માટે આ વ્રતની યોજના કરવામાં આવી હોય એમ સમજાય છે.

---

1 એ યાદ રાખવું કે એક સ્થૂલ અહિંસા જ મૂળ અણુવ્રત છે. બાકીનાં ચારે અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો તેના પોષક હોવાથી મૂળ અણુવ્રતમાં આ તમામનો સમાવેશ થઇ જાય છે.

**ભોગોપભોગપરિમાણ વ્રતનું લક્ષણ—**

**अशनादिचतुर्विधाहारगन्धमाल्यादिप्रावरणादिशयनासनगृहयान-वाहनादीनां बहुसावद्यानां परित्यागपूर्वकमल्पसावद्यानामपि परिमाण-करणरूपत्वं, भोगोपभोगयोर्वस्तूनां यथाशक्तिसङ्ख्याविषयकनियम-करणरूपत्वं वा भोगोपभोगपरिमाणव्रतस्य लक्षणम् । ( ४४६ )**

અર્થાત્ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ એ ચાર પ્રકારનો [1]આહાર, સુગંધ, પુષ્પની માળા વગેરે, વસ્ત્રાદિ, શયન, આસન, ગૃહ, ગાડી, ઘોડાદિ વાહન ઇત્યાદિ જે વધારે પાપકારી વસ્તુઓ હોય તેનો ત્યાગ કરવા ઉપરાંત થોડા પાપવાળી વસ્તુઓનું પણ પરિમાણ બાંધવું તે 'ભોગોપભોગપરિમાણ વ્રત' છે. અથવા ભોગ અને ઉપભોગ યોગ્ય વસ્તુઓમાથી શક્તિ મુજબ અમુક જ ઉપયોગમા લેવાનો નિયમ લેવો તે આ વ્રત છે. આ ઉપરથી સાર એ નીકળે છે કે જેમા બહુ જ અધર્મનો સભવ હોય તેવા ખાનપાન, કપડાલત્તાં, વાસણકુસણ, રાચરચીલાં વગેરેનો ત્યાગ કરી ઓછા અધર્મવાળી વસ્તુઓની પણ ભોગ માટે હદ નક્કી કરવી તે આ વ્રતનો નિષ્કર્ષ છે.

**ચાર પ્રકારનો આહાર—**

જૈન દર્શનમાં ( ૧ ) અશન, ( ૨ ) પાન, ( ૩ ) ખાદિમ અને ( ૪ ) સ્વાદિમ એમ આહારના ચાર પ્રકારો સૂચવાય છે. તેમાં ભાત, મંડક ( માંડાં ) વગેરે 'અશન' કહેવાય છે. દ્રાક્ષાપાન વગેરે 'પાન' કહેવાય છે. ફળ વગેરે 'ખાદિમ' યાને 'ખાદ્ય' કહેવાય છે. તાંબુલ, સોપારી વગેરે 'સ્વાદિમ' યાને 'સ્વાદ્ય' કહેવાય છે.

**અશનાદિની રૂપસિદ્ધિ આવશ્યકસૂત્ર**ની વૃત્તિના ૮૪૯—૮૫૦ મા પત્રમા નીચે મુજબ સૂચવાઇ છે:—

**' अश् भोजने ' इत्यस्य ल्युडन्तस्य अश्यत इत्यशनम् , ' पा पाने ' इत्यस्य पीयत इति पानम् , ' खाद भक्षणे ' इत्यस्य च बह्वच्यादिमनप्रत्ययान्तस्य खाद्यत इति खादिमम् , ' स्वद स्वर्द आस्वादने ' इत्यस्य च स्वाद्यत इति स्वादिमं, अथवा खाद्यं स्वाद्यं वा ।**

**અશનાદિ સંબંધી શબ્દ-નિરૂપણ—**

**" आशु-शीघ्रं क्षुधां-बुभुक्षां शमयतीत्यशनम् , प्राणानाम् इन्द्रियादि-**

---

૧ આથી માસ, કંદમૂળ વગેરે અભક્ષ્ય ચીજો નહિ ખાવાનુ તેમ જ મદિરા વગેરે અપેય વસ્તુઓ નહિ પીવાનું આ વ્રતમાં આવી જાય છે. વળી જેમાં અનેક જીવોનો સંહાર કરવો પડે તેવા પાપમય ધધાઓનો ત્યાગ કરવો એ પણ આ વ્રતનો ફલિતાર્થ છે

लक्षणानां उपग्रहे-उपकारे यद् वर्तन इति पानम् , खमिति आकाशं तच्च मुखविवरमेव तस्मिन् मातीति खादिमम् , स्वादयति गुणान्-रसादीन् संयमगुणान् वा यतस्ततः स्वादिमम् ।"

અર્થાત્ જે જલદી ભૂખ શાંત કરે તે 'અશન'; જે ઇન્દ્રિયાદિ પ્રાણના ઉપર ઉપકાર કરે તે 'પાન', જે મુખના વિવરરૂપ આકાશને વિષે માય તે 'ખાદિમ'; અને જે રસાદિ કે સંયમના ગુણોનો આસ્વાદ કરે તે 'સ્વાદિમ'. નિરુક્ત વિચિત્ર છે એ કયા તજજ્ઞથી અજાણ્યું છે ? એટલે એની પ્રતીતિ અર્થે "भ्रमति च रौति च भ्रमरः" એ એક જ ઉદાહરણ રજુ કરવું બસ થશે.

અનર્થદંડનું લક્ષણ—

**धर्मार्थकाममोक्षलक्षणपुरुषार्थासाधकत्वमनर्थदण्डस्य लक्षणम् । ( ૪૪૭ )**

અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ પૈકી એક પણ પુરુષાર્થની સાધનામા જે ઉપયોગી થઇ પડે તેમ ન હોય તેવી પ્રવૃત્તિ તે 'અનર્થ-દંડ' છે. અન્ય શબ્દોમા કહીએ તો જેથી આત્મા નિરર્થક દંડાય તે 'અનર્થ-દંડ' છે.

અનર્થદંડવિરતિનું લક્ષણ—

**असत्युपकारे पापादाननिमित्तनिवृत्तिरूपत्वमनर्थदण्डविरतेर्लक्षणम् । ( ૪૪૮ )**

અર્થાત્ જે કાર્ય કરવાથી સ્વ અને પર એ બેમાથી એકેના ઉપર ઉપકાર ન થતો હોય અને વળી જેનાથી પાપ બંધાતું હોય તેવા કાર્યથી અલગ રહેવું તે 'અનર્થદંડવિરતિ'રૂપ વ્રત છે.

આ પ્રમાણે આપણે ત્રણે ગુણવ્રતોનું સ્વરૂપ વિચાર્યું. હવે શિષ્યને વિદ્યાગ્રહણની પેઠે વારંવાર સેવન કરવા લાયક હોવાથી 'શિક્ષાવ્રત' તરીકે ઓળખાતાં ચાર વ્રતોનું સ્વરૂપ આલેખીશું. તેમા પ્રથમ શિક્ષાવ્રત તરીકે સામાયિકનો નિર્દેશ કરાય છે. આના [1]લક્ષણ ઉપરથી જોઇ શકાશે કે આ અમુક વખત સુધીનું જ વ્રત છે; બીજાં ત્રણ શિક્ષાવ્રતો પણ ઇત્વરકાલિક છે. અણુવ્રતો અને ગુણવ્રતો તો એવા નથી. એ તો મોટે ભાગે યાવત્કથિક છે અર્થાત્ એ તો જીંદગી પર્યંતના વ્રતો છે.[2]

---

૧ જુઓ પૃ. ૬૨૭

૨ શ્રાદ્ધપ્રતિક્રમણની અર્થદીપિકા નામની સ્વોપજ્ઞ વૃત્તિના ૩૭ મા પત્રમાં કહ્યું પણ છે કે—

"तत्राणुव्रतानि गुणव्रतानि च प्रायो यावत्कथितानि, शिक्षाव्रतानि पुनरित्वरिकाणि ।"

[1]સામાયિકનું લક્ષણ—

कालविशेषं नियम्य सर्वसावद्ययोगविरतिरूपत्वं सामायिकस्य लक्षणम् । ( ४४९ )

અર્થાત્ અમુક કાળ સુધી એટલે કે બે ઘડી યાને ૪૮ મિનિટ પર્યંત સર્વ પાપમય પ્રવૃત્તિઓથી નિવૃત્તિ મેળવવી ( અને ધર્મપ્રવૃત્તિઓમાં સ્થિર થવાનો અભ્યાસ કરવો ) તે ' સામાયિક વ્રત ' છે.

[2]દેશાવકાશિક વ્રતનું લક્ષણ—

पूर्वगृहीतभोगोपभोगयोर्दिग्व्रतविषयकस्य च सङ्क्षेपकरणरूपत्वं, सर्वव्रतविषयकसङ्क्षेपकरणरूपत्वं वा देशावकाशिकस्य लक्षणम् । ( ४५० )

અર્થાત પૂર્વે ગ્રહણ કરેલ ભોગોપભોગપરિમાણરૂપ વ્રતમા તેમજ દિગ્વ્રતમા જેટલી છૂટ રાખી હોય તેમા પણ ઘટાડો કરવો તે ' દેશાવકાશિક વ્રત ' કહેવાય છે. અથવા સર્વ વ્રતોના વિષયોની સંખ્યા ઓછી કરવી તે આ વ્રત છે.

[3]પૌષધ વ્રતનું લક્ષણ—

अष्टम्यादितिथिं प्रतिज्ञाय चतुर्विधाहारादिस्नानानुलेपनगन्धमाल्यालङ्कारादिसावद्यमूलकव्यापाराब्रह्मचर्याद्यन्यतमानां सर्वेषां वा सर्वथा निषेधे सति धर्मजागरिकापरत्वं पौषधस्य लक्षणम् । ( ४५१ )

અર્થાત્ આઠમ, ચૌદસ, પૂનમ, અમાસ કે બીજી કોઇ તિથિને લક્ષ્યીને ચાર પ્રકારના આહારાદિ,

---

૧ આના વિવિધ અર્થો માટે જુઓ **સ્થાનાંગ** સટીક ( દ્વિ વિ. )નુ ૩૨૩ મુ પત્ર

૨ આનુ બીજુ નામ ' દેશવિરતિ ' છે એમ **તત્ત્વાર્થ** ( અ. ૭ )ના નિમ્નલિખિત સૂત્ર ઉપરથી જણાય છે —

" दिग्देशानर्थदण्डविरतिसामायिकपौषधोपवासोपभोगपरिभोगपरिमाणातिथिसंविभागव्रतसम्पन्नश्च । १६ । "

વિશેષમા આ સૂત્ર ઉપરથી જોવાય છે તેમ ભોગોપભોગપરિમાણને બદલે અત્ર ઉપભોગ-પરિભોગપરિમાણનો અને પૌષધને બદલે પૌષધોપવાસનો નિર્દેશ છે

૩ **સર્વાર્થસિદ્ધિ** (અ. ૭, સૂ. ૨૧) વગેરે દિગબર ગ્રથોમા આને બદલે પ્રોષધનો ઉલ્લેખ છે.

સ્નાન, અનુલેપ, સુગંધ, માલા, ઘરેણા ઇત્યાદિ પાપમૂલક વ્યાપારનો અને અબ્રહ્મચર્યાદિ દોષો પૈકી કોઇકનો અથવા સર્વેનો સર્વાંશે નિષેધ કરવાની પ્રતિજ્ઞા લઇને ધર્મજાગરણમાં તત્પર રહેવું તે 'પૌષધ-વ્રત' છે.

**અતિથિસંવિભાગનું લક્ષણ—**

**न्यायागतकल्पनीयान्नपानादिद्रव्याणां देशकालश्रद्धासत्कारपूर्वकं परया भक्त्या संयतेभ्यः प्रदानमतिथिसंविभागस्य लक्षणम् । ( ४५२ )**

અર્થાત્ ન્યાયથી પ્રાપ્ત કરેલ અને કલ્પનીય એવા ખાદ્ય, પેય વગેરે પદાર્થો દેશ, સમય, શ્રદ્ધા અને બહુમાન પૂર્વક પરમ ભક્તિથી સંયમીઓને આપવા તે 'અતિથિસંવિભાગ-વ્રત' છે.

**વ્રત અને શીલનો ભેદ—**

આ પ્રમાણે આપણે બાર વ્રતોનું સ્થૂળ અવલોકન કર્યું. જે નિયમ શ્રદ્ધા અને સમજપૂર્વક સ્વીકારવામા આવે તે 'વ્રત' કહેવાય છે એવો વ્રતનો પ્રચલિત અર્થ કરતાં તો બારે વ્રતોનો 'વ્રત' શબ્દથી વ્યવહાર કરવામા વાધો નથી. બાકી **તત્ત્વાર્થ** ( અ. ૭, [1]સૂ ૧૯ ) તરફ નજર કરતા ત્યા આ શબ્દ મૂળ વ્રતોને માટે જ યોજાયો છે, એટલે ચારિત્ર-ધર્મના પાચ સ્તંભરૂપ અહિંસાદિ મૂળ નિયમો 'વ્રત' છે. જ્યારે બાકીના દિગ્વિરતિ વગેરે નિયમો એની પુષ્ટિરૂપ હોવાથી તેને 'શીલ' સંજ્ઞા આપવામા આવી છે કેટલાક આગમોમા પણ 'શીલ' શબ્દ યોજાયેલો છે એમ સ્ફુરે છે.

**શ્રાવકનાં વ્રતોના ભંગો—**

શ્રાવકના વ્રતોના એકંદર ૧૩, ૮૪, ૧૨, ૮૭, ૨૦૨ ભંગ (પ્રકારો) થાય છે. આનું વર્ણન **પ્રવચનસારોદ્ધાર**ના ૨૩૬ મા દ્વારમા, **શ્રીમાનવિજયગણિકૃત** [2]**ધર્મસંગ્રહ**માં અણુવ્રતાદિના અધિકારમા તેમજ [3]**શ્રાવકવ્રતભંગપ્રકરણ**મા નજરે પડે છે. એ વિષય રસિક તેમજ બોધપ્રદ છે, પરંતુ ગ્રન્થગૌરવના ભયથી હાલ તુરત તો એ પડતો મૂકવામા આવે છે.

**બાર વ્રતોનો ક્રમ વગેરે—**

**સર્વાર્થસિદ્ધિ** ( પૃ ૨૦૮ ), **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૭૦ ) વગેરે દિગંબર ગ્રંથોમાં

---

૧ " व्रतशीलेषु पञ्च पञ्च यथाक्रमम । "

૨ 'શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રચારક વર્ગ' ( પાલીતાણા ) તરફથી વિ. સ. ૧૯૦૫ મા આ ગ્રંથ ભાષાંતર સહિત પ્રકાશિત થયો હતો એના પૃ ૨૨૧-૨૩૯ આ વિષય ઉપર સુન્દર પ્રકાશ પાડે છે.

૩ શ્રીઆત્માનંદ સભા તરફથી ૧૪ મા રત્ન તરીકે આ લઘુ પુસ્તક વિ. સં. ૧૯૬૯ મા બહાર પાડવામા આવેલ છે.

સૂચવ્યા મુજબ કેટલાક દિગંબર આચાર્યો [1]રાત્રિભોજનવિરતિને છઠ્ઠા અણુવ્રત તરીકે ઓળખાવે છે એ વાત બાજુ ઉપર રાખીએ તો સામાન્ય રીતે એમ કહી શકાય કે શ્રમણ ભગવાન્ **મહાવીરની** આખી પરંપરામાં અણુવ્રતો ( મૂલગુણો )ની પાંચની સંખ્યા, તેનાં નામ અને તેના ક્રમમાં જરા એ ફેરફાર જણાતો નથી, પરંતુ ઉત્તર ગુણોના સંબંધમાં આથી જુદી હકીકત જોવાય છે. આ ઉત્તર ગુણો તરીકે ગણાતાં શ્રાવકનાં વ્રતોમાં અનેક જૂની અને નવી પરંપરાઓ છે. શ્વેતાંબર સંપ્રદાયમાં એવી બે પરંપરાઓ છેઃ—(૧) આગમાદિ ગ્રંથોની અને (૨) **તત્ત્વાર્થસૂત્રની.** પ્રસ્તુત ગ્રંથકારે વ્રતોનો જે ક્રમ રાખ્યો છે તે પ્રથમ પરંપરાને અનુસરે છે. બીજી પરંપરામાં તો દિગ્વિરતિ પછી ઉપભોગપરિભોગપરિમાણુવ્રત ન ગણાવતાં દેશવિરતિ વ્રતનો નિર્દેશ છે, જ્યારે પહેલીમાં આ દેશવિરતિ વ્રત સામાયિક પછી ગણાવાયું છે. આ પ્રમાણે બે પરંપરામાં ક્રમભેદ હોવા છતાં જે ત્રણ વ્રતો ગુણવ્રત તરીકે અને જે ચાર વ્રત શિક્ષાવ્રત તરીકે મનાય છે તેમાં કશો જ મતભેદ જણાતો નથી.

દિગંબર સંપ્રદાય પ્રમાણે ઉત્તર ગુણોની બાબતમાં **કુંદકુંદ, ઉમાસ્વામિ, સમંતભદ્ર, કાર્તિકેય, જિનસેન** અને **વસુનન્દી** એમ છ આચાર્યોની છ ભિન્ન ભિન્ન માન્યતાઓ છે. આમાં કોઇક સ્થળે નામનો, કોઇક ઠેકાણે ક્રમનો, કોઇક જગ્યાએ સંખ્યાનો અને કોઇક સ્થળે અર્થવિકાસનો ભેદ દૃષ્ટિગોચર થાય છે.[2]

## સંલેખનાનો પ્રસ્તાવ—

પ્રસંગવશાત્ સમ્યક્ત્વ, અણુવ્રત ઇત્યાદિથી સંપન્ન શ્રાવકે બીજું શું કરવું જોઇએ તેનો નિર્દેશ કરતા ગ્રન્થકાર કથે છે કે કાળ, સંહનન, દુર્બળતા ઇત્યાદિ દોષોને લીધે આવશ્યક યાને અવશ્ય કરવા લાયક ધાર્મિક અનુષ્ઠાન કરી શકાતું નથી એમ જાણીને [3]અવમૌદર્ય, ઉપવાસ, છટ્ઠ, અટ્ઠમ ઇત્યાદિ તપશ્ચર્યા દ્વારા આત્માની સંલેખના કરી સંયમ પાળીને જે મહાવ્રતધારી ચાર પ્રકારના આહારના ત્યાગનો નિયમ લઇ જીવન પર્યંત અનુપ્રેક્ષારૂપ ભાવના ભાવતાં સ્મૃતિ અને સમાધિથી યુક્ત હોઇ મારણાંતિક સંલેખનાને સેવે છે તે ઉત્તમ અર્થ આરાધે છે. આ કથન સમજાય તે માટે **મારણાંતિક સંલેખના**ના સ્વરૂપનું પ્રતિપાદન કરવામા આવે છે. મરણ બે પ્રકારનું છેઃ-(૧) આવીચિમરણ અને (૨) સમગ્ર આયુષ્ય–કર્મના ક્ષયરૂપ મરણ. આયુષ્ય–કર્મમાં ઘટાડો તે 'મરણ' છે. પ્રતિસમય આયુષ્ય ઘટતું જ જાય છે એટલે એ પ્રકારનું મરણ તે 'આવીચિ–મરણ' છે. આ 'નિત્ય મરણ' પણ કહેવાય છે. પ્રસ્તુતમાં આ મરણ અપેક્ષિત

---

૧ **સર્વાર્થસિદ્ધિ** ( પૃ ૨૦૦ ) પ્રમાણે રાત્રિભોજનવિરતિની વ્રત તરીકે પૃથક્ ગણત્રી કરવાની જરૂર નથી, કેમકે અહિંસાની 'આલોકિતપાનભોજન' નામની પાંચમી ભાવનામા એનો અંતર્ભાવ થાય છે.

૨ આની વિશેષ માહિતી માટે જુઓ શ્રીયુત **જુગલકિશોર મુખ્તાર**કૃત **જૈનાચાર્યોંકા શાસનભેદ** નામનુ પુસ્તક ( પૃ. ૨૧ )

૩ પોતાને ભૂખ હોય તેના કરતા ઓછો આહાર લેવો તે

નથી, કેમકે તેનું અહીં કશું પ્રયોજન નથી. અત્ર તો સર્વ આયુષ્ય-કર્મના ક્ષયરૂપ મરણનો પ્રસંગ છે. જેથી જેનો અંત મરણ છે, તે ‘ મરણાંત ’ છે. એ જેનું પ્રયોજન છે તે ‘ મારણાંતિક ’ કહેવાય છે. શરીર, કષાય વગેરે જે દ્વારા પાતળા કરી શકાય તે ‘ [1]સંલેખના ’ કહેવાય છે.

મારણાંતિક સંલેખનાનું લક્ષણ એ છે કે—

**तद्भवमरणप्रयोजनत्वे सति सम्यक्तया शरीरकषायादीनां तनूकरणरूपत्वं मारणान्तिकीसंलेखनाया लक्षणम् । ( ४५३ )**

અર્થાત્ તે જ ભવમાં મરણ થાય એવા નિમિત્તને લઇને યથાર્થ રીતે શરીર, કષાય વગેરેને પાતળાં કરવાં તે ‘ મારણાંતિક સંલેખના ’ છે. આના દ્રવ્ય-સંલેખના અને ભાવ-સંલેખના એમ બે ભેદો છે. તેમાં દ્રવ્ય-સંલેખનાનું લક્ષણ નીચે મુજબ છેઃ—

**सर्वविषयोन्मादमूलहेतुसर्वधातूनामाहारादित्यागपूर्वकशोषणरूपत्वं द्रव्यसंलेखनाया लक्षणम् । ( ४५४ )**

અર્થાત્ આહારાદિનો ત્યાગ કરીને સમસ્ત વિષયોના ઉન્માદના મૂળ હેતુરૂપ સમગ્ર ધાતુઓને શોષી નાંખવી તે ‘ દ્રવ્ય-સંલેખના ’ છે.

ભાવ-સંલેખનાનું લક્ષણ—

**रागद्वेषकषायलक्षणमोहादीनां निवारणरूपत्वं भावसंलेखनाया लक्षणम् । ( ४५५ )**

અર્થાત્ રાગ, દ્વેષ અને કષાયરૂપ મોહ વગેરેનું નિવારણ કરવું તે ‘ ભાવ-સંલેખના ’ છે.

આ ઉપરથી સમજાયું હશે કે કષાયાદિનો નાશ કરવા માટે તેને ટકાવી રાખનારી તેમજ તેને પુષ્ટિ આપનારી સામગ્રીનો ઘટાડો કરવો જોઇએ કે જેથી તે પાતળા થાય. આ વૃત્તિને ‘ સંલેખના ’ કહેવામા આવે છે. આ વ્રત દેહ પડે ત્યાં સુધી લેવાતું હોવાથી એ ‘ મારણાંતિક સંલેખના ’ કહેવાય છે. આ વ્રત કેવળ સાધુઓને માટે જ છે એમ નથી, કિન્તુ ગૃહસ્થો પણ એ વ્રતના અધિકારી છે.

મારણાંતિક સંલેખના અને આત્મવધમાં ભિન્નતા—

મારણાંતિક સંલેખનારૂપ વ્રત લેનાર અનશનાદિ દ્વારા પોતાના શરીરનો નાશ કરે છે તો તેણે આપઘાત કર્યો ન ગણાય ? વળી જે જૈન દર્શન આપઘાતને-સ્વહિંસાને

---

૧ દિગંબરો આને બદલે ‘ સલ્લેખના ’ શબ્દ યોજે છે

પણ પાપ ગણે છે તે આ વ્રતની ભલામણ કેમ કરી શકે? આનો ઉત્તર એ છે કે પ્રમત્ત યોગથી થતો પ્રાણવધ તે 'હિંસા' છે. દેખીતું દુઃખ કે દેખીતો પ્રાણનાશ એ હિંસા જ છે એમ નથી. એ વાસ્તવિક હિંસા કહેવાય તે માટે એમાં રાગ, દ્વેષરૂપ પ્રેરક બળ હોવું જોઇએ. સંલેખનાની આરાધનામાં તો ઉલટો રાગાદિનો અભાવ છે,[1] કેમકે આ વ્રતની ઉત્પત્તિ નિર્મોહતા અને વીતરાગતા કેળવવાની ભાવનાને આભારી છે અને એ ભાવનાની સિદ્ધિના પ્રયાસથી જ એ વ્રત પૂર્ણ થાય છે. આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે આ વ્રત હિંસા નથી, પરંતુ શુભ ધ્યાનરૂપ કે શુભ ધ્યાનની કોટિમાં મૂકવા લાયક હોઇ ત્યાગપ્રધાન જૈન દર્શનમાં તેને જે સ્થાન આપવામાં આવ્યું છે તે સર્વથા ઉચિત જ છે. વળી **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૨૮૪) માં કહ્યું છે તેમ વિવિધ કરિયાણાંની લેવડદેવડમાં તત્પર વ્યાપારીને ગૃહનો નાશ ઇષ્ટ નથી, પરંતુ જ્યારે તેનો નાશ થવાનો પ્રસંગ ખડો થાય ત્યારે તેમાંથી બચવા તે પ્રયત્ન કરે અને છેવટે તેમ કરવું અશક્ય જણાય તો એ કરિયણાંરૂપ પણ્યનો નાશ થતો અટકાવે તેમ વ્રત અને શીલનો આરાધક ગૃહસ્થ પણ વ્રત અને શીલના પાલનમા સહાયકારી શરીરનો નાશ ન જ ઇચ્છે, પરંતુ જ્યારે શરીરને ઉપદ્રવકારી પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે પોતાના ગુણોને આંચ ન આવે તેમ વર્તવા પ્રયાસ કરે તેમ છતા પણ જો વ્રત, શીલ ઇત્યાદિરૂપ તેનાં પણ્યો જોખમમાં આવી પડે તેમ જણાય તો તે શરીરનો ત્યાગ કરવા તત્પર થાય, આ ઉપરથી જોવાશે કે મરણ એ અનિષ્ટ છે એવી સમજ પૂર્વક સંલેખના સેવાય છે, જ્યારે આપઘાતમાં તો તે ઇષ્ટ સમજી તેવી પ્રવૃત્તિ કરાય છે. આવી પરિસ્થિતિમાં સંલેખનાને આપઘાત તરીકે ઓળખાવવી એ શું ન્યાય્ય છે? વિશેષમાં એ પણ ધ્યાનમાં રાખવું કે જ્યારે જરાથી શરીર સર્વથા જર્જરિત બની ગયું હોય, કોઇ અસાધ્ય રોગથી પોતે પીડાતો હોય, ઇન્દ્રિયોનું બળ પ્રતિદિન ઘટતું જતું હોય, અને મરણની નોબત ખાત્રીથી વાગી રહી હોય તેવે વખતે આવશ્યક ક્રિયા કરવા માટે પોતાને અશક્ત બનતો જોઇ ધર્મના સંરક્ષણાર્થે ખુશીથી, નહિ કે અન્યના બળાત્કારથી શુભ ધ્યાનમાં મગ્ન બની પોતાનો દેહ ત્યજવાનુ અત્ર વિધાન છે.

વિશેષમા એ ઉમેરીશું કે જિનાજ્ઞાથી વિહિત નહિ કરાયેલી પરંતુ નિષેધાયેલી વસ્તુનું સેવન કરવું પડે તેના પહેલાં મરી છૂટવું તે ખોટું નથી. શીલ ખંડિત થાય તેના કરતા અગ્નિપ્રવેશ સારો—આવુ મરણ તે આપઘાત નથી જ—પૌદ્ગલિક પદાર્થોની લાલસાથી કે ખાલી મોટાઇ ખાતર અથવા કષાયથી પ્રેરાઇને પ્રાણત્યાગ કરવો તે 'આપઘાત' છે, પરંતુ નિષિદ્ધ વસ્તુના સેવનના દુર્ધર પ્રસંગથી બચવા માટે પોતાના પ્રાણની કુરબાની કરવી તે આપઘાત નથી; બલ્કે આત્મશુદ્ધિનો એ ઉપાય છે. ભાવપ્રાણના વિકાસ માટે—તેને ટકાવી રાખવા માટે દ્રવ્યપ્રાણના નાશની ભાવના એ ઇષ્ટ છે, કેમકે ભાવપ્રાણોનો સંહાર થતાં તો અનંતસંસારી બનવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

---

૧ કહ્યું પણ છે કે—

" रागादीणमणुप्पा अहिंसकत्तेत्ति देसिदं समये ।
तेसिं चेदुप्पत्ती हिंसेत्ति जिणेहि णिद्दिट्ठा ॥ "

[ रागादीनामनुत्पादकोऽहिंसाकर्तेति देशितं समये ।
तेषां चेदुत्पत्तिर्हिंसेति जिनैर्निर्दिष्टा ॥ ]

અન્ય શબ્દોમાં કહીએ તો જે કાર્ય માટે જીવન છે તે કાર્ય નષ્ટ થવાની અણી ઉપર હોય ત્યારે જીવન ટકાવી રાખવું તે શા કામનું ? એ વાત કેમ ભૂલી જવાય કે આત્માનું સાધ્ય શાંતિ અને સુખ છે, સુખનું સાધન ધર્મ છે અને [1]ધર્મનું સાધન શરીર છે-જીવન છે. જ્યારે એ જીવન ધર્મનું બાધક બનતું જણાય ત્યારે તેનો ત્યાગ કરી ધર્મની રક્ષા કરવી એ સમુચિત જ છે. એ તો સુપ્રસિદ્ધ નિયમ છે કે જ્યારે સાધ્ય અને સાધન વચ્ચે વિરોધ ઊભો થાય ત્યારે સાધનને છોડીને-તેને જતું કરીને પણ સાધ્યની રક્ષા કરવી જ જોઇએ. સમાધિમરણ તેમજ સંલેખના એ જ નીતિ ઉપર રચાયેલાં છે.

વિશેષમાં સંલેખનાનું મુનીશ્વર શ્રીસમન્તભદ્રે નીચે મુજબ દર્શાવેલું લક્ષણ પણ આ વાતનું સમર્થન કરે છે:—

" उपसर्गे दुर्भिक्षे जरसि रुजायां च निष्प्रतीकारे ।
धर्माय तनुविमोचनमाहुः ' सल्लेखना 'मार्याः ॥ "

અર્થાત્ કોઇ ઉપસર્ગ ( કષ્ટ ) આવી પહોંચેલ હોય, દુકાળ પડયો હોય, ઘડપણ આવી લાગ્યું હોય અને અસાધ્ય રોગ ઉદ્ભવ્યો હોય ત્યારે ધર્મનું રક્ષણ કરવું અશક્ય જણાય તો તેવે સમયે ધર્મના રક્ષણ માટે શરીરનો ત્યાગ કરવો તેને આર્યો ' સલ્લેખના ' કહે છે.

અત્ર કોઇ પ્રશ્ન ઊઠાવે કે સર્વજ્ઞ વિના એ કોણ નિશ્ચયપૂર્વક કહી શકે કે અમુક વ્યક્તિ મરી જ જશે, કેમકે કેટલીક વાર એમ પણ બને છે કે બધા વૈદ્યોએ જે રોગીની સારા થવાની આશા છોડી દીધી હોય તે પણ સાજો થાય છે. આથી સંશયાસ્પદ મૃત્યુને નિશ્ચયાત્મક બનાવનાર સંલેખના શું આત્મઘાત નથી ? વળી ચિકિત્સા ચાલુ રાખવાથી રોગી કદાચ વધારે વખત જીવે એવી સંભાવના છે તો એ અપેક્ષાએ પણ શું સંલેખના આત્મવધ નથી ?

આનો ઉત્તર એ છે કે આપણે સર્વજ્ઞ નથી એટલું જ નહિ, કિન્તુ ભવિષ્યના ગર્ભમાં રહેલી એકે વાતનો સુનિશ્ચય કરવા સમર્થ નથી. છતા પણ આપણે કેવળ પ્રકટ ભવિષ્ય સાથે જ સંબંધ ધરાવનારાં જ કાર્યો નહિ, કિન્તુ યુગયુગજીવી કાર્યો પણ કરતાં નથી કે ? ખરી વાત તો એ છે કે મનુષ્ય પાસે જેટલું જ્ઞાન છે-જેટલી શક્તિ છે તેનો પૂરેપૂરો ઉપયોગ કરી કોઇ પણ કાર્ય તેણે કરવું જોઇએ. સર્વજ્ઞતા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી કશું ન કરવું એ સિદ્ધાન્ત સ્વીકારાય તો અકર્મણ્યતાનું સામ્રાજ્ય સ્થપાય અને આ દુનિયાનું અસ્તિત્વ જ ઉડી જાય. આથી ઉપલબ્ધ શક્તિ અને બુદ્ધિનો શુભ પરિણામોમાં ઉપયોગ કરવો અનુચિત નથી. બીજી વાત એ છે કે ભૌતિક જીવન જ જીવનનાં અથ અને ઇતિ નથી. એને જ જીવન માનનાર જીવતો છતાં મુએલો જ છે. એવા અનેક પ્રસંગો આવે છે જ્યારે મનુષ્યે મરતાં પણ શીખવું જોઇએ. યુદ્ધમાંથી નાસી છૂટવા કરતાં પ્રાણત્યાગને સાચો યોદ્ધો વધારે પસંદ કરે છે. જે વસ્તુની કિંમત

---

૧ સરખાવો—

" शरीरमाद्यं खलु धर्मसाधनम् । "

જીવન કરતાં વધારે હોય તેની ખાતર કરાતો પ્રાણત્યાગ આત્મઘાત નથી, એ નિન્દ્ય નથી, પરંતુ પ્રશંસાપાત્ર કાર્ય છે. આ સંબંધમાં એક કથાનકનો અન્ત્ય ભાગ રજુ કરીશું.

રણભૂમિમાં એક રાજા ઘાયલ થઇને પડયો હતો. તેની પતિવ્રતા પત્ની તેની સમીપ બેઠી હતી. ધીરે ધીરે તેના દુશ્મન યવનો પાસે આવતા જતા હતા. આ જોઇને રાજાએ રાણીને કહ્યું કે હે દેવી ! આજે તારા પાતિવ્રત્યની કઠિણ પરીક્ષા લેવાની ઘડી આવી પહોંચી છે. રાણીએ જવાબ આપ્યો કે ફિકર નહિ, પતિદેવ ! પ્રકાશો. રાજાએ કહ્યું કે હું જીવતો શત્રુના હાથમાં સપડાઉં તે પૂર્વે તું મારા પેટમાં કટાર ખોસી મારો પ્રાણ લેજે. આ સાંભળીને રાણી ગભરાઇ ગઇ. પરંતુ શત્રુઓને છેક પાસે આવી પહોંચેલા જોઇ પોતાની મરજી વિરુદ્ધ તેણે આ કામ કર્યું અને તરત જ એ જ કટાર પોતાના પેટમાં ખોસીને પોતાનું બલિદાન આપ્યું. આ પ્રમાણે " પતિહત્યામેં પાતિવ્રત્ય "-ની કથાનકનો અંત આવે છે. આ ઉપરથી જોવાય છે કે એવા પ્રસંગ પણ હોય છે કે જે સમયે જીવનનો ત્યાગ કરવો જ જોઇએ. આ કંઇ કાયરતાની નિશાની નથી, પરંતુ પ્રબળ શૌર્યનું સક્રિયત્વ છે–સાચી વીરતાનું જાજવલ્યમાન ઉદાહરણ છે.

એ વાત જરૂર સાચી છે કે દુનિયામા પ્રત્યેક સિદ્ધાંત અથવા સુંદર રીવાજનો પણ દુરુપયોગ થાય છે, પરંતુ દુરુપયોગના ડરથી સારૂં કામ ન જ કરવું એ કયાંનો ન્યાય ? આપણી ફરજ તો બને તેટલો દુરુપયોગ થતો અટકાવવો એ છે.

આ ઉપરથી એ વાત સ્પષ્ટ થઇ હશે કે સંલેખના એ સ્વાર્થવૃત્તિનું કાર્ય નથી, એમાં નિર્મલતા અને નિઃસ્વાર્થતા રહેલી છે અને એથી જ એને આત્મઘાત કહેવો તે પોતાની બુદ્ધિની હરરાજી કરવા બરાબર છે.

## અતિચારનો ઉપક્રમ—

પૂર્વોક્ત સમ્યક્ત્વમૂલક બાર વ્રતોનો અભ્યાસ કરવો જોઈએ. એ વ્રતોના તેમજ સંલેખના-વ્રતના પાલનમાં સ્ખલના થતા અતિચાર લાગે છે. સમ્યગ્દર્શન, સ્થૂળ અહિંસાદિ બાર વ્રતો તેમજ સંલેખના વ્રત એ પ્રત્યેકના પાંચ પાંચ અતિચારો છે. આ પ્રત્યેકનું નામોલ્લેખ પૂર્વક સ્વરૂપ વિચારીએ તે પૂર્વે **અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર** એ ચાર જાતની સ્ખલનાઓ વચ્ચેનો તફાવત નોંધી લઇએ. કોઇએ વ્રત લીધું હોય કે મારે અમુક વસ્તુ ન ખાવી, તેમ છતાં એ ખાવાની ઇચ્છા કરે તે 'અતિક્રમ' છે. જ્યાં સુધી એ ખાવા માટે ઊઠે નહિ ત્યાં સુધી 'અતિક્રમ' છે, પરંતુ તે માટે ઊઠે કે તરત જ તે ' વ્યતિક્રમ ' કહેવાય. ઊઠીને એ ચીજ હાથમા લે એટલે એ ' અતિચાર ' કહેવાય.[1] જ્યાં સુધી મુખમાં મૂકે નહિ, ખાય નહિ ત્યાં સુધી તો

---

૧ આવી રીતે ભાવના, પરિણામ અને પ્રવૃત્તિમાં પણ ફરક છે. સામાન્ય અભિલાષા તે ' ભાવના '; ઉત્કટ અભિલાષા તે ' પરિણામ '; અને તદનુસાર વર્તન તે ' પ્રવૃત્તિ '. અર્થાત્ ભાવના એ પરિણામની પૂર્વ અવસ્થા છે. ભાવના ઉત્કટ બને ત્યારે પરિણામના અંકુરા ફૂટે અને એ યોગે પ્રવૃત્તિ થાય.

'અતિચાર' ગણાય, પરંતુ ખાવા માંડે કે એ 'અનાચાર' ગણાય. અનાચાર થયો એટલે વ્રતનો ભંગ થયો ગણાય; બાકી અતિક્રમ, વ્યતિક્રમ અને અતિચારથી વ્રતનો ભંગ થતો નથી, કિન્તુ તે કલંકિત બને છે. આથી સમજાય છે કે જે જાતની સ્ખલનાઓથી કોઇ પણ સ્વીકારેલ ગુણ મલિન બને અને ધીરે ધીરે તેનો હ્રાસ થવાનો વખત આવે તે સ્ખલનાઓ 'અતિચાર' કહેવાય છે. આધાકર્મને ઉદ્દેશીને અતિક્રમાદિ ચતુષ્ટયનો નિર્દેશ કરતાં **સ્થાનાંગ** ( સ્થ૦. ૩ ઉ, ૪ )ની વૃત્તિમા અવતરણરૂપે કહ્યું છે કે—

**" [1]आहाकम्मामंतणपडिसुणमाणे अइक्कमो होइ ।**
**पयभेयादि वइक्कम गहिए तइएयरो गिलिए ॥ "**

પ્રસ્તુતમાં અતિચારથી અતિક્રમ, વ્યતિક્રમ અને અતિચાર એ ત્રણે સમજવાના છે. અર્થાત્ અત્ર અતિક્રમાદિનો અતિચારમાં અન્તર્ભાવ કરવાનો છે. આમ કરવું અનુચિત નથી; એના સમર્થનાર્થે **અર્થદીપિકા**ના ચતુર્થ પત્રગત નિમ્નલિખિત પંક્તિ રજુ કરીશું:—

**" अतिक्रमादि चातिचारे एवान्तर्भवति "**

સમ્યગ્દર્શન એ ચારિત્ર ધર્મનું મૂળ છે. એની શુદ્ધિ ઉપર ચારિત્રની શુદ્ધિ અવલંબી રહેલી છે. એથી સમ્યક્ત્વની શુદ્ધિમાં જેનાથી ખલેલ પહોચવાનો સંભવ છે તેનાં નામ અને સ્વરૂપ આપણે જાણવાં જોઇએ. આ ખલેલ પહોચાડનાર ભાવોને પાંચ વિભાગમાં વિભક્ત કરવામાં આવ્યા છે એટલે કે ( ૧ ) શંકા, ( ૨ ) કાંક્ષા, ( ૩ ) વિચિકિત્સા, ( ૪ ) અન્યદૃષ્ટિપ્રશંસા અને ( ૫ ) અન્યદૃષ્ટિસંસ્તવ એ **સમ્યગ્દર્શના પાંચ અતિચારો છે.**

**શંકા-અતિચારનું લક્ષણ—**

**केवलागमगम्येषु अत्यन्तसूक्ष्मजिनोक्तपदार्थेषु संशयकरणरूपत्वं शङ्कातिचारस्य लक्षणम् । ( ४५६ )**

અર્થાત્ ફક્ત આગમ-ગમ્ય ( અથવા કેવલજ્ઞાનગમ્ય અને આગમગમ્ય ) તેમજ અત્યંત સૂક્ષ્મ એવા જિનેશ્વરે પ્રરૂપેલા પદાર્થોને વિષે સંદેહ રાખવો તે 'શંકારૂપ અતિચાર' છે.

આર્હત પ્રવચનની દૃષ્ટિ સ્વીકાર્યા બાદ એ પ્રવચનમાં કેટલાક સૂક્ષ્મ અને અતીન્દ્રિય પદાર્થોનું વર્ણન વિચારતા તે પદાર્થોના અસ્તિત્વ કે સ્વરૂપ વિષે શંકિત હૃદયે જોવું તે ઇષ્ટ નથી, કેમકે એ પદાર્થોની ગહનતા એવી છે કે સામાન્ય બુદ્ધિ તેમા ચંચુપ્રહાર કરવા અશક્ત છે અર્થાત્ એ તો કેવલિગમ્ય છે-આગમગમ્ય છે. પરંતુ આથી એમ

---

૧ છાયા—

" आधाकर्मामन्त्रणप्रतिश्रवणेऽतिक्रमो भवति ।
पदभेदादौ व्यतिक्रमो गृहीते तृतीय इतरो गिलिते ॥ "

ન સમજવું કે જૈન તત્ત્વજ્ઞાનમાં સંશય અને એ પૂર્વકના પરીક્ષણ માટે અવકાશ જ નથી. એને માટે અત્ર પૂરેપૂરું સ્થાન છે, છતાં શંકાને જે અત્ર અતિચારરૂપે દર્શાવેલ છે તેનો અર્થ એ છે કે જે પદાર્થો તર્કની કોટિમા ન આવી શકતા હોય–જે તર્કવાદથી પર હોય –જે તર્કગમ્ય જ ન હોય તેને તર્કદૃષ્ટિએ કસવાનો [1]પ્રયત્ન કરવો. આ પ્રયત્ન મૂળ વસ્તુને હાનિકારક છે, કેમકે આવો પ્રયાસ કરનાર શ્રદ્ધાગમ્ય પ્રદેશને બુદ્ધિગમ્ય ન કરી શકવાથી બુદ્ધિગમ્ય પ્રદેશનો પણ ત્યાગ કરવા પ્રેરાય છે અને તેથી આત્મ–સાધનાના વિકાસમા ખલેલ પહોચે છે. આ પ્રમાણે ખલેલ ઉત્પન્ન કરનારી જ શંકા અત્ર અતિચારરૂપે વર્ણવેલી છે; નહિ કે વસ્તુના સ્વરૂપ સમજવા માટે કરવામા આવતો અને કરવો જોઇતો ઊહાપોહ નિષ્કારણ ઉપકારી, રાગ, દ્વેષ અને મોહથી સર્વથા મુક્ત અને અનંતજ્ઞાનના ધારક એવા જિનેશ્વર દેવો કદાપિ અસત્ય વદે જ નહિ. મને જે વસ્તુ સમજાતી નથી તેમા મારી મતિની મંદતા કારણરૂપ છે; વાસ્તે જિનેશ્વરે જે પ્રરૂપણા કરી છે તેમાં તલમાત્ર ફેરફાર નથી જ, આવી જાતની ભાવના ભાવનારનું સમ્યક્ત્વ દૂષિત થયા વિના રહે; બાકી મારે ગળે ઉતરતું નથી એટલે એ વસ્તુ જ નથી એવો વિચાર કરનાર પોતાને હાથે પોતાના પગમાં કુહાડો મારી રહ્યો છે અને આત્મરૂપ નંદનવનમા ઉગેલ સમ્યક્ત્વરૂપ કલ્પવૃક્ષનાં મૂળિયાં કાપી રહ્યો છે. આથી એ નિષ્કર્ષ નીકળે છે કે જે કેવળ આગમગમ્ય હોય અને જેનો સાક્ષાત્કાર કરવા માટે કેવલજ્ઞાનની આવશ્યકતા હોય તે પદાર્થને વિષે શ્રદ્ધા રાખવી, પરંતુ તેને વિષે ડામાડોલ ચિત્ત ન રાખવું; કેમકે સામાન્ય વ્યવહારમાં પણ શ્રદ્ધા વિના એકે ડગલું ભરવું પ્રાયે અશક્ય છે.

કાંક્ષા–અતિચારનું લક્ષણ—

**इहलौकिकपारलौकिकभोगोपभोगविषयकाभिलाषारूपत्वं काङ्क्षातिचारस्य लक्षणम् । ( ४५७ )**

અર્થાત્ આ લોક તેમજ પરલોકના ભોગ અને ઉપભોગ સંબંધી ઇચ્છા રાખવી તે ‘ કાંક્ષારૂપ અતિચાર ’ છે. ઐહિક અને પારલૌકિક વિષયોની અભિલાષા કે જેને અત્ર ‘કાંક્ષા’ તરીકે ઓળ-

---

૧ આવો પ્રયત્ન તે ‘ અતિચાર ’ યાને ‘ વિરાધના ’ છે અને તેમ કરનાર જિનાજ્ઞાનો વિરાધક છે. કહ્યુ પણ છે કે—

“ आणागिज्झो अत्थो आणाए चेव सो कहेअव्वो ।
दिट्ठंतिउ दिट्ठंता कहणविहि विराहणा ऽहरा ॥ ”

[ आज्ञाग्राह्योऽर्थ आज्ञयैव स कथयितव्यः ।
दार्ष्टान्तिको दृष्टान्तेन कथनविधिर्विराधनेतरा ॥ ]

અર્થાત્ જે કેવળ આજ્ઞાગ્રાહ્ય પદાર્થ હોય–જે મંદમતિને માટે તો કેવળ શ્રદ્ધાગમ્ય જ હોય તેની આજ્ઞારૂપે યાને જિનેશ્વરે આ પ્રમાણે ફરમાવ્યુ છે એ પ્રકારે પ્રરૂપણા કરવી; અને જે બુદ્ધિગમ્ય હોય–તર્કગ્રાહ્ય હોય તેનો દાખલા દલીલ દ્વારા નિર્દેશ કરવો આથી વિપરીત માર્ગ ગ્રહણ કરવો તે ‘વિરાધના’ છે.

આવી છે તે રાખવાથી ગુણ-દોષના વિચાર વિના સાધક ગમે ત્યારે પોતાના સિદ્ધાન્તને છોડી દે એવી સ્થિતિ ઊભી થવાનો સંભવ છે; વાસ્તે એને અત્ર અતિચારરૂપ દૂષણ તરીકે ગણાવેલ છે.

વિચિકિત્સાનું લક્ષણ—

**'इदमप्यस्ति किञ्चित्' इत्याकारकविभ्रमरूपत्वम्, 'इदमप्यस्तीदमपि' इत्याकारकमतिविप्लवरूपत्वं वा विचिकित्सातिचारस्य लक्षणम् । ( ४५८ )**

અર્થાત્ આ પણ કંઇક છે એવી જાતનો વિભ્રમ તે અથવા 'આ પણ ઠીક છે અને આ પણ' એવા પ્રકારનો મતિભ્રમ તે 'વિચિકિત્સારૂપ અતિચાર' છે. જ્યાં મતભેદ કે વિચારભેદનો પ્રસંગ હોય ત્યા પોતે કોઇ પણ નિર્ણય કર્યા વિના માત્ર મતિમંદતાથી એમ વિચારે કે આ મત પણ ઠીક છે અને આ મત પણ ઠીક છે એવી બુદ્ધિની અસ્થિરતા તે 'વિચિકિત્સા' છે. એ સમ્યક્ત્વને દૂષણરૂપ છે, કેમકે આવી બુદ્ધિની અસ્થિરતા સાધકને એક તત્ત્વ ઉપર કદાપિ સ્થિર જ ન રહેવા દે.

અન્યદૃષ્ટિપ્રશંસા-અતિચારનું લક્ષણ—

**अभिगृहीतादिमिथ्यात्ववतां क्रियावाद्यादीनां प्रशंसाकरणम्, क्रियावाद्यादिपाखण्डिनां मनसा ज्ञानादिगुणप्रकर्षोद्भावनं वाऽन्यदृष्टिप्रशंसातिचारस्य लक्षणम् । ( ४५९ )**

અર્થાત્ અભિગૃહીત વગેરે પ્રકારના મિથ્યાત્વથી વાસિત [1]ક્રિયાવાદી પ્રમુખની પ્રશંસા કરવી તે 'અન્યદૃષ્ટિપ્રશંસારૂપ અતિચાર' છે. અન્ય શબ્દોમાં કહીએ તો ક્રિયાવાદી વગેરે પાખંડીઓના જ્ઞાનાદિ ગુણના પ્રકર્ષનો મનથી પણ આવિર્ભાવ યાને પ્રશંસાત્મક વિચાર તે પણ આ અતિચાર છે. કહેવાની મતલબ એ છે કે જેમની દૃષ્ટિ ખોટી હોય તેમની પ્રશંસા કરવી એ દૂષણ છે.

અન્યદૃષ્ટિસંસ્તવ-અતિચારનું લક્ષણ—

**क्रियावाद्यादीनां पाखण्डिनां वचनद्वारा भूताभूतगुणोत्कीर्तनरूपत्वमन्यदृष्टिसंस्तवातिचारस्य लक्षणम् । ( ४६० )**

અર્થાત્ ક્રિયાવાદી વગેરે પાખંડીઓના સદ્ભૂત કે અસદ્ભૂત ગુણોનું વચન દ્વારા કીર્તન કરવું તે 'અન્યદૃષ્ટિસંસ્તવરૂપ' અતિચાર છે.

જેમની દૃષ્ટિ ભ્રાન્ત હોય અર્થાત્ જેઓ મિથ્યાત્વથી પલ્લવિત હોય તેવા જનોમાં પણ

---

૧ જુઓ ચતુર્થ ઉલ્લાસનું વિવરણ.

ઘણી વાર ઉત્તમ વિચાર, અનુકરણીય ત્યાગ ઇત્યાદિ ગુણો હોય છે. આ ગુણોથી આકર્ષાઇ દોષ અને ગુણોનો ભેદ કર્યા સિવાય જ તેવા જનોની પ્રશંસા કે પરિચય કરવામાં આવે તો તે વિવેકવિહીન સાધકને પોતાના માર્ગથી પતિત થવાનો પ્રસંગ પૂરો પાડે; વાસ્તે એવા સાધકને ઉદ્દેશીને અન્યદષ્ટિ-પ્રશંસા અને અન્યદષ્ટિસંસ્તવ અતિચારરૂપ છે; બાકી મધ્યસ્થતા અને વિવેક પૂર્વક ગુણને ગુણ અને દોષને દોષ સમજનારા સાધકોને આવી પ્રશંસા કે આવો પરિચય હાનિકારક થાય જ એમ માનવાની કોઇએ ભૂલ ન કરવી. અર્થાત બાલજીવો આશ્રીને આવો પ્રતિબંધ ન રખાય તો તેમને હિતાહિતનો પૂરેપૂરો ખ્યાલ ન હોવાથી તેઓ નકલી ચીજ જોઇ પતિત થાય. આ પતન અટકાવવા પૂરતો જ આનો ઉદ્દેશ છે.

આ શંકાદિ પાંચે અતિચારો પરત્વે આપણે પૃ. ૧૩૩-૧૩૭ માં ઉલ્લેખ કરી ગયા છીએ એટલે અત્ર એ સંબંધમાં ખાસ ઉમેરવા જેવું રહેતું નથી. એથી આ પાંચે અતિચારો વ્રતી શ્રાવક તેમજ સાધુ બંને માટે સમાન છે, કેમકે સમ્યગ્દર્શન એ બંનેનો સામાન્ય ધર્મ છે એટલું નિવેદન કરી આ પ્રકરણ પૂર્ણ કરીશું.

**પ્રથમ અણુવ્રતના પાંચ અતિચારો—**

( ૧ ) વધ, ( ૨ ) બંધ, ( ૩ ) છવિચ્છેદ, ( ૪ ) અધિક ભારનું આરોપણ અને ( ૫ ) અન્નપાનનો નિરોધ એ સ્થૂલ અહિંસારૂપ પ્રાથમિક અણુવ્રતના પાંચ અતિચારો છે. તેમાં **વધનું લક્ષણ** એ છે કે—

**स्थावरादीनां नाशकरणरूपत्वं वधलक्षणातिचारस्य लक्षणम् । ( ४६१ )**

અર્થાત્ સ્થાવર તેમજ ત્રસ જીવોનો નાશ કરવો તે ' વધરૂપ અતિચાર ' છે. ક્રોધાદિ પ્રબળ કષાયના ઉદયથી ચતુષ્પદાદિને પરોણી ઘોંચવી, ચાબખા વગેરેથી ફટકા મારવા-તેનું તાડન કરવું તે ' વધ ' છે એમ **અર્થદીપિકા**ના ૩૯ મા પત્ર ઉપરથી સમજાય છે.

**[1]પ્રાણિ-વધના ૨૪૩ પ્રકારો—**

પૃથ્વીકાય, જલકાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય એમ જીવના નવ પ્રકારો છે. તેમાં આ પ્રત્યેકનો મન, વચન અને કાયાથી વધ કરાતા વધના ૨૭ ભેદો થાય છે. વળી કૃત, કારિત અને અનુમત એમ એ પ્રત્યેકના ત્રણ ત્રણ ભેદો પાડતાં વધના ૮૧ ભેદો થાય છે. વિશેષમાં એ પ્રત્યેકના ભૂત, વર્તમાન અને ભાવિ એમ ત્રણે કાલની અપેક્ષાએ ત્રણ ત્રણ ભેદ ગણતાં વધના ૨૪૩ ભેદો થાય છે.

---

૧ જુઓ **અર્થદીપિકા**નું ૩૭ મું પત્ર.

બંધનું લક્ષણ—

**त्रसाना बन्धनरूपत्वं बन्धलक्षणातिचारस्य लक्षणम् । ( ४६२ )**

અર્થાત્ ત્રસ જીવોને ઇષ્ટ સ્થળમાં જતાં અટકાવી તેમને દોરડા વગેરેથી બાંધી રાખવા તે 'બંધરૂપ અતિચાર' છે.

છવિચ્છેદનું લક્ષણ—

**वृक्षादीनां त्वक्छेदकरणरूपत्वं छविच्छेदलक्षणातिचारस्य लक्षणम्। ( ४६३ )**

અર્થાત્ ઝાડો વગેરેની છાલ ( ચામડી ) છેદવી તે 'છવિચ્છેદરૂપ અતિચાર' છે. છવિ એટલે શરીર અથવા ચામડી. આથી છવિચ્છેદથી કાન, નાક, ગળું, પૂછડું વગેરે અવયવ છેદવું તે એવો અર્થ પણ ઉદ્ભવે છે.

અધિક ભારના આરોપણનું લક્ષણ—

**पुरुषहस्त्यश्वगोमहिषादीनामधिकभारारोपणरूपत्वमधिकभारारोपणस्य लक्षणम् । ( ४६४ )**

અર્થાત્ પુરુષ, હાથી, ઘોડા, ગાય, પાડા વગેરેના ઉપર તેના ગજા ઉપરાંત ભાર લાદવો તે 'અધિક ભારના આરોપણરૂપ અતિચાર' છે.

અન્નપાનના નિરોધનું લક્ષણ—

**गोमहिषादीनामन्नपानादीनां प्रतिषेधकरणरूपत्वमन्नपाननिरोधलक्षणातिचारस्य लक्षणम् । ( ४६५ )**

અર્થાત્ ગાય, ભેંસ જેવા કોઇ પણ પ્રાણીના ખાનપાનમાં અટકાયત કરવી તે 'અન્નપાનના નિરોધરૂપ અતિચાર' છે.

આ પાંચે અતિચારોનો વિચાર કરતા 'સર્વત્ર ક્રોધાદિ પ્રબળ કષાયના ઉદયથી' એટલું કથન અધ્યાહારરૂપે ઘટાવી લેવું, નહિ તો અતિચારની ઉપપત્તિ જ થઇ શકશે નહિ; કેમકે વિનયાદિ શીખવવા માટે શ્રાવકને પુત્રાદિનું સાપેક્ષ રીતે તાડન, બંધન વગેરે કરવું પડે તેમ છે. આ હકીકતને ચાણક્યનું નિમ્નલિખિત પદ્ય સમર્થિત કરે છે:—

" लालनाद् बहवो दोषा-स्ताडनाद् बहवो गुणाः ।
तस्मात् पुत्रं च शिष्यं च, ताडयेन्न तु लालयेत् ॥ "

અર્થાત્ લાડ લડાવવાથી અનેક દોષો ઉદ્ભવે છે, જ્યારે તાડન કરવાથી ઘણા ગુણો સંભવે છે; વાસ્તે પુત્રને અને શિષ્યને મારવા, પરંતુ તેને લાડ ન લડાવવા.

**આવશ્યક-ચૂર્ણિ, યોગશાસ્ત્ર**ની વૃત્તિ વગેરે ગ્રંથોમાં નિમ્નલિખિત હકીકત ઉપયોગી જણાતી હોવાથી તે અત્ર રજુ કરવામાં આવે છે:—

સૌથી પ્રથમ તો શ્રાવકે એવી રીતે વર્તવું કે પુત્રાદિ તેમજ દાસ, દાસી વગેરે કેવળ તેની આંખ જોઇને જ ભય પામી સીધા વર્તે. ખપ હોય તો એવા જ નોકર કે બળદ વગેરે રાખવા કે તેમને મારવા કે બાંધવાની જરૂર ન પડે અને તેઓ મર્યાદામાં રહે અને પોતપોતાનું કાર્ય બજાવે. વળી જરૂર જણાય તોપણ સાપેક્ષરૂપે જ વધ બંધ કરે, નહિ કે અન્યથા.[1] તેમાં પણ મર્મસ્થાનમાં તાડન ન કરવું, બંધન માટે પણ બને તેટલું લાંબું દોરડું રાખવું કે જેથી બાંધેલાં અંગોની હીલચાલ બંધ ન થઇ જાય તેમજ જરૂર પડે ત્યારે ગાંઠ જલદીથી છુટી શકે તેવી બાંધવી. રક્ત ગડુ વગેરે વિકાર ઉદ્ભવતા વિચ્છેદ કરવો પડે તો તે પણ દયા પૂર્વક જ કરવો. દ્વિપદાદિ દ્વારા ભાર વહન કરાવી આજીવિકા ચલાવવી એ શ્રાવક માટે ઉચિત નથી, કિન્તુ તેમ કર્યા વિના છૂટકો જ ન હોય તો પોતે જેટલો ભાર ઉપાડી શકે તેટલો જ ભાર દ્વિપદાદિ ઉપર લાદવો; ચતુષ્પદને આશ્રીને તો તેના ગજા કરતાં કંઇક ઓછો રાખવો. અપરાધીને અન્નપાનનો નિરોધ કરવો પડે તો તે કેવળ વચનથી કરવો અર્થાત્ આજે તને ખાવા પીવા નહિ આપું એટલું કહેવા પૂરતો તે નિષેધ હોવો જોઇએ, કિન્તુ કદી તેમ કરવું નહિ; અને કદાચ તેવી શિક્ષા પણ કરવાનો વારો આવે તો તેને જમાડીને જ પોતે જમવું. રોગ મટાડવા માટે ઉપવાસ કરાવવા પડે તે જુદી વાત છે. ટુંકમા જેમ પ્રથમ અણુવ્રત મલિન ન થાય તેમ વર્તવું. એટલે કે વધાદિ પાંચ દોષો ગૃહસ્થ વ્રતધારીએ કંઇ પણ પ્રયોજન ન હોય તો ન જ સેવવા; કારણવશાત્ તે સેવવા જ પડે તેમ હોય તો ત્યારે પણ કોમળ વૃત્તિથી કામ લેવું, નહિ કે કઠોર હૃદયથી.

અહીં જે વધ, બંધ વગેરેનો નિર્દેશ છે તે ઉપલક્ષણાત્મક સમજવો, અર્થાત્ ક્રોધાદિ પૂર્વક હિંસાના કારણરૂપ મંત્ર, તંત્ર અને ઔષધના પ્રયોગ પણ અતિચારરૂપે સમજી લેવા.

---

૧ ચોરી જેવો ભયંકર અપરાધ કરનારાના પણ વધ, બન્ધ સાપેક્ષરૂપે શ્રાવકે કરવા ઘટે છે, નહિ કે નિર્દયતા પૂર્વક. કહ્યું પણ છે કે—

" वहमारणअब्भक्खाणदाणपरधणविलोवणाईणं ।
सव्वजहन्नो उदओ दसगुणिओ इक्कसि कयाणं ॥
तिव्वयरे अ पओसे सयगुणिओ सयसहस्सकोडिगुणो ।
कोडाकोडिगुणो वा हुज्ज विवागो बहुतरो वा ॥"

[ वधमारणाभ्याख्यानदानपरधनविलोपादीनाम् ।
सर्वजघन्य उदयो दशगुणित एकश: कृतानाम् ॥
तीव्रतरे च प्रदोषे शतगुणितः शतसहस्रकोटिगुणः ।
कोटाकोटिगुणो वा भवेद् विपाको बहुतरो वा ॥ ]

અર્થાત્ વધ કરવો, હત્યા કરવી, ચાડી ખાવી, પારકાનો પૈસો લૂટવો એવાં દુષ્ટ કાર્યો કરનારાનાને થોડામાં થોડા પાપનો ઉદય દશ ગુણો છે, બાકી સો ગુણો, હજાર ગુણો કરોડ ગુણો અને કોટાકોટિ ગુણો પણ એ સંભવે છે.

અત્ર કોઇ પ્રશ્ન ઊઠાવે કે સ્વીકારેલ પ્રાણાતિપાતવિરતિરૂપ વ્રત અખંડિત હોવાથી અને વધ, બંધ ઇત્યાદિની વિરતિનો શ્રાવકે સ્વીકાર નહિ કરેલો હોવાથી કેવી રીતે વધાદિ અતિચાર ગણાય ? આનો ઉત્તર એ છે કે પ્રાણાતિપાતનું પ્રત્યાખ્યાન કરાતાં પરમાર્થ-વૃત્તિથી તો નિરપેક્ષ વધ, બંધ ઇત્યાદિનું પ્રત્યાખ્યાન થઇ જ ચૂક્યું, કેમકે તે પ્રાણાતિપાતનાં કારણો છે. આથી કોઇ એમ શંકા ઊઠાવે કે આવી પરિસ્થિતિમાં તો વધાદિ રૂપ આચરણથી તો વ્રતનો ભંગ સંભવે છે, નહિ કે અતિચાર; કેમકે નિયમના પાલનમાં ક્ષતિ આવે છે; તો આનું સમાધાન એ છે કે આંતરિક વૃત્તિ પૂર્વકનું અને બાહ્ય વૃત્તિ પૂર્વકનું એમ વ્રત બે પ્રકારનું છે. તેમાં જ્યારે ક્રોધાદિ આવેશથી નિરપેક્ષપણે વધાદિ આચરવામાં આવે છે ત્યારે મરણ નીપજે નહિ તો પણ અન્તર્વૃત્તિથી વ્રતનો ભંગ થાય છે, કેમકે તેમાં નિર્દયતા અને નિરપેક્ષતા રહેલી છે, કિન્તુ હિંસાના અભાવને લઇને બહિર્વૃત્તિથી તો એ વ્રતનું પાલન થયું છે. આ પ્રમાણે અંશથી વ્રતનું પાલન થતાં હોવાથી એ 'અતિચાર' કહેવાય છે[1] અથવા [2]અનાભોગ, [3]સહસાકાર ઇત્યાદિ દ્વારા સર્વત્ર અતિચાર સમજી લેવો.

**દ્વિતીય અણુવ્રતના અતિચારો—**

( ૧ ) મિથ્યા-ઉપદેશ, ( ૨ ) રહસ્યનું અભ્યાખ્યાન, ( ૩ ) સહસા-અભ્યાખ્યાન, ( ૪ ) કૂટલેખ અને ( ૫ ) વિશ્વસ્તના મંત્રનો ભેદ એ બીજા અણુવ્રતના પાંચ અતિચારો છે. તત્ત્વાર્થ-( અ. ૭, સૂ[4] ૨૧ )માં સહસા-અભ્યાખ્યાનને બદલે ન્યાસ-અપહારનો અને વિશ્વસ્તમંત્રભેદને બદલે [5]સાકારમંત્રભેદનો ઉલ્લેખ છે.

**મિથ્યા-ઉપદેશનું લક્ષણ—**

**पापजनकोपदेशकरणरूपत्वं, परेण स्वयं वाऽन्यस्यातिसन्धानरूपत्वं वा मिथ्योपदेशस्य लक्षणम् । ( ४६६ )**

---

૧ કહ્યું પણ છે કે—

" न मारयामीति कृतव्रतस्य, विनैव मृत्युं क इहातिचारः ? ।
निगद्यते यः कुपितो वधादीन्, करोत्यसौ स्यान्नियमेऽनपेक्षः ॥
मृत्योरभावान्नियमोऽस्ति तस्य, कोपाद् दयाहीनतया तु भग्नः ।
देशस्य भङ्गादनुपालनाच्च, पूज्या 'अतिचार'मुदाहरन्ति ॥ "

૨ સાવધાનતાનો અભાવ.

૩ વગર વિચાર્યું કામ કરવું.

૪ " मिथ्योपदेशरहस्याभ्याख्यानकूटलेखक्रियान्यासापहारसाकारमन्त्रभेदाः । "

૫ માહોમાંહે તકરાર થાય અને તેમ થતાં પરસ્પરનો પ્રેમ તૂટે તે માટે એક બીજાની ચાડી ખાવી એ આનો અર્થ છે.

અર્થાત્ પાપ ઉત્પન્ન થાય તેવો ઉપદેશ આપવો તે અથવા અન્ય જન ઉન્માર્ગે દોરાય તેવું સાચું જૂઠું પોતે બોલવું કે બીજા પાસે બોલાવવું તે ' મિથ્યા-ઉપદેશ ' છે.

**રહસ્ય-અભ્યાખ્યાનનું લક્ષણ—**

**गुह्यप्रकाशनरूपत्वं, रहस्येनासदध्यारोपणरूपत्वं वा रहस्याभ्याख्यानस्य लक्षणम् । ( ४६७ )**

અર્થાત્ ગુપ્ત વાતને ઉઘાડી પાડવી તે અથવા રહસ્યમાં ખોટો આરોપ મૂકવો તે ' રહસ્ય-અભ્યાખ્યાન ' છે. રાગથી પ્રેરાઇને વિનોદ ખાતર કોઇ દંપતીને કે બીજા સ્નેહીઓને છૂટા પાડવા તેનો પણ આમાં સમાવેશ કરાય છે.

**સહસા-અભ્યાખ્યાનનું લક્ષણ—**

**अनालोच्य ' चौरस्त्वम् ', ' पारदारिकोऽयम् ' इत्यसद्वचनरूपत्वं सहसाभ्याख्यानस्य लक्षणम् । ( ४६८ )**

અર્થાત્ વિચાર કર્યા વિના કોઇને તું ચોર છે, તું વ્યભિચારી છે ઇત્યાદિ અસત્ય વચન કહેવું તે ' સહસા-અભ્યાખ્યાન ' કહેવાય છે.

**કૂટલેખનું લક્ષણ—**

**अन्यसदृशाक्षरमुद्राकरणरूपत्वं, परप्रयोगाधीनतयाऽन्येनानुक्तस्यापि वचनस्य लेखकरणरूपत्वं वा कूटलेखस्य लक्षणम् । ( ४६९ )**

અર્થાત્ ( ઠગવાના ઇરાદાથી ) બીજાના જેવા અક્ષર અથવા સિક્કા બનાવવા[1] કે બીજાની પ્રેરણાથી અથવા તો અન્યના કહ્યા વિના પણ ખોટા લેખ લખવા તે ' કૂટલેખ ' છે.

કૂટલેખ તો સ્થૂળ અસત્ય છે, તેથી એ કાર્ય કરનારના વ્રતનો તો ભંગ થતો હોવાથી એ અતિચાર કેમ ગણાય ? આનો ઉત્તર એ છે કે એ વ્રત ગ્રહણ કરનારો એવો બચાવ કરે કે મેં તો અસત્ય નહિ બોલવાની પ્રતિજ્ઞા લીધી છે, નહિ કે તેવું લખવાની પણ. આ દૃષ્ટિએ વિચારતાં સાપેક્ષ વ્રતધારી મુગ્ધ બુદ્ધિને ઉદ્દેશીને એ અતિચાર ગણાય અથવા તો અનાભોગાદિથી એ અતિચાર કહેવાય.

---

૧ મહોર, હસ્તાક્ષર ઇત્યાદિ વડે ખોટા દસ્તાવેજો કરવા એ પણ કૂટલેખ છે એમ આથી ફલિત થાય છે.

વિશ્વસ્તમન્ત્રભેદનું લક્ષણ—

**विश्वासमुपगतानां जनानां विचारलक्षणमन्त्रस्य प्रकाशकरणं विश्वस्तमन्त्रभेदस्य लक्षणम् । ( ४७० )**

અર્થાત્ આપણા ઉપર જેમનો વિશ્વાસ બેઠો હોય તેવા જનોએ વિશ્વાસને લઇને જે છૂપી વાત આપણને કરી હોય તે વાત પ્રકાશમાં લાવવી તે ' વિશ્વસ્તમન્ત્રભેદ ' છે.

જેમના મત પ્રમાણે રહસ્ય-અભ્યાખ્યાનમાં સહસા-અભ્યાખ્યાનનો અંતર્ભાવ થાય છે તેમને ઉદ્દેશીને ન્યાસ-અપહારરૂપ પાંચમા અતિચારનું પ્રતિપાદન કરાય છે. આ ન્યાસ-અપહારનું લક્ષણ એ છે કે—

**न्यासीकृतहिरण्यादीनामपलापनं न्यासापहारस्य लक्षणम् । ( ४७१ )**

અર્થાત્ થાપણ તરીકે મૂકાયેલ સુવર્ણ વગેરેનો અપલાપ કરવો તે ' ન્યાસ-અપહાર ' છે. એટલે કે આપણને શાહુકાર ધારીને કોઇને પણ સાક્ષી રાખ્યા વિના કોઇ આપણે ત્યાં દાગીના કે પૈસા થાપણ તરીકે મૂકી ગયેલ હોય તે ભૂલી જાય તો તેની ભૂલનો લાભ લઇ ઓછી વધતી થાપણ ઓળવવી તે ' ન્યાસ-અપહાર ' છે. જોકે ન્યાસ-અપહાર એ એક પ્રકારની ચોરી છે, છતાં પણ તેં ક્યાં મારે ત્યાં થાપણ મૂકી છે અથવા તો તેં આટલી જ મૂકી હતી એમ વચન ઉચ્ચારાય તેની પ્રધાન વિવક્ષા કરી આને અત્ર મૃષાવાદ તરીકે ગણાવેલ છે.

**ત્રીજા અણુવ્રતના અતિચારો—**

( ૧ ) સ્તેન-પ્રયોગ, ( ૨ ) સ્તેન-આહૃત-આદાન, ( ૩ ) વિરુદ્ધ રાજ્યાતિક્રમ, ( ૪ ) પ્રતિરૂપક-વ્યવહાર અને ( ૫ ) હીનાધિક માનોન્માન એ ત્રીજા અણુવ્રતના પાંચ અતિચારો છે.

સ્તેન-પ્રયોગનું લક્ષણ—

**चौर्यक्रियायां चौरस्य प्रेरणाकरणरूपत्वं स्तेनप्रयोगस्य लक्षणम् । ( ४७२ )**

અર્થાત્ ચોરી કરવા માટે ચોરને પ્રેરણા કરાય તે ' સ્તેન-પ્રયોગ ' છે. આ પ્રેરણા પોતે કરી હોય, અન્ય પાસે કરાવી હોય કે તેમાં સંમતિ દર્શાવી હોય તો તે પણ સ્તેન-પ્રયોગ છે, એવો સ્તેન-પ્રયોગનો વિસ્તૃત અર્થ અત્ર સમજવાનો છે.

**સ્તેન-આહૃત આદાનનું લક્ષણ—**

## चौरेणाहृतद्रव्यस्य मुधा क्रयेण वा ग्रहणं स्तेनाहृतादानस्य लक्षणम् । ( ४७२ )

અર્થાત્ ચોરે-ચોરી કરીને લાવેલા દ્રવ્યને મફત લેવું કે ( થોડાક ) પૈસા આપીને તે ખરીદવું તે 'સ્તેન-આહૃત-આદાન' છે. આ ચોરીમાં ભલે પોતાની પ્રેરણા કે સંમતિ પણ ન હોય તો પણ એ ચોરીનો માલ લેવો તે એક પ્રકારની ચોરી જ છે અને તે લેનાર પણ ચોર છે; કેમકે નીતિ શાસ્ત્રમાં **ચોરના સાત પ્રકારો** જે નીચે મુજબ દર્શાવ્યા છે તેમાં આનો પણ સમાવેશ કરાયો છેઃ—

> " चौरश्चौरापको मन्त्री, भेदज्ञः काणकक्रयी ।
> अन्नदः स्थानदश्चेति, चौरः सप्तविधः स्मृतः ॥ "

અર્થાત્ ( ૧ ) ચોરી કરનાર, ( ૨ ) ચોરી કરાવનાર, ( ૩ ) ચોરી માટે મસલત કરનાર, ( ૪ ) ચોરીના ભેદનો જાણનાર, ( ૫ ) ચોરીના માલનો ખરીદનાર, ( ૬ ) ચોરને ભોજન કરાવનાર તેમજ ( ૭ ) તેને આશ્રય આપનાર એ બધા ચોરો છે અર્થાત્ એ રીતે ચોરના સાત પ્રકારો છે.

વિશેષમાં નિમ્ન-લિખિત પદ્યમાં દર્શાવાયેલી **૧૮ પ્રકારની ચૌર-પ્રસૂતિ** પણ શ્રાવકે ત્યજવી જોઇએઃ—

> " भलनं कुशलं तर्जा, राजभागोऽवलोकनम् ।
> अमार्गदर्शनं शय्या, पदभङ्गस्तथैव च ॥
> विश्रामः पादपतनं, चासनं गोपनं तथा ।
> खण्डस्य खादनं चैव, तथाऽन्यन्माह(हा ?)राजिकम् ॥
> पद्याग्न्युदकरज्जूनां, प्रदानं ज्ञानपूर्वकम् ।
> एताः प्रसूतयो ज्ञेया, अष्टादश मनीषिभिः ॥

અર્થાત્ હે ચોર ! તું બીશ નહિ કેમકે હું તારી સાથે ભળીશ એવાં વાક્યો ઉચ્ચારી ચોરીના કાર્યમાં ચોરને પ્રોત્સાહન આપવું તે (૧) ભલન, ચોરો મળે ત્યારે તેનાં સુખ દુઃખનો પ્રશ્ન પૂછવો એ ( ૨ ) કુશળ, ચોરી કરવાને મોકલવાને માટે હાથ વગેરેથી સંજ્ઞા કરવી તે ( ૩ ) તર્જા, રાજાને જે દ્રવ્ય મળવું જોઇએ તેનો અપલાપ કરવો તે ( ૪ ) રાજભાગ, ચોરી કરનાર ચોરો પાસેથી ભાગ મળનાર છે એવી અપેક્ષાએ તેમને જોઇ રહેવું તે ( ૫ ) અવલોકના, ચોરો ક્યાં ગયા છે એવું પૂછનારાને તે ન બતાવતા અન્ય જ માર્ગ દર્શાવવો તે ( ૬ ) અમાર્ગદર્શન, ચોરને સૂવા માટે પથારી આપવી તે ( ૭ ) શય્યા, પાછળ ચોપગા જનાવરનો પ્રચાર કરવો કે જેથી ચોરનાં પગલાં પકડાઇ ન જાય તે ( ૮ ) પદભંગ, પોતાના ઘરમાં રહેવા માટે ચોરને રજા આપવી તે ( ૯ ) વિશ્રામ, ચોરોનું પ્રણામાદિ દ્વારા બહુમાન કરવું તે (૧૦) પાદપતન, ચોરને

બેસવા ખુરશી આપવી તે (૧૧) આસન, ચોરને સંતાડવો તે (૧૨) ગોપન, ખાંડ, મંડક (માંડા) વગેરે આપવા તે (૧૩) ખંડખાદન, મોટા રાજાની જેમ સત્કાર કરવો તે (૧૪) માહરાજિક (?), દૂરથી આવેલાનો થાક ઉતારવા માટે ચોળવાને તેલ કે તેને શરીરે જે ધૂળ ઉડી હોય તે દૂર કરવા માટે ઊનું પાણી આપવું તે (૧૫) પદ્યપ્રદાન, રસોઇ કરવા માટે અગ્નિ પૂરો પાડવો તે (૧૬) અગ્નિપ્રદાન, પીવા માટે ઠંડુ જળ આપવું તે (૧૭) ઉદકપ્રદાન અને ચોરી લાવેલ ચતુષ્પદાદિ બાંધવા માટે દોરડાં આપવાં તે (૧૮) રજ્જુપ્રદાન એ પ્રમાણે ચૌરપ્રસૂતિના (૧૮) પ્રકારો બુદ્ધિશાળીઓએ વર્ણવ્યા છે. આ સર્વ પ્રસૂતિ જ્ઞાન પૂર્વકની સમજવી, કેમકે આથી ચોરને ઉત્તેજન મળે છે એમ ખબર ન હોવાથી જો તેમ કરાય તો તે દોષને પાત્ર નથી, કિન્તુ અતિચારને પાત્ર તો છે જ.

**વિરુદ્ધ રાજ્યાતિક્રમનું લક્ષણ—**

**राज्यमर्यादामुल्लङ्घ्यान्यप्रकारेणादानरूपत्वं विरुद्धराज्यातिक्रमस्य लक्षणम् । ( ४७४ )**

અર્થાત્ રાજ્યની મર્યાદાનું ઉલ્લંઘન કરીને અન્ય કોઇ રીતે દ્રવ્યનું ગ્રહણ કરવું તે 'વિરુદ્ધ રાજ્યાતિક્રમ' કહેવાય છે. પોતાના રાજાનો જે દુશ્મન હોય તેવા વૈરિ–રાજ્યમાં વ્યાપાર માટે જવું તે 'વિરુદ્ધ ગમન' કહેવાય છે અને તેનો પણ અત્ર સમાવેશ કરવાનો છે. ઉપલક્ષણથી રાજાએ નિષેધ કરેલ દાંત, લોખંડ, પત્થર વગેરેનું ગ્રહણ પણ સમજી લેવું. ટુંકમાં કહીએ તો જુદાં જુદાં રાજ્યોએ જે માલની આયાત અને નિકાશ ઉપર અંકુશ મૂક્યા હોય અથવા તો જે માલ ઉપર દાણ જકાત વગેરેની વ્યવસ્થા કરી હોય તેનું ઉલ્લંઘન કરવાથી આ વિરુદ્ધ રાજ્યાતિક્રમરૂપ અતિચાર ઉદ્ભવે છે.

**પ્રતિરૂપક–વ્યવહારનું લક્ષણ—**

**कुत्सितद्रव्यस्यापि सुवर्णरूप्यादिसदृशवर्णादियुक्तं कृत्वा लोके सुवर्णरूप्यादिव्यवहारकरणरूपत्वं, कृत्रिमसुवर्णादिकं निष्पाद्य लोके सत्यसुवर्णादिव्यवहारकरणरूपत्वं वा प्रतिरूपकव्यवहारस्य लक्षणम् । ( ४७५ )**

અર્થાત્ હલકી ધાતુને પણ સોના, રૂપા જેવી બનાવીને લોકમાં તેનો સોના, રૂપા તરીકે વ્યવહાર કરવો તે 'પ્રતિરૂપક–વ્યવહાર' છે. અથવા કૃત્રિમ સુવર્ણ[1] વગેરે બનાવીને લોકમાં તેનો સાચા સુવર્ણાદિરૂપે વ્યવહાર કરવો તે 'પ્રતિરૂપક–વ્યવહાર' છે. ઊંચી જાતના ચોખામાં થોડાક હલકી જાતના નાંખી તેને સારા તરીકે વેચવા, ઘીમાં ચરબીનો ભેગ કરવો, દૂધમાં પાણી રેડી તેના પૂરા પૈસા લેવા, બળતા રેસા ઉપર રંગ ચડાવી તેનો કેસર તરીકે વ્યવહાર કરવો. આ પ્રમાણે અસલને બદલે બનાવટી વસ્તુ ચલાવવી તે 'પ્રતિરૂપક–વ્યવહાર' છે.

---

૧ વગેરેથી મણિ, મોતી ઇત્યાદિ સમજવા.

કૂટ ક્રય-વિક્રયનું લક્ષણ—

**कूटतुलमानाभ्यां परप्रतारणार्थं कूटक्रयविक्रयलक्षणव्यवहारकरणरूपत्वं कूटक्रयविक्रयस्य लक्षणम् । ( ४७६ )**

અર્થાત પારકાને છેતરવા માટે ખોટાં કાટલાં અને માપ રાખી તે દ્વારા ખરીદી અને વેચાણનો વ્યવહાર કરવો તે ' કૂટ ક્રય-વિક્રય ' છે.

હીનાધિક માનોન્માનનું લક્ષણ—

ઓછાં વધતાં માપ, કાટલાં, ત્રાજવાં વગેરે દ્વારા લેવડદેવડ કરવી તે ' હીનાધિક માનોન્માન ' છે. અર્થાત આપતી વેળા ઓછાં માપ, કાટલાં વગેરેનો ઉપયોગ કરે અને લેતી વેળા અધિકનો. આવાં કૃત્ય કરનાર ચોર જ છે.[1]

ચોથા અણુવ્રતના અતિચારો—

( ૧ ) અન્યવિવાહકરણ, ( ૨ ) ઇત્વરગમન, ( ૩ ) પરગૃહીતગમન, ( ૪ ) અનંગક્રીડા અને ( ૫ ) તીવ્ર કામ એ ચોથા વ્રતના પાંચ અતિચારો છે. સરખાવો તત્ત્વાર્થ (અ. ૭, [2]સૂ. ૨૩).

અન્ય-વિવાહકરણનું લક્ષણ—

**स्वापत्यव्यतिरिक्तस्य कन्यादानफललिप्सया स्नेहसम्बन्धेन वा विवाहकरणमन्यविवाहकरणस्य लक्षणम् । ( ४७७ )**

અર્થાત્ પોતાનાં છોકરા, છોકરી સિવાય બીજાંનો, કન્યાદાનરૂપ ફળની ઇચ્છાથી કે સ્નેહ સંબંધને લીધે વિવાહ કરવો તે ' અન્યવિવાહકરણ ' છે,

---

૧ નીચે લખેલાં પદ્યો શું કહી રહ્યાં છે ? એ જ કે—

" लौल्येन किञ्चित् कलया च किञ्चिन्-मापेन किञ्चित् तुलया च किञ्चित् ।
किञ्चिच्च किञ्चिच्च समाहरन्तः, प्रत्यक्षचौरा वणिजो भवन्ति ॥
अधीते यत् किञ्चित् तदपि मुषितुं ग्राहकजनं
मृदु ब्रूते यद् वा तदपि विवशीकर्तुमपरम् ।
प्रदत्ते यत् किञ्चित् तदपि समुपादातुमधिक
प्रपञ्चोऽयं वृत्तेरहह गहन कोऽपि वणिजाम् ॥ "

અર્થાત્ લાલચથી કંઇક, કળાથી કંઇક અન્ય જ, માપથી કંઇ બીજું જ, ત્રાજવાથી વળી કંઇક જુદું જ એમ કંઇક કંઇક હરનારા વ્યાપારીઓ પ્રત્યક્ષ રીતે ચોર છે. વ્યાપારીઓ જે કંઇક શીખે છે તે ગ્રાહક જનોને છેતરવા માટે શીખે છે, વળી તે નમ્ર વચન ઉચ્ચારે છે તે પણ અન્યને વશ કરવા માટે, વળી જે કંઇક આપે છે તે પણ વધારે મેળવવાના ઇરાદાથી આ પ્રમાણેનો વ્યાપારીઓનો ગુજરાન માટેનો આ પ્રપંચ ખરેખર અજબ ગહન છે.

૨ "परविवाहकरणेत्वरपरिगृहीतापरिगृहीतागमनानङ्गक्रीडातीव्रकामाभिनिवेशाः । "

વિવાહનું લક્ષણ—

सातवेदनीयचारित्रमोहनीयोदये सति अग्निदेवादिसाक्षिपूर्वक-पाणिग्रहणरूपत्वं विवाहस्य लक्षणम् । ( ४७८ )

અર્થાત્ સાતવેદનીય તેમજ ચારિત્રમોહનીય કર્મનો ઉદય થતાં અગ્નિ, દેવ [1]વગેરેની સાક્ષીએ આર્ય ( જૈન ) મંત્રોના ઉચ્ચારણ પૂર્વક ( જૈન વિધિ અનુસાર ) પાણિગ્રહણ કરવું—વરે કન્યાનો અને કન્યાએ વરનો હાથ ઝાલવો તે '[2]વિવાહ' કહેવાય છે.

જો પરનાં છોકરાં પરણાવવામાં દોષ હોય તો તેવોજ દોષ શું પોતાની સંતતિના લગ્ન કરવામાં નથી ? આનો ઉત્તર એ છે કે જો પોતાના છોકરાના પણ લગ્ન ન કરે તો કુંવારી રહેલી કન્યા સ્વેચ્છાચારી થાય અને તેમ થતાં શાસનની હીલના અને નિન્દાનો પ્રસંગ ખડો થાય; કારણ કે પરણેલી સ્ત્રીઓ માટે પ્રાયઃ સ્વેચ્છાચારિત્વનો ઓછો સંભવ છે. વળી [3]ધર્મબિન્દુના ટીકાકાર સૂચવે છે તેમ પોતાના પણ અમુક છોકરાં જ પરણાવવા એવો પણ નિયમ લેવો જોઇએ કે જેથી અમુક વયે તો સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનો શુભ પ્રસંગ સાપડે. આમ કરવાથી અજૈનોએ સ્વીકારેલ વાનપ્રસ્થાશ્રમનો આ નિયમમાં ઉદ્દેશ સમાય છે.

પરવિવાહની વ્યાખ્યા પરત્વે મતભેદ—

કેટલાક આચાર્યોનું કહેવું એ છે કે પરવિવાહ એટલે પોતાનો વિવાહ બીજી વાર કરવો. અર્થાત્ પુત્રની અપેક્ષાથી કે અન્ય કોઇ કારણથી એક સ્ત્રી જીવતી હોવા છતા બીજી સ્ત્રી સાથે લગ્ન કરવું તે 'પરવિવાહ' છે. આ વિવાહથી સ્વદારસંતોષીને અતિચાર લાગે. સ્ત્રીને ઉદ્દેશીને એમ સમજવું કે તેણે પોતાના પતિથી સંતોષ રાખવો ઘટે, કેમકે પોતાના પતિ સિવાયના તમામ પુરુષો પરપુરુષ જ કહેવાય.

ઇત્વરગમનનું લક્ષણ—

प्रतिपुरुषगमनशीलायां साधारणस्त्रियां किञ्चित् कालं भाटिप्रदाना-दिना ग्रहणपूर्वकगमनरूपत्वमित्वरगमनस्य लक्षणम् । ( ४७९ )

અર્થાત્ જુદા જુદા પુરુષ સાથે ઉપભોગ કરવાવાળી એવી સાધારણ સ્ત્રીને અમુક વખતને માટે ભાડું વગેરે આપીને ખરીદી લઇ તેને સેવવી તે 'ઇત્વર-ગમન' કહેવાય છે.

---

૧ વગેરેથી સાસારિક ગુરુ સમજવા.

૨ આ વિવાહના બ્રાહ્મ વગેરે આઠ ભેદો છે. જુઓ ધર્મબિન્દુની શ્રીમુનિચંદ્રસૂરિકૃત વૃત્તિનું ૭મું પત્ર.

૩ આ ગ્રંથનો ઇટાલિયન ભાષામા અનુવાદ થયેલો છે જુઓ G. S, A. I (vol XXI)-માં ૨૨૩ મા અને ત્યાર પછીનાં પૃષ્ઠો.

પરગૃહીતગમનનું લક્ષણ—

अन्येन स्वीकृतायां स्त्रियां गमनरूपत्वं परगृहीतगमनस्य लक्षणम्। (४८०)

અર્થાત્ અન્યે સ્વીકારેલી સ્ત્રી પ્રતિ ગમન કરવું તે 'પરગૃહીત-ગમન' છે.

અનંગક્રીડાનું લક્ષણ—

योनिप्रजननलक्षणस्थानं त्यक्त्वाऽन्यत्रानेकविधरतिकरणरूपत्वं, वेदमोहनीयोदये सति बलवद्रागजनकक्रीडाकरणरूपत्वं वाऽनङ्गक्रीडाया लक्षणम्। (४८१)

અર્થાત્ યોનિ અને પ્રજનન એ સ્થાનોને એટલે સ્ત્રી અને પુરુષના ગુહ્ય પ્રદેશોને છોડીને અન્ય સ્થાનોમા અનેક પ્રકારનુ રમણ કરવું તે '[1]અનંગક્રીડા' છે. કહેવાનું તાત્પર્ય એ છે કે અસ્વાભાવિક રીતે સૃષ્ટિવિરુદ્ધ કામનું સેવન તે 'અનંગક્રીડા' છે; અથવા તો વેદમોહનીય કર્મના ઉદયમા અતિશય રાગ ઉત્પન્ન કરનારી ક્રીડા કરવી તે 'અનંગક્રીડા' છે. 'અનંગ' એટલે 'મદન'. તેની મુખ્યતાવાળી પરસ્ત્રી સાથેની અધરચુંબન, કુચમર્દન, આલિંગન ઇત્યાદિ ક્રીડા તે 'અનંગક્રીડા' જાણવી.

પોતાની પત્ની સાથે શ્રીવાત્સ્યાયનાદિએ દર્શાવેલ ૮૪ કામ–આસનોનું અતૃપ્તપણે સેવન, પુરુષ, નપુંસક વગેરેનું સેવન, હસ્તકર્મ, માટી, ચામડા વગેરેનાં બનાવેલાં કામ–ઉપકરણોથી ક્રીડા કરવી એ બધાનો પણ 'અનંગક્રીડા'માં સમાવેશ થાય છે.

પરસ્ત્રીને ચુંબન વગેરે કરવું એ શ્રાવકને ઉચિત નથી એટલું જ નહિ, પણ તેના અંગોપાંગ સરાગ દૃષ્ટિથી અવલોકવાં તે પણ વ્યાજબી નથી. કહ્યું પણ છે કે—

"[2]छन्नंगदंसणे फासणे अ गोमुत्तगहण कुसुमिणे।
जयणा सव्वत्थ करे इंदिअअवलोअणे अ तहा॥"

અર્થાત્ સ્ત્રીઓનાં ઢાંકેલા અવયવોના દર્શનને વિષે, સ્પર્શનને વિષે, ગાયના મૂત્રના ગ્રહણને વિષે અને કુસ્વપ્નને વિષે એમ સર્વત્ર યતના કરવી. કહેવાની મતલબ એ છે કે સ્ત્રીઓની સમીપ જઈ તેનાં ઢાંકેલાં અંગોને જોવાં કે અડકવા નહિ, કેમકે તે રાગજનક છે. કદાચ તે જોવાઇ જાય કે સ્પર્શાઈ જાય તો તેમાં રાગ ન ધારણ કરવો; કેમકે નેત્રગોચર બનેલું રૂપ ન જોવું એ તો અશક્ય

---

૧ અંગનો અર્થ જો કે શરીરનુ અવયવ થાય છે, પરતુ મૈથુનની અપેક્ષા એનો અર્થ યોનિ અથવા મેહન યાને સ્ત્રીચિહ્ન કે પુરુષચિહ્ન થાય છે. આ સિવાયનાં અવયવો તે અનંગ છે, જેમકે સ્તન, કક્ષા, ઊરુ, મુખ વગેરે. જુઓ ધર્મબિન્દુ ( અ. ૩ )ની ટીકાનું ૩૯ મું પત્ર.

૨ છાયા—

छन्नाङ्गदर्शने स्पर्शने च गोमूत्रग्रहणे कुस्वप्ने।
यतनां सर्वत्र कुर्यादिन्द्रियावलोकने च तथा॥

છે, કિન્તુ તેને વિષે રાગ કે દ્વેષ ન ધારણ કરવો એ સ્વાધીન હકીકત છે.[1] ગાયના મૂત્રનો ખપ હોય તોપણ તે માટે તેની યોનિનું મર્દન ન કરવું, કિન્તુ જ્યારે તે પોતાની મેળે પિસાબ કરે ત્યારે તે ગ્રહણ કરવું. કદાચ તેટલો વખત થોભી શકાય તેમ ન જ હોય તો યોનિનું મર્દન કરતી વેળા તે વિષે આસક્તિ ન રાખવી. સ્ત્રીસેવનરૂપ કુસ્વપ્ન જે પુરુષને આવતું હોય તેણે વૈરાગ્ય-ભાવના અને નમસ્કારના પઠન પૂર્વક સૂઇ જવું કે જેથી એવું ખરાબ સ્વપ્ન આવે નહિ. કદાચ મોહનીય કર્મના તીવ્ર ઉદયને લીધે તેવું સ્વપ્ન આવે તો તત્કાલ ઊઠીને ઇર્યાપથ પ્રતિક્રમણ પૂર્વક ૧૦૮ ઉચ્છ્વાસ જેટલો કાયોત્સર્ગ કરવો.

વિશેષમાં ઇન્દ્રિયના અવલોકનના પ્રસંગે તેમજ સ્ત્રી સાથે બોલતી વેળા યતના રાખવી. કહ્યું પણ છે કે—

" [2]गुज्झोरुवयणकक्खोरअंतरे तह थणंतरे दट्ठुं ।
साहरइ तओ दिट्ठिं न य बंधइ दिट्ठिए दिट्ठिं ॥ "

અર્થાત્ ગુહ્ય ભાગ, ઊરુ, વદન, કક્ષા, તેમજ ઉરનું અને સ્તનનુ અંતર નજરે પડતાં દૃષ્ટિ પાછી ખેંચી લેવી પણ તેનું ધારી ધારીને અવલોકન ન કરવું.

આ પ્રમાણે પરસ્ત્રીને અનુલક્ષીને ગૃહસ્થે પણ બ્રહ્મચર્યની [3]નવ પ્રકારની ગુપ્તિને ધારણ કરવી એટલે શીલની નવ [4]વાડોને જાળવી રાખવી કે જેથી શીલનું રક્ષણ થાય.

---

૧ સરખાવો—

" न शक्यं रूपमद्रष्टुं, चक्षुर्गोचरमागतम् ।
रागद्वेषौ तु यौ तत्र, तौ बुधः परिवर्जयेत् ॥ "

૨ છાયા—

गुह्योरुवदनकक्षयोरन्तरे तथा स्तनान्तरे दृष्ट्वा ।
संहरेत् ततो दृष्टिं न च बध्नीयाद् दृष्ट्या दृष्टिम् ॥

૩ આ નવના નામો નિમ્ન-લિખિત ગાથા પૂરાં પાડે છે—

" वसहि कह निसिज्जिंदिअ कुड्डंतर पुव्वकीलिअ पणीए ।
अइमायाहार विभूसणा य नव बंभगुत्तीओ ॥ "

[ वसतिः कथा निषद्येन्द्रियं कुड्यन्तरं पूर्वक्रीडितं प्रणीतम् ।
अतिमात्राहारो विभूषणानि च नव ब्रह्मगुप्तयः ॥ ]

૪ બ્રહ્મચર્યરૂપ અદ્‌ભુત અને અત્યુત્તમ વૃક્ષની રક્ષા કરનારી નવ વિધિઓને અત્ર વાડની ઉપમા અપાય છે.

અર્થાત્-( ૧ ) સ્ત્રી, નપુંસક, પશુ જ્યાં ન હોય ત્યાં વસે, કારણ કે તેમના હાવભાવાદિ વિકારો મનને ભ્રષ્ટ કરે તેવા છે ( ૨ ) સ્ત્રી સાથે રાગથી વાત ન કરે, કેમકે એ કથા મોહની ઉત્પત્તિરૂપ છે; એકલી સ્ત્રીઓને જ કે એક જ સ્ત્રીને બ્રહ્મચારીએ ધર્મનો પણ એકાંતમાં ઉપદેશ આપતાં વિચાર કરવો. ( ૩ ) સ્ત્રી બેઠી હોય તે આસને પુરુષ બે ઘડી સુધી બેસે નહિ કેમકે એ સ્ત્રીની સ્મૃતિનું કારણ છે. ( ૪ ) રાગ પૂર્વક સ્ત્રી તરફ નજર ન કરે, તેનાં અંગોપાંગ ન જુએ. ( ૫ ) પતિ પત્ની સુતાં હોય અગર કામભોગની વાત કરતાં હોય ત્યાં ભીંતના આંતરે રહે નહિ, કેમકે શબ્દ, ચેષ્ટા વગેરે વિકારોત્પાદક સામગ્રી છે ( ૬ ) પૂર્વે ભોગવેલ વિષયાદિને સંભારે નહિ. ( ૭ ) સ્નિગ્ધ આહાર કરે નહિ. ( ૮ ) નીરસ એવો પણ આહાર વધારે ન લે અને ( ૯ ) શરીરની ટાપટીપ પણ ન કરે

**તીવ્ર કામનું લક્ષણ—**

**कामविषयकवृद्धपरिणामरूपत्वं, कामविषयकप्रकर्षप्राप्ताभिनिवेशरूपत्वं वा योनिमुखकक्षारूपस्थानान्तरे प्रजननं निक्षिप्य महद्वेलायां चटकश्चटकायामिव निश्चलो मृत इव आस्ते मुहुर्मुहुश्च स्त्रियामारोहकरणमित्यादि कुत्सितविषयसेवनरूपत्वं वा तीव्रकामस्य लक्षणम्। ( ४८२ )**

અર્થાત્ કામને વધારે પ્રદીપ્ત કરનાર પરિણામ તે ' તીવ્ર કામ ' છે. અથવા કામ સંબંધી પ્રકર્ષની પ્રાપ્તિ માટેનો અભિનિવેશ તે ' તીવ્ર કામ ' છે. અથવા યોનિ, વદન, અને કક્ષારૂપ સ્થાનોમાં પ્રજનન નાંખીને ઘણા વખત સુધી ચકલો ચકલીને વિષે નિશ્ચળ મૃત સમાન રહે છે તેમ રહેવું અથવા તો ફરી ફરીને સ્ત્રીના ઉપર આરોહણ કરવા જેવું કુવિષય-સેવન તે ' તીવ્ર કામ ' છે. ટુંકમાં કહીએ તો વારંવાર કામ-વાસનાને સતેજ કરી વિવિધ રીતે કામની ક્રીડા કરવી તે ' તીવ્ર કામાભિલાષ ' છે.

**સ્વદારસંતોષી વગેરેને કેટલા અતિચાર ?—**

પરસ્ત્રીના ત્યાગીને (૧) અપરિગૃહીતગમન, (૨) ઇત્વરપરિગૃહીતગમન, (૩) અનંગક્રીડા, (૪) પરવિવાહકરણ અને (૫) તીવ્ર અનુરાગ (કામ) એ પાંચે અતિચારો સંભવે છે, જ્યારે સ્વદારસંતોષીને તો છેલ્લા ત્રણ જ સંભવે છે, કેમકે પહેલા બે તો ભંગરૂપ છે.[1] આ પ્રમાણે સ્વપુરુષને વિષે સંતોષ રાખવાના ભાવવાળી સ્ત્રીને પણ ત્રણ જ અતિચારો સંભવે છે; અથવા તો પાંચ. અનાભોગથી પરપુરુષ અથવા બ્રહ્મચારી એવા પોતાના પતિ પ્રતિ અભિસરણ કરતી વેળા પ્રથમ અતિચાર લાગે છે. વળી જ્યારે સપત્નીનો વારો હોય ત્યારે તેના વારાનો અટકાવ કરી પોતે પોતાના પતિને ભોગવે તો બીજો અતિચાર પણ લાગે છે; એ પ્રમાણે પાંચે ઘટાવી લેવા. કહ્યું પણ છે કે—

" [2]**परदारवज्जिणो पंच हुंति तिन्नि उ सदारसंतुट्ठे ।**
**इत्थीइ तिन्नि पंच व भंगविगप्पेहिं नायव्वा ॥ "**

---

૧ અર્થદીપિકાના ૮૪ માં પત્રમાં કહ્યું પણ છે કે—

" परदारवर्जिनः पञ्चैतेऽतीचाराः, स्वदारसन्तोषिणस्तु त्रय एवान्त्याः, आद्यौ तु भङ्गावेव । "

૨ છાયા—

परदारवर्जिनः पञ्च भवन्ति त्रयस्तु स्वदारसन्तुष्टे ।
स्त्रियास्त्रयः पञ्च वा भङ्गविकल्पैर्ज्ञातव्याः ॥

ભાડું આપીને થોડાક વખતને માટે રાખેલી વેશ્યાને પત્ની સમજીને તેના પ્રતિ ગમન કરવું તે પણ એક દૃષ્ટિએ 'ઇત્વરપરિગૃહીતગમન' છે. એટલે આ અપેક્ષાએ સ્વદારસંતોષીને પણ બીજો અતિચાર સંભવે છે અનાભોગથી અતિક્રમણ કરનારને પ્રથમ અતિચાર પણ સંભવે છે. આ પ્રમાણે સ્વદારસંતોષીને પણ પાંચે અતિચારો સંભવે છે. કહ્યું પણ છે કે—

"[1]सदारसंतोसिस्स इये पंच अइआरा जाणिअव्वा, न समायरिअव्वा"

અર્થાત્ સ્વદારસંતોષીને આ પાંચે અતિચારો લાગે છે તેમ જાણવું, કિન્તુ તે આચરવા નહિ.

**પાંચમા અણુવ્રતના પાંચ અતિચારો—**

(૧) ક્ષેત્ર-પ્રમાણાતિક્રમ, (૨) વાસ્તુ-પ્રમાણાતિક્રમ, (૩) હિરણ્યસુવર્ણ-પ્રમાણાતિક્રમ, (૪) ધનધાન્ય-પ્રમાણાતિક્રમ અને (૫) દાસીદાસ-પ્રમાણાતિક્રમ એમ પાંચમા અણુવ્રતના પાંચ અતિચારો છે. **તત્ત્વાર્થ** (અ. ૭, સૂ. ૨૪) પ્રમાણે તો પહેલા બેનો ક્ષેત્ર-વાસ્તુ-પ્રમાણાતિક્રમ તરીકે ઉલ્લેખ છે અને કુપ્ય-પ્રમાણાતિક્રમ વિશેષમાં સૂચવાયો છે. આ પ્રમાણે ત્યા પાંચ અતિચારોનો નિર્દેશ છે. જે જમીન ખેતીવાડીને લાયક હોય તે 'ક્ષેત્ર' અને રહેવા લાયક હોય તે 'વાસ્તુ' કહેવાય છે. એ બંનેનું પ્રમાણ નક્કી કર્યા બાદ લોભને વશ થઇ તે પ્રમાણનું ઉલ્લંઘન કરવું તે 'ક્ષેત્ર-વાસ્તુ-પ્રમાણાતિક્રમ' છે. અનેક જાતના વાસણો અને કપડાલત્તાની મર્યાદા નક્કી કર્યા પછી તેનું ઉલ્લંઘન કરવું તે 'કુપ્ય-પ્રમાણાતિક્રમ' છે. પ્રસ્તુત ગ્રંથકારે સૂચવેલાં અતિચારોનાં લક્ષણો આપણે વિચારીએ તે પૂર્વે ક્ષેત્રનું લક્ષણ જોઇ લઇએ:—

**आकाशभूमिपतितोत्पन्नोदकनिष्पाद्यसस्योत्पत्तिस्थानरूपत्वं क्षेत्रस्य लक्षणम् । (४८३)**

અર્થાત્ આકાશમાંથી પડેલા કે ભૂમિમાંથી નીકળેલા પાણી દ્વારા ઉત્પન્ન થતા ધાન્યના ઉત્પત્તિ-સ્થાનને 'ક્ષેત્ર' કહેવામા આવે છે. એટલે કે વરસાદના જળથી અથવા નદી કે નાળાના પાણીથી જે સ્થળે ધાન્ય ઉગે તે સ્થળ 'ક્ષેત્ર' કહેવાય છે. આપણે ૮૫૪ મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ એના ત્રણ પ્રકારો છે. કુવાના પાણીથી જે ખેતરને સીંચી ધાન્ય પકાવાય તે ખેતર 'સેતુ-ક્ષેત્ર' કહેવાય છે. વરસાદના જળથી જેમાં ધાન્ય પાકે તે ખેતર 'કેતુ-ક્ષેત્ર' કહેવાય છે; અને જ્યાં વરસાદ અને કુવાના પાણીથી એમ બંને રીતે પાક થાય તે ખેતર 'સેતુ-કેતુ-ક્ષેત્ર' કહેવાય છે.[2]

---

૧ છાયા—

स्वदारसन्तोषिण इमे पञ्चातिचारा ज्ञातव्या न समाचरितव्याः ।

૨ અર્થદીપિકાના ૧૦૦ મા પત્રમાં કહ્યું પણ છે કે—

"क्षेत्रं-सस्योत्पत्तिभूमिस्तच्च सेतुकेतुतदुभयात्मकं त्रिधा; तत्रारघट्टादिजलनिष्पाद्यसस्यं सेतुक्षेत्रम्, जलदनिष्पाद्यसस्यं केतुक्षेत्रम्, उभयजलनिष्पाद्यसस्यमुभयक्षेत्रम् ।"

क्षेत्र-પ્રમાણાતિક્રમનું લક્ષણ—

**क्षेत्रस्य यावत्प्रमाणा प्रतिज्ञा कृता तस्या यदुल्लङ्घनं तद्रूपत्वं क्षेत्रप्रमाणातिक्रमस्य लक्षणम् । ( ४८४ )**

અર્થાત્ ક્ષેત્રના પ્રમાણ સંબંધી જે પ્રતિજ્ઞા કરી હોય યાને જે નિયમ લીધો હોય તેનું ઉલ્લંઘન કરવું તે ' ક્ષેત્ર-પ્રમાણાતિક્રમ ' છે.

વાસ્તુનો અર્થ અને તેના પ્રકારો—

' વાસ્તુ ' શબ્દથી ઘર, ગામ, નગર વગેરે સમજવાનાં છે. તેમાં ઘરના ત્રણ પ્રકારો છે. જમીન ખોદીને તેની નીચે બનાવેલાં ભોયરાં વગેરે ' ખાત-ગૃહ ' કહેવાય છે. જમીનથી ઊંચે બંધાવેલા માળવાળા ઘર, મહેલ વગેરે ' ઉચ્છ્રિત-ગૃહ ' કહેવાય છે. જમીનની નીચે ભોંયરાં હોય અને ઉપર માળ હોય તેવાં ઘર ' ખાતોચ્છ્રિત-ગૃહ ' કહેવાય છે.

આ પ્રમાણેના ત્રણ પ્રકારનાં ક્ષેત્ર અને ત્રણ પ્રકારનાં ઘર વગેરેની જે મર્યાદા બાંધી હોય તેનો અતિક્રમ કરવો તે તે વિષયક ' અતિચાર ' છે.

વાસ્તુ-પ્રમાણાતિક્રમનું લક્ષણ—

**वास्तुरूपस्य यावत्प्रमाणा प्रतिज्ञा कृता तस्या यदुल्लङ्घनं तद्रूपत्वं वास्तुप्रमाणातिक्रमस्य लक्षणम् । ( ४८५ )**

અર્થાત્ વાસ્તુના પ્રમાણ સંબંધી જે પ્રતિજ્ઞા લીધી હોય તેનું પ્રમાણ વધારી તે પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરવું તે ' વાસ્તુ-પ્રમાણાતિક્રમ ' કહેવાય છે.

હિરણ્ય અને સુવર્ણનો ભેદ—

હિરણ્ય એટલે ઘડેલું સોનુ અને સુવર્ણ એટલે વગર ઘડેલું સોનું. કેટલાક ઘડેલા સોનાને ' સુવર્ણ ' અને વગર ઘડેલાને ' હિરણ્ય ' એમ પણ કહે છે.

હિરણ્ય-સુવર્ણ-પ્રમાણાતિક્રમનું લક્ષણ—

**हिरण्यसुवर्णानां यावत्प्रमाणा प्रतिज्ञा कृता तस्या यदुल्लङ्घनं तद्रूपत्वं हिरण्यसुवर्णप्रमाणातिक्रमस्य लक्षणम् । ( ४८६ )**

અર્થાત્ હિરણ્ય અને સુવર્ણના પ્રમાણ સંબંધી જે પ્રતિજ્ઞા કરી તેની મર્યાદા બાંધી હોય તેનું ઉલ્લંઘન કરવું તે ' હિરણ્ય-સુવર્ણ-પ્રમાણાતિક્રમ ' છે. અત્ર ઉપલક્ષણથી રત્ન, મણિ, હીરા, ચાંદી વગેરેની મર્યાદાનો પણ અતિક્રમ ઘટાવી લેવો.

**ધન-ધાન્ય-પ્રમાણાતિક્રમનું લક્ષણ—**

**धनधान्यानां यावत्प्रमाणा प्रतिज्ञा कृता तस्या यदुल्लङ्घनं तद्रूपत्वं धनधान्यप्रमाणातिक्रमस्य लक्षणम् । ( ४८७ )**

અર્થાત્ ધન અને ધાન્યની મર્યાદા સંબંધી પ્રતિજ્ઞા લીધા પછી તે મર્યાદાનું ઉલ્લંઘન કરવું તે ' ધન-ધાન્ય-પ્રમાણાતિક્રમ ' છે. ધનથી ગાય, ભેંસ, બકરી, ઘેટી, ઊંટ, ઘોડા, હાથી વગેરે પશુરૂપ ધન સમજવું. ધાન્યથી ઘઉં, ચોખા, બાજરી વગેરે ચોવીસ પ્રકારનું ધાન્ય સમજવું. **ધાન્યના ૧૭ પ્રકારો** પણ છે એમ નીચેની ગાથા ઉપરથી જણાય છે:—

" [1]सालिजववीहिकुद्दवरालयतिलमुग्गमासचवलचिणा ।
तुवरिमसूरकुलत्था गोहुमनिप्फावअयसिसणा ॥ "

અર્થાત્ શાલિ, જવ, ડાંગર, કોદરા, રાઇ, તલ, મગ, અડદ, એક પ્રકારના કાંગ (ચોળા ?), ચણા, તુવેર, મસૂર, કલથી, ઘઉં, વાલ, અલસી અને શણ એમ સત્તર જાતનાં ધાન્ય છે. આ ઉપરથી સમજાય છે કે ધાન્યના અનેક પ્રકાર છે, કેમકે જુદા જુદા દેશમાં જુદાં જુદાં ધાન્ય સંભવે છે. **સંસક્ત-નિર્યુક્તિ**માં કહ્યું પણ છે કે—

" [2]कुसि(अस ?)णाणि अ चउसट्ठी कूरे जाणाहि एगतीसं च ।
नव चेव पाणयाइं तीसं पुण खज्जया हुंति ॥ "

અર્થાત્ કુસિણના ચોસઠ પ્રકારો અને કૂર એટલે ભાત યાને ઓદનના એકત્રીસ જાણ. પાન ( પેય )ના નવ પ્રકારો છે અને ખાદ્યના ત્રીસ છે.

**દાસીદાસ-પ્રમાણાતિક્રમનું લક્ષણ—**

**दासीदासाः कर्मकरास्तेषां यावत्प्रमाणा प्रतिज्ञा कृता तस्या यदुल्लङ्घनं तद्रूपत्वं दासीदासप्रमाणातिक्रमस्य लक्षणम् । ( ४८८ )**

અર્થાત્ દાસી, દાસ એટલે નોકર, ચાકર વગેરે કર્મચારી, એના પ્રમાણ વિષે જે પ્રતિજ્ઞા કરી હોય તેનું ઉલ્લંઘન કરવું તે ' દાસી-દાસ-પ્રમાણાતિક્રમ ' છે.

---

૧ છાયા—

शालियवव्रीहिकोद्रवरालकतिलमुद्गमाषचवलचणकाः ।
तुवरीमसूरकुलत्थागोधूमनिष्पावाऽतसीशणाः ॥

૨ છાયા—

अशनानि च चतुष्षष्टिं कूरे जानीहि एकत्रिंशच्च ।
नव चैव पानकानि त्रिंशत् पुनर्खाद्यकानि सन्ति ॥

આ પ્રમાણે કુપ્ય, કાંસું, તાંબું, સીસું, ત્રપુ ( હલકી ધાતુ ) માટીનાં વાસણ વગેરે માટે પણ સમજી લેવું.

**પ્રથમ ગુણવ્રતના પાંચ અતિચારો—**

( ૧ ) સ્મૃતિ-અંતર્ધાન, ( ૨ ) ઊર્ધ્વ-વ્યતિક્રમ, ( ૩ ) અધો-વ્યતિક્રમ, ( ૪ ) તિર્યગ્-વ્યતિક્રમ અને ( ૫ ) ક્ષેત્ર-વૃદ્ધિ એ પ્રથમ ગુણવ્રત યાને છટ્ઠા દિગ્વિરતિ વ્રતના પાંચ અતિચારો છે.[1] તેમાં **સ્મૃતિ-અંતર્ધાનનું લક્ષણ** એ છે કે—

**अतिव्याकुलत्व-प्रमादवत्त्व-मत्यपाटवादिना विस्मरणरूपत्वं स्मृत्यन्तर्धानस्य लक्षणम् । ( ४८९ )**

અર્થાત્ અતિશય વ્યાકુલતા, પ્રમાદ અને બુદ્ધિની મંદતા ઇત્યાદિને લીધે જે વસ્તુનું વિસ્મરણ થાય છે-ભૂલી જવાય છે તે 'સ્મૃતિ-અન્તર્ધાન' છે. કહેવાનું તાત્પર્ય એ છે કે દરેક નિયમના પાલનનો આધાર સ્મરણ-શક્તિ ઉપર રહેલો છે. મતિભ્રમથી, પ્રમાદથી કે મોહથી એ શક્તિ કુંઠિત થાય તો નિયમનું સ્વરૂપ કે તેની મર્યાદા ભૂલાઇ જાય. આ પ્રમાણે ઉદ્ભવતું વિસ્મરણ તે 'સ્મૃતિ-અન્તર્ધાન' છે.

આ અતિચાર તો સર્વ વ્રતો આશ્રીને સંભવે છે તો પછી આને પ્રથમ ગુણવ્રતના જ અતિચાર તરીકે કેમ અત્ર ગણાવેલ છે ? આનો ઉત્તર એ છે કે દરેક વ્રતના પાંચ પાંચ અતિચાર ગણાવવા છે તો એ પાંચની સંખ્યા પૂરી પાડવા માટે એનો અત્ર નિર્દેશ કરાયો છે. આ કથનના સમર્થનાર્થે **અર્થદીપિકા**ના ૧૦૮મા પત્રગત નિમ્ન-લિખિત પંક્તિ રજુ કરવામાં આવે છેઃ—

**" अयं चातिचारः सर्वव्रतसाधारणोऽपि पञ्चसङ्ख्यापूरणार्थमत्रोपात्तः । "**

**ઊર્ધ્વ-વ્યતિક્રમનું લક્ષણ—**

**पर्वततरुशिखरारोहणविषयकृतनियमस्यातिक्रमरूपत्वमूर्ध्वव्यतिक्रमस्य लक्षणम् । ( ४९० )**

અર્થાત્ પર્વત કે ઝાડની ટોચ ઉપર ચઢવા સંબંધી જે નિયમ લીધો હોય-ઊંચાઇને લગતી જે મર્યાદા બાંધી હોય તેનું ( લોભાદિક વૃત્તિથી ) ઉલ્લંઘન કરવું તે 'ઊર્ધ્વ-વ્યતિક્રમ' છે.

---

૧ સરખાવો **તત્ત્વાર્થ** ( અં ૭ )નું નિમ્નલિખિત ૨૫ મું સૂત્રઃ—

" ऊर्ध्वाधस्तिर्यग्व्यतिक्रमक्षेत्रवृद्धिस्मृत्यन्तर्धानानि । "

આ સૂત્રમાં તેમજ **શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર** વગેરેમા પણ ગ્રંથકારે નિર્દેશેલો ક્રમ જોવાતો નથી. એથી એમણે શા આધારે યોજ્યો છે તે જાણવુ બાકી રહે છે.

અધો-વ્યતિક્રમનું લક્ષણ—

**अधोलौकिकग्रामभूमिगृहकूपादिविषयककृतनियमस्यातिक्रमकरणमधोदिग्व्यतिक्रमस्य लक्षणम् । ( ४९१ )**

અર્થાત્ અધોલોક, નીચે રહેલાં ગામો, ભોંયરાં, કુવા વગેરે આશ્રીને નીચે જવાનો જે નિયમ ગ્રહણ કર્યો હોય તેનું ઉલ્લંઘન કરવું તે ' અધો-વ્યતિક્રમ ' છે.

તિર્યગ્-વ્યતિક્રમનું લક્ષણ—

**तिर्यग्योजनादिविषयककृतनियमस्यातिक्रमकरणरूपत्वं तिर्यग्दिग्व्यतिक्रमस्य लक्षणम् । ( ४९२ )**

અર્થાત્ તિરછી દિશામાં જેટલા યોજન સુધી જવાનો નિયમ લીધો હોય તેથી અધિક જવું તે ' તિર્યગ્-વ્યતિક્રમ ' છે.

આ ત્રણ અતિચારોને અંગે આવશ્યક-ચૂર્ણિમાં કહ્યું છે કે જેટલે ઊંચે જવાનો નિયમ લીધો હોય તેથી વધારે ઊંચે કોઇ પર્વતના શિખર જેવા સ્થળે વાંદરો કે કોઇ અન્ય પક્ષી વસ્ત્ર, આભૂષણ વગેરે લઇ ગયેલ હોય તો જેણે આ વ્રત લીધું છે તે જઇ શકે નહિ, પરંતુ તે વસ્ત્રાદિ નીચે પડી જાય ત્યારે અથવા તો ત્યાં જઇને અન્ય કોઇ લાવી આપે ત્યારે તે સ્વીકારવામાં તેને દોષ લાગતો નથી. આ પ્રમાણે કુવા વગેરે નીચાં સ્થળો પ્રતિ ગમન આશ્રીને તેમજ તિર્યગ્-ગમન આશ્રીને પણ વિચારી લેવું.

ક્ષેત્ર-વૃદ્ધિનું લક્ષણ—

**एकतो योजनशतपरिमाणाभिगृहीतायामन्यतो दशयोजनपरिमाणाभिगृहीतायां सत्यां कारणवशाद् योजनशतमध्यात् कतिपययोजनानि निष्काष्य दशयोजनेषु प्रक्षिप्य लोभावेशाद् वृद्धिकरणरूपत्वं, अभिगृहीतायाः काष्ठाया वा लोभावेशादाधिक्यकरणं वा क्षेत्रवृद्धेर्लक्षणम् । ( ४९३ )**

અર્થાત્ એક દિશામા સો યોજન જઇ શકાય એવી પ્રતિજ્ઞા લીધી હોય અને અન્ય દિશામાં દશ યોજન જવા જેટલી છૂટ રાખી હોય, પરંતુ કોઇ કારણપ્રસંગે સો યોજનરૂપ રાખેલ પરિમાણમાથી કેટલાક યોજન લઇને એટલું પરિમાણ અન્ય દિશાનું લોભને વશ થઇને વધારવું તે ' ક્ષેત્ર-વૃદ્ધિ ' છે. ટુકમાં કહીએ તો લોભના આવેશમાં દિશાના સ્વીકારેલા પરિમાણમા વધારો

કરવો તે 'ક્ષેત્ર-વૃદ્ધિ' છે. આને અતિચાર કહેવામાં આવે છે તેનું કારણ એ છે કે એકંદર બંને દિશાના પરિમાણનું તે પાલન કરે છે એટલા પૂરતું તેનું વ્રત સચવાઇ રહે છે, પરંતુ એક દિશામાં તો લીધેલા પરિમાણનો અતિક્રમ થતો હોવાથી એટલા પૂરતો વ્રતનો ભંગ થાય છે. આ પ્રમાણે વ્રતનો ભંગાભંગ તે અતિચાર ગણાતો હોવાથી આનો અત્ર અતિચાર તરીકે ઉલ્લેખ કરાયો છે.

**દ્વિતીય ગુણવ્રતના અતિચારો—**

( ૧ ) સચિત્ત આહાર, ( ૨ ) સચિત્તસંબદ્ધ આહાર, ( ૩ ) સચિત્તમિશ્ર આહાર, ( ૪ ) અભિષવ-આહાર અને ( ૫ ) દુષ્પક્વ આહાર એ દ્વિતીય ગુણવ્રતના અર્થાત્ સાતમા ભોગોપભોગ-પરિમાણરૂપ વ્રતના પાંચ અતિચારો છે. **તત્ત્વાર્થ** ( અ. ૭, [1]સૂ ૩૦ )માં પણ એમ જ છે.

**સચિત્ત આહારનું લક્ષણ—**

**कन्दमूलफलादीनां भक्षणं सचित्ताहारस्य लक्षणम् । ( ४९४ )**

અર્થાત્ કંદ, મૂળ, ફળ વગેરેનું ભક્ષણ તે 'સચિત્ત આહાર' કહેવાય છે, અત્ર કેવળ સચેતન વનસ્પતિ જ ન સમજતાં સચિત્ત પૃથ્વીકાય વગેરેનું ભક્ષણ પણ સમજી લેવું. જેનો ત્યાગ કર્યો હોય-જેમ ખાવાનો નિયમ લીધો હોય તે વિષયમાં પ્રવૃત્તિ કરવાથી વ્રતનો ભંગ થાય છે; પરંતુ ઉપયોગ રહિતપણાને લીધે જો તેમ થાય તો તે અતિચાર છે, નહિ કે વ્રતભંગ, એ હકીકત અત્ર પણ લક્ષ્યમાં રાખવી.

**સચિત્તસંબદ્ધ આહારનું લક્ષણ—**

**सचेतनवृक्षादिना सम्बद्धगुन्दादिपक्वफलादिसचित्तान्तर्बीजकखर्जूरादीनामनाभोगादिना भक्षणरूपत्वं सचित्तसम्बद्धाहारस्य लक्षणम् । ( ४९५ )**

અર્થાત્ સચિત્ત વૃક્ષ વગેરેની સાથે સંબંધ ધરાવનાર ગુંદ વગેરેનુ (અથવા તો ઝાડ ઉપરથી તરતના તોડેલ રાયણ, જાંબુ વગેરે ) [2]પાકાં ફળો વગેરેનુ, તેમજ સચિત્ત બીજ ( ઠળિયા )વાળા ખજૂર વગેરેનું અનુપયોગાદિથી ભક્ષણ કરવું તે 'સચિત્તસંબદ્ધ આહાર' છે. સચિત્ત આહાર સંબંધી જેણે પ્રતિજ્ઞા લીધી હોય તે જો આવો આહાર લે તો વ્રતનો ભંગ થાય, પરંતુ અવિચારીપણાથી જો તે તેમ કરે તો તેને અતિચાર લાગે. વળી ફળ વગેરેના અંદરના ભાગમા રહેલ ઠળિયા વગેરે સચિત્ત બીજનો હું ત્યાગ કરીશ અને કેવળ ઉપરનો બીજો ભાગ જે અચિત્ત છે તે ખાઇશ એવા વિચારથી ફલાદિનું ભક્ષણ કરે તેને આ અતિચાર લાગે

---

૧ " सचित्तसम्बद्धसम्मिश्राभिषवदुष्पक्वाहाराः । "

૨ ઠળિયા, ગોટલી વગેરે સચેતન પદાર્થથી યુક્ત એવા બોર, કેરી વગેરે પાકાં ફળો.

સચિત્તમિશ્ર આહારનું લક્ષણ—

**आर्द्रकदाडिमचिर्भटिकादिभिः सम्मिश्राणां पूरणादीनां तिलमिश्रितान्नादीनां वाऽनाभोगादिना भक्षणं सचित्तमिश्राहारस्य लक्षणम्। ( ४९६ )**

અર્થાત્ આદુ, દાડમ, ચીભડા વગેરે સચિત્ત પદાર્થથી મિશ્રિત પૂરણ વગેરેનું ભક્ષણ અથવા તો તલથી મિશ્રિત બાજરી યાને તલપાપડી ( તથા ખસખસ મિશ્રિત લાડવા ) [1]વગેરેનું ભક્ષણ તે ' સચિત્તમિશ્ર આહાર ' જાણવો.

જળ અડધું ઊનું હોય અને અડધું ઠંડું હોય એટલે કે એનો કેટલોક ભાગ સચિત્ત હોય અને કેટલોક અચિત્ત હોય તેવા જળનું પાન કરવાથી અથવા તો તત્કાળ દળેલા લોટમાં રહેલા ઝીણા ધાન્યકણને લીધે સચિત્ત-અચિત્ત લોટ વગેરેનું ભક્ષણ કરવાથી આ અતિચાર લાગે. આ પણ ઉપયોગ-શૂન્યતાદિને લઇને હોય તો અતિચાર ગણાય, નહિ તો વ્રતભંગ.

અભિષવ-આહારનું લક્ષણ—

**अनेकद्रव्यसन्धाननिष्पन्नानां सुरासौवीरकादीनां मांसप्रकारखण्डानां वाऽनाभोगादिना भक्षणमभिषवाहारस्य लक्षणम्। ( ४९७ )**

અર્થાત્ અનેક વસ્તુઓ એકત્રિત કરવાથી ઉત્પન્ન થનારા અને માંસના ટુકડા જેવા આકારવાળાં દારૂ, [2]સૌવીરક વગેરેનું અનાભોગાદિ પૂર્વકનું ભક્ષણ તે ' અભિષવ-આહાર ' છે. ' અભિષવ ' એટલે આસવ યાને સત્ત્વનો નિષ્કર્ષ. ઉન્માદને ઉત્પન્ન કરનારા કોઇ પણ જાતના એક દ્રવ્યનું કે વિવિધ દ્રવ્યોના મિશ્રણથી ઉત્પન્ન થતી મદિરા વગેરેનું સેવન કરવું તે ' અભિષવ-આહાર ' છે. જેનો કાળ વ્યતીત થઇ ગયો છે એવાં અથાણાં વગેરે અનાભોગપણે ખાવાથી પણ આ અતિચાર લાગે છે.

મદિરાનું સેવન—

મદિરા એ સાત વ્યસનો પૈકી એક છે. એના સેવનથી માણસને ખોટી શક્તિ આવે છે, પરંતુ એનો નિશો ઉતરતાં શરીરનું બળ પાણી સાથે ખેંચાઇ જાય છે. દારૂ પીવાનું જેને દુર્વ્યસન લાગ્યું હોય તે ઇન્દ્રિયોનો ગુલામ બને છે. તેને પોતાની જાતનું, માતાપિતાનું કે કુટુંબવર્ગનું ભાન રહેતું નથી. એનુ ચિત્ત સ્થિર હોતું નથી. એની વિવેકશક્તિ હણાઇ જાય છે અને ધર્મ જેવી વસ્તુ જ એના હૃદયમાંથી ખસી જાય છે. દારૂ તૈયાર કરવામાં પદાર્થો

---

૧ વગેરેથી કીડી, કુંથુઆ વગેરેથી મિશ્રિત વસ્તુ સમજવી.

૨ એક જાતની કાંજી.

કોહવડાવવા પડે છે અને તેથી અનેક જીવોનો સંહાર થાય છે. આ વાત બાજુ ઉપર રાખીએ તોપણ એનું સેવન શરીર અને આત્માની પાયમાલી કરવામાં એક્કો છે તે ભૂલી ન જવું જોઇએ. અનેક પાશ્ચાત્ય વિદ્વાનોનો–ડૉક્ટરોનો પણ મત છે કે એના સેવનથી શરીરમાં અશક્તિ, લોહીમાં બગાડો અને મગજનો ક્ષય ઉદ્ભવે છે. અમેરિકામાં તો દવા તરીકે પણ એ ન વાપરવાનો સખ્ત કાયદો છે. પશ્ચિમ દેશના સંસર્ગથી જે અનિષ્ટ સંસ્કારો આ દેશમાં ઘર ઘાલી બેઠા છે તેમાં દારૂ પીવો તે મુખ્ય સ્થાન ભોગવે છે. દારૂ પીવો એ સજ્જનને લાંછન લગાડનારૂં કાર્ય છે. આજે આ બદી નાબુદ કરવા માટે સમગ્ર ભારતવર્ષમાં જોસભેર હીલચાલ ચાલી રહી છે. દારૂના સેવનથી કેટલી બધી હાનિ થાય છે તેનો સુંદર અને સચોટ પૂરાવો એ છે કે શ્રીગૌતમ બુદ્ધે તો મદિરાત્યાગને પાંચમા મહાવ્રત તરીકે નિર્દેશેલ છે. બૌદ્ધ દર્શનનાં પ્રાથમિક ચાર મહાવ્રતો તો જૈનોનાં મહાવ્રતો જેવાં છે, પરંતુ જૈનોના પરિગ્રહવિરમણરૂપ પાંચમા મહાવ્રતને સ્થાને એ દર્શનમાં મદિરાના સેવનના નિષેધનો ઉલ્લેખ છે.[1]

### મદિરા તેમજ માંસના પ્રકારો—

મદિરા બે પ્રકારની છે:–(૧) કાષ્ઠમાંથી ઉત્પન્ન થતી અને (૨) પિષ્ટમાંથી ઉદ્ભવતી. માંસ ત્રણ પ્રકારનું છેઃ—(૧) જલચરનું, (૨) સ્થલચરનું અને (૩) ખેચરનું. અથવા તો (૧) ચામડું, (૨) લોહી અને (૩) માંસ એ દૃષ્ટિએ માંસના ત્રણ પ્રકારો છે.[2]

### માંસનું સેવન—

માંસાહારથી મનુષ્યનાં શારીરિક, આર્થિક તેમજ ધાર્મિક એ ત્રણે જાતનાં જીવનો પાયમાલ થઇ જાય છે. વળી વનસ્પતિ–આહારમાં જેટલા પ્રમાણમાં પૌષ્ટિક તત્ત્વ રહેલું છે તેટલું માંસ–આહારમાં નથી એમ આધુનિક વૈજ્ઞાનિકોનું પણ માનવું છે. ફલ–આહારથી જે સૌમ્ય, સાત્ત્વિકતા, બુદ્ધિબલ અને આરોગ્ય મળે છે તે માંસાહારથી મળતાં નથી. ટુંકમાં કહીએ તો માવા જેવી સાત્ત્વિક વસ્તુને મૂકીને માંસનું ભક્ષણ કરવું અને દૂધને બદલે દારૂ પીવો એ માણસાઇ નથી.

જૈન દર્શન જ માંસના સેવનને દુર્વ્યસન તેમજ મહાવિકૃતિરૂપ ગણી તેનો નિષેધ કરે છે એમ નથી. [3]મહાભારત, [4]મનુસ્મૃતિ જેવા અજૈન હિંદુ ગ્રંથો પણ એ જ વાતનુ સમર્થન

---

૧ જુઓ પૃ. ૯૧૫.

૨ જુઓ અર્થદીપિકાનું ૧૧૫મું પત્ર.

૩ આ મહાકાય ગ્રન્થના શાંતિપર્વના ૨૬૪(?)મા અધ્યાયમાં કહ્યું પણ છે કે—

" सुरां मत्स्यान् मधु मांस-मासवं कृशरौदनम् ।
धूर्तैः प्रवर्तितं ह्येतद्, नैतद् वेदेषु कल्पितम् ॥ ९ ॥ "

અર્થાત્ દારૂ, માછલાં, મધ, માસ, આસવ (?) ખીચડી અને ભાત એ બધું ધૂર્ત જનોએ પ્રવર્તાવેલ છે. વેદોમાં એ વસ્તુઓ ખાવા પીવાની સંમતિ આપવામાં આવી નથી જ.

૪ એના પાંચમા અધ્યાયમાં એવા ઉલ્લેખો છે કે—

" नाकृत्वा प्राणिनां हिंसां, मांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणिवधः स्वर्ग्य-स्तस्मान्मांसं विवर्जयेत् ॥ ४८ ॥ "

કરે છે. [1]ઇસ્લામ અને [2]ખ્રિસ્તિ ધર્મો પણ એ જ દિશામાં પ્રયાણ કરે છે.

**દુષ્પક્વ આહારનું લક્ષણ—**

**अर्धस्विन्नयवमुद्गगोधूमादीनामनाभोगादिना भक्षणं दुष्पक्वाहारस्य लक्षणम् । ( ४९८ )**

અર્થાત્ અડધા રંધાયેલા જવ, મગ, ઘઉં વગેરેનું અનાભોગાદિથી ભક્ષણ કરવું તે ' દુષ્પક્વ આહાર ' છે. એટલે કે અધકચરૂં કે બરાબર નહિ રાંધેલ ધાન્ય ખાવું તે ' દુષ્પક્વ આહાર ' છે.

આ પ્રમાણે ભોગોપભોગ વ્રતના પાંચ અતિચાર જે અત્ર કહેવામાં આવ્યા છે તે ભોજન આશ્રીને છે. બધાં વ્રતોના પાંચ પાંચ અતિચાર ગણાવવાના હોવાથી અહીં પાંચ જ કહ્યા છે; બાકી **આવશ્યક**-નિર્યુક્તિમાં કહ્યું છે તેમ કર્મથી પણ અતિચાર લાગે છે.[3] આજીવિકાને અર્થે જે સાવદ્ય આરંભ કરવો તેનો અત્ર ' કર્મ 'થી વ્યવહાર કરવામાં આવ્યો છે. આવાં **કર્માદાન** પંદર છે. જેમકે ( ૧ ) ઝાડ વગેરે બાળીને તેના કોયલા કરીને વેચવાનું કર્મ અથવા કુંભાર, ભાડભુંજા વગેરેનું અગ્નિ સંબંધી કર્મ તે **અંગારકર્મ**, ( ૨ ) વન ખરીદીને તે કપાવી તે વેચીને અથવા ઝાડ, પાદડાં વગેરે કપાવી તે વેચીને ગુજરાન ચલાવવું તે **વનકર્મ**, ( ૩ ) ગાડી, ગાડાં વગેરે રાખી તેના વડે આજીવિકા ચલાવવી તેમજ ગાડા, બળદ વગેરે વેચવાં; વેચાવવાં તે **શકટકર્મ**, ( ૪ ) ઘોડા, ઉંટ, બળદ વગેરે ભાડે ફેરવવા તે **ભાટિકકર્મ**, ( ૫ ) કુવા, વાવ વગેરે ખોદવા, ખોદાવવા, હળથી જમીન ઉખેડવી ઇત્યાદિ કર્મ તે **સ્ફોટિકકર્મ**, ( ૬ ) હાથીદાંત, મોતી વગેરે જ્યાં ઉત્પન્ન થતાં હોય ત્યાં જઇ તે ખરીદ કરવા તે **દંતકુવાણિજ્ય**, ( ૭ ) લાખ, કસુંબો,

---

અર્થાત્ જીવોની કતલ કર્યા વિના માંસ કદાપિ ઉત્પન્ન થતું નથી અને પ્રાણીઓનો વધ એ સ્વર્ગે લઇ જનાર નથી, વાસ્તે માંસનો ત્યાગ કરવો જોઇએ વળી ત્યાં એમ પણ ઉમેર્યું છે કે—

" **अनुमन्ता विशसिता, निहन्ता क्रयविक्रयी ।**
**संस्कर्ता चोपहर्ता च, खादकाश्चेति घातका. ॥ ५१ ॥** "

અર્થાત્ માંસને માટે અનુમતિ આપનાર, માંસના ટુકડાં કરનાર, પ્રાણિ-વધ કરનાર, માંસને ખરીદનાર, વેચનાર, રાંધનાર, પીરસનાર અને ખાનાર એ બધાઓ ઘાતક છે.

૧ જુઓ કુરાનેશરીફ, સુરાને હજની ૩૬ મી આયત.

૨ " And God said, " Behold, I have given you every herb bearing seed which is upon the face of all the earth, and every tree, in which there is the fruit of a tree, yielding seed, to you it shall be for meat "

—*Genesis*

અર્થાત્ ઇશ્વરે કહ્યું કે જુઓ મેં તમને આ દુનિયાની સપાટી ઉપરના બીજવાળાં સર્વ રોપાઓ આપ્યા છે તે અને બીજ આપનાર ફળદ્રુમ-ઝાડો આપેલાં છે તે તમે માંસને બદલે વાપરશો.

૩ આ હકીકતની ધર્મબિન્દુની ટીકા સાક્ષી પૂરે છે.

હરતાલ વગેરેનો વ્યાપાર તે લાક્ષાવાણિજ્ય, ( ૮ ) ઘી, ગોળ, તેલ, દારૂ વગેરેનો વ્યાપાર તે **રસવાણિજ્ય**, ( ૯ ) મોર, પોપટ, પશુ તેમજ મનુષ્યના કેશ વગેરેનો વ્યાપાર તે **કેશવાણિજ્ય**, (૧૦) અફીણ, સોમલ વગેરે ઝેરનો વ્યાપાર તે **વિષવાણિજ્ય**, (૧૧) શેરડી, તલ વગેરે પીલવાં તે **યંત્રપીડનકર્મ**, (૧૨) બળદ, ઘોડા વગેરેને લાંછન ( પુરુષ-ચિહ્ન ) રહિત કરવા તે **નિર્લાંછનકર્મ**, (૧૩) ક્ષેત્રરક્ષણ માટે જમીનને બાળવી તે **દવદાનકર્મ**, (૧૪) [1]સરોવર, ઝરા, [2]તળાવ વગેરેને અનાજ ઉગાડવા માટે સુકવી નાંખવાં તે **સરોહ્રદતડાગશોષણ** અને (૧૫) હિંસક જીવો તેમજ દુરાચારી વ્યક્તિઓને પોષવાં તે **અસતીપોષણ**.

**ત્રીજા ગુણવ્રતના અતિચારો—**

(૧) કંદર્પ, (૨) કૌકુચ્ય, (૩) મૌખર્ય, (૪) સંયુક્ત-અધિકરણ, અને (૫) ઉપભોગ-અધિકત્વ એમ ત્રીજા ગુણવ્રતના પાંચ અતિચારો છે. **તત્ત્વાર્થ** ( અ. ૭. [3]સૂ ૨૭ ) પ્રમાણે પણ ત્રીજા ગુણવ્રતના યાને અનર્થદંડવિરમણરૂપ વ્રતના પાચ અતિચારો છે, પરંતુ ત્યાં સંયુક્ત અધિકરણને બદલે અસમીક્ષ્ય-અધિકરણનો નિર્દેશ છે એટલે કે અત્ર પ્રસ્તુત ગ્રંથકાર **તત્ત્વાર્થ**ને ન અનુસરતાં **અર્થદીપિકા**ને અનુસરે છે, કેમકે ત્યાં અસમીક્ષ્ય-અધિકરણને બદલે સંયુક્ત-અધિકરણનો જ નિર્દેશ છે.

**કંદર્પનું લક્ષણ—**

**रागोदये सति हास्ययुक्तासभ्यवाक्प्रयोगरूपत्वं कन्दर्पस्य लक्षणम् । ( ४९१ )**

અર્થાત્ રાગના ઉદય દરમ્યાન એટલે કે રાગને વશ થઇ પરિહાસ કરવો અને અસભ્ય વચન ઉચ્ચારવાં તે ' કંદર્પ ' છે કંદર્પનો અર્થ ' મદન ' થાય છે. જે પરિહાસ અને અસત્ય વચન એનું કારણ બને છે તે પરિહાસાદિ પણ કાર્યમાં કારણનો ઉપચાર કરી ' કંદર્પ ' કહેવાય છે.

શાસ્ત્રમાં લખ્યું છે કે શ્રાવકે ખડખડ હસવું નહિ; કામ પડે તો મો મલકાવવું; ટુંકમાં તેણે ગંભીર રહેવું જોઇએ, કેમકે ગંભીરતા એ તેના [4]એકવીસ ગુણો પૈકી એક છે. હલકું વચન

૧-૨ " अखातं सरः, खातं तु तडागमित्यनयोर्भेदः "
અર્થાત્ નહીં ખોદેલુ હોય તે 'સરોવર' અને ખોદેલુ હોય તે 'તળાવ' એમ આ બેમાં ફરક છે એવો **અર્થદીપિકા** ૧૨૧ મા પત્રમાં ઉલ્લેખ છે.

૩ " **कन्दर्पकौत्कुच्यमौखर्यासमीक्ष्याधिकरणोपभोगाधिकत्वानि ।** "

૪ (૧) અક્ષુદ્રતા ( ગભીરતા ) (૨) રૂપસંપન્નતા, (૩) પ્રકૃતિસૌમ્ય, (૪) લોકપ્રિયતા, (૫) કોમળ ચિત્ત, (૬) ભીરુતા, (૭) અશઠતા, (૮) સુદાક્ષિણ્ય, (૯) લજ્જાલુતા, (૧૦) દયાલુતા, (૧૧) મધ્યસ્થ સોમ દૃષ્ટિ, ( ૧૨ ) ગુણાનુરાગિતા. ( ૧૩ ) સત્કથિત્વ, ( ૧૪ ) સુપક્ષયુક્તતા, (૧૫) દીર્ઘદર્શિતા, (૧૬) વિશેષજ્ઞતા, (૧૭) વૃદ્ધાનુસારિત્વ, (૧૮) વિનીતતા, (૧૯) કૃતજ્ઞતા, (૨૦) પરહિતાર્થકારિત્વ અથ (૨૧) લબ્ધલક્ષ્યતા એ શ્રાવકના એકવીસ ગુણો છે,

કે બીભત્સ શબ્દ બોલવ થી માન જાય અને લોકમાં નિન્દા થાય, વાસ્તે તેમ તો ન જ કરવું.

કૌકુચ્યનું લક્ષણ—

**मोहनीयोदये सति हास्ययुक्तासभ्यवाग्व्यापारोपार्जनपूर्वकासभ्यकायव्यापारकरणत्वं [1]कौकुच्यस्य लक्षणम् । ( ५०० )**

અર્થાત્ મોહનીય કર્મના ઉદયને લીધે પરિહાસ અને અસભ્ય વચનના પ્રયોગ ઉપરાંત ભાટ, ભવૈયા કે ભાંડની પેઠે અસભ્ય શારીરિક ચેષ્ટાઓ કરવી તે 'કૌકુચ્ય' છે. આથી એ કૂલિત થાય છે કે જોનારને વિકાર ઉત્પન્ન થાય તેવા આંખના ચાળા કે હાવભાવ કરવા તે 'કૌકુચ્ય' છે. આ તેમજ પૂર્વોક્ત અતિચાર પ્રમાદથી ઉત્પન્ન થાય છે, વાસ્તે પ્રમાદનો ત્યાગ કરવો.

મૌખર્યનું લક્ષણ—

**असम्बद्धप्रलापित्वं मौखर्यस्य लक्षणम् । ( ५०१ )**

અર્થાત ( નિર્લજ્જપણે અસભ્ય તેમજ ) સંબંધ વિનાનો બકવાટ કરવો તે 'મૌખર્ય' છે.

જેમ આવે તેમ બોલ્યા કરવું એ અનર્થની ખાણ છે. કહ્યું પણ છે કે—

" **बहूनां समवाये हि, सिद्धे कार्ये समं फलम् ।**
**यदि कार्यविपत्तिः स्यात् , मुखरस्तत्र बाध्यते ॥** "

અર્થાત્ કોઇક કાર્ય કરવા માટે ઘણા જનો એકઠા મળ્યા હોય તેમાં જો તે કાર્ય સિદ્ધ થાય તો બધાને સરખું ફળ મળે છે, પરંતુ જો કાર્ય સિદ્ધ ન થાય તો મુખર યાને દોઢડાહ્યો હેરાન થાય છે.

મુખરતા હોય ત્યાં પાપી ઉપદેશનો સંભવ રહે છે, એથી આ પાપોપદેશ વ્રતનો અતિચાર કહેવાય છે. આ અતિચારથી મુક્ત રહેનાર શ્રાવકે મિત, હિત, પ્રિય અને સત્ય વચન બોલવું, કિન્તુ નિર્લજ્જ, અસભ્ય, અસત્ય કે અસંબદ્ધ વચન ન ઉચ્ચારવું.

સંયુક્ત અધિકરણનું લક્ષણ—

**उदूखलहलशकटधनूरूपाधिकरणान्तरेण सह मुसलफालयुगशराद्यधिकरणादीनां संयोगकरणं संयुक्ताधिकरणस्य लक्षणम् । (५०२)**

---

१ " कुत्सितः कुचः-सङ्कोचनादिक्रियाभाक् तद्भावः कौकुच्यम् । "

અર્થાત્ ખાંડણીનો મુસલા સાથે, હળનો ફાળ સાથે, ગાડાનો ધોંસરી સાથે ( કુહાડાનો દાંડા સાથે, ઘંટીના એક પડનો બીજા પડ સાથે ) એમ એક અધિકરણનો અન્ય અધિકરણ જોડે સંયોગ કરવો તે ' સંયુક્ત-અધિકરણ ' છે.

જેનાથી આત્મા નરકનો અધિકારી બને તે ' અધિકરણ ' કહેવાય છે; જેમકે મુસળું, ખાંડણી વગેરે. સંયુક્ત એટલે અર્થક્રિયા માટે તૈયાર કરેલ. અથવા તો ઉપર સૂચવ્યા મુજબ અન્ય અધિકરણથી યુક્ત બનાવેલ

એક અધિકરણ બીજા સાથે જોડેલું રાખવામાં આવે તો તે જોઇને અન્ય લેવા આવે તો તેને ના પાડી ન શકાય અને તેથી ફોગટમા પાપક્રિયાનો ભાગી બનાય. જેમકે ગાડું જોડી રાખ્યું હોય અને કોઇ માગવા આવે તો તેને આપવું તો પડે. હવે લેવા આવનાર જો નિર્દય હોય તો બળદને તે ખાવા ન આપે અથવા વધારે ભાર ભરે કે શક્તિ ઉપરાંત વધારે દૂર ગાડું ખેંચાવી જાય. આમ થતાં હિંસપ્રદાન વ્રતનો અતિચાર લાગે.

**ઉપભોગ-અધિકત્વનું લક્ષણ—**

**यावत्स्नानालङ्कारादिभिर्यस्य प्रयोजनं ततोऽधिकग्रहणरूपत्वमुपभोगाधिकत्वस्य लक्षणम् । ( ५०३ )**

અર્થાત્ જે પ્રમાણમાં સ્નાન, અલંકાર વગેરેનો ખપ હોય તેથી વધારે રાખવાં તે ' ઉપભોગ-અધિકત્વ ' છે. એટલે કે પોતાને માટે આવશ્યક હોય તે ઉપરાંત કપડા, ઘરેણાં, તેલ, ચંદન વગેરે રાખવા તે ' ઉપભોગ-અધિકત્વ ' છે. આને દોષરૂપ ગણવાનું કારણ એ છે કે વધારે હોય તો મૂર્ચ્છા વધે અને વળી તે વધારે પડતી વસ્તુઓનો દુરુપયોગ બીજાને હાથે થાય તો તેનો દોષ પણ એ વસ્તુઓના માલીકને લાગે.

જેઓ સંયુક્ત અધિકરણને બદલે અસમીક્ષ્ય-અધિકરણનો ઉલ્લેખ કરે છે તેઓ એનો કયો અર્થ કરે છે તે સૂચવવા **અસમીક્ષ્ય-અધિકરણનું** લક્ષણ નીચે મુજબ રજુ કરાય છે:—

**अनालोक्याधिकरणरूपत्वमसमीक्ष्याधिकरणस्य लक्षणम् । (५०४)**

અર્થાત્ જોયા વિનાનું અધિકરણ તે ' અસમીક્ષ્ય-અધિકરણ ' છે. આ સંબંધમાં **તત્ત્વાર્થ**ના વિવેચનમાં એવો ઉલ્લેખ છે કે " પોતાની જરૂરિયાતનો વિચાર કર્યા વિના જ જાતજાતના સાવદ્ય ઉપકરણો બીજાને તેના કામ માટે આપ્યા કરવા તે ' અસમીક્ષ્યાધિકરણ ' છે.

આ પ્રમાણે આપણે [1]ત્રણ ગુણવ્રતોના અતિચારો જોયા. હવે **પ્રથમ શિક્ષાવ્રતના અતિચારો** વિચારીશું.

---

૧ આ ત્રણને પણ ઉપાસકદશાંગમાં 'શિક્ષાવ્રત' એવી સંજ્ઞા આપી છે અર્થાત્ ત્યા સાત શિક્ષાવ્રતોનો નિર્દેશ છે. જુઓ ડૉ. હર્નલ (Hoernle)કૃત ઉપાસકદશાંગ(અ. ૧)નું સંસ્કરણ ( પૃ ૮).

( ૧ ) કાય–[1]દુષ્પ્રણિધાન, ( ૨ ) વાગ્–દુષ્પ્રણિધાન, ( ૩ ) મનો–દુષ્પ્રણિધાન, ( ૪ ) અનાદર અને ( ૫ ) સ્મૃતિ–અનુપસ્થાપન એ પ્રથમ શિક્ષાવ્રત યાને નવમા સામાયિક વ્રતના પાંચ અતિચારો છે.[2]

**કાય–દુષ્પ્રણિધાનનું લક્ષણ—**

**शरीरावयवानां पाणिपादादीनामनभृततावस्थापनरूपत्वं काय-दुष्प्रणिधानस्य लक्षणम् । ( ५०५ )**

અર્થાત શરીરનાં હાથ, પગ વગેરે અવયવોનું ઉપયોગ રહિતપણે પ્રવર્તન કરવું તે ' કાય–દુષ્પ્રણિધાન ' છે.

કહેવાની મતલબ એ છે કે હાથ, પગ વગેરે અંગોનું પ્રયોજન વિના અને ખોટી રીતે સંચાલન તે સામાયિક વ્રતનો પ્રથમ અતિચાર છે. સામાયિક દરમ્યાન શરીરને નિશ્ચળ રાખવું, જરા પણ પોતે હાલવું ચાલવું નહિ; અને ધર્મ ક્રિયા માટે તેમ કરવું પડે તો પ્રમાણાનુકૂળ ક્ષેત્રમાં હાલવું. ટુંકમાં શરીરને શુભ વ્યાપારમાં જોડવું અને કાયિક બાર [3]દોષોને ટાળવા.

**વાગ્–દુષ્પ્રણિધાનનું લક્ષણ—**

**वर्णसंस्काराभावे सति अनर्थावगमरूपत्वं वाग्दुष्प्रणिधानस्य लक्षणम् । ( ५०६ )**

---

૧ દુષ્ટ પ્રયોગ, અનિષ્ટ વ્યાપાર.

૨ તત્ત્વાર્થ ( અ. ૭ )માં પણ આ જ અતિચારો સૂચવાયા છે એમ એનું નિમ્ન–લિખિત ૨૮ મું સૂત્ર કહી રહ્યું છે:—

" योगदुष्प्रणिधानानादरस्मृत्यनुपस्थापनानि । "

૩ સામાયિકમાં પગ પર પગ ચઢાવી બેસવું એ ગુરુ પ્રમુખનો અવિનય કરવા બરાબર છે, એથી એ દૂષણ ગણાય છે. આ કાય સંબંધી પ્રાથમિક 'આસનદોષ' છે ડગડગતે આસને બેસી સામાયિક કરવું કે વારંવાર જ્યાંથી ઊઠવું પડે તેવે આસને બેસવું તે બીજો ' ચલાસનદોષ ' છે સામાયિકની ક્રિયા સંબધી કાયોત્સર્ગમાં આંખો ચચળ રાખવી તે ત્રીજો 'ચલદૃષ્ટિદોષ' છે સામાયિક દરમ્યાન કોઇ પાપક્રિયા કરવી કે તેની સંજ્ઞા કરવી તે ચોથો ' સાવદ્યક્રિયાદોષ ' છે. ભીંત વગેરેનું ઓઠિંગણ લઇ બેસવું એટલે ત્યાં બેઠેલા જંતુઓનો નાશ થાય કે તેને પીડા થાય તેમ હોવાથી આ પાચમો ' આલબનદોષ ' ગણાય છે. હાથ, પગ વગેરે સંકોચવા કે પહોળા કરવા તે છટ્ઠો 'આકુંચનપ્રસારણદોષ છે. સામાયિક દરમ્યાન અંગ મરડવું, બગાસાં ખાવા વગેરે ક્રિયા તે સાતમો ' આલસ્યદોષ ' છે આગળીના ટાચકા ફોડવા, તેને વાકી વાળવી વગેરે આઠમો 'મોટનદોષ' ગણાય છે. મેલ કાઢવો તે નવમો 'મલદોષ' છે ગળામા હાથ નાંખી બેસવું ઇત્યાદિ દશમો ' વિમાસણદોષ ' છે સામાયિક દરમ્યાન ઊંઘી જવું, ઝોકા ખાવા ઇત્યાદિ અગ્યારમો 'નિદ્રાદોષ' છે. ટાઢ વગેરેના ભયથી વસ્ત્ર વડે શરીર સંકોચવુ તે બારમો 'વસ્ત્રસ કોચનદોષ' છે.

અર્થાત્ વર્ણ તેમજ સંસ્કાર એ બંનેથી રહિત તેમજ જેમાંથી અર્થ ન નીકળે તેવી વાણી બોલવી તે ‘ વાગ્–દુષ્પ્રણિધાન ’ છે. એટલે કે શબ્દ–સંસ્કાર તેમજ અર્થ વિનાની અને હાનિકારક ભાષા બોલવી તે ‘ વાચિક દુષ્પ્રણિધાન ’ છે. સામાયિક દરમ્યાન મૌન સેવવું અને ન બને તો ધાર્મિક ગ્રંથો વાંચવા કે ઇશ્વર ભજન કરવું પરંતુ અશુભ વચન ન ઉચ્ચારવું અને વાચિક [1]દશ દોષો ટાળવા.

મનો–દુષ્પ્રણિધાનનું લક્ષણ —

**क्रोधलोभद्रोहाभिमानादिकार्यव्यासङ्गजन्यसम्भ्रमरूपत्वं मनोदुष्प्रणिधानस्य लक्षणम् । ( ५०७ )**

અર્થાત્ ક્રોધ, લોભ, દ્રોહ, ગર્વ વગેરેને લીધે કાર્ય કરવામાં જે ભ્રાન્તિ થઇ જાય તે ‘મનો–દુષ્પ્રણિધાન ’ છે. એટલે કે ક્રોધાદિના આવેશ પૂર્વકનું ચિન્તન તે ‘ માનસિક દુષ્પ્રણિધાન ’ છે.

સામાયિક દરમ્યાન મનમાં જેમ બને તેમ સંકલ્પ ઓછા કરવા, મનને આત્મામાં તલ્લીન બનાવવું, સંકલ્પ ઊઠે તો ધર્મ સંબંધી વિચાર કરવો, પરંતુ અશુભ વિચારને સ્થાન ન આપવું અને એ પ્રમાણે મનના [2]દશ દોષ ટાળવા.

---

૧ સામાયિકમાં કોઇને તુંકારો કરવો, કુવચન બોલવું તે (૧) ‘કુવચનદોષ’. સાહસથી અવિચારીપણે વચન ઉચ્ચારવું તે (૨) ‘સહસાત્કારદોષ’. ખોટો ઉપદેશ આપવો ઇત્યાદિ તે (૩) ‘અસદારોપણદોષ’. શાસ્ત્રની દરકાર કર્યા વિના વાક્ય બોલવા તે (૪) ‘નિરપેક્ષ દોષ’. સૂત્રપાઠ ટુંકમાં બોલી નાંખવા ઇત્યાદિ તે (૫) ‘સંક્ષેપદોષ’. સામાયિક દરમ્યાન કોઇ સાથે કજીઓ કંકાસ કરવો તે (૬) ‘કલેશદોષ’. ચાર પ્રકારની વિકથા પૈકી ગમે તે એકનુ પણ સેવન કરવું તે (૭) ‘વિકથાદોષ’ સામાયિકમાં કોઇની ઠઠ્ઠામશ્કરી કરવી તે (૮) ‘હાસ્યદોષ’. સૂત્રપાઠ ઓછોવત્તો કે અશુદ્ધ બોલવો તે (૯) ‘અશુદ્ધદોષ’. સૂત્રપાઠ શુદ્ધ ન બોલતા ગડબડગોટા વાળવા, પોતે પણ પૂરૂં ન સમજી શકે તેમ સૂત્રો બોલવાં તે (૧૦) મુણમુણદોષ. આ પ્રમાણે વાચિક દશ દોષો છે.

૨ સામાયિકના સ્વરૂપથી અજાણ હોઇ મનમાં એવો કુતર્ક કરવો કે આવી ક્રિયાથી શું ફળ મળવાનુ હતું, એથી કોણ સંસારસાગર તરી ગયું હશે તો એ કુવિકલ્પ (૧) ‘અવિવેકદોષ’ કહેવાય છે. પોતે સામાયિક કરે છે એ અન્યને ખબર પડતા પોતાની તારીફ થશે એવી ઇચ્છાથી સામાયિક કરવું તે (૨) ‘યશોવાછાદોષ’ છે. ધનની પ્રાપ્તિની અભિલાષાથી સામાયિક કરવુ તે (૩) ‘ધનવાંછાદોષ’ છે. મને લોકો ધર્મી ગણે છે, કેમકે હુ સામાયિક પણ તેવી ઉત્તમ રીતે કરૂં છું એવું અભિમાન ધારણ કરવું તે (૪) ‘ગર્વદોષ’ છે. હું શ્રાવક કુળમાં જન્મ્યો છુ, મને લોકો મોટો ગણે છે, વાસ્તે જો હું સામાયિક નહિ કરીશ તો મારી નિંદા થશે એવા ભયથી તેમ કરવુ તે (૫) ‘ભયદોષ’ છે. સામાયિક કરતી વેળા તેના ફળ તરીકે કલત્ર, પુત્ર, ધન વગેરેની પ્રાપ્તિ ઇચ્છવી તે (૬) ‘નિદાનદોષ’ છે. સામાયિકથી લાભ થશે કે નહિ એવો કુવિકલ્પ તે (૭) ‘સંશયદોષ’ છે. ક્રોધના આવેશમાં સામાયિક કરવા બેસી જવું કે કોઇક કારણથી ક્રોધાદિક વૃત્તિ ધારણ કરવી તે (૮) ‘કષાયદોષ’ છે. અવિનયપણે સામાયિક કરવું તે (૯) અવિનયદોષ’ છે. ભક્તિ પૂર્વક કે ઉમંગભેર સામાયિક ન કરવુ તે (૧૦) ‘અબહુમાનદોષ’ છે.

અનાદરનું લક્ષણ—

## सामायिकविषयानुत्साहरूपत्वमनादरस्य लक्षणम् । ( ५०८ )

અર્થાત્ સામાયિક કરવામાં ઉત્સાહ ન રાખવો તે ' અનાદર ' છે. એટલે કે સામાયિક કરવાનો સમય થયો હોય છતાં તેને વિષે પ્રવૃત્તિ ન કરવી અથવા તો જેમ તેમ તે કરવું તે ' અનાદર ' છે.

સ્મૃતિ–અનુપસ્થાપનનું લક્ષણ—

## सामायिकस्य स्मृतावनुपस्थापनरूपत्वं स्मृत्यनुपस्थापनस्य लक्षणम् । ( ५०९ )

અર્થાત્ સામાયિક સંબંધી સ્મરણનો નાશ તે ' સ્મૃતિ–અનુપસ્થાપન ' છે એટલે કે ચિત્તની એકાગ્રતાના અભાવને લીધે કે મનની અસ્ત વ્યસ્ત દશાને લીધે સામાયિક વિષેના સ્મરણમાં જે ક્ષતિ આવે તે ' સ્મૃતિ–અનુપસ્થાપન ' છે.

અન્ય શબ્દોમાં કહીએ તો નિદ્રાદિની પ્રબલતાથી કે ગૃહાદિની ચિન્તામાં મન વ્યગ્ર હોવાથી કે શૂન્ય ચિત્તને લીધે મેં સામાયિક કર્યું છે કે નહિ અથવા તો આ સામાયિકનો સમય છે કે નહિ એ પ્રમાણેનું વિસ્મરણ તે ' સ્મૃતિ–અનુપસ્થાપન ' છે.

દેશાવકાશિક વ્રતના અતિચારો—

( ૧ ) આનયન–પ્રયોગ, ( ૨ ) પ્રેષ્ય–પ્રયોગ, ( ૩ ) શબ્દ–અનુપાત, ( ૪ ) રૂપ–અનુપાત અને ( ૫ ) પુદ્‌ગલ–ક્ષેપ એ બીજા શિક્ષાવ્રતના યાને દશમા દેશાવકાશિક વ્રતના પાંચ અતિચારો છે, જુઓ તત્ત્વાર્થ ( અ. ૭, [1]સૂ. ૨૬ ).

આનયન–પ્રયોગનું લક્ષણ—

## सन्देशकप्रदानादिना सचित्तादिवस्तूनामानयनमानयनप्रयोगस्य लक्षणम् । ( ५१० )

અર્થાત્ જેટલા પ્રદેશનો પોતે નિયમ લીધો હોય તેની બહાર રહેલા સચિત્તાદિ પદાર્થની જરૂર જણાતાં વ્રતભંગના ડરથી પોતે ત્યાં ન જતા સંદેશો કહાવવો ઇત્યાદિ દ્વારા બીજા પાસે તે પદાર્થો મગાવવા તે ' આનયન–પ્રયોગ ' છે.

પ્રેષ્ય–પ્રયોગનું લક્ષણ—

## अभिगृहीतदेशव्यतिक्रमाद् भृत्यं प्रेष्य 'त्वया मम गवादिकमानेयम्' इति प्रेरणाकरणं प्रेष्यप्रयोगस्य लक्षणम् । ( ५११ )

---

[1] " आनयनप्रेष्यप्रयोगशब्दरूपानुपातपुद्गलक्षेपाः । "

અર્થાત્ ( જગ્યાની સ્વીકારેલી મર્યાદાની બહાર રહેલ કોઇ ચીજનો ખપ પડે ત્યારે ) દેશની સ્વીકારેલી હદનું ઉલ્લંઘન થઇ જતું હોવાથી ( જાતે ન જતા કે બીજા પાસે તે ચીજ ન મંગાવતાં ) તું મારી ગાય વગેરે લેતો આવજે એવી નોકરને પ્રેરણા કરવી તે ' પ્રેષ્ય-પ્રયોગ ' છે.

શબ્દ-અનુપાતનું લક્ષણ—

**स्वगृहभूप्रदेशविषयकाभिग्रहकृतानन्तरमुत्पन्नप्रयोजनेऽभ्युच्छ्वासितादिकरणेन प्रबोधनरूपत्वं शब्दानुपातस्य लक्षणम् । ( ५१२ )**

અર્થાત્ પોતાનાં ઘર, ભૂમિપ્રદેશ વગેરે સંબંધી અભિગ્રહ ( નિયમ ) ધારણ કર્યા પછી કારણ ઉપસ્થિત થતાં ઉધરસ ખાઇને, ખોખારો કરીને કે એવી કોઇ રીતે પોતે છે એવું ભાન કરાવવું તે ' શબ્દ-અનુપાત ' છે. એટલે સ્વીકારેલી મર્યાદા બહાર રહેલા કોઇને બોલાવી કામ કરાવવું હોય ત્યારે ખાંસી, વગેરે દ્વારા અવાજ કરીને તેને પાસે આવવા સાવધાન કરવો તે ' શબ્દ-અનુપાત ' છે.

વર્ણ-અનુપાતનું-લક્ષણ—

**एवं रीत्या स्वकीयवर्णादिना प्रबोधनरूपत्वं स्वावयवप्रदर्शनद्वारा परागमनसूचकत्वं वा वर्णानुपातस्य लक्षणम् । ( ५१३ )**

અર્થાત આ પ્રમાણે ( એટલે સ્વીકારેલી મર્યાદા બહાર રહેલી વ્યક્તિને બોલાવી કામ કરાવવું હોય ત્યારે શબ્દ ન કરતાં ) પોતાનું રૂપ, આકાર બતાવીને કે પોતાનાં અંગો બતાવીને અન્યને પોતાની પાસે આવવા સૂચવવું તે ' વર્ણ-અનુપાત ' છે.

પુદ્ગલ-ક્ષેપનું લક્ષણ—

**कार्यार्थिना लोष्ठकाष्ठादिकं प्रक्षेप्य आगमनसूचकत्वं पुद्गलक्षेपस्य लक्षणम् । ( ५१४ )**

અર્થાત્ કોઇક કારણસર ઢેફું, લાકડું વગેરે ફેંકીને બીજાના આગમનને સૂચવવું તે 'પુદ્ગલ-ક્ષેપ' છે. એટલે કાંકરો વગેરે પુદ્ગલ નાખીને કોઇને પોતાની પાસે આવવા સૂચના કરવી તે ' પુદ્ગલ-ક્ષેપ ' છે.

ત્રીજા શિક્ષાવ્રતના અતિચારો—

( ૧ ) અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિત ભૂમિમાં ઉત્સર્ગ, ( ૨ ) અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિત સ્થળમાં આદાનનિક્ષેપ, ( ૩ )અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિત સંસ્તારનો ઉપક્રમ,

( ૪ ) અનાદર અને ( ૫ ) સ્મૃતિનું અનુપસ્થાપન એ ત્રીજા શિક્ષાવ્રત યાને અગ્યારમા પૌષધ વ્રતના પાંચ અતિચારો છે. સરખાવો તત્ત્વાર્થ[1] ( અ. ૭, સૂ. ૨૯ ) આ પૈકી **પ્રથમના ત્રણ અતિચારોનાં લક્ષણો** અનુક્રમે નીચે મુજબ છે:—

**उच्चारप्रस्रवणखेलसिङ्घाणकादीनां प्रत्यवेक्षणप्रमार्जनाभाववद्भूमौ परित्यागरूपत्वमप्रत्यवेक्षिताप्रमार्जितभूमावुत्सर्गलक्षणप्रथमातिचारस्य लक्षणम् । ( ५१५ )**

**यष्टिपीठफलकपात्रकम्बलादीनां प्रत्यवेक्षणं प्रमार्जनं चाकृत्वा भूमौ ग्रहणनिक्षेपकरणरूपत्वमप्रत्यवेक्षिताप्रमार्जितभूमौ ग्रहणलक्षणातिचारस्य लक्षणम् । ( ५१६ )**

**दर्भकुशकम्बलवस्त्रादिलक्षणसंस्तारकस्य प्रत्यवेक्षणप्रमार्जने अकृत्वा भूमौ निक्षेपकरणरूपत्वं तृतीयातिचारस्य लक्षणम् । ( ५१७ )**

અર્થાત્ ( કોઇ જંતુ છે કે નહિ એ આંખે ) જોયા વિનાના તેમજ (કોમળ ઉપકરણ વડે) પ્રમાર્જન કર્યા વિનાના સ્થળમા મળ, મૂત્ર તેમજ કાન, નાક ઇત્યાદિના મેલ વગેરેનો ત્યાગ કરવો તે ‘ અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિત ભૂમિમા ઉત્સર્ગ છે.

લાકડી, પાટિયાં, પાત્ર, કંબળ વગેરેનું અવલોકન અને પ્રમાર્જન કર્યા વિના જ એ ચીજોને ભૂમિ ઉપર મૂકવી અને ત્યાથી લેવી તે ‘ અપ્રત્યવેક્ષિત અપ્રમાર્જિત ભૂમિમા આદાનનિક્ષેપ ’ છે.

પ્રત્યવેક્ષણ અને પ્રમાર્જન કર્યા વગર જ દર્ભ, કુશ (ઘાસ), કંબલ, વસ્ત્ર વગેરે [2]સંસ્તારકની સામગ્રીને ભૂમિ ઉપર નાખવી એટલે કે જોયા અને સાફસુફ કર્યા વિના જ સંથારો કરવો યાને બિછાનું પાથરવું કે આસન નાંખવું તે ‘ અપ્રત્યવેક્ષિત અપ્રમાર્જિત સંસ્તારના ઉપક્રમ ’રૂપ ત્રીજો અતિચાર છે.

**સારાંશ—**

પુંજણીથી નહિ પ્રમાર્જન કરેલી અને નહિ તપાસેલી ભૂમિના ઉલ્લેખ ઉપરથી ગમે તેમ અથવા થોડેક અંશે પ્રમાર્જન કરેલી અને તપાસેલી ભૂમિ પણ સમજી લેવી.

પૌષધોપવાસ વ્રત દરમ્યાન દરેક વસ્તુ બરાબર તપાસીને અને પૂરેપૂરી સાફ કરીને લેવી મૂકવી જોઇએ, યતના પૂર્વક ચાલવું જોઇએ અને જેમ બને તેમ જીવની વિરાધના ન થાય તેવું

---

૧ ‘ अप्रत्यवेक्षिताप्रमार्जितोत्सर्गादाननिक्षेपसंस्तारोपक्रमणानादरस्मृत्यनुपस्थापनानि । ”

૨ સંથારો, પથારી યાને બિછાનું.

વર્તન રાખવું જોઇએ. દરેક જીવની રક્ષા થાય એવો ભાવ રાખવો જોઇએ. આથી તો શયન કરવાની ભૂમિ તપાસી અને પુંજણીથી તેને ત્રસ જીવથી રહિત બનાવ્યા બાદ ત્યાં બરાબર તપાસેલ અને સાફ કરેલો સંસ્તારક પાથરવો. વળી પાટ, બાજોઠ, ઠવણી વગેરે ધર્મનાં ઉપકરણો પણ જોઇ પુંજી પ્રમાર્જી લેવાં મૂકવાં બરાબર તપાસેલા અને નિર્જીવ સ્થાનમાં પુરીષ, મૂત્ર વગેરે પ્રક્ષેપવાં (પરઠવવાં).

[1]અનાદરનું લક્ષણ—

**पौषधेऽनुत्साहकरणमनादरलक्षणचतुर्थातिचारस्य लक्षणम् । ( ५१८ )**

અર્થાત્ પૌષધ વ્રતને વિષે ઉત્સાહ ન રાખવો એટલે કે ઉત્સાહના અભાવથી ગમે તેમ એને અંગે પ્રવૃત્તિ કરવી તે 'અનાદાર'રૂપ ચોથો અતિચાર છે.

[1]સ્મૃતિ-અનુપસ્થાપનનું લક્ષણ—

**पौषधोपवासविषयकप्रतिपत्तिरूपकर्तव्यक्रियायां स्मृतिभ्रंशरूपत्वं स्मृत्यनुस्थापनलक्षणपञ्चमातिचारस्य लक्षणम् । ( ५१९ )**

અર્થાત્ પૌષધોપવાસ સંબંધી જે અનુષ્ઠાનો કરવાના હોય તેના સ્મરણમાં જે સ્ખલન થાય તે 'સ્મૃતિ-અનુપસ્થાપન' છે. એટલે કે પૌષધ ક્યારે અને કેમ કરવો, મેં એની વિધિ કરી છે કે નહિ ઇત્યાદિ હકીકત યાદ ન રહે તે આ પાચમો અતિચાર છે.

ચોથા શિક્ષાવ્રતના પાંચ અતિચારો—

(૧) સચિત્તનિક્ષેપ, (૨) સચિત્તપિધાન, (૩) પરવ્યપદેશ, (૪) માત્સર્ય અને (૫) કાલાતિક્રમ એ ચોથા શિક્ષાવ્રતના યાને બારમા અતિથિસંવિભાગરૂપ વ્રતના પાંચ અતિચારો છે. તત્ત્વાર્થ (અ. ૭)નું [3]૩૦ મું સૂત્ર આ વાતની સાક્ષી પૂરે છે.

સચિત્તનિક્ષેપનું લક્ષણ—

**चतुर्विधाहारस्यादेयबुद्धया यवगोधूमशाल्यादिषु निक्षेपकरणरूपत्वं सचित्तनिक्षेपस्य लक्षणम् । ( ५२० )**

અર્થાત (અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ એ) ચાર પ્રકારના આહારનું દાન નહિ દેવાની

---

૧-૧ આ બે અતિચારો સામાયિક સંબંધી પણ છે, પરંતુ ત્યાં તે સામાયિક આશ્રીને છે, અહીં પૌષધ આશ્રીને છે એટલો જ ફેર છે.

૩ " सचित्तनिक्षेपपिधानपरव्यपदेशमात्सर्यकालातिक्रमाः । "

બુદ્ધિથી તેને સચિત્ત જવ, ઘઉં, ચોખા વગેરેમા મૂકી દેવો તે 'સચિત્તનિક્ષેપ' છે એટલે કે ખાનપાનની દેવા યોગ્ય વસ્તુને ન કલ્પે ( ખપે ) તેવી બનાવી દેવાની ઇચ્છાથી કોઇ સચેતન વસ્તુમાં તેને મૂકી દેવી તે 'સચિત્તનિક્ષેપ' છે.

સચિત્તપિધાનનું લક્ષણ—

**चतुर्विधाहारस्यादेयबुद्धया सूरणकन्दपत्रपुष्पादिसचित्तेन स्थगनरूपत्वं सचित्तपिधानस्य लक्षणम् । ( ५२१ )**

અર્થાત ચાર પ્રકારના આહાર પૈકી કોઇ નહિ આપવાની બુદ્ધિથી એ ( આપવા યોગ્ય ) આહારને સૂરણ, કંદ ( રતાળુ ), પાંદડાં, ફૂલ વગેરે સચેતન પદાર્થથી ઢાંકી દેવો તે 'સચિત્તપિધાન' છે.

પરવ્યપદેશનું લક્ષણ—

**भिक्षाकाले समुपस्थितं प्रकटतयाऽन्नादिकं पश्यन्तं साधुमदेयबुद्धया 'परकीयमतो न ददामि' इति व्यपदेशकरणरूपत्वं परव्यपदेशस्य लक्षणम् । ( ५२२ )**

અર્થાત્ ભિક્ષાના વખતે આવેલા અને પ્રકટ રીતે અન્નાદિને જોતા સાધુને આહાર ન આપવાની બુદ્ધિથી આ તો પારકુ છે, તેથી હું આપી શકું તેમ નથી એમ કહેવું તે 'પરવ્યપદેશ' કહેવાય છે એટલે કે પોતાની આપવા લાયક અન્નપાનાદિ વસ્તુને એ પારકાની છે એમ કહી તેના દાનથી પોતાની જાતને માન પૂર્વક છૂટી કરી લેવી તે 'પરવ્યપદેશ' છે. અથવા તો દેવાની બુદ્ધિથી પારકાની વસ્તુને પણ પોતાની કહેવી તે 'પરવ્યપદેશ' છે. વિદ્યમાન કોઇ વસ્તુ સાધુ માંગે તો તે અમુકની છે, વાસ્તે તેની પાસે જઇને માંગો એમ કહેવું અથવા તો અવજ્ઞાથી પારકા પાસે તે અપાવવી અથવા તો મૃત કે જીવતા એવા અન્યને પુણ્ય થાય એવા ઉદ્દેશથી આપવી તે પણ પરવ્યપદેશ છે.[1]

માત્સર્યનું લક્ષણ—

**कषाययुक्तचित्तेन प्रदानं मात्सर्यस्य लक्षणम् । ( ५२३ )**

અર્થાત્ કષાયથી કલુષિત મન વડે દાન દેવું તે 'માત્સર્ય' છે. એટલે આદર કે બહુમાન વિના અગર તો અરે આ નિર્ધને પણ દાન દીધું તો શું હું એનાથી ગયો એમ બીજાના દાનગુણની અદેખાઇથી દાન કરવા પ્રેરાવું તે 'માત્સર્ય' છે; કેમકે 'મત્સર' શબ્દના ક્રોધ અને પરસંપત્તિની અસહિષ્ણુતા એવા બે અર્થો છે.[2]

---

૧ જુઓ અર્થદીપિકાનુ ૧૭૫ મું પત્ર.

૨ હેમ અનેકાર્થસંગ્રહમા કહ્યું પણ છે કે—

"मत्सरः परसम्पत्त्यक्षमायां तद्वति क्रुधि ।"

કાલાતિક્રમનું લક્ષણ—

उचितो यो भिक्षाकालस्तमतिक्रम्य भिक्षाकरणरूपत्वं कालातिक्रमस्य लक्षणम् । ( ५२४ )

અર્થાત્ યોગ્ય ભિક્ષાકાલનું અતિક્રમણ કરવું તે 'કાલ-અતિક્રમ છે. એટલે કે સાધુને ભિક્ષા નહિ આપવાના ઇરાદાથી ભિક્ષાકાલ–ગોચરીનો સમય વ્યતીત થઇ ગયા પછી ભિક્ષા લેવા પોતાને ઘેર પધારવા વિનતિ કરવી તે 'કાલાતિક્રમ' છે કોઇને કંઇ ન દેવું પડે એવા આશયથી ભિક્ષાનો વખત ન હોય તે વખતે ખાઇ પી લેવુ તે 'કાલાતિક્રમ' છે એવો તત્ત્વાર્થના વિવેચનમાં ઉલ્લેખ છે, પરંતુ તે વિચારણીય જણાય છે.

આ પ્રમાણે આપણે શ્રાવકનાં સમ્યક્ત્વમૂલક બાર વ્રતો પૈકી પ્રત્યેકના પાંચ પાંચ અતિચારો વિચાર્યા. આથી એમ ન સમજવું કે દરેકના પાંચ પાંચ જ અતિચારો છે; આ તો ઉપલક્ષણરૂપ કથન સમજવું. અર્થદીપિકાના ૧૭૫મા પત્રમાં અવતરણરૂપે કહ્યું પણ છે કે—

"[1]पंच पंचातिचारा उ, सुत्तंमी(मि) जे पदंसिआ ।
ते नावधारणट्ठाए( य ? ), किंतु ते उवलक्खणं ॥"

વિશેષમાં આ અતિચારોથી રહિતપણે બાર વ્રતો પાળવાં તે ગૃહસ્થનો વિશેષ ધર્મ છે, એટલે કે આ અતિચારોને છૂટવાની બારી ન સમજતાં એ ન લાગે તેવી રીતે વર્તવું જોઇએ.

અત્ર કોઇ પ્રશ્ન ઊઠાવે કે વિધિ પૂર્વક વ્રતોનો સ્વીકાર કરનારને આ અતિચાર સંભવતા જ નથી તો અતિચાર રહિતપણે વ્રતો પાળવાં એ કથનનું શું તાત્પર્ય છે ? આનો ઉત્તર એ છે કે જ્યારે માણસ વ્રત લે છે ત્યારે તો તે તેમ શુદ્ધ નિષ્ઠાથી કરે છે–એનો ભાવ શુદ્ધ હોય છે, પરંતુ જો એ સમયે સત્તામાં મોહનીયરૂપ અશુભ કર્મ હોય તો તેનો ઉદય થતાં એના ભાવ પ્રથમના જેવા શુદ્ધ ન રહે એટલે કે એ અતિચાર સેવવા પ્રેરાય અને જો સત્તામાં પણ અશુભ બીજ ન જ હોય તો નિરતિચારપણે વ્રત પળાય. વીર્ય ફોરવવાથી અતિચાર ઉપર વિજય મેળવી શકાય. સાચી શ્રદ્ધા શુભ વિચારને જન્મ આપે છે અને એ સત્કાર્યને ઉત્પન્ન કરે છે. એટલે કે સત્કાર્યને સાચી શ્રદ્ધા બળ આપનાર છે. એ 'શ્રદ્ધા'દેવીની સહાયતાથી અતિચારરૂપ રાક્ષસો ધીરે ધીરે પલાયન કરી જાય છે.

અગ્નિની સાથે ધૂમાડો નીકળે વાસ્તે ધૂમાડો બંધ કરવા માટે અગ્નિ ઓલવી નાંખવો એ ઇષ્ટ નથી; પરંતુ અગ્નિને સતેજ કરવો એ ઇષ્ટ છે તેમ શુદ્ધ વ્રતને અતિચાર લાગે તેમ છે

૧ છાયા—

पञ्च पञ्चातिचारास्तु सूत्रे ये प्रदर्शिता. ।
ते नावधारणार्थाय किन्तु ते उपलक्षणम् ॥

એથી શુદ્ધ વ્રતનો જ ત્યાગ કરવા પ્રેરાવું તે ડહાપણ નથી, કિન્તુ જેમ શુદ્ધ વ્રતને પુષ્ટિ મળે અને તે ઉત્તરોત્તર વિશુદ્ધ બનતું જાય તેવી ભાવનાઓ ભાવવી એમાં વ્રતધારી મનુષ્યની શોભા છે.

પંચાશકમાં કહ્યું છે કે માણસને વિરતિનો પરિણામ ન હોય તોપણ પ્રયાસ કરવાથી તે પરિણામ ઉદ્‌ભવે છે. અને પ્રયત્ન ન કરાય તો અથવા અશુભ કર્મના ઉદયથી વિરતિનો પરિણામ હોય તોપણ તે તે ધીરે ધીરે નાશ પામે છે; વાસ્તે સમ્યકત્વ પૂર્વક અણુવ્રતાદિ અંગીકાર કર્યા બાદ તેનું સ્મરણ ચાલુ રાખવું. જેમકે મેં આ વ્રત શા માટે સ્વીકાર્યું છે? એનું ફળ શું છે? એથી મારી ઉન્નતિ શી રીતે થશે? એના પાલનમાં કયા કયા વિઘ્ન જણાય છે? એ વિઘ્નો કેવી રીતે દૂર કરી શકાય? આવો ઊહાપોહ કરવાથી તે તે વ્રતમા ચિત્તની સ્થિરતા થાય.

**સંલેખનાના પાંચ અતિચારો—**

( ૧ ) જીવિત–આશંસા, ( ૨ ) મરણ–આશંસા, ( ૩ ) મિત્ર–અનુરાગ, ( ૪ ) સુખ–અનુબંધ અને ( ૫ ) નિદાન–કરણ એ ' સંલેખના ' વ્રતના પાંચ અતિચારો છે.

**જીવિત–આશંસાનું લક્ષણ—**

**वस्त्रादिलाभबहुपरिवारदर्शनेन लोकश्लाघाश्रवणेन चैवमेव श्रेय इति मननरूपत्वं, अवश्यतया जलबुद्‌बुद्रूपविनश्वरशीलस्य शरीरस्यावस्थानादौ गार्ध्येन प्रयत्नकरणं वा जीविताशंसाया लक्षणम् । (५२५)**

અર્થાત્ વસ્ત્રાદિનો લાભ જોઇને, બહોળો પરિવાર દેખીને કે લોકમાં થતી પોતાની પ્રશંસા સાંભળીને જીવવું એ જ શ્રેયસ્કર છ એમ માનવું તે ' જીવન–આશંસા ' છે અથવા તો જળના પરપોટાની પેઠે અવશ્ય વિનાશશીલ એવા શરીરને ટકાવી રાખવા વગેરે માટે અત્યંત આસક્તિ પૂર્વક પ્રયાસ કરવો તે ' જીવિત–આશંસા ' છે.

**મરણ–આશંસા—**

**स्वकीयानादरं दृष्ट्वा 'कदा म्रियेऽहम्' इति परिणामरूपत्वं, रोगग्रस्ततया प्राप्तजीवनक्लेशस्य मरणचित्तस्य प्रणिधानं वा मरणाशंसाया लक्षणम् । ( ५२६ )**

અર્થાત્ પોતાનો અનાદર ( તિરસ્કાર ) થતો જોઇને હું કયારે જલદી મરી જાઉં એ પ્રકારનો ( અધ્યાત્મથી રહિત વ્યક્તિનો ) પરિણામ તે ' મરણ–આશંસા ' છે. અથવા રોગથી સપડાયેલ હોઇ ક્લેશમય જીવન વ્યતીત કરનાર મરણની ઇચ્છા રાખે તે ' મરણ–આશંસા ' છે.

તાત્પર્ય—

કોઈએ અનશન અંગીકાર કર્યું હોય તે સમયે અનેક જનો દ્વારા થતું તેનું વંદન, વિવિધ સ્થળેથી થતી તેની તારીફ ઇત્યાદિરૂપે પોતાની પૂજાદિ વિભુતિ જોઈને લક્ષચાઈ જીવન લંબાય તો સારૂં એ પ્રમાણે જે આ વ્યક્તિ જીવનને ચહાય તે 'જીવન–આશંસા' છે; જ્યારે અનશન અંગીકાર કરેલ વ્યક્તિની કોઈ દરકાર ન કરતું હોય, તેના સત્કારની વાત તો બાજુએ રહી, પરંતુ તેની ખાસ જરૂર પૂરતી પણ સાર સંભાળ ન લેવાતી હોય બલ્કે તેની નિંદા થતી હોય તો તેથી કંટાળીને તે મરણ વાંછે તે 'મરણ–આશંસા' છે.

મિત્ર–અનુરાગનું લક્ષણ—

**जीवितमरणसहचारिमित्रजनेषु योऽयं तादृशः स्नेहस्तं तस्यामवस्थायामपि न जहातीत्येवमनुरागरूपत्वं, पूर्वं सहाचरितपांशुक्रीडनाद्यनुस्मरणे सति यः स्नेहः सञ्जातस्तस्य प्राणात्ययसमयेऽपि परित्यागविमुखरूपत्वं वा मित्रानुरागस्य लक्षणम् । ( ५२७ )**

અર્થાત્ જીવન અને મરણ જેવા પ્રસંગમાં પણ સાથે રહેવાવાળા મિત્રોને વિષે જે સ્નેહ હોય તેવો સ્નેહ અંતિમ અવસ્થામા પણ છોડવો નહિ તે 'મિત્ર–અનુરાગ' છે. અથવા પૂર્વ અવસ્થામાં સાથે ધૂળમાં ક્રીડા વગેરે કર્યાના સ્મરણથી જે સ્નેહ ઉદ્‌ભવે તેને પ્રાણ–ત્યાગના સમયે પણ છોડવો નહિ તે 'મિત્ર–અનુરાગ' છે. મિત્રના ઉપર સ્નેહ એ કથનથી મિત્રની પેઠે પુત્રાદિ ઉપર કે શિષ્યાદિ ઉપરનો સ્નેહ પણ સમજી લેવો.

સુખ–અનુબંધન—

**अनुभूतस्त्रिया विशेषस्मृतिसमन्वाहाररूपत्वं सुखानुबन्धस्य लक्षणम् ।**

અર્થાત્ જે સ્રી સાથે વિષય–સુખનો અનુભવ કર્યો હોય તેને વિશેષે કરીને યાદ કરવાથી જે સુખનો અનુભવ કરાય તે 'સુખ–અનુબંધ' છે. ટુંકમાં કહીએ તો અનુભવેલા સુખો યાદ લાવી મનમાં તાજાં કરવાં તે 'સુખ–અનુબંધ' છે.

નિદાનનું લક્ષણ—

**कष्टानुष्ठानरूपतपसश्चारित्रस्य वा विक्रयकरणरूपत्वं, 'यद्यस्य तपसश्चारित्रस्य वा मम फलमस्ति तर्हि जन्मान्तरे मम चक्रवर्त्यादीनां सुखं भवतु' इतीच्छारूपत्वं वा निदानस्य लक्षणम् । ( ५२८ )**

અર્થાત્ કષ્ટ પૂર્વક કરેલ તપશ્ચર્યાને કે ચારિત્રને વેચી નાંખવું તે ' નિદાન ' છે. અથવા આ મેં જે તપ કર્યું છે યાને ચારિત્ર પાળ્યું છે તેનું જો કંઇ ફળ હોય તો તે ફળરૂપે મને ભવાંતરમાં ચક્રવર્તી કે એવી કોઇ વ્યક્તિ જેવું સુખ મળો એવી ઇચ્છા કરવી તે ' નિદાન ' છે.

આ પ્રમાણે આપણે એકંદર ૯૫ અતિચારો વિચાર્યા. જો ઇરાદા પૂર્વક કે વક્રતાથી તેનુ સેવન કરાય તો તેથી વ્રત ખંડિત જ થાય એટલે કે એ અતિચાર ન ગણાતાં અનાચાર જ ગણાય; પરંતુ જો ભૂલથી, પ્રમાદથી યાને અનાભોગથી તે સેવાઇ જાય તો તે અતિચારરૂપ છે. આ અતિચારથી બચવા માટે પ્રમાદનો ત્યાગ કરવો જોઇએ.

**દાનના સ્વરૂપનો ઉપક્રમ—**

ધર્મના દાન, શીલ, તપ અને ભાવ એમ જે પ્રકારો છે તેમાં દાન એ જીવનના બધા સદ્‌ગુણોનો કળશ છે. એના વિકાસ ઉપર પારમાર્થિક દૃષ્ટિએ અન્ય સદ્‌ગુણોનો ઉત્કર્ષ અવલંબી રહેલો છે અને વ્યાવહારિક દૃષ્ટિએ માનવ-સમાજની વ્યવસ્થાની સમંજસતા અવલંબી રહેલી છે. આ પ્રમાણે જે દાનનુ મહત્ત્વ છે અને જેને વિષે ' અતિથિસંવિભાગ ' વ્રતમા નિર્દેશ કરાયો છે તે દાનનું [1]લક્ષણ હવે નીચે મુજબ રજુ કરવામા આવે છેઃ—

**आत्मपरानुग्रहार्थं परमविशुद्धपरिणामेन स्वद्रव्याणामन्नपानवस्त्रादीनां परित्यागकरणं दानस्य लक्षणम् । ( ५२९ )**

અર્થાત્ સ્વ તેમજ પરના ઉપર ઉપકાર થાય તે માટે અત્યંત નિર્મળ પરિણામ પૂર્વક પોતાનાં ( ન્યાયથી ઉપાર્જન કરેલા ) અન્ન, પાન, વસ્ત્ર વગેરે દ્રવ્યોનો ત્યાગ કરવો તે 'દાન' છે. દાન એટલે ન્યાયપૂર્વક મેળવેલ વસ્તુનું અન્યને અર્પણ કરવું તે. આવા ઇરાદાપૂર્વક અર્પણથી જે અર્પણ કરે છે તેને તેમજ જેને અર્પણ કરાય છે તેને પણ લાભ થાય છે અર્પણ કરનારનો પોતાના ઉપર એ ઉપકાર છે કે એ વસ્તુ ઉપરનુ એનું મમત્વ ઓછું થાય છે અને તેટલે અંશે એની સંતોષવૃત્તિ અને સમભાવ કેળવાય છે. સ્વીકારનારના ઉપર એ ઉપકાર થાય છે કે એથી એના જીવનયાત્રાના રથની ગતિ અટકી પડતી બચી જાય છે, એનો સુખેથી જીવન-નિર્વાહ થાય છે; અને તેમ થતા સદ્‌ગુણોનો વિકાસ કરવા માટે યથેષ્ટ સમય અને માનસિક શાંતિ યાને અનુકૂળ વાતાવરણની એને પ્રાપ્તિ થાય છે.

જોકે બધાં દાનો દાનરૂપે તો પ્રાયઃ સમાન જ છે છતાં તેના ફળમાં તરતમતા રહેલી છે. એ તરતમતાનું કારણ દાનધર્મની વિશેષતા છે. એ વિશેષતાનો મુખ્ય આધાર દાન-ધર્મના વિધિ, દ્રવ્ય, દાતા અને પાત્ર એ ચાર અંગોની વિશેષતા ઉપર રહેલો છે. તેમા **વિધિ-વિશેષનું** લક્ષણ એ છે કે—

---

[1] ૭૮૬ મા પૃષ્ઠમાં આ લક્ષણ વિચારી ગયા છીએ છતાં પ્રસંગવશાત્ તે ફરીથી રજુ કરાય છે.

**देशकालसम्पच्छ्रद्धानादिक्रमरूपत्वं विधिविशेषस्य लक्षणम् । ( ५३० )**

અર્થાત્ દેશ-સંપત્તિ, કાલ-સંપત્તિ, શ્રદ્ધા, સત્કાર વગેરેનો ક્રમ તે 'વિધિ-વિશેષ' છે. તેમાં દેશ-સંપત્તિ એટલે સ્થાવર વગેરે જંતુઓના ઉપદ્રવથી રહિત દેશ. એટલે કે જ્યાં સ્થાવર વગેરે જીવોનો ઉપદ્રવ ન હોય તેવાં રસોડાં વગેરે સ્થાનોને 'દેશ-સંપત્તિ' કહેવામા આવે છે. કાલ સંપત્તિથી એ સમજવાનુ છે કે રાત્રિનો સમય નહિ, પરંતુ પોતાને માટે બનાવવામા આવેલ અશનાદિ ચાર પ્રકારના આહારને વાપરવાનો દિવસનો યોગ્ય સમય અને તેમા પણ ભોજનને વાસ્તે ઉચિત કાળ અર્થાત્ જ્યારે પીરસનાર તૈયાર હોય એવી વિશેષ અનુકૂળતા. વળી અત્ર પૂર્વકર્મ અને પશ્ચાત્કર્મનો અભાવ અપેક્ષિત છે

શ્રદ્ધા એટલે ગુણીજનોને દાન આપવાની અભિલાષા. ઊભા થવું, બેસવાને આસન આપવું, વંદન કરવું વગેરે વિનય સાચવવો તે 'સત્કાર' છે. સત્કાર સહિત દેશ અને કાળને અનુસરીને શ્રદ્ધાપૂર્વક કલ્પનીય વસ્તુનુ દાન દેવું તે 'વિધિ' છે. ટુકમા કહીએ તો દેશકાલની યોગ્યતાને લક્ષ્યમાં રાખીને તેમજ દાનનો સ્વીકાર કરનારના સિદ્ધાન્તને આંચ ન આવે એવી ખપતી વસ્તુનુ આનંદપૂર્વક અર્પણ કરવું તે 'વિધિ-વિશેષ' છે વળી દાન નિષ્કામ વૃત્તિથી અપાય તો તે વિશેષ હિતકારી છે. એટલે દાન આપતી વેળા આ લોક કે પરલોક સંબંધી સુખની ઇચ્છા ન રાખવી. તેવી ઇચ્છા ન રાખવાથી આત્માનો સ્વાભાવિક આનંદ ખીલી ઊઠશે; કેમકે ખરો આનંદ તો આપણી પાસે જે વસ્તુ હોય તે બીજાના ઉપયોગમા આવે તેમાં જ છે. વાસ્તે દાન આપતી વેળા દાન લેનાર આપણો ઉપકાર માને, દુનિયામાં વાહવાહ કહેવાય કે પરભવમા સુખ મળે એવી લાલસામાં લપટાવું ન જોઇએ.

દ્રવ્ય-વિશેષનું લક્ષણ—

**अन्नादिद्रव्याणामेव सारजातिगुणोत्कर्षयोग्यतासम्पन्नरूपत्वं द्रव्यविशेषस्य लक्षणम् । ( ५३१ )**

અર્થાત્ અન્ન વગેરે દ્રવ્યોમાં પણ સાર, જાતિ અને ગુણના ઉત્કર્ષની યોગ્યતાથી યુક્ત જે દ્રવ્ય હોય તે 'દ્રવ્ય-વિશેષ' છે. અત્ર સાર એટલે જેમાંથી ગંધ, રસ વગેરે નષ્ટ ન થઇ ગયેલ હોય તેવા શાલિ, વ્રીહિ, ઘઉં વગેરે 'જાતિ' કહેવાય છે. સુગંધી, લવણ, સ્નિગ્ધ, મધુર એ ગુણો જાણવા. એ સારાદિ જે દ્રવ્યમા ઉત્કૃષ્ટપણે હોય તે 'દ્રવ્ય-વિશેષ' છે. દાનમા અપાતી વસ્તુ એવી હોવી જોઇએ કે તે લેનાર પાત્રને તેની જીવનયાત્રામા પુષ્ટિ કરનારી થઇ પડે અને તેના ગુણના વિકાસમા નિમિત્તરૂપ બને.

દાતૃ-વિશેષનું લક્ષણ—

**प्रतिग्रहीतरि अनसूयारूपत्वे सति त्यागादौ विषादाभावरूपत्वं दातृविशेषस्य लक्षणम् । ( ५३२ )**

અર્થાત્ જેને દાન અપાતું હોય તે વ્યક્તિમાં જે ગુણો હોય તેને દોષરૂપે જોવાની બુદ્ધિરૂપ અસૂયા જે દાતામાં ન હોય તેમજ દાન દેતી વેળા કે ત્યારપછી પણ જેના મનમાં જરા પણ ખેદ ન થાય તે દાતા ' દાતૃ–વિશેષ ' છે. એટલે કે જે દાતા શ્રદ્ધા પૂર્વક, બહુમાન પુરસ્પર, અખિન્ન મનથી દાન દેતો હોય તે ' દાતૃ–વિશેષ ' છે.

પાત્ર–વિશેષનું લક્ષણ—

**सम्यग्दर्शनज्ञानचारित्रसम्पन्नरूपत्वं पात्रविशेषस्य लक्षणम् । ( ५३३ )**

અર્થાત્ સમ્યગ્–દર્શન, સમ્યગ્–જ્ઞાન અને સમ્યક્–ચારિત્રથી યુક્ત વ્યકિત તે ' પાત્રવિશેષ ' છે. એટલે આવી વ્યક્તિને દાન દેવાથી તે દાનનો સદુપયોગ જ કરે, સત્પુરુષાર્થનું જ તે અપ્રમાદિત-પણે સેવન કરે, એવી આ પાત્રની વિશેષતા છે. આવા ઉત્તમ પાત્રને આપેલ દાનનું ફળ વિશિષ્ટ, વિશિષ્ટતર અને વિશિષ્ટતમ છે એટલે કે એથી મોક્ષ પણ હથેલીમાં આવીને ઊભું રહે છે.

इति प. पू. प. पू. श्रीत्युपाधिक–शास्त्रविशारद–जैनाचार्यश्रीमद्विजयधर्मसूरीश्वरचरणारविन्दभृङ्गायमाणेन न्यायतीर्थन्यायविशारदोपनामधारिणा प्रवर्तकश्रीमङ्गलविजयेन विरचितस्य श्रीजैनतत्त्वप्रदीपस्य आस्रवाधिकारवर्णननामा तृतीय उल्लासोऽनुवादादिपूर्वकः समाप्तः ॥



## ચતુર્થ ઉલ્લાસ—'બન્ધ' અધિકાર

આપણે ગત ઉલ્લાસમાં કાયિક, વાચિક અને માનસિક કર્મરૂપ યોગ તે 'આસ્રવ' છે એવું આસ્રવનું લક્ષણ તેમજ તેના પ્રકારોનું કથન કર્યું. હવે 'બન્ધ' અધિકારનું પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં બન્ધની ઉત્પત્તિ કંઇ આકસ્મિક નથી એટલે સૌથી પ્રથમ બન્ધનાં કારણોનો નિર્દેશ કરતાં ગ્રંથકાર કહે છે કે—

**[1]मिथ्यादर्शनाविरतिप्रमादकषाययोगा इति पञ्च बन्धहेतवो भवन्ति ।**

અર્થાત્ (૧) [2]મિથ્યાદર્શન યાને મિથ્યાત્વ, (૨) અવિરતિ, (૩) પ્રમાદ, (૪) કષાય અને (૫) યોગ એમ બન્ધનાં પાંચ કારણો છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું કે મિથ્યાદર્શનાદિ પાંચે બન્ધ–હેતુઓ એક જ જીવમાં સમકાલે સંભવતા નથી કે જે હકીકત હિંસાદિ સર્વ પરિણામોને પણ લાગુ પડી શકે છે. વિશેષમાં આ મિથ્યાદર્શનાદિ જે પાંચ બન્ધ–હેતુઓ છે તેમાં જો પૂર્વ હેતુ વિદ્યમાન હોય તો ઉત્તર હેતુ હોવો જ જોઇએ; કિન્તુ ઉત્તર હેતુ હોય તો પૂર્વ હેતુ હોય પણ ખરો અને ન પણ હોય–એની ભજના સમજવી.

### અવિરતિનું પ્રમાદ અને કષાયથી પૃથક્ત્વ—

તત્ત્વાર્થરાજ૦ (પૃ. ૨૯૭) તરફ નજર કરતાં સમજાય છે કે પ્રમાદ અને અવિરતિ એ બે એક બીજાના પર્યાયરૂપ નથી એટલે કે એમાં વિશેષતા રહેલી છે, કેમકે ત્યાં સૂચવાયું છે તેમ વિરતિથી અલંકૃત વ્યક્તિમાં પણ ચાર જાતની વિકથા, ચાર પ્રકારના કષાય, પાચ પ્રકારની ઇન્દ્રિય, નિદ્રા અને પ્રણયરૂપ પંદર પ્રકારનો પ્રમાદ સંભવે છે. એટલે કે અવિરતિના અભાવમાં પણ પ્રમાદના અસ્તિત્વ માટે અવકાશ છે. આથી અવિરતિ અને પ્રમાદને એક ન ગણતા અત્ર પૃથક્ ગણ્યાં છે તે ન્યાય્ય છે. એવી રીતે કષાય અને અવિરતિમાં પણ ફેર છે. જોકે બંને હિંસાદિ પરિણામ-રૂપ છે, તોપણ કષાય એ કારણ છે અને અવિરતિ એ કાર્ય છે એટલે કે કાર્યસ્વરૂપ હિંસાદિ અવિરતિથી કારણરૂપ કષાય ભિન્ન છે.[3]

આ પ્રમાણે જોતાં વિરતિ, પ્રમાદ અને કષાય એ ત્રણેનું પૃથક્ અસ્તિત્વ સ્વીકારવું પડે તેમ છે. એમાં મિથ્યાદર્શન અને યોગ ઉમેરતાં બન્ધ–હેતુઓની સંખ્યા પાંચની આવે છે.

---

૧ તત્ત્વાર્થ (અ. ૮, સૂ. ૧)માં કહ્યું પણ છે કે—

"मिथ्यादर्शनाविरतिप्रमादकषाययोगा बन्धहेतवः ।"

૨ જુઓ પૃ ૭૨ તેમજ પૃ. ૩૪૯.

૩ હિંસાદિ પરિણામરૂપે વિચાર કરતાં અવિરતિનો કષાયમાં અંતર્ભાવ શક્ય છે. અથવા તો કાર્યમાં કારણનો ઉપચાર કરવાથી પણ અવિરતિનો કષાયમાં સમાવેશ કરી શકાય તેમ છે.

### મિથ્યાત્વાદિ બન્ધ-હેતુઓનો ઇન્દ્રિયાદિ આસ્રવો સાથે અભેદ—

આપણે તૃતીય ઉલ્લાસમાં ઇન્દ્રિય, કષાય, અવ્રત અને ક્રિયા એમ આસ્રવના ભેદો દર્શાવી ગયા છીએ અને અહીં તો મિથ્યાત્વાદિ પાંચનું બન્ધના હેતુ તરીકે યાને આસ્રવ તરીકે નિરૂપણ કરીએ છીએ તો આ બેનો સમન્વય શી રીતે થાય તેનો અત્ર વિચાર કરીશું. **તત્ત્વાર્થરાજ૦** (પૃ. ૨૯૪)મા સૂચવાયું છે તેમ મિથ્યાત્વનો પચીસ પ્રકારની ક્રિયાઓમાં અંતર્ભાવ થાય છે અને પ્રમાદનો આજ્ઞાવ્યાપાદન-ક્રિયા અને અનાકાંક્ષ-ક્રિયામાં સમાવેશ થાય છે. યોગનો ઇન્દ્રિયમાં કે ક્રિયામાં અંતર્ભાવ કરી શકાય. અવિરતિ કહો કે અવ્રત કહો તે તો એક જ છે. એટલે આ પ્રમાણે વિચારતાં મિથ્યાત્વાદિ બન્ધ-હેતુઓ ઇન્દ્રિયાદિ આસ્રવોથી જુદા નથી.

### મિથ્યાદર્શનાદિની જુદાં જુદાં ગુણસ્થાનોમાં સંભાવના—

દરેકે દરેક ગુણસ્થાનકમા કંઇ પાંચે બન્ધહેતુઓ સંભવતા નથી. ફક્ત પ્રથમ ગુણસ્થાનમાં મિથ્યાદર્શનાદિ પાંચે સમુદાયરૂપે છે. બીજા, ત્રીજા અને ચોથા ગુણસ્થાનોમાં અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ છે. પાંચમામાં દેશથી અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ છે. છઠ્ઠા ગુણસ્થાનમાં પ્રમાદ, કષાય અને યોગ એ ત્રણ છે. સાતમા, આઠમા, નવમા, દશમા અને અગ્યારમા ગુણસ્થાનોમાં કષાય અને યોગ એમ બે છે. અગ્યારમામાં સત્તારૂપે કષાય છે પણ ઉદયમાં નથી એટલે ત્યા પણ કષાય-પ્રત્યયિક બન્ધ નથી. બારમા અને તેરમામાં કેવળ યોગ છે.[1] ચૌદમા ગુણસ્થાનમાં એકે બન્ધ-હેતુ નથી. એ તો અપુનર્બન્ધક છે.

### [2]બન્ધનાં કારણોની સંખ્યા પરત્વે મતાંતરો—

પ્રસ્તુત ગ્રંથકાર મોટે ભાગે **તત્ત્વાર્થ**ને અનુસરે છે. એટલે એ અમૂલ્ય ગ્રંથના આઠમા અધ્યાયના આદ્ય સૂત્રમા સૂચવેલા પાચ બન્ધના હેતુઓવાળું કથન તેઓ અત્ર રજુ કરે તે સ્વાભાવિક છે, પરંતુ જૈન દાર્શનિક સાહિત્ય તપાસતાં આ ઉપરાત બીજી બે પરંપરાઓ પણ જોવાય છે એટલે કે બન્ધના હેતુઓ તરીકે **શ્રીઉમાસ્વાતિ** અને તેમના અનુયાયીઓ ઉપર્યુક્ત પાંચનો નિર્દેશ કરે છે, [3]કર્મગ્રન્થકાર તેમજ [4]તેમને પગલે ચાલનારાઓ પ્રમાદ સિવાયના ચારનો એટલે કે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગનો બન્ધના હેતુરૂપે નિર્દેશ કરે છે અને ત્રીજી પરંપરા કષાય અને યોગ એ બેને જ બન્ધના હેતુ તરીકે ઉલ્લેખે છે.[5] આ પ્રમાણે જોકે બન્ધના હેતુની સંખ્યા પરત્વે ભેદ છે, પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ વિચારતા તે કેવળ અન્યાન્ય અપેક્ષા પૂર્વકનાં કથનો જ છે, નહિ કે એક બીજાને ઉતારી કે તોડી પાડવાની વૃત્તિવાળાં એકાન્તિક કથનો છે. એટલે કે એ પરસ્પર ભિન્ન જણાતી પરંપરાનો સમન્વય થઇ શકે તેમ છે અને એ પરિસ્થિતિમાં આમા સંખ્યાભેદ સિવાય કશો ભેદ જ રહેતો નથી.

---

૧ આ ઉપરથી મિથ્યાદર્શનાદિના ક્રમની સકારણતા ફલિત થાય છે.

૨ જુઓ **તત્ત્વાર્થસૂત્ર**નું વિવેચન પૃ. ૩૪૩-૩૪૪.

૩ જુઓ ચતુર્થ **કર્મગ્રન્થ** ગા. ૫૦. ૪ જુઓ **પંચસંગ્રહ** (દ્વા. ૪, ગા. ૧) તથા કર્મકાણ્ડની ગા. ૭૮૬ ૫ જુઓ પાચમો **કર્મગ્રન્થ** (ગા. ૯૬).

પ્રમાદ એ એક જાતનો અસંયમ જ છે અને એથી એનો કષાયમાં કે અવિરતિમાં અંતર્ભાવ કરી શકાય. આ દૃષ્ટિથી કર્મપ્રકૃતિ વગેરે ગ્રંથોમાં ફક્ત ચાર બન્ધ-હેતુઓ ગણાવાયા છે. વળી બારીકીથી વિચાર કરતાં મિથ્યાત્વ અને અસંયમ એ બંને કષાયના સ્વરૂપથી ભિન્ન જણાતા નથી. એથી આ દૃષ્ટિએ કષાય અને યોગ એ બેને જ બન્ધહેતુઓ ગણવામાં કશી હાનિ નથી.

જ્યારે આ પ્રમાણે સમન્વય કરી શકાય છે તો સવાલ એ ઊભો થાય છે કે શા આધારે સંખ્યાભેદની જુદી જુદી પરંપરા ચાલી આવે છે ? આનો ઉત્તર એમ અપાય છે કે કોઇ પણ કર્મ બંધાય ત્યારે તેમાં વધારેમા વધારે પ્રકૃતિ, સ્થિતિ, રસ અને અનુભાગ એ જે ચાર અંશોનું નિર્માણ થાય છે તેના જુદાં જુદા કારણ કષાય અને યોગ એ બે છે. પ્રકૃતિ અને પ્રદેશ એ બે અંશોનું નિર્માણ યોગને આભારી છે, જ્યારે સ્થિતિ અને અનુભાગ એ બે અંશોનું નિર્માણ કષાયને આભારી છે. આ રીતે એક જ કર્મમાં ઉત્પન્ન થતા પ્રકૃતિ આદિ ચાર અંશોના હેતુઓનું વિશ્લેષણ કરવાની દૃષ્ટિએ શાસ્ત્રમાં કષાય અને યોગ એ બે હેતુઓનું કથન કરાયુ છે; અને આધ્યાત્મિક વિકાસની ઉતરતી ચઢતી ભૂમિકારૂપ ગુણસ્થાનોમાં બંધાતી કર્મપ્રકૃતિઓની તરતમતાનું કારણ દર્શાવવા માટે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર બન્ધહેતુઓનો નિર્દેશ કરાયો છે. જે ગુણસ્થાને બન્ધહેતુઓ ઉક્ત ચારમાંથી જેટલા વધારે હોય તે ગુણસ્થાને કર્મપ્રકૃતિઓનો તેટલો વધારે બન્ધ હોય અને જ્યાં એ બન્ધહેતુઓ ઓછા હોય ત્યાં કર્મપ્રકૃતિઓનો બન્ધ તેટલો ઓછો હોય. આ રીતે વિચારતાં એ વાત સ્પષ્ટ થાય છે કે કષાય અને યોગ એ બે હેતુઓનું કથન કરનારી પરંપરા કોઇ પણ એક જ કર્મમાં સંભવતા ચાર અંશોના કારણનું પૃથક્કરણ કરવા માટે છે, જ્યારે મિથ્યાત્વાદિ ચાર હેતુઓનું કથન કરનારી પરંપરા એ જુદાં જુદાં ગુણસ્થાનોમાં તરતમભાવ પામતા કર્મબન્ધના કારણનો ઉકેલ કરવા માટે છે. પાંચ બન્ધહેતુઓની પરંપરાનો આશય તો ચારની પરંપરા કરતાં જુદો જણાતો નથી અને જો હોય તો તે એટલા જ પૂરતો છે કે જિજ્ઞાસુ વિદ્યાર્થીઓને બન્ધહેતુ વિષે વિસ્તારથી જ્ઞાન કરાવવું.

### આસ્રવ અને બંધ એ બે તત્ત્વોમાં પહેલું કયું ?—

આપણે ૯૭૫મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ મિથ્યાદર્શનાદિ પાંચ, કર્મબન્ધનાં કારણો છે અને એ બન્ધનાં કારણોને જ જૈન દર્શન ' આસ્રવ ' કહે છે અર્થાત્ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને કષાયની સાથે સંબંધ ધરાવતી તન, વચન અને મનની પ્રવૃત્તિઓ જ શુભ કે અશુભ કર્મના આગમનનું કારણ હોવાથી આસ્રવરૂપ છે. આ પ્રમાણે આસ્રવ કર્મબન્ધનું કારણ છે અને કર્મબન્ધ એ કાર્ય છે; વાસ્તે પહેલાં કારણ અને પછી કાર્ય હોવું જોઇએ એટલે કે પહેલાં આસ્રવ અને પછી કર્મબન્ધ એ પ્રમાણે એ બે તત્ત્વોને સ્થાન મળે છે. પરંતુ આમ માનવા જતાં એ વાંધો આવે છે કે બન્ધ સિવાય આસ્રવ માટે અવકાશ જ નથી; એથી કરીને પહેલાં કર્મબન્ધ અને પછી આસ્રવ એમ સ્વીકારવું જોઇએ અને તેમ સ્વીકારવા જતાં તો આસ્રવને કર્મબન્ધનો હેતુ માનવો અસંગત ઠરે છે. કેમકે કદી પણ પહેલા કાર્ય અને પછી હેતુ એવો કાર્ય-કારણનો ક્રમ હોઇ શકતો નથી. માટે આસ્રવ અને કર્મબન્ધ એ બેનાં સ્થાન શી રીતે માનવાં ઉચિત છે એ પ્રશ્ન જરૂર ઊભો રહે છે. આનો ઉત્તર એ છે કે જેમ બીજ અને ઝાડ એ બેમાં પહેલું કયું અને પછી કયું એ પ્રશ્નનો

આરો આવે તેમ નથી, પરંતુ એનો પ્રવાહ અનાદિ કાલથી વહ્યા કરે છે તેમ આસ્રવ અને બન્ધમાં પહેલું કયું અને પછી કયું એ વાતનો અંત આવે તેમ નથી; એ તો પ્રવાહરૂપે અનાદિ કાલથી નિરંતર ચાલૂ જ છે. આસ્રવ અને કર્મબન્ધ એ બંને પ્રવાહરૂપે અનાદિ હોવાથી એના પૂર્વાપરનો ક્રમ પણ અનાદિ સમજવો. હા એટલું ખરૂં કે વર્તમાનકાળના આસ્રવનો હેતુ પૂર્વ કાળનો કર્મબન્ધ છે અને થનારા કર્મબન્ધનો હેતુ આ વર્તમાન કાળનો આસ્રવ છે.

પૂર્વ કાળના બન્ધની અપેક્ષાએ વર્તમાન કાળનો આસ્રવ કાર્યરૂપ છે અને એ જ કાર્યરૂપ આસ્રવ ભાવિ કર્મબન્ધની અપેક્ષાએ કારણરૂપ છે. એ જ દૃષ્ટિએ અહીં આસ્રવને કર્મ-બન્ધનો હેતુ કહ્યો છે, માટે આસ્રવ અને બન્ધના ક્રમમાં કોઇ જાતનો વાંધો કે કોઇ પ્રકારની આપત્તિ આવે તેમ નથી.

**મિથ્યાદર્શનનું સ્વરૂપ અને તેના બે પ્રકારો—**

હવે આપણે એક પછી એક મિથ્યાદર્શનાદિ બન્ધ-હેતુઓની વ્યાખ્યા કરીશું. તેમાં સૌથી પ્રથમ મિથ્યાદર્શનનો વિચાર કરીએ. મિથ્યાદર્શન કહો કે મિથ્યાત્વ કહો તે એક જ છે. એનું લક્ષણ ગ્રંથકાર નીચે મુજબ નિર્દેશે છેઃ—

**मिथ्यात्वमोहनीयकर्मपुद्गलसाचिव्यविशेषादात्मपरिणामविशेष-रूपत्वं मिथ्यात्वस्य लक्षणम् । ( ५३४ )**

અર્થાત્ મિથ્યાત્વ-મોહનીયરૂપ કર્મ-પુદ્‌ગલની પ્રધાનતાને લીધે આત્મામાં જે પરિણામ ઉદ્‌ભવે છે તે ‘ મિથ્યાત્વ ’ છે.

અન્ય રીતે વિચારીએ તો સર્વજ્ઞપ્રરૂપિત તત્ત્વને વિષે શ્રદ્ધાનો અભાવ એ ‘ મિથ્યાત્વ ’ છે. અર્થાત્ સમ્યગ્દર્શન એ પદાર્થનું વાસ્તવિક શ્રદ્ધાન હોવાથી એનું સ્વરૂપ સમ્યગ્દર્શનથી ઉલટું છે. એ મિથ્યાદર્શન બે પ્રકારનું સંભવે છેઃ—( ૧ ) પદાર્થને વિષે યથાર્થ શ્રદ્ધાનના અભાવરૂપ અને ( ૨ ) અયથાર્થ વસ્તુના શ્રદ્ધાનરૂપ. આ બેમાં ખાસ ફેર એટલો જ છે કે પહેલું તદ્દન મૂઢ દશામાં પણ હોય, જ્યારે બીજું તો વિચારદશામા યાને સમજુ અવસ્થામા જ હોય. વિચારશક્તિનો વિકાસ થયા છતા જ્યારે અભિનિવેશથી કોઇ એક જ દૃષ્ટિને ખોટી રીતે વળગી રહેવામાં આવે ત્યારે વિચારદશા હોવા છતા અતત્ત્વના પક્ષપાતને લઇને એ દૃષ્ટિ ‘ મિથ્યાદર્શન ’ કહેવાય છે. એ ઉપદેશજન્ય હોવાથી ‘ અભિગૃહીત ’ કહેવાય છે. વિચારદશા વિકસ્વર ન થઇ હોય ત્યારે અનાદિકાલીન આવરણના દબાણને લીધે ફક્ત મૂઢતા હોય છે. આવા સમયે જેમ તત્ત્વનું અશ્રદ્ધાન નથી તેમ અતત્ત્વનું પણ શ્રદ્ધાન નથી. એ વખતે માત્ર મૂઢતા હોઇ તત્ત્વનું અશ્રદ્ધાન કહી શકાય. એ નૈસર્ગિક હોવાથી યાને ઉપદેશથી નિરપેક્ષ હોવાને લીધે ‘ અનભિગૃહીત ’ કહેવાય છે. દૃષ્ટિ કે પંથના બધા એકાંતિક કદાગ્રહો ‘ અભિગૃહીત મિથ્યાદર્શન ’ છે. આનો સંભવ મનુષ્ય જેવી વિચારમાં વિકસિત બનેલી જાતિમાં

છે, જ્યારે અનભિગૃહીત મિથ્યાદર્શનનો સંભવ કીટ, પતંગ વગેરે મૂર્ચ્છિત ચૈતન્યવાળી જાતિઓમાં છે.

પ્રસ્તુત ગ્રંથકારે પણ મિથ્યાત્વના અભિગૃહીત અને અનભિગૃહીત એવા બે પ્રકારો સૂચવ્યા છે. તેમાં **અભિગૃહીત મિથ્યાત્વનું લક્ષણ** તેમણે નીચે મુજબ નિર્દેશ્યુ છેઃ—

**मत्यज्ञानादिना परिकल्पयतोऽसम्यग्दर्शनपरिग्रहविषयको योऽयं 'तदेव सत्यम्' इत्यभ्युपगमः, तत्प्रतिपत्त्या गृहीतमिथ्यात्वरूपत्वं, मत्यज्ञानादिनाऽभ्युपेत्यासम्यग्दर्शनविषयकपरिग्रहरूपत्वं वाऽभिगृहीत-मिथ्यात्वस्य लक्षणम् । ( ५३५ )**

અર્થાત્ મતિ-અજ્ઞાનાદિ વડે કલ્પના કરનારા ( જનો ), ખોટા મતોના સમૂહમાંથી આ દર્શન જ સત્ય છે એવી માન્યતા ધરાવે તો તેમની તે માન્યતા 'અભિગૃહીત મિથ્યાત્વ' કહેવાય છે. અથવા મતિ-અજ્ઞાનાદિ વડે ગ્રહણ કરાયેલ અયથાર્થ દર્શન સંબંધી જે સ્વીકાર તે 'અભિગૃહીત મિથ્યાત્વ' છે. આ પ્રકારના મિથ્યાત્વથી વાસિત વ્યક્તિ 'મિથ્યાત્વી' કહેવાય છે.

શ્રમણ ભગવાન્ **મહાવીર**ના સમયમાં આ ઉપદેશજન્ય ( નહિ કે નૈસર્ગિક ) મિથ્યાત્વથી યુક્ત એવા પાખંડીઓની સંખ્યા **સૂત્રકૃતાંગ** (શ્રુ. ૧, ઉ. ૧૨)ની ૧૧૯મી [1]નિર્યુક્તિમાં ૩૬૩ની સૂચવાઇ છે, જ્યારે [2]બૌદ્ધ ગ્રંથમા ૬૩ નો ઉલ્લેખ છે. અભિગૃહીત મિથ્યાત્વની અપેક્ષા અનુસાર

---

૧ આ રહ્યો એ ઉલ્લેખઃ—

" असियसयं किरियाणं अक्किरियाणं च होइ चुलसीती ।
अन्नाणिय सत्तट्ठी वेणइयाणं च बत्तीसा ॥ ११९ ॥ "

[ अशीत्यधिकशतं क्रियावादिनामक्रियावादिनां च भवति चतुरशीतिः ।
अज्ञानिकाः सप्तषष्टिर्वैनयिकानां च द्वात्रिंशत् ॥ ]

૨ મહર્ષિ **બુદ્ધ**ના સમયમા જુદા જુદા ૬૩ પથો હતા એમ **સુત્તનિપાત**ના **સભિયસુત્ત**ની ૨૯ મી ગાથાની નિમ્ન-લિખિત પક્તિ ઉપરથી સમજાય છે—

" यानि च तीणि यानि च सट्ठि समणप्पवदितानि० "
[ यानि च त्रीणि यानि च षष्टिः श्रमणप्रवादितानि० ]

અર્થાત્ ત્રણ અને સાઠ એટલે ત્રેસઠ મતો હતા. આમા બૌદ્ધ મતનો પણ સમાવેશ થતો હોય એમ જણાય છે, કેમકે પાલી સાહિત્યમા અનેક સ્થળે " द्वासट्ठि दिट्ठिगतानि " એટલે બાસઠ પથોનો ઉલ્લેખ નજરે પડે છે. આ બાસઠ પથોના શ્રમણોના મતો વિગતવાર બતાવવાનો પ્રયત્ન **દીઘનિકાય**ના પહેલા 'બ્રહ્મજાલ' નામના સૂત્રમા કરવામા આવ્યો છે, પરતુ તે કૃત્રિમ છે જે સમયે એ સૂત્ર લખાયુ હશે તે સમયે તેના રચનારને **બુદ્ધ**ના સમયમા જે શ્રમણપથો અસ્તિત્વ ધરાવતા હતા તેને વિષે ૬૨ની સંખ્યા સિવાય બીજી માહિતી બહુ જ થોડી હશે એમ લાગે છે. જુઓ પ્રો **રાજવાડે**ના **બ્રહ્મજાલસુત્ત**નુ પરિશિષ્ટ તેમજ **પુરાતત્ત્વ** ( પુ ૨, પૃ ૨૪૨ ).

આના (૧) અજ્ઞાનવાદી, (૨) ક્રિયાવાદી, (૩) અક્રિયાવાદી અને (૪) વિનયવાદી એમ [1]ચાર વિભાગો પાડવામાં આવ્યા છે. તેમા આ ગ્રંથકાર કથે છે તેમ બુદ્ધના શિષ્ય પ્રમુખ અજ્ઞાનવાદીઓની સંખ્યા ૬૭ ની છે.[2] **સાકલ્ય** ( [3]**શાકલ્ય** ), **વલ્કુલ**, ( **બાષ્કલ** ), **સાત્યમુગ્રિ**, **ચારાયણ**, **માધ્યન્દિન**, **મૌદ**, **પિષ્પલાદ** ( **પિપ્પલાદ** ), **બાદરાયણ**, **જૈમિનિ**, **વસુ** વગેરેનો અજ્ઞાનવાદીમાં અંતર્ભાવ કરાય છે.

ક્રિયાવાદીના ૧૮૦ ભેદો છે.[4] તેમાં **મરીચિ**, **કુમાર**, **કપિલ**, **ઉલૂક**, **ગાર્ગ્ય** વગેરે ક્રિયાવાદી છે.

અક્રિયાવાદીના ૮૪ પ્રકારો છે.[5] **કૌકલ** ( ? ), **કાણ્ઠેવિદ્ધિ**, **કૌશિક** વગેરે અક્રિયાવાદીઓ છે.

વિનયવાદીના ૩૨ ભેદો છે.[6] **વશિષ્ટ(વસિષ્ઠ)**, **પારાશર**, **જાતુ(તૂ)કર્ણ**, **વાલ્મીકિ**, **રોમહર્ષ**, **સત્યદત્ત**, **વ્યાસ**, **ઇલાપુત્ર** વગેરેને વિનયવાદી જાણવા.

## વિવિધ વાદો અને તેના મુખ્ય અનુયાયીઓના પરિચયને લગતું સાહિત્ય—

આર્ષ સૂત્રો યાને અંગો પૈકી **દૃષ્ટિવાદ**માં જ વિશેષે કરીને અજ્ઞાનવાદ, ક્રિયાવાદ, અક્રિયા-

---

શ્રમણોનું ધ્યેય ઐહિક દુઃખોથી મોક્ષ મેળવવાનું હતુ, પરતુ તે કેવી રીતે મેળવવો એ વિષે વિલક્ષણ મતભેદ થવાથી ઉપર જણાવેલા ૬૨ મતભેદો યાને પથો ઉત્પન્ન થયા હતા. આમાના કેટલાક વખત જતા એક બીજામા મળી ગયા આમાથી જે છ પંથો બીજા શ્રમણપથોને પછવાડે પાડી આગળ ધસ્યા હતા, તે નીચે મુજબ છે:—

(૧) અક્રિયાવાદ, (૨) સંસારશુદ્ધિવાદ અથવા નિયતિવાદ, (૩) ઉચ્છેદવાદ (૪) અન્યોન્યવાદ, (૫) ચાતુર્યામસવરવાદ અને (૬) વિક્ષેપવાદ. આ છએ વાદનું સ્વરૂપ **દીઘનિકાય**ના **સામઞ્ઞફલસુત્ત**મા મળે છે. એનો સારાશ **પુરાતત્ત્વ** ( પુ. ૨, પૃ. ૨૨૩-૨૪૭ )મા આપેલો છે. વિશેષ માહિતી માટે **દીઘનિકાય**નું પ્રો **રાજવાડે**કૃત મરાઠી ભાષાંતર ( ભા ૧, પૃ. ૫૬–૬૫ ) તેમજ **સામઞ્ઞફલસુત્ત**નુ પરિશિષ્ટ જોવું.

આ વાદના **પૂરણ કસ્સપ**, **મક્ખલિ ગોસાલ**, **અજિતકેસકમ્બલ** **પકુધકચ્ચાયન**, **નિગણ્ઠનાતપુત્ત** અને **સજય બેલટ્ઠપુત્ત** એ અનુક્રમે નાયકો યાને આચાર્યો હતા. મહર્ષિ **બુદ્ધ**ના નિર્વાણ પછી ૯૫૦ વર્ષે લખાયેલી **અટ્ઠકથા** (આઠ કથા)માં આ આચાર્યોનો પુષ્કળ ઉપહાસ કરાયેલો છે.

૧ મહાત્મા બુદ્ધે (૧) સક્કાય-દિટ્ઠિ ( સત્કાયદૃષ્ટિ ), (૨) વિચિકિચ્છા ( વિચિકિત્સા ) અને (૩) સીલબ્બત ( શીલવ્રત ) એમ જે દાર્શનિક વિચારોના ત્રણ વિભાગો પાડયા છે તે અનુક્રમે અક્રિયાવાદ, અજ્ઞાનવાદ અને વિનયવાદ સાથે સરખાવી શકાય

**ઉત્તરાધ્યયન** ( અ. ૧૮, ગા ૨૩ ) તેમજ **સૂત્રકૃતાંગ** ( ૧-૧૨-૪ )ના ઉપરથી **ડૉ. બરુઆ** એવું અનુમાન કરે છે કે **મહાવીર**ના શિષ્યો નિવેદન કરે છે તેમ **મહાવીરે** પોતાની પદ્ધતિને ક્રિયાવાદ કહી અને બાકીનાની પદ્ધતિઓને અક્રિય, અણ્ણાન અને વિનય એ ત્રણમા વિભક્ત કરી.

૨, ૪–૬ જુઓ ૯૭૯ મા પૃષ્ઠગત પ્રથમ ટિપ્પણ.

૩ કૌંસમાં આપેલા નામો શુદ્ધ છે. અત્ર આપેલ નામવાળી વ્યક્તિઓની તેમજ બીજીઓની પણ માહિતી માટે **તત્ત્વાર્થ** ( ભા ૨ )ની મારી અંગ્રેજી પ્રસ્તાવના જોવી.

વાદ, ઈશ્વરવાદ, નિયતિવાદ, શૂન્યવાદ, વિજ્ઞાનવાદ, અદ્વૈતવાદ વગેરે અનેક વાદોને લગતી ચર્ચા હતી આથી કરીને તો [1]**દૃષ્ટિવાદ**ની વ્યુત્પત્તિ દર્શાવતા **તત્ત્વાર્થ** ( અ. ૧, સૂ. ૨૦ )ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૯૧ )માં તેના કર્તા **શ્રીસિદ્ધસેનગણિ**એ કહ્યું છે કે—

**" दृष्टीनाम्-अज्ञानिकादीनां यत्र प्ररूपणा कृता स दृष्टिवादः । "**

આ દૃષ્ટિવાદના તો આજે દુર્ભાગ્યે દર્શન પણ અશક્ય છે. એટલે આ વાદો માટે આગમ તરીકે તો [2]**સૂત્રકૃતાંગ** જોઇ સંતોષ માનવો પડે છે. પ્રાચીનતામાં ઉતરતી કોટિમાં એના પછી એની નિર્યુક્તિને મૂકી શકાય તેમ છે. આગમ જેવા સન્માન્ય ગણાતા **સન્મતિતર્ક**માં પણ આ વાદોની ઝાંખી થાય છે. **તત્ત્વાર્થ** ( અ. ૮, સૂ. ૧ )ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૧૨૨–૧૨૩ )માં અજ્ઞાન-વાદ વગેરે પ્રસ્તુત ચાર વાદોનું ટૂંક સ્વરૂપ અને તેના કેટલાક અનુયાયીઓના નામોનો નિર્દેશ

---

૧ **ઓઘનિર્યુક્તિ**ની વૃત્તિના આઠમા પત્રમાં આને ઉદ્દેશીને કહ્યું છે કે—

" द्रव्यानुयोगः सदसत्पर्यालोचनरूपः स च दृष्टिवादः, चशब्दात् अनार्षः सम्मत्यादिरूपश्च । "

અર્થાત્ દ્રવ્યાનુયોગ એ કોઇ પણ પદાર્થ ( પ્રમેય )ને લગતી, શું એ સત્ છે કે અસત્ છે, શું એ નિત્ય છે કે અનિત્ય છે ઇત્યાદિ ચર્ચારૂપ છે આ દ્રવ્યાનુયોગનો વિષય **દૃષ્ટિવાદ** નામના લુપ્ત થયેલા બારમા અંગમાં મુખ્ય સ્થાન ભોગવે છે. વળી અનાર્ષ એટલે અતીન્દ્રિય જ્ઞાનથી રહિત એવા શ્રુતજ્ઞાનીને હાથે રચાયેલા **સમ્મતિતર્ક**મા પણ દ્રવ્યાનુયોગ ઠાસી ઠાંસીને ભરેલો છે.

અત્ર એ નિવેદન કરવું અનાવશ્યક નહિ ગણાય કે જેને જૈનો ' દ્રવ્યાનુયોગ ' કહે છે તેને બ્રાહ્મણો પ્રાયઃ ' તત્ત્વજ્ઞાન ' કહે છે અને બૌદ્ધો મોટે ભાગે એનો ' અભિધમ્મ ' શબ્દથી વ્યવહાર કરે છે.

૨ આ દ્વિતીય અંગમાં સ્વસમયની અને પરસમયની વિસ્તૃત પ્રરૂપણા છે. એમાં લગભગ નીચે મુજબના ત્રેવીસ વિષયો વિષે ચર્ચા છે.

(૧) પંચમહાભૂત, (૨) એકાત્મ, (૩) તજ્જીવ-તચ્છરીર, (૪) અકારક, (૫) આત્મષષ્ઠ, (૬) પંચસ્કંધ, (૭) ચતુર્ધાતુ, (૮) નિયતિ, (૯) ભિક્ષુકર્મ, (૧૦) કૃત, (૧૧) અવતાર, (૧૨) સિદ્ધ-અરોગ, (૧૩) લોક, (૧૪) સુખેન સુખ, (૧૫) સ્ત્રીસંગ, (૧૬) મુક્તિસાધન, (૧૭) ક્રિયા, (૧૮) અક્રિય, (૧૯) વિનય, (૨૦) અજ્ઞાન, (૨૧) હિંસા, (૨૨) વેદ અને (૨૩) હસ્તિતાપસ.

આમાંનાં કેટલાક નામો સૂત્રકારે, કેટલાક નિર્યુક્તિકારે, કેટલાક ટીકાકારે અને કેટલાંક મૂળમાં કહેલા ભાવ ઉપરથી પં. **બેચરદાસે** યોજ્યા છે. આ દરેક વાદ (મંતવ્ય)ના સંક્ષિપ્ત સ્વરૂપ માટે જુઓ **પુરાતત્ત્વ** ( પુ. ૩, પૃ ૧૧૫–૧૨૮ ) અને અજૈન દર્શનમાંના એવા વાદોનાં નામનિર્દેશાદિ માટે જુઓ **તત્ત્વાર્થ** ( વિ ૨ )ની મારી અંગ્રેજી પ્રસ્તાવના

છે. **આચાર** તેમજ [1]**સૂત્રકૃત**ની શ્રીશીલાંકસૂરિકૃત ટીકાઓમાં તેમજ **નયચક્ર**, **અનેકાન્ત-જયપતાકા** અને **સ્યાદ્વાદરત્નાકર** જેવા તાર્કિક ગ્રંથોમાં પણ આ વાદો વિષે વર્ણન મળી આવે છે. **પ્રવચનસારોદ્ધાર**, **તર્કરહસ્યદીપિકા** વગેરેમાં પણ આનું ચિત્ર આલેખાયેલું છે.

દિગંબર સાહિત્યમાં **તત્ત્વાર્થરાજ૦** ( પૃ. ૫૧; ૨૯૪ )માં તેમજ **તત્ત્વાર્થશ્લોક૦** (પૃ. ૪૭૪)માં પ્રસ્તુત વાદો અને એના મુખ્ય અનુયાયીઓનો નામોલ્લેખ છે, પરંતુ એ સાહિત્યમાં એથી પ્રાચીન કોઇ ગ્રન્થમાં એ અનુયાયીઓનો પરિચય હોય તો તે કયા છે તેની મને ખબર નથી.

## સૂત્રકૃતાંગ અને અજ્ઞાનવાદ—

આ વાદના સંબંધમાં **સૂત્રકૃતાંગ** ( શ્રુ. ૧, અ. ૧, ઉ. ૨, [2]ગા. ૧૪–૧૬ )મા કહ્યું છે કે કેટલાક બ્રાહ્મણો અને શ્રમણો એ બધા એમ કહે છે કે બધાં જ્ઞાન પરસ્પર વિરુદ્ધ છે અને એથી એ અસત્ય છે. સંસારમા પણ જે બધાં પ્રાણીઓ છે તે કોઇ બરાબર જાણતા નથી. જેમ આર્ય ભાષાને નહિ સમજનારો મ્લેચ્છ કેવળ આર્યના વચનોનો અનુવાદ કરે છે પણ કઇ સમજતો નથી એટલે તેના હેતુની અપેક્ષાથી અજ્ઞાત છે તેમ બધા લોકો પોતપોતાની પરંપરામા ઉતરી આવેલા તત્ત્વોનો કેવળ અનુવાદ કરે છે, પણ એનો કશો હેતુ સમજતા નથી અર્થાત્ કોઇને કોઇ પ્રકારનો ચોક્કસ નિશ્ચય થતો નથી માટે [3]અજ્ઞાન એ જ શ્રેય છે. વિશેષમાં આ દ્વિતીય અંગ ( શ્રુ. ૧, અ ૧૨,

---

૧ સૂત્રકૃતની ટીકાના ૨૦૮મા અને ૨૦૯મા પત્રમા કહ્યુ છે કે—

"एषां च क्रियावाद्यादीनां स्वरूपं तन्निराकरणं चाचारटीकायां विस्तरेण प्रतिपादितमिति नेह प्रतन्यते" અર્થાત્ ક્રિયાવાદી વગેરેનુ સ્વરૂપ તેમજ તેમના મતનું નિરસન **આચાર**ની ટીકામા વિસ્તારથી આપેલુ છે એટલે અહીં તેનો ઊહાપોહ કરવામા આવતો નથી.

આથી એ ફલિત થાય છે કે શ્રી**શીલાંક**સૂરિએ **આચાર**ની ટીકા રચ્યા બાદ **સૂત્રકૃત**ની ટીકાની રચના કરી છે.

૨ " माहणा समणा एगे, सव्वे नाणं सयं वये ।
सव्वलोगे वि जे पाणा न ते जाणंति किंचण ॥१४॥
मिलक्खू अमिलक्खुस्स, जहा वुत्ताणुभासए ।
ण हेउ से विजाणाइ, भासिअं तऽणुभासए ।। १५ ॥
एवमन्नाणिया नाणं, वयंता वि सयं सयं ।
निच्छयत्थं न याणंति, मिलक्खु व्व अबोहिया ॥१६॥ "

[ माहनाः ( ब्राह्मणविशेषाः ) श्रमणाः ( परिव्राजकविशेषाः ) एके सर्वे ज्ञानं स्वकं वदन्ति ।
सर्वलोकेऽपि ये प्राणा न ते जानन्ति किञ्चन ॥
म्लेच्छः ( आर्यभाषानभिज्ञ ) अम्लेच्छस्य यथा उक्तमनुभाषते ।
न हेतुं तस्य विजानाति भाषितं तदनुभाषते ॥
एवमज्ञानिका ज्ञानं वदन्तोऽपि स्वकं स्वकम् ।
निश्चयार्थं न जानन्ति म्लेच्छ इवाबोधिकाः ॥ ]

३ Ignorance is bliss

[1]ગા. ૨ )માં કહ્યું છે કે અજ્ઞાનવાદીઓ કુશળ છતા અસંસ્તુત છે; તેઓ વિચિકિત્સાના પારને પામેલા નથી. એ અકોવિદો અકોવિદો સાથે વગર વિચાર્યું ખોટું બોલે છે.

## સૂત્રકૃતાંગ અને ક્રિયાવાદ—

**સૂત્રકૃત** ( શ્રુ. ૧, અ. ૧૨, [2]ગા. ૧૧ )માં કહ્યું છે કે ( ક્રિયાવાદી ) એવા કેટલાક બ્રાહ્મણો અને શ્રમણો લોકનું સ્વરૂપ બરાબર સમજીને આ પ્રમાણે કહે છે કે દુઃખ સ્વયંકૃત છે, અન્યકૃત નથી.

## સૂત્રકૃતાંગ અને અક્રિયાવાદ—

**સૂત્રકૃત** ( શ્રુ. ૧, અ. ૧૨, [3]ગા. ૫-૭ )માં કહ્યું છે કે અક્રિયાવાદીઓ અક્રિયાને કહે છે. તેઓ પોતે જણાવેલાં તત્ત્વમાં ચોક્કસ નથી. કોઈ કંઈ પૂછે તો તેઓ કશું કહી શકતા નથી; આ બે પક્ષવાળું છે, આ એક પક્ષવાળું છે એમ કહ્યા કરે છે. કર્મનાં [4]છ આયતન કહે છે. અબુઝ એવા અક્રિયાવાદીઓ જુદું જુદું કહે છે. તેઓ કહે છે કે સૂર્ય ઉગતો નથી કે આથમતો

---

१ " अण्णाणिया ता कुसला वि संता, असंथुया णो वितिगिच्छतिन्ना ।
अकोविया आहु अकोवियेहिं, अणाणुवीइत्तु मुसं वयंति ॥ २ ॥ "
[ अज्ञानिकास्ते कुशला अपि सन्तोऽसंस्तुता न विचिकित्सातीर्णाः ।
अकोविदा आहुरकोविदैरनुविचिन्त्य मृषा वदन्ति ॥ ]

२ " ते एवमक्खंति समिच्च लोगं, तहा तहा(गया) समणा माहणा य ।
सयंकडं णन्नकडं च दुक्खं, आहंसु विज्जाचरणं पमोक्खं ॥ ११ ॥ "
[ ते एवमाख्यान्ति समेत्य लोकं तथा तथा(गताः) श्रमणा माहनाश्च ।
स्वयंकृतं नान्यकृतं च दुःखमाहुः विद्याचरणं प्रमोक्षमिति ॥ ]

३ " सम्मिस्सभावं च गिरा गहीए, से मुम्मुई होइ अणाणुवाई ।
इमं दुपक्खं इममेगपक्खं, आहंसु छलाययणं च कम्मं ॥ ५ ॥
ते एवमक्खंति अबुज्झमाणा, विरूवरूवाणि अकिरियवाई ।
जे मायइत्ता बहवे मणूसा, भमंति संसारमणोवदग्गं ॥ ६ ॥
णाइच्चो उएइ ण अत्थमेति, ण चंदिमा वड्ढति हायती वा ।
सलिला ण संदति ण वंति वाया, वंझो णियंतो कसिणे हु लोए ॥७॥ "
[ सम्मिश्रीभावं च गिरा गृहीते स मूकवितभाषी भवति अज्ञानवादी ।
इदं द्विपक्षमिदमेकपक्षमाहु षडायतनं च कर्म ॥
ते एवमाख्यान्ति अबुध्यमाना विरूपरूपाणि अक्रियावादी ।
ये आदाय बहवो मनुष्या भ्रमन्ति संसारमनवदग्रम् ॥
नादित्य उदेति नास्तमेति न चन्द्रमा वर्धते हीयते वा ।
सलिलानि न स्यन्दन्ते न वान्ति वाता वन्ध्यो नियतः कृत्स्नः खलु लोकः ॥ ]

४ પાંચ ઇન્દ્રિયો અને આશ્રવ-દ્વાર.

નથી,[1] ચંદ્ર વધતો નથી કે ઘટતો નથી, પાણી ઝરતાં નથી, વા વાતો નથી, સમગ્ર લોક વન્ધ્ય અને નિયત છે.

**સ્થાનાંગ** ( સ્થા. ૪, ઉ. ૪)માં અક્રિયાવાદના નીચે મુજબ [2]આઠ પ્રકારો સૂચવાયા છેઃ—

( ૧ ) એક્કા(એક)વાદી, ( ૨ ) અણિક્કા(અનેક)વાદી, ( ૩ ) મિતવાદી, ( ૪ ) નિમ્મિત્ત-વાદી, ( ૫ ) સાય(શાશ્વત)વાદી, ( ૬ ) સમુચ્છેય(દ)વાદી, ( ૭ ) ણાય(નિયત)વાદી અને ( ૮ ) ણુ-(ન) સંતિ-પરલોકવાદી.

આનો પ્રસ્તુત અક્રિયાવાદના ભેદો સાથે શો સંબંધ છે તે જાણવું બાકી રહે છે. આ સંબંધમાં કોઇએ પ્રયાસ કર્યો જાણવામાં નથી.

## સૂત્રકૃતાંગ અને વિનયવાદ—

**સૂત્રકૃત** (શ્રુ. ૧, અ. ૧૨, [3]ગા. ૩ )મા કહ્યું છે કે જે આ અનેક વિનયવાદીઓ છે તેઓ સત્યને અસત્ય સમજે છે, અસાધુને સાધુ કહે છે.

## વિનયવાદનું વિકૃત સ્વરૂપ—

**સરસ્વતી** માસિક ( વ. ૧૩, અં. ૧, પૃ. ૧૮૦ )ના નીચે મુજબના ઉલ્લેખ ઉપરથી એ જાણી શકાય છેઃ—

**“ इसके बाद, सब प्राणियों में भगवान की भावना दृढ करने और अहं-कार छोडने के इरादेसे प्राणिमात्र को ईश्वर समझ कर आपने साष्टांग प्रणाम करना शुरू किया। जिस प्राणि को आप आगे देखते उसी के सामने उस के पैरों पर आप जमीन पर लेट जाते! इस प्रकार ब्राह्मण से ले कर चाण्डाल तक और गौ से ले कर गधे तक को आप साष्टांग नमस्कार करने लगे. ”**

---

૧ આ સંબંધમાં જુઓ મુણ્ડક-ઉપનિષદ્ ( ૨-૨-૧૦ ), કઠ-ઉપનિષદ્ ( ૫-૧૫ ) અને શ્વેતાશ્વતર-ઉપનિષદ્ ( ૬-૧૪ ).

૨ દીઘનિકાયના બ્રહ્મજાલસુત્તમા જે નીચે મુજબના આઠ ભેદો દર્શાવાયા છે તે આ સાથે સરખાવાયઃ—

( ૧ ) અમરા-વિક્ખેપિક, ( ૨ ) સસ્સતવાદી, ( ૩ ) એકચ્ચસસ્સતવાદી, ( ૪ ) અંતાન-તિક, ( ૫ ) અધિચ્ચસમુપ્પન્નિક, ( ૬ ) ઉદ્ધમાઘાતનિક, ( ૭ ) ઉચ્છેદવાદી અને ( ૮ ) દિટ્ઠ-ધમ્મનિબ્બાનવાદી. અર્થાત્ ( ૧ ) અમરાવિક્ષેપક, ( ૨ ) શાશ્વતવાદી, ( ૩ ) એકત્યશાશ્વતવાદી, ( ૪ ) અન્તાનન્તિક, ( ૫ ) અધીત્યસમુત્પન્નિક, ( ૬ ) ઊર્ધ્વમાઘાતનિક, ( ૭ ) ઉચ્છેદવાદી અને ( ૮ ) દૃષ્ટધર્મનિર્વાણવાદી.

૩ “ सच्चं असच्चं इति चिंतयंता, असाहु साहु त्ति उदाहरंता ।
जेमे जणा वेणइया अणेगे, पुट्ठा वि भावं विणइंसु णाम ॥३॥”
[ सत्यमसत्यमिति चिन्तयन्तोऽसाधुं साधुमित्युदाहरन्त. ।
ये इमे जना वैनयिका अनेके पृष्टा अपि भावं व्यनैषुः नाम ॥ ]

**ક્રિયાવાદીના ૧૮૦ ભેદો ઇત્યાદિ—**

ક્રિયાવાદના ભેદોનું સ્વરૂપ યથાર્થ રીતે સમજાય તે માટે આપણે **તત્ત્વાર્થ** (અ. ૭, સૂ. ૧૮)ની વૃત્તિ (પૃ. ૧૦૦–૧૦૧)નો આશ્રય લઈશું.[1] જીવ, અજીવ, આસ્રવ, બન્ધ, સંવર, નિર્જરા, પુણ્ય, પાપ અને મોક્ષ એ નવ પદાર્થો પરિપાટી પૂર્વક લખી એ દરેકની નીચે સ્વતઃ અને પરતઃ એમ બે બે શબ્દો-સ્થાપન કરવા. વળી આ દરેક શબ્દની નીચે નિત્ય અને અનિત્ય શબ્દો સ્થાપવા અને એ પ્રત્યેકની નીચે કાળ, સ્વભાવ, નિયતિ, ઈશ્વર અને આત્મા એમ પાંચ પાંચ શબ્દો સ્થાપવા. આ સ્થાપનાનું દિગ્દર્શન કેટલેક અંશે નીચે મુજબ ઉપસ્થિત કરાય છે:—




આ પ્રમાણે વિચારતા જીવના વીસ ભેદો થયા. એવી રીતે અજીવાદિ આઠ પદાર્થો પૈકી પ્રત્યેકના વીસ વીસ ભેદો જાણવા. અર્થાત્ કુલે ૧૮૦ ભેદો ક્રિયાવાદના થયા. આ પ્રમાણે અજ્ઞાનવાદ વગેરેના ભેદો ઘટાવી લેવા. જેમકે અજ્ઞાનવાદ માટે પુણ્ય અને પાપ સિવાયના સાત પદાર્થોનો વિચાર કરવો. આત્માનું અસ્તિત્વ નહિ હોવાથી નિત્ય અને અનિત્ય એવા ભેદો માટે અવકાશ રહેતો નથી. કાળ, સ્વભાવ, નિયતિ, ઈશ્વર, આત્મા અને યદચ્છા એમ છ દૃષ્ટિએ પ્રત્યેકનો વિચાર કરતાં ૭ × ૨ × ૬ = ૮૪ ભેદો અજ્ઞાનવાદના થાય છે.

જીવાદિ પદાર્થો ઉપરાંત ઉત્પત્તિનો વિચાર કરતા અજ્ઞાનિકના ૬૭ યાને ૯ × ૭ + ૪ પ્રકારો ઉદ્ભવે છે. જેમકે જીવાદિ નવ પદાર્થના સત્ત્વ, અસત્ત્વ, સદસત્ત્વ, અવાચ્યત્વ, સદવાચ્યત્વ, અસદવાચ્યત્વ અને સદસદવાચ્યત્વ એમ સાત સાત વિકલ્પો એટલે એકંદર ૬૩ અને ઉત્પત્તિના પ્રાથમિક ચાર મળી ૬૭ જાણવા.

દેવ, રાજા, યતિ, જ્ઞાતિ, સ્થવિર, અધમ, માતા અને પિતા એ આઠનો શરીર, વાણી, મન અને દાનથી વિનય કરવા વડે વૈનયિકના બત્રીસ ( ૮ × ૪ = ૩૨ ) પ્રકારો થાય છે.

હવે ક્રિયાવાદની દૃષ્ટિએ જીવના વીસ ભેદોનું યત્કિંચિત્ સ્વરૂપ આલેખવામાં આવે તે પૂર્વે **કાલવાદી, સ્વભાવવાદી, નિયતિવાદી, ઈશ્વરવાદી, આત્મવાદી** અને **યદચ્છાવાદી**ની સ્થૂળ રૂપરેખા આલેખવામાં આવે છે.

---

૧ **સૂત્રકૃત**ની ટીકાના ૨૦૯મા પત્રમાં આ વિષે થોડોક ઉલ્લેખ છે **પ્રવચનસારોદ્ધાર** ( દ્વા. ૨૦૬ )ની વૃત્તિ ( પત્ર ૩૪૫–૩૪૭ ) પણ પ્રકાશ પાડે છે.

**[1]કાલવાદીની માન્યતા—**

સમગ્ર જગત્ કાલકૃત છે, જગતની સમસ્ત પ્રવૃત્તિઓ કાળને જ આભારી છે, દુનિયામાં જે કંઇ બનાવ બને છે તેનું કારણ કાળ જ છે એમ જેઓ માને છે તેઓ 'કાલવાદી' કહેવાય છે. એમનું કહેવું એ છે કે કાળ વિના આંબો, ચંપો, અશોક કે અન્ય કોઇ ઝાડ ફૂલ, ફળ વગેરેથી વિભૂષિત બનતું નથી. સર્વ પરિણતિ કાળ ઉપર આધાર રાખે છે. વળી ઋતુ વગેરેના વિભાગો, ગર્ભાધાન તેમજ બાળ, કુમાર, યૌવન, વૃદ્ધતા ઇત્યાદિ અવસ્થાઓને પણ કાળની અપેક્ષા રહેલી છે, કેમકે પ્રતિનિયત કાળમાં જ એ ઉપલબ્ધ થાય છે. સ્પષ્ટ શબ્દોમા કહીએ તો કાળની મર્યાદા પ્રાપ્ત થયા વિના આંબા ઉપર કેરી આવતી નથી. વળી શિયાળામાં જ ઠંડી પડે છે, ઉનાળામા જ તાપ પડે છે અને ચોમાસામાં જ વરસાદ પડે છે, વસંત ઋતુમાં જ વૃક્ષો સુપલ્લવિત બને છે ઇત્યાદિ વિવિધ કાર્યો પ્રતિનિયત ઋતુ યાને કાલ-વિભાગને અધીન છે. સૂર્ય-કમળનો વિકાસ સવારે જ અને સંકોચ સાંજે જ થાય છે. રસોઇ પણ કાલક્રમ પૂર્વક જ તૈયાર થાય છે.[2] મોક્ષ જેવી અત્યુત્તમ વસ્તુની પ્રાપ્તિ પણ ભવસ્થિતિના પરિપાક ઉપર અવલંબિત છે એટલે તે પણ કાલની જ લબ્ધિ કહી શકાય. કાલના અભાવમાં તો સર્વત્ર અવ્યવસ્થા ઉપસ્થિત થાય; કેમકે પછી ગમે તે કાર્ય ગમે તે સમયે ઉદ્ભવે, કોઇ જાતનો દુનિયામાં નિયમ જ ન રહે અને પૂરેપૂરી અંધાધુંધી પ્રવર્તે.[3]

**[4]સ્વ[5]ભાવવાદીનું મંતવ્ય-**

આ વિશ્વમાં સર્વ ભાવ ( પદાર્થ ) સ્વભાવને વશ છે એમ સ્વભાવવાદીઓનું માનવું છે. જેમકે માટીમાંથી ઘડો બને છે, નહિ કે કપડું, એવી રીતે તાતણામાંથી કપડું બને છે, નહિ કે

---

૧ કાલવાદનું વિસ્તૃત સ્વરૂપ ડૉ. શ્રાડરે "Uber den stand der Indischen Philosophie zur Zeit Mahavirs und Buddhas" એ નામના ગ્રંથ ( પૃ. ૧૭-૩૦ )માં જર્મન ભાષામા આલેખ્યુ છે. આના પ્રતિબિંબરૂપ વક્તવ્ય "Pre-Buddistic India" ( પૃ. ૧૯૯-૨૧૨ ) નામક ગ્રથમાં ડૉ. બરુઆ તરફથી રજુ થયુ છે.

૨ દાખલા તરીકે મગ ચૂલા ઉપર ચડાવ્યા કે તરત જ રધાઇ જતા નથી.

૩ આ સબધમા શ્રીહરિભદ્રસૂરિએ શાસ્ત્રવાર્તાસમુચ્ચયમા કહ્યુ પણ છે કે—

" न कालव्यतिरेकेण, गर्भबालशुभादिकम् ।
यत् किञ्चिज्जायते लोके, तदसौ कारणं किल ॥ १६५ ॥
कालः पचति भूतानि, काल. संहरति प्रजाः ।
काल सुप्तेषु जागर्त्ति, कालो हि दुरतिक्रमः ॥ १६६ ॥
किञ्च कालादृते नैव, मुद्गपक्तिरपीष्यते ।
स्थाल्यादिसन्निधानेऽपि, तत कालादसौ मता ॥ १६७ ॥
कालाभावे च गर्भादि, सर्वं स्याद्व्यवस्थया ।
परेष्टहेतुसद्भाव-मात्रादेव तदुद्भवात् ॥ १६८ ॥ "

૪ આનું સ્વરૂપ ડૉ. શ્રાડરે પૂર્વોક્ત જર્મન ગ્રથ ( પૃ ૩૦-૩૨ )મા આલેખેલું છે.

૫ જુઓ શાસ્ત્રવાર્તા૦ ( શ્લો. ૧૬૯-૧૭૨ ).

ઘડો. સ્વભાવ વિના કાળ પણ કંઇ કરી શકે તેમ નથી. જેમકે મગ રંધાવવા મૂક્યા હોય તેમાં જે કાંગડુ મગ હોય તેને ગમે તેટલો વખત સુધી ચૂલા ઉપર રાખી મૂકવામાં આવે તો એ ચડે જ નહિ-રંધાય જ નહિ. વળી માળી કે ખેડુત ગમે તેટલો પ્રયાસ કરે તોપણ ફલ-સિદ્ધિ તો બીજના સ્વભાવ પ્રમાણે જ થવાની. આ પ્રમાણે દરેક ચીજનું કારણ સ્વભાવ જ છે એમ સ્વભાવવાદીઓ માને છે.

## [1]નિયતિવાદીનો મત—

નિયતિ એટલે ભાવિભાવ. જે જેમ બનવાનું હોય તે તેમ બને છે જ. એમાં પુરુષાર્થનું-ઉદ્યમનું કંઇ જ વળે તેમ નથી એમ માનનારાઓ 'નિયતિવાદી' છે. એમનું કહેવું એ છે કે જો આ નિયતિવાદ ન સ્વીકારાય તો વ્યવસ્થા ઉપર પાણી ફરી વળે.

**સૂત્રકૃત** ( શ્રુ. ૧, અ. ૧, ઉ. ૨, ગા. [2]૧-૩ )માં આ નિયતિવાદ સંબંધી એવો ઉલ્લેખ મળે છે કે કેટલાકનું એવું કહેવું છે કે બધા જુદા જુદા જીવો જે સુખ કે દુઃખ અનુભવે છે અથવા પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય છે એ બધું કંઇ જીવના પુરુષાર્થને લીધે થતું નથી. અર્થાત્ એ બધાનો કર્તા જ્યારે જીવ પોતે જ નથી તો એનો કર્તા બીજો કોણ હોય? જીવો એ બધાં સુખ દુઃખનો અનુભવ કરે છે તે **સાંગતિક** છે-નિયતિને લીધે તેમ થાય છે એટલે કે જેમ બનવાનુ હોય તેમ બન્યા કરે છે; એમાં કોઈનો પુરુષાર્થ, કાળ, ઈશ્વર, સ્વભાવ કે કર્મ એ કોઇનું કંઇ ચાલતું નથી.[3]

---

૧ આના સ્વરૂપની જર્મન ભાષામાં આલેખાયેલી રૂપરેખા માટે જુઓ ડૉ. શ્રાડરની કૃતિ ( પૃ. ૩૨-૩૬ ).

૨ " आघाअं पुण एगेसिं, उववण्णा पुढो जिया ।
वेदयंति सुहं दुक्खं, अदुवा लुप्पंति ठाणाउ ॥ १ ॥
न तं सयंकडं दुक्खं, कओ अन्नकडं च णं ? ।
सुहं वा जइ वा दुक्खं, सेहियं वा असेहियं ॥ २ ॥
सयंकड न अण्णेहिं, वेदयंति पुढो जिया ।
संगइअं तं तहा तेसिं, इहमेगेसिमाहिअ ॥ ३ ॥ "

[ आख्यातं पुनरेकेषामुपपन्नाः पृथग् जीवाः ।
वेदयन्ति सुखं दुःखं अथवा लुप्यन्ते स्थानात् ॥
न तत् स्वयं कृतं दुःखं कुतोऽन्यकृतं च ? ।
सुखं वा यदि वा दुःखं सैद्धिकं वाऽसैद्धिकम् ॥
स्वयंकृतं नान्यैर्वेदयन्ति पृथग् जीवाः ।
साङ्गतिकं तत् तथा तेषु इहैकेषामाख्यातम् ॥ ]

૩ સરખાવો—

" अवश्यम्भाविनो भावा, भवन्ति महतामपि ।
नग्नत्वं नीलकण्ठस्य, महाहिशयनं हरेः ॥ "

આ અંગના બીજા શ્રુતસ્કંધમાં આ વાદ પરત્વે એમ સૂચવાયું છે કે કેટલાક શ્રમણો અને બ્રાહ્મણો એમ કહે છે કે જે પુરુષો ક્રિયાવાદનું સ્થાપન કરે છે તેઓ તેમજ જે પુરુષો અક્રિયાવાદનું સ્થાપન કરે છે તેઓ પણ એટલે આ બંને બનવા કાળની યાને નિયતિવાદની અપેક્ષાએ એક સરખા છે. અર્થાત્ ક્રિયાનું અને [1]અક્રિયાનું કારણ પણ નિયતિ જ છે.

આપણે ૯૮૦મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ **સામઞ્ઞફલસુત્ત**માં આ વાદનો નિર્દેશ છે. ત્યા એને 'સંસારશુદ્ધિવાદ' તરીકે પણ ઓળખાવ્યો છે. એના નાયક તરીકે [2]**મક્ખલિ ગોસાલ**-નું નામ સૂચવાયુ છે. જૈન દૃષ્ટિ પ્રમાણે પણ એ નિયતિવાદી હતો. એનું કહેવું એ હતું કે પ્રાણીઓની અપવિત્રતાનું કઇ પણ કારણ નથી; કારણ વિના જ-હેતુ સિવાય જ પ્રાણી અપવિત્ર થાય છે. એવી જ રીતે પ્રાણીઓની શુદ્ધતામાં પણ કંઇ હેતુ નથી; કારણ સિવાય જ પ્રાણી શુદ્ધ થાય છે. પોતાના કે પારકાના સામર્થ્યથી કંઇ થતું નથી. પુરુષના સામર્થ્યથી કંઇ થતું નથી. બળ નથી, વીર્ય નથી, પુરુષની શક્તિ અથવા પરાક્રમમા પણ કંઇ નથી. સર્વ સત્ત્વો, સર્વ જીવો, સર્વ પ્રાણીઓ, અવશ, દુર્બળ અને નિર્વીર્ય છે. તે નસીબ, જાતિ, વૈશિષ્ટ અને સ્વભાવથી બદલાય છે; અને કૃષ્ણ, નીલ, લોહિત, હારિદ્ર, શુક્લ અને પરમ શુક્લ એ છ જાતિ પૈકી કોઇ પણ જાતિમાં રહી સર્વ દુઃખનો ઉપભોગ કરે છે. ૮૪ લાખ મહાકલ્પના ફેરામા ગયા પછી ડાહ્યા અને ગાડા બંનેના દુઃખનો નાશ થાય છે. શીલ, તપ, વ્રત કે બ્રહ્મચર્યથી અપરિપક્વ કર્મોને પક્વ કરીશ અથવા પરિપક્વ થયેલા કર્મોના ફળો ભોગવીને તેને નહિ જેવાં કરી નાંખીશ એવું જો કોઇ કહે તો તેમ થવાનું નથી. આ સંસારમા સુખ-દુઃખો પરિમિત, પાલીથી માપી શકાય એ રીતે ઠરાવેલાં છે, અને તે ઓછાં વતાં કરાવી શકાય એમ નથી. જે પ્રમાણે સુતરનો દડો ફેંકતાં તે ઉકલી રહે ત્યાં સુધી જ જાય તેમ ડાહ્યા અને મૂર્ખના દુ.ખનો સંસારના ફેરામાં ગયા પછી જ નાશ થાય છે.

## ઈશ્વરવાદીની માન્યતા—

આ સમગ્ર જગત્ ઈશ્વરે રચેલું છે. જેનાં જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય અને ધર્મ એ ચાર અપ્રતિહત અને અનાદિ છે એવો ઇશ્વર જ અજ્ઞ અને પોતાના સુખ દુઃખ વિષે અસમર્થ એવા

---

અર્થાત્ જે ભાવો જરૂર જ થનારા હોય તે મોટાઓના સબધમા પણ બને છે-તેમને પણ છોડતા નથી દાખલા તરીકે વિચારો **મહાદેવ**ની નગ્નતા અને **વિષ્ણુ**નુ શેષ નાગના ઉપરનુ શયન. આ સંબંધમા જુઓ **નીતિશતક**ગત દૈવપદ્ધતિ ( શ્લો. ૮૧-૯૦ ).

૧ સરખાવો **પુરાતત્ત્વ** ( પુ. ૨, પૃ. ૨૪૭ )ગત નિમ્ન-લિખિત ઉલ્લેખ.—

" નન્દવચ્છ વગેરે ત્રણ આજીવક પરપરાના મુખ્ય આચાર્યો હતા. તેમના નિયતિવાદમા અને પૂરણ કાશ્યપના અક્રિયાવાદમા બહુ ફરક ન હોવાથી આ બન્ને પથોનો યોગ થવો સહેલો થયો હશે. મક્ખલિ ગોસાલના દેહદંડનો માર્ગ પૂરણને પસદ હતો એ પણ આ ઉપરથી સિદ્ધ થાય છે. "

૨ એના વૃત્તાન્ત માટે જુઓ Sacred Books of the East ( vol 45 )ની પ્રસ્તાવના ( પૃ ૨૯-૩૨ ).

જીવોના સ્વર્ગ અને નરકનો પ્રેરક છે. આ પ્રમાણેનો મત ધરાવનારા 'ઇશ્વરવાદી' કહેવાય છે. શાસ્ત્રવાર્તા૦મા કહ્યુ પણ છે કે—

" ज्ञानमप्रतिघं यस्य, वैराग्यं च जगत्पतेः ।
ऐश्वर्यं चैव धर्मश्च, सहसिद्धं चतुष्टयम् ॥ १९५ ॥

अज्ञो जन्तुरनीशोऽय-मात्मनः सुखदुःखयोः ।
ईश्वरप्रेरितो गच्छेत् , स्वर्गं वा श्वभ्रमेव वा ॥१९६॥—युग्मम्

[1]આત્મવાદીઓનું મંતવ્ય—

વિશ્વમાં એક આત્મા સિવાય બીજું કશું જ નથી.[2] જેમ જળમાં અનેક ચન્દ્રો દેખાય છે, પરંતુ વસ્તુતઃ એક જ છે તેમ જુદા જુદા દેહમા જુદો જુદો આત્મા જણાય છે, બાકી તે એક જ છે. [3]આ પ્રમાણે માનનારી વ્યક્તિઓ 'આત્મવાદી' કહેવાય છે.

યદૃચ્છાવાદીનું કથન—

પ્રતિનિયત કાર્યકારણભાવ જેવું કંઇ નથી એમ કહેનારા યદૃચ્છાવાદીઓ છે. તેઓ કહે છે કે અગ્નિમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ 'અરણિ' કાષ્ઠમાંથી પણ થાય છે; ધૂમાડામાથી જેમ ધૂમાડાની ઉત્પત્તિ છે તેમ અગ્નિ અને આર્દ્ર બળતણના સંયોગમાથી પણ છે; કંદમાંથી જેમ કેળ ઉત્પન્ન થાય છે તેમ બીજમાંથી પણ ઇત્યાદિ. આવી પરિસ્થિતિમા અમુક કાર્યનું અમુક જ કારણ છે એવો નિયમ જોવાતો નથી. યદૃચ્છા પ્રમાણે ક્વચિત્ કંઇક થાય છે.

હવે પાછો આપણે પ્રસ્તુત વિષય હાથ ધરીશુ. જીવના વીસ ભંગો પૈકી પ્રથમ ભંગ એ છે કે **इह अस्ति जीवः स्वतो नित्यः कालतः** અર્થાત્ કાલવાદીના મત પ્રમાણે આ જગત્મા સ્વરૂપથી ( નહિ કે પરની અપેક્ષાએ એટલે હ્રસ્વ-દીર્ઘની પેઠે સાપેક્ષિક દૃષ્ટિએ નહિ ) જીવ શાશ્વત ( નહિ કે ક્ષણિક ) છે, કેમકે પૂર્વ કાલ અને ઉત્તર કાલની અવસ્થિતિ છે.

---

૧ આનુ સ્વરૂપ ડૉ. શ્રાડરે જર્મન ભાષામાં રજુ કર્યું છે જુઓ પૂર્વોક્ત જર્મન ગ્રંથ ( પૃ. ૩૮-૪૨ ). આ ઉપરાત યદૃચ્છાવાદની પણ તેમણે પૃ. ૩૬-૩૮મા રૂપરેખા આલેખી છે તે પણ વાચવા લાયક છે.

૨ સરખાવો ઋગ્વેદ ( મ. ૧૦, સૂ. ૯૦, ઋ. ૨ )—

" पुरुष एवेदं सर्वं यद् भूतं यच्च भाव्यं० "

૩ વિચારો બ્રહ્મબિન્દુ-ઉપનિષદ્ગત નિમ્નલિખિત પદ્ય—

" एक एव हि भूतात्मा, देहे देहे व्यवस्थितः ।
एकधा बहुधा चैव, दृश्यते जलचन्द्रवत् ॥१२॥ "

अस्ति जीवः स्वतोऽनित्यः कालतः એ જીવનો બીજો ભંગ છે. ‘ સ્વતઃ ’ને બદલે ‘ પરતઃ ’ નો પ્રયોગ કરતા ત્રીજો અને ચોથો ભંગ ઉદ્ભવે છે. સર્વે પદાર્થોના સ્વસ્વરૂપનો પરિચ્છેદ પર પદાર્થના સ્વરૂપની અપેક્ષાએ છે. જેમકે દીર્ઘતાની અપેક્ષાએ હ્રસ્વતાનું સ્વરૂપ અને હ્રસ્વતાની અપેક્ષાએ દીર્ઘતાનું સ્વરૂપ. એવી રીતે કુંભ વગેરે જોઇને એનાથી વ્યતિરિક્ત આત્માનુ ભાન થાય છે. આ પ્રમાણે આત્માના સ્વરૂપનો પરના સ્વરૂપથી જ બોધ થાય છે. આ દૃષ્ટિએ ત્રીજા અને ચોથા ભંગો વિચારવાના છે.

જેમ કાલની દૃષ્ટિએ ચાર ભંગો વિચાર્યા તેમ સ્વભાવ, નિયતિ, ઈશ્વર અને આત્માની દૃષ્ટિએ પણ ચાર ચાર ભંગો વિચારવા એટલે જીવના વીસ ભંગો થશે. એ પ્રમાણે અજીવાદિના વીસ વીસ ભંગો વિચારતા બધા મળીને ૧૮૦ પ્રકારો થશે.

### અનભિગૃહીતાદિ મિથ્યાત્વ—

અભિગૃહીત મિથ્યાત્વથી અન્ય પ્રકારના મિથ્યાત્વના અનભિગૃહીત ઇત્યાદિ પ્રકારો પડે છે. આ બધાં પણ તત્ત્વાર્થને વિષે અશ્રદ્ધારૂપ છે.

### અવિરતિનું લક્ષણ—

पूर्वोक्तविरतिलक्षणाद् विपरीतरूपत्वमविरतेर्लक्षणम् । ( ५३६ )

અર્થાત્ [૧]પૂર્વે કહી ગયેલા વિરતિના લક્ષણથી વિપરીત સ્વરૂપવાળું અવિરતિનું લક્ષણ છે.

### કષાયનું લક્ષણ—

संसारप्राप्तिनिमित्तरूपत्वं कषायस्य लक्षणम् । ( ५३७ )

અર્થાત્ સંસારની પ્રાપ્તિના કારણને ‘ કષાય ’ કહેવામાં આવે છે. જેમાં રહેલા પ્રાણીઓ પરસ્પર પીડા પામે તે ‘ કષ ’ યાને ‘ સંસાર ’ કહેવાય છે; અને જે દ્વારા સંસારની પ્રાપ્તિ થાય તે ‘ કષાય ’ છે.[૨] એના ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર પ્રકારો છે.

યોગ તો પંદર પ્રકારનો છે. જો લક્ષણની દૃષ્ટિએ પ્રમાદનો કષાયાદિમાં સમાવેશ થતો હોય તો તેના લક્ષણોના કથનમા આનુ લક્ષણ આવી જ જાય છે. છતાં બાલ-જીવોનો માર્ગ સરળ થાય તે માટે એનુ અર્થાત્ **પ્રમાદનું લક્ષણ** નીચે મુજબ દર્શાવાય છેઃ—

૧ જુઓ પૃ ૮૫૭.

૨ જુઓ એની વ્યુત્પત્તિ માટે પૃ. ૭૪૩.

**स्मृत्यनवस्थाने सति कुशलेष्वनादररूपत्वे च सति योगदुष्प्रणिधानरूपत्वं प्रमादस्य लक्षणम् । ( ५३८ )**

અર્થાત્ વિસ્મરણરૂપ અને પુણ્યાનુબંધી પુણ્યના કાર્યોમાં અનાદરરૂપ એવા ત્રણે યોગના અનિષ્ટ વ્યાપારને 'પ્રમાદ' કહેવામાં આવે છે. આ પ્રમાદના ( ૧ ) મદ્ય, ( ૨ ) વિષય, ( ૩ ) કષાય, ( ૪ ) વિકથા અને ( ૫ ) નિદ્રા એમ પાંચ પ્રકારો છે. કહ્યું પણ છે કે—

" [1]मज्जं १ विसय २ कसाया ३ निद्दा ४ विगहा ५ य पंचमी भणिआ ।
एए पंच पमाया जीवं पाडंति संसारे ॥ "

વળી પ્રમાદના આઠ પ્રકારો પણ સંભવે છે. આ હકીકત ઉપર નિમ્નલિખિત ગાથા પ્રકાશ પાડે છે:—

" [2]अन्नाणं १ संसओ २ चेव, मिच्छानाणं ३ तहेव य ।
रागो ४ दोसो ५ मइब्भंसो ६, धम्मंमि य अणायारो ७ ॥
जोगाणं दुप्पणीहाणं ८, पमाओ अट्ठहा भवे ।
संसारुत्तारकामेणं, सव्वहा वज्जिअव्वओ ॥ "

અર્થાત્ ( ૧ ) અજ્ઞાન, ( ૨ ) સંશય, ( ૩ ) મિથ્યાજ્ઞાન, ( ૪ ) રાગ, ( ૫ ) દ્વેષ, ( ૬ ) મતિભ્રંશ ( વિસ્મરણાદિ ), ( ૭ ) ધર્મને વિષે અનાદર અને ( ૮ ) યોગોનું દુષ્પ્રણિધાન એમ પ્રમાદ આઠ પ્રકારનો છે. સંસારનો પાર પામવાની અભિલાષાવાળાએ આ પ્રત્યેકનો ત્યાગ કરવો ઘટે; કેમકે પ્રમાદ તો શ્રુતકેવલીને પણ અનર્થનું કારણ થઇ પડે છે. **આચારાંગ**માં [3]કહ્યું પણ છે કે પ્રમત્તને સર્વ પ્રકારનો ભય છે,[4] જ્યારે અપ્રમત્તને કશો પણ ભય નથી–કોઇ તરફથી ભીતિ નથી.

---

૧–૨ છાયા—

मद्यं विषयकषायौ निद्रा विकथा च पञ्चमी भणिता ।
एते पञ्च प्रमादा जीवं पातयन्ति संसारे ॥
अज्ञानं संशयश्चैव मिथ्याज्ञानं तथैव च ।
रागो द्वेषो मतिभ्रंशो धर्मे चानादरः ॥
योगानां दुष्प्रणिधानं प्रमादोऽष्टधा भवेत् ।
संसारोत्तारकामेन सर्वथा वर्जयितव्यः ॥

૩ આ રહ્યો એ ઉલ્લેખ—

" पमत्तस्स सव्वओ भयं अप्पमत्तस्स न कुतो वि भयं "
[ प्रमत्तस्य सर्वतो भयमप्रमत्तस्य न कुतोऽपि भयम् ]

૪ સરખાવો—

" चउदसपुव्वी आहारगा य मणनाणि वीअरागा वि ।
हुंति पमायपरवसा तयणंतरमेव चउगइआ ॥ "
[ चतुर्दशपूर्वी आहारकाश्च मनोज्ञानी वीतरागा अपि ।
भवन्ति प्रमादपरवशास्तदनन्तरमेव चतुर्गतिकाः ॥ ]

અમૂર્ત આત્મા અને કર્મનું ગ્રહણ—

આપણે ઉપર પ્રમાણે બન્ધના હેતુઓનુ પ્રતિપાદન કર્યું. એથી કોઇને શંકા ઉત્પન્ન થાય કે અમૂર્ત આત્માને હાથ વગેરે નહિ હોવાથી તેનામાં ગ્રહણ કરવાની શક્તિ નથી તો પછી તેના સંબધમાં કર્મના ગ્રહણરૂપ વ્યાપાર ક્યાંથી સભવે ? આનું સમાધાન એ છે કે પ્રથમ તો આ શંકા જ અસ્થાને છે, કેમકે આવી શંકા કરનાર દેવાનાંપ્રિય જૈન પ્રક્રિયાથી અપરિચિત લાગે છે; કારણ કે કયા જૈન વિદ્વાને સંસારી આત્માને સર્વથા અમૂર્ત માન્યો છે ? કર્મ અને જીવનો પરસ્પર સંબંધ અનાદિ કાળનો હોવાથી કર્મ અને જીવ બંને કથંચિત્ એકરૂપ બનેલાં છે. એ એનો તદ્રૂપ પરિણામ છે, કારણ કે એ બને અર્થાત્ આત્મપ્રદેશો અને કર્મની વર્ગણાઓ ક્ષીર અને જળની જેમ અથવા અગ્નિ અને લોખંડના ગોળાની પેઠે મળી ગયેલા છે. અર્થાત્ આથી સંસારી આત્મા કથંચિત્ મૂર્ત છે જ અને આવો મૂર્ત આત્મા કાર્મણ શરીર દ્વારા કર્મના ગ્રહણરૂપ વ્યાપાર કરી શકે છે. સકષાયતારૂપ કારણને લઇને જીવ કર્મને યોગ્ય પુદ્ગલો અર્થાત્ કર્મપ્રાયોગ્ય વર્ગણા ગ્રહણ કરે છે. આવી પરિસ્થિતિમા શંકા માટે અવકાશ જ રહેતો નથી.

અત્ર કોઇ એવો પ્રશ્ન ઊઠાવે કે ૯૭૫મા પૃષ્ઠમા સામાન્ય રીતે બન્ધના હેતુનો વિચાર કરતી વેળા કષાયનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે જ તો પછી અહીં ફરીથી તેનો કેમ નિર્દેશ કરાય છે ? આનો ઉત્તર એ છે કે બન્ધ–હેતુઓમાં કષાયની મુખ્યતા દર્શાવવી છે અથવા તો કષાયોના સદ્ભાવમાં તીવ્ર, મંદ અને મધ્યમ આશયને અનુરૂપ સ્થિતિ અને અનુભાગ થાય છે એ પ્રમાણેનો વિશેષ પ્રકારનો બોધ કરાવવા માટે ફરીથી ‘ કષાય ’ પદનો નિર્દેશ કરાયો છે.

બન્ધનો અર્થ—

‘બન્ધ’ એટલે બન્ધન. કર્મરૂપે પરિણમવાને માટે યોગ્ય એવા પુદ્ગલોનો આત્માની સાથેનો મેળાપ તે ‘ બન્ધ ’ કહેવાય છે અથવા તો પ્રકૃતિ વગેરે દ્વારા આત્મા બંધાય છે–પરતંત્ર બને છે તે ‘ બન્ધ ’ છે. આ બન્ધ પુદ્ગલનો પરિણામવિશેષ છે અને તે ક્ષીર અને નીરની એકમેકતા જેવો છે. રાગાદિકથી રંગાયેલા એવા આત્મ–પ્રદેશો સાથે કર્મ–પુદ્ગલોનું આલિંગન તે ‘ બન્ધ ’ પદાર્થ છે. સૂક્ષ્મ રીતે વિચારીએ તો મિથ્યાત્વાદિ બન્ધ–હેતુઓને લીધે આર્દ્ર બનેલ–રાગી બનેલ ચિત્તવાળી વ્યક્તિની સાથે, ચારે બાજુથી યોગવિશેષ દ્વારા ગ્રહણ કરાયેલી અને સૂક્ષ્મ, એક ક્ષેત્રને વિષે અવગાહીને રહેલી અનંતપ્રદેશાત્મક કર્મયોગ્ય વર્ગણાઓનો આશ્લેષ તે ‘ બન્ધ ’ છે.

કાર્મણ શરીરરૂપ પરિણામનું લક્ષણ—

**रागादिस्नेहाभ्यञ्जनस्यात्मनोऽपूर्वकर्मग्रहणयोग्यताधारकत्वं कार्मणशरीरपरिणामस्य लक्षणम् । ( ५३९ )**

અર્થાત્ રાગાદિરૂપ સ્નેહથી લેપાયેલ આત્મા, નૂતન કર્મને ગ્રહણ કરવાની જે યોગ્યતા ધારણ કરે છે તે ' કાર્મણ શરીરરૂપ પરિણામ ' સમજવો.

જીવ અને શરીરની કોઇક અંશે એકતા હોવાથી અનાભોગ ( ઉપયોગ શૂન્ય ) વીર્યથી કર્મબન્ધ થાય છે. કાર્મણ શરીરના પુદ્ગલથી ગ્રહણ કરાયેલા એ બન્ધના ચાર પ્રકારો છે. આનો વિચાર કરીએ તે પૂર્વે ' કર્મબન્ધ ' સંબંધી કેટલોક ઉલ્લેખ કરવો આવશ્યક જણાય છે,

## કર્મપ્રવાદ પ્રમાણે કર્મબન્ધની ત્રિવિધતા—

( ૧ ) બદ્ધ, ( ૨ ) બદ્ધ-સ્પૃષ્ટ અને ( ૩ ) બદ્ધ-સ્પૃષ્ટ-[1]નિકાચિત એમ ત્રણ પ્રકારનું કર્મ છે.[2] કષાય રહિતનું ઐર્યાપથિક જે કર્મ હોય છે તે જીવના પ્રદેશોની સાથે માત્ર બદ્ધ હોય છે. તે સૂકી ભીંત ઉપર નાંખેલ ધૂળની મૂઠ્ઠીની જેમ પ્રથમ સમયે બંધાઇ બીજા સમયે જ વેદાઇ-ભોગવાઇ અર્થાત્ આ પ્રમાણે અલ્પ કાલાંતરની સ્થિતિ પામીને જીવ-પ્રદેશથી અલગ થઇ જાય છે.

કેટલાંક કર્મ બદ્ધ-સ્પૃષ્ટ હોય છે. જીવ-પ્રદેશની સાથેની કર્મની કેવળ સંયોગરૂપ અવસ્થા તે 'બદ્ધ' છે અને તેની સાથેની તદ્રૂપ અવસ્થા-તદાકાર પરિણતિરૂપ દશા તે 'સ્પૃષ્ટ' છે. ભીની ભીંત ઉપર પડેલી ભીની રજની પેઠે બદ્ધ-સ્પૃષ્ટ કર્મ કંઇક વધારે કાલાંતરે જીવથી અલગ થાય છે.

કેટલાંક કર્મ બદ્ધ-સ્પૃષ્ટ-નિકાચિત હોય છે. ઉપર્યુક્ત સ્વરૂપવાળું બદ્ધ-સ્પૃષ્ટ કર્મ તીવ્ર અધ્યવસાયથી બંધાઇ અપવર્તનાદિ કરણોને જો અયોગ્ય બન્યું હોય તો તે ' બદ્ધ-સ્પૃષ્ટ-નિકાચિત ' કહેવાય છે. આવું કર્મ કાલાંતરે પણ વિપાકથી અનુભવાયા વિના પ્રાયઃ આત્મ-પ્રદેશથી અલગ થતું નથી.[3]

આ ત્રિવિધ કર્મનો બંધ યથાર્થ રીતે સમજાય તે માટે આપણે સોયોના સમૂહનું ઉદાહરણ વિચારીશું. માત્ર દોરી વડે વીંટીને એકત્રિત કરેલ સોયોના સમૂહ જેવું ' બદ્ધ ' કર્મ છે. લોઢાના

---

૧ આના સ્થૂળ અર્થ માટે જુઓ ૮૯ મા પૃષ્ઠગત ટિપ્પણ.

૨ આનું વિસ્તૃત સ્વરૂપ ' કર્મપ્રવાદ ' નામના આઠમા પૂર્વમાં હતુ. જુઓ **વિશેષા૦** ( ગા. ૨૫૧૩ ) અને તેની વૃત્તિ ( પત્ર ૧૦૦૬ ).

૩ નિકાચિત અને અનિકાચિત કર્મમા એટલો ફેર છે કે અપવર્તનાદિ કરણો અનિકાચિતમાં અવશ્યમેવ પ્રવર્તે છે, જ્યારે નિકાચિતમા તો ક્વચિત્ જ-ઉત્કૃષ્ટ તપના અધ્યવસાયના બળથી જ એ કરણો પ્રવર્તે છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો બંધન, સંક્રમણ, અપવર્તના, ઉદ્વર્તના, ઉદીરણા, ઉપશમના, નિધત્તિ અને નિકાચના એ કર્મ સંબંધી આઠ કરણો છે. એમાંના જે અપવર્તનાદિ કરણો છે તે અનિકાચિત કર્મ ઉપર પોતાનું જોર અજમાવી શકે છે. અર્થાત્ અનિકાચિત કર્મની સ્થિતિ અને રસમા વધારો ઘટાડો, અન્ય પ્રકૃતિમાં સંક્રમાવીને પ્રદેશોદય વડે તેનો ક્ષય, તેમજ પોતાના સ્વરૂપે પ્રકૃતિનો વિપાકથી અનુભવ એ સર્વ માટે અનિકાચિત કર્મને ઉદ્દેશીને સ્થાન છે, પરંતુ નિકાચિત કર્મમાં એવું ભાગ્યે જ થાય છે; મોટે ભાગે તો એનો વિપાક દ્વારા જ અનુભવ કરવો પડે છે,

પાટાથી સખ્ત બાંધેલ અને તેમ થતાં એકત્રિત થયેલ સોયાના સમૂહ જેવું [1]'બદ્ધ-સ્પૃષ્ટ' કર્મ છે. અગ્નિમાં તપાવી, હથોડાથી ટીપી સર્વથા એકત્રિત કરેલ સોયોના સમૂહની પેઠે જીવની સાથે એકમેક બનેલું કર્મ 'બદ્ધ-સ્પૃષ્ટ-નિકાચિત' કર્મ છે.

**જીવ-પ્રદેશ અને કર્મનો પરસ્પર સંબંધ—**

આપણે ૯૯૨મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ ક્ષીર અને નીરની પેઠે અથવા તો અગ્નિ અને લોઢાની જેમ જીવ અને કર્મનો સંબંધ છે. આ પ્રમાણેનો તાદાત્મ્યરૂપ સંબંધ માનવાથી અર્થાત્ જીવપ્રદેશ સાથે કર્મનો અભિન્નપણે સંબંધ સ્વીકારવાથી મોક્ષનો અભાવ પ્રાપ્ત થશે, વાસ્તે તે સર્પકંચુકની જેમ માનવો યોગ્ય છે. આ પ્રમાણેની શ્રીઆર્યરક્ષિતસૂરિના [2]શિષ્ય **ગોષ્ઠામાહિલે વીરનિર્વાણ** પછી ૫૮૪ વર્ષે પ્રરૂપણા કરી નિહ્નવતા પ્રાપ્ત કરી. આની આછી રૂપરેખા અત્ર આલેખીશું. વિશેષાર્થીને તો **વિશેષા૦**ની ગા. ૨૫૦૯ ઇત્યાદિ જોવા ભલામણ છે.

**ગોષ્ઠામાહિલ** કે જેની શ્વેતાંબર સાહિત્યમાં સાતમા નિહ્નવ તરીકે ગણના થઇ છે, તેમનું કહેવું એમ હતું કે જેમ સ્પર્શમાત્રથી જ સંયુક્ત એવો અબદ્ધ [3]કંચુક સર્પ સાથે સંબંધ ધરાવે છે તેમ સ્પર્શમાત્રથી જ સંયુક્ત એવું અબદ્ધ કર્મ જીવ સાથે સંબંધ ધરાવે છે અને આમ માનવામાં આવે તો જ મોક્ષ સંભવી શકે. આના નિરસન માટે આચાર્ય **શ્રીદુર્બલિકા-પુષ્પમિત્રે** તેની સાથે નીચે મુજબનો ઊહાપોહ કર્યો:—

સર્પકંચુકની પેઠે જો જીવના ઉપર કર્મ સ્પર્શીને જ રહેલું હોય અને ક્ષીર અને નીરની પેઠે સંબદ્ધ ન હોય તો કર્મ જીવના દરેક પ્રદેશને સ્પર્શીને રહેલું છે કે જીવના પર્યન્તે રહેલી કેવળ ચામડીને જ સ્પર્શીને રહેલું છે એ પ્રશ્ન ઊઠે છે. પ્રથમ વિકલ્પ સ્વીકારાતાં જીવની અંદર કર્મને આકાશની જેમ સર્વગત માનવું પડશે એટલે કે જીવનો કોઇ પણ પ્રદેશ કર્મ વિનાનો નથી એમ કબૂલ કરવું પડશે અને આ પ્રમાણે કર્મનું સર્વગતત્વ સિદ્ધ થતાં કર્મનો જીવ સાથેનો સંબંધ સર્પકંચુકના જેવો છે એ વાત હવામાં ઊડી જશે.

દ્વિતીય વિકલ્પનો સ્વીકાર કરવાથી અર્થાત્ જેમ સાપની કાંચળી તેની ચામડીને સ્પર્શીને રહેલી છે તેમ કર્મ પણ જીવની બહાર શરીરની ચામડીને સ્પર્શીને રહેલું છે એમ માનવાથી જીવ જ્યારે એક ભવથી બીજે ભવે જાય ત્યારે કર્મનું તેની સાથે અનુગમન નહિ થાય; કેમકે બાહ્ય

---

૧ સ્પૃષ્ટ, બદ્ધ, નિધત્ત અને નિકાચિત એમ ચાર પ્રકારના બન્ધો છે તે સમજાવતી વેળા છૂટી સોયો, સૂત્રથી બાંધેલી સોયો, લોઢાના બંધનથી બંધાયેલી (સૂત્રના બંધનથી બંધાયેલી છતાં કટાઇ જવાથી મળી ગયેલી) સોયો અને અગ્નિમા તપાવી હથોડાથી ટીપી નાંખેલી સોયોનાં ઉદાહરણ રજુ કરાય છે. આ ઉપરથી બદ્ધસ્પૃષ્ટ અને નિધત્ત વચ્ચે નિકટ સંબંધ હોય એમ લાગે છે.

૨ ઘૃતપુષ્પમિત્ર, વસ્ત્રપુષ્પમિત્ર, દુર્બલિકાપુષ્પમિત્ર, વિન્ધ્ય, ફલ્ગુરક્ષિત, ગોષ્ઠામાહિલ એમ શ્રીઆર્યરક્ષિતસૂરિને અનેક શિષ્યો હતા. તેમાં છેલ્લા ચાર મુખ્ય હતા. જેમ ફલ્ગુરક્ષિત એમના ભાઇ હોઇ સગા થતા હતા તેમ ગોષ્ઠામાહિલ તેમના મામા હોઇ સગા થતા હતા.

૩ કાચળી.

શરીરના મેલની માફક કર્મ ચામડીને જ સ્પર્શીને રહેલું છે એટલે તે સાથે ન જ જાય એ તો નાનું બાળક પણ સમજી શકે તેવી હકીકત છે. આ પ્રમાણે કર્મ જીવની સાથે નહિ જવાથી તે જીવનો મોક્ષ થશે. આ પ્રમાણે ભવાંતર એટલે મોક્ષ એવી સ્થિતિ ઉદ્ભવશે અને સંસારનો ઉચ્છેદ થશે. જો કર્મના અભાવમાં પણ વિના કારણ સંસાર માનવામાં આવે તો બ્રહ્મચર્યાદિનું ફળ પણ સંસાર જ રહે, મુક્તાત્માઓને પણ સંસાર પ્રાપ્ત થાય અને મોક્ષમાં અનાશ્વાસતા થાય.

વળી જો સાપની કાંચળીની જેમ બહાર જ કર્મ હોય અને અંદર ન હોય તો શરીરમાં શૂળ વગેરે જે વેદના થાય છે તે શાને લીધે થાય છે તે જાણવું બાકી રહે છે. વેદનાના કારણરૂપ કર્મનો, શરીરની અંદર અભાવ હોવા છતાં કારણ વિના અંતર વેદના થાય છે એમ માનવા જતાં તો સિદ્ધના જીવો ઉપર પણ વેદનાનું સામ્રાજ્ય સ્થપાશે, કેમકે નિષ્કારણતા ત્યાં પણ સમાન છે.

બાહ્ય વેદનાને લઈને અંતરવેદના થાય છે એટલે દંડ વગેરેના પ્રહાર દ્વારા ઉદ્ભવતી બાહ્ય વેદના શરીરની અંદર વેદના ઉત્પન્ન કરે છે એ પક્ષ પણ સંભવતો નથી; કેમકે દંડ-પ્રહારાદિજન્ય બાહ્ય વેદનાના અભાવમાં પણ અંતર વેદના થાય છે. આથી અંતર વેદનાના કારણરૂપ કર્મનો શરીરની અંદર સદ્ભાવ છે એમ સિદ્ધ થાય છે અને એથી કર્મ શરીરની અંદર જીવના દરેક પ્રદેશે નથી એ વાત પાયા વિનાની ઠરે છે.

શરીરની બહાર ચામડીને સ્પર્શીને રહેલું કર્મ શરીરની અંદર વેદના ઉત્પન્ન કરે છે અને એથી એ પણ તેના કારણરૂપ છે એવો બચાવ પણ ચાલી શકે તેમ નથી; કારણ કે શરીરની બહાર રહેલું કર્મ શરીરની અંદર વેદના કરે છે અર્થાત્ એક દેશમાં રહેલું કર્મ અન્ય દેશમાં પણ વેદના કરે છે એમ માનવાથી તો અન્ય વ્યક્તિના શરીરના ઉપર રહેલું કર્મ એના સિવાયની બીજી વ્યક્તિને પણ વેદના કરે એવી અનિષ્ટ વાત સ્વીકારવી પડે. આ સંબંધમા એવી દલીલ કરવામાં આવે કે એક જ વ્યક્તિના શરીરની બહાર રહેલું કર્મ શરીરની અંદર અને બહાર સંચરે છે, પરંતુ અન્ય વ્યક્તિના શરીરગત કર્મ અન્ય વ્યક્તિમાં સંચરતું નથી તો તેથી જીવની બહાર જ કર્મ સર્પકંચુકવત્ સદા રહે છે એ માન્યતા ઉપર પાણી ફરી વળશે.

વળી કર્મને શરીરની અંદર અને બહાર સંચરણશીલ માનવાથી મૃત પ્રાણીની સાથે કર્મ ભવાંતરમાં નહિ જાય; કેમકે જે શરીરની અંદર અને બહાર સંચરણશીલ છે તે ઉચ્છ્વાસ-નિઃશ્વાસની માફક ભવાંતરમાં સાથે જતું નથી.

આ ઉપરથી એ નિષ્કર્ષ નીકળે છે કે બાહ્ય વેદનાનાં અભાવમાં પણ અંતર વેદનાનો સદ્ભાવ હોવાથી કર્મ મધ્યે છે. મિથ્યાત્વાદિ હેતુને લઇને થતો કર્મબન્ધ જેમ બાહ્ય પ્રદેશે છે તેમ મધ્ય પ્રદેશે પણ છે અને જેમ મધ્ય પ્રદેશે છે તેમ બાહ્ય પ્રદેશે પણ છે.

જીવનો આકાશ સાથે જે અવિભાગ સંબંધ છે તે સંબંધનો નાશ સંભવતો નથી. અર્થાત્ તે સંબંધ શાશ્વત છે. પરંતુ જીવનો જે કર્મ સાથે સંબંધ છે તેનો નાશ ભવ્ય જીવો આશ્રીને

સંભવે છે; અભવ્ય આશ્રીને સંભવતો નથી. અર્થાત્ જે ભવ્ય જીવોની સાથે કર્મનો સંબંધ છે તેનો, તથાવિધ જ્ઞાનાદિ સામગ્રીના સદ્ભાવે વિયોગ થાય છે જ.[1] સામગ્રી ન મળે તો ન થાય; કેમકે યોગ્યતા માત્રથી સર્વ કોઈ અમુક પર્યાયરૂપ જ બને એ કથન યુક્તિસંગત નથી. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો પ્રતિમાદિરૂપ પર્યાયને યોગ્ય એવાં લાકડાં, પત્થર વગેરે તથાવિધ સામગ્રીના સદ્ભાવે પ્રતિમારૂપ થાય છે અને તેના અભાવમાં નથી થતાં, એ જેમ જગજાહેર વાત છે તેમ અત્ર ભવ્ય જીવ માટે સમજી લેવું.

આ ઉપરથી એ ફલિત થાય છે કે જીવ અને કર્મ પરસ્પર અવિભાગપણે અવસ્થિત હોવાથી તેનો વિયોગ નથી થતો એ કથન અનૈકાંતિક છે, કેમકે જેમ ક્ષીર અને નીર વચ્ચેના સંબંધનો તેમજ સુવર્ણ અને માટી વચ્ચેના સંબંધનો યોગ્ય સામગ્રી મળતાં વિયોગ થાય છે તેમ કર્મ અને જીવના અનાદિકાલીન સંયોગનો પણ તથાવિધ જ્ઞાનાદિ સામગ્રી મળતાં વિયોગ થાય છે અર્થાત્ કર્મના પંજામાં સપડાયેલો જીવ મુક્ત બને છે.

**બન્ધના ચાર પ્રકારો—**

બન્ધનું લક્ષણની દૃષ્ટિએ પ્રતિપાદન પૂર્ણ થતા હવે તેનો વિધાનની દૃષ્ટિએ વિચાર કરાય છે. જોકે બન્ધ એક જ છે છતાં તેના કામમાં જે ભિન્નતા જોવાય છે તે અપેક્ષાએ તેના પ્રકૃતિ વગેરે વિભાગો પડાય છે. દાખલા તરીકે મનુષ્ય એક જ છે, છતાં પણ તેના કાર્ય અનુસાર તેને ઘાતકી, અધમ ઇત્યાદિ વિશેષણોથી વધાવવામાં આવે છે. બન્ધના મુખ્ય બે ભેદ છે:—(૧) દ્રવ્ય-બન્ધ અને (૨) ભાવ-બન્ધ. તેમા તૃણ, કાષ્ઠ ઇત્યાદિના બન્ધને 'દ્રવ્ય-બન્ધ' જાણવો. ભાવ-બન્ધ શું છે તે ધ્યાનમાં આવે તે માટે તેના (૧) પ્રકૃતિ, (૨) સ્થિતિ, (૩) અનુભાગ અને (૪) પ્રદેશ એમ ચાર ભેદો પાડી તે પ્રત્યેકનું લક્ષણ રજુ કરાય છે. તેમાં **પ્રકૃતિ-બન્ધનું લક્ષણ** નીચે મુજબ છે:—

**अनाभोगपूर्वकाध्यवसायविशेषे सति आहारपरिणामवत् स्थित्यादिलक्षणकर्मपरिणतिरूपत्वं प्रकृतिबन्धस्य लक्षणम् । ( ५४० )**

અર્થાત્ ઉપયોગ વગરના અધ્યવસાયના સદ્ભાવમાં [2]આહારના પરિણામની માફક સ્થિતિ ઇત્યાદિ રૂપ કર્મનો જે પરિણામ થાય છે તેને 'પ્રકૃતિ-બન્ધ' કહેવામાં આવે છે. પ્રદેશ-બન્ધની જેમ આનો હેતુ પણ યોગ છે. આ બન્ધ કર્મ અને આત્માની ઔપચારિક એકતાને પ્રતિપાદન કરનારો છે.

---

૧ જેમ કર્મ ગ્રહણ કરવામા હિંસાદિ ક્રિયાનુ સાફલ્ય છે તેમ કર્મનો વિઘાત કરવામાં દયા વગેરે ક્રિયાનુ સાફલ્ય છે. અર્થાત્ જેમ તીવ્રાદિ અશુભ પરિણામ કર્મ ગ્રહણ કરવામાં હેતુરૂપ છે તેમ તીવ્રાદિ શુભ પરિણામ તેનો વિયોગ કરવામા હેતુરૂપ છે.

૨ જુઓ પૃ. ૭૮૮

સ્થિતિ-બન્ધનું લક્ષણ—

**कर्त्रा परिगृहीतपूर्वोक्तकर्मपुद्गलराशेरात्मप्रदेशे व्यवस्थानविशेषरूपत्वं स्थितिबन्धस्य लक्षणम् । ( ५४१ )**

અર્થાત્ કર્તારૂપ આત્માએ સ્વીકારેલી પૂર્વોક્ત કર્મના પુદ્ગલની રાશિ જેટલા કાળ સુધી જીવ-પ્રદેશમાં રહે તે 'સ્થિતિ-બન્ધ' જાણવો. આ બન્ધનો હેતુ ક્રોધાદિ કષાયો છે કે જે હકીકત અનુભાગ-બન્ધને પણ લાગુ પડે છે.

અનુભાગ-બન્ધનું લક્ષણ—

**कालान्तरावस्थाने सति विपाकवर्तिपरिणामविशेषरूपत्वं, प्रयोगकर्मणोपात्तानां शुभाशुभकर्मप्रकृतीनां तीव्रमन्दाद्यनुभावतयाऽनुभवरूपत्वं वाऽनुभागबन्धस्य लक्षणम् । ( ५४२ )**

અર્થાત્ કેટલાક વખત સુધી સ્થિતિ કર્યા બાદ ઉત્પન્ન થતો વિપાકવર્તી પરિણામ તે 'અનુભાગ-બન્ધ' સમજવો. અથવા તો જીવના વ્યાપારથી ગ્રહણ કરેલ શુભાશુભ કર્મની પ્રકૃતિનો ( અને ઉપલક્ષણથી સ્થિતિનો ) તીવ્ર, મંદ ઇત્યાદિ પ્રકારે અનુભવ કરવો તે '[1]અનુભાગ-બન્ધ' જાણવો. આ અનુભાગ-બન્ધ, પરિપક્વ દશાને પ્રાપ્ત કરેલ બોરની પેઠે ઉપભોગ કરવા લાયક દેશઘાતિ, સર્વઘાતિ, અઘાતિ રૂપ છે તેમજ એક ગુણા, બમણા, ત્રણ ગુણા રસથી યુક્ત છે અને વળી શુભ, અશુભ, તીવ્ર, મંદ ઇત્યાદિ ભેદવાળો છે કે જે હકીકત આગળ ઉપર સ્વયં ગ્રંથકાર કથનાર છે.

પ્રદેશ-બન્ધનું લક્ષણ—

**स्वप्रदेशेषु कर्मपुद्गलसञ्चयकरणरूपत्वं, यथोक्तनिमित्तसद्भावे सति पुद्गलादानरूपत्वं वा प्रदेशबन्धस्य लक्षणम् । ( ५४३ )**

અર્થાત્ આત્મ-પ્રદેશોમાં કર્મ-પુદ્ગલનો સંગ્રહ કરવામાં કારણરૂપ પરિણામને 'પ્રદેશ-બન્ધ' કહેવામાં આવે છે. અથવા તો યોગ્ય નિમિત્ત મળતાં કર્મયોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવાનો જે પરિણામ ઉદ્ભવે તે 'પ્રદેશ-બન્ધ' છે.

આ વાત સ્પષ્ટ રીતે સમજાય તે માટે આપણે લાડુનું ઉદાહરણ વિચારીશું. જેમકે

---

1 અનુભાગ, અનુભાવ, વિપાક અને રસ એ બધા એકાર્થક શબ્દો છે. આ વાતની શ્રી-દેવાનંદસૂરિકૃત સપ્તતત્ત્વપ્રકરણ ( પૃ. ૩૫ )ગત નિમ્નલિખિત ઉલ્લેખ સાક્ષી પૂરે છેઃ—

" अणुभागे अणुभावे विवागे रसे त्ति पगट्ठा "
[ अनुभागोऽनुभावो विपाको रस इत्येकार्थकाः ]

સુંઠ વગેરે પદાર્થના બનેલા લાડુનો સ્વભાવ વાયુ દૂર કરવાનો, કોઇનો કફ-દૂર કરવાનો અને કોઇનો પિત્ત દૂર કરવાનો હોય છે. આ પ્રમાણે જેમ જુદા જુદા સ્વભાવના લાડુઓ હોય છે તેમ જુદા જુદા સ્વભાવવાળાં કર્મો છે દાખલા તરીકે જ્ઞાનાવરણ કર્મ આત્માના જ્ઞાન-ગુણને આવૃત કરે છે, ઇત્યાદિ.

જેમ કોઇ લાડુ આઠ દિવસ સારો રહે છે અને ત્યાર પછી તેનો સ્વભાવ બદલાઇ જાય છે, કોઇ બાર દિવસ સારો રહે છે અને કોઇ એક મહિના પર્યંત સારો રહે છે તેમ કોઇ કર્મ આત્માની સાથે વધારેમા વધારે ૨૦ કોટાકોટિ સાગરોપમ રહે છે, કોઇ ૩૦ કોટાકોટિ સાગરોપમ રહે છે અને કોઇ ૭૦ કોટાકોટિ સાગરોપમ રહે છે અને ત્યાર બાદ આત્માથી અલગ થઇ તે સ્વભાવ રહિત બને છે. આ પ્રમાણે અમુક કર્મનો તે કર્મરૂપે રહેવાના કાળનો નિયમ તે ‘ સ્થિતિ-બન્ધ ’ છે.

જેમ કોઇ લાડુ મીઠો હોય, કોઇ તીખો હોય અને કોઇ કડવો હોય તેમ કોઇ કર્મ શુભ રસવાળું યાને એના ઉદય દરમ્યાન જીવને સુખ ઉપજે તેવું હોય અને કોઇ કર્મ અશુભ રસવાળું હોય એટલે તેનો ઉદય થતા જીવને દુઃખ થાય. વળી એ શુભ કે અશુભ રસ પણ કોઇમાં તીવ્ર અને કોઇમાં મંદ હોય છે.[1]

વળી જેમ કોઇ લાડુમા ઓછો લોટ હોય અને કોઇકમાં વધારે હોય તેમ કોઇ કર્મ ઓછા પ્રદેશ ( અણુઓ )વાળું બંધાય તો કોઇક વધારે પ્રદેશવાળું. આનું નામ ‘ પ્રદેશ-બન્ધ ’ છે.[2]

કહેવાની મતલબ એ છે કે પ્રકૃતિ એટલે કર્મનો સ્વભાવ. આના ( ૧ ) મૂળ અને ( ૨ ) ઉત્તર એમ બે ભેદ છે. જેમકે જ્ઞાનાવરણાદિ મૂળ પ્રકૃતિઓ છે, જ્યારે મતિજ્ઞાનાવરણાદિ ઉત્તર પ્રકૃતિઓ છે. કર્મના કાલવિશેષનો નિયમ તે ‘ સ્થિતિ ’ છે. કર્મની અંદર સ્નિગ્ધતા, મધુરતા વગેરેનો એક ગુણો, બમણો ઇત્યાદિરૂપ જે સદ્ભાવ તે ‘ અનુભાગ ’ છે. વળી કર્મનું

---

૧ કર્મના શુભાશુભ ફળની તીવ્રતા કે મંદતા તે ‘ રસ ’ છે. જેમકે કોઇને કોઇ કર્મ સુખરૂપે વેદાય અને કોઇને દુઃખરૂપે વળી તેમા પણ તરતમતા સંભવે છે. જેમકે કોઇએ પૂર્વે જ્વર સંબંધી અસાતવેદનીય કર્મ એવું બાંધ્યું હોય કે તે ઉદયમાં આવતાં ત્રણ દિવસમાં તેને પથારીવશ કરી નાખે; જ્યારે કોઇકે એવું તીવ્ર ન બાંધ્યુ હોય પરંતુ મંદ બાંધ્યું હોય તો તેને મહિના સુધી તાવ આવવા છતા તે હરી ફરી શકે. આ પ્રમાણે કર્મનો ઉદય થતાં તેનો કેવો અનુભવ કરવો પડશે તેનો બન્ધ-સમયે નિર્ણય થઇ જાય છે. આનું નામ ‘ અનુભાગ-બન્ધ ’ છે.

૨ આ ચારે બન્ધ માટે કેવળ લાડુનું જ ઉદાહરણ આપી શકાય એમ નથી; પરંતુ દૂધ, ઘી વગેરેનાં પણ ઉદાહરણો રજુ કરી શકાય. જેમકે અમુક અમુક દૂધ દેહની પુષ્ટિમા ઓછા વત્તા અંશે ગુણકારી છે તેમ કર્મના પણ ભિન્ન ભિન્ન સ્વભાવો છે. અમુક દૂધ જેમ અમુક વખત સુધી જ સારૂ રહે તેમ અમુક કર્મ પણ અમુક વખત સુધી જ તે કર્મરૂપે રહી શકે. અમુક દૂધ જેમ અમુક તીવ્રાદિ રસવાળુ છે તેમ કર્મ પણ સમજવું: વળી અમુક દૂધ જેમ ન્યૂનાધિક પ્રદેશવાળું હોય છે તેમ કર્મ માટે પણ જાણવું. એ પ્રમાણે ઘી વગેરે અનેક પદાર્થો દ્વારા કર્મના ચારે બન્ધો ઘટાવી લેવા.

કર્ણેકના જેવું દ્રવ્ય-પરિમાણુ તે ' પ્રદેશ ' છે. અર્થાત્ કર્મનું પુદ્‌ગલના પરિમાણુરૂપે નિરૂપણુ તે ' પ્રદેશ-બન્ધ ' છે. [1]પ્રત્યેક આત્મપ્રદેશ અનંતાનંત કર્મ-અવયવોથી બદ્ધ હોઇ પ્રતિસમય કર્મ બાંધે છે.

આપણે આ ચારે બન્ધોના ઉપભેદોનો વિચાર કરીએ તે પૂર્વે આ ચારે બન્ધોનું સ્વરૂપ બરાબર સમજી લઇએ. આપણે જોઇ ગયા તેમ પુદ્‌ગલની જે વર્ગણા કર્મરૂપે પરિણમવાની યોગ્યતા ધરાવતી હોય તેને જ સંસારી જીવ પોતાના પ્રદેશો સાથે વિશિષ્ટરૂપે જોડી દે છે અને આ પ્રમાણે અનાદિ કાળથી તે પોતાની મોક્ષાસન્ન દશા પર્યંત તે પોતાના અમૂર્ત સ્વરૂપ ઉપર પાણી ફેરવે છે, કેમકે તે મૂર્ત કર્મ-પુદ્‌ગલોનું ગ્રહણુ કરી લગભગ તદ્રૂપ બની જાય છે.

જેમ દીપક વાટ દ્વારા તેલનું ગ્રહણુ કરીને પોતાની ઉષ્ણતાથી તેને જવાળારૂપે પરિણમાવે છે તેમ જીવ કાષાયિક વિકારથી યોગ્ય પુદ્‌ગલોને કર્મરૂપે પરિણમાવે છે અને એ જ વખતે એમાં ચાર અંશોનું નિર્માણુ થાય છે કે જેને પ્રકૃતિ-બન્ધ ઇત્યાદિ તરીકે ઓળખાવવામાં આવે છે. જેમકે ગાય, ભેંસ, બકરી વગેરે ઘાસ ખાઇને તેને દૂધરૂપે પરિણમાવે છે ત્યારે તેમાં મધુરતાનો સ્વભાવ બંધાય છે; આ સ્વભાવ અમુક વખત સુધી તો કાયમ રહેશે જ એ પ્રકારની તેની કાલમર્યાદા એ જ સમયે નક્કી થાય છે; એ મધુરતામા તીવ્રતાદિ વિશેષતાઓ ઉદ્‌ભવે છે અને એ દૂધનું પૌદ્‌ગલિક પરિમાણુનું પણુ સમકાલે જ નિર્માણુ થાય છે. એવી રીતે જીવ દ્વારા ગ્રહણુ થઇ તેના પ્રદેશો સાથે ક્ષીરનીરની પેઠે સંબદ્ધ થતા કર્મ-પુદ્‌ગલોમાં પણુ ચાર અંશોનું નિર્માણુ થાય છે. તેમાં જ્ઞાનને આવૃત કરવાનો, દર્શનને અટકાવવાનો, સુખ કે દુઃખ અનુભવાવવાનો, મોહ પમાડવાનો, ભવધારણુ કરાવવાનો, વિશિષ્ટ ગતિ, જાતિ વગેરે પ્રાપ્ત કરાવવાનો, ઊંચતા કે નીચતા પ્રાપ્ત કરાવવાનો, અને વિઘ્નરૂપ બનવાનો એમ વિવિધ પ્રકારના જે સ્વભાવનું કર્મ-પુદ્‌ગલોમાં નિર્માણુ થાય છે તે 'પ્રકૃતિ-બન્ધ' છે. સ્વભાવ બંધાવા સાથે જ તે સ્વભાવ અમુક વખત સુધી તે જ રૂપે ટકી રહેશે એવી જે કાલ-મર્યાદા નિર્મિત થાય છે તે 'સ્થિતિ-બન્ધ' છે. સ્વભાવના નિર્માણુના જ સમયે તેમાં તીવ્રતા, મંદતા વગેરે રૂપે ફળનો અનુભવ કરાવવાની જે વિશેષતાઓનું પણુ નિર્માણુ થાય છે તે 'અનુભાવ-બન્ધ' છે. ગ્રહણુ કરાઇ ભિન્ન ભિન્ન સ્વભાવ રૂપે પરિણુમતો કર્મ-પુદ્‌ગલનો સમૂહ અમુક અમુક પરિમાણુમાં વહેંચાઇ જાય છે તે પરિમાણુ-વિભાગ ' પ્રદેશ-બન્ધ ' છે.

પ્રદેશ-બન્ધ કર્મવર્ગણાનાં દલિકરૂપ છે. આ પારવાર સંસારમાં ભમતાં જીવ પોતાના સર્વ યાને લોકાકાશપ્રમાણુ અસંખ્યાત પ્રદેશો વડે, અભવ્યોથી અનંતગુણુ પ્રદેશ-દળથી બનેલા અને સર્વ જીવથી અનંત ગુણા રસચ્છેદે કરીને યુક્ત, સ્વ પ્રદેશમાં જ રહેલા અર્થાત્ પોતે જેટલા આકાશ-પ્રદેશ અવગાહીને રહ્યો હોય તેટલા જ અને તે જ ભાગમાં રહેલા, નહિ કે બહાર પણુ, અભવ્યોથી અનંત ગુણા પરંતુ સિદ્ધની સંખ્યાના અનંતમા ભાગના, કર્મ-વર્ગણાના સ્કંધો પ્રતિસમય ગ્રહણુ કરે છે. ગ્રહણુ કર્યા બાદ આ પૈકી થોડાક દળિયાં આયુષ્ય-કર્મને, તેથી વિશેષાધિક નામ-કર્મને અને

---

૧ અલબત્ત, આઠ મધ્ય પ્રદેશો તો સર્વથા સદાને માટે કર્મથી મુક્ત જ છે.

એટલાં જ ગોત્ર-કર્મને, એથી વિશેષાધિક જ્ઞાનાવરણને, એટલાં જ દર્શનાવરણને તેમજ અંતરાય-કર્મને, એથી વિશેષાધિક મોહનીય કર્મને અને તેથી વિશેષાધિક વેદનીય કર્મને વહેંચી આપી સ્વકીય આત્મ-દેશમાં ક્ષીરનીરની પેઠે તે કર્મ-વર્ગણાના સ્કંધો સાથે મળી જાય છે. કર્મ-દલિકની આ આઠ વિભાગની યોજના અષ્ટવિધ કર્મબંધકો આશ્રી સમજવી. સાત, છ એમ યાવત્ એકવિધ બંધકોને વિષે તેટલા જ ભાગની કલ્પના કરી લેવી.[1]

## પ્રકૃતિ-બન્ધના ભેદો અને ઉપભેદો—

ચાર પ્રકારના બન્ધ પૈકી આપણે સૌથી પ્રથમ પ્રકૃતિ-બન્ધના ભેદો વિચારીશું. એના મૂળ અને ઉત્તર એ બે મુખ્ય ભેદો આપણે ૯૯૭મા પૃષ્ઠમાં વિચારી ગયા. તેમાં આ મૂળ ભેદના પણ આઠ અવાંતર ભેદો છે અર્થાત્ મૂલ પ્રકૃતિના (૧) જ્ઞાનાવરણ, (૨) દર્શનાવરણ, (૩) વેદનીય, (૪) મોહનીય, (૫) આયુષ્ય, (૬) નામ, (૭) ગોત્ર અને (૮) અંતરાય એમ આઠ પ્રકારો છે.[2] આ આઠનો 'મૂલ-પ્રકૃતિ-બન્ધ' તરીકે વ્યવહાર કરાય છે.

કર્મના વિવિધ સ્વભાવોના સંક્ષેપ દૃષ્ટિએ થતા આ વર્ગીકરણનો, વિસ્તૃત રુચિવાળા જિજ્ઞાસુઓ આશ્રીને **ઉત્તર પ્રકૃતિરૂપ** બીજો પ્રકાર સૂચવાય છે. જેમકે જ્ઞાનાવરણના ૫, દર્શનાવરણના ૯, વેદનીયના ૨, મોહનીયના ૨૮, આયુષ્યના ૪, નામના ૪૨, ગોત્રના ૨ અને અંતરાયના ૫ ભેદો પડે છે. આ પ્રમાણે કુલે [3]૯૭ અને નામના ૧૦૩ ભેદ ગણીએ તો ૧૫૮ એમ આના ભેદ થાય છે.

આ ૧૦૩ કે ૧૫૮ ઉત્તર પ્રકૃતિઓનો વિશેષ વિચાર કરીએ તે પૂર્વે **જ્ઞાનાવરણાદિનો પરસ્પર સંબંધ** શો છે તેનું દિગ્દર્શન કરી લઇએ. આ સંબંધમાં **ભગવતી** (શ. ૮, ઉ, ૧૦) દિવ્ય પ્રકાશ પાડે છે એટલે એના આધારે થોડોક ઊહાપોહ કરીશું.

---

૧ શ્રીદેવાનંદસૂરિકૃત **સપ્તતત્ત્વપ્રકરણ** (પૃ. ૩૯) ગત નીચેનો ઉલ્લેખ આ વાતનું સમર્થન કરે છેઃ—

" एसा कम्मदलिअस्स अट्ठभागकप्पणा अट्ठविहबंधगेसु ।
सत्तविहाइबंधगेसु सत्तभागाइकप्पणा कायव्वा ॥ "

[ एषा कर्मदलिकस्याष्टभागकल्पनाऽष्टविधवन्धकेषु ।
सप्तविधादिवन्धकेषु सप्तभागादिकल्पना कर्तव्या ॥ ]

૨ અધ્યવસાયવિશેષથી સંસારી જીવ દ્વારા એક જ વાર ગ્રહણ કરાયેલ કર્મ-પુદ્ગલ-રાશિમાં પણ એક સાથે અધ્યવસાયવિષયક સામર્થ્યની વિવિધતા અનુસાર અનેક જાતના સ્વભાવોનું નિર્માણ થાય છે. એ સ્વભાવો અદૃશ્ય છે, પરંતુ એની અસરોને લક્ષ્યીને એની ગણના સંભવે છે. જોકે એક જીવ પણ અસંખ્ય અસરો અનુભવે છે એટલે એના ઉત્પાદક સ્વભાવો અસંખ્ય જ ઠરે છે, છતાં ટૂંકમાં એના આઠ વર્ગો પાડી શકાય છે.

૩ સરખાવો **તત્ત્વાર્થ** (અ. ૮)નું નિમ્નલિખિત સૂત્ર—

" पञ्चनवद्व्यष्टाविंशतिचतुर्द्विचत्वारिंशद्द्विपञ्चभेदा यथाक्रमम् ॥ ६ ॥ "

જે જીવને જ્ઞાનાવરણીય કર્મ છે તેને અવશ્ય દર્શનાવરણીય કર્મ હોય છે; અને જેને દર્શનાવરણીય કર્મ હોય છે તેને પણ અવશ્ય જ્ઞાનાવરણીય કર્મ હોય છે. જેને જ્ઞાનાવરણીય કર્મ છે તેને અવશ્ય વેદનીય કર્મ હોય છે, પરંતુ જેને વેદનીય હોય તેને જ્ઞાનાવરણીય કદાચ હોય અને કદાચ ન હોય. જેમકે છદ્મસ્થને હોય અને સર્વજ્ઞને ન હોય. જેને જ્ઞાનાવરણીય છે તેને મોહનીય કર્મ કદાચ હોય અને કદાચ ન હોય;[1] પરંતુ જેને મોહનીય હોય તેને અવશ્ય જ્ઞાનાવરણીય હોય જ. જેને જ્ઞાનાવરણીય કર્મ છે તેને આયુષ્ય-કર્મ જરૂર હોય. પરંતુ જેને આયુષ્ય-કર્મ હોય તેને જ્ઞાનાવરણીય કદાચ હોય અને કદાચ ન હોય. એ પ્રમાણે નામ અને ગોત્ર કર્મના સંબંધમાં પણ જાણવું. જેને જ્ઞાનાવરણીય કર્મ હોય તેને અંતરાય-કર્મ હોય જ અને જેને અંતરાય-કર્મ હોય તેને જ્ઞાનાવરણીય પણ હોય જ.

જેમ જ્ઞાનાવરણીય કર્મ ઉપરનાં સાત કર્મો સાથે કહ્યું તેમ દર્શનાવરણીય કર્મ પણ ઉપરનાં છ કર્મો સાથે કહેવું અને એ પ્રમાણે યાવત્ અંતરાય કર્મ સાથે કહેવું.

જેને વેદનીય છે તેને મોહનીય કદાચ હોય અને કદાચ ન હોય; પરન્તુ જેને મોહનીય છે તેને વેદનીય અવશ્ય હોય જ. જેને વેદનીય હોય તેને આયુષ્ય હોય જ અને જેને આયુષ્ય હોય તેને વેદનીય હોય જ. એ પ્રમાણે નામ અને ગોત્ર આશ્રીને વિચાર કરી લેવો. જેને વેદનીય છે તેને અંતરાય કદાચ હોય અને કદાચ ન હોય, કિન્તુ જેને અંતરાય હોય તેને વેદનીય હોય જ.

જેને મોહનીય છે તેને અવશ્ય આયુષ્ય-કર્મ હોય, પણ જેને આયુષ્ય-કર્મ હોય તેને મોહનીય કદાચ હોય અને કદાચ ન હોય. એ પ્રમાણે નામ, ગોત્ર અને અંતરાય માટે ઘટાવી લેવું.

જેને આયુષ્ય-કર્મ હોય તેને નામ-કર્મ હોય જ અને જેને નામ-કર્મ હોય તેને આયુષ્ય-કર્મ હોય જ. એ પ્રમાણે ગોત્ર સાથે પણ વિચારી લેવું. જેને આયુષ્ય છે તેને અંતરાય કદાચ હોય અને કદાચ ન હોય, પરંતુ જેને અંતરાય છે તેને આયુષ્ય હોય જ.

જેને નામ-કર્મ છે તેને ગોત્ર-કર્મ છે જ અને જેને ગોત્ર-કર્મ છે તેને નામ-કર્મ છે જ. જેને નામ-કર્મ હોય તેને અંતરાય-કર્મ કદાચ હોય અને કદાચ ન હોય, પણ જેને અંતરાય હોય તેને નામ-કર્મ હોય જ. આ હકીકત ગોત્ર-કર્મને પણ લાગુ પડે છે.

આ વિવેચનનો સારાંશ એ છે કે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતિ-કર્મ પૈકી મોહનીય સિવાય ગમે તે એક હોય તો બાકીનાં ત્રણે ઘાતિ-કર્મો અથવા તો મોહનીય સિવાયનાં બે ઘાતિ-કર્મો તેમજ વેદનીયાદિ ચારે અઘાતિ-કર્મો હોય જ. મોહનીય હોય ત્યારે અવશિષ્ટ ત્રણે ઘાતિ-કર્મો તેમજ ચારે અઘાતિ-કર્મોનો સદ્ભાવ છે જ. વેદનીયાદિ

---

૧ આ હકીકત બારમા ગુણસ્થાનક આશ્રીને છે અર્થાત્ સર્વજ્ઞતા પ્રાપ્ત કરવાના નજદીકના કાળને ઉદ્દેશીને છે, કેમકે મોહનીય કર્મનો ઉચ્છેદ થયા બાદ અંતર્મુહૂર્ત કાળમાં સર્વજ્ઞતાનો સાક્ષાત્કાર થાય છે.

ચાર અઘાતિ-કર્મો પૈકી ગમે તે એક હોય તો બાકીનાં ત્રણ અઘાતિ-કર્મો તો હોય જ, પરંતુ ઘાતિ-કર્મો કદાચ હોય અને કદાચ ન હોય; જો હોય તો મોટે ભાગે ચાર હોય અથવા ત્રણ પણ હોય. અર્થાત્ કર્મબદ્ધ જીવને ચાર, સાત કે આઠ કર્મો એકી વખતે હોય.

હવે ઉત્તર પ્રકૃતિઓનો વિચાર કરીશું. તેમાં [1]આંખે બાંધેલા પાટા સમાન જ્ઞાનાવરણના પાંચ ભેદો નીચે મુજબ છેઃ—

(૧) મતિ-જ્ઞાનાવરણ, (૨) શ્રુત-જ્ઞાનાવરણ, (૩) અવધિ-જ્ઞાનાવરણ, (૪) મનઃ-પર્યાય-જ્ઞાનાવરણ અને (૫) કેવલ-જ્ઞાનાવરણ. આ પૈકી મતિજ્ઞાનાવરણનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજાય તે માટે ગ્રંથકાર જ્ઞાનનું લક્ષણ નીચે મુજબ રજુ કરે છેઃ—

**सामान्यविशेषात्मकवस्तुनो विशेषावबोधरूपत्वं ज्ञानस्य लक्षणम् । ( ५४४ )**

અર્થાત્ સામાન્ય તેમજ વિશેષ એમ ઉભયસ્વરૂપી પદાર્થનો વિશેષ બોધ યાને સવિકલ્પાત્મક બોધ તે 'જ્ઞાન' કહેવાય છે.

[2]જ્ઞાનરૂપ સ્વભાવવાળા અને પ્રકાશરૂપ આત્માના જ્ઞાનાવરણના ક્ષયોપશમથી ઉત્પન્ન થતા પ્રકાશનો 'મતિજ્ઞાન'ના નામથી વ્યવહાર કરવામાં આવે છે. [3]૨૮ પ્રકારનું મતિ-જ્ઞાન જે કર્મ વડે ઢંકાઇ જાય છે તેને 'મતિજ્ઞાનાવરણ' કહેવામાં આવે છે. આ કર્મ દેશઘાતિ છે.

કર્ણ દ્વારા શબ્દનું શ્રવણ કરવાથી ઉત્પન્ન થતો બોધ 'શ્રુતજ્ઞાન' કહેવાય છે. આ શ્રુત-જ્ઞાનના આવરણને 'શ્રુતજ્ઞાનાવરણ' સંજ્ઞા અપાય છે. એ પણ દેશઘાતિ છે.

ઇન્દ્રિય અને અનિન્દ્રિયની અપેક્ષા નહિ રાખનારા, અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી ઉત્પન્ન થનારા અને પુદ્ગલ સંબંધી પ્રકાશ પાડનારા આત્માના જ્ઞાનને 'અવધિજ્ઞાન' અને તેના આવરણને 'અવધિજ્ઞાનાવરણ' કહેવામાં આવે છે. એ આવરણ પણ ઉપલા બે કર્મની માફક દેશઘાતિ છે.

મનોદ્રવ્યના પર્યાયને સાક્ષાત્ અવલંબીને, મનુષ્ય ક્ષેત્રમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિય જીવોનાં મનોદ્રવ્યને ગ્રહણ કરવાવાળા આત્માના પ્રકાશ-વિશેષને 'મનઃપર્યાયજ્ઞાન' કહેવામાં આવે છે. એના આવરણને 'મનઃપર્યાયજ્ઞાનાવરણ' કહેવામાં આવે છે. એ પણ દેશઘાતિ છે.

---

૧ આંખે પાટો બાંધવાથી જેમ કોઇ પણ ચીજ દેખી શકાતી નથી-જાણી શકાતી નથી તેમ આત્માના જ્ઞાનરૂપ નેત્રને જ્ઞાનાવરણ કર્મરૂપ પાટો આવી જતાં-પડદો આવી જવાથી આત્મા કંઇ પણ જાણી શકતો નથી.

૨ જુઓ પૃ. ૨૯ અને ૬૦.

૩ જુઓ પૃ. ૨૧૪.

કેવલજ્ઞાનાવરણના ક્ષયથી ઉત્પન્ન થનાર અને આત્માના પ્રકાશરૂપ જ્ઞાનને 'કેવલજ્ઞાન' અને એ જ્ઞાનના આવરણને 'કેવલજ્ઞાનાવરણ' કહેવામાં આવે છે. આ આવરણ તો સર્વ-ઘાતિ છે.

આ પ્રમાણે જ્ઞાનાવરણની આપણે સ્થૂળ રૂપરેખા જોઇ ગયા. હવે [1]પ્રતિહારના સમાન **દર્શનાવરણનો વિચાર** કરવામાં આવે છે. આના (૧) ચક્ષુર્દર્શન, (૨) અચક્ષુર્દર્શન, (૩) અવધિદર્શન, (૪) કેવલદર્શન, (૫) [2]નિદ્રા, (૬) [3]નિદ્રાનિદ્રા, (૭) [4]પ્રચલા, (૮) [5]પ્રચલા-પ્રચલા અને (૯) સ્ત્યાનર્દ્ધિ એમ નવ ભેદો છે.

આત્મા જે વડે જુએ છે તેને 'આંખ' સમજવી. દરેક ઇન્દ્રિય આત્માને સામાન્ય તેમજ વિશેષ બોધ આપવામાં સહાયક છે. નેત્ર-ઇન્દ્રિયને અવલંબીને થતી સામાન્યમાત્ર પ્રકાશરૂપ આત્માની પરિણતિ તેને 'ચક્ષુર્દર્શન' કહેવામાં આવે છે. એ દર્શનના ઘાતકને 'ચક્ષુર્દર્શનાવરણ' કહેવામાં આવે છે. આ આવરણ દેશઘાતિ છે. નેત્ર સિવાયની બાકીની ઇન્દ્રિયો અને મન દ્વારા થતા સામાન્ય બોધને 'અચક્ષુર્દર્શન' કહેવામાં આવે છે. આ અચક્ષુર્દર્શનના ઘાતકને 'અચક્ષુ-ર્દર્શનાવરણ' કહેવામાં આવે છે. આ પણ દેશઘાતિ છે. અવધિદર્શનાવરણના ક્ષયોપશમથી ઉત્પન્ન થતા દર્શનને 'અવધિદર્શન' કહેવામાં આવે છે. કેવલદર્શનાવરણના ક્ષયથી ઉત્પન્ન થનારો આત્માનો સાક્ષાત્કારસ્વરૂપી સામાન્યમાત્ર બોધ 'કેવલદર્શન' કહેવાય છે. અવધિદર્શન અને કેવલદર્શનનાં આવરણોને અનુક્રમે 'અવધિદર્શનાવરણ' અને 'કેવલદર્શનાવરણ' એમ ઓળખવામાં આવે છે. તેમાં પહેલું દેશઘાતિ છે અને બીજું સર્વઘાતિ છે.

નિદ્રાનું લક્ષણ—

**सुखप्रबोधस्वभावावस्थाविशेषरूपत्वं, सुखजागरणस्वभावस्वापा-वस्थाविशेषरूपत्वं वा निद्राया लक्षणम् । ( ५४५ )**

અર્થાત્ સુખેથી જાગી શકાય એવી 'સ્વાપા-અવસ્થા-વિશેષને' 'નિદ્રા' કહેવામાં આવે છે.

---

૧ પ્રતિહારે યાને દ્વારપાળે રાજસભામાં આવતી વ્યક્તિને રોકી રાખી હોય ત્યારે તેને જેમ રાજા જોઇ શકતો નથી અથવા રાજાના દર્શનને માટે આતુર વ્યક્તિ પ્રતિહાર દ્વારા રાજસભામાં આવતાં રોકાતાં રાજાના દર્શનથી વંચિત રહે છે તેમ આત્માનો દેખવાનો સ્વભાવ હોવા છતાં દર્શના-વરણ કર્મના ઉદયથી તે પદાર્થો યાને વિષયોને દેખી શકતો નથી.

રાજા વ્યક્તિને ન દેખે અને વ્યક્તિ રાજાને ન દેખે એમ ઉભય પક્ષમાં દર્શનાવરણ કર્મની સફલતા પ્રાચીન કર્મગ્રન્થને આધારે જણાવી છે.

૨-૫-આ ચારને અનુક્રમે લઘુ તન્દ્રા, ગાઢ તન્દ્રા, ગાઢ નિદ્રા અને પ્રગાઢ નિદ્રા સાથે સરખાવાય.

નિદ્રાનિદ્રાનું લક્ષણ—

**दुःखजागरणस्वभावस्वापावस्थाविशेषरूपत्वं, दुःखप्रतिबोध-स्वापावस्थाविशेषरूपत्वं वा निद्रानिद्राया लक्षणम् । ( ५४६ )**

અર્થાત્ જે સ્વાપા-અવસ્થાવિશેષમાંથી કષ્ટે કરીને જાગૃત થવાય-ઘણી વાર બોલાવે ત્યારે જગાય તે 'નિદ્રાનિદ્રા' કહેવાય છે.

પ્રચલાનું લક્ષણ—

**स्थितोपस्थितस्वापावस्थाविशेषरूपत्वं प्रचलाया लक्षणम् । (५४७)**

અર્થાત્ ઊભા ઊભા અથવા બેઠા બેઠા જે ઊંઘ આવે તે 'પ્રચલા' કહેવાય છે.

પ્રચલાપ્રચલાનું લક્ષણ—

**चङ्क्रमणविषयकस्वापावस्थाविशेषरूपत्वं प्रचलाप्रचलाया लक्षणम् । ( ५४८ )**

અર્થાત્ ચાલતાં ચાલતાં જે ઊંઘ આવી જાય તે 'પ્રચલાપ્રચલા' કહેવાય છે.

[1]સ્ત્યાનર્દ્ધિનું લક્ષણ—

**दिनचिन्तितार्थाऽभिकाङ्क्षाविषयकस्वापावस्थाविशेषरूपत्वं, जाग्रदवस्थाऽध्यवसितार्थसंसाधनविषयकाभिकाङ्क्षानिमित्तकस्वापावस्थाविशेषरूपत्वं वा स्त्यानर्द्धेर्लक्षणम् । ( ५४९ )**

અર્થાત્ દિવસના ચિંતવેલ પદાર્થને લગતી તીવ્ર આકાંક્ષારૂપ વિષયવાળી સ્વાપા-અવસ્થાને 'સ્ત્યાનર્દ્ધિ' કહેવામાં આવે છે. અથવા તો જાગૃત અવસ્થા દરમ્યાન ચિંતવેલ પદાર્થને સિદ્ધ કરવાની આકાંક્ષારૂપ નિમિત્તવાળી સ્વાપા-અવસ્થા 'સ્ત્યાનર્દ્ધિ' કહેવાય છે. આ નિદ્રાવાળી વ્યક્તિ ઊંઘમાં ને ઊંઘમાં જાગતા માણસની પેઠે હરે ફરે, બજારમાં જઇ વસ્તુઓનું તોલ વગેરે કરે, વનમાં જઇ પશુઓ સાથે યુદ્ધ કરે અને હાથીના દંતશૂળ પણ કાઢી લાવે. જો આ પ્રથમ સંહનનવાળી વ્યક્તિ હોય તો ચક્રવર્તીના ચોથે ભાગે એનું બળ હોય; નહિ તો જાગૃત અવસ્થા કરતાં સાત આઠ ગુણું ઉત્કૃષ્ટ બળ હોય.

આત્માએ સ્વાભાવિક રીતે પ્રાપ્ત કરેલ દર્શન-લબ્ધિના વિનાશમાં નિદ્રાદિકની પ્રવૃત્તિ

---

૧ આને બદલે અન્યત્ર 'સ્ત્યાન-ગૃદ્ધિ' શબ્દ નજરે પડે છે.

થાય છે એથી એ 'સર્વઘાતિ' ગણાય છે. ચક્ષુર્દર્શનાવરણાદિ ચતુષ્ટય પૈકી પ્રાથમિક ત્રણ પ્રકૃતિ દેશઘાતિ છે, જ્યારે કેવલદર્શનાવરણ સર્વઘાતિ છે.

[1]ખડ્ગ સમાન **વેદનીયના બે ભેદ** છેઃ–(૧) સત્ અથવા સાત યાને શુભ અને (૨) અસત્ અથવા અસાત યાને અશુભ.

[2]મદિરા સમાન **મોહનીયના** મૂળ તો બે **ભેદ** છેઃ–(૧) દર્શન–મોહનીય અને (૨) ચારિત્ર–મોહનીય. તેમાં વળી દર્શન–મોહનીયના ત્રણ પ્રકાર છેઃ—(૧) સમ્યક્ત્વ–મોહનીય યાને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ, (૨) મિશ્ર મોહનીય યાને મિશ્ર સમ્યક્ત્વ અને (૩) મિથ્યાત્વ–મોહનીય. '[3]મદન–કોદ્રવ' ન્યાયથી શોધેલ મિથ્યાત્વ–પુદ્ગલના શુદ્ધ પુંજના ઉદય દરમ્યાન, સર્વજ્ઞ–પ્રરૂપિત પદાર્થો વિષે જે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે તેને 'સમ્યક્ત્વ–મોહનીય' કહેવામાં આવે છે. યથાર્થ પદાર્થોને વિષે અશ્રદ્ધા તે 'મિથ્યાત્વ–મોહનીય' કહેવાય છે. અર્ધ શુદ્ધ પુંજના ઉદયમાં સાચા અને ખોટા એમ બંને પદાર્થોમાં સરખી રીતે જે શ્રદ્ધા થાય તેને 'મિશ્ર મોહનીય' કહેવામાં આવે છે.

ચારિત્ર–મોહનીય બે પ્રકારનું છેઃ–(૧) કષાય–મોહનીય અને (૨) નોકષાય–મોહનીય. તેમાં કષાય–મોહનીયના ચાર વિભાગ છેઃ–(૧) અનન્તાનુબંધિ, (૨) અપ્રત્યાખ્યાન, (૩) પ્રત્યાખ્યાન અને (૪) સંજ્વલન.

**અનંતાનુબંધિ–કષાયમોહનીયનું લક્ષણ—**

**सम्यक्त्वलक्षणात्मीयगुणप्रतिबन्धकत्वे सति संसारानुबन्धनशीलत्वं, अनन्तसंसारकारणत्वे सति मिथ्यात्वानुबन्धशीलत्वं वाऽनन्तानुबन्धिकषायमोहनीयस्य लक्षणम् । ( ५५० )**

અર્થાત્ સમ્યક્ત્વ યાને યથાર્થ શ્રદ્ધાનરૂપ આત્મિક ગુણને રોકનાર અને અનંત સંસાર બંધાવનાર–સંસારમાં સદા રખડપટ્ટી કરાવવામાં કારણભૂત એવો કષાય 'અનંતાનુબંધિ–કષાય–મોહનીય' કહેવાય છે.

---

૧ મધ વડે લેપાયેલું તરવારનું તીક્ષ્ણ પાનું ચાટતાં પ્રથમ સ્વાદ લાગે, પરંતુ જીભ કપાતાં પરિણામે પીડા ઉદ્ભવે તેમ પૌદ્ગલિક સુખ–દુઃખનો અનુભવ કરાવનારૂં આ વેદનીય કર્મ છે.

૨ જેમ મદિરા યાને દારૂ પીવાથી જીવ પરવશ અને વિવેક રહિત બનીને પોતાના હિતાહિતને જાણી શકતો નથી તેમ જે જીવ મોહનીય કર્મને વશ છે તે વિવેકશૂન્ય બની આત્માનાં હિતાહિત પારખી શકતો નથી. વળી જેમ દારૂ પીધેલ વ્યક્તિ માને મા પણ કહે અને પત્ની પણ કહે ઇત્યાદિ સાચો જુઠો બકવાદ કરે છે તેમ મોહનીય કર્મથી આવૃત જીવ ધર્મને પણ ધર્મ કહે અને અધર્મને પણ ધર્મ કહે. ટૂંકમાં એનું વર્તન ઢંગઢડા વગરનું હોય છે–એના બોલવા ચાલવા ઉપર વિશ્વાસ રાખી શકાતો નથી.

૩ જુઓ પૃ. ૧૦૬.

અપ્રત્યાખ્યાન-કષાયમોહનીયનું લક્ષણ—

**यस्योदये स्वल्पमपि प्रत्याख्यानं न भवति तद्रूपत्वं, देशविरति-प्रतिबन्धकत्वं वाऽप्रत्याख्यानकषायमोहनीयस्य लक्षणम् । ( ५५१ ).**

અર્થાત્ જે કષાયના ઉદયમાં અલ્પ પણ પ્રત્યાખ્યાન થતું નથી તેને અથવા તો જે દેશવિરતિનો પણ પ્રતિબંધક છે તે કષાયને 'અપ્રત્યાખ્યાન-કષાયમોહનીય' કહેવામાં આવે છે. 'અપ્રત્યાખ્યાન' ગત 'અ' અત્ર અલ્પવાચી છે, નહિ કે નિષેધાત્મક. અલ્પપ્રત્યાખ્યાન કહો કે 'દેશવિરતિ' કહો તે એક જ છે. એ વાતને લક્ષ્યીને આ કષાયનાં બે લક્ષણો સૂચવાયાં છે.

પ્રત્યાખ્યાન-કષાયમોહનીયનું લક્ષણ—

**सर्वविरतिलक्षणमूलगुणप्रतिबन्धकत्वं प्रत्याख्यानकषायमोहनीयस्य लक्षणम् । ( ५५२ )**

અર્થાત્ સર્વવિરતિરૂપ મૂળ ગુણને રોકનાર ( પરંતુ દેશવિરતિને નહિ રોકનાર ) કષાય તે 'પ્રત્યાખ્યાન-કષાયમોહનીય' કહેવાય છે.

સંજ્વલન-કષાયનું લક્ષણ—

**यथाख्यातचारित्रप्रतिबन्धशीलत्वं, समस्तपापस्थानरहितविरतिभाजोऽपि यतेर्दुःषहपरीषहसन्निपाते सति युगपत् सञ्ज्वलनशीलत्वं वा सञ्ज्वलनकषायमोहनीयस्य लक्षणम् । ( ५५३ )**

અર્થાત્ [1]યથાખ્યાત ચારિત્રને અટકાવનારો કષાય 'સંજ્વલન-કષાયમોહનીય' કહેવાય છે. અથવા તો [2]સર્વ પાપસ્થાનોથી મુક્ત એવા અને સર્વવિરતિથી યુક્ત એવા મુનિને દુઃષહ પરીષહ સહન કરવાનો પ્રસંગ આવી પડતાં તેમને જે એકાએક કષાય ઉત્પન્ન થાય છે તે 'સંજ્વલન-કષાયમોહનીય' સંબોધાય છે. આનો સારાંશ એ છે કે જેના વિપાકની તીવ્રતા સર્વવિરતિનો પ્રતિબંધ કરવા જેટલી નહિ પણ તેમાં સ્ખલના કરવા જેટલી કે તેને મલિન કરવા પૂરતી હોય તે 'સંજ્વલન-કષાય' છે. 'સંજ્વલન' ગત 'સમ્' ઉપસર્ગનો અર્થ અતિશય અલ્પ કરી

---

૧ જે ચારિત્રમા એકે કષાયના ઉદય માટે અવકાશ નથી તે 'યથાખ્યાત-ચારિત્ર' છે.

૨ ( ૧ ) પ્રાણાતિપાત, ( ૨ ) મૃષાવાદ, ( ૩ ) અદત્તાદાન, ( ૪ ) મૈથુન, ( ૫ ) પરિગ્રહ, ( ૬ ) ક્રોધ, ( ૭ ) માન, ( ૮ ) માયા, ( ૯ ) લોભ, ( ૧૦ ) રાગ, ( ૧૧ ) દ્વેષ, ( ૧૨ ) કલહ, ( ૧૩ ) અભ્યાખ્યાન, ( ૧૪ ) પૈશુન્ય, ( ૧૫ ) રતિ-અરતિ, ( ૧૬ ) પરપરિવાદ, ( ૧૭ ) માયા-મૃષાવાદ અને ( ૧૮ ) મિથ્યાત્વશલ્ય એમ ૧૮ પાપસ્થાનકો છે.

સંજ્વલનનો અતિ અલ્પ જાજ્વલ્યમાન થનારો એવો અર્થ **નવતત્ત્વવિસ્તારાર્થ** ( પૃ. ૧૮૦ )-માં સૂચવાયો છે.

અનંતાનુબન્ધિ–કષાયથી માંડીને તે સંજ્વલન–કષાય પર્યંતના પ્રત્યેક કષાયના ( ૧ ) ક્રોધ, ( ૨ ) માન, ( ૩ ) માયા અને ( ૪ ) લોભ એમ ચાર ચાર પ્રકારો પડે છે. ઘણી વાર એમ કહેવાય છે કે કષાયના ક્રોધાદિ ચાર ચાર પ્રકારો છે અને આ પ્રત્યેકની તીવ્રતાની તરતમતા અનુસાર એના અનંતાનુબન્ધિ ઇત્યાદિ ચાર ભેદો પડાય છે. ગમે તેમ કહો પણ કષાયના એકંદર ૧૬ ભેદો થાય છે એ નિર્વિવાદ વાત છે.

આ પ્રત્યેકના પણ સ્વજાતીયાદિની અપેક્ષાએ ચાર ચાર ભેદો પડી શકે છે અને તેમ થતાં આ ક્રોધાદિ પ્રત્યેકના સોળ સોળ ભેદો થાય છે. જેમકે અનંતા૦ અનંતા૦ ક્રોધ, અપ્ર૦ અનંતા૦ ક્રોધ, પ્ર૦ અનંતા૦ ક્રોધ, સં૦ અનતા૦ ક્રોધ ઇત્યાદિ. તેમા અનંતા૦ અનંતા૦ ક્રોધથી પોતાના સ્વરૂપવાળો અતિશય ઉગ્ર ક્રોધ સમજવો. અપ્ર૦ અનંતા૦ ક્રોધથી અપ્રત્યાખ્યાન સરખો કંઇક મંદ ક્રોધ સમજવો. પ્રત્યા૦ અનંતા૦ ક્રોધથી પ્રત્યાખ્યાન સરખો વધારે મંદ ક્રોધ સમજવો અને સં૦ અનંતા૦ ક્રોધથી સંજ્વલન જેવો અત્યત મંદ ક્રોધ સમજવો. બાકીના ક્રોધના [1]૧૨ પ્રકારો ઘટાવી લેવા.

અનંતાનુબન્ધિ–ક્રોધ પર્વતની રાજિ સમાન છે. ‘ પર્વત ’ એટલે પત્થરોનો સમૂહ. પર્વતના એક ભાગરૂપ શિલાદિ વિભાગને પણ ઉપચારથી ‘ પર્વત ’ કહી શકાય છે. ‘ રાજિ ’ એટલે લીટી. શિલામાં જે લીટી યાને ફાટ પડી હોય તે ફાટ જ્યાં સુધી શિલા વિદ્યમાન રહે છે ત્યાં સુધી રહે છે, કિન્તુ તે ફાટ તે પૂર્વે સંધાઇ જતી નથી. તે જ પ્રમાણે અનન્તાનુંબંધિ–ક્રોધ પણ એક વખત ઉત્પન્ન થયો તો તે જીવન પર્યંત રહે છે, કિન્તુ તે પૂર્વે તે શાંત થતો નથી. વિશેષમાં એ કષાયના ઉદયમાં જે પ્રાણીનું મરણ થાય તે પ્રાણી પ્રાયઃ નરકે જાય છે. અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સંજ્વલન ક્રોધને ભૂમિરાજિ, વાલુકારાજિ અને જલરાજિ સાથે સરખાવી શકાય છે. ક્રોધ, રોષ, ભણ્ડન અને ભાપ એ ક્રોધના પર્યાયો છે.

અનન્તાનુબંધિ, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સંજ્વલન માનને સારૂ પત્થરના, હાડકાના અને લાકડાના સ્તંભનાં તેમજ તૃણના ઉદાહરણો આપવામા આવે છે. માન, સ્તમ્ભ, ગર્વ, ઉત્સેક, અહંકાર, દર્પ, મદ એ બધા એક જ અર્થસૂચક છે.

વાંસની ગાંઠ, ઘેટાનું શીંગડું, ગાયનું મૂત્ર અને અવલેખિકા એ તીવ્રાદિક ભાવ યુક્ત ચાર પ્રકારની માયાનાં ઉદાહરણો જાણવાં. અત્ર અવલેખિકાથી ધનુષ્યાદિકને છોલવાથી જે વાંકી છાલ નીકળે છે તે સમજવી.

---

૧ ( ૧ ) અનં૦ અપ્ર૦ ક્રોધ, ( ૨ ) અપ્ર૦ અપ્ર૦ ક્રોધ, ( ૩ ) પ્ર૦ અપ્ર૦ ક્રોધ, ( ૪ ) સં૦ અપ્ર૦ ક્રોધ, ( ૫ ) અનં૦ પ્ર૦ ક્રોધ, ( ૬ ) અપ્ર૦ પ્ર૦ ક્રોધ, ( ૭ ) પ્ર૦ પ્ર૦ ક્રોધ, ( ૮ ) સં૦ પ્ર૦ ક્રોધ, ( ૯ ) અનં૦ સં૦ ક્રોધ ( ૧૦ ) અપ્ર૦ સં૦ ક્રોધ, ( ૧૧ ) પ્ર૦ સં૦ ક્રોધ, અને ( ૧૨ ) સં૦ સં૦ ક્રોધ, એ આ બાર પ્રકારો છે. જુઓ **નવતત્ત્વવિસ્તરાર્થ** ( પૃ ૧૯૧ ).

ચાર પ્રકારના લોભને સારૂ અનુક્રમે લાક્ષાના, કર્દમના, અંજનના અને હળદરના રંગનાં ઉદાહરણો અપાય છે.

ક્રોધાદિકના નિગ્રહનો વિચાર કરતાં જણાય છે કે ક્ષમા વડે ક્રોધ, માર્દવ વડે માન, સરલતા વડે માયા અને સંતોષ વડે લોભ જીતી શકાય છે.

મિથ્યાત્વ-મોહનીય તેમજ અનંતાનુબન્ધિ આદિ પ્રાથમિક બાર કષાયો પણ સર્વઘાતિ પ્રકૃતિઓ છે, જ્યારે ચાર સંજ્વલન કષાયો તો દેશઘાતિ છે.

હવે **નવ નોકષાયનુ પ્રતિપાદન** કરવામા આવે છે.

( ૧ ) હાસ્ય, ( ૨ ) રતિ, ( ૩ ) અરતિ, ( ૪ ) શોક, ( ૫ ) ભય, ( ૬ ) જુગુપ્સા, ( ૭ ) પુરુષ-વેદ, ( ૮ ) સ્ત્રી-વેદ અને ( ૯ ) નપુંસક-વેદ એમ એના નવ પ્રકારો છે. તેમાં **હાસ્ય-મોહનીયનું લક્ષણ** એ છે કે—

**यस्योदये सति जीवस्य सनिमित्तमन्यथा वा हास्योत्पत्तिः स्यात् तद्रूपत्वं हास्यमोहनीयस्य लक्षणम् । ( ५५४ )**

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં જીવને કારણસર યા કારણ વગર હસવું આવે તે 'હાસ્ય-મોહનીય' કહેવાય છે.

રતિ-મોહનીયનું લક્ષણ—

**यस्योदये सति बाह्याभ्यन्तरवस्तुषु आसक्तिलक्षणा प्रीतिः स्यात् तद्रूपत्वं रतिमोहनीयस्य लक्षणम् । ( ५५५ )**

અર્થાત્ જે કર્મના ઉદયથી બાહ્ય અને આતરિક પદાર્થોને વિષે જીવને આસક્તિરૂપ પ્રીતિ ઉપજે તે ' રતિ-મોહનીય ' કહેવાય છે.

અરતિ-મોહનીયનું લક્ષણ—

**यस्योदये सति शब्दादिविषयेष्वप्रीतिः स्यात् तद्रूपत्वमरति-मोहनीयस्य लक्षणम् । ( ५५६ )**

અર્થાત જે કર્મના ઉદય દરસ્થાન (અમનોજ્ઞ) શબ્દાદિ વિષયો ઉપર અપ્રીતિ યાને અરુચિ ઉદ્ભવે તે ' અરતિ-મોહનીય ' કહેવાય છે.

શોક-મોહનીયનું લક્ષણ—

**यस्योदये सति रोदनपरिदेवनादिलक्षणः शोकः स्यात् तद्रूपत्वं शोकमोहनीयस्य लक्षणम् । ( ५५७ )**

અર્થાત્ જે કર્મના ઉદયથી રુદન, વિલાપ ઇત્યાદિરૂપ દિલગીરી ઉત્પન્ન થાય તે ' શોક-મોહનીય ' કહેવાય છે.

ભય-મોહનીયનું લક્ષણ—

**यस्योदये सति त्रासलक्षण उद्वेगः स्यात् तद्रूपत्वं भयमोहनीयस्य लक्षणम् । ( ५५८ )**

અર્થાત્ જે કર્મના ઉદય દરમ્યાન ત્રાસરૂપ ઉદ્વેગ થાય તે ' ભય-મોહનીય ' કહેવાય છે એટલે કે જે કર્મના ઉદયથી જીવ ભય પામે-બીકણુ બને તે ' ભય-મોહનીય ' છે.

જુગુપ્સા-મોહનીયનું લક્ષણ—

**यस्योदये सति शुभाशुभद्रव्यविषयकव्यलीकचित्तं स्यात् तद्रूपत्वं जुगुप्सामोहनीयस्य लक्षणम् । ( ५५९ )**

અર્થાત્ જે કર્મના ઉદયથી શુભાશુભ દ્રવ્ય જોતાં ચિત્ત વ્યલીક થાય તે ' જુગુપ્સા-મોહનીય ' કહેવાય છે. એટલે કે જેના ઉદય દરમ્યાન બીભત્સ વસ્તુઓ જોતાં જીવને ઘૃણા ઉત્પન્ન થાય તે 'જુગુપ્સા-મોહનીય ' છે.

પુરુષવેદ-મોહનીયનું લક્ષણ—

**उद्रिक्तश्लेष्मण आम्लाभिलाषवद् यस्योदये सति अनेकाकारस्त्रीविषयकोपभोगाभिलाषः स्यात् तद्रूपत्वं पुरुषवेदमोहनीयस्य लक्षणम् । ( ५६० )**

અર્થાત્ પ્રબળ શ્લેષ્મના ઉદય દરમ્યાન જેમ આમળી વગેરે ( ખાટા પદાર્થ ) ખાવાની ઇચ્છા થાય તેમ જે કર્મના ઉદયથી અનેક તરેહની સ્ત્રી વિષયક ઉપભોગની-સ્ત્રી સાથેના સંગમની અભિલાષા થાય તે ' પુરુષવેદ-મોહનીય ' કહેવાય છે.

સ્ત્રીવેદ-મોહનીયનું લક્ષણ—

**यस्योदये सति अनेकाकारपुरुषविषयकोपभोगाभिलाषः स्यात् तद्रूपत्वं स्त्रीवेदमोहनीयस्य लक्षणम् । ( ५६१ )**

અર્થાત્ (પીતના પ્રકોપથી મીઠાં દ્રવ્યો ખાવાની અભિલાષાની પેઠે) જે કર્મનો ઉદય થતાં અનેક જાતના પુરુષનો ઉપભોગ કરવાની ઇચ્છા થાય તેને ' સ્ત્રીવેદ-મોહનીય ' કહેવામાં આવે છે.

**નપુંસકવેદ-મોહનીયનું લક્ષણ—**

**ધાતુદ્વયોદયે માર્જિતાદિદ્રવ્યાભિલાષવદ્ યસ્યોદયે સતિ સ્ત્રી-પુરુષોભયવિષયકોપભોગાભિલાષઃ સ્યાત્ તદ્રૂપત્વં નપુંસકવેદમોહનીયસ્ય લક્ષણમ્ । ( ૫૬૨ )**

અર્થાત્ શ્લેષ્મ અને પિત્ત એ બે ધાતુઓના ઉદયમાં જેમ માર્જિતાદિક ખાવાની લાલસા થાય છે તેમ જેના ઉદયમાં સ્ત્રી અને પુરુષ ઉભય વિષયક ઉપભોગની અભિલાષા થાય તેને ' નપુંસકવેદ-મોહનીય ' કહેવામાં આવે છે.

ટૂંકમાં કહીએ તો પૌરુષ-ભાવની વિકૃતિ ઉત્પન્ન કરનાર પુરુષ-વેદ, સ્રૈણ-ભાવની વિકૃતિ ઉત્પન્ન કરનાર સ્ત્રી-વેદ અને નપુંસક-ભાવની વિકૃતિ ઉત્પન્ન કરનાર નપુંસક-વેદ છે.

આ નવ નોકષાયો કષાયના સંસર્ગ વિના સ્વકાર્ય કરવામાં અસમર્થ છે. મુખ્ય કષાયના સહચારી તેમજ તેના ઉદ્દીપક હોવાથી હાસ્યાદિ નવનો ' નોકષાય 'રૂપે વ્યવહાર થાય છે. નોકષાયનો અલ્પ કષાય એ પર્યાય છે. નોકષાય એ દેશઘાતિ પ્રકૃતિરૂપ છે.

આ પ્રમાણે નોકષાય વિષેનો ઊહાપોહ પૂર્ણ કરીએ તે પૂર્વે નપુંસક આશ્રીને થોડો વિચાર કરી લઇએ. જેમકે **નપુંસકના ત્રણ પ્રકારો** પડે છેઃ-( ૧ ) નરક-નપુંસક, ( ૨ ) તિર્યગ્-નપુંસક અને ( ૩ ) મનુષ્ય-નપુંસક. તેમાં નરક-નપુંસકના અવાંતર ભેદો નથી. તિર્યંચના જળચર, સ્થળચર અને ખેચર એ ત્રણ ભેદ આશ્રીને તિર્યગ્-નપુંસકના તો તે પ્રમાણે ત્રણ ભેદો પડે છે. મનુષ્યના કર્મભૂમિજ, અકર્મભૂમિજ અને અંતરદ્વીપજ એમ ત્રણ પ્રકારો પડતા હોવાથી મનુષ્ય-નપુંસકના પણ ત્રણ પ્રકારો ઉદ્ભવે છે. આ પ્રમાણે એકંદર **નપુંસકના સાત પ્રકારો** થાય છે.

**નપુંસકના સોળ પ્રકારો—**

**પ્રવચનસારોદ્ધાર** (દ્વા. ૧૦૮)ની [1]૭૯૩મી અને [2]૭૯૪મી ગાથામાં દીક્ષા માટે અયોગ્ય

---

૧ " पडए वाइए कीवे, कुंभी ईसालु य त्ति अ ।
सउणी तक्कम्मसेवी य, पक्खिया पक्खिए इय ॥ ७९३ ॥ "
[ पण्डको वातिकः क्लीब. कुम्भी ईर्ष्यालुक इति च ।
शकुनिस्तत्कर्मसेवी च पाक्षिकापाक्षिक इति ॥ ]

૨ " सोगंधिए य आसत्ते, दस एए नपुंसगा ।
संकिलिट्ठि त्ति साहूणं, पव्वावेउं अकप्पिया ॥ ७९४ ॥ "

જણાવેલા નપુંસકો દશ પ્રકારના છેઃ—(૧) પંડક (૨) વાતિક, (૩) ક્લીબ, (૪) કુંભી, (૫) ઇર્ષ્યાળુ, (૬) શકુનિ, (૭) તત્કર્મસેવી, (૮) પાક્ષિકાપાક્ષિક, (૯) સૌગંધિક અને (૧૦) આસક્ત.[1] નિશીથ-ચૂર્ણિ (ઉ. ૧૧) વગેરે ગ્રંથોમાં (૧) વર્દ્ધિતક, (૨) ચિપ્પિત, (૩) મંત્ર-ઉપહત, (૪) ઔષધિ-ઉપહત, (૫) ઋષિ-શપ્ત અને (૬) દેવ-શપ્ત એમ નપુંસકના અન્ય [2]છ ભેદો દર્શાવાયા છે કે જેઓ દીક્ષા માટે યોગ્ય છે. નિમ્નલિખિત ગાથા આ વાતની સાક્ષી પૂરે છેઃ—

"[3]वड्डिए चिप्पिए चेव मंतोसहिउवहतए ।
इसिसत्ते देवसत्ते य पव्वावेज्जा नपुंसए ॥"

હવે [4]બેડી સમાન [5]આયુષ્ય-કર્મનો વિચાર કરવામાં આવે છે. નરક, તિર્યંચ, મનુષ્ય

---

[ सौगन्धिकश्चासक्तो दशैते नपुंसकाः ।
संक्लिष्टस्थितिरिति साधूनां प्रव्राजितुमकल्पिताः ॥ ]

૧ આ દશેના અર્થો માટે જુઓ પ્રવચન-સારોદ્ધારની વૃત્તિ (પત્ર ૨૩૧-૨૩૨).

૨ આના અર્થ માટે જુઓ ઉપર્યુક્ત વૃત્તિનું ૨૩૨ મું પત્ર.

૩ છાયા—

वर्द्धितश्चिप्पितश्चैव मन्त्रौषध्युपहतौ ।
ऋषिशप्तो देवशप्तश्च प्रव्राजितव्या नपुंसकाः ॥

૪ જેમ કેદખાનામાં પૂરાયેલો મનુષ્ય કેદખાનામાંથી છૂટવા ઇચ્છે, પરંતુ ન્યાયાધીશે કરેલી શિક્ષાની મુદત પૂરી ન થાય ત્યાં સુધી તેને ત્યા રહેવું પડે તેમ કર્મરૂપ ન્યાયાધીશે આત્મપરિણામ-રૂપ અપરાધ અનુસાર જે ગતિમાં જેટલો કાળ રહેવા સંસારી જીવને ફરમાવ્યું હોય તેટલો કાળ તેને તે ગતિમા જ ઇચ્છા ન હોય તોપણ રહેવુ જ પડે, કિન્તુ નિર્ણીત કાળરૂપ આયુષ્ય પૂર્ણ કર્યા વિના અન્ય ગતિમા તે જઇ શકે જ નહિ. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો ચાર ગતિ પૈકી નરક-ગતિના જીવો ત્યાં અત્યંત દુઃખ પડવાથી એ ગતિમાંથી છૂટવા જરૂર ઇચ્છે છે, પરંતુ તેઓ છૂટી શકતા નથી. વળી 'અનુત્તર' વિમાનના દેવો અનંત પૌદ્ગલિક સુખને પણ વૈરાગ્ય-વાસનાથી અસાર જાણી, ચારિત્ર ગ્રહણ કરવાની ઇચ્છાથી મનુષ્ય-ગતિની આકાંક્ષા રાખે છે, પરંતુ આયુષ્ય પૂર્ણ થયા પૂર્વે તેઓ દેવગતિમાંથી છૂટી શકતા નથી. તિર્યંચ-ગતિ અને મનુષ્ય-ગતિના જીવો પ્રાયઃ અન્યત્ર જવાની ઇચ્છા રાખતા નથી; અને કદાચ દેવ-ગતિમાં જવાની ઇચ્છા કરે તોપણ આયુષ્ય પૂરું કર્યા પૂર્વે તેઓ તેમ કરી શકતા નથી. એથી આયુષ્ય-કર્મને બેડીની ઉપમા અપાય છે તેને પિંજર કે કેદખાના સાથે પણ સરખાવાય.

૫ અત્ર એ ધ્યાનમાં રાખવું કે આયુષ્ય-કર્મ જીવન-કાળનાં વર્ષોની સીમા નક્કી કરતું નથી, પરંતુ એ તો જીવન-ક્ષેત્રના વિસ્તારની મર્યાદા બાંધે છે. જેમકે તળાવમાં તરવા પેસનાર તેને તરતાં કેટલો વખત લાગશે તેને નજરમાં ન રાખતાં તેને કેટલું તરવાનું છે તે ઉપર ખ્યાલ રાખે છે તેમ જીવન જીવતા કેટલાં વર્ષ જીવવાનું છે એનો નહિ, કિન્તુ કેટલું જીવન-ક્ષેત્ર વ્યતીત કરવાનું છે તેનો આ કર્મ નિર્ણય કરે છે.

અને દેવ સંબંધી એમ આયુષ્યના ચાર પ્રકાર છે. તેમાં [1]આયુષ્ય–કર્મનું લક્ષણ એ છે કે—

भवाद् भवान्तरं सङ्गच्छतां जन्तूनां नियमेन यदुदयागमनरूपत्वं, यस्मिन्नुदिते सति तद्भवप्रायोग्याणि सर्वाणि शेषकर्माणि उपभोगायाऽऽगच्छन्ति तद्रूपत्वं वाऽऽयुषो लक्षणम् । ( ५६३ )

અર્થાત્ આ ભવથી અન્ય ભવમાં જતાં પ્રાણીઓને જે કર્મ જરૂર જ ઉદયમાં આવે છે તે 'આયુષ્ય-કર્મ' કહેવાય છે. અથવા જે કર્મનો ઉદય થતાં તે ભવને યોગ્ય બીજાં પણ સર્વ કર્મ ઉપભોગ-રૂપે પરિણત થાય છે તે કર્મને 'આયુષ્ય-કર્મ' કહેવામાં આવે છે.

નરક–આયુષ્યકર્મનું લક્ષણ—

तीव्रशीतोष्णादिवेदनाभूतनरकभूमिषु यद्धेतुकं दीर्घजीवनलक्षणमवधारणं भवति तद्रूपत्वं नरकायुषो लक्षणम् । ( ५६४ )

અર્થાત્ તીવ્ર, શીત, ઉષ્ણ વગેરે વેદનાના સ્થાનરૂપ નરક–ભૂમિઓમાં જે નિમિત્ત લઇને લાંબા કાળ પર્યંત રહેવું પડે તેને 'નરક–આયુષ્યકર્મ' કહેવામાં આવે છે.

તિર્યગ્–આયુષ્યકર્મનું લક્ષણ—

यस्योदये सति प्रायेण क्षुत्पिपासाशीतोष्णादिविविधदुःखोत्पत्तिस्थानेषु निवसनं भवति तद्रूपत्वं तिर्यगायुषो लक्षणम् । ( ५६५ )

અર્થાત્ જે ઉદયમા આવતાં ક્ષુધા, તૃષા, ઠંડી, ગરમી વગેરે વિવિધ પ્રકારનાં દુઃખનાં સ્થાનમાં મોટે ભાગે રહેવાનુ થાય છે તેને 'તિર્યંચ–આયુષ્યકર્મ' કહેવામાં આવે છે.

મનુષ્ય–આયુષ્યકર્મનું લક્ષણ—

यस्योदये सति प्रायेण शारीरिकमानसिकसुखदुःखनिबन्धनमनुष्येषूत्पत्तिः स्यात् तद्रूपत्वं मनुष्यायुषो लक्षणम् । ( ५६६ )

---

૧ આની વ્યુત્પત્તિ તત્ત્વાર્થ (અ. ૮, સૂ. ૧૧)ની બૃહદ્વૃત્તિ (પૃ. ૧૪૮)મા નીચે મુજબ ત્રણ પ્રકારે સૂચવાઇ છેઃ—

" आनीयन्ते शेषप्रकृतयस्तस्मिन्नुपभोगाय जीवेनेत्यायु, ..आनीयते वाऽनेन तद्भवान्तर्भावी प्रकृतिगण इत्यायु.,...आयतते वा शरीरधारणं प्रति बन्ध इत्यायुः... । "

અર્થાત્ જે કર્મના ઉદયમાં ઘણુ કરીને શારીરિક, માનસિક સુખ-દુઃખના કારણભુત એવી મનુષ્ય-જાતિમાં ઉત્પત્તિ થાય તેને ' મનુષ્ય-આયુષ્યકર્મ ' કહેવામા આવે છે.

**દેવ-આયુષ્યકર્મનું લક્ષણ—**

**यस्योदये सति प्रायेण सुखप्रचुरदेवेषु जन्म भवति तद्रूपत्वं देवायुषो लक्षणम् । ( ५६७ )**

અર્થાત્ જે કર્મના ઉદયમાં પ્રાયઃ સુખથી ભરપૂર એવા દેવ-સ્થાનમા ઉત્પત્તિ થાય તેને ' દેવ-આયુષ્યકર્મ ' કહેવામાં છે.

ટૂંકમાં કહીએ તો જેના ઉદયે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક તરીકેનું જીવન ગાળવું પડે તે અનુક્રમે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકનું આયુષ્ય છે.

હવે [1]ચિતારા સમાન [2]**નામ-કર્મનું નિરૂપણ** કરાય છે. તેમા સૌથી પ્રથમ તો **નામ-કર્મ**ના નીચે મુજબના ૪૨ પ્રકારો વિચારીએઃ—

[3]ગતિ, જાતિ, શરીર, અંગોપાંગ, બન્ધન, સંઘાતન, સંસ્થાન, સંહનન, સ્પર્શ, રસ, ગન્ધ, વર્ણ, આનુપૂર્વી, વિહાયોગતિ, [4]પરાઘાત, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્દ્યોત, અગુરુલઘુ, તીર્થંકર, નિર્માણ, ઉપઘાત, [5]ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય, યશઃકીર્તિ, [6]સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય અને અયશઃકીર્તિ.[7] આ પૈકી જેના અવાંતર ભેદો પડે છે તેની પૃથક્ ગણના કરીએ તો નામ-

---

૧ જેમ ચિત્રકાર જીવની છબી ચિતરતા તેના હાથ, પગ ઇત્યાદિના ભિન્ન ભિન્ન આકારો ચિતરી તેની છબી બનાવે છે તેમ નામકર્મ પણ દેવત્વ, નરકત્વાદિ તેમજ સહનન, સંઘાતન ઇત્યાદિ જીવનાં વિવિધ રૂપો ઘડે છે.

૨ આની વ્યુત્પત્તિ માટે જુઓ **તત્ત્વાર્થ** ( અ. ૮, સૂ. ૧૨ )ની બૃહદ્ વૃત્તિ ( પૃ. ૧૪૮ ).

૩ ગતિ વગેરે ૧૪ પ્રકૃતિઓ ' પિંડ-પ્રકૃતિઓ ' કહેવાય છે.

૪ અહીંથી માંડીને તે નિર્માણ સુધીની આઠ પ્રકૃતિઓ ' પ્રત્યેક-પ્રકૃતિ ' કહેવાય છે.

૫ આ તેમજ ત્યાર પછીની નવ પ્રકૃતિઓને ' ત્રસદશક ' સંજ્ઞા અપાય છે.

૬ આ તેમજ ત્યાર પછીની નવ પ્રકૃતિઓ ' સ્થાવર-દશક 'ના નામથી ઓળખાય છે.

૭ આ ક્રમ શા આધારે યોજાયો છે તે ધ્યાનમા આવતુ નથી. **તત્ત્વાર્થ** ( અ ૬, સૂ. ૧૨)-માં તો નીચે મુજબનો ઉલ્લેખ છે—

" गतिजातिशरीराङ्गोपाङ्गनिर्माणबन्धनसङ्घातसंस्थानसंहननस्पर्शरसगन्धवर्णानुपूर्व्यगुरुलघूपघातपराघातातपोद्द्योतोच्छ्वासविहायोगतयः प्रत्येकशरीरत्रससुभगसुस्वरशुभसूक्ष्मपर्याप्तस्थिरादेययशांसि सेतराणि तीर्थकृत्त्वं च । "

કર્મના ૧૦૩ ભેદ થાય છે. જેમકે ગતિના ચાર ભેદ છેઃ—(૧) નરક, (૨) તિર્યંક્, (૩) મનુષ્ય અને (૪) દેવ.

જાતિના પાંચ પ્રકાર છેઃ—(૧) એકેન્દ્રિય, (૨) દ્વીન્દ્રિય, (૩) ત્રીન્દ્રિય, (૪) ચતુરિન્દ્રિય અને (૫) પંચેન્દ્રિય.

શરીરના પાંચ પ્રકાર છેઃ—(૧) ઔદારિક, (૨) વૈક્રિય, (૩) આહારક, (૪) તૈજસ અને (૫) કાર્મણ.

અંગોપાંગના (૧) ઔદારિક, (૨) વૈક્રિય અને (૩) આહારક એમ ત્રણ ભેદો છે.

બન્ધનના ૧૫ પ્રકારો છેઃ—(૧) ઔદારિક–ઔદારિક, (૨) ઔદારિક–તૈજસ, (૩) ઔદારિક–કાર્મણ, (૪) વૈક્રિય–વૈક્રિય, (૫) વૈક્રિય–તૈજસ, (૬) વૈક્રિય–કાર્મણ, (૭) આહારક–આહારક, (૮) આહારક–તૈજસ, (૯) આહારક–કાર્મણ, (૧૦) ઔદારિક–તૈજસ–કાર્મણ, (૧૧) વૈક્રિય–તૈજસ–કાર્મણ, (૧૨) આહારક–તૈજસ–કાર્મણ, (૧૩) તૈજસ–તૈજસ, (૧૪) તૈજસ–કાર્મણ અને (૧૫) કાર્મણ–કાર્મણ.

સંઘાતનના પાંચ પ્રકાર છેઃ—ઔદારિક, (૨) વૈક્રિય, (૩) આહારક, (૪) તૈજસ અને (૫) કાર્મણ.

સંસ્થાનના છ ભેદ છેઃ–(૧) સમચતુરસ્ર, (૨) ન્યગ્રોધ, (૩) સાદિ, (૪) વામન, (૫) કુબ્જ અને (૬) હુણ્ડક.

સંહનનના છ પ્રકારો છેઃ—(૧) વજ્ર–ઋષભ–નારાચ, (૨) ઋષભ–નારાચ, (૩) નારાચ, (૪) અર્ધ–નારાચ, (૫) કીલિકા અને (૬) સેવાર્ત.

સ્પર્શના આઠ પ્રકાર છેઃ—(૧) મૃદુ, (૨) ખર, (૩) ગુરુ, (૪) લઘુ, (૫) શીત, (૬) ઉષ્ણ, (૭) સ્નિગ્ધ અને (૮) રૂક્ષ.

રસના પાંચ ભેદ છેઃ—(૧) તીખો, (૨) કડવો, (૩) કષાયલો, (૪) ખાટો અને (૫) મધુર.

ગન્ધના બે ભેદો છે—(૧) સુગંધ અને (૨) દુર્ગંધ.

વર્ણના પાંચ પ્રકાર છેઃ—(૧) કાળો, (૨) લીલો, (૩) રાતો, (૪) પીળો અને (૫) સફેદ.

આનુપૂર્વીના ચાર ભેદ છેઃ—(૧) નરક–આનુપૂર્વી, (૨) તિર્યગ્–આનુપૂર્વી, (૩) મનુષ્ય–આનુપૂર્વી અને (૪) દેવ–આનુપૂર્વી.

વિહાયોગતિ બે પ્રકારની છેઃ—(૧) શુભ અને (૨) અશુભ.

આ હકીકતો વિશેષતઃ સમજાય તે માટે આ નામકર્મની પ્રકૃતિઓનાં લક્ષણોનુ પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં **ગતિ–નામકર્મનું લક્ષણ** એ છે કે—

**यस्योदये सति विवक्षितभवाद् भवान्तरे जीवानां गमनं स्यात् तद्रूपत्वं गतिनामकर्मणो लक्षणम् । ( ५६८ )**

અર્થાત્ જે કર્મ ઉદયમાં આવતાં એક ભવથી બીજા ભવમાં જીવનું ગમન થાય તે કર્મને ' ગતિ-નામકર્મ ' કહેવામાં આવે છે.

આયુષ્ય-કર્મનું જે લક્ષણ આપણે ૧૦૧૨ મા પૃષ્ઠમાં વિચારી ગયા તેનાથી આની શી ભિન્નતા છે તે જાણવું બાકી રહે છે એમ કોઇ પ્રશ્ન ઊઠાવે તો એનો ઉત્તર એ છે કે જેના ઉદયે અમુક ગતિનું જીવન ગાળવું તે ' આયુષ્ય-કર્મ ' છે, જ્યારે સુખદુઃખ ભોગવવા યોગ્ય પર્યાય-વિશેષરૂપ દેવાદિ ચાર ગતિઓ પૈકી ગમે તે ગતિ પ્રાપ્ત કરાવનાર કર્મ ' ગતિ-કર્મ ' છે.

**નરક-ગતિ-નામકર્મનું લક્ષણ—**

**यस्योदये सति नरकगमनरूपत्वं तन्नरकगतिनामकर्मणो लक्षणम् । (५६९)**

અર્થાત્ જે કર્મના ઉદયમાં નરક પ્રતિ ગમન થાય તે ' નરક-ગતિ-નામકર્મ ' છે.

**તિર્યગ્-ગતિ-નામકર્મનું લક્ષણ—**

**यस्योदये सति तिर्यग्गतिगमनरूपत्वं तत् तिर्यग्गतिनामकर्मणो लक्षणम् । ( ५७० )**

અર્થાત્ જે કર્મના ઉદયમાં તિર્યંચ-ગતિમાં ગમન થાય તે ' તિર્યગ્-ગતિ-નામકર્મ ' છે.

**મનુષ્ય-ગતિ-નામકર્મનું લક્ષણ—**

**यस्योदये सति मनुष्यगतिगमनरूपत्वं तन्मनुष्यगतिनामकर्मणो लक्षणम् । ( ५७१ )**

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં મનુષ્ય-ગતિમાં ગમન થાય તે ' મનુષ્ય-ગતિ-નામ કર્મ ' છે.

**દેવ-ગતિ-નામકર્મનું લક્ષણ—**

**यस्योदये सति देवगतिगमनरूपत्वं तद् देवगतिनामकर्मणो लक्षणम् । ( ५७२ )**

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં દેવગતિમાં ગમન થાય તે કર્મ ' દેવ-ગતિ-નામકર્મ ' છે.

**એકેન્દ્રિય-જાતિ-નામકર્મનું લક્ષણ—**

**यस्योदये सति जीव एकेन्द्रियजातिव्यवहारभाक् स्यात् तद्रूपत्वम्, एकेन्द्रियसञ्ज्ञाव्यपदेशनिमित्तकत्वं वा एकेन्द्रियजातिनामकर्मणो लक्षणम् । ( ५७३ )**

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં એકેન્દ્રિય જાતિ તરીકે જીવનો વ્યવહાર થઇ શકે તે કર્મને 'એકેન્દ્રિય-જાતિ-નામકર્મ' કહેવામાં આવે છે. જીવોનો એકેન્દ્રિય નામથી વ્યવહાર કરાવવામાં નિમિત્તભૂત કર્મને 'એકેન્દ્રિય-જાતિ-નામકર્મ' સંબોધવામાં આવે છે. એ પ્રમાણે દ્વીન્દ્રિય-જાતિ-નામ કર્મ ઇત્યાદિ માટે સમજી લેવું. અથવા તો એકેન્દ્રિય-જાતિ-નામ કર્મ વગેરે પાંચે જાતનાં નામકર્મનું સમુચ્ચયાત્મક અર્થાત્ **એકેન્દ્રિયાદિ-જાતિ-નામકર્મનું લક્ષણ** નીચે મુજબ છેઃ—

**नरकादिगतिषु अव्यभिचारिसादृश्येनैकीभूतार्थात्मिका या जातिस्तद्व्यपदेशभाग्निमित्तकत्वं वा एकेन्द्रियादिजातिनामकर्मणो लक्षणम्। ( ५७४ )**

અર્થાત્ નરકાદિ ગતિમાં વ્યભિચાર દોષથી મુક્ત એવી સમાનતાને લઇને એક પદાર્થસ્વરૂપી એવી જાતિના વ્યવહારમાં જે નિમિત્ત હોય એટલે કે આ જીવ એકેન્દ્રિય છે એવો વ્યપદેશ કરવામાં જે નિમિત્તરૂપ હોય તેને 'એકેન્દ્રિયાદિ-જાતિ-નામકર્મ' કહેવામાં આવે છે. અન્ય શબ્દોમાં કહીએ તો એકેન્દ્રિયત્વથી માંડીને તે પંચેન્દ્રિયત્વ પર્યંત સમાન પરિણામનો અનુભવ કરાવનાર કર્મ 'જાતિ-નામકર્મ' કહેવાય છે. અત્યન્ત થોડા ચૈતન્યના પ્રાદુર્ભાવમાં જે જાતિ નિમિત્તરૂપ હોય તે 'એકેન્દ્રિય-જાતિ-નામકર્મ' છે. એથી વધારે ચૈતન્યના આવિર્ભાવમાં જે જાતિ નિમિત્તભૂત હોય તે 'દ્વીન્દ્રિય-જાતિ-નામકર્મ' છે આ પ્રમાણે બાકીનાં જાતિ-નામ-કર્મ માટે ઘટાવી લેવું એમ પ્રસ્તુત ગ્રંથકાર સૂચવે છે.

**શરીર-નામકર્મનું લક્ષણ—**

**यस्योदये सति चेतनस्य निवासस्थानरूपशरीरनिष्पत्तिः स्यात् तद्रूपत्वं शरीरनामकर्मणो लक्षणम्। ( ५७५ )**

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં આત્માના નિવાસસ્થાનરૂપ શરીરની પ્રાપ્તિ થાય તે કર્મ 'શરીર-નામકર્મ' કહેવાય છે.

**[1]ઔદારિક શરીરનું લક્ષણ—**

**सारस्थूलपुद्गलद्रव्यवर्गणानिर्मापितरूपत्वमौदारिकशरीरस्य लक्षणम्। ( ५७६ )**

અર્થાત્ ઉત્તમ અને સ્થૂળ એવાં પુદ્ગલ-દ્રવ્યોની વર્ગણા વડે બનાવેલ શરીરને 'ઔદારિક શરીર' કહેવામાં આવે છે.

---

૧ આ તેમજ બીજાં શરીરો તેમજ તે તે શરીર-નામકર્મનાં લક્ષણોની સંતુલના માટે જુઓ તત્ત્વાર્થ ( અ. ૮, સૂ. ૧૨ )ની બૃહદ્વૃત્તિ ( પૃ. ૧૫૧ ).

ઔદારિક શરીર-નામકર્મનું લક્ષણ—

**औदारिकशरीरप्रायोग्यपुद्गलग्रहणनिमित्तकत्वमौदारिकशरीरनामकर्मणो लक्षणम्। ( ५७७ )**

અર્થાત્ ઔદારિક શરીરને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરાવવામાં કારણભૂત કર્મને ' ઔદારિક શરીર-નામકર્મ ' કહેવામાં આવે છે.

વૈક્રિય શરીરનું લક્ષણ—

**विचित्रशक्तियुक्तवैक्रियवर्गणाद्रव्यनिर्मापितरूपत्वं वैक्रियशरीरस्य लक्षणम्। ( ५७८ )**

અર્થાત્ વિચિત્ર શક્તિવાળી વૈક્રિય વર્ગણા વડે બનાવેલા શરીરને ' વૈક્રિય શરીર ' જાણવું.

વૈક્રિય શરીર-નામકર્મનું લક્ષણ—

**वैक्रियशरीरप्रायोग्यपुद्गलादाननिमित्तकत्वं वैक्रियशरीरनामकर्मणो लक्षणम्। ( ५७९ )**

અર્થાત્ વૈક્રિય શરીરને યોગ્ય એવા પુદ્ગલોને ગ્રહણ કરવામાં નિમિત્તભૂત કર્મને ' વૈક્રિય શરીર-નામ કર્મ ' કહેવામાં આવે છે.

આહારક શરીરનું લક્ષણ—

**सूक्ष्मार्थसंशयच्छेदजिनेन्द्रर्द्धिविलोकनादिप्रयोजनसाधनायातिस्वच्छाहारकवर्गणाद्रव्यैर्निर्मापितरूपत्वमाहारकशरीरस्य लक्षणम्। ( ५८० )**

અર્થાત્ સૂક્ષ્મ પદાર્થ પરત્વે ઉત્પન્ન થયેલ શંકાના સમાધાનાર્થે, તીર્થંકરની ઋદ્ધિને જોવાની ઇચ્છાને તૃપ્ત કરવાને માટે કે ઇતર કોઇ કાર્યના સંપાદનને માટે અતિશય સ્વચ્છ આહારક-વર્ગણારૂપ દ્રવ્યથી બનાવેલું શરીર ' આહારક શરીર ' કહેવાય છે.

આહારક શરીર-નામકર્મનું લક્ષણ—

**आहारकशरीरप्रायोग्यवर्गणादाननिमित्तकत्वमाहारकशरीरनामकर्मणो लक्षणम्। ( ५८१ )**

અર્થાત્ આહારક શરીર બનાવવામાં જે વર્ગણા ગ્રહણ કરવી જોઈએ તે વર્ગણાને ગ્રહણ કરવામાં કારણરૂપ કર્મને ' આહારક શરીર-નામકર્મ ' કહેવામાં આવે છે.

તૈજસ શરીરનું લક્ષણ—

तेजोलेश्यादिसाधनत्वे सति भुक्ताहारपरिपाकसमर्थरूपत्वं तैजसशरीरस्य लक्षणम् । ( ५८२ )

અર્થાત્ તેજોલેશ્યાદિકના સાધનરૂપ અને ખાધેલા આહારને પચાવવામાં કારણભૂત એવા શરીરને ' તૈજસ શરીર ' કહેવામાં આવે છે.

તૈજસ શરીર-નામકર્મનું લક્ષણ—

तैजसशरीरप्रायोग्यपुद्गलादाननिमित्तकत्वं तैजसशरीरनामकर्मणो लक्षणम् । ( ५८३ )

અર્થાત્ તૈજસ શરીરને યોગ્ય એવા પુદ્ગલના ગ્રહણમાં નિમિત્તરૂપ કર્મ ' તૈજસ શરીર-નામકર્મ ' કહેવાય છે.

કાર્મણ શરીરનું લક્ષણ—

बदराणां कुण्डमिवाङ्कुरादीनां बीजमिवाशेषकर्माधारभूतत्वे सति समस्तकर्मप्रसवनसमर्थरूपत्वं कार्मणशरीरस्य लक्षणम् । ( ५८४ )

અર્થાત્ બોરને જેમ કુંડ અને અંકુરાને જેમ બીજ આધારભૂત છે તેમ સમસ્ત કર્મને ઉત્પન્ન કરવામા સમર્થ એવા શરીરને ' કાર્મણ શરીર ' કહેવામાં આવે છે.

કાર્મણ શરીર-નામકર્મનું લક્ષણ—

कार्मणशरीरप्रायोग्यपुद्गलादाननिमित्तकत्वं कार्मणशरीरनामकर्मणो लक्षणम् । ( ५८५ )

અર્થાત્ કાર્મણ શરીરને યોગ્ય એવા પુદ્ગલોને ગ્રહણ કરવામા કારણરૂપ કર્મ ' કાર્મણ શરીર-નામકર્મ ' છે.

અંગોપાંગ-નામકર્મનું લક્ષણ—

यस्योदये सति अङ्गोपाङ्गानि निवर्त्यन्ते तद्रूपत्वमङ्गोपाङ्गनामकर्मणो लक्षणम् । ( ५८६ )

અર્થાત જે કર્મની આવિર્ભાવ-દશામાં અંગ અને ઉપાંગની પ્રાપ્તિ થાય છે તે કર્મને 'અંગોપાંગ-નામકર્મ' કહેવામાં આવે છે. અંગ આઠ છેઃ-(૧) મસ્તક, (૨) છાતી, (૩) પીઠ, (૪) પેટ, (૫-૭) બે બાહુ અને (૭-૮) બે પગો.[1] આ પ્રત્યેક અંગનાં ઉપાંગનો વિચાર કરીશું તો જણાશે કે મગજ, કપાલ, કૃકાટિકા (બોચી), શંખના જેવા આકારવાળો ગળાનો ભાગ, લલાટ, તાળવું, ગાલ, હડપચી, જડબાં, દાંત, હોઠ, ભવાં, આંખ, કાન, નાક વગેરે એ મસ્તકનાં અંગોપાંગ જાણવાં.[2] એ પ્રમાણે બાકીનાં સાત અંગોનાં [3]ઉપાગો સમજી લેવાં.[4]

**બન્ધન-નામકર્મનું લક્ષણ—**

**काष्ठानां जतुवद् औदारिकादिशरीरप्रायोग्याणां गृहीतगृह्यमाण-पुद्गलानां यत् परस्परमेलनलक्षणसम्बन्धकरणसमर्थं स्यात् तद्रूपत्वं बन्धननामकर्मणो लक्षणम् । ( ५८७ )**

અર્થાત્ જેમ લાકડાને પરસ્પર મેળવવામાં લાખ સાધનરૂપ છે તેમ ઔદારિકાદિક શરીરને યોગ્ય ગ્રહણ કરેલા તેમજ ગ્રહણ કરાતા એવા પુદ્ગલોને પરસ્પર એકીભૂત કરવામાં જે કર્મ સમર્થ છે તે કર્મ 'બંધન-નામકર્મ' કહેવાય છે. આ કર્મ ન હોય તો રાખના બનાવેલા પુરુષની જેમ શરીરો અસંબદ્ધ રહે.

**ઔદારિક ઔદારિક બન્ધન-નામકર્મનું લક્ષણ—**

**पूर्वगृहीतैर्यदौदारिकपुद्गलैर्गृह्यमाणौदारिकाङ्गोपाङ्गयोग्यपुद्गलानां परस्परं सम्बन्धो यन्निमित्तकस्तद्रूपत्वमौदारिकौदारिकबन्धनस्य लक्षणम् । ( ५८८ )**

---

૧ જુઓ **તત્ત્વાર્થ** ( અ. ૮, સૂ. ૧૨ )નું ભાષ્ય ( પૃ ૧૫૧ ).
૨ જુઓ **તત્ત્વાર્થ** ( ભા ૨ )નું ભાષ્ય ( પૃ. ૧૫૨ )
૩ આના નામો મારા જોવામાં આવ્યા નથી
૪ સરખાવો નિમ્ન-લિખિત ગાથાઓઃ—

" सीसं उरो य उदरं, पिट्ठी बाहू य दोण्णि ऊरू य ।
एए होंति अट्ठंगा, खलु अंगोवंगाइं सेसाइं ॥
होंति उवंगा कन्ना, णासच्छीहत्थपादजधा य ।
णहकेसमंसअंगुलि ओट्ठा खलु अंगुवंगाइं ॥ "
[ शीर्षमुरश्चोदरं पृष्ठं बाहू च द्वौ ऊरू च ।
एतानि भवन्त्यष्टाङ्गानि खलु अङ्गोपाङ्गानि शेषाणि ॥
भवन्त्युपाङ्गानि कर्णौ नासिकाक्षिहस्तपादजङ्घाश्च ।
नखकेशमांसाङ्गुल्य ओष्ठौ खलु अङ्गोपाङ्गानि ॥ ]

અર્થાત્ પૂર્વે ગ્રહણ કરેલ ઔદારિક પુદ્ગલોને ગ્રહણ કરાતા એવા ઔદારિક અંગોપાગ યોગ્ય પુદ્ગલોની સાથે પરસ્પર મેળવી દેવામાં કારણભૂત કર્મને 'ઔદારિક ઔદારિક બન્ધન–નામ કર્મ' કહેવામાં આવે છે. એ પ્રમાણે બીજાં ચૌદ બન્ધનોને સારૂ સમજી લેવું.

સંઘાતન–નામકર્મનું લક્ષણ—

**औदारिकाद्यङ्गयोग्यपुद्गलानां यन्निमित्तकसङ्घातो भवति तद्रूपत्वं, औदारिकादिशरीराणां विवररहितान्योन्यप्रदेशानुप्रदेशानुप्रवेशनैकत्वापादनं यन्निमित्तकं तद्रूपत्वं, दन्ताली तृणगणमिव यत् कर्म औदारिकादिपुद्गलानां समूहीकरोति तद्रूपत्वं वा सङ्घातननामकर्मणो लक्षणम्। ( ५८९ )**

અર્થાત ઔદારિકાદિ શરીરને યોગ્ય એવા પુદ્ગલોના સંઘાતમાં કારણભૂત કર્મને ' સંઘાતન–નામકર્મ ' જાણવું. છિદ્ર રહિતપણે એક પ્રદેશનો બીજામા પ્રવેશ કરાવીને ઔદારિકાદિક શરીરોને એકરૂપ કરી નાખવામા કારણભૂત કર્મને પણ ' સંઘાતન–નામ કર્મ ' કહેવામાં આવે છે. અથવા જેમ દન્તાલી તૃણને એકત્રિત કરે છે એ પ્રમાણે જે કર્મ ( ઔદારિકાદિક શરીરની રચનાને અનુકૂળ એવા ) ઔદારિકાદિક પુદ્ગલોને એકઠા કરે છે તે કર્મ ' સંઘાતન–નામકર્મ ' કહેવાય છે.

સંસ્થાન–નામકર્મનું લક્ષણ—

**यस्योदये सति बध्यमानपुद्गलेषु आकारविशेषाविर्भावो भवति तद्रूपत्वम्, यन्निमित्तकौदारिकादिशरीराकारनिर्वृत्तिर्भवति तद्रूपत्वं वा संस्थाननामकर्मणो लक्षणम्। ( ५९० )**

અર્થાત્ જે કર્મના ઉદયમાં ( સંસારી ) આત્માની સાથે બંધાતા પુદ્ગલોને વિષે [1]આકાર–વિશેષનો પ્રાદુર્ભાવ થાય છે તે કર્મ ' સંસ્થાન–નામકર્મ ' કહેવાય છે અથવા ઔદારિકાદિક શરીરની આકૃતિની રચનામાં જે કર્મ નિમિત્તરૂપ છે તે કર્મ ' સસ્થાન–નામકર્મ ' કહેવાય છે.

સંહનનનું લક્ષણ—

**यन्निमित्तकदृढतमादिभेदभिन्नास्थिबन्धनरूपविशेषो भवति तद्रूपत्वं संहननस्य लक्षणम्। ( ५९१ )**

૧ આને ' સંસ્થાન ' કહેવામા આવે છે એના સમચતુરસ્રાદિ છ વિભાગો છે. એ સંબંધી માહિની માટે વીર ભક્તામરનુ સ્પષ્ટીકરણ ( પૃ ૮૭–૮૮ ) જોવા ભલામણ છે.

અર્થાત્ હાડકાંના બંધનમાં દૃઢતા સંબંધી તરતમતા ઉત્પન્ન કરવામાં કારણભૂત કર્મને ' સંહનન-નામકર્મ ' તરીકે ઓળખાવવામાં આવે છે. હાડકાના બન્ધવિશેષને યાને એની વિશિષ્ટ રચનાને ' સંહનન ' કહેવામાં આવે છે. આને ' હાડકાના સાંધાના બંધન ' તરીકે ઓળખાવાય. શક્તિવિશેષ પણ ' સંહનન ' કહેવાય છે આ સંહનનના વજ્ર-ઋષભ-નારાચ ઇત્યાદિ છ ભેદો છે કે જેને વિષે આપણે ૧૦૧૪ મા પૃષ્ઠમાં ઉલ્લેખ કરી ગયા છીએ. ' ઋષભ ' એટલે ' પાટો ', ' વજ્ર ' એટલે ' ખીલી ' અને ' નારાચ ' એટલે ' મર્કટ-બન્ધના જેવો બન્ને તરફનો હાડકાનો બંધ. '

## વજ્ર-ઋષભ-નારાચાદિ સંબંધી વિચાર—

આ સંબંધમાં થોડુંક સ્પષ્ટીકરણ ઉમેરવું આવશ્યક સમજાય છે. અત્ર ખીલી અને પાટાથી તે પ્રકારના આકારનાં હાડકાં સમજવાનાં છે. એટલે કે વજ્રથી ખીલીના આકારનું હાડકું જાણવું અને ઋષભથી પાટાના આકારનું હાડકું જાણવું. જેમ વાંદરીનુ બચ્ચું પોતાની માને હાથની આંટી મારી મજબૂત રીતે વળગી રહે છે તેમ બે હાડકાંના બે છેડા પરસ્પર એક બીજાને આંટી દઇ મજબૂત રીતે વળગી રહે તે ' મર્કટબન્ધ ' કહેવાય છે. આ ઉપરથી નારાચનો અર્થ ધ્યાનમાં આવશે. પ્રથમ સંહનનવાળા જીવના હાડકાં એવા પ્રકારના હોય છે કે બે હાડકાંના સાંધા જે સ્થાને આવેલ હોય ત્યાં તેના બે છેડા પરસ્પર મર્કટ-બન્ધની પેઠે વળગીને રહેલા હોય છે એટલું જ નહિ પણ એ મર્કટ-બન્ધના ઉપર હાડકાનો ઉપર નીચે મજબૂત પાટો હોય છે. આ ઉપરાંત હાડકાની ખીલી ઉપરના પાટાને તેમજ છેક નીચેના પાટાને વીંધીને અને વળી બે હાડકાના છેડાઓને ભેદીને રહેલી હોય છે. આથી આ સાંધો એટલો તો દૃઢ બને છે કે મોટી શિલા નીચે એને છ મહિના સુધી કચડવામાં આવે તોપણ એ તૂટે કે ખસે નહિ, માત્ર જીવને કંઇક પીડા જ થાય. આવું અપૂર્વ સંહનન તો પ્રબળ પુણ્ય વિના ક્યાંથી પ્રાપ્ત થાય ? અને એવા સંહનન વિના મોક્ષ-ગતિ પણ કેમ જ પમાય ?

ઋષભ-નારાચ-સંહનન અને વજ્ર-ઋષભ-નારાચ-સંહનનમાં એટલો જ ફેર છે કે પહેલામાં બીજાની પેઠે ખીલી હોતી નથી. **તત્ત્વાર્થ** ( અ. ૮, સૂ. ૧૨ )ના ભાષ્ય (પૃ. ૧૫૪)માં આનું ' અર્ધવજ્રર્ષભ-નારાચ ' એવું નામ નજરે પડે છે. [૧]કેટલેક સ્થળે આને બદલે વજ્ર-નારાચ-સંહનનનો ઉલ્લેખ જોવાય છે એટલે કે મર્કટ-બન્ધ, પાટો અને ખીલી એ ત્રણ પૈકી પાટો નહિ, બાકી બીજાં બે હોય છે.

નારાચ-સંહનનવાળાને હાડકાના સાંધા મર્કટ-બન્ધ જેવા હોય; પાટો કે ખીલી ન હોય.

અર્ધનારાચ-સંહનનમાં એક બાજુ મર્કટ-બન્ધ અને બીજી બાજુ કેવળ ખીલી હોય છે.

કીલિકા-સંહનનમાં હાડકાના સાંધા ફક્ત ખીલીથી જ મજબૂત રહેલા હોય છે.

[૨]સેવાર્ત-સંહનન કે જેનું બીજું નામ ' છેદસ્પૃષ્ટ ' છે તેમાં હાડકાંના બે છેડાઓ ઉખલમાં રહેલા મુસળાની પેઠે કેવળ એક બીજાને સ્પર્શીને રહેલા હોય છે. અહીં એક હાડકાનો

૧ જુઓ દ્રવ્ય-લોકપ્રકાશ ( સ. ૩, શ્લો. ૪૦૨ ).

૨ તત્ત્વાર્થ-ભાષ્ય ( પૃ. ૧૫૪ )માં ' સૃપાટિકા ' એવું નામ નિર્દેશાયું છે.

છેડો ઉખલની જેમ ખોભણવાળો હોય છે અને બીજો મુસળાની પેઠે બેઠેલો હોય છે. અત્યારે આપણે ભારતના માનવીઓ જૈન દર્શન અનુસાર આ સંહનનવાળા છીએ.

સ્પર્શ–નામકર્મનું લક્ષણ—

**यस्योदये सति औदारिकादिशरीरेषु कठिनत्वादिस्पर्शविशेषाविर्भावः स्यात् तद्रूपत्वं स्पर्शनामकर्मणो लक्षणम् । ( ५९२ )**

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં ઔદારિક વગેરે શરીરને વિષે કઠિન ઇત્યાદિ સ્પર્શ માલૂમ પડે છે તે ‘ સ્પર્શ–નામકર્મ ’ કહેવાય છે.

ગન્ધાદિ નામકર્મનાં લક્ષણો—

**यस्योदये सति औदारिकादिशरीरेषु गन्धरसवर्णविशेषाविर्भावो भवति तद्रूपत्वं गन्धादिनामकर्मणो लक्षणम् । ( ५९३ )**

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં ઔદારિકાદિ શરીરોમાં ગંધનો આવિર્ભાવ થાય છે તે કર્મને ‘ ગંધ–નામકર્મ, ’ રસનો પ્રાદુર્ભાવ થાય છે તેને ‘ રસ–નામકર્મ ’ અને એ પ્રમાણે વર્ણનો પ્રાદુર્ભાવ થાય તેને ‘ વર્ણ–નામકર્મ ’ કહેવામાં આવે છે.

ટૂંકમા કહીએ તો વિવિધ શરીર સંબંધી પાચ વર્ણો, બે ગંધો, પાંચ રસો અને આઠ સ્પર્શોના નિયામક કર્મોને અનુક્રમે વર્ણ–નામ, ગંધ–નામ, રસ–નામ અને સ્પર્શ–નામ કહેવામા આવે છે.

આનુપૂર્વી–નામ કર્મનું લક્ષણ—

**स्वकीयोत्पत्तिस्थाने गन्तुकामस्यान्तर्गतौ वर्तमानस्य विजन्मवत आत्मनो यत्कर्मावलम्ब्योत्पत्तिस्थानं यावन्नाप्नोति तावदवस्थाविशेषरूपत्वमानुपूर्वीनामकर्मणो लक्षणम् । ( ५९४ )**

અર્થાત્ પોતાના ઉત્પત્તિ–સ્થાન પ્રતિ જવાને ઉત્સુક, અંતર્ગતિમાં રહેલો અને જન્મ રહિત એવો આત્મા જે કર્મનો આધાર લઇને ઉત્પત્તિ–સ્થાન સુધી પહોંચે છે તે અન્તર્ગતિના કારણભૂત કર્મને ‘ આનુપૂર્વી–કર્મ ’ સમજવું. કહેવાનું તાત્પર્ય એ છે કે દેવાદિક ઉત્પત્તિ–સ્થાનમાં ઉત્પન્ન થવાને આતુર એવો અને કર્મ–સામર્થ્યને લઇને અન્તર્ગતિમાં રહેલો એવો આત્મા ઉત્પત્તિ–સ્થાનને જ્યાં સુધી પ્રાપ્ત કરતો નથી ત્યાં સુધીની તે આત્માની અવસ્થાને અન્તર્ગતિ જાણવી અને તે અન્તર્ગતિમા રહેલા અને જન્મ રહિત એવા આત્માને ‘ આનુપૂર્વી–નામકર્મ ’ ઉદયમાં હોય છે.

આથી એ હકીકત સ્પષ્ટ થાય છે કે વિગ્રહ-ગતિ વડે ભવાંતરમાં જતા જીવને આકાશ-પ્રદેશની શ્રેણિ અનુસાર ગમન કરવામાં જે કર્મ નિમિત્તરૂપ છે તે 'આનુપૂર્વી-નામકર્મ' કહેવાય છે. આનુપૂર્વી એટલે ક્ષેત્રવિશેષમાં સ્થિતિ.

જે કર્મનો ઉદય થતા પૂર્વ શરીરના આકારનો વિનાશ થાય છે તે કર્મ અથવા તો નિર્માણ-નામકર્મથી બનેલાં અંગોપાગની યથાયોગ્ય વ્યવસ્થા કરનારા કર્મને 'આનુપૂર્વી' કહેવામાં આવે છે એમ કેટલાકોનુ માનવું છે. કહેવાની મતલબ એ છે કે પૂર્વોક્ત નિર્માણનામ-કર્મ દ્વારા બનાવેલ હસ્ત, પાદાદિક અવયવો રૂપ અંગો અને આગળીઓ, કર્ણ અને નાસિકાદિક ઉપાંગોની રચનાની યથાયોગ્ય ગોઠવણી અર્થાત્ આ અંગોપાંગ અહિંઆ જ ગોઠવવું જોઈએ એ પ્રકારની ગોઠવણી કરનાર કર્મને 'આનુપૂર્વી-નામકર્મ' સમજવું.

વિહાયોગતિ-નામકર્મનું લક્ષણ—

**लब्धिशिक्षर्द्धिनिमित्तकत्वे सति आकाशगमननिमित्तकत्वम्, आकाशविषयकगमननिमित्तकत्वं वा विहायोगतिनामकर्मणो लक्षणम्। (५९५)**

અર્થાત્ લબ્ધિ કે શિક્ષારૂપ ઋદ્ધિ સંબંધી કારણોના સદ્ભાવમાં આકાશમાં ગમન કરવામાં નિમિત્તભૂત નામકર્મને 'વિહાયોગતિ-નામકર્મ' જાણવું. આ નામ-કર્મના બે પ્રકારો છે (૧) શુભ અને (૨) અશુભ. હંસ, હાથી વગેરેની ગતિ તે શુભ વિહાયોગતિ સમજવી, જ્યારે ઊંટ, શિયાળ વગેરેની ગતિને અશુભ વિહાયોગતિ જાણવી.

દેવાદિકોને લબ્ધિ હોય છે અને તે તેમને જન્મ-સમયથી જ હોય છે.

શિક્ષા દ્વારા મેળવેલ ઋદ્ધિ તે શિક્ષર્દ્ધિ છે. ઉચ્ચ કોટિનો પ્રવચનનો અભ્યાસ કરવાવાળા તપસ્વીઓને વિદ્યાના આવર્તનના પ્રભાવથી આ ઋદ્ધિ ઉત્પન્ન થાય છે. આ લબ્ધિ અને શિક્ષર્દ્ધિ દ્વારા કરાતા આકાશગમનમાં કારણભૂત કર્મને 'વિહાયોગતિ-નામકર્મ' કહેવામાં આવે છે. ટૂંકમાં કહીએ તો પ્રશસ્ત કે અપ્રશસ્ત ચાલનું નિયામક કર્મ 'વિહાયોગતિ-નામકર્મ' કહેવાય છે.

પરાઘાત-નામકર્મનું લક્ષણ—

**परं प्रति त्रासप्रतिघातादिजनकत्वम्, दर्शनमात्रेण सभ्यानां क्षोभोपादकरूपत्रासजनकत्वे सति परप्रतिभाप्रतिघातजनकत्वं वा पराघात-नामकर्मणो लक्षणम्। (५९६)**

અર્થાત્ બીજાને ત્રાસ પમાડવામા અને પ્રતિઘાત કરવામાં કારણભૂત કર્મને 'પરાઘાત-નામ કર્મ' જાણવું અથવા જે કર્મના ઉદયમા દર્શનમાત્રથી સભ્ય લોકોને ક્ષોભ ઉત્પન્ન કરવાવાળો ત્રાસ

થાય અને બીજાની પ્રતિભાનો પ્રતિઘાત થાય તે કર્મને ' પરાઘાત–નામ કર્મ ' જાણવું એટલે દર્શન કે વાણી દ્વારા બીજાને આંજી નાંખે એવી દશા પ્રાપ્ત કરાવનાર કર્મ તે ' પરાઘાત–નામ-કર્મ ' છે.

શ્વાસોચ્છ્વાસ-નામકર્મનું લક્ષણ—

**प्राणापानयोग्यपुद्गलादानसामर्थ्यजनकत्वम्, यन्निमित्तकोच्छ्वास-निःश्वासौ भवतस्तद्रूपत्वं वोच्छ्वासनिःश्वासनामकर्मणो लक्षणम्। ( ५९७ )**

અર્થાત્ પ્રાણ અને અપાનને યોગ્ય એવા પુદ્ગલોને ગ્રહણ કરનારી શક્તિનું જે કારણ હોય તે કર્મને ' ઉચ્છ્વાસ–નિઃશ્વાસ–નામકર્મ ' જાણવું અથવા જેના ઉદયમાં ઉચ્છ્વાસ–નિઃશ્વાસ પેદા કરવાની શક્તિ ઉત્પન્ન થાય તેને પણ ' ઉચ્છ્વાસ–નિઃશ્વાસ–નામકર્મ જાણવું. આ ઉપરથી સાર એ નીકળે છે કે શ્વાસ લેવા મૂકવાની શક્તિનું નિયામક કર્મ ' શ્વાસોચ્છ્વાસ–નામકર્મ ' છે.

આ નામકર્મના લક્ષણગત પ્રાણ અને અપાન સંબંધી વિશેષ માહિતી મળે તે માટે તેનાં લક્ષણો પણ ગ્રંથકાર રજુ કરે છે. તેમાં પ્રાણનું લક્ષણ એ છે કે—

**ऊर्ध्वगामिसमीरणरूपत्वं प्राणस्य लक्षणम्। ( ५९८ )**

અર્થાત્ શરીરમાં જે ઊંચે જવાના સ્વભાવવાળો વાયુ હોય તે ' પ્રાણ ' કહેવાય છે.

અપાનનું લક્ષણ—

**अधोगामिसमीरणरूपत्वमपानस्य लक्षणम्। ( ५९९ )**

અર્થાત્ નીચે જવાના સ્વભાવવાળો વાયુ ' અપાન ' કહેવાય છે.

પ્રાણ અને અપાન એ બંને અનન્ત પ્રદેશથી યુક્ત એવા પુદ્ગલ–સ્કંધના પરિણામથી ઉત્પન્ન થાય છે.

આતપ-નામકર્મનું લક્ષણ—

**आतपशक्तिजननसामर्थ्यनिमित्तकत्वमातपनामकर्मणो लक्षणम्, अथवा यस्योदये सति स्वयं शीतस्वभावा अपि परान् तापयन्ति तद्रूपत्वम्। ( ६०० )**

અર્થાત આતપ-શક્તિ ઉત્પન્ન કરવાના સામર્થ્યવાળા કર્મને ' આતપ–નામકર્મ ' કહેવામાં

આવે છે અથવા જે કર્મના ઉદયમા જાતે શીત સ્વભાવવાળા હોય તે જીવો પણ પરને પરિતાપ ઉત્પન્ન કરે છે તે કર્મને 'આતપ-નામકર્મ' જાણવું. અનુષ્ણ શરીરમાં ઉષ્ણ પ્રકાશના નિયામક કર્મ તરીકે અથવા જે કર્મને લઇને અનુષ્ણ શરીરમાંથી ઉષ્ણ પ્રકાશ નીકળે છે તે કર્મરૂપે આનું સ્વરૂપ અન્યત્ર આલેખાયેલું નજરે પડે છે. આ કર્મનો અનુભવ તો સૂર્ય-મંડળમાં વસતા બાદર પૃથ્વીકાય જીવો જ કરે છે.

ઉદ્દ્યોત-નામકર્મનું લક્ષણ—

## अनुष्णप्रकाशसामर्थ्यजनकत्वमुद्द्योतस्य लक्षणम् । ( ६०१ )

અર્થાત્ શીતળ પ્રકાશને ઉત્પન્ન કરવામા સમર્થ કર્મને 'ઉદ્દ્યોત-નામકર્મ' જાણવું. આ ઉદ્દ્યોત દેવાદિના ઉત્તર વૈક્રિય શરીરમા તેમ જ ખદ્યોતાદિકમાં જોવામાં આવે છે; નહિ કે સૂર્યમંડળ, અગ્નિ વગેરેમા.

અગુરુલઘુ-નામકર્મનું લક્ષણ—

## अगुरुलघुपरिणामनियामकत्वमगुरुलघुनामकर्मणो लक्षणम् ।(६०२)

અર્થાત અગુરુલઘુ પરિણામના નિયામક કર્મને 'અગુરુલઘુ-નામકર્મ' કહેવામા આવે છે. આનો ભાવાર્થ એ છે કે જે કર્મનો ઉદય થતાં કુંથુ વગેરે જીવોનાં શરીરો નહિ ગુરુ કે નહિ લઘુ કિન્તુ અગુરુલઘુ પરિણામને ભજે છે તે કર્મનો 'અગુરુલઘુ' શબ્દથી વ્યવહાર કરવામાં આવે છે. નિશ્ચય-નયની અપેક્ષાએ તો સર્વે દ્રવ્યો પોતપોતાની સ્થિતિ રૂપથી પરિણત થાય છે એટલે કે નિશ્ચય-નયથી વિચારતાં તો કોઇ પણ શરીર ગુરુ પણ નથી કે લઘુ પણ નથી એટલે કે ક્યાં તો તે અગુરુલઘુ છે કે ગુરુલઘુ છે. પરન્તુ વ્યવહાર-નય અનુસાર તો દરેક શરીર અન્યાન્ય અપેક્ષાએ અગુરુલઘુ, ગુરુલઘુ, લઘુ અને ગુરુ એમ ચાર પ્રકારનું છે.[1]

તીર્થંકર-નામકર્મનું લક્ષણ—

## यस्योदये सति त्रिभुवनस्यापि पूज्यो भवति तद्रूपत्वं तीर्थकृन्नामकर्मणो लक्षणम् । ( ६०३ )

અર્થાત્ જે કર્મનો ઉદય થતા જીવ ત્રિભુવન વડે પૂજાય છે તે કર્મને તીર્થંકર-નામકર્મ' કહેવામાં આવે છે. આ કર્મ દ્વારા ધર્મતીર્થ પ્રવર્તાવવાની શક્તિ પ્રાપ્ત થાય છે. આ કર્મનો વિપાક સર્વજ્ઞ દશામા થાય છે.

---

૧ વિશેષ માહિતી માટે જુઓ પૃ. ૬૬૨-૬૬૫.

નિર્માણ-નામકર્મનું લક્ષણ—

सर्वजीवानामात्मीयशरीरावयवानां विन्यासनियमनिमित्तकत्वं निर्माणनामकर्मणो लक्षणम् । ( ६०४ )

અર્થાત્ સર્વ જીવોને પોતપોતાના શરીરમાં અવયવોને નિયમિત રીતે ગોઠવવામાં સહાયક કર્મને ' નિર્માણ-નામકર્મ ' જાણવું. આ કર્મ મહેલ વગેરે બનાવવા માટે આવશ્યક કુશળતાથી યુક્ત સુતારના જેવું છે.

ઉપઘાત-નામકર્મનું લક્ષણ—

शरीराङ्गोपाङ्गानां यस्योदये सति अनेकधोपघातः क्रियते तद्रूपत्वम्, स्वशरीरावयवलम्बिकादिभिः स्वावयवानां विघातो यन्निमित्तको भवति तद्रूपत्वम्, स्वकीयपराक्रमाद्युपघातजनकत्वम्, यस्योदये सति स्वपरकृतोद्बन्धनाद्युपघातो भवति तद्रूपत्वं वोपघातनामकर्मणो लक्षणम् । ( ६०५ )

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં શરીરના અંગોપાંગનો ઉપઘાત થાય તે કર્મ ' ઉપઘાત-નામકર્મ ' કહેવાય છે. અથવા પોતાના શરીરના [1]લાંબાં ટુંકા અવયવો વડે પોતાનાં જ અવયવોનો વિઘાત થવામાં કારણભૂત કર્મને ' ઉપઘાત-નામકર્મ ' જાણવું. અથવા પોતાના જ પરાક્રમથી પોતાને ઉપઘાત જે કર્મ નિમિત્તે થાય તે કર્મને ' ઉપઘાત-નામકર્મ ' સમજવું. અથવા તો જે કર્મનો ઉદય થતા પોતે કરેલ કે અન્ય કોઇએ કરેલ ઉદ્બંધન ( ફાંસા ) વગેરે ઉપઘાતો થાય તે કર્મને ' ઉપઘાત-નામકર્મ ' જાણવું.

ત્રસ-નામકર્મનું લક્ષણ—

यस्योदये सति द्वीन्द्रियादिषूत्पत्तिर्भवति तद्रूपत्वं त्रसनामकर्मणो लक्षणम् । ( ६०६ )

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં દ્વીન્દ્રિયાદિક યોનિમા ઉત્પત્તિ થાય તે કર્મને ' ત્રસ-નામકર્મ ' જાણવું.

બાદર-નામકર્મનું લક્ષણ—

यस्योदये सति जीवानां स्थूलत्वलक्षणात्मकबादरत्वं स्यात्

૧ દાખલા તરીકે પડજીભ, ચોરદાંત, રસોળી વગેરે.

तद्रूपत्वम्, स्थूलस्वरूपबादरशरीरनिर्वर्तकत्वं वा बादरनामकर्मणो लक्षणम् । ( ६०७ )

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં જીવોમાં બાદરપણું પ્રાપ્ત થાય તે કર્મને અથવા તો સ્થૂલ યાને ચર્મચક્ષુને ગોચર એવા બાદર શરીર બનાવવામાં કારણરૂપ કર્મને ' બાદર-નામકર્મ ' જાણવું.

પર્યાપ્ત-નામકર્મનું લક્ષણ—

यन्निमित्तकाहारादिवर्गणाद्रव्याणामादानपरिणामयोः शक्तिरुत्पन्ना तद्रूपत्वं पर्याप्तनामकर्मणो लक्षणम् । ( ६०८ )

અર્થાત્ જે કર્મરૂપ નિમિત્ત દ્વારા આહારાદિક વર્ગણારૂપ દ્રવ્યોમાં ગ્રહણ કરવાની અને પરિણ-માવવાની શક્તિ ઉત્પન્ન થાય છે તે 'પર્યાપ્ત-નામકર્મ' જાણવું. એટલે કે જેના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરી શકાય તે ' પર્યાપ્ત-નામકર્મ ' છે.[1] આ શક્તિ પુદ્ગલના ઉપચયથી ઉત્પન્ન થાય છે. જુઓ જીવાજીવાભિગમવૃત્તિનું દશમું પત્ર. આ પર્યાપ્તિના છ ભેદ છેઃ-(૧) આહાર-પર્યાપ્તિ, (૨) શરીર-પર્યાપ્તિ, (૩) ઇન્દ્રિય-પર્યાપ્તિ, (૪) શ્વાસોચ્છ્વાસ ( પ્રાણાપાન )-પર્યાપ્તિ, (૫) ભાષા-પર્યાપ્તિ અને (૬) મનઃ-પર્યાપ્તિ.

આહાર-પર્યાપ્તિનું લક્ષણ—

शरीरेन्द्रियवाङ्मनःप्राणापानयोग्यवर्गणादलिकद्रव्याहरणक्रिया-परिसमाप्तिरूपत्वम्, निजोचितगृहीताहारवर्गणाद्रव्याणां पृथक् खल-रसरूपेण परिणतिर्यन्निमित्ता भवति तद्रूपत्वं वाऽऽहारपर्याप्तेर्लक्षणम् । ( ६०९ )

અર્થાત્ શરીર, ઇન્દ્રિય, વચન, મન અને શ્વાસોચ્છ્વાસને યોગ્ય વર્ગણાના દળિયાંને ગ્રહણ કરવાની ક્રિયાની પરિસમાપ્તિને ' આહાર-પર્યાપ્તિ ' જાણવી. અથવા પોતાને યોગ્ય એવાં ગ્રહણ કરેલાં આહાર-વર્ગણાનાં દ્રવ્યોના [2]ખલ અને [3]રસરૂપે ભિન્ન ભિન્ન પરિણામ થવામાં કારણભૂત પર્યાપ્તિને ' આહાર-પર્યાપ્તિ ' જાણવી.[4]

શરીર-પર્યાપ્તિનું લક્ષણ—

रसीभूताहारस्य शरीरयोग्या परिणतिर्यन्निमित्तया भवति तद्रू-पत्वम्, रसीभूताहारस्य शरीरतया विन्यासक्रियापरिसमाप्तिरूपत्वं वा शरीरपर्याप्तेर्लक्षणम् । ( ६१० )

---

૧ જુઓ પૃ ૧૦૪૦ નું પ્રથમ ટિપ્પણ.

૨ ખલ એટલે મળ અને મૂત્રરૂપ આહારના કૂચા.

૩ રસ એટલે સાત ધાતુરૂપે પરિણમવા યોગ્ય જળ જેવો પ્રવાહી પદાર્થ.

૪ જુઓ પૃ. ૧૦૩૦ નું ત્રીજું ટિપ્પણ.

અર્થાત્ રસરૂપે પરિણત થયેલા આહારને ( સાત ધાતુરૂપે પરિણમાવી ) શરીરરૂપે પરિણત કરાવનારી શક્તિને 'શરીર-પર્યાપ્તિ' સમજવી અથવા [1]રસરૂપે પરિણમેલા આહારની શરીર-રૂપે રચના થવાની ક્રિયાની પરિસમાપ્તિને 'શરીર-પર્યાપ્તિ' જાણવી.

ખલરસ-પરિણમન એટલે શું ?—

મલાદિરૂપ વિશિષ્ટ ખલ તો શરીર-પર્યાપ્તિ વડે પર્યાપ્ત જીવને લોમ-આહારથી પણ ન સંભવી શકે તો તે વખતના ઓજ-આહારથી કેમ હોય એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. વળી જેમાંથી હાડકાં વગેરે રચાય છે તેવો રસ તો માત્ર ઔદારિક ત્રસ જીવોને જ હોઇ શકે છે તો દરેક જીવને આહાર-પર્યાપ્તિ છે એ હકીકત કેવી રીતે બંધ બેસતી આવે છે ? આનો ઉત્તર એ છે કે ગ્રહણ કરેલ પુદ્‌ગલો પૈકી જે શરીરાદિ માટે યોગ્ય પુદ્‌ગલો હોય તેને તે રૂપે રચવા અને જે તે કાર્ય માટે અયોગ્ય હોય તેને અલગ કરવા-ત્યજી દેવા તે 'ખલ-રસ-પરિણમન' કહેવાય. અર્થાત મલાદિ તે ખલ અને હાડકાં વગેરે જેનાથી નિર્મિત થાય તે રસ એ જ અર્થ કરવાનો નથી; કેમકે એ અર્થ તો મુખ્યત્વે કરીને ત્રસ જીવની ઔદારિક શરીર સંબંધી પર્યાપ્તિઓને લક્ષ્યીને કવલ-આહારને અંગે સમજવાનો છે.

ઇન્દ્રિય-પર્યાપ્તિનું લક્ષણ—

**धातुतया परिणतमाहारमिन्द्रियतया परिणतं या शक्तिर्जनयति तद्रूपत्वम्, त्वगादीन्द्रियनिर्वर्तनक्रियापरिसमाप्तिरूपत्वं वा इन्द्रियपर्याप्ते-र्लक्षणम् । ( ६११ )**

અર્થાત્ ધાતુરૂપે પરિણત થયેલ આહારને જે શક્તિ ઇન્દ્રિયરૂપે પરિણત કરે છે તે શક્તિને 'ઇન્દ્રિય-પર્યાપ્તિ' જાણવી, અથવા તો [2]સ્પર્શેન્દ્રિયાદિકને રચવાની ક્રિયાની પરિસમાપ્તિને પણ 'ઇન્દ્રિય-પર્યાપ્તિ' જાણવી.

આણાપાન-પર્યાપ્તિનું લક્ષણ—

**प्राणापानक्रियायोग्यपुद्गलद्रव्यग्रहणनिसर्गशक्तिनिर्वर्तनक्रियापरि-समाप्तिरूपत्वं प्राणापानपर्याप्तेर्लक्षणम् । ( ६१२ )**

---

૧ રસરૂપ બનેલ આહારથી લોમ-આહાર અને કવલ-આહાર પણ સમજવા એમ વિચાર-સાર ( ગા ૩૪ )ની ટીકા ઉપરથી જણાય છે. ત્વચાની નિષ્પત્તિ પૂર્વે તો ઓજ આહાર જ છે.

૨ મનઃપર્યાપ્તિ પૃથક્ નહિ સ્વીકારનારના મતે આથી પાંચે ઇન્દ્રિયો અને છઠ્ઠું મન સમજવું. જુઓ તત્ત્વાર્થ-વૃત્તિ ( ભા. ૨, પૃ ૧૬૦ )

અર્થાત પ્રાણાપાનની ક્રિયા માટે યોગ્ય એવાં પુદ્ગલ-દ્રવ્યોને ગ્રહણ કરવાની તેમજ ( તેને પરિણમાવી અવલંબીને ) તેનો ત્યાગ કરવાના સામર્થ્યને સંપાદન કરવાની ક્રિયાની પરિસમાપ્તિને ' પ્રાણાપાન-પર્યાપ્તિ ' જાણવી. અત્ર પ્રાણાપાન વડે ઉચ્છ્વાસ-નિઃશ્વાસ સમજવા.

ભાષા-પર્યાપ્તિનું લક્ષણ—

**भाषायोग्यपुद्गलद्रव्यग्रहणनिसर्गशक्तिनिर्वर्तनक्रियापरिसमाप्तिरूपत्वं भाषापर्याप्तेर्लक्षणम् । ( ६१३ )**

અર્થાત ભાષાયોગ્ય પુદ્ગલ-દ્રવ્યનાં ગ્રહણ ( ભાષારૂપ પરિણમન, અને અવલંબન ) તેમજ ત્યાગ કરવાની શક્તિને સંપાદન કરનારી ક્રિયાની પરિપૂર્ણતાને ' ભાષા-પર્યાપ્તિ ' જાણવી.

મનઃ-પર્યાપ્તિનું લક્ષણ—

**मनोयोग्यद्रव्यग्रहणनिसर्गशक्तिनिर्वर्तनक्रियापरिसमाप्तिरूपत्वं मनःपर्याप्तेर्लक्षणम् । ( ६१४ )**

અર્થાત્ મનને યોગ્ય એવા દ્રવ્યને ગ્રહણ કરવાની તેમજ તેનો ત્યાગ કરવાની શક્તિને પ્રાપ્ત કરવારૂપ ક્રિયાની પૂર્ણાહુતિને ' મનઃપર્યાપ્તિ ' જાણવી.

## પર્યાપ્તિનું પર્યાલોચન

સમગ્ર વિશ્વરૂપ રંગમંડપમાં આત્મા અને શરીર એ બે પાત્રો મુખ્ય ભાગ ભજવે છે. તેમાં આત્મા તો અજર, અમર, અવિનાશી, અનાદિ ઇત્યાદિ ગુણવાળો છે, જ્યારે [1]શરીર તો વિનાશી છે. શરીરની આવી નાશવંત અવસ્થાથી સમસ્ત ભૂમંડળ જાણીતુ છે. આ શરીરને લઇને તો સંસાર છે, કેમકે જ્યા શરીર છે ત્યા સંસાર છે, અને જ્યા શરીર નથી ત્યા સંસાર પણ નથી. આ હકીકત સર્વને માન્ય છે; પરંતુ એની રચનાના સંબંધમાં વિદ્વાનોનો એક મત નથી. કોઇક એને પૃથ્વી વગેરે પાચ મહાભૂતોના અમુક પ્રમાણના મેળાપ માત્રથી રચાતું માને છે તો કોઇ પાંચ મહાભૂતો ઉપરાત ઈશ્વરીય લીલાને પણ એની રચનામા કારણરૂપ ગણે છે. જૈન મહર્ષિઓ એને કર્મરૂપ જંજીરથી જકડાયેલો આત્મા તેવા પ્રકારના પુદ્ગલો વડે રચે છે એમ માને છે. આ શરીરની પુષ્ટિ અનુકૂળ આહારને અધીન છે; કેમકે એ આહાર લોહી, માંસ અને છેવટે શુક્રરૂપે પરિણમે છે અને એનો અંતિમ વિકાસ ઇન્દ્રિયરૂપે થાય છે આમ થવામાં કોઇ શરીરની એવી જાતની યંત્ર-રચનાને હેતુરૂપ ગણે છે તો કોઇ શક્તિ-વિશેષનાં મહત્ત્વને આ આભારી છે એમ જણાવે છે. જૈન મહર્ષિઓનું આ સંબંધમાં એવું કથન છે કે આ ખાસ એક પુદ્ગલની શક્તિને

---

૧ " शीर्यते इति शरीरम् " અર્થાત્ જે ઉત્પત્તિની અનંતર શીર્ણ થાય-જીર્ણ થાય તે 'શરીર' છે.

આભારી છે અને તેનું નામ '[1]પર્યાપ્તિ' છે. એનો સામાન્ય અર્થ સંપૂર્ણ નિર્માણ થાય છે, છતાં તેનો વિશેષ અર્થ જૈન મુનિવરોએ નીચે મુજબ નિર્દેશ્યો છેઃ—

" पुद्गलोपचयज पुद्गलग्रहणपरिणमनहेतुः शक्तिविशेषः "

અર્થાત્ પુદ્ગલોની વૃદ્ધિથી–સમૂહથી ઉદ્ભવતો અને પુદ્ગલોને લેવામાં તેમજ તેને પરિણમાવવામાં કારણરૂપ શક્તિ–વિશેષ તે 'પર્યાપ્તિ' છે

**પર્યાપ્તિનું લક્ષણ અને તેના વિવિધ અર્થોની સંગતિ—**

**તત્ત્વાર્થ** ( અ. ૮, સૂ. ૧૨ )ની બૃહદ્વૃત્તિમાં ૧૬૦ મા પૃષ્ઠમાં અવતરણરૂપે આપેલી અને **બૃહત્-સંગ્રહણી** ( ગા. ૩૬૩ )ની વૃત્તિમા પ્રક્ષિપ્ત ગાથારૂપે નિર્દેશાયેલી નિમ્નલિખિત ગાથા પર્યાપ્તિનુ લક્ષણ નીચે મુજબ પૂરૂ પાડે છેઃ—

" [2]आहारसरीरिंदियऊसासवओमणोऽभिनिव्वित्ती ।
होइ जओ दलियाओ करणं एसा ( पइ सा ) उ 'पज्जत्ती' ॥ "

અર્થાત જે દલિકરૂપ પુદ્ગલ–સમૂહથી આહાર, શરીર, ઇન્દ્રિય, ઉચ્છ્વાસ, વચન અને મનની રચના યાને ઉત્પત્તિ થાય છે તે દલિકના પોતપોતાના વિષયરૂપ પરિણમનમા, પુદ્ગલ–ઉપચયના આલબનથી ઉદ્ભવેલ શક્તિરૂપ જે કરણ કારણભૂત છે તેને 'પર્યાપ્તિ' કહેવામાં આવે છે. અત્ર જીવ એ 'કર્તા' છે, પુદ્ગલ–ઉપચય–જન્ય શક્તિ તે 'કરણ' છે અને પરિણમન તે 'ક્રિયા' છે. **તત્ત્વાર્થ** ( અ. ૮, સૂ. ૧૨ )નું ભાષ્ય [3]આહાર–પર્યાપ્તિ વગેરેના લક્ષણો વિચારતી વેળા ક્રિયાની પરિસમાપ્તિને 'પર્યાપ્તિ' તરીકે ઓળખાવે છે, જ્યારે એની વૃત્તિ 'વિશિષ્ટ પુદ્ગલોનો

---

१ परि + आप् + क्ति.

२ છાયા—

आहारशरीरेन्द्रियोच्छ्वासवचोमनोऽभिनिर्वृत्तिः ।
भवति यस्माद् दलिकात् करणं एषा (एति सा) तु पर्याप्तिः ॥

૩ આનું લક્ષણ **તત્ત્વાર્થ**–ભાષ્યવૃત્તિ ( પૃ ૧૬૦ )મા નીચે મુજબ નિર્દેશાયું છે —

" शरीरेन्द्रियवाङ्मनःप्राणापानयोग्यदलिकद्रव्याहरणक्रियापरिसमाप्तिः आहार-पर्याप्तिः ।"

૪ આ રહ્યો એ ઉલ્લેખઃ—

" पर्याप्तिः पुद्गलरूपाऽऽत्मनः कर्तुः करणविशेष । येन करणविशेषेणाहारादि-ग्रहणसामर्थ्यमात्मनो निष्पाद्यते तच्च करणं यैः पुद्गलैर्निर्वर्त्यते ते पुद्गला आत्मनाऽऽत्तास्त-थाविधपरिणतिभाजः 'पर्याप्ति'शब्देनोच्यन्ते । "

અર્થાત્ પર્યાપ્તિ એ પુદ્ગલસ્વરૂપી છે કે જે કર્તા એવા આત્માનું કરણ–વિશેષ છે. એટલે કે જે કરણવિશેષ વડે આત્માને આહારાદિને ગ્રહણ કરવાની શક્તિ ઉદ્ભવે છે તે કરણ જે પુદ્ગલો વડે બને છે–રચાય છે–ઘડાય છે તે આત્માએ પ્રાપ્ત કરેલા તથાવિધ પરિણામવાળા પુદ્ગલોનો પર્યાપ્તિરૂપે ઉલ્લેખ કરાય છે.

'પર્યાપ્તિ' તરીકે નિર્દેશ કરે છે. પ્રસ્તુત ગ્રંથકારે તો પર્યાપ્તિ એટલે શક્તિ યાને કરણ તેમજ 'પર્યાપ્તિ' એટલે ક્રિયાની પરિસમાપ્તિ એ બે જ અર્થો સ્વીકાર્યા છે, અર્થાત્ શક્તિજનક પુદ્ગલ એવો અર્થ સ્વીકારેલો જણાતો નથી, જોકે (૧) શક્તિ, (૨) શક્તિજનક પુદ્ગલ અને (૩) સમાપ્તિ એમ પર્યાપ્તિના ત્રણે અર્થો સુસંગત છે.

સ્પષ્ટ શબ્દોમા કહીએ તો જીવ જે ભવમાં ઉત્પન્ન થાય છે તે ભવમાં જીવન-શક્તિના નિર્વાહ માટે-જીવન ટકી રહે અને તે જીવનમા કરવા યોગ્ય આવશ્યક કાર્યો થઇ શકે તેટલા સારૂ તેને આહાર-ગ્રહણાદિ આવશ્યક ક્રિયાઓ કરવી પડે છે. આ ક્રિયાઓ કરવા માટે જે સામર્થ્ય ઉત્પન્ન થવું જરૂરનું છે તેનું નામ 'શક્તિ' યાને 'પર્યાપ્તિ' છે. આ શક્તિની ઉત્પત્તિ પુદ્ગલ-સમૂહના આલંબનથી જ-[1]નિમિત્તથી જ ઉદ્ભવે છે; વાસ્તે કારણમાં કાર્યનો ઉપચાર કરવાથી એ વિશિષ્ટ પુદ્ગલ-[2]ઉપચય અર્થાત્ ઉપર્યુક્ત શક્તિજનક પુદ્ગલ પણ 'પર્યાપ્ત' કહેવાય છે. આથી કરીને તો પર્યાપ્તિને પુદ્ગલરૂપ પણ કહેવામાં આવે છે. ઉપર્યુક્ત શક્તિમાં નિમિત્તરૂપ પુદ્ગલ-સમૂહની ક્રિયાની પરિસમાપ્તિ તેને પણ 'પર્યાપ્તિ' કહેવાય. અલબત્ત, અત્ર કાર્યમા કર્તાનો ઉપચાર સમજવો.

**આહાર-પર્યાપ્તિ—**

આહાર-પર્યાપ્તિનું પ્રથમ લક્ષણ પ્રસ્તુત ગ્રંથકારે **તત્ત્વાર્થ**-ભાષ્યને અનુસરીને આપેલું જણાય છે. બીજું લક્ષણ તો અનેક ગ્રંથોમાં દૃષ્ટિગોચર થાય છે. આ ઉપરાત **તત્ત્વાર્થ**ની બૃહદ્વૃત્તિ ( પૃ. ૧૯૦ ) નીચે મુજબનું ત્રીજું લક્ષણ નિર્દેશે છે:—

" आहारग्रहणसमर्थकरणपरिनिष्पत्तिराहारपर्याप्तिः । "

અર્થાત્ આહારને ગ્રહણ કરવામા સમર્થ એવા કરણની એટલે પુદ્ગલ-સમૂહની નિષ્પત્તિ તે 'આહાર-પર્યાપ્તિ' છે.

શરીર-પર્યાપ્તિ અને ઇન્દ્રિય-પર્યાપ્તિનાં બે બે લક્ષણો પૈકી અંતિમ લક્ષણ તેમજ બાકીની

---

૧ જીવની જોકે સ્વતંત્ર શક્તિ છે, પરંતુ તે શક્તિ સિદ્ધ જીવમા અપૌદ્ગલિક છે, જ્યારે સંસારી જીવોમા તો પૌદ્ગલિક જ છે. અર્થાત્ સંસારી જીવોના સર્વ પૌદ્ગલિક વ્યાપારો પુદ્ગલોને અવલંબીને જ રહેલા છે **કર્મપ્રકૃતિ** (ગા ૧૭)ની ટીકા (પૃ. ૧૦)મા કહ્યુ પણ છે કે " **द्रव्यनिमित्तं वीर्यं संसारिणामुपजायते** " એટલે કે સંસારી જીવોના વીર્યની ઉત્પત્તિ દ્રવ્યના નિમિત્તથી જ છે.

૨ ઉપચય યાને સમૂહ કહેવાનુ કારણ એ છે કે ઉત્પત્તિ-સ્થાનમાં આવેલો જીવ પ્રથમ સમયે જે પુદ્ગલો ગ્રહણ કરે છે તેમા ત્યારબાદ પ્રતિસમય ગ્રહણ કરાતા બીજા પુદ્ગલોનો તે ઉમેરો કરે છે. આ પુદ્ગલો પ્રથમ સમયે ગ્રહણ કરેલા પુદ્ગલોના સમાગમથી તદ્રૂપ બને છે. આ પ્રમાણેના પુદ્ગલ-સમૂહમાથી જે શક્તિ ઉત્પન્ન થાય છે તે શક્તિ તેમજ કારણમા કાર્યભાવનો આરોપ કરવાથી તે પુદ્ગલ-ઉપચય પણ પર્યાપ્તિરૂપ કહી શકાય છે.

પર્યાપ્તિઓના લક્ષણો પ્રસ્તુત ગ્રંથકારે [1]**તત્ત્વાર્થ**-ભાષ્યના આધારે યોજેલાં જણાય છે. **શરીર-પર્યાપ્તિ અને ઇન્દ્રિય-પર્યાપ્તિના** પ્રાથમિક લક્ષણો **તત્ત્વાર્થ**-વૃત્તિ ( પૃ. ૧૬૦ )ને અલ્પાશે અનુસરતા જણાય છે; કેમકે ત્યાં એના લક્ષણો નીચે મુજબ આપેલા છેઃ—

" **शरीरकरणनिष्पत्तिः शरीरपर्याप्तिः । इन्द्रियकरणनिष्पत्तिरिन्द्रियपर्याप्तिः ।**"[2]

અર્થાત્ શરીર-કરણની ઉત્પત્તિ તે ' શરીર-પર્યાપ્તિ ' છે. ઇન્દ્રિય-કરણની ઉત્પત્તિ તે ' ઇન્દ્રિય-પર્યાપ્તિ ' છે.

**પ્રજ્ઞાપના**ની વૃત્તિના ૨૫ મા પત્રમાં ઇન્દ્રિય-પર્યાપ્તિના જે નીચે મુજબના બે લક્ષણો આપેલા છે તે પૈકી પ્રથમ સાથે આ ગ્રન્થમા આપેલું ઇન્દ્રિય-પર્યાપ્તિનું લક્ષણ વિશેષતઃ બલ્કે સર્વાંગે મળતું આવે છેઃ—

**"यया धातुरूपपरिणमितमाहारमिन्द्रियरूपतया परिणमयति सा इन्द्रिय-पर्याप्तिः। तथा चायमेवार्थोऽन्यत्रापि भङ्ग्यन्तरेणोक्तः, पञ्चानामिन्द्रियाणां प्रायोग्यान् पुद्गलान् गृहीत्वाऽनाभोगनिवर्तितेन वीर्येण तद्भावनयनशक्तिरिन्द्रिय-पर्याप्तिः ।"**

અર્થાત્ ( પુદ્ગલ-ઉપચયના આલંબનથી ઉત્પન્ન થયેલી ) જે શક્તિ વડે ધાતુરૂપે પરિણમાવેલા આહારને ( એટલે કે બનેલી સાત ધાતુઓમાથી કેટલોક ભાગ લઇને તેને ) ઇન્દ્રિયરૂપે પરિણમાવે તે શક્તિ ' ઇન્દ્રિય-પર્યાપ્તિ ' કહેવાય છે. આ અર્થ અન્ય પ્રકારે અન્યત્ર સૂચવાયો છે. જેમકે પાંચ ઇન્દ્રિયોને પ્રાયોગ્ય એવા પુદ્ગલોને ગ્રહણ કરી અનાભોગ વીર્ય વડે ( એટલે કે જે ક્રિયામાં આત્માનો સ્પષ્ટ રીતે જ્ઞાનોપયોગ પ્રવર્તતો ન હોય તેવી ક્રિયા દ્વારા ) તે પુદ્ગલોને ઇન્દ્રિયરૂપે બનાવવાની-પરિણમાવવાની શક્તિ તે ' ઇન્દ્રિય-પર્યાપ્તિ ' છે.

**બૃહત્-સંગ્રહણી** ( ગા. ૩૬૩ )ની વૃત્તિમાં ઇન્દ્રિય-પર્યાપ્તિનું લક્ષણ નીચે મુજબ રજુ કરાયું છેઃ—

---

૧ **તત્ત્વાર્થ**-ભાષ્ય અને તેની વૃત્તિ પ્રમાણે ( પ્રથમ સમયે ) સામાન્યપણે ગ્રહણ કરેલ પુદ્ગલોમાથી જે શરીર પ્રાયોગ્ય પુદ્ગલો હોય તેને શરીરરૂપે સ્થાપવાની ક્રિયાની પરિસમાપ્તિ તે ' શરીર-પર્યાપ્તિ ' છે

૨ બાકીની પર્યાપ્તિઓનાં લક્ષણો પણ આવા જ છે જેમકે—

" **प्राणापानौ-उच्छ्वासनिःश्वासौ तद्योग्यकरणनिष्पत्तिः प्राणापानपर्याप्तिः । भाषायोग्यपुद्गलग्रहणविसर्गसमर्थकरणनिष्पत्तिर्भाषापर्याप्तिः ।** "

અર્થાત્ પ્રાણાપાન એટલે ઉચ્છ્વાસ-નિશ્વાસ. એના લાયક કરણની નિષ્પત્તિ તે ' પ્રાણાપાન-પર્યાપ્તિ ' છે ભાષાને યોગ્ય એવા પુદ્ગલોના ગ્રહણ અને વિસર્જન કરવામા સમર્થ એવા કરણની ઉત્પત્તિ તે ' ભાષા-પર્યાપ્તિ ' છે.

"यया धातुरूपतया परिणमितादाहारादेकस्य द्वयोस्त्रयाणां चतुर्णां पञ्चानां वेन्द्रियाणां प्रायोग्याणि द्रव्याण्युपादायैकद्वित्र्यादीन्द्रियरूपतया परिणमय्य स्वस्वविषयेषु परिज्ञानसमर्थो भवति सेन्द्रियपर्याप्तिः।"

અર્થાત્ ( જીવ ) જે શક્તિવડે ધાતુરૂપે પરિણમાવેલા આહારમાંથી એક, બે, ત્રણ, ચાર કે પાંચ ઇન્દ્રિયોને પ્રાયોગ્ય દ્રવ્ય ગ્રહણ કરી એક, બે, ત્રણ, ચાર કે પાંચ ઇન્દ્રિયરૂપે તેને પરિણમાવી તે તે ઇન્દ્રિયને યોગ્ય વિષય જાણવામાં સમર્થ થાય તે શક્તિ 'ઇન્દ્રિય-પર્યાપ્તિ' કહેવાય છે.

**શ્વાસોચ્છ્વાસ-પર્યાપ્તિ—**

આનું લક્ષણ પ્રથમ કર્મગ્રંથ ( ગા. ૪૮ )ની વૃત્તિમાં નીચે મુજબનું જોવાય છે:—

"यया पुनरुच्छ्वासप्रायोग्यवर्गणादलिकमादाय उच्छ्वासरूपतया परिणमय्य आलम्ब्य च मुञ्चति सा 'उच्छ्वासपर्याप्तिः'।"

અર્થાત્ જીવ, ( પુદ્ગલ-ઉપચયના આલંબનથી ઉદ્ભવેલી ) જે શક્તિ વડે શ્વાસોચ્છ્વાસ યોગ્ય વર્ગણા ગ્રહણ કરી અને શ્વાસોચ્છ્વાસરૂપે પરિણમાવી [1]અવલંબીને વિસર્જન કરે તે શક્તિ 'ઉચ્છ્વાસ ( શ્વાસોચ્છ્વાસ )-પર્યાપ્તિ' છે. આવો ભાવાર્થ અનેક ગ્રંથોમાં સૂચવાયો છે.

**ભાષા-પર્યાપ્તિ—**

આના લક્ષણ પરત્વે અનેક સ્થળે નીચે મુજબનો ભાવાર્થ નજરે પડે છે:—

"यया तु भाषाप्रायोग्यवर्गणाद्रव्यं गृहीत्वा भाषात्वेन परिणमय्य अवलम्ब्य च मुञ्चति सा 'भाषापर्याप्तिः'।"

અર્થાત્ જીવ ( પુદ્ગલ-ઉપચયના આલંબનથી ઉત્પન્ન થયેલી ) જે શક્તિ વડે ભાષાયોગ્ય વર્ગણાને ગ્રહણ કરી, ભાષારૂપે પરિણમાવી, અવલંબીને વિસર્જન કરે તે શક્તિ 'ભાષા-પર્યાપ્તિ' કહેવાય છે.

---

૧ કોઇ વસ્તુને એકદમ છોડવી હોય ત્યારે તે વસ્તુને છોડયા પૂર્વે જે કંઇ પ્રયત્ન કરવો પડે છે તે પ્રયત્નને 'અવલંબન' કહેવામાં આવે છે આ પ્રયત્ન કરવાથી વસ્તુ એકદમ છોડી શકાય છે. દાખલા તરીકે બાણ ફેંકવું હોય ત્યારે પણછ પર તેને ચડાવી તેને પાછળ ખેંચવું પડે છે ફલંગ મારવી હોય ત્યારે શરીરને પ્રથમ નીચું નમાવવુ પડે છે. આ પ્રમાણે બાણને પાછળ ખેંચવારૂપ પ્રયત્ન અથવા અંગને સંકોચવારૂપ પ્રયત્ન તે 'અવલંબન,', 'આલંબન' કે 'અવષ્ટંભ' કહેવાય છે. શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મનનું એકદમ વિસર્જન કરવા માટે પ્રથમ પ્રયત્ન કરવો પડે છે. આ પ્રયત્નનું નામ 'આલંબન' છે.

**મનઃપર્યાપ્તિ—**

આના લક્ષણ માટે નીચે મુજબના ભાવાર્થવાળો ઉલ્લેખ અનેક ગ્રંથોમાં દૃષ્ટિગોચર થાય છે:—

**"यया पुनर्मनोयोग्यवर्गणादलिकं गृहीत्वा मनस्त्वेन परिणमय्य आलम्ब्य च मुञ्चति सा 'मनःपर्याप्तिः'।"**

–પ્રથમ કર્મગ્રંથ (ગા. ૪૮)ની વૃત્તિ

અર્થાત્ જીવ (પુદ્ગલ–ઉપચયના આલંબનથી ઉદ્ભવેલી) જે શક્તિ દ્વારા મનોયોગ્ય વર્ગણાનું ગ્રહણ કરી, તેને મનરૂપે પરિણમાવી અવલંબીને તેનું વિસર્જન કરે તે શક્તિ 'મનઃપર્યાપ્તિ' છે.

**પર્યાપ્તિઓની સંખ્યા—**

**તત્ત્વાર્થ** (અ. ૮, સૂ. ૧૨)ના ભાષ્યમાં મનઃપર્યાપ્તિનો ઉલ્લેખ નથી અર્થાત્ ત્યાં એ સિવાયની પાંચ જ પર્યાપ્તિઓનો નિર્દેશ છે. પર્યાપ્તિની સંખ્યા છ હોવાનું સુપ્રસિદ્ધ છે. આથી શું **શ્રીઉમાસ્વાતિ**નું કથન શાસ્ત્રવિરુદ્ધ માનવું ? અને શું તેમ હોવાથી પ્રસ્તુત ગ્રંથકારે અત્ર તેમનું અનુસરણ કર્યું નથી ? આનો ઉત્તર **શ્રીસિદ્ધસેન**ગણિના શબ્દોમાં રજુ કરીશું. તેઓ ૧૬૦ મા પૃષ્ઠમાં સૂચવે છે કે ઇન્દ્રિય–પર્યાપ્તિના કથનથી મનઃપર્યાપ્તિનો પણ ઉલ્લેખ આવી જ જાય છે. એટલે એવી પરિસ્થિતિમા પર્યાપ્તિની સંખ્યા પાચની બતાવાય તેમાં કશો વાધો નથી–કશી ઉત્સૂત્ર–પ્રરૂપણા નથી.

અત્ર કોઇ શંકા ઊઠાવે કે મનને તો શાસ્ત્રકારોએ 'અનિન્દ્રિય'ની સંજ્ઞા આપી છે તો ઇન્દ્રિયના ગ્રહણથી અનિન્દ્રિયનું ગ્રહણ કેમ સંભવે ? આનો ઉત્તર એ છે કે જેમ નેત્ર વગેરે ઇન્દ્રિયો વિષયોનું સાક્ષાત્ ગ્રહણ કરે છે તેમ મન સાક્ષાત્ વિષયગ્રાહી નથી, પરંતુ સુખ વગેરેને સાક્ષાત્ ગ્રહણ કરનારૂં તે હોવાથી એ અપૂર્ણ ઇન્દ્રિયસ્વરૂપી છે. એટલે તેને 'અનિન્દ્રિય' કહેવામાં આવે છે. વળી મન એ ઇન્દ્રનું અર્થાત્ આત્માનું લિંગ છે એટલે એ દૃષ્ટિએ એને પણ 'ઇન્દ્રિય' તરીકે ઓળખાવી શકાય.

પર્યાપ્તિની સંખ્યા પાંચની જ કહેવામાં એવો પણ આશય સંભવે છે કે એ સંખ્યા તો બાહ્ય કરણોની અપેક્ષાએ વિચારાયેલી છે, મન તો અભ્યંતર કરણ છે; એથી એ દૃષ્ટિએ ઉદ્ભવતી મનઃપર્યાપ્તિનો આથી કંઇ નિષેધ કરાયો નથી. અર્થાત્ પર્યાપ્તિની સંખ્યા પાંચની સમજવી કે [1]છની એ અપેક્ષા અપેક્ષા ઉપર આધાર રાખે છે અને તેમ હોવાથી મનઃપર્યાપ્તિનો **શ્રીઉમાસ્વાતિ-**

---

૧ વિષયોના ભેદની દૃષ્ટિએ પર્યાપ્તિ ૭ પ્રકારની છે એમ પ્રથમ કર્મગ્રંથ (ગા. ૪૮)ની વૃત્તિમાં નીચે મુજબનો નિર્દેશ છે:—

'सा च विषयभेदात् षोढा ।"

એ અપલાપ કર્યો છે એ માન્યતા માટે સ્થાન જ રહેતું નથી. વળી મતાંતરરૂપે તેમણે એનો નિર્દેશ ભાષ્ય ( પૃ. ૧૯૧ )માં કરેલો જ છે. વિશેષમાં પર્યાપ્તિઓની સંખ્યા છની ન દર્શાવતાં પાંચની દર્શાવાયોનો [1]એક ઉલ્લેખ **ભગવતી** ( શ. ૩, ઉ. ૧ )મા મળી આવે છે. અત્ર ભાષા-પર્યાપ્તિ અને મનઃપર્યાપ્તિને જુદી જુદી ન ગણતા એ બેને એક જ ગણી છે. આમ કરવાનું શું કારણ છે તે શ્રી**અભયદેવ**સૂરિએ પણ જણાવ્યુ નથી; કેમકે તેઓ એની વૃત્તિમા કથે છે કે—

**" पर्याप्तिः–आहारशरीरादीनामभिनिर्वृत्तिः, सा चान्यत्र षोढा उक्ता इह तु पञ्चधा, भाषा-मनःपर्याप्त्योर्बहुश्रुताभिमतेन केनापि कारणेन एकत्व-विवक्षणात् । "**

અર્થાત્ પર્યાપ્તિ એટલે આહાર, શરીર વગેરેની પૂરેપૂરી બનાવટ. બીજે સ્થળે એ છ પ્રકારની કહી છે. અહીં તો તેના પાંચ પ્રકારો સૂચવાયા છે, કેમકે બહુશ્રુત વ્યક્તિને ઇષ્ટ એવા [2]કોઇક કારણથી ભાષાપર્યાપ્તિ અને મનઃપર્યાપ્તિની અત્ર એક જ ગણના કરાઇ છે.

**જીવાભિગમ**ની વૃત્તિના ૨૪૨ મા પત્ર પ્રમાણે ભાષા–પર્યાપ્તિ અને મનઃ–પર્યાપ્તિમાં એકત્વની વિવક્ષા એના સમાપ્તિ–કાલનુ અંતર બાકીની પર્યાપ્તિના કાળના અંતરની અપેક્ષાએ પ્રાયઃ ઓછું છે એ હકીકતને આભારી છે એમ નીચે મુજબના ઉલ્લેખ ઉપરથી જણાય છેઃ—

**" [3]नवरमिह भाषामनःपर्याप्त्योः समाप्तिकालान्तरस्य प्रायः शेष-पर्याप्ति( समाप्ति )कालान्तरापेक्षया स्तोकत्वादेकत्वेन विवक्षणमिति । "**

## પર્યાપ્તિ સંબંધી પુદ્‌ગલો—

આપણે ઉપર જોઇ ગયા તેમ દરેક પર્યાપ્તિ પુદ્‌ગલ–ઉપચયરૂપ છે. આથી એ પ્રશ્ન ઉદ્-ભવે છે કે તે પુદ્‌ગલો કયા છે ? આનો યથાર્થ નિર્ણય તો બહુશ્રુતોને અધીન છે. એથી અત્ર તો **તત્ત્વાર્થ**ના ભાષ્યાદિને આધારે કંઇક ઉલ્લેખ કરાય છે. પ્રથમ સમયે સામાન્ય સ્વરૂપે ગ્રહણ કરેલાં શરીર, ઇન્દ્રિયો, વચન, મન અને આણુપાનના આગમપ્રસિદ્ધ વર્ગણાના ક્રમ પૂર્વકના જે

---

૧ આ રહ્યો એ પાઠઃ—

" जइ णं भंते ! सक्के देविंदे...तए णं से तीसए देवे अहुणोववन्नमेत्ते समाणे पंचविहाए पज्जत्तीए पज्जत्तिभावं गच्छइ, तंजहा आहारपज्जत्तीए, सरीर–इंदिय–आण-पाणपज्जत्तीए भासामणपज्जत्तीए ... "

[ यदि भदन्त ! शक्रो देवेन्द्रः ... ततः स तिष्यको देवोऽधुनोपपन्नमात्रः सन् पञ्चविधया पर्याप्त्या पर्याप्तिभावं गच्छति, तद्यथा–आहारपर्याप्त्या, शरीर–इन्द्रिय–आनप्राणपर्याप्त्या भाषामनःपर्याप्त्या ... ] "

૨ દેવો અને નારકો ભાષા–પર્યાપ્તિ પૂર્ણ કરે ત્યાર બાદ એક સમયમા મન.પર્યાપ્તિ પૂર્ણ કરે છે. આ પ્રમાણે બે પર્યાપ્તિ વચ્ચે નહિ જેવુ અંતર હોવાથી એ બેને એક ગણી હોય એમ લાગે છે.

૩ **રાજપ્રશ્નીયસૂત્ર**ની વૃત્તિના ૧૦૨ મા પત્રમા આ જ ઉલ્લેખ છે.

દળિયાંઓ છે તે આહાર--પર્યાપ્તિના પુદ્ગલો સમજવા. એ પાંચ પ્રકારની યોગ્યતાવાળા પુદ્ગલો ઔદારિક દેહધારીને ઔદારિક વર્ગણાના, વૈક્રિય દેહધારીને તેમજ ઉત્તર વૈક્રિય શરીર રચનારને વૈક્રિય વર્ગણાના, અને આહારક દેહધારીને આહારક વર્ગણાના જાણવા. ઉત્તર શરીર રચતી વેળાએ વાયુકાયને ચાર અને અન્ય જીવોને છ પર્યાપ્તિઓ તે શરીર આશ્રીને જુદી રચવી પડે છે, વાસ્તે ઔદારિકાદિ ત્રણ વર્ગણાના પુદ્ગલો કે જે પ્રથમ સમયે ગ્રહણ કરાય છે તે આહાર-પર્યાપ્તિ સંબંધી સંભવે છે.

પ્રથમાદિ સામાન્ય સ્વરૂપે ગ્રહણ કરાયેલા ઔદારિકાદિ ત્રણ વર્ગણાના પુદ્ગલોમાંથી જેટલા પુદ્ગલોનું [1]ભવધારણીય શરીર બને છે તેટલા દેહરૂપે પરિણમેલા પુદ્ગલો શરીર-પર્યાપ્તિ સંબંધી જાણવા.

[2]**આચારાંગ**ની ટીકામાં વર્ણવેલી શુદ્ધ આત્મપ્રદેશરૂપ અભ્યંતર નિર્વૃત્તિ-ઇન્દ્રિય નહિ, કિન્તુ અનેક શાસ્ત્રમા દર્શાવેલ શુદ્ધ પુદ્ગલપ્રદેશરૂપ અભ્યંતર નિર્વૃત્તિ-ઇન્દ્રિયરૂપ પુદ્ગલો ઇન્દ્રિય-પર્યાપ્તિ સંબંધી જાણવા; કેમકે શબ્દાદિ વિષયોને ગ્રહણ કરવાનું સામર્થ્ય એ પુદ્ગલોના આલંબન વડે જ ઉત્પન્ન થાય છે. બાહ્ય નિર્વૃત્તિ-ઇન્દ્રિયના પુદ્ગલો તો શરીર સંબંધી જ ગણાય.

પ્રથમાદિ સમયે સામાન્ય સ્વરૂપે ગ્રહણ કરેલા પુદ્ગલોમાંથી તથાવિધ પરિણામ પામેલા પુદ્ગલો કે જે આત્માને ઉચ્છ્વાસ-ક્રિયામાં-ગ્રહણ, પરિણમન અને આલંબનરૂપ ત્રણે ક્રિયામાં વ્યાપાર કરવાની શક્તિ અર્પે છે તે પુદ્ગલો ઉચ્છ્વાસ-પર્યાપ્તિ સંબંધી જાણવા. શ્વાસોચ્છ્વાસ-વર્ગણાના પુદ્ગલો ઉચ્છ્વાસ-પર્યાપ્તિ સંબંધી નથી, કેમકે પૂર્વોક્ત પર્યાપ્તિઓના પુદ્ગલોની પેઠે આ પર્યાપ્તિ સબંધી પુદ્ગલો પણ ઔદારિકાદિ ત્રણે ભવધારણીય દેહ વર્ગણાના છે.

પ્રથમાદિ સમયે સામાન્ય સ્વરૂપે ગ્રહણ કરેલા પુદ્ગલોમાંથી તથાવિધ પરિણામને પ્રાપ્ત થયેલા જે પુદ્ગલો આત્માને વચન-ક્રિયામા વ્યાપૃત થવાની શક્તિ આપે છે તે પુદ્ગલો વચન-પર્યાપ્તિના જાણવા, નહિ કે ભાષા-વર્ગણાના પુદ્ગલો.

પ્રથમાદિ સમયે ગ્રહણ કરેલા પુદ્ગલોમાંથી તથાવિધ પરિણામ પામેલા જે પુદ્ગલો આત્માને મનઃ-ક્રિયામા વ્યાપૃત થવા સમર્થ બનાવે છે તે પુદ્ગલો મન.-પર્યાપ્તિ સંબંધી જાણવા, નહિ કે મનોવર્ગણાના પુદ્ગલો.

**પર્યાપ્તિ સંબંધી પુદ્ગલોનું સ્થાન—**

**તત્ત્વાર્થ** ( અ. ૨, સૂ. ૧૧ )ની વૃત્તિના નિમ્નલિખિત—

---

૧ તૈજસ અને કાર્મણ સિવાયના ત્રણ શરીરો પૈકી ગમે તે એક

૨ જુઓ પૃ. ૩૮૭.

"तत्र मनोऽभिनिर्वृत्त्यै यद् दलिकद्रव्यमुपात्तमात्मना सा मनःपर्याप्तिर्नाम-करणविशेषेण सर्वात्मप्रदेशवर्तिना यानन्तप्रदेशान् मनोवर्गणायोग्यान् स्कन्धान् चिन्तार्थमादत्ते ते करणविशेषपरिगृहीताः स्कन्धा द्रव्यमनोऽभिधीयन्ते"[1]

—ઉલ્લેખ ઉપરથી સમજાય છે કે મનઃપર્યાપ્તિ સંબંધી પુદ્ગલો શરીરમાં સર્વત્ર વ્યાપી છે. આહાર–પર્યાપ્તિ અને શરીર–પર્યાપ્તિ સંબંધી પુદ્ગલો પણ શરીરમાં સર્વત્ર વ્યાપ્ત હોવાનું સંભવે છે. ઇન્દ્રિય–પર્યાપ્તિના પુદ્ગલોનું સ્થાન ઇન્દ્રિયના સ્થાનની જેમ અમુક હોય એમ જણાય છે, કેમકે સ્પર્શનેન્દ્રિયના પુદ્ગલો ચાંદીના પૂતળાને ચઢાવેલા સોનાના ઢોલ પ્રમાણે શરીરની ઉપર અને મધ્ય ભાગ સિવાય અંદરના ભાગમાં પ્રતરરૂપે અવિચ્છિન્નપણે વ્યાપી છે. રસનેન્દ્રિયના પુદ્ગલો તે તે બાહ્ય આકારના સ્થાનમા જ ગોઠવાયેલા છે, માટે શરીરમા સર્વ વ્યાપ્ત નથી. શ્વાસોચ્છ્વાસ–પર્યાપ્તિ અને ભાષા–પર્યાપ્તિના પુદ્ગલનાં સ્થાનો વિષે સ્પષ્ટ નિર્દેશ કરવો અશક્યપ્રાય છે.

### પર્યાપ્તિઓની સમાપ્તિનો ક્રમ—

આહાર–પર્યાપ્તિ ઇત્યાદિ છ પર્યાપ્તિઓ પૈકી જે જીવને જેટલી પર્યાપ્તિઓ હોય છે તે જીવ તેટલી પર્યાપ્તિઓનો સમકાલે પ્રથમ સમયે જ પ્રારંભ કરે છે, પરતુ તેની સમાપ્તિ અનુક્રમે થાય છે. આનુ કારણ એ છે કે આહારાદિ પર્યાપ્તિઓના પુદ્ગલો અનુક્રમે વિશેષ વિશેષ સૂક્ષ્મ પરિણામવાળા બનાવવા પડે છે. અન્ય શબ્દોમા કહીએ તો જેમ એક શેર રૂમાથી જાડું સૂતર કાતવું હોય તો તે રૂ વહેલું પૂરું થાય, પરંતુ જો ઝીણું કાંતવું હોય તો વધારે વાર લાગે[2] તેમ આહારાદિ પર્યાપ્તિઓ અનુક્રમે સૂક્ષ્મ, સૂક્ષ્મતર ઇત્યાદિ પરિણામવાળી હોવાથી તેની સમાપ્તિમા અધિક અધિક કાળ લાગે છે જેમકે ઔદારિક શરીર સંબંધી પર્યાપ્તિઓમા પ્રથમ આહાર–પર્યાપ્તિ પહેલે સમયે જ પૂર્ણ થાય છે ત્યાર પછી અંતર્મુહૂર્ત કાળમા શરીર–પર્યાપ્તિ, ત્યાર બાદ અંતર્મુહૂર્તમા ઇન્દ્રિય–પર્યાપ્તિ એ પ્રમાણે મનઃપર્યાપ્તિ સુધી સમજી લેવું. વૈક્રિય અને આહારક શરીર આશ્રીને પ્રથમ આહાર–પર્યાપ્તિ પહેલે સમયે જ પૂર્ણ થાય છે, બીજી શરીર–પર્યાપ્તિ અંતર્મુહૂર્ત બાદ પૂર્ણ થાય છે અને ઇન્દ્રિયાદિ બાકીની ચાર પર્યાપ્તિઓ એકેક સમયના અંતરે પૂર્ણ થાય છે.

---

૧ ત્યા મન રચવા માટે આત્માએ જે દલિક-દ્રવ્ય ગ્રહણ કર્યું હોય તે 'મનઃપર્યાપ્તિ' છે એ મનઃપર્યાપ્તિરૂપ કરણ–વિશેષ કે જે સર્વ આત્મ–પ્રદેશમાં વ્યાપ્ત છે તેના વડે જે મનોવર્ગણાને યોગ્ય અનંતપ્રદેશી સ્કંધોને ચિત્તને માટે આત્મા ગ્રહણ કરે છે તે કરણ–વિશેષ દ્વારા ગ્રહણ કરાયેલા ( પૌદ્ગલિક ) સ્કંધો 'દ્રવ્ય–મન' કહેવાય છે એ આનો અર્થ છે

૨ આ સંબંધમા લાકડુ ઘડવાનુ ઉદાહરણ પણ રજુ કરી શકાય તેમ છે. જેમકે થાભલા વગેરે જેવો સ્થૂલ આકાર બનાવવો હોય–તેને સમચોરસ બનાવવો હોય તેમાં જેટલો વખત એક સુથારને લાગે તેના કરતાં જે સુથારે એ થાભલાનો કુભી વગેરે ભાગમા પાદડીઓ પાડવા પૂતળીઓ રચવા વગેરેનું કાર્ય માથે લીધું હોય તેને તેમ કરવામા વધારે વખત લાગે, જોકે બંનેએ પોતપોતાનુ કાર્ય એક સાથે શરૂ કર્યું હોય આ પ્રમાણે ચિત્ર, લેપ્ય વગેરે માટે પણ સમજી લેવું

### છ પર્યાપ્તિઓની રચનાની ગૃહરચના સાથે સંતુલના—

ઘર બાંધવા માટે કાષ્ઠાદિ સામગ્રીનું ગ્રહણ, સ્તંભ અને સ્થૂણાની રચના, પ્રવેશ કરવા માટે અને બહાર નીકળવા માટે દ્વારની રચના તેમજ સૂવા બેસવા માટેના ઓરડાની રચના એની સાથે પર્યાપ્તિઓની રચના વાચકવર્યે સરખાવી છે. આના સ્પષ્ટીકરણરૂપે શ્રીસિદ્ધસેનગણિ કથે છે કે જેમ ઘર રચવું હોય ત્યારે સાગ વગેરે કાષ્ઠ ઇત્યાદિ સામગ્રી એકઠી કરાય છે તેમ પર્યાપ્તિઓની રચના માટે પ્રથમ તો સામાન્યપણે તે તે જાતની યોગ્યતાવાળા પુદ્ગલોનું કેવળ ગ્રહણ કરવું પડે છે. આ ગ્રહણ 'આહાર-પર્યાપ્તિ' કહેવાય છે. ત્યાર પછી ઘરની સામગ્રી પૈકી આ વડે સ્તંભ, સ્થૂણા વગેરે રચાશે એમ વિચારી તે સામગ્રીનો તદ્રૂપે ઉપયોગ કરાય છે તેમ આહાર-પર્યાપ્તિ દ્વારા ગ્રહણ કરેલા પુદ્ગલો પૈકી અમુક પુદ્ગલો શરીરપ્રાયોગ્ય વર્ગણારૂપ છે એટલે તેને તદ્રૂપે પરિણમાવી તે પુદ્ગલો વડે શરીર બનાવવું તે 'શરીર-પર્યાપ્તિ' છે ભીંત વગેરે તૈયાર કરતી વેળા ઘરને કેટલાં દ્વાર રાખવા, તેમાં પેસવા માટેનુ દ્વાર કઇ દિશામા રાખવું, નીકળવા માટે કઇ દિશામાં રાખવું ઇત્યાદિ વિચાર કરી તેની તે પ્રમાણે ગોઠવણ કરાય છે તેમ ઇન્દ્રિય-પર્યાપ્તિ પણ આત્માના ઉપયોગની વૃત્તિએ પેસવા નીકળવાનાં દ્વાર સરખી છે. આ હકીકત શ્વાસોચ્છ્વાસ-પર્યાપ્તિ અને ભાષા-પર્યાપ્તિને પણ લાગુ પડે છે, કેમકે ઉચ્છ્વાસ અને ભાષામા પણ પેસવા નીકળવા રૂપ વૃત્તિની ઇન્દ્રિય-પર્યાપ્તિ સાથે તુલ્યતા જ છે. દ્વાર બનાવ્યા પછી આ ઓરડો દિવાનખાના તરીકે વાપરવો, આ શયનગૃહ તરીકે, આ સ્નાનગૃહ તરીકે, આ ભોજનગૃહ તરીકે એમ ઓરડાઓની પ્રતિનિયત કાર્યરૂપે યોજના કરાય છે તેમ હિતની પ્રાપ્તિ અને અહિતના ત્યાગની અપેક્ષારૂપ લક્ષણવાળી મન-પર્યાપ્તિ છે.

### અપર્યાપ્ત આશ્રીને પર્યાપ્તિઓની સમાપ્તિ—

અત્ર એ ધ્યાનમા રાખવું કે પ્રથમની ત્રણ પર્યાપ્તિઓ સર્વ જીવો અવશ્ય પૂર્ણ કરે જ અને બાકીની પર્યાપ્તિઓ પૂર્ણ કરે કે ન પણ કરે. આનું કારણ એ છે કે જીવ આ ભવમા પરભવનું આયુષ્ય બાધ્યા પછી જ અંતર્મુહૂર્ત આ ભવમા રહ્યા બાદ જ મરણ પામીને પરભવમા ઉત્પન્ન થઇ શકે અને આયુષ્યનો બન્ધ ઇન્દ્રિય-પર્યાપ્તિ પૂર્ણ કર્યા વિના ન જ થાય એવો નિયમ છે, વાસ્તે પ્રાથમિક ત્રણ પર્યાપ્તિઓ પૂર્ણ કરી ચોથી શ્વાસોચ્છ્વાસ-પર્યાપ્તિના ચાલુ કાળમાં-તેની અસમાપ્ત દશામાં અંતર્મુહૂર્ત સુધીનું આયુષ્ય બાધી તદનંતર અંતર્મુહૂર્ત સુધી જીવતો રહી મરણ પામે ત્યાં સુધી એ જીવની ચોથી પર્યાપ્તિ પૂર્ણ થઇ શકતી નથી; આથી કરીને સર્વ અપર્યાપ્ત જીવો પણ પ્રથમની ત્રણ પર્યાપ્તિ તો પૂર્ણ કરે જ; અવશિષ્ટ પર્યાપ્તિઓ માટે એવો નિયમ નથી.

### કયા જીવને કેટલી પર્યાપ્તિઓ હોય ?—

એકેન્દ્રિયને આહારાદિ ચાર, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિયને અને અસંજ્ઞી (સંમૂર્ચ્છિમ)

પંચેન્દ્રિયને પ્રાથમિક પાંચ અને સંજ્ઞી પંચેન્દ્રિયને છ (સર્વે) પર્યાપ્તિઓ હોય છે[1] આ હકીકતનું **નવતત્ત્વપ્રકરણ**ની [2]છટ્ઠી ગાથા સમર્થન કરે છે. આ ઉપરથી કોઈ શંકા ઊઠાવે કે જ્યારે એકેન્દ્રિયોને, વૈક્રિય દેહધારીને તેમજ આહારક દેહધારીને પણ આહાર-પર્યાપ્તિ અને શરીર-પર્યાપ્તિ હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે તો શું તેઓ ગ્રહણ કરેલા આહારને ખલ-રસરૂપે પરિણમાવે છે અને શું તે રસરૂપ બનેલા આહારમાંથી સાત ધાતુઓ પણ બનાવે છે કે ? આનો ઉત્તર હાસાં આપી શકાય તેમ નથી જ, કેમકે જૈન શાસ્ત્રમાં આ જીવોને ખલ, રસ કે સાત ધાતુમય શરીર ન હોવાનું સ્પષ્ટ વિધાન છે. તેથી આ જીવોને આહાર-પર્યાપ્તિ અને શરીર-પર્યાપ્તિ કેવી રીતે સંભવે છે એ પ્રશ્ન ઊભો જ રહે છે.

આનો [3]ઉત્તર એ છે કે જોકે આ ત્રણેને ખલરસરૂપ પરિણમન તેમજ સાત ધાતુમય દેહનો સંભવ નથી, તોપણ આહારનું ગ્રહણ કરવાની અને તે આહારને શરીરરૂપે પરિણમાવવાની ક્રિયા તેઓ કરે છે. આહારને ગ્રહણ કરવાની ક્રિયાની પરિસમાપ્તિરૂપ એ ત્રણેને આહાર-પર્યાપ્તિ છે. [4]**નવતત્ત્વ-ભાષ્ય** પ્રમાણે તો આહારને ગ્રહણ કરવારૂપ જે શક્તિ જીવમા છે તેને 'આહાર-પર્યાપ્તિ' કહી છે. એ આહાર દ્વારા પ્રાપ્ત કરેલા પુદ્ગલોને એકેન્દ્રિય સંબંધી ઔદારિક શરીર-રૂપે કે વૈક્રિય અથવા આહારકરૂપે પરિણમાવવાની ક્રિયાની પરિસમાપ્તિરૂપ એ ત્રણેને શરીર-પર્યાપ્તિ છે.

જોકે શરીર-પર્યાપ્તિના અર્થમાં સાત ધાતુરૂપે પરિણમાવવાની શક્તિરૂપ અર્થ અનેક સ્થળે દૃષ્ટિગોચર થાય છે, પરંતુ એ ઔદારિક શરીરની મુખ્યતાએ જ સૂચવાયો હોય એમ જણાય છે. જે જીવનું જેવું શરીર હોય તેવું શરીર રચવાની શક્તિ કે તેમ કરવારૂપ ક્રિયાની પરિસમાપ્તિને 'શરીર-પર્યાપ્તિ' કહેવામાં મને તો કશો બાધ જણાતો નથી.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે જીવની જેટલી પર્યાપ્તિ માટેની યોગ્યતા હોય તેટલી તે પૂર્ણ

---

૧ આ ઉપરથી એમ અનુમનાય છે કે ઇન્દ્રિયોની વૃદ્ધિના વિકાસ અનુસાર પર્યાપ્તિઓના વિકાસનો ક્રમ રહેલો છે. એકેન્દ્રિય આહાર લઇ, તેને રસરૂપે રચી, તેનુ વિશેષ રૂપાતર કરી યાવત્ શરીર રૂપે ઘડે છે અને શ્વાસોચ્છ્વાસ ધારણ કરે છે. વિકલેન્દ્રિય આ ઉપરાંત બોલવાનું કામ વધારે કરે છે. અને સજ્ઞીઓને માનસ જ્ઞાન વધારામા હોય છે

૨ " आहारसरीरिंदियपज्जत्ती आणपाणभासमणे ।
चउ पच पंच छप्पि य इग-विगला-ऽसन्नि-सन्नीणं ॥ "

[ आहारशरीरेन्द्रियपर्याप्तय आनप्राणभाषामनांसि ।
चतस्रः पञ्च पञ्च षडपि चैक-विकला-ऽसञ्ज्ञि-सञ्ज्ञिनाम् ॥

૩ જુઓ પૃ ૧૦૨૮.

૪ આ શ્લો એ ઉલ્લેખ —

" आहाराइग्गणे जा सत्ती त भणंति पज्जत्ती ।"
[ आहारादिग्रहणे या शक्तिस्तां भणन्ति पर्याप्तिम् ]

કરે ત્યારે જ તે મરી શકે એવો નિયમ નથી; કેમકે એ હકીકત તો [1]પર્યાપ્ત–નામકર્મ કે અપર્યાપ્ત–નામકર્મ ઉપર આધાર રાખે છે. અર્થાત્ જે જીવે પૂર્વ ભવમાં પર્યાપ્ત–નામકર્મ ઉપાર્જન કર્યું હોય–બાંધ્યું હોય તે જીવ તદનંતર ભવમાં યોગ્યતા પ્રમાણેની બધી પર્યાપ્તિઓ પૂરી કર્યા પછી જ મરી શકે. એ પ્રમાણે જેણે અપર્યાપ્ત–નામકર્મ બાંધ્યું હોય તે જીવ તેની યોગ્યતા પ્રમાણેની બધી પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિના જ મરણ પામે ( અલબત્ત પ્રથમની ત્રણ તો તે પણ પૂરી કરે છે એટલે કે એકેન્દ્રિય અપર્યાપ્ત જીવ શ્વાસોચ્છ્વાસ–પર્યાપ્તિ પૂર્ણ ન કરી શકે ઇત્યાદિ). આ ઉપરથી સમજાયું હશે કે પર્યાપ્તિઓની પૂર્ણતા કે અપૂર્ણતાનો આધાર નામકર્મ છે.

અત્ર કોઇ એમ સૂચવે કે પર્યાપ્તિઓ પૂર્ણ થાય કે ન થાય તેનુ કારણ આયુષ્યની મર્યાદા ઉપર આધાર રાખે છે એમ માનવું જોઇએ. જેમકે આયુષ્ય અલ્પ હોય તો પર્યાપ્તિઓ પૂર્ણ થાય તે પૂર્વે મરણ થાય અને આયુષ્ય અધિક હોય તો પર્યાપ્તિઓ પૂર્ણ થયા બાદ જ મરણ થાય; અને આ પ્રમાણે વિચારતાં નામકર્મજન્ય અપર્યાપ્ત–લબ્ધિ કે પર્યાપ્ત–લબ્ધિ માનવાની જરૂર જણાતી નથી તો તે અસ્થાને છે. એનું કારણ એ છે કે જોકે પક્ષીને ઉડવામા હવા, નેત્ર વડે જોવામા પ્રકાશ, માછલાને તરવામાં જળ અવશ્ય સાધનરૂપ છે તોપણ પક્ષી વગેરેની સ્વકીય શક્તિ વિના તે તે કાર્ય થઇ શકે તેમ નથી જ. એવી રીતે જોકે પર્યાપ્તિની પૂર્ણતા અપૂર્ણતામા જરૂર આયુષ્ય સહકારિ કારણ છે, પરંતુ પર્યાપ્તિઓ પૂર્ણ થવાની કે અપૂર્ણ રહેવાની યોગ્યતા તો સસારી જીવને તથાવિધ નામકર્મને અવલંબીને જ રહેલી છે. જેમ પત્થર જોસમા મારે તો કાચ ફૂટે અને બહુ ધીરેથી મારે તો કાચ ન ફૂટે અથવા તો માટીના ઘડાને મુદ્ગરનો ઘા થતાં તે ફૂટે અને નહિ તો તે ન ફૂટે એ વાત સાચી; પરંતુ ફૂટવા ન ફૂટવાનો સ્વભાવ કંઇ પત્થર કે મુદ્ગરને અધીન નથી, એ તો કાચ કે ઘડાની પોતાની યોગ્યતા ઉપર જ આધાર રાખે છે તેમ પર્યાપ્તિઓની પૂર્ણતા અપૂર્ણતા માટે સમજવું.

## લબ્ધિ–અપર્યાપ્ત અને લબ્ધિ–પર્યાપ્ત સંબંધી પર્યાપ્તિઓ—

સર્વ લબ્ધિ–અપર્યાપ્ત જીવોને આહારાદિ ત્રણ પર્યાપ્તિઓ હોય છે. એથી કરીને બધા લબ્ધિ–અપર્યાપ્ત સંમૂચ્છિંમ પંચેન્દ્રિય તિર્યંચ, [2]સંમૂચ્છિંમ મનુષ્ય અને લબ્ધિ–અપર્યાપ્ત

---

૧ આહારાદિ પર્યાપ્તિઓની રચના જે કર્મ દ્વારા થાય છે તે પર્યાપ્ત–નામકર્મ ભઠ્ઠીમા મૂકેલા તૈયાર થયેલા ઘડા સરખું છે. અપર્યાપ્ત–નામકર્મ તો નહિ બનેલા તેમજ બનેલા પણ વિનાશ પામવા યોગ્ય ઘટ સમાન છે. જુઓ તત્ત્વાર્થની બૃહદ્વૃત્તિ ( ભા ૨, પૃ ૧૬૨ ).

૨ લબ્ધિ–અપર્યાપ્ત સમૂચ્છિંમ મનુષ્યોને ઉચ્છ્વાસ–પર્યાપ્તિરૂપ ચોથી પર્યાપ્તિ સંભવતી નથી, કેમકે સર્વે લબ્ધિ–અપર્યાપ્તોને ત્રણ જ પર્યાપ્તિઓ પૂર્ણ થાય છે એવો કર્મગ્રન્થનો મત છે, પરતુ જીવવિચારની અવચૂરિમાં અને લોકપ્રકાશ ( સ ૭, શ્લો. ૭ )માં સમૂચ્છિંમ મનુષ્યોને સાત આઠ પ્રાણો સૂચવાયા છે. વળી સંગ્રહણીની અવચૂર્ણિમાં તો નવ પ્રાણનો નિર્દેશ છે એટલે ઉચ્છ્વાસરૂપ પ્રાણ તો આવી જ ગયો. કિન્તુ અપર્યાપ્ત–નામકર્મ અને ઉચ્છ્વાસ–નામકર્મનો સમકાળે ઉદય થતો હોય એવો ઉલ્લેખ કોઇ સ્થળે જોવામા આવતો નથી. આવી પરિસ્થિતિમાં લબ્ધિ–અપર્યાપ્ત સમૂચ્છિંમ મનુષ્યોને ઉચ્છ્વાસરૂપ પ્રાણ તેમજ વચનરૂપ પ્રાણ ઉચ્છ્વાસ–પર્યાપ્તિ અને ભાષાપર્યાપ્તિ પૂર્ણ કર્યા વિના કેવી રીતે હોય તે ગુચ ઉકેલવી બાકી રહે છે. વળી આ જીવોને નવ પ્રાણો માનતા શું તેમને પર્યાપ્ત ગણવા નહિ પડે કે એ પ્રશ્ન પણ ઉદ્ભવે છે.

એકેન્દ્રિયને આહાર, શરીર અને ઇન્દ્રિય એ ત્રણ પર્યાપ્તિઓ તો અવશ્ય હોય છે જ. લબ્ધિ-અપર્યાપ્ત વિકલેન્દ્રિય, ગર્ભજ (સંજ્ઞી) તિર્યંચ પંચેન્દ્રિય અને ગર્ભજ મનુષ્યોને પણ એ ત્રણ પર્યાપ્તિઓ તો હોય છે જ. લબ્ધિ-પર્યાપ્ત એકેન્દ્રિયોને પ્રાથમિક ચાર, લબ્ધિ-પર્યાપ્ત વિકલેન્દ્રિયોને તેમજ લબ્ધિ-પર્યાપ્ત અસંજ્ઞી (સંમૂચ્છિંમ) તિર્યંચ પંચેન્દ્રિયને પણ પાંચ હોય છે.[1] લબ્ધિ-પર્યાપ્ત મનુષ્યોને, લબ્ધિ-પર્યાપ્ત ગર્ભજ ( સંજ્ઞી ) તિર્યંચ પંચેન્દ્રિયોને, સર્વ દેવોને અને સર્વ નારકોને છએ પર્યાપ્તિઓ હોય છે; કેમકે લબ્ધિ-પર્યાપ્ત મનુષ્ય કે તિર્યંચ અપૂર્ણ પર્યાપ્તિએ મરણ પામે જ નહિ તેમજ દેવ અને નારક લબ્ધિ-અપર્યાપ્ત હોય જ નહિ, કિન્તુ તેઓ લબ્ધિ-પર્યાપ્ત જ હોય એવો નિયમ છે.

## જીવોના પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદો અને તેના ઉપભેદો—

જે જીવો પોતાની યોગ્યતા પ્રમાણેની બધી પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિના મરે તેઓ 'અપર્યાપ્ત' કહેવાય છે, જ્યારે જે જીવો તે પૂર્ણ કરીને જ મરે તેઓ 'પર્યાપ્ત' કહેવાય છે. તેમાં આ અપર્યાપ્તોના લબ્ધિ અને કરણની અપેક્ષાએ બે ભેદો છેઃ-(૧) લબ્ધિ-અપર્યાપ્ત અને (૨) કરણ-અપર્યાપ્ત. જે જીવો સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિના જ-તેને ભોગવ્યા વગર જ મરણ પામે તેઓ ' લબ્ધિ-અપર્યાપ્ત ' કહેવાય છે. જેમકે એકેન્દ્રિયને સ્વયોગ્ય પર્યાપ્તિ ચાર હોય છે જો તેઓ ચોથી પૂર્ણ કર્યા પૂર્વે જ-ચાલતી ચોથી પર્યાપ્તિમા મરણ પામે તો તેમને લબ્ધિ-અપર્યાપ્ત એકેન્દ્રિય તરીકે ઓળખાવાય. અહીં લબ્ધિ તે અપર્યાપ્ત-નામકર્મના ઉદય સંબંધી જાણવી.

જે જીવ સ્વયોગ્ય પર્યાપ્તિઓને પૂર્ણ કર્યા પછી જ મરે એવી લાયકાત ધરાવતો હોય તેને 'લબ્ધિ-પર્યાપ્ત' નો ઇલકાબ અપાય છે. અહીં લબ્ધિ તે પર્યાપ્ત-નામકર્મના ઉદય સંબંધી જાણવી. જે જીવે સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી, પરંતુ પૂર્ણ કરવાની જેનામાં યોગ્યતા છે અને વળી જે જરૂર પૂર્ણ કરનાર જ છે તે જીવ તે અપૂર્ણ અવસ્થા દરમ્યાન 'કરણ-અપર્યાપ્ત' કહેવાય છે. જેમકે ચાર પર્યાપ્તિને પૂર્ણ કરવાવાળો એકેન્દ્રિય જીવ એકથી માંડીને તે ત્રણ પર્યાપ્તિઓ પૂર્ણ કરે ત્યાં સુધી 'કરણ-અપર્યાપ્ત' ગણાય છે. એવી રીતે સ્વયોગ્ય છએ પર્યાપ્તિ પૂર્ણ કરનારો મનુષ્ય જ્યાં સુધી પાંચ જ પૂર્ણ કરે ત્યાં સુધી તે 'કરણ-અપર્યાપ્ત' જ છે. એટલે કે સ્વયોગ્ય પર્યાપ્તિઓ-માંથી જે જીવે સ્વયોગ્ય પર્યાપ્તિઓ જ્યા સુધી પૂર્ણ કરી નથી ત્યાંસુધી તે જીવ 'કરણ-અપર્યાપ્ત' જ કહેવાય છે; સ્વયોગ્ય પર્યાપ્તિઓ જે જીવે પૂર્ણ કરી લીધી હોય તે જીવ તેટલી પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા બાદ ' કરણ-પર્યાપ્ત ' કહેવાય છે.[2]

કરણ-અપર્યાપ્તનો વિશેષ વિચાર કરતા જણાશે કે લબ્ધિ-અપર્યાપ્ત એકેન્દ્રિય જીવ શ્વાસોચ્છ્વાસ-પર્યાપ્તિ વડે કરણ-અપર્યાપ્ત છે. વળી એ જીવે ભવાંતરથી આવતાં માર્ગમાં

---

આ પ્રમાણે **નવતત્ત્વવિસ્તરાર્થ** ( પૃ ૪૦ )મા સૂચવાયું છે, પરંતુ સર્વે લબ્ધિ-અપર્યાપ્તને ત્રણ જ પર્યાપ્તિઓ પૂર્ણ થાય છે એવો નિયમ કોઇ કર્મગ્રંથમાં મારા જોવામાં આવ્યો નથી.

૧ સમૂચ્છિંમ મનુષ્યો લબ્ધિ-અપર્યાપ્ત જ હોય એથી એનો અત્ર નિર્દેશ કરાયો નથી.

૨ આથી એ વાત સ્પષ્ટ થાય છે કે લબ્ધિ-અપર્યાપ્ત જીવ તો કરણ-અપર્યાપ્ત જ છે.

એક પણ પર્યાપ્તિનો પ્રારંભ કર્યો નથી ત્યા સુધી તો એ ચારે પર્યાપ્તિઓ વડે કરણ-અપર્યાપ્ત ગણાય. એવી રીતે લબ્ધિ-પર્યાપ્ત મનુષ્ય ભવાંતરથી આવતાં માર્ગમાં છએ પર્યાપ્તિઓથી કરણ-અપર્યાપ્ત છે. ત્યાર બાદ આહાર-પર્યાપ્તિ તે પૂર્ણ કરે એટલે પાંચ પર્યાપ્તિઓથી કરણ અપર્યાપ્ત ગણાય, શરીર-પર્યાપ્તિ પૂર્ણ કરે એટલે ચારથી યાવત્ પાંચ પર્યાપ્તિએ પૂર્ણ કરે, ત્યારથી તે મનઃ પર્યાપ્તિની સમાપ્તિના ઉપાન્ત્ય સમય સુધી તે એકથી યાને મનઃપર્યાપ્તિ વડે કરણ-અપર્યાપ્ત કહેવાય.

કરણ એટલે ઇન્દ્રિય સુધીની ત્રણ પર્યાપ્તિઓ. આ પૂર્ણ થતાં જીવ 'કરણ-પર્યાપ્ત' કહેવાય અને તે પૂર્ણ ન થાય ત્યાં સુધી તે 'કરણ-અપર્યાપ્ત' કહેવાય એવી વ્યાખ્યા કોઇક કરતાં જણાય છે, કેમકે કરણ એટલે શરીર, ઇન્દ્રિય વગેરે સ્વયોગ્ય પર્યાપ્તિઓ એવો પણ અર્થ સંભવે છે. આ વાતની **લોકપ્રકાશ** ( ભા. ૧ )નાં નિમ્ન-લિખિત પદ્યો સાક્ષી પૂરે છેઃ—

" **करणानि शरीराक्षा-दीनि निर्वर्तितानि यैः ।**
**ते स्युः करणपर्याप्ताः, करणानां समर्थनात् ॥**
**निर्वर्तितानि नाद्यापि, प्राणिभिः करणानि यैः ।**
**देहाक्षादीनि ' करणा-पर्याप्ता 'स्ते प्रकीर्तिताः ॥** "

અત્ર કોઇ શંકા ઉઠાવે કે **લોકપ્રકાશ**માં લબ્ધિ-અપર્યાપ્ત જીવો પણ અવશ્ય કરણ-પર્યાપ્ત થઇને જ મરે એવો જે ભાવાર્થ કહ્યો છે તેથી શું વિરોધ ઉપસ્થિત થતો નથી કે ? આનું સમાધાન એ છે કે એ સ્થળે કરણ-પર્યાપ્તનો ઇન્દ્રિય-પર્યાપ્ત એવો અર્થ કરવાનો છે; પરંતુ પર્યાપ્તના લબ્ધિ-પર્યાપ્ત આદિ-ભેદો પૈકી કરણ-પર્યાપ્ત ભેદ ન સમજવો. વિશેષમાં જ્યાં કરણ-અપર્યાપ્તને આસ્વાદન-સમ્યક્ત્વ વગેરે હોવાનું કહેવાયું હોય ત્યાં લબ્ધિ-પર્યાપ્તના ભેદરૂપ કરણ-પર્યાપ્ત પણ સમજવું, નહિ કે લબ્ધિ-અપર્યાપ્ત સંબંધી.

**વિચાર-પંચાશિકા**ની નિમ્નલિખિત ગાથા કરણ-પર્યાપ્ત અને કરણ-અપર્યાપ્તનાં લક્ષણો પૂરાં પાડે છેઃ—

" **नज्ज वि पूरेइ परं पूरिस्सइ स इह ' करणअपज्जत्तो ' ।**
**सो पुण करणपज्जत्तो जेणं ता पूरिया हुंति ॥ ३९ ॥** "

અર્થાત્ જે જીવે સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂરી કરી નથી, પરંતુ જે જરૂર જ તેમ ભવિષ્યમાં કરનાર છે તે જીવને 'કરણ-અપર્યાપ્ત' એટલે શરીર અને ઇન્દ્રિયાદિ વડે અપર્યાપ્ત જાણવો; પરંતુ જે જીવે સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી છે તેને 'કરણ-પર્યાપ્ત' જાણવો.

આ વિવેચનનો સારાંશ એ છે કે જે જીવ લબ્ધિ-પર્યાપ્ત છે તે જીવ કરણ-અપર્યાપ્ત તેમજ કરણ-પર્યાપ્ત પણ છે; કેમકે જ્યા સુધી તેણે સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી ત્યાં સુધી તે 'કરણ-અપર્યાપ્ત' તરીકે ઓળખાય છે, પરંતુ તે સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરે કે તરત

જ તે ' કરણ–પર્યાપ્ત ' કહેવાય છે જે લબ્ધિ–પર્યાપ્ત છે તે લબ્ધિ–અપર્યાપ્ત ન જ હોય અને જે લબ્ધિ–અપર્યાપ્ત છે તે લબ્ધિ–પર્યાપ્ત ન જ હોય.

વિશેષમાં લબ્ધિ–અપર્યાપ્ત જીવ તો કરણ–અપર્યાપ્ત જ છે; એ સ્વયોગ્ય પર્યાપ્તિ વડે અપર્યાપ્ત જ છે, એટલે એને કદાપિ એ પૂર્ણ કરી કરણ–પર્યાપ્ત બની શકે તેમ નથી જ. આ દૃષ્ટિએ કરણ–અપર્યાપ્તપણું સમજવું, નહિ કે એ ભવિષ્યમાં સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરશે એ અપેક્ષાએ. અન્ય રીતે તો કરણ–અપર્યાપ્ત કે કરણ–પર્યાપ્ત એ બેમાંથી એકે ભેદ લબ્ધિ–અપર્યાપ્તને સંભવે જ નહિ.

જે જીવ કરણ–પર્યાપ્ત છે તે લબ્ધિ–પર્યાપ્ત જ છે, નહિ કે લબ્ધિ–અપર્યાપ્ત કે કરણ–અપર્યાપ્ત; કેમકે લબ્ધિ–પર્યાપ્તતા વિના કરણ–પર્યાપ્તતા સંભવતી જ નથી.

જે જીવ કરણ–અપર્યાપ્ત છે તે લબ્ધિ–પર્યાપ્ત હોય કે લબ્ધિ–અપર્યાપ્ત પણ હોય; કેમકે ઉપર સૂચવ્યા મુજબ લબ્ધિ–અપર્યાપ્ત તો કરણ–અપર્યાપ્ત જ છે અને લબ્ધિ–પર્યાપ્ત જીવે પણ જ્યાં સુધી સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી ત્યાં સુધી તો તે કરણ–અપર્યાપ્તિ જ છે.

## પર્યાપ્ત અપર્યાપ્તનો કાલ–નિર્ણય—

એક ભવ આશ્રીને જીવને લબ્ધિ–અપર્યાપ્તતા અંતર્મુહૂર્ત સુધી હોય છે, કેમકે લબ્ધિ–અપર્યાપ્તનું આયુષ્ય અંતર્મુહૂર્તથી અધિક હોતું નથી એવો શાસ્ત્રીય નિયમ છે. લબ્ધિ–પર્યાપ્તતા ભવના પ્રથમ સમયથી તે અન્ત્ય સમય સુધી રહે, કરણ-અપર્યાપ્તતા જીવને અંતર્મુહૂર્ત સુધી જ હોય; કેમકે જો એ લબ્ધિ–અપર્યાપ્ત હોય તો અંતર્મુહૂર્ત બાદ એનુ મરણ થાય અને જો લબ્ધિ–પર્યાપ્ત હોય તો અંતર્મુહૂર્ત વ્યતીત થતાં તે સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી જ રહ્યો હોય અને તેમ થતા કરણ–અપર્યાપ્ત મટી તે કરણ–પર્યાપ્ત જ બને. કરણ–પર્યાપ્તતાનો કાળ અંતર્મુહૂર્ત ન્યૂન નિજ આયુષ્ય પ્રમાણ સમજવો; કેમકે જીવ વિવક્ષિત ભવમાં ગયા પછી અંતર્મુહૂર્ત બાદ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી શકે છે અને તેમ થયા બાદ જ તે કરણ–પર્યાપ્ત ગણાય છે. આ કરણ–પર્યાપ્તતા ભવ સુધી–જીવન પર્યંત રહે છે.

કાય–સ્થિતિ–કાલની અપેક્ષાએ તો લબ્ધિ–અપર્યાપ્તનો જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ કાયસ્થિતિ-કાલ અંતર્મુહૂર્ત છે. એટલા વખતમાં જીવ કેટલાક ભવો કરે. લબ્ધિ-પર્યાપ્તનો કાય–સ્થિતિ-કાલ જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી સાગરોપમ–પૃથક્ત્વ છે. આ પ્રમાણે પ્રજ્ઞાપનામાં કાય-સ્થિતિ પદમાં ઉલ્લેખ છે. કરણ--પર્યાપ્ત અને કરણ–અપર્યાપ્તના સંબધમા તો ભવ આશ્રીને જે ઉલ્લેખ છે તે અત્ર ઘટાવી લેવો.

## પૂર્ણ થયેલી પર્યાપ્તિઓ દ્વારા ઉદ્ભવતી ક્રિયા—

પ્રતિસમય આહાર ગ્રહણ કરવારૂપ ક્રિયા અથવા તો ગ્રહણ કરેલા આહારને ખલ રસરૂપે પરિણમન કરવાની ક્રિયા આહાર–પર્યાપ્તિ દ્વારા થાય છે.

કાયયોગરૂપ શારીરિક ચેષ્ટા અર્થાત્ શરીર દ્વારા આહાર ગ્રહણાદિ કાર્ય કરવાં, ધાવન, વલ્ગન વગેરે ક્રિયા કરવા શક્તિમાન્ થવુ તેમજ શરીરપ્રાયોગ્ય ગ્રહણ કરાતા લોમ-આહાર અથવા તો કવલ-આહાર દ્વારા પ્રાપ્ત થયેલા પુદ્ગલોને શરીરરૂપે પરિણામાવવાની ક્રિયા કરવી એ શરીર-પર્યાપ્તની પૂર્ણાહુતિના ફળો છે.

શ્રીશીલાંકસૂરિ કહે છે તેમ આ પર્યાપ્તિ પૂર્ણ થતાં ભવ-ધારણીય દેહ સંબંધી કાય-યોગની પ્રાપ્તિ થાય છે.

ઇન્દ્રિય-પર્યાપ્તિ પૂર્ણ થતાં ઇન્દ્રિય દ્વારા વિષય-બોધનું કાર્ય થાય છે.

શ્વાસોચ્છ્વાસ-વર્ગણાને ગ્રહણ કરી, અવલંબીને મૂકવાની ક્રિયારૂપ જે ઉચ્છ્વાસરૂપ પ્રાણની ઉત્પત્તિ તે શ્વાસોછ્વાસ-પર્યાપ્તિને આભારી છે.

ભાષા-વર્ગણાને ગ્રહણ કરી ભાષા-પર્યાપ્તિ દ્વારા ભાષા બોલવાની ક્રિયારૂપ વચનબળરૂપ પ્રાણ પ્રાપ્ત થાય છે.

મનઃપર્યાપ્તિ પૂર્ણ થવાથી મનોવર્ગણાને ગ્રહણ કરી ચિંતનવ્યાપારરૂપ મનોબળ નામનો પ્રાણ ઉદ્ભવે છે.

આ પ્રમાણે જીવ જીવન પર્યંત સેવવા યોગ્ય નવ પ્રાણરૂપ નવ કાર્યોમાં છ પર્યાપ્તિઓ પૂર્ણ થતા પ્રવૃત્તિ કરી શકે છે. આયુષ્ય-પ્રાણ એ કોઇ પણ પર્યાપ્તિનું કાર્ય નથી. અથવા આહાર-પર્યાપ્તિ આયુષ્ય-પ્રાણને ટકાવવામા મુખ્યત્વે કરીને સહાયકારી ગણી શકાય, કેમકે આહાર વિના જીવન ટકી શકે નહિ.

## પર્યાપ્તિનો પ્રારંભ અને તેની પૂર્ણાહુતિ—

સર્વ પર્યાપ્તિઓનો પ્રારંભ યાને તે તે પર્યાપ્તિ સંબંધી પુદ્ગલોની રચનાની શરૂઆત તો પ્રથમ સમયથી જ શરૂ થાય છે, કિન્તુ તેની પૂર્ણાહુતિ સમકાલીન નથી. પ્રથમ સમયે જે પુદ્ગલો સામાન્ય સ્વરૂપવાળા ગ્રહણ કરાયા તે પુદ્ગલોમાથી તે જ સમયે કેટલાક પુદ્ગલોની શરીરરૂપે રચના કરી, કેટલામાથી આભ્યંતર નિર્વૃત્તિ-ઇન્દ્રિય બનાવી, કેટલાકને ઉચ્છ્વાસ-કરણરૂપે રચ્યા, કેટલાકને ભાષાકરણરૂપે સ્થાપ્યા અને કેટલાકને મનઃકરણરૂપે રચ્યા. શરીરાદિ પરિણમવા માટે જે પુદ્ગલો અયોગ્ય જણાયા તેનો બીજા સમયે ત્યાગ કરાયો. આ પ્રમાણે પ્રથમ સમયે પુદ્ગલો ગ્રહણ કરવારૂપ જે શક્તિ તે ગ્રહણ-કાર્ય માટે પ્રવર્તી તે આહાર-પર્યાપ્તિરૂપ શક્તિ પ્રથમ સમયે જ સમાપ્ત થયેલી ગણાય છે. અત્ર કોઇ પ્રશ્ન ઊઠાવે કે પુદ્ગલોનો આહાર તો પ્રથમ સમય બાદ પણ ચાલુ રહેવાનો છે તો પ્રથમ સમયે આહાર-પર્યાપ્તિરૂપ શક્તિની પૂર્ણાહુતિ થઇ એમ કેમ કહેવાય તો એનો ઉત્તર એ છે કે ગ્રહણ-કાર્ય ગમે તેટલો વખત ચાલે પરંતુ ગ્રહણ-શક્તિ તો ગ્રહણ-કાર્ય ચાલુ થયાની અપેક્ષાએ પ્રથમ સમયે જ સંપૂર્ણ થયેલી ગણાય. એ પ્રાપ્ત થયેલી શક્તિ જેટલા કાળ સુધી ટકે ત્યા સુધી ગ્રહણ-કાર્ય ચાલુ રહે.

અત્ર એ પણ પ્રશ્ન ઉદ્ભવે કે પ્રથમ સમયે પ્રાપ્ત થયેલી શક્તિ વડે પુદ્ગલો ગ્રહણ કરાયા કે પુદ્ગલો ગ્રહણ કરવાથી તથાવિધ શક્તિનો પ્રદુર્ભાવ થયો ?

આનો ઉત્તર એ છે કે પ્રથમ સમયે જીવમાં પ્રથમથી રહેલી શક્તિ વડે પુદ્ગલ ગ્રહણ કરાયેલા ગણાય આથી કોઇ એમ શંકા ઊઠાવે કે જો એમ હોય તો પુદ્ગલના આલંબન વડે પર્યાપ્તિની સત્તા મનાય છે તે હકીકત વાંધા ભરેલી ઠરશે તો આનું સમાધાન એ છે કે એ વાત સત્ય છે, પરંતુ પ્રથમ સમયની ગ્રહણ-શક્તિ તો તૈજસ-કાર્મણ શરીરના આલંબનથી જીવમાં પ્રથમથી જ હતી, પરંતુ જીવ જ્યા સુધી ઉત્પત્તિ-સ્થાને અર્થાત્ ગ્રહણ કરવા યોગ્ય પુદ્ગલોના સ્થાનમા આવે નહિ ત્યા સુધી તે શક્તિ કાર્ય કરતી નથી, કિન્તુ જીવ ઉત્પત્તિ-સ્થાને આવતા તે શક્તિ સ્વકાર્ય કરે છે એટલે એ કારણથી પ્રથમ સમયે આહાર-શક્તિ પ્રાપ્ત થઇ ગણાય. એ પ્રમાણે શરીરાદિ રચવાની શક્તિ અને શરીર રચવાની શરૂઆત પણ જીવમા પ્રથમ સમયથી જ છે, કિન્તુ તે શરીરાદિ સ્વકાર્ય જ્યા સુધી સામર્થ્ય પૂરતું ન રચાય ત્યા સુધી શરીરાદિ વડે જીવ અપર્યાપ્ત યાને અશક્ત જ ગણાય. અને શરીરાદિ સ્વકાર્ય જેટલું રચાઇ રહે ત્યારે તે શરીરાદિ વડે પર્યાપ્ત ગણાય. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો શરીર જોકે ઉત્પત્તિના પ્રથમ સમયથી સમસ્ત જીવન પર્યંત પ્રતિસમય રચાયા જ કરે છે તોપણ શરીર સામર્થ્ય પૂરતું રચાઇ રહેતા શરીર-પર્યાપ્ત પૂર્ણ થઇ અથવા શરીર-નિષ્પત્તિ થઇ એમ કહેવાય. એવી રીતે આભ્યંતર નિર્વૃત્તિ-ઇન્દ્રિય સ્વકાર્ય કરી શકે તેટલા પૂરતી રચાય-જીવ એ દ્વારા શ્રવણાદિ બોધ મેળવી શકે તેટલે અંશે રચાય એટલે ઇન્દ્રિય-પર્યાપ્તિ પૂર્ણ થઇ-સમાપ્ત થઇ એમ કહેવાય. વળી એ પ્રમાણે ઉચ્છ્વાસ વગેરે વર્ગણા પરત્વેનાં ગ્રહણાદિ કાર્યો થઈ શકે તેટલા ઉચ્છ્વાસાદિ કરણના પુદ્ગલો રચાઇ રહે ત્યારે ઉચ્છ્વાસાદિ પર્યાપ્તિ પૂર્ણ થયેલી ગણાય.

પ્રત્યેક-નામકર્મનું લક્ષણ—

**यस्योदये सति पृथक् शरीरं भवति तद्रूपत्वम्, यन्निमित्तकं पृथक् शरीरं भवति तद्रूपत्वं वा प्रत्येकनामकर्मणो लक्षणम् । ( ६१५ )**

અર્થાત્ જે કર્મનો ઉદય થતા અથવા જે કર્મરૂપ નિમિત્તને લીધે દરેક જીવને પૃથક્ પૃથક્ શરીર પ્રાપ્ત થાય તે ‘ પ્રત્યેક-નામકર્મ ’ જાણવુ.

સ્થિર-નામકર્મનું લક્ષણ—

**दन्तादीनां स्थिरतासम्पादकत्वं स्थिरनामकर्मणो लक्षणम् । (६१६)**

અર્થાત્ દાત વગેરેમા સ્થિરતા પ્રાપ્ત કરાવવામાં કારણભૂત કર્મને ‘ સ્થિર-નામ કર્મ ’ જાણવું. અથવા તો જેના ઉદયથી હાડકાં, દાત ઇત્યાદિ સ્થિર અવયવોની પ્રાપ્તિ થાય તે ‘ સ્થિર-નામ-કર્મ ’ છે.

શુભ-નામકર્મનું લક્ષણ—

**शुभभावशोभामाङ्गल्यादिनिर्वर्तकत्वम्, शरीरादीनां रमणीयताजनकत्वं वा शुभनामकर्मणो लक्षणम् । ( ६१७ )**

અર્થાત્ શુભ ભાવની શોભા અને માંગલ્ય વગેરેમા કારણભૂત કર્મને ' શુભ-નામકર્મ ' જાણવું. અથવા શરીરનાં અંગોપાંગમાં લાવણ્યની ઉત્પત્તિના નિમિત્તભૂત કર્મને ' શુભ-નામકર્મ ' સમજવું. કહેવાનું તાત્પર્ય એ છે કે શુભ ભાવ એટલે પૂજિત થયેલ મસ્તક વગેરે; અને આનાથી ઉત્પન્ન થતી સત્કાર આદર નમસ્કારાદિકરૂપ શોભા તે ' શુભ ભાવ શોભા ' સમજવી; માંગલ્ય એટલે પવિત્રતા, તેની નિર્વૃત્તિ કરનાર કર્મ ' શુભ-નામકર્મ ' છે. જેના ઉદયથી નાભિની ઉપરના અવયવો પ્રશસ્ત ગણાય છે તે આ કર્મ છે એવી અન્યત્ર પ્રરૂપણા જોવાય છે.

**સુભગ-નામકર્મનું લક્ષણ—**

**सौभाग्यजनकत्वं सुभगनामकर्मणो लक्षणम् । ( ६१८ )**

અર્થાત્ સૌભાગ્ય ઉત્પન્ન કરવાનું કાર્ય કરનારૂં કર્મ ' સુભગ-નામકર્મ ' છે.[1]

**સુસ્વર-નામકર્મનું લક્ષણ—**

**सुस्वरतासम्पादकत्वं सुस्वरनामकर्मणो लक्षणम् । ( ६१९ )**

અર્થાત્ સુસ્વરતાને પ્રાપ્ત કરાવનાર કર્મ ' સુસ્વર-નામકર્મ ' છે.

**આદેય-નામકર્મનું લક્ષણ—**

**यस्योदये सति यस्य वचनं प्रमाणीक्रियते, दर्शनानन्तरं च जना अभ्युत्थानादिकं कुर्वन्ति तद्रूपत्वम्, यस्योदये सति सर्वग्राह्यवचनो यो भवति तद्रूपत्वं वा आदेयनामकर्मणो लक्षणम् । ( ६२० )**

અર્થાત્ જે કર્મના ઉદયમાં જેનું વચન પ્રમાણરૂપ થાય છે, જેના દર્શન થયા પછી જેનો લોકો ઊભા થઈને સત્કાર કરે છે તે વ્યક્તિના તે કર્મને ' આદેય-નામકર્મ ' જાણવું અથવા તો જે કર્મની આવિર્ભૂત દશામાં જે મનુષ્યનાં વચનો બહુમાન્ય થાય છે તે મનુષ્યના તે કર્મને ' આદેય-નામકર્મ ' જાણવું.

**યશઃકીર્તિ-નામકર્મનું લક્ષણ—**

**यस्योदये सति प्रख्यातिगुणोत्कीर्तनप्रशंसादिकं भवति तद्रूपत्वं यशःकीर्तिनामकर्मणो लक्षणम् । ( ६२१ )**

---

૧ જેણે આપણા ઉપર કશો ઉપકાર કર્યો ન હોય તેના ઉપર પણ જે કર્મને લઇને પ્રેમ-ભાવ ઉપજે છે તે ' સુભગ-નામકર્મ ' છે એવી અન્યત્ર વ્યાખ્યા છે.

અર્થાત્ જે કર્મની આવિર્ભાવ દશામાં પ્રખ્યાતિ, ગુણોત્કીર્તન, પ્રશંસા વગેરે પ્રાપ્ત થાય તે કર્મને ' યશઃકીર્તિ-નામકર્મ ' કહેવામા આવે છે.

આ પ્રમાણે આપણે ત્રસ-દશકનો વિચાર કર્યો. હવે **સ્થાવર-દશક** વિષે ઉલ્લેખ કરવામાં આવે છે. તેમાં **સ્થાવર-નામકર્મનું** લક્ષણ નીચે મુજબ છે:—

**स्थावरभावनिर्वर्तकत्वम्, यस्योदये सति स्थानशीलस्थावरेषूत्पत्तिर्भवति तद्रूपत्वं वा स्थावरनामकर्मणो लक्षणम्। ( ६२२ )**

અર્થાત સ્થાવર ભાવના નિમિત્તભૂત કર્મને ' સ્થાવર-નામકર્મ ' જાણવું. અથવા જે કર્મનો ઉદય થતાં કોઇ સ્થિર સ્વભાવવાળી સ્થાવર યોનિમાં ઉત્પત્તિ થાય તે કર્મને ' સ્થાવર-નામકર્મ ' જાણવું.

**સૂક્ષ્મ-નામકર્મનું લક્ષણ—**

**अदृश्यरूपसूक्ष्मशरीरनिर्वर्तकत्वं सूक्ष्मनामकर्मणो लक्षणम्। ( ६२३ )**

અર્થાત અદૃશ્ય યાને ચર્મચક્ષુને અગોચર એવા સૂક્ષ્મ શરીરની રચનાના કારણરૂપ કર્મને ' સૂક્ષ્મ-નામકર્મ ' સમજવું.

**અસ્થિર નામકર્મનું લક્ષણ—**

**दन्ता-ऽस्थ्यादीनामस्थिरतासम्पादकत्वमस्थिरनामकर्मणो लक्षणम्। ( ६२४ )**

અર્થાત્ દાંત, હાડકાં વગેરેમાં અસ્થિરતા ઉત્પન્ન કરનાર કર્મ ' અસ્થિર-નામકર્મ ' છે.[1]

**અપર્યાપ્ત-નામકર્મનું લક્ષણ—**

**अपर्याप्तनामकर्मोदयवर्तित्वमपर्याप्तनामकर्मणो लक्षणम्। (६२५)**

અર્થાત્ અપર્યાપ્ત-નામકર્મના ઉદયમાં વર્તવારૂપ અવસ્થા તે ' અપર્યાપ્ત-નામકર્મ ' છે. અર્થાત્ જેના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિ અધૂરી રહી જાય તે આ કર્મ છે. અન્ય શબ્દોમા

---

૧ જેના ઉદયથી જીવને અસ્થિર અવયવોની પ્રાપ્તિ થાય છે તે ' અસ્થિર નામકર્મ ' છે એવી અન્યત્ર વ્યાખ્યા છે.

કહીએ તો પોષણ, શરીર ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને વિચારની શક્તિના વિકાસને અપૂર્ણ રાખનારૂં આ કર્મ છે.

સાધારણ–નામકર્મનું લક્ષણ—

अनन्तजीवसाधारणैकशरीरनिर्वर्तननिमित्तकत्वं साधारणनामकर्मणो लक्षणम् । ( ६२६ )

અર્થાત્ અનન્ત જીવોને જે કર્મ દ્વારા એક સાધારણ શરીર પ્રાપ્ત થાય છે તે ' સાધારણ–નામકર્મ ' કહેવાય છે.

અશુભ–નામકર્મનું લક્ષણ—

पूर्वोक्तशुभलक्षणाद् विपरीतरूपत्वमशुभनामकर्मणो लक्षणम् । ( ६२७ )

અર્થાત્ [1]પૂર્વે નિર્દેશેલ શુભ–નામકર્મના લક્ષણથી વિપરીત સ્વરૂપવાળું કર્મ ' અશુભ–નામકર્મ ' કહેવાય છે.

દુર્ભગ–નામકર્મનું લક્ષણ—

दौर्भाग्यादिनिर्वर्तकत्वं दुर्भगनामकर्मणो लक्षणम् । ( ६२८ )

અર્થાત દૌર્ભાગ્યાદિકના કારણરૂપ કર્મને ' દુર્ભગ–નામકર્મ ' જાણવું.

દુઃસ્વર–નામકર્મનું લક્ષણ—

दुःस्वरतासम्पादकत्वं दुःस्वरनामकर्मणो लक्षणम् । ( ६२९ )

અર્થાત્ દુઃસ્વરતાને પ્રાપ્ત કરાવનાર કર્મને ' દુઃસ્વર–નામકર્મ ' કહેવામાં આવે છે.

અનાદેય–નામકર્મનું લક્ષણ—

यस्योदये सति युक्तियुक्तमपि वचनं जनग्राह्यं न भवति तद्रूपत्वमनादेयनामकर्मणो लक्षणम् । ( ६३० )

અર્થાત્ જે કર્મના ઉદય દરમ્યાન યુક્તિસંગત વચન પણ લોકો ન માને તે કર્મને ' અનાદેય–નામકર્મ ' કહેવામા આવે છે.

---

૧ જુઓ પૃ. ૧૦૪૫.

અયશઃકીર્તિ-નામકર્મનું લક્ષણ—

**पूर्वोक्तयशःकीर्तिनामलक्षणविपरीतरूपत्वमयशःकीर्तिनामकर्मणो लक्षणम् । ( ६३१ )**

અર્થાત્ [1]પૂર્વોક્ત યશઃકીર્તિ-નામકર્મના લક્ષણથી વિપરીત સ્વરૂપવાળું કર્મ 'અયશઃકીર્તિ-નામ-કર્મ' જાણવું.

આ પ્રમાણે આપણે લક્ષણ અને વિધાન દ્વારા નામ-કર્મના સ્વરૂપનો વિચાર કર્યો. હવે ગોત્ર અને અંતરાય કર્મ સંબંધી વિચાર કરવામાં આવે છે. તેમાં ઉચ્ચ-ગોત્રકર્મનું લક્ષણ એ છે કે—

**आर्यदेश-सुजाति-कुल-स्थान-सत्कारैश्वर्याद्युत्कर्षसम्पादकत्वमुच्चै-गोत्रकर्मणो लक्षणम् । ( ६३२ )**

અર્થાત્ આર્ય દેશ, સુજાતિ, સુકુલ, ઉચ્ચ સ્થાન, સત્કાર તેમજ ઐશ્વર્યાદિ ઉત્કર્ષને પ્રાપ્ત કરાવનારૂં કર્મ 'ઉચ્ચ-ગોત્રકર્મ' છે.

નીચ-ગોત્રનું લક્ષણ—

**चाण्डालमुष्टिकव्याधमत्स्यबन्धदास्यादिभावसम्पादकत्वं नीचै-र्गोत्रस्य लक्षणम् । ( ६३३ )**

અર્થાત્ ચાંડાળ મુષ્ટિક, શિકારી, મચ્છીમાર, નોકર ચાકર ઇત્યાદિ ભાવ પ્રાપ્ત કરાવનારૂં કર્મ 'નીચ-ગોત્રકર્મ' છે.

દાનાંતરાય-કર્મનું લક્ષણ—

**यस्योदये सति प्रतिग्राहके सन्निहितेऽपि अस्मै दत्तं महाफलमिति जानताऽपि दातव्यद्रव्यं न दीयते तद्रूपत्वं दानान्तरायस्य लक्षणम् । ( ६३४ )**

અર્થાત્ જે કર્મના ઉદય દરમ્યાન લેનાર વ્યક્તિ પાસે હોય અને એને દેવામાં મહાફળ છે એમ જાણવા છતાં પણ આપવા લાયક દ્રવ્ય ન આપી શકાય તે કર્મને 'દાનાન્તરાય-કર્મ' જાણવું.

---

૧ જુઓ પૃ. ૧૦૪૭

લાભાન્તરાય-કર્મનું લક્ષણ—

**यस्योदये सति ईप्सितावाप्तिर्न भवति तल्लाभान्तरायस्य लक्षणम् । ( ६३५ )**

અર્થાત્ જે કર્મના ઉદય દરમ્યાન અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ ન થાય તે કર્મને ' લાભાન્તરાય-કર્મ ' જાણવું.

ભોગાન્તરાય-કર્મનું લક્ષણ—

**यस्योदये सति अन्नपानमाल्यादिवस्तुसन्निधानेऽपि भोक्तुं न शक्यते तद्रूपत्वं भोगान्तरायस्य लक्षणम् । ( ६३६ )**

અર્થાત્ જે કર્મના ઉદયમાં અન્ન, જળ, પુષ્પની માળા વગેરે વસ્તુઓ વિદ્યમાન હોવા છતાં અને તેનો ત્યાગ ન કર્યો હોય તોપણ તેનો ભોગ ન કરી શકાય તે કર્મને ' ભોગાન્તરાય-કર્મ ' સમજવું.

ઉપભોગાન્તરાયનું લક્ષણ—

**यस्योदये सति स्त्रीवस्त्रशयनासनादिवस्तुसन्निधानेऽपि त्यागाभावे च सति उपभोक्तुं न शक्यते तद्रूपत्वमुपभोगान्तरायस्य लक्षणम् । ( ६३७ )**

અર્થાત્ જે કર્મનો ઉદય થતાં સ્ત્રી, વસ્ત્ર, શયન, આસન વગેરે વસ્તુઓ પ્રાપ્ત થયેલી હોવા છતાં અને ત્યાગનો અભાવ હોવા છતા પણ તેનો ઉપભોગ ન કરી શકાય તે કર્મને ' ઉપભોગાન્તરાય-કર્મ ' કહેવામાં આવે છે.

વીર્યાન્તરાયનું લક્ષણ—

**यस्योदये सति उत्साहप्रतिघातो भवति तद्रूपत्वं वीर्यान्तरायस्य लक्षणम् । ( ६३८ )**

અર્થાત્ જે કર્મની આવિર્ભૂત દશામાં ઉત્સાહને પ્રતિઘાત પહોંચે છે તે કર્મ ' વીર્યાન્તરાય-કર્મ ' કહેવાય છે.

આ પ્રમાણે આપણે મૂળ અને ઉત્તર એમ બન્ને પ્રકારની પ્રકૃતિઓના બંધનું પ્રતિપાદન કર્યું. હવે સ્થિતિ-બન્ધનો વિચાર કરીશું.

' સ્થિતિ ' એટલે ' અવસ્થાન ' યાને કાલનું અવધારણ. બંધ-કાળથી માંડીને તે કર્મની નિર્જરા જ્યાં સુધી ન થાય તે સમયને 'સ્થિતિ' કહેવામા આવે છે. વિવિધ પ્રકૃતિઓની સ્થિતિનો વિચાર કરતા જણાય છે કે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૦ કોડાકોડી સાગરોપમની, નામ અને ગોત્રકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ૨૦ કોડાકોડી સાગરો-

પમની, આયુષ્યની ૩૩ સાગરોપમની અને મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦ કોડાકોડી સાગરોપમની છે. વેદનીય કર્મની જઘન્ય સ્થિતિ ૧૨ મુહૂર્તની છે કે જે હકીકત તત્ત્વાર્થ (અ. ૮, સૂ. ૧૯) વગેરેને અનુસરે છે. મતાંતર પ્રમાણે તો–ઉત્તરાધ્યયનસૂત્ર (અ. ૩૩)માંના નિર્દેશ મુજબ એ અંતર્મુહૂર્તની છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, આયુષ્ય અને અંતરાય કર્મોની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની જાણવી. નામ અને ગોત્ર કર્મની જઘન્ય સ્થિતિ આઠ મુહૂર્તની છે.

આ પ્રમાણે સ્થિતિ–બંધ પૂર્ણ થાય છે. એથી આ સમગ્ર વિવેચનનો સારાંશ નીચે મુજબ કોષ્ટક દ્વારા રજુ કરાય છે:—

## ૮ મૂલ પ્રકૃતિઓની સ્થિતિ અને [1]અબાધાકાલ

| | કર્મ | ઉત્કૃષ્ટ સ્થિતિ | જઘન્ય સ્થિતિ | ઉત્કૃષ્ટ અબાધા | જઘન્ય અબાધા |
|---|---|---|---|---|---|
| ૧ | જ્ઞાનાવરણ | ૩૦ કોટાકોટિ સાગરોપમ | ૧ અંતર્મુહૂર્ત | ૩૦૦૦ વર્ષ | ૧ અંતર્મુહૂર્ત |
| ૨ | દર્શનાવરણ | ,, ,, ,, | ,, ,, | ,, ,, | ,, ,, |
| ૩ | વેદનીય | ,, ,, ,, | [2]૧૨ મુહૂર્ત | ,, ,, | ,, ,, |
| ૪ | મોહનીય | ૭૦ ,, ,, | ૧ અંતર્મુહૂર્ત | ૭૦૦૦ વર્ષ | ,, ,, |
| ૫ | આયુષ્ય | ૩૩ ,, | ,, ,, | સાધિક પૂર્વ કોટિ વર્ષનો ત્રીજો ભાગ | ,, ,, |
| ૬ | નામ | ૨૦ કોટાકોટિ ,, | ૮ મુહૂર્ત | ૨૦૦૦ વર્ષ | ,, ,, |
| ૭ | ગોત્ર | ,, ,, ,, | ,, ,, | ,, ,, | ,, ,, |
| ૮ | અન્તરાય | ૩૦ ,, ,, | ૧ અંતર્મુહૂર્ત | ૩૦૦૦ વર્ષ | ,, ,, |

૧ અનુભાગ–બન્ધમા આનો ઉલ્લેખ આવતો હોવાથી આનું પણ સાથે સાથે પ્રતિપાદન કરવામાં આવે છે.

૨ ઉત્તરાધ્યયનમા ૧ અતર્મુહૂર્તની કહી છે વળી અકષાયી જીવને ૨ સમયની પણ હોય છે. બીજી જે સ્થિતિઓ સકષાયીની છે તે અંતર્મુહૂર્તથી ઓછી ન હોય.

હવે અનુભાગ-બન્ધનું પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં અનુભાગનો અર્થ 'વિપાક' છે. વિવિધ પ્રકારનું પચન તે 'વિપાક' છે. કર્મના દળિયાંનો ઉદયાવલિમાં પ્રવેશ થવો તે 'વિપાક' કહેવાય છે અથવા તો કર્મોનો વિશિષ્ટ યા તો વિવિધ પ્રકારનો પાક તે 'વિપાક' જાણવો. અપ્રશસ્ત પરિણામોની તીવ્રતા અને પ્રશસ્ત પરિણામોની મંદતા અથવા શુભ પરિણામોની તીવ્રતા અને અશુભની મંદતા એ વિવિધ પાક જાણવો. સર્વ કર્મ-પ્રકૃતિઓનો ઉપર કહ્યો તેવો અનુભવ થવો તે તેનું ફળ છે. બંધથી લઇને અબાધા-કાળને છોડીને સમયે સમયે કર્મનું ઉદયમા આવવું તે 'અનુભવ' કહેવાય છે. જેમકે જ્ઞાનાવરણીય કર્મનું ફળ જ્ઞાનનો નિરોધ કરવાનુ છે. એ પ્રમાણે દર્શનાવરણનું દર્શનનો નિરોધ એ ફળ છે ઇત્યાદિ. જેમ, જે અધ્યવસાય વડે, જે જાતનું કર્મ બાંધ્યું હોય, તેમ તે અધ્યવસાય દ્વારા તે જાતનો તેમજ અન્ય રીતે પણ તે કર્મનો વિપાક થાય છે.

વિપાક એટલે રસ. આ વિપાકના તીવ્ર, મન્દ, મધ્યમ વગેરે પ્રકારો છે.

કોઇ વખત શુભ રસ પણ અશુભરૂપે પરિણમે છે તેમ અશુભ રસ ક્વચિત્ શુભરૂપે પણ પરિણમે છે. તીવ્રાદિક ભેદ વડે અનેક પ્રકારનો આ અનુભાવ નામનો રસ કર્મમાં હોય છે. તેમા વળી કેટલાક કર્મો પુદ્ગલોમા રહીને ફળ પામે છે અર્થાત્ પુદ્ગલોને વિવિધ પ્રકારે પરિણત કરે છે. આ કર્મોને 'પુદ્ગલ-વિપાકી' કહેવામા આવે છે. કેટલાક કર્મો 'ભવ-વિપાકી' છે. જન્મ લીધા પછી શરીરવાળા આત્મામાં જે કર્મનો પરિપાક થાય છે તે કર્મને 'ભવ-વિપાકી' કહેવામાં આવે છે. કેટલાંક કર્મ 'ક્ષેત્ર-વિપાકી' છે. દાખલા તરીકે આનુપૂર્વી-નામકર્મ એ 'ક્ષેત્ર-વિપાકી' છે. જ્ઞાનાવરણાદિક કર્મ 'જીવવિપાકી' છે; કેમકે તેઓ જીવમા રહીને ફળ આપે છે.

## ફલોદય પછી થતી કર્મની દશા—

અત્ર કોઇ પ્રશ્ન ઊઠાવે કે જો વિપાક એટલે અનુભાવ એમ હોય તો અનુભૂત કર્મ આવરણની માફક રહે છે કે નિઃસાર થઇને પતિત થઇ જાય છે?

આનો ઉત્તર એ છે કે વિપાકરૂપ અનુભવથી કર્મનું નિર્જરણ થાય છે અર્થાત્ તે કર્મ આત્મપ્રદેશ ઉપરથી ખરી પડે છે-તેની સાથે સંલગ્ન રહી શકતુ નથી. આ કર્મ-નિવૃત્તિ 'નિર્જરા' કહેવાય છે. નિર્જરા, ક્ષય અને વેદના એ પર્યાયો છે. કર્મના ફળના ઉપભોગની પરિસમાપ્તિ સુધી રસનો અનુભવ થાય છે. આ અનુભવને નિર્જરા, હાનિ, ક્ષય, વિનાશ, કર્મ-પરિણામનો વિનાશ યા વેદના કહેવામા આવે છે.

## નિર્જરાની દ્વિવિધતા—

નિર્જરાના બે પ્રકાર છેઃ—(૧) વિપાક-જન્ય અને અવિપાક-જન્ય. સંસાર-સમુદ્રમાં પરિભ્રમણ કરનારા આત્માના વિપાક-કાલને પ્રાપ્ત થયેલા અને યથાયોગ્ય ઉદયાવલિકાના પ્રવાહમાં પડેલાં એવા શુભાશુભ કર્મોનાં ફળનો ઉપભોગ થયા બાદ તે કર્મની સ્થિતિનો ક્ષય થઇ જે નિવૃત્તિ થાય તે અર્થાત્ તે કર્મનું ખરી પડવું તે 'વિપાક-જન્ય નિર્જરા' જાણવી. જે કર્મનો વિપાક-કાળ

હજુ થયો ન હોય અને તેથી કરીને ઉદયમાં નહિ આવેલ હોય તે કર્મનો, ઔપક્રમિક ક્રિયા દ્વારા પ્રયત્ન પૂર્વક ઉદયાવલિમાં પ્રવેશ કરાવવો તે ‘ અવિપાક-જન્ય નિર્જરા ’ સમજવી. અત્રે પનસ અને તિન્દુકના અગ્ર ભાગમાં રહેલા ફળના પાકનું ઉદાહરણ ઘટાવી લેવું. આ અવિપાક-જન્ય નિર્જરાના સંબંધમાં, ‘ તપથી નિર્જરા થાય છે ’ એ વાતનુ પ્રતિપાદન કરતી વખતે વિશેષ ઉલ્લેખ કરીશું. આ પ્રમાણે અનુભાગ-બન્ધનો આપણે વિચાર કર્યો.

હવે પ્રદેશ-બન્ધનું દિગ્દર્શન કરીએ તે પૂર્વે અનુભાગ સંબંધી બીજી કેટલીક ઉપયુક્ત હકીકતો તરફ ઉડતી નજર ફેંકી લઇએ.

**અનુભાગના અર્થ સંબંધી ઊહાપોહ—**

અનુભાગનો અર્થ ઘણાખરા ગ્રન્થોમાં અનુભવ કરાયેલો છે. કેટલાક ગ્રન્થોમાં શુભાશુભ ફળ, કેટલાકમાં તીવ્રતા-મંદતા અને કેટલાકમા સ્વભાવ એવો પણ અર્થ સૂચવાયો છે. અપેક્ષા પૂર્વક આ બધા અર્થો ઘટી શકે છે ઉદય-કાલમાં તીવ્ર અથવા મંદ એવો શુભ કે અશુભ અનુભવ આપવામા જે કારણભૂત હોય તે ‘ અનુભાગ ’ યાને ‘ રસ ’ કહેવાય. આથી કરીને અનુભાગ ત્રણ પ્રકારના કાર્યમા કારણરૂપ છેઃ ( ૧ ) ઉદયનુ નિયમિતપણું કરવું, ( ૨ ) જીવને અનુકૂળતા કે પ્રતિકૂળતા પ્રાપ્ત કરાવવી અને ( ૩ ) અમુક પ્રમાણમાં ઉદયમાં આવવું.

**વિપાકનો ફળ આપવાનો પ્રકાર—**

તત્ત્વાર્થ ( અ. ૮, સૂ. ૨૨ )મા વિપાકનો અર્થ ‘ અનુભાવ ’ સૂચવાયો છે. એટલે કે વિવિધ પ્રકારનાં ફળ આપવાનું સામર્થ્ય તે ‘ અનુભાવ ’ છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો બંધ થતી વેળા તેના કારણભૂત કાષાયિક અધ્યવસાયની તીવ્રતા કે મંદતા પ્રમાણે દરેક કર્મમા તીવ્ર કે મંદ ફળ આપવાની શક્તિ ઉત્પન્ન થાય છે. એ શક્તિ તે ‘અનુભાવ’ યાને ‘અનુભાગ’ છે અને તેનું નિર્માણ તે ‘ ‘ અનુભાવ-બન્ધ ’ યાને ‘ અનુભાગ-બન્ધ ’ છે. અનુભાવ એ અવસર આવે ફળ આપે છે, નહિ કે અબાધાકાળમાં. વિશેષમાં દરેક અનુભાવ પોતે જે કર્મનિષ્ઠ હોય-જે કર્મની શક્તિ રૂપ હોય તે કર્મની પ્રકૃતિ અનુસાર જ ફળ આપે છે. અર્થાત જ્ઞાનાવરણ કર્મનો અનુભાવ તે કર્મના સ્વભાવ પ્રમાણે જ તીવ્ર કે મંદ ફળ આપે છે એટલે કે તે જ્ઞાનને આવૃત કરવાનુ કાર્ય કરે છે, નહિ કે તે દર્શન શક્તિને આવૃત કરે છે અથવા તો સુખ દુઃખ અનુભવાવે છે ઇત્યાદિ. એ જ પ્રમાણે દર્શનાવરણ કર્મનો અનુભાવ દર્શન-શક્તિને ઓછીવત્તી યાને મંદ કે તીવ્ર પ્રકારે આવૃત કરે છે, પરંતુ જ્ઞાનનું આચ્છાદન ઇત્યાદિ અન્ય કર્મોનાં કાર્યોને કરતો નથી.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે કર્મની પ્રકૃતિ અનુસાર-એના સ્વભાવ પ્રમાણે ફળ આપવાનો નિયમ મૂળ પ્રકૃતિઓને જ લાગુ પડે છે, નહિ કે ઉત્તર પ્રકૃતિઓને પણ; કેમકે કોઇ પણ કર્મની એક ઉત્તર પ્રકૃતિ પાછળથી અધ્યવસાયના બળે તે જ કર્મની બીજી ઉત્તર પ્રકૃતિરૂપે [1]પ્રાયઃ

---

૧ ‘ પ્રાય ’ કહેવાનું કારણ એ છે કે કેટલીક ઉત્તર પ્રકૃતિઓ સજાતીય હોવા છતાં પરસ્પર સંક્રમ પામતી નથી. દાખલા તરીકે દર્શનમોહનો ચારિત્રમોહરૂપે કે ચારિત્રમોહનો દર્શનમોહરૂપે સંક્રમ થતો નથી. એવી રીતે નારકાદિ આયુષ્યો પૈકી એક બીજારૂપે સંક્રમતુ નથી.

બદલાઈ જતી હોવાથી પ્રથમનો અનુભાવ તે બદલાયેલી ઉત્તર પ્રકૃતિના સ્વભાવ પ્રમાણે તીવ્ર કે મંદ ફળ આપે છે. જેમકે જ્યારે મતિજ્ઞાનાવરણ શ્રુતજ્ઞાનાવરણાદિ સજાતીય ઉત્તર પ્રકૃતિરૂપે પરિણમે-સંક્રમે[1] ત્યારે મતિજ્ઞાનાવરણનો અનુભાવ પણ શ્રુતજ્ઞાનાવરણાદિના સ્વભાવ પ્રમાણે જ શ્રુતજ્ઞાનાદિને આવૃત કરે છે.

## વિપાકની શુભાશુભતા—

જે જે કર્મ બંધાય છે તે સર્વનો વિપાક કેવળ શુભ કે કેવળ અશુભ હોતો નથી, પરંતુ અધ્યવસાયરૂપ કારણની શુભાશુભતાને લઇને તે સર્વથા શુભ કે સર્વથા અશુભ નહિ હોવાને લીધે તે શુભ તેમજ અશુભ એમ બંને પ્રકારનો નિર્મિત થાય છે. અધ્યવસાયગત શુભ અંશોથી અથવા સ્થૂળ રીતે કહીએ તો શુભ અધ્યવસાયથી નિર્મિત થયેલો વિપાક શુભ હોય છે-ઇષ્ટ હોય છે-આહ્લાદકારી હોય છે-પુણ્યરૂપ છે, જ્યારે અશુભ અધ્યવસાયથી નિર્મિત થયેલો વિપાક અશુભ હોય છે-અનિષ્ટ હોય છે-દુઃખરૂપ હોય છે-પાપરૂપ છે જે અધ્યવસાયમાં-જે પરિણામમાં જેટલા પ્રમાણમા સંક્લેશ ઓછો હોય તે પરિણામ તેટલા પ્રમાણમા વધારે શુભ હોય છે; અને જે પરિણામમાં જેટલા પ્રમાણમા સંક્લેશ અધિક હોય છે તેટલા પ્રમાણમાં તે વધારે અશુભ હોય છે; કેમકે એવો એકે પરિણામ નથી કે જેને કેવળ શુભ કે કેવળ અશુભ કહી શકાય; દરેક પરિણામ શુભાશુભરૂપ છે. આ પ્રમાણે પરિણામની ઉભય સ્વરૂપતા હોવા છતા તેને શુભ કે અશુભ કહેવામાં આવે છે તે શુભતા અને અશુભતાની મુખ્યતા અને ગૌણતાને લક્ષ્યીને છે. આથી કરીને જે શુભ પરિણામથી [2]પુણ્ય-પ્રકૃતિઓમાં શુભ અનુભાગ બંધાય છે તે જ પરિણામથી [3]પાપ-પ્રકૃતિઓમા અશુભ અનુભાગ પણ બંધાય છે. એવી રીતે જે અશુભ પરિણામથી પાપપ્રકૃતિ-ઓમાં અશુભ અનુભાગ બંધાય છે તે જ પરિણામથી પુણ્ય-પ્રકૃતિઓમાં શુભ અનુભાગ પણ બંધાય છે. ફેર એટલા પૂરતો જ છે કે પ્રકૃષ્ટ શુભ પરિણામથી બંધાતો શુભ અનુભાગ પ્રકૃષ્ટ છે-વિશેષ છે અને અશુભ અનુભાગ નિકૃષ્ટ છે-ઓછો છે એવી રીતે પ્રકૃષ્ટ અશુભ પરિણામથી બંધાતો અશુભ અનુભાગ પ્રકૃષ્ટ છે, જ્યારે શુભ અનુભાગ નિકૃષ્ટ છે.

## પ્રદેશ-બન્ધનો વિચાર—

જ્ઞાનાવરણાદિક આઠે કર્મને 'નામ' કહેવામાં આવે છે. પ્રત્યય એટલે કારણ. આ નામપ્રત્યયો અર્થાત્ કર્મો મિથ્યાદર્શનાદિક દ્વારા ચારે બાજુથી બંધાય છે. કાયિક, વાચિક, માનસિક વ્યાપારો દ્વારા સૂક્ષ્મ પુદ્ગલોનો બંધ થાય છે, કિન્તુ બાદરનો થતો નથી. આ સૂક્ષ્મ પણ આપેક્ષિક છે. પરમાણુથી લઇને અનન્ત સ્કંધો પણ અતિસૂક્ષ્મ હોવાને લીધે બન્ધને યોગ્ય નથી. અનન્તાનન્ત પ્રદેશવર્ગણામા કેટલીક ગ્રાહ્ય છે અને કેટલીક અગ્રાહ્ય છે, માટે સૂક્ષ્મ શબ્દ યોજાય છે. ઔદારિક,

---

૧ પ્રકૃતિ-સંક્રમની પેઠે બન્ધકાલીન રસ અને સ્થિતિમાં પણ અધ્યવસાયના બળથી ફેરફાર થાય છે. અર્થાત્ તીવ્ર રસ મંદ રસરૂપે અને મંદ રસ તીવ્ર રસરૂપે પરિણમે છે તેમજ ઉત્કૃષ્ટ સ્થિતિ જઘન્ય અને જઘન્ય ઉત્કૃષ્ટ બને છે.

૨-૩ આનાં નામો માટે જુઓ આ ઉલ્લાસનો અંતિમ ભાગ.

વૈક્રિય, આહારક, તૈજસ, ભાષા, પ્રાણાપાન અને મન એ સાત વર્ગણાઓને છોડીને સૂક્ષ્મ પરિણતિને પ્રાપ્ત કરેલ આઠમી કાર્મણ વર્ગણા એ જ બંધને યોગ્ય છે. સ્થૂળ પરિણામવાળી કોઇ પણ વર્ગણા યોગ્ય નથી. આ સૂક્ષ્મ પરિણતિવાળી વર્ગણાના પણ કેટલાક પુદ્ગલો ગ્રહણ યોગ્ય છે અને કેટલાક નથી. જે આકાશ–પ્રદેશોમાં જીવ રહ્યો હોય છે તે જ પ્રદેશોમાં રહેલા કર્મરૂપે પરિણત થનાર પુદ્ગલોનો જ આત્મા સાથે બંધ થઇ શકે છે, કિન્તુ બીજા ક્ષેત્રમા રહેલા પુદ્ગલો સાથે આત્માનો બંધ થતો નથી. જે પ્રદેશોમા આત્મા રહેલો હોય તે જ પ્રદેશોમાં રહેલા કર્મ યોગ્ય પુદ્ગલો સ્નેહ ગુણને લીધે આત્મા સાથે ચોટી જાય છે; આવી સ્થિતિ અન્ય ક્ષેત્રમાં રહેલા પુદ્ગલોની થતી નથી. વળી જે પુદ્ગલોનો બંધ થાય તે પુદ્ગલો સ્થિર હોવા જોઇએ. ગતિમાન્ પુદ્ગલો તો ચાલ્યા જ જાય અને એ ગતિપરિણામને લીધે તેમનો આત્મા સાથે આશ્લેષ થતો નથી, કારણ કે તેઓ વેગવાળા છે. સર્વ પ્રકૃતિના પુદ્ગલોનો આત્માના દરેક પ્રદેશ સાથે બંધ થાય છે. આત્માનો એક એક પ્રદેશ અનન્તાનન્ત કર્મપ્રદેશોથી બદ્ધ છે. અસંખ્ય પ્રદેશવાળા આત્માનો દરેક પ્રદેશ અનન્તાનન્ત જ્ઞાનાવરણીય કર્મના સ્કંધથી બદ્ધ છે. એ પ્રમાણે આત્માનો દરેક પ્રદેશ દર્શનાવરણીયાદિક કર્મથી પણ સમજી લેવો. ભાવાર્થ એ છે કે આત્માના દરેક પ્રદેશ સાથે કર્મવર્ગણાને યોગ્ય અને અનન્તાનન્ત પ્રદેશ યુક્ત એવા જ્ઞાનાવરણાદિક પુદ્ગલોનો બંધ થાય છે. કર્મરૂપ પરિણત ન થઇ શકનારા પુદ્ગલોનો બંધ થતો નથી.

આ પ્રમાણે પ્રદેશ-બંધનું પ્રતિપાદન કર્યું. હવે પ્રસંગોપાત્ત [1]પુણ્ય–પ્રકૃતિ વિષે વિચાર કરવામાં આવે છે: (૧) સાતવેદનીય, (૨) સમ્યક્ત્વ–મોહનીય, (૩) હાસ્ય–મોહનીય, (૪) રતિ–મોહનીય (૫) પુરુષ–વેદ, (૬) શુભ આયુષ્ય, (૭) શુભ નામ અને (૮) શુભ ગોત્ર એ આઠ પુણ્ય–પ્રકૃતિ સમજવી.[2] સાતવેદનીય કર્મનું કારણ જીવો અને વ્રતધારી પ્રત્યેની અનુકમ્પા છે. આ સિવાય પણ સરાગ–સંયમાદિક યોગ, ક્ષાન્તિ અને શૌચ પણ તેનાં કારણો છે. તત્ત્વાર્થવિષયક શ્રદ્ધા તે સમ્યક્ત્વ છે. તે સમ્યક્ત્વના પણ સર્વજ્ઞ, શ્રુત, સંઘ અને દેવના અવર્ણવાદનો નિષેધ અને તેમના વર્ણવાદનું વિધાન એ કારણો છે. વર્ણવાદ એટલે સદ્ભૂત ગુણોનુ પ્રકટીકરણ યાને પૂજા, સેવા. હાસ્યવેદનીય

---

૧ " पुनातीति पुण्यम " અર્થાત્ જે પવિત્ર કરે તે ' પુણ્ય ' કહેવાય. એટલે કે જે કાર્યો કરવાથી અશુભ કર્મ વડે મલિન બનેલો આત્મા ધીરે ધીરે પણ જરૂર પવિત્ર એટલે શુભ કર્મવાળો થઇ અંતમાં મોક્ષગામી બને તે કાર્ય ' પુણ્ય ' કહેવાય છે. વળી એ પુણ્યરૂપ કાર્ય કરવાથી જે શુભ કર્મ બંધાય તે શુભ કર્મ પણ ' પુણ્ય ' કહેવાય આ પ્રમાણે પુણ્યથી પુણ્ય–ક્રિયા અને પુણ્ય–ફળ બંનેનુ સૂચન કરાય છે. એ બંને વચ્ચે કારણ–કાર્યરૂપ સંબંધ છે, કેમકે પુણ્યની ક્રિયાથી પુણ્ય યાને શુભ કર્મ ઉપાર્જન થાય છે–બંધાય છે, વાસ્તે એ પુણ્યની ક્રિયા તે કારણ છે અને એ દ્વારા બંધાયેલું શુભ કર્મ તે કાર્ય છે

આ ઉપરથી એ ફલિત થાય છે કે પુણ્ય એટલે શુભ કર્મ તેમજ ને શુભ કર્મના ઉદયથી મળતું ફળ. એવી જ રીતે પાપથી અશુભ કર્મ તેમજ તેના ઉદયથી મળતું ફળ સમજવુ.

૨ સરખાવો તત્ત્વાર્થ ( અ. ૮ )નુ નિમ્નલિખિત સૂત્રઃ—

" सद्वेद्यसम्यक्त्वहास्यरतिपुरुषवेदशुभायुर्नामगोत्राणि पुण्यम् । २६ । "

કર્મ હાસ્યરૂપે, રતિવેદનીયનો રતિરૂપે અને પુરુષવેદનીયનો પુરુષરૂપે અનુભાવ થાય છે. મનુષ્ય અને દેવનું આયુષ્ય એ શુભ છે એમ વાચકમુખ્ય **શ્રીઉમાસ્વાતિનો** મત છે, જ્યારે **કર્મ-પ્રકૃતિ** પ્રમાણે તો તિર્યંચનું આયુષ્ય પણ શુભ છે. ઉચ્ચ ગોત્ર તે શુભ ગોત્ર જાણવું. ગતિ, જાતિ વગેરે નામ-પ્રકૃતિમાંથી શુભ નામ-પ્રકૃતિ ગ્રહણ કરવી.

સાતવેદનીય પ્રમુખ આઠ પ્રકૃતિઓને ' પુણ્ય-પ્રકૃતિ ' કહેવામાં આવે છે. એ સિવાયની બાકી બધી ' પાપ-પ્રકૃતિઓ ' છે. જોકે એક પ્રકારે પુણ્ય-પ્રકૃતિનો આપણે આ પ્રમાણે ઉલ્લેખ કરી ગયા છતાં હવે બીજી રીતે **૪૨ પુણ્ય-પ્રકૃતિઓ** બતાવવામાં આવે જે તે નીચે મુજબ છેઃ-

( ૧ ) સાતવેદનીય કર્મ, ( ૨-૪ ) [1]તિર્યંચ, મનુષ્ય અને દેવ સંબંધીનુ આયુષ્ય, (૫-૬) મનુષ્ય-ગતિ અને દેવ-ગતિ, ( ૭ ) પંચેન્દ્રિય જાતિ, ( ૮-૧૨ ) [2]પાંચ શરીરો, (૧૩) સમચતુરસ્ર સંસ્થાન, ( ૧૪ ) વજ્રઋષભનારાચ સંહનન, (૧૫-૧૭) ઔદારિકાદિ ત્રણ શરીર પૈકી દરેકનું [3]અંગોપાંગ, (૧૮-૨૧) પ્રશસ્ત વર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શ, (૨૨) નિર્માણ, (૨૩-૨૪) મનુષ્ય તેમજ દેવ સંબંધી આનુપૂર્વી, ( ૨૫ ) અગુરુલઘુ, ( ૨૬ ) પરાઘાત, ( ૨૭ ) ઉચ્છ્વાસ, ( ૨૮ ) આતપ, ( ૨૯ ) ઉદ્દ્યોત, ( ૩૦ ) પ્રશસ્ત [4]વિહાયોગતિ, ( ૩૧ ) ત્રસ, ( ૩૨ ) બાદર, ( ૩૩ ) પર્યાપ્ત, ( ૩૪ ) પ્રત્યેક, ( ૩૫ ) સ્થિર, ( ૩૬ ) શુભ, ( ૩૭ ) સુભગ, ( ૩૮ ) સુસ્વર, ( ૩૯ ) આદેય, ( ૪૦ ) યશઃકીર્તિ, ( ૪૧ ) તીર્થંકર-નામકર્મ અને ( ૪૨ ) ઉચ્ચ ગોત્ર. આ પુણ્ય-પ્રકૃતિઓથી વિપરીત પ્રકૃતિઓ તે પાપ-પ્રકૃતિઓ છે અને તેની સંખ્યા ૮૨ ની છે.

---

૧ તિર્યંચો પોતાના જીવનને સારૂં સમજે છે અને તેથી નારકોની માફક મરવાને ઇચ્છતા નથી. આથી તેમનું આયુષ્ય પુણ્યરૂપ ગણાય છે, જ્યારે નારકોનું પાપરૂપ ગણાય છે.

૨ આ પૈકી જોકે કાર્મણ શરીર ભવભ્રમણના કારણરૂપ છે છતાં એનો અત્ર પુણ્યરૂપે ઉલ્લેખ કરાયો છે તેનું શું કારણ ? આનો ઉત્તર એ છે કે સર્વ પૌદ્ગલિક દુઃખો તેમજ સુખો કાર્મણ શરીરને લઇને છે. એટલે પૌદ્ગલિક સુખમાં કાર્મણ શરીરની મુખ્યતાને ધ્યાનમાં લેતાં એનો અત્ર પુણ્ય-પ્રકૃતિ તરીકે ઉલ્લેખ કરાયો છે.

૩ ' અંગોપાંગ 'થી અંગ, ઉપાગ અને અગોપાંગ એ ત્રણે સમજવા. અંગો મસ્તક વગેરે આઠ; ઉપાંગ આગળીઓ વગેરે અને અંગોપાગ રેખા વગેરે. એકેન્દ્રિય જીવોને ઔદારિક શરીર હોય છે, પરતુ તેને આંખ, કાન ઇત્યાદિ ઉપાગો યાને અવયવો હોતા નથી, વાસ્તે ઉપાગની પ્રાપ્તિ પુણ્યના ઉદયરૂપ જાણવી. વનસ્પતિને શાખા, પ્રશાખા, ફળ, ફૂલ ઇત્યાદિ અવયવો છે. છતાં એનું શરીર ઉપાંગ રહિત ગણાય છે, કેમકે એ દરેક અવયવના અધિષ્ઠાતા જીવો જુદા જુદા છે. અર્થાત્ તે અવયવોનો માલીક કોઇ એક જ જીવ નથી; માટે એને ઉપાંગ રહિત વર્ણવેલ છે.

૪ આકાશ ન હોય તો ગતિ કરવા માટે સ્થાન જ રહેતું નથી. એટલે જોકે આકાશ સિવાય કોઇની પણ ગતિ નથી છતા ગતિનામકર્મથી આ કર્મની ભિન્નતા પ્રતિપાદન કરવા માટે આકાશવાચી ' વિહાયસ્ ' શબ્દનો પ્રયોગ કરાયો છે.

## પુણ્ય-પ્રકૃતિઓ અને પાપ-પ્રકૃતિઓનો વિભાગ—

કર્મના (૧) ઘાતિ અને (૨) અઘાતિ એવા બે મુખ્ય ભેદો છે. એમાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અંતરાય એ ચારે પ્રકારનાં ઘાતિ-કર્મ આત્માના મૂળ ગુણોનાં ઘાતક હોવાથી એની તો પાપરૂપે જ ગણના કરાય છે. વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્ય એ ચારે પ્રકારનાં અઘાતિ-કર્મો શુભ તેમજ અશુભ છે. આથી જે શુભ પ્રશસ્ત પ્રકૃતિઓ વિશુદ્ધ અધ્યવસાયવાળો જીવ બાંધે છે તેનો પુણ્ય-પ્રકૃતિ તરીકે અને જે અશુભ અપ્રશસ્ત પ્રકૃતિઓ સંક્લિષ્ટ અધ્યવસાયવાળો જીવ બાંધે છે તેનો પાપ-પ્રકૃતિ તરીકે નિર્દેશ કરાય છે.[1] કર્મની બંધ, ઉદય, ઉદીરણા વગેરે જે અનેક અવસ્થાઓ છે અને જેને આશ્રીને એના વિવિધ ભેદો પડે છે તે પૈકી અત્ર બન્ધ-અવસ્થા સમજવાની છે; અર્થાત્ પુણ્ય અને પાપ તરીકે ગણાવાયેલી પ્રકૃતિઓ બન્ધ-અવસ્થાની છે. તે બન્ધમા જ્ઞાનાવરણની ૫, દર્શનાવરણની ૯, મોહનીયની ૨૬ અને અંતરાયની ૫ એમ ૪૫ ઘાતિ-પ્રકૃતિઓ પાપ-તત્ત્વમા ગણાય છે. વેદનીયના સાત અને અસાત એ બે પ્રકારો પૈકી અસાત, ગોત્રના ઉચ્ચ અને નીચ એ બે ભેદો પૈકી નીચ અને આયુષ્યના નરકાદિ ચાર પ્રકારો પૈકી નરક-આયુષ્ય એ ત્રણનો પાપ-તત્ત્વમાં સમાવેશ કરાય છે. નામ-કર્મની ૬૭ પ્રકૃતિઓ પૈકી વર્ણ-ચતુષ્ક શુભ અને અશુભ એમ બંને પ્રકારે હોવાથી એની ૭૧ પ્રકૃતિઓ ગણતાં એ પૈકી ૩૪ અશુભ પ્રકૃતિઓનો પાપ-તત્ત્વમાં અને બાકીની ૩૭ પ્રકૃતિઓનો પુણ્ય-પ્રકૃતિમાં અંતર્ભાવ કરાય છે આ પ્રમાણે ૪૫ ઘાતિ-પ્રકૃતિઓ, વેદનીયાદિ ત્રણ અઘાતિ-કર્મ પૈકી ૩, અને ૩૪ અશુભ નામ-કર્મની પ્રકૃતિઓ એમ કુલે ૮૨ ( =૪૫+૩+૩૪ ) પાપ-પ્રકૃતિઓ છે, જ્યારે વેદનીયાદિ ત્રણ અઘાતિ-કર્મ પૈકી અવશિષ્ટ ૫ અને ૩૭ શુભ નામ-કર્મની પ્રકૃતિઓ એમ એકંદર ૪૨ ( =૫+૩૭ ) પુણ્ય-પ્રકૃતિઓ છે.

## પુણ્ય અને પાપને ઉપાર્જન કરવાના પ્રકારો—

સંસારી જીવનો એવો એક પણ સમય ખાલી જતો નથી કે જે સમયે એ પુણ્ય અને પાપ પૈકી એકે ઉપાર્જન ન કરે-ન બાંધે; કેમકે પ્રતિસમય જીવ શુભ પરિણામ દ્વારા-મોક્ષમાર્ગાભિમુખી કાષાયિક અધ્યવસાય વડે પુણ્ય બાધે છે કે ક્યા તો અશુભ પરિણામ દ્વારા-અપ્રશસ્ત કાષાયિક અધ્યવસાય વડે પાપ બાધે છે. આ પુણ્ય-પાપ બાધવાના અનેક પ્રકારો છે છતાં સામાન્ય રીતે પુણ્ય બાધવાના ૯ અને પાપ બાંધવાના ૧૮ પ્રકારો ગણાવાય છે. તેમાં

---

૧ કહ્યુ પણ છે કે—

" बायालं पि पसत्था विसोहिगुणमुक्कडस्स जीवस्स ।
बासीइमप्पसत्था इत्थुक्कुडसंकिलिट्ठस्स ॥ "

[ द्वाचत्वारिंशदपि प्रशस्ता विशोधिगुणोत्कटस्य जीवस्य ।
द्व्यशीतिरप्रशस्ता अत्रोत्कटसंक्लिष्टस्य ॥ ]

(૧) [1]પાત્રને અન્ન આપવું; (૨) પાત્રને જળ આપવું, (૩) પાત્રને સ્થાન આપવું, (૪) પાત્રને શયન આપવું, (૫) પાત્રને વસ્ત્ર આપવું, (૬) મનથી શુભ વિચાર કરવો, (૭) વચનનો શુભ ઉપયોગ કરવો, (૮) કાયાથી પ્રશસ્ત કાર્ય કરવું અને (૯) નમસ્કારાદિ ક્રિયા કરવી એ **પુણ્ય બાંધવાના નવ પ્રકારો છે.**

(૧) જીવ-હિંસા કરવી, (૨) જૂઠું બોલવું, (૩) ચોરી કરવી, (૪) વિષય-સેવન કરવું, (૫) પરિગ્રહ રાખવો, (૬) અપ્રશસ્ત ક્રોધ કરવો, (૭) અપ્રશસ્ત અભિમાન રાખવું, (૮) અપ્રશસ્ત માયા સેવવી, (૯) અપ્રશસ્ત લોભ કરવો, (૧૦) અપ્રશસ્ત રાગ રાખવો, (૧૧) અપ્રશસ્ત દ્વેષ કરવો, (૧૨) અપ્રશસ્ત ક્લેશ કરવો, (૧૩) કલંક ચઢાવવું, (૧૪) ચાડી ખાવી, (૧૫) હર્ષ, શોક કરવા, (૧૬) નિંદા કરવી, (૧૭) કપટ રાખી જૂઠું બોલવું અને (૧૮) મિથ્યાત્વ-શલ્યથી યુક્ત હોવું એ **પાપ બાંધવાના [2]૧૮ પ્રકારો** છે. આ પૈકી ત્રાજવાના એક પલ્લામાં મિથ્યાત્વને મૂકીએ અને બીજા પલ્લામાં બાકીના પ્રાણાતિપાતાદિ ૧૭ પાપ-સ્થાનકો મૂકીએ તોપણ મિથ્યાત્વ-વાળું પલ્લું નીચું રહે છે.

**પુણ્યના અને પાપના બે પ્રકારો—**

પુણ્યાનુબંધી પુણ્ય વળાવા સમાન છે, નહિ કે લૂંટારા સમાન ભોગની અભિલાષાથી ધર્મ ન કરતાં મુક્તિ મેળવવાની ઇચ્છાથી ધર્મ કરાય તો પુણ્યાનુબંધી પુણ્ય બંધાય. મુક્તિની અભિલાષાથી કરાયેલો ધર્મ અપૂર્ણ હોય તો એકદમ મુક્તિ ન મળે, કિન્તુ મુક્તિ ન મળે ત્યાં સુધી તે તેનાં સાધનો પૂરા પાડે, તેમજ પ્રાસંગિક ભોગો-ઉપભોગો પણ મેળવી આપે. સાધ્ય મળતાં સાધન નિવૃત્ત થાય તેમ મુક્તિરૂપ સાધ્ય મળતા તેના સાધનરૂપ પુણ્યાનુબંધી પુણ્ય નિવૃત્ત થાય. જેમ સ્થાન

---

૧ અત્ર પાત્રથી મોક્ષમાર્ગે સંચરતા મુનિરૂપ સુપાત્ર, ધર્મી ગૃહસ્થ તેમજ અનુકંપાને પાત્ર એવા અપંગાદિ જીવો સમજવા. મુખ્યત્વે ધર્મની બુદ્ધિથી અને ગૌણથી પૌદ્ગલિક સુખ અને સદ્ગતિ મેળવવાની ઇચ્છાથી સુપાત્રને અન્નાદિક આપવાથી અશુભ કર્મની નિર્જરા થઇ મહાપુણ્ય ઉપાર્જન થાય. ધર્મી ગૃહસ્થને આપવાથી અલ્પ નિર્જરા પૂર્વક પુણ્ય ઉપાર્જન થાય. અપંગાદિ દુઃખી જીવોને આપવાથી પણ પુણ્ય ઉપાર્જન થાય. સત્ય ધર્મથી વિમુખ જનોને પણ અન્નાદિ આપવામા જૈન મત સંમત છે, કેમકે જૈનોના અભંગ દ્વાર છે અને બારણેથી કોઇ નિરાશ થઇને ન જવો જોઇએ; હા, અલબત્ત એવા જીવોને આપવાથી પુણ્ય થશે અથવા તો એ ધર્મી જીવ છે એવી બુદ્ધિ ન હોવી જોઇએ. યાચક બારણેથી નિરાશ થઇ-જાય તો પોતાના દાક્ષિણ્ય-ગુણમા ખામી આવે, પોતાનો ધર્મ નિંદાય. પોતાનામા દાન-ગુણ પ્રગટે, પોતાના ધર્મની પ્રશંસા થાય અને અન્ય જીવો પણ ધર્માભિમુખ બને એ ઉદ્દેશથી ગમે તેને પણ દાન આપવામા વાંધો નથી. લક્ષ્મી ઉપરનો મોહ જતો રહેવાથી લક્ષ્મીની અસારતા દર્શાવવાને તીર્થંકરાદિ દીક્ષા લેનાર ઉત્તમ જીવોની પેઠે ગમે તે જીવને દાન આપે તો તેથી પુણ્ય જ બંધાય.

૨ આ ૧૮ પાપ-સ્થાનકો છે. આ પૈકી પ્રશસ્ત ભાવે કેટલાક સેવાય તો પુણ્ય બંધાય છે. તેમા પ્રશસ્ત ભાવથી જિનાજ્ઞા અનુસાર દેવ, ગુરુ અને ધર્મ ઉપરનો રાગ સમજવો. ધન વગેરે સાંસારિક પદાર્થ ઉપર રાગ રાખવો એ તો અપ્રશસ્ત ભાવ છે. ધીરે ધીરે પ્રશસ્ત રાગનો પણ ત્યાગ કરવો જેથી મોક્ષ મળે પ્રથમ પ્રશસ્ત રાગ વડે અપ્રશસ્તને મારી હઠાવરો એટલે સ્વાભાવિક રીતે પ્રશસ્ત રાગથી પણ નિવૃત્ત થવાશે અને તેમ થતાં મોક્ષની પ્રાપ્તિ થશે.

દેખાડવા આવેલો વળાવો તેનું કાર્ય પૂર્ણ થતાં ચાલ્યો જાય તેમ વળાવારૂપ પુણ્યાનુબંધી પુણ્ય પણ મોક્ષ દેખાડી ચાલતું થાય.

પાપાનુબંધી પુણ્ય એ તો લૂટારો છે અને એની ઉત્પત્તિ ભોગની જ આશાથી કરાતા કર્મથી ઉદ્ભવે છે. લૂટારાના ધર્મ અનુસાર પાપ આત્માનો સ્વાભાવિક ખજાનો લૂટે છે અને તેની અધોગતિ કરે છે.

પાપના પણ પુણ્યાનુબંધી પાપ અને પાપાનુબંધી પાપ એવા બે પ્રકારો છે. આના સ્વરૂપ માટે જુઓ આઠમું પૃષ્ઠ.

## ગતિ પ્રમાણે પુણ્ય-પ્રકૃતિઓનો વિભાગ—

નરક-ગતિમાં [1]સાતવેદનીય, પંચેન્દ્રિય જાતિ, વૈક્રિય, તૈજસ અને કાર્મણ એ ત્રણ શરીર –નામકર્મ, વૈક્રિય ઉપાંગ-નામકર્મ, [2]વર્ણ, રસ, ગન્ધ અને સ્પર્શ, અગુરુલઘુ, પરાઘાત, ઉચ્છ્વાસ, નિર્માણ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર અને શુભ નામકર્મ એમ ૨૦ પુણ્ય-પ્રકૃતિઓ સંભવે છે.

તિર્યંચ-ગતિમાં મનુષ્ય-ત્રિક, દેવ-ત્રિક, આહારક-દ્વિક અને તીર્થંકર-નામકર્મ સિવાયની બાકીની ૩૩ પુણ્ય-પ્રકૃતિઓ હોય.[3]

---

૧ જિનેશ્વરના જન્માદિ પાંચ કલ્યાણકો પ્રસંગે હોય

૨ નારક જીવોનાં શરીર સ્થૂળ દૃષ્ટિએ કૃષ્ણ વર્ણાદિ અશુભ વર્ણ-ચતુષ્કવાળાં છે, પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિ અનુસાર તો એ શરીરોમા અલ્પાંશે શુભ વર્ણ-ચતુષ્ક પણ છે જ.

૩ આથી એ વાત સ્પષ્ટ થાય છે કે ગર્ભજ-તિર્યંચોને સમચતુરસ્ર સંસ્થાન સંભવે છે. આવી પરિસ્થિતિમાં સમચતુરસ્રનો વ્યુત્પત્તિ-અર્થ નહિ કરતા એનાથી એના પ્રવૃત્તિનિમિત્તથી ઉદ્ભવતો અને સામુદ્રિક શાસ્ત્રમાં કહેલા લક્ષણોથી લક્ષિત શરીરનો આકાર સમજવો. સ્પષ્ટ શબ્દોમા કહીએ તો મનુષ્ય અને દેવ આશ્રીને સમચતુરસ્ર સંસ્થાનનો નીચે મુજબનો અર્થ કરાય છે કે જે વ્યુત્પત્તિ-અર્થ ગણાય છે:—

આ સંસ્થાનવાળો મનુષ્ય કે દેવ જ્યારે પર્યંકાસને બેઠેલ હોય ત્યારે તેની ડાબા પગના ઢીંચણથી જમણા ખભા સુધીની લંબાઇ, જમણા પગના ઢીંચણથી ડાબા ખભા સુધીની લંબાઇ, જમણા ઢીંચણથી ડાબા ઢીંચણ સુધીની લંબાઇ અને પર્યંકાસનના મધ્ય ભાગથી તે લલાટના ઉપરના ભાગ સુધીની લંબાઇ એમ ચારે લંબાઇઓનુ સરખું માપ થાય અને તેમ થતા સમ એટલે સરખા માપમા છે ચતુરસ્ર એટલે ચાર ખૂણા જેના તે સમચતુરસ્ર એ વ્યુત્પત્તિ-અર્થ ચારતાર્થ થાય. પરંતુ આ અર્થ ગર્ભજ-તિર્યંચ આશ્રીને ઘટી શકે તેમ નથી. વળી જેની ઊંચાઇ ૧૦૮ આત્માગુલ જેટલી હોય તેનું સંસ્થાન 'સમચતુરસ્ર' કહેવાય છે એ અર્થ પણ ગર્ભજ-તિર્યંચ પરત્વે બંધ બેસતો થઇ શકે તેમ નથી. આથી શ્રીસર્વજ્ઞોએ ઘોડા, હાથી વગેરે ગર્ભજ-તિર્યંચોના અવયવોનુ જેવુ પ્રમાણ પ્રકાશ્યુ છે તેવા પ્રમાણવાળાં અવયવોની પ્રાપ્તિ તે 'સમચતુરસ્ર સંસ્થાન' ગણાય. આ પ્રમાણો સામુદ્રિક શાસ્ત્રને અનુરૂપ હોય જ.

મનુષ્ય-ગતિમાં દેવ-ત્રિક, તિર્યગ્-આયુષ્ય અને આતપ સિવાયની બાકીની ૩૭ પુણ્ય-પ્રકૃતિઓ હોય.

દેવ-ગતિમાં મનુષ્ય-ત્રિક, તિર્યગ્-આયુષ્ય, ઔદારિક-દ્વિક, આતપ, આહારક-દ્વિક અને તીર્થંકર-નામકર્મ એ દશ સિવાયની અવશિષ્ટ ૩૨ પુણ્ય-પ્રકૃતિઓ હોય.

## જાતિ પ્રમાણે પુણ્ય-પ્રકૃતિઓનો વિભાગ—

એકેન્દ્રિય જાતિમાં સાતવેદનીય, ઔદારિક, તૈજસ અને કાર્મણ શરીરો, [1]વૈક્રિય શરીર, વર્ણ-ચતુષ્ક, અગુરુલઘુ, પરાઘાત, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્યોત, નિર્માણ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, યશ અને તિર્યગ્-આયુષ્ય એમ ૨૨ પુણ્ય-પ્રકૃતિઓ સંભવે.

દ્વીન્દ્રિય જાતિમાં સાતવેદનીય, ઔદારિક-દ્વિક, તૈજસ, કાર્મણ, વર્ણ-ચતુષ્ક, અગુરુલઘુ, પરાઘાત, ઉચ્છ્વાસ, ઉદ્યોત, નિર્માણ, તિર્યગ્-આયુ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, અને યશ એમ ૨૨ પુણ્ય-પ્રકૃતિઓ સંભવે.

ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય જાતિમાં પણ દ્વીન્દ્રિય જાતિ આશ્રીને ગણાવેલી ઉપર્યુક્ત ૨૨ પુણ્ય-પ્રકૃતિઓ હોય.

પંચેન્દ્રિય જાતિમાં આતપ વિનાની બાકીની ૪૧ પુણ્ય-પ્રકૃતિઓ હોય.

## ૮૨ પાપ-પ્રકૃતિઓ—

૫ જ્ઞાનાવરણો, ૯ દર્શનાવરણો, અસાતવેદનીય, મિથ્યાત્વ, ૧૬ કષાય, ૯ નોકષાય, નારક-આયુષ્ય, નરકગતિ, [2]તિર્યંચ ગતિ, એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીની ચાર જાતિઓ, પ્રથમ સંહનન સિવાયનાં પાંચ સંહનનો, પહેલા સંસ્થાન સિવાયના બાકીના પાંચ સંસ્થાનો, અપ્રશસ્ત વર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શ, નારક-આનુપૂર્વી અને [3]તિર્યગ્-આનુપૂર્વી, ઉપઘાત, અપ્રશસ્ત વિહાયોગતિ, સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અયશઃકીર્તિ, નીચ ગોત્ર અને ૫ અંતરાયો એમ ૮૨ પ્રકારની પાપ-પ્રકૃતિઓ છે.

---

૧ આ કથન બાદર પર્યાપ્ત-લબ્ધિવાળા વાયુકાય આશ્રીને જાણવું.

૨-૩ તિર્યંચ-આયુષ્યને પુણ્યરૂપે ગણવું અને તિર્યંચ-ગતિ અને તિર્યંચ-આનુપૂર્વીને પાપરૂપે ગણતાં એ કેવી રીતે ઉચિત ગણાય એવો જો કોઇ પ્રશ્ન ઊઠાવે તો તેનો ઉત્તર એ છે કે જે વિશુદ્ધ અધ્યવસાયથી બંધાય અને શુભ રસરૂપે ભોગવાય તે 'પુણ્ય-પ્રકૃતિ' ગણાય છે અને જે સંક્લિષ્ટ અધ્યવસાય પૂર્વક બંધાય તે 'પાપ-પ્રકૃતિ' ગણાય છે વળી તિર્યંચ-આયુષ્ય જે આયુષ્ય-કર્મનો એક પ્રકાર છે તે આયુષ્ય-કર્મ અને તિર્યંચ-ગતિ અને તિર્યંચ-આનુપૂર્વી જે નામ-કર્મના ઉત્તર ભેદો છે તે નામ-કર્મ ભિન્ન ભિન્ન છે એટલે એના બંધ-કારણોમાં ભિન્નતા જણાય તો તે સ્વાભાવિક છે.

**ગતિ પ્રમાણે પાપ-પ્રકૃતિઓનો વિભાગ—**

દેવ-ગતિમાં સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, નરકત્રિક, નપુંસકવેદ, તિર્યંચ-ગતિ, તિર્યંચ-આનુપૂર્વી, એકેન્દ્રિયાદિ ચાર જાતિઓ, વજ્ર-ઋષભ-નારાચ સિવાયના બાકીના પાંચ સંહનનો, સમચતુરસ્ર સિવાયનાં પાંચ સંસ્થાનો, અશુભ વિહાયોગતિ, દુઃસ્વર અને નીચ ગોત્ર એ ૨૭ પાપ-પ્રકૃતિઓ સિવાયની બાકીની ૫૫ પ્રકૃતિઓ હોય; અને જ્યારે સ્ત્યાનર્દ્ધિ-ત્રિક ન હોય ત્યારે ૫૨ પ્રકૃતિઓ હોય.

નરક-ગતિમાં સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, પાંચ અશુભ સંહનનો, ચાર અશુભ સંસ્થાનો, એકેન્દ્રિયાદિ ચાર જાતિ, પુરુષ-વેદ, સ્ત્રી-વેદ, તિર્યંચ-ગતિ અને તિર્યંચ-આનુપૂર્વી એ ૨૧ સિવાયની અવશિષ્ટ ૬૧ પાપ-પ્રકૃતિઓ સંભવે; અને જો સ્ત્યાનર્ધિ-ત્રિકનો ઉદય ન ગણીએ તો ૫૮ નો ઉદય હોય.

તિર્યંચ-ગતિમાં નરક-ત્રિક સિવાયની ૭૯ પાપ-પ્રકૃતિઓ હોય.

મનુષ્ય-ગતિમાં સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ, એકેન્દ્રિયાદિ ચાર જાતિ, તિર્યંચ-ગતિ, તિર્યંચ-આનુપૂર્વી અને નરક-ત્રિક એ ૧૨ સિવાયની બાકીની ૭૦ પાપ-પ્રકૃતિઓ ઉદયમાં આવે.

**જાતિ પ્રમાણે પાપ-પ્રકૃતિઓનો વિભાગ—**

એકેન્દ્રિય જાતિમાં દુઃસ્વર, નરક-ત્રિક, પુરુષ-વેદ, સ્ત્રી-વેદ, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, અશુભ વિહાયોગતિ, પાંચ અશુભ સંહનનો અને હુંડક વિનાના ચાર અશુભ સંસ્થાનો એમ ૧૯ સિવાયની બાકીની ૬૩ પાપ-પ્રકૃતિઓ હોય.

દ્વીન્દ્રિયમાં, ત્રીન્દ્રિયમાં અને ચતુરિન્દ્રિયમાં પણ એકેન્દ્રિયની જેમ ૬૩ પાપ-પ્રકૃતિઓ હોય છે, પરંતુ દ્વીન્દ્રિયને બદલે એકેન્દ્રિય વિના ઇત્યાદિ ઘટના સમજી લેવી. પંચેન્દ્રિયમાં એકેન્દ્રિયાદિ ચાર જાતિ, સૂક્ષ્મ, સાધારણ અને સ્થાવર એ સાત સિવાયની બાકીની ૭૫ પાપ-પ્રકૃતિઓ ઉદયમાં હોય—

**[૧]પુણ્ય અને પાપનાં વાસ્તવિક અને સ્વતંત્ર અસ્તિત્વ—**

પુણ્ય અને પાપ સંબંધી વિવિધ માન્યતાઓ છે. કેટલાકો એમ માને છે કે કેવળ પુણ્ય જ તત્ત્વરૂપ છે, નહિ કે પાપ. કેટલાક કહે છે કે એકલું પાપ જ તત્ત્વ છે, નહિ કે પુણ્ય. કેટલાકની માન્યતા એવી છે કે પુણ્ય અને પાપ એ બે જુદાં જુદાં તત્ત્વ નથી, પરંતુ ' પુણ્ય-પાપ ' નામનું

---

૧ શ્રીમહાવીરસ્વામી સાથે શ્રીઅચલભ્રાતાને આ સંબંધમાં ઊહાપોહ થયો હતો. આનું વિશિષ્ટ વર્ણન વિશેષાવશ્યકગત ગણધરવાદમાં નજરે પડે છે તેના આધારે આ પ્રકરણ આલેખવામાં આવ્યું છે.

સાધારણ એક જ તત્ત્વ છે. અન્ય શબ્દોમાં કહીએ તો પુણ્ય અને પાપ એ બે મેચક મણિની પેઠે મિશ્ર છે, એટલે કે સુખ–દુઃખના કારણરૂપ પુણ્ય–પાપ એક જ ઉભય સ્વરૂપવાળી વસ્તુ છે. કેટલાકનું માનવું એવું છે કે કર્મ જેવી કોઇ ચીજ જ નથી. આ જગતનો સર્વ પ્રપંચ જે ચાલી રહ્યો છે તે બધો સ્વભાવે કરીને ચાલે છે–ચાલ્યા કરે છે. આ પ્રમાણેના ચાર પક્ષો પૈકી એકેને ન સ્વીકારતાં જૈનોનું કહેવુ ન્યારૂં જ છે. તેમની માન્યતા મુજબ પુણ્ય અને પાપ એ બે કર્મના ભેદો કોઇ ખપુષ્પરૂપ નથી, પરંતુ વાસ્તવિક પદાર્થો છે; એટલું જ નહિ પણ વિશેષમાં તે બંને સ્વતંત્ર છે. બંનેની જાતિ સ્વભાવથી જુદી છે. એટલે પુણ્ય અને પાપના સરવાળા કે બાદબાકી માટે સ્થાન નથી. સ્પષ્ટ શબ્દમા કહીએ તો એક મનુષ્યે ૬૦ ટકા પુણ્ય કર્યું હોય અને ૪૦ ટકા પાપ કર્યું હોય તો તેને આ બંનેનુ પૃથક્ પૃથક્ ફળ ભોગવવુ પડે; નહિ કે કેવળ ૨૦ ટકા પુણ્યનું. એવી રીતે જો એ મનુષ્યે ૮૦ ટકા પાપ કર્યું હોય તો તેના પુણ્યનું ફળ નષ્ટ થઇ કેવળ તેને ૨૦ ટકા પાપનું ફળ ભોગવવું પડે એ વાત પણ જૈન સિદ્ધાન્તને સંમત નથી. આથી એ નિષ્કર્ષ નીકળે છે કે જૈન મત પ્રમાણે પુણ્ય અને પાપ એ બે તદ્દન જુદાં જુદા પરસ્પર સબંધ વિનાનાં સ્વતંત્ર તત્ત્વો છે.

પુણ્ય જ છે, પાપ નથી એ પ્રમાણે એકાન્ત માનનારા એવું પ્રતિપાદન કરે છે કે જેમ પથ્ય આહારની વૃદ્ધિ થતા આરોગ્યમા વધારો થાય છે તેમ પુણ્યની વૃદ્ધિ થતાં સુખની પણ વૃદ્ધિ થાય છે. અર્થાત્ પુણ્યના ઉત્કર્ષ અનુસાર સુખની વૃદ્ધિરૂપે છેવટે સ્વર્ગનું સુખ પણ મળે છે. વળી જેમ પથ્ય આહારનો અનુક્રમે ત્યાગ કરવાથી રોગ થાય છે તેમ પુણ્યની હાનિ થવાથી સુખની પણ હાનિ થાય છે, દુઃખ થાય છે. છેવટે વધારેમાં વધારે નરકનુ દુઃખ પ્રાપ્ત થાય છે. વિશેષમાં જેમ પથ્ય આહારનો સર્વાંશે ત્યાગ કરવાથી જેમ મરણ થાય છે તેમ પુણ્યનો સર્વાંશે ક્ષય થતા મોક્ષ મળે છે.

પુણ્યના સર્વથા અભાવ પૂર્વક કેવળ પાપને માનનારાનું મંતવ્ય એ છે કે જેમ અપથ્ય આહારની વૃદ્ધિ થતા રોગમા વધારો થાય છે તેમ પાપની વૃદ્ધિથી દુઃખની વૃદ્ધિ થાય છે. અર્થાત્ પાપના ઉત્કર્ષમા અધમતાનું–નરકનું દુઃખ પ્રાપ્ત થાય છે. વળી અપથ્ય આહારનો ત્યાગ કરવાથી જેમ આરોગ્ય વધે છે તેમ પાપનો અપકર્ષ થવાથી સુખની વૃદ્ધિ થાય છે અને છેવટે સ્વર્ગનું સુખ પણ મળે છે. વિશેષમાં અપથ્ય આહારનો સર્વથા ત્યાગ કરવાથી જેમ પરમ આરોગ્ય મળે છે તેમ પાપનો સર્વાંશે ક્ષય થવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે.

પુણ્ય અને પાપ એક જ સંકીર્ણ વસ્તુ છે, પરંતુ જુદી જુદી નથી એમ માનનારાનું કહેવું એ છે કે જેમ મેચક–મણિમા અનેક રંગો હોવા છતાં તે એક જ વસ્તુ છે, નરસિંહમાં નર અને સિંહની જુદી જુદી આકૃતિ હોવા છતા તે એક જ વ્યક્તિ છે અથવા તો હરતાલ કે ગળી વગેરે વર્ણોમાથી કોઇ પણ બે વર્ણોથી મિશ્ર વર્ણ જેમ એક જ વસ્તુ છે તેમ આ પુણ્ય અને પાપ પણ ઉભય મિશ્ર એક જ વસ્તુ છે. જ્યારે એ એક જ વસ્તુ છે તો તેના પરસ્પર વિરોધી પુણ્ય અને પાપ એવાં નામ કેવી રીતે સંભવે એવો કોઇ પ્રશ્ન કરે તો તેનો ઉત્તર તેઓ એમ સૂચવે છે કે

પુણ્ય પાપથી મિશ્ર એક વસ્તુમાં પુણ્યનો અંશ વધારે હોય તો તે ' પુણ્ય ' કહેવાય છે અને પુણ્યાંશની હાનિ થવાથી તે ' પાપ ' કહેવાય છે; અને પાપનો અંશ વધારે હોય તો તે ' પાપ ' કહેવાય છે અને તેની હાનિ થતાં તે ' પુણ્ય ' કહેવાય છે.

કેટલાક પુણ્ય અને પાપ વિના સ્વભાવથી જ આ સંસારની વિચિત્રતા માને છે, પરંતુ તે હકીકત વ્યાજબી નથી; કેમકે જો સ્વભાવ જ સંસારની વિચિત્રતાનું કારણ હોય તો એ સ્વભાવ શું કોઇ વસ્તુ છે, નિષ્કારણતા છે કે વસ્તુનો ધર્મ છે એ જાણવું બાકી રહે છે. પ્રથમ વિકલ્પ સ્વીકારીએ અર્થાત્ સ્વભાવ કોઇ વસ્તુ છે એમ માનીએ તો આકાશકુસુમની પેઠે તે કોઇ સ્થળે ઉપલબ્ધ નથી તેમજ તેને પ્રતીતિ કરાવનારૂં કોઇ પ્રમાણ નથી એથી તેનો અભાવ જ છે. વળી એની અત્યંત અનુપલબ્ધિ હોવા છતાં એ સ્વભાવ છે, પરંતુ કર્મ નથી એમ શા માટે માનવુ ? જે હેતુ સ્વભાવનું અસ્તિત્વ સિદ્ધ કરે છે તે જ હેતુ કર્મનું અસ્તિત્વ પણ સિદ્ધ કરે તેમ છે. વળી અપ્રમાણિક સ્વભાવને વસ્તુરૂપે સ્વીકારાય તો કર્મને તેમ શા સારૂ ન માનવું ? એટલે કે સ્વભાવ એ કર્મનું અન્ય નામ છે એમ કહેવામાં શો દોષ છે ? વિશેષમાં તે સ્વભાવ ઘટની પેઠે મુકરર આકારવાળો હોવાથી કર્તા ન થઇ શકે. વળી જો તે મૂર્ત હોય તો કર્મ અને સ્વભાવ એ બેમાં કેવળ નામનો જ ફરક છે. જો તે અમૂર્ત હોય તો ઉપકરણ રહિત હોવાથી તે કર્તા ન થઇ શકે. જેમકે આકાશ અમૂર્ત હોવાથી તે શરીરને કરનાર નથી. શરીરાદિ મૂર્ત કાર્યનું અમૂર્ત સ્વભાવ કારણ છે એ માન્યતા પણ યોગ્ય નથી, વાસ્તે કાર્યાદિપણા વડે તેને મૂર્ત માનવું ઇષ્ટ છે.

હવે જો સ્વભાવનો અર્થ નિષ્કારણતા કરવામાં આવે તો એનો અર્થ એ થયો કે કારણ વિના પણ દેહાદિ સર્વ વસ્તુઓ ઉત્પન્ન થાય છે. આથી તો ગધેડાનાં શીંગડાં નિષ્કારણ જ છે માટે તે પણ હોવાં જોઇએ. વળી કારણનો અભાવ સર્વત્ર સમાન હોવાથી એકીસાથે સર્વ શરીરાદિ ઉત્પન્ન થવાં જોઇએ. વળી એ પ્રમાણે માનવાથી તો શરીરાદિની ઉત્પત્તિ હેતુ વિના અર્થાત્ અકસ્માત્ થવાની અને એમ માનવું તો અયુક્ત છે; કેમકે જેની ઉત્પત્તિ અકસ્માત્ હેતુ વિના હોય છે તે અભ્ર વગેરેના વિકારની પેઠે પ્રતિનિયત આકારવાળું હોતું નથી. શરીરાદિ તો આદિવાળાં તેમજ પ્રતિનિયત આકારવાળાં છે, વાસ્તે તેની ઉત્પત્તિ આકસ્મિક નહિ ગણાય, પરંતુ કર્મરૂપ હેતુને આભારી ગણાય. દેહાદિ ઘટની પેઠે પ્રતિનિયત આકારવાળાં હોવાથી ઉપકરણવાળા કર્તાએ તે રચ્યાં છે એમ જણાય છે અને ગર્ભાદિ અવસ્થામાં કર્મ સિવાય બીજું ઉપકરણ ઘટે નહિ, માટે તે કર્મરૂપ હેતુ માનવો સયુક્તિક છે.

સ્વભાવ એ વસ્તુનો ધર્મ છે એ વિકલ્પ હવે વિચારીશું. વિજ્ઞાનાદિ જેમ આત્માના ધર્મો છે તેમ જો એ અમૂર્ત આત્માનો ધર્મ હોય તો આકાશની પેઠે અમૂર્ત હોવાથી તે શરીરાદિનું કારણ થઇ શકે નહિ. જો સ્વભાવ એ કોઇ મૂર્ત વસ્તુનો ધર્મ હોય તો તેમ માનવામાં અડચણ નથી; કેમકે કર્મ એ પુદ્ગલાસ્તિકાયનો પર્યાય જ છે અને તેનો તેવો સ્વભાવ છે. અન્ય શબ્દોમા કહીએ તો સ્વભાવ એ જીવ અને કર્મનો પરિણામ છે અને પુણ્ય અને પાપનાં નામથી ઓળખાતો એ પરિણામ કારણથી અને કાર્યથી જાણી શકાય તેમ છે.

તત્ત્વાર્થસૂત્ર, યોગશાસ્ત્ર( પ્ર. ૧, શ્લો. ૧૬ )ની સ્વોપજ્ઞ વૃત્તિ, સમયસાર-પ્રકરણ વગેરેમા પુણ્ય અને પાપ સિવાયનાં સાત તત્ત્વોની પ્રરૂપણા નજરે પડે છે. તેથી એ બે તત્ત્વોનો લોપ સમજવાનો નથી; કિન્તુ એ અપેક્ષાનુસાર કથન છે. વળી ભગવતી, ઉત્તરાધ્યયન વગેરે આગમમા પણ નવ તત્ત્વો માનેલાં છે એટલે પુણ્ય અને પાપને તત્ત્વરૂપે કોઇ પણ અપેક્ષાએ, ન જ સ્વીકારવાની વૃત્તિ કેવળ મિથ્યાભિનિવેશરૂપ છે અને એમ હોઇ એ વૃત્તિ પોષવા જેવી નથી.

इति प. पमू. प पसू. श्रीत्युपाधियुक्त-शास्त्रविशारद-जैनाचार्य-श्रीमद्विजयधर्म-सूरीश्वरचरणारविन्दभृङ्गायमाणेन न्यायविशारदोपनामधारिणा प्रवर्तकश्रीमङ्गलविजयेन विरचितस्य श्रीजैनतत्त्वप्रदीपस्य बन्धाधिकारवर्णननामा चतुर्थ उल्लासोऽनुवादादिपूर्वकः समाप्तः ॥



## પંચમ ઉલ્લાસ–'સંવર' અધિકાર.



નવીન પુદ્‌ગલોના ગ્રહણનો ઉચ્છેદ કરવામાં નિમિત્તભૂત એવા 'સંવર' તત્ત્વનું હવે લક્ષણ અને વિધાન પૂર્વક પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં સંવરનું લક્ષણ એ છે કે—

**आस्रवनिरोधनिमित्तकत्वं संवरस्य लक्षणम् । ( ६३९ )**

અર્થાત્ આસ્રવના પ્રતિબંધના કારણને 'સંવર' કહેવામાં આવે છે. આ સંવરના (૧) દ્રવ્ય-સંવર અને (૨) ભાવ-સંવર એમ બે પ્રકારો છે. તેમાં દ્રવ્ય-સંવરનું લક્ષણ નીચે મુજબ છે:—

**कर्मपुद्गलादानोच्छेदपरिणामरूपत्वं द्रव्यसंवरस्य लक्षणम् । ( ६४० )**

અર્થાત્ કર્મરૂપ પુદ્‌ગલના ગ્રહણના ઉચ્છેદરૂપ પરિણામને 'દ્રવ્ય-સંવર' કહેવામાં આવે છે.

ભાવ-સંવરનું લક્ષણ—

**भवहेतुक्रियात्यागनिमित्तपरिणामरूपत्वं भावसंवरस्य लक्षणम् । ( ६४१ )**

અર્થાત સંસારના હેતુરૂપ ક્રિયાના ત્યાગમાં નિમિત્તરૂપ પરિણામને 'ભાવ-સંવર' કહેવામાં આવે છે.

આપણે જોઇ ગયા તેમ કર્મના આગમનના કારણરૂપ આસ્રવ છે અને તે શુભ અથવા અશુભ એવા માનસિક, વાચિક અને કાયિક વ્યાપારો, પાંચ ઇન્દ્રિયો, ચાર કષાયો, પાંચ અવ્રતો અને ૨૫ ક્રિયાઓ એમ ૪૨ પ્રકારે છે. આ આસ્રવોને રોકવા તેનું નામ 'સંવર' છે.[2] આ ઉપરથી એ ફલિત થાય છે કે કર્મના ઉપાદાનમાં હેતુરૂપ એવા પરિણામનો અભાવ તે 'સંવર' છે.

---

૧ સરખાવો તત્ત્વાર્થ (અ. ૯)નુ નિમ્નલિખિત આદ્ય સૂત્રઃ—

"आस्रवनिरोधः संवरः । १ ।"

૨ જે નિમિત્ત દ્વારા કર્મનો બંધ થાય તે 'આસ્રવ' છે. આવાં નિમિત્તોની સંખ્યા ૪૨ની દર્શાવાય છે. આ પૈકી જેટલાં નિમિત્તનો નિરોધ કરાય-જેટલે અંશે આસ્રવનો પ્રતિબંધ કરાય તેટલે અંશે સંવરની ઉત્પત્તિ સમજવી. વિશેષમાં આધ્યાત્મિક વિકાસનો ક્રમ આસ્રવનિરોધ યાને સંવરના ક્રમ ઉપર અવલંબિત છે; એથી જેમ જેમ સંવરની-માત્રા વધતી જાય તેમ તેમ ચઢિયાતું ગુણસ્થાન પ્રાપ્ત

વળી સંવરના ( ૧ ) સર્વ–સંવર અને ( ૨ ) દેશ–સંવર એમ પણ બે પ્રકારો પડે છે.[1] તેમાં સૂક્ષ્મ અને બાદર એમ બંને જાતના કાયિકાદિ વ્યાપારના નિરોધને ' સર્વ–સંવર ' જાણવો; અને ચારિત્ર–ગ્રહણના સમયથી માંડીને તે સૂક્ષ્મ અને બાદર યોગોનો નિરોધ ન કરાય ત્યાં સુધીની અવસ્થા તે ' દેશ–સંવર ' જાણવી.

કહેવાનું તાત્પર્ય એ છે કે સામાયિક વગેરે પ્રકારના ચારિત્રને પાળનારાઓમાં પરિસ્પન્દ-પણું–અતિચારતા રહેલ હોવાને લીધે તેમનામા પ્રધાન સંવરનો અભાવ છે, જોકે તેમણે તત્ત્વનું જ્ઞાન મેળવ્યું છે તેમજ સંસાર–સમુદ્ર તરી જવાની તેમની ઇચ્છા છે. આથી કરીને એ વાત સ્પષ્ટ થાય છે કે સર્વ પ્રમાદનાં સ્થાનોનો જેમણે પરિત્યાગ કર્યો છે તેમને વિષે દેશ–સંવર તો નક્કી હોય છે જ.

આ સંવરની પ્રાપ્તિના ઉપાયો તરીકે ગુપ્તિ, સમિતિ, ધર્મ, અનુપ્રેક્ષા, પરીષહનો વિજય અને ચારિત્રનો નિર્દેશ કરાય છે.[2] આ ઉપાયોનું સ્વરૂપ આપણે હવે વિચારીશું. તેમાં રાગ–દ્વેષના પરિણામથી ઉદ્ભવતા આર્ત્ત અને રૌદ્ર ધ્યાનના અધ્યવસાયથી મનનો નિગ્રહ કરનારી તેમ જ ઐહિક અને પારલૌકિક અભિલાષાઓનો ત્યાગ કરનારી વ્યક્તિ કર્મ રોકી શકે છે–નવો કર્મબંધ થવા દેતી નથી.

**ગુપ્તિનું સામાન્ય લક્ષણ—**

**सम्यग्दर्शनज्ञानपूर्वकत्रिविधयोगस्य शास्त्रोक्तविधिना स्वाधीन-मार्गव्यवस्थापनरूपत्वं गुप्तिसामान्यस्य लक्षणम् । ( ६४२ )**

---

થતું જાય. આથી એ ફલિત થાય છે કે પૂર્વપૂર્વવર્તી ગુણસ્થાનના આસ્રવો કે તજ્જન્ય બંધનો અભાવ એ ઉત્તરોત્તરવર્તી ગુણસ્થાનના સંવર છે

કયા ગુણસ્થાનમા કયા આસ્રવના નિરોધરૂપ સંવર છે, એનો અત્ર ઉલ્લેખ ન કરતાં એના જિજ્ઞાસુને **તત્ત્વાર્થ** ( અ ૯, સૂ. ૧ )ની દિગંબરીય વ્યાખ્યા નામે **સર્વાર્થસિદ્ધિ** જોવા ભલામણ છે.

૧ **સ્થાનાંગ** ( સૂ. ૫૯૮ )માં સંવરના સ્પર્શનેન્દ્રિયાદિ પાંચ ઇન્દ્રિયો આશ્રી એક એક સંવર, મનસંવર, વચન–સંવર અને કાય–સંવર એમ સંવરના આઠ પ્રકારો સૂચવાયા છે.

૨ અત્ર જે છ ઉપાયો દર્શાવાયા છે તે **નવતત્ત્વપ્રકરણ** ( ગા. ૨૧ )ને અનુસરીને નિર્દેશા-યેલા જણાય છે. બાકી આ ઉપરાત તપ પણ સવરનો ઉપાય છે, અને એ વાતની **તત્ત્વાર્થ** (અ. ૯) ના નિમ્નલિખિત સૂત્રો સાક્ષી પૂરે છે:—

" स गुप्तिसमितिधर्मानुप्रेक्षापरीषहजयचारित्रैः ।२। तपसा निर्जरा च ।३। "

વિસ્તારથી વિચારતા સંવરના ઉપાય ૫૭ કે ૬૯ ગણાવાય છે. જેમકે ગુપ્તિના ૩, સમિતિના ૫, ધર્મના ૧૦, અનુપ્રેક્ષાના ૧૨, પરીષહના ૨૨, અને ચારિત્રના ૫ ભેદો ગણતાં સંવરના ૫૭ પ્રકારો થાય છે અને જો તપના ૧૨ પ્રકારો ઉમેરીએ તો ૬૯ થાય છે.

અર્થાત સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પૂર્વક ત્રણ પ્રકારના યોગોને શાસ્ત્રમાં કહેલી વિધિ અનુસાર પોતપોતાના માર્ગમાં સ્થાપન કરવા તે ગુપ્તિનું સામાન્ય લક્ષણ છે. આ ગુપ્તિના (૧) મનો-ગુપ્તિ, (૨) વચન-ગુપ્તિ અને (૩) કાય-ગુપ્તિ એમ ત્રણ ભેદો પડે છે. તેમા [1]મનો-ગુપ્તિનું લક્ષણ નીચે મુજબ છેઃ—

समस्तकल्पनाजालपरित्यागपूर्वकत्वे सति समत्वे सुप्रतिष्ठितस्य मनसो यदात्मरमणतारूपत्वम्, कुशलाकुशलसङ्कल्पनिरोधरूपत्वं वा मनोगुप्तेर्लक्षणम्। ( ६४३ )

અર્થાત સર્વ પ્રકારની કલ્પનાની જાળનો ત્યાગ કરી મનને સમતામાં સુપ્રતિષ્ઠિત કર્યા બાદ જે આત્મરમણતા કરાય છે તે 'મનોગુપ્તિ' કહેવાય છે. અથવા કુશળ અને અકુશળ એટલે કે સારા નરસા એવા સંકલ્પોના નિરોધને પણ 'મનોગુપ્તિ' કહેવામાં આવે છે. તેમા કુશળ સંકલ્પોનું અનુષ્ઠાન તે સરાગસંયમાદિરૂપ છે. અકુશળ એથી વિપરીત સ્વભાવનું છે. કુશળમાં અર્થાત સરાગસંયમાદિમાં પ્રવૃત્તિનો સદ્ભાવ હોવા છતાં સંસારના હેતુરૂપ અકુશળનો જો અભાવ હોય તો તે પણ 'મનોગુપ્તિ' છે. યોગના નિરોધની અવસ્થામા તો સર્વથા અભાવને જ 'મનોગુપ્તિ' કહેવામાં આવે છે અને તે સમયમા સર્વ કર્મનો ક્ષય કરવાનો જ આત્માનો પરિણામ હોય છે.

વચન-ગુપ્તિનું લક્ષણ—

वाचनप्रच्छनप्रश्नव्याकरणादिष्वपि सर्वथा वाङ्निरोधरूपत्वं, सर्वथा भाषानिरोधरूपत्वं वा वाग्गुप्तेर्लक्षणम्। ( ६४४ )

અર્થાત્ વાચના, પ્રચ્છના, પ્રશ્નોત્તર વગેરે કાર્યોને ઉદ્દેશીને પણ સર્વથા વાણીનો નિરોધ કરવો તે 'વચન-ગુપ્તિ' જાણવી. અન્ય શબ્દોમાં કહીએ તો ભાષાનો સર્વ પ્રકારે નિરોધ યાને એક પણ અક્ષર ન ઉચ્ચારવો તે 'વચન-ગુપ્તિ' છે.

કાય-ગુપ્તિનું લક્ષણ—

शयनासननिक्षेपस्थानचङ्क्रमणादिषु कायचेष्टानियमरूपत्वं कायगुप्तेर्लक्षणम्। ( ६४५ )

---

૧ આનું એક લક્ષણ આપણે ૮૮૩મા પૃષ્ઠમાં વિચારી ગયા છીએ.

અર્થાત્ સૂતાં, બેસતાં, ( કોઇ વસ્તુ ) મૂકતાં, જતાં, આવતાં વગેરે ક્રિયાઓમાં શરીરની ચેષ્ટાને કાબુમાં રાખવી તે ' કાય-ગુપ્તિ ' છે.

આ પ્રમાણે જોકે ત્રિવિધ ગુપ્તિનાં લક્ષણોનો નિર્દેશ પૂર્ણ થાય છે, પરંતુ એ લક્ષણોનો વિશેષ વિચાર કરતાં મનોગુપ્તિ વગેરેના જે ભેદો જણાય છે તેનો ઉલ્લેખ કરવો બાકી રહે છે એટલે હવે એ દિશામાં પ્રયાણ કરાય છે.

### મનોગુપ્તિના ત્રણ પ્રકારો—

આર્ત્ત અને રૌદ્ર ધ્યાનાનુબંધી કલ્પનાની જાળનો ત્યાગ એ અકુશલનિવૃત્તિરૂપ પ્રથમ પ્રકારની મનોગુપ્તિ છે. શાસ્ત્રાનુસારી, પરલોકસાધક, ધર્મધ્યાનાનુબંધી અને માધ્યસ્થ્ય પરિણામ-રૂપ ગુપ્તિ એ એનો બીજો પ્રકાર છે. એટલે કે ધર્મ અને શુક્લ ધ્યાનમાં મનને પરોવવું તે કુશલ-પ્રવૃત્તિરૂપ બીજા પ્રકારની મનોગુપ્તિ છે. અને કુશલાકુશલ મનોવૃત્તિના નિરોધ પૂર્વક તમામ યોગના નિરોધની અવસ્થા દરમ્યાનની આત્મરમણતા એ યોગનિરોધરૂપ ત્રીજા પ્રકારની મનો-ગુપ્તિ છે.

### વચન-ગુપ્તિના બે પ્રકારો—

મુખ, મસ્તક, નયન, હાથ વગેરેની અર્થસૂચક ચેષ્ટારૂપ સંજ્ઞા વગેરેના નિરોધ પૂર્વકનું મૌન તે મૌનાવલંબનરૂપ પ્રથમ પ્રકારની વચન-ગુપ્તિ છે. વાચન, પ્રચ્છન તેમજ પ્રશ્નોત્તર વગેરેને વિષે મુખને મુખવસ્ત્રિકાથી આચ્છાદિત કરી વાચાનું નિયંત્રણ કરવું તે વાઙ્નિયમનરૂપ બીજા પ્રકારની વચન-ગુપ્તિ છે. આ બે ભેદો દ્વારા વચન-ગુપ્તિથી સર્વથા વાણીનો નિરોધ તેમજ સમ્યગ્ ભાષણ એ બંને સ્વરૂપનું પ્રતિપાદન કરાય છે. ભાષાસમિતિમાં તો યથાર્થ રીતે વચન-પ્રવૃત્તિ માટે જ અવકાશ છે; એથી વચન-ગુપ્તિ અને ભાષા-સમિતિનું અંતર સ્પષ્ટ થાય છે. કહ્યું પણ છે કે—

" [1]समिओ नियमा गुत्तो गुत्तो समियत्तणम्मि भयणिज्जो ।
कुसलवयमुईरंतो जं वइगुत्तो वि समिओ वि ॥ "

અર્થાત્ જે સમિતિથી યુક્ત છે તે નિશ્ચયે ગુપ્તિથી પણ યુક્ત જ છે, પરંતુ જે ગુપ્તિથી યુક્ત છે તે સમિતિથી યુક્ત હોય પણ ખરો અને ન પણ હોય; કેમકે કુશળ વાણીને વદનાર એ વાગ્ગુપ્તિથી યુક્ત હોઇ ભાષાસમિતિથી પણ યુક્ત છે જ.

---

૧ છાયા—

समितो नियमाद् गुप्तो गुप्तः समितत्वे भजनीयः ।
कुशलवाचमुदीरयन् यद् वाग्गुप्तोऽपि समितोऽपि ॥

**કાય-ગુપ્તિના બે પ્રકારો—**

દેવાદિકૃત ઉપસર્ગો કે પરીષહોના પ્રસંગમાં પણ કાયોત્સર્ગને સેવતા મુનિના શરીરની સ્થિરતા અથવા સર્વ યોગના નિરોધ સમયની કેવળજ્ઞાનીની કાયિક નિશ્ચલતા તે કાયિક ચેષ્ટા-નિવૃત્તિરૂપ પ્રથમ પ્રકારની કાય-ગુપ્તિ છે. શાસ્ત્રમાં સૂચવ્યા મુજબ શયન, આસન, નિક્ષેપ, ગ્રહણ અને ચંક્રમણને વિષે કાયાની ચેષ્ટાને નિયમમાં રાખવી તે યથાસૂત્ર ચેષ્ટાનિયમનરૂપ બીજા પ્રકારની કાય-ગુપ્તિ છે.

આ પ્રમાણે આપણે ગુપ્તિનો વિચાર કર્યો. હવે સમિતિનો વિચાર કરીશું. તેમાં **સમિતિનું સામાન્ય લક્ષણ** એ છે કે—

**सम्यक्प्रवृत्तिरूपत्वं समितेर्लक्षणम् । ( ६४६ )**

અર્થાત્ રૂડી રીતે પ્રવૃત્તિ કરવી તે ' સમિતિ ' છે. આ સમિતિના (૧) ઈર્યા-સમિતિ, (૨) ભાષા-સમિતિ, (૩) એષણા-સમિતિ, (૪) આદાનનિક્ષેપ-સમિતિ અને (૫) ઉત્સર્ગ-સમિતિ એમ [1]પાંચ પ્રકારો છે. તેમાં **ઈર્યા-સમિતિનું** લક્ષણ એ છે કે—

**संयमार्थमवश्यतया सूर्यालोके सति सर्वतो युगमात्रनिरीक्षणायुक्तस्य जीवरक्षणार्थं लोकातिवाहिते मार्गे शनैश्चरणयोर्न्यासरूपत्वमीर्यासमितेर्लक्षणम् । ( ६४७ )**

અર્થાત્ સંયમ પાળવાને માટે ખાસ કરીને સૂર્યનો પ્રકાશ થયા બાદ-સૂર્ય ઉગ્યા પછી ( અને તે આથમે તે પૂર્વે ) ચારે બાજુ યુગમાત્ર એટલે કે ચાર હાથ જેટલું બરાબર જોવા પૂર્વક જીવની રક્ષા માટે લોકથી અતિવાહિત માર્ગે ધીમે ધીમે પગ મૂકવા તે ' ઈર્યા-સમિતિ ' કહેવાય છે.[2]

---

૧ **સ્થાનાંગ** ( સૂ. ૬૦૩ )મા સમિતિના નીચે મુજબ આઠ પ્રકારો સૂચવાયા છેઃ—(૧) ઈર્યા-સમિતિ, (૨) ભાષા-સમિતિ, (૩) એષણા-સમિતિ, (૪) આદાન-નિક્ષેપસમિતિ, (૫) પારિષ્ઠાપનિકા (ઉત્સર્ગ)-સમિતિ, (૬) મનઃ-સમિતિ, (૭) વચન-સમિતિ અને (૮) કાય-સમિતિ અર્થાત્ અત્ર ઉપર્યુક્ત પાંચ સમિતિ ઉપરાત બીજી ત્રણ સમિતિઓનો નિર્દેશ કરાયો છે. તેનો અર્થ એવો સૂચવાય છે કે મનની કુશળતાને વિષે પ્રવૃત્તિ તે મનઃસમિતિ, અકુશળતા વિષેના નિરોધ પૂર્વકની વાણીની કુશળતા વિષેની પ્રવૃત્તિ તે વચન-સમિતિ અને શરીરના સ્થાનાદિને વિષે યથાયોગ્ય પ્રવૃત્તિ તે કાય-સમિતિ છે.

૨ સરખાવો દશવૈકાલિક ( અ. ૫ )ગત નિમ્નલિખિત ગાથાઓઃ—

" पुरओ जुगमायाए, पेहमाणो महिं चरे ।
वज्जंतो बीयहरियाइं, पाणे य दगमट्टियं ॥ ३ ॥
[ पुरतो युगमात्रया (दृष्ट्या) प्रेक्षमाणो महीं चरेत् ।
वर्जयन् बीजहरितानि प्राणिनश्च उदकं मृत्तिकाम् ॥ ]

ભાષા-સમિતિનું લક્ષણ—

**हितमितासन्दिग्धानवद्यार्थविषयकनियमितभाषणरूपत्वम् , निरवद्यार्थभाषणत्वे सति सत्यासत्यामृषालक्षणयोर्भाषयोर्द्वयोः सूत्रानुसारिण्योर्भाषणरूपत्वं वा भाषासमितेर्लक्षणम् । ( ६४८ )**

અર્થાત્ હિતકારી, પરિમિત, અસંદિગ્ધ અને નિરવદ્ય ( પાપ રહિત ) એવા અર્થના સંબંધમાં નિયમિત બોલવું તે ' ભાષા-સમિતિ ' જાણવી.[1] અથવા નિરવદ્ય અર્થ વિષે ઉલ્લેખ કરતાં સત્યા અને અસત્યામૃષા એવા બે પ્રકારની સૂત્રને અનુસરનારી ભાષા બોલવી તે ' ભાષા-સમિતિ ' છે.[2]

---

ओवायं विसमं खाणुं, विज्जलं परिवज्जए ।
संकमेण न गच्छेज्जा, विज्जमाणे परक्कमे ॥ ४ ॥ "
[ अवपातं विषम स्थाणुं विज्जलं परिवर्जयेत् ।
सङ्क्रमेण न गच्छेद् विद्यमाने पराक्रमे ॥ ]

અર્થાત્ યુગ માત્ર જેટલું સામે જોતો અને બીજહરિત ( વનસ્પતિકાય ) તેમજ ઉદક ( અપ્કાય ) અને મૃત્તિકા ( પૃથ્વીકાય )ને વર્જતો પૃથ્વી ઉપર વિચરે. જો અન્ય માર્ગ હોય તો ખાડા જેવા વિષમ ( ઊંચા નીચા ), ઠુંઠા ઝાડવાળા અને નિર્જળ સ્થળનો એ ત્યાગ કરે પણ સંક્રમથી એટલે કે જળ ઉપર થઇને જવા માટે કાષ્ઠાદિ વડે બાંધેલા માર્ગે ન જાય.

વિશેષમાં યોગશાસ્ત્ર ( પ્ર. ૧ )ગત નિમ્નલિખિત પદ્ય પણ મનન કરવા જેવું છે:—

" लोकातिवाहिते मार्गे, चुम्बिते भास्वदंशुभिः ।
जन्तुरक्षार्थमालोक्य, गतिरीर्या मता सताम् ॥ ३६ ॥"

આનો ભાવાર્થ ૮૮૨મા પૃષ્ઠમાં આપેલ ઈર્યા-સમિતિના લક્ષણમાં દૃષ્ટિગોચર થાય છે અત્ર માર્ગના લોકાતિવાહિતરૂપ પ્રથમ વિશેષણથી પરજનોથી વિરાધિત માર્ગે જતા મુનિને ષડ્જીવનિકાય-વિરાધના થતી નથી તેમજ ઉન્માર્ગગમન થતુ નથી એ ભાવ દર્શાવાયો છે તેમજ બીજા વિશેષણથી રાત્રે જવાનો નિષેધ સૂચવાયો છે, કેમકે રાત્રે ગમન કરતાં સંપાતિમ જંતુની વિરાધનાનો સંભવ રહે છે.

૧ સરખાવો—

" महुरं निउणं थोवं कज्जावडियं अगव्वियमतुच्छं ।
पुव्विं मइसंकलियं भणंति जं धम्मसंजुत्तं ॥ "
[ मधुरं निपुणं स्तोक कार्यापतितमगर्वितमतुच्छम् ।
पूर्वं मतिसङ्कलितं भणन्ति यद् धर्मसंयुतम् ॥ ]

અર્થાત્ મધુર, નિપુણ, અલ્પ, કાર્ય પૂરતું, અભિમાનથી રહિત, તુચ્છ નહિ એવું, પૂર્વે મતિ વડે જેની સંકલના કરાઇ છે તેવું અને ધર્મથી સંયુક્ત ( એવું ભાષણ તે ' ભાષા-સમિત ' છે ).

૨ દશવૈકાલિક ( અ. ૭ )માં કહ્યું છે કે—

" जा य सच्चा न वत्तव्वा सच्चामोसा य जा मुसा ।
जा य बुद्धेहिं णाइण्णा ण तं भासेज्ज पण्णवं ॥ "
[ या च सत्या न वक्तव्या सत्यामृषा च या मृषा ।
या च बुद्धैरनाचीर्णा न तां भाषेत प्रज्ञावान् ॥ ]

અર્થાત્ જે વાણી સત્યા, સત્યામૃષા અને મૃષા હોય તેમજ જેની બુદ્ધોએ આચરણા ન કરી હોય તેવી વાણી બુદ્ધિશાળીએ ઉચ્ચારવી નહિ.

### ચાર પ્રકારની ભાષા—

સત્યા, મૃષા ( અસત્ય, ) સત્યમૃષા અને અસત્યામૃષા એમ ભાષાના ચાર પ્રકારો છે. આ ચારેનું સવિસ્તર વર્ણન **દશવૈકાલિક** ( અ. ૭ )ની નિર્યુક્તિ ( ગા. ૨૭૩, ૨૭૭ )ની **શ્રીહરિભદ્રસૂરિ**કૃત ટીકામાં નજરે પડે છે. પ્રસ્તુતમા આપણે ભાર પૂર્વક એ નિર્દેશ કરીશું કે સત્ય એ સાવદ્ય વચનરૂપ હોય તો તે ન બોલવું.

મૂળ અને ઉત્તર ગુણો જ જગતમાં અત્યંત શોભન છે, કેમકે મુક્તિ–પદ મેળવવામાં એ દ્વારા અસાધરણ સહાયતા મળે છે. આ ગુણોને હિતકારી અર્થાત્ તેનો નાશ નહિ કરનારી એવી ભાષા તે સત્યા ભાષા છે. અથવા પ્રભુએ પ્રરૂપેલા જીવાદિ પદાર્થોને હિતકારી અર્થાત્ એ પદાર્થનુ યથાર્થ પ્રતિપાદન કરનારી એવી ભાષા સત્યા છે. આનાથી વિપરીત સ્વરૂપવાળી ભાષા તે અસત્યા યાને મૃષા ભાષા છે. બંને સ્વરૂપવાળી ભાષા તે સત્યામૃષા છે; અને આ ત્રણે પ્રકારની ભાષાથી જુદી પડતી એવી ભાષા તે અસત્યામૃષા છે. આ ચારેનાં સ્વરૂપ સમજાય તે માટે એ પ્રત્યેકના અવાંતર ભેદો વિચારીશું. તેમાં સૌથી પ્રથમ **સત્યા ભાષાના દશ ભેદો** તરફ નજર કરીશું. જેમકે ( ૧ ) જનપદ–સત્યા, ( ૨ ) સંમત–સત્યા; ( ૩ ) સ્થાપના–સત્યા, ( ૪ ) નામ–સત્યા, ( ૫ ) રૂપ–સત્યા, ( ૬ ) પ્રતીત્ય–સત્યા, ( ૭ ) વ્યવહાર–સત્યા, ( ૮ ) ભાવ–સત્યા, ( ૯ ) યોગ–સત્યા અને ( ૧૦ ) ઔપમ્ય–સત્યા. તેમાં જે દેશમાં જે અર્થમાં અમુક શબ્દ રૂઢ હોય તે જ અર્થમાં દેશાંતરમાં પણ તેનો ઉપયોગ કરવો તે ' જનપદ–સત્યા ' છે. કુમુદ, કુવલય, ઉત્પલ અને તામરસ એ બધાંની ઉત્પત્તિ કાદવમાંથી છે, છતા પણ એ કોઇનો 'પંકજ' શબ્દથી વ્યવહાર ન કરતાં ગોપાળ વગેરેને સંમત એવા અરવિન્દ શબ્દને જ આશ્રીને પંકજનો વ્યવહાર કરવો તે સંમત–સત્યા છે. તે પ્રકારની અંક કે મુદ્રાની રચનાને લક્ષ્યીને જે પ્રયોગ કરાય તે સ્થાપના–સત્યા છે. જેમકે એકડાની આગળ બે મીડાં મૂકવાં તે સો, ત્રણ મૂકવાં તે હજાર ઇત્યાદિ. આ અંક–વિન્યાસને લક્ષ્યીને સમજવું. મુદ્રા–વિન્યાસ પરત્વે તો મૃત્તિકાદિને વિષે આ માસ છે, આ કાર્ષાપણ છે ઇત્યાદિ; અથવા તીર્થંકરાદિના વિકલ્પ પૂર્વકનું લેપ્યાદિ કર્મ ઉદાહરણરૂપ જાણવું.

કેવળ નામથી સત્ય તે 'નામ–સત્યા' છે. જેમકે કોઇનું નામ **સ્નેહલતા** હોય અને એ તો ધિક્કારની જ મૂર્તિ હોય. અથવા કોઇનું નામ **મદન** હોય અને તે ભાઇસાહેબ તો કાળા અને કદરૂપા હબસીને પણ હઠાવે તેવા હોય છતા આ વ્યક્તિઓને સ્નેહલતા, મદન ઇત્યાદિ નામથી સંબોધવી તે ' નામસત્યા ભાષા ' છે.

રૂપની અપેક્ષાએ સત્ય તે 'રૂપ–સત્યા' છે.જેમકે દંભથી દીક્ષા લીધેલ સાધુને–કેવળ વેષથી સાધુને સાધુ કહેવા તે. અપેક્ષા અનુસાર સત્ય તે ' પ્રતીત્ય–સત્યા ' છે. જેમકે અનામિકા એ કનિષ્ઠાની અપેક્ષાએ લાંબી આગળી છે, પરંતુ મધ્યમિકાની અપેક્ષાએ તો એ નાની છે.[1] લૌકિક

---

૧ આ પ્રમાણે અનામિકાને મોટી પણ કહેવી અને નાની પણ કહેવી એ પરસ્પર વિરોધી કથન છે એમ કોઇ કહે તો તે તેની ભૂલ છે, કેમકે નિમિત્તો ભિન્ન હોય તો કથનો ભિન્ન કરાય અને તેમ થતા પછી પરસ્પર વિરોધનો સભવ ક્યાંથી રહે વારુ ? હા, એક જ નિમિત્તને લક્ષ્યમા રાખીને જુદાં જુદાં કથન કરાય તો તે અસંગત સંભવે. વળી કોઇ આથી એમ માનવા લલચાય કે આવી

વિવક્ષા અનુસાર સત્યા તે 'લોક-સત્યા' છે. જેમકે પર્વત બળે છે, ગોળી ગળે છે. કન્યા અનુદરા છે ઇત્યાદિ. ભાવથી સત્યા તે 'ભાવ-સત્યા'. જે વર્ણાદિ ભાવ જે વસ્તુમાં ઉત્કટ હોય તે વસ્તુને તે જ ઉત્કટ વર્ણાદિરૂપે વર્ણવવી. જેમકે બગલામાં પાંચે વર્ણો હોવા છતાં તેમાં રહેલ શુક્લતાની ઉત્કટતાને ધ્યાનમાં લઇને તેને સફેદ વર્ણનો કહેવો. યોગથી યાને સંબંધથી સત્ય તે 'યોગ-સત્યા' છે. જેમકે એક માણુસ રોજ દંડ લઇને ફરતો હોય અને કોઇ દહાડો તેની પાસે દંડ ન હોય તોપણ તેને દંડી કહેવો. અથવા અધ્યાપનકાળે જે અધ્યાપક કહેવાવા યોગ્ય હોય તેને અનધ્યાપન-કાળમાં પણ અધ્યાપક તરીકે સંબોધવો. ઉપમા વડે સત્યા તે 'ઔપમ્ય-સત્યા' છે. જેમકે તળાવ સમુદ્ર જેવું છે એમ કહેવું તે.

**મૃષા ભાષાના દશ પ્રકારો—**

( ૧ ) ક્રોધ, ( ૨ ) માન, ( ૩ ) માયા, ( ૪ ) લોભ, ( ૫ ) પ્રીતિ, ( ૬ ) દ્વેષ, ( ૭ ) હાસ્ય, ( ૮ ) ભય, ( ૯ ) આખ્યાયિકા અને ( ૧૦ ) ઉપઘાત એ દશથી નિઃસ્તૃત ( નીકળેલી ) ભાષા તે દશ જાતની મૃષા ભાષા સમજવી. જેમકે ક્રોધને વશ થયેલા માણુસની ભાષા. આ મલિન આવેશમાં પણ ઘુણાક્ષર ન્યાયે કદાચ કંઇક સાચું હોય તોપણ તે અસત્યજ છે, કેમકે આ માણુસનો આશય દુષ્ટ છે. અથવા ક્રોધમાં આવેલા ગુરુ પોતાના શિષ્યને કહી દે કે તું મારો શિષ્ય નથી તો એ ક્રોધનિઃસૃતા મૃષા ભાષા છે. પહેલાં જે ઋદ્ધિ ન ભોગવી હોય તે ભોગવી છે એવી ખોટી ડંફાસ મારવી તે માનનિઃસૃતા મૃષા ભાષા સમજવી. કપટ પૂર્વક જે બોલાય તે-પછી તે કોઇ અંશે સાચુ કયાં ન હોય-એ તમામ માયાનિઃસૃતા મૃષા ભાષા છે. વ્યાપારી માલ વેચવા માટે લોભની ખાતર એમ કહે કે મને પોતાને જ આટલા રૂપિયા બેઠા છે તો તે લોભનિઃસૃતા મૃષા ભાષા છે. અતિશય પ્રેમને વશ થઇ કોઇ એમ કહે કે હું તારો દાસ છું તો તે પ્રેમનિઃસૃતા મૃષા ભાષા છે. દ્વેષને લઇને ગુણવાનૂને પણ નિર્ગુણ કહેવો, વિદ્વાનૂને અભણ કહેવો ઇત્યાદિ તે દ્વેષનિઃસૃતા મૃષા ભાષા છે. ઠઠ્ઠા, મશ્કરી, હસવામાં જે બોલાય તે હાસ્યનિઃસૃતા મૃષા ભાષા છે. ભયને લીધે જૂઠું બોલાય તે ભયનિઃસૃતા મૃષા ભાષા છે. કથાપ્રસંગે અતિશયોક્તિવાળી અને અસંભવિત વાતો કહેવાય તે આખ્યાયિકાનિઃસૃતા મૃષા ભાષા છે. ઉપઘાતને લઇને તું ચોર છે ઇત્યાદિ બોલાય તે ઉપઘાતનિઃસૃતા મૃષા ભાષા છે.

**સત્યામૃષા ભાષાના દશ પ્રકારો—**

( ૧ ) ઉત્પન્ન, ( ૨ ) વિગત, ( ૩ ) ઉત્પન્ન-વિગત, ( ૪ ) જીવ, ( ૫ ) અજીવ, ( ૬ ) જીવાજીવ, ( ૭ ) અનંત, ( ૮ ) પ્રત્યેક, ( ૯ ) અદ્ધા ( કાળ ) અને ( ૧૦ ) [1]'અદ્ધાદ્ધા' એ

પરિસ્થિતિમા અનામિકાની દીર્ઘતા તેમજ હ્રસ્વતા એ તાત્ત્વિક નહિ, કિન્તુ કાલ્પનિક છે. તો તે પણ સમુચિત નથી; કેમકે વસ્તુના સહકારિવ્યંગ્યરૂપ અને એથી ઇતર ધર્મો છે. તેમાં જે સહકારિવ્યંગ્યરૂપ ધર્મ છે તેનો સહકારી સાથે સંયોગ થતાં એ ધર્મનું આપણુને ભાન થાય છે. જેમકે જળનો સંયોગ થતા પૃથ્વી ગન્ધવતી છે એવો આપણુને બોધ થાય છે. કર્પૂર વગેરેના ગંધની પ્રતીતિ માટે અન્યના સંપર્કની જરૂર રહેતી નથી, કેમકે તેની ગંધ તે કંઇ સહકારિવ્યંગ્યરૂપ ધર્મ નથી. પ્રસ્તુતમાં હ્રસ્વતા અને દીર્ઘતા એ સહકારિવ્યંગ્યરૂપ ધર્મો છે, તેથી સહકારીનો સદ્ભાવ મળતાં તે પ્રતીત થાય છે, પરંતુ એથી કંઇ એ ધર્મો કાલ્પનિક ઠરતા નથી.

૧ કાળનો અવાંતર વિભાગ.

બધાની સાથે મિશ્રિત શબ્દ જોડતાં જે દશ ભેદો થાય છે તે સત્યામૃષા ભાષાના દશ પ્રકારો છે. તેમાં કોઇ પણ નગરમાં જેટલાં છોકરાં જન્મ્યા હોય તેટલાં ન કહેતાં ઓછાં વત્તાં જન્મ્યાં છે એવું કથન કરવું તે 'ઉત્પન્નમિશ્રિતા' નામનો પ્રથમ પ્રકાર છે એ પ્રમાણે કોઇ ગામમાં પચીસ મરી ગયા હોય તો દશ કે પચાસ મરી ગયાનું કહેવું તે 'વિગતમિશ્રિતા' છે. જન્મ અને મરણ બંનેની વાત કરતાં વિસંવાદી વચન ઉચ્ચારવું તે 'ઉત્પન્નવિગતમિશ્રિતા' છે. ઘણી કીડીઓ જીવતી હોય અને થોડી મરી ગઇ હોય ત્યારે આ બધી કીડીઓ જીવતી છે એમ કહેવું તે 'જીવમિશ્રિતા' છે. ઘણી કીડીઓ મરી ગઇ હોય અને થોડી જીવતી હોય ત્યારે આ બધી મરી ગઇ છે એમ કહેવું તે 'અજીવમિશ્રિતા' છે. આ કથનમાં આટલી જીવે છે અને આટલી મરી ગઇ છે એવી સંખ્યા દર્શાવતા વિસંવાદી ઉલ્લેખ કરવો તે 'જીવાજીવમિશ્રિતા' છે. બટાકા, કાંદા વગેરે અનંતકાયનો ઢગલો પડ્યો હોય અને તેમાં તુરીઆ, ભીંડા વગેરે કોઇક પ્રત્યેક વનસ્પતિકાય હોય ત્યારે આ બધો અનંતકાયનો સમૂહ છે એમ કહેવું તે 'અનંતમિશ્રિતા' છે. પ્રત્યેક વનસ્પતિકાયના સમૂહમાં કોઇક અનંતકાય હોય તેમ છતા આ બધો પ્રત્યેક વનસ્પતિકાયનો જ સમુદાય છે એમ કહેવું તે 'પ્રત્યેકમિશ્રિતા' છે. દિવસ હોય છતાં ઊઠ, રાત પડી ગઇ છે એમ કહેવું અથવા રાત હોય અને છતાં દિવસ ઉગ્યો છે એમ કહેવું તે 'અદ્ધામિશ્રિતા' છે. સવાર હોય છતા બપોર થઇ છે ઇત્યાદિ કહેવું તે 'અદ્ધાદ્ધામિશ્રિતા' છે.

**અસત્યામૃષા ભાષાના બાર ભેદો—**

આ ભાષા સત્યા, મૃષા કે સત્યામૃષારૂપ નથી. વળી એનો વ્યવહાર જ હેતુ છે. (૧) આમંત્રણી, (૨) આજ્ઞાપની, (૩) યાચની, (૪) પ્રચ્છની, (૫) પ્રજ્ઞાપની, (૬) પ્રત્યાખ્યાની, (૭) ઇચ્છાનુલોમા, (૮) અનભિગૃહીતા, (૯) અભિગૃહીતા, (૧૦) સંશયકરણી, (૧૧) વ્યાકૃત અને (૧૨) અવ્યાકૃત એમ એના બાર પ્રકારો છે. તેમાં હે વિબોધ! એમ સંબોધન કરવું તે પ્રથમ પ્રકાર છે. તું આ કામ કર એમ આજ્ઞા કરવી તે બીજો પ્રકાર છે. કોઇ પાસે તું મને અમુક ચીજ આપ એમ માગવું તે ત્રીજો પ્રકાર છે. કોઇ અર્થને વિષે સમજ ન પડે અથવા તો શંકા રહેતી હોય તો તજ્જ્ઞ પાસે તેનો ખુલાસો પૂછવો તે ચોથો પ્રકાર છે. શિષ્યને ઉપદેશ આપવો કે હિંસા કરવી નહિ ઇત્યાદિ તે પાંચમો પ્રકાર છે મંગનારાને ના કહેવી તે છઠ્ઠો પ્રકાર છે. કોઇ કંઇક કાર્યનો આરંભ કરતા કોઇને પૂછે અને તે કહે કે એ કામ કરો, મારી અનુમોદના છે તે સાતમો પ્રકાર છે. બહુ કાર્યો કરવાના હોય ત્યારે કોઇ કોઇને પૂછે કે આ કરૂં તો તે કહે કે તને સૂઝ પડે તે કર તે આઠમો પ્રકાર છે. અત્યારે આ કરવું જોઇએ ઇત્યાદિ કથન તે નવમો પ્રકાર છે. જેના અનેક અર્થો થતા હોય [1]તેવા શબ્દનો પ્રયોગ કરવો તે દશમો પ્રકાર છે. જેનો અર્થ સ્પષ્ટ હોય તેવું બોલવું તે અગ્યારમો પ્રકાર છે. અતિશય ગહન અર્થવાળું કે અવ્યક્ત અક્ષરવાળું કથન તે બારમો પ્રકાર છે.

---

૧ જેમકે સિંધવ લાવ એમ કહેવું આ સિંધવના લવણ, ઘોડો વગેરે અર્થો થાય છે તો લાવનારે શું લાવવું તેનો તેણે નિશ્ચય કરવો બાકી રહે છે.

[1]એષણા-સમિતિનું લક્ષણ—

अन्नपानरजोहरणपात्रचीवरादिधर्मसाधनानां प्रतिश्रयस्य चोद्गमोत्पादनैषणादोषवर्जनपूर्वकगवेषणरूपत्वमेषणासमितेर्लक्षणम् । ( ६४८ )

અર્થાત્ અન્ન, પાન, રજોહરણ, પાત્ર, વસ્ત્ર વગેરે ધર્મના સાધનોની તેમજ ઉપાશ્રયની [2]ઉદ્ગમ, ઉત્પાદન અને એષણા એ (ત્રિવિધ) દોષના નિવારણ પૂર્વક ગવેષણા કરવી તે ' એષણા-સમિતિ ' છે. ટુકમા કહીએ તો જીવન-યાત્રામાં ખાસ જરૂરી હોય તેવાં નિર્દોષ સાધનોને મેળવવા માટે ઉપયોગ પૂર્વક પ્રવૃત્તિ કરવી તે ' એષણા-સમિતિ ' છે.

[3]આદાનનિક્ષેપ-સમિતિનું લક્ષણ—

रजोहरणपात्रचीवरपीठफलकदण्डादीनां निरीक्षणप्रमार्जनपूर्वकग्रहणनिक्षेपकरणरूपत्वम्, रजोहरणादिधर्मोपकरणानामवश्यतया निरीक्ष्य प्रमृज्य च ग्रहणनिक्षेपकरणरूपत्वं वा आदाननिक्षेपणासमितेर्लक्षणम् । ( ६४९ )

અર્થાત્ [4]રજોહરણ, પાત્ર, વસ્ત્ર, [5]પીઠફલક, દંડ વગેરેનુ બરાબર નિરીક્ષણ અને પ્રમાર્જન કર્યા બાદ તે લેવા મૂકવાં તે ' આદાનનિક્ષેપ-સમિતિ ' છે. અન્ય શબ્દોમાં કહીએ તો રજોહરણ વગેરે ધર્મોપકરણોને અવશ્ય જોઇ પ્રમાર્જીને લેવા મૂકવાં તે ' આદાનનિક્ષેપ-સમિતિ ' છે.

ઉત્સર્ગ-સમિતિનું લક્ષણ—

जन्तुवर्जितभूमौ निरीक्ष्य प्रमृज्य च मूत्रपुरीषादीनां परित्यागकरणरूपत्वमुत्सर्गसमितेर्लक्षणम् । ( ६५० )

અર્થાત જીવ જંતુ વિનાની ભૂમિમાં એટલે કે નિર્જીવ સ્થળ બરાબર જોઇ પ્રમાર્જીને ત્યાં મૂત્ર, મળ [6]વગેરેનો ત્યાગ કરવો તે ' ઉત્સર્ગ-સમિતિ ' છે.

---

૧ આના અન્ય લક્ષણ માટે જુઓ પૃ ૮૮૩.

૨ આની માહિતી માટે જુઓ પૃ ૮૮૩-૮૮૮.

૩ આના અન્ય લક્ષણ માટે જુઓ પૃ. ૮૮૮.

૪ ધર્મધ્વજ, ઓઘો.

૫ પીઠ પાછળ મૂકવાનું પાટિયું

૬ વગેરેથી શ્લેષ્મ ઇત્યાદિ તેમજ બીજી પણ ત્યાગ કરવા લાયક વસ્તુઓ સમજવી.

આ પ્રમાણે આપણે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એમ [1]અષ્ટ પ્રવચનમાતાનું દિગ્દર્શન કર્યું. હવે ધર્મ સંબંધી વિચાર કરીએ તે પૂર્વે સમિતિ અને ગુપ્તિ વચ્ચે શો તફાવત છે ઇત્યાદિ કેટલીક હકીકત નોંધી લઇએ.

ગુપ્તિમાં અસત્ક્રિયાનો નિષેધ અને સત્ક્રિયાની પ્રવૃત્તિ એ બંને માટે સ્થાન છે, જ્યારે સમિતિમાં સત્ક્રિયાના પ્રવર્તન માટે જ અવકાશ છે. અન્ય શબ્દોમાં કહીએ તો ગુપ્તિ એ યોગની પ્રવૃત્તિ અને નિવૃત્તિ ઉભયરૂપ છે, જ્યારે સમિતિ એ કેવળ પ્રવૃત્તિરૂપ છે.[2] આ પ્રમાણે સમિતિ અને ગુપ્તિમાં અંતર છે. વળી ગુપ્તિ એ ઉત્સર્ગરૂપ છે અને સમિતિ એ અપવાદરૂપ છે[3] એ વાત પણ સમિતિ અને ગુપ્તિના અંતર ઉપર પ્રકાશ પાડે છે.

આથી એ વાત પણ સ્પષ્ટ થાય છે કે શ્રદ્ધા અને સમજણ પૂર્વક મન, વચન અને કાયાને ઉન્માર્ગથી રોકવાં અને તેને સન્માર્ગે પ્રવર્તાવવાં એ ધર્મ–પાલનનું આવશ્યક અંગ છે. એથી કરીને ઉન્માર્ગના ઉન્મૂલન માટે અને સન્માર્ગના સંરક્ષણ માટે સત્ય, હિતકારી અને સંદેહ વિનાનું વચન બોલવું જોઇએ, કિન્તુ સત્યનો પ્રચાર કરવાના સમયે કે ધર્મનું ખંડન થતું હોય ત્યારે છતી શક્તિએ મૌન સેવવું એ વાસ્તવિક રીતે ભાષા–સમિતિનું કે વચન–ગુપ્તિનું પાલન નથી, પરંતુ એ તો એકેન્દ્રિય જેવી મૂગી દશા છે. એ તો વચનગુપ્તિનો ઢળ કેળવવા બરાબર છે. એને સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ કે સર્વવિરતિની ગુપ્તિ તરીકે ન જ ઓળખાવાય.

## ગુપ્તિને વિષે સમિતિનો અંતર્ભાવ—

ભાષા -સમિતિનો વચન–ગુપ્તિને વિષે, એષણા–સમિતિનો મનોગુપ્તિને વિષે અને બાકીની સમિતિનો કાયગુપ્તિને વિષે સમાવેશ કરી શકાય. જુઓ **ઉપદેશપ્રાસાદ** ( ભા. ૪ )નું ૩૪ મું પત્ર.

---

૧ ચારિત્ર એ મુનિઓનુ ગાત્ર છે તેની ઉત્પત્તિ પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિને આભારી છે. વળી એ ઉત્પન્ન થયેલા ચારિત્રરૂપ ગાત્રનું સર્વ ઉપદ્રવોથી નિવારણ અને પોષણપૂર્વક એ આઠ પાલન કરે છે તેમજ એ ચારિત્રગાત્ર અતિચારરૂપ મેલથી મલિન બને છે ત્યારે એ આઠ તેનું સશોધન કરે છે. આ પ્રમાણે માતાની પેઠે જનન, પરિપાલન અને સશોધનરૂપ ક્રિયાઓ આ આઠ કરે છે, એથી એને આઠ પ્રવચનમાતા તરીકે ઓળખાવાય છે જુઓ **યોગશાસ્ત્ર** ( પ્ર. ૧ )નો ૪૫ મો શ્લોક.

૨ સરખાવો **ઉત્તરાધ્યયન**ના સમિતિ–અધ્યયન નામના ૨૪મા અધ્યયનગત નિમ્નલિખિત ગાથાઃ—

" एयाओ पंच समिईओ चरणस्स य पवत्तणे ।
गुत्ती नियत्तणे वुत्ता असुभत्थेसु सव्वसो ॥ २६ ॥ "

[ एताः पञ्च समितयश्चरणस्य च प्रवर्तने ।
गुप्तिर्नियन्त्रणे उक्ताऽशुभार्थेषु सर्वशः ॥ ]

૩ જુઓ પૃ. ૮૧૫. આ સંબંધમા અત્ર વિશેષ પ્રકાશ પાડવા વિચાર હોવા છતા **ઉત્તરાધ્યયન** ( સટીક ) વગેરે ગ્રથો નહિ મળી શકવાથી તેમ કરાયું નથી.

**આઠ પ્રવચનમાતામાં દ્વાદશાંગીનો સમાવેશ—**

ઈર્યા-સમિતિમાં પ્રાથમિક અહિંસા વ્રતનો અંતર્ભાવ થાય છે. બીજાં બધા વ્રતો આ વ્રતરૂપ સરોવરની પાળ સમાન હોવાથી તેનો પણ આમાં જ અંતર્ભાવ શકય છે. ભાષાસમિતિ એ નિરવદ્ય વચનરૂપ છે એટલે સમગ્ર વચનપર્યાયનો અને એથી કરીને સંપૂર્ણ દ્વાદશાંગીનો એમાં અંતર્ભાવ થાય છે. એ પ્રમાણે એષણાસમિતિ વગેરે માટે વિચારી લેવુ. અથવા આ આઠે પ્રવચનમાતા સમ્યક્‌ચારિત્રરૂપ છે.[1] ચારિત્ર એ જ્ઞાન અને દર્શન વિના સંભવતું નથી અને સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રથી દ્વાદશાંગી અર્થની દૃષ્ટિએ ભિન્ન નથી એટલે કે દ્વાદશાંગીનો એમાં અંતર્ભાવ થાય છે.

**[2]ધર્મનું લક્ષણ—**

**दुर्गतिपततां जन्तूनां धारकत्वे सति शुभस्थाने स्थापनरूपत्वं धर्मस्य लक्षणम् । ( ६५१ )**

અર્થાત્ દુર્ગતિમા પડતા જંતુઓને ધારણ કરી રાખવા પૂર્વક શુભ સ્થાનમાં તેને જે સ્થાપન કરે તે 'ધર્મ' કહેવાય છે. આના (૧) ક્ષમા, (૨) મૃદુતા (નિરભિમાનતા), (૩) સરલતા, (૪) શૌચ (નિર્લોભતા), (૫) સત્ય, (૬) સયમ, (૭) [3]તપ, (૮) ત્યાગ, (૯) અકિંચનતા અને (૧૦) બ્રહ્મચર્ય એમ દશ પ્રકારો છે.[4] આ દશ પ્રકારનો અનગાર-ધર્મ

---

૧ યોગશાસ્ત્ર ( પ્ર. ૧ )મા કહ્યું પણ છે કે—

" अथवा पञ्चसमिति-गुप्तित्रयपवित्रितम् ।
चरित्रं सम्यक्त्वचारित्र-मित्याहुर्मुनिपुङ्गवाः ॥३२॥ "

૨ આના અન્ય લક્ષણ માટે જુઓ પૃ ૭૯૩.

૩ તપરૂપ ધર્મ કર્મની નિર્જરા કરવામા પ્રધાનભૂત હોઈ એનો નિર્જરાના ઉપાય તરીકે ઉલ્લેખ સુપ્રસિદ્ધ છે, પરંતુ એનાથી સંવર પણ સધાય છે, એથી એનો અત્ર નિર્દેશ કરાયો છે.

૪ સરખાવો તત્ત્વાર્થ ( અ. ૯ )નુ નિમ્નલિખિત સૂત્ર:—

" उत्तमः क्षमामार्दवार्जवशौचसत्यसंयमतपस्त्यागाकिञ्चन्यब्रह्मचर्याणि धर्मः । ६ । '

આ સંબંધમાં નવતત્ત્વપ્રકરણગત નિમ્નલિખિત ગાથા પણ સતુલનાર્થે નોધી લેઈએ—

" खंती य मद्दव अज्जव मुत्ती तव संजमे य बोद्धव्वे ।
सच्चं सोयं अकिंचणं च बंभं च जइधम्मो ॥ २९ ॥ "

[ क्षान्तिर्मार्दवमार्जवं मुक्तिस्तपः संयमश्च बोद्धव्यः ।
सत्यं शौचमाकिञ्चन्यं च ब्रह्म च यतिधर्मः ॥ ]

અર્થાત્ ક્ષમા, માર્દવ, આર્જવ, મુક્તિ ( નિર્લોભતા ), તપ, સયમ, સત્ય, શૌચ, આકિંચન્ય અને બ્રહ્મચર્ય એમ ( દશવિધ ) યતિધર્મ છે.

ઉત્તમ ગુણોના પ્રકર્ષથી યુક્ત હોય છે.[1] આનું સ્વરૂપ સમજાય તે માટે આ પ્રત્યેકનું લક્ષણ વિચારીશું. તેમા [2]ક્ષમાનું લક્ષણ નીચે મુજબ છે:—

क्रोधोदयनिमित्तनिरोधकत्वे सति उदितक्रोधस्य च विवेकबलेन निष्फलतापादनरूपत्वम्, क्रोधनिग्रहरूपत्वं वा क्षमाया लक्षणम्।(६५२)

અર્થાત્ ક્રોધના ઉદયના નિમિત્તોને રોકવા પૂર્વક ઉદયમા આવેલા ક્રોધને વિવેકરૂપ બળ વડે નિષ્ફળ કરવો તે 'ક્ષમા' કહેવાય છે. અન્ય શબ્દોમા કહીએ તો ક્રોધનો નિગ્રહ તે 'ક્ષમા' છે.

**ક્રોધનો નિગ્રહ કરવાના પાંચ પ્રકારો—**

ક્રોધનિગ્રહ એટલે ક્ષમા અને કષ્ટ સહન કરવાની શક્તિ અર્થાત્ સહનશીલતા. આ ક્ષમાના પાચ પ્રકારો પડે છે. ( ૧ ) ઉપકાર-ક્ષમા, ( ૨ ) અપકાર-ક્ષમા, ( ૩ ) વિપાક-ક્ષમા, ( ૪ ) વચન-ક્ષમા અને ( ૫ ) ધર્મ-ક્ષમા. સામા માણસે આપણને નુકસાન પહોચાડયું હોય છતા પણ પૂર્વે એણે આપણા ઉપર ઉપકાર કર્યો છે એ ધ્યાનમા રાખી તે નુકસાન વેઠી લેવું તે 'ઉપકાર-ક્ષમા' છે. હું ગુસ્સે થઇશ તો એ મને હેરાન કરશે એવા અભિપ્રાયથી ક્રોધ ન કરવો તે 'અપકાર-ક્ષમા' છે ક્રોધનાં ફળ અતિશય કડવા ભોગવવા પડે છે એ લક્ષ્યમા રાખી કોપ ન કરવો તે 'વિપાક-ક્ષમા' છે. કોઇનાં કડવા વચનથી દુભાવું નહિ તેમજ કોઇને કડવું વચન કહેવું નહિ તે 'વચન-ક્ષમા' છે. સામાનો પ્રતીકાર કરવાની શક્તિ હેવા છતા ક્ષમા એ આત્માનો ધર્મ હોઇ ક્ષમા રાખવી એ મારી ફરજ છે એમ સમજી ક્ષમા રાખવી તે 'ધર્મ-ક્ષમા' છે.

---

વળી **સ્થાનાંગ** ( સૂ. ૭૧૨ )મા નીચે મુજબનો જે ઉલ્લેખ મળી આવે છે તેની પણ નોંધ લેવી દુરસ્ત સમજાય છે:—

"**दसविहे समणधम्मे पन्नत्ते, तंजहा–खंती, मुत्ती, अज्जवे, मद्दवे, लाघवे, सच्चे, संजमे, तवे, चियाते(याये), बंभचेरवासे।**"

[ **दशविध श्रमणधर्मः प्रज्ञप्तस्तद्यथा–क्षान्तिर्मुक्तिरार्जवं मार्दवं लाघवं सत्यं संयमस्तपस्त्यागो ब्रह्मचर्यवासः।** ]

અર્થાત્ શ્રમણ-ધર્મ દશ પ્રકારનો જાણવો. જેમકે (૧) ક્ષમા, (૨) મુક્તિ (નિર્લોભતા), (૩) ઋજુતા, (૪) મૃદુતા, (૫) લઘુતા, (૬) સત્ય, (૭) સયમ, (૮) તપશ્ચર્યા, (૯) ત્યાગ અને (૧૦) બ્રહ્મચર્યવાસ.

૧ કહેવાની મતલબ એ છે કે ક્ષમા, મૃદુતા વગેરે દશ પ્રકારનો ધર્મ અહિંસાદિ મૂળ ગુણો અને સ્થાન, આહાર વગેરેની શુદ્ધિ ઇત્યાદિ ઉત્તર ગુણોના પ્રકર્ષથી યુક્ત હોય ત્યારે એ યતિધર્મ બને છે; નહિ તો નહિ. એટલે કે અહિંસાદિ મૂળ ગુણોના કે તેના ઉત્તર ગુણોના પ્રકર્ષ વિનાના ક્ષમાદિ ધર્મો તો સામાન્ય ધર્મ ગણાય, એને યતિધર્મ તરીકે ન ઓળખાવી શકાય.

૨ આનું એક લક્ષણ ૭૮૭મા પૃષ્ઠમાં વિચારાયુ છે.

તત્ત્વાર્થ–ભાષ્યમાં ક્ષમા કેળવવાના નીચે મુજબ પાંચ પ્રકારો દર્શાવ્યા છે:—

( ૧ ) પોતે ક્રોધના નિમિત્તરૂપ છે કે નહિ તેનો વિચાર કરીને, ( ૨ ) ક્રોધથી ઉદ્ભવતા દોષો વિચારીને, ( ૩ ) બાલ–સ્વભાવને લક્ષ્યમાં રાખીને, ( ૪ ) પોતે કરેલ કર્મનું પરિણામ સમજીને અને ( ૫ ) ક્ષમાના ગુણો ચિંતવીને.

સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો (૧) કોઇ ગુસ્સે થાય ત્યારે તેના કારણની તપાસ કરવી. જેમકે સામાને ગુસ્સો થવામાં જો પોતે કારણભૂત જણાય તો એમ વિચારવું કે ભૂલ તો મારી છે, એમાં એ શું જૂઠું કહે છે અને જો પોતે કારણરૂપ ન હોય તો આ બિચારો અણસમજુ હોઇ મારો દોષ કાઢે છે એમ વિચારવું.

( ૨ ) ક્રોધી બનતાં સ્મૃતિ–ભ્રંશ થાય છે અને એથી ક્રોધી આવેશમા આવી સામા સાથે દુશ્મનાવટ બાંધે છે, તેને નુકસાન પહોંચાડે છે કે મારે છે અને એમ કરી પોતાના અહિંસા-વ્રતને કલંકિત કરે છે. આ પ્રમાણે ક્રોધથી ઉદ્ભવતી અનર્થની આવલિનું અવલોકન કરવું.

( ૩ ) કોઇ પોતાની પાછળ કડવાં શબ્દો કહે તો એમ ચિંતવવું કે અણસમજુ જનોનો એવો સ્વભાવ છે. સારૂં છે કે તે બિચારો મારી સામે આવીને મારી નિંદા કરતો નથી. જો સામે આવી કટુ વચન ઉચ્ચારે તો એમ વિચાર કરવો કે હોય, બાલજનો આવા જ હોય, એ તો ખાલી કડવાં વચન જ સંભળાવે છે, મારતો નથી એટલો લાભ છે. જો પ્રહાર કરે તો પ્રાણમુક્ત કરતો નથી એમ વિચારી તેનો ઉપકાર માનવો. અને જો મરણને શરણ બનાવે તોપણ તે ધર્મભ્રષ્ટ કરતો નથી એમ વિચારી આટલો લાભ તો રહે છે એમ ચિંતવી તેની ભાવદયા ભાવવી, પરંતુ ક્રોધ ન જ કરવો. આ પ્રમાણે વિવેકબળથી ગુસ્સો આવતો અટકાવવો.

( ૪ ) કોઇ ગુસ્સો કરે ત્યારે એમ વિચારવુ કે આમાં સામો તો નિમિત્તમાત્ર છે; એનું ખરૂં કારણ તો મારાં પૂર્વકૃત દુષ્કૃત્ય જ છે અને એનું આ ફળ મારે ભોગવવાનું છે. આ પ્રમાણે પૂર્વકૃત કર્મનું ચિંતન કરી ક્ષમા કેળવવી.

( ૫ ) કોઇ ગુસ્સે થવાનું કારણ આપે ત્યારે ગુસ્સે ન થતા એમ વિચારવું કે ક્ષમા રાખવાથી ચિત્તની સ્વસ્થતા જળવાઇ રહે છે. બદલો લેવામા કે સામે થવામાં જે શક્તિનો દુર્વ્યય થવા સંભવ છે તે થતો અટકે છે અર્થાત્ એટલી શક્તિ સચવાઇ રહે છે અને તેનો સદુપયોગ કરવાનો પ્રસંગ મળે છે. આ પ્રમાણે ક્ષમાના ગુણોનું મનન કરી ક્ષમા ધારણ કરવી.

મૃદુતાનું લક્ષણ—

**यथायोग्यमभ्युत्थानासनदानाञ्जलिप्रग्रहादिलक्षणविनयकरणरूपत्वे सति अहङ्काराभावरूपत्वम्, मदनिग्रहरूपत्वम्, मानोदयनिमित्तनिरोधकत्वे सति उदितस्य विफलतापादनरूपत्वं वा मार्दवस्य लक्षणम्। ( ६५३ )**

અર્થાત્ ( ગુરુ વગેરે આવતાં ) યોગ્યતા મુજબ ઊભા થવું, ( તેમને ) આસન આપવું, અંજલિ જોડવી ઇત્યાદિ પ્રકારે ( તેમનો ) વિનય કરવા પૂર્વક ગર્વનો અભાવ હોવો તે 'મૃદુતા' છે. અન્ય શબ્દોમાં કહીએ તો અભિમાનનો નિગ્રહ તે 'મૃદુતા' છે. અથવા અહંકારના ઉદયના નિમિત્તનો નિરોધ કરી ઉદયમાં આવેલા અહંકારને સફળ થવા ન દેવો તે 'મૃદુતા' છે. ટુંકમાં કહીએ તો જાતિ, રૂપ વગેરેનો ગર્વ પણ સદા ટકતો નથી એમ વિચારવું અને કોઇ પણ દિવસે એનું અભિમાન કરવું નહિ એ મુમુક્ષુનો ધર્મ છે.

ઋજુતાનું લક્ષણ—

**भावदोषरहितत्वे सति हिंसनरूपपरिणामाभावापादनरूपत्वम्, योगस्यावक्रतापादनपूर्वकाविसंवादरूपत्वम्, मायोदयनिमित्तनिरोधकत्वे सति उदितस्यास्तस्या विफलतापादनरूपत्वं वाऽऽर्जवस्य लक्षणम्। ( ६५४ )**

અર્થાત્ ભાવ-દોષથી નિવૃત્ત બની હિંસારૂપ પરિણામના અભાવને ભજવો તે 'ઋજુતા' છે. અથવા યોગનું સરલતા પૂર્વક અવિસંવાદ વર્તન તે 'ઋજુતા' છે. અન્ય શબ્દોમાં કહીએ તો માયાના ઉદયના નિમિત્તનો નિરોધ કરી ઉદયમાં આવેલી માયાને ફલીભૂત થવા ન દેવી એ 'ઋજુતા' યાને 'સરલતા' છે. ટુંકમાં કહીએ તો વિચાર, વાણી અને વર્તનની એકતા તે આર્જવ છે. એને કેળવવા માટે કુટિલતાના દોષો વિચારવા જોઇએ.

શૌચનું લક્ષણ જોકે આપણે ૩૪૨ મા પૃષ્ઠમાં વિચારી ગયા છીએ, છતાં વિશેષ જ્ઞાનાર્થે તેનો નીચે મુજબ ફરીથી ઉલ્લેખ કરાય છેઃ—

**धर्मोपकरणरजोहरणमुखवस्त्रिकाचोलपट्टकदण्डपात्रादिष्वपि गतमूर्च्छत्वम्, लोभोदयनिमित्तनिरोधकत्वे सति उदितस्य वैफल्यापादनरूपत्वं वा शौचस्य लक्षणम्। ( ६५५ )**

અર્થાત્ ધર્મનાં ઉપકરણો જેવાં કે ઓઘો, મુહપત્તિ, ચોલપટો, દંડ, પાત્ર વગેરેને વિષે પણ મૂર્ચ્છાનો અભાવ તે 'શૌચ' છે.[1] અથવા તો લોભના ઉદયના નિમિત્તની વિદ્યમાન દશામાં ( પણ ) ઉદયમા આવેલા લોભને સફળ થવા ન દેવો તે 'શૌચ' છે.

---

૧ શરીરના ઉપર પણ આસક્તિ ન રાખવી એ 'શૌચ' નો અર્થ છે.

**સત્ય ભાષાનું લક્ષણ—**

## मोक्षमार्गाराधनीयभाषारूपत्वं सत्यभाषाधर्मस्य लक्षणम् । (६५६)

અર્થાત્ મોક્ષ-માર્ગની આરાધના કરવામા અનુકૂળ થઇ પડે એવી ભાષા તે 'સત્ય ભાષા' છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સૂત્ર અને આગમને અનુસરનારા પદાર્થને વિષે પ્રવૃત્તિ કરનારૂં, અર્થિજનોનાં ભાવને ગ્રહણ કરવામા સમર્થ, પરને અનુગ્રહ કરનારૂં, શંકા રહિત, દેશ અને સમયને યોગ્ય, નિરવદ્ય, જૈન શાસનને વિષે પ્રશસ્ત તેમજ યાચના, પ્રચ્છના, પ્રશ્નોત્તર ઇત્યાદિ વિષયક વચન તે 'સત્ય' છે. ટુંકમા કહીએ તો અહિંસાદિને હિતકારી એવું યથાર્થ વચન તે 'સત્ય' છે. વળી લીધેલી શુભ પ્રતિજ્ઞા પાળવી તે પણ 'સત્ય' છે.

**સત્ય અને ભાષા-સમિતિમાં તફાવત—**

કોઇ પણ મનુષ્ય સાથે બોલતી વેળા વિવેક અને ઉપયોગ રાખી વચન ઉચ્ચારવા તે 'ભાષા-સમિતિ' છે, જ્યારે પોતાના સમશીલ સાધુ પુરુષો સાથેના સંભાષણરૂપ વ્યવહારમા હિત, મિત અને યથાર્થ વચનનો પ્રયોગ કરવો તે સત્ય નામનો યતિધર્મ છે.

**સંયમનું લક્ષણ—**

## योगनिग्रहरूपत्वम्, ईर्यासमित्यादिषु प्रवर्त्तमानस्यैकेन्द्रियादिप्राणिपीडापरिहाररूपत्वं वा संयमस्य लक्षणम् । ( ६५७ )

અર્થાત્ યોગને કાબુમા રાખવો તે 'સંયમ' છે. એટલે મન, વચન અને કાયાને નિયમમાં રાખવા તે સંયમ છે. અથવા ઈર્યા-સમિતિ વગેરેનું આચરણ યાને પાલન કરનાર એકેન્દ્રિયાદિ જીવોને પીડા ઉપજાવવામા ભાગ ન લે તે 'સંયમ' છે.

**સંયમના ૧૭ પ્રકારો—**

પાચ સ્થાવરો આશ્રીને અને ચાર પ્રકારના ત્રસ જીવો આશ્રીને સંયમ એમ સંયમના નવ પ્રકારો ઉપરાત ( ૧ ) અપેક્ષ્ય-સંયમ, ( ૨ ) અપહૃત્ય-સંયમ, ( ૩ ) પ્રેક્ષ્ય-સંયમ, ( ૪ ) પ્રમૃજ્ય-સંયમ, ( ૫ ) કાય-સંયમ, ( ૬ ) વાક્-સંયમ, ( ૭ ) મનઃ-સંયમ અને ( ૮ ) ઉપકરણ-સંયમ એમ સંયમના આઠ પ્રકારો છે. આ પ્રમાણે કુલે એના ૧૭ પ્રકારો છે.

**સંયમના અન્ય રીતે સૂચવાતા ૧૭ પ્રકારો—**

પાચ ઇન્દ્રિયોના નિગ્રહરૂપ સંયમના પાચ પ્રકારો, પાંચ અવ્રતોના પરિત્યાગ પૂર્વકના પાચ પ્રકારો, ચાર કષાયો ઉપરના વિજયરૂપ ચાર, અને મન, વચન અને કાયાની વિરતિના ત્રણ એમ એકંદર સંયમના ૧૭ પ્રકારો થાય છે.

તપના લક્ષણનો ગ્રંથકારે અત્ર નિર્દેશ કર્યો નથી, એકે તપના લક્ષણનો ૮૨૧મા પૃષ્ઠમાં તેમજ બાલતપના લક્ષણનો ૮૦૮ મા પૃષ્ઠમાં તેઓ ઉલ્લેખ કરી ગયા છે. આથી અત્ર એટલું જ નિવેદન કરવું બસ થશે કે મલિન વૃત્તિઓ ઉપર વિજય મેળવવા માટે—તેને નિર્મૂળ કરવા માટે જે ઇન્દ્રિય-દમન કરાય તે 'તપ' છે. તપ એક જ હોવા છતાં એની પાછળ જે ભાવના રહેલી હોય તે પ્રકારનું તેનું ફળ મળે છે જો એ ભાવના સકામ હોય તો લૌકિક સુખની પ્રાપ્તિ એ એનું ફળ છે અને જો એ નિષ્કામ હોય તો પારલૌકિક અભ્યુદય યાને આધ્યાત્મિક નિઃશ્રેયસના સુખની પ્રાપ્તિ એ એનું ફળ છે.

ત્યાગનું લક્ષણ—

**भावदोषत्यागरूपत्वम्, सत्यपि वस्तुसन्निधाने सम्यग्ज्ञानपूर्वक-परित्यागकरणरूपत्वं वा त्यागस्य लक्षणम् । ( ६५८ )**

અર્થાત્ ભાવ-દોષનો પરિહાર તે 'ત્યાગ' છે. અથવા તો વસ્તુ પાસે હોવા છતાં સમ્યગ્જ્ઞાનં પૂર્વક તેને તજી દેવી તે 'ત્યાગ' કહેવાય છે. પાત્રને જ્ઞાનાદિ સદ્ગુણો આપવા એવી પણ ત્યાગની વ્યાખ્યા અન્યત્ર દૃષ્ટિગોચર થાય છે. આવો ઉલ્લેખ ૮૨૦ મા પૃષ્ઠમાં કરાયો પણ છે.

આકિંચન્યનું લક્ષણ—

**बाह्याभ्यन्तरद्रव्येषु ममत्वाभावरूपत्वम्, धर्मोपकरणादिष्वपि मूर्च्छाराहित्यम्, इष्टानिष्टशब्दादिविषयेषु वा मूर्च्छाऽभावरूपत्वमाकिञ्चन्यस्य लक्षणम् । ( ६५९ )**

અર્થાત્ બાહ્ય કે આભ્યંતર પદાર્થોને વિષે મમત્વ-બુદ્ધિ ન રાખવી તે 'આકિંચન્ય' છે. અન્ય શબ્દોમાં કહીએ તો ધર્મનાં ઉપકરણો વિષે પણ મૂર્ચ્છાનો અભાવ તે આકિંચન્ય છે. વળી ઇષ્ટ કે અનિષ્ટ શબ્દાદિ વિષયોને વિષે પણ મૂર્ચ્છાનો અભાવ તે 'આકિંચન્ય' છે ટુંકમાં કહીએ તો કોઇ પણ જાતનો મમત્વરૂપ પરિગ્રહ ન રાખવો તે 'આકિંચન્ય' છે.

બ્રહ્મચર્યનું લક્ષણ—

**व्रतपरिपालनज्ञानाभिवृद्धिकषायपरिपाकार्थं गुरुकुलवासरूपत्वम्, नवकोटिपरिशुद्धिपूर्वकदिव्यौदारिककामानां परित्यागरूपत्वं वा ब्रह्मचर्यस्य लक्षणम् । ( ६६० )**

અર્થાત્ વ્રત પાળવા માટે, જ્ઞાનમાં વધારો કરવા વાસ્તે તેમજ કષાયોનો પરિપાક કરવા સારૂ ગુરુ-

કુળમાં નિવાસ કરવો તે ' બ્રહ્મચર્ય ' છે.[1] અથવા નવ પ્રકારની પરિશુદ્ધિ પૂર્વક દિવ્ય તેમજ ઔદારિક [2]કામોનો ત્યાગ કરાય તે ' બ્રહ્મચર્ય ' છે. આના પરિપાલનમાં ખામી ન આવે તે માટે આકર્ષક રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દના વમળમાં ન સપડાઇ જવાય તેમજ શરીર-સત્કાર વગેરેમાં ન તણાઇ જવાય તે ઉપર પૂર્ણ લક્ષ્ય આપવું આવશ્યક છે.

આ પ્રમાણે [3]દશવિધ યતિધર્મનું પ્રકરણ પૂર્ણ થાય છે એટલે પ્રસંગોપાત્ત ભાવના સંબંધી ઉલ્લેખ કરવો જોઇએ, છતાં તેમ કરવા પૂર્વે આની સાથે કથંચિત સંબંધ ધરાવનાર દશવિધ માનવધર્મ તરફ ઉડતી નજર ફેંકી લઇએ.[4]

**મજ્ઝિમનિકાય**ના ૪૧ મા ' સાલેય્યક ' સુત્તમાં પ્રાણઘાત, અદત્તાદાન અને વ્યભિચાર એમ ત્રણ કાયિક, અસત્ય ભાષણ, ચાડી, કઠોર ભાષણ અને બડબડાટ એમ ચાર વાચિક અને પરદ્રવ્યનો લોભ, ક્રોધ અને મિથ્યાદૃષ્ટિ એમ ત્રણ માનસિક અર્થાત્ કુલે દશ અકુશલ કર્મપથ ગણાવેલા છે. આ દશથી નિવૃત્ત રહેવું એ દશ કુશળ કર્મપથ છે. આનો શ્રીમાન્ **બુદ્ધઘોષે** એક સ્થળે માનવ-ધર્મ તરીકે નિર્દેશ કર્યો છે.[5] વૈદિક ધર્મગ્રંથોમાં પણ ઉપર્યુક્ત દશ પાપોથી નિવૃત્તિ મેળવવી તેને સામાન્ય માનવ-ધર્મ કહેલો છે. ન્યાય-દર્શનના દ્વિતીય સૂત્રની વ્યાખ્યા કરતાં તેના ભાષ્યકાર **વાત્સ્યાયને** પણ આનો જ નિર્દેશ કર્યો છે.[6] **મનુસ્મૃતિ** ( અ. ૧૨, શ્લો. ૨-૭ )માં પણ આ જ ઉલ્લેખ છે. **યાજ્ઞવલ્કય-સ્મૃતિ** (અ. ૩) પણ આ જ પ્રકારે નિર્દેશ કરે છે. જ્યેષ્ઠ શુક્લ દશમીને ' દશહરા ' કહેવાનું કારણ સમજાવતાં પણ આ જ પ્રમાણેનાં દશ પાતકોનો ઉલ્લેખ કરાય છે કે જે **બ્રહ્મ, બ્રહ્મવૈવર્ત, રાજમાર્તણ્ડ** અને **ગરુડ** એમ ચાર પુરાણોમાં નજરે પડે છે. વાગ્ભટકૃત **અષ્ટાંગહૃદય** ( અ. ૨, શ્લો. ૨૦-૨૧ )માં પણ આ જ દશ પાતકો ગણાવાયા છે. **મહાભારત**ના ઉદ્યોગ પર્વ ( અ. ૩૩ )માં વિદુર દશવિધ ધર્મ એવો મોઘમ ઉલ્લેખ કરે છે, પરંતુ તે કયા તેનો ત્યાં નિર્દેશ નથી, કિન્તુ કયા દશ પ્રકારના માણસો અધર્મ કરે છે તેનું સૂચન કરાયું છે.

---

૧ બ્રહ્મ એટલે ગુરુકુળ અને ચર્ય એટલે વસવું. ગુરુની અધીનતા સેવવા માટે ગુરુકુળમાં નિવાસ તે ' બ્રહ્મચર્ય ' છે. અથવા બ્રહ્મ એટલે આત્મીય જ્ઞાનાદિ ગુણો અને ચર્ય એટલે રમણતા. આથી જ્ઞાનાદિ ગુણોમાં રમણતા તે પણ ' બ્રહ્મચર્ય ' છે.

૨ વિષય-વાસના.

૩ **મહાભારત**ના કેટલાક ઉલ્લેખો આની સાથે બહુ અંશે મળતા આવે છે.

૪ આની વિશેષ માહિતીના અભિલાષીએ **પુરાતત્ત્વ** ( વ. ૧, અં. ૨ )ના ૧૮૮માથી ૧૯૮મા પર્યંતના પૃષ્ઠો જોવાં.

૫ જુદી જુદી સંખ્યા દર્શાવનાર નિપાતોના સમુદાયરૂપ **અંગુત્તરનિકાય**ના દશકનિપાતમાં દશ ધર્મોનું વર્ણન છે.

૬ આના નિષેધરૂપે જ દશ માનવધર્મો ન સૂચવતાં વિધાયક બાજુ પણ એમણે રજુ કરી છે.

આ પ્રમાણે દશવિધ ધર્મનું સ્વરૂપ વિચારાયું. હવે ભાવનાનું સ્વરૂપ કહેવામાં આવે છે. તેમાં ભાવનાનું લક્ષણ એ છે કે—

**सम्यग्ज्ञानपूर्वकपदार्थपरिचिन्तनरूपत्वं भावनाया लक्षणम् । ( ६६१ )**

અર્થાત્ યથાર્થ જ્ઞાન પૂર્વક પદાર્થનું વારંવાર ચિન્તન કરવું તે 'ભાવના' છે. કહેવાની મતલબ એ છે કે રાગ–દ્વેષ જેવી અનિષ્ટ વૃત્તિઓને અટકાવનારૂં ઊંડું અને તાત્ત્વિક ચિંતન તે 'ભાવના' છે, આ દ્વારા કર્મબંધ થતો અટકે છે, વાસ્તે એને સંવરના ઉપાય તરીકે ગણાવાય છે. જે વિષયોના ચિંતનથી જીવનશુદ્ધિ વિશેષતઃ થવાનો સંભવ રહે છે એવા બાર વિષયોને પસંદ કરવામાં આવ્યા છે અને આ પ્રત્યેકને 'ભાવના' કહેવામાં આવે છે. આ ઉપરથી સમજાશે કે ભાવનાના બાર પ્રકારો પડે છેઃ ( ૧ ) અનિત્ય ભાવના, ( ૨ ) અશરણ ભાવના, ( ૩ ) સંસાર–ભાવના, ( ૪ ) એકત્વ–ભાવના, ( ૫ ) અન્યત્વ–ભાવના, ( ૬ ) અશુચિત્વ–ભાવના, ( ૭ ) આશ્રવ–ભાવના, ( ૮ ) સંવર–ભાવના, ( ૯ ) નિર્જરા–ભાવના, ( ૧૦ ) લોક-ભાવના, ( ૧૧ ) બોધિદુર્લભ–ભાવના અને ( ૧૨ ) ધર્મ–ભાવના.

અનિત્ય ભાવનાનું લક્ષણ—

**बाह्याभ्यन्तरद्रव्याणां सर्वसंयोगानां च विशरारुतानुचिन्तनरूपत्वम्, बाह्याभ्यन्तरद्रव्यवियोगे सति जातं यच्छारीरिकमानसिकदुःखं तन्मा भूदित्यनागतमेव चिन्तनरूपत्वम्, सर्वसंयोगेषु विनश्वरभावानुचिन्तनरूपत्वं वाऽनित्यभावनाया लक्षणम् । ( ६६२ )**

અર્થાત્ બાહ્ય અને આંતરિક પદાર્થોના તેમજ સર્વ સંયોગોના વિનાશાત્મક સ્વરૂપનું ચિંતન કરવું તે 'અનિત્ય ભાવના' છે. અથવા બાહ્ય અને આભ્યંતર પદાર્થનો વિયોગ થતાં જે શારીરિક કે માનસિક દુઃખ થાય છે તે ન થાઓ એમ પહેલેથી જ વિચારવું. વસ્તુમાત્રમાંથી આસક્તિ ઓછી કરી, પ્રત્યેક વસ્તુ અને તેના સંબંધોને અસ્થિર માનવાં તે 'અનિત્ય ભાવના છે. અન્ય શબ્દોમાં કહીએ તો સર્વ સંયોગોને વિષે વિનશ્વરતા ચિંતવવી તે 'અનિત્ય ભાવના' છે.

અશરણ–ભાવનાનું સ્વરૂપ—

**वने सिंहाङ्कस्थितमृगशिशुवत् स्वजनादिभ्योऽपि त्राणाभावानुचिन्तनरूपत्वम्, क्षुधितसिंहपराभूतमृगशिशुवज्जन्मजरामरणव्याधिग्रस्ते जीवे स्वजनादिभ्योऽपि परित्राणाभावानुचिन्तनरूपत्वम्, जन्मजरामरणव्याधिप्रियवियोगाप्रियसंयोगेप्सितालाभदारिद्र्यदौर्भाग्यदौर्मनस्यादिज-**

न्यदुःखेनाऽभ्याहतस्य जीवस्य संसारसमुद्रे परित्रायको नास्तीति चिन्तानुरूपत्वं वाऽशरणभावनाया लक्षणम् । ( ६६३ )

( ૬૬૩ ) અર્થાત્ જેમ વનમાં સિંહના ખોળામાં રહેલા હરણના બચ્ચાને બચાવવા જેમ કોઇ સમર્થ નથી. તેમ સ્વજનાદિ પણ આપણું રક્ષણ કરવા અસમર્થ છે. એવું ચિંતવવું તે ' અશરણ-ભાવના ' છે. અથવા જેમ ભૂખ્યા થયેલા સિંહના પંજામાં સપડાયેલા હરણના બચ્ચાનું કોઇ પણ રક્ષણ કરી શકે તેમ નથી તેમ જન્મ, જરા, મરણ અને વ્યાધિથી આક્રાન્ત એવા જીવને સ્વજનાદિ બચાવી શકે તેમ નથી એમ વિચારવું તે 'અશરણ-ભાવના' છે. અથવા તો જન્મ, ઘડપણ, મરણ, રોગ, પ્રિય વસ્તુના વિયોગ, અનિષ્ટ વસ્તુના સંયોગ, ઇષ્ટ વસ્તુની અપ્રાપ્તિ, દરિદ્રતા, દૌર્ભાગ્ય, દૌર્મનસ્ય વગેરે દ્વારા ઉત્પન્ન થતાં દુઃખથી પીડાતા જીવને સંસાર-સમુદ્રમાં કોઇ બચાવનાર નથી એમ ચિંતવવું તે 'અશરણ-ભાવના ' છે.

સંસાર-ભાવનાનું લક્ષણ—

रागद्वेषानुभवस्वरूपसंसारे चक्रवज्जन्मजरामरणादिरूपेण भ्रमणानुचिन्तनरूपत्वम् , रागद्वेषमोहाभिभूतैर्जन्तुभिरन्योन्याभिघातवधबन्धाक्रोशजनितानि दुःखानि प्राप्यन्ते अहो कष्टरूपः खलु संसार इति चिन्तनारूपत्वं वा संसारभावनाया लक्षणम् । ( ६६४ )

અર્થાત્ રાગ-દ્વેષના અનુભવરૂપ સંસારમા ચક્રની માફક જન્મ, જરા અને મરણ ચાલુ જ રહે છે એ પ્રકારનો વિચાર કરવો તે ' સંસાર-ભાવના ' છે. અથવા રાગ, દ્વેષ અને મોહને હાથે પરાભવ પામેલા જીવોને એક બીજા તરફથી અભિઘાત, વધ, બંધ અને આક્રોશ સહન કરવા પડે છે અને એથી જે દુઃખ થાય છે તે ઉપરથી એવો જે વિચાર કરવો કે સંસાર ખરેખર કષ્ટરૂપ છે તે વિચાર ' સંસાર-ભાવના ' કહેવાય છે. આ ભાવના ભાવવાથી સંસારથી ભીતિ ઉત્પન્ન થાય છે અને એ ભયમાંથી નિર્વેદ ઉદ્ભવે છે અને તેમ થતાં સંસારનો ત્યાગ કરવાનું બની શકે છે.

એકત્વ-ભાવનાનું લક્ષણ—

एकाकिपरिभोक्तृत्वरूपेण जन्मजरामरणादिक्लेशानुचिन्तनरूपत्वम् , एक एवाहं न मे कश्चित् स्वकीयः परकीयो वा विद्यते एक एव जाये म्रिये वेति चिन्तनारूपत्वं वा एकत्वभावनाया लक्षणम् । ( ६६५ )

અર્થાત જન્મ, જરા, મરણ વગેરેનાં કષ્ટો જીવને પોતાને એકલાને જ ભોગવવાં પડે છે એવું ચિંતન તે 'એકત્વ–ભાવના' છે. અથવા તો હું એકલો જ છું, મારે કોઇ સ્વજન કે પરજન નથી, હું એકલો જ જન્મ્યો છું અને એકલો જ મરવાનો છું એ પ્રકારની ભાવના તે 'એકત્વ–ભાવના' છે.

અન્યત્વ–ભાવનાનું લક્ષણ—

**शरीरादिभ्योऽपि आत्मनो भेदानुचिन्तनरूपत्वम् , अन्योऽहं अन्यच्छरीरमिति शरीरात्मनोर्भेदानुचिन्तनरूपत्वं वाऽन्यत्वभावनाया लक्षणम् । ( ६६६ )**

અર્થાત્ શરીર વગેરેથી આત્મા ભિન્ન છે એવું ચિંતન તે 'અન્યત્વ–ભાવના' છે. અથવા હું અન્ય છું અને મારૂં શરીર અન્ય છે એમ આત્મા અને શરીરની ભિન્નતાનો વિચાર કરવો તે 'અન્યત્વ–ભાવના' છે.

અશુચિ–ભાવનાનું લક્ષણ—

**आद्युत्तरकारणाशुचित्वाशुचिभाजनत्वाशुचिपरिणामपाकानुबन्ध-स्वरूपाशुचित्वादिरूपं खलु शरीरमिति चिन्तनानुरूपत्वमशुचिभावनाया लक्षणम् । ( ६६७ )**

અર્થાત શરીરનાં મૂળ તેમજ ઉત્તર કારણો અશુચિ હોવાથી, વળી શરીર ( જાતે ) અશુચિનું ભાજન હોવાથી તેમજ પાકના અનુબંધને લીધે અશુચિતાદિરૂપ હોવાથી શરીર અશુચિ છે એવું ચિંતન તે 'અશુચિ–ભાવના' છે.

કહેવાની મતલબ એ છે કે શરીરનાં આદ્ય કારણ શુક્ર અને શોણિત છે અને એ તો અત્યન્ત અશુચિરૂપ છે. વળી કવલ–આહારાદિ લેવાતાની સાથે જ એ આહારાદિ પ્રાયઃ શ્લેષ્મમય બની જાય છે. અને શ્લેષ્મથી દ્રવીભૂત બનેલો આહાર અતિશય અશુચિ છે. ત્યારબાદ પિત્તાશયને પ્રાપ્ત કરીને પચતો આહાર ખાટો બને છે. પછીથી વાયુથી વિભક્ત બની તે અલગ રસરૂપ અને ખલરૂપ બને છે; અને ખલ તો મલ હોઇ અશુચિ છે. આ પ્રમાણે ઉત્તર કારણો અશુચિ હોવાથી શરીર પણ અશુચિ જ છે. કાન, નાક ઇત્યાદિ ખરેખર અશુચિના ભાજન છે. કલલ–અવસ્થા, અર્બુદ–અવસ્થા, પેશીની અવસ્થા, ઘન–અવસ્થા, શરીરના અવયવની અવસ્થા, સંપૂર્ણ ગર્ભ–અવસ્થા, બાળપણ, જુવાની વગેરે દ્વારા ઉત્પન્ન થયેલ અશુભ પરિણામ તેમજ મલાદિથી ઉત્પન્ન થયેલ અશુભ પરિણામ પણ અશુચિ હોવાથી શરીર અશુચિ જ છે. વળી શરીર જ્યારે પાકી જાય છે ત્યારે તે અતિશય દુર્ગંધી સ્વભાવવાળું માલૂમ પડે છે, તેથી શરીર અશુચિરૂપ જ છે.

માનસિક, વાચિક અને કાયિક વ્યાપારરૂપ શુભ અશુભ કર્મનું જે દ્વારા આગમન થાય છે તે આસ્રવ છે એ વાત આપણે પૂર્વે અર્થાત્ ૭૪૦મા પૃષ્ઠમાં વિચારી ગયા છીએ.

આશ્રવ-ભાવનાનું લક્ષણ એ છે કે—

**श्रोत्रादीन्द्रियविषयप्रसक्तहरिणादिवद् विनिपातमपि गच्छतीति चिन्तनानुरूपत्वं कायिकादियोगादिभ्यः शुभाशुभकर्मागमनानुचिन्तनरूपत्वं वा आश्रवभावनाया लक्षणम् । ( ६६८ )**

અર્થાત્ કાન વગેરે ઇન્દ્રિયોના વિષયમાં આસક્ત થનાર હરિણ વગેરે જેમ દુઃખના ભાજન બને છે તેમ જીવ પણ વિષયમાં લપટાતાં દુઃખી થાય છે એવી ભાવના ભાવવી તે 'આશ્રવ-ભાવના' છે. અથવા તો કાયિકાદિ યોગાદિ દ્વારા શુભાશુભ કર્મનું આગમન થાય છે એવો વિચાર કરવો તે 'આશ્રવ-ભાવના' છે.

સંવર-ભાવનાનું લક્ષણ—

**महाव्रतपरिपालनसाहाय्यीभूतगुप्त्यादीनां मूलोत्तरगुणवच्चिन्तनानुरूपत्वम्, यद्यदुपायकर्तृको यो य आश्रवनिरोधस्तत्तदुपायानुचिन्तनरूपत्वं वा संवरभावनाया लक्षणम् । ( ६६९ )**

અર્થાત્ મહાવ્રત પાળવામાં સહાયક ગુપ્તિ વગેરેનું, મૂળ અને ઉત્તર ગુણોની માફક ચિંતન કરવું તે 'સંવર-ભાવના' છે. અથવા તો જે જે ઉપાય દ્વારા જે જે આશ્રવનો નિરોધ થાય તેમ હોય તે તે ઉપાયનું ચિંતન કરવું તે 'સંવર-ભાવના' છે.

આશ્રવના નિરોધના ઉપાયો—

ક્રોધનો ક્ષમા વડે, માનનો મૃદુતા વડે, માયાનો સરળતા વડે અને લોભનો સંતોષ વડે નિરોધ કરાય છે. વિષયોને અખંડિત સંયમ વડે રોકી શકાય છે. ત્રણ ગુપ્તિઓ વડે યોગોને, અપ્રમાદ વડે પ્રમાદને, સાવદ્ય વ્યાપારના ત્યાગ દ્વારા અવિરતિને, સમ્યગ્દર્શન વડે મિથ્યાત્વને તેમજ શુભ અને સ્થિર મન વડે આર્ત્ત અને રૌદ્ર ધ્યાનો રોકી શકાય છે.

નિર્જરા-ભાવનાનું લક્ષણ—

**आत्मप्रदेशानुभूतरसकर्मपुद्गलानां परिशाटनानुकूलचिन्तनरूपत्वम्, संसारबीजीभूतानां कर्मणामुपायात् स्वतो वा फलवत् पाकानुचिन्तनरूपत्वं निर्जराया लक्षणम् । ( ६७० )**

અર્થાત્ આત્મ-પ્રદેશ દ્વારા જે કર્મ-પુદ્ગલોનો રસ અનુભવાયેલો છે તે કર્મ ત્યારબાદ ખરી પડે છે એવું ચિંતન કરવું તે 'નિર્જરા-ભાવના' છે. સંસારનાં બીજરૂપ કર્મો ઉપાય દ્વારા કે પોતાની મેળે ફળની માફક પાકી (ખરી) જાય છે એવી ભાવના તે 'નિર્જરા-ભાવના' છે. નિર્જરાના અબુદ્ધિ પૂર્વક અને કુશળમૂળ ( ઉપયોગ પૂર્વક ) એમ બે પ્રકારો પડે છે. તેમાં નરકાદિમાં કર્મફળના વિપાકરૂપ જે નિર્જરા હોય છે તે અબુદ્ધિ પૂર્વકની નિર્જરા સમજવી; કેમકે એ નિર્જરા મોટે ભાગે અનુપયોગ પૂર્વક હોય છે. તપ અને પરીષહોથી ઉદ્ભવતી નિર્જરા તે કુશલમૂળ છે. એનું ગુણ દ્વારા અનુચિંતન કરવું જોઇએ.

લોક-ભાવનાનું લક્ષણ—

**पञ्चास्तिकायात्मकः खलु लोको न केनचिन्निष्पादितो न वा धृतः किन्तु गगनेऽवस्थित इति चिन्तनानुरूपत्वम्, पञ्चास्तिकायात्मकः खलु लोको विविधपरिणामयुक्तः स्थित्युत्पत्तिव्ययात्मको विचित्रस्वभाव इति चिन्तनानुरूपत्वं वा लोकभावनाया लक्षणम् । ( ६७१ )**

અર્થાત્ આ પંચાસ્તિકાયરૂપ લોકને ખરેખર કોઇએ ઉત્પન્ન કર્યો નથી[1] કે કોઇએ ઝાલી રાખ્યો નથી, કિન્તુ એ આકાશમાં રહેલો છે એ પ્રકારનું ચિન્તન તે 'લોક-ભાવના' છે. અથવા તો આ પંચાસ્તિકાયરૂપ લોક વિવિધ પરિણામોથી યુક્ત છે, સ્થિતિ, ઉત્પત્તિ અને વિનાશ એમ ત્રણ ધર્મોથી યુક્ત છે તેમજ વિચિત્ર સ્વભાવવાળો છે એ પ્રમાણેની ભાવના ભાવવી તે 'લોક-ભાવના' છે.

લોકના-વિભાગો—

**ભગવતી** ( શ. ૧૧, ઉ. ૧૦)માં સૂચવ્યા મુજબ લોકના દ્રવ્યથી ( ૧ ) દ્રવ્ય-લોક, ક્ષેત્રથી ( ૨ ) ક્ષેત્ર-લોક, કાળથી ( ૩ ) કાળ-લોક અને ભાવથી ( ૪ ) ભાવ-લોક એમ ચાર પ્રકારો પડે છે.[2] તેમાં વળી ક્ષેત્ર-લોકના ( ૧ ) અધોલોક-ક્ષેત્રલોક, ( ૨ ) તિર્યગ્લોક-ક્ષેત્રલોક અને ( ૩ ) ઊર્ધ્વલોક-ક્ષેત્રલોક એમ ત્રણ પ્રકારો પડે છે. વિશેષમાં અધોલોકના રત્નપ્રભાપૃથિવી-

---

૧ જગત્‌ની ઉત્પત્તિ વગેરે સંબંધી વિવિધ મતો માટે જુઓ **લોકતત્ત્વનિર્ણય** ( શ્લો. ૪૨-૭૫ ).

૨ **ભગવતી** ( શ. ૨, ઉ. ૧ )માં સૂચવ્યા મુજબ દ્રવ્યલોક એક અને અંતવાળો છે. ક્ષેત્રલોક અસંખ્ય કોટાકોટિ યોજન જેટલો લાંબો અને પહોળો છે અને એનો પરિધિ અસંખ્ય યોજન કોટાકોટિનો છે. એ પણ અંતવાળો છે. કાલ-લોક ધ્રુવ, નિયત, શાશ્વત, અક્ષત, અવ્યય, અવસ્થિત અને નિત્ય છે. વળી તે અંતરહિત છે ભાવલોક અનંત વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ પર્યવરૂપ છે; અનંત સંસ્થાન પર્યવરૂપ છે. અનંત ગુરુલઘુ પર્યવરૂપ છે અનંત અગુરુલઘુ પર્યવરૂપ છે તેમજ અંત વિનાનો છે,

અધોલોકક્ષેત્રલોક ઇત્યાદિ સાત પ્રકારો પડે છે. તિર્યગ્-લોક અસંખ્ય પ્રકારનો છે. જેમકે જંબૂદ્વીપ-તિર્યગ્લોકક્ષેત્રલોકથી માંડીને તે સ્વયંભૂરમણસમુદ્ર-તિર્યગ્લોકક્ષેત્રલોક, ઊર્ધ્વલોક-ક્ષેત્રલોક પંદર પ્રકારનો છે. ( ૧ ) સૌધર્મ કલ્પ ઊર્ધ્વલોકક્ષેત્રલોક યાવત ( ૧૨ ) અચ્યુત કલ્પ-ઊર્ધ્વલોકક્ષેત્રલોક, ( ૧૩ ) ગ્રૈવેયક વિમાન-ઊર્ધ્વલોકક્ષેત્રલોક, ( ૧૪ ) અનુત્તર વિમાન-ઊર્ધ્વલોકક્ષેત્રલોક અને ( ૧૫ ) ઈષત્પ્રાગ્ભાર પૃથિવી-ઊર્ધ્વલોકક્ષેત્રલોક.

**અધોલોકાદિનાં સંસ્થાન—**

અધોલોક ત્રાપાના કે ઊંધા શકોરાના આકારનો, તિર્યગ્લોક ઝાલરના આકારનો અને ઊર્ધ્વલોક ઊભા મૃદંગના કે પખાજના આકારનો છે. લોકનું સંસ્થાન **ભગવતી** ( શ. ૭, ઉ. ૧ )માં નિર્દેશ્યા મુજબ સુપ્રતિષ્ઠક ( [1]શરાવ )ના આકાર જેવું છે. આ સૂત્રની ટીકાના ૨૮૮મા પત્રમાં કહ્યું છે તેમ અત્ર શરાવ-ચપણીઆને ઊંધું વાળી તેના ઉપર કળશ મૂકેલો હોય તેવું શરાવ સમજવું, કેમકે તે સિવાયના કેવળ શરાવ સાથે લોકસંસ્થાનની સદૃશતા ઘટી શકે તેમ નથી.

**લોકની આઠ પ્રકારની સ્થિતિ—**

**ભગવતી** ( શ. ૧, ઉ. ૬ )માં લોકની સ્થિતિ આઠ પ્રકારની દર્શાવવામાં આવી છે. જેમકે વાયુ આકાશને આધારે રહેલો છે. ઉદધિ વાયુને આધારે, પૃથ્વી ( જમીન ) ઉદધિને આધારે, ત્રસ તેમજ સ્થાવર જીવો પૃથ્વીને આધારે, અજીવ પદાર્થો જીવને આધારે, અને સકર્મક જીવો કર્મને આધારે રહેલા છે. અજીવોને જીવોએ સંઘરેલા છે અને જીવોને કર્મોએ સંઘરેલા છે.

વાયુના આધારે ઉદધિ અને ઉદધિના આધારે પૃથ્વી કેમ રહી શકે એના સંબંધમાં આ ઉદ્દેશ દિવ્ય પ્રકાશ પાડે છે. ત્યાં એમ સૂચવાયું છે કે કોઇ પુરુષ પવન ભરીને ચામડાની મસકને ફૂલાવે, પછી વાધરીની દૃઢ ગાંઠથી તો મસકનું મુખ બંધ કરી લે, અને એના મધ્ય ભાગને પણ એવી રીતે બાંધી લે. આ પ્રમાણે થતા મસકમાં ભરાયેલા વાયુના બે વિભાગો પડી જશે અને મસકનો આકાર ડુગડુગી સમાન બની જશે ત્યાર બાદ મસકનું મોઢું ઉઘાડે અને તેની અંદરનો ઉપરના ભાગનો પવન કાઢી નાખે પછી તે જગ્યામાં-મસકના ઉપરના ભાગમાં પાણી ભરે અને પછી પાછું મસકનું મુખ બંધ કરી વચલી ગાંઠ છોડી દે. તેમ થતાં જણાશે કે ઉપલા ભાગમાં ભરેલું પાણી ઉપરના ભાગમાં જ રહેશે-પવનની ઉપર જ રહેશે, નીચે નહિ જાય; કેમકે એ પાણી મસકની નીચે રહેલા પવનને આધારે રહેલું છે. આ પ્રમાણે જેમ પવનને આધારે પાણી ઉપર રહે છે તેમ પૃથ્વી વગેરે પણ પવનને આધારે રહેલ છે.

આ સંબંધમાં એવું પણ ત્યાં ઉદાહરણ અપાયું છે કે જેમ કોઇ એક પુરુષ હોય અને તે ચામડાની મસકને પવન વડે ફૂલાવી પોતાની કેડે બાંધે અને પછી તાગ વિનાના, તરી ન શકાય તેવા અને મથોડા કરતાં વધારે ઊંડા પાણીમાં પ્રવેશ કરે તોપણ તે પાણીની ઉપર ઉપરના ભાગમાં રહે તેમ અત્ર સમજવું.

---

૧ માટીનું કોડીઉં.

કહેવાનો ભાવાર્થ એ છે કે તનુવાત અને ઘનવાતરૂપ વાયુનો આધાર આકાશ છે, કેમકે તે વાયુ અવકાશાંતરની ઉપર રહેલો છે. આકાશ તો પોતે સ્વપ્રતિષ્ઠિત છે–તે પોતાના આધારે જ રહેલું છે–તેને બીજો કોઇ આધાર નથી એટલે એ કોને આધારે રહેલું છે એ પ્રશ્ન માટે અવકાશ જ રહેતો નથી. ઘનોદધિ વાતને આધારે રહેલો છે; કારણ કે એ ઘનવાત અને તનવાત ઉપર રહેલો છે. 'રત્ન પ્રભા' વગેરે સાત પૃથ્વીઓ ઘનોદધિને આધારે રહેલી છે, કારણ કે એ પૃથ્વીઓ ઘનોદધિની ઉપર રહેલી છે. 'ઇષિત્પ્રાગ્ભારા' નામની આઠમી પૃથ્વી તો ઘનોદધિને આધારે રહેલી નથી, કિન્તુ તે આકાશને જ આધારે રહેલી છે.[1] ત્રસ અને સ્થાવર જીવો પૃથ્વીને આધારે રહેલા છે. આ કથન પ્રાયિક જાણવું; કેમકે કેટલાક જીવો પૃથ્વી સિવાયના આકાશ, પર્વત અને વિમાનને આધારે પણ રહેલા છે. શરીરાદિ પુદ્ગલરૂપ અજીવો જીવને આધારે રહેલા છે, કેમકે તેઓ જીવમાં સ્થિત છે. જીવો કર્મને આધારે રહેલા છે, કારણ કે સંસારી જીવોનો આધાર અનુદય અવસ્થામાં રહેલા કર્મપુદ્ગલના સમૂહ ઉપર છે. કેટલાકનું કહેવું એમ છે કે જીવો કર્મને આધારે રહેલા છે એટલે જીવો નારકાદિ ભાવે રહેલા છે. અજીવોને જીવોએ સંઘરેલા છે, કેમકે મનના અને ભાષાદિના પુદ્ગલોને જીવોએ સંઘરેલા છે. જે જેનું સંગ્રાહ્ય હોય છે તે તેનું આધેય પણ છે. જેમકે પૂડલા વડે તેલ સંગ્રહાય છે તો તે તેલ સંગ્રાહ્ય પણ છે અને આધેય પણ છે તેમ અજીવો જીવોને આધારે રહેલા છે અને અજીવોને જીવોએ સંઘરેલા છે એ સંબંધમાં ઘટાવી લેવું. જીવોને કર્મોએ સંઘરેલા છે, કેમકે સંસારી જીવો ઉદય પ્રાપ્ત કર્મને વશ છે. વળી જે જેને વશ હોય તે તેમાં રહેલું છે. જેમકે ઘટના રૂપાદિ ગુણો ઘટને વશ છે; વાસ્તે તે તેમાં રહેલા જ છે. એ પ્રમાણે અહીં પણ આધાર–આધેયભાવ સમજવો.

બોધિ-દુર્લભ-ભાવનાનું લક્ષણ—

**अनादिसंसारेऽनन्तशः परिवर्तमानस्य विविधदुःखाभिहतस्य मिथ्यादर्शनादिना प्रतिहतमतेः सम्यग्दर्शनादिविशुद्धो बोधिर्दुर्लभो भवतीति चिन्तनानुरूपत्वम्, पुण्यानुभावेन मनुष्यादिशुभगतिप्राप्तावपि तत्त्वार्थश्रद्धानस्वरूपबोधिरत्नं दुर्लभं भवतीति चिन्तनानुरूपत्वं वा बोधिदुर्लभभावनाया लक्षणम्। ( ६७२ )**

અર્થાત્ અનાદિ સંસારમાં અનંત વાર પરિભ્રમણ કરનારા, વિવિધ દુઃખથી ત્રસ્ત બનનારા તેમજ મિથ્યાદર્શનાદિથી સ્ખલિત થયેલી મતિવાળા જીવને સમ્યગ્દર્શનરૂપ વિશુદ્ધ બોધિનો લાભ અતિશય દુર્લભ છે એમ ચિન્તન કરવું તે 'બોધિ–દુર્લભ–ભાવના' છે. અથવા તો પુણ્યના વિપાકરૂપે મનુષ્યાદિ શુભ ગતિ પ્રાપ્ત કરવા છતાં તત્ત્વાર્થને વિષે શ્રદ્ધારૂપ બોધિ–રત્નની પ્રાપ્તિ થવી મુશ્કેલ છે એવી ભાવના ભાવવી તે 'બોધિ–દુર્લભ–ભાવના' છે.

---

૧ ભગવતીસૂત્રમાં પૃથ્વીઓ ઘનોદધિને આધારે રહેલી છે એવો જે ઉલ્લેખ છે તે ઔપચારિક સમજવો–પ્રાયિક જાણવો એમ ટીકાકારે સૂચવ્યું છે.

धर्म-भावनानुं लक्षण—

सम्यक्त्वद्वारकमहाव्रतसाधकद्वादशाङ्ग्युपदिष्टगुप्त्यादिविशुद्धभूत-संसारसमुद्रतारकमोक्षप्रापको भगवता कथितः खलु धर्मो भवतीति चिन्तनानुरूपत्वम्, यस्मिन्नालम्ब्यमाने सति जीवो भवार्णवे न पतति स धर्मो भवतीति चिन्तनानुरूपत्वं वा धर्मभावनाया लक्षणम्। ( ६७३ )

અર્થાત્ સમ્યક્ત્વરૂપ દ્વારવાળો, મહાવ્રતનો સાધક, દ્વાદશાંગીમાં જેનું વિવેચન કરાયું છે એવી ગુપ્તિ વગેરેથી વિશુદ્ધ બનેલો, સંસાર-સમુદ્રને પાર ઉતારનાર તેમજ મોક્ષને પ્રાપ્ત કરાવનાર એવો ખરેખર ભગવાને કહેલો ધર્મ છે એમ ચિંતવવું તે ' ધર્મ-ભાવના ' છે. અથવા તો જેનો આશ્રય લેવાથી જીવ ભવ-સાગરમાં પડતો નથી તે ધર્મ છે એમ ચિન્તન કરવું તે ' ધર્મ-ભાવના ' છે.

આ પ્રમાણે આપણે બાર ભાવનાનું સ્વરૂપ વિચાર્યું. હવે **પરીષહોનું પ્રતિપાદન** કરવામાં આવે છે. તેમાં **પરીષહનું લક્ષણ** એ છે કે—

सम्यग्दर्शनादिलक्षणमोक्षमार्गादपरिच्यवनप्रयोजनवत्त्वे सति कर्मनिर्जराप्रयोजनवत्त्वे च सति क्षुधाद्युपद्रवपरीषहणरूपत्वं परीषहस्य लक्षणम्। ( ६७४ )

અર્થાત્ સમ્યગ્દર્શનાદિરૂપ મોક્ષ-માર્ગમાંથી વિનિપાત ન થવા દેનારી તેમજ કર્મની નિર્જરાના કારણભૂત એવા ક્ષુધાદિ ઉપદ્રવને સહન કરવાની શક્તિ તે ' પરીષહ ' કહેવાય છે. આ **બાવીસ પ્રકારનો** છે. જેમકે ( ૧ ) ક્ષુધાનો, ( ૨ ) તૃષાનો, ( ૩ ) શીતનો, ( ૪ ) ઉષ્ણનો, ( ૫ ) દંશ-મશકનો, ( ૬ ) નગ્નતાનો, ( ૭ ) અરતિનો, ( ૮ ) સ્ત્રીનો, ( ૯ ) ચર્યાનો, ( ૧૦ ) નિષદ્યાનો, ( ૧૧ ) શય્યાનો, ( ૧૨ ) આક્રોશનો, ( ૧૩ ) વધનો, ( ૧૪ ) યાચનાનો, ( ૧૫ ) અલાભનો, ( ૧૬ ) રોગનો, ( ૧૭ ) તૃણસ્પર્શનો, ( ૧૮ ) મળનો, ( ૧૯ ) સત્કારપુરસ્કારનો, ( ૨૦ ) પ્રજ્ઞાનો, ( ૨૧ ) અજ્ઞાનનો અને ( ૨૨ ) અદર્શનનો.

ક્ષુધા-પરીષહ અને તૃષા-પરીષહ—

આગમમાં દર્શાવેલ વિધિ-મુજબ, જઠર અને આંતરડાંને બાળનારી ભૂખને, અનેષણીય આહારના પરિહાર પૂર્વક યથાર્થ રીતે સહન કરનારો વ્રતી ક્ષુધા-પરીષહને જીતે છે. એ પ્રમાણે તૃષા-પરીષહ માટે સમજી લેવું.

ઉત્તરાધ્યયન ( અ. ૨ )માં કહ્યું છે કે શરીર ક્ષુધા વડે વ્યાપ્ત બન્યું હોય તોપણ

તપસ્વી અને પરાક્રમી મુનિ ફળાદિ છેદે નહિ કે છેદાવે નહિ; રાંધે નહિ કે રંધાવે નહિ. કાકજંઘા વનસ્પતિનાં જેવાં બાહુ, જંઘા વગેરે અવયવો અત્યંત કૃશ બની ગયાં હોય અને શરીરમાં એકલી નસો દેખાતી હોય તેવું દુર્બળ શરીર થઇ ગયું હોય તોપણ મુનિ જરા પણ દિલગીર બન્યા વિના સંયમ-માર્ગમાં સંચરે.

એકાંતે માર્ગમાં જતો, તૃષાથી વ્યાકુળ બનેલો અને મુખ સુકાઇ જતું હોય છતાં મુનિ જળ સંબંધી શાસ્ત્રોક્ત મર્યાદાનું ઉલ્લંઘન ન કરે.

આથી એ ફલિત થાય છે કે ગમે તેવી કકડીને ભૂખ કે તરસ લાગી હોય તોપણ સ્વીકારેલ મર્યાદાનું ઉલ્લંઘન કરી આહાર પાણી ન લેતાં તે ક્ષુધાની અને તૃષાની વેદનાને સમભાવે નિભાવી લેવી એ અનુક્રમે 'ક્ષુધા-પરીષહ' અને 'તૃષા-પરીષહ' છે.

**શીત-પરિષહ—**

ઘણી સખત ઠંડી પડી હોય ત્યારે જીર્ણ વસ્ત્ર ધારણ કર્યું હોય તે કાઢી નાંખી ટાઢથી બચાવ કરવા માટે અનેષણીય વસ્ત્રાદિ માટે પ્રયાસ ન કરવો, કિન્તુ શાસ્ત્રોક્ત વિધિ અનુસાર એષણીયની જ ગવેષણા કરવી તે શીત-પરીષહનો જય કહેવાય; પરન્તુ જો એવા સમયમાં અગ્નિ સળગાવે અથવા તો અન્યને તેવી પ્રેરણા કરે તો તે શીત-પરીષહ સહન કર્યો ન ગણાય. આ સંબંધમાં ઉત્તરા૦ ( અ. ૨ )માં કહ્યું છે કે રૂક્ષ શરીરવાળા અને ગામે ગામ વિહાર કરતા મુનિને કોઇ વેળા બહુ જ ઠંડી લાગે તોપણ એના ભયથી સ્વાધ્યાયાદિ કરવાનું તેઓ ન ચૂકે તેમજ ઠંડી દૂર કરવા માટે મારે મકાન વગેરે સાધન નથી, મારી પાસે કાંબળ વગેરે નથી, હું અગ્નિ વડે તાપું તો ઠીક એવું એવું દીન ચિન્તન તેઓ ન કરે.

**ઉષ્ણ-પરીષહ—**

અતિશય તાપ લાગતો હોય તોપણ સ્નાન ન કરે કે પંખો ન ખાય, કિન્તુ એ ગરમીને સહન કરી જાય તો જ તે ઉષ્ણ-પરીષહનો જય કર્યો ગણાય. ખરેખરા વ્રતી ઉષ્ણતાને દૂર કરવા છત્ર વગેરે ન ધારણ કરે. ટુંકમાં કહીએ તો પ્રખર તાપ વેઠવો કિન્તુ સદોષ આચરણ ન કરવું એનું નામ ઉષ્ણ-પરીષહ સહન કર્યો કહેવાય. ઉત્તરા૦ (અ. ૨)માં કહ્યું છે કે તપી ગયેલી પૃથ્વી, રેતી અને શિલાદિથી તેમજ તૃષા વડે ઉત્પન્ન થયેલા દાહથી અને સૂર્યનાં કિરણોની ગરમીથી સંતપ્ત બનેલા મુનિ ચંદ્ર, ચંદન, પવન ઇત્યાદિ વડે મને ક્યારે શાતિ મળે એવી દીનતા ન રાખે. વળી ઉષ્ણતાથી સંતાપ પામેલા તેઓ સ્નાનની અભિલાષા ન રાખે, શરીર ઉપર પણ પાણી ન છાંટે કે વસ્ત્રાદિ વડે વાયુ પણ ન નાંખે.

**દંશમશક-પરીષહ—**

ડાંસ, મચ્છર વગેરે કરડતા હોય તોપણ તે સ્થાનેથી ચાલ્યા ન જવું, પંખા વગેરે દ્વારા તેને દૂર ન કરવા-ઉડાડી ન મૂકવા તેમજ તેને હાંકી કાઢવા ધુણી ન કરવી એ દંશમશક પરીષહ.

નો જય કર્યો ગણાય. આ સંબંધમાં ઉત્તરા૦ ( અ. ૨ )માં સૂચવાયું છે કે મચ્છર વગેરે જીવો શરીરનું માંસ, લોહી ખાતા હોય તોપણ ઉદ્વેગ ન કરવો, તેમને ઉડાવવા નહિ, મનથી પણ તેમના ઉપર દ્વેષભાવ ન લાવવો, તેમને મારવા પણ નહિ, કિન્તુ તે તરફ બેદરકાર રહેવું.

નાગ્ન્ય-પરીષહ—

નાગ્ન્ય એટલે કંઇ સમગ્ર ઉપકરણોનો ત્યાગ નથી, કિન્તુ પ્રવચનમાં જે વિધિ બતાવવામાં આવી છે તે અનુસાર નગ્નત્વ તે 'નાગ્ન્ય' છે. ઉત્સર્ગ અને અપવાદ પૂર્વક ઔઘિક અને ઔપગ્રાહિક ઉપધિને ધારણ કરનારા, પ્રવ્રજ્યાદિ દ્વાર વડે લક્ષિત, આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, ભિક્ષુ, અને ક્ષુલ્લક એવા સાધુના અનેક પ્રકારો પૈકી કોઇ પણ વિભાગમાં આવતા, માસકલ્પ વિહાર કરનારા, અલ્પ કીંમતના અને જીર્ણપ્રાય વસ્ત્ર વડે અગ્ર ભાગને ઢાંકનારા, વર્ષાકલ્પ પરિભોગ કરનારા, દશ પ્રકારની સામાચારી સેવનારા તેમજ ઉદ્ગમ, ઉત્પાદન અને એષણાના દોષથી રહિત શુદ્ધ આહાર, ઉપધિ અને શય્યાનુ સેવન કરનારા ભિક્ષુઓ હોય છે. આ પ્રમાણે રૂડી રીતે આચાર પાળનાર નાગ્ન્ય-પરીષહનો પરાજય કરનાર ગણાય.

ઉત્તરા૦ ( અ. ૨ ) માં કહેવાયું છે કે મારાં વસ્ત્ર અતિશય જીર્ણ થઇ ગયાં છે એટલે તે ફાટી જતાં હું થોડા વખતમાં તદ્દન નાગો બની જઇશ તો પછી મારી શી દશા અથવા મારાં આ જીર્ણ વસ્ત્ર દેખીને કોઇ ગૃહસ્થ નવાં આપે તો ઠીક એવી દીન ભાવના ન ભાવવી પરંતુ જો જીર્ણ વસ્ત્ર ફાટી જશે તો મને જિનકલ્પી જેવું અચેલકત્વ પ્રાપ્ત થશે અને જો નવાં વસ્ત્ર મળશે તો સ્થવિરકલ્પગત સચેલકત્વ પ્રાપ્ત થશે. એટલે એ બંને ધર્મને હિતકારી છે એમ જાણી મુનિ દીનતા ન કરે.

શ્વેતાંબરત્વ અને દિગંબરત્વનું મૂળ—

નગ્નત્વ-પરીષહનો અર્થ સમજવામાં શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયો એક બીજાથી જુદા પડે છે. શ્વેતાંબરોનું કહેવું એ છે કે જિનકલ્પી જેવા વિશિષ્ટ સાધકો સર્વથા નગ્ન હોય, પરંતુ સ્થવિરકલ્પી જેવા અન્ય સાધકો માટે મર્યાદિત વસ્ત્રાદિની છૂટ છે. અલબત્ત આ વસ્ત્રાદિ ઉપર તેમને મૂર્છા ન હોવી જોઇએ. દિગંબરોનું માનવું એ છે કે મુનિ એવું નામ ધારણ કરનારા સમગ્ર સાધકો માટે એક સરખું ઐકાન્તિક નગ્નત્વનું વિધાન કરાયેલું છે. તેઓ નગ્નત્વને ' અચેલક-પરીષહ ' પણ કહે છે.

પાશ્ચાત્ય વિદ્વાનોએ એવી કલ્પના કરી છે કે શ્વેતાંબરીય મતનું મૂળ એ પ્રભુ પાર્શ્વનાથની સવસ્ત્ર પરંપરા છે, જ્યારે દિગંબરીય મતનું મૂળ ભગવાન્ મહાવીરની અવસ્ત્ર પરંપરા છે. વળી શ્વેતાંબર અને દિગંબર એ બે નામો પણ વસ્ત્ર રાખવાં ન રાખવા ઉપરથી જ પડયાં જણાય છે.

અરતિ-પરીષહ—

વિહાર કરતી વેળા કે ઊભા રહ્યા હોય ત્યારે કોઇક વાર મુનિના સંયમ ઉપર અપ્રીતિ

થવારૂપ-કંટાળો આવવારૂપ સ્ખલના ઉદ્ભવે ત્યારે તેઓ રૂડી રીતે ધર્મની આરાધના કરવી જ જોઇએ એવું વિચારે તો તેમણે અરતિ-પરીષહ જીત્યો ગણાય. ટૂંકમા કહીએ તો ચારિત્ર ગ્રહણ કર્યા બાદ દીક્ષા પાળવામા અનેક મુશ્કેલીઓ ઊભી થતાં એનાથી કંટાળવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે તેમ ન કરતાં ધીરજથી તેમાં રસ લેવો તે અરતિ-પરીષહનો જય ગણાય.

**સ્ત્રી-પરીષહ—**

કામિનીનાં અંગ, ઉપાંગ, સંસ્થાન, હાસ્ય, લલિત અને વિભ્રમાદિ ચેષ્ટાનો વિચાર ન કરાય તેમજ કોઇ પણ વેળા તેનાં અંગોપાંગનું કામબુદ્ધિથી અવલોકન ન કરાય તો સ્ત્રીપરીષહ જીત્યો ગણાય. કહેવાનું તાત્પર્ય છે કે સાધકે પોતાની સાધનામા વિઘ્નરૂપ વિજાતીય આકર્ષણને વશ ન થવું. જેમકે કોઇ સ્ત્રી તરફથી વિષયેચ્છા પૂર્ણ કરવા માટે અનેક ઉપસર્ગો કરાય તો સાધક પુરુષે તે સહન કરી લેવા, પરંતુ લેશ માત્ર વિકારને વશ ન થવું-એ સ્ત્રીને તાબે ન જ થવું. એ પ્રમાણે સાધક સ્ત્રી હોય તો તેને પુરુષ-પરીષહ સહન કરવો.

**ચર્યા-પરીષહ—**

ગામ, શહેર, કુળ વગેરેમાં અનિયમિતપણે નિવાસ કરનાર તથા આળસનો તેમજ મમતાનો ત્યાગ કરનાર મુનિ દરેક મહિને વિહાર કરે તો તેમણે ચર્યા-પરીષહને પરાજિત કર્યો ગણાય. સ્વીકારેલા ધાર્મિક જીવનને પુષ્ટ કરવાના ઇરાદાથી નિઃસંગતા પૂર્વક જુદા જુદા સ્થાનોમા વિહાર કરવો, પરંતુ કોઇ પણ એક સ્થળમાં અડ્ડો ન જમાવવો તે ચર્યા-પરીષહનો વિજય છે. આ સંબંધમાં **ઉત્તરા૦** (અ. ૨)માં કહ્યું પણ છે કે ગૃહસ્થાદિની સાથે રાગનો પ્રતિબંધ રાખ્યા વિના મુનિ જિનાજ્ઞા પ્રમાણે એક ગામથી બીજે ગામ વિચરે.

**[1]નિષદ્યા-પરીષહ—**

સ્ત્રી, પશુ અને નપુંસક જે સ્થાનમાં ન રહેતાં હોય તેવા સ્થાનમાં બેસીને ઇષ્ટ તેમજ અનિષ્ટ ઉપસર્ગોને ઉદ્વેગ રહિતપણે-સમભાવે સહન કરવાં તે નિષદ્યા-પરીષહનો વિજય છે. કહેવાની મતલબ એ છે કે સાધનાને અનુકૂળ એકાંત સ્થાનમા અમુક વખત સુધી આસન લગાવી બેઠા બાદ કોઇ ભય આવી પડે તોપણ અડોળપણે આસન ઉપર સ્થિર રહેવું તે નિષદ્યા-પરીષહનો પરાજય છે.

**શય્યા-પરીષહ—**

શય્યા, સંસ્તારક, પટ્ટિકા ઇત્યાદિની મૃદુતા કે કઠોરતાને લીધે ઊંચા નીચા પ્રતિશ્રય મળતાં કે ઉપાશ્રયમાં ધૂળ ઘણી હોય કે તેમાં બહુ શીતલતા કે ઉષ્ણતા રહેતી હોય તોપણ

---

૧ **નવતત્ત્વપ્રકરણ** ( ગા ૨૭ )માં આને બદલે ' નૈષેધિકી-પરીષહ 'નો ઉલ્લેખ છે, જોકે એનો અર્થ તો ઉપર મુજબ જ છે. જેમકે શૂન્ય ગૃહ, વૃક્ષ ઇત્યાદિ સ્થાનમા નિર્ભયપણે બેસવુ તેમજ બીજાને બીવડાવવા નહિ કે દુષ્ટ ચેષ્ટા ન કરવી તે ' નૈષેધિકી-પરીષહ ' છે.

ઉદ્વેગ ન ધારણ કરવો ( કિન્તુ તે કષ્ટને સમભાવે સહન કરવું ) તે શય્યા–પરીષહનો પરાજય છે. ઉત્તરા૦ ( અ. ૨ )માં કહ્યું છે કે અનુકૂળ શય્યા ( સ્થાનાદિ ) મળતાં હર્ષ ન કરવો કે પ્રતિકૂળ મળતા ઉદ્વિગ્ન ન થવું.

આક્રોશ–પરીષહ—

આક્રોશ એટલે અનિષ્ટ વચન. આવું વચન જો સાચું હોય તો ગુસ્સે થવાનું કંઇ કારણ નથી, કેમકે એ તો મને શિખામણરૂપ છે અને એથી ઉપકારી છે; અને જો એ ખોટું હોય તો તો ક્રોધ ન જ કરવો જોઇએ એ દેખીતી વાત છે. આ પ્રમાણે વર્તનાર આક્રોશ–પરીષહ જીતે છે.

ઉત્તરા૦ ( અ. ૨ )મા કહ્યું છે કે કોઇ મુનિ ઉપર આક્રોશ કરે તો મુનિએ સામું તેમ ન કરવું; નહિ તો મુનિ પણ અજ્ઞાનીના સમાન બને છે.

વધ–પરીષહ—

વધ એટલે હાથ વડે, લાતથી, સોટીથી કે ચાબુક વડે તાડન કરવું તે. આવું તાડન-તર્જન પણ, શરીર અવશ્ય વિનશ્વર છે એમ વિચારી સહન કરવાથી વધ–પરીષહ જીતાય.

યાચના–પરીષહ—

યાચના એટલે માગવું તે. વસ્ત્ર, પાત્ર, અન્ન, પાન, ઉપાશ્રય વગેરે વસ્તુ અન્ય જન પાસે માગતાં જો તે મળી જાય તો હર્ષ ( કે ગર્વ ) ન કરવો તેમજ કદાચ જો તે ન મળે તો શોક ન કરવો–દીન ન બની જવું. આ પ્રમાણે વર્તવાથી યાચના–પરીષહ ઉપર વિજય મેળવાય છે.

ઉત્તરા૦ ( અ. ૨ )માં કહ્યું છે કે ગોચરીએ જતા મુનિને ગૃહસ્થ આગળ હાથ ધરવો યુક્ત નથી, એના કરતા તો ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે, એમ મુનિ ન ચિંતવે.

મુનિને દરેક વસ્તુ માગીને જ લેવાની જિનાજ્ઞા છે. માગ્યા વિના જમીન ઉપરથી એક તણખલું કે દાંત ખોતરવા માટે એક સળી પણ તેમનાથી ઉપાડી ન લેવાય. આથી ધનિકે કે કોઇ મોટા રાજપુત્રે દીક્ષા લીધી હોય ત્યારે ઘેરેઘેર ગોચરી માટે જતાં તેમને અપમાન પણ સહન કરવાનો પ્રસંગ આવે અને તેમ છતાં તેઓ સમભાવે તે સહન કરે તો જ તેમનું અનતિચાર મુનિવ્રત ગણાય.

અલાભ–પરીષહ—

માગીએ ત્યારે વસ્તુ હોય છતાં કોઇ વખત મળતી નથી અને કોઇ વખત મળે છે, વાસ્તે ન મળે ત્યારે પણ સંતોષ માનવો. એમ કરવાથી અલાભ–પરીષહ જીતાય છે. કહેવાની મતલબ એ છે કે યાચના કરવા છતા, વસ્તુ હોવા છતા તે જોઇતી વસ્તુ ન મળે ત્યારે તેની પ્રાપ્તિ કરતાં તેની અપ્રાપ્તિને તપરૂપ ગણી વધાવી લેવી અને અસંતોષ ન ધારણ કરવો.

રોગ–પરીષહ—

તાવ, અતિસાર, કાસ, દમ ઇત્યાદિ પ્રકારના રોગ આવ્યા હોય તોપણ તેની ચિકિત્સા માટે પ્રવૃત્તિ ન કરે, કિન્તુ પૂર્વ કર્મનો આ વિપાક છે એમ ચિંતવે તો રોગ–પરીષહનો જય

કર્યો ગણાય. ગચ્છવાસીઓ તો અલ્પ અને અધિક આલોચના પૂર્વક અને શાસ્ત્રોક્ત વિધિ અનુસાર રોગો સહન કરે તોપણ તેમણે એ પરીષહ જીત્યો ગણાય.

**તૃણસ્પર્શ-પરીષહ—**

પોલાણ ન રહે તેમ તૃણ, દર્ભ ઇત્યાદિના ઉપયોગની, ગચ્છમાં નહિ રહેનારાઓને તેમજ ગચ્છમાં રહેનારાઓને પણ અનુજ્ઞા છે. તેમણે શયન કરવા માટે જે સ્થળની આજ્ઞા હોય તે જમીન ઉપર તૃણ, દર્ભ વગેરે પાથરી તેના ઉપર સંસ્તાર અને ઉત્તરપટક મૂકી સૂવું. ચોર ઉપકરણ હરી ગયાં હોય અથવા સંસ્તાર અને ઉત્તરપટક બહુ પાતળાં થઇ ગયાં હોય કે અતિશય જીર્ણ થઇ ગયાં હોય તોપણ કઠોર, કુશ; દર્ભ ઇત્યાદિ ઘાસનો સ્પર્શ તેમણે રૂડી રીતે સહન કરી લેવો. એમ કરવાથી એ પરીષહનો જય થાય.

ઉત્તરા૦ ( અ ૨ )મા જિનકલ્પીને એવો નિર્દેશ કરાયો છે કે ( અતિશય અલ્પ અને જીર્ણ વસ્ત્રવાળા ) રૂક્ષ દેહવાળા એવા તપસ્વી મુનિને ઘાસના સંથારા ઉપર સૂતા ( તેની અણીઓ ભોંકાવાથી ) પીડા થાય. વળી તે ઉપર તડકો પડવાથી ઘણી વેદના થાય તોપણ ઘાસના ભોંકાવા વડે પીડિત બનેલા મુનિ વસ્ત્રની ઇચ્છા ન કરે.

**મલ-પરીષહ—**

રજના પરાગ જેટલો મેલ પરસેવાથી કઠણ બની જાય અને શરીર ઉપર સ્થિર થઇ જાય અને ગ્રીષ્મ ઋતુના તાપથી ઉત્પન્ન થતા ઘામથી આર્દ્ર બની અત્યંત દુર્ગંધ ઉત્પન્ન કરે તોપણ તે મેલને દૂર કરવાને માટે સ્નાનાદિની ઇચ્છા ન કરનાર મલ-પરીષહનો જય કરે છે.

**પ્રજ્ઞા-પરીષહ—**

પ્રજ્ઞા એટલે બુદ્ધિનો અતિશય ( પ્રકર્ષ ). આવા બુદ્ધિના પ્રકર્ષને પ્રાપ્ત થયો હોય તોપણ અભિમાન ન કરે તો પ્રજ્ઞા-પરીષહ જીતેલો ગણાય. પ્રજ્ઞાથી વિપરીત એવી મંદ મતિનો ધારક હું કંઇ જાણતો નથી, હું મૂર્ખ છું એથી બધા મારો પરિભવ કરે છે એ પ્રકારના પરિતાપને કર્મનો વિપાક માની તેને સહન કરનાર આ પરીષહને જીતે છે. ટુંકમાં કહીએ તો ચમત્કારી બુદ્ધિ હોય તો અભિમાન ન કરવું અને મંદ મતિ હોય તો ખેદ ન કરવો.

**[1]જ્ઞાન-પરીષહ—**

શ્રુતરૂપ એટલે ચૌદ પૂર્વો અથવા દ્વાદશાંગીરૂપ જ્ઞાનનો મેં અભ્યાસ કર્યો છે, હું સમગ્ર શ્રુતનો પારક છું એવો ગર્વ ન ધારણ કરવાથી જ્ઞાન-પરીષહ ઉપર વિજય મેળવાય છે. અથવા જ્ઞાનના પ્રતિપક્ષરૂપ અજ્ઞાનને લીધે આગમમાં શૂન્ય જેટલો પ્રવેશ થયેલો હોવાથી દીનતા ન ધારણ કરતાં આ જ્ઞાનાવરણીય કર્મના ઉદયનું ફળ છે અને એ અજ્ઞાનતા પોતે કરેલાં કર્મ સમભાવે ભોગવવાથી અથવા તપ કરવાથી દૂર કરી શકાય છે એમ ચિંતવવાથી અજ્ઞાન-પરીષહ ઉપર જય મેળવાય છે. કહેવાની મતલબ એ છે કે શાસ્ત્રને વિષે વિશેષ પ્રવીણતા મળી હોય તો છાકી ન જવું અને ન મળી હોય તો તેથી દીન ન બની જવું.

**અદર્શન-પરીષહ—**

સર્વ પાપસ્થાનોથી હું વિરક્ત છું, પ્રખર તપશ્ચર્યા પણ હું કરું છું તેમજ વળી હું

---

૧ નવતત્ત્વ પ્રકરણ ( ગા. ૨૮ )માં આને બદલે અજ્ઞાન-પરીષહનો ઉલ્લેખ છે.

નિઃસંગી છું', છતાં પણ ધર્મ, અધર્મ, દેવ, નારક વગેરેને હું જોઇ શકતો નથી તેથી આ બધું મૃગતૃષ્ણિકા જેવું હોવું જોઇએ એવો કુતર્ક ઊઠાવવો એ ' અદર્શન-પરીષહ ' છે. આને સહન કરવા ઇચ્છનારે એમ વિચારવું જોઇએ કે જો ધર્મ અને અધર્મ એ પુણ્ય અને પાપરૂપ હોઇ કર્મ-પુદ્ગલરૂપ છે તો તેનું અસ્તિત્વ તેનાં કાર્ય દ્વારા અનુભવાય છે. અને જો ધર્મ અને અધર્મ ક્ષમા અને ક્રોધરૂપ હોય તો તે પોતાના અનુભવથી તેમજ આત્માના પરિણામથી તેની હૈયાતી પ્રત્યક્ષ રીતે સિદ્ધ થાય છે. રતિ-સુખમા અત્યંત આસક્ત હોવાને લીધે, મનુષ્ય લોકમાં આવવાનુ કંઇ પ્રયોજન નહિ હોવાથી અને મનુષ્ય-લોકમાં દુઃખનો અનુભવ થતો હોવાથી ( તેમજ વળી એની ગંધ સહન થવી મુશ્કેલ હોવાથી ) દેવો દૃષ્ટિગોચર થતા નથી. તીવ્ર વેદનાથી પીડાતા હોઈ, પૂર્વે કરેલા ( દુષ્ટ ) કર્મોના ઉદયરૂપ બેડીના બંધનને વશ થયેલા હોઇ અને પરતંત્ર હોઇ નારકો અહીં કેવી રીતે આવે ?

આ બાવીસ પરીષહોનો પ્રાદુર્ભાવ જ્ઞાનાવરણ, વેદનીય, દર્શનાવરણ, ચારિત્ર-મોહનીય અને અંતરાય એ પાચ કર્મ-પ્રકૃતિના ઉદયને આભારી છે.

### કોને કેટલા પરીષહ હોય ?—

ભૂખ, તરસ, ઠંડી, ગરમી, ડાંસ મચ્છરનું કરડવું, ચર્યા, અલાભ પ્રજ્ઞા, અજ્ઞાન, શય્યા, વધ, રોગ, તૃણસ્પર્શ અને મલ એ ચૌદ વિષયો સંબંધી પરીષહો સૂક્ષ્મસંપરાયવાળા અને છદ્મસ્થ-વીતરાગ યતિને સંભવે છે. અત્ર સંપરાયથી લોભ નામનો કષાય સમજવો. તેના બાદર ખંડો નવમે ગુણસ્થાને નાશ પામે છે. તેના સૂક્ષ્મ ખંડો દશમા ગુણસ્થાનમાં હોય છે. જેમને આવો સૂક્ષ્મસંપરાય હોય તેઓ શમક કે ક્ષપક સંયત હોય. છદ્મ એટલે આવરણ. આથી છદ્મસ્થ એટલે આવરણથી યુક્ત, અર્થાત્ જેનું જ્ઞાન આવરણથી યુક્ત હોય તે ' છદ્મસ્થ ' કહેવાય છે. સમસ્ત મોહનીય કર્મના ઉપશમથી અથવા એના ક્ષયથી જેમનો રાગ નષ્ટ થયો હોય તેઓ ' વીતરાગ ' કહેવાય છે. છદ્મસ્થ-વીતરાગથી અગ્યારમા અને બારમા ગુણસ્થાને રહેલા મુનિઓ સમજવા. આ પ્રમાણે દશમા, અગ્યારમા અને બારમા ગુણસ્થાને રહેલા સંયમીઓને વિષે ઉપર્યુક્ત ચૌદ પરીષહો હોય છે. બાકીના આઠ નથી હોતા તેનું કારણ એ છે કે તેનો ઉદય મોહનીય કર્મના ઉદય ઉપર નિર્ભર છે. અને એ ઉદય માટે અગ્યારમા ઉપશાંતમોહ અને બારમા ક્ષીણમોહ ગુણસ્થાનમા અવકાશ નથી. દશમા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનમાં મોહ છે ખરો, પરંતુ તે એટલો બધો ઓછો છે કે એ નથી એમ કહીએ તો ચાલે; એથી એ ગુણસ્થાનમાં પણ ચૌદ જ પરીષહોનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

ભૂખ, તરસ, ઠંડી, ગરમી, દંશમશક, ચર્યા, શય્યા, વધ, રોગ, તૃણસ્પર્શ અને મલ એમ અગ્યાર પરીષહો જિનને વિષે હોય છે. અત્ર જિનથી કેવલી સમજવા. એટલે કે આ પરીષહો તેરમા ચૌદમા ગુણસ્થાનમા સંભવે છે.

આ હકીકતના સંબંધમા શ્વેતાંબરો અને દિગંબરો વચ્ચે મતભેદ છે. એ મતભેદ સર્વજ્ઞને કવલ-આહાર હોય કે ન હોય તેને આશ્રીને ઉદ્ભવેલ છે. દિગંબરોની માન્યતા એવી છે કે સર્વજ્ઞ કવલ-આહાર કરતા નથી અને કરી પણ શકે નહિ, જ્યારે શ્વેતાંબરોની માન્યતા એવી છે કે સર્વજ્ઞો પણ કવલાહાર કરે છે.

અત્ર એ ઉમેરવું પડશે કે દિગંબરો પણ શ્વેતાંબરની જેમ " **एकादश जिने** " એ **તત્ત્વાર્થ** ( અ. ૯ )ના સૂત્રને માન્ય રાખે છે, પરંતુ એનો અર્થ મચડીને કરતા હોય એમ જણાય છે. દિગંબર પરંપરામાં આના બે અર્થો કરાયા છે. ( ૧ ) જિનમાં ક્ષુધા આદિ અગીયાર પરીષહો છે, કેમકે તે વેદનીય જન્ય છે, પરંતુ મોહનો તેમને વિષે સદંતર અભાવ હોવાથી ક્ષુધાદિ તેમને વેદનારૂપ ન થતા હોઇ એ પરીષહો કેવળ ઔપચારિક છે-દ્રવ્ય પરીષહરૂપ છે. ( ૨ ) બીજી વ્યાખ્યા પ્રમાણે ' ન ' શબ્દનો અધ્યાહાર સમજી એવો અર્થ કરાયો છે કે જિનમાં વેદનીય કર્મ હોવા છતાં તેને આશ્રીને રહેલ ક્ષુધાદિ અગ્યાર પરીષહો મોહના અભાવને લીધે બાધારૂપ નહિ થતા હોવાથી એ નથી જ.

બાદરસંપરાય નામના નવમા ગુણસ્થાનમાં બાવીસે પરીષહો સંભવે છે, કેમકે પરીષહના કારણરૂપ બધાં એ કર્મો ત્યાં રહેલાં છે. પરીષહોનો નિર્દેશ મુનિઓને લક્ષ્યીને છે એ વાત ધ્યાનમાં લેતાં છઠ્ઠા, સાતમા અને આઠમા ગુણસ્થાનોમાં પણ બાવીસે બાવીસ પરીષહો સંભવે છે. આવો અર્થ દિગંબરીય વ્યાખ્યા-ગ્રંથોમાં ' બાદરસંપરાય ' શબ્દને સંજ્ઞારૂપ ન ગણી વિશેષણરૂપ ગણી સૂચવવામાં આવ્યો છે.

**પરીષહો, તેનાં કારણો અને તે માટેનાં ગુણસ્થાનો**

| સંખ્યા | નામ | કારણ | કયે ગુણસ્થાને ? |
|---|---|---|---|
| ૧૧ | ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, દંશમશક, ચર્યા, શય્યા, મળ, વધ, રોગ અને તૃણસ્પર્શ | વેદનીયના ઉદયથી | પહેલાથી તેરમા સુધીનાં |
| ૧ | પ્રજ્ઞા | જ્ઞાનાવરણના ક્ષયોપશમથી | " બારમા " |
| ૧ | અજ્ઞાન | " ઉદયથી | " " " |
| ૧ | અદર્શન | દર્શનમોહનીયના ઉદયથી | પહેલે |
| ૧ | અલાભ | લાભાંતરાયના " | પહેલેથી બારમા સુધીનાં |
| ૭ | આક્રોશ, અરતિ, સ્ત્રી, નિષદ્યા, નગ્નત્વ, યાચના અને સત્કાર-પુરસ્કાર | ચારિત્ર-મોહનીયના " | " નવમા " |

### પરીષહોનાં કારણો—

પરીષહોનાં કારણો તરીકે કેવળ ચાર કર્મોનો જ નિર્દેશ કરાય છે. તેમાં પ્રજ્ઞા-પરીષહ જ્ઞાનાવરણના ક્ષયોપશમને અને અજ્ઞાન-પરીષહ જ્ઞાનાવરણના ઉદયને આભારી છે. જ્ઞાનાવરણના ક્ષયોપશમથી પ્રજ્ઞા અને જ્ઞાન ઉદ્‌ભવે છે. જ્યારે જ્ઞાનાવરણ હોય ત્યારે તેનો ક્ષયોપશમ હોય અને જ્ઞાનાવરણના ઉદયમાં અપ્રજ્ઞારૂપ નિર્બુદ્ધિતા અને અજ્ઞાન હોય. આ બંને અર્થો કેવી રીતે સુસંગત બને છે-'જ્ઞાન' શબ્દમાથી અપ્રજ્ઞા એવો અર્થ કેવી રીતે નીકળે છે એવો કોઇ પ્રશ્ન ઊઠાવે તો તેનો ઉત્તર ગ્રંથકાર એ આપે છે કે **अप्रज्ञा चाज्ञानं चाप्रज्ञाज्ञाने** એવો દ્વંદ્વ-સમાસ કરવાથી જ્ઞાનાવરણના ઉદયમાં અપ્રજ્ઞા સંભવે છે.

દર્શનમોહનીય કર્મના ઉદયમાં અદર્શનરૂપ પરીષહ અને અંતરાય કર્મના ઉદયમાં અલાભરૂપ પરીષહ ઉદ્‌ભવે છે. ચારિત્રમોહનીય કર્મના ઉદયમા નગ્નત્વ, અરતિ, સ્ત્રી, નિષદ્યા, આક્રોશ, યાચના, સત્કાર-પુરસ્કાર એમ સાત પરીષહો ઉદ્‌ભવે છે. તેમાં જુગુપ્સાના ઉદયથી નગ્નતા, અરતિના ઉદયથી અરતિ, સ્ત્રીવેદના ઉદયથી સ્ત્રી, ભયના ઉદયથી નિષદ્યા, ક્રોધના ઉદયથી આક્રોશ, માનના ઉદયથી યાચના અને લાભના ઉદયથી સત્કારપુરસ્કાર પરીષહ ઉદ્‌ભવે છે. બાકીના પરીષહો વેદનીય કર્મના ઉદયને આભારી છે. કેવલજ્ઞાનીને જે અગ્યાર પરીષહો કહેવાયા છે તે વેદનીય કર્મના જ ઉદયનું ફળ છે.

### સમકાલે એક જ વ્યક્તિમાં સંભવતા પરીષહો—

ઉપર્યુક્ત બાવીસ પરીષહો પૈકી કેટલાક અમુક વ્યક્તિને હોય અને કેટલાક અમુકને ન પણ હોય એ હકીકત આપણે ઉપર જોઇ ગયા. અત્ર આપણે એ પ્રશ્ન વિચારીશું કે એક જ વ્યક્તિમાં એક સાથે કેટલા સંભવી શકે છે. આનો ઉત્તર એ છે કે વધારેમા વધારે ૧૯ સંભવે છે; કેમકે બાવીસમાં કેટલાક પરસ્પર વિરોધી છે. જેમકે શીત, ઉષ્ણ, ચર્યા, શય્યા અને નિષદ્યા. આ પૈકી શીત અને ઉષ્ણ અત્યંત વિરોધી હોઈ તે બંને સમકાળે હોઇ જ શકે નહિ એટલે કે જ્યારે શીત હોય ત્યારે ઉષ્ણ ન હોય અને ઉષ્ણ હોય ત્યારે શીત ન હોય; બેમાંથી ગમે તે એક જ હોઇ શકે. એ પ્રમાણે ચર્યા, શય્યા-અને નિષદ્યા પૈકી ગમે તે એક જ હોઇ શકે. આ પ્રમાણે આ પાંચ પરીષહો પૈકી એક સાથે કોઇ પણ બે જ અને બાકીના ૧૭ એમ મળી એક જ જીવમાં વધારેમાં વધારે ૧૯ પરીષહો સંભવે છે.

આ પ્રમાણે આપણે પરીષહોનું કથન કર્યું. હવે સંવરના પ્રધાન હેતુરૂપ ચારિત્રનું લક્ષણ અને વિધાન પૂર્વક પ્રતિપાદન કરવામા આવે છે. તેમા સર્વવિરતિરૂપ ચારિત્રનું લક્ષણ આપણે ૮૮૧ મા પૃષ્ઠમાં વિચારી ગયા છીએ છતા અત્ર પ્રકારાંતરથી તે નીચે મુજબ રજુ કરાય છે:

**सावद्ययोगविरतिरूपत्वं चारित्रस्य लक्षणम् । ( ६७५ )**

અર્થાત્ સાવદ્ય વ્યાપારથી નિવૃત્તિ તે 'ચારિત્ર' છે. આ નિવૃત્તિ પરિણામની વિશુદ્ધિ ઉપર

આધાર રાખે છે. એની તરતમતાને ધ્યાનમા લઇને ચારિત્રના (૧) સામાયિક, (૨) છેદોપસ્થાપનીય, (૩) પરિહારવિશુદ્ધિ, (૪) સૂક્ષ્મસંપરાય અને (૫) યથાખ્યાત એમ પાંચ પ્રકારો પાડવામાં આવે છે. તેમા રાગદ્વેષનો ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમ તે 'સમ' અને 'આય' એટલે લાભ; અથવા અય એટલે ગમન. સમનો આય કે અય તે ' સમાય '. એને ' તદ્ધિત ' પ્રત્યય લગાડતાં એનું 'સામાયિક એવું રૂપ બને છે. રાગદ્વેષથી વિરક્ત મુનિની તમામ ક્રિયાઓનું ફળ નિર્જરા છે.

સામાયિક (૧) ઇત્વર અને (૨) યાવજ્જીવ એમ બે પ્રકારનુ છે. તેમાં ઇત્વર સામાયિક પ્રથમ અને અંતિમ તીર્થંકરનાં તીર્થમા જેમણે દીક્ષા અંગીકાર કરી હોય તેવા મુનિને દીક્ષા ગ્રહણ કરતી વેળા અપાય છે. એથી **શસ્ત્રપરિજ્ઞા** અધ્યયનાદિના જાણકાર અને શ્રદ્ધાળુ સાધુને આશ્રીને છેદોપસ્થાપનીય ચારિત્ર સામાયિક કરતાં ઉચ્ચ કક્ષાનું હોવાથી એ ચારિત્ર ગ્રહણ કરાતાં સામાયિકનો ત્યાગ થઇ જાય છે. યાવજ્જીવ સામાયિકના અધિકારી બીજાથી ત્રેવીસમા સુધીના તીર્થંકરોના તીર્થમાં દીક્ષા લેનારાઓ તેમજ ' મહાવિદેહ ' ક્ષેત્રના વાસી એવા મુનિઓ છે.

સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો પ્રથમ દીક્ષા અંગીકાર કરવી તે 'સામાયિક-ચારિત્ર' છે. આના બે પ્રકાર છે. 'ભરત' અને 'ઐરાવત' ક્ષેત્રમા પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનમા જ્યાં સુધી દીક્ષિત શિષ્યને પાંચ મહાવ્રતોનો આરોપ ન કરાય ત્યાં સુધીનું તેમનું લઘુ દીક્ષારૂપ ચારિત્ર ' ઇત્વર-સામાયિક ' કહેવાય છે. આનો ઓછામા ઓછો કાળ છ માસનો હોય એમ પ્રાયઃ જણાય છે; 'ભરત' અને 'ઐરાવત' ક્ષેત્રમાં મધ્યના બાવીસ તીર્થંકરોના શાસનમાં તેમજ 'મહાવિદેહ'માં સર્વ મુનિઓને દીક્ષા લે ત્યારથી જ મહાવ્રતોનો આરોપ કરાય છે અને તે યાવજ્જીવ સુધીનો હોવાથી તે ચારિત્ર ' યાવત્કથિક સામાયિક ' કહેવાય છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે થોડા વખત માટે કે આખી જીંદગી માટે જે પહેલવહેલું ચારિત્ર અંગીકાર કરાય છે—જે દીક્ષા લેવાય છે તે સામાયિકરૂપ ચારિત્ર છે.

છેદોપસ્થાપનીયાદિ બાકીનાં ચાર ચારિત્રો પણ સામાયિકરૂપ તો છે જ, કિન્તુ આચાર અને ગુણની વિશિષ્ટતાને લઇને એનો જુદો નિર્દેશ કરાય છે. તેમાં **છેદોપસ્થાપનીય** ચારિત્રનું લક્ષણ એ છે કે—

**प्रथमापेक्षया विशुद्धतरसर्वसावद्ययोगविरताववस्थानरूपत्वम्, विविक्ततरमहाव्रतारोपणरूपत्वम्, पूर्वपर्यायच्छेदपूर्वकपर्यायान्तरे उपस्थापनरूपत्वं वा छेदोपस्थापनीयस्य लक्षणम्। ( ६७६ )**

અર્થાત્ સામાયિક-ચારિત્રની અપેક્ષાએ વધારે વિશુદ્ધ અને સમગ્ર સાવદ્ય નિવૃત્તિરૂપ ચારિત્રને ' છેદોપસ્થાપનીય ' કહેવામા આવે છે. અથવા પૃથક્ પૃથક્ મહાવ્રતનું આરોપણ જે ચારિત્રમાં કરવામા આવે છે તે ' છેદોપસ્થાપનીય ' કહેવાય છે. અથવા તો જે ચારિત્રને વિષે પૂર્વ પર્યાયનો છેદ થઇ અન્ય પર્યાયની ઉપસ્થાપના થાય તેને ' છેદોપસ્થાનીય 'ના નામથી ઓળખાવાય છે.

આ હકીકત સ્પષ્ટ રીતે ધ્યાનમાં આવે માટે એટલું ઉમેરીશું કે પ્રથમ જેટલા વખત સુધી લઘુ દીક્ષા પાળી હોય તે કાળને દીક્ષાનો નહિ ગણવો તે પૂર્વ પર્યાયનો છેદ કહેવાય છે ઉપસ્થાપના એટલે ફરીથી પાંચ મહાવ્રતોની સ્થાપના. જ્યાંથી દીક્ષાનો કાળ ગણાય-દીક્ષા પર્યાયની ગણત્રી થાય એવી રીતનું ફરીથી ગ્રહણ કરાતું ચારિત્ર તે 'છેદોપસ્થાપનીય' કહેવાય છે. એને લોકો 'વડી દીક્ષા' તરીકે ઓળખાવે છે. આ ચારિત્ર બે પ્રકારનું છે:—(૧) નિરતિચાર અને (૨) સાતિચાર. પ્રથમ અને અંતિમ તીર્થંકરોના શાસનમાં જેમણે દીક્ષા લીધા બાદ વિશિષ્ટ અધ્યયનોનો અભ્યાસ કર્યો હોય તેઓ વિશેષ શુદ્ધિના ઇરાદાથી જીવન પર્યંતને માટે ફરીથી જે ચારિત્ર ગ્રહણ કરે તે 'નિરતિચાર છેદોપસ્થાપનીય' છે. વળી એક તીર્થંકરના શાસનના મુનિ તેમના નિર્વાણ બાદ બીજા તીર્થંકરના શાસનના ચારિત્રનો અંગીકાર કરે [1]તે વખતે ચાર કે પાંચ મહાવ્રતોનું આરોપણ કરાય છે તેને પણ 'નિરતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર' સમજવું

મૂળ ગુણનો ભંગ કરનારા અર્થાત્ મહાવ્રતના ઘાતક એવા મુનિને વિષે ફરીથી જે મહાવ્રતની આરોપણા કરાય તે 'સાતિચાર છેદોપસ્થાનીય' છે. આ ઉપરથી એ ફલિત થાય છે કે સાતિચાર ચારિત્ર પ્રથમ ચારિત્ર ભ્રષ્ટ થયેલું હતું એવું દ્યોતન કરે છે.

નિરતિચાર તેમજ સાતિચાર એવા બંને પ્રકારનાં છેદોપસ્થાપનીય ચારિત્ર [2]સ્થિત કલ્પમાં અથવા તો પ્રથમ અને અંતિમ તીર્થંકરોના તીર્થમાં સંભવે છે; નહિ કે જિનકલ્પમા અથવા તો મધ્યમ તીર્થંકરોના શાસનમાં.

**પરિહારવિશુદ્ધિ-ચારિત્રનું લક્ષણ—**

**सावद्ययोगविरतिरूपत्वे सति तपोविशेषेण विशुद्धरूपत्वम्, यस्मिन् सति तपोविशेषेण सावद्ययोगविरतस्य विशुद्धता भवति तद्रूपत्वं वा परिहारविशुद्धिचारित्रस्य लक्षणम् । (६७७)**

અર્થાત્ સાવદ્ય યોગની વિરતિરૂપ ચારિત્રમાં રહીને મુનિ તપવિશેષ વડે તે ચારિત્રને વધારે વિશુદ્ધ બનાવે તો તે ચારિત્ર '[3]પરિહારવિશુદ્ધિ' કહેવાય છે. બીજા લક્ષણમાંથી પણ એ જ ધ્વનિ નીકળે

---

૧ દાખલા તરીકે શ્રીપાર્શ્વનાથના તીર્થમા દીક્ષા લીધેલ કેશી ગણધર પ્રમુખ મુનિઓએ શ્રીમહાવીરના શાસનમાં પ્રવેશ કરતી વેળા ગ્રહણ કરેલુ ચારિત્ર

૨ એકદર કલ્પો દશ છે:—( ૧ ) અચેલક, ( ૨ ) ઔદ્દેશિક, ( ૩ ) શય્યાતર, ( ૪ ) રાજપિંડ, ( ૫ ) કૃતિકર્મ, ( ૬ ) વ્રત (યામ), ( ૭ ) જ્યેષ્ઠ, ( ૮ ) પ્રતિક્રમણ, ( ૯ ) માસ અને (૧૦) પર્યુષણા. આ પૈકી શય્યાતર, વ્રત, જ્યેષ્ઠ અને કૃતિકર્મ એ ચાર 'અવસ્થિત કલ્પ' ગણાય છે અને બાકીના ૭ 'અનવસ્થિત કલ્પ' ગણાય છે. અચેલકાદિ દશે કલ્પમા વર્તનાર મુનિ 'સ્થિતકલ્પી' કહેવાય છે અને કેવળ ચાર અવસ્થિત કલ્પમાં વર્તનારા મુનિ 'અસ્થિતકલ્પી' કહેવાય છે.

૩ આના 'અથાખ્યાત' અને 'તથાખ્યાત' એવાં પણ નામો નજરે પડે છે.

છે. આ ચારિત્રના ( ૧ ) નિર્વિશ્યમાનક અને ( ૨ ) નિર્વિષ્ટકાયિક એમ બે પ્રકારો પડે છે. તેમા નિર્વિશ્યમાનક એટલે ભોગવાતું અને નિર્વિષ્ટકાયિક એટલે જેમણે વિશિષ્ટ તપના અનુષ્ઠાન દ્વારા શરીરને ભોગવ્યું હોય તે

આનો સ્પષ્ટ બોધ થાય તે માટે થોડુંક વિવરણ ઉમેરીશું. આ ચારિત્રની વિશેષતા એ છે કે એમાં કેટલીક વિશિષ્ટ પ્રકારની તપશ્ચર્યા કરવામાં આવે છે કે જે હકીકત પરિહારનો તપવિશેષ એ અર્થ વિચારતાં સહજ સ્ફુરે છે.

નવ મુનિઓનો સમૂહ હોય છે. તેમા એક વાચનાચાર્ય થાય છે. ચાર મુનિઓ તપશ્ચર્યા કરે અને ચાર મુનિઓ એમનું વૈયાવૃત્ત્ય કરે–એમની સારવાર કરે. એમાં જેઓ તપશ્ચર્યા કરતા હોય તેઓ તે વખતે ' નિર્વિશ્યમાનક ' કહેવાય છે અને એ તપશ્ચર્યા પૂર્ણ થતાં તેઓ ' નિર્વિષ્ટકાયિક ' કહેવાય છે. ગ્રીષ્મ ઋતુમા જઘન્ય તપશ્ચર્યા તરીકે ઉપવાસ, મધ્યમ તરીકે છઠ્ઠ અને ઉત્કૃષ્ટ તરીકે અટ્ઠમ, શિશિર ઋતુમા જઘન્ય તરીકે છઠ્ઠ, મધ્યમ તરીકે અટ્ઠમ અને ઉત્કૃષ્ટ તરીકે દશમ યાને ચાર ઉપવાસ, વર્ષા ઋતુમાં જઘન્ય તરીકે અટ્ઠમ, મધ્યમ તરીકે દશમ અને ઉત્કૃષ્ટ તરીકે દ્વાદશ ભક્ત યાને પાચ ઉપવાસ છે. દરેક પારણે આચામ્લ હોય. [1]સાત પ્રકારની ભિક્ષા પૈકી છેલ્લી પાચનું ગ્રહણ અને તેમા પણ બેનો અભિગ્રહ હોય. આ પ્રમાણે છ મહિના સુધી તપશ્ચર્યા કર્યા બાદ વૈયાવૃત્ત્ય કરનારા ચાર મુનિઓ આ જ વિધિ પ્રમાણે છ મહિના તપ કરે. એ વેળા નિર્વિષ્ટકાયિક મુનિઓ એ નિર્વિશ્યમાનકની સારવાર કરે. તેમની છ માસની તપશ્ચર્યા પૂર્ણ થતા વાચનાચાર્ય છ મહિના સુધી તપ કરે અને આઠે નિર્વિષ્ટકાયિક મુનિઓ એમનું વૈયાવૃત્ત્ય કરે. એ પ્રમાણે કુલ ૧૮ મહિના પૂર્ણ થતા આ નવ મુનિઓ જિનકલ્પીનો માર્ગ અંગીકાર કરે અથવા તો ફરીથી ગચ્છમાં દાખલ થાય.

આ પરિહારવિશુદ્ધિ-ચારિત્રને અંગે એ ધ્યાનમા રાખવું જોઇએ કે આ ચારિત્ર તીર્થંકરની પાસે અથવા તો તેમની પાસે જેમણે આ ચારિત્ર લીધું હોય તેમની પાસે લઇ શકાય છે, કિન્તુ બીજા સામાન્ય મુનિઓ પાસે નહિ.

આ ચારિત્રનો વીસ અપેક્ષાએ વિચાર કરી શકાય છે આ વીસનાં નામ નીચે મુજબ છે:—

(૧) ક્ષેત્ર, (૨) કાળ, (૩) ચારિત્ર, (૪) તીર્થ, (૫) પર્યાય, (૬) આગમ, (૭) વેદ, (૮) કલ્પ, (૯) લિંગ, (૧૦) લેશ્યા, (૧૧) ધ્યાન, (૧૨) ગણ, (૧૩) અભિગ્રહ, (૧૪) પ્રવ્રજ્યા, (૧૫) મુંડાપન, (૧૬) પ્રાયશ્ચિત્ત-વિધિ, (૧૭) કારણ, (૧૮) નિષ્પ્રતિકર્મતા, (૧૯) ભિક્ષા અને (૨૦) બંધ.

**ક્ષેત્ર—** પરિહારવિશુદ્ધિ-ચારિત્ર અંગીકાર કરનારનું જન્મક્ષેત્ર પાચ ભરત અને પાંચ ઐરાવત પૈકી ગમે તે હોઇ શકે, કિન્તુ મહાવિદેહ તો નહિ જ. પરિહાર–કલ્પ અંગીકાર કરનારનું ક્ષેત્ર પણ મહાવિદેહ તો નહિ જ. વળી જેમ જિનકલ્પીનું સંહરણ થવાથી સર્વ ક્ષેત્રોમા તેમની પ્રાપ્તિ સંભવે છે તેમ આ ચારિત્રવાળા મુનિઓનો સંભવ છે એમ ન માનવું, કેમકે તેમનું સંહરણ થતું નથી.

---

૧ ( અ ) અસસૃષ્ટ ( આ ) સસૃષ્ટ, ( ઇ ) ઉદ્ધૃત, ( ઈ ) અલ્પલેપકૃત, ( ઉ ) ઉદ્ગૃહીત, ( ઊ ) પ્રગૃહીત અને ( ઋ ) ઉજ્ઝિતધર્મ એ સાત પ્રકારો છે. જુઓ **પ્રવચનસારો૦** ( ગા. ૭૩૯–૭૪૩ ).

કાળ— આ મુનિઓનો જન્મ-કાલ અવસર્પિણીનો ત્રીજો અથવા ચોથો તેમજ ઉત્સર્પિણીનો બીજો, ત્રીજો કે ચોથો આરો છે. સદ્‌ભાવ તો અવસર્પિણીના પાચમા આરામાં પણ હોય.

ચારિત્ર—સામાયિક અને છેદોપસ્થાપનીય ચારિત્રનાં સંયમ-સ્થાનોથી યાને અધ્યવસાય-સ્થાનોથી ઉપરના અસંખ્ય લોકપ્રદેશના જેટલાં પરિહારવિશુદ્ધિનાં સંયમ-સ્થાનો છે. આ પૈકી ગમે તેમાં વર્તતા જીવને આ ચારિત્ર હોય છે.

તીર્થ— જિનેશ્વરના શાસનની વિચ્છેદ-અવસ્થામાં કે તીર્થ ન પ્રવર્તાયુ હોય તેવા કાળમાં આવા મુનિઓ ન હોય. તીર્થંકરના પ્રવર્તમાન શાસનમાં જ તેઓ હોય

પર્યાય— જેમનો ગૃહસ્થ-પર્યાય ઓછામા ઓછો [1]૨૯ વર્ષનો હોય અને વધારેમા વધારે દેશ ઊન પૂર્વ કોટિનો હોય અને જેમનો જઘન્ય યતિ-પર્યાય ૨૦ વર્ષનો અને ઉત્કૃષ્ટ દેશ ઊન પૂર્વ કોટિવર્ષનો હોય તેવા મુનિ આ ચારિત્ર અંગીકાર કરી શકે છે.

આગમ—નવીન આગમ ન ભણાય, કિન્તુ અધ્યયન કરેલનો અભ્યાસ ચાલુ રખાય.

વેદ— આ ચારિત્રના ધારક સ્ત્રી-વેદી ન હોઇ શકે એટલે કયા તો એઓ પુરુષ-વેદી હોય કે નપુંસક--વેદી હોય.

કલ્પ— આ ચારિત્રશાળી મુનિ સ્થિતકલ્પી જ હોઇ શકે, નહિ કે અસ્થિતકલ્પી.

લિંગ— દ્રવ્યલિંગ અને ભાવલિંગ બંને આ ચારિત્રધારીને હોય.

લેશ્યા— કલ્પ અંગીકાર કરતી વેળા ત્રણ શુભ લેશ્યા હોય, પરંતુ ત્યાર બાદ છ એ પણ હોય. કર્મ-પરિણામ વિચિત્ર હોઇ અશુભ લેશ્યાઓનો પણ ઉદય થાય, કિન્તુ તે અત્યંત સંક્લિષ્ટ કે ચિરકાલીન ન હોય.

ધ્યાન— આ ચારિત્ર અંગીકાર કરતી વેળા ધર્મ-ધ્યાન હોય. ત્યાર બાદ આર્ત અને રૌદ્ર ધ્યાન પણ હોય. તીવ્ર કર્મના પરિણામરૂપે અશુભ યોગોની ઉત્કૃષ્ટ દશામા આર્ત્તતા કે રૌદ્રતા પ્રાપ્ત થાય, પરંતુ તે પ્રાયઃ નિરનુબંધ હોય.

ગણ— ઓછામા ઓછા ત્રણ ગણ અને વધારેમાં વધારે સો ગણ અંગીકાર-કાલે હોય અને ત્યાર બાદ જઘન્યથી તેમજ ઉત્કૃષ્ટથી સેંકડો ગણો હોય. તેમા પુરુષની જઘન્ય સંખ્યા ૨૭ની હોય અને ઉત્કૃષ્ટથી ૧૦૦૦ની હોય. ત્યારપછી પરિહારવિશુદ્ધિમાં વર્તતા એવા પુરુષો જઘન્યથી સેંકડો હોય અને ઉત્કૃષ્ટથી હજારો હોય. પ્રવેશ કરનાર અને નીકળનાર બંનેની સમકાલે જઘન્ય સંખ્યા એકની અને ઉત્કૃષ્ટ પૃથક્‌ત્વની હોય.

---

૧ આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે જેમણે આ ઉમર પૂર્વે દીક્ષા લીધી હોય તેમને માટે આ ચારિત્રનાં દ્વાર બંધ છે.

**અભિગ્રહ**—દ્રવ્યાદિ કોઈ પણ અભિગ્રહ ન હોય, કેમકે એ કલ્પ જાતે જ અભિગ્રહરૂપ છે.

**પ્રવ્રજ્યા**—કોઇને પણ દીક્ષા ન આપે એ કલ્પસ્થિતિ છે, પરંતુ યથાશક્તિ ઉપદેશ આપે.

**મુંડાપન**—આ મુનિ કોઇને મુંડે નહિ.

પ્રવ્રજ્યા પછી મુંડન અવશ્ય હોય એવો નિયમ નથી, કેમકે અયોગ્યને દીક્ષા અપાઇ ગઈ હોય તો પાછળથી એ અયોગ્યતાનો સાક્ષાત્કાર થતા મુંડન ન કરે.

**પ્રાયશ્ચિત્ત-વિધિ**—મન વડે સૂક્ષ્મ અતિચાર લાગે તોપણ ખરેખર ચતુર્ગુરુક પ્રાયશ્ચિત્ત આવે.

**કારણ**— આ કલ્પનું યથાવિધિ પાલન એ જ કર્મક્ષયનું નિમિત્ત-કારણ હોવાથી તેમને જ્ઞાનાદિક બીજાં આલંબનો ન હોય. અર્થાત્ આ કલ્પ પતિત દશાવાળો નથી કે જેથી જ્ઞાનાદિ આલંબન એને સ્થિર રાખે અથવા જે વડે અપવાદ-સ્થાન સેવવાં પડે તેમ હોય તેવું જ્ઞાનાદિ આલંબન ન હોય.

**નિષ્પ્રતિકર્મતા**—આ ચારિત્રશાળી મુનિવર શરીર-સંસ્કાર ન કરે એટલું જ નહિ કિન્તુ આંખમા તણખલું પડયું હોય તો તે પણ ન કાઢે. પ્રાણાંત કષ્ટ આવી પડે તોપણ અપવાદ-માર્ગનું સેવન ન જ કરે

**ભિક્ષા**— ત્રીજા પહોરે આ ચારિત્રધારક ગોચરી અને વિહાર કરે; બાકીના સમયમા તેઓ કાયોત્સર્ગ કરે. તેઓ નિદ્રા બહુ અલ્પ લે. કદાચ જઘાબળની ક્ષીણતાએ તેઓ વિહાર કરવા અસમર્થ હોય તોપણ અપવાદ ન સેવે, કિન્તુ કલ્પની મર્યાદા બરાબર સાચવે.

**બન્ધ**— પરિહારકલ્પી કલ્પ પૂર્ણ થતાં ફરીથી તે કલ્પમાં અથવા ગચ્છમાં પ્રવેશ કરે; નહિ તો તેઓ જિનકલ્પી બને. ફરીથી તે કલ્પમા અથવા સ્થવિર કલ્પમાં દાખલ થનાર ' ઇત્વર-પરિહારી ' કહેવાય; અને જિનકલ્પ અંગીકાર કરનાર ' યાવત્કથિક પરિહારી ' કહેવાય.

**સૂક્ષ્મસંપરાય-ચારિત્રનું લક્ષણ**—

**अतिसूक्ष्मसञ्ज्वलनलोभकषायसत्त्वविषयकत्वम्, गुणश्रेणिसमारोहणे सति दशमगुणस्थानवर्तिरूपत्वं वा सूक्ष्मसम्परायचारित्रस्य लक्षणम्। ( ६७८ )**

અર્થાત્ અતિશય સૂક્ષ્મ સંજ્વલન લોભરૂપ કષાયનો જે ચારિત્રમા સદ્ભાવ હોય તે ચારિત્ર ' સૂક્ષ્મ-સંપરાય ' કહેવાય છે. અથવા તો [1]ગુણશ્રેણિમા આરૂઢ થયેલા અને દશમા ગુણસ્થાનકે

૧ ઉપશમ-શ્રેણિ કે ક્ષપક-શ્રેણિએ આરૂઢ થયેલી વ્યક્તિ નવમે ગુણસ્થાને લોભરૂપ કષાયને સૂક્ષ્મ કરે-કષાયાંશની વર્ગણાઓને અનુક્રમે તોડી પ્રત્યેક વર્ગણાને વિશેષ વ્યવધાનવાળી બનાવે અને ત્યાર પછી દશમે ગુણસ્થાને તે સૂક્ષ્મ લોભરૂપ કષાયને ઉદયમા લાવી તેને ભોગવે.

વર્તતા મુનિનું ચારિત્ર તે 'સૂક્ષ્મ-સંપરાય' છે. આ ચારિત્રમાં ક્રોધ, માન કે માયાના ઉદય માટે અલ્પાંશે પણ અવકાશ નથી; ફક્ત લોભનો અંશ અતિસૂક્ષ્મપણે હોય છે.

[1]યથાખ્યાત-ચારિત્રનું લક્ષણ—

**समस्तचारित्रमोहस्योपशमक्षयान्यतररूपत्वे सति शुद्धात्मस्वभावावस्थानापेक्षारूपत्वं यथाख्यातचारित्रस्य लक्षणम् । ( ६७९ )**

અર્થાત્ સમગ્ર ચારિત્ર-મોહનીય કર્મનો ઉપશમ કે ક્ષય થયા બાદ શુદ્ધ આત્મ-સ્વભાવમાં સ્થિર થવું તે 'યથાખ્યાત-ચારિત્ર' છે. આ ઉપરથી સમજાય છે કે આ ચારિત્રના બે ભેદો પડી શકે છે. જેમકે ઉપશમ-શ્રેણિવાળા જીવને અગ્યારમા ઉપશાંતમોહ નામના ગુણસ્થાને મોહની ઉપશાંતિ-રૂપ જ ચારિત્ર છે અર્થાત્ સંપૂર્ણ મોહનો આ ગુણસ્થાને ઉપશમ થયેલો છે, નહિ કે સત્તામાંથી પણ તે હાંકી કઢાયેલો છે. આ ચારિત્ર 'ઔપશમિક યથાખ્યાતચારિત્ર' કહેવાય છે. ક્ષપક-શ્રેણિવાળા જીવને બારમા ક્ષીણમોહ નામના ગુણસ્થાને મોહના સદંતર ક્ષયરૂપ ચારિત્ર છે. આને 'ક્ષાયિક યથાખ્યાતચારિત્ર' કહેવામા આવે છે. આ બને ચારિત્રમા મોહના ઉદયનો સર્વથા અભાવ છે એટલા પૂરતી એ બેની સમાનતા છે; બાકી પ્રથમમાં મોહની સત્તા રહેલી છે, જ્યારે બીજામાં એની જરાએ સત્તા નથી. વળી પહેલા ચારિત્રનો કાળ અંતર્મુહૂર્તનો છે, જ્યારે બીજાનો દેશ ઊન પૂર્વ કોટિ વર્ષનો છે. એના અધિકારીઓ બારમાથી ચૌદમા ગુણસ્થાને હોય છે— અર્થાત્ છદ્મસ્થ પણ આના અધિકારી છે. આ ચારિત્ર અતિચારરૂપ કલંકથી સર્વથા અસ્પૃષ્ટ છે. બીજાં ચારિત્રોમા તો સંજ્વલન-કષાયનો પણ ઉદય છે, અહીં તો તે પણ નથી. આ પ્રમાણે આ ચારિત્ર સર્વ વિશુદ્ધ સર્વવિરતિરૂપ હોઇ એ જ ખરેખરૂં સામાયિક ગણાય. આવા પ્રકારનું ચારિત્ર સર્વોત્તમ હોઇ સમગ્ર બ્રહ્માંડમા પ્રસિદ્ધ છે. એની પ્રાપ્તિ થયા બાદ જ અને તેમ થતા જરૂર જ મુક્તિનાં દ્વાર ખુલ્લા થઇ જાય છે.

આ પ્રમણે સંવરના ૫૭ ભેદોનું વર્ણન અત્ર પૂરૂં થાય છે એટલે પરિશિષ્ટરૂપે કઇ ગતિમાં કઇ જાતિમાં અને કઇ કાયમાં સંવરના કેટલા કેટલા પ્રકાર સંભવે છે તેનું દિગ્દર્શન કરી આ અધિકાર પૂર્ણ કરીશું.

કઇ ગતિમાં કેટલા સંવર ?—

સમિતિ, ગુપ્તિ, પરીષહ અને યતિધર્મ એ સર્વવિરતિવાળી વ્યક્તિને હોય અને નરકમાં, તિર્યંચ ગતિમાં તેમજ દેવ-ગતિમાં એનો અભાવ હોવાથી એ ત્રણે ગતિમાં કેવળ બાર ભાવનારૂપ બાર જાતના સંવરનો સદ્ભાવ છે. મનુષ્ય ગતિમાં ૫૭ અર્થાત બધા પ્રકારો સંભવે છે.

---

૧. જેવુ ( સિદ્ધાન્તમા ) કહેલું છે તેવુ.

**કઇ જાતિમાં કેટલા સંવર ?—**

કઇ જાતિમાં કયા કયા સંવરના પ્રકારો સંભવે છે તે વિચારીશું તો જણાશે કે એકેન્દ્રિયમાં એકે પ્રકાર સંભવતો નથી, કેમકે સર્વવિરતિનો ત્યાં અભાવ હોઇ ઈર્યાસમિતિ આદિ ૪૫ પ્રકારો તો ન જ હોય. વિશેષમાં એ જીવોને મનોયોગનો અભાવ હોવાથી ભાવના માટે પણ અવકાશ નથી. આ હકીકત દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવોને પણ લાગુ પડે છે. પંચેન્દ્રિયમાં ૫૭ પ્રકારો સંભવે છે.

**કઇ કાયમાં કેટલા સંવર ?—**

પૃથ્વીકાયથી વનસ્પતિકાય સુધીના જીવો એકેન્દ્રિય છે એટલે એમને એકે પ્રકારનો સંવર નથી. ત્રસ કાયમા ગર્ભજ મનુષ્યનો સમાવેશ થતો હોવાથી અને એને ૫૭ પ્રકારના સંવરો સંભવતા હોવાથી આ કાય આશ્રીને ૫૭ પ્રકારો છે એમ કહેવાય.

इति प. पमू प. पस् श्रीन्युपाधियुक्तशास्त्रविशारदजैनाचार्यश्रीमद्विजयधर्मसूरीश्वरचरणारविन्दभृङ्गायमाणेन न्यायतीर्थन्यायविशारदोपनामधारिणा प्रवर्तक श्रीमङ्गलविजयेन विरचितस्य श्रीजैनतत्त्वप्रदीपस्य संवराधिकारवर्णननामा पञ्चम उल्लासोऽनुवादादिपूर्वकः समाप्तः ॥



હવે નિર્જરાના સ્વરૂપનું લક્ષણ અને વિધાન પૂર્વક પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં નિર્જરાનું લક્ષણ આપણે ૧૦૮૬ મા પૃષ્ઠમાં વિચારી ગયેલા નિર્જરા–ભાવનાના લક્ષણથી ધ્વનિત થાય છે, છતાં પ્રકરણવશાત્ અત્ર ફરીથી તેનો નીચે મુજબ નિર્દેશ કરાય છેઃ—

**परिपक्वभूतानां कर्मावयवानामात्मप्रदेशेभ्यः परिशाटनरूपत्वं निर्जराया लक्षणम् । ( ६८० )**

અર્થાત્ પરિપક્વ થયેલાં કર્મનાં અવયવોનું આત્મ–પ્રદેશથી ખરી પડવું તે ' નિર્જરા ' છે. આ નિર્જરા તપ દ્વારા થાય છે. તપનું લક્ષણ એ છે કે—

**अभिनवकर्मप्रवेशाभावरूपत्वे सति पूर्वोपार्जितकर्मपरिक्षयरूपत्वं तपसो लक्षणम् । ( ६८१ )**

અર્થાત્ નવીન કર્મના પ્રવેશનો જેને વિષે અભાવ હોય-જે દરમ્યાન નૂતન કર્મ ન બંધાય અને જે દ્વારા પૂર્વે ઉપાર્જન કરેલાં કર્મનો ક્ષય થાય તે ' તપ ' કહેવાય છે. તપ કરવાથી કર્મ આત્મ–પ્રદેશથી વિખૂટાં પડી જાય છે. અર્થાત્ કર્મનો રસ સૂકાઈ જતાં તે નિઃસ્નેહ બને છે અને તેથી કરીને તેનું બન્ધથી પરિશાટન થાય છે.

ઉપર્યુક્ત તપ કરવાથી સંવર અને નિર્જરા એમ બંને થાય છે. જેમકે અનશનાદિ ( બાહ્ય ) તપ તેમજ પ્રાયશ્ચિત્ત, ધ્યાન વગેરે ( આભ્યંતર ) તપ કરવાથી જરૂર આશ્રવનું દ્વાર બંધ થઈ જાય છે અર્થાત્ સંવરની પ્રાપ્તિ થાય છે; અને જીર્ણ કર્મ ખરી પડે છે એટલે નિર્જરા થાય છે.

તપના મુખ્ય બે ભેદો છેઃ—( ૧ ) બાહ્ય અને ( ૨ ) આભ્યંતર. તેમાં વળી બાહ્ય તપના ( ૧ ) અનશન, ( ૨ ) અવમૌદર્ય, ( ૩ ) વૃત્તિપરિસંખ્યાન, ( ૪ ) રસપરિત્યાગ, ( ૫ ) વિવિક્તશય્યાસન અને ( ૬ ) લીનતા એમ છ પ્રકારો ગ્રંથકારે સૂચવ્યા છે. આ પ્રત્યેકનું સ્વરૂપ લક્ષણ દ્વારા વિચારીએ તે પૂર્વે આ બાહ્ય તપના પ્રકારો પરત્વે થોડોક ઊહાપોહ કરી લઈએ.

તત્ત્વાર્થ ( અ. ૯ ) ના નિમ્ન–લિખિત—

" **अनशनावमौदर्यवृत्तिपरिसङ्ख्यानरसपरित्यागविविक्तशय्यासनकायक्लेशा बाह्यं तपः । १९ ।**"

—સૂત્ર તેમજ એના ભાષ્ય ઉપરથી જોઇ શકાય છે કે શ્રીઉમાસ્વાતિએ (૧) અનશન, (૨) અવમૌદર્ય, (૩) વૃત્તિપરિસંખ્યાન, (૪) રસપરિત્યાગ, (૫) [1]વિવિક્તશય્યાસન અને (૬) કાયક્લેશનો બાહ્ય તપ તરીકે નિર્દેશ કર્યો છે.

જ્ઞાનાદિત્ય શ્રીભદ્રબાહુસ્વામીએ (૧) અનશન, (૨) ઊનોદરતા, (૩) વૃત્તિ-સંક્ષેપણ, (૪) રસ-ત્યાગ, (૫) કાયક્લેશ અને (૬) સંલીનતા એમ છ પ્રકારનાં બાહ્ય તપ ગણાવ્યાં છે એ વાતની દશવૈકાલિક-નિર્યુક્તિની નિમ્નલિખિત ગાથા સાક્ષી પૂરે છે:—

" [2]अणसणमूणोअरिआ वित्तीसंखेवणं रसच्चाओ ।
कायकिलेसो संलीणया य बज्झो तवो होइ ॥४७॥ "

ઉત્તરાધ્યયન (અ. ૩૦)ની [3]આઠમી ગાથામા વૃત્તિસંક્ષેપણને બદલે ભિક્ષાચર્યાનો ઉલ્લેખ છે; બાકી બીજું બધું તો આ નિર્યુક્તિની ઉપર્યુક્ત ગાથા અનુસાર છે.

આ ઉપરથી એ નિષ્કર્ષ નીકળે છે કે પ્રસ્તુત ગ્રંથકાર તેમજ પ્રાચીન મુનિવરો પણ અનશન, અવમૌદર્ય અને રસપરિત્યાગ એ ત્રણને તો બાહ્ય તપ તરીકે સ્વીકારે છે જ. ઉત્તરાધ્યનનમાં ભિક્ષાચર્યાનો નિર્દેશ છે, જ્યારે અન્યત્ર વૃત્તિસંક્ષેપનો નિર્દેશ છે, પરંતુ ભિક્ષાચર્યાનો અર્થ વિચારતાં એ બંને એક જણાય છે એટલે કે અનશનાદિ ચાર પ્રકારો પરત્વે તો સમાનતા છે. બાહ્ય-તપના છેલ્લા બે પ્રકારના સંબંધમાં પ્રસ્તુત ગ્રંથકાર બીજા બધાથી જુદા પડે છે, કેમકે તેમણે વિવિક્તશય્યાસનને લીનતાથી સર્વથા પૃથગ્ ગણેલ છે એટલું જ નહિ પણ વિવિક્તશય્યાસનસંલીનતાથી વિવિક્ત-શય્યાસન અને સંલીનતા એમ બે જુદા જુદા પ્રકારો ગણી શકાય એવી પરિસ્થિતિ જણાતી નથી. પરંતુ વિવિક્તશય્યાસનસંલીનતા તો એક જ પ્રકારનું તપ છે એમ જણાય છે.[4] આગળ ઉપર જોઇશું તેમ તેઓ લીનતાનો કાયક્લેશમાં અંતર્ભાવ કરે છે

૧ તત્ત્વાર્થ-ભાષ્ય (પૃ. ૨૪૦) વિચારતાં આને બદલે વિવિક્તશય્યાસનલીનતા એવો પણ ઉલ્લેખ શક્ય જણાય છે

૨ છાયા—

अनशनमूनोदरिता वृत्तिसंक्षेपणं रसत्यागः ।
कायक्लेशः संलीनता च बाह्यं तपो भवति ॥

૩ આ રહી એ ગાથા—

" अणसणमूणोयरिया भिक्खायरिया य रसपरिच्चाओ ।
कायकिलेसो संलीणया य बज्झो तवो होइ ॥ "

[ अनशनमूनोदरिता भिक्षाचर्या च रसपरित्यागः ।
कायक्लेशः संलीनता च बाह्यं तपो भवति ॥ ]

૪ દશવૈકાલિક-નિર્યુક્તિ અને ઉત્તરાધ્યયનમાં તત્ત્વાર્થગત વિવિક્તશય્યાસનને બદલે સંલીનતાનો નિર્દેશ છે, પરંતુ એ નિર્યુક્તિની શ્રીહારિભદ્રીય વ્યાખ્યામા સંલીનતાના (૧) ઇન્દ્રિય-સંલીનતા, (૨) કષાય-સંલીનતા, (૩) યોગ-સંલીનતા અને (૪) વિવિક્તચર્યા-સંલીનતા એમ જે પ્રકારો

એટલે અત્ર પ્રસ્તુત ગ્રંથકારે ગણાવેલ બાહ્ય તપના છ પ્રકારો કેવી રીતે સંગત ગણાય એ પ્રશ્નનો ગ્રંથકાર તરફથી ખુલાસો મેળવવો બાકી રહે છે.

**અનશનનું લક્ષણ—**

**संयमरक्षणकर्मनिर्जराप्रयोजनत्वे सति चतुर्थषष्ठाष्टमादिरूपत्वं सम्यगनशनतपसो लक्षणम् । ( ६८२ )**

અર્થાત્ સંયમના રક્ષણ માટે અને નિર્જરાના પ્રયોજનાર્થે [1]ઉપવાસ, છટ્ઠ, અટ્ઠમ વગેરે તપશ્ચર્યા કરવી તે યથાર્થ 'અનશન' કહેવાય છે. અશન એટલે આહાર. 'અન્' નિષેધવાચક હોઇ અનશનનો અર્થ એ થાય છે કે આહાર ન લેવો. જો આ આહાર અમુક વખત સુધી જ ન લેવાનો હોય તો એ 'ઇત્વર-અનશન' કહેવાય છે. એમાં નમુક્કારસી, પોરસી, એકાસણુ વગેરેનો સમાવેશ થાય છે. મરણ પર્યંત આહારનો ત્યાગ કરવો તે 'યાવત્કથિક અનશન' કહેવાય છે. લોકમાં આને જ 'અનશન' કહેવામાં આવે છે. એના પાદપોપગમન વગેરે ભેદો પડે છે. એના સ્વરૂપ માટે જુઓ **વૈરાગ્યરસમંજરીનું** મારૂં સ્પષ્ટીકરણ ( પૃ. ૨૦૭-૨૦૮ )

ટુંકમાં કહીએ તો અમુક વખત માટે કે જીવન પર્યંત આહારનો ત્યાગ તે 'અનશન' છે.

અવમૌદર્ય એટલે ન્યૂન આહાર. આહારનું પરિમાણ શું છે એ જણાતાં આનું સ્વરૂપ સમજાય તેમ હોવાથી **આહારનું પરિમાણ** કહેવામાં આવે છે. જેમકે પુરુષનો આહાર ૩૨ કવળ ( કોળીઆ ) જેટલો છે અને સ્ત્રીનો ૨૮ જેટલો છે.[2] અહીં કવળનું સામાન્ય પ્રમાણ મરઘીના ઇંડા જેટલું શાસ્ત્રમાં દર્શાવાયું છે.[3] કહેવાની મતલબ એ છે કે સુખેથી જેટલો આહાર

---

પાડવામા આવ્યા છે અને જે ચોથા પ્રકારનુ સ્પષ્ટીકરણ રજુ કરાયુ છે તે જોતાં સંલીનતાથી વિવિક્ત-શય્યાસનનું સૂચન આવી જ જાય છે આથી એ ફલિત થાય છે કે વિવિક્તશય્યાસન કહો, વિવિક્ત-શય્યાસન-સલીનતા કહો કે સંલીનતા કહો તે કથંચિત્ એક જ છે.

૧ ઉપવાસ કરવાથી આરોગ્યની દૃષ્ટિએ શો લાભ થાય છે એ સંબંધમાં બર્નાર મેક્ફેડન ( Bernarr Macfadden )કૃત Fasting for Health નામનો ગ્રંથ જોવો કે જેના હિંદી અને ગુજરાતી ભાષામાં અનુવાદો થયા છે.

૨-૩ દશવૈકાલિકની વૃત્તિમા (૨૭મા પત્રમાં) શ્રીહરિભદ્રસૂરિએ અવતરણરૂપે કહ્યું પણ છે કે—

" बत्तीसं किर कवला आहारो कुच्छिपूरओ भणिओ ।
पुरिसस्स महिलिआए अट्ठावीसं हवे कवला ॥
कवलाण य परिमाणं कुक्कुडिअंडयपमाणमेत्तं तु ।
जो वा अविगिअवयणो वयणंमि छुहेज्ज वीसत्थो ॥ "
[ द्वात्रिंशत किल कवला आहारः कुक्षिपूरको भणितः ।
पुरुषस्य महिलाया अष्टाविंशति. स्युः कवलाः ॥
कवलानां च परिमाणं कुक्कुटचण्डकप्रमाणमात्रं तु ।
यो वाऽविकृतवदनो वदने क्षिपेदू विश्वस्तः ॥ ]

મુખમાં મૂકી શકાય તે 'કવળ' કહેવાય છે. આવા ૩૨ કવળ કરતાં પુરુષને તૃપ્તિ થાય અને ૨૮ કરતાં સ્ત્રીને થાય એટલે એથી અધિક આહાર તો ન જ લેવાય અને લે તો પછી તે અત્યાહારી ગણાય.

અવમૌદર્ય યાને ઉણોદરીના (૧) ઉત્કૃષ્ટ, (૨) [1]ઉપાર્ધ અને (૩) જઘન્ય એમ ત્રણ ભેદો પડે છે. તેમાં ઉત્કૃષ્ટ અવમૌદર્યનું લક્ષણ એ છે કે—

**अष्टकवलाभ्यवहाररूपत्वे सति न्यूनोदररूपत्वमुत्कृष्टावमौदर्यस्य लक्षणम् । ( ६८३ )**

અર્થાત્ આઠ કોળીઆ જેટલો જ આહાર લેવારૂપ [2]ન્યૂન-ઉદરતા તે 'ઉત્કૃષ્ટ અવમૌદર્ય' છે.

ઉપાર્ધ અવમૌદર્યનું લક્ષણ—

**द्वादशकवलाभ्यवहाररूपत्वे सति न्यूनोदररूपत्वमुपार्धावमौदर्यस्य लक्षणम् । ( ६८४ )**

અર્થાત્ બાર કોળીઆ જેટલો આહાર લેવારૂપ ન્યૂન-ઉદરતા તે 'ઉપાર્ધ-અવમૌદર્ય' છે.

જઘન્ય અવમૌદર્યનું લક્ષણ—

**द्वात्रिंशत्कवलाहारस्य मध्ये एकेनोनाहाररूपत्वे सति किञ्चिन्न्यूनोदररूपत्वं जघन्यावमौदर्यस्य लक्षणम् । ( ६८५ )**

અર્થાત્ બત્રીસ કોળીઆ જેટલા આહારને બદલે એક કોળીઆ જેટલો આહાર ઓછો લેવો તે 'જઘન્ય અવમૌદર્ય' છે.

વૃત્તિ-પરિસંખ્યાનનું લક્ષણ—

**निक्षिप्तचयादीनां कुल्माषादीनां च मध्येऽन्यतममभिगृह्य शेषस्य च प्रत्याख्यानरूपत्वम्, भैक्ष्यस्यागमविहितविधिनाऽभिग्रहकरणरूपत्वं वा वृत्तिपरिसङ्ख्यानस्य लक्षणम् । ( ६८६ )**

અર્થાત્ વાલ, ચણા, અડદના બાકળા વગેરે પદાર્થોમાંથી એકનો સ્વીકાર કરી બાકી બીજા

---

૧ લગભગ અર્ધ.

૨ પેટ ઊણું રાખવું તે

બધાનો ત્યાગ કરવો તે ' વૃત્તિ–પરિસંખ્યાન ' છે. અથવા ભિક્ષ્ય–ભોજનમાંથી આગમમાં કહેલી વિધિ મુજબ ( અમુક પદાર્થોનો ) ત્યાગ કરવો તે ' વૃત્તિ–પરિસંખ્યાન ' છે. ટુંકમાં કહીએ તો વિવિધ વસ્તુઓ ખાવાની લાલસા ઓછી કરવી તે ' વૃત્તિ–પરિસંખ્યાન ' યાને 'વૃત્તિ–સંક્ષેપ' છે.

રસ–પરિત્યાગનું લક્ષણ—

**मधुमद्यमांसनवनीतलक्षणाभक्ष्यस्य सर्वथा परित्यागे सति क्षीरदधिगुडतैलादिरूपभक्ष्यविकृतीनां कारणं मुक्त्वाऽन्यत्र परित्यागे च सति विरसद्रव्यादिविषयकाभिग्रहकरणरूपत्वं रसपरित्यागस्य लक्षणम् ।(६८७)**

અર્થાત્ મધ, મદિરા, માંસ અને માખણરૂપ અભક્ષ્યનો સર્વથા ત્યાગ કરવા પૂર્વક દહીં, દૂધ, ગોળ, તેલ વગેરે ભક્ષ્ય વિકૃતિમાંથી જે ખાવાની જરૂર હોય તે રાખીને બાકી બીજાનો ત્યાગ કરી અલ્પ રસવાળાં દ્રવ્યોને ( આહારાર્થે ) ગ્રહણ કરવાનો અભિગ્રહ લેવો તે ' રસ–પરિત્યાગ ' છે.

વિવિક્તશય્યાસનનું લક્ષણ—

**गर्हितजनसम्पातरहितत्वे सति एकान्तेन बाधारहितस्थाने शय्यासनकरणरूपत्वं विविक्तशयनासनस्य लक्षणम् । ( ६८८ )**

અર્થાત્ નિન્દ્ય મનુષ્યના સંનિવેશથી તેમજ એની દૃષ્ટિથી દૂર અને બાધા રહિત એવા એકાંત સ્થાનમાં સૂવું, બેસવું તે ' વિવિક્તશય્યાસન ' છે.

લીનતાનું લક્ષણ—

**शून्यागारदेवकुलसभापर्वतगुहादीनां मध्येऽन्यतमस्मिन् स्थाने समाध्यर्थं व्यवस्थानलक्षणगात्रसङ्कोचनकरणरूपत्वं लीनताया लक्षणम् । ( ६८९ )**

અર્થાત્ શૂન્ય ગૃહ, દેવકુલ, સભા( નો મંડપ ), પર્વતની ગુફા ઇત્યાદિ સ્થળો પૈકી ગમે તે કોઇ એક સ્થળમાં સમાધિને માટે, એટલે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યની વૃદ્ધિ માટે શરીર સંકોચીને રહેવું તે ' લીનતા ' છે.

કાયક્લેશનું લક્ષણ—

**आगमानुसारेणात्मनः कायद्वारेण वीरासनाद्यासनजन्यबाधासहनरूपत्वं कायक्लेशस्य लक्षणम् । ( ६९० )**

અર્થાત પ્રવચન પ્રમાણે આત્માના કાય દ્વારા વીરાસન વગેરે આસનોથી ઉદ્‌ભવતી પીડાને સહન કરવી તે 'કાયક્લેશ' છે.

કાયક્લેશનું લક્ષણ નીચે મુજબ પણ પ્રસ્તુત ગ્રંથકાર નિર્દેશે છે:—

**कायोत्सर्गवीरासनोत्कटुकासनैकपार्श्वदण्डायतशयनातापनलुञ्चनादिकष्टरूपत्वं कायक्लेशस्य लक्षणम् । ( ६९१ )**

અર્થાત કાયોત્સર્ગ, વીર–આસન, [1]ઉત્કટુક–આસન, એક પાસા ભેર બેસવું, દંડની માફક ઊભા રહેવું, સૂવું, આતાપના લેવી, લોચ કરવો ઇત્યાદિ કષ્ટ તે 'કાયક્લેશ' છે.

આ પ્રમાણે કાયક્લેશનું બીજું લક્ષણ રજુ કરી એમ ગ્રંથકાર નિર્દેશે છે કે લીનતાનો કાયક્લેશમાં સમાવેશ થતો હોવાથી લીનતાના લક્ષણના પૃથક્ ઉલ્લેખ માટે આવશ્યકતા રહેતી નથી.

**બાહ્ય તપથી કર્મ-નિર્જરા—**

અનશનાદિ છ પ્રકારનાં બાહ્ય તપથી નિઃસંગતા, શરીરમાં લઘુતા, ઇન્દ્રિયોનો વિજય, સંયમનું રક્ષણ, કર્મની નિર્જરા વગેરે થાય છે. તેમાં નિઃસંગતા એટલે બાહ્ય અને આંતરિક ઉપાધિને વિષે મમતાનો અભાવ. એથી માસકલ્પવિહારની અયોગ્યતાનો અભાવ થવાથી શરીરમાં લઘુતા આવે છે. આ લઘુતાથી અપ્રણીત શરીરના ઉન્માદનો અભાવ થાય છે અને એથી ઇન્દ્રિયો ઉપર વિજય મેળવાય છે. આ પ્રમાણે ઇન્દ્રિયો કાબુમાં આવતાં ભાતપાણીને માટે જતાં ચર્યા દ્વારા થનાર જીવના ઉપઘાતથી બચી જવાય છે અને એ દ્વારા સંયમનું પાલન થાય છે. એથી કરીને નિઃસંગતાદિ ગુણોના યોગથી અનશનાદિ તપનું અનુષ્ઠાન કરનારને અને શુભ ધ્યાનમાં રહેલાને જરૂર જ કર્મની નિર્જરા થાય છે એટલે બાહ્ય તપ દ્વારા પણ કર્મની નિર્જરા થાય છે એવું પ્રતિપાદન અસ્થાને નથી.

**તપશ્ચર્યાના સ્વરૂપની મીમાંસા—**

ઉપવાસ, કાયોત્સર્ગ, કેશલોચ વગેરેને કેટલાક દુઃખરૂપ માને છે. તેઓ એ સંબંધમાં જે દલીલો કરે છે તે તેમજ તેનું નિરસન પ્રશ્નોત્તરરૂપે અત્ર નીચે મુજબ રજુ કરાય છે:—

પૂર્વ પક્ષ—ઉપવાસ વગેરે બાહ્ય તપ દુઃખરૂપ–અસુખરૂપ હોઇ કોઇ પણ રીતે તે મોક્ષનું કારણ માની શકાય નહિ, કેમકે ક્ષુધા, તૃષા વગેરે પરીષહ તો વેદનીય કર્મના ઉદયરૂપ છે અને એવા પ્રકારના કર્મના ઉદયને મોક્ષના કારણ તરીકે કયો બુદ્ધિશાળી સ્વીકારે ? અન્ય શબ્દોમાં કહીએ તો જેમ ગાય, ભેંસ વગેરેને ક્ષુધાદિ દ્વારા જે દુઃખ ઉદ્‌ભવે છે તે અસાતવેદ-

---

૧ ગાયને દહોતી વેળા જેમ બેસાય છે તેમ બેસવું તે.

નીચના કર્મના ઉદયરૂપ મનાય છે તેમ ઉપવાસાદિ બાહ્ય તપ દ્વારા ઉત્પન્ન થતું ક્ષુધાદિરૂપ દુઃખ પણ વેદનીય કર્મના ઉદયરૂપ જ મનાવું જોઇએ; અને જ્યારે વસ્તુસ્થિતિ આવા પ્રકારની છે તો તેને મોક્ષના કારણ તરીકે કેવી રીતે મનાય? કેમકે જે કર્મના ઉદયરૂપ હોય તે મોક્ષના કારણ તરીકે ગણાય જ નહિ. આથી એ ફલિત થાય છે કે કાયક્લેશાદિ બાહ્ય તપશ્ચર્યા નિરર્થક છે.

ઉપવાસાદિ દ્વારા ઉત્પન્ન થતા દુઃખને સહન કરવાવાળા જીવો તપસ્વી છે એવો પ્રલાપ પણ ઘડી ભર નીભે તેમ નથી; કેમકે એમ માનવા જતાં તો જગતમાં જે જે જીવ દુઃખી છે તે તે 'તપસ્વી' ગણાશે. વિશેષમાં જે વધારે દુઃખી તે વધારે તપસ્વી મનાશે અને જે દુઃખ રહિત હશે તે 'અતપસ્વી' કહેવાશે. અર્થાત નારકો અત્યંત દુઃખી હોવાથી તેઓ 'મહાતપસ્વી' ગણાશે અને સમતા રસમાં તરબોળ યોગીઓ દુઃખી નહિ હોવાથી તેઓ 'અતપસ્વીઓ' ગણાશે. આ કેવી વિચિત્રતા!

જેમને પરમાત્માના વચનમાં શ્રદ્ધા છે અને જેઓ મમતાથી રહિત છે તેમણે તો પોતાને કે પારકાને પીડા થાય તેમ ન જ વર્તવું જોઇએ એટલે કે સ્વ કે પરને પીડા ઉપજે તેવું કાર્ય ન જ કરવું જોઇએ;[1] કારણ કે દુઃખ થતાં આર્ત્ત ધ્યાન ઉદ્ભવે છે અને એથી આત્માને હાનિ થાય છે. આવી પરિસ્થિતિમાં ઉપવાસાદિથી ઉત્પન્ન થતા દુઃખને મોક્ષના કારણ તરીકે સ્વીકારવું એ મૂર્ખતા નહિ તો બીજું શું ગણાય?

ઉત્તર પક્ષ—યથાર્થ તપશ્ચર્યા દુઃખરૂપ હોઇ શકે જ નહિ અને જે દુઃખરૂપ હોય તેને જૈન પ્રવચન તપરૂપે સ્વીકારતું જ નથી એનું પ્રથમ પ્રતિપાદન કરવા માટે તપનું લક્ષણ આગમ અનુસાર નીચે મુજબ રજુ કરાય છેઃ—

" [2]सो हु तवो कायव्वो जेण मणो मंगुलं न चिंतेइ ।
जेण न इंदियहाणी जेण जोगा न हायंति ॥
ता जह न देहपीडा न यावि चियमंससोणियत्तं तु ।
जह धम्मज्झाणवुड्ढी तहा इमं होइ कायव्वं ॥"

૧ કહ્યું પણ છે કે—

" भाविअजिणवयणाणं ममत्तरहिआणं नत्थि उ विसेसो ।
अप्पाणम्मि परम्मि य तो वज्जे पीडमुभयो वि ॥"
[ भावितजिनवचनानां ममत्वरहितानां नास्ति तु विशेषः ।
आत्मनि परस्मिंश्च ततो वर्जयेत् पीडामुभयोरपि ॥ ]

૨ છાયા—

तदेव तपः कर्तव्यं येन मनोऽमङ्गलं न चिन्तयति ।
येन नेन्द्रियहानिर्येन योगा न हीयन्ते ॥
तावद् यथा न देहपीडा न चापि चितमांसशोणितत्वं तु ।
यथा धर्मध्यानवृद्धिस्तथेदं भवति कर्तव्यम् ॥

અર્થાત્ જેથી મન અમંગળ ચિન્તન ન કરે—મનના અધ્યવસાય બગડે નહિ, ઇન્દ્રિયોની તેમજ યોગની પણ હાનિ ન થાય અર્થાત્ પૂજન, પ્રમાર્જન, પ્રતિલેખન, શુદ્ધ ઉપદેશનું દાન, શુભ ધ્યાન, સ્વાધ્યાય, શુભ ભાવના વગેરે સંયમના વ્યાપારરૂપ યોગોને સ્ખલના ન પહોંચે, જેથી શરીરમાં પીડા ન ઉદ્ભવે અને જેનાથી માંસ અને રુધિર નાશ ન પામે તેમજ જેનાથી વળી ધર્મધ્યાનની વૃદ્ધિ થાય તેનું નામ જ 'તપશ્ચર્યા' છે.

જ્યારે આ પ્રમાણે તપનું લક્ષણ જૈન શાસ્ત્રમાં દર્શાવાયું છે તો એ શાસ્ત્રમાં બતાવેલ કેશલોચ, કાયોત્સર્ગ, ઉપવાસ વગેરેને કયો બુદ્ધિશાળી દુઃખરૂપ માનવાનો કદાગ્રહ સેવે? જ્યારે જૈન શાસ્ત્રકારો પોતે જ દુઃખરૂપ ક્રિયાને તપ તરીકે માનતા નથી તો પછી પૂર્વ પક્ષ હવામાં ઉડી જતો નથી કે?

પ્ર. ઉપવાસ વગેરે કરવાથી શરીરમા દુઃખ થતું નથી એ વાત અનુભવથી વિરુદ્ધ છે; વાસ્તે આપ એનો આમ અપલાપ કરો તે સમુચિત ગણાય કે?

ઉ. જેવી રીતે રોગીઓને તેમનો રોગ દૂર કરવાના શુભ ઇરાદાથી કડવાં ઔષધ પણ પીવાડાય છે, કોઇ વ્યાધિ વાઢકાપથી જ મટે તેમ હોય તો તે માટે શસ્ત્રક્રિયા પણ કરાવવી પડે છે, અને આ પ્રમાણે બાહ્ય દૃષ્ટિએ તેને કષ્ટ અપાય છે છતાં ભવિષ્યમાં તે નીરોગી બનશે એવી આશાએ તેને ઉપચાર કરનાર તેને કષ્ટ આપે છે એમ મનાતું નથી તેમ પ્રસ્તુતમાં પણ કર્મજન્ય બંધનરૂપ ભાવરોગના નિવારણાર્થે શાસ્ત્રોક્ત વિધિ અનુસાર જે ઉપવાસાદિ તપશ્ચર્યા કરાય છે તે બાહ્ય દૃષ્ટિવાળાને દુઃખરૂપ ભલે ભાસે, કિન્તુ અંતર દૃષ્ટિવાળાને તો તે તેમ ન જ લાગે, કેમકે એ તપશ્ચર્યા તો એને અનંત કાલચક્ર સુધીના સંસાર–પરિભ્રમણરૂપ દુઃખથી છોડાવે છે અને અવ્યાબાધ સુખની પ્રાપ્તિ કરાવવામાં નિમિત્તરૂપ બને છે.

વળી લોકમાં પણ એ વાત સુપ્રસિદ્ધ છે કે ઇષ્ટ કાર્યની સિદ્ધમાં જે થોડીક તકલીફ વેઠવી પડે છે, તે તકલીફ તરફ ધ્યાન અપાતું નથી[1] એવી રીતે અત્ર પણ ઉપવાસ વગેરેથી થતું બાહ્ય

---

૧ આ સંબંધમાં નીચે મુજબનું ઉદાહરણ વિચારી લેવુ:—

કોઇ એક વ્યાપારી પરદેશમા ગયો. ત્યા તેણે અનેક રત્નો પ્રાપ્ત કર્યાં. આ લઇને તે પોતાને મુલક જતો હતો રસ્તામાં એક ગાઢ જગલ આવતુ હતુ અને ત્યાં લૂટારાઓનો પૂરેપૂરો ત્રાસ હતો. આથી એણે વિચાર કર્યો કે જો આ રત્નો લઇને હુ એ જંગલમાં થઇને જઇશ તો મને લૂટી લેવામાં આવશે. આથી તેણે એક યુક્તિ કરી રત્નોના બદલામા કાચના ટુકડાઓની એક પોટલી બાધી લાકડીની ઉપર તેને લટકાવી તે પાગલની માફક એ જગલમાંથી પસાર થવા લાગ્યો એવામાં પેલા લૂટારૂઓએ એને જોયો અને એની પોટલી ખૂંચવી લીધી. તે ખોલી તો તેમાથી કાચના ટુકડા નીકળ્યા. ગાડાના જેવી તેની વર્તણૂક જોઇ તેમણે એને જવા દીધો. ફરી બીજી વાર કાચની પોટલી લઇ એ આ જગલમાં આવ્યો આ ફેરી લૂટારૂઓએ તેને ઓળખ્યો અને તે પાગલ છે એમ માની તેને હાંકી કાઢયો. તેણે ત્રીજી અને ચોથી વાર પણ કાચના કટકાની પોટલી લઇ જંગલમા પ્રવેશ કર્યો અને લૂટારૂઓએ તેના તરફ બેદરકારી બતાવી. પાંચમી વાર તે ખરેખરા રત્નોની પોટલી બાંધી લાકડીએ લટકાવી જગલમાં ગયો; પરતુ આ તો પેલો પાગલ ફરી ફરીને આવે છે એમ માની લૂટારૂઓએ તેની ઉપેક્ષા જ કરી. આથી એ સહીસલામત

કષ્ટ સહન કરાય તો મુક્તિ જેવી અનુપમ અવસ્થા પ્રાપ્ત થાય તેમ છે એટલે એ કંઇ હિસાબમાં ન લેખાય; ઉલટું ઉપવાસાદિરૂપ તપ સુખના સાધનરૂપ ગણાવું જોઇએ. આટલા વિવેચન પછી જૈન દૃષ્ટિએ જે તપની યોજના ઘડાઇ છે તે દુઃખરૂપ જ છે એમ કોણ કહેશે ?

જૈન શાસ્ત્રને સંમત એવી તપશ્ચર્યા કોઇ કર્મના ઉદયરૂપ નથી એનો હવે વિચાર કરવામાં આવે છે. તત્ત્વ-સંવેદનરૂપ મુખ્ય જ્ઞાન, સંસારપરિભ્રમણના ભયથી દૂર રહેવા રૂપ સંવેગ તેમજ કષાય, ઇન્દ્રિયો તથા મનની વાસનાના નિરોધરૂપ શમ એ જેનો મુખ્ય ઉદ્દેશ યાને સાર છે તેને જ 'તપશ્ચર્યા' કહેવામાં આવે છે. અર્થાત્ પ્રધાન જ્ઞાન, ઉત્તમ સંવેગ અને શ્રેષ્ઠ શાંતિની પ્રાપ્તિની ખાતર જ તપશ્ચર્યા કરવાની આવશ્યકતા છે; નહિ કે બાહ્ય સાંસારિક અભિલાષાઓ તૃપ્ત કરવાને માટે.

મોહનીય કર્મરૂપ કષાયોના ઉદયથી કોઇ પણ રીતે શાંતિ મળતી નથી. વળી તપશ્ચર્યા એ પણ જો કર્મના ઉદયરૂપ હોય તો ભવ્યાત્માઓને શાંતિ ન મળે; પરંતુ તેઓ પૂર્ણ શાંતિ ભોગવે છે એ વાત તો અનુભવસિદ્ધ છે. આવી સ્થિતિમાં જૈન તપ એ કર્મના ઉદયરૂપ છે એમ કહેવાનું સાહસ કોણ કરે ? વિશેષમાં તપશ્ચર્યા એ કોઇ કર્મના ઉદયરૂપ છે એમ જૈન શાસ્ત્રનું માનવું જ નથી, અર્થાત્ એ ઔદયિક ભાવરૂપ નથી કિન્તુ તે ક્ષાયોપશમિક ભાવરૂપ છે એમ તેનું મંતવ્ય છે. સમ્યક્ત્વ, જ્ઞાન, સંવેગ વગેરે ક્ષાયોપશમિક ગુણો જ્યાં અનુભવાય છે ત્યાં શાંતિ પણ અનુભવાય છે. એ પ્રમાણે સમ્યક્ તપશ્ચર્યા સેવનારને શાંતિનો અનુભવ થાય છે, વાસ્તે એ પણ ક્ષાયોપશમિક ભાવરૂપ છે એમ માનવામાં કશી આપત્તિ જણાતી નથી.

ઔદયિક ભાવ યાને કર્મની ઉદય-અવસ્થા કોઇ પણ રીતે કર્મના ક્ષયરૂપ મોક્ષનું કારણ બની શકે જ નહિ. એ તો માતા વન્ધ્યા જેવો ન્યાય ગણાય અને જૈન દૃષ્ટિને સંમત તપશ્ચર્યા તો અવ્યાબાધ સુખનું કારણ છે એટલે એ ઔદયિક ભાવરૂપ નથી જ, એ વાતની યુક્તિ અને અનુભવ પણ સાક્ષી પૂરે છે. આગમ પણ એ જ વાતનું સમર્થન કરે છે. કહ્યું પણ છે કે—

" [1]जहीथ इमं नवि दुक्खं कम्मविवागो वि सव्वहाने व ।
खाओवसमियभावे ए यंति जिणागमे भणिअं ॥ "

અર્થાત આ તપશ્ચર્યા દુઃખરૂપ પણ નથી તેમજ તે કર્મના વિપાકરૂપ યાને ઉદયરૂપ પણ નથી,

---

પોતાના સ્થાને પહોચી ગયો આ પ્રમાણે પોતાની ઇષ્ટ સિદ્ધિ માટે આ વ્યાપારીને વારંવાર જવા આવવા વગેરેનો પરિશ્રમ ઉઠાવવો પડ્યો, પરંતુ એ કષ્ટ સુખદાયક હોઇ તે તરફ તેણે જરા પણ અણગમો ન બતાવ્યો, કિન્તુ એ કષ્ટ આનંદથી સહન કરી લીધુ.

૧ છાયા—

...इदं नापि दुःखं कर्मविपाकोऽपि सर्वहाने च ।
क्षायोपशमिकभावे ते यान्ति जिनागमे भणितम् ॥

કિન્તુ જિનાગમ એને ક્ષાયોપશિમક ભાવરૂપ બતાવે છે. વળી એવો પાઠ પણ મળી આવે છે. જેમકે—

"[1]खंताइसाहुधम्मे तवगहणं सो य खओवसमियंमि ।
भावम्मि विनिदिट्ठो चोदइयगे....दुक्खं ॥ "

અર્થાત્ ક્ષાંતિ વગેરે સાધુના ધર્મમા તપશ્ચર્યાનું ગ્રહણ પણ ક્ષાયોપશમિક ભાવમાં દર્શાવેલ છે અને દુઃખ તો ઔદયિક ભાવમાં જ જણાવેલ છે. આથી એ ફલિત થાય છે કે જો તપશ્ચર્યા દુઃખરૂપ હોત તો જરૂર તેનો પણ ઔદયિક ભાવરૂપે નિર્દેશ કરાયો હોત, પરંતુ તેમ થયું નથી; ઉલટું એનો ક્ષાયોપશમિક ભાવરૂપે જ સ્પષ્ટ ઉલ્લેખ મળી આવે છે. આવી પરિસ્થિતિમા જૈન તપશ્ચર્યા દુઃખરૂપ જ છે એમ માનવા કયો વિદ્વાન્ પ્રેરાય ?[2]

હવે આભ્યન્તર તપના સ્વરૂપનું લક્ષણ અને વિધાન પૂર્વક પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં **આભ્યંતર તપનું લક્ષણ** એ છે કે—

## अतिशयेन कर्मनिर्दहनसमर्थरूपत्वमाभ्यन्तरतपसो लक्षणम् । ( ६९१ )

અર્થાત્ કર્મને બાળવામાં અત્યંત સમર્થ તપને 'આભ્યંતર તપ' કહેવામાં આવે છે. આના પણ બાહ્ય તપની જેમ છ પ્રકારો પડે છે. જેમકે (૧) પ્રાયશ્ચિત્ત, (૨) વિનય, (૩) વૈયાવૃત્ત્ય, (૫) ઉત્સર્ગ અને (૬) ધ્યાન. આ પ્રત્યેકનું લક્ષણ વિચારીએ તે પૂર્વે **બાહ્ય અને આભ્યંતર તપ વચ્ચેનો તફાવત** નોંધી લઈએ. એ તો સુપ્રસિદ્ધ વાત છે કે વિષયવાસનાઓનો વિનાશ કરવા વાસ્તે આધ્યાત્મિક બળની આવશ્યકતા છે. એ બળ કેળવવા માટે શરીર, ઇન્દ્રિય અને મનને જે તાપણીમાં તપાવાય છે તેનું નામ 'તપ' છે. જે તપમા શારીરિક ક્રિયાની મુખ્યતા હોય અને જે પ્રધાનતઃ બાહ્ય દ્રવ્ય ઉપર અવલંબિત હોઇ બીજાઓ વડે દેખી શકાય તે 'બાહ્ય તપ' છે, જ્યારે જે તપમાં માનસિક ક્રિયાની મુખ્યતા હોય અને જે પ્રધાનતઃ બાહ્ય દ્રવ્યની અપેક્ષા નહિ રાખનારૂં હોઇ અન્યને દૃષ્ટિગોચર ન થાય તે 'આભ્યતર તપ' છે. આથી સામાન્યપણે એમ કહી શકાય કે બાહ્ય તપ સ્થૂળ અને લૌકિક છે, જ્યારે આભ્યંતર તપ સૂક્ષ્મ અને અલૌકિક છે. આભ્યંતર તપની પુષ્ટિ કરવામા બાહ્ય તપ ઉપયોગી છે. એથી કરીને તો એનું મહત્ત્વ અંકાય છે. આ બને પ્રકારના તપમા સમસ્ત સ્થૂળ તેમજ સૂક્ષ્મ ધાર્મિક નિયમોનો અંતર્ભાવ થાય છે.

---

૧ છાયા—

क्षान्त्यादिसाधुधर्मे तपोग्रहणं तच्च क्षायोपशमिके ।
भावे विनिर्दिष्टं चौदयिके...दुःखम् ॥

૨ આ સબંધમાં વિશેષ માહિતી માટે જુઓ **પચલિંગી**ની ટીકાનાં ૧૩૩–૧૩૫ પત્રો.

આયશ્ચિત્તનું લક્ષણ—

**बाहुल्येन चित्तशुद्धिजननिमित्तकत्वं प्रायश्चित्तस्य लक्षणम् । ( ६९३ )**

અર્થાત્ મોટે ભાગે ચિત્તને શુદ્ધ કરવામાં નિમિત્તરૂપ તપ તે 'પ્રાયશ્ચિત્ત' છે. અન્ય શબ્દોમાં કહીએ તો જે વ્રતો ગ્રહણ કરાયાં હોય તેમા પ્રમાદાદિ દ્વારા જે દોષો ઉદ્ભવ્યા હોય તેનું જેનાં વડે શોધન કરી શકાય તે 'પ્રાયશ્ચિત્ત' છે. એના (૧) આલોચન, (૨) પ્રતિક્રમણ, (૩) તદુભય, (૪) વિવેક, (૫) વ્યુત્સર્ગ, (૬) તપ, (૭) છેદ, (૮) પરિહાર અને (૯) ઉપસ્થાપન એમ નવ પ્રકારો છે.[1] પ્રસ્તુત ગ્રંથકારે પ્રાયઃ **તત્ત્વાર્થ**ને અનુસરીને ગ્રંથ રચ્યો છે એટલે અત્ર તેમણે પ્રાયશ્ચિત્તના નવ પ્રકારો દર્શાવ્યા છે. બાકી [2]**ઉત્તરાધ્યયન** [3]વગેરે આગમોમાં પણ એના દશ પ્રકારો સૂચવાયા છે. શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત **જીતકલ્પ**માં જે દશ પ્રકારનો નામોલ્લેખ કરાયો છે તે નીચે મુજબ છેઃ—

" [4]तं दसविहमालोयणपडिक्कमणोभयविवेगवोस्सग्गे ।
तवछेयमूलअणवट्टया य पारंचिए चेव ॥ ४ ॥ "

અર્થાત્ (૧) આલોચન, (૨) પ્રતિક્રમણ, (૩) તદુભય, (૪) વિવેક, (૫) વ્યુત્સર્ગ, (૬) તપ, (૭) છેદ, (૮) મૂળ, (૯) અનવસ્થાપ્ય અને (૧૦) પારાચિક એમ પ્રાયશ્ચિત્તના દશ પ્રકારો છે. આ ઉપરથી જોઇ શકાય છે કે પરિહાર અને ઉપસ્થાપનને બદલે મૂળ, અનવસ્થાપ્ય અને પારાચિક એમ ત્રણનો ઘણા ગ્રંથોમાં ઉલ્લેખ કરાયો છે. આ પ્રમાણે જે ભિન્નતા જોવાય છે તેનો સમન્વય નવે પ્રકારનાં પ્રાયશ્ચિત્તોનાં લક્ષણો વિચાર્યા બાદ સહેલાઇથી ધ્યાનમા આવે તેમ હોઇ હવે **આલોચનારૂપ પ્રાયશ્ચિત્તનું લક્ષણ** નીચે મુજબ રજુ કરાય છેઃ-

---

૧ સરખાવો **તત્ત્વાર્થ** (અ. ૯)નું નિમ્નલિખિત સૂત્રઃ—

" आलोचनप्रतिक्रमणतदुभयविवेकव्युत्सर्गतपश्छेदपरिहारोपस्थापनानि । २२ । "

૨ જુઓ એના ૩૦મા અધ્યયનની નિમ્નલિખિત ગાથા.—

" आलोयणारिहाईय पायच्छित्तं तु दसविहं ।
जं भिक्खू वहई सम्मं पायच्छित्तं तमाहियं ॥ ३१ ॥ "

[ आलोचनार्हादिकं प्रायश्चित्तं तु दशविधम् ।
यद् भिक्षुर्वहति सम्यक् प्रायश्चित्तं तदाहितम् ॥ ]

૩ દાખલા તરીકે જુઓ **સ્થાનાંગ** (સૂ. ૭૩૩) અને **ભગવતી** (શ. ૨૫, ઉ ૭, સૂ. ૮૦૧).

૪ છાયા—

तद् दशविधमालोचनप्रतिक्रमणोभयविवेकव्युत्सर्गाः ।
तपश्छेदमूलानवस्थाप्यानि च पाराञ्चिकं चैव ॥

मर्यादया गुरोर्निवेदनरूपत्वम्, पिहिताख्यानस्य गर्हाद्वारेण प्रकाशनरूपत्वं वाऽऽलोचनप्रायश्चित्तस्य लक्षणम् । ( ६९४ )

અર્થાત્ મર્યાદા પૂર્વક ગુરુ આગળ ( કરેલ પાપનું ) નિવેદન કરવું તે ' આલોચન-પ્રાયશ્ચિત્ત ' છે. અથવા ગુપ્ત રીતે કરેલ પાપનો નિન્દા પૂર્વક પ્રકાશ કરવો તે ' આલોચન-પ્રાયશ્ચિત્ત ' છે. નિખાલસ હૃદયે ગુરુની સમક્ષ પોતાની ભૂલ પ્રકટ કરવી તે આ પ્રાયશ્ચિત્તનું હાર્દ છે.

પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્તનું લક્ષણ—

अतिचाराभिमुख्यपरिहारपूर्वकं पापादपसरणरूपत्वम्, मिथ्यादुष्कृतसंयुक्तस्य सतः पश्चात्तापप्रत्याख्यानकायोत्सर्गादिकरणरूपत्वं वा प्रतिक्रमणप्रायश्चित्तस्य लक्षणम् । ( ६९५ )

અર્થાત્ અતિચારની સંમુખતાના ત્યાગ પૂર્વક પાપથી દૂર થવું તે ' પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત ' છે. અથવા 'મિથ્યા-દુષ્કૃત યુક્ત બની એટલે કે ફરીથી પાપ નહિ કરવાના આશયથી મારૂં કરેલ પાપ મિથ્યા થાઓ એ પ્રમાણે માફી માગી પશ્ચાત્તાપ, (ફરીથી આ પાપ નહિ કરૂં એ પ્રકારનું) પ્રત્યાખ્યાન, કાયોત્સર્ગ વગેરે કરવા તે ' પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત ' છે. આ ઉપરથી સમજાય છે કે આ પ્રાયશ્ચિત્તમાં બે વાત સમાયેલી છેઃ ( ૧ ) કરેલ પાપનો પશ્ચાત્તાપ કરી તેનાથી નિવૃત્ત થવું; અને ( ૨ ) નવી ભૂલ ન થાય-નવું પાપમય આચરણ ન કરાય તે માટે સાવધાની રાખવી.

આલોચન-પ્રતિક્રમણરૂપ પ્રાયશ્ચિત્તનું લક્ષણ—

आलोचनप्रतिक्रमणोभयरूपत्वं तदुभयरूपप्रायश्चित्तस्य लक्षणम् । ( ६९६ )

અર્થાત્ આલોચન અને પ્રતિક્રમણ એ બંને પ્રાયશ્ચિત્તો એક સાથે કરવામાં આવે તો તે 'તદુભય યાને મિશ્ર પ્રાયશ્ચિત્ત' છે. ગુરુની સમક્ષ પાપનો પ્રકાશ કરવો અને કરેલ પાપ સંબંધી મિથ્યા દુષ્કૃત પણ આપવું એ આ પ્રાયશ્ચિત્તનો સાર છે.

વિવેક-પ્રાયશ્ચિત્તનું લક્ષણ—

अन्नपानोपधिशय्यादिषु शुद्धाशुद्धादिविवेचनरूपत्वं विवेकप्रायश्चित्तस्य लक्षणम् । ( ६९७ )

અર્થાત્ અન્ન, પાન, ઉપધિ, શય્યા વગેરે વસ્તુઓ સંબંધી શુદ્ધતા-અશુદ્ધતા વિચારવી તે 'વિવેક-

પ્રાયશ્ચિત્ત ' છે. અન્યત્ર આની વ્યાખ્યા એવી કરવામાં આવી છે કે ખાન, પાન વગેરેને લગતી અકલ્પનીય વસ્તુઓ લેવાઇ ગઇ હોય તો તેનો ત્યાગ કરવો.

વ્યુત્સર્ગ–પ્રાયશ્ચિત્તનું લક્ષણ—

**अनेषणीयान्नपानोपकरणादिषु प्रणिधानपूर्वकनिरोधरूपत्वं व्युत्सर्गप्रायश्चित्तस्य लक्षणम् । ( ६९८ )**

અર્થાત નહિ ગ્રહણ કરવા લાયક અન્ન, પાન, ઉપકરણ વગેરેનો ધ્યાન પૂર્વક અટકાવ કરવો તે ' વ્યુત્સર્ગ–પ્રાયશ્ચિત્ત ' છે. અન્યત્ર આ સંબંધમા એમ કહેવાયું છે કે એકાગ્રતા પૂર્વક શરીર અને વચનના વ્યાપારોનો ત્યાગ કરવો તે ' વ્યુત્સર્ગ ' છે એટલે કાય–ચેષ્ટાનો ત્યાગ કરી અમુક લોગસ્સ ગણવા કે ધ્યાન ધરવું તે ' વ્યુત્સર્ગ ' છે.

તપ–પ્રાયશ્ચિત્તનું લક્ષણ ગ્રંથકારે ન આપતા એમ સૂચવ્યું છે કે તપનુ જે લક્ષણ પૂર્વે ( ૧૧૦૬ મા પૃષ્ઠમાં ) કહેવાઇ ગયું છે તે જ અત્ર ઘટાવી લેવું. આથી આ સંબંધમાં એટલું જ ઉમેરીશું કે પ્રાયશ્ચિત્ત તરીકે નીવી વગેરે જે તપશ્ચર્યા કરાય તે ' તપ–પ્રાયશ્ચિત્ત ' છે.

છેદ–પ્રાયશ્ચિત્તનું લક્ષણ—

**महाव्रतारोहणकालादारभ्य सञ्जातदिवसपक्षमाससंवत्सरादीनां मध्येऽन्यतमस्य प्रव्रज्याकालस्यापहारकरणरूपत्वं छेदप्रायश्चित्तस्य लक्षणम् । ( ६९९ )**

અર્થાત્ મહાવ્રતોનુ આરોપણ કરાયું હોય તે સમયથી માંડીને જેટલાં દિવસ, પખવાડિયાં, મહિના કે વર્ષ થયાં હોય તેમાંથી અમુક સમય દીક્ષા–કાલમાંથી કાપી નાખવા તે ' છેદ–પ્રાયશ્ચિત્ત ' છે. એટલે કે જે સાધુના જેવા દોષ હોય તે પ્રમાણે તેના દીક્ષા–પર્યાયમાં ઘટાડો કરવો તે ' છેદ–પ્રાયશ્ચિત્ત ' છે.

પરિહાર–પ્રાયશ્ચિત્તનું લક્ષણ—

**पक्षमाससंवत्सरादिकमवधिभूतं कृत्वा संसर्गं विना दूरतः परित्यागकरणरूपत्वं परिहारप्रायश्चित्तस्य लक्षणम् । ( ७०० )**

અર્થાત ( દૂષિત સાધુને તેના દોષના પ્રમાણુમા ) પક્ષ, માસ કે સંવત્સર માટે સંસર્ગ રાખ્યા વિના દૂરથી (જ) ત્યજી દેવા તે ' પરિહાર–પ્રાયશ્ચિત્ત ' છે.

ઉપસ્થાપન-પ્રાયશ્ચિત્તનું લક્ષણ—

पुनर्व्रतारोपणरूपत्वमुपस्थापनप्रायश्चित्तस्य लक्षणम् । ( ७०१ )

અર્થાત ( અહિંસાદિ મહાવ્રતનો ભંગ કરેલ વ્યક્તિને વિષે ) ફરીથી મહાવ્રતનું આરોપણ કરવું તે ‘ ઉપસ્થાપન-પ્રાયશ્ચિત્ત ’ છે.

આ નવ પ્રકારનું પ્રાયશ્ચિત્ત દેશ, શક્તિ, સંહનન, સંયમની વિરાધના, શરીર, ઇન્દ્રિય, જાતિ અને ગુણોનો ઉત્કર્ષ વિચારીને વિશુદ્ધિને અર્થે આપવામાં આવે છે તેમજ આચરવામાં આવે છે.

હવે વિનયનો વિચાર કરીએ તે પૂર્વે **પ્રાયશ્ચિત્તોની સંખ્યા** પરત્વે ઊહાપોહ કરી લઇએ. આપણે ૧૧૧૬મા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ પ્રસ્તુત ગ્રંથકારે **તત્ત્વાર્થ**ને અનુસરી નવ પ્રકારો સૂચવ્યા છે, જ્યારે અન્યાન્ય ગ્રંથકારોએ દશનો નિર્દેશ કર્યો છે. આ ભેદોનું અવલોકન કરતાં જણાય છે કે પરિહાર અને ઉપસ્થાપનને બદલે અન્યત્ર મૂળ, અનવસ્થાપ્ય અને પારાચિક એ ત્રણનો નિર્દેશ છે. તેમાં કોઇ મોટો અપરાધ થતા મહાવ્રત ફરીથી ઉચરાવવારૂપ દંડ તે ‘ મૂલ-પ્રાયશ્ચિત્ત ’ છે. કરેલા અપરાધની શિક્ષારૂપે જે તપરૂપ દંડ કરાયો હોય તે જ્યાં સુધી ન કરાય ત્યાં સુધી મહાવ્રતની સ્થાપના ન કરવી તે ‘ અનવસ્થાપ્ય-પ્રાયશ્ચિત્ત ’ છે. વિશિષ્ટ પ્રકારનો અપરાધ કરનારને બાર વર્ષ સુધી ગચ્છ અને વેષનો ત્યાગ કરાવવો અને શાસનની કોઇ મોટી પ્રભાવના તેને હાથે થાય ત્યાર બાદ ફરીથી મહાવ્રત ઉચરાવી તેને ગચ્છમા લેવો તે ‘ પારાંચિક-પ્રાયશ્ચિત્ત ’ છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે છેદ અને મૂલ પ્રાયશ્ચિત્તો બંને કથંચિત્ એક છે; કેમકે દીક્ષા-પર્યાયનો અંશથી છેદ તે ‘છેદ’ છે અને સર્વથા છેદ તે ‘મૂલ’ છે. આથી કરીને છેદની વિવક્ષા કરાતાં મૂલનો છેદમાં સમાવેશ કરી શકાય છે. અનવસ્થાપ્ય અને પારાંચિક એ બંને પ્રાયશ્ચિત્તોમા અમુક કાળ પર્યંત મહાવ્રતોનું આરોપણ કરાતું નથી એ સમાનતા છે. ઉપસ્થાપનમાંથી મહાવ્રતના આરોપણનો જ ધ્વનિ નીકળે છે.આથી ઉપસ્થાપનમાં અનવસ્થાપ્ય અને પારાચિકનો અંતર્ભાવ શક્ય છે. આ રીતે વિચારતાં પ્રાયશ્ચિત્તની સંખ્યાનો ભેદ એ મૌલિક કે તાત્ત્વિક કારણને અંગે નથી; એ તો અપેક્ષા અનુસાર હોય એમ લાગે છે. વળી શ્રીભદ્રબાહુસ્વામી પછી અનવસ્થાપ્ય અને પારાંચિકનો વ્યુચ્છેદ થયો છે[1] એ દૃષ્ટિને ધ્યાનમાં રાખીને **તત્ત્વાર્થ**માં એ બેનો નિર્દેશ ન કરાતા ઉપસ્થાપન જેવા સામાન્ય શબ્દનો પ્રયોગ કરાયો હોય એમ પણ સૂચવાય છે.

---

૧ જીતકલ્પની નિમ્ન-લિખિત ગાથામાં કહ્યું પણ છે કે—

“ अणवट्ठप्पो तवसा तव-पारंची य दो वि वोच्छिन्ना ।
चोद्दसपुव्वधरम्मी धरंति सेसा उ जा तित्थं ॥ १०२ ॥ ”

[ अनवस्थाप्यं तपसा तपःपाराञ्चि च द्वे अपि व्युच्छिन्ने ।
चतुर्दशपूर्वधरे धरतः शेषाणि तु यावत् तीर्थम् ॥ ]

[1]વિનયનું લક્ષણ—

**अष्टविधकर्मापनयननिमित्तकत्वं विनयरूपाभ्यन्तरतपसो लक्षणम्। (७०२)**

અર્થાત્ આઠ પ્રકારના કર્મને દૂર કરવામાં નિમિત્તરૂપ એવા અભ્યંતર તપને '[2]વિનય' કહેવામાં આવે છે.[3] એના વિષયની દૃષ્ટિએ (૧) જ્ઞાન-વિનય, (૨) દર્શન-વિનય, (૩) ચારિત્ર-વિનય અને (૪) ઉપચાર-વિનય એમ ચાર પ્રકારો પડે છે. તેમાં જ્ઞાન-વિનયનું લક્ષણ નીચે મુજબ છે:--

**ज्ञानशिक्षाभ्यासकरणरूपत्वे सति ज्ञानेन सुकृतसञ्चयपूर्वकनूतन-कर्मबन्धाकरणरूपत्वं ज्ञानविनयस्य लक्षणम्। (७०३)**

અર્થાત્ જ્ઞાન, શિક્ષા અને અભ્યાસ કરતાં જ્ઞાન દ્વારા સુકૃતનો સંચય થાય, કિન્તુ નવીન કર્મ ન બંધાય તેવું કાર્ય કરવું તે 'જ્ઞાન-વિનય' છે. બહુમાન પૂર્વક જ્ઞાન પ્રાપ્ત કરવું અને મેળવેલું જ્ઞાન ભૂલી ન જવાય તે માટે તેનો અભ્યાસ ચાલુ રાખવો એ જ્ઞાનનો ખરો વિનય છે. આઠ પ્રકારનો જ્ઞાનાચાર તે પણ 'જ્ઞાન-વિનય' છે. જ્ઞાનના મતિ વગેરે પાંચ પ્રકારો પડતા હોવાથી જ્ઞાન-વિનયના મતિજ્ઞાન-વિનય ઇત્યાદિ પાચ પ્રકારો પડે છે

દર્શન-વિનયનું લક્ષણ—

**ये भावा जिनेन्द्रैः कथितास्तांस्तथैव श्रद्दधाति नान्यथेत्यङ्गीकार-रूपत्वं दर्शनविनयस्य लक्षणम्। (७०४)**

અર્થાત્ જિનેશ્વરોએ જે પદાર્થોની જેવી પ્રરૂપણા કરી છે તેવા જ તે છે એવી શ્રદ્ધા રાખવી, કિન્તુ તેનો અન્યરૂપે સ્વીકાર ન કરવો તે 'દર્શન-વિનય' છે.[4] અત્ર 'દર્શન' શબ્દથી સમ્યગ્દર્શન સમજવું. આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, કુળ, ગણ, સંઘ, સાધુ, સાંભોગિક (સમનોજ્ઞ ?) વગેરેને ખેદ ન ઉપજે તેવી રીતે જિન-પ્રણીત ધર્મની આરાધના કરવાથી તેમજ પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્યને સંપાદન કરવાથી દર્શન-વિનય થાય છે. ટુંકમા કહીએ તો તત્ત્વની યથાર્થ પ્રતીતિરૂપ સમ્યગ્દર્શનથી ચલાયમાન ન થવુ તેમજ જે શંકાદિ ઉદ્ભવે તેનું સંશોધન કરી નિઃશંકતાદિ કેળવવા પ્રયાસ કરવો તે 'દર્શન-વિનય' છે.

---

૧ જુઓ પૃ ૮૧૩.
૨ विनीयते-विशेषेण दूरीक्रियतेऽष्टविधं कर्माननेनेति विनयः।
૩ ગુણીની ભક્તિ પણ 'વિનય' છે.
૪ આઠ દર્શનાચારનું પાલન કરવું તે પણ 'દર્શન-વિનય' છે.

ચારિત્ર-વિનયનું લક્ષણ—

**अष्टविधकर्मचयरिक्तकरणनिमित्तकत्वे सति नूतनकर्मबन्धाकरणरूपत्वं चारित्रविनयस्य लक्षणम् । ( ७०५ )**

અર્થાત્ આઠ પ્રકારના કર્મના સમૂહને ક્ષીણ કરવામાં નિમિત્તભૂત તેમજ નવીન કર્મના બંધને રોકવાવાળો એવો વિનય તે 'ચારિત્ર-વિનય' કહેવાય છે. અન્યત્ર આની વ્યાખ્યા એવી કરવામાં આવી છે કે સામાયિકાદિ પાંચ પ્રકારના ચારિત્ર પૈકી ગમે તેને વિષે ચિત્તનું સમાધાન રાખવું—ગમે તેનું વિધિ પૂર્વક પાલન કરવું અને તેની સત્ય પ્રરૂપણા કરવી તે 'ચારિત્ર-વિનય' છે. આ ઉપરથી સમજાય છે કે એના સામાયિક-ચારિત્ર-વિનય ઇત્યાદિ પાંચ પ્રકારો પડે છે.

ઉપચાર-વિનયનું લક્ષણ—

**सम्यग्दर्शनज्ञानचारित्रादिगुणाधिकेऽभ्युत्थानासनप्रदानवन्दनानुगमनादिकरणरूपत्वमुपचारविनयस्य लक्षणम् । ( ७०६ )**

અર્થાત્ સમ્યગ્દર્શન, યથાર્થ જ્ઞાન, રૂડું ચારિત્ર ઇત્યાદિ ગુણ જે વ્યક્તિમાં અધિક માલૂમ પડે તે આવે ત્યારે ઊભા થવું, તેને આસન આપવું, તેને વંદન કરવું, તેને નમસ્કાર કરવા ઇત્યાદિ ક્રિયા તે 'ઉપચાર-વિનય' છે. ટુંકમાં કહીએ તો કોઇ પણ સદ્ગુણ વડે જેઓ પોતાનાથી ચડિયાતા હોય તેમની સાથે યોગ્ય વ્યવહાર રાખવો તે 'ઉપચાર-વિનય' છે.

જ્ઞાન-વિનયાદિ ચાર વિનયો ઉપરાંત કેટલાક ગ્રંથોમાં ચિત્ત-વિનય, વચન-વિનય અને કાય-વિનય એમ ત્રણ વિનયોનો પણ નિર્દેશ જોવાય છે, કિન્તુ એ ત્રણેનો ઉપચાર-વિનયમાં અંતર્ભાવ થઇ શકે તેમ છે.

વૈયાવૃત્ત્ય એટલે સેવા. સેવ્યના (૧) આચાર્ય, (૨) ઉપાધ્યાય, (૩) તપસ્વી, (૪) શૈક્ષક, (૫) ગ્લાન, (૬) કુલ, (૭) ગણ, (૮) સંઘ, (૯) સાધુ અને (૧૦) સમનોજ્ઞ એવા દશ પ્રકાર પડતા હોવાથી વૈયાવૃત્ત્યના પણ આચાર્ય-વૈયાવૃત્ત્ય ઇત્યાદિ દશ પ્રકારો પડે છે. મુખ્ય પણે જેમનું કાર્ય વ્રત અને આચાર ગ્રહણ કરાવવાનું હોય તેઓ 'આચાર્ય' કહેવાય છે. મુખ્યતઃ જેઓ શ્રુતનો અભ્યાસ કરાવતા હોય તેઓ 'ઉપાધ્યાય' કહેવાય છે. ઉગ્ર તપશ્ચર્યા કરનાર 'તપસ્વી' કહેવાય છે. જેઓ નવદીક્ષિત હોય અથવા જેઓ ચારિત્રાચાર વગેરેની શિક્ષા મેળવવા લાયક હોય કે તે માટે ઉમેદવારી કરતા હોય તેઓ 'શૈક્ષક' કહેવાય છે. નવદીક્ષિત શિષ્યને ચારિત્રાચારાદિનો બોધ કરાવવો તે 'શિષ્ય-વૈયાવૃત્ત્ય' છે. રોગ વગેરેથી પીડાતા સાધુ 'ગ્લાન' કહેવાય છે. એક જ આચાર્યની સંતતિ અર્થાત્ એક જ દીક્ષાચાર્યનો શિષ્ય-પરિવાર તે 'કુલ' કહેવાય છે. જેમકે 'ચાંદ્ર' કુલ. સ્થવિરોની સંતતિની મર્યાદા તે 'ગણ' છે. આ સંબંધમાં અન્યત્ર એવો ઉલ્લેખ જોવાય છે કે અનેક કુલોનો સમુદાય તે 'ગણ' છે. જુદા જુદા આચાર્યોના જે શિષ્યો પરસ્પર

સહાધ્યાયી હોઇ સમાન વાચનાવાળા હોય તેમનો સમૂહ તે 'ગણ' કહેવાય છે. જૈન ધર્મના અનુયાયીઓનો સમુદાય તે 'સંઘ' કહેવાય છે. [1]આના સાધુ ઇત્યાદિ ચાર ભેદો છે. મૂળ અને ઉત્તર ગુણોથી સંપન્ન સાધુઓ 'સમનોજ્ઞ' કહેવાય છે. અથવા તો જ્ઞાન, દર્શન અને ચારિત્ર-રૂપ મનોજ્ઞ ગુણોથી યુક્ત સાધુઓ 'સમનોજ્ઞ' કહેવાય છે. આ પરત્વે અન્યત્ર એવો નિર્દેશ કરાયા છે કે સ્વધર્મી બંધુઓ તે 'સમનોજ્ઞ' જાણવા. જ્ઞાનાદિ ગુણો વડે સમાન અર્થાત્ સમાનશીલ તે 'સમનોજ્ઞ' છે. આચાર્યાદિ દશેને વસ્ત્ર, અન્ન, જળ, ઉપાશ્રય, પીઠફલક, સંસ્તારકવગેરે ધર્મ કરવામાં સાધનભૂત સામગ્રી પૂરી પાડવી તે તેમનું વૈયાવૃત્ત્ય હોઇ તેમ કરવું. વિશેષમાં તેમની શુશ્રૂષા કરવી, તેમને ઔષધ જોઇએ તો આપવું તેમજ જંગલ, દુર્ગ વગેરે વિષમ સ્થળોમાં તેમજ ઉપસર્ગોમાં તેમને સહાયતા આપવી. આ પ્રમાણે તેમનું વૈયાવૃત્ત્ય કરવું જોઇએ.

સ્વાધ્યાય એટલે પ્રશસ્ત અધ્યયન. આના શિક્ષણ-શૈલીના ક્રમને ધ્યાનમાં રાખી પાંચ ભેદો પાડવામાં આવ્યા છે. જેમકે (૧) વાચના, (૨) પ્રચ્છના, (૩) અનુપ્રેક્ષા, (૪) આમ્નાય, અને (૫) ધર્મોપદેશ. તેમાં વાચનાનું લક્ષણ એ છે કે—

**शिष्याध्यापनरूपत्वम्, कालिकोत्कालिकस्यालापकप्रदानरूपत्वं वा वाचनाया लक्षणम् । ( ७०७ )**

અર્થાત્ શિષ્યને શીખવવું તે 'વાચના' છે. અથવા (શિષ્યને) [2]કાલિક અને ઉત્કાલિક સૂત્રના આલાપક આપવા તે 'વાચના' છે. ટુંકમાં કહીએ તો શિષ્યને સૂત્ર અને તેના અર્થનો પાઠ આપવો તે 'વાચના' છે.

પ્રચ્છનાનું લક્ષણ—

**संशयदूरीकरणार्थं सूत्रार्थयोः प्रच्छनारूपत्वं प्रच्छनाया लक्षणम् । ( ७०८ )**

અર્થાત્ સંશય દૂર કરવાને વાસ્તે (કે વિશિષ્ટ પ્રતીતિ માટે) સૂત્ર અને અર્થ પૂછવા તે 'પ્રચ્છના' છે.

અનુપ્રેક્ષાનું લક્ષણ—

**ग्रन्थार्थयोर्मनसाऽभ्यासनरूपत्वमनुप्रेक्षाया लक्षणम् । ( ७०९ )**

---

૧ પરમાર્થથી જ્ઞાન, દર્શન વગેરે ગુણોનો સમૂહ તે 'સંઘ' છે. આ સમૂહનો આધાર સાધુ વગેરે હોય તે પણ આધારાધેયરૂપ ભાવે 'સંઘ' કહેવાય છે.

૨ જુઓ પૃ. ૨૩૪-૨૩૫.

અર્થાત્ ગ્રંથ અને અર્થનો મનથી અભ્યાસ કરવો તે 'અનુપ્રેક્ષા' છે. શબ્દપાઠ કે અર્થ જેનું પહેલા અધ્યયન કર્યું હોય તેને સંભારી જવું-તેનું મનથી ચિંતન કરવું-તેનુ રહસ્ય વિચારવું તે 'અનુપ્રેક્ષા' છે.

**આમ્નાયનું લક્ષણ—**

**उदात्तादिघोषपरिशुद्धिपूर्वकपरावर्त्तनरूपत्वमाम्नायस्य लक्षणम् । (७१०)**

અર્થાત્ ઉદાત્ત વગેરે જાતના [1]ઘોષની શુદ્ધિ પૂર્વક પરાવર્તન કરવું તે 'આમ્નાય' છે. આને 'પરાવર્તન' પણ કહેવામાં આવે છે. શીખેલ વસ્તુના ઉચ્ચારનું શુદ્ધિપૂર્વક પુનરાવર્તન એ એનો વિષય છે.

**ધર્મોપદેશનું લક્ષણ—**

**श्रुतचारित्रलक्षणात्मकस्य धर्मस्योपदेशरूपत्वं धर्मोपदेशस्य लक्षणम् । (७११)**

અર્થાત્ શ્રુત અને ચારિત્રરૂપ ધર્મનો ઉપદેશ આપવો તે 'ધર્મોપદેશ' છે. એટલે કે જાણેલ વસ્તુનું રહસ્ય સમજાવવુ કે ધર્મકથા કરવી તે 'ધર્મોપદેશ' છે.

**વ્યુત્સર્ગ—**

શાસ્ત્રમાં કહેલ વિધિ અનુસાર સંસક્ત અને અસંસક્ત એવાં અન્ન, પાન, વસ્ત્ર, પાત્ર વગેરેનો ત્યાગ કરવો તે 'વ્યુત્સર્ગ' છે. ત્યાગવાની વસ્તુની દ્વિવિધતાને લઇને આના બાહ્ય અને આભ્યંતર એમ બે પ્રકારો પાડવામાં આવ્યા છે. તેમાં બાહ્ય વ્યુત્સર્ગનું લક્ષણ એ છે કે—

**पर्यन्तकालं परिज्ञायौघिकौपग्राहिकोपधिशरीरादीनां परित्यागकरणरूपत्वं बाह्यव्युत्सर्गस्य लक्षणम् । (७१२)**

અર્થાત્ આયુષ્યનો અંત સમીપ આવેલો જાણીને ઔઘિક અને ઔપગ્રાહિક ઉપધિઓ, શરીર વગેરે ( બાહ્ય વસ્તુઓ )નો ત્યાગ કરવો તે 'બાહ્ય વ્યુત્સર્ગ' છે.

---

૧ ઘોષના ( અ ) ઉદાત્ત, ( આ ) અનુદાત્ત અને ( ઇ ) સ્વરિત એમ ત્રણ પ્રકારો છે. તેમાં ઊંચા સ્વરે બોલવામા આવે તે 'ઉદાત્ત', નીચા સ્વરે બોલાય તે 'અનુદાત્ત' અને નહિ એકદમ ઊંચા કે નહિ એકદમ નીચા એવા અર્થાત્ મધ્યમ સ્વરે બોલાય તે 'સ્વરિત',

**આભ્યંતર વ્યુત્સર્ગનું લક્ષણ—**

**कामक्रोधमदहर्षादीनां परित्यागकरणरूपत्वमाभ्यन्तरव्युत्सर्गस्य लक्षणम् । ( ૭૧૩ )**

અર્થાત્ કામ, ક્રોધ, માન, હર્ષ વગેરેનો ત્યાગ કરવો તે 'આભ્યંતર વ્યુત્સર્ગ' છે.

વ્યુત્સર્ગ કહો કે ઉત્સર્ગ કહો તે એક જ છે. એના દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકાર છે. તેમાં દ્રવ્ય-ઉત્સર્ગના ચાર પ્રકાર છે અને ભાવ-ઉત્સર્ગના ત્રણ પ્રકાર છે. ગચ્છનો ત્યાગ કરી જિનકલ્પાદિનો અંગીકાર કરવો તે 'ગણ-ઉત્સર્ગ' છે. અનશનાદિ વ્રત લઈને કાયિક ચેષ્ટાનો ત્યાગ કરવો તે 'કાય-ઉત્સર્ગ' છે. અન્ય ( જિન- )કલ્પ અંગીકાર કરતાં સર્વજ્ઞની આજ્ઞા અનુસાર ઉપધિનો ત્યાગ કરવો તે 'ઉપધિ-ઉત્સર્ગ' છે. અશુદ્ધ આહાર ગ્રહણ કરેલાનો ત્યાગ કરવો તે 'અશુદ્ધ આહાર-ઉત્સર્ગ' છે. એ પ્રમાણે ચાર દ્રવ્ય-ઉત્સર્ગ છે.

હવે ભાવ-ઉત્સર્ગના ત્રણ પ્રકારો વિચારીશું: જેમકે ક્રોધાદિ કષાયોનો ત્યાગ કરવો તે 'કષાય-ઉત્સર્ગ' છે. મિથ્યાત્વાદિ ભવબંધનના હેતુઓનો ત્યાગ કરવો તે 'ભવ-ઉત્સર્ગ' છે. કર્મબન્ધનાં કારણોનો ત્યાગ કરવો તે 'કર્મ-ઉત્સર્ગ' છે.

આ પ્રમાણે આપણે આભ્યંતર તપના છ પ્રકારો પૈકી પાંચનું સ્વરૂપ વિચાર્યું. હવે છઠ્ઠા પ્રકારરૂપ ધ્યાનનું પ્રતિપાદન કરવામા આવે છે. તેમા ધ્યાનનું લક્ષણ નીચે મુજબ છે:—

**उत्तमसंहननस्यैकाग्रचिन्तानिरोधरूपत्वं ध्यानसामान्यस्य लक्षणम् । ( ૭૧૪ )**

અર્થાત્ ઉત્તમ સંહનનવાળી વ્યક્તિ એક પદાર્થમાં ચિન્તાનો નિરોધ કરે તે 'ધ્યાન' કહેવાય છે. અત્ર ઉત્તમ સંહનનથી વજ્ર-ઋષભ નારાચ, ઋષભ-નારાચ અને નારાચ એ ત્રણ સંહનનો સમજવાં.[1] આવા સંહનનવાળાનુ એકાગ્ર ચિન્તાનિરોધન તે 'ધ્યાન' છે. ચિન્તા એટલે ચલાયમાન ચિત્ત. ચિત્તને ડામાડોલ થતું અટકાવવું-તેને સ્થિર કરવું તે 'ચિન્તાનિરોધ' છે. એક જ પદાર્થને વિષે ચિત્ત લગાડવું અને તેને અન્યત્ર ભટકવા ન દેવું તે 'એકાગ્ર-ચિન્તાનિરોધ' છે. કોઇ એક જ પદાર્થ આશ્રીને વિચાર કરવો તે પણ 'ધ્યાન' કહેવાય છે.

ધ્યાનના લક્ષણમાં ઉત્તમ સંહનનવાળા એ પદથી ધ્યાનના અધિકારીનું સૂચન કરાયું છે. જેનું સંહનન ઉત્તમ હોય તે જ ધ્યાનના અધિકારીની કોટિમાં આવી શકે છે. એનું કારણ એ છે

---

૧ આ પ્રમાણે પ્રસ્તુત ગ્રંથકારે સૂચવ્યું છે, પરંતુ એ દિગંબરીય ગ્રંથોનુ અનુકરણ જણાય છે, કેમકે **તત્ત્વાર્થ** ( અ. ૯, સૂ. ૨૭ )ના ભાષ્યમા તેમજ એની ટીકા ( પૃ ૨૫૯ )માં તો વજ્રઋષભનારાચ, વજ્રનારાચ, નારાચ અને અર્ધનારાચ એમ ચાર સંહનનવાળાને ઉત્તમ સંહનનવાળા ગણ્યા છે.

કે ધ્યાન કરવા માટે અમુક અંશે માનસિક બળ જોઇએ અને એ માનસિક બળનો આધાર અમુક અંશ જેટલા શારીરિક બળ ઉપર રહેલો છે અને એટલું શારીરિક બળ ઉત્તમ સંહનનવાળી જ વ્યક્તિમાં હોય છે; તેથી તેને જ ધ્યાનના અધિકારી તરીકે અત્ર નિર્દેશેલ છે.

કહેવાની મતલબ એ છે કે માનસિક બળનો મુખ્ય આધાર શરીર છે જ અને શારીરિક બળનો આધાર શરીરના બંધારણ ઉપર અવલંબિત છે; તેથી જેટલે અંશે શારીરિક બંધારણ નબળું હોય તેટલે અંશે મનોબળ પણ ઓછું હોય, અને જે ટલે અંશે મનોબળમાં ન્યૂનતા હોય તેટલે અંશે ચિત્તની એકાગ્રતામા ખામી આવે. આથી અનુત્તમ સંહનનવાળી વ્યક્તિનો ધ્યાનના અધિકારીની કક્ષામાંથી બહિષ્કાર કરાયો છે. અલબત્ત આવી વ્યક્તિ થોડી ઘણી એકાગ્રતા સેવી શકે છે, પરંતુ તે ધ્યાન તરીકે ગણાય તેટલી નથી.

**છદ્મસ્થનું અને સર્વજ્ઞનું ધ્યાન—**

કોઇ દીપકને જુદી જુદી દિશામાંથી પવન લાગતો હોય ત્યારે તેની શિખા જેમ અસ્થિર હોય છે તેવી રીતે ક્ષણમા એક, ક્ષણમાં બીજા અને ક્ષણમાં ત્રીજા વિષય વિષેનું ચિન્તન અસ્થિર હોય છે—એ જ્ઞાનધારા એકાગ્ર હોતી નથી; વાસ્તે આ જ્ઞાનધારાને વિશેષ પ્રયાસ પૂર્વક અનેક વિષયોના વિષયરૂપ બનાવતી અટકાવવી અને તેને એક જ વિષય વિષે ઓતપ્રોત કરવી તે ' ધ્યાન ' છે.

ધ્યાનનું આ સ્વરૂપ છદ્મસ્થ આશ્રીને જ સંભવે છે; તેથી આવા પ્રકારનું ધ્યાન બારમા ગુણસ્થાનક સુધી હોય છે. આ ધ્યાનને પ્રસ્તુત ગ્રંથકારે નિશ્ચળ, સ્થિર, અધ્યવસાન અને એક પદાર્થ વિષયક સૂચવ્યું છે.

સર્વજ્ઞને મન હોતું નથી. વળી જેમણે સર્વજ્ઞતા પ્રાપ્ત કરી છે તેમને માનસિક વ્યાપાર હોતો નથી, કારણ કે તેઓ સર્વ ઇન્દ્રિયોથી નિરપેક્ષ છે. આથી સર્વજ્ઞને યોગનો નિરોધ એ જ ' ધ્યાન ' છે. એમને એકાગ્રચિન્તાનિરોધરૂપ ધ્યાન નથી.

સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો તેરમા અને ચૌદમા ગુણસ્થાનોમાં ધ્યાન સ્વીકારવામા આવ્યું છે ખરૂં, પરંતુ તેનું સ્વરૂપ છદ્મસ્થ વિષયક ધ્યાનથી જુદું છે. તેરમા ગુણસ્થાનના અંતમાં માનસિક, વાચિક અને કાયિક વ્યાપારના નિરોધનું કાર્ય શરૂ કરાય છે[1] ત્યારે સ્થૂલ કાયિક વ્યાપારના નિરોધ પછી સૂક્ષ્મ કાયિક વ્યાપારના અસ્તિત્વ વખતે 'સૂક્ષ્મક્રિયાપ્રતિપાતિ' નામનું ત્રીજા પ્રકારનું શુક્લ ધ્યાન સ્વીકારવામાં આવ્યું છે; અને ચૌદમા ગુણસ્થાનકમા સંપૂર્ણ અયોગી દશામાં શૈલેશીકરણ વખતે ' સમુચ્છિન્નક્રિયાનિવૃત્તિ ' નામનું ચોથા પ્રકારનું શુક્લ ધ્યાન સ્વીકારાયું છે. આ બને

---

૧ આનો ક્રમ એવો સૂચવાયો છે કે સ્થૂલ કાયિક વ્યાપારના આશ્રયથી વચન અને મનના સ્થૂલ વ્યાપારને સૂક્ષ્મ બનાવવામાં આવે છે. ત્યારપછી વચન અને મનના સૂક્ષ્મ વ્યાપારને અવલંબીને શરીરનો સ્થૂલ વ્યાપાર સૂક્ષ્મ બનાવાય છે. ત્યારબાદ શરીરના સૂક્ષ્મ વ્યાપારને અવલબીને વચન અને મનના સૂક્ષ્મ વ્યાપારનો નિરોધ કરાય છે અને અંતે શરીરના સૂક્ષ્મ વ્યાપારનો પણ નિરોધ કરાય છે.

ધ્યાનો દરમ્યાન માનસિક વ્યાપાર માટે અવકાશ નથી. તેમ છતાં આને પણ 'ધ્યાન' તરીકે ગણાય તે માટે ધ્યાન એટલે કે એકાગ્રચિન્તાનિરોધ જ 'ધ્યાન' છે એમ નહિ, કિન્તુ શબ્દનો અર્થ વ્યાપક દૃષ્ટિએ વિચારવાનો છે. અર્થાત માત્ર સ્થૂલ કાયિક-વ્યાપારને રોકવાનો પ્રયાસ તે પણ 'ધ્યાન' છે અને આત્મપ્રદેશોની નિષ્પ્રકંપતા એ પણ 'ધ્યાન' છે.

આપણે અત્ર ધ્યાનનો વ્યાપક અર્થ સૂચવ્યો તે વિચારતાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે તેરમા ગુણસ્થાનની શરૂઆતથી માંડીને તે તેના અંતમાં શરૂ કરાતા યોગનિરોધ પર્યંતની અવસ્થામાં કોઇ ધ્યાન હોય છે ખરૂં અને હોય તો તે કેવા પ્રકારનું છે? આનો ઉત્તર બે રીતે અપાય છે: (૧) વિહરમાણ સર્વજ્ઞની આ દશાને ધ્યાનાંતરિકા કહી તે દરમ્યાન કોઇ જાતનું ધ્યાન સ્વીકારવામાં આવતું નથી. એટલે અધ્યાનીપણું એ દશામાં કબૂલ રખાય છે. (૨) એ દશામાં મન, વચન અને તનના વ્યાપાર સંબધી જે સુદૃઢ પ્રયાસ કરાય છે તેને જ 'ધ્યાન' તરીકે ઓળખાવાય છે.

આ પ્રમાણે બારમા ગુણસ્થાન પર્યંતનું ધ્યાન તે સર્વજ્ઞપણે જીવન વ્યતીત કરનાર અવસ્થા દરમ્યાનના ધ્યાનથી જુદું છે અને એ તેરમા ગુણસ્થાનની અંતિમ અવસ્થાગત ધ્યાનથી પણ પૃથક્ છે અને વળી ચૌદમા ગુણસ્થાનગત ધ્યાન તો એનાથી પણ નિરાળું છે. આ પ્રમાણે ધ્યાનના ચાર પ્રકારો પડે છે.

### અજૈન દર્શન પ્રમાણે ધ્યાનની વ્યાખ્યા—

શ્વાસોચ્છ્વાસને સર્વથા રોકવાનો પ્રયાસ તે 'ધ્યાન' છે એમ કેટલાકનું માનવું છે. વળી કેટલાક માત્રા દ્વારા કાલની ગણનાને પણ 'ધ્યાન' માને છે. પરંતુ જૈન દૃષ્ટિ આ બેમાંથી એકને પણ ધ્યાન તરીકે સ્વીકારતી નથી. એનું કારણ એમ રજુ કરાય છે કે જો શ્વાસોચ્છ્વાસનો સર્વથા નિરોધ કરાય તો શરીર ટકે જ નહિ, તે છેવટે પડે; વાસ્તે ધ્યાનસ્થ અવસ્થા દરમ્યાન પણ શ્વાસનો સંચાર મંદ કે અત્યંત મંદરૂપે પણ હોવો જ જોઇએ.

[1]માત્રા વડે કાલનું માપ કરતી વેળા ચિત્તની એકાગ્રતા સંભવતી નથી, કેમકે ધ્યાન વિષયક વસ્તુનું ધ્યાન ન કરાતાં ચિત્ત માત્રાની ગણતરી કરવામાં રોકાયેલું રહે છે એટલે કે આવી દશામાં ચિત્તની વ્યગ્રતા હોઇ તેને 'ધ્યાન' મનાય નહિ.

### ધ્યાનનું કાલ-પરિમાણ—

જેમ ધ્યાનના સ્વરૂપ પરત્વે જૈન દૃષ્ટિ ઉપર્યુક્ત મંતવ્યથી જુદી પડે છે તેમ ધ્યાનના

---

૧ અ, ઇ, ઉ વગેરે હ્રસ્વ સ્વરો પૈકી ગમે તે એક બોલવામાં જેટલો વખત લાગે તે 'માત્રા' કહેવાય છે. સ્વર વિના કેવળ વ્યંજન બોલતાં જેટલો વખત લાગે તે 'અર્ધ માત્રા' કહેવાય છે. માત્રા કે અર્ધ માત્રા જેટલો વખત જાણવાનો મહાવરો કર્યા બાદ બીજી ક્રિયાઓનો વખત આ દ્વારા માપવો તેને 'માત્રા વડે કાલની ગણના' કહેવામાં આવે છે.

કાલ-પરિમાણની બાબતમાં પણ તે જુદી પડે છે. છદ્મસ્થ વધારેમાં વધારે અંતર્મુહૂર્ત સુધી ધ્યાન ધરી શકે. આથી અધિક સમય તે ધ્યાન ન ધરી શકે. તેનાં કારણ તરીકે પ્રસ્તુત ગ્રંથકારે યોગ્ય શક્તિનો અભાવ, મોહનીય કર્મનો અનુભાવ અને ક્લેશ એમ ત્રણનો નિર્દેશ કર્યો છે. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે દિવસ, માસ કે તેથી અધિક કાળ પર્યંત ધ્યાન ટકી શકવાની જે લૌકિક માન્યતા છે તે જૈન દૃષ્ટિને માન્ય નથી. જૈન દૃષ્ટિનું કહેવું એમ છે કે વધારે વખત ધ્યાન લંબાવવાથી ઇન્દ્રિયોનો ઉપઘાત થવાનો સંભવ છે અને એથી ચિત્તની સુપ્રસન્નતાને બદલે ક્લેશ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે આથી કરીને દિવસ, માસ કે તેથી વધારે કાળ પર્યંત ધ્યાન ધરવાની લોક-માન્યતા જૈન દૃષ્ટિને માન્ય નથી. જે અંતર્મુહૂર્તથી વધારે ધ્યાન કરાયું તેનો અર્થ એટલા વખત સુધી ધ્યાનનો પ્રવાહ ચાલુ રહ્યો કે લંબાયો એમ કરાતો હોય તો તે જુદી વાત છે. અર્થાત્ કોઇ પણ [1]આલંબનને ઉદ્દેશીને એક વાર ધ્યાન કરી ફરી તે જ આલંબનનું કંઇક રૂપાંતરથી કે અન્ય આલંબનનું ધ્યાન કરાય તો તે ધ્યાનપ્રવાહ લંબાયેલો ગણાય.

વિશેષમાં જૈન દર્શનમાં ધ્યાન માટે અંતર્મુહૂર્તનું જે કાલપરિમાણ દર્શાવાયું છે તે છદ્મસ્થને ઉદ્દેશીને છે. બાકી સર્વજ્ઞ ( જીવન્મુક્ત ) મન, વચન અને શરીરની પ્રવૃત્તિ વિષેના સુદૃઢ પ્રયત્નરૂપ ધ્યાનને વધારે વખત લંબાવી શકે. મુક્તિવાસી જીવોને તો આત્મરમણતારૂપ ધ્યાન શાશ્વત છે.

**ધ્યાનના ભેદો—**

ધ્યાનના ( ૧ ) આર્ત્ત, ( ૨ ) રૌદ્ર, ( ૩ ) ધર્મ અને ( ૪ ) શુક્લ એમ ચાર ભેદો પડે છે. વળી આ પ્રત્યેકના પણ ચાર ચાર ભેદો છે. આ પ્રત્યેકનું લક્ષણ હવે ક્રમશઃ વિચારીએ. તેમાં આર્ત્ત ધ્યાનનું લક્ષણ નીચે મુજબ છેઃ—

**शोकाक्रन्दनविलपनादिरूपत्वमार्त्तध्यानस्य लक्षणम् । ( ७१५ )**

અર્થાત શોક, આક્રન્દન, વિલાપ ઇત્યાદિ ' આર્ત્ત ધ્યાન ' કહેવાય છે.

**રૌદ્ર ધ્યાનનું લક્ષણ—**

**क्रूरपरिणामादिरूपत्वं रौद्रध्यानस्य लक्षणम् । ( ७१६ )**

અર્થાત્ ક્રૂર પરિણામ ઇત્યાદિ ' રૌદ્ર ધ્યાન ' કહેવાય છે.

---

૧ આ આલંબન તે સંપૂર્ણ દ્રવ્ય ન હોઇ તેનો કોઇ એક પર્યાય છે; કેમકે દ્રવ્યનું ચિન્તન તેના કોઇને કોઇ પર્યાય દ્વારા જ સંભવે છે.

ધર્મધ્યાનનું લક્ષણ—

**जिनप्रणीतभावश्रद्धानादिनिमित्तकत्वं धर्मध्यानस्य लक्षणम्। (७१७)**

અર્થાત્ જિનપ્રણીત તત્ત્વને વિષે શ્રદ્ધા-વગેરે ઉત્પન્ન કરવામાં નિમિત્તરૂપ ધ્યાન 'ધર્મધ્યાન' કહેવાય છે.

શુક્લધ્યાનનું લક્ષણ—

**अबाध्यासम्मोहादिकरणरूपत्वं शुक्लध्यानस्य लक्षणम्। (७१८)**

અર્થાત્ બાધાથી વિમુખ અને સંમોહાદિથી રહિત ધ્યાન તે 'શુક્લધ્યાન' છે.

આ પ્રમાણે આર્ત્તાદિ ચાર ધ્યાનો પૈકી પહેલાં બે સંસારના હેતુ છે, જ્યારે બાકીનાં બે મોક્ષના હેતુ છે. અર્થાત આર્ત્ત અને રૌદ્ર એ દુર્ધ્યાનો હોઇ ત્યાજ્ય છે, જ્યારે ધર્મ અને શુક્લ એ સુધ્યાન હોઇ ગ્રાહ્ય છે.

અર્તિનો અર્થ 'પીડા' થાય છે. આ પીડા કે દુઃખ જે દ્વારા ઉદ્ભવે તે 'આર્ત્ત' છે. દુઃખની ઉત્પત્તિનાં મુખ્યત્વે કરીને ચાર કારણો છે. જેમકે (૧) અનિષ્ટ વસ્તુનો સંયોગ, (૨) પ્રતિકૂળ વેદના, (૩) ઇષ્ટ વસ્તુનો વિયોગ અને (૪) ભોગની લાલસા. આથી આર્ત્ત ધ્યાનના ચાર પ્રકારો પડે છે. તેમાં **પ્રથમ આર્ત્ત ધ્યાનનું લક્ષણ** એ છે કે—

**अनिष्टशब्दादिविषयाणां सम्बन्धे सति कथं तेषां वियोगः स्यादिति चिन्ताप्रबन्धरूपत्वं प्रथमार्त्तध्यानस्य लक्षणम्। (७१९)**

અર્થાત્ અનિષ્ટ શબ્દ વગેરે વિષયોનો સંબંધ થતાં એ વિષયોનો કેવી રીતે વિયોગ થાય—એનાથી હું ક્યારે છૂટું એમ વિચાર કર્યા કરવો તે 'પ્રથમ આર્ત્ત ધ્યાન' છે. આ 'અનિષ્ટસંયોગાર્ત્ત ધ્યાન' છે.

દ્વિતીય આર્ત્ત ધ્યાનનું લક્ષણ—

**प्रकुपितवातपित्तश्लेष्मसन्निपातनिमित्तैरुपजातायाः शूलशिरःकम्पज्वरादिरूपवेदनाया विप्रयोगार्थं चिन्ताप्रबन्धरूपत्वं वेदनोत्थद्वितीयार्त्तध्यानस्य लक्षणम्। (७२०)**

અર્થાત્ કોપાયમાન થયેલા વાત, પિત્ત અને શ્લેષ્મના સંનિપાતરૂપ નિમિત્તથી ઉદ્ભવતી શૂળ,

માથું દુખવું, તાવ આવવો વગેરે અનેક પ્રકારની વેદનાને મટાડવા માટે સતત વિચાર કરવો તે 'દ્વિતીય આર્ત્ત ધ્યાન' છે. આ 'રોગચિન્તાર્ત્ત ધ્યાન' છે

તૃતીય આર્ત્ત ધ્યાનનુ લક્ષણ—

**इष्टशब्दादिविषयाणां सम्बन्धे सति भूयोऽपि तैः सह मे संयोग एव स्यान्न वियोग इति चिन्ताप्रबन्धरूपत्वं तृतीयार्त्तध्यानस्य लक्षणम् । ( ७२१ )**

અર્થાત્ ઇષ્ટ શબ્દ વગેરે વિષયોનો સંબંધ થયે, બાદ ફરી ફરીને તે વિષયોનો સંયોગ જ હો કિન્તુ વિયોગ ન થાઓ એ પ્રમાણે ચિન્તન કર્યા કરવું તે 'તૃતીય આર્ત્ત ધ્યાન' છે આ 'ઇષ્ટ–વિયોગાર્ત્ત ધ્યાન' છે.

ચતુર્થ આર્ત્ત ધ્યાનનું લક્ષણ—

**कामोपहतचित्तानां जनानां देवेन्द्रचक्रवर्त्यादिरूपपुनर्भवविषयकसुखार्थं निदानकरणरूपचिन्ताप्रबन्धरूपत्वं चतुर्थार्त्तध्यानस्य लक्षणम् । ( ७२२ )**

અર્થાત્ કામથી જેમનું મન વિહ્વલ બન્યું છે તેવા મનુષ્યો દેવેન્દ્ર, ચક્રવર્તી વગેરેની ઋદ્ધિ ભવાંતરમાં મળે એમ નિદાન કરે–ભવિષ્યમાં પૌદ્ગલિક સુખ મળે તે માટે નિયાણુ કરે તે 'ચતુર્થ આર્ત્ત ધ્યાન' છે આ 'અગ્રશોચાર્ત્ત ધ્યાન' છે.

આર્ત્ત ધ્યાન અવિરત, દેશસંયત અને પ્રમત્તસંયત એ ત્રણ ગુણસ્થાનો સુધી જ સંભવે છે. અર્થાત્ એ છ ગુણસ્થાનો પર્યંત જ છે, નહિ કે એની આગળનાં ગુણસ્થાનોમાં. તેમાં પણ એ વિશેષતા છે કે નિદાનરૂપ ચતુર્થ આર્ત્ત ધ્યાન સિવાયના ત્રણ આર્ત્ત ધ્યાનો પ્રમત્ત ગુણસ્થાનમાં છે. જુઓ **સર્વાર્થસિદ્ધિ** (પૃ ૨૬૨).

હવે રૌદ્ર ધ્યાનના પ્રકારો વિચારીશું. એના પણ આર્ત્ત ધ્યાનની જેમ કારણ આશ્રીને ચાર પ્રકારો પડે છે. તેમા હિંસાનુબંધીરૂપ પ્રથમ પ્રકારના રૌદ્ર ધ્યાનનું લક્ષણ એ છે કે—

**सत्त्वव्यापदनोद्बन्धनपरितापनादिरूपहिंसाविषयकचिन्ताप्रबन्धरूपत्वं हिंसानुबन्धिप्रथमरौद्रध्यानस्य लक्षणम् । ( ७२३ )**

અર્થાત્ પ્રાણીઓનો વધ કરવો, તેમનું ઉદ્બંધન કરવું, તેમને પરિતાપ પમાડવો ઇત્યાદિ

પ્રકારની હિંસા સંબંધી સતત વિચાર કરવો તે 'હિંસાનુબંધી નામનું પ્રથમ રૌદ્ર ધ્યાન' છે. દ્વેષ વડે જીવોને બાધવા, હણવા વગેરેનો વિચાર કર્યા કરવો એ આ ધ્યાનનો વિષય છે.

મૃષાનુબંધીરૂપ દ્વિતીય પ્રકારના રૌદ્ર ધ્યાનનું લક્ષણ—

**असद्भूतघाताभिसन्धानप्रवणानुपरततीव्रभयङ्कराशयपूर्वकचिन्ताप्रबन्धरूपत्वं मृषानुबन्धिद्वितीयरौद्रध्यानस्य लक्षणम् । ( ७२४ )**

અર્થાત્ જીવોને મારવાની પ્રવીણતા પૂર્વક તેમજ નિરંતર તીવ્ર અને ભયંકર આશય પૂર્વક દુઃખ દેવાનો વિચાર કર્યા કરવો તે 'મૃષાનુબંધી નામનું દ્વિતીય રૌદ્ર ધ્યાન' છે. જૂઠું બોલવાની વૃત્તિમા જે ક્રૂરતા આવે છે તેને લીધે જે સતત ચિંતન થયા કરે તે આ બીજા પ્રકારનું રૌદ્ર ધ્યાન છે એમ અન્યત્ર સૂચવાયું છે. છળ પ્રપંચાદિકના આશયથી અસત્ય બોલવાની અને તેને સત્ય તરીકે સ્થાપવાની ચિંતા એ આ ધ્યાનનો વિષય છે.

સ્તેયાનુબંધીરૂપ તૃતીય પ્રકારના રૌદ્ર ધ્યાનનુ લક્ષણ—

**द्रव्यहरणोपाये चेतसो निरोधविषयकचिन्ताप्रबन्धरूपत्वम्, लोभकषायोदयेनातुरचेतसस्तद्विषयकचिन्ताप्रबन्धरूपत्वं वा स्तेयानुबन्धितृतीयरौद्रध्यानस्य लक्षणम् । ( ७२५ )**

અર્થાત્ દ્રવ્યની ચોરી કરવાના ઉપાયમાં મનને રોકવાનો સતત વિચાર કરવો તે 'સ્તેયાનુબધી નામનુ ત્રીજું રૌદ્ર ધ્યાન' છે. અથવા લોભરૂપ કષાયના ઉદયને લીધે આતુર ચિત્તથી તે લોભ સંબંધી વિચાર કર્યા કરવો તે ત્રીજું રૌદ્ર ધ્યાન છે. ક્રોધાદિ કષાયને વશ થઇ પરનું દ્રવ્યાદિ હરી લેવાનો સતત સંકલ્પ એ આ ધ્યાનનો વિષય છે.

વિષયાનુબંધીરૂપ ચોથા પ્રકારના રૌદ્ર ધ્યાનનું લક્ષણ—

**विषयार्जनपरिपालनव्ययप्रयोजनचिन्ताप्रबन्धरूपत्वं विषयानुबन्धिचतुर्थरौद्रध्यानस्य लक्षणम् । ( ७२६ )**

અર્થાત્ વિષયોના અર્જન, સંરક્ષણ અને વ્યયનાં કારણનો સતત વિચાર કરવો તે 'વિષયાનુબંધી નામનું ચોથું રૌદ્ર ધ્યાન' છે. વિષયના સાધનરૂપ ધન, પરિવાર ઇત્યાદિના રક્ષણ વગેરેની સતત ચિંતા એ આ ધ્યાનનો વિષય છે.

રૌદ્ર ધ્યાન દેશવિરતિ પર્યંત હોઈ શકે છે એટલે કે પહેલા પાંચ ગુણસ્થાને વર્તતા જીવો એ ધ્યાનના સ્વામીઓ છે,

ધર્મધ્યાનના (૧) આજ્ઞા-વિચય, (૨) અપાય-વિચય, (૩) વિપાક-વિચય અને (૪) સંસ્થાન-વિચય એમ ચાર પ્રકારો છે. તેમાં **આજ્ઞાવિચય-ધર્મ ધ્યાનનું લક્ષણ** નીચે મુજબ છેઃ—

**आगमार्थनिर्णयानुचिन्तनरूपत्वम्, पूर्वापरविरोधरहिताशेषजीवहितावहानवद्यमहार्थद्रव्यपर्यायगुम्फितसर्वज्ञप्रणीतागमार्थावधारणविषयकचिन्ताप्रबन्धरूपत्वं वाऽऽज्ञाविचयधर्मध्यानस्य लक्षणम् । ( ७२७ )**

અર્થાત્ આગમના અર્થનો નિર્ણય કરવા માટે સતત વિચાર કરવો તે ' આજ્ઞાવિચય-ધર્મધ્યાન ' છે. પૂર્વાપર વિરોધથી રહિત, સમસ્ત જીવોને હિતકારી, પાપથી મુક્ત, ગંભીર અર્થથી યુક્ત, દ્રવ્ય અને પર્યાય વડે ગુંફિત અને સર્વજ્ઞપ્રણીત એવા આગમના અર્થનો નિશ્ચય કરવારૂપ ચિન્તાનો પ્રબન્ધ તે ' આજ્ઞાવિચય-ધર્મધ્યાન ' છે. ટુંકમા કહીએ તો સર્વજ્ઞની આજ્ઞા શી હોઇ શકે અને તે શી છે એની પરીક્ષા કરવા માટે ચિત્તની એકાગ્રતા કરવી તે ' આજ્ઞાવિચય-ધર્મધ્યાન ' છે. અન્ય રીતે વિચારીએ તો વીતરાગ સર્વજ્ઞની જે આજ્ઞા છે તે જ ' ધર્મ ' છે એવી ભાવના પૂર્વક તેમની આજ્ઞાઓનો સતત વિચાર કરવો તે આ પ્રથમ પ્રકારનું ધર્મધ્યાન છે.

**અપાયવિચય-ધર્મધ્યાનનું લક્ષણ—**

**गौरवविकथाप्रमादपरीषहादिभिः सन्मार्गादपतनानुचिन्तनप्रबन्धरूपत्वम्, मूलोत्तरप्रकृतिविभागार्पितजन्मजरामरणार्णवपरिभ्रमणपरिखिन्नान्तरात्मनः सांसारिकसुखप्रपञ्चेष्वपायपरिचिन्तनरूपत्वम्, मिथ्यात्वावृतचेतोभिः कुदृष्टिभिः प्रणीतादुन्मार्गात् कथं नामेमे प्राणिनोऽपेयुरिति चिन्ताप्रबन्धरूपत्वं वाऽपायविचयधर्मध्यानस्य लक्षणम् । ( ७२८ )**

અર્થાત્ ગૌરવ, વિકથા, પ્રમાદ, પરીષહ ઇત્યાદિ વડે સન્માર્ગથી પતિત ન થવાય તે માટે ચિંતન કર્યા કરવું તે ' અપાયવિચય-ધર્મધ્યાન ' છે. અથવા મૂળ અને ઉત્તર પ્રકૃતિના વિભાગથી ઉદ્ભવેલ જન્મ, ઘડપણ અને મરણરૂપ (ભવ-)સમુદ્રમા ભ્રમણ કરી કરીને ખિન્ન થયેલા આત્માએ સાસારિક સુખ-પ્રપંચો અપાયનાં કારણરૂપ છે એમ વિચાર્યા કરવુ તે ' અપાયવિચય-ધર્મધ્યાન ' છે. અથવા મિથ્યાત્વથી આવૃત બનેલા-કલુષિત થયેલા મનવાળા કુદૃષ્ટિઓએ પ્રરૂપેલા ઉન્માર્ગથી આ પ્રાણીઓ કેવી રીતે દૂર રહે તેનો સતત વિચાર કરવો તે ' અપાયવિચય-ધર્મધ્યાન ' છે. ટુંકમા કહીએ તો દોષના સ્વરૂપનો અને તેનાથી મુક્તિ મેળવવાનો ચિન્તાપ્રબન્ધ તે આ ધ્યાન છે. રાગ, દ્વેષ વગેરે સંસારબંધનનાં કારણો હોઇ એ કષ્ટરૂપ છે એવો વિચાર એ આ ધ્યાનનો વિષય છે.

વિપાકવિચય-ધર્મધ્યાનનું લક્ષણ—

**शुभाशुभकर्मविपाकानुचिन्ताप्रबन्धरूपत्वम्, नरकतिर्यङ्नरामरभवेषु कर्मणामनुभावानुचिन्तनरूपत्वं वा विपाकविचयधर्मध्यानस्य लक्षणम् । ( ७२९ )**

અર્થાત્ શુભ અને અશુભ કર્મના વિપાક વિષે સતત ચિન્તન તે 'વિપાકવિચય-ધર્મધ્યાન' છે અથવા નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવના ભવમા કર્મોનો અનુભવ લેવો પડે છે એ વિષે સતત વિચાર કરવો તે 'વિપાકવિચય-ધર્મધ્યાન' છે.

સંસ્થાનવિચય-ધર્મધ્યાનનું લક્ષણ—

**द्रव्यक्षेत्रसन्निवेशानुगमनानुचिन्तनप्रबन्धरूपत्वम्, पञ्चास्तिकायात्मकलोकस्य संस्थानस्वभावानुचिन्तनप्रबन्धरूपत्वं वा संस्थानविचयधर्मध्यानस्य लक्षणम् । ( ७३० )**

અર્થાત્ દ્રવ્ય અને ક્ષેત્ર સંબંધી રચના યાને આકારવિશેષનું સતત ચિન્તન તે 'સંસ્થાનવિચય-ધર્મધ્યાન' છે. અથવા તો પંચાસ્તિકાયરૂપ લોકના સસ્થાનના સ્વરૂપનું એકાગ્ર ચિન્તન તે 'સંસ્થાનવિચય-ધર્મધ્યાન' છે.

ધર્મધ્યાનના સ્વામીઓ—

અપ્રમત્ત, ઉપશાતમોહ અને ક્ષીણમોહ એ ત્રણ ગુણસ્થાનમાં ધર્મધ્યાન હોય છે, અન્યત્ર નહિ. આ પ્રમાણે પ્રસ્તુત ગ્રંથકારે જે ઉલ્લેખ કર્યો છે તે **તત્ત્વાર્થ** ( અ. ૯ )ના નિમ્નલિખિત સૂત્રોના શબ્દાર્થને આભારી જણાય છે:—

**" आज्ञाऽपायविपाकसंस्थानविचयाय धर्ममप्रमत्तसंयतस्य । ३७ । उपशान्तक्षीणकषाययोश्च । ३८ । "**

આનો વિશેષ વિચાર કરતાં એમ સમજાય છે કે ધર્મધ્યાનના અધિકારી કેવળ સાતમા, અગ્યારમા અને બારમા ગુણસ્થાનવર્તી જ વ્યક્તિઓ છે એમ નહિ, કિન્તુ આઠમા, નવમા અને દશમા ગુણસ્થાનોમાં પણ એનો સભવ છે. એટલે કે સાતમાથી બારમા ગુણસ્થાન પર્યંત એ સંભવે છે. દિગમ્બરીય સમ્પ્રદાય પ્રમાણે ચોથાથી સાતમા ગુણસ્થાન પર્યંત જ આ ધ્યાન સંભવે છે. આનું કારણ એમ દર્શાવાય છે કે સમ્યગ્દૃષ્ટિને શ્રેણિના આરભ પહેલા જ ધર્મધ્યાન સંભવે છે અને શ્રેણિનો આરભ આઠમા ગુણસ્થાનથી થતો હોવાથી આઠમા વગેરે ગુણસ્થાનમાં એ ધ્યાન હોઇ શકે જ નહિ.

આ પ્રમાણે આપણે ધર્મધ્યાનનો વિચાર કર્યો. હવે શુક્લ ધ્યાનનું પ્રતિપાદન કરવામાં આવે છે. સૌથી પ્રથમ તો (૧) પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર, (૨) એકત્વ-વિતર્ક-નિર્વિચાર, (૩) સૂક્ષ્મક્રિયાઽપ્રતિપાતિ અને (૪) વ્યુપરતક્રિયાઽનિવૃત્તિ એમ જે શુક્લ ધ્યાનના ચાર પ્રકારો પડે છે કે જેને એના ચાર પાયા તરીકે ઓળખાવાય છે તેની નોંધ લઇએ. આ ચારેનું સ્વરૂપ ધ્યાનમાં આવે તે માટે ક્રમસર પ્રત્યેકનું લક્ષણ વિચારીએ. તેમાં પૃથક્ત્વવિતર્કસવિચાર શુક્લ ધ્યાનનું લક્ષણ નીચે મુજબ છે:—

**पूर्वगतश्रुतविषयकार्थव्यञ्जनयोगान्योन्यसङ्क्रमणविषयकत्वे सति द्रव्यपर्यायगुणान्तरसञ्चारविषयकत्वम्, परालम्बनं विना निर्मलशुद्धात्मस्वरूपानुचिन्तनरूपत्वम्, जीवाजीवस्वभावविभावानां पृथक्करणे सति द्रव्यपर्याययोः पृथग् ध्यायन् सन् पर्यायस्य गुणे गुणस्य पर्याये वा सङ्क्रमणकरणरूपत्वम्, वितर्कविचारपृथक्त्वैः सह संयुक्तं सदीषच्चलत्तरङ्गाब्धेः क्षोभाभावदशातुल्यं यद् तद्रूपत्वं वा पृथक्त्ववितर्कसप्रविचारशुक्लध्यानस्य लक्षणम्। ( ७३१ )**

અર્થાત્ (ચૌદ) પૂર્વમાંના શ્રુત સંબંધી અર્થ, વ્યંજન અને યોગના પરસ્પર સંક્રમણ પરત્વે વિચાર કરવા પૂર્વક દ્રવ્ય, પર્યાય અને ગુણોના સંચાર સંબંધી ધ્યાન તે ' પૃથક્ત્વવિતર્કસપ્રવિચાર શુક્લ ધ્યાન ' છે. અથવા પરનો આશ્રય લીધા વિના નિર્મળ અને શુદ્ધ એવા આત્મસ્વરૂપનું સતત ચિન્તન તે આ ધ્યાન છે. અથવા જીવ અને અજીવના સ્વભાવ તેમજ વિભાવને પૃથક્ પૃથક્ કરવા પૂર્વક દ્રવ્ય અને પર્યાયનો અલગ અલગ વિચાર કરતા પર્યાયનો ગુણમાં અને ગુણનો પર્યાયમા સંક્રમણ કરવારૂપ સતત વિચાર તે આ ધ્યાન છે. અથવા વિતર્ક, વિચાર અને પૃથક્ત્વથી સંયુક્ત બની, અલ્પાંશે ચપળ તરંગવાળા સમુદ્રની જે અક્ષુબ્ધ દશા છે તેવી દશા અનુભવવી તે પણ આ ધ્યાન છે.

આ લક્ષણો બરાબર સમજાય તે માટે એટલું ધ્યાનમાં રાખવું કે વિતર્કનો અર્થ ' શ્રુત ' અને વિચારનો અર્થ ' અર્થ, વ્યંજન અને યોગની સંક્રાન્તિ ' કરાયો છે.[1]

એકત્વવિતર્ક નિર્વિચાર શુક્લ ધ્યાનનું લક્ષણ—

**एकत्ववितर्काप्रविचारैः संयुक्तं सन्निर्वातस्थप्रदीपतुल्यं यत् तद्रूपत्वमेकत्ववितर्काप्रविचारशुक्लध्यानस्य लक्षणम्। ( ७३२ )**

---

૧ સરખાવો તત્ત્વાર્થ ( અ. ૯ )નાં નિમ્નલિખિત સૂત્રો —

" वितर्कः श्रुतम्। ४५। विचारोऽर्थव्यञ्जनयोगसङ्क्रान्तिः। ४६। "

અર્થાત્ એકત્વ, વિતર્ક અને અપ્રવિચારથી યુક્ત તેમજ પવન નહિ લાગતો હોય એવા દીપકની જેમ સ્થિર એવું ધ્યાન તે ' એકત્વવિતર્કાપ્રવિચારરૂપ શુક્લ ધ્યાન ' છે.

સૂક્ષ્મક્રિયાઽપ્રતિપાતિ શુક્લ ધ્યાનનું લક્ષણ—

**सूक्ष्मक्रियाऽप्रतिपातिरूपत्वम्, निरुद्धयोगद्वयावस्थानत्वे सति केवलकायव्यापारवतां यद् ध्यानं वा तत् सूक्ष्मक्रियाप्रतिपातिशुक्लध्यानस्य लक्षणम् । ( ७३३ )**

અર્થાત્ સૂક્ષ્મ ક્રિયાથી જે પતિત ન થવું તે ' સૂક્ષ્મક્રિયાઽપ્રતિપાતિ શુક્લ ધ્યાન ' છે. અથવા ( માનસિક અને વાચિક એ ) બે યોગોનો નિરોધ કરી ફક્ત કાયિક વ્યાપાર કરનારાને જે ધ્યાન હોય છે તે આ ધ્યાન છે

વ્યુપરતક્રિયાઽનિવૃત્તિ શુક્લ ધ્યાનનું લક્ષણ—

**समुच्छिन्नक्रियाऽनिवृत्तिरूपत्वम्, शैलेश्यवस्थानां पञ्चह्रस्वाक्षरोच्चारणसमकालानां योगत्रयरहितानां यद् ध्यानं भवति तद् व्युपरतक्रियाऽनिवृत्तिशुक्लध्यानस्य लक्षणम् । ( ७३४ )**

અર્થાત્ ક્રિયાની અનિવૃત્તિના ઉચ્છેદરૂપ ધ્યાન તે ' વ્યુપરતક્રિયાઽનિવૃત્તિરૂપ શુક્લ ધ્યાન ' છે. અથવા શૈલેશી અવસ્થાને પ્રાપ્ત થયેલા તેમજ ત્રણે યોગથી રહિત એવા ( મહાનુભાવો ) **अ, इ, उ, ऋ** અને **लृ** એ પાંચ હ્રસ્વ સ્વરો બોલતાં જેટલો સમય લાગે તેટલા કાલ–પરિમાણ સુધી જે ધ્યાન ધરે છે તે આ ધ્યાન છે.

શુક્લ ધ્યાનના નિરૂપણનો ભાવાર્થ—

છ દ્રવ્યો પૈકી ગમે તે એક દ્રવ્યમા ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય ઇત્યાદિ અનેક પર્યાયોનો પૃથક્ પૃથક્ વિચાર તે વિતર્ક. સહચરિત જ્યાં સપ્રવિચાર હોય તે ' પૃથક્ત્વવિતર્કસપ્રવિચાર ' કહેવાય. આથી એનુ એ લક્ષણ ફલિત થાય છે કે—

**पूर्वगतभङ्गिकश्रुतानुसारेणार्थव्यञ्जनयोगान्तराणां यत्र सङ्क्रान्तिस्तत्रैव निरोधरूपत्वं प्रथमशुक्लध्यानस्य लक्षणम् । ( ७३५ )**

અર્થાત્ (ચૌદ) પૂર્વમા આપેલા ભંગિક શ્રુત અનુસાર અર્થ, વ્યંજન કે યોગની જ્યાં સંક્રાન્તિ થાય ત્યા જ તેને રોકી રાખવું તે પ્રથમ પ્રકારનું શુક્લ ધ્યાન છે. અર્થની વ્યંજનમાં સંક્રાન્તિ અને મનોયોગથી કાયયોગમાં, કાયયોગથી મનોયોગમાં અને એ પ્રમાણે વાગ્યોગથી

મનોયોગમાં, વાગ્યોગથી કાયયોગમાં સંક્રાન્તિ થાય છે. આ પ્રમાણે અર્થવ્યંજનયોગ-સંક્રાન્તિ જાણી લેવી.

એકત્વ સંબંધી જે વિતર્ક હોય તે 'એકત્વવિતર્ક' કહેવાય છે. ત્રણ યોગોમાંથી એક જ-યોગ અને અર્થવ્યંજન પણ એક જ હોય. આથી બીજા શુક્લ ધ્યાનનું લક્ષણ એવું ફલિત થાય છે કે—

**उत्पादव्ययध्रौव्यादिपर्यायाणामेकस्मिन् पर्याये निष्प्रकम्पपूर्वगतश्रुतानुसारिचेतसा चिन्तनरूपत्वं द्वितीयशुक्लध्यानस्य लक्षणम्। ( ७३६ )**

અર્થાત્ ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય ઇત્યાદિ પર્યાયો પૈકી ગમે તે એક પર્યાયનું નિષ્કંપ અને પૂર્વમાં કથેલ શ્રુત અનુસાર મન વડે ચિન્તન કરવું તે બીજા પ્રકારનું શુક્લ ધ્યાન છે.

આ પ્રમાણે પ્રસ્તુત ગ્રંથકારે શુક્લ ધ્યાનના પ્રાથમિક બે પ્રકારો પરત્વે સૂચન કર્યું છે, પરંતુ આ વિષય ગહન હોવાથી એની સ્પષ્ટ રૂપરેખા આલેખવી આવશ્યક સમજાય છે. સૌથી પ્રથમ તો એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે શુક્લ ધ્યાનના પહેલા બંને પ્રકારનો આશ્રય એક જ દ્રવ્ય છે. વળી એ બંને પૂર્વધરને વિષે સંભવે છે. એથી એ બંને સવિતર્ક ધ્યાનો છે–શ્રુત જ્ઞાન સહિત છે. બંનેમાં આ પ્રમાણે જોકે વિતર્કની સમાનતા છે, છતાં કેટલીક ભિન્નતા પણ રહેલી છે. જેમકે પહેલામા પૃથક્ત્વ યાને ભેદ રહેલ છે, જ્યારે બીજામાં એકત્વ યાને અભેદ છે. વળી પહેલામાં વિચાર યાને અર્થ, વ્યંજન અને યોગની સંક્રાન્તિ રહેલ છે, જ્યારે બીજામાં વિચાર માટે સ્થાન નથી; અર્થાત પહેલા પ્રકારનું શુક્લ ધ્યાન સવિચાર છે, જ્યારે બીજું નિર્વિચાર છે. ધ્યાન કરનાર પૂર્વધર હોય ત્યારે પૂર્વગત શ્રુતને આધારે કોઇ પણ પરમાણુ વગેરે જડ કે આત્મારૂપ ચેતન એવા એક દ્રવ્યમા ઉત્પત્તિ, સ્થિતિ, નાશ, મૂર્તત્વ, અમૂર્તત્વ ઇત્યાદિ અનેક પર્યાયોનું દ્રવ્યાસ્તિકાયાદિ નયો વડે ભેદપ્રધાન ચિન્તન કરે અને કોઇ એક દ્રવ્યરૂપ અર્થ ઉપરથી બીજા દ્રવ્યરૂપ અર્થ ઉપર કે એક પર્યાયરૂપ અર્થ ઉપરથી અન્ય પર્યાયરૂપ અર્થ પરત્વે ચિન્તન કરવા પ્રવર્તે; એવી જ રીતે અર્થ ઉપરથી શબ્દ ઉપર અને શબ્દ ઉપરથી અર્થ ઉપર ચિન્તન કરવા પ્રવૃત્ત થાય તેમ જ માનસિકાદિ યોગો પૈકી કોઇ પણ એક યોગને ત્યજીને અન્ય યોગનું આલંબન લે ત્યારે એ ધ્યાન 'પૃથક્ત્વવિતર્કસવિચાર' કહેવાય છે; કેમકે એમાં વિતર્કને યાને શ્રુતજ્ઞાનને અવલંબીને કોઇ પણ એક દ્રવ્યગત પર્યાયોના ભેદનો વિવિધ દૃષ્ટિએ વિચાર કરાય છે અને વિતર્કને જ અવલંબીને એક અર્થ ઉપરથી બીજા અર્થ ઉપર, એક શબ્દ ઉપરથી બીજા શબ્દ ઉપર, અર્થ ઉપરથી શબ્દ ઉપર, શબ્દ ઉપરથી અર્થ ઉપર અને એક યોગ ઉપરથી બીજા યોગ ઉપર સંક્રમણ કરાય છે. જ્યારે ધ્યાન ધરનાર શ્રુતને આધારે કોઇ પણ એક જ પર્યાયરૂપ અર્થને આશ્રીને તેમાં એકત્વ યાને અભેદપ્રધાન ચિન્તન કરે અને માનસિકાદિ ત્રણ યોગો પૈકી કોઇ પણ એક જ યોગ ઉપર નિશ્ચળ રહી શબ્દ અને અર્થના ચિન્તનનું તેમજ ભિન્ન ભિન્ન યોગોમાં સંક્રમ કરવાનું પરિવર્તન ન કરે ત્યારે એ ધ્યાન 'એકત્વવિતર્કનિર્વિ-

ચાર ' કહેવાય છે, કેમકે એમાં વિતર્કનું અવલંબન હોવા છતાં એકત્વનું પ્રધાનપણે ચિન્તન કરાય છે અને અર્થ, શબ્દ કે યોગનું પરિવર્તન યાને સંક્રમણ હોતું નથી.

આ બે પ્રકારના ધ્યાનો પૈકી ભેદપ્રધાન એવા પ્રથમનો અભ્યાસ દૃઢ થયા બાદ જ બીજા અભેદપ્રધાન માટે યોગ્યતા પ્રાપ્ત થાય છે. જેમ સમગ્ર શરીરમાં વ્યાપી ગયેલા સર્પાદિના ઝેરને મંત્રાદિ ઉપચારો વડે ડંખની જગ્યાએ એકત્રિત કરાય છે તેમ સમસ્ત વિશ્વના ભિન્ન ભિન્ન વિષયોમા અસ્થિરપણે ભટકતા મનને ધ્યાન વડે કોઇ પણ એક વિષય ઉપર લાવી સ્થિર કરાય છે એ સ્થિરતા યાને નિષ્કંપતા મજબુત બનતાં જેમ ઘણાં બળતણો કાઢી લેવાથી અને બાકી રહેલા બળતણોને સળગાવી દેવાથી અથવા તો બધા જ બળતણો લઇ લેવાથી પ્રદીપ્ત થયેલો અગ્નિ ઓલવાઇ જાય છે તેમ ઉપર્યુક્ત ક્રમે એક વિષય ઉપર મન સ્થિર થતાં છેવટે એ મન તદ્દન શાંત થઇ જાય છે; અર્થાત્ મર્કટ જેવી તેની ચંચળ દશા મટીને તે નિષ્પ્રકંપ બની જાય છે. એનું પરિણામ એ આવે છે કે જ્ઞાનનાં બધાં આવરણોનો અંત આવી સર્વજ્ઞતા પ્રકટે છે.

ત્રીજા પ્રકારના ધ્યાનમાં શ્વાસોચ્છ્વાસ જેવી સૂક્ષ્મ કાયિક ક્રિયા રહેલી છે અને એ ધ્યાનથી પતિત થવાનો સંભવ નથી; આથી એ ' સૂક્ષ્મક્રિયાઽપ્રતિપાતિ ' કહેવાય છે.

ચોથા પ્રકારના ધ્યાનમા આવી સૂક્ષ્મ ક્રિયા માટે પણ અવકાશ નથી. એમાં તો આત્મ-પ્રદેશનું સર્વથા સદાને માટે નિષ્કંપત્વ પ્રકટે છે. આથી એ ' સમુચ્છિન્નક્રિયાઽનિવૃત્તિ ' કહેવાય છે.

આ ધ્યાનના પ્રભાવથી સર્વ પ્રકારના આસ્રવ અને બંધનાં દ્વારો હમેશને માટે બંધ થઇ જઇ અવશિષ્ટ અઘાતિ કર્મનો વિનાશ થઇ મોક્ષ મળે છે. આ ધ્યાનમાં પણ ત્રીજા પ્રકારની જેમ કોઇ પણ પ્રકારના શ્રુતજ્ઞાનનું આલંબન હોતું નથી એથી બને ધ્યાનો ' નિરાલંબન ' પણ કહેવાય છે.

**શુક્લ ધ્યાનના અધિકારીઓ—**

શુક્લ ધ્યાનના અધિકારીઓનો બે દૃષ્ટિએ વિચાર કરી શકાય તેમ છે: (૧) ગુણસ્થાનની દૃષ્ટિએ અને (૨) યોગની દૃષ્ટિએ. તેમા ગુણસ્થાનને ઉદ્દેશીને વિચારતાં શુક્લ ધ્યાનના ચાર પ્રકારો પૈકી પહેલા બેના અધિકારી અગ્યારમા કે બારમા ગુણસ્થાને વર્તનારા પૂર્વધર છે. આથી એમ ફલિત થાય છે કે જેઓ પૂર્વધર ન હોય અને અગ્યારમે બારમે ગુણસ્થાને વર્તતા હોય તેમને તો શુક્લ ધ્યાન તે સમયે હોતુ નથી, પરંતુ ધર્મ ધ્યાન હોય છે. અર્થાત્ શુક્લ ધ્યાનના પ્રાથમિક બે ભેદોના સ્વામી પૂર્વધર હોવા જ જોઇએ. આ સંબંધમાં ક્વચિત્ અપવાદ હોય એમ જણાય છે. જેમકે **માષતુષ** મુનિવર અને **શ્રીઋષભદેવની** માતા **મરુદેવાને** શુક્લ ધ્યાન સંભવે છે.

શુક્લ ધ્યાનના ત્રીજા અને ચોથા પ્રકારોના અધિકારી કેવલજ્ઞાની છે. અર્થાત્ તેરમા અને ચૌદમા ગુણસ્થાને વર્તતી વિરલ વિભૂતિઓ છે. આ ઉપરથી એ વાત પણ સ્પષ્ટ થાય છે કે પૂર્વધર કે કેવલી જે ન હોય તેવા માટે શુક્લ ધ્યાનના દ્વાર બંધ છે. પૂર્વધર માટે પહેલા બે

પ્રકારો ખુલ્લા છે; જ્યારે કેવલી માટે બાકીના બે ખુલ્લા છે. અગ્યાર અંગ સુધીના ધારકો તો શુક્લ ધ્યાનના અધિકારી જ નથી.

હવે યોગની દૃષ્ટિએ વિચારીશું તો જણાશે કે કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણે યોગવાળી જ વ્યક્તિ શુક્લ ધ્યાનના પ્રથમ પ્રકારના સ્વામી હોય છે. ત્રિવિધ યોગ પૈકી ગમે તે એક જ યોગવાળી વ્યક્તિ શુકલ ધ્યાનના બીજા પ્રકારના અધિકારી છે. કેવળ કાયિક યોગવાળી જે વ્યક્તિ શુકલ ધ્યાનના ત્રીજા પ્રકારના અધિકારી છે. અને જે અયોગી છે તે જ ચોથા પ્રકારના અધિકારી છે

ચારે પ્રકારના શુક્લ ધ્યાનો મોક્ષની પ્રાપ્તિના કારણરૂપ છે; કેમકે એ આભ્યંતર તપરૂપ તથા સંવરરૂપ હોઇ નવીન કર્મના સમૂહને રોકે છે, પુરાતન કર્મની નિર્જરા કરે છે અને નિર્વાણનો માર્ગ મોકળો કરે છે.

**સમ્યગ્દષ્ટિ વગેરેની નિર્જરાની તરતમતા—**

સમ્યગ્દષ્ટિની અપેક્ષાએ શ્રાવક ( દેશવિરતિ ) અસંખ્યેય ગુણી નિર્જરાવાળો છે. એનાથી ( સર્વ )વિરતિની અસંખ્યેય ગુણી નિર્જરા છે. એ પ્રમાણે અનંતાનુબંધિવિયોજક, દર્શનમોહ-ક્ષપક, મોહોપશમક, ઉપશાતમોહ, મોહક્ષપક યાને ક્ષીણમોહ અને જિન અનુક્રમે એકેકથી અસંખ્યેય ગુણી નિર્જરાવાળા છે.

આ પ્રમાણે સમ્યગ્દષ્ટિ પ્રમુખ દશની નિર્જરાનો વિચાર કરાયો. હવે વિચિત્રતાથી વિભૂષિત એવા સંવર—**ચારિત્રના** કોણ કોણ **આધિકારી** છે તેનુ દિગ્દર્શન કરાવવામા આવે છે. તેમાં સૌથી પ્રથમ તો (૧) પુલાક, (૨) બકુશ, (૩) કુશીલ, (૪) નિર્ગ્રન્થ અને (૫) સ્નાતક એમ નિર્ગ્રન્થના જે પાંચ પ્રકારો પડે છે તેની નોંધ કરી લઇએ. અત્ર નિર્ગ્રન્થ શબ્દના તાત્ત્વિક તેમજ વ્યાવહારિક એ બંને અર્થોને લક્ષ્યમા રાખીને એના પાંચ પ્રકારો પાડવામા આવ્યા છે. જેમાં રાગ-દ્વેષરૂપ ગાઠનો સદંતર અભાવ હોય તે ‘ નિર્ગ્રન્થ ’ શબ્દનો તાત્ત્વિક અર્થ છે અને એવા નિર્ગ્રન્થની કોટિમાં નિર્ગ્રન્થ અને સ્નાતક આવે છે જેનામા રાગ અને દ્વેષનો સર્વાંશે અભાવ ન હોય પરંતુ એ વિષમ અને ભીષણ ગ્રંથિનો ઉચ્છેદ કરવા જેણે ઉમેદવારી નોધાવી હોય અર્થાત ભવિષ્યમાં રાગદ્વેષના પંજામાથી હમેશને માટે છૂટવાનો જેનો મનોરથ હોઇ તે માટે થોડો ઘણો પણ પ્રયાસ કરાતો હોય તે ‘ નિર્ગ્રન્થ ’ એ ‘ નિર્ગ્રન્થ ’ શબ્દનો વ્યાવહારિક અર્થ છે. આવા નિર્ગ્રન્થની કોટિમાં પુલાક, બકુશ અને કુશીલ એ ત્રણને સ્થાન છે. આ હકીકત પૂરેપૂરી ધ્યાનમાં આવે તે માટે આપણે પાચે પ્રકારના નિર્ગ્રન્થોના લક્ષણો વિચારવાં જોઇએ. આથી સૌથી પ્રથમ પુલાકનું લક્ષણ નીચે મુજબ રજુ કરાય છેઃ—

**निर्वाणहेतुभूतजिनोक्तागमादपरिभ्रष्टश्रद्धानपूर्वकज्ञानानुसारेण क्रियानुष्ठायित्वे सति लब्ध्युपजीवितरूपत्वं पुलाकनिर्ग्रन्थस्य लक्षणम् ।**

( ૭૩૭ )

અર્થાત્ નિર્વાણના કારણરૂપ એવા જિનેશ્વરે કહેલા આગમને વિષે અખંડિત શ્રદ્ધા રાખનારા, શ્રુત અનુસાર ક્રિયા કરનારા તેમજ લબ્ધિથી જીવનારા નિર્ગ્રન્થ 'પુલાક' કહેવાય છે. આ પુલાકના (૧) જ્ઞાન, (૨) દર્શન, (૩) ચરણ યાને ચારિત્ર, (૪) લિંગ અને (૫) સૂક્ષ્મની અપેક્ષાએ પાંચ પ્રકારો પડે છે. તેમાં જ્ઞાન-પુલાકનું લક્ષણ એ છે કે—

**आवश्यकादिसूत्रविषयकस्खलनादिकरणरूपत्वं ज्ञानपुलाकस्य लक्षणम् । ( ७३८ )**

અર્થાત્ આવશ્યક વગેરે સૂત્રમાં જે નિર્ગ્રન્થને સ્ખલના વગેરે થતી હોય તેઓ 'જ્ઞાન-પુલાક' કહેવાય છે.

દર્શન-પુલાકનું લક્ષણ—

**कुदृष्टिभिः सह संस्तवादिकरणरूपत्वं दर्शनपुलाकस्य लक्षणम् । ( ७३९ )**

અર્થાત્ કુદૃષ્ટિઓ યાને મિથ્યાત્વીઓ સાથે પરિચયાદિ કરનારા નિર્ગ્રન્થ 'દર્શન-પુલાક' કહેવાય છે.

ચરણ-પુલાકનું લક્ષણ—

**मूलोत्तरगुणप्रतिसेवनासम्पादनत्वं चरणपुलाकस्य लक्षणम् । ( ७४० )**

અર્થાત્ મૂળ તેમજ ઉત્તર ગુણોની પ્રતિસેવનાને પ્રાપ્ત થયેલ નિર્ગ્રન્થ 'ચરણ-પુલાક' કહેવાય છે.

લિંગ-પુલાકનું લક્ષણ—

**प्रवचनोक्तलिङ्गस्याधिकरणरूपसम्पादनत्वं लिङ्गपुलाकस्य लक्षणम् । ( ७४१ )**

અર્થાત્ જૈન સિદ્ધાન્તમાં કહેલા લિંગને અધિકરણરૂપે પ્રાપ્ત કરાવનાર નિર્ગ્રન્થ 'લિંગ-પુલાક' કહેવાય છે.

સૂક્ષ્મ-પુલાકનું લક્ષણ—

**किञ्चित्प्रमादकरणरूपत्वं सूक्ष्मपुलाकस्य लक्षणम् । ( ७४२ )**

અર્થાત્ નહિ જેવો પ્રમાદ કરનારા પુલાક 'સૂક્ષ્મ-પુલાક' કહેવાય છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે પુલાક–નિર્ગ્રન્થોની આગમને વિષે પરિપૂર્ણ શ્રદ્ધા હોય છે, પરંતુ મૂળ અને ઉત્તર ગુણોમાં કોઇક અંશે ન્યૂનતા રહેલી હોય છે.

**બકુશનું લક્ષણ—**

**मोहक्षयार्थं प्रस्थितस्य शरीरोपकरणविभूषानुवर्तित्वे सति ऋद्धियशःकामशातागौरवाश्रितत्वे च सति छेदशबलयुक्तत्वं बकुशनिर्ग्रन्थस्य लक्षणम् । ( ७४३ )**

અર્થાત્ મોહનો ક્ષય કરવા માટે નીકળી પડેલા–ઉદ્યમ કરનારા, શરીર તેમજ ઉપકરણની શોભા વધે તેમ વર્તનારા, સંપત્તિ અને કીર્તિની કામનાવાળા તેમજ શાતા ગૌરવનો આશ્રય કરવાવાળાના યાને સુખશીલના ચારિત્રરૂપ વસ્ત્રમાં અતિચારરૂપ ડાઘ લાગતાં તે નિર્ગ્રન્થ 'બકુશ' કહેવાય છે. આના પણ પુલાકની પેઠે પાંચ પ્રકારો છે અને તે ( ૧ ) આભોગ, ( ૨ ) અનાભોગ, ( ૩ ) સંવૃત્ત, ( ૪ ) અસંવૃત્ત અને ( ૫ ) સૂક્ષ્મ એ અપેક્ષાને અનુસરીને છે. તેમાં **આભોગ–બકુશનું લક્ષણ** નીચે મુજબ છેઃ—

**सञ्चिन्त्यकार्यकारित्वमाभोगबकुशस्य लक्षणम् । ( ७४४ )**

અર્થાત્ વિચાર પૂર્વક કાર્ય કરનારા બકુશ ' આભોગ–બકુશ ' કહેવાય છે.

**અનાભોગ–બકુશનું લક્ષણ—**

**सहसाकार्यकारित्वमनाभोगबकुशस्य लक्षणम् । ( ७४५ )**

અર્થાત્ વિચાર કર્યા વિના કાર્ય કરનારા બકુશ ' અનાભોગ–બકુશ ' કહેવાય છે.

**સંવૃત્ત–બકુશનું લક્ષણ—**

**प्रच्छन्नकार्यकारित्वं संवृत्तबकुशस्य लक्षणम् । ( ७४६ )**

અર્થાત્ ગુપ્ત રીતે કાર્ય કરનારા બકુશ ' સંવૃત્ત–બકુશ ' કહેવાય છે.

**અસંવૃત્ત–બકુશનું લક્ષણ—**

**प्रकटकार्यकारित्वमसंवृत्तबकुशस्य लक्षणम् । ( ७४७ )**

અર્થાત્ ખુલ્લી રીતે કાર્ય કરનારા બકુશ ' અસંવૃત્ત–બકુશ ' કહેવાય છે.

**સૂક્ષ્મ–બકુશનું લક્ષણ—**

**किञ्चित्प्रमादकरणरूपत्वं सूक्ष्मबकुशस्य लक्षणम् । ( ७४८ )**

અર્થાત નહિ જેવા પ્રમાદને સેવનારા બકુશ ' સૂક્ષ્મ-બકુશ ' કહેવાય છે.

આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે બકુશો શરીર અને ઉપકરણોના સંસ્કારોને સેવે છે, ઋદ્ધિ અને કીર્તિને ચાહે છે, સુખશીલ હોય છે, સસંગ પરિવારવાળા છે તેમજ છેદ **અર્થાત્** ચારિત્રપર્યાયની હાનિથી તેમજ શબલ યાને અતિચારરૂપ દોષથી ગ્રસ્ત હોય છે.

બકુશના ( ૧ ) ઉપકરણ-બકુશ અને ( ૨ ) શરીર-બકુશ એમ પણ બે પ્રકારો પડે છે. તેમા **ઉપકરણ-બકુશનું લક્ષણ** એ છે કે—

**विविधविचित्रमहाधनोपकरणविषयकबहूपकरणविषयकाभिलाषायुक्तत्वे सति नित्यं तत् प्रति संस्कारसेवित्वमुपकरणबकुशस्य लक्षणम् । ( ७४९ )**

અર્થાત જે બકુશ જાત-જાતના, વિચિત્ર અને બહુ મૂલ્યવાળા ઉપકરણો સંબંધી ઘણાં સાધનોની અભિલાષા રાખે, ( તેનો સંગ્રહ કરે ) તેમજ દરરોજ તેના સંસ્કારો કરે-તેની ટાપટીપ કરે તેઓ ' ઉપકરણ-બકુશ ' કહેવાય છે.

**શરીર-બકુશનું લક્ષણ—**

**शरीरस्याभ्यञ्जनोद्वर्तनस्नानादिप्रतिसंस्कारसेवित्वं शरीरबकुशस्य लक्षणम् । ( ७५० )**

અર્થાત શરીરના અભ્યંજન, ઉદ્વર્તન, સ્નાન ઇત્યાદિ સંસ્કાર કરવાવાળા બકુશ ' શરીર-બકુશ ' કહેવાય છે. એટલે આવા બકુશને શરીરની શોભા કરવી બહુ ગમે છે અને તેથી તેઓ તેની ટાપટીપ કરે છે.

કુશીલ-નિર્ગ્રન્થના ( ૧ ) પ્રતિસેવના-કુશીલ અને ( ૨ ) કષાય-કુશીલ એમ બે પ્રકારો છે. તેમા **પ્રતિસેવના-કુશીલનું લક્ષણ** એ છે કે—

**मोहक्षयार्थं प्रस्थितस्यानियमितेन्द्रियप्रयुक्तत्वे सति कथञ्चित् किञ्चिदुत्तरगुणेषु विराधनारूपत्वं प्रतिसेवनाकुशीलस्य लक्षणम् । (७५१)**

અર્થાત મોહનો ક્ષય કરવા માટે જેમણે પ્રસ્થાન કર્યું છે અને જેઓ ઇન્દ્રિયોને કાબુમા રાખવા ઉદ્યમશીલ છે તેમનાથી જો ઉત્તર ગુણોને વિષે કોઇક પ્રકારે કંઇક વિરાધના થઇ જાય તો તેઓ ' પ્રતિસેવના-કુશીલ ' કહેવાય છે. આ પ્રતિસેવના-કુશીલના પણ ( ૧ ) જ્ઞાન, ( ૨ ) દર્શન, ( ૩ ) ચરણ, ( ૪ ) લિંગ અને ( ૫ ) સૂક્ષ્મની અપેક્ષાએ પાચ પ્રકારો પડે છે. તેમા **જ્ઞાન-પ્રતિસેવના-કુશીલનુ લક્ષણ** એ છે કે—

**ज्ञानातिचारसेवित्वं ज्ञानकुशीलस्य लक्षणम् । ( ७५२ )**

અર્થાત્ જ્ઞાનને વિષે અતિચારવાળા પ્રતિસેવના–કુશીલ ' જ્ઞાન–કુશીલ ' કહેવાય છે.

**દર્શન–કુશીલનું લક્ષણ—**

**दर्शनातिचारसेवित्वं दर्शनकुशीलस्य लक्षणम् । ( ७५३ )**

અર્થાત જે પ્રતિસેવના–કુશીલ દર્શનને વિષે અતિચાર સેવે છે તેઓ ' દર્શન–કુશીલ ' કહેવાય છે.

**ચરણ–કુશીલનું લક્ષણ—**

**चारित्रातिचारसेवित्वं चरणकुशीलस्य लक्षणम् । ( ७५४ )**

અર્થાત્ ચારિત્રને વિષે અતિચાર સેવનારા પ્રતિસેવના–કુશીલ ' ચરણ–કુશીલ ' કહેવાય છે.

**લિંગ–કુશીલનું લક્ષણ—**

**वस्त्रपात्रादिविषयकशास्त्रोक्तमर्यादातिवर्तित्वं लिङ्गकुशीलस्य लक्षणम् । ( ७५५ )**

અર્થાત્ વસ્ત્ર, પાત્ર ઇત્યાદિ સંબંધી શાસ્ત્રમા જે મર્યાદા દર્શાવાઇ હોય તેનું ઉલ્લંઘન કરનારા પ્રતિસેવના–કુશીલ ' લિંગ–કુશીલ ' કહેવાય છે

**સૂક્ષ્મ–કુશીલનું લક્ષણ—**

**सूक्ष्मातिचारसेवित्वं सूक्ष्मकुशीलस्य लक्षणम् । ( ७५६ )**

અર્થાત્ સૂક્ષ્મ અતિચારને સેવનારા પ્રતિસેવના–કુશીલ ' સૂક્ષ્મ–કુશીલ ' કહેવાય છે.

**કષાય–કુશીલનું લક્ષણ—**

**मूलोत्तरगुणोपेतसंयतस्यापि कथञ्चित् सञ्ज्वलनकषायाणामुदीरणाकरणरूपत्वं कषायकुशीलस्य लक्षणम् । ( ७५७ )**

અર્થાત્ મૂળ અને ઉત્તર ગુણોથી વિભૂષિત પરંતુ કોઈક પ્રકારે સંજ્વલન કષાયની ઉદીરણાથી કલુષિત એવા કુશીલ–નિર્ગ્રન્થ ' કષાય–કુશીલ ' કહેવાય છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે જેઓ તીવ્ર કષાયના કદી ગુલામ ન બને, કિન્તુ ક્વચિત્ મંદ કષાયને વશ થાય તેઓ 'કષાય-કુશીલ' કહેવાય છે.

નિર્ગ્રન્થનું લક્ષણ—

**वीतरागच्छद्मस्थत्वे सति एकसमयावस्थायीर्यापथकर्मानिमित्तकत्वं निर्ग्रन्थस्य लक्षणम् । ( ७५८ )**

અર્થાત્ વીતરાગ છદ્મસ્થ હોઇ એટલે કે બારમે ગુણસ્થાને વર્તતા હોઇ એક સમયની સ્થિતિવાળા ઐર્યાપથિક કર્મને અવકાશ આપનારા મુનિ 'નિર્ગ્રન્થ' કહેવાય છે. એટલે કે જેઓ સર્વજ્ઞ ન હોય, પરંતુ રાગ અને દ્વેષથી સર્વથા અલિપ્ત હોય અને જેઓ અંતર્મુહૂર્ત જેટલા ટૂંક વખતમાં સર્વજ્ઞતા પ્રાપ્ત કરનાર હોય તેઓ 'નિર્ગ્રન્થ' કહેવાય છે.

સ્નાતકનું લક્ષણ—

**प्रक्षालितसकलघातिकर्मपटलत्वे सति सयोगिशैलेश्यवस्थाप्रतिपन्नरूपत्वं स्नातकनिर्ग्रन्थस्य लक्षणम् । ( ७५९ )**

અર્થાત્ જેમણે સમસ્ત ઘાતિ-કર્મરૂપ પટલને ધોઇ નાખ્યું છે ( અને તેમ કરી જેમણે સર્વજ્ઞતા પ્રાપ્ત કરી છે તેવા ) તેમજ જેમણે સયોગી કે શૈલેશી અવસ્થાને પ્રાપ્ત કરી છે તેઓ 'સ્નાતક' કહેવાય છે. ટૂંકમાં કહીએ તો સર્વજ્ઞરૂપ નિર્ગ્રન્થ તે 'સ્નાતક' છે.

**શૈલેશી એટલે શું ?—**

આ સંબંધમા વિશેષ પ્રકાશ પડે તે માટે **વિશેષા૦** ( ગા. ૩૦૬૫-૩૦૬૭ )નો અર્થ વિચારવો સમુચિત સમજાય છે. 'મેરુ' નામના શૈલેશ યાને પર્વતરાજના જેવી અચલતા જે સ્થિરતામાં હોય તે 'શૈલેશી' કહેવાય છે. '**से भिक्खू वा भिक्खुणी वा**' એ ન્યાયથી આના **सेऽलेसो** એ પ્રાકૃત રૂપનો અર્થ **से** એટલે તે મહર્ષિ જે અવસ્થામાં લેશ્યા રહિત હોય તે શૈલેશી અવસ્થા છે. અથવા પ્રાકૃત સંજ્ઞાને આશ્રીને સ્થિરતા વડે જે શૈલ યાને પર્વત જેવા જે મહર્ષિ તેની જે સ્થિરતા તે પણ ઉપચારથી 'શૈલેશી' કહેવાય. અથવા શીલ એટલે સમાધાન યાને સમાધિ. તે નિશ્ચય-નયથી ઉત્કૃષ્ટ સમાધાનરૂપ હોવાને લીધે સર્વ સંવર છે. એનો જે ઈશ તે શીલેશ અને તેની જે અવસ્થા તે 'શૈલેશી' કહેવાય છે.

**પુલાકાદિ નિર્ગ્રન્થોની આઠ દૃષ્ટિએ સમીક્ષા—**

પુલાકાદિ પાંચે પ્રકારના નિર્ગ્રન્થોની ( ૧ ) સંયમ, ( ૨ ) શ્રુત, ( ૩ ) પ્રતિસેવના, ( ૪ ) તીર્થ, ( ૫ ) લિંગ, ( ૬ ) લેશ્યા, ( ૭ ) ઉપપાત અને ( ૮ ) સ્થાન એમ આઠ દૃષ્ટિએ

પ્રરૂપણા કરી શકાય તેમ છે. તેમાં પ્રથમ સંયમ–દ્વાર વિચારીએ. પુલાક, બકુશ અને પ્રતિસેવના-કુશીલ પાંચ પ્રકારના સંયમ યાને ચારિત્ર પૈકી સામાયિક અને છેદોપસ્થાપનીયમાં વર્તે. કષાય-કુશીલ આ બે ઉપરાંત પરિહારવિશુદ્ધિ અને સૂક્ષ્મસંપરાય ચારિત્રમા વર્તે એટલે કુલે એ ચાર ચારિત્રમાં વર્તે. નિર્ગ્રન્થ અને સ્નાતક યથાખ્યાત ચારિત્રમાં વર્તે.

શ્રુત-દ્વાર—

પુલાક, બકુશ અને પ્રતિસેવના–કુશીલ એ ત્રણેનું ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાન દશ પૂર્વ પર્યન્તનું અને કષાયકુશીલ તેમજ નિર્ગ્રન્થનું ચૌદ પૂર્વ સુધીનું હોય છે. સ્નાતકને શ્રુતજ્ઞાન હોતું જ નથી, કેમકે તેઓ તો સર્વજ્ઞ છે અને કેવલજ્ઞાનની વિદ્યમાનતામાં બાકીનાં છાદ્મસ્થિક જ્ઞાનો હોય જ નહિ. પુલાકનું જઘન્ય શ્રુત નવમા પૂર્વગત 'આચારવસ્તુ' નામના ત્રીજા પ્રકરણ પર્યંતનું હોય છે. બકુશ, કુશીલ તેમજ નિર્ગ્રન્થનું જઘન્ય શ્રુત આઠ પ્રવચનમાતા જેટલું હોય છે. સ્નાતક માટે જઘન્ય શ્રુતનો વિચાર જ અસ્થાને છે.

પ્રતિસેવના-દ્વાર—

મૂળ ગુણરૂપ પાંચ મહાવ્રતો અને રાત્રિભોજનવિરમણ એ છ માંથી કોઇ પણ વ્રતનું રાજા વગેરેના બળાત્કારથી પુલાક ખંડન કરે છે, નહિ કે પોતાની મેળે કેટલાક આચાર્યના મત પ્રમાણે તેઓ ચતુર્થ વ્રતના જ વિરાધક છે. ઉપકરણ–બકુશ ઉપકરણોમાં આસક્ત બની તેની ટાપટીપ કરે છે અને શરીર–બકુશ શરીરમાં આસક્ત બની તેની શોભા વધે તેવાં કાર્ય કરે છે. પ્રતિસેવના–કુશીલ મૂલ ગુણોની વિરાધના કરતા નથી, કિન્તુ ઉત્તર ગુણોની કંઇક વિરાધના કરે છે. કષાય–કુશીલ, નિર્ગ્રન્થ અને સ્નાતકને તો વિરાધના હોતી જ નથી.

તીર્થ-દ્વાર—

બધા તીર્થંકરોનાં તીર્થમાં યાને શાસનમાં પાંચે પ્રકારના નિર્ગ્રન્થો હોય છે–મળી આવે છે. આ સંબંધમા કેટલાકનું માનવું એમ છે કે પુલાક, બકુશ અને પ્રતિસેવના–કુશીલ એ ત્રણ તો તીર્થમા નિત્ય હોય છે અને બાકીના કષાય–કુશીલાદિ તીર્થમાં પણ હોય અને અતીર્થમા પણ હોય.

લિંગ-દ્વાર—

લિંગ યાને ચિહ્ન ( ૧ ) દ્રવ્ય–લિંગ અને ( ૨ ) ભાવ–લિંગ એમ બે જાતનું છે. તેમાં દ્રવ્ય–લિંગથી રજોહરણ, મુખવસ્ત્રિકા વગેરે સમજવાં અર્થાત લિંગ એ વિશિષ્ટ વેષાદિ બાહ્ય સ્વરૂપ સાથે સંબંધ ધરાવે છે. ભાવ–લિંગથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર સમજવાં. પાંચે નિર્ગ્રન્થોમાં ભાવ-લિંગ તો હોય છે જ, પરંતુ દ્રવ્યલિંગ તો એ બધામાં હોય પણ ખરૂં અને ન પણ હોય કદાચિત્ રજોહરણાદિ હોય અને કદાચિત્ ન હોય, આ સંબધમાં મરુદેવાનું ઉદાહરણ વિચારી લેવું.

**લેશ્યા-દ્વાર—**

પુલાકને [1]પીત, પદ્મ અને શુક્લ એ ત્રણ લેશ્યાઓ હોય. બકુશ અને પ્રતિસેવના-કુશીલને છ એ લેશ્યાઓ હોય. કષાય-કુશીલે જો પરિહાર-વિશુદ્ધિ ચારિત્ર પ્રાપ્ત કર્યું હોય તો તેમને પીત, પદ્મ અને શુક્લ લેશ્યાઓ સંભવે છે;[2] પરંતુ જો તેમણે સૂક્ષ્મસંપરાયરૂપ ચારિત્ર પ્રાપ્ત કર્યું હોય તો તેમને શુક્લ લેશ્યા જ હોય. નિર્ગ્રન્થ અને સયોગી સ્નાતકને તો શુક્લ લેશ્યા જ હોય. અયોગી સ્નાતક યાને શૈલેશી અવસ્થાને વરેલા મુનીશ્વર તો અલેશ્ય જ હોય. એમને તો શુક્લ લેશ્યા પણ ન હોય.

**ઉપપાત-દ્વાર—**

પ્રસ્તુત ભવ છોડીને ભવાંતરની પ્રાપ્તિ તે 'ઉપપાત' છે. પુલાકનું ઉત્કૃષ્ટ ઉત્પત્તિ-સ્થાન અઢાર સાગરોપમની સ્થિતિવાળું 'સહસ્રાર' કલ્પ છે. બકુશ અને પ્રતિસેવના-કુશીલનો ઉત્કૃષ્ટ ઉપપાત 'આરણ' અને 'અચ્યુત' કલ્પ છે અને તેની સ્થિતિ ૨૨ સાગરોપમની છે. કષાય-કુશીલ અને નિર્ગ્રન્થનો ઉત્કૃષ્ટ ઉપપાત 'સર્વાર્થસિદ્ધિ' વિમાનમા ૩૩ સાગરોપમની સ્થિતિવાળા દેવોમાં છે. સ્નાતકનો ઉપપાત નિર્વાણ છે. પુલાકાદિ ચાર નિર્ગ્રન્થોનો જઘન્ય ઉપપાત 'સૌધર્મ' કલ્પમાં બેથી નવ પલ્યોપમની[3] સ્થિતિવાળા દેવોમાં છે.

**સ્થાન-દ્વાર—**

અત્ર 'સ્થાન' શબ્દથી અધ્યવસાય-સ્થાન, પરિણામ-સ્થાન તેમજ સંયમ-સ્થાન સૂચવાય છે. કષાયનો તેમજ યોગનો નિગ્રહ એ 'સંયમ' છે. કષાય અને યોગના નિગ્રહની તરતમતાને લઈને સંયમમા પણ તરતમતા ઉદ્ભવે છે. ઓછામા ઓછા નિગ્રહથી માંડીને તે સંપૂર્ણ નિગ્રહ સુધીમા નિગ્રહના અસંખ્યાત પ્રકારો સંભવે છે. આથી સંયમના પણ અસંખ્ય પ્રકારો પડે છે. આ બધા પ્રકારો 'સંયમ-સ્થાન' કહેવાય છે. એમાં જ્યા સુધી જરા પણ કષાય રહેલો હોય ત્યાં સુધી તે કષાય-નિમિત્તક સમજવા અને ત્યાર બાદનાં સ્થાનો તે યોગનિમિત્તક જાણવા. જ્યાં સુધી કષાય છે ત્યા સુધી સંક્લેશ અને વિશોધિઓ અવશ્ય હોય છે, પરંતુ કષાય ક્ષીણ થતા કેવળ વિશોધિ જ હોય છે, સંક્લેશનુ નામ પણ હોતુ નથી. યોગનો સર્વાંશે નિરોધ થવાથી જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તેને અંતિમ સંયમ-સ્થાન જાણવું. ઉત્તરોત્તર સંયમ-સ્થાનોમાં કષાયનો પરિણામ ઓછો ઓછો થતો જાય છે, જ્યારે પૂર્વ પૂર્વવર્તી સંયમ-સ્થાનોમાં તેની માત્રા વધતી વધતી જોવાય છે.

આથી એ વાત સ્પષ્ટ થાય છે કે ઉપર ઉપરના સંયમ-સ્થાનો વધારે ને વધારે વિશુદ્ધ છે. કેવળ યોગનિમિત્તક સંયમ-સ્થાનોમા નિષ્કષાયતારૂપ સમાનતા હોવા છતા યોગ-નિરોધની ન્યૂનાધિકતા પ્રમાણે ઓછી વધતી સ્થિરતા-નિષ્પ્રકંપતા રહેલી છે. યોગનિરોધ પણ વિવિધ પ્રકા-

---

૧ તેજોલેશ્યા.

૨ દિગંબર સંપ્રદાય પ્રમાણે ચાર લેશ્યાઓ હોય છે.

૩ દિગંબરીય ગ્રંથોમાં બે સાગરોપમની સ્થિતિનો નિર્દેશ છે.

રનો હોઇ કેવળ યોગનિમિત્તક સંયમસ્થાનોની સંખ્યા પણ અસંખ્યાતની છે. છેલ્લા સંયમ-સ્થાનમાં પરમ પ્રકૃષ્ટ નિષ્કષાયત્વરૂપ વિશુદ્ધિ તેમજ સર્વોત્તમ સ્થિરતા રહેલી છે અને આવું સ્થાન એક જ હોય અને છે પણ તેમજ. એ અજોડ સ્થાન મેળવવા સહુ કોઇ ભાગ્યશાળી બનો એવી મારી ભાવના છે.

ઉપર્યુક્ત વિવિધ સંયમસ્થાનોમાંથી સૌથી જઘન્ય સંયમ–સ્થાનો પુલાક અને કષાય–કુશીલના હોય છે. એ બંને તુલ્ય અધ્યવસાયને લીધે અસંખ્યાત સ્થાનો સુધી સાથે જ વધતા જાય છે ત્યાર બાદ હીન પરિણામને લઇને પુલાક અટકે છે; તેઓ આગળ વધી શકતા નથી. આથી કષાય–કુશીલ વર્ધમાન પરિણામને લીધે એકલા અસંખ્યાત સ્થાનો સુધી ચડચે જાય છે. ત્યાર બાદ કષાય–કુશીલ, પ્રતિસેવના–કુશીલ અને બકુશ એક સાથે અસંખ્ય સ્થાનો સુધી આગળ વધે છે ત્યાર પછી બકુશ અટકે છે. ત્યાર બાદ અસંખ્ય સ્થાનો ચડી પ્રતિસેવના–કુશીલ અટકે છે અને ત્યાર પછી અસંખ્યાત સ્થાનો ચડી કષાય–કુશીલ અટકે છે. ત્યાર બાદ અકષાય યાને કેવળ યોગનિમિત્તક સ્થાનો આવે છે. એ પૈકી કેટલાકને પ્રાપ્ત કરવાની તાકાત અને લાયકાત નિર્ગ્રન્થમાં છે. તેઓ આવાં અસંખ્યાત સ્થાનો સેવી અટકે છે. ત્યાર પછી અજોડ, અંતિમ, અનુત્તમ, તેમજ અત્યંત વિશુદ્ધ અને સ્થિર એવું સંયમ–સ્થાન આવે છે. એને સેવીને સ્નાતક નિર્વાણ–પદ પામે છે.

ઉપર્યુક્ત અસંખ્યાત સ્થાનોમાં દરેકમાં પૂર્વ કરતાં પછીના સ્થાનની શુદ્ધિ અનંત ગુણી છે; સંયમ–લબ્ધિ અનંત ગુણી છે.

इति प. पम प.पम्. वीन्युपाधिकशास्त्रविशारदजैनाचार्यश्रीमद्विजयधर्मसूरीश्वर-चरणारविन्दभृङ्गायमाणेन न्यायतीर्थन्यायविशारदोपनामधारिणा प्रवर्तकश्रीमङ्गलविजयेन विरचितस्य श्रीजैनतत्त्वप्रदीपस्य निर्जराधिकारवर्णननामा षष्ठ उल्लासोऽनुवादादिपूर्वकः समाप्त. ॥



# સપ્તમ ઉલ્લાસ–' મોક્ષ ' અધિકાર

જૈન દર્શનમાં જીવાદિ સાત તત્ત્વોનો નિર્દેશ કરાયો છે. આ પૈકી આપણે છ નો વિચાર કરી ગયા. આથી હવે ક્રમ પ્રાપ્ત સાતમા ' મોક્ષ ' નામના તત્ત્વનો અધિકાર વિચારાય છે.

સૌથી પ્રથમ મોહનીય કર્મનો સર્વાંશે ક્ષય થયા [1]બાદ [2]અંતર્મુહૂર્તમાં સમકાલે જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાયનો ક્ષય થતાં કેવલજ્ઞાન અને કેવલદર્શનનો પ્રાદુર્ભાવ થાય છે. અર્થાત્ આ મોહનીયાદિ ચાર મૂળ પ્રકૃતિનો ક્ષય એ કેવલજ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપ છે. મોક્ષ પ્રાપ્ત થયા પૂર્વે સર્વાંગીય ઉપયોગની ઉત્પત્તિ જૈન શાસ્ત્રમાં અનિવાર્ય મનાઇ છે; એથી જ મોક્ષના સ્વરૂપના વર્ણનના પ્રારંભમાં આવો સર્વજ્ઞત્વ અને સર્વદર્શિત્વરૂપ ઉપયોગ કયા કારણથી ઉદ્ભવે છે તેનો ઉલ્લેખ કરાય છે.

મોહનીયાદિ કર્મનો કેવી રીતે ક્ષય કરાય છે એ હકીકત હવે વિચારાય છે. આપણે જોઇ ગયા છીએ તેમ આત્મ–પ્રદેશ અને કર્મ–પુદ્ગલ એક બીજા સાથે મળી જાય તે ' બંધ ' કહેવાય છે. ( ૧ ) મિથ્યાદર્શન, ( ૨ ) અવિરતિ, ( ૩ ) પ્રમાદ, ( ૪ ) કષાય અને ( ૫ ) યોગ એ પાંચ બંધનાં કારણો છે. આ પાંચનો નાશ થતાં નવીન કર્મનું આગમન બંધ પડે છે-નવીન બંધ અટકી જાય છે અને નિર્જરા વડે જૂના એટલે પૂર્વે બાંધેલાં કર્મનું પરિશાટન થાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે બંધના હેતુઓનો અભાવ અને નિર્જરા એ કર્મના [3]આત્યંતિક ક્ષયનાં કારણો છે.

મિથ્યાદર્શનાદિ હેતુઓનો સમ્યગ્દર્શન, વિરતિ, અપ્રમાદ, ક્ષમા, મૃદુતા, ઋજુતા, સંતોષ ઇત્યાદિ વડે નાશ કરી શકાય છે. આમ થતા સમ્યક્ પ્રકારે સંવરથી વિભૂષિત બનેલ આત્માને નવીન કર્મનો બંધ થતો નથી. વળી જૂનાં કર્મોનો તો નિર્જરાની પૂર્વે સૂચવેલાં તપ વગેરે કારણથી ક્ષય કરાય છે. આ પ્રમાણે કર્મોનો આત્યંતિક ક્ષય થતા સમસ્ત દ્રવ્ય અને સમગ્ર પર્યાયોના ઉપર પ્રકાશ પાડનાર, પરમ ઐશ્વર્યરૂપ અને અનંત એવાં કેવલજ્ઞાન અને કેવલદર્શનની પ્રાપ્તિ થાય છે. ત્યાર બાદ એ આત્મા શુદ્ધ, બુદ્ધ, સર્વજ્ઞ, કેવલી ઇત્યાદિ નામોથી સંબોધાય છે. ત્યાર-

---

૧ આથી સમજાય છે કે મોહનીય કર્મનું બળ સૌથી વધારે છે. એટલે એનો આત્યંતિક નાશ કર્યા પછી જ જ્ઞાનાવરણાદિનો નાશ શક્ય બને છે.

૨ આટલા વખત સુધીની અવસ્થા ' છદ્મસ્થ–વીતરાગતા ' તરીકે સુપ્રસિદ્ધ છે.

૩ એક વાર બાંધેલા કર્મનો કોઇક વેળા તો નાશ થાય છે જ, પરંતુ એ નાશ આત્યંતિક ગણાય તે માટે તે જાતનું કર્મ ફરીથી ન બંધાય તેમ થવું જોઇએ તેમજ જે તે જાતનું કર્મ હજી સત્તામાં હોય તો તેનો નાશ થવો જોઇએ. આથી એ ફલિત થાય છે કે પૂર્વબદ્ધ કર્મનો તેમજ નવા કર્મને બાંધવાની યોગ્યતાનો સર્વાંશે અભાવ તે ' કર્મનો આત્યંતિક ક્ષય ' છે.

પછી બાકી રહેલાં પરંતુ પાતળાં પડી ગયેલાં એવાં વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્ય એ ચાર અઘાતિ-કર્મોને લીધે એ આત્મા વિહાર કરે છે. આ કર્મો પણ જ્યારે નાશ પામે છે ત્યારે એને સમગ્ર કર્મના ક્ષયરૂપ મોક્ષ મળે છે. જન્મ-મરણની શૃંખલાથી એ પહેલી જ વાર પરંતુ સદાને માટે છૂટે છે; કેમકે કર્મોના ક્ષયની સાથે ઔદારિક શરીરથી રહિત બનેલા આત્માને 'ફરીથી જન્મ લેવાનું રહેતું નથી, કારણ કે એવું કોઇ કારણ નથી તેમજ ભવિષ્યમાં પણ એવું કોઇ કારણ ઉપસ્થિત થાય તેમ પણ નથી.

પૌદ્ગલિક કર્મના આત્યંતિક ક્ષયની પેઠે તે કર્મ સાથે સાપેક્ષ એવા કેટલાક ભાવોનો નાશ પણ મોક્ષની પ્રાપ્તિ પૂર્વે આવશ્યક છે એટલે આવા ભાવોનો નાશ પણ મોક્ષનું એક કારણ છે. ઔપશમિક, ક્ષાયોપશમિક, ઔદયિક, પારિણામિક અને ક્ષાયિક એ પાંચ ભાવો છે તે પૈકી ઔપશમિક, ક્ષાયોપશમિક અને ઔદયિક ભાવોનો તો સદંતર નાશ થાય છે. પારિણામિક ભાવના વિવિધ પ્રકારો પૈકી કેવળ ભવ્યત્વનો જ નાશ થાય છે; બાકીના અસ્તિત્વ, જીવત્વ ઇત્યાદિ ભાવો તો મુક્ત અવસ્થામાં પણ હોય છે. ક્ષાયિક ભાવ જોકે કર્મ સાથે સાપેક્ષ છે છતાં તેનો મુક્ત દશામા અભાવ નથી. આથી એ અવસ્થામા ક્ષાયિક સમ્યક્ત્વ, કેવલજ્ઞાન, કેવલદર્શન અને સિદ્ધત્વ હોય છે.

## કેવલી અને છદ્મસ્થમાં તફાવત—

અવધિજ્ઞાન વગેરે અતિશયથી રહિત છદ્મસ્થ (૧) ધર્માસ્તિકાય, (૨) અધર્માસ્તિકાય, (૩) આકાશાસ્તિકાય, (૪) દેહ રહિત જીવ (સિદ્ધ), (૫) પરમાણુ-પુદ્ગલ, (૬) શબ્દ; (૭) ગંધ, (૮) વાત, (૯) અમુક જિન (વીતરાગ) થશે કે નહિ અને (૧૦) અમુક સર્વ દુઃખોનો નાશ કરી શકશે કે નહિ[1] એ દશ વસ્તુઓ છદ્મસ્થ સમગ્ર ભાવથી અર્થાત્ સાક્ષાત્કાર સ્વરૂપે અનંત પર્યાય પૂર્વક ન જાણે, પરંતુ એ દશે વસ્તુ કેવલી તો તેમ જાણે. જુઓ **ભગવતી** (શ. ૮, ઉ. ૨)નુ ૩૧૭મુ સૂત્ર.

આ પૈકી શબ્દ આશ્રીને **ભગવતી** (શ ૫, ઉ. ૪)ના પ્રથમ સૂત્રમા એ વાત સ્પષ્ટ કરવામા આવી છે કે છદ્મસ્થ મનુષ્ય શંખના, રણશિંગડાના, [2]શંખિકાના, કાહલીના, ડુક્કરના ચામડાથી મઢેલા મુખવાળા એક જાતના વાજાના, ઢોલના, ઢોલકીના, ઢક્કાના, ડાકના, ડાકલાના,

---

૧ કેવલી મનુષ્ય જે પ્રકારે અંતકરને કિવા ચરમ શરીરવાળાને જાણે અને જુએ તે પ્રકાર છદ્મસ્થ માટે શક્ય નથી, પરંતુ કેવલી પાસેથી કે તેના શ્રાવક પાસેથી, તેની શ્રાવિકા પાસેથી, તેના ઉપાસક પાસેથી, તેની ઉપાસિકા પાસેથી અથવા કેવલીના પાક્ષિક-સ્વયંબુદ્ધ પાસેથી કે તેના શ્રાવક કે ઉપાસક પાસેથી કે તેની શ્રાવિકા કે ઉપાસિકા પાસેથી સાભળીને અથવા પ્રમાણથી અંતકરને કિવા ચરમદેહીને જાણે અને જુએ. અત્ર સાંભળવાનો અર્થી થઇ કેવલી પાસે તેના વાક્યો સાંભળે તે 'કેવલિ-શ્રાવક' જાણવો જ્યારે સાભળવાની ઇચ્છા વિનાનો માત્ર કેવલીના ઉપાસનામા તત્પર થઇ જે કેવલીની ઉપાસના કરે તે કેવલિ-ઉપાસક જાણવો.

૨ નાનો શંખ.

હોરંભના, મોટી ઢક્કાના, ઝાલરના, દુંદુભિના, તાંતવાળા ( તત ) વાજાઓના, વિતત વાદિત્રોના, નક્કર વાજાના અને પોલા વાજાઓ વગાડાતાં તેમાંથી નીકળતા શબ્દોને સાંભળે છે. વિશેષમાં આ શબ્દો કાને અથડાયા પછી છદ્મસ્થ સાંભળે છે. કર્ણેન્દ્રિયથી ગ્રહણ કરી શકાય તેવા જ શબ્દોને, નહિ કે એના વિષયથી દૂર રહેલા શબ્દોને છદ્મસ્થ સાંભળે છે. કેવલી તો ઇન્દ્રિયગોચર બનેલા તેમજ નહિ બનેલા તેવા પણ અર્થાત્ આરાદ્ગત અને પારગત, આદિ અને અંત વિનાંના શબ્દોને–સર્વ પ્રકારના શબ્દને જાણે છે અને જુએ છે, કેમકે કેવલી તો દરેક દિશાની મિત વસ્તુને પણ જાણે છે અને અમિતને પણ જાણે છે. કેવલી બધી તરફ જાણે છે અને જુએ છે. દરેક છદ્મસ્થ જીવ ચારિત્રમોહનીય કર્મના ઉદયથી હસે છે અને ઉતાવળો થાય છે, કેવલીને તો આ કર્મનો ઉદય જ નથી એટલે એને હસવાનું કે ઉતાવળા થવાનું સંભવતું જ નથી.

છદ્મસ્થ મનુષ્ય દર્શનાવરણીય કર્મના ઉદયથી નિદ્રા લે છે અને વળી ઊભો ઊભો પણ ઊંઘે છે, પરંતુ આ કર્મની કેવલીને વિષે હૈયાતી જ નહિ હોવાથી તેને સ્વલ્પાંશે પણ નિદ્રા સંભવતી જ નથી.

### સયોગી કેવલી—

[1]વીર્યસયોગસદ્દ્રવ્યતાને લઇને સયોગી કેવલીના હાથ વગેરે અવયવો ચલ ( અસ્થિર ) હોય છે અને તેમ હોવાથી વર્તમાન સમયમાં જે આકાશ–પ્રદેશોમાં હાથ, પગ, બાહુ અને શિરને અવગાહીને રહે છે તે પછીના સમયમાં તે જ આકાશ–પ્રદેશોમા હાથ વગેરેને અવગાહીને રહેવા તેઓ સમર્થ નથી.

### મુક્ત જીવનો કાર્ય-ક્રમ—

સકળ કર્મથી મુક્ત બનતાં જ આત્મા લોકના અંત સુધી ઊંચે જાય છે અર્થાત્ સંપૂર્ણ કર્મનો અને એને અવલંબીને રહેલા ઔપશમિકાદિ ભાવોનો નાશ થતાં, એક સમયમાં સમકાલે શરીરનો વિયોગ, સિધ્યમાન ગતિ અને લોકાંતની પ્રાપ્તિ એમ ત્રણ કાર્યો એને હાથે થાય

---

૧ **ભગવતી** ( શ. ૫, ઉ. ૪ )ની ટીકામાં આનો અર્થ સમજાવતા કહ્યું છે કે વીર્યાન્તરાય કર્મના નાશથી ઉત્પન્ન થયેલી શક્તિ તે 'વીર્ય' કહેવાય છે સયોગ એટલે માનસાદિ વ્યાપારથી યુક્ત. સદ્દ્રવ્ય એટલે વિદ્યમાન દ્રવ્ય, જેમાં વીર્ય મુખ્ય છે એવું માનસ વગેરે વ્યાપારથી યુક્ત વિદ્યમાન જે જીવ-દ્રવ્ય તે ' વીર્યસયોગ–સદ્દ્રવ્ય ' કહેવાય. એનો ભાવ તે ' વીર્યસયોગસદ્દ્રવ્યતા ' જાણવી વીર્યનો સદ્ભાવ હોય પરંતુ યોગો (વ્યાપારો) વિના ચલન ન થઇ શકે એટલા માટે સયોગ શબ્દનો પ્રયોગ કરી સદ્દ્રવ્યને વિશેષિત કરવામા આવ્યું છે. વળી દ્રવ્યનુ જે 'સત્' વિશેષણ છે તે દ્રવ્યની સત્તાના અવ-ધારણ વાસ્તે છે.

વીર્યપ્રધાન, માનસાદિ યોગથી યુક્ત આત્મરૂપ દ્રવ્ય તે ' વીર્યસયોગસદ્દ્રવ્ય ' કહેવાય અથવા વીર્યપ્રધાન યોગવાળો એવો અને મન વગેરેની વર્ગણાથી યુક્ત તે ' વીર્યસયોગસદ્દ્રવ્ય ' કહેવાય એમ બીજા પણ બે અર્થો સંભવે છે.

છે. આથી મુક્ત જીવ તે જ સ્થાનમાં રહે છે કે અન્યત્ર જાય છે એ પ્રશ્નનો પણ ઉત્તર મળી જાય છે અને તે એ કે એ લોકાન્તે જઇને સદાને માટે ત્યાં જ વસે છે.

## મુક્ત જીવનો દ્રવ્યાદિ અપેક્ષાએ વિચાર—

દ્રવ્યથી મુક્ત જીવ યાને સિદ્ધ એક છે અને અંતવાળા છે. ક્ષેત્રથી સિદ્ધ અસંખ્ય પ્રદેશવાળા છે અને અસંખ્ય પ્રદેશમા અવગાઢ છે, તેમજ તેનો અંત પણ છે. કાલથી સિદ્ધ આદિવાળા છે, પરંતુ અંત વિનાના છે. ભાવથી સિદ્ધ અનન્તજ્ઞાનપર્યવરૂપ છે, અનંતદર્શન-પર્યવરૂપ છે ઇત્યાદિ. અર્થાત્ દ્રવ્યથી અને ક્ષેત્રથી સિદ્ધ અંતવાળા છે, કિન્તુ કાળથી અને ભાવથી સિદ્ધ અંત વિનાના છે. આ પ્રમાણે સિદ્ધો અંતવાળા પણ છે અને અંત વિનાના પણ છે.[1]

## સિધ્યમાન ગતિના હેતુઓ—

જેમ પ્રયોગ, પરિણામ ઇત્યાદિથી ઉત્પન્ન થયેલ ગતિરૂપ કાર્યનાં ઉત્પાદ, પ્રારંભ અને વિનાશ એક સાથે થાય છે તેમ જેના કર્મો નષ્ટ થયાં છે અને જે આશ્રવથી રહિત છે તેના ઉત્પાદાદિ વિષે સમજવુ કે કેમ એ પ્રશ્ન કોઇ ઊઠાવે તો તેનો ઉત્તર એમ અપાય છે કે પૂર્વ પ્રયોગથી, સંગના અભાવથી, બંધનનો ઉચ્છેદ થવાથી અને તે પ્રકારના ગતિ–પરિણામથી મુક્ત જીવ ઊંચે જાય છે. આ હકીકત સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો તે નીચે મુજબ છે:—

## પૂર્વ પ્રયોગરૂપ હેતુ—

હાથનો દંડ યાને લાકડી સાથે સંયોગ છે અને દંડનો ચક્ર યાને ચાક સાથે સંયોગ છે. આ પ્રમાણે હાથ, દંડ અને ચક્ર એક એક સાથે સંયુક્ત હોવાથી પુરુષ ( કુંભાર )ના પ્રયાસથી પ્રેરિત થયેલું ચક્ર, પુરુષ પ્રયત્નરૂપ વ્યાપાર ન કરે તો પણ પૂર્વ પ્રયોગ-વશાત્ ફરે છે, કારણ કે સંસ્કારનો ક્ષય થયો નથી–પૂર્વનો સંસ્કાર કાયમ છે. ક્રિયાના પ્રબન્ધનો વિરામ ન થવો તેનુ નામ 'સંસ્કાર' છે. આવી રીતે પહેલા કર્મની સાથે જે સંયોગ થયો હતો તે સંયોગનો ક્ષય થવા છતા તે સંયોગ ગતિરૂપ કાર્યમાં હેતુભૂત બને છે. આ પ્રમાણે પ્રસ્તુત ગ્રંથકારે સૂચવ્યું છે. પરંતુ હજી આને વિશેષતઃ સ્ફુટ કરવું મને આવશ્યક જણાય છે એટલે પુનરાવૃત્તિનો દોષ વહોરી લઇને પણ પૂર્વ પ્રયોગરૂપ હેતુ સમજાવવા હું પ્રયાસ કરૂં છું જેમ કુંભારે લાકડીથી ફેરવેલો ચાક લાકડી અને હાથ ઊઠાવી લેવા છતા પૂર્વ પ્રયોગને લીધે–પ્રથમ મળેલ વેગને બળે વેગના પ્રમાણમાં ફર્યા જ કરે છે તેમ કર્મથી મુક્ત જીવ પણ પૂર્વ કર્મ દ્વારા મળેલ આવેશને લીધે પોતાના સ્વભાવ અનુસાર ઊર્ધ્વ ગમન કરે જ છે.

---

૧ જુઓ ભગવતીસૂત્ર ( શ. ૨, ઉ ૧ ).

પૂર્વ પ્રયોગરૂપ હેતુ સમજાવતા **ભગવતી** (શ. ૭, ઉ. ૧ )મા નિર્દેશાયું છે કે જેમ કોઇ એક ધનુષ્યથી છુટેલા બાણની ગતિ કોઇ પ્રતિબંધ નહિ નડે તો લક્ષ્યના સંમુખ પ્રવર્તે છે તેમ પૂર્વ પ્રયોગથી કર્મથી મુક્ત જીવની ગતિ છે.

**સંગના અભાવરૂપ હેતુ—**

ઘણી કાળી માટીના અત્યંત લેપોથી બહુ લેપાયેલું હોઇ ભારે બનેલું તુંબડુ જળમાં નંખાતા તે તળિયે જઇ બેસે છે, પરંતુ જળથી એના લેપો ભીના થઇ ધીરે ધીરે ધોવાઇ જાય અને આ પ્રમાણે માટીના સંગનો અભાવ થાય એટલે એ તુંબડું તરત જ પાણીની સપાટી ઉપર તરી આવે છે તેમ ઊર્ધ્વ ગતિના [1]સ્વભાવવાળો જીવ પણ આઠ પ્રકારના કર્મરૂપ માટી વડે લેપાયેલો હોઇ ભવ–સમુદ્રમા ડુબેલો રહે છે, અને સંસારમા રચ્યો પચ્યો રહી તે નીચો, તીરછો કે ઊંચો જાય છે; પરતુ સમ્યગ્દર્શનરૂપ જળ વડે તેનો કર્મરૂપ લેપ ભીનો બની ક્ષીણ થાય છે ત્યારે તે લોકાત સુધી ઊંચે જાય છે. લોકાતથી આગળ તે કેમ જતો નથી એવો કોઇ પ્રશ્ન ઊઠાવે તો તેનો ઉત્તર એ છે કે ગતિમા સહાયક એવા ધર્માસ્તિકાયનો ત્યા અભાવ છે. જેમ પાણીમા નાંખેલું તુંબડું લેપથી મુક્ત થતા નીચું કે તીરછું ન જતા સીધી ઉપર ગતિ કરે છે અને આગળ જળ ન હોઇ એની સપાટી ઉપર સ્થિર થઇ જાય છે તેમ મુક્ત જીવ પણ લોકાતે આવી સ્થિર થાય છે.

આ હકીકત **ભગવતીસૂત્ર** ( શ. ૭,ઉ. ૧ )મા નીચે મુજબ સૂચવાઇ છેઃ—

જેમ કોઇ એક પુરુષ છિદ્ર વિનાના, નહિ ભાગેલા સુકા તુંબડાનો ક્રમ પૂર્વક અત્યંત સંસ્કાર કરીને તેને ડાભ અને કુશ વડે વીંટે અને ત્યાર પછી તેને માટીના આઠ લેપ વડે લીંપે, લીંપીને તાપમાં સુકવે અને જ્યારે તે સુકાઇ જાય ત્યારે તાગ વિનાના અને તરી ન શકાય તેવા પુરુષ–પ્રમાણથી વધારે ઊંડા જળમાં તેને નાખે તો એ તુંબડું માટીના આઠ લેપો વડે ગુરુ થયેલું હોવાથી–ભારે થવાથી અને અધિક વજનવાળું હોવાથી જળના ઉપરના તળિયાને છોડી નીચે પૃથ્વીને તળિયે જઈ બેસે, પરંતુ તે માટીના આઠ લેપનો નાશ થાય ત્યારે તે તુંબડું પૃથ્વીના તળિયાને ત્યજીને જળના ઉપર આવીને રહે તેમ નિઃસંગતાથી; નીરાગતાથી અને ગતિના પરિણામથી કર્મ રહિત જીવની ગતિ છે.

**બન્ધના ઉચ્છેદરૂપ હેતુ—**

જેમ દોરડા વડે ગાઢ બંધાયેલ અને કીચકવિદલ વડે ઘડેલા દોરડાના બન્ધનો ઉચ્છેદ થતાં ઊર્ધ્વ ગમન જોવાય છે તેમ મુક્ત જીવ માટે સમજવું. અથવા બીજીકોશ, ફળ કે ફલીનું બંધન મળી ગયા બાદ ગાઢ સૂર્યના કિરણરૂપ તાપથી શોષાતા પરિણુતિ–કાલને વિષે આ

૧ પુદ્ગલની જેમ જીવ સ્વભાવથી જ ગતિશીલ છે; પરતુ પુદ્ગલનો સ્વભાવ નીચે જવાનો છે, જ્યારે જીવનો ઊંચે જવાનો છે. જીવ ઊચે ન જતા નીચો કે તીરછો જાય કે ગતિ ન કરે એ બધો પ્રતાપ પ્રતિબધક દ્રવ્યરૂપ કર્મના સંગનો યાને બધનનો છે. આ કર્મનો સગ છૂટયો–એના બધનમાથી એ મુક્ત થયો એટલે કોઇ પ્રતિબધક ન રહેવાથી એના સ્વભાવ અનુસાર એ સીધો ઊંચે જ જાય છે.

સંપુટનો ઉદ્ભેદરૂપ છેદ થાય. આ પ્રમાણે બંધનના છેદથી એરંડા વગેરે ફળ ભેદાતા જેવી તેના બીજની ગતિ થાય છે, અર્થાત્ બીજ ઉડીને દૂર પડે છે તેમ અત્ર કર્મનો બંધ તે ફલાદિને સ્થાને છે. એનો છેદ થતાં જ મુક્ત જીવ લોકાંત પર્યંત ગમન કરે છે.

આ સંબંધમાં **ભગવતી** ( શ. ૭, ઉ. ૧ )માં એવો ઉલ્લેખ છે કે જેમ કોઇ એક વટાણાની શિંગ, મગની શિંગ, અડદની શિંગ, સિંબલિ (શેમળા)ની શિંગ અને એરંડાના ફળને તડકે મૂક્યાં હોય અને તે સુકાય ત્યારે તે ફુટીને તેમાના બીજ પૃથ્વીની એક બાજુએ જાય તેમ બંધનનો છેદ થવાથી કર્મ રહિત જીવની ગતિ સ્વીકારાય છે.

## ગતિપરિણામરૂપ હેતુ—

જીવ અને પુદ્ગલ એ બે જ ગતિશીલ છે, નહિ કે બીજાં દ્રવ્યો. તેમાં પુદ્ગલો અધોગૌરવરૂપ ( નીચે જવાના ) સ્વભાવવાળા છે અને જીવો ઊર્ધ્વગૌરવરૂપ ( ઊંચે જવાના ) સ્વભાવવાળા છે. પ્રયોગાદિરૂપ ગતિ કારણ હોતે છતે જાતિનિયમ અનુસાર સ્વાભાવિક રીતે માટીના ઢેફાની નીચે, વાયુની તિરછી અને અગ્નિની ઊંચી ગતિ જોવાય છે તેમ કર્મના સંગથી મુક્ત બનેલા સિધ્યમાન જીવની ઊર્ધ્વ ગૌરવને લીધે ઊંચી ગતિ થાય છે. સંસારી જીવની તો કર્મ સાથેના તેના સંયોગને લઇને નીચી, તિરછી તેમજ ઊંચી ગતિ થાય છે

આ પ્રમાણે આપણે **તત્ત્વાર્થ** ( અ. ૧, સૂ. ૬ )ને આધારે પ્રસ્તુત ગ્રંથકારે સિધ્યમાન ગતિના જે હેતુઓ રજુ કર્યા જણાય છે તેનુ સ્વરૂપ થોડે ઘણે અંશે વિચાર્યું. **ભગવતી** ( શ. ૧, ઉ. ૧ ) તરફ નજર કરતા નિરિન્ધનતારૂપ એક બીજો હેતુ પણ જોવાય છે. આ સંબંધમાં ત્યા એવો નિર્દેશ કરાયો છે કે જેમ ઇન્ધનથી છુટેલા ધૂમાડાની ગતિ સ્વાભાવિક રીતે પ્રતિબંધકની અવિદ્યમાન દશામાં ઊંચે પ્રવર્તે છે તેમ કર્મરૂપ ઇન્ધનથી મુકત થવાથી કર્મરહિત બનેલા સિધ્યમાન જીવની ગતિ ઊંચે પ્રવર્તે છે.

## ઉપસંહાર—

આ અધિકારનો તેમજ સમગ્ર ગ્રંથનો ઉપસંહાર કરતાં પ્રસ્તુત ગ્રંથકાર કથે છે કે આ પ્રમાણે નિસર્ગ અને અધિગમ પૈકી ગમે તે એક દ્વારા તત્ત્વાર્થશ્રદ્ધાનરૂપ, શંકાદિ અતિચારથી રહિત તેમજ પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્યથી અભિવ્યક્ત, એવા નિર્મળ સમ્યગ્દર્શનને પ્રાપ્ત કરીને અને એ સમ્યગ્દર્શનની પ્રાપ્તિથી વિશુદ્ધ જ્ઞાન મેળવીને, પ્રમાણ, નય, નિક્ષેપ ઇત્યાદિ ઉપાયો વડે જીવ અને અજીવ પદાર્થોનુ તેમજ પાચ ભાવોનું સ્વરૂપ જાણીને, તથા વળી અનાદિ એવા ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોનાં તેમજ સાદિ એવા ઇન્દ્રધનુષ્ય વગેરેના સ્થિતિ, ઉત્પત્તિ અને વિનાશના અનુગ્રહ અને ઉપઘાતનું કારણ જાણી, સાસારિક ભાવોથી વિરક્ત બની, પાચ સમિતિ અને **ત્રણ** ગુપ્તિથી યુક્ત બની, દશ પ્રકારના ધર્મના અનુષ્ઠાનથી તેમજ ફળના દર્શનથી નિર્વાણની પ્રાપ્તિ માટેના પ્રયાસને વિષે જેની શ્રદ્ધા અને સંવેગ વધ્યાં છે, જેનો આત્મા ભાવના વડે ભાવિત થયો છે, અનુપ્રેક્ષાઓ વડે જેનો

આત્મા સ્થિર થયો છે, જે સંવરને લઇને નિ:સંગ બન્યો છે, જે આશ્રવના અભાવથી, વિરક્તતાને લીધે તેમજ તૃષ્ણાથી મુક્ત હોઇ નવીન કર્મના સમૂહથી અલિપ્ત બન્યો છે, જે પરીષહ ઉપર વિજય મેળવવાથી, બાહ્ય અને આભ્યંતર તપશ્ચર્યા કરવાથી, તેમજ અનુભાવથી સમ્યગ્દષ્ટિ અને વિરતથી માંડીને તે જિન પર્યંતનાં પરિણામ અને અધ્યવસાયની વિશુદ્ધિના બીજાં સ્થાનોના અસંખ્યેય ગુણા પ્રકર્ષને પ્રાપ્ત કરે છે, પુરાતન કર્મની નિર્જરા કરે છે, સામાયિકથી માંડીને સૂક્ષ્મસંપરાય પર્યંતનાં સંયમની વિશુદ્ધિના સ્થાનોના, પુલાકાદિ નિર્ગ્રન્થોના પાલન વિશુદ્ધિ સ્થાનવિશેષની ઉત્તરોત્તર પ્રતિપત્તિ દ્વારા ઘટાડો કરતા કરતાં વળી જેણે આર્ત્ત અને રૌદ્ર ધ્યાનો અત્યંત ક્ષીણ કરી નાંખ્યાં છે અને જેણે ધર્મધ્યાનરૂપ વિજય દ્વારા સમાધિનું સામર્થ્ય સંપાદન કર્યું છે તે આત્મા પૃથક્ત્વ વિતર્ક અને એકત્વવિતર્કરૂપ શુક્લ ધ્યાનો પૈકી ગમે તે એક ધ્યાનમા વર્તતો વિવિધ પ્રકારની લબ્ધિઓ મેળવે છે. ત્યાર બાદ તૃષ્ણાથી વિમુખ હોવાથી તેમજ આ લબ્ધિઓને વિષે અનાસક્ત હોવાથી મોહનો ક્ષય કરવાના પરિણામવાળો એ આત્મા ૨૮ પ્રકારના મોહનીયનો સમૂળ નાશ કરે છે. ત્યાર પછી છદ્મસ્થ વીતરાગતા પ્રાપ્ત કરી અંતર્મુહૂર્ત બાદ જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય એ ત્રણ કર્મોનો સર્વથા નાશ કરે છે. પછીથી સંસારના બીજના બંધનથી મુક્ત બનેલો તેમજ ફળના બંધનરૂપ મોહનીયાદિથી પણ મુક્ત બનેલો સ્નાતક અંદરનો મેલ જતો રહેવાથી, પરમેશ્વર, જિન. કેવલી બને છે. ત્યાર બાદ તે વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્યનો ક્ષય કરી તે કર્મોનાં ફળના બંધનથી વિમુક્ત બને છે. જેમ પૂર્વે એકત્રિત કરેલાં ઇન્ધનો બળી જતાં અને નવા નહિ મળવાથી અગ્નિ શાંત બની જાય છે તેમ પૂર્વે ઉપાર્જન કરેલ ઔદારિક શરીરનો વિયોગ થતાં, દેહના અભાવને લઇને અને ભવિષ્યમાં પણ તેવા હેતુનો અભાવ હોઇ શાંત બનેલો એ આત્મા સાંસારિક સુખના ત્યાગ પૂર્વક આત્યંતિક, ઐકાન્તિક, નિરુપમ અને નિરતિશય એવા નિર્વાણના સુખને મેળવે છે.

આ પ્રમાણે પ્રસ્તુત ગ્રંથકારનું વક્તવ્ય અત્ર પૂર્ણ થાય છે, પરંતુ સિદ્ધને અંગે કેટલીક હકીકતોનો ઉલ્લેખ કરવો આવશ્યક હોઇ તેમજ એ પૈકી કેટલીકનું વિવેચન કરવાની પ્રતિજ્ઞા કરાયેલી હોવાથી અત્ર તે રજુ કરાય છે. તેમા સૌથી પ્રથમ તો **પ્રજ્ઞાપના ( સૂ. ૭ )**મા સૂચવ્યા મુજબ **સિદ્ધના નીચે મુજબના [1]પંદર ભેદોની** નોંધ કરી લઇએ—

(૧) જિન–સિદ્ધ, (૨) અજિન–સિદ્ધ, (૩) તીર્થ–સિદ્ધ, (૪) અતીર્થ–સિદ્ધ, (૫) ગૃહસ્થ-લિંગ–સિદ્ધ, (૬)અન્યલિંગ–સિદ્ધ, (૭) સ્વલિંગ–સિદ્ધ, (૮) સ્રીલિંગ–સિદ્ધ, (૯) પુરુષલિંગ–સિદ્ધ, (૧૦) નપુંસકલિંગ–સિદ્ધ (૧૧) પ્રત્યેકબુદ્ધ–સિદ્ધ, (૧૨) સ્વયંબુદ્ધ–સિદ્ધ, (૧૩) બુદ્ધબોધિત–સિદ્ધ, (૧૪) એક–સિદ્ધ અને (૧૫) અનેક–સિદ્ધ [2]

---

૧ આ ભેદો સિદ્ધ–અવસ્થા આશ્રીને નથી, કિન્તુ સિદ્ધ થતા પૂર્વેની અવસ્થાને અનુલક્ષીને છે.

૨ સરખાવો નવતત્ત્વની નિમ્નલિખિત ૫૫ મી ગાથા.—

जिणअजिणतित्थतित्था गिहिअन्नसलिंगथीनरनपुंसा ।
पत्तेयसयंबुद्धा बुद्धबोहियसिद्धणिक्का य ॥ ५५ ॥ "
[ जिनाजिनतीर्थातीर्था गृह्यन्यस्वलिङ्गस्त्रीनरनपुंसका. ।
प्रत्येकस्वयम्बुद्धा बुद्धबोधितसिद्धानेकाश्च ॥ ]

સિદ્ધના પંદર ભેદોનું નિરૂપણ—

( ૧ ) **જિન–સિદ્ધ**—તીર્થંકર–પદ પ્રાપ્ત કરીને જે જીવો મુક્તિ [1]પામ્યા હોય તેઓ 'જિન-સિદ્ધ' કહેવાય છે. જેમકે શ્રી**ઋષભદેવ** વગેરે.

( ૨ ) **અજિન–સિદ્ધ**—તીર્થંકર–પદ પ્રાપ્ત કર્યા વિના જે જીવો મોક્ષે ગયા હોય તેઓ 'અજિન–સિદ્ધ' કહેવાય છે. જેમકે **પુંડરીક** ગણધર.

( ૩ ) **તીર્થ-સિદ્ધ**—તીર્થની સ્થાપના થયા પછી જેઓ મુક્તિ–પદ પામ્યા હોય તેઓ 'તીર્થ-સિદ્ધ' કહેવાય છે. જેમકે શ્રી**ગૌતમસ્વામી** પ્રમુખ ગણધરો.

( ૪ ) [2]**અતીર્થ-સિદ્ધ**—તીર્થની સ્થાપના થવા પૂર્વે જેઓ નિર્વાણ–નગરે સંચર્યા હોય તેઓ 'અતીર્થ–સિદ્ધ' કહેવાય છે. જેમકે **મરુદેવા** માતા.

( ૫ ) **ગૃહસ્થલિંગ–સિદ્ધ**—ગૃહસ્થના વેષમા જેઓ મોક્ષે સંચર્યા હોય તેઓ 'ગૃહસ્થલિંગ-સિદ્ધ' કહેવાય છે.[3] જેમકે **મરુદેવા**, ચક્રવર્તી **ભરત**[4] વગેરે.

---

૧ પામે છે અને પામશે એમ અત્ર ઘટાવી લેવું. આ પ્રમાણે બાકીના ચૌદ ભેદો આશ્રીને પણ સમજી લેવું.

૨ અતીર્થપણું બે રીતે સંભવે છેઃ (૧) અવસર્પિણી કે ઉત્સર્પિણી કાળમાં પ્રથમ તીર્થંકર પ્રભુનું તીર્થ ન સ્થપાયુ હોય ત્યા સુધી 'અતીર્થપણું' કહેવાય અને (૨) તીર્થંકર પ્રભુને હાથે તીર્થ સ્થપાયા બાદ તે વિચ્છિન્ન થયું હોય અને નવું તીર્થ ન સ્થપાયું હોય ત્યાં સુધી 'અતીર્થપણું' કહેવાય. **મરુદેવા** પ્રથમ પ્રકારના 'અતીર્થ-સિદ્ધ' છે. શ્રી**શીતલનાથ** દ્વારા તીર્થ સ્થપાયા પૂર્વે શ્રી**સુવિધિનાથ**ના તીર્થનો વ્યુચ્છેદ ગયો હતો. એટલે એ દરમ્યાનનું અતીર્થપણું બીજા પ્રકારનું છે. આવા કુલ સાત ઉચ્છેદો થયા છે જુઓ **ત્રિષષ્ટિ૦** ( પ. ૩ )ના સાતમા સર્ગનો અંતિમ ભાગ અથવા **અર્થદીપિકા**નું ત્રીજું પત્ર.

૩ આ ઉપરથી કોઇ એવો તર્ક ઊઠાવે કે દીક્ષા લેવાની જરૂર જ નથી, કેમકે ગૃહસ્થાશ્રમમા રહીને કેવળ કેવલજ્ઞાન જ નહિ પણ મુક્તિ પણ મળી શકે છે તો તે અસ્થાને છે. અહીં જે ગૃહસ્થના વેષમાં મુક્તિની પ્રાપ્તિ કહી છે તે એ હિસાબે છે કે જે જીવને સંસાર તજી દેવાની તીવ્ર ભાવના ઉદ્‌ભવી હોય, જે જીવ ગૃહસ્થતાને સાધુતાથી ઉતરતી દરજ્જાની સમજતો હોય, તેને એક કારાવાસ તરીકે ગણતો હોય તે જીવને શુદ્ધ ભાવનાની પ્રબલતાને લીધે ગૃહસ્થલિંગ–દશામાં કેવલજ્ઞાન થાય અને આયુષ્ય અંતર્મુહૂર્ત માત્ર હોઇ સાધુ–વેષ ગ્રહણ કરવાનો સમય ન હોય તો એ જીવ 'ગૃહસ્થલિંગ–સિદ્ધ' ગણાય. જો આયુષ્ય અધિક હોય તો એ ગૃહસ્થનો વેષ ત્યજી દઇ સાધુ–વેષ અંગીકાર કરે જ એમ સૂચવાય છે. અલબત્ત **કૂર્માપુત્ર** કેવલી થયા બાદ છ મહિના સુધી ગૃહસ્થ–વેષમાં રહ્યા હતા એ અપવાદ છે કહેવાનુ તાત્પર્ય એ છે કે ગૃહસ્થ પણ મોક્ષનો અધિકારી છે, પરંતુ ગૃહજંજાળ ન છોડી ભાવસાધુતા પણ નહિ સ્વીકારનાર કદાપિ મોક્ષે ન જાય

૪ આ પ્રમાણે **નવતત્ત્વ**ની ૫૭ મી ગાથામા ઉલ્લેખ છે, પરંતુ શ્રી**અમરચન્દ્રસૂરિ**કૃત **પદ્માનંદ** મહાકાવ્ય ( સ ૧૮, શ્લો. ૩૦૯ ) જોતા તો તેમણે મુનિવેષ અંગીકાર કર્યો હતો એમ જણાય છે. આવી પરિસ્થિતિમા તેમણે ગૃહસ્થલિંગ–સિદ્ધ કેમ ગણાય એ વિચારણીય છે; બાકી ગૃહસ્થ-લિંગમા તેમને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ એ સબંધમા મતભેદ નથી.

( ૬ ) [1]અન્યલિંગ-સિદ્ધ—તાપસ, પરિવ્રાજક વગેરેના વેષમાં જેઓ મુક્તિ પામ્યા હોય તેઓ 'અન્યલિંગ-સિદ્ધ' કહેવાય છે. જેમકે શ્રીવલ્કલચીરી.

( ૭ ) સ્વલિંગ-સિદ્ધ—સર્વજ્ઞે કથેલ રજોહરણાદિ યુક્ત જૈન મુનિના વેષમાં જેઓ મોક્ષે ગયા હોય તેઓ 'સ્વલિંગ-સિદ્ધ' કહેવાય છે. જેમકે શ્રીજંબૂસ્વામી.

( ૮ ) [2]સ્ત્રી-લિંગ—સિદ્ધ—સ્ત્રી તરીકેની નિશાનીવાળા દેહે જેઓ સિદ્ધિ પામ્યા હોય તેઓ 'સ્ત્રીલિંગ-સિદ્ધ' કહેવાય છે. જેમકે ચંદનબાલા.

( ૯ ) પુરુષ-લિંગ-સિદ્ધ—પુરુષપણાના ચિહ્નવાળા દેહે જેઓ મોક્ષે ગયા હોય તેઓ 'પુરુષલિંગ-સિદ્ધ' કહેવાય છે. જેમકે શ્રીગૌતમસ્વામી.

(૧૦) નપુંસક-લિંગ-સિદ્ધ—[3]નપુંસકપણાને સૂચવતી દેહાકૃતિએ જેઓ મુક્તિએ ગયા હોય તેઓ 'નપુંસકલિંગ-સિદ્ધ' કહેવાય છે. જેમકે [4]ગાંગેય.

(૧૧) [5]પ્રત્યેકબુદ્ધ-સિદ્ધ—સંધ્યા સમયનાં વાદળાંના રંગો જેમ બદલાય છે તેમ સંસારમાં પૌદ્ગલિક વસ્તુ ક્ષણભંગુર છે એમ વિચારી અર્થાત્ કોઇ પણ પ્રકારનું વૈરાગ્યજનક નિમિત્ત મેળવી કેવલજ્ઞાન પામી જેઓ મોક્ષે ગયા હોય તેઓ 'પ્રત્યેકબુદ્ધ-સિદ્ધ' કહેવાય છે. જેમકે કરકંડુ મુનિ. આવા જીવોની સિદ્ધિની પ્રાપ્તિમાં પ્રસ્તુત ભવમાં ગુરુનો ઉપદેશ કારણભૂત નથી એ ધ્યાનમાં રાખવું.

(૧૨) [6]સ્વયંબુદ્ધ-સિદ્ધ—ગુરુના ઉપદેશ વિના તેમજ કોઇ બાહ્ય નિમિત્ત ન હોવા છતાં કર્મ

---

૧ આ ઉપરથી એ ફલિત થાય છે કે કેવળ જૈન વેષધારી જ મોક્ષના અધિકારી છે એમ નહિ, કિન્તુ તાપસાદિ અન્ય ધર્મીઓ પણ સન્માર્ગે સંચરતા હોય-ભાવચારિત્રી થયા હોય તો તાપસાદિ વેષમાં પણ મુક્તિ મેળવી શકે. પરંતુ એથી એમ ન સમજવું કે એ તાપસ-ધર્મ પણ મોક્ષના કારણરૂપ છે.

૨ સ્ત્રીના ત્રણ પ્રકારો પાડી શકાય છેઃ-(૧) વેદ-સ્ત્રી, (૨) લિંગ-સ્ત્રી અને (૩) નેપથ્ય-સ્ત્રી. જે વખતે પુરુષના સમાગમની અભિલાષા વર્તતી હોય તે વખતે તે વ્યક્તિ 'વેદ-સ્ત્રી' છે. સ્ત્રીના ચિહ્નોથી અંકિત (વેદોદયથી રહિત) વ્યક્તિ તે 'લિંગ-સ્ત્રી' છે. પુરુષાદિએ સ્ત્રીનો વેષ પહેર્યો હોય તે 'નેપથ્ય-સ્ત્રી' છે. અહીં વેદના ઉદયવાળી સ્ત્રીને મોક્ષ ન હોય એ દેખીતી વાત છે અને નેપથ્ય અપ્રમાણ છે. જુઓ પ્રજ્ઞાપનાની વૃત્તિનું ૨૦ મું પત્ર તેમજ નન્દીસૂત્રની ચૂર્ણિ.

૩ આ નપુંસકપણું કૃત્રિમ હોય, કેમકે જન્મનપુંસક સિદ્ધ થતા નથી.

૪ આથી ભગવતીના નવમા શતકમાં ભંગાદિ પ્રશ્નો પૂછનારા ગાંગેય સમજવા કે ભીષ્મ પિતામહ તરીકે જેઓ પ્રસિદ્ધ છે તે સમજવા કે અન્ય કોઇ તેનો નિર્ણય કરવો બાકી છે. પાંડવ-ચરિત્રમા તો ભીષ્મને બારમા દેવલોકે ગયાનો ઉલ્લેખ છે. શ્રીયુત કુંવરજી સૂચવે છે કે શ્રીપાર્શ્વ-નાથના ગણધર નામે ગાંગેય સિદ્ધ થયા છે, પરંતુ તેમણે કોઇ પ્રમાણ રજુ કર્યું નથી.

૫-૬ પ્રત્યેક-બુદ્ધ અને સ્વયંબુદ્ધ વચ્ચે ખાસ કરીને (અ) બોધિ, (આ) ઉપધિ, (ઇ) શ્રુત અને (ઈ) વેષ એમ ચાર અપેક્ષાએ ભિન્નતા રહેલી છે એમ નન્દીસૂત્રની ચૂર્ણિ અને પ્રજ્ઞાપનાની વૃત્તિ (પૃ. ૧૯-૨૦) ઉપરથી જણાય છે.

પાતળાં પડી જવાથી સંસાર અસાર સમજાતાં અને એ ભાવના ઉત્કટ બનતાં કેવલજ્ઞાન પામી મોક્ષે જનારા 'જીવો' 'સ્વયંબુદ્ધ-સિદ્ધ' કહેવાય છે. જેમકે કપિલ મુનિ.

( ૧૩ ) **બુદ્ધબોધિત-સિદ્ધ**—ગુરુ વગેરેના ઉપદેશથી સંસાર અસાર સમજાતાં વૈરાગ્યની તીવ્ર ભાવના પ્રકટતાં કેવલજ્ઞાન પ્રાપ્ત કરી જેઓ મોક્ષે ગયા હોય તેઓ 'બુદ્ધબોધિત-સિદ્ધ' કહેવાય છે.

( ૧૪ ) **એક-સિદ્ધ**—[1]એક સમયમાં જેઓ એકલા મોક્ષે ગયા હોય-અઢી દ્વીપમાંથી બીજો કોઇ પણ જીવ એ સમયમાં મોક્ષે ન જ ગયો હોય તેઓ 'એક-સિદ્ધ' કહેવાય છે. જેમકે **શ્રીમહાવીરસ્વામી.**

( ૧૫ ) [2]**અનેક-સિદ્ધ**—એક સમયમાં એક કરતા વધારે જીવો સમકાલે મોક્ષે સંચર્યા હોય

---

આ સંબંધમાં સ્પષ્ટીકરણ આવશ્યક હોઇ તે નીચે મુજબ રજુ કરાય છે:—

( અ ) બોધિ-ભેદ—સ્વયંબુદ્ધ બાહ્ય નિમિત્ત વિના જ જાતિસ્મરણાદિ વડે બોધ પામે છે. તેઓ તીર્થંકર હોય અથવા ન પણ હોય. ( અહીં અતીર્થંકરનો અધિકાર છે. ) પ્રત્યેકબુદ્ધ વૃષભાદિ બાહ્ય નિમિત્તથી બોધ પામે છે. વળી પ્રત્યેકબુદ્ધ એકલા જ વિહાર કરે છે. તેઓ અન્ય પ્રત્યેકબુદ્ધની સાથે કે અન્ય કોઇ મુનિ સાથે ગચ્છવાસીની પેઠે એકઠા મળી વિહાર કરતા નથી.

( આ ) ઉપધિ-ભેદ—સ્વયંબુદ્ધને પાત્રાદિ ૧૨ પ્રકારની ઉપધિ હોય. પ્રત્યેકબુદ્ધને જઘન્યથી બે પ્રકારની અને ઉત્કૃષ્ટથી પ્રાવરણ સિવાય નવ પ્રકારની ઉપધિ હોય.

( ઇ ) શ્રુત-ભેદ—સ્વયંબુદ્ધને શ્રુતજ્ઞાન હોય તો તે પૂર્વ-અધીત યાને પૂર્વ ભવમા જેનું અધ્યયન કરાયું હોય તે જાતિસ્મરણાદિથી હોય. જો પૂર્વ-અધીત શ્રુતજ્ઞાન હોય તો દેવ સાધુવેષ આપે અગર તો ગુરુ પાસે જઇને પોતે તેવો વેષ ગ્રહણ કરે. વળી જો તેઓ એકલા વિહાર કરવાને સમર્થ હોય તો તેઓ તેમ કરે, નહિ તો ગચ્છમાં રહે. જો પૂર્વ-અધીત શ્રુત ન હોય તો ગુરુ પાસે જઇને જ સાધુવેષ તેઓ ગ્રહણ કરે અને ગચ્છમાં જ રહે.

પ્રત્યેકબુદ્ધને તો પૂર્વ-અધીત શ્રુત હોય જ. તેમાં પણ જઘન્યથી ૧૧ અંગો અને ઉત્કૃષ્ટથી દશ પૂર્વમા કંઇક ન્યૂન એટલુ પૂર્વ-અધીત શ્રુતજ્ઞાન હોય.

( ઈ ) સ્વયંબુદ્ધને દેવ વેષ આપે કે પોતે ગુરુ પાસે જઇને તે ગ્રહણ કરે. પ્રત્યેકબુદ્ધને દેવ જ વેષ આપે, નહિ તો તેઓ વેષ રહિત હોય.

૧-૨ એક સમયમા જઘન્યથી એક જીવ અને ઉત્કૃષ્ટથી મધ્યમ અવગાહનાવાળા ૧૦૮ જીવ મોક્ષે જાય. જુઓ **લોકપ્રકાશ** (સ ૨, શ્લો. ૧૦૦). તેમા પણ એકથી ૩૨ સુધીની સંખ્યાવાળા જીવોને આશ્રીને એવો નિયમ છે કે લાગલાગટ આઠ જ સમય સુધી મોક્ષની પ્રાપ્તિ થાય; પછી નવમે સમયે અવશ્ય અંતર પડે. અર્થાત્ કોઇ એક વિવક્ષિત સમયે એક જીવ મોક્ષે ગયો, પછી બીજે સમયે બીજો, ત્રીજે સમયે ત્રીજો એમ આઠ સમય સુધી જ સંભવે છે, નવમે સમયે તો કોઇ પણ ન જાય. એ પ્રમાણે બે બે, ત્રણ ત્રણ યાવત્ ૩૨ જીવો લાગલાગટ આઠ જ સમય સુધી મોક્ષે જાય, નવમે સમયે કોઇ ન જાય. ૩૩ થી ૪૮ સુધીની સંખ્યાવાળા જીવો લાગલાગટ સાત જ સમય સુધી મોક્ષે જાય; આઠમે સમયે કોઇ પણ ન જાય એ પ્રમાણે ૪૯ થી ૬૦ સુધીની સંખ્યાવાળા જીવો લાગલાગટ ૭ જ સમય સુધી, ૬૧ થી ૭૨ સુધીની સંખ્યાવાળા પાંચ જ સમય સુધી, ૭૩ થી ૮૪ સુધીની સંખ્યાવાળા ચાર જ સમય સુધી,

તો તે બધા જીવો ' અનેકસિદ્ધ ' કહેવાય છે. જેમકે શ્રીઋષભદેવ પ્રમુખ [1] ૧૦૮."

**શું સિદ્ધના પંદર ભેદો એક બીજાથી સ્વતંત્ર છે ?—**

આપણે જે સિદ્ધના પંદર ભેદોનો ઉપર ઉલ્લેખ કરી ગયા તેનો વિશેષ વિચાર કરતા જણાશે કે આ બધા સ્વતંત્ર નથી, પરંતુ પરસ્પર અંતર્ગત થઇ શકે એવા કેટલાક તો છે જ. આમ છતાં જે પંદરનો નિર્દેશ કરાયો છે તે કયા કયા જીવો મોક્ષે જઇ શકે તેનો વિશેષતઃ સ્પષ્ટ ખ્યાલ આવે તેટલા માટે છે. આ પ્રમાણે **પ્રજ્ઞાપના**ની વૃત્તિમાં ઉલ્લેખ છે.

વાસ્તવિક રીતે વિચારતાં સિદ્ધ પરમાત્માના બબ્બે ભેદો તેમજ ત્રણ ત્રણ ભેદો ત્રણ ત્રણ રીતે પડી શકે છે. જેમકે સિદ્ધના બે બે ભેદો નીચે મુજબ પડે છેઃ—

( ૧ ) જિન–સિદ્ધ અને ( ૨ ) અજિન–સિદ્ધ; ( ૧ ) તીર્થ–સિદ્ધ અને ( ૨ ) અતીર્થ-સિદ્ધ; ( ૧ ) એક–સિદ્ધ અને ( ૨ ) અનેક–સિદ્ધ.

**સિદ્ધના ત્રણ ત્રણ ભેદો—**

( ૧ ) ગૃહસ્થલિંગ–સિદ્ધ, ( ૨ ) અન્યલિંગ–સિદ્ધ અને ( ૩ ) સ્વલિંગ–સિદ્ધ; ( ૧ ) સ્ત્રીલિંગ–સિદ્ધ, ( ૨ ) પુરુષલિંગ–સિદ્ધ અને ( ૩ ) નપુંસક લિંગ–સિદ્ધ; ( ૧ ) સ્વયંબુદ્ધ–સિદ્ધ, ( ૨ ) પ્રત્યેકબુદ્ધ–સિદ્ધ અને ( ૩ ) બુદ્ધબોધિત–સિદ્ધ.

આ ઉપરથી જોઇ શકાશે દરેક સિદ્ધને છ છ ભેદ હોઇ શકે છે. જેમકે **શ્રીમહાવીરસ્વામી** ( ૧ ) જિન–સિદ્ધ, ( ૨ ) તીર્થ–સિદ્ધ, ( ૩ ) એક-સિદ્ધ, ( ૪ ) સ્વલિંગ–સિદ્ધ, ( ૫ ) પુરુષ–સિદ્ધ અને ( ૬ ) સ્વયંબુદ્ધ–સિદ્ધ છે. એવી રીતે **મરુદેવા** માતા ( ૧ ) અજિન–સિદ્ધ, ( ૨ ) અતીર્થ–સિદ્ધ, ( ૩ ) [2] એક–સિદ્ધ, ( ૪ ) ગૃહસ્થલિંગ–સિદ્ધ, ( ૫ ) સ્ત્રીલિંગ–સિદ્ધ અને ( ૬ ) સ્વયંબુદ્ધ–સિદ્ધ છે.

**સિદ્ધના સ્વરૂપની બાર અનુયોગદ્વાર દ્વારા ઝાંખી—**

( ૧ ) ક્ષેત્ર, ( ૨ ) કાળ, ( ૩ ) ગતિ, ( ૪ ) લિંગ, ( ૫ ) તીર્થ, ( ૬ ) ચારિત્ર, ( ૭ ) પ્રત્યેકબુદ્ધબોધિત, ( ૮ ) જ્ઞાન, ( ૯ ) અવગાહના, ( ૧૦ ) અંતર, ( ૧૧ ) સંખ્યા અને ( ૧૨ ) અલ્પબહુત્વ એ બાર દૃષ્ટિએ સિદ્ધ સંબંધી વિચાર કરી શકાય તેમ છે. જોકે સિદ્ધ–અવસ્થામા તો ગતિ, લિંગ વગેરે સાંસારિક ભાવો ઘટી શકતા નથી, કિન્તુ તેમની પૂર્વકાલીન અવસ્થાને ઉદ્દેશીને આ ભાવો ઘટાવી શકાતા હોઇ તેનો અત્ર વિચાર કરાય છે. અર્થાત્ ક્ષેત્ર ઇત્યાદિ દરેક બાબતમા યથાસંભવ ભૂત તેમજ વર્તમાન દૃષ્ટિ અનુસાર વિચારણા કરાય છે.

---

૮૫ થી ૯૬ સુધીની સંખ્યાવાળા ત્રણ જ સમય સુધી, ૯૭ થી ૧૦૨ સુધીની સંખ્યાવાળા બે જ સમય સુધી અને ૧૦૩ થી ૧૦૮ સુધીની સંખ્યાવાળા એક જ સમયમાં મોક્ષે જાય; પછી જરૂર અંતર પડે જુઓ **પ્રજ્ઞાપના**–વૃત્તિનાં ૨૨ મા અને ૨૩ મા પત્રો.

[1] આ અવસર્પિણીના ત્રીજા આરાને છેડે શ્રીઋષભદેવની સાથે ૧૦૮ સિદ્ધ થયા એ આશ્ચર્યરૂપ હકીકત છે. જુઓ **વિચારસાર** ( ગા. ૧૧૯ ).

[2] એમની સાથે અન્ય સિદ્ધ થયાનો ઉલ્લેખ જોવામાં નથી; એથી આ પ્રમાણે સૂચવાયું છે.

ક્ષેત્ર-દ્વાર—ભૂત ભાવની દૃષ્ટિએ ૪૫ લાખ યોજન પ્રમાણવાળા મનુષ્ય-ક્ષેત્રમાંથી જ સિદ્ધ થાય. તેમાં પણ જન્મ-દૃષ્ટિએ વિચારતાં તો પંદર કર્મભૂમિઓ જ પૈકી ગમે ત્યાંથી સિદ્ધ થાય. અલબત્ત સંહરણ-દૃષ્ટિએ સમસ્ત મનુષ્ય-ક્ષેત્રમાંથી સિદ્ધ થાય. વર્તમાન ભાવની દૃષ્ટિએ બધા સિદ્ધોનું ક્ષેત્ર આત્મ-પ્રદેશ કે આકાશ-પ્રદેશ છે.

કાલ-દ્વાર—ભૂતની દૃષ્ટિએ ભરત અને ઐરાવત ક્ષેત્રમાં ઉત્સર્પિણી કાળના ત્રીજા ચોથા આરામાં જન્મેલા જીવો ત્રીજા ચોથા આરામાં મોક્ષે જાય અને અવસર્પિણી કાળના ત્રીજા, ચોથા અને પાંચમામાં મોક્ષે જાય પરંતુ અવસર્પિણી કાળના પાંચમા આરામા જન્મેલો જીવ પાંચમાં આરામાં મોક્ષે ન જાય, કિન્તુ ચોથા આરામાં જન્મેલ હોય તો જાય. વિશેષમા ઉત્સર્પિણીના પહેલા, બીજા, પાંચમા અને છઠ્ઠા આરામાં સંહરાયેલ વ્યક્તિ તો મોક્ષે જાય. અર્થાત્ સંહરણની અપેક્ષાએ તો બધા કાલમાં સિદ્ધ થાય છે. મહાવિદેહમાં તો ગમે ત્યારે જીવ મોક્ષે જાય; કેમકે ત્યાં ઉત્સર્પિણી અવસર્પિણી જેવો કાળનો વિભાગ જ નથી. વર્તમાનની દૃષ્ટિએ સિદ્ધ થવાનુ કોઇ લૌકિક કાલચક્ર નથી; એક જ સમયમાં સિદ્ધ થવાય છે.

ગતિ-દ્વાર—ભૂતની દૃષ્ટિએ જો અંતિમ ગતિ વિચારીએ તો ચાર ગતિઓ પૈકી મનુષ્ય-ગતિમાથી જ સિદ્ધ થાય છે. ઉપાન્ત્ય ભવ વિચારીએ તો ચારે ગતિમાંથી સિદ્ધ થાય છે. વર્તમાન દૃષ્ટિએ સિદ્ધ ગતિમા જ સિદ્ધ થાય છે.

લિંગ-દ્વાર—લિંગના ( ૧ ) વેદ અને ( ૨ ) ચિહ્ન એમ બે અર્થો થાય છે. તેમાં ભૂત-દૃષ્ટિએ વેદની અપેક્ષાએ સ્ત્રી, પુરુષ અને નપુંસક એ ત્રણે વેદમાંથી સિદ્ધ થાય છે. વર્તમાન-દૃષ્ટિએ અવેદક જ સિદ્ધ થાય છે. ભૂત-દૃષ્ટિએ ભાવ-ચિહ્નની અપેક્ષાએ અર્થાત્ આંતરિક યોગ્યતા વિચારીએ તો ક્ષાયિક સમ્યક્ત્વાદિ સ્વલિંગે જ યાને વીતરાગ લિંગે જ સિદ્ધ થાય છે. દ્રવ્ય-ચિહ્નની અપેક્ષાએ અર્થાત્ બાહ્ય વેષની દૃષ્ટિએ તો સ્વલિંગે એટલે કે જૈન લિંગે, અન્ય લિંગે તેમજ ગૃહસ્થ-લિંગે પણ સિદ્ધ થવાય છે.

તીર્થ-દ્વાર—કોઇ તીર્થંકરરૂપે અને કોઇ અતીર્થંકરરૂપે સિદ્ધ થાય છે. અતીર્થંકરમાં કોઇ તીર્થ પ્રવર્ત્યા પૂર્વે, કોઇ તીર્થ પ્રવર્ત્યા બાદ અને કોઇ તીર્થના વિચ્છેદ દરમ્યાન મોક્ષે જાય છે.

ચારિત્ર-દ્વાર—ભૂત-દૃષ્ટિએ એટલે કે પૂર્વભાવી નય મુજબ અંતિમ સમયનો વિચાર કરીએ તો યથાખ્યાત ચારિત્રવાળા સિદ્ધ થાય છે અને ઉપાન્ત્ય સમયનો વિચાર કરીએ તો [1]ત્રણ, [2]ચાર અને પાંચે ચારિત્રવાળા સિદ્ધ થાય છે. વર્તમાન-દૃષ્ટિએ સિદ્ધ ચારિત્રી કે અચારિત્રી નથી.

પ્રત્યેકબુદ્ધબોધિત-દ્વાર—પ્રત્યેકબોધિત અને બુદ્ધબોધિત બંને સિદ્ધ થાય છે.

---

૧ ( અ ) સામાયિક, ( આ ) સૂક્ષ્મસંપરાય અને ( ઇ ) યથાખ્યાત; અથવા (અ) સામાયિક, (આ) છેદોપસ્થાપનીય અને (ઇ) યથાખ્યાત.

૨ સામાયિક, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત.

તીર્થંકર અને અતીર્થંકર એમ ઉભય પ્રકારના સ્વયંબુદ્ધ, પ્રત્યેકબુદ્ધ તેમજ અન્યને ઉપદેશ આપનાર અને કેવળ-પોતાનું કલ્યાણ સાધનાર એ બધા સિદ્ધ થાય છે.

**જ્ઞાન-દ્વાર**—ભૂત-દૃષ્ટિએ બે, ત્રણ કે ચાર જ્ઞાનવાળા સિદ્ધ થાય છે. વર્તમાન-દૃષ્ટિએ તો કેવળ કેવલજ્ઞાની જ સિદ્ધ થાય છે.

**અવગાહના-દ્વાર**—અવગાહનાનો અર્થ અત્ર ઊંચાઇ સમજવાનો છે. ભૂત-દૃષ્ટિએ તીર્થંકર જઘન્યથી સાત હાથ જેટલી અવગાહનાવાળા અને ઉત્કૃષ્ટથી ૫૦૦ ધનુષ્ય જેટલી ઊંચાઇવાળા મોક્ષે જાય. સામાન્યકેવલી જઘન્યથી વામન એવા કૂર્માપુત્રની પેઠે બે હાથની કાયાવાળા અને ઉત્કૃષ્ટથી પાંચસે ધનુષ્ય ઉપરાંત ધનુષ્યપૃથક્ત્વ જેટલી અવગાહનાવાળા સિદ્ધ થાય. સામાન્ય રીતે એમ કહેવાય કે જઘન્યથી અંગુલપૃથક્ત્વ જેટલે અંશે ન્યૂન એવા સાત હાથની અવગાહનાવાળા અને ઉત્કૃષ્ટથી ધનુષ્યપૃથક્ત્વ જેટલા અધિક એવા ૫૦૦ એટલે ૫૨૫ ધનુષ્ય પ્રમાણ અવગાહનાવાળા સિદ્ધ થાય. વર્તમાન-દૃષ્ટિએ તો સિદ્ધ થયા પૂર્વે જે અવગાહના હોય તેનાથી બે તૃતીયાંશ અવગાહનાવાળા સિદ્ધ જાણવા.

**અન્તર-દ્વાર**—કોઇ એક સિદ્ધ થયા પછી તરત જ અનંતર સમયમાં જ બીજા કોઇ સિદ્ધ થાય તો તે ' નિરંતરસિદ્ધ ' કહેવાય છે. આ પ્રમાણે લાગલાગટ મોક્ષની પ્રાપ્તિ જઘન્યથી બે સમય સુધી અને ઉત્કૃષ્ટથી આઠ સમય સુધી છે. ત્યાર બાદ એક સમય જેટલો તો અંતર પડે જ પડે. કોઇ સિદ્ધ થાય પછી તરત જ નહિ કિન્તુ અમુક કાળ વીત્યા બાદ જો બીજા સિદ્ધ થાય તો તે ' સાંતર-સિદ્ધ ' કહેવાય છે. આ અમુક કાળ ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે છ માસ જેટલો સંભવે છે.

**સંખ્યા-દ્વાર**—

એક સમયમા જઘન્યથી એક અને ઉત્કૃષ્ટથી ૧૦૮ સિદ્ધ થાય. તેમાં ઉત્કૃષ્ટથી ઊર્ધ્વ-લોકમાથી ૪, અધોલોકમાંથી ૩૨ અને તિર્યગ્-લોકમાંથી ૧૦૮ સિદ્ધ થાય. વળી સમુદ્ર આશ્રીને ૨ અને અન્ય જલાશય આશ્રીને ૩ જાણવા.

એક સમયમાં વધારેમાં વધારે ઉત્કૃષ્ટ અવગાહનાવાળા ૨, જઘન્ય અવગાહનાવાળા ૪ અને મધ્યમ અવગાહનાવાળા ૧૦૮ સિદ્ધ થાય. એવી રીતે લિંગ આશ્રીને પુરુષ-લિંગે ૧૦૮, સ્ત્રીલિંગે ૨૦ અને નપુંસક-લિંગે ૧૦ થાય. ગૃહ-લિંગે ૪, અન્ય લિંગે ૧૦ અને સ્વલિંગે ૧૦૮ થાય. આ પ્રમાણે કાળ વગેરે માટે ગ્રંથાંતરથી જાણી લેવું.

**અલ્પબહુત્વ-દ્વાર**—

ઉપર આપણે જે ક્ષેત્રાદિ અગ્યાર બાબતો વિચારી ગયા તે પ્રત્યેકને લક્ષીને સિદ્ધ થયેલા જીવોનું ઓછાવધતાપણું વિચારવુ એ આ દ્વારનું કાર્ય છે. જેમકે ક્ષેત્રની બાબતમાં સંહરણ-ક્ષેત્રે સિદ્ધ થયેલા કરતાં જન્મ-ક્ષેત્રે સિદ્ધ થયેલા અસંખ્યાત ગુણા છે. ઊર્ધ્વલોકમાં સિદ્ધ થયેલા

કરતાં અધોલોકમાં સિદ્ધ થયેલા સંખ્યેય ગુણા અને એનાથી તિર્યગ્લોકમાં સિદ્ધ થયેલા સંખ્યેય ગુણા છે. સૌથી ઓછા સમુદ્રમાં સિદ્ધ થયેલા છે; એનાથી દ્વીપોમાં સિદ્ધ થયેલા સંખ્યેય ગુણા છે. જેમકે લવણ-સમુદ્ર-સિદ્ધ થોડા છે. એનાથી કાલોદ-સિદ્ધ સંખ્યેય ગુણા, એનાથી પણ જંબૂદ્વીપ-સિદ્ધ સંખ્યેય ગુણા અને વળી એનાથી ધાતકીખંડ-સિદ્ધ સંખ્યેય ગુણા અને એનાથી પણ વળી પુષ્કરાર્ધ-સિદ્ધ સંખ્યેય ગુણા છે.

**કાલ**—કાલના અવસર્પિણી, ઉત્સર્પિણી અને અનવસર્પિણ્યુત્સર્પિણી એમ ત્રણ વિભાગો પડે છે. તેમાં ઉત્સર્પિણીમાં સિદ્ધ થયેલા ઓછા છે. એનાથી અવસર્પિણીમાં સિદ્ધ થયેલા વધારે છે અને અનવસર્પિણ્યુત્સર્પિણીમાં એટલે કે મહાવિદેહમાં સિદ્ધ થયેલા એનાથી સંખ્યાત ગુણા છે.

**ગતિ**—જે મનુષ્ય-ગતિમાંથી સિદ્ધ થયા તેની પૂર્વની ગતિ વિચારતાં જણાશે કે તિર્યંચ-ગતિમાંથી આવી સિદ્ધ થયેલા જીવો ઓછા છે. એનાથી મનુષ્ય-ગતિમાંથી, નરક-ગતિમાંથી અને દેવ-ગતિમાથી આવી સિદ્ધ થયેલા જીવોની સંખ્યા અનુક્રમે સંખ્યાત ગુણા છે.

**લિંગ**—નપુંસકલિંગે સિદ્ધ થયેલા જીવો અલ્પ છે. એનાથી સ્ત્રીલિંગે સિદ્ધ થયેલા સંખ્યાત ગુણા છે અને વળી પુરુષ-લિંગે સિદ્ધ થયેલા તો એનાથી પણ સંખ્યાત ગુણા છે. ગૃહસ્થલિંગ-સિદ્ધ ઓછા છે. એથી અન્યલિંગ-સિદ્ધ સંખ્યાત ગુણા છે અને સ્વલિંગ-સિદ્ધ તો એથી પણ સંખ્યાત ગુણા છે.

**તીર્થ**—અતીર્થસિદ્ધ અલ્પ છે. એથી તીર્થસિદ્ધ અસંખ્ય ગુણા છે.

**ચારિત્ર**—અત્ર પ્રત્યુપન્નભાવપ્રજ્ઞાપનીય અને પૂર્વભાવપ્રજ્ઞાપનીય એ [1]બંને રીતે વિચાર કરી શકાય તેમ છે. તેમાં પ્રથમ નય પ્રમાણે નોચારિત્રી અને નોઅચારિત્રી સિદ્ધ થાય. અહીં અલ્પબહુત્વ નથી. પૂર્વભાવપ્રજ્ઞાપનીયના અનંતરપશ્ચાત્કૃતિક અને પરંપરપશ્ચાત્-કૃતિક એવા બે ભેદો છે. તેમાં વળી પરંપરપશ્ચાત્કૃતિકના [2]વ્યંજિત અને અવ્યંજિત એમ બે પ્રકારો છે. અવ્યંજિતમાં પાંચ ચારિત્રવાળા સિદ્ધ સૌથી થોડા છે. ચાર ચારિત્રવાળા એનાથી સંખ્યાત ગુણા છે અને ત્રણ ચારિત્રવાળા તો એથી પણ સંખ્યાત ગુણા છે. વ્યંજિતમાં પાંચે ચારિત્રને સ્પર્શી સિદ્ધ થયેલા અલ્પ છે. એનાથી સામાયિક સિવાયના ચાર ચારિત્રને સ્પર્શી સિદ્ધ થયેલા સંખ્યાત ગુણા છે. એનાથી પરિહારવિશુદ્ધિ સિવાયના ચાર ચારિત્રને સ્પર્શી સિદ્ધ થયેલા સંખ્યાત ગુણા છે. એનાથી પણ છેદોપસ્થાપનીય અને પરિહારવિશુદ્ધિ એ બે છોડી બાકીનાં ચારિત્રને સ્પર્શી સિદ્ધ થયેલા સંખ્યાત ગુણા છે. એનાથી સામાયિક તેમજ પરિહારવિશુદ્ધિ છોડી બાકીનાં ચારિત્રને સ્પર્શી સિદ્ધ થયેલા સંખ્યાત ગુણા છે.

**પ્રત્યેકબુદ્ધબોધિત**—પ્રત્યેકબુદ્ધસિદ્ધ થોડા છે. એનાથી બુદ્ધબોધિતસિદ્ધ-નપુંસક સંખ્યેય ગુણા છે. એનાથી બુદ્ધબોધિતસિદ્ધ-સ્ત્રીની સંખ્યા સંખ્યેય ગુણી છે. એનાથી બુદ્ધબોધિતસિદ્ધ-પુરુષની સંખ્યા સંખ્યેય ગુણી છે. સ્વયંબુદ્ધસિદ્ધની સંખ્યા **તત્ત્વાર્થ**-ભાષ્ય કે એની ટીકામાં દર્શાવાયેલી નથી. પરંતુ **સિદ્ધપ્રાભૃત** ( ગા. ૧૦૩ )માં કહ્યું છે તેમ સ્વયંબુદ્ધસિદ્ધ સૌથી થોડા છે અને પ્રત્યેકબુદ્ધાદિ ત્રણે વિકલ્પો એનાથી સંખ્યાત સંખ્યાત ગુણા છે.

---

૧ વર્તમાન અવસ્થા આશ્રીને અને વ્યતીત અવસ્થા આશ્રીને.

૨ નામ દ્વારા સ્પષ્ટ કરેલ.

**જ્ઞાન**—પ્રત્યુત્પન્નભાવપ્રજ્ઞાપનીયની દૃષ્ટિએ કેવલજ્ઞાની સિદ્ધ થાય. પૂર્વભાવપ્રજ્ઞાપનીયની દૃષ્ટિ વ્યંજિત અને અવ્યંજિત એમ બે પ્રકારે વિચારાય. તેમા અવ્યંજિતમાં બે જ્ઞાન પૂર્વક સિદ્ધ થયેલા સૌથી થોડા છે. ચાર જ્ઞાને સિદ્ધ થયેલા એનાથી સંખ્યાત ગુણા છે. અને ત્રણ જ્ઞાને સિદ્ધ થયેલા વળી એનાથી સંખ્યાત ગુણા છે. વ્યંજિતમાં મતિ અને શ્રુત જ્ઞાનવાળા સિદ્ધ સૌથી થોડા છે. મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યાય જ્ઞાનવાળા સિદ્ધ એથી સંખ્યાત ગુણા છે. મતિ, શ્રુત અને અવધિ જ્ઞાનવાળા સિદ્ધ તો એનાથી પણ અસંખ્યાત ગુણા છે.

**સિદ્ધપ્રાભૃત** (ગા. ૧૦૪) અને એની ટીકા પ્રમાણે દ્વિજ્ઞાનપશ્ચાત્કૃત સિદ્ધ સૌથી થોડા છે. ચતુર્જ્ઞાનપશ્ચાત્કૃત એથી અસંખ્ય ગુણા છે અને ત્રિજ્ઞાનપશ્ચાત્કૃત એથી સંખ્યાત ગુણા છે. આ તો અવ્યંજિતની વાત થઇ. વ્યંજિતમાં મતિશ્રુતમનઃપર્યાયજ્ઞાનપશ્ચાત્કૃત સૌથી થોડા છે. મતિશ્રુતજ્ઞાનપશ્ચાત્કૃત એથી સંખ્યાત ગુણા છે. એનાથી ચતુર્જ્ઞાનપશ્ચાત્કૃત અસંખ્ય ગુણા છે. મતિશ્રુતાવધિજ્ઞાનપશ્ચાત્કૃત એનાથી સંખ્યાત ગુણા છે.

**અવગાહના**—જઘન્ય અવગાહનાએ સિદ્ધ થોડા છે. એથી ઉત્કૃષ્ટ અવગાહનાએ સિદ્ધ અસંખ્ય ગુણા છે. એનાથી વળી મધ્યમ અવગાહનાવાળા અસંખ્ય ગુણા છે.

**અંતર**—નિરંતર આઠ સમય સુધી સિદ્ધ થયેલા થોડા છે. એનાથી સાત સમય સુધી સિદ્ધ થયેલા સંખ્યાત ગુણા છે. એ પ્રમાણે બે સમય સુધી સિદ્ધ માટે ઘટાવી લેવું. સાંતર સિદ્ધો પૈકી ઉત્કૃષ્ટ અંતરવાળા અર્થાત્ છ માસના અંતરવાળા સિદ્ધ ઓછા છે; એનાથી જઘન્ય અંતરવાળા અર્થાત્ એક સમયના અંતરવાળા સંખ્યાત ગુણા છે, એનાથી વળી મધ્યમ અંતરવાળા સંખ્યાત ગુણ છે.

**સંખ્યા**—એક સમયમાં ૧૦૮ સિદ્ધ થયેલાની સંખ્યા ઓછી છે. એનાથી પશ્ચાનુપૂર્વીએ ૧૦૭ થી માંડીને તે ૫૦ સુધી સિદ્ધ થયેલાની સંખ્યા અનંત ગુણી છે. એનાથી વળી ૪૯ થી માંડીને તે ૨૫ સુધી સિદ્ધ થયેલાની સંખ્યા અસંખ્ય ગુણી છે. ૨૪થી માંડીને તે એક સુધી સિદ્ધ થયેલાની સંખ્યા સંખ્યાત ગુણી છે.

**[1]સિદ્ધના ૩૧ ગુણો—**

દર્શનાવરણના નવ પ્રકારો, આયુષ્યના ચાર, જ્ઞાનાવરણના પાંચ, અંતરાયના પાંચ અને બાકીનાં ચારે કર્મો પૈકી પ્રત્યેકના બે બે [2]એમ ૩૧ જાતનાં કર્મોનો ક્ષય કરી સિદ્ધ બનેલ હોવાથી ૩૧ ગુણોથી સિદ્ધો વિભૂષિત છે; અથવા પરિમંડલાદિ પાંચ જાતનાં સંસ્થાનો, પાંચ પ્રકારના વર્ણ, બે જાતની ગંધ, પાંચ પ્રકારના રસ, આઠ પ્રકારના સ્પર્શ અને ત્રણ વેદ એમ ૨૮ નો ક્ષય કરવાથી ઉદ્‌ભવતા ૨૮ પ્રકારના ગુણોથી તેમજ અદેહતા, નિઃસંગતા અને [3]અરુહતા એ ત્રણ ગુણોથી એમ કુલે ૩૧ ગુણોથી સિદ્ધ અલંકૃત છે.

इति प. पम प. पस् बीस्युपाधियुक्तशास्त्रविशारदजैनाचार्यश्रीमद्विजयधर्मसूरीश्वरचरणारविन्दमधुपायमानेन न्यायतीर्थन्यायविशारदोपनामधारिणा प्रवर्तकश्रीमङ्गलविजयेन विरचितस्य श्रीजैनतत्त्वप्रदीपस्य मोक्षाधिकारवर्णननामा सप्तम उल्लासोऽनुवादादिपूर्वकः समाप्तः ॥

---

૧ જુઓ પ્રવચનસારોદ્ધાર (ગા ૧૫૯૩-૧૫૯૪).

૨ નામ-કર્મના શુભ અને અશુભ, ગોત્ર-કર્મના ઉચ્ચ અને નીચ, વેદનીય-કર્મના સાત અને અસાત, તેમજ મોહનીય-કર્મના દર્શન-મોહનીય અને ચારિત્ર-મોહનીય,

૩ પુનર્જન્મનો અભાવ.

## ગ્રંથકારકૃત પ્રશસ્તિ

नानाशाखाप्रशाखाभिः, स्फातिं वट इवादधत् ।
छायां पुष्णन् श्रियं काञ्चिद्, बिभर्त्तीह तपागणः ॥ १ ॥

અર્થાત્ વિવિધ શાખા અને પ્રશાખા વડે વડની જેમ વિશાળતા ધારણ કરતો અને શોભાને પોષતો 'તપા' ગણ (ગચ્છ) અપૂર્વ ઉન્નતિને ધારણ કરે છે.—૧

यश्चचक्रं निबिडतमसां स्वीयगोभिर्हरन्तः
शश्वत् प्राप्योदयप्रविहतं शोषयन्तो जडौघम् ।
भास्वन्तोऽपि ध्रुवमदधतस्तापलेशं जनानां
तत्राभूवन्ननुपमरुचो भूरयः सूरयस्ते ॥ २ ॥

अपि सूरिः सुरेशस्य, विद्यया यैस्तिरस्कृतः ।
वादिश्रीदेवसूर्याद्याः, श्रीहीरविजयाः पुनः ॥ ३ ॥—युग्मम्

અર્થાત્ જેમ સૂર્ય પોતાનાં કિરણો વડે ગાઢ-અંધકારના ચાલતા (?) સમૂહનો નાશ કરે છે અને નિરંતર ઉદય પામીને જળના સમૂહને અસ્ખલિતપણે સૂકવી નાંખે છે તેમ પોતાની વાણી વડે ગાઢ પાપના ચાલતા (?) સમૂહનો નાશ કરનારા, સદા ઉદય પામી જડતાના સમુદાયનો અપ્રતિહતપણે શોષ કરનારા અને આ પ્રમાણે તેજસ્વી હોવા છતાં જનોના તાપના લેશને ખરેખર નહિ ધારણ કરનારા—જનોને જરા પણ સંતપ્ત નહિ કરનારા એવા અપ્રતિમ પ્રભાવાળા વાદી [1]શ્રીદેવસૂરિ, [2]શ્રીહીરવિજય પ્રમુખ પુષ્કળ સૂરિઓ એ ( 'તપા' ગચ્છ )માં થયા છે કે જેમણે સુરપતિના આચાર્ય (બૃહસ્પતિ )નો પણ વિદ્યા દ્વારા તિરસ્કાર કર્યો છે.—૨-૩

तत्पट्टे क्रमतोऽभूवन्, बहुशः सूरिपुङ्गवाः ।
श्रीवृद्धिविजयं यावद्, गुणरत्नमहोदधिम् ॥ ४ ॥

---

૧ પ્રભાવકચરિત્ર ( પૃ ૨૭૮-૨૯૬ ) વગેરેમાં એમનું જીવન-ચરિત્ર આલેખાયેલું છે. પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર અને એના વિવરણરૂપે સ્યાદ્વાદરત્નાકર નામનો મહાન્ ગ્રન્થ પણ એમની કૃતિઓ તરીકે મશહૂર છે.

૨ હીરસૌભાગ્ય મહાકાવ્ય, સૂરીશ્વર અને સમ્રાટ્ વગેરે ગ્રંથો એમના જીવન ઉપર પ્રકાશ પાડે છે.

અર્થાત્ એમની પાટ ઉપર ગુણરૂપ રત્નોના સાગર સમાન શ્રી[1]બુદ્ધિવિજય ( બુટેરાયજી મહારાજ ) પર્યંત અનેક સૂરીશ્વરો અનુક્રમે થયા છે.—૪

वर्षं वर्षं विमर्षोपहितहितवचःस्फारपीयूषयूषं
हर्षं हर्षं वितर्षं बहुबहुभविकप्राणिपर्षच्चकोरान् ।
यः शान्तात्माऽनुकुर्वन्नपि रजनिमणिं नाप दोषाकरत्वं
चित्रं चापत् क्षणेनोदयमनपहतं वृद्धिचन्द्रस्ततोऽभूत् ॥ ५ ॥

અર્થાત્ વિચારયુક્ત હિત વચનરૂપી વિસ્તૃત અમૃતના સમૂહને વરસાવી વરસાવીને અને અત્યંત તૃષાવાળા ઘણા ભવ્ય જીવના સમૂહરૂપ ચકોર પક્ષીઓને ખુશી ખુશી કરીને, જે શાન્તાત્મા ચન્દ્રનું અનુકરણ કરવા છતાં દોષના સમૂહપણાને પામ્યા નથી અને નહિ રોકી શકાય એવા ઉદય ( ઉન્નતિ )ને ક્ષણભરમાં પામ્યા છે એ આશ્ચર્ય છે તેવા વૃદ્ધિચન્દ્ર તે ( શ્રીબુદ્ધિવિજય પછી થયા.—૫

तत्पादाम्भोजसंसेवा–सम्प्राप्तसम्पदावलिः ।
तस्यानेकेषु शिष्येषु, मध्यमोऽपि गुणैर्महान् ॥ ६ ॥

यस्यातुल्ययमक्षमादिसहितैस्तत्तद्गभीरागमा-
म्भोध्यालोडनमन्दराद्रिसदृशैः प्रज्ञागुणैर्विस्मितः ।
मध्येकाशि स काशिदेशनृपतिः काश्यादिवङ्गान्तजै-
र्विद्वद्भिः सह सर्वशास्त्रनिपुणैर्यामार्पिपत् सादरम् ॥ ७ ॥

शास्त्रविशारदजैनाचार्येति तया विभूषितः पद्व्या ।
नन्द्यात् सोऽयं गुरुर्मे, श्रीमान् विजयधर्मसूरीशः ॥ ८ ॥

—विशेषकम्

અર્થાત્ તેમના (એટલે કે શ્રીવૃદ્ધિચન્દ્રના) ચરણકમળની સુંદર સેવા વડે જેમણે સંપત્તિની શ્રેણિ પ્રાપ્ત કરી છે, જેઓ તેમના અનેક શિષ્યોમાં મધ્યમ હોવા છતાં ગુણ વડે કરીને મોટા છે, જેમના અપ્રતિમ યમ ( પાંચ મહાવ્રત ), ક્ષમા વગેરેથી યુક્ત એવા અને તે તે ગંભીર આગમરૂપ સમુદ્રનુ મંથન કરવામાં 'મેરુ' પર્વત જેવા પ્રજ્ઞારૂપ ગુણો વડે વિસ્મય પામેલા 'કાશી' દેશના તે રાજાએ કાશીમાં કાશી, બંગાળા વગેરે સ્થળે જન્મેલા અને સમસ્ત શાસ્ત્રોને વિષે પ્રવીણ વિદ્વાનો-

૧ અત્યારે જે તપાગચ્છીય મુનિવરો પોતાના સચ્ચારિત્ર વડે સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાન માટે મશહૂર એવી આ 'ભારત' ભૂમિને પાવન કરી રહ્યા છે તે પૈકી ઘણાખરા આ મુનિરત્નના શિષ્યાદિ-પરિવારરૂપ છે. આ મહાત્માને ચાર મુખ્ય શિષ્યો હતાઃ ( ૧ ) શ્રીમુક્તિવિજય ( મૂલચન્દજી )-ગણિ, ( ૨ ) શાંતમૂર્તિ શ્રીવૃદ્ધિવિજય (વૃદ્ધિચન્દજી), ( ૩ ) શ્રીવિજયાનંદસૂરિ (આત્મારામજી) અને ( ૪ ) શ્રીનીતિવિજય.

ની સંમતિથી 'શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય' એવી જે પદવી આદરપૂર્વક આપી તે (પદવી) વડે જેઓ વિભૂષિત બન્યા તે આ મારા ગુરુ [1]શ્રીવિજયધર્મ સૂરીશ્વર આનંદ પામો.

शिष्येषु तस्य प्रथमे मुनीश्वरा
ऐतिह्यविद्यार्णवपारगामिनः ।
जयन्त्युपाध्यायपदाभिशालिन
इन्द्रादिशब्दा विजया गुणान्विताः ॥ ९ ॥

किञ्चापरे सुविहिताचरणेषु लीना
ज्ञानाऽऽढ्यभक्तिविजयाः क्षमयाऽभिरामाः ।
श्रीयुक्तरत्नविजयाः कविशीर्षरत्नं
वाचंयमा बहुगुणाकलिता जयन्ति ॥१०॥

---

૧ એમના જીવન-વૃત્તાન્તો વિવિધ ભાષામા રચાયા છે. જેમકે ડૉ. ટેસિટોરિએ ઇટાલિયન ભાષામાં, શ્રીયુત સુનાવાળાએ અંગ્રેજી ભાષામા, શ્રીવિદ્યાવિજયે અને શ્રીન્યાયવિજયે હિંદી ભાષામાં, શ્રીમંગલવિજયે રાસરૂપે ગુજરાતીમા, ભિન્ન ભિન્ન વિદ્વાનોએ બંગાલી, ફ્રેચ, જર્મન, સિંહલી, નોર્વેજીયન, સસ્કૃત, મરાઠી અને ઉર્દુ ભાષામા એમ એમના ૨૩ ચરિત્રો ૧૨ ભાષામાં લખાયેલા છે.

આ સૂરિજીની સાહિત્યક વિષયક પ્રવૃત્તિઓમાં તેમણે રચેલા વિવિધ ગ્રંથોની નોંધ લઇશું તો જણાશે કે તેમણે નીચે મુંજબના ગ્રંથો રચ્યા છેઃ—

| | | |
|---|---|---|
| ૧ | ધર્મદેશના | ગુજરાતી |
| ૨ | જૈનતત્ત્વજ્ઞાન | સસ્કૃત |
| ૩ | પ્રમાણપરિભાષા | સંસ્કૃત |
| ૪ | જૈનતત્ત્વદિગ્દર્શન | હિંદી |
| ૫ | અહિંસાદિગ્દર્શન | ,, |
| ૬ | પુરુષાર્થદિગ્દર્શન | ,, |
| ૭ | જૈનશિક્ષાદિગ્દર્શન | ,, |
| ૮ | દેવકુલપાટક | ગુજરાતી |
| ૯ | ઇન્દ્રિયપરાજયદિગ્દર્શન | ,, |
| ૧૦ | આત્મોન્નતિદિગ્દર્શન | ,, |
| ૧૧ | બ્રહ્મચર્યદિગ્દર્શન | ,, |
| ૧૨ | દેવદ્રવ્ય સમ્બન્ધી મારા વિચારો | ,, |
| ૧૩ | ધર્મપ્રવચન | ,, |

આ ઉપરાંત તેમણે બીજા પાંચ ગ્રન્થો બનાવ્યા છે. વળી તેમણે ઐતિહાસિક રાસસંગ્રહના ત્રણ ભાગો અને યોગશાસ્ત્ર વગેરે ગ્રન્થો સંપાદિત કર્યા છે.

साहित्यवित्स्वधिगतप्रवरप्रतिष्ठाः
शास्त्रेष्वनारतकृतप्रचुरप्रयत्नाः ।
सद्ग्रन्थगुम्फनकृतान्यजनोपकारा
विद्येतिपूर्वविजया मुनयो जयन्ति ॥११॥

बाल्येऽपि ये कठिनदुर्गमतर्कगर्भान्
सद्गद्यपद्यरचनामधुराननेकान् ।
ग्रन्थान् व्यधुर्विबुधविस्मयकारकांस्ते
न्यायेतियुक्तविजया यमिनो जयन्ति ॥ १२ ॥

गाम्भीर्यतो जलनिधिं पतिमब्जिनीनां
तेजोभरैर्गिरिपतिं स्थिरतानुभावात् ।
तापापहारकरणाच्च जयन् हिमांशुं
श्रीमाञ् जयन्तविजयो विजयं बिभर्त्ति ॥ १३ ॥

निःस्पृहाः सङ्गनिर्मुक्ता, देवेन्द्रविजयाः पुनः ।
इत्याद्या लघवो यस्य, सतीर्थ्याः प्रथमान् विना ॥१४॥
राजकीयपरीक्षायां, समुत्तीर्णेन येन च ।
'न्यायतीर्थपदं प्राप्तं, 'कलिकाता'पुरे वरे ॥१५॥

तेन प्रवर्तकपदोपपदेन जाते
संवत्सरे हुतवहर्षिनवेन्दुसङ्ख्ये ।
श्रीमङ्गलादिविजयेन विनिर्मितोऽयं
ग्रन्थः परोपकृतिकर्मठमानसेन ॥१६॥

—अष्टभिः कुलकम्

અર્થાત્ તેમના શિષ્યોમાં પ્રથમ તેમજ ઇતિહાસના જ્ઞાનરૂપ સાગરનો પાર પામેલા, ' ઉપાધ્યાય ' ( વર્તમાનમાં 'આચાર્ય' ) પદથી શોભતા અને ગુણોથી યુક્ત મુનીશ્વર [1]ઇન્દ્રવિજય જયવંતા વર્તે છે. વળી બીજા ( મુનીશ્વરો જેમકે ) સુવિહિત આચરણને વિષે લીન અને જ્ઞાનથી યુક્ત

---

[1] એમણે અંગ્રેજી ભાષામાં " Reminiscences of Vijaya Dharma Suri " નામનું પુસ્તક લખ્યું છે.

એવા ભક્તિવિજય, તેમજ ક્ષમા વડે મનોહર, કવિઓના મસ્તકને વિષે મણિ સમાન અને બહુ ગુણોથી યુક્ત એવા મુનિ શ્રી[1]રત્નવિજય જયવંતા વર્તે છે. સાહિત્યના જાણકારોને વિષે જેમણે મહાપ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે, શાસ્ત્રોને વિષે જેમણે નિરંતર પુષ્કળ પ્રયત્ન કર્યો છે તેમજ સુંદર ગ્રંથો ગુંથીને જેમણે અન્ય જનો ઉપર ઉપકાર કર્યો છે તે મુનિ [2]વિદ્યાવિજય વિજયશાળી વર્તે છે. બાળપણમાં—નાની ઉમરે પણ જેમણે કઠણ અને દુર્બોધ એવા તર્કોથી યુક્ત, સુંદર ગદ્ય અને પદ્યની રચનાથી મનોહર તેમજ વિબુધને વિસ્મય પમાડનાર એવા [3]અનેક ગ્રંથો રચ્યા તે યમી (મુનિ) ન્યાયવિજય વિજયી વર્તે છે. ગંભીરતા વડે સમુદ્રને, તેજના સમુદાયો વડે સૂર્યને, સ્થિરતાના અનુભવથી ગિરિરાજ (મેરુ)ને તેમજ તાપ દૂર કરવા વડે ચંદ્રને જીતતા એવા શ્રી[4]જયન્તવિજય વિજયને ધારણ કરે છે. સ્પૃહાથી મુક્ત તેમજ સંગથી રહિત એવા દેવેન્દ્રવિજય છે. આ પ્રમાણેના (મુનિવરો પૈકી) પ્રથમ (શ્રીવિજયેન્દ્રસૂરિ) સિવાયના (મુનિવરો) જેમના લઘુ સતીર્થ્ય (નાના ગુરુભાઇ) છે, અને વળી જેમણે ઉત્તમ 'કલકત્તા' શહેરમાં રાજકીય પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ 'ન્યાયતીર્થ' પદ પ્રાપ્ત કર્યું, તે પ્રવર્તક પદથી વિભૂષિત તેમજ પરોપકાર કરવામા સમર્થ ચિત્તવાળા શ્રીમંગલવિજયે (વિક્રમ) સંવત્ ૧૯૭૩ માં આ ગ્રંથ રચ્યો છે.—૯-૧૬

[5]मानाहीश्वरवैनतेय ! यमकृत् प्रज्ञापयोदः परो
मारारामसिमेषिरो बुधनतोऽनेकान्तभूः सत्तम ।
मायालासकमाहरेतिभयनुद् भव्यावलीमाकलि
पद्मालक्ष्य ! जराऽद्रयाद्दहनवोद्दैयाद् च आप्त शिवम् ॥१॥



१ એમના પ્રત્યક્ષ દર્શનનો મને લાભ મળ્યો નથી. એમની કૃતિ દ્વારા મને એમના અક્ષર-દેહનો થોડોક પરિચય થયો છે. કલ્પસૂત્રટીકા, ધર્મમહોદય (સંસ્કૃત) તથા મુનિપતિરાસ (ગુર્જરાતી) વગેરે એમની કૃતિઓ છે.

૨ આદર્શ સાધુ, અહિંસા, સમયને ઓળખો, શાણી સુલસા, સૂરીશ્વર અને સમ્રાટ્, તેરાપંથહિતશિક્ષા, તેરાપંથમતશિક્ષા ઇત્યાદિ ગ્રંથો એમણે ગૂથ્યા છે.

૩ સંસ્કારવાહી અને ભાવનામય વિવિધ ગ્રંથો સંસ્કૃત, હિંદી અને ગુજરાતી ભાષામા એમને હાથે આલેખાયા છે. જેમકે સંસ્કૃતમાં ન્યાયકુસુમાંજલિ, અધ્યાત્મતત્ત્વાલોક, સંદેશ, પ્રમાણપરિભાષાની ટીકા, મહેન્દ્ર-સ્વર્ગારોહણ અને ન્યાયતીર્થપ્રકરણ, હિંદીમાં ધર્મગીતાંજલી, ધર્મશિક્ષા અને ન્યાયશિક્ષા તેમજ ગુજરાતીમાં જૈન દર્શન આદિ અનેક ગ્રન્થો.

આ પૈકી ન્યાયકુસુમાંજલિ મદીય ગુજરાતી અને અંગ્રેજી અનુવાદ તેમજ સ્પષ્ટીકરણ પૂર્વક મેં ઇ. સ. ૧૯૨૨ માં સપાદન કરી હતી.

૪ સિદ્ધાન્તરત્નિકા વ્યાકરણ ઉપર સિદ્ધાન્તમુક્તાટિપ્પણ (સસ્કૃત) અને આબૂવિહારવર્ણન એમના રચેલા ગ્રન્થો છે. વળી કમલસયમી ટીકાવાળું ઉત્તરાધ્યયન એમણે સંપાદિત કર્યું છે.

૫ આ પદ્યનાં ચરણોના અનુક્રમે ત્રીજા, પાંચમા, બારમા અને સત્તરમા અક્ષરો એકત્રિત કરાતાં જૈનતત્ત્વપ્રદીપના અનુવાદકનું નામ જણાય છે.

# પ્રથમ પરિશિષ્ટ

## સૂક્ષ્મ ઈક્ષિકા

શ્રીયુત કુંવરજી આણંદજીએ તા. ૨-૭-૩૦ ને દિને નીચે મુજબના—

'આ બુક લખવામા પ્રયાસ બહુ જ કર્યો છે. શાસ્ત્રાધાર દરેક સ્થાને આપેલા છે. અનેક ગ્રંથો વાંચવાને બદલે આ એક બુક વાંચવાથી ઘણી ગરજ સરે તેમ છે. હું પ્રયાસની સફળતા જોઉં છું. આપનો બોધ અનેક દર્શનોનો અને જૈનના પણ ન્યાયશાસ્ત્ર વિગેરેનો વિશાળ હોવાની આ બુક સાક્ષી પૂરે છે. આ બુક નથી પણ એક ગ્રંથ જ છે.[1]'

—ઉલ્લેખ પૂર્વક લખ્યું છે કે "હવે એ બુક વાચતાં મારી બુદ્ધિ પ્રમાણે મને જે સ્ખલના લાગી અથવા વિશેષ સ્પષ્ટતા કરવાની જરૂર લાગી તે સ્થળોનો નિર્દેશ આ નીચે મારી બુદ્ધિ અનુસાર કરૂં છું તેની ઉપર ધ્યાન આપી તેના ખુલાસા મને જરૂર જણાવશો."

આ પ્રમાણેની પરિસ્થિતિ હોઇ પ્રશ્નરૂપે તેમણે ઉપસ્થિત કરેલ શંકા અને ઉત્તરરૂપે તેનું સમાધાન અત્ર રજુ કરાય છે. આ પ્રશ્ન તેમજ [2]ઉત્તર વિશિષ્ટ અવલોકનને આભારી હોઇ આ પરિશિષ્ટનું નામ 'સૂક્ષ્મ ઈક્ષિકા' મેં રાખ્યું છે. હવે આ ઉપક્રમને વિશેષ ન લંબાવતાં પ્રસ્તુત વિષય હાથ ધરાય છે.

પ્ર. પૃ. ૩૮, પં. ૨૯-૩૦ "પ્રતિસમય આ સંસારમાંથી કોઇ નહિ ને કોઇ જીવ મુક્તિપુરી જઇ જ રહ્યો છે.' આ લખવું બરાબર નથી. જીવ પ્રતિસમય મોક્ષે જતા નથી કારણકે મોક્ષે જવા યોગ્ય ગર્ભજ પર્યાપ્ત મનુષ્ય સંખ્યાતા છે અને સમય તો એક મેષોન્મેષમાં અસંખ્યાતા થાય છે."

---

૧ વિ. સંવત્ ૧૯૮૬ અષાડ સુદ બારસના પત્રમા તેમણે લખ્યું છે કે—

"મને છાપેલ ફારમો વાચતા બહુ જ આનંદ આવે છે. શુદ્ધિ પણ બહુ જળવાણી છે. સ્થાને સ્થાને શાસ્ત્રાધાર આપ્યા છે. જૈન દર્શનનું જ્ઞાન થવા માટે એક ગ્રંથ બતાવવો હોય તો આ બતાવી શકાશે કારણ કે પ્રાયે દરેક બાબત આમાં સમાવી છે. સમ્યગ્દર્શન માટે પૂરતું લખવામાં આવ્યું છે."

૨ શ્રીયુત કુંવરજી તરફથી સ્ખલનાદિ પરત્વે આવેલા તમામ પત્રો ઉપાધ્યાય શ્રીમંગલવિજય ઉપર મેં મોકલી આપ્યા હતા, કેમકે **આર્હત-દર્શન-દીપિકાના** ફ્રુફો તેમને હાથે વંચાયા બાદ છપાયેલ હોઇ તેઓ એ સબંધમાં શો ખુલાસો રજુ કરવા ઇચ્છતા હતા તે મારે જાણવું હતું. લગભગ ૪૦૦ પૃષ્ઠ સુધીના લખાણ સબંધી ઊઠાવેલા પ્રશ્નના જે ઉત્તરો તેમની તરફથી મને મળ્યા હતા તે જ અત્ર મોટે ભાગે રજુ કરાયા છે.

ઉ. ૧૧૫૮મા પૃષ્ઠમાં સૂચવ્યા મુજબ સાન્તર સિદ્ધનો વિરહ–કાલ જઘન્યથી એક સમય છે. એ ધ્યાનમાં રાખવાથી તેમજ ઉપર્યુક્ત ઉલ્લેખને પ્રાયિક સમજવાથી એ ઉલ્લેખ નીભી શકે; બાકી તો કોઇ નહિ ને કોઇ જીવ છ મહિને તો જરૂર જ મોક્ષે જાય છે એવો ઉલ્લેખ વધારે ઉચિત ગણાય. આથી કરીને ૩૯ મા પૃષ્ઠની નીચે મુજબની—

'સંસારમાંથી જીવો મુક્તિપુરીએ જતા હોવાથી સંસારી જીવોની સંખ્યા પ્રતિસમય ઘટતી જાય છે.'

—નવમી પંક્તિમાંથી 'પ્રતિસમય' શબ્દ કાઢી નાંખવો જોઇએ.

પૃ. ૩૯, પં. ૩૧ જાતિભવ્યની વ્યાખ્યામા "એ જીવો અવ્યવહાર–રાશિમાંથી કોઇ કાળે બહાર જ આવતા નથી. જો બહાર આવે તો મુક્ત થવા માટેની સામગ્રી તેમને મળે જ અને તેઓ મુક્ત બને જ." આ પ્રમાણે ઉમેરો કરવાની જે સૂચના કરવામાં આવી છે તે સંબંધમાં મારે વિશેષ કહેવા જેવું નથી.

પૃ. ૬૦, પં. ૧૩ 'આઠ પ્રદેશો સર્વથા શુદ્ધ છે' એને બદલે "આઠ રુચક પ્રદેશો સર્વથા શુદ્ધ છે" એવી સ્પષ્ટતા ખાતર કરાતી સૂચના સામે મારો વાંધો નથી.

પ્ર. પૃ. ૭૪, પં. ૪ "આપ સમ્યગ્દર્શન કોને કહો છો અને સમ્યગ્દષ્ટિ કોને કહો છો ?"

ઉ. છાદ્મસ્થિક સમ્યક્ત્વ તે 'સમ્યગ્દર્શન' છે અને કેવલિગત સમ્યક્ત્વ એ 'સમ્યગ્દષ્ટિ' છે. આવો અર્થ–ભેદ કોઇ પણ શ્વેતાંબરીય આગમમાં કે દિગંબરીય પ્રાચીન ગ્રંથોમાં મારા જોવામાં આવ્યો નથી. સૌથી પ્રથમ **તત્ત્વાર્થ** ( અ. ૧, સૂ. ૮ )ના ભાષ્ય ( પૃ. ૬૪ )માં જ એની પ્રરૂપણા નજરે પડે છે. ત્યાં કહ્યું છે કે—

**" अत्राह–सम्यग्दृष्टिसम्यग्दर्शनयोः कः प्रतिविशेषः इतिः ?। उच्यते–अपायसद्द्रव्यतया सम्यग्दर्शनम् । अपायः–आभिनिबोधिकम्, तद्योगात् सम्यग्दर्शनम्। तत् केवलिनो नास्ति । तस्मात् न केवली सम्यग्दर्शनी, सम्यग्दृष्टिस्तु भवति । "**

પ્ર. પૃ ૭૪, પં. ૭–૮ "ક્ષાયિક સમ્યક્ત્વવાળા છદ્મસ્થ (અસર્વજ્ઞ)ની સમ્યગ્દષ્ટિ સાદિ સાત છે. આનું કારણ શું ? એને સાંત શી અપેક્ષાએ કહો છો ? 'સમ્યગ્દષ્ટિનું ક્ષેત્ર તો સમસ્ત લોક જેટલું છે' એ શું અપેક્ષાએ લખેલ છે ? તમો ક્ષયોપશમ સમકિતને સમ્યગ્દર્શન કહો છો એવો આપના લખાણનો ભાવ છે, કારણ કે તેમાં સત્તામાં દર્શનમોહનીય છે પણ ક્ષાયિકમાં સત્તામાં નથી. વળી તે ગુણ આવ્યા પછી જતો નથી તો તેને સાદિ સાંત કેમ લખેલ છે ?"

ઉ. **તત્ત્વાર્થ** ( અ. ૧, સૂ. ૭ )ની ટીકા ( પૃ. ૫૯ )માં સૂચવાયું છે કે છદ્મસ્થનું

સમ્યક્ત્વ અપાયના સાહચર્યવાળું છે. આ અપાયનો સર્વજ્ઞતા પ્રાપ્ત થતાં અંત આવે છે. એટલે એના સહચારી સમ્યક્ત્વનો પણ અંત આવે છે. છાદ્મસ્થિક સમ્યક્ત્વ ક્ષાયિક હોય તો તે પણ સાંત છે એ વાતની **તત્ત્વાર્થ** ( અ. ૧, સૂ. ૭ )ના ભાષ્યગત નીચે મુજબનો ઉલ્લેખ સાક્ષી પૂરે છેઃ—

**" सम्यग्दृष्टिर्द्विविधा । सादिः सपर्यवसाना सादिरपर्यवसाना च । सादिसपर्यवसानमेव सम्यग्दर्शनम् ॥ "**

અર્થાત્ સમ્યગ્દષ્ટિ સાદિ સાંત અને સાદિ અનંત એમ બે પ્રકારે છે. ક્ષાયિક સમ્યક્ત્વવાળા છદ્મસ્થની સમ્યગ્દષ્ટિ સાદિસાંત છે અને સયોગી અયોગી કેવલી અને સિદ્ધની સમ્યગ્દષ્ટિ સાદિ અનંત છે. સમ્યગ્દર્શન તો સાદિ સાંત જ છે.

૧૧૮ મા પૃષ્ઠમાં ક્ષાયિક સમ્યક્ત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૩ સાગરોપમથી કંઇક અધિક[1] અથવા અનંત કાલની દર્શાવવામાં આવી છે તે ઉપરથી પણ ક્ષાયિક સમ્યક્ત્વવાળા છદ્મસ્થની સમ્યગ્દષ્ટિ સાદિસાંત છે એ વાત સ્પષ્ટ થાય છે.

સમ્યગ્દર્શનનું સ્પર્શનસ્થાન લોકનો અસંખ્યાતમો ભાગ છે, જ્યારે સમ્યગ્દષ્ટિનું સ્પર્શનસ્થાન સમગ્ર લોક છે એ વાત **તત્ત્વાર્થ** ( અ. ૧, સૂ. ૮ )ના ભાષ્યમાં આપેલી છે. એની ટીકા ( પૃ. ૬૬ )મા સૂચવાયું છે કે સમુદ્ઘાત કરનારા ભવસ્થકેવલી ચોથા સમયમાં સમગ્ર લોકને સ્પર્શે છે. આ દષ્ટિએ સમ્યગ્દષ્ટિનું સ્પર્શનસ્થાન સમગ્ર લોક છે એમ અત્ર સમજવાનું છે. અત્ર સ્પર્શનને બદલે ક્ષેત્રનો પ્રયોગ કરાયો છે તે એ બે વચ્ચેના અલ્પ અંતરને ધ્યાનમાં નહિ લઇને કરાયો છે; કેમકે ક્ષેત્રથી ફક્ત આધારભૂત આકાશ-પ્રદેશ જ સમજાય છે, જ્યારે સ્પર્શનથી આધારભૂત ક્ષેત્રના ચારે બાજુના આકાશપ્રદેશ કે જેને સ્પર્શીને આધેય રહેલું છે તે પણ લેવાય છે.

પ્ર. પૃ. ૭૫, પં. ૫ "નિસર્ગ સમ્યક્ત્વનું લક્ષણ અનિવૃત્તિકરણ લખેલ છે તે અનિવૃત્તિકરણ શું સમકિત પામવા માટે કરવામા આવતાં ત્રણ કરણો પૈકીનુ ત્રીજું કરણ છે ? શું નિસર્ગ-સમકિતમાં પહેલાં બે કરણ કરવાની અપેક્ષા નથી ? "

ઉ. અનિવૃત્તિકરણનો જ ઉલ્લેખ કર્યો છે એથી કંઇ બીજાં બે કરણોનો અભાવ સમજવાનો નથી. અનિવૃત્તિકરણની વિદ્યમાન દશામાં સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી હોવાથી—એ એનું અનંતર કારણ હોઇ એની પ્રધાનતા દર્શાવવા ફક્ત એનો જ ઉલ્લેખ કર્યો છે.

---

૧ લોકપ્રકાશ ( સ. ૩ )નાં નિમ્નલિખિત પદ્યો આ વાતનું સમર્થન કરે છેઃ—

" ज्येष्ठाऽन्या चौपशमिक–स्थितिरान्तर्मुहूर्त्तिकी ।
क्षायिकस्य स्थितिः सादि–रनन्ता वस्तुतः स्मृता ॥ ७५ ॥
साधिकाः स्युर्भवस्थत्वे, सा त्रयस्त्रिंशदब्धयः ।
उत्कर्षतो जघन्या च, सा स्यादान्तर्मुहूर्त्तिकी ॥ ७६ ॥ "

પ્ર. પૃ. ૭૮, પં. ૧ "પલ્યોપમના સ્વરૂપ પરત્વે મતભેદો છે એમ લખ્યુ છે તો તે મતભેદનો નિર્દેશ આ ગ્રંથમાં કયા કર્યો છે ?"

ઉ. ૮૦ મા પૃષ્ઠનું ત્રીજું ટિપ્પણ જોવું. શાસ્ત્રીય આધાર જોઇતો હોય તો લોકપ્રકાશ ( સ. ૧ )ના ૭૩ મા શ્લોક પછીનો ઉલ્લેખ વિચારવો.

પૃ. ૮૦, પં. ૧૫ ' બાદર અદ્ધા પલ્યોપમ ' લખેલ છે તેને બદલે ' બાદર ઉદ્ધાર પલ્યોપમ ' જોઇએ.

ઉ. આ સૂચના વાસ્તવિક છે. ' ઉદ્ધાર ' ને સ્થાને ' અદ્ધા ' જે છપાયું છે તે દૃષ્ટિ-દોષને આભારી છે. આ સમગ્ર વિવેચન મુખ્યતઃ બાદર ઉદ્ધાર પલ્યોપમ આશ્રીને જ છે.

પ્ર. પૃ. ૮૦, પં. ૨૬ "જેની ત્રિજ્યા યાને જીવા અડધા યોજનની હોય એટલે કે જેનો વ્યાસ કે વિષ્કંભ એક યોજનનો હોય તેની પરિધિ સામાન્ય રીતે ૩$\frac{1}{7}$ યોજનની ગણાય છે. આમ લખ્યું છે તો જેની જ્યા અડધા યોજનની હોય તેનો વ્યાસ એક યોજનનો શી રીતે હોય ?"

ઉ. આપ્ટે ( Apte )કૃત અંગ્રેજી સંસ્કૃત કોષ ( The student's English-Sanskrit Dictionary )ના ૩૪૬ મા પૃષ્ઠમાં ' Radius, s. त्रिज्या, जीवा; व्यासार्धं, विष्कंभार्धं 'એવો જે ઉલ્લેખ છે તેના આધારે આ લખાયેલું છે.

તપાસ કરતાં માલૂમ પડયું છે કે અત્ર 'જીવા' એ ઉલ્લેખ ભ્રાંત છે. જીવાનો અર્થ 'જ્યા' યાને 'ધનુષ્યની દોરી' થાય છે. અંગ્રેજીમા એને ' chord ' કહેવામા આવે છે; આથી 'જીવા' એ ત્રિજ્યાનો પર્યાય નથી. આ બે વચ્ચે શો સંબંધ છે તે **તત્ત્વાર્થ** ( અ. ૩, સૂ. ૧૧ )નું ભાષ્ય નિર્દેશે છે.[1] આ ઉપરથી ' યાને જીવા ' એટલા શબ્દો કાઢી નાખવા જોઇએ. એ વાત સિદ્ધ થાય છે.

પૃ. ૮૧, પં. ૩૨ છેલ્લી પંક્તિમા ' દૃષ્ટિવાદ અનુસાર ' લખ્યું છે તે સ્થાનકે ' દૃષ્ટિવાદમા ઉપયોગી છે ' એમ જોઇએ.

ઉ આ સૂચના ઉપર કેટલું વજન આપવું તે વાચક વિચારી લેશે.

પૃ. ૮૨, પં. ૯ ' સૂક્ષ્મ-પલ્યોપમના ' લખ્યું છે ત્યાં ' સૂક્ષ્મ-ઉદ્ધાર-પલ્યોપમના ' જોઇએ.

ઉ. આ સૂચન વાસ્તવિક છે, કેમકે અત્ર ' ઉદ્ધાર ' શબ્દ છાપવો રહી ગયો જણાય છે. વળી **લોકપ્રકાશ** ( સ. ૧, શ્લો. ૯૭ ) આ વાતનું સમર્થન કરે છે.

---

૧ જુઓ **તત્ત્વાર્થ** ( ભા. ૨ )ની મારી અંગ્રેજી પ્રસ્તાવના ( પૃ. ૪૧ ).

પૃ. ૮૪, પં. ૧૬ ' ક્રમ પૂર્વક જ વિવક્ષિત સજાતીય વર્ગણારૂપે ' લખ્યું છે ત્યાં ' સાત વર્ગણા પૈકી એક વર્ગણા રૂપે ' એમ જોઇએ. **उरलादिसत्तगेण** એ ગાથા વિચારવી.

ઉ. આ સૂચનાની સાર્થકતા વિચારવાનું કામ વાચકને હું સોંપું છું.

પૃ. ૮૬, પં. ૧૧ છેવટે એટલું લખવાની જરૂર હતી કે ' અહીં તો સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગલ પરાવર્તથી જ કાર્ય છે. '

ઉ. આ સંબંધમાં વાચક સ્વયં વિચાર કરી લે એટલું જ હું સૂચવીશ.

પૃ. ૯૩, પં. ૯ ' સંખ્યેય અસંખ્યેય કાળ સુધી પડી રહે છે ' એમ લખ્યું છે ત્યા વધારામા ' અભવ્ય પડી રહેતો નથી ' એમ લખવું જોઇએ.

ઉ. આ ભાવ એની પછીની પંક્તિમાંથી નીકળે છે, છતાં સ્પષ્ટતાની ખાતર કરાતાં આ સૂચન સામે મારો વાંધો નથી.

પૃ. ૧૦૬, પં. ૧૬ ' અનિવૃત્તિકરણના પણ છેલ્લા સમયે ' લખ્યું છે, પરંતુ અંતરકરણ તે પણ અનિવૃત્તિકરણનો જ વિભાગ હોવાથી અનિવૃત્તિકરણનો છેલ્લો સમય નહિ કહેવાય.

ઉ. આ વાત સાચી છે, કિન્તુ સાથે સાથે " પરંતુ અંતરકરણના " ઇત્યાદિવાળી પંક્તિ દ્વારા વિશિષ્ટ નિર્દેશ હોવાથી ખાસ વાંધા ભર્યો ઉલ્લેખ જણાતો નથી એમ ઉપાધ્યાય **મંગલવિજયજી** સૂચવે છે.

પૃ. ૧૦૯, પં ૧૦ ' અંતરકરણનો કાળ આવલિકા પ્રમાણ બાકી રહેતાં અધ્યવસાય અનુસાર ત્રણ પુંજોમાંથી કોઇ પણ એક પુંજનો ઉદય થાય છે ' એમ લખ્યું છે પણ મારી ધારણા પ્રમાણે અંતરકરણ પૂરૂં થયા પછી ત્રણ પુંજ પૈકી એક પુંજનો ઉદય થાય છે અને તે ભાવને પામે છે.

ઉ. આ સંબંધમાં ઉપાધ્યાયજી નીચે મુજબનો ઉત્તર લખી જણાવે છે:—

" જોકે આપના કહેવા પ્રમાણે અને મારી ધારણા પ્રમાણે અન્તરકરણ પૂરૂં કર્યા બાદ જ શુદ્ધાદિ પુંજ ઉદયમાં આવે છે અને તે વખતે જ તે તે ભાવને પામે છે, પરંતુ " **सत्सामीप्ये सदसद् वा** " એ ન્યાય અનુસાર વર્તમાનની સમીપમાં રહેલા ભૂત અને ભવિષ્યને પણ વર્તમાન ગણી ઉપર્યુક્ત લખાણ હોવાથી બુદ્ધિશાળી જીવો માટે તો કંઇ પણ શંકાનુ સ્થાન રહેતું નથી, છતાં પણ જો બાલ-જીવોને આશ્રીને આપના મનમાં ખૂંચતું હોય તો પ્રસંગોપાત્ત સ્પષ્ટ કરવામા અમને તો કંઇ પણ અડચણ છે જ નહિ. "

પૃ. ૧૧૪, ત્રીજું ટિપ્પણ. દુપ્પહસૂરિ ને કૃષ્ણ વાસુદેવના ૫–૬ ભવ સંબંધી લખ્યું છે તે પ્રમાણે વિચારતાં તો ત્રણે ભવ મનુષ્યના સંખ્યાતા આયુષ્યવાળા થાય છે. ક્ષાયિક સમકિતી ઉત્કૃષ્ટ ૩–૪ ભવ કરે છે તેમાં તો તિર્યંચ ને મનુષ્યનો ભવ કરે તો જુગલીઆનો જ કરે એમ છે તે વિચારમાં લેશો.

ઉ. આનો ઉત્તર ઉપાધ્યાયજીના શબ્દોમાં નીચે મુજબ છે:—

" વાત સપ્રમાણ હોવાથી બીજું તે સંબંધી શું કહી શકાય ? નવીન પ્રમાણ હોય તો બતાવશો તો એક નવીન વાત જાણવામા આવશે.[1]

પૃ. ૧૧૯, પં. ૧૩ ' ને ૮૪ વડે ' ને બદલે ' ને ૮૪ લાખ વડે ' જોઇએ.

ઉ. આ સૂચન યથાર્થ છે, પરંતુ અત્ર ' લાખ ' શબ્દ મુદ્રણદોષને લઇને છાપવો રહી ગયો છે; કેમકે પૂર્વનું સ્વરૂપ સાચું હું સમજ્યો છું કે નહિ એ તો વાચક ૫૬૬ મા પૃષ્ઠગત પૂર્વની વ્યાખ્યા ઉપરથી સહેજે જોઇ શકશે.

પૃ ૧૬૧–૨૪૦ " આમાં મોટો ભાગ ન્યાયને લગતો પ્રમાણ સંબંધી છે. તેમાં પૃ. ૧૬૪ થી ૨૦૩ સુધી હું વાંચી ગયો છું પણ એ વિષયમા મારો પ્રવેશ ન હોવાથી તે સંબંધી કાંઇ લખી શકતો નથી. "

ઉ. આમાં જો કોઇ સ્ખલના રહી જતી હોય તો તજજ્ઞ તે સૂચવવા કૃપા કરે એટલો જ ઉલ્લેખ કરવો બસ થશે.

પ્ર. પૃ. ૧૬૨, પં. ૭ " નરક, તિર્યંચ અને દેવગતિમાં ક્ષાયોપશમિક અને ક્ષાયિક એ સમકિત જ હોય એમ લખ્યું છે તો ઔપશમિક ન હોય તેનુ શું કારણ ? શું અનાદિ મિથ્યાત્વી એ ત્રણ ગતિમાં નવું સમકિત ન પામે ? અને પામતા હોય તો શું ક્ષાયોપશમિક જ પામે ? ઉત્તર આધાર સાથે જરૂર લખશો. "

ઉ. સૌથી પ્રથમ તો સ્વભાવ આશ્રીને ચારે ગતિમાં ઔપશમિક સમ્યક્ત્વ સંભવે છે એ વાત ૧૨૦ મા પૃષ્ઠ ઉપર આપેલ કોષ્ઠક જોવું. જોનારથી અજાણી ન હોઈ શકે. વિશેષમાં **તત્ત્વાર્થ** ( અ. ૧, સૂ. ૮ )ની બૃહદ્‌વૃત્તિ ( પૃ. ૬૩–૬૪ )ગત નિમ્નલિખિત પંક્તિઓ પણ વિચારવી:—

**" नरकगतौ क्षायिकक्षायोपशमिके स्यातां, तिर्यग्गतावप्येते, मनुष्यगतौ त्रीण्यपि क्षायिकादीनि सन्ति, देवगतौ क्षायिकक्षायोपशमिके भवेताम् ॥ "**

પ્ર. પૃ. ૧૬૪, પં. ૧૬–૧૯ " ઔપશમિક કરતાં ક્ષાયિકવાળા અસંખ્યાતગુણા કઇ અપેક્ષાએ લખ્યા છે ? સિદ્ધને ભેળવો તો અનંત ગુણા જોઇએ; ન ભેળવો તો સંખ્યાત ગુણા જોઇએ. "

ઉ. પ્રથમ તો આ વાતને **તત્ત્વાર્થ** ( અ. ૧, સૂ. ૬ )ના ભાષ્ય ( પૃ. ૬૮ )નો પૂર્ણ ટેકો છે એની નોંધ લઇએ. ઔપશમિક સમ્યક્ત્વવાળાથી ક્ષાયિક સમ્યક્ત્વી અસંખ્યેયગુણા છે, એ **શ્રેણિક** જેવા છદ્મસ્થને આશ્રીને છે. આ વાત તેમજ અત્ર ઉઠાવેલ

---

૧ ઉપાધ્યાયજી તરફથી જે ઉત્તરો લખાઇને આવ્યા હતા તે મેં શ્રીયુત કુંવરજી આણંદજી ઉપર તેમની જાણ માટે મોકલ્યા હતા તેમજ હાલમાં આ પ્રથમ પરિશિષ્ટના દ્વિતીય વેળાનાં મુદ્રણપત્રો પણ મોકલ્યાં છે જેથી તેમને કંઇ પરિવર્તન કરવું હોય તો સુગમતા રહે.

બીજા પ્રશ્નોનો ઉત્તર પણ ઉપર્યુક્ત ભાષ્યની ટીકા ( પૃ. ૬૮–૬૯ ) પૂરો પાડે છે એટલે તે જોઇ લેવા ભલામણ છે.

પૃ. ૧૭૯, પં. ૧૯ ' રહીશું અને દ્રાક્ષ ખાઇશું ' ને બદલે ' રહેતા હતા અને ખાતા હતા ' એમ જોઇએ.

ઉ. આ સૂચન વાસ્તવિક છે. એથી એ પ્રમાણે સુધારી વાંચવું. આ સંબંધમાં ઉપાધ્યાયજી સૂચવે છે કે–" લકારાર્થ પ્રક્રિયામાં આવે ઠેકાણે ભવિષ્યનો પ્રયોગ કરવામાં આવે છે અને અર્થ તો ભૂતકાલ પ્રમાણે કરાય છે. આ વાત વૈયાકરણોથી અજાણી ન હોઇ શકે."

પૃ. ૨૦૮, પં. ૨૧ " દિલરુબાને બદલે ' દિલરૂબા ' જોઇએ. "

ઉ. આ મુદ્રણદોષ હોઇ સુધારી વાંચવું.

પૃ. ૨૪૦, પં. ૨૬ **द्रव्य** પછી **प** રહી ગયો છે.

ઉ. આ પણ મુદ્રણદોષ હોઇ **द्रव्यरिच्छेदकत्वं** ને બદલે **द्रव्यपरिच्छेदकत्वं** એમ સુધારી લેવું.

પૃ. ૨૫૦, પ. ૩ ' રત્નપ્રભા નરકમાં એક હજાર યોજન સુધીનું ' એમ લખ્યું છે તેમાં 'નરકમાં' ને બદલે ' પૃથ્વીમાં ' એમ જોઇએ, કારણ કે આ રત્નપ્રભા પૃથ્વી કહેવાય. નરક તો તેના નરકાવાસા છે ત્યાં કહેવાય. તે તો હજાર યોજન પછી આવે.

ઉ. આ સૂચન યથાર્થ છે, જોકે સામાન્ય કથન તરીકે તાદર્થ્યને લઇને ઉપચારથી આમ કહેવામાં વાધા જેવું નથી. છતાં અલ્પજ્ઞને ઉદ્દેશીને ઉલ્લેખ કરવો હોય તો ' રત્નપ્રભાના પૃથ્વીપિંડના પહેલા હજાર યોજનમાં ' એવો સ્પષ્ટ નિર્દેશ કરવો જોઇએ.

પૃ. ૨૫૩, પં. ૪ ટિપ્પણનો ચોથો અંક નિરર્થક છે. ટિપ્પણ આપવું રહી ગયું જણાય છે.

ઉ. જ્યારે એ અપાયું નથી તો એ અંક ન જોઇએ એટલો સુધારો કરી લેવો.

પૃ. ૨૫૩, પં. ૨ પ્ર. " ગાથામાં **न** છે તે ઠીક છે ? "

ઉ. આ દૃષ્ટિદોષ જણાય છે. **'न'** ને બદલે **'य'** જોઇએ. આથી છાયામાં પણ **'लाभो न'** ને બદલે **'लाभश्च'** એમ સુધારી લેવું જરૂરનું છે.

પ્ર. પૃ. ૨૬૨, પં. ૧૩ ' અનંત કરતા પણ અધિક ' એમ લખ્યું છે તે અધિક શું અપેક્ષાએ લખ્યું છે ? અનંત ગુણા કહ્યા પછી અધિકપણું બાકી રહે છે ? વળી અનંત છે ત્યાં અનંત ગુણા જોઇએ.

ઉ. ' તેમાંથી અનંત કરતાં ' ને બદલે તેનાથી અનંત ગુણ અધિક એમ મૂળ લખાણમાં હતું, છતા મુદ્રણદોષથી અશુદ્ધ છપાયુ જણાય છે. કેવલદર્શનવાળા કરતાં પણ અચક્ષુર્દર્શનવાળા અનંત ગુણ અધિક છે એમ કહેવાનું તાત્પર્ય છે.

પૃ. ૩૨૧, ૩૨૫ અને ૬૧૪ બાલબોધ ટાઇપો ઘસાયેલા વાપરવાથી ટાઇપનાં અંગો કાના માત્રા વગેરે ઊઠ્યા નથી. શાહી મોળી વાપરવાથી ઝાંખું છપાયું છે.

ઉ. આ તેમજ બીજી પણ મુદ્રણાલયને લગતી બાબતોમાં મુદ્રણાલયના અધિપતિનું મેં અનેક વાર સવિનય ધ્યાન ખેંચ્યુ હતું, છતાં તે તરફ પૂરતું લક્ષ્ય અપાયું નથી એની ખેદ પૂર્વક અત્ર નોંધ લેવી પડે છે.

પ્ર. પૃ. ૩૩૪, પં. ૨૨ ' દેશઘાતિ 'ની વ્યાખ્યા લખી છે તે બરાબર નથી. મારા સમજવા પ્રમાણે આત્માના જ્ઞાનાદિ ગુણોનો દેશથી ઘાત કરે તેવા સ્પર્ધકો ' દેશઘાતિ ' કહેવાય.

ઉ. ' દેશવિરતિ ( ગૃહસ્થધર્મ ) ના ' ને બદલે ' દેશથી ' એમ સુધારી લેવું જોઇએ.

પ્ર. પૃ. ૩૩૮, પં. ૭, ૧૦ "તિર્યંચોના સંબંધમા ઉપશમ સમકિત જન્મ પછી ચારથી આંઠ દિવસ સુધીમાં સંભવી શકે છે એમ લખ્યું છે એટલે શું ત્યાર પછી આખા ભવમાં તે સમકિત ન થાય ? આ તો જન્મ પછી વહેલામાં વહેલું થવાનો સમય છે. "

"મનુષ્યો માટે લખ્યું છે તેમા પણ જન્મ્યા પછી વહેલામાં વહેલું આઠ વર્ષે થાય એમ જોઇએ. "

ઉ. જલદીમા જલદી સમ્યક્ત્વની ક્યારે પ્રાપ્તિ થાય તેને અંગે ઉપર્યુક્ત નિર્દેશ છે. એટલે સ્પષ્ટતા કરવા માટે બંને સ્થળે ' વહેલામાં વહેલું ' એમ ઉમરેવું પ્રસ્તુત સમજાય છે.

પ્ર. પૃ. ૩૩૮, પં. ૧૩ " દેવતાઓને સમકિત પામવાના કારણમા પીડા નારકીની જેમ કારણ તરીકે ગણી છે તે શી રીતે હોય ? "

ઉ. આનો સપ્રમાણ ઉત્તર આપવાનું મારી પાસે અત્યારે સાધન નથી. વિશેષમાં ઉપર્યુક્ત ત્રણ કારણોથી જાતિસ્મરણ જ્ઞાન, ઉપદેશ અને તીર્થંકરની મૂર્તિનું દર્શન સૂચિત છે. આવી પરિસ્થિતિમાં ' પીડા 'નો ઉલ્લેખ જ ક્યાં છે કે જેને અંગે ઉત્તર આપવો રહે ?

જો દેવોને પીડા જ ન હોય એમ પ્રશ્નકાર સૂચવતા હોય તો તે તેમની સ્ખલના છે, કેમકે દેવગતિમાં પણ અસાતવેદનીય સંભવે છે. આની ભગવતી ( શ. ૧, ઉ. ૨ )ની નિમ્નલિખિત પંક્તિ સાક્ષી પૂરે છેઃ—

**" वाणमंतर–जोतिस–वेमाणिआ जहा असुरकुमारा, नवरं वेयणाए नाणत्तं–मायिमिच्छादिट्ठीउववन्नगा य अप्पवेयणतरा, अमायिसम्मदिट्ठीउववन्नगा य महावेयणतरागा भाणियव्वा, जोतिस–वेमानिया ।"**

પ્ર. પૃ. ૩૩૮, પં. ૧૫ " ગ્રૈવેયકવાસીને સ્મરણ અને ઉપદેશ બે કારણ લખ્યા છે તો તેને ઉપદેશ કારણ શી રીતે હોય ? "

ઉ. હાલમાં ઉત્તર આપવા માટે સાધન હસ્તગત નથી. એટલે એ વાત વાચકે વિચારી લેવી.

પૃ. ૩૪૦, પં. ૫ ' યાચકને સંતોષ પમાડવાની શક્તિ ' લખેલ છે. ત્યા યાચકને ઇચ્છિત આપવા વડે સંતોષ પમાડવાની શક્તિ એમ જોઇએ.

ઉ. આ સૂચન વાસ્તવિક છે. ' યથેષ્ટ આપવા વડે ' એટલા શબ્દો રહી ગયા છે.

પૃ. ૩૪૫, પં. ૧૫ ' વધતો રસ મળે તેમ નથી ' એને બદલે વધતા રસવાળા પરમાણુ મળી શકે તેમ નથી એમ જોઈએ.

ઉ. આ સૂચના માન્ય છે.

પૃ. ૩૪૫, પં. ૨૩ ' નિદ્રા ' છે તે ' પાંચ નિદ્રા ' જોઈએ.

ઉ. ' પાંચે ' શબ્દ રહી ગયો છે, એથી એ ઉમેરી લેવો.

પૃ. ૩૪૫, પં. ૨૪ ઘાતિ પ્રકૃતિ અને દેશ ઘાતીનાં એમ લખ્યું છે. તેમાં ' અને ' નહિ જોઈએ.

ઉ. આ યોગ્ય સૂચન છે એટલે તે પ્રમાણે સુધારો કરવો.

પૃ. ૩૪૬, પં. ૪ ' હાસ્યાદિ અશુભ પ્રકૃતિઓ ' લખી છે ત્યાં ' હાસ્ય દિ આઠ અશુભ પ્રકૃતિઓ ' જોઈએ.

ઉ. આ સૂચના બરાબર છે.

પૃ. ૩૪૬, પં. ૯ ' બધ નથી ' તેને બદલે ' બંધ છે ' એમ જોઈએ.

ઉ. સંબંધ વિચારતા આ સૂચના યથાર્થ જણાય છે; દૃષ્ટિદોષથી આમ થવા પામ્યું હશે.

પૃ. ૩૪૮, પં. ૩૪ ' અનિયતપણું ' ને બદલે ' અસંયતપણું ' જોઈએ.

ઉ. આ મુદ્રણદોષ હોઇ સુધારો કરી લેવો.

પૃ. ૩૫૪, પં. ૧૫–૧૬ ' સંખ્યેય ગુણા ' ને બદલે ' સંખ્યેય આયુષ્યવાળા જોઈએ.

ઉ. આ પ્રમાણે સુધારો કરવો યોગ્ય છે.

પૃ. ૩૫૭, પ. ૨૩ ' દેવી ' ને બદલે દેવ ' જોઈએ.

ઉ. આ મુદ્રણદોષ હોઇ સુધારી વાંચવું.

પૃ. ૩૮૦, પં. ૧૦ ' નિગોદના જીવો ' લખ્યા છે ત્યા નિગોદના શરીરો જોઈએ.

ઉ. આ સૂચન યથાર્થ જણાય છે એટલે ' નિગોદના જીવોના શરીરો ' એમ સુધારી લેવું.

પૃ. ૩૮૦ પં. ૧૧ ' ગોળે ગોળ ' ને બદલે ' ગોળે ગોળે ' જોઈએ.

ઉ. આ મુદ્રણદોષ હોઇ સુધારો કરવો.

પ્ર. પૃ. ૩૮૫, પં. ૨૯–૩૦ " તીર્થંકરને પણ ઉપયોગ તો એક જ ઇન્દ્રિયનો હોય છે એમ લખ્યું છે તે તીર્થંકરની કઇ અવસ્થાને અંગે લખ્યું છે ? તે તીર્થંકરને ખાસ લખવાનું શું કારણ ? "

ઉ. આનો ઉત્તર ઉપાધ્યાયજીના શબ્દમાં નીચે મુજબ રજુ કરાય છે:—

" તીર્થંકરને પણ ઉપયોગ તો એક જ ઇન્દ્રિયનો હોય છે આ વાત છદ્મસ્થ-અવસ્થાને ઉદ્દેશીને છે, નહિ કે સર્વજ્ઞ-અવસ્થાને; કેમકે ત્યા તો ક્ષાયિક ઉપયોગ જ હોય છે. વિશેષમાં આનો ઉલ્લેખ કરવાનુ કારણ એ છે કે જ્યારે તીર્થંકર

ભગવાનને વિષે પણ આવી હકીકત છે તો પછી બીજાને તો એથી વધારે હોય જ શાનો ? આ મતલબ જણાવવા ખાતર તીર્થંકરનો ઉલ્લેખ કરાયો છે. ”

પૃ ૩૯૦, પં. ૭ ‘ પર્યાયોને જ જાણી શકે છે ’ એમ લખ્યું છે ત્યાં ‘ અમુક પર્યાયોને જ જાણી શકે છે એમ જોઇએ.

ઉ. આ ભાવ ઉપરની પંક્તિમાંથી સ્પષ્ટ ઉદ્ભવે છે. તેમ છતાં વિશેષ સ્પષ્ટતા ખાતર જો આ સૂચના કરાતી હોય તો તે સંબંધમાં શો વાંધો હોય ?

પૃ. ૩૯૬, પં. ૨૪–૨૫ ‘ નહિ તો ’ ને બદલે ‘ તેમ હોય તો ’ એમ જોઇએ.

ઉ. આની વાસ્તવિકતા વાચક સ્વય વિચારી લે.

પ્ર. પૃ. ૪૦૨, પં. ૨૦ “નારકીને અસંજ્ઞી શી અપેક્ષાએ કહ્યાં છે ? તેને પૂર્વ ભવના સંજ્ઞિત્વ કે અસંજ્ઞિત્વ સાથે શો સંબધ છે ? ”

ઉ. **પ્રજ્ઞાપના** ( સૂ. ૩૧૫ )મા નારક વગેરેને સંજ્ઞી તેમજ અસંજ્ઞી કહ્યા છે. ત્યાં ટીકામાં અપેક્ષા સંબંધી ખુલાસો જોવો.

પ્ર. પૃ. ૪૦૬, પં. ૧૦ “ **लोकाः** શબ્દ શુભ ગતિવાચક છે ? ”

ઉ. આ શબ્દથી શુભ લોક સમજવા એમ જણાય છે. એટલે લક્ષણાથી શુભ ગતિ અર્થ થઇ શકે.

પ્ર. પૃ. ૪૧૮, પં. ૧૨ “ કેટલાકને અંતરાલગતિના સમય દરમ્યાન આહાર હોય છે પણ ખરો અને કેટલાકને નથો પણ હોતો. આ શા આધારે લખ્યું છે ? ”

ઉ. આનો ઉત્તર એ જ પૃષ્ઠનું ચોથું ટિપ્પણ પૂરું પાડે છે. કર્મરૂપ પુદ્ગલનું ગ્રહણ એ પણ એક દૃષ્ટિએ આહાર જ છે. જુઓ **તત્ત્વાર્થ** ( અ. ૨, સૂ. ૩૨ )ની બૃહદ્વૃત્તિ ( પૃ. ૧૮૮ ). આ પ્રકારના આહાર સિવાયનો આહાર ન જ હોય એ દેખીતી વાત છે.

પ્ર. પૃ. ૪૨૪, પં. ૪ ‘ સર્વે અપર્યાપ્ત જીવો ઓજમ્ આહારી જાણવા ’ એમ લખ્યું છે પણ તેઓ શરીરપર્યાપ્તિએ પર્યાપ્ત થયા પછી લોમ–આહાર કેમ ન કરે ? અમે તો ઉત્પત્તિને પ્રથમ સમયે જ ઓજ આહાર હોય એમ જાણ્યું છે. આપ આધાર જોઇને લખશો.

ઉ. **સૂત્રકૃતાંગ**ની ૧૭૨ મી નિર્યુક્તિનો અર્થ વિચારતાં જે તત્ત્વ નીકળે તે સ્વીકારવું.

પૃ ૪૩૫, પં. ૨ ‘શોણિતાદિ અચિત્ત પુદ્ગલો છે’ તેમાં પુદ્ગલો પછી ‘પણ’ શબ્દ ઉમેરવો જોઇએ.

ઉ. આ સૂચન બરાબર છે, કેમકે એ જ પૃષ્ઠગત પ્રથમ ટિપ્પણ આ વાતનું સમર્થન કરે છે. મુદ્રણદોષથી ‘ પણ ’ રહી ગયો જણાય છે.

પૃ. ૪૩૫, પં. ૧૪ ‘ બાકીના બધાં ’ પછી ‘ ક્ષેત્રો ’ જોઇએ.

ઉ. વિશેષ સ્પષ્ટતા માટે કરાતા આ સૂચન સામે વાંધો નથી.

પૃ. ૪૩૯, પં. ૧૯ ‘ ૮૪ લાખ તો યોનિની સંખ્યા છે ’ એમ લખ્યુ છે ત્યાં ‘ ૮૪ લાખ તો યોનિની જાતિની સંખ્યા છે ’ એમ જોઇએ.

ઉ. આમ કહેવું યથાર્થ છે, કેમકે ઉપરના પરિચ્છેદ ( paragraph )માં એ જ વાત નિર્દેશાયેલી છે. દૃષ્ટિદોષથી કે મુદ્રણદોષથી ' જાતિની ' રહી ગયેલ છે.

પૃ. ૪૪૩, પં. ૨૩–૨૪ ' મનુષ્ય મરીને મનુષ્ય તરીકે સાતથી વધારે વાર ઉત્પન્ન થઇ શકે નહિ ' એમ લખ્યું તેને બદલે સાત આઠ વાર એમ જોઇએ.

ઉ. ઉપર્યુક્ત લખાણ સામાન્ય નિયમરૂપે લખાયું છે. લાગલાગટ સાત વાર મનુષ્ય તરીકે જન્મ અતિદુર્લભ છે તો આઠમી વાર પણ એ જન્મ મળવો કેટલો દુર્લભ છે એ સહેલાઇથી સમજી શકાય આવી પરિસ્થિતિમાં એ અત્યંત વિરલ બનાવની નોંધ લીધી નથી. વળી એ ઉલ્લેખ કરવા માટે પ્રમાણરૂપ પાઠ પણ મેળવવો બાકી હતો અને હાલ પણ તેમજ છે. **પ્રજ્ઞાપના**માં એ હોવો જોઇએ.

પૃ. ૪૫૭, પં. ૧૭ એક પંક્તિ જ પડી ગઇ હોય એમ લાગે છે. તે આ પ્રમાણે જોઇએઃ—
૩ પલ્યોપમની છે. સ્વાભાવિક વૈક્રિય શરીરની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની.

ઉ. આ સૂચન કેટલેક અંશે વાસ્તવિક છે. આથી બીજી પંક્તિની શરૂઆતમાં નીચે મુજબ ઉમેરો કરી લેવા ભલામણ છેઃ—
" ૩ પલ્યોપમની છે. સ્વાભાવિક વૈક્રિય શરીરની જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે. જુઓ પૃ ૪૬૮.

પૃ. ૪૬૭, પં. ૮ ' તીર્થંકરને જોતાંજ સંદેહનું નિવારણ થઇ જાય છે ' એમ નથી. પણ આહારક શરીરી સંદેહ પૂછે છે ને તેનુ તીર્થંકર કે કેવલી નિવારણ કરે તે સાંભળવાથી સંદેહ જાય છે. આમાં કેવલી શબ્દ પણ જોઇએ.

ઉ. **તત્ત્વાર્થ** ( અ. ૨. સૂ. ૪૯ ) ની ટીકા ( પૃ. ૨૦૯ ) જોતાં સમજાય છે કે અત્યંત ગહન અર્થને વિષે સંદેહ ઉત્પન્ન થતાં ચૌદપૂર્વધર વિદેહાદિ ક્ષેત્રમાં વિચરતા અરિહત પાસે ઔદારિક શરીરે ન જઇ શકાય તેમ હોવાથી આહારક શરીર બનાવી ત્યા જઇ તેમના દર્શન–વંદન કરી સશય પૂછી નિઃસંશય બને છે અત્ર તીર્થંકર પ્રત્યુત્તર આપે છે એવું સ્પષ્ટ કથન નથી તેમજ સામાન્યકેવલીનો પણ નિર્દેશ નથી. વિશેષમાં **લોકપ્રકાશ** (સ. ૩)માં અવતરણરૂપ ૧૨૫ મા પદ્યમાં પણ ' તીર્થંકર 'નો જ નિર્દેશ છે.

આ રહ્યું એ પદ્યઃ—

" तित्थयररिद्धिदंसणसुहुमपयत्थावगाहहेउं वा ।
संसयवोच्छे अत्थं गमणं जिणपायमूलंमि ॥ "

અત્ર છેલ્લા ચરણમાં ' જિન ' શબ્દ છે. એથી ' સામાન્યકેવલી ' સમજાય, પરંતુ બીજું કોઇ સાધક પ્રમાણ ન મળે ત્યાં સુધી આ વાત સ્વીકારતાં ખંચાવું પડે.

પૃ. ૪૭૩, પં. ૧૮ ' સ્થિતિનો ક્ષય બાકી રહ્યો એમ સુખેથી કહી શકાય, એમ લખ્યું છે. પણ સ્થિતિનો ક્ષય દ્રવ્યનો ( કર્મપ્રદેશનો ) ક્ષય થઇ ગયા પછી રહે જ નહિ. સ્થિતિ કોની ? તે વિચારશો

ઉ. અત્ર ' સ્થિતિ 'થી સો વર્ષની મુદત એવો અર્થ કરવાનો હોઇ ઉપર્યુક્ત પ્રશ્ન માટે અવકાશ રહે છે ?

પૃ. ૪૭૩, પં. ૨૧ અર્થ બંધ બેસે તેવી રીતે લખાયેલ નથી.

ઉ. આ સંબંધમાં એમ જણાય છે કે અમુક શબ્દો મુદ્રણદોષથી રહી ગયા છે. આથી એ પંક્તિ નીચે મુજબ સુધારી વાંચવા ભલામણ છે.

" પડી જાય તો જેટલા વખતમાં ' ધીરે ધીરે પાણી ટપકવાથી તેમાંનું ' પાણી ખલાસ થઇ જાય૦ "

પૃ. ૪૭૮, પં. ૨૬–૨૭ યુગલિક માટે ૧૦૧ ક્ષેત્રો લખ્યાં છે તે ૯૬ જોઇએ. પાંચ ભરતમાં અને પાંચ ઐરાવતમાં ત્રણ ત્રણ આરામાં યુગલિક થાય છે પણ મહાવિદેહમાં તો યુગલિક થતા જ નથી તેથી તે પાંચ ક્ષેત્ર બાદ કરવા જોઇએ.

ઉ. આ પ્રમાણપુરસ્સર હકીકત છે તેથી તે સ્વીકારવામાં વાંધો નથી.

પ્ર. પૃ ૪૮૦, પં. ૧૯ " એકેન્દ્રિય સુધીના જીવો તેમાં સુધીથી શું સમજવું ? "

ઉ. ' એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના ' એમ જોઇએ; ' થી ચતુરિન્દ્રિય ' છૂટી ગયેલ છે.

પ્ર. પૃ. ૪૮૨, પં. ૧૪ "પાપી જીવો અતિશય દુ:ખ પ્રતિ જ્યાં જીવોને લઇ જાય છે તે નરક છે. આ વાક્યમાં લઈ જનાર કોણ સમજવા ? આ હકીકત શું પરમાધામી સૂચક છે ? તેઓ લઈ જાય છે એમ કહેવું છે ? "

ઉ. મતિ–દોષને લઇને ઉપરની સંસ્કૃત પંક્તિનો અર્થ સમજવામાં ભૂલ થઇ હોય એમ જણાય છે. ખરો અર્થ નીચે મુજબ સંભવે છે:—

" પાપ કરનારા જીવોને અત્યંત દુ:ખ પ્રત્યે જે લઇ જાય છે તે ' નરક ' છે. "

પૃ. ૪૯૬, પં. ૨૮ ' અવસર્પિણીના પહેલા બીજા આરાને આશ્રીને ' લખ્યું છે ત્યાં પહેલા આરાને જ જોઇએ. બીજા આરામાં ૩ પલ્યોપમનું આયુષ્ય હોતું નથી.

ઉ. આ સપ્રમાણ હકીકત હોય એમ જણાય છે. એટલે તે પ્રમાણે સુધારી લેવું.

પૃ. ૪૯૯, બીજું ટિપ્પણ, અંડગોલક વિષે જે હકીકત લખી છે. તેનુ સ્થાન શાશ્વત લવણ સમુદ્રમાં જંબૂદ્વીપની જગતીની બહાર છે કે જંબૂદ્વીપની અંદર છે ? જંબૂદ્વીપની બહાર વેપારીના વહાણો જઇ આવી શકે ?

વળી અંડગોલકનું શરીર તમે ૧૨ાા હાથનું લખ્યું છે, પણ અન્ય સ્થળે ૫૦૦ ધનુષ્યનું વાંચ્યું છે. તમે એક વર્ષ વજાની ઘંટીમાં દળાવાનું લખ્યું છે તે છ મહિના વાચવામાં આવેલ છે.

ઉ. મારા લખાણને લોકપ્રકાશ ( સ. ૮, શ્લો. ૧૮–૨૮ ) સમર્થન કરે છે. વળી એને **મહાનિશીથનો** પણ ટેકો છે એમ **લોકપ્રકાશ** ઉપરથી જણાય છે. મતાંતર તરીકેના નિર્દેશ માટે પ્રમાણપુરસ્સર પાઠો રજુ થવા જોઇએ બાકીના પ્રશ્નોનો ઉત્તર બીજા ટિપ્પણનો પ્રથમ પરિચ્છેદ વાંચતાં મળી જાય તેમ છે.

પૃ. ૫૦૪, પં. ૧૫ ' ૧૮૦ વિમાનો 'ને બદલે ૧૦૦ વિમાનો જોઇએ. એ પ્રુફ વાંચતાં રહી ગયેલી ભૂલ જણાય છે.

ઉ. આ મુદ્રણદોષ હોઇ સુધારી વાચવું.

પૃ. ૫૨૨, પં. ૨૨ ' વનસ્પતિ–કાયની સંખ્યા અધિક છે ' તે અનંત ગુણી લખવી જોઇએ.

ઉ. સિદ્ધો પાંચમે અનતે છે અને બાદર પર્યાપ્ત વનસ્પતિ ઇત્યાદિ ૨૨ વસ્તુઓ આઠમે અનંતે હોવાથી સ્પષ્ટતા ખાતર કેરાતી આ સૂચના માન્ય છે.

પૃ. ૫૫૮, પં. ૧૧ ' અને ' પછી ' પુદ્ગલાસ્તિકાયના સ્કંધો પ્રતિબદ્ધ દેશવાળા ' એટલું રહી ગયું જણાય છે.

ઉ. આ વાત સાચી જણાય છે, વાસ્તે યોગ્ય સુધારો કરી લેવો.

પૃ. ૫૬૦, પં. ૩–૪ ' એના જ પ્રદેશોની ' એમ લખ્યું છે તેમાં ' જ ' નહિ જોઇએ, કારણ કે અનંતાનંત પ્રદેશોની તો ઔદારિકગ્રાહ્ય વર્ગણાથી શરૂઆત થએલી છે. વળી આપે અચિત્ત મહાસ્કંધ સૌથી મોટો છે એમ લખ્યુ છે પણ ત્યાર પછી તેના કરતાં વધારે પરમાણુવાળી તો ઘણી વર્ગણાઓ છે એમ કર્મગ્રંથાદિ અનેક સ્થળે બતાવેલ છે.

ઉ. આ હકીકતની પ્રમાણતા વિચારી યોગ્ય લાગે તેમ કરવું, કેમકે **तत्त्वार्थ** ( અ. ૫, સૂ. ૨૪ )માં તો અચિત્ત મહાસ્કંધને સર્વલોકવ્યાપી થઇ શકે તેવો અને આત્યંતિક સ્થૂલતાવાળો દર્શાવ્યો છે.

પૃ. ૫૬૦, પં. ૨૩ ' તો કોઇ છેક સંપૂર્ણ લોકાકાશના અસંખ્ય પ્રદેશોમાં પણ રહે છે. ' એમ લખેલું છે અને તેના બદલામાં અચિત્ત (મહા)સ્કંધ મૂકેલો છે, પરંતુ અચિત્ત મહા-સ્કંધ તો જ્યારે અજીવ સમુદ્ઘાત થાય ત્યારે માત્ર એક સમય જ આખા લોકાકાશમાં પ્રસરેલો રહે છે. બાકીના વખતમાં તો તેની અવગાહના લોકાકાશના અસંખ્યાતમા ભાગરૂપ અસંખ્યાત પ્રદેશોની હોય છે.

ઉ. આનો ઉત્તર ઉપર પ્રમાણે સમજી લેવો.

પૃ. ૫૬૪, પં. ૬ પ્રકાશનું ક્ષેત્ર અમુક પરિમાણનું હોય ' એમ લખ્યું છે ત્યાં ' અમુક 'ને બદલે ' અનિયમિત ' હોય તો ઠીક.

ઉ. આ સૂચના ગ્રાહ્ય જણાતી નથી.

પૃ. ૫૬૪, પ. ૩૩ ' અનંત જીવો સંપૂર્ણતઃ રહી શકે છે ' એમ લખ્યું છે તેને બદલે અનંત જીવોના અસંખ્ય અસંખ્ય આત્મ–પ્રદેશો રહી શકે છે એમ જોઇએ.

ઉ. આ સૂચન યોગ્ય છે, કેમકે ઉપલી પંક્તિમાં સૂચવ્યા મુજબ કોઇપણ જીવ સંપૂર્ણતઃ એક આકાશ–પ્રદેશ ઉપર રહી શકે જ નહિ, એવી જૈન માન્યતા છે.

પૃ. ૫૬૮, પં. ૨૦ ' દ્રવ્ય કેટલાં કહેલાં છે ' એમ લખ્યું છે તેને બદલે દ્રવ્ય કેટલા પ્રકારનાં કહેલાં છે એમ જોઇએ.

ઉ. મૂળમા ' **कइविहा** ' શબ્દ હોઇ આ સૂચના વાસ્તવિક છે, વાસ્તે સુધારો કરી લેવો.

પૃ. ૫૬૯, પં. ૩ ' સૂક્ષ્મ નિગોદના જીવને ' એમ લખ્યું છે ત્યાં ' સૂક્ષ્મ એકેન્દ્રિયના જીવને ' જોઇએ કે જેથી પાંચે સૂક્ષ્મનો સમાવેશ થાય.

ઉ. આ સૂચન યોગ્ય છે, વાસ્તે ઉપર મુજબ સુધારો કરવો.

પૃ. ૫૭૧, પં. ૬ 'દેશને પણ ' નોજીવ' માનવો પડશે' એમ લખ્યુ છે ત્યાં 'નોઅજીવ' એમ જોઇએ.

ઉ. આ મુદ્રણદોષ હોઇ સુધારી વાંચવા ભલામણ છે.

પ્ર. પૃ. ૫૭૬, પં. ૧ ' આયુષ્યનામકર્મ ' લખ્યું છે તે આયુષ્ય નામના કર્મ માટે જ છે કે કેમ ! કારણ કે નામકર્મનો ઉચ્છેદ થતો નથી.

ઉ. અત્ર ' નામ ' શબ્દ હોવાથી ભ્રાન્તિ ઉદ્‌ભવી છે, વાસ્તે ' આયુષ્ય-નામકર્મ 'ને સ્થાને ' આયુષ્ય-કર્મ ' એમ વાંચવું.

પૃ. ૬૧૮, પં. ૨૧-૨૨ અંત્ય બાદરત્વ અચિત્ત મહાસ્કંધમાં જ સંભવે છે એમ લખ્યું છે પણ તેમ નથી.

ઉ. આનો ઉત્તર પૃ. ૫૬૦, પં. ૩-૪ ને લગતી શંકાના સમાધાનમાં વિચારાઇ ગયો છે એટલે ૧૧૭૮મા પૃષ્ઠગત એ સ્થળ જોવું.

પૃ. ૬૮૮, પ. ૨૯-૩૦ આ બે લીટીઓ બેવડાયેલી છે.

ઉ. તેમ હોઇ એ કાઢી નાંખવી જોઇએ.

પૃ. ૭૧૪, પં. ૩૨ સંખ્યાત પરમાણુવાળી પણ અનંત છે એટલું વધારવું જોઇએ.

ઉ. યોગ્ય જણાય છે માટે તેમ કરવું.

પૃ. ૮૪૪, પં. ૩-૪ આંખ મીંચવા ઉઘાડવાના કારણથી તે જગ્યાએ કોઇ જીવની હિંસા થાય તેને માટે લખ્યું છે ? તેમ હોય તો બરાબર છે.

ઉ. એ હેતુથી લખાયું છે.

પૃ. ૮૬૨, પં. ૧૪ ' યુદ્ધ કરીને છ ખંડ ઉપર વિજય મેળવ્યો ' એમ લખ્યું છે પણ તીર્થંકર થનાર ચક્રવર્તી જાતે યુદ્ધ કરતા જ નથી-તેમને યુદ્ધ કરવું પડતું જ નથી. જુઓ **શ્રીશાંતિનાથચરિત્ર** ( ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર, પર્વ ૫ ). વિશેષમાં માગધાદિ દેવોને સાધવા માટે તેમને અઠ્ઠમ પણ કરવા પડતાં નથી.

ઉ. આ પ્રમાણેની જ્યારે વસ્તુસ્થિતિ જણાય છે તો એ વાત સ્વીકારી લેવી.

પૃ. ૧૦૦૦, પં. ૧૬ ' આ ૧૦૩ કે ૧૫૮ ' લખ્યું છે તેમાં ' ૧૦૩ ' ને બદલે ' ૯૭ ' જોઇએ.

ઉ. આ દૃષ્ટિદોષ હોઇ સુધારી વાંચવું.

પૃ. ૧૦૦૭, પં. ૨૪ ' તૃણના ઉદાહરણો ' એમ લખ્યું છે ત્યા ' નેત્રલતાનાં ઉદાહરણો ' એમ જોઇએ.

ઉ. **તત્ત્વાર્થ** ( અ. ૮, સૂ. ૧૦ )ના ભાષ્ય ( પૃ. ૧૪૫ )ને આધારે ઉદાહરણોનો નિર્દેશ

કરાયો છે. એથી 'તૃણના સ્તંભનાં' એમ જોઇએ. આથી ઉપરનું સૂચન મતાંતરરૂપ જણાય છે.

પૃ. ૧૦૦૮, પં. ૧ 'લાક્ષાના ને બદલે 'કીરમજ' ના જોઇએ કીમીરાગ શબ્દ છે.

ઉ. આ પણ મતાંતર જણાય છે, કેમકે મારા લખાણને તત્ત્વાર્થ (અ. ૮, સૂ. ૧૦)નું ભાષ્ય (પૃ. ૧૪૭) સમર્થિત કરે છે.

પૃ. ૧૦૧૦, પં. ૨,૫. ૫૬૨મા લક્ષણમાં તેમજ એના અનુવાદમાં 'માર્જિતાદિ' લખેલ છે, પરંતુ કર્મગ્રંથમાં **मज्जिका** શબ્દ છે તેનો અર્થ લખવો જોઇએ.

ઉ. '**मज्जिका**'ને બદલે '**मज्जिआ**' શબ્દ પણ છે અને એનું સંસ્કૃત રૂપાંતર **मार्जिता** થાય છે એટલે અર્થમા ભેદ નથી. પ્રાકૃત તેમજ સંસ્કૃત શબ્દોનો અર્થ દહીં, સાકર વગેરેનો બનેલો અને સુગંધીદાર એક ખાદ્ય પદાર્થ એવો થાય છે.

પૃ. ૧૦૧૦, પં. ૧૯ નપુંસક વેદીના ભેદમાં મનુષ્ય પરત્વે કર્મભૂમિજ, અકર્મભૂમિજ અને અંતરદ્વીપજ એમ ત્રણ પ્રકારો લખ્યા છે પણ અકર્મભૂમિમાં ને અંતરદ્વીપમાં યુગલિક જ હોય છે અને તેમાં નપુંસકવેદ હોતો નથી.

ઉ. આ સૂચન યોગ્ય જણાતાં તે સ્વીકારી લેવું. બાકી ઉપાધ્યાયજીનું કહેવું એ છે કે આ લખાણ પ્રાયે સંમૂર્ચ્છિમ આશ્રીને જણાય છે.

પૃ. ૧૦૧૨, પં. ૧૧ 'તીવ્ર, શીત, ઉષ્ણ વગેરે વેદનાના સ્થાનરૂપ' એમ લખ્યું છે ત્યાં 'તીવ્ર એવી શીત, ઉષ્ણ વગેરે દશ પ્રકારની ક્ષેત્રવેદનાના સ્થાનરૂપ' એમ જોઇએ.

ઉ. આ સૂચના વાસ્તવિક લાગે છે એટલે તે પ્રમાણે સુધારી લેવું.

પૃ. ૧૦૧૩, પં. ૧૭ 'સંહનન, સંઘાતન ઈત્યાદિ છે' ત્યાં સંહનન, સંસ્થાન ઇત્યાદિ જોઇએ.

ઉ. આ ફેરફાર ખાસ આવશ્યક જણાતોનથી, પરંતુ એથી કંઇ આ સૂચના અનુચિત નથી.

પ્ર. પૃ. ૧૦૨૩, પં. ૪–૯ " આનુપૂર્વી નામ કર્મનો બીજો અર્થ જે લખાયો છે તેવો અર્થ શેમાં છે? આનુપૂર્વી નામકર્મનો ઉદય વક્રગતિમાં જ થાય છે. " પુંવ્વી ઉદઓ વક્કે." વળી ક્ષેત્રવિપાકી પ્રકૃતિ તરીકે ચાર આનુપૂર્વી નામકર્મ જ ગણાવેલ છે. તેથી બીજો અર્થ યોગ્ય જણાતો નથી."

ઉ. આ પંક્તિઓ પૈકી સૌથી પ્રથમમાં જે અર્થ સૂચવાયો છે તે સર્વાર્થસિદ્ધિ (પૃ. ૨૩૦)-મા નીચે મુજબ જોવાય છે—

"पूर्वशरीराकारा( ? र )विनाशो यस्योदयाद् भवति तदानुपूर्व्यनाम"

બીજો અર્થ તત્ત્વાર્થ (અ. ૮, સૂ. ૧૨)ના ભાષ્ય (પૃ. ૧૫૬)માં વાચકવર્ય શ્રીઉમાસ્વાતિએ મતાતરરૂપે સૂચવ્યો છે. તેમણે એને અયોગ્ય કહ્યો નથી એટલું જ નહિ પરંતુ એ ભાષ્યની ટીકા (પૃ ૧૫૬)માં આગમિક પક્ષકાર શ્રીસિદ્ધસેનગણિએ 'પ્રવચનપ્રવૃદ્ધો એમ કહે છે' સૂચવ્યું છે. આથી આને અયોગ્ય કહેવો કે નહિ તે સુજ્ઞ વાચક સ્વયં વિચારી લે.

પૃ. ૧૦૨૪, પં. ૧૧ " શ્વાસોચ્છ્વાસ નામકર્મની વ્યાખ્યામા ' ઉચ્છ્વાસ નિઃશ્વાસ પેદા કરવાની શક્તિ ' લખેલ છે. પણ તે કામ તો શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિથી થાય છે. આ નામકર્મનુ કામ તો સુખે સુખે શ્વાસોચ્છ્વાસ લેવાય મૂકાય તે છે. "

ઉ. ઉપલી હકીકત બરાબર રજુ થઈ નથી તેમ છતાં જે લખાણુ સામે વાંધો રજુ કરાય છે તે લખાણની પુષ્ટિરૂપે **તત્ત્વાર્થ** (અ. ૮, સૂ. ૧૨)ના ભાષ્ય (પૃ. ૧૫૭)ની નિમ્નલિખિત પંક્તિ રજુ કરાય છે:—

" **प्राणापानपुद्गलग्रहणसामर्थ्यजनकमुच्छ्वासनाम ।** "

પૃ. ૧૦૨૪, પં. ૧૪ " અગુરુલઘુની વ્યાખ્યામાં ' જે કર્મનો ઉદય થતાં કુંથુ વગેરે જીવોના શરીરો નહિ ગુરુ કે નહિ લઘુ કિન્તુ અગુરુલઘુ પરિણામને ભજે છે ' એમ લખેલ છે પણ કુંથુનાં શરીર તો લઘુ છે કે જે પવન વડે ઉડી જાય છે અને બીજાં ભારે શરીર જે પોતાને પણ ઉપાડવા ભારે પડે તેવાં શરીર જેના ન હોય, સુખે સુખે હાલી ચાલી શકે તેને અગુરુલઘુ નામકર્મનો ઉદય હોય છે.

ઉ. મારૂં લખાણુ **તત્ત્વાર્થ** ( અ. ૮, સૂ. ૧૨ )ની ટીકાની નીચે મુજબની પંક્તિ ઉપરથી યોજાયું છે:—

" **यस्य कर्मण उदयात् सर्वजीवानामिह कुञ्जा( ? न्था)दीनामात्मीयशरीराणि न गुरूणि न लघूनि स्वतः, किं तर्हि ? अगुरुलघुपरिणाममेवावरुन्धन्ति तत् कर्मागुरुलघुशब्देनोच्यते ।** "

બાકી પ્રશ્નકારે જે નિર્દેશ કર્યો છે તેવો નિર્દેશ પ્રથમ કર્મગ્રંથ ( ગા ૪૭ )-ના [1]હિંદી ભાવાર્થ (પૃ. ૯૪)માં નજરે પડે છે.

પૃ. ૧૦૨૫, પં. ૮–૧૦ " ઉદ્દ્યોત નામકર્મની વ્યાખ્યામાં યતિના ઉત્તર વૈક્રિયમા અને જ્યોતિષીના વિમાનોમાં એ બે બાબત ખાસ રહી ગયેલ છે.

ઉ. ખાસ રહી ગઇ છે એમ કહેવું કેટલે અંશે વ્યાજબી છે તે **તત્ત્વાર્થ** ( અ. ૮, સૂ. ૧૨ )ની ટીકાના નીચે મુજબના ઉલ્લેખ વિચારાતાં સમજાશે:—

" **उद्द्योतनमुद्द्योतः–प्रकाशोऽनुष्णः खद्योतकादिप्रभावः ।** "

બાકી વ્યાખ્યાને વિસ્તૃત બનાવવા માટે સૂચવવું હોય તો **પ્રથમ કર્મગ્રંથ** ( ગા. ૪૬ )મા દર્શાવ્યા મુજબ લબ્ધિધારી મુનિ જ્યારે વૈક્રિય શરીર ધારણ કરે ત્યારે તેમના શરીરમાથી અનુષ્ણ યાને શીતલ પ્રકાશ નીકળે છે એ ઉદ્દ્યોત નામકર્મને આભારી છે. ચંદ્ર, નક્ષત્ર અને તારાઓના મંડળરૂપ જ્યોતિષ્કમાંથી જે શીતલતા નીકળે છે તે પણ આ ઉદ્દ્યોત-નામકર્મના ઉદયનું ફળ છે.

પૃ ૧૦૩૮, પં. ૨૫ ' અંતર્મુહૂર્ત સુધીનું આયુષ્ય બાંધી ' એમ લખ્યું છે તેને બદલે ' અંત-

---

૧ શ્રીઆત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ, આગરા તરફથી પ્રકાશિત.

મુંહૂર્ત સુધીમાં ' એમ જોઇએ, કેમકે આયુષ્ય બાધવાનો કાળ અંતર્મુહૂર્ત છે; આયુષ્ય તો ગમે તેટલું એટલે કે અંતર્મુહૂર્તથી વધારે પણ બાંધી શકે છે.

ઉ. આસપાસનો સંબંધ વિચારતાં જેમ યોગ્ય જણાય તેમ ઘટાવી લેવું.

પૃ. ૧૦૪૧, પં. ૩૦–૩૧ ત્રણ, ચાર ને પાંચ પર્યાપ્તિઓ હોય છે–છઠ્ઠી બાંધતાં બાધતા કાળ કરે ત્યાં સુધીનો ઉલ્લેખ છે. કર્મગ્રંથનો આધાર એ **નવતત્ત્વ**ની બુકમાં આપેલ છે, પણ કર્મગ્રંથમાં એ પ્રમાણે ઉલ્લેખ નથી.

ઉ. કર્મગ્રંથમાં ઉલ્લેખ જણાતો નથી એ મારા લખાણને આ તો પુષ્ટિરૂપ હોઇ એ સંબંધમાં વિશેષ કહેવાનું શું હોય ?

પૃ. ૧૦૭૦, પં. ૩૫ " સત્યાવાણીનું ' અવક્તવ્ય ' એવું વિશેષણ લખવું રહી ગયું છે."

ઉ. આવું વિશેષણ મૂળમાં નહિ હોવાથી લખાયું નથી બાકી સ્પષ્ટીકરણની દૃષ્ટિએ એ ઉમેરવામાં વાંધો જણાતો નથી.

પૃ. ૧૧૦૨, પં. ૧૩ અત્ર નપુંસકવેદી તે કૃત્રિમ નપુંસકવેદી સંભવે છે.

ઉ. આ સૂચન આનુમાનિક હોઇ એના ઉપર કેટલું વજન આપવું તે વાચકની મુનસફીની વાત છે.

પૃ. ૧૧૧૯, " આ પૃષ્ઠના અંતમાં નીચે મુજબ ઉમેરવું:–જે દોષ માટે સામાન્ય સાધુને મૂળ પ્રાયશ્ચિત્ત આવે, તેવા દોષ માટે ઉપાધ્યાયને અનવસ્થાપ્ય અને આચાર્યને પારાંચિક આપવામાં આવે. છેલ્લાં બે પ્રાયશ્ચિત્તો ઉપાધ્યાય અને આચાર્ય માટે જ છે. આ પ્રમાણે નવતત્ત્વમાં વાંચેલ છે. "

ઉ. જો આ પ્રામાણિક ઉલ્લેખ હોય તો વિશેષ માહિતીરૂપે તે ઉમેરવામાં વાંધો નથી.

પ્ર. પૃ. ૧૧૩૨, છેલ્લી પંક્તિઓમાં સાતમા ગુણસ્થાન સુધીજ દિગંબરો ધર્મધ્યાન માને છે તો શું તેઓ આઠમાંથી શુક્લ ધ્યાન માને છે ?

ઉ. અનુમાન તો આ પ્રમાણે કરાય છે. સાધક પ્રમાણ રજુ કરવા જેવું સાધન અત્યારે મારી પાસે નથી.

પ્ર. પૃ. ૧૧૫૫, પં. ૮ " એક સિદ્ધમા **મહાવીરસ્વામી** લખ્યા છે તે બરાબર છે, પણ અહીં તો એક સમયે એક સિદ્ધની વાત છે તો દશે ક્ષેત્રના ૨૪મા પ્રભુ એક સમયે સિદ્ધ છે કે કેમ ?

ઉ. **સુધર્મસ્વામી**ને બદલે **મહાવીરસ્વામી** છપાયેલ છે–બાકી **મહાવીરસ્વામી** જે સમયમાં મોક્ષે ગયા તે સમયમા જ બાકીના ચાર ભરત અને પાંચ ઐરાવત ક્ષેત્રમાંથી પણ ચોવીસમા ચોવીસમા તીર્થંકર મોક્ષે ગયા જ હશે એવી પૂરેપૂરી સંભાવના કરાય છે.

પૃ. ૧૧૫૬, પં. ૩૦ ' ઉત્કૃષ્ટ અવગાહનાવાળા એમ વિશેષણની ઋષભદેવની સાથે ૧૦૮ સિદ્ધ થયા એ લખાણમાં જરૂર છે.

ઉ. આ પ્રમાણેનું પરિવર્તન યોગ્ય હોય તો તેમ કરી લેવું.

પ્ર. પૃ. ૧૧૫૭, પં. ૧૦ " સંહરાયેલ બધા આરામાં લખ્યા છે તે મહાવિદેહમાંથી જ સંહરાયેલ કે કેમ ? "

ઉ. ' મહાવિદેહમાંથી જ ' એમ અનુમનાય છે, કેમકે ઉપરની પંક્તિ ભરત અને ઐરાવતને ઉદ્દેશીને છે.

પ્ર. પૃ. ૧૧૫૮, પં. ૮-૯ " સામાન્ય રીતે એમ કહેવાય કે જઘન્યથી અંગુલપૃથક્ત્વ જેટલે અંશે ન્યૂન એવા સાત હાથની અવગાહનાવાલા સિદ્ધ થાય એમ શા આધારે લખ્યું છે. "

ઉ. **તત્ત્વાર્થ** ( અ. ૧૦, સૂ. ૭ )ના ભાષ્ય ( પૃ. ૩૧૦ )ની નિમ્નલિખિત પંક્તિના આધારે આ ઉલ્લેખ કરાયો છેઃ—

**" अवगाहना द्विविधा–उत्कृष्टा जघन्या च । उत्कृष्टा पञ्चधनुःशतानि धनुःपृथक्त्वेनाभ्यधिकानि । जघन्या सप्त रत्नयोऽङ्गुलपृथक्त्वहीनाः । "**

આની ટીકામાં નિર્દેશાયું છે કે ધનુઃપૃથક્ત્વથી અધિક એવા ૫૦૦ ધનુષ્યની ઉત્કૃષ્ટ અવગાહના **મરુદેવી** જેવા જીવોની જાણવી. તીર્થંકરોની ઉત્કૃષ્ટ અવગાહના ૫૦૦ ધનુષ્યની અને જઘન્ય સાત ધનુષ્યની હોય છે. **ઔપપાતિકસૂત્ર**ની નિમ્નલિખિત—

**" जीवाणं भंते ! सिज्झमाणा कयरंमि उच्चत्ते सिज्झंति ? गोअम ! जहण्णेणं सत्तरयणीए, उक्कोसेणं पंचधणुसइए सिज्झंति । "**

—પંક્તિ આ વાતનું સમર્થન કરે છે, કેમકે **લોકપ્રકાશ** (સ. ૨)ના ૧૨૭મા શ્લોક પછી તીર્થંકરને ઉદ્દેશીને આ કથન છે એ પ્રમાણે નિર્દેશ કરાયો છે. વિશેષમાં ઉપર્યુક્ત ટીકામાં કહ્યું છે તેમ તો વામન કૂર્માપુત્રાદિની અવગાહના જઘન્ય છે અને તે અંગુલપૃથક્ત્વથી ન્યૂન એવી બે હાથની છે. મારી મંદમતિ મુજબ મને એમ સમજાય છે કે સામાન્યકેવલી જઘન્યથી બે હાથની કાયાવાળા મોક્ષે જાય અને તીર્થંકર જઘન્યથી સાત હાથની કાયાવાળા મોક્ષે જાય. સામાન્યકેવલી ઉત્કૃષ્ટથી ૫૨૫ ધનુષ્યની અવગાહનાવાળા મોક્ષે જાય અને તીર્થંકર ઉત્કૃષ્ટથી ૫૦૦ ધનુષ્યની અવગાહનાવાળા મોક્ષે જાય.

મધ્યમ અવગાહના અનેક પ્રકારની હોવા છતાં આગમમાં ચાર હાથ અને સોળ આગળની કહેલી છે તે સર્વ મધ્યમના ઉપલક્ષણથી જાણવી. જુઓ **લોકપ્રકાશ** ( સ. ૨, શ્લો. ૧૨૪ ). ૫૨૫ ધનુષ્યની ઊંચાઇવાળા સામાન્યકેવલી સિદ્ધ થાય ત્યારે તેની અવગાહના બે તૃતીયાંશ જ રહે, નહિ કે બદલે ૩૩૩⅓ ધનુષ્યની હોય એવો ઉલ્લેખ સિદ્ધની ઉત્કૃષ્ટ અવગાહનાનો પાઠ પ્રાયિક કલ્પ્યા વિના સંભવતો નથી. ( આ પાઠ પ્રાયિક નથી પણ નિશ્ચયિક છે. )



# [1]દ્વિતીય પરિશિષ્ટ

## આર્હતદર્શનદીપિકામાં સાક્ષિરૂપે ઉલ્લેખાયેલા [2]ગ્રંથોની અકારાદિ અનુક્રમણિકા.

### અ



---

૧ આ પરિશિષ્ટનું લખાણું ઉપાધ્યાય મંગલવિજયજીએ તૈયાર કરાવી મોકલાવ્યું હતું. આ લખાણથી મને જેટલે અંશે સહાયતા મળી હોય તેટલે અંશે તેના લેખકનો હું આભાર માનું છું.

૨ કેટલીક વાર ગ્રંથ કે તેના કર્તાના નામોલ્લેખ વિના અવતરણો રજુ થયાં છે. આનો અત્ર સમાવેશ કરી શકાયો નથી, પરંતુ એના સ્થલનિર્દેશ તરીકે પૃષ્ઠાંકનું નીચે મુજબ સૂચન કરાય છે:—

૨૨, ૨૮, ૨૯, ૩૩, ૩૪, ૪૨, ૪૬–૪૮, ૪૯, ૫૦, ૫૯, ૬૧, ૬૫–૬૯, ૭૧, ૭૩, ૭૬, ૮૯, ૧૦૮, ૧૩૩, ૧૩૫, ૧૩૬, ૧૪૧–૧૪૪, ૧૫૭, ૧૬૯, ૧૭૨, ૧૭૫, ૧૮૦, ૧૮૨, ૧૮૬, ૧૮૭, ૨૨૯, ૨૩૬, ૨૫૦, ૨૫૬, ૨૫૯, ૨૬૫, ૨૬૯, ૨૭૪, ૨૮૩, ૨૮૬, ૨૮૮, ૨૯૦, ૨૯૭, ૨૯૯, ૩૦૯–૩૧૧, ૩૧૬, ૩૨૫, ૩૪૬, ૩૪૭, ૩૫૭, ૩૫૯, ૩૬૦, ૩૬૩, ૩૭૯, ૩૯૮, ૪૧૯, ૪૨૦, ૪૨૬, ૪૨૯, ૪૪૪, ૪૪૫, ૪૪૯, ૪૫૯, ૪૯૭, ૫૨૯, ૫૫૫, ૫૭૧, ૫૮૧, ૬૦૨, ૬૦૫, ૬૧૭, ૬૨૧, ૬૬૦, ૬૮૨, ૬૮૩, ૬૮૮, ૭૦૨, ૭૦૬, ૭૨૬, ૭૬૫, ૮૦૦, ૮૦૧, ૮૧૬, ૮૧૯, ૮૩૦, ૮૩૬, ૮૪૩, ૮૪૮, ૮૫૫, ૮૫૬, ૮૬૦, ૮૬૩, ૮૬૮, ૮૬૯, ૮૭૩, ૮૭૭, ૮૮૫, ૮૯૫, ૯૦૬, ૯૧૮, ૯૩૧, ૯૩૨, ૯૩૫, ૯૩૮–૯૪૦, ૯૪૩, ૯૪૫, ૯૪૭, ૯૪૮–૯૫૦, ૯૫૨, ૯૬૦, ૯૬૯, ૯૯૧, ૧૦૧૧, ૧૦૧૯, ૧૦૩૦, ૧૦૩૩, ૧૦૫૭, ૧૦૬૮, ૧૦૭૦, ૧૧૧૨, ૧૧૧૪, ૧૧૧૫.

૧ આનાં બીજાં નામો છેઃ–(અ) ઔપનિષદદર્શન, (૨) બ્રહ્મસૂત્ર અને (૩) વેદાન્તદર્શન,
* આ ચિહ્નાંકિત ગ્રંથોનું સંપાદન-કાર્ય અનુવાદકે કર્યું છે.

## ગ

૧ જુઓ પૃ. ૧૧૯૬.

૧ આને ગૌતમસૂત્ર તેમજ ન્યાયસૂત્ર પણ કહેવામાં આવે છે.

બ

## હ



## English, Italian and German works



---

* Giornale della Societa Asiatica Italiana

# [1]તૃતીય પરિશિષ્ટ.

## જૈનતત્ત્વપ્રદીપગત તેમજ તેનો અનુવાદ નામે આર્હતદર્શનદીપિકાગત લક્ષિત પદાર્થોના લક્ષણસૂચક શબ્દોની અકારાદિ અનુક્રમણિકા.



[1] ૫૮૨મા પૃષ્ઠ પછીનો વિભાગ ઉપાધ્યાય મંગલવિજયજી તરફથી જુદો લખાઇને આવેલો હોવાથી તદ્દગત શબ્દોની યથાસ્થાન ગોઠવણી મે કરી લીધી હતી આ કાર્યમાં લેખક મહાશય તરફથી જેટલે અંશે અને સહાયતા મળી છે તેટલે અંશે હું તેમનો ઋણી છું.

## પ્રો. હીરાલાલ ર. કાપડિયા દ્વારા સંપાદિત અન્ય ગ્રંથો

| | | | | |
|---|---|---|---|---|
| (૧) ન્યાયકુસુમાંજલિ | ગુજરાતી અને | અંગ્રેજી | અનુવાદાદિ | સહિત |
| (૨) શૃંગારવૈરાગ્યતરંગિણી | ,, | | અનુવાદાદિ | ,, |
| (૩) સ્તુતિચતુર્વિંશતિકા સટીક | ,, | | ,, | ,, |
| (૪) ચતુર્વિંશતિકા સટીક | ,, | | ,, | ,, |
| (૫) શ્રીચતુર્વિંશતિજિનાનંદસ્તુતિ સટીક | ,, | | ,, | ,, |
| (૬-૭) શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ ભાગ ૧–૨ | ,, | | ,, | ,, |
| (૮) શ્રીશોભનસ્તુતિ વિવિધ ટીકાઓ | ,, | | સંસ્કૃત ભૂમિકા | ,, |

(૯-૧૦) તત્ત્વાર્થાધિગમસૂત્ર ( ભાગ ૧–૨ ) સ્વોપજ્ઞ ભાષ્ય, ભાષ્યાનુસારિણી ટીકા તેમજ સંસ્કૃત અને અંગ્રેજી પ્રસ્તાવના સહિત.

(૧૧) તત્ત્વાર્થસૂત્ર ગુજરાતી અનુવાદ સહિત.

(૧૨) વૈરાગ્યરસમંજરી ગુજરાતી અનુવાદ અને વિવેચન સહિત.

(૧૩) પદ્માનંદ મહાકાવ્ય સંસ્કૃત અને અંગ્રેજી પ્રસ્તાવનાદિ સહિત (Gaekwad Oriental Series).

(૧૪) નવતત્ત્વસંગ્રહ

(૧૫) પ્રિયંકરનૃપકથા અને ઉપસર્ગહરસ્તોત્ર પરિશિષ્ટાદિ સહિત.

(૧૬) ચતુર્વિંશતિપ્રબન્ધ વિવિધ પરિશિષ્ટો સહિત

(૧૭) ભક્તામર, કલ્યાણમંદિર અને નમિઊણ સ્તોત્રો અંગ્રેજી અનુવાદાદિ સહિત.

### ટુંક સમયમાં પ્રસિદ્ધ થનાર

(૧૮) ઋષભપંચાશિકા, વીરસ્તુતિ વગેરે ગુજરાતી અનુવાદાદિ સહિત.

(૧૯) **અનેકાર્થરત્નમંજૂષા–અષ્ટલક્ષાર્થી** વગેરે સંસ્કૃત પ્રસ્તાવના સાથે

(૨૦) જૈનધર્મવરસ્તોત્ર ,, ,, ,,

(૨૧) ગણિતતિલક સટીક સંસ્કૃત અને અંગ્રેજી ઉપોદ્ઘાત સાથે

(૨૨) ચતુર્વિંશતિપ્રબંધનું ગુજરાતી ભાષાંતર

(૨૩) English translation of Vīravibhūti

(૨૪) ,, ,, ,, Jaina darśana

### In preparation

(૨૫-૨૭) A descriptive catalogue of the Jaina mss. vol I–III.

(૨૮-૩૯) આર્હત જીવન જ્યોતિ ( ભાગ ૧–૧૨ )

